Registered No B. 1775

પૂર્ણ સંખ્યા : ૨૦૯ ]   પુસ્તક : ૧૯   અંક : ૧લો   [ સપ્ટેમ્બર : ૧૯૩૨

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ



કાર્યાલય.
૧૧૮, ગીરગામ બેકરોડ,
મુંબઈ ૪.

લવાજમ : હિંદમાં : રૂ ૪-૪-૦ ]   છુટક નકલ આઠ આના   [ પરદેશ ૧૦ શીલિંગ

## ચિત્રકાર



## વાર્તા-સ્કેચ યા નાટક



## લેખ

## લેખક-લેખિકા યા સંપાદક



## 'ગુણસુન્દરી' બાલવિભાગ

ચિત્રકાર



વાર્તા-સ્કેચ યા નાટક



લેખ



રાસ-કાવ્ય

## સખીઓને-મિત્ર-પત્નીઓને ભેટ આપવા લાયક સુંદર રાસ-સંગ્રહો

### ઉમા-ગીતાંજલિ
માંગલિક ગીતો અને
રાસનો સુંદર સંગ્રહ
મૂલ્ય : ૦-૫-૦
પોષ્ટેજ : ૦-૧-૦

### ગુણસુન્દરીના રાસ
વિધવિધ લેખકોના ચુંટી
કાઢેલા સારા રાસ
મૂલ્ય : ૦-૪-૦
પોષ્ટેજ : ૦-૧-૦

### રાસ-તરંગિણી
કવિ બોટાદકર રચિત
રાસસંગ્રહ
મૂલ્ય : ૦-૧૦-૦
પોષ્ટેજ : ૦- ૧-૦

**ત્રણે પુસ્તકો સાથે લેનારને રૂ. ૧-૨-૦ માં ઘેર બેઠાં મળશે**

---

યુવાન માતાઓ માટે

### બાળ-ઉછેર
લેખક:
ડૉ. અ. હ. પટેલ
હેલ્થ ઓફીસર, સુરત

રૂ. દોઢનું પુસ્તક
એક બ્હેનની ઉદાર-
તાથી ફક્ત આઠ
આનામાં. જુજ ન-
કલો બાકી છે.

ગુજરાતી બ્હેનોનું અત્યંત પ્રિય માસિક

### ગુણસુન્દરી
સ્ત્રી-ઉપયોગી લેખો, રસભર્યા રાસ, સુંદર
ટુંકી અને ચાલુ વાર્તા, ઘનામી ઉખાણાં,
સ્વાતંત્ર્ય સંગ્રામ અને સ્ત્રી-જગતના સમાચાર
ઉપરાંત બાળકો માટે બાળવિભાગ
**ષોડશી** ૧૯૩૩-૩૪ નું ભેટ પુસ્તક
સંપાદક: યશોધરા હ. શુકલ
લવાજમ: હિંદમાં: ૪-૫-૦: પરદેશ ૧૦ શીલીંગ
સપ્ટેમ્બર ૧૯૩૩ થી ૧૧મું વર્ષ શરૂ થાય છે.

### ઇર્ષ્યાની આગ
રોમાંચક નવલકથા
મૂલ્ય : ૧-૦-૦
પોષ્ટેજ : ૦-૨-૬

### તૂટેલાં બંધન
કવિવર ટાગોરની
સામાજીક નવલકથા
મૂલ્ય : ૦-૮-૦
પોષ્ટેજ : ૦-૧-૬

---

### સોળ સુંદર વાર્તાઓ
ભાગ ૨ જો
રસભરી ટુંકી વાર્તાઓ
મૂલ્ય : ૧-૦-૦
પોષ્ટેજ : ૦- ૨-૬

તમારા બાળકોને નિડર બનાવવા

**વાનર સેનાના ગીતો: ૦-૨-૬**
**વાનર સૈનિક રમેશ: ૦ ૩-૦**
**આવા વાંદરા ન જોઇએ: ૦-૩-૦**
—પોષ્ટેજ દરેકનું અર્ધો આનો—
ત્રણે પુસ્તકો સાત આનામાં ઘેર બેઠાં

### લક્ષ્મીની સાડી
શ્રી. જયકૃષ્ણ વર્માની
આઠ સુંદર વાર્તાઓ
અગીઆર આકર્ષક ચિત્રો
મૂલ્ય : ૦-૧૨-૦
પોષ્ટેજ : ૦- ૨-૬

---

પોષ્ટથી મંગાવનારે તેટલી રકમની ટીકીટો મોકલવી. "ગુણસુન્દરી"ના ગ્રાહકોને દરેક પુસ્તક ૨૦ ટકા વળતરથી મળશે.

**વ્યવસ્થાપક "ગુણસુન્દરી"**
ગીરગામ બેક રોડ, **મુંબાઇ, ૪**




## **સુખનાં સંભારણાં**

[ માલવડો મારો મેલો, મોહનજી ]

સુખનાં સંભારણાં સળકે, સાહેલડી !
અંતરની આંખ મારાં આંસુ લુએ ;
મનના મહેરામણ છલકે, સાહેલડી !
આંધી ચોમાસાની વીજુ જુએ !
સુખનાં સંભારણાં સળકે૦ ૧

ચંદનીની પાંદડીઓ પડતી સરોવરે,
પાણીડાં પળપળી બળતા હસે ;
આજે અમાસની રાતે, સાહેલડી !
હૈયાનું સરોવર શેણે હસે ?
સુખનાં સંભારણાં સળકે૦ ૨

સંધ્યાનાં કુસુમલ કિરણે સોહાગણી ,
ઉઘડે ચંબેલીની કળીઓ કળી ;
મારે તો સંધ્યાનાં સોણાં, સાહેલડી !
દિલની કળીઓ મારી ઝૂમે ઢળી !
સુખનાં સંભારણાં સળકે૦ ૩

અંધારી રજનીના નયનોના હીરલા ,
નાચી નાચી રસજ્યોતિ ઝરે ;
મારી આ રાત બની ઘેરી, સાહેલડી !
કોનાં નયન મારૂં હૈડું ભરે ?
સુખનાં સંભારણાં સળકે૦ ૪

દુખિયાને દુઃખના દહાડા વિતાડવા ,
સુખિયાંને સુખનાં સોણાં વહે ;
જોવું જોવું ને આંખો લ્હોવું, સાહેલડી !
મનમાંની વાત બધી મનમાં રહે .
સુખનાં સંભારણાં સળકે૦ ૫

સુખદુઃખના વાયરા ફૂંકે સંસારમાં ,
હૈયાની જ્યોત ત્યાં રહે કયાં તક ટકી ?
સુખને સંભારણે જીવવું, સાહેલડી !
આશાના બોલ કોણ બોલે નકી ?
સુખનાં સંભારણાં સળકે૦ ૬

—અરદેશર ફરામજી ખબરદાર



# નારી પ્રતિષ્ઠા



ગુજરાતના આગેવાન ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળના
આ અંક ઉપરના કવરચિત્રની કલાવિવેચના કરનાર

**શ્રી મચુભાઈ રાવત**

પરદેશની ભાષાના અભ્યાસી એક પશ્ચિમ વાસીએ એક સ્થળે કહ્યું છે કે એક હિંદુસ્તાનજ એવો દેશ છે જેની ભાષામાં સ્ત્રીઓ વિષે નિર્લજ્જ અપમાનયુક્ત ઉક્તિઓ છે. અને પછી, પરિણામે એ એવો આરોપ ફલિત કરે છે કે આ હિંદવાસીઓની સ્ત્રી-સન્માનવૃત્તિનું દેવાળું સૂચવે છે આ એક અસહ્ય સત્ય છે. એનાં કારણો શોધવાં એ સમાજશાસ્ત્રીઓનો કડવો પણ ગૂઢ પ્રશ્ન છે, અને ગંભીર વિચારણા તથા બારીક છણાવટ માગે છે. પણ સમગ્ર દૃષ્ટિએ જોતાં તેનું મુખ્ય કારણ સ્ત્રીઓ પ્રત્યેની આપણી ઉપેક્ષાવૃત્તિ-જ જણાશે.

છેક મધ્યયુગમાં એ ઉપેક્ષાની શરૂઆત થઈ છે, એટલે એનાં મૂળ સદીઓજૂનાં છે. અને એ મૂળની ઊંડાઈ જેટલો જ એના ક્ષેત્રનો વિસ્તાર છે. બાળપણની કેળવણી જેવા નાના અને સામાન્ય અધિકારથી માંડીને જીવનના એકએક ક્ષેત્રનાં દ્વાર તેમની સામે બંધ કરીને આપણે તેમની ઉપેક્ષા કરી, અવમાનના કરી. પરિણામથી કોઈ અજ્ઞાત નથી.

પણ નવયુગના ઉદયની સાથે દેશે જીવનની જે પુનર્ઘટના માંડી તેમાં નારીપ્રતિષ્ઠાને તેણે મુખ્ય સ્થાન આપ્યું. સ્ત્રીકેળવણીના પગલાથી શરૂઆત કરીને આજે સમગ્ર જીવનમાં તેના પ્રાચીન સમાનાધિકારે તેને પ્રસ્થાપિત કરવા દેશે ગંભીર અને સહૃદય પ્રયત્ન માંડ્યો છે. દેશના પુનરુજ્જીવનના ઇતિહાસનું એ પહેલું ને પ્રકાશમાન પૃષ્ઠ છે.

નારીને નારાયણી કરવાના એ કલ્યાણકારી પ્રયત્નને પ્રજાજીવનના ઇતિહાસમાં અમર કરવા મથતું આ ચિત્ર ભવિષ્યના ચિત્રભંડારમાં મહત્વનું સ્થાન મેળવે એવું છે.

ચિત્રનો વિષય સાદો ને સર્વસુગમ છે. ફૂટતા આવતા નવયુગની આછેરી પ્રભાઓની આકૃતિની આસપાસ તેના ઉદયની સૂચક આભા રચે છે. આજસુધી પોતે કરેલી ઉપેક્ષા અને અવમાનના પાપને પશ્ચાત્તાપથી ધોઈ નાખીને સ્વચ્છ કરેલાં અંતર જેવાં શુભ વસ્ત્ર પરિધાન કરેલો પુરુષ, નારીને તેના પૂર્વના પદે સ્થાપિત કરવા તેને શિરે ગૌરવમુકુટ મૂકે છે, અને આશાથી ઉજ્જ્વળ બનેલે મુખે તે પોતાને સન્માનવા આવતા પુરુષને કૃતજ્ઞ દૃષ્ટે જોતી ઊભી છે. કૃતજ્ઞતા સૂચવતી તેની ડોકે જે સહજ વળાંક લીધો છે તે એની દેહાકૃતિને કેવી મનોરમ છટા આપે છે! સહજ લળેલી તેની એ ડોક અને પુરુષના આગળ લંબાવેલા હાથ, એ બંનેના

સામસામા ભાવોનું અદ્દશ્ય મીલનસ્થાન એ આ ચિત્રનું રહસ્યબિન્દુ છે. સ્ત્રી અને પુરુષની વચ્ચે એકરાગ રચવામાં સદા સાધનરૂપ બાળકને ચિત્રકારે ચિત્રમાં બહુ માર્થ રીતે મૂક્યો છે, અને તેની નજર પુરુષના લંબાવેલા હાથ ઉપર ફેરવીને ચિત્રના રહસ્યબિન્દુને વધુ બલવાન બનાવ્યું છે. છુટા વાળની વહેતી રેખાઓથી વધુ અસરકારક બનતા સ્ત્રીની ડોકના વળાંકની સાથે, હવે, બાળકની આસપાસ રક્ષક વત્સલતાથી પસરેલા તેના હાથના વળાંકને સાધી દો. સ્ત્રીત્વના ભાવથી ભરેલી એ ઉજ્જવલ રેખા બને છે.

નારીપ્રતિષ્ઠાના આ પ્રસંગમાં જે મંગલકારી કામના, ઉન્નતિની ભાવના અને આર્યત્વનું ગૌરવ રહેલાં છે, એ ત્રણેના ભાવને પોતાનામાં સમાવનારૂં કમળપુષ્પ બાળકના હાથમાં મૂકીને કલાકારે ચિત્રના પ્રધાન ભાવને એ સંજ્ઞાદ્વારા કેન્દ્રિત કર્યો છે.

( ૨ )

હવે ચિત્રના સંયોજન વિષે જેમાં વળાંકવાળા આકારો અને રેખાઓ બહુ આવતાં હોય એવા વિષયની ચિત્રયોજના મેળવી લેવી સહેલ છે. પણ જેમાં માત્ર બધી ઉભી જ આકૃતિઓ આવતી હોય એવા ચિત્રનું સંયોજન વધારે કૌશલ માગી લે છે, નહિતર થાંભલાઓની હાર જેવી એ ઉભી ને ઉભી આકૃતિઓનુ સપાટ ચિત્ર શુષ્ક ને નીરસ લાગે છે. ઉપલા ચિત્રમાં જ્યારે ઉભી આકૃતિઓ અનિવાર્ય લાગી ત્યારે ચિત્રકારે તેમાં ખુબીથી પરસ્પર સંગતતાવાળા વળાંક ગોઠવી દીધા અને તેનું શુષ્ક એકલપણું ભાંગી નાંખ્યું. સ્ત્રીની ડોકનો વળાંક, ઉર પ્રદેશ પરની સાડીની કોર, બાળક પ્રતિ વળેલા હાથ-વગેરે વળાંકો તેની ઉભી આકૃતિની નીરસતા ભાંગી નાંખે છે. બાળકની આકૃતિના ઉભાપણાને ટાળતા કમળદંડ તથા તેના હાથના વળાંક, તથા પુરુષના લંબાવેલા હાથ, તેને ખભે પડેલું ઉત્તરીય, અને ઉભા રહેલા પગની રેખાને ભાંગતો વળેલો પગ એ બધાના વળાંકની વહેતી રેખાઓ આખ આગળથી ત્રણ ઉભી આકૃતિઓની શુષ્કતાને ખસેડી નાખે છે.

મૂળાક્ષરોમાં ' ૫ ' અક્ષર મુખ્યત્વે બે ઉભી રેખાઓનો બનેલો હોવા છતાં પ્યાલા જેવા આકારને લીધે તે ઘાટીલો લાગે છે. એ સૂત્રના આધાર પર ઉપલા ચિત્રની યોજના થએલી જણાશે. મુકુટધારી રહેલી પુરૂષના હાથની અંજલિ અને દંડ સુધીનો આકાર જુઓ; બને હાથના દંડથી શરૂ કરીને ખભા આગળથી વળાંક લઇ, માથા સુધી ચડી દેહ પર ઉતરતો આકાર પ્રમાણો; ઉત્તરીયના વળાંકને જોડાતી દેહની કિનાર જુઓ; બાળકના હાથમાંના કમળથી શરૂ કરીને તેના મુખ આગળ થઇ શરીર પર ઉતરતી રેખા જુઓ; અને હવે સમગ્ર 'ચિત્રમાં સ્ત્રીની આકૃતિથી શરૂ થઇ,' પગથિયાંની પાળ આગળથી વળી, પુરુષની આકૃતિ ઉપર થઇ નીચે પૂરો થતો આકાર જુઓ;-બધે એ 'પ' ના ઘાટની રચના જણાશે.

મૂળ ચિત્રના રંગો બ્લોકમાં બરાબર ઉતરી શકયા નથી, એટલું જ નહિ પણ ચિત્રકારને અન્યાય થાય એટલી નિષ્ફળતા એમાં છે, એટલે, ઓગળતા અંધકારમાંથી પ્રકટતી નવયુગની આભામાં સ્ત્રીની આકૃતિ મૂકીને રંગયોજનાથી કરેલો સૂચનધ્વનિ છાપમાં કંઇક રહે છે એ પશ્ચાતભૂમિના રંગમાંથી જ જાણે નીકળી આવતી હોય એવી, પાત્રોની રંગયોજના રચીને ચિત્રની સુંદર એકરૂપતા ચિત્રકારે સાધી છે.

---

# પદ્મિની

વગડાને વાટ કો' લજામણીનો લૂમખોઃ
લીલુડી પાંદડીમાં જાંબલી ફૂલે ગુંથ્યોઃ
" અડશો-મને-ન-કો ' " અધીર !
મારો સાળુ ચોળાય !
પ્રેમરાગ સ્પર્શથી અંગ અકળાય !

ફૂલડાં સંગાથ એક શેવતીનો ઝૂમખોઃ
નીલમના ઝૂડમાં પારસ-ફૂલે લચ્યોઃ
પડછાયો કોઇનો કુટિલ !
મારૂં અંગ અભડાય !
લોગભૂખી આંખડીથી પાંખડી કપાય !

એકલ ઉરો તણા અબોલ શબ્દ ઊપડયાઃ
દરિયાના બેટમાં પડઘા થઇ પડયાઃ
દિવાદાંડીનું થયું શરીર !
એના ' આવ ! ' સંભળાય !
સેખડની બાથ એ તો ! પાસના જવાય !

આભલાના બૂરજમાં રૂપવેલ વિજળીઃ
તેજ તણી કાયમાં પ્રતાપની શિખા બળીઃ
જોબનનાં તેજ ભર્યાં ચીર !
રૂપ એના દૂરથી પીવાય !
અડીએ તો અડનારૂં ખાખ થઇ જાય !

પદ્મિની પુષ્પમાં વસંત એક જોગણીઃ
અનગ સમી આંખમાં પવિત્રતા ધખે ધૂણી
અડશો ના! રોમ રોમ તીર !
એના આશિષ લેવાય !
સિંહણના દૂધ સિંહથીજ જીરવાય !*

—કૃષ્ણલાલ શ્રીધરાણી

* તાજેતરમા પ્રસિદ્ધ થનારા કર્વાના ' પદ્મિની ' નામક નાટકનું ધ્વનિગીત.



(૧) મોન્ટીસૉરી બાલક મિનારો બાંધે છે
(૨) ડૉ. મોન્ટીસૉરી બાળકો સાથે બાગમાં
(૩) મોન્ટીસૉરી બાળકોનો એક વર્ગ—જ્યાં બાળકો કોઈની દેખરેખ વિના પોતાનું કામ કર્યે જાય છે




# નાતાળની ભેટ

અનુવાદકઃ શ્રી જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર

એક ડોલર અને સિત્યાશી સેન્ટ્સ્ ! અને તેમાં ય સાઠ સેન્ટ્સ્ તો તાંબા નાણું ! વાણીયા, કાછીયા, કસાઈ એમની સાથે કુજ્જત કરીને અને તેની કુજ્જત કરતી વખતે 'બાઈ કેટલી કંજુસ છે' એવું તેઓ કહેતા હશે એ જાણવા છતાં પૈ પૈ કરીને એકઠું કરેલું તે નાણું ! ડેલાએ (વાર્તાની નાયિકાએ) પૈસા ત્રણ વાર ગણ્યા, પણ એક ડોલર અને સિત્યાશી સેન્ટ્સ્ જ ! અને કાલે તો નાતાળ !

આવી વખતે તૂટેલા ખાટલા પર પડીને રડવા સિવાય માણસ જાત બીજુ શુ કરી શકે ? અને ડેલાએ પણ તેજ કર્યું, એને જોઈ આપણને તો એમજ લાગે કે આ સંસાર એટલે ડસકાં, નિશ્વાસ અને હાસ્ય એનું એક વિચિત્ર મિશ્રણ જ છે અને તેમાં ય નિશ્વાસનુ પ્રમાણ અધિક જ !

ઘરધણીયાણી ડસકાં ખંભાળી નિશ્વાસ પર આવી છે ત્યાં સુધી ઠીક લાગે તો 'ઘર' તરફ જોઈ લ્યો. અઠવાડિયે આઠ ડોલરના ભાડાનું ઘરવખરા સાથેનું તે ઘર ' તેના વર્ણનની ભાષા કંઈ ભીખારી ઠરશે નહિ પરંતુ વિશેષણો માટે તો ભીખારીઓની હાર તરફ નજર નાખવી પડશે.

ઘરના નીચેના ભાગમાં પત્રો નાખવાની પેટી પણ હતી છતાં તેમાં પત્ર પેશી શકે એમ જ ન્હોતું. એ વાત જુદી અને આવનાર જનાર માટે વર્દી આપવા સારૂ વીજળીનું બટન પણ હતું–તેથી ઘંટા વાગે તો હરામ–પણ એ વાત જવા દો ! તે બટનની ઉપર જ એક પાટીયું હતું. તેના પર નામ હતુ " મિ૦ જેમ્સ ડિલિંગહૅમ યંગ "

ડિલિંગહૅમ નામ ધારણ કરનાર ગૃહસ્થને અઠવાડિયે ત્રીસ ડૉલર મળતા હતા તે ઐશ્વર્યના કાળમાં આ પાટિયું લટકાવવામાં આવ્યું હતું હવે એ ગૃહસ્થનું ઉત્પન્ન સંકોચાઈ વીસ ડોલર પર આવવાથી ડિલિંગહૅમ એ અક્ષરો પણ મંડોચાઈ લુછાઈ ગયેલા માલમ પડતા અને તે બહું નામનો સંકોચ થઈ છેલ્લે 'ડિ' સિલ્લક રહેશે, કે કેમ એવો ભય રહેતો હતો માત્ર જેમ્સ ડિલિંગહૅમ કામ પરથી પાછો ઘેર આવે અને પોતાના માળાની ઓરડીએ પહોંચે ત્યારે મિસિસ જેમ્સ ડિલિંગહૅમ તેને 'જીમ' હાક મારતી અને હૃદય સાથે ચાંપતી આ બાઈને ડેલાના નામથી તમને અમારૂંયી ઓળખાવેલી છે જ.

ડેલાએ પોતાનું રડવું પૂરૂ કર્યું અને પાવડરના ફુલથી પોતાના ગાલ લુછ્યા પછી, તે જરાવાર બારી પાસે ઉભી રહી સ્હામેના ઓરડાની એક ભીંત પર તેણે એક બિલાડી ચાલતી જોઈ તે બિલાડી, તે ભીંત, તે ઓરડો–એ બધુંજ તેને ગમગીન અને ઉજ્જડ જેવું લાગ્યું. કાલે નાતાળ–અને 'જીમ' ને

ભેટ આપવાની ખરીદી કરવા પોતા પાસે પૂંજી કેટલી તો માત્ર૰૧ ડૉલર ૮૭ સેન્ટ્સ! આજ કેટલાક મહિનાથી જમાવેલી રકમ આટલી જ! અઠવાડિયે વીસ ડૉલર મળે, તેમા શું વળ્યુ? ધાર્યા કરતાં ખર્ચ વધારે જ થાય! 'જીમ' માટે ભેટ વેચાતી લેવા હાથ પર માત્ર ૧ ડૉલર અને ૮૭ સેન્ટ્સ! જીમ! તેના જીવનું કલેજું! તેને સુન્દર સુન્દર ભેટો આપવાની એવા વિચારોમાં તેણે કેટલાક મીઠા કલાકો ગુજાર્યા હતા. જીમ એટલે પોતાના સર્વસ્વનો ધણી, તેથી એ સમ્બન્ધને શોભે એવી જ કોઇ ઉંચી, દુર્લભ અને સો નંબરી ભેટ વેચાતી લેવાની!

બારીઓના વચલા ભાગમાં ભીતે એક અરીસો હતો આઠ ડૉલર ભાડાના ઘરના અરીસા કેવા નમૂનાના હોય છે એ તમને ખબર છે જ. ડેલા શરીરે પાતળી હતી તેથી જ તેમાં તેનું પ્રતિબિમ્બ દેખાઈ શકતું. પ્રતિબિંબોના સરવાળા કરવામાં આવે તોજ આખો ચહેરો દેખાય એમ હતુ; અને ડેલાને એ કલા સાધ્ય હતી.

પ્રતિબિમ્બ તરફ જોતાં જ તે એકદમ બારી તરફ ફરી અને અરીસા સ્હામે તદ્દન નિશ્ચલ રીતે ઉભી રહી. તેની આંખોમાં વિલક્ષણ તેજ ચમકવા લાગ્યું. પણ બીજીજ ક્ષણે તેનો ચહેરો નિસ્તેજ થઇ ગયો. તેણે ભરભર પોતાના વાળનો અબોડો છોડયો અને તે લાંબો કેશ કલાપ તેની ગરદન પર વિહરવા લાગ્યો.

જેમ્સ ડિલિંગહેમ યંગનુ કુટુમ્બ ગમે તેટલુ ગરીબ હોય તો પણ બે વસ્તુઓ તેમના ઘરમાં એવી હતી કે, તેના ઐશ્વર્યનું એ વર વહુ અભિમાન ધરાવતાં હતાં. એક 'જીમ'ના બપાવાના વખતનું ઘડિયાળ, અને બીજી વાત ડેલાના લાંબા વાળ. સ્હામેની ચાલીમાં શેબાદેશની રાણી રહેતી હોત તો તેનાં હીરા-મોતીનાં ઘરેણાંનો દિમાક ઉતારવા માટે ડેલા માત્ર ન્હાઇને પોતાના વાળ સુકવતી બારીમાં બેઠી હોત. પ્રત્યક્ષ સૉલોમન રાજાનો સંપત્તિનો ધુમાડો ઉતારવાનો હોત તો જીમે ફક્ત પોતાનુ સોનાનું ઘડિયાળ ખીસા બહાર કાઢયું હોત; તે જોતાં વેંત સૉલોમન રાજા મત્સરથી પોતાની દાઢી ઉખેડવા લાગ્યો હોત એવી જીમની ખાત્રી!

ડેલાએ પોતાના વાળ છોડયા તે તેના બન્ને ખભા પર ફરફરવા લાગ્યા જાણે ખળખળ વહેનાર પીળચટ્ટ રંગની બે જલધારાઓ! તે તેના ઘુંટણની નીચે સુધી પહોંચતા હતા અને એકાદ વસ્ત્રની માફક તેનુ અંગ ઢાંકતા હતા. પછી તેણે કંપિત હાથે પાછો અબોડો બાંધવાનો પ્રારંભ કર્યો. વચ્ચે તે ક્ષણભર થોભી અને તદ્દન નિશ્ચલ ઉભી રહી તે વેળા તેની આંખોમાંથી આંસુ સરતાં હતાં અને નીચે પાથરેલી ફાટેલી રાતી શેતરંજી પર ટપકતાં હતા.

તેણે ઉતાવળે પોતાનું પીળા રંગનું જાકીટ પહેરી લીધુ. ઉતાવળે પીળા રંગની ટોપી પહેરી લીધી. ઝગો ફરકાવતી તે એકાદ પંખીની માફક ઓરડીમાંથી નીકળી અને મેડી ઉપરથી ઉતરી રસ્તાપર ગઇ! તેની આંખોમા થોડા વખત પહેલાનું ચમકતું તેજ આ વખતે પણ કાયમ હતું.

પછી તે એક દુકાન આગળ જઇને ઉભી રહી. તે દુકાન પર પાટીઉ હતુ 'મેડમ (શ્રીમતી) સોફ્રોની: બધી જાતનાં અંગાવનનું દુકાન.' ડેલા ઝડપથી દાદરો ચઢી ગઇ હાંફ ચઢવાથી જરાવાર ઉભી રહી ડેલાને લાગ્યું 'પણ શુ સોફ્રાની?

'મારા વાળ તમે વેચાતા લેશો કે?' ડેલાએ પુછયુ

'મારો એજ ધંધો છે' તે બાઇ

બોલી. ' તારી ટોપી ઉતાર ' જોવા દે તારા વાળ કેટલા લાંબા છે ! '

પાછી તે પીગળઃદ જલધારાઓની વૃષ્ટિ ખળખળી ઉઠી.

એક ધધાધારીને શોભે એવી રીતે તેના વાળ હાથમાં લઇ તે બાઇ બોલી, ' વીસ ડોલર. '

' આપો, જલદી આપો ' ડેલા બોલી

અહાહા ! ત્યાર પછીની પાંચ છ ઘડીઓ કેવી ગુલાબ કળીઓની પાંખપર ભરૂર ઉડવા જેવી ગઈ આ અમારી ઉપમા તમને જૂની અ-પદરણીયા લાગતી હોય તો છોડી દો. અમારા કહેવાનો હેતુ એટલો જ કે, જીમને ભેટ આપવાની ચીજની પસંદગી કરવામાં ડેલા દુકાનોમાં ગુંચાઈ બની

## પ્રભો ! ભલે મૂકો

ગઝલ

પ્રભો ! મારી જીવનનૌકા ભલે તોફાનમાં મૂકો,
ધૂમવર્તા ઘોર મોજાં એ મહા મસ્તાનમાં મૂકો

સમુદ્રે થાવ કરવી પાર નૌકા એ નથી વીરતા,
ગગનની ગર્જના કેરા ભયંકર ગાનમાં મૂકો

જીવન એ ગેલના ને પ્રકૃતિ છે જગતી પ્રભુજી !
ભલે વિઘ્નો ખરકરૂપી તણા સામાનમાં મૂકો

સુકાની જો તમે આરવ છો નૌકા તણા મારી,
ભલે તો નિપત્તિ કેરા સમુદ્રો મહાનમાં મૂકો

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

છેલ્લે એક વસ્તુ તેને પસંદ પડી. એટલી બધી કે જાણે તે વસ્તુ બીજા કોઇ માટે નહિ પણ જીમ માટે જ નિર્માણ થઇ હોય. બધી દુકાનોમાંનો ઘણો માલ તેણે કઢાવીને ફેરી નાખ્યો હતો; પણ આવી વસ્તુ તેને ક્યાં યે દેખાઇ ન હોતી. તે વસ્તુ એટલે પ્લૅટિનમ ધાતુની ઘડિયાળની સાંકળી ! તદ્દન સાદા પણ સુન્દર ઘાટની ! દેખાઉ નકશી કામ કરતાં તેના ટકાઉપણાના ગુણમાલ પર જ તેની ખરી કિંમત છે. કોઇ પણ સારી વસ્તુ એમજ હોય છે. અને તે સાંકળી જીમના ઘડિયાળને શોભે એવી જ હતી. તે જોઇ તેને લાગ્યું કે તે જીમની થવાને જ યોગ્ય છે. જેવો જીમ તેવી જ તે સાંકળી દેખાતી હતી ભપકો નહિ પણ ગુણ ભરપૂર તેની કિંમત એકવીસ ડોલર પડી તે આપીને ઉતાવળે પગલે તે સિત્યાશી સેન્ટ્સ સાથે ઘેર પાછી આવી જીમના ઘડિયાળે તે સાંકળી લગાવી એટલે બડા શ્રીમંત લોકો સ્હામે પણ પોતાના ખીસામાંથી ઘડિયાળ કાઢી પોતાને દરેક મિનિટનું મહત્વ છે એવો દેખાવ કરવા જીમને હવે સંકોચ લાગવાનું કારણ નથી હાલમા તેનું ઘડિયાળ ફક્કડ હતું, પણ એક જૂની ચામડાની પટ્ટી સાથે બાંધેલું હોવાથી જીમને કેટલીકવાર તે બહાર કાઢવાની શરમ લાગતી.

તેના વિચારોની આ નિરાશા તે ઘેર ગયા પછી ઓસરી ગઇ અને તે જરા ભાનમાં આવી. પછી તેણે વાળને વાંકડા પાડવાના આંકડાઓ બહાર કાઢયા, ગેસનો ચૂલો સળગાવ્યો, અને પ્રેમના અને ઔદાર્યના ભારમાં તેણે પોતાના રૂપની જે ખરાબી કરી લીધી હતી, તે સાંધવાનો પ્રારંભ કર્યો. પ્રિય વાચકો, આવી મરામત કંઇ સહેલી નથી—અત્યંત વિકટ !

બે જ ઘડીમાં ડેલાના માથાપર ફરગલી વાળી, ટૂંકી ખાંડના ગુમખે ગુમખા દેખાવા લાગ્યા અને એકાદ અનાડી, રખડુ છોકરી

સરખી તે દેખાવા લાગી તેણે પોતાનું આવું રૂપ અરીસામાં અનેકવાર નિરખી નિરખીને જોયું, અને પોતા સાથે જ બોલી

" મારું આ સ્વરૂપ જોઇને જીમ મને ઠાર જ કરશે અને ઠાર ન કરતાં મારા તરફ પાછી દૃષ્ટિ નાખશે તો કહેશે કે,'કોની બેટી' તમાસામાંની નાચનારી છોકરી જેવી દેખાય છે. પણ હું તોયે શું કરું ?–એક ડોલર સિત્યાસી સેન્ટ્સે શું વળતે ?—"

સાત વાગ્યા એટલે કોફી તૈયાર થઈ, અને ચુલાપર તરી ચઢાવવામાં આવી.

જીમ રોજની વખતે આવવાનો એતો નક્કી. ડેલાએ તે સાંકળી બેવડી કરીને મુઠીમાં ધરી અને જીમ જે બારણે આવવાનો તેની પાસેના ટેબલ પાસે ઉભી રહી પહેલે માળેના પહેલા દાદર પર જીમનાં પગલાં વાગતાં તેણે સાંભળ્યાં. એક ક્ષણ માટે તેનો ચહેરો ધોળો સફેત થઇ ગયો. તદ્દન સાદી બાબતી બાબતમાં પણ ઇશ્વરને યાદ કરવાની તેને ટેવ હતી–તેથી તે બોલી ' દેવા, કરુણા કર અને મારા વાળ મે ગુમાવ્યા છે છતાં જીમને હું પહેલાના જેવીજ સુન્દર દેખાઉ એમ કર. '

બારણું ઉઘડ્યું. જીમ અંદર પ્રવેશ્યો અને બારણું વાસી લીધુ. ડેલાને તેની ચર્યા તદ્દન ચુકાઇ ગયલી ગંભીર દેખાઈ અરેરે ! ઉમર માત્ર બાવીસ વર્ષની–અને અંગ પર સંસારનો બોજો ! એક નવો ઓવરકોટ ખરીદ કરવાની તેને ખાસ જરૂર હતી, અને હાથમાં પહેરવા તેની પાસે હાથ મોજાંય નહોતા

જીમ બારણાની અંદર આવી તદ્દન નિશ્ચલ ઉભો રહ્યો. તીતર પક્ષીને જોઇ 'સેટર' કુત્રો જેમ ખડો ઉભો રહે, તેવી ડેલા તરફ તેની નજર હતી અને એ નજરમાં શો ભાવ છે એની તેને ખબર પડી નહીં; તેથી તે ભયભીત થઇ. તે ભાવ ક્રોધનો નહોતો. વિસ્મયનો નહોતો, અધિક્ષેપનો, ભયમિશ્રિત દુખનો, તેણે અપેક્ષાથી ઠરાવેલ એક પણ ભાવનાનો તે નહોતો. એવી વિચિત્ર ચર્યા કરીને તે તેના તરફ જોતો હતો.

ડેલા શેમાચ ખડી કરી ટેબલપરથી ઉતરી અને તેને વળગીને બોલી, ' જીમ, પ્રાણસખા ! આમ ટીકીટીકીને મારા તરફ જો નહિ તને નાતાળની કંઇ તોયે ભેટ આપ્યા વિના આ તહેવાર આનંદનો થતે નહિ એટલા ખાતર મે મારા વાળ કાપીને વેચ્યા છે. પાછા તે વધશે જ–તુ મને વઢતો નહિ ' નહિ ને ? મારે માટે એ વિના બીજો રસ્તો જ નહોતો. મારા વાળ બહુ જ વહેલા વધી આવે છે. જીમ Merry Christmas એમ કહે જોઉ ! આમ રીસાવાનું કારણ નથી મઝા કરવાની તારે માટે કેવી સુન્દર ફક્કડ ભેટ હું લાવી છુ. હજી તે તે જોઇ નથી—'

' તે તારા વાળ કાપ્યા ? ' શ્વાસ લાગ્યાસમું કરી જીમે કહ્યું. જાણે અનેક પ્રયત્નો કરવા છતાં આ ખબર તેના જ્ઞાનકેન્દ્રસુધી હજી પહોંચી નહોતી.

' કાપ્યા અને વેચી નાખ્યા. ' ડેલા બોલી ' પણ તેથી પહેલા જેટલી શુ તને હુ ગમતી નથી ? મારા વાળ ગયા પણ હુ તો તેજ છુ ને ! '

જીમે વિચિત્ર ચર્યા કરીને આજુબાજુ જોયુ અને એકાદ ભ્રમિષ્ટની જેમ ઉચ્ચાર્યું. ' ખરેજ તારા વાળ ગયા ? '

' તને તે આ ઓરડીમાં કે બીજે ક્યાંય દેખાવાના નથી ' ડેલા બોલી, ' મે તે વેચ્યા, ખરું કહું છુ. વેચ્યા અને હાથથી ખાસ ગયા. આજે નાતાળની સંધ્યા સખા, જરા હમને, તારે માટેજ એ વાળ ગયા ! '

જીમ ભ્રમિષ્ટની જેમ જોઇ રહ્યો પછી

તે જરા શુદ્ધિમાં આવ્યો અને ડેલાને તેણે પોતાના બાહુપાશમાં પકડી આ વખતે વાચકો બીજી તરફ ગરદન કરી ઓરડીમાંની કોઈ બીજી વસ્તુ તરફ નજર કરે તો સારી વાત. પોતાના ઓવરકોટના ખીસામાંથી એક પડીકું બહાર કાઢી જીમે ટેબલ પર મૂક્યું અને બોલ્યો'

'ડેલા, ભલતી સમજણ કરી લઈશ નહિ મારી લાડકીની ચાર લટો ઓછી થઈ તેથી તેના પરનો મારો પ્રેમ ઓછો થાય એ વાત શક્ય જ નથી પણ આ પડીકું ઉઘાડીને માંહિ શું છે તે જો, એટલે મારી સ્થિતિ ઘોડીવાર પર જમિષ્ટ સરખી કાં થઈ હતી એનું કારણ તને સમજાશે.'

ધોળીલી, ગૌરવર્ણ આંગળીઓ વતી તાબડતોબ દોરો તોડયો અને કાગળ ઉઘાડયો તુરત જ હર્ષાતિશયની બૂમ ' અને અરેરે ' તુરત બીજી જ ક્ષણે બોસ્વભાવ સુલભ અશ્રુ અને ડસકાં; એ જોઈ તેના સાંત્વન માટે જીમને જેટલા શબ્દ અને હસ્તોપચાર ખબર હતા તે બધાનો ઉપયોગ કરવાની તેને ફરજ પડી.

કારણ, તે પડીકામાંથી કાંસકીની બે જોડ –બ્રોડવેનરની એક મોટી દુકાનના કાચમાંથી જોયા પછી પહેલેથી જ ડેલાની જેનાપર નજર હતી અને મન બેઠું હતું તે–કાંસકીની જોડ હતી. તે દાંતીયા તો અત્યંત સુન્દર હતા. કાચબાની પીઠના કાંગરાઓ પર નગ જડેલા હતાં, અને તેનો રંગ પણ એવો હતો કે ડેલાએ ગુમાવેલા વાળને મળતો આવે એવો. ડેલાને ખબર હતી કે તેની કિંમત પણી હતી, અને આવી ભારે કિંમતની કાંસકીઓ તેઓ કદિ પણ વેચાતી લઈ શકે એમ નહોતું. તે માત્ર તેને દુરથી જ જોતી અને પ્રેમપૂજા કરતી. અને આજે તે કાંસકીઓ તેના પગ આગળ પડી હતી, છતાં આ ચિરવાંછિત અલંકારની શોભા જેનાથી વધી હતી તે વાળ ?–તે ગુમાવી બેઠી હતી !

તો યે તેણે તે કાંસકીને આદરથી ઉપાડી લીધી અને પોતાના હૃદય સાથે ચાંપી પછી આંસુથી અર્ધી ભરેલી નજરે તે જીમ તરફ જોઈને બોલી,

'જીમ, મારા વાળ બહુ ઝડપથી વધશે.'

અને એટલામાં તેને સ્મરણ થયું કે જીમને આપવાની ભેટ તો હજી તેને દેખાડી પણ નથી ! તેણે તે સાંકળી પોતાની હથેલીમાં લઈ આગળ કરી. સાંકળીની ધાતુ મન્દ ખરી, પણ તે વખતના ડેલાના આનન્દ અને ઉલ્લાસના સંસર્ગથી તે પણ ચમકવા લાગી.

'જીમ, છે ને ઝમકદાર ! કેટલી દુકાનો ફરી વળી ! હવે દિવસમાંથી સોવાર ' કેટલા વાગ્યા ' કરી ઘડિયાળ ખીસામાંથી કાઢીશ તો ફિકર નહિ લાવ, ક્યાં છે, તારૂં ઘડિયાળ ? તેને આ સાંકળી કેવી દેખાય છે એ મારે જોવું છે !'

ઘડિયાળ આપવાને બદલે જીમ ઉભો હતો ત્યાંથી એકદમ ખાટલા પર અંગ નાખીને પડયો અને હથેળી તેની ગરદન પર મૂકીને તે હસતાં હસતાં બોલ્યો:

'ડેલા, આપણે એકમેકની આ નાતાળમાંની ભેટો કેટલાક દિવસ નહિ વાપરતાં એમ જ મૂકી રાખીએ તો સારૂં. મેં મારૂં ઘડિયાળ વેચ્યું. તારે માટે આ કાંસકીઓ લાવવા માટે વેચ્યું. જવા દે, હવે જરા ચહા લાવ તો.'

'ભગવાનમાના બાળકને ' મેજી ' નામના ચતુર પુરુષોએ ભેટ આણી આપી એવી પુરાણોમાં કથા છે. નાતાળમાં ભેટો આપ-

વાનો ઉપક્રમ તેમનાથી જ શરૂ થયો. મેજી ચતુર હતા તેથી તેમની ભેટો પણ ચતુરાઇ ભરેલી જ હોય એ સ્પષ્ટ છે. અમે આ બે પ્રેમઘેલાં તરુણ છોકરાંની સાદી સીધી વાત ભાંગી તૂટી ભાષામાં કહી, તેમનામાં ડહાપણ તેમજ ચતુરાઈ યે ન્હોતી. ઘરમાંની માત્ર બે બહુ મૂલ્યવાન વસ્તુઓનો તેમણે એકમેક માટે ત્યાગ કર્યો ! પણ આ યુગના પંડિતોને છેલ્લે એટલું જ જણાવવાનું કે, તે છોકરાંઓએ એકમેકને જે ભેટો આપી તેનાથી અધિક ચતુરાઇ ભરી ભેટો બીજે ક્યાંયે મળશે નહિ ! તે છોકરાં જેટલો ચતુર ભેટ દેનાર અગર લેનાર પણ મળશે નહિ. જગતમાં ગમે ત્યાં જાઓ તો યે આવાં માણસોને જ બધામાં ડાહ્યાં કહેવાં જોઇએ. એમનું જ નામ ' મેજી ' ! "*

* ઓ. હેનરીના ઉપનામથી લખનાર વિલ્યમ સિડની પોર્ટર, જેઓ અંગ્રેજી વાઙ્મયમાં લઘુકથા લખનારાઓના સમ્રાટ્ ગણાતા હતા અને જેમણે થોડા સમયમાં જ ૨૭૦ નવલિકાઓ લખી હતી, તેમની The Gift of the Magi નામની વાર્તાનો અનુવાદ

---

## સંસારવિપ્લવ

[ ચાલુ વર્ષનું ભેટ-પુસ્તક ]

" આજે સારાય ભારતવર્ષમાં તેમ ગુજરાતમાં પરિવર્તનકાળના પગરણ મંડાયાં છે જુની પ્રણાલિકાઓ તૂટતી જાય છે, અવનવી રચનાના સર્જન થતાં જાય છે, તે વખતે એ સંક્રાતિકાળ દરમિયાન સમાજમાં એક જાતની અનવસ્થા વ્યાપી રહે છે. આ અનવસ્થામાંથી ભાવીના સર્જન કરવાની સુંદર, સુરેખ અને સર્વાંગ સંપૂર્ણ સમાજના ઘડતર-કાર્યની પવિત્ર ફરજ સમાજના નવજુવાનોને શિરે આવીને ઉભી રહે છે. ' સંસાર વિપ્લવ 'ના લેખક આ વસ્તુ ધ્યાનમાં રાખીને કહે છે કે " જગમદ જુવાનો ! રસસુહાગણ રમણીઓ ! આશાની મીટ મંડાય છે, માત્ર તમારા પર; શું દેવતુ કે શું સમાજનું, અનર્ગળ બળ કે અણમોલ ધન તમેજ છો; અનુનય, યશોજ્જવલ, મરજીવી, મહાશક્તિ તમારે ફાળે છે એટલે તમને જ લક્ષ્યમાં રાખીને, જીવતા છતા ધોરતા સમાજના કેટલાક સંસાર ચિત્રોને નવલકથાના રૂપક પર આલેખ્યા છે. સંસાર સુકાનને સ્વાધીન કરવાનો, સંસારની દરેક ક્રિયાને વિપ્લવથી સળગાવવાનો ને નવસર્જનનો વિચાર માત્ર એ એકના પણ અંતરમાં ઉભરશે, તો ચિત્રલેખનની પીંછી સંતુષ્ટ થશે "

આમ લેખકનો ઉદ્દેશ ' અગ્રવિનિર્દેશ 'માં તેમણે ઉપર ઉચ્ચારેલાં વાક્યો ઉપરથી સમજાઇ આવે છે. અને અમને ચોક્કસ ખાત્રી છે કે જે સુંદર કલાવિધાનથી ' સંસારવિપ્લવ 'ના શણગાર શ્રી. શેઠે સજ્યા છે તે ધ્યાનમાં લેતાં ગુજરાતના યુવક યુવતીઓ વિપ્લવના નાદથી બેચાલા વગર રહેશે નહિ

લેખકે રમાનું પાત્ર ચીતરવામાં ભારે કાબેલીયત દાખવી છે, એમ કહ્યા વગર ચાલી શકે એમ નથી...વસ્તુસંકલના, પાત્રાલેખન અને રસપ્રવાહની સમગ્ર દ્રષ્ટિએ વિચાર કરતાં શ્રી. શેઠનું પુસ્તક સ્હેલાઇથી પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એવું છે. [ "હિન્દુસ્થાન"-તા. ૧૬-૭ ૩૨ ]

# ચિત્રદર્શન

[ ઢાળ: “ વિધિએ કરી વાડીએ, રામે સીતાને માર્યાં જો ” ]

૧

અનિરુદ્ધના ઉપવનદ્વારે, નેહ ઉષાનો નિરે જો
અને ચિત્રલેખા યુગદ્વારે ચિત્ર અનેક ચિતરે જો.—

૨

કણ્વઋષિને આશ્રમ ઉછરે, શકુન્તલાનો સૂત જો;
શકુન્તલાનો સૂત, એનાં રસક્રીડન અદ્ભુત જો—કણ્વ૦
એથી કેસરીબચ્ચાં જોરે:
સિંહણ જો કદિ ત્હોં મચકોડે—
દર્ભસળી લઇ દંડખડ તોડે, મનોબળે મજબૂત જો
શકુન્તલાનો સૂત જો —કણ્વ૦

* * *

કરાળ કાળા કાળથી, એ બાળ નહિ બ્હીનાર જો;
બાળ નહિ બ્હીનાર, એના અનભે વન-વિહાર જો—કરાળ૦
ચડાઇ કરતો: ‘લડાઇ’ રમતો
રાજા બનતો આપોઆપો
મહદ મનોરથ-સ્વપ્ને ચણતો, સર્વદમન મિનાર જો
બાળ નહિ બ્હીનાર જો —કરાળ૦

* * *

કાળ વહ્યો, ને ‘બાળ’ થયો ભડવીર ભરતકુમાર જો;
ભડવીર ભરતકુમાર, એનો યશ દશદિશ મોઝાર જો —કાળ૦
‘રાજર્ષિ’ને પદ ઓપાયો
નામાક્ષર અંકે ટંકાયો—
ભરતરાજવીથી પંકાયો ભરતખંડ-વિસ્તાર જો!
ધન્ય, શાકુન્તલ-સંસ્કાર જો! —કાળ૦

૩

એજ અનુપમ ભારત-ખંડે, શીલગુણ સુન્દર દેવી જો;
શીલગુણસુન્દર દેવી, સોહે શકુન્તલાના જેવી જો !—એજ૦

દેવીઅંકે ઉછરનારો—
સર્વદમન રો દેશદુલારો:

ધંધે જશનામી જન્મારો, સ્વતંત્રતાને સેવી જો:
શીલગુણસુન્દર દેવી જો. —એજ૦

* * *

ભારતખંડે વપે તપસ્વી દેવીનો રખવાળ જો;
દેવીનો રખવાળ ભાળિ શાશ્વતણો રખવાળ જો:—ભારત૦

વિશુદ્ધ અહિંસાવ્રત આદરતો,
દંડરૂપે કર ‘કમળ’જ ધરતો !

નિશદિન “સ્વાધીન-ભારત” સ્મરતો, કલ્પી લક્ષ્ય વિશાળ જો
દેવીનો રખવાળ જો —ભારત૦

* * *

યુગપાવન અમૃતચોઘડિયે, પાંપણને પલકાર જો;
પાંપણને પલકાર, ચમકે ચારુ સ્વપ્નચિતાર જો—યુગ૦

શ્વેત વસન સજી પાર્ષદ આવે,
વરદ હસ્ત હેતે લંબાવે,

દેવીને જયકિરીટ ચઢાવે, સ્વતંત્ર ભારતહાર જો:
ચારુ સ્વપ્નચિતાર જો —યુગ૦

* * *

પુષિવિપાટે ગુર્જરપુરની પ્રતિષ્ઠિત સન્નાર જો—
એ, સાચો સ્વપ્નચિતાર હો.

૪

ભારત-ફૂલવાડીને ફલકે સ્વાધીનતા શી નિતરે જો !
અને વિધાતા નવયુગ ફલકે ચિત્ર અવિચળ ચિતરે જો !
તેજ ‘ઉષા ’નાં નિતરે જો !

કેશવ હ. શેઠ




લેખિકા : સૌ. મણિબ્હેન કાંઠાવાળા

ઘણી ગુજરાતી બહેનોએ સ્ટવને લીધે પોતાના જીવ ખોયા છે ઘણાખરા અકસ્માત ગુજરાતીઓમાં જ થતા હોવાથી મુંબાઇના કોરોનર સાહેબ ચીડાય અને ગમે તેમ બોલી નાખે એ સ્વાભાવિક છે પરતુ તેમના બોલ વધારે પડતા તો છે જ અને કદાચ કટાક્ષ રૂપે પણ હશે. સ્ટવથી અકસ્માત થવાનાં કારણો મને ચાર લાગે છે· ( ૧ ) નાની અથવા સાંકડી જગ્યા ( ૨ ) સ્ટવ સંબંધી ઓછી માહિતી અને આવડત ( ૩ ) બેદરકારી. ( ૪ ) નવા જમાનાનો પહેરવેશ

( ૧ ) મુંબાઇની ચાલીઓ અને તેની નાની નાની ઓરડીઓ જગજાહેર છે એટલે તેમાં ચુલા, સગડી રાખવાની સગવડ થઇ શકે નહિ અને કામની ધાંધળીઆ છીદ-ગીમાં ઉતાવળે કામ કરવાની ખાતર સ્ટવ વપરાય છે તેમ જ ચાની બદી એટલે સુધી પહોંચી છે કે દિવસના ચોવીસે કલાક મળવા આવનારને ચા પાવી પડે છે

( ૨ ) સાધારણ રીતે ગુજરાતી બહેનો સંચા કામથી કંટાળે છે અને તેમને પારસી કે દક્ષિણી બહેનો જેટલો ઉત્સાહ સંચા જાણવા અને વાપરવા માટે નથી હોતો વળી કેટલીક બહેનો ગામડામાથી પરણી મુંબઇ શહેરમાં આવે છે. જેમણે ચુલામાં લાકડા ફુંકીને આખો દુખાડી હોય છે તેમને સ્ટવ જે જલદી સળગી શકે અને જલદી રસોઇ કરી શકે તે પ્રિય થઇ પડે છે. મૂળમાં તો ઘણી પોતાને સ્ટવ વાપરતા આવડતો ન હોય તે ધણીઆણીને શીખવાડે એટલે જ્યાંસુધી નવો નવો સ્ટવ હોય ત્યાંસુધી ઠીક ચાલે, પણ તે આઠથી પંદર દિવસમાં જ વાપરતા બરાબર નહિ આવડવાને લીધે બગડી જાય છે એટલે સળગતો નથી. સળગે નહિ એટલે પંપ કર્યા કરે અને ભરાઇ રહેતો કચરો નીકળી જાય અને ધૂણી બહાર આવે તેને દીવાસળી ચાંપે એટલે ભડકો થાય આ ભડકો જ પ્રાણઘાતક હોય છે,

( ૩ ) સ્ટવ સળગાવ્યા પછી અભ-રાઇએથી વાસણ લેવા એ મોટામાં મોટી બેદરકારી અને આળસ. વળી સ્ટવ સળ-ગાવ્યા પછી વાસણ લાવવુ અથવા પાણી વગેરે લેવા જવું તેમા ઘાસતેલ બળી જાય તેટલી કરકસર ઓછી થાય. બીજી બેદરકારી સ્ટવની માવજત કરવામાં રહે છે. કોઇ પણ સંચાને જીવતો માણસ ગણી લેવો જોઇએ. આપણા શરીરની જેટલી આપણે દરકાર કરીએ તેટલી જ જો સંચાની કરીએ તો સંચો બગડે નહિ. સ્ટવને સળગાવતા પહેલા

પીન કરવી, ઘાસતેલ ગાળીને ભરવું, પંપ બરાબર રાખવો; દૂધ, ચા, ઓસામણ વગેરે ચીજ ઉભરાઈને સ્ટવ પર પડી હોય તેને વખતસર સાફ કરવી, સ્ટવમાં જતા તેના કાણામાં માટી કે ધૂળ ન જાય, આ બધામાં જોઈએ તેટલી કાળજી ન રાખીએ તો સ્ટવ બરાબર કામ ન આપે

( ૪ ) હાલના જમાનામાં ઘણીએ ગુજરાતી બહેનોને ફૅશનનું ભૂત વળગેલું હોય છે જ્યાં ખાદી પહેરી કરકસર કરવાની હોય ત્યાં ૭ વારના સાલ્લા સાડીઓ અને ૭ હાથના ચણીઆ પહેરવા જોઈએ છે. વળી છેડા છૂટા અથવા લટકતા રાખવા જોઈએ અને સંકોરીને બેસવાને બદલે મારવાડણોની માફક કે બહુતની માફક કપડા ફૂલાવી ફેલાવીને બેસવું જોઈએ ! સાધારણ રીતે જ આપણા છૂટાં કપડાંથી ચૂલા સગડીની ઝાળ લાગવાનો ભય રહે છે ત્યાં જોરમા સ્ટવ સળગાવ્યાં હોય અને તેનાં ઉપરથી વાસણ લેવાં જોઈએ એટલે આવા પોષાકને સળગતાં શી વાર ?

આપણને એમ કહેવામાં આવ્યું છે કે સ્ટવને કોઈ ઉંચી જગ્યાએ એટલે કે ટેબલ કે મેજ ઉપર મૂકીને સળગાવીએ તો અકસ્માતનો સંભવ ઓછો થાય છે. પણ મને તેમ લાગતું નથી. કારણ સ્ટવ સળગાવ્યા પછીજ વાસણ લેવાના હોય અથવા મારવાડણનો પોશાક પહેરી રાંધવાનુ હોય ત્યાં સ્ટવ ઉંચો હોય કે નીચો, અકસ્માત તો થવાનોજ. વળી દક્ષણી બહેનો ક્યાં ટેબલ ઉપર રાંધે છે ? તેઓ રાંધતી વખતે અને કામ કરતી વખતે સાડીનો છેડો કેડ ઉપર બાંધી રાખે છે અને કચ્છ વાળે છે એટલે તેમની માઢીઓને ઝાળ લાગવાની ઓછી તક મળે છે.

એક પ્રસંગે ઉપર જણાવેલા કારણોમાંના એકને લીધે મે પણ મારી જીંદગી ગુમાવી હોત. ત્યારપછી સ્ટવ તાળાકુંચીમા પડયો અને સળગાવતા બરાબર શીખવાની અને તેજ પ્રમાણે હમેશાં સળગાવવાની ખાત્રી આપી ત્યારથી સ્ટવ પાછો મને મળ્યો છે. અને ખરેખર કહું છું કે નીચે જણાવ્યા પ્રમાણે તેજ વખતથી આજ સુધી હું સ્ટવ સળગાવી વાપરૂં છું. કોઈપણ વખતે ભડકો થયો નથી, સ્ટવ બહુ ઓછો બગડયો છે ફક્ત મોઢીઆ બળી જવાથી એકજ સ્ટવ ઉપર ત્રણ ચાર મોઢીઆં નવાં નંખાવ્યાં છે પણ કચરો ભરાવાને લીધે સ્ટવ બગડયો હોય તેમ યાદ નથી.

સ્ટવની પીનો સ્ટવના નંબરને બેસતી આવે તેવીજ લાવવી જોઈએ. નવા સ્ટવની સાથે તે કેમ વાપરવો તેનું કાગળીયું હોય છે. તે વાંચો વંચાવી બરાબર સમજવું. દરેક ભાગનું શું કામ છે તે સમજી લેવું. અને ત્યારપછી સ્ટવ વાપરવો શરૂ કરવો.

સ્ટવ સળગાવવા માટે ટાંકી ઉપર જે નળી હોય છે તેની નીચે અથવા વચમાં એક પ્યાલી હોય છે. આ પ્યાલીમાં સ્પીરીટ–મેથીલેટેડ નાંખી તેને સળગાવવુ જોઈએ. હાલ ઘાસતેલ ભરાય છે, ઘાસતેલમાં બોળેલા કાકડાથી સળગાવાય છે અને વળી પંપથી ઘાસતેલ બહાર કાઢી પ્યાલી ભરાવા દઈ તેને સળગાવે છે. આ ત્રણે રીત ખોટી છે. ઘાસતેલ સળગાવવાથી ધૂણી થાય છે અને મેશ વળે છે જે મેશ ગેસ નીકળવાના કાણા નીપલમાં ભરાય છે અને તેને પૂરી દે છે સ્પીરીટ જેટલી ગરમી ઘાસતેલથી મળતી નથી એટલે સ્ટવ સળગતાં વાર લાગે છે. પંપ દબાની ઘાસતેલ બહાર કાઢવાથી મોઢીઆમાં ઘાસતેલ ભરાઈ રહે છે તેની મેશ બની મોઢીઆની ભૂંગળીઓમાં ભેગી થઇ ગેસનું રોકાણ થાય

છે. સ્પીરીટ વાપરવાથી મેશ થતી નથી, ગેસ જલદી થાય છે અને સ્ટવ ચોખ્ખો રહે છે સ્પીરીટ વાપરનારે મોટા શીશામાંથી એક નાની શીશીમાં કાઢી રાખવું અને તે નાની શીશીમાંથી સ્ટવની પ્યાલી જરા અધુરી ભરી દીવાસળી ચાંપવી. લગભગ બળેલુ થઈ રહેવા આવે અથવા સ્પીરીટ ઉકળતો જણાય એટલે 'ચાવી' અથવા 'વાલ્વ' બંધ કરવો અને સ્પીરીટ સળગી રહેતા પહેલાં જો ગેસ એની મેળે ઉપર આવીને ન સળગે તો એક કે બે વખત પંપ કરવો, વધારે નહીં ગેસ સળગે અને સ્પીરીટ સળગતો બંધ થાય ત્યાર પછી જોરમાં સળગાવવો હોય તો પંપ કરવો પણ એટલું યાદ રાખવું કે પંપ કરવાથી ભમરા ગેસ અથવા ઝાળ ભુરા રંગનીજ રહે પંપ કરવાથી જો રંગ બદલાય તો જાણવું કે ગેસમાં ઘાસતેલ મળીને આવે છે તેમ થાય તો ચાવી જરા ઉઘાડી પાછી બંધ કરવી ટાંકીમાં ઘાસતેલ પોણી ટાંકી ભરાય તેટલુંજ ગાળીને ભરવું. અને મોઢું સખત બંધ કરવું. સળગાવતાં પહેલાં અને હોલવી નાખ્યા પછી પીન કરવી સૌથી વધારે ધ્યાન 'નીપલ' અને પંપ એ ઉપર આપવાનું છે. નીપલમાં કચરો ભરાવા દેવો જોઈએ નહીં અને પંપનું વાઈસર બરાબર જોઈએ. પીનનો ઉપયોગ કરતા રહેવાથી અને સ્પીરીટ બાળવાથી નીપલ સારી રહે છે—જો કે લાંબી મુદત વપરાયા પછી કાણું મોટું થઈ જાય છે. આમ થાય ત્યારે ઝાળ પીળા રંગની થાય છે અને વાસણ ઉપર મેશ બાઝે છે આ વખતે નીપલ બદલાવવાથી ફાયદો થાય છે કેટલીક વખત કચરો ભરાવાથી સ્ટવ નથી સળગતો ત્યારે બહુ પંપ કરીને પછી પીન કરવાની ટેવ ખોટી છે કારણ તેમ કરવાથી કચરો નીકળે છે અને પછી તરતજ દીવાસળી ચાંપવાથી ભડકો થાય છે માટે કચરો નીકળી જઈ ધૂણીનો ગોટો નીકળે કે ઘાસતેલની સેર છૂટે તો ચાવી ઉઘાડી નાખવી અને ફરીથી પ્યાલીમાં સ્પીરીટ નાખી સ્ટવ નવેસરથી સળગાવવો. પ્યાલી વધારે ગરમ હોય અથવા તેમાં ઘાસતેલ કે સ્પીરીટ સળગતાં હોય તો નવો સ્પીરીટ નાખવો નહિ

પંપ એવો સારો જોઈએ કે તેને બેથી ત્રણ દસ્તાઓ મારતામાંજ સ્ટવ જોરથી સળગવો જોઈએ આવો પંપ હોય તો કચરો ભરાતાં વાર લાગે છે. પંપ ઢીલાં હોય ત્યારે તેને બહુ દબાવવો પડે છે છતાં પણ સ્ટવ સળગતો નથી અને ફડો પડી જવાથી ગેસમાં ધૂણી મળી જાય છે એટલે ઝાળ પીળી થાય છે.

આ વાંચનારી બહેનો, જો તમારા સ્ટવનો પંપ ઢીલો હોય તો વાઈસર બદલી જુઓ. અને સાચી વાત છે કે કેમ તેની ખાત્રી કરો.

વળી સ્ટવ જુનો થાય છે ત્યારે તેમાંથી હવા ચોરાય છે હવા નીકળવાના મૂખ્ય બે રસ્તા છેઃ એક તો ટાંકીનું મોઢીઉં અને બીજો પ્યાલી ઉપર 'બરનર' અથવા સળગાવનાર મોઢીઉ. ટાંકી ઉપરથી નીકળતી નળી ઉપર જે જગ્યાએ બેસાડવામાં આવે છે તે જગ્યાએ બે ચાકીઓ હોય છે; ત્યાંથી ઘાસતેલ ભરવાના મોઢીઆના ઢાંકણુની અંદરની બાજુ ચામડાનું વાઈસર રહે છે તે બદલવું અથવા બરનરની ચાકી નીચે 'એસબેસટોસ'નું મફ્ર વાઈસર રહે છે તે બદલાવવું કોઈ વખતે ચાવી જે જગ્યાએ આવે છે તેની છેક અંદરના ભાગમાં કચરો ભરાવાથી ચાવી પુરી બંધ થતી નથી તો પણ હવા જાય છે અને ટાંકી ઉપર જ્યાં નળી બેસાડેલી હોય છે તે જગ્યાઓથી પણ જાય છે. અથવા ટાંકી કાણી થાય છે આ બે વખતે સારું કારણ જાણી લેવું. સ્ટવ બરાબર સળગ્યા પછી અને પંપ

વગેરે બરાબર હોવા છતાં સ્ટવ ધીમો પડી જાય છે અને વારેવારે પંપ કરી તેને ચાલુ રાખવો પડે ત્યારે જાણવું કે હવા 'ચોરાય' છે. ક્યાંથી ચોરાય છે તેની ખાત્રી કરવી સારી છે કારણ તેને સમારનારને ત્યાં મોકલવો પડે કે ઘેર થઇ શકે તે નક્કી થાય. આને માટે ટાંકી ખાલી કરી નાખી ચાવી મોઢીઉં બંધ કરી પંપ કરવો અને પાણીથી ભરેલી બાલદીમાં ડુબાડવો જ્યાંથી હવા જતી હશે ત્યાં પરપોટા નીકળશે. એટલે ઝારણમાંથી હવા જતી હોય તો ઝારણ મૂકાવી લેવું; ચાવીમાંથી જતી હોય તો તેને સાફ કરવી. મોઢીઆમાંથી જતી હોય તો વાશર બદલવું.

આવી રીતે જો સંભાળથી સ્ટવ વપરાય તો અકસ્માત ઘણા ઓછા થાય. દૂધ પાણી કે ઓસામણ–આધણ ઉભરાઇને બરનર ઉપર ન પડે તેવી જાતના 'ગાર્ડ' મળે છે અથવા તૈયાર કરાવી શકાય છે તે વાપરવાથી ઘણો ફાયદો થાય. રસોઇઆ ચાકરને સોંપવાથી સ્ટવ જલદી ખરાબ થાય છે.



**સંસાર વિપ્લવ—** [ નવા વર્ષનું ભેટ–પુસ્તક

" રાજકારણી સ્વાધીનતા માટેના યુદ્ધ મંડાયા છે, તેની સાથે સાથે સામાજીક ગુલામીના બંધનો તોડી નાખવા માટે સમાજમાં વિપ્લવ સળગાવવાની અને તેમાં સ્ત્રી–શક્તિઓ મહત્વનો ફાળો કેમ આપી શકે તે બતાવવાની ખાહેશથી લખાયલી આ નવલકથા છે. તેમાં પુંછવાદીઓ, પતિવાદીઓ, રૂઢીરક્ષકો અને ધર્મધંધાર્થીઓના પોલ ખોલવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સંસાર–સુકાનીઓ અને પત્રકારોના ઉજળા જસો પાછળના કુકર્મો પરથી યે પડદો ખસેડવાનું ભૂલી જવાયું નથી. અને " ગુણસુન્દરી "નાં સ્ત્રી–વાચકોને ભેટ ધરવા માટે આ નવલકથા લખાયલી હોવાથી તેમને રૂચે તે રીતે " ધીમે ધીમે સુધારાનો સાર " નહિ પણ નવાજુનાના સુતત્વોના સંમિશ્રણનો સાર સમજાવવામાં આવ્યો છે. રૂદનો અને ભાવનાનાં કલેશો સુન્દરીઓના અંતરમાં પ્રણયની ભાવનાના પૂર ચડાવે છે અને રમા નામની મુખ્ય નાયિકા, જે એક વૃદ્ધ અને નિર્વીર્ય ધનમાલીકની 'વહુ' બનેલી છે તેના હૃદયમાં સામાજીક ક્રાંતિનો જ્વાળામુખી ભભુકતાં તે સંસારસુધારાની દીક્ષા લઇને અંત્યજોને અપનાવવા, રજનીરાણી–(ગણિકા)ઓને સમાજમાં સ્થાન અપાવવા અને ધર્મઢોંગીઓને ધમકાવવાનો કાર્યક્રમ કેવી રીતે અમલમાં મૂકે છે તે મૂળ વસ્તુની આસપાસ બીજાં ગૌણ કથાનકોની ગુંથણી કરીને વાર્તાના વહેનને ચાલુ રાખવામાં આવ્યું છે. એકંદરે વાર્તા વાંચવા યોગ્ય બની છે. "

[ " પ્રજામિત્ર–કેસરી "–તા. ૩-૭-૩૨ ]

# વર્ષા

( હિંચ )

[ ૧ ]

ગાજે છે મેહુલો: નાચે છે મોરલો
ધરતી શી મલકે આટલી બધી !
અમૃતની ધારાઓ છૂટે છે આભથી,
સાગરમાં ભરતી કેટલી વધી ?

[ ૨ ]

વૃક્ષો ને છોડવા, ફૂલો ને પાંદડાં
નવા જીવનમાં નાહી રહ્યાં !
મૂંગા ને રૂપેરી વાચા લાધી શી !
સૌન્દર્યના સૂર રેલી રહ્યા

[ ૩ ]

લીલાં ખેતરમાં લીલા અંકુરા
લીલી લીલોતરી ખીલી ઉઠી !
લીલી લીલી કુંજે ને ઉગમણે આડવે,
ઇશ્વરની શરણાઇ વાગી ઉઠી !

[ ૪ ]

વર્ષાના આગમે દૈવી પ્રભુતા—
પૃથ્વીના પાલવે વરસી રહી !
ભૂમિના પાયમાં બાંધેલી નાનકી—
ચેતનની ઝાંઝર ઝમકી રહી !

[ ૫ ]

રુમઝુમની વાદળી આભ થકી ઉતરી !
સોનાના સાથીઆ પૂરી જતી !
ઘેર ઘેર સન્ધ્યાનાં સ્વપ્નાં કૈં મૂકતાં—
ગર્જન મીઠું ત્યાં રેલી જતી

[ ૬ ]

સુસવતે વાયરે મધુરતા ફેરી,
ફરી દિશાએ ખુશબો ફૂટે !
પવિત્રતાની અંગલિ અડતાં,
પ્રકૃતિનાં હર્ષ આંસુ છૂટે.

[ ૭ ]

વર્ષાનાં નયનોને કિરણે કિરણે—
જાગતી દુનિયા કેવી હસે !
દુનિયાની આંખોમાં જોયું હૃદિયે !
વર્ષા નવલતમ રૂપે હસે

૨૫ : ૭ : ૩૧ — મોહિનીચન્દ્ર



# સ્ત્રી અને શારીરિક કેળવણી*

લેખિકા: કુ. સુસ્મિતા નંદસુખરામ મહેતા

" શરીરે સુખી તે સુખી સર્વ વાતે
શરીરે દુઃખી તે દુઃખી છે સદા તે "

**આ** સંસારમાં સુખનો લ્હાવો મેળવવાનું મુખ્ય સાધન શરીર છે શરીરને નિરોગી રાખી તેનું સંરક્ષણ કરવું એ દરેકોઇ મનુષ્યનું કર્તવ્ય છે. શરીર જો નિરોગી હોય તો મનુષ્ય કામ ઘણું કરી શકે. રાજમહેલમાં રહેનારો રાજા પણ જો રોગી હોય તો તે દુ:ખીજ સમજવો અને એક ગરીબ કંગાળ મનુષ્ય જો નિરોગી હોય તો તે પોતાની પર્ણકુટીમાં સુખ અને શાંતિમાં દિવસો નિર્ગમન કરે છે. શરીરની તંદુરસ્તી તો માનવજીવનમાં મુખ્ય વસ્તુ છે

હવે કઇ રીતે વર્તવાથી શરીર તંદુરસ્ત રહી શકે? કસરત, ખોરાક, હવા, પાણી અજ-વાળુ, ન્હાવું, ઘર, વિગેરે વિગેરે

કસરત:—શરીરના સ્નાયુઓને મજબુત કરવા માટે કસરતની ખાસ અગત્ય છે કસરત કરવાથી શરીરમાં કૌવત આવે છે. ફેફસાં, હૃદય ખીલે છે. પાચનક્રિયા યોગ્ય, રીતે થાય છે. અને તેથી મનુષ્ય પોતાનો ખોરાક પચાવી શકે છે.

અને તેને ભૂખ પણ બરાબર લાગે છે તેથી તેનું શરીર પણ મજબુત બને છે. કસરત જાત જાતની હોય છે. કામ કરવું, ખુલ્લી હવામાં ફરવા જવું, રેંટીયો કાંતવો, રાંધવું, દળવું, ખાંડવું, પાણી ખેંચવું, ઘરમાં રાચરચીલું સાફ રાખવું વગેરે આ બધા કામો કરવાથી સ્ત્રીઓને પૂરતી કસરત મળે છે.

પાણી ખેંચવું: આ કસરત ગામડાની સ્ત્રીઓને બરાબર મળે છે. કારણ ગામડામાં કુવાઓ, નદી કે તળાવો હોય છે અને સ્ત્રીઓ સવાર સાંજ માથે બેડાં મૂકી પાણી ભરવા જાય છે ત લોકોની સ્થિતિ કાંઇ નોકર રાખી શકાય એવી હોતી નથી એટલે એ લોકોને તો ગૃહકાર્ય હાથેજ કરવાનું હોય છે ખાંડવા અને દળવાથી પણ યોગ્ય કસરત મળે છે, હાથ મજબુત બને છે, ફેફસાં સારાં રહે છે. શહેરમાં રહેનારી સ્ત્રીઓને અને તેમાં પણ ખાસ કરીને દ્રવ્યવાન સ્ત્રીઓને આ કાર્ય કરવાનું ભાગ્યેજ આવે છે. આની સ્ત્રીઓએ પોતાને યોગ્ય કામ કરવું જોઇએ અને તે. ન [illegible] તો

* શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી તા. ૨૦મી એપ્રિલે લેવાયલી નિબંધની લેખિત પરીક્ષામાં આ નિબંધ માટે રૂ. ૨૫)નું પહેલું ઇનામ સ્વ. પાર્વતીબાઇ [illegible] ત્રિભોવનદાસ સ્મારક ફંડમાંથી આપવામાં આવ્યું.

સવાર સાંજ નિયમિત ખુલ્લી હવામાં ફરવુ જોઇએ. ગાડી મોટર ફરતાં પગે ચાલીને ફરવા જવુ લાભકારક છે

ગામ્ય સ્ત્રીઓને તો પોતાનું ગૃહકાર્યજ કરવાનુ હોય છે, તેથી તેઓને ફરવા જવાની ખાસ જરૂરત નથી હોતી. ગામડામાં દરેકને ખુલ્લી હવા મળે છે કારણ ત્યાંના ઘરો શહેરોની માફક ઉંચી બાંધણીના હોતા નથી. ત્યાં મીલ કે ફેક્ટરીઓ હોતી નથી કે જેથી ત્યાંની હવા બગડે. ગામડાના લોકો મજબુત બાંધાના હોય છે તેમના બાળકો પણ નહાન-પણથી જ મજબુત હોય છે. તાડતડકો વેઠીને પણ એ લોકો પોતાનુ કામ કરે છે કસરત ફક્ત મગદળ કે ડમ્બેલ્સ ફેરવવાથી જ મળે છે એવુ નથી. શરીર બ્હારથી મજબુત હોવું જોઇએ. તે પ્રમાણે શરીરનાં અંદરના અવયવો પણ યોગ્ય રીતે કેળવાયલા હોવા જોઇએ. જો સ્ત્રીઓ મજબુત અને નિરોગી હશે તોજ ભવિષ્યની પ્રજા મજબુત અને નિ-રોગી જન્મશે બાળકોની તનની તેમજ મનની કેળવણીનો આધાર તેમની માતાઓ પર અવલંબે છે દોડવાથી, રમવાથી તેમજ ફર-વાથી પણ શરીર કેળવાય છે આપણે આમ કરશુ તો સમાજ આપણને નીંદશે કે ટીકા કરશે એ ભયે શરીરને વેડફી નાખવુ યોગ્ય નથી. સારું કામ કરતાં હોઇએ અને હદ બ્હાર ન વર્તીએ અને તેમ છતાં પણ સમાજ ટીકા કરે તો તેવી ટીકાને ન ગણકારતાં આપણે આપણુ કામ જારી રાખવુ જોઇએ હદ ઓળંગી ગયા હોઇએ અને સમાજ ટીકા કરે તો આપણે સુધરવાનો પ્રયત્ન કરવો જોઇએ. કસરત એ આળસનો દુશ્મન છે, અને આળસ એ તંદુરસ્તીનો દુશ્મન છે. મજા ઉપરાંત કસરત કરવાથી શરીરમાં અંદરના અવયવોને હાનિ પહોંચે છે

જાતજાતનાં કામો મારફતે કસરત મેળ-વવાથી શરીરના દરેકે દરેક સ્નાયુઓ મજબુત થાય છે. શરીરની તંદુરસ્તીને માટે ફક્ત કસરતનીજ જરૂર છે એમ નથી કસરતની સાથે બીજી વસ્તુઓ પણ ધ્યાનમાં રાખવાની છે, જેવી કે હવા

હવા· ખોરાક અને જળ વિના મનુષ્યને થોડા કલાક ચાલી શકશે પરંતુ હવા વિના એક પળ પણ જીવન ટકી શકતું નથી. મનુષ્યો પ્રાણવાયુ શ્વાસ વાટે અંદર લે છે અને કાર્બોનિક એસિડ ગેસ બહાર કાઢે છે. ઝાડપાન દિવસે આથી ઉલટું જ કરે છે પણ રાત્રે મનુષ્યની માફક કરે છે માટે રાત્રે કોઇ દિવસ પણ ઝાડપાન નીચે સુવુ નહિ સુવાના ઓરડામાં હવા આવે એવી જગ્યાઓ હોવી જોઇએ સુવાના ઓરડામાં દીવો રાખવો નહિ કારણ દિવાથી ઓરડાની હવા બગડે છે. જેમ બને તેમ મનુષ્યે સ્વચ્છ હવા સેવી જોઇએ સ્વચ્છ હવા લેવાથી મનુષ્ય નિરોગી રહે છે, મન પ્રફુલ્લિત બને છે અને તેને લઇને તે પોતાનો દિવસ શાન્તિથી નિર્ગમન કરે છે. સ્વચ્છ હવાથી લોહી રાતુ થાય છે અને તે શરીરમાં બરાબર ફરતુ રહે છે. હવાની સાથે યોગ્ય ખોરાકની પણ શરીર સંરક્ષણ માટે આવશ્યકતા છે.

ખોરાક—ખોરાક પણ શરીરની તંદુર-સ્તીમાં મુખ્ય ભાગ ભજવે છે. ખોરાક તાજો અને સ્વચ્છ હોવો જોઇએ. શરીરના ઘસારાની ખોટ પૂરવા ખાતર ખોરાક આવશ્યક છે જે પ્રમાણે અગ્નીરથને હમેશાં ચલાવવા માટે તેમાં કોલસાની વારંવાર જરૂર પડે છે તેજ પ્રમાણે શરીરને તંદુરસ્ત અને બળવાન રાખવા ખાતર ખોરાકની જરૂર પડે છે બગ-ડેલો તેમજ વાસી ખોરાક ખાવાથી ભિન્ન ભિન્ન રોગો ઉત્પન્ન થાય છે. ખોરાકમાં પણ મુખ્યત્વે કરીને સાત્વિક ખોરાક ખાવો જરૂરી

છે. આપણા લોકો સમજ્યા વિના દરેક શાકની છાલ કાઢી નાખે છે પરંતુ તેમાજ ખરેખરૂં સત્વ ( Vitamin ) રહેલું છે. એ સત્વ કાઢી નાખવાથી યોગ્ય બળ મળતુ નથી. ખોરાક પ્રકૃતિને અનુકુળ લેવો જોઇએ. ભૂખ હોય તેના કરતાં વધારે ખોરાક લેવાથી પાચનશક્તિ બરાબર કામ કરી શકતી નથી. તેને લઇને અપચો થાય છે અને શરીર બગડે છે. ખોરાક નિયમિત લેવો જોઇએ. રાત્રે બહુ મોડાં જમવું ઉચીત નથી

પાણી·—ખોરાક અને હવાની શરીરને જેટલી જરૂરત છે તેટલીજ પાણીની પણ. પાણી પીવાથી લોહી સુધરે છે અને આખા શરીરમાં પૂરતા પ્રમાણમાં ફરે છે. પાણી પણ સ્વચ્છ અને ગાળેલું હોવું જોઇએ. કુવા નદી કે તળાવ જ્યાં આગળ મનુષ્યો કપડાં ધોતા હોય, ગંદકી કરતા હોય, વા વૃક્ષો પરથી પાંદડાંઓ ખરીને પડતાં હોય એવું પાણી પીવું નુકસાનકારક છે. પાણીમાં પણ કોઇ જાતનો બગાડ હોય તો તેથી રોગો ઉપસ્થિત થાય છે. પાણી પણ જોઇતા પ્રમાણમાં જ પીવું જોઇએ વધારે પ્રમાણમાં લેવું સલામતી ભર્યું નથી.

અજવાળુઃ—કહેવત છે કે ' જ્યાં ન પ્રવેશે સૂર્ય ત્યાં પ્રવેશે વૈદ્ય ' એટલે કે જ્યાં સૂર્યનું તેજ અસભવિત હોય ત્યાં રોગ જરૂરજ પ્રવેશે છે અને તેને લીધે વૈદ્ય કે ડાક્ટરોની જરૂર પડે છે. અજવાળું જો ગૃહમાં પ્રવેશતુ ન હોય તે ગૃહનાં મનુષ્યોમાં તંદુરસ્તીની આશા રાખવી વ્યર્થ છે અધ-કારને લીધે મન પણ પ્રફુલ્લિત નથી રહી શકતું અને શરીર પણ મજબુત હોતું નથી

સ્ત્રીઓને હોઝસ પડદે રોખવાનો રિવાજ કેટલાક દેશોમાં તેમજ કેટલીક કોમોમાં હજુ સુધી છે. એવા દેશની સ્ત્રીઓ ભાગ્યે જ તંદુરસ્ત તથા આનંદી હોય છે.

શરીર સંરક્ષણને માટે ઘર પર પણ ધ્યાન રાખવું જોઇએ. ઘર હમેશાં ખુલ્લી હવામાં આસપાસ ગંદકી વિનાનું હોવું જોઇએ. ચારે બાજુએ હવા ઉજાસ માટે પૂરતા બારીબારણા હોવાં જોઇએ. ભેજ કે ભિનાશવાળી જગ્યામાં ઘર ન હોવુ જોઇએ.

ન્હાવુંઃ—ન્હાવામાં પણ કેટલાક નિય-મોની જરૂર છે. ગરમ કરતાં ઠંડે પાણીએ ન્હાવાથી શરીરમાં જાગૃતિ આવે છે, મોઢા પર લાલાશ આવે છે અને મન પણ પ્રફુ-લ્લિત બને છે. ન્હાવાનું પાણી પણ સ્વચ્છ હોવું જોઇએ.

ઉંઘ—આખા દિવસના શ્રમને લીધે મનુષ્યને ઉંઘની જરૂરત છે. હમેશાં બનતાં સુધી શાંત સ્થળે સુવાનું રાખવું જોઇએ. સુતી વખતે મનને જેમ બને તેમ શાંત રાખવું. પોશાક પણ દેશને અનુકુળ પહેરવો જોઇએ.

ઉપર દર્શાવેલી દરેકે દરેક વસ્તુઓની સ્ત્રીઓને ખાસ જરૂર છે. ભવિષ્યની પ્રજાનો આધાર સ્ત્રીઓ પર અવલંબે છે. પુરુષોને જેટલી શારીરિક કેળવણીની જરૂર છે તેટલી-જ બલ્કે તેથી કંઇક વધારે સ્ત્રીઓને જરૂર છે. સ્ત્રીઓને માટે પુરુષોના જેવા સ્થળો પણ હોવા જોઇએ કે જ્યાં તેઓ ટેનીસ બેડમીન્ટન વગેરે રમતો પણ રમી શકે અને જ્યાં જેવી રીતે પુરુષો કસરત કરી શકે તેજ રીતે સ્ત્રીઓ પણ કરી શકે.

———o———



# ફરનાન્ડીસનું મૃત્યુ !

લેખક : શ્રી. નર્મદાશંકર વ. ત્રિવેદી

મુંબાઈમાં વ્યાપેલી વેપાર ધંધાની મંદીની અસર અમારા ધંધા ઉપર પણ થઈ ચૂકી હતી અમારૂના જેટલું અમોને કામ મળતું નહોતું અને જે કામ મળતું તેમાં મહેનતના પ્રમાણમાં પૈસા છેક ઓછા મળતા હતા. પણ અમે કાંઈ પૈસા કમાવાની ખાતર જ ધંધો માંડ્યો નહોતો. અમોને તો આ ધંધાનો શોખ લાગ્યો હતો, તેની પાછળ ઘેલું લાગ્યું હતું. એટલે અમારે પૈસાની ભૂખ થોડી જ પડી હતી તેમ અમારી પાસે અમારું ગાડું નિરાંતે ચાલે એટલી રકમ હતી. આથી અમારો કામ ધંધો ઓછો થતાં અમોને પૈસાની જરા પણ ફિકર નહોતી; પણ અમારી મગજશક્તિની કસોટી કરવાની તક ન મળવા માટે જ અમને દિલગીરી થતી હતી.

આવી સ્થિતિને લીધે અમે નાના કેસો પણ હાથમાં લેતા હતા અને કોઈ કોઈવાર તો અમારી જાણમાં અનાયાસે આવતા કેસો કોઈના કહ્યા વગર પણ અમારી સ્વેચ્છાથી અમારા શોખની ખાતર લેતા હતા.

પોષ મહિનાની સખ્ત ઠંડીના દિવસો હતા વાતાવરણમાં ઠંડી સાધારણ હતી, પણ પવનના સુસવાટાથી ઠંડી વિશેષ લાગતી હતી આ કારણથી હું હમેશના કરતાં ઓફીસમાં મોડો જઈ પહોંચ્યો. રણુમલ તો ક્યારનો ય આવીને બેઠો હોય એમ લાગતું હતું. સવારનું છાપું તેના હાથમાં હતું અને ચશ્માંમાંથી તે તેના એક ખુણામાં અતિ ધ્યાનપૂર્વક વાંચી રહ્યો હતો હું અંદર દાખલ થયો તેની પણ તેને ખબર પડી નહિ

કપડાં ઉતારી મેં એોખારો ખાતાં મારી જગ્યાએ બેઠક લીધી ત્યારે કોણ આવ્યું છે એમ જાણવા છાપું નીચે મૂક્યું અને મને જોઈને બોલી ઉઠ્યો

" હલ્લો, દાસભાઈ ! આ તમારે જ લાયકનું કામ છે " આમ કહી તેણે છાપું મારા તરફ ધર્યું.

છાપું હાથમાં લેતાં મે પૂછ્યું.

" રણુમલ, શું છે ? વાત કરોને ! તમે તો વાંચી ગયા છો. બોલો ભાઈ તો કંટાળી ગયા અમે તેવું કામ હશે તો પણ ચાલશે "

રણુમલે આંખ પરથી ચશ્માં ઉતારતાં કહેવા માંડ્યું ' આજથી બરાબર એક મહિના પહેલાં બાપખલા ઉપર રહેતો ફરનાન્ડીસ નામનો ક્રીશ્ચીયન એકાએક ગૂમ થયાના સમાચાર છાપામાં પ્રકટ થયા હતા તે તને યાદ છે ? "

" હા બેન્જામીન એન્ડ કંપનીમાં નોકર હતો તે જ ફરનાન્ડીસને ! બાપખલામાં રહેતો હતો પરણેલો હતો, અને બે છોકરાં પણ હતાં. એ જ ને ? " મેં ટાપશી પૂરી

" એ જ. એ જ આજે એવા સમાચાર છપાયા છે કે મરવાને દરિયા કિનારેથી-

એક શબ મળી આવ્યું છે. તે ગૂમ થયેલા ફરનાન્ડીસનું હોય એમ માનવામા આવે છે. દાસભાઇ, તમે શું ધારો છો ?"

"એક મહિના પહેલો ગૂમ થયેલા માણુસનું શબ આજે મળી આવે એ જરા આશ્ચર્યની વાત તો ખરી જ ! એક મહિના સુધી એ માણસ ક્યાં રહ્યો હશે ? ગૂમ થવાનું કારણ શું હશે ? ઘરમાંથી શા માટે નાસી ગયો હશે ? અગર તો કોઇએ નસાડી ખૂન કર્યું હશે ! ખૂન કર્યું હોય તો શા માટે અને આપઘાત કર્યો હોય તો પણ શા માટે ! આ પ્રશ્નો અનુત્તર જ રહે છે."

"દાસભાઇ, એ પ્રશ્નોના જવાબ આપવાનું તમે માથે લીઓ તો પોલીસથી કશુ જ બની શકયુ નથી. એક મહિનાથી ફરનાન્ડીસ મુંબઇમાંથી ગૂમ થયો, છતાં પોલીસ તેનો પત્તો મેળવી શકી નથી તેમાં આ તેનું શબ મળી આવ્યુ. એટલે આખો કિસ્સો વધારે ભેદી બને છે. આ ભેદ શોધી કાઢવા તમે મહેનત કરો તો ?" રણમલે મને સૂચના કરી.

"ઠીક છે. કેસ તો મજાનો છે. બુદ્ધિને કસોટીએ ચઢાવે એવો છે. હમણાં મારી તબિયત બરાબર નથી રહેતી એટલે હું આ કેસ નહિ હાથમાં લઉં. પણ તમેજ જાતે તપાસ રાખો તો સારૂં નક્કી મારા કરતાં તમે વેલા ફેતેહ પામશો." મેં કેસ હાથ ધરવાની અશક્તિ બતાવી.

"ઠીક, દાસભાઇ, તમે કંટાળી ગયા લાગો છો. કાંઇ નહિ. આ કેસ હું અજમાવી જોઉં. મારા બુદ્ધિને પણ કાટ ન લાગે એટલી તો ગારે જરૂર સંભાળ લેવી જોઇએ." રણમલે હસીને કહ્યું. અને ફરીથી છાપું લઇ વાંચવા માંડ્યું.

એ છાપામા ફરનાન્ડીસ એક મહીના પહેલાં ગૂમ થયા તેની હકીકત પણ ટુંકામાં આપી હતી. રણમલ તે વાંચી ગયો અને ફરનાન્ડીસનું શબ મરવાને દરિયા કિનારેથી હાથ આવ્યાના છેલ્લા ખબર પણ વાંચી ગયો.

વધુ વિગત માટે તેણે એક મહિના પહેલાનું છાપું જોયું. તેમાં ફરનાન્ડીસ ગૂમ થયાના સમાચાર જરા વિગતથી આપ્યા હતા. રણમલે તે બેવાર બહુજ ધ્યાનપૂર્વક વાંચી ગયો; અને પછી બોલ્યો:

"દાસભાઈ ! છાપામાં પ્રકટ થએલાં હેવાલ ઉપરથી આટલી વાત સમજી શકાય છે. ફરનાન્ડીસની ઉમ્મર લગભગ ૩૫ વરસની હતી. તેનો ગૃહસંસાર સુખથી ચાલતો હતો. તેની બૈરી એકંદર સારી લાગતી હતી અને તેનાં બે છોકરાં ભણતાં હતાં બેન્જામીન એન્ડ કંપનીમાં તે ૧૦ વરસથી નોકરી કરતો હતો. માસિક રૂ. ૧૫૦ નો પગાર મેળવતો હતો. ઉપરાંત કમીશન જૂદું માણસ પ્રમાણિક હતો-સીધે રસ્તે જનાર હતો. કોઇ પણ પ્રકારના વ્યસનથી રહિત હતો. ૧૦ થી ૧૨ વરસની નોકરીમાં તેણે સારી જેવી રકમ એકઠી કરી હતી. ઓછામા ઓછા રૂ. ૧૦ હજાર તો જરૂર તેની પાસે હશે. આવો સીધો, સુખી અને પ્રમાણિક માણસ એકાએક ગૂમ થાય અને મહીના દહાડા પછી તેનુ શબ મળી આવે એ અત્યંત આશ્ચર્યકારક બનાવ છે. આ વાતમાં નક્કી કંઇ ભેદ રહેલો છે. દાસભાઇ, એ ભેદનો ઉકેલ કર્યા વગર મને ચૈન પડશે નહિ. ૧૦ થવા આવ્યા છે, એટલે અહીંથી સીધો પ્રથમ તો તે ઓફીસમા જઇ તેના મેનેજરને મળીશ અને તેની પાસેથી કાંઈ ઉકેલ મળે છે કે કેમ તે જોઇશ આખાયે કેસનો ભેદ ખુલ્લો કર્યા પછી જ અહીં આવીશ, એટલે હમણાં બેચાર દહાડા મારી રાહ ન જોતા" આમ કહી રણમલ હેટ પહેરી વોકીંગસ્ટીક લઈ ઓફી

મમાથી બહાર પડયો ગુજરાતની આ વિરલ વ્યક્તિ તરફ હું એકીટશે જોઇ રહ્યો

( ૨ )

હોર્નબી રોડ ઉપર ભ્હાઇટવેયેડલોની બાજુમાં જ બેંજામીન એન્ડ કંપની આવેલી હતી આ કંપની જથ્થાબંધ અને છુટક દવાનો વેપાર કરતી હતી ઉપરાંત પ્રીસ્ક્રીપ્શન પ્રમાણે દવા તૈયાર કરી આપતી હતી. યુરોપીયનો અને પારસીઓ આ કંપનીના મુખ્ય ગ્રાહકો હતા, અને અમુક ખાસ દવાઓની એજન્સી કંપની હસ્તક હોવાથી તેનું વેચાણ તેનાજ દ્વારા થતું હતું.

રણમલ સીધો જઇ મેનેજરને મળ્યો અને કહ્યું: "તમારી સાથે જરા પાંચ મિનિટ ખાનગી વાત કરવાની છે."

મેનેજર નવા આવનારની રીતભાતથી જરા વિસ્મય તો પામ્યો; તોપણ સભ્યતાથી જવાબ આપ્યો "બોલો, શું કામ છે?"

"તમારી ઓફીસમાંથી ફરનાન્ડીસ નામનો માણસ આજથી એક મહીના પહેલા ગૂમ થઇ ગયો હતો અને હવે તેનું શબ મરવાના દરિયા કિનારેથી મળી આવ્યું છે. તમને આમાં કાંઇ ભેદ નથી લાગતો?" રણમલે મેનેજર તરફ દૃષ્ટિ તાકી રાખી.

"પણ તમે કોણ છો? અને આ વાત સાથે તમોને શો સંબંધ છે તે જાણ્યા પહેલાં હું તમારા સવાલનો જવાબ નહિ આપી શકું." મેનેજરે સખ્તાઇથી જવાબ આપ્યો.

"હું એક ડિટેક્ટીવની ઓફીસનો માણસ છું અને ધંધા તરીકે અમે ગુન્હાની શોધ કરીએ છીએ આ કેસમાં મને પ્રથમથી જ શંકા આવી, પણ પોલીસ કાંઇક પત્તો મેળવશે એમ માની અત્યાર સુધી તપાસ નહોતી કરી, પણ હવે તપાસ કર્યા વગર ચાલે તેમ નથી." રણમલે જવાબ આપ્યો

"પણ તમે કોના તરફથી આ ગુન્હાની તપાસ કરો છો? તેની બૈરી તરફથી?" મેનેજરે શંકા લાવીને પૂછ્યું

"ના. અમારી પોતાની મરજીથી. આ ગૂમ થવાનો અને પછી મૃત્યુ થવાનો ભેદ અમારે ઉકેલવો છે. મુંબાઇ જેવા શહેરમાંથી આવો એક આબરૂદાર અને સીધો માણસ ગુમ થાય અને મહીના દહાડા સુધી તેનો પત્તો ન લાગે એ તો નવાઇજ ને!"

મેનેજરને રણમલની વાતમાં શ્રદ્ધા આવી એટલે તેણે કહ્યું "હાં. બોલો તમારે શી માહિતી જોઇએ છે?"

"તમે ફરનાન્ડીસના સંબંધમાં કાંઇ વિશેષ જાણતા હો તે કહો"

" અમારે ત્યાં ૧૦ વરસથી કામ કરતો હતો તદ્દન સીધો ને ચાલાક માણસ. નિયમસર ઘેરથી નીકળી ઓફીસે આવે અને નિયમસર ઓફીસેથી નીકળી પાછો ઘેર જાય. ૧૦ વરસમાં તેના આવવા જવામાં અનિયમિતતા મેં કોઇ દહાડો જોઇ નથી. બહુ થોડા બોલો માણસ .પોતાના કામ સિવાય પારકી પચાત માં કદિ પણ પડવાની વાત નહિ. કરકસર વાળો પણ ખરો. સારી જેવી રકમ બચાવી હશે. ઇન્ડીઆ બેંકમાં પોતાનુ ખાતું રાખતો. "

" તેના કોઈ મિત્રો હતા ખરા કે ? " રણુમલે પૂછ્યું.

" મારા જાણવા પ્રમાણે કોઇ મિત્રો નહોતા. "

" ત્યારે કાંઇ પૈસાની મુશ્કેલીમાં આવી પડયો હતો ? "

" ના ના. ૧૦ હજાર તો બેંકમાં હતા. અને ઘરમાં માલમિલકત હતી તે તો જૂદી."

" પણ એ ૧૦ હજાર અત્યારે પણ બેંકમાં જ છે કે કેમ ? " રણુમલે આતુરતા દર્શાવી.

" ના. ગૂમ થયો તેના આગલા અઠવાડિયામાં ૮ હજારની ફીક્ષ્ડ ડિપોઝીટની મુદત પાકી જતી હતી, એટલે એટલી રકમ તેણે ઉપાડી લીધી હતી માત્ર ૨ હજાર ચાલુ ખાતામાં હતા અને હજી પણ છે. "

" ત્યારે એ ૮ હજારની રકમ તેણે કયાં નાખી ? " રણુમલે જીજ્ઞાસા દર્શાવી.

" એ વસ્તુ નથી સમજાતી, નથી એ રકમ બીજે કયાંય રોકી કે નથી તેની બૈરીને આપી કે ઘરમાં મૂકી તેમ તેના શબ ઉપરથી પણ એ રકમ મળી નથી આવી. " મેનેજરનો અવાજ જરા ધીમો પડતો હતો.

" ત્યારે તો એ ૮ હજાર ગૂમ થયા એમજ સમજવું રહ્યું ! " રણુમલે પૂછ્યું.

" અનુમાન તો એવું જ કરી શકાય. ૮ હજારની ખાતર કોઇ જાણભેદુએ તેનું ખૂન કર્યું હોવું જોઇએ, નહિતર ૮ હજાર લઇ તે કયાં જતો રહે ? " મેનેજરે પોતાનું અનુમાન દર્શાવ્યું.

" તો પછી એક મહીના સુધી શબ કયાં રાખ્યુ હશે ? એ પ્રશ્ન ઉભો રહે છે " રણુમલે શંકા દર્શાવી.

" હા એ શંકા તો ખરીજ એક મહીના સુધી કોઇ ગુપ્ત ઠેકાણે તેને છુપાવી રાખ્યો હોય અને પછી ખૂન કર્યું હોય તો બનવા જોગ છે. " મેનેજરે બીજું અનુમાન રજુ કર્યું.

" ગૂમ કેવી રીતે થયા તે કાંઈ જાણો છો ? " રણુમલે પૂછ્યું.

" જે દહાડે તે ગૂમ થયો તે દહાડે હમ્મેશની જેમ ઓફીસમાં નિયમસર આવ્યો હતો, અને સાંજના નિયમસર છુટયો હતો. સીધો ઘેર જવો જોઇતો હતો; તેને બદલે ઓફીસમાંથી નીકળ્યા પછી કયાં ગયો તેનો પત્તો નથી "

" તેની પાસે તે દહાડે શું શું હતું ? "

" કાંઇ જ નહિ હમ્મેશાં ચામડાની બેગ લાવતો તે બેગ સિવાય બીજુ કશુ જ નહિ "

" હવે માત્ર એકજ વધુ સવાલ પૂછી લઉ. તમારી ઓફીસમાં કયા સિપાઈ સાથે તેને વધારે કામ કાજનો પ્રસંગ આવતો હતો ? " રણુમલે ઉઠવાની તૈયારી કરવા માંડી.

" કેમ કાંઇ એના ઉપર શંકા લાવો છો ? "

" ના ના સવાલનો હેતુ બીજો છે. એ સિપાઇ કદાચ કાંઇ વધારે વાત જાણતો હોય. " રણુમલે ખુલાસો કર્યો.

" ઘીઠુ કરીને સિપાઇ છે, તે એનુ કામ કાજ કરતો હતો. પણ આજે તે બિમાર હોવાથી આવ્યો નથી. "

" સાહેબજી, માફ કરજો " કહી રણુમલ વીક્ટોરીયા ટરમીનસ ઉપર આવી ભાયખલાની ટીકીટ લઇ લોકલમાં બેઠો.

( ૩ )

દસ્તુર મેન્શનમાં ત્રીજે માળે એક ફ્લેટના બારણા આગળ ફરનાન્ડીસનું બોર્ડ વાંચી રણુમલે ઘંટ દાબી, કે તુરતજ એક ૧૨-૧૩ વરસની છોકરીએ આવી બારણું ઉઘાડયું. રણુમલને જોઇ તે જરા ગભરાઇ ગઈ હતી.

" તમારે કોનું કામ છે ? " છોકરીના પ્રશ્નમાં બેપરવાઇ અને તોછડાઇ બન્નેનું મિશ્રણ હતું.

" મીસીઝ ફરનાન્ડીસ ઘરમાં છે કે ? મારે તેમને જરા મળવુ છે " રણુમલે ઉત્તર આપ્યો. અને ચારે બાજુ નજર ફેરવી.

" કોણ છે અત્યારે ? શું કામ છે પુછી જોને ! " અંદરથી કોઇ બાઈનો ઘોઘરો અવાજ આવ્યો મીસીઝ ફરનાન્ડીસ હશે એમ રણુમલે અનુમાન કરી લીધું.

" તમારે શું કામ છે ? " છોકરીએ સામો પ્રશ્ન કર્યો.

" મારે જરા વાત કરવી છે મી. ફરનાન્ડીસ ગૂમ થયા છે તેના સબંધમાં."

" લ્યુસી, તેડી લાવ અંદર " અંદરથી ધીરેથી અવાજ આવ્યો.

રણુમલ અંદર ગયો. દિવાનખાના તરીકે તેમજ સુવાના ઓરડા તરીકે વપરાતા ઓરડામાં આરામખુરશીપર મીસીસ ફરનાન્ડીસ ઉદાસ મને બેઠી હતી રણુમલને જોઇ તેણે ખુરશી તરફ આંગળી કરી બેસવાનું કહ્યું.

" માફ કરજો. તમારા દુ:ખને તાજુ કરવા આવ્યો છું માટે માફ કરજો " રણુમલે સભ્યતાથી શરૂઆત કરી.

" બોલો, શું છે ? તમે કોણ છો ? " મીસીસ ફરનાન્ડીસ વાત ટુંકામાં જ પતાવવા માગતી હતી.

" મારૂં નામ રણુમલ. ગુન્હાઓની શોધ કરવાનું મારૂં કામ. તમારા ધણી એક મહીનાથી ગૂમ થયા તેનો આજ સુધી પત્તોજ મળ્યો નથી અને ત્રણ દિવસ પહેલા તેનું શબ મળી આવ્યુ છે. આમાં કાંઇ મને તો ભેદ લાગે છે. તમે શું ધારો છો ? " રણુમલે મુદ્દાની વાત કરવા માંડી.

" તે તમે પોલીસનાં માણસ છો ? "

" ના. અમે તો ખાનગી ધંધો કરનારા. "

" પોલીસથી કાંઇ ન વળ્યું, તો તમે શું કરવાના હતા ? " મીસીસ ફરનાન્ડીસે નિરાશા બતાવી.

" અમે અમારાથી બનતી મહેનત કરી જોઇશું. બીજું શું. પણ તમે આ ભેદ ઉપર પ્રકાશ પડે એવી કાંઇ માહિતી આપી શકો એમ છો ? " રણુમલે વાત કઢાવવા પ્રયાસ કર્યો

" દરરોજ ઓફીસેથી સાડા છ વાગે ઘેર આવી જતા, પણ શુક્રવારે વિલાયતની ટપાલ મોકલવાનો દિવસ હોવાથી લગભગ રાત્રિના ૧૦ વાગ્યે આવતા. દર શુક્રવારે રાત્રે ૧૦ થી ૧૧ ની વચ્ચે આવતા. "

રણુમલ આ હકીકત સાંભળી વિચારમાં પડી ગયો.

" ગૂમ થયા તેને આગલે અઠવાડિયે એંજીનીયર સાથે ઝઘડા ઉપાડી લીધી હતી, પણ તેની મને વાત કરી નહોતી મને તો એ વાતની પાછળથીજ ખબર પડી "

" તમે તેના શબને ઓળખી શક્યાં ખરાં કે ? "

" કેમ ન ઓળખુ ? પણ પાણીમાં બે ત્રણ દહાડા રહ્યું હોવાથી અને સમુદ્રનાં મોજાથી આમ તેમ અથડાયુ હોવાથી પુરૂ ઓળખી શકાય એવું નહોતું રહ્યું. પણ શરીર પરનાં કપડાં કાંઇ છાનાં રહે ! ઘેરથી

પહેરીને ગયા હતા એજ કપડાં. એજ એનો રેલ્વે પાસ, પાસમાં નામ પણ એનુંજ એજ એની ડાયરી બૂક બધુંજ એનું. પછી ભૂલ કેમ થાય ? " વાત કરતાં કરતાં મીસીસ ફરનાન્ડીસની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં

રણમલે જોઈ લીધું કે વિશેષ વાત જાણી શકાશે નહિ; છતાં એક પ્રશ્ન પૂછી જોયો·

" કોઈ સ્ત્રી તરફ એમનું ચિત્ત લાગેલું ખરૂં કે ? "

મીસીસ ફરનાન્ડીસ ગરમ થઈ ગઈ " હું બેઠી કોના તરફ ચિત્ત લાગવાનું હતું ? હું ક્યાં ઓછી સુંદર હતી ? તમે બી કેવો સવાલ પૂછો છો ? તેમ છતાં તમે કહો છો તેવું કાંઈ હોય તો હું જાણતી નથી. "

" એમનો છેલ્લો ફોટો હોય તો આપોને "

મીસીસના કહેવાથી છોકરીએ છેલ્લા ફોટાની એક નકલ આપ્યા પછી મીસીઝ ફરનાન્ડીસને તકલીફ આપ્યા બદલ તેમની માફી માગી રણમલ ત્યાંથી રવાના થયો.

આટલી ટુકી વાતચીતમાં તે જાણી શકયો કે મીસીઝ રૂપાળી નહોતી એટલુંજ નહિ, કાળી અને બેડોળ પણ હતી અને વધારામાં તેનો સ્વભાવ ચીડીયો હતો ફરનાન્ડીસને આવી સ્ત્રીથી સંતોષ ન થયો હોય એ બનવા જોગ છે. પણ તેટલા ખાતર શું તે આપઘાત કરે, અગર તો નાસી જાય ? અને જાય તો ક્યાં જાય ? વળી રૂ. ૮ હજાર ક્યાં નાખે ? ભેદ ઉકેલાવાને બદલે વધુ ઊંડો બનતો જાય છે.

તે બાકીનો દિવસ રણમલે હરવા ફરવામાં અને મિત્રોને મળવામાંજ પસાર કર્યો બીજે દહાડે લગભગ એક વાગ્યે તે બેંજામીન એન્ડ કો. માં પહોંચી ગયો અને પીંડુ સિપાઈને બોલાવી કાઢયો. તેણે તેને પાસેના રેસ્ટોરામાં ટીફીન વખતે આવવા કહ્યું અને પોતે થોડી વાર આમ તેમ ફરી ટીફીનના સમય પહેલાં રેસ્ટોરાંમાં જઈ બેઠો.

બરાબર દોઢને પાંચ મિનીટે પીંડુ અંદર આવ્યો. રણમલે તેને આવતો જોઈ પોતાની પાસે બોલાવ્યો; અને નાસ્તા માટે કેટલીક ચીજોની વરદી આપી

દરમ્યાન રણમલે વાત શરૂ કરી·

" પીંડુ, ફરનાન્ડીસ એકાએક ગૂમ થયો તેનું રહસ્ય મારે જાણવું છે. મેં સાંભળ્યું છે કે ઓફીસમાં તેનું કામકાજ તું જ મોટે ભાગે કરતો હતો, તને બીજાઓના કરતાં વધારે માહિતી હશે. આ ભેદ ખુલી જાય એવી હકીકત તું જાણતો હોઉ તો કહે. તને તેથી ગેર લાભ તો નથી જ, ઉલટો લાભ થશે. " આટલું બોલી રણમલ પીંડુ, સામે જોઈ રહ્યો.

" હા. શેઠ, મારી સાથે એ કોઈ કોઈ વાર બેંકમા નાણું મોકલાવતા, ઉપાડતા અને એવું પરચુરણ કામકાજ કરાવતા હતા. પણ તેના ખાનગી જીવનની મને કાંઈ ખબર નથી. " પીંડુએ ઠાવકું મોઢું રાખી જવાબ આપ્યો. પણ રણમલને ખાત્રી થઈ નહિ.

" પણ, ફરનાન્ડીસના જીવનમાં એક બાબત બહાર આવી છે, તેનો ખુલાસો મળે તો આ ભેદ ઉપર થોડો ઘણો પ્રકાશ જરૂર પડે " રણમલે વાત આગળ ચલાવી.

એટલામાં બોય આવી મંગાવેલી ચીજો બન્નેની સામે મૂકી ગયો. તેને ઇન્સાફ આપવાનું કહેતાં રણમલે પીંડુ તરફ અર્થસૂચક દ્રષ્ટિ ફેંકી ! બન્ને આવેલી ચીજોને ઇન્સાફ આપવા લાગ્યા.

" એવી કઈ બાબત છે ? મને માહિતી હશે તો હું જરૂર કહીશ " પીંડુએ ઉત્તર આપ્યો.

" તમારી ઓફીસના મેનેજરનું એમ

કહેવું છે કે તે દરરોજ નિયમિત ઓફીસે આવતા અને બરાબર ૭ વાગ્યે ઘેર જતા; ઓફીસમાંથી સીધા ઘેર જતા. પણ તેની બૈરીનું કહેવું એમ છે કે તે દરરોજ નિયમિત ઘેર આવતા હતા, પણ શુક્રવારે મેલ રવાના કરવાનો દિવસ હોવાથી રાત્રિના ૧૦ વાગ્યે અથવા કોઈવાર ૧૧ વાગ્યે પણ આવતા હતા. હવે ઘોડુ, એક વાત એ છે કે શુક્રવારે તે ઓફીસમાંથી નીકળી ઘેર જતા નહોતા, પણ કોઈ અન્ય સ્થળે જતા હતા. એ ક્યાં જતા હતા તેનો જો પત્તો મળે તો આ ભેદ કાંઈક ઉકલે ખરો. તું કાંઈ આ વાતનો ખુલાસો કરી શકે એમ છે ?

ઘોડુ વિચારમાં પડી ગયો; પણ બોલ્યો નહિ.

' કેમ બોલતો નથી ? શું તેમને કોઈ સ્ત્રી સાથે ઓળખાણ હતી ?" રણમલે અટકળ બાંધી. " સાચી વાત કરવા માટે લે આ બક્ષીસ. " આમ કહી રણમલે તેના હાથમાં રૂ ૫) ની નોટ મૂકી

નોટ જોઈ ઘોડુ ચમક્યો; મનમાં ખુશી થયો અને કહેવા લાગ્યો

" જુઓ શેઠ હુ ક્યાંક ફસાઈ ન જાઉં ! "

" આમાં ફસાઈ જવાની વાત જ નથી. આ તો આ કેસનો મારે ઉકેલ લાવવો છે, એટલે મેં મહેનત કરવા માંડી છે ઉલટું આ તો સારું કામ કહેવાય " કહી રણમલે બે આના પાનની વરદી આપી

ઘોડુએ આમ તેમ નજર ફેરવી, પોતાની વાત કોઈ સાંભળતું નથી ને એની ખાત્રી કરી તેણે ધીમેથી કહેવા માંડ્યું:

" જુઓ, શેઠ, આ સામેની બીલ્ડીંગમાં એક યુરોપીયન ફર્મ જેન-જોન ડગ્લાસ એન્ડ કંપની, એ કંપની એક્સ્પોર્ટ-ઇમ્પોર્ટનું કામ કરે છે. તેમાં લીઝી કરીને એક ટાઈપીસ્ટ છે. એ ટાઈપીસ્ટ ઉપર ફરનાન્ડીસ કોઈ કોઈ વાર ચિઠ્ઠી લખતા હતા; અને હુ તે ચિઠ્ઠી તેને આપી આવતો હતો. "

રણમલને શુક્રવારની ગેરહાજરીનું કારણ સમજાવા લાગ્યું. તેણે પૂછ્યું: ' તેં કેટલીક વાર ચિઠ્ઠી આપી હશે ? "

" છેલ્લા છએક મહીનાથી આપું છું. આશરે ૧૦-૧૨ વાર આપી હશે "

" શા માટે એ ચિઠ્ઠી લખતા હતા ? એ બન્ને વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ હતો ખરો ? "

" ના, શેઠ મને તેની ખબર નથી. હું તો માત્ર ચિઠ્ઠી જ પહોંચાડતો. બન્નેને સાથે મેં કદિ જોયાં નથી. "

" ઘોડુ ! " રણમલે કહ્યું. " કદાચ તારી માહિતી આ ભેદ ઉકેલવામાં મદદ રૂપ થઈ પડે " આમ કહી બીલ ચૂકવી બન્ને જણા બહાર નીકળ્યા અને રણમલ સીધો જોન ડગ્લાસ એન્ડ કુંપનીમાં ગયો.

કુંપનીના મેનેજરને મળી પોતાના આગમનનું કારણ ટુંકામાં જણાવી રણમલે પૂછપરછ કરવા માંડી. " લીઝી કરીને તમારે ત્યાં કોઈ ટાઈપીસ્ટ છે કે ? "

" ના. અત્યારે એ નામની કોઈ ટાઈપીસ્ટ નથી. પણ આશરે એક મહીના પહેલાં હતી. તે રજા લઈને અહીંથી બરાબર એક મહીના પહેલાં ગઈ છે. " મેનેજરે ખુલાસો કર્યો

રણમલે ચોક્કસ તારીખની તપાસ કરી તો જણાયું કે જે દહાડે ફરનાન્ડીસ ગુમ થયો હતો તેજ દહાડેથી લીઝી પણ રજા ઉપર ગઈ હતી

" અને લીઝી પાછી રજા ઉપરથી નથી આવી કે ? "

" ના. "

" ત્યારે તેનો ગયા પછી કોઇ કાગળ છે કે નહિ ? "

" હા હમણાજ બે ત્રણ દિવસ અગાઉ તેનો કાગળ છે. તેમાં તેણે વધુ રજા મગાવી છે "

લીઝીનો કાગળ છે એટલી માહિતી મળતાં રણમલના આનંદનો પાર રહ્યો નહિ અને એ આનંદનાં ચિન્હો તેના મુખ ઉપર સ્પષ્ટ દેખાતાં હતાં.

" એ કાગળ તમે સાચવ્યો છે કે કેમ ? મને જરા બતાવશો ! " રણમલે કાગળ જોવાની અભિરાઇ બતાવી.

મેનેજરે પોતાના હેડકલાર્કને બોલાવી પત્રવ્યવહારની ચાલુ ફાઇલ મગાવી તેમાંથી તાજેતરમાં આવેલો કાગળ કાઢી રણમલને બતાવ્યો.

રણમલ કાગળ ઉતાવળેથી વાંચી ગયો. અક્ષરો સુંદર હતા. કોઇ સુશિક્ષિત ઓના હતા તેમાં માત્ર વધુ રજાની માગણી કરી હતી. પણ જે વાત રણમલ જાણવા માગતો હતો તે વાત મથાળે સ્પષ્ટ હતી બસ ! પત્તો મળી ચૂકયો ! હવે બધોયે ઘાટ સમજાઇ ગયો. આખી વસ્તુસ્થિતિ રણમલને સમજાઇ. વાતની એક પછી એક કડી નક્કી થઇ ગઇ. તે આનંદમાં આવી ગયો અને ' સાહેબજી ' કરી મેનેજરની રજા લઇ ચાલતો થયો.

( ૪ )

બીજે દહાડે રણમલ પૂનાની મર્ડન હોટેલના મેનેજર સાથે કાંઇક ધીમેથી પૂછ પરછ કરી રહ્યો હતો, એવામાં ત્યાંથી એક ખ્રીસ્તી યુગલ પસાર થયુ. રણમલ સ્ત્રી અને પુરુષ બન્ને તરફ તાકીને જોઇ રહ્યો પછી પોતાના ગજવામાંથી એક ફોટોગ્રાફ કાઢી ખાત્રી કરી જોઇ. બન્નેનો ચહેરો એક સરખો ન હતો.

રણમલ તેમની પાછળ પાછળ ગયો. બન્ને જણાં બંડ ગાર્ડન્સમાં ફરવા જતાં હતાં. રણમલ તેની પાછળ હતો. બંડગાર્ડન્સમાં જઇ એકાંત સ્થળમાં લીલા ઘાસ ઉપર બન્ને જણા બેઠાં. આસપાસ કોઇ હતું નહિ બન્ને પોત પોતાની મસ્તીમાં મસ્ત હતાં.

રણમલ એકાએક ત્યાં જઇ ચઢયો અને બન્નેની સામે તાકી રહ્યો બન્ને જણાં ચમકયાં અને આવનાર સામે જોઇ રહ્યાં.

" હલ્લો ! મી. ફરનાન્ડીસ તમેજ કે ? " રણમલ ધીમેથી પણ મક્કમતાથી બોલ્યો.

' ફરનાન્ડીસ ' શબ્દ સાંભળતાં પેલો માણસ ચમકી ગયો અને પેલી યુવતી પણ જરા ભયભીત બની ગઇ. શો જવાબ આપવો તે પેલા માણસને સૂઝ ન પડી. તે ગભરાઇ ગયો.

" ગભરાવાની જરૂર નથી પણ તમે ફરનાન્ડીસ ખરા કે નહિ ? અને આ લીઝી ખરી કે નહિ ? કેમ મારૂં અનુમાન ખરૂં છે કે ખોટું ? "

બન્ને વિશેષ ગભરાયાં લીઝી ફરનાન્ડીસ ની સોડમાં ભરાવા લાગી.

આખરે હિમ્મત એકઠી કરી ફરનાન્ડીસ બોલ્યો " તમે કોણ છો ? અને અમારૂં શું કામ છે ? શા માટે અમારી પાછળ પડયા છો ? અહીં તો નિરાંતે બેસવા દો. અમે કયાં કોઇનું બુરૂ કર્યું છે ! "

" ભલા માણસ, હું તમારી પાછળ પડયો નથી તમે ખુશીથી નિરાંતે રહો. તમારા સુખમાં આડખીલી નાખવાનું કામ મારૂં નથી. મારે તો માત્ર ફરનાન્ડીસનો પત્તો મેળવવો હતો, તે મળી ગયો એટલે બસ

પણ મી. ફરનાન્ડીસ તમને વાંધો ન હોય તો તમે ગૂમ થયા ત્યાર પછીની બધી હકીકત મને કહી દો. હું કાંઇ છુપી પોલીસનો માણસ નથી તેની ખાત્રી રાખજો "

ફરનાન્ડીસને રણમલના કહેવામાં શ્રદ્ધા આવી હોય કે નહિ, છતાં તેણે વાત કહેવા માંડી

" જુઓ સાહેબ, વાત એમ છે કે મારી બૈરીનો સ્વભાવ મને ગમતો નહોતો એના રોજના કલેશ અને કંકાસથી તેમજ ' આ લાવોને તે લાવો ' એવી માગણીથી હું કંટાળી ગયો હતો પ્રેમથી વાતો કરવામાં અને મને આનંદ આપવામાં તો તે કાંઇ સમજતીજ નહોતી. ટુંકામાં મારૂં જીવન રસ વગરનું થઇ પડયું હતું. એટલામાં મને આ લીઝીનો ભેટો થયો. હું તેના તરફ આકર્ષાયો અને તે મારા તરફ આકર્ષાઇ અને તેની સોબતમાં આનંદ મળવા લાગ્યો મારૂં જીવન જ બદલાઇ ગયું " આટલું કહી તેણે લીઝી તરફ જોયું અને લીઝીએ સમ્મતિ દર્શક માથું હલાવ્યું.

" પછી તો શુક્રવારે મેઇલ ડે હોવાનું મે બહાનું શોધી કાઢયું અને એ રીતે દર શુક્રવારે સાંજના ૭ થી ૧૦-૧૦।। સુધી અમે સાથેજ રહેવા લાગ્યા. મારાથી લીઝીને પરણી શકાય તેમ તો નહોતું. એટલે અમે બન્નેએ નાસી જવાનો વિચાર કર્યો. તે સાંજે અમે બન્ને મુંબઇથી નીકળી મલાડ આવ્યાં અને ત્યાંથી બીજે દહાડે મરવામાં જઇ એક મકાન ભાડે રાખી રહેવા લાગ્યા. એક મહીના એ પ્રમાણે વીતી ગયા અને મારા ગૂમ થવાના સમાચાર છાપામાં આવી ગયા અને ભૂલાઇ પણ ગયા. એ સમાચાર વાંચી અમે બન્ને ખૂબ હસયા હતાં. પછી તો અમે સાવ નચિંતજ હતાં. એક દહાડો સાંજે કોઇ માણસનું કોહી ગયેલું શબ દરિયા કિનારે અમે જોયું અને મને એક યુક્તિ સુઝી આવી. લીઝી તો ના પાડતી હતી, પણ મે તે પ્રમાણે અમલ કરી નાખ્યો. મારાં કપડાં, નોટબુક વગેરે પેલા શબને પહેરાવી દીધાં અને તેનાં કપડાં કાયમ દાટી દીધાં વળતે દહાડે ફરનાન્ડીસનું શબ હાથ લાગ્યાના સમાચાર બહાર આવ્યા અને છાપાંમાં પણ છપાયા, પણ મને લાગ્યું કે હવે મરવામાં રહેવું થોડા વખત માટે જોખમ ભર્યું છે. કદાચ કોઇ તપાસ કરવા આવે અને નજરે પડીએ તો પકડાઇ જઇએ, એટલે વળતેજ દહાડે અમે અહીં આવી રહ્યા. એકાદ મહીનો આંહી રહી પાછાં ત્યાં જઇ કાયમને માટે રહીશું, જો તમે કાંઇ અડચણ ઉભી નહિ કરો તો " આટલું કહી તે રણમલ તરફ દયામણે ચહેરે જોઇ રહ્યો. લીઝી પણ કરગરતી હોય એવો દેખાવ કરી રહી.

" ચાલો, સાહેબજી ! ભલા માણસ, બૈરી છોકરાંનો તો કાંઇક વિચાર કરવો હતો ! મારે તો આ વાતનો ભેદ ઉકેલવો હતો, તે ઉકલ્યો એટલે પત્યું !" આમ કહી રણમલ ત્યાંથી ચાલતો થયો.

વળતે દહાડે ઓફીસમાં આવી તેણે મને આખીયે વાત કહી સંભળાવી ત્યારે અમે બન્ને હસી હસીને થાકી ગયા, અને ફરનાન્ડીસની અક્કલનાં વખાણ કરવા લાગ્યા.

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ( ઉત્તરાર્ધ )

### વાર્તાના પૂર્વાર્ધનો સાર

[ પ્રયાગના એક મધ્યમસર સ્થિતિના ગૃહસ્થ દીનદયાળની એકની એક પુત્રી જાલપાના લગ્ન દયાનાથના પુત્ર રમાનાથ સાથે કરવામાં આવ્યા હતા. જાલપાને બચપણથીજ ઘરેણાંનો ભારે શોખ હતો. અને પરણીને સાસરે આવ્યા પછી પણ એ શોખ કાયમ રહ્યો હતો. રમાનાથના પિતાની સ્થિતિ છેક સામાન્ય હતી. લગ્નને અંગે કેટલુંક દેવું પણ થઇ ગયું હતું, છતાં પોતાની સ્ત્રી જાલપા આગળ તે એ વાત ઢાંકી રાખતો અને પોતાના પિતાની પાસે સારી રકમ છે એવી બડાશ માર્યા કરતો હતો. લગ્નમાં વહુને આપવા માટે આણેલાં ઘરેણામાં રૂપૈયા શરાફને આપવાનો વાયદો વીતી ગયો અને છેવટે બાકી રહેલી રકમના ઘરેણાં પાછાં લેવાની કબુલાત લઇનેજ શરાફ ઝંપ્યો. વહુને આપેલાં ઘરેણાં વહુ પાસેથી માંગી લેવાનું દયાનાથે રમાનાથને કહ્યું, પણ રમાનાથમાં એટલું સ્પષ્ટ બોલી ઘરની સાચી સ્થિતિ પોતાની સ્ત્રી આગળ રજુ કરવાની હિંમત નહોતી. તેનું મિથ્યાભિમાન પ્રબળ હતું. આખરે તેણે ઘરેણાં ચોરી લેવાનો નિશ્ચય કર્યો અને તેનો અમલ પણ કરી દીધો. ઘરેણાં ચોરાયાથી જાલપાના મન ઉપર બહુજ માઠી અસર થઇ, તેના દુઃખનો પાર રહ્યો નહિ. છતાં એ ઘરેણાં રમાનાથે ચોર્યાં છે એવો તેને જરાપણ વહેમ ગયો નહિ. પણ પોતાના સસરા પાસે સારી રકમ છે છતાં નવાં ઘરેણાં શા માટે નથી લઇ આપતા તેની તેને સમજ પડી નહિ. ઘરેણાં વગર જાલપા સીઝાવા લાગી અને આખરે રમાનાથને કેટલીક મહેનત પછી સરકારી કોઠીમાં રૂ. ૩૦ ની નોકરી સ્વીકારવી પડી. પૈસાની જરૂર હોવાથી અને જાલપાને ખુશી રાખવાના વિચારથી રમાનાથે આ જગ્યાએથી પગાર ઉપરાંત મળે તેવી બક્ષીસ લેવા માંડી, એટલે તેની આવક પણ વધી ગઇ તેમ તેનું ખર્ચ પણ વધતું ગયું. બીજી બાજુથી જાલપા પણ પોતાની સહીયરોમાં હરવાફરવા અને ચા પાર્ટીમાં સારી રકમ ખર્ચવા લાગી. જાલપાનો આભૂષણનો પ્રેમ જે અત્યાર સુધી દબાઈ રહ્યો હતો તે પાછો બહાર આવ્યો અને જાલપાની ઇચ્છાને સંતોષવા રમાનાથે ઉધાર આભૂષણ ખરીદ્યાં. જાલપા હાર અને શીશફુલ લેઇ સ્તબ્ધ બની ગઇ, તેના આનંદની સીમા રહી નહિ પણ જાલપાની વૃત્તિ આભૂષણ માટે વધારે તત્પર બની અને એક દહાડો એ વૃત્તિને વશ થઇને તેમજ પોતાના નબળાપણાથી રમાનાથને સાતસો રૂપીઆમાં કંકણ અને એરીંગ જાલપા માટે લેવાં પડયાં. પણ રૂપૈયાનું ઠેકાણું નહોતું. જાલપા નવા મહિલા સમાજમાં દાખલ થઇ, તેનું ખર્ચ વધવા લાગ્યું. અને ઘરેણાંના દામ ચૂકવવાનું રમાનાથથી બનતું નહોતું. અધુરામાં પૂરું રમાનાથે ૧૫૦ રૂપીઆનાં સાડી, જોડા અને ઘડિયાળ ખરીદ્યાં. એવામાં જાલપાને ઇન્દુભૂષણ વકીલની સ્ત્રી રતન સાથે ઓળખાણ થયું. રતનને

જાલપાનાં કંકણ ગમી જવાથી એવાં કંકણ બનાવવા માટે રમાનાથને રૂ. ૭૦૦ અગાઉથી આપ્યા આ રૂપીયા રમાનાથે શરાફને લેણા પેટે આપ્યા અને કંકણ બનાવવાની બરદી આપી, પણ શરાફે હા, હા, કહી વખત કાઢવા માંડયો આખરે રતન આવા વાયદાથી કંટાળી ગઈ અને તેણે રૂપીયા પાછા માગ્યા. રમાનાથ પાસે રૂપીયા કયા હતા ? હવે શું કરવું ? સાચી વાત કરવાની તેનામાં હિમ્મત નહોતી આખરે રતનના રૂપીયા પાછા આપવા માટે બીજો કોઇ માર્ગ નહીં મળવાથી રમાનાથે કચેરીની પોતાના હસ્તકની એક દિવસની રોકડ ઘેર આણી અને તેની ગેરહાજરીમાં જાલપાએ એ રકમ રતનને આપી દીધી રમાનાથની સ્થિતિ દયાજનક થઈ પડી કચેરીના રૂપીયા લાવવા કયાંથી ? તેણે શરાફના દલાલ પાસે માગણી કરી, પણ તે ક્યાંથી આપે ? તેના તો રૂપિયા હજુ બાકી લેણા હતા આઠસો ક્યાંથી પૂરા કરવા ? બસો જાલપાએ આપવાનું કહ્યું, પણ બીજા ક્યાંથી કાઢવા ? આખરે આઠસો રૂપીયા ભેગા ન કરી શકવાથી રમાનાથે કચેરીમાં જતા પહેલાં પોતાના ઓળખીતા રમેશબાબુને કહ્યું કે મારી પાસેથી ખીસામાંથી રૂ. ૩૦૦ ની નોટો કોઇએ કાઢી લીધી છે રમેશબાબુએ આ વાત માની નહિ અને રમાનાથને સાંજ સુધીમાં રૂ. ૩૦૦ હાજર કરવાની તાકીદ કરી રમાનાથ માત્ર રૂ. ૫૦૦ એકઠા કરી શકયો વધુ કયાંયથી મળે એમ નહોતું શરાફો ઉલટા લેણી રકમ માટે ઉઘરાણી કરવા ઘેર આવ્યા. રમાનાથનું મગજ અસ્થિર બની ગયું, ભમી ગયું. તે અત્યંત મુંઝાયો, પણ પોતાની સ્ત્રી કે પિતાની આગળ સાચી વાત કહેવાની હિમ્મત ચાલી નહિ બીજો કોઇ માર્ગ ન સૂઝવાથી કે રહેવાથી તેણે જાલપા ઉપર પોતાની સાચી સ્થિતિ દર્શાવનારો પત્ર લખ્યો અને તેમાં તેનાં એક બે ઘરેણાં વેચીને પણ રૂ. ૩૦૦ ની માગણી કરી આ પત્ર આપવો કે ન આપવો તે વિષે તેના મનમાં ગડમથલ થતી હતી. એવામાં જાલપાએ પૈસા લેવાના આશયથી તેના ખીસામાં હાથ નાખતાં કાગળ મળી આવ્યો કાગળ રમાનાથે પાછો માગ્યો, પણ જાલપાને વહેમ પડતાં તે તેણે તેને ન આપતાં ખોલીને વાંચવા માંડયો. બસ રમાનાથ ત્યાં ક્ષણભર રોકાયા વગર ઝપાટાબંધ ચાલી નીકળ્યો. સીધો સ્ટેશન ઉપર ગયો અને એમને એમ ટીકેટ લીધા વગર ગાડીમાં ચઢી બેઠો. ગાડીમાં તેને કલકત્તામાં રહેતા દેવીદીન નામના વૃદ્ધ માણસનો ભેટો થયો. આ વૃદ્ધે રમાનાથ તરફ દયા લાવી તેનું ભાડું ચૂકવી આપ્યું અને પછી બન્ને વચ્ચે ઓળખાણ થતાં તે તેની કફોડી અને નિરાધાર સ્થિતિ જોઇ કલકત્તામાં પોતાને ઘેર તેડી ગયો કાગળ વાંચ્યા પછી તુર્ત તો જાલપાને રમાનાથ ઉપર કોપ ચઢયો, પણ પછી તેને કાંઇક શંકા આવવાથી તેણે કચેરીમાં તપાસ કરી; પણ રમાનાથ ત્યાં નહોતો. રમેશબાબુએ ખરી સ્થિતિ જણાવવાથી જાલપાએ ઘેર જઇ પોતાનો હાર ને એક રતોનિયા વેચી નાખ્યો અને ત્રણસો રૂપીયા કચેરીમાં ભરી દીધા સાંજ પડી, રાત પડી, બીજો દિવસ થયો પણ રમાનાથનો પત્તો નહોતો તે નાસી ગયો હશે એમ બધાએ માની લીધું અને તે પાછો આવે તેમજ તેને માથે સરકારી દેણું નથી એવી જાહેરખબર દયાનાથે છાપાઓમાં છપાવી પણ રમાનાથ પાછો ફર્યો નહિ. જાલપાની નિરાશાનો પાર નહોતો. તેણે રતનને કંકણ વેચી લેણદાર શરાફને આપવા રૂપીયા દયાનાથને આપી દીધા આ પ્રસંગ પછી જાલપાને સુંદર વસ્ત્રાભૂષણ અને સાધનો તરફ અત્યંત તિરસ્કાર આવતો તે એક દહાડો એ બધી સામગ્રી પેટીમાં મૂકી ગંગાના જળમાં પધરાવી આવી. એ મોજશોખે જ તેને આટલી વિપત્તિમાં મૂકી હતી એમ તે માનતી હતી રમાનાથને કલકત્તામાં દેવીદીનને ત્યાં રહ્યે તેને બે મહીના વીતી ગયા. દેવીદીન અને તેની સ્ત્રી રમાનાથને ઠીક ઠીક ચાહતાં હતાં. દેવીદીનના પૂછવાથી રમાનાથે પોતાના પૂર્વજીવનની કેટલીક હકીકત તેને સંભળાવી, પણ સાવ સ્પષ્ટ વાત કરી નહોતી દેવીદીને પણ પોતાના પૂર્વજીવનની વાત રમાનાથને કહી હતી દેવીદીન નવરાશના વખતમાં રમાનાથ પાસેથી અંગ્રેજી શીખતો હતો એક દહાડો દેવીદીને રમાનાથને પ્રયાગ આવવાની સૂચના કરી. માઘસ્નાન પ્રસંગે પોતે જાય તેની સાથે તેણે પણ આવવું રમાનાથે પહેલાં તો હા પાડી, પણ પકડાઈ જવાની અને ઘરનાં માણસો આગળ શું મોઢું લઇ જવું એની શરમથી તેણે છેવટે ના પાડી દીધી. ]

—હવે આગળ વાંચો—

૧

કેટલાક દિવસ બાદ આઠેક વાગ્યે રમાનાથ પુસ્તકાલયમાંથી પાછો ફરી રહ્યો હતો. ત્યાં રસ્તામાં યુવકો શેતરંજના કોઈક કોયડાની વાતચીત કરતા મળ્યા. એ કોયડો અહીંના એક હિન્દી દૈનિક પત્રમાં છપાયો હતો અને એનો ઉકેલ કરનારને પચાસ રૂપીયા ઈનામ આપવાનું વચન આપવામાં આવ્યું હતું કોયડો અસાધ્ય જેવો લાગતો હતો. કાંઈ નહિ તો એ યુવકોની વાતચીત ઉપરથી એવું જ લાગતુ હતું. એ પણ માલમ પડયું કે અહીંના બીજા કેટલાયે શેતરંજખેલાડીઓએ એ ઉકેલવાનો અત્યંત પ્રયત્ન કર્યો પરન્તુ કાંઈ પત્તો લાગ્યો નહિ હવે રમાનાથને યાદ આવ્યુ કે પુસ્તકાલયમાં એક પત્ર ઉપર ઘણા માણસો ઝૂકી રહ્યા હતા અને આ કોયડાની નકલ કરી રહ્યા હતા જે આવતું હતું તે બે ચાર મીનીટ સુધી તે પત્ર જોઈ લેતુ હતુ. હવે માલમ પડયુ કે વાત આમ હતી.

રમાનાથને આ લોકોમાંથી કોઈની સાથે પરિચય ન હતો; પરન્તુ આ કોયડો જોવાને તે એટલો બધો ઉત્સુક થઈ રહ્યો હતો કે તેનાથી પૂછયા વિના રહેવાયું નહિ. તે બોલ્યો: "તમારામાંથી કોઈની પાસે એ કોયડો છે ?"

એક કાગળીઓટલા માણસને કોયડાની વાત પૂછતો સાંભળી, યુવકો સમજ્યા કે એ કોઈ ધૂર્ત હશે એક જણે ઉપેક્ષાથી કહ્યું. "હા, છે તો પરન્તુ તમે જોઈને શુ કરશો ? અહીં તો બલ્લાગના ગોથાં ખાઈ રહ્યા છે. એક મહાશય, જે શેતરંજમાં પોતાનું કાંઈ બાકી રાખતા નથી, તે તો આ કોયડો ઉકેલનારને પોતાના તરફથી સો રૂપીયા આપવા તૈયાર થયા છે."

બીજો યુવક બોલ્યો "દેખાડતા કેમ નથી ? કોણ જાણે બિચારો ઉકેલી શકે; કદાચ એને સમજ પડી જાય."

આ પ્રેરણામાં સજ્જનતા ન હતી, વ્યંગ હતો એમાં એ ભાવ છૂપાયો હતો કે અમને બતાવવામાં કાંઈ વાંધો નથી; જોઈને તારી આંખોને તૃપ્ત કરી લે. પરંતુ તારા જેવા ઉલ્લૂ એ સમજી જ શકવાના નથી, તો ઉકેલશે ક્યાંથી !

ઓળખાણ-પિછાનવાળી એક દુકાન પર જઈને તેમણે રમાનાથને કોયડો બતાવ્યો. રમાનાથને તરત યાદ આવ્યું કે આ કોયડો પહેલા ક્યાંક જોયો છે. એ ક્યાં જોયો હતો? તેનો તે વિચાર કરવા લાગ્યો.

એક યુવકે હાંસી કરી: "તમે તો એ ઉકેલી નાખ્યો હશે ?"

બીજો બોલ્યો: "હજી નહિ ઉકેલ્યો હોય તો એક ક્ષણમાં ઉકેલી નાખશે"

ત્રીજો બોલ્યો "જરા એક બે ચાલ બતાવો તો !"

રમાનાથે ઉત્તેજિત થઈને કહ્યુ. "આ કોયડો હુ ઉકેલી શકીશ એમ હુ નથી કહી શકતો, પરન્તુ આવો કોયડો મે એકવાર ઉકેલ્યો છે; અને સંભવ છે કે આને પણ હું ઉકેલી દઉં. જરા કાગળ પેન્સીલ આપો તો નકલ કરી લઉં"

યુવકોનો અવિશ્વાસ કાંઈક ઓછો થયો રમાનાથને કાગળ પેન્સિલ મળી ગયા. એક ક્ષણમાં તેણે કોયડાની નકલ કરી લીધી અને યુવકોનો આભાર માની ચાલવા માંડયુ. એકાએક પાછા ફરીને તેણે પૂછયું: 'જવાબ કોને મોકલવાનો છે ?"

એક યુવકે કહ્યું: "પ્રજામિત્રના સમ્પાદકને."

ઘરે પહોંચીને રમાનાથે એ કોયડા ઉપર ભેજું દોડાવવા માંડયું; પરન્તુ મહોરાની ચાલનો વિચાર કરવાને બદલે તે આ કોયડો ક્યાં જોયો હતો તેનો જ વિચાર કરી રહ્યો હતો. કદાચ, એ યાદ આવતાંની સાથે જ

એનો ઉત્સ્વ પણ સઝી જાય બીજા પ્રાણીઓની જેમ મસ્તક પણ કાર્યમાં તત્પર જ થઇને બદલાનુ શોધે છે. કોઇ આધાર મળવાથી જાણે કે બુટ્ટી મળી જાય છે. રમાનાથ અર્ધી રાત સુધી કોયડાની સામે બેસી રહ્યો. શેતરંજની મોટા મોટા ગુણુકો વાળી બાજીઓ એણે જે બેશી હતી તેના કોયડા તેને યાદ હતા; પરંતુ આ કોયડો ક્યાં જોયો ?

એટલામાં એની આંખ સામે વિજળી જેવો ચમકારો થયો. બોલાવથી સ્મૃતિ જાગૃત થઈ અરે ! રાજા સાહેબે 'આ કોયડો આપ્યો હતો. હાં, ઠીક છે. એક સામટા ત્રણ દિવસ સુધી બેણુ ચલાવ્યા બાદ એ કોયડો ઉકેલી શકાયો હતો કોયડાની નકલ પણ તે કરી લાવ્યો હતો. પછી તો તેને એક પછી એક ચાલ યાદ આવતી ગઇ. એક ક્ષણમાં કોયડો ઉકલી ગયો ! ઉલ્લાસમાં તેણે જમીન ઉપર એક બે ગુલાટો ખાધી, મૂછ ઉપર તાવ દીધો, આયનામાં મુખ જોયુ અને પછી ચારપાઇ ઉપર લેટી ગયો. આવી રીતે મહિનામાં એક કોયડો મળતો જાય તો પછી શું પૂછવું !

દેવીદીન હજી તો સગડી પેટાવી રહ્યા હતા, ત્યાં રમાનાથ પ્રસન્ન મુખથી આવીને બોલ્યો "દાદા, ' નવમિત્ર '–પત્રની ઓફિસ ક્યાં છે તે જાણો છો ? "

દેવીદીન "હું જાણતો કેમ નથી ! અહીં એવું કયું છાપુ છે કે જેનો પત્તો મને ખબર ન હોય ! ' પ્રજામિત્ર ' નો સંપાદક એક રંગીલો યુવક છે. હમેશાં તે મુખમાં પાન રાખે છે. મળવા જઇએ તો આંખોથી વાત કરે છે પરંતુ છે હિમ્મતવાળો માણસ બે વાર તો જેલ જઇ આવ્યો છે. "

રમાનાથ " આજે જરા ત્યાંસુધી જશો ? "

દેવીદીન વ્યાકુળતાથી બોલ્યો " મને મોકલીને શું કરશો ? હું નહિ જઇ શકું "

" કેમ બહુ દૂર છે ? "

" ના, દૂર નથી. "

" તો વળી શો વાંધો છે ? "

દેવીદીને અપરાધીઓના જેવા ભાવથી કહ્યુ. " વાંધો તો કાંઇ નથી, બુઢી ચોકાય છે હુ તેને વચન આપી ચૂક્યો છુ કે સ્વદેશી–વિદેશીના ઝઘડામાં નહિ પડુ, કોઇ છાપાંના કચેરીમાં નહિ જાઉં તેનું આપેલું ખાઉં છુ એટલે તેનો હુકમ પણ પાળવો પડશે. "

રમાનાથ મંદ હસીને બોલ્યો " દાદા ! તમે તો દિલ્લગી કરો છો મારું એક ઘણું જરૂરી કામ છે તેણે શેતરંજનો એક કોયડો છપાવ્યો હતો, અને તેના ઉપર પચાસ રૂપીયાનું ઇનામ છે. મેં એ કોયડો ઉકેલ્યો છે જો આજે છપાઈ જાય તો મને એ ઇનામ મળી જાય છાપાંની કચેરીમાં બહુધા પોલીસના માણસો આવે જાય છે એ ભય છે. નહિ તો હુ જાતે જ જાત. પરંતુ તમે નથી જતા એટલે લાચારીથી મારે જવું પડશે ઘણી મહેનતથી આ કોયડો ઉકેલ્યો છે આખી રાત જાગતો રહ્યો છુ. "

દેવીદીને ચિંતાતુર સ્વરે કહ્યું " તું ત્યાં જાય તે ઠીક નથી "

રમાનાથે હેરાન થઇને પૂછ્યુ " તો પછી ? શું ટપાલમાં મોકલું ? "

દેવીદીને એક ક્ષણ વિચાર કરીને કહ્યુ. " નહિ, ટપાલમાં શું મોકલે ! આખો કાગળ ક્યાંક આમતેમ થઇ જાય તો તારી મહેનત બરબાદ થઇ જાય રજીસ્ટર્ડ કરાવે તો વળી પરમદિવસે પહોંચશે, કારણ કાલે રવિવાર છે કોઇ બીજાએ જવાબ મોકલી દીધો તો ઇનામ તે મારી જશે. એમ પણ બની શકે કે છાપાંવાળો બેઇમાની કરી બેસે, અને

તારો જવાબ પોતાને નામે જાપીને રૂપીયા હજમ કરી લે "

રમાનાથે મ દેદમાં પડીને કહ્યુ: " હું જ જઇ આવીશ. "

" તને હુ નહિ જવા દઉં. કયાંક ફસાઇ બેસે તો? "

" એક દિવસ ફસાવાનું તો છે જ. કયાં સુધી છુપો રહીશ ? "

" પણ મરતાં પહેલાં શા માટે રડવુ કૂટવુ ? જ્યારે ફસાઇશ ત્યારે જોયુ જશે. લાવ હુ જાઉં છું. બુઢ્ઢી આગળ કંઇ બહાનું કાઢીશ અત્યારે મેલાપ પણ થશે. કચેરીમાં જ રહે છે પછી ફરવા ચાલી જશે તો દશ વાગ્યા પહેલાં પાછો નહિ આવે ! "

રમાનાથે ડરતાં ડરતા કહ્યું " તો દશ વાગ્યા બાદ જજો; ઉતાવળ શી છે ? "

દેવીદીને ઉભા રહીને પૂછ્યુ " એટલામાં કાંઇ બીજુ કામ આવી પડશે તો આ આજે રહી જશે. એક કલાકમાં તો પાછો આવી રહુ છું. હજી બુઢ્ઢીને આપતા વાર લાગશે "

એટલુ કહીને દેવીદીને પોતાની કાળી કામળી ઓઢી લીધી, રમાનાથ પાસેથી પત્ર લઇ ને તે ચાલી નીકળ્યો

જગ્ગો શાકભાજી અને ફળ લેવા બજારમાં ગઇ હતી અર્ધો કલાકમાં માથા ઉપર એક મોટી ટોપલી ઉચકીને તથા એક મોટો ટોપલો મજુરના માથા પર ઉચકાવીને તે આવી તે પરસેવાથી તરબોળ થઇ ગઇ હતી. તે આવતાં જ બોલી ' કયાં ગયા ? જરા બોજો નહિ ઉતારો ? ગર્દન તૂટી ગઇ "

રમાનાથે આગળ આવી ટોપલી ઉતરાવી ટોપલી એટલી ભારી હતી કે સંભાળતાં છતાં સંભાળાતી ન હતી.

જગ્ગોએ પૂછ્યુ " એ કયાં ગયા છે ! "

રમાનાથે બહાનુ કાઢ્યુ ' મને તો કાંઇ ખબર નથી, આ તરફ કયાંક ગયા હશે "

બુઢ્ઢીએ મજુરના માથા પરથી ટોપલો ઉતરાવ્યો અને જમીન પર બેસીને એક તૂટેલા પંખાથી પવન નાખતા બોલી " ચરસની ચોટ લાગી હશે, બીજુ શું ? હુ મરી મરીને કમાઉં અને એ બેઠા બેઠા મોજ ઉડાવે અને ચરસ પીએ "

રમાનાથ જાણતો હતો કે દેવીદીન ચરસ પીએ છે, પરંતુ બુઢ્ઢીને શાંત કરવા માટે તે બોલ્યો ! " શું ચરસ પીએ છે ? મે તો જોયુ નથી. "

બુઢ્ઢીએ પીઠની સાડી હટાવીને પંખાથી પવન નાખતાં કહ્યુ: " એનાથી કયો નશો છુટયો છે ? ચરસ એ પીએ, ગાંજો એ પીએ; શરાબ પણ એને જોઇએ; ભાંગ પણ જોઇએ, હા; હજી સુધી અફીણ નથી ખાધુ. શા રામ જાણે, ખાતા હોય તો; હુ કયાં બધે દેખતી રહું છુ ! ખાતા હોય તો કોણ જાણે મને તો એ વિચાર આવે છે કે કોણ જાણે આગળ શું થશે ! હાથમાં ચાર પૈસા હશે તો પારકા પણ આપણા થઇ જશે પરંતુ એ ભલા આદમીને તો એક રતિભર પણ ચિન્તા થતી નથી, કદિ તીરથ છે, કદિ કાંઇ તો કદિ કાંઇ, મારા તો ( નાક પર આંગળી રાખીને ) નાકમાં દમ આવી ગયો. ભગવાન ઉઠાવી લે તો આ કુસંગત છૂટી જાય ત્યારે યાદ કરશે લાલા ! ત્યારે કમાઇ કમાઇને મોજમજાહ ઉડાવવા દેનારી જગ્ગો કયાં મળશે ? ત્યારે જો લોહીના આંસુ ન પાડે તો મને કહેજો. ( મજુરને ) કેટલા પૈસા થયા તારા ? "

મજુરે બીડી સળગાવતાં કહ્યુ " બોજો જોઇ લો, માજી ગર્દન તૂટી ગઇ "

જગ્ગોએ નિર્દય ભાવથી કહ્યુ: " હા, હા, ગર્દન તૂટી ગઇ ! ઘણી સુકુમાર છે ને ? આ લે, કાલ પાછો આવી રહેજે "

મજુરે કહ્યુ: " આ તો બહુ ઓછા છે;

મારું પેટ પણ નહિ ભરાય." જગ્ગોએ બે પૈસા અને ઉપરથી થોડુંક આદુ આપીને તેને વિદાય કર્યો અને તે દુકાન સંભાળવા લાગી. એટલામાં તેને હિસાબની યાદ આવી ગઇ તેણે રમાનાથને કહ્યું. " ભાઇ, જરા આજનો ખરચો તો ટાંકી લે, બજારમાં તો જાણે આગ લાગી ગઇ છે. "

બુઢ્ઢી છાબડીઓમાં ચીજો ગોઠવતી જતી હતી, અને હિસાબ પણ લખાવતી જતી હતી આદુ, ટમાટા, કેળાં, પાલક, સતરાં ગોબી, બધી ચીજોનાં તોલ અને ભાવ તેને યાદ હતાં. રમાનાથ પાસે બે વાર એ વંચાવીને સાંભળ્યું, ત્યારે તેને સંતોષ થયો. આ બધાં કામોથી પરવારીને તેણે પોતાની ચલમ ભરી, બેસીને પીવા લાગી; પરંતુ તેના અન્દાજથી માલમ પડતું હતું કે તમાકુનો રસ લેવા માટે તે પીતી હતી નહિ, પરંતુ દિલને બહલાવવા માટે પી રહી છે. એક ક્ષણ બાદ તે બોલી, " બીજી સ્ત્રી હોત તો એમની સાથે એક ઘડીભર પણ નીભાયું ન હોત પ્રહર જેટલી રાત હોય ત્યારથી ચક્કીમાં જોડાઇ જાઉં છું તે રાત્રે દશ વાગ્યા સુધી દુકાન પર બેસી રહું છું ખાતાં પીતાં બાર વાગે છે, ત્યારે ચાર પૈસા દેખાય છે, અને હું જે કમાઉં છું તે એ નશામાં બરબાદ કરી નાખે છે સાત ઓરડામાં-સંતાડી રાખું છું, પરંતુ એમની નજર પહોંચી જાય છે, અને કાઢી લે છે કદિ એકાદ ચીજ કે વસ્ત્ર બનાવવાની લઉં છું તો તેની આંખોમાં અટકવા લાગે છે ટાપ્પાં મારી મારીને વીંધી નાખે છે લગવાને બેકરાઓનું સુખ ભોગ વવા દેવાનું નહિ ધાર્યું હોય, તો શું કરું ? છાતી ફાડીને મરી જાઉં ? માગવાથી તો મોત પણ મળતું નથી જો સુખ ભોગવવાનું જ લખ્યું હોત તો જુવાન બેટા શું ચાલી જાત ? અને આના હાથમાં મારી આ હાલત હોત ? એણે જ સ્વદેશીના ઝઘડામાં પડીને મારા બેટાઓનો જાન લીધો. આ ઓરડામાં આવ ભાઇ ! તને મગદળની જોડી બતાવું, બન્ને એ જોડી પાંચ પાંચસો હાથ ફેરવતા હતા "

અંધારા ઓરડામાં જઇને રમાનાથે મગદળની જોડી જોઇ એના પર વાર્નિસ હતું, સાફ સુંદર જાણે અત્યારેજ કોઇએ ફેરવીને મૂકયાં ન હોય !

બુઢ્ઢીએ સગર્વ નેત્રોથી જોઇને કહ્યું: " લોકો કહે છે કે આ જોડી મોટા બાબાજીને આપી દો. તને જોઇને દુઃખ થશે મેં કહ્યું, આ જોડી મારા બેટાઓની જુગલ જોડી છે એજ મારા બન્ને બેટા છે. "

બુઢ્ઢી પ્રતિ આજે રમાનાથને અસીમ શ્રદ્ધા જાગૃત થઇ. કેટલું પવિત્ર ધૈર્ય છે ! લાકડાના બે કકડાઓને જીવન પ્રદાન કરી દીધું એ કેટલી વિશાળ વત્સલતા ! રમાનાથે જગ્ગોને માયા અને લોભમાં ડુબેલી, પૈસા પર જાન દેવા વાળી, કોમળ ભાવોથી સર્વથા વિહીન માની હતી આજે તેને માલમ પડયું કે તેનું હૃદય કેટલું કોમળ, કેટલું સ્નેહમય, કેટલું મનસ્વી છે ! બુઢ્ઢીએ તેના મુખ તરફ જોયું, તો કોણ જાણે કેમ, તેનું માતૃહૃદય તેણે ગળે લગાવવા માટે અધીર થઇ ઉઠયું. બન્નેનાં હૃદય પ્રેમના સૂત્રમાં બંધાઇ ગયાં. એક બાજુ પુત્રસ્નેહ હતો, બીજી બાજુ માતૃશક્તિ જે માલિન્યે અત્યાર સુધી બન્નેને ગુપ્ત ભાવથી જુદાં કર્યાં હતાં, તે આજે દૂર થઇ ગયું.

બુઢ્ઢીએ કહ્યું: " હાથ મોં તો ધોઇ લીધાં હશે બેટા ! ઘણાં મીઠાં સંતરાં લાવી છું. એક લઇને ચાખ તો ! "

રમાનાથે સંતરું ખાતાં ખાતાં કહ્યું. " આજથી હું તમને મા કહીશ "

બુઢ્ઢીનાં શુષ્ક, જ્યોતિહીન, ઠંડાં અને

કૃપણ નેત્રોમાંથી મોતી જેવા બે બિન્દુ ટપકી પડયાં.

એટલામાં દેવીદીન ધીમા પગલે આવીને ખડો થઇ ગયો બુઢ્ઢીએ તડપી જઇને પૂછ્યુઃ "આ સવારમાં સરકારની સ્વારી કયાં ઉપડી હતી?"

દેવીદીને સરળ ભાવે કહ્યું· "કયાંય નહિ; જરા એક કામે ગયો હતો."

"શું કામ હતું? હું યે જરા જાણું તો ખરી. મારે સાંભળવા લાયક છે કે નહિ?"

"પેટમાં દુઃખતું હતું એટલે વૈદજી પાસે ચૂરણ લેવા ગયો હતો."

"જુઠ્ઠા છો તમે. તમને ન ઓળખતા હોય તેને ઉડાવો. તમે ચરસની શોધમાં ગયા હતા."

"નહિ, તારા પગ પકડીને કહુ છુ. તું મને ખોટી ખોટી બદનામ કરે છે."

"તો પછી કયાં ગયા હતા તમે?"

"કહુ તો ખરૂં· રાતે જરા બે કોળીયા વધારે ખવાયું હતુ તેથી પેટ ફૂલી ગયુ, અને મીઠા મીઠા . ..."

"જુઠું છે, તદ્દન જુઠું, તમે જેમ તેટલું જુઠું બોલો, તમારૂં મુખ સ્પષ્ટ કહી આપે છે કે એ બહાનુ છે ચરસ ગાંજાની શોધમાંજ તમે ગયા હતા હું બીજુ કાંઇ નહિ માનું તમને આ બુઢાપામાં નશો કરવાનું સૂઝે છે; અને અહીં મારૂ તો મરણ થઇ રહ્યું છે. સવારના ગયા તે છેક નવ વાગ્યે પાછા આવો છો જાણે અહીં કોઇ એની લોડી છે."

દેવીદીને એક ઝાડુ લઇ દુકાનમાં ઝાડુ વાળવા માંડયું; પરંતુ બુઢ્ઢીએ તેના હાથમાંથી ઝાડુ છીનવી લઇ પૂછયુંઃ "તમે અત્યાર સુધી હતા કયાં? જ્યાંસુધી એ નહિ જણાવો ત્યાંસુધી અંદર ઘુમવા નહિ દઉ"

દેવીદીને માથુ ઠોકીને કહ્યુઃ "શું કરશે પૂછીને? એક છાપાંની કચેરીમાં ગયો હતો. ઇચ્છામાં આવે તે કરી લે."

બુઢ્ઢીએ માથુ ઠોકીને કહ્યુંઃ "તમે ફરી એ લત પકડી? તમે કાન ન પકડયો હતો કે હવે કદિ છાપાં સામે ન જાઉં. બોલો, આજ મુખ હતું કે કોઇ બીજુ?"

"તું વાત સમજતી નથી, અને નકામી જ ચિઢાયા કરે છે"

"બહુ સમજું છું. છાપાવાળાઓ તોફાન મચાવે છે, અને ગરીબોને જેલ લઇ જાય છે. આજે વીસ વર્ષથી જોઇ રહી છુ. ત્યાં જે આવે જાય છે, તેને પકડી લેવામાં આવે છે. તપાસ તો પછી આગળ ઉપર થયા કરે છે. શુ બુઢાપામાં જેલની રોટલી તોડશો?"

દેવીદીને એક પત્ર કાઢીને રમાનાથને આપ્યો અને કહ્યુઃ "આ રૂપીઆ છે, આઇ! ગણી લે. જો, આ રૂપીયા વસુલ કરવા ગયો હતો. જીવ ન માનતો હોય તો બધાં લઇ લે"

બુઢ્ઢીએ આંખો કાઢીને કહ્યુંઃ "ઠીક તો તમે તમારી સાથે આ બિચારાને પણ ડૂબાવવા ચાહો છો. તમારા રૂપીયામાં આગ લગાડીશ તું રૂપીયા ન લેતો ભાઇ! જાન પરથી હાથ ધોઇ નાખીશ. હવે સીધો સાદો આદમી નહિ મળે એટલે બધા સીધુ ઢોંગ કરીને લોકોને ફસાવે છે બજારમાં ચોકી કરાવશે, અદાલતમાં સાક્ષી અપાવશે, ફેંકી દે એના રૂપીયા. જેટલા જોઇએ તેટલા મારી પાસેથી લઇ જા."

જ્યારે રમાનાથે બધો વૃત્તાન્ત કહ્યો ત્યારે બુઢ્ઢીનું ચિત્ત શાંત થયું. ચઢી ગએલા ભાવ ઢીલા પડયા. કઠોર મુદ્રા નમ્ર બની ગઇ મેઘપટને હટાવીને નીલ આકાશ હસી પડયુ. તે વિનોદ કરતાં બોલીઃ "એમાંથી મારે માટે શુ લાવશો? બેટા!"

રમાનાથે પત્ર તેની સામે ધરીને કહ્યું " તમારા જ બધા છે ને, મા ! હું રૂપીયા લઈને શું કરીશ ! "

" ઘરે કેમ નથી મોકલી દેતો ? આટલા દિવસ આવ્યાને થયા; કંઈ મોકલ્યું નથી."

" મારું ઘર આ જ છે મા ! બીજું કોઈ ઘર નથી. "

બુઢ્ઢીનું વંચિત હૃદય ગદગદી ઉઠ્યું. આ માતૃભક્તિને માટે કેટલા દિવસથી તેનો આત્મા તલપી રહ્યો હતો. આ કૃપણ હૃદયમાં જેટલો પ્રેમ સંચિત થઈ રહ્યો હતો, તે સર્વ માતાનાં સ્તનમાં એકત્ર થતાં દુધથી જેમ બહાર નીકળવાને માટે આતુર થઈ ગયો.

તેણે નોટો ગણીને કહ્યું " પચાસ છે બેટા ! પચાસ મારી પાસેથી બીજા લઈ લે ચાનું તપેલું રાખેલું છે, ચાની દુકાન ખોલી દે. અહીં એક તરફ ચાર પાંચ બેઠક અને એક મેજ મૂકી દેવાનું. સાંજ સવાર બે બે કલાક બેસીશ તો ગુજારા જેટલું મળી જશે. ભમારા ઘરાક આવે છે, તેમાંથી કેટલાયે ચા પી લેશે. "

દેવીદીન બોલ્યો " ત્યારે ચરસના પૈસા હું એ દુકાનેથી લીધા કરીશ. "

બુઢ્ઢીએ વિહસિત અને પુલકિત નેત્રોથી જોઈને કહ્યું. " કોડી કોડીનો હિસાબ લઈશ. બેસમજમાં ન રહેશો. "

રમાનાથ પોતાના ઓરડામાં ગયો ત્યારે તેનું મન ઘણું પ્રસન્ન હતું આજે તેને એવો આનંદ મળ્યો હતો કે જે તેને ઘરે પણ કદિ મળ્યો નહતો. ઘરે જે સ્નેહ મળતો હતો તે તેને મળવો જ જોઈતો હતો. અહીં જે સ્નેહ મળ્યો તે જાણે આકાશમાંથી ટપકયો હતો.

તેણે સ્નાન કર્યું, કપાળે તિલક લગાવ્યું, અને પૂજાનો સામાન તૈયાર કરવા બેઠો; એટલે બુઢ્ઢી આવીને બોલી. " બેટા, તને રસોઈ બનાવવામાં ઘણી તકલીફ પડે છે મેં એક બ્રાહ્મણી સાથે નક્કી કરી રાખ્યું છે; બીચારી ગરીબ છે. તારું ભોજન બનાવી આપ્યા કરશે. તેના હાથનું તો તું ખાઈશને ? ધરમ કરમથી રહે છે બેટા ! ગમે એવી વાત નથી કાંઈ ! મારી પાસે પૈસા ઉધાર લઈ જાય છે એથી રાજી થઈ ગઈ છે "

એ વૃદ્ધ આંખોમાંથી પ્રગાઢ, અખંડ માતૃત્વ ઝલકી રહ્યું હતું. કેટલું વિશુદ્ધ ! કેટલું પવિત્ર ! ઉચ્ચ-નીચ અને જાતિ મર્યાદનો વિચાર આપોઆપ મટી ગયો. તે બોલ્યો " જ્યારે તું મારી માતા થઈ છે, ત્યારે આભડછેટનો વિચાર કેવો ! હું તારા હાથનું જ ખાઈશ. "

બુઢ્ઢી દાંતોમાં જીભ દબાવી બોલીઃ " અરે નહિ, બેટા ! હું તારો ધરમ નહિ લઉં. કયાં તું બ્રાહ્મણ અને કયાં અમે ખટિક ! એવું કયાંક બન્યું છે ! "

" હું તો તમારી જ રસોઈ જમીશ. જો મા-બાપ ખટિક છે તો પુત્ર પણ ખટિક છે. જેનો આત્મા મોટો હોય તે જ બ્રાહ્મણ છે "

" અને જો તમારા ઘરવાળા સાંભળશે તો શું કહેશે ?

" મને કોઈના કહેવા સાંભળવાની ચિન્તા નથી, મા ! માણસ પાપથી નીચ થાય છે; ખાવા પીવાથી નીચ નથી થતો. પ્રેમથી જે ભોજન મળે છે, તે પવિત્ર હોય છે તે તો દેવતા પણ ખાય છે. "

બુઢ્ઢીના હૃદયમાં જાતિ ગૌરવનો ભાવ ઉદય પામ્યો તે બોલીઃ " બેટા ! ખટિક કંઈ નીચ જાત નથી. અમે લોક બ્રાહ્મણના હાથનું પણ ખાતા નથી શુદ્રોના હાથનું પાણી પણ પીતા નથી. માંસ-મચ્છીને હાથ

પણ લમાડતા નથી. કોઇ કોઇ દરાજ પીએ છે, પણ લપાઇ-છૂપાઇને. એણે તો કોઇને નથી છોડયા, બેટા ! મોટા મોટા તિલકધારીઓ ઝટાઝટ પીએ છે. પરંતુ મારી રોટલી તને સારી લાગશે ?"

રમાનાથ હસીને બોલ્યો "પ્રેમની રોટલીમાં અમૃત રહે છે, મા ! પછી તે ચાહે તો ઘઉંની હોય કે બાજરીની હોય"

બુઢ્ઢી ત્યાંથી ગઇ; તો જાણે તેના પાલવમાં આનંદનો નીધિ ભર્યો હતો.

૨

જ્યારથી રમાનાથ ચાલી ગયો હતો ત્યારથી રતનને જાલપા માટે ઘણી ચિન્તા થયા કરતી હતી. કોઇપણ બહાને તે જાલપાને મદદ કરતી રહેવા ઇચ્છતી હતી. એની સાથે તે એ પણ ચાહતી હતી કે જાલપા કોઇ રીતે એ જાણી ન જાય. જો થોડાક રૂપીયા ખર્ચ કરીને પણ રમાનાથનો પત્તો લાગી શકતો હોય તો તે સહર્ષ એમ કરી દેત. જાલપાની એ રડતી આંખો જોઇને તેનું હૃદય કંપી ઉઠયું હતું. તે જાલપાને પ્રસન્નમુખ જોવા ચાહતી હતી. પોતાના અંધારાં, દુઃખી ઘરથી કંટાળી તે જાલપાને ઘરે જયા કરતી હતી. ત્યાં ઘડીભર હસતાં બોલતાં તેનું ચિત્ત પ્રસન્ન થઇ જતું હતું. હવે તો ત્યાં પણ ઉદાસીનતા છવાઇ ગઇ. ત્યાં આવતાં તેને એવો અનુભવ થયો હતો કે હું પણ સંસારમાં છું. જે સંસારમાં જીવન છે, લાલસા છે, પ્રેમ છે, વિનોદ છે. તેનું પોતાનું જીવન તો વ્રતની વેદી પર અર્પિત થઇ ગયું હતું તે તનમનથી એ વ્રતનું પાલન કરતી રહતી, પરંતુ શિવલિંગ ઉપર રાખવામાં આવેલા ઘટ ઉપર શું સરિતામાં હોય એવો પ્રવાહ હોય છે ? કે તરંગ છે ? કે નાદ છે ? મસ્તકને શીતલ કરે છે એજ તેનું કામ છે. પરંતુ શું તેનામાં સરિતાના પ્રવાહ, તરંગ અને નાદનો લોપ થઇ ગયો છે ?

રતનને શહેરના પ્રતિષ્ઠિત અને સમ્પન્ન ઘરો સાથે પરિચય હતો, એમાં તો કાંઇ સંદેહ નથી પરંતુ જ્યાં પ્રતિષ્ઠા હતી ત્યાં ઘમંડ હતો, દેખાવ હતો, ઇર્ષ્યા હતી, નિન્દા હતી. કલબના સંસર્ગથી પણ તેને અરૂચિ થઇ ગઇ હતી. ત્યાં વિનોદ અવશ્ય હતો, ક્રીડા અવશ્ય હતી, પરંતુ પુરૂષોનાં આકુળ નેત્રો પણ હતાં, વિકલ હૃદય પણ હતું અને ઉન્મત્ત શબ્દ પણ હતા. જાલપાને ઘરે કદાચ એ ભોગવિલાસ નહતાં, એ દૌલત નહતી, તો એ દેખાવ પણ નહતો, એ ઇર્ષ્યા પણ નહતી. રમાનાથ યુવાન હતો, રૂપવાન હતો, ચાહે રસિક પણ હોય પરંતુ રતનને તેના ઉપર સંદેહ કરવા જેવો કોઇ પ્રસંગ હજી સુધી મળ્યો નહતો. અને જાલપા જેવી સુંદરી હોવાથી એમ થવાનો સંભવ પણ નહતો. જીવનનાં બજારમાં બીજા બધાય દુકાનદારોની કુટિલતા અને જટિલાઇથી કંટાળીને તેણે આ નાની સરખી દુકાનનો આશ્રય લીધો હતો; પરંતુ એ દુકાન પણ તૂટી ગઇ હવે તે જીવનની સામગ્રીઓ કયાંથી મેળવે ?

એક દિવસ તે ગ્રામોફોન લાવી, અને આખો દિવસ વગાડતી રહી. બીજે દિવસે તાજા મેવાની એક ટોપલી લાવી, મૂકી ગઇ. જ્યારે આવતી ત્યારે કાંઇ ને કાંઇ સોગાત લઇ આવતી અત્યાર સુધી તે વાગેશ્વરીને ઘણું ઓછું મળતી હતી. પરંતુ હવે તો તે ઘણું ખરૂ તેની પાસે બેસતી અને અહીં તહીંની વાતો કરતી. કોઇ કોઇ વાર તેના માથામાં તેલ નાખતી અને વાળ ગુંથતી ગોપી અને વિશ્વમ્ભર સાથે પણ હવે તેને સ્નેહ બંધાઇ ગયો હતો. કદિ કદિ તે બન્નેને મોટરમાં ફરવા લઇ જતી. નિશાળેથી આવતાંજ બન્ને તેના બંગલા પર પહોંચી જતા

અને કેટલાયે ભાવો સાથે બેસતા તેમના રા ઠપકાઓથી તેમજ ઝઘડાથી રતનને હાર્દિક આનંદ થતો હતો. વકીલ સાહેબને પણ હવે રમાનાથના પરાક્રમો સાથે આત્મીયતા થઈ ગઈ હતી તે વખતોવખત પૂછતા રહેતા " રમાનાથ બાબુનો કંઈ પત્ર આવ્યો ? કંઈ પત્તો લાગ્યો ? એ લોકોને કંઈ તકલીફ તો પડતી નથી ને ? "

એક દિવસ રતન આવી તો તેનો ચહેરો ઉતરી ગયો હતો, આંખો ભરાઈ ગઈ હતી. જાલપાએ પૂછયું. " આજે તબીયત બરાબર નથી કે શું ? "

રતને કઠિન સ્વરે કહ્યું : " તબીયત તો ઠીક છે, પરંતુ રાતભર જાગવું પડયું. રાતે તેમને ઘણી પીડા થઈ હતી. ઘરડીમાં તેમનો દમ ઉભરાઈ આવે છે. બિચારા ઘરડીમાં હમેશાં એમમધન અને મનોરંજન શોધી કેવા કેવા રસ ખાધા કરે છે. પરંતુ આ રોગ મૂળ છોડતો નથી. કલકત્તામાં એક જાણીતા વૈદ્ય છે હવે તેની પાસેથી ઇલાજ કરવાનો વિચાર છે. કાલે જઈશ. મને લઈ જવા નથી માગતા. કહે છે કે પણું કષ્ટ પડશે પરંતુ મારો જીવ માનતો નથી. કોઈ ચોકસાઈવાળું તો પાસે જોઈએ. ત્યાં બે ચાર જઈ આવી છું, અને જ્યારે જ્યારે ગઈ છું ત્યારે ત્યારે બીમાર થઈ ગઈ છું. મને જરાય સારું લાગતું નથી. પરંતુ હું મારો આરામ શોધું કે એમની બીમારીને જોઉં ! બહેન, કદિ કદિ એવો ગુસ્સો આવી જાય છે કે થોડું સરખું અફીણ ખાઈને સુઈ રહું. વિધાતાએ આટલું પણ જોયું જતું નથી. જો કોઈ મારું સર્વસ્વ લઈને પણ એમને સારા કરી દે. અને આ બીમારીની જડ તૂટી જાય તો હું ખુશીથી તેને આપી દઉં."

જાલપાએ સશંક થઈને કહ્યું : " અહીં કોઈ વૈદ્યને નહિ બતાવ્યા ? "

" અહીંના વૈદ્યોને જોઈ ચૂકી છું, બહેન ! વૈદ્ય-ડાક્તર સૌને જોઈ ચૂકી ! "

" તો કયારે આવીશ ? "

" કંઈ કહેવાય નહિ. એમની બીમારી પર બધો આધાર છે. એક અઠવાડિયામાં પણ આવી જાઉં; કદાચ મહિનો બે મહિના પણ થઈ જાય કેમ કહેવાય ? પરંતુ જ્યાં સુધી બીમારીની જડ તૂટી ન જાય, ત્યાં સુધી નહિ આવું. "

વિધિ અન્તરિક્ષમાં બેસીને હસી રહી હતી ! જાલપા મનમાં હસી કે બીમારીની જડ તુટવાનીમાં નથી તે ઝુરાવામાં શું તૂટશે ? પરંતુ એ બન્ને પ્રત્યે સહાનુભૂતિ ન રાખતી અપ્રભાવિત થતી તે બોલી, " ઇશ્વર કરશે તો ત્યાં જલદી સારા થઈને પાછા આવશો, બહેન ! "

" તું પણ આવે તો ઘણો આનંદ પડે "

જાલપાએ કરુણ ભાવથી કહ્યું " કયાં આવું બહેન ! કયાં જાઉં ! અહીં રોજ એવી આશા રહે છે કે કંઈ ખબર મળશે. ત્યાં તો મારો જીવ વિશેષ ગભરાયા કરશે "

" મારું મન તો કહ્યા કરે છે કે બાબુજી કલકત્તામાં છે. "

" તો જરા ત્યાં જરા શોધજે અને કયાંક પત્તો લાગી જાય તો તરત મને ખબર કરજે. "

" એ કંઈ તારે કહેવાની વાત નથી, જાલપા ! "

" એ તો મને ખબર છે. કાગળ તો બરાબર લખતી રહેજે. "

" હા જરૂર, રોજ નહિ તો એકઆંતરે જરૂર લખ્યા કરીશ. પરંતુ તું પણ જવાબ આપજે."

જાલપા પાન બનાવવા લાગી. રતન તેના મુખ તરફ અપેક્ષાના ભાવથી તાકતી રહી. કેમ જાણે કાંઈ કહેવા ઇચ્છતી હોય પરંતુ સંકોચવશ કાંઇ કહી શકતી ન હોય ! જાલપાએ પાન આપતી વખતે તેના મનનો ભાવ કળી જઇ કહ્યું: " શું છે બહેન ! શું કહી રહી છે ? "

રતનઃ " કાંઇ નહિ; મારી પાસે થોડાક રૂપીયા છે; તે તું રાખી મૂક. મારી પાસે રહેશે, તો ખર્ચાઇ જશે. "

જાલપાએ હસીને કહ્યું. " અને કદાચ મારાથી ખર્ચાઈ જાય તો ? "

રતને પ્રફુલ્લ મનથી કહ્યું: " તારા જ તો છે બહેન ! કોઇ પારકાના તો નથી ને ? "

જાલપા વિચારમાં ડૂબી ગઇ અને જમીન પર તાકી રહી. કાંઇ જવાબ ન આપ્યો એટલે રતન અન્દાજથી બોલી: " તેં કાંઇ જવાબ નહિ આપ્યો, બહેન ! તું મારાથી-આટલી ખંચકાયલી કેમ રહે છે, તે મારી સમજમાં નથી આવતું બહેન ! હું ઇચ્છું છું કે તારામાં ને મારામાં કાંઇ અન્તર ન રહે. પરંતુ તુ મારાથી દૂર ભાગે છે. અને માનીલો કે તારાથી મારા પચાસ સો રૂપીયા ખર્ચાઇ ગયા તો શુ થયું ? બહેનોમાં તો એવો પાઇ પાઇનો હિસાબ નથી થતો. "

જાલપાએ ગંભીર થઇને કહ્યું: " કાંઇ કહું ? ખોટું તો નહિ લાગે ? "

" ખોટુ લગાડવા જેવી વાત હશે, તો જરૂર ખોટુ લગાડીશ. "

" હું તારૂં દિલ દુઃખાવવા માટે નથી કહેતી. સંભવ છે કે તને ખોટું લાગે. તું જ તારા મનમાં વિચાર કર. તારાં આ બહેનપણામાં દયાનો ભાવ મળેલો છે કે નહિ ? તું મારી ગરીબી પર દયા ખાઇને......"

રતને તરત બન્ને હાથોથી તેનું મુખ બંધ કરી દીધું અને તે બોલી. " બસ, હવે રહેવા દે. તું ગમે તે વિચાર કર; પરંતુ આ ભાવ કદિ મારા મનમાં નહતો અને હોઈ શકે પણ નહિ. હુ તો એમ જાણું છુ કે મને ભૂખ લાગી હોય તો હું નિઃસંકોચ થઇને તને કહું કે બહેન મને કાંઇ ખાવાનું આપ; ભૂખી છું. "

જાલપાએ એવીજ નિર્મમતાથી કહ્યું: " આ વખતે તું એમ કહી શકે છે, તુ જાણે છે કે કોઈ બીજા સમયે તું પૂરીઓ અને રોટલીઓના બદલામા મેવો ખવાડી શકે છે. પરંતુ ઇશ્વર ન કરે ને કોઇ એવો સમય આવી જાય કે તારા ઘરમાં રોટલીનો ટુકડો પણ ન હોય, તો કદાચ તું આટલી નિઃસંકોચ ન થઇ શકે. "

રતને દ્દઢતાથી કહ્યું: " મને એ દશામાં પણ તારી પાસેથી માગતાં સંકોચ નહિ થાય. મૈત્રી પરિસ્થિતિઓનો વિચાર કરતી નથી. અને જો એવો વિચાર થાય તો સમજી લેજે કે મૈત્રી નથી. આવી વાતો કરીને તું મારૂં દ્વાર બંધ કરી રહી છે. હું મનમાં સમજી હતી કે તારી સાથે જીવનના દિવસો વીતાવીશ. પરંતુ તું તો અત્યારથી જ ચેતવણી આપી રહી છે. અભાગીઓને પ્રેમની પણ ભિક્ષા મળતી નથી ! "

આટલું કહેતાં કહેતાં રતનની આંખો સજલ થઇ ગઇ. જાલપા પોતાને દુખિની સમજતી હતી અને દુઃખીજનોને વાસના રહિત સત્ય રહેવાની સ્વાધીનતા હોય છે. પરંતુ રતનની મનોવ્યથા તેની વ્યથા કરતાં વધુ વિદારક હતી. જાલપાને પતિ પાછા ફરવાની હજીય આશા હતી. તે યુવાન છે. તેના આવતાંની સાથે જ જાલપાના આ બુરા દિનો ભુલાઇ જશે. તેની આશાઓનો

સૂર્ય ફરી ઉદય પામશે. તેની ઇચ્છાઓ ફરી ફાલશે પોતાની બધીયે આશાઓ અને આકાંક્ષાઓ સાથે ભવિષ્ય-વિશાળ-ઉજ્જ્વળ, રમણીય,-તેની સામે ખડું હતું રતનનું ભવિષ્ય શું હતું? કાંઇ નહિ, શૂન્ય અંધકાર!

જાલપા આંખો લૂંછીને ઉભી થઇ બોલી "પત્રોના જવાબ આપતી રહેજે, રૂપીયા આપતી જા."

રતને પર્સમાંથી નોટોની એક થોક કાઢીને તેની સામે મૂકી, પરંતુ તેના મુખ ઉપર પ્રસન્નતા નહતી.

જાલપાએ સરળ ભાવથી કહ્યું: "કેમ ખોટું લાગ્યું?"

રતને અપ્રસન્ન શબ્દોમાં કહ્યું: "ખોટું લગાડીને પણ હું તને શું કરીશ?"

જાલપાએ તેના ગળામાં હાથ ભેરવી દીધા પ્રેમથી તેનું હૃદય ગદ્ગદ્ થયું. રતન પ્રત્યે તેને આટલો પ્રેમ કદિ થયો ન હતો. આજ દિન સુધી તે રતનથી ખચકાતી હતી, તેની ઇર્ષ્યા કરતી હતી આજે તેને રતનનું ખરેખરું સ્વરૂપ દેખાયું.

"એ ખરેખર અભાગિની છે, મારાથી યે વધારે!"

એક ક્ષણ બાદ રતન આંખમાં આંસુ અને હાસ્ય બન્ને એક સાથે ભરીને વિદાય થઇ ગઇ. (અપૂર્ણ)



## સાભાર સ્વીકાર



(૧) હિન્દુ: તંત્રી: શ્રી. ડી. વી ઠકર પુ. ૧; અંક ૧-૩ હિન્દુ જનવાદ નવું અઠવાડીક. (૨) ખેતીવાડી વિજ્ઞાન' તંત્રી: શ્રી. મગનલાલ દેસાઇ વર્ષ ૨૦; અંક ૧૨. (૩) ગ્રામજીવન: તંત્રી. શ્રી. મહાશંકર સોમેશ્વર પાઠક પુ ૩; અંક ૩. (૪) હિતેચ્છુ તંત્રી: શ્રી. પુરૂષોત્તમ વલ્લભદાસ ગુપ્તા પુ ૭; અંક ૧-૭. (૫) આયુર્વેદ રહસ્યાંક: પ્રકાશક શ્રી રસશાળા ઔષધાશ્રમ, ગોંડલ. વ ૧; અંક ૫-૬. (૬) યુવક: તંત્રીઓ શ્રી. શુ પુ શાહ અને શ્રી. મો. ભા પટેલ. વર્ષ ૧; અંક ૬ (૭) નાગર જગત તંત્રી: શ્રી જેઠાલાલ નાથાલાલ દવે. વર્ષ ૧; અંક ૪ (૮) શ્રી પુષ્ટિ પીયૂષ' તંત્રી શ્રી. શા મોહનલાલ ભીખારદાસ પુ. ૧; અંક ૨ (૯) અહેવાલ: ૧૯૮૭' થી ૧૯૭ લોહાણા કેળવણી જનરલ ફંડના ટ્રસ્ટી મંડળ અને વ્ય. સમિતિનો. (૧૦) ૧૧ મો વાર્ષિક અહેવાલ અને હિસાબ: શ્રી સમાજ સેવામંડળ, મોમ્બાસા (૧૧) વાર્ષિક રીપોર્ટ. મહિલા મંડળ પારડી ૧૯૩૧ (૧૨) સોળમા વર્ષનો અહેવાલ શ્રી જૈન વીસા ઓસવાળ કલબ ૧૯૩૧-૩૨. (૧૩) શ્રી અમરેલી કેળવણી ફંડનું નિવેદન અને ટ્રસ્ટડીડ, (૧૪) અમરેલી મહિલા પુસ્તકાલય મકાન સમિતિનું નિવેદન. (૧૫) બહેનોના વ્યાયામ વર્ગનો અહેવાલ, અમરેલી.

# કર્વે વિદ્યાપીઠ

'ગુજરાતી'ના વિદ્વાન અધિપતિએ પૂનામાં ચાલતી પ્રો. કર્વેની સ્ત્રીઓની વિદ્યાપીઠ વિષે બે મહત્વના મુદ્દાવાળી નોંધ લખી છે. એ પ્રત્યે ગુજરાતનું ધ્યાન ખેંચાય એવું અમે ઇચ્છીએ છીએ. સ્વ. સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓ અને વિદ્યાપીઠના કાર્યકર્તાઓ વિષે ગંભીર મતભેદ ઉભો થયો, તે ઉપરથી એ મતભેદનો લાભ લેવાનું અમે સુચવતા નથી, તેમ દેશના હિતનો પ્રશ્ન હોય ત્યાં મહારાષ્ટ્ર વિરૂદ્ધ ગુજરાતનો પ્રાંતિક અભિમાનનો પ્રશ્ન ઉભો થાય તે પણ અમે ઇચ્છતા નથી.

એ વિદ્યાપીઠ સાથે જોડાયલી સંસ્થા વડોદરામાં ચાલે છે, એ પાઠશાળા સાથે-તેની ઉત્પત્તિ અને સ્થિતિ સાથે અમારો ખુબ સબંધ હોવાથી અમે જે કાંઇ જાણીએ છીએ, જે કાંઇ વિચારીએ છીએ, તે આ મતભેદને લગતી બાબતમાં થોડું અંશે માર્ગ-દર્શક થઇ શકે, એમ જાણીને તેને ગુજરાત સમક્ષ-મહારાષ્ટ્ર સમક્ષ રજુ કરીએ છીએ

આજથી દશેક વર્ષ ઉપર પ્રો. કર્વે, જેમનો સ્વ હરગોવિંદદાસ સાથે સારો પરિચય હતો, તે વડોદરે આવ્યા. તેમનો વિચાર કર્વે વિદ્યાપીઠ સાથે જોડી શકાય તેવી સ્ત્રી કેળવણીની સંસ્થાઓ વડોદરામાં કાઢવાનો-કઢાવવાનો હતો. તે ઘણા સ્ત્રી પુરૂષોને મળ્યા લગભગ બધાને તેમનો વિચાર ગમ્યો નહીં. અમારી યાદદાસ્ત પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબ અને શ્રી માતુશ્રી મહારાણી સાહેબ પણ 'વડોદરાની સંસ્થાઓ પૂના' સાથે જોડાય એ મનતા નહોતા શ્રીમંત મહારાજા-સાહેબનો વિચાર તબ વડોદરામાં સ્ત્રીઓની યુનિવર્સિટી કાઢવાનો હતો, ને તે માટે તેમણે સમિતિ નીમી દીધી સ્વ. હરગોવિંદદાસ, સૌ. શારદાબહેન તથા અમે પોતે પણ ગુજરાતની સંસ્થાઓ પૂના સાથે જોડાય, તેની વિરૂદ્ધ હતાં. પાછળથી પ્રો કર્વેના આગ્રહને માન આપીને, તેમની સેવાઓનો વિચાર કરીને સૌ શારદાબહેન અને અમે એમના મત તરફ ઢળ્યાં; શ્રીમંત સરકારે કર્વે વિદ્યાપીઠના મેટ્રિકના વર્ગો કાઢયા, અને શ્રી માતુશ્રી મહારાણીની મદદ સાથે અમે પાઠશાળા શરૂ કરી સ્વ હરગોવિંદદાસનો વિરોધ છેઠ સુધી મક્કમ રહ્યો.

આ વિરોધનું કારણ હતુ ગુજરાતની સંસ્થાઓમાં ગુજરાતી ભાષાનું સર્વોપરિપણું રહેવું જોઇએ પૂનાની સંસ્થા એ નજ જાળવી શકે. એમાં એનો દોષ નથી સ્વાભાવિક ત્રુટિ કહેવાય બીજું કારણ એ કે ગુજરાતી સ્ત્રીઓની જરૂરીઆતો જૂદા પ્રકારની હોય છે. ગુજરાતી સ્ત્રીઓ નોકરી માટે-કમાવા માટે કેળવણી લેતી નથી; તેમને કમાવાની જરૂર નથી. પૂનાનો અભ્યાસક્રમ નોકરી માટે વધારે અનુકૂળ છે. ગણિત અને વિજ્ઞાનને વધારે પડતું મહત્વ એ એટલા માટે આપે છે. ત્રીજું કારણ એ કે એ દૂર હોવાથી ગુજરાતીઓની મહત્વાકાંક્ષાને પીછાણી શકે નહીં કદાચ તેની અવગણના પણ કરી નાખે. એનો દાખલો જોઇએ વડોદરાની અમારી પાઠશાળાને જોડવાની પરવાનગી અમને એવી શરતે આપવામાં આવી છે, કે અમારે કદી ગ્રાંટ માગવી નહીં ! એ વિદ્યાપીઠ બધી પાઠશાળાઓને ગ્રાંટ-મદદ આપે છે, અમને ન આપે તો કાંઇ નહીં, પણ ભીખ માગવાની પણ અમને મનાઇ છે ! આથી વધારે કડકાઇ કોઇ સંસ્થામાં હશે ?

આવા કારણોને લઇને વડોદરાના આગેવાન સ્ત્રી પુરૂષોએ વડોદરામાંજ ગુજરાતી સ્ત્રીઓ માટેની વિદ્યાપીઠ કાઢવાનો પ્રયાસ કરેલો, ને શ્રીમંત સરકારની મદદથી તે કદાચ પાર પડયો હોત -પરંતુ પ્રો. કર્વેની સેવાઓ તરફ લક્ષ આપીને અમે એ વાત જતી કરી, ને તેમની વિદ્યાપીઠ સાથે વડોદરાની સંસ્થાનું ભાગ્ય જોડી દીધું.

આ સારૂ થયું, કે ખોટું તે વિષે -વિચાર કરવાનું આ સ્થળ નથી. હાલ કર્વે વિદ્યાપીઠ અને સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓ વિષે મતભેદ પડવાથી જે સ્થિતિ ઉપસ્થિત થઈ છે, તેનો તોડ ઉપરના ઇતિહાસથી કંઇ નીકળે તેમ છે કે કેમ એ વિષે

વિચાર કરવા જોઈએ. પૂનામાં મતભેદ પડવાનાં આ કારણો છે: સર વિઠ્ઠલદાસે બે ત્રણ શરતો કરી હતી: પ્રો. કર્વેએ ૧૫ લાખ એકઠા કરવા, અને સરકારી પરવાનો ( ચાર્ટર ) મેળવવો, અને વિદ્યાપીઠને મુંબાઈમાં લઈ જઈ ગુજરાતી ભાષાને દાખલ કરવી. આ શરતો પળાઈ નથી. ટ્રસ્ટીઓ એટલે ભાઈ માધવજી ઠાકરસી, સર લલ્લુભાઈ શામળદાસ અને શ્રી પ્રેમલીલા બહેન એ ત્રણે જણને આ શરતો નથી પળાઈ એમ લાગ્યું. આ શરતો મહત્વની છે. સરકારી પરવાનો ન મળે તો વિદ્યાપીઠની કિંમત લોક દૃષ્ટિમાં ઘટે; કેમકે એમ તો ગમે તે પાઠશાળા ડિગ્રી કે ડિપ્લોમાં આપી શકે. રૂપીઆ ૧૫ લાખ એકઠા ન કરે તો તેનું જીવન લાંબું કે ઉપકારક ન નીવડે. આ બે શરતો મહત્વની છે ત્રીજી શરત તો મહારાષ્ટ્ર અને ગુજરાતને જોડવા પૂરતી છે.

આટલું કહ્યા પછી અમે ટ્રસ્ટીઓને એવી વિનતી કરીએ છીએ કે પ્રો. કર્વેને આ શરતો પાળવા માટે ૭ મહિનાની મુદત આપવી. એ મુદત વીત્યા પછી તેઓ જો વચન પ્રમાણે કરી શક્યા હોય તો મદદ ટ્રસ્ટીઓએ ચાલુ રાખવી. જો પ્રો. કર્વેથી અમલ ન થયો હોય, તો પછી ટ્રસ્ટીઓ છૂટા છે, ને પ્રો. કર્વે છૂટા છે.

આમ પરસ્પર છૂટા થયા પછી ટ્રસ્ટીઓ શું કરશે? સ્વ. સર વિઠ્ઠલદાસ ગુજરાતી હતા, તેમનાં પત્ની પ્રેમલીલાબહેન ગુજરાતપ્રેમી છે અને બને ટ્રસ્ટીઓમાં પણ 'દેશ' માટે પ્રેમ હોઈ જ તેમની ફરજ છે કે આ ૧૫ લાખની રકમ ગુજરાતી સ્ત્રીઓ માટેની વિદ્યાપીઠ કાઢવામાં વાપરવી. ગુજરાત હાલ સંપૂર્ણ પાઠશાળાઓ ધરાવે છે, વડોદરામાં તથા અમદાવાદમાં; મુંબાઈમાં પાઠશાળા શરૂ થઈ છે. સુરત, ભાવનગર, વગેરે સ્થળે હાઈસ્કૂલો છે. આ સામગ્રી તૈયાર છે; તેને ધીરે ધીરે વધારી કે ખીલવી શકાશે; નવાં સાધનો ઉભાં કરી શકાશે.

હવે પ્રશ્ન રહેશે મુખ્ય મથકનો: આ વિદ્યાપીઠ ક્યાં કાઢવી? મુંબાઈ, વડોદરા અને અમદાવાદ એ ત્રણ સ્થળોમાંથી એકજ પસંદ થઈ શકે. મુંબાઈમાં કોલેજ સંપૂર્ણ નથી, તેમ તે ગુજરાતથી જરા દૂર છે એટલે એને માટે અમારો મત નથી. વળી ત્યાં શાંતિ ઓછી ને સ્ત્રીઓ માટે રહેવા કરવાની સગવડ સારી ન મળે. અમદાવાદ બ્રિટિશ ગુજરાતની રાજધાની છે ને વડોદરામાં શ્રીમંત મહારાજા સાહેબની મદદની અને તેમના નેતૃત્વની આશા છે. આ બેમાંથી એક સ્થળ પસંદ કરી શકાશે.

જ્યારે પણ આમ ગુજરાતી વિદ્યાપીઠ કાઢવાનું કરે ત્યારે ગુજરાતની સ્ત્રીઓની હાજતોનો વિચાર બરોબર કરવામાં આવે એટલું જ અમે ઈચ્છીએ છીએ. કર્વે વિદ્યાપીઠ જે શુભ કરી, તે ભલે આપણે વજવી જોઈએ; અને એ વિદ્યાપીઠ જે દેશસેવા નિરંતર આદરી છે, તેથી આપણું ઘણા લઈને આગળ વધવું જોઈએ.

[ 'સાહિત્ય' ઑગસ્ટ ]

# ઈનામી પ્રશ્નો

સંપાદક : કે. યશસ્વિની

```
        ૪ + ૯ + ૭
        ૫ + + ૯ ૭
      -----------
      ૨ + ૬ + ૦ +
    ૩ ૬ + + ૮ + ×
  ૨ ૮ + ૯ + ૯ × ×
૨ + + ૯ ૨ + × × ×
૨ ૦ + ૯ + ૫ × × × ×
-------------------
૨ + ૨ + ૯ + ૮ ૬ + ૯
```

આ પ્રમાણેનો પાંચ સંખ્યાનો એક ગુણાકાર મને મળ્યો છે. તેમાં ( + ) આવી ચોકડીવાળા આંકડાઓ ગૂમ થયા છે. નીચેના સરવાળામાંથી પણ થોડા આંકડા મળ્યા છે અને ( + ) ચોકડી વાળા આંકડા ગૂમ થયા છે. આપેલા આંકડાઓ પરથી એ કઈ સંખ્યાનો ગુણાકાર છે તે શોધી કાઢો અને ચોકડીવાળા આંકડાઓ પૂરા કરો.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના **બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

## જુન માસના પ્રશ્નોનું પરિણામ

ખરો જવાબ નીચે પ્રમાણે છે.

૧ ત્રણ પાન, ચાર પંખી.

૨



૩ કઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.

આ પ્રશ્નોના કુલ ૨૦ જવાબો આવ્યા હતા, તેમાંથી બે પોસ્ટકાર્ડના નિયમનો

બંધ કરતા હોય સપાસ્યા નથી. બાકીનામાંથી ૧૧ ના ત્રણે ખરા, ૬ ના બે ખરા અને એકનો એક ખરો છે ખરા જવાબો આપનારાં બહેનો પૈકી, શ્રીમતી બહેન હીરાબહેન કે. મોદીને ઇનામના પુસ્તકો મ. ગાંધીજી કૃત ' નીતિનાશને માર્ગે ' અને ' મતવિચાર ' સંપાદક શ્રી. ચીમનલાલ મોદી તરફથી આપવામાં આવે છે

### ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

**ત્રણ ખરા :** શ્રીમતી બહેનો ( ૧ ) હીરાબહેન મોદી, ( ૨ ) વિલાસવતી પટ્ટણી, ( ૩ ) પદ્માવતી ન. લાલાજી, ( ૪ ) કાશીબહેન, ( ૫ ) સરલાબહેન પટેલ, ( ૬ ) નર્સ ગિરિજાબાઇ, ( ૭ ) સદ્‌ગુણાબહેન, ( ૮ ) આ ન જયપુર. ( ૯ ) મુક્તાગૌરી ( ૧૦ ) પદ્માવતી પટેલ, ( ૧૧ ) કૈલાસબહેન અગ્નિહોત્રી

**બે ખરા :** શ્રીમતી બહેનો ( ૧ ) સુશીલાગૌરી ( ૨ ) પદ્માવતી મહેતા, ( ૩ ) અન્સુમતિ બોદ, ( ૪ ) ગુણવંત કુંવર, ( ૫ ) રુક્મણી ના મહેતા, ( ૬ ) મૃદુલા જ દવે.

**એક ખરો :** શ્રીમતી બહેન સુશીલા કાપડીયા.

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બહેનો ઉખાણા-ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુંદરી "

---

## પુસ્તક પારિતોષિક હરિફાઇ

**જુન માસનું પરિણામ**

ખરો જવાબ નીચે પ્રમાણે છે:

મીસીસ અયોધ્યાપ્રસાદ,
હેમચિનીદેવી
વત્સલાબાઇ
જ્યોત્સના રાણી
લાવણ્યપ્રભા

આના કુલ ૧૨ જવાબ આવ્યા હતા. તેમાંથી શ્રીમતી બહેનો (૧) સુશીલાગૌરી, અમદાવાદ, (૨) કુમારી મનસુખલાલ દલાલ (૩) રૂપકુંવર ત્રિવેદીને અનુક્રમે પહેલું, બીજું અને ત્રીજું ઇનામ આપવામાં આવે છે બાકીનાં ખરો જવાબ આપનાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છે શ્રીમતી બહેનો (૪) અન્સુમતી બોદ, (૫) પદ્માવતી ચાબુવાલા, (૬) સુશીલા કાપડીયા, (૭) ઊર્મિલા મહેતા, (૮) સરસ્વતી દલાલ, (૯) કાન્તા બોકર, (૧૦) ગુણવંતકુંવર, (૧૧) સુશીલા પટેલ, (૧૨) રુક્મણી પટ્ટણી.

# સંસ્કારી બાલવિધવાનું માનસ

[ સુરત જીલ્લાના કરોડના વતની અને હાલ અથામા ગામના મુખ્ય શિક્ષિકાપદે કામ કરતાં શ્રીમતી મનગૌરી ઉર્ફે સુલોચના દેસાઇએ, ડરોલી ગામના વતની અને કચ્છ રાજકીય પરિષદનું પ્રચારકાર્ય કરતા શ્રી વસનજી એમ દેસાઈ સાથે પુનર્લગ્ન કર્યાં પછી પોતાની માતાને લખેલો પત્ર સંસ્કારી બાલવિધવાનું માનસ વ્યક્ત કરતો હોઇ અમે આખો ઉતાર્યો છે. શ્રી વસનજી દેસાઇ વિધુર હોઇ તેમનું વય ૩૫ વર્ષનું છે જ્યારે શ્રીમતી સુલોચનાનું વય ૨૬ વર્ષનું છે. ]

જામનગર, તા. ૧૯–૭-૩૨

પૂજ્ય બા,

આ પત્ર હું જામનગરથી લખી રહી છું. એ વાંચી તને આશ્ચર્ય થશે, દુઃખ પણ થશે તે હું કલ્પી શકું છું. પણ બા ! હું તેર ચૌદ વર્ષની કુમળી વયે જ વિધવા બની ત્યારે જે તને દુઃખ થયું હશે તેના કરતાં તને આજે વધુ દુઃખ નહિ થતું હોય એમ હું માનું છું

વિધવા થઇ ત્યારે હું નહોતી આ દુનિયાની કે નહોતી પર દુનિયાની, નહોતી સંસારી કે નહોતી તપસ્વી, નહોતી ગૃહિણી કે નહોતી ગૃહવિહોણી. એ સ્થિતિ એવી હતી કે નાની ઉમરે પણ હું મને ભરજગતમાં સેંકડો સગાંવહાલાં હોવા છતાં એકલી અટુલી જાણે નિર્જન રણમાં રખડતી જણાતી હતી.

પછી તો હું મોટી થવા લાગી ને તારા ઉદાર વિચારે ભણવા પણ લાગી. આજે બાર બાર વર્ષના પ્રભાત તારી છત્રછાયા નીચે મેં ગુજારવાં ને આ સમયના દરમ્યાન કોલેજ લેવલ, સર્ટીફીકેટો મેળવ્યાં, હું શિક્ષિકા થઇ તથા આજે સારી રીતે કમાતી થઇ એ પણ આપણા સામાન્ય સમાજ કરતાં કંઇક અંશે પણ તારા વિચારના ઔદાર્યના જ પ્રતાપ છે એમ હું માનું છું. અને આમ બાર બાર વર્ષના આપણા સહવાસ સુખને હું લાત મારવા ઉભી થએલી તને આજે લાગશે પણ બા ! તું તો વિચારશીલ છે: આપના માનવીઓના જીવનકોયડાથી તું ક્યાં અજ્ઞાત છે ! અને હું પણ એક માનવી જ છું. અન્ય માનવહૃદયમાં વસતા કોડ, ઉલ્લાસ, ઊર્મિ મારામાં પણ હોય જ ને ?

આજ બાર બાર વર્ષ થયાં મેં સપના ઉલ્લાસના ઉમળકાને, ઊર્મિના અવિરત વહેણને, કોડના અવનવા કલ્પના તરંગને જેટલા દબાવી શકાય તેટલા દબાવવા મેં પ્રયત્ન કર્યાં, સાધ્વીજીવન ગાળવા સતત ઉપચારો આદર્યાં પણ બા ! મને નગ્ન સત્ય કહેવા દો કે જેમ જેમ હું મારા માનવહૃદયને સ્વાભાવિક એવા જે ઊર્મિ ઉલ્લાસને દબાવવા પ્રયત્ન કરતી તેમ તેમ તે દ્વિગુણિત થતા જણાતા આખરે અનેક દિવસના અકળામણે, અનેકાનેક રાત્રીના ઉજાગરે મારૂં મન મરી જતું જણાયું અને મારી કાયા અતિ દુર્બળ થતી જતી જણાઇ હૃદયની આ અકળામણ વખતસર ન સાચવવામાં જીવનનાવ કોઇ ખડક સાથે ન અથડાઇ જાય તે પહેલા મેં મારૂં લગ્ન કરી નાંખવું ઉચિત ધાર્યું.

અને મારા લગ્ન થઇ ગયાને આજે આઠ આઠ માસના વહાણાં વાયા પછી આજે તને જાણ થશે શ્રી વસનજી એમ દેસાઇ સાથે મને વર્ષોનો પરિચય છે એ તું જાણે છે અમારો એ પવિત્ર સંબંધ ઉત્તરોત્તર વધતો ગયો અને અમને એક બીજાના સ્વભાવ, વર્તણુ, વર્તન ને વિચાર એક જણાતાં લગ્નગ્રંથીની પવિત્ર ગાંઠથી બંધાવું ઉચિત ધાર્યું અને ગયા નવેમ્બર માસની તેરમી તારીખે મુંબઇ જઇ આર્યસમાજ મંદિરમાં લગ્ન કર્યાં

તને એ વાતની ખબર નથી અને ખબર કરવી મેં યોગ્ય નહોતી ધારી. તારા આગલા સ્વભાવથી હું માહિતગાર હતી તું કંઇ અણુધાર્યું પગલું ન ભરી બેસે એ માટે મેં તારાથી આ વાત છુપાવી હતી અને અખૂટ ધીરજે અમો પતિપત્નીએ વિયોગ સહીને પણ તારે માટે કાંઈ મારો કારવ

પ્રયત્ન કરી જોયા, પણ આઠ આઠ માસના અમારા અનેક પ્રયોગો નિષ્ફળ જ જતા જણાયા. અને તારા વિચારવર્તનમાં કશોયે ફેર પડવાની જરાયે આશા નજ રહી ત્યારે આ મૂશળધાર વરસતા વરસાદમાં માણસોના કાદવ ખૂંદી તારાથી વિખૂટી પડી આજે મારા સૌભાગ્યદેવના ખોળામાં માથું મૂકવા ઉપડી જાઉં છું. વૈધવ્યજીવનના બાર વર્ષના કરતાં યે આઠ મહિના મને યુગોના યુગો સમા લાગતા હતા પણ આપણા કુટુંબમાં તું એકલી અને તને ઘરડે ઘડપણ એકલી મૂકીને ચાલ્યા જવામાં મારી લાગણી ના જ પાડતી હતી પણ બા! આખરે આ માર્ગ લેવો પડ્યો છે અને આજે તું કોઈ એકલી બેઠી હશે શું કર?

પણ બા! હું હજી બે હાથ જોડી કાલાવાલા કરી કહું છું કે તું હજી સમજે અને હું આચાર્ય બ્રાહ્મણ અને એ અનાવિલ બ્રાહ્મણ એવા જાતિભેદ બાજુએ રાખી અમને આશીર્વાદ આપજે, અને દૂર જતી પણ હું તને વિસરી જતી નથી એ તું ના ભૂલતી અત્યામાના ઘરનું તાળું મારતાં મને જે ક્ષોભ થયો હતો, મારા શરીરમાં કંપ થયો હતો, મારા દિલમાં જે અરેરાટી પ્રસરી હતી એ હું તને શી રીતે સાબીત કરી જણાવું? હું તો હજી તને આમ નવા તૈયાર છું. જો તું મને ધિક્કારતી ન હોય તો

અને બા! તું તારા ઘરમાં બેસી, અન્ય વિધવાઓ પેઠે કાળાં, ધોળાં કરે એના કરતાં એક ભાવનાશીલ અને આદર્શ જેવું જીવન છે એવા યુવાનનો હાથ ઝાલી જીવનનો ઉલ્લાસ માણું - અને એ ઉલ્લાસિત અને એકમીલનની ક્રિયાથી જો કંઈક કાર્ય કરાય તો કરું એ શું ખોટું છે? હું તારી પુત્રી રહી માતાની સેવા કરવા તૈયાર છું. તું દુઃખી દિને મરે એ જોવા હું બીલકુલ તૈયાર નથી પણ આ વાત તારા હૃદયમાં ઉતરશે? મેં તો તારું સુખ શોધવાને ખાતર જ આ ઉભા આઠ માસ વિયોગવહ્નિમાં બળી બળીને કાઢ્યા આજે એ આઠ માસ ગાળવા છતાં તારી માન્યતામાં કશોય ફેરફાર ન કરી શકી કે કશોયે માર્ગ ન કાઢી શકી અને તને એકલી મૂકીને જ જવું પડે છે, તે માટે શોક થાય છે

તને ખબર નથી પણ તું કલ્પી જોજે તે ધન્ય દિન જ્યારે મેં મારું સૌભાગ્ય સર્જ્યું અને એ સૌભાગ્યસુખ બે દિવસ પણ માણ્યા વગર હું તારે ઘેર આવી પહોંચી મારાં સૌભાગ્ય ચિન્હો મારી પેટીમાં મૂકવા પડ્યા ને સૌભાગ્યવતી છતાં પુનઃ અસૌભાગ્યવતી જેવી બનીને રહી. તું હજી નથી જાણી શકી પણ એ દિનો પછી કેટલીયે રાત્રીએ એવી ગઈ છે કે જ્યારે તું પાસેના ઓરડામાં ઊંઘતી તો હું પથારીમાંથી ઊઠી મારાં સૌભાગ્ય ચિન્હો ધારણ કરતી અને કલ્પિત સુખ માણતી પણ એ દિવસો યે ગયા આજે તો મારા સૌભાગ્યદેવના હાથમાં હાથ મિલાવી જીવનના ઉલ્લાસનો આસ્વાદ માણી રહી છું મારા આ ઉલ્લાસમાં તું પણ ભાગીદાર બનશે એવી આશા સાથે તને સુખી જોવા મથતી

તારી સૌભાગ્યવતી
પુત્રી
ધાનોરી (૩૬°)
સુલોચના દેસાઈના સ્નેહવન્દન



શ્રીમતી સુલોચના દેસાઈ




## સ્વદેશ

**શ્રી ભગિની સમાજ, મુંબાઇની** ૧૬ મી વાર્ષિક સામાન્ય સભા ગયા માસમાં શ્રીમતી જયશ્રીબહેન રાયજીના પ્રમુખપદે મળી હતી. શ્રીમતી લીલાવતી મેકરે ૧૯૩૦-૩૧ નાં વર્ષનો દ્વિવાર્ષિક હેવાલ વાંચ્યો હતો. હેવાલમાં બે વર્ષ દરમ્યાન સમાજે કરેલાં કાર્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. ૧૯૩૨-૩૩ માટે કારોબારી સમિતિની ચુંટણી થઇ હતી.

**કુમારી મણિબહેન કારા** મુંબાઇનાં મજુર આગેવાન કુમારી મણિબહેન કારાને બે જુદે જુદે દિવસે કરેલાં ભાષણ માટે રાજદ્રોહ અને તિરસ્કાર ફેલાવવાના બે આરોપોસર ગિરફતાર કરવામાં આવ્યાં હતાં. મુંબાઇના વડાઇલાકા મેજીસ્ટ્રેટે તેમને બન્ને આરોપોસર ગુન્હેગાર ઠરાવી, દરેક આરોપ માટે એક વર્ષ સખ્ત કેદ અને રૂ. ૩૦૦ દંડની સજા કરી હતી. આ સજા સામે તેમણે વડી અદાલતમાં અપીલ કરી એટલે, તેમને ના. વડા ન્યાયમૂર્તિ અને ન્યાયમૂર્તિ નાણાંવટીએ તેમની સખ્ત કેદની સજા રદ કરી છે અને રાજદ્રોહના આરોપસર માત્ર રૂ. ૩૦૦ ના દંડની સજા કાયમ રાખી છે.

**બાળલગ્ન માટે દંડ:** બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો ભંગ કરીને ૧૧ વર્ષની અને ૧૦ વર્ષની બે છોકરીઓના લગ્ન કરવા માટે દેત્રોજ ગામના બારોટ છોટા પ્રહલાદની વિધવા બાઇ યમુનેને રૂ. ૧૦૦ ના દંડની સજા થઇ છે. છોકરાના બાપને પણ રૂ. ૧૦૦ નો દંડ થયો છે.

**ભાવનગર મહિલા વિદ્યાલયે** દર વર્ષની જેમ આ વર્ષે જુલાઇ માસની તા. ૧૬, ૧૭ અને ૧૮ મી તારીખોએ ગૌરીવ્રત ઉત્સવ ઉજવ્યો હતો. આ વખતના ઉત્સવમાં ગયા વર્ષની જેમ બહેનોએ ખૂબ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. પ્રથમ દિવસે શ્રી. સુલોચનાબહેન દેસાઇએ 'સ્ત્રીઓનો યુગધર્મ' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. બીજે દિવસે શ્રી. કમળાબહેન ગોપાળજીભાઇએ 'ગૌરીવ્રત તપ' એ વિષે ભાષણ આપ્યું હતું. ત્રીજે દિવસે વિદ્યાલયની બહેનોએ ગરબા રાસ ગાયા હતા. ભાવનગર મહિલા વિદ્યાલય આવા સ્ત્રીઓના પર્વો વખતોવખત ઉજવી તેમાં ભાગ લેવા શહેરની બહેનોને નોતરે છે, તે યોગ્ય છે.

**મીસીસ સરોજિની દત્ત,** એમ. એ., માન્ચેસ્ટરની યુનિવર્સીટીમાં બે વર્ષ સુધી પ્રો. ડ્રુમન્ડના હાથ નીચે, વનસ્પતિવિદ્યાને લગતું સંશોધન કાર્ય કરી એમ એસસી. ની પદવી મેળવી છે. જાણીતા અધ્યાપકોએ તેમના કાર્યની પ્રશંસા કરી છે.

**ડૉ. સરસ્વતી નંદા** રાવલપીંડીનાં છે, અને તેઓ એજ યુનિવર્સીટીમાં દાક્તરી અભ્યાસ કરે છે.

**ડૉ. સુલોચના શ્રીખંડીએ** માન્ચેસ્ટર યુનિવર્સીટીની બી. ઠી ની પદવી માન સાથે મેળવી છે.

**વર્તમાન યુગની સાવિત્રી ?** પંજાબનાં કાંગરા જીલ્લાના નારોન ગામમાં ૧૮ વર્ષની એક હિન્દુ સ્ત્રીનો પતિ જુન માસમાં મરણ પામ્યો. આથી સ્ત્રી અત્યંત શોકગ્રસ્ત થઇ તેને સંસાર ઉપર વૈરાગ ઉપજ્યો. આથી તે એક ખુલ્લા ખેતરમાં તડકો અને વરસાદ વેઠતી ઉભી રહી. કાંઇપણ ખોરાક ન લીધો. તડકાથી તેમજ ભૂખમરો કરવાથી તેનું શરીર સુકી ગયું છે. ખોરાક અને ઉંઘના અભાવે ગઇ તા. ૨૦મીએ તે બેભાન થઇ જમીન પર ઢળી પડી છે. લોકો તેની પૂજા કરે છે. ખોરાક લેવાની હઠ પણ તે ના પાડે છે.

**મીસ બી. બહાદુરજી** સર મંચેરજી ભાવનગરીના દોહિત્રીએ લંડન યુનિવર્સીટી કોલેજની

'બેચલર ઓફ લૉઝ'ની પરીક્ષા બીજા વર્ગમાં માન સાથે પસાર કરી છે

**શ્રીમતી સૌદામિની દેવી** બહરામપુરનાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયાં છે

**સ્વ-સગડીનો ભોગ:** (૧) ધનબાઈ દીનશાહ દસ્તુર નામનાં એક પારસી બહેન ભાર રોડમાં સગડી પર ખાણું પકાવતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામ્યાં (૨) મુંબાઈમાં ફુંબાર ટુકડા પર રહેતી ચપાબાઈ પ્રાયમસ સળગાવતાં સખ્ત દાઝી ગઈ તેમના પતિ ડાક્તરને તેડવા ગયા પરંતુ દુઃખ સહન ન થવાથી ભટરમાં ન આવી મુઝવાથી તે મરણ પામી

**પુનર્લગ્ન** મુંબાઈની રામમોહન હાઇસ્કુલના હેડમાસ્તર મી એસ. વી. ફડનીસે મી. ડી. વી. કામટનાં વિધવા પુત્રી સીતાબાઈ સાથે પુનર્લગ્ન કર્યું.

**આપઘાત:** (૧) જરબાઈ રુસ્તમજી તાપડીઆ નામની ૨૫ વર્ષની પારસી બહેને ધણી અને સાસુના ત્રાસથી કંટાળી રોકાબા ખાતે દરિયામાં પડી આપઘાત કર્યો (૨) ચીચુરમાં માસીઈ બેલા પારબીબા નામનાં બહેને પોતાનાં ત્રણ અને એક વરેના બે બાળક સાથે કુવામાં પડી આપઘાત કર્યો (૩) સાસુના ત્રાસથી કંટાળી જિરનબાઈ વસતલાલ મોહનલાલ નામની સોહાણી બાઈએ શરીરપર ખ્યાસ્તેલ છાંટી, કપડાં સળગાવી આપઘાત કર્યો

**મંદીરું:** (૧) ગાયકવાડના સીનીયર મહારાણીને પટ્ટણ યુનિવર્સીટીએ 'ડોક્ટર ઓફ લૉઝ'ની માનદ પદવી આપી છે (૨) બંગાળની ધારાસભામાં અનીતિનો વેપાર અટકાવવાનો ખરડો સીલેક્ટ કમિટીને સોપ્યો છે. (૩) મિદનાપુર જીલ્લાના નડીગ્રામનાં શ્રી. ત્રૈલોક્ય મજુમદારનાં પુત્રી કુમારી સોનારાણી મજુમદાર વિમાનમાં દુનિયા ઉપર ફરવા ઇચ્છે છે. (૪) રાજકોટમાં ગયા માસમાં શ્રીમતી શેઠ વિદ્યાગૌરી નીલકંઠે સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું.



કુ. ચતુરલક્ષ્મી જોશી

મુંબાઈ યુની ની એમ એ. ની ડીગ્રી મેળવી વધુ અભ્યાસ અર્થે ઇંગ્લાંડ ગયેલાં એ બ્હેને ઓક્સફર્ડ યુની ની સાહિત્યની પરીક્ષા પસાર કરી છે એ પરીક્ષા પસાર કરનાર એ બ્હેન પ્હેલાં જ ગુજરાતી સન્નારી છે

## વિદેશ

**હિન્દ માટે** પ્રચારકાર્ય લંડનમાં મીસ મ્યુરીયલ લીસ્ટરની આગેવાની હેઠળ હિન્દના મિત્રોએ ગયા તા ૧૩ મીએ સરઘસ કાઢ્યું હતું ચેરીંગ ક્રોસના પૂર્વ ભાગ તરફથી નીકળી તે પાર્લામેન્ટ સુધી ગયું હતું " હિન્દ વિષે શું સત્ય છે તે અહીં જણીતું નથી, શા માટે ? ગાંધી આપણા દેશના મહેમાન હતા, અત્યારે તે જેલમાં છે, શા માટે ? " આવાં પ્લેકાર્ડ પણ સરઘસમાં હતાં ચેરીંગ ક્રોસ આગળ હિન્દના બીજા વધુ મિત્રો જોડાયા હતા. અને તેઓ હાઇડપાર્કમાં ગયા હતા. ત્યાં સભા ભરવામાં આવી હિન્દ વિષે પ્રચારકાર્ય કરવા આવા પ્રકારનું સરઘસ પહેલી જ વાર નીકળ્યું સરઘસમાં ઘણાખરા મોટરો, તેમજ સાઇકલ ઉપર કૂચ કરતા લોકો પણ હતા. એક આગેવાને એક મુલાકાતમાં જણાવ્યું કે: " છ માસનાં સામાન્ય પ્રચારકાર્ય કરતાં આ પ્લેકાર્ડે વધુ ધ્યાન ખેંચ્યુ છે ".

શ્રી સ્વતંત્રતા સંઘ, લંડન, તરફથી તેનાં પહેલાં પ્રમુખ મીસીસ ડેસ્પાર્ડની ૮૮ મી વર્ષગાંઠ ઉજવાઈ હતી

મીસ એ. એમ કિલરોય ચેમ્બરિનની સીવીલ સર્વિસના વહીવટને લગતા વર્ગની મુરોલ

પરીક્ષા પસાર કરનાર આ પહેલા જ બહેન વેપારી મંડળની ઉચ્ચતર, વહીવટી સંસ્થાના પ્રિન્સિપાલ નીમાયાં છે આવા પદે આવનાર આ બહેન પ્રથમ છે

**ઓક્ષફર્ડ યુનિવર્સીટીએ** પરીક્ષકો નીમનારી સમિતિમાં તેમજ ટેલર ઈન્સ્ટીટ્યૂટનાં ક્યુરેટર મંડળમાં સભ્ય થવાને સ્ત્રીઓને યોગ્ય ગણી છે હવે યુનિવર્સીટીની બાબતમાં સ્ત્રીઓને સમાનતા મળી છે.

**મેડમ કોન્ડાક** તુર્કની મેડીકલ ફેકલ્ટીના થીરાપ્યુટીકસના અધ્યાપક નીમાયા છે આવું પદ મેળવનારા આ પહેલાજ બહેન છે

**ફ્રેન્ચ વીમા શા-** સ્ત્રીઓની સંસ્થાએ મેડમ ગ્રેસીન નોર્મંડને લાઇ-સેન્શીએટનો ખિતાબ એનાયત કર્યો છે આવો ખિતાબ મેળવનારા એ પહેલા જ મહિલા છે

**નોર્વેની** શિશુસંરક્ષણ સભામાં સલાહકાર તરીકે મીસ એલીસ બર્ગમની નીમણુક થઇ છે. આવું પદ મેળવનાર એ પહેલાજ બહેન છે બાલમાનસ અને બાલોછરની વિષે તેઓ વ્યાખ્યાનો આપે છે.

**ડૉ. એલ્સી મોલરને** ડેન્માર્કમાં યુનિવર્સીટીની વિદ્યાર્થીનીઓ માટે વિદ્યાર્થીનીગૃહ બાંધવાનું સુંદર કાર્ય કરવા માટે સુવર્ણ ચન્દ્રક આપવામાં આવ્યો છે. ડૉ. મોલરે એક વર્ષમાં ફંડ માટે વિજ્ઞપ્તિ કરી, સુંદર રકમ એકઠી કરી આ વિદ્યાર્થીની ગૃહમાં હાલમાં ૫૪ વિદ્યાર્થીનીઓ રહી શકે છે

અને તેમાં દરેક પ્રકારની સગવડ રાખવામાં આવેલી છે.

**જર્મનીની રાજસભા** રીસ્ટાગે એવી મતલબનો કાયદો પસાર કર્યો છે કે, સરકારી નોકરીમાંથી પરિણિત સ્ત્રીઓને જો તેમનો કાયમનો નિભાવ થાય એવી આર્થિક સ્થિતિ હોય તો કાઢી મૂકવી. અત્યારે આવી નોકરીમાં ૧૨૦૦ જેટલી પરિણિત સ્ત્રીઓ છે તેમાં આ નવા કાનુન અનુસાર લગભગ ૯૦૦ જેટલી પરિણિત સ્ત્રીઓનો સમાવેશ થશે

**જર્મન કવયિત્રી** રીકાર્ડા હચને ગેથે પારિતોષિક આપવામાં આવ્યું છે આવું પરિતોષિક એક સ્ત્રીને પહેલીજ વાર અપાયું છે

**પાર્લામેન્ટનાં પ્રમુખ પદઃ** ઓસ્ટ્રીયા પાર્લામેન્ટની ફેડરલ સંસ્થાનું પ્રમુખપદ ડોરૂટેલ ઝેટનેરને બીજી વાર મળ્યું છે

**માનદપદવીઃ** પેરીસની યુનિવર્સીટીએ નામાંકિત સ્ત્રી રસાયનશાસ્ત્રી, કેળવણીકાર લેખિકા અને વૈજ્ઞાનિક ડૉના એના રેકની હેમીને તત્વજ્ઞાનના ડાક્તરની માનદ્ પદવી આપી છે. આવું માન મેળવનાર આ પહેલાજ મહિલા છે

**ઇટાલીના** ભાઉ વિદ્યાશાસ્ત્રી ટીસ્ટ્ર ક્રેના ડેમ સેવાકર્ડ આર્ટીક નિરીક્ષક મંડળનાં અધિષ્ઠાતા નીમાયા છે

**યુનાઇટેડ સ્ટેટસની** સેનેટમાં એક સ્ત્રી સભ્ય હેટી કેરેવે. એઓ ગયા માસની બેઠકમાં ઉપપ્રમુખ પદે બેઠા હતા

---

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી–મંડળ
### સ્ત્રી-વિદ્યાલયની પરીક્ષા

આ વિદ્યાલયના પહેલા અને બીજા વર્ષની પરીક્ષા તા. ૩–૧૦–૩૨ થી તા ૧૦–૧૦–૩૨ સુધીમાં લેવાશે.

વિદ્યાલયની બ્હારનાં જે બ્હેનો એ પરીક્ષામાં બેસવા ઇચ્છતાં હોય તેમણે મંડળના મંત્રીઓને (ગીરગામ બેક રોડ એ સરનામે) તા ૧૫મી સપ્ટેમ્બર ૧૯૩૨ સુધીમાં લખી ખુલાસો મેળવી લેવો.

---

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

**મુંબાઈ અને પરાંઓ**

મુંબાઈની કોન્ગ્રેસ હોસ્પીટલના વડા ડૉ. ભાસ્કર પટેલનાં પત્ની શ્રીમતી શાન્તાબહેન પટેલને ખાસ સત્તા આપતા વટહુકમ અનુસાર ગિરફતાર કર્યાં છે. ગઈ તા ૪ થીએ રાષ્ટ્રધ્વજ વંદનની ક્રિયા કરતાં મુંબાઈની ૩૨ મી સંગ્રામ સમિતિના પ્રમુખ કુમારી હીરાબાઈ મન્વાડીકર અને મંત્રી શ્રીમતી મથુરાબાઈ લોટલીકરને ગિરફતાર કરી પાંચ માસ સખ્ત કેદની સજા કરી છે

મહાત્માજીનાં અંગ્રેજ શિષ્યા શ્રીમતી મીરાંબહેનને જુલાઈ માસમાં મુંબાઈ છોડી જવાની નોટીસ આપી હતી. તે વખતે શ્રીમતી મીરાંબહેન પ્રવાસે જવાની તૈયારીમાં હતાં. પ્રવાસ પૂરો કર્યા બાદ, તેઓ અમદાવાદ આવ્યાં અને ત્યાંથી મુંબાઈ આવે તે પહેલાં અમદાવાદમાં તેમને અગાઉ આપેલી નોટીસની મુદત લંબાવવાનો હુકમ પહોંચાડવામાં આવ્યો હતો પરંતુ તેનો ભંગ કરીને તેઓ મુંબાઈ આવતાંજ સેન્ટ્રલ સ્ટેશન ઉપર તેમને ગિરફતાર કરી, એક વર્ષ સાદી કેદની સજા કરી છે

શ્રીમતી લીલાવતી મુનશી બેલગામ જેલમાં છે. તેમનું વજન ૧૨ રતલ ઘટી ગયું છે જેલમાં કપડાં સીવવાનું કામ તેમને સોંપાયું છે.

શાન્તાક્રુઝમાં શ્રીમતી ગંગાબહેન પટેલને વટહુકમ હેઠળ ગિરફતાર કર્યાં છે.

વાન્દ્રામાં ભરાએલી રાજકીય પરિષદને અંગે પ્રમુખ શ્રીમતી અંબાબાઈ રામચંદ્ર કરંદીકરને ત્રણ માસ સખ્ત કેદ રૂ. ૧૦૦ દંડ વા ત્રણ અઠવાડિયાં વધુ કેદની સજા થઈ છે.

મંગળદાસ માર્કેટની વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવા માટે શ્રીમતી લક્ષ્મીબાઈ જેરાજાણી અને સૌ શ્રીમતીબાઈ ગણપતિશંકર દેસાઈને પાંચ માસ સખ્ત કેદ રૂ ૫૦ દંડની સજા થઈ છે

**ગુજરાત**

અમદાવાદની પોલીસે કુમારી મણિબહેન વલ્લભભાઈ પટેલને ગઈ તા. ૧૧ મીની

## તમારો ગ્રાહક નંબર

તમારો ગ્રાહક નંબર ભૂલાયો હોય તો કૃપા કરી રેપર ઉપર તમારા નામની ડાબી બાજુ છાપેલો યા લખેલો નંબર જોઈ લઈ તે નોંધી લેજો.

કાર્યાલય સાથેના કોઈપણ પ્રકારના પત્રવ્યવહાર વખતે એ નંબર અવશ્ય જણાવશો નહિ તો ફરિયાદ દૂર નહિ કરી શકાય

રેપર પરથી નંબર ન મેળવી શકો તો કાર્યાલયને રીપ્લાય કાર્ડ લખી પૂછાવી લેશો. એ પૂછાવતી વખતે આપ ક્યારે ગ્રાહક થયા છો, કેટલું લવાજમ ક્યાં ભર્યું છે તે પણ જણાવશો, એટલે તુરત જવાબ મળશે

લી. વ્યવસ્થાપક " ગુણસુન્દરી "

રાત્રે એવી મતલબની નોટીસ આપી હતી કે તેમણે (૧) ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિનો સબંધ છોડી દેવો, (૨) સવિનય કાનૂનભંગની લડતમા ભાગ ન લેવો અને (૩) અમદાવાદ છોડી ૨૪ કલાકમાં ખેડા જીલ્લાના કરમસદ ગામે જઈ રહેવું આ નોટીસ બાદ તા. ૧૨ મીએ બપોરે અમદાવાદમાં વિદેશી કાપડની દુકાનપર ચોકી કરતાં તેમને ગિરફતાર કરી, પાછા રાત્રે છોડી મૂકયાં હતા. પણ તા. ૧૩ મીએ પોલીસ હુકમનો ભંગ કરવા માટે તેમને પાછાં ગિરફતાર કરી, ૧૫ માસ સખ્ત કેદની સજા કરી છે.

## સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૨૨૨૯ | શ્રીમતી શાન્તાબહેન પટેલ | મુંબાઇ | વરહુકમ |
| ૨૨૩૦ | ,, હીરાબાઇ બટવાડેકર | ,, | પાંચ માસ સખ્ત |
| ૨૨૩૧ | ,, મથુરાબાઇ સોટલીકર | ,, | ,, |
| ૨૨૩૨ | ,, મીરાંબહેન | ,, | એક વર્ષ સાદી |
| ૨૨૩૩ | ,, અંબાબહેન પટેલ | સાન્તાક્રુઝ | વરહુકમ |
| ૨૨૩૪ | ,, સગાબાઇ કરડીકર | થાણા | ત્રણ માસ સજા રૂા. ૧૦૦ દંડ |
| ૨૨૩૫ | ,, મણિબહેન પટેલ | અમદાવાદ | ૧૫ માસ સજા |
| ૨૨૩૬ | ,, શારદાબહેન | વીરમગામ | — |
| ૨૨૩૭ | ,, શાન્તાબહેન | ,, | — |
| ૨૨૩૮ | ,, સરોજબહેન | કાલોલ | — |
| ૨૨૩૯ | ,, અમૃતબહેન | ,, | — |
| ૨૨૪૦ | મીસીસ ડાહ્યાભાઇ | પેન | ત્રણ માસ સજા |
| ૨૨૪૧ | શ્રીમતી લક્ષ્મીબાઇ કુસે | પંઢરપુર | ૬ માસ સખ્ત, રૂા. ૨૦૦ દંડ |
| ૨૨૪૨ | મીસીસ નર્મદાપ્રસાદસિંહ | અલાહાબાદ | રૂા. ૨૫) દંડ |
| ૨૨૪૩ | ,, સેવામેશ્વરનાથ | હરદોઇ | ૪ માસ સજા, રૂા. ૪૦) દંડ |
| ૨૨૪૪ | ,, શ્યામલાલ | ,, | ,, |
| ૨૨૪૫-૬૪ | શ્રીમતી ૨૦ બહેનો | બનારસ | — |
| ૨૨૬૫ | શ્રીમતી શાન્તિદેવી | દિલ્હી | રૂા ૧૦૦ દંડ વા દોઢ માસ |
| ૨૨૬૬ | ,, પ્રકાશવતી | ,, | ,, |

નડિયાદમાં તાલુકા પરિષદ ભરવાને અંગે ગઈ તા. ૨૪ મી એ ૩૦૦ ઉપરની એક સામટી ગરપકડ થઇ તેમાં ૧૦ બહેનો પણ છે.

જુલાઈની તા. ૨૧ મીએ વીરમગામમાં તાલુકા પરિષદ ભરવાનો પ્રયત્ન કરતાં શ્રીમતી શારદાબહેન ગિરફતાર થયાં હતાં. વીરમગામમાં પરદેશી ખાંડની દુકાનપર ચોકી કરવા માટે શ્રીમતી શાન્તાબહેન પોપટલાલને ગિરફતાર કર્યાં હતા.

પંચમહાલના ૩૬ માં સરમુખત્યાર શ્રીમતી સરોજબહેન અંબાલાલ પટેલ તથા સૌ. અમૃતબહેન પટેલને પોલીસ ચોકીપર રાષ્ટ્રધ્વજ ફરકાવવા માટે કાલોલ ખાતે ગિરફતાર કર્યાં હતાં, પરંતુ એક કલાક બેસાડી રાખી છોડી મુકયાં. પાછળથી સભા ભરતાં બન્નેને પાછાં ગિરફતાર કર્યાં અને ત્રણ માસ કેદ રૂ. ૫૦ દંડની સજા કરી છે.

જુલાઈની તા. ૩૧મીએ આણંદ તાલુકાના સરમુખત્યાર શ્રીમતી કાશીબહેન પટેલની આગેવાની હેઠળ શ્રીમતી દીવાળીબહેન, શ્રીમતી ચંચળબહેન, શ્રીમતી ડાહીબહેન તથા શ્રીમતી કાશીબહેન વગેરે એ સામરખામાં સરઘસ કાઢયું હતું. સરમુખત્યાર શ્રીમતી કાશીબહેનનાં ફરમાન મુજબ આણંદ તાલુકામાં ઓમરડના પહેલાં આડવાડિયામાં બધે ધ્વજવંદન અને સરઘસો નીકળ્યાં હતાં. સદેવરમાં શ્રીમતી દીવાળીબહેન પટેલે આજુબાજુ ચોગાનમાંથી ટોળકો ઉપરાંત બહેનોનું સરઘસ કાઢયું. પોલીસે સરઘસ અટકાવ્યું, વારો

માગ્યો તે ન આપવાથી નેતરની લાકડીથી શ્રીમતી દીવાળીબહેનને ગોદા માર્યો છતાં ધ્વજ ન છોડ્યો એટલે લાકડીનો ફટકો માર્યો જેવરે હાથ મચકોડીને વાવટો છીનવી લીધો. અને શ્રીમતી દીવાળી બહેનને ગિરફતાર કર્યાં પાછળથી આણંદના ફોજદારે તેમને છોડી મૂક્યાં ક્રોગ્રેસમાં પૂર્ણિમાના મેળાને અંગે મોટી સંખ્યામાં ભાઇ બહેનોએ ચોકી કરી હતી તેથી સંખ્યાબંધ ધરપકડ થઇ હતી. પાછળથી પકડેલા બધાંને છોડી મૂક્યાં હતાં.

મુંબાઇ

ઘાટકો

એલમાબની જેલમાંથી શ્રીમતી રમાબાઇ નામનાં રાજકેદી બહેન તા. ૨૩ મી જુલાઇએ છૂટતાં તેમને સિટિઝ ઇન્ડની હદ છોડી તેમની જન્મભૂમિ કચ્છભુજમાં ચાલી જવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

ગાંધી દિનને અંગે ધ્વજવંદન કરવામાં ભાગ લેવા માટે પેનનાં મીસીસ ડાબાભાઇ મનાનને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ.

પંઢરપુરમાં જુલાઇ માસમાં મળેલી

| | | | |
|---|---|---|---|
| ૨૨૬૭ | શ્રીમતી દુર્ગાબાઇ લેમ | અહમદનગર | ૬ માસ સખ્ત, રૂા. ૨૫) દંડ |
| ૨૨૬૮-૭૦,, | ત્રણ બહેનો | જબલપુર | — |
| ૨૨૭૧ ,, | ઊર્મિલાદેવી | કલકત્તા | — |
| ૨૨૭૨ ,, | લીલાવતી કપુર | ,, | રૂા. ૧૦૦ દંડ યા ત્રણ માસ |
| ૨૨૭૩ ,, | ગૌરીદેવી | ,, | ૪ માસ સખ્ત કેદ |
| ૨૨૭૪ ,, | રમાદેવી | ,, | ,, |
| ૨૨૭૫ ,, | મોહિનીદેવી | ,, | ,, |
| ૨૨૭૬ ,, | શેલકલીદેવી | ચિંકમપુર | કોર્ટ ઊઠતાં સુધી |
| ૨૨૭૭ ,, | મૃણાલિનીદેવી | ,, | ૭ માસ સખ્ત |
| ૨૨૭૮ ,, | સુરબાલાદેવી | ,, | ,, |
| ૨૨૭૯ ,, | કમલાદેવી | ,, | ,, |
| ૨૨૮૦-૮૨,, | ત્રણ બહેનો | ,, | ,, |
| ૨૨૮૩ ,, | ગૌરીદેવી | બાલાસોર | — |
| ૨૨૮૪ ,, | હરમણીદેવી | ,, | — |
| ૨૨૮૫ ,, | દ્રૌપદીદેવી | ,, | — |
| ૨૨૮૬ ,, | ચપલાસુન્દરી | પીકપારા | — |
| ૨૨૮૭-૯૧,, | ૫ સ્વયંસેવિકાઓ | મલકાનગર | — |
| ૨૨૯૨ ,, | હેમનલિની ઘોષ | જેસોર | — |
| ૨૨૯૩ ,, | અમીયાબાલા ધાર | ,, | — |
| ૨૨૯૪-૯૯,, | ૬ બહેનો | રાજશાહી | — |
| ૨૩૦૦-૦૫,, | ૬ બહેનો | મદ્રાસ | — |
| ૨૩૦૬ ,, | કુન્નીરલ અમ્મા | કેનેનોર | ૧૨ માસ સખ્ત |
| ૨૩૦૭-૧૩,, | સાત બહેનો | પટના | ત્રણ માસ સાદી |
| ૨૩૧૪ ,, | રામસૂરતદેવી | બલીયા | ત્યારથી પાંચ અઠ૦ |
| ૨૩૧૫-૨૦,, | ૭ બહેનો | ,, | ,, |



સોલાપુર જીલ્લા પરિષદનાં પ્રમુખ શ્રીમતી લક્ષ્મીબાઇ કુસેને ૬ માસ સખ્ત કેદ ને ૨૦૦ દંડની સજા થઇ છે.

સંયુક્ત પ્રાંતઃ

અલાહાબાદના શ્રી નર્મદાપ્રસાદ સિંહ અત્યારે જેલમાં છે તેમણે રહેવાનું મકાન ખાલી કરવાની ના પાડવા માટે તેમનાં પત્નીને ૩ ૨૫ દંડની સજા ખાસ સત્તા આપતા વટહુકમ પ્રમાણે થઇ છે.

ફરુખાબાદના તહસીલદારની અદાલતમાં પેસી જઇ, વ્યાસપીઠ ઉપરની બેઠક પર બેસી, રાષ્ટ્રીય ગીતો ગાવા માટે હરદોઇના બે કાર્યકર બહેનો મીસીસ રામેશ્વરનાથ શેઠ અને મીસીસ શ્યામલાલને ૯ માસ સખ્ત કેદ રૂ. ૪૦ દંડની સજા થઇ છે.

બનારસમાં મૈદાગનમાં આવેલાં મદામ બામક ઉપર દરોડો પાડવા માટે તા. ૨૭ મી જુલાઇએ ૨૦ સ્વયંસેવિકાઓને ગિરફતાર કરીને

દિલ્હીમાં ગાંધી દિનની ઉજવણીને અંગે શ્રીમતી શાન્તિદેવી અને શ્રીમતી પ્રકાશવતીને

ગિરફતાર કરી, રૂ. ૧૦૦ દંડ વા ૧॥ માસ સખ્ત કેદની સજા કરી છે. તેમણે દંડ આપવાની ના પાડી જેલ સ્વીકારી છે

મીરઠના એડવોકેટ શ્રી. જ્યોતીપ્રસાદ અને કોન્ટ્રાકટર શ્રી. મનમોહનદાસ મિત્રે, હિન્દી વઝીરને નોટીસ આપી તેમની પત્નીઓના દંડ પેટે જપ્ત કરેલી મિલકત પાછી સોંપવાની માંગણી કરી છે.

## મધ્ય પ્રાંત–બીરાર

અહમદનગર જીલ્લા પરિષદ કોપરગામ ખાતે ગઇ તા. ૮ મીએ ભરાઇ હતી. તેનાં પ્રમુખ શ્રીમતી દુર્ગાબાઈ જેમને ગિરફતાર કરી, ૬ માસ સખ્ત કેદ રૂા. ૨૫ દંડની સજા કરી છે. જબલપુર પરિષદને અંગે ત્રણ બહેનોને ગિરફતાર કરી છે.

| | | | |
|---|---|---|---|
| ૨૩૨૧ શ્રીમતી | લક્ષ્મીબાઇ જેરાલજી | મુંબાઇ | પાંચ માસ સખ્ત રૂ. ૫૦ દંડ |
| ૨૩૨૨ " | શ્રીમતીબાઇ દેસાઇ | " | " |
| ૨૩૨૩-૩૨" | ૧૦ બહેનો | નડિયાદ | — |
| ૨૩૩૩ " | સુભદ્રાદેવી | બાલાસોર | ૬ માસ સખ્ત |
| ૨૩૩૪ " | કુલમણીદેવી | " | ૬ માસ સખ્ત |
| ૨૩૩૫ " | સરસ્વતીદેવી | " | " " |
| ૨૩૩૬ " | ઇન્દુમતીદેવી | " | " " |
| ૨૩૩૭ " | મેનાબાઇ | " | ૪ માસ સખ્ત |
| ૨૩૩૮-૪૨" | પાંચ બહેનો | " | " " |
| ૨૩૪૩ " | અમરકુંવર | લાહોર | — |
| ૨૩૪૪ " | આદર્શકુમારી | " | — |
| ૨૩૪૫ " | કૃષ્ણાકુમારી | " | — |
| ૨૩૪૬ " | જશોદાકુમારી | " | — |
| ૨૩૪૭-૫૨" | ૬ બહેનો | વિજેઆપટમ | — |

નાગપુરની સેન્ટ્રલ જેલમાંથી શ્રીમતી જાનકીબાઇ બજાજ છૂટયાં છે તેઓ ઘણાં નબળાં પડી ગયાં છે, છતાં આનન્દી છે તેમનું વજન ૧૨ રતલ ઘટી ગયું છે.

આકોલા રાજકીય પરિષદમાં ૧૦૦ ઉપર બહેનોએ હાજરી આપી હતી. પોલીસે ૪ બહેનોને પકડી છોડી મુકી હતી

બંગાળ:

સ્વ. દેશબંધુ દાસનાં બહેન શ્રીમતી ઊર્મિલાદેવીને ગઇ તા ૯ મી એ મહાસભાની ટપાલને લગતી પ્રવૃત્તિ સંબંધમાં બેગમહાટ ખાતે ગિરફતાર કર્યાં છે. શ્રીમતી લીલાવતી કપુરને ગેરકાયદેસર ચોપાનીયાની નકલો રાખવા માટે રૂા. ૧૦૦ દંડ વા ત્રણ માસ સખ્ત કેદની સજા કરી છે. ગઇ તા. ૧૬ મી એ સરઘસમાં ભાગ લેવા માટે શ્રીમતી ગૌરીદેવી, શ્રીમતી રમાદેવી અને શ્રીમતી મોહિનીદેવીને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે.

કલકત્તાના આર્ય સમાજ હોલમાં સ્ત્રીઓની સભામાં પંડિત મદન મોહન માલવીયાએ તા. ૧૩મીએ ભાષણ કરતા ચરખો ચલાવવા, હાથે કતિલાં કપડાં પહેરવા અને સ્વદેશીનો મંત્ર ઘરે ઘરે પહોંચાડવાનો સંદેશ આપ્યો હતો. પ્રમુખસ્થાનેથી શ્રીમતી સૌદામિની મહેતાએ પંડિતજીનું કાર્ય ઉપાડી લેવા બહેનોને વિનતિ કરી હતી.

બંગાળ ધારાસભાની બેઠકમાં પૂછાયેલા એક પ્રશ્નના ઉત્તરમાં જણાવાયું હતું કે બંગાળમાં જાન્યુઆરી માસથી જુન માસ સુધીમાં સવિનય કાનૂનભંગની લડતમાં ભાગ લેવા માટે ૬૯૮ બહેનો સજા પામી છે બાંકુરા જીલ્લામાં ૭૪ બહેનો સજા પામી છે.

વિક્રમપુર જીલ્લા મહિલા પરિષદ ગયા માસમાં ભરાઈ હતી તેને અંગે ૯૫ બહેનોની એક સામટી ધરપકડ થઈ હતી.

તેમાંથી પ્રમુખ શ્રીમતી મેતાબકીદેવીને કોર્ટ ઉઠવા સુધીની સજા કરી હતી. શ્રીમતી મૃણાલિનીદેવી, શ્રીમતી સુરબાળાદેવી અને શ્રીમતી કમલાદેવીને ૬ માસ સખ્ત કેદની સજા કરી હતી. બીજી ત્રણ બહેનોને પણ એટલી સજા થઈ છે. બાકીનાં બહેનોને છોડી મૂક્યાં હતાં.

બાલાસોરમાં મહાસભાના સ્વયંસેવકોને મદદ કરવા માટે શ્રીમતી ગૌરીદેવી, શ્રીમતી હરમણીદેવી અને શ્રી. સુરેન્દ્રદાસની પાંચ વર્ષની પુત્રી કુમારી દ્રોપદીદેવીને ગિરફતાર કર્યાં છે

બાલાસોરમાં મઈ તા ૧૯ મીએ શ્રીમતી સુભદ્રાદેવી, શ્રીમતી કુસમણીદેવી, શ્રીમતી સરસ્વતીદેવી અને શ્રીમતી ઇન્દુમતીદેવીને પકડ્યાં હતાં તેઓમાંથી શ્રીમતી સુભદ્રાદેવીને ત્રણ માસ અને બીજી બહેનોને બે માસ સખ્ત કેદની સજા થઈ છે. તા ૨૫ મીએ પકડાયલાં શ્રીમતી મેનાબાઈ અને બીજી પાંચ બહેનોને ૪ માસ સખ્ત કેદની સજા થઈ છે.

પૈકપારા અન્દુલ્લાપુર મહાસભા સમિતિના આશ્રય હેઠળ સભા કરવા માટે શ્રીમતી ચપલા સુન્દરીને ગિરફતાર કર્યાં છે.

મહાનગર યુનીયન કોર્ટ ઉપર ચોકી કરવા માટે પાંચ સ્વયંસેવિકાઓ ગિરફતાર થઈ.

## સ્વદેશી જ માલ વાપરો

" આખી દુનીયાના બધા દેશોમા અત્યારે પોતાનાજ દેશમાં બનેલા માલને વાપરવાનો આગ્રહ કરવામાં આવે છે અને તે માટે મોટું પ્રચારકાર્ય કરવામાં આવે છે આપણો દેશ સ્વદેશી હુન્નર-ઉદ્યોગોમાં પછાત છે, ત્યાં તો સ્વદેશી માલનો વપરાશ અને ઉત્તેજન કરવાની ખાસ વધુ જરૂર છે કે જેથી આપણા દેશના હુન્નર-ઉદ્યોગો વધુ ખીલે, આથી સઘળાઓને હું સ્વદેશી માલ વાપરવાનો આગ્રહ કરૂં છું. "

શ્રી હંસા મહેતા

[ મુંબાઈના મારવાડી વિદ્યાલય હોલમાં પારસી મહેતી સ્વદેશી બજાર ખુલ્લું મૂકતાં ]

જેસોરમાં મહા સભાના મકાનનો કબજો મેળવવા માટે શ્રીમતી હેમનલિની ઘોષ અને શ્રીમતી અમીયાબાલા ધારને ગિરફતાર કર્યાં છે. રાજશાહીમાં નારી આશ્રમનો કબજો મેળવવાનો પ્રયત્ન કરવા માટે ૬ બહેનો પકડાઈ.

પંજાબ:

અમૃતસરનાં કાર્યકર કુમારી વિદ્યાવતીને સવિનય કાનૂન ભંગની ચળવળને અંગે અઢી વર્ષ કેદની સજા થએલી છે. તેમણે સજા સામે અપીલ કરતાં તેમને જામીન-પર છોડયાં છે

લાહોરની મેયો હોસ્પીટલમાં સ્વ. દાદાભાઈ નવરોજીનાં દોહિત્રી કુમારી ખુરશેદ બહેનને એપેન્ડીસાઇટીસ માટે ઓપરેશન કરવામાં આવ્યું હતું. તેમને નાજુક તબીયતને અંગે પંજાબમાંથી મુંબાઈ ઇલાકાની જેલમાં બદલવાની સત્તાવાળાઓએ ના પાડી છે.

લાહોરનાં ચાર કાર્યકરો શ્રીમતી અમર કુંવર, શ્રીમતી આદર્શકુમારી, શ્રીમતી કૃષ્ણાકુમારી અને શ્રીમતી જગોલાકુમારી થોડા જ વખત પર જેલમાંથી છુટયાં છે. તેમને રાજકીય પરિષદમાંથી પાછા ફરતાં રેલ્વેની સાંકળ ખેંચવા માટે પકડયાં છે.

મદ્રાસ:

મદ્રાસના સોનરકવેરમાં ઝંડાવંદન કરવાને અંગે ત્રણ બહેનોને તા. ૩૧ મી જુ-

ધાયએ ગિરફતાર કર્યા. મહાસભા ગૃહ ઉપર દરોડો પાડવા માટે ત્રણ સ્વયંસેવિકાઓને ગિરફતાર કરી છે.

કેનેનોરમાં પેરાલસેરી પરિષદને અંગે પકડેલાં શ્રીમતી કુન્ચીરુલઅમ્માને ૧૨ માસ સખત કેદની સજા કરી છે.

નેલોરનાં શ્રીમતી પ.લા કોદાની સ્યામ-

વિઝેગાપટમ જીલ્લા રાજકીય પરિષદમાંથી ૭ બહેનો પકડાયાં.

**બીહાર:**

' પટનામાં સદાકત આશ્રમ ઉપર દરોડો પાડવા માટે સાત બહેનોને ત્રણ માસ સાદી કેદની સજા થઈ છે.

એટીયા ખાતે મહાસભા મકાન ઉપર

## ગ્રાહકોને સૂચના

૧ "ગુણસુન્દરી" દર અંગ્રેજી મહિનાની ૧લી તારીખે પ્રકટ થાય છે અને ગ્રાહકોને આગલે દિવસે વા તેજ દિવસે પોષ્ટ કરવામાં આવે છે. આ કારણે દરેક ગ્રાહકને પોતાની નકલ દર મહિનાની ૫ મી તારીખ સુધીમા જરૂર મળી જવી જોઈએ એ પ્રમાણે મળવામા વિલંબ થાય તો પોષ્ટ ખાતમાં તપાસ કરવા વિનતિ છે. જો એ તપાસને અંતે અંકની નકલ ન મળે તો કાર્યાલયને એ સબંધી ફરિયાદ તા. ૧૦ મી સુધીમાં લખી જણાવવી તે પછી મળતી ફરિયાદ દૂર કરવાની જવાબદારી વ્યવસ્થાપકને શિર રહેતી નથી ફરિયાદ કાર્યાલયનેજ કરવી. ફરિયાદ દૂર કરવાનો એજન્ટોને હક નથી

૨. ગ્રાહકોએ કાર્યાલય સાથે પત્રવ્યવહાર " વ્યવસ્થાપક "ગુણસુન્દરી" ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ નં. ૪ " ને સરનામે કરવો

૩ એ પત્ર વ્યવહારમા ગ્રાહકોએ પોતાના પૂરાં નામઠામ ઉપરાંત, પોતાનો ગ્રાહક નંબર જરૂર જણાવવો જોઈએ દરેક ગ્રાહકનો નંબર રેપર ઉપર નામની પાસે ડાબી બાજુ છાપેલો વા લખેલો હોય છે એ નંબર નહિ જણાવ્યો હોય તો કાર્યાલય તરફથી વેળાસર અને સંતોષકારક ઉત્તર મળવામાં વા પત્રમા કરેલી ફરિયાદ દૂર કરવામા ઢીલ થવાનો સંભવ છે

૪. સરનામું બદલવા ઇચ્છનાર ગ્રાહકે આગલા મહિનાની તા. ૨૫ મી સુધીમાં ખબર આપવી જોઈએ એથી મોડી મળતી સૂચનાનો અમલ તેજ મહિને નહિ, પણ બીજે મહિને થશે

૫ નમુનાની નકલ વિના મૂલ્ય નથી મોકલવાની. જે અંક નમુના તરીકે જોઈતો હોય તેની કીમતના પોષ્ટલ સ્ટેમ્પસ મોકલી આપવા.

૬ કોઈ પણ પ્રકારના પત્રવ્યવહારનો જવાબ જોઈતો હોય તો રીપ્લાય કાર્ડ લખવો વા પોસ્ટેજ મોકલવુ

વ્યવસ્થાપક " ગુણસુન્દરી " કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, નં. ૪

લામ્મા અને તંગીરાલા સીતારામ્માને વટહુકમ હેઠળ સજા કરવામાં આવી હતી. તે સામે અપીલ થતાં સેસન્સ જડજે, ગુન્હો થયો નથી જણાવી સજા રદ કરી છે.

દરોડો પાડવા માટે શ્રીમતી રામસુરત દેવી અને બીજા ૫ બહેનોને ત્રણથી પાંચ અઠવાડિયા સુધીની સજા થઇ છે.

[ તા. ૨૭-૮-૩૨ ]

——o——




**દશમું વર્ષ**

આ અંકથી 'ગુણસુન્દરી' નવ વર્ષ પૂરાં કરી દશમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગુજરાતની બહેનોની સેવા કરતાં, છેલ્લાં નવ વર્ષો અમે નિર્વિઘ્ને પસાર કર્યાં છે તે માટે અમે પરમકૃપાળુ પ્રભુનો આભાર માનીએ છીએ. અમારા આ સેવાકાર્યમાં, અમારી જેમ અનેક લેખકો ચિત્રકારો અને પત્રમિત્રો વગેરેએ અમને 'પ્રભુ-પ્રીત્યર્થ, ફક્ત સેવાર્થે' સહાય આપી છે. એમની એ સેવાના સહકાર વિના અમે અમારું રેખીત કાર્ય યથાવિધ ન કરી શક્યા હોત. આ સેવાવ્રતને સફળ કરવા માટે અમે એ સૌના આભારી છીએ. અમારી સેવામાં અનેક ત્રુટિઓ તેમજ ઉણપો હશે. કેટલીક ત્રુટિઓ અમારી જાણમાં છે; કેટલીક ઉણપો અમારી જાણ બહાર પણ હશે. આ ઉણપો અને ત્રુટિઓ નિવારવા માટે જ્યાં જ્યાં બની શક્યું ત્યાં ત્યાં અમે પ્રયત્ન કર્યો છે અને હજી એવા પ્રયત્નો અમે કર્યે જ જઈશું. કેટલીકવાર અમારે આવી ઉણપો અને ત્રુટિઓ ચલાવી લેવી પડે છે. માસિકના સંચાલનમાં સંચાલકોનો હેતુ ગુજરાતની બહેનોની સેવા કરવાનો છે, એમાંથી આર્થિક લાભ મેળવવાની દૃષ્ટિ રખાઈ નથી તેમ દૃષ્ટિ રાખવામાં આવનાર પણ નથી. ગ્રાહકોના લવાજમમાંથી તેમજ જાહેરખબરમાંથી થતી આવકનો ઉપયોગ માસિકને સમૃદ્ધ કરવામાં જ થાય છે. આ છતાં નાણાંની સહાયથી દૂર થઈ શકે એવી ત્રુટિઓ અને ઉણપો અમારે નિભાવી લેવી પડે છે. વ્યાપારની મંદીને કારણે જાહેરખબરોની આવક ઘટી છે અને પરિણામે નાણાંની તંગી પડે છે. એના ગ્રાહકોમાં જો ગ્રાહકોની સંખ્યા વધે તો નાણાંની તંગી રહે નહિ અને કેટલીક ઉણપો સહેજે પૂરી શકાય. આ બાબત વાચકો સમક્ષ એટલા પૂરતી મૂકીએ છીએ કે તેઓ ગ્રાહક વધારવા માટે પ્રયત્ન કરે. દરેક ગ્રાહક એક એક વધુ ગ્રાહક કરી મોકલે તો આ માસિકના સંચાલકોની નાણાં વિષયક ફરિયાદ દૂર થઈ શકે એમ છે. સાથે સાથે વાચકોને અમારી ત્રુટિઓ, અને ઉણપો તરફ અમારું ધ્યાન ખેંચી, ઉપયોગી સૂચનાઓ કરવા પણ અમે વિનંતિ કરીએ છીએ. માસિકના સંચાલકો સર્વજ્ઞ હોવાનો દાવો કરતા નથી, એટલે એવી સૂચનાઓ કરવાથી કે ઉણપો દર્શાવવાથી અમને જરાય માઠું લાગવાનું નથી. અમારી ઉણપો તરફ અમારું ધ્યાન ખેંચવાથી માસિકની સારામાં સારી સેવા થઈ શકશે.

**ભાવિ રાજબંધારણમાં સ્ત્રીઓ**

સ્ત્રી અને પુરુષની સમાનતાની પ્રખર હિમાયતી અને સ્ત્રી સન્માનની ઇજારદાર કહેવાતી બ્રિટિશ સરકારને છેક હમણાં માલમ પડ્યું છે કે હિન્દના ભાવિ રાજબંધારણમાં સ્ત્રીઓને કંઈ સ્થાન આપવું જોઈએ. અને એને અંગે, નવા બંધારણ હેઠળ રચાનારી ધારાસભાઓમાં સ્ત્રી સભ્યોની ઓછામાં ઓછી નાની સંખ્યા તો હોવી જ જોઈએ એવો ના. શહેનશાહની સરકારે વિચાર કર્યો છે. સેંકડો વર્ષના રાજ્ય અમલ પછી, બ્રિટિશ સરકારને આવી લાગણી થઈ છે એ આશ્ચર્યની વાત છે. હિન્દની સ્ત્રીઓની પ્રગતિમાં સેંકડો વર્ષમાં બ્રિટિશ સરકારે શો ફાળો આપ્યો? એવો કોઈ પ્રશ્ન પૂછે, અને તેના જવાબમાં ના. શહેનશાહની સરકારની આ લાગણી દર્શાવાય, તો એના વકીલ માટે સામાને શી લાગણી થાય તે તો આપણે જ વિચારી લેવાનું રહે છે. •

**સ્ત્રીઓમાં કોમી ઝેરનાં બી**

હિન્દની સ્ત્રીઓને હૈયે તેમનું પોતાનું હિત છે, તેના કરતાંયે ના. શહેનશાહની સરકારને હૈયે તેઓનું હિત વધારે છે, એમ હાલમાં જ બ્રિટિશ વડા પ્રધાને વાદરા અને બિલાડીના ન્યાયની મારફત આપેલા કોમી ચુકાદા ઉપરથી લાગે છે. ભાવી રાજ્યબંધારણમાં જુદીજુદી કોમોનું સ્થાન શું અને કેવું હોવું જોઈએ, તેને લગતો નિર્ણય હિન્દની બધી કોમોના આગેવાનો ન કરી શક્યા લગભગ બધી કોમ પોતાને કેમ વધારે મળે, એની જ ખેંચ પર રહી, અને તેને પરિણામે, કોમી ચુકાદાનું કામ ના. શહેનશાહની સરકારના વડા પ્રધાન રામ્સે મેકડોનાલ્ડને સોંપાયું. અને તેમણે જે ચુકાદો આપ્યો છે, તે હિન્દમાં કોમવાદનું ઝેર જે વ્યાપી રહ્યું છે, તે ઝેર કાયમને માટે પ્રસરતું રહે એવો છે આ ચુકાદાનો બધા પક્ષો તરફથી એક સરખો વિરોધ થઈ રહ્યો છે. આ ચુકાદામાં એક વિશિષ્ટતા તો એ છે કે, આજ દિન સુધીમાં હિંદની એક પણ પ્રાંતિક મતાધિકાર સમિતિએ, કે સરકારે ધારાસભાઓમાં સ્ત્રીઓની જગાઓ કોમવાદના ધોરણે રાખવાની ભલામણ, સૂચના સરખી પણ કરી ન હોવા છતાં, સ્ત્રીઓની જગાઓ કોમોનાં ધોરણે કરવાનું જણાવાયું છે આજ દિન સુધી સ્ત્રીઓમાં કોમવાદનું ઝેર ન હતું; અને સ્ત્રીઓમાં એવા કોમી ભેદ ભાવને સ્થાન જ ન હતું પરંતુ ના. વડા પ્રધાનનો વાદર ન્યાય સ્ત્રીઓમાં પણ એ ઝેરનાં બી વાવી રહ્યો છે એ વાદર ન્યાયનો સ્વીકાર થશે એટલે સ્ત્રીઓમાં પણ કોમવાદનું ઝેર વ્યાપશે અને એનું પરિણામ શું આવશે તે તો અત્યારે ભાવિના ગર્ભમાં છુપાયલું છે.

**સ્ત્રીઓ માટે અનામત જગાઓ**

હિન્દની આગેવાન મહિલા સંસ્થાઓએ સ્ત્રીઓ માટે સમાન મતાધિકારની માંગણી કરેલી છે અને સ્ત્રીઓ માટે કોઈ પણ પ્રકારની અનામત જગાઓ રહેવી ન જોઈએ, એવો મત પણ તેમણે દર્શાવેલો છે. બીજી ગોળમેજી પરિષદની લઘુમતી સમિતિમાં હિન્દની સંખ્યાબંધ મહિલા સંસ્થાઓના વિચારો દર્શાવતું જે નિવેદન શ્રીમતી સરોજિની નાયડુ અને બેગમ શાહનવાઝે રજુ કર્યું હતું તેમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે "બંધારણ હેઠળ સ્ત્રીઓની તરફેણમાં કે સ્ત્રીઓની વિરુદ્ધ જાતીયે ભેદભાવ હોવો ન જોઈએ, એમ અમે માગીએ છીએ. કોઈ પણ જાતનો પસંદગીનો વર્તાવ માગવાનો અર્થ, રાજકીય દરજ્જામાં સંપૂર્ણ સમાનતા હોવી જોઈએ એવી હિન્દી સ્ત્રીઓની સાર્વત્રિક માગણીનો વિરોધ કરવા જેવું થશે" પરંતુ કોમી ચુકાદામાં આ માંગણીને તુચ્છકારી કાઢવામાં આવી છે. કોમી ચુકાદો જણાવે છે: "નવી ધારાસભાઓમાં ઓછામાં ઓછી સ્ત્રીઓની નાની સંખ્યા તો હોવી જ જોઈએ એ બાબતને ના. શહેનશાહની સરકાર ઘણી અગત્યની માને છે પરંતુ તેને લાગે છે કે સ્ત્રીઓ માટે ચોક્કસ જગાઓ અનામત રાખ્યા વિના આ હેતુ પાર પડી શકશે નહિ. તેમને એમ પણ લાગે છે કે સ્ત્રી સભ્યો એક જ કોમમાંથી અપ્રમાણસર ન ચુંટાય એ પણ જરૂરનું છે આ સાહસ ન નિવારે એવી કોઈ યોજના ન સૂઝવાથી અને, પ્રતિનિધિત્વની બાકીની યોજના સાથે સુસંગતી જળવાઈ રહે તે માટે તેમને એ પ્રથા સ્વીકારવાનું ઉચિત લાગ્યું છે કે, એકજ કોમના મતદારોથી સ્ત્રીની દરેક ખાસ જગાની ચુંટણી મર્યાદિત થાય" અને આ માન્યતા પ્રમાણે જુદા જુદા ઇલાકાઓમાં સ્ત્રીઓનાં પ્રતિનિધિત્વનું પ્રમાણ આવું રહેશે 'મદ્રાસમાં સામાન્ય બેઠકોમાં ૬ સ્ત્રીઓ, ઉપરાંત મુસ્લીમો અને દેશી ખ્રિસ્તિઓમાં સ્ત્રીઓ માટે એક એક જગા રહેશે; મુંબાઈ ઇલાકામાં (સિંધ સાથે) સામાન્ય બેઠકોમાં પાંચ સ્ત્રીઓ, અને મુસ્લીમોમાં એક બેઠક સ્ત્રી માટે રહેશે. બંગાળમાં સામાન્ય બેઠકોમાં બે સ્ત્રીઓ, ઉપરાંત, મુસ્લીમો અને એંગ્લો ઇન્ડીઓમાં એક એક બેઠક સ્ત્રી માટે, સંયુક્ત પ્રાંતોમાં સામાન્ય બેઠકોમાં ૪ સ્ત્રીઓ, અને મુસ્લીમોમાં બે સ્ત્રીઓ; પંજાબમાં સામાન્ય બેઠકમાં એક સ્ત્રી, અને શિખોમાં એક સ્ત્રી માટે; અને મુસ્લીમોમાં બે સ્ત્રીઓ માટે, બિહાર અને ઓરીસામાં સામાન્ય બેઠકોમાં ત્રણ સ્ત્રીઓ, અને મુસ્લીમોમાં એક; મધ્યપ્રાંતમાં સામાન્ય બેઠકોમાં ત્રણ સ્ત્રીઓ, આસામમાં સામાન્ય બેઠકોમાં એક સ્ત્રી માટે, વાયવ્ય સરહદપ્રાંતમાં એકેય નહિ; જો સિંધને મુંબાઈ ઇલાકાથી છુટો પાડવામાં આવે તો મુંબાઇની ધારાસભામાં સામાન્ય બેઠકમાં પાંચ અને મુસ્લીમોમાં એક સ્ત્રી માટે બેઠક રહેશે અને સિંધમાં સામાન્ય બેઠકમાં એક અને મુસ્લી-

મોમાં એક ઓછી સ્ત્રી માટે રહેશે." આમ હિન્દની સ્ત્રીઓની માગણીઓને તુચ્છકારી કાઢવામાં આવી છે, એટલું જ નહિ પણ કોઇની કલ્પનાની બહાર સ્ત્રીઓમાં કોમવાદનું ઝેર દાખલ કરવામાં આવ્યું છે. આ ખરેખર તિરસ્કારને પાત્ર છે

**મિસીસ સુબ્બારાયન અને મિસીસ રમાબાઇ તાંબે**

ગોળમેજી પરિષદનાં એક સભ્ય બહેન શ્રીમતી સુબ્બારાયન અને મધ્યપ્રાંતની ધારાસભાનાં એકમાત્ર સભ્ય શ્રીમતી રમાબાઇ તાંબેએ આ ચુકાદાને વખોડી નાખનારાં નિવેદનો પ્રકટ કર્યાં છે અને હિન્દની આગેવાન મહિલા સંસ્થા તો શું, પરંતુ કોઈ પણ મહિલા સંસ્થા આ ચુકાદાને વખોડ્યા વિના રહી શકનાર નથી. શ્રીમતી સુબ્બારાયન યોગ્ય જ કહે છે કે: "હિન્દી સ્ત્રીઓનો સર્વાનુમત કોઇપણ પ્રકારની કોમી મતદારીથી વિરુદ્ધ છે. આ બાબતનો સ્વીકાર તો મતાધિકાર સમિતિના હેવાલમાં પણ થયો છે. જો સરકાર સ્ત્રીઓ ઉપર આ અસ્વીકાર્ય અને નહિ જોઇતું પગલું લાદવા આગ્રહ રાખશે તો તે પગલું જ દીર્ઘજીવિષુ થશે." શ્રીમતી સુબ્બારાયનની જેમ અમને પણ એમ લાગે છે કે "કોમવારનાં બારણાંમાંથી રાજકીય ક્ષેત્રમાં દાખલ થઇને કોઇપણ સ્ત્રી એક શિક્ષિત અને સ્વમાનવાળા શહેરી તરીકે શી રીતે પોતાનો ભાગ ભજવી શકે તેજ સમજી શકાતું નથી." શ્રીમતી રમાબાઇ તાંબે કહે છે કે "કોઇપણ સ્ત્રીએ સ્ત્રીઓ માટે કોમી મતદારીની માગણી કરી નથી પણ સ્ત્રીઓ માટે અનામત જગાઓની માગણી કરી છે, છતાં કોમી ધોરણે જગાઓ અપાય તે સામે મારો સખ્ત વિરોધ છે."

**એક સામટો વિરોધ કરો**

અમે પોતે તો હિન્દી રાષ્ટ્રીય મહાસભાની માગણી અનુસાર, સ્ત્રીઓ માટે અનામત જગાઓ કે જુદી મતદારીની આવશ્યકતા સ્વીકારતા નથી. સ્ત્રીઓને મતાધિકાર પુરુષોના સમાન રહેવો જોઇએ, અને ધારાસભાઓમાં ચુંટાવાનો પણ તેમને એવોજ હક રહેવો જોઇએ. સ્ત્રીએ પોતે જે કાર્ય કરી રહી છે, તે તેમની શક્તિ સારી રીતે બતાવી આપ્યું છે, અને ભાવિ રાજ્યબંધારણ પ્રમાણે રચાનારી ધારાસભાઓ માટે સ્ત્રીઓ ઉમેદવારી કરશે તો તેઓ તેમનાં કામને બળે જરૂર ચુંટાશે અને એ રીતે તેમનું સ્થાન રાજકારણમાં નક્કી થશે. માટે સ્ત્રીઓએ એ વિષે કોઈ ભય રાખ્યો નથી, અને રાખવો ઉચિત પણ નથી. જે જોઇએ છે તે એટલું જ કે નવાં બંધારણમાં સ્ત્રીઓને પુરુષોના જેવોજ મતાધિકાર મળવો જોઇએ પરંતુ મતાધિકારની બાબતમાં પણ અંકુશ મૂકાયા છે, અને આ પ્રતિનિધિત્વની બાબતમાં તો કોમ કોમને લડાવી મારવા જેવી યુક્તિ રચાઇ છે. આવા ચુકાદાનો સર્વાંગ વિરોધજ થવો ઘટે છે કોઇ પણ સમજુ સ્ત્રી કે પુરુષ આવા [illegible] ન્યાયને અપનાવી ના શકે એમાં દોષ આપણો પણ છે. આપણે આપણી બાબતોનો એક નિર્ણય ન કરી શકીએ એટલે બીજાને આપણો ન્યાય સોંપવો પડે આવી તક આપણે શા માટે આપવી જોઇએ?

**અમરેલીની પ્રશસ્ય મહિલાપ્રવૃત્તિ**

કાઠિયાવાડ મહિલા પરિષદની પહેલી બેઠક ૧૯૮૭ ના આશ્વિન માસમાં અમરેલી ખાતે ભરાયા પછી, ત્યાં બીજી પ્રશસ્ય મહિલા પ્રવૃત્તિઓનો આરંભ થાય એ ખરે જ પ્રશંસનીય છે. એ પ્રશસ્ય મહિલા પ્રવૃત્તિમાં મુખ્ય તે સ્ત્રીઓ માટેનાં ખાસ મહિલા પુસ્તકાલયની પ્રવૃત્તિ છે. આ પુસ્તકાલયનું મકાન લગભગ રૂ ૨૧૦૦૦) ને ખર્ચે બાંધવામાં આવ્યું છે અને તે મકાનનો ઉદ્ઘાટન સમારંભ તા ૬ ઠ્ઠી માર્ચે થઇ ગયો છે તેને લગતી વિગત અમે અન્યત્ર આપી ગયા છીએ પુસ્તકાલય માટે નવું મકાન થવાથી, બહેનોને પુસ્તકાલયનો લાભ લેવામાં ઘણી સુગમતા થઇ છે, એ પુસ્તકાલયની મકાન સમિતિના હેવાલ ઉપરથી જણાય છે એ પ્રશસ્ય પ્રવૃત્તિનાં સંચાલક મંત્રીઓ, સૌ. શાન્તાબહેન શાહ અને શ્રી પ્રતાપરાય મહેતાની સેવાઓ ખરેખર નોંધવા યોગ્ય છે તે સાથે "આ સંસ્થામાં સ્ત્રીઓ માટે અક્ષરજ્ઞાનની યોજના અમલમાં મૂકાય" એવી મંત્રીશ્રી પ્રતાપરાયે નિવેદનમાં સૂચના કરી છે તે સાથે અમે સંમત થઇ જણાવીશું કે અક્ષરજ્ઞાનની યોજનાનો જેમ

અને તેમ સત્વર અમલ થાય એ આવશ્યક છે સ્ત્રીઓમાં વાચનપ્રચાર વધારવો હોય તો તે પહેલાં અક્ષરજ્ઞાનનો પ્રચાર થવો ઇષ્ટ છે. અમને આશા છે કે સંસ્થાના સંચાલકો આ ઉપયોગી સૂચના તરફ ધ્યાન આપશે

આ પ્રવૃત્તિ ઉપરાંત મે માસમાં બહેનો માટે વ્યાયામ વર્ગની પ્રવૃત્તિ પણ ઘણી પ્રશંસનીય થઇ ગઇ. એ વર્ગનો જે અહેવાલ બહાર પડયો છે તે ઉપરથી વર્ગનો લાભ ૩૩ બહેનોએ લીધો અને તેમાં અમરેલી ઉપરાંત, શાન્તાકુઝ, ભાવનગર, અમદાવાદ, રાણપુર, પોરબંદર, જુનાગઢ વગેરે સ્થળોએથી પણ બહેનો જોડાઈ હતી. વ્યાયામ વર્ગમાં હિંદી કવાયદ, આસનો, લેજીમ લાઠી કવાયદ છરાકીલ વગેરે ઉપરાંત જુદી જુદી હિંદી રમતોની તાલીમ વરફ ન જોઇ રહેતાં સંચાલકોએ માનસિક તાલીમની વ્યવસ્થા પણ રાખી હતી: શરીર વિજ્ઞાન શાસ્ત્ર, અને અકસ્માત વખતે તાત્કાળીક મદદ આપવાને લગતું શિક્ષણ પણ અપાયું હતું. છેવટે પરીક્ષા લેવાતાં ૩૩ બહેનોમાથી ૨૫ બહેનો પસાર થયા છે અમરેલીની આ મહિલા પ્રવૃત્તિ બીજા સ્થળોએ પણ અનુકરણ કરવા જેવી છે. ગુજરાતની બહેનોને શારીરિક વ્યાયામની ખાસ જરૂર છે તે આવી યોજનાઓ દ્વારા પૂરી પાડી શકાય. ગુજરાતની મહિલા સંસ્થાઓ આ વિષે વિચાર વિનિમય કરે એ ઇચ્છવાયોગ્ય છે.

---

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ—મુંબઈ

## સભાસદોને જાણવા લાયક ખબરો

### ( ૧ ) લોકમાન્ય દેશભક્ત દાદાભાઇની જયંતી

સ્ત્રીકેળવણીનો ખાસ હીમાયતી લોકમાન્ય દેશભક્ત સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજીની જયંતી દર વર્ષની માફક તા ૪ થી સપ્ટેમ્બર ૧૯૩૨ ને મંગળવારે સાંજે ૪ વાગે ( સ્ટે. ટા. ) માધવબાગના હોલમા ઉજવવામાં આવશે. દાદાભાઇના કાર્ય અને જીવન સંબંધી વિવેચન થશે ત્યારબાદ શિક્ષણવર્ગોમાં અભ્યાસ કરતી બ્હેનો ગરબા, સંવાદ, ઓરકેસ્ટ્રા વગેરે કરશે આ પ્રસંગે મીસીસ તેહમીનાબાઇ પાવનજી જોશીએ મેળાવડાનું પ્રમુખસ્થાન લેવાનુ સ્વીકાર્યું છે.

### ( ૨ ) વકતૃત્વકળાની હરીફાઇ માટે મેળાવડો

દર વર્ષની માફક તા ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને શનિવારે સાંજે ચાર વાગ્યે ( સ્ટે ટા. ) મંડળના હોલમાં વક્તૃત્વકળાની હરિફાઇ થશે. આ પ્રસંગે " ગાંધીજીના જીવનમાંથી સ્ત્રીઓને શું ગ્રહણ કરવા યોગ્ય છે? " એ વિષય ઉપર લગભગ દશથી બાર મિનિટ સુધી મોઢેથી વિવેચન કરવુ જોઇએ. આ હરિફાઇમાં મંડળના સભાસદો તેમજ અન્ય ગુજરાતી બહેનો ભાગ લઇ શકશે. મજકુર હરિફાઇમાં ઉતરવાની ઇચ્છા ધરાવનાર બહેનોએ તા૦ ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૩૨ સુધીમાં પોતાનુ નામ ઠેકાણા સાથે મંડળના સરનામે સેક્રેટરીઓને લખી જણાવવું. આ હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે ચાર ઇનામો: ૧ લું ઇનામ સોનાનો મેડલ, બીજુ રૂ ૭, ત્રીજું રૂ. ૪, અને ચોથું રૂ ૩ રૂ૨૦ શેઠ પરસનભાઇ ગોકળદાસ કહાનદાસ પારેખ સ્મારક ફંડમાંથી અપાશે

### મંડળના સભાસદોને લવાજમ ભરી દેવા માટે સૂચના.

મંડળનું નવું વર્ષ તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૯૩૨ થી શરૂ થાય છે માટે મંડળના સભાસદોને અમો નમ્રતાપૂર્વક વિનંતિ કરીએ છીએ કે તેઓએ પોતાનુ વાર્ષિક લવાજમ ભરી દેવું. કેટલાક સભાસદોએ ગયા વર્ષનું લવાજમ પણ ભર્યું નથી. કેટલાંક સભાસદો પોતાનું રહેવાનું ઠેકાણું બદલે છે અને ખબર પણ આપતા નથી તેઓના નામ અને લવાજમ નહીં ભરનારા સભાસદોના નામ ધારા પ્રમાણે દીલગીરી સાથે બંધ કરવાની ફરજ પડશે

અને તેમ સત્વર અમલ થાય એ આવશ્યક છે સ્ત્રીઓમાં વાચનપ્રચાર વધારવો હોય તો તે પહેલા અક્ષરજ્ઞાનનો પ્રચાર થવો ઘટે છે અમને આશા છે કે સંસ્થાના સંચાલકો આ ઉપયોગી સૂચના તરફ ધ્યાન આપશે.

આ પ્રવૃત્તિ ઉપરાંત મે માસમા બહેનો માટે વ્યાયામ વર્ગની પ્રવૃત્તિ પણ ઘણી પ્રશંસનીય થઈ ગઈ. એ વર્ગનો જે અહેવાલ બહાર પડયો છે તે ઉપરથી વર્ગનો લાભ ૩૩ બહેનોએ લીધો અને તેમા અમરેલી ઉપરાંત, શાન્તાક્રુઝ, ભાવનગર, અમદાવાદ, રાણપુર, પોરબંદર, જુનાગઢ વગેરે સ્થળોએથી પણ બહેનો જોડાઈ હતી. વ્યાયામ વર્ગમાં હિંદી કવાયદ, આસનો, લેઝીમ લાઠી કવાયદ છરાફીલ વગેરે ઉપરાંત જુદી જુદી હિંદી રમતોની તાલીમ તરફ ન જોઈ રહેતાં સંચાલકોએ માનસિક તાલીમની વ્યવસ્થા પણ રાખી હતી: શરીર વિજ્ઞાન શાસ્ત્ર, અને અકસ્માત વખતે તાત્કાળીક મદદ આપવાને લગતું શિક્ષણ પણ અપાયું હતુ છેવટે પરીક્ષા લેવાતા ૩૩ બહેનોમાંથી ૨૫ બહેનો પસાર થયા છે અમરેલીની આ મહિલા પ્રવૃત્તિ બીજાં સ્થળોએ પણ અનુકરણ કરવા જેવી છે. ગુજરાતની બહેનોને શારીરિક વ્યાયામની ખાસ જરૂર છે તે આવી યોજનાઓ દ્વારા પૂરી પાડી શકાય ગુજરાતની મહિલા સંસ્થાઓ આ વિષે વિચાર વિનિમય કરે એ ઇચ્છવાયોગ્ય છે

---

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ—મુંબઈ

## સભાસદોને જાણવા લાયક ખબરો

### ( ૧ ) લોકમાન્ય દેશભક્ત દાદાભાઇની જયંતી

સ્ત્રીકેળવણીના ખાસ હીમાયતી લોકમાન્ય દેશભક્ત સ્વ. રા. દાદાભાઇ નવરોજીની જયંતી દર વર્ષની માફક તા ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૩૨ ને મંગળવારે સાંજે ૪ વાગે ( સ્ટે ટા. ) માધવબાગના હોલમાં ઉજવવામાં આવશે. દાદાભાઇના કાર્ય અને જીવન સબંધી વિવેચન થશે ત્યારબાદ શિક્ષણવર્ગોમાં અભ્યાસ કરતી બ્હેનો ગરબા, સંવાદ, ઓરકેસ્ટ્રા વીગેરે કરશે આ પ્રસંગે મીસીસ તેહમીનાબાઇ પાલનજી જોશીએ મેળાવડાનુ પ્રમુખસ્થાન લેવાનુ સ્વીકાર્યું છે.

### ( ૨ ) વકતૃત્વકળાની હરીફાઇ માટે મેળાવડો

દર વર્ષની માફક તા ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને શનિવારે સાંજે ચાર વાગ્યે ( સ્ટે ટા. ) મંડળના હોલમા વક્તૃત્વકળાની હરિફાઇ થશે. આ પ્રસંગે " ગાંધીજીના જીવનમાંથી સ્ત્રીઓને શું અહણ કરવા યોગ્ય છે? " એ વિષય ઉપર લગભગ દશથી બાર મિનિટ સુધી મોઢેથી વિવેચન કરવુ જોઇએ. આ હરિફાઇમાં મંડળના સભાસદો તેમજ અન્ય ગુજરાતી બહેનો ભાગ લઇ શકશે. મજકુર હરિફાઇમા ઉતરવાની ઇચ્છા ધરાવનાર બહેનોએ તા૦ ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૩૨ સુધીમાં પોતાનુ નામ ઠેકાણા સાથે મંડળના સરનામે સેક્રેટરીઓને લખી જણાવવું. આ હરિફાઇમા ફતેહમંદ થનારાઓને અનુક્રમે ચાર ઇનામો: ૧ લુ ઇનામ સોનાનો મેડલ, બીજું રૂ ૭, ત્રીજુ રૂ ૪, અને ચોથું રૂ ૩ ૨૫૦ શેઠ પરસનબાઇ ગોકળદાસ કહાનદાસ પારેખ સ્મારક ફંડમાંથી અપાશે.

### મંડળના સભાસદોને લવાજમ ભરી દેવા માટે સૂચના

મંડળનું નવુ વર્ષ તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૯૩૨ થી શરૂ થાય છે માટે મંડળના સભાસદોને અમો નમ્રતાપૂર્વક વિનંતિ કરીએ છીએ કે તેઓએ પોતાનુ વાર્ષિક લવાજમ ભરી દેવું, કેટલાક સભાસદોએ ગયા વર્ષનુ લવાજમ પણ ભર્યું નથી કેટલાંક સભાસદો પોતાનુ રહેવાનુ ઠેકાણું બદલે છે અને ખબર પણ આપતા નથી તેઓના નામ અને લવાજમ નહીં ભરનારા સભાસદોના નામ ધારા પ્રમાણે દીલગીરી સાથે બંધ કરવાની ફરજ પડશે

ગાંધી જયન્તી અંક




પુસ્તક ૧૯ મું ] ઓક્ટોબર ૧૯૩૨ [ અંક ૨ જો

# મહાત્મા ગાંધી અને ખાદી

લેખિકાઃ સૌ. અવંતિકાબાઇ ગોખલે

મહાત્મા ગાંધીને બીજું કરતાં પણ ખાદી પર વધારે પ્રેમ હોવાનું કારણ એ છે કે, ખાદી, અર્ધભૂખ્યા રહેનારા ગરીબ ખેડુત લોકોને, તેની આવકથી, પેટ પૂરતું અન્ન અને અંગ ઢાંકવા પૂરતું વસ્ત્ર આપે છે પડદાનશીન સ્ત્રીઓને ઘરે બેસતાં ફૂરસદના વખતમાં ઉદ્યોગ આપીને ઘર સંસાર ચલાવવામાં ખાદી કાંઇક મદદરૂપ થાય છે. આવા અનેક ગુણ ખાદીમાં હોવાને લીધે જ મહાત્માજીને ખાદી ઘણી પ્રિય છે. હિન્દુસ્તાને જો ખાદીનો આ મંત્ર પૂરેપૂરી રીતે પાળ્યો હોત તો આજે આપણે અન્ન અને વસ્ત્રની બાબતમાં તો પૂર્ણ સ્વતંત્ર થઇ ગયાં હોત પરંતુ હજી હિન્દુસ્તાનનું દુર્ભાગ્ય પૂરૂં થયું નથી !

મહાત્માજીનો મુકામ જ્યારે મુંબાઇમાં હોય છે ત્યારે તેમનાં દર્શન કરવાને હજારો સ્ત્રી પુરૂષો રાત્રિદિવસ જાય છે પરંતુ તેમણે આપેલા, અત્યંત પવિત્ર ખાદીના મંત્ર પ્રત્યે તેઓ દુર્લક્ષ કરે છે; તેમને શું કહેવું તે સમજાતું નથી. અત્યારે મહાત્માજી જેલમાં છે. તેમના હાથ દુખતા હોવાથી, તેઓ પગેથી ચરખો ચલાવી સુતર કાંતે છે એ જાણીને જેનાં અંતઃકરણમાં દુઃખ થાય નહિ, તેવાં સ્ત્રી અને પુરૂષને કઇ ઉપમા આપવી તે કહી શકાતું નથી મહાત્માજીના જન્મદિવસ પ્રીત્યર્થ, તેમને ખરેખરા આનંદની ભેટ, આખાં હિન્દુસ્તાનની ખાદી ખરીદીને જ જનતાએ આપવી એવી મારી પરમેશ્વરને પ્રાર્થના છે

———



# શિક્ષિત સ્ત્રીઓને બે બોલ

લેખકઃ મહાત્મા ગાંધીજી

[ સંવત ૧૯૭૪ ના નવાં વર્ષ પ્રસંગે, મુંબાઈનાં સુપ્રસિદ્ધ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની બહેનોને ઉદ્દેશીને લખાયેલા આ બે બોલ બહેનો માટે ઉપયોગી લાગતાં અત્રે ઉતાર્યાં છે. ઉપતંત્રી ]

જે બ્હેનોને આ લેખ પ્હોંચશે તેઓ ઓછા અથવા વધતા પ્રમાણમાં શિક્ષિત હશે. એટલે હું એક વિષય વિચારવા ઇચ્છું છું. શિક્ષિત સ્ત્રી વર્ગે અશિક્ષિત બ્હેનોને માટે શું કરવું? આ સવાલ ઘણો મ્હોટો છે. તેમાં પુરૂષવર્ગ સાહાય્ય મેળવી શકે, એ નિર્વિવાદિત છે. શિક્ષિત સ્ત્રીઓ હાલ એ કાર્ય સારા પ્રમાણમાં કરતી જોવામાં નથી આવતી. તેમાં તેઓનો દોષ નથી; તેઓને મળેલી કેળવણીનો દોષ છે, એમ હું માનુ છું. એટલે પ્રથમ કાર્ય શિક્ષિત સ્ત્રીએ પોતાની બ્હેનો આ દોષમાં ન પડે એવા પ્રયત્નો કરવાનું છે. આધુનિક કેળવણી સ્ત્રીઓને પોતાના ખાસ કાર્યને સારૂ જરાએ તૈયાર નથી કરતી, એ વિષે કોઈ શંકા કરતું નથી. હું આધુનિક કેળવણીના દોષોની તપાસમાં પડવા નથી ઇચ્છતો, તેમ એ દોષોનું નિવારણ કેમ થાય એની ઘડમથલ પણ આ પ્રસંગે કરવા નથી ઇચ્છતો. મ્હારી તો એટલીજ ઉમેદ છે કે શિક્ષિત બ્હેનો આ પ્રશ્નને પોતાનો કરી જેમને અનુભવ છે તેઓ પોતાનું બધું અર્પણ કરીને આ વિષયમાં ગુજરાતને જાગ્રત કરે અને દિશા સૂચવે.

શિક્ષિત સ્ત્રીઓ અશિક્ષિતનો સમાગમ નથી કરતી; ઘણીવાર નથી ઇચ્છતી. આ રોગ દૂર થવો જોઈએ, અને શિક્ષિત સ્ત્રીઓને પોતાની સહજે ફરજનું ભાન આપવાની જરૂર છે આવા દોષોમાંથી પુરૂષવર્ગ પણ મુક્ત નથી, પણ સ્ત્રીવર્ગને પુરૂષોની પાછળ ચાલવાની આવશ્યકતા નથી. સ્ત્રીમાં નવી ભાવનાઓ ઉત્પન્ન કરવાની અને તેને અમલમાં મુકવાની જે શક્તિ રહેલી છે તે પુરૂષમાં નથી પુરૂષ પ્રમાણમાં અવિચારી, ઉતાવળો અને સદાય નવીનતાની શોધમાં રહે છે સ્ત્રી ગંભીર, ધીરજવાન અને પુરાણી વસ્તુઓને ઘણે ભાગે પકડી રહેનારી જોવામાં આવે છે. એટલે જ્યારે તેને કોઈ પણ નવી વસ્તુ સુઝે છે, ત્યારે તેની ઉત્પત્તિ તેના હૃદયકમળમાંથી જોવામાં આવે છે એ પ્રમાણે ઉદ્ભવેલી વસ્તુને વિષે તેને અચલ શ્રદ્ધા હોય છે અને તેથી તેનો પ્રચાર જલદી થઈ શકે છે. એટલે મારી માન્યતા છે કે જો શિક્ષિત સ્ત્રીઓ કેવળ પુરૂષની નકલ કરવાનું છોડી દઈ સ્ત્રીઓ વિષેના મહાન પ્રશ્નોનો સ્વતંત્ર વિચાર કરે તો આપણે ઘણી ગુંચવણો સહેલાઈથી ઉકેલી શકીએ.

વિધવાનો સવાલ જેવો તેવો નથી તેમાં પણ સ્ત્રીઓ પ્રાણાર્પણ કરી શકે છે વિધવા પોતાની ઇચ્છાનુસાર પુનર્લગ્ન કરે એ એક વાત છે, પણ પુનર્લગ્ન કરવાનું બાળવિધવાઓને શિખવવા પાછળ કાળક્ષેપ કરવો તે તદ્દન જુદી વાત છે. તેને બદલે સ્ત્રીઓ પરસાણ થયેલા પુરૂષને નહિ વરવાનો અથવા પોતાની દીકરી નહિ દેવાનો તેમજ પારણામાં ઝુલતાને લાયક બાળવરને પોતાની દીકરીઓની આહુતિ નહિ આપવાનો દૃઢ નિશ્ચય કરે અને કરાવે તો એમાંથી હિન્દુસ્તાન સરસ પરિણામ પામે એવો મને વિશ્વાસ છે ન્હાની મ્હોટી સેંકડો વિધવાઓનો ઉપયોગ દેશને કેમ થાય એ બહુ વિચારવા જેવું છે, અને એ વિચાર શિક્ષિત સ્ત્રીઓ ન કરે તો કોણ કરશે? મને તો પળાંતમાં ચર્ચાતો એક વિચાર સુઝેલો છે, તે અહિં પણ રજુ કરૂં છું. થોડાંજ વર્ષ પહેલાં આપણી સ્ત્રીઓ રૂ કાંતવાનું અને વણવાનું કામ કરતી. અત્યારે એ ધંધો નાશ પામવાની હાલતમાં છે એ ધંધાના જવાથી હિન્દુસ્થાનને મ્હોટી હાની પ્હોંચી છે. કરોડો રૂપિયા બહાર ઘસડાઇ ગયા છે. વિધવાઓ હાલ યા તો હવેલીમાં કે કહેવાતા સાધુસંતોની સેવામાં સમય ગાળે છે, અથવા તો ટાયલામાં. હવેલીએ જવામાં જ ધર્મ છે એવુ મને ભાસતુ નથી હેતુસર હવેલીએ જવાથી ફાયદો ન થાય એમ પણ કહેવા નથી ઇચ્છતો. પણ બીજા કામો છોડીને હવેલીમાં બેસવું એ પરમાર્થની પરિસીમા છે એવો વિચાર તો કેવળ વહેમરૂપ જણાય છે. તે જ પ્રમાણે જે સાધુસંતને કોઇ પ્રકારની સેવાની જરૂર નથી તેની પાસ બેસી રહેવું અને તેની અનેક પ્રકારની સેવા કરવી એમાં બન્નેનો બીગાડ છે, અને વ્યર્થ કાળક્ષેપ છે. આવી પ્રવૃત્તિમાંથી કાઢીને હિન્દુસ્થાનનો ઉપકાર કરવાની પરમાર્થિક પ્રવૃત્તિમાં વિધવાઓને જોડવી એ તેમનુ શુદ્ધ પુનર્લગ્ન છે. એ સાહસ શિક્ષિત સ્ત્રીઓ કાં ન કરે? કરવાને ઇચ્છનારી એવી સ્ત્રીએ પોતે પ્રથમ તો ઉદ્યોગની પાઠશાળાનો પહેલો પાઠ ભણવો જોઈ, રૂ કાંતવું જોઈ અને શાળે બેસતુ જોઈ.



જ્યાં સુધી સ્ત્રી હિન્દુસ્તાનમાં એક રતિભાર પણ દબાયલી રહેશે, અથવા ઓછા હક્કો ભોગવતી હશે, ત્યાં સુધી હિન્દુસ્તાનનો ખરો ઉદ્ધાર નથી



સ્ત્રી અને પુરૂષ એક હસ્તિના છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂરણી છે અને બન્ને અરસપરસ ટેકારૂપ છે તે એટલે સુધી કે એકને બાદે બીજાનો સંભવ જ નથી પણ તે પ્રાપ્ય અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બન્નેનો નાશ થાય.



નિર્માલ્ય થઈ આપણામાંના કેટલાક સ્ત્રીને હલકીસેવી ગણી તેની પૂજા કરે છે, અને જેમ ઘોડાને પહેરે પહેરે નવીન આભૂષણોથી શણગારાય છે તેમ શણગારે છે આ પૂજાફેરમાંથી નીકળવું જરૂર છે જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓ આપણી સેવામાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા વિચારો સમજતી, તે પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળ પ્રેરણ શક્તિ દેતી થશે, ત્યારેજ આપણો ઉદ્ધાર થશે છે, તે પહેલાં નહિ.

મ. ગાંધી




લેખિકાઃ મેડમ જુડીયટ વીલીયર

[ ૧૯૨૬ ના ડીસેમ્બરની તા. ૫ મીએ ફ્રેન્ચ ધારાશાસ્ત્રીઓની પરિષદ ખુલ્લી મૂકતાં આપેલાં ભાષણમાંથી મહત્વનો ભાગ નીચે ઉતાર્યો છે. ગાંધીજી વિષે એક ફ્રેન્ચ ધારાશાસ્ત્રી બહેન શું વિચારે છે તે જાણવાનું આ લેખમાંથી મળશેઃ ઉપતંત્રી ]

હવે, હિન્દથી આપણને એક આશ્ચર્યકારક સંદેશ મળે છે ત્યાં પ્રજાજોગ એ સંદેશની ઘોષણા થઇ રહી છેઃ " તમે દુઃખી છો. એ દુઃખ નિવારણનો ઉપાય ખુનરેજી નથી. તમારાં હથિયારો ફેંકી દો; અને તમારાં હૃદય શુદ્ધ કરો. તમારા ત્યાગથી કલંકિત હિન્દને, શાન્તિનું પુનર્જીવન બક્ષવાનું છે. "

આ છે એ સંદેશ. છતાં હિન્દ વિષે આપણે ઘણાં અજ્ઞાત છીએ.

આપણા પ્રવાસી નવલકથાકારોએ તો હિન્દનાં વર્ણનોથી આપણી આંખોને ચમકાવી જ મૂકી છે. અસંખ્ય મંદિરો અને મહાલયો માનવની કીર્તિનાં ગાન ગાઇ રહ્યાં છે. અકબરના વારસોએ રત્નજડિત મયૂરાસન બનાવ્યું છે. અંબરના મહારાજાની ઇચ્છા થઇ કે આખુંય શહેર ગુલાબરંગી આરસનું બંધાય અને તેમની આજ્ઞાથી જયપુર બંધાયું. બનારસ અને ઇલોરા ઇશ્વરને અર્પિત થએલી ભવ્યતાનું ઉજ્જ્વળ વર્ણન કરે છે.

અને હિન્દના મહાન રાજાઓ? તેમના વિષેની ચમત્કારિક વાતો યુરોપમાં ફેલાયે જ જાય છે.

છતાં, આ બધી અપૂર્વ અને આશ્ચર્યકારક બાબતો હોવા છતાં, ઉંડા દરિયામાંથી જાણે ઘેરો અવાજ આવતો હોય તેમ અવાજ આવે છે દુષ્કાળ! પરંતુ આપણી બેદરકારીને પરિણામે એ કોયડો તો અણઉકેલ્યો જ રહે છે.

આખીયે જાતિ અફસોસ વર્ષાવી રહી છે. હૃદય વીંધી રહેલાં રૂદને, શાન્તિ અને ત્યાગના શબ્દો ઉચ્ચારાવ્યા છે. અને એ શબ્દો ઉચ્ચારનાર મહાત્મા મોહનદાસ ગાંધીએ હિન્દની દુઃખી માનવતા પ્રત્યે પોતાની નજર સ્થિર કરી છે. કવિવર ટાગોર કહે છે. " હજારો કંગાળને બારણે, તેમના જેવાંજ વસ્ત્ર પહેરી તે ઉભો છે. તેમની જ ભાષામાં તે બોલે છે, તેની પાસે માત્ર સત્ય છે; કોઇ પણ પુસ્તકમાંનું અવતરણ નહિ "

આ સત્ય સંતનું કે પયગમ્બરનું!

ગાંધીના પિતા અને પિતામહ પોરબંદર રાજ્યના દીવાનો હતા. ધન અને પ્રતિષ્ઠા વિના બાલ્યવયમાં તેણે બીજું કાંઇ દીઠું નથી. ૧૯ વર્ષની વયે, શિક્ષણ પૂરૂં કરવા તે લંડન આવવા ઉપડ્યો. અને તેની ધર્મપ્રેમી માતાએ " માંસ, મદિરા, અને સ્ત્રી " એ ત્રણ વસ્તુથી દૂર રહેવાની પ્રતિજ્ઞા કર્યા પછી જ તેને વિદેશગમનની રજા આપી.

પાછા ફરી મોહનદાસ ગાંધીએ સફળતાથી વકીલાત શરૂ કરી. હિન્દમાં વકીલાત કરતાં તેમણે આર્થિક લાભ ઘણો મેળવ્યો.

૧૮૯૩ મા તેઓ એક વર્ષ માટે વકીલાત કરવા નાતાલ ગયા. ત્યાં ઉતર્યા તેજ દિવસે, તેમના આખાય જીવનનું પરિવર્તન કરે એવો એક સખ્ત આઘાત તેમણે અનુભવ્યો. લંડનનો એક સંસ્કૃત ધારાશાસ્ત્રી, ઉમદા ખાનદાનનું બાળક, હિન્દમાં જેણે મહેલનું સુખ ભોગવ્યું છે, એવા તેને રેલ્વે ગાડીના પહેલા વર્ગના ડબ્બામાંથી ધક્કો મારી બહાર કાઢવામાં આવ્યો. કારણ, એક યુરોપીયન એ ડબ્બામાં પ્રવેશ્યો હતો. ગોરી જાતિનો મહાન અપરાધ તેમણે કર્યો હતો !

જ્વલંત અને સ્વમાની યુવાન બેરીસ્ટર-નામાં આ અપમાને દુઃખી માનવતા પ્રત્યે અચૂક પ્રકાશનું કિરણ ફેંક્યું એટલે પ્રવાસનો ખરેખરો હેતુ તો હતો ત્યાંને ત્યાં દટાઇ ગયો. દક્ષિણ આફ્રિકામાં, તેમને એક માણસને હોય એ તેટલા હક્કો ભોગવવાનો અધિકાર ન હતો. કારણ ? તે હિન્દી હતા વસાહતો, તેમના દેશબંધુઓ, રાજકર્તા ગોરી પ્રજાના ગુલામ હતા; અને ગોરી પ્રજા તેમને કાયમના ગુલામ બનાવવા માગતી હતી.

બેરીસ્ટરને આવ્યે એક વર્ષ ઉપર થઈ ગયું. અને ત્રણ વર્ષ બાદ તેઓ પાછા હિન્દ ગયા. તે દરમ્યાન ઇંગ્લાંડના નૈતિક ટેકાને અંગે તેમણે હિન્દી પ્રજાને તેમની પ્રતિષ્ઠા અપાવી.

ધીમે ધીમે તેમણે વકીલાતનો ધંધો પણ છોડી દીધો. તેમને એ ધંધો અનીતિમાન લાગ્યો. એક સારામાં સારો ધારાશાસ્ત્રી, એક ગરીબમાં ગરીબ માણસને સહેજે હક્ક હોવો જોઇએ.

તેમની રાજકીય નીતિ ખરેખર ચમત્કારી લાગે એવી છે તેમને ઇંગ્લાંડ મોકલવા તો પોતાના દેશબંધુઓ ખાસ માટે ફંડ લઇ આવ્યા. નાતાલે તેમને એક ખરેખરા સેનાની નામના તેમણે ગરીબોને ચરણે ધરી.

૨૫ વર્ષની વયે તેમનામાંથી માણસની સ્વાભાવિક મહેચ્છાઓ લુપ્ત થઇ તે પછીથી તેમનું જીવન તેમનું ન હતું તેમણે તેમનું જીવન સેવાર્પણ કર્યું.

દક્ષિણ આફ્રિકામાં ગાંધીએ સરકારને કહ્યું: સુધારો ! ભાગતોડ નહિ. હિન્દમાં પણ તેમણે પાછળથી એમજ કર્યું.

ગાંધી મીશનરી નથી તેમ માત્ર કોઇ એક ધાર્મિક આદર્શની સિદ્ધિ માટે મથતા નથી. એમનો તો એકજ ધાર્મિક આદર્શ છે.

ગાંધીજીનો હિન્દુ ધર્મ વાસનાઓ પવિત્ર થવી જોઇએ, એમ તેમને શીખવે છે. માનસિક નિયમન અને આત્મવિસ્મૃતિ એ બે તત્ત્વોએ તેમને ભગવાન બુદ્ધ તરફ આકર્ષ્યા.

ખ્રિસ્ત તરફ પણ તેમનો આત્મા વળે છે બાઇબલે તેમને પ્રેમ અને દુઃખસહનના પાઠ શીખવ્યા.

આવા આધ્યાત્મિક લક્ષણોવાળા ગાંધીજીએ રાજકારણમાં પ્રવેશ કર્યો, આખી દુનીયામાં આત્માનો પ્રકાશ ઝગમગી ઉઠ્યો.

તેમની દક્ષિણ આફ્રિકાની ચળવળમાં તો માત્ર મુઠ્ઠીભર માણસો હતા પરંતુ હિન્દમાં તો ૩૨ કરોડ માણસોનો તેમને સાથ છે અને એ લડત કોની સામે છે ? ઇંગ્લાંડ સામે ?

ના. અન્યાય સામે, મનુષ્યનું ગૌરવ જે ન સહન કરી શકે તે બધાની સામે !

તેથી, તો ગાંધીજી ઇંગ્લાંડ પ્રત્યે આ શબ્દો ઉચ્ચારે છે-

" તમારા વડીલોએ આ બધું કર્યું. આ રહ્યા એના ગુન્હાઓ; આ રહી એની ભૂલો એ બધી સુધારો. ઇંગ્લાંડ તેના બંધારણને માને છે ઇંગ્લાંડ પોતાના ઢંઢેરાઓને માને છે મહારાણી વિક્ટોરીયાએ પોતાની પ્રજા જેમના ઢંઢેરામાં જણાવ્યું છે ' તમારી (પ્રજાની) પ્રગતિમાં અમારા બળનો વાસ હશે. તમારા સંતોષમાં અમારી સલા-

મતી હશે, તમારી આભારની લાગણીમાં અમારું ઉત્તમોત્તમ પારિતોષિક હશે. ' તે પછી ૧૯૨૦ માં પાંચમા જ્યોર્જ પણ કહે છે કે ન્યાય અને દયાનું જ રાજ્ય હશે !

હું અંગ્રેજોને ચાહું છુ, હું તેમનાં બંધારણને ચાહું છુ. હિન્દ આખુ તેને વફાદાર રહે, પણ તે કલંકિત હિન્દ નહિ. ગૌરવવન્તું હિન્દ !"

શહેનશાહતને એમનાં કરતાં કોઈ સારી પ્રજા બીજી મળી છે ? ૧૯૧૪ થી ૧૯૧૮ માં શહેનશાહત ભયમાં હતી. તે વખતે ગાંધીજીએ સૈનિકોની ભરતી કરી. દિલ્હીમા મળેલી વિગ્રહ પરિષદમાં હાજર રહેવાની સરકારની વિનતિ તેમણે સ્વીકારી અને ચાહેલા હિન્દને તેમણે કહ્યુ. તમારે સંકટ સમયે શહેનશાહતને મદદ આપવી જ જોઇએ. પાછળથી આપણે અંગ્રેજો પાસે ભાગીદારી માંગીશું. સમાન દરજ્જાએ સરથાન સમાન દરજ્જો માગીશુ, આપણે ભાગીદારો અને મિત્રો બનીશું

પણ પછી શુ થયું ? નવેમ્બરની ૧૧ મી તારીખે યુદ્ધવિરામ જાહેર થયો ! સારાં જીવનની આશા ઝળકી. પણ ત્યાં તો રૉલેટ કાયદો પસાર થયો. કેટલાક જનુનીઓએ કરેલાં કાવતરાને પરિણામે, આ નજીવા ભયને દાબી દેવા સરકારે આખી પ્રજા સામે, દુનીયાની નમ્રમાં નમ્ર પ્રજા સામે, અસાધારણ સત્તા લીધી.

બીજી બાજુ હિન્દના મુસલમાનો પણ ચિંતાતુર હતા. તેમની વફાદારીના બદલામાં મી. લોયડ જ્યોર્જે ઓટોમન (તુર્કી) શહેનશાહતને સલામત રાખવા વચન આપ્યું હતુ. પરંતુ પાછળથી જણાયું કે ઇંગ્લીશ મુસ્લીમોના હકોને આગળ ધર્યા નથી.

મુસલમાનો તો હિન્દમાં પણ જનુની છે. બ્રિટિશ સબંધ અને પયગંબર એ બેમાંથી કોની વફાદારી પસંદ કરો છો એવું જો તેમને પૂછવામાં આવે તો તેઓ પહેલાં કરતા બીજુ વધુ પસંદ કરશે. તેમનાં પવિત્ર સ્થળો અપવિત્ર થઈ રહ્યાં. એટલે બે આગેવાનો જાગી ઉઠયા એ અલી ભાઇઓના હાથ હેઠળ ૭ કરોડ મુસ્લીમો ભેગા થયા.

ગાંધીજીએ મુસ્લીમોને મદદ કરવાનું વચન આપ્યું.

આમ હિન્દમાં રૌલેટ બિલથી અને ખિલાફતના પ્રશ્નથી અસંતોષની જ્વાળા ફાટી નીકળી હતી.

ગાંધીજીએ એ અન્યાય સામે પોકાર ઉઠાવ્યો. અલીબિરાદરોને, ૭ કરોડ મુસલમાનોને, તેમણે સાથ આપ્યો પણ તેમની પાસે હથિયાર નીચાં મૂકાવ્યાં. રૌલેટ બીલનો અવિનય અનાદર કરવાનું તેમણે જાહેર કર્યું પણ તે સાથે " જાન, માલ કે મિલ્કત" પ્રત્યે કોઇ પણ પ્રકારની હિંસાથી દૂર રહેવાની પ્રતિજ્ઞા પણ તેમણે લેવરાવી

પરવાનગી વિના એમણે એક છાપું પણ શરૂ કર્યું મનાઇ કરેલુ સાહિત્ય તેમણે વહેચવા માંડયું. ' હોમરૂલ ' સ્વરાજ વિષેનું તેમનુ હસ્તપત્ર, રસ્કીનનુ " Unto this Last ' અને પ્લેટોનું " Defence and Death of Socrates " ના ભાષાંતરો તેમણે કરેલાં તે ૧૯૧૯ માં સરકારે જપ્ત કર્યાં.

આની સાથે આખાં હિન્દભરમાં હડતાળ ઉપવાસ, અને પ્રાર્થના કરી આત્મબળ મેળવવાની પણ તેમણે ઘોષણા કરી ૧૯૧૯ ના શીઆળા ઉનાળામાં હડતાળો, શાન્ત છતાં ભવ્ય ચાલુ રહી.

અને આ આત્મબળે, શસ્ત્રબળને રોષની આગથી જલાવી દીધુ. પંજાબના જલીયાનવાલા બાગમાં જનરલ ડાયરે નિર્દોષો ઉપર ગોળી ચલાવવાનું ફરમાન કર્યું. બે હજાર તેનો ભોગ બન્યાં

આખા દેશમાં ત્રાસની ચિચિયારી જાગી

હતી એજ સાથે રોલેટ બીલના સામા હેઠળ પંજાબમાં મોટી સંખ્યામાં ગિરફતારી થવા માંડી અને નિર્દોષ કે દોષિતની, ગાનુની કાયદાના સામાન્ય નિયમોને ઉલ્લંઘીને, ઉપર ચોટી ઝાપી તપાસ કરવામાં આવી કેમ જાણે કે પંજાબનો આખોયે વહીવટ અયોગ્ય અમલદારોના હાથમાં સોંપાયો હતો !

મધ્યસ્થ સરકારે તપાસ કરવાની આજ્ઞા કરી. હિન્દની દેશપ્રેમી સંસ્થા રાષ્ટ્રીય મહાસભાએ પણ તપાસ કરી એક સરખા નિષ્પક્ષપાતી માણસો દ્વારા ૭ માસ સુધી તપાસ ચાલી પણ બન્નેના નિર્ણયમાં ફેર હતો - એકે જલીઆનવાળા બાગનાં કરતૂતને હત્યાકાંડ, લેખ્યો બીજા ને જનરલ ડાયરની ' નિર્ણય બાંધવામાં થએલી ભૂલ ' લાગી.

બ્રિટિશ પાર્લામેન્ટ પણ ખળભળી ઉઠી આમની સભામાં રોષની જ્વાળા ઉઠી મેસર્સ એસ્કવીથ, મોન્ટેગુ, અને ચર્ચીલે રોષની ઉદ્દીપના કરી.

પરંતુ આમની સભાનાં ઉજાળાં પાણી ઉમરાવ સભા આગળ છેક છાછરાં થઇ ગયાં, ત્યાં રોષની જ્વાળા દબાવાઇ એક અંગ્રેજ અમલદાર કદિ ખોટું વર્તન કરે નહિ ! અને ન્યાયની સમતુલા પ્રમાદમાં ગબડી પડી.

દોષિત માણસોને સજા ન થઇ, કેટલાકને તો પગારમાં વધારો મળ્યો !

હિન્દ ખરેખર કમભાગી હતું !

ઉમરાવોનું વલણ ગાંધીજી સાંખી શક્યા નહિ તેમણે કહ્યું " આવા પ્રકારનું કલંક કોઇ પણ દેશ સાંખી શકે નહિ, જો તે શહેનશાહતમાં સ્વતંત્ર ભાગીદાર થવા કે સ્વમાન જાળવી રાખવા માગતો હોય તો.

તુર્કીનું ભાવિ પણ આજ સમયે ચોક્કસ થઇ ગયું. અને બળવાનો પવન ફૂંકાઇ ઉઠયો ગાંધીજીએ એક ખુલ્લા પત્રમાં મુસ્લીમોનો પ્રશ્ન હાથ ધરવા વાઇસરોયને વિનતિ કરી પણ તે નિષ્ફળ ગઈ રોલેટ બિલ તો ચાલુ હતું. પંજાબના ઘા હજી રૂઝાયા ન હતા

૧૯૨૦ ના ઓગસ્ટની તા. ૧ લીએ ગાંધીજીએ પોતાનો મહાન વિચાર અસહકાર અમલમાં મુકવાનું સૂચન કર્યું. અસહકારનો એ ચતુર્વિધ કાર્યક્રમ આ રહ્યો

( ૧ ) ખિતાબો અને માનદ પદવીઓ પરથી રાજીનામાં આપવાં, સરકારી શાળા કોલેજોમાંથી બાળકોને ઉઠાડી લેવાં બ્રિટિશ અદાલતોનો બહિષ્કાર કરવો, વિદેશી માલનો બહિષ્કાર કરવો આ પહેલું પગથીયું.

( ૨ ) અને બીજું પગથીયું ' સરકારી નોકરીની દિવાની કે ફોજદારી જગાઓ સ્વીકારવા ના પાડવી.

( ૩ ) કરવેરા આપવાની ના પાડવી એ ત્રીજું પગથીયું

( ૪ ) અને ચોથું પોલીસ અને લશ્કરી નોકરીનો ત્યાગ કરવો.

સરકારને છિન્ન ભિન્ન કરી નાખવા પૂરતો આ કાર્યક્રમ નથી શું ?

ગાંધી આવ્યા ત્યારે હિન્દ કાંઇ આગેવાનવિહોણું ન હતું. હિન્દી રાષ્ટ્રીય સભા હતી. ગાંધીને શું તે ટેકવશે ?

ગાંધી આ વખતે મગજમાંથી બોલતા ન હતા હૃદય અને આત્મામાંથી બોલતા હતા તેઓ કહેતા રાજકર્તાઓનાં વર્તનમાં આપણે ધાર્મિક રસ લેવો જોઇએ. કોઇને એ ગમે કે ન ગમે, પણ જનરલ ડાયરનાં નાશકારક રાજકારણે ' નૈતિક અમર ' ઉપજાવી છે સરકારી રાજકારણ કરતાં સરકારી નીતિ બહુ મહત્વની છે. તેથી સરકાર જ્યારે પદ્ધતિપૂર્વક અન્યાયી થાય ત્યારે તેને ટેકો આપતાં બંધ થવું એ શહેરીની ફરજ છે

સરકાર સાથે સહકાર કરવાની ના પાડવાથી, કદાચ, પાછળથી હિંસાને ઉત્તેજન મળે એમ લાગવાથી ગાંધીજી સહન કરવાનું ઉદ્બોધે છે.

દુ:ખ સહન અને પ્રેમનો એ કાનૂનઃ જો એમાં અંગ્રેજો પ્રતિ જરા પણ તિરસ્કારની ભાવના જણાય તો પોતે લડતમાંથી નિવૃત્તિ લેશે

સજા કરવા કરતાં ક્ષમા આપવી એ વધુ પૌરૂષભર્યું છે. હિન્દી પ્રજાની શક્તિ, તેનું આત્મબળ હશે

સરકાર સાથે અસહકાર એટલે સત્ય શ્રદ્ધા અને એ સત્ય શ્રદ્ધાને અંગે રાજકીય ઝઘડાઓમાંથી મુક્તિ મળી, હડતાલો જો ધમકીથી પાડવામાં આવતી હોય તો તે પ્રત્યે ગાંધીજીના સાચા સૈનિકો જરૂર શરમથી જુએ

વળી એ લડત નિખાલસ અને ખુલ્લી છે. ગાંધીજી કાંઇપણ છુપું રાખવું એને પાપ સમજે છે. તેમની યોજનાઓ, તેઓ ખુલ્લી જાહેર કરે છે. પરિણામે છૂપી પોલીસથી તેમને શાન્તિ મળે છે. ગાંધીજીના વિનયથી મુગ્ધ થઈ સરકાર પણ તેમના સખ્તમાં સખ્ત પત્રોના જવાબ વાળે છે અસહકાર એ શાંત પ્રતિરોધ નથી અસહકાર તો ત્યાગ અને સર્જન છે.

ત્યાગ એ તો એના કાર્યક્રમ ઉપરથી તમે સમજી શકશો અને સર્જનમાં ખાનગી લવાદની સંસ્થાઓ, રાષ્ટ્રીય ઉદ્યોગોની ઉત્પત્તિ, રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને છેલ્લે અસ્પૃશ્યતાની શરમજનક પ્રથાને નાબુદ કરવી, એ છે

સર્જક પ્રવૃત્તિના પહેલાં બે સ્વરૂપોમાં આપણને આશ્ચર્ય પમાડે તેવું કાંઇ નથી. સરકારની શક્તિ ઉપર તે સીધો પ્રહાર કરે છે. પહેલું મત્તાનો સામનો કરે છે બીજું તેની આર્થિક સ્થિતિ ડગમગાવે છે રાષ્ટ્રીય ઉદ્યોગોની વ્યવસ્થા એ તો ગાંધીજીની ભાવના છે હિન્દ ગામડાઓનો દેશ છે. હિન્દમાં ૭૫૦૦૦૦ ગામડાઓ છે તેમને માટે ચરખો કાંતવાનો વધારાનો ઉદ્યોગ ખાસ જરૂરનો છે. લેંકેશાયરનાં યંત્રોએ લાખો લોકોને આળસુ બનાવ્યા છે. ચરખાના ઉદ્યોગનો નાશ એટલે હિન્દ માટે તો દુકાળ તેથી દરેક જણે, આયાત કરેલું કાપડ ન ખરીદતાં, પોતાના ઉપયોગ પૂરતું કપડું વણી લેવું જોઇએ. અને ગાંધીજી પોતે રોજ કાંતે છે.

હિન્દુ ધર્મને નામે ગાંધીજીએ અસ્પૃશ્યતાનું કલંક નાબુદ કરવા નિર્ણય કર્યો છે.

દરજીયાત કલંકિત જીવનની ધુંસરીમાંથી પતિત સ્ત્રીઓને મુક્ત કરવાની પણ તેમણે ખ્વાહેશ ધરાવી છે સ્ત્રીઓ વિષે બુદ્ધે કહ્યું: "તેના તરફ જોશો જ મા. જોવુંજ પડે તો તેની સાથે બોલશો મા અને બોલવુંજ પડે તો ચેતતા રહેજો " ગાંધીજીએ બુદ્ધનું અનુકરણ ન કરતાં, તેમનાં પત્ની માટે આવાં શબ્દો ઉચ્ચાર્યા- "દુનિયાની બીજી કોઈ સ્ત્રી ન કરી શકે એવી અસર તેણે મારા પર કરી છે "

સ્ત્રીઓના ઉદ્ધાર માટે પણ તેઓ હાથ લાંબો ધરે છે. તેઓ કહે છેઃ ' સ્ત્રી અબળા નથી. નર અને નારી એ બેમાં નારી પુરૂષ કરતાં વધુ ઉમદા છે. કારણકે તે આત્મભોગ મૌન, સહનશીલતા, શરમ, શ્રદ્ધાની મૂર્તિ છે. "

ગાંધીજીએ રાષ્ટ્રીય વિદ્યાપીઠોની અગત્ય એટલા માટે સ્વીકારી છે કે, તેથી બહિર્ગત નિગ્રહમાંથી ચળવળને મુક્તિ મળે આમ કરતાં અંગ્રેજી સંસ્કૃતિ કે દુનીયાની બીજી સંસ્કૃતિઓને ઉતારી પાડવાનો ગાંધીજીનો ઇરાદો નથી. પરંતુ, એટલું તો ખરૂં કે પોતાની જ દેશભાષાના ઉપયોગથી વિચારોમાં મૌલિકતા આવે છે. " ભાષાંતરકારોની જાતિ ઉત્પન્ન કરીને કોઈ પણ દેશ રાષ્ટ્ર બની શકતો નથી "

પંદર માસ સુધી ગાંધીજીએ હિન્દને રચનાત્મક કાર્ય પરત્વે પ્રવૃત્ત રાખ્યું. જો કે આ દરમ્યાન ગિરફ્તારીઓ અને સજાઓ તો દિવસે દિવસે થયાજ કરતી હતી.

દરમ્યાન ડ્યુક ઓફ કોનટ હિન્દની મુલાકાતે આવ્યાં. ઉજ્જડ અને નિર્જન મહોલ્લાઓએ તેમનો સત્કાર કર્યો



ઇંગ્લાંડમાં કામદાર–વર્ગની સ્ત્રીઓ સાથે ગાંધીજી

૧૯૨૧ ના સપ્ટેમ્બરમાં અલીભાઈઓ ગિરફતાર થયા. ગાંધીજીએ ઉશ્કેરાયલા મુસ્લીમો પર કાબુ મેળવ્યો પણ સરકારને તો તેણે સ્પષ્ટ સમજાવ્યું: અલીભાઈઓ નિર્દોષ છે. તેમણે કોઈને હિંસા પ્રતિ ઉશ્કેર્યા નથી.

ડ્યુક ઓફ કોનટ બાદ, નવેમ્બરમાં પ્રિન્સ ઓફ વેલ્સ આવે છે. આ વખતે તો હિન્દના ખુણે ખુણામાં હડતાળો પડી ઉત્સવ જેવું કાંઈ જણાયું નહિ. હડતાળોના સર્વ વ્યાપીપણાને અંગે યુરોપીયનો ચમકી ઉઠયા.

પરંતુ મુંબાઈમાં મુઠીભર મવાલીઓએ બાજી બગાડી નાખી. મુંબાઈમાં રકતપાત થયો.

દુઃખી હૃદયે, પરંતુ વિના વિલંબે, ગાંધીજીએ ચળવળ મોકુફ રાખી. અસહકાર માટે રાહ જોવી જોઈએ એમ તેમને લાગ્યું

રાષ્ટ્રીય મહાસભા ઉપર ગાંધીજીએ વિજય મેળવ્યો તેણે ગાંધીજીને સંપૂર્ણ સત્તા આપી. હવે એક જ વ્યક્તિ અને એક જ વિચાર. એટલે જો વાઈસરોય છાપાઓને સ્વતંત્રતા ન આપે, જેલના દરવાજા ન ખુલ્લા કરે, દંડ અને જપ્ત કરેલી વસ્તુઓ પાછી ન આપે તો (ફેબ્રુઆરી ૧૯૨૨) બારડોલીમાં સવિનય કાનૂનભંગની શરૂઆત પ્રથમ કરવી. અને પછી, આખા દેશમાં એનો અમલ કરવો એવી જાહેરાત થઈ.

"એટલે" સરકારે જણાવ્યું: "એક બાજુ અરાજકતા અને તેને અંગે ઉભા થતા નાશકારક સંજોગો અને બીજી બાજુ પછી સુધરેલી સરકારનાં પાયારૂપ સિદ્ધાંતોનો બચાવ, એ બેમાંથી એકને પસંદગી"

"ના." ગાંધીજીએ ઉત્તર વાળ્યો. "એક બાજુ, સામુદાયિક સવિનય કાનૂન ભંગ. અને બીજી બાજુએ પ્રજાની કાયદેસરની પ્રવૃત્તિઓનું બીનકાયદેસર દમન."

મળમાં સવિનય અનાદર કર્યેજ છૂટકો.

એટલામાં ચૌરીચૌરામાં કરૂણ બનાવ બન્યો. એક સરઘસ ઉપર પોલીસે હલ્લો કર્યો ટોળું ઉશ્કેરાયું અને તેણે પોલીસનાં ની કવાર્ટરો બાળી મૂકયાં.

ગાંધીજીએ આ સાંભળ્યું. હૃદયમાં ઊંડી વેદના થઈ વળી, તેમણે વિશાળ માનવ મેદનીને સમજાવ્યું. બારડોલી સવિનય અનાદર નહિ કરે!

મોટી રાજકીય ભૂલ તરીકે આ બનાવને વર્ણવાયો. તેમની સામે પ્રહારો થવા લાગ્યા. છતાં તેઓ સ્થિર રહ્યા. તેમણે પ્રજાને ઉત્તર આપ્યો. "મેં હિમાલય જેવી મોટી ગણત્રી કરી.... મે જોયુ કે અહિંસાએ ઉંડા મૂળ નાખ્યાં છે આપણે રોષની જ્વાળામાં સળગી રહ્યા છે. આપણે અહિંસક ફટકા મારવા ઇચ્છીએ છીએ... જો તમારાથી અહિંસા ન પળાતી હોય તો હિંસાનો ખુલ્લો સ્વીકાર કરો. પરંતુ દંભ તો હોવો ન જોઈએ" સરકારને પણ ગાંધીજી હિંમતભેર જણાવે છે "ભૂલો હું હમેશાં કબુલીશ. પ્રજા જેટલીવાર કરશે-તેટલીવાર"

પણ પછી તો સરકારને શૂર છૂટે છે. ૧૯૨૨ ના માર્ચની તા. ૧૦ મીએ ગાંધીને ગિરફતાર કર્યા. ગાંધીજીની ગિરફતારી બાદ, દેશભરમાં આશ્ચર્યકારક શાન્તિ સ્થપાઈ રહી. ગાંધીજીનો આત્મા વિજય પામ્યો ભક્તિભાવભર્યો નિયમન અને મુંગા આત્મસહન વિના બીજી કોઈ રીતે પોતાના પ્રિય નેતાને માન ન આપી શકાય એ હિન્દ સમજી ગયું

અને અમદાવાદમાં સેસન્સમાં જે તપાસ ચાલી તેના કરતાં વધુ સ્મરણીય કોઈ તપાસ ઇતિહાસમાં નોંધાઈ નથી. અદાલતે મંદિરનું રૂપ ધાર્યું હતું.

દુનીયાને યંત્રોની નહિ, વધુ આત્માની જરૂર છે.

---

# જીવનસુધારણા

લેખિકા : શ્રી કાન્તાબ્હેન ખાંડવાલા, બી. એ.

આજે હિન્દ બે દિશામાં લડી રહ્યું છે સામાજિક અને રાજકીય. બન્નેમાં પ્રગતિ પણ કરી રહ્યું છે અને એની સફળતા જગતને આદર્શ જીવનની ઝાંખી કરાવી શકે એમ છે આ બંને દિશાઓ એક બીજાથી ભિન્ન નથી, પણ એકનો આધાર બીજા પર છે સમાજ સુધરે તો દેશ સુધરે દેશ સુધરે તો સ્વતંત્રતા હાથમાં છે. માત્ર મનુષ્યનું નૈતિક બળ ઓછું છે. આત્મશ્રદ્ધા કેળવાઇ નથી એથી ગુલામગીરીના બંધનો જબરા છે અને તેના પરિણામે આજે હિંદની પ્રજા નમાલી થઇ ગઇ છે.

જીવનસુધારણા અનેક રીતે થઈ રહી છે ઠેકાણે ઠેકાણે દેખાતો સડો જીવનને વિષમય કરી રહ્યો છે તે દૂર કરવા કંઇક પ્રયત્નો થઈ રહ્યા છે સામાજીક રિવાજો નીચે અથવા આર્થિક અવદશા તળે અથવા અસમાનતાના ધુંધવાટામાં કેટલા કેટલા જીવનો ગુંગળાય છે તેને ઉદ્ધાર કરવા માટે એકી સપાટે છતાં અત્યંત ઝીણવટથી કામ કરવાનું માન આજે કોને ઘટે છે !

હિન્દમા અજ્ઞાનતાના સપાટાથી જે જે સમાજના સ્થંભો જીર્ણ થઇ પડયાં છે અને તેને ફરી મૂળ પાયામાંથી મજબુત કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે તે સ્થંભો આપણે જોઇએ.

ગરીબાઇ અને ભુખમરો જેના ઘા નીચે આજે આખા દેશનું ગર્વખંડન થઇ ગયું છે. ટુકડા રોટલા માટે હિન્દનો બાળક ગમે તેવી ગુલામગીરી ઉઠાવે છે.

ખેડુતો અને ખેતી આ હિન્દનો ખરો ઉદ્યમ બરાબર વ્યવસ્થા વગર નાશ પામી રહ્યો છે. લીલા લીલા હરીયાળા ખેતરોને ઉન્હાં ઉન્હાં આંસુઓના, અંગારા નાશ પમાડે છે.

મીલોના જુગળા નીચે કચરાઇ જતાં મજુરો

મનુષ્યોના બનાવેલા કાયદાઓની ઓરડીમાં ફસાએલા દોષિત કેદીઓનું ગુંગળાવનારૂં કેદી જીવન.

સ્ત્રી પુરૂષોની અસમાનતા.

અને છેલ્લું પણ એટલુંજ મહત્વનું અસ્પૃશ્ય અને અંત્યજોનું કરૂણ જીવન.

આ લેખમા આ છેલ્લા વિષય પર કંઇક વિચાર કરીએ.

ચાર વર્ણોના નિર્માણ સાથે આ શુદ્ર જાતિ જન્મી પણ તે વખતે સંસ્કૃતિના ટોચે ઉભેલા હિન્દમાં જે ભેદભાવ હાલ ગણાય છે તેવો ન્હોતો શબરીનાં એઠાં બોર રામ જેવા ક્ષત્રિય એઇ રાજન્ અને પુણ્યશ્લોક પુરૂષે આરોગ્યાં હતા. મનુષ્યની લાયકાત અને વિદ્વત્તા પર બાજાણુ કે શૂદ્રનો આધાર રહેતો હતો. શૂદ્ર અત્યંત પવિત્ર જીવન ગાળતો હોય, વિદ્યા પ્રાપ્ત કરી હોય તો તેનો ઉચ્ચ ધર્મમાં અગિકાર થતો. શૂદ્રમાં હલકુ ગણાઇ કામ કરનારને પણ મનુષ્ય તો ગણવામાં આવતો.

ધીમે ધીમે દેશનું અજ્ઞાન વધતું ગયું સ્વતંત્રતા હાથમાંથી સરતી ગઈ વર્ણાશ્રમોનો નાશ થાય. સાચો ધર્મ પણ ભુલાવા લાગ્યો અને જીવનના ઉચ્ચ સારા નિયમોને ઠેકાણે ડોસીવાસે ઘર માંડ્યું. આ ડોસીવાડ પ્રમાણે ચાર વર્ણો મનુષ્યની કાર્યશક્તિ પરથી પાડવામાં ન્હોતા આવ્યા; પણ સ્વયંભુ આદિ પુરુષના માથામાંથી બ્રાહ્મણ છાતીમાંથી ક્ષત્રિયો, વણિક ઉદરમાંથી અને શુદ્ર પગમાંથી આજે ત્રણ જાતિ માટે વાંધો નથી, માત્ર શુદ્ર જાતિમાં ગણાતા અસ્પૃશ્યો સામે જ વાંધો છે મનુષ્યો આ પગો કાપી નાખી ચલાવી લ્યે તો આ જાતિને અસ્પૃશ્ય ગણી દૂર રાખી ચલાવી શકે.

અસ્પૃશ્ય જાતિને અડકવામાં ઘોર પાતક ગણાયું છે. મુસલમાન કે બીજી જાતિ અડે તો માત્ર ન્હાવું પડે પણ જો ઢેડ અથવા એવી કોઈ હલકી વર્ણનો અડી જાય તો ઘર બધું અભડાઈ જાય. કેટલી વિધિઓ પછી પણ સારું ન થાય કાઠિયાવાડમાં તો ઢેડ પાસેથી પૈસો પણ સીધો ન લઈ શકાય. જ્યારે કોઈ મુસલમાન તે ઢેડ પાસેથી લ્યે અને સ્પૃશ્ય હિન્દુને આપે ત્યારે તેને શોધ્યા વગર લઈ શકાય. વિજાતીય કરતાં પણ અસ્પૃશ્ય કમી ઠર્યો અને તેનું માનખંડન પણ તેનાજ દેખતાં! આની પ્રજા બીજાથી હડધૂત થઈ રહે તેમાં શી નવાઈ! સ્પૃશ્ય જાતિઓ અસ્પૃશ્ય જાતિઓ પાસે કામ લેવામાં ચૂકતી નથી. એના ધોવામાંય લાગ હોય તો તેમાં લાભ લેવા તૈયાર થાય. જુવાન થાય, બેસ મરી જાય તો તેના ચોક્કસ આશ્રમમાં લઈ રહી જાય છે આ ચમાર કે ઢેડ મુસલમાન થઈને આવે અને તેના મારફતે હિન્દુઓને મળે. સામટાના જેવા પ્હેરે પણ તેનો શરીર-નારી સ્વચ્છ હોય તો પણ તેને ન અડાય એ કેવો ધર્મ!

અસ્પૃશ્ય રેલવે ગાડીમાં હોય તો હિન્દુ સ્પૃશ્ય તેને હેરાન હેરાન કરે તો બિચારો પણ એમજ સમજે કે તેને ઉભા રહેવાની અથવા ખુણો શોધવાની જરૂર છે અને છતાં 'આઘે જા, અડી જઈશ' એવા શબ્દો તો સંભળાતા હોય.

અધઃપતન તો કયાં છે કે જ્યાં અસ્પૃશ્યો પોતે પણ પોતાને કમનસીબ માની હલકી જાતમાં જન્મવાનું જાણે તેમના પાપોનું ફળ હોય તેમ આ બધાં દુઃખો હાયના કર્યા દૈવે વાળ્યા. એમ ગણી સહન કરે પોતાના નિર્દોષ બાળકો ભૂખે ચૂકે હિન્દુ સ્પૃશ્યના ઘર પાસે જાય છાનામાના અડી જાય તો જપ, તપ, માનતા વિગેરે કરે. રખે દેવ કોપશે અને તેમના પર છે તેના કરતાંય અધિક દુઃખોનો વર્ષાદ વર્ષાવે. સ્પૃશ્યના માર ખાઈ હળવા ન થયા હોય ત્યાં મા બાપની આગળ આળ ખાય. જો કોઈ રોગ આવ્યો, માંદો પડ્યો કે મરી ગયો તો એમજ માને કે બ્રાહ્મણ બાપજીને કંઈ વાતે દુભવ્યા હશે, તેમનો ધર્મ ડુબાવ્યો હશે. પોતાના બાળકોને મારી મારી અધમુઆ કરે તો પણ બિચારા છોડાવવા જવાની હિમ્મત ન કરે બાળક મરી જશે તે આઘાતથી રડે પણ અજ્ઞાની નિરુપાય થઈ બેસી રહે ઘણે ઠેકાણે તો ઉચ્ચ સ્પૃશ્ય જતો હોય તો ઢેડો ઉંધુ મ્હોં કરી ઉભો રહે માર મારના કોઈ પોતાને શુદ્ધ ગણાવતા અભડાય નહિ કે ન્હાવાની પણ પરવા ન કરે. લોકોનો દોષનો શુદ્ધ ધર્મ સ્વીકારી લે અજ્ઞાનતાનો ગાઢ અંધકાર!

પોતાનો પગાર માગવા કરગરતો ભંગી કોઈએ બારણે જોયો છે! એક બાજુ લપાતો ઉભેલો રોટીની ખુરચની વાટ જોતો હાથ મળ્યો મળે તો ઉપકાર કરતા એના તરફ એમનો ઢકાનો પૈસો ફેંકાય. સલામ કરતો બિચારો ઝપાટો ચાલતો થાય.

સાર્વજનિક કુવા પર સ્પૃશ્ય હિન્દુઓ પાણી ભરી લે પછી તેમનો વારો આવે; ત્યાં પણ



ધ્યાનમગ્ન ગાંધીજી

ખોટા છાંટા ઉડી જવા માટે ઘણી બડબડતી જાય દુકાળના વખતમા પાણી કુવાઓમા સુકાઇ જાય ત્યારે કોઇ એક કુવો ગામને જળથી ઠારતો હોય ત્યારે સ્પૃશ્યો જોઇએ એટલું પાણી લઇ જાય પછી જ્યારે એમનો વારો આવે ત્યારે એ કુવાને તો અડાય નહિ એટલે તેમને માટે નીકો કરી હોય તેમાંથી જેમ તેમ પાણી ભરી લ્યે. કોઇને કાલાવાલા કરે તો એકાદ હાંડો આપે. આ અધમ દશા દૂર કરવી એ દેશનો સડો સુધારી તેને ઉન્નતિને માર્ગે મૂકવા બરાબર છે. એને માટે સિધો અને સરળ ઉપાય તેને મનુષ્ય ગણી હૃદયથી ભલા થવાનો છે. મેલુ ઉપાડનારો હલકો નથી પણ ઉચ્ચ છે. સ્વચ્છતા વિના જીવન છવાય કેમ. આ અસ્પૃશ્યોના સત્યાગ્રહમાં શહેરના સ્પૃશ્યોને ખરૂં શહેરનુ દર્શન કરાવવુ જોઇએ. મેલું ન ઉપડે, રસ્તા સાફ ન થાય તો દુર્ગન્ધથી માણસ શુદ્ધ સનાતની હોય તો પણ ન જીવી શકે. જેમ મંદિરોમાં ધૂપ દીપથી સ્વચ્છતા અને પવિત્રતા રાખીએ છીએ તેવીજ સ્વચ્છતાની સૌરભ આ અસ્પૃશ્ય સારા શહેરમાં પ્રસરાવે છે. આથીજ મંદીરો પરથી ખાનગી પાટીઓ દૂર કરી તેમને સાર્વજનિક કરવાની જરૂર છે. અસ્પૃશ્યોને સ્પૃશ્યો જેટલી જ ધર્મની ભાવના અને લાગણી છે. કદાચ વધારે હશે. કારણ દુઃખમાં રામ ! તો તેમને માટે પ્રભુના ધામો શા માટે બંધ કરવા ? મંદિરો જો ઉન્નતિને માર્ગે મુકતા હોય તો તેમને એ લાભથી વંચિત રાખવા એ સ્પૃશ્યોને માથે પાપ નથી ? એ હરિજનોમાં પ્રભુ ભક્તિ વધારે સચવાઇ છે.

સ્પૃશ્યાસ્પૃશ્યનો ભેદ માત્ર આજ દેશમાં રહ્યો છે. આથી દુનિયાની પ્રજા આપણા કરતા આગળ છે ત્યાં ગમે તેવું કામ કરનાર માણસ હોય પણ તેનાથી અભડાઇ જવાતુ નથી. મનુષ્યના સાંકડા સ્વભાવને લીધે ભેદભાવ તો જાણે દુનિયાના કોઇ ભાગમાંથી ટળ્યો નથી પણ એ કોઇ જાતિમાં પોતાના બંધુઓને પરદેશીઓ સામે હડે હડે કરવાની પ્રથા ઉતરી નથી આવી. હિંદના કુસંપનો વધારો કરનાર અને પરધર્મીને દેશમાં બોલાવનાર આજ સડો છે.

આજ અસ્પૃશ્યતાનું પરિણામ શું આવ્યું ? આજે જે જે જાતિ આવી તે દરેક જાતિએ અનાથ દુઃખી હિન્દુને પોતાના ધર્મમાં અંગીકાર કર્યા. અનેક હિન્દુઓ મિશનરીના પાદરી પાસે દીક્ષા લઇ ખ્રિસ્તી થયા. આજે એ ખ્રિસ્તી જાતિની મોટી સંખ્યા થઇ. તેમની પાસેથી તેમણે દયા અને સહાનુભૂતિ મેળવી, વિદ્યા મેળવી અને આજે અનેક સ્પૃશ્ય હિન્દુઓ પર આ ખ્રિસ્તીઓ સત્તા ચલાવી શકે છે. 'અંગ્રેજના રાજ્યમાં ઢેડ મારે ધક્કે' તે કદાચ આમાં ખરૂં પડતું હશે.

એ કહેવત અનુસાર એમ પણ બન્યું

કે આજે દરેકના હૃદયમાં આવા ભેદભાવો સામે તિરસ્કારને લીધે બંડ પણ જાગ્યુ છે

અત્યજો અને અસ્પૃશ્ય હતા ભાવી સંનાતન હિન્દુ તરફ પ્હેલાં માનની લાગણીથી જોતા હતાં તે હવે તિરસ્કારથી જોતા લાગ્યાં. એમના કુટુંબોમાં માંદગી હોય તો સ્પૃશ્ય હિન્દુ તપાસવા ન જાય અભણ નિર્ધન, નિસહાય માતાનો કોપ ગણી માનતા માને કરજ કરી પૈસા ખર્ચે અને છેવટે નથી મને રોપ લઇ ભૂએ ડાકટરોની દવાના અભાવે બ્રાહ્મણો પુજારીઓ તેમના લોહી ચુસી ખાય. આ બધુ જ્યારે અસહ્ય થયુ અને તેઓને લાગ્યુ કે અમારા વિના આ લોકોના હાલ બુરા થશે ત્યારે અવાર નવાર તેઓ બંડ કરી ઉઠતા. છતી જાતિને તિરસ્કારતા, બેદરકાર પણે પોતાનુ કામ કરતાં, દુ:ખી થતા અને દુખી કરતાં આ બંડખોર વિચારથી તેમના મનને પણ નબળું કરી મુકતાં અને છેવટે બીડી, તમાકુ, શરાબેદીનો આશ્રય લેતા, આવી રીતે વધારે નિર્બળ વધારે નિર્ધન વધારે દુખી થતાં

તેઓના હૃદયો પછી ધર્મધુરંધરો સામે પણ ઉછળ્યા જે તિરસ્કાર તેઓ પામતા હતા તેવોજ તિરસ્કાર કરી મંદિર અભડાવવા કંઇક સ્થળે ઉલટયાં. નાશીકનો બનાવ હાલમાં તાજેજ છે.

આજે આ બનાવો ન બને. બન્ને બાજુના સામસામી લડી વ્યર્થ બળ ન ગુમાવતાં એક બીજાની સ્થિતિ સમજી શકે એ માર્ગ લે તો કેટલો લાભ છે? સાચો સનાતની એટલુ જ કરે કે હૃદયથી આ ભૂલ સુધારવા મથે. પોતાના વિચારોને કેળવે અને હૃદયને લાગણીથી આર્દ્ર કરે ધર્મધુરંધરો તેમનાથી બને તેમ હિન્દુ ધર્મ પાળતા બંધુઓના મનને કેળવીને બદલે અને એટલો



વિચારગ્રસ્ત બાપુજી

જ વિચાર કરે કે જેટલી પ્રભુ ભજવાની જરૂર સ્પૃશ્યને તેટલીજ અસ્પૃશ્યને છે એ જાતિમાં ધર્મની ભાવના નથી એમ તો કહેવાય નહિ પણ એના સસ્કાર ઉચા બનાવવા હોય તો તેમને ખુલ્લે દીલે એકજ મંદિરે ભેટે માનસિક દોષ કરી જગત ન જાણે એવા અનેક પાતકો કરી ઉજળાં લાગતાં ભાઇઓને મંદિરમાં આવવાનો અધિકાર મળે ત્યારે પ્રભુના એ નિર્દોષ માણસોને અધિકાર ન આપે એ કેટલી શરમની વાત ! નિર્દોષ કે પાતકી સ્પૃશ્ય કે અસ્પૃશ્ય દરેકને મંદિરમાં જવાનો અધિકાર ન મળે એ મંદિરો શા ખપના ! જ્યારે મુગા પ્રાણીઓ માટે પાંજરાપોળ બંધાય છે ત્યારે આ ગરીબ બંધુઓની સહાય માટે શા માટે ગરીબોનો વિશ્રામ ન બંધાય ? પશુઓ માટે હોસ્પીટલો બંધાવનારા મનુષ્ય માટે હોસ્પીટલ બંધાવવાનુ ન ભૂલશો એ મુગા પ્રાણી છતી વાચાએ શરમાયો મુગા મરી જાય છે એમના હૃદય ખેંચવા દયા અને પ્રેમના ઝરાઓ વ્હેવડાવો એજ ઉચિત છે.

આજે એ બંધુઓ પણ બળવાખોર વૃત્તિથી વેરની વૃત્તિ પોષિતા હોય તો જરૂર તેમના હૃદય ઉપલા ઉપાયોથી કંઇક શાંત થશે. તેમને સત્યાગ્રહનું બળ મળશે તો જરૂર આ ઝનુનની વૃત્તિ સાદી સીધી લાગણીમાં બદલાઇ જશે અને પોતાના હક્ક ગાણીત કરવા બીજાને કે સામા પક્ષને નુકશાન કરીને અથવા ધર્મ પર વેર કાઢી ધર્મ ત્યજીને નહિ, કરશે પણ અડગ ટેકથી બહાદુર રીતે પણ શાંતિથી સમાજ પાસે કબુલ કરાવશે કે અમને જીવવા માટે તમારા જેટલીજ બધી જરૂરીઆતો છે. આ કરશે તોજ તેમની પણ સફળતા છે.

આ અસ્પૃશ્યતા હિંદુ ધર્મ પર ઘોર પાતક છે. આ મહા કલંક ગુજરાતના દષ્ટા કવિ અને તત્ત્વદર્શી વેદાન્તિ અખાએ પીછાણ્યુ હતુ. ત્યાર પછી આર્યસમાજે તેને પિછાની તેને દૂર કરવા અનેક પ્રયત્નો કર્યા. સ્વામી શ્રદ્ધાનંદે તેમાં સમ્પૂર્ણ સેવા અર્પણ કરી છે. આજે ગુજરાતમાં અને આખા દેશમાં (અમૃતલાલ ઠક્કર) ઠક્કરબાપાએ અસ્પૃશ્યોની સેવામાં આખી જીવનચર્યા ગુંથી લીધી છે.

બાપુજીની પ્હેલી વ્હાલી વસ્તુ ખાદી, બીજી અંસજ સેવા, ત્રીજી હિન્દુમુસલમાનનું ઐક્ય.

ખાદી સેવામાં અત્યજ અને અસ્પૃશ્યની સેવા છે અને અસ્પૃશ્યની સેવામાં ખાદી સેવા કરવી રહી છે, કારણ પૂર્વકાળમાં અસ્પૃશ્ય ખાસ કરીને વણકર હતો અને આજે ખાદીને ઉત્તેજન આપો તો વણકરને ઉગારશી, જીવાડશી. અસ્પૃશ્યના જીવન સુતરના તાંતણે લટક્યાં છે તો એ સુતરના તાંતણા ગાંધી જયતીમાં અગિકાર કરશો તો ગાંધી જયતી ઉજવી ગણાશે.

---

## સાભાર સ્વીકાર

( ૧ ) વીરાંગના અને વિધવા. તંત્રીઃ શ્રી લીલાવતી ડી. કાપડીઆ. વર્ષ ૨; અંક ૨૪ ( ૨ ) વિધવા· તંત્રી. શ્રી કાનજી હ. મૈસેરી. વર્ષ ૧; અંક ૨૦ ૨૨. ( ૩ ) નૂતનયુગઃ તંત્રી શ્રી. રતિલાલ સ ઠક્કર વર્ષ ૨, અંક ૬. ( ૪ ) કોકિલાઃ તંત્રી શ્રી મોહનલાલ સુ ધામી પુ ૧; અંક ૨ ( ૫ ) સત્યપ્રકાશ અને સ્વદેશઃ તંત્રી શ્રી કુવરજી કેશવજી શાહ વર્ષ ૨; અંક ૧. ( ૬ ) બાળક તંત્રી. શ્રી ભીખાભાઇ પુ વ્યાસ. પુ ૧૦, અંક ૮ ( ૭ ) યુવક તંત્રીઓ શ્રી ચુ પુ શાહ. શ્રી મો. બા પટેલ અને શ્રી ગો પટેલ વર્ષ ૨, અંક ૪ ( ૮ ) આયુર્વેદ રહસ્યાર્ક: પ્રકાશક. શ્રી. રસશાળા ઔષધાશ્રમ, ગોંડલ. વર્ષ ૧, અંક ૭ ( ૯ ) ખેતીવાડી વિજ્ઞાનઃ તંત્રી· શ્રી મગનલાલ દેસાઇ વર્ષ ૨૧, અંક ૧. ( ૧૦ ) શ્રી પુષ્ટિ પીયૂષઃ તંત્રીઃ શ્રી. હરિશંકર ઓ. શાસ્ત્રી· પુ ૧; અંક ૪–૫ ( ૧૧ ) વાર્ષિક રીપોર્ટઃ ( ૧૯૮૭ ) શ્રી હિન્દુ અનાથાશ્રમ, નડિયાદ. ( ૧૨ ) ચતુર્થ વાર્ષિક વૃતાન્ત ( ૧૯૮૪-૮૭ ): શ્રી. ગુજરાત ધર્મ પ્રચારિણી સભા અને શ્રી ખંભાત વિદ્યાર્થી આશ્રમ. ( ૧૩ ) રીપોર્ટ ( ૧૯૩૧–૩૨ ): સોજીત્રા સાર્વજનિક પુસ્તકાલય (૫૪મું વર્ષ) અને સોજીત્રા સાર્વજનિક મહિલા પુસ્તકાલય ( બીજું વર્ષ) ( ૧૪ ) વાર્ષિક નિવેદન ( ૧૯૩૧-૩૨ ) શ્રી કરજણ સાર્વજનિક પુસ્તકાલય.



# ૪૫ મી કૉંગ્રેસ વેળાએ

લેખિકા: શ્રી ઈન્દુમતી દેસાઈ

ટ્રેન આવી ગઈ હતી.

સ્ટેશન ઉપર માનવમેદની જામી હતી, એટલી કોઈપણ વેળાએ જામી હોય એવું મારા સ્મરણમાં નથી સીંધી મહિલાઓના એક સંઘમાં હું ઉભી હતી ક્યારે એ સુંદર ભવ્યમુખ, ઉઘાડા ઉઘાડા પગ, અને ચક્રચકિત માથું જોવામાં આવે એવી અધિરાઈમાં સાથેના સંઘમાં કચવાટનો પાર નહોતો એક તો સિંધીભાષાજ વિષાદ ઉત્પન્ન કરે તેવી અને તેમાંયે એ કંઠક, લાગણી, નિરાશા, કે વાક્તિમિશ્રિત ભાવનારવથી ખરડાયેલી સાંભળવામાં આવે એટલે ત્યાંથી ખસી જવા સિવાય બીજું ન સુઝે

છતાં મારું ધૈર્ય અજબ હતું અજબ એટલા માટે કે ત્યાંથી નીકળી બીજુ સ્થાન શોધવું મુશ્કેલ હતું ધક્કે ધક્કા ભીંસાતાં હતાં. ત્યાંતો એ મોટર ગરમાંથી ઓપતું ગૌરમુખમંડળ દેખાયું. દેખાયું તેવુંજ અદૃશ્ય થઇ ગયું. કારણ મેદનીએ હલ્લો કરી એમને ઢાંકી દીધા. ઘડીભર ઉત્સુકતા વધી સ્વયંસેવકોએ જરા મેદનીને ઠીકઠાક કરી, અને ફરી એ સંતપુરૂષના દર્શનલાભ થયા

ગાંધીજીને જોવા એ જીવનની ધન્યતા નથી ? જ્યારે જુઓ ત્યારે તે એજ સ્થિતિમાં દેખાવાના સ્મિતાકુર, ભવ્યપ્રતિભા, ભાવદર્શન એ એમના પ્રફુલ્લ આત્માનું પ્રતિબિમ્બ મુખમંડળ ઉપર પાથરે છે મોટરમાં બેસી એ તો કોંગ્રેસ કેમ્પ તરફ ઉપડી ગયા, અને મારા હૃદયમાં એક પૂજ્યસ્મરણ મુકતા ગયા

ગાંધીજીને જોવા એથી બોલતા સાંભળવા એ વધુ આશ્ચર્ય ઉપજાવે છે. દરિદ્રનારાયણની એ બટુક મૂર્તિ, કફનીભર, કંગાળ શરીર સંપત્તિ, બે ઝીણી આંખો, એ બધું જેણે જોયું હોય, તે તેમની શબ્દપ્રતિભા માટે ભાગ્યેજ કંઇ ધારી શકે

અને છતાં આ યુગમૂર્તિના શબ્દોમાં કલ્પનાવેગને ઘડીભર થંભાવી દે એવુ ગાંભીર્ય, અને સચોટતા છે. મોતી વીણનારો માનસરોવરનો રાજહંસ જેમ આદર્શ પક્ષીઓમાં ખપે છે, તેમ ગાંધીજીના અર્થસૂચક, અનેક ભાવમિશ્રિત શબ્દરત્નોથી એમનું સ્થાન આદર્શ પુરૂષોની પંકિતમાં છે.

કોંગ્રેસ પેન્ડાલમાં સિંધી અને ગુજરાતી મહિલામંડળથી વીંટળાયેલી હું એમની Opening Speech સાંભળી રહી હતી. તેમના ભાષણમાં જાદુ હતી. કારણ બધો શ્રોતાવર્ગ શાંત હતો તેમની એક વિશિષ્ટતા મને સુઝી, જે કહેવાનું હોય તે લાંબીચોડી વાક્યરચનામાં નહિ, પણ અત્યંત તલસ્પર્શી

અને ટુંકુઃ શબ્દો થોડા, સરળ, અને છતાં ધાર્યા કરતાં વધુ સરમ અસર ઉપજાવી શકે તેવા.

પેંડાલની વચ્ચોવચ ઉભા કરેલા વ્યાસ પીઠ ઉપર એ બીરાજ્યા હતા, અને પાસેના રેડીઓ દ્વારા જનસમૂહમાં એમની મંદ, મંદ વાગ્ધારા રેડી રહ્યા હતા.

એ દૃષ્ય ખરેખર સુંદર હતું.

નિરભ્રઆકાશ, સંધ્યાની સુવર્ણ કિરણ-ધારા, અને શાંત, ધ્યાનસ્ત મેદની વચ્ચે, મીઠી, મધુર બાનીમાં લેકચર કર્યે જતા ગાંધીજી, વચ્ચે કદીક એમનું બાળક જેવું કીલકીલ હાસ્ય, ગગનાકાશમાં ધ્વનિ ફેલાવતું, તો ઘડીકમાં દેશદ્રોહીઓને ડામતા, કડા કાતીલ શબ્દપ્રહાર, એ બધું જેટલું આકર્ષક, હૃદયગમ હતું એટલુંજ ભાવવાહી હતું કોઇ કવિ ત્યાં નજીકમાં હોત તો એકાદ સુંદર કાવ્ય એ ટપકાવી શક્યો હોત, પણ એવું કોઇજ નહોતા

એ રાત્રે જ્યારે હું ઘેર પહોંચી ત્યારે મારા મગજમાં ઘર કરી બેઠેલા કેટલાક સુંદર રાજ્દ્વારી વિચારો, કલ્પનાઓ વગેરે ભુસાઇ ગયું. માનવજીવનની આધ્યાત્મિક ઉન્નતિ, અને આત્મવિકાસ કેટલે ઉંચે જઇ શકે છે, તેની ચિંતનધારા ત્યાં તરતી હતી હું વહેલી પોઢી ગઇ, કારણ પાછું ચારવાગ્યે ઉઠીને ગાંધીજીની પ્રાતપાર્થનામાં સામેલ થવાની ખ્વાએશ હતી

વખતસર પહોંચી શકી એ અહોભાગ્ય હતું. માનવસમુદાય કીડી પેઠે ઉભરાયો હતો ચંદ્ર છેક કલાન્ત નહોતો થયો, ચંદ્રનીનું મીઠું અમિવર્ષણ હજુ જારી હતું "ગાંધીજી હમણાંજ ઉઠયા" એવું થોડીક મહિલાઓને મોઢે સાંભળ્યું અને શાંતી વળી.

કોંગ્રેસનો પેંડાલ વીજળી બત્તીની રોશનીથી ભવ્ય લાગતો હતો. જાણે વ્યોમદીપકો તારલીયા કોઇ દેવકન્યાએ ત્યાં લટકાવ્યા હતા ગાંધીજી ભવ્ય તો છેજ, અને છતાં વીજળીના ઝળહળીત પ્રકાશમાં બધાની વચ્ચે એક આસન ઉપર બેઠેલા જોયા એટલે કોઇ પ્રભુપ્રેમી પયગમ્બરનું સ્મરણ થાય એટલે વૈષ્ણવોથી ઘેરાયેલા ગૌરપ્રભુની ઝાખી થાય.

મહાદેવભાઇએ પહેલાં સ્તુતિ ગાઇ, અને પછી બાપુજીએ પેલું તેમનું પ્રિયઃ

"વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઇ જાણે રે"

એ ઉપાડયું. એ મધુર, ભાવનાગહનગીત, મંજુલ, સચોટ ગતીએ ઉપડયું, અને સાથે અમે પણ એ ગીતની કવિતા પીધી

આ દરિદ્રનારાયણના પગલે પગલે ભારતની પાત્રીસ કોટી જનતા શા માટે દોરાતી હતી તેનું મને ભાન થયું. તેમનું જીવન માત્ર કાલ્પનિક આદર્શોના સિદ્ધાંત ઉપર રચાયેલું નથી, એ આદર્શોની કલ્યાણગામી સિદ્ધિ અર્થે, ત્યાગ, તપ અને ચિંતનવિશુદ્ધિ જે એમણે કેળવી છે, એજ આપણને એ પૂજ્યભાવ તરફ પ્રેરે છે

ગાંધીજીને રહેવા માટે એક ખાસ અલાયદો તંબુ બાંધ્યો હતો. દિવસની સખત ગરમી દરમ્યાન એ વધુ બહાર ન નીકળતા. કાં તો કાંતવામાં મશગુલ હોય, અથવા કોઇ પત્રના પ્રતિનિધિ સાથે રાજદ્વારી વિષયો ચર્ચતા હોય, વા, મહાદેવભાઇ પાસે કેટલાક ઉપયોગી પત્રો લખાવતા હોય.

તેમનું દર્શન પામવા હજારો ભાવિકો એ તંબુ આસપાસ જમા રહેતા, અને હજારો નિરાશ થઇ પાછા જતા. સ્વયસેવકોની સતત ચોકી હોવા છતાં અનાયાસેજ એમના દર્શનનો લાભ મળી જતો. સિંધી સ્ત્રી પુરુષો તેમની પાછળ પાગલ બન્યા હતા.

જરા ગાંધીજીને જોયા નથી કે 'ગાંધીજીકી જય' બોલાતી નથી, અને એ પણ બુલંદ અવાજે, એટલે કોઈવાર ગાંધીજી એ ધુમોથી કંટાળી જતા, અને જવાહીરલાલ કે મહાદેવભાઈને તેમને ત્યાંથી દૂર લઈ જવા વિનવતા.

ગાંધીજીની પ્રતિભાએ બધી કોમ ઉપર જાદુ કર્યું છે. તેમના દુશ્મનો પણ તેમને પ્રસન્નચિત્તે જોઈ રહેતા હશે એ વાત નિર્વિવાદ છે.

અમેરીકન અખબારના પ્રતિનિધિઓ, સંતો, યોગીઓ, સાધારણ મનુષ્યો, કે દરિદ્રભિક્ષુકો પણ એમનું એકાદ મર્મર હાસ્ય ઝીલવા ત્યાં એકઠા થતા હતા.

સિંધી મહિલાઓને તેમના તરફ ખાસ આકર્ષણ હોય એવું કંઈ જણાયું નહિ ગાંધીજી કોઈ વિચિત્ર પ્રાણી હોય, એવી કુતુહલતા, કે જીજ્ઞાસાવૃતિ સિવાય, પૂજ્યભાવથી પ્રેરાઈ તેમનું દર્શન એ ભાગ્યેજ કરતી

આ જગતગુરૂના આદર્શો, જીવનપ્રણાલિઓ, અને કાર્યપદ્ધતિથી તેઓ જરા પણ વાકેફગાર હોય એવું જણાયું નહિ કારણ મારાજ પરિચયમાં આવેલી કેટલીક સંસ્કારી સિંધી મહિલાઓને હું પીછાનતી હતી, જેઓએ કદાચ કોલેજનું શિક્ષણ પણ લીધું હશે

ગાંધીજીની પૂજ્ય દૃષ્ટિ પામવા તેઓ હમેશા સારા, ખાદીના વસ્ત્રોમાં સુસજ્જ થઈ આવતી. પણ ઘેર જઈ એ બધું બદલાવી, સુંદર chine de crepe માં સજ્જ થઈ બહાર ફરવા નીકળી પડતી. સ્વદેશવ્રતની ગાંધીજીની પ્રતિજ્ઞાનો તેમણે કેવો સુંદર અર્થ કર્યો હતો એનું મને ત્યારેજ ભાન થયું.

જેટલા દિવસ કોંગ્રેસનું કામ ચાલ્યું એટલા દિવસ ગાંધીજીના પૂજ્યદર્શનનો લાભ હું મેળવી શકી એ બધા દિવસોજ કોઈ અકથ્ય આનંદથી ઉભરાઈ જતા હતા, જાણે જીવનમાં છુપાયેલી કવિતા ઔર વિહારોમેં જગતચોકમાં નીકળી પડી હતી.

એ બધુયે ભવ્ય હતું:

લાખ્ખો માણસની મેદની, ખાદીપ્રદર્શન, અને કાજળરાત્રિમાં અસંખ્ય વીજળીબત્તીના દીવાઓથી ઓપતું એ કોંગ્રેસ નગર કોઈ કિન્નરો કે વિદ્યાધરોની રત્નખચીત નગરી જેવુ લાગતુ હતુ. અને તે નગરીનો અધિષ્ઠાતા, એક અર્ધનગ્ન, અસ્થિના હાડપીંજર જેવો, તંબુના કોઈ નિરવ ભાગમાં શાંત ચિંતનમાં કે કોઈ સુંદર માનવજીવનના કલ્યાણપ્રેરક કલ્પનાપથે વિહાર કરતો, નિશ્ચલ નિમગ્ન બેઠેલો કોઈએ જોયો હશે એ ખરેખર ધન્ય થયો હશે.

તેને માન કે પદવીની પરવાહ નથી. તેને અન્નવસ્ત્ર કે રત્નભંડારની તમા નથી, માત્ર તેના અર્ધભુખ્યા, પાંત્રીસ કરોડને સુખી જોવા, એ એક જબરદસ્ત સલ્તનત સામે સત્યાગ્રહ યુદ્ધના મોરચા માંડી બેઠો છે. એના જીવનની એ મનોરમ સ્વપ્નસિદ્ધિ અર્થે, જગતની નિર્માલ્ય પીપાસાઓને એણે ઠોકરે મારી છે એ આજનો યુગસ્રષ્ટા છે, અને આવતી કાલના નાગરિકોની જ્વલંત આદર્શ પ્રતિમા છે. અંગ્રેજો તેને ઇસુનો અવતાર માને છે. ભારતવાસીઓ તેને ઘનશ્યામ કૃષ્ણનો અવતાર માને છે, પણ એ કહે છેઃ "મારામાં એ લાયકાત નથી મારામાં પ્રભુત્વના લક્ષણ નથી. 'અહિંસા પરમો ધર્મ' એ મારો સિદ્ધાંત મંત્ર છે, અને એમાંજ માનવજીવનની કલ્યાણવચના છે."

એ કહે છે. મારે કલ્પનાઓ છે દરેક માનવ પ્રાણીની જેમ, મારે સ્વપ્નો છે દરેક સ્વપ્નવિહારીની જેમ, એ સ્વપ્નોની સિદ્ધિ મારા જીવનમાં દિવ્ય ઉઘાડ લાવશે.

ક્રેગિસ તો ભરાઈ ચુકી. એક વર્ષ પણ આવ્યું ગયું, અને છતાં એ યુગમૂર્તિનું સંસ્મરણ હૃદયમાંથી ગયું નથી. જ્યારે પણ એમની એકાદ છબિ કે ચિત્ર ઉપર દૃષ્ટિ ફરે છે ત્યાં ગત વર્ષે જોયેલો પેલો જગત-ભિક્ષુ—અને આજના ક્રાંતિયુગનો સ્રષ્ટા સ્મૃતિમાં જાગે છે.

રૉબર્ટ બર્નેઝ નામના એક ઉગતા યુવાન અંગ્રેજ લેખકે હમણાજ બહાર પાડેલું ' Naked Fakir ' નામનું પુસ્તક અનાયાસે મારા હાથમાં આવી ચડ્યું. એ વાંચ્યું અને જાણે ગાંધીજીનું અંતર વાંચી લીધું એવું મને થયું.

એ લખે છે :

" ઇંગ્લાંડના એક કર્નલની પુત્રી મીસ સ્લેડ, ગાંધીજીના એક અનન્ય ભક્ત છે તેમને એ રાંધીને ખવડાવે છે ' પગ ચંપી કરે છે. કદીક તેલમર્દન કરે, અને તેમનો પડતો બોલ ઝીલવા હમેશા તત્પર રહે છે. "

મીરાંબ્હેન શા માટે આ બટુક મૂર્તિ તરફ આકર્ષાય છે એનું એથી મને ભાન થાય છે. શા માટે આટલી ઉચ્ચ ભક્તિભાવના અને સેવા પરાયણતામાં એ જીવનનું કલ્યાણ, અને ધન્યતા જુએ છે તે હવે સમજાય છે.

---

સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે; તેની વિધાત્રી છે, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે.



જ્યાં પવિત્રતા છે ત્યાંજ નિર્ભયતા સંભવે. આપણાં મન એટલાં મેલાં થઈ ગયાં છે કે આપણને સ્ત્રીઓની પવિત્રતાને વિષે શક જ આવ્યા કરે છે આમાં આપણે દુનિયા વગોવીએ છીએ. સ્ત્રીઓને આપણે એટલી નમાલી સમજીએ છીએ કે તેઓ તો જાણે પોતાની પવિત્રતા જાળવવાને લાયક જ નથી, અને પુરૂષોને આપણે એવા પતિત માનીએ છીએ કે તેઓ પરસ્ત્રીઓને જાણે કેવળ પોતાની નિર્લજ્જ દૃષ્ટિએ જ જૂએ છે બન્ને માન્યતાઓ આપણને શરમાવનારી છે.



જો ખરેજ સ્વરાજ્ય નજીક આવી રહ્યું હોય તો સ્ત્રીઓ પોતાની પવિત્રતા જાળવવાં દિવસે દિવસે વધારે તૈયાર થતી જશે. તેમના મનમાંથી બીક જવી જોઇએ સ્ત્રી પોતાની પવિત્રતા સાચવવા લાયક નથી એ માન્યતા ખોટી છે. અનુભવ વિરૂદ્ધ છે.

મ. ગાંધીજી



# પૂજ્ય ગાંધીજી અને સ્ત્રીઓ

લેખિકા: શ્રી. શારદા મહેતા, બી. એ

૧૯૩૦ ના માર્ચ મહિનાની ચિર સ્મરણીય ગાંધી કૂચ દરમ્યાન પૂજ્ય ગાંધીજીએ વિધવિધ પ્રકારના પ્રવચન કર્યાં હતાં અને વિવિધ વિષયો ઉપર ચર્ચા કરી હતી. સ્ત્રીઓના કાર્યપ્રદેશમાં બહુ ઊંડા ઉતરીને પોતાના વિચાર પ્રદર્શિત કર્યા હતા. સ્ત્રીઓની વિકસિત થએલી શક્તિ અને ગૂઢ શક્તિઓનું માપ કહાડીને સ્ત્રીઓના કર્તવ્ય સમજાવ્યાં હતાં. જન સમાજના નિકટ સંબંધમાં આવીને તેમણે પોતાની દીર્ઘદૃષ્ટિ વાપરીને સ્ત્રીઓનો પ્રશ્ન ઉકેલવાનો પ્રયત્ન કર્યો હતો. તે પ્રસંગ નિમિત્તે એમના સમાગમનો લાભ મેળવવાને જે જે સ્ત્રીપુરુષો ભાગ્યશાળી થયાં હતાં તેમને ગાંધીજીના ધાર્મિક, નૈતિક, સામાજીક અને રાજકીય સિદ્ધાન્તો સમજવાનો ખૂબ અવકાશ મળ્યો હતો.

સ્ત્રીજાતિ પ્રત્યે એમને અત્યંત માન છે. સ્ત્રીશક્તિ માટે એમને અનહદ શ્રદ્ધા છે. તેમનું માનવું છે કે સ્ત્રી અને પુરુષમાં સ્વાભાવિક ભેદ હોય અને તેને લઈને જીવન વ્યવહારમાં બજાવવાની ફરજો ભિન્ન ભિન્ન પ્રકારની હોય છતાં તેમાં ઊંચા નીચાનો ભેદ ના હોય, બન્ને સમાજનાં ઉપયોગી અને પ્રતિષ્ઠાપાત્ર અંગો છે.

સ્ત્રી જાતિને પુરુષો માત્ર એક રમકડું, વિલાસવૃત્તિ તૃપ્ત કરવાનું માત્ર સાધન, ગણે છે. એ વસ્તુસ્થિતિ પ્રત્યે એમને અત્યન્ત તિરસ્કાર છે.

સ્ત્રીઓની શ્રદ્ધા, ત્યાગશક્તિ અને ભાવનાનો વેગ એ પુરુષ કરતાં ઘણાં વધારે છે અને તેને લીધે સ્ત્રીનું માનસિક બળ પુરુષ કરતાં વધારે છે એમ એમનું માનવું છે અને સ્ત્રી જો પોતાની શક્તિ સમજે તો પુરુષ કરતાં વધારે બળવાન થાય અને જગતને બળવાન બનાવી શકે.

આ પ્રમાણે સ્ત્રીશક્તિનું માપ કહાડીને સ્ત્રીઓને સામાજીક અને રાષ્ટ્રીય જીવનમાં પોતાનો ફાળો આપવાને પ્રેરી છે. ઉત્સા

ત્રણ વર્ષમાં સ્ત્રીઓમાં જે અપૂર્વ દૃઢતા અને સહનશક્તિ પ્રગટ થઇ છે તે મહાત્માજીનાં પ્રેરણાબળનેજ આભારી છે. જે કોમમાં પડદાનો રીવાજ ઘણોજ ભયંકર હતો તે રીવાજનાં બંધનો સ્ત્રીઓએ તોડી નાંખ્યાં છે. ઉત્તર હિન્દમાં ક્ષત્રિય કોમની સ્ત્રીઓ બહુ સ્વરૂપવાન અને તંદુરસ્ત હોય છે; તેમજ એમની બુદ્ધિ શક્તિ પણ તીવ્ર હોય છે. છતાં સમાજને તેનો ખ્યાલ પણ નહોતો. ગાંધીજીના ઉપદેશથી પડદાને ફેંકી દીધો અને સંપૂર્ણ સ્વતંત્રતાથી એ સ્ત્રીઓ હવે ફરે છે હરે છે, અને જગતને પોતાની શક્તિનો લાભ આપે છે.

અનાથ સ્ત્રીઓ, વિધવાઓ, અનીતિને રસ્તે ગએલી સ્ત્રીઓ સર્વ પ્રત્યે પૂજ્ય ગાંધીજીને એટલી તીવ્ર લાગણી છે કે એમનો લાભ કરવાને એક પણ પ્રસંગ એ ચૂકતા નથી. દક્ષિણ ભાગમાં તો હજારો સ્ત્રીઓનાં આંસુ તેમણે લૂછ્યાં છે. એવી સ્ત્રીઓના હાથમાં રેંટીઆનું અમોઘ શસ્ત્ર આપીને જગત્ સાથે ટક્કર ઝીલતાં શીખવી છે. જે સ્ત્રીઓ કેળવણીવિહીન હતી, સામાજીક યાતનામાં ડુબી ગએલી હતી, જીવનનો રસ સદંતર નાશ પામ્યો હતો તેમનામાં નવચેતન રેડીને જીંદગી પ્રફુલ્લ બનાવી છે. એમનું હૃદય સદા દયાથી દ્રવતું હોય છે તેથી ગમે તે સ્ત્રી તેમની પાસે જઇને પોતાના હૈયાનો ભાર હલકો કરી શકે છે. એમની દયાના તાર તરત ઝણઝણી ઉઠે છે, અને તેથીજ સ્વભાવતઃ શ્રદ્ધાળુ સ્ત્રીઓમાં તેમને માટે વધારે શ્રદ્ધા અને ભાવ જાગૃત થાય છે અને એ શ્રદ્ધાને બળે ગમે તે સંકટ વેઠવાને તૈયાર થાય છે, અને ગમે ત્યાં જવાને અને કામ કરવાને તૈયાર થાય છે. આ પ્રમાણે આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરીને સ્ત્રીશક્તિનો વિકાસ જેટલે અંશે ગાંધીજી કરી શક્યા છે તેટલો અત્યાર સુધી કોઇ કરી શક્યું નથી.

સામાજીક કે રાજકીય પ્રગતિ માટે અનેક ક્રાન્તિકારી અને સુધારક વ્યક્તિઓએ પ્રયત્ન કર્યાં છે. છતાં જેટલી સફળતા ગાંધીજીને મળી છે તેટલી કોઇને મળી નથી. તેનું કારણ એટલું જ છે કે ગાંધીજીએ સામાન્ય જનતાની નાડી પ્રથમ હાથમાં લીધી અને તે નાડી પોતાનામાં રહેલી કોમળતાથી પારખી લીધી અને રોગની ચિકિત્સા કરી લીધી અને તે પ્રમાણે ઉપાય યોજ્યા. સામાન્ય જનતાની નિકટ સંગતમાં આવવાનું તેમજ તેમની નાડી પારખવાનું કામ સરળ નથી. તેને માટે અનેક કષ્ટ વેઠવાં પડે, પોતાના સુખનો, એશઆરામનો ત્યાગ કરવો પડે, જનતાની સાથે ઓત પ્રોત થવું પડે એ સર્વ કષ્ટ ગાંધીજીએ વેઠ્યાં; જનતાના લાભાર્થે અનેક સુખના ભોગ આપ્યા, તેમનાં દુઃખ મીટાવવાને પોતાનું સર્વસ્વ ત્યાગ કર્યું, અને તેમના જ દુઃખ માટે ઝઝુમતા રહ્યા. આ મહાન્ ત્યાગની અસર ભાવિક મનુષ્ય ઉપર કેમ થયા વગર રહે ! *લાખો સ્ત્રી પુરુષો એમના આદર્શને પૂજતાં* થયાં અને એમનાં અનુયાયી થવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. ગાંધીજીની તપશ્ચર્યા એટલી બળવાન છે કે દુષ્ટમાં દુષ્ટ વ્યક્તિઓ પણ એમના સમાગમમાં આવ્યાથી સુધરી જાય છે તો સામાન્ય કોટિનાં મનુષ્યો ને તો અદ્‌ભૂત લાભ થયા વિના રહેજ નહિ. છતાં મનુષ્યમાં સ્વભાવજન્ય નબળાઇ એટલી બધી છે, ષડ્‌રિપુની સત્તા એટલી બધી પ્રબળ છે કે આ મહાન વ્યક્તિને ઓળખી શકાતી નથી છતા પારસમણિ હાથ લાગ્યો છે તેને આપણે ગુમાવીએ છીએ. આ આપણી ભૂલનો પારાવાર પસ્તાવો થવાનો છે. પણ આજ

આપણી આંખનાં પડળો ઉઘડતાં નથી અને ગાંધીજીને જે વસ્તુ પ્રિય છે તે જાણીએ છીએ છતાં તે પ્રમાણે આચારમાં મુકતાં નથી. આપણા સુખને માટે, આપણી ઉન્નતિ માટે આ જગત્વંદનીય વિભૂતિ ફના થઇ જવાને તૈયાર થઇ છે. તેમને ઓળખવાને આપણે વિલંબ કરીએ છીએ. એમના ભીષ્મત્યાગની આપણે મુક્ત કંઠે પ્રશંસા કરીએ છીએ, પણ એક નાનો સરખો ભોગ પણ આપણે આપવાને તૈયાર થતાં નથી. જો સ્ત્રીઓ ધારે તો આપણા દેશનું સ્વરૂપ ઘડી પલકમાં ફેરવી શકે. જો સ્ત્રીઓ જૂઠી મોહિનીનો ત્યાગ કરે તો દેશના સ્વાંગ બદલાઇ જાય! પણ એ મોહિની છોડતી નથી. સ્ત્રીઓમાં વાત્સલ્ય જો સંપૂર્ણપણે હોય તો માતૃભૂમિનાં બાળકોને ટળવળવા દે નહિં—પોતાનાં બાળકોને રડતાં કકળતાં, ભૂખે મરતાં રાખીને પારકા બાળકોના હાથ ના પકડે પૂજ્ય ગાંધીજી સ્ત્રીઓને એજ સંદેશો આપતા આવ્યા છે કે તમે માતાઓ દેશનો માલ દેશમાં રાખીને કરોડોની આંતરડી ઠારો, અને મદ્યપાનથી સંહાર થતા કુટુંબોમાં જઇને તેમનો ઉદ્ધાર કરો.'

આજ તો ગાંધીજીએ ઉગ્ર પ્રતિજ્ઞા કરી છે. એ મહાન પુરુષ તો પોતાની આહુતિ આપવા તૈયાર થઇ ગયા છે. જગત્ જાણતું નથી કે કાલ સવારે શું થશે, પણ એટલું તો ખરું જ કે સત્યની ખાતર જે આજ પ્રતિજ્ઞા લીધું હોય તે કાલ પર રાખશો નહિ.

ભવિષ્ય કેટલું ઘનઘોર છે તે કોણ જાણે છે! છતાં એ અંધકાર દૂર કરવાનું સાધન તો આપણી સમક્ષ જ છે. પરમાત્મા સહુને સદ્બુદ્ધિ આપો!

## સ્વદેશી

લેખિકા **શ્રી જયશ્રી રાયજી**, બી એ

પ્રસંગનું માહાત્મ્ય વધારવા જગતી રાખવા દેશમાં લોકો તહેવારો પાળે છે ને ઉત્સવ ઉજવે છે હિન્દુસ્થાનમાં દીવાળી, પતેતી, ઇદ, નવરાત્ર વિગેરે અનેક ઉત્સવો જુદા જુદા વખતે જુદી જુદી કોમ તરફથી ઉજવાય છે. મુંબઇમાં થોડા દિવસ ઉપરજ લોકોએ હોંશથી સ્વદેશી ઉત્સવ ઉજવ્યો. આ ઉત્સવ તો દેશભરમાં દરેક કોમ એક સરખી રીતે ઉજવી શકે હિંદદેશમાં ભાષા જુદી, ધર્મ જુદા, રીતરીવાજ જુદા, પણ સ્વદેશીભાવના તો હિંદુ મુસલમાન પારસી સર્વ કોમને માટે એકજ હોવી જોઇએ. મોતીની માળામાં જુદા જુદા મણકાને એક સાથે રાખનાર દોરાની માફક આ સ્વદેશી ભાવના દરેક કોમને સંગઠિત રાખે છે. સંતાનને માતા પ્રત્યે પ્રેમ હોય એ જેમ કુદરતની લીલા છે તેમજ દેશ પ્રત્યે પ્રેમ એ સ્વાભાવિકજ વસ્તુ છે અંગ્રેજ પ્રજા પાસેથી આપણને આ માટે ઠીક ધડો લેવાની જરૂર છે. તેઓને રાષ્ટ્ર પહેલું પછી અન્ય વિચાર. ખરો સ્વદેશી તો તેજ કે જે માત્ર પોતાનો અંગત વિચાર કરી બેસી નથી રહેતો પણ સાથે આખા દેશના હિતનો વિચાર કરે છે સ્વદેશી એટલે દેશના કરોડો અન્નવસ્ત્ર વિનાના નિરાધાર, તેઓનો ભુખમરો ટાળી દેશને આબાદાન દેનાર—આ કારણથીજ ગાંધીજીએ સ્વદેશીમાં ખાદીને આટલું માહાત્મ્ય આપ્યું છે ખાદીથી અનેક ગરીબોના પેટનો ખાડો પુરી તેમના બાળબચ્ચાંની આશીષ મળે છે. સ્વદેશીમાં લોકોને છેતરપીંડી કરવાના લક્ષણ ના હોવાં જોઇએ. જો લોકોનો વિશ્વાસઘાત સ્વદેશીદ્વારા થતો હોય તો તે શુદ્ધ સ્વદેશી ના કહેવાય. તેમાં સત્ય નથી. ને સત્યવિના દયા ( પ્રેમ ) નથી. જ્યાં પ્રેમ અને સત્ય નથી ત્યાં પ્રભુનો વાસ નથી પ્રભુને મેળવવા હોય તો 'આ જન્મમાં સરળ રસ્તો એ સ્વદેશી તે ગ્રહણ કરો.

---



# ગાંધીજીનું આભિજાત્ય

લેખિકા :

શ્રી જયમનગૌરી વ્યોમેશચન્દ્ર
પાઠકજી

પૂ. ગાંધીજી વિશે મોટા મોટા લેખકોએ એટલું બધું લખ્યું છે કે મારે શું લખવું તે મોટી મુશ્કેલી છે. એમના સમાગમમાં હું આવી નથી કે કંઈક નવી વાત લખું. રાજકારણમાં એઓ અગ્રસ્થાને છે પણ એ વિષયનો મારો અભ્યાસ નથી. એમની આત્મકથા મેં બહુ ધ્યાનપૂર્વક વાંચી છે પણ એમાં સત્યના પ્રયોગો કયા થયા તે હું સમજી નથી. ખરૂં કહું તો સત્યના પ્રયોગ એટલે શું તેનોજ મને ખ્યાલ નથી.

શું લખવું તેની મુંઝવણમાં પડી એટલે ગીતાજીનો આશરો લીધો. એના ૧૬ મા અધ્યાયના પહેલા ત્રણ શ્લોકમાં અભિજાતના ગુણો ગણાવ્યા છે. તેમાંના કેટલા ગાંધીજીમાં છે એ ક્રમવાર જરા જોઈએ. પ્રથમ એ ત્રણ શ્લોકનો ગુજરાતી પ્રેમનો અનુવાદ ઉતારૂં છું।

અભય, સત્ત્વ (અંતઃકરણ)ની શુદ્ધિ, જ્ઞાન અને યોગ એ બેઉમાં સ્થિતિ, દાન, અને દમ, (ઇન્દ્રિયનિગ્રહ) અને યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરલતા; ॥ ૧ ॥

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન (ચાડી ન કરવી) ભૂતોમાં દયા, ઇન્દ્રિયોની લહુતારહિતપણું, મૃદુતા, લજ્જા, ચપલતારહિતપણું ॥ ૨ ॥

તેજ ક્ષમા, ધૃતિ, અદ્રોહ, માનપણાનો બીલકુલ અભાવ એ હે ભારત, અભિજાત (ખાનદાન) પુરૂષની દૈવી સંપત્તિ થાય છે. ॥ ૩ ॥

(૧) અભય-નિર્ભયતા એ ગાંધીજીનો ઘણોજ આગળ પડતો ગુણ છે મોતથી એ ડરતા નથી તેથી તો જગતના સહુથી મોટા રાજ્ય સામે એમણે નિડરપણે મોરચો માંડયો છે. સ્વજન કે સ્નેહી કે સારો સમાજ એમના કૃત્યથી રોષે ભરાશે તેથીયે એ ડરતા નથી. એમને અમુક કામ કરવા જેવું લાગે છે તો એ બેધડક તે કરી નાખે છે.

(૨) સત્ત્વસંશુદ્ધિ—એમના મનમાં મેલ નથી એ એમના વિરોધીઓ પણ સ્વીકારે છે. આવી છાપ બીજા કોઈ નેતાની હોય એમ મારા જાણવામાં નથી.

(૩) જ્ઞાન અને યોગ એ બેઉમાં સ્થિતિ—આ બે શબ્દોના અર્થ સંબંધે વિદ્વાનોમાં એટલા મતભેદ છે કે એ બેમાં ગાંધીજીની સ્થિતિ છે કે નહીં તે કહેવાની મારી હીંમત ચાલતી નથી હું તો એટલું જાણું છું કે મહાત્મા તરીકે પ્રસિદ્ધ થતા પહેલા એમને ઘણા પત્રકારો કર્મવીર કહેતા હતા

(૪) દાન-સખાવત કરનારા શેઠિયા-

ઓની પેઠે એમણે દાન આપ્યાં છે કે નહીં તે ખબર નથી પણ એમનું ઘર આફ્રિકામાં સહુ માટે ખુલ્લું રહેતું અને આશ્રમનાં દ્વાર પણ સહુ માટે ખોલ્યાં છે એ વાત અહીં ગણાવી શકાય.

(૫) દમ એટલે ઇન્દ્રિયનિગ્રહ–આ ગુણ એમનામાં છે તેટલો ભાગ્યેજ બીજામાં હશે એમ મે અનેક ઠેકાણેથી સાંભળ્યું છે. વધારે ખવાઇ જાય તો ઉપવાસ કરી એ પ્રાયશ્ચિત કરે છે એ પણ જાણીતી વાત છે.

(૬) યજ્ઞ–ઉભા રહીને કરવાનો હવન એટલે યજ્ઞ, એ અર્થમાં એમણે ભાગ્યે યજ્ઞ કર્યો હોય, પણ યજ્ઞનો એમણે પોતે 'અનાસક્તિયોગ'માં અર્થ કર્યો છે તે પ્રમાણે તો એમનુ જીવન એ એક મહાન યજ્ઞજ છે.

(૭) સ્વાધ્યાય–આ તો દરેક નેતા પોતાના ખપ પૂરતો કરેજ છે જૂના અર્થમાં એઓ સ્વાધ્યાય કરતા હોય એમ જાણ્યામાં નથી.

(૮) તપ–ચાલુ ભાષામાં તો બધાજ કહે છે કે દેશ માટે એ તપ કરે છે પણ ખરેખરૂ તપ કોને કહેવાય એ પર મોટું સાહિત્ય છે તે મેં વાંચ્યુ નથી

(૯) આર્જવ–આર્જવ એટલે સરલતા એ અર્થમાં એઓ મને સરલ નથી લાગતા પણ અંગ્રેજીમાં જેને 'ડાયરેક્ટનેસ' કહે છે તે અર્થમાં એમનામાં ઋજુતા છે, મનમાં હોય તેજ કહે તેનામાં આર્જવ તો ખરૂ જ ને !

(૧૦) અહિંસા–એ તો એમના જીવનનો પ્રધાન મંત્ર છે

(૧૧) સત્ય–એટલે સત્યતા એમજ હોય તો એ એમનુ જીવનવ્રત જ છે સત્યવાદી તરીકે એ સૌથી વધારે પ્રખ્યાત છે પણ એમની આત્મકથાનું બીજુ નામ સત્યના પ્રયોગો છે. ત્યાં સત્ય એટલે શું તેનો મને ખ્યાલ આવતો નથી.

(૧૨) અક્રોધ–આ ગુણ એમણે બહુ મહેનત ને ખંતથી કેળવ્યો છે. 'આત્મકથા' તેમજ 'યરવડાના અનુભવો' વગેરે વાંચતા જણાય છે કે ક્રોધ ઉપજે એવા ઘણા પ્રસંગો આવ્યા છતાં એમણે પોતાના પર કાબુ રાખ્યો હતો. આ ગુણ આપણા કમજોર ગુસ્સા ખોર પુરૂષોએ ખાસ કેળવવા જેવો છે.

(૧૩) ત્યાગ–એમનો ત્યાગ પણ અસાધારણ છે જનસેવાના હેતુથી કંઇ કમાવુ નહિ અથવા ઓછુ કમાવું એ સારૂં છે પણ પુષ્કળ કમાયા હોય તે આપી દેવુ ને બીખારી થઈ રહેવું એ એથી પણ ઘણું વધારે સારૂં છે. કૈલાસવાસી ગોખલેજીએ લખ્યું હતું કે આફ્રિકામાં ગાંધીજી લગભગ એક લાખ રૂપિયા વરસે કમાતા હતા તે બધી કમાઇ દેશકાર્યમાં આપી દઇ હવે એ પૈસાને હાથ પણ અડકાડતા નથી. આ તો પૈસાના ત્યાગની વાત થઈ પણ બીજી બધી રીતે એમણે ત્યાગની ભાવના જીવનમાં ઉતારી છે.

(૧૪) શાંતિ–અક્રોધ આમાં ના સમાય ? પણ દમ એટલે બહારની ઇંદ્રિયોનો નિગ્રહ ને શમ એટલે અંતરની ઇંદ્રિયોનો સંયમ એમ ગણીએ તો તો એમનામાં શાંતિ છે કે નહીં તે એ પોતેજ કહી શકે. બહારની શાંતિ તો સરકારી સજાનો પણ જાળવે છે

(૧૫) અપૈશુન—ચાડી ન કરવી એ કોઇનું ભૂંડું બોલતા નથી એ સુવિદિત છે.

(૧૬) ભૂતોમાં દયા—આમાં ને અહિંસામાં ભેદ કરવો મુશ્કેલ છે. જૈનો એમને જૈન ગણવા લલચાય એટલી ભૂતદયા એમનામાં છે

(૧૭) ઇન્દ્રિયોની લલુતા રહિતપણું—દમ અને શાંતિ એ બેમાં આ ગુણનો સમાવેશ થઇ જાય છે.

(૧૮) મૃદુતા—મહાત્માઓ વજ્ર સમ કઠોર પણ કુસુમ સમા કોમળ કહેવાય છે, એટલે અમુક બાબતમાં મૃદુતા એઓ બતાવતાજ હશે. અંગત પરિચય વિના આ પર શું કહેવાય ? જેનો જેવા અનુભવ. જેણે એમના વજ્રનો પ્રહાર ખાધો હોય તેમને એ મૃદુ નહીં લાગતા હોય.

(૧૯) લજ્જા—નાનપણમાં હું શરમાળ હતો એમ પોતે જ આત્મકથામાં લખે છે. એ ગુણ એવો છે કે મોટપણે પણ જતો નથી.

(૨૦) ચપલતા રહિતપણું—મનની ચંચળતા છોડી એકાગ્રપણે પોતાનું કાર્ય કર્યા જવાને લીધેજ એ બધા નેતાઓની ઉપર જઇ શકયા છે. આ એમની ફત્તેહની ચાવી છે એમ મારો નમ્ર મત છે.

(૨૧) તેજ—એમની શૈલી તેજસ્વી નથી લાગતી પણ આત્મશ્રદ્ધામાંથી પ્રકટ થતો આ ગુણ એમનામાં પ્રધાનપણે છે એ સર્વ નેતાઓનો અનુભવ છે.

(૨૨) ક્ષમા—આ ગુણ પણ એમણે બહુ વિકસાવ્યો છે. કોઇ પર રાગદ્વેષ એઓ રાખતા નથી ક્ષમા વીરનું ભૂષણ છે એટલે એ કર્મવીરમાં ક્ષમા ન હોય એમ કઇ બને?

(૨૩) ધૃતિ—આ શબ્દનો અર્થ મને બરાબર ખબર ન હોવાથી એક પ્રોફેસરને એનો અર્થ પૂછયો. તેણે કહ્યુ ધૃતિ એટલે દેહેન્દ્રિયો અવસાદ પામી હોય ત્યારે એ ઇંદ્રિયોને તથા દેહને ટકાવી રાખનારૂં મનોબળ. આ મનોબળ એમનામાં કેવુ અખૂટ છે તેની પ્રતીતિ દાંડીની કૂચ વેળા દુબળા પગ છતાં લાંબી ફાળ ભરતા ગાંધીજીને જોનારાઓને થઇજ હશે. વિલાયતની અસહ્ય ટાઢમાં પણ મોજાં વગર એમણે ચલાવ્યું એ આ મનોબળનોજ પ્રતાપ હતો.

(૨૪) શૌચ—શૌચ માટેના એમના આગ્રહની એમના આશ્રમમાં રહી આવેલા ઘણી વાતો કરે છે. શુદ્ધ બ્રાહ્મણના જેવાજ એમના શૌચાચાર છે.

(૨૫) અદ્રોહ—એમણે કદી કોઇનો દ્રોહ કર્યો નથી માત્ર સરકારને મતે રાજ્યદ્રોહ કર્યો છે ખરો !

(૨૬) માનપણાનો બિલકુલ અભાવ—એમના આશ્રમમાં નોકરો નથી હોતા. સહુ પોતપોતાનું કામ હાથેજ કરે છે ને એઓ પોતે પણ ગમે તેવું કામ પોતાના ભાગ પૂરતું કરવા ચૂકતા નથી જાજરૂ સાફ કરવાના કાર્યને પણ એઓ હલકું ગણતા નથી. વળી ઉચ્ચપદે બેસવાના અભખરા પણ એમને નથી, વગેરે બાબતો એટલી જગજાહેર છે કે એ પર વધુ વિવેચન ન કરતાં હવે હું સમાપ્ત કરીશ.

સારૂં ભારત એમને મહાત્મા કહે છે પણ આપણા કેટલાક ધર્માચાર્યો ને શાસ્ત્રીઓનો મત એવો છે કે ગાંધીજી મહાપુરૂષ છે પણ મહાત્મા નથી. મહાત્મા તો વસિષ્ઠ અથવા વ્યાસ કે રામચંદ્ર અથવા કૃષ્ણચન્દ્ર જેવી વિભૂતિઓજ કહેવાય! આ વિખવાદમાં હું ઉતરી શકુ એમ નથી. મેં ઉપર ગાંધીજીની દૈવી સંપત્તિ કેવી છે તેની ટુંકી સમીક્ષા કરી છે તે પરથી એટલુ તો સર્વે કબૂલ કરશે કે ગાંધીજી ખરેખરા અભિજાત પુરૂષ છે. અભિજાતના આ ગુણોમાંથી આપણામાં કેટલા છે ને કેટલે અંશે છે તેનો વિચાર કરવાથી ગાંધીજીની મહત્તાનું ને આપણી અલ્પતાનું પણ કંઇક ભાન થશે.



# પ્રેમસ્વરૂપ બાપુજી

## [ એક પ્રસંગ ]

લેખિકા : શ્રી લક્ષ્મીબહેન ગો. ડોસાણી,
તંત્રી " સમાજજીવન "

આ પ્રસંગને કેટલાંય વર્ષ થયાં છતાં તેનું સ્મરણ તાજું ને તાજું જ છે ! હું એ વખતે અમદાવાદના મહિલા વિદ્યાલયમાં ભણતી. મારા વર્ગની કેટલીક બાળાઓ સાથે એકવાર પૂજ્ય બાપુજીનો આશ્રમ જોવા જવાનો મનેય લાભ મળ્યો. પગે ચાલતાં અમે દિવસના ત્રણેક વાગે આશ્રમે પહોંચ્યા. આ વખતે અસહકારનાં આંદોલન ઘેરાયલાં ન હતાં. મકાનની ઓસરીમાં ૫–૭ મણ જેટલા ઘઉંનો ઢગલો પડ્યો હતો ને બાપુજી તેમાંથી કાંકરા વીણતા હતા ! ઢગલાની આજુબાજુ બે ચાર બીજા ભાઈઓ પણ ઘઉં વીણતા હતા.

અમે સૌ ગયાં ને બાપુજીને પ્રણામ કર્યાં એટલે મુક્તહાસ્ય વેરતા તેઓ બોલ્યા " તમે તો મારા પર બરાક બાંગ્યો બરક !" અને તુરત અમે ઘઉં વીણવાની કોશિશ કરતાં પાછા તેઓ બોલ્યા.

" હા, ઘઉં વીણો, એ કામ કરવા જેવું છે " સામટા હાથ થયા એટલે થોડીવારમાં ઘઉં વીણાઈ ગયા પછી અમારા સઘમાંથી એક બ્હેને કહ્યું. " બાપુજી અમારે આશ્રમ જોવું છે. કોઈ સાથે આવીને બતાવશે ? "

" અરે સાથે હું પોતેજ આવું છું ને ? " કહી અમારી સાથે પોતે ઉઠ્યા. આગળ બાપુજી ને પાછળ અમે. પ્રથમ એક ઓરડો ઉઘાડ્યો તેમાં ૧૫–૨૦ ઘંટીઓ હતી. " આ ઘંટીઓનો ઘર, રાતના ચાર વાગે એવો મીઠો નીકળે છે કે જાણે પહાડ ગાજે ! " અને ફરી પોતે હસ્યા. મેં કહ્યું. " બાપુજી તમેય દળો છો ? " " કેમ ? મને વળી કસરત ના જોઈએ ? આશ્રમવાસીઓ તો ના કહે છે પણ હું કહું છું કે કસરતની તો સૌને સરખી જરૂર છે. " પછી અમે કાપડ વણવાની શાળા જોઈ. પોતે એક ખાડામાં ઉતર્યા ને વણવાની કલા દેખાડી. તે પછી કાંતવા–પીંજવાની ઉદ્યોગશાળાઓ તેમજ રહેવા–ખાવાની વ્યવસ્થા પણ બતાવી એક મિનિટ પણ નવરાં ન રહેવું ને અંગ મહેનતનાં કોઈ પણ કામમાં આળસ ન કરવું એ તો એમનો ખાસ આગ્રહ; ને શ્રમજીવીઓના સાથીદાર થવામાં પ્રેમ અદ્ભુ આપણા ચુસાઈ રહેલા મુલકમાં વિના ઉદ્યોગે આરામી જીવન જીવવું એ સામાજિક અપરાધ છે એવું મને આ પ્રસંગથી સમજાયું એક ઉદ્યોગી વ્યક્તિ નિરંતર ઉદ્યોગમાં રોકાઈ રહેતી હોય તો એની સાથે રહેનાર માણસ ભાગ્યેજ આળસુ થઈ શકે, ને થાય તો તેને પોતાને ક્ષોભ ઉપજ્યા વિના રહેજ નહીં.

દળણું દળવુ, અનાજ વીણવુ, સૂતર કાંતવુ, કચરો વાળવો એ બધું કામ સ્ત્રીનું જ છે, પુરૂષથી તે થાય જ નહીં. કારણ કે તે પુરૂષ છે ! ને સ્ત્રી કરતાં ઘણો ઉચ્ચ છે ! પુરૂષજાતની આ ખોટી મગરૂરી તોડવા માટે ને વ્યાપી ગયેલ પક્ષપાતી મનોદશા તેમજ આદર્શ ફેરવવા માટે પોતે જાતે પ્રેમપૂર્વક સ્ત્રીનાં ગણાતાં કાર્યો કરી દેખાડીને એ કામની તેમજ સ્થાનની જે મહત્તા વધારી છે તે વિચારતાં સ્ત્રીજાતિ એ પૂજ્ય પુરૂષના

મહાન ઉપકાર નીચે દબાઈ ગયા વિના નથી રહી શકતી. કાંતવું, દળવું, ઘર તેમજ આંગણાંની સફાઈ રાખવી, વીણવું, રાંધવું એ માત્ર સ્ત્રીનુંજ કામ નથી પણ સ્ત્રી-પુરૂષ બન્નેનું છે. એ કામ કરવાથી પુરૂષ હલકો નથી પડતો ને નહીં કરવાથી ઉંચો નથી કહેવાતો આ સમાનભાવનો સિદ્ધાંત, રામ-કૃષ્ણ-બુદ્ધ-શંકર આદિ અવતારી પુરૂષોએ પણ સિદ્ધ કરી દેખાડયો નથી

અને સ્ત્રીસ્વભાવની ખુબી ઉપરથીજ શું સત્યાગ્રહની શોધ તેઓએ નથી કરી ? એક ગુમાની પુરૂષ, અરૂચતું કામ કરી આપવાની સ્ત્રીને ફરજ પાડે, જો હુકમ ન માને તો કપડા દાગીના આંચકી લ્યે, ઘર બહાર કાઢી મુકે, માર મારે અને જીવ લેવાની પણ ધમકી આપે ! આવા પુરૂષને પાને પડેલી ભુત અને વર્તમાન કાળની અનેક સ્ત્રીઓએ સત્યાગ્રહ કરી વળતો જવાબ આપ્યો છે કે—

"આ બેઠી, મારવી હોય તો મારી નાખો, તમારી જેના પર સત્તા હોય તે લૂટી લો, કાઢી મુકો ને ચાહે તો કતલ કરી નાખો પણ અયોગ્ય હુકમને તાબે થવાનું તેની બરદાસ કરવાનું મારાથી નહીં બની શકે."

જે આવી સોખડી દ્દઢતા ધરાવે, મરવાની તત્પરતા બતાવે તેની પાસે તેના માલિકના હથિયાર શું કરી શકે ? હજારોને લાખો સ્ત્રીઓએ છકેલા ધણીના હાથનો માર ખાધો છે ને સામો હાથ ઉપાડયો નથી પણ એ જૂલ્મગારનીય સેવા કરી છે. પરિણામે જૂલ્મીનું હૃદય પણ પલળે ને પલટો પામે. આ પ્રયોગ, આજપર્યંત સ્ત્રીજાતિનાં ખાનગી ગૃહજીવનનો હતો પણ મહાત્માજીએ અહિંસક સ્ત્રીજાતિના સ્વાભાવિક ગુણોનું પૃથક્કરણ કરીને તેનો સામુદાયિક પ્રયોગ કર્યો અને તે વિશ્વપ્રેમી સત્યાગ્રહઃ જો એમને રાજદ્વારી સમુદ્રમાં ડુબાવી દીધા ન હોત તો સામાજિક ક્રાન્તિની પ્રવૃત્તિમાં એમનું ને તત્વ ભારે અગત્યનું થઇ પડત.

અક્કર્માં બાળકોનાં ઉંધાં વર્તનથી જેમ જેમ એનાં સમજુ માબાપનું હૃદય બળે છે તેમ સ્વદેશને દગો દેનારાં આપણે જ્યારે પરદેશી કપડાં પહેરી એમની નજરે થઇએ છીએ ત્યારે આપણી અધોગતી માટે એમનું હૃદય સળગી ઉઠે છે. આ સંબંધમાં ક્યારેક તો ઉગ્રતાથી તેઓએ આરામી અને વિલાસી સ્ત્રીવર્ગને કડવું વચન પણ કહી નાખ્યાં છે

હિન્દુસ્થાનની પાંગળી હાલત મિટાવવા માટે પોતાનું ને પ્યારા કુટુંબનું બળિદાન આપીને તેઓએ હિન્દની બેભાન જનતાને આત્મનિર્ણયનું જે ભાન કરાવ્યું છે તે અજોડ અને અપૂર્વ છે. મહાભારતના નવયુવાન અર્જુનને મોહ થયો હતો કે 'આ સગાં-સાગવાં વગર અમે કેમ જીવી શકીશું ?' એજ પ્રમાણે દસ વર્ષ પહેલાં હિન્દી જનતાને એમ થતું કે બાહોશ અંગ્રેજી રાજ્ય ઉથલી પડે તો આપણું રક્ષણ કોણ કરે ! પણ મહાત્માજીએ પોતાનાં બળિદાનથી એ મોહનું વાદળ ચીરી નાખ્યું ને લોકોને અગ્નિપરીક્ષા આપવાની હાકલ કરી માનુષિ શક્તિનું ભાન કરાવ્યું તે પછી દમનનાંચક્રથી થયેલું સ્વાત્મભાન હવે ભુલાવ્યું ભુલાવાનું નથી.

જેને જરાપણ સમજશક્તિ હોય, સ્વમાન અને સ્વદેશનું ગૌરવ હોય તે દરિયાપારના કોઈ પણ દેશમાંથી આવેલ કપડું પહેરવામાં કલંક માને. હિન્દની ન ધણીયાતી હાલતનો લાભ લેવા હિન્દને નિચોવવા એશિયા અને યુરોપની અનેક બાહોશ વેપારી પ્રજા પોતાના દેશનો માલ ખપાવવા અહીં આવે છે ને નગદ નાણું પેદા કરી સ્વદેશને સમૃદ્ધ બનાવે છે. આ સ્થિતિ જો સમજાતી હોય તો હિન્દ બહારની એક પણ મોહક વસ્તુ લઇ પૈસા આપવા એના જેવી મૂર્ખાઇ બીજી એકેય નથી. પ્રેમસ્વરૂપ બાપુજી આ સ્થિતિ સમજાવી સમજાવીને જેલ વેઠવા ગયા. હવે આપણે એનો પ્રેમ કઇ રીતે જાળવીશું ?



# સ્ત્રીશક્તિના પુનરુદ્ધારક ગાંધીજી

લેખિકા : શ્રી દીવાળીબ્હેન જી. રાઠોડ

## મ૦ ગાંધીજી

હિંદુ જનતા શ્રી રામ કૃષ્ણની જયંતીઓ હજારો વર્ષ વીત્યાં છતાં ઉજવે છે અને તેમનાં કર્તવ્યોનું સ્મરણ કરી, ભક્તિભાવપૂર્વક તેમના ગુણગાન ગાય છે.

આ દૈવી પુરુષોની પેઠે, સ્વર્ગવાસી શિવાજી મહારાજ, દાદાભાઈ નવરોજી, લોકમાન્ય તિલક અને દયારામભાઈ વગેરે મહાનુભાવોનું સ્મરણ તાજું રાખવા માટે તેમની જયંતી ઉજવવાની પ્રથા શરૂ થઈ છે તેવીજ રીતે જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીના જન્મ દિવસે તેમની જયંતી પણ કેટલાંક વર્ષોથી આખા હિંદમાં ઠેકઠેકાણે દર વર્ષે ઉજવવામાં આવે છે.

પણ આ જયંતી મહાત્માજીની હયાતિમાં ઉજવાય છે, એ એમના જીવનની ખાસ વિશેષતા છે. એમનું જીવન પણજ મહત્વવાળું અને મનુષ્યમાત્રને સુપથે ચડાવનારૂં છે તેમજ પ્રાણીમાત્ર પ્રત્યેની તથા દેશપ્રત્યેની એમની સેવા તથા આદર્શો અતિ ઉચ્ચ હોવાથી હિંદીઓનાજ નહિ પણ સમગ્ર જગતની જનતાના હૃદયમાં એમના પ્રત્યે સતપુરુષ જેવો આદર છે અને મહાન પુરુષ જેવો સદ્ભાવ છે. લોકો એમને ખરા દીલથી ચાહે છે, તેમજ તેમના વચન પર કેટલાએ આબાલવૃદ્ધોએ પોતાના સુખોનો ભોગ આપ્યો છે।

જગતના ઇતિહાસ પ્રત્યે દૃષ્ટિ કરતાં જણાય છે, કે હિંદુ, મુસલમાન, પારસી અને ઇસાઇના ધર્મોસ્થાપકોના અનુયાયીઓ કરતા વધારેમાં વધારે અનુયાયીઓ બીજા કોઇના થયા હોય તો તે મહાત્મા ગાંધીજીના છે અને તે પણ ધર્મગુરુના સ્થાન વિના ! વળી દુશ્મન પ્રત્યે પણ દ્વેષભાવ વિનાનો મહાન પુરુષ આજે જગતમાં જો કોઇ પણ હોય, તો તેમાં એકજ અને અજોડ એવા મહાત્મા ગાંધીજી જ છે.

## આદર્શજીવન કેમ ઘડ્યું ?

આવું અદ્ભુત અને પ્રભાવશાળી જીવન ઘડવા માટે તેમણે પોતાની જાત પર વર્ષોથી અનેક અખતરા કર્યા છે, અનેક રાત્રિઓ નિદ્રાહીન ગાળી છે, અનેક કષ્ટો સહ્યાં છે, અનેક ઉપવાસો કર્યા છે, એમ અનેકવિધ પરિવર્તન અંગે આજનું અનુકરણીય આદર્શ જીવન ગાળતા થયા છે.

સાધનસંપન્ન માતપિતાના બેરીસ્ટર થએલા આ પુત્ર આજે અલ્પાહારી છે, મર્યાદા ઢાંકવા સિવાયનાં કપડાં તેણે તજ્યાં છે, શરીર ટકાવવા પુરતોજ ખોરાક અને તે પણ મસાલા વગરની અમુક ચીજોનું ભોજન કરે છે, ગાદી તકીઆ અને ટેબલ ખુરસીનો આરામ તજી, ગરીબમાં ગરીબ મજુર કે ખેડુત જે પ્રકારની જીંદગી ગાળે, તેવું મહેનતુ જીવન ગાળનાર થયા છે અને માતૃભૂમિની

મુક્તિ માટે વારંવાર કારાગૃહમાં બંદીવાસ સેવે છે, અને સંસારી છતાં ભેખધારી બન્યા છે.

## આ સઘળું શા માટે ?

ભારતવર્ષમાં ભેખ ધરનાર ઘણા થઇ ગયા છે. ભર્તૃહરિ અને ગોપીચંદ જેવા ભૂપતિઓનો અદ્ભુત ભેખ હિન્દુજનતાથી કદી અજાણ્યો છે ! પણ મહાત્માજીનો માર્ગ તો નીરાળો છે. એમને દમ્પતનું દુ:ખ નથી પડ્યું કે ઘરસંસારના દુઃખે નથી ત્યાગી થયા, એમનો ભેખ તો માતાની પરતંત્રતા ટાળવા કાજેનો છે !

પછી પોતાના દેશબાંધવો પણ ગરીબોનાં દુઃખે દુઃખી થઇ તેમને દુઃખમુક્ત કરવા સ્વાર્પણ કરે, ઉચનીચના ભેદ ભૂલી સમાનતાથી ભ્રાતૃભાવ રાખે, સંયમો પાળે, સાદું જીવન ગાળે, આળસ તજી મહેનત કરે, કામ કરવામાંજ ભૂષણ સમજે, સઘળા આચારવિચાર આર્યસંસ્કૃતિ અનુસાર કરે, પોતાની માતૃભાષા પર પ્રેમ રાખે, પોતાની સ્ત્રીઓને અર્ધાંગના કહેવામાં, માત્ર શબ્દોજ ના વાપરે પણ તેનો આચારમાં ઉપયોગ કરવા માટે સ્ત્રીઓને પણ ધર્મકર્મમાં સામેલ કરે, આવી આવી અનેક બાબતો માટે માત્ર હિન્દુઓનેજ નહિ, પણ સમગ્ર હિન્દી જનતાને, અને ખરૂં જોતાં તો સારાએ જગતને તેમ કરવા વિજ્ઞપ્તિ કરી રહ્યા છે

## સ્ત્રીઓ પ્રત્યે મહાત્માજીનું ઋણ !

કાળક્રમે દેશ રાજદ્વારી પરતંત્રતા પામ્યો તેની સાથે દેશની જનતાની મનોદશા પણ "ગુલામી મનોદશા" માં ફેરવાઇ ગઇ ! આ પરિવર્તનમાં સ્ત્રીઓ બાકી ન રહી અને **સ્ત્રીશક્તિના પ્રબળ આત્મબળ રૂપી અંગારા પર ગુલામીની રાખ ચઢી ગઇ !** વિદુષી ગાર્ગી અને સરસ્વતી આદિ મહાન સ્ત્રીઓ કે જે જનકવિદેહી અને શ્રી. શંકરાચાર્ય જેવા મહાન જ્ઞાનીઓ સાથે, મહાન પંડિતોની ભર સભા વચ્ચે 'આત્મા' જેવા ગહન વિષયોની ચર્ચા કરી તેમને મહાત કરી શકે એવી પ્રબળ સ્ત્રી વ્યક્તિઓ, એક કાળે ભારતવર્ષમાંજ હતી, અને 'ભાઇ તો ભૂગોળને ખગોળમાં ઘુમે છે, બાઇનું તો ચિત્ત ચુલામાંય દેશી કોને તમે કેવું આ કજોડું તે કહેવાય !' આવાં વેણ નવલરામભાઇને ઉચ્ચારવા પડયા. એવી હાલત સ્ત્રીશક્તિની થઇ પડી !

આમ થવાનાં અનેક કારણો પૈકી, એક તો રાજ્યસ્થિતિનું પરિવર્તન અને બીજું કારણ તે તે સમયને અનુકુળ પડતા કાયદા કાનૂનો પુરુષોને હાથે લખાયા તે. પણ તે કાનૂનો તે તે સમય માટે હતા તે વાત વિસરાઇ ગઇ અને એ જાતનું સાંસારિક દબાણ તો ચાલુજ રહ્યું, અને સ્ત્રીઓનાં જીવન વર્ષોથી એજ ભાવનાએ ઘડાવા લાગ્યાં. પરિણામે તેમની એવી અધમ દશા થઈ, કે રામાયણ જેવા પવિત્ર પુસ્તકમાં શ્રી તુળસીદાસજીને નામે લખાયું, કેઃ–' ઢોર ગંવાર શુદ્ર અરૂ નારી, એ સબ તાડનકે અધિકારી ' આ દશા ઉપરાંત તે બાપડી અને અબળા કહેવાઇ !

દેશનું દરેક અંગ પ્રબળ, સ્વાશ્રયી અને સ્વતંત્ર ન બને ત્યાંસુધી દેશ સ્વતંત્ર થઇ શકે નહિ તેથી મહાત્માજીએ દેશમાં જે જે જાતિઓ કમરાએલી, ગુલામી હાલતમાં હતી અને છે, તેમના ઉદ્ધાર માટે પ્રયાસો આદર્યા. આ પ્રયાસોમાં સ્ત્રીશક્તિના પુનરુદ્ધારનું કાર્ય પણ સમાઈ જાય છે. એમણે જોયું કે જો સ્ત્રીઓમાં જાગૃતિ નહિ તો દુનિયામાં જાગૃતિ નહિ. એટલા માટે સ્ત્રીઓને તેમની ખરી શક્તિનું ભાન કરાવી, સ્ત્રીજાતિની પ્રગતિમાં અડચણરૂપ થતા કુરિવાજોને તિલાંજલિ આપવા હાકલ પાડી.

આ કુરિવાજોમાં જેનાથી સ્ત્રીની શક્તિ રૂંધાઈ જાય છે, એવી પડદાની પદ્ધતિને તો સત્વર તિલાંજલિ આપવા કહ્યું.

વળી સ્ત્રીઓને પોતાપર મૂકેલા આક્ષેપોનું ભાન કરાવ્યું, સ્ત્રી "પશુ" સમાન નથી, 'પારકાના ભરણપોષણથી પોષાનારી "ભાર્યા" નથી, ભાર ઉપાડવા જેટલું એ બળ ન હોય એવી "અબળા" નથી. પણ હનુમાન, ભીમ, જેવા વીરોને પોતાના ઉદરથી જન્મ આપનાર 'સબળા' છે એવા સ્વમાનનું ભાન કરાવ્યું. ખરું બળ રાક્ષસી શરીર મેળવવામાં નથી પણ મનની મજબુતીમાં, આત્માની ઓળખમાં અને મોતની નિડરતામાં છે. આવી સ્ત્રીશક્તિ મેળવવા માટે અક્ષરજ્ઞાન હોવું જ જોઈએ કે ઘણું ભણવું જ જોઈએ એમ નથી. કારણ કે ભણતર તો માનસિક શક્તિ વધારે છે, પણ ખરી સ્ત્રીશક્તિ તો આત્મબળથી મળે છે. ઘણું ભણેલી પણ આત્મબળ વગરની સ્ત્રીમાં ખરી સ્ત્રીશક્તિ હોતી નથી, જ્યારે અભણ પણ આત્મબળવાળી સ્ત્રીઓમાં ખરી સ્ત્રીશક્તિનું પ્રત્યક્ષ દર્શન થાય છે. આવા ઉપદેશથી ભણેલ અને અભણ સર્વ સ્ત્રીઓને પોતાની અગાધશક્તિનું ભાન થયું છે. મોળ વેળા આ આત્મબળથી પુરુષોની સાથે કાર્ય કરી સ્ત્રી સ્વાતંત્ર્યના સરખા હક્કો મેળવવા તત્પર થઈ છે.

સધવા અને વિધવા પ્રત્યેના હિન્દુ સમાજના અંકુશોનું ભાન કરાવવા સ્ત્રીઓની વૈધવ્ય દશાના ધર્મો પ્રત્યે સારી રીતે ધ્યાન ખેંચનાર ગાંધીજી છે. વિધવા એ તો ત્યાગ અને સંયમની સાક્ષાત પ્રતિમારૂપ છે તેને અપશુકનીયાળ ન ગણો, તેને હડધૂત ન કરો તેમ બળજબરીથી વૈધવ્ય ન પળાવો. પણ સ્ત્રી 'ઉદ્ધારક' પુરુષોએ કુમારિકાઓને બદલે જેમની ઇચ્છા હોય તેવી વિધવાઓ સાથે લગ્ન કરવા યુવકોને હાકલ કરી ઘર ભંગ થએલો પુરુષ, પ્રથમ પત્નીના વિયોગ-દુઃખના આંસુ સુકાયાં ન હોય ત્યાં લગ્નનો ફરી વિચાર કરી શકે, તો પછી સ્ત્રીઓને એ હક્ક કેમ ન હોય? સ્ત્રીજાતિની ઉન્નતિના આવા અનેક પ્રયાસોની સાથે સ્ત્રીઓને જણાવી દીધું કે સ્ત્રીઓ પુરુષની ભાર્યા નથી પણ સહચારિણી છે. ગૃહની ચાર દિવાલમાં તમારો અવતાર પૂરો કરવાનો નથી. તમે તો ગૃહની રાણી છો. રાજકાર્યમાં પણ કામ કરી શકો એવી અગાધ શક્તિશાળી છો. તેથી દેશ પર આપત્કાળમાં મદદ કરો. મહાત્માજીની આ હાકલથી ભારતવર્ષની હજારો સ્ત્રીઓએ પોતાની સ્ત્રીશક્તિની પ્રતીતિ કરી બતાવી છે. અને સ્ત્રીઓનો મોટો ભાગ સ્વદેશી કપડાં પહેરી સાદાઈથી જીવન ગુજારતાં શીખી ગએલ છે ખરું ભૂષણ, આભૂષણો કે ફેનસી સુન્દર કપડાં પહેરવામાં નથી, પણ તે ખરા સદ્‌ગુણમાં છે. જે સ્ત્રીઓને હજુ ઘરેણાંમાં મોહ હોય તેમણે સમજવું જોઈએ કે ઘરેણાં તો પુરુષોએ સ્ત્રીઓને બંધનમાં રાખવા માટે જાણે ન 'કર્યાં' હોય તેમ લાગે છે. નાકે કાનની વાળી જો કોઈ નાનું બાળક પણ તાણે તો કેટલું દુઃખ થાય? અને સહેજે તાણે' થવાય

દેશનું દારિદ્ર વધારવાનું પાપ, પુરુષો કરતાં સ્ત્રીઓ પર વધારે છે. શરીરની મર્યાદા જાળવવાને બદલે, શરીરની ખૂબસુરતી માટે જ સ્ત્રીઓ કપડાં પહેરતી હોય તેમ કરે છે. પણ મહાત્માજી કહે છે કે 'કપડાં પહેરીને સુંદર દેખાવું, એ તો વેશ્યાઓનો ભાવ છે' આ સમજવામાં આવે તો પછી ફેન્સી, આછાં પરદેશી કપડાં પરનો મોહ આપોઆપ નાશ પામે. અને સ્વદેશી વસ્ત્રો પ્રત્યે પ્રેમ થાય. માટે સ્વદેશી તમારું હથિયાર બનાવો અને તે ધરી સેનાપતિ બનો. જેમ સીતાજીએ

રાવણની મોકલાવેલી મીઠાઈ અને આભૂષણોનો ત્યાગ કર્યો હતો, તેમ પરદેશી ચીજોનો હિન્દુસ્થાનની દરેક પુત્રીએ ત્યાગ કરવો જોઈએ, અને જો દરેક ઘરમાં સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા લેવાય તો ભારતને સ્વતંત્ર જ સમજજો.

હિંદની ગરીબાઈ ટાળવા રેંટીયો કાંતો, અને હિંદુસ્થાનની ખાતર હિન્દની ગરીબ સ્ત્રીઓની પવિત્રતાની રક્ષાની ખાતર ઈરાદાપૂર્વક ખાદી ધારણ કરો, સ્વમાન કેળવો તમારી જાતને ઓળખો તોજ તમે મર્દોને પેદા કરશો. જ્યારે મર્દો પેદા થશે ત્યારે સ્વરાજ મેળવવામાં વિલંબ નહિ લાગે.

મહાત્માજીના લાંબા સમયના આવા બોધથી ભારતના પુરુષોના અર્ધાંગને થએલો પક્ષાઘાત મટવા આવ્યો છે. અને તેમની પ્રેરણાથી હિંદની નિદ્રિત શક્તિમાં પ્રાણ પૂરાયા છે, તેમનામાં ચૈતન્ય રેડાયુ છે આથી તેઓએ આળસ મરડી નિદ્રાને ખંખેરી નાખી, દ્રષ્ટિ ખોલી પોતાની જાત પ્રત્યે જોયું. જોતાંજ પોતામાં અગાધ શક્તિઓ જણાઇ. તે શક્તિને રાજદ્વારી જેવા કંટકમય પંથે વાળી; અપશબ્દો અપમાનો, માર અને કારાવાસ સેવ્યા, તોએ સ્ત્રીશક્તિ નજ નમી ! આ દ્રશ્ય સામે જોયુ, થઢેરાએ-નિહાળ્યું, અને દેશી પરદેશીઓ તો જોઈ જાણી દિઙ્મૂઢ બન્યા !

## ભારતીય સ્ત્રીઓના ઉદ્ધારકો

ભારતીય સ્ત્રીઓના ભાગ્ય ઘડનાર ઋષિ મુનિઓએ, તેમજ રસ્તો બતાવનાર શાસ્ત્રો અને સ્મૃતિઓએ તો, સ્ત્રીને માત્ર ભાર્યાજ ગણી હતી અને સર્વ અવસ્થામાં પરાશ્રયી તેમજ ધાર્મિક ગ્રંથોના અભ્યાસથી વેગળી રાખી હતી. આ દશામાં વાહરે ધાનાર બેજ પુરુષો દેખાયા. એક 'મોરલીધર મોહન' અને બીજા 'ખાદીધર મોહન' દાસ. તેમણે સ્ત્રીઓ અને શુદ્રો માટે અથાગ શ્રમ લીધો છે !

આધુનિક સમયે સ્ત્રીઓની વાહરે ગાંધીજી ધાયા સ્ત્રીઓએ તેમનો આદેશ ઝીલ્યો. જે કાર્યો અનેક વર્ષોના પુસ્તકીયા શિક્ષણથી ન થાય, તેજ કાર્ય આચારમાં મૂકવાથી, વગર પુસ્તકોએ અને વગર શાળાઓએ, જાગૃત થએલી સ્ત્રીઓએ અલ્પકાળમાં કરી બતાવ્યું !

હજી તો હિન્દી સ્ત્રીઓ નિદ્રાવસ્થામાંથી જાગ્રત થવાની દશામાં છે જ્યારે એ પૂર્ણ જાગ્રત થશે, ત્યારે આર્યાએ વિશેષ સ્ત્રીશક્તિનો અદ્ભુત પરચો જગતને બતાવશે !

ધન્ય હો એ જાગ્રત સ્ત્રીશક્તિને ! !
વંદન હો એ નિદ્રિત શક્તિના ઉદ્ધારકને ! ! !

---

હું ધનિક અને શિક્ષિત બહેનોને વિનંતિ કરવા ઇચ્છું છું કે જો તમે તમારી ગરીબ બહેનોના શિયળની રક્ષા કરવા ઈચ્છતા હો તો હાથેથી સુતર કાતવવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમા આગળ પડતો ભાગ લો



પરદેશી કપડા પહેરનારી તે કુબડા છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમા તો વેશ્યાનો ભાવ છે આપણે સીતાજી અને દમયંતીને પૂજીએં છીએ ? ઝીણા કપડાં પહેરનારી સીતાજીને ? નહિ. અધ વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ૧૪ વર્ષ વનવાસ ગાળનારી સીતાજીને આપણે પૂજીએ છીએ.



બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે

હિન્દુસ્થાનને ખાતર, હિન્દુસ્થાનની ગરીબ સ્ત્રીઓની પવિત્રતાની રક્ષા ખાતર ગુજરાતની બહેનોએ ઇરાદાપૂર્વક ખાદીની સાડીનો ભાર ઉપાડવો ઘટે. — મ ગાંધીજી

# ગાંધીજી અને તેમની સેવાઓ

લેખિકા : શ્રી સૂર્યલક્ષ્મી ધર્મદાસ ઠોકટર,
તંત્રી: " શ્રીશક્તિ "

સાબરમતી સરિતાને તીરે વસતા, અને સત્યને પંથે સદા વિચરતા, અહિંસાનું શસ્ત્ર હમેશાં ધરતા એવા મહાપુરૂષ મહાત્મા ગાંધીની સેવાની સરખામણી આજે કરી શકાય એમ નથી.

હજારો વર્ષ પહેલાં રેવાને તીરે હિંદના અણુમોલ હીરા ભગવાન પરશુરામ હતા. આજે સાબરમતીને તીરે હિંદના અણુમોલ હીરા મહાત્મા ગાંધીજી છે. પરશુરામ તેમના કામમાં જેટલા અડગ અને આગ્રહી હતા તેટલા જ ગાંધીજી પણ છે. પરશુરામ પોતાનું કામ પાર પાડવા ગમે તેટલી હિંસા ગમે તે ભોગે કરતા, મહાત્મા ગાંધીજી ગમે તે ભોગે અહિંસા જ સેવે છે પરશુરામે કદી પરશુ પોતાની કાંધ પરથી ઉતારી નહતી અને તેથી પરશુરામ કહેવાતા; મહાત્મા ગાંધીજીએ કદી ચરખો છોડયો નથી એટલે તેમને સ્હેજે ચરખારામ તરીકે ઓળખાવી શકાય.

આજે કોઇ એમ કહેશે કે ગાંધીજીની સેવાઓ કેટલી અને કયી કયી છે ? તો એને માટે લાંબો અભ્યાસ કરવાની આવશ્યકતા રહેશે નહિ. એમને માટે આપણે જેટલાં વખાણ અથવા પ્રશંસાના શબ્દ ભેગા કરીને જુદા જુદા રૂપમાં મુકીએ તેટલા ઓછા છે મહાત્મા ગાંધીજીનું સારૂં યે જીવન સેવામાં વ્યતીત થઇ ગયું છે અને હજુ પણ વહ્યું જાય છે. એઓ જ્યારથી સમજણા થયા ત્યારથી તે આજદીન સુધી જ્યાં જ્યાં એમને દુઃખદ પ્રસંગો લાગ્યા ત્યાં ત્યાં એમણે વિના વિલંબે ઝુકાવ્યું છે. એઓ ૧૮૯૩ માં કોઇ પેઢીના કામને માટે આફ્રીકા ગયા. હિંદુસ્તાનમાંથી અમુક વરસને માટે કરાર કરીને ગયેલા. મજુરને ત્યાંનો મુડીવાદ અને સત્તા ધીશો તેમને હેરાન કરતા હતા તેમજ એમને પોતાને રેલ્વે મુસાફરીમાં પણ કંઇક કનડગત થવા લાગી તે ઉપરથી આખી દક્ષિણ આફ્રિકાની લડતમાં એમણે નેતૃત્વપણું લઇને સતત ફાળો આપ્યો અને કેટલાક હક્કો હિંદીઓને મેળવી આપ્યા.

દક્ષિણ આફ્રિકાના ૧૮૯૭ થી ૧૮૯૯ ની સાલનાં બોઅર યુદ્ધ વખતે સ્વયંસેવકોની ટુકડીઓ ઉભી કરી તેમણે ઘવાયેલાઓની સારવાર કરી હતી તેમજ ત્યાંની મીશન હોસ્પીટલમાં દરરોજ સેવાનિમિત્તે બબ્બે કલાક વગર પગારે કામ કર્યું હતુ આવા તો ઘણાએ પ્રસંગો ગાંધીજીની આત્મકથામાંથી મળી આવે છે

સને ૧૯૦૧ ની કલકત્તાની કોંગ્રેસ વખતે એમણે સ્વયંસેવક થઇ ગંદકી ઉઠાવવાનું કામ કરી સેવા બજાવી હતી. આવા તો અનેક પ્રસંગો છે પણ આ ઠેકાણે એ બધો ઉલ્લેખ કરવો ઉચિત નથી. ગાંધીયુગ રૂપી પ્રખર સૂર્યે હિંદના કેટલાયે અણુમોલ રત્નો પર પોતાના કિરણો ફેંકી તેમને જ્વલંત બનાવ્યા છે અને પોતપોતાના મર્યાદિત વા અમર્યાદિત ક્ષેત્રામાં તેમનો પ્રકાશ પ્રસરાવી સારાયે દેશમાં સ્વદેશસેવાની જ્યોત ઉજાળી છે.

અને ૧૯૨૦ માં રોલેટ એક્ટ રદ કરાવવા માટે પ્રજામાં સ્વતન્ત્રતાની ભાવનાનો મહા જુવાળ ઉભરાવ્યો અને સમગ્ર આર્યાવર્ત ઉપર તે ફરી વળ્યો અને જાણે કે ગંગાને કિનારે ઉભો રહી કોઈ મહર્ષિ પોતાના મંત્ર વડે ગંગાની લહરીઓને વિકસાવી જોતજોતામાં બંને કાંઠાઓને પાણીથી ભરપૂર કરી દેતો હોય તેમ ગુજરાતના આ મહાન તપસ્વીએ દેશસેવાની જે નજીવી ભાવના ગણાતી તેને મંત્રે મંત્રે ઊર્મિઓ ઉભરાવી; જોતજોતામાં સમગ્ર હિંદને એકત્ર બનાવતો સ્વદેશભક્તિનો એ ધુમવેગે મહાનાદ છલકાવ્યો હિંદમાંજ નહિ પણ સમગ્ર જગતના ઇતિહાસમાં આ દૃશ્ય એક મહાન, સ્મરણીય દૃશ્ય તરીકે હિંદના ફલકે જ્વલંત રંગોથી ચિતરાયું છે, અને એ ચીરંજીવી પણ રહેશે.

સને ૧૯૨૦ પહેલાથી એઓ અમદાવાદમાં સાબરમતીને કાંઠે શાંત વાતાવરણ જોઇ પોતાનું નિવાસસ્થાન કરી રહ્યા હતા. એ સ્થળે જેમની રહેવાની ઇચ્છા હોય તેવાં આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષો તેમજ ઉચ્ચ જાતિના ગણાતા મનુષ્યોને તેમજ અસ્પૃશ્ય વગેરે સર્વને એક સરખે હિસાબે પોતાના નિવાસસ્થાનમાં જેટલાને એમનો સહવાસ કરવો હોય તે બધાને યોગ્ય સગવડ કરી આપી રાખ્યા તેમાં કોઇ પણ જાતનો નાના મોટાનો ભેદભાવ ગણવામાં આવતો નહિ. સર્વને સર્વનું સ્વતંત્ર જીવન ગાળવાનો (સ્વછંદપણે નહિ) હક્ક છે એવી તેમની માન્યતા છે. સત્ય, નીતિ અને અહિંસા એ તો એમનું મુખ્ય સૂત્ર છે. તે તો બધાએ પાળવાનું જ. અહિં એક વાત યાદ આવે છે કે ૧૯૨૧ થી તે ૧૯૨૮ સુધીના ગાળામાં ગાંધીજીએ સ્ત્રીઓની સેવા અને જીવનનો પાઠ એટલો બધો સ્ત્રીઓમાં મજબુત કર્યો કે સ્ત્રીઓને જે થોડાં વર્ષો પહેલાં લાગતું હતું કે કોઇ પણ સ્ત્રી પુરૂષ સાથે ફરીને ન શકે, કુંવારી ન રહી શકે, એકલી ન રહી શકે એવું જે બીકણપણું હતું તે એમણે સારાએ દેશની બ્હેનોમાંથી ઉથલીને ફેંકી દેવડાવ્યું અને સ્ત્રી શક્તિમાં સતત્ આત્મબળ આણ્યું. ખરેખર! અહા! સ્ત્રીશક્તિને એ મહાપુરૂષે ખુબ અપનાવી! એ સ્ત્રીશક્તિ આજે પોતાનું બળ અજમાવી રહી છે. ૧૯૨૯ અને ૧૯૩૦ માં એ મહાપુરૂષની હાકલ સાંભળીને યાને એમની સ્ત્રીઓ પ્રત્યેની સેવાઓની ભાવનાના ઉમળકાથી કેટલીયે મધ્યમ વર્ગની નવયૌવનાઓ જેલના સળીઆ પાછળ પુરાઇ છે. એટલુંજ નહિ પણ બારડોલી અને બોરસદની બ્હેનોનો આત્મભોગ ગુજરાતમાં આદર્શ બન્યો છે થોડા વર્ષ પહેલા બધા એમ કહેતા કે મહર્ષિ દયાનંદ સરસ્વતીએ સ્ત્રી જીવન સુધારવાને માટે જેટલુ કર્યું છે એટલુ કોઇએ કર્યું નથી, પરંતુ આજે મહાત્મા ગાંધીની સાથે તો કોઇનીએ સરખામણી કરી શકાય એમ નથી. એમણે તો સ્ત્રીઓની એટલી સેવા ઉઠાવી છે કે સ્ત્રીજગત એમનો ઉપકાર કદીએ ભૂલી શકે એમ નથી.

નીચેની બાબતમાં ગાંધીજીની જોડી મળવી મુશ્કેલ છે.

(૧) દુનીઆમાં સૌથી વધુમા વધુ સત્ય બોલનાર

(૨) દુનીઆમાં સૌથી વધારેમાં વધારે મનુષ્યના પૂજ્ય.

(૩) બધી સગવડ હોવા છતાં ઓછામાં ઓછે ખર્ચે જીવન ગાળનાર.

(૪) કોઇપણ વ્યક્તિ સાથે જેણે મનસા વાચા કે કાયાદ્વારા ઓછામાં ઓછું વૈર કર્યું હોય

વંદન હો એવા મહાત્મા ગાંધીને! મારા અનેકવાર વંદન હો!

——૦——



# કેટલાંક મીઠાં–પવિત્ર સંસ્મરણો



લેખિકા : શ્રીમતી વિમળાબ્હેન પટેલ,
તંત્રી: "પાટીદાર"

'મા' શબ્દ બાલવામાં વજ્રસમા હૃદયને સ્નેહભાવે ભીંજવી દે છે તેમ 'બાપુજી' શબ્દ એ પણ લાગણીપ્રવાહની અવધિ જ છે

જગતવંદ્ય મહાત્માજીને કેટલાયે ભારતજનો 'બાપુજી' જ કહે છે.

'બાપુજી' ને વિષે કાંઈ પણ લખવું એ એક મહાભારત લખ્યા બરાબર લાગે તોપણ આજે એમના વિષે કાંઈક લખું છું. એમના કિંચિત સહવાસે મારા હૃદયમાં જે ઉંડી છાપ બેસી ગઈ છે તે જ હું અહિં લખીશ.

લગભગ ૧૯૨૫ની સાલમાં મારા વડિલ ભાઈશ્રી ..જ્યારે આફ્રિકા જતા હતા, ત્યારે અમે એમને સારૂં કેટલીક વસ્તુઓ ખરીદવા અમદાવાદ ગયાં. જ્યારે અમદાવાદ સુધી ગયાં ત્યારે સાબરમતી આશ્રમમાં 'બાપુજી'ના દર્શનાર્થે જવાની અમારી સૌની ઇચ્છા થઇ. અમદાવાદમાં તે વખતે દરબારસાહેબ પણ હતા. દરબારસાહેબ એ કોણ? સ્વરાજ લેવાને માટે ઢસા, રાય અને સાંકળી એ ત્રણ ગામોને ખાતે ખસનારા 'તાલુકદાર અને પાટીદાર જ્ઞાતિના કુળશિરોમણિ શ્રી ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ એમની સાથે મારા પૂ. પિતાશ્રીનો ખુબ સારો સંબંધ છે, એઓ પણ અમારી સાથે 'બાપુજી'ના દર્શનાર્થે આવવા તૈયાર થયા.

અમે સૌ આશ્રમમાં ગયાં. ખાસો ચૈત્ર માસ હતો, સાંજના ચારેક વાગ્યાનો પહોર થયેલો, તોય એ કર્મમૂર્તિ બાપુજીને આરામ લેવાનું નામ શાનું ગમે! આવેલા પત્રોનો તેઓ ઉત્તર આપી રહ્યા હતા.

મઢુલીમાં પ્રવેશવા અમે સંમતિ મેળવી, અંદર પગ મૂક્યો, તેવો જ "આવો નરસિંહભાઇ, બેસો." કહી મારા પૂ. પિતાશ્રીને તેમજ અમને સૌને આવકાર આપ્યો.

" શાન્તિનિકેતન કેટલું રહ્યા? ટાગોર અને શાસ્ત્રી મહાશય શું કરે છે? તમે બંગાળી તો સારૂં જાણતા હશો?" મારા પૂ. પિતાશ્રીએ વધારે આગળ ખુલાસો કરતાં જણાવ્યું કે " મને તો આવડે છેજ, પણ એથીએ વધારે અને સારૂ આ છોકરીઓને આવડે છે" એટલે બાપુજીએ અમને કહ્યું "એમ, તમને સારૂં આવડે છે! મને શીખવાડશો? થાઓ, ત્યારે ક્યારે શીખવાડશો!" પછી મારા પિતાશ્રીને કહેવા લાગ્યા કે "નરસિંહભાઇ, તમે અહિં રહેવા આવો" ત્યારે પિતાશ્રીએ ઉત્તર આપ્યો કે " મને હમણાં દર્દ રહ્યું.

એટલે મારાથી શહેરોની મીલની ધુમાડી ના ખમાય." ત્યારે કહે કે "એલીસબ્રીજ જેવા ભાગમાં રહો તો વાંધા નહિ" એટલે પિતાશ્રીએ કહ્યું: "પણ મને કુટુમ્બ સાથે રહેવું ગમે, એકલું રહેતાં તો ભારે પડે" એટલે બાપુજીએ કહ્યું: "કુટુમ્બ તમને છોડતું નથી કે કુટુમ્બને તમે છોડતા નથી?" કહી ખી, ખી, ખી, કરી હસી પડયા.

આ પ્રસંગને આઠ–આઠ વર્ષનાં વ્હાણાં વહી ગયાં.

મહાભારતના યુદ્ધનો મોરચો માંડવા, જ્યારે તેઓ પગપાળે દાંડી જવા નીકળ્યા, ત્યારે માર્ગે બોરીઆવી ગામની ભાગોળે આવેલી ધર્મશાળામાં અમે મળ્યાં રેંટીયો કાંતવા 'બાપુજી'ની પાસે અમે સૌ બેઠાં થોડીવાર પછી શ્રી. ફુલચંદભાઇ શાહે કહ્યું કે: "નરસિંહભાઇ તો લડતમાં ઝુકાવવા વિચારી રહ્યા છે. તે એકલા જ નહિ પણ એમનું સારૂં યે કુટુમ્બ."

એટલે બોખલા બાપુજી હી. હી હસીને બોલ્યા કે: "નરસિંહભાઇ ના ઝુકાવે તો ચરોતરનું નાક જ જાય ને!"

નમતે પહોરે જ્યારે બોરીઆવીથી આણંદ આવવા એમણે શુભ પ્રયાણ કર્યું, ત્યારે માર્ગે અમે સૌ તેમની સાથે, મોખરે જ ચાલતાં હતાં. આગળ એમનાં દર્શનઘેલા લોક ટોળા વળી, માર્ગ ધુળીયો બનાવી ના દે, એટલા માટે આગળ ચાલતા મારા પિતાશ્રીને તાળીઓ પાડી "એ. નરસિંહભાઈ, નરસિંહભાઇ..." કહી બુમો મારી એટલે પિતાશ્રી પાછા વળી નમન સાથે બોલાવવાનું કારણ પૂછ્યું. ત્યારે તો તેઓએ કુટુમ્બની ખબર પૂછવા માંડી. "દીકરીઓને કયાં પરણાવી છે? જમાઇઓ શું કરે છે? લડતમાં ઝુકાવવાની તે લોક સંમતિ તો આપે છે ને?..." તે રાજકીય બાબતે જેટલા પ્રવીણ અને જ્ઞાની છે તેટલા જ સાંસારિક બાબતમા ય ઉંડા જ્ઞાની છે તે આપણે આ ઉપરથી માની શકીએ ખરાં. બાપુજીએ કરેલા પ્રશ્નના ઉત્તરમાં પિતાશ્રીએ જણાવ્યું કે "સૌ સંમત જ છે" જણાવી વધારામાં કહ્યું કે "મારા દીકરાની વહુ જે અહિં છે. એને માત્ર સવા માસનો જ દીકરો છે નાના દીકરાને કારણે લડતમાં લેઇ નહિ શકાય એવું એને લાગવાથી એ કહે છે કે "મારાથી ભાગ નહિ લેવાય એના કરતાં તો એ છોકરો મરી જાય તો સારૂં કે જેથી હું નિરાંતે ભાગ લેઇ શકું!" આ સાંભળીને એઓ એટલું તો હસ્યા કે ના પૂછો વાત. એટલામાં પ્રાર્થનાનો સમય થયો એટલે રસ્તાની ધારે ખેતરમાં બધાં સાથે બેસીને પ્રાર્થના કરી લીધી.

નવાઇની વાત એ છે કે જગત સમ્રાટ બાપુજીના અનેકવિધ વિચારોથી ભરપુર હૃદયપટે એકે એક અને નાનામાં નાની બાબત ચિતરાયેલી રહે છે. તે કદિ ભુંસાતી નથી કેમકે, મારા પૂ. પિતાશ્રી જેલયાત્રા સિધાવ્યા ત્યારે તેમની ગેરહાજરી દરમિઆન 'પાટીદાર' માસિકનું એમનુ તંત્ર ચલાવવાનો મારો પુત્રીધર્મ બજાવી રહી હતી, તે તેમણે 'યરવડા' જેલ મન્દિરની દિવાલોમાં રહીને સાંભળેલુ, એટલું જ નહિ પણ એમને નામે જતું 'પાટીદાર' એઓ વાંચતા.

ત્યાર પછી માર્ચ મહિનામાં મહાસભા અને સરકાર વચ્ચે સુલેહ ડંકા વાગ્યા: જેલયાત્રાળુઓ ટપોટપ પાછા ફરવા લાગ્યા. સરકારે પણ ખાલસા કરેલી જમીનો, જપ્ત કરેલાં ઢોર ઢાંખણ પાછાં સોંપવા માંડયાં. તે વખતે કોઇ કારણસર એમને બોરસદ આવવું પડ્યું.

સત્ય, પ્રેમ, અહિંસા, ત્યાગ, સેવા, પ્રમાણિકતા અને કર્તવ્યની જીવંત ભાવનાસમા

# ગાંધીજીનાં જીવનમાંથી શી પ્રેરણા લેશો ?

લેખિકા :
શ્રી સ્નેહલીલા જ ઠક્કર

મહાન વ્યક્તિઓ જન્મથી જ મહાન નથી હોતી પણ પોતાના આત્મબળથી, લાંબા કાળની તપશ્ચર્યા અને અનેક આપત્તિઓ સહન કર્યા પછી મહાન થાય છે સાધારણ વ્યક્તિઓ માટે મહાન પુરુષોના જીવન ઇતિહાસ પોતાના જીવનઘડતર માટે ઘણા સુંદર અને માર્ગદર્શક થઈ પડે છે આવા મહાન પુરુષોના જીવનના અભ્યાસથી જીવન જીવવાની કલા સમજી શકાય છે અને ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકાય છે જન્મમાં એટલે મનુષ્યત્વ નથી આવી જતું. પણ તે મેળવવા પ્રયત્નો કરવા પડે છે. દરેક સ્ત્રી પુરુષને પોતાનું આદર્શ જીવન બનાવવા અખતરાઓ કરવાનો સમય નથી હોતો, તે માટે પોતાના અને અન્ય દેશોના મહાન પુરુષોના જીવનનો અભ્યાસ કરી પોતાનું જીવન તે આ રીતે ઘડવું જોઈએ જે આખાયે જગતની નજર જે વ્યક્તિપર ઠરી રહી છે, જે વ્યક્તિની આખાયે જગતમાં સ્તુતિ થઈ રહી છે, જે એક આદર્શ વ્યક્તિ મનાય છે, જેનું નામ બાળક, સ્ત્રી વા પુરુષ સૌને મોઢે ગવાઈ રહ્યું છે; જે વ્યક્તિએ ભારતદેશમાં કંઈક અનેરું આન્દોલન આપ્યું છે અને જેનાથી બ્રિટિશ સલ્તનત ડોલી રહી છે એવા સાબરમતીના સંત પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવનનો અભ્યાસ કરતાં દરેક સ્ત્રી પુરુષને ઘણું શીખવાનું મળી શકે એમ છે. આખું જગત એમને મહાન આત્મા—મહાત્મા તરીકે પીછાની રહ્યું છે. એક સાધારણ બાળકમાંથી તેઓ લાંબા કાળની તપશ્ચર્યા પછી મહાત્માપદ કેવી રીતે પ્રાપ્ત કરી શક્યા એ તો જે જે બહેનોએ એમની આત્મકથા વાંચી હશે તેઓ સારી રીતે સમજી શકશે. દરેક સ્ત્રી ખરું સ્ત્રીત્વ કેવી રીતે પ્રાપ્ત કરી શકે, પોતાનું સાધારણ જીવન શાંતમય, આનંદમય, શુદ્ધ અને સરળ કેવી રીતે બનાવી શકે, પોતે સમાજને બોજારૂપ ન થતાં સહાયરૂપ કેવી રીતે બની શકે એ માટે એમના જીવનમાંથી ઘણુંએ ગ્રહણ કરવા યોગ્ય છે.

## ખંત-ધૈર્ય અને સહનશીલતા

અત્યારના મહાત્મા ગાંધી એટલે શરૂઆતના એક દેશી રાજ્યના દિવાનના પુત્ર, પછીના એક ઠોઠ નીશાળીઆ, વિષયી પતિ ને નિષ્ફળ બેરીસ્ટર, આટલી એક

સાધારણ સ્થિતિમાંથી એઓ આજે આત્મબળ કેળવી, લાંબા કાળની તપશ્ચર્યા કરી મહાત્માનું પદ પ્રાપ્ત કરી શક્યા છે. એમણે એમનું જાહેરજીવન દક્ષિણ આફ્રિકામાંથી શરૂ કર્યું. ત્યાંથી આવ્યા બાદ ચંપારણ, ખેડા, અને બારડોલીના બનાવો બન્યા, જેમાં એમણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો. નિસ્વાર્થ સેવાથી એમણે સૌ લોકોના હૃદયો જીતી લીધા. આફ્રિકામાં અને અહિં આ સેવાના કાર્યમાં એમને ઘણીએ આપત્તિઓ અને અપમાનો સહન કરવા પડ્યાં હતાં. આમ છતાં પણ સેવાધર્મથી પ્રેરાઈને એમણે આ બધું મૌન સેવી સહન કર્યું હતું. તેઓ માનતા હતા કે સહનશીલતા કેળવવાથી ધૈર્યનાં ફળ મીઠાં મળે છે. ઘણી વખત સેવાના કાર્યમાં પોતાનો આશય ગમે તેટલો શુદ્ધ હોય, ગમે તેટલો સત્ય હોય, છતાં પણ ગાંધીજીને સખત ટીકાઓ સહન કરવી પડતી. ઘણી વખત પોતાનાં કાર્યમાં સફળતાનાં ચિન્હો ન જોઈ શકાતાં, છતાં પણ તેઓ અનેક શારીરિક મુશ્કેલીઓ ભોગવી પોતાની સિદ્ધિ માટે પોતાના કાર્યની પાછળ ખંતથી મંડ્યા રહેતા અને આખરે સફળતા મેળવતા. આ ઉપરથી બ્હેનો એટલું જરૂર ગ્રહણ કરી શકે કે પોતે બાળવયમાં અથવા ગમે તે વખતે ગમે તેવી સ્થિતિમાં હોય અથવા ગમે તેવી પતિત સ્થિતિમાં આવી ગયા હોય છતાં પણ તેઓ ખંતથી પોતાનું જીવન સુધારી શકે છે. આ માટે તપશ્ચર્યા અને પ્રયત્નોની ખાસ જરૂર છે, અને એનાથી આત્મબળ પ્રાપ્ત કરી શકાય છે. આત્મબળ પ્રાપ્ત કર્યા પછી કોઈપણ કાર્ય મુશ્કેલ કે અશક્ય તો નથી જ, એટલું બ્હેનો જરૂર ગ્રહણ કરે. આ ઉપરાંત પોતાના કાર્યમાં ગમે તેટલી મુશ્કેલીઓ આવતા છતાં પણ સહનશીલતા અને ધૈર્યવડે ગાંધીજી સફળતા મેળવી શક્યા હતા. એ ઉપરથી ધૈર્યના અને સહનશીલતાના સુંદર પાઠો આપણે શીખી શકીએ છીએ. શ્વસુરગૃહમાં ઘણું દુ:ખ પડવાથી, અથવા પતિ તરફથી દુ:ખ પડવાથી ઘણી બ્હેનો કંટાળી જઈ પોતાના જીવનનો ગમે તે રીતે અંત લાવવા પ્રયત્નો કરે છે. ધૈર્યનાં ફળ મીઠાં છે એટલું એ બ્હેનો જરૂર યાદ રાખે. સહનશીલતા અને ધૈર્યથી ગમે તેવા કઠિન હૃદયો ચલિત થાય છે. અને તેઓને સુધારી શકાય છે.

## ત્યાગવૃત્તિ

ગાંધીજીએ આફ્રિકામાં જાહેરજીવનમાં ઝંપલાવ્યું, જનસેવા કરવા માંડી અને સેવાનો ભેખ ધારણ કર્યો. આ વખતે લોકોની અજ્ઞાનતાને લઈને એમને ઘણી વખત અનહદ આપત્તિઓ ભોગવવી પડી હતી છતાં પણ હિંદીવાસીઓના હક્કોનું રક્ષણ કરવા આ બધું મૌન રીતે સહન કર્યા કર્યું હતું. સેવાના કાર્યને માટે એમણે પોતાના ધંધાની, પૈસાની, અથવા પોતાની તદુરસ્તીની પણ પરવા ન કરી હતી. સેવાના કાર્યને માટે એમણે મોજ મઝાનો પણ પ્રથમથી જ ત્યાગ કર્યો હતો. એક માણસ દુ:ખી થાય અને બીજો મઝાહ કરે એ એમને ન રુચતું. કોઈનું દુ:ખ જોઈ તેઓ પોતાનું સર્વસ્વ ત્યાગી દેતા. આ ત્યાગવૃત્તિ એમના જીવનમાં પ્રથમથી જ તરી આવતી આપણે જોઈ શકીએ છીએ. બીઓ તો ત્યાગમૂર્તિ ગણાય છે પણ બીજાના હિતને માટે જરા સરખો ભોગ આપતાં ઘણી બ્હેનો અચકાય છે. એમ ન થવા દેતાં એમણે ત્યાગવૃત્તિ કેળવવી જોઈએ.

## નિ:સ્વાર્થ અને પ્રમાણિક સેવા

આફ્રિકાથી આવ્યા પછી ગાંધીજી મહા-

સભામાં જોડાયા અને પોતાના ભારતવાસી ભાઇ બ્હેનોને ગુલામીમાંથી મુક્ત કરવાને સ્વાતંત્ર્ય યજ્ઞ શરૂ કર્યો અને ભારતવાસીઓને સ્વતંત્રતાની ઝંખના લગાડી. આ સમયથી એમણે દેશસેવામાં ઝુકાવ્યું. જ્યારથી સ્વાતંત્ર્ય યુદ્ધના મોરચા મંડાયા ત્યારથી એમને જે મુશ્કેલીઓ સહન કરવી પડી તે તો આપણી સમક્ષ તાજીજ છે. આ દેશ સેવાને માટે એમને કેટલીએ વખત જેલ મહેલના સેવન કરવા પડયા અને અત્યારે પણ આપણા ભારતના તારણહાર ગાંધીજી જેલની ચાર દિવાલો વચ્ચે પુરાયા છે. સ્વદેશાભિમાનને લઇને એમને આમાં પણ આનંદ જ પડે છે; એમની સેવા નિઃસ્વાર્થ છે જન સમાજના ઉદ્ધારાર્થે—હિંદનું દારિદ્ર દૂર કરવાને એમણે પોતાનું બધુયે હોમી દીધું છે. ગાંધીજીની સેવા સ્વાર્થ રહિત અને કોઇ પણ જાતના બદલા કે જાહેરાતની આશા વિના થતી સ્પષ્ટ જોઇ શકીએ છીએ. કર્મ કર્યે જાય છે ફળની આસક્તિ કદી રાખતા નથી. આ ઉપરથી બ્હેનો એટલું જરૂર ગ્રહણ કરે કે દેશસેવા કરવી એ દરેકનો ધર્મ છે પરંતુ સેવા નિઃસ્વાર્થ હોવી જોઇએ અત્યારે સેવાના દંભ નીચે વ્યક્તિગત ખ્યાતિ મેળવવાના પ્રયત્નો થતા આપણે જોઇ શકીએ છીએ તે ન થવા જોઇએ. અને જનસેવાના કાર્યમાં પ્રમાણિકતા હમેશા જાળવવી જોઇએ, કારણકે દેશસેવકોને જાહેર પૈસાની સુવ્યવસ્થા કરવી પડે છે.

## સત્યપ્રિય અને આજ્ઞાધીન

ગાંધીજી બાળવયથીજ સત્યપ્રિય અને આજ્ઞાધીન હતા. એમને પોતાના વડીલોની અને પાછળથી પોતાનાથી મોટાની કે નાનાની કોઇ પણ દિવસ લાગણી દુખાવી નથી. સત્ય અને હરિશ્ચંદ્ર બાળવયથી જ એમના આદર્શ બન્યા હતા સત્ય બોલવું એજ ખરો ધર્મ છે. પોતાના આત્માની શુદ્ધિને માટે સત્યનું પાલન હમેશા થવું જોઇએ સત્યાગ્રહના એમના પ્રયોગો આપણે નજ ભૂલી શકીએ સત્યાગ્રહને માટે ગમે તે ભોગ આપવો પડે છતાં પણ પાછા ન હઠવું એમ તેઓ પ્રથમથીજ માને છે અત્યારે ઘણી વ્યક્તિઓ, બ્હેનો પણ, માને છે કે કોઇ વખત અસત્ય બોલવાથી ફાવી જવાય છે પણ એ માન્યતા ખોટી છે. સત્યમાંજ જય છે. સત્યમાંજ આત્મશુદ્ધિ છે અને સત્ય એજ ખરો ધર્મ છે, એમ ગાંધીજી માને છે. સત્યની સહાયથી એઓ મહાત્મા થઇ શક્યા છે, એ એમના જીવનમાંથી સ્પષ્ટ તરી આવે છે. બ્હેનોએ પણ પોતાની આત્મશુદ્ધિ માટે ખાસ સત્ય ગ્રહણ કરવુ જોઇએ

## સેવાધર્મ

સેવા કરવી એ દરેક વ્યક્તિનો ધર્મ છે. સેવાની ભાવના ગાંધીજીમાં બાળવયથી જ હતી કોઇનું દુઃખ તેઓ ન જોઇ શકતા. પિતાની માંદગી સમયે તેમણે એક નર્સનું કામ કર્યું હતું. માંદાની માવજત કરવામાં તેઓ બાળવયથીજ આનંદ પામતા જ્યારે મરકી ફાટી નીકળી ત્યારે તેમણે હોસ્પીટલમાં નર્સ તરીકે કામ કરવાનું આનંદથી સ્વીકારી લીધું હતું. બાળક કે મોટા, ઉચ્ચ કે નીચ, રાય કે રંક, સ્પૃશ્ય કે અસ્પૃશ્ય કોઇ પણ જાતનો ભેદ રાખ્યા વિના તેઓ દરેકની આનંદથી સેવા કરતા અને એમા પોતાનો ધર્મ લેખતા. અત્યારે ઘણી બ્હેનો અને ખાસ કરીને ધનિક બ્હેનો ગરીબની સેવા કરવામાં નાનપ માને છે પણ તેઓ જરૂર માને કે સેવા ધર્મ એજ ખરો ધર્મ છે.

## પવિત્રતા અને ચારિત્ર્યશુદ્ધિ

ગાંધીજીના જીવનમાંથી પવિત્રતા અને

શુદ્ધતા સ્પષ્ટ તરી આવતી આપણે જોઈ શકીએ છીએ. વાચા અને કર્મ બન્નેથી દરેક વ્યક્તિએ પવિત્ર રહેવું જોઈએ એ એમનો સિદ્ધાંત છે. ઇંગ્લાંડમાં કોઈ પણ લાલચથી ન લલચાતા એમણે પવિત્રતાનું ખાસ પાલન કર્યું હતું. જાહેર જીવનમાં અનેક સ્ત્રીઓના સમાગમમાં આવ્યા હતા. છતાં પણ ચારિત્ર અવિશુદ્ધ રાખી શક્યા. પવિત્રતા અને ચારિત્રશુદ્ધિ એ તો સ્ત્રીઓના ખાસ ભૂષણો છે. માટે તેનું કોઈ પણ કાળે, આપત્તિમાં પણ, ખંડન ન થાય એટલું બ્હેનોએ ખાસ ધ્યાન રાખવું જોઈએ.

### સંયમ

ગાંધીજીના જીવનમાંથી સંયમના પાઠો આપણને સારા મળી રહે છે. પરિમિત જીવનમાં નિયમિત અને સંયમી રહી બ્રહ્મચર્યનું પાલન કરી શકાય છે સ્ત્રીઓનું સ્ત્રીત્વ જાળવવા માટે સંયમ ખાસ આવશ્યક છે માટે બ્હેનોએ આ ખાસ ગ્રહણ કરવું જોઈએ.

### અહિંસા

ગાંધીજી એટલે અહિંસા. કોઈ પણ વ્યક્તિનું કે દુશ્મનનું બુરું ઇચ્છવું એમાં પણ હિંસા છે તન, મન, અને કાયા ત્રણેથી અહિંસા જાળવવી જોઈએ એ આપણે ગાંધીજીના દરરોજના જીવનમાંથી તરી આવતી જોઈ શકીએ છીએ પોતાના લાભને માટે પારકાનું બુરું ઇચ્છવું અથવા કોઈની લાગણી દુખવવી એમાં પણ હિંસા છે એમ ગાંધીજી માને છે બ્હેનોએ આ ખાસ ગ્રહણ કરવું જોઈએ અને, સંયુક્ત કુટુંબમાં તો આનું ખાસ પાલન કરી બતાવવું જોઈએ

### સ્વદેશી

સ્વદેશીની ભાવના એ તો ગાંધીજીનો જીવન મંત્ર છે, પોતાના દેશીભાઈઓ ભૂખે મરે અને આપણે પરદેશી વાપરીએ એ શરમ ભરેલું છે. જ્યાંસુધી આપણી જરૂરિયાતો સ્વદેશી મળી શકતી હોય ત્યાંસુધી પરદેશી વસ્તુઓ અસ્પૃશ્ય જ હોવી જોઈએ આપણા ભારતના ભાઈબ્હેનો આજીવિકા પૂરતું મેળવી રહે અને આપણા ગૃહઉદ્યોગો સજીવન થાય એ માટે ખાદીના સૂર ગાંધીજીએ ચારે દિશામાં પ્હોંચાડી દીધા છે. પોતાનું કાપડ પોતેજ તૈયાર કરવું જોઈએ એ માટે ગાંધીજી એક ધર્મ ફરજ સમજીને દરરોજ નિયમિત રેંટીઓ ચલાવે છે આ ઉપરથી ખાદીપરનો એમનો પ્રેમ જણાઈ આવે છે, આપણી બ્હેનો હવે પરદેશી વસ્તુઓમાં મોહાધ ન થતાં સ્વદેશી અને ખાસ કરીને ખાદીને ઉત્તેજન આપે અને નિયમિત રેંટીઓ કાંતે એ ઇચ્છવા યોગ્ય છે.

### સાદાઈ

ગાંધીજી એટલે સાદાઈની મૂર્તિ. જે દેશમાં માણસની સરેરાસ આવક ફક્ત પોણા બે આના છે ત્યાં મોજશોખને સ્થાન ન હોઈ શકે એ આપણે એમના પહેરવેશ અને ખાવાના નિયમો પરથી ખાસ જોઈ શકીએ છીએ જ્યારે ગાંધીજી મુસાફરી કરે છે ત્યારે પોતે મહાત્મા ગણાતા હોવા છતાં થર્ડ ક્લાસમાં એક સાધારણ ઉતારૂની માફક મુસાફરી કરે છે, જ્યારે બીજા દેશી ભાઈબ્હેનો પૈસાને અભાવે મુશ્કેલીઓ વેઠે ત્યારે એમને ઉંચા ક્લાસમાં બેસવાનો હક્ક છેજ નહિ એમ તેઓ માને છે દેશની આવી પરિસ્થિતિને લઈને એઓ ખાવામાં પણ અતિશય સાદાઈ માને છે, પોતાની જરૂરિયાતો બહુજ ઓછી રાખે છે. જીવન ખાવાને માટે નથી પણ જીવનને માટે ખાવાનું છે એ એમની માન્યતા છે. ખાવામાં સાદાઈ જાળવવાથી તંદુરસ્તી જાળવી શકાય છે એ એમની માન્યતા

તદ્દન સત્ય છે દરેક બ્હેન એમની સાદાઈનું જરૂર અનુકરણ કરે અને પોતાની જરૂરિયા તો જેમ બને તેમ ઓછી કરે. ધનિક બ્હેનો એટલુ જરૂર યાદ રાખે કે પોતાની ગરીબ બ્હેનો મુશ્કેલીઓ વેઠે ત્યારે તે મોજશોખ ન કરી શકે.

## અહંભાવરહિત

ગાંધીજી મહાત્મા હોવા છતાં એમને પોતાને માટે જરા પણ મોટાઇ નથી. એમના જીવનમાં અભિમાન કે અહંભાવ જેવુ કંઇજ નથી. એમના જીવનમાંથી આપણે હમેશા વિનય અને નમ્રતાજ ઝરતા જોઇ શકીએ છીએ. એઓ પોતાને બીજા જેવા સમાન ગણી ભેદભાવમાં માનતા નથી તેઓ કોઇને તિરસ્કારથી કે કે ધૃણાથી જોતા નથી. આ ખાસ સ્ત્રીઓએ ગ્રહણ કરવું જોઇએ. જો આટલુ ગ્રહણ કરી જીવનમાં ઉતારવામાં આવે તો આપણામાંથી કજીઆના મૂળ હમેશને માટે નાશ પામે સાસુ વહુ ઉપર, જેઠાણી દેરાણી પર સત્તા ચલાવવાના પ્રસંગો આપણે સાધારણ સાંભળીએ છીએ જરા ધન પ્રાપ્તિ થતાં, કે કોઈ પણ રીતની આપણામાં શક્તિ આવતા આપણે અભિમાની બનીએ છીએ, અને એ રીતે શાંતિનો નાશ કરી કજીઆને નોતરીએ છીએ બાળક કે મોટા, ગામડીઆ કે શહેરી, શિક્ષિત કે અશિક્ષિત, રાય કે રંક, દરેકને નિષ્પક્ષપણે સમાન ભાવે ગાંધીજી જુવે છે એટલા માટે એ બધે વંદનીય છે

## નિયમિતતા

ગાંધીજીના જીવનમાંથી એમની નિયમિતતા અને કાર્યપદ્ધતિ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે સવારે વહેલા ઉઠવુંજ જોઇએ, અમુક પ્રમાણમાં ખાવું જોઇએ, થોડોક સમય રેંટીઓ કાંતવોજ જોઇએ વિ. વિ. ને લઇને તેઓ બધી પ્રવૃત્તિઓ કરી શકે છે. ગાંધીજી ગમે તે કાર્ય હાથ પર લે છે તેમાં જીવનં રેડી દેવાની, તેમાં ઓતપ્રોત થઈ જવાની એનામાં ટેવ છે અને એને લઇનેજ તેઓ બધામાં સફળતા મેળવી શકે છે. બહેનોએ આ ખાસ ગ્રહણ કરવું જોઇએ. આથી પોતાનો સમય કુથલીમાં ન ગુમાવતા તેનો સદુપયોગ કરી પોતાના આત્માની તેઓ ઉન્નતિ કરી શકશે અને દેશસેવામાં પણ પોતાનો ફાળો આપી શકશે.

## શિક્ષક કે શિષ્ય !

ગાંધીજી શિક્ષક થવા કરતાં શિષ્ય થવામાં માને છે પોતે સંપૂર્ણ હોવાનો દાવો કરતાંજ નથી. દરેક વ્યક્તિ પાસે કંઇ ને કંઇ શીખવાનું મળે છે એમ તેઓ માને છે. બહેનોએ આ ખાસ ગ્રહણ કરવું જોઇએ પોતે સંપૂર્ણ હોવાનો દાવો કરી બીજાને તિરસ્કારી ન કાઢતાં દરેક પાસે શીખવાનીજ દાનત રાખવી:

## સ્વાશ્રયી

સ્વાશ્રયી થવુ એ દરેકનો ધર્મ છે. બીજા પાસે કોઇ પણ કાર્યની આશા રાખતા પહેલાં પોતેજ તે કાર્ય કરી બતાવવુ એ ગાંધીજીના જીવનમાંથી ખાસ મળી આવે છે. ગાંધીજી પહેલી કોંગ્રેસમાં ગયા ત્યારે પાયખાનાં સ્વચ્છ હતા તે હાથે સાફ કર્યા હતા અને પોતાના પુત્રો પાસે કરાવ્યા હતા આશ્રમમાં પણ તેઓ પોતેજ પોતાનું કામ કરતા અને આશ્રમવાસીઓને તેના પાઠો શીખવતા બહેનોએ આ ખાસ ગ્રહણ કરવુ જોઇએ પોતે અમુક સ્થિતિના થયા એટલે પોતાનાથી નીચું કામ ન થઇ શકે એ માન્યતા ન હોવી જોઇએ. પોતાના બાળકોને સ્વાશ્રયી બનાવવા માટે માતાઓએ પ્રથમ કાર્ય કરવું જોઇએ

## અંધશ્રદ્ધાનો ત્યાગ

ગાંધીજીનો ધર્મ એટલે સત્યપાલન, દેશ-

સેવા, સેવાધર્મ અને પ્રમાણિકતા અત્યારે આપણી ઘણી બ્હેનો અંધશ્રદ્ધાને લીધે ધર્મને બ્હાને પોતાના પૈસાનો અને સમયનો ખોટો વ્યય કરે છે આમ ન કરતાં ગાંધીજીના પથે ચાલી દેશ સેવામાં જ પોતાનો પૈસો અને સમય અર્પણ કરશો તો ખરો ધર્મ કર્યો ગણાશે. બ્હેનો આનું જરૂર પાલન કરે.

## ન્યાયવૃત્તિ

કોઇની પાસે ન્યાય મેળવવાની આશા રાખતા પ્હેલાં આપણે બીજાને કોઇ પણ જાતનો ભેદ રાખ્યા વિના ન્યાય આપવો જોઇએ ન્યાય મેળવવા માટે પ્રથમ બીજાઓને આપણે ન્યાય આપતા થવું જોઇએ એમ ગાંધીજી માને છે. આપણે હમેશા બીજાઓ પાસેથી ન્યાયની આશા રાખીએ છીએ પણ બીજાઓને આપણે અન્યાય કરતાં અચકાતાં નથી. માટે ન્યાય મેળવવા માટે આપણે બીજાઓને ન્યાય આપતાં શીખવું જોઇએ. આના સુંદર પાઠો આપણને ગાંધીજીના જીવનમાંથી મળી આવે છે. ન્યાય આપ્યા વિના ન્યાયની આશા નજ રાખી શકાય.

બ્હેનો ! ગાંધીજીના જીવનનો તમે જેમ જેમ વધુને વધુ અભ્યાસ કરશો તેમ તેમ તેમાંથી વધુને વધુ ગ્રહણ કરવા યોગ્ય શોધી શકશો મ્હારા અલ્પ અભ્યાસથી અને મ્હારી અલ્પ મતિ પ્રમાણે સ્ત્રીઓ પોતાના સાધારણ જીવન માટે ગાંધીજીના જીવનમાંથી શું ગ્રહણ કરી શકે એ તમારી આગળ મુકું છું આટલુંજ જીવનમાં ઉતારવાથી આપણે મહાત્મા તો ન થઇ શકીએ પણ ખરું જીવન તો પ્રાપ્ત કરી શકીએ. આપણું જીવન શાંત, સરળ, પ્રમાણિક અને પવિત્ર બનાવી, કજીઆઓને દૂર કરી આપણે કંઇક જુદોજ આનંદ અનુભવી શકીશું અને કંઇક દેશસેવા કરી શકીશું. આશા છે કે બહેનો આમાંનું કંઇ પણ ગ્રહણ કરવા પ્રયત્ન કરશે અસ્તુ



પ્રત્યેક બ્હેનને મારી પ્રાર્થના છે કે તે રોજ સવારે ઉઠીને આટલો નિયમ કરે. " હે ઇશ્વર ! તું મને પવિત્ર રાખજે; મારી પવિત્રતાનું રક્ષણ કરવા જેટલું બળ આપજે અને હું પ્રાણ ત્યાગ કરીને પણ મારી પવિત્રતા જાળવી શકું એટલી શક્તિ આપજે. તારા જેવો રખેવાળ છતાં મને ભય કોનો છે ? " સદ્ભાવે કરેલી આવી પ્રાર્થના પ્રત્યેક સ્ત્રીનું રક્ષણ કરશેજ

卐

મને સંપૂર્ણ આશા છે કે હિંદુસ્તાનમાં સ્ત્રી પુરૂષો બન્ને પોતાની મર્યાદા સમજી જશે અને બન્નેએ પવિત્રતાનો સ્વાદ ચાખ્યો છે

સ્ત્રીને પરાક્રમમાંથી નવરીજ ન થવા દે, અથવા સ્ત્રી પોતાના શણગારમાંથી કે વાતોના રસમાંથી નવરીજ ન થાય તો તે દેશસેવા શું કરે ?

મ. ગાંધીજી



# વિશ્વવંદ્ય મહાત્માજી

લેખિકા: શ્રી ભાનુમતી ચોકસી

ઘણીવાર એમ બને છે કે વસ્તુ અથવા વ્યક્તિ નજીક હોય ત્યારે તેના સ્વરૂપને બરાબર પિછાની શકાતું નથી, અને દૃષ્ટિને દૂરના દૂરબિન્દમાં થતાં દર્શન તરફ તે વધારે આકર્ષાય છે. આપણે નગી આંખે કુદરતનું જે પ્રત્યક્ષ સ્વરૂપ જોઈએ છીએ તે કરતાં કેટલીક વાર એજ કુદરતનું ચિત્ર આપણને વધારે ચિત્તાકર્ષક લાગ્યું હોય, એમ શું નથી બન્યું ?

ભગવાન બુદ્ધ જે યુગમાં થઈ ગયા, અને પૂર્વાવતારના એ સિદ્ધાર્થ-કુમારે જગતના સુખની ખાતર રાજપાટ અને પુત્રપત્નીનો ત્યાગ કરીને ધર્મ દીક્ષા લીધી, તથા જગતને દયા, ક્ષમા અને શાન્તિનો અપૂર્વ બોધ, ઉગ્રતપશ્ચર્યાને અંતે આપ્યો, તે કાળમાં આપણો જન્મ થયો હોત અને ભગવાન બુદ્ધની સમીપમાં રહેવાનું બન્યું હોત તો કેવું સારૂં-એમ આપણને વિચાર થાય એ કુદરતી છે. પરંતુ તે કાળના કેટલા માનવીઓને આવી કલ્પના થઈ હશે ?

એજ પ્રમાણે આજથી એકાદ સદી પછીની પ્રજા કદાચ એવી કલ્પના કરતી હશે કે વીસમીસદીના ગાંધીયુગમાં આપણે જન્મ્યાં હત, તો કેવું સારૂં ! જ્યારે આજના ગાંધીયુગમાંજ કેટલાંક એવાં માનવજીવડા પડયાં હશે, જેઓ ગાંધીજીને કેવળ નિંદવામાંજ અનેરી મોજ માણતાં હશે ! એનું કારણ ઉપર કહ્યું તેમ નજીકની વ્યક્તિના સાચા સ્વરૂપને પુરી રીતે નહિ પિછાનેલું, તેજ હોવું જોઈએ.

જે ગાંધીજીના પૂજકો ને ભક્તો માત્ર ભારતવર્ષમાંજ નહિ, પણ દરિયાપારના-દૂર દૂરના દેશોમાં પણ મોટી સંખ્યામાં આપણે જોઈએ છીએ, તે ગાંધીજીના પગલાં જે ભૂમિમાં પડયાં હોય તે ભૂમિને અને તે ભૂમિની પ્રજાને મહાન ગૌરવનો વિષય ગણાય એ તદ્દન સ્વાભાવિક છે. અને આ રહસ્ય હજુએ જે સનાતનીઓ કે કાકચક્ષુન્યાયે ગાંધીજીને ઓળખનારાઓ ન સમજ્યા હોય તો તેમણે વેળાસર સમજી લેવાનો સમય નજીક આવી પહોંચ્યો છે.

ભગવાન બુદ્ધને કોઈ અમૃત ચોઘડીએ જણાયું કે જગત્ અજ્ઞાન-અન્ધકારમાં અટવાય છે, અને તેના ઉદ્ધાર માટેનાં ધર્મતત્ત્વો તેની સમક્ષ રજુ કરવાની જરૂર છે, અને તરતજ તેમણે સર્વસ્વને ભોગે ઉગ્ર તપ આદર્યાં, અને પોતે જે બોધિસત્વ પામ્યા તે જગતને ચરણે તેમણે સમર્પણ કર્યું.

એજ પ્રમાણે મહાત્માજીને કોઈ ધન્ય પળે એમ લાગ્યું કે દેશ અને પરદેશ વસતા દેશવાસીઓ અનેક બંધનોથી જકડાઈ જઈને ગુલામી દશા ભોગવી રહ્યા છે, માટે તેમની મુક્તિ કર્યેજ છૂટકો-અને તરતજ તેમણે



# વિશ્વવંદ્ય મહાત્માજી

લેખિકાઃ શ્રી ભાનુમતી ચોકસી

ઘણીવાર એમ બને છે કે વસ્તુ અથવા વ્યક્તિ નજીક હોય ત્યારે તેના સ્વરૂપને બરાબર પિછાની શકાતુ નથી, અને દષ્ટિને દૂરના દુર્બિનમાં થતાં દર્શન તરફ તે વધારે આકર્ષાય છે. આપણે સગી આંખે કુદરતનું જે પ્રત્યક્ષ સ્વરૂપ જોઇએ છીએ તે કરતાં કેટલીક વાર એજ કુદરતનું ચિત્ર આપણને વધારે ચિત્તાકર્ષક લાગ્યું હોય, એમ શું નથી બન્યું ?

ભગવાન બુદ્ધ જે યુગમાં થઈ ગયા, અને પૂર્વાવતારના એ સિદ્ધાર્થ—કુમારે જગતના સુખની ખાતર રાજપાટ અને પુત્રપત્નીનો ત્યાગ કરીને ધર્મ દીક્ષા લીધી, તથા જગતને દયા, ક્ષમા અને શાન્તિનો અપૂર્વ બોધ, ઉગ્રતપશ્ચર્યાને અંતે આપ્યો, તે કાળમાં આપણો જન્મ થયો હોત અને ભગવાન બુદ્ધની સમીપમાં રહેવાનું બન્યું હોત તો કેવું સારૂ—એમ આપણને વિચાર થાય એ કુદરતી છે. પરંતુ તે કાળના કેટલા માનવીઓને આવી કલ્પના થઇ હશે ?

એજ પ્રમાણે આજથી એકાદ સદી પછીની પ્રજા કદાચ એવી કલ્પના કરતી હશે કે વીસમીસદીના ગાંધીયુગમાં આપણે જન્મ્યાં હત, તો કેવુ સારૂ ? જ્યારે આજના ગાંધીયુગમાંજ કેટલાંક એવાં માનવજીવડાં પડયાં હશે, જેઓ ગાંધીજીને કેવળ નિંદવામાંજ અનેરી મોજ માણતાં હશે ! એનું કારણ ઉપર કહ્યું તેમ નજીકની વ્યક્તિના સાચા સ્વરૂપને પુરી રીતે નહિ પિછાનેલું, તેજ હોવું જોઇએ.

જે ગાંધીજીના પૂજકો ને ભક્તો માત્ર ભારતવર્ષમાંજ નહિ, પણ દરિયાપારના—દૂર દૂરના દેશોમાં પણ મોટી સંખ્યામાં આપણે જોઇએ છીએ, તે ગાંધીજીનાં પગલાં જે ભૂમિમાં પડયાં હોય તે ભૂમિને અને તે ભૂમિની પ્રજાને મહાન ગૌરવનો વિષય ગણાય એ તદ્દન સ્વાભાવિક છે અને આ રહસ્ય હજુએ જે સનાતનીઓ કે કાકચક્ષુન્યાયે ગાંધીજીને ઓળખનારાઓ ન સમજ્યા હોય તો તેમણે વેળાસર સમજી લેવાનો સમય નજીક આવી પહોંચ્યો છે.

ભગવાન બુદ્ધને કોઇ અમૃત ચોઘડીએ જણાયું કે જગત્ અજ્ઞાન—અન્ધકારમાં અટવાય છે, અને તેના ઉદ્ધાર માટેનાં ધર્મતત્વો તેની સમક્ષ રજુ કરવાની જરૂર છે, અને તરતજ તેમણે સર્વસ્વને ભોગે ઉગ્ર તપ આદર્યાં, અને પોતે જે બોધિસત્વ પામ્યા તે જગતને ચરણે તેમણે સમર્પણ કર્યો

એજ પ્રમાણે મહાત્માજીને કોઇ ધન્ય પળે એમ લાગ્યુ કે દેશ અને પરદેશ વસતા દેશવાસીઓ અનેક બંધનોથી જકડાઇ જઇને ગુલામી દશા ભોગવી રહ્યા છે, માટે તેમની મુક્તિ કર્યેજ છૂટકો—અને તરતજ તેમણે

બેરિસ્ટરીને ફગાવી દીધી, અને સ્વતંત્રતાના ભોગે ભારત માટે ભેખ લીધો.

આ લેખ રેખા ચિત્રપટનો છે, અમુલ્ય જીવનને ટૂંક લેખમાં લખી દેવા જેવો છે, તે તો હવે છેક નાનાં બાળકો પણ સમજતાં થઈ ગયાં છે, એટલે તેના વિસ્તારની ખાસ જરૂર નથી.

અહિં તો એટલીજ વાતનો ઉલ્લેખ કરીએ કે મહાત્માજીનું જીવન, જીવનના લગભગ બધાજ પ્રશ્નો સાથે ઓતપ્રોત થએલું છે—અને હવે રાજદ્વારી નથી રહ્યું. તે તેમના મહાન જીવનની પ્રધાન વિશિષ્ટતા છે દાખલા તરીકે ગાંધીજી રાજ્યતંત્રમાં જેટલો રસ લે છે તેટલોજ રસ બાળકો સાથે ખેલવામાં ધરાવે છે—મતલબ કે પોતે શુષ્ક નહિ પરંતુ રસિક હૃદયના છે. તેઓ યોગીનું જીવન જીવી જાણે છે, એની સાથે સંગીતપ્રિય પણ છે, એ આપણે ભૂલવાનું નથી. તેઓ દેશનેતા છે, તેમજ સાહિત્યના પીઢ લેખક પણ છે. તેઓ ગણિત જાણે છે તેમજ વૈદું પણ જાણે છે। (જુઓ તેમનું પુસ્તક "આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન...") તેમણે રાજ્યક્રાન્તિ પ્રગમાવી અને રાષ્ટ્રને જાગ્રત કર્યો, તે સાથે સમાજને પણ નથીજ ભૂલ્યા નારી અને જનોનું હિતાહિત શામાં સમાએલું છે તે પણ તેમણે સારી રીતે વિચાર્યું છે, અને પોતાના વિચારનું નવનીત પ્રસંગોપાત પ્રગટ કર્યું છે. તેમણે દેશની ગુલામી સાથે આપણા સ્ત્રીસમાજની ગુલામીને ફેડવા માટે પણ ઘણું કર્યું છેજ. મહાત્માજીએ અંત્યજોના ઉદ્ધારક તરીકેજ નહિ પણ દેશની દલિત—અને વેશ્યાઓ જેવી પતિત જાતિના ઉદ્ધાર માટે પણ પ્રયત્નો કીધા છે તેઓ વિધવાઓને "ત્યાગમૂર્તિ"નું બિરૂદ આપે છે, અને અક્ષતયોનિ બાળવિધવાઓને—તેમની ઇચ્છા હોય તો—વિશુદ્ધ લગ્ને જોડાવા સૂચવે છે, તેઓ જેટલા જગપ્રેમી છે તેટલાજ કર્મવીર છે, સત્યવાદી છે તેટલાજ પ્રેમાળ છે. અહિંસાના ઉપાસક છે તેટલાજ "હિમાલય જેવડી મહાન ભૂલને" કબુલ કરનારા વીર છે આવા અદ્ભૂત પુરુષનો, અને આજના મહાત્માજીનો જન્મ અને જીવન ધન્ય છે: તેવા એ પૂજ્ય મહાત્માજીને આજ અને સદૈવ વંદન હો.

———o———

ભાવના જણાય છે. ખાદી પહેરવી તેમાં લોક કલ્યાણ રહેલુ છે અને ઇન્દ્રિયનો નિગ્રહ પણ સમાએલો છે.

યંત્રોના બ્હોળા પ્રચારથી જગતમાંથી કળા અને કળાપ્રેમ નષ્ટપ્રાય થતા આવ્યાં છે. દરેક કારીગર અત્યારે તો કારીગર મટી મજુર બન્યો છે. યંત્રોના ગુલામો મટી આપણી હસ્તકળા ખીલવવા માટે ખાદી એ આપણી પાસે ઉત્તમ સાધન છે આપણે ત્યાં તો ઢાગની મલમલનુ જ્વલંત દ્રષ્ટાંત છે. ખાદીમાં પણ કળા રહેલી છે. યંત્રની મદદથીજ બનેલું હોય એવું કાપડ આપણા કેટલાક કારીગરો હાથવણાટથી બનાવી શકે છે. તેમની કલ્પનાશક્તિ ખીલે છે, તેમજ કળાભૂમિ વિસ્તૃત બને છે. જીવનમાં કળા પ્રાધાન્યપદ ભોગવે છે. અંગ્રેજીમા કહેવત છે કે "કળા જીંદગી ઉપર સત્તા ચલાવે છે." હજી જો કે તેવી ખાદી બનાવતાં વધારે મોંઘી બને છે, છતાંય દેશના કળાપ્રેમી ધનાઢયોએ તેવા કારીગરોને ઉત્તેજન આપવાની આવશ્યકતા છે. તોજ તેમની કળા વૃદ્ધિ પામશે અને એવા અનેક કારીગરો હિંદને આગણે જન્મશે આવી કળાને માટે અર્પેલા પૈસા દેશના ભૂખે મરતાં કારીગરોને મળે છે પરદેશના સુદર કાપડને ખરીદી થોડા પૈસા પણ પરદેશમાં મોકલવા તેનાં કરતાં ખરબચડી ખાદીના વધારે પૈસા આપી દેશમાજ દ્રવ્ય રહેવા દેવુ એ અનેક રીતે ઉત્તમ છે

દરેક દેશમા પોતાનુ દ્રવ્ય પોતાના જ દેશમાં ટકાવવા પ્રયાસો થઇ રહેલા હોય છે. કારણ પોતાની મહેનતનુ ફળ બીજા ચાખે તેવી ભાવના કોઇનામાં હોઇ શકે નહિ "ઘરનાં છોકરાં ઘટી ચાટે અને પાડોશીને આટો" એ દશા હિંદને કે કોઇને પણ નજ પરવડે ઇંગ્લાંડમા ઢાકાની મલમલ ઘણા જ પ્રમાણમાં વપરાતી હતી. ઇંગ્લાંડના બુદ્ધિશાળી લોકે જોયું કે આથી પોતાના દેશનો કાપડનો હુન્નર વધતો અટકે છે, તેથી તેમણે હિંદનું કાપડ વાપરવાનો પ્રતિષેધ કર્યો આટલુંજ નહિ પણ પોતાના દેશમાં કોઇ પણ પરદેશી કાપડ પગ પેસારો ન કરવા પામે તેની સરકાર ખાસ સાવચેતી રાખતી. કારણ તેઓ જોઇ શકતા કે પરદેશી કાપડને માર્ગે સ્વદેશનું ધન પરદેશમાં ચાલ્યુ જાય છે આ માટે ઇંગ્લાંડે, જાપાને, અમેરિકાએ, અને બીજા બધાજ સ્વતંત્ર દેશોએ પરદેશી કાપડ ઉપર બહુજ વધારે જકાત નાખી છે. આને રક્ષણીય કર કહે છે. આથી પરદેશનો માલ વાપરવો મોંઘો પડે છે, અને તેથી લોકો દેશમાંજ બનતુ કાપડ વાપરતા થાય છે. હિંદમાં આજે મીલ ઉદ્યોગ ખીલવવાનું એકજ સાધન છે. હિંદને ફ્રી ટ્રેડ પોલીસીની જરૂર નથી. કારણ હજુ કાપડનો ઉદ્યોગ એટલો બધો ખીલ્યો નથી કે જેથી પરદેશી કાપડ સાથે સ્પર્ધામાં ટકી શકાય. આપણે જોઇએ છીએ કે જાપાન ટક્કર ઝીલી, હિંદ લાવવાના આટલાં બધાં ખર્ચા વેઠી, હિંદમાં માલ ઘણે સસ્તે ભાવે આપે છે તેજ તેમના ઉદ્યોગની પ્રગતિ સૂચવે છે હિંદમાં પણ જ્યારે, પરદેશી કાપડ મોંઘુ પડવાના કારણે સ્વદેશી કાપડ વાપરવામાં આવે ત્યારેજ મીલ ઉદ્યોગ જરૂર ખીલે અને નજીકના ભવિષ્યમાં કાપડ ઘણુંજ સસ્તુ પરવડે. ત્યાર પછીજ ફ્રી ટ્રેડ પોલીસી હોય તો મોટો વાંધો ન આવે હિંદને ઘેર લો રૂ પાકે છે, મજુરો પણ ઘણી થોડી રોજીમા મળી શકે છે. એટલે પુરતાં સાધનોને લઇને મીલઉદ્યોગ ખીલવાની મોટી આશાઓ બાંધી શકાય. છતાંય મીલમાલેકો પોતાના ખીસ્સા ભરવામાં દેશના હુન્નરો ઉપર કાપ મૂકે છે, અને માત્ર મજુરોનાંજ

થોડી ચૂસી મોજ માણે છે. નથી તેનાથી દેશને ફાયદો કે નથી તેનાથી ગરીબ વર્ગને ફાયદો મીલ ઉદ્યોગ જો પૂરતા પ્રમાણમાં ખીલે તો જે બેકારી દેશમાં ચાલે છે તે ઘણે ભાગે દૂર થાય.

ખાદી આખા દેશને પૂરી પાડી શકાય તેટલી ઉત્પન્ન થતી નથી, એટલે મીલોની જરૂર તો ખરીજ. મીલોમાં બધુજ સ્વદેશી વાપરવામા આવે તોજ દેશને ફાયદો છે. નહિ તો સુતર પરદેશથી મગાવી પરદેશ નાણાં મોકલવામાં તો પાછી ગુલામી ઉભીજ રહી. ઇગ્લાંડ ગમે તે રીતે પોતાનો માલ હિંદમાં ઘુસાડવા પ્રયાસ કરે છે. બીજા પરદેશી કાપડ ઉપર ૨૦ ટકા જકાત નાખી અને બ્રિટિશ કાપડ ઉપર ૧૫ ટકા જકાત રાખવાનું મુખ્ય કારણ તો બીજા દેશોની સ્પર્ધાને તોડી નાખવાનુંજ હતુ, પણ આપણેજ આપણું હિત સ્વદેશીમાં સમજી પરદેશી કાપડનો બહિષ્કાર કરીએ તો પછી સરકાર ભલે ગમે તેટલી ચાલાકી વાપરે તોય તે ફાવી શકશે નહિ. આપણી એક પણ પાઇ, પરદેશ મોકલવા માટે વધારે નથી આપણે તો આપણા ચીંથરેહાલ ભાઇઓ તથા બ્હેનોને કપડાં અને અન્ન પૂરૂ પાડવાનાજ રસ્તા શોધવાના છે. ખેડુતો પણ બિચારા પોતાનુ પકવેલુ અનાજ પરદેશ ચઢાવી કમાય છે. સરકારે ૧–૬ ની હુંડી જ્યારે કરી ત્યારે પોતાને કેટલુ મોટું નુકશાન થાય છે. તેનો તે બિચારા અભણ અને ભોળા લોકોને ખ્યાલ નહોતો અને હજુએ ક્યાંથી હોય ? હિંદ સિવાય એવો કોઇપણ દેશ નથી કે જે વિલાયતી કાપડ વાપરતો હોય. મેન્ચેસ્ટરની મીલો હિંદ માટેજ કાપડ તૈયાર કરે છે, અને સીધુ હિંદમાંજ રવાના કરે છે હિંદને પૈસે તાગડધીન્ના કરતુ ઇગ્લાંડ આજે તોબા પોકારે છે. તે વિલાયત જતા પૈસા નથી પણ હિંદની પ્રજાનું રૂધીર અને માંસજ છે. આપણા કેટલાક સ્વાર્થી વેપારીઓ પરદેશી કાપડને સ્વદેશી તરીકે દેશમાં ઘુસાડે છે, અને નીચતા આચરી સ્વદેશની સમૃદ્ધિને લૂંટાવવામાં મદદગાર થાય છે. મુગલો અને મુસલમાન રાજાઓનો ત્રાસ આપણાથી સહન થઇ શકતો. કારણ એકજ કે તેઓ પોતાનો દેશ તજી હિંદને ઘર કરી રહેવા આવ્યા હતા. તેમના મોજશોખ, એ તો-કારીગરો અને ગરીબોનો રોટલો હતો. દેશનું દ્રવ્ય તેઓ હિંદમાંજ વાપરતા, પણ અંગ્રેજોએ તેમ કર્યું નથી વ્યાપારી અંગ્રેજો તો હિંદમાં વ્યાપાર કરવાને આવ્યા હતા, અને હજી પણ વ્યાપારિ નજરથીજ રાજ્ય કરે છે. સત્તાથી તેમને, પોતાના દેશમાં પૈસા ઘસડી જવાનું ઉત્તમ સાધન મળ્યુ છે.

જ્યાં સુધી સ્વતંત્રતા મળે નહિ ત્યાંસુધી આપણા હુન્નરો ખીલવવાની આપણને આશા ઓછીજ છે. સ્વતંત્રતા એટલે આપણે આર્થિક સ્વતંત્રતાની પહેલી જરૂર છે. આપણી ઉન્નતિના સાધનો આપણાજ હાથમાં જોઇએ. જ્યારે આપણે સરકાર પાસેથી એ હક્કો મેળવીશુ ત્યારેજ આપણા ઉદ્યોગો ખીલવવાનો આપણને સંપૂર્ણ હક્ક રહેશે.

" સ્વદેશી " કાપડ તૈયાર કરવામાં પણ આપણું સંપૂર્ણ સ્વાશ્રયીપણું તો નહિજ રહે કારણ યંત્રોની મદદ સિવાય નહિજ ચાલે. યંત્રો આપણે આંગણે પેદા થતાં નથી. દૂર દેશથી આપણે એને મ્હોં માગી કિંમતે લાવીએ છીએ આ યંત્રો જ્યાંસુધી આપણે નહિજ બનાવીએ અને એ યંત્રોની શોધો આપણે ત્યાં નહિજ થાય ત્યાં સુધી સ્વદેશીથી દેશને જોઇએ તેટલો ફાયદો નહિજ થાય. આપણો એકજ સિદ્ધાંત હોવો જોઇએ કે યંત્રોની ગુલામી સિવાય

જે કંઇ બની શકે તે કરવું. આમ જોતાં "ખાદી" અગ્રગણ્ય સ્થાન ભોગવશે તેનાથી ચણાએલા ઉન્નતિના પાયા પોલાદી પાયા બની રહેશે. અત્યારની પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણે જોઇશું કે લાંબો સમય ટકી રહેશે નહિ. તેની સડેલી ઇમારતો થોડાજ સમયમાં તૂટી પડશે એમ મહાન તત્વવેત્તાઓ ખુલ્લે મ્હોડે કહે છે ને તેનું મૂળ વિનાશકારી યંત્રો છે.

એમ કોઇને પ્રશ્ન ઉઠે કે જગત સાથે સબંધ ધરાવીએ ત્યારે તેની સાથે સંસ્કૃતિમાં સામ્યતા ધરાવવા આપણે ત્યાં પણ જગત ઉપરનાં સાધનો જોઇએ. તે સિવાય આપણે પાછળ પડીએ અને જગતની આંખે અલ્પ શક્તિવાળા ઠરીએ. આ પ્રશ્નનો પ્રત્યુતર આપી શકીએ હિંદ એટલો વિશાળ પ્રદેશ છે કે જેને આપણે ખંડ કહી શકીએ. હિંદનું કુદરતી બંધારણ એવા પ્રકારનું છે કે જેથી તેને જગત્ સાથે જાણે સંબંધજ ન હોય એટલે હિંદ ધારે તો જગતથી અલિપ્ત રહી પોતાની સંસ્કૃતિની નિરાળી પુનરૂદ્ધારણા કરી શકે. આપણે પાશ્ચાત્ય પ્રજાનુજ અનુકરણ કરવું તેવું કંઇજ નથી. તેનામાં જે દોષો ભર્યા છે તેથી આપણે મુક્ત છીએ. સદ્દભાગ્યે આપણી સંસ્કૃતિના રણો હજુય તાજાં છે. હિંદુસ્તાન ધારે તો બધી જ રીતે સ્વાશ્રયી થઇ શકે એને જગતની મદદ સિવાય ચાલી શકશે ને એકમે હાથે પ્રગતિ કરી શકશે. તદ્દન પાંગળું અને નમાલું રશિયા આજે દશ વર્ષમાં એક મહાન પ્રજા બની ગયું છે સેંકડો વર્ષમાં જે પ્રગતિ ન થઇ શકે તે પ્રગતિ રશિયાએ ૧૦ વર્ષમાં કરી છે. આપણા હિંદને કુદરતી અનુકૂળતા રશિયા કરતાં સેંકડો ગણી વધારે છે.

હિંદમાં સ્વદેશાભિમાન કોણ જાણે કેટલાંય વર્ષથી ગુંગળાઇ ગયું હતું. ધર્મને માટે પ્રાણ આપનારા લોકો દેશને માટે લાગણી ન ધરાવે તે ખેદજનકજ કહેવાય. ધર્માભિમાન કરતાં સ્વદેશાભિમાનને પહેલું સ્થાન આપવું જોઇએ. ધર્મનો આધાર સ્વદેશ ઉપરજ છે. બીજા દેશોમાં સ્વદેશાભિમાન એટલે સુધીનું છે કે પૃથ્વીના પટ પરના ગમે તે ભાગમાં તેઓ જાય છતાં પોતાના દેશનો પહેરવેશ, રીતભાત, ખોરાક અને રહેણીકરણી જાળવી રાખે છે. આપણું હિંદ પારકાનું અનુકરણ કરવામાં જ ગૌરવ માનતું થયું ત્યારે જ અવદશા બેઠી. સ્વદેશી પોષાક તેને ઠીક ન લાગ્યો. સ્વદેશી રીતભાતોમાં પણ પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરવા માંડ્યું. જ્યાસુધી પોતાનો જ દેશ ઉત્તમ છે તેવી ભાવના જાગૃત નહિ થાય ત્યાં સુધી ખરું સ્વદેશાભિમાન નહિ જ કહેવાય. સ્વદેશી કાપડ પહેરવાથી યા ખાદી પરિધાન કરવાથી આ ભાવનાને નવીન રસથી દરેક ક્ષણે સિંચન થતું રહેશે, અને તે ભાવના ભૂસાતી અટકશે. ક્ષણિક ઉભરા દેશને કે પોતાની જાતને સ્હેજ પણ ઉપયોગી થવાના નથી. બાહ્ય દેખાવનાં દંભ લાંબો સમય ટકવાના નથી. ગએ વર્ષે આપણને તકલી કાતવાની લ્હેર પડતી હતી કેટલાકને તો તકલીની ઘેલછાજ લાગી રહી હતી કે રસ્તે ચાલતાં ચાલતાં પણ તકલી ફેરવે. જાણે તકલી ફેરવીનેજ પોતાનું સ્વદેશાભિમાન બતાવી ન દેતા હોય ? તેવો ડોળ દરેકે દરેક માણસે કર્યો હતો. ધનાઢ્ય લોકો યંત્ર જેવો રેંટિયો બનાવરાવીને કાતવાનો શોખ પૂરો કરતા અને કહેતા કે અમને અમારા દેશ માટે લાગણી છે. ખાદી પણ બધાજ શરમના માર્યા પહેરતા હતા; પણ આ ઉભરા કેટલો વખત ટકે ? અંતરની પ્રેરણા સિવાય આવાં સ્વદેશાભિમાન કેટલો સમય ચાલે ? વર્ષ પૂરું ન થયું

ત્યાં તો ઉભરો શમવા માંડ્યો. એ તકલીઓ અદૃશ્ય થઈ ગઈ. એ રેંટિયા ધૂળ ખાવા માંડ્યા અને "તકલી શીખ શીખાકે લેંગે સ્વરાજ્ય લેંગે" નાં ખાલી બણગાં ફૂંકાતાં બંધ થઈ ગયાં. આવી તકલીઓ જો ન ફેરવી હોત તો ચાલત. ખાદી જ પહેરીને સંતોષ માન્યો હોત તો પણ બસ હતું. પણ ધીમે ધીમે આટલા ટૂંક સમયમાં ખાદીનો જુસ્સો પણ મંદ પડ્યો જણાય છે, આ પૂરવાર કરી આપે છે કે આપણામાં સ્વદેશાભિમાનનાં બીજ ઉંડાં રોપાયાં નથી. આટલીય કંઈક જાગૃતિ આવી હોય તો તે મજુરોને પરાણે ઘોંચીને ઉઠાડ્યા બરોબર છે.

આપણા દેશમાં ચારિત્ર્ય રહેલું છે આપણો દેશ નીતિને રસ્તે દોરાએલો છે આપણું સ્વદેશાભિમાન ચારિત્ર્ય અને નીતિની દોરીઓથી ગુંથાએલું છે અને રહેશે. આપણા સાદા પોષાકમાં ચારિત્ર્યની ઉજ્જ્વળતા છૂપાએલી છે. શ્વેત ખાદીમાં શ્વેત ચારિત્ર્ય ઢંકાએલું છે. ખાદીધારી ચારિત્ર્યશીલ હોવો જોઈએ, નમ્ર અને પરોપકારી હોવો જોઈએ, નિરભિમાની અને નિઃસ્પૃહી હોવો જોઈએ, ત્યારે આમ આપણા કપડામાં પણ આપણા જગવંદનીય, દયામૂર્તિ, સત્યમૂર્તિ મહાત્માજીએ ચારિત્ર્યની રૂપરેખા આંકી છે ખાદીમાં કેટલી પવિત્રતા રહેલી છે, તેના તેઓ પોતે અને તેમના અનુયાયીઓ દૃષ્ટાંત રૂપ છે.

પ્રાર્થીએ છીએ કે આપણા અજ્ઞાનના પડળ દૂર થઈ આપણે ખુલ્લા પ્રકાશમાં આપણું શ્રેય ખાદીમાંજ જોઈ શકીએ.

" ઉંડા અંધારેથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા "



સ્ત્રીઓની ઉદારતા સેંકડો વર્ષો અને ધર્મોને પણ પોષી રહેલી છે તેજ સ્ત્રીઓ જ્યારે ધર્મ કર્મને સમજી જાય તો પછી બાકી શું રહે ! પછી રાષ્ટ્રનો ભાવનો બાકી નજ રહે. પરદેશી માટે બહેનો શું કરશે ! જ્યારે હિંદુસ્થાનમાં કરોડોને ખાવાનું પૂરું નથી મળતું, ત્યારે હિંદુસ્થાનમાં અત્યાચાર ચાલી રહ્યો છે ત્યારે બહેનો પરદેશી કેમ પહેરો છો !

મ ગાંધીજી



# અમરેલીને આંગણે



નિરીક્ષક " એક પ્રેક્ષક "

ગયા ઑગસ્ટ માસની તા. ૨૭ થી ૨૯ સુધીમાં કાઠિયાવાડમાં અમરેલીને આંગણે કેટલીએક શુભપ્રવૃત્તિઓ થઇ ગઇ.

આજના બાળયુગની શોભારૂપ એક બાલપુસ્તકાલય ખુલ્લું મુકાયું ને તે બાલકેળવણીના અને બાલસાહિત્યના નિષ્ણાત શ્રી ગિજુભાઇ બધેકાને શુભ હસ્તે.

પ્રભુપ્રાર્થના, રાસ વગેરે પછી મંત્રી શ્રી પ્રતાપરાય ગિ. મ્હેતાએ એક નિવેદન વાંચ્યું. અમરેલીની અને સમસ્ત ગુજરાતની બાલપ્રજા માટે શ્રી પ્રતાપરાયને ખૂબ લાગણી છે. તે તેમના નિવેદનમાં શબ્દે શબ્દે જણાતી હતી.

તે પછી શ્રી મોતીભાઇ ન. અમીને પ્રસંગોચિત વિવેચન કર્યું હતું.

બાલ સત્કાર મંડળના પ્રમુખ બાળકે સૌને સત્કારતાં જણાવ્યું હતું કે:

" હું કહું છું કે આ યુગ બાળયુગ છે. આપણે જોઇ રહ્યા છીએ કે આપણા મુરબ્બીઓ બાળકો માટે—આપણે માટે કેટલું કાર્ય કરી રહેલા છે ? બાળકોનો ઉછેર, બાળકોની કેળવણી, બાળકોમાં જ્ઞાનનો પ્રચાર થાય એ બધા માટે ગુજરાતભરમાં વિવિધ પ્રયત્નો થતા આપણે જોઇએ છીએ—જાણીએ છીએ—એટલે આ યુગને બાળકયુગ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી થતી એમ હું માનું છું. અને એ યુગને ગુજરાતમાં ઉતારવાનું માન જેમને ઘટે છે તેઓમાં શ્રી ગિજુભાઇ અગ્રણી છે એમ તેમનાં કાર્યો ઉપરથી જણાય છે. "

સત્કાર વચન બાદ એક બાલ પ્રદર્શન ખુલ્લું મુકવાની દરખાસ્ત રજુ થઇ અને તે પછી શ્રી ગિજુભાઇએ પ્રસંગોચિત એક નાનું છતાં ઉપયોગી વ્યાખ્યાન કર્યું.

એ આખુય વ્યાખ્યાન મનનીય હોઇ દરેક બાલ-શિક્ષણપ્રેમી ને બાલસાહિત્ય પ્રેમી એ અવશ્ય વાંચવા જેવું છે

તેમનો કેટલોક ભાગ અહીં ઉતારીએ છીએ.

"ગુજરાત અને બૃહદ્ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા સમાન શ્રીયુત મોતીભાઇ ન. અમીનના કલ્પનાપ્રદેશમાં નહિ હોય કે મુડીના વ્યાજ જેવાં, અથવા પુત્રના પુત્ર જેવાં બાલપુસ્તકાલયો પોતાની જ હયાતીમાં ને થોડા જ વખતમાં ઉઘાડવાનો વખત આવી લાગશે

પણ આ યુગ બાળકોનો છે. જેમ બાળકોના યુગે બાળકોને માટે ઘરમાં, શાળામાં, બાગબગીચામાં, મોટાં શહેરોની ટ્રામોમાં બાળકોનું સ્થાન સ્પષ્ટ કરવાની, આંકવાની અને સ્થાપવાની શરૂઆત કરી છે, તેમ જ તેણે પુસ્તકાલયમાં બાલ પુસ્તકાલયનું સ્થાન બાળકો માટે જુદું, સ્પષ્ટ આંક્યું છે. અને આજે તેવા એક પુસ્તકાલયને સ્થાપવાનો પ્રસંગ આવ્યો છે.

નવયુગ પહેલાંના દિવસોમાં બાળકોનું

ઘર મોટાના ઘરમાં સમાએલું હતું. બાળકોનું ભોજન મોટાઓના ભોજન સાથે જ તૈયાર થઈ જતું મોટાના આદર્શો અને જીવન-પ્રવૃત્તિમાં જ બાલજીવનની કલ્પના ને પ્રવૃત્તિની મર્યાદા આવી જતી.

આજે એ યુગ પ્રબળપણે આગળ ધપી રહ્યો છે, અને મનુષ્ય જાતિનું લક્ષ્ય તે તરફ ખેંચી રહ્યો છે. આજની આપત્તિનો, આજના વેરઝેરનો, આજની કુસંપના ને દરિદ્રતાનો ઉકેલ લાવવા શાન્ત ને અશાન્ત યુદ્ધો વડે જે અથાગ પ્રયત્ન ચાલી રહ્યો છે તે પ્રયત્નોની સફળતા–નિષ્ફળતા પછી મનુષ્યની સુખ અને શાંતિનું પછીનું એક જ માત્ર આશાકિરણ હોય તો તે બાળકેળવણી છે.

અને એવી કેળવણીના મંડાણો જીવનક્રાંતિના દ્રષ્ટા જેવાં જગતનાં સુકીમર સ્ત્રી પુરુષોએ આજે માંડેલાં છે તે મંડાણો બાળ-યુગની શરૂઆત છે, અને આગળ કહ્યું તેમ બાળકોને મોટું સ્થાન મળવા લાગ્યું છે તે તેના ચિહ્નચિહ્નો છે આજનું આ પુસ્તકાલય પણ એવું એક ચિહ્નચિહ્ન છે.

દુનિયાના જે અનેક સુવર્ણદિનોમાં એક દિન પુસ્તકાલયની શરૂઆતનો ઊગ ગયો, તેવો જ સુવર્ણદિન બાલ પુસ્તકાલયની સ્થાપનાનો આ છે. અને આ દિન સુભાગ્યે કાઠિયાવાડમાં અમરેલીને આંગણે પહેલો ઊગ્યો તે માટે કાઠિયાવાડના ભવિષ્યનાં બાલપુસ્તકાલયો ને બાળકો અમરેલી તરફ જોશે અને તેને યાદ રાખશે.

આ બાલપુસ્તકાલયમાં સુવાસિત, સુરંગી અને સુવ્યવસ્થિત ફૂલબાગમાં જેમ પતંગિયાં યથેચ્છ ઊડે અને ફૂલેફૂલથી મધુબિંદુઓ ભરી ભરીને જીવન પોષે તેમ બાળકો નવનવાં સુંદર પુસ્તકો હરતાં ફરતાં વાંચશે અને પુસ્તકે પુસ્તકે ભરેલા અમૃતવચનોનું પાન કરશે, તે જોઈને પુસ્તકાલય, તેના ગ્રંથપાલ, તેના સ્થાપક અને બાળકોના શુભેચ્છકો હરખાશે મધુબિંદુ જેમને મળ્યું છે તેવાં બાળકો બીજા બાળકોને અહીં આવવા પ્રેરશે અને એમ કરતાં બાગનાં ઝાડો કરતાં પતંગિયાં વધી જશે, તે દિવસે અહીંના લોકો બાળકોની રસવૃત્તિથી ચકિત થશે ને તેમની જ્ઞાન ઉપાર્જન કરવાની ત્વરિત શક્તિ ઉપર મુગ્ધ થશે; ને પોતે મોડું મોડું પણ ઘણું વહેલું એક બાલપુસ્તકાલય ઉઘાડ્યું તે માટે પોતાને ધન્ય માનશે

અને અહીંના લોકોએ પણ આજના જેવો જ તાજો ઉત્સાહ અહર્નિશ રાખવો પડશે, ને હરહમેશ તેમના આશીર્વાદ પુસ્તકાલય ઉપર ઉતારવા જોઈશે. અર્થાત્ આ બાલપુસ્તકાલય હમેશને માટે તેમનું પ્રિય બાળક રહેવું જોઈએ

"ફૂલીફાલી બોરડીના બોરમાંથી મીઠાં મીઠાં બોરને પોપટ જેમ પોતાની ચાંચ મારે છે તેમ ફાલ્યાફૂલ્યા ગુર્જર બાલસાહિત્યમાંથી ગ્રંથપાલ પોતાના પુસ્તકાલય માટે મીઠાં મીઠાં પુસ્તકો ખરીદે. સર્વસંમત બોરનો સુડલો છે. તેમાં જેટલાં હોય તેટલાં ખાટાંમીઠાં બધાં બોર ખરીદવાનું તેનું કામ નથી પુસ્તકોની ભેગાં મોકલનાર ઉદાર સજ્જનોની ભેટને ભેટ છે માટે કબાટોમાં ન મૂકે ગ્રંથપાલ તેમાંથી ઉપયોગી સામગ્રી જ સ્વીકારે. બાળકો પુસ્તકાલય વાપરતાં હોય તે વખતે ગ્રંથપાલ મૌન રાખી જોઈતું સાધન પૂરું પાડનાર મોન્ટીસોરી શિક્ષક જેમ પોતાની વૃત્તિ રાખે. વાંચનારાઓની જાતિવાર, ઉમ્મરવાર, તે નોંધપોથી રાખ્યા કરે, અને માસ આખરે કેટલાં બાળકોએ કેટલાં પુસ્તકોનો વિષયવાર ને જાતિવાર લાભ લીધો તેનો અહેવાલ લખે ગ્રંથપાલ હમેશાં બાળકોને પોતાના અતિથિ સમજે, ને રોજ રોજ નવું આપીને તેમનું મન પ્રસન્ન કેવી રીતે કરવું તેનો વિચાર કરે પોતે નવું આવેલું કે

આવેલું પુસ્તક બાળકોનું ધ્યાન ખેંચાય તેમ મુકાવાનું ચૂકે નહિ. પોતાના અતિથિઓ પાસે બેસીને કોઈ વાર સારી ચોપડીમાંથી વાંચે નવાં પુસ્તકનો પરિચય કરાવી વાચનનો રસ અધિકતર કરે. કોઈ કોઈ વાર પોતે મૃત કે જીવંત લેખકોની વાતો કહે. કોઈ વાર વાચનના જલસાઓ રચે. બધાં બાળકો સમક્ષ પોતે વાંચે ને સુંદર વાચનનો આદર્શ રજુ કરે.

બાલપુસ્તકાલય નવી બાલશાળા જેવું જ હોય. ત્યાં ઘોંઘાટ ન હોય, ત્યાં બાળકોનું સ્વાતંત્ર્ય ને સન્માન હોય; તે બાળકોને પોતાના ઘરથી વધારે પ્રિય હોય. બાળકોની શાંતિમાં, જ્ઞાન લેવાની શક્તિમાં, વ્યવસ્થાપ્રિયતામાં જેમને વિશ્વાસ હોય અને જેઓ બાળકોની સાથે સુંદર રીતે કામ પાડવાની કળાવાળા હોય તેવાઓને જ બાલપુસ્તકાલયોના ગ્રંથપાલ નીમવા જોઈએ. એક સારો ગ્રંથપાલ હજારો પુસ્તકોની કિંમતનો છે. પુસ્તકોની કિંમત હજારગણી વધારે ઉપજાવવા ગ્રંથપાલ એક જ સાધન છે. ધનને સાચવનાર ને ધનને ઉદારતાથી વાપરનારમાં જે તફાવત છે તેવો તફાવત સારા નરસા ગ્રંથપાલમાં છે.

પુસ્તકાલય એક આંબો છે. આજે અમરેલીને આંગણે આપણે આંબો રોપીએ છીએ.

અમરેલી પાંચ દસ વર્ષે જોશે કે એ આંબે મોર બેઠો છે ને કેરીઓ ઉતરવા લાગી છે

તેની ખાતરી બાલપુસ્તકાલયનો ઉપયોગ કરનાર બાળકો જ મોટાં થઈને અમરેલીને આપશે. નવા ઝાડને વાવતી વખતે આપણે સૌ નિશ્ચય કરીએ કે આ ઝાડ અમે વાવ્યું છે, આ ઝાડ અમારું છે, અમે તેને ખાતર-પાન આપ્યા કરીશું, અમે તેને ઉછેરવાનો ધર્મ સમજીશું. અમરેલીના જનોની આ ભાવના થાઓ.

નવું ઝાડ વાવતી વખતે આપણે ઈશ્વર પાસે માગીએ, " હે ઈશ્વર, આ ઝાડ ઉપર તારી અમીદૃષ્ટિ નાખજે સૂર્ય, જલ, પૃથ્વી રૂપી તારી શક્તિઓ આ ઝાડના પોષણાર્થે મૂકજે હે ઈશ્વર, આ ઝાડ ઉપર તારો આશીર્વાદ સદાય વરસાવજે. "

અમરેલીના આંગણામાં વાવેલું આ ઝાડ અજર ને અમર રહો.

ૐ શાંતિ શાંતિ શાંતિ."

ને બાલપુસ્તકાલય ને બાલપ્રદર્શન ખુલ્લું મુકાયું.

બાલપ્રદર્શન બાલશિક્ષણનું ખાસ અંગ થઈ પડે છે એમ અમરેલીની પ્રજાએ જોયું, બાળકોએ એમાં ઘણો રસ લીધો હતો.

બાળકો સાથેના વાર્તાલાપ વગેરે ઉપયોગી કાર્યક્રમો થવા ઉપરાન્ત એક મહત્વના કાર્યની શુભ શરૂઆતની વિચારણા થઈ.

અને તે બાલજ્ઞાનકોશની મહાભારત છતાં ખાસ ઉપયોગી પ્રવૃત્તિ હાથ ધરવાની

હાજર રહેલ ગૃહસ્થોએ એક અવાજે આ ઉપયોગી પ્રવૃત્તિની આવશ્યકતા સ્વીકારી હતી. ને આ આખી પ્રવૃત્તિને શ્રી. ગિજુભાઈ જેવા બાલસાહિત્યના અગ્રણીને હાથે ને ગુજરાતના ધનિક વર્ગની સહાયે શરૂ થાય તો તેને પહેલી તકે ઉપાડવાનું નક્કી કર્યું હતું.

ભવિષ્યમાં જો એ ઉપયોગી પ્રવૃત્તિ સફળપણે પૂર્ણ થશે તો ગુજરાતની ખાસ મહત્વની સેવા કરવાની શુભ શરૂઆત કરવાનું માન અમરેલીને મળશે.

અમરેલીને આંગણે ઉજવાએલા પ્રેરણાત્મક ત્રણ દિવસોમાં શ્રી. રવિશંકર રાવળ અને અન્ય મહેમાનોએ પણ ભાગ લઈને કાર્યકર્તાઓને સારું પ્રોત્સાહન આપ્યું હતું.

—o—

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં ગબનનો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

૩

કલકત્તામાં વકીલ સાહેબને રહેવાની ગોઠવણ પહેલેથી કરી લેવામાં આવી હતી એટલે કાંઈ મુશ્કેલી નડી નહિ. રતને મહારાજ અને ટીમલ નોકરને સાથે લીધા હતા બન્ને વકીલ સાહેબના જુના નોકર હતા અને ઘરના જેવાજ માણુસો થઇ ગયા હતા શહેરની બહાર એક બંગલો હતો તેના ત્રણુ ઓરડા મળી ગયા એથી વધારે જગાની ત્યાં જરૂર પણુ ન હતી બાગમાં જાતજાતનાં ફૂલ ખીલી રહ્યાં હતાં. સ્થાન ઘણું જ સુન્દર લાગતુ હતું. આજુબાજુમાં બીજા કેટલાયે બંગલા હતા. ત્યાં શહેરના લોકો હવા ખાવા જતા હતા અને હવા ખાઇને પાછા જતા હતા. પરંતુ રતનને તો એ જગા ફાડી ખાતી હતી. માંદા માણુસોની સાથેના પણુ માંદા થઇ જાય છે. ઉદાસોને માટે સ્વર્ગ પણુ ઉદાસ છે

મુસાફરીને લીધે વકીલ સાહેબ વધુ શિથિલ થઇ ગયા હતા. આથી, બે ત્રણુ દિવસ તો પ્રયાગમાં હતી તેના કરતાં પણુ તેમની તબીયત વધુ ખરાબ થઇ ગઇ. પરંતુ દવા શરૂ કર્યા બાદ બે ત્રણુ દિવસે તબીયત કાંઇક સુધરવા લાગી સવારથી અડધી રાત સુધી તેમની પાસે ખુરશી નાખીને રતન પડી રહેતી. નહાવા ખાવાનું પણુ તેને ન રહેતું.

વકીલ સાહેબ તો ઇચ્છતા કે જો અહીંથી જરા હરી જાય તો દિલ ખોલીને દુઃખના નિશ્વાસો નાખી લે. તેને નિશ્ચિંત કરવાની ખાતર તેઓ પોતાની દશા છૂપાવવાની ચેષ્ટા કરતા હતા. તે પૂછતી "આજે કેમ છે?" તો તે ફીકું હસીને જવાબ આપતા "આજે તો જીવ ઘણો હલકો લાગે છે." બિચારા આખી રાત આમતેમ પાસા બદલીને કાઢતા, પરંતુ "રાત્રે ઉંઘ આવી હતી?" એમ રતન પૂછે તો કહેતાઃ "હા ખૂબ ઉંઘ્યો." રતન દવા લઇ આવતી તો અરૂચિ હોવા છતાં તે ખાઇ લેતા. આથી રતન સમજતી કે હવે એમની તબીયત સુધરતી જાય છે વૈદરાજને પણુ તે આ સમાચાર કહેતી, પોતાના ઉપચારની સફળતા પર તેઓ પણુ આનંદ પામતા

એક દિવસ વકીલ સાહેબે રતનને કહ્યું "હું સાજો થઇ જાઉં પછી, તારી દવા મારે કરવી ન પડે, એવો મને ભ્રમ થયા કરે છે"

રતન આનંદ પામીને બોલીઃ "એનાથી બીજું રૂડું શું? હું તો ઇશ્વરને વિનવું છું કે તમારી માંદગી મને આપી દે"

"સાંજે જરા ફરવા જઇ આવ. જો માંદા પડવાની ઇચ્છા હોય તો હું સાજો થાઉં પછી પડજે."

" ક્યાં જાઉં ? મારો જીવ તો અહીંથી ક્યાંય જવા નથી થતો મને તો અહીંજ બધાં કરતાં સારૂં લાગે છે. "

વકીલ સાહેબને એકાએક રમાનાથનો વિચાર આવી ગયો, તે બોલ્યા. " જરા શહેરના પાર્કોમાં ફરીને તપાસ કર. કદાચ રમાનાથનો પત્તો લાગી જાય. "

રતનને પોતાનું વચન યાદ આવ્યું રમાનાથ મળી જવાની આનંદમય આશાએ એક ક્ષણ માટે તેને ચંચળ કરી દીધી. જો ક્યાંક પાર્કમાં બેઠેલો તે મળી આવે તો પૂછીશ: " કહો બાબુજી ! હવે ક્યાં ભાગી જશો ? " આ કલ્પનાથી તેનું મુખ ખીલી ઉઠ્યું. તે બોલી " જાલપાને મેં પત્તો લગાડવાનું વચન આપ્યું હતું પરંતુ અહીં આવીને ભૂલી ગઈ. "

" તો આજેજ જઈ આવ આજે જ શું, રોજ સાંજે કલાક કલાક જઈ આવ્યા કર. " વકીલ સાહેબે સામહ કહ્યું.

" પરંતુ ચિંતા તો થયા કરશે. " રતને ચિંતાતુર થઈને કહ્યું. એટલે વકીલ સાહેબે મંદ સ્મીત કરીને કહ્યું. " મારી ? હું તો સારો થતો જાઉં છું. "

" ઠીક, જઈશ. " રતને સંદિગ્ધ ભાવે કહ્યું.

કાલથી વકીલ સાહેબના આશ્વાસન પરત્વે રતનને કાંઈ સંદેહ થવા લાગ્યો હતો. તેમની ચેષ્ટાથી તેમના સારાં થવાનાં કોઈ લક્ષણ તેને જણાતાં ન હતાં દિવસે દિવસે તેમનો ચહેરો કેમ પીળો પડતો જાય છે ? એમની આંખો કેમ વારવાર બંધ થઈ જાય છે ? શરીર કેમ દિવસે દિવસે ગળાતું જાય છે ? મહારાજ અને નોકર આગળ તે આ શંકા કરી શકતી ન હતી. વૈદરાજને પૂછતાં તેને સંકોચ થતો હતો. જો રમાનાથ ક્યાંક મળી જાય તો તેને પૂછે કેટલા દિવસથી અહીંઆ છીએ. કોઈ બીજા ડાક્તરને બતાવું. આ વૈદરાજથી તેને કંઈક નિરાશા થતી જતી હતી.

રતન બહાર ગઈ એટલે વકીલ સાહેબે ટીમલને કહ્યું. " મને જરા બેસાડ તો ટીમલ ! સુતાં સુતાં તો કમર પણ સીધી થઈ ગઈ ! એક પ્યાલો ચા પણ પા. કેટલા દિવસથી ચાનું મોઢું પણ જોયું નથી. આ પથ્ય તો હવે મારો જાન લેવા બેઠું છે. દૂધ જોતાં તો તાવ ચઢે છે, પરંતુ એની ખાતર પી લઉં છું. મને તો આ વૈદરાજની દવાથી કાંઈ ફાયદો જણાતો નથી. તને શું લાગે છે ? "

વકીલ સાહેબને તકીયે ચઢવીને બેસાડી ટીમલે કહ્યું " બાબુજી, જોઈ લો હું તો પહેલેથીજ કહેવાનો હતો. હવે જોઈ લો. વહુજીની બીકનો માર્યો હું કહેતો નહતો. "

વકીલ સાહેબે કેટલીક મીનીટ ચૂપ રહીને કહ્યું: " હું મોતથી ડરતો નથી, ટીમલ ! જરાય નહિ મને સ્વર્ગ કે નર્ક પર જરાય વિશ્વાસ નથી જો સંસ્કાર અનુસાર માણસને જન્મ લેવો પડતો હોય તો મારો જન્મ સારાજ ઘરમાં થશે એની મને ખાત્રી છે. છતાં, મરવાનું મન નથી થતું. મરી જઈશ તો શું થશે, એનો વિચાર આવ્યા કરે છે. "

ટીમલે કહ્યું. " બાબુજી, જોયા કરો તમે એવી કાંઈ વાત ન કરો. ભગવાનની ઇચ્છા હશે તો તમે સારા થઈ જશો. કોઈ બીજા ડાક્તરને બોલાવી લાવું ? તમે લોકો તો અંગરેજી ભણેલા એટલે કોઈ માનતા નથી. મને તો કંઈ બીજી જ શંકા થઈ રહી છે. કદિ કદિ અમારૂં અભણોનું પણ સાંભળતા રહો તમે માનો કે ન માનો, પણ હું એક ભુવાને લઈ આવીશ. બંગાળના ભુવા તો મશહૂર હોય છે. "

વકીલ સાહેબે મુખ ફેરવી લીધું. ભૂત, પ્રેત, બાધા વગેરેની તેઓ હંમેશાં મશ્કરી

કરતા હતા. કેટલાયે જુવાનોને તે મારી ચૂકયા હતા એ પ્રવંચના છે, રોગ છે એમ તે માનતા; પરંતુ, ટીમલના આ પ્રસ્તાવનો વિરોધ કરવા જેટલી પણ તેમની શક્તિ અત્યારે ન હતી. તેમણે માત્ર મુખ ફેરવી લીધું.

મહારાજ ચા લાવીને બોલ્યોઃ " સાહેબ ચા લાવ્યો છું. "

ચાના પ્યાલા તરફ ક્ષુધિત નેત્રોથી જોઇને વકીલ સાહેબે કહ્યું " લઇ જા એ; હું નહિ પીઉ; એને માલમ પડશે તો દુઃખી થશે. કેમ મહારાજ, અહીં આવ્યા પછી મારો ચહેરો કાંઇ સુધર્યો છે ? "

મહારાજે ટીમલ તરફ જોયું. બીજાનો મત જાણીનેજ તે હમેશાં પોતાનો મત આપતો. તેનામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ન હતી. જો ટીમલ કહે કે તમે સારા થઇ રહ્યા છો તો તે પણ તેનું સમર્થન કરશે. ટીમલ એનાથી વિરૂદ્ધ કહે તો તેણે પણ વિરૂદ્ધજ કહેવું જોઇએ તેનો સંદેહ પામી જતાં ટીમલ બોલ્યો. " સુધર્યો કેમ નથી ! હા, જેટલો સુધરવો જોઇતો હતો તેટલો નથી સુધર્યો. "

" હા, કાંઇક સુધર્યો છે પણ જરા થોડો. " મહારાજે પણ સૂર પૂર્યો.

વકીલ સાહેબે કાંઇ જવાબ નહિ આપ્યો. બેચાર વાક્ય બોલતાંજ તેઓ શિથિલ થઇ જતા અને પાંચ દશ મીનીટ શાંત અચેત પડી રહેતા. કદાચ તેમને પોતાની યથાર્થ દશાનું ભાન થઈ ચૂક્યું હોય ! તેમના મુખપર, બુદ્ધિપર, મસ્તકપર મૃત્યુની છાયા પડવા લાગી હતી. જો કાંઇ આશા હોત તો એટલીજ કે કદાચ મનની દુર્બળતાને અંગે તેમને પોતાની દશા આટલી દીન લાગતી હોય ! એમનો દમ હાલમાં પહેલા કરતાં વધારે જોરથી ઉપડયો હતો. કદિ કદિ તો ઉપરનો શ્વાસ ઉપર જ રહી જતો. જાણે દમણાં પ્રાણ નીકળી જશે એમ લાગતું. બીજણ પ્રાણવેદના થવા લાગતી. કોણ જાણે કે આ અવરોધ એક ક્ષણ વધુ વધીને જીવનનો અંત લાવી ન દે !

સામેના બગીચામાં ચાંદની સફેદ ચાદર ઓઢીને જમીન પર આળોટી રહી હતી. ફૂલ માથું ઝુકાવીને આશા અને ભયથી વિકલ થઇને જાણે તેના વક્ષ પર હાથ રાખતાં હતાં અને તેના શીતલ દેહનો સ્પર્શ કરતાં હતાં. અને આંસુનાં બે બિન્દુ ટપકાવી પાછાં, તેવાજ રીતે જોવા લાગતાં હતાં

એટલામાં વકીલ સાહેબે આંખો ખોલી, આંખોના બન્ને ખુણાઓમાં આંસુના બે બિંદુ ભરાઈ રહ્યા હતા.

તે ક્ષીણ સ્વરે બોલ્યા, " ટીમલ ! સિંધુ આવ્યો હતો ? "

પછી એ પ્રશ્નથી પોતે લજ્જિત થઇ હસીને બોલ્યાઃ " જાણે સિંધુ આવ્યો છે એમ મને લાગ્યું. "

પછી ઉંડો શ્વાસ લઇને ચૂપ થઇ ગયા અને આંખો પણ બંધ કરી લીધી

સિંધુ જુવાન થઇને મરી ગયેલા બેટાનું નામ હતું. આ સમયે વકીલ સાહેબને તેનું બરાબર સ્મરણ થઇ રહ્યું હતું. કદિ તેનું બાલપણ નજર સામે આવી જતું, તો કદિ તેનું મરણ નજર આગળ દેખાતું. કેટલું સ્પષ્ટ, કેટલું સજીવ ચિત્ર હતું ! તેની સ્મૃતિ કદિયે આટલી મૂર્તિમાન આટલી ચિત્રમય થઇ ન હતી

થોડીક મીનીટ બાદ તેમણે ફરીથી આંખો ખોલી અને આમ તેમ ખોવાયલી આંખોથી જોયું. અત્યારે એમને લાગ્યું કે મારી માતા આવીને પૂછી રહી છે, બેટા, તારા જીવને કેમ છે ?

પછી તેમણે ટીમલને કહ્યુંઃ " અહીં

આવ. કોઈ વકીલને બોલાવી લાવ જલદી જા, નહિ, તે ફરીને આવતી હશે "

એટલામાં મોટરનું હોર્ન સંભળાયું, અને એક પળમાં રતન આવી પહોંચી. વકીલને બોલાવવાની વાત ઉડી ગઇ

વકીલ સાહેબે પ્રસન્નમુખે પૂછયું " ક્યાં ક્યાં જઇ આવી ? તેનો કાંઇ પત્તો લાગ્યો ? "

રતને તેમના માથાપર હાથ મૂકતાં કહ્યું " કેટલીએ જગાએ જોયું, પણ ક્યાંય દેખાયા નહિ આટલાં મોટાં શહેરમાં સડકોનો પત્તો પણ જલદી મળતો નથી, તો તે ક્યાંથી મળે ? દવા ખાવાનો સમય થઇ ગયોને ?"

વકીલ સાહેબે દબાયલા અવાજે કહ્યું. " લાવ, ખાઇ લઉં "

રતને દવા કાઢી અને તેમને ઉઠાડી પીવડાવી આ સમયે તે કોણ જાણે કેમ પણ કાંઇક ભયભીત જેવી થઇ ગઇ હતી એક અસ્પષ્ટ, અજ્ઞાત શંકા હૃદયને દબાવી રહી હતી.

એકાએક તેણે કહ્યું " એ લોકોમાંથી કોઇને તાર કરી દઉં ? "

વકીલ સાહેબે પ્રશ્ન કરવા જેવી આંખોએ જોયું. પછીથી આપ મેળેજ તેનો આશય સમજી જઇ બોલ્યા " નહિ, નહિ, કોઇને બોલાવવાની જરૂર નથી. હું સારો થઇ રહ્યો છું "

પછી એક ક્ષણ બાદ સાવધ થવાની ચેષ્ટા કરતાં બોલ્યા " મારી ઇચ્છા છે કે હું મારું વીલ લખાવી દઉં. "

જાણે કે એક શીતલ, તીવ્ર બાણ પગ માંથી પેસીને રતનના માથામાંથી નીકળી ગયું. તેનાં દેહનાં બધાં બંધન ખુલી ગયાં, બધા અવયવ ઢીલા પડી ગયા તેનાં મસ્તક-માંનાં બધાં પરમાણુ હવામાં ઉડી ગયાં જાણે નીચેથી પૃથ્વી નીકળી ગઇ, ઉપરથી આકાશ નીકળી ગયું અને હવે તે નિરાધાર, નિસ્પન્દ, નિર્જીવ ઉભી છે. અવરોધાયલા, અશ્રુકંપિત સ્વરે તે બોલી " ઘરેથી કોઇને બોલાવું ? અહીં કોની સલાહ લેશો ? અહીં આપણું પોતાનું તો કોઇ નથી "

'પોતાનાં' ને માટે આ સમયે રતન અધીરી થઈ ગઇ હતી કોઇ પણ પોતાનું હોત કે જેના પર વિશ્વાસ રાખી શકાય, જેની સલાહ લઇ શકાય. ઘરના માણસો આવી જાય તો ગમે તેમ દોડધામ કરીને કોઇ બીજી દાક્તરને બોલાવે. તે એકલી તે શું શું કરે ? આખરે ભાઇબંધો પણ ક્યારે કામ આવશે ? સંકટમાંજ પોતાનાં હોય તે કામમાં આવે છે છતાં એ તો કહે છે કે કોઇને ન બોલાવતી

વીલની વાત તેને ફરી યાદ આવી ગઇ, એ વિચાર એમના મનમાં કેમ આવ્યો ? વૈદરાજે તો કાંઇ કહ્યું નથીને ? શું થવા બેઠું છે, ભગવાન ' આ શબ્દ તેના બધાય સંસર્ગો સાથે તેનાં હૃદયને વિદીર્ણ કરવા લાગ્યા. દિલ ખોલીને રડવા માટે તેનું મન વિકલ થઇ ઉઠયું. તેને પોતાની માતા યાદ આવી ગઈ તેનાં અંચલમાં મુખ છુપાવી રડવાની આકાંક્ષા તેનાં મનમાં ઉત્પન્ન થઇ એ સ્નેહમય અંચલમાં રડીને તેના બાલઆત્માને કેટલો સંતોષ થતો હતો ' કેટલી જલદી તેની બધીયે મનોવ્યથા શાન્ત થઇ જતી હતી ' આહ ! હવે તો એ આધાર પણ રહ્યો નથી. "

મહારાજે આવીને કહ્યું " બાઇ, ભોજન તૈયાર છે થાળી પીરસું ? " રતને તેની તરફ કઠોર નેત્રોથી જોયું તે જવાબ મેળ-વવાની અપેક્ષા રાખ્યા વિના શાન્તિથી ચાલ્યો ગયો

પરંતુ એકજ ક્ષણમાં રતનને મહારાજ પર દયા આવી ગઇ તે ભોજનનું પૂછવા

આવ્યો તેમાં તેણે શું ખરાબ કર્યું ? ભોજન પણ કાંઈ એવી ચીજ છે કે જેને કોઈ છોડી શકે ! રસોડામાં જઈને તેણે મહારાજને કહ્યું. " તમે લોક જમી લો; મહારાજ ! મને આજે ભૂખ લાગી નથી. "

" બે ફુલકા તો ખાઈ લો, બાઈસાહેબ !" મહારાજે આગ્રહ કર્યો.

રતન સ્તંભી ગઈ. મહારાજના આ આગ્રહમાં એટલી સહૃદયતા, એટલી સમવેદના ભરી હતી કે રતનને એક પ્રકારની સાંત્વનાનો અનુભવ થયો. અહીં આપણું કોઈ નથી એમ વિચાર કરવામાં તેને પોતાની ભૂલ થતી હોય એમ પ્રતીત થયું. અત્યાર સુધી મહારાજે રતનને કઠોર સ્વામિનીના રૂપમાં જ જોઈ હતી. એ જ સ્વામિની આજે જાણે તેની સામે ઉભી રહી સહાનુભૂતિની ભીક્ષા માગી રહી હતી. તેની બધીયે સદ્‌વૃત્તિઓ જાગી ઉઠી. તેના દુર્બળ મુખ ઉપર અનુરાગનું તેજ રતનની નજરે દેખાયું.

તેણે પૂછ્યું: " કેમ મહારાજ, બાબુજીને આ વૈદરાજની દવાથી કાંઈ લાભ થઈ રહ્યો છે કે ? "

મહારાજે ડરતાં ડરતાં વકીલ સાહેબને જે શબ્દો કહ્યા હતા તેજ કહી નાખ્યા " કાંઈક કાંઈક થઈ રહ્યો છે, પણ જેટલો થવો જોઈએ તેટલો નહિ. "

રતને અવિશ્વાસના ભાવથી જોઈ કહ્યું: " તું પણ મને ઉડાવી રહ્યો છે, મહારાજ ! "

મહારાજની આંખોમાં પાણી આવી ગયાં ને બોલ્યો " ઈશ્વર બધું સારું કરશે, બાઈજી ! ગભરાવાથી શું થશે ? આપણે તો કાંઈ બાજી નથી રાખતા. "

રતને પૂછ્યું " અહીં કોઈ સારો જોશી નહિ મળે ? તેને જરા પૂછજે. કાંઈ પાઠપૂજા કરાવવાથી પણ સારું થાય છે "

મહારાજે સંતોષના ભાવથી કહ્યું " એ તો હું પહેલાંજ કહેવાનો હતો, બાઈ ! પરંતુ બાબુજીનો મિજાજ તો તમે જાણો છો. આવી વાતોથી તેઓ કેટલા ચીડાય છે ! "

રતને દ્રઢતાથી કહ્યું: " સવારે કોઈને જરૂર બોલાવી લાવજે. "

" સાહેબ ચીડાશે ! "

" હું કહું છું ને ! "

એટલું કહીને તે ઓરડામાં આવી અને બત્તી સામે બેસીને જાલપાને પત્ર લખવા લાગી:—

" બહેન,

શું થવા બેઠું છે તે કહી શકતી નથી. આજે મને ખબર પડી કે અત્યારસુધી હું જુઠા ભ્રમમાં પડી હતી. બાબુજી અત્યાર સુધી મારાથી તેમની દશા છુપાવતા હતા, પરંતુ આજ એ વાત તેમના મોઢામાંથીજ બહાર નીકળી પડી. તને શું કહું ? આજે તે વિલ લખાવવાની ચર્ચા કરતા હતા મેં જ હમણાં ટાળ્યું છે દિલ ગભરાઈ રહ્યું છે, બહેન ! થોડુંક અફિણ ખાઈને સુઈ જાઉં, એમ મનમાં થઈ જાય છે. વિધાતાને દુનીયા દયાળુ, કૃપાળુ, દીનબન્ધુ અને કોણ જાણે કેવી કેવી પદવીઓ આપે છે. હું તો કહું છું કે તેનાથી નિર્દયી, નિર્મળ, નિષ્ઠુર કોઈ શત્રુ પણ હોઈ શકતો નથી. પૂર્વજન્મના સંસ્કાર એ તો માત્ર મનને સમજાવવાની વાત છે. જે દંડનો હેતુજ આપણને ખબર ન હોય ! દંડનું મૂલ્ય શું ? આઘાત કરવાને માટે કોઈ પણ કારણ શોધી લેતી, એ તો જબરદસ્તીની લાઠી છે આ અંધારા, નિર્જન, કાંટાથી ભરેલા જીવનમાર્ગમાં મને માત્ર એક ટિમટિમતો દીપક મળ્યો હતો. તેને અંચલમાં છુપાવી, વિધિને ધન્યવાદ દેતી, ગાતી ગાતી ચાલી રહી હતી. પરંતુ એ દીપક હવે મારી પાસેથી છીનવી લઈ જવામાં

આવે છે! આ અંધકારમાં હું ક્યાં જઈશ? મારું રુદન કોણ સાંભળશે? મારી બાંય કોણ પકડશે?

' બહેન, મને ક્ષમા કરજે. મને રમાનાથ બાબુની શોધ કરવાનો સમય નથી મળ્યો. આજે કેટલાક પાર્કોમાં ચક્કર લગાવી આવી પણ ક્યાંય પત્તો લાગ્યો નથી. ફરી અવસર મળ્યે જઈ આવીશ.

માતાજીને મારા પ્રણામ કહેજે ",

પત્ર લખીને પરસાળમાં આવી ઠંડાં પવનની લહેરો આવી રહી હતી જાણે કે પ્રકૃતિ રોગશય્યા ઉપર પડી પડી ચિત્કાર કરી રહી હતી.

એજ વખતે વકીલ સાહેબનો શ્વાસ વેગથી ચાલવા લાગ્યો.

'૪

રાતના ત્રણ વાગી ચૂકયા હતા અર્ધી રાત પછી રતન આરામ ખુરસીપર સૂતી સૂતી ઝોકાં ખાઈ રહી હતી. એટલામાં વકીલ સાહેબનાં ગળાનો ઘર્ઘરો સાંભળીને તે ચોંકી પડી. ઉલટો શ્વાસ ચાલી રહ્યો હતો તે ચારપાઈપર માથાની બાજુએ બેસી ગઈ અને તેમનું માથું પોતાના ખોળામાં લઈ લીધું. હજી કોણ જાણે કેટલી રાત બાકી છે! ટેબલ પર રાખેલી નાની ઘડીયાલમાં જોયું તો હજી ત્રણ વાગ્યા હતા સવાર થવાને ચાર કલાકની વાર હતી વૈદરાજ તો છ૦ નવ વાગ્યે આવશે. એ વિચારમાં તે હતાશ થઈ ગઈ. આ અભાગિની રાત શું પોતાનું કાળું મુખ લઈને વિદાય નહિ થાય! જાણે એક યુગ વહી ગયો ન હોય એમ લાગતું હતું

થોડીક મીનીટ બાદ વકીલ સાહેબનો શ્વાસ અટકયો. આખો દેહ પસીનાથી તરબોળ થઈ ગયો હતો હાથથી રતનને હઠી જવાનો ઇશારો કરી તકીયા પર માથું રાખી ફરી તેમણે આંખો બંધ કરી લીધી

એકાએક તેમણે ક્ષીણ સ્વરે કહ્યું: 'રતન, હવે વિદાય લેવાનો સમય આવી ગયો. મારા અપરાધ......"

તેમણે બન્ને હાથો જોડયા અને તેની તરફ દીન યાચના ભરી આંખોએ જોયું. તે કાંઈ કહેવા ચાહતા હતા, પરંતુ મુખથી કાંઇ અવાજ નીકળી ન શકયો.

રતને ચીસ પાડીને કહ્યું. " ટીમલ! મહારાજ! બન્ને કયાં મરી ગયા?"

મહારાજે આવીને કહ્યું: "હું કાંઇ સૂતો થોડોજ હતો! બાઇજી! કેમ બાબુજી!"

રતને ધમકાવીને કહ્યું' "બક નહિ, જા, વૈદરાજને બોલાવી લાવ. કહે કે અત્યારે ને અત્યારે ચાલો."

મહારાજે તરત પોતાનો પુરાણો ઓવરકોટ પહેર્યો દંડો ઉઠાવ્યો અને ચાલવા માંડયું. રતન ઉઠીને સ્ટવ પેટાવવા લાગી. કદાચ શેક કરવાથી કાંઇ ફાયદો થાય તેનો બધાયે ગભરાટ, બધીયે દુર્બળતા, બધાયે શોક જાણે કે લુપ્ત થઇ ગયો તેને સ્થાને એક પ્રબળ આત્મનિર્ભરતાનો ઉદય થયો. કઠોર કર્તવ્યે તેનાં અસ્તિત્વને સચેત કરી દીધું

સ્ટવ સળગાવીને તેણે છાતીએ શેક કરવા માંડયો. પંદરેક મીનીટ તાબડતોબ શેક કરવાથી વકીલ સાહેબનો શ્વાસ કાંઇક ધીમો થયો. અવાજ પર કાબુ આવ્યો. રતનના બન્ને હાથ પોતાના ગાલ ઉપર મૂકી તે બોલ્યા: "તને ઘણીજ તકલીફ થઇ રહી છે વ્હાલી' કયાં જાણતો હતો કે આ સમય આટલો જલદી આવી પહોંચશે' મે તારી સાથે અન્યાય કર્યો છે, વ્હાલી! ઓહ કેટલો મોટો અન્યાય' મનની બધીયે લાલસા મનમાં રહી ગઇ. મે તારા જીવનનો સર્વનાશ કરી નાખ્યો ક્ષમા કરજે."

તેમનાં મુખમાંથી નીકળેલા એ અંતિમ શબ્દો હતા, જીવનનું એજ અંતિમ સૂત્ર હતું, એજ મોહનું અંતિમ બંધન હતું

રતને બારણા તરફ જોયું. હજીસુધી મહારાજનો કાંઇ પત્તો ન હતો. હા, ટીમલ ઉભો હતો અને સામે ગંભીર અંધકાર જાણે કે પોતાના જીવનની અંતિમ વેદનાથી મૂર્છિત પડયો હતો

રતને કહ્યું. " ટીમલ, જરા પાણી ગરમ કરશે ? "

ટીમલે ત્યાં જ ઉભા ઉભા કહ્યું: " પાણી ગરમ કરાવીને હવે શું કરશો બાઇ ! ગૌદાન કરાવી દો મુખમાં ગંગાજલનાં બે ટીપા નાખો "

રતને પતિની છાતી પર હાથ મૂકયો. છાતી ગરમ હતી. તેણે ફરી દ્વાર તરફ જોયું પણ મહારાજ નજરે ન પડયો વૈદરાજ આવી જાય તો કદાચ એમની સ્થિતિ કાબુમાં આવી જાય, એમ તે વિચારી રહી હતી એમને અહીંયાં કેમ લઇ આવી ! એમ તે પસ્તાઇ રહી હતી કદાચ રસ્તાની અગવડ અને ઠંડા પવનને લીધે એમની બીમારી અસાધ્ય થઇ ગઇ હશે. સાંજે ફરવા કેમ ચાલી ગઇ, એનો પણ તેને પસ્તાવો થઇ રહ્યો હતો. કદાચ એટલા સમયમાં એમને ઠંડી લાગી ગઇ હોય. જીવન એક લાંબા પશ્ચાત્તાપ સિવાય બીજું શું છે ?

પસ્તાવા જેવી પણ એક બે વાત હતી. આ આઠ વર્ષનાં જીવનમાં મે કદિ પતિને આરામ આપ્યો છે ? તે રાતના બાર વાગ્યા સુધી કાયદાનાં પુસ્તકો ઉથલાવ્યા કરતા, અને હું પડી પડી ઉધ્યા કરતી તે સાંજે અસીલો સાથે મુકદમાની વાતો કરતા ત્યારે હું પાર્ક કે સીનેમાની સહેલ કરતી,બજારોમાં જઇ ખરીદી કરતી ધનોપાર્જનનાં એક યંત્ર સિવાય એમને મે બીજા કોણ સમજ્યા હતા ! એમની સાથે બેસીને હું કાંઇ વાત કરૂં, એમ તે કેટલું યે ઇચ્છતા, પરંતુ હું ભાગતી ફરતી. એમના હૃદયની સમીપ પહોંચવાનો મેં કદિ પ્રયત્ન કર્યો નહિ, તેમના તરફ કદિ પ્રેમની દૃષ્ટિથી જોયું નહિ પોતાનાં ઘરમાં દીપક ન સળગાવી, બીજાના ઘરના પ્રકાશનો આનન્દ લેતી ફરી. મનોરંજન સિવાય મને બીજું કાંઇ સૂઝતું જ નહોતું. વિલાસ અને મનોરંજન એ બેજ મારા જીવનનાં લક્ષ્ય હતાં મારાં સળગેલાં જીગરને એ રીતે શાંત કરી હું સંતુષ્ટ રહેતી. ખીર અને મલાઇની થાળી મને કેમ ન મળી, એ લોભમાં મેં મળેલી રોટલીને પણ લાત મારી.

તેની પાસેથી વિદાય લેવા તૈયાર થએલા આત્માને તેના પ્રત્યે જે પ્રેમ હતો, તેનો આજે રતનને પૂરેપૂરો પરિચય મળ્યો. અત્યારે તે એનીજ ચિંતામાં મગ્ન હતી. રતનના જીવનમાં તો હજી કાંઇ આનંદ હતો, કાંઇક રૂચિ હતી, કાંઇક ઉત્સાહ હતો. પરંતુ એમનાં જીવનમાં કયું સુખ હતું ? ન ખાવા પીવાનું સુખ, ન જોવા તમાસાનો શોખ. જીવન તો એક દીર્ઘ તપશ્ચર્યા રૂપ હતું. જેનો મુખ્ય ઉદ્દેશ કર્તવ્યનું પાલન કરવાનો હતો. શું રતન તેમનું જીવન સુખી ન બનાવી શકતી હતી ? શું એક ક્ષણ માટે, તેમને કઠોર કર્તવ્યની ચિંતાએથી ખુશી કરી શકતી ન હતી ? કોણ કહી શકે કે, વિરામ અને વિશ્રામથી આ બુઝાતો દીપક થોડા દિન વધારે પ્રકાશ પામી ન રહેત ? પરંતુ તે પોતાના પતિ પ્રત્યેનું કર્તવ્ય કદિ સમજી ન હતી. તેનો અંતરાત્મા તો સદાય વિદ્રોહ કરતો રહ્યો. માત્ર એટલા ખાતર કે એમની સાથે મારૂં લગ્ન કેમ થયું ? શું એ સમ્બંધમાં બધો અપરાધ એમનો હતો ? દરિદ્ર માતા પિતાએ આનાકાની મારી દુર્ગતિ વધુ ન કરી હોત, એમ કોણ કહી શકે ? અને યુવાન પુરૂષ શું બધાજ આદર્શ હોય છે ? એમનામાં પણ વ્યભિચારી, ક્રોધી, શરાબી, સર્વ તરેહના હોય છે. આ સમયે હુ કઇ દશામાં હોત તે કોણ કહી શકે એમ છે ? રતનનુ રૂવે રૂંવું આ સમયે તેનો પોતાનો તિરસ્કાર કરી રહ્યું

હતું. પતિના શીતલ ચરણો પર તેણે માથું નમાવી દીધું અને તે ડૂસકાં ખાઈ ખાઈને રડવા લાગી અત્યાર સુધી તેના મનમાં જે કઠોર ભાવ જાગી ઉઠતા હતા, જે કટુવચનો તેણે એમને જલાવી જલાવીને કહ્યા હતા તે આ સમયે સેંકડો વિંછુઓની માફક તેને ડંખ મારી રહ્યા હતા. હાય! સાગર સમાન ગંભીર માણસ સાથે મારો આવો વ્યવહાર હતો! એ હૃદયમાં કેવી કોમળતા હતી! કેટલી ઉદારતા હતી! હું એક બીડું પાનનું બનાવી દેતી તો તેઓ કેટલા પ્રસન્ન થઈ જતા હતા. જરા હસીને બોલતી તો કેટલો સંતોષ પામતા હતા. પરંતુ મારાથી એટલું પણ થતું ન હતું. આ બધી વાતો યાદ કરી કરીને તેનું હૃદય ફાટી જતું હતું. એમના ચરણો પર માથું રાખતાં તેને મારા પ્રાણ આજ ક્ષણે નિકળી જાય, એવી પ્રબળ આકાંક્ષા થઈ રહી હતી. એ ચરણોને મસ્તકનો સ્પર્શ કરતાં આજે તેના હૃદયમાં કેટલો પ્રેમ ઉભરી આવતો હતો! જાણે કે એક યુગનો સંચિત નિધિ આ ને આજ ક્ષણે તે લૂટાવી દેશે. મૃત્યુની દિવ્ય જ્યોતિ સમક્ષ તેના અંતરનું બધુંયે માલિન્ય, બધીયે કુભાવના. બધોયે વિદ્રોહ મટી ગયો હતો.

વકીલ સાહેબની આંખો ખુલી ગઈ હતી. પણ મુખ ઉપર કોઈ ભાવનું ચિહ્ન ન હતું. તેમની ગુમાવેલી ચેતનાને રતનની વિહ્વળતા પણ પ્રતિમ કરી શકતી ન હતી હર્ષ અને શોકના બંધનથી તે હવે મુક્ત થઈ ગયા હતા. કોઈ રડે તો તેનો શોક નહિ, કોઈ હસે તો તેનો આનંદ નહિ.

ટીમલે આચમનીમાં ગંગાજળ લઈ તેમના મુખમાં નાખી દીધું. આજે તેમણે કોઈ વાંધો ન કાઢ્યો. જે પાખંડ અને રૂઢિના વિરુદ્ધ હતા તે આજે શાન્ત થઈ ગયા હતા. એટલા માટે નહિ કે તેમનામાં ધાર્મિક વિશ્વાસનો ઉદય થઈ ગયો છે, પરંતુ એટલા માટે કે તેમનામાં હવે કોઈ ઈચ્છા નહતી. એટલીજ ઉદાસીનતાથી તેઓ વિષનો ઘૂંટ પણ પી જાત.

માનવજીવનની મોટી મહાન ઘટના કેટલી શાન્તિમાં બની જાય છે! વિશ્વનું એ મહાન અંગ, મહત્વાકાંક્ષાઓનો પ્રચંડ સાગર, ઉદ્યોગનો અનન્ત ભંડાર, પ્રેમ અને દ્વેષ, સુખ અને દુઃખનું લીલાક્ષેત્ર, બુદ્ધિ અને બળની રંગભૂમી કોણ જાણે ક્યારે અને ક્યાં લીન થઈ જાય છે તેની કોઈને ખબર પણ પડતી નથી. એક હિચકી પણ નહિ, એક ઉચ્છવાસ પણ નહિ, એક આહ પણ નીકળતી નથી! સાગરનાં મોજાંઓનો અંત ક્યાં આવે છે તે કોણ બતાવી શકે? ધ્વનિ ક્યાં વાયુમગ્ન થઈ જાય છે તે કોણ જાણે છે? માનવનું જીવન પણ એ મોજાં, એ ધ્વનિ સિવાય બીજું શું છે? એનું અવસાન પણ એટલુંજ શાંત, એટલુંજ અદૃશ્ય થાય તો તેમાં શું આશ્ચર્ય? ભૂતોના ભક્ત પૂછે કે કઈ વસ્તુ નીકળી ગઈ! કોઈ વિજ્ઞાનનો ઉપાસક કહે છે કે એક ક્ષીણ જ્યોતિ નીકળી જાય છે કપોળ વિજ્ઞાનનો પૂજારી કહે છે કે આંખોમાંથી પ્રાણ નીકળ્યો, મુખમાંથી નિકળ્યો, બ્રહ્માંડમાંથી નીકળ્યો. કોઈ તેમને પૂછે કે તરંગ લય પામતી વખતે કેમ ચમકી ઉઠે છે? ધ્વનિ લીન થવાને સમયે કેમ મૂર્તિમાન થઈ જાય છે? આ અનન્ત યાત્રાનું એ માત્ર વિશ્રામ છે, જ્યાં યાત્રાનો અંત નહિ, પણ નવું ઉત્થાન થાય છે.

કેટલું મહાન પરિવર્તન છે! જે મચ્છરનો ડંખ સહન ન કરી શકતા હતા, તેને હવે ચાહે તો માટીમાં દબાવી દો; ચાહે અગ્નિ-ચિતા પર જલાવી દો એના માથાનો એક વાળ પણ નહિ ખરી પડે.

ટીમલે વકીલ સાહેબના મુખ તરફ જોઈને કહ્યું: "બાઈજી, આવો: ખાટલા પરથી ઉતારી લઈએ, સાહેબ ચાલી ગયા."

એટલું કહીને તે જમીન પર બેસી ગયો અને બન્ને આંખો પર હાથ રાખી પોક મૂકી રડવા લાગ્યો. આજ ત્રીસ વર્ષનો સાથ છૂટી ગયો. જેમણે કદિ કડુ વાત કહી નહિ, કદિ તુ કહીને બોલાવ્યો નહિ, તે માલિક આજે તેને છોડીને ચાલી ગયા હતા.

રતન હજી સુધી વૈદ્યરાજની રાહ જોઈ રહી હતી. ટીમલના મુખથી આ શબ્દ સાંભળતાં તેને સખ્ત આઘાત લાગ્યો. તેણે ઉઠીને પતિની છાતી પર હાથ રાખ્યો. સાઠ વર્ષ સુધી અવિશ્રામ ગતિથી ચાલ્યા બાદ તે હવે વિશ્રામ કરી રહી હતી. પછી તેમના માથા પર હાથ મુકવાની તેની હિંમત ચાલી નહિ. એ દેહનો સ્પર્શ કરતાં, એ મરેલા મુખ તરફ તાકતાં તેને એવો વૈરાગ્ય થઈ રહ્યો હતો કે જે જ્ઞાનિને મળતો હતો. અત્યારે જે ચરણો પર માથું રાખી ને રડી હતી, તેને અડકતા તેની આંગળીઓ જાણે કપાઇ જતી લાગી, જીવનસૂત્ર આટલુ કોમળ છે, એ તે કદિય સમજી નહતી. તેના મનમાં મૃત્યુનો ખ્યાલ કદિ આવ્યો ન હતો. એ મોતે આંખો સામે તેને લુંટી લીધી!

એક ક્ષણ બાદ ટીમલે કહ્યુ "બાઇજી, હવે શુ જુઓ છો? ખાટલા પરથી નીચે ઉતરો. જે થવાનું હતુ તે થઇ ગયું."

તેણે પગ પકડયા, રતને માથું પકડયુ અને બંનેએ શબને નીચે ઉતાર્યું અને ત્યાં જમીન પર બેસીને રતન રડવા લાગી, સંસારમાં હવે મારે કોઇ આધાર રહ્યો નથી એટલા ખાતર નહિ, પણ તેમના પ્રત્યેનું તેનુ કર્તવ્ય તે પુરૂ ન કરી શકી તેટલા માટે.

એજ વખતે મોટરનો અવાજ આવ્યો અને વૈદ્યરાજે પદાર્પણ કર્યું.

કદાચિત હજુયે રતનનાં હૃદયમાં આશાની કોઇ બુઝતી ચિનગારી પડી રહી હતી. તેણે તરત આંખો લૂછી નાખી, માથાનો છેડો સંભાળ્યો, વિખરાયલા વાળ સરખા કરી લીધા અને ઉભી થઇ બારણા તરફ જોવા લાગી. પ્રભાતે આકાશને પોતાના સોનેરી કિરણોથી રંજિત કરી દીધું હતુ. શુ એ આત્માના નવજીવનનુંય એ પ્રભાત હતું?

## ૫

તેજ દિવસે શબ કાશી લાવવામાં આવ્યું. ત્યાં તેનો અગ્નિસંસ્કાર થયો વકીલ સાહેબનો એક ભત્રિજો માલવામાં રહેતો હતો તેને તાર કરીને બોલાવવામાં આવ્યો. તેણે અગ્નિસંસ્કાર કર્યો. ચિતાના દ્રશ્યની કલ્પનાથી જ રતનને રોમાંચ થતાં હતાં કદાચ ત્યાં જતાં તો તે બેહોશ થઇ જાત!

જાલપા આજકાલ ઘણુંખરૂં તેની સાથેજ આખો દિવસ રહેતી હતી. શોકાતુર રતનને ઘરબારનું ભાન ન હતું તેમ ખાવાપીવાનુંય ભાન ન હતું. રોજ કોઇને કોઇ એવી વાત યાદ આવી જતી અને તે સંભારી કલાકો સુધી રડતી પતિ પ્રત્યે પોતાનો જે ધર્મ હતો તેના એક અંશનું પણ તેણે પાલન કર્યું હોત તો તે સમજત. પોતાની શ્રૃંગાર લોલુપતાની ચર્ચા કરતાં તે એટલુ રડતી કે તેનો શ્વાસ પણ બંધ થઇ જતો. વકીલ સાહેબના સદ્‌ગુણોની ચર્ચા કરીનેજ તે પોતાના આત્માને શાન્તિ આપતી હતી. જીવનનાં દ્વાર પર જ્યાંસુધી એક રક્ષક બેઠો હતો, ત્યાંસુધી તેને કોઇ કુતરાં, બિલાડાની કે ચોર લુટારૂની ચિંતા ન હતી. પરંતુ હવે તો દ્વારપર કોઈ રક્ષક ન હતો તેથી તે જાગતી રહેતી હતી, પતિના ગુણગાન ગાયા કરતી હતી. જીવનનો નિર્વાહ કેમ થશે, નોકર ચાકરોમાં કોને કોને જવાબ દેવો પડશે, ઘરનો કયો કયો ખર્ચ કમી કરવો પડશે, એ પ્રશ્નો સંબંધમાં બન્ને વચ્ચે કાંઇ વાત થતી ન હતી. જાણે કે એ ચિંતા મૃત આત્મા પ્રત્યે અભક્તિ બતાવવા જેવી હતી ભોજન કરવુ, સાફ કપડાં પહેરવાં અને કાંઇ વાંચીને મનને બહલાવવાનું પણ તેને અનુચિત જેવું લાગતુ

મણિભૂષણ: " જી હા; એમ કહું છું કે હવે આપણે અહીં રહેવું નકામું છે. આપને લઇને જઇએ તો કેમ ? "

રતને ઉદાસીનતાથી કહ્યું: " હા, ઠીક તો થશે. "

મણિભૂષણ. " કાકાશ્રીએ કાંઈ વસીયતનામું લખ્યું હોય તો લાવો, જોઉં. તેમની ઇચ્છાને આધીન થવું એ આપણો ધર્મ છે."

સંસારની કોઇ વાત સાથે હવે જાણે પોતાને કાંઇ નિસ્બત ન હોય તેમ રતને જવાબ આપ્યો: " વસીયતનામું તો કાંઇ નથી લખ્યું અને એની જરૂર પણ શી હતી ? "

મણિભૂષણે ફરી પૂછ્યું: " કદાચ ક્યાંક લખીને રાખી ગયા હોય ! "

રતન: " મને તો કાંઇ ખબર નથી. મેં કદિ વાત કરી નથી "

મણિભૂષણે મનમાં પ્રસન્ન થઇને કહ્યુ. " મારી ઇચ્છા છે કે તેમનુ સ્મરણ રહે એવું કાંઇક કરવુ. "

રતને ઉત્સુકતાપૂર્વક કહ્યું: " હા, હા, હુ પણ એમ ઇચ્છુ છું. "

મણિભૂષણ " ગામની આમદાની વર્ષની રૂપીયા ત્રણહજારની છે, તે તમે જાણો છો તેમનુ વાર્ષિક દાન પણ એટલુ જ થતુ હતું. મે તેમના હિસાબકિતાબ જોયા છે. બસો, અઢીસોથી કોઇ મહિને ઓછું થયું નહિ મારી એવી સલાહ છે કે એ બધું જેમ બનતુ હતુ તેમ બન્યા કરે. "

રતને પ્રસન્ન થઇને કહ્યુ: " અને બીજું શું ? "

મણિભૂષણ: " તો ગામની આવક ધર્માર્થ અર્પણ કરી દેવામાં આવે. મકાનોનું ભાડું મહિને બસો રૂપીયાનું છે એમાંથી, તેમના નામ ઉપર એક નાની સરખી સંસ્કૃત પાઠશાળા ખોલવામાં આવે "

રતન " ઘણું જ સારું થશે. "

મણિભૂષણ " અને આ બંગલો વેચી દઇ રૂપીયા બેંકમાં જમા રાખીએ. "

રતન: " ઘણું સારૂ થશે મારે રૂપીયા પૈસાની હવે શી જરૂર છે ? "

મણિભૂષણ: " આપની સેવાને માટે તો અમે સર્વ હાજર છીએ મોટર પણ કાઢી નાખીએ તો ? અત્યારથી એ બધો વિચાર કરી નાખીએ તો બે ત્રણ મહિનામાં ફુરસદ મળી જશે. "

રતને બેપરવાઇથી કહ્યું. " હજી શી ઉતાવળ છે ? બેંકમાં તો રૂપીયા છે. "

મણિભૂષણ: " બેંકમા રૂપીયા હતા પણ મહિનાઆરથી ખર્ચ પણ થાય છે ને ! હજાર પાંચસો પડયા હશે. અહીં તો રૂપીયા જાણે કે હવામાં ઉડી જાય છે. મારાથી તો આ શહેરમાં એક મહિનો પણ ન રહેવાય. મોટર તો જલદી કાઢી નાખવી જોઇએ. "

રતને એના જવાબમાં પણ કહી દીધુ કે " ઠીક તો થશે. " માણસને નજીવા કામમાં પણ સમજ ન પડે એવી માનસિક દુર્બળતાની દશામાં તે હતી. મણિભૂષણની કાર્યકુશળતાએ તેને એક રીતે પરાભૂત કરી દીધી હતી. આ સમયે રતનની સામે તે જે થોડી ઘણી સહાનુભૂતિ બનાવતો હતો તેને રતન પોતાનો શુભચિંતક સમજવા લાગી. શોક અને મનસ્તાપે તેના મનને એટલું તો કોમળ બનાવી દીધુ હતું કે તેના પર કોઈની પણ અસર પડી શકતી હતી તેની બધીયે મલિનતા અને ભિન્નતા જાણે કે ભસ્મ થઇ ગઇ હતી તે સર્વને પોતાનાં સમજતી હતી. કોઇના પર સંદેહ ન હતો. કોઇના પ્રત્યે તેને શંકા ન હતી. કદાચિત તેની સામેથી ચોર પણ તેની સંપત્તિનુ અપહરણ કરે તો પણ તે પોકાર ન કરત. ( અપૂર્ણ )

---

કર્યું હતું. શ્રી. ચન્દ્રશંકર બાલ માનસના અભ્યાસી હોઇ, બાલકોનેરૂચે એવી ભાષામાં આ રૂપાન્તર કરી શકયા છે. ગુજરાતનાં બાલકોને આ વાર્તા જરૂર ગમશે એવી અમને આશા છે.

**સારી રીતભાત:** લેખક: શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇ પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ૭ આના.

આ પુસ્તકની ચોથી આવૃત્તિ થાય છે એજ એની ઉપયોગિતા પુરવાર કરે છે જુદા જુદા પ્રસંગોએ આપણે કેવી રીતનું વર્તન રાખવું તેનો બોધ આ પુસ્તકમાંથી મળે છે પ્રકાશકોએ પુસ્તકનો દેખાવ સુંદર કર્યો છે.

**શાકતસંપ્રદાય:** લેખક. શ્રી. દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા. મુંબાઇ મૂલ્ય રૂ. ૧-૮-૦

મુંબાઇની શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી ગુજરાતના ધર્મો અને સંપ્રદાયો સંબંધી આના પહેલાં ત્રણ પુસ્તકો પ્રકટ થઇ ગએલાં છે અને એ ગ્રંથાવલિનો આ ચોથો ગ્રંથ એક અભ્યાસીને હાથે લખાયલો હોઇ, વિષયને સારો ન્યાય આપી શકાયો હોય એમ લાગે છે. અમે પોતે એ ધર્મના કે સંપ્રદાયના અભ્યાસી નહિ હોઇ એના ગુણદોષની ચર્ચામાં ઉતરી શકીએ એમ નથી. પરંતુ સભાની આ રીતની પ્રવૃત્તિ સ્તુત્ય છે એની ના પાડી શકાશે નહિ. ગુજરાતના ધાર્મિક ઇતિહાસ પર આવા ગ્રંથોથી સારો પ્રકાશ પડી શકે છે

**પુનિતગંગા.** લેખક: શ્રી સાયદા, પ્રકાશક: 'બધડી મોજ' કાર્યાલય, ૭૪, ઓલ્ડ કસ્ટમ હાઉસરોડ, કોટ, મુંબાઇ કિંમત રૂપીયા સાડાત્રણ

'બધડી મોજ'ના ગ્રાહકોને શ્રી. સાયદાની આ નવલકથા ભેટ તરીકે આપવામાં આવી છે આખીયે નવલકથાનું વસ્તુ હિંદુ સમાજમાં ચાલી રહેલા કેટલાક દુષણ ઉપરથી ગુંથવામાં આવ્યું છે અને લેખકને એમા સફળતા મળી છે. પોતે મુસ્લીમ હોવા છતાં શ્રી સાયદાએ હિંદુ સમાજનો ઉંડો અનુભવ લીધો હોય એવી આ નવલકથાની ગુંથણી થઈ છે. વાર્તા જરા લાંબી થઈ જાય છે પણ તેથી કોઇ જગ્યાએ ખાસ રસક્ષતિ થતી નથી માધવદાસ, દેવીદાસ અને ગંગા એ પાત્રોની ખીલવણી સારી થઇ છે. જ્યારે લક્ષ્મીનાં પાત્રમાં એક આદર્શ આર્ય ગૃહિણીને ચિતરવાનો સારો પ્રયત્ન થયો છે ભાઇ સાયદાની આ નવલકથા ગુજરાત જરૂર સત્કારશે. શ્રી કલાબ્ધિનાં ચિત્રો પણ નવલકથાની સુંદરતા વધારે છે.

**શીવણ, ભરત અને ગુંથણ અને ટટીંગ:** કર્તા શ્રીમતી સુશીલા દલાલ, તુલસીદાસ મેનશન ગીરગામ બેકરોડ, મુંબાઇ. કિંમત રૂ ૩-૧૨-૦

ગુજરાતની મધ્યમ વર્ગની બહેનોને અત્યંત ઉપયોગી થાય એવું આ પુસ્તક છે. અને એના નામ ઉપરથીજ એના વિષયની બરાબર સમજ પડી જાય એમ છે. પ્રસ્તાવનામાં શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠે આ પુસ્તકની ઉપયોગિતા સારી રીતે દર્શાવી છે. પુસ્તકમા આ વિષયને પૂરતો ન્યાય મળે એવી અને એટલી માહિતી આપવાની લેખિકા બહેને કાળજી દર્શાવી છે. ઉપરાંત પુસ્તકનું છાપકામ અને આકૃતિઓ ઘણું સુઘડ છે ગુજરાતની બહેનોને આ પુસ્તક ઘણું ઉપયોગી થશે એક ગુજરાતી બહેનને હાથે આ પુસ્તક લખાઇ બહાર પડે છે એથી અમને વિશેષ આનંદ થાય છે. અમે આ પુસ્તકને સફળતા ઇચ્છીએ છીએ.

**જુવાનોના જંગ:** દ્વિતીય ખંડ: લેખક: શ્રી. માધવલાલ ત્રિભુવન રાવળ પ્રકાશક: શ્રી. લાલજી નાગજી ગણાત્રા, તંત્રી લોહાણા હિતેચ્છુ રાજકોટ, મૂલ્ય રૂ. ૧-૦-૦

લોહાણાઓના જ્ઞાતિ અઠવાડિક 'લોહાણા હિતેચ્છુ'ની ભેટ તરીકે આ પુસ્તક પ્રકટ થયું છે એનો પહેલો ખંડ ગયે વર્ષે પ્રકટ થયો હતો આ બીજા ખંડમાં લેખકે વાર્તાનો પ્રવાહ આગળ ધપાવ્યો છે સાથે પ્રથમ ખંડનો સાર પણ લેખકે આપ્યો છે.

**ટેકને ખાતર:** લેખક: શ્રી. પ્રેમચંદજી, અનુવાદક શ્રી શિવશંકર શુકલ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય ૦-૩-૦

પ્રસ્થાન કાર્યાલય તરફથી પ્રકટ થતી સસ્તી ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું આ છઠ્ઠું પુસ્તક છે અને એમાં શ્રી પ્રેમચન્દજીની ત્રણ ઐતિહાસિક વાર્તાઓ આપવામાં આવેલી છે. શ્રી પ્રેમચન્દ-

ની નવલિકાઓથી ગુજરાત હવે સુપરિચિત થઈ ગયું છે એટલે તેમની કલા વિષે ઝાઝું લખવા જેવું રહ્યું નથી. ત્રણેય વાર્તાઓ સુંદર તેમજ રોચક છે

ત્રણ નાટકોઃ પ્રયોજક· શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા, નાગર ફળીયા સુરત મૂલ્ય ૦–૫–૦

શાળાઓમાં ભજવી શકાય એવા ત્રણ નાટકો (વકીલાત, ફોઇબા અને મજુરીઓ) દરેક નાટકોનાં સારાં તત્વો બતાવે છે. વકીલાતમાં આજનાં વકીલ જીવનનું કરુણ દશ્ય રજુ કર્યું છે. મજુરીઓ પ્રહસન હોઇ રમુજ આપે એવું છે 'ફોઇબા' ખાસ છોકરીઓ ભજવી શકે એટલા માટે રચાયલું છે ત્રણે નાટકો ભજવવા જેવાં છે.

ગરીબની દુનિયા· સર્જકઃ શ્રી. જયંત ટાંક, કિરીટ પ્રકાશન મંદિર, વાડીપરા રાજકોટ, મૂલ્ય ચાર આના.

લેખકે વિદ્યાર્થીજીવન દરમ્યાન લખેલી નવલિકાઓનો આ સંગ્રહ છે અને એમાં ઝુંપડીવાસીઓના ત્રાસથી મજુર વર્ગને કે ધનવાનોના ત્રાસથી ગરીબ વર્ગને જે સીતમો સહવા પડે છે તેનો ચિતાર અપાયલો છે લેખકનો પ્રયાસ ઉત્તેજનને પાત્ર છે

શ્રી ભાગવત પ્રવેશિકા· લેખક· શ્રી મૂળશંકર કેશવરામ શાસ્ત્રી પ્રકાશક શ્રી ચુનીલાલ વિઠ્ઠલદાસ સુરતવાળા મૂલ્ય ૦–૧૨–૦

"શ્રીમદ્ ભાગવતને સમજવામાં તેનાં રહસ્યો ને ગુપ્ત ભાવોને ખોલવામાં, તેના અલંકારો અને અંગોને જણાવવા હજુ તેની પાછળ રહેલાં ચિત્રો દેખાડી દેવા" ના હેતુથી આ પુસ્તક લખાયું છે અને તે ભાવિકોને ઉપયોગી થઇ પડે એવી સાદી અને સરળ ભાષામાં છે.

પ્યારા નબી· મૂળ લેખક સૈયદ નવાબઅલી સાહેબ ભાષાંતરકાર 'વફાદાર' રાંદેરી, રાંદેર કિંમત ૩ આના.

હજરત મુહમ્મદની આ જીવનકથા બાલોપયોગી રીતે લખાયલી હોય, તે આપમેળે પાત્ર કરી છે એ ટુંકવખતમાં જ એની બીજી આવૃત્તિ પ્રકટ થાય છે એ બતાવે છે.

ઉદગીત અને બીજાં કાવ્યો. લેખક· શ્રી. હીરાલાલ દ. મહેતા, નેશનલ ટ્રેડિંગ સોસાયટી રંગુન મૂલ્ય આઠ આના

લેખકનાં ભક્તિભાવભર્યાં ગીતોનો આ સંગ્રહ છે. અને એમાં જુદા જુદા ભાવે પ્રભુનું સંકીર્તન કરવામાં આવેલું છે

ગ્રામજીવન લેખક. શ્રી. મનુ દ રવે, કારેલી બાગ, વડોદરા કિંમત ૦–૩–૦

નામ પ્રમાણે ગ્રામજીવનનું વર્ણન કરતું આ કાવ્ય ગ્રામજીવનની સુંદરતા ઠીક બતાવે છે

કચ્છનો જ્યોતિર્ધર લેખક. શ્રી પુરુષોત્તમ મુલજી શેઠ, મુંદ્રા (કચ્છ)

કચ્છના રાજકીય ઇતિહાસના એક નરપુંગવ મહાવીર મેઘજી શેઠનું આમાં જીવન આલેખાયું છે.

'દેશમિત્ર' નો કૃષ્ણજયન્તી અંક· સુરતથી પ્રકટ થતાં જુના અઠવાડિક 'દેશમિત્ર' ના આ અંકનું સંપાદન શ્રી મંજુલાલ વ્યાસ (મધુપ) અને શ્રી 'સુધીર' મુનશીને હાથે થયું છે. આ અંકમાં કૃષ્ણજીવનને લગતા નહિ પણ બીજા કેટલાક સારા લેખો છે શ્રી રમણલાલ દેસાઇ અને શ્રી રાયચુરાની નવલિકાઓ સારી છે શ્રી. ચન્દ્રિકા પાઠકજીનું કાવ્ય 'ગિરનારને' અને પંડિત શ્રી ઓમકારનાથજીનું 'તપસ્વી' કાવ્ય પણ સારું છે ઉપરાંત બીજા હાસ્યરસિક લેખો તેમજ સામાજીક વાર્તાઓ, પદ્યો વગેરે આમાં છે ચાર આનામાં અંક સારું વાચન પૂરું પાડે છે.

આપણા આર્થિક પ્રશ્નો લેખકઃ પ્રો વાડીઆ અને પ્રો રાવ વિલ્સન કોલેજ મુંબાઇ; પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર મૂલ્ય પાંચ આના

આપણી આર્થિક પરિસ્થિતિનો ચિતાર આપતી આ નાનકડી પુસ્તિકા અર્થશાસ્ત્રના વિદ્વાનોને હાથે લખાયલી હોઇ ઘણી ઉપયોગી છે અને આપણી આર્થિક અવદશાનું ઠીક ભાન કરાવે છે

સાભાર સ્વીકારઃ (૧) સુખસાધક કંપનીનું શુદ્ધ ગુજરાતી કાર્તિકી પંચાંગ (૧૯૯૯ નું) (૨) સહાયકારઃ પુ ૧. અંક ૧ તંત્રી 'સંઘ'; પેટલાદ. (૩) નાગર જગતઃ વર્ષ ૧, અંક ૫, ખાડીયા, અમદાવાદ

# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશસ્વિની

```
          ૪ + + ૫ +
          ૮ + ૫ + ૯
        -------------
          ૪ ૨ ૮ + ૭ +
        ૧ ૨ + ૬ ૧ + ×
        ૪ ૭ + + ૩ × ×
      ૯ + ૩ ૦ ૬ × × ×
    ૩ ૨ ૫ + ૨ ૪ × × × ×
    -------------------
    ૩ + + ૪ ૬ ૪ + ૨ ૯ ૭
```

ગયા વખતના જેવોજ એક બીજો પાંચ સંખ્યાનો ગુણાકાર અત્રે આપ્યો છે. તેમાં ( + ) આવી ચોકડીવાળા આંકડાઓ ગુમ થયા છે. નીચેના સરવાળામાંથી પણ ( + ) ચોકડીવાળા આંકડા ગુમ થયા છે. આપેલા આંકડાપરથી એ કઇ સંખ્યાનો ગુણાકાર છે તે શોધી કાઢો અને ચોકડીવાળા આંકડા પુરા કરો.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના **બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વધુ લખી શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે

## જુલાઇ માસનું પરિણામ

ખરો જવાબ નીચે પ્રમાણે છે

( ૧ ) કાન્તાના ઉપડયા બાદ કુસુમ તેને ૧૧ કલાકે ૨૯૭ માઇલના અંતરે પકડી પાડશે.

( ૨ ) કૈલાસ પોતાના ઉપડયા બાદ કાન્તાને ૯ કલાકે ૩૫૧ માઇલના અંતરે પકડી પાડશે.

( ૩ ) કાન્તાને પકડયા પછી કૈલાસ બે કલાકમાં કુસુમને પકડી પાડશે

આ પ્રમાણે કુલ ૨૨ જવાબ આવ્યા હતા. તેમાંથી ૧૦ ના જવાબ ખરા અને ૧૨ ના




સ્વદેશ

**સ્ત્રીઓ અને શહેરીજીવનઃ** મુંબાઇ ઇલાકા સ્ત્રીસભા તરફથી ઑગસ્ટની આખરે એટહોમનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમા "હિન્દી સ્ત્રીઓ અને શહેરીજીવન" એ વિષે બોલતાં મુંબાઇના મેયર શ્રી વી. એમ ચંદાવરકરે જણાવ્યું હતુ કે "બ્રિટિશ અમલ શરૂ થયા બાદ સમાજ સુધારાની ચળવળ શરૂ થઇ હતી. સ્વ. દાદાભાઈ નવરોજીએ સ્ત્રીકેળવણીનો સવાલ ઉપાડી લઇ સ્ત્રીકેળવણીને આગળ ધપાવવા ઘણી સેવા કરી હતી ધીમે ધીમે સ્ત્રીકેળવણી વધી છે અને આજે સંખ્યાબંધ સ્ત્રીઓને ઉંચી કેળવણી મેળવતી જોઇએ છીએ. સ્ત્રીકેળવણી સાથે સમાજ સુધારો પણ આગળ વધ્યો છે આજે એકલા હિન્દુ સમાજમાંથી જ નહિ પણ બીજી કોમોમાથી પણ જુના અને સંકુચિત રીવાજો તેમજ વહેમો નાબુદ થએલા જોવામા આવે છે સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની હિલચાલ અંગે બીન કોમી પ્રકારની રહી છે. અને ધારાસભાઓમાં સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો છે. તે પહેલાં પણ સ્ત્રીઓ આગળ વધી હતી અને ૧૮૮૫ ની હિન્દી રાષ્ટ્રીય મહાસભામા ચાર પ્રતિનિધિ બહેનો હાજર હતાં મુંબાઇમાં સ્ત્રીઓએ સ્ત્રીજાતિ તરીકે નહિ પણ શહેરીઓ તરીકે શહેરી જીવનમાં હિસ્સો આપવો જોઇએ. આપણા દેશમાં કોમી ભેદભાવ તો છે; હું સ્ત્રી પુરૂષના જાતિ ભેદ જોવા નથી ઇચ્છતો. સ્ત્રીઓએ ઘણી બાબતોમાં આગળ પડતો ભાગ લીધાના દાખલા ઇતિહાસમા જાણીતા છે."

## ઇશુ અને ગાંધી

જ્યારે હું ગાંધીનો વિચાર કરૂં છું ત્યારે મને ઇશુનો વિચાર આવે છે. ગાંધી ઇશુનું જીવન જીવે છે, ઇશુના શબ્દો ઉચ્ચારે છે, ઇશુની જેમ સહન કરે છે અને એક દિવસ પૃથ્વી પર સ્વર્ગ ઉતારવા માટે તે પોતાના આત્માનો ભોગ આપશે.

રેવ. જોન હેઇન હોમ્સ

**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાન્તાકુઝ શાળાનો** અને ૧૯૨૯-૩૦ અને ૧૯૩૦-૩૧ નો બે વર્ષનો હેવાલ અમને મળ્યો છે એ હેવાલ ઉપરથી મંડળે બે વર્ષ દરમ્યાન કરેલી ઉપયોગી પ્રવૃત્તિનો સારો ખ્યાલ આવી શકે છે. મંડળ તરફથી વ્યાખ્યાનો, સ્ત્રીઓને લગતા ઉદ્યોગવર્ગો, શિક્ષણવર્ગો, ભરત, ગુંથણ, સિવણ, સંગીત આદિ વર્ગો, રેંટિયા વર્ગ વગેરે નિયમિત પ્રવૃત્તિ ચાલે છે હાલમાં મંડળે સીનેમા દ્વારા શિક્ષણ પ્રચારની યોજના કરી છે. ઉપરાંત કન્યામંડળ સ્થાપ્યું છે અને કન્યાઓને આનંદ પર્યટનોમા લઇ જઇ ભુગોળ, ઇતિહાસ તથા કુદરતનો અભ્યાસ કરાવવાની પ્રશસ્ય પ્રવૃતિ ઉપાડી છે મંડળ તરફથી બે વર્ષ દરમ્યાન જુદા જુદા વક્તાઓ પાસેથી ઉપયોગી વિષયો પર ૧૬ વ્યાખ્યાનો અપાયા હતા. આમ મંડળ અનેક રીતે પ્રશસ્ત પ્રવૃત્તિ કરી રહ્યું છે અને તે માટે પ્રમુખ બહેન, ઉપપ્રમુખ બહેનો, મંત્રીબહેનો તેમજ વ્યવસ્થાપક સમિતિની સભ્ય બહેનો અભિનંદનને પાત્ર છે.

શાન્તાકુઝમાં સ્વદેશી બજાર શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની શાન્તાકુઝની શાખા

એટલે કે તા. ૨૦ મી સપ્ટેમ્બરે અનેક બહેનોએ ઉપવાસ કર્યા હતા. સૌ. અવંતિકાબાઈ ગોખલેએ ૨૪ કલાક અખંડ રેંટિયાની યોજના કરી હતી. કેટલાક બહેનોએ અસ્પૃશ્યોને મંદિરોમા દર્શન કરવા જવા દેવા કે કેમ તેને લગતા મત મંદિરોના દરવાજા આગળ ઉભા રહી લીધા હતા અને તેમાં ઘણા મત અસ્પૃશ્યોને મંદિરમાં દર્શન કરવા જવા દેવાની તરફેણમાં મળ્યા હતા.

પૂ. કસ્તુરબા સાબરમતી જેલમાં સજા ભોગવતાં હતાં તેમને યરવડા જેલમાં લાવી મ ગાંધીજી પાસે રાખ્યાં છે

અમદાવાદમાં શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠને હાથે, અસ્પૃશ્યો માટે મંદિર ખુલ્લું મૂકાયું છે. શ્રીમતી સરલાદેવી અંબાલાલનાં પ્રમુખપદે મળેલી મોટી સભાએ અંત્યજોને મંદિરમા દાખલ કરવાનું તેમજ બીજા જાહેર સ્થાનોમાં જવાની છૂટ આપવાનું ઠરાવ્યું હતું. પ્રાર્થના પણ કરવામા આવી હતી

વર્ધામાં શ્રીમતી જાનકીબાઈ બજાજે અખંડ ચરખા યજ્ઞ કર્યો હતો

અખિલ બિહાર શ્રી

## મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

| | | | |
|---|---|---|---|
| ૨૩૫૩ | શ્રીમતી કિશન ધુમટકર | મુંબાઈ | વટહુકમ |
| ૨૩૫૪ | ,, વીરમતીબહેન શાહ | માતર | ૬ માસ |
| ૨૩૫૫ | ,, ચંચળબેહેન પટેલ | ,, | — |
| ૨૩૫૬ | ,, ડાહીબહેન પટેલ | બોરીઆવી | — |
| ૨૩૫૭ | ,, દીવાળીબહેન પટેલ | ,, | — |
| ૨૩૫૮ | ,, જયાબહેન દેસાઈ | મહેમદાવાદ | પાંચ માસ સખ્ત |
| ૨૩૫૯ | ,, સુરજબહેન વ્યાસ | બોરસદ | — |
| ૨૩૬૦ | ,, લલિતાબહેન | ,, | — |
| ૨૩૬૧ | ,, ચંચળબહેન | ,, | — |
| ૨૩૬૨-૬૭,, | ૭ બહેનો | ,, | — |
| ૨૩૬૮ | ,, કુસુમબહેન દેસાઈ | જંબુસર | — |
| ૨૩૬૯ | , કમલાદેવી શર્મા | અલાહાબાદ | રૂ. ૨૦૦ દંડ |
| ૨૩૭૦-૭૫,, | ૬ બહેનો | દિલ્હી | ૫ માસ સખ્ત |
| ૨૩૭૬ | ,, સરલાદેવી | કલકત્તા | — |
| ૨૩૭૭ | ,, સુનીતિબાલા કાર | ,, | બે માસ સખ્ત |
| ૨૩૭૮ | ,, કનકપ્રભા રોય | ,, | ,, |
| ૨૩૭૯ | ,, મનોવાસિની બસુ | ,, | ,, |
| ૨૩૮૦ | ,, લાવણ્યપ્રભા ચંદા | ,, | — |
| ૨૩૮૧-૮૫,, | પાચ બહેનો | ,, | — |
| ૨૩૮૬ | ,, શતદલવાસિની સરકાર | ,, | ૪ માસ સખ્ત |
| ૨૩૮૭ | ,, વીણાવાણી ગોસ્વામી | ,, | ,, |
| ૨૩૮૮ | ,, સાવિત્રીદેવી | ,, | ,, |
| ૨૩૮૯-૯૩,, | પાંચ બહેનો | ,, | ,, |
| ૨૩૯૪ | ,, રાધારાણીદેવી | ,, | ,, |
| ૨૩૯૫-૦૧,, | ૭ બહેનો | ,, | ,, |
| ૨૪૦૨-૧૨,, | ૧૧ વિદ્યાર્થીનીઓ | ,, | — |
| ૨૪૧૩ | ,, કનકપ્રભા રોય | ,, | — |
| ૨૪૧૪ | ,, સુનીતિ કાર - | ,, | — |
| ૨૪૧૫ | ,, નંદવાસિની બસુ | ,, | — |
| ૨૪૧૬ | ,, તરલતા મલિક | જેસોર | — |
| ૨૪૧૭ | ,, જમુનાબાલાદેવી | ,, | — |
| ૨૪૧૮ | ,, કાલિવાસીદેવી | ,, | — |
| ૨૪૧૯ | ,, કુલબહાર બીબી | વિક્રમપુર | — |
| ૨૪૨૦ | ,, પ્રભાલક્ષ્મીદેવી | મુનશીગંજ કોર્ટ ઉઠતાં સુધી | |
| ૨૪૨૧-૨૩,, | ત્રણ બહેનો | ,, | ,, |
| ૨૪૨૪-૩૪,, | ૧૧ બહેનો | બાલાસોર | — |
| ૨૪૩૫-૩૮,, | ચાર બહેનો | લાહોર | ૫ માસ સખ્ત |
| ૨૪૩૯ | ,, ગૌરીદેવી | કટક | ૩ માસ સખ્ત |
| ૨૪૪૦ | ,, રૂકમણીદેવી | , | ,, |
| ૨૪૪૧-૪૫,, | પાંચ બહેનો | ગયા | — |

પરિષદની સ્વાગત સમિતિએ બીરારની સ્ત્રીઓને અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવાની પ્રતિજ્ઞા લેવા વિજ્ઞપ્તિ કરી છે

મદ્રાસની હિન્દી સ્ત્રીઓની એસોસીએશનની સમિતિએ અંત્યજોની સામાન્ય મુશ્કેલીઓ દૂર કરી તેમને માટે મંદિરો, કુવાઓ, રસ્તાઓ શાળાઓ વગેરે ખુલ્લાં મૂકવા ઠરાવ કર્યો છે. આને લગતી પ્રવૃત્તિ પણ સમિતિએ ઉપાડી છે.

લંડનમાં મ. ગાંધીજી ઉતર્યાં હતા તે કીંગસ્લી હૉલની રસોયણ મીસ આદ્રા વેરટે તા ૨૦મીએ ૨૪ કલાકના ઉપવાસ કરી મહાત્મા ગાંધીજીને બળ મળે એવી પ્રાર્થના કરી હતી.

જીનેવામા મળેલા સુલેહ અને સ્વતંત્રતા માટેના આંતરરાષ્ટ્રીય મહિલા સંઘે મી રામ્સે મેકડોનાલ્ડને તાર કરી ઉપવાસ કરીને ગાંધીજી મરણને શરણ થાય એવો જે સંભવ ઉપસ્થિત થયો છે તે માટે પોતાનો ખેદ દર્શાવ્યો હતો.

## ગરીબોના બેલી ગાંધી

એ કંગાળ લોકોને મહાત્મા ગાંધી પોતાના કેમ લાગે છે ? તેનુ કારણ એજ છે, કે પોતાનાં સર્વ દુઃખોમાં મહાત્માજી સમભાગી છે એ વાત તેઓ જાણે છે તેમનાં દુઃખોથી તે દુખી થાય છે, તેમની માફકજ તે જાડુ પાતળુ અન્ન ખાય છે અને તેમની માફકજ તે પછેડી ઓઢે છે

દીનબંધુ એન્ડ્રુઝ

### મુંબાઈ

મુંબાઈમાં ગયા માસ દરમ્યાન, મુંબાઈ સ્વદેશી સંઘ તરફથી સ્વદેશી સપ્તાહ ઉજવવામાં આવ્યું હતું. તેને લગતુ, ભારત ઉદ્યોગદર્શન, વનિતાવિશ્રામ હૉલમાં શ્રીમતી કમળા નેહરૂએ ખુલ્લુ મૂક્યુ હતુ. શ્રીમતી કમળા નેહરૂએ સ્વદેશી વસ્તુઓનો વપરાશ વધારવાની, અને ખાસ કરીને ખાદીને અપનાવવાની વિનતિ કરી હતી સપ્તાહ દરમ્યાન સ્વદેશી સંઘના સભ્યો બનાવવાની, ખાદી વેચવાની, તેમજ અન્ય સ્વદેશી વસ્તુઓનાં વેચાણમાં બહેનોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. સપ્તાહ દરમ્યાન એક દિવસ ખાસ મહિલા દિન રાખવામાં આવ્યો હતો તેને લગતુ ખાસ મહિલા સ્વદેશી બજાર શ્રીમતી શારદા બહેન મહેતાના હાથે ખુલ્લુ મૂકાયુ હતુ. ઉપરાંત સુંદર પોશાકની હરિફાઈ અને કાંતણની હરિફાઈ પણ ગોઠવવામા આવી હતી. સ્વદેશી સપ્તાહને સફળ બનાવવામાં બહેનોએ સારો હિસ્સો આપ્યો હતો

ગયા માસ દરમ્યાન હિન્દુસ્તાની સેવાદળના એક આગલા વ્યવસ્થાપિકા કુમારી હિરાન ઘુમટકરને વટહુકમ પ્રમાણે ગિરફતાર કર્યાં છે

### ગુજરાત

અમદાવાદમા ગાંધીદિનને અંગે ગઇ તા ૪ થીએ શ્રીમતી મૃદુલા બહેન અંબાલાલની આગેવાની હેઠળ ખાદી વેચાણ થયું હતું.

માતરમાં રાજકીય પરિષદ ભરવાનો પ્રયત્ન કરવા માટે ઓગસ્ટની આખરે પરિષદનાં પ્રમુખ શ્રીમતી વીરમતી બહેન માધવલાલ શાહ અને સ્વાગત પ્રમુખ કુમારી ચંચળ બહેન પટેલને ગિરફતાર કર્યાં હતાં શ્રીમતી વીરમતી બહેનને ૯ માસની સજા થઈ છે

ગાંધી દિનને અંગે બોરીઆવી ખાતે શ્રીમતી કાશી બહેનની સરદારી હેઠળ સરઘસ કાઢવામા આવ્યુ હતુ. સરઘસને અંતે સભા ભરી ધ્વજવંદન કરવામાં આવ્યુ હતુ સાંજે પાછું સરઘસ કાઢવામાં આવ્યું હતુ

આણંદ તાલુકા રાજકીય પરિષદને અંગે શ્રીમતી મણીબહેન છોટાભાઈ પટેલ અને શ્રીમતી દીવાળીબહેન પટેલને ગિરફતાર કર્યા છે

મહેમદાવાદ તાલુકા પરિષદને અંગે શ્રીમતી જયાબહેન દેસાઈને ગિરફતાર કરી પાંચ માસ સખ્ત કેદની સજા કરી છે.

બોરસદ તાલુકાના ૩૧ માં સરમુખત્યાર શ્રીમતી સુરજબહેન વ્યાસ અને રાસના થાણાદાર શ્રી લલિતાબહેનની સરદારી હેઠળ ૮ બહેનોની ટુકડી પોલીસ પહેરા નીચે મૂકાયેલા ઉભા પાક પર આક્રમણ લઈ જતાં ૧૦ બહેનોમાંથી ૯ બહેનોને પકડયાં છે.

જંબુસર તાલુકા રાજકીય પરિષદ ભરવાની આગેવાની લેવા માટે શ્રીમતી કમળા દેવી શર્માને ગિરફતાર કર્યા છે. તેમને રૂ. ૨૦૦ દંડની સજા થઈ છે.

મીરઠ રાજકીય પરિષદને અંગે સજા પામેલાં શ્રીમતી વિદ્યાવતીને નાદુરસ્ત તબીયતને અંગે પેરોલ પર છોડયા છે.

દિલ્હીમાં આંધી દિનને અંગે સ્વ. સ્વામી શ્રદ્ધાનંદનાં પુત્રવધુ શ્રીમતી ચંદ્રાવતી સાથે ૬ બહેનોને પકડયાં હતાં તેમને પાંચ માસ સખ્ત કેદની સજા થઈ છે.

શીમળામાં વડી ધારા સભાની બેઠકમાં જણાવાયું હતું કે સવિનય કાનૂન ભંગની

માસ સખ્ત કેદની સજા થઇ જતિનદાસ દિનને અંગે શ્રીમતી રાધારાણીદેવી અને બીજી ૭ હિન્દુ વિધવા બહેનોને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે ગઇ તા. ૨૨ મીએ કલકત્તાની ૧૧ વિદ્યાર્થીનીઓને પોલીસે ગિરફતાર કરી છે.

કલકત્તામાં ભારત સ્ત્રીમંડળ તરફથી લોર્ડ સિંહાએ સ્વદેશી પ્રદર્શન ખુલ્લુ મૂક્યું હતું.

કાર્તિકપુર યુનીયન કોર્ટ ઉપર ચોકી કરવા માટે શ્રીમતી કનક પ્રભા રોય, શ્રીમતી સુનીતિ કાર અને નંદવાસિની વસુને ગિરફતાર કર્યા છે.

જેસોરમાં વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવા માટે શ્રીમતી તરૂલતા શ્રીમતી જમુનાવાલા દેવી અને શ્રીમતી કામિનીદાસીદેવી ગિરફતાર થયા છે.

વિક્રમપુર સત્યાગ્રહને અંગે શ્રીમતી કુસુમ બીબીને ગિરફતાર કર્યા છે.

મુનશીગંજમાં શ્રીમતી પ્રભાલક્ષ્મીદેવી અને બીજી ત્રણ બહેનોને બૃદ્ધવયને કારણે કોર્ટ ઉઠતા સુધીની સજા કરી છે

બાલાસોરમાં સરઘસ કાઢવા માટે ૧૧ બહેનોને ગિરફતાર કર્યા છે.

પંજાબ, બિહાર

લાહોરમાં રેલ્વેટ્રેનની સાંકળ ખેંચીને ગાડી થોભાવી દેખાવ કરવા માટે ચાર બહેનોને પાંચ માસ સખ્ત કેદની સજા થઇ છે. એક બહેનને રેલ્વે કાયદા મુજબ રૂ. ૨૫ દંડની વધુ સજા થઇ છે.

કટકમાં શ્રીમતી ગૌરીદેવી અને શ્રીમતી હરણીદેવીને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ.

બિહાર પ્રાંતિક પરિષદને અંગે સભામાં પાંચ બહેનોને ગિરફતાર કરી છે

[ ૨૭-૯-૩૨



અસ્પૃશ્યતા નાબુદ થવી જ જોઇએ—

"યાદ રાખજો કે મહાત્મા ગાંધીજી કાંઇ સદીમાં બે વાર જન્મવાના નથી. સદીઓ પછી એવા સતપુરૂષનો જન્મ થાય છે. તેમણે અસ્પૃશ્યતા ટાળવા માટે પ્રતિજ્ઞા લીધી છે અને તે નાબુદ થવીજ જોઇએ. અસ્પૃશ્યતાને જેવો શબ્દ જ હવે રહેવો ન જોઇએ અસ્પૃશ્યતાને ખાતર તેઓ મરણ પથારીએ સૂતા છે તેઓ જીવતા રહે એમ આપણે ઇચ્છીએ છીએ.

પંડીત મદનમોહન માલવીયા

આપવાથી હિંદુ સમાજ છિન્ન ભિન્ન થવાની જે ધાસ્તી ઉભી થઈ છે તેને પરિણામે મહાત્માજીએ મરણ પર્યંત ઉપવાસ કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે તેથી અમો હિંદની સ્રીઓનાં હૃદય કમકમી ગયાં છે વડા પ્રધાને મહાત્માજીની પ્રતિજ્ઞાના જવાબમાં ફરીથી એમ જણાવ્યુ છે કે, કોમી સવાલના સંબંધમાં સરકારે આપેલો ચુકાદો કાયમજ રહેશે, સિવાય કે હિંદુઓ વચ્ચે એવી મજબુતી થાય કે પછાત વર્ગો અલાહેદાં મતદાર મંડળની માગણી જતી કરવાને લલચાય જે એવી સંમતિ તુરતજ પેદા નહિ કરી શકાય તો

આ સંજોગો વચ્ચે હિંદની સ્રીઓએ કહેવાતા પછાત વર્ગોને અમારા ભાઇઓને આ બારીક મામલામાં અમારી સાથે સામેલ થવાની અને મહાત્માજીનો જાન તથા હિંદનું ભાવિ રક્ષવાના કામમાં મદદ કરવાની અરજ કરીએ છીએ. અમે જાણીએ છીએ કે તમે તમારા ઉપર નખાયલા સામાજીક બંધનોને લીધે ઘણુ સહન કર્યું છે, સદીઓ સુધી વેઠયુ છે અમે નિશ્ચય કર્યો છે કે હવે તમારે વધુ વખત વેઠવું પડશે નહિ. અમે પણ જાણીએ છીએ અને તમે પણ જાણો છો, તેમજ આખુ જગત જાણે છે કે મહાત્માજી

# નોંધ

**ઘણું જીવો ગાંધીજી !**

માનવજાતિના ઇતિહાસમાં કદિએ ન બનેલો એવો બનાવ ગયા માસ દરમ્યાન ભારતવર્ષમાં બન્યો છે એ બનાવથી આજે હિન્દુસ્તાનનું એક બાળક પણ અજ્ઞાત નથી. હિન્દુ સમાજના એક અંગસમા અસ્પૃશ્યોને–હરિજનોને હિન્દુસમાજમાંથી વિખુટા પાડી, તેમને અલગ મતદારી આપવાનો ના. વડા પ્રધાને કોમી ચુકાદામાં નિર્ણય આપ્યો. એ અલગ મતદારીથી હિન્દુ સમાજને માથે અસ્પૃશ્યતાનું કલંક કાયમનું રહી જાય છે અને અસ્પૃશ્યો સદા કાળ અસ્પૃશ્યો રહે એમ હોય, મ. ગાંધીજીને પણું લાગી આવે એ વદન સ્વાભાવિક છે મ. ગાંધીજીએ હિન્દુ સમાજને માથેથી અસ્પૃશ્યતાનું કલંક નાબુદ કરવા અખૂટ પ્રયત્ન કરેલા છે એ સુવિદિત છે અને જ્યારે ને ત્યારે મ. ગાંધીજી હિન્દુ સમાજમાંથી એ કલંક નાબુદ થાય એવી ઝંખના કરે છે આથી, મ. ગાંધીજીએ, કોમી ચુકાદાની જાહેરાત થાય તેના ઘણા સમય પહેલાં હિન્દી વઝીર સર સેમ્યુઅલ હોરને તા. ૧૧મી માર્ચે પત્ર લખી જણાવ્યું કે " જો ના. શહેનશાહની સરકાર અસ્પૃશ્ય વર્ગો માટે જુદી મતદારી આપતો નિર્ણય આપે તો હું મરણ પર્યંતના ઉપવાસ આદરીશ." સવેળાની ચેતવણી અપાયા છતાં બ્રિટિશ સરકારે તેની જરા પણ દરકાર ન કરી અને ના. વડા પ્રધાને પોતાના કોમી ચુકાદામાં અછૂત-વર્ગો માટે અલગ મતદાર મંડળની યોજના કરી. પરિણામે મ. ગાંધીજીએ ના. વડા પ્રધાનને, તા. ૨૦ મી સપ્ટેમ્બરને રોજ બપોરના બાર વાગ્યાથી, અછૂત વર્ગોને અલગ મતદાર મંડળ આપવા યોજના પડતી ન મુકાય ત્યાં સુધી મરણ પર્યંતના ઉપવાસ કરવાનો પોતાનો અંતિમ નિર્ણય જાહેર કરી દીધો અને તા. ૨૦ મી સપ્ટેમ્બરથી મારેલા સમયે જ મ. ગાંધીજીએ એ ઉપવાસ શરૂ કરી દીધા હતા.

આ નિર્ણયને લગતો પત્રવ્યવહાર તા. ૧૨ મી સપ્ટેમ્બરને રોજ પ્રકટ થતા આખા હિન્દમાંજ નહિ પણ આખી દુનીયામાં પ્રચંડ ખળભળાટ મચી ગયો છે ભારતના ઇતિહાસના કટોકટીના સમયે મ. ગાંધીજી જેવા પુરૂષવીરનું જીવન ભયમાં આવી પડતા આખુયે ભારત જાગી ઉઠે એમાંય કાંઇ શંકા નહિ મ. ગાંધીજીનુ જીવન બચાવવાનો એક માત્ર ઉપાય હતો કોમી ચુકાદામાં ના. વડા પ્રધાને એવી રીતની છૂટ મૂકેલી છે કે બે વિરોધી પક્ષો તરફથી કોઇ સંમત યોજના રજુ કરવામાં આવે તો તે સ્વીકારાય અને કોમી ચુકાદાની યોજનામાં તે દાખલ કરવામાં આવે એટલે હિન્દુ સમાજને માથે મ. ગાંધીજીનુ જીવન બચાવવાનું કાર્ય આવી પડયુ કોઇપણ ભોગે મ. ગાંધીજીનો ભોગ આપણાથી આપી શકાયજ નહિ એવુ તીવ્રભાન ભારતભરના હિન્દુ આગેવાનોને થયું અને અસ્પૃશ્ય વર્ગના આગેવાનો સાથે મળી કોઇ પણ ભોગે અસ્પૃશ્યો માટે અલગ મતદાર મંડળની યોજના પડતી મુકાય એવી યોજના કરવાની મસલત શરૂ થઇ ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયા, ચક્રવર્તી રાજગોપાલાચારીયર, સર તેજ બહાદુર સપ્રુ, શ્રી જયકર આદિ હિન્દુ આગેવાનો અને શ્રી એમ. સી રાજા, ડૉ. આંબેડકર વગેરે અસ્પૃશ્ય આગેવાનોએ મસલત કરીને અસ્પૃશ્યો અને સ્પૃશ્યો બન્નેને સંમત એવી યોજના ઘડી કાઢી છે અને શનિવાર તા. ૨૪મીએ યરવડા ખાતે તેના પર સહી પણ થઇ ગઇ છે. મ. ગાંધીજીએ પણ એ યોજનાને સંમતિ આપી છે. આમ હિન્દુ આગેવાનોએ સમયસર જાગીને મ. ગાંધીજીનું અમૂલ્ય જીવન બચાવ્યું છે અને ભારતને ભાવિ આપત્તિમાંથી મુક્ત કર્યું છે ના. વડા પ્રધાન તરફથી પણ આ યોજનાને સંમતિ મળી ગઇ છે અને મ. ગાંધીજીએ તા. ૨૬ મીની સાંજે ઉપવાસ છોડયા છે. તેમની તબીયત પણ સુધારા પર છે એટલે હવે આપણે તો

# અમારો આવતો અંક

# દીપોત્સવી અંક

# તરીકે પ્રકટ થશે

## તેમાં પ્રકટ થનારા લેખોની ઝાંખી

**વિહંગદૃષ્ટિ :** શ્રી કેશવ હ. શેઠનું એક પ્રેરક કાવ્ય

**રાંધણ વિદ્યા અને કળા :** ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવેનો બહેનોને ઉપયોગી થાય એવો લેખ

**સોવીએટ રશીયાનો સ્ત્રીસમાજ :** શ્રી નર્મદાશંકર વ. દ્વિવેદીનો અભ્યાસપૂર્ણ લેખ

**કુમારી અંબિકા ધુરંધર .** આ કલાકાર બહેનનું તેમના જ કેટલાક ચિત્રો સાથે પરિચય-ચિત્ર

**નવીન ભારતની યુવતીનો નીતિનો આદર્શ :** ડૉ. અમૃતલાલ હ. પટેલ

**વાતનું વતેસર :** શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારનો હાસ્યરસિક સ્કેચ

**સ્ત્રી-સૌન્દર્ય :** શ્રી જદુરાય ડી. ખધડીયાની સ્ત્રી સૌન્દર્યની રમુજી મિમાંસા

—આ ઉપરાંત—

કવિશ્રી ખબરદાર, કવિશ્રી લલિત, શ્રી. ચાંપશી વિ. ઉદેશી, શ્રી. ઇન્દુલાલ ગાંધી, શ્રી. કૃષ્ણુલાલ. શ્રીધરાણી, શ્રી જનાર્દન પ્રભાસ્કર શ્રી. મોહિનીચંદ્ર વગેરેનાં પ્રેરક કાવ્યો, શ્રી. તારાચન્દ્ર પો. અડાલજાની ઐતિહાસિક વાર્તા, શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠીની ગ્રામજીવનની વાર્તા વગેરે દીપોત્સવી અંકમા પ્રકટ થશે.



વિખ્યાત ચિત્રકાર રાવબહાદુર મ. વિ. ધુરંધરે તૈયાર કરેલ,
" મુંબાઈના સ્ત્રી-પુરૂષો " નામે
**ચિત્રાવલિમાંનું એક સુંદર ચિત્ર : શ્રમજીવી-સ્ત્રી**




પુસ્તક ૧૯ મું ] નવેમ્બર ૧૯૩૨ [ અંક ૪ જો

## વિહંગદષ્ટિ

વસુન્ધરાને વિશાળ આરે,
મુલક-મુલક મન્દિર ઉતારે,
સમીરણને બળ-પ્રસારે, ભલે પધાર્યા ગરૂડરાજ !
પ્રવાસ ખેડી ખંડખંડનો, નિરખ્યો કેવો નારિસમાજ ?
કહેશો શું કંઈ અનુભવ આજ

" અમેરિકાને ધનમદ-શાસન,
" અદાલતે માંડયાં'તાં આસન,
" પ્રેમઝંઝાવે ફેલાયલાં ફૂદાંના ફતવા ને ફરિયાદ;
" દોલતનાં દિલદાર દંપતી, લગ્નભંગની વાંચ્છે દાદ !
" ઊડયો અવલોકી વિખવાદ

" પરિસુરત પારિસની વાટે,
" વિહર્યો'તો સ્મકૂવન ઘાટે;
" છટા છબીલી, નૃત્યે-નખરે રમતી ખેલે અનંગરાસ;
" ભમરા ને ભમરાળીના કંઇ ભાળ્યા પાર્થિવ ભોગવિલાસ!
" ઊડ્યો દીર્ઘ ધરી નિ:શ્વાસ:

" ગ્રીસ-રોમની સૂણી ગાથા,
" રૂપ વ્હે મથ્યા વીર લડ્યા'તા–
" શિયળ ફેડવા રણે ચડ્યા'તા: હૈયે હવસ ઘણો ઉન્માદ;
" કંઇક આરસે કામચુમ્બિતપોં દીઠો નગ્નકલાનો નાદ!
" ઊડ્યો લઇ એ નગ્નની યાદ:

" ઇરાનના મધુ દ્રાક્ષમાંડવે,
" જપાનના વનફૂલ-છોડવે,
" વિહારશોખીન સુન્દરીને ઇન્દ્રવરણી ઈંગિતશતાન;
" મ્હોબતતરસી મીસર-મીના, તુર્કતરુણી મોહકવાન,–
" ન હજ આત્મ ઠર્યો કો સ્થાન:

" દેશદેશના દ્વારે દ્વારે,
" ભમીભમીને ભવસંસારે,
" પૂર્વ સનાતન સંસ્કૃતિ-આરે, મોંઘા મૂક્યા ઉતારા આજ;
" આર્યસુન્દરીનો દીઠો મનભર મીઠો સન્નારી સમાજ.
" નમે નિરખી શિર સહસા જ:

" નહિ એનાં આતિથ્ય પમારી,
" ઇતર નહિ એ શિયળ સુહારો,
" સુવર્ણ ને સુગન્ધમેળ શી ગુણસુન્દર ગૃહિણી એવી·
" ભવશોભન, કુળધર્મનન્દિની, સહેજ જે સ્વાર્પણસેવી,
" દુનિયાભર દુર્લભ દેવી "

કેશવ હ. શેઠ

卐

# રાજ્યનું રત્ન !

અથવા

# સ્વામિભક્ત નથુભાઈ

[ એક પરાક્રમકથા ]

લેખક : શ્રી તારાચંદ પોપટલાલ અડાલજા
'વીરની વાતો'ના કર્તા

## ૧ નવાબ સામે શત્રુતા !

"હજૂર સાહેબ ! વધાઈ !"

હજુરિયાનો હર્ષ માતો નહોતો. ઈનામ મેળવવાની લાલચે તેના હાથ સળવળતા હતા.

"શું છે મેર ?" ઠાકોરે પ્રશ્ન કર્યો.

"બાપુ ! ફતેહ !" જાણે ફતેહનો ડંકો બજાવતો હોય તેમ હજુરિયાએ બંને હાથની તાળી પાડી.

"પણ છે શું ? મા..ના કપાળ ગાંડો થઈ જઈશ !" ઠાકોર મીઠી રોષભરી નજરે તેની સામે જોઈ રહ્યા.

"નથુભાઈ ફતેહ કરી આવ્યા ! નવાબના લશ્કરને ભગાડી મૂક્યું !"

"હેં ?" ઠાકોર ચમકી ઊઠ્યા, "અરરર ! એ તો ભૂંડી થઈ !"

"અરે બાપુ ! એ સોદો તો એજ લાગનો ! એને તો નથુભાઈ જેવા પહોંચે !" ઈનામ મેળવવાની ઉમેદ ઉપર પાણી ફરી વળતું જોઈને એ હજુરિયાએ પોતાનો કક્કો સાચો ઠરાવવા પ્રયાસ કર્યો.

"તું પણ મુરખનો સરદાર જણાય છે. ખંભાતના નવાબ સામે થઈને તેની [illegible] વ્હોરી લીધી એમાં એણે શું ડહાપણનું કામ કર્યું ?"

હજુરિયાઓને ક્ષણે ક્ષણે પોતાના માલિકને મોઢે જુદાં જુદાં ઉપનામો પામવાનો જન્મસિદ્ધ અધિકાર હોય છે ! ઘડીકમાં તેઓ ડાહ્યા ડમરા ગણાય તો ઘડીકમાં મૂરખના સરદાર પણ બની જાય ! તેમને માટે રાજાઓ પાસે જાતજાતના ઈલ્કાબોનો ભંડાર ભર્યો હોય છે !

હજુરિયાને નવાઈ લાગી કે નથુભાઈ ઉપર સદાય પ્રસન્ન રહેતા અને તેના દરેક કાર્યને વધાવી લેતા ભાવનગર નરેશ વખત-સિંહજી આજે આમ ઉંધું કેમ બોલે છે !

હજુરિયા તરફથી મળેલા ખબરથી ઠાકોર એકદમ અસ્વસ્થ થઈ ગયા. ઘડીકમાં આ ખંડમાં આંટા ફેરા મારતા તો ઘડીકમાં દાંત કચકચાવતા તે ક્રોધથી ધુંવાંફુંવાં થઈ રહ્યા.

એકાએક ક્રોધનો ઉભરો બહાર નીકળી પડ્યો, "નથુભાઈ જબરો હઠીલો છે ! એને સારું ના પાડી કે નવાબ સામે આપણે શત્રુતા કરવી નથી, છતાં એણે તો ધાર્યું કર્યું જ. દાઝ એવી ચડે છે કે એ આવે તો મ્હોં પણ ન જોઉં !"

હજુરિયાએ આ શબ્દો સાંભળ્યા, નિશ્ચય

તે સમજી ગયો હતો. ઠાકોરના સ્વાર્થી સ્વભાવે નવાબ સાથે કડવાશ ન કરતાં પોતાના પ્રદેશને સાચવી રાખવાની તેની મનોવૃત્તિએ પોતાના પ્રત્યે અભાવ ઉપજાવ્યો છે એ તેને દીવા જેવું સ્પષ્ટ જણાઈ ગયું. અન્ય સમયે જે નથુભાઈ પોતાનો ક્રોધ દર્શાવવા ન ચુકત તેજ નથુભાઈ આજે વસ્તુસ્થિતિ લક્ષમાં લઈને ગમ ખાઈ ગયા.

જાણે કંઈ બન્યું જ ન હોય તેમ સ્વસ્થતાથી તે પોતાના આસન ઉપર બેસી ગયા.

અત્યારે જરૂર ધાંધલ થશે અને ઠાકોર તથા વજીર વચ્ચે ટપાટપી જામશે એમ માનનારા વિઘ્નસંતોષી—કજીયાના રસીયા દરબારીઓ નિરાશ થઈ ગયા.

એમને એમ સામાન્ય પ્રકારની વાતચીતો કરીને અંતે દરબાર બરખાસ્ત પણ થયો, છતાં કંઈ અણધાર્યું બનવા ન પામ્યું એ જોઈને દરબારીઓને કુતુહલ થયું. આવો ટેકીલો વજીર આજે આવું અપમાન શાંતિપૂર્વક ગળી જાય એ તેમના મનથી અજબ કોયડો હતો।

✠

પરંતુ એ કોયડો અણઉકેલ્યો જ રહ્યો. રોજ નથુભાઈ દરબારમાં આવે, ઠાકોરને સલામ ભરે, ઠાકોર એ સલામ નજ ઝીલે, નથુભાઈ દરબારનું કામકાજ કરી ચાલ્યા જાય: આમ દરબારનો નિત્યક્રમ થઈ પડયો, દરબારીઓને સમજણ ન પડી કે નથુભાઈ ફોડયો કેમ ફોડતા નથી? ઠાકોર સાથે ખુલાસો કેમ કરતા નથી?

### ૪ નથુભાઈ ક્યાં ?

દરબારીઓ અને સરદારોએ નથુભાઈ ઉપર ઠાકોરની અવકૃપા જોઈ, એટલે તેઓ પણ ધીરે ધીરે ઠાકોરનું અનુકરણ કરવા લાગ્યા. નથુભાઈ તરફના તેમના સન્માનમાં પણ દિવસે દિવસે ફેર પડવા લાગ્યો.

નથુભાઈને મતલબી દુનિયાનો આ વખતે ખરો અનુભવ થયો, પરંતુ તે વખત વર્તી ગયો. પોતે જાણે કંઈ જાણતો જ ન હોય તેમ એ રોજ દરબારમાં આવતો, ઠાકોરને સલામ કરતો, ઠાકોર એ સલામ ન ઝીલે તેની દરકાર કર્યા વિના પોતાનું આસન લેતો અને જરા પણ અસ્વસ્થ બન્યા વિના શાંત ચિત્તે રાજકાજનો નિકાલ કરતો.

ઠાકોરને એની આવી બેદરકારી સાલતી. એતો એમજ માનતા હતા કે નથુભાઈ માફી માગશે. બીજાની મારફત વિનંતી કરાવશે, પોતાનું મન મનાવી લેવા ફાંફા મારશે, પરંતુ એમાંનું કંઈ ન બન્યું. એના ઉપર ખીજાવું કે રીઝાવું તેની ઠાકોરને સમજ ન પડી.

એવામાં એક એવો પ્રસંગ બન્યો કે બધાયનું લક્ષ બીજી વાતમાં દોરાયું.

ચીતળ ઉપર ચઢાઈ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. ગોહિલવંશી ભાયાતો ભાવનગરના રાજધ્વજ નીચે એકત્ર થયા, પરંતુ માત્ર ભાયાતોની સંખ્યા પુરતી નહિ પડે તેમ લાગવાથી આરબ, સિપાઈ, આહીર આદિ લડાયક કોમના સૈનિકોની ભરતી કરીને લશ્કર ચિતળ ઉપર ચઢ્યું.

નથુભાઈ તો ઠાકોરની ખફામરજી હોવા છતાં પોતાના માલીકની કીર્તિને ખાતર જીવનની દરકાર છોડીને રણરંગ ખેલી રહ્યો હતો. જીવ સટોસટની લડાઈ ખેલનાર આ વીરનરને જોતાંજ ઠાકોરને તેના તરફ હેતનો ઉમળકો આવતો, પરંતુ ટેક! 'નથુભાઈ મારા વચનોની ફારવટ થઈને નવાબ સામે કેમ ગયો? તેની સાથે હવે મોકળા મનથી કેમ બોલાય?' આવી ખોટી ટેકને લીધે એ હેતનો ઉભરો શમાઈ જતો અને ઠાકોરના મનમાં એની એ ખટક ચાલુ રહેતી.

ચીતળ ઉપર સંપૂર્ણ વિજય મેળવીને

સૈન્ય પાછું ફર્યું. આખા લશ્કરમાં ફતેહનો આનંદ ફેલાયો હતો, ઇનામ મેળવવાની લાલચે સૈનિકોના પગમાં અમણું જોર આવ્યું હતું. ઠાકોર પણ રંગમાં આવી જઇને બધાને શાબાશી આપતા ઘોડો ચલાવી રહ્યા હતા.

એવામાં તેમના પડખેજ ઘોડો ચલાવતા એક કાઠીએ તેમનું લક્ષ ખેંચ્યું.

" શાબાશ ઠાકોર સાહેબ, તમે પણ ભારે પરાક્રમ કર્યું. જીતવું એ કંઇ બચ્ચાંનો ખેલ નહોતો !" એ કાઠી ઠાકોરની સાથે વાતે વળગ્યો

" હોય બા ! એમાં કંઇ મોટી વાત છે ? લડવું એતો રજપૂતોનો ધર્મ છે. " ઠાકોરે વિવેક કર્યો.

" ના, ના, એમ કેમ કહેવાય ? આ વખતે તો તમે ઠીક કાઠીઓનું કાસળ કાઢી નાખ્યું." એ કાઠીએ કટાક્ષભર્યાં વચનો ઉચ્ચાર્યાં અને પોતાની બરછી સાથે ગેલ કરતો હોય તેમ તે ફેરવવા લાગ્યો

કાઠી તો ઠાકોર સાથે વાત કરતો જાય અને પોતાની અણીદાર બરછી આંગળી ઉપર ચકર ચકર ફેરવતો જાય !

ઠાકોર વિમાસણમાં પડ્યા આ કાઠીના વર્તનમાં જરૂર કંઇ ભેદ છે ! અમારે પણ કાઠીઓ સાથે અનેક વખત વેર બંધાયું પડ્યું હતું અને જીતવાની લડાઇએ પણ કાઠીઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો હતો એટલે પોતાના જાત ભાઇઓનું વેર વાળવા તો આ કાઠી નહિ આવ્યો હોય !

તેમણે જોયું કે બરછી જે ઘડીએ કાઠીના હાથમાંથી છૂટી તેજ ઘડીએ પોતાની કાયા વીંધાઇ જવાની કાઠીને ખબર ન પડે તેવી રીતે પોતાના સૈનિકોને ચેતવવા માટે તે વારંવાર આસપાસ જોવા લાગ્યા અને કોઇ પણ સૈનિક નેત્રપલ્લવીમાં સમજી જાય એમ અંતરથી ઇચ્છવા લાગ્યા. પરંતુ સૈનિકો તો બધા વિજયની ધૂનમાં મસ્ત બન્યા હતા. ઠાકોરની મૂંઝવણ તેમના લક્ષમાં ક્યાંથી આવે ?

એક એક ક્ષણ અણમૂલી જતી હતી પોતાનો કાળ સામે આવ્યો હોય એવી ઠાકોરની ખાત્રી થઇ ગઇ.

પોતે જાહેર રીતે–ખુલ્લા શબ્દોમાં પોતાના અંગરક્ષકો કે સૈનિકોને ચેતવે તો તેઓ એ કાઠીને ત્યાંજ પુરો કરી નાખે તેમાં તો શંકા નહોતી, પરંતુ કાઠી પુરો થાય તે પહેલાં તેની બરછી ઠાકોરના અંગમાં પેસી જાય એ પણ એટલુંજ ચોક્કસ હતું શું કરવું તેની તેમને સમજણ ન પડી.

અણીને વખતે તેમને નથુભાઇ યાદ આવ્યો. એ અત્યારે હાજર હોય તો જરૂર પોતાને બચાવે !

જાણે અમરતાજ યાદ કરતા હોય તેમ સૌ કોઇ સાંભળે તેમ ઠાકોર બોલી ઉઠ્યા, " નથુભાઇ ક્યાં છે ? નથુભાઇ ! "

સૈનિકો બધાય ચોમેર જોવા લાગ્યા ઠાકોરનો પડ્યો બોલ ઝીલી લેવા બધાય આતુર હોય તેમ સૌ કોઇ બોલવા લાગ્યા, " નથુભાઇ ક્યાં છે ? નથુભાઇ ક્યાં છે ? "

## ૫. રાજપનું રત્ન !

આમ એક મોઢેથી બીજે મોઢે થતાં થતાં આખા લશ્કરમાં વાત ફેલાણી કે આજ તો ઠાકોર સાહેબ નથુભાઇને યાદ કરે છે ! સૌ કોઇને નવાઇ લાગી.

સૈન્યની પાછળ રહેલા નથુભાઇ વિચારમાં પડ્યા. ' ઠાકોર સાહેબ આમ અત્યારે અચાનક મને યાદ કાં કરે ? જરૂર કંઇ અગત્યનું કારણ હશે. "

તરતજ તેણે પોતાના અશ્વને એડી મારી, સૈનિકોની હારને ભેદીને તે ઠાકોરની નજીકમાં આવી લાગ્યા

જુએ તો કાઠી ઠાકોર સાથે મીઠી મીઠી

વાતો કરે છે, પરંતુ સાથે સાથે બરછી ચકર ચકર ફેરવ્યા કરે છે !

ક્ષણમાત્રમાં નથુભાઇ ખરું રહસ્ય સમજી ગયા ઠાકોરને પોતે ચડાવીને એ કાઠી બધાને અંધારામાં રાખીને ઠાકોરનો ઘાત કરવા માગે છે !

ક્ષણભર તે શાંતિપૂર્વક તેની હિલચાલ જોઇ રહ્યા તેમની ખાત્રી થઇ કે હવે કાઠી ધીરેધીરે પોતાના ખરા સ્વરૂપમાં આવતો જાય છે જો વધુ વખત જશે તો મહા અનિષ્ટ થઇ પડશે !

તેમણે પોતાની બરછી લીધી, આંગળી ઉપર હેલે ચઢાવી અને ચકર ચકર ફેરવતા બરાબર નિશાન તાકીને કાઠી ઉપર ફેંકી.

કાઠીનું અંગ વીંધીને બરછી આરપાર નીકળી ગઇ ! કાઠી ધબ દેતો ઘોડા ઉપરથી નીચે પડયો !

ઠાકોરે પાછળ નજર કરી, જુએ તો, રૌદ્રસ્વરૂપ નથુભાઇ !

" હં હ ! આ શું કર્યું ?" એમ, બબડતા અંડખેપડખેના ભાયાતો અને સામંતો નથુભાઇ ઉપર રાતાપીળા થવા લાગ્યા, પરંતુ નથુભાઇની નજર તો લોહીથી રંગાયલી એ કપટી કાઠીની કાયા ઉપર ઠરી હતી !

ઠાકોર પ્રસન્નવદન નથુભાઇ તરફ જોઇ રહ્યા હતા !

સૌ વિચારમાં પડયા, " આમ કેમ ? "

ઠાકોર મર્માળુ હાસ્ય કરતા બોલ્યા:-

" નથુભાઇ ઉતાવળા તો ખરા નહિ ? બિચારા કાઠીને નાહક મારી નાખ્યો ! તમે બધા એને બચાવવા પણ ન નીકળ્યા ? "

ભાયાતો અને સામંતો વિચારમાં પડી ગયા-ઠાકોર સાહેબ આમ કટાક્ષમાં કેમ બોલે છે ?

નથુભાઇની પડખે પોતાનો ઘોડો લઇ જઇ તેની પીઠ થાબડતા ઠાકોર સૌ સાંભળી શકે તેવા મોટા સ્વરે બોલ્યા, " જુઓ સ્વામિભક્ત સામંત તે આનું નામ ! રાજકાજમાં બળની સાથે બુદ્ધિની પણ જરૂર છે તે આ દાખલાથી સમજી લ્યો. હું વારંવાર તમારા સામે જોઇને ઇશારો કરતો હતો, પરંતુ તમે કોઇ સમજ્યા નહિ, અને આ નથુભાઇ તરતજ ખરો ભેદ સમજી ગયા અને મારી જીંદગી બચાવી. તેણે આ કાઠીને માર્યો ન હોત તો એ કાઠી મનેજ અહીંયા પુરો કરી નાખત ! એનો જેટલો ઉપકાર ગણું તેટલો ઓછો !"

" એ શું બોલ્યા મારા માલિક ! હું તો આપનો સેવક ! માલિકને ખાતર મારો પ્રાણ આપવો પડે તો પણ તે આપવાનો મારો પરમ ધર્મ છે, તો પછી આ કામ તે શી વિસાતમાં ?" નથુભાઇએ નમ્રતાપૂર્વક વિવેક કર્યો

" શાબાશ ! નથુભાઇ ! આજે મારો શેષ સમુળગો નાશ પામ્યો છે. તમે કસોટીમાંથી પાર ઉતર્યા છે તમે ધીરજ, એકનિષ્ઠા અને અભંગ સ્વામિભક્તિથી એ કસોટીમાં શુદ્ધ કુન્દનસમા રજપુત વીરનર નીવડયા છો. એકલા પડે સિંહનો શિકાર કરનાર શરણે આવેલા ભાભીયા ચારણને આશ્રય આપી તેને ખાતર નવાબ સામે બાથ ભીડનાર અને અત્યારે અણીને વખતે મારો જીવ બચાવનાર દેવાણી કુળદીપક નથુભાઇ, ધન્ય છે તમને ! તમે તો મારા રાજ્યના અમુલ્ય રત્ન છો !

" એ બધો આપનો પ્રતાપ ઠાકોર સાહેબ !" નથુભાઇએ પુનઃ વિવેક કર્યો

ઠાકોર સાહેબ આ સ્વામિભક્ત સામંત પ્રત્યે ભાવભીની નજરે જોઇ રહ્યા

આખા લશ્કરમાથી પ્રશંસાના સ્વરો સંભળાયા, "ધન્ય સ્વામિભક્ત નથુભાઇને ! "

---

'આયુષ્યને આંગણે પગ મૂકી રહેલી ભારતીય ચિત્રલેખા'

# કુમારી અંબિકા ધુરંધર



કલાસંપન્ન પિતાની પ્રતિભાનો વારસો મેળવી મુંબાઇ ઇલાકાની સરકારી ચિત્રશાળાની છેવટની પરીક્ષા પસાર કરી ડિપ્લોમા મેળવનાર કન્યાવર્ગમાં પહેલા જ વિદ્યાર્થિનીનો પરિચય કરાવનાર :

શ્રી. રવિશંકર રાવળ

અને

શ્રી જગમોહન શાસ્ત્રી

મુંબાઇ ઇલાકાની સરકારી ચિત્રશાળાની છેવટની પરીક્ષા પસાર કરી ડિપ્લોમા મેળવનાર તરીકે કન્યાવર્ગમાં કુમારી અંબિકા ધુરંધર પહેલ વહેલાં વિદ્યાર્થી છે. તેમના



આરામ

ચિત્રકાર : કુ. અંબિકા ધુરંધર



નારદનુ નૃત્ય ચિત્રકાર : કુ અંબિકા ધુરધર

પિતા શ્રીમાન મહાદેવ વિશ્વનાથ ધુરધર એજ શાળાના મુખ્ય અધ્યાપક અને છેવટના ભાગમાં વાઇસ પ્રિન્સિપાલ તેમજ આખા ઇલાકાના ડ્રૉઇંગ અને ક્રાફ્ટમના ઇન્સ્પેક્ટર તરીકે નોકરીની સફળ કારકીર્દી પૂરી કરી હમણાં જ પેન્શન લીધુ છે પરતુ ઇલાકાના એક નામીચા ચિત્રકાર તરીકેની કીર્તિ તેમની જીંદગીનુ ખરૂ સ્મારક છે. આવા કળાસંપન્ન પિતાની પ્રતિભાનો વારસો પુત્રીએ ઝીલ્યો એ નારીયુગના ઉદયનુ એક કિરણ માની શકાય.

કુમારી અંબિકાનો જન્મ ૧૯૧૨ ની ૪ થી જાન્યુઆરીએ થએલો અને આગલી ઉમરમાં તો એમણે કલમની સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે. ત્રણ વર્ષની ઉમરેથી તેમણે પોતાનો ચિત્રપ્રેમ બતાવ્યો હતો ચિત્રોનાં પરતકો કલાકો સુધી જોયાં કરે, પણ કદી તેનાં પાનાં બગાડે કે ફાડે નહિ ૭ વર્ષની વયે તો તેણે માનવીરૂપો છબડવા માંડયાં. તેમાં ખાસ કરીને સ્ત્રીઓ ને કન્યાઓ વિશેષે કરીને ચીતરતાં. આ ચિત્રો તેમના પિતાએ સંઘરી રાખ્યાં છે તેમાં કળા જેવું કંઈ ન લાગે પણ તેમની બુદ્ધિનું વલણ સ્પષ્ટ સમજી શકાય.

ચોથી મરાઠી ચોપડી પૂરી કરી તેમને અંગ્રેજી અભ્યાસ માટે નજીકની હાઇસ્કુલમાં મૂક્યાં. સોળમે વર્ષે તેમણે પાંચમી અંગ્રેજી પુરી કરી ને સાથે સાથે ડ્રૉઇંગની પ્રાથમિક ને માધ્યમિક પરીક્ષાએ પણ પસાર કરી, એટલે મુંબાઇની ચિત્રશાળાના પ્રથમ વર્ગમાં પ્રવેશ કરવાની યોગ્યતા મળી શાળામાં ચિત્રનો સખત અભ્યાસ કરવા ઉપરાંત લાંબી રજાઓમાં ને ફુરસદને વખતે ઘેર પિતા પાસેથી પણ તેમને નિયમિત તાલીમ મળતી,

પીંછી પર તેમનો હાથ એવો તો જામ્યો છે કે તેલ કે જળરંગના ચિત્રો માટે ઇ. સ. ૧૯૨૮ની સાલથી તેમને સીમલા, મુંબાઇ અને પૂનાનાં પ્રદર્શનોમાં પારિતોષિકો મળતાં આવ્યાં છે ઇ. સ. ૧૯૩૦ માં મુંબાઈ ચિત્રશાળાના એક ગુદસ્ત વિદ્યાર્થી બેન ડોલી ખરસેદજીના સ્મારકના ઇનામની હરીફાઇમાં તે આગળ આવ્યાં ને તેમની કારકિર્દી દીપી નીકળી 'આરામમાં' નામના તેમના ચિત્રની સરસ ગોઠવણ જોઇ પરીક્ષક મંડળે તે પરથી એક મોટું ચિત્ર કરવા કહ્યું અને બધાંને તે એટલું બધું ગમ્યું કે તે પર તેમને બસો રૂપીઆનું ઇનામ આપ્યું એવો જ બીજો ઉજ્જ્વલ પ્રસંગ શાળાની છેલ્લી ડિપ્લોમા પરીક્ષામાં બન્યો એ પરીક્ષા માટે ૬ ફૂટ વ્યાસના અર્ધવર્તુલમાં 'શોકાવસાન' ચિત્ર કરવાનું હતું લગભગ આઠેક માનવાકૃતિઓની રચી પૂર્ણ યોજના, રંગવિધાન વગેરે સાચવીને કુમારી અંબિકાએ તેમાં રૂપાના ચંદ્રક સાથે બીજા નંબરે ડિપ્લોમા મેળવી.

શાળાનો અભ્યાસ સમાપ્ત કર્યાં પછી પણ કુમારી અંબિકાએ ઘર આગળ સખત મહેનત અને અભ્યાસ તજ્યાં નથી હજુ હમણાંજ ૬૪ જોગણીઓ અને અંબિકાવાળું ભરપુર ચિત્રાંકન કરી મુંબાઇના કલાપ્રદર્શનમાંથી તેમણે ઇનામ ખેંચ્યું છે

આયુષ્યને આંગણે પગ મૂકી રહેલી આ ભારતીય ચિત્રલેખા સામે હજુ તો ભવિષ્યનો બહોળો કર્તવ્ય વિસ્તાર પથરાએલો પડ્યો છે, અને કળાનાં કંઇક શિખરો પર તેને ચડવાનું છે તેના પ્રારંભમાં જ આટલી વિદ્યા સામગ્રી તે મેળવી શક્યાં છે. તે માટે તેમને



સાગરસ્નાન

ચિત્રકાર : કુ. અંબિકા ધુરંધર



'જશોદા! તારા કાનુડાને વાર'

ચિત્રકાર કુ અંબિકા ધુરંધર

અભિનંદન ઘટે છે પરમાત્મા તેમને દીર્ઘાયુ બક્ષે ને તેમની મુરાદો પૂર્ણ કરે

[ 'કુમાર'-ચતાંકમાથી ] રવિશંકર રાવળ

### કુમારી અંબિકાની કલા

ગુજરાતી નહિ પણ ગુજરાતમાં જાણીતા ચિત્રકાર, જેણે ચિત્ર જેવી વસ્તુ કલાના રૂપે ઘણાને સમજાવી છે તે રા બ. એમ. વી. ધુરંધર અને હાલે તેમના પુત્રી કુમારી અંબિકા ધુરંધર એ પણ એક ગુજરાતના હિસે વસી રહેલ કલાકાર છે. અનેક તાર ગુજરાતે તેમની કૃતિઓ નજરે નિહાળી પણ હશે, તેમ આ અંકમાં પણ કેટલીક છે.

કેટલાકોએ તેમની કૃતિઓ માટે અનેક અપવાદો રજુ કરેલ છે, કે તેમાં પિતાની કલાની મોટા ભાગે છાયા છે અને તે માટે સર્વ કોઈ શંકા સ્વાભાવિક ધરાવી શકે કે મોટા ભાગે તેમાં પિતાની મદદ હોય છે પણ નજરે નિહાળનાર માણસ સહેજમાં જ વિસરી જઈ શકે કે તે માત્ર જન્મથી જ ઘડાયેલ ભાવના અને વાતાવરણની જ છાપ છે કેટલીક કૃતિઓમાં થી. ધુરંધર અને તેમના પુત્રી એક સરખાં જ ઉતરે છે તે માત્ર ભાવના ને વાતાવરણથી

તેમનો અભ્યાસ કરવાનો ( Studio ) સ્ટુડીઓ તેમના પિતાની અનેક કૃતિઓથી શણગારેલ છે. અને તેજ દૃષ્ટિથી પોતે પોતાની કલાનો ફેલાવો કરે છે જેમ કોઈ પણ કલાકારની કીર્તિ, તેનાથી નહિ, તેની કૃતિથી નહિ, પણ તેની પાછળ રહેલી ભાવનાને પોષનારથી જ અમર બને છે તેમ આ

કુમારીની કૃતિઓએ તેમના પિતાની કલાને વધુ અમર બનાવી છે.

કુમારી અંબિકાની કૃતિના વિષયો અને વાતાવરણ, તેમજ તેની મજાવટ, ગતિ, ઘણા જ-ણ્યામાં ઉભ-રતી આકૃતિ-ઓ, કુદરત અને સૌન્દ-ર્યમાં રંગની મદદથી ઉભ-રાતા આયો-જનો જોયા પછી, સાધા-રણ કલ્પના મઇ આવે કે કેવા કેવી હો-વી જોઇએ ને કેટલી ઉંદે જેવી કે વર્ણ-વવી કઠિન છે, તે ય માલમ પડે. ખરી ક-લાની કૃતિઓ તો તે, જે પો-તાપણું સ્પષ્ટ કરી આપે, જેને વાકયથી કે વાચાથી વ-ર્ણવવી ન પડે.

કુમારી અં-બિકા સ્વપ ચિત્રમાં ખરે ખર કમાલ કરે છે. તેમાંથી દરેક આકૃતિ પોતપોતાની ગતિમાં ને હાવભાવમાં સ્પષ્ટ દેખાય છે તેમ જ એટલા મોટા ગ્રુપમાં સમતોલપણું સારી રીતે સાચવી શકે છે. અને રંગપૂરણી પણ ઘણીજ સ્પષ્ટ રીતે થતી હોવાથી કૃતિ-ને સમજતાં વાર લાગતી નથી.

ગયા વર્ષે જ તેમણે તે-મનો પોતાનો અભ્યાસ મું-બાઇ Art School માં પુરો કરી જી ડી (આર્ટ) નો ડીપ્લોમા મેળવ્યો છે. તે ઉપરાંત તેમણે ઘણા પ્રદર્શનોમાં ઇનામો તથા ચંદ્રકો મેળવી પોતાની તેમ-જ પોતાના પિતાની કલા-નું આભમાન વધાર્યું છે એ બહેનની કલા ઉત્તરો-ત્તર વધુને વધુ વિકાસ પામો એવી આશા-લાષા વ્યકત કરી વિરમીશ.

જગમોહન મીસ્ત્રી

# એ યોગીરાજને ચરણે

લેખિકા: શ્રીમતી તારાબહેન મોડક

ı અભ્યાસ કરતી હતી ત્યારે પ્લેટોના રિપબ્લીકમાં મેં વાંચેલું કે " Either philosophers must be king or kings must be philosophers. "–તત્વજ્ઞાનીએ રાજા થવું જોઇએ અથવા તો રાજાએ તત્વજ્ઞાની બનવું જોઇએ.

વિચાર તો મને ખુબ ગમેલો. સાચો પણ લાગેલો પણ વધારે પડતો આદર્શવાદી લાગેલો. ચાલુ દુનિયા માટેનો નહિ પણ આદર્શવાદીના વિશાળ હૃદયક્ષેત્રની ઉંચી ને મીઠી સ્વપ્નસૃષ્ટિનો લાગ્યો, સુખી જગતના નિરંકુશ કલ્પના તરંગો માટે યોગ્ય લાગ્યો

તે દિવસે રાજ કારણ અને તત્વચિંતનમાં કશો મેળ લાગ્યો ન હતો લાગ્યું હતું કે રાજકારણમાં બુદ્ધિના અજબ ચમત્કારો હોય, એક બીજાને બુદ્ધિથી ટપી જવાનું હોય; એક બીજાની આંખમાં ધુળ નાખવાનું હોય દ્વેષ હોય, લોભ હોય; ક્રોધ હોય, ઝેર હોય ને વેર હોય

સ્વાર્થ નહીં દુન્યવી સ્વાર્થ તો એનો આત્મા હોય.

લોહી તરસ્યાપણું હોય; અનિષ્ટ ચિંતન હોય શાપ હોય ને તાપ હોય અસત્ય તો હોયજ

માન્યું, હતું કે રાજકારણ એટલે, જંગલીપણું ને ન્હાનપણું

નહોતું લાગ્યું એક કે તત્વચિંતકોનાં સ્વપ્નાં તે તરંગી ભેજાના કચરા તરીકે કહી નાખવાના કુચા કુચા નથી પણ દૈવી ભવિષ્યવાણી છે

આજે એક સાચો તત્વચિંતક એક "ફિલોસફર" એક સાચો ફકીર–એક રાગદ્વેષથી પર યોગી આખી દુન્યાનો રાજા થઈ બેઠો છે રાજકારણની ઉંચી વિદ્યાને મેલી બનાવનાર દુન્યાના સર્વ રાજાઓ અને મુત્સદીઓની આંખ ઉઘાડે છે. દુનિયા આખીના દુખિયાનું દુઃખ એને સળે બાળેછ છે. દુનિયા આખીના પ્રપંચ અને ખટપટ કે ઠગાઈથી એ અકળાતો નથી કારણ સત્ય એના પક્ષમાં છે સાધુતા એને વરેલી છે. પ્રેમને ક્ષમાનો એ અવતાર છે. ક્રોધ ને દ્વેષથી એ પર છે અને સૌથી વિશેષ તો ઇશ્વર ઉપર ભાર મુકી કર્તવ્ય કર્યે જવાનું એનામાં શ્રદ્ધાબળ છે, અને નમ્રતા છે

આજે એનાથી આપણે શોભીએ છીએ પણ આપણાથી એને લાજવું પડે છે. એનાથી આપણું માથું ઉંચું છે પણ આપણાથી એને માથું નીચું ઘાલવું પડે છે

આજે એની જયંતિને શુભ પ્રસંગે એ મહાત્માને ચરણે હૃદય અર્પીએ અને એના થવાની લાયકાત મેળવીએ.

તા, ૨–૧૦–૩૨

———o———

# નવું વર્ષ

( અંજનિ ગીત )

સોનેરી ફૂલ-છાબ ભરીને,
કંઠે કુમકુમ હાર ધરીને,
ભાલ તિલક બીજ ચન્દ્ર કરીને,
વર્ષ નવું ઊભું. ૧

કરમાં નાજુક બીન બજવતું:
વ્હાલપનાં ગરવાં ગીત ગાતું:
માધુર્યે અવનીને ભરતું:
વર્ષ નવુ ઊભું. ૨

ગુલાલ છંટાયા પ્રતિ અંગે:
ચઢતું રમણે રંગે ચંગે:
ગૃહ આંગણું કુદતું સૌ સંગે:
વર્ષ નવું ઊભું. ૩

અભિનવતાના અમૃત ઝીલે:
સત્ય સ્નેહમય વાણી બોલે:
નૌતમ નિત્ય નમેરૂ ખીલે:
વર્ષ નવું ઊભું ૪

નિર્બળને કરતું બળશાળી,
જડતાની કરતું રખવાળી,
ચેતનગંગાને ઉજવાળી,
વર્ષ નવું ઊભું. ૫

મધુકર ગુંજે વન-ઉપવનમાં:
ત્યમ ગુંજતું આ વિશ્વભુવનમાં:
સુંદરતા ઝરતું સ્થળસ્થળમાં:
વર્ષ નવુ ઊભું. ૬

૧૩:૯:૨૮ મોહિનીચંદ્ર



# સોવીએટ રશિયાનો સ્ત્રીસમાજ

લેખક : શ્રી નર્મદાશંકર વ દ્વિવેદી

**રશિયન રાજક્રાન્તિ**

યુરોપીય મહાયુદ્ધ પછી યૂરોપના કેટલાય દેશોમાં વત્તાઓછા પ્રમાણમાં રાજ્યક્રાન્તિ થઇ ગઇ, સમાજ વ્યવસ્થામાં પણ ક્રાન્તિ થાય એવાં બળો ઉત્પન્ન થયાં; પણ રશિયામાં તેથી જે જબરદસ્ત રાજ્યક્રાન્તિ અને સમાજક્રાન્તિ થઈ તે જગતના વર્તમાન ઇતિહાસમાં તો અપૂર્વ છે, અને એની અપૂર્વતાને લીધે જ આજે એ દેશનું શાસન અને સમાજવ્યવસ્થા સમસ્ત જગતનું ધ્યાન ખેંચી રહેલ છે. હિંદે પણ રશિયાના આ પરિવર્તનને મહૌતુક અને સાશ્ચર્ય નિહાળ્યું છે હિંદના યુવકોએ તેના તરફ સહાનુભૂતિથી જોયું છે, અને જગતના યુવાનો અને કામદારવર્ગોએ રશિયાના આ પરિવર્તનને પોતાના ઉદ્ધારનું મંગળાચરણ માની આનંદ લીધો છે, જ્યારે મૂડીદારો અને કારખાનાવાળાઓએ અને મૂડીના જોર ઉપર રાજતંત્રનાં સૂત્રો ચલાવનારાઓએ આ મહાન પરિવર્તનને એક ભયંકર અખતરો માની પોતાની સ્થાપિત સત્તા અને લાભો જોખમાશે એવા ડરથી તેને માનવ પ્રગતિમાં આડે આવનાર વિઘ્ન તરીકે ગણ્યું છે

**રશિયા વિષે સાહિત્ય**

પણ એક વાત સ્પષ્ટ છે સોવીએટ રશિયા વિષે જેટલું સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું છે, તેટલું બીજા કોઇ દેશ વિષે જોવામાં આવતું નથી સોવીએટ રશીયાના આ મહાન પ્રયોગને સારી રીતે જાણી લેવાની આજે એટલી તો તાલાવેલી છે કે તે સબંધી જે કાંઇ નવું પુસ્તક પ્રકટ થાય તે વાંચવા યુવાનો સદા આતુર રહે છે અને સોવીએટ વિષે બે પ્રકારનાં લખાણો નજરે પડે છે. એક તેની પ્રશંસા કરનાર અને બીજું તેનો વિરોધ કરનાર, પણ પ્રથમ પ્રકારનાં લખાણની સંખ્યા બીજા કરતાં અનેક ગણી વધારે છે. આમ પરસ્પર વિરોધી લખાણોથી વાંચક શંકામાં પડી જાય એ સ્વાભાવિક છે અને રશિયા વિષે એટલા તો વિપુલ પ્રમાણમાં સાહિત્ય બહાર પડયું છે કે કયું વાંચવું અને કયું ન વાંચવું, તે નક્કી કરવાનું કામ પણ સહેલું નથી એટલે એક રીતે તો સોવીએટ રશિયા વિષે જે વિચારો હિંદમાં પ્રવર્તતા જોવામાં આવે છે, તે એક યા અન્ય પક્ષે અતિશયોક્તિભર્યા હોય છે, કાં તો તેને સ્વર્ગ તરીકે લેખવામાં આવે છે, અગર તો નર્કની ઉપમા આપવામાં આવે છે. પ્રસ્તુત લેખમાં સોવીએટ રશીયાના માત્ર સ્ત્રી–સમાજની સ્થિતિનો વાસ્તવિક ચિતાર દોરવાનો યત્ન કરવામાં આવ્યો છે એ ચિતાર જે સાધનો ઉપરથી દોરવામાં આવ્યો છે તેના નામ લેખની નીચે આપેલા છે. એ લેખકોના વિચારો હું સમજ્યો તે રીતે રજુ કર્યાં છે, પછી તે સાચી રીતે રજુ થયા હોય કે ખોટી રીતે તે વાંચકે નક્કી કરી લેવાનું છે

**ઝારના સમયમાં સ્ત્રીઓની સ્થિતિ**

સોવીએટ રશિયાના વર્તમાન સ્ત્રીસમાજની હકીકત જાણતાં પહેલાં ઝારશાહીના જમાનામાં તેની કેવી સ્થિતિ હતી તે જાણવાથી બન્ને વચ્ચે સરખામણી કરવી સુલભ થશે. સ્ત્રીઓની સામાજિક સ્થિતિ ગુલામના જેવી હતી. અમીર ઉમરાવ લોકો ખેડુતો અને કામદારો સાથે જે રીતે વર્તતા હતા તેની જ રીતે પુરૂષો સ્ત્રીઓની સાથે વર્તતા હતા સ્ત્રીઓ પુરૂષોની દાસી ગણાતી. મોજશોખનું સાધન બનાતી. કન્યા અવસ્થામાં તે પિતાની ગુલામ હતી અને પરણ્યા પછી પતિની ગુલામ બનતી હતી

રશિયાના વાહુટ્રક નામના પ્રાંતમાં સ્ત્રીઓનુ છડેચોક વેચાણ થતુ હતું. તેની સામાન્ય કિમ્મત ૫૦ રતલ માખણ, ૩૫ રતલ લોટ અને ૩ રૂબલ (૧ રૂબલ=૨-૮-૦) ગણાતી હતી. સ્ત્રીઓને વારસાનો બિલકુલ અધિકાર નહોતો છોકરીઓ જ્યાંસુધી માબાપને ઘેર રહેતી ત્યાંસુધી તેમની પાસેથી ખૂબ કામ લેવામાં આવતુ હતું. તેમને ખરાબ હાલતમાં રાખવામા આવતી હતી, તેમને ખાવાપીવામાં કષ્ટ પડતુ અને કોઇ કોઇ વાર તો જનાવરોની સાથે રહેવુ પડતુ.

**ગ્રામ્ય સ્ત્રીઓની હાલત**

પિતા કન્યાનો વિવાહ કરતો, અને જે સહુથી વધુ દ્રવ્ય આપે તેને કન્યા આપતો. પાદરી અને દેવળની મદદ વગર લગ્ન થતા જ નહિ અને પરણાવતી વખતે પાદરી વહુ ને સ્પષ્ટ આજ્ઞા કરતો કે તારે તારા પતિથી ડરતા રહેવુ, તેની દરેક આજ્ઞાનું પાલન કરવું. આથી વિવાહ પછી સ્ત્રી પતિની અર્ધાંગના બનવાને બદલે ખરીદેલી દાસી બનતી હતી કોઇ સ્ત્રી પોતાના પતિને છોડી જતી તો પતિ પોલીસ મારફત તેને પકડાવી કેદમા મોકલી શકતો. પત્નીને પતિની રજા વગર કોઇ કામકાજ ન મળી શકતુ, તેમજ બીજી જગ્યાએ જવાની પરવાનગી પણ ન મળી શકતી. દેવળોમાં જ છૂટાછેડા મળતા અને તે પણ ખાસ પ્રસગે. અને છૂટાછેડા મેળવવામા વકીલો અને સાક્ષીઓ એટલી આકરી ફી લેતા કે માત્ર મોટામોટા અમીર લોકોજ છૂટાછેડા મેળવી શકતા હતા પુરૂષો તરફ પક્ષપાત રખાતો હતો, એટલે ભાગ્યેજ કોઇ સ્ત્રી પોતાના પતિ સામે છૂટાછેડા મેળવી શકતી, પણ પુરૂષો સ્ત્રીઓ સામે સહેલાઇથી છૂટાછેડા મેળવી શકતા. સ્ત્રીનું કહેવું માનવામાં ન આવતું અને તેનાં છોકરાં તેની પાસેથી લઇ લેવામાં આવતાં હતાં. બાપની મિલ્કતનો ૧૪ મો હિસ્સો છોકરીઓને મળતો, બાકીના ૧૩ હિસ્સા છોકરાને મળતા. વિવાહ પછી છોકરીની બધી સમ્પત્તિ પોતાના પતિની બની જતી સ્ત્રીઓને તમામ પ્રકારનું ઘરનુ, બાલબચ્ચાં ઉછેરવાનુ, ખેતીનું, ઢોર સભાળવાનુ વગેરે પચીશ જાતનાં કામો કરવાં પડતાં, છતાં બદલામાં એ સારી રોટલી આપવાની અને મીઠી વાતો કરવાની વાત તો બાજુએ રહી, પણ ઉલટી તેમને ગાળો દેવામા આવતી, તેમનો તિરસ્કાર થતો, લુખ્ખો સુકો ટુકડો ખાવા મળતો. પરિણામે તેને અનેક પ્રકારની બિમારી ભોગવવી પડતી અને પુરૂષમા કરતાં તેનુ મરણ પ્રમાણ દ્વિગુણિત હતુ.

**શહેરી સ્ત્રીઓની હાલત**

શહેરની સ્ત્રીઓની દશા આથીયે શોચનીય હતી. તેમના પતિ તેમની સાથે પશુના જેવો જ વ્યવહાર રાખતા હતા તેમનુ નિવાસસ્થાન ગંદુ હતુ, પુરૂષો

કરતાં તેમને થોડી રોજી મળતી, છતાં વધારે સમય કામ કરવુ પડતું ગર્ભાવસ્થાના છેલ્લા દિવસોમાં પણ કામે જવું પડતું અને બચ્ચું આવ્યા પછી પણ નોકરી જવાની બીકે જલદીથી કામ પર જવું પડતું. આ દુર્દશાને લીધે તે જલદીથી બેડોળ, અકાળે વૃદ્ધ અને કજીયાખોર બની જતી અને સ્ત્રીઓમાં રહેલી સ્વાભાવિક કોમળતા, મધુરતા, સૌંદર્ય અને ઉદારતાનો તેનામાંથી સર્વથા નાશ થઇ જતો. અનેક સ્ત્રીઓ વેશ્યાનો ધંધો કરવા તત્પર થતી હતી વ્યભિચાર પૂર જોસમાં હતો વ્યભિચારથી ઉત્પન્ન થએલાં બચ્ચાંઓને કુવામાં નાંખી દેવામાં આવતાં. અનાથાલયો આવાં વર્ણસંકર બાળકોથી સદા ભરેલાં જ રહેતા. શહેરોમાં યુવાનીઆઓની 'લિટલ કેન્ડલ કલબ' નામની સંસ્થાઓ હતી, ત્યા તેઓ છોકરીઓ સાથે વ્યભિચાર કરતા અને તેમનુ સતીત્વ નષ્ટ કરતા. વિશેષતા એ હતી કે આ વ્યભિચાર-લીલા માટે યુવકોને જરા પણ ઠપકો મળતો નહિ, જરાપણ સહન કરવુ પડતુ નહિ; પણ જે છોકરીઓ આવી કલબોમાં પકડાઇ જતી, તેમને ઘરમાંથી કાઢી મૂકવામાં આવતી અગર તો એજ યુવકની સાથે લગ્ન કરવાની ફરજ પાડવામાં આવતી.

આ સમયે ભણેલી ગણેલી સ્ત્રીઓની સંખ્યા નામનીજ હતી. અમીર ઉમરાવના ઘરની સ્ત્રીઓજ ભણેલી હતી સ્ત્રીઓ કદાચ ભણતી તો તેને યોગ્ય શિક્ષણ મળતું નહોતુ ઝારશાહીના જમાનામાં સ્ત્રીઓ માટે સાક્ષર થવુ એ અપરાધ ગણાતો હતો સ્ત્રીઓને તે વખતે શિક્ષણ આપવુ તે વિલાસની સામગ્રી ગણાતી હતી. છોકરા છોકરીઓ માટે શાળાઓ અલગ અલગ હતી. કોઇ છોકરી આગળ ભણી હોય કે કોઇ પદવીધારી બની હોય-તો તેના તરફ આશ્ચર્યની નજરે જોવામાં આવતું.

**ક્રાન્તિનો જન્મ આપનાર પરિસ્થિતિ**

ઉપર કહેલી પરિસ્થિતિ, મહાવિગ્રહમાં રશીયાને આપવો પડેલો ભોગ, ઝારશાહીનો જુલમ અને એવાં બીજાં કારણોને અંગે જે પરિસ્થિતિએ સોવીએટ સમાજમાં ધરતીકંપ મચાવી મૂક્યો તે એક અમેરિકન લેખિકા જેસીકા સ્મીથના શબ્દોમાં આ પ્રમાણે મૂકી શકાય

" મહાયુદ્ધની શરૂઆતથી સુલેહ થતાં સુધીમાં ૧૪૦૦૦૦૦૦ રશિયનોનો સંહાર થયો, તેમાં ૪૦૦૦૦૦૦ સ્ત્રીઓનો સંહાર થયો, વિગ્રહમાં, રોગચાળાથી અને ભૂખથી. કૌટુંબિક બંધનો તોડવાની શરૂઆત વિગ્રહે કરી. જે પુરુષો મરી ન ગયા તે વરસો સુધી ઘેર પાછા ન ફર્યા, પછી રાજ્યક્રાન્તિ થઇ. અરાજકતા વ્યાપી અને કૌટુંબિક બંધનો વધુ પ્રમાણમાં તૂટયાં. કુટુંબનો પોષક જવાથી આખા કુટુંબને આજીવિકા માટે અન્યત્ર નીકળી જવુ પડયું અને છૂટાં છૂટાં થવુ પડયું. કારખાનાંમાં પુરુષોની જગ્યાઓ લેવા સ્ત્રીઓ ભરાવા માંડી. પુરુષો લડાઇના મેદાનમાંથી પાછા આવી સ્ત્રીઓને દૂર ધકેલવા લાગ્યા. કારખાનાં બંધ થાય એટલે ગામડામાં અને ગામડાંમાં ખોરાક ના મળે એટલે પાછી શહેરમાં અવર જવર થવા લાગી. દુષ્કાળે ઘણાં કુટુંબોને છિન્નભિન્ન કરી નાંખ્યા લાખો કરોડો લોકો ભૂખથી મરી ગયા. કરોડોએ ખોરાકની શોધમાં પોતાનાં ઘરો ત્યાગી દીધાં કુટુંબનુ પોષણ કરવા અશક્ત બનેલો પિતા રાત્રે છાનોમાનો કુટુંબનો ત્યાગ કરી ચાલ્યો જતો માતા પોતાની ભૂખથી અને ભૂખથી મરતાં બાળકોની વેદનાથી ગાંડી બની જતી. માતાઓ પોતાના છોકરાનાં શબો બદલાવી એનાં કાચાં માંસ ખાઇ જતી. લોકો ખોરાક માટે એક બીજાને મારી નાખતા."

**સમાન હકકની ઘોષણા**

રાજક્રાન્તિ પહેલાંની ઉપલી સ્થિતિ — ' સમજ્યા પછી રાજક્રાન્તિ પછી સ્ત્રીઓની સ્થિતિમા કેવો પલટો થયો તેનો યથાર્થ ખ્યાલ આવી શકશે રાજક્રાન્તિ થતાંની સાથેજ નવી સરકારે સ્ત્રીના હક્કો પુરુષોના હક્કોની સમાન છે એવી ઘોષણા કરી દીધી. અને સ્ત્રીઓને શિક્ષણ આપવાનું તેમનામાં રાજદ્વારી જાગૃતિ લાવવાનુ અને તેમની સામાજિક સ્થિતિ સુધારવાનું કામ શરૂ થઇ ગયુ. સ્વતંત્રતાના પવનથી ચેતનવંતી બનેલી રશિયાની સ્ત્રીઓ પોતાની નબળાઇઓ દૂર કરવા તનતોડ મહેનત કરવા લાગી. સ્ત્રીઓની સંસ્થાઓ, કલબો પુસ્તકાલયો, વાંચનાલયો, વ્યાયામશાળાઓ ખુલવા લાગી

આ જાગૃતિ માત્ર શહેરોમા જ પર્યાપ્ત હતી એમ નહોતું; પણ તે ગામડાંની સ્ત્રીઓ સુધી પણ જઇ પહોંચી હતી. આ જાગૃતિ અને શિક્ષણના પ્રચારને લીધે રશિયાના સ્ત્રી જીવનમાં જબરદસ્ત પલટો થઇ ગયો. ૧૯૨૬ માં ગામડાંની દર સો સ્ત્રીએ ૩૦ અને શહેરોની ૫૧ સ્ત્રીઓએ શાસનને લગતી ચુંટણીમાં ભાગ લીધો હતો અને તે પછી તો દર વરસે એ પ્રમાણ વધતુ જ ગયું છે

રશિયાની સ્ત્રીઓ અત્યારે મોટે ભાગે દુકાનોમાં તેમજ ઓફીસોમા કામ કરે છે, શાસનમાં પણ વધારેને વધારે ભાગ લેતી જાય છે. શાસન કાર્ય તેમજ સાર્વજનિક કાર્યમાં તેઓ જેટલો ઉત્સાહ દાખવે છે તેટલોજ નિરુત્સાહ તેઓ ઘરકામમાં બતાવે છે શાંત, શિથિલ અને આરામવાળા જીવનને બદલે તેઓ સાહસવાળા, બીજાની સાથે અથડામણમાં આવવું પડે એવા જીવનને વધુ પસંદ કરે છે.

કારખાનાં અને રાજનૈતિક સંસ્થાઓમાં સ્ત્રીઓને ઉચ્ચ પદ ઉપર મૂકવાના પ્રયાસો ચાલુ છે. જુના વિચારની પક્ષપાતી સ્ત્રીઓ જોકે ઘણી છે, પણ સ્ત્રીઓનો મોટો ભાગ માત્ર મતાધિકાર કે આજીવિકા મેળવવાથીજ સંતોષ નથી માનતો. તેઓ દરેક ક્ષેત્રમાં પુરુષની જેમ આગળ વધવાનો યત્ન કરે છે

સ્ત્રીઓનાં કેટલાક સસ્તાં, સારાં અને આકર્ષક પત્રો તથા પત્રિકાઓ બહાર પડે છે અને પૈસાદાર સ્ત્રીઓ તે ખરીદી સાધારણ સ્ત્રીઓને વાંચવા આપે છે. રશિયાની સ્ત્રીઓ યુરોપના બીજા દેશો કરતા ( ખાસ કરીને ઇંગ્લંડ, ફ્રાંસ અને જર્મની ) વધારે શીલવતી, ગંભીર અને સભ્ય છે તેમનામાં કૃત્રિમતા ઓછા પ્રમાણમાં છે. પશ્ચિમની સંસ્કૃતિ અને પશુજીવનનો આ દેશને રંગ હજી ઓછો લાગ્યો છે, પણ વધારે લાગતો જાય છે એમ કેટલાકોનું કહેવુ છે પણ સ્ત્રીઓને ત્યાં જે વધુ પડતી સ્વતંત્રતા અપાઈ છે તેથી ઘણા લોકો એવી શંકા દર્શાવે છે કે આ સ્વતંત્રતાનો દુરુપયોગ તો નહિ થાય ને '

**ગ્રામ્ય સ્ત્રીઓનું પરિવર્તન**

ગામડાંની સ્ત્રીઓ પણ સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવા મંડી છે, અને જાતે માલીક બની ખેતી કરી રહી છે, આવી દસ લાખ સ્ત્રીઓ ખેતી કરે છે અને ઘરની સભાળ રાખે છે અને રાજ વહીવટમા પણ ભાગ લીએ છે. ૧૯૧૬ માં રશિયા અને યુક્રાઇનની ગ્રામ્ય સોવીએટોમાં ૧ લાખ જેટલી સ્ત્રી-પ્રતિનિધિઓ હતી; અને તે પછી તેમા વધારો થતો જ રહ્યો છે. ૧૯૨૬ ની અખિલ સોવીએટ સંઘની મહા પરિષદ મળી હતી, તેમાં ૧૬૯ નિયુક્ત સ્ત્રી-પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો,

૧૯૨૭ માં સામ્યવાદીઓની ગ્રામ્ય સોવીએટોમાં ૮૦૦૦ સ્ત્રીસભાસદો હતી અને ૪૭ સોવીએટોના પ્રમુખ તરીકે સ્ત્રીઓ હતી. આ સિવાય બીજી અન્ય સંસ્થાઓમાં હજારો સ્ત્રીઓ સભ્ય અને પ્રતિનિધિના હોદ્દા ઉપર હતી. ગામડાંની સ્ત્રીઓમાં પણ ધીરે ધીરે શિક્ષણનો એટલો પ્રસાર થઈ રહ્યો છે કે તેઓ ન્યાયાધીશ તરીકે પણ નીમાય છે.

**શહેરી અને કામદાર સ્ત્રીઓની હાલત**

ગામડાંની સ્ત્રીઓના કરતાં શહેરમાં રહેનારી અને કારખાનામાં કામ કરનારી સ્ત્રીઓની હાલત વધારે સારી છે, કારણ કે તેમને વધારે સગવડો મળે છે. નાનાં મોટાં તમામ શહેરોમાં વાંચવા લખવાની, બચ્ચાંઓનું પાલનપોષણ કરવાની અને આરોગ્ય રક્ષણ કરવાની વધારે અનુકૂળતાઓ કરવામાં આવી છે. કારખાનામાં સ્ત્રીઓ અને પુરુષો સાથે જ કામ કરતાં હોઈને તેમને પુરુષોના જેટલી જ સગવડ અને અધિકાર આપવામાં આવ્યા છે.

કારખાનાનું જીવન, મજુરીના દર અને ત્યાં મળતી સગવડોનો વિચાર કરીએ. પહેલાં રોજના ૧૪ કલાક કામ કરવા છતાં જેટલી રોજી નહોતી મળતી તેટલી હવે સાત–આઠ કલાક કામ કરવાથી મળે છે. અગાઉ જબરદસ્તીથી કામ કરાવવામાં આવતું હતું, એટલે મન મૂકીને કોઈ કામ કરતું નહોતું અને લાંબો સમય કામ કરવાથી તેમની કાર્યશક્તિ ક્ષીણ થતી હતી. ઉપરાંત કારખાનામાં થતા નફામાં તેમનો એક પ્રકારે ભાગ હોઈને તેમને કામ કરવાનો વધુ ઉત્સાહ આવે છે. કારખાનામાં હવે તેઓ શાંતિથી તથા સુખથી કામ કરે છે અને ફાજલ સમયમાં પોતાના વર્ગની ઉન્નતિનો વિચાર અને કાર્ય કર્યા કરે છે. દરેક કારખાનામાં મજુર સ્ત્રી–પુરુષો માટે કલબ, પુસ્તકાલય, વાચનાલય, કસરતશાળા, બાલશાળા, ધંધાદારી શાળા, ઇસ્પીતાલ આદિ સંસ્થાઓ સ્થપાઈ ગઈ છે અને કામદારો તેનો લાભ લીએ છે. કારખાનામાં કામ કરનારી સ્ત્રીઓને માટે રાજ્ય તરફથી ખાસ કાયદાઓ ઘડવામાં આવ્યા છે અને તેનું પરિપાલન બરાબર થાય છે કે કેમ તેની કાળજી રાખવામાં આવે છે. એવા કેટલાક કાનૂનો આ પ્રમાણે છે.

**સ્ત્રીકામદારો માટે ખાસ પ્રબંધ**

ગર્ભવતી સ્ત્રીને રાત્રિને વખતે તેમજ સાત કલાકથી વધારે કામ ન આપવું. ખાણની અંદરનું કામ ન આપવું. મગજનું કામ કરનારી સ્ત્રીઓને પ્રસવ પછી દોઢ માસ સુધી અને મજુરીનું કામ કરનારી સ્ત્રીઓને પ્રસવ પહેલાંના બે માસ અને પછીના બે માસ પૂરતે પગારે રજા આપવી. બચ્ચાંઓના જન્મ પછી ૭ મહીના બાદ માતાઓને પગાર ઉપરાંત ૬ રૂબલ કારખાનાં તરફથી ભથ્થું આપવું. કામ કરતાં દર ત્રણ ત્રણ કલાકે બચ્ચાંને સંભાળવા અને દૂધ પીવરાવવાની રજા આપવી. કારખાનાં તરફથી રાત્રિનિવાસસ્થાનો રાખેલાં છે, જ્યાં સાધારણ અને રોગી સ્ત્રીઓ રાત્રિના રહે છે ત્યાં તેના રોગનો ઉપચાર કરવામાં આવે છે અને આરામ થયા પછી તેને ઘેર જવા દેવામાં આવે છે.

કારખાનાંમાં છોકરીઓ માટે ધંધાદારી શાળા છે. ત્યાં ૧૪–૧૫ વર્ષની છોકરીઓને ઉમેદવાર તરીકે રાખવામાં આવે છે અને બે કે ચાર વર્ષના અભ્યાસક્રમ પછી કામ પર રાખવામાં આવે છે. દરેક કારખાનામાં અમુક સંખ્યામાં આવા ઉમેદવારો રાખવાની ફરજ પડી છે. ઉપરાંત દરેક કારખાનામાં ચામડીનાં

દર્દોથી બચવા માટે શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા હોય છે

જેવી રીતે સ્ત્રીઓ જુદા જુદા વ્યવસાયોમાં કામ કરે છે, તેવી જ રીતે સાહિત્ય, નાટયકલા, શિક્ષણ–પ્રચાર, શારીરિક તાલીમ, માર્ક્સના સિદ્ધાન્તોનો પ્રચાર આદિ અનેક સંસ્થાઓમાં પણ તેઓ વધુ પ્રમાણમા સભ્યો બનતી જાય છે. જે સ્ત્રીઓ ક્લબોમાં નથી જઇ શકતી તેમની પાસે ક્લબમા જનારી સ્ત્રીઓ પહોંચી જાય છે અને નવા વિચારોનો પ્રચાર કરે છે કારખાનાંમા કામ કરતી સ્ત્રીઓ ફુરસદના સમયમાં નવા વિચારો ફેલાવવાનું કામ કરે છે, કારણ કે સ્ત્રીઓને બચ્ચાંની બહુ સંભાળ રાખવી પડતી નથી. એ કાર્ય બાલશાળાઓ દ્વારા થાય છે. અને સ્ત્રીઓ સ્વાવલંબી બનવાથી પુરુષોનો આધાર રાખવાનુ તેમને કંઇ કારણ નથી

કાયદા પ્રમાણે સરખા કામ માટે સ્ત્રી અને પુરૂષને સરખી રોજી આપવાનો પ્રબધ છે, છતાં તેનો બરાબર અમલ થતો નથી તો પણ સ્ત્રીઓને અગાઉ કરતાં વધારે રોજી મળવાથી તે સંતુષ્ટ રહે છે અને પુરૂષો સ્ત્રીઓ કરતાં વધુ રોજ માગતાં હોવાથી તેમને વધારે રોજી મળે છે.

**શિશુસંરક્ષણ** બચ્ચાંઓનું પાલનપોષણ અને શિક્ષણ વગેરેની જવાબદારી સોવીએટ સરકારે જેટલી પોતાને માથે લીધી છે. તેટલી કોઇ અન્ય દેશની સરકારે લીધી નથી બાળકોનુ જીવન અધિક સુખી અને ઉન્નત થાય એટલા માટે જ નહિ, પણ માતાઓ બચ્ચાઓના પાલન પોષણ અને બીજી ઘરની ઉપાધિઓમાંથી મુકત થાય અને સામાજીક કાર્યોમાં પૂરી છૂટથી ભાગ લઇ શકે તે માટે આમ કરવામાં આવ્યું છે. લેનિન મહાશયનું એમ મન્તવ્ય હતું કે જ્યાંસુધી સ્ત્રીને પુરૂષની સમાન અધિકાર ન આપવામા આવે ત્યાં સુધી સામ્યવાદી સિદ્ધાન્તો પૂરેપૂરા સફળ થાય નહિ. અને આ કાર્ય માટે 'માતૃત્વ અને શિશુવિભાગ ' નામનું એક ખાસ ખાતું ખોલવામાં આવ્યું છે. ૧૯૨૬ માં બાલગૃહો (કાયમી)ની સંખ્યા ૭૩૯ હતી અને કામ ચલાઉ બાલગૃહોની સખ્યા ૪૧૦૧ની હતી. તેમાં ૩ લાખથી પણ વધારે બચ્ચાંઓ રહેતાં હતાં. આ સખ્યામાં પણ ઉત્તરોત્તર વધારો થયો છે. ગામડાનાં કામચલાઉ બાલગૃહો જે ગ્રીષ્મગૃહો કહેવાય છે તેની સખ્યા પણ ૫૦૦૦ થી અધિક થઇ પડી છે

માતાઓ અને બચ્ચાંઓની આરોગ્યરક્ષા માટે પણ રાજ્ય તરફથી પ્રબધ કરવામાં આવ્યો છે તે કાર્ય માટે મોસ્કોમાં 'માતૃ મદિર' નામની મોટી અને આદર્શ સંસ્થા છે. માતાઓ અને બચ્ચાંઓની સ્વાસ્થ્યરક્ષા માટે આવશ્યક તમામ સામગ્રીઓનું એ સગ્રહસ્થાન છે આ સસ્થા દ્વારા દાક્તરો અને દાઇઓને શિક્ષણ આપી શહેરો અને ગામડાંમાં મોકલવામાં આવે છે.

**અક્ષરજ્ઞાનનુ મહત્ત્વ** શિક્ષણનુ મહત્વ જીવનમાં કેટલું છે તે સોવીએટ સરકારને બરાબર સમજાયુ હતુ, તેથી તેમણે પ્રથમ તો ૫૦ વરસ સુધીની ઉમ્મરનાં દરેક સ્ત્રીપુરૂષને સામાન્ય પુસ્તક વાંચી શકાય અને સાધારણ લખી શકાય એટલું જ્ઞાન મેળવી લેવાનો કાયદો ઘડયો, પણ તેના અમલમાં મુશ્કેલી પડવાથી ૫૦ ને બદલે ૪૦ વરસની મર્યાદા રાખી. આ કાયદાના અમલથી મોટો ભાગ લખતોવાંચતો બની ગયો છે શિક્ષાપ્રચારનુ કામ લશ્કર, જેલ, પુસ્તકાલય, વાંચનાલય, ક્લબ વગેરે દ્વારા થાય છે ગામડાનાં નાના પુસ્તકાલયોની સખ્યા ૨૬૦૦૦ થી પણ અધિક છે

છોકરીઓને માત્ર લખવાવાંચવાનું જ શિક્ષણ નથી અપાતું, પણ તમામ વિષયોનું અને તમામ પ્રકારનું શિક્ષણ અપાય છે. ખેતી, વેપાર, અન્ય ધંધો, વૈદક અને બીજું તમામ શિક્ષણ આપવામાં આવે છે. દેશમાં અનેક ઔદ્યોગિક શાળાઓ છે, તેમાં સેંકડે ૪૫ છોકરીઓ ભણે છે. શહેરોમાં કારખાનાંની સાથે શાળા કાઢવામાં આવી છે. ત્યાં યુવાન છોકરા છોકરીઓ સિદ્ધાન્ત રૂપે તેમજ વ્યવહાર શિક્ષણ મેળવે છે આથી શાળાઓમાં છોકરીઓનું પ્રમાણ ૨૬ ટકા છે ખેતીવાડીની શોધખોળ કરનાર વિદ્યાલયમાં છોકરીઓની સંખ્યા ૩૦ ટકા છે

**સ્ત્રીસબંધી પત્રો**

રશિયામાં સ્ત્રીસબંધી ૧૫ પત્રો પ્રસિદ્ધ થાય છે, તેની ગ્રાહક સંખ્યા ૩૩-૭૪૦૦ની છે (અત્યારે તો એ ઘણી જ વધી ગઇ હશે) અને વાંચનારાઓની સંખ્યા તો એથીયે કેટલા ગણી છે. આ પત્રોના ૨૪૦૦૦૦ સમાચાર લખનારાઓ છે, તેમાં ૩૦૦૦૦ સ્ત્રીઓ છે, અને કારખાનાંઓની ગેરવ્યવસ્થા, અધિકારીઓનો જુલમ, બેકારી વગેરે બાબતો પર તેઓ સમાચાર મોકલ્યા કરે છે

**સ્ત્રીઓની મધ્યસ્થ સંસ્થા**

રશિયામાં સ્ત્રીજાતિને મળેલા અધિકારોનો તે પૂરેપૂરો લાભ લઇ શકે એટલા માટે ત્યાંના સામ્યવાદી પક્ષ તરફથી મહિલા સંઘ જે રશિયન ભાષામાં 'જીનોટેલ' નામથી ઓળખાય છે તેની સ્થાપના કરવામાં આવી અને આ સંસ્થાદ્વારા



સોવિયેટ રશિયાની માતાઓ ખેતરોમાં કામ કરવા જાય ત્યારે તેમનાં બાળકોની ખાસ પરિચારિકાઓદ્વારા સંભાળ લેવાય છે.

સ્રીઓની પ્રગતિ ઘણી જ વધી ગઇ, તે એટલે સુધી કે સ્રીઓ લશ્કરમાં પણ દાખલ થવા લાગી ૧૯૧૯મા આ સધમાં ૬૪૯૯ સ્રીઓ હતી.તે ૧૯૨૬માં ૧૪૦૦૦૦ થઇ ગઇ અને તે પછી પણ તેની સખ્યા વધતીજ જાય છે સામ્યવાદી પક્ષમાં ૧૪ ટકા સ્રી સભાસદો છે આ મહિલા સઘનુ કાર્ય માણસોને સામ્યવાદી પક્ષમાં લાવવા પૂરતુજ નથી, પણ શિક્ષણનો પ્રચાર કરવાનુ, સ્રીઓને પ્રદેશોમાં પણ કાર્યકર્તા મોકલી જાગૃતિ લાવવામાં આવે છે આ સઘ તરફથી ૫ થી વધારે પત્ર-પત્રિકાઓ નીકળે છે

હવે આપણે સ્રીઓના જીવન સાથે અને સમાજમાં અત્યત

લગ્ન અને છૂટાછેડા

મહત્વ ધરાવતા લગ્નના પ્રશ્નનો વિચાર કરીએ રાજ્યક્રાન્તિ પછી ૧૯૧૭ માં લગ્ન અને છૂટાછેડા વિશે જે જાહેરાત



સેવિયેટ ખાવમદના આશ્રમ સામુદાયિક ભોજન

પોતાના અધિકારોનો ઉપયોગ કરતાં શીખ વવાનું, રાજનીતિના વિચારો ઉત્પન્ન કરવાનુ અને સામ્યવાદી રાષ્ટ્ર બનાવવામાં તેમનો ઉપયોગ કરવા સુધીનું છે. અને તે માત્ર શહેરોની અને કારખાનામાં કામ કરતી સ્રીઓ પૂરતુ જ નહિ, પણ ગામડાંમાં રહેતી અને ખેતીનું કામ કરતી સ્રીઓમાં પણ આ સઘની આગેવાન સ્રીઓ દર વરસે એક વાર મોસ્કોમા મળે છે અને તે દ્વારા દૂરના

કરવામાં આવી તે ૧૯૧૮ માં કાયદાના રૂપમાં પરિણામ પામી પણ આ કાયદાથી એટલુ તો પરિવર્તન થયુ કે ૧૯૨૭ માં નવો કાયદો કરવાની જરૂર પડી.

૧૯૧૮ થી ૧૯૨૬ સુધી લગ્ન અને છૂટાછેડા એક મામુલી વાત થઇ પડી હતી સ્રી અને પુરૂષને લગ્ન કરવાની ઇચ્છા થઇ, પ્રેમ થયો કેમ લાગ્યુ અને રજીસ્ટ્રી ઓફીસમાં નામ લખાવ્યાં એટલે લગ્ન થઇ ગયાં. લગ્ન

વખતે ધાર્મિક વિધિ કરવાની કે દેવળમાં જવાની અગત્ય નહોતી એવીજ રીતે બે મિનીટમાં છૂટાછેડા થઈ શકતા. બન્નેની સમ્મતિ હોય તો તો કોઈ વાંધો નહોતો, પણ એકની સમ્મતિ ન હોય તો અદાલતની મંજુરી લેવી પડતી અને બચ્ચું થયું હોય તો તેના પાલનપોષણનો પણ વિચાર કરવો નો રહેતો બચ્ચાંના પાલનપોષણની જવાબદારીનો ભાર સ્ત્રીઓ ઉપર નહોતો. કોઈ ગર્ભવતી સ્ત્રી ગમે તે કારણથી પોતાને થનાર બચ્ચાંનું પાલનપોષણ કરવા અસમર્થ નીવડશે એમ તેને લાગે અને તે જો તે માટેના સરકારી મંડળ આગળ તેવી અરજ કરે અને એ બોર્ડને તે વાજબી લાગે તો સરકારી પ્રયોગશાળામાં તેના ઉપર શસ્ત્રપ્રયોગ કરી તેના ગર્ભનો પાત કરાવવામાં આવે છે. બીજા દેશોમાં ગર્ભપાત ગુન્હો ગણાય છે, પણ રશીઆની વાત તો ન્યારી છે

**સ્ત્રી–પુરૂષ એક બીજાનું પાલનપોષણ કરવા માટે સરખી**

**અવિવાહિત માતાઓ રીતે જવાબદાર હતાં. વર્ષો સુધી**

તેમજ છોકરાઓને વારસામાંથી બાતલ કરવાની વાત જ નહોતી. અવિવાહિત માતાપિતાના બચ્ચાઓને પણ વિવાહિત માતાપિતાનાં સંતાનો જેટલા જ અધિકાર મળતા હતા. અવિવાહિત માતા પોતાનાં બચ્ચાંનો પિતા પિતા તરીકેનો અસ્વીકાર કરે તો અદાલતમાં ફરિયાદ કરતી અને પિતા જો એ વાત ન કબૂલ કરે તો સાક્ષીદ્વારા એ વાત સિદ્ધ થતાં સ્ત્રી અને બચ્ચાંના ભરણપોષણનું ખર્ચ પુરૂષે આપવું પડતું. આ માટે પુરૂષને પોતાની આવકનો ત્રીજો ભાગ આપવો પડતો. શહેરોમાં આવા મુકદ્દમા ઘણા ચાલતા. પણ ગામડાંમાં અલ્પ પ્રમાણમાં જ આવતા હતા, કારણ કે ગામડાંની છોકરીઓ એવી ફરિયાદ માંડવામાં બેઇજ્જત સમજતી હતી અવિવાહિત માતાઓની સ્થિતિ આ કાનૂન પહેલાં તદ્દન ઉતરતી હતી, સમાજથી તે બહિષ્કૃત જેવી થતી અને તેથી તેને આત્મઘાત કરવાનો તેમજ બચ્ચાંનો નાશ કરવાનો સમય આવતો તે આ નવા કાનૂનથી બદલાઈ ગયું હવે તો અવિવાહિત સ્ત્રી ખુલ્લી રીતે, જરાય પણ શરમ વગર અદાલતમાં જઈ બચ્ચાંના અને પોતાના ભરણપોષણ માટે મુકદ્દમા માંડે છે. ૧૪ વર્ષની ઉમ્મર થયા પછી છોકરાંઓ પોતાના નામ, ધર્મ અને નિવાસ સ્થાન સ્વેચ્છા પ્રમાણે રાખી શકે છે વારસાની બાબતમાં પણ સ્ત્રીઓને હવે સમાન હિસ્સો મળે છે

પરંતુ ૧૯૨૫ માં વિવાહ સબંધી ઉપલા કાયદામાં ફેરફાર

**કાયદામાં થોડો ફેરફાર કરવાનું પ્રચંડ આંદોલન શરૂ થયું.**

અને તે ઉત્તરોત્તર વધવા લાગ્યું આ કાયદાથી સમાજમાં–ગૃહસ્થ જીવનમાં શાંતિ નહોતી તેમજ સ્થિરતા નહોતી, તેથી તે સામે મોટો પોકાર ઉઠયો પુરૂષો પોતાનો પક્ષ ખેંચતા હતા, સ્ત્રીઓ પોતાનો પક્ષ ખેંચતી હતી. આ સમયે એક લાખ કુટુંબો એવાં હતાં, કે જેનાં સ્ત્રીપુરૂષો સાથે રહેવા છતાં તેઓએ લગ્ન રજીસ્ટર નહોતાં કરાવ્યાં એથી તેમને રજીસ્ટ્રેશનથી મળતા લાભ પ્રાપ્ત નહોતા થતા. પણ તે સામે વિરોધ પ્રબળ હતો અને છેવટે ૧૯૨૭ માં નવો લગ્નનો કાયદો મંજુર થયો.

આ નવા કાયદામાં લગ્ન રજીસ્ટર કરાવવાનું ફરજીઆત કરવામાં આવ્યું, નહિતર વારસા અને બચ્ચા પાલનપોષણ તેમજ સ્ત્રીના હિતના રક્ષણમાં બાધ આવે એમ

કર્યું, છૂટાછેડા મેળવવામાં અગાઉ કરતાં વધુ સગવડ કરી આપવામાં આવી, એકની મરજી વગર પણ છૂટાછેડા મેળવી શકાય એવો ફેરફાર થયો. છોકરીની વિવાહયોગ્ય ઉમ્મર ૧૬ ની અને છોકરાની ૧૮ ની નક્કી કરવામાં આવી, પણ સ્ત્રીઓએ બૂમ મારવાથી છોકરીઓની ઉમ્મર પણ ૧૮ ની રાખવી પડી.

**વધુ પડતી સ્વતંત્રાનું પરિણામ**

આટલા ઉપરથી સોવીએટ સ્ત્રીઓની સ્થિતિનો સ્વાતન્ત્ર્યનો અને સ્વાતન્ત્ર્યને અંગે માથે આવી પડેલી નવી જવાબદારી અને નવા ભયનો ખ્યાલ વાચકોને આવશે સ્ત્રીઓ અને પુરૂષોને આપેલી અધિક સ્વતંત્રતાથી ત્યાં વ્યભિચાર અને આચાર-ભ્રષ્ટતા ફેલાવાની બહુ આશંકા રહી છે રશિયાના જ આગેવાનોને અને તે માટે યુવકો અને યુવતીઓને સદાચારી બનાવવાના પ્રયાસો થાય છે ત્યાંના સદાચારપ્રિય લોકો આ બાબતમાં જરા પણ શિથિલતા પસંદ નથી કરતા. આવા વર્ગના પ્રો. ઝાલકિંડ એક નેતા છે તેણે એમ કહ્યું છે કે માસે બ્રહ્મચર્ય પાલન કરવુ જોઇએ અને માત્ર સન્તાન પેદા કરવાને માટેજ સ્ત્રી-સહવાસ કરવો જોઈએ લેનિન, લુમારિન, લુનાચરસ્કી આદિ સામ્યવાદી નેતાઓને પણ સંયમ ઉપર ભાર મૂકવો પડયો છે અને શરાબ, તમાકુ અને સ્ત્રીસહવાસની સખ્ત નિંદા કરવી પડી છે.

સમાજ અને પ્રજાની જે ખરાબ પ્રવૃત્તિઓને લેનિન ખરાબ માનતો હતો, અને તેથી સમાજનુ સાચે જ અનિષ્ટ થતુ હતુ તેની વિરુદ્ધ રશિયામાં જબરૂં આંદોલન શરૂ થયું છે ભોગવિલાસના દુષ્પરિણામો અને રોગોની ભયંકરતા લોકો સમક્ષ ખુલ્લી રીતે રજુ કરવામાં આવે છે કે જેથી તેઓ તેનાં અનિષ્ટ સમજી તેથી દૂર રહે.

રશિયામાં વેશ્યાવૃત્તિ નાબુદ નથી થઇ તો પણ લગ્નસબંધી બંધનો અતિશિથિલ હોવાથી અગાઉના કરતાં તે ઓછા પ્રમાણમાં છે સરકાર તેનો અંત લાવવાનો યત્ન કરી રહી છે. વેશ્યાવૃત્તિ કરનાર સ્ત્રીને સજા નથી કરવામાં આવતી, પણ વેશ્યાવૃત્તિમાંથી લાભ લેનાર શખ્સોને કાયદાથી સજા કરવામાં આવે છે. વેશ્યાઓને બીજે ધંધે લગાડવાનાં પ્રયાસો રાજ્ય તરફથી કરવાનો પ્રબંધ પણ કરવામાં આવ્યો છે.

રશિયન સ્ત્રીઓને માટે ૮ મી માર્ચનો દિવસ બહુ મહત્ત્વનો ગણાય છે. તે દિવસે ઉજવાય છે તે દિવસ સ્ત્રીઓની ખાસ તેમજ મોટી સભાઓ અને પરિષદો મળે છે અને તેમાં સ્ત્રીઓની પ્રગતિ અને ઉન્નતિ સબંધી વિચારો અને વ્યાખ્યાનો થાય છે.

**ઉપસંહાર**

ઉપર આપેલી સામાન્ય માહિતી ઉપરથી વાચકને રશીયાના સ્ત્રી-સમાજ વિષે આછો ખ્યાલ આવી શકે વાચક પોતેજ વિચાર કરી નિર્ણય બાંધે તેટલા માટે અભિપ્રાયો આપવાનું બનતાં સુધી ઉચિત ધાર્યું નથી તેમ છતાં મે જે પુસ્તકો વાંચ્યાં છે તે ઉપરથી રશિયાના સ્ત્રી-જીવનનો મને જે ખ્યાલ બંધાયો છે તે અત્રે ટુંકમાં નોંધી આ સાદુ દિગ્દર્શન પૂરું કરીશ

ઝારશાહીના જમાનામાં સ્ત્રીઓની જે સ્થિતિ હતી, તેમાં અત્યન્ત ઘણો સુધારો થયો છે, તેમજ કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓની હાલત પણ ઘણી સુધરી છે તેઓ ગુલામ મટી સ્વતંત્ર બની છે, પણ એ સ્વતં-

# કરૂણ મૃત્યુ

લેખિકા શ્રી દીપકબા દેસાઇ

( અનુષ્ટુપ્ )

શાન્ય ઇડર કેરા એ, વીર વીરમ રાજવી;
થયું કરૂણ મૃત્યુ હા ! શી દીસે વિધિની કૃતિ

( શાર્દૂલવિક્રીડિત )

યાત્રા કાજ નરેન્દ્ર સજ્જ થઇને, ગંગાકિનારે પળે,
થાયે સાર્થક દેહનું કંઇક તો, સંસાર સાફલ્ય છે;
વ્હેની જે જયપુર રાજમહિષી, આ વાત જાણી વદી;
'સામન્તો ! સુપ્રધાન ! પૂર ભભકે, લાવો વીરાને અહીં"

( અનુષ્ટુપ્ )

ભાવ વ્હેની તણો ભાળી, સ્વીકાર્યું તેડું તે ક્ષણ;
હર્ષની સરિતા ઓહો ! વહન્તી વીરને ઉર
ઘણા દિને મળે વ્હેની, વાતોથી ઉર ઠારશું;
સુખ સમૃદ્ધી ન્યાળીને, ચિત્ત આહ્લાદ પામશું
પધાર્યો વીર જાણીને, વ્હાલભીની ભગિની એ;
સત્કારે અતિ સ્નેહેથી, કુલદીપક વીરને

( વસંતતિલકા )

આજે વીરા ! પુનિત શાન્ય કર્યું અમારૂં,
સદ્દગુણ શૂરવીરતા વીરમાં નિહાળું;
વિશ્વે રહ્યો ઝળકી કીર્તિપ્રકાશ ચારૂ;
સન્માન હું વીર સુહાગી ! અહો ! કરૂં શું ?
પ્રેમે વીરા ! સુમન મૌક્તિકથી વધાવું,
ને ભાવતાં વિવિધ ભોજન હું જમાડું;
અર્પું શુભાશિષ ઊંડી ઉરની ઉલ્લાસે,
માર્કંડના નેમ ચીરજીવ થૈ સુહાજે

( અનુષ્ટુપ )

વિચારે નૃપતિ ચિત્તે, ઊર્મિઓ શુધ્ધ શું હશે ?
સગો ભ્રાત હણ્યો એનું, રખે શું વૈર વાળશે ?
ના ના, જો ! પ્રેમઘેલીના–નેત્રમાં નેહ નિતરે;
શંકાનો કીટ ! શાને તું, ચિત્ત મ્હારૂં વૃથા ચીરે

( શાર્દૂલવિક્રીડિત )

વ્હેની શુધ્ધ મને સહુ સજાવતી, મામર્થી સત્કારવા
એકાએ ચમકી ચકોર ચતુરા, વિમાસતી ઉરમાં;
મૃત્યુ કારમું રાયસીંહ વીરનું, જેણે દગાથી કર્યું,
તે વેળા 'લઉં વેર' એવું 'પણ' જે, લીધું શું હું તે ચૂકું

( મન્દાક્રાન્તા )

તેડાવ્યો જે, ઉર ઉમળકે, હાય ! શાને વિહારૂં,
રે રે ! તેથી, અધિક સુખથી, ચાહું હું મૃત્યુ મ્હારૂં,

લાજે શું ના, વીર રમણીઓ, કાર્ય આવું કરન્તા ?
જો હું ચૂકું, કદિય હમણાં, લાગ બીજો મળે ક્યાં ?

( અનુષ્ટુપ્ )
પ્યારા પ્રાણ તણી હાની, ચિત્તે વીરાંગના ચહે;
પ્રતિજ્ઞાભંગનું પાપ, જીવ જાતાંય ના કરે.

( વસન્તતિલકા )
સદ્ભાવ સદ્ગુણ સહુ મુજથી દૂર જાઓ,
સૌજન્ય ને કરૂણતા, અહીંથી પળાઓ;
હા ! વૈર વૈર બનુ વૈરની મૂર્તિ હાવે,
વૈરાગ્નિથી બળતી શીતલ થાઉં આજે.
પૂરે કરી ' પણ ' બનુ ઋણમુક્ત વીરા !
પ્હોંચાડું સ્વર્ગ પ્રતિ આપની અંજલી આ;
સ્વીકારજો પરમ પ્રેમથી પ્રિય વીર !
શાન્તિ અખંડ મહિં તું વસજે સુધીર

( અનુષ્ટુપ્ )
સ્વીકારી મ્હેમાની જે, પધાર્યો મુજ મન્દિરે;
અન્નમાં વિષ અર્પન્તાં, લાગે લાંછન તો શિરે
યુક્તિ બીજી સૂઝી હૈડે, આનાથી કાર્ય તો થશે:
પળાશે અતિથી ધર્મ, વીરઋણ વળી જશે.

( ઇન્દ્રવજ્ર )
આનંદથી એ વીરને જમાડે,
' આપો રજા ' વીર વદે ઉલ્લાસે;
" સન્માન કૈંના થયું સુજ્ઞ વીરા !
સ્વીકારશો ભેટ ભગિનીની આ "

( હરિગીત )
ઘડર સમીપે આવતાં, પોષાક પ્હેર્યો બ્હેનનો,
રગ રગ મહીં વિષ વ્યાપતાં, વિહ્વલ મને નૃપતિ થયો;
મ્હેં જાણ્યું, વહ્નિ ઓલવાયો, નહિ નહિ ભભૂકી ઉઠયો:
વીરાંગના ! ત્હેં વીરમૃત્યુનો, ખરો બદલો લીધો

( અનુષ્ટુપ્ )
ભાવી મીથ્યા નહીં થાયે, વદીને સ્મરતા હરિ;
શૂરા સીંહ સમાની હા ! જ્યોતિ જીવનની ઉડી

( વસન્તતિલકા )
જેણે ફુનેહ થકી વ્યાધ્ર કરાળ મારી,
જેણે પરાક્રમથી હાક જગે વગાડી;
રે ! ત્હેનું આમ અવસાન કરૂણ આવ્યું ;
ઓ ક્રુર કાળ ! કયમ બાન ત્હને ય નાવ્યું

( અનુષ્ટુપ્ )
ઝૂઝે સંગ્રામમાં શૂરા, પડે શિર લડે ધડ,
રણમાં મૃત્યુશય્યાને, વધાવે યશ ઝીલ્નર
એવા વીર તણા આવા, મૃત્યુથી કંપતું મન;
'રહો અખંડ શાન્તિમાં' પ્રતાપી વીર વીરમ




લેખક : શ્રી. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

' અલી ઉજમ, કાંઇ સાંભળ્યું કે ?'

' ના મારી બાઇ ! હવણાં બે દિવસથી મંદિરેજ કોણ જાય છે કે કાંઇ સાંભળું !'

' જા મારી બાઇ ! તુંયે મારા જેવી ભોળી ભટાક છે તો ? હવે તો મંદિરની જગ્યા રોયા છાપાવાળાઓએ લીધી છેઃ આ તો આજ સવારની વાત છે. મારા મનમાં કે લાવ ઉજમને પૂછી જોઉં ! તો તુંયે મારા જેવી ભોળી નીકળી તો !'

' પણ થયું શું તે તો કહે ? આમ લાંબુ લાંબુ 'લેક્ચર' હાંકે રાખે છે તે કરતાં શું થયું તે કહી દેતો ! '

' એ એકદમ કહેવાય એવી વાત નથી તો ! બા, આ તો હડહડતો કળજુગ આવ્યો શું કહું ? જ્યારથી વાત સાંભળી છે ત્યારથી ખાવુંયે ભાવતું નથી, પીવુંયે ભાવતું નથી અને મન જાણે રડું રડું થઇ રહ્યું છે '

' પણ વાતનો કાંઇ ખુલાસો કરે તો સમજ પડે કે એમને એમ ? '

' વાતનો ખુલાસો શું કરે ? કચરાના બાપાએ છાપામાં એ વાત વાંચી એટલે એમણે મને વાત કરી અને હું કાંઇ ખુલાસો પૂછવા જાઉં છું ત્યાં તો એ પાઘડું ઘાલીને સટક્યા ! '

' પણ વાતનું કાંઇ ધડ કે પુછડું ? '

' અરે ધડ પણ છે ને પુછડુંયે છે. લે કાળજું ઠેકાણે રાખીને સાંભળ આપણા પેલા ગાંધીજીને તો ઓળખ્યાને ?'

' હા ' પેલા સવરાજવાળાને ? '

' હા એજ, એજ; એમનાં વહુ કસ્તુરબા–'

' હા, હા, અમારી અમરતવાડીમા તે દિવસ ધજાવંદન કરવા આવ્યા હતા ખરા ! તે દિવસ તો કેવા સારા–'

' તે તો કોણ જાણે મા ! પણ એના જેવું સવરાજનું કામ આપણી પેલી ચીથરા દેવી '—

' ચીથરા દેવી ? એ વળી કઇ દેવી !'

' કેમ નહિ ઓળખી ? પેલી આપણી ન્યાતના પાણીઆની વહુ ! '

' ઓળખી ઓળખી; એનું નામ તો ચિત્રા છે મુઇ તું ! તારી તે કાંઇ જીભ છે કે બળોતિયું ! '

' જા રે મારી બાઇ ! એમાં વળી કોઇનું ઉપરાણું લઇને મારા પર શાની ઉતરી

પડે છે ? મારા મનમાં કે સાત, વાત નહિ જંપતી હોય તો ઉજમને કહું ત્યાં વાત શું કર કપાળ ? '

'. વાત નહિ કરે તો મારી કઇ આસડે-રાતને ! સમજી ? એ તો અમારા પિત્રાઇની વહુ થાય, એ મરે તો અમને સોળ દિવસનું સૂતક લાગે. તને શું છે ? '

' ઓ હો હો ' કઇ બહુ દામ ચાલીને ' હું સમજી કે સાત ઉજમ સાથે મારે બેન-પણાં, બાઇપણાં છે તો એને કાને વાત નાખું, ત્યાં તો ઉજમબેન પહોંચ્યા બાને ઘેર '

' બાને ઘેર પહોંચીને શું ' જા ! નથી બોલતા ત્યાંસુધી ' તને હું નહિ ઓળખતી હોઉં તેમ જાણે ? '

' હા, હા, ઓળખીને હવે મારા ચોડા છોડી મૂકજે. જા, જા નકટી ' તારા જેવાને તે વાત શી કરવી ? આમ મારા જેવી રાંક ઉપર ઉતરી પડે છે તે ઘરમાં ધણી નથી ? એના આગળ તો બકરી જેવી થઇ જાય છે ! પેલી કહેવતવાળી વાત છે કે ' ઉપાધ્યાપર ગુસ્સે કરે તો ભાંડાણુંમાં જાય. '

' આવડે નહિ પેસ ને રાંધવા પેસ ' આ તે કાંઇ વેરું છે ' સરખી કહેવત પણ બોલતાં નથી આવડતી અને આમ જાણે બાલીષ્ટર ! હાથ જોડયા બા તને તો ' ઉંદોભવાનીમા જે કરે ' જેવી તો છે તું ! '

ત્યારપછી આ બન્ને બાઇપણીઓ વચ્ચે વાત તો એકબીજાની સાત સાત પેઢી સુધી પહોંચી હતી, પણ આપણે તે સાથે કામ નથી. મુદ્દે આપણે જાણવાનું છે તે તો એટલું જ કે ઉજ-મને એની બેનપણી ફુલકોર જે વાત કહેવા આવી હતી તે વાત તો કોરે રહી ગઇ અને એ બેનપણીઓ કોઇ બીજીજ વાત પર ચોટલા પીંખવા મંડી પડી ! આખરે આસપાસ બેઠાં થયેલા માણસોએ એ બન્નેને છુટા પાડયાં ત્યારે જ એ બન્ને એક બીજાનાં નામનું રડતાં રડતાં ઘેર ગયા, બન્નેને ઘેર રોકકળ શરૂ થઇ બન્નેએ તકરારનું મૂળ કહેવાને બદલે પોતપોતાના પતિરાજોને એક બીજા વચ્ચે થયલી ગાળાગાળીની જ વાત કરી ઉશ્કેર્યા. બન્ને પતિરાજોએ ડંડા સમા-ળ્યા અને પહોંચ્યા એક બીજાને ઘેર—ઉજ-મનો વર શંભુલાલ ફુલકોરને ત્યાં અને ફુલ-કોરનો વર અમથાલાલ ઉજમને ત્યાં !



( ૨ )

' કેમ ઉજમબેન ! શંભુલાલભાઇ ઘરમાં છે કે ? ' અમથાલાલે આવતાની વેંત બહુ નરમાશથી પૂછયું.

' નારે, એ તો ગયા હશે કયાંક આટ-લામાં કેમ શું કામ છે ? ' ઉજમ બેને કાંઇક નરમીથી પૂછયું

' નારે, ના કામ તો કાંઇ જરૂરનું નહિ હતું. મને થયું કે શંભુલાલ શેઠને આજ ઘણા દિવસથી મળ્યો નથી તે એને યે મળું ને તમને યે મળું ' કેમ બેન તો મઝામાં નો'

' મઝામાં. '

' શંભુ શેઠ હમણાં આવશે કે વાર લાગશે ?

' કેમ કહેવાય ? '

' પાંચેક મિનિટ ઓટલામાં ઉભો રહી વાટ જોઉં છું: પછી નહિ આવશે તો રામ રામ '

આમ કહી અમથાલાલ ભાઇ બહાર ઓટ-લામાં ઉભા રહેવાને બદલે ઘરમાં ખુરશી પર બેઠા અને તપખીરની દાબડી કહાડી તેને ટપ લી મારી ઉઘાડી તેમાંથી તપખીરનો ચીમટો ભરી એમણે એક મઝનો ખેંચ્યો. પછી ધોતા-એથી નાક લુછી એ બોલ્યા ' હે ઉજમ બેન મે આજે સાંભળ્યું તે ખરી વાત ? '

' શી બાબતની ? '

'લોકો વાત કરતા હતા કે મારી કુભારજાએ તમને ભર રસ્તા વચ્ચે કંઈ વાત નીકળતાં બે ટપલા માર્યા.'

'અરે એ શું ટપલા મારતી'તી! એના જેવી દશને ટપલા મારૂં એવી છું. એ તો મારો મિજાજ ગયો નથી ત્યાંસુધી!'

'હા ઉજમબેન! મને પણ એજ થયું. તમે કોઈના હાથના ટપલા ખાવ એવા નથી તો! લોકો તો શાળા જુઠ્ઠા–પણ ત્યારે તમને પૂછું કે એ વાત શી બની? તમારા જેવા સાલસ માણસ માટે પણ લોકો કેવી ગપ ઠોકે છે!'

'હોય બા! એ તો મારાં નશીબના વાંક! તેમાં તમે શું કરો કે કોઈયે શું કરે? તમારા જેવી તમારી ઘરવાળી ડાહી હતે તો કાંઈ લોકોને બોલવાનું થતે?' એમ કહી ઉજમે ડચકિયું ખાધું!

'લ્યો રડો ના હવે! વાત શી બની તે કહો.'

'વાત તો ભાઈ એમ બની કે અમારા પેલા પિત્રાઈ પાણીઆભાઈને ઓળખ્યા કેની?'

'હા. આ. આ.!'

'તેની વહુ પેલી ચિત્રા?'

'હા. આ. આ'

'હવે એની મરવાની વાત મને તમારી પેની રસ્તા વચ્ચે કહી નાખે તો મારે જરા બહાર જવુ હતુ તેને બદલે પાછા ઘેર આવી સોળે લુગડાં બેર નાહી નાંખવુ પડે કે નહિ? વળી ચિત્રા તો અમારી પિત્રાણી એટલે સોળ દિવસનું સૂતક ચોંટે અને તો આજે પાપડનું બધુ દળાવીયે રાખ્યુ હતું તે અમારા સૂતકમાં કઈ નાની વહુ આવીને પાપડ કરી આપવાની હતી જે!'

'હાસ્તો! પછી?'

'પછી શું? એ તો ઠીક થયું કે એણે બિચારી ચિત્રાને 'ચીથરાં' કહી તેથી મેં એને ધમકાવી કાઢી એટલે એ આગળ વાત કરીજ શકી નહિ, બાકી તમેજ કહો અમને કેટલું નુકસાન થઈ જતે?'

'ખરું! પણ ચિત્રાને—'

'કોણ જાણે બા, છે તો બિચારી હજી નાની. એક બે તો નાનાં છોકરાંય છે, કળિયુગ નહિ તો બીજું શું? ગીતાજીમાં કહ્યું છે કે કળિયુગમાં ટપકિયા મોત થશે અને અકાળે કાજમરાં મરણો થશે, તે કાંઈ ખોટી વાત?'

'ત્યારે બિચારી ચિત્રા આખરે—'

'કોણ જાણે બા! તમે પણ અમથાભાઈ! કાંઈ બોલી દેશો નહિ; એમને તો સોળ દિવસનું સૂતક લાગે.'

'હરી, જવા દો એ વાત. ચાલો શંભુલાલ શેઠ તો હજી આવ્યા નહિ એટલે હું તો જઈશ'

'જાવ છો? આવજો હ! કંઈ ખોટું બોટું લગાડશો નહિ, અને પેલી તમારીને કહેજો કે જાણ્યા મુકયા વગર કોઈના સગાંના મરણની વાત રસ્તા વચ્ચે કરવા બેસીએ નહિઃ એતો ઠીક થયું કે હું રાંડ કાગડી તે પહેલેથીજ ચેતી ગઈ ને એને આગળ બોલવાજ નહિ દીધી, નહિ તો, મારે તો બા લુગડાંબોળ નહાવુ પડતે અને પાપડનુયે બગડતે!'

'એ છેજ એવી' એમ કહી અમથાભાઈ ધોતિયું ખંખેરીને ઉઠ્યા અને ઘેર ગયા. એને ગયાને પાંચ મિનિટ નહિ થઈ હોય ત્યાં શંભુલાલ શેઠ ડગોરો અકળાતા આવી પહોંચ્યા. અમથાભાઈએ પોતાને લગાડેલા મરકાથી ઉજમબહેન કંઇક ખુશ હતાં પોતા-

ના દુશ્મનનોજ વર ચાલી ચલાવી પોતાને ઘેર આવી પોતાનાં વખાણ કરે અને એની સગી વહુને વખોડવા બેસે ત્યાં કઇ બી ખુશ ન થાય ?

'કેમ શી ધાડ મારી આવ્યા ?' ઉજમે હસતાં હસતાં ચુનુલાલને પુછ્યું

' અરે ધાડ શી ને વાત શી ' મારા મનમાં કે અમથાની વહુને હું આમ સીધે સીધું પુછીશ તો એ વીંઝણવાળું મારી માથે બાઝી, ચાલીના લોક ભેગા કરશે અને ઘરમાં કોઇ મરદ નહિ એટલે લોકો 'ચોર કોટવાળને દંડે' જેવુ કરશે, એટલે મે એને પહેલાં તો ખૂબ છાપરે ચડાવી, તને પણ એક બે એની આગળ ચોપડી તેથી એ એવી સિદ્ધિ દોર થઈ ગઇ કે પછી એણે બધી વાત માંડીને કહી એટલે તો મારીયે આંખ ફાટી ગઇ !'

' ત્યારે તો એ મૂલો અમથો પણ અહીં આવી એની પેશીને બે ચોપડી મને છાપરે ચઢાવી ગયો ! પણ મારે ક્યાં જૂઠું બોલવુ હતુ જે તેની વાત, પણ એ ફુલકીએ શું કહ્યું તે તો કહો જરા ! '

' એ તો કહે કે શું નાહક એની સાથે ચડભડી પડી. '

' હા, હા. વહાલ્યા ગુઈ હવે ચાંપલી થાય છે પણ મારે આ બધા બહાર જવાના લૂગડાં બેર નાહી નાંખવુ પડતે તેનુ કાંઇ કહ્યું ? '

' નાહવા જેવુ શુ હતુ ? '

' કેમ નાહવાનુ નહિ ? એ તો આપણાં પિત્રાઇ થાય, તમે મૂલા મરદોને ભમે તેમ સટરપટર ચાલે પણ અમારા બૈરાંઓથી કાંઇ એવો ધરમવટાળ નહિ ચલાવી લેવાય '

' પણ થયુ શું નહાવા જેવુ તે તો કહો ? '

' એણે તમને પેલા પાણીભાઇની વહુ ચિત્રાની બાબતમા કાંઇ કહ્યું કે નહિ ? '

' હા કહ્યું, પણ તેમા નહાવાનુ શુ ? '

' કેમ નહાવાનુ નહિ ? એ મરે '—

' પણ એ મરી ક્યાં ગઇ છે ? '

' ત્યારે ? '

' એ તો કહે છે કે અમથાભાઇએ છાપામાં વાંચી એને કહ્યું કે પાણીઆભાઇની વહુ ચિત્રાને જેલમાં છોકરો આવ્યો। '

' હે ' છોકરો આવ્યો ? મુઇ જુઠી ! એતો કહેતી હતી કે આ હડહડતો કળિયુગ આવ્યો ને એ વાત સાંભળી ત્યારથી એને ખાવું પીવુયે ભાવતુ નથી ને રોવુ આવ્યા કરે છે અને એવુ બધુ —'

' તે તો બરાબર છે કારણ ચિત્રા પકડાઇ ત્યારે એને છઠું દહાડું હતુ, પછી એને જેલમાં છોકરો ક્યાંથી આવે ? એ કળિયુગ નહિ તો બીજું શુ ? આપણી ન્યાતની આવી ભણેલી ગણેલી બાઇનું આવુ સાંભળી કોઈપણ નાતિલાને રોવુ આવે અને ખાવુ પીવુયે ભાવે નહિ ' વાત શી કરે છે ? એ કાંઈ જેવી તેવી વાત થઇ ? એના કરતાં ચિત્રા મરી ગઇ હોત તો સારૂ હતુ ' '

' હાય, હાય. મા ' ફુલકીએ તો મને એ વાતજ નહિ કરી ! '

' વાત કોને કરે ' સાંભળે તેને કે બીજાને ? '

' હા, હા, તમને તો એ મુઇ ફુલકીનુ જ ઉપરાણું ખેંચતાં આવડે છે કાંઈ કરી મૂક્યુ લાગે છે પણ એ ચોટલાબળીને પૂછો તો ખરા કે એણે એ વાત ક્યારે કરી કે મે નહિ સાંભળી ? '

પણ ચુનુ શેઠનાં નસીબ મોટાં હતાં;

ફુલકોર પર ફુખડેલી ઉજમ શંભુશેઠને ધણીઆણે તે પહેલાજ 'અમથાભાઇ ફુલકોર સાથે આવી પહોંચ્યા. ફુલકોરે તો ઘરમાં પેસતાંજ ધડાકો કીધો, ' કેમ અલી ઉજમ ! મેં ક્યારે કહ્યું હતું કે ચિત્રા મરી ગઇ ? ખાને શીળી-બાવાના સોગન ! '

' મોટી સંતીની ડીમલી છે તે તુજ ખાની સોગન ! તેં મને ચિત્રાને જેલમાં છોકરૂં આવ્યાની વાત ક્યારે કરી હતી ? '

હવે ઉજમ ઉપડી એટલે અમથાભાઇ માથા પર પાઘડી દાબી વચ્ચે પૂરાયા, ' અરે નાદ'કના શાદને લડીમરો છો ' નથી ચિત્રા મરી ગઇ કે નથી એને જેલમાં છોકરૂં આવ્યું ! વાત એમ બની કે આજે મે છાપામાં વાચ્યું કે પાણીઆ ભાઇનો નવીનચંદ્ર જેલમાંથી છૂટયો એટલે મે અંદર રસોડામાં જઇ કચરાની માને કહ્યુ કે આપણી ન્યાતની પેલી ચિત્રાનો છોકરો જેલમાંથી છૂટી આવ્યો. આટલું કહી હું તો કપડાં પહેરી વહેલો વહેલો પાણીઆ ભાઇને મુબારકબાદી આપવા એને ઘેર પહોંચ્યો હુ શું જાણું કે ચિત્રાનો છોકરો જેલ માંથી છૂટી આવ્યો તેને બદલે, ચિત્રાને જેલમાં છોકરો આવ્યો એમ સમજી એ કચરાની મા વાતનુ વતેસર કરી મૂકશે ! હાય જોડયા બા તમારા લેકિથી તો ! '

## " પેદા કર "

લેખકઃ શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
તંત્રીઃ " નવચેતન "

—ગઝલ—

અમારા દેશમાં ભગવન્ ! ફરીને આજ પેદા કર,
જડીબુટ્ટી દઇ કોઇ ફરીને પ્રાણ પેદા કર

અમારા વીર પૂર્વજનાં ચરિત્રો વાંચીએ જ્યારે;
ચહે ઉર ભારતે એવા ફરી બળવાન પેદા કર

દીધું સર્વસ્વ બલિદાને પ્રતાપે દેશ-વેદી પર;
શિવાજી શૂરવીર જેવા ફરી સંતાન પેદા કર

થયા જ્યાં વ્યાસ વાલ્મિકી, થયા મનુદેવ ભવભૂતિ;
કવિકોવિદ કલાકારક ફરી વિદ્વાન પેદા કર

અમારા ઉરની ઇચ્છા જગત આખું નથી સુણતું,
જગત જો હોય બ્હેરૂં તો જગતને કાન પેદા કર.

" બધાયે કર્મ ને કાંડો, બધાં આચાર ને સૂત્રો;
વસ્યા નિજ દેશકલ્યાણે " ફરી એ ધ્યાન પેદા કર.

" મર્યા જે દેશને માટે ગયા સ્વર્ગે જરૂર તે તો;
મરો તો દેશને માટે " ફરી એ ગાન પેદા કર.

" જનેતા ને જનમભૂમિ વધારે સ્વર્ગથી માનો "
પુરાતન સૂત્ર કેરૂં એ ફરીને ભાન પેદા કર

ચહે સંતાન ભારતના મળીને ત્રીશ કોટિ આ,
" હતું જેવું ફરી ભારતનુ તેવુ સ્થાન પેદા કર "

———o———

# ઉભી રહી ધ્રુવ સમાન

ક્યાંથી કહે તુજ વિષે અતિ શૌર્ય આવ્યું
હંફાવવા અરિકળો બળજોમ જાગ્યું ?

દીઠી તને પ્રથમ મેં ગૃહદ્વાર રોકી
આશા હતી ન તિલમાત્ર 'રણે ચઢીશ':
મેધાતણો ન ચમકાર હતો લગાર
શાસ્ત્રો તણો ન કદિયે કરતી વિચાર,
એવી અબુદ્ધજડતા રસશૂન્યતામાં
દીપ્તિ અનૂપ પ્રકટી તમ ટાળનાર.

આજે તને જય નમે અભિવન્દતો હું
વીરાંગના ! તવ પરાક્રમ કીર્તિ ગાઉં.

શક્તિ અબંધ અબલા બનતાં ધ્રુજાવે
પાપીષ્ટ દુષ્ટ ભય પ્રેરક ને પ્રજાળે.

ચંડી સ્વરૂપ ધરનાર ઉમા પધાર્યાં
ઉદ્ધારવા અવનિને ક્રુર દાનવોથી
એવી સતી સમ બની રિપુ રોળવાને
કાળી રણે ક્યમ ઘુમી અસિશૂલધારી.

સંહારવા સદયતા તવ અશ્રુશસ્ત્ર
હૈયે ધરે બળખણું ભય ઝીલવાર્થ
તૂટી પડે દુશ્મનો અભયે છતાં ય
ઊભી રહી ધ્રુવસમાન રણે અજીત.

( મનોજ્ઞ )



# સ્ત્રીસૌંદર્ય *

લેખકઃ **શ્રી જદુરાય ઠી. ખંધડીઆ**

ઈશ્વરે માણસને શરીર ઘડી આપ્યા પછી માણસે તેની શોભા વધારવા માંડી : જેમકે આપણને કોઇ ખાલી ઘર ભાડે આપે અને પછી આપણે તેમા કબાટ, ખુરશી, પલગ શેતરંજી વગેરે બીછાવીએ તેમ! એ શોભાનું નામ પાડ્યું સૌંદર્ય.

ભાઇ માણસોને રૂપાળી રાધા જેવી દેખાવાની બનતા સુધી ઓછી વૃત્તિ હોય છે જેની સાબીતી એજ કે અનેક દક્ષિણીઓ માથે ટોકા—મુંડા કરાવે છે; અનેક કચ્છી—કાઠિયાવાડીઓ મ્યુનીસીપલ ઢેડાના ઝાડુ જેવી મૂછો મોઢા પર ઉગાડે છે, અનેક મુસલમાન તેમજ બંગાળીઓ કાળા ઘાસના જંગલ જેવી દાઢીઓ ઉગાડે છે. અને છેવટમાં અનેક ભાઇ માણસો બાવળના ઝાડ જેવા કદરૂપા થઇને ફરે છે.

પણ બાઇ માણસોને તો સૌંદર્યની પહેલી જરૂર. એ એમનું હથિયાર છે, મારવાનું તેમજ બચી જવાનું. અને એટલા માટે લુગડાં અને દાગીનાની ઓઓને વિશેષ જરૂર લાગી.

પરંતુ કાપડની મીલો અને સોનાની દુકાનો પર વેચાતું હોય એમ સૌંદર્ય રેઢું નથી પડ્યુ. સૌંદર્ય કોઇ જુદીજ ચીજ છે. આ તકે લુગડા—દાગીનામાં ઢંકાયલા એ સ્ત્રી—સૌંદર્ય વિષે કંઇક વિચાર કરીએ

ધર્મશાસ્ત્રોના કહેવા પ્રમાણે તો આ શરીર એ હાડકા ચામડાનો માળો છે, અને તે વાત સાચી જ છે. ડાક્ટરી લાઇનનો અભ્યાસ કરનારને એ શરીર માટે કાળા ધોળા પાપ કરવાનુ મન નથી થતુ કારણ કે લોહી માંસ સુધીને તેણે ખાત્રી કરી લીધી હોય છે કે એ હાડચામનો જ માળો છે

આવા હાડકા-ચામડાના માળા બધાર વામાં ઇશ્વરને પણ ઘડીક ગમ્મત કરવાનું મન થયુ અને દરેક ટકા સ્ત્રીઓ આ પ્રમાણે ઘડી —

(૧) કેટલીક જાડી=જાણે રોટલી કરવા માટે ઘઉંની કણકનો મસ મોટો લોદો બનાવીને ચાલતો મુકી દીધો હોય તેમ.

(૨) કેટલીક પાતળી=જાણે ચાલતી સરગવાની સીંગો.

(૩) લાંબી=હેડંબા

(૪) ઠીંગણી=જેને જોતાંજ આપણને જાણે નાનકડું ગોળ બટેટુ એવો ખ્યાલ આપે તે.

---

● ભવાનીપુર ગુજરાતી સ્ત્રીમંડળ સમક્ષ આપેલા વ્યાખ્યાનમાંથી

અને એટલી મરમ્મત કરી લીધા પછી ભગવાને ધાટીની સ્ત્રીઓ ઘડવા માંડી કેટલીક તો જાણે નવરાશને વખતે ઘડી હોય તેવી લાગે. તેમાં પણ બે વર્ગ છે—

(૧) કાચની પુતળીઓ

(૨) નરી નિર્દોષતા. પેટ અવતાર લેવા મન થાય એવી સુંદરીઓ.

આ બધી વાત નૈસર્ગિક સૌંદર્યની થઇ એથી ન ધરાતાં હવે માણસ જાતે એ સૌંદર્યમાં શોભા ભરવા માંડી

અત્યારે સ્ત્રી વર્ગનું પૃથક્કરણ કરીએ અને તેને વૈદિક જમાનાના વર્ગોમાં વહેંચી નાખીએ તો નીચે મુજબ પરિણામ આવે—

(૧) નૈસર્ગિક સૌંદર્ય=પદ્મિનિ.
(૨) કૃત્રિમ =ચિત્રિણી.
(૩) સામાન્ય =હસ્તિનિ.
(૪) કદરૂપ =શંખિનિ

વ્યાખ્યા

સૌંદર્ય ભલેને ટોપલાં ભરીને શરીર પર નાખો, છતાં કેટલાકની નજરે સુંદર નથી જ દેખાતાં અને કેટલાકની નજરે વગર સૌંદર્યે સુંદર દેખાઇએ છીએ એનું શું કારણ હશે? એનું એકજ કારણ છે કે સૌંદર્ય એ એક વ્યકિતગત ખ્યાલ છે. ( personal idea ) સૌંદર્યના શણગાર સજતી વખતે આપણે આયનામાં જોઇએ છીએ કારણ કે આપણે આપણા પોતાના, સૌંદર્યના ખ્યાલને સંતોષ આપવા મથીએ છીએ આપણને સંતોષ થાય છે એટલે શણગાર પુરા થાય છે પણ બ્હાર નીકળતાંજ પાડોશણ નાકનું ટીચકું ચઢાવે છે અને રાહદારી હસે છે અને સમાજમાં કોઇ વખાણે છે. કોઇ અનુકરણ કરે છે અને કોઇ આંખ આડા કાન કરે છે કારણ કે સૌંદર્ય બધાની નજરે સરખું નથી હોતું. કૃષ્ણ અને કુબ્જા, લયલા અને મજનું, આ વ્યાખ્યા સાબીત કરવા માટે ઐતિહાસિક દાખલા આપી રહ્યા છે. બીજા શબ્દોમાં કહીએ તો **પોતાની આં**ખોને સુંદર લાગે એવી કલાભરીરીતે કરેલી અંગરચના તેનું નામ શરીરસૌંદર્ય. આમાં કેટલીક રચના ભગવાન કરી જાય છે અને કેટલીક રચના ભગવાનભાઇ એન્ડ કું. ફેશન એક્ષપર્ટસ, અથવા કાપડીયા, કે ઝવેરીઓ કરી જાય છે! વળી

## સૌંદર્યના મુખ્ય લક્ષણો

દેશ દેશ પ્રમાણે જુદા પડે છે. હિંદમાં નાગ જેવો કેશકલાપ, યુરોપમાં પતલી કમર ( Slim and Slender ); ચીન જાપાનમાં ટુંકા પગ, અરબસ્તાન ઇરાનમાં લીંબુની ફાડ જેવી મોટી અને કાળી આંખો આપણા દેશમાં સંસ્કૃત સાહિત્યકારોએ એ મુખ્ય લક્ષણ ઉપરાંત સુંદરીનું વર્ણન કરતાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

(૧) કોમલાંગી ગૌરાંગી — [નોંધ· સફેદરંગથી જ કંઇ સૌંદર્ય નથી આવ્યું. એમ હોત તો ચાક ને ચૂનો અમર લોટ દુનીઆમાં ઘટી પડત. અનેક ધોળી મડમો જોઇને ઉબકી થાય છે. ]

(૨) કમલાક્ષી હરિણાક્ષી ચપલનયની — [નોંધ લીંબુની ફાડ જેવી મોટી આંખોની હવે શું જરૂર? કારણ કે એથી વધારે મોટા ચશ્મા હવે સહુ સસ્તા મળે છે.]

(૩) શશીવદની કમલવદની — [નોંધ ગોળ લાડવા જેવું મોઢું એ અત્યારની ફેશન છે ]

(૪) શુકનાસિકા [નોંધ. પોપટની ચાંચ અત્યારે કોને ગમે છે?]

(૫) પ્રવાલ ઓષ્ટ
(૬) દાડિમકલિ-દંતિની મૌક્તિક-દંતિની [નોંધઃ હવે લાલ દાંતને હોઠનું કામ હોય તો પાનના ડુચા ચાવવાથી અગર લીપ-સ્ટીકથી સ્હેલું થઇ પડયું છે. પાન એક પૈસાના બે મળે છે!]
(૭) બગ-ગ્રીવા [નોંધઃ બગલાની ડોક જેવી ડોક તો હોય પણ તેના ઉપર ચન્દનહાર ને કોલર વગેરે હોવા જોઇએ]
(૮) કોકિલકંઠી [નોંધઃ હું તો " કટકટ કંઠી" કહેવા માગું છુ!]
(૯) સિંહ-કટી [નોંધઃ સિંહના જેવી કમર તો હોય પણ બાર છોકરાની મા થવુ પડતુ હોય ત્યાં ટકી કયાંથી રહે?
(૧૦) ગજગામિનિ [નોંધ હાથી માફક ચાલવું સહેલું છે પણ આ મોટર-ટ્રામના જમાનામાં સલામત નથી!

## અતિસૌંદર્ય

આવું નૈસર્ગિક સૌંદર્ય હોય અને તેમા વળી ઉપર બમણો ઠઠેરો કર્યો હોય એથી ઘણી વખત ખરાબ દેખાય છે પણ કોઈ વખત અતિસૌંદર્ય દેખાય છે, અને, તે ભયંકર છે. પોતાને માટે પોતાનાને માટે અને સમાજને માટે **માર્યાં રુપવતી શત્રુ** કહ્યું છે તે એજ અર્થમાં. અનેક સ્ત્રીઓ આ રીતજ પોતા પર અણચિંતવી આફતો ખેંચી લાવે છે.

ચોટલી પકડીને ખેંચી આણેલા સૌંદર્યમાં એક ખાસ હેતુ રહે છે કે "બીજાનુ ધ્યાન ખેંચવું." પુરુષોને આકર્ષવા અગર બીજી સ્ત્રીઓને દેખાડો કરવો. કુદરતી સૌંદર્ય એ હેતુ શૂન્ય છે. પરંતુ કૃત્રિમ સૌંદર્યમાં એ હેતુ પ્રધાનસ્થાને હોવાથી એટલા પુરતી મનની મલિનતા ગણાય. પશ્ચિમમાં આ હેતુ પ્રચ્છન્નયોગ છે કારણકે તેમની લગ્નની પ્રથાજ એવી છે કે સ્ત્રીઓએ પુરૂષોનું ધ્યાન ખેંચ્યા વગર છૂટકોજ નથી જ્યાં એવી લગ્નની પ્રથા ન હોય, ત્યાં આકર્ષણ કરવું એ નકામું છે, અકારણ છે, આફતકારક છે પશ્ચિમમાં રૂપાળાં દેખાવાની કળાને "ફેશન" કહે છે. "ફેશન" રોજરોજ બદલાય છે અને તેને વિષે એટલો વિચાર ચાલે છે કે તેનું એક શાસ્ત્ર છે એમ કહી શકાય અલબત્ત

"એક નૂર આદમી, હજાર નૂર કપડાં
લાખ નૂર ટાપટીપ, કરોડ નૂર નખરાં"

એ રીતે કહીએ તો એમના સૌંદર્ય કરોડ નૂર સુધી પહોંચી ગયા છે એમ કહીએ તો ચાલે.

**अति सर्वत्र वर्जयेत्** એ ન્યાય એમની "ફેશન" ને લાગુ પાડી શકાય પરંતુ એમની 'ફેશનો" માં અનેક વખત જરૂરી કારણો હોય છે, કલા-વિચાર હોય છે, અને આધાર હોય છે. દાખલા તરીકે ચોટલા કપાવવાની ફેશન. (Shingling & bobbing) જેમણે "Not so Quiet on the Western Front" નામનુ લડાઇ વિષેનું અંગ્રેજી પુસ્તક વાંચ્યુ છે તેમને યાદ હશે કે લડાઈમાં સેવા કરવા માટે સ્ત્રીઓ ગયેલી, અને તેમને જ્યાં ખાવાપીવાના ઠેકાણા નહોતા ત્યાં બીચારીઓ માથામાં સાબુ, ને અરીઠાં, ને ધુપેલ ને કાસકાના તો ક્યાંથીજ ઠેકાણા હોય? પરિણામે જુ, લીખ બહુ પડવાથી એક જરૂરિયાત તરીકે એ ચોટલા કપાવવા પડેલા. લડાઇ બંધ થતાં એ સ્ત્રીઓ પોતાને દેશ પાછી ફરી ત્યારે કાપેલો ચોટલો એ યુદ્ધમાં લીધેલા ભાગની નિશાની તરીકે, સ્વદેશાભિમાનની સાબીતી તરીકે ગણાયો.

પછી ચાલી દેખાદેખી તેમજ જે સ્ત્રીઓએ લડાઇમા ભાગ લ્હોતો લીધો તેમણે પોતાની શરમ ઢાંકવા અને ભોગ ડોળ કરવા ચોટલા કપાવવા માંડયા. એનું પરિણામ તે આ ફેશન હવે એનું અંધને આપણી પારસી બ્હેનો અને ગુજરાતી બ્હેનોએ પણ ચોટલા કપાવવા માંડયા છે પણ તેથી તેમણે કોઇ લડાઇમાં વાઘ માર્યો છે એમ કોઇ માનવાનું નથી ।

આપણા દેશમાં પણ ટાપટીપ છે અંગ્રેજીમાં તેને Toilet કહે છે. શુદ્ધ ગુજરાતીમાં " ચોટલો ચાંડલો " ટાપટીપ જરૂરી છે ઘરમાં ચીંથરા સારી રીતે ગોઠવ્યા હોય તો સારા લાગે પણ હજારો રૂપીઆની કીંમતી વસ્તુઓ જેમ તેમ ગોઠવી હોય તો ખરાબ લાગે છે જેમકે ટેબલ પર પલંગ પડયો હોય, ને દાણાના ડબ્બામાં ટેલીફોન રાખ્યો હોય અથવા કબાટ પાસે કોલસા પડયા હોય કે ખુરશીમાં છોલેલાં રીંગણાં રાખ્યાં હોય. આ વાત બતાવે છે કે ટાપટીપ માટે કીમતી વસ્તુઓની જરૂર નથી, પરંતુ તેને સારી રીતે, સુઘડતાથી, ગોઠવવાની જરૂર છે

ગુજરાતી સાક્ષર શ્રી નરસિંહરાવ ૧૯૨૦–૨૧ માં કહેતા હતા કે ખાદીની સાડીથી સૌંદર્ય ખલાસ થઇ ગયું છે. ઉપરનું વિધાન " વસ્તુમાં સૌંદર્ય નથી, તેની સજાવટમાં છે " એ જોતાં તો સાક્ષર શ્રી ખોટા ઠરે છે. રેશમી સાડી સડ્ડક સડ્ડક સડ્ડક પહેરી નાંખી હોય તો સુંદર નહિ જ દેખાય પણ સફેદ પોતીયું, ધોબણે સારી રીતે સાડીની ઢબે પહેર્યું હોય તો પણ સુંદર લાગે છે.

## સૌંદર્યની હરિફાઇઓ

દર વર્ષે દરેક દેશમાં આવી હરિફાઇઓ થાય છે જેમાંથી મીસ અમેરીકા, મીસ ઈંગ્લંડ, મીસ જરમની વગેરે નામો આપી સૌંદર્યની રાણીઓ સ્થાપવામાં આવે છે તે વર્ષ માટે ચુંટવામાં આવે છે મીસ ભારત ક્યાંય નથી. કારણ કે આપણી સમાજ ને સૌંદર્યના જાહેર બજારો ભરવાની જરૂર જ નથી. પરંતુ એમાંથી એક વસ્તુ જાણવાની મળે છે તે એ કે એ સૌંદર્ય નક્કી કરવા માટે લુગડાં, દાગીના કે ટાપટીપ કશુ તપાસવામાં આવતુ નથી

સૌથી પહેલુ તો તંદુરસ્તી, પછી ઘાટીલા અંગો, દરેક અંગનો પ્રમાણસર વિકાસ અગમરોડ, અને છેવટ નૈસર્ગિક સૌંદર્ય ( Natural charm ) આ ઉપરથી આપણી શહેરની સ્ત્રીઓએ તંદુરસ્તીનો પાઠ શીખવાનો છે. અને ગામડાની સ્ત્રીઓએ અંગ–વિકાસ જાળવવાનો પાઠ શીખવાનો છે. તંદુરસ્તી માટે કસરતશાળાના મગદળ કરતાં ઘરમાં લુગડાં ધોવાનો ધોકો વધારે સારો મગદળ છે, દંડ બેઠક કરવાને બદલે પાણી સીંચવા, દળવુ અને ખાંડવુ વધારે સારી કસરતો છે દોડવાને બદલે દહીં વલોવવુ વધારે સારૂ છે એટલે કે સૌંદર્યમાં પણ **તબીયત પહેલી** વસ્તુ છે. એક હાથમાં દવાના ખાટલા રાખી બીજે હાથે સૌંદર્યની રાણીનો ખ્હતાબ લેવો એ આકાશ કુસુમવત્ છે

## લુગડાં અને દાગીના

એ પ્રમાણે તંદુરસ્તી અને અંગ વિકાસ જાળવ્યા પછી લુગડાં દાગીના પહેરીને તે દ્વારા સૌંદર્યમાં થોડો વિવેકપૂર્વક ઉમેરો કરવામાં આવે તો તેનો વાંધો નથી પરંતુ ગુજરાતી બ્હેનોમાંનો મોટો ભાગ એ વિવેક ભુલતી જાય છે અને " જુનું જવા દેવું નથી " ( Conservatism ) અને " નવું સીધા વગર રહેવાતું નથી " (Imitation) એવી મનોદશા દૈયતી જતી હોવાથી ( Transition Stage ) આ ક્રાન્તિના

સમયમાં લુગડાં દાગીનાનો ખીચડો થવા માંડ્યો છે જેમ કે પગમાં બુટ ને તેની ઉપર સાંકળા કે ઝાંઝર, કડિ ઘડીયાલ ને વળી તેની ઉપર ચાર પાંચ જોડ કડાં બંગડી. આંખે ચશ્મા ને કાનમાં ઢોળીયાં વગેરે. આ બધું જોઇને ભાઇ માણસો પાટલુન પર કંદોરો પહેરીને નીકળે તો સ્ત્રીઓને કેવું લાગશે ? ઘરમાં હોય એટલા દાગીનાના શરીર પર લાદીને ખૂબ ઠઠેરો કરવાથી જગતને આપણી માયામુડીનો ખ્યાલ આપવા ઇચ્છા હોય તો આ માટે ભાઇ માણસો પણ કપાળ અને છાતી પર હજાર હજારની ને સોસોની નોટો ચોંટાડીને બજારમાં ન નીકળે ! એથી જગતને બધી મિલ્કતનો ખ્યાલ આવી જશે ! આજના યુગમા જગતની આર્થિક પરિસ્થિતિ ( Economic Structure ) જોતાં દાગીનામાં નાણું રોકવું ઘણું ઇચ્છવા જોગ છે, પરંતુ તેનું આવું ચાલતું પ્રદર્શન થરવું એ ઇચ્છવાજોગ નથી. નાણું રોકવા માટે સલામત વસ્તુ સોનુ છે, પરંતુ એનો જો આ ઉપયોગ થતો હોય તો બહેતર છે કે જમીનમાં એ નાણું રોકવું. આવતા યુગના Bolshevism તરફ જોતાં જમીન-મિલ્કત અને ઢોરઢાંખર ( ગૌ-ધન ) એ એજ મિલ્કતો એના હુમલામાંથી બચી શકશે.

આમ છતાં સ્ત્રીઓના દાગીનાના લોભને ઉત્તેજન આપવા માટે સોનીભાઇઓએ કેટલી શોધ કરી છે તે આપણે જોઇએ:—

ડોક માટે હાર, માળા, કોલર
કાન માટે લવીંગીયા, એરીંગ, ઢોળીયા, વાળી.
નાક માટે નંખલી, વાળી, નથની
હાથ માટે બંગડી, બ્રેસલેટ, કડા, પહોંચી, ચુડી, ઘડીયાલ.
બાવડા માટે=કડું, માંકળી
પગ માટે=સાંકળા, ઝાંઝર, કડલાં
આંગળા માટે=ગેનપુલ, માછલી.
અંગુઠા માટે=કપડાં
આંગળી માટે=વીંટી, વેઢ
કેડ માટે=કંદોરો
માથા માટે=સેર, ચાક.
સાડી માટે=પીન.
દાંત માટે=સોનાની રેખ.

હવે જો કોઇપણ અંગ બાકી રહ્યું હોય તો તે એક ગાલ અને જીભ ! અલબત્ત જીભમાં દાગીનો પહેરાવવા માટે તો ઘણા સ્વામીઓ તૈયાર થશે ! તેમજ માસુને પહેરાવવા માટે વહુઓ તૈયાર થશે ! પરંતુ ખરા અલંકાર તો હવે હું જણાવીશ.

## સાર

છેવટમાં સાર એટલો જ છે કે.—

(૧) ઇશ્વરે જે જાતનું સૌંદર્ય આપ્યું હોય તેમાં સંતોષ માનો.
(૨) સૌંદર્યનો ગર્વ ન કરો.
(૩) સૌંદર્યનું પ્રદર્શન ન કરો
(૪) કદરૂપીની મશ્કરી ન કરો.
(૫) સૌંદર્ય જાળવો.
(૬) સાદાઇ રાખો.
(૭) દેખાદેખી ન કરો.
(૮) શોભા સમજીને કરો
(૯) સાચા અલંકાર.—
 ક. પ્રસન્નચિત્ત
 ખ. હસતુ મોઢું
 ગ. જ્ઞાન માટે કાન
 ઘ. દાન માટે હાથ
 ઙ. સેવા માટે પગ
 ચ. મિષ્ટ ભાષા અને મિષ્ટ સંગીત માટે ગળું
 ગ. ગૃહકાર્ય માટે આવડું

એ રીતે શરીરના અંગો પર અલંકાર મજો



# નવિન ભારતની યુવતીના નીતિના આદર્શ

લેખક : ડૉ. અમૃતલાલ હ પટેલ,
ડી. પી. એચ., હેલ્થ ઓફિસર, સુરત

જગતમાં અનંતકાળથી ચાલતી આવેલી પુરૂષ જાતિની સાર્વભૌમ સત્તાને લીધે સ્ત્રીજાતિને શું શું અન્યાય થયા છે તેને વિષે લખવા બેસીયે તો એક મોટું પુસ્તક ભરાય

કોઇ પરદેશી સ્વાર્થી પ્રજા, અમુક દેશને કબજે કરીને સૈકાઓ સુધી, તે પરતંત્ર પ્રજાનું લોહી ચુસ્યા કરે, તે પ્રજાને કોઈ પણ જાતના હક્ક આપે નહિ અને તેને કાયમને માટે પોતાની સત્તા નીચે રાખવા જે જે બહાના અને કારણો બનાવ્યા કરે છે તેજ મુજબ જગતમાં પુરૂષોએ સ્ત્રીજાતિપર તેમની શારીરિક નબળાઇને લીધે જીત મેળવી હજારો વર્ષોથી તેમને પરતંત્ર અવસ્થામાં રાખી છે અને તેમને માટે ફરજો, કાર્ય કરવાના ક્ષેત્રો અને હક્ક વગેરે પોતાને ફાવતા નિશ્ચિત કર્યા છે.

બીજા દેશોમાં સ્ત્રીઓએ પોતાના પર થતા આ જુલમ વિરૂદ્ધ બળવો જગાડી, પોતાના હકનું પ્રતિપાદન કર્યું છે પરંતુ હિંદુસ્તાનમાં હજુ લગભગ દરેક ક્ષેત્રમાં, સ્ત્રીઓના દરજ્જામાં બહુ ફેરફાર થયો નથી અને જે કાંઈ ફેરફાર થયો છે તે જાણે પુરૂષોએ મહેરબાની દાખલ કર્યો હોય તેમ જણાય છે.

સ્ત્રીઓની નીતિનો પ્રાચિન આદર્શ તેમની અજ્ઞાનતા અને ગુલામી પર સ્થાપલો છે, તેમના પ્રાચિન જમાનાના હક, તે પુરૂષોએ મહેરબાનીની રાહે મૂકેલી છૂટછાટનું પરિણામ છે.

વેદના જમાનામાં કદાચ સ્ત્રી જાતિનો સામાજીક દરજ્જો સારો હશે પરંતુ આ બાબત ઉપર વિશેષ અજવાળું પાડે તેવું પ્રાચિન સાહિત્ય આપણી પાસે નથી સ્ત્રીઓના મધ્યકાલિન નીતિના આદર્શ વિષે આપણા સાહિત્યમાં ઘણું લખાણુ છે અને આપણા ઇતિહાસમાંથી આ વિષય ઉપર જોઇએ તેટલુ અજવાળુ પડે છે

આપણો ઇતિહાસ વાંચતા આપણને એમ ચોકસ માલુમ પડે છે કે આ દેશમાં એકજ સ્ત્રી કરવી તે પ્રશંસાયોગ્ય ગણાતુ પરંતુ એકથી વધારે સ્ત્રીઓ કરવાની પુરૂષોને છૂટ હતી એટલુજ નહિ પરંતુ રામાયણ અને મહાભારતમાં ઠેકઠેકાણે એક માણસને બે ચાર સ્ત્રીઓ હતી તેના અનેક દાખલા મળી આવે છે એટલુંજ નહિ પરંતુ આવા બહુપત્નીવ્રતધારી પુરૂષો સમાજની દ્રષ્ટિએ હલકા નહોતા ગણાતા તે વાત પણ ચોક્કસ જણાય છે.

આથી ઉલટું સ્ત્રીઓના પતિવ્રત માટે તો આપણા સાહિત્યમાં થોકડાબંધ પુસ્તકો મળી આવે છે અને સતિચરિત્રો તે આપણા સાહિત્યનું એક આવશ્યક અને મહાન અગત્યનું અંગ ગણાય છે.

આપણા હાલના સાહિત્યમાં પણ સ્ત્રીઓ માટે કહેવાતું "ઉપયોગી" સાહિત્ય જોઇશું તો તેમાં શીવણ, ગુંથણ, ભોજન બનાવવાની કળા વગેરેના થોડાંક પુસ્તકો બાદ કરતાં બાકીના પુસ્તકોમાં સ્ત્રીઓએ નીતિમાન રહેવું, પતિભક્તિ કરવી અને ધર્મિષ્ઠ રહેવું તે બાબતો પરજ વિશેષ લખવામાં આવ્યું છે.

રાજ કરનારી પ્રજા પરતંત્ર પ્રજા માટે જેમ કાયદા અને ફરજો નક્કી કરે છે તેવી રીતે પરતંત્ર સ્ત્રીજાતિ માટે ધર્મ, નીતિ અને ફરજોના પુસ્તકો પુરૂષ જાતિએ પોતાની સગવડ અને સ્વાર્થને પ્રતિકુલ ન હોઇ તેવાજ બનાવ્યા છે

સ્ત્રીજાતિના વખાણ અને ગુણગાન કરનારા શાસ્ત્રોના વચનને બાજુ પર મૂકી ખરી વસ્તુસ્થિતિ શું છે તે હવે આપણે જોઇએ.

સ્ત્રી જો પોતાના પતિ સીવાય અન્ય પુરૂષ તરફ પ્યાર બતાવે તો તે અનીતિ ગણાય છે. જો કોઈ સ્ત્રી પોતાના પતિ સિવાય અન્ય પુરૂષ સાથે સબંધ રાખે તો તે અનીતિ, પાપ અને વ્યભિચાર કહેવાય. કાયદો તેને માટે શિક્ષા ફરમાવે છે ધર્મ, તેવી સ્ત્રીનો ત્યાગ કરવાની પતિને છૂટ આપે છે. સમાજમાં આવી સ્ત્રી તિરસ્કારને પાત્ર થાય છે હવે આપણે આ દીશામાં પુરૂષોના શું શું હક્ક અને પુરૂષોને નીતિનો કેવો આદર્શ છે, તે જોઇશું. શાસ્ત્ર તેને એક પત્નીવ્રત ધારણ કરવાની ફર "ભલામણ" કરે છે અને સાથે સાથે એક ઉપરાંત વધારે સ્ત્રી કરવાની છૂટ આ છે મુસલમાન ધર્મમાં તો પુરૂષોને વધારેમાં વધારે ચાર જ સ્ત્રીઓ પરણવાની છૂટ છે. જ્યારે હિંદુ ધર્મમાં આ વિષય માટે કોઇ પણ હદ બાંધવામાં આવી નથી ! આ વાત ખરેખર અજાયબી ભરેલી છે. આ છૂટનો હિંદુ પુરૂષોએ પુરેપુરો લાભ લીધો છે, તેની સાક્ષી આપણો ઇતિહાસ પુરે છે અને આ વાત અત્યારનું આપણું જીવન સારી રીતે બતાવે છે

હાલની સેંકડો હિંદુ જાતિઓમાં એવી થોડીકજ જ્ઞાતિઓ છે કે જેમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાની મનાઇ છે. રજપુત જ્ઞાતિમા તો અમુક અપવાદ સીવાય દરેક નાના, મોટા રાજા અને જમીનદારને એકથી વધારે સ્ત્રીઓ હોય છે.

કેટલીક હિંદુ જાતિઓમાં તો એક ઉપર બીજી સ્ત્રી પરણવામાં મોટાઇ અને ખાનદાની મનાય છે ! દક્ષિણ હિંદ અને પૂર્વ હિંદમાં તો ઘણા ખરા ધનવાન લોકો વેશ્યાઓ રાખે છે અને તેને "ઉપવસ્ત્ર" જેવું વિચિત્ર નામ આપે છે. આ કાર્યમાં પુરૂષ જાતિને અનીતિ જેવું કંઇ જણાતું નથી તે અજાયબી ભરેલું છે

પુરૂષોએ બનાવેલું નીતિશાસ્ત્ર, સ્ત્રીને ફરજ પાડે છે કે તેણે લગ્ન કરી પતિને તાબે થઇને રહેવું અને લગ્નના જે જે પરિણામ આવે તે તે મુગે મોઢે સહન કરવાં અને તેમ કરવામાંજ તેની ફરજ પુરી થાય છે તેમ તેણે માનવું. પુરૂષોએ નક્કી કરેલા સ્ત્રીજાતિના આ નીતિના આદર્શમા કેટલી બધી [illegible]તિ ભરેલી છે તે હવે આપણે જોઇશું.

[illegible]ઓ માટેના નીતિશાસ્ત્રમાં, પોતાની [illegible]દ્ધિ હોવા છતાં પુરૂષની કામવાસનાને [illegible]તું કે નહિ તેને માટે કંઇ ઉલ્લેખ [illegible]સ્ત્રીને પોતાની ઇચ્છાવિરૂદ્ધ અને

તંદુરસ્તીને ભોગે આઠ દસ બાળકની માતા થવું પડે તે માટે નીતિશાસ્ત્રમાં એક પણ શબ્દ નથી. જે બાળકના ઉછેર માટે ઘરમાં પૂરતી સગવડ નથી, જેના ખોરાક માટે પૂરતું દુધ લેવાના પતિ પાસે પૈસા નથી, જેના કપડાં, કેળવણી અને દવા દારૂ માટે પતિ પાસે કોઇ જાતની જોગવાઈ નથી તેવા બાળકને નહિ જન્મવા દેવાનો હિંદુ સ્ત્રીને અધિકાર નથી ! આ ઉપરાંત વધારે ભયંકર વાત તો એ છે કે આ દેશમાં, પ્રમેહ અને ઉપદંશથી પીડાતા પતિને પણ પોતાના લગ્નના હક્ક પૂરા પડાવાનો અધિકાર છે ! ધર્મ કે નીતિ અને કાયદો પણ તેને આ વાતમાં મના કરતાં નથી ! આવા ભીષણ રોગથી પીડાતો પતિ પોતાની પત્નીને પણ પોતાનો ચેપ આપી જીંદગીભર રોગગ્રસ્ત બનાવે છે તેની વિરૂદ્ધ એક અક્ષર પણ બોલવાનો સ્ત્રી જાતિનો હક્ક નથી. પુરૂષોના આ કૃત્યોમાં સમાજને અનીતિ નથી દેખાતી ! આવા રોગી પતિથી છૂટા છેડા કરવાનો હિંદુ સ્ત્રીને હક્ક નથી એટલું જ નહિ પણ આવા પતિથી છૂટા છેડા કરવાનો વિચાર કરવો તેમાં પણ હિંદુ સમાજ પાપ અને અનીતિ સમજે છે !

આ ઉપરથી જોઇ શકાશે કે ધર્મશાસ્ત્રો અને નીતિશાસ્ત્રોએ સ્ત્રીઓ પર જે જે ફરજો નાખી છે તે જાતીય સમાનતાના આદર્શ પર આધાર રાખીને નથી નાખી પરંતુ એમ માની લઇને નાખી છે કે સ્ત્રી તે પુરૂષ જાતિની માલેકીની વસ્તુ છે અને એનું શરીર અને તેની આખી જીંદગી પુરૂષ જાતિની સગવડ અને મોજ શોખ અને સુખને માટે જ છે.

નવીન ભારતની યુવતીનો જાતિનો આદર્શ શું છે, તે હવે આપણે જોઇશું. હિંદુ સમાજની નૈતિક અને શારીરિક અધોગતિ તે પુરૂષ અને સ્ત્રીજાતિના હક્કની અસમાનતાનું જ પરિણામ છે તે વાત આપણે સ્વીકારીએ તો સ્ત્રીજાતિની અર્વાચિન જાતિના આદર્શની આપણને જલદી સમજણ પડશે અને તેની અમૂલ્ય મૈમજારી

નવિન ભારતની યુવતીનો નીતિનો આદર્શ એટલે પ્રાચિન ધર્મ અને નીતિશાસ્ત્રો વિરૂદ્ધ બળવો, એમ કહીએ તો ખોટું નથી.

## માણુરમણીને

૧

એકાંત ચિંતનમગ્ન સખિ ! જો પ્રકાશે !
તારા શી આણુરમણી પ્રતિભા શી મ્હાલે !
ચિત્તે ઉઠે નવીન ચેતન રમ્ય ભાસે—
તારો રસોજ્જ્વલ મને, પ્રભુ જો નિહાળે !

૨

તું આજની પ્રિયતમા મુજને વરી તો—
તારે સદા સ્મરણ ગીત ગણાવું હું જો !
ને દર્શને મુજ રસાંજનથી ઠરું જો !
તારે રહું શરણ ત્યાં પ્રભુતા ગ્રીહું જો !

૩

લાવણ્યમૂર્તિ ! સલૂણી ! સુરિલી સિતારી !
રંગ-મોહિની મુજ મન વિભાવનારી
જોને ! પ્રભુ પ્રકૃતિને ઉર શો વિકાસે !
એવો રાગ મુજ ઉરે ભવને વિભાસે !

૪

દેવી ! તું દિવ્યપથની મુજ દોરનારી
તારે સુવાસ વિલસું રસનો વિહારી !
ભાવે ભરી તું મુજ પ્રેરતી ભાવના જો !
સંગીતની લહરીએ ગુંજતું તનેઃ જો !

તા. ૧૮ ૫ ૧૯૨૨,
જૂનાગઢ

લલિત

સમય આવી જશે ? પણ યથામતિ તેણે તેનું કામ પુરૂ કર્યું અને ભૂખે મરતા બચ્યો. આટલા માટેજ દરેક જણે રાંધવાની વિદ્યા મેળવવીજ જોઇએ તેમાં પારંગત થવું દરેકને આવસ્યક નથી. કારણ તે તો જેને દરરોજ તેનો ઉપયોગ કરવો છે તેનેજ જરૂરનુ છે. એટલે કે વિદ્યા આવશ્યક છે પણ કળા વગર ચલાવી શકાય.

## ખોરાકના વિભાગ

આપણે જે ખાઇએ છીએ તે જુદી જુદી જાતનુ બનેલું છે. કોઈ વસ્તુ બહુ ચાવવી પડે છે તો કોઇ થોડી ચાવવી પડે છે. અને કેટલીક ચાવ્યા વગર ખાઈ શકીએ છીએ વળી કેટલીક વસ્તુઓ માત્ર પીવાય છે કેટલીકને જરા તરા રાંધવી પડે તો કેટલીક માત્ર એમને એમજ કુદરતી સ્થિતિમાં જ ખાઇ તથા પી શકાય છે માનું દુધ એ એકજ વસ્તુ જેવી ને તેવી કુદરતી સ્થિતિમાં લેવાય છે જે સ્થિતિમા તે માતાના સ્તનમાં રહે છે તેજ સ્થિતિમાં તે બાળકના મુખ વાટે તેના પેટમાં જાય છે તેને રાંધવાની જરૂર પડતી નથી. તે કદાપી રંધાતુજ નથી. તે રાંધી શકવુંજ અશક્ય છે અને તેથીજ આધુનિક વૈજ્ઞાનિક યુગમાં પાશ્ચિમાત્યોના પ્રયોગનો ભોગ થઇ પડયુ નથી. ગાય ભેસનુ દુધ દોવાયા પછી અમુક સમયે તે ઘરમાં આવે છે. એટલે કે તે ખોરાક રૂપે પેટમાં જતા પહેલાં કેટલાક વિકારોને વશ હોય છે તેથીજ તેને ઉકાળવું પડે છે. તેમાં સાકર વિગેરે વસ્તુઓ ઉમેરવી પડે છે તેજ આપણને સમજાવે છે કે તેમાં કાંઇ ઉણપ રહેલી છે. એક પણ ખોરાકની વસ્તુ જાતેજ એકલી ખોરાક તરીકે પુરતી નથી. માત્ર માતાના સ્તનનું દુધજ એક અજબ ખોરાક છે. બાળકની ઉમરના પ્રમાણમા વળી તે રૂપાંતર પામે છે અને તેથીજ ઉમરને લાયક ગુણો મિશ્રિત દુધ બાળકને ઉછેરે છે.

ખોરાક વનસ્પતિજન્ય અને પ્રાણીજન્ય હોવા ઉપરાંત ખનીજ પણ હોય છે. ગુજરાતીઓમાં પ્રાણીજન્ય ખોરાકનો વપરાશ નથી એટલે તે બદલ અત્રે કોઈ કોઈ જગાએ સરખામણી સીવાય બીજી રીતે વર્ણવવામાં આવશે નહી.

કોઇપણ ખોરાક લઇએ પરંતુ તેમાં માત્ર પાંચજ મૂળ તત્વો હોય છે. આ પાંચ તત્વો જૂદા જૂદા સ્વરૂપમાં અને જૂદા જૂદા પ્રમાણમાં એકબીજાં સાથે મળવાથી જૂદા જૂદા ખોરાકની ચીજો બને છે શાકભાજીમાં વંતાક, દુધી, કાકડી, ચીભડું વિગેરે જૂદાં પડે છે. શીંગોમાં મગ અડદ, તુવેર, ગવાર, વટાણા, ચણા વિગેરે જૂદાં પડે છે કંદમૂળમાં સુરણ, બટાકા, શક્કરીઆં, મૂળા વિગેરે પણ જુદાં પડે છે દાણામા બાજરી ઘઉં, જુવાર એ પણ જુદાં પડે છે. દરેકમાં મૂળ તત્વોનુ પ્રમાણ અને સ્વરૂપ જુદા હોવાથી જુદું જુદુ સ્વરૂપ, સ્વાદ, અને ગુણ બધાય છે. આ પાંચ તત્વો નીચે પ્રમાણે છે. (૧) નાઇટ્રોજનવાળો (૨) તેલી (૩) મીઠાશવાળો (૪) ક્ષારિક અને (૫) પાણી.

(૧) આ વિભાગમાં મુખ્યત્વે દ્વિદળ એટલે જે અનાજનાં બે પડ થાય છે તેનો સમાસ થાય છે દરેક જાતનું કઠોળ ભરડવાથી તેનાં બે પડ–દાળ થાય છે, તે આ વિભાગમાં ખાસ છે આ ખોરાકથી શરીરમાં માંસ–સ્નાયુઓ બંધાય છે. (૨) તેલી ખોરાકમાં ઘી-તેલ-સરસીયું, અળસીનું તેલ, એરંડીયું વિગેરે આવે છે. આ પ્રકારનો ખોરાક શરીરને ચરબી પુરી પાડી શરીરને ગરમાવો અને કામ કરવાની શક્તિ ( energy ) આવે છે. (૩) આ વિભાગમાં ખાંડ, ગોળ ઉપરાંત સ્ટાર્ચ નામક પદાર્થ

જેને અમુક પ્રયોગથી ખાંડમાં રૂપાંતર કરી શકાય છે તેનો સમાવેશ થાય છે. આ તત્વ ખાસ કરીને દરેક જાતના લોટમાં સમાયલો છે તે ઉપરાંત બટાકા, સુરણ વિગેરેમાં પણ હોય છે લોટમાં પાણી નાખતાં જે તત્વથી તેમાં ચીકાશ આવી કણીકનો લોચો બને છે તે પદાર્થ ને સ્ટાર્ચ કહેવાય છે કોળમાં સ્ટાર્ચ હોય છે પણ તેમાં નાયટ્રોજન વાળો પદાર્થ વિશેષ પ્રમાણમાં હોવાથી તેને આ વિભાગમાં ઘણું ખરૂં ગણવામાં આવતું નથી. રોટલીનો કકડો મોમાં ચાવવાથી થુંક સાથે મળે છે અને જેમ જેમ વધારે ચવાય છે અને થુંકમાં પલળે છે તેમ તેમ તે વધારે મિષ્ટ લાગે છે. આ મિષ્ટતા સ્ટાર્ચનું સાકરમાં રૂપાંતર થવાથી આવે છે (૪) આ વિભાગમાં મીઠું, સિંધવ, સંચળ, ખારો વિગેરે આવે છે, તે જમીનમાં પેદા થાય છે અથવા દરીયાના પાણીને સુકવવાથી ઠરી રહે છે આ તત્વ અને ખાસ કરીને નિમક-મીઠું—ને સબરસ કહે છે. વનસ્પતિ અને પ્રાણીમાં તે દરેક દરેક અણુમાં પ્રસરેલું હોય છે. અને તેના વગર કોઇને પણ ચાલી શકે નહિ. શરીરની તંદુરસ્તી સાચવવાને ખાસ આવશ્યક છે અને તેથી જ હિંદુ બેસતા વર્ષે આપણા લોકોમાં સબરસ વેચવાનો અને ખરીદ કરવાનો રીવાજ છે નવા ઘરનું વાસ્તુ કરવામાં પણ મીઠું જ અગ્રસ્થાન ભોગવે છે (૫) પાણી તો સર્વ વ્યાપી ચીજ છે શરીરના દરેક દરેક તંતુ અને અણુમાં પાણી હોય છે એટલે તે ખાસ આવશ્યક છે સહરાના સુકા રણની સુકી રેતીમાં એકે એક કણમાં પણ પાણી રહેલું જ હોય છે તે વગર કણ બંધાયલો રહે નહિ

## રાંધવાની જરૂર

જ્યાર શરીરનું કામ કરે છે મીલના સંચાઓ કામ કરે છે પણ તેને ચલાવનાર બોઇલર અને ઇંજીન છે. બોઇલરમાં નાખેલું બળતણ પુરૂં થઇ જાય તો જ્યાંસુધી તૈયાર થએલી વરાળ રહે ત્યાંસુધી મીલના બધા સંચા ચાલ્યા કરશે. અને જો બળતણ જોઇએ તેટલા પ્રમાણમાં નાખવામાં નહિ આવે તો સંચાઓ પણ જોઇએ તેવું સારૂં કામ કરી શકશે નહિ. વળી બળતણ ખલાસ થયા પછી બીજું નાખવામાં આવે જ નહિ તો બધા સાંચા એની મેળે ધીમા પડી જઇ આખરે બંધ થઇ જશે આ એક સર્વ સાધારણ વાત છે અને તે દરેકથી સમજી શકાય તેમ છે આવું નિર્જીવ સાંચા કામ જો આમ વધારે વરાળને અભાવે અટકી પડે છે તો આપણું શરીર જેમાં જીવ અને ચેતન છે તેને નિયમિત અખંડ ચલાવવાને કોઇ પણ સારા બળતણની જરૂર હોય જ તે નિર્વિવાદ છે. જેમ સાંચા, પટા, વિગેરે અવારનવાર ઘસાઇ જવાથી નવા બેસાડવા પડે છે તેમ શરીરને પણ સ્નાયુઓ વિગેરે તંતુઓ ઘસાય ત્યારે નવા બેસાડવા પડે છે મીલમાંથી જેમ ગંધાતું પાણી વિગેરે કાઢી નાખવાની જરૂર પડે છે તેમ શરીરમાંથી પણ મળમૂત્રનો ઉત્સર્ગ કરવો પડે છે એટલે કે જીવતું શરીર પણ અનાવડી નિર્જીવ સાંચાઓ માફક જ છે તો પછી ખોરાક રૂપી બળતણ જ્યાં સુધી પુરતા પ્રમાણમાં દાખલ કરવામાં આવે નહિ ત્યાંસુધી સર્વ ક્રિયાઓ નિયમિત ચાલે તેવી આશા રાખવી તે પણ હવામાં કિલ્લા બાંધવા બરાબર છે. આપણા શરીરનો મચો અને અંદરની રચના કેવી છે તેમ જ સર્વ ક્રિયાઓ કેમ ચાલે છે અને નવા તંતુઓ વિગેરે કેમ આવે છે અને જાય છે, વળી ઉત્સર્ગ પણ કેવી રીતે થાય છે વિગેરે માહિતી આપણને નો પણ આપણને તે

સર્વના પરિણામે ભૂખ અને તરસ રૂપી લાગણીઓ થાય છે અને આપણે ખાઇએ છીએ તથા પાણી પીએ છીએ તેટલુ જ માત્ર ભાન છે નવુ જન્મેલુ બાળક આવું કાંઈ સમજતું નથી તેમ છતાં પણ ભૂખ અને તરસ લાગે ત્યારે રડવા માંડે છે. એજ બતાવે છે કે ખોરાક લેવો તે જન્મ્યા ત્યારથી જ મહાન જરૂરીયાત છે.

ખોરાક શરીરમાં પચ્યા પછી તેનુ લોહી થઇ જૂદી જૂદી નસોમા થઈ આખા શરીરમાં ફેલાય છે અને જ્યા જેવી જરૂર ત્યાં જૂદા જૂદા પ્રમાણમા જૂદાં જૂદાં તત્વો ગોઠવાઈ જાય છે. ખોરાક જેવો ને તેવો માત્ર મનુષ્ય સિવાયનાં જ પ્રાણીઓ ખાય છે કારણ કે મનુષ્યની પાચનક્રિયા જુદી જ રીતે ઘટાવેલી હોય છે. આથી કરી ખોરાક રાંધવાની જરૂર પડે છે. એટલે કે તે ખાવા પહેલા તેમાં કાંઇક ફેરફાર કરવાની જરૂર માલુમ પડે છે, જેથી કરી ખોરાક સ્વાદમાં સારો લાગે અને જલદી પચી શકે. પાણીમાં મીઠાનો એક ગાંગડો નાખીએ તો તે ઓગળતાં ઘણીવાર લાગશે. જો તેને પાણીમાં નાખ્યા પછી તે પાણી હલાવ્યાં કરીએ તો જરા વહેલો ઓગળશે. જો તેને પાણીમા હોય ત્યારે ભાંગી નાખવામાં આવે તો તેથી પણ જલદી ઓગળી જશે. પરંતુ જો પ્રથમથીજ તેને ભાંગીને ભૂકો કરી પછીજ પાણીમાં નાંખવામાં આવે તો તે તરતજ ઓગળી જશે. તેને ઓગાળવા માટે જરાપણ મહેનત કરવી નહીં પડે. આ પ્રમાણેજ ખોરાકની પાચનક્રિયા છે જો ખોરાક બરાબર રાંધેલો હોય તો તે પચતાં વાર લાગે નહીં અને જલદી લોહીમા મળી નવા તત્વો બનાવવામાં મદદગાર થઇ પડે. પરંતુ જો તે રાંધવામાં કચાસ ગણી હોય અથવા બીલકુલ રાંધ્યો નજ હોય તો તે પચતાં વાર ઘણીજ લાગશે. અને તેનો ઉપયોગ પણ શરીરમાં બહુજ મોડો થઇ શકશે આ ઉપરથી આપણે એમ તો નહી સમજ્યા કે રાંધવાની આવશ્યકતા ખોરાક જલદી પચાવવા માટેજ છે તો તે ક્રિયા બરાબર રીતસર અને સંપૂર્ણ હોય તો ઘણુજ સારૂ.

## પાચનક્રિયા

ખોરાક રાંધવાની જરૂર તેને જલદી પચી શકે, તેવો બનાવવા માટે છે. તેથી પ્રથમ પાચનક્રિયા કેમ ચાલે છે તે જાણવું વધારે મહત્વનુ છે આથી રાંધણક્રિયા આપણે સરળ રીતે સમજી શકીશું. ખોરાક આપણે મોંમા લઇ પ્રથમ તેને ચાવીએ છીએ. તથી તે થુંક સાથે મળે છે અને જ્યારે કોળીઓ ઝીણો ચવાય છે અને થુકથી ચીકણો બને છે ત્યારે ગળે ઉતરવા લાયક થાય છે. ચવાયા વગરનો અને થુકથી ચીકણો થયા સીવાયનો કોળીઓ ગળે જલદી ઉતરી શકતો નથી તે આપણે સહજ અનુભવે જાણીએ છીએ. ગળાની બારીમાંથી નીચે ઉતરી ગળાથી પેટ સુધી અન્ન નળી છે તે વાટે પેટમાં જાય છે. પેટમાં પાંસળીઓની ડાબી બાજુ તેમજ અર્ધું વચમાં એમ એક રબરના દડા જેવી કોથળી આવેલી છે જેને જઠર અથવા હોજરી કહે છે તેમાં કોળીઓ આવી પડે છે એક પછી એક કોળીઓ ખાઇએ તેમ તેમ તે જઠરમાં જમા થઈ જાય છે ત્યા જઠરાગ્નિ છે એટલે તેનો કઇ ભડકો નથી કે અંગારા નથી પણ રસાયણિક તે જાગમિશ્રિત પાચક રસ છે. તે ખોરાકને અસર કરી તેને ખાટો બનાવે છે. આપણને અચરકું આવે છે તે ખાટું અને તીખું લાગે છે તે જાણીએ છીએ. જઠરમાં ખોરાક આશરે કલાક રહ્યા પછી તે આંતરડાં તરફ જવાનું શરૂ કરે છે જઠર અને

આંતરડાં વચ્ચે એક દરવાજો છે. તે સદાયે ખુલ્લો રહેતો નથી. જ્યારે જઠરની વસ્તુ બહુજ ખાટી થાય છે ત્યારે તે ઉઘડે છે અને તેમાંથી થોડો ભાગ આંતરડાંમાં જાય છે પછી તે બંધ થાય છે. થોડી પળ પછી ફરી ઉઘડે છે અને બંધ થાય છે આમ વારંવાર થવાથી જઠરમાંનો અર્ધ પચેલો ખોરાક બધો આંતરડાંમાં ચાલ્યો જાય છે. આંતરડાંમાં બે વિભાગ છે નાના અને મોટાં. જઠર પાછી નાનાં આંતરડાં, તે ગુંચળારૂપે હોય છે અને તેની લંબાઈ મોટાં કરતાં જરા વધારે હોય છે. ડુંટીથી જમણી પાસે મોટાં આંતરડાં શરૂ થાય છે. તે ઉપર નીચે થઈ ડાબી પાસ આવી પેડુમાં થઈ ગુદા આગળ આવે છે જેવો ખોરાક નાના આંતરડાંમાં આવે છે કે તરતજ પિત્તાશય-કલેજું અથવા લીવર-માંથી પિત્ત એક નળી વાટે આંતરડાંમાં દાખલ થાય છે અને તેજ સાથે હોજરીની પાછળ એક પેંક્રીઆસ નામની ગ્રંથી હોય છે તેમાંથી પણ રસ નળી વાટે આવે છે. આ બન્ને બહુજ મહત્વના પાચક રસ છે. આમ ખોરાક પિત્ત અને પેંક્રીઆસના રસમિશ્રિત થઈ ધીમે ધીમે આગળ ચાલે છે અને આંતરડાંમાંથી ઝરતા આમ રસ જોડે મળી ધીમે ધીમે પ્રવાહી રૂપમાં આગળ ને આગળ વહન કરે છે કેટલોક ભાગ લોહીમાં મળતો જાય છે અને બાકીનો મોટાં આંતરડાંમાં જાય છે નાનાં અને મોટાં આંતરડાંના સંધાણ પાસે એક નાની નળી હોય છે તેને 'એપેન્ડીક્ષ' કહે છે તે બહુ નાની અને ટુંકી છે તેમાં કોઈપણ વસ્તુ પ્રવેશ પામે તો પાછી નીકળી શકતી નથી અને સોજો લાવે છે મહાત્મા ગાંધીજીને જે રોગ થયો અને ઓપરેશન કરવું પડયું તેવો રોગ થાય છે ખોરાકમાં કઠણ વસ્તુ આવી જાય ના તેમાં ભરાઈ રહે છે. કબજીઆતથી મળ સુકાઈ જાય તો તેથી પણ 'એપેન્ડીક્ષ'નો સોજો આવે છે માટેજ કબજીઆત થવા ન દેવી અને કોળીઆ પુરેપુરા ચાવવા. જ્યારે ખોરાક પચતાં પચતાં મોટાં આંતરડાંમાં આવે છે ત્યારે ધીમે ધીમે આગળ વધતાં તે પ્રવાહી રૂપમાંથી લોહીમાં બધુ સત્વ ચૂસાય છે અને કુચા રહે તે ધીમે ધીમે આગળ ચાલતાં મળ થાય છે જે ગુદા વાટે બહાર નીકળી શુદ્ધ થાય છે

હવે આ પ્રમાણે પાચનક્રિયા છે પણ દરેક વસ્તુ એટલે આપણે પ્રથમ જાણી ગયા તે પાંચ જાતના મૂળ તત્વો કેવી રીતે અને કઈ જગાએ કયા રસથી પચે છે અને તેમાં રસાયણિક ફેરફારો કેવા થાય છે તે તપાસીએ પ્રથમ તો (૧) ગમરમ અને (૨) સમજીવ લઈએ એટલે ક્ષાર અને પાણી. આ બન્ને વસ્તુઓ લોહીમાં તરતજ મળી જઈ શકે છે અને ખોરાક પચવાના મળામાં એટલે મોંથી ગુદા સુધીની લંબાઈ જે આશરે છત્રીસ ફુટ છે તેમાં ગમે ત્યાંથી પચી જઈ શકે છે એટલે કે લોહીમાં મળી જઈ શકે છે તેને પચાવવાનું એટલે લોહીમાં જલદી મળી જઈ શકે તેવું બનાવવા માટે કોઈ પણ જાતના પાચક રસની જરૂર નથી પાણી જાતેજ પ્રવાહી છે ક્ષાર એમને એમ ખવાતો નથી અને જે ખવાય છે તો તેને પણ પ્રવાહી રૂપમાંજ લેવાય છે. લોહીમાં મળવાના પ્રમાણ કરતાં વધારે ઘટ્ટ રૂપમાં હોય તો શરીરની નસોમાંથી ક્ષારવાળી જગાએ પાણી ખસી આવે છે, અને વધારે પ્રવાહી બનાવે છે.

બાકી રહેલાં ત્રણ તત્વો પૈકી (૩) તૈલી તત્વ દુધ, ઘી, વિગેરેમાં રહેલું છે. મોંમાં તેમજ જઠરમાં તેનું કાંઈ પણ રૂપાંતર થતું નથી પણ આંતરડાંમાં જ્યારે તે જાય છે ત્યારે પિત્ત અને પેંક્રીઆસના રસ

વડે તેનું રૂપ બદલાઇ 'ઇમલશન' એટલે દુધ જેવું ધોળું પ્રવાહી–પાતળું બને છે અને પછી તેમાથી ઝીણા ઝીણા ચરબીના કણ પ્રવાહીરૂપમાં લોહીમાં મળી જઇ કેટલાંક વધારાનાં તત્વો મળ સાથે બહાર નીકળી જાય છે

ચોથુ તત્વ (૪) સ્ટાર્ચ અથવા મીઠાશનું તે તો જ્યારથી મોંમાં દાખલ થયું ત્યારથીજ પચવાનું શરૂ થાય છે. રોટલીનો ટુકડો ચાવતાં ચાવતાં વધારે મીઠાશવાળો થતો જાય છે તેજ બતાવી આપે છે કે સ્ટાર્ચ અને થુંક ભેગાં થવાથી સાકર પેદા થાય છે. સ્ટાર્ચનો બધોજ ભાગ મોંમા પચતો નથી પણ માત્ર શરૂઆત જ થાય છે તેથી આ-મળની ક્રિયા જઠરમાં થાય છે પણ તે તો માત્ર જુજ પ્રમાણમા કારણ સ્ટાર્ચ પચા-વવા માટે આમ્લ સંજોગો ઉપાધી કરે છે. છેલ્લી ક્રિયા આંતરડામાં થાય છે. ત્યાં સાકર બરાબર બને છે અને વળી સાઠ તત્વ રૂપે લોહીમાં અને કલેજામાં જમાવ થઇ રહે છે.

પાચમું તત્વ (૫) નાઇટ્રોજનવાળા પદા-ર્થનું છે. આની પાચનક્રીયામાં બહુજ રસા-યણિક પ્રયોગોનો ઉપયોગ થાય છે. મોંમાં તે પચતું નથી પણુ જઠરાગ્નિજ એને વાસ્તે જરૂરનો છે. ગમે તેવા નાઇટ્રોજનવાળા પદા-ર્થને જઠરાગ્નિજ પૂરો પડી શકે તેમ છે. બીજા કશાથી તે પચી શકતો નથી વળી જઠરાગ્નિ પણ તેને પૂરેપૂરો પચાવતો નથી. માત્ર પ્રથમ પગથીએ તેના કણોને તોડી પાડી આંતરડામાં પિત્ત અને પેક્રીયાસના રસથી તેના ઉપર ક્રિયા બરાબર ચાલવા માટે તૈયાર કરી મૂકે છે જઠરાગ્નિમાથાં પસાર થયા સીવાય પિત્ત અને પેક્રીયાસનો રસ તેને કાંઇ પણ કરી શકતાં નથા જઠરાગ્નિમા જે તત્વ આ કામ કરે છે તેને આમ્લ સન્જોગો જોઇએ છીએ. તે જઠરમાં હોય છેજ પેક્રી-યાસના રસમાં જે પાચક તત્વ છે તેને આમ્લસંજોગો વિરોધી છે. તેથીજ જઠરમાં અર્ધ પચેલો ખોરાક જેવો નાનાં આંતરડામા દાખલ થાય છે કે તરતજ ત્યાં આમ્લવિરોધી રસ હાજરજ હોય છે. આમ ઐશ્વરી રચના જે વખતે જેવુ જોઇએ તે વખતે તેવુ હા જરજ રાખે છે

પાચનક્રિયામાં મુખ્ય ભાગ 'ફરમેન્ટસ'નો હોય છે આ કાંઇ પણુ વસ્તુ નથી. તેને હજુ જૂદા જૂદા રસમાંથી જૂદી પાડી શકાઇ નથી પણ તેના સીવાય ખોરાક કદી પચતો નથી. આ 'ફરમેન્ટેશન'ની ક્રિયા કેટલેક અંશે આથો દેવાની ક્રીયાને મળતી આવે છે જલેબી તથા ઢોકળાં માટે જેમ આથો દેવાય છે, અને બીજે દીવસે તેમાં ખટાશ આવે છે તથા બગડે છે એટલે ફદફદી ગયા જેવું દેખાય છે તેમ 'ફરમેન્ટેશન' માં થાય છે રાંધેલુ અનાજ ઉનાળામાં ઉતરી જાય છે તે પણુ ફરમેન્ટેશન જ છે પણુ તેમાં કહોવાણ-નો ભાગ વધારે આવે છે. એમાં દુધ જમા-વીને દહીં બનાવવુ અને દુધ ખુલ્લું મૂકી રાખવાથી એની મેળે ફાટી જાય એ બેમાં જે તફાવત છે તેવો જ તફાવત 'ફરમેન્ટેશન' અને કહોવાણુ 'ડીકામ્પોઝીશન' માં છે આથો દેવાય છે ત્યારે તેમાં એક જાતનો આમ્લ પદાર્થ પેદા થાય છે અને 'કારબે-નીક એસીડ ગેસ' તેમજ બીજા કેટલાક વાયુઓ પેદા થાય છે. કહોવાણુમાં જે વાયુઓ પેદા થાય છે, તેમાં ગંધકના તેજાબને મળતા તેમજ એવા બીજા કેટલાક દુર્ગંધ વાળા વાયુઓ પેદા થાય છે. અનાજ કહોવાય ત્યારે તેની બદબો આવે છે તેમજ જાજ-રૂમાથીં પણુ આવે છે. આ બધું કેટલાક જંતુઓને લઇને થાય છે પણુ 'ફરમેન્ટેશન' આથો કરવામા તેમ નથી હોતુ. જંતુઓને બદલે કોઇક અવર્ણનીય તત્વથી તે થાય છે



# નારી–મહત્તા

લેખક: કુમારશ્રી મોતીસિંહજી મહીડા

નારી સાક્ષાત્ જગદંબિકારૂપ છે; તે જગત્ માતાની સાંસારિક સજીવ પ્રતિમા છે, અંબિકા જેવી રીતે સારા વિશ્વનું ભરણ પોષણ કરે છે, તેવી જ રીતે જનની રૂપમાં નારી પણ તેજ કરે છે. અહા ! નારીનું આ માતૃત્વ કેટલું પવિત્ર ! કેટલું મહાન્ ! વિશ્વ–પાલિકાનાં ચરણ–કમલોની પ્રાર્થના જેવી રીતે અખિલ વિશ્વમાં થાય છે, તેવીજ રીતે નારીનું આ માતૃત્વ પણ સંસારમાં વંદ્ય અને પૂજ્ય છે.

સત્યની રક્ષા અને અસત્યનો વિનાશ કરવાના ગુણોની સમાનતા, માતા અને જગત્–માતા બંનેમાંજ છે શુંભ અને નિશુંભના અનાચારના સંહાર માટે સિંહવાહિની જેવી રીતે ખડ્ગહસ્ત થઇ હતી તેવી રીતે સંસારમાં અનાચારના વધવા પર નારી પણ અનંત કાળથી સમરાંગણમાં પહોંચીને દુષ્ટોની રક્ત–ગંગામાં પાપને વહેવરાવતી આવી છે.

વિજયા દશમીના પુનિત દિવસે જ્યારે ભગવાન શ્રી રામચંદ્રજીએ દુષ્ટ દશકંધરના દર્પનને માટે રણ–યાત્રા કરી હતી, ત્યારે ત્હેમની સહાયતાને માટે આદિશક્તિના રૂપમાં માતાએ અવતાર લીધો હતો. ઉક્ત ઘટનામાં કેટલું સુંદર રહસ્ય સમાયેલું છે ! સાક્ષાત્ મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજી રાવણના વધ માટે યાત્રા કરે છે અને ત્હેમને અપેક્ષા થાય છે દાનવ–દલિની ભગવતી દુર્ગાની સહાયતાની

શક્તિના અભાવમાં કોઇ પણ કાર્ય સંપાદન ન જ થઈ શકે. એ કેટલા પરિતાપનો વિષય છે કે ભારતવર્ષ આજે એજ શક્તિ–ઉપાસના–નારીના યથાર્થ રૂપની પૂજા કરવાને–સર્વથા જ વિસ્મૃત કરી નાંખી છે ! પોતાના પ્રબળ પાખંડમાં મનુષ્ય–જાતિ આજે ત્હેને ઘૃણાની દ્રષ્ટિએ જુએ છે. સમજે છે, કે તે ત્હારા પતનની સામગ્રી છે હાય ! આ અજ્ઞાનતાનું તે કાંઈ ઠેકાણું છે !

નારી તો સાક્ષાત્ શક્તિની પ્રતિમૂર્તિ છે, પરન્તુ ત્હેનાં પ્રાકૃતરૂપને ન ઓળખી શકવાને કારણ જ જગત્ની આવી દુર્દશા છે મનુષ્ય જ્યારે નારીને સત્યનો અવતાર માનશે " હે માતા ! તું વિશ્વની સમસ્ત નારીઓના રૂપમાં અવતરિત થઇ છે " એમ હૃદય સાથે સ્વયં અનુભવ કરવા લાગશે, જ્યારે તે હિન્દુ–શાસ્ત્રોના 'નારી વિશ્વના કારણભૂત દૈવી પ્રકૃતિનોજ સાકાર પ્રકાશ છે' આ એક વાક્યને સ્વીકૃત કરીને ત્હેને જીવનમાં આચરિત કરવું આરંભ કરશે ત્યારે તે " યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા " ના અમરતત્વને હૃદયંગમ્ કરી લેશે, ત્યારે તે કોઇ ભિખારણને 'મા' નામથી સંબોધન કરવાવાળા અનુપમ ભારતીય સંસ્કૃતિના સમજી લેશે ત્યારે તે નારી માત્રને કેવળ આદર સત્કારજ નહિ, કિન્તુ પુત્રના માફક માતાની ઉપાસના કરવા લાગશે અને એની સાથેજ સમસ્ત સંસાર માતાની સ્નેહ વાત્સલ્યમયી ગોદમાં સમાનજ સરસ, સુંદર અને સુખદ બની જશે અસ્તુ

———o———




લેખિકા: સૌ. જ્યોત્સ્ના મજમુદાર

[ પ્રત્યેકવાર, તેમજ તિથિના માહાત્મ્ય સંબંધી, પુરાણોમાં નહિ એવી લોકકથાઓ, સમાજમાં પ્રચાર પામેલી છે. દરેક માહાત્મ્યકથાનું રહસ્ય શ્રદ્ધા, ભાવ તથા ભક્તિને વધારવામાં રહેલું છે.

પ્રસ્તુત કથામાં ભૂતદયા, તથા અતિથિ-સત્કારની પ્રાચીન ભાવના મૂર્તિમંત થયેલી છે તે દૃષ્ટિએ આવી કથાઓનું પણ મહત્ત્વ છે ]

એક નગરમાં એક ગરીબ બ્રાહ્મણ રહે. તેને ત્રણ દીકરા ત્રણે પરણેલા.

બ્રાહ્મણ રોજ સૂરજ ઊગતાં પહેલાં ઊઠે દાતણપાણી પરવારે, શીરામણી કરે અને તેનાં છોકરાં અને વહુઓ સાથે ખેતરમાં જાય. ભાણુ આથમતાં ઘેર આવે. બાપ, દીકરા વહુઓ બધાં ખાય છે, પીએ છે, ને લીલા લ્હેર કરે છે.

એકવાર ચોમાસાના દહાડા આવ્યા, શ્રાવણ મહિનો આવ્યો. આજે પહેલો શનિવાર છે. તેણે તેના એક નાના દીકરાની વહુને કહ્યું, 'વહુ બેટા! આજ તું ઘેર રહેજે. ઘરમાં રણું સણું કાંઈ અન્ન જડી આવે તો તેના રોટલા ઘડી મૂકજે. અમે સાંજરે સીમમાંથી આવીશું ત્યારે જમી લઈશું. શાકભાજી કાંઈ મળે તો તે અને ઘરની પછવાડેથી ફુદીનો તોડી તેની ચટણી તૈયાર કરજે."

આમ સસરાએ નાની વહુને સૂચના આપી અને બીજા પરિવાર સાથે ખેતરમાં ચાલ્યો ગયો. વહુએ સસરાની સૂચના માથે ચડાવી રસોઈની શરૂઆત કરી દીધી.

આખા ઘરમાં ફરી વળી, અને જે કાંઈ અનાજ મળ્યું તેનો લોટ તૈયાર કરી તેના બે ચાર ફુલકા બનાવ્યા. વાડામાંથી થોડી ભાજી ચૂંટી આણી, શાક તૈયાર કર્યું અને ફુદીનાની ચટણી તૈયાર કરી.

એટલામાં સાંજ પડવા આવી. ઘરનું સઘળું કામ પરવારી વહુ તો કુટુમ્બની રાહ જોતી બેઠી છે.

તેવે સમયે શનિશ્વર દેવતા કોઢિયા બ્રાહ્મણના વેશમાં તેને ઘેર આવ્યા.

તે કહેવા લાગ્યા, "મા! તારું ભલું થશે મને કાંઈક આપ, હું મારા દર્દથી મરી

રહ્યો છું. મને થોડું ઊનું પાણી તથા તેલ આપ કે જેથી હું મારા ઘા ધોઇ નાંખી તેના ઉપર તેલ ચોપડી દઉં. પછી થોડુંક ખાવાનું આપ. મા! મારા જેવા ગરીબ, ભીખારીને આપીશ તો ભગવાન તારૂં ભલું કરશે"

કોઢિયાની આવી દર્દ ભરી હાલત દેખી વહુને દયા આવી ગઇ. તરત ઘરમાં જઇ થોડુંક તેલ બચાવ્યું હતું તે, તથા ઉનું પાણી બ્રાહ્મણને ન્હાવા આપ્યું પછી કુટુમ્બીઓ માટે જે રોટલા ઘડી મૂકયા હતા તે બધા તેને આપી દીધા

શનિશ્ચર દેવતા તો પેટ ભરી જમ્યા. એમણે સંતુષ્ટ થઇ આશિર્વાદ આપ્યો, "મા! જા તારે કશી ચીજની ખામી નહિ રહે! તે ભૂખ્યાની આંતરડી ઠારી છે તો તારાં પણ ઠાર્યાં તેવાં ઠરજો!"

આટલું કહી શનિશ્ચર દેવતા તેમનું જમેલું પતરાળું વાળી, વાડાના એક ખૂણામાં નાખી ચાલ્યા ગયા.

એટલામાં તેના સસરા સઘળા પરિવાર સાથે ઘેર આવ્યા. ઘરમાં જોયું તો ઉત્તમ પ્રકારનાં ભોજન તૈયાર છે એમને અચરજ લાગ્યો. એમણે મનમાં વિચાર કર્યો, "મ્હે ઘરમાં તો કશુંએ મૂકયું નહોતું, ત્યારે આ બધું કયાંથી તૈયાર કર્યું હશે?" બધાં તો પેટ ભરીને જમ્યાં છે શનિશ્ચરે તો લીલા-લ્હેર કરી છે.

પછીના બીજા શનિવારે બીજી વહુ ઘેર રહી તે દિવસે પણ શનિશ્ચર દેવતા કોઢિયાનો વેશ-લઇને તેને ઘેર આવ્યા

ગયા શનિવારની જેમ આજે પણ એમણે વહુ પાસે ઊનું પાણી, તેલ તથા રોટલા માગ્યા. પણ આ વહુ તો ચીઢાઇ ગઇ એણે તો તેમને ધુત્કારી કાઢયા વળી પાછી બબડી: "કોણ જાણે 'આ કોઢિયો કયાંથી અહીંઆ આવ્યો છે? મારા ઘરમા તારે માટે કશું નથી. જા, અહીંઆથી જતો હોય તો."

પણ એથી નિરાશ ન થતાં કોઢિયાએ કરગરીને કહ્યું, "બેટા! મને નિરાશ ન કર. તારા ઘરમાં જે કાંઇ હોય તે મ્હને આપ"

પણ વહુએ તો 'કશુંયે ન ગણકાર્યું'. એની રીસનો તો પાર નથી. એ તડુકી, "કમબખ્ત! જાય છે કે નહિ? મારા ઘરમા કશુંએ નથી"

આવું સાંભળીને શનિશ્ચર દેવતા તો ત્યાંથી પાછા ફર્યા બ્રાહ્મણનું નસીબ ફરી વળ્યું છે. એમણે જતે જતે શાપ આપ્યો, "હશે જા તારા ઘરમાં કશું નહિ રહે"

એટલામાં તેના સસરા કુટુમ્બસહ પાછા આવ્યા. આવીને તેમણે જોયું તો ઘરમા સઘળાં વાસણ ખાલી છે. ચૂલો પણ ઠંડો છે ભૂખે તો બધાં ધુવાં પુવાં થઇ ગયાં છે. એટલે વહુ ઉપર ખૂબ ગુસ્સે થયા

બધા કહેવા લાગ્યા, "આ વખત તો ઠીક છે, પણ જો હવે પછી આવું થશે તો તને ઘરમાંથી કાઢી મૂકીશુ, સમજી ને!" બધાંએ જેમ તેમ કરી પેટને ભાડું દીધું.

પછીના ત્રીજા શનિવારે ત્રીજી વહુનો વારો આવ્યો છે તે દિવસે પણ શનિશ્ચર દેવતાએ કોઢિયાના વેશમાં આવી ઉનું પાણી, તેલ તથા રોટલા માગ્યા

પરંતુ આ વહુનો સ્વભાવ પણ બીજી વહુના જેવો જ હતો; એટલે એણે પણ શનિશ્ચર દેવતાને ધુત્કારીને કહ્યું, 'મારા ઘરમાં તારે માટે કશું રાંધી મૂકયું નથી." શનિશ્ચર દેવતાએ એને પણ શાપ દીધો. "ભલે, મા! તારા ઘરમાં કશું પણ નહિ રહે-"

આજે પણ એના સસરા ઘેર આવ્યા ત્યારે ખૂબ ભૂખ્યા થયા હતા. પરંતુ કશું ખાવાનું ન દેખતાં આ વહુ ઉપર પણ તેમને તિરસ્કાર આવ્યો. બધાને તો પૂછવું જોઈએ છે.

ચોથા શનિવારે ફરી પાછો નાની વહુનો વારો આવ્યો. આજે પણ એણે રોટલા, શાક અને ચટણી તૈયાર કરી રાખ્યાં છે.

શનિશ્ચર દેવતા કોઢિયાના વેશમાં આજે પણ આવ્યા એને એ ભલી વહુનો સ્વભાવ ગમી ગયો હતો તેમણે ઉનું પાણી, તેલ તથા રોટલા આપી અતિથિને સંતોષ્યા.

શનિશ્ચર દેવતાએ તૃપ્ત થઈને તેને આશીર્વાદ દીધો, "વહુ! તું બડી ભાગ્યશાળી છે, તું સદા આનંદમાં રહે અને તારા ભંડાર સદા ભરપૂર રહો!"

આટલું બોલી શનિશ્ચર દેવતાએ તેમની જમેલી પતરાળી વાળીને પાછી વાડાના એક ખૂણામાં નાખી.

સાંજના તેના સસરા, પરિવાર સાથે ઘેર આવ્યા. આવીને જુવે છે તો તરેહ તરેહના દિવ્ય પદાર્થ! ભોજનની સુવાસથી ઘર મ્હેકી રહ્યું છે બધાં બહુ પ્રસન્ન થયાં. એમણે વહુને આ બધાંનું કારણ પૂછયું.

વહુએ કહ્યું, "પિતાજી! એ તો બધો શનિશ્ચર દેવતાનો પ્રતાપ અને આશીર્વાદ! એક દિવસ કોઢિયાના વેશમાં આપણે ઘેર એ આવ્યા હતા ત્યારે મ્હેં તેમને મ્હોં માગી ભિક્ષા આપી હતી. આજે પણ એ ફરી પધાર્યા હતા. તેમના આશીર્વાદનું જ ફલ છે!"

વહુની રજે રજ વાત સાંભળીને સસરાએ વાડાના ખૂણામાં પડેલી પતરાળી ઉઠાવી જુવે છે તો તેમાં સાચાં હીરા, મોતી અને ઝવેરાત ભરેલું જોયું.

બધા તો બહુ બહુ અચરજ પામ્યા અને સમજી ગયા કે હો ન હો, પણ શનિશ્ચર દેવતા જ કોઢિયાના વેશમાં આવ્યા હોવા જોઈએ.

એમણે પશ્ચાત્તાપ કરી શનિશ્ચર દેવતાને સો સો પ્રણામ કરી ખૂબ વિનવણી કરી.

શનિશ્ચર દેવતા પ્રસન્ન થયા. એમણે સાક્ષાત દર્શન આપી મ્હોં માગ્યાં વરદાન આપ્યાં.

બ્રાહ્મણનું સઘળું સંકટ દૂર થયું છે તેમનાં ઘરમાં તો લક્ષ્મીએ સદાને માટે વાસ કર્યો છે.

જેમ શનિશ્ચર દેવતાએ આ ગરીબ બ્રાહ્મણનું દુઃખ દૂર કર્યું તેમ પ્રભુકૃપાથી આપણાં સૌનાં દુઃખ દૂર થાવ!

## તારિકા

લેખક શ્રી. જનાર્દન પ્રભાસ્કર

અલિ ધોળી બાળે નભતારકા જરી·
આપી આશા મ્હને ક્યાં તું જાયે સરી?–ટેક

ત્હારાં ઊંચાં ઊંચાં સ્થાન વ્યોમસુન્દરી!
સ્વર્ગસુખની આશા મેં તો અન્તરે ધરી

ત્હારાં કોમલ કિરણોના હું તો રૂપને વરીઃ
તારામંડળમાં રમવાની ભાવના ભરી!

ક દે પૃથ્વીપરની એક તારકા ખરી
મને થાવું ગમે છે આકાશની પરી!

નહીં ઉચ્ચતાને પાત્ર કદિ હોઉં જરીઃ
મને ત્હારા સમાજમાં લે ભેળી સુન્દરી!

—o—

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીના 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

૬

આદના દિવસો પછી જાલપાએ રતનને ત્યાં જવાનું ઓછું કરી નાખ્યું. માત્ર એક વાર કલાક બે કલાક માટે જઈ આવ્યા કરતી અહીં કેટલાક દિવસોથી મુનશી દયાનાથને તાવ આવવા લાગ્યો હતો. તેમને તાવવાળા છોડીને કેમ જઈ શકાય ? મુનશીજીને જરા પણ તાવ આવતો તો તે બક બક કરવા લાગતા હતા. કોઈ વાર ગાતા તો કદિ રડતા, કોઈ વાર યમદૂતોને પોતાની સામે નાચતા કૂદતા જોતા. તેમના દિલમાં તો એમ થતું કે આખુ ઘર મારી પાસે બેસી રહે. સગાંઓને પણ બોલાવી લેવાય કે જેથી બધાંની છેવટની મુલાકાત લઈ લેવાય કારણ કે આ બીમારીમાંથી બચવાની તેમને આશા ન હતી. યમરાજ પોતે તેમની સામે વિમાન લાવીને બેઠા હતા. રામેશ્વરી બીજું બધું કરી શકતી હતી, પરંતુ તેમનો બકબકાટ સાંભળી શકતી ન હતી. તે રડવા લાગતા કે રામેશ્વરી ઓરડામાંથી નીકળી જતી. તેને ભૂત-બાધાનો ભય હતો.

મુનશીજીના ઓરડામાં સમાચાર પત્રોની કેટલીક ફાઈલો હતી. આ તેમનું એક વ્યસન હતું. ત્યાં બેઠાં બેઠાં જાલપાનો જીવ ગભરાઈ ઉઠતો તો એ ફાઈલો ઉથલાવી સુલટાવીને જોવા લાગતી. એક દિવસ એક જુના પત્રમાં શેતરંજનો એક કોયડો જોયો. એ ઉકેલનાર માટે કોઈ સજ્જને ઇનામ રાખ્યું હતું તેને વિચાર આવ્યો કે જે પાટીયા પર રમાનાથે શેતરંજની બાજી અને મોહરાં મૂક્યાં હતાં તેની ઉપર શેતરંજના કોયડાઓની એક ચોપડી પણ હતી. તે તરત દોડતી ઉપર ગઈ અને એ ચોપડી ઉઠાવી. લાવી? આ કોયડો એ ચોપડીમાં મોજુદ હતો ? અને એ કોયડો ઉકેલેલો પણ હતો. આ કોયડો કોઈ પત્રમાં છપાવું તો કેમ, એવો ? તેને વિચાર આવ્યો કદાચ એના પર તેમની નજર પડી જાય. આ કોયડો કાંઈ એટલો સરળ નથી કે સહેલાઈથી ઉકલી જાય. આ શહેરમાં તો કોઈ એવા હોશીયાર અને એવા લોકોની સંખ્યા પણ બહુ નથી, કે જે આ કોયડો ઉકેલી શકે. ગમે તેમ હોય, એમણે જ્યારે આ કોયડો ઉકેલ્યો જ છે ત્યારે એ જોતાં જ તેઓ ફરી એ ઉકેલશે. જે લોક એ કોયડો પહેલી વાર જોશે તેને તો બે ચાર દિવસ વિચાર જ કરવો પડશે. હું લખીશ કે જે સૌથી પહેલાં ઉકેલશે તેને ઇનામ આપવામાં આવશે. જોઈએ તો ખરા ! એમને રૂપીયા ન મળે તો ભલે પણ એટલો તો જરૂર સંભવ છે કે કોયડો ઉકેલનારાઓમાં એમનું નામ હશે; કાંઈક પત્તો તો લાગશે. કોઈ નહિ થાય

તો રૂપીયા જ જશે ને ? દશ રૂપીયાનું ઇનામ રાખીશ. ઇનામ ઓછું હશે તો કોઇ મોટો ખેલાડી એના તરફ ધ્યાન આપશે. એ વાત પણ રમાનાથના હિતની જ હશે.

આ ધમાલમાં તે આજે રતનને મળી ન શકી રતન દિવસભર તો તેની રાહ જોતી રહી. પરંતુ સાંજ પડી ગયા છતાં જ્યારે તે આવી નહિ ત્યારે તેનાથી રહેવાયું નહિ પતિ શોક બાદ તે પહેલી જ વાર આજે ઘરની બહાર નીકળી ક્યાંય રોનક નહતી, ક્યાંય જીવન નહતું કેમ જાણે બધુંય શહેર શોક-મગ્ન હતું. જોરશોર મોટર ચલાવવાની તેને ધૂન હતી, પરન્તુ આજે તો તે ટાંગાથી પણ ઓછી ઝડપથી ચાલી રહી હતી. એક વૃદ્ધાને સડકની બાજુએ બેઠેલી જોઇને તેણે મોટર થોભાવી અને તેને ચાર આના આપી દીધા. થોડેક આગળ જતાં કોન્સ્ટેબલો એક કેદીને લઇ જતા હતા મોટર થોભાવીને એક કોન્સ્ટેબલને બોલાવી તેને એક રૂપીયો આપીને કહ્યું "આ કેદીને મીઠાઇ ખવડાવજે" કોન્સ્ટેબલે સલામ કરીને રૂપીયો લઇ લીધો. તેના મનમાં આનંદ થયો કે આજે કોઇ ખાવાનાનું મુખ જોઇને ઊઠયો હતો

જાલપાએ તેને જોતાં જ કહ્યું "માફ કરજે, બહેન ! આજે હું ન આવી શકી દાદાજીને કેટલાક દિવસથી તાવ આવે છે."

રતને તરત જ મુનશીજીના ઓરડા તરફ પગ ફેરવ્યો અને પૂછ્યું "અહીંજ છે ને ! તે મને કહ્યું નહિ ! "

મુનશીજીનો તાવ આ વખતે જરા ઉતર્યો હતો રતનને જોતાં જ તે બોલ્યા "ઘણું દુખ થયું, બહેન ! પરન્તુ આ તો સંસાર છે ! આજે એકની વારી છે તો આવતી કાલે બીજાની એમજ બધું ચાલ્યા કરે છે. હવે હું પણ ચાલ્યો, બચવાનો નથી. ઘણી પ્યાસ લાગી છેઃ જાણે છાતીમાં કોઇ ભઠ્ઠી સળગતી રહી હોય એમ લાગે છે. બળી બળી જાઉ છું. કોઇ આપણું નથી થતુ બહેન ! સંસારમાં સૌ કોઇ સ્વાર્થનું સગું છે. માણસ એકલો એક દિવસ હાથ ઘસતો ચાલી જાય છે હાય ! હાય ! એક છોકરો હતો તે પણ હાથથી નીકળી ગયો કોણ જાણે ક્યાં ગયો ? આજે હોત તો એક બીડું પાન કરવાવાળો તો હતો. આ બે છોકરા છે પણ એમને કોઇની ચિંતાજ નહિ. હું મરી જાઉ કે જીવું, એમને તો ત્રણ વાર ખાવાનું જોઇએ, ત્રણ વાર પાણી પીવા જોઇએ બસ, એ સિવાય બીજા કંઇ કામના નહિ. અહીં બેસીને બંનેનો દમ કાઢું છુ. શું કરૂ ? આ વખતે તો નહિ બચું."

"અરે એ તો મેલેરિયા છે બેચાર દિવસમાં તમે સારા થઇ જશો. એમાં કાંઇ ગભરાવા જેવુ નથી" રતને આશ્વાસન આપ્યું

મુનશીજીએ દીન નેત્રોથી જોઇને કહ્યુઃ "બેસો, વહુજી ! તમે કહો છો, તમારા આશીર્વાદ છે તો કદાચ બચી પણ જાઉ. બાકી મને તો આશા નથી. હુ પણ કમર કસીને યમરાજ સાથે લડવા તૈયાર થઇ રહ્યો છુ હવે તેને ઘરે મહેમાની માણીશ લોકો કહે છે કે અહીં પણ આત્માઓ એવીજ રીતે રહે છે અહીંના જેમ ત્યાં પણ કચેરીઓ છે, હાકિમ છે, રાજા છે, રંક પણ છે, ત્યાં વ્યાખ્યાનો પણ થાય છે, સમાચાર પત્રો પણ છપાય છે પછી શી ચિંતા છે ? ત્યાંથી પણ પરિચિત થઇ જઇશ આનંદથી છાપાં વાંચ્યા કરીશ"

રતનને એવું હસવું આવ્યુ કે તે ત્યાં ઊભી ન રહી શકી' મુનશીજી આ વાત

વિનોદના ભાવથી કરતા નહતા. તેમના ચહેરા પર વિચારની ગંભીર રેખા હતી. આજે દોઢ બે મહિના બાદ રતન હસી, અને આ અપ્રાસંગિક હાસ્યને છૂપાવવા માટે તે ઓરડામાંથી ચાલી ગઇ. તેની સાથે જાલપા પણ બહાર આવી રહી.

રતને અપરાધી જેવી આંખો કરીને કહ્યું: " દાદાજીના મનમાં કેવું લાગશે ? તેમને લાગતું હશે કે હું તો મરી રહું છું અને આને તો હસવું આવે છે. હવે ત્યાં નહિ જાઉં. નહિ તો વળી કોઇ એવી વાત કરશે એટલે મારાથી હસ્યા વિના નહિ રહેવાય ! જોને આજે કેવી બેમર્યાદ હસી રહી છુ."

આ ઉચ્છૃંખલતા માટે તે પોતાને મનમાં જ ધીક્કારવા લાગી જાલપાએ તેના મનના ભાવ પામી જઇ કહ્યુઃ " મને પણ આવી વાત ઉપર બહુ હસવું આવી જાય છે, બહેન ! અત્યારે તો એમનો તાવ કાંઇ ઓછો છે ! પરંતુ જ્યારે ખૂબ તાવ આવે છે ત્યારે તો આના કરતાં પણ ગમે તેમ બકબકાટ કરે છે, તે વખતે હસવુ રોકી રાખવું મુશ્કેલ થઇ જાય છે. આજે સવારે કહેવા લાગ્યા મારૂં પેટ ભક થઇ ગયું, મારૂં પેટ ભક થઇ ગયુ એવી જ બૂમ મારવા લાગ્યા. એનો આશય શો હતો તે હું સમજી શકી નથી, બા પણ નથી સમજી શક્યાં; પરંતુ તેઓ તો એમ જ બૂમ મારી રહ્યા છે કે મારૂં પેટ ભક થઇ ગયું ! પેટ ભક થઇ ગયું. ચાલ, ઓરડામાં જઇએ "

રતન " મારી સાથે નહિ આવે ? "

જાલપા " આજે તો નહિ આવી શકું, બહેન ! "

" કાલે આવશે ? "

" કહી ન શકુ, દાદાનો જીવ કાંઇ હલકો થશે તો આવીશ. "

" નહિ, બહેન, જરૂર આવજે તારી એક સલાહ લેવાની છે."

" શાની સલાહ લેવી છે ? "

" મન્ની કહે છે કે અહીં રહીને શુ કરવું છે ? ઘરે જઇએ; બંગલો વેચી દેવા કહે છે. "

જાલપાએ એકાએક તેનો હાથ પકડી લીધો અને તે બોલી; " આ તો તેં ખરાબ ખબર સંભળાવી બહેન ! મને આવી દશામાં છોડીને તુ ચાલી જશે ? હું નહિ જવા દઉં. મન્નીને કહી દો કે બંગલો વેચી દે, પરંતુ જ્યાંસુધી એમનો કાંઇ પત્તો ન લાગે ત્યાંસુધી હું તને નહિ છોડું. તું એક પખવાડીયુ બહાર રહી, પણ મને તો એક એક પળ પહાડ જેટલી લાગી છે. હું એમ જાણતી ન હતી કે મને તારી સાથે આટલો પ્રેમ થઈ ગયો છે. હવે તો હું કદાચ મરી પણ જાઉં. નહિ બહેન, તારા પગે પડું છુ. હમણાં જવાનું નામ ન લેતી. "

રતનની આંખો પણ ભરાઇ આવી. તે બોલી: " સાચુ કહું છું. મારાથી પણ ત્યાં નથી રહેવાવાનુ. હું તો કહી દઇશ કે મારે નથી આવવુ." જાલપા તેનો હાથ પકડીને ઉપર લઇ ગઇ અને તેનાં ગળામાં હાથ નાખીને બોલી. સોગન ખા, કે મને છોડીને નહિ જાય ! "

રતન તેને ભેટીને બોલીઃ " લે, સોગન ખાઉં છું કે નહિ જાઉં. બલે ત્યાની દુનિયા અહીં થઇ જાય. મારે માટે ત્યાં શુ રાખ્યુ છે ? બંગલો પણ શા માટે વેચું ? બસો અઢીસો મકાનનુ ભાડું આવે છે અમારાં બેના ગુજરાન માટે પૂરતું છે. હું આજે જ મન્નીને કહી દઈશ કે મારે નથી આવવું."

એટલામાં ફરસ પર શેતરંજના મોહરા

રામેશ્વરીએ ધીમુ હસીને કહ્યુ. " કર્યાં બહુ છે તે! પાશેર લોટ તો બે દિવસ ચાલે છે. એક રોટલી પણ ખાતા નથી. વહુ દળવા જતી હતી, પરંતુ વળી મારે એમની પાસે બેસવુ પડત. મને રાત બધી ઘંટી દળવી ગમે, પણ એમની પાસે એક ઘડી પણ બેસાય નહિ. "

રતન જઇને ઘંટી આગળ એક મીનીટ ઉભી રહી. પછી હસીને માચીપર બેસી ગઇ અને બોલી: " તમારાથી હવે ઘટી નહિ ચલાવાય. લાવો માજી, થોડા ઘઉ તો મને દો; જોઉં તો ખરી ! "

રામેશ્વરીએ બન્ને કાનોપર હાથ રાખી કહ્યું: " અરે નહિ વહુ ! તું શું દળશે ! ચાલ અહીંથી. "

રતને પ્રમાણ આપી કહ્યુ: " મે તો ઘણા દિવસ દળ્યુ છે, માજી ! જ્યારે હું મારે ઘરે હતી, ત્યારે તો રોજ દળતી હતી. મા, લાવો થોડા ઘઉ "

" અરે, હાય દુઃખશે, છોડાં ઉતરી જશે. "

" કાંઇ નહિ થાય, માજી ! તમે ઘઉ તો લાવો. "

રામેશ્વરીએ હાથ પકડી તેને ઉઠાડવા પ્રયત્ન કરી કહ્યુ: " ઘઉ ઘરમા નથી. અત્યારે હવે બઝારમાંથી કોણ લઇ આવે ?"

" ઠીક, ચાલો, હુ જરા કોઠારમાં જોઉ. ઘઉ તે કેમ નહિ હોય ? "

રસોડાની પાસેની ઓરડીમાં બધા અનાજ પાણી રાખ્યાં હતાં. રતન અંદર ચાલી ગઇ અને આમતેમ માટલાં શોધીને જોવા લાગી. એક હાંડામાં ઘઉં નીકળી આવ્યા. એટલે તે ઘણીજ ખુશ થઇ. તે બોલી: " જુઓ, માજી. નિકળ્યા કે નહિ ? તમે મારા આગળ બહાનું કાઢતાં હતાં. "

એક ટોપલીમાં થોડાક ઘઉ કાઢયા અને તે લઇને ખુશ ખુશ થતી ઘંટી પર બેસીને દળવા લાગી. રામેશ્વરીએ જઇને જાલપાને કહ્યું: ' વહુ આ તો ઘંટી પર બેસી દળવા લાગી છે. ઉઠાડુ છું પણ ઉઠતી નથી. કોઇ જોશે, તો શુ કહેશે ? "

જાલપા મુનશીજીના ઓરડામાંથી નીકળી ને સાસુના ગભરાટનો આનન્દ ઉઠાવવા માટે કહ્યુ " આ તમે શો ગજબ કર્યો, સાસુજી ! સાચેસાચ કોઈ જોશે તો નાક કપાઇ જશે. ચાલો, જરા જોઉં. "

રામેશ્વરીએ વિવશતાથી કહ્યુ: " શું કરૂ ? હું તો સમજાવીને થાકી ગઇ. માનતી જ નથી. "

જાલપાએ જઇને જોયું તો રતન ઘઉ દળવામાં મગ્ન હતી વિનોદના સ્વાભાવિક આનંદથી તેનો ચહેરો ખીલી ઉઠયો હતો આટલી વારમાં તો તેના કપાળ પર પરસેવાનાં બિન્દુ ઝાંખી ગયાં હતાં. તેના બળવાન હાથોમાં ઘટી તો રમકડાંની માફક ફરી રહી હતી.

જાલપાએ હસીને કહ્યુ: " અરે એ દળવાવાળી ' અહીં પૈસા મળવાના નથી "
રતને કાંઇ સાંભળ્યુ નહિ. બહેરાની જેમ અનિશ્ચિત ભાવે તે હસી રહી જાલપાએ વધુ જોરથી કહ્યુ " લોટ ખૂબ બારીક પીસજે, નહિ તો પૈસા નહિ મળે." રતને પણ હસીને કહ્યું, " જેટલો બારીક કહેશે તેટલો બારીક પીસીશ, પણ દળામણી સારી મળવી જોઇશે. "

જાલપા: " અર્ધે આને શેર ! "

રતન " નહિ, એક આને શેર ! "

જાલપા " મો ધોઇ આવ; અર્ધો આનો મળશે "

તો લપકાઇને આવતી અને જલદીથી બોજો ઉતારીને શાન્તિથી બેસી જતી, કે જેથી રમાનાથ જાણી ન જાય.

એક દિવસ, 'મનોરમા થિએટર' માં રાધેશ્યામનો નવો નાટક થવાનો હતો. એ નાટક પર ખૂબ ધમાલ હતી. એક દિવસ આગળથીજ લોકો પોતાની જગા અનામત કરાવી દેતા હતા રમાનાથને પણ પોતાની જગા અનામત કરાવવાની ધૂન લાગી. તેને લાગ્યું કે જો કદાચ રાત્રે ટીકીટ નહિ મળી તો ટાપતો રહી જઇશ નાટકના ઘણા વખાણ થાય છે. વખતે તો એકના બેવડા આપતા પણ જગા નહિ મળશે. આ ઉત્સુકતાએ પોલીસના ભયને પણ પાછો હઠાવી દીધો. કાંઇ એવી આફત તેને નથી આવી પડી કે ઘરમાંથી નીકળતાં જ પોલીસ પકડી લે. દિવસે એક નથી નીકળતો. રાત્રે તો નીકળું જ છું ને? પોલીસ ચાહતી હશે, તો શું રાતે ન પકડી લે? પછી તો મારો આ ભય પણ રહેવાનો નથી. ચહેરો બદલી દેવા માટે એક પાઘડી પહેરવી બસ થશે આવી રીતે મનને સમજાવીને દશ વાગ્યે તે ઘેરથી નીકળ્યો દેવીદીન કયાંક ગયો હતો. બુઢીએ પૂછ્યું. "કયા જાય છે, બેટા?" રમાનાથે કહ્યુઃ "કાંઈ નહિ કાકી, અત્યારે આવું છું."

સડક પર આવતાં રમાનાથનું સાહસ બરફની માફક પીગળવા લાગ્યું. તેને જરા જરામાં શંકા થતી હતી કે કોઇ કોન્સ્ટેબલ તો આવતો નથી ને? તેને વિશ્વાસ હતો કે પોલીસનો એકેએક ચોકીદાર તેનો ચહેરો ઓળખે છે, એટલે તેના પર નજર પડતાં જ તેને ઓળખી લેશે આથી, તે મોઢું નીચું રાખી ચાલી રહ્યો હતો એટલામા તેને વિચાર આવ્યો કે છુપી પોલીસવાળા સાદાં કપડાં પહેરીને આમતેમ ઘુમ્યા કરે છે કોણ જાણે, જે માણસ, મારી નજીક ચાલે છે એ જ કોઇ જાસુસ ન હોય! કેટલા ધ્યાનથી જુએ છે' આમ માથું નીચું ઘાલીને ચાલવાથી તો તેને સંદેહ નથી થઇ રહ્યો ને' અહીં તો આ બધા મારી સામે તાકી રહ્યા છે. કોઇ આમ માથું નીચું નાખીને નથી ચાલતું. મોટરોની આ દોડધામમાં માથું નીચું રાખીને ચાલવું એ મોતને આમંત્રણ આપવા બરાબર છે. પાર્કમાં કોઇ આમ કરે તો ચાલે' અહીં તો સામે જોવુ જોઇએ. પરંતુ આ પાસેનો માણસ તો હજી સુધી મારી તરફજ તાકી રહ્યો છે દેખાય છે તો કોઇ એવો જ! એનો સાથ છોડવા માટે તે એક તંબોલીની દુકાન પર પાન ખાવા માટે ઉભો. તે માણસ આગળ નીકળી ગયો રમાનાથે આરામથી શ્વાસ લીધો.

હવે તેણે માથું ઉંચું ઉઠાવ્યું અને દિલ મજબૂત કરીને ચાલવા માંડ્યુ. આ વખતે ટ્રામનો પણ કાંઇ પત્તો નહતો નહિ તો તેમાં બેસી જાત થોડે દૂર ગયો હશે એટલે ત્રણ કોન્સ્ટેબલો આવતા જણાયા. રમાનાથે સડક છોડીને એક ગલીમા ચાલવા માડયું. જાણી જોઇને સાપના દરમાં હાથ નાખવાની કોણ હિંમત કરે? પણ દુર્ભાગ્યે ત્રણે કોન્સ્ટેબલોએ પણ સડક છોડીને એજ ગલીનો રાહ લીધો. મોટરોના અવરજવરથી વખતો વખત આમતેમ દોડવું પડતુ હતું. રમાનાથનુ કલેજું, ધકધક થઇ રહ્યું હતુ. બીજી ગલીમાં જાય તો તો વધુ સંદેહ થશે. કોઇ એવી ગલી પણ નથી કે જેમાં ઘુસી જાઉ. હવે તો બધા ઘણા નજીક આવી ગયા. અરે, એ તો સૌ મારી તરફજ જોઇ રહ્યા છે. મે ઘણી ભૂલ કરી, કે આ પાઘડી બાંધી લીધી, અને બાંધી તે પણ કેટલી ખરાબ' એક છેડો તો નીકળી પણ ગયો છે. આ પાઘડી આજે મને પકડાવશે આનાથી ચહેરો બદ-

થઇ જશે, એમ ધારીને એ બાધી હતી પણ આ તો ઉલટો તમાસો થઇ ગયો હા, ત્રણે મારા તરફ જ તાકી રહ્યા છે. આપસ આપસમાં કાંઇ વાત પણ કરે છે. રમાનાથને એમ લાગ્યું કે પગમાં શક્તિ જ નથી. કદાચ ત્રણે મનમાં મારો જ ચહેરો મેળવી રહ્યા છે. હવે નહિ બચી શકું. ઘરવાળાઓને મારા પકડાવાની ખબર મળતાં બધાં કેટલાં લજ્જિત થશે! જાલપા તો રડી રડીને પ્રાણ આપશે પાંચ વર્ષથી ઓછી સજા થવાની નથી આજે આ જીવનનો અંત આવી રહ્યો છે

આ કલ્પનાએ તેના ઉપર એવી અસર કરી કે તેના હાંજા ગગડી ગયાં સિપાઇઓનું દળ તેની સમીપ આવી જતાં તેનો ચહેરો ભયથી એવો વિકૃત થઇ ગયો, તેની આંખો એવી સશંક થઇ ગઇ, અને પોતાને તેમની આંખોથી બચાવવા માટે તેણે બીજા માણસોની આડ એવી રીતે શોધવા માંડી કે કોઇ મામૂલી માણસને પણ તેના પર સંદેહ થાય એ સ્વાભાવિક હતું પછી પોલીસની ચપળ આંખો કેમ ચૂકે ? એક જણે પોતાના સાથીને કહ્યું: " આ કાંઇ પાકો ચોર હોય એમ લાગતું નથી. કંઇ ચોરના જેવી તાકાત નથી " બીજો બોલ્યો " મને તો સંદેહ થઇ રહ્યો છે કે આ પૂરો પાકો ચોર છે. "

ત્રીજો માણસ મુસલમાન હતો. તેણે રમાનાથને બૂમ મારી " અરે ઓ પાઘડીવાળા, અહીં આવ! તારૂં નામ શું છે ? "

રમાનાથે જરા રૂઆબભેર કહ્યું: " મારૂં નામ પૂછીને શું કરશો ? હું શું ચોર છું ?"

" ચોર નથી, પણ શાહુકાર છો; નામ કેમ નથી કહેતો ? "



રમાનાથ એક ક્ષણ શંકામાં પડીને બોલ્યો " હીરાલાલ ! "

" ઘર ક્યાં છે ? "

" ઘર ? "

" હા, ઘરનું જ પૂછું છું. "

" શાહજહાંનપુર "

" કયો મહોલ્લો ? "

રમાનાથ શાહજહાંનપુર ગયો ન હતો તેમ કોઇ કલ્પિત નામ પણ તેને યાદ આવ્યું નહિ કે તે કહી દે. એટલે સાહસ કરીને તેણે કહ્યું " તમે તો મારો પત્તો લખી લો છો "

કોન્સ્ટેબલે ધમકી આપી " તમારો પત્તો તો પહેલાંથીજ લખેલો છે. નામ જુઠું કહ્યું સરનામું પણ ખોટું આપ્યું મહોલ્લાનું પૂછ્યું તો બગલાની માફક તાકવા લાગ્યો મહીનાઓથી તમારી તપાસ થઇ રહી છે. આજે મળી ગયો છે ! ચાલ થાણા પર ! "

એટલું કહેતાં તેણે રમાનાથનો હાથ પકડી લીધો. રમાનાથે હાથ છોડાવવાની ચેષ્ટા કરતાં કહ્યું: " વારંટ લાવો, તોજ હું આવીશ. શું મને કોઇ ગુન્હેગાર સમજી લીધો છે ? "

કોન્સ્ટેબલે એક સિપાઇને કહ્યું " જરા આનો હાથ પકડી લો તો ત્યાં થાણા પર વૉરંટ દેખાડવામાં આવશે "

શહેરોમાં આવા બનાવ તમાસા કરતાં પણ વધારે મનોરંજક હોય છે સેંકડો માણસો એકઠા થઇ ગયા દેવીદીન આ વખતે અફીણ લઇને પાછો ફરતો હતો લોકોને એકઠા થએલા જોઇને તે પણ આવી પહોંચ્યો તેણે જોયું કે ત્રણ કોન્સ્ટેબલો રમાનાથને પકડીને લઇ જઇ રહ્યા છે, તે આગળ આવીને બોલ્યો " અરે ! અરે !




સંપાદક : કુ. યશસ્વિની

'ગુણસુન્દરી'ના 'ગાંધી જયન્તી અંક'માં પૃષ્ઠ ૬૫ થી ૧૨૫ સુધીના લેખોમાંથી તમને કયો લેખ સર્વોત્તમ લાગ્યો ? અને શા માટે ? તે કારણો આપી જણાવો. જે બહેનનો જવાબ સૌથી સારો આવશે તેને ઇનામનું પુસ્તક આપવામાં આવશે.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતા હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વાજબી–ગેરવાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે

## ઓગસ્ટ માસનું પરિણામ

સાચો જવાબ નીચે પ્રમાણે છે.

( ૧ ) અત્યારે સૌની ઉંમર નીચે પ્રમાણે છે
કેશવલાલ ૩૫ વર્ષ, કમળા ૨૮ વર્ષ, કાન્તિલાલ ૧૪ વર્ષ કિશોરી ૭ અને કૈલાસ ૪ વર્ષ.

( ૨ ) કાન્તિલાલના જન્મ વખતે કેશવલાલની વય ૨૧ વર્ષ અને કમળાની વય ૧૪ વર્ષ હોવી જોઈએ

( ૩ ) કિશોરીના જન્મ વખતે મારા પિતાની વય ૨૮ વર્ષ અને મારી ૭ વર્ષની હતી,

**અખિલ ભારતીય મહિલા પરિષદનું** વાર્ષિક અધિવેશન ડીસેમ્બરની તા. ૨૮ મીએ લખનૌ ખાતે શરૂ થનાર છે તેના પ્રમુખસ્થાને શ્રીમતી લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠની વરણી થઈ છે

**બીહાર મહિલા પરિષદનું** બીજું અધિવેશન મુલદાણામાં સપ્ટેમ્બર માસની તારીખ ૨૭, ૨૯, ૩૦ મીએ મધ્યપ્રાંતની ધારાસભાના સભ્ય શ્રીમતી રમાબાઈ તાંબેના પ્રમુખપદે મળ્યું હતું. પરિષદને અંગે સ્વદેશી બજાર અને ખાદી પ્રદર્શન પણ યોજાયાં હતાં સ્વાગત પ્રમુખ શ્રી જાનકીબાઈ કાનીટકરે પ્રતિનિધિઓને આવકાર આપતાં કહ્યું કે "સ્ત્રી કેળવણીના પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓએ પોતે જ હવે ગંભીર રીતે ઉકેલવો જોઈએ અને તો જ એ દિશામાં પ્રત્યક્ષ સિદ્ધિ થઈ શકશે. સરકારે કન્યા કેળવણીનું કાર્ય સ્થાનિક મંડળોને સોંપ્યું છે પણ આ દિશામાં પોતાની ફરજ બજાવવામાં એ મંડળો ઘણો પ્રમાદ સેવે છે. મધ્ય પ્રાંતની ધારાસભાએ સ્થાનિક મંડળોમાં સ્ત્રીઓને નીમવાને લગતો ખરડો ઉડાવી દીધો એ દીલગીરી ભર્યું છે"

શ્રીમતી રમાબાઈ તાંબેએ પ્રમુખસ્થાનેથી કોમી ચુકાદામાં દાખલ થએલાં કોમી પ્રતિનિધિત્વના તત્ત્વનો સખ્ત વિરોધ કરી જણાવ્યું કે "હિન્દની સ્ત્રીઓ, જૂના વિચારની મુખ્ય પુરસ્કર્તા ગણાય છે, છતાં, હિન્દુ સમાજમાંથી અસ્પૃશ્યતાને નાબુદ કરીને આપણે એમ બતાવી આપવું જોઈએ કે સાચા ધર્મની પ્રશંસા કરવામાં તેમ જ યુગોથી રૂઢ થએલી પ્રથાઓને ફગાવી દેવામાં આપણે પાછળ હઠયા નથી. અસ્પૃશ્યોના ઉપયોગ માટે બધાં મંદિરો, કુવાઓ, તળાવો, શાળાઓ ખુલ્લાં મૂકાવવાનો સ્ત્રીઓએ પ્રયત્ન કરવો જોઈએ. પ્રાંતમાં સ્ત્રીઓ કેળવણીમાં ઘણી પછાત છે ભાગ્યે જ એકાદ ટકો સ્ત્રી શિક્ષિત હશે હવે બધી શિક્ષિત સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવનાર હોવાથી પુખ્ત વયની માત્ર ૨ ટકા સ્ત્રી મતાધિકાર મેળવી શકશે"

પસાર કરેલા ઠરાવોમાં, બાળ ગુન્હે-
ગારની તપાસ કરવા માટે સ્ત્રી મેજી-
[illegible] કરવાની માગણી કરતો, દરેક
એ માટે એંગ્લોવર્નાક્યુલર શાળા
[illegible] સ્થાપવાની માગણી કરતો
ડૉ. રા. બ. હરવિલાસ સારડાના

વિધવાઓના વારસા હકકના ખરડાને ટેકો આપવામાં આવ્યો હતો. પુખ્ત વયની સ્ત્રીઓને મતાધિકાર આપવાની તેમજ સ્થાનિક ધારાસભામાં સ્ત્રીઓ માટે ૧૫ જગાઓ દશ વર્ષ સુધી અનામત રાખવાની માગણી કરી હતી સ્ત્રીઓમાં સંતતિ નિયમનને લગતો જ્ઞાનપ્રચાર કરવાની જરૂર દર્શાવતો ઠરાવ પણ થયો હતો. અસ્પૃશ્યતા નિવારણ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા આંતરજ્ઞાતીય ભોજનની યોજના કરવામાં આવી હતી તેમાં ઉચ્ચ વર્ણની હિન્દુ બહેનોએ મહાર અને બીજી અસ્પૃશ્યવર્ગની બહેનો સાથે બેસી ભોજન કર્યું હતું

**મદ્રાસ વિભાગની મહિલા પરિષદની** ૭ મી બેઠક મદ્રાસમાં ગયા માસમાં લેડી મીરઝાં ઇસ્માઇલના પ્રમુખપદે મળી હતી સ્વાગત પ્રમુખ શ્રીમતી અમ્મુ સ્વામીનાથને હિન્દની સ્ત્રીઓ સામાજીક અને કાયદેસર જે હરકતો ભોગવે છે તે દૂર કરવાની જરૂર જણાવી હતી તેમણે પડદા, બાળલગ્ન અને દાયજાની પ્રથા સામે ઠરાવો કરવા આગ્રહ કર્યો હતો. છેવટે દેશમાં અશાન્તિ ફેલાવનારા કોમી મતભેદો ભૂલી જઈ, સ્વદેશી અને અસ્પૃશ્યતા નિવારણને ઉત્તેજન આપવા વિનતિ કરી હતી લેડી મીરઝાએ જણાવ્યું કે "સમતા એટલે સર્વ માટે સરખી તક એ રીતની આપણી પ્રાચિન પ્રથા અનુસાર આપણે સામાજીક અને રાજકીય પુનર્ઘટના કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ગામડાંથી માંડીને તે મોટા શહેરો સુધી સ્ત્રીઓની દરેક રીતની સ્થિતિ સુધારવા માટે સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે બન્ને જાતિઓ માટે આપણે સર્વદેશીય શિક્ષણ [illegible] પ્રમાણમાં પ્રચારી શકીએ છીએ તેના ઉપર આપણી ભાવિ પ્રગતિનો આધાર છે જાહેર ખર્ચમાં પ્રજાની કેળવણી વિષયક જરૂરીઆતોને સૌથી વધુ મહત્વ મળવું જોઈએ" પરિષદે કરેલા ઠરાવોમાં સ્ત્રીઓ માટે જુદી કોમી મતદારીનો સખ્ત વિરોધ કરતો, કહેવાતા અસ્પૃશ્યોની હરકતો દૂર કરવાનો, અને પ્રજાસંઘમાં સ્ત્રીઓના દૃષ્ટિબિન્દુનું પ્રતિનિધિત્વ ધરાવતી પ્રતિનિધિ બહેનો મોકલવાનો ઠરાવ થયો હતો.

**પ્રકીર્ણ:** (૧) બંગાળના કેટલાક રાજદ્વારી કેદીઓને કાળાપાણીએ આંદામાન મોકલવામાં આવનાર છે તેમાં એક બહેન કુમારી વીણા દાસને પણ લઈ જવામાં આવનાર છે. બંગાળના ગવર્નર પર ગોળી છોડવા માટે આ બહેનને દેશનિકાલની

સફળ થઇ છે (૨) ના. આગાખાનનાં માતુશ્રી લેડી અલીશાહને હાથ ઇન્ડિયન ઓર્ડરની નવાજેશ ના. શહેનશાહને હસ્તે ગયા માસમાં લંડન ખાતે થઇ (૩) ત્રિચિનોપોલીમાં શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપતીને હસ્તે સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. (૪) નડિયાદમાં સ્વ. સાક્ષર શ્રી ઝવેરીલાલ યાજ્ઞિકના પુત્ર સ્વ. શ્રી માધવલાલનાં પત્ની શ્રીમતી સમજુલક્ષ્મીનાં સ્મરણાર્થે હિન્દુ પ્રસૂતિગૃહ ખોલવામાં આવ્યું છે

## વિદેશ

જાપાનમાં સ્ત્રીઓને મતાધિકાર આપવા સંબંધમાં ઝુંબેશ ઉપાડવામાં આવી છે જુદીજુદી ૧૬ મહિલા સંસ્થાઓનાં ૫૦ જેટલા પ્રતિનિધિ બહેનોએ ટોકીયોમાં એકઠા થઇ આ બાબતમાં અસરકારક પગલાં લેવાં ઠરાવ્યું છે ચૂંટણીને લગતા સુધારા દાખલ કરવાના એક ખરડા ઉપર ધારાસભાનું કમીશન વિચાર કરે છે પરંતુ તેમાં સ્ત્રીઓને કાંઇ રાજકીય હક આપવાની કલમ નથી આથી મહિલા સંસ્થાઓની કારોબારી સમિતિના ૪૦ સભ્યોએ કમીશનના સભ્યોની મુલાકાત લઇ સ્ત્રીઓને મતાધિકાર આપવાની સૂચના કરી છે સ્ત્રીઓને મતાધિકાર આપ્યા વિના જાપાનમાં રાજકીય સુધારા થઇ શકશે નહિ એમ તેઓ જણાવે છે પરંતુ હજી સુધી પ્રયત્નમાં સફળતા મળી નથી એટલે સામુદાયીક પગલાં લેવાનો વિચાર થઇ રહ્યો છે

ચિનનું કલંક દૂર થશેઃ ચિનમાં સૈકાઓ થયાં સ્ત્રીઓને ગુલામ બનાવવાની મુનસાઇ નામની પ્રથા છે એ પ્રથા નાબુદ કરીને ચિની સ્ત્રીઓની સ્થિતિ એક પગલું સ્વદેશની બાબતો માટેના પ્રધાન મંડળે લેવા ધાર્યું છે ગરીબમાં ગરીબ ચિનાઇ કુટુંબ પાસેથી નામની રકમ આપીને છોકરીઓને ખરીદી લેવામાં આવે છે અને પછી કોઇ ધનિક કુટુંબોને નોકરડી તરીકે, કે રખાત તરીકે સારી સરખી રકમ લઇ વેચવાનો વેપાર ચાલે છે ગામડાઓમાં આજેય આ પ્રથા ચાલુ છે અને ગરીબ ઘરોમાં છોકરીઓ આશીર્વાદ રૂપ ગણાય છે, પણ ખરું તો છોકરી પોતાના ગરીબ માતાપિતા અને ભાઇઓનાં પોષણ માટે જાતે જ ગુલામ બની જાય છે ગુલામ સ્ત્રીઓ તરફ અમાનુષી વર્તાવ થવાના દાખલા પણ ઘણા બને છે

તુર્ક રમણીઓ પડદામાંથી બહાર આવે છે ૧૯૩૨ ની સાલમાં સમસ્ત વિશ્વમાં ૪૪ દેશની સ્ત્રી સૌથી વિશેષ ખુબસુરત છે તેની હરિફાઇ ગઇ હતી તેમાં કરીમન હાનમ નામની એક તુર્કી છોકરી પસંદગી પામી છે તુર્કસ્તાનમાં સ્ત્રીઓની સ્વતંત્રતાની ચળવળ મુસ્તફા કમાલ પાશાને આભારી છે ૧૦ વરસ પહેલાં તે જ્યારે તુર્કી પ્રજાસત્તાક તંત્રનો પ્રમુખ બન્યો ત્યારે તેણે એકી સાથે એકથી વધારે સ્ત્રીઓ પરણવાની મનાઇ કરી અને સ્ત્રીઓને પુરુષોના જેટલાજ હકો આપ્યા. તેનાં પરિણામો હવે દેખાવા માંડ્યા છે અત્યારે તુર્કીમાં સ્વીસ સીવીલ કોડ અમલમાં છે અને સ્ત્રીઓ તેમજ પુરુષો બંને છુટા છેડા મેળવી શકે છે જો પુરુષનો વાંક હોય તો તેને સ્ત્રીનું અને છોકરાંનું ભરણપોષણ કરવું પડે છે સ્ત્રીઓ હવે પડદામાં રહેતી નથી તેઓ ફાવે તે કરવા સ્વતંત્ર બની છે; ગમે ત્યાં હરીફરી શકે છે, ઇચ્છે તેની સાથે પરણી શકે છે બે વર્ષ પહેલાં સ્ત્રીઓને મ્યુનીસીપલ ચુંટણીમાં મત આપવાનો હક આપવામાં આવ્યો છે થોડા વખતમાં પાર્લામેંટની મતદારી પણ તેઓને મળશે મોટા શહેરોમાં છોકરીઓ પુરુષોની સાથોસાથ કામ કરી રહી છે બેંકોમાં, વેપારી પેઢીઓમાં, દુકાનોમાં, રેસ્ટોરાંમાં હજારો છોકરીઓ કામ કરે છે ડાક્તર, દાંતના ડાક્ટર, વકીલાત વગેરે ધંધાઓમાં પણ તે પડેલી માલુમ છે વેપારી વહાણવટા અને પોલીસ ફોજમાં પણ સ્ત્રીઓએ દાખલ થવાની માગણી કરી છે તુર્ક રમણીઓએ પોતાનો અસલનો પોષાક તજી યુરોપીયન પોષાક ધારણ કર્યો છે. તુર્ક રમણીઓ અગાઉથી વધારે ચરબીવાળી છે, પણ હવે તેઓ કસરત કરતી હોવાથી, તેમજ બીજી રમતગમતોમાં ભાગ લેતી હોવાથી પાતળી થતી જાય છે ટેનીસ, તરવું, હલેસાં મારવાં ઘોડેસ્વારી વગેરે રમતો યુવાન છોકરીઓમાં ફેલાતી જાય છે સ્ત્રીઓ અનેક પુરુષોના સંસર્ગમાં આવે છે અને વર્તમાન પ્રશ્નો ઉપર છુટથી ચર્ચા કરી શકે છે, તેમજ પોતાના વિચારો દર્શાવી શકે છે ઇસ્તાંબુલમાં તો સ્ત્રીઓની ક્લબો અને મંડળો પણ છે શરૂઆતમાં તો સ્ત્રીઓ જરા ગુંચવાઇ ગઇ હતી. ઘણી યુવાન કન્યાઓએ આપઘાત પણ કર્યા હતા કારણ કે સૈકાઓ સુધી અલગ રહેલી બે જાતિઓ એકાએક ભેગી થતાં આવું પરિણામ આવે એમાં નવાઇ નથી પરંતુ હવે સ્ત્રીઓ પોતાના પગ ઉપર ઉભી રહેતી થઇ છે પોતાને મળેલી સ્વતંત્રતાથી ટેવાઇ ગઇ છે અને તેનો સારો ઉપયોગ કરી રહી છે

તુર્કસ્તાનના આગેવાન બાનુ ધારાશાસ્ત્રી મલીકા હાનુમને અદાલતોમાં પ્રોક્યોરર જનરલ તરીકે કામ કરવાની છુટ અપાઇ છે આવો હક મેળવનાર એ પહેલાજ તુર્ક બાનુ છે તુર્કસ્તાનમાં હવે પછી સ્ત્રીઓ સફળતાથી વકીલાત કરે છે.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

**મુંબાઇ અને પરાંઓ:**

મુંબાઇમાં રાષ્ટ્રધ્વજવંદનને અંગે ગયા માસમાં શ્રીમતી સુંદરાબાઈ ગણપત અને તેમનાં બહેન ગિરફતાર થયાં છે. વટહુકમ હેઠળ પકડાયેલાં શ્રીમતી શાન્તાબહેન ભાસ્કર પટેલ, અને શ્રીમતી ગંગાબહેન પટેલ છૂટયાં છે અને તેમને ચળવળમાં ભાગ ન લેવાની નોટીસ આપવામાં આવી છે

અસ્પૃશ્યતા નિવારણની ચળવળને અંગે ગામદેવી ખાતેનાં શ્રી નર્મદેશ્વર મંદિરમાં ગામદેવી વિભાગની ઉચ્ચવર્ગની મહિલાઓની સભા મળી હતી. તેમાં હરિજન બહેનોએ પણ ભાગ લીધો હતો. પ્રાર્થના અને વ્યાખ્યાનો થયા બાદ હરિજનો હિન્દુ કોમનું જ એક અંગ છે એમ જણાવતો ઠરાવ થયો હતો લેડી કૃષ્ણાગૌરી સેતલવડે પદ્માલક્ષ્મી પરની ક્યરાપટી સ્કુલના હરિજન છોકરા છોકરીઓને ભોજન આપ્યું હતું. ત્રીસ છોકરીઓને ખાદીની સાડી પહેરાવી હતી આર્યસમાજમાં સ્ત્રીવિભાગ તરફથી બહેનોએ અસ્પૃશ્યતા નિવારણ સંબંધમાં પ્રચારકાર્ય કરવા એક સમિતિ નીમી છે મુંબાઇની આગેવાન બહેનોએ હિન્દુ-મુસ્લીમ આગેવાનોને બહેનોએ જેવું વચન લીધું છે તેવું વચન લઇ એકતા સ્થાપવાની વિનતિ કરી છે

**ગુજરાત-કાઠિયાવાટ:**

અમદાવાદમાં દારૂકાની દુકાન પર ચોકી કરતાં ત્રણ બહેનો ગિરફતાર થયાં છે. મ્યુનિસિપલ હાઇસ્કૂલના પ્રિન્સિપાલ કુમારી વિનોદિની નીલકંઠને માણેકચોકમાં ' અમદાવાદ સેવા મંડળ ' ના બીલ્લે અને ' સ્વદેશી ખરીદો ' ના પાટીયાં સાથે પરદેશી કાપડની દુકાનો આગળ હાજર થતાં ગિરફતાર કર્યાં હતાં પરંતુ પાછળથી તેમને ગિરફતાર કર્યાં હતાં. ગાંધી જયંતીને અંગે બહેનોની સભા અમદાવાદમાં શ્રીમતી શાન્તાબેનનાં પ્રમુખપદે મળી હતી. તેમાં મ. ગાંધીજીને તત્કાળ છોડી મૂકવાની આગ્રહભરી વિનતિ કરવામાં આવી હતી અમદાવાદનાં ગાંધીજયન્તી મંડળ તરફથી શેઠ અંબાલાલ સારાભાઇનાં શાન્તિસદનમાં ઉચ્ચ વર્ણના હિન્દુ ભાઈબહેનો અને દલિતવર્ગના ભાઈબહેનોનું પ્રીતિભોજન યોજાયું હતું. તેમાં બહેનોની સારી સંખ્યાએ ભાગ લીધો હતો મજુર મહાજન તરફથી પણ હરિજનો સાથે ભોજન ગોઠવાયું હતું. તેમાં બહેનોએ પણ સારી સંખ્યામાં ભાગ લીધો હતો

ધોલેરા સત્યાગ્રહના ૨૮ મા સરમુખત્યાર શ્રીમતી મંગળાબહેન ઠક્કરને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે

બોરસદ તાલુકા પરિષદને અંગે પરિષદના પ્રમુખ શ્રીમતી કુસુમબહેન દેસાઇ, મંત્રી શ્રીમતી સવિતાબહેન ત્રિવેદી અને સ્વાગત પ્રમુખ શ્રીમતી લલિતાબહેન ચોકસીને ચાર માસ સખ્ત કેદ રૂા ૫૦ દંડની સજા થઈ છે. રાસમાં પકડાએલા શ્રીમતી સુરજબહેન વ્યાસ અને શ્રીમતી લલિતાબહેન વ્યાસને અનુક્રમે ૧૨ માસ સખ્ત કેદ, રૂ. ૨૦૦ દંડ તથા ૯ માસ સખ્ત કેદ રૂા ૧૦૦ દંડની સજા થઇ છે. બોરસદના શ્રીમતી દેવીબહેનને પણ ગિરફતાર કરી છોડી મૂક્યાં હતાં. અમદાવાદથી શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને બીજા કાર્યકર બહેનો અસ્પૃ-

રેંટિયા નિવારણની ચળવળને અંગે પ્રચારકાર્ય કરવા નડિયાદ ગયાં હતાં.

દાહોદ તાલુકા પરિષદને અંગે શ્રીમતી મણિબહેન શ્રીમતી રેશમબહેન અને શ્રીમતી ગોપીબહેનને ગિરફતાર કરી ૬ માસ સખ્ત કેદ રૂ. ૨૦ દંડની સજા કરી છે.

વીરમગામમાં શ્રીમતી કસ્તુરબહેન કવિ, શ્રીમતી સરલાબહેન ત્રિવેદી, શ્રીમતી શાન્તાબહેન મરચક, તથા શ્રીમતી સવિતાબહેન શાહને ત્રણ માસ કેદ, રૂ. ૨૫ દંડની સજા થઈ છે.

સુરતના ૫૭મા સરમુખત્યાર શ્રીમતી સતોકબહેન ઉત્તમચંદ શાહને દોઢ વર્ષ સખ્ત કેદની સજા થઈ છે તેમનાં સાથી શ્રીમતી જાનકીબહેનને એક વર્ષ સખ્ત કેદની સજા થઈ છે

### સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | | |
|---|---|---|---|---|
| ૨૪૪૬ | શ્રીમતી | સુંદરબાઈ | મુંબાઈ | — |
| ૨૪૪૭ | ,, | એક બહેન | ,, | — |
| ૨૪૪૮-૫૦ | ,, | ત્રણ બહેનો | અમદાવાદ | — |
| ૨૪૫૧ | ,, | ગંગાબહેન ઠક્કર | રાણપુર | ૬ માસ સખ્ત કેદ |
| ૨૪૫૨ | ,, | કુસુમબહેન દેસાઈ | બોરસદ | ચાર માસ સખ્ત રૂા ૫૦ દંડ |
| ૨૪૫૩ | ,, | સવિતાબહેન ત્રિવેદી | ,, | ,, |
| ૨૪૫૪ | ,, | લલિતાબહેન ચોકસી | ,, | ,, |
| ૨૪૫૫ | ,, | સુરજબહેન વ્યાસ | રાસ | ૧૨ માસ સખ્ત, રૂા ૨૦૦ દંડ |
| ૨૪૫૬ | ,, | લલિતાબહેન વ્યાસ | ,, | ૯ માસ સખ્ત, રૂા. ૧૦૦ દંડ |
| ૨૪૫૭ | ,, | મણિબહેન | દાહોદ | ૬ માસ, રૂા ૨૦ દંડ |
| ૨૪૫૮ | ,, | રેશમબહેન | ,, | ,, |
| ૨૪૫૯ | ,, | ગોપીબહેન | ,, | ,, |
| ૨૪૬૦ | ,, | કસ્તુરબહેન કવિ | વીરમગામ | ૩ માસ રૂા ૨૫ દંડ |
| ૨૪૬૧ | ,, | સરલાબહેન ત્રિવેદી | ,, | ,, |
| ૨૪૬૨ | ,, | શાન્તાબહેન મરચક | ,, | ,, |
| ૨૪૬૩ | ,, | સવિતાબહેન શાહ | ,, | ,, |
| ૨૪૬૪ | ,, | સતોકબહેન શાહ | સુરત | દોઢ વર્ષ |
| ૨૪૬૫ | ,, | જાનકીબહેન | ,, | એક વર્ષ |
| ૨૪૬૬ | ,, | શામરાણી સોહાણી | લખનૌ | — |
| ૨૪૬૭-૭૦ | ,, | ચાર બહેનો | દિલ્હી | ૬ માસ સખ્ત |
| ૨૪૭૧-૭૫ | ,, | પાંચ બહેનો | મુનરદીગજ | — |
| ૨૪૭૬ | ,, | અભારાણી બાલાદેવી | કુમલી | — |
| ૨૪૭૭ | ,, | ચન્દ્રિકા બીબી | કલકત્તા | — |
| ૨૪૭૮ | ,, | એક બહેન | ,, | — |
| ૨૪૭૯ | ,, | તરલતાદેવી | જેસોર | ત્રણ માસ સખ્ત |
| ૨૪૮૦ | ,, | સરોજિનીદેવી | ,, | ,, |
| ૨૪૮૧ | ,, | કાળિદાસીદેવી | ,, | ,, |
| ૨૪૮૨ | ,, | નિર્મળનલિની રાય | મેહેરપુર | ,, |
| ૨૪૮૩-૮૯ | ,, | ૭ બહેનો | નેશોર | ૬ માસ સખ્ત કેદ રૂા ૨૦૦ દંડ |

મહાત્માજીના ઉપવાસને અંગે તેમજ રેંટિયા બારસ નિમિત્તે મદુવામાં કમળાવતી ડુંગરવાળાની બહેનોએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

મુંબાઈ ઇલાકો

કરાંચીમાં આચાર્ય શ્રી ગિદવાણી અને તેમનાં પત્નીએ હરિજન વર્ગના મ્યુનિસિપલ સ્કુલની શિક્ષિકાને પોતાના મકાનમાં રહેવા નોતર્યાં છે. પૂજ્ય કસ્તુરબા સજા પૂરી થતાં જેલમાંથી છૂટયાં છે. તેમનાં માનમાં પુનાના હિન્દ સેવક સમાજ તરફથી ચા પાણીનો મેળાવડો કરવામાં આવ્યો હતો.

સંયુક્ત પ્રાંત-મધ્ય પ્રાંત:

લખનૌમાં આસિક ખજ્જવદનને અંગે શ્રીમતી શામરાણી સોહિણીને ગિરફતાર કર્યાં છે

ગાંધી સપ્તાહને અંગે દિલ્હીમાં ચાર

બહેનો પકડાયા હતાં. તેમને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે. બે બહેનોને નાના બાળકો છે.

દિલ્હીમાં પોલીસ પહેરામાં પોલીસના અસભ્ય ત્રાસને અંગે શ્રીમતી મહારાણી નામની એક બહેને આપઘાત કર્યો. એ શ્રીમતી મહારાણીની બહેન શ્રીમતી શિવદાસીએ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ માંડી પોલીસ અમલદારોએ અસભ્ય વર્તાવ ચલાવવાનો આક્ષેપ કર્યો છે. અરજમાં એ બહેને જણાવ્યું છે કે પોતાની બહેન અને ભાઇ સાથે તેને લોકઅપમાં નગ્ન કરી ફટકા મારવામાં આવ્યા હતા અને નગ્ન કરીને બરફમાં રાખ્યા હતા. પાછળથી તેમની બહેન મહારાણીને જુદા ઓરડામાં રાખી તેના પર બળાત્કાર કરવામાં આવ્યો હતો.

અસ્પૃશ્યતા નિવારણનાં કાર્યને અંગે દિલ્હીમાં સ્ત્રીઓનો અસ્પૃશ્યતા નિવારણ સંઘ સ્થાપવામાં આવ્યો છે. એનાં પ્રમુખ શ્રીમતી રક્ષાવતી વેદાલંકાર છે

અખિલ ભારતીય મહિલા પરિષદના મંત્રી રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ વડા પ્રધાન, હિન્દી વઝીર અને ના. વાઇસરોયના મંત્રીને તાર કરી કોમી ચુકાદામાં સ્ત્રીઓ માટે જુદી મતદારી રાખવામાં આવ્યા સામે વિરોધ દર્શાવી તેનો અસ્વીકાર કર્યો છે.

અમરાવતીનાં શ્રીમતી પાર્વતીબાઈ પટવર્ધન સામે ખૂન કરવાની ઉશ્કેરણી કરવાનો આરોપ હતો. તેમને એ આરોપસર નિર્દોષ ઠરાવવામાં આવ્યાં છે.

બંગાળ:

શ્રીમતી વાસંતીદેવી દાસની વિનતિને માન આપી પૂજા વગેરેના તહેવારો દરમ્યાન હરિજનોને છૂટથી આમંત્રણ કરવામાં આવ્યું હતું. કલકત્તાના આલ્બર્ટ હોલમાં મીસીસ પી. કે આચાર્યનાં પ્રમુખપદે સ્ત્રીઓની મળેલી જાહેર સભાએ પુનાના કરારને મંજુરી આપી અસ્પૃશ્યતા નિવારણની વિનંતિ કરી હતી

નવેમ્બરની આખરે મુનશીગંજમાં પાંચ કાર્યકર બહેનોને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં.

હુગલીમાં શ્રીમતી અભારણબાલા દેવીને નાકરની ચળવળને અંગે પકડયાં છે.

બંગાળી મહિલાઓની કલકત્તાના આલ્બર્ટ હોલમાં મળેલી સભાએ શ્રી. સુભાષ ચંદ્રબોઝ અને શ્રી સેનગુપ્તાને નાદુરસ્ત તબીયતને અંગે છોડી મૂકવા વિનતિ કરી હતી

કલકત્તાના સ્ટ્રાન્ડ રોડ ઉપર મળેલા બોમ્બને અંગે શ્રીમતી ચન્દ્રિકા મિસ્ત્રી અને અને એક બીજાં બહેનને પકડયા છે.

ઢાકાથી પ્રકટ થતા સ્ત્રીઓના માસિક "જયશ્રી" માટે તેના મુદ્રક પ્રકાશક શ્રીમતી વિશાવતી સેનગુપ્તાએ રૂા. ૩૦૦ની જામીનગિરિ ભરી છે.

વિદેશી કાપડની દુકાન પર ચોકી માટે જેસોરમાં શ્રીમતી તરલતા દેવી, શ્રીમતી સરોજિની દેવી અને શ્રીમતી કાલિદાસી દેવીને ત્રણ માસ સખ્ત કેદની સજા થઈ છે. મહેરપુરમાં નડિયાદ જીલ્લા મહાસભા સમિતિનાં ૧૪ માં સરમુખત્યાર શ્રીમતી નિર્મલ નલિની ઘોષને પણ ત્રણ માસની સજા થઇ છે.

મદ્રાસ.

નેલોરમાં રાજકીય પરિષદને અંગે ૭ બહેનોને ૬ માસ સખ્ત કેદ રૂા. ૨૦૦ દંડની સજા થઇ છે.

[ તા. ૧૮-૧૦-૩૨




વિક્રમ સંવત ૧૯૮૮ નું વર્ષ પૂરું થયું અને આ અંક સાથે ૧૯૮૯ નું વર્ષ નૂતન– વ્યક્તિ તેમજ સમષ્ટિની દૃષ્ટિએ વર્ષાભિનંદન લાભદાયી, આનંદદાયી તેમજ યશસ્વી નીવડે—અમારા વાચકો માટે આખા ભારતવર્ષ માટે, ભારતની મહિલાઓ માટે, એવી અમે ખરાં અંતઃકરણપૂર્વક પ્રભુને પ્રાર્થના કરીએ છીએ અને એ પ્રાર્થના સહિત અમે અમારા સર્વ વાચકોને નવા વર્ષના અભિનંદન આપીએ છીએ.

ગયા દીપોત્સવી અંકમાં અમે લખ્યું હતું: "ગોળમેજ પરિષદ થઈ પરિ- વિક્રમ સંવત પૂરું થવા આવે છે, તે હજી નહી ૧૯૮૮ નથી આપણા પ્રતિનિધિ તરીકે એ પરિષદમાં ગએલા પૂજ્ય મહાત્માજી નિરાશ થઈને પાછા ફરશે તો આપણે એ રાષ્ટ્રીય સંગ્રામ ફરીથી વધુ જોરથી લડવો પડશે." અને બન્યું છે પણ એમજ. ગોળમેજ પરિષદમાંથી પૂ. મહાત્માજી નિરાશ થઈને આવ્યા ત્યાં ભારતવર્ષની પ્રજાએ પોતાના આત્મા સમા પૂ. ગાંધીજીને ખરાં હૃદયથી આવકાર આપ્યો; અને થોડાજ દિવસોમાં તો ફરી પાછો રાષ્ટ્રીય સંગ્રામ શરૂ થયો. અમારે કહેવું જોઈએ કે, ૧૯૮૭ના વર્ષમાં ભારતની સ્ત્રીશક્તિએ રાષ્ટ્રીય સંગ્રામમાં જે અપૂર્વ રીતે ભાગ લઈ કીર્તિ મેળવી હતી, તે કીર્તિ વિશેષ રીતે ઉજ્જ્વળ થાય, એવો ભાગ ૧૯૮૮ ના સંગ્રામમાં પણ ભારતવર્ષની મહિલાઓએ લીધો છે. ૧૯૮૭ના વર્ષ કરતાં ૧૯૮૮ના વર્ષમાં બહેનોએ વધુ મોટી સંખ્યામાં રાષ્ટ્રીય સંગ્રામમાં ઝુકાવ્યું છે, એવો અમારો અનુભવ છે અને દિવસે દિવસે એમ સિપાઈની બહેનોનો આંકડો તો વધ્યે જ જાય છે. મૂંગી રીતે કામ કરનારી બહેનોની સંખ્યા પણ વિશેષ છે. દમન નીતિની સખ્તાઈ છતાં, એમ તે લોકો દેશ માટે જંગ ખેલતી એ મહિલાઓને અમારાં અભિનંદન છે. અભણ અને અશિક્ષિત, અસંસ્કારી ગણાતી ભારતીય મહિલાઓ ખરી રીતે ભાર નથી. તેનામાં પ્રચંડ શક્તિ છે. અને એ શક્તિનો પરચો સમય આવ્યે તેઓ બતાવી શકે છે, તે આપણે રાષ્ટ્રીય મુક્તિસંગ્રામને અંગે જોયું છે. એ માટેની સામગ્રી આ માસિકે જ અમે અમારા વાચકો સમક્ષ આપ્યા કરી છે અને ભારતીય મહિલાઓની રાષ્ટ્રસેવાની એ દ્વારા ઝીણી નોંધ લીધી છે હજી અમે એ રીતે અમારી બહેનોની સેવા વધુ ને વધુ પ્રમાણમાં કરીએ જ જઈશું.

નવું વર્ષ શરૂ થાય છે, પણ તે સાથે જૂનું વીતી ગયું છે એમ એ પણ વીતી જશે, એ આપણે ખ્યાલમાં રાખવાનું છે. એટલે નવું વર્ષ એની પાછળ કઈ ભાવનાઓને લાવી રહ્યું છે તે આપણે વિચારવું ઘટે છે. ભારત હજી ગુલામ દેશ છે; એટલે એ ગુલામીને અંગે આપણા ઉત્સવો કે તહેવારોમાં પણ કેટલેક અંશે કૃત્રિમતા વ્યાપી રહે છે. આપણા દેશમાં ખરેખરો ઉલ્લાસ હોતો નથી; રિવાજ પૂરતા જ આપણે તહેવારો ઉજવીએ છીએ. આપણે ઉત્સવો ઉજવીએ, તે વખતે આપણે આપણાં ભૂખે મરતાં હજારો ભાઈ બહેનોને યાદ કરવાં જોઈએ. તેમને ખાવાને સૂકો રોટલો કે પહેરવાને ફાટેલો પૂરતું વસ્ત્ર પણ મળતું નથી, એ આપણે સ્મરણમાં રાખવું જોઈએ. એ આટલું આપણને યાદ હોય, તો આપણે નકામા મોજશોખમાં એક પૈસાનો પણ વ્યય નહિ કરીએ. ભારતવર્ષ જ્યાં સુધી સ્વતંત્ર ન

થાય ત્યાં સુધી આપણા ઉત્સવો પણ રાષ્ટ્રીય રીતે ઉજવાવા જોઇએ. દેશ આપણા ઉત્સવોમાં પ્રાધાન્યે રહેવો જોઇએ આ કારણે નવાં વર્ષના અભિનંદનો આપવામાં ટપાલ ખર્ચ કે કાર્ડો ખરીદવા પાછળ પૈસાનો દુર્વ્યય કરવો ઉચિત નથી તેમજ આપણાં બાળકોને ઉત્સવોમાં રમવા કૂદવા માટે અનેક પ્રકારના દેશી સાધનો મેળવી આપી શકાય તેમને ફટાકડા કે વિદેશી દારૂખાના પાછળ પૈસાને ધુમાડો કરવા ન દઇએ. અનેક પ્રકારની દેશી રમત ગમતો દ્વારા આપણાં બાળકો દીવાળીના તહેવારો ઉજવે એવી રીતનું ઉત્તેજન માબાપોએ આપવુ જોઇએ. દીવાળીને અંગેની કપડા આદિની ખરીદીમા પણ આપણે ભૂખ્યાંને રોટલો આપતી શુદ્ધ હાથે કાંતેલ-વણેલ ખાદીને જ પ્રથમ સ્થાન આપીએ. અને હરકોઈ ભોગે વિદેશીને તો સ્પર્શ પણ થવો ન ઘટે કાંઇ નહિ તો દીવાળીના ઉત્સવ દરમ્યાન સ્વદેશી વ્રત દરેક ભાઇ બહેન લે, તો પણ આપણે સ્વતંત્રતાની ઘણી નજીક આવી શકીએ, એ નિર્વિવાદ છે. આર્થિક સ્વતંત્રતાની પાછળ રાજકીય સ્વતંત્રતા દોડતી આવશે. એટલે આપણા હાથની જે વાત છે, તે આર્થિક સ્વતંત્રતા મેળવવા આપણે સૌએ પ્રથમ વ્રતધારી થવુ જોઇએ

બીજુ, પૂ. બાપુજીના અનશન વ્રતને અંગે અસ્પૃશ્યતાનું કલંક હિન્દુ સમાજને માથેથી મિટાવવાની પણ આપણી ફરજ આવી રહેલી છે. આપણાં ચક્ષુઓ પર છવાયલી ઝરી પૂ બાપુજીએ પોતાના અનશન વ્રતથી દૂર કરી છે એટલે આપણા જ ધર્મના, આપણાજ સમાજનાં હરિજન ભાઇબહેનોને અપનાવી લેવાની આપણી ફરજ છે તેમને સમાન્ય મનુષ્ય તરીકેના બધા હકકો આપણે મેળવી આપવા છે. પશુના જેમ તેમનો તિરસ્કાર ન કરતાં, તેઓ આપણાજ ભાઇબહેનો છે એ રીતે તેમના તરફ આપણો વર્તાવ થવો જોઇએ અસ્પૃશ્યતા નિવારણ માટે બહેનો પણ કરી શકે છે. અને મ. ગાંધીજીના અનશન વ્રત બાદ બહેનોએ એ સંબંધમાં જે ચળવળ ઉપાડી છે તે જોતાં તો બહેનો એ વિશે પ્રશસ્ય પ્રવૃત્તિ કરી રહી છે, એમ સ્પષ્ટ માલુમ પડે છે બહેનો પોતાની એ પ્રવૃત્તિને વિશેષ જોશથી ચાલુ રાખી, હિન્દુસમાજને માથેથી એ કલંક નાબુદ કરવામાં પોતાનો હિસ્સો અગ્ર ભાગે આપે એવી આશા રાખવી અસ્થાને નથી, તેમ વધારા પડતી પણ નથી.

---

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ સ્ત્રી-વિદ્યાલય

આ વિદ્યાલયની ત્રણે વર્ષની પરીક્ષા પૂરી થઇ છે નવા વર્ગો નવેમ્બરથી શરૂ થશે. પહેલા સત્રનો આરંભ નવેમ્બરની ૫મી તારીખથી થશે. દાખલ થવા ઇચ્છનાર બ્હેનોએ તા. ૧લી થી ૫મી નવેમ્બર સુધીમા પ્રવેશપત્રો ભરી મોકલવા. પ્રવેશપત્રો મંડળની ઓફીસમાથી મળશે

---




પુસ્તક ૧૯ મું ] ડીસેમ્બર ૧૯૩૨ [ અંક ૪ થો

## ચિંતનત્રયી

શ્રી ઇન્દુલાલ ગાંધી

### ૧ ભસ્મ

હેતભસીના મધુ મરીઢ સ્વપ્નને ભરે
ચક્ષુઓ ઊઘાડું ત્યાં મળે ન કોઇ આકૃતિ·
શૂન્ય થાઉં ત્યાં ફરી ઠરેલ જ્યોત ઊભરે
કોણ સુજ્ઞ મૂક ચિંતનો મહીં કરે ક્ષતિ ?

સ્તબ્ધતા વહે છ કંપતી અખંડ મૌનમાં
મૌન પ્રાણની પવિત્રતા મહીં ભરેલ પૂર
ચિત્તની પ્રસન્નતા સરેલ સ્વપ્નસોમમાં
સ્વપ્નસૃષ્ટિ જ્હેનની મધુરતાથકી પ્રચુર.

પદ્મપાંખડીએ દિગન્ત ચીતરેલ ચંદ્રને
હું ય ચીતરું છ નિજ મૂર્તિને સુશોધ્યને
સ્મૃતિવિશેષ જોઇ જોઇ અશ્રુની ભરુચ ધોઇ
ભસ્મ ભૂતકાળની ઊંડાણથી કરાથી મોહી !

વેદના ભરેલ પ્રાણતત્વની પ્રસન્નતા,
અશ્રુઓ થકી નહિ પૂરી શકાય એ કથા.

હવેલીઓ બંધાવો છો તે. અમારા અંતર ઊંડાણે અમે તેની પ્રતિમા પધરાવી છે. કમભાગ્ય અમારી કે અમારો પંચમ ગોત્રમાં જન્મ થયો. પૂર્વે કોઈ મહા પાપના શ્રાપ રૂપે તમે અમને મંદિરના પગથીએ પણ નથી ચડવા દેતા. નહિતર, જે પ્રભુ વિઠોબાની સિંહાસનારૂઢ મૂર્તિના દર્શન તમે કરો છો, એ દર્શન કરી અમે પણ પાવન થાત.

૨ જો બ્રા૦ ( સહાસ્ય ) હા હા, ચક્રપતિના બારણે ભૂખથી બરાડા નાખતા ભીખારી ! એ રાજાધિરાજને પીરસાયેલી સ્વાદિષ્ટ વાનગીઓનો એક ટુકડો પણ ચાખવાની આશા કેમ રાખી શકે ?

પંચમ. ભગવન્ ભાસ્કર પણ કમળદલના વિકાસ અર્થે કિરણધારા રેડે છે. રાત્રે ચંદ્રદેવ ચકોરીને સંતોષવા શુચીભર્યું ચન્દ્રની પાત્ર રેડે છે તેમ તમારા મંદિરમાં વિરાજીત પ્રભુને જો કે, હું સ્પર્શી શકતો નથી છતાં એ મારા અંતરનો અવાજ સાંભળે છે. મને અંતર ઊંડાણે એ હરહંમેશ મળે છે

૧ લો બ્રા૦ ઘેલો કહીંનો ! ચાલો ભાઇઓ, મૂકો એ મૂર્ખાને. મંદિરમાં ઘૃત દીપિકાઓ પેટાવામાં આવી છે

૨ જો બ્રા૦ અને ખાલી કુંભપાત્રની જેમ ભલે એ બડબડતો

૩ જો બ્રા૦ પણ પૂછવા તો દ્યો, આનો દેવ કોણ હશે ?

૧ લો બ્રા૦ હશે કોઈ શેતાન, મહા રાક્ષસ એવાને જોઈએ પણ શું ? કોઇ ગલીચ ઉકરડો કે એકાંત સ્મશાન. જ્યાં પ્રેતોને સુથી એ મોજ માણતો હશે.

૨ જો બ્રા૦ મુડદાઓને ચુંથતો અને માંસ ભક્ષણ કરતો એ દેવ જેણે જોયો હશે એ પણ ધન્ય થયો હશે

ચોખામેળા: ના બોલો એવું અરે ! પ્રભુ વિઠોબા એ સાંભળશે તો કોપી ઉઠશે મારા હૃદયકમલના સહસ્રદલ ઉપર વિરાજીત છે એ શાંતપ્રતિમા !

૧ લો બ્રા૦ (સહાસ્ય) હાહાહા, પણ કહે તો ખરો અલ્યા, તું શું એકલો બબડે છે ?

૨ જો બ્રા૦ અને આ મંદિરના રસ્તામાં બેસીને તારો અસ્પૃશ્ય પડછાયો નાખવાનો તને કોણે હક્ક આપ્યો છે ?

૩ જો બ્રા૦ (સક્રોધ) દૂરથા, કમજાત... તારા જન્મ અને અમારા જન્મ વચ્ચે સાગર જેટલું અંતર છે, એ ન ભૂલતો. પ્રભુની પવિત્ર મૂર્તિને માત્ર અમેજ અડી શકીએ. અમેજ તેનું ચરણોદક લઇ શકીએ સમજ્યો ! કારણ અમારા દેહ પવિત્ર છે. અમારો સ્તોત્રોચ્ચાર પવિત્ર છે !

ચોખામેળા: ક્ષમા યાચું છું, પરમ જ્ઞાનીઓ ! પ્રભુની કીર્તિને મે ઝાંખપ લગાડી હોય એવું તમે કહો છો, પણ એવું કશુંય મેં કર્યું નથી. અને મારો અસ્પૃશ્ય પડછાયો મંદિરની પગદંડીમાં નાખીને આ પવિત્ર ધામને ભ્રષ્ટ કર્યું હોય તો માફ કરજો. ખબર ન હતી કે મંદિરના ચોગાનની બહાર બેસીને એક ગરીબ પંચમ પ્રભુની ભક્તિ કરે એ ગુન્હો લેખાતો હશે, એ પરમપાવનતાનું અંતરઊંડાણે સ્તવન કરે એ પાપ ગણાતું હશે.

[ બ્રાહ્મણો મંદિરમાં પ્રવેશ કરે છે. થોડીવાર પછી યાત્રીઓનું એક ટોળુ પૂજા કરી બહાર નીકળે છે ચોખામેળા જેના ચોકનું ચરણ ધુંટતો હોય છે ત્યાં પ્રભુમોકલ્યો એક દેવદૂત તેના પાસે આવે છે ]

દેવદૂત૦ જાગ, હે ! મહાભાગ ! પ્રભુ વિઠોબાએ તારા માટે એક સંદેશો મોકલ્યો છે

ચોખા૦ હે ! દેવદૂત ! વર્ષોની તપશ્ચર્યા જાણે ફળતી હોય એવું તારૂં આગમન સૂચવે છે.

દેવદૂત: સાંભળ. તારી ભક્તિથી પ્રભુ પ્રસન્ન થયા છે મહાનલ લાગ્યા પછી માનવ

જેમ-અસ્વસ્થ થાય એવી અસ્વસ્થતા તારી ભક્તિરસનાથી તેના હૃદયમાં થઇ છે. અને સાગરની ઊર્મિમાલા જેમ આનંદક્ષીતિજને પહોંચી વળે તેમ તેની હૃદયોર્મિઓ આનંદના અતિરેકથી નાચી ઉઠી છે તેના હૃદયસિંહાસને તને સ્થાપવા ઉતાવળા થયા છે. તુ એનો પરમભક્ત છો એવું એ કહે છે ' કહે ! હવે તું એને ભૂલી જશે ! તો વર્ષામાં વરસાદના ઝાપટાથી જે સ્થિતિ કોઇ નિરાધાર એકલી ઝુંપડીની થાય એવી સ્થિતિ તેના હૃદયની થશે

ચોખાઃ ખરું કહો છો ! મારા જેવા ધિક્કારપાત્ર માનવ માટે આટલી અનુકંપા હોય ખરી ? અરે ! મંદિરમાં જેના દર્શન કરી સંતોષ પામવાની પણ આશા નથી એ પ્રભુ, મને તેના હૃદયસિંહાસને બેસાડે ખરા ! આ શું સ્વપ્ન ?

દેવદૂત હે ! મહાભાગ ! યાત્રિઓનાં ટોળે ટોળાં જે મૂર્તિના પૂજનાર્થે મંદિરમાં જાય છે, એ પ્રભુની સાચી મૂર્તિ નથી સુવર્ણાલંકારો અને રત્નમિશ્રીત વસ્ત્રોએ સુશોભિત કરી એ પાખંડીઓએ એ મૂર્તિને ભ્રષ્ટ કરી નાખી છે સાચી મૂર્તિના ત્યાં દર્શન નથી. સાચી પૂજાભાવના ત્યાં નથી. સુંદર વસ્ત્રાલંકારો સજી એ પાખંડીઓ ત્યાં ધૃતદીપિકાઓ પેટાવે છે, પ્રસાદ ધરે છે, એ માત્ર પોકળ દંભ છે બહારથી પવિત્ર રહેનાર એ બ્રાહ્મણો અંતરઉંડાણે, કેટલા પાપી છે એ બધુયે પ્રભુ જાણે છે સ્વાર્થ અને દંભની અર્ચના કરતા એ કીડાઓમાં રહેવુ પ્રભુને જરાયે ગોઠતુ નથી. અને એથી એ વિલાપ કરે છે.

ચોખા હે દેવદૂત ! કહે, ત્યારે પ્રભુ મને ક્યારે મળશે ?

દેવદૂત આજ રાત્રે. જ્યારે મંદિર ઉપર સર્વત્ર અંજનઅંધારા પાથરશે, અને જ્યારે સ્વાર્થના કીડા સમા પેલા પૂજારીઓ ઘોરવા લાગશે ત્યારે ખુદ પ્રભુ વિઠોબા તને આંગળીએ વળગાડી મંદિરમાં લઇ જશે એ મંદિરમાં પછી રાત્રી નહિ હોય. ઉષાની મખમલ પીંછી ત્યાં કલા ભરશે, અને ગુલાબી કિરણધારાથી મંદિર દીપી ઉઠશે.

ચોખા અને મારા અસ્પૃસ્ય દેહને પ્રભુ અડકશે ?

દેવદૂતઃ હા. કારણ એ દેહમા તેની ભક્તિની પવિત્ર ધૂન જામી છે

ચોખાઃ અને મારા જેવા ગરીબ ભિક્ષુકને એક ચક્રવર્તિ મળવા આવશે ?

દેવદૂત હા. કારણ તારા ચીંથરામાં એના ગૌરવની ઝાંખી થાય છે

ચોખાઃ અને મને એ અંતઃકરણથી ચહાશે ?

દેવદૂત હા. ભક્તોની ભક્તિથી પ્રભુ હંમેશા પ્રસન્ન રહે છે તેની ચાહના તેઓ મેળવે છે.

ચોખા. કહે, એ મારા આંસુડાં લૂછશે ?

દેવદૂત પ્રભુદર્શનની દિવ્યપળ માટે ઝંખી ઝંખી તે જે આંસુડા સાર્યા છે, એ આંસુ તેની આંખોમાંયીજ ટપક્યા છે એ જરૂર માનજે.

[ દેવદૂત અદૃશ્ય થાય છે. મંદિરમાંથી પૂજા કરીને યાત્રીઓનુ એક બીજુ ટોળું બહાર નીકળે છે રાત્રીના અંધારા હઠવાને હવે થોડીજ વાર છે ]

એકપુરૂષ જુઓ તો બિચારો પેલો પંચમ, હજુ એજ સ્થિતિમાં પડયો છે.

એક સ્ત્રી ભલા ભગવાન ! એણે પૂર્વે કોઇ મહાપાપ કર્યો હશે, તેના પાપરૂપે અત્યારે તે દુઃખી થાય છે

૧ લો આ હજુ પેલો ગયો નથી ?

૨ જો આ બિચારો હસે છે જુઓને !

૩ જો આ તેના દારિદ્રયને છુપાવવા મરૂ !

[ ચોખામેળા ભક્તિની કોઇ અખંડધૂનમા લીન થઇ જાય છે, કેટલાક યાત્રિઓ અને પેલા

ત્રણ બ્રાહ્મણો વારંવાર ઘૃણાદર્શક દૃષ્ટિપાત કરી ત્યાંથી વિદાય થાય છે. ]

દૃશ્ય ૨

[ મંદિરનું ગર્ભદ્વાર મધરાતનો શાંતીમા બધા આત્મા નિર્શાંત થયા છે પણ પેલા ત્રણ બ્રાહ્મણોના આનને નિદ્રાની અંગુલી અડી નથી બીલાડી જેવી ચપળતાએ હળવે હળવે પગલા દાબતાં મંદિરના બંધ દ્વાર પાસે એક પછી એક આવી તેઓ ઉભા રહે છે. અંદર પ્રતિમા સાથે કોઇ માનવી વાર્તાલાપ કરી રહ્યો હોય એવો શબ્દ ધ્વનિ સંભળાય છે ]

૧ લો બ્રા: જોયું ને ! પહેલાં તો મે એવું ધાર્યું કે આ અવાજ મારા અંતર ઊંડાણેથી આવતો હશે. અથવા તો હુ કોઇ સ્વપ્નમાં વિહાર કરતો હોઇશ પછી જ્યારે જાગ્યો અને અહીં આવ્યો ત્યારે મંદિરમાં પ્રતિમા પાસે બેસી કોઇ ગોષ્ઠી કરી રહ્યું છે ખરેખર નવાઇ !

૨ જો બ્રા· એ ચોખામેળા છે. એ મહારોગને અંદર કોણ ખેંચી ગયુ હશે ? બારણે તો તાળા છે.

૩ જો બ્રા: પાખંડી કહીંનો ! આખો દહાડો કેવો બહાર ધૂળમાં પડયો પડયો પોપટ જેવું ગણગણે છે ! અને જેવા નિશાના અંચળા ઢળે છે કે તરતજ ચોરીથી એ મંદિરમાં ભરાઇ જાય છે.

૧ લો બ્રા· ચયુ- આણે તો મંદિર ભ્રષ્ટ કરી નાખ્યુ- પ્રભુની મૂર્તિના પવિત્ર પ્રકાશને તેના અસ્પૃશ્ય સ્પર્શથી એણે ઝાંખપ લગાડી દીધી.

૨ જો બ્રા· કેવું નવાઇ જેવુ ? બહાર સખત ચોકી પહેરો રહે છે, અને છતાં તેમાંથી છટકીને એ અંદર આવવા ક્યાંથી પામ્યો ? દ્વાર ઉપર તો તોમ તાળાં પણ સાબ્બા છે. અને તેની ચાવીઓ પણ આપણા પાસેજ છે. એણે ઉઘાડયા શી રીતે ?

૩ જો બ્રા, શીવ, શીવ, એ પાખંડીના સ્પર્શથી પ્રભુ ઉપર ઓઢાડેલું અનેકરંગી વસ્ત્ર, અને મણિમૌક્તિકની માળાઓ બધુ યે ઝાંખુ પડી જશે. રાહુના પડછાયાથી ચંદ્રની જે સ્થિતિ થાય છે, એવી સ્થિતિ પ્રભુની થઇ જવાની. કંકુરંગી કિરણમાલાએ શોભતો રવિરાજ જેમ કેતુના પીચ્છકલાપથી ઢંકાઇ જાય છે, તેવીજ સ્થિતિ મહાપ્રભુની થવાની.

૧ લો બ્રા· બારણા ઉઘાડો, અને એ બદમાશને ઘસડીને બહાર ફેંકી દો.

૨ જો બ્રા હા, હા, અને એ અંદર કેવી રીતે આવવા પામ્યો એ પણ જાણી લ્યો.

( ચાવીથી બારણા ઉઘાડે છે: )

૩ જો બ્રા: ( સક્રોધ ) બહાર નીકળ કમજાત ! અસ્પૃશ્ય ગોત્રમાં જન્મેલ કૂતરા !

ચોખામેળા· અરે ! તમારા ચક્ષુમાં જે જ્વાલામુખી ઉડે છે, એ મારા દેહને અહીંજ ભસ્મ કરી નાખવાનો. શાંત થાવ મહાજ્ઞાનીઓ !

૧ લો બ્રા· તુ છો એથી વધુ અસભ્ય હોત તો તને અમે અહીંજ ખાખ કરી નાખ્યો હોત. અથવા કોઇ પૂજા પ્રસંગે ચંડિકાને પ્રસાદ તરીકે વધેરી નાખ્યો હોત.

૨ જો બ્રા કહે, અસ્પા તું મંદિરમાં શી રીતે પ્રવેશ્યો ?

૩ જો બ્રા: સાચું કહી નાખ અસ્પા પ્રતિમા પાસે તને કોણ ખેંચી ગયુ ?

ચોખામેળા: મહાપ્રભુ સિવાય એ કોની તાકાત છે ?

બધા બ્રા· ( એકી સાથે ) ચસકી ગયું લાગે છે

૧ લો બ્રા: હવે સાંભળ, જો કાલ દિવસ ઉગે એ પહેલાં આ મંદિરની હદમાંથી તારું મોઢું કાળુ કરજે, સમજ્યો !

૨ જો બ્રા· અને જાન્હવી ચંદ્રભાગાના

સામા કિનારે જઈને પડ્યો રહેજે. ખબરદાર ! ફરી અહીં આવ્યો છે તો.

૩ જો બ્રા ચાલ, જલ્દી રસ્તો પકડ. તારું મોઢું કાળું કર, કાજળરાત્રીના અંધકારમાં ગૂમ થઈ જા તને અમે ફરીવાર જોવા નથી ઇચ્છતા

ચોખામેળા ક્ષમા માગું છું. હે ! પંડિતો ! સૂર્યપ્રકાશ જેવા ઉજ્જવલ તમારા પાવિત્ર્ય આડે હું આવ્યો એથી મારો ગુન્હો માફ કરો. ઉષાની પહેલી ટશર ફૂટે એ પહેલાં આ નિભાગી અંધકારના અંચળામાં વીંટાઈ તમારાથી દૂર થઈ, ચંદ્રભાગાની નિર્મળ જળ છાલકો ઝીલી ઝીલી કૃતાર્થ થજો હે ' મહાભાગીઓ ! અને તમારી સુંદર પૂજા ભાવનાથી સોહવજો તમારા મંદિરના પથ્થરિટને અને મારે ? તો કશાનીયે પરવાહ નથી. કારણ મારા અંતરનો પથ્થરિટ મેં સોહવ્યો છે. પ્રભુની પૂજ્ય પ્રતિમા ઉપર મારા હૃદયસિંહાસને વિરાજે છે એ શાંતમૂર્તિ.

૧ લો બ્રા સાંભળ, તારા અપવિત્ર સ્પર્શથી તે પ્રભુમૂર્તિને ભ્રષ્ટ કરી છે

૨ જો બ્રા' અને આ મંદિર ઉપર કાળું કલંક લગાડ્યું છે.

૩ જો બ્રા અરે ' એ દિનદયાળનું હૃદય તેં દુભવ્યું છે !

ચોખામેળા . ( તેમની બુદ્ધિ પ્રતિમાને માપતી હોય એવી ગંભીર શાંતીથી ) હે ! મહાનુભાવો ! જે પવિત્ર જ્ઞાનના ઝરા પાસે બેસીને તમે તમારા અંતરની જાગૃતિ માગી છે, એ આટલી સ્વાર્થબુદ્ધિથી ? તમને શું ખબર નથી કે તમારાથી ઘણુ ગણી પવિત્ર, પતિતપાવન માતા ક્ષમા આજ હજારો ઉપરાંત વર્ષોથી આભલો અને શૂદ્રોના મેલ ધુએ છે અને જ્યાં હજુ એજ અખંડ પુણ્યપ્રવાહથી નિયમિત વહે જાય છે. ત્યારે કહોને, ગંગાના જે પવિત્ર કિનારા ઉપર હજારો ધર્મી અને પાપીના પગલાં પડ્યા છે એ કિનારો અપવિત્ર બની ગયો, જે પરનારી અનેક સાધુ અને પાખંડીને શીતલ અંગુલી સ્પર્શ કરે છે એ કલંકીત બની ગઈ ? ઓ ! ધર્માત્માઓ ! જે પ્રભુ પૃથ્વીના દરેક રજકણમાં, જડ અને ચેતનમાં, આકાશમાં ચમકતા દરેક તારલીયામાં વસે છે એ કદી એક શૂદ્રના સ્પર્શથી કલંકીત બની શકે ખરો ? સમાજ અને ગોત્રને ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવાની એને તમા નથી. એ કામ તમારા જેવા ભેભાગીઓને જ સોંપવામાં આવ્યું લાગે છે

૧ લો બ્રા ચાલ્યો જા અહીંથી શઠ ', અમારા સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો છે !

૨ જો બ્રા. ( સહાસ્ય ) હાહાહા, સાંભળ્યું ને ' આપણે બચપણમાં એક વાત સાંભળેલી કે ભિખારી એક ચકલી પક્ષિઓના રાજા ગરૂડને કેમ ઉડવું એ શિખવવા ગઈ.

૩ જો બ્રા: હા રે, મેં પણ એક ઠેકાણે સાંભળેલ કે એક સોનેરી રસુંદડી વાળી નાગાધીરાજ મેરૂ પાસે જઈ કહેવા લાગી કે હું તારા કરતાં મહાન છુ

૧ લો બ્રા' અને એક વાતોમાં લખ્યું છે કે એક આગીઓ પોતાના તેજથી અંજાઈ પારસમણીને તુચ્છ ગણવા લાગ્યો

૨ જો બ્રા ખરું છે. મે પણ એક માણસ પાસેથી સાંભળેલું કે જંગલના ખાબોચીયામાં ચરી ચરીને મસ્ત બનેલા એક માતંગે હસ્તિઓના રાજા ઐરાવતને યુદ્ધનું આમંત્રણ પાઠવ્યું

૩ જો બ્રા: અને એક વેરાન ખેતરમાં ઉછરીને મોટા થયેલા સાપને ધરાધારી શેષનાગને પોતાનાથી હલકો ગણ્યો.

૧ લો બ્રા: અસ્પૃશ્ય જાતિના ઓ કલંક ! એવોજ તું અમારી આગળ છે એ ન ભૂલતો.

૧ લો બ્રા એ સ્વાભાવિક રીતે જ એવુ બોલતો હતો તમે એનુ રહસ્ય ન સમજ્યા ? બ્રાહ્મણોને કાગ પક્ષીની હરોળમાં મૂકવાનું આથી સરસ બીજુ ઉદાહરણ એકેય નથી પછી શું બન્યુ, કે, ચોખાની પેલી રૂપકડી જેવી સ્ત્રીએ અજાણતાં થોડુ દહીં પેલા પરોણાની પછેડી ઉપર ઢોળ્યું. અને તેની ધોતલી ઉપર હાથ પડ્યો ત્યારે પેલો પંચમ કકળી ઉઠ્યો ' અરે ! અરે ! શુ કર્યું ? જો. જો, તારા દહીંથી મારા પ્રભુનું પવિત્ર પિતાંબર ભ્રષ્ટ થયુ. " એમ કહ્યુ.

૨ જો બ્રા સમજ્યા ને ! બ્રાહ્મણોનુ ભયંકર અપમાન ! તેનો ઉદ્દેશ જ તેમાં સમાયેલો છે. આપણે તેને અસ્પૃશ્ય ગણનો કહ્યો હતો એથી જ એ મશ્કરી તેણે પેલા પરોણાની સમિપે કરી.

૩ જો બ્રા પછી તે પેલા ચોખામેળાને મેથીપાક જમાડ્યો કે નહિ ?

૧ લો બ્રાઃ અરે ! હરિ એ કેમ બૂનુ ? મશ્કરીના સ્વરૂપમાં પેલા શબ્દો તેના મુખમાંથી સર્યાં કે તરતજ ધર્મઝનુનથી ગેરાઇ હું તેના ઉપર કૂદ્યો. અને તેને એવો તમાચો ખેંચી કાઢ્યો કે ત્યાં ગુલાબી આગ સળગી ઉઠી.

બીજો અને ત્રીજો સાથેઃ (તેના ખભા ઉપર ધબ્બો લગાવતા ) શાબાશ ! !

[ બાજીએક એક રાણી એવામાં પ્રભુપૂજનાર્થે મંદિરમાં પ્રવેશે છે ]

૨ જો બ્રાઃ આપણું સ્વમાન આપણે જાળવવું જ જોઇએ. અને પ્રભુની મશ્કરીનું વેર પણ લેવુ જોઇએ આપણે તેને એક શિક્ષા કરીએ અને એવી શિક્ષા કરીએ કે ફરીથી તેનુ મોઢું સદાને માટે બંધ થઇ જાય.

૩ જો બ્રા હા, હા. રૂપરાણી જેવી તેની સ્ત્રીનું આજ રાત્રે હરણ કરી લાવીએ અને પ્રભુને તેનું બલિદાન ચડાવી દઇએ. એથી પેલા પંચમનો ઉદ્ધાર થઇ જવાનો. અને પ્રભુની પછેડીને અડકવા એ ભાગ્યશાળી થવાનો.

[ એ રાણી પ્રભુપૂજનાર્થે મંદિરમાં ગયું હતું એ પોકાર કરતુ બહાર નાસે છે. ]

પુરૂષો. અરેરે ! પ્રભુના ગાલમાંથી રૂધીરની ધાર થાય છે.

સ્ત્રીઓ હાય ! હાય ! તેની આંખોમાંથી શતધાર આંસુડા ચાલ્યા જાય છે

પુરૂષો' નાસો, નાસો, પ્રભુનું સુવર્ણ સિંહાસન રૂધીરથી ખરડાઇ ગયુ છે.

સ્ત્રીઓ અરેરે ! તેના પીતાંબર ઉપર કાળા ધાબા પડી ગયા છે.

પુરૂષોઃ શોધી નાખો જલ્દી ! પ્રભુની આંખોમાં આંસુ લાવનાર એ પાપાત્માઓ કોણ છે ?

સ્ત્રીઓ' ( પેલા ત્રણ બ્રાહ્મણ પંડિતો તરફ જોઇને ) મંદિરના ઓ ! પ્રતિષ્ઠિત પૂજારીઓ તમે મેંઢાની જેમ મુગા કેમ મરી રહ્યા છો ?

[ ત્રણે બ્રાહ્મણો ઉપર જાણે વિદ્યુતરેખા ત્રાટકી ન હોય એવા લાગથી તેઓ ગભરાયા અને અવાક બની જાય છે. ]

પુરૂષો ( ત્રણેને સંબોધીને ) તમારી નેત્રપલ્લવીઓ નમેલી છે. તમારા મુખમંડળ શ્યામ બની ગયા છે, એજ બતાવી આપે છે કે તમેજ ગુન્હેગાર છો. જુઓ ! જુઓ ! ઓ શયતાનો ! તમારી કમહીત ધર્મભાવના ઉપર પ્રભુ વિઠોબાનો શ્રાપ ઉતરે છે.

( પડદો પડે છે )

# કેનવાસના ગાલીચા — એક નવો ઘરઉદ્યોગ

લેખિકા

સૌ. મણીબહેન કાંટાવાળા

સેંકડો વર્ષથી હિંદુસ્તાન અને આજુબાજુના દેશોમાં ગાલીચા બનાવવાનો ઉદ્યોગ ચાલુ છે અને હજુ પણ ઇરાન, તુર્કસ્તાન, ઉત્તર હિંદુસ્તાન અને ચીનના ગાલીચા આખી દુનિયામાં વખણાય છે. હજુ પણ આ દેશોમા ગાલીચા હાથેજ બનાવાય છે. વિલાયત અને તે બાજુના દેશોમાં સંચાથી ગાલીચા બને છે છતાં પણ હાથના બનાવેલા ગાલીચાને બીજા કાપડની માફક દાબી દેતા નથી. જૂના પુરાણા ગાલીચાઓની કિંમત હદથી જાદે વધારે હોય છે. આવા પુરાણા ગાલીચાઓમાં દેશી રંગો વાપરેલા હોવા છતાં હાલના રંગોની પેઠે ઉડી ન જતા તેવાજ રહે છે અને તેથીજ તેમની કીંમત વધારે ઉપજે છે.

કેનવાસના ગાલીચા વિલાયતમાં મડમો ભરે છે તેમાં ઘણા વનસ્પતી રંગોથી જોઇતુ ઉન પોતે રંગી લે છે.

કાઠીયાવાડ અને બીજા જીલ્લાઓમાં ભેરાં બેસવાને માટે ચાકળા અને ચદરવા જાત જાત અને ભાતભાતના રંગીન કાપડના કકડા શીવીને બનાવે છે અને સાધારણ રીતે દરેક કુટુંબ પોતાના ઘરમાં સારી શેતરંજી, ચટાઇ કે એકાદ ગાલીચો વસાવવાની, હોંશ રાખે છે. વેચાતે ગાલીચા મોંઘા પડે છે એટલે ઘરમાં રાચ અથવા વાપરવા માટે કેનવાસનો એકાદ ગાલીચો ભર્યો હોય તો પૈસાનો બચાવ થઇ પોતાને મનપસંદ તરેહ રંગ ભરી ગાલીચો બનાવી શકાય માટે અવસરે કોઇને ભેટ આપવાને પણ ઠીક પડે અને વધારે નવરાશ હોય તો વધારે પ્રમાણમાં ભરી બજારમાં પણ ખપાવી શકાય.

ઘરમાં ગાલીચા નાના કદના બનાવવા માટે બે રીતો છે. (૧) શાલ ઉપર (૨) કેનવાસ ઉપર. શાળ ઉપર ગાલીચો બનાવવાની રીત જરા અઘરી છે અને મહેનતનું કામ છે તે રીત હવે પછીના કોઇ અંકમાં આપીશુ. હાલ તુરત કેનવાસના ગાલીચા કેમ બનાવી શકાય તે બતાવીશુ.

શાળ ઉપર ગાલીચા બનાવવા માટે વાણા તાણા સુતર કે ઉનના વપરાય છે. અને જે તરાહ પાડવાની હોય તે રંગીન ઉનના તાણાના બે તાર ઉપર ગાંઠ વાળી પડાય છે. એટલે કે સુતર કે ઉનનું એક જાતનું કાપડ વણાતું જાય અને તેના પર રંગીન ઉનની તરાહ પડતી જાય કેનવાસમા આવું કાપડ તૈયાર હોય છે અને દેખાવમાં તારની જાળી જેવું હોય છે ભરત કામ માટે કેનવાસ વપરાય છે તેના કરતાં આ ઘણુ જુદું હોય છે અને બે બે વાણા તાણાના જોડકા તારથી જાળી પાડેલી હોય છે. આ જાળી પાડનાર વાણાના જોડકા તાર ઉપર ઉનની ગાંઠ વળાય છે અને જે તરાહ પાડવી હોય તે પડાય છે. સાથેના કોઇપણ ચિત્રમાં જોવાથી કેનવાસ કેવુ જોઇએ તે જણાશે

ગાલીચા ભરવા માટે જોઇતા સામાનઃ કેનવાસ, ઉન, આંકડાવાળો સોયો અથવા આંકડા અને નાકાવાળી સોય જેમાં એક છેડે

આંકડો અને બીજે છેડે નાકું હોય છે તે, ઉનના કકડા સરખા કાપવા માટે ગજ અથવા માપ, ગાલીચાની પાછળ ચોડવા માટે બ્રાઉન અથવા તાકીક અને તરાહ ચીતરવા માટે ચોરસ આંકેલા કાગળ.

(૧) કેનવાસ ઉપર જણાવ્યા પ્રમાણે ૨૭થી ૫૪ ઇંચ પનાનુ આવે છે. તૈયાર ગાલીચા કરતાં એકથી બે ઇંચ વધારે લેવુ કેમકે તેટલુ ચાર બાજુએ વાળી લઇને ભરવાથી કોરો મજબુત બને છે.

(૨) ઉન જાત જાતનું રંગીન એક તારી અથવા ત્રણ તારી અને વધારે જાડુ ૭ તારી ચરકેલું આવે છે ઝીણા ઉનના ધાગાથી તરાહ સારી પડે છે જ્યારે એક રંગી ગાલીચા માટે જાડુ ઉન ઠીક પડે છે. બનતા સુધી એક ગાલીચામાં જોઇએ તેટલુ ઉન એક સાથે ખરીદવાથી એક ફાયદો એ થાય છે કે રંગમાં ફેરફાર નથી આવતો. ઉનના રંગમાં હમેશાં ફેરફાર રહ્યા કરે છે એટલે તરાહ ન બગડે માટે એકીવખતે જોઇતુ લઇ લેવુ જોઇએ એક ચોરસફુટ ગાલીચા માટે ઝીણુ ૧૦થી ૧૨ ઔંસ અને જાડુ ૧૨ થી ૧૬ ઔંસ ઉન જોઇએ છે આ અંદાજી માપ છે આંકડાથી ભરવામાં ઉન વધારે જાય કારણ તેમાં ગાંઠ વાળવાની હોય છે જ્યારે સોયથી ભરવામાં ઓછું જાય છે.

**ચલો, હવે વિલંબ શો ?**

[ મગન ]

સુખે દુખે સદા રહુ પતિ તમારી સાથમાં.
આજ કેમ એકલી રહું અહિં નિવાસમાં ?
રણહાક સાંભળું, બધિર શું મને બની ?
સિધાવવા ચહુ તમારી સાથ એજ માગણી.

સહીશ ઘાવ શત્રુના, ધરીશ બીક લેશ ના,
આપ શૌર્યને કલંક લાગવા દઇશ ના
અર્ધ ભાગ આપનો ન છોડવા ચહુ છું,
ચલો, હવે વિલંબ શો ? ફરી સુણાય નોતરૂં

સોયા —આ જાડા ઝીણા દોરીના ગુંથણ માટે વપરાય છે તેવી જાતના હોય છે પણ આ સોયાને છેડે વાળી આંકડો બનાવેલો હોય છે અને આંકડો બંધ કરવા માટે તેના ઉપર આગરી આવે છે. મોજા ગુંથવાના સંચામાં જેવી સોય વપરાય છે તેના જેવો આકાર હોય છે. આ સોયાને લાકડાનો હાથો હોય છે ચીત્ર નં ૧૦ માં જુઓ. સોય આ સોયા જેવી હોય છે ફરક એટલો જ કે લાકડાના હાથાને બદલે બીજે છેડે જાડી સોયના જેવું નાકુ હોય છે આ આંકડાનો ઉપયોગ ઉન પકડીને કેનવાસના કાણામાંથી ખેંચવાનો હોય છે અને આંકડામાંથી ઉન નીકળી ન જાય માટે આગરી આંકડા ઉપર બંધ થઇ જાય છે જેની સમજુત આગળ આવશે ગજ અથવા માપ— ચિત્ર નં. ૫ માં જુઓ તે પ્રમાણે એક લાકડાનો કકડો સ્લેટના ચપાટીયા જેવો જ પણ જરા જાડો હોય છે તેની આજુબાજુ ઉન વીંટાળી ઉપરની બાજુ ખોલણુ હોય છે ત્યાંથી ઉન કાપવાથી એક સરખા કકડા કપાય છે સોય અને સોયા માટે જુદા જુદા માપ હોય છે તેમ જાડા ઝીણા ઉન માટે પણ જુદા હોય છે.

તરાહ ચીતરવાના કાગળ —આ કાગળ તૈયાર મળે છે ભીંતોમાં કાપડની તરાહો કાઢવા માટે વપરાય છે અને નિશાળોમાં સાયન્સના અભ્યાસ માટે વપરાય છે તેવા ચાલે. અથવા હાથે સરખી ઉભી આડી લીટી દોરી કરાય— જે તરાહ ભરવી હોય તે આ કાગળ ઉપર પેન્સીલથી ચીતરવી અને પેન્સીલથી કાઢેલા

આકારમાં જે ખાના પડતા હોય તે ખાનામાં જોઇતા રંગ પુરવા અથવા રંગના ચિન્હ કરવા. કોઇ તૈયાર તરાહ કે છબી ભરવી હોય તો તે તરાહ કે છબી ઉપર કેનવાસમાં જેટલા કાણાં હોય તેટલા ચોરસ ખાના દોરવા—કેનવાસની ચારે બાજુના ૧ થી ૨ ઇંચ છોડી દઇ બાકીના કાણા ગણી લેવા અને એટલાજ ચોરસ કાગળમાં લેવા એટલે કાગળ ઉપરની તરાહમાં એક ખાનુ કે ચોકઠુ તે કેનવાસનું એક કાણું ગણી લેવુ અને તે પ્રમાણે ભરતા જવું આવી તરાહ મોતીના તોરણ કે પડદા માટે પણ કામ આવી શકે. કાગળના એક ચોરસને એક મોતી કે મણકો ગણી લઇ તરાહ પાડી શકાય છે. શરૂઆત તદ્દન સાદી તરાહથી કરવી જવાબવાળી તરાહ—એટલે ગાલીચામાં અડધા કે પા ભાગની ભરી પછી તેને ઉથલાવીને ભરવાની હોય તો અડધી કે પા ભાગનીજ તરાહ કાગળ ઉપર ચીતરવી એટલે વખત ઓછો જશે.

* ચીત્ર નં. ૧, ૨, ૩, અને ૪ સાદી તરાહો બતાવે છે. નં. ૧ અને ૨ ચીતરેલી તરાહો છે જે નં. ૩ અને ૪માં ચોરસ આંકેલા કાગળ ઉપર ભરવા માટે ઉતારેલી બતાવી છે. અને જવાબવાળી તરાહો ગાટે તે કાગળ ઉપર એક ભાગ બતાવે છે. બાકીનો ભાગ ઉથલાવીને લેવાનો છે.

ભરવાની રીત—કેનવાસને ટેબલ કે ઘોડા ઉપર અથવા ખાટલા ઉપર ભરનારની છાતી બરાબર આવે તેટલી ઉંચાઇએ રાખવુ. કેનવાસ કડક હોવાથી ઘડી ન થાય માટે તેના ઉપર જાડી ચોપડી કે વજન મુકવું જે રંગનુ ઉન જોઇએ તે માપની આજુબાજુ વીંટાળવું. એક સરખા જોરથી અને માપની ઉપરની બાજુએ ખાડો, ખોભાણુ કે ગીસી હોય છે તેના ઉપર કાતર, ચપ્પુ, કે અસ્તરાનું પાનું ફેરવવું એટલે ઉન કપાઇ એક સરખા કકડા થશે આવા કકડાનો રંગવાર જથ્થો થોડો એક સામટો કાપી રાખવો. કાપવાની રીત માટે જુઓ ચિત્ર નં. ૫ ત્યાર પછી જુઓ ચિત્ર નં. ૮. તે પ્રમાણે આંકડા (સોયો) જમણા હાથમાં લઈ કેનવાસના આડા તાર અથવા વાણાના જોડકા તારની નીચેથી ઉપરના કાણામાં બહાર કાઢવી આંકડાની આગરી તેની મેળે ઉઘડી જાય તેટલી આંકડી બહાર આવવા દેવી પછી કાપેલુ ઉન લઇ તેના બે છેડા ડાબા હાથમાં પકડી ગાળો કરવો અને આ ગાળો આંકડામાં પરોવવો અને આંકડી પાછી ખેંચી લેવી. આંકડી ખેંચવાથી આગરી તેની મેળે બંધ થઈ જશે એટલે ગાળો નીકળી જશે નહિ છેડા ડાબા હાથમાં ઝાલી રાખવા અને ગાળો નીચેના કાણામા થોડો બહાર આવે ત્યાં સુધી આંકડી ખેંચવી. જુઓ ચિત્ર નં. ૯. ત્યાર પછી આંકડી તેમાંથી કાઢી ન લેતાં બહાર આવેલા ગાળામા પાછી બીજા હાથમાં પકડેલા છેડા સુધી લેવી અને પકડેલા છેડા આંકડામાં ભરાવવા. ચિત્ર ન. ૧૦. અને આંકડી પાછી ખેંચવી એટલે ગાળામાંથી બે છેડા બહાર આવશે અને ગાંઠ વળી જશે ગાંઠ હાથથી ખેંચી મજબુત કરવી. આંકડી તેની મેળે બહાર નીકળી જશે. ચિત્ર ન ૧૧. આવી રીતે પાચ દસવાર કરવાથી આ સહેલુ થઇ જશે.

ભરતની શરૂઆત કરતાં પહેલાં કેનવાસને ચારે છેડે ૧ થી ૨ ઇંચ જેટલુ ઉપર વાળી લઇ આ વાળેલા બેવડા ભાગ ઉપરથી ભરત શરૂ કરવુ એટલે ફાટેલી કે કાપેલી કોરમાંથી કેનવાસના દોરા નીકળી ન જાય અને કીનાર મજબુત બને. નીચેથી શરૂઆત કરી ઉપર જવું અને ડાબી કે જમણી બાજુથી ભરવાનુ શરૂ કરી આડી લીટીએ

* ચિત્ર નં. ૧ રજુ કરી શકાયું નથી તે માટે દિલગીર છીએ

## કેનવાસના ગાલીચા



ચિત્ર નં. ૧૨



ચિત્ર નં ૧૩



ચિત્ર નં. ૧૪

ભર્યાં જવું. આમાં ફેરફાર કરવો નહિ, નહિ તો ઉનના છેડા આડા અવળા પડી તરાહની ચળકાટ બગાડશે બન્ને છેડા એક સરખા પકડી રાખવા. જેમ જેમ ગાલીચો ભરાતો જાય તેમ તેમ નીચે તે ટેબલની બાજુએ ઉતારતા જવું એટલે ભરેલો ભાગ લટકતો રહે કે ખોળામાં પડે. બહુ મોટો ગાલીચો ભરવો હોય અને કેનવાસ ટુંકું હોય તો બીજા કેનવાસનો કકડો ભરેલા કેનવાસના છેડા ઉપર ૧ થી ૨ ઇચ ઊળવીને અથવા ચડાવો રાખીને બેવડી કીનારની પેઠે ચડાવવા બેવડા ભાગ ઉપર ભરત કરવુ.

ગાલીચો ભરાઇ રહે ત્યારે મોટી કાતરથી ઉંચા નીચા ઉનના રેસા કાતરી નાખી સપાટી એક સરખી કરવી અને કાતરેલુ ઊન હાથથી ખંખેરી નાખવુ. મજબુત બનાવવા માટે ગાલીચાની પાછળ રંગેલુ કતાન સીવી લેવુ કે ચારે બાજુ ફરતી પાટી સીવી લેવી કદાચ ગાલીચાના છેડા વપરાશમાં વળી જાય તો કેનવાસ અને કતાનના અસ્તરની વચ્ચે ચારે ખુણે ચપટો સીસાનો કકડો સીવી લેવો એટલા તેના ભારથી છેડા સીધા રહેશે

સોયથી ભરવાની રીત —

આ રીતમાં આંક વાળવાની હોતી નથી. એટલે ઉન થોડું જોઇએ અને આંક નહિ વાળવાની એટલે કામ જલદી થાય છે. તરાહ ભરવાની રીત આગળ જણાવ્યા પ્રમાણે જ છે આ રીતમાં ગેજ નાનો જોઇએ કેમકે આંક વાળવાની નહિ એટલે ઉન કરું જોઇએ શરૂઆત પહેલી રીતની માફક કરવી સોયના નાકામા મજબુત પાલીશ કરેલી કે મીણ પાયેલી દોરી પરોવવી અને જમણી કે ડાબી બાજુથી શરૂઆત કરતાં પહેલાં કેનવાસના છેડા ઉપર બે ત્રણ આંગ કે ટાંકા લઇ લેવા—ત્યાર પછી સામેનો આંકડાવાળો છેડા કેનવાસના એક કાણામાંથી ઉપરના કાણામાં કાઢી તેમાં ઉનનો ગાળો પરોવવો. અને આંકડો પાછો ખેંચવી એટલે ગાળો નીચેના કાણામાં આવશે. આ ગાળામાં પાછી સોય પહેલી રીતની માફક છેડા પકડવા માટે ન જવા દેતાં સીધી ગાળામાંથી કાઢી લેવી એટલે ગાળામાં દોરી ઉપર પરોવાઈ જશે. ચિત્ર નં ૭ આ પ્રમાણે એક લાઇન પુરી થાય એટલે બીજાની શરૂઆત તે તરફથી કરવી એટલે દોરી તોડયા વગર સળંગ ચાલે દોરી તૂટે ત્યારે બીજો કકડો થોડામાંથી જોડવો. તરાહ વાંચવાની રીત પહેલા જેવીજ છે ફેર એટલોજ કે આમા બીજી લાઇન એક બાજુથી શરૂ થતી નથી એટલે તરાહની લાઇન તે પ્રમાણે " વાંચવી. "

ચિત્ર ન. ૧૯ આકડી ( સોયથી ) ભરેલા ગાલીચાનો એક ભાગ બતાવે છે. ચિત્ર ન ૧૪ સોયથી ભરેલો થોડો ભાગ બતાવે છે ચિત્ર ન ૧૨ બહુ જાડું વાપરવામાં એક આંતરે ભરેલા ખાના બતાવે છે

આ ગાલીચા ભરવા સબધી વધારે માહીતી જોઇતી હોય તો વડોદરાની મહારાણી વુલન મીલના મેનેજર જેમણે આ અને આવા બીજા હુન્નર ઉદ્યોગોનો સારો અભ્યાસ કરેલો છે તેમના તરફથી મળી શકશે અથવા કોઇ પણ બહેન મને પુછશે તો બનતી મદદ કરીશ

આવા ગાલીચા ભરવા માટે જોઇતા સાધન, કેનવાસ, આંકડી, માપ, ઉન વીગેરે તમામ ચીજો મહારાણી વૂલન મીલ્સ કંપની લીમીટેડ, વડોદરા. એ સરનામે લખવાથી કીફાયત કીંમતે મળી શકશે આ મીલે હાલમાં ગાલીચા માટે ખાસ ઉન ન ૮નુ બનાવ્યુ છે જે એક તારો છે. તેના ત્રણ કકડા સાથે લઈ ભરવાથી સુંદર ગાલીચા ભરાય છે વપરેલુ જોઇએ તો તે પણ ત્યાંથીજ મળી શકશે

---

# રાધાકૃષ્ણ : પુનર્મિલન

દિલની દિલે રહી રે લોલ,
    પ્રીતમ પ્રાહુણા હો રાજ !
ક્યમ જાયે કહી રે લોલ,
    પ્રીતમ ! પ્રાહુણા છો આજઃ —દિલની૦

સુરવનમા અરુણા યૌવનના,
    અમોલ કરતા વાતો;
સુખશમણું એ સર્યાં મધુર ક્યાં ?
    કાળ કાળને ખાતો ! —દિલની૦

રસસરવરિયે સંગે તરતાં,
    સમય જણાય ન જાતો.
ભાવિ સુનેરીના વર્ષણમાં,
    આત્મ યુગલિયે ન્હાતો —દિલની૦

દિનનન્દન, જીવન મોહન એ,
    ઉજ્વલ આશ–ઉષા તો;
કરાળ શો ત્યાં વિયોગ વહીને,
    વિષાદ સહસા ન્હાતો ! —દિલની૦

દિન રજનિ યુગયુગ સમ વીતલ,
    પ્રિયદર્શનની તૃષા ઓ !
સુમીલન ક્યાંથી આજે સ્નેહલ ?
    અહો ન હર્ષ સહાતો ! —દિલની૦

સ્વપ્ના શો અવયોગ પ્રીતમ ! તમ
    ભવભર કે ક્ષણ થાતો,
યૌવન રે વહ્યુ. પુણ્ય જીવનપળ
    હોય ધન્ય છે આતો ! —દિલની૦

રામમોહનરાય જસવંતરાય

ઉપર અત્યંત વ્હાલ રાખતી હતી, અને જરા પણ ઓછું આવવા દેતી ન્હોતી; એટલે એ હકારમાંજ જવાબ દેશે, પરંતુ મ્હારા આશ્ચર્ય વચ્ચે, વિભાકરનો જવાબ મળવાને બદલે તેની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં

હું શરમાઇ ઝંખવાણો પડી ગયો એનાં આંસુને લીધે મીનાક્ષીનું સુંદર મુખ મ્હારા મનમાંથી નષ્ટ થઇ ગયું. મ્હારા હૃદયમાં એને માટે માન હતું તે એકદમ ઉડી ગયું. યોગેન્દ્ર મ્હારા સામું જોઇ રહ્યો.

" તું કેમ રડે છે ? " યોગેન્દ્રએ વિભાકરને પૂછ્યું.

વિભાકરથી કશોજ જવાબ આપી શકાયો નહિ. આંખમાં આંસુ માતાં ન્હોતાં.

યોગેન્દ્રને વિભાકરની સાવકી મા ઉપર સંદેહ થાય એમાં કંઇ નવાઈ જેવું ન્હોતું. મ્હને પણ શંકા થઇ કે મીનાક્ષી મ્હારાં દેખતાં ખોટો આડંબર તો નહિ કરતી હોય ? હવે ઘેર ગયા પછી તપાસ

અમે ઘર તરફ જવા ઉઠ્યા. રસ્તામાં ઘણા વિચારો આવ્યા ઘેર જઇને મીનાક્ષીને ધમકાવી કાઢું" એમ મ્હને થયા કર્યું. "અરેરે ! મ્હારા દેખતાં વિભાકરને વ્હાલથી બોલાવે અને પછીથી દુઃખ દે છે ? " પણ પાછો વિચાર આવ્યો, ' ના ના, એમ એકદમ તપાસ કર્યાં વગર ગુસ્સે થવું નહિ ચોક્કસ ખાત્રી કર્યા પછીજ કહીશ.

એટલામાં ઘર આવ્યું અને મીનાક્ષી હસતી હસતી હમારા સ્હામી આવી. એને જોઇને હું તો ઠંડોગાર જ થઇ ગયો અને મ્હારો રોષ બતાવવાનો હતો તે પણ જતો રહ્યો કદાચ વિભાકરને એની મા સાંભરી હશે તેથી એ રડતો હશે. એ વિચારે મ્હેં મન વાળ્યું.

મીનાક્ષીએ વિભાકરને પોતાની પાસે સોડમાં લઇ લીધો અને પૂછવા લાગી કે, " તમે અત્યાર સુધી કયાં ફરતા હતા ? ચાલો, જુવો તમારે માટે શક્કરપારા અને ગોલપાપડી કરી મૂકી છે. "

અમે ઘરમાં જઇને નાસ્તો કરવા બેઠા પછી મ્હેં ધીરેથી વાત ઉપાડી આજે વિભાકરે મ્હને બહુ શરમીંદો બનાવી દીધો. યોગેન્દ્રે સ્હેજ એને પૂછ્યું કે, "ત્હારી બા ત્હારા તરફ વ્હાલ રાખે છે ને ? " એટલે એ તો રડી પડયો. મ્હને લાગે છે કે તું એને બરોબર રાખતી નહિ હોય

આ સાંભળીને મીનાક્ષીનું મોઢું રડવા જેવું થઇ ગયું અને તે ખરેખર રડી પડી અને બોલી, " મ્હને ખબર હતી કે હું મારું સર્વસ્વ અર્પણ કરીશ તોયે મ્હારા ઉપર ખોટું આળ આવશે. "

મ્હને ભય હતો કે હવે પછીથી મીનાક્ષી વિભાકરને વ્હાલથી બોલાવશે નહિ. પણ એથી મ્હેં ઉલટું જ જોયું. બીજે દિવસે સવારથી મીનાક્ષી એટલા જ પ્રેમથી વિભાકરને બોલાવતી'તી, અને સવારથી તે સાંજ સુધી ખૂબ સભાળ લેતી જરાએ વિભાકરને છૂટો પડવા દેતી નહિ રખે એને મા સાંભરે ને મ્હોં વીલાય એની ખાસ કાળજી એ રાખતી. ને એમાં એટલી બધી લીન થઇ જતી કે કેટલાયે કલાક સુધી મ્હને પણ ભૂલી જતી

એક દિવસ ઓફિસમાંથી રોજ કરતાં હું વ્હેલો ઘેર આવ્યો તે વખતે વિભાકર બારણામાં ઉભો ઉભો રડતો હતો મ્હેં તેને પૂછ્યું, " વિભુ તું કેમ રડે છે ! તેને મીનાક્ષીએ કડવાં વેણ તો કહ્યાં નથી ને ! "

વિભાકરે ડોકું હલાવીને ના કહી.

" ત્યારે તને એ પ્રેમથી બોલાવે છે

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ—સ્ત્રી-વિદ્યાલય



ત્રણે વર્ષની પરીક્ષામાં પાસ થયેલાં બ્હેનો

ગુણસુન્દરી

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ-સ્ત્રી-વિદ્યાલય



પરીક્ષામાં પ્રથમ નંબરે આવનાર બ્હેનો

કુ. વસંત બગાડી    સૌ. સ્નેહલીલા જ. ઠક્કર    સૌ. વેણીગૌરી વિ. કાપડીઆ

(૧લું વર્ષ)    (૩જું વર્ષ)    (૨જું વર્ષ)

તોયે તું કેમ રડે છે ? તે દિવસે યોગે-ન્દ્રને ઘેર પણ રડ્યો હતો ! માટે જે સાચી વાત હોય તે કહી દે. તું રડું છું તે મ્હારાથી ખમી શકાતું નથી."

"ના, મ્હોટાભાઇ એમ નથી. એ તો ઉલટું મ્હને બહુ જ વ્હાલથી બોલાવે છે અરે, એવાં લાડ તો સગી માથી પણ થાય નહિ. પણ મ્હોટાભાઇ છે ને મ્હને એવું થાય છે કે મારી બા મ્હને ખૂબ લાડ કરતી હતી તેથી ચાલી ગઇ. તેમ આ મ્હારી નવી બા એનાથી એ વધારે લાડ કરે છે તે એ પણ મ્હને છોડીને ચાલી તો નહિ જાય ને ?" એમ કહી વિભાકર ખૂબ રડ્યો.

અને મ્હારાથી પણ રોઇ પડાયું. હવે આટલે દહાડે મ્હને એના રડવાનું કારણ સમજાયું.

મીનાક્ષીએ સુકોમલ સ્નેહથી વિભાકરના હૃદયમાં કેવો ભય પેસાડ્યો હતો ! થોડીવાર તો હું શાન્ત થઇ ગયો. ખરેખર ! પવિત્ર આત્મા આ સંસારમાં રહી શકતો નથી જાણે વિધાતા આ બાળકના મોઢામાંથી ખરૂં તો નહિ બોલાવતી હોય ? ઇશ્વર એવું ના કરે.

મનમાં ખેદ પામતો હું, વિભાકરને લઇ મીનાક્ષી પાસે ગયો. અને મીનાક્ષીને કહ્યું, "પૂછને વિભુને, એ કેમ રડે છે ?"

મીનાક્ષી તો લાગણીના વેગથી સજીક બની ગઇ એનું મોઢું ઉતરી ગયું: "તમે જ એને પૂછોને કે એ શા માટે રડે છે ?"

મ્હે મીનાક્ષીને સમજાવ્યું કે "તું એના તરફ ખૂબ વ્હાલ રાખે છે તેથી એને ભય લાગે છે કે એની માની જેમ તું પણ એને છોડી, ચાલી તો નહિ જાય ને ?"

મીનાક્ષીનું મોઢું તરત પ્રફુલ્લિત થઇ ગયું. એણે વિભાકરને પોતાની પાસે લઇ લીધો અને છાતી સરસો દાબ્યો.

મીનાક્ષીએ વિભાકરને બહુ લડાવી મૂક્યો હતો એટલે વિભાકર જે કહે તેજ કરતી.

## વાત્સલ્ય–ગુંજન

કરમાં રમે છે કુમાર, કુમાર મારા કરમાં રમે છે
બાળપણાથી હૃદયમાં રાખ્યો, આજે પીયૂષરસ ચાખ્યો,
કુમાર મારા કરમાં રમે છે.

ઝાંખી લાગે મ્હને ચાંદાની ચાંદની,
એવો અનુપમ એ બાળ છે —કુમાર

જ્યોતિ પ્રકટાવી મ્હારા સુભગ સદનમાં,
કિરણો સૂર્યના શું કામ છે ? —કુમાર

કાલું કાલું બોલે ને હૈયું હલાવે,
કોયલડી તું શીદ જાય છે ? —કુમાર

મીઠી મુંઝવણમાં મ્હને મ્હલાવતો,
ખરો તોફાની બીજો કાન છે —કુમાર

હલકે સ્હારે ગાઉં હેમર હાલરડાં,
ન જાણું જગમાં શું થાય છે —કુમાર.

ખોળા ખુંદણું જ્યારે પોઢે પારણીએ,
ઉર અધીરૂં બની જાય છે —કુમાર

સુવાસી પુષ્પો ન રાખું સદનમાં,
મ્હેકતો સૌરભનો રાજકુમાર છે. —કુમાર.

કેડે કદોરીને ધમકાવે ઘુઘરી, રણકે મન રંજન થાય છે.
કુમાર મારા કરમાં રમે છે.

: સ્વ ઝવેરીબેન ચુનીલાલ શાહ :

સવારમાં વ્હેલી ઉઠી, ચાસ્લો ચોટલો કરીને એ ન્હાઇ લેતી. પછી સૂર્યની પૂજા કરતી. અને રસોઇની તૈયારી કરતી વિભાકર ઉઠે ત્યારે દાતણપાણી કરાવીને દુધનો પ્યાલો આપતી, મરજીના દિવસોમાં વિભાકર જમવા બેસે ત્યારે પંખો નાખતી. મીનાક્ષીને ઘણીએ વાર પજવતો પણ કદી એ કટાળતી નહિ. ઉલટો એને આનંદ થતો.

થોડા દિવસમાં વિભાકરની કલ્પના સાચી પડતી જણાઇ. મીનાક્ષીને એક ભયંકર રોગ લાગુ પડયો ઉધરસ, તાવ, તથા લોહીની ઉલટીઓ થવા માંડી. ડાક્તરોએ બહારગામ હવાફેર માટે લઇ જવાની સૂચના આપી. પણ મીનાક્ષીએ કઇ પણ જવાની ના પાડી.

મીનાક્ષી પોતે સમજી ગઇ હતી, કે હવે મટવાનું નથી ક્ષયરોગવાળાં માણસ ભાગ્યેજ કોઇ બચી શકે છે દિવસે દિવસે એનો મંદવાડ વધતો જતો હતો ડાક્તરો એને સારી કરવાને માટે ઘણી ઘણી જાતની દવાઓ આપતા. પણ એકે દવાની ટીકી લાગતી ન્હોતી હવે બધા આશાભંગ થયા હતા. વિભાકર બ્હાવરા જેવો ફર્યા કરતો એને કંઇજ ચેન પડતું નહિ; મીનાક્ષી એના સ્હામું જોતી અને મનમાં નિઃસાસા નાખતી.

વિભાકરને પોતાની પાસે બોલાવ્યો. એના વાંસા ઉપર હાથ ક્યા સુધી ફેરવ્યા કર્યો. અને ધીમેથી બોલી. "હવે હું જાઉ છુ. તારી કલ્પના સાચી પડી. તું સુખી થજે." એમ બોલી એની આંખમાં આંસુ આવી ગયાં. જાણે હમારી પાસે વિદાય માગતી હોય તેમ અમારી સ્હામું જોઈ રહી.

વિભાકર દિગ્મૂઢ જેવો થઈ ગયો. "શું મારી માતા ચાલી જાય છે.?" એ'બાકળા જેવો ઉભો જ રહ્યો. થોડીવારમાં મીનાક્ષીને યમદૂતોએ અમારા હાથમાંથી ઝુંટવી લીધી.

પાછું અમારૂં ઘર ઉજ્જડ થઇ ગયુ ! વિભાકર પાછો નમાયો થઈ ગયો. મીનાક્ષીએ આદર્શ પુત્ર-સ્નેહ બતાવી આપ્યો હતો. એ નિઃસ્વાર્થ માતૃપ્રેમ સ્વપ્નવત્ થઈ ગયો.

જ્યારે આ બધી વાત સ્મરણમાં આવે છે ત્યારે હૃદય રોઉ રોઉ થાય છે. વિભાકર હવે શોકમાંજ ફરે છે. કોઇની સાથે બોલતો નથી. પહેલાંની માફક રોતો નથી. હવે એને કશો ભય લાગતો નથી.

---

## ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ

### સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષાનું પરિણામ

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી ચાલતા સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષા ગાઇ સાલે ઓક્ટોબર માસમાં લેવાઇ હતી એ પરીક્ષામાં નીચે જણાવેલા બ્હેનોને અનુક્રમે ઉત્તીર્ણ થયેલાં જાહેર કરવામાં આવે છે:—

**તૃતીય વર્ષ —**

(૧) સૌ સ્નેહલીલા જયન્તીલાલ ઠક્કર, (૨) કુ વીરમતી ગુલાબદાસ ઝવેરી, (૩) કુ કુસુમ છગનલાલ મારફતિયા, (૪) કુ સુરજ ચુનીલાલ શેઠ

**દ્વિતીય વર્ષ —**

(૧) સૌ. વેણીગૌરી વિનયચન્દ્ર કાપડિયા, (૨) ગં. કુન્દનબ્હેન વેલજી મહેતા, (૩) સૌ દમયન્તી હરજીવનદાસ સોનપાલ, (૪) કુ. વીરમતી અમૃતલાલ દીવેચા, (૫) સૌ કુસુમબ્હેન જયન્તીલાલ મુકાતી, (૬) સૌ અંબાગૌરી વલ્લભદાસ પંચાલ, (૭) કુ તારાબ્હેન દે જસાણી.

નોધઃ—આ ઉપરાંત કુ. જયાબ્હેન મીઠાઇવાલાને ભાષાના વિષયમાં ત્રણ માસ પછી ફરી પરીક્ષા આપી પાસ થવાની શરતે તૃતીય વર્ષમાં અભ્યાસ કરવાની છૂટ આપવામાં આવે છે.

**પ્રથમ વર્ષ—**

(૧) કુ વસંત હરિલાલ ભગાલી, (૨) કુ. શારદા નાગરદાસ ઠાકર, (૩) ગં હીરાબ્હેન હરિદાસ વન્ના (૪) સૌ. જયાલક્ષ્મી હિંમતલાલ ગાંધી, (૫) કુ મધુમતી ચન્દ્રકાન્ત પંડિત, (૬) સૌ દીવાળીબ્હેન મગનલાલ કોઠા, (૭) કુ કળાવતી મનુભાઇ ઝવેરી, (૮) કુ મનુ રૂપજી.

# કેટલીક વાનીઓ

સંપાદિકાઃ સૌ. કપિલા મ કાંસાવાળા

### ચણાની દાળનો શીરો (૪૮)

ચણાની દાળ શેર ૧
૩ શેર દુધ આગલી રાતે.
૧૦ શેર દુધ સવારે
૧॥ શેર ઘી.
જાયફળ પાવલીભાર
જાવંત્રી પાવલીભાર.
ગુલાબજળ ૪ તોલા.
સાકર રૂ. ૧૦ ભાર ખાખી.
કેસર બે આનીભાર.
એલચી પાવલીભાર.
પાશેર બદામ.
પાશેર પીસ્તાં
૩ શેર સાકર દળેલી

ચણાની દાળ શેર એક પાણીમાં ધોઈ નાખી રાત્રે ત્રણશેર દુધમાં પલાળી રાખવી. પછી સવારે ૧૦ શેર દુધમાં ખીરની માફક પકાવવી દાળને વાટી નાંખી એકરસ થાય એમ કરવું, એટલે માવો થશે. પછી બદામ તથા પીસ્તાંમાંથી પાશેર પાશેર લઈને, વાટીને ભેળવી દેવું પછી ૧॥ શેર ઘીમા શેકવું. લાલ થાય ત્યારે ૩ શેર સાકર દળેલી મેળવવી. બાકીની ચીજોને ખાંડી ગુલાબજળમા એકઠી કરી અંદર નાંખી દેવી અને જરા ગરમ કરી પાણી શોષાઈ જાય ત્યારે ઉતારી લેવું આ શીરો ઠન્ડો ઠન્ડો પીરસવો બહુ સ્વાદવાળી ને મોંઘી મીઠાઈ આ છે

### બીસ્કીટ બીજી રીત (૪૯)

ઘઉંનો રવો ઝીણો શેર ૦॥
ચોખાનો લોટ શેર ૦॥
ખાંડ દળેલી શેર ૦।
માખણ શેર ૦।= ( દોઢ પાશેર )
એમોનીઆ તોલો ૦॥
દુધ જરૂર પડે તો

મે બીસ્કીટની રીત આપી હતી, તેનાથી આ જુદી છે, ને આનાથી વધારે મોર મોર બીસ્કીટ થશે. એમોનીઆને હાથના પાણીમા ઉપર વાટી નાખી તેમા બંને લોટ એકઠા કરીને બરોબર ભેળવી દેવો પછી ખાંડ ભેળવવી, અને તેમા માંખણ નાખી ખુબ મસળવો લોટ જો બરોબર ન બંધાય તો થોડું દુધ નાખવું કઠણ કણક રાખવી ઢીલી ન થવા દેવી. લોટ બાંધતી વખતે તાજી કલઈનાં વાસણ વાપરવા; કારણ એમોનીઆથી તુરત કટાઈ જાય. લોટ બાંધ્યો હોય, તેના પુરી જેવા લુવા કરીને વેલણથી વણવા. પુરી જેવા ના ફાવે તો ખાખરા જેવા લુવા કરીને શકરપારા જેવા કકડા કરીને અંદર નકશી પાડવી. ઘાટ કરવા માટે કામઠાની સળી લઈ અંદર કાણા પાડવા ને કીનારે પણ તેજ સળીથી નકશી પાડવી જુદી અથવા સપડી ઉપર તપેલું મુકી અંદર રેતી પાથરવી, તૈયાર કરેલી બીસ્કીટ થાળામાં માય તેટલી મુકી ઉપર નીચે તાપ ધીમો રાખવો. બીસ્કીટ પુરી કરતા જરા જાડી રાખવી; કેમકે બળી જાય નહિ. ચુલા કરતાં સગડીમાં સારી થશે. રવાને બદલે મેંદો કે સદરો પણ ચાલે

### કોડબોળી (૫૦)

ચોખાનો લોટ
ખમણેલું નાળીએર લીલું.
લીલા મરચાં વાટેલાં
જરા કોથમીર.
દુધ
મીઠું.

ચોખાનો લોટ જેટલો હોય તેટલું જ ખમણું લઈ તેમા મરચાં કોથમીર, જરા મીઠું વિગેરે નાંખી દુધથી લોટ બાંધવો લોટ બાંધી તેના લુવા કરી હાથથી મસળી જલેબી માફક માળ આકાર હાથથી બનાવવા. પછી તેને ધીમા તાપે ઘીમાં તળવા.

# ભારતનો

રચનાર : શ્રી.

[ ઢાળ : પૂનમ ચાંદની

૧

સહિયર ! ચાલોને
ઉગ્યો ભારતવ્યોમે
ફીટે સૈકાઓનાં

૨

જગત તણા ઇતિહાસમાં જૂનો આર્યપ્રદેશ,
ભગવતની ભૂમિ પરે સોહે શો શિરપેચ;
જુના દેવળિયામાં પમરે મિષ્ટ સુવાસ,
લોભે સર્વ જનોનાં લોચન દર્શન પામવા રે,—સહિયર૦

૩

જુના દેહ વિષે વસે જુના જુના પ્રાણ,
તદપિ યૌવનમાં ઝરે જોમ ઉંડાં ગુમાન;
ઓઢે પંજર કાતિલ કાળતણાં નવ પાંખ,
એવાં પુણ્યપુરાણાં ભારતનાં યશગીતડાં રે,—સહિયર૦

૪

હિમાદ્રિ જુનો ઉંચો ગિરિમાળાનો જ્યેષ્ઠ,
પતિતપાવની જાહ્નવી સરિતસમૂહે શ્રેષ્ઠ;
પાકે પૃથ્વીના પયગંબર ભારકુતખ,
ફુંકે દેશ દેશમાં વિશ્વધરમના વાયરા રે,—સહિયર૦

૫

દેવ, મહર્ષિ, સંતની મનભાવી રસભોમ,
તપસ્વીઓના તેજથી ઝગમગતી રસજ્યોત;
ઝાંખા કીર્તિકળશ યુગચક્ર ફર્યે નવ થાય,
એવી અમિત અખંડ પ્રભા રેલાયે હિંદમાં રે.—સહિયર૦

બુદ્ધ, કૃષ્ણ ને ક્રાઇસ્ટના
ત સૌ સોહે નો [illegible]
એના મા'ભ [illegible] રી
ગૂંથ્યા જીવનસૂત્રે

# તપસ્વી

'કાં'ન કાળો'

આવી પૂરી રહી રે ]

સાધુ મળી ઉલ્લાસમાં રે,
નવલો રસભર લાવ્યુ,
કુસુમ સોતમ અંધારડા રે.—સહિયર૦

૬

પ્રકૃતિ મીઠા હાસ્યથી પીરસે નિજ રસથાળ,
વિશ્વજનો સમતા ઝુલે પેખી આનંદરસાળ;
નિશદિન સ્રવતાં પંખીગણોનાં કલ્લોલગાન,
ઊર્મિ બાળક ને રસસુંદરીઓ રાચી રહે રે—સહિયર૦

૭

આજ ઉગે ભારતતણા આકાશે સોહાય,
પૂર્ણચંદ્ર શો ઉજ્જવળો આત્મા મોહનદાસ;
પ્રાચીન તપસ્વીઓના તપબળનો શણગાર,
આભે હિમત ધરી આકર્ષે જગનાં લોકને રે—સહિયર૦

૮

આર્ય જનેતાએ જણ્યો આર્ય તનુજ લેખાય,
વિશ્વ અખિલ ઉધ્ધારવા પડી રહે નિજ કાય;
સીધા પાઠ પઢાવે ધર્મ તણો અવતાર,
પ્રાણે સ્ફુરતી જાતી પળપળ દોરી વિશ્વની રે—સહિયર૦

૯

સુકું ગાત્ર સુકી પણ દેહ તણી એ વેલ,
અંતરમાં અવિરત વહે ધર્મ તણી રસરેલ;
એનાં મુખમંડળે ઘેરે અમલ પ્રકાશ,
દેડે વિશ્વપ્રેમનાં હૈયે રસહિરણ્યાં રૂડાં રે—સહિયર૦

અવનમ્ર નમાય,
મોહનજસી માંય;
તપસ્વીના સિદ્ધાંત,
ક્રમ શોભામણા રે.—સહિયર૦




લેખક: શ્રી ગિરિજાપ્રસાદ ભવાનીશંકર ઓઝા, બી એ

'**મા**નવપુરાણના આ મહાકાળમાં સ્ત્રી અને પુરૂષ અત્યંત અગત્યનો ભાગ ભજવે છે. પૃથ્વી ઉપર સંપ્રિત કાળની સવાર પડી ત્યારથી નવા પ્રશ્નો ઉભા થયા અને નવી પ્રવૃત્તિઓ જન્મ પામી. નવયુગના પ્રવાહમાં માનવજાતિની શૃંખલાઓ તૂટવા માંડી, અજ્ઞાનનું તિમિર ઓછું થતું ગયું, બુદ્ધિ સ્વતંત્ર અને છુટી થઇ અને આશા ઉત્સાહના અજવાળાં પ્રસર્યાં. આ પુનર્જીવનને લીધે સૈકાઓ થયાં પાછળ રહેલી સ્ત્રી પણ મનુષ્યજાતિની સામે આવી નવીન યુગમાં પોતાનો હિસ્સો માગની ઉભી રહી '*

સ્ત્રીસંબંધી આજે બે મત છે. એ બેઉમાં સંસ્કારી અને અસંસ્કારી, નાના અને મોટા, વૃદ્ધ અને જુવાન, સમજુ અને અણસમજુનો સમાવેશ થાય છે. એક પક્ષ સ્ત્રીને અતિ ઉચ્ચ અને બીજો પક્ષ તેને અતિ નીચી માને છે કોઇ તેને બુદ્ધિ વગરની, ગૃહકાર્યને લાયક, અને સંતાનોને ઉછેરવા જીંદગી જીવનાર ગણે છે, તો કોઇ તેને આશા, ઉત્સાહ અને સૌરભપ્રેરતી, કવિતાની પોષક અને પ્રભુતાની મૂર્તિ સમી, દયાની દેવી અને સૌન્દર્યના શણગારરૂપ માને છે. સ્ત્રીનો ઇતિહાસ ઉકેલતાં આ બેય મતવાદોમાં સત્યાસત્ય રહેલાં છે. એજ લેખક કહે છે કે 'સ્ત્રીએ પ્રજાઓ અને રાષ્ટ્રોનો નાશ કર્યો છે અને કાયર પુરૂષો પાસે કમર કસાવી છે, નિર્દોષના ખુન કર્યાં છે અને અનેક મરતાઓને જીવાડયાં છે. કેટલાય પ્રેમાળ દૈવાઓને ચીર્યાં છે અને મનુષ્યહૃદયના શમી ગયેલા પ્રેમફુવારા સચેત કર્યાં છે, તે અંધારાથી બીની છે અને યમને જીત્યો છે, તેણે ફુલની શય્યા માગી છે અને કઠોર તપ આદર્યાં અને પુરાં કર્યાં છે, મહાકાવ્યો સ્ફુરાવ્યાં છે અને મહાવિગ્રહો જગાડયા છે. સ્ત્રી આવી અદ્‌ભૂત અને ગહન છે, તેથી તેની કથા અને અને કળા સદાએ અધુરાં રહ્યાં છે. સ્ત્રી ખાલી સ્ત્રી નથી પરન્તુ એક વિશાળ વિશ્વ છે.

પુરૂષ સ્ત્રીને માથે લઇને ફર્યો છે પ્રિયાના હાથના જળથી તૃષા છીપવવા વનેવન તે આથડયો છે, વિદેહી પત્નીની કબ્ર પાસે ઉભા રહી તેણે રાત્રીનો પાલવ ભીંજવ્યો છે, પ્રિયાની આરામગાહ માટે દેશોદેશના કારીગરો આમંત્રી ઇમારતો બાંધી છે, તેના એક બોલે ભીખ માગી છે અને એક હુંકારે સિંહાસનો ત્યાગ્યાં છે. પુરૂષે સાચી સ્ત્રીના સ્ત્રીપણાનો અમલ સ્વીકાર્યો છે.' લેખક ઘણે અંશે સાચો છે પરન્તુ આધુનિક સમયમાં સંસારરથનાં સ્ત્રી અને પુરૂષ રૂપી બે ચક્રો વિરૂદ્ધ દિશામાં

* ભટુભાઈ ઉમરવાડીઆ

પ્રમાણુ કરતાં માલમ પડે છે રોકેલા જળ પ્રવાહને માર્ગ મળતા તે વધુ વેગવાન બને છે તેમ સ્ત્રી આજે પ્રચંડ થઇ છે. સ્ત્રીને હવે સ્ત્રી નથી રહેવું; પુરૂષ થવું છે અગર તેની બરોબરી કરવી છે; તેને પુરૂષનાં કામો કરવાં છે. પુરૂષના જગતમાં ઘુમવું છે અને પુરૂષની હરિફાઇ કરવી છે. પાશ્ચાત્ય દેશોમાં આ દ્વન્દ્વ ચાલુ પણ થયું છે.

ભારતવર્ષમાં સ્ત્રીજાતિનો ઇતિહાસ તપાસતાં ભારતીય સ્ત્રી હજી એટલી કક્ષાએ નથી પહોંચી પુરૂષના હરિફ કરતાં તેની સહધર્મચારિણી તરીકે રહેવાનું વધારે પસંદ કરે છે. કુટુંબ ભાવના હજી તેના મનમાંથી સમુળગી નાશ પામી નથી લગ્ન પ્રથા જો કે પણે અંશે ચર્ચાસ્પદ થઇ છે પરન્તુ લગ્નનો આદર્શ હજીએ એ જ છે એ પ્રથા સુધારો માગે છે, નિર્મુળ થવા ઇચ્છતી નથી ગૃહિણી અને ગૃહ લક્ષ્મીના સનાતન આદર્શો કાળના અનેક ઝંઝાવાતો અને કુમતાઓની સામે અવિચલ ઉભા છે સ્ત્રી અને પુરૂષના સંબંધ ઉપર જ માનવ જીવનના પાયા રચાયા છે અને એ સ્થાપિત સમાજની જરૂરીઆત હજુ પણ જરી ઓછી થઇ નથી.

સંસ્કૃતમાં એક સ્થળે લખ્યું છે કે गृहिणी गृहमुच्यते । આર્ય સમાજમાં અને આર્ય કુટુંબોમાં ગૃહિણીનો આદર્શ અતિ મહત્તા પૂર્ણ છે આદર્શ ગૃહ લક્ષ્મી વગરનું ઘર, ઘર નથી પરન્તુ અલ્પ સમય ગાળવા માટેનું એકાદ ઉપાશ્રયગૃહ છે. સૃજનશુના કાળથી જ સ્ત્રી પુરૂષની મિત્રતા ચાલી આવે છે. એક બીજાની ન્યૂનતા અનુગુણ દંપતી પુરે છે, એક બીજાના દોષોનું આવરણ કરે છે અને એક બીજાને હિંમતવાન બનાવે છે. સમાનશીલ દંપતીથી જ જીવનાબ્ધિ સુખરૂપ પાર ઉતરી શકાય છે. મનુષ્યના કૌટુંબિક અને સામાજિક જીવનમાં સ્ત્રી અનોખો રંગ પુરે છે. પુરૂષસ્વભાવજન્યસુલભતા, ખુમારી અને ગર્વ. જેવા દુર્ગુણો સ્ત્રી પોતાની ઋજુતા, કોમળતા અને સ્નેહના પ્રભાવથી હલકાં કરે છે—અહ્થા ધીમે ધીમે દૂર કરે છે. આખા દિવસના વ્યવસાયને અંતે, થાકીને લોથ થયેલા પતિને આનંદમગ્ન કરે, ગૃહકાર્યનો બોજો ઉપાડે, ખરી અન્નપૂર્ણા બને, બાળકોની કેળવણી અને ચારિત્ર્યની સંભાળ રાખે, ગુરૂ જનોની સુશ્રુષા કરે, અનુજીવીઓ ઉપર દયા રાખે અને પતિ સેવામાં ઉત્સુક રહી ગૃહ જીવનમાં ખરી સુંદરતા અને સુવાસ પુરે અને ગૃહ સંસારમાં આવતા ભાવો જાણી શકે અને આખા ય સંસાર જીવનને ઉજાળી શકે તે સ્ત્રીને ગૃહલક્ષ્મી કહી શકાય. પતિ સાથે ગૃહસ્થાશ્રમનું સેવન કરતાં આત્મ કલ્યાણ સાધવાનો યોગ્ય સ્ત્રીને સંપૂર્ણ અધિકાર છે અને ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી પોતાની ગુપ્ત શક્તિઓને પુર બહારમાં ખીલવી શકે છે અને તેથી જ વિવાહવિધિને સ્ત્રીઓનો ઉપનયન સંસ્કાર[1] કહેવામાં આવે છે.

આ સ્થળે જણાવી દેવું અગત્યનું છે કે આધુનિક ગૃહલક્ષ્મી વેદના અને ધર્મશાસ્ત્રોમાં કહેલી " સહધર્મચારિણી " કરતાં જુદી જ ભાત પાડે છે. ગૃહલક્ષ્મીની જુની ભાવના પતિને જ પરમેશ્વર માની તેના ગમે તેવા ક્રોધ, રોષ, જુલ્મ અને જોહુકમીને માથે ચડાવી લેવાનું આધુનિક ગૃહલક્ષ્મી સ્વીકારી લેવા તૈયાર નથી અને સ્ત્રી જાતિ પ્રત્યે જે સંકુચિત વૃત્તિ જુનાં શાસ્ત્રોમાં માલમ પડે છે તે તે પસંદ કરી શકે એમ નથી. તેમ જ તદ્દન પાશ્ચાત્ય જીવન કે જેમાં અતિ પ્રચંડપણે લગ્નપ્રથાને અનેક પ્રહારો કરી નિર્મૂળ કરી નાખવાની યોજનાને

૧ वैवाहिको विधिः स्त्रीणामौपनायनिकः स्मृतः । ( मनुस्मृति )

એ અપનાવી શકતી નથી. આર્ય જીવન જીવતી ભારતીય ગૃહલક્ષ્મી હમેશાં કુટુંબને પૂજે છે, પતિને પ્રેમાર્પણ કરે છે અને ગૃહસ્થાશ્રમને ઉજાળે છે. એનાં મૃદુતા, સ્નેહ, કુટુંબ પ્રેમ, અને માતૃપદ કદી મોળાં પડતાં નથી. કુટુંબસેવા, સમાજ-સેવા, પતિસેવા અને સ્વદેશીસેવાના ફણગા આદર્શ ગૃહિણીમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે આજના નવીનયુગમાં ' નવીન સ્ત્રી 'નો ઉદ્‌ભવ થયો છે અને એ નવીન સ્ત્રીનો ગૃહલક્ષ્મીનો આદર્શ આપણને ઘણે અંશે નવીન લાગે છે પરન્તુ એ નવીન નથી, એમાં બહુધા નવા અને જુનાનો સુન્દર મેળ છે. નવીન આદર્શો અને જુનાં હિતાવહ માર્ગોનું એમાં આબાદ મિલન છે.

એક અંગ્રેજ લેખક સ્ત્રી વર્ગના બે વિભાગ કરે છે. એક વર્ગ સેવિકાનો—જે પતિની સેવા પાછળ તન મન અને ધન અર્પે, તેના વ્યક્તિત્વમાં પોતાને શમાવી લે અને ધૈર્યશીલ હદયે સંસારભાર વહે તેનો. બીજો ' ડોલી '-ઢીંગલીઓનો જેને પુરુષો શણગારે, જેને હસાવવા અને ખેલાવવામાં પોતાની ફુરસદનો વખત ગાળે તેનો. દરેકોઇ દેશમાં બહુધા આ બે વર્ગો દષ્ટિગોચર થાય છે. ' સેવિકા ' કહેવાય છે કે હું જીવન સર્વસ્વ અર્પી પુરુષને મદદ કરૂં છું; ' ડોલી ' ધારે છે કે હું પૈસા ખર્ચવાનું સાધન બની પુરુષના કોડ પુરા કરૂં છું. પણ આ બંનેની ધારણામાં ભ્રમણા છે " પુરુષ પોતાના સ્ત્રી સંબંધીઓ પાસેથી સેવાની કે શોખની આશા નથી રાખતો દરેક સ્ત્રી સંબંધીમાં—સ્ત્રી, માતા, પુત્રી કે મિત્રમાં—તે કાર્યપ્રેરક દેવી શોધે છે. જે પત્ની એવી કાર્યપ્રેરક દેવી બને તેને ગૃહલક્ષ્મી કહેવી એ અસ્થાને નથી. પરાપૂર્વથી પુરુષ દેવીભક્ત છે સ્ત્રીઓ તેમના સંતાનોની કુશળ માતા થાય તેમનો કહ્યું કે નીરસ સંસાર ચલાવે, સમાજસેવાનાં વ્રત લે એ બધી આશા પુરુષો જરૂર રાખે છે પરન્તુ તેમની ખરી યાચના પ્રેરણાની હોય છે અને એ પ્રેરણા તેમને બીએટ્રીસ જેવી સખી પાસેથી, દેવયાની જેવી પુત્રી પાસેથી અને રજપુત વીરાંગના જેવી પત્ની પાસેથી જો તેમને મળે તો તેઓ પોતાની જાતને કૃતકૃત્ય માને છે. જીવનમાં—માતા, ભગિની, પત્ની અગર પુત્રીરૂપે આવી સ્ત્રી પુરુષને મળે ન મળે તે તો ભવિષ્યની વાત પરન્તુ એ સદ્‌ભાગ્ય મેળવવા માટે દરેક સંસ્કારી પુરુષ વલખાં મારે છે અને એ પ્રેરણામૂર્તિ પ્રાપ્ત કરવી એજ પુરુષોનું જીવનધ્યેય હોય છે."[2] જે સ્ત્રી આવી પ્રેરણામૂર્તિ બને તે ગૃહલક્ષ્મી બની શકે. કવિ નાનાલાલ ' વસન્તોત્સવ 'માં પ્રિયતમાની પ્રેરકતાનું એક શબ્દચિત્ર આપે છેઃ—

" કરૂણાભર્યાં કૃપા કટાક્ષ,
નિર્મલા વિલાસ વૈભવ,
સ્નિગ્ધ કોમળું હૃદય,
સ્વર્ગગીત ગુંજતો આત્મ,
અનંતવિશ્વનો સાર,
મધુરપ્રેમ, પ્રભુતા;
પ્રિયતમે ! તમારાં નયનમાં,
મેં તે સહુ દીઠું છે,
તેમના આદેશ ઉકેલવા,
તે નયનના સન્દેશ સમજવા,
તે જીવનની સૌભાગ્યશોભા છે. "

ગુણસુંદરી ગોવર્ધનરામની આદર્શગૃહિણીની ભાવના છે. હિંદુસમાજની સંયુક્ત કુટુંબ યોજનામાં સંયુક્ત કુટુંબના બખેડાની અંદર સુવર્ણદંડ જેવી દેખાતી ગુણસુંદરીનું વર્ણન સુંદર છે મદનશીલ, ક્ષમાધર, ચતુર અને સંસ્કારી, વિદ્યાચતુરની ગૃહલક્ષ્મી અને

૨ કનૈયાલાલ મા. મુનશી.

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ સ્ત્રી-વિદ્યાલય



સામાન્ય જ્ઞાનના વિષયમાં પ્રથમ આવનાર બહેનો
શ્રી નીરાબ્હેન ઠ. તન્ના  સૌ. સ્નેહલતા જ ઠક્કર  સૌ. ચંદ્રગૌરી વિ. કાપડીઆ
(૧૯ વર્ષ)  (૩૫ વર્ષ)  (૨૫ વર્ષ)

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ-સ્ત્રી-વિદ્યાલય



સૌથી વિશેષ હાજરી ( નિયમિતતા ) માટે " ગુણસુન્દરી ચન્દ્રક " મેળવનાર બ્હેનો

કુ. વીરમતી અ. દીવેચા (૨જું વર્ષ) કુ. કુસુમ છ મારફતીઆ (૩જું વર્ષ) સૌ જયાલક્ષ્મી હિં ગાંધી (૧લું વર્ષ)

ફ'ખો અને વિટંબણાઓની પરંપરામાંથી પસાર થાય છે અને સૌમાંથી હસતે મોઢે, પોતાનાં પ્રતિપક્ષીઓને સ્વપક્ષી કરી, બહાર નીકળે છે આખા કુટુંબબજારની અરઘટ્ટ ઘટિકા ગુણસુંદરી એકલે હાથે ખેંચે છે અને એ ચિત્ર જ્યારે ઘરના ખટરાગમાં, પતિનુ અને પોતાની તંદુરસ્તીનું પણ ભાન ભુલેલી ગુણસુંદરી, પ્રસૂતિકાળની વેદનાથી એકાએક બેભાન થઇ ગરીબ સુંદરગૌરીના હાથમાં ઢળી પડે છે ત્યારે અત્યંત કરુણ બને છે પરન્તુ આતો કાદંબરી અથવા નવલિકાની આદર્શ ગૃહિણીની વાત કરી. આપણા જીવન્ત સંસારમાં, કુટુંબમાં અને સમાજમાં ગૃહિણીરત્ન કોને કહેવું એના ચોક્કસ નિયમો નથી. મનુષ્યજીવન એટલુ અટપટુ છે, મનુષ્યના આજુબાજુના સંસ્કાર અને વાતાવરણ એવાં અગમ્ય છે અને માનવજાતિ એટલી વિચક્ષણ છે કે તેમાં વિજ્ઞાનની દષ્ટિએ કાંઇ ગૃહલક્ષ્મીની પૂર્ણ વ્યાખ્યા કે ગુણો ન આલેખી શકાય, છતાંએ આટલાં વર્ષોના જનસમુદાયના અનેક અનુભવોને આધારે ગૃહિણીને ગૃહિણીરત્ન અથવા ગૃહલક્ષ્મી બનવુ હોય તો શી શી વાતો ધ્યાનમાં રાખવી જોઇએ અને શા શા સદ્ગુણો પ્રાપ્ત કરવા જોઇએ તેનો બહુધા અનુભવજન્ય, જરૂરીયાતપૂર્ણ અને શાસ્ત્રવિહિત ખ્યાલ આછી રીતે દોરી શકાય. એવો ખ્યાલ પ્રાચીન સાહિત્યમાં દષ્ટિગોચર થાય છે કવિકુલગુરુ કાલિદાસ, શાકુંતલમાં તે વિષે લખે છે[1] પણ આજના અતિવ્યાપ્ત સંસારમાં રાજરાણી કરતાં ગૃહિણીને બીજી અનેક બાબતો લક્ષમાં રાખવી પડે છે એટલે સામાન્ય નિયમો ન ગણાવતાં આદર્શગૃહિણી અથવા ગૃહલક્ષ્મીની શી શી ફરજો છે અને શા શા ધર્મો છે તેનુ વિવરણ કરવું જરૂરનું છે એ ફરજો જે સ્ત્રી જાણે સમજે અને અપનાવે તેને ગૃહલક્ષ્મી કહી શકાય.

ખરી ગૃહલક્ષ્મી કુટુંબરાજ્યની પ્રધાન છે.[4] જેમ કોઈ મંત્રી આખા રાજ્યના સારા નરસાને માટે રાજાને જવાબદાર છે અને એ રાજ્યને સુદૃઢ અને સારા પાયા ઉપર ચલાવી રાજાને સંતોષ આપે છે તે પ્રમાણે ગૃહલક્ષ્મી થવા ઇચ્છતી સ્ત્રીએ પોતાનો ગૃહસંસાર મંત્રીમિસાલ ચલાવી પોતાની નિપુણતા તેમાં દાખવી ગૃહરાજ્યના રાજારૂપી પતિને ખુશ કરવો જોઇએ. પુરૂષ પોતાના ધંધારોજગારમાં અગર નોકરીચાકરીમાં ગુંથાએલો હોઇ ધન ઉપાર્જન કરી લાવે છે એ ધનનો યોગ્ય ઉપયોગ કરવો અને ગૃહરાજ્યની અનેક ઉપાધિઓમાંથી સુખરૂપ બહાર નીકળવુ તે સ્ત્રીની ફરજ છે. કુટુંબજીવનની બધી જરૂરીઆતો, અછતો, દેખરેખ અને જોઇતી ચીજોની સગવડ કરવી, બાળગોપાળને સુરક્ષિત રાખવાં, તેમની કેળવણી અને અભ્યાસની ચિંતા રાખવી, મૃદુ અને મીઠા શબ્દો વડે તેમની ભૂલો દુર કરવી, પતિની બધી જરૂરીઆતોનુ ધ્યાન રાખી સગવડ કરવી, કુટુંબીજનોની સારવાર, સેવાચાકરી અને માન રાખવાં, નોકરો ઉપર દેખરેખ રાખવી, પૈસાટકાનો ખ્યાસ રાખવો, નિત્યના ખર્ચનો હિસાબ રાખવો, વડિલોની આજ્ઞા પાળવી, તેમની ભોજન વ્યવસ્થા કરવી, નાતજાતમાં રીત પ્રમાણે રહી કુટુંબ આબરૂ જાળવવી, કુટુંબસેવા કરવી વગેરે ગૃહમંત્રીની અનેક ફરજો છે. પુરૂષના મનોવ્યાપાર નોકરી અગર વ્યાપારમાં ધનોપાર્જન કરવામાં હોવાથી ગૃહતંત્ર ઉપર તેનો સીધો કાબુ રહેતો નથી અને રાખી શકતો, પણ

---

[1] शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मास्म प्रतीपं गमः ।
(शाकुन्तल)

[4] गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ । ( रघुवंश )

આતુર નયને રાસ સાંભળવા બેસી રહે છે. એ રાસયુગ પાછો હવે આવે છે; રસિકાઓ ફરીથી એ રાસયુગ લાવે છે.-મૌલિક સંગીત આદર્શગૃહિણીનું એક ખાસ તરી આવતું લક્ષણ છે ઉપર્યુક્ત ગુણો બધીજ ગૃહલક્ષ્મી-ઓમાં હોવા જ જોઇએ અને જો એ ન હોય તો તે વખતની સ્ત્રી ગૃહલક્ષ્મીનું અભિધાન નજ મેળવી શકે એવો કોઇ નિયમ હોતો નથી. બધા માનવીઓની બધી શક્તિઓ સંપૂર્ણતાએ પહોંચેલી હોતી નથી અને ખીલેલી હોતી નથી. એક લક્ષણ એક મનુષ્યમા વધુ અંશે માલમ પડે તો બીજામાં બીજુ ખાસ લક્ષણ વધુ તરી આવે, સ્ત્રીઓનુ પણ તેમજ સમજવું. પરન્તુ ગૃહજીવનના વ્યવસાયમાં સ્ત્રીને અનેક ફરજાઓમાથી પસાર થવું પડે છે. ઉપરના ગુણો ગૃહજીવનના વ્યવસાયમાં ખાસ અગત્યના છે. એટલે એ ગુણવિભૂષિત સ્ત્રી ગૃહજીવન સારી રીતે નભાવી શકે છે. ઉપરના ગુણો કે શક્તિ સ્ત્રીઓમાં હોય તો સ્ત્રીપદને તેઓ અધિક ઉજાળી શકે

અત્યારસુધી તો નારીજીવનની બાહ્ય વાતો કરી; ખાસ કરીને ગૃહસ્થાશ્રમ અને તેમા સ્ત્રીનો ફરજો, એ વિષય પરત્વેની વાતો થઇ કુશળ ગૃહિણી ઉત્તમ ગુણોથી ગૃહસ્થાશ્રમને ઉજ્જવળ કરે પણ એની નારીજીવનની ભાવના કેવી હોવી જોઇએ તે જાણવાની ઘણી જરૂર છે. સ્ત્રીજગતમાં એ કેવો ભાગ ભજવે તેનું નિરુપણ કરવું અસ્થાને તો નજ ગણાય. પુરૂષ કરતા સ્ત્રી ઘણી કોમળ, પ્રેમાળ અને અહિંસક છે. એ બધાંમાંયે ઉત્તમ ગુણ સહનશીલતા છે અનેક દુખો પારકા માટે પોતે સહન કરે છે. કુટુંબના સુખ માટે પોતે અનેક સંકટો વેઠે છે પણ તે પોતા માટે નહીં હોતાં કુટુંબીજનો માટે હોય છે પુરાણનો ઇતિહાસ ઉઘાડીએ તો દમયંતીને પતિ પાછળ જંગલોમાં અર્ધવસ્ત્રે ભટકતી આપણે જોઇએ છીએ, તારામતીને સત્યવાદી હરિશ્ચન્દ્ર માટે વારાણસીની બજારોમા વેચાતી જોઇએ છીએ; સીતાને પતિ માટે વનવાસ ગ્રહણ કરતી જોઇએ છીએ. આમ સ્વાર્થને દાબી પરમાર્થ અને પરોપકારમાં તેને ડૂલ થતી આપણે જોઇએ છીએ. આર્યાવર્તની સંસ્કારી સ્ત્રીઓમાં એ ભાવના આદર્શમય છે. પરન્તુ એ સહનશીલતા સ્ત્રીને દાસી બનવા નથી પ્રેરતી. 'નવા યુગની સ્ત્રી એટલે દાસી નહીં પણ સાથી, ભાર્યા નહીં પણ સંસારનાવની સુકાની, ગૃહની અધિષ્ઠાત્રી અને સાથે ઉડનારી સહચરી * " આ ભાવના તેનામાં જાગ્રત રહે છે. સહનશીલ અધિષ્ઠાત્રી થવાના તેને કોડ છે. સનાતનકાળથી ચાલી આવતી સ્ત્રીત્વની ભાવના યુગેયુગે બદલાય છે પરન્તુ તેમા રહેલી આ ભાવના તો અમર અને અમતજ છે, અખંડ છે, અવિકારી છે; તે ગૃહિણી છે, સખી છે, દાસી છે, બધું છે, ટુંકમાં આદર્શ રમણીરત્નને ડગલે સદ્ગુણ અને ડહાપણ પ્રવર્તે છે એના હૃદયમાં ભલાઇનો ભવ્ય મહેલ છે. જે મનુષ્યને આવી પત્ની પ્રાપ્ત હોય તેનુ જીવન અહોભાગ્ય ' જે બાલકને આવી માતા હોય તેનું જીવતર ખરેજ ધન્ય અને સુખી હોય છે !

---

* લીલાવતી મુન્શી.



# ક્ષુધાર્તોની જીવનદોરી

લેખિકા: શ્રીમતી હીરાબાળાબ્હેન જી. રાઠોડ

સંધ્યાકાળનો સમય વીતી જવા આવ્યો છે. ભુલેશ્વરના રસ્તે ભારે ભીડ અને ગરબડકોલાહલ જામી રહ્યો છે. ત્યાંથી એક સ્ત્રી અને બે બાળકો ઝડપભેર ચાલ્યાં જાય છે તેમના મુખપર ચિન્તા દેખાય છે નાનો બાળક ભીડમાં ચાલતાં ચાલતાં વારંવાર પડી જાય છે. તેને ઉઠાડી તેની માતા વળી આગળ ચલાવે છે. તે બાઇના હાથમાં કંઇક પડીકું છે તેઓ ત્યાંથી નીકળી એક મોટા મકાન પાસે આવી પહોંચે છે અને તે મકાનમાં ઉપર ચડી એક દિવાનખાનામાં જાય છે તેમને જોતાંજ ઘરની શેઠાણી તડૂકી ઉઠે છે. તે શેઠાણીનું નામ વિલાસિની છે

વિલાસિની—(ક્રોધમાં)-કુમુદિની, કેમ આટલું બધું મોડું થયું? દર્શન કરવા ગઇ તે ગઇજ! ઘરમાં કંઇ કામકાજ જોવું કે નહિ? અને વળી આ પોટલામાં શાનાં લાવી છે?

કુમુદિની (દબાએલા અવાજે)—મોટીબેન એ તો ખાદીના કપડાં લાવી છું. (વળી ગભરાય છે તેથી અટકી જાય છે ને શેઠાણી ડોળા કાઢે છે.) મને મોડું તો એમ થયું કે ખાદીભંડારમાં આજે ઘણીજ ભીડ હતી. હું તો જેમ તેમ કરીને નીકળી આવી છું. વળી આ મહેન્દ્ર કેમે કરી ચાલતોજ નહોતો. આથી વાર થઇ

વિલાસિની—(મોં ચડાવી અભિમાનથી)-વાહ! આ બધા શોખ શા પર કરો છો! કર્મ તો ભિખારીના છે, નહિ તો વળી શું એ કરત! પણ એ ખાદીબાદી મારા ઘરમાં નહિ ચાલે! મને તો એ ભરવાડ જેવા કપડાં દીઠાંએ ગમતાં નથી. તું એ જાણે છે છતાં એ લાવીને મારૂં અપમાન કરે છે!

કુમુદિની—(ગભરાઇને)-હું હું મોટી બેન, એવું શું બોલો છો! મારે અપમાન કરવાનું કારણજ શું હોય! તમે તો મારા અન્નદાતા છો! તમારા આશ્રયે તો અમે જીવી રહ્યાં છીએ આ તો મારાં કપડાં ફાટી ગયાં છે અને છોકરાઓનાં કપડાં પણ હવે સીવડાવવાનાં થયાં છે અને બધા લોકો હવે ખાદી ખરીદે છે તેથી મેં પણ એ લીધી કારણ કે એ ટકે વધારે તેથી બે દિવસ વધારે પહેરાય. બેન મેં તો એ કારણે ખાદી લીધી છે. મારે તે વળી આ પર શોખ કરવાના હોય! (ગળગળી થઇ જાય છે અને પાલવે આંસુ લુછે છે.)

卐

કુમુદિની એક ખાનદાન અને સુખી ઘરની બાળા છે. તેના માતપિતાએ તેને ઉચ્ચ પ્રકારની કેળવણી ઉપરાંત ગૃહકાર્યનું શિક્ષણ અને વ્યાવહારિક જ્ઞાન આપ્યું છે.

તેમની જ્ઞાતિમાં વરની ઘણી અછત છે રોટી વ્યવહાર તો બીજી ઘણીએ જ્ઞાતિ સાથે થાય છે પણ બેટી વ્યવહાર તો અમુક તડમાંજ કરાય છે આથી કુમુદિનીની ઉમ્મર મોટી થવાથી તેમના માતપિતા મુંઝાયા અને પર ણાવવાની ઉતાવળમાં પડી ગયાં. અને હિંદુ સમાજની રૂઢિ મુજબ વરના શિક્ષણની કે ગુણપણાકની તપાસ કર્યા વગરજ માત્ર ખાનદાન ગણાતુ કુળ જોઇનેજ એક યુવક સાથે ઘણી ધામધુમથી કુમુદિનીના લગ્ન કરી નાખ્યાં. પણ જ્યારે કુમુદિનીને દુ:ખ પડવા લાગ્યું ત્યારે માતપિતાની આંખો ઉઘડી કે આ તો દીકરીને બળતી હોળીમાં હોમ્યા સમુ પાપ કર્યું ! વળી જે પૈસો લગ્નની શોભા અને જ્ઞાતિ જમણોમાં ખરચી દીધો તે પૈસો જો પુત્રીના નામે વ્યાજે મૂકયો હોત તો આજે તે બિચારીને ખપ લાગત પણ હવે વિચાર કરવો વ્યર્થ છે ! કુમુદિનીનો પતિ લાડમાં ઉછરેલો, તદ્દન અસંસ્કારી અને ચાલુ જમાનાની ફેશન તથા કુછંદમાં સપડાએલો હોવાથી વારંવાર કુમુદિનીને મારપીટ કર્યા કરતો અને તે ઉપરાંત તેનાં દાગીના, કપડાં કે જે કોઇ કિંમતી ચીજો હાથમાં આવતી તે ચોરી જતો અને વેચીને પૈસા ઉડાવી દેતો. આથી કુમુદિનીના દુ:ખનો પાર રહ્યો ન હોતો ! તે અને તેના માતપિતા વિધાતાનો દોષ કાઢી દિવસ વ્યતીત કરતા હતા ! તેટલામાં વળી ગામમાં ઇન્ફલ્યુએન્ઝાની બિમારી ખુબ જોસમાં ફાટી નીકળી તેમાં તેના માતાપિતા સ્વર્ગવાસી થયાં. આથી કુમુદિની તદ્દન નિરાધાર થઇ પડી !

આવી દશામાંએ કુમુદિનીના પતિને સાન ન આવી. એક દિવસે વળી ધાંધલ કરીને પૈસા માગ્યા. એ બાપડી કયાંથી આપે ? તો પણ તે રાક્ષસે તેને ખુબ મારી અને તેના ગળામાં મંગળસૂત્ર હતુ તે તથા તેના બે બાળકોના હાથમાં ઝીણી ઝીણી વીંટી હતી તે પણ ઝૂંટવીને કાઢી લીધી તથા ઘરમાંથી બધાને હાંકી મૂકયાં ! આ વેળાએ કુમુદિનીએ બહુ આજીજી કરી કે હુ બે છોકરાંવાળી કયાં જાઉં ? પણ તેને દયાજ ન આવી તે બાપડી રોતી કકળતી પોતાના બે બાળકોને લઇ એક મંદિરના ઓટલે બેઠી ! તેટલામાં ત્યાંથી તેના મસીઆઇ બનેવીની મોટર જતી હતી તે જોઇને ' માસા ' ' માસા ' એવી બુમો પાડના બાળકો મોટર પાછળ દોડયાં મોટર ઉભી રખાવી બાળકો તેને વળગી પડયા અને રડવા લાગ્યાં. સઘળી બીના સાંભળી તેણે કુમુદિનીને પોતાને ત્યાં લાવી રાખી આ ગૃહસ્થનુ નામ ધનસુખલાલ શેઠ છે. અનાજના મોટા વેપારી છે ને પૈસે ટકે સુખી છે તેમ મનના પણ ઉદાર છે તેમનાં પત્ની, તે કુમુદિનીના માસીની પુત્રી થાય. તેમનું નામ વિલાસિની છે. પણ તેમનામાં નામ પ્રમાણેના ગુણ છે તે પૈસે તેમજ બાળબચ્ચાંએ સુખી છે. સ્વભાવે ભોળાં છે દેશી સંસ્કૃતિ અને દેશી પહેરવેશ પ્રત્યે જન્મજન્માંતરનું, જાણે વૈર ન હોય તેમ હોવાથી, પોતે અને પોતાનાં બાળકો નખશીખ શિખપર્યંત વિલાયતી વસ્ત્રોથી વિભુષિત થઇને નવાં અર્થ ઉપાડાજ કરે છે. આવાં સ્વભાવવાળાં હોવાથી પોતાને ત્યાં રહેલી એક આશ્રિત વ્યકિતને સ્વદેશી કાપડ અને તેમાં પણ વળી જાડી ખાદી લાવેલી જાણીને તેને પગથી માથા સુધી ઝેર ચડે છે તેથી કુમુદિની પર ગુસ્સે થઇને કહે છે.

વિલાસિની—રાખ નહિ તો વળી શું કહેવાય ? હમણાં હમણાં લોકો સાવ મૂર્ખા બનતા જાય છે. મૂર્ખાઇની પણ હદ હોય છે. અરે લગ્નવિવાહ જેવા માંગલિક પ્રસંગે પાઘડીને બદલે ધોળી ટોપી અને સેલાં,

અમર, સાડી, ઘંટીઓ અને ચુડીઓને બદલે ખાદીની સાડી પહેરે છે એ તે કંઈ ઠીક કહેવાય ? તેમાં વળી તું એ એ સંઘમાં ભળી! પણ બધાં રખડી મરશો રખડી ! એવા શોખ કરવા આપણે ના શોભે !

કુમુદિની—ગોદીબેન ! લોકો કદાચ શોખને ખાતર એમ કરતાં હશે, પણ હું તો સમજીને જ ખાદી લાવી છું !

વિલાસિની—(વચ્ચેજ)—ખરે મ મજી તારું ડહાપણ ! અરર નર્યું ગુણપાટ જેવું ખરબચડું કાપડ લાવી અને પછી કહે છે કે હું તો સમજીને લાવી છું !

કુમિદિની—મોટીબેન મારું સાંભળો તો ખરાં ! હું તો આપણા દેશબાંધવોને મદદ કરવા અને તેમના ભલા માટે લાવી છું.

વિલાસિની (મશ્કરીમાં)—ઓહો બાપ ! આ તો નવી વાત જાણી. ખાદી પહેરનાર જ સુંડાસખ જેવા દેખાય ને અને શું ભલું કરવાનું કહે છે ? ખાદી ખસ ખસ ભરે છે !

કુમુદિની—મોટીબેન હું ખોટી મશ્કરી નથી પણ સત્ય વાત કહું છું. માફ કરજો, મોટીબેન. તમે વર્તમાનપત્ર વાંચતાં હો તો ખબર જાણોને કે આપણા દેશની દાઝ થી સ્થિતિ છે. તે દિવસે મારા બનેવી પણ નહોતા વાત કરતા કે દેશમાં દાઝ ..

વિલાસિની—(વચ્ચે અકળાઈને)—કુમુદિની, હવે બસ કર. તું અને તારા બનેવી આખો દિવસ દેશ દેશ કર્યા કરો છો પણ દેશની સ્થિતિ હું તમારા કરતાં વધારે સારી રીતે જાણું છું. હમણાં લોકો જે દેશના ભલાની વાતો કરે છે ને તેઓએજ દેશને દુખી કરી નાખ્યો છે હાય હાય ! લોકોના ઘરબાર લુટાઈ ગયાં, વેપાર રોજગાર પડી ભાંગ્યા, લોકોને દેવાળાં કાઢવા પડયાં, લાખોપતિઓ ભિખારી બન્યા, કહે બેન દેશ દેશ કરીને શું સાર કાઢયો ? અરે પહેલાં કેવો ધમધોકાર વેપાર ચાલતો હતો ! અને હવે આ તારી ખાદીએ તો મોટી મોટી મારવાડીઓને જડ વેરાન કરી નાખી છે. આપણા વડવાઓ મૂર્ખા હતા અને હવે આજકાલના લોકો ડાહ્યા થવા નીકળ્યા છે ! દેશની વાતમાંથી ખબ તેઓ શું કહે છે કે દેશબાંધવોના ભલા માટે ખાદી લાવું છું ! દેખાડને મેં કહ્યું તેનાથી વધારે શું વર્તમાનપત્રમાં લખવાનું છે ? નજરે જોયું છે તે ખોટું છે ? હું તો

## મુક્ત થવું એ સાચું

૧

ગંગા જમનાને તીર હું તો ન્હાતી રે,
ગંગા જમનાને તીર હું તો ન્હાતી
ધીરાની જળ પાતી

૨

રજનીઆકાશનાં ગીત હું તો ગાતી રે,
રજનીઆકાશનાં ગીત હું તો ગાતી
પૃથ્વીમાં મલકાતી.

૩

સંધ્યાસાગરનાં રત્ન હું તો વાંખું રે,
સંધ્યાસાગરનાં રત્ન હું તો વાંખું
ઈશ્વરનો રસ ચાખું.

૪

તારા-ફૂલડાંની માળા હું તો ગૂંથું રે,
તારા-ફૂલડાંની માળા હું તો ગૂંથું
પર્વત શિર પર મૂકું

૫

ચકલી રૂંઢિઆને ગુંજન હું તો નાચું રે,
ચકલી રૂંઢિઆને ગુંજન હું તો નાચું
મુક્ત થવું એ સાચું

૨ · ૮ · ૩૧ મોહિનીચન્દ્ર

નકામી આંખો ફોડવા અને વાંચીને માથું દુઃખવવા નથી માંગતી ! કુમુદિની, હુ તને સાફ કહુ છુ અને આજે તો જવા દઉં છું પણ હવે પછી મારા ઘરમાં ખાદી કદિ લાવતી નહિ, સમજી કે ?

કૌમુદિની—મોટીબેન તમે મને પૂરૂ બોલવાજ દેતાં નથી. એકવાર તમે મારૂ પૂરૂ સાંભળી લો અને પછી કહેજો કે હુ કહું છું તે ખરૂ છે કે ખોટું ? તમે જે વાત કરી તેમ થવાનું કારણ કંઇ ખાદી નથી. બેન, ખાદીથી તો કેટલાએ કુટુંબો અન્ન વગર મરતાં બચ્યાં છે !

વિલાસિની—( વચ્ચેજ ખડખડાટ હસીને )—અરે હવે તારી ગાંડી ગાંડી વાતો રહેવા દે. ખાદીએજ લોકોને મારી નાખ્યા છે

કુમુદિની—મોટીબેન તમારા મનમાં જે વાત પેસી ગઇ છે તે એકજ બાજુની છે એટલે કે તમે માત્ર મોટાં મોટાં શહેરોનીજ વાતો કરો છો. પણ આખા ભારતવર્ષમાં મોટા શહેરો તો માત્ર અઙ્ગુર્યા ગાંઠયાજ છે. પણ મોટે ભાગે ગામડા છે. તે ગામડાંમાં હવે કશો હુન્નર–ઉદ્યોગ રહ્યો નથી, તેથી કરોડો લોકો કામધંધાના અભાવે કમાણી વગર ભૂખમરો વેઠે છે વળી શહેરોમાં મીલો અને કારખાનાઓમાં મશીનોથી વ્યવહાર ચાલે છે. કાપડ વણવાથી માંડી ઘાંચીની ઘાણીમાં પણ મશીનો ગોઠવાયાં છે આથી કાપડથી માંડી તેલ પીલવાના કારખાનાઓ પણ મશીનથી ચાલે છે. તેથી આપણા દેશનો જે હસ્તઉદ્યોગ હતો તે તદ્દન નાશ પામી ગયો છે ! કેટલાક લોકો ગામડાં તજી નોકરી માટે શહેરોમાં વસ્યા પણ શહેરોની લાલચમાં ફસી પડયાં. આથી કમાવાને બદલે, ફેશનમાં, હોટલનાં ખાણામાં, નાટક સીનેમામાં, જુગાર અને સટ્ટામાં અને મફ્ઝ સહજમાં સોડા લેમન તથા ચા કોફીના પીણાની ટેવમા પડી ગયા. જેથી અનેક પ્રકારનાં દુઃખો, રોગો અને આપદામાં સબડતા થઇ ગયા છે આથી એવુ બન્યું કે ગૃહઉદ્યોગથી ઘરને આંગણેજ સુખશાંતિથી જે સાદુ જીવન ગાળી લાંબુ આયુષ્ય ભોગવાતુ હતું તેને બદલે નોકરીયાત જીવન બન્યું અને અનેક ટેવોના ભોગ બની અલ્પજીવી થઇ ઉદ્વેગ અને અશાંતિમા નકલી જીવન ગાળતા બની ગયા. અને તેમ થવાનુ મુખ્ય કારણ એ **મશીનોજ** છે સત્ય કહીએ તો મશીનોજ આપણા દેશનું દ્રવ્ય પરદેશ ખેંચી ગયા છે જો મશીનો બનાવવાની સત્તા આપણા હાથમાં હોત અને તે આપણા દેશમાં આપણાજ દેશી ભાઇઓ બનાવતા હોત તો આપણા દેશનેજ કમાણી થાત પણ તેમ બનતુ નથી. તેથીજ આપણે પરદેશી મશીનો ખરીદી લુંટાઇ જઇએ છીએ, એટલુંજ નહિ પણ ગૃહઉદ્યોગને મારી નાખી ગરીબોને ભૂખે રીબાવીએ છીએ. આથીજ ગામડાંના લોકોને માટે થોડા ખરચે સાધનો મેળવીને કમાણી કરી શકાય એવો ઉપાય આજ સુધી કશો જડતોજ નહોતો. પણ તે માટે સહેલો, સસ્તો અને વળી બાળકથી માંડી વૃદ્ધ સુધી સૌ લોક ઘણીજ થોડી મહેનતે અને થોડી સમજથી કરી શકે એવો ઉપાય મહાત્મા ગાંધીજીએ શોધી કાઢયો છે.

વિલાસિની—હે એ વળી શુ ?

કુમુદિની—મોટીબેન ! જે ચીજનો તમને કંટાળો છે તે જ રેંટીયો

વિલાસિની—એમ કે ! લે મોટી સમજણ પાડવા બેઠી છે. આખો દિવસ ઘુરરર ઘુરરર ઘુરરર ફેરવ્યાજ કરે તો માંડ માંડ ચાર પૈસા કમાય ! જ્યારે વિલાયતી કાપડમાં ગલો બચાઇ જાય છે તેનું તને ભાન છે ?

કુમુદિની—મોટીબેન સાંભળો તો ખરાં ! જે લોકોને એક પૈસો પણ આખા મહિનામાં

દેખવા મળતો નથી તેના બાપડાને એક દિવસમાં ચાર પૈસા હાથમાં આવી પડે તે થોડા કહેવાય ? ચાર પૈસાના અનાજમાંથી તો બે રોટલા કે પાશેર ખીચડી થઇ શકે છે અને તેમને અન્ન મળે છે તે પહેલાં એ લોકો અન્ન વિના તરફડીને મરી જતા હતા. જેટલું આપણા ઘરમા રોજ એઠવાડામાં અન્ન જાય છે તેટલુ યે જો તેમને મળે તો તેમના કેટલાએ માણસો જીવે એવી દશા આપણા ગામડાની છે. બેન તમે સુખી માણસ ગરીબોની ઝુપડીઓમાં ક્યાંથી ફરો તે જાણો ?

વિલાસિની—( કંઈ વિચાર કરતાં કરતાં ) હા, તારૂં કહેવું કંઇક ખરૂં તો લાગે છે પણ તેમાં આપણે શું કરીએ ? ભોગ એમના !

કુમુદિની—મોટીબેન ! તમે તો તેમાં ઘણું કરી શકો તેમ છો ! જો મારોજ દાખલો આપુ. તમે મને ન સંઘરી હોત તો આજે મારા અને મારા બાળકોના શા હાલ થાત ? તમે મન પર લો તો ઘણાં કુટુ બોને જીવતદાન આપી શકો તેમ છો. તમે ખાદી પહેરો તો તમારો દાખલો લઈ બીજાઓ પહેરે. તેથી ખાદી ખપે. આથી તમે જે સદાવ્રત માંડ્યાં છે તેના કરતાંએ વધારે પૂણ્ય પ્રાપ્ત કરી શકો !

વિલાસિની—( અકળાઇને ) અરે શી સમજ વગરની વાતો કરે છે ! સદાવ્રતથી કેટલા જીવોનો આત્મા ઠરે છે, તેને તું પુણ્ય નથી ગણતી અને ખાદી લેવામાં તેનાથી વધારે પુણ્ય જુએ છે !

કુમુદીની—મોટી બેન પુણ્ય કરવામાં પણ સમય જોવો જોઇએ છે. આ ચાલુ સમયમાં હવે પુણ્ય કરવાની રૂઢિ ફેરવવાની જરૂર પડી છે સદાવ્રતના કાર્યથી આપણા દેશને નુકશાન થયું છે લોકોમાં આળસાઇ વધી છે. અને મહેનત કર્યા વગર હરામનુ માગી ખાવાની ટેવ પડી જાય છે. જ્યારે ખાદીના કાર્યથી લોકો કામ કરતા થાય છે આથી આળસમાં વધારો થતો નથી પણ હાથ પગ હલાવી પ્રમાણિકપણે બે પૈસા રળવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે આટલો બે બાબતનો તફાવત સદાવ્રત અને ખાદી કાર્યમાં છે. મોટી બેન, તમે લગાર ધીરજ રાખો તો સઘળું આંકડા સાથે સમજાવું.

વિલાસિની—લે બેન તારી ઇચ્છા છે તો નહિ બોલુ, તારે સમજાવવુ હોય તે સુખેથી સમજાવ. પણ અરે બાર તો વાગ્યું એ ફરી ગયુ. અસ્મા ભટ્ટ જલદી કડક ચા બનાવી લાવ ( ચુમો પાડે છે ને ભટ્ટ ચા કરી આપે છે તે પીતાં પીતાં કુમુદિનીની વાતો સાંભળે છે. )

કુમુદિની—મોટી બેન તમારૂં આજે માથુ દુખે છે અને તમે કંટાળી પણ ગયાં છો તેથી વધારે ત્રાસ નહિ આપુ. માત્ર પંજાબની જ વાતો કહીશ. ત્યાંનો ૧૫ મહિનાનો એટલે ૩૦ ના સપ્ટેમ્બરથી સને ૧૯૩૧ ના ડિસેમ્બર સુધીનો રિપોર્ટ બહાર પડ્યો છે. તેમાં તેઓ જણાવે છે કે—પંજાબ જીલ્લામાં ૩૮૭ ગામોમાં લોકો ખાદીનુ કામ કરે છે. તેમાં

| | |
|---|---|
| ૮૭૩૯૧ | કાંતનારીઓને |
| ૧૬૨૧ | વણકરોને |
| ૧૩૨ | ધોબીઓને |
| ૫૪ | રંગારા અને છીપાઓ મળી |
| કુલ ૮૯૧૯૮ | માણસોને રોજી મળી. |

વિલાસિની—આહો આ તો ઘણુ સારૂ થયુ !

કુમુદિની—અરે મોટીબેન સાંભળો તો ખરા એ લોકો કેટલુ કમાયાં તે ? તમે જેને ૪ પૈસાની કમાણી કહો છો પણ તેઓ ૨૫૧૬૭૯-૪-૧૧ કમાયા.

વિલાસિની—( આશ્ચર્યથી )–શું સાચી વાત ?

કુમુદિની—જુઓ બેનઃ

રૂ. ૨૦૧૫૨–૦–૦ પીંજામણના

રૂ. ૮૮૫૬૭–૦–૦ કાંતણકામના

રૂ. ૧૦૫૨૪૬–૧૩–૯ વણકરીના

રૂ. ૧૯૮૨૮–૧૫–૬ ધોલાઈમણના

રૂ. ૧૯૬૮૩–૭–૮ રંગામણી અને છીપાકામના ખરચ્યા. બેન હવે કહો કે આટલા બધા ગરીબ ગામડીઆઓને આ પ્રમાણે રોજી આપી શકાય એવો બીજો કોઈ ધંધો તમારી નજરમાં છે ? આ રીતે કેટલા બધા માણસોને આપણે જીવતદાન આપી શકીએ છીએ ?

વિલાસિની—બેન તારી વાત હવે મને બરાબર સમજાય છે. હું તો અત્યાર સુધી એમ જાણતી હતી કે સદાવ્રત માંડયું છે. તેથી લોકોને જીવાડવાનું પૂણ્ય મળે છે પણ તેમાં તો મેં આળસુને ઉત્તેજન આપી પાપનુ કામ કર્યું છે. જો અત્યારે કોઈ જીવતદાન આપતું હોય તો તે ખાદીના કાર્યથીજ અપાય છે પણ બેન તે છતાએ મારાથી તો આવા ખરબચડા અને દશશેર દશશેર વજનના કપડા નહિ પહેરાય બા !

કુમુદિની—મોટી બેન, તમારે શા માટે એવાં કપડાં પહેરવાં જોઈએ ? પ્રભુએ તમને ઘણુંએ આપ્યું છે તો ઝીણા મોંઘા કપડાં પહેરોને ? જુઓ હું તમને દેખાડવા માટે એવાં કપડા પણ લાવી છું. પણ તમે શરૂઆતમાં ગુસ્સે થયાં હતાં તેથી બતાવતાં ડરતી હતી

વિલાસિની—લાવ લાવ જોઉં, કેવા છે ? ( કપડાં જોઈને આશ્ચર્યથી બોલે છે ) શું આ કપડાં ખાદીનાં છે ?

કુમુદિની—હા મોટીબેન ! તમે ખાદીના ભંડારમાં તો આવો તો દુવાલથી માંડી શેતરંજી ગાલીચા વગેરે તમામ ચીજો સુંદર મળે છે. આપણે બે ઘડી જોયા જ કરીએ.

વિલાસિની—બહુ સારૂ કાલે આપણે જઈશું. ચાલો હવે તારા બનેવીને આવવાનો સમય થઈ જવા આવ્યો છે. જમવાની તૈયારી કરો.

✠

બીજે દિવસે કુમુદિનીને લઈને વિલાસિની ખાદીભંડારમાં જાય છે ત્યાંથી તેણે સેંકડો રૂપિયાની વસ્તુ ખરીદી છે. શરીરના કપડાં, પથારી તકીયાની ખોળો, ચાદર, પડદા, મેજ, કોચના કાપડ શેતરંજી ગાલીચા અને હાથ લુછવાના દુવાલ સુદ્ધાં ખાદીના વસાવી આખું ઘર ખાદીમય બનાવી દીધું છે તે જોઈ ધનસુખલાલ શેઠ રોજ કુમુદિનીને આશિષ દે છે, કે બેન ભલે તમે આવ્યાં અને મારા ઘરમાંથી વિદેશી પાપ કાઢયું !






લેખક ડૉ. ઇન્દુલાલ સોમકલાલ દવે,
એમ. બી બી એસ.

( ગતાંકથી ચાલુ )

## પ્રકરણ ૫ મું

### રાંધવાની ક્રિયા

હવે આપણે એટલું તો સમજી ગયા કે ખોરાક જેમ જલદી પચે તેમ તેનું લોહી વધારે જલદી થાય. ખોરાક જલદી પચે તેવો બનાવવા આપણે તેને રાંધવાની જરૂર છે, એ પણ સ્પષ્ટ થાય છે તો તે ક્રિયા શું છે તે આપણે વિગતવાર જાણવુંજ જોઇએ કારણ તે જાણ્યાથીજ આપણે ખોરાક બરાબર રાંધી પચાવી શકીએ અને સારૂં લોહી શરીરમાં મેળવી શકીએ

રાંધવાની ક્રિયામાં જૂદા જૂદા પ્રકારનો સમાવેશ થાય છે જેમકે - શેકવું, તળવું વિગેરે પરંતુ દરેકમાં ધ્યેય તો એજ હોય છે કે ખોરાકની વસ્તુ પચવામાં હલકી કેમ બનાવાય.

રાંધવાના પ્રકાર નીચે પ્રમાણે છે —

(૧) શેકવું. (૨) તળવું. (૩) બાફવું (૪) ભુંજવું. (૫) વઘારવું (૬) શીઝવવું (૭) આપો દેવો.

( ૧ ) શેકવાની ક્રિયા ત્રણ રીતે થાય છે આગ ઉપર, તથા આગ ઉપર તવો અથવા પેણી મૂકી તે ઉપર અથવા તેવી પેણી ઉપર રેતી ગરમ કરી તેમાં બાવા લોકો બાટી બનાવે છે તે રોટલા ઘડી સળગતા છાણાની અંદર મૂકી દે છે. જુવાર,' બાજરી વિગેરેનાં લીલાં કુંડાનો પોંક પણ તાપ ઉપર શેકીને તૈયાર કરાય' છે. ગૃહસ્થી લોકો રોટલા ઘડી ચૂલા ઉપર લોઢાનો 'તવો અથવા માટીની કલેડી તપાવી તે ઉપર મૂકે છે. અને એક પછી એક બાજૂથી શેકે છે શેકાવાથી કણકમાં રહેલા પાણીની વરાળ થઇ લોટના દાણાને બાફે છે. પ્રત્યેક દાણો બફાઇને ફુલે છે એટલે હલકો બને છે જેમ રોટલી વધારે શેકાય અને પાણીનો ભાગ ઓછો થાય તેમ તે વધારે હલકી બને છે. તેથીજ તે જલદી પચી શકે છે.' જાડો રોટલો હોય તો તે ઉપર ઉપરથી કઠણ થાય છે પણ અંદર તો નરમ રહે છે ને તાપ સખત હોય તો ઉપરનું પડ જલદી શેકાઇ જાય અંદરથી કાચું રહે છે; તે રોટલો ભાંગવાથી આપણે જાણીએ

છીએ. આવો રોટલો ઉપરથી તૈયાર થયેલો દેખાય પણ અંદરથી કાચો રહી પચતાં વાર લાગે છે. માટે તાપનું પ્રમાણ મુખ્યત્વે તપાસવું જોઇએ. જેમ ધીમે તાપે રસોઇ થાય છે તેમ તે વધારે સ્વાદવાળી અને પચવામાં હલકી બને છે.

ભાડભૂજા લોક ચણા, વટાણા તેમજ સોપારી વિગેરે ગરમ રેતીમાં શેકે છે.

( ૨ ) તળવાની ક્રિયામાં ચૂલા ઉપર પેણીમાં તેલ અથવા ઘી મુકી તેને કકડાવી જે વસ્તુ તળવાની હોય તે તેમાં મૂકાય છે. પાણી જેમ ગરમ થાય અને પછી ઉકળવા માંડે ત્યારે તેમાં ૧૦૦° ડીગ્રી ગરમી હોય છે. પણ તેલી પદાર્થોને ઉકળવાની ગરમી બહુ વધારે હોય છે. કોઇની ૨૦૦° ડીગ્રી તો કોઇની ૫૦૦° ડીગ્રી. તેલ તો પ્રવાહી હોય છે પણ હિંદુસ્તાનની સાધારણ ગરમીની ઋતુમાં ચોખ્ખું ઘી ઠરેલું રહે છે. એટલે તે વીધરાવાને અથવા પ્રવાહી બનવાને તેલ કરતાં પણ વધારે ગરમીની જરૂરીઆત ધરાવે છે. એટલે ઉકળવા માટે પણ તેલ કરતાં ઘીને વધારે ગરમીની જરૂર હોય છે. જેમ તે વધારે ને વધારે ગરમ થાય છે તેમ તે વધારે પાતળું અને હલકું બને છે. આમ કકડતા તેલ અથવા ઘીમાં ભજીયાં અથવા એવી જ બીજી ચીજ મૂકાય ત્યારે પ્રથમ તે ભારે હોવાને લીધે પેણીમાં તળીએ બેસી જાય છે. પછી જેમ જેમ તેલનાં ચીકણા ભજીયાંના રજકણો સાથે મળી તેને શેકીને બાફે છે તેમ તેમ ભજીયું હલકું બનતું જાય છે. અને જ્યારે તેલની સપાટી ઉપર પુરેપુરૂ આવી જાય છે અને તરે છે ત્યારે તે ઘણું જ હલકું બનેલું હોય છે. એટલે તેલ જે પ્રવાહી હોઇ ગરમ થવાથી પણ હલકુ બનેલ હોય છે તેનાથી પણ આ નઠોર વસ્તુ ફુલીને, તળાઇને, અથવા રંધાઇને હલકી બની જાય છે. આવા જ ભજીયાંને સંપૂર્ણ તૈયાર થયેલાં મનાય છે. અને તેથી જ તેલમાંથી બહાર કાઢી લેવાય છે.

( ૩ ) બાફવાની ક્રિયામાં ઉકળતા પાણીમાં વસ્તુ નાંખી તે હલકી થતાં સુધી રાખવામાં આવે છે. દાળ, ચોખા, વિગેરે ઉકળતા પાણીમાં બફાય છે. બટાકા પણ ગરમ પાણીમાં બફાય છે, પણ તે વજનમાં હલકા નહિ થતાં પોચા થાય છે. એટલે બફાયા પછી પાણીની સપાટી ઉપર આવતા નથી. કેટલાંક શાક ભાજીને બાફવાં પડે છે એટલે તેમાં જે કઠણ તત્વો હોય તેના ઉપર પાચક રસો કામ ન કરી શકે તેવાને પોચા બનાવી દેવા પડે છે કે જેથી જલદી પચે

(૪) શુંજવાની ક્રિયા હંમેશની રસોઇમાં વપરાતી નથી. પણ કેટલીક શોખની ચીજો બનાવવામાં વપરાય છે. જેમકે લીલા ચણા, પાપડીનું ઉંધીયું, ભાયશીંગ, બીસકીટ, ઇત્યાદિ ચણા અથવા ભોંયશીંગ વિગેરેને તેના ઉપરના કઠણ છોડાં સાથે શેકાય છે. એટલે શેકવાની ક્રિયા માત્ર છોડાંને થાય છે પણ તે ગરમ થવાથી છોડાં અને અંદરનો દાણો એ બે વચ્ચે જે જગા રહે છે તે બહુજ ગરમ બને છે. તે ગરમ હવાથી દાણો શેકાય છે આમ આડકતરી રીતે એટલે ગરમ હવાથી શેકાય તેને શુંજવું કહે છે. નાનખટાઈ તથા બીસકીટ બનાવવામાં તેને જ્યાં મૂક્યાં હોય ત્યાં ચારે તરફથી બંધ કરી દઇ ઉપર નીચે તાપ કરવાથી અંદર ગરમ હવા થઇ વસ્તુ તૈયાર થાય છે. પાપડીનું ઉંધીયું કરવામાં પણ તેમજ થાય છે. માટીના માટલામાં પાપડી નાખી માટલાનું મોં સજ્જડ બંધ કરવામાં આવે છે. પછી તે માટલું ઉંધું પાડી દઇ ચારે તરફ ઘાસ, પરાળ વિગેરેનો

તાપ કરવામાં આવે છે. જેથી માટલામાં રહેલી હવા ગરમ થઇ પાપડીમાં રહેલી ભીનાશની વરાળ થાય છે એટલે દાણો સેકાય છે, બફાય છે, તેમજ શીજાય છે.

( ૫ ) વઘારવાની અથવા છમકારવાની ક્રિયા હમેશની રસોઇમાં વપરાય છે. થોડું તેલ અથવા ઘી પેણીમાં ગરમ થાય તેમાં વસ્તુ નાખી હલાવવાથી તેને વઘાર્યું કહેવાય છે કેટલાંક હલકાં શાકભાજી જે એની મેળેજ પચી શકે એટલે કાચાં ખાઇ શકાય તેને સ્વાદિષ્ટ બનાવવામાં આ ક્રિયાનો ઉપયોગ થાય છે મૂળા, મોગરી, કોબી, એ પ્રકારનાં શાક બફાવાથી સ્વાદમા સારાં લાગતાં નથી. તેમજ તે જાતે પચવામાં હલકાં હોઇ તેને તળવાની એટલે ભજીયાં માફક કકડતા તેલમાં નાંખી તળીએ બેસી તૈયાર થઇ ઉપર આવે તેમ કરવા જરૂર હોતી નથી. ત્યારે માત્ર આમ જરા તેલ અથવા ઘી કકડાવી તેમાં તે નાખવાથી શાકને સ્વાદ અપાય છે. પઉઆ અથવા મમરા એમને એમ ખવાય છે પણ તેને વઘારવાથી જે મસાલો પ્રત્યેક દાણાને ચોટી શકે નહીં તે ચોટી શકે છે એટલે સ્વાદવાળું લાગે છે છમકારવુ એ શબ્દ અવાજસૂચક છે છમછમ બોલે તે ઉપરથી નીકળ્યો હોય એમ જણાય છે

( ૬ ) શીજવાની ક્રિયા હમેશ વપરાય છે પણ તે માટે આવડતની જરૂર છે. તે તેની મેળે એક જૂદી ક્રિયા નથી. પણ તે બીજી ક્રિયાઓનો છેલ્લો ભાગ છે ઉપરની કોઇપણ રીતથી રાંધેલી વસ્તુને જો શીજવા દેવામાં આવે નહીં તો તે રાંધેલુ અધુરૂંજ ગણાય સેકયા પછી રોટલીને જો તરતજ ભાંગી નાંખવામાં આવે તો અંદરની વરાળ બહાર નીકળે છે. ભજીયું પેણીમાંથી નીકળે કે તરત ભાંગી નાંખવાથી પણ વરાળ નીકળે છે આ વરાળનો બહુ મહત્વનો ઉપયોગ કરવો જોઇએ. ચૂલેથી વસ્તુ નીચે ઉતર્યા પછી અંદરની વરાળ ઠરવા દેવી એટલે તે ગરમ વરાળથી અંદરનું પ્રત્યેક રજકણ સેકાઇ બફાય અને પરિપકવ બને ખીચડી બફાઇ તૈયાર થાય પછી તેને થોડીકવાર ઢાંકી રાખવાથી બધી વરાળ દાણેદાણામાં પેસી જાય છે. એટલે સુવાળી થાય છે ભાત કરવામાં માત્ર ચોખા બફાય એટલે પુરતુ નથી પણ અંદરની વરાળ બધીજ વપરાઇ જાય તોજ તે ભાત સુવાળો, પોચો અને સ્વાદવાળો લાગે છે. તપેલીના ઢાંકણ ઉપર અંગારા મૂકવાથી શીજવાની ક્રિયા સારી રીતે ફળીભૂત થાય છે આમાં એમ બને છે કે તપેલીની અંદરની વરાળ ઢાંકણને લાગી તે જો ઠંડુ હોય તો વરાળની સેવાળ વળી જાય છે અને તેનાં ટીપાં વધતે વધતે ભારે થઇ પાછાં રાંધેલી વસ્તુમાં પડી તેને ઠંડી પાડે છે એટલે વરાળ બનતી ઓછી થઇ જાય છે તેથી તો ઢાંકણુ અંગારાથી ગરમ ને ગરમ રહ્યાં કરે તો તે નીચે સેવાળ ન વળતાં વરાળજ ચાલુ રહી તે વરાળ ઢાંકણું ગરમ હોવાથી વધારે ગરમ હવાથી ભુંજવા જેવી ક્રિયા થાય છે આમ વરાળ ગરમ થતાં અને બહાર જવા રસ્તો નહીં હોવાથી ગરમ હવા માફક કામમાં લઇ શકાય છે.

કેટલીક ઉચ્ચ જ્ઞાતોમાં કેટલાક પદાર્થો દુધમાં બનાવે છે અથવા પાણી નાંખ્યા સીવાય બનાવે છે. આવી વખતે તે વસ્તુ બાફવા માટે થોડું દુધ અથવા તે વસ્તુમાં રહેલી ભીનાશનો ઉપયોગ કરવામાં બહુજ અક્કલથી કામ લેવાય છે ચૂલા ઉપર જે તપેલી અથવા વાસણ રાંધવા માટે મૂકયું હોય તેના ઉપર ઢાંકણુ ઢાંકી તેમાં પાણી ભરવામાં આવે છે. આથી એમ બને છે કે વાસણની અંદરની વસ્તુ જેમ જેમ ગરમ થતી જાય તેમ તેમ તેમાંથી વરાળ બનતી

જાય. આ વરાળ ઉપર ચડતાં ઢાંકણાને તળીએ અડકે. તે તળીયું ઢાંકણામાં પાણી ભરવાથી ઠંડું હોય છે એટલે વરાળ તેને અડકવાથી એકદમ ઠંડી પડી જઇ શીવાળ બની જાય છે. અને તેનાં ટીપાં બધાંઇ પાછાં નીચે રાંધવાની વસ્તુમાંજ પડે છે આમ થવાથી અસલ લીલોતરીનુંજ પાણી વપરાય છે અને બહારના પાણીની જરૂર પડતી નથી. પાણીની વરાળ, તેજ વરાળનું પાણી, તેજ પાણીની વરાળ એમ વારાફરતી થવાથી ભીનાશનો નાશ થતો નથી પણ ઉપયોગમાં બહુ સારી રીતે આવે છે. આમાં માન યાદ રાખવાનું એટલુંજ છે કે ઢાંકણામાંનુ પાણી થોડી થોડી વારે બદલતા રહેવું જોઇએ. કારણ તપેલી ગરમ થાય તેમ ઢાંકણું ગરમ થાય અને તેમાંનું પાણી ગરમ થાય એટલે તે નીચેની વરાળનું સેવાળરૂપે પાણી થઇ શકે નહીં તેથીજ ઢાંકણું સતત ઠંડું રાખવા માટે તેમાં ઠંડુ પાણી વારવાર નાંખવું અને ગરમ કાઢી લેવું. આ ક્રિયામાં બહુજ ધ્યાન રાખવું પડે છે અને બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે. જે બુદ્ધિનો વધારે સારો ઉપયોગ કરી શકે છે તેની રસોઇ વધારે મીઠાશ અને સ્વાદવાળી નીવડે છે.

( ૭ ) ' ફરમેન્ટેશન ' અથવા આથો દેવાની ક્રિયા એ રાંધવાનું શરૂ કરવા માંડના પહેલાંની ક્રિયા છે. તે દરેક વસ્તુ માટે વપરાતી નથી. પણ અમુક જ વાનીઓ માટે વપરાય છે. જે વસ્તુને પ્રથમથી જરા હલકી એટલે ફુલે તેવી બનાવવી હોય તેને માટેજ વપરાય છે. લોટમાં સ્ટાર્ચ હોય છે તેનું રૂપાંતર સાકરમાં થાય છે અને તેમાંથી ખટાશ તથા વાયુઓ પેદા થાય છે લોટમાં ગરમ પાણી અને ' ફરમેન્ટ ' બે વસ્તુ નાંખવામાં આવે છે. આપણા લોકો ' ફરમેન્ટ ' તરીકે બનતાસુધી દહીં વાપરે છે. તેમાં રહેલું ' ફરમેન્ટ ' લોટની અંદરના સ્ટાર્ચ ઉપર અસર કરે છે ગરમ પાણીની જરૂર એટલાજ માટે કે ' ફરમેન્ટ 'ની અસર જલદી થાય કારણ તે ક્રિયા માટે અમુક ગરમીની જરૂર હોય છે ઉનાળાના દીવસોમાં ગરમ પાણીની જરૂર પડતી નથી. દુધનું દહીં બનાવવામાં જેટલી અક્કલ, હોશીયારી વાપરવી પડે તેટલી જ આથો દેવામાં રાખવી પડે છે બન્ને ક્રિયાઓ લગભગ સરખીજ છે. દહીં બનાવવામાં શીયાળો હોય તો દુધને સહેજ ગરમ પહેલેથીજ રાખવું પડે છે. તેમાં દહીં મેળવ્યા પછી ઠંડી રાત્રે દુધ ઠંડું પડી ન જાય તેથી રૂનાં ગોદડાં વિગેરે વાસણ ઉપર ઢાંકવામાં આવે છે. આથી અંદરની ગરમી અંદર જ રહે છે. અને સવાર થતામાં તો દહીં બની જાય છે.

---

## પ્રકરણ ૬ ઠું

### રાંધવાની વિદ્યા અને કળા

રાંધવાની ક્રિયા અને રાંધવાની વિદ્યા અથવા કળામાં ઘણો જ તફાવત છે પહેલામાં એની મેળે અમુક રીતે સંજોગો મળ્યા એટલે રંધાય છે. પણ બીજામાં તેમ નથી. તેમાં અક્કલ, હોશિયારી, આળસ, ચપળતા, ઉત્સુકતા તથા ખંતની ખાસ જરૂર છે. રાંધવાની કળાને આપણા લોકો કહે છે કે " તે એક જાતનું રસાયણ છે. " એટલે જેને તે આવડે તેને જ સારૂં આવડી શકે છે. દરેકને તેમ આવડતુ નથી. અલબત, દુનિયામાં બધાં ય બૈરાંઓ દરરોજ રાંધે છે પણ તેમાંથી રસોઇ તો ઘણાં જ થોડાંની સારી થાય છે. સારી એટલે પરિપક્વ, સુવાળી અને સ્વાદવાળી રસોઇ થવાને માત્ર મસાલાની જ જરૂર હોતી નથી

પણ તેમાં રાંધવાની કળા વાપરવાની છે તાપની ગરમી, વાસણ ઢાંકવુ, તેને અવાર-નવાર હલાવવુ, તેમાં જોઈતી વસ્તુઓ ઉમેરવી, તૈયાર થયુ કે નહિ તે તપાસતાં રહેવુ. અમુક હદ સુધી તૈયાર થયેલી ગરમી વધારે ઓછી કરવી. વરાળનો ઉપયોગ કેમ કરવો, શીજવા દેવાનુ કેવી રીતે કરવુ, ચૂલેથી ઉતાર્યા પછી કેમ રાખવુ, આ અને આવી અનેક જાતની બાબતોથી અને આવડતથી જ રસોઇ સારી થાય છે. તીખી તમતમી રસોઇ, તે રસોઇ નથી. મસાલાનુ પ્રમાણ તો દરેકની જાણને આધારી છે પણ રસોઇમાં મીઠાશ લાવવી તેમાં જ કળા છે કેટલાકની શાક બનાવવાની રીત બાફવાની હોય છે. અલબત શાક–દાખલા તરીકે દુધી, બટાકા, સુરણ–બફાય એટલે શાક તૈયાર થતુ નથી આવુ રહે તેને શાક 'ઉણુ' રહ્યુ છે, કહેવાય છે. પણ જ્યારે બફાયા પછી શીજાય છે એટલે કે બધી વરાળ શાકના દરેક કકડામાં છેક અંદર સુધી પ્રવેશ પામી આખા કકડાને તદ્દન નરમ રૂના ગાભલા જેવુ બનાવી દે છે, ત્યારેજ તે ખરેખર તૈયાર થાય છે બાફવા માટે તાપ વધારે જોઇએ છીએ જ્યારે શીજાવવા માટે તાપ સખત નહીં પણ નરમ તાપ સતત જોઇએ, વાસણમાંની વરાળ નીકળી જાય નહીં, તેથી તે બરાબર બંધ રાખવુ જોઇએ. અંદરની વરાળ ગરમ ને ગરમ રહે તેથી ઢાંકણુ ગરમ રહે તેવી તજવીજ કરવી જોઇએ એટલે ઢાંકણા ઉપર દેવતાના ચાર અંગારા રાખવા જોઇએ આમ ચાર પાંચ જાતની વ્યવસ્થા કરવાથી જ શીજવાની ક્રિયા થાય છે. રસોઈ કરનારે આ ક્રિયા ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે વાલ અથવા પાપડીના લીલવા બાફવામાં કાંઇ કૃતિ કરવી પડતી નથી પણ તેને શીજાવવામાં બધીજ અક્કલ વાપરવાની છે. અને જો તે શીજેલું ન હોય તો પાચનક્રિયામાં ખલેલ પડી પેટમાં ચુંકાય છે, વાયુ કરે છે, ઝાડો કરે છે અથવા એવુંજ કાંઇ થઇ જાય છે રોટલા કરવામાં જો તેને સખત તાપ ઉપર શેકવામાં આવે તો ઉપરનુ પડ કડક થઇ જાય પણ અંદરથી તદ્દન કાચુ રહે તાપ વધારે કરવાથી ઉપરનું પડ છેવટે બળવા માંડે તોપણ અંદર તો કાચુંજ રહે ભજીયા અથવા પુરી તળવામાં તેલ અથવા ઘી વધારે ગરમ થઇ ગયુ હોય તો ઉપરનુ પડ એકદમ કડક બની જઇ અંદરથી પોચુ રહેશે રાંધવાની દરેક ક્રિયા માટે આમ છે આ બાબત વર્ણન કરી શીખવાડાય તેવી નથી એટલે પ્રત્યક્ષ દાખલા દલીલોથીજ અનુભવમાં દેખાડાય છે નાની કન્યાઓને રસોઇ શીખવાતી વખતે તેમને આ પ્રમાણે શીજવાની ક્રીયા અને શીજાવવાની વિદ્યા બરાબર સમજાવવી જોઇએ. તોજ તે રસોઇ બરાબર બનાવી શકશે.

વળી રાંધવાની કળામાં અનાજને રાંધવા રસોડામાં લાવતા પહેલાં અમુક અમુક રીતે તૈયાર કરવાનુ હોય છે. જેમ કે ચાળવું, છડવુ, ધોવુ, સમારવુ, વીણવુ વિગેરે. આ બધી ઝીણી બાબતો પણ ખાસ ધ્યાન રાખ્યા સીવાય બરાબર થતી નથી. લોટમાં થુલું રહી જાય તો રોટલી ખડબચડી થાય. દાળ–ચોખામાં કાંકરી રહી જાય તો જમતી વખતે દાંત તળે ચગદાય અને પેટમાં જાય તો રોગ કરે મેથીની અથવા તાંદળજા જેવી ભાજીને ધોવામાં ઘણી અક્કલ વાપરવાની છે કારણ તેમાં રેતી ઘણી ચોટેલી હોય છે. જો તે ધોવાઇ બરાબર સાફ ન થાય તો તે રેતી જમવા વખતે મોંમાં શાક મુકતાની સાથેજ એકદમ કમકમાટી ઉપજાવશે. બટાકા, સુરણ જેવી કડક વસ્તુના કકડા પોચા કરવામાં આવે તો તે જલ્દી રંધાઇ શકે નહીં દુધી–તોરાં–જેવી નરમ વસ્તુના કકડા બહુ

નાના બનાવ્યા હોય તો શાક તૈયાર થયે તેમા એક પણ કકડો પડશે નહીં, પણ બધુ એક રસ થઇ ગયું હશે વળી શાક વિગેરેને પેણીમાં કે તપેલીમાં મૂકયા પછી તે હલાવવામાં પણ ઘણીજ ચાલાકીની જરૂર છે રવૈયાં અથવા મસાલો ભરેલાં શાક વિગેરે કેટલાકને તબેથાથી હલાવવાથી ભાગી જાય છે. તો કડછી જેવા સાધનથી તો હલાવાયજ નહીં. પણ આવી વસ્તુ હલાવવા માટે વાસણ બે હાથે અથવા નાનુ હોય તો એક સાંડસીથી ઉચકી 'બછલાવવુ' પડે છે એટલે આખી તપેલી એવી રીતે ઉછાળવી કે અંદરનું શાક ઉપર નીચે ગુલાંટ ખાઇ પાછું તપેલીમાંજ બરાબર પડે અને વેરાય નહીં. આમ કરવું ઘણુંજ અઘરું છે. અને જોખમકારક છે. વખતે ભાષ ઉપર બધું પડી જાય અથવા શરીર કે લુગડાં ઉપર પડવાથી દાઝી જવાય.

રાંધવાની વિદ્યામા ખાસ ધ્યાન એ રાખવાનુ છે કે પોતાની જાતને તથા લુગડાંને બહુજ સાચવવાં જાતે દાઝવું નહીં દાઝી જવાય તેમ બેદરકાર રહેવું નહીં. લુગડાં પહેરતાં યાદ રાખવું કે લફડ ફફડ થતાં ન હોય બૈરાંઓનાં લુગડાંના છેડા છુટા લટકતા રહેવા ન જોઇએ તે કેડ ઉપર સંભાળથી ખોસી દીધેલા જોઇએ અથવા સાડીના ઉપરના બન્ને છેડા એકમેક સાથે કેડ પાછળ ગાંઠ વાળી દેવા જોઇએ

રાંધવાની કળામાં છેવટે સૌથી જરૂરનું એ છે કે રાંધવાનાં વાસણ ચોખ્ખાં, માંજેલાં હોઇ કાટવાળાં અથવા ધૂળવાળાં હોવાં જોઇએ નહિ નહિ તો અનાજની ચોખવટ ગમે તેટલી હશે પણ અસ્વચ્છ વાસણમાં મૂકવાથી એનું એ જ થશે.

આ અને આવી ઘણી ઝીણી ઝીણી બાબતો રસોઈ કરવા વખતે ચાલાકીથી યાદ રાખી તે પ્રમાણે અનુસરવાથી રસોઇ સારી બનાવી શકાય છે.

( અપૂર્ણ )

---

**સ્વીકારપત્ર—**

( ૧ ) વીરાંગના અને વિધવા : અંક ૨૬, ૨૭, ૨૮, ૨૯; ( ૨ ) આયુર્વેદ રહસ્યાર્ક અંક ૮ અને ૯; ( ૩ ) યુવક : ઓકટોબર : તંત્રીઓ : શ્રી ચુનીલાલ પુ શાહ, વગેરે. ( ૪ ) સદા બહાર અંક ૨ જો : તંત્રી : સઈદ, પેટલાદ ( ૫ ) સત્યપ્રકાશ અને સ્વદેશ : અંક ૭ થી ૧૨; ( ૬ ) નામંર જગત : ઓકટોબર : તંત્રી . શ્રી જેઠાલાલ ના દવે. ( ૭ ) ખેતીવાડી વિજ્ઞાન : સપ્ટેમ્બર, ઓકટોબર : તંત્રી : શ્રી દુલેરાય છો અંજારિયા; ( ૮ ) હિન્દુ: અંક ૧૦, ૧૧; ( ૯ ) ક્ષત્રિયમિત્ર ' આશ્વિન : તંત્રી : ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ; ( ૧૦ ) જ્યોતિ : આશ્વિન ' તંત્રીઓ : સુરેશ વકીલ, તનસુખ ભરથ૮, ( ૧૧ ) કોકિલ અંક ૬. તંત્રી: મોહનલાલ ધામી; ( ૧૨ ) પ્રબોધ પત્રિકા : અંક ૨ થી ૫ ( ૧૩ ) શ્રી કપડવંજ દશા પોરવાડ યુવક મંડળ તરફથી કેલેન્ડર, ( ૧૪ ) ભાવનગર લોહાણા વિદ્યાર્થી ભવનનો ૧૯૮૬–૮૭નો રિપોર્ટ ( ૧૫ ) ગ્રામ જીવન સહકાર્ય અને ખેતી ; ઓકટોબર, વડોદરા ( ૧૬ ) કલામંદિર અંક ૧ લો, તંત્રી : ભાનુપ્રસાદ વ્યાસ, ( ૧૭ ) સમાજ સ્વાસ્થ્ય : વર્ષ ૨જું, ૧ લો અંક : અધિપતિ : ૨ પિં. કવે, મુંબાઇ, ૪ ( ૧૮ ) સમાજસેવા : તંત્રી : ખેડુત દામજી ભટ્ટ, હિંદ સમાજ સેવામંદિર, પીઠડ, પો. સતીપુર




## [ એક કરૂણાજનક સામાજીક નવલિકા ]

લેખક શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

વિમલપૂરમાં સૂર્યપ્રસાદનું કુટુંબ સારી નામનાવાળુ હતુ. તેની પત્ની શાન્તા અને પુત્રી લક્ષ્મી સહિત તે એક નાનકડા ઘરમાં રહેતો હતો. તેની સંપત્તિ, તેનો ભલો અને કામગરો સ્વભાવ, એજ હતી જે વડે વૈભવવિલાસ ભોગવી શકાય છે અને જે વડે દુનીઆમાં એક માણસ બીજા માણસ કરતાં સરસાઇ ભોગવે છે તે આર્થિક સંપત્તિ તેની પાસે ન હતી સૂર્યપ્રસાદનુ વય આશરે ૫૦ વર્ષનું હતુ શાન્તાનું વય ૩૫ વર્ષનું હતું અને લક્ષ્મી ૧૬ વર્ષ થઇ હતી. ૫૦ વર્ષનુ આયુષ્ય ગાળવા છતાં સૂર્યપ્રસાદ પૈસો એકઠો કરી શક્યો ન હતો માત્ર તેની પ્રતિષ્ઠા તેના સુંદર સ્વભાવને લીધે હતી રંક કે શ્રીમંત સૌ કોઇનાં કામ લગીરે આનાકાની વિના તે કરી છૂટતો.

અનેક વર્ષથી વિમલપૂર નજદીકના શ્રીનગરના જમીનદાર લક્ષ્મીપ્રસાદના પુત્ર સરસ્વતીચંદ્ર સાથે લક્ષ્મીનું વાગ્દાન થયેલુ હતું. એક સારા ચોઘડીઆમાં લક્ષ્મીપ્રસાદે સૂર્યપ્રસાદના સ્વભાવથી પ્રસન્ન થઇ પોતાની મેળે જ આ વાગ્દાન નક્કી કર્યું હતુ; પરંતુ લગ્ન તત્કાળ કર્યાં નહતાં. લક્ષ્મી ૧૫ વર્ષની થઇ ત્યારે સૂર્યપ્રસાદે જમીનદારને વિનતિ કરી કે " હવે લગ્ન કરી નાખો. " જમીનદારે કહ્યુઃ " થાય છે, હજી તો મારો સરસ્વતી ભણે છે, ભણી રહેશે તે પછી લગ્ન કરીશુ. "

સરસ્વતીચંદ્ર તે વખતે બી. એ. ની પરીક્ષામાં પસાર થઇ એલએલ. બી. નો અભ્યાસ કરતો હતો. અત્યારે તે સીનીયર એલએલ. બી ના વર્ગમાં હતો.

સૂર્યપ્રસાદને મંદવાડ આવ્યો. પોતાનો દેહ હવે રહેશે કે કેમ તેની તેને ચિંતા થઇ. ' દેહ પડતા પહેલાં પુત્રીને સાસરે ગયેલી જોઉં તો ભાગ્યશાળી ' એમ ધારીને તેણે, જમીનદારને એકવાર ફરીથી કહેવરાવ્યું કે " હવે તો લગ્ન કરી નાખો " તે આશ્ચર્યચકિત થાય એવો ઘુમાખી ભરેલો જવાબ આપ્યો કે " એમાં મારી મુનસફી પ્રમાણે જ તમારે વર્તવું જોઇશે. ઉતાવળ હોય તો બીજે ઠેકાણે તમારી છોકરીને પરણાવી દો. "

કદીપે 'મરતાને મેર' નહી કહેનારો સૂર્યપ્રસાદ શાન્ત રહ્યો જમીનદારનો ઉપર્યુક્ત

ઉત્તર આવ્યા પછી આઠેક દિવસના અરસામા તેણે સાંભળ્યું કે જમીનદારના પુત્રને કોઈ બીજે સ્થળે પરણાવવાની તજવીજ ચાલે છે. લક્ષ્મીપ્રસાદના જેવાજ એક બીજા શ્રીમંતની પુત્રી સાથે તેનું લગ્ન થશે, એવી વાત બહાર આવી.

પાડોશીઓ સાથેની વાતચીતમાં શાન્તાએ પ્રશ્ન કર્યો· "શુ આવુ થઇ શકે ? વાગ્દાન શું લગ્ન બરાબર ન ગણાય ? "

પાડોશીઓએ જવાબ આપ્યો "શ્રીમ તો ચાહે તેમ કરી શકે છે પ્રત્યેક જ્ઞાતિમાં ચાલુ ચીલાથી જુદો અને ઢગ વગરનો ચીલો પાડવામાં શ્રીમ તો જ પહેલ કરે છે "

શાન્તાએ પૂછ્યુ "કોઇ ગરીબ આવી રીતે વગર કારણે વાગ્દાન તોડી બીજે સ્થળે લગ્ન કરી શકે કે ? "

તેને જવાબ મળ્યો: "તો તો તે જ્ઞાતિ-બહારજ મૂકાય. ગરીબોથી જ્ઞાતિની કોઇ રૂઢિ તોડી શકાય નહીં "

એક પખવાડીઉં વધુ વહી ગયું સૂર્યપ્રસાદે જમીનદારના પુત્રના લગ્નની તૈયારીઓ તડામાર ચાલતી હોવાનુ સાંભળ્યું. મહા માહો તે જમીનદારને ત્યાં ગયો તે એક આખો દિવસ અને રાત જમીનદારને ત્યા રહ્યો પણ તેની સાથે કે તેમની પત્ની સાથે તેને મુદ્દલે વાતચીત થઇ નહીં. જમીનદાર સાહેબ ઘરમાં હોય ત્યારે પુષ્કળ માણસોથી વીંટાયલા અને રોફ બધ તથા ખુશી બધ વાતો કરતા જ જણાયા. બીજા કોઇ અગત્યના વિષયમા તેઓ શ્રીમાન્ વાતો કરતા હોય ત્યારે આ ગરીબ માણસથી અધવચ્ચે પોતાની વાતનો ઉલ્લેખ શી રીતે કરી શકાય ? કોઇ ઘડીએ જમીનદાર ઘરમાંજ ન હોય અને તેમની પત્ની સાથે વાત કરવા સૂર્યપ્રસાદ ઇચ્છા કરતો ત્યારે તેઓ શ્રીમતી નોકર-ચાકરો પર ગુસ્સે થયેલા હોય અને તેમનો સ્વભાવ બરખેલાઇ થયેલો માલુમ પડે ! આવી ક્ષણે પોતાની નાજુક વાત શી રીતે છેડી શકાય ?

સૂર્યપ્રસાદ ૨૪ કલાક જમીનદારને ત્યાં રહ્યો પણ કન્યા સબંધીની વાતનો એક હરફ પણ બિચારાથી બોલી શકાયો નહીં. જેમ ભક્તરાજ સુદામો ભગવાન્ કૃષ્ણચંદ્રને ત્યાંથી વ્હીલે મ્હોયે પાછો ફર્યો હતો તેમ સૂર્યપ્રસાદ, જમીનદારને ત્યાંથી કહીયે મુદ્દા-મરની વાતચીત વિના પાછો ફર્યો. પણ એ દરમ્યાન નોકરોદ્વારા તેણે એટલું તો જાણ્યું કે લગ્ન બીજા એક શ્રીમત કુટુંબમાં અવશ્ય થનાર છે અને તેને આઠેક દિવસ બાકી છે.

"જેવી શ્રીહરિની મરજી" એમ કહી, સૂર્યપ્રસાદ વિમલપુરમા પાછો આવ્યો.

અચાનક વિમલપુરમાં ઇન્ફ્લ્યુએન્ઝા ફાટી નીકળ્યો ઘેરેઘેર માંદાઓ વધી ગયા. એ ચેપી રોગે ઘણાનાં જીવ લેવા માંડયા. ગામના યુવકોએ સેવા-સમિતિ સ્થાપી એ સમિતિદ્વારા માંદાઓની માવજત, ઔષધ-દાન વગેરે કાર્ય થવા લાગ્યાં. બહારગામના યુવકો પણ આ સેવા-સમિતિમાં ભળ્યા અને માત્ર વિમલપુર જ નહિ પણ બીજાં જે ગામોમાં આ ચેપી રોગ પ્રસરી રહ્યો તેમાં તેઓએ સેવા-કાર્ય પરસ્પર સહકારથી આરંભ્યું.

શ્રીવદન નામનો બહારગામનો એક યુવક આ સેવા-કાર્યમા ખૂબ ઝળકી ઉઠયો. રાતદિન તનતોડ પ્રયાસ કરીને તે દર્દીઓ આગળ ખડે પગે ઉભો રહેવા મંડયો. એ હમેશાં દર્દીઓ સાથે હસી હસીને વાત કરતો. પ્રેમળ હૃદયે તે ઓષધ દેતો; દર્દીને ઉઠવા-બેસવામાં સાવધતાથી સહાય કરતો, દર્દીનાં ઓઢવા-પાથરવાનાં ચાદર-બિછાનાં સાફસુફ રાખીને દર્દીને જરાકે તકલીફ પડે નહિ એ વિષે કાળજી રાખવા લાગ્યો

સૂર્યપ્રસાદ ઇન્ફ્લ્યુએન્ઝાથી પટકાઇ પડયો.

વિમલપુરની સેવા-સમિતિના સભાસદો તેની સેવામાં હાજર થઈ ગયા આમાં શ્રીવદન પણ હતો. સૂર્યપ્રસાદની ચિકિત્સા કરતાં ડાક્ટરને એમ માલુમ પડયું કે-અત્યંત કાતિલ સ્વરૂપમાં તેને ઇન્ફલ્યુએંઝા લાગુ પડયો છે, જેથી તેની સારવાર ખૂબ કાળજીથી નહીં થાય તો તે બચવા પામશે નહીં.

જ્યારે આ વાત શાન્તા અને લક્ષ્મીએ જાણી ત્યારે તેમણે અપાર રુદન કરી મૂક્યું. શ્રીવદન એક બાહોશ યુવક હતો બીજા સ્વયંસેવકો કરતાં તેણે સૂર્યપ્રસાદની પાસે હાજર રહીને ધ્યાનપૂર્વક સુશ્રુષા કરવામાં અને તે સાથે સાથે તેનાં કુટુંબીઓને ખૂબ આશ્વાસન અને ધીરજ આપવા માંડયાં.

એની સુશ્રૂષાની ધગશ, એની આશ્વાસન આપવાની મીઠી અને માયાળુ રીત તથા એનાં ડાહ્યાં ડમરાં નિર્દોષ વેણ સાંભળીને લક્ષ્મીની માતાને ધીરજ આવી આવી. એક પારકો યુવક આટલી બધી શાન્તિથી કેવળ ભૂતદયાની વૃત્તિને લીધે સેવા કરી રહ્યો છે, તો શું સબંધીજન તરીકે પોતાની યે ફરજ નથી કે, પોતે ધીરજ ધારણ કરી સેવા-પ્રવૃત્ત બને ?

એ પરજાયો શ્રીવદન, શાન્તા અને લક્ષ્મીનાં હૃદયમાં વસી ગયો. શાન્તાને એમ લાગ્યું કે-મારે આવો પુત્ર હોય તો કેવું સારૂં ! લક્ષ્મી પોતાના ભાગ્યને દોષ દેવા લાગી કે-આવો ભાવનાશાળી સેવાપ્રિય પતિ મને કેમ ન મળ્યો ?

અઢાર દિવસને અંતે સૂર્યપ્રસાદ ભયમુક્ત જાહેર થયો અને તેની આ સુસ્થિતિ કેવળ સેવા સમિતિની સારવારને આભારી હતી. પણ તેમાંયે ખરો યશ જે સ્વયંસેવક સૂર્યપ્રસાદની સેવામાં રાતદિન ખડે પગે ઉભો રહેતો હતો તેને હતો.

એ કોણ ? એ શ્રીવદન હતો.

સૂર્યપ્રસાદે માંદગીના બિછાનામાંથી શ્રીવદનને પોતાની પાસે બોલાવવા અને ધન્યવાદ આપવા માગ્યો. ત્યાં એકઠાં મળેલા ટોળામાં તે જોવામાં આવ્યો નહીં. તે બીજે ક્યાંક સેવા માટે દોડી ગયો હશે એમ માની સેવામાં આવ્યું. સૂર્યપ્રસાદ અને તેની પત્ની

## કેસરીનાં બાળ

કુમળાં, પણ કેસરીનાં બાળ :
ઝળહળીને ઘુંટડે ઘુંટી ઘોળી પીધાં કાળ—
    હાં રે ઘોળી પીધાં કાળ—અમે કેસરીનાં બાળ

ફૂલડાં પણ વજ્રથી કરાળ
નાની નાની પદ પગલી હોયે સાવજશૂરી ફાળ,
    હાં રે સાવજશૂરી ફાળ—અમે કેસરીનાં બાળ

બટુકો પણ પ્રકાશમાં વિશાળ .
નાનકડા વીર વામનજીએ ચાંપ્યો બળિ પાતાળ,
    હાં રે ચાંપ્યો બળિ પાતાળ—અમે કેસરીનાં બાળ

તણખા, પણ તેજકેરી જ્વાળ :
વેલડી સરખી વિજળડી તો ફોડે ડુંગરમાળ,
    હાં રે ફોડે ડુંગરમાળ—અમે કેસરીનાં બાળ

'ન્હાના' કહી રેશો નહિ આળ :
નાનાં નાનાં રસબીજ ફૂટી ફોરે ફૂલન ડાળ,
    હાં રે ફોરે ફૂલન ડાળ—અમે કેસરીનાં બાળ

'નાનાં' પણ પંખીશાં પ્રેમાળ.
દેવને દુર્લભ દેહ અમારો, ન વસી કશી જ જાળ,
    હાં રે જગની ના જ જાળ—અમે કેસરીનાં બાળ

[ તૈયાર થતા 'વીરપુત્ર' નામના નાટકમાંથી ]

કેશવ હ શેઠ

શાન્તાએ તેની ગેરહાજરીમાં તેની ખૂબ પ્રશંસા કરી.

બે ત્રણ દિવસ વહી ગયા પણ શ્રીવદન સૂર્યપ્રસાદને ત્યાં આવ્યો નહીં અને તેને બદલે બીજો એક સ્વયંસેવક આવવા મંડયો. " એ સુંદર યુવક ક્યાં છે ? કેમ હમણાં આવતાં નથી ? " સૂર્યપ્રસાદે પૂછ્યું.

નવા સ્વયસેવકે ગદ્ગદ્ કંઠે જવાબ દીધો: " તમને ખબર નથી ? એ બિચારો પોતે જ ઇન્ફ્લુએંઝાથી પટકાઇ પડયો છે !"

" ક્યારનો ! "

" ત્રણ દિવસથી. "

સૂર્યપ્રસાદનું કુટુંબ આ સમાચાર જાણી અત્યંત ખિન્ન થયું. દરરોજ સૂર્યપ્રસાદ બિછાનામા પડયો પડયો શ્રીવદનની તબિયતના સમાચાર પૂછતો રહેતો. આઠ દિન પછી તેને ખબર મળી કે તેનો મંદવાડ ગંભીર છે. પોતે કંઇક સાજો થયા બાદ જરાક હરી ફરી શકતો તેથી તેણે નિશ્ચય જાહેર કર્યો કે–" હું એને જોવા જઇશ " સ્વયસેવકે તેને તેમ કરવા ના પાડી. ડાક્ટરે પણ ના પાડી પરંતુ સૂર્યપ્રસાદની પત્ની શાન્તા અને પુત્રી લક્ષ્મીએ તેના નિશ્ચયને પીઠબળ આપીને શ્રીવદનને જોવા જવાની આપણી ફરજ છે, એમ કહ્યું.

ડાક્ટર અને સ્વયસેવકની મરજીથી ઉપરવટ થઇને ડોસો, પુત્રી–પત્ની સહિત ઇન્ફ્લુએંઝા–હોસ્પિટલ તરફ જવા ઉપડયો.

તેઓ જેવાં હોસ્પિટલના દરવાજામાં પેઠાં કે, તેમાથી એક શબને બહાર લઇ જવામાં આવતું જોયું. ડોસો, એ જોઇને આશ્ચર્યચકિત થયો કે, એ શબની સ્મશાન–યાત્રામાં શ્રીનગરનો જમીનદાર લક્ષ્મીપ્રસાદ પણ હતો અને પોતાના પુત્રના નામનો વિલાપ કરતો જતો હતો.

" શું એ જમીનદારના પુત્ર મરણ પામ્યા છે ? " સૂર્યપ્રસાદે પૂછ્યું.

" ના. અમારી સમિતિના બાહોશ સ્વયંસેવક શ્રીવદન ગુજરી ગયા છે ! " સ્વયસેવકે જવાબ દીધો.

" પણ જમીનદાર તો પોતાના પુત્ર માટે વિલાપ કરે છે ! "

સ્વયસેવક આ સંબધમાં કાંઇ ઉત્તર દઇ શકયો નહીં સૂર્યપ્રસાદ દોડતો દોડતો ડાઘુઓના ટોળામાં ઘુસ્યો અને સેવા–સમિતિના મંત્રી જયસુખલાલને પૂછવા લાગ્યો: " શું મરણ પામનાર જમીનદાર લક્ષ્મીપ્રસાદનો પુત્ર હતો ? "

જયસુખલાલે ખુલાસો કર્યો: " મરણ પામનાર શ્રીવદન એજ જમીનદાર લક્ષ્મીપ્રસાદનો પુત્ર સરસ્વતીચંદ્ર ! લાખોમાં એક અણમોલ રત્ન રૂપ એ યુવક—"

હજી તો તે વધારે કાંઇ બોલે ત્યાં ડોસો જમીન પર ગબડી પડયો. બે–ચાર સ્વયસેવકો તેની તપાસમાં રોકાઇ રહ્યા. એના હૃદયપર હાથ મૂકતા ધબકારા બંધ પડેલા જણાયા. નાડી તપાસતા તે પણ બંધ પડેલી જણાઇ !

જ્યારે સૂર્યપ્રસાદનું હૃદય બંધ પડવાથી મૃત્યુ થયાની જાણ તેના કુટુંબને થઇ ત્યારે મા–દીકરીએ ખૂબ આક્રંદ કરી મૂકયું. પણ એ આક્રંદ અને કલ્પાંતમાંથી નહીં ધારેલી આપત્તિ ટપકી પડી !

લક્ષ્મી એક પળે રોવા અને કલ્પાંત કરવા લાગી, તો બીજી પળે ખૂબ હસવા લાગી ત્રીજી પળે ગમે તેમ બોલવા લાગે તો ઘડીકમાં મૂઢની માફક ઉભી રહી એકીટશે શૂન્ય–દષ્ટિએ જોવા લાગી. એનાં ચિહ્ન ઉપરથી સૌએ એનું મગજ ખસી ગયેલ માન્યું.

વસ્તુતઃ એમજ હતું. વિક્રમપુરમ " શ્રીવદન " " શ્રીવદન " એ શબ્દો બોલતી આજ પણ એક દિવાની ફરી રહેલી છે અને તેને સમજાવવા ખૂબ કોશિશ કરવા છતાંયે તેનું દિવાનાપણું જતું નથી !

---

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીના 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

૮

પોલીસ સ્ટેશનની કચેરીમાં, એ સમયે એક મોટા ટેબલની સામે ચાર માણસો બેઠા હતા એક દારોગો હતો તે સહેજ ગોરો, શૌખિન હતો અને તેની મોટી મોટી આંખોમાં કોમળતાની ઝલક હતી તેની બાજુમાં નાયબ દારોગો હતો તે શિખ હતો, ઘણો જ હસમુખો અને મજીવતાની મૂર્તિ જેવો હતો. વળી તે ઘઉંવર્ણો સુડોળ અને સુગઠિત શરીરવાળો હતો. તેના માથા પર વાળ હતા હાથમાં કડાં હતાં, પરંતુ હાથો સાથે સિગારની દોસ્તી તેણે રાખી ન હતી. ટેબલની બીજી બાજુ ઇન્સ્પેક્ટર અને ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ બેઠા હતા, ઇન્સ્પેક્ટર આધેડ વયનો સહેજ શામળો, લાંબો માણસ હતો તેની આંખો કોડી જેવી હતી, ગાલ ફૂલેલા હતા અને કદ ઠીંગણુ હતુ. ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ લાંબો, ઉગતો જુવાન હતો, ઘણોજ વિચારશીલ તેમજ અલ્પભાષી હતો. તેનુ લાંબુ નાક અને ઉંચુ મસ્તક તેની કુલીનતાની સાક્ષીરૂપ હતાં

ડેપ્યુટીએ સીગારનો એક દમ લઇને કહ્યું " બહારના સાક્ષીઓથી કામ નહિ ચાલી શકશે એમનામાંથીજ કોઇને એપ્રૂવર બનાવવો પડશે એ સિવાય બીજો કોઇ ઉપાય નથી "

ઇન્સ્પેક્ટરે દારોગા તરફ જોઇને કહ્યુ: " અમે લોકોએ કોઇ બાબત બાકી રાખી નથી, એ ખાત્રીપૂર્વક કહુ છું. દરેક પ્રકારની લાલચ આપીને થાકી ગયા સર્વેએ એવી પાકી ગાંઠ બાંધી રાખી છે કે તે કોઇ છોડી શકતુ નથી. અમે બહારના સાક્ષીઓને પણ અજમાવી જોયા, પરંતુ બધા કાન પર હાથ મૂકે છે. "

ડેપ્યુટી " પેલા મારવાડીને ફરી અજમાવવો જોઇએ તેના બાપને બોલાવીને ખૂબ ધમકાવો કદાચ તેનો કાંઇ રૂઆબ પડે "

ઇન્સ્પેક્ટર " ખરેખર કહુ છુ. આજ સવારથી અમે લોક એજ કરી રહ્યા છે. બિચારો બાપ છોકરાને પગે પડયો પરંતુ છોકરો કોઇપણ રીતે રાજી થતો નથી "

થોડીવાર સુધી ચારે જણ વિચારમગ્ન બેઠા રહ્યા. અંતે ડેપ્યુટીએ નિરાશાના ભાવથી કહ્યુ " મુકદ્દમો નહિ ચાલી શકે. નકામી બદનામી થઇ ! "

ઇન્સ્પેક્ટર " એક કરાવની વધુ મુદત લો કદાચ કોઇ તૂટી જાય "

આવો નિશ્ચય કરીને બન્ને માણસો ત્યાંથી રવાના થયાં નાયબ દારોગો પણ તેમની સાથે ચાલી ગયો. દારોગાજીએ હુક્કો મગાવ્યો એટલે એક મુસલમાન સિપાઇએ

આવીને કહ્યું: "દારોગાજી, લાવો કાંઇ ઇનામ અપાવો. એક ઇસમને આજે સવારે ગિરફ્તાર કર્યો છે. અલાહાબાદનો રહેવાવાળો છે, અને તેનું નામ રમાનાથ છે. પહેલા તો નામ અને રહેઠાણું બન્ને ખોટાં જણાવ્યાં હતાં પેલો દેવીદીન ખટિક છેને તેને ત્યા રહેતો હતો. જરા ધમકી આપશો તો બધુંયે કહી દેશે. "

દારોગો " દેવીદીન તો પેલો'જ ને જેના બે છોકરા—"

સિપાહીઃ " જી હા, એજ. "

એટલામાં રમાનાથને પણ દારોગા સામે હાજર કરવામાં આવ્યો દારોગાએ તેને માથાથી પગ સુધી નિહાળી લીધો કેમ જાણે તેનો ચહેરો મેળવી રહ્યો ન હોય ! પછી કઠોર દૃષ્ટિએ જોઇને બોલ્યો: " ઠીક, આ અલાહાબાદનો રમાનાથ છે કેમ; સારું થયું ભાઇ ! ૭ મહિનાથી તમારી તપાસ કરી રહ્યો હતો. ચહેરો પણ કેવો સાફ છે કે આંધળો પણ ઓળખી કાઢે અહીં ક્યારના આવ્યા છો ? "

કોન્સ્ટેબલે રમાનાથને સલાહ આપી " બધું સાચેસાચુ કહી દેશે તો તારા પર કોઇ જાતની સખ્તાઇ કરવામાં નહિ આવે "

રમાનાથે આનંદિત બનવાની ચેષ્ટા કરીને કહ્યું: " હવે તો તમારા હાથમાં છું; રહેમ કરો કે જાસ્તી કરો. અલાહાબાદની મ્યુનિસિપાલીટીમાં નોકર હતો સુભાગ્ય કહો કે કમભાગ્ય કહો, જકાતના ચારસો રૂપીયા મારાથી ખર્ચાઇ ગયા. વખતસર મારાથી રૂપિયા જમા ન થઇ શકયા. શરમનો માર્યો ઘરના માણસોને પણ કાંઇ કહી ન શકયો. નહિ તો એટલા રૂપીયાની ગોઠવણ થવી કાંઇ મુશ્કેલ ન હતી. જ્યારે કાંઇ ન ચાલ્યુ ત્યારે ત્યાંથી ભાગી અહીં આવ્યો છું: આ વાતમાં એક શબ્દ પણ ખોટો નથી. "

દારોગાએ ગંભીર ભાવથી કહ્યું. " મામલો કાંઇક ભારી છે. કેમ કાંઇ શરાબની લત પડી હતી કે શું ? "

" મેં કદી શરાબ જો મોએ લગાડયો હોય તો તમે કહો તેવા સોગંદ ખાઉં ! "

કોન્સ્ટેબલે મજાક કરતાં કહ્યુઃ " મહોબ્બતના બજારમાં લૂટાઇ ગયા હશો ! "

રમાનાથે પણ મંદ હસીને કહ્યુઃ " મારા જેવા કડકાબાલુસની ત્યાં જવાની શી ગુંજાશ ? "

દારોગો " તો શુ જુગાર રમી નાખ્યો કે બીબીને માટે ઘરેણાં કરાવી નાખ્યાં ? "

રમાનાથ ચોંકી ગયો. તેના મુખ ઉપર ગુન્હાની સ્પષ્ટ છાપ પડી ગઇ

દારોગો " ઠીક વાત છે. તમને અહીં પણ મોટાં મોટાં ઘરેણાં મળી જશે "

એકાએક બુઢ્ઢો દેવીદીન આવીને ખડો થઇ ગયો.

દારોગાએ કઠોર સ્વરે કહ્યુઃ " કેમ, શું કામ છે ? "

દેવીદીન " હજૂરને સલામ કરવા આવ્યો છુ. આ બિચારા પર દયાની નજર રાખજો, હજૂર. ઘણો સિધા માણસ છે. "

દારોગોઃ " સરકારી આરોપીને ઘરમાં છૂપાવે છે અને વળી તેની સિફારશ કરવા આવે છે. "

દેવીદીન " હુ શી સિફારશ કરવાનો હતો, હજૂર ! હું તો બે બદામનો માણસ !

દારોગો. " જાણે છે, એના પર વોરંટ છે, સરકારી રૂપીયા હજમ કરી ગયો છે. "

દેવીદીન " હજૂર, માણસથી ભૂલ ચૂક થઇ જાય વળી જુવાનીની વય છે, ખરચાઇ ગયા હશે "

એટલુ કહેતાં દેવીદીને કમરની આંટીમાથી પાંચ ગીનીઓ કાઢી ટેબલ પર મૂકી દીધી.

દારોગાએ તડપી જઇને કહ્યું. " આ શું છે ? "

દેવીદીન " કાંઇ નથી, હજૂર આપને પાન ગુલાબ માટે. "

દારોગો " લાંચ આપવા માગે છે, કેમ ? અચ્છા, લાંચ આપનો આરોપ મૂકીશ ! "

દેવીદીનઃ " મૂકજો સરકાર ! ઘરવાળી લાકડાં કોનતી ફિકરમાંથી બચી જશે. ત્યાં બેઠો બેઠો આપને દુવા દઇશ. "

દારોગો " જો આને છોડાવવો હોય તો પચાસ ગીનીઓ લઇ આવ. જાણે છે, એની ગિરફતારી માટે પાંચસો રૂપીઆનું ઇનામ છે."

દેવીદીન " આપ લોકને એટલું ઇનામ શી વિસાતમાં ? આ તો ગરીબ પરદેશી માણસ છે જ્યાંસુધી જીવશે ત્યાંસુધી આપને યાદ કરશે. "

દારોગો " બકબક ન કર અહીં કાંઇ પુણ્ય મેળવવા આવ્યો નથી. "

દેવીદીન " બહુ તંગ છું હજૂર ! દુકાન તો નામનીજ છે "

કૉન્સ્ટેબલ " બૂઢી પાસે માંગી લાવ "

દેવીદીન " કમાવાવાળો તો હું જ છું ને ભાઇ ! છોકરાની સ્થિતિ તો જાણો છો ને ! પેટે પાટા બાંધીને થોડાક રૂપીઆ જમા કરી રાખ્યા હતા, એટલે હાલમાંજ સાત ધામની યાત્રા કરીને ચાલી આવું છું. હવે તો બરોબર તંગ થઇ ગયો છું "

દારોગો " તો તારી ગીનીઓ ઉઠાવી લે આને બહાર કાઢી મૂકો ! "

દેવીદીન " આપનો હુકમ છે તો લઇ જાઉં છું. ધક્કો શા માટે મરાવો છો ! "

દારોગો ( કૉન્સ્ટેબલને ) " આને કાચી જેલમાં રાખો. મુનશીને કહો કે એનું બયાન લખી લે "

દેવીદીનના હોઠ આવેશથી કંપી રહ્યા હતા. તેના ચહેરા પર, રમાનાથે અગાઉ કદિ ન જોયલી વ્યગ્રતા છવાઇ હતી. કેમ જાણે કોઇ શકરી પોતાના ઘોંસલામાં કાગડાને ઘુસતો જોઇને વિહ્વળ થઇ ગઇ ન હોય ! એક મિનિટ સુધી તે થાણાના દ્વાર ઉપર ઉભો રહ્યો. પછી પાછો ફર્યો અને એક સિપાઇને કાંઇક કહી સડક તરફ સરકી ગયો. પરંતુ એકજ પળમાં પાછા ફરીને તેણે દારોગાને કહ્યું " હજૂર, બે કલાકની મુદત નહિ આપો ! "

રમાનાથ હજી ત્યાંજ ઉભો હતો. આ મમતા જોઇને તે રડી પડયો. તે બોલ્યો " દાદા, હવે તમે હેરાન ન થાવ. મારા ભાગ્યમાં જે કાંઇ લખ્યું હોય તે થવા દો. મારા પિતા પણ અહીં હોત તો આનાથી વધુ બીજું શું કરત ? હું મરતાં સુધી તમારો ઉપકાર .... "

દેવીદીને આંખમાંના આંસુ લૂછતાં કહ્યું: " કેવી વાત કરે છે ભાઇ ! જ્યાં રૂપીયા પર વાત આવી ત્યાં દેવીદીન પાછળ હઠવાવાળો માણસ નથી. એટલા રૂપીયા તો એક દિવસમાં જુગારમાં હારી ગયો છું કે જિતી ગયો છું અત્યારે ઘર વેચી દઉં તો દશ હજારની મિલકત છે માથા ઉપર લાદીને શું લઇ જવાનો છું ! દારોગાજી, અત્યારે ભાઇને કાચી જેલમાં ન મોકલો હું રૂપીયાની વ્યવસ્થા કરીને થોડા સમયમાં આવું છું "

દેવીદીન ચાલી ગયો એટલે દારોગાજીએ સહૃદયતા ભરેલા સ્વરે કહ્યું: " છે તો ચાલાક પણ બરોબર નેક છે તે એને કઇ બુટ્ટી સુંઘાડી છે ? "

રમાનાથે કહ્યું " ગરીબો પર તો બધાને રહમ આવે છે "

દારોગાએ મંદ હસીને કહ્યું. " પોલીસને છોડીને, એમ કહો. મને તો વિશ્વાસ નથી કે તે પચાસ ગીનીઓ લાવે. "

રમાનાથઃ " અને લાવે તો પણ તેને

સાથે એટલે બધો બોજો નાખવા હુ નથી માગતો. તમે મને ખુશીથી કાંચી જેલમાં લઇ જાવ."

દારોગો: "મને પાંચસો ને બદલે સાડાછસો મળી રહ્યા છે તે કેમ જવા દઉં? તારી ગિરફતારીનુ ઇનામ મારા કોઇ બીજા ભાઇને મળી જાય તો શુ ખોટું?"

રમાનાથ: "જો મારે ચક્કી જ પીસવાની છે, તો તે જેટલી જલદી પીસું તેટલુ મારૂં હું સમજ્યો હતો કે પોલીસની નજર ચૂકવીને હુ રહી શકીશ. હવે માલમ પડયું કે આ આઠે પ્રહર પકડાઇ જવાનો ભય જેલના કરતાં કંઇ ઓછો ઉત્કલેશ નથી"

દારોગાને એકાએક જાણે કે કોઇ ભૂલાઇ ગએલી વાત યાદ આવી ગઇ. ટેબલના ખાના માંથી એક મુકદમાના કાગળીયાં કાઢી તેનાં પાના આમતેમ ઉથલાવ્યાં અને પછી તે નમ્રતાથી બોલ્યો: "જો કે કોઇ એવી યુક્તિ બતાવુ કે દેવીદીનના રૂપીયા પણ બચી જાય અને તારા ઉપર પણ કંઇ આફત ન આવે તો કેમ?"

રમાનાથે અવિશ્વાસના ભાવથી કહ્યું: "એવી કોઇ યુકિત છે? મને તો આશા નથી."

દારોગો. "એ તો ખુદાનો ખેલ છે એની ગોઠવણ હુ કરી શકુ છુ. તમારે એક મુકદમામાં સાક્ષી આપવી પડશે."

રમાનાથ, "જૂઠી સાક્ષી હશે?"

દારોગો: "નહિ, તદ્દન સાચી. એમજ સમજી લેને કે તું માણસ બની જશે મ્યુનિસિપાલીટીના પંજામાંથી તો છૂટી જશે, એટલું જ નહિ પણ કદાચ સરકાર પણ મદદરબાની કરે અને જો મુકદમો ચાલ્યો તો પાંચ વર્ષથી ઓછી સજા નહિ થાય. માની લે કે આ વખતે દેવીદીન તને બચાવી લે તો પણ કયાં સુધી બચી જઇશ? જીંદગી ખરાબ થઇ જશે નફો ખોટ તુ જ તારી મેળે વિચારી લે હુ જબરજસ્તી કરતો નથી."

દારોગાએ ધાડનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. રમાનાથ એવો કોઇ મુકદમો વર્તમાન પત્રોમાં વાંચી ચૂકયો હતો. તે મંશયના ભાવથી બોલ્યો. "તો મારે સાક્ષી બનવું પડશે અને એમ કહેવુ પડશે કે હુ આ ધાડપાડુઓ સાથે સામેલ હતો એ તો જુઠી જુબાની થઇ!"

દારોગો· "મામલો તદ્દન સાચો છે. તમે કંઇ બિનગુન્હેગારોને નહિ ફસાવો. જેમને જેલ જવું જોઇએ એવા જ લોકો જેલમાં જશે. પછી જુઠું કયા રહ્યું? ડાકુઓના ડરથી અહીંના લોકો સાક્ષી આપવા રાજી થતા નથી બસ બીજી વાત કોઇ વાત નથી તમારે કંઇક જુઠું બોલવું પડશે એ હુ માનું છું. પરંતુ તમારી જીંદગી બચી જાય છે એના પ્રમાણમાં એટલું જુઠું તો કંઇ બિસાતમાં નથી. ખૂબ વિચાર કરજો. સાંજ સુધીમાં જવાબ આપજો."

રમાનાથના મનમાં વાત વસી ગઇ. જો એક વખત જૂઠુ બોલીને તે પોતાનાં પાછલાં કર્મોનું પ્રાયશ્ચિત્ત કરી શકે અને ભવિષ્ય પણ સુધારી લે તો પૂછવુ જ શુ? જેલમાંથી તો બચી જાય! એમાં બહુ આગળ પાછળનું જોવાની જરૂર નથી, હા, એનો નિશ્ચય થઇ જવો જોઇએ કે તેના ઉપર મ્યુનિસિપાલીટી ફરી મુકદમો નહિ ચલાવે અને તેને કોઇ સારી જગા મળી જાય. તે જાણતો હતો કે પોલીસને ગરજ છે એટલે મારી કોઇપણ વ્યાજબી શરતનો અસ્વીકાર થવાનો નથી. એટલે કેમ જાણે તેનો આત્મા ધર્મ અને અધર્મના સંકટમાં પડયો ન હોય તેમ તે બોલ્યો. "મને ડર એ લાગે છે કે મારી જુબાનીથી બીનગુન્હેગાર લોકો ફસાઇ ન જાય"

દારોગો. "એની હું આપને ખાત્રી આપું છું."

રમાનાથ: "પણ કાલે મ્યુનિસિપાલીટી મારી ગર્દન પકડે તો હું કોને પોકારું?"

દારોગો: "મગદૂર છે! મ્યુનિસિપાલીટી શું કરી શકે! ફોજદારી મુકદ્દમામાં ફરિયાદી તો સરકાર જ રહેશે. જ્યારે સરકાર તમને માફી આપે ત્યારે મુકદ્દમો કેવી રીતે ચલાવશે? તમને ઈનામ આપી દેવામાં આવશે, સાહેબ!"

રમાનાથ: "અને નોકરી?"

દારોગો: "તેની સરકાર આપોઆપ ગોઠવણ કરશે. એવા માણસોને તો સરકાર પોતે પોતાના દોસ્ત બનાવી રાખવા ચાહે છે જો આપની જુબાની સારી થાય અને જો તમે એની જાળમાંથી નીકળી જાવ તો તમે નિહાલ થઈ જશો."

દારોગાએ તેજ વખતે મોટર મંગાવી અને રમાનાથને સાથે લઈ ડેપ્યુટી સાહેબને મળવા ઉપડી ગયા. આવી મોટી કામગિરિ બજાવવામાં વિલંબ કેમ કરે? ડેપ્યુટી સાથે એકાંતમાં ખૂબ વાત કરી આ માણસનો પત્તો કેમ લાગ્યો, એની સુરત દેખતાં જ એ કોઈ મવાલી છે એમ માની જતાં તેને ગિરફતાર કરી લીધો! અને એ બધી વાત સોઈમોગ આવતાં મળી

## માયા લગાડી

કુંજ કુંજ વેણું તેં બજાવી,
હો કહાન! માયા લગાડી—કુંજ
કાલીન્દિ કાલિનાગ નાથ્યો જગાડી,
વેડી તે બખડાંની વાડી:
હો કહાન! માયા લગાડી—કુંજ
ગોકુળિયું હોય પેણું ગોરસી બખાડી;
લીલા પ્રભાંડની દેખાડી;
હો કહાન! માયા લગાડી—કુંજ
જબરો જાદવરાય ખડકે બેલાડી:
જુઠ્ઠી કંસરાજની સુંવાડી,
હો કહાન! માયા લગાડી—કુંજ
છાપો ગિરિરાજ આંગળિ ઉપાડી,
ભીતિ તો ઇન્દ્રની ભગાડી,
હો કહાન! માયા લગાડી—કુંજ
ભક્તોને ભૂધરાએ મુક્તિ પમાડી,
હું પેતલશું હું દાડી દાડી;
હો કહાન! માયા લગાડી—કુંજ

ખંડ ખંડ વીર હાક પાડી;
હો સન્ત! માયા લગાડી—ખંડ
હિંસાનાં ઝેર ટાળ્યાં, સુરતા જગાડી;
અમરોની બેઠડી ઉગાડી,
હો સન્ત! માયા લગાડી—ખંડ
દિલડાંને રોઈ રોઈ દિવ્યતા ચખાડી,
દુનિયાને હોય પેણી—ગાંડી;
હો સન્ત! માયા લગાડી—ખંડ
જગે "વામન-કાય" જબરી બેલાડી;
જુઠ્ઠી ખખરંગની સુંપાડી,
હો સન્ત! માયા લગાડી.—ખંડ
જનતાને અનશેના જ ધાબા ઓઢાડી,
ભીતિ તો કાળની ભગાડી:
હો સન્ત! માયા લગાડી—ખંડ
ભારતને ભેખ આઝાદીનો ખુંદાડી;
મુક્તિને હાજ દાડી દાડી-
હો સન્ત! લગની લગાડી—ખંડ*

કેશવ હ શેઠ

* વાજેતરમાં પ્રગટ થનાર 'ભારતઘડી' માંથી.

નીકળી ! નજર કાંઇ ભૂલ કરે ! હજુર, માણસની આંખો ઓળખી શકુ છું. અલાહાબાદ મ્યુનિસિપાલીટીના રૂપીઆ ઉચાપત કરીને ભાગ્યો છે આ મુકદમામાં સાક્ષી આપવા તૈયાર છે. માણસ ભણેલોગણેલો અને દેખાવે પણ ગૃહસ્થ અને કુલિન છે.

ડેપ્યુટીએ સદિગ્ધ ભાવથી કહ્યું: "હા, માણસ તો હોશીયાર માલમ પડે છે."

"પરંતુ મારીનામું લીધા વિના એને આપણા પર વિશ્વાસ નહિ આવે. જો કદાચ એને શકા-અઇ કે આપણે આ લોકો સાથે કોઇ ચાલ ચાલી રહ્યા છે તો તરત છટકી જશે."

ડેપ્યુટી "એ તો ચશેજ સરકાર સાથે આ બાબતમાં વાતચીત કરવી પડશે. તમે ટેલીફોન કરીને અલાહાબાદની પોલીસને પુછો કે આ માણસ પર કેવો મુકદમો છે ! એ બધું સરકારને બતાવવું પડશે"

ટેલીફોનની ડાયરેકટરી જોઇ, દારોગાએ નબર મેળવ્યો અને વાતચીત શરૂ થઇ.

ડેપ્યુટી: "શું કહ્યુ ?"

દારોગો "કહે છે કે અહીં તો આ નામના કોઇ માણસ પર મુકદમો નથી."

ડેપ્યુટી- "એ તે કેવી વાત છે, કાંઇ સમજમાં આવતુ નથી. એણે નામ તો બદલી દીધું નથી ને ?"

દારોગો "કહે છે કે મ્યુનિસિપાલીટીના કાંઇ રૂપીયા ઉચાપત નથી થયા. કોઇ મામલો છે જ નહિ"

ડેપ્યુટી. "એ તો ઘણી તાજુબીની વાત ! માણસ કહે છે કે રૂપીયા લઇને ભાગ્યો; મ્યુનિસિપાલીટી કહે છે કે કાંઇ રૂપીયા ઉચાપત નથી થયા ઠીક, મ્યુનિસિપલ કચેરીમાં પૂછો"

દારોગો: "મારી સમજમાં પણ કાંઇ વાત આવતી નથી જો એને કહી દઇએ કે તમારી ઉપર કાંઇ મુકદમો નથી તો પછી એનો પત્તો પણ નહિ લાગે ! ઠીક, મ્યુનિસિપાલીટીની કચેરીમાં પૂછીએ."

દારોગાએ ફરી નંબર મેળવ્યો. સવાલ જવાબ થવા લાગ્યા.

દારોગો: "તમારે ત્યાં રમાનાથ નામે કોઇ કારકૂન હતો ?"

જવાબ. "હા, હતો."

દારોગો. "તે કાંઇ રૂપીયા ઉચાપત કરીને ભાગ્યો છે ?"

જવાબ "ના, નહિ; તે ઘરેથી ભાગી ગયો છે, પણ રૂપીયા ઉચાપત નથી કર્યા. શું તે આપને ત્યાં છે ?"

દારોગો. "જી હા; અમે તેને ગિરફતાર કર્યો છે. તે પોતે કહે છે કે મેં રૂપીયા ઉચાપત કર્યા છે. વાત શી છે ?"

જવાબ: "પોલીસ તો ઘણી ચબરાક છે જરા અક્કલ દોડાવો."

દારોગો "અહીં તો અક્કલ કાંઇ કામ કરતી નથી."

જવાબ. "ત્યાં શુ અહીં પણ કામ નથી કરતી. સાંભળો, રમાનાથે હિસાબ મેળવવામાં ગળતી કરી; એટલે ભય પામીને ભાગી ગયો. પાછળથી માલમ પડયું કે રકમ કાંઇ ઘટતી નથી. હવે સમજણ પડી ?"

ડેપ્યુટી "હવે શુ કરશું ખાનસાહેબ; શિકાર હાથમાંથી છટકી ગયો"

દારોગો. "છટકી કેમ જશે, હજૂર ! રમાનાથને એ વાત કહીએ જ શા માટે ! બસ, તેને કોઇ એવા માણસને મળવા જ ન દેવાય કે જે તેને બહારની કોઇ ખબર પહોંચાડી શકે હવે ઘરવાળાઓને તેનો પત્તો લાગી જશે એટલે કોઇને કોઇ જરૂર તેની તપાસ કરવા આવશે. કોઇને જ આવવા ન દેવા. આ વાત જ વચ્ચે લાવવી નહિ. મોઢેથી એને ખાત્રી આપી દેવી. કહી દેવું કે મારીનામાને માટે કમીશ્નર સાહેબને રીપોર્ટ કર્યો

છે. ઇન્સ્પેક્ટર સાહેબનો પણ અભિપ્રાય લઈ લેવો."

અહીં આ લોકો સુપરિન્ટેન્ડન્ટ સાથે પરામર્શ કરી રહ્યા હતા, ત્યાં એક કલાકમાં દેવીદીન પાછો ચાલ્યો આવ્યો. એટલે કોન્સ્ટેબલે કહ્યું: "દારોગાજી તો સાહેબની પાસે ગયા."

દેવીદીને ગભરાઇને કહ્યું "તો શું બાબુજીને કાચી જેલમાં નાખ્યા ?"

કૉન્સ્ટેબલ. "નહિ, તેને પણ સાથે લઇ ગયા"

દેવીદીને માથું ઠોકીને કહ્યું. "પોલીસવાળાની કોઇ વાતનો ભરોસો નહિ હું કહી ગયો કે એક કલાકમાં રૂપીયા લઇ આવું છું, પરંતુ એટલી પણ સબૂરી ન પકડાઇ. સરકાર પાસેથી તો પાંચસોજ મળશે હું છસો આપવા તૈયાર છુ. હા, સરકારમાં સારી કામગિરિ બજાવવાની પ્રશંસા થાય, બીજુ શુ ? અહીંથી તેને પ્રયાગરાજ મોકલી દેશે મારી સાથે મુલાકાત પણ નહિ થાય બુઢ્ઢી રડી રડીને મરી જશે" એમ કહેતાં દેવીદીન ત્યાંજ જમીન પર બેસી ગયો.

કોન્સ્ટેબલે પૂછ્યુ "તો અહીં ક્યાં સુધી બેસી રહેશો ?"

જાણે ચાબુકના ફટકાનો માર લાગ્યાથી ઘાયલ થયો હોય તેમ થઇને દેવીદીને કહ્યુ. "હવે તો દારોગા સાથે બે ચાર વાત કરીને જ જઇશ. ભલે ને જેલ જવુ પડે, પણ તેને જરૂર બરાબરા ફટકાર. ખરાબ રીતે ફટકાર આખરે તેને પણ બાલબચ્ચાં તો હશેને ! શુ ભગવાનથી જરા પણ નથી ડરતો! તમે બાબુજીને જતી વખતે જોયા હતા ! બહુજ દિલગિર હતા !"

કોન્સ્ટેબલ "દિલગિર તો ન હતા, ખાસી તરહ હસી રહ્યા હતા. તેમને જ્યાં મોટરમાં બેસીને ગયા છે."

દેવીદીને અવિશ્વાસના ભાવથી કહ્યુ. "હસી શું રહ્યો હશે, બિચારો ! મોંથી ભલે હસી લે પણ દિલ તો રડતુ જ હશે'"

દેવીદીનને અહીં બેઠે એક કલાક પણ થયો ન હતો એટલામાં જગ્ગો આવીને ઉભી દેવીદીનને દ્વાર ઉપર બેઠેલો જોઇને તે બોલી. "તમે અહીં શું કરવા માંડયુ ? બાબુ ક્યાં છે ?"

દેવીદીને મર્માહત થઇને કહ્યું "બાબુને તો લઇ ગયા સુપરિન્ટેન્ડન્ટની પાસે, કોણ જાણે મુલાકાત થાય છે કે પછી બહારો-બહારજ પ્રયાગરાજ મોકલી દે છે !"

જગ્ગો "દારોગાજી પણ ઠીક માણસ છે કહ્યું ત્યારે કહે કે આટલા લઇશ અને હવે લઇને ચાલી ગયા"

દેવીદીન. "તેથી જ તો બેઠો છુ, કે આવે એટલે બે ત્રણ વાતો કહી લઉં"

જગ્ગો "હા, જરૂર ફટકારજો જે પોતાની જબાન ન પાળે તે પોતાના બાપનો શુ થશે ! હુ તો ખરૂ કહીશ મને શુ કરશે?"

દેવીદીન "દુકાન પર કોણ છે ?"

જગ્ગો "બંધ કરીને આવી છુ હજી તો બિચારાએ કંઇ ખાધું પણ નથી ! સવારનો એમને એમ છે ચૂલામાં જાય એ તમાસો. એને જ માટે તો ટીકીટ લેવા જતો હતો જો ઘરથી જ બહાર ન નીકળતે તો આ બલા માથે ક્યાંથી વળગતે ?"

દેવીદીન. "જો અહીંથી જ પ્રયાગ મોકલી દેશે તો ?"

જગ્ગો "તો પત્ર તો આવશે જ ને ! ત્યાં જઇને મળી આવીશુ"

દેવીદીન "( આંખોમાં આંસુ લાવી ) સજા થઇ જશે ?"

જગ્ગો "રૂપીયા જમા કરી દેશું પછી

સજા શા માટે થશે ? સરકાર પોતાના રૂપીયા જ લેશે કે બીજુ કંઇ ? "

દેવીદીનઃ " નહિ, માડી, એમ નથી થતુ. ચોર માલ પાછો આપી દે તેથી કંઇ તેને છોડી થોડોજ દેવામાં આવે છે ! "

પરિસ્થિતિની કઠોરતાનો અનુભવ કરતાં જગ્ગોએ કહ્યુઃ " દારોગાજી... .."

હજી વાકય પૂરૂ ન થયું ત્યાં તો દારોગાની મોટર સામે આવી પહોંચી ઇન્સ્પેક્ટર સાહેબ પણ હતા રમાનાથ એ બન્નેને જોઇને મોટરમાથી ઉતરી આવ્યો અને પ્રસન્નમુખથી બોલ્યો. " તમે અહીં લાંબા વખતથી બેઠા છો શું દાદા ? આવો, ઓરડામાં ચાલો, મા, તુ કયારે આવી ? "

દારોગાએ વિનોદ કરતાં કહ્યું " કેમ, ચોધરી, રૂપીયા લાવ્યા ? "

દેવીદીન: " જ્યારે કહીને ગયો કે થોડીવારમાં આવું છું તો તમારે મારી રાહ જોવી જોઇતી હતી. ચાલો, તમારા રૂપીયા લઇ લો. "

દારોગો " જમીનમાંથી ખોદીને કાઢ્યા હશે ! "

દેવીદીન. " આપની કૃપાથી હજીયે હજાર પાંચસો વધુ નીકળી શકે એમ છે. જમીન ખોદવાની જરૂર નથી પડી ચાલો, ભાઇ, બુઢ્ઢી કમરની ઉસી છે હું રૂપીયા ચૂકવીને આવુ છું. આ તો ઇન્સ્પેકટર સાહેબ હતા ને ? પહેલાં આજ થાણામાં હતા. "

દારોગો " તો ભાઇ તમારા રૂપીયા લઇ જઇને એ હાંડીમાં જ મૂકી રાખો અમલદારોની એવી સલાહ મળી કે આને છોડવો ન જોઇએ. મારા હાથની વાત નથી. "

ઇન્સ્પેકટર સાહેબ તો પહેલેથીજ કચેરીમા ચાલી ગયા હતા. આ ત્રણે જણ વાત કરતા કરતા તેની પાસેના ઓરડામાં ગયા.

દારોગાની વાત સાંભળતાં દેવીદીનના ભવાં ચઢી આવ્યાં. તે બોલ્યો " દારોગાજી, મરદોની જબાન એકજ હોય છે. એટલું જ હું જાણું છુ તમારા હુકમથી હુ રૂપીયા લાવ્યો છુ. તમારે તમારો કોલ પૂરો કરવો જ પડશે કહીને ફરી જવું એ તો નીચ માણસોનુ કામ છે "

આટલાં કઠોર શબ્દો સાંભળતાં તો દારોગાએ ધુવા પુવા થઇ જવુ જોઇતું હતુ પરંતુ અત્યારે તેમને જરાપણ માઠું ન લાગ્યુ. તે હસતા હસતા બોલ્યા " ભાઇ, હવે ચાહેતો નીચ કહો, ચાહે દગાબાજ કહો, પરંતુ હુ એને છોડી શકતો નથી. આવા શિકાર કાંઇ રોજ હાથ લાગતા નથી. કોલની ખાતર હુ કાંઇ મારો શિકાર છોડી દેવાનો નથી. "

દારોગાના હસવાથી દેવીદીન વધુ ચીઢાયો. " તો તમે કહ્યુ કયાં મોઢે ? "

દારોગો. " આજ મોઢે કહ્યું હતું; પરંતુ મોઢુ હમેશાં એક સરખુ નથી રહેતું. આજ મુખથી જેમ ગાળ દઉ છું તેમ આજ મુખથી પ્રશંસા પણ કરૂં છું. "

દેવીદીન ( ચીઢાઇને ) " આ મૂછ મુડાવી નાખો. "

દારોગો " ખુશીથી, મને મંજુર છે. મારી ઇચ્છા તો પહેલાંથી જ હતી, પરંતુ શરમનો માર્યો મુંડાવતો ન હતો. હવે તમે દિલ મજબુત કર્યું. "

દેવીદીન " હસો નહિ દારોગાજી, તમે હસો છો અને મારૂં લોહી ઉકળી જાય છે. મને જોઇએ તો જેલ કેમ ન મળે, પરંતુ હુ કેપ્ટન સાહેબને જરૂર કહી દઇશ છું તો એક ટકાનો આદમી, પણ આપની કૃપાથી મોટા મોટા અમલદારો સુધી પહોંચી શકુ છું "

દારોગો " અરે યાર, તો શું તુ સાચે

સાથ કેપ્ટન સાહેબ આગળ મારે માટે ફરિયાદ કરશે ?"

દેવીદીન સમજ્યો કે ધમકીની અસર થઈ. એટલે તે અકડાઈને બોલ્યો "જ્યારે તમે કોઈનું સાંભળતા નથી, વાત કહીને ફરી જાય છો, ત્યારે બીજા પણ પોતાનાથી બનતું કરશે જ. મેમ સાહેબ તો રોજ દુકાન પર આવે છે."

દારોગો "જો, દેવીદીન, તે સાહેબ કે મેમ સાહેબ આગળ મારી જરા પણ ફરિયાદ કરી છે તો હું સોગંદ ખાઈને કહું છું કે તારું ઘર ખોદાવીને ફેંકી દઈશ."

દેવીદીન. "જે દિવસે મારૂં ઘર ખોદશો તે દિવસે આ પાઘડી અને ચપરાશ પણ નહિ રહેશે, હજૂર !"

દારોગો "ઠીક તો આપણે તાળી આપણે શરત મારીએ છીએ"

દેવીદીન "પસ્તાશો હોં સરકાર, કહી દઉં છું કે પસ્તાશો"

રમાનાથ હવે ધીરજ ન ધરી શક્યો. અત્યાર સુધી તે દેવીદીનના બબડવાનો તમાસો જોવા માટે બીલાડીના જેમ બની બેઠો હતો તે હવે બોલ્યો "દાદા, દારોગાજી તયને ચીડવી રહ્યા છે. અમારી વચ્ચે એવી સલાહ થઈ ગઈ છે કે હું કંઈપણ આપ્યા લીધા વગર છૂટી જઈશ અને ઉપરથી નોકરી પણ મળશે. સાહેબે ચોક્કસ ખાત્રી આપી છે. મારે હવે અહીં જ રહેવું પડશે."

રસ્તો ભૂલેલા માણસની માફક દેવીદીને કહ્યું "એ કેવી વાત ભાઈ, શું કહે છે ? શું પોલીસવાળાઓની જાળમાં આવી ગયો ? એમાં કોઈને કોઈ જરૂર છૂપી ચાલ હશે."

રમાનાથે ખાત્રીપૂર્વક કહ્યું. "બીજી કોઈ વાત નથી. એક મુકદમામાં સાક્ષી આપવી પડશે."

દેવીદીને સંશયથી માથુ હલાવી કહ્યું: "જુઠ્ઠો મુકદમો હશે !"

રમાનાથ "નહિ, દાદા, તદ્દન સાચો મામલો છે મેં પહેલાથી જ પૂછી લીધું છે."

દેવીદીનની શંકાનું નિવારણ ન થયું. તે બોલ્યો "હું એ બાબતમાં બીજું કાંઈ નથી કહી શકતો ભાઈ, પણ જરા સમજી વિચારીને કામ કરજે જો મારા રૂપીયાથી ડરતો હોય તો એટલું સમજી લેજે કે જો દેવીદીને રૂપીયાની પરવા કરી હોત તો આજે તે લખપતી હોત આજ હાથોથી રોજના સો સો રૂપીયા કમાયો છું અને બધા ઉડાવી પણ દીધા છે. ક્યા મુકદમામાં સાક્ષી આપવાની છે ? કાંઈ માલમ પડ્યું ?"

દારોગાજીએ રમાનાથને જવાબ દેવાની તકજ ન આપી કહ્યું "પેલો ધાડવાળો મામલો છે તે જેમાં કેટલાક ગરીબ માણસોના જાન ગયા હતા ! એ ધાડપાડુઓએ આખા જીલ્લામાં ત્રાસ ત્રાસ વર્તાવ્યો છે. એટલે તેમના ડરનો માર્યો કોઈ માણસ સાક્ષી આપવા રાજી થતો નથી."

દેવીદીને ઉપેક્ષાના ભાવથી કહ્યું: "ઠીક, તો તું સાક્ષી બની ગયો, એમ વાત છે ! એમાં તો પોલીસ શિખવાડશે એટલું તારે કહેવું પડશે ભાઈ, હું ઠુંઠી બુદ્ધિવાળો માણસ છું આ વાતોનો મર્મ શું જાણું ? પરંતુ મને મુખબિર (એપ્રુવર) બનવાનું કહેવામાં આવે તો હું નહિ બનું; પછી ભલે મને કોઈ લાખ રૂપીયા આપે તો શું થયું ? બહારના માણસને કોણ અપરાધી છે અને કોણ બીનગુન્હેગાર છે તેની શી ખબર ? બે ચાર અપરાધીઓની સાથે બે ચાર બીન અપરાધીઓ પણ જરૂર હશે !"

દારોગો. "હરગીજ નહિ, જેટલા માણસો પકડ્યા છે તેટલા પાકા ધાડ પાડુઓ છે"

દેવીદીનઃ " એ તો આપ કહો છો. અમને શી ખબર ? "

દારોગો. " અમે બીનગુન્હેગારોને શા માટે ફસાવીએ, તે તો કહો ? "

દેવીદીનઃ " એ બધુ ભોગવી ચૂકયો છુ, દારોગાજી ! આના કરતાં તો તમે એના પર કામ ચલાવો તેજ સારું છે. વર્ષ બે વર્ષની જેલ જ મળે ને ! એક અધર્મના દંડમાંથી બચવા માટે બીનગુન્હેગારોનાં ખૂન તો માથે નહિ ચઢે ને ? "

રમાનાથે ભીરુતાથી કહ્યુ. " મેં ખૂબ વિચાર કર્યો છે, દાદાજી ! બધાં કામળો જોયા છે. એમાં કોઇ બીનગુન્હેગાર નથી. "

દેવીદીને ઉદાસ થઇને કહ્યું. " હરી, ભાઇ ! જાન પણ પ્યારો હોય છે ! "

એટલું કહીને તે પાછળ ફરી ગયો. પોતાના મનોભાવો તે તેની આગળ સ્પષ્ટ રૂપે પ્રકટ કરી શકતો ન હતો

એકાએક તેને એક વાત યાદ આવી ગઇ. મોઢું ફેરવીને તે બોલ્યો " તને થોડા રૂપીયા આપી જાઉં ? "

રમાનાથે સામું પૂછ્યુઃ "શી જરૂર છે ?"

દારોગાઃ " આજથી એને અહીં રહેવું પડશે. "

દેવીદીને કર્કશ સ્વરે કહ્યુઃ " હા હજૂર, એટલું તો જાણું છું એની ગરજ હશે, એટલે બંગલો રહેવા મળશે, નોકર મળશે, મોટર મળશે, એ બધુ જાણુ છુ. કોઇ બહારનો માણુસ એને મળવા નહિ પામે, તેમ એ પણ એકલો કયાંય જઇ આવી નહિ શકશે એ બધું ય જોઇ ચૂકયો છું. "

એટલું કહેતાં દેવીદીન ઉતાવળે દમ ભરતો ત્યાંથી ચાલી ગયા. કેમ જાણે ત્યાં તેનો શ્વાસ ઘેરાઇ રહ્યો ન હોય ! દારોગાએ તેને બૂમ મારી પરંતુ તેણે પાછા ફરીને જોયું પણ નહિ. તેના મુખ ઉપર પરાભૂત વેદના છવાઈ ગઈ હતી.

જગ્ગાએ પૂછયું: " ભાઇ નથી આવતા ?"

દેવીદીને સડક તરફ જોઇને કહ્યુ: "ભાઇ હવે નહિ આવે જો પોતાનાં આપણાં ન થયાં તો પારકા તો પારકાંજ છે ને !"

તે ચાલી ગયો બુઢ્ઢી પણ પાછળ પાછળ ચાલી.

૯

રૂદનમાં કેટલો ઉલ્લાસ, કેટલી શાન્તિ, કેટલું બળ છે ! જે કદિ એકાંતમાં બેસીને, કોઇની સ્મૃતિમાં, કોઇના વિયોગમાં ધ્રુસકે ધ્રુસકે તેમજ અત્યંત ઉદાસ થઇને રડયો નથી, તે જીવનનાં એવાં સુખથી વંચિત છે કે જેને માટે હજારો હાસ્ય ન્યોછાવર છે. જેણે એ સૌભાગ્ય પ્રાપ્ત કર્યું હોય તેને જ એ મીઠી વેદનાનો આનન્દ પૂછો હાસ્ય બાદ મન ખિન્ન થઈ જાય છે, આત્મા ક્ષુબ્ધ થઇ જાય છે, જાણે આપણે થાકી ગયા હોઇએ, પરાભૂત થઇ ગયા હોઇયે. એમ લાગે છે રૂદનની પાછળ એક નવીન સ્ફૂર્તિ, એક નવીન જીવન, એક નવીન ઉત્સાહનો અનુભવ થાય છે

' પ્રજામિત્ર ' કાર્યાલયનો પત્ર જાલપાને મળતાં તે વાંચી. તે રડી પડી એક હાથમાં પત્ર લઇ, બીજા હાથે બારણાની બારસાખ પકડી તે ખૂબ રડી શું વિચારીને તે રડી, તે કોણ કહી શકે ? કદાચ પોતાના ઉપાયની આ આશાતીત સફળતાએ તેના આત્માને વિહ્વલ બનાવી દીધો, કે આનન્દનાં પાણી ભર્યાં ઉંડાણે તેને પહોંચાડી દીધી કે ઉપ્યુ તાને પણ બરફમાં ફેરવી નાખતી ઉંચાઇ પર પહોંચાડી દીધી ! આજે છ મહિના પછી આ સુખસમાચાર મળ્યા, આટલા દિવસો સુધી તે છલભરી આશા અને કઠોર

ફુરાશાનું રમકડું બની રહી હતી. આહ ! કેટલીવાર તેના મનમાં તરંગ ઉઠયો હતો કે આ જીવનનો અંત કેમ ન લાવી દઉં ? જો મેં સાચેસાચ પ્રાણત્યાગ કર્યો હોત તો તેનું દર્શન પણ ન પામત પરંતુ એમનું હૈયું કેટલું કઠોર છે ! ૭ મહિનાથી ત્યાં બેઠા છે, પણ એક પત્ર સરખોયે ન લખ્યો, ખબર સુદ્ધાં નહિ લીધી ! આખરે એમણે ન સમજી લીધું હોય કે બહુ રડી રડીને મરી જશે એમણે મારી પરવા જ ક્યારે કરી છે ? દશ વીસ રૂપીયા તો મામુલ મિત્રો દોસ્તદારો માટે પણ ખર્ચી નાખે છે એ પ્રેમ નથી. પ્રેમ હૃદયની વસ્તુ છે, રૂપીયાની નહિ. જ્યાં સુધી રમાનાથનો કાંઈ પત્તો ન હતો, ત્યાં સુધી બધા દોષ પોતાને માથે ઓઢી લેતી હતી, પરંતુ આજે તેનો પત્તો લાગતાં જ તેનું મન અકસ્માત કઠોર થઈ ગયું. તરેહ તરેહના વિચારો તેને આવવા લાગ્યા ત્યાં શું સમજીને બેસી રહ્યા હશે ? એને માટે ને કે ત્યાં તે સ્વાધીન છે, સ્વતંત્ર છે. કોઈનું આપેલું નથી ખાતા ? આવી જ રીતે જો હું કહ્યા વિના ચાલી જાત, તો તે મારી સાથે કેવો વર્તાવ કરત ? કદાચ તલવાર લઈને ગર્દનપર સવાર થઈ જાત અને જીંદગીભર મારું મુખ પણ ન જોત અને ત્યાં ઉભા ઉભા જ જાલપાએ મનમાં ને મનમાં ફરિયાદનું દફતર ખોલી નાખ્યું.

એટલામાં રમેશબાબૂએ બારણા આગળ બૂમ મારી: "ગોપી, ગોપી, જરા અહીં આવ" મુનશીજીએ પોતાના ઓરડામાં પડમાં પડ્યાં કરાંઠીને કહ્યું: "કોણ છો, ભાઈ, ઓરડામાં આવો ! અરે ! આપ છો, રમેશબાબૂ ! બાબુજી હું તો મરતો મરતો બચ્યો છું બસ એમ જ સમજો કે નવી જીંદગી મળી કોઈ આશા નહોતી ન કોઈ આગળ કે પાછળ બે છોકરા છે પરંતુ તેમને હું મરૂં કે જીવું તેની શી પરવા ? એની માને મારું મોઢું જોતાંજ બ્હીક લાગે છે. બિચારી વહૂએ મારો જીવ બચાવ્યો તે ન હોત તો અત્યારે તો ચાલી ચૂક્યો હોત !"

રમેશબાબૂએ કૃત્રિમ સમવેદના બતાવતાં કહ્યું "આપ આટલા બધા બીમાર ગયા અને મને ખબર સુદ્ધાં ન પડી. હું અહીં હોઉં છતાં આપને આટલું દુઃખ પડ્યું ! વહૂએ પણ એક ચીઠ્ઠી ન લખી દીધી. રજા કેવી પડી હશે ?"

મુનશી "છુટ્ટીને માટે અરજી કરી હતી, પરંતુ મેં ડાક્તરનું સર્ટિફિકેટ નહિ મોકલ્યું.

## પ્રત્યેક હિન્દુનું કર્તવ્ય

અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ નથી, એટલું જ નહિ પણ એ હિંદુ ધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે; ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત કરે, અને કંઈ નહિ તો પ્રાયશ્ચિત રૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈ બેનને અપનાવે, તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થએલ માને. 'અસ્પૃશ્ય'ના દુઃખો દૂર કરે, વર્ષો થયાં તેમને કચરી નાખવામાં આવ્યા છે તેથી તેમનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજ પૂર્વક દૂર કરવામાં તેમને મદદ કરે, અને આમ બીજા હિંદુને કરવા મનાવે, ફરે આ દૃષ્ટિએ અસ્પૃશ્યતાને નિવારતાં તેને દૂર કરવામાં જે ઐહિક કે રાજનૈતિક પરિણામો રહ્યા છે તેને નતધારી તુચ્છ ગણુરો

મહાત્મા ગાંધીજી

સોળ રૂપીયા કોને ઘરેથી લાઉં ? એક દિવસ સીવીલ સર્જનની પાસે ગયો; પરંતુ તેણે ચીઠ્ઠી લખી આપવા ના પાડી. આપ જાણો છો ને, ત્યાં ફિ લીધા વિના વાત પણ નથી થતી હું આવી રહ્યો અને અરજી મોકલી દીધી. પછી તે મંજુર થઇ કે નહિ તેની ખબર નથી. આવી દાક્તરોની દાનત છે ! જુએ છે કે માણસ મરી રહ્યો છે છતાં બક્ષીસ મળ્યા વગર કલમ નહિ ઉઠાવે "

રમેશબાબૂએ ચિંતાતુર સ્વરે કહ્યું: " આ તો આપે ઘણી ખરાબ ખબર સંભળાવી. જો તમારી રજા નામંજુર થઇ તો શું થશે ? "

મુનશીએ માથું કૂટીને કહ્યુ: " થશે શું, ઘરે બેઠો રહીશ ! સાહેબ પૂછશે તો ચોકખુ કહીશ કે હું સર્જન પાસે ગયો હતો, તેણે રજા નહિ આપી. સરકારે એને નોકર શા માટે રાખ્યો છે ? નકામી, ખુરસીની શોભા વધારવા માટે ! મને કાઢી મૂકશે તો કબૂલ છે, પરંતુ સર્ટિફિકેટ તો નહિ આપુ. લુચ્ચા કયાંના ! આપને માટે પાન લાવનાર પણ કોઇ નથી. શું કરૂં ? "

રમેશે હસીને કહ્યું: " મારે માટે આપ ચિંતા ન કરો હું આજે પાન ખાવા નહિ પણ મીઠાઇ ખાવા આવ્યો છું ( જાલપાને બૂમ મારી ) વહૂજી ! તમારે માટે આજે ખુશ ખબર લાવ્યો છું. મીઠાઇ મગાવો ! "

પાનની પેટી સામે રાખીને જાલપાએ કહ્યું: " પહેલાં એ ખબર સંભળાવો, કદાચ જે ખબરને આપ નવી સમજી રહ્યા છો તે પુરાણી પણ થઇ ગઈ હોય ! "

રમેશ. " શું વાત કરો છો ? રમાનાથનો પત્તો મળી ગયો; કલકત્તામાં છે "

જાલપા. " મને પહેલાં જ ખબર પડી ગઇ છે. "

મુનશીજી ઉતાવળા ઉઠી બેઠા, તેમનો તાવ જાણે કે ભાગીને ઉત્સુકતાની આડમાં જઇ છૂપાયો. રમેશનો હાથ પકડી તે બોલ્યા: " ખબર પડી કે કલકત્તામાં છે ? કોઇ પત્ર આવ્યો હતો ? "

રમેશ: " પત્ર ન હતો. પોલીસની તપાસ હતી મેં કહી દીધુ કે તેની ઉપર કોઈ પ્રકારનો આરોપ નથી.તમને કયાંથી ખબર પડી, વહૂજી ? "

જાલપાએ પોતાની યોજના જણાવી. ' પ્રજામિત્ર ' કાર્યાલયનો પત્ર દેખાડયો. પત્રની સાથે રૂપીયાની રસીદ હતી. તેના પર રમાનાથના હસ્તાક્ષર હતા.

રમેશ " અક્ષર તો રમાનાથ બાબૂના જ છે, તદ્દન સાફ; એમાં દગો નહિ હોઇ શકે. માનું છું, વહૂજી ! વાહ શી યુક્તિ કાઢી છે ! અમારા બધાના કાન કાપી નાખ્યા ! કોઇને ન સુઝયું. હવે જ્યારે વિચાર આવે છે ત્યારે લાગે છે કે ઘણી સહેલી વાત હતી. બચ્ચાને પકડીને ઘસડી લાવે, તે માટે કોઇ એ ત્યાં જવુ જોઇએ. "

આ વાતચીત ચાલી રહી હતી એટલામાં રતન આવી પહોંચી. જાલપા તેને દેખતાંજ ત્યાંથી ઉભી થઇ તેને ગળે લપટાઇ, બોલી: " બહેન, કલકત્તાથી પત્ર આવી ગયો. એ છે. "

રતન: " મારાં ગળાના સોગન ? "

જાલપા. " હા, સાચુ કહું છું. કાગળ જોને ! "

રતન: " તો તું આજ જ ચાલી જા !"

જાલપા: " હું પણ એજ વિચાર કરૂ છુ તું આવશે ? "

રતન: " હું આવવા તો તૈયાર છું. પરંતુ ઘર એકલું કોના પર છોડું ? બહેન, મને મણિરામ પર કાંઇક શંકા પડવા લાગી છે એની દાનત સાફ લાગતી નથી બેંકમા વીસહજાર રૂપીયાથી ઓછા ન હતા. બધા કોણ જાણે કયાં ઉડાવી દીધા કહે છે કે

ક્રિયા કર્મમાં ખર્ચાય ગયા. હિસાબ માંગુ છુ તો આંખો કાઢે છે ! દફતરની કુચી પણ પોતાની પાસે રાખી છે. માંગુ છુ તો વાત ઉડાવી દે છે મારી સાથે કાંઇ કાયદાનુ પગનુ સોગાની રમત રમી રહ્યો છે મને ભય એ લાગે છે કે હુ ત્યાં આવુ ને અહીં એ બધુ લઇને ચાલતી પકડે ! બગલાના ગ્રાહક આવી રહ્યા છે હું પણ ગામમાં જઇને શાન્તિથી પડી રહુ, એમ ઇચ્છુ છુ બગલો વેચાઇ જશે, તો રોકડા રૂપીયા હાથ આવી જશે જો હુ નહિ રહુ તો કદાચ રૂપીયા મને જોવા પણ ન મળે. ગોપીને સાથે લઇને આજે જ ચાલી જા રૂપીયાની વ્યવસ્થા હુ કરીશ "

જાસપા "ગોપીનાથ તો કદાચ નહિ આવી શકે દાદાનો દવાદાર મરે પછી કોણ રહેશે ? "

રતન " હુ થોડી વાર અહીં બેસી રહ્યા કરીશ પણ હુ આજેજ જા બિચારો ત્યાં કોણ જાણે કેવી દશામાં હશે ! તો એજ નિશ્ચય કર્યોને ? "

રતન મુનશીજીના ઓરડામાં ગઈ, એટલે રમેશ બાબૂ ઉઠીને ઉભા થયા અને બોલ્યા " આવો બ્હેન ! રમાનાથ બાબૂનો પત્તો તો મળી ગયો "

રતન " એમાં અર્ધો યશ મારો છે "

રમેશ " આપની જ સલાહથી તો થયુ હશે ! હવે તેને અહીં લાવવાની ફિકર કરવી જોઇએ ! "

રતન " જાલપા જઇને પકડી લાવે ! ગોપીને સાથે લેતી જાય ! આપને એમાં કાંઇ વાંધો નથીને દાદાજી !,"

મુનશીજીને વાંધો તો હતોજ જો તેમનુ ચાલે તો આ વખતે બહારના પણ દશબાર માણસોને વધુ ઓછા કરે પછી ઘરના માણસો ચાલ્યા જાય તેથી કેમ વાંધો ન હોય ? પરતુ સમસ્યા એવી આવી હતી કે તેઓ કાંઇ બોલી ન શક્યા.

કલકત્તાની સહેલનો આવો અવસર મળતાં ગોપી કેમ ખુશ ન થાય ? વિશ્વભર દિલમાં બળી રહ્યો હતો વિધાતાએ તેને નાનો ન બનાવ્યો હોત તો આજે તેના હક ઉપર તરાપ ન પડત ! ગોપી વળી એવો કયો હુશિયાર છે ? જ્યાં જાય છે ત્યાં કોઈ ને કોઈ ચીજ ગુમાવી આવે છે હા, મારાથી મોટો છે એ કેવી વિધાને તેને પસદગી અપાવી છે

રાતના નવ વાગ્યે જાલપા જવાને તૈયાર થઇ સાસુ-સસરાને પગે લાગી તેમના આશીર્વાદ લીધા વિશ્વભર રડી રહ્યો હતો તેને ગળે લગાવી, વ્હાલ કર્યું અને મોટરમાં બેઠી. રતન સ્ટેશન સુધી પહોંચાડવા આવી હતી

મોટર ચાલી એટલે જાલપાએ કહ્યુ " બહેન, કલકત્તા તો બહુ મોટુ શહેર છે. ત્યાં કેવી રીતે પત્તો લાગશે ? "

રતન " પહેલાં ' પ્રજામિત્ર ' કાર્યાલયમાં જવુ ત્યાંથી પત્તો લાગી જશે ગોપીબાબુ તો છે જ ને ! "

જાલપા " ઉતરીશ ક્યાં ? "

રતન " ધર્મશાળા છે નહિ, હોટલમાં રહેજે જો, રૂપીયાની જરૂર પડે તો મને તાર કરજે હમે તેમ વ્યવસ્થા કરીને મોકલીશ બાબૂજી આવી જાય તો મારા પર ઘણો ઉપકાર થાય આ મણિદાસ તો મને તોબાહ તોબાહ કરી મૂકશે. "

જાલપા " હોટલવાળા બદમાશ તો નહિ હોયને ? "

રતન " કાંઇ જરા પણ દુષ્ટતા કરે તો ઠોકર મારજે બસ, કાંઇ પણ પૂછતી નહિ ઠોકર મારીને પછી જ વાત કરવી ( કમરમાંથી એક છરી કાઢીને ) આ તારી પાસે રાખ કમરમાં છુપાવી રાખજે હુ જ્યારે

બહાર નીકળું છું ત્યારે આ મારી પાસે રાખી લઉં છું. એનાથી દિલ ઘણું મજબૂત રહે છે. જે મર્દ કોઇ ઓને છેડે છે, તે પહેલા નંબરે તો કાયર, નીચ અને લંપટ છે, એટલું સમજી લેવું. તારી છરીની ચમક અને તારો મિજાજ જોઇને જ તે કંપી ઉઠશે અને સીધો લપાઇને ભાગી જશે. પરંતુ એવો પ્રસંગ આવી પડે કે તારે છરીનો ઉપયોગ કરવો પડે તો તેથી જરા પણ ખચકાઇશ નહિ. છરી લઇને તૂટી પડજે શું થશે ને શું નહિ, તેની કદિ ફિકર કરતી નહિ. જે થવાનું હશે તે થયા કરશે "

જાલપાએ છરી લઇ લીધી, પણ તે કાંઇ બોલી નહિ તેનું દિલ ભારી થઇ રહ્યું હતું. એટલી બધી વાતો વિચારવાની તેમજ પૂછવાની હતી કે તેના વિચારથી જ તેનું દિલ બેસી જતું હતું.

સ્ટેશન આવી ગયું. કુલીઓએ સામાન ઉતાર્યો. ગોપી ટિકીટ લઇ આવ્યો. જાલપા પત્થરની મૂર્તિ માફક પ્લેટફોર્મ પર ઉભી રહી કેમ જાણે તે ચેતનાશૂન્ય થઇ ગઇ ન હોય ! કોઇ મોટી પરીક્ષા આપતાં પહેલાં આપણે ગ્રમા થઇ જઇએ છીએ. આપણી બધીયે શક્તિ એ સગ્રામની તૈયારીમાં રોકાઇ જાય છે.

રતને ગોપીને કહ્યું: "હોશીયાર રહેજે"

ગોપી અહીં કેટલાયે મહિનાથી કસરત કરતો હતો. ચાલતો ત્યારે પણ મોઢું અને છાતી જોયા કરતો. નજરે જોનારને તો તે ગમે તેવો લાગે, પરંતુ તેની પોતાની નજરે તે કાંઇ બીજો જ થઇ ગયો હતો કદાચ તેને એવું આશ્ચર્ય થતું હશે કે તેને આવતો જોઇને લોકો રસ્તામાંથી કેમ હટી નથી જતા, તેનાથી ભયભીત કેમ નથી થઇ જતા ! અક્કડ થઇને તે બોલ્યો: " કોઇ જરા પણ ચુંચા કરશે તો માથુંજ ભાંગી નાખીશ. "

રતન હસી: " એ તો મને ખબર છે. સૂઇ ન જતો. "

ગોપી: " એક પલક પણ પાડું નહિ ને ! શી મગદૂર છે કે ઉંઘ આવે ! "

ગાડી આવી ગઇ ગોપીએ એક ડબ્બામાં પેસીને કબજો લીધો. જાલપાની આંખમાં આંસુ ભરાયાં તે બોલી: " બહેન, આશીર્વાદ દે, કે એમને લઇને સુખરૂપ પાછી આવું. "

આ સમયે તેનું દુર્બળ મન કોઇ આશ્રય, કોઇ સહારો, કોઇ બળ શોધી રહ્યું હતું અને આશીર્વાદ કે પ્રાર્થના સિવાય એ બળ તેને કોણ આપે ? બળ અને શાન્તિનો એજ અક્ષય ભંડાર છે, જે કોઇને નિરાશ નથી કરતો, જે સર્વની બાંહ્ય પકડે છે. સર્વનો બેડો પર ઉતારે છે !

ઇન્જીનની સીટી વાગી. બન્ને સખીઓ ભેટી. જાલપા ગાડીમાં જઇ બેઠી.

રતને કહ્યું: " પહોંચતા સાથેજ કાગળ લખજે. "

જાલપાએ માથું હલાવ્યું.

" મારી જરૂર માલમ પડે તો તરત લખજે. સૌ કાંઇ છોડીને હું ચાલી આવીશ."

જાલપાએ માથું ધુણાવી દીધું.

" રસ્તામાં રડતી નહિ. "

જાલપા હસી પડી; ગાડી ઉપડી ચુકી.

(અપૂર્ણ)

# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશોદિવાની

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | | |
| | | | | | | |
| | | | | | | ૫ |
| | | | | | | |
| | | | | | | + |
| | | | | | ૫ | |
| | | | | ૪ | | |

ઉપરનાં ચોગઠામાં ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ એ આંકડાઓ એવી રીતે ગોઠવો કે, ( આડા, ઉભા કે કર્ણરેખામાં ) દરેક રીતે સરવાળો ૭૨ થાય, જે આંકડાઓ એમાં આપવામાં આવ્યા છે, તેજ —— લીમાં તે આંકડા સિવાય કોઈપણ લાઈનમાં એક આંકડો બે વખત ન આવવો જોઈએ.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં-અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વાજબી-ગેરવાજબીપણા વિષે વાંધો લઈ શકશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે ( ૬ ) હરિફાઈના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ, કરવો હોય તો હરિફાઈના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો.

## સપ્ટેમ્બર માસનું પરિણામ

ખરો જવાબ નીચે પ્રમાણે છે:—

```
          ૪ ૦ ૯ ૮ ૭
          ૫ ૬ ૭ ૯ ૭
        -----------
        ૨ ૮ ૬ ૯ ૦ ૯
      ૩ ૬ ૮ ૮ ૮ ૩ ×
    ૨ ૮ ૬ ૯ ૦ ૯ × ×
  ૨ ૪ ૫ ૯ ૨ ૨ × × ×
૨ ૦ ૪ ૯ ૩ ૫ × × × ×
-------------------
૨ ૩ ૨ ૭ ૯ ૩ ૮ ૬ ૩,૯
```

આ પ્રશ્નના કુલ ૪૬ જવાબ આવ્યા હતા. તેમાં ૩૭ ખરા છે; ૩ ખોટા છે. અને બાકીના ૬ કાર્ડના નિયમનો તેમજ પહેલા નિયમનો ભંગ કરવા માટે હરિફાઇમાં દાખલ કર્યા નથી. કાર્ડના નિયમનો ભંગ કરનાર બહેનો જો ગ્રાહક ન હોય તો તેમણે સાદા કાર્ડ ઉપર જવાબ લખી, તેની સાથે પ્રવેશની ટીકીટ કવરમાં મોકલવી જોઇએ. ખરા જવાબો આપનાર બહેનોમાંથી **શ્રીમતી સવિતા પંડિત** ( રંગુન )ને ઇનામનું પુસ્તક 'સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨' આપવામાં આવે છે. જો તેમણે ટપાલ ખર્ચના અઢી આના ( રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણ આના વધુ ) મોકલી મંગાવી લેવું.

### ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનોઃ ( ૧ ) સવિતા પંડિત, ( ૨ ) આનંદલક્ષ્મી એંજીનીયર, ( ૩ ) સ્નેહલતા ત્રિવેદી, ( ૪ ) ચન્દ્રમતી શ્રોફ, ( ૫ ) દેવુંબહેન ચાવડા, ( ૬ ) લલિતા વકીલ, ( ૭ ) શાન્તાલક્ષ્મી, ( ૮ ) કનકમણી મહેતા, ( ૯ ) કપિલા ભટ્ટ, ( ૧૦ ) લલિતાગૌરી, ( ૧૧ ) સુશીલાગૌરી, ( ૧૨ ) સુરજ કાજી, ( ૧૩ ) સુમિત્રા પાઠકજી, ( ૧૪ ) લીલાવતી શાહ, ( ૧૫ ) લીલાવતી દલાલ ( ૧૬ ) ચન્દ્રાવતી દવે, ( ૧૭ ) કાશીબહેન પટેલ, ( ૧૮ ) મુક્તાગૌરી અઢીઆ, ( ૧૯ ) મણિલક્ષ્મી, ( ૨૦ ) મુક્તાગૌરી દલાલ, ( ૨૧ ) હીરાબહેન મોદી, ( ૨૨ ) નાનુબાઇ આમર, ( ૨૩ ) કુસુમ, ( ૨૪ ) લક્ષ્મીબહેન, ( ૨૫ ) ચંદનબહેન પારેખ, ( ૨૬ ) લલિતાબહેન ગજ્જર, ( ૨૭ ) શાન્તાબહેન પરીખ, ( ૨૮ ) કમળા, ( ૨૯ ) વીમળાબહેન શાહ, ( ૩૦ ) મણીબહેન વેદાંત, ( ૩૧ ) પદ્માવતી લાલાજી, ( ૩૨ ) નર્સ ગિરિજાબાઈ, ( ૩૩ ) શાંતાબાઇ છબીલદાસ, ( ૩૪ ) કુંજલતા હીરાભાઇ, ( ૩૫ મંગળાબહેન સંઘવી, ( ૩૬ ) જાસુદ અને ( ૩૭ ) વિદ્યાગૌરી

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઇ બહેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે એ આનાની ટીકીટ ચોડેલી કૂપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "




હિતોપદેશની વાર્તાઓ: ભાગ ૧ લો અને ભાગ ૨ જો લેખક શ્રી ચન્દ્રશંકર મણીશંકર ભટ્ટ મૂલ્ય દરેકનું ૭ આના

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના પુષ્પ ૬૧ અને ૬૨ તરીકે પ્રકટ થયેલાં આ બે પુસ્તકો બાલમાનસના અભ્યાસી અને બાલસાહિત્યના જાણીતા લેખક ભાઇ ચન્દ્રશંકરે લખ્યાં છે. આ માસિકના બાલવિભાગના અને 'બાલોદ્યાન'ના તંત્રી તરીકે તેમજ લાંબા સમય સુધી "બાલમિત્ર"ના તંત્રી તરીકે એ ભાઇએ ગુજરાતના બાલસાહિત્યની સુંદર સેવા કરી છે, અને બાળકો હોંસે હોંસે વાંચે એવાં અનેક પુસ્તકો તેમણે અત્યાર પહેલાં લખ્યાં છે. મૂર્ખ રાજકુમારોને ડાહ્યા બનાવે એવી મૂળ સંસ્કૃત "હિતોપદેશ"ની આ વાર્તાઓ ભાઇ ચન્દ્રશંકરે એવી સરળ અને સાદી ભાષામાં અહિં ઉતારી છે કે આ પુસ્તકો બાળકોને અત્યંત પ્રિય થઇ પડશે અને જ્ઞાન સાથે આનંદ આપશે. પોતાના બાળકોના જ્ઞાન-આનંદ વધારવા ઇચ્છતા માબાપો આ પુસ્તકો જરૂર પહેલી તકે વસાવી લે.

સુધન્વા: લેખક: શ્રી મંજુલાલ ર. મજમુંદાર મૂલ્ય ૭ આના

ઉપરોક્ત બાલજ્ઞાનમાળાનું આ પુસ્તક ૬૩ મું પુષ્પ છે. એના લેખક શ્રી મંજુલાલ મજમુદારની ગુજરાતી સાહિત્યની સેવા જાણીતી છે. ખાસ કરીને પ્રાચીન સાહિત્યના સંશોધનમાં એમણે સારો હિસ્સો આપ્યો છે. આ પુસ્તકમાં મહાભારતના અશ્વમેધ પર્વમાં આવતી જાણીતી ભક્ત સુધન્વાની કથા તેમણે સરળ ભાષામાં ઉતારી છે. આ પુસ્તકનું વિશિષ્ટ અંગ એ છે કે લેખકે એમાં પ્રેમાનંદના સુધન્વા આખ્યાનમાંથી ઉતારા આપી—કથા ભાગને તેની સાથે એક થઇ વર્ણવી અત્યંત રસમય બનાવી છે. બાળકોના માનસ પર વાર્તા બહુ સહેલાઇથી અસર કરી શકે છે અને તે કારણે આ વાર્તાઓ બાળ મગજ ઉપર સહેલાઇથી છાપ પાડશે. અંગ્રેજી સાહિત્યમાં પ્રસિદ્ધ કવિઓની કૃતિઓ બાળકોને રૂચે એવા સ્વરૂપમાં ઉતારવામાં આવે છે. આ માળાના સંચાલકોએ ગુજરાતી બાલસાહિત્યની વૃદ્ધિ માટે એ માર્ગ સ્વીકાર્યો છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

સતી: લેખક શ્રી મૂળજી આશારામ ભગત, મૂલ્ય ૭ આના

આ પુસ્તક ઉપરોક્ત માળાનું ૬૪ મું પુસ્તક છે. કૈલાસપતિ ભગવાન શંકર દક્ષ પ્રજાપતિની પુત્રી "સતી"ને પરણ્યા હતા. પિતાના ઘરનો વૈભવ છોડી સતી જોગી પતિ સાથે જોગિની બન્યાં. દક્ષને પોતાના વૈભવનું અભિમાન હતું; તે શંકરની નિંદા કરતો. અહિં પોતાને ઘેર મહાયજ્ઞ માંડયો તેમાં શંકર અને સતીને તેડયાં નહિ. વણનોતર્યાં સતી ગયાં પણ ત્યાં પતિની નિંદા સાંભળી એમણે દેહત્યાગ કર્યો. સતી પાછાં હિમાચલને ત્યાં પાર્વતી રૂપે અવતર્યાં અને મહાદેવને વર્યાં. આ પૌરાણિક કથાને લેખકે બાળકોના ઉપયોગ માટે સરળ ભાષામાં આ પુસ્તકમાં ઉતારી છે. પતિના માનને ખાતર સતીએ આપેલા બલિદાનને લીધે પતિ પ્રેમને વશ થઇ જે સ્ત્રી પતિ પાછળ દેહત્યાગ કરતી તે પણ 'સતી' કહેવાતી. પાછળથી પરાણે 'સતી' થવાનો રીવાજ પડયો હતો, જે રાજ્યસત્તાએ બંધ કરાવ્યો. એમ છતાં હજી અનેક સ્ત્રીઓ પતિ પાછળ દેહત્યાગ કર્યાના દાખલા મળે છે. આપણા ધાર્મિક ગ્રંથોનું સાહિત્ય આ પ્રકારે બાળકો માટે સુલભ કરવા માટે માળાના સંચાલકોને અમે ધન્યવાદ આપીએ છીએ.

વેઠનો વારો: લેખક શ્રી રામભાઇ પુરાણી

**નવાં વરતો** લેખકઃ શ્રી ગિજુભાઇ. પ્રકાશકઃ શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર મૂલ્યઃ દરેકનું દોઢ આનો

બાલસાહિત્યમાં શ્રી ગિજુભાઇનું નામ જાણીતું છે. હવે તો દરેક ગુજરાતી બાળક એમને ઓળખે છે. એમની દેખરેખ હેઠલ પ્રકટ થતા બાલસાહિત્ય ગુચ્છના આ નંબર ૧૦ ને ૧૧ ના બે પુસ્તકો આગલા પુસ્તકો જેવાં જ ઉપયોગી, આનંદદાયક અને જ્ઞાનપ્રદ નીવડશે. પ્હેલા પુસ્તકમાં શ્રી પાઠકે ગામડામાં વેઠનો ત્રાસ કેટલો છે તેનો તાદૃશ્ય ચિતાર આપ્યો છે. ગામડાની ગરીબ પ્રજા એ વેઠના ભાર નીચે કચરાઇ રહી છે. લાગણીહિન અમલદારો પોતાની સ્થિતિનો દુરૂપયોગ કરી પ્રજાને રંજાડે છે રક્ષક થવાને બદલે ભક્ષક બને છે શ્રી સોમાલાલનું ચિત્ર આ ત્રાસને મૂર્તિમંત કરે છે શ્રી ગિજુભાઇ "નવાં વરતો" દ્વારા બીજા પુસ્તકમાં પ્રાણીશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, ધર્મ આદિ અનેકવિધ વિષયોનું જ્ઞાન બાળકોને સહેલાઇથી કેમ આપી શકાય તેનો નુસ્ખો બતાવે છે.

**આગળ વાંચો ત્રીજી ચોપડીઃ** લેખક શ્રી ગિજુભાઇ મૂલ્યઃ બે આના પ્રકાશક ઉપર પ્રમાણે.

અક્ષરજ્ઞાન યોજના આજે તો આખા ગુજરાતમાં જાણીતી થઇ છે. મરાઠીમાં પણ એનું અનુકરણ થયું છે એ યોજનાને અંગે આ પુસ્તકની રચના થઈ છે. યોજનાને અપૂર્વ સફળતા મળી છે અને એના આશ્રયે અભ્યાસ કરનારાના વાચનનો વિકાસ કરવા આ પુસ્તક લખાયું છે. નાના નાના સરળ પાઠ દ્વારા ગ્રામ્ય જીવનની અનેક રીતે એમાં ઝાંખી થાય છે છેલ્લો પાઠ "ગામની નિશાળ" યુવાન દંપતીઓને માર્ગદર્શક થઇ પડશે દેશની સેવા કરવા ઇચ્છનાર દંપતી એક એક ગામડું લઇને બેસી જાય તો દેશના જીવનમાં જલદી પલટો આણી શકાય હિંદની ૮૦ ટકા ઉપર પ્રજા ગામડામાં વસે છે એ પ્રજાનું જીવન ઉન્નત કરવા આપણા બત્રીશ લક્ષણા યુવક યુવતીઓ પોતાના સ્વાર્થ અને વૈભવ–લાલસાના બલિદાન આપશે તો જ હિંદ પોતાના પ્રાચીન દિવસો પાછા લેઈ શકશે

**બાળ નેપોલિયન** લેખક શ્રી ચન્દ્રશંકર મણીશંકર ભટ્ટ, પ્રકાશકઃ મેસર્સ સી. જમનાદાસની કંપની, બુકસેલર્સ, મુંબાઇ, ૨. મૂલ્યઃ બાર આના.

"બાલોદ્યાન" અને "ગુણસુન્દરી બાલવિભાગ"ના તંત્રી ભાઇ ચન્દ્રશંકર આ પુસ્તકથી બાલ સાહિત્યમાં નવો ચીલો પાડે છે યૂરોપના મહાન વીર નેપોલીઅનના જીવનમાંથી બાલયોગ્ય પ્રસંગો તારવી બાળકોને રૂચે એવી સરળ શૈલિમાં અને સાદી ભાષામાં તેમણે આ પુસ્તકમાં આપ્યા છે આ પુસ્તકની 'ઓળખાણ' આપતા શ્રી. ગિજુભાઇ સાચું કહે છે કે "ચરિત્રવાચન બાલ્યકાળમાં જે અસર કરી જાય છે તે બીજે કાળે ભાગ્યે જ કરે છે વીર બાળકોને, દયાળુ બાલકોને, દેશપ્રેમી બાલકોને નેપોલિયનનું ચરિત્ર સ્હેજે ગમશે અને તેમનામાં રહેલા તે તત્વોને વિકસવાની મદદ કરશે. અને તમામ બાલકો નેપોલિયનને એક અથવા બીજી રીતે વધાવી લેશે." શ્રી ગિજુભાઇની સાથે અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતી બાલસાહિત્યમાં આવા ચરિત્ર ગ્રંથોની જે ખોટ છે તે પૂરવા લેખકો અને પ્રકાશકો સહકાર સાધે.

**જાતકકથા, ભાગ ૧ લો: અનુવાદક** શ્રી દેવદત્ત નારાયણ ટિળક. મૂલ્યઃ આઠ આના.

ભાઇ ચન્દ્રશંકર ભટ્ટે જાતક કથાઓ–ભગવાન ગૌતમબુદ્ધના આગલા જન્મોની કથાઓ બાળકો માટે સરળ ગુજરાતીમાં ઉતારી છે. આ પુસ્તક ભાઇ ચન્દ્રશંકરના મુળ પુસ્તકનો મરાઠી અનુવાદ છે અને દક્ષિણી બાળકો માટે તે છપાયુ છે શ્રી. ટિળકની ભાષા સાદી અને સરળ હોઈ મુળની ખુબીઓ જાળવી રાખે છે અમને આશા છે કે મહારાષ્ટ્રના બાળકોને આ પુસ્તક ઘણું ઉપયોગી થશે.

**મધુગુંજારઃ** લેખકઃ શ્રી રમણીક કીશનલાલ મ્હેતા. મૂલ્ય ચાર આના

શ્રી મ્હેતાએ રચેલા રાસ–ગીતોનો આ સંગ્રહ આપણા સાહિત્યના રાસ–સંગ્રહના પુસ્તકોમાં સારો ઉમેરો કરે છે ગુજરાતના જે ગણ્યા ગાંઠ્યા સારા રાસ-લેખકો છે તેમાં શ્રી મ્હેતા પણ એક

છે અને આ પુસ્તકમાંના કેટલાક સામયિક પત્રોમાં અત્યાર પહેલાં પ્રકટ થઇ ગયા છે આ માસિકના વાચકોને પણ એમાંથી સારો લાભ મળી ચૂક્યો છે એમના કેટલાક રાસ તો બ્હેનોમાં અત્યંત લોકપ્રિય થયા છે, નવરાત્ર પ્રસંગે ગવાતા સાંભળ્યા છે પુસ્તકકારે એ સર્વ રાસનો સંગ્રહ ગુજરાતની બ્હેનો જરૂર આવકારદાયક લેખશે.

શિરીષ લેખક: શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇ, પ્રકાશક: શ્રી મૂળશંકર સોમનાથ ભટ્ટ, નરભુવન, રાવપુરા, વડોદરા મૂલ્ય રૂા ૨–૮–૦

ગુજરાતમાં સામાજીક નવલકથાઓ લખવા માટે સ્વ. રણજીતરામ સ્મારક સુવર્ણચંદ્રક મેળવીને કીર્તિકળશ પામેલા શ્રી રમણલાલની આ નવલકથાની બીજી આવૃત્તિ ગુજરાત જરૂર સહર્ષ આવકારશે. ‘ શિરીષ ’ વાંચતાની સાથેજ અમને પહેલો પ્રશ્ન એ થયો છે કે આ નવલકથાના બે મુખ્ય પાત્રો ‘ શિરીષ ’ અને ‘ સોહિણી ’માં કોણ ચડે ? કેટલાક પ્રસંગોમાં એમ લાગી જાય છે કે ‘શિરીષ’ ચડી જાય છે, તો કેટલીકવાર ‘સોહિણી’નું પ્રભુત્વ હોવાનું સહેજે માલમ પડે છે અને એકંદરે આ નવલકથામાં ‘ સોહિણી ’નું પાત્રાલેખન સર્વોત્કૃષ્ટ અને કળાની દૃષ્ટિએ પણ અમને ચઢીયાતું લાગ્યું છે ‘ સોહિણી ’માં શ્રી રમણલાલે ‘ નૂતન સ્ત્રી ’ New Womanનું સચોટ નિરૂપણ કરાવ્યું છે અને ‘ સોહિણી ’ જેવી ગુજરાતણોની કલ્પના એમના મનમાં રમતી હોય એમ સહેજે લાગી આવે છે ડાક્ટર સુકુમાર, ચિત્રકાર નિભાકર અને લક્ષ્મીના પાત્રો પણ એક એક આદર્શ રજુ કરે છે અને નાનકડી સુધાને પણ નવલકથા વાંચનાર ભૂલી શકે એમ નથી તેમાંયે નિભાકરની સગીબહેન કાન્તા–લક્ષ્મીનો જ્યારે પરિચય થાય છે ત્યારે સુધા નિભાકરને પ્રશ્ન પૂછે છે, “ભાઇ ! હું તનારી બહેન મરી ગઇ ખરું ?” એ પ્રસંગની સ્વાભાવિક કરૂણતા વાચકના ઉપર ઘણી અસર કરે છે આ ઉપરાંત શિરીષના પિતા ધર્મપાળનું ચારિત્ર નિરૂપણ, કનક, મુરીધર અને બ્રિજમોહનનાં પાત્રો તેમજ ધર્મપાળના સ્વામીનીષ્ઠ મુનીમને ભૂલી શકાય એમ નથી ગુજરાતનાં સૌન્દર્ય અને શોક આલેખવાની શ્રી રમણલાલની ભાવના વિશેષ અને વિશેષ ઉજ્જ્વળ રીતે પોષાય એવી આશા દર્શાવી અમે સારાંપરાગ પુષ્પ આ નવલકથાને સત્કારીએ છીએ.

ઘરદીવડી. લેખક શ્રી. યશવંત પંડયા: સોલ એજન્ટ: કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ કિંમત આઠ આના.

ગુજરાતના સફળ નાટિકા લેખકોમાં ભાઇ યશવંત પંડયાનું સ્થાન હવે ચોક્કસ થઇ ચૂક્યું છે આમાં ઘરદીવડી, સાકરનો શોધનારો, ડોલતા ડુંગર અને માડીજાયા એ ચાર નાટિકાઓ સંગ્રહાઇ છે આમાંની છેલ્લી ‘ માડીજાયા ’ અમે ‘ કુમાર ’ ના શતાંકમાં વાંચી ત્યારથી જ તેણે એવી સુંદર અને સચોટ છાપ પાડી છે કે આ સંગ્રહમાંની બીજી નાટિકાઓ, એની હરોળમાં આવતી હોવા છતાં, ‘ માડીજાયા ’ આ સંગ્રહની જ નહિ પણ શ્રી યશવંતની બીજી ઘણી નાટિકાઓમાં પણ ઘણો ઉપલો નંબર લઇ જાય એવી લાગી છે. ‘ માડીજાયા ’માં અનાથ બાળકોની, અને અનાથાશ્રમની સભ્યતાઇની જે વાસ્તવિકતા જણાય છે તે ભાઇ યશવંતનાં ઊંડા નિરીક્ષણનું પરિણામ દર્શાવે છે ‘ઘરદીવડી’માં માતાવિહોણા ભાઇબહેનના ઊંડા નિર્મળ પ્રેમની છાયા કરણ છે અને ‘સાકરનો શોધનારો ’ બાળમાનસને બાળકની જીજ્ઞાસાને, ચૂરી નાખનારા પિતાને જાગ્રત કરવાનો સફળ પ્રયત્ન છે ‘ ડોલતા ડુંગર ’માં કવિત્વભરી ભાવના આલેખાઇ છે આ નાટિકાઓ ભજવવા યોગ્ય છે અને વાર્ષિકોત્સવોમાં કે અન્ય પ્રસંગોએ એ નાટિકાઓ સફળતાથી ભજવાય એવી કલાત્મક એની લખાવટ છે ભાઇ યશવંતને આ કૃતિ માટે અભિનંદન આપ્યા વિના અમે રહી શકતા નથી.

નાગાવણી અને બીજાં નાટકો લેખક. શ્રી શશિવદન મહેતા, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી. મૂલ્ય આઠ આના.

નાટિકાઓ સંબંધે અને ભાઇ શશિવદન મહેતાની કલા પરત્વે વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખતા શ્રી ડોલતરાય માંકડે ભાઇ શશિવદન મહેતા એજ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક એમ જણાવી દીધું છે પણ આમ જુદાં જુદાં ઘણાં તખલ્લુસો રાખવાની વાચકો ભૂલાવામાં પડે છે એટલે હવે એ પદ્ધતિ ભાઇ ઇન્દુલાલ દૂર કરે એવી અમારી વિનંતિ છે

આ સંગ્રહમાં અપંગ માનવતા, નારાયણી, અને ગોપીબાલા એ ત્રણ નાટિકાઓ છે. એમાંની 'નારાયણી' અમારાપર સૌથી વધુ છાપ પાડી શકી છે. 'નારાયણી' ચારિત્ર્ય અને શીલ વડે ગંભીર અને પવિત્ર ત્યાગ મૂર્તિ સમી ઉચિત રીતે આલેખાઇ છે માનવ જીવનના ઊંડા અભ્યાસને પરિણામે ' અપંગ માનવતા ' આલેખવાનો પ્રયત્ન સફળ થયો છે બડબોર નંદુ એની વિનયશીલતા અને ત્યાગવૃત્તિને પરિણામે સારી છાપ પાડે છે. અને 'ગોપીબાળા ' મા ઉમાનો ' જગતને ઉદ્ધારવાનો નિશ્ચય અને તેમાંથી પરિણમતી કાર્ય પરાયણતા ' હૃદય સ્પર્શી એવાં છે ભાઇ શચિવદને ત્રણે નાટિકાઓમાં " દરેક પાત્રનો એવો કોઇ વિશિષ્ટ ગુણ પકડીને તેને " ખીલવ્યો છે ' ભાઇ શચીવદનની કલામાં ધ્વનિ છે સારી પેઠે છે તે એટલે સુધી કે કોઇ વખતે તેમની કલામા અતિધ્વનિનો આક્ષેપ મૂકવો પડે' એમ શ્રી ડોલરરાય માંકડ કહે છે તે સાચુ છે છતા એટલુ કહેવું પડે છે કે આ નાટિકાઓ દૃશ્ય કરતાં શ્રાવ્ય વધારે છે. દૃશ્ય નાટિકાઓ તરીકે આ સફળ નહિ થાય એવો અમને ભય રહે છે. શ્રી 'શચિનંદનની કલાનો આ પ્રથમ આવિર્ભાવ ; ગુજરાતમાં આવકાર પામશે એમાં શક નથી

પ્રણયકાવ્યો: પ્રયોજક શ્રી રમણલાલ નરહરિલાલ વકીલ બી એ માઉન્ટ પ્લેઝન્ટ, અંધેરી; કિંમત દોઢ રૂપીયો

પુસ્તકના નામ ઉપરથી જ એમાં પ્રણયના કાવ્યો છે એનું સ્પષ્ટ સૂચન થાય છે અને એની પ્રસ્તાવના વાંચતાં લેખકનાં મંતવ્યો, અલ્પતા અને અગવડો સમજી શકાય છે લેખક પોતે સ્વીકારે છે કે " આમાના કેટલાંક કાવ્યો મ્હને સંતોષતાં નથી; કવિત્વની કસોટીએ ચઢાવતા એ અધુરાં-ઉણપભર્યાં છે, એ હું જાતેજ સ્વીકારી લઉં છું. પરંતુ પ્રત્યેક કાવ્યમા પ્રણયજીવનના અનુભવ, ભાવ વિચાર કે તરંગ છે એટલે એ કાવ્યોનો નાશ કરી પ્રણયજીવનનું એકાદ પણ-અપૂર્ણ, ઝાંખું છતા જીવન્ત-પાનું ફાડી નાખવા હૃદય ના પાડે છે. " લેખકનુ આ દૃષ્ટિબિંદુ જાણ્યા પછી, આ સંગ્રહમાં કેટલેક ઠેકાણે રહેલી કચાશ તરફ આંગળી ચીંધવાની અવલોકનકારની ફરજ છે.

પ્રણયનો વિષય એટલો બધો લોકપ્રિય છે કે હવે એમાં નવું કાંઇ કહેવા જેવુ રહ્યુ નથી. છતાં શ્રી. રમણ વકીલે આમાં સારી સફળતા મેળવી છે. વિષયનુ મર્યાદિત ક્ષેત્ર હોઇ, એમાં એકને એક વાત જુદા સ્વરૂપમાં વારવાર કહેવા જેવું કેટલીકવાર બને છે અને એમના આ પ્રથમ પ્રયાસમા સામાન્ય રીતે કદાચ હોય એ સંભવિત છે ચૌદ પંક્તિના ગમે તે છંદમાં રચાયેલાં કાવ્યોને એમણે સોનેટ કહ્યા છે. પરંતુ દરેક છંદ સાથે સોનેટનુ નામ જોડવામાં અમને તો કાંઇ અર્થ લાગતો નથી સોનેટ કાવ્ય પ્રકારની રચનામાં એમને સફળતા મળી છે આ આખાય સંગ્રહમાં અમને ૩૪ મા પૃષ્ઠ પરનું 'સૌભાગ્ય' કાવ્ય સર્વોત્કૃષ્ટ લાગ્યુ છે એમાં રહેલી કરુણ ભાવના કોઇને પણ આર્દ્ર કર્યા વિના નહિ રહે. એ કાવ્યનાં ટીપ્પણમા લેખકે લખ્યુ છે: " મનોરંજન નામના મરાઠી માસિકમા વાંચેલા એક કાવ્યનો આ સ્વતંત્ર અનુવાદ છે. મૂળ કરતાં અનુવાદ સુન્દર છે એમ એક મિત્રે કહેલુ-હું પણ એમ માનુ છુ ખરો. " આવી ટીપ્પણ કરવા કરતાં જો લેખકે એ મૂળ મરાઠી કવિતાને જ ટીપ્પણમા ઉતારી હોત અને તેની સાથે આ કૃતિને સરખાવવાની વિવેચકોને તક આપી હોત તો ટીપ્પણમા લાવવા જતા આત્મ પ્રશસ્તિનો જે અતિરેક થઈ ગયો છે તે ન થાત ગુજરાતમાં કવિતા સાહિત્યમા આ સંગ્રહથી એક યુવાન કવિનો પ્રવેશ થતો જોઇ અમને આનંદ થાય છે.

પ્રતાપ. દીપોત્સવી અંક: તંત્રી: શ્રી કાલિદાસ શેલત, કણપીઠ, સુરત કિંમત ૦-૮-૦

' પ્રતાપ 'ના આ વર્ષના દીવાળી અંકમાં ગુજરાતભરના સારા સારા લેખકોના, રાસ, લેખો, વાર્તાઓ વગેરે છે. શ્રીમતી ચંદ્રિકા પાઠકજી, શ્રીમતી જયમનગૌરી પાઠકજી અને સૌ. ઉર્મિલા પારેખ એ ત્રણ બહેનોના ફોટો જોઇને અમે આનંદ પામ્યા છે અંકમાં વાચનયોગ્ય ઘણી સારી લેખાવલિઓ પ્રકટ કરવા માટે તંત્રીશ્રીને અભિનંદન ઘટે છે.

' ગુજરાતી ' દીપોત્સવી અંક : તંત્રી: રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧.

' ગુજરાતી ' સાપ્તાહિકનો આ ૨૪ મો

દીપોત્સવી અંક દર વર્ષની માફક આ વરસે પણ સાહિત્યનાં નવાં નવાં અંગો ઉપરના વિવિધ લખાણોથી ભરપૂર છે. વાર્તા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, હાસ્ય, પ્રાચીન સાહિત્ય વગેરે સંબંધી લેખો ખાસ અવલોકવા જેવા છે. કાવ્યોમાં પણ વિવિધતા લાવવા ઠીક પ્રયાસ થયો છે. આ અંકમાં અગાઉના કોઈ પણ અંક કરતાં ચિત્રો વધુ પ્રમાણમાં આપવામાં આવ્યાં છે, તે સામાન્ય વાચકની પસંદગી પામ્યા વગર રહેશે નહિ. ચિત્રોનો મોટો ભાગ માહિતીદર્શક તેમજ ભાવપૂર્ણ છે. આ અંક ઉપરથી અને તેનાં લખાણો ઉપરથી જાણી શકાય છે કે ગુજરાતી માત્ર જૂનું સાહિત્ય કે જૂની દૃષ્ટિનું સાહિત્ય પીરસે છે એ માન્યતા આધાર વગરની છે. રશિયા સંબંધી બે લેખો અને સામયિક ચિત્રો તેના ઉદાહરણ રૂપે ગણાવી શકાય

યુવક' ત્યાગમૂર્તિ' અંક તંત્રી: શ્રી ચુનીલાલ પુ. શાહ, કરજણ કિંમત આઠ આના

વિધવાઓને મહાત્મા ગાંધીજીએ ત્યાગમૂર્તિનું બિરુદ ઘણી ઉચિત રીતે આપેલ છે અને તેથી વિધવાઓ સંબંધી અનેક માહિતીપૂર્ણ અને વાચન યોગ્ય અંકનું નામ ત્યાગમૂર્તિ અંક આપવામાં તંત્રીએ ઔચિત્ય જાળવ્યું છે. આપણા સમાજમાં વિધવાઓની દશાનો ચિતાર આપતા લેખો, વાર્તાઓ હૃદયભેદક છે. આખોયે પ્રશ્ન સમાજની ગંભીર વિચારણા માગી લે છે. 'યુવક'ના તંત્રીને આવો અંક કાઢવા માટે ધન્યવાદ ઘટે છે.

સ્ત્રીશક્તિનો ગૃહવ્યવસ્થા અંક ગુજરાતની બહેનોને ઉપયોગી થાય એવા ઘણા લેખો છે. તેમાંય તુળસીના કૂંડાની મહત્તા દર્શાવનારો, બાળને ઉછેરતો, ઘર ખર્ચના હિસાબ રાખવા સંબંધનો, રસોડાની સાફસફાઈ દર્શાવતા એ લેખો ઘણા સારા છે. અમેરિકામાં ગૃહવ્યવસ્થા કેવી છે તે દર્શાવનારો લેખ પણ માહિતીપૂર્ણ છે. પૂંઠા ઉપરનું ચિત્ર જરાય શોભતું નથી. ચિત્રકાર આકૃતિઓ સારી દોરી શક્યા નથી અને એ છાપવામાં શાહીનો મેળ નથી જામ્યો. કુ. અંબિકા ધુરંધરનું ચિત્ર સારું છે.

પાટીદાર' તંત્રી: શ્રીમતી વિમળાબહેન પટેલ, પાટીદાર મંદિર, આણંદ.

જ્ઞાતિ માસિકોમાં આગળ પડતું સ્થાન ધરાવનાર 'પાટીદાર'નું તંત્ર હાલમાં શ્રી નરસિંહભાઈની ગિરફતારીને અંગે તેમનાં પુત્રી શ્રીમતી વિમળાબહેનના હાથમાં છે. ગઈ લડત વખતે પણ શ્રી નરસિંહભાઈના જેલગમન દરમ્યાન તેમણે કુશળતાથી તંત્ર ચલાવ્યું હતું. 'પાટીદાર'માં સ્થાનિક પ્રશ્નોની ચર્ચા વિશદ રીતે થાય છે અને ઉદ્દામ વિચારનું એ પ્રેરક છે. શ્રી નરસિંહભાઈ જેવા વિદ્વાનને હાથે તાલીમ પામેલાં તેમનાં પુત્રી પત્રકારત્વમાં યશ પામો એવી અમે અભ્યર્થના કરીએ છીએ.

ભીલ સેવામંડળ દાહોદ, નો [illegible] મો વાર્ષિક હેવાલ હિન્દભરમાં જાણીતા થયેલા સુપ્રસિદ્ધ દલિતસેવક શ્રી ઠક્કરબાપાની સેવાનું ચિરસ્થાયી ફળ તે આ સંસ્થા છે. ભીલ જેવી અત્યંત પછાત કોમમાં તેમણે આ સંસ્થા દ્વારા જે સેવા કરી છે તે તેમની પ્રવૃત્તિનું શુભ પરિણામ છે. આ મંડળને આર્થિક સહાયની ઘણી જરૂર રહે છે તે પૂરી કરવી એ ગુજરાતનાં ધનિક ભાઈ બહેનોનું કર્તવ્ય છે

સ્વીકાર: (૧) સત્યપ્રકાશ અને સ્વદેશનો દીપોત્સવી અંક (૨) શ્રી કમળાવતી સૂતિકાગૃહ, મુંબાઈનો સાતમો વાર્ષિક હેવાલ (૩) શ્રી નડિયાદ ખડાયતા શ્રી ઉદ્યોગશાળાનો ૧૯ માસનો રીપોર્ટ.



# પ્રગતિમાન મહિલા જગત્

## વિવિધ મહિલા પરિષદો

કેળવણી અને સમાજસુધારાની મુંબઈની મહિલાઓની સાતમી પરિષદ ગયા માસમાં ગામદેવી, મથુબાઈ મેમોરીયલ હોલમાં ડૉ શ્રીમતી માલિની સુખથનકરના પ્રમુખપદે મળી હતી.

**શ્રીમતી ખદીજા શફી તૈયબજીએ** આવકાર આપતા જણાવ્યુ કે " સ્ત્રીઓજ સ્ત્રીઓના હક્કો ની સામાં સારી હિમાયતી છે, તેથી હિંદની મહિલાઓના શિક્ષણ અને સમાજવિષયક પ્રશ્નોની વિચારણા માટે એક મધ્યસ્થ સંસ્થા શરૂ કરવાની ઘણી જરૂર છે. આ દેશમા સ્ત્રીકેળવણીના પ્રચાર સાથે આવેલી વિશાળ દષ્ટિ અને દુનીયાના સુધરેલા દેશોમાંની સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળને પરિણામે હિંદની સ્ત્રીઓને પોતાના હકકોનું ભાન થાય છે. થોડાક વર્ષો ઉપર સ્ત્રીનો અવાજ આ દેશમાં ક્યાંય સભળાતો ન હતો. પરંતુ શિક્ષણના પ્રચાર સાથે આજે સ્ત્રીઓને પોતાની જાતિની સેવા કરવામાં આગળ આવતી આપણે જોઇ શકીએ છીએ. "

ડૉ. મીસીસ માલિની સુખથનકરે પ્રમુખસ્થાનેથી જણાવ્યું કે

" મારી દષ્ટિએ આજે આપણી સમક્ષ વિચારવાના પ્રશ્નો આ છે: (૧) હિંદના ભાવિ બંધારણમાં સ્ત્રીઓનો દરજ્જો, (૨) સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા. જો આપણે દેશની ધારાસભામાં પ્રવેશ મેળવીએ અને આપણને આર્થિક સ્વતંત્રતા મળે તો બીજા બધા પ્રશ્નોનો ઉકેલ કરવામાં આપણને જરાય મુશ્કેલી પડવાની નથી.

અખિલ ભારતીય મહિલા પરિષદે પુખ્તવયના સર્વને મતાધિકાર આપવાની સર્વાનુમતે માગણી કરી હતી. આપણને કાયદેસર પુરૂષોના જેવો જ મતાધિકાર આપવામાં આવેલો છે; છતા વ્યવહાર રીતે ઘણીજ થોડી સ્ત્રીઓ મતાધિકારનો હક ભોગવી શકશે અત્યારે મિલ્કતની લાયકાતના ધોરણે મતાધિકારનો હક રખાયેલો છે અને સામાન્ય રીતે સ્ત્રીઓને સ્વતંત્ર મિલ્કત કે આવક હોતી નથી એટલે તેઓ આ હક્ક ભોગવવાથી દૂર રહે છે. એટલે પુરૂષ મતદારોની સરખામણીમાં સ્ત્રી મતદારોની સંખ્યા ઘણી જ ઓછી રહે છે.

સ્ત્રીઓની આર્થિક સ્થિતિ જોતાં, જ્યાંસુધી મિલ્કતની લાયકાત ઉપર મત આપવાનો અધિકાર રહેશે ત્યાંસુધી સ્ત્રી મતદારોની સંખ્યા વધવાની નથી.

પછી ધારાસભાઓમા સ્ત્રીઓ માટે અનામત જગાઓ રાખવાનો પ્રશ્ન આવે છે. આમા પણ પરિષદે કોઇ પણ જાતની જગાઓ અનામત રાખવાની બાબતનો વિરોધ કર્યો હતો.

કોઇ પણ જાતના કોમ કે જ્ઞાતિના ભેદભાવ વિના એકસંપીથી કામ કરવા માટે આપણે મગરૂર છીએ, પરંતુ વડા પ્રધાને આપેલો કોમી ચુકાદો, જો તે અમલમાં આવશે તો સ્ત્રીઓનાં દષ્ટિબિંદુને ફેરવી નાખી તેમને કોમી ધોરણે વિચારતી કરશે અને જે કોમી ભેદભાવને આપણે દૂર રાખવા મથીએ છીએ તે કોમી ભેદભાવ સ્ત્રીઓમાં પણ વ્યાપક બનશે.

### સ્ત્રીઓ અને આર્થિક સ્વતંત્રતા

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા એ એક સૌથી અગત્યનો પ્રશ્ન છે આજે ઘણી ઓછી સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર છે એ મળે નહિ, ત્યા સુધી સ્ત્રીઓ કોઈ પણ પ્રકારના સુધારા આગળ વધીને કરી શકનાર નથી. આને માટે આપણે, સ્ત્રીઓને અત્યંત અન્યાયકર્તા હાલના વારસા હકમાં સુધારો કરવાની જરૂર છે. વળી ધારાસભામાથી હિંદુ વિધવાઓના વારસા હકનો ખરડો ઉડી ગયો છે, એ બતાવે છે કે સ્ત્રીઓનું દષ્ટિબિંદુ રજુ કરવા માટે વળી ધારાસભામાં સ્ત્રી પ્રતિનિધિ હોવાની જરૂર છે.

પ્રાથમિક શાળાઓમાં છોકરીઓને ફરજીઆત શારીરિક કેળવણી આપવાનું કાર્ય ઉપાડી લેવા માટે એક સમિતિ નીમવાની હું સૂચના કરું છું. મેટ્રિકમાં ફરજીઆત શારીરિક કેળવણીનો યુનિવર્સીટીએ સ્વીકાર કર્યો પરંતુ જો આપણે એને અસરકારક જ બનાવવી હોય તો એને શરૂઆતથી જ અમલમાં મૂકવી જોઇએ.

ફરજીઆત પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન પણ એટલો જ અગત્યનો છે એના ઉપર જ આપણી ભાવિ પ્રગતિનો આધાર છે વળી અસ્પૃશ્યતા નિવારણનો સામાજીક પ્રશ્ન પણ આપણે માટે અત્યંત અગત્યનો છે આ અનિષ્ટ નાબુદ કરવા માટે આપણે કોઇ વ્યવહારુ માર્ગ શોધવો જ રહ્યો છેવટે કોમી એકતાનો પ્રશ્ન પણ આપણી સમક્ષ છે આપણે પત્ની, માતા અને બહેન તરીકે સુલેહ-શાન્તિનો સંદેશ પુરુષોને પહોંચાડવાનો છે "

પહેલો ઠરાવ હિંદુ વિધવાઓને વારસા હક્ક આપવાના ખરડાના સિદ્ધાંતને ટેકો આપતો અને દેશભરની સ્ત્રીઓને આ મિલ્કતના હક્કનો કાયદેસર સ્વીકાર કરાવવાની ચળવળ કરવાનું જણાવતો પ્રમુખ સ્થાનેથી પસાર થયો હતો.

ધારાસભામાં કોમી ધોરણે સ્ત્રીઓ માટે જુદી જગાઓ અનામત રાખવાનો વિરોધ કરતો ઠરાવ પ્રમુખસ્થાનેથી મૂકયો હતો. મીસ બહાદુરજીએ ભીખારીઓનો પ્રશ્ન ઉપાડી લઇ તે માટે યોગ્ય ઉપાય યોજવા સરકાર અને મ્યુનીસિપાલીટીને વિનતિ કરતો ઠરાવ મૂક્યો હતો તે મીસીસ નગરકર, મીસ રૂસ્તમજી, અને મીસીસ હીરાભાઇ વગેરેના ટેકાથી પસાર થયો હતો.

ડો. હંસાબહેન મહેતાએ અસ્પૃશ્યતાની સંસ્થાનો સખ્ત તિરસ્કાર કરતો અને તેના નિવારણ માટે વ્યવહારુ પગલાં લેવાની જરૂર સૂચવતો ઠરાવ મૂક્યો હતો; તે ડો. મીસ ઇન્જિનીયરના ટેકાથી પસાર થયો હતો.

આ ઉપરાંત આભારદર્શન પ્રકારનો ઠરાવ કરી, અને અખિલ ભારતીય મહિલા પરિષદની આગામી બેઠક માટે પ્રતિનિધિઓ ચુંટયા બાદ પરિષદ વિસર્જન થઇ હતી.

✠

## હિંદની મહિલાઓનો જોશ

કરાંચીમાં મળેલી સિંધની મહિલાઓની પરિષદનાં પ્રમુખસ્થાનેથી લાહોરવાળા બેગમ અબ્દુલ કાદીરે હિંદની સ્ત્રીઓમાં આવેલી જાગૃતિનો ઉલ્લેખ કરી જણાવ્યું કે રાજકારણના ક્ષેત્રમાં પડેલી હિંદની મહિલાઓએ જે હિંમત બતાવી છે તેથી માત્ર હિંદ જ ચકિત થયું નથી પરંતુ તેમના આત્મભોગે આખી દુનિયાને ચમકાવી નાખી છે બાળશિક્ષણ સંબંધમાં તેમણે કહ્યું છોકરાઓને અપાય છે તેવી જ કેળવણી છોકરીઓને પણ અપાય છે પરંતુ છોકરીઓ માટે કંઇક પણ વધુ ઉપયોગી અભ્યાસક્રમ હોવાની જરૂર છે. હાલની શિક્ષણપ્રથા જ ઘણી ક્ષતિવાળી છે અને તેમાં ઘણા સુધારા કરવાની જરૂર છે પુરુષોના માર્ગમાં જ સ્ત્રીઓને પણ શા માટે ખેંચવામાં આવે છે ? સ્ત્રીઓ પોતે જ પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે એવા નવા માર્ગ તરફ તેમને શા માટે વાળવામાં નથી આવતી ? સ્ત્રીઓને કાયદેસર વારસા હક્ક મળવાની ઘણી જરૂર છે હિંદુ અને મુસ્લિમોના ઝઘડાને પરિણામે હિંદનું વાતાવરણ વારંવાર વિષમય બને છે રાજકીય પ્રગતિમાં પણ આથી હરકત નડે છે. તો બહેનો અને માતાઓ ધારે તો પોતાનાં બાળકોને આવા ભેદભાવોનો ખ્યાલ સુદ્ધાં ન લાગવા દે અને તો જ ભાવિ અત્યારના કરતાં પણ સારું બની શકે

✠

## ગુજરાત સ્ત્રી મતદાર મંડળ

અમદાવાદમાં તા. ૨ જી નવેમ્બરે, ગુજરાતની સ્ત્રી મતદાર મંડળની સભા શ્રીમતી સવિતાબ્હેન ત્રીવેદીના પ્રમુખપદે મોતીબાઇ કાપડીઆ હોલમાં મળી હતી. તેમાં સ્ત્રીઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી આ સભામાં નીચે મુજબના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા

( ૧ ) આ સભા હિંદુ કોમે કહેવાતા અસ્પૃશ્યો તરફ કરેલા અન્યાયોને વખોડી કાઢે છે અને ગાંધીજીએ આપેલી તકનો પુરતો લાભ લેવાની હિંદુ કોમને વિનંતી કરે છે

( ૨ ) આ સભા સ્ત્રીઓને કોમી ચુકાદામાં આપવામાં આવેલા અલાહેદા મતદાર મંડળોને

વખોડી કાઢે છે અને એમ માને છે કે સ્ત્રીઓ માટેના મતદાર મંડળો કોમીવાદ ઉપર રચાયા છે તે અયોગ્ય છે.

( ૩ ) આ સભા શારદા એકટનો ભંગ ન થાય તેમજ બાળલગ્ન થતાં અટકે તેટલા માટે શારદા એકટમાં સુધારો કરવા વડી ધારાસભાના સભ્યોને વિનતી કરે છે.

( ૪ ) (અ) શારદા એકટનો અમલ થાય તેટલા માટે આ સભા મેજીસ્ટ્રેટોને વિનંતી કરે છે કે તેમણે આવા કેસોમાં દંડ ઉપરાંત સજાઓ પણ કરવી.

(બ) બાળલગ્નની આવી પ્રથા નાબુદ કરવા આ સભા મુંબઈ યુનીવર્સીટીને વિનતી કરે છે કે પરણેલા વિદ્યાર્થીઓને કોલેજોમાં દાખલ નહીં કરવાનો અને તેમને શિષ્યવૃત્તિ નહીં આપવાનો ઠરાવ કરવો આ ઠરાવ થયા પછી પાંચ વર્ષે અમલમાં મુકવાની સૂચના કરવામા આવે છે.

( ૫ ) આ સભા એવા અભિપ્રાયની છે કે બધા હિંદુઓને લગતા કાયદામા છુટાછેડા માટેની કલમ ઉમેરવી, અને લગ્ન તેમજ છુટાછેડા માટે સ્ત્રીઓ અને પુરૂષોને સરખો ન્યાય આપતી કલમો ઉમેરવી. આ સભા વડોદરા રાજ્યે લીધેલાં આવાં પગલાં માટે તેને ધન્યવાદ આપે છે.

( ૬ ) આ સભાનો એવા અભિપ્રાય છે કે વિધવા વિવાહની પ્રથાથી બાળકોને મારી નાંખવાના અને ગર્ભપાતના બનાવો ઓછા થશે

( ૭ ) આ સભા એવી ભલામણ કરે છે કે ગરીબાઈ અને અજ્ઞાનતાથી અવળે માર્ગે ચઢી ગએલી ન્હાની બાળાઓ અને સ્ત્રીઓ માટે રેસક્યુ હાઉસ જુદે જુદે ઠેકાણે સ્થાપવાં મુંબાઈ અને વડોદરાને તેગના આવા રેસક્યુ હાઉસો માટે આ સભા અભિનંદન આપે છે

( ૮ ) આ સભા નોંધ લે છે કે સરકારે અજ્ઞાનતા નાબુદ કરવા માટે ખાસ પ્રયત્નો કર્યાં નથી અને તેથી સરકારને વિનતિ કરે છે કે તેણે મફત અને ફરજીયાત કેળવણી દાખલ કરવી. અને આમ-વર્ગને માટે પુખ્ત વયે કેળવણી મળે એવાં પગલાં લેવા જોઈએ



**મહિલા સ્વદેશી પરિષદ** કરાચીના હિન્દી ખરીદ સંઘ તરફથી ગયા માસમાં મહિલાઓની સ્વદેશી પરિષદ કુમારી વિનોદિની નીલકંઠના પ્રમુખપદે મળી હતી. તેમાં રાષ્ટ્રીય એકતા સ્થાપવા માટેના પ્રયાસો કરવા માટે પંડિત માલવીયાજી, મૌ શૌકતઅલીને અભિનંદન આપતો, એકતા પરિષદમાં સ્ત્રીઓને ન આમંત્રવા માટે દિલગિરિ દર્શાવતો, જુદા મતદાર મંડળની યોજના સ્ત્રીઓ માન્ય નહિ રાખે એવી ચેતવણી આપતો, તેમજ સ્ત્રીઓને સ્વદેશી કાપડ વાપરવાનો આગ્રહ કરતા ઠરાવો થયા હતા. અસ્પૃશ્યતા નિવારણનો પણ ઠરાવ થયો હતો.



**કોલાબા મહિલા સમાજનું ૪ થુ વાર્ષિક** અધિવેશન કુમારી બાલુતાઈ ખરેનાં પ્રમુખપદે ઓક્ટોબરમાં ભરાયું હતું. તેમા છોકરા છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો, શારીરિક તાલીમ દરેક શાળામાં ફરજીયાત કરવાનો અને તેને માટે તાલીમ પામેલા શિક્ષકોને દરેક શાળામાં રોકવાનો ઠરાવ કર્યો છે. બાલલગ્ન, અસ્પૃશ્યતા નિવારણ, વગેરેને લગતા ઠરાવો પણ થયા હતા.



**નાશિક જીલ્લા મહિલા પરિષદ** ઓક્ટોબરની આખરે નાગપુરની સ્ત્રીઓની કોલેજનાં પ્રિન્સિપાલ મીસીસ તાંબેનાં પ્રમુખપદે મળી હતી. શ્રીમતી નલિનીબાઈ ચાંદવડકરે પ્રતિનિધિઓનો સત્કાર કર્યો હતો શ્રીમતી તાંબેએ પ્રમુખસ્થાનેથી કહ્યુ કે કન્યાશાળાઓ કરતા છોકરાઓની નિશાળોની સંખ્યા ઘણી મોટી છે, એ બતાવે છે કે છોકરીઓના શિક્ષણમાં ઘણો સુધારો કરવાની જરૂર છે હાલની આર્થિક તંગીને કારણે છોકરા છોકરીઓ માટેની જુદી સંસ્થાઓ કાઢી નાખવી જોઈએ. આગામી સુધારાઓમાં સ્ત્રીઓએ અગત્યનો ભાગ ભજવવાનો છે એટલે શિક્ષણ તરફ તેમને બેદરકાર રહેવુ ન જોઈએ છેવટે તેમણે અસ્પૃશ્યતા નિવારણ માટે વિનતિ કરી હતી.

અસ્પૃશ્યતા નિવારણને લગતો તેમજ ૭ થી ૧૧ વર્ષના છોકરા છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની ભલામણ કરતા ઠરાવો થયા હતા.



સ્ત્રીઓએ હવે દેશના રાજનૈતિક, સામાજીક અને નાગરિક જીવનમા ભાગ લેવાનો છે તેમણે હવે પતિઓને ચાતુર્ય અને સહાનુભૂતિ પૂર્વક સાથ આપવો જોઇએ એ બધી બાબત માટે આપણા ગૃહજીવન સુધારવાની જરૂર છે "

પરિષદે, સયુક્તપ્રાતની ધારાસભામા સ્ત્રીઓના અનીતિ માટે થતા વેપારને ડાબી દેવા માટેના ખરડાને સંપૂર્ણ ટેકો આપવો, બાળલગ્ન પ્રતિબધક કાયદાનો અમલ સખ્તાઇથી કરવાનો, સ્ત્રીઓ માટે શિક્ષણવર્ગો દાખલ કરવાના વગેરે ઠરાવો પસાર કર્યા હતા.



કૃષ્ણાજીલ્લા મહિલા પરિષદ ગયા માસમા શ્રીમતી આદિ પુડી વસુન્ધરા દેવી એમ. એ બી એસ. સી. (લડન) એફ. સી એસ. ના પ્રમુખપદે મળી હતી તેણે અસ્પૃશ્યતા નિવારણનો, છોકરીઓ માટે ફરજીયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવાનો, સ્ત્રીઓ માટે કોલેજ સ્થાપવાનો અને શારદા કાયદાનો ભગ કરનાર સામે દાવો માંડતા રૂ ૧૦૦ની રકમ અનામત મૂકવાની પ્રથા કાઢી નાખવાનો, પરદાની પ્રથા નાબૂદ કરવાનો, વિધવા પુનર્લગ્નને ઉત્તેજન આપવાનો તેમજ દાયજાની પ્રથા નાબૂદ કરવાના ઠરાવો કર્યા હતા

આરબ મહિલા પરિષદ: ઓક્ટોબર માસની આખરે બગદાદમાં આરબ મહિલા પરિષદ ભરાઇ હતી. વડા પ્રધાનનાં પત્ની મેડમ નૂરી પાશાએ પ્રતિનિધિઓનો સત્કાર કર્યો હતો મેડમ હનીફી મિ, યુરોપીયન મહિલાઓ વગેરેએ પરિષદમા ભાગ લીધો હતો પરિષદનુ પ્રમુખસ્થાન જમીતાં સીરીયન સ્ત્રી-સ્વાતત્ર્યવાદી મેડમ નૂર હમ્મદાએ લીધુ હતું. ઇરાક, સીરીયા, ઈજીપ્ત અને પેલેસ્ટાઇને તેમને અનુમોદન આપ્યુ હતુ. કેળવણીખાતાના ડીરેક્ટર જનરલે પ્રતિનિધિઓનો સત્કાર કર્યો હતો. તે માટે મેડમ નૂર હમ્મદા, મેડમ સીદર વગેરેએ આભાર માન્યો હતો પરિષદનું સૌથી આકર્ષક અગ એ હતુ કે મેડમ ખનીબ નામની એક યુવાન ઇરાકી છોકરીએ, પરદો રાખ્યા વિના, અને પશ્ચિમનો પોશાક ધારણ કરી, ઇસ્લામ સ્ત્રીઓની પ્રગતિમા આડે આવે છે કે કેમ એ પ્રશ્ન પર પહેલીજ વાર ભાષણ કર્યું હતુ. આ ઉપરાત બીજો પણ કેટલોક કાર્યક્રમ ગોઠવાયો હતો



## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષાના પરિણામમાં ઉમેરો

**પ્રથમ વર્ષ:—**

(૯) કુ દમયંતી ગ્ગુર

નોંધ—આ ઉપરાંત કુ. પ્રમીલા પેમાસ્ટરને વ્યાયામની પરીક્ષામાં ગેરહાજર હતા તેથી તે વિષયની પરીક્ષા ફરી આપવાની શરતે દ્વિતીય વર્ષના વર્ગમા ચઢાવવામા આવ્યાં છે




સ્વરેશ

ગુજરાતી સ્ત્રીસહકારી મંડળ મુંબાઈની આ ઉપયોગી સંસ્થા તરફથી સેન્ડહર્સ્ટ રોડ ઉપર સ્વદેશી સ્ટોર્સ ચાલે છે. સંસ્થાના વાર્ષિક નિવેદન પરથી જણાય છે કે સંસ્થાએ પોતાના ભંડાર દ્વારા સામાન્ય કુટુંબો ઉપરાંત હિન્દુ તેમજ પારસી ખાનદાન કુટુંબોમાં સ્વદેશીનો સંદેશ પહોંચાડયો છે. આ વર્ષે સ્ટોર્સે રૂા. ૧૨૮૬–૬–૪ નો નફો કર્યો છે. અને સમિતિએ શેર હોલ્ડરોને વ્યાજ વહેંચ્યું છે. આ વર્ષે સ્ટોર્સની જમાં'વધારી એની ખીલવણી કરવામાં આવી છે. આ સફળતા સંસ્થાના પ્રમુખ શ્રીમતી હંસાબહેન મહેતા, મંત્રીઓ શ્રીમતી લીલાવતી બેંકર અને શ્રીમતી નીલમ દેસાઈ વગેરેના પ્રયત્નને આભારી છે.

**પરીક્ષાનાં પરિણામ:** મુંબાઈ યુનિવર્સિટી પરીક્ષાઓમાં નીચે મુજબ બહેનો ઉત્તીર્ણ થયાં છે:—

બીજી એલએલ. બી. (બીજો વર્ગ) (૧) પરવીઝ નોશીરવાન દુબાસ, (૨) શીરીન મનછેરશા ભાભા, (૩) હોમાઈ જમશેદજી શેઠના.

બી. એ.: (૧) મનહરિની મહેતા, (૨) શ્રીમતી ગોપાલબાઈ મહેતા, (૩) સુમતિ ગોખલે, (૪) સરોજિની પુરુષોત્તમ હઠીસિંગ, (૫) ઇન્દિરા નારાયણ માંજરેકર, (૬) રતી ખરેગામવાલા, (૭) પીલુ અરદેશર નગરવાલા.

કુ. હીરાબાઈ પટેલ જુનાગઢ સ્ટેટની શિષ્યવૃત્તિ મેળવી વધુ ડાક્ટરી અભ્યાસ માટે યુરોપ ગયાં છે.

**હાય ગરીબી!** મુંબાઈમાં કમાટીપુરામાં રહેતી ખુરશેદી નામની વૃદ્ધ સ્ત્રીએ ગરીબીને લીધે કંટાળી જઈ પોતાના શરીર ઉપર ઘાસલેટ છાંટી આપઘાત કર્યો.

**સ્વ. શ્રીમતી કુસુમબહેન માળવી:** સુરતની બાલિકાસમાજના સ્થાપક શ્રીમતી કુસુમબહેન સુરજલાલ માળવીનું અવસાન ગઈ તા. ૪ થીએ થયું છે. બાલિકાસમાજના વ્યવસ્થાપક તરીકે છેલ્લાં બે વર્ષથી તેઓ કામ કરતાં હતાં અને મીલનસાર તેમજ હસમુખા સ્વભાવથી સમાજની વિદ્યાર્થીનીઓમાં અત્યંત પ્રિય થઈ પડયાં હતાં. પ્રભુ, તેમના આત્માને શાન્તિ અનુભવાવે!

**જ્ઞાતિ-પેટા જ્ઞાતિઓમાં લગ્નવ્યવહાર:** ગુજરાતી હિન્દુ જ્ઞાતિમાં લગ્નવ્યવહાર જ્ઞાતિ કે પેટા જ્ઞાતિમાં થાય છે અને તે ઉપરાંત ઘણીખરી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓમાં ગોળ બાંધેલા હોય છે અને તેની બહાર કન્યાનું લગ્ન થઈ શકતું નથી. આથી ઘણીવાર લાયક વર કે કન્યા મેળવવાની મુશ્કેલી પડે છે. આ પરિસ્થિતિ દૂર કરવા માટે નામદાર ગાયકવાડ સરકારે રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપદે તપાસ સમિતિ નીમી છે.

**શ્રી ખડાયતા ભગિની સમાજનો રાસોત્સવ:** અમદાવાદના શ્રી ખડાયતા ભગિની સમાજ તરફથી વાર્ષિક રાસોત્સવનો કાર્યક્રમ મંગળવાર તા. ૧૫ મી નવેમ્બર ૧૯૩૨, કાર્તિક વદ બીજને રોજ રાતના આઠથી દસ સુધી મણિલાલ મેનશનમાં રાખવામાં આવ્યો હતો. આશરે હજારેક સ્ત્રીઓ અને બે હજારેક પુરુષોએ હાજરી આપી હતી. મેનશનના વચલા ચોગાનને રંગોળ, આસોપાલવ, વાવટા ને વીજળીની રોશનીથી શણગારવામાં આવ્યું હતું. ફરતી ત્રણે માળની અગાશીઓ માનવમેદનીથી ચિક્કાર ભરાઈ ગઈ હતી.

બરાબર આઠ વાગે પ્રાર્થનાથી કાર્યક્રમની શરૂઆત કરવામાં આવી. કવિવર નાનાલાલ, શ્રી

જનાર્દન પ્રભાશંકર, શ્રી કેશવ હ. શેઠ અને શ્રી શાંતિકુમાર પંડ્યાના રાસ ચૂંટી કાઢવામાં આવ્યા હતા. તેમાં 'માયા લગાડી' ને 'ગેલી મહીઆરણ' એ બે રાસ ઠીક દીપી ઉઠ્યા હતા 'માયા લગાડી' રાસ આ અંકમાં અન્યત્ર છપાયેલ છે નાનકડાં જયાબહેને કૃષ્ણનું કામ સારી રીતે કરી બતાવ્યું હતું 'મહીઆરણ'ના ગરબામાં વચ્ચેના સ્તંભપર મુકેલો ગરબો ફરતો રાખવાની યોજના ખાસ આકર્ષક હતી વચમાં સમાજનાં મંત્રી શ્રી ભાનુમતિ ચોકસીએ ગીત ગાયું હતું. ખાસ કરીને દસ વર્ષની અંદરની વયની કન્યાઓએ શ્રી. કેશવ હ. શેઠના નવા લખાતા 'વીરપૂજા' નામના નાટકમાંથી 'અમે તો કેસરીનાં બાળ'નું ગીત હાવભાવ સાથે ગાઈ તેને સુંદર ન્યાય આપ્યો હતો આ ગીત પણ આ અંકમાં અન્યત્ર છપાયેલ છે

પાલણપુરની ઉપયોગી સ્ત્રીશિક્ષણ સંસ્થા શ્રી પાલણપુર લુંકાગચ્છ જૈન કન્યા મહિલા શાળાનો રજતોત્સવ તા ૧૩-૧૪-૧૫-૧૬ મી ઑક્ટોબરે ઉજવાયો હતો. તેને અંગે પ્રદર્શન, ગરબા-સંવાદ, ભરતશીવણ પાકશાસ્ત્ર અને તકલીની હરિફાઈ, અને છેલ્લે પારિતોષિકો આપવાનો મેલાવડો એટલો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો મહોત્સવમાં શાળાની જુની તેમજ હાલની વિદ્યાર્થીનીઓએ ભાગ લીધો હતો ભરત શિવણના પ્રદર્શનમાં હોસ્પીટલ તરફથી એક સુવાવડનો ઓરડો યોજવામાં આવ્યો હતો. તેમજ મૉન્ટીસોરી પદ્ધતિ પ્રમાણેનું બાલમંદિર ગોઠવાયું હતું પાકશાસ્ત્રની હરિફાઈ ને એક ઉત્તેજન પાત્ર કાર્યક્રમ હતો હરિફાઈમાં ૩૪ બાળાઓએ ભાગ લઈ જુદી જુદી જાતની વાનીઓ તૈયાર કરી હતી છેલ્લે દિવસે શ્રી મણીદાસ મોતીભાઈ મહેતાને પ્રમુખ પદે પારિતોષિક સમારંભ યોજાયો હતો તેમાં સંસ્થાનાં હેડમીસ્ટ્રેસ શ્રીમતી હીરાબહેન કે મોદીએ સ્ત્રી કેળવણી વિષેના પોતાના વિચારો જણાવતું ભાષણ કર્યું હતુ. તેમણે સ્ત્રીઓને ઉચ્ચતર શિક્ષણ આપવાની હિમાયત કરી હતી પારિતોષિકો અપાયા બાદ, રાત્રે સીનેમા રખાયો હતો અને મહોત્સવનું સફળ વિસર્જન થયું હતું આ ઉપયોગી સંસ્થાને અમે વિશેષ ઉજ્જ્વળ કારકિર્દિ તેના રજતોત્સવ પ્રસંગે ઇચ્છીએ છીએ

કુ વિનોદિની નીલકંઠને માનપત્રઃ કરાંચીમાં હિન્દી ખરીદ સંઘ તરફથી ભરવામાં આવેલી સીંધી મહિલા પરિષદનુ પ્રમુખસ્થાન લેવા આવેલાં કુમારી વિનોદિની નીલકંઠને ગઈ તા ૮ મી એ કરાંચીની ગુજરાતી બહેનોએ માનપત્ર આપ્યુ હતુ માનપત્રનો જવાબ આપતા આભાર માની કુ વિનોદિની બહેને જણાવ્યુ હતું કે; "છેલ્લા કેટલાયે વર્ષો થયા સ્ત્રી સુધારણા માટેના વિચારો ચાલ્યા કરે છે સ્ત્રીઓએ બહાર આવવુ જોઈએ સ્ત્રીઓએ સમાજ સુધારામાં ફાળો આપવો જોઈએ, સ્ત્રીએ પડદા કાઢી નાખવા જોઈએ વગેરે અનેક વર્ષોથી કહેવાઈ રહ્યુ છે પણ મહાત્માજીના એક શબ્દે બહેનો બહાર નીકળી આવી છે. ગાંધીનો સાચો સંદેશો આપણે ખાદી પહેરીને જ ઝીલી શકીએ. સ્ત્રીઓની હલકી દશા માટે પુરૂષો જવાબદાર છે, એમ ઘણા કબુલ કરે છે. પણ આપણે શા માટે પુરૂષો પર આધાર રાખી વાટ જોવી? શું આપણામાં તાકાત નથી? આપણે જાતે મેળવી લેવું જોઈએ. આપણે સૌથી ખરાબ સડો બાળલગ્નનો છે આમાં મોટો દોષ સ્ત્રીઓનો જ છે બહેનોને જ લહાવા લેવાનુ, ઘરેણા સોહાવવાનું અને સારા સારા લુગડા પહેરી મહાલવાનું જોઈતું હોય છે ધારાસભામાં આ સંબંધી કાયદો કરવાનું પુરૂષોને કહેવા કરતા આપણે પુરૂષોને કહેવુ જોઈએ કે તમે હઠી જાવ, એ કામ અમારૂં છે અમે તે કરી લઈશું. આપણે પોતાપર વિશ્વાસ રાખી કામ કરવુ જોઈએ બીજો અધમ સડો ઘુંઘટનો છે ઘુંઘટ એ આપણી માનસિક નબળાઈ દાખવે છે શા માટે આપણે પુરૂષોને જોઈ ડરવુ જોઈએ? આપણે તો શક્તિનો અવતાર છીએ. ઘુંઘટ ખોલી નાખો ને બહાર આવો. બીજા બધા દેશોની અંદર સ્ત્રીઓ પુરૂષોને હઠાવી આગળ વધી રહી છે ત્યારે આપણા દેશમાં હજી હજારે ચાર સ્ત્રીઓને અક્ષરજ્ઞાન છે. એ શરમ ઉપજાવે એવી વાત છે આ સ્થિતિ દૂર કરવા દરેક સ્ત્રીએ પ્રતિજ્ઞા કરવી જોઈએ કે દરેક વર્ષે તે એક એક સ્ત્રીને લખતાં વાંચતા શીખવશે

મને તો આ બાબત પર કે કોઈપણ બાબતપર પુરૂષોપર આધાર રાખવાનું ગમતું નથી આપણે જ તે કરી લેવું લઈએ દુનીયામાં હજું માથું રાખી ફરવું હોય તો ,આપણે બધે બધુ કરી લેવું લઈએ " .

પારસી આગેવાન નાગપુરના સ્વ. બા. બ બી પી બહેરામજીના પુત્ર શ્રી પી બહેરામજીએ ઇન્દોરનો એક જાણીતો આગેવાન કુટુંબના પુત્રી શ્રીમતી સુશીલા મડમાવકર સાથે થયાં છે

મુસ્લિમ સ્ત્રીઓમાં જાગૃતિ: અખિલ ભારતીય મુસ્લીમ મહિલા પરિષદ મીરતમા ઓકટોબરમાં મળઈ હતી, તેમાં બેગમ સાહેબા મહમદઅલી અને મૌલાના અબુલકલામ આઝાદના બહેને હાજરી આપી હતી. પરિષદે બધી કોમોમાંથી અસ્પૃશ્યતાની લાગણી નાબુદ કરવાનો, લગ્નો પરિષદ માટે મૌલાનાઓ અબુલકલામ આઝાદ અને શૌકતઅલીને અભિનંદન આપતો, સ્થાનિક મંડળોને વધુ કન્યાશાળાઓ સ્થાપવાની વિનંતિ કરતો, ગરીબ છોકરીઓ માટે પોતાની આવકનો ૧ ટકો આપવાનો મંજુરી કરતો અને દેશસેવા માટે શિક્ષિત મુસ્લીમ સ્ત્રીઓની એક સસ્થા સ્થાપવાનું જણાવતા ઠરાવો કર્યા હતા

મંદિર પ્રવેશ માટે . અમેરિકાના નિ મી જ્યોર્જ' મે લુડની પુત્રી મીસ નીલા મે કુક મહેસુરના શક્તિ મંદિરમાં જો તેને પ્રવેશ કરવા દેવામાં ન આવે તો મરણ પર્યંત ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો છે મીસ નીલાએ હિન્દુ ધર્મ સ્વીકારી નીલાનાગિની નામ ધારણ કર્યું છે તે ઘણા હિન્દુમંદિરોમા જઈ આવી છે, પરંતુ મહેસુરના શક્તિમંદિરમાં તેને પ્રવેશવા દીધી નથી

## બાપુજી અને બાળકો

બારમા શ્રી મોન્ટીસોરી બાલમંદીર ચાલે છે એ બાલમંદીરનાં બાળકોએ મ ગાંધીજીને ઉપવાસ છોડયા બાદ નીચેનો પત્ર લખ્યો હતો

" પૂ. બાપુજી,

તમે ઉપવાસ છોડયા ને ખાવા માંડયુ તે જાણી અમને મઝા પડી. શરીર સાચવજો

છુટો ત્યારે નક્કી બાલમંદીરમાં વાર્તા કહેવા આવશો

લિ

બાલમંદીરના બાળકો. "

એનો ઉત્તર પૂ બાપુજીએ નીચે મુજબ આપ્યો હતોઃ

" બાળકો અને બાગાઓ,

તમારો કાગળ મળ્યો તમે બધા દીકરા ભાઈ ને બેન બનશો તો મારા જેવાનું શું થશે ! ઉપેન્દ્રને ઉપેન્દ્રભાઈ, બદીકાને બદીકાબેન કોણે બનાવ્યા ? હું ત્યાં આવુ તો કોઈને ભાઈ કે બહેન કેહેવાનો નથી. એ શરત ગમે છે ? બીજી શરતો મેં સંઘરી રાખી છે

યરોડા મંદીર લિ.
તા ૩-૧૦-૩૨ બાપુના આશીર્વાદ. "

જીવલેણ સ્ટવ' ( ૧ ) ભારીવાડીમાં સુંદરબાઈ કરસનદાસ ગયા માસમાં ચ્હા કરતાં પ્રાયમસથી દાઝી મરણ પામ્યા ( ૨ ) મુંબાઈમાં ચિંચબંદર ખાતે કંતાબાઈ કરસનદાસ નામની ૨૦ વર્ષની બહેન પ્રાયમસ પર ચ્હા તૈયાર કરતાં ઓકટોબરની આખરે મરણ પામી ( ૩ ) સગડીથી સાડી સળગી જતાં મુંબાઈમાં મેઘીબાઈ નામની ૨૦ વર્ષની સ્ત્રી ગયા માસમાં મરણ પામી ( ૪ ) મુંબાઈમાં બીબાઈજી શાપુરજી હોરમસજી નામનાં ૮૦ વર્ષનાં પારસી ડોસીમા સ્ટવ સળગાવવા જતા દાઝી મરણ પામ્યાં.

મણીપર્વ. કોકોનાડાની પી આર. કોલેજના અગ્રેજીના અધ્યાપક શ્રી બીગોલ લક્ષ્મણ રક્ષિતનાં પત્ની શ્રીમતી સ્નેહલોભના રક્ષિત એ જ સંસ્થામાં અગ્રેજીના અધ્યાપિકા નિમમાં છે ( ૨ ) સુરતના વનિતા વિશ્રામનો પારિતોષિક સમારંભ ગયા માસમાં - શ્રીમતી મોતીબાઈ માધવજી ઠાકરસીનાં પ્રમુખપદે હતો ( ૩ ) મદ્રાસમાં હિન્દી સ્ત્રીઓની એસોસીએશન તરફથી ગયા માસમાં સ્ત્રીઓની એક સભા મળી હતી તેણે એકતા પરિષદની સફળતા ઇચ્છતો, ઠરાવ કર્યો હતો. શ્રીમતી હમીદ અલીએ

સંયુકત મતદાર મંડળથી જ હિન્દનો ઉદ્ધાર થશે એમ જણાવતુ ભાષણ કર્યું હતુ. ( ૪ ) પુનાની શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીને શ્રી. વિનાયક નારાયણ પરાંજપેએ રૂા. ૧૦૦૦ ની ૩॥ ટકાની સરકારી પ્રોમીસરી નોટ આપી છે, ( ૫ ) સીતાપુરના મહિલા સમાજે સ્થાનિક મ્યુનિસિપલમંડળમાં સ્ત્રીઓના લાભો સાચવવા માટે શ્રીવાસ્તવની નીમણૂંક કરવાની સરકારને વિનતિ કરી છે ( ૬ ) પૂર્વ આફ્રિકાના સુપ્રસિદ્ધ વેપારી શેઠ નાનજીભાઇ કાલિદાસે વડોદરાના આર્ય કન્યા મહાવિદ્યાલયનાં નવાં મકાનો માટે રૂા. ૭૦૦૦ ) આપ્યા છે

## વિદેશ

**સ્ત્રીઓનો સ્વતંત્રતા સંઘઃ** પરિણિત સ્ત્રીઓની હાલત સંબંધમાં વિચાર કરવા તા ૨૧ મી ઓક્ટોબરે ગ્રેટબ્રિટનના સ્ત્રીઓના સ્વાતંત્ર્ય સંઘ તરફથી મીસીસ પેથીક લોરેન્સના પ્રમુખપદે સફળ પરિષદ મળી હતી ૨૩ મહિલા સંસ્થાઓના પ્રતિનિધિઓએ કામકાજમાં ભાગ લીધો હતો પરિણિત સ્ત્રીને કાયમના સગીરપણામાં મૂકતો કાયદો રદ કરવાનો ઠરાવ પરિષદે પસાર કર્યો હતો. પરિણિત સ્ત્રીઓના ધંધો કરવાના હકનો બધાએ સ્વીકાર કર્યો છે સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતામાં આડરૂપ લગ્નનુ બંધન દૂર કરવા માટે સ્ત્રીઓએ એકત્ર થઈ કામ કરવું જોઇએ પ્રદર્શનમાં પ્રતિનિધિ હોસ્પીટલ ... શરૂ કરી હતી દાક્તરી વડનો ઓરડો યોજવામાં આવ્યો લેડી બરીએ મૉન્ટીસોરી પદ્ધતિ પ્રમાણેનુ બાલમંદિર સંબંધી ... હતું. પાકશાસ્ત્રની હરિફાઇ એ એક ઉત્તી યક્ત કાર્યક્રમ હતો હરિફાઇમાં ૩૪ બબેકારીને ભાગ લઈ જુદી જુદી જાતની વાનીઓ તૈયાર કરી હતી ત્રીજે દિવસે શ્રી. માળીફેરો મોતીબાઇ મહેતાને પ્રમુખ પદે પારિતોષિક સમારંભ યોજાયો હતો તેમાં સંસ્થાના હેડમીસ્ટ્રેસ શ્રીમતી હીરાબહેન કે મોદીએ સ્ત્રી કેળવણી વિષેના પોતાના વિચારો જણાવતુ ભાષણ કર્યું હતું તેમણે સ્ત્રીઓને ઉચ્ચતર શિક્ષણ આપવાની હિમાયત કરી હતી પારિતોષિકો અપાયા બાદ, રાત્રે સીનેમા રખાયો હતો અને મહોત્સવનુ સફળ વિસર્જન થયું હતું આ ઉપયોગી સ્ત્રી સંસ્થાને અમે

હોસ્પીટલની દાતના ઝાડકાપને લગતી શાળામા ૧૯૩૩ ના માર્ચ પછી કોઇપણ વિદ્યાર્થીનીને દાખલ કરવામાં આવનાર નથી જુદા જુદા ધંધાઓમા જોડાવા માટે સ્ત્રીઓએ જે તકો મેળવેલી છે તે ધીમે ધીમે નાબુદ કરવામાં આવનાર છે

**વિમાન બાલાઓને અકસ્માત.** લંડનથી વિમાનમા ઉડીને કેપ ખાતે જતાં મીસ જોન પેજ અને મીસ લેલ બારકરનું વિમાન પવનની દિશા સૂચવનારા થાંભલા સાથે અથડાતાં વિમાનને નુકસાન થયું છે. બન્ને બાલાઓને કાંઇ ઇજા થઇ નથી

**વીમાની વીરાંગના** મીસીસ એમી મોલીસન ( અગાઉ મીસ એમી જોનસન ) લંડનથી કેપ ઓફ ગુડહોપ વિમાનમા એકલાં ઉડવાનો રેકોર્ડ કરવા તા ૧૪ મી નવેમ્બરે ઉપડી હતી. ૪ દિવસ અને ૭ કલાકમાં તે તા ૧૮ મીએ કેપટાઉન ઉતરી છે. તેની અગાઉ તેના પતિએ આમ ઉડવાનો રેકોર્ડ કર્યો હતો પતિ કરતાં ૧૦ કલાક આગળ જઇ મીસીસ એમીએ આ રેકોર્ડ તોડયો છે તેને મી આર્થર વ્હીટલૉએ પો ૧૦૦૦ નુ ઇનામ આપ્યું છે.

**ગૃહિણીપદની તાલીમઃ** જર્મનીમાં બર્લિન અને બીજાં શહેરોમાં ગૃહિણીપદ માટે શાળાઓ ચાલે છે. અને તેની પરીક્ષાઓ લેવાય છે. સફળ થનારને ગૃહવ્યવસ્થામા નિષ્ણાત થવાનું પ્રમાણપત્ર અપાય છે

**ઓસ્ટ્રીયામાં સ્ત્રીઓ** વીએનાની યુનિવર્સીટીમા ભાષાશાસ્ત્રનાં અધ્યાપિકા તરીકે ડા મર્ટ્રેડ હરગોત્ઝ-હોઝરની નીમણૂંક થઇ છે. ઓસ્ટ્રીયામાં પહેલાંજ સ્ત્રી વહીવટી ધારાશાસ્ત્રી ડૉ રફેલા કોફીનીઝ વીએનાના મેજીસ્ટ્રેટના સેક્રેટરી નીમાયા છે. જોસેફાઇન સ્ટોકલ વીએનાનાં પોલીસ મુખ્ય મથકનાં સલાહકાર નીમાયા છે આ ત્રણે નીમણૂકો સ્ત્રીઓ માટે પહેલી જ વાર થઈ છે

બ્રાઝીલ માટે નવુ બંધારણ ઘડવા નીમાયલી સમિતિમા સરકારે મીસ બર્થા લુત્ઝને સભ્ય નીમ્યા છે.

**લગ્નબંધન !** આસ્લો ( નોર્વે )ની મ્યુનિસીપલ સીક ઇન્સુરન્સ ઇન્સ્ટીટ્યુશનના ડીરેકટરે જાહેર કર્યું છે કે સ્ત્રીકામદારોને લગ્ન થતાં જમાનું

શાળાનું આપવું પડશે આ પત્રમાં સામે નોર્વેની મહિલાઓ વિરોધ ઉઠાવી રહી છે

**અમેરિકામાં સ્ત્રીઓની પ્રગતિ** યુનાઇટેડ સ્ટેટ્સની ૧૯૩૦ ની વસતીગણત્રીના આંકડા પ્રકટ થઇ ગયા છે. તેમાં જણાય છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા છેલ્લાં દશ વર્ષમાં ૨૫,૦૦,૦૦૦ ઉપર વધી છે ૧૯૨૦માં ૧૮ વર્ષ અને તે ઉપરની વયની ૭૫૦૦,૦૦૦ સ્ત્રીઓ નોકરી કરતી હતી ૧૯૩૦ મા એ સંખ્યા વધીને ૧,૦૦,૦૦,૦૦૦ થઇ છે ૧૯૨૦ મા સ્ત્રી કામદારોના ૨૩ ટકા પરણેલી હતી ૧૯૩૦ મા ૨૯ ટકા પરિણિત છે સ્ત્રીધારાશાસ્ત્રીઓની સંખ્યા ૧૭૩૮ ની હતી તે વધીને ૩૩૮૫ ની થઇ છે સ્ત્રી પ્રચારકો, તંત્રીઓ, રીપોર્ટરોની સંખ્યા બેવડી થઈ છે કોલેજની પ્રમુખ સ્ત્રીઓ તેમજ અધ્યાપિકાઓની સંખ્યા ૧૦૦૭૫ ની હતી તે ૨૦૧૧૧ ની થઇ છે

**અમેરિકાની સ્ત્રીઓ** અમેરિકામા સ્ત્રીઓ હવે દરેક પ્રકારના ધંધામા પડે છે. અત્યારે ન્યુયોર્કમાં જુદા જુદા ધંધામાં કુલ ૨૦ લાખથી વધુ સ્ત્રીઓ નોકરી કરી રહી છે ત્યાં આજે ૩૦૦૦ ચિત્રકાર, ૧૦૦૦ સંપાદક તેમજ ખબરપત્રી, ૧૦૦૦ ચિકિત્સક, અને ૧૦૦ પાદરી છે સ્ત્રી વકિલોની સંખ્યા ૧૯૧૦ મા હતી તેના કરતાં ૧૯૨૦ મા બેગણી થઇ ગઇ છે ન્યુયોર્કમા ૪૦૦ સ્ત્રીઓ દલાલી ધંધો કરે છે અને ૯૦૦ સ્ત્રીઓ મિલ્કતને લગતાં કામકાજ કરે છે આ ઉપરાંત ઘણીએ સ્ત્રીઓ ઇજનેર, ડાક્તર, વગેરે કામધંધા કરે છે

**મીસ જુલીયા લેથ્રોપ** યુનાઇટેડ સ્ટેટ્સમાં શિશુ કલ્યાણનું અપૂર્વ કાર્ય કરનાર આ બહેન એપ્રિલ માસમાં અવસાન પામ્યા છે સ્ત્રીચળવળના પણ તેઓ હિમાયતી હતા તેમની સમાજસેવાને પરિણામે તેઓ બાળકોની બ્યુરોનાં પહેલાજ વડા નીમાયાં હતાં અને પ્રજાસંઘના શિશુકલ્યાણ કમીશનના એક એસેસર હતાં

**જાપાનમાં સ્ત્રીઓનું વેચાણ** આર્થિક અવદશાને કારણે જાપાનમાં ખેડુતો પોતાની પુત્રીઓને વેચી દેવાની પ્રથા ઘણા લાંબા સમયથી ચાલી આવેલી છે ઘણું ખરૂં ખેડુતો અનીતિના ધામોના માલીકોને ૧૦૦ યેન (પોં ૧૦) મા વેચી દેતા આમાં છોકરીઓની પસંદગી જેવુ કાંઇ ન મળે કારણ કે એ આર્થિક જરૂરીઆતની વાત છે ટોકીઓની દેશભક્ત સ્ત્રી સમાજે આ બાબતમાં નવી યોજના કરી છે. એ યોજના પ્રમાણે સમાજ તરફથી ખેડુતને ૧૦૦ યેનની વ્યાજમુક્ત લોન આપવામાં આવે છે અને બદલામા પાચ વર્ષ સુધી છોકરીની સેવા સમાજ મેળવે છે પાચ વર્ષમાં લોન ભરપાઇ કરવાની હોય છે. સમાજ છોકરીને અનીતિનાં ધામોમા મોકલતી નથી પરંતુ ઘાની નોકર, વેઇટ્રેસ કે એવા બીજા પ્રમાણિકતાથી જીવન નિર્વાહ થઇ શકે એવા ધંધામાં નાખે છે ગરીબ ખેડુતોને આવી રીતે મદદ કરવા માટે સોસાયટીએ ૪૨૦૦૦ યેન બાજુએ કાઢ્યા છે

જાપાનની રેલ્વેઓમાં જુદા જુદા હોદ્દાઓ પર ૧૦૦૦૦ સ્ત્રી કામદારો રોકાયલી છે એન્જીન ડ્રાઇવરની જગાએ એકેય સ્ત્રી નથી થોડીક સ્ત્રીઓ ઉંચી કારોબારી જગાઓ પર છે

**આંતર રાષ્ટ્રીય મહિલા સંઘના** પ્રતિનિધિઓ તા ૧૦ મી ઓક્ટોબરે બગદાદ પહોંચ્યા હતા. પ્રતિનિધિઓમા સીરીયા શાખાના પ્રમુખ મેડમ નુર હમદા, મેડમ ઓર્કી રીકર, મેડમ બીઆમીન, અને મેડમ ફાતીમા સૈયદ મુરાદ છે ઇરાક અને ત્યાંની સ્ત્રી ચળવળની આગેવાન સ્ત્રીઓને મધ્યસ્થ સંઘના પ્રમુખ મીસીસ કોરબેટ એશ્બી એ મિત્રાચારી અને ઉત્તેજનાનો સંદેશ પાઠવી, બધાય આરબ દેશોને આંતર, રાષ્ટ્રીય સંઘમા જોડાવા ને સમજાવવાનો તેમનો હેતુ છે. મેડમ નુર હમદા આગેવાન બાનુ છે અને મેડમ ફાતીમા મુરાદ દામાસ્કસમાં પહેલાં જ સ્ત્રી ધારાશાસ્ત્રી છે

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

**મુંબાઇ અને પરાંઓ.**

હિન્દુસ્તાની સેવાદળના સ્ત્રીવિભાગના મુંબાઇ ખાતેનાં આગલાં કેપ્ટન કુમારી કિશન ધુમટકરને પોલીસ કમીશનરના હુકમનો ભંગ કરવા માટે ઓક્ટોબરની તા ૨૪ મીએ પકડી એક વર્ષ સખ્ત કેદ રૂ ૩૦૦ દંડ અથવા ત્રણ માસ વધુ કેદની સજા કરવામાં આવી છે રાષ્ટ્રધ્વજ વંદન કર્તા ઓક્ટોબરની તા ૩૧ મીએ ભરેજ મુંબાઇની ૪૪ મી મહાલ સમિતિનાં પ્રમુખ શ્રીમતી લીલાવતી અને મંત્રીઓ શ્રીમતી સુમતિ ત્રિવેદી અને શ્રીમતી વિદ્યાબાઇને ગિરફતાર કરીને ૬ માસ સખ્ત કેદ રૂ ૫૦ દંડની સજા થઇ છે.

મુંબાઇનાં નવાં સ્થપાયલા વિદ્યાર્થીઓના સોશીયલ લીગ તરફથી શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂને હાથે દીવાળી પ્રસંગે ખાસ સ્વદેશી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું શ્રીમતી સ્વરૂપરાણીએ સ્વદેશીનો વપરાશ વધારવાની જોશભેર હિમાયત કરી હતી.

શ્રીમતી ગંગાબહેન પટેલને મહાસભાની ચળવળમાં ભાગ ન લેવાની નોટીસ અપાઇ છે.

ઓક્ટોબર માસની તા. ૨૩ મીએ વિલેપારલેની છાવણી ઉપર દરોડો પાડવા માટે શ્રીમતી મણિબહેન હીરજીભાઇને ગિરફતાર કરવામાં આવ્યા હતાં તેમને પાંચ માસ સખ્ત કેદની સજા કરવામાં આવી છે

મ. ગાંધીજીના ઉપવાસને પરિણામે અસ્પૃશ્યતા નિવારણનું જબ્બર આંદોલન શરૂ થઇ ચૂક્યું છે. મુંબાઇમાં પણ એને લગતું કામકાજ જોશભેર શરૂ થયું છે. મદ્રાસનું ગુરૂવાયૂર મંદિર અસ્પૃશ્યો માટે ખુલ્લું ન મૂકાય તો જાન્યુઆરીની તા. ૨ જી થી શ્રી કેલાપ્પન સાથે મ. ગાંધીજીએ પણ ઉપવાસ આદરવાનો નિર્ણય જાહેર કર્યાથી આંદોલનમાં વધુ જોર આવ્યું છે. મુંબાઇમાં શ્રીમતી હંસાબહેન મહેતાનાં પ્રમુખપદે અસ્પૃશ્યતા નિવારણ સંઘના આશ્રયે મળેલી સભાએ 'હરિજન ઉદ્ધાર મંડળ'

**સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો**

| | | | |
|---|---|---|---|
| ૨૪૯૦ | શ્રીમતી કિશન ધુમટકર | મુંબાઇ | ૧ વર્ષ, રૂ ૩૦૦ દંડ |
| ૨૪૯૧ | ,, લીલાવતી | ,, | ૬ માસ સખ્ત, રૂ. ૫૦ દંડ |
| ૨૪૯૨ | ,, સુમતિ ત્રિવેદી | ,, | ,, |
| ૨૪૯૩ | ,, વિદ્યાબાઇ | | ,, |
| ૨૪૯૪ | ,, મણિબહેન હીરજીભાઇ | વિલેપારલે | પાંચ માસ સખ્ત |
| ૨૪૯૫ | ,, ચંદ્રકાન્તા | અમદાવાદ | રૂ ૨૫ દંડ |
| ૨૪૯૬ | ,, મહાકોર | ,, | રૂ ૫૦ દંડ |
| ૨૪૯૭ | ,, મંગળાબહેન વૈદ્ય | ,, | ૪ માસ સખ્ત, રૂ ૫૦ દંડ |
| ૨૪૯૮ | ,, એક બહેન | ,, | ૪ માસ |
| ૨૪૯૯ | ,, ,, | ,, | ત્રણ માસ |
| ૨૫૦૦ | ,, ,, | ,, | — |
| ૨૫૦૧ | ,, ભાગીરથી બહેન | વીરમગામ | પાંચ માસ |
| ૨૫૦૨ | ,, કમળબહેન પટેલ | ,, | ,, |
| ૨૫૦૩ | ,, પાર્વતીબહેન પટેલ | ,, | ,, |
| ૨૫૦૪ | ,, જડાવબહેન | મહેમદાવાદ | — |
| ૨૫૦૫ | ,, નિર્મળાબહેન દેસાઇ | ,, | — |
| ૨૫૦૬ | ,, મણિબહેન શીવાભાઇ પટેલ | રાસ | એક વર્ષ |
| ૨૫૦૭ | ,, ચંચળબહેન પટેલ | ,, | ,, |
| ૨૫૦૮ | ,, મણિબહેન ચીમનભાઇ પટેલ | ,, | ,, |
| ૨૫૦૯ | ,, શાન્તાબહેન પટેલ | ,, | ,, |
| ૨૫૧૦ | ,, ડાહીબહેન ચૌહાણ | ,, | ૭ માસ રૂ ૧૦૦ દંડ |

નામની સંસ્થા સ્થાપવાનો ઠરાવ કર્યો છે. એ સભામાં શ્રીમતી હંસાબહેન, શ્રીમતી અવંતિકાબાઈ ગોખલે, શ્રીમતી યમુનાબાઈ હિરલેકર અને શ્રીમતી રતનબહેન મહેતાએ હરિજનોની સ્થિતિ વિષે પ્રવચનો કરી અસ્પૃશ્યતા નિવારણની હિમાયત કરી હતી. ગાંધી સેવા સેનાની સેવિકાઓએ પણ અસ્પૃશ્યતા નિવારણ માટેનો કાર્યક્રમ ઘડી રાખ્યો છે. તેમાં અસ્પૃશ્યો માટે મંદિરો ખુલ્લાં મૂકાવવા હૃ-સ્ત્રીઓ વગેરેને મળી ઘટતું કરવાનો, હરિજન બાળકોની કેળવણી સંબંધી સગવડ કરવાનો, હરિજનો માટે રહેવાનાં સારાં મકાનોની સગવડ કરવાનો, હરિજનો બાળકો માટે કથા વાર્તાં વગેરે કાર્યક્રમની યોજના કરવામાં આવેલી છે. યરવડા મંદિરમાં મ. ગાંધીજીને મળવા શ્રીમતી હંસાબહેન મહેતા જઈ આવ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| ૨૫૧૧ | શ્રીમતી ડાહીબહેન પટેલ | રાસ | એક વર્ષ |
| ૨૫૧૨ | ,, મહાલક્ષ્મી ઠક્કર | બોરસદ | ૬ માસ સખ્ત, રૂા ૧૦૦ દંડ |
| ૨૫૧૩ | ,, વસુમતી પંડિત | ,, | એક વર્ષ, રૂા ૨૦૦ દંડ |
| ૨૫૧૪ | ,, કમળારાણી સરકાર | હાવરા | રૂા. ૨૫ દંડ વા ૭ સપ્તાહ |
| ૨૫૧૫ | ,, વીણાપાણી દે | ,, | ,, |
| ૨૫૧૬ | ,, અબળાસુંદરી દે | મુનશીગંજ | કોર્ટ ઉઠતા સુધી |
| ૨૫૧૭ | ,, ઇન્દુમતી મિત્ર | ,, | ,, |
| ૨૫૧૮-૧૯ | ,, બે બહેનો | ,, | ,, |
| ૨૫૨૦ | ,, અનુપમા ઘોષ | ,, | ૬ માસ સખ્ત |
| ૨૫૨૧ | ,, વીણાપાણી દાસ | ,, | કોર્ટ ઉઠતા સુધી |
| ૨૫૨૨ | ,, બસનબાળા દાસી | ચિન્સુરા | — |
| ૨૫૨૩ | ,, રાધિકાદેવી | મુઝફ્ફરપુર | — |
| ૨૫૨૪ | ,, ચંપકમાલા મૈત્રી | તમુલક | — |
| ૨૫૨૫-૩૧ | ,, ૭ બહેનો | ,, | — |
| ૨૫૩૨ | ,, ઉમાસુંદરી હજરા | ,, | — |
| ૨૫૩૩-૩૫ | ,, ત્રણ બહેનો | | — |
| ૨૫૩૬ | ,, કિરણબાળાદેવી | જેસોર | — |
| ૨૫૩૭ | ,, રાજુબાદેવી | બીજનોર | — |
| ૨૫૩૮ | ,, તારાબહેન મોદી | સુખાવ | — |
| ૨૫૩૯ | ,, હીરાબહેન | ,, | — |
| ૨૫૪૦ | ,, રૂક્મણીબહેન | ,, | — |
| ૨૫૪૧ | ,, સીતાબાઈ | કરાંચી | બે માસ |

ગુજરાત-કાઠિયાવાડ.

અમદાવાદમાં ફટાકડાની દુકાન આગળ ચોકી કરતા પકડાયેલાં શ્રીમતી ચંદ્રકાન્તા નંદલાલ અને શ્રીમતી મનોહર છોટાલાલને જેલના કાનૂનનો ભંગ કરવા માટે અનુક્રમે રૂા ૨૫ અને રૂા ૫૦ ના દંડની અથવા બે અને ત્રણ અઠવાડિયાની કેદની સજા થઈ છે.

ઓક્ટોબર માસની આખરે અમદાવાદમાં ધ્વજવંદન કરતા ગુજરાત મહાસભાના ૩૦માં સરમુખત્યાર શ્રીમતી ગંગાબહેન વૈદ્ય ને બે બહેનો સાથે પકડ્યાં હતાં. તેમાં શ્રીમતી ગંગાબહેનને ૪ માસ સખ્ત કેદ રૂ ૫૦ દંડની સજા કરી છે. એક બહેનને ૪ માસ અને બીજાં બહેનને ત્રણ માસની સખ્ત કેદની સજા થઈ છે. રાષ્ટ્રીય ટપાલ ઓફિસ દિન ઉજવવા માટે ગઈ તા. ૨૧ મીએ એક બહેન ગિરફતાર થયાં છે.

વીરમગામ તાલુકાનાં ગામડાંઓમાં મહાસભાનું કામકાજ કરવા માટે વીરમગામના ૩૧ મા સરમુખત્યાર શ્રીમતી ભાગીરથીબહેન, શ્રીમતી કમરબહેન પટેલ અને શ્રીમતી પાર્વતીબહેન પટેલને ગિરફતાર કરી પાંચ માસ સખ્ત કેદની સજા કરી છે.

મહેમદાવાદમાં ગઈ તા. ૨૧ મીએ ધરાસણા દીન ઉજવતાં ૨૧ મા સરમુખત્યાર શ્રીમતી જડાવ બહેને અને શ્રીમતી વિમળા




**દેશભરની મહિલાઓમાં જાગૃતિ**

ડીસેમ્બર માસમાં લખનૌ ખાતે મળનારી અખિલ ભારતીય મહિલા પરિષદ માટે પ્રતિનિધિઓ ચૂંટવા ગયા માસ દરમ્યાન ઠામ ઠામ પ્રાંતીય મહિલા પરિષદોની બેઠકો મળી છે એ પરિષદોનાં કામકાજનો સહેજ વીગતવાળો અહેવાલ અમે અન્યત્ર છાપ્યો છે તે તરફ અમારી વાચક બહેનોનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. હિન્દની મહિલાઓનું માનસ અત્યારે કઈ રીતે કામ કરી રહ્યું છે, તેમનામાં કેટલી જાગૃતિ આવી છે, તેમનામાં કેટલી પ્રગતિ થઈ રહી છે, તેમનામાં આત્મભાન કેટલે અંશે વ્યાપ્યું છે એ જાણવાનું એથી પ્રાપ્ત થાય છે દેશભરમાં આવેલી આ જાગૃતિથી મહિલાઓની ઉન્નતિમાં રસ લેતી કોઈપણ વ્યક્તિને આનંદ થયા વિના નહિ રહે મહિલા પરિષદોએ પસાર કરેલા ઠરાવોમાં, બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો વધુ સખ્તાઈથી અમલ કરવાની ભલામણ કરતો મ ગાંધીજીના ઉપવાસને પરિણામે આવેલી જાગૃતિના સૂચક અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને ઉપાડી લેવાની આગ્રહભરી ભલામણ, કરતો ફરજીયાત પ્રાથમિક તેમજ શારીરિક કેળવણીનો આગ્રહ કરતો, તેમજ સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળે એવી રીતનાં પગલાં લેવાને લગતા ઠરાવો મુખ્ય છે. આ ઠરાવો ઉપરથી દેશમાં બનતા મહત્વના અને અગત્યના પ્રશ્નો તરફ હિન્દની મહિલાઓ જરાય બેદરકાર નથી એનું સ્પષ્ટ સૂચન થાય છે હિન્દની મહિલાઓ માટે આ જાગૃતિ ઘણીજ સારી નિશાની દર્શાવે છે બહેનોનાં આવેલી આ જાગૃતિ ચિરકાળ કાયમ રહે અને સમાજનાં અર્ધાં અંગ તરીકે બહેનો દેશના મહત્વના પ્રશ્નોમાં પોતાનો યોગ્ય હિસ્સો લઈ દેશના ગૌરવમાં વધારો કરતી રહે એવી ઇચ્છા અમે દર્શાવીશું.

**નિરક્ષરતાને દફનાવો**

હિન્દની મહિલાઓની ઉન્નતિના કાર્યક્રમમાં મુખ્ય સ્થાન બહેનોમાં વ્યાપી રહેલી નિરક્ષરતાને ટાળવાના પ્રશ્નને ઘટે છે હિન્દમાં હજારે માત્ર ચાર બહેનો લખી વાંચી શકવા જેટલું જ્ઞાન ધરાવે છે આ સ્થિતિ ખરેખર શોચનીય છે. બહેનોમાં વ્યાપી રહેલી નિરક્ષરતા કોઈ પણ રીતે ટાળવી જોઈએ. આ પ્રશ્નના ઉકેલ માટે આપણે કોઈના ઉપર આશા કે આધાર રાખી બેસી રહેવું પાલવે એમ નથી. અમે તો માનીએ છીએ કે બહેનોએ પોતે જ આ પ્રશ્નનો ઉકેલ આપ મેળે કરી લેવાને કટિબદ્ધ થવાનું છે. હિન્દુસ્તાનમાંથી સ્ત્રીઓની નિરક્ષરતા ટાળવા માટે કટિબદ્ધ થવાની સૌથી પહેલી ફરજ આપણી શિક્ષિત બહેનોની જ છે. કરાંચીમાં કુમારી વિનોદિની નીલકંઠને ગુજરાતી બહેનો તરફથી માનપત્ર આપવામાં આવ્યું, તે વખતે તેમણે આ વિષે યોગ્ય જ કહ્યું છે કે દરેક શિક્ષિત બહેને એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે દર વર્ષે એક એક બહેનને તે લખતી વાંચતી કરે શિક્ષણ પામેલી કોઈ બહેન પોતાની જ બીજી બહેનોને નિરક્ષરતાના અંધકારમાં ડૂબતી રાખે એ ન સહી શકાય એવી વાત છે. એ નિરક્ષર બહેનોને જ્ઞાનની જ્યોતિ આપી, તેમને પ્રકાશમાં લાવવામાં જ શિક્ષિત બહેનોના શિક્ષણનું સાર્થક્ય છે, એવું અમારૂં માનવું છે આપણી શિક્ષિત બહેનો મોટે ભાગે પોતાના આત્માને જ કાજે શિક્ષણ મેળવ્યું હોય એમ માનીને, અસંખ્ય બહેનોની નિરક્ષરતા દૂર કરવાના પ્રશ્ન તરફ ઉદાસીન રહે છે, એ યોગ્ય નથી. જો બહેનોમાં વ્યાપેલી નિરક્ષરતાને દફનાવવી હોય, તો શિક્ષિત બહેનોએ કુમારી વિનોદિની બહેને કહ્યું છે તેમ દર વર્ષે ઓછામાં ઓછી એક બહેનને તો નિરક્ષર મિટાવ-

સમય અને સ્થિતિ એવી હોય તો બહેનોએ કોઈ પણ પ્રમાણિક ધંધો કરવામા નાનમ માનવાને કારણ નથી સુખ દુઃખના સમયમા સ્ત્રી; પોતાના પતિને અને કુટુંબને, આવી શક્તિ ધરાવતી હોય તો, ઘણી સારી રીતે મદદરૂપ થઇ શકે છે. આર્થિક સ્વતંત્રતાને પ્રતાપે સ્ત્રી પોતાને થતા અન્યાયમાથી બચી શકે છે આર્થિક અવદશાને કારણે ઘણીવાર બહેનોને અનીતિને માર્ગે ચઢી જતી આપણે જોઇએ છીએ એ પરિસ્થિતિ નિવારવા માટે પણ બહેનોને આર્થિક સ્વતંત્રતા માટે પ્રવૃત્તિ કરવાની જરૂર છે

**હિન્દી મીસ મેયો
મીસ સોરાબજી**

'મધર ઇન્ડિયા' પ્રકટ કરી હિન્દની નાલેશી કરનારી એમેરિકન અટર મુકાદમ મીસ મેયોને મીસ કોર્નેલીયા સોરાબજી નામની હિન્દી સ્ત્રીએ મદદ કરી હતી એમ કહેવાય છે તે વખતે મીસ સોરાબજીએ એ વાતનો ઇન્કાર કર્યો હતો એવું સ્મરણમાં છે; પરંતુ અત્યારે, ઓક્ટોબર માસમાં તેણે લંડનમા હિન્દની સ્ત્રીઓ વિષે ભાષણ કરતાં હિન્દની સ્ત્રીઓની જે નાલેશી કરી છે તે ઉપરથી તો એ બહેને મીસ મેયોને સારી મદદ કરી હોવાનું પ્રતીત થાય છે. મીસ કોર્નેલીયા સોરાબજી બ્રિટિશ અમલદારોમા જાણીતાં છે અને તેના ઉપિચાર બની હિન્દની સ્ત્રીઓ અને હિન્દી સમાજને હલકા પાડવાનું કામ લઇ બેઠા હોય એમ લાગે છે જો કે, તેમના ભાષણ ઉપરથી તો હિન્દની સાચી પરિસ્થિતિનુ તેમને લવલેશ પણ ભાન હોય એમ લાગતુ નથી તેમના ભાષણમાંની વિગતો હડહડતા જુઠાણાને યોગ્ય છે મીસ સોરાબજીને મન હિન્દુ સ્ત્રીને પોતાના પતિને દેવ માનવાની ફરજ પાડવામા આવે છે અમને વિચાર એ આવે છે કે સામાન્ય જનસમાજથી સદૈવ દૂર રહેતાં આ મિસને હિન્દુ સ્ત્રીની આ પામરતા ક્યાંથી જાણવામાં આવી ? સતિની પ્રથાને સૈકાઓ થઇ ગયા છતાં તે વાતને આગળ લાવી એ મીસ જો છે, "હિન્દુ વિધવાને પોતાના પતિની ચિતામાં બળજબરીથી નાખવામા આવતી તેને માટે એ ફરજ હતી પરંતુ માનવતાપ્રેમી બ્રિટિશ ધર્મને નામે ચાલતી આ જંગલી પ્રથાનો અંત આણ્યો." બ્રિટિશ રાજની માનવતાનો પરિચય લંડનમાં પડ્યાં પડ્યા નહિ માલમ પડે એ પરિચય મેળવવો હોય તો અહીં આવીને અનુભવ કરો. ત્યાં બેઠાંજ જાણવુ હોય તો હાલમાંજ હિન્દની મુસાફરીએ આવી ગએલા લંડનની ઇન્ડિયા લીગના પ્રતિનિધિ મંડળને એ બાબે પૂછવુ ઘટે છે આટલું તો જાણે ઓછુ હોય તેમ એ બ્હેન આગળ જણાવે છે કે "હિન્દની સ્ત્રીઓમા નાગરિકત્વનુ ભાન છે જ નહિ એટલે જો સ્ત્રીઓને મતાધિકાર આપવામા આવશે તો માત્ર વેશ્યાઓજ—જેઓ બહાર ખુલ્લામાં નીકળી શકે છે—મત આપવા આવશે પડદેનશીન સ્ત્રીઓ મત આપવા માટે બહાર આવવાની હિંમત કરી શકશે નહિ વળી એક પતિને કેટલીએ પત્નીઓ હોય છે એટલે તેઓના મત પણ ઘણા વધી જશે." હિન્દી મહિલા થઇને આવા શબ્દો ઉચ્ચારતાં મીસ સોરાબજીને જરા પણ શરમ લાગી નથી એથી અમને ખેદ થાય છે જો કે, હિન્દવિષે જરા પણ માહિતિ ધરાવનાર, હિન્દની મહિલાઓમાં વ્યાપી રહેલી જાગૃતિથી સુપરિચિત છે અને જે સભામા મીસ સોરાબજીએ પોતાનું ડહાપણ ડહોળ્યુ છે તેજ સભામાં ગોળમેજી પરિષદની મતાધિકાર સમિતિના અને પાર્લામેન્ટના સભ્ય, મીસ મેરી પીકફર્ડે તેમને એવો સચોટ રદીયો આપ્યો છે કે મીસ સોરાબજીનાં ભાષણની અસર એ સભામા ભાગ્યેજ વધુવાર ટકી શકે મીસ પીકફર્ડે હિન્દની સ્ત્રીઓની સાચી દશાનુ ત્યા ભાન કરાવ્યુ હતુ અને સાથે સાથે મીસ સોરાબજીને તેમણે જણાવી પણ દીધુ કે "અહીં રહીને હિન્દના તમારા ભાઇ બહેનોની નાલેશી કરવા કરતા, હિન્દમા જઇ તમારા લોકોમા જે ઉમદા કાર્ય થઇ રહ્યુ છે તેમાં મદદ કરો." અંતમા આ બહેન માટે નવેમ્બર માસનાં 'મોડર્ન રીવ્યુ'મા લેવાયલી નોંધમાંથી નીચેની લીટીઓ ઉતારી લેઇએ: 'મીસ સોરાબજીના બ્રિટિશ પેટ્રનોએ હિન્દમાં હિન્દી-ઓએ ભરેલા વેરામાથી સ્ત્રીશિક્ષણ માટે પૈસા આપવામા જે આશ્ચર્યજનક ઉદારતા બતાવી છે તે જોતાં હિન્દની સ્ત્રીઓમા પુસ્તકીયા જ્ઞાન જ્યાંસુધી

દેખા દે છે, જો કે હિન્દની ઘણી સ્ત્રીઓ પશ્ચિમના રાજકીય યત્નો વિષેનું જ્ઞાન કાંઇ નહિ તો મીસ સોરાબજી જેટલું તો અવશ્ય ભલે છે અને નાગરિકતાના ભાન સંબંધમાં તો હિન્દની મહિલાઓમાં એ છે એ પુરવાર કરવાની કાંઇ જરૂર નથી કારણ કે હિન્દની મહિલાઓમાં આત્મભાન, નૈતિક ભાન અને સામાન્ય સમજ ઉપરાંત જે સૌથી અગત્યની વસ્તુ છે તે પોતાના પ્રિયમાં પ્રિય સ્વદેશને ખાતર ગમે તેવાં દુઃખો સહન કરી આત્મસમર્પણ કરવાની ભાવના છે મીસ સોરાબજીમાં આ ગુણો નથી અને તેથી હિન્દના ગામડાંની નિરક્ષર સ્ત્રીના પગની રજ લેવાને પણ તે લાયક નથી "

**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનું સ્ત્રીવિદ્યાલય**

૧૯૩૦ના ફેબ્રુઆરી માસની ૧૫મી તારીખે મુંબાઈની આગેવાન મહિલા સંસ્થા શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે "જુવાન ગુજરાતી સ્ત્રીઓ માટે માતૃભાષાદ્વારા જરૂરી સર્વાંગ કેળવણી માટે ઉદ્યાયદુ વિદ્યાલય " સ્થાપી તેમને નામનીજ ફી લઈ ઉત્તમ ગૃહિણી, ઉત્તમ માતા અને ઉત્તમ શહેરી થવાને જેટલું જ્ઞાન જરૂરનું ગણાય તેટલું જ્ઞાન ગુજરાતી ભાષાદ્વારા આપવાનું સાહસ " ખેડયું હતું " આ વિદ્યાલય મુંબાઈના અગ્રગણ્ય ધારાશાસ્ત્રી શ્રી ભુલાભાઈ દેસાઈના હસ્તે ખુલ્લું મુકાયું હતું અને વિદ્યાલય માટેનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો નક્કી કરવામાં આવ્યો હતો આ ત્રણ વર્ષનો વિદ્યાલયનો પ્રથમ ક્રમ ચાલુ વર્ષમાં પૂરો થયો છે અને વિદ્યાલયનાં ત્રીજા વર્ષની પરીક્ષામાં ચાર બહેનો ઉત્તીર્ણ થયાં છે વિદ્યાલયનું મર્યાદિત ગૃહિણીઓને જ આવા પ્રકારનું શિક્ષણ આપવાનું, તેમજ શાળાઓમાં ન જોડાઇ શકે એવી બહેનોને ઉચ્ચતર શિક્ષણ આપવાનું હોઇ, આ સફળતા કાંઇ ઓછી નહિ કહી શકાય. શરૂઆતના પ્રમાણમાં વિદ્યાલયને ઉત્તેજે એવું આ પરિણામ અમને લાગે છે પ્રથમ વર્ષની પરીક્ષામાં પણ નવ બહેનો ઉત્તીર્ણ થયાં છે અને બીજા વર્ષમાં ૭ બહેનો ઉત્તીર્ણ થયાં છે આ પરિણામ વિદ્યાલયનાં પ્રથમ ક્રમ માટે તો જરૂર ઉત્તેજન આપનારૂં કહી શકાય, છતાં અમારે એટલું તો કહેવું જોઇએ કે વિદ્યાલયનો લાભ ઘણી બહેનો લઇ શકે એવી સ્થિતિ છે છતાં આપણાં ઘણાં કુટુંબો આ બીના તરફ ઉદાસીન હોય એમ લાગે છે આ વિદ્યાલયનો લાભ આથી ઘણા મોટા પ્રમાણમાં લેવા બહેનોએ બહાર આવવું જોઇએ

વિદ્યાલયના ત્રીજા વર્ષની પરીક્ષા પસાર કરનારા ચાર બહેનો શ્રીમતી સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર, શ્રીમતી વીરમતી ગુલાબદાસ ઝવેરી, શ્રીમતી કુસુમબહેન છગનલાલ મારફતીયા અને શ્રીમતી સુરજબહેન ચુનીલાલ શેઠને, તેમણે ત્રણ વર્ષ સુધી ખંતથી અભ્યાસ કર્યો છે તે માટે ખરેખર અભિનંદન ઘટે છે વિદ્યાલયનાં ત્રણે વર્ષની પરીક્ષાઓમાં પ્રથમ નંબરે આવનારાં બહેનો શ્રીમતી સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર, (ત્રીજું વર્ષ) શ્રીમતી વેણીગૌરી વિનયચંદ્ર કાપડીયા (બીજું વર્ષ) અને શ્રીમતી વસન્ત હરિલાલ ભગાણી ( પહેલું વર્ષ ) ને અમે અભિનંદન આપીએ છીએ મંડળ તરફથી સામાન્ય જ્ઞાનના વિષયમાં પ્રથમ નંબરે આવનાર બહેનો માટે સુવર્ણ ચંદ્રકની યોજના થએલી છે એ ચન્દ્રક મેળવવા ભાગ્યશાળી થવા માટે શ્રીમતી સ્નેહલીલા ઠક્કર, શ્રીમતી વેણીગૌરી કાપડીયા, અને શ્રીમતી હીરાબહેન હરિદાસ તન્નાને અભિનંદન ઘટે છે અને સૌથી વધુ હાજરી આપવા માટે 'ગુણસુન્દરી' કાર્યાલય તરફથી અપાતો 'ગુણસુન્દરી' ચન્દ્રક મેળવવા માટે શ્રીમતી કુસુમ બહેન મારફતીયા, શ્રીમતી ધીરમતી રીવેચા, અને શ્રીમતી જયાબહેન ગોંધીને અમે અભિનંદન આપીએ છીએ. આમાં ત્રીજા વર્ષમાં શ્રીમતી કુસુમબહેન મારફતીયાએ વિદ્યાલય ચાલુ રહ્યાના કુલ ૧૭૭ દિવસોમાંથી ૧૭૬ દિવસો હાજરી આપી, જે એ, રેસતે, ખરે ગૌરવ લેવા જેવું એ બહેનની આટલી નિયમિતતા માટે અમને માન ઉપજે છે અંતમાં અમે ત્રણે વર્ષની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયેલાં બહેનોને તેમણે કરેલા ખંતીલા અભ્યાસ માટે અભિનંદન આપીએ છીએ અને ભવિષ્યમાં તેઓ આવીજ રીતે ખંતથી અભ્યાસ કરતા રહે એવી આશા રાખીએ છીએ

**હવે શું ?**

વિદ્યાલયનો ત્રણ વર્ષનો ક્રમ પૂરો થયો એટલે વિચાર આવે છે કે હવે શું ? વિદ્યાલયનાં ત્રીજા વર્ષમાં ઉત્તીર્ણ થએલી

બહેનોના સંસ્કાર વિકાસ માટે કાંઇક યોજના વિદ્યાલય કરે એવી અમારી મનોભાવના છે. આ સંબંધી અમારો વિચાર અમે અત્રે રજુ કરીએ છીએ. ત્રીજાં વર્ષમાંથી ઉત્તીર્ણ થયેલાં બહેનો માટે, અત્યારે ચાલે છે એવો નિયમિત રોજીંદી હાજરીનો અભ્યાસક્રમ નહિ, પણ કાંઇક વિશિષ્ટ પ્રકારનો અભ્યાસક્રમ યોજાય તો સારૂં અને ખાસ કરીને, એ બહેનોને હવે તેમના ભાવિ જીવનમાં ઉપયોગી થાય એવા વિષયો એ બહેનોને વિશિષ્ટરૂપે શીખવવામાં આવે, અને તેયે સપ્તાહના બે દિવસો દરમ્યાન એ વર્ગો ચાલે એવી કોઇ યોજના થવાની જરૂર છે. બહેનોને એમનાં ગૃહજીવનમાં ઉપયોગી થાય એવા, બાલમાનસશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, પરિચારિકાકર્મ (નર્સીંગ), અને અર્થશાસ્ત્ર, તેમજ જીવનમાં સતત રસિકતા સાથે સેવાભાવના પોષાય એવા સાહિત્યના વિષયો વિશિષ્ટરૂપે શિખવાવા જોઇએ. એક વસ્તુ આ બધામાં ખાસ ધ્યાનમાં રાખવાની છે કે બહેનોને માથે, હવેનો અભ્યાસક્રમ બોજારૂપ ન થવો જોઇએ. બહેનો ગૃહિણીઓ હોય તેમને માથે ગૃહવ્યવસ્થાનો ભાર હોય છે જ; એટલે એ ભારની સાથે આ જ્ઞાનનો ભાર તેઓ ઉંચકી શકે એવાં પ્રમાણમાં ઉપરના વિષયોમાંથી પસંદ કરીને નવો અભ્યાસક્રમ યોજાય તો તેથી આ બહેનોના સંસ્કાર વિકાસમાં વિદ્યાલય સારો ફાળો આપી શકશે. આ વિષયમાં વિદ્યાલય પગલું ભરશે એવી આશા છે.

**હિન્દની સ્ત્રીઓની નેશનલ કૌન્સિલ**

આંતરરાષ્ટ્રીય મહિલાસંઘ સાથે જોડાયલી હિન્દની સ્ત્રીઓની નેશનલ કૌન્સિલનો ૧૯૩૦-૩૨ નો ત્રીજો દ્વિ વાર્ષિક રિપોર્ટ અમને મળ્યો છે. હિન્દની સ્ત્રીઓની ઉન્નતિના દરેક પ્રશ્નમાં રસ લેવા સાથે આ સભા સ્ત્રીઓને સ્પર્શતા આંતરરાષ્ટ્રીય પ્રશ્નોને પણ ચર્ચે છે અને એ રીતે સ્ત્રી ઉન્નતિની દિશામાં સારો ફાળો આપે છે. સભાનું મુખ્ય મથક મુંબાઇમાં છે અને બંગાળ, બિહાર, બિહાર અને ઓરીસા, મુંબઇ, બર્મા, દિલ્હી વગેરેમાં એની શાખાઓ પણ છે. એની મધ્યસ્થ કારોબારી સમિતિના ચેરમેન શ્રીમતી તારા બહેન માણેકલાલ પ્રેમચંદ છે અને તેઓ આ સંસ્થાની તેમજ સામાન્યતઃ મહિલાઓની પ્રવૃત્તિમાં અત્યંત રસ લઇ પ્રશસ્ય કાર્ય કરી રહેલાં છે. સભાએ જુદાં જુદાં કામકાજ માટે વિભાગીય સમિતિઓ નીમી દીધેલી છે. કળા અને છાપકામને લગતી સમિતિ દ્વિમાસિક પત્રિકા કાઢે છે, મજુર સમિતિ મજુર સ્ત્રીઓ અને બાળકોની હાલતને લગતું કામકાજ કરે છે ધારા સમિતિ મહિલાઓની ઉન્નતિને લગતા કાયદાના પ્રશ્નોને સ્પર્શે છે. આ ઉપરાંત સ્ત્રી કેદીઓની હાલત તપાસનારી સમિતિ મતાધિકાર સમિતિ, એમ જુદી જુદી સમિતિઓ દ્વારા સારૂં કાર્ય થઇ રહ્યું છે. અમે ઇચ્છીએ છીએ કે સંસ્થા સામાન્ય જનતામાં પ્રવેશ મેળવી તેમની તેમજ લોકસમૂહની ઉન્નતિના કાર્યમાં વિશેષ વેગ પામે.

**કુમારી કપિલા ખાંડવાળા**

મુંબાઇ યુનિવર્સીટીની બી. એ ની પદવી મેળવી કુમારી કપિલા બહેન ખાંડવાળા વધુ અભ્યાસ માટે ૧૯૩૦ના મે માસમાં અમેરિકા ગયાં હતાં અને ત્યાં બે વર્ષ સુધી અભ્યાસ કરી મીશીગન યુનિવર્સીટીની એમ. એ. ની પદવી મેળવી તેઓ ગઇ તા. ૨૨ મીએ ત્યાંથી પાછાં આવ્યાં છે. કુમારી કપિલાબહેનને તેમણે મેળવેલી આ પદવી માટે અમે ગુજરાતની બહેનો તરફથી અભિનંદન આપીએ છીએ. કુમારી કપિલાબહેન શાન્તાક્રુઝ યુવકસંઘના મંત્રી તરીકે સારૂં સેવાકાર્ય કરતાં હતાં. તેમ ત્યાં પણ તેમણે એવું સેવાકાર્ય કર્યું છે. તેમણે ન્યુયોર્ક, બર્લિન, લંડન અને ડબ્લીનમાં સમાજસેવાનાં કાર્યનો અભ્યાસ કર્યો છે અને હિન્દને લગતી સાચી સ્થિતિ પરદેશમાં ફેલાવવામાં પણ સારો ફાળો આપ્યો છે. અમે એ બહેનને ફરી અભિનંદન આપી વિનંતિ કરીએ છીએ કે ગુજરાતની બહેનોની નિરક્ષરતા ટાળવામાં તમારી વિદ્યાનો સદુપયોગ કરી તેમને અંધકારમાંથી પ્રકાશમાં લાવો.

# ગ્રાહકોને સૂચના

૧ "ગુણસુન્દરી" દર અંગ્રેજી મહિનાની ૧લી તારીખે પ્રકટ થાય છે અને ગ્રાહકોને આગલે દિવસે યા તેજ દિવસે પોષ્ટ કરવામાં આવે છે આ કારણે દરેક ગ્રાહકને પોતાની નકલ દર મહિનાની ૫મી તારીખ સુધીમાં જરૂર મળી જવી જોઇએ, એ પ્રમાણે મળવામાં વિલંબ થાય તો પોષ્ટ ખાતામાં તપાસ કરવા વિનતિ છે જો એ તપાસને અંતે અંકની નકલ ન મળે તો કાર્યાલયને એ સંબંધી ફરિયાદ **તા. ૧૦મી સુધીમાં** લખી જણાવવી તે પછી મળતી ફરિયાદ દૂર કરવાની જવાબદારી વ્યવસ્થાપકને શિર રહેતી નથી ફરિયાદ કાર્યાલયનેજ કરવી ફરિયાદ દૂર કરવાનો એજન્ટોને હક્ક નથી

૨ ગ્રાહકોએ કાર્યાલય સાથે પત્રવ્યવહાર "વ્યવસ્થાપક "ગુણસુન્દરી" ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ નં ૪" ને સરનામે કરવો.

૩. એ પત્ર વ્યવહારમાં ગ્રાહકોએ પોતાનાં પૂરાં નાણુંઠામ ઉપરાંત, **પોતાનો ગ્રાહક નંબર જરૂર જણાવવો જોઇએ** દરેક ગ્રાહકનો નંબર રેપર પર નામની પાસે ડાબી બાજુ છાપેલો યા લખેલો હોય છે એ નંબર નહિ જણાવ્યો તો કાર્યાલયને વેળાસર અને સંતોષકારક ઉત્તર મળવામાં યા પત્રમાં કરેલી ફરિયાદ દૂર કરવામાં ઢીલ થવાનો સંભવ છે

૪ સરનામું બદલવા ઇચ્છનાર ગ્રાહકે આગલા મહિનાની તા ૨૫ મી સુધીમાં ખબર આપવી જોઇએ, એથી મોડી મળતી સૂચનાનો અમલ તેજ મહિને નહિ, પણ બીજે મહિને થશે.

૫ નમુનાની નકલ વિના મૂલ્ય નથી મોકલાતી જે અંક નમુના તરીકે જોઇતો હોય તેની કીંમતના પોષ્ટલ સ્ટેમ્પસ મોકલી આપવા.

૬. કોઈ પણ પ્રકારના પત્રવ્યવહારનો જવાબ જોઇતો હોય તો રીપ્લાય કાર્ડ લખવો યા પોસ્ટેજ મોકલવું

વ્યવસ્થાપક **"ગુણસુન્દરી"** કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેક રોડ મુંબાઇ, નં ૪



સ્વ સૌ. લવંગિકા પ્રિ મહેતા,
બી એ [ ગુ૦મા૦ પૃ ૩૩૯

જન્મ :
તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૯૯

અવસાન :
તા. ૯ મી ઓક્ટોબર ૧૯૩૦




પુસ્તક ૧૯ મું ] જાન્યુઆરી ૧૯૩૩ [ અંક ૫ મો

# અમૃતસરોવરને કાંઠે

[ ભાવી ભારતની સ્ત્રીશક્તિ સ્વામીની સ્હોડમાં વિશ્વસેવાના કોડ વિશદ વિસ્તારે છે ભાવના-મન્થનમાં ભાવને રમી વિશ્વમુક્તિના સેવાધર્મ માટે અવતરે છે ધૂમકેતુને સ્વૈરે, વિજળીનો દોર કરી આકાશ માપવા-સમુદ્ર મન્થન કરવાના તેને મ્હોરથ-આવેશ છે સૂરજ ચંદ્રના દીવા ધરી પાતાળમાં ઉતરી ઊંડા નરકના ઉદ્ધાર કરવાના તેના આગ્રહ છે. પાતાળ અને પૃથ્વીના મોક્ષ વિના આ ભાવનામૂર્તિ પોતાની મુક્તિ પણ વાંછતી નથી ]

અમૃતસરને કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા,
ઝળહળે ત્યા અમર હેમના દિવડા.
સૂરજને કડે બાંધ્યો મેરૂ સોનાનો,
ચંદ્રને કડે બાંધ્યો હિમાચળ ગોરો,
અમર વરનો ત્યા રે સ્વર્ગ હિંડોળો.
અમૃતસરને કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા. ૧

હીંચકે સખિ ! ઝુલતા જાગે રે નવનીત કોડ,
સખિ ! નાથજીની સ્હોડમા એ કોડના ફાલે છોડ.
સ્વામીજીના સિંચને સખી વૃક્ષ વિશ્વને છાય,
સ્મિત કરે જ્યા સ્વામીજી જલધિ હૈયે જ સમાય.
અમૃતસરને કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા ૨

નાથજી ! ઓ નાથજી ! મારે દિલડે ભર દરિયાવ,
ઘેરાં અનન્તાકાશ છે ગાઢાં ભર્યાં અંધાર.
એ તિમિરિયાં ફેડવા ને માપવા આકાશ
કરી વિજળીનો દોર હું પરિક્રમું રે ચોપાસ:
અમૃતસર કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા. ૩

અખૂટ દરિયે પાણીડાં, અખૂટ રત્ન ભંડાર,
શ્રીજી કેરી સ્હોડમાં જ્યા પોઢે શ્રીભગવાન.
ધૂમકેતુનો કરી રવૈયો ફેરવું વિજળીને દોર,
અમૃતમય કરૂં વારિધી ને બાહું મણિભંડોળ:
અમૃતસરને કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા. ૪

જગને આત્મે નાથજી ! સારૂં સૂરજ સારૂં જ્ઞાન,
ચંદ્રનાં તેજ હૈયે છાંટી આપું અમૃતપાન.
હરીજીની હોઠે બંસરી જગાવું ચેતનરાસ.
ગાઉં, ગીતા ધર્મની કરૂં કર્મનોજ પ્રકાશ:,
અમૃતસર કાંઠે રાજ ! રૂપલા રે ઓરડા. ૫

સૂરજ ચંદ્રના દીપ હાથમાં લઈ ઉતરૂ પાતાલ,
અંધારાં ઉજળાં કરૂં ચેતાવું સૂતા પ્રાણ.
ઉતારૂં ઉંડા નરકમાં નાથ ! સ્વર્ગનાજ વિમાન,
પાતાલ ને પૃથ્વી વિના મારે મોહનનું શું કામ
અમૃતસરને કાંઠે રાજ ! રૂપલો રે ઓરડા. ૬

—મૂલજી દુલભજી વેદ




લેખક : શ્રી દિલખુશ મ. દિવાનજી

પ્રેમ તો પારસમણિ છે સ્વાભાવિકતા તેનો આત્મા છે અને સંયમ તેનો તેજસ્વી પ્રકાશ છે તેમાં માતૃપ્રેમ તો અદ્ભુત–અલૌકિક છે જગત તેને વંદન કરતું આવ્યું છે અને તેના ઋણ તો ઇતિહાસના પાના પર સુવર્ણાક્ષરે કોતરાયેલાં છે અત્યારસુધી સંસારને ખોળે મહાત્માઓ અને વીરપુરુષો રમી ગયા છે તેમને માતૃપ્રેમેજ પ્રેરણાનાં પીયૂષ પાયાં છે. માનવજાતિના કલ્યાણપથ પર માતૃપ્રેમના પુનિત સંસ્કારોના પ્રકાશ પથરાયાં છે અને માતાના અમીભર્યાં નયનોએ તો દુષ્ટ–હઠી ગયેલા પુત્રો પર પણ વાત્સલ્યના જ આશીષો ઉતાર્યાં છે

પરંતુ એ ઉન્નત–એ દિવ્ય જણાતો માતૃપ્રેમ વિકૃત સ્વરૂપમાં પ્રગટે છે ત્યારે તે જગતને અવળે પંથે દોરે છે માતૃપ્રેમનું વિકૃત સ્વરૂપ ખોટાં લાડ છે. બાળકનું ભાવિ એ ખોટાં લાડ હેઠળ કચરાય છે–અને મનુષ્યના દુઃખો તેમાંથી ટપકે છે. માતા અને અત્યારની સમાજ–પણ એથી માને કે એ લાડમાં બાળક પોષે છે પરંતુ એ આજના સમાજનું અજ્ઞાન દર્શાવે છે. અત્યારે માતાઓ અવળે પંથે વળી છે અને બાળકને ખોટાં લાડ કરવામાંજ માતૃપ્રેમની પર્યાપ્તિ નિહાળી રહી છે. એ લાડે તો બાળ–દુનિયામાં ત્રાસ વર્તાવેલો છે અને તેનાં સામ્રાજ્ય તો બાળજીવનના સર્વ અંગોમાં અને બધાયે વિભાગોમાં સ્થપાઇ રહ્યાં છે ખોટા લાડે બાળકના સ્વય-વિકાસનો તો ઉચ્છેદ કર્યો છે. પરંતુ તેનાથી એ આગળ જઇ બાળકમાં અત્યંત અનિષ્ટ સંસ્કારો તેથી જાગ્યા છે અત્યારની પ્રજામાં તેજ રહ્યું નથી અને તેમાં નિર્માલ્યતાએ ઘર કર્યું છે તેના કારણો ઉકેલવા માંડીશું તો માતાના ખોટા લાડનો આખો પ્રશ્ન આપણી આગળ ખડો થઇ રહેશે. માતૃપ્રેમના ખોટા ખ્યાલથી દોરાઇ માતાઓ બાળકને લડાવે છે અને તેમને સ્વચ્છન્દી બનાવી દે છે સ્વાતંત્ર્યની બારાખડીનું પણ જેને ભાન નથી અને સ્વયવિકાસના તત્વજ્ઞાનના પડછાયા પણ જેણે નથી જોયા એવી માતાઓ બાળકને ખોટા પ્રકારની છૂટ આપી તેમાં અવિનય અને હઠના અનિષ્ટ સંસ્કારો ભરી દે છે એ લાડકવાયા બાળકોમાં પછી ખોટાં અભિમાન જાગે છે અને ભાવિ જીવનમાં માતાની પ્રેમાળ હૂંફ અલોપ થતાં તે બિચારા સંસારના પથપરના કંટો નિરાધાર થઇ અથડાય છે, મુંઝાય છે, અકળાય છે અને રડે છે.

માતાના ખોટા લાડના પ્રકાર અનેક છે તેના સ્વરૂપ વિધવિધ છે. પ્રભુના પુનિત ધામમાંથી ઉતરી આવેલું બાળક સ્વાદને સમજતું નથી અને માતાના નૈસર્ગિક દુધમાં

જ તેના સર્વ સ્વાદો સમાપ્ત થાય છે. પરંતુ માતાને જીભનો ચટાકો થાય છે. બાળક વિના તેના સ્વાદ કેમ લેવાય ? એટલે બાળકની નિર્દોષ જીભ જગતના સ્વાદથી ભ્રષ્ટ થવાની શરૂઆત કરે છે. "ચાંગળુ ચા પાઈ એકાદ પીપરમીટ ખવડાવી એમાં શુ થયું" બસ એમાંજ માતૃસ્નેહ ઠલવાય છે. એ લાડકો બાળક ગાચે છે માતા હસે છે બાળકને શરદી થઇ છે. તેલ, મરચું ખાટું ગળ્યું તેના આરોગ્ય માટે નિરૂપયોગી છે. ન્યાતમાં જમણુ હોય છે. હોસીલી માતા બાળકને લઇ ત્યાં જાય છે મીઠાઇ ભજીયા પત્રાવલીમાં પીરસાય છે. પોતાનો લાડકો બાળક રહી જાય એ વિચાર જાગે છે. ઉધરસથી રાત્રે હેરાન થતાં બાળકના મોમાં મીઠાઇનો એકાદ કટકો અને એકાદ ભજીયું સરકાવી દેવાય છે માતાની તો લાડ કરવાની હોંસ તૃપ્ત થાય છે. પરંતુ બાળકના તો આરોગ્ય લથડતા જાય છે તેના વર્તનમાં હઠના સામ્રાજ્ય છવાતાં જાય છે.

અન્નમાં ઉતરેલા ખોટાં લાડ વસ્ત્રમાં પણ એજ દશાએ પહોંચે છે. અંતરનાં સૌન્દર્ય ઓસરતાં જાય છે એટલે અત્યારની પ્રજાને બહિર વૈભવના મોહ વધતા જાય છે માતા તો વિવિધ જાતની સુશોભિત સાડીઓમા તેમજ ભાતભાતનાં અલંકારોમાં રાચતી સમાજમાં ગ્હાલે છે. બાહ્ય રૂપના ભાન વિનાનું બાળક સાથીયો સાથે કલ્લોલ કરતું ગેલ કરતું હોય છે. ત્યાં માતાનો હુકમ ગાજે છે. "બચુ ! ચલ તારી રમતો મૂકી દે. ખબર નથી આજે તો મોસાળ જવાનું છે અને જન્મદિવસે બાજીને પગે લાગવાનું છે !" બાળકને સાથીઓ સામેની રમત મૂકવી તો ગમતી નથી પરંતુ નવિન પોષાકના આકર્ષણ વિજયી નીવડે છે બાળક બિચારૂં બહુ સમજતું નથી છતાં તેના પર ઉનાળાના ખરા તાપમાં મખમલના જાડા કોટ સુંદી લદાય છે અને કુદરતના ખોળામાં છૂટથી હરતા ફરતા પગો પર મોજા અને બુટો જકડાય છે. લાડકવાયા બાળક કોકા ઠેકારી માતાની સાથે મોસાળ સિધાવે છે. માસી મામીના ભાણેજ પ્રતિના પ્રશસાવાકયો સુણતા હોંસીલી માતાના હૈયામાં કંઈ કંઈ સતોષ પથરાય છે માતૃપ્રેમ પોષાકના લાડમાં પ્રકાશ્યો અને બાળકના ભાવિજીવનના અંદાજપત્રોમાં વૈભવી પોષાકને પ્રધાન સ્થાન મળી ગયું

સુંવાળી પથારી અને સુશોભિત મચ્છરદાનીના મોહ બાળકમાં હજી નથી જાગ્યા તેતો મેદાનની કઠણ જમીન પર ગેલો કરતું કુદતું ફરે છે અને રાત્રે થાકીને વાતો કરતું ઓરડામા ગમે ત્યાં ઉંઘી જાય છે. પરંતુ માતાના પ્રેમાળ (!) હૃદયને એ ખૂંચે છે—નોકરને હુકમ થાય છે અને વૈભવી—મચ્છરદાનીવાળા કોચ પર બાળકને સુવાડવામાં આવે છે શ્રમથી થાકેલા શરીર પર નિંદ્રાદેવીના સુકોમળ હસ્તો પ્રસરેલા છે એટલે બાળકને મચ્છરની બ્હીક નથી અને સુવાળી પથારીની પણ દરકાર નથી. પરંતુ હોંસીલી માતાના લાડ અધુરા રહે એટલે કઠણ જીવનમાં મઝા લ્હાણતા બાળકને વૈભવી જીવનના નિર્માલ્ય પરિધાન ઓઢવાં પડે છે. બાળકમાં મચ્છરદાનીના આકર્ષણ જાગે છે અને સુંવાળી પથારી વિના તેને ગમતુ નથી. માતાના ખોટા લાડમાં બાળકના ભાવિ જીવનમાં—પ્રજાસેવકના તેજસ્વી પ્રકરણનો લોપ થઇ જાય છે.

બાળક મોટુ થાય છે. એને શાળામાં મૂકવામાં આવે છે રખેને બાળકને કોઇ હેરાન કરે એટલે માતા ખાટીને હુકમ કરે છે અને દરરોજ બાળકને શાળામાં મૂકવા ઘાટી જાય છે. બાળકમાં તેનું દફતર પકડવાની શકિત છે. પરંતુ રખેને એની કોમળ કાયા કરમાઇ જાય એટલે ઘાટીને દફતર

સોંપાય છે. બાળકને કંઇ પ્રથમ ઇચ્છા ન હતી કે મારી દફતર ઝાલે પરંતુ માતાના લાડે એને પરાશ્રયી બનાવ્યો એટલે બાળકની ચામડી સુંવાળી થઇ પછી જાત-મહેનત અને સ્વાશ્રય પર ખોટા લાડના આવરણ ફરી વળ્યા. બાળક, બાળક મટી શેઠ બની ગયો માતાની તો હોંસ તૃપ્ત થઇ, પરંતુ બાળકની યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થાના તો હાડકાં ભાંગી ગયા—સ્વાશ્રયી વૃત્તિને કચરી નાખનાર એજ ખોટા લાડ બાળકના ગૃહ જીવનમાં પણ સર્વે ઠેકાણે ત્રાસ વર્તાવી દે છે. બાળકના કપડાં ધોવાના અને બાળકની પથારી પાથરવાના લાડ તો સામાન્ય કહેવાય પરંતુ બાળકને ફ્રોક પહેરાવવું, તેને મોજા બુટ પહેરાવવા, તેનું દફતર તૈયાર કરવું તેના સ્નાનની બધી તૈયારી કરવી, ઇત્યાદિ નાની નાની બાબતમાં પણ માતા બાળકની કોમળ કાયાની ચોકીદાર બને છે અને પાછી તેનો વફાદાર સેવક બને છે પરંતુ માતાને ક્યાં ખબર છે કે એ ખોટા લાડની ફૂંકમાંથી તેમ જ અતિશય કાળજીપૂર્વક જાળવાયેલી બાળકની કોમળ કાયામાંથી પુરુષાર્થ નાસી જાય છે અને યુવાવસ્થામાં માયકાંગલાની પદવી તે મેળવી લે છે

વર્ષા ઋતુમાં બાળકને તો ખુબ આનંદ પડે છે અને છત્રી સાથે આવતા તેના કપડાં ભીનાં થાય તો તેને તે હોંશથી વધાવી લે છે બાળકની એ ટેવ એના શરીરને ખડતલ બનાવે છે અને મુશ્કેલીઓમાંથી પણ મઝા મેળવી લેવાની ઉત્સાહી વૃત્તિ તેનામાં ખીલે છે. પરંતુ બાલ્યાવસ્થામાં અતિ કાળજીથી કોમળ કાયાનું સ્નાન થયું હતું એટલે પિતાને વર્ષાઋતુ ડગલા વિના ચાલતું નથી એટલે પિતા કોમળ કાયા વાળા બન્યા તો બાળક રહી જાય ? તરતજ માતાનો હુકમ થાય છે પિતાની સંમતિ મળી જાય છે અને બાળકના ખડતલ બનતા શરીર પર એ ડગલો નખાય છે વર્ષાદમાં ભિંજાવવાની મઝા તો ચાલી જાય છે, ડગલાની સાથે નિર્માલ્યતાના પણ આવરણ બાળક પર વીંટળાતા જાય છે. તેજ પ્રમાણે કલાકો સુધી તડકામાં રમનાર બાળકને સૂર્ય પ્રકાશના કિરણો આકરાં નથી લાગતા પરંતુ રખેને બાળક કાળો પડી જાય, રખેને લુ લાગે એટલે તેના પર છત્રીની પરાધીનતા લદાય છે. ખડતલ શરીરનો બાળક સુંવાળો થતો જાય છે અને સ્હેજ વિશેષ ટાઢથી અથવા કંઇક વિશેષ તાપથી તેને માંદગીની પથારી સેવવી પડે છે એવા માયકાંગલા શરીરને પછી યુવાવસ્થામાં જીવનનો પરવાનો સેવા દરરોજ ડાક્તરને દવાખાને જવું પડે એમાં શી નવાઇ ! માતા પિતા તો તેમના લાડથી તૃપ્ત થાય છે પરંતુ બાળકનું તો જીવન કથળી જાય છે.

પરંતુ બાળકના પરિમિત જીવનમાં તો માતાના લાડ અને તેની હોસના ભીષણ પરિણામો સોળે કળાએ પ્રકાશી ઉઠે છ

## માતા

સુગમ સિદ્ધિ વરદાયક દ્વાર
ઉગમ સ્નેહ સરિતાની ધાર.

દયા–ધામ વાત્સલ્ય વિતાન
નિરાભિમાન સમતાનું સ્થાન.

મૃદુતર મધુર સુમંગલ સૂર
સૌમ્ય સુધા સાગરનું ઉર.

હિમગિરિ ગુહા સદૃશ ગંભીર
ધન્ય ધરિત્રી-તલ સમધીર.

ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

હિન્દુ સમાજ અત્યારે અનેક દુષ્ટ પ્રયાસો કોરી રહી છે અને તેના ત્રાસ કાયરશાહીને પણ કોરે મૂકી દે છે એ દુષ્ટ પ્રથાઓ અને જંગલી સંસ્કારોમાં પુત્રલગ્ન અને પૌત્ર લાલસાએ તો કેર વર્તાવ્યો છે. માતા બાળ લગ્નના લ્હાવા લઈ બાળમાતા તરીકે ૨૮ વર્ષની કુમળી વયે બબ્બે ત્રણ ત્રણ બાળકોથી રાચતી હોય એટલે સ્વાભાવિક રીતે પોતાના બાળકોના લગ્ન કરવા તે ઉતાવળ કરે છે છોકરો તો હજી શાળામાં અભ્યાસ કરે છે ત્યાં તેના વિવાહ થઇ જાય છે અને સ્નાતક થતા સુધીમાં તો તેની સપ્તપદીઓ ગવાઇ ચુકી હોય છે એટલુંજ નહિ પણ તેના અભ્યાસ મંદિરમાં પુસ્તકોના કબાટ પાસેજ તેના નવા બાળકનું પારણું પડ્યું હોય છે. બિચારો એક હાથે પુસ્તકમાં માથું ઘાલી પરીક્ષાની તૈયારી કરે છે અને બીજે હાથે રડતાં બાળકનું પારણું હિંચે છે. આ દૃશ્ય હોંસીલી માતાને તો બહુ પ્રિય થઇ પડે છે, તેના કોડ તો પુરાય છે–પરંતુ એ ખોટા લાડથી તો પેલા બાલક–પિતાનું જીવન સાવ લુંટાઇ જાય છે–પુત્રલગ્ન તથા પૌત્રલાલસાની મલિન જ્વાળાઓમાં તેનું બ્રહ્મચર્ય તો બળીને ખાખ થઇ જાય છે. હિંદુ સંસારમાંથી પુરૂષાર્થ અને શૂરવીરતા ચાલ્યાં ગયા છે–યુવાનોમાં પૂર્વના વૃદ્ધો જેટલું પણ બળ નથી રહ્યું અને તેમના માયકાંગલા જેવા શરીર ૩૦ વર્ષ પૂરાં કરતા પહેલા તો પાછળ અનાથ વિધવા અને બાળકોને મૂકી સ્મશાનમાં સુઇ જાય છે. આ પ્રશ્ન અત્યારે સર્વ સુધારકોને મુંઝવી રહ્યો છે અને એકદમ અખાડાઓ પરજ તેમનું ધ્યાન જાય છે. પરંતુ વ્યાધિના મૂળ તો માતાના ખોટા લાડમાં પડ્યા છે એટલે અખાડાઓ તો બાહ્ય ઉપચાર તરીકેજ કામ લાગે છે બાળકના પારણામાંથીજ જ્યાં બ્રહ્મચર્યના અગ્નિસંસ્કાર શરૂ થાય છે ત્યાં યુવાવસ્થા અને કિશોરાવસ્થાના અખાડા ખૂટી ગયેલું વીર્ય ક્યાંથી પુનઃ પ્રાપ્ત કરી શકવાના હતા ? અત્યારે તો માતાનો સ્નેહ બાળક બ્રહ્મચારીના દિવ્ય પ્રકાશમાં નથી ઝગઝગતો તે તો બાળક–પિતાના આગમસંસારમાંજ ખોટા લાડ રૂપે અવતરે છે. એ બાળક પિતાની નિર્માલ્ય સ્થિતિથી અને એ બાળ-સંસારની નિરાધાર સ્થિતિથી અત્યારે હિન્દુસમાજ કકળી ઉઠ્યો છે અને માતાના એ ખોટા લાડમાંથી તો ઘવાતી–કચરાતી હિન્દુસમાજની લોહી ટપકે છે. આથીજ એમના આરોગ્ય પરના પુસ્તકમાં મહાત્મા ગાંધીને લખવુ પડે છે કેઃ—

"તેમનાં છોકરાંને બચપણથી જ વિવાહ કે સગાઇ કરી તેઓ ( માતાઓ ) વેચી આવે છે, તેથી તેઓ ઘાતકી બને છેઃ તેમાં પોતાનાં બચ્ચાનો સ્વાર્થ તપાસવાને બદલે પોતાનો અંધ સ્વાર્થ તપાસે છે પોતાને મોટાં થવું છે, પોતાની ન્યાતજાતમાં નામ મેળવવું છે, છોકરાંનો વિવાહ કરી તમાશો જોવો છે. આ જમાનામાં બાળક છોકરાંને પરણાવી ઘરસંસારી ખટપટની જવાબદારીમાં મૂકી દેવાં, એથી તેઓનું બીજું કયું મોટું અહિત હોઇ શકે ?"

આવી રીતે માતાના ખોટા લાડના ઇતિહાસ ઉકેલવા બેસીએ છીએ ત્યાં તો અત્યારની પ્રજાની અધોગતિના બીજ ઠેક ઠેકાણે દૃષ્ટિગોચર થાય છે.

જગત્ જેને વંદન કરતું આવ્યું છે એ માતૃસ્નેહની વિકૃતિમાંથી અત્યારે સમાજની દુર્ગંધ પાકે છે અને જગત્‌ની પાલક માતા અત્યારે જગત્‌ને ક્ષીણ બનાવી રહી છે. માતૃસ્નેહ અત્યારે સંયમની વાડો ઓળંગી ખોટા લાડના વિનાશપ્રેરક ખાડામાં કુદી પડ્યો છે અને તેથી જ એ ખોટા લાડ આજે જગત્‌ને અધોગતિની ઉંડી ખાઇઓમાં દોરી જાય છે.

# વીરા ! પોઢ વીતે છે રાત

[ પ્રથમ દેશધર્મેથી પ્રેરાઈ એક માતા પોતાંના બે બાળકોને પતિને સોંપી દેશજંગમાં જાય છે. એક રાત્રે બ્હેન ભાઈને સુવારતાં ગાય છે ]

( હાલરડું )

વાયે મીઠી અનિલની લ્હેરકી, વીરા ! પોઢ વીતે છે રાત,
હેલે હેલે ઝરે છે મીઠડા, વીરા ! માડીનો લલકાર.
મઝભર ડગલે સૂર થવે ને પાથરે પ્રેમ પિછોડ,
હુંફાળો એ કંબલ–કુસુમનો ઓઢી વીરા પોઢ,
વીતે રાતડી વીરા પોઢ.
કૂણા શીળાં બોલ રસિકડા, ગુંજે 'હાલો–લોલ',
નિંદભરી એ દીવ્ય પરિમલે ભીંજી વીરા પોઢ;
વીતે રાતડી વીરા પોઢ
સુધા સિંચ્યા કમળો કરતા આવી યોજન ચાર,
અમૃત કેરા પોખ વર્ષાવે, પીને વીરા પોઢ,
વીતે રાતડી વીરા પોઢ
પોઢયો 'તો નિજ લોલક પ્યારો, ચૂમ્યા ગાલ ગુલાબ,
હૃદયે ચાંપી દીલ બચુકડું, 'વીરની લે જે ભાળ'
કહી ચાલી ઝટપે માત.
કેસરસાળુ સોહી અંગે, કહેતી જતી કયા માતા ?
'હાક વાગી રે માવડીની ચાલુ સહુ તે વાટ'
માડી લોપ થઈ તે વાર.
ચાર યોજન પર દીવો ચળકે, માડીનો ત્યા વાસ,
જઠભર ભીંતો કોરી પસરે, સ્નેહ રંગ્યો સુવાસ,
સુવે ગોદ મધુરી માત.
રોજે રોજે બાપુ કહે કે આવે માડી આજ,
લોક કહે કે *માત–માડીની થાશે પૂર્ણ આઝાદ;
ત્યારે ગોદે લેશે માત.
વાયે મીઠી અનિલની લ્હેરકી, વીરા ! પોઢ વીતે છે રાત.

ભદ્રાકર મણિરામ ભટ્ટ

* માત–માડીની=હિંદ માતા



# પતિપત્ની



લેખક :
શ્રી. અંબાલાલ નૃ. શાહ

"પાશ્ચાત્ય અનુકરણના વિરોધીઓને આ ઇંગ્લિશ 'બૉલ'ના દર્શન કરાવવાથી જીવનની ઉત્તમ ઘડીઓ કેવી રીતે માણી શકાય છે, એનો પદાર્થપાઠ આપી શકાશે, એમ તને નથી લાગતું ઉર્મિલા ?" સિગરેટના ધૂમાડા કહાડતાં આરામ ખુરશીમાં ટહેલતા મધુકરે મધુર વાણી છોડી.

"શા માટે નહિ ! પરંતુ 'જીવનની ઉત્તમ ઘડીઓ' કોને કહેવાય, એ નક્કી થઇ શકે ખરું ?" પોતાના પતિને ઓછા નાખુશ કરવાના સ્વભાવવાળી ઉર્મિલા બોલી.

"એમાં તે વળી નક્કી શું કરવાનું છે ? અને મારા કથનમાં જાણે તને શંકા હોય એવું વાક્ય ! હૃદયની ઉર્મિઓને સ્વાભાવિક ગતિએ મહાલવા દેવી, એ શું કુદરતનો નિત્યક્રમ નથી ? એને રોકવી, એટલે નૈસર્ગિક ગતિને ગૂંગળાવવી: એટલે જ પાપ અને આપણા હિન્દુશાસ્ત્રમાં પણ પાપ કરવાની તો મના કરવામાં આવી છે, એ માટે તું હકાર આપશે જ !"

"આટલી બધી વાતો સમજવાની મારી શક્તિ ક્યાં છે ? તમને નહિ દુભવવા હું તમારી સાથે એ નાચ નિહાળવા આવી, ત્યાં શોભે એવો મને કમને પણ નાટકીય સ્વાંગ સજ્યો, મને ગમે છે એનો પણ સ્વીકાર કર્યો; પરંતુ હવે હું તમારી કહ્યાગરી છું, એમ સિદ્ધ કરવાને માટે શાસ્ત્રીય હકાર પણ માગશો ?" ઉર્મિલાએ આજે પહેલીવાર હૃદયના વેગને સ્થાન આપ્યું લાગતું હતું.

"ત્યારે મારે એમ સમજવું કે તને અંગ્રેજી નાચરંગથી અણગમો ઉત્પન્ન થયો છે ?"

"હા—એક રીતે ગણી શકાય તો; મેં સ્ત્રી પુરુષોને ત્યાં જે છૂટથી હળતાં મળતાં જોયાં છે—અને તે સ્વચ્છંદાચાર આદરી શકે છે, એ બધા પછી મારામાં જો કોઇ નૂતન ફેરફાર થયો લાગતો હોય તો આજની મારી બોલવાની રીત આ અણગમાનું કારણ માની શકાય."

"પણ એમાં અણગમાને કારણ કેવી રીતે મળી શકે છે, એ મારી સમજ બહારની વાત છે !"

"તે કહું. મને લાગે છે કે એક વખત પશ્ચિમના રંગે રંગાઇ જવા પછી, આપણે આપણું પોતાનું આખું ઘરજ ભૂલી જઇએ છીએ. નવરાત્રિના કલાયુક્ત ગરબા, ગરબી અને રાસોની મનોરંજક મઝા આગળ તમે આ તમારા 'બૉલ'ને શી રીતે સરખાવી શકશો, એ મારી સમજ બહારની વાત છે !" આ શબ્દો સાથેજ ઉર્મિલા કંઇક અસ્મિતા પૂર્વક ઉંચી ડોક કરી મધુકર સામે નિહાળી રહી.

મધુકર તેની સામે મીટ માંડી જરાક હસ્યો અને બોલ્યો—"કુવાનું દેડકું બહા-

## અસ્પૃશ્યતા નિવારણ દિન



ગઇ તા. ૧૮ મીએ અખિલ હિન્દમાં અસ્પૃશ્યતા નિવારણ દિન ઉજવાયો હતો મુંબાઇમાં એ દિને વનિતા વિશ્રામના ચોગાનમાં હરિજન બાળકો અને ઉજળીયાત વર્ગનાં બાળકોનું સ્નેહસંમેલન ભરાયું હતું.

એ સંમેલનનાં કેટલાક કાર્યકર બહેનો ડાબી બાજુથી ત્રીજા શ્રીમતી અન્નપૂર્ણાબાઇ દેશમુખ અને ચોથા શ્રીમતી લેડી કૃષ્ણાગૌરી સેતલવડ છે

## અસ્પૃશ્યતા નિવારણ દિન



હરિજન સ્ત્રીઓ અને ઉજળીયાત વર્ગની બહેનોનું પરસ્પર મિલન:
આમાં મો. હંસાબહેન મહેતા પણ છે



ઉજળીયાત વર્ગના બાળકો હરિજન બાળકો
સાથે રમે છે

રની દુનિયાને નથી જ જાણ્યું, એનો મારો અનુભવ આજે તું આપે છે, એ માટે ઉપકાર ! આ પુરુષનાં હૃદયો મલપતાં મલપતાં આથેભાથ ભીડી જે સૌન્દર્યની જમાવટ કરે છે, તે પ્રેમાર્દ્રતા આ તમારી નવરાત્રિની રમણીઓ જમાવી શકવાની છે ખરી ! "

" પ્રેમકાંતા ! શબ્દોની રમત રમી તેની કિમ્મત આપણે ઘટાડી નાખી છે. પ્રેમ એટલે ઈશ્વર, પુનિત વસ્તુને એ મોહ સામે મૂકવાની હિંમત ન કરીએ તો સારું ! "

"મોહ ! તને દાગીના પહેરવાનો શોખ છે, તે ત્યારે શું મોહ નથી ? " મધુકરે તેને મહાત કરવાના આશયથી વચમાં એક જુદી જ વસ્તુ મૂકી. ઉર્મિલાને આ સુક્ષ્મ દાગીનાનો શોખ સાધ જેવો હતો અને એ માટે તે ઘણીવાર હઠ પણ કરતી.

" હું કબૂલ કરું છું કે દાગીના પહેરવાનો અને તેને સંઘરવાનો મને મોહ છે: પણ એમાં મારો આશય તો એ રીતે આર્થિક નિરાંત મેળવવાનો છે. આજે હું ઘણે દિવસે સ્પષ્ટ વાત કહું છું કે તમારી ઉડાઉ પ્રકૃતિએ, મને મારો એ મોહ જરૂરી

## બતાવો કોઈ

બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી
મીઠી મધુરી મોરલી જ્યાં રસિકવરે છેડી
બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી.

સ્નેહની સુવાસ ભરી: પ્રેમના પરિમલ ભરી:
મોરલીએ મને આણી તેડી.
બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી

અન્તરના ઉલ્લાસ એ: આત્મના સુરીલ એ '
સુણવાને આવી અહીં દોડી,
બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી.

દેવાનો આતમરામ મોહ્યો એ વિરામ.
આવી ભજવાને હું ભોળી,
બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી

સ્નેહની એ દીપિકા: જીવન તણી જ્યોતિકા:
રહી ના કોઈ એ વેડી,
બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી

બતાવો કોઈ વ્હાલમની એ કુંજ કેરી કેડી:
મીઠી મધુરી મોરલી જ્યાં રસિકવરે છેડી

રમણીક હીરાલાલ મહેતા

જણાવ્યો. સાથે શણગાર સજવાની નારી ઇચ્છા પણ તૃપ્ત થતી હતી ."

" ઓહ્ તારીની ! " મધુકરે હસતાં હસતાં આગળ ચલાવ્યું " પણ એથી થતી વ્યાજ ખાધ અને વળી ૧૦૦ ના ૬૦ થાય છે, તેનો કંઈ વિચાર કર્યો ખરો ? આની બુદ્ધિ પાનીએ, તે ખરે સાચું જ છે ! "

" તેની ક્યાં ના છે ! આ વિલાયતની વિલાસમાં ૧૦૦ ના શૂન્ય થાય છે, તેના કરતાં એ ખોટ તો નથી ને ? જુઓ મારા નાથ ! તમે મને ભોળવી અને હું ભોળી, બાકી મારો ધર્મ તો તમને સર્વતઃ સાનુકૂળ રહેવાનો છે ! " ઉર્મિલાએ જાણ્યું કે કદાચ હવે મધુકર ક્રોધ કરે, એટલે ટૂંકાવવાનો માર્ગ લીધો.

આજ અવસરે ઉર્મિલાનો ભાઈ અરવિંદ આવી લાગ્યો. ભા સુધારાવાદી હતા એટલે કંઈ સંકોચ નહોતો. મધુકરે તરત જ આવકાર આપી કહ્યું:

" આવો અરવિંદભાઈ, ઠીક વખતસર આવી લાગ્યા છો ! તમારી બહેન વિલાયતીની વિરોધિની છે અને જણાવે છે કે આ

"બૉલ, ' નવરાત્રિના ગરબા આગળ કંઈ વિસાતમા નથી!"

ઉર્મિલા એ અણગમતા વિષયને આગળ ધપવા નહિ દેવાના ઇરાદાથી ફરી વચમાં જ બોલી—

"હવે અમારી એ ચર્ચાનો અંત આવી ગયો છે; કારણકે હવે આ પીવાનો સમય થયો છે, એટલે ચા આવે ત્યાં લગી અમે તમારી પાસેથી કંઈક સાંભળવા માગીએ છીએ! બોલો, આજના જાણવા જેવા નવીન સમાચાર શા લાવ્યા છો?"

અરવિંદે એક ખુરશી પર બેસતા ઉત્સાહપૂર્વક ચલાવ્યું:—"નવીન સમાચાર જોઈએ એટલા છે! શ્રી મધુકર, તમે તો છાપાં વાંચતા હોવા જોઈએ! મહાત્માજી સત્યાગ્રહનો પ્રબળ પ્રવાહને સતત પ્રવાહિત કરવા માટે સ્ત્રીઓ આજલગી અલગ હતી, તેમને પણ પિકેટિંગના કામ ઉપર રોકે છે. આ સ્ત્રીશક્તિનો ચમત્કાર ભૂતકાળમાં વાંચ્યો છે; આજે હવે જોવાનું રહે છે કે એ સ્ત્રીશક્તિમાં કેટલું કૌવત હયાત છે! ઉર્મિલાબ્હેન, આ પ્રસંગને તમારે વધાવવો ઘટે છે!"

ઉર્મિલા જવાબ આપે તે પહેલાં જ, મધુકરે ઉમેર્યું. "શ્રી ગાંધી ગાંડા થયા લાગે છે. જે સ્ત્રીઓ ઘરની બહાર નીકળી શકતી નથી, જેઓ 'અબળા' નામને સાર્થક કરતી હોય તેમ પુરૂષ જાતિથી ગભરાઈ જાય છે, તેઓ જ્યાં સારા નરસા સૌ માણસો આવે ત્યાં ઉભી રહી પિકેટિંગ કરશે, એ વિચાર તમને કેમ આવે છે? અને દારૂની દુકાને પિકેટિંગ કરવામાં જ્યાં ગુંડાઓનો સાથે જ ભેટાદેવા રહી, ત્યાં સ્ત્રીઓને મોકલવી એ સાહસભર્યું નથી?"

"હશે!" હસતાં હસતાં અરવિંદ બોલ્યો—"પુરૂષો સ્ત્રીઓનેઃ કેટલો બોજો ઝીલશે? અને સ્ત્રીઓની મર્યાદાના ખ્યાલો રાખીને પુરૂષો આખું જગત ઘૂમવા જાય છે, તેઓ પોતાનું રક્ષણ કેટલું કરી શકે છે, એનો એઓ વિચાર કરશો ખરા કે? હવે સ્ત્રીઓ બહારની દુનિયામાં ભળે જાય અને તેનામાં એ જાતનું કૌવત તેમનામાં નહિ જ હોય તો એવી સંગ્રહસ્થાનને યોગ્ય સ્ત્રીઓના પતિ હોવામાં તમને પોતાને પણ શું ગૌરવ છે?"

"ગૌરવ છે કે નહિ તેનો મેં આજ લગી વિચાર કર્યો નથી; પરંતુ અમારે પુરૂષોએ સ્ત્રીઓને એ કસોટીએ મૂકવી કે નહિ, એ પણ જરૂરી છે ને?" મધુકર તીક્ષ્ણ આંખે જોઈ રહ્યો.

"સાથે એમ પણ ઉમેરી લ્યો કે અમને અમારી હમણાંજ મળેલી મામલતદારી, પણ સાચવી રાખવાની છે!" ઉર્મિલા બોલી.

"એ પણ એટલુંજ સાચું છે!" મધુકર રાજી થયો.

"અરે મધુકર, તમારી વિદ્યાર્થી અવસ્થાની ધમક ક્યાં ગઈ? તમારી સેવાભાવના મારેની ચિવટ આજે ક્યાં છુપાઈ રહી છે? આજે સ્વરાજની પ્રતીક્ષાઓનો બોજ ગણે છે, અને ગાંધીજીએ દેશને નવચેતનભરી હાકલ કરી અમૃતસિંચન કર્યું છે, તે જોતાં સૌએ સૌનો યોગ્ય ફાળો આપવો ઘટે!"

"અરવિંદભાઈ, તમે તો ખૂબ ખૂબ ગંભીર બની ગયા લાગો છો! જોઉં છું કે તમે બધા સત્યાગ્રહમાં શું ઉકાળો છો!" વ્યંગમાં મધુકરે કહી દીધું.

"અમારે ઉકાળવાનું છે એમ? અને છતાં તમે દૂર ઉભા ઉભા જોઈ શકશો ખરા?"

"નહિ, બિલકુલ નહિ; અમે સરકારી

અમલદારો તમારા સત્યાગ્રહને દબાવી દેવા તમારી સાથેજ કામ કરીશું ને !" એમ બોલી મધુકર ખડખડાટ હસવા લાગ્યો.

" સરકારી અન્નથી તમારી મતિ પણ ઠીક ભ્રષ્ટ થઈ લાગે છે. પણ મને ખાતરી છે કે એક દિવસ તમારેજ સત્યાગ્રહને ખપાવવા મોખરે રહી કાર્ય કરવું પડશે ! "

" એમ ! "

અત્યાર લગી ચૂપ રહી સવાદને સાંભળી રહેલી ઊર્મિલા બોલી—" સત્યાગ્રહ માટે એમને માન છે, પરંતુ બન્નેએ વિચારી વર્તવું પડે છે અને વર્તવું જોઈએ ! જાસૂસી ખાતું એટલી તપાસ રાખે છે કે અમે સત્યાગ્રહમાં કોઈની સહાય ન આપી શકીએ. છતાં હિંદી તરીકે અમે ભૂલ્યા નથી જ. આ વાત મારી નથી. એક વખતે એમણે જ સરસ પ્રસંગે કહેલી આ વાત છે અમારી આ નોકરી હજી 'પાણીમાં પૂણી' જણાય. જીવનનિર્વાહનો સવાલ વિચાર્યા વિનાના સાહસો માટે પસ્તાવાનો પ્રસંગ આવે છે આવી સલાહ, ભાઈ, તમે પોતે પણ નહિ આપો ! "

પણ આ વાત આગળ જાય તે પહેલાં જ રામાએ પ્રવેશ કર્યો અને ટીપાય પર ચ્હાના ત્રણ કપ મૂક્યા. મધુકરના હાથમાં એક સરકારી બંધ કાગળ આપ્યો.

૨

આવતી કાલે મણિપુરમાં ગાંધીજી પધારવાના હતા. તે વખતનો તેનો ખરો રિપોર્ટ મોકલાવી આપવા સંબંધીના Confidential કાગળો હતા.

અરવિંદ એ પ્રસંગે હાજર રહેવાનો હતો જ. સત્યાગ્રહની શરૂઆતથી એ ઠીક ઠીક રસ લેતો હતો અને આજ સુધીના પ્રસંગોમાં તેનો તેમાં ખૂબ ખૂબ રસ અને ઉત્સાહ હોઈ બરાબર વધાઈ ગયો હતો. સરકારની રીતિનીતિને તે એવા સચોટ સ્વરૂપમાં જનતા આગળ મૂકી દેતો હતો કે તે પ્રજાપ્રિય બની ગયો હતો.

એટલે ગાંધીજીના આગમન કાળે એ બહુ કાંઈ ન બોલે; છતાં પણ મેદનીને પહોંચી વળવા માટે એની અનિવાર્ય જરૂર સ્વીકારાય અને એ પ્રસંગે સરકારની ઝાટકણી સખ્ત શબ્દોમાં કાઢવાનું કામ એનું જ લેખાતું હતું. એના સંબંધનો રિપોર્ટ પણ મધુકરને મોકલવો જોઈએ.

ફરજ બજાવતાં મિત્રતા કે સગાઈને સંબંધ ન હોય શકે અને સરકારનું લૂણ ખાધા પછી સરકારના રાજ્યના વિકાસને યોગ્ય સર્વ ભાર એના પર છે, એમ મધુકરે સ્વીકારી લીધું હતું.

ઉતરે મણિપુરમાં જબરદસ્ત માનવસમુદાય આગળ ગાંધીજીએ ટૂંક પણ મર્મભેદી ભાષણ આપ્યું. સ્ત્રીઓને માટે કાર્યક્ષેત્ર ખુલ્લું મૂકાયલું હતું એટલે સૌને ખુવાર થવાના નિશ્ચયી બનવા સમજાવવું એ જ તેનો એ એકમાત્ર માર્ગ હતો.

બીજે જ દિવસથી અહીં પણ વિદેશી કાપડ તથા દારૂની દુકાને સ્ત્રીઓએ પીકેટિંગ શરૂ કરી દીધું હતું. શરૂઆત કરનાર સ્ત્રીઓએ એવો સરસ પ્રતાપ પાડ્યો કે એમના કાર્યમાં ભળવાનો ઉત્સાહ અન્ય સ્ત્રીઓને પણ લાગ્યો. આથી અણનમ રહેવાની શક્તિ વધી અને 'દેશસેવિકા સંઘ'ની સ્થાપના પણ થઈ.

સારા દેશમાં સત્યાગ્રહની હાકલ પહોંચી ગઈ હતી અને ખૂણે ખાંચરેથી ધારી ન શકાય તેવી વ્યક્તિઓ સુંદર ફાળો આપતી હતી. અરવિંદ તેની 'સેવા' ભાવનાને મૂર્ત

સ્વરૂપ આપવા માટેનો આ અમૂલો અવસર નહોતો ચૂકયો તેની વક્તૃત્વશક્તિ તેની મદદે આવી અને આ રીતે સરકારી ઑફિસરોમાં તેનું નામ યાદ રહી ગયું હતું. મધુકર ઉપર લખાણ આવી ગયું હતું કે તેના પર બરાબર દેખરેખ રાખે.

આ પ્રસંગ જ એવો હતો કે એને આથી ચિંતા ઉત્પન્ન થાય. ઉર્મિલાનો ભ્રાતૃભાવ આડે આવતો હતો એટલે મધુકર ખૂબ મૂંઝાતો હતો. અરવિંદને બોલાવીને ઘણી યે વાર એ પ્રવૃત્તિથી અલગ થવા વિનતિ કરી; છતાં કાંઈ ન વળ્યું: આથી તેને માટે બે ઉપાય રહ્યા હતા. કાં તો તેણે પોતે રાજીનામું આપી છૂટા થઈ ઘેર બેસવું, અથવા તો અરવિંદના પર કેસ ચલાવી જેલભેગો કરી દેવો. રાજીનામુ આપવાની તેની અશક્તિ હતી. તેનામાં હિમ્મત ન હોતી. અને રાજીનામુ આપે તોય એથી અરવિંદ બચી જાય :એમ તો નહોતો જ એટલે મધુકરે સરકારની ખફગી વહોરવાની ઇચ્છા રાખી નહિ.

તેનામાં સમજ તો હતી જ: મિત્રતા કે સ્નેહને વિસારી દેવાય; પરંતુ બ્રિટિશ રાજનીતિ જ એવી હતી કે કાયદાના બહાના હેઠળ સત્ય અને ન્યાય, અસત્ય અને અન્યાય જ ઠરે ! વસુના પૂજારી એટલે પશુ ગણી શકાય એવી નરાધમ સ્થિતિથી તે તદ્દન જ્ઞાત હતો. પરંતુ સમજવા છતાં એ મડદાલ જીવન જીવવામાં તેને ફરજ લાગતી હતી અને આમ કલંકિત જીવન જીવવામાં દિવસો વિતે છે, એટલે એ પણ એક જાતનું જીવન જ થઈ પડે છે.

૩

ઉર્મિલાની ચિંતાનો પાર ન હોતો. અરવિંદને આઠ માસની સખ્ત કેદની સજા ફટકારવામાં આવી હતી. તેની બધી વિનતિઓ નિષ્ફળ ગઈ હતી. એને એમ થયા કરતું હતુ કે જીવન નિર્વાહનું એટલું બધું મહત્વ કે હૃદય જેવી ચીજનો પણ ઇન્કાર કરવામાં આવે ? અરવિંદ સરકારવિરોધી જરૂર હતો. પરંતુ એણે કહેલી વાતોમાંથી એવું કયું ખોટું હતુ કે એ આવી કડક શિક્ષાને પાત્ર ગણાયો ? જે સરકાર સત્ય અને ન્યાયને નામે અરાજકતા ચલાવે, તેવી સરકારને સહાયરૂપ રહેવાથી પાપ થાય છે, એમ એને ખાતરી થઈ. ઘણા ઘણા વિચારમંથન પછી એ એક જુદા જ નિશ્ચય પર આવી.

પિકેટિંગ પ્રવૃત્તિની પોતે મૂળથીજ પ્રશંસક હતી એટલે એને એનું કર્તવ્ય હવે ત્યાં સકળાયલું લાગ્યું. પતિના વિચારથી જુદી નહિ પડનારી ઉર્મિલાને તે કામ કરવું મુશ્કેલ લાગ્યુ; પરંતુ એથીય ઉચ્ચતર અને અનિવાર્ય કર્તવ્ય શું હતું તે એકજ લાગ્યું એટલે તેણે મધુકરને પત્ર લખ્યો. રૂબરૂ વાતચીત કરવાથી પોતે કર્તવ્ય ભૂલશે અને કદાચ ભવિષ્યમાં પણ તેનાથી એ જાતનું પગલુ ભરી શકાશે કે કેમ, એ વિષે આ શંકા લાગી એટલે નીચે મુજબ કામ પતાવ્યું:—

' નાથ,

અરવિંદ જેલમાં જાય તેનો મને શોક નથી—એવી રીતે જેલમાં જનારાની એથી શોભા વધી છે, વધે છે, અને વધશે વળી તમે તમારા અધિકારની રૂએ એવુ કામ બેધડક બજાવો, એ મને વધારે રૂચે છે. વ્યક્તિની કસોટી એવીજ ઘડીએ થાય છે કે જ્યારે તેને મિત્રો અને સ્નેહીઓને તેમના કાર્ય માટે યોગ્ય નસ્યત અપાય. તમે અરવિંદ જેવા તમારા પરમ સ્નેહીને અને મારા ભાઇને જેલનિવાસી બનાવવાની હિમ્મત બતાવી છે, તે માટે હું મગરૂર બનું છું; પરંતુ એક જ કારણે હું શરમિંદી બનું છુ !

ઉર્મિલાએ સન્નિપાત પાર ઉતારવા માંડ્યું હતું. ધગશને લઇ તે રાત દિવસ જંપતી નહોતી. તેનામાં ઉંડે ઉંડે છૂપાઇ રહેલી સેવાની મનોવૃત્તિને આજે કાર્યક્ષેત્રમાં ઉતરતાં ઉર્મિલાના સ્વરૂપમાં અજબ ફેરફાર થયો લાગતો હતો. સેવિકાસંઘની પ્રમુખ પણ બની ! અને પ્રમુખ થાય એટલે એનું પરિણામ સ્પષ્ટ હતું !

મધુકરની આંખો હવે ઉઘડી ગઇ ! ઉર્મિલા પ્રમુખ બની શુ કરવા માગે છે, એ ઉઘાડું હતું ! કઇ જ નથી કરી શકવાની અને એમ કંટાળીને ઘેર બેસશે, એમ લાગતું હતું, તે છાપાઓમાં પંકાવા લાગી અને રાષ્ટ્રીય કાર્યકર્તાઓમાં ગણાવા લાગી તેની જ સાથે પોતે તેનો પતિ હોઇ છાપાઓમાં ઉઘાડે છોગે ટીકાઓ પણ આવવા લાગી. આ બધું તેને માટે અસહ્ય હતું.

તેને કોઇ રસ્તો દેખાયો નહિ. શરૂઆતમાં ઉર્મિલા ઘેર આવતી હતી તે પાછળથી તેનો બધો સમય છાવણીમાં રોકાઇ જતો હોવાને કારણે બિલકુલ ઘેર આવતી નહોતી. છાવણીમાં જઇને સમજાવવાની તેની છાતી નહોતી, અને ત્યાં જવું પણ નિરર્થક હતું. માણસ સાથે કહાવેલ સંદેશ નિરર્થક ગયા; પરંતુ તેની છેલ્લી બાજી પાર પડી ઉર્મિલા તેને મળવા માટે જરૂર ત્યાં આવી:

મધુકર, ઉર્મિલાને જોઇ જ રહ્યો. તેના સ્વાંગમાં જમ્બર ફેરફાર થઇ ગયો હતો. તેની બોલવાની અને ચાલવાની છટામાં અનુચિતતા જરાય નહોતી. સ્ત્રીઓમાં આવી જાતનો હૃદયપલટો માણસજાત પર આ જાતની અસર ઉપજાવી શકે છે, એ તેણે આ પૂર્વે નહોતું અનુભવ્યું: પરંતુ મધુકર નોકરશાહીના વહિવટમાં રહી કંઇક જડતા શીખ્યો હતો એટલે દમનનીતિ તેની બ્હારે ધાઇ.

" ઉર્મિલા ! આ કેવી બેપરવાઇ ? મને મળ્યા સિવાય મારી મરજી વિરૂદ્ધ કોઇપણ પ્રવૃત્તિમાં જોડાઇ જવાની હિમ્મત કરે, છતાં હુ આંખ આડા કાન કરૂં, એનો અર્થ એવો તો નથી જ કે તારે પછી અહીં બિલકુલ દેખાવુ જ નહિ. તેમ જ તું મારી સંમતિ સિવાય એવી જાતની પ્રવૃત્તિમાં પડી જ કેમ શકે કે જેથી મને નુકશાન થાય ? "

" સત્ય છે ! એક દિવસ એવો હતો કે તમે જે જાતનું સૂત્ર ગણુ કરો છો, તે હું સ્વીકારત–આજે પણ સ્વીકારૂં ! પરંતુ પતિદેવ કરતાં રાષ્ટ્રદેવની સેવા અનિવાર્ય હોવાથી મેં તમારી સેવામાં ક્ષતિ બતાવી હોય તો તે ઉપલા જ કારણે હોઇ ક્ષંતવ્ય છે મને તમારા પર અપરંપાર પ્રેમ છે અને એ પ્રેમ સાચો જ છે, એ સિદ્ધ કરવાને માટે મારા જેવી અનેક સ્ત્રીઓ અને એમના પતિઓ પર સરકાર જે જાહીમશાહી વાપરે છે, તે બધાની સહાનુભૂતિની ખાતર આ મારૂં કાર્ય છે–આ મારૂં પગલું છે ! જ્યાં બધે દુ:ખનો ડુંગર ખડકાયો છે, ત્યાં આપણે નિરાંત કેમ માણી શકીએ ? ત્યાં મહોત્સવ શો ? ત્યાં મનોરથ શા ? ત્યાં આશાઓ થી:! સંકટને સહવામાં જ પ્રેમની કસોટી છે ! "

" હા—આટલું બધુ જ્ઞાન મેળવ્યુ ક્યારે ? હું તે આ જ્ઞાન વધાવું કે મારી સ્થિતિ તપાસું ? જરાક વિચાર તો કર કે તું કોની પત્ની છે ? આ જ્ઞાન શું જરૂરી નથી ? તારે લીધે આજે મારા ઉપલા અધિકારીઓ મારી કેવી રેવડી કરે છે, એનો વિચાર આવે છે ખરો ? "

" વ્હાલા, આજે તો એક જ વિચાર થઇ શકે એમ છે. દેશ વ્યાપી આ મહાન–

આ અહિંસક લડતમાં સૌએ ઝંપલાવવાનું છે, અહીં વણિક બુદ્ધિ કામ લાગે એમ નથી તમે બીજું કાંઇ પણ ન કરી શકો તો મારી પ્રવૃત્તિના રોધક ન બનો અને એના પ્રોત્સાહક બની એટલું પુણ્ય તો જરૂર જરૂર રળો! તેમ કરતાં સરકારની આજ્ઞાને વશ થવું પડે તો બેલાશક થાઓ અને મને જેલનિવાસી બનાવો!"

હાથ પછાડતાં મધુકર બોલ્યો—"તું શું બોલે છે, એનો તને ખ્યાલ છે ખરો! હું હજી પણ કહું છું કે મને વધારે લાચાર ન બનાવ!"

"દિલગીર છું કે મને આથી વધારે કહેવાનું જરાય મન થતું નથી. મને માફ કરશો અને હવે હું રજા લઇશ!" એટલું બોલી ધીમેથી ધીરે ડગલે ત્યાંથી ઉર્મિલા નીકળી છાવણીમાં ગઇ.

મધુકર તાજુબ બન્યો. એને એવો તો કદિયે ખ્યાલ નહોતો કે ઉર્મિલા તેને આમ જવાબ દઇ શકશે. પરંતુ હવે બીજો કશો ઉપાય નહોતો. તેનો ભય સાચો પડ્યો.

૫

ઉર્મિલાનો કેસ ચલાવવાનું કામ મધુકરને માથે આવ્યું હતું. છાપાઓમાં બધી ટીકાઓ આવતી હતી કે આ દુર્ઘટ રચના માટે વિધિને ભારી સાબાશી આપવી જોઇએ. જનતા આ પ્રસંગનું પરિણામ કેવું આવે છે, તે જાણવા ખૂબ ઇંતેજાર હતી.

છેક છેવટની ઘડીએ મધુકરે પોતાનો વિચાર ફેરવ્યો. એને સરકારમાં અપૂર્વ વિશ્વાસ હતો કે તેની પત્ની તરીકે તેની બાબતમાં કંઇંક વિચાર કરશે, એટલે એણે કેસ ચાલવાનો હતો, એ દિવસે રજા લીધી. આથી તે મુકદમો ચલાવવા માટે શ્રી મુકુંદની નિમણૂક થઇ.

મધુકર માનતો હતો કે ઉર્મિલાને છોડી મૂકવામાં આવશે. પરંતુ એક વર્ષની સાદી કેદ સાંભળીને તેના હોશ ઉડી ગયા. તેની બધી આશાઓ પર પાણી ફરી વળ્યું. કેટલાય નેતાઓને જેલ ભેગા કરવા છતાં તેની પત્ની ઉપર રહેમદિલ ન રાખી શકાય! એણે સરકારને ગમતાં કરેલાં કાર્યોનો આવો બદલો?

આમ ઘણા વિચારો ઘોળાયા. છેવટે અંગ્રેજ રાજનીતિનો ઇતિહાસ મગજ આગળ ખડો થયો જે સ્વાર્થ સિવાય કશું ગણકારે નહિ, એવી સરકારને ખોળે માથું મૂકી સુનારને મૂરખ કેમ ન ગણવો! વિશ્વાસથી નિરાંત લેનારનું માથું સલામત ન રહે તેમાં કોનો વાંક!

તેના હૃદયમાં કંપારી છૂટી; અબળા અતિ સબળા બની શ્રીશક્તિનો પરચો બતાવી શકે છતાં વિદ્વત્તામાં પંકાવાની બધી આશાઓ વાળો પુરુષ, ગૌરવ અને ગુમાનથી માથામાં રાઇ રાખી ફરનાર નર, સરખામણીમાં આટલો પછાત! આ કયી જાતની કેળવણી! તેને તેની લીધેલી કેળવણી પર તિરસ્કાર છૂટ્યો.

બીજી જ ક્ષણે તેણે મક્કમતા બતાવી. ટેબલ ઉપર નજર થઇ. વગર ઢીલે રાજીનામું ઘસડી કહાડ્યું.

અને સૌની અજાયબી વચ્ચે તે વૈરકાઉન્સિલનો પ્રમુખ વરાયલો હતો, એમ બીજે દિવસે છાપાઓમાં વંચાયું.

---o---




લેખક : ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવે,
એમ. બી બી. એસ

( ગતાંકથી ચાલુ )

## પ્રકરણ ૭ મું

### મસાલો

રસોઇ કરવામાં એટલે બાફવામાં માત્ર પાણી, તળવામાં તેલ અથવા ઘી વિગેરેથીજ રસોઇ થતી નથી. સબરસ તો જરૂરનો છેજ. પણ તે દરેકમાં નહીં. કોઇ વાનીમાં અમુક મસાલો તો બીજી કોઇમાં અમુક એમ જૂદી જૂદી જાતના મસાલા જૂદી જૂદી વસ્તુ માટે વપરાય છે. આ રીત માત્ર દરેક મસાલાની ચીજના ગુણ ઉપરથીજ દાખલ કરી શકાય છે. મૂળ અનાજનો ગુણ ગરમ, વાયડો, ઠંડો, વિગેરે જે હોય તે પ્રમાણે તેને મદદ કરવા અથવા ખરાબ અસર થતી નાબુદ કરવા સારૂ મસાલો વપરાય છે. તેમજ હવે તો ઘણી જગાએ શોખની ખાતર માત્ર સ્વાદની ખાતરજ એવો કેટલોક મસાલો વપરાય છે. વળી કેટલાક મસાલાથી શરીરમાંના પાચક રસ વધારે સારા પ્રમાણમાં પેદા થાય છે. તો કેટલીક ચીજથી વધારે પડતા રસ નહીં પેદા થતાં તેને પ્રમાણસર રાખે છે. આ વિષય ઘણોજ ગહન છે. પણ આપણે તેને સંક્ષિપ્ત રીતે તપાસીશું જેથી સામાન્ય માહિતી મળી શકે.

મસાલાના પ્રકારઃ—મસાલાના ગુણ પ્રમાણે તેના વિભાગ પડી શકે જેમકે વાતઘ્નઃ- મરચાં, મરી ઇત્યાદિ. પિત્તઘ્નઃ—લીંબુ, મરી ઇત્યાદિ અથવા તે વસ્તુઓની સ્થિતિ પ્રમાણે પણ વિભાગ પડી શકે. જેમકે સૂકો, લીલો, સુગંધીદાર, વિગેરે

દુધ અને તેના બનાવેલા પદાર્થોમાં સુગંધીદાર મસાલો એટલે, એલચી, તજ, જાયફળ, બદામ, પિસ્તાં ઇત્યાદિ વપરાય છે. કારણ દુધ વાયુ કરે છે એટલે આવી ચીજોથી વાયુ ન થતાં દુધ બરાબર પચી શકે છે.

લીલો મસાલો એટલે આદુ, કોથમીર, લસણ ઇત્યાદિ. આ જાતમાં પણ વાતઘ્ન એટલે વાયુ હરવાનો ગુણ છે. અને નાનાં આંતરડાંમાં જઇ પિત્ત ઉપર અસર કરવાથી પિત્તશામક ગુણનો ઉપયોગ થાય છે

સૂકા મસાલામાં ઘણી ચીજો વપરાય છે. જેમકે મીઠું, હરદળ, મરચા, ધાણા જીરૂ, ગરમ મસાલો, અજમો, રાઇ, મેથી, હિંગ, ખારો, મરી, પીપરીમૂળ, ઇત્યાદિ ઇત્યાદિ. આ દરેકમાં રસોઇને સ્વાદિષ્ટ કરવાનો ગુણ હોવા ઉપરાંત તે શરીરમાંના પાચક રસ ઉપર બહુ સારી અસર કરે છે અને અમુક ખોરાકથી

ધની હાની નાબુદ કરે છે. રસોઇની વાની પ્રમાણે યોગ્ય તે ચીજ મસાલાની વપરાય છે. આમાંથી કેટલીક ચીજ બારોબાર વાનીઓ માંજ નખાય છે. તેમજ કેટલીક ચીજોને વળી બીજી ક્રિયામાંથી પસાર કરી વાપરવી પડે છે. દાખલા તરીકે મીઠું હલદ વિગેરે ચીજ એમને એમ વપરાય છે. પણ રાઇ મેથી વિગેરેને તેલમાં કકડાવી પછીજ વપરાય છે. એમને એમ નહીં. આને વઘાર કરવાની ક્રિયા કહે છે. કડછી દેવતા ઉપર તપાવી તેમાં તેલ અથવા ઘી રાખી ગરમ કરી તેમાં મસાલો નાખી તૈયાર થયે જે તે વાનીમાં પ્રથમ તે કડછીમાંનો પદાર્થ અને પછી કડછીનું મોઢું તરત ઢાંકણું બંધ કરવાથી વઘાર થાય છે. રાઇ વિગેરે પદાર્થને આમ કરવાથી વધારે સારી અસર આવે છે. હિંગમાં ઉડી જાય એવા તત્વો હોવાથી વઘારની કડછીમાં પ્રથમથીજ તે નંખાતી નથી પણ આખો વઘાર તૈયાર થયે હિંગ કડછીમાં નાખી તરત વઘાર કરી દેવાય છે જેથી હિંગમાંથી વરાળ ઉડી નહીં જતાં એકદમ રસોઇમાં આવે છે.

કેટલીક ચીજોમાં ખાટી આમલી નાખવામાં આવે છે જે ચીજમાં નાઇટ્રોજન વાળો પદાર્થ વિશેષ હોય તેને જઠરાગ્નિમાં પચાવવાને ખાસ સબળો જોઇએ તેથીજ કરી તેમાં આમલી અથવા કોકમ કે લીંબુનો રસ નાંખવામાં આવે છે. પણ તેમ કરવાથી અચોસ હાનની નજરમાં રહેલી છે અમને અસર ન થાય તેટલા માટે ગોળ અથવા એવીજ બીજી મીઠાશ વાળી ચીજ ઉમેરવામાં આવે છે. આથી ખટાશ નાબુદ થતી નથી પણ ખટાશનાં તત્વ જોડે મીઠાશનાં તત્વ રહેવાથી ખટાશ ખાસ માલુમજ પડતી નથી. ખટાશ નાબુદ કરવા માટે તો તેનું વિરોધ-ક્ષાર-સોડા લેવાથી તે નાબુદ થાય છે.

પચવામાં ભારે ગણાતી ચીજમાં તેલનો ઉપયોગ બહુ કરવામાં આવે છે. વાલ, પાપડી, આદુ વિગેરે પદાર્થોમાં રહેલ તત્વો પચાવવા માટે ઘણોજ સારો મસાલો પુરતા જથામાં જોઇએ છીએ પણ તે ઉપરાંત તે અનાજના પ્રત્યેક દાણામાં ખોરાકનાં પાચક તત્વો પૈકી તૈલીતત્વ ઘણા ઓછા પ્રમાણમાં હોવાથી આમ બનાવટી રીતે પુરું પાડવું પડે છે.

જુદી જુદી જાતની ચટણીઓમાં પણ મુખ્ય બાબતો આમ જોઇએ તે પ્રમાણમાં લાયક મસાલો પુરો પાડવાનોજ હેતુ રહેલો છે. અથાણાંમાં પણ મુદ્દો આવેલજ છે. ખોરાકમાં તાજા ફળનો રસ જરૂરીઆત છે. તેથીજ તાજાં શાક ભાજી જરૂરનાં છે પણ તે જ્યારે ન હોય ત્યારે બાર માસ માટે બનાવી રાખેલ અથાણાંનો ઉપયોગ કરવામાં આવે છે. ગુજરાતમાં કેરી અથવા લીંબુનું અથાણું બનાવવાનો રીવાજ છે. તેમાં જુદી જુદી રીતે જુદી જુદી જાતના મસાલાની ચીજો મેળવી તૈયાર કરાવવામાં આવે છે.

---

## પ્રકરણ ૮ મું

### પ્રથમથી પચાવેલો ખોરાક અથવા પ્રીડાઇજેસ્ટેડ ફુડ

હવે આપણે જોયું તો સમજ્યા કે ખોરાક પચાવવાને અમુક પાચક રસોની ખાસ આવશ્યકતા છે અને આવા રસથી જલદી પચવા માટે ખોરાકને રાંધવાની જરૂર છે રાંધના પછી તેને ચોખ્ખો કરવાની જરૂર છે.

કેટલાક માણસોની પાચનક્રીયા બહુજ મંદ પડી જાય છે અને તે કંઇ પણ પ્રકારનો ખોરાક હજમ કરતા નથી. એટલે તે ખોરાક પચી તેનું લોહી બનતું નથી. આમ થવામાં ઘણી વખત પાચક રસમાંના ફેર-

મેન્ટસ્ ' બહુજ કમતી થઇ જાય છે. જેથી ખોરાકના ઉપર તેમની અસર થયા સીવાય ખોરાક આગળ ચાલી શકે નહીં, પચે નહીં, લોહી થાય નહીં જ્યારે આવો વખત આવી જાય છે, ત્યારે તે દર્દીને કઇ જાતનો ખોરાક આપવો એ મહાન પ્રશ્ન ઉભો થાય છે. જે ખોરાક માટે ' ફરમેન્ટસ્ ' ની જરૂર બીલકુલ પડે જ નહિ તેવો ખોરાક માત્ર પાણી જ છે. અથવા લીલા મેવાનો રસ એટલે દાડીમ, સક્કરજંદ, સંત્રાં, નારંગી, ઇત્યાદિ. આટલાથી જીવન ટકાવવુ અશક્ય નીવડે છે.

આવા સંજોગોમાં તાજી એટલે બીલકુલ ખટાશ વગરના દહીંમાંથી બનાવેલી છાશનો ઉપયોગ વધારે કરવામાં આવે છે અને આપણે પ્રથમ જાણી ગયા કે દુધમાંથી ' ફરમેન્ટસ ' ના પ્રતાપે દહીં બને છે તે દહીં એક જાતનો પ્રથમથી પચાવેલો ખોરાક છે, કારણ દુધ પણ પેટમાં ગયા પછી દહીં થઇને પછીજ પચે છે. એટલે દુધને બદલે દહીં તૈયાર આપવાથી જઠરને તેટલો આરામ મળે છે અથવા જઠરમા દુધ પચાવવા જે ફરમેન્ટ ' રેનીન ' જોઇએ તેની જરૂર રહેતી નથી દહીં તરત જ લોહીમાં મળવા લાયક કરવા તેને ભાગી નાંખી તેમાં પાણી ઉમેરવામાં આવે છે એટલે હવે પેટમાં ગયા પછી પચાવવા માટે બીલકુલ કોઇ પણ જાતના રસની જરૂર રહેતી નથી એકલી છાશ ઉપર રહેનાર દર્દીઓ ઘણા સારા થઇ ગયા દરેકના જોવામા આવ્યા હશે.

આ પ્રમાણેજ જૂદી જૂદી જાતના ખોરાકને પ્રથમ જઠરના ફરમેન્ટસ 'થી અગર ' પેન્ક્રીઆસ 'ના ફરમેન્ટથી પચાવી પછીજ તેનો ઉપયોગ કરવામાં આવે તો તે તાત્કાલીક લોહીમાં ભળી જઇ શકે અને પચાવવા માટે કાંઇ જ જરૂર રહે નહીં આવો ખોરાક દર્દીને આપવાથી તેનામાં તાજું લોહી આવે છે. અને તેમ થવાથી જે રોગ હોય તે નાબુદ થતાં પાચક રસો ફરીથી પેદા થવા લાગે છે. અને સાધારણ ખોરાક ઉપર દર્દી આવી જાય છે. આવા પચાવેલા ખોરાકની શીશીઓ તૈયાર થઇ વીલાયતથી આપણા દેશમા આવે છે જે પૈકી ' લીકવીડ પેપટોન્સ ' ' લીકવીડ પેપટોનોઇડસ ' ઇત્યાદિ છે.

---

## પ્રકરણ ૯ મું

### કુકર-રાંધવાના સંચા

આપણે રસોઇ તપેલીઓમાં કરીએ છીએ, જે ઉપર ઢાંકણું ઢાંકીએ છીએ આપણે પાછળ સમજી ગયા કે ઢાંકણું બંધ કરેલું હોય તો વરાળ જતી રહે નહીં અને તેજ વરાળની શેવાળ થઇ કામમાં આવી શકે છે. તપેલી ખુલ્લી મુકવાથી વરાળ ઉડી જાય છે અને રંધાતા વાર લાગે છે. જે ગરમી લાવવી હોય છે તે આવતી નથી, અથવા બહુ મોડી આવે છે. આવાં કારણોને લઇ જો પેદા થતી વરાળનો ઉપયોગ બરાબર કરી લેવામાં આવે તો થોડીવારમાં રસોઇ તૈયાર થઇ શકે એ સહજ સમજાય તેવું છે.

' કુકર ' એટલે રાંધવાનો સંચો. તેમાં આવી વરાળનો ઉપયોગ કરવામાં આવે છે. એક ઉપર એક એમ ત્રણ ચાર વાસણો સજ્જડ ગોઠવવામાં આવે છે. તે દરેકમાંથી ઉપર વરાળ જવાનો રસ્તો હોય છે. છેક નીચેના વાસણને તાપ લાગવાથી ત્યાં વરાળ પેદા થાય છે. તે વરાળ ત્યાંથી ઉપરને ઉપર ચઢે છે. જ્યારે વરાળ બધાજ વાસણોમા ફેલાઇ જાય છે ત્યારે ઘટ થવા માંડે છે જેમ જેમ વધારે વધારે વરાળ થતી જાય જાય છે તેમ તેમ તે વધારે ને વધારે

પટ બને છે. તેને બહાર જવા બીલકુલ રસ્તો હોતો નથી એટલે એક ઉપર એક વાસણમાં જે જે ચીજ મુકી હોય છે તે પ્રત્યેક આવી બહુજ ગરમ અને પટ વરાળથી રધાય છે

છેક નીચે દાળ, તે ઉપર શાક, અને છેક ઉપર ચોખા એ અનુક્રમે ગોઠવાય છે ચોખાને જો કે આગલે ઉચે તાપ લાગતો નથી તો પણ માત્ર ગરમ અને પટ વરાળ લાગવાથી તે રંધાય છે કે તદન રૂના ગાભલા જેવા પોચા અને સુવાળા થઇ જાય છે તપેલીમાં ભાત રાંધી વધારાનુ પાણી અસાવી નાખવામા આવે છે તેથી ચોખાનુ તત્વ તેમાં ઘણુ જતુ રહે છે પણ જો ઓસાવાય નહીં એટલે પ્રમાણસરજ પાણી હોય તો બધુ તત્વ અંદર રહે અને તે પોષણકારક થઈ પડે કુકરમા આ પ્રમાણે પાણી રાખવાથી તથા વરાળથી રધાવાને લીધે બધુજ તત્વ અંદર રહે છે અને ભાતમાં મીઠાશ પણ ઘણીજ આવે છે આળખત, કુકરમાં રધાયેલુ શાક જ્યારે તૈયાર થાય ત્યારે 'ઉગ્રા' જેવુ માલુમ પડે છે એટલે કે તેનો દરેક કકડો આખો દેખાય છે. પરંતુ તે માત્ર બાફેલોજ હોય છે એમ નહીં પણ સીજાઇ તદન નરમ થયેલો હોય છે તેને દબાવાયું ન હોય, તેથીજ 'ઉગ્રુ' એટલે અણીશુદ્ધ દેખાય છે દાળ તો બરાબર પાકી-એકરસ થઇ ગયેલી હોય છે આ બધુ એકરમ તૈયાર થવાને માત્ર અર્ધો કલાક વખત એટલે કે પોણો કલાક લાગે છે અને બળતણની ખાસ બચત થાય છે એ માણસની રસોઇનો કુકર તૈયાર કરવા સારૂ માત્ર પોણો શેરથી એક શેર કોલસાની જરૂર પડે છે. એટલે કુકરથી રાંધવુ ઘણું સરળ અને સસ્તુ પડે છે આ કુકરને અન્નપૂર્ણ કુકર કહે છે

એક પ્રકારનો બીજો કુકર એવા આવે છે કે તેમા એક મોટુ બીબ પાણીનું ભરેલુ હોય તેમાં કુકરના ડબાઓ અધર લટકતા રહે છે પાણી ઉકળે એટલે તેમા વરાળ થાય ને વરાળ નળીઓ વાટે ડબાઓમાં દાખલ થઇ અંદરની વસ્તુને રાધે છે આમાં દાળ બરાબર ચડે છે પણ એકરસ થતી નથી કારણ દાળના વાસણ નીચે સીધો તાપ ન હોવાથી દાળને ઉછાળો આવતો નથી આથી કરી આવા કુકરમાં તૈયાર થયેલી દાળને એકરસ કરવા આરી નાખવી અથવા વલોવવી પડે પડે છે આ કુકરને 'ધકમીક' કુકર કહે છે.

---

## પ્રકરણ ૧૦ મું

### ખોરાકની સંભાળ

ખોરાકની સંભાળ બે વખત લેવાની હોય છે. રધાતા પહેલાં તેમજ રંધાયા પછી. પ્રથમની રીતને કેસલ ભરવી કહે છે અનાજ, મસાલો વિગેરે બાર માસ વાપરવાની ચીજોને ભરી મૂકવા માટે જૂદી જૂદી યુક્તિઓ વપરાય છે, જેથી અનાજ વિગેરે બગડે નહીં. આમ કેસલ ભરવામાં જે જે રીતો વપરાય છે તેમાની કેટલીક અહીં આપી છે,

૧ મ્હોવાની રીત—દરેક અનાજના જથાને સાફ સુફ કરી તેમાં દીવેલ-એરંડીયું-નાખી દબાવવાથી પ્રત્યેક દાણા ઉપર દીવેલનું પડ લાગી જાય છે. આથી કરી દરામાંના જતુઓ દાણા ઉપર અસર કરી શકતા નથી.

૨ રેતી અથવા રાખમાં દાટવાની રીત — અનાજને રેતી અથવા રાખમાં મેળવી એમ્બુ કરી ભરી દેવામાં આવે છે. અને ઉપર રેતી અથવા રાખનું બે ત્રણ આંગળ જાડુ થર પાથરી દેવાય કે જેથી જતુઓ પ્રવેશ કરી શકતા નથી.

૩ કોઇ રસાયણીક જતુ વિનાશક વસ્તુ

વાપરવાથી—આમાં પારો તથા ચુનાની ફાક મુખ્યત્વે વપરાય છે.

૪ કોઇ જંતુ વિનાશક વનસ્પતિ જેવી કે લીમડો વાપરવાની રીત.

૫. ખડિલા મરચા, દરદળ વિગેરેને મ્હોઇ સખત દાખી ભરવાથી અકબંધ રહે છે.

૬ લીલોતરી જેવી વસ્તુને સાચવવા માટે મીઠાના પાણીમાં અમુક વખત આથી રાખવાથી તેવી ચીજો જેવી કે આદુ, લીંબુ, લીલાં મરચાં, કેરી ઇત્યાદિ સાચવી શકાય છે.

૭ કેટલીક લીલી ચીજોને તડકામાં સૂકવી રાખી સાચવી શકાય છે. દાખલા તરીકે મરચાં, લસણ, આદુ, સુંઠ, દરેક જાતની કોચલી, ભીંડા, કોઠીમડાં, ગવારશીંગ ઇત્યાદિ

૮ હવાનો અવર જવર બંધ કરવાની રીતઃ—પહેલી અને બીજી રીતમાં જેમ પ્રત્યેક દાણાને હવા લાગી શકે નહીં તેમ જે વાસણોમાં વસ્તુ ભરી હોય તેને એવી રીતે બંધ-સીલ-કરવામાં આવે કે અંદરની હવા બહાર અને બહારની અંદર જઈ શકે નહીં. ચા, કોફી, વિગેરેના દાબડા તેમજ વીલાયતી દવાઓ વિગેરે આ પ્રમાણે સાચવવામાં આવે છે.

૯ બરફમાં રાખી મુકવાની રીત —આ રીત ઘણું ખરૂં પ્રાણીજન્ય ખોરાક માટે છે, એટલે માછલી વિગેરે સાચવવા સારૂ

૧૦ ધુમાડાની મેશ લગાડવાથી પણ પ્રાણીજન્ય ખોરાક સચવાઇ રહે છે

,૧૧ લીલાં શાક ભાજી એક બે દીવસ સાચવવા તેને ખુલ્લાં રાખવામાં આવે છે. બંધ વાસણમાં બાફાઇ બગડી જાય છે. ભાજી જેવા પદાર્થને ભીના કપડામાં વીંટાળી ભીનાશવાળી જગાએ પાણીયારીમાં રખાય છે

૧૨ ઉનાળાના દિવસમાં દુધ જલદી ફાટી જાય નહિ, તેથી દુધનું વાસણ ઠંડા પાણીમાં મૂકી તે ઉપર હવા આવ જાવ થઇ શકે તેવું ઢાકણ—ટોપલા અથવા ચાળણી—ઢાંકી રાખવાથી દુધ સાચવી શકાય છે.

૧૩ દુધ દહીં, શાક ભાજી વિગેરે ઉપર માખી બેસવાથી કોલેરા જેવો રોગ થવા સંભવ હોય છે માટે પતરાની ઝીણા કાણાવાળી જાળીના નાકા અથવા કબાટનો ઉપયોગ વ્યાજબી થઈ પડે છે.

ખોરાક રંધાઇ રહ્યા પછી તે સાચવી રાખવામાં પણ મુખ્ય રીત એ છે કે તેને હવા લાગવી જોઇએ નહીં તેમજ તેમાં કોઇ જાતનાં જંતુઓ પ્રવેશવાં જોઇએ નહીં. ખોરાક ઢાંકવાની રીત આપણામાં પ્રચલીત છે. ઢાંકવામાં પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે *ગરમને ગરમ વસ્તુ ઢંકાઇ રહેવાથી તે જલદી* બગડી જાય છે

મનુષ્યના હાથમાં અને ખાસ કરીને નખમાં એટલા બધા જંતુઓ રહે છે કે કોઈ રાંધેલી વસ્તુમાં જો હાથ ઘાલી પછી રાખવામાં આવે તો તે જલદી બગડી જાય છે. માટે જ રાંધેલી કોઇ પણ વસ્તુમાં હાથ નહીં ઘાલતાં તેને એમને એમ રાખવી અને જરૂર પડે ચમચો, કડછી વિગેરેનો ઉપયોગ કરવો.

---

## પ્રકરણ ૧૧ મું

### રસોઇ અને રસોડાંની સ્વચ્છતા

આપણે સમજી ગયા કે અનાજમાં તેમજ રસોઇમાં જંતુઓ પેસવા દેવા નહીં આ તો રસોઈ કરવા પહેલાં તથા રસોઈ તૈયાર થયા પછીનું સમજ્યા. પણ રસોઇ કરતી વખતે ત્રણ જંતુઓ પેસવા દેવા નહીં, તે ખાસ આવશ્યક છે આટલા માટે રસોઇ કરનારના

હાથ તદ્દન સ્વચ્છ જોઇએ, હાથની ઝીણી ઝીણી રેખાઓમાં અતિશય કચરો હોય છે. આ કચરો બધો દેખી શકાતો નથી જંતુઓ બીલકુલ દેખી શકાય તેવા હોતા નથી. રસોઇ શરૂ કરતાં પહેલાં હાથ તદ્દન સ્વચ્છ પાણીથી ધોઇ નાખવા જોઇએ તેમજ રસોઇ કરતાં વચમાં જ્યારે જ્યારે હાથ બીજે લગાડવા પડે ત્યારે ત્યારે પણ ધોવા સીવાય વાપરમાં લેવા નહીં બૈરાંઓને હાથનો ઉપયોગ અને તેની મ ઠી બાબતમા પણ કરવો પડે છે. એટલે દરેક વખત હાથ ધોવાય અને તે પણ રસોઇમાં દાખલ થતી વખતે સ્વચ્છ કરવાનો નિયમ જરૂરનો છે વળી હાથ ધોવામા ખાસ આવશ્યકતા નખ ચોખ્ખા કરવાની છે. નખ બનતા સુધી વધવા દેવા નહીં જેમ નખ લાંબા તેમ તેમાં કચરો વધારે આવા નખ હોઇ સોટની કણક બાંધ્યા પછી જોઇશું —તો નખ ચોખ્ખા થઇ ગયેલા માલુમ પડશે. નખનો બધો જ કચરો કણકમાં પ્રવેશ પામી ગયો હશે. કચરામાંજ જંતુઓ હોય છે તે પણ કણકમાંજ દાખલ થઇ ગયા હોય છે.

જેમ હાથ સ્વચ્છ જોઇએ તેમ રાંધવાનાં વાસણ પણ તદ્દન સ્વચ્છ જોઇએ કચરો, ધૂળ, માટી, કોઇજ લાગેલુ જોઇએ નહીં. સાંડસી, તબેથા, કડછી વિગેરે જમીન ઉપર મૂકેલાં હોય ત્યાંથી લઇ ધોયા સિવાય રસોઇમાં વાપરવાં નહીં.

રસોઇ પીરસવામાં પણ ઉપરનીજ સૂચનાઓ કામની છે રસોઇમાં હાથ ઘાલવો નહીં. પરંતુ કડછી, ચમચાથીજ પીરસવું જોઇએ હાથમાં રખ્ખુ લઇ પીરસવાની રીત ઘણીજ ગંદી હોવાથી નાપસંદ કરવા યોગ્ય છે. જમવાના થાળી વાડકા પણ સ્વચ્છ હોવાં જોઇએ.

રસોઇ બનાવવામાં તેમજ તે જમવામાં, પીરસવામાં, સ્વચ્છતા જોઇએ તો પછી જે ઓરડામાં રસોઇ બનાવવાની છે અને જ્યાં જમવા બેસવાનુ છે તે જગા ઘણીજ સ્વચ્છ હોવી જોઇએ તે નિર્વિવાદ છે. રસોડામાં કોઇપણ જગાએ ગંદવાડ હોવો ન જોઇએ. પણ ગંધવાસ ખરાબ રહે તેવા સંજોગો પણ હોવા ન જોઇએ પાણીનો ઢાળ સારો જોઇએ. આટોલુ, વીણેલું કે શાક સમારેલાનો કચરો રસોડામાં વધુ વખત રહેવો જોઇએ નહીં રસોડુ જેમ બને તેમ સાફ, સ્વચ્છ, અને ખુલ્લી હવા અજવાળાવાળુ જોઇએ. ધુમાડો સહેલો જવા માટે સારી વ્યવસ્થા જોઇએ.

આમ બધુંજ ચોખ્ખું હોય પણ જમનાર માણસનુ મો અને હાથ સ્વચ્છ ન હોય તો ધૂળ ઉપર લીંપણ જેવું થાય હાથ અને નખમાં અતિશય કચરો અને જંતુઓ હોય છે એટલુજ નહીં પણ મોમાં ખાસ કરીને દાંત અને અવાળામાં ઘણોજ કચરો, મેલ, છારી અને જંતુઓ હોય છે. આ સાફ કર્યા સીવાય સ્વચ્છ રસોઇ જમવાથી જંતુમિશ્રિત રસોઇ પેટમાં તો જવાનીજ. એટલા માટે જમવા વખતે પ્રથમ હાથ બરાબર સારા પાણીથી ધોઇ નાખી પછી મો, દાંત વિગેરે પાણીના કોગળા કરી આંગળીથી દાંત ઘસી ફરી કોગળા કરી સાફ કરવું જોઇએ.

( સંપૂર્ણ )



# નાગપુત્રી


સંપાદક :
શ્રી ભોગીલાલ જયચંદ
સાંડેસરા


[ રાજશેખરસૂરિએ સં. ૧૪૦૫ માં ચતુર્વિંશતિપ્રબન્ધ અથવા પ્રબન્ધકોશ રચ્યો છે. તેમાં આર્યનન્દિલ પ્રબન્ધ નામના બીજા પ્રબન્ધમાં આ કથા આપેલી છે. હાલ પણ ગૂજરાત અને કાઠિયાવાડમાં નાગપાંચમની કથા પ્રચલિત છે, તેની સાથે તે બહુ મળતી આવે છે. શ્રી મેઘાણી સંપાદિત કંકાવટીની બારમી વ્રતકથા વાંચવાથી આ બાબતની ખાત્રી થશે. પ્રબન્ધકોશકારનો ઉદ્દેશ નાગપાંચમનું માહાત્મ્ય વર્ણવવાનો નહોતો, તેથી કથાને બહુ ટુંકાવી નાખી છે, તેથી ઘણે સ્થળે રસની ક્ષતિ થાય છેઃ લેખકનો ઉદ્દેશ એક જૈન આચાર્યનું માહાત્મ્ય વર્ણવવાનો છે, તેથી જૈનસંપર્ક પણ અંદર પેઠો છે. નાગપાંચમને બદલે ચૈત્રપૂર્ણિમા છે, પરંતુ વસ્તુ તો એજ છે. આપણા પ્રાચીન અને અર્વાચીન લોકસાહિત્યના તુલનાત્મક અભ્યાસમાં તે ઉપયોગી થાય એવી છે, તેથી મૂલ સંસ્કૃત કથાનું ગૂજરાતી ભાષાન્તર અહીં આપ્યું છે. કંકાવટીમાંની કથા એક વાર વાંચી જવાથી આની ઉપયોગિતા સ્પષ્ટ રીતે સમજાશે. આમાંના કેટલાક પ્રસંગો પ્રચલિત કથાથી જુદા પડે છે. ]

## આર્યનન્દિલપ્રબન્ધ

પૃથિવીખંડપાટણમાં પદ્મપ્રભ રાજા હતો. તેની પદ્માવતી રાણી હતી. એ શહેરમાં પદ્મદત્ત નામનો શેઠ રહેતો હતો. તેની સ્ત્રી પદ્મયશા નામની હતી. તેઓનો પદ્મ નામનો એક પુત્ર હતો. તે પદ્મને વરદત્ત સાર્થવાહે પોતાની વૈરોટ્યા નામની પુત્રી પરણાવી હતી.

એક વખત વૈરોટ્યાનો પિતા વરદત્ત પોતાના પરિવારની સાથે દૂર દેશાવરમાં ગયેલો ત્યાં વનમાં દવ લાગતા બળી ગયો. વૈરોટ્યાની સાસુ તેને–તે પોતાની સેવા સુશ્રૂષા કરતી હતી છતાં 'નબાપી' કહીને મેણું મારતી. કારણ–" રૂપ, ધન, તેજ, સૌભાગ્ય પ્રભુતા: એ બધું સ્ત્રીઓને નિરંતર પીયરીયાનાં પ્રભાવથી મળે છે. "[1]

કઠંશ વચનોથી પીડાયેલી વૈરોટ્યા પોતાની સાસુને નહીં પણ દૈવને દોષ દેતી અને વિચાર કરતી કે " પૂર્વે કરેલાં કર્મોનો ફલવિપાક દરેકને થાય છે. "

થોડા વખત પછી વૈરોટ્યાને ગર્ભ રહ્યો અને તેને ખીર ખાવાનો દોહદ થયો. એ વખતે આચાર્ય નન્દિલ નામના સૂરિ ત્યાંના ઉદ્યાનમાં આવ્યા હતા. વૈરોટ્યાની સાસુ બોલતી " આ વહુને છોકરો નહીં પણ છોકરી જન્મવાની છે. " આવી રીતે વચન-

1 કથા ગદ્યમાં છે, એટલે આવી રીતે કાળા ટાઈપમાં મૂકેલા વાક્યો વચ્ચે વચ્ચે આવતા શ્લોકોનું ભાષાન્તર છે,

આજ્ઞાથી ધવાયેલી તે સતી શ્રી સૂરિને વંદન કરવા ગઇ. પોતાની સાસુ સાથેનો વિરોધ કહ્યો. સૂરિ બોલ્યા—" આ પૂર્વ કર્મનો દોષ છે, માટે હે વત્સે ! ક્રોધ વધારવો યોગ્ય નથી. આ લોકમાં ક્રોધ એ શરીરને સંતાપકારક છે અને પરલોકમાં નરકાદિ દારુણ દુઃખ પેદા કરનાર છે. તને પુત્ર જન્મશે. તને ખીર ખાવાનો દોહદ થયો છે તે પણ પૂરો થશે "

આવી રીતે સૂરિનાં વચનોથી આનંદ પામીને તે ઘેર આવી અને વિચાર કરવા લાગી કે આ ગુરુ સિવાય આખી પૃથ્વીમાં મારો એવો કોઇ પણ સુહૃદ નથી, જેની આગળ મારાં હૃદયનાં ચિરસંચિત સુખદુઃખની ઘડી–બે ઘડી વાત કરીને એક ઉંડો નિશ્વાસ નાખીને કંઇક વિશ્રામ પામું.

પદ્મયશા પણ ચૈત્રી પૂનમને દિવસે પુંડરીક કરતાં ઉદ્યાપન આરંભ્યું. તે દિવસે પાયસપૂર્ણ પ્રતિગ્રહ યતિઓને આપવામાં આવે છે, તથા સાધર્મિક વાત્સલ્ય કરવામાં આવે છે તેણે તે સર્વ કર્યું, પણ વૈરભાવથી વહુને હલકા કઠોળ ખાવા આપ્યા. વહુ ( વૈરોટ્યા ) થાળીમાં ખીર લઇ, ઉપર કપડું મૂકી છાનીમાની જલાશય આગળ પાણી માટે ગઇ. ઝાડના થડ આગળ ખીર મૂકીને હાથ પગ ધોવાને ગઇ તે વખતે, જે અલિંજર નામનો નાગ પાતાલમાં રહે છે, તેની સ્ત્રીને પણ (ગર્ભ રહ્યો હોવાથી ) ખીર ખાવાનો દોહદ થયો હતો તેથી, પૃથ્વી ઉપર આવીને ખીર શોધતી હતી. તેણે ઝાડના મૂળ આગળ મૂકેલી ખીર જોઇ અને તે ખાઇ ગઇ. વૈરોટ્યા હાથ પગ ધોઇને પાછી આવે છે તો પાત્ર ખાલી જૂએ છે, પણ કોપ કરતી નથી, પણ આશીર્વાદ દે છે કે જેણે આ ખાધું હોય તેના મનોરથ ફળો. ઝાડની પોલમાં બેઠેલી અલિંજરની પત્નીએ સાંભળ્યું અને ઘેર જઇને પોતાના પતીને પણ આ વાત કરી. વૈરોટ્યા પણ ઘેર આવી તે રાત્રે જે વૈરોટ્યાની પ્રાતિવેશ્મિક સ્ત્રી હતી તેના સ્વપ્નામાં નાગપત્નીએ આવીને કહ્યું " અરે, હું અલિંજર નાગની પત્ની છું. વૈરોટ્યા મારી પુત્રી છે. તેને ખીરનો ભાવ થયો છે તે પૂ

## - ત્રિમૂર્તિ

કદિ અધીર નમ્ર ને નિઃશંક રંક દીસતી,
કદિ અબંધ ભાવના તરંગ રંગ ઝીલતી,
કદિક હાસ્ય અશ્રુના પ્રબંધ ઑર યોજતી,
સ્વભાવ સિદ્ધ લક્ષણે વળી કદિ પ્રમોદતી.
અચિંત્ય અંતરે છતાં, પિતા સમાન ચૂમતો—
ભ્રમી સમર્થ માત એ જુવાની ધન્ય ધૂમતો !

વિચાર વાદળી મહિં છવાઇ અંગ આવરે,
ત્રિતાપ જ્વાળ અંતરે, રસાર્દ્રતા હરી, ભરે;
દયા શી મૂર્તિમંત એ ઉલ્લાસ પ્રાણ રેડતી,
સુધા ભરી મીઠી મીઠી સમૂળ ક્લેશ ફેડતી.
ક્ષણિક સ્વપ્નથી તે સમે ઉડું ઉડું વિચારતો
મહાનુભાવ માડી અંકમાં શું હોંશ લાડતો !

અને વસંતવાટિકા શી અંગઅંગ ખીલતી,
વિવિધ રંગ અંગમાં અનંગ–મસ્ત ઝીલતી;
સુ-રૂપ સુંદરી નિહાળી નૃત્યનાટ નાચતો,
વળી પ્રિયા સમોવડી હું ધન્ય ધન્ય રાચતો
યથેચ્છ સ્વપ્નસૃષ્ટિના વિહાર જ્યહીં જમાવતો
અપત્ય, માત ને પ્રિયા, સખી વિષે સમાવતો.

હર્ષદરાય દેસાઇ

પૂરો કરજે અને તેને કહેજેઃ- ' તારે બાપ નથી, પણ હું તારા બાપનો બદલો વાળીશ. અને સાસુથી પરાભવ પામેલી એવી તારો તાપ દૂર કરીશ'. " તે દાસીએ સવારમાં વૈરોટયાને ખીર ખવરાવી સંપૂર્ણ દોહદવાળી એવી તેણે પુત્રને જન્મ આપ્યો. નાગપત્નીએ પણ સો પુત્રોને જન્મ આપ્યો વૈરોટયાના પુત્રના નામકરણદિવસે નાગલોકોએ ઉત્સવ કર્યો. જ્યાં તેના બાપનું ઘર હતું ત્યાં નાગદેવતાએ સુન્દર મહેલ કરાવ્યો. ત્યાં અનેક હાથી, ઘોડા અને પદાતિવાળા નાગલોક આવ્યા ઘર બધું લક્ષ્મીથી ભરી દીધું. પુત્રોના પરિવારવાળી પતિયુક્ત અલિંજરપત્નીએ દિવ્ય વસ્ત્ર, પરોળાં, સુવર્ણ, રત્ન, આભરણ વગેરે સર્વ મનોજ્ઞ વસ્તુઓ વૈરોટયાને આપી. વૈરોટયા અલિંજરના ઘરમાં રોજ આવજાવ કરવા માંડી. નાગપત્ની તેનો બહુ સત્કાર કરતી - સાસુ પણ " આને પીયરીયાં છે " એમ વિચારીને વહુને માન આપવા માંડી '-लोकः पूजितपूजकः ' । વૈરોટયાનું રક્ષણ કરવા માટે નાગપત્નીએ પોતાના સો પુત્રો આપ્યા. તેણે એ સર્પોને ઘડામાં નાખ્યા એ વખતે કોઈ કામકરનારીએ અગ્નિથી તપેલી થાળી ઉપર એ ઘડો મૂક્યો. વૈરોટયાએ જો કે તરત જ ઉતારી નાખ્યો, અને ઉપર પાણી છાંટયું તેથી એ નાગપુત્રો તરત જ સ્વસ્થ થઈ ગયા, પણ એક જણ બાંડો થઈ ગયો તે જેવો જમીન ઉપર પડયો કે તરત વૈરોટયા બોલી. " બાંડીયા (षण्ढः) જીવતો રહે " વૈરોટયાના સ્નેહથી મોહિત થયેલા તે બાન્ધવરૂપ સર્પો રત્ન, સુવર્ણ વગેરે આપીને તથા નામકરણ સંસ્કાર કરાવીને પોતાના સ્થાને ગયા વૈરોટયા આવી રીતે નાગદેવના પ્રભાવથી ગૌરવવંત થઈ

હવે, અલિંજર પોતાના પુત્રને બાંડો જોઈને ગુસ્સે થયોઃ " કોણે દુષ્ટે મારા પુત્રનું પૂછડું કાપી નાખ્યું ? " " વૈરોટયાએ મારા પુત્રને બાંડો કર્યો છે " એ જાણીને તેના ઉપર પહેલાં પ્રસન્ન થયેલો હોવા છતાં પણ ક્રોધ પામ્યો; અને કંઈક ઉત્પાત કરવાને વૈરોટયાને ત્યાં ગયો. અલિંજર ઘરમાં સંતાઈ રહ્યો. વૈરોટયા અંધારા ઓરડામાં પેઠી તે જ વખતે બોલીઃ " બાંડીઓ (षण्ढ) જીવતો રહો " આ સાંભળી સન્તુષ્ટ થયેલા નાગરાજે તેને નૂપુર આપ્યાં; અને તેના ઉપર કૃપા કરીને કહ્યુંઃ " વત્સે, આજથી તું પાતાલમાં આવ, અને પન્નગો પણ તારે ત્યાં આવશે." વૈરોટયાએ પાતાલમાં આવજાવ કરવા માંડી. નાગની કૃપાને લીધે પુત્રનું નામ નાગદત્ત રાખવામાં આવ્યું.

થોડા સમય પછી શ્રી આર્યનન્દિલક્ષપકે વૈરોટયાના સસરાને કહ્યુંઃ " નાગના આશ્રયે થયેલી તારી પુત્રવધુને તું નાગદેવોને આ પ્રમાણે વિનતિ કરવા કહેજે—તમે લોકો ઉપર અનુગ્રહ કરો, કોઈને દુઃખ ન દો. " સૂરિનું આ વચન સસરાએ વૈરોટયાને અને વૈરોટયાએ નાગલોકને કહ્યું. પાતાલમાં જઈને વૈરોટયાએ જોરથી કહ્યું " અલિંજરપત્ની ઘણું જીવો. અલિંજર ઘણું જીવો. કે જેણે મને નબાપીને બાપવાળી કરી છે, અનાથને સનાથ કરી છે. - અરે નાગકુમારો, મહાત્મા આર્યનન્દિલે આદેશ કર્યો છે કે " લોકોને પીડા ન કરો, લોકો ઉપર અનુગ્રહ કરો. " આમ કહીને વૈરોટયા પોતાને ઘેર ગઈ. ગુરુએ વૈરોટયાસ્તવ[1] રચ્યો. જે વૈરોટયાસ્તવનું પઠન કરે છે તેને નાગનો ભય નથી થતો વૈરોટયા બધા નાગોને ગુરુની પાસે લાવી. તેઓ ઉપદેશ સાંભળીને શાન્ત ચિત્તવાળા થયા. વૈરોટયાનો નાગદત્ત નામનો પુત્ર બહુ સંપત્તિવાન થયો પદ્મદત્તે પ્રિયાસહિત વ્રત અંગીકાર કર્યું. તપ તપીને સ્વર્ગમાં ગયો. પદ્મયશા પણ દેવત્વને પ્રાપ્ત થયેલા પદ્મદત્તની સાથે દેવી થઈ. વૈરોટયા પણ ફણીન્દ્રોનું ધ્યાન ધરતી મરણ પામીને ધરણેન્દ્રપત્ની થઈ. ત્યાં પણ તેનું વૈરોટયા એવું નામ છે.[2]

---

૧. આ સ્તોત્ર અદ્યાપિ વિદ્યમાન છે.

૨ વૈરોટયા જૈનોમાં દેવી મનાય છે.

# આત્માનું અવલોકન

લેખક :
ડૉ. અમૃતલાલ હ. પટેલ,
હેલ્થ ઓફીસર, સુરત.

મારા અજ્ઞાન અને મારી બેદરકારીથી, મારી અંદર રહેલા અગણ્ય દોષોને શું હું જોઈ શકું છું ! ના, ના, હું નથી જોઈ શકતો. હું મારા ખરા દોષોથી અજાણ છું અને મારો સ્નેહી, જો મને મારા દોષો બતાવી શિખામણ આપે તો મને ખોટું માઠું લાગે છે, હું રડું છું અને મારા પ્રિયતમને રડાવું છું.

મારા ખોટા વખાણ કરી, મારા અવગુણોને પણ ગુણ રૂપે બતાવી, મારી ખુશામત કરી, મને છેતરી, મને સારૂ લગાડનાર મિત્રો જગતમાં જોઈએ તેટલા છે પરંતુ મારા દુર્ગુણોનું, મારી કમજોરીનું, મારી ખામીઓનું, મારી બેદરકારીનું અને મારા અજ્ઞાનનું ભાન કરાવનાર, મારો સાચો મિત્ર, મારો પરમ સ્નેહી, મારા સુખે સુખી, અને મારા દુઃખે દુઃખી અને મારે માટે લાગણી ધરાવનાર, મારો મિત્ર તો જગતમાં એક જ છે તે કોણ ? હું તેને સાચા સ્વરૂપમાં ઓળખું છું ? નહિ ! હું તેને ફક્ત ઉપર ઉપરથીજ પીછાનું છું; તેનું સાચું સ્વરૂપ, તેની ખરી મહત્તા અને તેનો વિશુદ્ધ પ્રેમ, હું અજ્ઞાન, બેદરકાર શી પીછાનની નથી પ્રભુ ! મને સમજાવો ! સહાય કરો !!

સતી મંડળના પોથાં સર્વ હું વાંચું છું, સતી સીતાના જીવનનું અનુકરણ કરવાનો હું ડોળ કરું છું, દમયંતીના ગુણોનું ગાન કરું છું, સાવિત્રીની પતિભક્તિ પર વારી જાઉં છું અને પતિપ્રેમના સમુદ્રમાં સ્નાન કરતી પત્નીઓના ચરિત્રો વાંચી રાચું છું; પરંતુ તેથી શું થઈ ગયું !

"જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી"

## અંતિમ અભીપ્સા

[ હરિગીત ]

મુજ ચિત્તના સંકલ્પ વીં દુઃખ હિત વ્યાધિતણું,
પ્રભુહીન જીવન અલ્પતા કે ... ભવમાં ઘણું;
અજ્ઞાનના અંધકારમાં મુજ ઉર વિરક્તિ ધરી રહ્યું,
શિવને નમે છે આજ નિર્જન રમ્ય સ્થળ શાંતિમયું. ૧

સમભાવ પ્રેરિત હૃદયથી અર્પી પ્રેમાર્પણને,
વાત્સલ્યપૂર્ણ વિચારનાર દીઠો ગીતા તત્ત્વનો;
સંતાપ, શોક વિલાપ ભવમાં આક્રમણ કરતાં ઘણું,
તે સર્વથી રક્ષી પિતા ગુણગાન સુર મુરલી તણું. ૨

સત્કર્મ પાપજ પ્રાણીને આ પુનઃ વિશ્વે ખેંચતાં,
શુભ કર્મ પ્રભુએ જ્ઞાનથી એ નાશ થશે બાંધતાં;
એટલે મહત છે જ્ઞાનના જ્યાં બુદ્ધિ અચળ રહેજ છે,
નિર્વાણ વિભુ દીજીએ અંતિમ અભીપ્સા એજ છે ૩

મનોરમા મગનજી શાસ્ત્રી

તેમનામાં ધગશ હતી. અને એ ધગશને અંગે રંગુનમાં સ્ત્રીઓની ઉન્નતિ સારૂ તેમણે કાર્ય શરૂ કર્યું હતું. જુનાં આચાર વિચારનાં બહેનોને સાથે રાખીને તેઓ કામ કરતાં હતાં. ત્યાની નિશાળ માટે તેમણે એક કોન્સર્ટની યોજના કરી હતી અને જુના વિચારના બાધ બહેનોના વિરોધ છતાં એ સર્વને ભેગા રાખીને તેમણે એ યોજના પાર ઉતારી હતી.

મોલમીન અને અક્યાબમાં મોટી ઉમરની ગુજરાતી બહેનો માટે તેમણે પોતાને ઘરે ખાનગી શિક્ષણવર્ગો તેમજ શીવણવર્ગો ચલાવ્યા હતા. તદ્દન નિરક્ષર બહેનોને લખી વાંચી શકે એટલુ શિક્ષણ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો અને તેમાં તેમને સફળતા પણ મળી હતી દરેક શિક્ષિત બહેને ગુજરાતી બહેનોની નિરક્ષરતા દૂર કરવા માટે સૌ લવગિકાબહેનનો દાખલો લઇ કામ કરવાની જરૂર છે.

સૌ. લવગિકાબહેનને પ્રસિદ્ધિમાં આવવાનો જરા પણ શોખ ન હતો અને પરિણામે તે ગુજરાત તેમનાં કાર્યથી પરિચિત નથી. સ્વ. પંડિત મોતીલાલ નેહરૂ માટે યોજાયલા સરઘસમાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધેલો. તે માટે તેમની છબી માગવામાં આવેલી પરંતુ એવી પ્રસિદ્ધિની લેશ પણ ઇચ્છા ન હોવાથી તેમણે તે આપવા સાફ ના પાડેલી.

તેમને સંતાનોમાં માધવી ઉર્ફે કુરગી ( વય વર્ષ ૧૧ ) અને ચિત્રાંગદા ( વય વર્ષ ૬ ) એ બે પુત્રીઓ છે. બન્ને પુત્રીઓને તેઓ ઘરમાંજ શિક્ષણ આપતાં હતાં. અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃતનુ તેઓ જાતે શિક્ષણ આપતાં હતાં.

સૌ. લવંગિકાબહેન સ્વભાવે ઘણાં મળતાવડાં આનંદી, નિખાલસ, સાદાં તેમજ નિરભિમાની હતાં

અવસાન પહેલાં બે માસ ઉપરજ તેઓ પિતાને ત્યાં પાર આવ્યાં હતાં. અને તા. ૯ મી ઓક્ટોબરે વૃદ્ધ પિતા માતાને તેમજ સગાં, સબધી સ્નેહીજન [illegible]સાગરમાં મૂકી અવસાન પા[illegible]. પ્રભુ તેમના આત્માને ચિરંતન શાન્તિ આપો !

---

## સ્ત્રી અને પુરૂષ એકજ નથી

' સ્ત્રીજાગૃતિની હિલચાલ ( The Feminist Movement ) જો કે ઉચ્ચ આદર્શ ઉપર રચપાયેલી છે, છતાં, મને લાગે છે કે એમાં એક મ્હોટી ભૂલ થઇ છે જે એકતા છે નહિ ને હોઇ શકે નહિ તે પરાણે આણવાનો તેણે પ્રયત્ન કર્યો છે સ્ત્રીપુરૂષ વચ્ચે શારીરિક, માનસિક, હાર્દિક ને આધ્યાત્મિક ભેદ રહેલો છે તે દૃષ્ટિ બહાર રાખવાનો પ્રયત્ન આ હિલચાલે કર્યો છે. પરંતુ સ્ત્રીપુરૂષ વચ્ચેનો આ ભેદ જ પુરૂષની સાથે જાહેર જીવનમાં મળવાનો અધિકાર સ્ત્રીને પ્રાપ્ત કરાવે છે જો સ્ત્રીપુરૂષ એકજ હોય તો પુરૂષ સ્ત્રીનો પ્રતિનિધિ થઇ શકે, પણ મહાન ઘણી જીવનના બીજા પ્રદેશનુ પ્રતિનિધિત્વ સ્ત્રીઓનું છે. પ્રજાના અને જગતના કલ્યાણ માટે તેથી જ સ્ત્રીઓના અભિપ્રાય અને દૃષ્ટિબિંદુ વ્યક્ત થવાની ઘણીજ અગત્ય છે. જગતના મહાન પ્રશ્નો વિશે સ્ત્રીઓ પુરૂષો કરતા ભિન્ન દૃષ્ટિબિન્દુ રજુ ન કરી શકે તો બહેતર છે કે તેમણે મૌન સેવવુ. જ્યારે સ્ત્રીઓ દેખાવમાં, પહેરવેશમાં, ટેવમાં, અને કામધંધામાં પુરૂષ જેવી થવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓ વિસરી જાય છે કે કુદરતની યોજનામાં પોતાનુ સ્થાન અને ધર્મ શાં છે "

[ શ્રી મોતીવાળાના ભાષણમાંથી ] લેડી એમીલી લુટીયન્સ

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીના 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

૧૦

દેવીદીને ચ્હાની દુકાન તેજ દિવસે બંધ કરી દીધી હતી અને દિવસભર જે અદાલતમાં ધાડવાળો મુકદમો ચાલતો હતો અને રમાનાથની જુબાની લેવાઇ રહી હતી તેની ધૂળ તે ખૂણા કરતો હતો. બરાબર ત્રણ દિવસ સુધી રમાનાથની જુબાની લેવાયા કરી અને ત્રણે દિવસ સુધી દેવીદીને ન કાંઇ ખાધુ કે ન કાંઇ પીધુ. આજે પણ ઘરે આવતાંની સાથે જ તેણે કુરતુ ઉતારી નાખ્યુ અને પંખો લઇને પવન નાખવા માંડયો. ફાગણ બેઠો હતો એટલે થોડી થોડી ગરમી શરૂ થઇ હતી પરન્તુ કાંઇ એવી ગરમી ન હતી કે પસીનો થાય અને પંખાની જરૂર પડે અમલદાર લોકો તો ઉનના કપડાં પહેરતા હતા; પરન્તુ દેવીદીન પસીનાથી તર થઇ ગયો હતો તેનો ચહેરો હમેશાં નિષ્કપટ વ્રદ્ધત્વથી હસી રહેતો હતો તે અત્યારે ઝાંખો થઇ ગયો હતો, કેમ જાણે કોઇ ચેક કરીને તે પાછો આવ્યો ન હોય!

જગ્ગો લોટામાં પાણી લાવીને બોલી "ચલમ ભરી દઉં!" ત્રણ દિવસથી દેવીદીનની ખાતર થઇ રહી હતી. આના પહેલાં બુઢ્ઢી કદિ પણ ચલમ ભરી આપવાનું કહેતી ન હતી. દેવીદીન એની મતલબ સમજતો હતો. સદય નેત્રોથી બુઢ્ઢી તરફ જોઇને તે બોલ્યો "નહિ: રહેવા દે, ચલમ નથી પીવી."

"તો હાથ મોઢું તો ધોઇ લો, ધૂળ લાગી ગઇ છે"

"ધોઇ નાખીશ: શી ઉતાવળ છે!"

બુઢ્ઢી આજની ખબર જાણવા ઉતાવળ હતી પરન્તુ દેવીદીન ચીડાઇ ન જાય એટલા ખાતર ડરી રહી હતી દેવીદીન પ્રસન્ન થઇને આપો આપ બધો વૃત્તાન્ત કહી દે એટલા માટે તેનો થાક ઉતારવાની જગ્ગોની ઇચ્છા હતી.

"તો જરા પાણી તો પીઓ, બપોરે તો કાંઇ ખાધુ પણ ન હતુ મીઠાઇ લાવુ? લાવો, પંખો મને આપી દો."

દેવીદીને પંખો આપી દીધો. બુઢ્ઢી પવન નાખવા લાગી બે ત્રણ મીનીટ સુધી આંખો બંધ કરીને પડી રહ્યા બાદ દેવીદીને કહ્યું

"આજે બાબુની જુબાની પૂરી થઇ ગઇ"

બુઢ્ઢીનો હાથ રુકી ગયો તે બોલી. "તો કાલથી તે ઘરે આવી જશે!"

દેવીદીન "હજી છુટ્ટી નહિ મળે, આ જ જુબાની દિવાનીમાં આપવી પડશે. અને હવે અહીં આવે પણ શા માટે? કોઇ સારી જગ્યા મળી જશે. ઘોડા પર બેસીને ફરશે. પરન્તુ છે તો બડો મતલબી. ૧૫ ફેબ્રુ-

આરોને ફસાવી દીધા. પાચ છ ને તો ફાંસી મળી જશે. બીજાઓને દશ દશ, બાર બાર વર્ષની સજા થઇ જવાની છે. તેની જુબાનીથી મુકદમો સાબીત થઇ ગયો. હવે કોઇ ભલે તેટલો પ્રયત્ન ભલે કરેને ! શી મજાલ છે કે જરા પણ સંદેહ પડે. હવે એક જણ પણ નહિ બચે. કોણે કામ કર્યું, કોણે નથી કર્યું, એનો હાલ તો ઇશ્વર જાણે; પરંતુ બધા મરી જવાના. ઘરેથી પણ સરકારી રૂપીયા ખાઇને જ ભાગ્યો હતો ' આપણે છેતરાઈ ગયા !"

જગ્ગો મીઠા તિરસ્કારથી જોઇને બોલીઃ "આપણી નેકી—બદી આપણી સાથે છે. સંસાર આખો મતલબી છે. કોણ કોને માટે મરી ફિટે છે ! "

દેવીદીને તીવ્ર સ્વરે કહ્યુંઃ "પોતાના સ્વાર્થને ખાતર જે બીજાઓના ગળા કાપે તેને તો ઝેર દેવામાં પણ પાપ નથી."

એટલામાં બે જણ આવીને ઉભા રહ્યા. એક ગોરો ખુબસુરત છોકરો હતો, તેની ઉમ્મર પંદર સોળ વર્ષથી વધુ ન હતી બીજો અધેડ હતો અને ચપરાસી જેવો દેખાતો હતો.

દેવીદીને પૂછ્યુંઃ "કોને શોધો છો ?"

ચપરાસીએ કહ્યુ "દેવીદીન તમારૂ જ નામ ને ? હુ 'પ્રજામિત્ર'ની કચેરીમાંથી આવ્યો છુ આ ભાઇ, શેતરજનું ઇનામ મળ્યુ હતુ તે રમાનાથના ભાઇ છે તેમની તપાસ કરવા તેઓ કચેરીમા આવ્યા હતા. એટલે તંત્રીજીએ તમારી પાસે મોકલ્યા છે. તો હું જાઉ ને ?"

એટલુ કહીને તે ચાલી ગયો દેવીદીને ગોપીને માથાથી પગ સુધી નિહાળ્યો, આકૃતિ રમાનાથને મળતી હતી તે બોલ્યો "આવો, બેટા ! બેસ, ઘરેથી કયારે આવ્યો ?"

એક ખટિકની દુકાન ઉપર બેસવાનુ ગોપીને પણ પ્રતિકુળ લાગ્યું. ઉભો રહીને તે બોલ્યો " આજે જ આવ્યો છું ભાભી પણ સાથે છે ધર્મશાળામાં ઉતર્યો છું."

દેવીદીન ઉભો થઇ ગયો અને બોલ્યો. "તો જા વહુને લઇ આવને ! ઉપર રમાનાથ બાબુનો ઓરડો છે, ત્યાં આરામથી રહો. ધર્મશાળામા શા માટે પડી રહેશો ! નહિ, ચાલ, હુ પણ આવું છુ. અહીં બધી રીતની સગવડ છે."

તેણે જગ્ગોને આ ખબર આપી અને ઉપર ઝાડુ વાળવાનુ કહી તે ગોપી સાથે ધર્મશાળા તરફ ચાલ્યો ગયો. બુઢ્ઢીએ તરત જ ઉપર જઇને ઝાડુ કાઢ્યુ. પછીથી મીઠાઇ વાળાની દૂકાન પરથી મીઠાઈ અને દહીં લઇ આવી. સુરાહીમાં પાણી ભરી દીધું, પછી હાથ મોં ધોઇને એક રંગીન સાડી કાઢી, ઘરેણાં પહેર્યાં અને બનીઠનીને વહુની રાહ જોવા લાગી.

એટલામાં ગાડી આવી પહોંચી બુઢ્ઢીએ આગળ જઇને જાલપાને ઉતારી જાલપા પહેલા તો શાકભાજીની દુકાન જોઇને ચોકી; પરંતુ બુઢ્ઢીનુ સ્નેહસ્વાગત જોઇને તેની ચોક દૂર થઇ ગઇ તેની સાથે ઉપર જતાં દરેક ચિજ પોતપોતાની જગાએ રાખેલી જોઇ. કેમ જાણે પોતાનુ જ ઘર ન હોય !

જગ્ગોએ લોટામાં પાણી આપી કહ્યુંઃ "આજ ઘરમાં ભાઇ રહેતા હતા, બેટી ! આજે પંદર દિવસથી ઘર સુનું પડયું છે. હાથ મોં ધોઇને ખાઇલે, બેટી ! ભાઇની ખબર તો હજી તને નહિ પડી હોય !"

જાલપાએ માથું હલાવીને કહ્યુઃ "હજી બરાબર માલમ નથી પડી પત્રે છપાય છે ત્યાં માલમ પડયું કે પોલીસે તેમને ગિરફતાર કર્યા છે"

દેવીદીન પણ ઉપર આવી ગયો હતો. તે બોલ્યોઃ "ગિરફતાર તો કર્યો હતો, પરંતુ

હવે તો તે એક મુકદ્દમામા સરકારી સાક્ષી બન્યો છે. પ્રયાગમાં હવે તેના ઉપર કોઇ મુકદ્દમો નહિ ચાલે અને વળી સાથે સાથે નોકરી ચાકરી પણ મળી જશે ”

જાલપાએ ગર્વથી કહ્યુ. “ શુ એ ડરથી તે સરકારી સાક્ષી બન્યા ? ત્યાં તેમના ઉપર કોઇ સામસો નથી. તો મુકદ્દમો કેમ ચાલશે ? ”

દેવીદીને બ્હીતાં બ્હીતાં કહ્યું “ કોઇ રૂપીયા પૈસાનો મામલો હતો ને ? ”

જાણે આફત આવી પડી હોય તેમ જાલપાએ કહ્યુ “એવી કોઇ વાત ન હતી. અમને માલમ પડ્યું કે કાંઈ સરકારી રકમ એમનાથી ખર્ચાઇ ગઇ છે એટલે તરતજ તે રકમ પહોંચાડી દીધી નકામા ગભરાઇને ભાગી આવ્યા અને પછી તો એવી ચૂપકીદી રાખી કે પોતાની ખબર સુદ્ધાં ન આપી. ”

દેવીદીનનો ચહેરો જગમગી ઉઠયો કેમ જાણે કોઇ વ્યથાથી આરામ મળ્યો ન હોય ! તે બોલ્યો ‘ અમને શી ખબર ’ વખતો વખત તેને સમજાવ્યો કે ઘરે કાગળ પત્ર લખી દે. બધા ગભરાતા હશે. પરંતુ શરમનો માર્યો લખતોજ ન હતો. પ્રયાગમા મુકદ્દમો ચાલી ગયો હશે, એવો ડર તેને લાગ્યા કરતો હતો જો એ જાણતો હોત તો સરકારી સાક્ષી શાનો બનત ! ”

સરકારી સાક્ષીનો આંધપ જાલપાને આશ્ચર્ય ન હતો સમાજમાં તેની જે નિન્દા અને અપકીર્તિ થાય છે, તે પણ તેનાથી અજાણ્યુ ન હતુ સરકારી સાક્ષીઓ કેમ બનાવાય છે, તેમને કેવી રીતનુ પ્રલોભન આપવામાં આવે છે, પોલીસનુ રમકડુ બનીને તે કેવી રીતે પોતાનાજ મિત્રોના ગળાં કાપે છે, તે સર્વ તેને માલમ હતુ. જો કોઇ માણસ પોતાનાં બુરા આચરણથી લજ્જિત થઇને સત્યનુ રોદન કરે, છળ અને કપટનુ આવરણ દૂર કરે તો તે સજ્જન છે. તેનાં સાહસની જેટલી પ્રસસા થાય તેટલી ઓછી છે પરંતુ એમાં શરત એટલી કે તે સાથે પોતાનાં કર્મનુ ફળ ભોગવવા તે તૈયાર રહે, હસતો રમતો ફાંસી પર ચઢી જાય, એજ સાચો વીર છે પરંતુ પોતાનાં પ્રાણની રક્ષાને ખાતર, સ્વાર્થના નીચ વિચારથી, મજાની કઠોરતાના ભયથી, પોતાંના સાથીઓ સામે દગો કરે, પાળેલો સાપ બની જાય તો તે કાયર છે, પતિત છે, નીચ છે, વિશ્વાસઘાત, ડાકુઓ અને સમાજના શત્રુઓમા પણ એટલોજ હોય છે, જેટલો અન્ય ક્ષેત્રમાં છે એવા પ્રાણીઓને સમાજ કદિ પણ ક્ષમા કરતો નથી. જાલપા એ સારી રીતે સમજતી હતી. અહીં તો સમસ્યા એથી પણ મુશ્કેલ થઈ ગઇ હતી રમાનાથે દંડના ભયથી પોતાનાં કરેલાં પાપનો પડદો ખોલ્યો ન હતો. તેમાં ઓછામાં ઓછી સચ્ચાઇ તો હતી. નિંદા હોવા જતાં તેમાં આંતરિક સચ્ચાઇનો એક ગુણ તો હતો. અહીં તો એ પાપોનો પડદો ઓઢાઈ ગયો હતો, જેની હવા સુદ્ધાં તેને લાગી ન હતી જાલપાને તરત એમાં વિશ્વાસ નહિ આવ્યો અવસ્ય કોઇને કોઇ વાત બીજી જ થઇ હશે જેણે સરકારી સાક્ષી બનવા તેને પ્રેરણા કરી હશે તે સંકોચાતી બોલી. ” “શુ અહીં પણ કોઇ.. ...કોઇ વાત થઇ ગઇ હતી ? ”

તેની મનોવ્યથાનો અનુભવ કરતાં કરતાં દેવીદીન બોલ્યો “ એવુ કાંઈ નથી, અહીં મારા સાથેજ તે પ્રયાગથી આવ્યો હતો. આવ્યો ત્યારનો અહીંથી ક્યાંય ગયો નથી. બહાર પણ નીકળતો ન હતો. બસ, એક દિવસ નીકળ્યો અને તેજ દિવસે પોલીસે તેને પકડી લીધો. એક સિપાઇને આવતો જોઇને એવો ભય લાગ્યો કે મને પકડવા આવે છે, એટલે તે નાસી ગયો. સિપાઇએ આથી શંકા પડી અને

તેને ગિરફતાર કરી લીધો હું પણ તેની પાછળ થાણામાં ગયો. દારોગાએ પહેલાં તો લાંચ માગી હતી. પરંતુ હું ઘરે રૂપીયા લેવા આવ્યો એટલામાં તો બીજીજ વાત બની ચુકી હતી. અમલદારોમાં કોણજાણે શી વાતચીત થઈ. તેને સરકારી સાક્ષી બનાવી દીધો. મને તો ભાઈએ કહ્યુ હતુ કે આ મામલામાં જરાપણ જુઠું બોલવુ નહિ પડે. પોલીસનો મુકદ્દમો સાચો છે માચી વાત કહેવામાં શી હરકત ! હુ ચૂપ થઈ ગયો. શુ કરું ? "

જગ્ગો. " કોણ જાણે બધાએ શી બુટ્ટી સુંઘાડી દીધી. ભાઈ તો એવો ન હતો દિવસભર મા, મા કરતો હતો દુકાન પર પુરૂષો તેમ જ સ્ત્રીઓ પણ શી મજાલ કે કોઈની તરફ આંખ ઉઠાવીને જોયુ હોય ! "

દેવીદીન " કાંઈ ખરાબ ટેવ નહતી મેં તો એવો છોકરો જોયો જ નથી. તે જ કપટમાં સપડાઈ ગયો. "

જાલપાએ એક મીનીટ વિચાર કરીને કહ્યું " તેમની જુબાની લેવાઈ ગઈ ? "

" હા, બરાબર ત્રણ દિવસ ચાલુ રહી. આજે જ પૂરી થઈ "

જાલપાએ ઉદ્વિગ્ન થઈને કહ્યુ. " તો શું હવે કાંઈ નહિ થઈ શકે ? હુ તેમને મળી શકુ ? "

દેવીદીન જાલપાના આ પ્રશ્ન પર હસી પડયો તે બોલ્યો. " હા, બીજુ શુ ? ત્યાં જઈને તુ બધુ કહી દે, તો સારો ખેલ બગાડી નાખે. પોલીસ એવી ગધેડી નથી. આજ કાલ કોઈ પણ તેને મળવા પામતું નથી. સખ્ત પહેરો રહે છે "

એ પ્રશ્ન ઉપર આ સમયે બીજી કાંઈ વાતચીત થઈ શકે એમ નહતુ આ પ્રશ્નનો ઉકેલ કરવાનું કામ સહેલું નહતુ. જાલપાએ ગોપીને બોલાવ્યો છજામાં ઉભો રહીને તે સડક પરનો તમાસો જોઈ રહ્યો હતો. જાણે સાસરે આવ્યો ન હોય, તેમ તે શરમાઈ રહ્યો હતો. ધીમે ધીમે તે આવીને ઉભો રહ્યો.

જાલપાએ કહ્યું: " હાથ મોઢુ ધોઈને કાંઈ ખાઈ લે દહી તો તને ઘણુ ભાવે છે "

ગોપી શરમાઈને ફરી બહાર ચાલી ગયો

દેવીદીન સહેજ હસીને બોલ્યો: " અ મારી સામે એ નહિં ખાય. અમે બને ચાલી જઈએ છીએ તમને કોઈ પણ ચીજની જરૂર હોય તો મને કહી દેજો, વહુજી ! ઘર તમારૂ જ છે ભાઈને તો અમે અમારો જ સમજતા હતા. અમારે બીજુ છે પણ કોણ ? "

જગ્ગોએ ગર્વભેર કહ્યું: " તે તો મારા હાથનું રાંધેલું ખાતો હતો. તેને કાંઈ આભડછેડ અભિમાન ન હતું"

" હવે તમારે રાંધવુ નહિ પડે, માજી, હું રાંધી આપ્યા કરીશ " જાલપા હસતી હસતી બોલી.

" અમારી ન્યાતમાં બીજાના હાથનુ ખાવાની મનાઈ છે. હવે ચાર દિવસ માટે ન્યાતમા આંગળી ચિંધવા જેવુ શા માટે કરવુ ? " જગ્ગોએ વાંધો દર્શાવ્યો.

જાલપા: " અમારી જ્ઞાતિમાં પણ બીજાના હાથનુ ખાવાની મના છે. "

જગ્ગો. " તેમને અહીં કોણ જોવા આવવાનુ છે ? વળી ભણેલા ગુણેલા માણસો તો એવી વાતનો વિચાર સુદ્ધાં કરતા નથી અમારી જ્ઞાતિ તો મૂરખ લોકોની છે. "

જાલપા: " તમે રાંધો અને હુ જમું એ તો ઠીક નથી લાગતુ. જેને વહુ બનાવી તેના હાથનુ તો ખાવું પડશે ખાવુ ન હતુ તો વહુ શા માટે બનાવી ? "

જગ્ગો તરફ પ્રશંસાસૂચક નેત્રોથી જોઈને દેવીદીને કહ્યું: " વહુએ વાત તો

મુદ્દાની કહી દીધી. આનો જવાબ બરાબર વિચાર કરીને આપજે. અત્યારે તો ચાલ, એ લોકોને જરા આરામ લેવા દે."

બન્ને નીચે ચાલી ગયાં એટલે ગોપીએ આવીને કહ્યું: "ભાઈ આ ખટિકને ત્યાં રહેતા હતા કે શું? ખટિક હોય એમ જ લાગે છે."

જાલપાએ તિરસ્કાર દર્શાવી કહ્યું "ખટિક હોય કે ચમાર હોય; પરંતુ મારા અને તારા કરતાં સો ગણા સારા છે. એક પરદેશી માણસને ૭ માસ સુધી પોતાને ઘરે રાખ્યો, ખવડાવ્યું અને પીવડાવ્યું. આપણામાં છે એટલી હિંમત? અહીં તો કોઈ મહેમાન આવી જાય છે તો તે પણ ભારી પડી જાય છે. જો આ નીચ છે તો આપણે તેના કરતાં પણ વધુ નીચ છીએ."

ગોપીએ હાથ મુખ ધોઈ નાખ્યું હતું. મિઠાઈ ખાતાં ખાતાં તે બોલ્યો: "કોઈને રાખવાથી કોઈ ઉચ્ચ નથી થઈ જતું. ચમાર એમે તેટલું દાનપુણ્ય કરે; પરંતુ તે રહેશે તો ચમાર જ!"

## નવીન પરબો બંધાવશો?

આ જરૂરિયાત એક બાળકની નહિ પણ અનેક બાળકોની છે.

પ્રત્યેક બાળક જ્ઞાનતૃષા છિપાવવા નવનવાં પુસ્તકો માટે ઝંખી રહ્યું છે, અને તે વિના તલપાપડ થઈ રહ્યું છે.

જો નદી કે નવાણ વિનાનું ગામ હોઈ શકે તો જ બાલપુસ્તકાલય વિનાનું ગામ હોઈ શકે.

પાણીની પરબ ઉઘાડવામાં પુણ્ય છે, તેથીયે વધારે પુણ્ય જ્ઞાનની પરબ ઉઘાડવામાં છે.

પાણીની પરબ એક અમૂલ્ય આશીર્વાદ છે, પણ તેથીએ વધારે અમૂલ્ય આશીર્વાદ જ્ઞાનની પરબ છે

દેહની તૃષા મીઠું અને સ્વચ્છ જળ સમાવે છે, પણ મન અને આત્માની તૃષા તો સુંદર અને નિર્મળ પુસ્તક જ સમાવે છે.

આ નવો યુગ છે, બાલયુગ છે; અને બાલયુગ બાલજ્ઞાનની પરબોને માગે છે.

શ્રીમંતો અને દાનવીરો, રાજાઓ અને મહારાજાઓ, આ યુગને અને બાળમાનસને પીછાણશો? આ અવસરને ઓળખશો અને અવસરના એંધાણ આપશો?

**સ્થળે સ્થળે નવીન પરબો બંધાવશો?**

જાલપા "બીજાનું ધન ખાયા કરતા પંડિત કરતાં હું એ ચમારને સારો સમજું."

પાણી પીને ગોપી નીચે ચાલી ગયો. શહેરમાં ફરવાની તેને ઘણી ઇચ્છા હતી. જાલપાને કંઈ ખાવાનું મન ન હતું. તેની સામે એક મુશ્કેલ સમસ્યા ખડી થઈ હતી: રમાનાથને આ દળદળમાંથી કેવી રીતે કાઢી શકાય? એ નિન્દા અને ઉપહાસની કલ્પના માત્રથી તેનું અભિમાન ખંડિત થઈ જતું હતું. રમેશને માટે તે સર્વની નજરમાંથી ઉતરી જશે. કોઈને મુખ દેખાડી ન શકશે.

વળી, નિર્દોષોના ખૂનનો ભાર કોના માથા ઉપર રહેશે! આરોપીઓમાંથી કોણ અપરાધી છે, કોણ નિરપરાધી છે, કોણ દ્વેષના શિકાર બન્યા છે, કોણ લોભના શિકાર બન્યા છે તેની કોને ખબર! સર્વેને સજા થઈ જાય. એની હત્યા કોને માથે પડશે!

સડક પર આવીને ફરવા લાગી. રમાનાથની આવી નિન્દા સાંભળીને તેનું હૃદય તૂટી જતું હતું. તેને રમાનાથ ઉપર ક્રોધ ન આવ્યો, ગ્લાનિ ન થઇ: તેને હાથનો સહારો આપીને આ દળદળમાંથી કાઢવાને તેનું મન વિકળ થઇ ઉઠ્યું. રમાનાથ તેને ધુત્કારી કેમ ન કાઢે, ઠોકર કેમ ન મારે, પરંતુ તેને અપયશના અંધારા ખાડામાં તે કદિ પણ પડવા દેશે નહિ.

બન્ને જણ ત્યાંથી ચાલ્યાં, એટલે જાલપાએ પૂછયું: "આ માણસને કહી દીધું ને કે જ્યારે તે આવી જાય ત્યારે આપણને ખબર આપે ?"

"હા, કહી દીધું છે."

## ૧૧

એક મહિનો વીતી ગયો. ગોપીનાથ પહેલાં તો થોડાક દિવસ કલકત્તાની સહેલ કરતો રહ્યો; પરંતુ ચાર પાંચ દિવસમાં જ તેનો જીવ ત્યાંથી ઉઠી ગયો. તેણે ઘરની રઢ લેવાની શરૂઆત કરી દીધી. આખરે તેને પાછો મોકલી દેવાનું જાલપાને ઠીક લાગ્યું. અહીં તો તે ડુસ્કાં ભરી ભરીને રડયા કરતો હતો.

જાલપા કેટલીયે વાર રમાનાથના બંગલા સુધી જઇ આવી. તે જાણતી હતી કે હજી રમાનાથ આવ્યો નથી, છતા પણ એક વાર ત્યાંસુધી ચક્કર લગાવી આવવામાં તેને કોઇ વિચિત્ર પ્રકારનો સંતોષ થતો હતો.

કાંઇ વાચતાં વાંચતાં કે સુતાં સુતાં જાલપા થાકી જતી એટલે એક ક્ષણ માટે બારીની સામે આવીને ઉભી રહેતી. એક દિવસ સાંજે તે બારીની સામે આવી તો સડક ઉપર મોટરોની હાર નજરે પડી. આટલી બધી મોટરો કયાં જાય છે, એવું તેને કુતુહલ થયું. એટલે બારીકાઇથી જોવા લાગી. ૭ મોટરો હતી. તેમાં પોલીસના અમલદારો બેઠા હતા એકમા બધા સિપાઇઓ હતા. છેલ્લી મોટર ઉપર જ્યારે તેની નજર પડી ત્યારે, જાણે તેનાં શરીરમાં વિજળીનો આંચકો લાગી ગયો ન હોય એમ થયું. તે એટલી બધી તન્મય થઇ ગઇ કે બારીએથી દાદર સુધી દોડી આવી કેમ જાણે મોટરને રોકવા ચાહતી ન હોય! પરંતુ એક જ પળમાં તેને માલમ પડ્યું કે દાદર પરથી નીચે ઉતરતામાં તો મોટર પસાર થઇ જશે. એટલે તે ફરી બારી પાસે આવી ઉભી રહી. હવે રમાનાથ એકદમ સામે આવી ગયો હતો. તેની આંખો બારી તરફ જ લાગી રહી હતી જાલપાએ ઇસારાથી કાંઇ કહેવા ધાર્યું. પરંતુ સંકોચે તેમ કરતાં તેને રોકી લીધી. રમાનાથની મોટર કાંઇક ધીમી થઇ ગઇ હોય એમ તેને લાગ્યું. દેવીદીનનો અવાજ પણ સંભળાયો પરંતુ મોટર થોભી નહિ. એક જ ક્ષણમાં તે આગળ ચાલી ગઇ પરંતુ રમાનાથ હજી પણ રહી રહીને બારી તરફ તાકતો જતો હતો.

જાલપાએ દાદર આગળ આવીને કહ્યું: "દાદા!"

દેવીદીને સામે આવીને કહ્યું. "ભાઇ આવી ગયો! પેલી મોટર જઇ રહી છે."

એમ કહેતાં કહેતાં તે ઉપર આવી ગયો. જાલપાએ ઉત્સુકતાને સંકોચથી દબાવીને કહ્યું: "તમને કાંઇ કહ્યું ?"

દેવીદીન "બીજું શું કહે? માત્ર રામ રામ કર્યા. મેં કુશળતા પૂછી એટલે હાથથી દિલાસો આપીને ચાલી ગયો. તે જોયો કે નહિ?"

જાલપાએ માથું નીચું કરી કહ્યું. ' જોયા કેમ નહિ ? મારી આગળ જરા ઉભી હતી "

" તેણે તને જોઇ તો હશે "

" મારી તરફ તાકતા તો હતા "

" બહુ આશ્ચર્ય પણ હશે કે આ છે કોણ ! "

" મુકદમો ક્યારે રજુ થશે, તે કાંઇ માલમ પડ્યું ? "

" કાલેજ તો. "

" કાલેજ ! આટલો વહેલો ! હવે તો જે કાંઇ કરવું હોય તે આજેજ કરવું પડશે કોઇ પણ રીતે જો મારો પત્ર તેમને પહોંચી જાય તો કામ થઇ જાય "

તું ધારે છે એટલું આ કામ સહેલું નથી, એમ કહેતો ન હોય એમ દેવીદીન તેની તરફ તાકી રહ્યો.

જાલપાએ તેના મનનો ભાવ પામી જઇ કહ્યું: " તેઓ પોતાની જુબાની બદલવા રાજી થશે, એમાં તમને કાંઇ સન્દેહ લાગે છે ? "

એનો સ્વીકાર કરવા સિવાય દેવીદીનને બીજો કોઇ ઉપાય સુઝયો નહિ તે બોલ્યો " હા ! વહુજી, મને એનો ઘણો અંદેશો છે. અને સાચું કહો તો જોખમ પણ છે. તે જુબાની બદલી પણ નાંખે, છતાં પોલીસના પંજામાંથી છુટી શકે એમ નથી. કોઇ બીજું કારણ કાઢીને તે બાઇને પકડી લેશે અને ફરી નવો મુકદમો ચલાવશે "

આ વાતથી જરા પણ ડરતી ન હોય એવી નજરે જાલપા જોઇ રહી. પછી બોલી.

"હાહા, હું તેમને પોલીસના પંજામાંથી બચાવવાનું માથે નથી લેતી હું કેવળ એટલું જ ઇચ્છું છું કે બની શકે તો આ અપયશમાંથી હું તેમને બચાવી લઉં તેમના હાથેથી આ રહ્યા બધા ઘરોની બદનામી થતી જોઇ શકાતી નથી. જો તેઓ સાથેસાથ ધાડપાડુઓમાં સામેલ હોત તો પણ હું તો એમજ ઇચ્છું કે છેવટ સુધી પોતાના સાથીઓ સાથે રહીને માથે જે દુઃખ આવી પડે તે આનંદથી તેઓ સહી લે. બીજાઓને દગો દઇને તેઓ સરકારી સાક્ષી બની જાય એ હું કદિ પણ પસંદ નહિ કરૂં. પરંતુ આ તો મામલો જ તદ્દન જુદો છે પોતાના સ્વાર્થને ખાતર તેઓ જુઠી સાક્ષી આપે એ હું કદિ પણ સહન નહિ કરૂં જો તેઓ જાતે પોતાની જુબાની નહિ બદલે તો હું જાતે અદાલતમાં જઇને બધી પોલ ઉઘાડી નાખીશ. પછી ભલે એનું પરિણામ ગમે તે આવે ભલે તેઓ મને હમેશને માટે ત્યજી દે, મારૂં મોઢું પણ ન જુએ, મને એ મંજુર છે. પરંતુ આટલું મોટું કલંક તેઓ પોતાને માથે વહોરે એમ કદિ પણ બની નહિ શકે મેં મારા પત્રમાં આ સર્વ લખી દીધું છે. "

દેવીદીને તેના તરફ માનની દૃષ્ટિથી જોઇને કહ્યું. " તું બધું કરી શકશે, વહુ, હવે મને ખાત્રી થઇ ગઇ. જો તે હૃદય આટલું બધું મજબૂત કરી દીધું છે તો તું બધું કરી શકે એમ છે. "

" તો અહીંથી નવ વાગ્યે જઇશું ? "

" હા. હું તૈયાર છું. "

( અપૂર્ણ )

# મંડળના પ્રાણ અને આત્મા સમા બંધુઓની કદર

## શ્રી. ભવાનીદાસ અને શ્રી. કેશવલાલને માનપત્ર આપવાનો સમારંભ

[ અમારા ખાસ પ્રતિનિધિ તરફથી ]

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની લગભગ ૩૦ વર્ષની કારકીર્દિમા, ૧૯૨૮ માં ઉજવાયલા તેના રજતમહોત્સવ પછી, તા ૩૭ ડીસેમ્બર ૧૯૩૨નો દિન સૌથી વધુ ચિરસ્મરણીય રહેશે. તે દિવસે લગભગ શરૂઆતથી આજ દિન સુધી મંડળની નિસ્વાર્થ ભાવે સેવા કરનારા મંડળના બે સાચા સેવકોને માનપત્ર આપીને શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે તેમની સેવાઓની યત્કિંચિત કદર કરી છે. પ્રસંગના વિશિષ્ટત્વને પ્રતાપે એ દિવસે સાંજે ૪ વાગતામાં તો માધવબાગનું ચોગાન ગુજરાતી સન્નારીઓ તેમજ સદ્‌ગૃહસ્થોથી ઉભરાઈ ગયું હતું. શ્રી ભવાનીદાસ મોતીવાળા એટલે શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સ્થાપક, અને શ્રી. કેશવલાલભાઈ મણિયાર એટલે મંડળનું સતત સંચાલન કરનારા સૂત્રધાર. બન્નેની સેવાઓ એટલી બધી જાણીતી છે કે તે દિવસના સમારંભમા હાજર રહેનારાઓને તેમની પોતાની હાજરી માટે પણ ગૌરવ ઉપજતું હતું વળી આજ પ્રસંગે મંડળના સ્ત્રીવિદ્યાલયમા તેમજ અન્ય શિક્ષણવર્ગોમાં ઉત્તીર્ણ થએલા બહેનોને ઇનામો વહેંચાયા હતાં સમારંભના પ્રમુખસ્થાને દિ. બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી હતા. સૌ. વ્રજકિશોરી કૃષ્ણલાલ ઝવેરીને હસ્તે ઇનામો વહેંચાયાં હતા.

કાર્યક્રમની શરૂઆત સ્વાગત ગીતથી થઈ સ્વાગતગીતની રચના કવિતાપ્રેમી કોઈને પણ હિંમગિરિ ઉપજાવે, એવી હતી. એક વિચાર આવે છેઃ મંડળ પાસે ગુજરાતના એક આશા આપતા કવિ શ્રી સુંદરજી ગો. બેટાઇ હોવા છતાં આવા કંગાળ જોડકણાંથી કેમ ચલાવી લેવાતું હશે ? સ્વાગતગીત બાદ શ્રીમતી મંગળા બહેને સમારંભની સફળતા ઇચ્છતા આવેલા પત્રો વાંચ્યા હતાં. તેમાં મુખ્ય મુખ્ય નીચેનાઓના હતાઃ સર જગમોહનદાસ વરજીવનદાસ સાંગલીના ના. રાણી સાહેબા, ધરમપુરના ના. મહારાણા સાહેબ અને રાણી સાહેબ, વાંસદાના રાણી સાહેબ, શ્રી. ગોવિંદલાલ શિવલાલ, શ્રી. નારાયણલાલ બંસીલાલ, શ્રી. મથુરાદાસ વસનજી ખીમજી, શ્રી માવજી ગોવિંદજી શેઠ, શ્રી ચન્દ્રશંકર પંડયા, શ્રી મૂળજી દુલભજી વેદ, શ્રી. નરહરરામ ત્રિપાઠી, વગેરેના મુખ્ય હતા. સર જગમોહનદાસે એમના પત્રમાં લખ્યું હતું " આ બન્ને સજ્જનોના સતત્ પ્રયાસથી મંડળની જે ઉન્નતિ થઇ છે તે ગુજરાતી હિંન્દુ પ્રજા સારી પેઠે જાણે છે. અને તેથી મંડળ તેઓનો જે, સત્કાર કરે છે તે યોગ્ય જ છે. સ્ત્રીકેળવણી માટે શાબ્દિક હિમાયત કરનારા ગૃહસ્થો કરતાં હું આ બન્ને ગૃહસ્થોની ક્રિયાત્મક સેવાવૃત્તિને વધુ કિંમતી લેખું છું: અને તેથી તેઓને હું આ તકે ધન્યવાદ આપું છું; અને ઇચ્છું છું કે તેઓ બાઇઓ પોતાની અમૂલ્ય સલાહ અને સહાયથી મંડળને ભવિષ્યમા પે આભારી કરતા રહેશે "

. શ્રી મૂળજી દુલભજી વેદ એમના પત્રમાં જણાવ્યું હતું " ૧૯૦૭-૮ થી હું ઉભય બંધુઓના નિકટ સમાગમમા છું ઉભય મુંબાઇ-ગુજરાતનાં અમોલાં રત્નો છે સ્વર્ગવાસી 'જમનાબાઇ સક્કઇ પૂર્વ પશ્ચિમની મંગળસંધિ સાધતા ગુજરાતનાં ગુણસુન્દરી હતાં ગુર્જર કુમારિકાઓ ને સૌભાગ્યવતીઓના તે અલૌકિક માવલુ-ગોવાલણ હતાં. તેમનાં મંગળ સ્મિત, તેમના સહજ શિયળ અને આનંદસરી સેવાની ત્રિવેણીએ ગુજરાતના ગૃહજીવનને સજીવન, સૌરભભર અને સેવાપરાયણ કર્યું". ગૃહજીવન વગર માનવ-જીવન નથી. માનવજીવનની અધિષ્ઠાત્રીઓ અન્નપૂર્ણાઓ, માતા,

ફાળો અમૂલ્ય છે તેઓની આ સેવા માટે અમે તેઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે તેઓએ મંડળને આદર્શ બનાવવા, સાધનસંપન્ન કરવા અને સમાજના એક અતિ ઉપયોગી અંગ તરીકે ખીલવવા પાછળ દિલપૂર્વક કામ કર્યું છે, જેના બદલામાં અમો મંડળની બ્હેનો તેમના જેવા ગૃહસ્થને આશીર્વાદ સિવાય બીજું શું આપી શકીએ ?

મંડળ તરફથી ચાલતા 'સ્ત્રીવિદ્યાલય'ને આદર્શ બનાવવાની ભાઈ ભવાનીદાસની મમત્વાકાંક્ષા પણ તેટલી જ પ્રબળ છે. તેઓ વિદ્યાલયના તંત્રને અતિઉપયોગી કરવા તેવી જ સહાય કરી રહ્યા છે અને મને આશા છે કે ભાઈ ભવાનીદાસની તે મહેચ્છા પણ વખત-જતાં મંડળના જેટલી જ સફળ થશે.

ભાઈ ભવાનીદાસે મંડળની બહાર પણ સ્ત્રી જનતાની અનેકવિધ સેવાઓ કરી છે. મંડળની પેઠે 'સોશ્યલ સર્વિસ લીગ'ના સ્ત્રીવર્ગોની વ્યવસ્થા સાચવવામાં પણ શરૂઆતમાં તેવો જ શ્રમ લીધો હતો આવી રીતે મુંબઈની તમામ કોમની સ્ત્રીઓ માટે તેઓએ બનતું કર્યું છે જે માટે તેઓના વ્યક્તિત્વ પ્રત્યે ઉંચો ખ્યાલ આવે છે.

ભાઈ ભવાનીદાસે મંડળના કાર્યવાહકોને અનેક પ્રસંગે માર્ગસૂચક સલાહ આપી છે મંડળનાં પ્રથમ પ્રમુખ સદ્ગત જમનાબહેનને તથા મને મારા કાર્યમાં પણ તેઓએ તેવીજ સહાય કરી છે; અને તેથી અમારી ફરજો બજાવવામાં અમને જે સફળતા મળેલી જણાતી હોય તેમાં તેમનો મોટો ફાળો છે એમ કબૂલ કરતાં મને જરીએ સંકોચ થતો નથી.

ભાઈ ભવાનીદાસની પેઠે ભાઈ કેશવલાલ ભીખાભાઈ મણિયારનાં પણ અમો ઋણી છીએ તેઓ સાંઈ મધ્યમ સ્થિતિના હોવા છતાં અંગત ઉન્નતિના પ્રયાસોની પરવાયે કર્યા સિવાય, મંડળ દ્વારા સ્ત્રીઉન્નતિની મુંગી સેવા કરવાના જીવનધ્યેયને સ્વીકાર્યું છે. તેઓએ મંડળના રોજીંદા કામનો બોજો, જવાબદારીભર્યું હિસાબીકામ, અને જુદા જુદા પ્રસંગોની ઉજવણી વિગેરેમાં એવો શ્રમ ઉઠાવ્યો છે કે આ પચ્ચીસ વર્ષની તેમની અવિરત સેવાની કદર કરવા અમો અમારી અશક્તિ જાહેર કરીએ છીએ. તેઓએ મંડળની ઓફીસને પોતાનું ઘર માન્યું છે. તેમાં એકધારું કામ કર્યા જ કરે છે તેમણે દેખાવ કર્યા સિવાય સાચી સેવા કરી છે; અને તે પણ નિઃસ્વાર્થ અને માનદવૃત્તિએ, માન—અહંતા વગર સેવા પણ કરવી નથી પરવડતી એવા આજના જાહેરમાં વખણાતા સાથીઓના માનસનો આપણને કોઈ કોઈ વખતે થાય છે જ્યારે મુંગી સેવા કરનાર ભાઈ કેશવલાલે લોકેષણાની પણ કશી દરકાર કરી નથી અને મંડળને જેની ખરી જરૂર હતી તેવા એક કાર્યદક્ષ વ્યવસ્થાપક રહેવામાં જ તેઓએ સંતોષ માન્યો હતો. તેમની, વૃદ્ધાવસ્થામાં જ્યારે તેઓ કામ કરવા અશક્ત જણાય છે ત્યારે પણ મંડળમાં હાજરી આપ્યા સિવાય તેઓથી રહી શકાતું નથી. આવા એકરંગી, ચારિત્ર્યશીલ પુરુષ જેમણે 'ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ'ના ઉત્કર્ષમાં જીવનનું અર્પ્યું છે; અને જેમના વર્તનથી મંડળના કાર્યવાહકોને અનુકરણીય સદ્ગુણો શીખવા મળ્યા છે તેમની સેવાની કદર કેવી રીતે કરવી તે અમો જાણતાં નથી; જેથી માત્ર તેઓને ધન્યવાદ આપીને જ સંતોષ માનીએ છીએ; અને અમો મંડળની કાર્યકર્તા બહેનો મંડળ પ્રત્યેની કાળજીને ભવિષ્યમાં અનુસરવાની તેઓને ખાત્રી આપીએ છીએ

આ બન્ને સ્ત્રીઉન્નતિના હિમાયતી પુરુષોના સ્ત્રીજીવન વિષેના વિચારો મહત્વના છે. તેઓએ સ્ત્રીઉન્નતિની આટલી લાંબી સેવા કરી છે તો તેમના મતવ્યો જાણવા એ આપણે માટે ખાસ જરૂરી છે થોડા ઘણા મતભેદ સાથે તેઓ બન્ને સ્ત્રીના સમાજમાંના સ્થાન માટે તો એક ડાબે બેસનારા છે તેઓ સ્ત્રીઉન્નતિના ઉદ્ધારને ઈચ્છે છે, સ્ત્રીસ્વાતંત્ર્યને ચાહે છે પણ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં રહી, કુદરતે બક્ષેલી શક્તિનો યથાર્થ ઉપયોગ કરે, અને પુરુષક્ષેત્રની સ્પર્ધા ન કરતાં પ્રગતિ કર્યે જાય. એવી સબળ માન્યતા તેઓ ધરાવે છે સ્ત્રી, સ્ત્રીત્વ પ્રાપ્ત કરે તોજ સમાજને ઉપયોગી થઈ પડે પુરુષત્વ મેળવવા પાછળ સ્ત્રી પોતાપણું ન ખોઈ બેસે; કારણકે તેવી પ્રગતિ સમાજને ઘાતક છે. તેમ માનવામાં હું પણ આ ભાઈઓ સાથે સંમત થાઉં છું.

આજલગી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે આ

1

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ દ્વારા
મુંબાઇનાં ગુજરાતી બ્હેનોની સેવા કરનાર



શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાલા,
બી એ એલએલ. બી

જેવી રીતે મંડળની પ્રગતિમાં ભાઈ ભવાનીદાસ
ભાઈ મંડળની બહાર રહીને પણ અમારા કાર્યમાં

આપી હમારા કામમાં સુગમતા કરી આપનાર
બીજા બંધુ ભાઈ કેશવલાલભાઈ છે. ૧૯૧૭ની

---

## શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, બી એ, એલએલ. બી.

સુજ્ઞ બન્ધુ,

'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ'ની સ્થાપના કરી, ગુજરાતી હિન્દુસ્ત્રીઓની પ્રગતિ માટે તમોએ વર્ષો વર્ષ નિઃસ્વાર્થ વૃત્તિથી જે સેવાઓ કરી છે, અને હજુ પણ કરો છો તેની યોગ્ય કદર કરવા અમે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદો, જાહેરમાં તમારો સત્કાર કરવાનો વિચાર કેટલાક વર્ષોથી સેવી રહ્યા હતા, પરંતુ અનિવાર્ય સંજોગોને લઈને તેનો અમલ થયો નહોતો, એટલે આજે પ્રથમ તકે તમોને માનપત્ર અર્પણ કરી અમે તમારા પ્રત્યેના ઋણનો સ્વીકાર કરીએ છીએ.

મુંબઈના એક શ્રીમંત કુટુમ્બમાં જન્મ લઈ, બી એ, એલએલ બી., સુધી ઉચ્ચ કેળવણી લઈ, વકીલાત કરવાના વિચારને તિલાંજલિ આપી જીંદગી ટ્રસ્ટરૂપે ગણી, સેવામય જીવન ગાળવાની નીતિને પસંદ કરી, તમોએ દેશકલ્યાણ અને જનકલ્યાણને માટે વ્યક્તિગત સ્વાર્થનો ભોગ આપ્યો છે; તેવા તમારા જીવનથી જનસમૂહને મહાન લાભ થયો છે એમ અમે નિશ્ચયપૂર્વક માનીએ છીએ. આથી તમારૂં જીવન શ્રીમંત કુટુંબના નબીરાઓને ભવિષ્યમાં માર્ગદર્શક થાય એ હેતુથી તમારા જીવન અને કાર્યને અમે વધાવી લઈએ છીએ

આજથી ત્રીશ વર્ષ પૂર્વે જ્યારે ગુજરાતનું સ્ત્રીજીવન ઘોર અંધકારમાં હતું, જ્યારે સ્ત્રીઓની ઉન્નતિનાં સ્વપ્નાઓ હાસ્યજનક લાગતા, જ્યારે સ્ત્રીઓનું ચલણ સમાજમાં નહિ જેવું જ હતું, જ્યારે ઘણા થોડા આત્માઓને સ્ત્રીઉન્નતિની કલ્પના ઉદ્ભવતી, અને જ્યારે ધુરંધર રાષ્ટ્રીય નેતાઓ અને સમાજસુધારકો પણ સ્ત્રીવર્ગના અભ્યુદયની પ્રવૃત્તિ ઉપાડવા હિમ્મત નહોતા કરતા, તેવા પ્રતિકૂલ સંજોગોમાં અને અનેક પ્રતિરોધોમાં, પચ્ચીસ વર્ષની યુવાન વયે, ટીકા, નિન્દા, તેમજ હાસીને હસી કાઢી, તમે સ્ત્રીઉન્નતિની પ્રગતિ માટે પોતાના અંગત પ્રયાસોથી મુંબઈ જેવા શહેરમાં 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' જેવી સ્ત્રીઉપયોગી સંસ્થા સ્થાપી, સ્ત્રીઓને તેમાં છુટથી રસ લેવા પ્રેરી, સ્વર્ગવાસી જમનાબ્હેન જેવા આદર્શ, વ્યવહારકુશળ અને પ્રતિષ્ઠિત ગુજરાતી બ્હેનને પ્રમુખપદ આપી, મંડળને ગૌરવવન્તુ કર્યું છે જેથી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ ઉપર તમારો અનહદ ઉપકાર થયો છે મંડળની પ્રગતિનો સાચો યશ તમને ઘટે છે, જે માટે અમે તમારી તરફ અપૂર્વ માનની દૃષ્ટિએ જોઈએ છીએ.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની પ્રવૃત્તિઓમાં તમે જે પરોક્ષ અને પ્રત્યક્ષ સહાય કરી છે, તેમજ વારંવાર મંડળને પ્રગતિમાન કરવાને કિમ્મતી અને માર્ગસૂચક સલાહ આપી છે, તેમજ મંડળની આર્થિક સ્થિતિને સદ્ધર કરવા મંડળની સીલ્વર જ્યુબીલી વખતે તથા મંડળના ભૂતપૂર્વ પ્રમુખનું નામ ચિરસ્મરણીય રાખવા માટે ફંડો ભેગાં કરવામાં તમોએ જે અથાગ શ્રમ ઉઠાવ્યો છે તે અમે ભૂલી શકતા નથી. સ્ત્રી વર્ગને તમે તમારા ઉપકાર તળે મૂક્યો છે; આથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના પિતા અને ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિ માટે તનમનધન ન્યોછાવર કરનાર તમારા જેવા પરોપકારી, નિરભિમાની, નિઃસ્વાર્થી, સહૃદયી અને સાદા ગૃહસ્થની, અમે મુક્તકંઠે પ્રશંસા કરીએ છીએ, સ્ત્રીઓની ઉન્નતિ માટે તમારા ભવ્ય સ્વપ્નાં આજે ગુજરાતમાં ફળીભૂત થયા છે એ જાણી જેટલો આનન્દ તમને થાય છે તેથી દ્વિગુણિત આનન્દ અમને થાય છે

તમારા જીવનમાંથી એક 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' જ નહિ પણ બીજી બે સંસ્થાઓ જન્મ પામી છે ભારતવર્ષની સ્ત્રીશક્તિનો પરચો બતાવનાર 'રાષ્ટ્રિય સ્ત્રીસભા,' અને સામાજિક સેવામાં અદ્ભુત કાર્ય કરતી મુંબઈની 'સોશ્યલ સર્વિસ લીગ' જેવી સંસ્થાઓના આદ્યપ્રણેતા પણ તમે છો; અને 'સોશ્યલ સર્વિસ લીગ'ને અંગે 'મહિલા સેવા મંડળ'નો ત્રણ શાખાઓમાં સેંકડો જુદી જુદી કોમની બ્હેનોના ઔદ્યોગિક લાભાર્થે જે ઉપયોગી કાર્ય તમારી દેખરેખ નીચે ચાલે છે તે પણ તમારા સ્ત્રીઉન્નતિ સાધવાના ધ્યેયના પુરાવારૂપે છે

---

સહકાર આપી રહ્યા છે તેવીજ રીતે મંડળના સાથથી એંગ્લે લગભગ આજ પંદર સોળ વર્ષથી અંદરના કાર્યમાં વખતો વખત ઉપયોગી સલાહ હું અને શ્રીમતી સુમનબ્હેન એમની સાથે રહી

મરણનું કાર્ય કરીએ છીએ તેથી જાતી અનુભવ
ઉપરથી વિનાશકારી કહેવાની હિમ્મત ધરીએ
ગુજરાતી બ્હેનોની અથાગ સેવા બજાવી છે અને,
હજુપણ આટલી વૃદ્ધ વયે નાદુરસ્ત તબીયત હોવા

---

મુંબઈ મ્યુનીસીપાલિટી જેવી શહેરની મહાન સંસ્થામાં દશ વર્ષ સુધી સભાસદ રહી, આપે ભિન્ન ભિન્ન દિશામાં શહેરસુધારાના કાર્યો કર્યાં છે ત્યાં પણ તમે સ્ત્રીઓને મ્યુનીસીપાલિટીનાં સભ્ય બનવાના અધિકાર અપાવવા સબળ અને સફળ હિમાયત કરી હતી, જેને પરિણામે આજે મુંબઈના સ્ત્રીવર્ગને માટે મ્યુનીસીપાલિટીના દ્વાર ખુલ્લા મૂકાયા છે

મ્યુનીસીપાલિટીદ્વારા પ્રથમ સ્ત્રીપુસ્તકાલય ખોલાવવાનું માન પણ આપને ફાળે જ આવે છે તમે મ્યુનીસીપાલિટીની 'સ્કુલ્સ કમીટી'ના કેટલાક વર્ષો સભાસદ, તથા એક વર્ષ પ્રમુખ રહી, પ્રાથમિક શિક્ષણને જે વેગ અને ઉત્તેજન આપ્યું છે તેની કદર પણ અમે આ સ્થળે કરીએ છીએ, એટલું જ નહિ પણ તમારી મ્યુનીસીપાલિટીની કારકીર્દીમાં રાષ્ટ્રપક્ષના એક ધુરંધર અનુયાયી તરીકે અનેક ભોગો આપી લોકહિતના જે કાર્યો તમે કર્યાં છે તેની પણ અમે નોંધ લઈએ છીએ. તદુપરાંત તમે આ શહેરની અનેક ઉપયોગી સંસ્થાઓમાં વર્ષો થયાં નિ:સ્વાર્થ વૃત્તિથી સેવા કરો છો, અને તે દરેકમાં તમારો અગ્ર ભાગ જ હોય છે એવા તમારા સેવામય જીવનની રેખાઓ ગણવી એ જો કે અમારે માટે અઘરૂં છે છતાં મહાસભાની તમે બજાવેલી સેવાને અમે વિસારી શકતા નથી જે પી અને પ્રેસીડેન્સી ઓનરરી મેજીસ્ટ્રેટના પદને બાર વર્ષ શોભાવ્યા પછી અસહકારની ચળવળને માન આપી તમે તે હોદ્દાઓનું રાજીનામું આપ્યું છે, જેથી તમારી ત્યાગવૃત્તિ અને સ્વમાનની લાગણીની અમને ઝાંખી થાય છે

સ્ત્રીઉન્નતિ અને દેશોન્નતિની ધૂનમાં તમે તમારી જ્ઞાતિસેવાની દિશા પણ ચૂક્યા નથી; અને તમારી સેવાની ધગશ લેઈ તમારા જ્ઞાતિબન્ધુઓએ તમને પ્રથમ જ્ઞાતિપરિષદના પ્રમુખપદે સ્થાપી તમારી યોગ્ય કદર કરી હતી, તે પ્રસંગે તમે સામાજિક પ્રશ્નો ચર્ચતું એક વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન આપ્યું હતું જેની અસર તમારી જ્ઞાતિના લોકો ઉપર સારી પડી હતી, અને મંડળની બ્હેનોએ પણ તેનો લાભ લીધો હતો.

વિદ્યાર્થી અને વિચારક તરીકે તમારૂં જીવન આદર્શ છે મુંબઈના સ્ટુડન્ટ્સ બ્રધરહુડના ઉપપ્રમુખ તરીકે વિદ્યાર્થી આલમની તમે સંગીન સેવા કરી છે; અને કેટલાક ઉપયોગી પુસ્તકો અને પુસ્તિકાઓ પ્રગટ કરી તમે જનસમાજને અર્થસૂચક સાહિત્ય આપ્યું છે તમારી રાષ્ટ્રભાવના અને સ્વદેશીની લાગણી તીવ્ર છે, અસ્પૃશ્યોદ્ધાર અને સમાજસુધારાના તમારા વિચારો આગળ પડતા છે તમારૂં સારૂં યે જીવન ઉચ્ચ આદર્શોથી ભરપૂર અનુકરણીય અને પ્રેરણાત્મક છે; અને અમે માનીએ છીએ કે જ્યાં આટલી તપશ્ચર્યા નથી ત્યાં સેવાસિદ્ધિ પણ નથી.

છેલ્લા છ-સાત વર્ષ થયાં હૃદયની નબળાઈને લઈને તમે આગળ જે જુસ્સાથી જાહેર જીવન ગાળતા હતા, તેવી શક્તિ આજે નથી, છતાં 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' અને 'સોશ્યલ સર્વિસ લીગ' માટે કાર્ય કરવાનું તમે હજુ ચાલુ રાખો છો તે જોઈ અમને હર્ષ થાય છે તમારી દરેક પ્રવૃત્તિને પ્રેરણારૂપ તમારા ધર્મપત્ની સૌ. કલાવન્તીબ્હેનનું નામ યાદ કરતા અમને અતિ આનંદ થાય છે ધર્મશીલ પતિની પત્નીનું અર્ધપદ ભોગવી, સૌ. કલાવન્તીબ્હેને મંડળની શરૂઆતથી તમારે પગલે ચાલી પ્રથમ, મંડળના મન્ત્રી તરીકે, અને ત્યારપછી ઉપપ્રમુખ તરીકે જે એકધારી સેવા કરી છે તે મંડળની બ્હેનો માટે અનુકરણીય છે આવું સેવામય જીવન જીવતા તમો દંપતીને અમે 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ'ની બ્હેનો સુખ, સ્વાસ્થ્ય, અને દીર્ઘાયુ ઇચ્છીએ છીએ; અને પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે પ્રભુ તમો ઉભયને સ્ત્રીસમાજ, અને દેશકલ્યાણનાં વિધવિધ કાર્યો કરવાના સંયોગો પ્રાપ્ત કરાવે, અને તે સર્વમાં તમને સુયશ ને સફળતા સાંપડે તમારી સેવાના મૂલ્ય તો અમે મૂલવી શકતાં નથી તેથી માત્ર હાર્દિક આશીર્વચન વડે તમને અભિનન્દન આપી અમે કૃતાર્થ માનીએ છીએ

તા. ૩૭ ડીસેમ્બર ૧૯૩૨ }
મુંબઈ. }

લિ૦ લક્ષ્મીબાઈ જગમોહનદાસ વન્જીવનદાસ,
પ્રમુખ, તથા વ્યવસ્થાપક સમિતિના સભ્યો.

---

છીએ કે તેઓએ નિષ્કામ વૃત્તિપૂર્વક શરૂઆતથી
તે અત્યારસુધી મંડળની અને મંડળદ્વારા અનેક
છતાં બજાવી રહ્યા છે
અમે જ્યારે સેક્રેટરી તરીકે નીમાયા ત્યારે

મંડળના કામકાજથી તદ્દન અપરિચિત હતાં. પરંતુ, ભાઇ કેશવલાલભાઇની નમ્ર, મીઠાશભરી વર્તણુક અને સલમણસાઇથી જ મંડળના કામકાજમાં પાવરધાં થતા અમને કંઇ પણ મુશ્કેલી નડી નહિ. તેથી એક રીતે એમને અમારા શિક્ષાગુરૂ કહીએ તો અયોગ્ય નહિ ગણાય

આ સિવાય મંડળના સભાસદ બ્હેનો તથા બ્હારના માણસો જે કોઇ મંડળમાં આવતાં તેમની સાથે સદ્ભાવથી વર્તી તેમણે દરેક રીતે મંડળનું શ્રેય કરવાનું જ લક્ષબિંદુ, પોતાની નજર આગળથી આજ પર્યંત ખસેડ્યું નથી

આ પ્રમાણે પોતાનું સમસ્ત જીવન, મંડળને અર્પણ કરી ખંત, કાળજી અને ઉત્સાહપૂર્વક મંડળની અપૂર્વ સેવા બજાવનાર સેવાભાવી બંધુઓની અમુલ્ય સેવાઓનો દાખલો મંડળના દફતરે તેમને માનપત્ર આપી કાયમ રાખવાનો જે ઠરાવ કર્યો છે તે યોગ્ય જ થયું છે એમ અમો માનીએ છીએ."

બાદ જાણીતા વિદ્વાન અને શિક્ષણ શાસ્ત્રી શ્રી હિંમતલાલ ગં. અંજારિયાએ શ્રી ભવાનીદાસ તથા શ્રી કેશવલાલની સેવાઓ ઉપર વિદ્વત્તાભર્યું ભાષણ કર્યું હતું. જે અન્યત્ર લેખરૂપે આપવામાં આવ્યું છે. સંગીત થયા બાદ શ્રીમતી મમતાબહેન મોતીલાલ ફકીરચંદે શ્રી ભવાનીદાસભાઇને આપવાનું તેમજ શ્રીમતી કસુમગૌરી મુનશીએ શ્રી કેશવલાલભાઇને આપવાનું માનપત્ર વાંચ્યુ હતું. એ માનપત્રો અન્યત્ર આપ્યાં છે. બાદ પ્રમુખ શ્રી કૃષ્ણલાલ ભાઇએ બન્ને ભાઇઓને હારતોરા પહેરાવી ચાંદીના કાસ્કેટોમાં માનપત્રો એનાયત કર્યાં હતાં.

## સ્ત્રી અને પુરુષ વચ્ચેનો ભેદ

" જો સ્ત્રીની પ્રકૃતિ પુરુષથી ભિન્ન ન હોય તો તેની કશી જરૂર જ ન હોય—તે માત્ર પુરુષની વ્યર્થ પુનરાવૃત્તિ હોય. જો સ્ત્રીઓ એમ માનતી થઇ જાય કે સ્ત્રી-પુરુષ વચ્ચેનો ભેદ માત્ર શારીરિક છે અને માનસિક તથા આધ્યાત્મિક બંધારણ બંનેના એક જ પ્રકારનાં છે; જો આ માન્યતા પ્રમાણે સ્ત્રીઓ વર્તન કરવા મંડી પડે અને જીવનને આમ એક પાંખાળુ બનાવે, તો આપણી સંસ્કૃતિ વહેલીમોડી ઢંગધડા વગરની થઇ જાય અને તેમાં અંધેર વ્યાપે "

[ શ્રી મોતીવાળાના ભાષણમાંથી ]

કવિવર રવીન્દ્રનાથ ટાગોર

### પ્રમુખશ્રી કૃષ્ણલાલભાઇની અંજલિ

બાદ તેમણે કહ્યું

તમારા ઉપર પ્રશંસાનો મુશળધાર વરસાદ વરસ્યો છે મારો અવાજ પણ તેમાં હું અંતઃકરણપૂર્વક જોડું છું. બહારગામથી પણ અનેક પત્રો આવ્યા છે શ્રી મુળજી વેદ પોતાના પત્રમાં ભવાનીદાસ અને કેશવલાલભાઇને મંડળનાં જમણા અને ડાબા હાથ રૂપ કહે છે પણ હું તો તેમને એ બેઉ ભાઇઓને મંડળના પ્રાણ અને આત્મા કહીશ આવું મંડળ સ્થાપવાની કલ્પનાને મૂર્તિમંત બનાવવા શ્રી ભવાનીદાસભાઇએ સતત પ્રયાસ કર્યો છે. અને કેશવલાલભાઇની તેમને ભારે સહાય મળી. જો જમનાબેન સાકાઇની સહાય વિના તેમના પ્રયાસો પણ આટલા સફળ થતા મુશ્કેલ થઇ પડત. એ ત્રણેના પ્રયાસથી આજની સ્થિતિમા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને આપણે જોઇએ છીએ. આજે એમની સેવાઓનું ઋણ અદા કરવાને આપણે એકઠા થયા છીએ તે ખરેજ ધન્ય પ્રસંગ છે. અને હું મારી વતી પણ એ બન્ને સેવા ભાવી ભાઇઓને ધન્યવાદ આપું છું

મંડળે બજાવેલાં કામ માટે મને માન છે અને જ્યારે પણ મારી સેવાની જરૂર હોય ત્યારે તે હું ખુશીથી આપીશ "

### શ્રી ભવાનીદાસભાઇનો ઉત્તર

માનપત્રનો ઉત્તર આપતાં શ્રી. ભવાનીદાસે પોતાનાં જીવનની કથા આલેખી હતી. એ ઉતારામાંથી કેટલોક મહત્વનો ભાગ અત્રે આપીએ છીએ

"સ્ત્રી આપણા બાળપણમાં આપણને ઉછેરે, માંદગીમાં સેવા કરે, આપણા મનને પ્રસન્ન બનાવે, આપણા કોપને શાન્ત કરે, ઘડપણમાં આપણી

શિક્ષિકા થાય, યૌવન વખતે આપણા સલાહકાર તરીકે કામ કરે, અને પુખ્ત વયમાં જીવનની સહચરી બની રહે અને આપણી ઉચ્ચતમ લાગણીઓ ને શુદ્ધતમ વિચારોની પ્રેરક બની રહે' આવી સ્ત્રીજાતિમાંથી મારો જન્મ થયો તે જાતિ તરફથી સન્માન કરવાનું આમંત્રણ મળે તેવે વખતે તો જે પુરુષમાં સ્ત્રીઓની ઉન્નતિ માટે જરાપણ લાગણી હોય તે કદી પણ તેનો અસ્વીકાર કરી શકે નહિ આ સર્વે કારણોથી મારા તરફની શુભ લાગણીથી અપાયલી ઉત્તમ તકનો લાભ લઇ મંડળ તરફથી અપાયલા માનપત્રનો સ્વીકાર કરવાની મારી પવિત્ર ફરજ સમજીને જ આજે હું તમારી સમક્ષ હાજર થયો છું

પશ્ચિમ હિંદમાં સ્ત્રી કેળવણીનો પાયો નાખનાર હિંદના દાદાભાઇ નવરોજજી, સ્ત્રી કેળવણીના ક્ષેત્રમાં ઉત્તમ કાર્યકરનાર શ્રીયુત મલબારી તથા પ્રોફેસર ડી કે કર્વે તથા આખા હિંદમાં સ્ત્રી કેળવણી માટે રૂા ૧૫) લાખની ઉદારતાથી સખાવત કરનાર સર વીઠ્ઠલદાસ દામોદર ઠાકરસીની સેવાઓ જ્યારે હું યાદ કરું છું ત્યારે મુંબાઇના સ્ત્રીસમૂહ માટે મેં જે યત્કિંચિત્ સેવા કરી હોય તેને મમત્વના સૂક્ષ્મદર્શક યંત્રથી નિહાળી આવો ભવ્ય મેળાવડો કરી અત્યુક્તિવાળું માનપત્ર રૂપાની કાસ્કેટમાં મને આપે આપ્યું છે, તેને માટે હું પૂરતો લાયક નથી તેનું મને પૂરૂં ભાન છે જ્યારે હું મારા મિત્ર ભાઇ કેશવલાલ ભીખાભાઇ મહિયારની, આ મંડળની સેવા કરવામાં તપોમય નિષ્ઠાનો વિચાર કરું છું ત્યારે મ્હને મ્હારી સેવાની અલ્પતાનું ભાન સવિશેષ થાય છે એ પણ મ્હારે કહેવું જોઇએ.

## સ્ત્રીનું નિરાળું વ્યક્તિત્વ

" સ્ત્રી એ પુરુષનું પ્રશસ્ત અર્ધાંગ છે અને દરેક સ્ત્રીએ સ્ત્રીજાતિના આ આદર્શને સિદ્ધ કરવાની કાળજી રાખવી જોઇએ સ્ત્રીનું વ્યક્તિત્વ જ પુરુષના વ્યક્તિત્વ કરતાં નોખું છે અને આ વ્યક્તિત્વનો ભેદ સ્ત્રી પુરુષ બંનેના સુખને માટે જળવાઇ રહેવો જોઇએ તેનો નાશ ન જ થવો જોઇએ સ્ત્રી અને પુરુષને કુદરત તરફથી નોખી નોખી શક્તિઓ બક્ષવામાં આવે છે અને આ નોખાપણું મચવાઇ રહે એમાં જ ઉભયનું હિત છે. સ્ત્રી શું કરી શકે એ પ્રશ્ન નથી, પરંતુ પ્રકૃતિની યોજનામાં સ્ત્રી જાતિના સર્જનનો શો હેતુ છે એ જ ખરૂં જોવાનું છે "

[ શ્રી મોતીબાળાના ભાષણમાંથી ]

મીસીસ ફિલીપ ગિબ્સ

મંડળના સ્થાપક તરીકે મને આજે બ્હેનોમાં માનપત્ર દ્વારા તમોએ ઓળખાવ્યો છે. પણ મંડળ સ્થાપવાનો વિચાર મને સુઝ્યો, ને તે અમલમાં મુકાય તે સારૂ મેં કરેલું કાર્ય તે પરથી મંડળના સ્થાપક તરીકે મને તમે ગણો તે તમારો મારા તરફનો પ્રેમ છે; પણ ખરી રીતે કહું તો મંડળની ગુજરાતી બ્હેનોમાં મંડળની સ્થાપના કરવામાં આવી ત્યારે શ્રીમતી જમનાબાઇ નગીનદાસ સક્કઇએ આગેવાની લઇ જે મદદ કરી ને પ્રથમથી છેલ્લી પર્યંત પ્રમુખપદ દીપાવ્યું તેને જ હું સ્થાપક ગણું અને મંડળની ઉજ્જ્વલ કારકીર્દી તે બ્હેને લીધેલા અવિરત શ્રમ અને તેમના નિષ્કલંક ચારિત્ર્યને લીધે છે એમ હું માનું છું. મંડળના જાણીતા હિતચિંતક બેન કુંવરબાઇ જસુભાઇ ભરડાએ પણ જમનાબાઇ સ્મારક અંકમાં મારા મતને મળતા થઇ નીચે મુજબનું લખાણ કરી મારા વિચારને અનુમોદન આપ્યું છેઃ- "સને ૧૯૦૩ના વરસને વ્હાલી હિંદુ બ્હેનો, તમો આશીર્વાદ દેજો કારણ કે તે સાલ તમો માટે ઇશ્વર તરફના આશીર્વાદ લેતું આવ્યું હતું આ સાલમાં આપણા ગુણીયલ બ્હેન ( જમનાબાઈ સક્કઇએ ) તમારી કેટલાક માનવંતા બ્હેનો ભાઇઓની મદદથી ...તેઓની સાથે મળીને આ હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના કરી ""

ગુજરાતી હિંદુ બ્હેનોએ મંડળની સ્થાપના કરી તે વખતે ગુજરાતી કોમમાંથી મંડળમાં બધું બ્હેનો જોડાય અને તેવું કાર્ય હોવામાં માનીતું

થાય તે સારૂ પ્રથમના વર્ષોમાં શ્રીમતી રતનબાઈ લક્ષ્મીદાસ મહેતાએ જે શ્રમ લીધો હતો તથા એક દાયકા ઉપરાંત સેક્રેટરીનું કામ કર્યું હતું તેથી પણ મંડળ વધી શક્યું એમ હું માનું છું આ ઉપરાંત મંડળમાં લાગલાગટ સેક્રેટરીપદ પર કામ કરનાર બ્હેનો શ્રી રસિકમણી તથા શ્રી મંગળાબાઈની સેવાઓ પણ મંડળને જ્યુબીલી વખતે જે માન મળ્યું તથા હાલમાં મંડળ જે રીતે લોકપ્રિય થઈ પડ્યું છે તે તે બ્હેનોને આભારી છે. આ બ્હેનોની સેવા વર્ણવવાનો આ સમય નથી. પણ એક દાયકા તથા તે ઉપર મંડળના જોખમવાળા ઓદ્ધા પર રહીને ઉત્તમ કાર્ય જે જે સેક્રેટરીઓએ કરી બતાવ્યું હોય તે સારૂ મંડળની બ્હેનો તેમનો જેટલો આભાર માને તેટલો ઓછો છે. આ બધી બ્હેનોની જાહેરમાં કદર કરી તેમની છબીઓ મંડળના હોલમાં મૂકાવ અને તે જોઈ બીજી બ્હેનો એવીજ રીતે કામકાજ કરવા પ્રેરાય એ જોવા હું બારે ઉત્સુક છું.

જ્યારે મંડળના પ્રથમ પ્રમુખ શ્રી જમનાબાઈ સક્કઈનો

## માનવંતા ભાઈ કેશવલાલ ભીખાભાઈ મણિયાર,

સુજ્ઞ બન્ધુ.

ગુજરાતી હિન્દુ સ્રીમંડળના પ્રથમ પ્રમુખ સદ્ગત જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્રી-ઉત્કર્ષનાં કાર્યોમાં સહાયભૂત થઈ, તેમની સાથે આ મંડળની ખીલવણીમાં ભાગ લઈ તમે પચ્ચીસ વર્ષ કરતા જ્યારે લાંબા સમય સુધી આ મંડળદ્વારા સ્રી જાતિની તપોમય અને મૂક સેવા કરી છે જેની યત્કિંચિત્ કદર કરવા અમે શ્રી ગુજરાતી હિન્દુ સ્રી મંડળની બ્હેનો તમોને આ માનપત્ર અર્પણ કરવા પ્રેરાયા છીએ

પ્રારમ્ભમાં જ્યારે બ્હેનો સંસ્થાની કાર્યવાહીમાં અજાણ હતી ત્યારે મંડળના કાર્યનો સર્વ ભાર તમે પોતાને માથે બ્હોરી લીધો હતો અને જ્યારે સંસ્થાની આંતરવ્યવસ્થાનું કામ સંભાળવા કોઈ અનુભવી બ્હેન પ્રાપ્ત થતા ન્હોતા ત્યારે તે બોજો પણ તમે જ સહન કર્યો હતો. તેવા સમયે સ્રીસેવાની સાચી નિષ્ઠાથી આચારવિચારના સંયમી વર્તન વડે, એક ચારિત્ર્યશીલ પુરૂષ તરીકે તમે સ્રીઓમાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો અને તેથી ગુજરાતી સ્રી વર્ગમાં મંડળની પ્રતિષ્ઠા બંધાઈ અને પરિણામે મંડળ આજે ઉજ્જ્વલ મહત્તા મેળવી શક્યું છે એને માટે અમે તમોને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

ગુજરાતી હિન્દુ સ્રી મંડળની પ્રગતિમાં તમારી સેવા એવી તો ઓતપ્રોત થયેલી છે કે તેને જુદી જુદી રીતે વ્યક્ત કરવાનું સર્વાંશે શક્ય નથી અને તેનો બદલો વાળવાનું પણ અઘરૂં છે છતા પણ મંડળ સંબંધી તમારી સેવા અને કામગિરિનો અંગુલિનિર્દેશ અનિવાર્ય છે મંડળની પ્રગતિ માટે તમારા આદર્શ વિચારો, 'કન્યામંડળ' તેમજ 'વોલન્ટીઅર કોર' વગેરેની સ્થાપનામાં તમોએ લીધેલો આગેવાની ભર્યો ભાગ, મંડળના ભૂતપૂર્વ પ્રમુખ સ્વ જમનાબ્હેન સક્કઈના નામને ચિર-સ્મરણીય રાખવા માટે 'સ્રીહિતોપદેશ'નો જમનાબ્હેન સંબંધી ખાસ અંક કાઢવા માટે તમોએ ઉઠાવેલી જહેમત અને તેમાં તમોને મળેલી સફળતા, મંડળમાં સુવ્યવસ્થા જાળવવાની તમારી મહાન શક્તિ, મંડળની સર્વદેશીય પ્રવૃત્તિઓમાં તમારી ઝીણવટભરી દેખરેખ અને સૂચના, મંડળનો હિસાબ ચોકખો રાખી તમોએ મંડળની વધારેલી આવક, મંડળના પ્રકાશન વિભાગમાં તમારી અંગત દેખરેખ તેમજ મંડળમાં આપની સતત હાજરી, મંડળના મેળાવડાઓ, ગરબાપાર્ટીઓ તેમજ નૂતન વર્ષના સમારંભોને સંપૂર્ણ રીતે ફતેહમંદ બનાવવાની તમારી કાળજી, મંડળનાં કાર્યકરોની સાથેનો તમારો સીધો સહકાર તેમજ મંડળના આખા સ્ટાફ ઉપર તમારી દેખરેખ: આવી રીતની ભિન્ન ભિન્ન પ્રકારની સેવાથી અમને તમારી વ્યવહારકુશળતા અને વ્યવસ્થાશક્તિની સાખી થાય છે. આ સર્વે સદ્ગુણોથી અમે તમારા પ્રત્યે આકર્ષાયા છીએ અને મંડળના આત્મા તરીકે જો અમે તમોને સંબોધીએ તો તેમાં જરાપણ અત્યુક્તિ નથી

આપે સને ૧૯૧૨ માં ગુજરાત કાઠિયાવાડના દુષ્કાળપીડિત વર્ગને સહાયતા આપવાના કાર્યમાં સ્વ. જમનાબાઈ સક્કઈ સાથે ફરી ગરીબોની સેવા કરવામાં, અને મંડળની આનંદભવનની શાખા જ્યારે ચાલતી હતી ત્યારે તેમાં પણ તમે સહૃદય સહાય કરી હતી; ઉપરાંત તમે તમારી મોઢ વણિક જ્ઞાતિની સેવા પણ કરી છે, અને કેટલાક વર્ષોથી તમે મોઢ બન્ધુ સમાજના પ્રમુખ તરીકે કામ કરો છો. આવી રીતે તમારી બધી પ્રવૃત્તિમાં તમારો સેવારસ પ્રગટ થાય છે.

યુનિવર્સિટીના પદવીધર ન હોવા છતાં તમે અભ્યાસી જીવન ગાળ્યું છે સંસારમાં સ્ત્રીની ઉન્નતિ વગર સંસારયાત્રા સફળ ન થઈ શકે એ સિદ્ધાંતમાં તમે માનનારા છો છતાં પણ સંસારસુધારાના વિષયમાં સ્ત્રી, શૂદ્ર, જ્ઞાતિ, દેશ તથા મનુષ્ય માત્રની સેવા કરતાં સ્વાનપદ ન થાય એ જોવા તમે ઘણા આતુર છો. સંસારસુધારાના બીજા ક્ષેત્રોમાં પણ તમે પુખ્ત વિચાર કરીને જ પગલુ ભરવાની પદ્ધત સ્વીકારો છો. તેવા તમારા દૃઢ માનસની છાપ તમે મંડળની બ્હેનો ઉપર ભાષણો તથા લેખોદ્વારા પાડી છે, અને મંડળની કાર્યવાહી, હિસાબી કામ, સુવ્યવસ્થા અને મંડળની યોજનાઓને સરળગામી બનાવવામાં મંડળનાં કાર્યવાહકો, મંત્રીઓ વગેરેને તમે પ્રોત્સાહન આપી, સહૃદયતાથી પાવરધા કર્યાં છે જે માટે અમે તમારાં આભારી છીએ.

દ્રવ્યોપાર્જનની આવશ્યકતા અનેકને સેવાના વિશિષ્ટ ક્ષેત્રમાંથી દૂર ખેંચી જાય છે; અને માનમહત્તાની લોલુપતા સેવાને તે મારેલું સાધન ગણવાની મનોવૃત્તિ ઉત્પન્ન કરે છે પરન્તુ તમે મધ્યમ સ્થિતિના ગૃહસ્થ હોવા છતાં તેવી વૃત્તિઓને ત્યાજ્ય માની, મંડળદ્વારા સ્ત્રીજાતિની ઉન્નતિ માટે ઘણી પણ સંગીન સેવા બજાવી છે; જે માટે અમે તમારી પ્રશંસા કરીએ છીએ.

તમે મંડળની કાર્યપ્રવૃત્તિને, મંડળના ઉત્કર્ષને અને મંડળની મહત્વાકાંક્ષાને પોતાનાં જીવનતત્ત્વો ગણી પોષ્યાં છે; અને અમે માનીએ છીએ કે તમારી આ વૃદ્ધ ઉમ્મરે મંડળને ઉન્નત જોવાની આશા કંઈક ફળીભૂત થઈ છે તેથી તમને સંતોષ તો થતો જ હશે.

તમારા ધર્મપત્ની સૌ. વીરમતીબ્હેને પણ તમારી સાથે રહી, મંડળની વર્ષો થયા સેવા કરી છે તેવા સેવાભાવી દંપતીને અમે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની બ્હેનો આશિષ આપીએ છીએ; અને પ્રભુ, તમો ઉભયને લાંબુ, નીરોગી, અને સુખી આયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરી આ માનપત્ર તમોને અર્પણ કરીએ છીએ.

લિ૦

તા. ૩ જી ડીસેમ્બર ૧૯૩૨ મુંબઈ

લક્ષ્મીબાઈ જગમોહનદાસ વરજીવનદાસ,
પ્રમુખ
તથા વ્યવસ્થાપક સમિતિનાં સભ્યો.

સને ૧૯૧૬ માં સ્વર્ગવાસ થયો ત્યારે મંડળના ભવિષ્ય વાસ્તે લોકોને ભીતિ લાગતી હતી પણ મંડળના પ્રમુખ તરીકે નબળી તબીએત છતાં સને ૧૯૧૭ થી ૧૯૩૨ વર્ષ સુધી લાગલાગટ ઉત્તમ રીતે બજાવનાર શેઠ લક્ષ્મીબાઈ જગમોહનદાસ છે તેમની તન, મન, ધનની સેવાથી તમો સર્વે બાઈ બ્હેનો વાકેફ છો પણ આ સ્થળે હું અત્રે શેઠ લક્ષ્મીબાઈ તરફની રૂ ૫૦૦૦૦) પચાસ હજાર અથવા પોતાનું ગીરગામ રોડ પર આવેલું મકાન આપવાની આ-ઉદારી સખાવતની માગણી અને તેનો જવાબ પણ હતો કાર્યવાહક સમિતિ તરફથી થએલો સ્વીકાર તથા સર જગમોહનદાસ વરજીવનદાસ તરફથી શેઠ લક્ષ્મીબાઈની હયાતીમાં તે રકમનું રૂ. એક હજાર વાર્ષિક વ્યાજ આપવાનું વચન અને તેનો ચાલુ થતા આવેલા અમલનો વિચાર કરું છું ત્યારે માનપત્ર મેળવવાની કોની વધુ લાયકાત છે તેનો હું સારી પેઠે વિચાર કરી શકું છું અને ખાતરી છે કે શેઠ લક્ષ્મીબાઈની માગણીનો સ્વીકાર થયો છે તો

આ સારૂ ટ્રસ્ટ કરી મંડળને પોતાનું મકાન ભેટ આપશે તો તે યોગ્ય જ લેખાશે. શેઠ લક્ષ્મીબાઇના કામ સારૂ સદ્‌ગત સર લલ્લુભાઇ આશારામ શાહે જમનાબ્હેનને ખાતરી આપી હતી તે મુજબ આખા ગુજરાતમાં શેઠ લક્ષ્મીબાઇએ જે તનમનધનથી પોતાની બ્હેનોની સેવા કરવાનો દાખલો બેસાડયો છે તે સારૂ તેમની માનપત્રદ્વારા કદર કરવાનું પગલું પહેલાં લેવાયું હોત તો ઠીક થઇ પડતે. મહુંમ જમનાબાઇને મંડળ તરફથી માનપત્ર અપાય એ સૌ કોઇ ઇચ્છતું હતું પણ તે પ્રસંગ મંડળને સાંપડયો નહીં આવીજ કમનશીબ સ્થિતિ શેઠ લક્ષ્મીબાઇના સંબંધમાં ન થાય એ જોવા મંડળના કાર્યકર્તાઓ કાળજી રાખશે એવી મારી મોટી ઉમેદ અને આશા છે

મંડળના પ્રથમ પ્રમુખ જમનાબાઇ તથા હાલના પ્રમુખ શેઠ લક્ષ્મીબાઇએ મંડળ ચલાવવામાં પુરુષની સહાયતાની અવગણના કરી નથી પણ દરેક અગત્યના પ્રસંગે મારી સાથે વાતચીત કરી મારો અભિપ્રાય જાણવાની ઇંતેજારી બતાવી છે તેથીજ મને મંડળના કાર્યમાં કંઇક અંશે મદદરૂપ થઇ પડવાની સારી તક સાંપડી હતી મંડળના બધા સેક્રેટરીઓ પણ ઘણા કામમાં મને પૂછે છે તેથી પણ હું મંડળની થોડીઘણી સેવા કરવા ભાગ્યશાળી થયો છું ભાઇ કેશવલાલ પણ દરેક કામ મારી સાથે મસલત કરે છે આ સર્વે કારણોને લીધે મંડળ હસ્તીમાં આવ્યું તેથી સંતોષ ન લેતાં તેની પ્રગતિ ચાલુ રહે તે સારૂં મે મારૂ બનતું કર્યું છે અને તેમ કરીને મે મારી ફરજ બજાવ્યા સિવાય કંઇ વધુ કર્યું હોય એમ હું માનતો નથી સને ૧૯૧૫ સુધીની મંડળની સર્વે મેનેજીંગ કમીટીની સભાઓમાં હું હાજરી આપતો પણ ત્યારબાદ મંડળની સર્વ પ્રવૃત્તિ બ્હેનો જ ચલાવે તેમાંજ બ્હેનોની શોભા ને ઉન્નતિ છે એ સિદ્ધાંત હું માનતો હોવાથી કમિટિની મીટીંગોમાં બ્હેનો કેટલાં વર્ષો થયાં સારી રીતે કામ ચલાવે છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે; ભવિષ્યમાં પણ બ્હેનો પુરૂષની મદદ વગર કામ ચલાવે એ સ્થિતિ સત્વર પ્રાપ્ત થાય એ જોવા હું ઇચ્છું છું

મંડળ જુના વિચાર ધરાવતા ભાઇ બ્હેનોમાં માનીતું થઇ પડયું છે અને તેની હસ્તીથી મંડળદ્વારા ગુજરાતી બ્હેનોને અનેક લાભ આપી શક્યા છે અને તેઓની પ્રગતિ સારી પેઠે સાધી શકાઇ છે તે જોતાં મંડળ કેટલીક વાતમાં જોખમ ખેડવા તૈયાર ન થયું હોય તો મંડળના હિતચિંતકોએ મંડળના કાર્યકર્તાઓનો તથા સલાહ આપનારાનો દોષ ન કાઢવો પણ તેમની તરફ ક્ષમાદ્રષ્ટિથી જોવું એ યોગ્ય માર્ગ છે એમ હું માનું છું મંડળમાં પહેલો ઝઘડો રાજકીય બાબતમાં મંડળ ભાગ લેવા ન્હોતું ઇચ્છતું તેથીજ ઉભો થયો હતો સ્ત્રીઓ રાજકીય ક્ષેત્રમાં પણ પુરૂષને પડખે ઉભા રહી તેઓને બધી રીતે મદદ કર્તા થઇ પડે એ સિદ્ધાંત હું માનતો હોવાથી તથા રાજકીય મતભેદોથી ઉભા થતા કુસંપથી સાંસારિક વિષયોમાં ગુજરાતી બ્હેનોની ઉન્નતિ સાધનાર મંડળની હસ્તી જોખમમાં ન આવે તે સારૂ મને સને ૧૯૧૯માં મુખ્ય ભાગે રાજકીય કામ કરવા સારૂ સ્ત્રીઓની એક જુદી સંસ્થા કાઢવાનો વિચાર સુઝ્યો અને તે મે રાષ્ટ્રીય સ્ત્રી સભા કાઢી અમલમાં પણ મૂક્યો અને તે સંસ્થાને પગભર કરવાને આગળ વધેલી બ્હેનોએ પણ એક પુરૂષ તરીકે મારો સહકાર મેળવ્યો મંડળ સારૂ કામકાજ કરતાં મારી કેટલીક બ્હેનોના મન મારે લીધે દુભાયાં હોય તો હું સર્વેને આજે ખાતરી આપું છું કે મેં કોઇપણ અર્થે દ્વેષભાવથી કર્યું નથી અને કરીશ નહિ, મને આશા છે કે મારી બ્હેનો મારી ભૂલો દરગુજર કરશે અને મારી સારી નિષ્ઠાથી જ મે કામ કર્યું છે તેનો મારા ખુલ્લા દીલથી કરેલા એકરારનો તેઓ સ્વીકાર કરશે જ.

મુંબઇ શહેરમાં લાખોની પુંજી ધરાવતા ગુજરાતી ભાઇબ્હેનો છે; પણ મંડળની જરૂરીઆતો જાતે જોઇ તેના તરફથી કામની જાત માહિતી મેળવનાર ભાઇબ્હેનો ઘણા થોડા છે જો તેઓ જાતે તપાસ કરશે તો મંડળ તરફની તેઓની લાગણી તેઓને પોતાનેજ દીલસોજી ઉત્પન્ન થશે મુંબઇના ધનાઢ્ય પુરૂષોમાં શેઠ આર ડી. બીરલા, રાવ બહાદુર ગોવિંદલાલ શિવલાલ, સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, સર ચુનીલાલ વીજભુખણદાસ મહેતા, શેઠ કરસનદાસ ધરમસિંહ, શેઠ લલ્લુભાઇ કરસનદાસ નાથા, શેઠ શાંતિદાસ આસકરણ, શેઠ લલ્લુ નારણજી, શેઠ મંગળદાસ ગગલભાઇ, જેવા ઘણાં

સહકારથી છે. ગુજરાતી સ્ત્રીઓમાં પણ શેઠ પ્રેમલીલા વીઠલદાસ ઠાકરસી, મે. સુંદરબાઇ હંસરાજ પ્રાગજી, શ્રી ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસ વગેરે લખપતિ બ્હેનો છે છતાં પણ મંડળને માટે હજી પણ પોતીકું મકાન મળી શક્યું નથી તથા તેને પોતાના આદર્શો અમલમાં મૂકતાં પૈસાની ભીડને લીધે ખંચાવું પડે છે, એ ખરે અફસોસની વાત છે. મંડળને પોતીકી જગ્યા ન હોવાથી હાલમાં કેટલી બધી મુશ્કેલીઓ ભોગવવી પડે છે તથા જુદી જુદી નવી દિશાઓમાં કાર્ય કરવાની તેના કાર્યકર્તાઓની હોંસ હોવા છતાં પણ કેટલે દરજ્જે ખમચાવું પડે છે તે હું જાણું છું. ગુજરાતી ધનાઢ્ય ભાઇબ્હેનો જો જાતે તપાસ કરશે તો તેઓની પણ ખાતરી થશે કે આવા ઉપયોગી ખાતાને જો મદદ ન અપાય તો તે સારું ગણાય નહીં.

મંડળની પ્રગતિ પ્રત્યે સંતોષ દર્શાવું છું ત્યારે તેની પ્રગતિ રોકનાર બાબતની ચાળવણી છે એ જોઇ મહાત્મા ગાંધીજીના શબ્દો વાપરી કહું તો આપણી ગુજરાતી બ્હેનો "આપણી ગોદીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા વિચારો સમજતી, તેને પામતી, પોતાની અલૌકિક ગ્રહણશક્તિથી આપણી બાલોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી" કેટલા બધા વર્ષે થશે તે વિચારતાં મને અફસોસ ઉપજે છે. મહાત્માજીએ હિંદી સ્ત્રીઓ પર આસ્થા મૂકી, તેને પરિણામે હિંદી બ્હેનોએ સ્વરાજ પ્રાપ્તિ અર્થે છેલ્લા ત્રણ ચાર વર્ષમાં શૌર્ય દેખાડી લડતમાં જે ઉત્તમ ફાળો આપ્યો છે તે જોતાં અને જ્યારે આખી દુનિયાની પ્રગતિ તેજરફતાર થઇ રહી છે તેવા સમયમાં આવી બાબતથી મને અસંતોષ ઉપજે અને તેનું જાહેરમાં એક સાચા હિતચિંતક તરીકે દર્શાવી તમને વધારે જોશથી કામ કરવા પ્રેરું તો માઠું લગાડશો નહિ.

ત્રણ હજાર જેટલા મંડળના સભાસદો છે તે સંખ્યા, મુંબઇમાં વસતી ગુજરાતી પ્રજાની સંખ્યા સાથે સરખાવતાં ઘણી થોડી છે અને આ બાબતનો સ્વીકાર તમે તમારા રીપોર્ટમાં પણ કર્યો છે. મંડળમાં મેળાવડા વગેરે વખતે સભાસદોની સંખ્યા વધે છે અને પછી પાછી ઓસરી જતી માલમ પડે છે. મંડળમાં સ્ત્રીઓ આગળ જે પ્રમાણમાં ભાષણો આપતી હતી તે પ્રમાણે સ્ત્રી સભાસદો તરફથી સારી સંખ્યામાં ભાષણો અપાવવા જોઇએ તે નથી અપાતાં અને ભાષણો વખતે થોડી હાજરી તથા મેળાવડા વખતે તથા સીનેમા જોવાની તક સાંપડતાં સભાસદોની સંખ્યા જોતાં બબ્બે મેળાવડા કરવા પડે એ સ્થિતિ જલદી ફેરવાય એમ હું ઇચ્છું છું."

બાદ શ્રી. ભવાનીદાસભાઇએ મંડળનું કાર્ય વિસ્તારવા કેટલીક ભલામણો કરી હતી.

## શ્રી કેશવલાલભાઇનો ઉત્તર

શ્રી કેશવલાલભાઇએ માનપત્રનો ઉત્તર આપતાં આભાર માની જણાવ્યું હતું કે:

"ગુજરાતની ગૃહલક્ષ્મીઓ, આજે મારે તમને વધારે કહેવા જેવું હોય નહિ. સને ૧૯૦૩ માં એક ખાનદાન કુટુંબના યુવાન કેળવાયેલ પુત્ર શ્રીયુત ભવાનીદાસ મોતીવાળાએ મુંબઇના આગેવાન ગુજરાતી ગૃહસ્થોની સલાહ લઇને મુંબાઇમાં આવું એક મંડળ સ્થાપવાના પોતાના વિચારો અમલમાં મૂક્યા. શરૂઆતમાં આવા મંડળની સ્થાપના માટે હા, ના, નો ઉહાપોહ થયો પણ મુંબઇના એક પ્રસિદ્ધ ખાનદાન કુટુંબના શ્રી જમનાબાઈ નગીનદાસ સક્કઇએ આ મંડળનું નેતૃત્વ હાથમાં લઇ મંડળની પ્રતિષ્ઠા ચોગરદમ વધારી અને સમગ્ર ગુજરાતમાં સ્થળે સ્થળે સ્ત્રીઓની કેળવણી, કલ્યાણ અને ઉન્નતિ માટે આવા સ્ત્રી મંડળોની કેટલી જરૂરીઆત છે તે સ્થળે સ્થળે ફરી વ્યાખ્યાનો આપી ગુજરાતી જનતાને સાબીત કરી આપ્યું. ગુજરાતની એક ધુરંધર શ્રી જમનાબાઇએ ફક્ત ગુજરાતી સ્ત્રીઓમાં જ નહિ પણ સમગ્ર કોમની સ્ત્રીઓમાં તે વખતે અપૂર્વ નવચેતન રેડ્યું. સને ૧૯૧૬ માં જમના બ્હેનના મૃત્યુ બાદ તમારા આ મંડળનું સુકાન એક પ્રતિષ્ઠિત ખાનદાન કુટુંબના શ્રી સૌ. શેઠ લક્ષ્મીબાઇ જગમોહનદાસે હાથમાં લઇ ચોગરદમ મંડળની કીર્તિમાં અમૂલ્ય વધારો કીધો. અને મંડળનું નાવ અત્યાર સુધી સુખરૂપે મુસાફરી કરી રહ્યું છે તે તેમની કાર્યદક્ષતાને જ

આભારી છે. ગુર્જર સ્ત્રીરત્નો ! સૂર્યના કિરણો પ્રકાશી રહ્યા છે, તમે જાગ્યા છો, તમારા હૃદયમાં નવચેતન રેડાયું છે તમને વધારે કહેવા જેવું હોય નહિ. તમારા સાંસારિક, શારીરિક ઔદ્યોગિક, અને કેળવણી માટેના પ્રશ્નોમાં રસ લઇ તમારી ઉન્નતિ માટે સતત પ્રયાસો કરશો તેથીજ મારો આત્મા પ્રસન્ન થશે—તમે આપેલા આ માનપત્રથી નહિ

બ્હેનો, તમારા કાર્યક્ષેત્રો ઘણા વિશાળ છે અને તેમાં પ્રવેશ કરવા માટે મહાન પ્રયત્નો તમારે આદરવાના છે. હજુ તો તમે ફક્ત ખાલી ખોખાં તૈયાર કર્યાં છે અને હવે ખાલી ખોખામા ઉન્નતિ અને કલ્યાણની રસવતી સામગ્રીઓ ભરવાની છે આટલું થયા બાદ તેની સુવાસ સમગ્ર પ્રાંત અને શહેરોમાં ફેલાશે. બધું બને કેમ ? કેળવાયલ, પ્રૌઢ વિચારવંત સ્ત્રીઓ, આવી સંસ્થાઓની સેવા કરવા તૈયાર થઇ જાય અને કેટલોક ભોગ આપે તોજ બને.

બ્હેનો, તમારા મંડળના કાર્યક્ષેત્રો દિનપરદિન વિસ્તૃત થતા જાય છે તે ખુબ ધ્યાનમા રાખજો, અને તે માટે યોગ્ય જગામાં તમારું પોતાનું મકાન બાંધવાની ટુંક મુદતમાં ગોઠવણ કરવી પડશે આ મકાનમાં ગુજરાતી સ્ત્રીઓની કેળવણી ઉન્નતિ અને કલ્યાણ માટે અનેક ખાતાઓ ઉઘાડવા પડશે. આ સઘળા ખાતાઓ વ્યવસ્થાપૂર્વક ચલાવવાને તમારે વિશાળ ભવ્ય મકાનની જરૂર પડશે લગભગ ત્રણ લાખ રૂપીઆ આવું મકાન ઊભુ કરવા માટે જોઇશે એમ મારૂં માનવુ છે. મને આશા છે કે ભવિષ્યમાંથી કોઇ પણ દાનવીર વીરલો-ગૃહસ્થ કે સન્નારી પોતાની કોમની સ્ત્રીઓની ઉન્નતિ માટે આટલી રકમ આપવા ઘણી ખુશીથી તત્પર થશે

બ્હેનો, મુખ્ય કામ તમારે મુંબઇના મોટા લત્તાઓમાં શિક્ષણ વર્ગો ઉઘાડવાનું કરવાનુ છે. મુંબાઇમાં કેળવણી વગર સંખ્યાબંધ સ્ત્રીઓ અજ્ઞાનતાના અંધકારમાં સડે છે, તેનો ખ્યાલ કરવો જોઇએ. જેને બીલકુલ લખતાં વાંચતા પણ આવડતું નથી એવી હજારો સ્ત્રીઓ બહારગામના ગામડાઓમાં અત્રે આવે છે; તેઓના શિક્ષણ માટે આ મડળે યોગ્ય વ્યવસ્થા ઉપાડી લેવાની ખાસ જરૂર છે. કોઇ પણ ગુજરાતી નામધારક સ્ત્રીને પોતાની ભાષામા લખતા વાચતા નથી આવડતું એવુ સરમરી રીપોર્ટમા ભવિષ્યમા આવવુ ન જોઇએ

આ પ્રસંગે મ્હારે જરાપણ સંકોચ વગર કહેવું પડશે કે પચીશ વર્ષ પહેલા સ્ત્રીઓની ઉન્નતિ, કલ્યાણ અને કેળવણી માટે ગુજરાતી પ્રજાને લેશ પણ કાળજી ન હોતી., હમણા સહેજ તે માટે કાળજી દર્શાવવામાં આવે છે. આ સંસ્થામાં મોટી ઉમરની સ્ત્રીઓને અને મોટી વયની કન્યાઓને કેળવણી આપવાની તથા પુસ્તકાલય, ગૃહઉદ્યોગ માટે-હુન્નરઉદ્યોગ વગેરેના કેવા કેવા સાધનોની યોજના અમલમાં મૂકવામાં આવી છે તે તપાસવાની કે જોવાની આ વિષયમાં રસ લેતા ગુજરાતીઓ દરકાર કરતા હોય ; તેમ જણાતું નથી. મેળાવડા કરવા, ભાષણો કરાવવાં અને સંમેલનો યોજવાં એટલુ જ કરી આ મંડળ બેસી રહેતું નથી. કોઈ ને એવો ખ્યાલ ધરાવતુ હોય તો તેમની ફરજ છે કે તેઓએ આવીને આ સંસ્થાનુ કામ જોવુ અને જાણવું. જ્યાં સુધી સ્ત્રીઓનો વિશાળ સમૂહ અજ્ઞાન અને કેળવણીથી વિમુખ છે ત્યા સુધી સંસાર સુધારામાં પરિવર્તન થવું ઘણું મુશ્કેલ છે. થોડીક સ્ત્રીઓ યુનિવર્સિટીની કેળવણી લઇ બહાર આવી તેથી આગળ વધેલા સંસાર સુધારકો એકદમ જેટલુ પરિવર્તન ઇચ્છે છે તે મને પૂછો તો મ્હારે કહેવું જોઇએ કે હજી તે ઘણુ જ દુર છે. એટલુ યાદ રાખજો કે મેળાવડા અને સંમેલનો તથા પરસ્પર મિલન એ ભવિષ્યમાં ઘણું ઉપયોગી થશે અને સંસાર સુધારામાં સંગીન ફાળો આપશે. ”

બાદ બહેનોએ ‘ હૈયાના હેજ આ હેલે ચડ્યા હો ’ એ ગરબો મનોરથ અભિનયકલા સાથે ગાયો હતો.

ઇનામોની વહેંચણી

તે પછી સૌ વૃજજમોરી કૃષ્ણલાલ ઝવેરીને હાથે નીચે મુજબ ઇનામો આપવામાં આવ્યા હતાઃ

સ્ત્રી વિદ્યાલયઃ ત્રીજા વર્ષમા ૧ લે નબરે પાસ થનાર સૌ. સ્નેહલીલા જયંતિલાલ ઠાકરને

# વીરપસલી

લખનાર :
શ્રી. ' ચ '

[ એક પત્ર ]

પ્રિય બહેન યશ,

આ વર્ષે વીરપસલીની ભેટ તને મોકલવી રહી ગઈ હતી, તે મારા ધ્યાન બહારની વાત ન હતી. પરંતુ તને ઘણાજ ગમતા શ્રી કેશવભાઈ શેઠના રાસનો સંગ્રહ ' વીરપસલી ' નામે જ પ્રકટ થવાનું મારી જાણમા હતુ એટલે વીરપસલી તરીકે ' વીરપસલી ' જ મોકલવાનુ ધાર્યું હતુ. આ સાથે તેની એક નકલ તને મોકલુ છું. એની ઉપર નજર નાખી જતાં જ તને જણાશે કે એમાંના ઘણા ખરા રાસ તે ' ગુણસુન્દરી 'માં પ્રથમ છપાઈ ગએલા વાચ્યા છે એક બે રાસ તો તેં મને ગાઈ પણ સભળાવેલા

તુ મને ઠપકો આપશે કે નવરાત્રિ પહેલા આ સંગ્રહ કેમ ન મોકલ્યો ? કદાચ, નવરાત્રિમા આ સંગ્રહમાંના રાસથીજ તુ ખેલત પરંતુ હુ ઠપકાને પાત્ર નથી ઠપકો આપવો હોય તો શ્રી કેશવભાઇ શેઠને આપી શકાય, કેમ કે નવરાત્રિ પહેલાં તેમણે એ સગ્રહ પ્રકટ કર્યો જ ન હતો પણ મને તેઓ પણ ઠપકાને પાત્ર નથી લાગતા. કારણ કે ' વીરપસલી ' ભાઇબીજને દહાડે પ્રકટ થાય એવો તેમનો વિચાર ઔચિત્યભરેલો જ હતો

તુ માંગણી કરે તે પહેલાં જ તને એનો ટુકો પરિચય પણ કરાવી દઉ તને મારા પરિચય વિના સંતોષ થવાનો નથી, એ હુ સારી પેઠે જાણું છું.

શરૂઆતનું ' ખંડ શિખરિણી 'મા રચાયલું અર્પણ ગીત પણ મધુર છે ' સમરમાં સિંહણ સમી ', સંસારમા ઉજળી બીજ જેવી ' ગુર્જરી ' ને ' વીરપસલી ' અર્પણ કરતા તેઓ કહે છેઃ

' ગુંથાતાં ગીતોને મન, ગગનની રાસવિજળી !
ત્હને ત્હારી અર્પું, સુભગ સમરણે ' વીરપસલી.'

આમા બે ખંડ પર્ડેલા છે તે તને વાતજ સમજાશે. પહેલા ખડમાં રાષ્ટ્રીય રાસ ભર્યા છે. અને બીજા વિભાગમા સામાન્ય રાસ છે. બધું મળીને ૨૨ + ૧૩ = ૩૫ રાસ તને તારી સહીયરો સહિત એક પછી એક ખેલવામા ખૂબ મજાહ પડશે એમા મને તો જરાય શક નથી

રાષ્ટ્રીય રાસ લખવા કેશવભાઇ કેમ પ્રેરાયા તે ખબર છે ? તારા જેવી બહેનોએ તેમને મ્હોંડા મ્હોડ સણાવ્યુંઃ " કલમ કસુ કરતી હોય તો યુગભાવ-પોષક રાસ કા ન આપો ? " એટલે શ્રી કેશવભાઇને પણ લાગ્યું કેઃ " મેનાઓ, તેમની સ્ત્રીસુલભ મૃદુતાની પાળ વીંધીને સિંહણની મર્દાનીના દાવ ખેલવા મંડી પડી હોય, ત્યારે એમ કેમ જ કહેવાય, કે એ માગણી મુનાસિબ નહોતી ? બહેનો જ પ્રેરક બળ દેતી હોય, તો એમને ગમતા ગીત ગુંથવામા પ્રમાદ પણ કેમજ સેવાય ? " અને શ્રી કેશવભાઇએ તારા જેવી બહેનોની પ્રેરણાથી જ એ રાષ્ટ્રીય રાસ રચ્યા.

રાષ્ટ્રીય રાસમા તને ૩૦ મા પાનાં પરનો ' હિજરત ' રાસ ખૂબ ગમવાનો છે. કારણ કે ૧૯૩૦ ના સત્યાગ્રહ સગ્રામ વખતે તુ બારડોલી અને તેની આસપાસનાં ગામડાંઓમાં ગઇ હતી અને દેશને કાજે પોતાનાં ઘરબાર છોડીને બહાર વસનારી ગ્રામ્ય જનતાને તેં તારી નજરે નિહાળેલી છે, હિજરતીઓના આત્મભોગને શ્રી કેશવભાઇ કેવી હૃદયભેદક રીતે નીચેની પંક્તિઓમા વર્ણવે છે ?

" હાલે દવથી હિયડાં,
નવ છાજે ઘુંજ ઓછાયા હો !
ત્યજુ પેલે પાર,
કે કુરબાન કરશું કાયા હો ! "

દેશને માટે કાયાની કુરબાની કરનારા વીરહ

# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશસ્વિની

ચંદ્રકાન્તે હાલ એક નવો ફ્લેટ ભાડે રાખ્યો છે. દોઢસો રૂપીઆ લઇ એ બજારમાં જરૂરી ફરનીચર વસાવવા જાય છે. ભાવોની ખબર કાઢતાં એને નીચેના ભાવો મળે છે.

૧૯૨ રૂા. ડઝન ટેબલો; ૨૭ રૂા ડઝન ખુરસીઓ; ૭૬ રૂા. ડઝન આરામ ખુરસીઓ; ૪૮ રૂા ડઝન ટીપોઇ, ૩૦ રૂા ડઝન મોટા ફોટાઓ અને ૧૫ રૂા. ડઝન નાના ફોટાઓ

આમાંથી પોતાને જરૂરી ફરનીચર વસાવે છે અને મોટરલોરીમાં બધું ઘેર લેઇ આવે છે. મોટરલોરીના ચાર રૂપીઆ ભાડાના આપતાં એને માલમ પડે છે કે એની પાસે કાંઇપણ ન રહ્યું હતું અને એણે બધું મળી કુલ્લે ૫૦ નંગો વસાવ્યા હતા. શોધી કાઢો કે એણે દરેક જાતના કેટલા નંગો વસાવ્યા ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઇ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે **પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વધિ લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઇ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

## ઓકટોબર માસના પ્રશ્નનું પરિણામ

ખરો જવાબ નીચે પ્રમાણે છે.

```
          ૪ ૭ ૬ ૫ ૩
          ૮ ૨ ૧ ૪ ૯
        ૪ ૨ ૮ ૮ ૭ ૭
      ૧ ૯ ૦ ૬ ૧ ૨ x
      ૪ ૭ ૬ ૫ ૩ x x
    ૯ ૫ ૩ ૦ ૬ x x x
૩ ૮ ૧ ૨ ૨ ૪ x x x x
૩ ૯ ૧ ૪ ૬ ૪ ૬ ૨ ૯ ૭
```

આ પ્રશ્નના કુલ ૨૮ જવાબ આવ્યા હતા તેમાં ૨૬ ના ખરા છે; બેના ખોટા છે.

ખરા જવાબ આપનારા બહેનોમાંથી **શ્રી લલિતાગૌરી** ( રાજકોટ )ને ઇનામનું પુસ્તક 'સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨' આપવામાં આવે છે જે તેમણે અઢી આનાની ટપાલની ટીકીટો (રજીસ્ટરથી જોઇતું હોય તો ત્રણ આનાની વધુ ટીકીટો મોકલવી) મોકલી મંગાવી લેવું

## ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનો : ( ૧ ) લલિતાગૌરી, ( ૨ ) શાન્તાલક્ષ્મી, ( ૩ ) આનન્દલક્ષ્મી, ( ૪ ) લલિતા વકીલ, ( ૫ ) કનકમણી, ( ૬ ) ભાનુમતી, ( ૭ ) મંગળાબહેન, ( ૮ ) સવિતા પંડિત, ( ૯ ) મુક્તાગૌરી દલાલ, ( ૧૦ ) દેવુબહેન ચાવડા, ( ૧૧ ) કમળા હરિલાલ, ( ૧૨ ) શારદા બદામી, ( ૧૩ ) શાન્તાબહેન પરીખ, ( ૧૪ ) જાસુદ, ( ૧૫ ) શાંતાબાઇ કાટોરીયા, ( ૧૬ ) કાશીબાઇ મોરખનદાસ, ( ૧૭ ) લક્ષ્મીબહેન, નાનુભાઇ ભાસ્કર, ( ૧૯ ) ગોમતીબાઇ, ( ૨૦ ) સુમિત્રા પાઠકજી, ( ૨૧ ) કપીલાગૌરી ભટ્ટ, ( ૨૨ ) અન્નુમતી શ્રોફ, ( ૨૩ ) સરસ્વતી દવે, ( ૨૪ ) હીરાબેન મોદી, ( ૨૫ ) ગ્રા નં. ૧૫૦૬, ( ૨૬ ) ગ્રા ન ૫૧૪૨

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઇ બહેનો ઉખાણા-ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, "ગુણસુન્દરી"

---

### સ્ત્રી અને પુરૂષ–એકબીજાની પૂર્તિરૂપ–

"સ્ત્રી અને પુરૂષ એક દરજ્જાના છે, એકજ નથી, એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂર્તિ છે અને બન્ને પરસ્પર ટેકારૂપ છે તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવજ નથી પણ જો પુરૂષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય."

"સ્ત્રી અને પુરૂષમાં ઘણો કુદરતી ભેદ હોય, અને તેથી, નિત્યજીવનમાં તેમને ભજવવાની ફરજોમાંયે ભેદ હોય, છતાં બે વચ્ચે કોઇ ઉચ્ચ કે નીચ નથી, પણ સમાજના સરખા મહત્વનાં અને પ્રતિષ્ઠાપાત્ર અંગો છે"

"સ્ત્રી જાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરાબર સમજે તો એ પુરૂષની ઓશિયાળી છે એમ માનેજ નહિ, અને પુરૂષનું તથા એની પ્રવૃત્તિઓનું અનુકરણ કરવાનો આદર્શ રાખે નહિ"

"બધી ઑફિસો બધા ધંધા અને નોકરીઓ સ્ત્રીઓને માટે ખુલ્લાં હોય એ જોવા હું ઇચ્છું છું. પરંતુ સ્ત્રી ગૃહરાણી તરીકેનો પોતાનો પુરાતન અધિકાર સાચવી રાખશે અને ભજવશે એવી આશા હું અંતઃકરણપૂર્વક રાખું. ગૃહરાણીના પદ ઉપરથી સ્ત્રીને કદી ભ્રષ્ટ કરવી ન જોઇએ જે ઘરમાં સ્ત્રી કેન્દ્રસ્થાને ન હોય તે ઘર ખરેખર ઉજ્જડ લાગે."

[ શ્રી મોતીબાળાના ભાષણમાંથી ] મ. ગાંધીજી




**સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી: લેખક: શ્રી કલ્યાણરાય નથુભાઇ જોષી, બી એ; તૈયાર કરાવી પ્રકટ કરનાર' શ્રી માધવજી દામોદર ઠાકરસી, મુમ્બઇ**

ગુજરાતમાં જીવનચરિત્રોનું સાહિત્ય ઘણુ ઓછુ છે તેમાય પોતાના સાહસ અને આપબળથી આગળ વધેલા ગુજરાતીઓનાં જીવનચરિત્ર તો મુદ્દલ છેજ નહિ એમ કહીએ તોય ચાલે એમ છે. એ કારણે, મુમ્બાઇમાંજ નહિ પણ હિન્દમા તેમજ દેશાન્તરમાં પણ એક પ્રખર નાણાશાસ્ત્રી, સાહસિક વેપારી અને સસ્કારી સેવાભાવી સજ્જન તરીકે પકાયલા સર વિઠ્ઠલદાસનાં જીવનચરિત્રનો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમા ઘણુ ઉચુ સ્થાન પામે એવો છે. સર વિઠ્ઠલદાસની વિવિધ સેવાઓની નોંધ આમા ઘણી સારી રીતે લેવાઇ છે અને નવલકથાના જેટલોજ રસ આ જીવનચરિત્ર વાચતા લાગે એવી એની રસભરી શૈલી છે શ્રી કલ્યાણ-રાય જેવા વિદ્વાનને હાથે સર વિઠ્ઠલદાસને અનેકવિધ પ્રવૃત્તિને ન્યાય મળે એવા વિભાગો પણ એમાં યોજાયલા છે આખુય જીવનચરિત્ર ગુજરાતની ભાવિ જનતાને બોધરૂપ નીવડે એવુ છે

આ પુસ્તકનુ અવલોકન લખતા પુનાની શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી યુનિવર્સીટી યાદ આવ્યા વિના રહેતી નથી સ્ત્રીઓનાં શિક્ષણનો પ્રશ્ન સર વિઠ્ઠલદાસને હૈયે હતો એ પૂરવાર કરવા માટે એ યુનિવર્સીટી તરફ આંગળી ચિંધી શકાય એમ છે સ્ત્રીશિક્ષણ માટે રૂ. ૧૫ લાખની સખાવત કરનાર કોઇ દાનવીર હિંદુસ્તાનમાં પાકયો નથી અમને આ જીવનચરિત્રમાં એ યુનિવર્સીટીની સ્થાપના, એને અપાયલી બાદશાહી સખાવત વગેરેને લગતું પ્રકરણ ન જોતાં ખેદ થયો છે આજે યુનિવર્સીટીનો પ્રશ્ન ચર્ચાએ ચડેલો હોઇ એ વસ્તુનો નિર્દેશ નહિ કરવાનું ધારવામાં આવ્યું હશે પરતુ અમને તો એ પ્રશ્નની અત્યારે ચાલી રહેલી ચર્ચાને કારણેજ આ જીવનચરિત્રમા સર વિઠ્ઠલદાસે યુનિવર્સીટીના સંચાલકો સાથે કઇ શુ શરતો કરી હતી તેને લગતુ સ્ફોટન આમા કરવાની વધુ અગત્ય જણાઇ છે. એ પ્રકરણ વિના આ જીવનચરિત્ર અમને મુખ્યત્વે સ્ત્રીઓની પ્રવૃત્તિ સાથે વધારે રસ હોઇ, અધુરૂં લાગે છે એટલુ જણાવી આ જીવનચરિત્ર, પ્રકટ કરીને, ગુજરાત ઉપર શ્રી માધવજીભાઇએ તેમજ શ્રીમતી લેડી પ્રેમલીલાબ્હેને ઉપકાર કર્યો છે એમ જણાવતા અમને ખરેખર આનદ થાય છે.

**નલિનીપરાગ: લેખક: શ્રી નલિન મ. ભટ્ટ બી એ શીતલા માતાની શેરી, વલસાડ: કિંમત બે રૂપીયા**

ગુજરાતી સામયિકોમાં કદિ પણ ન લખવાના કારણે ગુજરાતી સાહિત્યમાં અજાણ્યા લાગતા શ્રી નલિન ભટ્ટનાં ૧૪૧ કાવ્યોનો આ સગ્રહ આશ્ચર્ય પમાડે એવો છે એ સગ્રહમાની કવિતાઓના વાચનથી જ એક અત્યત આશા આપતા કવિ તરીકે એમને ગુજરાત સ્વીકારી લેશે એમાં જરા પણ શંકા નથી. સગ્રહમાંના કાવ્યોને શ્રી. નલિને પ્રકૃતિકાવ્યો, પ્રણયકાવ્યો, અને પ્રકીર્ણકાવ્યો એમ ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યા છે નિસર્ગની રમણીયતાનો કવિને ભારે શોખ હોય એમ એમનાં કાવ્યો ઉપરથી સહજે જ કલ્પના કરી શકાય છે દરેક વિભાગમાં કેટલાક સુદર કાવ્યો દષ્ટિગોચર થાય છે એ બધાનો ઉલ્લેખ તો અત્રે થવો અશકય છે. પરતુ કેટલાંક વધુ સુન્દર લાગતાં કાવ્યોમા, પ્રભુચરણે, વસમો વિયોગ, કાજરાત્રિ રજનીમાં પ્રવાસે, વાલ્મીકિ, અનાર, દુષ્યન્ત વિયોગ વગેરેને ગણાવી શકાએ. શ્રી નલિન ભટ્ટના

કાવ્યો સંસ્કૃત પ્રચુર હોઈ, સામાન્ય વાચકવર્ગને સમજતા જરા કઠિન પડશે. એમને છંદ અને વૃત્ત ઉપર ઘણો સારો કાબુ હોવાનું માલૂમ પડે છે એક ઉગતા કવિનો આ સંગ્રહ, એમાં થોડી ઘણી સ્વાભાવિક ક્ષતિઓ હોવા છતાં ગુજરાતનો આવકાર પામશે, અને એમની પાસેથી વધુ સારાં કાવ્યો મેળવવા પામશે એવી આશા રાખીએ છીએ

**કર્મભૂમિઃ** લેખક શ્રી પ્રેમચંદ, પ્રકાશક સરસ્વતી પ્રેસ, બનારસ સીટી, મૂલ્ય ત્રણ રૂપીયા.

'ગુણસુન્દરી'ના વાચકોને 'ગરીબની ગૃહલક્ષ્મી'ના મૂળ લેખક તરીકે સુપરિચિત એવા ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીની 'ગબન' પછીની આ નવી નવલકથા છે અને એમાં આજના હરિજનોદ્ધારના પ્રશ્નને તેમજ લોકસમૂહને જાગ્રત કરવાની પ્રવૃત્તિને કેન્દ્રમાં રાખીને વસ્તુગુંથણી કરવામાં આવી છે શ્રી પ્રેમચંદજીની શૈલીમાં જે જોમ છે તે આમાં પણ પૂરેપૂરું જળવાઈ રહ્યું છે અને આખીય નવલકથા સમાજના આજના અગત્યના પ્રશ્નોની સુંદર અને પ્રેરક સમીક્ષા કરે છે હરિજનોના ઉદ્ધારની અત્યારે જે પ્રવૃત્તિ ચાલી રહી છે, અસ્પૃશ્યોના મંદિર પ્રવેશની જે પ્રવૃત્તિ ચાલી રહી છે, જેના પરિણામથી મૂડીવાદીઓ આમન ચમન ઉડાવી રહ્યા છે એવા મજુરોની જે ચળવળ ચાલી રહી છે તે બધાયને આ નવલકથામાં વણી લઈને, તેમજ રાષ્ટ્રીય ભાવનાને વ્યક્ત કરતી ચળવળને પણ ગુંથી લઈને શ્રી પ્રેમચન્દજીએ નવલકથાને હેતુલક્ષી બનાવી છે એ કે, નવલકથામાંના બનાવો ઘણી જ ઝડપથી, જાણે ચિત્રપટ ઉપર બની જતા હોય એમ લાગી આવ્યા વિના રહેતું નથી. નવલકથામાંના મુખ્ય પાત્રોમાં અમરકાન્ત અને તેની પત્ની સુખદાનાં પાત્રાલેખનમાં શ્રી પ્રેમચન્દજીની કુશળતા ખાસ તરી આવે છે સુખદાને શ્રી પ્રેમચન્દજીએ નૂતન સ્ત્રીનાં રૂપમાં ઘણી સારી રીતે ચીતરી છે પતિના જેમ તેનામાં પણ સ્વાભિમાન છે, એ સુખદા પોતાના વર્તનથી બતાવી આપે છે પતિને તે ચાહે છે, પરંતુ પતિના જ વિચારોમાં તે પોતાના વિચારોને સમાવી દેતી નથી પોતાનું પણ સ્વતંત્ર વ્યક્તિત્વ છે એવું તેને સતત ભાન રહે છે. અને તેથી જ જ્યારે અમરકાન્ત તેને છોડીને ચાલી જાય છે પછી લાંબા કાળે તેને પાછો મળે છે ત્યારે પણ પોતનાં સ્વાભિમાનને પરિણામે, તે અમરકાન્તને સહેજે ક્ષમા આપતી નથી. અમરકાન્તના લોભી પિતાનો હૃદયપલટો પણ ઉતાવળે થાય છે મુન્નીનું પાત્ર પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતું નથી સુખદા પછી નવલકથાનાં એક સર્વોત્કૃષ્ટ સ્ત્રી પાત્ર તરીકે મુન્નીને સહેજે મૂકી શકાય. નૈના, સકીના, સકીનાની બુઢ્ઢી મા, શાન્તિકુમાર, સલોની, વગેરે પાત્રો પણ ઠીક ઠીક વિકાસ પામ્યા છે આખીય નવલકથા એવી રસપ્રદ ગુંથાઈ છે કે એ વાંચ્યા વિના હાથમાંથી મૂકવી ગમતી નથી શ્રી પ્રેમચંદજીની સાદી શૈલી અને ટુંકા વાક્યોમાં ભાવાલેખન કરવાની પદ્ધતિ એની વિશિષ્ટતા છે હિન્દી ભાષામાં આ નવલકથા સારું સ્થાન પ્રાપ્ત કરશે

**નવો અવતાર** (પ્રથમ ખંડ) મૂળ લેખક ટોલસ્ટોય અનુવાદક શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પ્રકાશક શ્રી પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ કીમત રૂ ૨–૪–૦

મહાત્મા ગાંધીજી જેમને પોતાના એક ગુરુ માને છે તે સુપ્રસિદ્ધ રશિયન લેખક મહાત્મા ટોલ્સ્ટોયનું નામ હવે તો ગુજરાતમાં જાણીતું થઈ ગયું છે પ્રકાશક તરફથી પ્રકટ થતી 'ટોલ્સ્ટોય ગ્રંથાવલિ'નું આ ચોથું પુસ્તક છે સુધરેલા કહેવાતા દેશમાં એક વ્યક્તિને સુખી જીવન ગાળવા માટે જે જે સાધનો આર્થિક તેમજ સામાજીક જોઈએ તે સર્વ હોવા છતાં ટોલ્સ્ટોયને એ જીવન પ્રત્યે અસંતોષ રહેતો અને તેમાંથી છુટવા તેમણે પોતાના નવા મંતવ્યો રચ્યા હતા એ નવા મંતવ્યો–ભૂતમાત્ર સાથે ઐક્ય અનુભવવા અભેદ ભાવ કેળવવો સર્વ પ્રત્યે પ્રેમવૃત્તિ રાખવી–જીવનમાં ઉતારવાને પરિણામે ટોલ્સ્ટોય પોતે નવો અવતાર પામેલા. આ વાતનો એમનો નાયક પણ એ જ મંતવ્યોને આધારે જીવનનું સાચું સુખ મેળવવા પ્રયત્ન કરે છે આખી વાર્તા ટોલ્સ્ટોયની લાક્ષણિક શૈલીમાં લખાઈ છે અને ઝારના સમયના રશિયાના જીવનનું સુરેખ ચિત્ર રજુ કરે છે. શ્રી ભટ્ટે એનો અનુવાદ સાદી અને સરળ ગુજરાતીમાં કર્યો છે. અલબત્ત, વાર્તાની ગુંથણી યૂરોપીય સમાજની કેટલીક વિશિષ્ટ ઘટનાઓ ઉપર થઈ છે,

એટલે ગુજરાતી વાચકને એમાના પ્રસંગો પરદેશી લાગશે વળી જડબાંતોડ રશિયન નામો પણ યાદ નહિ રહે. આટલું છતાં ટૉલ્સ્ટૉયની શૈલી અને એના મંતવ્યોનો પરિચય આ અનુવાદમાંથી સ્હેલાઈથી કરી શકાશે. વાર્તાના પાત્રોના નામ અને પ્રસંગોને ગુજરાતી વાઘા પહેરાવવાની લાલચમાં અનુવાદક નથી પડયા, તે માટે તેમને અભિનંદન ઘટે છે આ પ્રથમ ખંડ વાંચ્યા પછી વાર્તાનો અંત કેવી રીતે આવે છે, નાયક પોતાના ધ્યેયમાં સફળ થાય છે કે નહિ, તે જાણવાને વાચકો બીજા ખંડની જરૂર ઉત્સુકતાથી રાહ જોશે.

**પરદેશી કાપડની સામે લડાઈ કેમ કરવી ?** લેખકઃ શ્રી મનમોહનદાસ પુ. ગાંધી. પ્રકાશકઃ શ્રી પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કીમત રૂ ૦-૮-૦

"પ્રસ્થાન" કાર્યાલય તરફથી પ્રકટ થતી "સરસ્વતી ગ્રન્થમાળા"ના ૪થા વર્ષના પુસ્તક ૧-૨ તરીકે અપાયલું આ પુસ્તક એના નામ પ્રમાણે વસ્તુ વાચકો સમક્ષ ધરે છે પુ. ગાંધીજી કહે છે તેમ "આ પુસ્તક અત્યારના સમયને અનુકૂળ છે" કાપડની બાબતમાં આ દેશ એક વખતે સ્વતંત્ર હતો એટલું જ નહિ પણ બીજા દેશોને પણ કાપડ પૂરું પાડતો. હાથ કાંતણ અને હાથ વણાટનો એ ઉદ્યોગ પરદેશી તેમજ દેશી બનાવી શકાય એમ છે પરદેશી કાપડના પૂર્ણ બહિષ્કાર માટે શું કરવાની જરૂર છે, તે બતાવવાનો લેખકે સારો પ્રયત્ન કર્યો છે ઉપરાંત અનેક વિધ ઉપયોગી માહિતી આંકડા સાથે આપી છે. 'સ્વદેશી'માં માનનાર વાચકોને આ પુસ્તક ઘણું ઉપયોગી થશે; ન માનનારને પોતાનો મત બદલવા જરૂર પ્રેરશે"

**ગીતસંગ્રહઃ** સંપાદક શ્રી. સીતારામ નથુભાઈ. પ્રકાશક શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ મૂલ્ય બે આના.

આ લોકપ્રિય ગીતસંગ્રહની ચોથી આવૃત્તિ પ્રકટ થતી જોઈને અમને આનંદ થાય છે સ્વ અગ્રગામી કાળીદાસ પટેલના સ્મારક તરીકે આ સંગ્રહ પ્હેલીવાર ૧૯૮૩માં થયો હતો પાંચ વર્ષના અરસામાં તેની ત્રણ આવૃત્તિઓની ૫૫૦૦ નકલો ગુજરાતી વ્હેનોએ ખુશીથી લીધી છે ગુજરાતના વિધવિધ જાણીતા કવિઓના રાસ અને ગીતો એમાંથી મળી રહે છે. પ્રમાણમાં બીજા સંગ્રહો કરતાં કીમત સસ્તી હોવાથી એનો વધુ ઉપાડ થાય એ કુદરતી છે ગુજરાતનું રાસધન વિકસાવવા આવા અનેક સંગ્રહો પ્રકટ થવાની જરૂર છે.

**મોતીની શું રણમાળાઃ** પ્રકાશકઃ શ્રી કે. એ. કોલમ્બોવાળા. કીમત છ આના.

પ્રકાશક તોરણો વગેરે માટે વપરાતા સાધનોના વેપારી હોઈ તેમના તરફથી મોતીની શુંથણમાળાનું આ બીજું પુસ્તક પ્રકટ થાય છે. આ નાનકડા પુસ્તકમાં મોતી અને સળીઓના તોરણોની છ જુદી જુદી ડીઝાઇનો તેમણે સંપૂર્ણ સમજૂતી સાથે આપી છે. દરેક રંગના અને પ્રકારના કેટલા મોતી અને સળીઓ પ્રત્યેક નમુના માટે જોઈએ, તે એક વેપારી તરીકે તેઓ સારી રીતે જાણી શકે એમાં નવાઈ નથી આ પુસ્તક કલારસિક બ્હેનોને ઉપયોગી છે.

**(૧) કુલડોર રોઠાણી અને મંગળાનાં દર્શનઃ (૨) કાઠિયાવાડમાં પોતાના કપાસમાંથી કાપડ કરવાની સહેલી રીત.** લેખક અને પ્રકાશક શ્રી શેઠ રામજી હંસરાજ; ઉદ્યોગ મંદિર અમરેલી મૂલ્ય અનુક્રમેઃ આઠ અને પા આનો.

શેઠ રામજીભાઈએ પોતાનો ધીકતો ધંધો હોવા છતાં સ્વદેશી પાછળ ભેખ લીધો છે. કાઠિયાવાડમાં ખાદીના ઉત્પન્ન માટે સક્રિય તનતોડ પ્રયત્નો કરવા સાથે સ્વદેશીના પ્રચાર માટે ઉપયોગી સાહિત્ય પોકારબંધ પ્રસારવાનું પૂણ્ય તેઓશ્રી કમાઈ રહ્યા છે. "કુલડોર રોઠાણી"માં શ્રીવર્ગને રહેજે રુચે એવી શૈલી અને ભાષામાં સ્વદેશીનો ધર્મ તેમણે સમજાવ્યો છે. બીજા પુસ્તકમાં તેમણે પોતાની પ્રિય યોજના રજૂ કરી છે. કાઠિયાવાડમાં પાકતા કપાસમાંથી જ પોતાને માટે જરૂરી કાપડ કાઠિયાવાડના વતનીઓ તૈયાર કરી લે એવી તેમની ઈચ્છા છે અને તે માટેના પ્રયત્નો તેઓશ્રી સેવી રહ્યા છે એમની એ યોજના હિન્દના બીજા પ્રદેશોમાં જ્યાં જ્યાં કપાસ થતો હોય ત્યાં ત્યાં ઉપયોગી થઈ શકે એવી છે. અમે ઇચ્છીએ છીએ કે દરેક સ્વદેશી પ્રેમી વ્યક્તિ આ પુસ્તિકાઓ વાંચે અને તેમાંની યોજનાઓ અમલમાં મૂકવામાં સહાયભૂત થાય.

**મહીપાળદેવઃ** લેખક શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા; કિંમત રૂા. ૨-૮-૦

સોરઠી ઇતિહાસના એક પ્રસંગ ઉપરથી લખેલી રાં'ડવારના સમયની આ નવલકથા શ્રી રાયચુરાથી અાજાણી પરિચિત ગુજરાતના જરૂર આનંદ પામશે રાં'ડવાટ ચારણોદ્વારા મહીપાળ-દેવનું બીરુદ પામ્યો હતો એના જીવનમાંના મુખ્ય પ્રસંગોને શ્રી રાયચુરાએ આ નવલકથામાં અત્યંત ખુબીથી મેળવી દીધા છે ઉગાવાળો, રાં'ડવાટ, સોનલ અને મીણલના પાત્રોનું આલેખન ઘણું સારૂં અને કલાત્મક થયું છે છેવટ સુધી નવલકથામાં રસ જળવાઈ રહે છે. શ્રી રાયચુરા આવી ઐતિહાસિક નવલકથાઓ વધુ પ્રમાણમાં આપે એવી ગુજરાત આશા રાખે તો તે વધારે પડતું નથી

દુનિયાની ભૂગોળ અનુવાદક શ્રી. અમૃતલાલ મોહનલાલ પરીખ, લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લીમીટેડ, મૂલ્ય રૂા ૨-૪-૦

લંડન યુનિવર્સીટીના ભૂગોળના માજી પ્રોફેસર એમ. ડડ્લી સ્ટેમ્પના "The world" ભૂગોળ ગ્રંથનો આ અનુવાદ ગુજરાતી ભાષામાં વિદ્યાર્થીઓ માટે પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થાય એવો છે ગુજરાતી ભાષાનું એ કમનસીબ છે કે આવા વિષય ઉપરનાં ગ્રંથો સ્વતંત્ર રીતે ન લખાતા, અનુવાદરૂપે લખાવી લેવા પડે છે શ્રી પરીખે કરેલો અનુવાદ એકંદરે સારો છે પુસ્તકમાં નકશાઓ તેમજ બીજી આકૃતિઓમાં અંગ્રેજી ગ્રંથના તૈયાર બ્લોકોનો ઉપયોગ કર્યો છે તે ઠીક નથી લાગતું ગુજરાતી શબ્દો સાથે એ આકૃતિઓ તૈયાર કરાવવી જોઇતી હતી

(૧), (૨) શ્રી ઋગ્વેદસંહિતા, અષ્ટક ૧ લું વિભાગ ૧ લો અને બીજો અનુવાદક શ્રી મોતીલાલ રવિશંકર ઘોડા, મૂલ્ય દરેકના રૂા ૨-૦-૦

(૩) નરસિંહ મહેતા: લેખક શ્રી જયસુખરાય પિ. જોષીપુરા, કિંમત ૦-૧૧-૦

(૪) ધર્મોની બાલ્યાવસ્થા અનુવાદક શ્રી ચુનીલાલ મગનલાલ દેસાઇ, કિંમત રૂા ૧-૮-૦

(૫) વીરશૈવ સંસ્કૃતિ: ભાષાંતર કર્તા: શંકર ગોવિંદ સાખરપેકર, કિંમત ૦-૧૨-૦

વડોદરાની સયાજી સાહિત્યમાળાના અનુક્રમે ૧૮૧, ૧૯૫, ૧૯૧, ૨૦૦ અને ૨૦૫ માં પુસ્તકો છે પહેલાં બે સાયણાચાર્યભાષ્યાનુસાર શ્રી. ઋગ્વેદસંહિતાના અનુવાદો રજુ કરે છે અને વેદ સાહિત્યને એ રીતે ગુજરાતીમાં સુલભ કરે છે. ત્રીજું પુસ્તક આપણા ભક્તકવિ નરસિંહ મહેતાના જીવન અને સાહિત્યનો સારો પરિચય કરાવે છે એમાં ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનના વિવિધ પ્રસંગો સારી રીતે આલેખાયા છે. ચોથું એડવર્ડ ક્લોડના મુળ અંગ્રેજી ગ્રંથ childhood of religions નું ભાષાંતર છે અને પાંચમું વીરશૈવ સંસ્કૃતિનું સારૂં ભાન કરાવે છે પાંચેય ગ્રંથો શાસ્ત્રીય વાઙ્મયમાં સારો ઉમેરો કરે એવાં અભ્યાસી દ્રષ્ટિથી લખાયલા છે

સ્વીકાર (૧) કલામંદિર' તંત્રી ભાનુપ્રસાદ વ્યાસ, મુંબાઇ અંક ૭ થી ૧૦ (૨) સત્યપ્રકાશ અને સ્વદેશ મુંબાઇ અંક ૧૪ થી ૧૮, (૩) ક્ષત્રિયમિત્ર અંક ૨ ૩ તંત્રી ધીરૂસિંહ વહેરાભાઇ ગોહિલ, ભાવનગર, (૪) ઔદિચ્ય જયોતિ, અંક ૧ તંત્રી હરગોવિંદ રેવાશંકર મહેતા વડોદરા ( ૫ ) સહકારપ્રભાકર અંક ૩, તંત્રી સમદ પેટલાદ, ( ૬ ) શ્રી પુષ્ટિ પીયૂષ ( રાસાંક ) તંત્રી શ્રી હરિશંકર ઓગારજી શાસ્ત્રી નડીયાદ, (૭) અનાવિલ અંક ૧ તંત્રીઓ શ્રી ઇન્દુ દેસાઇ, શ્રી ગજેન્દ્ર દેસાઇ, સુરત (૮) નારજગત્ શ્રીસેવ્યર: તંત્રી' શ્રી જેઠાલાલ ના દવે. અમદાવાદ, (૯) સહકાર પત્રિકા અંક ૧-૨-૩ તંત્રી નાનાભાઇ પરીખ, સુરત (૧૦) પંચોળી હિતેચ્છુ અંક ૧ તંત્રી નગીનલાલ જીવણભાઈ મહેતા (૧૧) ખેતીવાડી વિજ્ઞાન. નવેમ્બર તંત્રી મગનલાલ દેસાઇ, વીંછીઆ, (૧૨) આયુર્વેદ રહસ્યાંક' ભટ્ટ-આગબર શ્રી રસશાળા ઔષધાશ્રમ, ગોંડલ ( ૧૩ ) ઊંડું હૃદય લેખક' કવિ ભભાશંકર હરિશંકર ( ૧૪ ) લોકગીત લેખક જીવરાજ બેચર પટેલ ( ૧૫ ) શાન્તીશોધ બાલકૃષ્ણ' સાહિત્યાંક સંપાદક: શ્રી સત્યમત શર્મા સુરત.



# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના બે હિતચિંતકો



લેખક: શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

શ્રી ભવાનીદાસ મોતીવાળા તથા શ્રી કેશવલાલ મણિયારને તા. ૩ જી ડિસેમ્બરે માનપત્ર આપીને, મુંબઈનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળે પોતાની એક આવશ્યક ફરજ સુંદર રીતે અદા કરી છે, અને ગુણદર્શિતા આપણા ભાઈ બ્હેનોમાંથી અત્યંત નાબુદ થઈ નથી એમ બતાવી આપ્યું છે.

શ્રી. ભવાનીદાસ મોતીવાળા એ તો તે મંડળના આદ્ય ઉત્પાદક, સ્થાપક અને સંચાલક જ હોવાથી તેમની પિછાન સ્ત્રી મંડળના સભાસદોને આપવાની હોય જ નહિ. શ્રી. કેશવલાલ પણ લગભગ પંદર વર્ષથી જે ઉપયોગી સેવા બજાવી રહ્યા છે તે સર્વ સભાસદોને મારી પેઠે જાણીતી છે. એ બે ભાઈઓની વર્તમાન સેવા સૌના જાણવામાં હોવા છતાં, તેમનો ભૂતકાળમાં કેવો અને કેટલો લાભ મંડળને મળ્યો છે એ કદાચ વર્તમાન સભાસદોના જાણવામાં ન યે હોય.

આજથી વીશ વર્ષ પહેલાં, જ્યારે સ્ત્રી કેળવણી માત્ર પ્રારંભ દશામાં હતી અને આ સંસ્થા તો અસ્તિત્વમાં પણ નહોતી તે સમયે શ્રી ભવાનીદાસના મગજમાં સ્ત્રીઓની કેળવણીના અને સ્ત્રીઓની સંસ્થાની ઉત્પત્તિના વિચાર ખૂબ ઘૂમી રહ્યા હતા. શ્રી ભવાનીદાસને પ્રભુએ સર્વ 'જાતની સુખમય સ્થિતિમાં મૂક્યા હતા. ધનાઢ્ય કુટુંબમાં તેમનો જન્મ હતો. નવી કેળવણીમાં પણ તેઓ સારી પ્રતિષ્ઠા મેળવી શક્યા હતા અને તેમણે ઇચ્છયું હોત તો ધનની અને આત્મ પ્રતિષ્ઠાની વૃદ્ધિ કરનારા ધંધાની પસંદગી કરી આજે જાણીતા છે તેથી ઘણા વધારે જાણીતા થઈ શક્યા હોત. પરંતુ સ્ત્રીઓની સ્થિતિ અને તેવા સુધારો કરવાની તેમની ઉત્કટ ભાવના, જ્ઞાનની તેમની અથાગ પિપાસા, મહેનતાણાની કે ફળની પણ દરકાર કર્યા વિના 'સેવા' કરવાની તેમની પ્રબળ વૃત્તિ અને જ્યાં જ્યાં પ્રકાશ, ત્યાં ત્યાં ઉત્સાહ, જ્યાં જ્યાં પ્રગતિ અને જ્યાં જ્યાં સેવાના પ્રસંગ ત્યાં ત્યાં પોતાની સર્વ શક્તિથી સામેલ થવાનો તેમનો સ્વભાવ એ બધાએ તેમની કાર્યદિશાને એવી રીતે નિર્ણીત કરી દીધી હતી કે તેઓ પોતાની આજીવિકા માટે કે પોતાની ધનપ્રદ પ્રવૃત્તિઓને માટે કાંઈ પણ કરી શકે તેવું રહ્યું ન હોય.

દેશમાં દેખાઈ રહેલો નવો ઉત્સાહ ઝીલી તેને મદદરૂપ થવામાં જ તેમણે પોતાનું કર્તવ્ય માની, સમાવી દીધું હતું અને સ્ટુડન્ટ્સ બ્રધરહુડ, સોશ્યલ સરવિસ લીગ, મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશન અને તેમાની સ્કુલ્સ કમિટિ, પોતાથી બને તેટલું દિશાએ એ બધામાં તેમણે સંગીન અને સુંદર કામ

તારાબહેન માણેકલાલ પ્રેમચંદને હસ્તે ખુલ્લું મૂકાયું છે

**સ્ટવ-સગડીના ભોગ:** (૧) તુળસીપૂજા કરતાં દીવાને સાડીનો છેડો લાગી જવાથી ખારમાં શ્રીમતી ઇન્દિરાબાઇ દાઝી મરણ પામ્યા (૨) ઘાટકોપરમાં સાસુના ત્રાસથી કંટાળીને કાન્તાબહેન ધરમસી નામની બહેને સાડી પર ગ્યાસતેલ છાંટી સળગાવી આપઘાત કર્યો (૩) કુશળબાઇ લક્ષ્મીચંદ નામની સ્ત્રી ઘાટકોપરમાં પ્રાયમસ સ્ટવ સળગાવતાં દાઝી મરણ પામી (૪) મુંબાઇમાં કમળાબાઇ સદાશીવ સગડીપર ગ્યાસતેલ નાંખી તે સળગાવવા જતાં દાઝી મરણ પામી (૫) મુંબાઇમાં કાયાબજાર ખાતે સમજુબાઇ ચુનીલાલ નામની બહેન સ્ટવ સળગાવતાં જતાં દાઝી મરણ પામી

**વૃદ્ધ લગ્ન સામે બંધી:** અમદાવાદમાં ૧૪ વર્ષની મણી નામની છોકરીનું લગ્ન પૈસાને લોભે ૫૭ વર્ષના વૃદ્ધ જૈન અમથાલાલ સાથે થતું અટકાવવા સંસાર સુધારા સમાજ તરફથી શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠે અપીલ કરતાં મનાઇહુકમ કાઢવામાં આવ્યો હતો. છોકરીનો કહેવાતો બાપ પોચાલાલ છોકરીનો ખરો બાપ નહોતો, તે બહારથી છોકરીને લઈ આવ્યો હતો એમ જણાવાયું હતું.

**શ્રીમતી પાર્વતી દેવી** મુંબાઇ યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ છે તેમને કરાચીની ધનપતમલ આર્યપુત્રીશાળાના પ્રિન્સિપાલ નીમવામાં આવ્યાં છે તેમણે સંસ્કૃતભાષામાં પ્રવીણતા મેળવી હતી. ઉંચી કેળવણીમાં સંસ્કૃત લેનાર આ બહેન પહેલાજ સ્ત્રી છે

**હિન્દની વસતી** ગણત્રીના છેલ્લા આંકડા પ્રમાણે સ્ત્રીઓની કુલ સંખ્યા ૧૭,૧૦ ૦૮,૮૯૫ની છે ૧૦૦૦ પુરૂષ દીઠ ૯૪૦ જેટલું સ્ત્રીઓનું પ્રમાણ આવે છે. અવિવાહિત પુરૂષોની સંખ્યા અર્ધી છે. જ્યારે તે કરતાં સહેજ વધુ સંખ્યા સ્ત્રીઓ અપરિણિત છે સેંકડે ૪૬ ૭ ટકા પુરૂષો અને ૪૯ ૩ ટકા સ્ત્રીઓ પરિણિત છે વિધુરો સેંકડે ૫ ૪ ટકા છે જ્યારે વિધવાઓની સંખ્યા ૧૫ ૪ ટકા છે. દર માઇલે ૧૫૬ પુરૂષો અને ૨૯ સ્ત્રીઓ કોઇ પણ ભાષામાં લખી વાંચી શકે છે અંગ્રેજી ભણેલાઓનું પ્રમાણ પુરૂષોનું ૨૫ જેટલું અને સ્ત્રીઓનું ૩ નું છે કુલ ૨,૩૯,૧૨,૨૭૯ પુરૂષો અને ૪૨,૬૯,૦૭૩ સ્ત્રીઓ ભણેલા છે.

**બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો ભંગ:** (૧) કલકત્તામાં શ્રી કાલુરામ દામાને આ કાયદાનો ભંગ કરી પોતાની પુત્રીને પરણાવવા માટે રૂા. ૫૦૦) નો દંડ થયો છે (૨) તાંજોરમાં એ કાયદાનો ભંગ કરવા માટે કુપ્પુસ્વામી પિલાઇ અને સેન્ગામલ ને અનુક્રમે રૂા. ૧૫ અને રૂા ૫) ના દંડની સજા થઇ.

**મહારાજાને સ્થાને** રેવા રાજ્યના ના મહારાજા ગોળમેજી પરિષદમાં હાજરી આપવા ઇગ્લાંડ જતાં, તેમની ગેરહાજરી દરમ્યાન ના. સીનીયર મહારાણી સલાહકારક સમિતિ સાથે હાલમાં રાજ્યધુરા ચલાવે છે.

## વિદેશ.

**હિન્દી સ્ત્રીઓની સ્થિતિ:** લંડનમાં ડીસેમ્બરની તા. ૮ મીએ યંગ વીમેન્સ ક્રિશ્ચિયન એસોસીએશન તરફથી થએલા ખાણાના મેળાવડામાં પ્રમુખસ્થાનેથી લોર્ડ, શાસ્ત્રીએ જણાવ્યું હતું કે હિન્દમાં સ્ત્રીઓની સ્થિતિમાં મોટો ફેરફાર થયો છે તેનું કારણ પૂર્વ ઉપર પશ્ચિમની સંસ્કૃતિની અસર છે હિન્દના ભાવિનો આધાર હિન્દ અને ઇંગ્લાંડની સ્ત્રીઓની પ્રગતિ ઉપર છે

**મતાધિકાર પસંદ નથી?** ગોળમેજી પરિષદે નીમેલી લોથીયન મતાધિકાર સમિતિના એક સભ્ય મીસ પેરી પિકાર્ડે લંડનમાં નવેમ્બરની આખરે ભાષણ આપતાં જણાવ્યું કે હિંદમાં જાહેર રીતે કોઇ સ્ત્રી મતાધિકારનો વિરોધ નથી કરવાની, પરંતુ તેમાંની ઘણીને આ વિચાર પસંદ નથી તેથી જો તેમની સત્તા ચાલતી હોત તો આ મતાધિકાર જરૂર અટકાવે. અત્યારે તેમને મતાધિકાર મળ્યો છે તેમાંની ઘણી મત આપવા જતી નથી મદ્રાસમાં મતાધિકારવાળી કુલ સ્ત્રીઓના માત્ર ૧૮ ટકા સ્ત્રીઓ મત આપે છે હિન્દી સ્ત્રીઓમાં લગ્ન સામાન્ય છે અને તેથી આધેડવયની અપરિણીત સ્ત્રીઓ માત્ર શિક્ષિકા કે ડાક્તરના ધંધામાં રોકાય છે આ સ્ત્રીઓને તો ગમે તે રીતે મતાધિકાર મળવાનો જ છે

**મ્યુનિસિપાલીટીમાં સ્ત્રીઓ:** ઇગ્લાંડમાં હાલ થએલી મ્યુનિસિપલ ચુંટણીમાં ૧૫ સ્ત્રીઓ મેયરના પદે ચુંટાઇ છે સ્કોટલેન્ડમાં ત્રણ શહેરોએ પહેલીજવાર પ્રોવોસ્ટના પદે સ્ત્રીઓને ચુંટી છે, બેલ્જીયમમાં ૩૯ સ્ત્રીઓ ચુંટાઈ છે.

શિવપુર બઝારમા રાજકીય પરિષદ ભરવા માટે પ્રમુખ શ્રીમતી કાનનબાળા બેનરજી ગિરફતાર થયાં.

હાવરાના સાલકીયા પ્રાંતની રાજકીય પરિષદમાં ભાગ લેવા માટે શ્રીમતી સુકુમારી દેવી અને શ્રીમતી મહામાયા પાલને પાંચ રૂપીયા દંડની સજા થઇ.

ખલનામાં બીન સત્તાવાર હસ્તપત્રો વહેંચવા માટે શ્રીમતી ઉષારાણી દત્ત અને શ્રીમતી વસન્તકુમારી ઘોષને ગિરફતાર કર્યા છે.

પંજાબઃ

લાહોરમા અરબસની આગેવાની હેઠળ શ્રીમતી સરદારરાણી હિરાસિંહને ૪ વર્ષનાં બાલક સાથે ગિરફતાર કરી છે. તેને ૪ માસ સખ્ત કેદ રૂા. ૨૫ દંડની સજા થઇ છે. તેના પતિ સરદાર હિરાસિંહ નભા રાજ્યના છે અને તેમની મિલ્કત સરકારે જપ્ત કરેલી છે. તેના પતિ, પુત્ર અને નોકરને પણ સજા થઇ છે.

મદ્રાસ

મદ્રાસમાં તા. ૭ મી ડીસેમ્બરને રોજ ત્રીપ્લીકેન ખાતે વટહુકમના ખરડા સામે વિરોધ દર્શાવવા સભા મળી હતી તે સભાનાં પ્રમુખ જાણીતાં આયરીશ સન્નારી શ્રીમતી માર્ગરેટ કઝીન્સને ગિરફતાર કર્યાં હતાં. પરંતુ પાછળથી ગેરસમજથી તેમની ધરપકડ કરવામાં આવેલી હોવાનું જણાવી તેમને જવા દીધાં હતાં તે બાદ મદ્રાસના પોલીસ કમીશ્નરે તેમને એક માસ સુધી મદ્રાસ શહેરમાં આવવો નહિ કરવાનો હુકમ કર્યો હતો. બાદ, એક વર્ષ સુધી સારી ચાલચલગત માટે રૂા. ૧૦૦૦૦ નું બોંડ અને એટલીજ રકમની બે જામીનગિરિઓ તેમની પાસે કેમ લેવામાં ન આવે તેનું કારણ દેખાડવા માટે તેમના પર જામીન પર છુટી શકાય એવું વોરંટ કાઢવામાં આવ્યુ હતું. મીસીસ કઝીન્સે જામીન આપવાની ના પાડવાથી તેમને તા. ૫ મીએ ગિરફતાર કરવામાં આવ્યાં. કોર્ટમાં પણ તેમણે જામીન પર સહી કરવાની ના પાડી એટલે તેમને એક વર્ષ સાદી કેદની સજા કરવામાં આવી છે. [ ૨૯–૧૨–૩૨

સ્ત્રીઓના સખ્યા પણ ઘણી મોટી છે. ૧૯૨૧ની વસતી-ગણત્રીના આંકડા પ્રમાણે, હિન્દુસ્તાનમાં વિધવાઓની કુલ સખ્યા ૭૯૮૩૧૯૮ની છે. તેમા ૧થી ૨ વર્ષની અંદરની વિધવાઓ ૬૨૨; ૨થી ૩ વર્ષની અંદરની ૧૨૮૦; ૩ થી ૪ વર્ષની ૫૮૬૩; ૫થી ૧૦ વર્ષની ૧૦૨૨૨૯, ૧૦થી ૧૫ વર્ષની ૨૭૯૧૨૪, ૧૫થી ૨૦ વર્ષની ૫૧૭૮૯૮, ૨૦થી ૨૫ વર્ષની ૯૧૬૬૧૭ અને ૨૫થી ૪૦ વર્ષની ૬૨૦૨૭૨૮ છે. આમા ૧થી ૧૫ વર્ષની વિધવાઓની કુલ સખ્યા ૩૯૫૯૨૫ ની છે. આ સખ્યા ૧૫ વર્ષની અંદરની વયની વિધવાઓની છે એ લક્ષમાં લેવાનું છે. ૧૫ વર્ષની અંદર સ્ત્રીઓ સાંસારિક સંબધમાં ભાગ્યેજ આવે એટલે શ્રીમદ્ જગદ્ગુરની વ્યાખ્યા પ્રમાણે, આટલી સંખ્યાની વિધવાઓ તો 'અપૂર્ણ લગ્ન' વાળી જ હોય, એ સર્વને ફરી લગ્ન કરવાનો અધિકાર છે, એમ શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્યના કહેવા ઉપરથીજ સિદ્ધ થાય છે ફરજીયાત વૈધવ્ય હોવું ન જોઇએ, એવો આજે સામાન્ય મત છે છતાં એ વિચારને હમણાં બાજુએ મૂકીએ તો પણ, શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્યના કથન અનુસાર ઉપર જણાવેલી ૧૫ વર્ષની અંદરની ૪ લાખ જેટલી વિધવાઓને ફરજીયાત વૈધવ્ય પાળવાનું ધાર્મિક રીતે દબાણ કરવામાં આવે તે હવે ધર્મવિરૂદ્ધ ઠરે છે. શ્રીમદ્ જગદ્ગુરુએ એવી વિધવાઓનાં લગ્ન અપૂર્ણ હોઇ, તેમને પરણવાનો અધિકાર છે, સંસાર સુખનો તેમને એટલો અધિકાર છે, એમ જાહેર કરવું જોઇએ આપણા ધર્મગુરૂઓ પણ જ્યાં ફાવતું હોય છે, ત્યાં ધર્મના સિદ્ધાંતોને આગળ ધરે છે, અને નહિંતર ધર્મને નામે અનેક રીતના પ્રતિબંધો નાખી સમાજને આગળ વધતો અટકાવે છે. આ પરિસ્થિતિ વ્યવહારમાંથી નાબુદ થવી ઘટે છે. વિધવાઓના પુનર્લગ્નનો ઇનકાર કરનારા ધર્મગુરૂઓ શાસ્ત્રના વચનો રજુ કરે છે અને એકવાર સપ્તપદી ઉચ્ચારાયા બાદ લગ્ન થઇ ગયુ અને પછી એના પરિણામો ભોગવવાં જોઇએ, એવું જણાવે છે પણ જ્યારે કોઇ કાયદાની ગુંચવણમાંથી છટકવા માટે એજ ધર્મગુરૂઓ જગદ્ગુરુ શંકરાચાર્ય ઉપર ગાદી છે તેવી બારી કાઢે છે કે, "સંયોગ થયા વિના લગ્ન અપૂર્ણ ગણાય." લગ્નની એ વ્યાખ્યા સ્વીકાર્યા બાદ, સંસારસુખ ભોગવવા અશક્ત નિવડેલી વિધવાઓને પુનર્લગ્નનો અધિકાર હોવાનું સ્પષ્ટ થાય છે

### ગુજરાતી બહેનો અને સ્ટવ

પ્રાયમસ સ્ટવના અકસ્માતોનો ભોગ ગુજરાતી બહેનો મોટા પ્રમાણમાં, અને તે યે ખાસ કરીને મુંબાઇમાં જ, થાય છે. તે વિષે દર વખતે 'શ્રીજગત્'ના સમાચારોમાં નોંધ લેવાય છે અને આ નોંધમા પણ એનો વારંવાર ઉલ્લેખ થયો છે; અને એ જ્વલંત સ્ટવની કાળજીભરી વપરાશ કરવાને લગતા સ્વતંત્ર લેખો પણ અમે આપી ચૂક્યા છીએ છતાં, હજી એવા અકસ્માતોનો ભોગ ગુજરાતી બહેનો બનતી જ જાય છે અને પરિણામે કોરોનર સાહેબ ગુજરાતીઓને ખૂની, લોહી પીનારા, બીજી બૈરી પરણવા માટે પોતાની બૈરીને મારી નાખનારા, એવા એવા વિશેષણો વાપરે છે એ વિશેષણો વાપરવાનું ઘણું અનુચિત હોવા છતાં, ગુજરાતી બહેનો જ પ્રાયમસ સ્ટવના અકસ્માતોની મોટા પ્રમાણમા ભોગ બને છે અને દર માસે પાંચ છ બહેનો સરેરાશ બળી મરે છે એ વસ્તુસ્થિતિ ગંભીર વિચારણા માગી લે છે. આ સંબધમાં કોરોનર સાહેબે ગુજરાતીઓને અપીલ કરી છે તે તરફ અમે વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. પ્રાયમસ સ્ટવની વપરાશ ઘણી કાળજીથી કરવા, એ વાપરતી વખતે લુગડાંના છેડા બરોબર સંકોરી રાખવા, એની ઠેઠ લગી રાખવા, વગેરે બાબતને લગતી કાળજી અમારી ગુજરાતી બહેનોએ રાખવી જ જોઇએ. એવી કાળજી ન રાખી શકાતી હોય તો બહેતર, છે કે એ સગવડભર્યા સાધનનો ઉપયોગ કરવાનું તેમણે બંધ કરવું. એટલું તો ચોક્કસ છે કે ગુજરાતી બહેનોની ઘણી મોટી સંખ્યા આવી રીતે અકાળ અવસાન પામે છે તે અસહ્ય છે કોઇ પણ રીતે ગુજરાતી બહેનોના આવાં કરુણ અવસાન અટકવા જ જોઇએ. અમે અમારી ગુજરાતી બહેનોને ઘણી આજીજીથી વિનવીએ કે તમે એ ઉપયોગી સાધનનો ઉપયોગ કરો તે પહેલાં, આવા અકસ્માતો બની શકે એવું એક પણ કારણ ન રાખો અને પછી જ એનો ઉપયોગ કરો નહિતર, એ ઉપયોગી સગવડને લાત મારીને ફગાવી દો અને થોડા અગવડ વેઠી લો.

---


Crown Brand

અખિલ ભારત મહિલા પરિષદ (લકનૌ)ના પ્રમુખ



શ્રી. લેડી વિદ્યાબ્હેન નીલકંઠ, બી. એ.

## મહિલા પરિષદ અંક




# નવયુગની નારી

( વસંતતિલકા )

વીરાંગના જુગજુનાં તિમિરો ઉડાડી;
જાણે ઉઠી વિરલ સિંહણ વિફરેલી,
ને એ બધી સમર સોમ વિષે અગાડી,
દેતી અહા ! યુવકમંડળને જગાડી

ત્યાગી પ્રમાદ, તજી નીંદર કૈં યુગોની;
વીરાંગના ઉઠતી એ ! રણહાકલેથી,
ને મોખરે સતત દુશ્મન ઘાવ ઝીલી;
આયુષ્યનો વિરલ હોમ કરી, વિલાતી

આજે બની સહચરી પતિ સંગ યજ્ઞે,
ઉત્સાહ ને અજબ ચેતન અર્પતીએ,
ને શાન્તિનું કવચ અંગ વિષે ધરીને;
કેવી અપૂર્વ મહિલા રણ–રાસ લેતી.

ધારી અસિ સુભગ સંયમ કેરી ભવ્ય;
છે ઢાલ–સત્ય તણી જે કદિ ના વિલાય.
સૌભાગ્ય કંકણ મહિ રણ નાદ ગાજે;
ને રાષ્ટ્રગીત રણકે મહિલા નૂપુરે.

ઔદાર્ય, સ્નેહ, સમભાવ ઉરે ભરીને,
વિસ્તારતી વિરલ સ્વાર્પણ ભાવનાને;
ને પોષતી જીવનમાં વીર ભાવનાઓ,
ઉઠી શતાબ્ધિ પછી આર્ય વીરાંગનાઓ.

આજે તજી ઘુંઘટને ઉર ભીતિ છોડી;
ને જો ! તજ્યું મૃદુલ નામ સુકોમલાંગી,
પ્રેમાસ્રથી સતત સંસૃતિ યુદ્ધ ખેલી;
આજે બની યુવતી આ નવયુગ કેરી.

વીરાંગના ગૃહમહિં નહિ થાય કેદી,
ને તે હવે નહિ બને વ્યભિચારમૂર્તિ,
એ સ્નેહ લગ્ન રચી સંસૃતિ સુખ લેશે;
ને દેહ લગ્ન મહિં એ નહિ પ્રાણ અર્પે.

ગિજુભાઇ મોહનલાલ ત્રિવેદી

સમસ્ત દુનીયાની મહિલા પરિષદમાં ગુજરાતની મહિલાઓના પ્રથમ પ્રતિનિધિ તરીકે બિરાજી શકે એવાં ગુજરાતનાં સેવાભાવી, સંસ્કારી, અને સૌજન્યશીલ સન્નારી

# લેડી વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠનો

પરિચય કરાવનાર શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.

ગયા ડિસેમ્બર માસમાં લખનૌ ખાતે ભરાયલી અખિલ ભારતવર્ષીય મહિલા પરિષદનાં પ્રમુખ તરીકે લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ બી. એ. ની પસંદગી થઇ હતી તે સર્વથા યોગ્ય હતું. તે માન જેટલું વ્યક્તિગત આનંદ આપનારૂં છે તેટલું જ સમસ્ત ગુજરાતી સ્ત્રી જનતા માટે મગરૂરી ઉપજાવનારૂં છે.

દેશભરની જ નહિ પણ જગતના સ્ત્રી સમાજની કોઇ પણ પરિષદમાં ગુજરાતના અથવા ગુજરાતી સ્ત્રી સમાજનાં સ્ત્રી પ્રતિનિધિ તરીકે પ્રજા પાસે નામ પૂછવામાં આવે તો તેમાં પ્રથમ સ્થાન લેડી વિદ્યાબ્હેનને મળે એમ નિર્વિવાદ કહી શકાય, અને તે યોગ્યતા એમણે પોતે કેળવણીથી, સંસ્કારથી, સાર્વજનિક કાર્યથી અને સેવાભરી પ્રવૃત્તિથી પ્રાપ્ત કરી છે.

ગુજરાતમાં તેમ અન્ય પ્રાંતોમાં સ્વર્ગસ્થ સરદાર ભોળાનાથ સારાભાઇનું નામ પ્રખર સુધારક અને સંસ્કારી કુટુંબ તરીકે ખ્યાતિ પામેલું છે. એ કુટુંબના ગુણ અને સંસ્કાર લેડી વિદ્યાબ્હેનને ગળથુથીમાંથી ઉતરેલા છે સરદાર ભોળાનાથભાઇને બે પુત્રીઓ હતી તેમાંનાં સ્વર્ગસ્થ બાળાબ્હેનને પેટે લેડી વિદ્યાબ્હેનનો જન્મ સન ૧૮૭૬ ના જુન માસમાં થયો હતો, અને એમનાં માતુશ્રી બાળાબ્હેનને માટે એટલું કહેવું બસ થશે કે પોતે પિતાને ત્યાં શ્રીમંતાઇ અને લાડકોડમાં ઉછર્યાં હતાં, પણ સાસરામાં ઓછી આવક અને થોડી મૂડી છતાં એવી કરકસરથી એમણે ગૃહસ્થાશ્રમ ચલાવ્યો હતો કે તેથી સૌ અચંબો પામતા અને શ્રીયુત રામમોહનરાયે એનો પાડો પાડતાં વાજબી કહ્યું છે કે "સૌ બાળાબ્હેનનું કુટુંબસુખ ધણાને ઇર્ષ્યા ઉપજાવે તેવું હતું"

આવા સંસ્કારી કુટુંબના બાળકોમાં કેળવણીનાં બીજ ન્હાનપણથી રોપાય જ, પણ તે વખતે સ્ત્રી કેળવણીનો ઝાઝો પ્રચાર નહોતો અને પોળ બહાર નિશાળે જવું એ મશાલોના બગ કર્યાં જેવું અમર્યાદાભર્યું લેખાતું. તોપણ ખોટી લોકલજ્જાથી ન ડરતાં તે સમયે કન્યાશાળાઓ નવી સ્થપાઇ હતી, તેમાં દાખલ થઇ સ્ત્રી કેળવણી માટે નવો ચીલો પાડવામાં એ કુટુંબે આગેવાની લીધી હતી, અને તેમાં ખુશી થવા જેવું અને નોંધ કરવા જેવું એ છે કે રાયપુરમાં મગનભાઇ કન્યાશાળામાં લેડી વિદ્યાબ્હેને શિક્ષણ લીધેલું તે કન્યાશાળાના આજે કેટલાં વર્ષો થયાં તે ઓનરરી સેક્રેટરી છે., એટલું જ નહિ, પણ શહેરની બીજી બે મોટી કન્યાશાળાઓ રા. બા. રણછોડભાઇ કન્યાશાળા અને સૌ. દિવાળીબાઇ કન્યાશાળાનો વહિવટ એમના હસ્તક છે

આપણામાં સામાન્ય રીતે એવું મનાય છે કે કન્યા સાસરે જતાં તેનું શિક્ષણ સમાપ્ત થાય છે પણ જે કુટુંબ સાથે લેડી વિદ્યાબ્હેનનો લગ્નસંબંધ જોડાયો હતો તે પણ એટલું સુશિક્ષિત અને સંસ્કારી હતું કે ત્યા

એમનો ઇંગ્રેજી અભ્યાસ વધારવા સારૂ સર્વ પ્રકારની અનુકૂળતા હતા; એટલે સુધી કે સર રમણભાઇ એમને કેટલાક વિષયો પોતે શિખવતા હતા, ઘરખટલો ચલાવવો અને તેની સાથે કૉલેજમાં ભણવું એ સહેલું કાર્ય નહોતું. પણ જેમનો નિશ્ચય જ હોય કે " મારે બી. એ. ની પદ્દી પ્રાપ્ત કરવી " તો પછી તે વસ્તુ તેમને સુલભ થાય જ, અને લેડી વિદ્યાબ્હેનના કેસમાં એમજ બન્યું. સંસારભાર અને કૌટુંબિક જવાબદારીને લઇને તેઓ દર વર્ષે પરીક્ષામાં બેસી નહોતાં શકતાં; પણ અભ્યાસ પાછળ ચીવટથી વળગી રહીને છેવટે એમનાં બ્હેન શ્રીમતી શારદાબ્હેન સાથે એકજ વર્ષે સન ૧૯૦૧ માં એમણે બી એ. ની પરીક્ષા પાસ કરી હતી.

ગુજરાતમાં સ્ત્રી ગ્રેજ્યુએટ થનાર એ બે બ્હેનો પ્રથમ હતી, અને એ આનંદદાયક બનાવથી રાજી થઇને અમદાવાદના સુશિક્ષિત યુવકો તરફથી એ બે બ્હેનોને એ પ્રસંગે અભિનંદન આપવાનો મેળાવડો થયો હતો અને જે શુભેચ્છાની લાગણી અને અભિલાષા તે સભામાં વ્યક્ત કરવામાં આવ્યાં હતાં તે, આપણે જોઇ શકીએ છીએ, એઓએ એમના આચારમાં અને જીવનમાં ઉતારીને પ્રત્યક્ષ કરી બતાવ્યાં છે.

એમણે પોતાના કુટુંબોમાં એમની પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપીને સ્ત્રી ગ્રેજ્યુએટોની એક સેના ઉભી કરી છે અને એમના દૃષ્ટાંતથી એવી સરસ અસર ઉત્પન્ન થઈ છે કે તે પછી મુંબાઇ યુનિવર્સિટીમાંથી પ્રતિ વર્ષ સંખ્યાબંધ સ્ત્રી ગ્રેજ્યુએટો નિકળતી રહી છે, અને એનો યશ કોઇ એક વ્યક્તિને અપાય તો તે લેડી વિદ્યાબ્હેન અને શારદાબ્હેન એ બે બ્હેનોને ઘટે છે.

કેળવણી અને જ્ઞાનનાં મિષ્ટ ફળ પોતે અનુભવ્યાં હોય તેનો લાભ અન્ય બ્હેનોને આપવા તેઓ સ્વાભાવિક રીતે પ્રેરાય, તેમાંય એ કુટુંબ તો સુધારાનો દાવો કરનારૂં, એટલે એમની ઘણીખરી પ્રવૃત્તિ સ્ત્રી કેળવણી અને સમાજસુધારા સાથે ગુંથાયલી નજરે પડશે

શહેરની કન્યાશાળાઓ સાથેના એમના સંબંધનો ઉપર ઉલ્લેખ કરેલો છે. ભોળાનાથ સારાભાઇ લિટરરી ઇન્સ્ટીટ્યુટ ફોર વિમેન અને લેડીઝ કલબના સેક્રેટરી (હાલમાં પ્રમુખ) ઘણાં વર્ષોથી લેડી વિદ્યાબ્હેન છે. જીવકોર વનિતા વિશ્રામના તેઓ એક મુખ્ય સહાયકર્તા છે, અમદાવાદ મહિલા મંડળના મુખ્ય સંચાલક છે; વિમેન્સ કોન્સિલ અને વિકટોરિયા જ્યુબિલિ હોસ્પીટલના સેક્રેટરી છે; ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળના ઉપ-પ્રમુખ છે, ગુજરાત સંસાર સુધારા સમાજના પ્રમુખ છે, મહીપતરામ રૂપરામ અનાથાશ્રમના સેક્રેટરી; અમદાવાદ ટેમ્પરન્સ એસોસિએશનના ઉપ-પ્રમુખ અને હાલમાં નવા સ્થપાયલા અસ્પૃશ્યતા નિવારણ સમિતિના તેઓ પ્રમુખ છે.

આ સિવાય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઓન. સેક્રેટરી છે; અમદાવાદ મ્યુનિસિપાલેટીના ઉપ-પ્રમુખ હોવાનું માન ધરાવે છે; એટલુંજ નહિ પણ અમદાવાદ રેડક્રોસ બોર્ડના તેઓ ચેરમેન છે અને બીજી કેટલીય સાર્વજનિક સંસ્થાઓ, કેળવણી, સમાજ સુધારા અને દેશોત્કર્ષની છે, તેમાં એમનો સંબંધ સીધો કે આડકતરો એક સભ્ય કે અગ્રેસર કાર્યકર્તા તરીકે જોવામાં આવશે.

આ સઘળાં કામકાજની પાછળ એમને પુષ્કળ સમય આપવો પડે છે અને જેઓ એમના નિકટ પરિચયમાં છે તેઓ ખાત્રી પૂર્વક કહી શકશે કે સવારથી સાંજ સુધી તેઓ આ સંસ્થાઓના કામકાજમાં રોકાયલ

રહે છે અને તે એટલે સુધી કે બપોરે એક કલાક પૂરો તેમને વિશ્રાંતિ માટે મળતો નથી.

એમની આ જાહેર સેવાની કદર બુઝીને નામદાર સરકાર તરફથી સને ૧૯૧૯ માં એમને એમ. બી. ઈનું માન મળ્યું હતું અને પોતામાંના એક આગેવાન કાર્યકર્તાની આ રીતે યોગ્ય કદર થયેલી જોઈને અમદાવાદની લેડીઝ ક્લબે એમનું જાહેર મેળાવડો કરીને સન્માન કર્યું હતું. તે પછી સન ૧૯૨૬ માં કૈસરે હિન્દનો ચંદ્રક સરકાર તરફથી ફરી મળતાં અમદાવાદના શહેરીઓએ પ્રેમાભાઇ હૉલમાં મિટિંગ ભરી એમને માનપત્ર અર્પણ કર્યું હતું, અને જુદી જુદી કોમના વક્તાઓએ તે પ્રસંગે એમની અને સર રમણભાઇના અપ્રતિમ સેવાકાર્યની મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

આમ સરકાર અને પ્રજા ઉભયની પ્રીતિ અને માન મેળવવા એઓ ભાગ્યશાળી થયલાં છે; પરંતુ સન ૧૯૩૦માં સત્યાગ્રહની લડતમાં વીરમગામમાં સ્થાનિક અમલદારોએ સ્ત્રીઓ પર અત્યાચાર કર્યાનું સાંભળીને એમના જીવને ભારે ઉદ્વેગ થયો હતો, અને હિંદી સરકારનું તે પ્રતિ ધ્યાન ખેંચવા એમણે ગુરૂત બનાવનો વિરોધ પ્રદર્શિત કર્યો હતો અને સરકાર નિયુક્ત પદોથી રાજીનામું આપ્યું હતું અને તેની ધારી અસર થઇ હતી એમ મારૂં માનવું છે, કેમકે ત્યારબાદ એવું સ્વચ્છંદી વર્તન ફરી ચલાવવા સ્થાનિક અમલદારોએ હિંમત ધરી નહોતી.

તેઓ ચુસ્ત રીતે કાઁગ્રેસની લડતને માનનારા છે; પરંતુ જ્યાં સ્વમાનનો, દેશની ઇજ્જતનો પ્રશ્ન આવે ત્યારે સરકાર કે પ્રજા પક્ષે ન્યાય અને સત્ય હોય તેની હિમાયત કરનારાઓમાંનાં તેઓ એક છે, એમ લાંબા અનુભવ પરથી હું કહી શકું.

'હમણાંજ અસ્પૃશ્યતા નિવારણ સમિતિના પ્રમુખ તરીકે એમનું જાણીતા ચુસ્ત વૈષ્ણવ સેવક, શાસ્ત્રી વસંતરામને મળવાનું થતાં એ મુલાકાત પરત્વે 'શુદ્ધાદ્વૈત અને ભક્તિ માર્તંડ'ના શ્રાવણ-ભાદરવાના અંકમાં તા. ૪થી ઓક્ટોબરના પત્રમાં શાસ્ત્રીજી લખે છે, "મહા ગુજરાતના સામાજિક જીવનને ઉન્નત બનાવવા માટે પોતાની જીંદગી અર્પણ કરનારા એ બ્હેનોની (લેડી વિદ્યાબ્હેન અને શ્રીમતી શારદાબ્હેનની) ચાલુ કાર્યમાં જે ધગશ જોઇ, તેથી લાગે છે કે હરિજનોને થતો અન્યાય ચાલુ રાખતાં ગુજરાત તો હવે અચકાશેજ."

આ અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય એમને કાંઇ નવું નથી. આજે વર્ષો થયાં તેઓ અંત્યજ શાળા ચલાવતાં આવે છે, વળી એમના હસ્તકની સંસ્થાઓમાં અંત્યજોને નોકર તરીકે રાખેલા છે, પણ લેડી વિદ્યાબ્હેનને બપોરના નવરાશના સમયે અંત્યજોના બાળકોને પોતાની આસપાસ બેસાડી જાતે ભણાવતા જુએ તો એ દૃશ્ય ઘણાને તાજુબ કરશે.

શિક્ષણ પ્રતિ એમને નૈસર્ગિક અનુરાગ છે, અને બાળકોને શિક્ષણ આપવામાં એમનો એક આશય બાલમાનસ સમજવાનો અને તેમાં ઉંડા ઉતરવાનો રહેલો છે. તે કારણે તેઓ લાલશંકર મહિલા પાઠશાળામાં સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રના વિષયો નિયમિત રીતે અત્યાર સુધી શિખવતાં હતાં.

કોઇને કદાચ એમ લાગે કે આટલી બધી પ્રવૃત્તિઓમાં જોડાયલા રહેવાથી કુટુંબ પ્રતિ તેઓ પુરતું લક્ષ આપી શકતાં નહિ હોય, પણ એમના સ્નેહીઓ અને મિત્રો કહી શકશે કે એમના જેટલું કુટુંબવાત્સલ્ય બહુ થોડા કુટુંબોમાં જણાશે.

અમદાવાદમાં સમાજ સેવામંડળ પરિષદ પ્રથમ વાર ભરાનારી હતી, એની સઘળી

તૈયારી એમણે ઉપાડી લીધી હતી. સ્વાગત સમિતિના તેઓ અધ્યક્ષ હતાં. તે બેઠક મળે તે આગમચ શ્રીમતી સરોજિની બ્હેનના પુત્રીના ગંભીર મંદવાડના સમાચાર જાણતાં તેઓ બીજી બધી વસ્તુઓનો વિચાર કોરાણે રાખી, તુરત મુંબાઇ દોડી ગયાં હતાં. તેઓ સારી રીતે જાણતા હતાં કે પરિષદમાં એમની ગેરહાજરી નભી જશે, પણ એમનું માતૃહૃદય એમને મુંબાઇ ખેંચી ગયું એક વડિલ તરીકે એમનું તે પ્રથમ કર્ત્તવ્ય હતું.

આવા કુટુંબ વાત્સલ્ય, કુટુંબ પ્રેમ અને માંદગીમાં મમતાભરી સુશ્રુષાના અનેક ઉદાહરણો આપી શકાય; પણ તે અહિં અસ્થાને છે

છતાં એમના દામ્પત્ય જીવન અને ગૃહજીવનના સંબંધમાં એમના લગ્ન દિવસનો પચીસમો સૌભાગ્ય ઉત્સવ ઉજવાયો હતો તે પ્રસંગે એ કુટુંબના ગાઢ પરિચયમાં આવેલા એક સ્નેહી પ્રિન્સિપાલ આનન્દશંકર 'વસન્ત' માં જે નોંધ લખી હતી, તે અહિં ઉતારવી યોગ્ય થઇ પડશે —

" બંને દમ્પતી સર્વ વાતે સુખી છેઃ એક હૃદય સાથે, બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ ચલાવે છે રા રમણભાઇએ સાક્ષરતા ઉપરાંત લોક-સેવાના જીવનથી રાજદરબારમાં માન અને પ્રતિષ્ઠા મેળવ્યા છે. સૌ. વિદ્યા, ગંભીર વિદ્યાનો આનન્દ લેવા ઉપરાંત, છોકરાં ઉછેરવાં અને એમને સારી કેળવણી આપવી એ ગૃહિણીનો પ્રથમ અને પરમધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતમાં સ્ત્રી કેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાન્તથી લોક આગળ સતત ઉપસ્થિત કરે છે. "*

તે આગમચ સન ૧૯૧૪ માં " રાઇનો પર્વત " નામનું એક અમોલુ ગુજરાતી નાટક રમણભાઇએ પ્રસિદ્ધ કર્યું હતુ તે એ ધન્ય દંપત્ય જીવનના સુખદસ્મરણમાં લેડી વિદ્યાબ્હેનને અર્પણ કરીને તેમના મનોભાવ નીચેની પંક્તિઓમાં વ્યક્ત કર્યાં હતા·

( હરિગીત')

"જે પુષ્પના દલ ખોલિને રજ સ્થૂલને રસમય કરે,
અધિકારિ તે મધુમક્ષિમ એ મધુતણી પ્હેલી હરે;
તુજ સ્પર્શથી મુજ અશ્રુને કંઇ સ્વપ્નસમ્ર જે લાધિયું,
જીવનસખી ! તે તુજ વિના શું ! આજ કોને અર્પિયું ?"

તાત્પર્ય કે એમનુ પ્રથમ અને અગત્યનું કર્તવ્ય ગૃહ અને કુટુંબ પ્રત્યેનું એમાં એઓ પૂરેપૂરા યશસ્વી અને ફત્તેહમંદ નિવડયા છે, એમ આપણે ઉપરના ઉતારાઓ પરથી જોઈ શકીએ છીએ; અને તેમાં રાચ્યા રહેતા છતાં તેઓ સંખ્યાબંધ અને અનેક પ્રકારનાં સાર્વજનિક કાર્યો, જે એમના હસ્તક છે, તેને બરોબર અને સફળતાથી કેવી રીતે પહોંચી વળે છે, તેનું રહસ્ય આપણે શોધવું જોઇએ; અને તેની કુંચી એમની કાર્ય પદ્ધતિમાં જોવામાં આવે છે.

રમણભાઇની પેઠે લેડી વિદ્યાબ્હેન જાહેર વ્યવસાયોમાં પુષ્કળ રોકાયલાં રહે છે અને તેમને કરવાનુ કામ પણ બહોળું હોય છે; પણ એમનો એક મોટો ગુણ એ છે કે તેઓ કામને કદી ચઢી જવા દેતાં નથી. જે કોઇ સંસ્થા કે જાહેર પ્રવૃત્તિનું કાર્ય આવે કે તેનો નિકાલ તેઓ તુરત કરી નાખે છે, એટલે કે કામનો ઉકેલ ( despatch ) બહુ ઝડપથી હોય છે. તેમાં એમનો બહોળો અનુભવ, જ્ઞાન, વાચન અને વ્યવહારુ બુદ્ધિ બહુ મદદગાર થઇ પડે છે.

તેમની પાસે સહી થવા માટે કે વાંચવા માટે કાગળો ગયા હોય, પ્રુફ વાંચવાના પડયા હોય, કોઈ પત્રનો ખરડો તપાસવાનો હોય પણ તે સઘળું વગર વિલંબે ચોવીસ કલાકમાં પાછું મળી જવાનું જ.

* વસન્ત, વર્ષ ૧૩, અંક ૩ જો, પૃ ૧૩૮

જેટલો કામનો ઉદ્દેશ ઝડપી છે તેટલું સઘળું કામ નિયમિત રીતે કરવામાં આવે છે; તેમાં પ્રમાદ માલુમ પડતો નથી. અનેક સંસ્થાઓ અને જુદે જુદે સમયે મિટિંગોમાં હાજરી આપવાની હોય, કોઈ ને કોઈ મળવા આવ્યું હોય; એ સઘળો કાર્યક્રમ ઘણો સમય લે; તો પણ નિયમિતપણે તે સઘળું આરોપી લેવાથી કામનો બોજો વધી જતો નથી તેમ તેઓ છૂટા રહી શકે છે

અમારી જણાવ્યું તેમ જે કામ કરવાનાં હોય છે તે તદ્દન સામાન્ય કોટીનાં નથી હોતાં. કોઈક વખત કોઈ સભાનું પ્રમુખપદ લેવાનું હોય, તો કોઈક વાર એકાદ પુસ્તકનું પુરોવચન લખી આપવાનું સ્વીકાર્યું હોય, કોઈ સભામાં એકાદ અગત્યનો ઠરાવ રજુ કરવાનો હોય તો કોઈ સમયે એકાદ પરિષદના પ્રમુખની જવાબદારી ઉપાડી લેવાની હોય, વખતે પ્રચારકામ કરવાનું હોય, તો પ્રસંગ આવે નાણાં ઉઘરાવવાનું હોય; આમ કોઈને કોઈ કાર્ય હાથ પર હોય ને હોય

પણ તેઓ એટલા જ્ઞાનસંપન્ન, કાર્યકુશળ અને ઝીણી નજર અને બહોળા અનુભવવાળાં છે કે એ સઘળું-કાર્ય શાન્તિથી આટોપી શકે છે. એમના વિચાર એટલા પાકટ અને ઠરેલા થયા છે, એમના જ્ઞાનનો પાયો જેમ બહોળો તેમ મજબુત અને ઉંડો નંખાયલો છે કે જે વિષયનું નિરૂપણ કે વિવેચન કરવાનું તેમને પ્રાપ્ત થાય છે, તેને તેઓ પુરતો ન્યાય આપી શકે છે એટલું જ નહિ પણ તેમના તે લેખોમાં નવીન અને વિશિષ્ટ તત્ત્વો રહેલાં હોય છે.

ઉદાહરણ તરીકે પાટણમાં મળેલી પાંચમી પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે આપેલું એમનું ભાષણ જુઓ. અથવા સમાજ સેવા મંડળના સ્વાગત કમિટીના અધ્યક્ષ તરીકે લખેલું વ્યાખ્યાન વાંચો અથવા તો સોસાઈટી તરફથી આપેલું "વાર્ષિક વ્યાખ્યાન "ગુજરાતી ભાષાનો અભ્યાસ" એ વિચારો આ સઘળા લેખો એમણે ટુંક મુદતમાં, પૂર્વ તૈયારી વિના, એક બેઠક લખી કાઢેલાં ગમે તે વિષય પર તેઓ પોતાના વિચાર સ્પષ્ટતાથી પણ અસરકારક રીતે રજુ કરી શકે છે, એમનો વિચાર પ્રવાહ અસ્ખલિત કુદરતી ઝરાની પેઠે વહ્યે જાય છે, એટલું સ્વામિત્વને એમણે એમની કલમ પર મેળવેલું છે. બિનજરૂરી અથવા ટાયલારૂપ એમના લેખોમાંથી થોડું નિકળશે. જે કાંઈ મળી આવશે તે અનુભવજન્ય, સ્વાભાવિક અને વિચાર-પ્રચુર જણાશે.

આમ જે તે વિષયમાં એમની હમેશાં તૈયારી Preparedness હોય છે

આ સૌ કરતાં મહત્વનો ગુણ એમનામાં સમભાવપણાનો અને સૌજન્યનો છે એમની પાસે સલાહ અને સૂચના માટે જનારને, એમનો સહકાર અને સહાયતા શોધનારને, એઓ સદા સાથ આપવાને ઉત્સુક ને તત્પર માલુમ પડશે અનાથ અને દુઃખીને બનતી સહાયતા આપીને, જરૂરી મદદ કરી આપીને તેઓ આશ્વાસન આપે છે અને બને તેટલો તેનો હૃદયભાર હળવો કરવા પ્રયત્ન કરે છે. આ સહાયતા જેવી તેવી નથી. એ દયાગુણ અને સાલસાઈને લઈને રમણભાઈની પેઠે વિદ્યાબ્હેનની પાસે હરહમેશ કોઈને કોઈ દિલાસા માટે કે મદદ માટે બેઠેલું જોવામાં આવે છે, અને જ્યારે તે પાછો ફરે છે ત્યારે તેમને તે આશીષ આપતો જાય છે.

વસ્તુત રમણભાઈમાં જે ગુણો હતા, તે લેડી વિદ્યાબ્હેનમાં પ્રત્યક્ષ અનુભવાય છે; અને જે સાર્વજનિક કાર્યો તેઓ ચલાવતા હતા તે સઘળો ભાર લેડી વિદ્યાબ્હેને સારી રીતે ઉપાડી લઈને, કોઈ સ્થળે ઉણપ આવવા

દીધી નથી; અહે કેટલેક સ્થળે વધુ સમયના કારણે વધુ જાગ્રતિ આણેલી છે

જીવન ચરિત્ર કે આત્મવૃત્તાંત લખવાનો શિરસ્તો આપણે ત્યાં નથી એ ખેદની વાત છે; નહિ તો રમણભાઇ અને વિદ્યાબ્હેન ઉભયના ચરિત્રમાંથી આપણને અમૂક ઘણુ જાણવાનુ અને નવુ પ્રાપ્ત કરવાનુ મળી આવે એમ મારૂ માનવું છે

"અમારી જીવનની યાદગીરીઓ" એ પુસ્તક રચીને મીસીસ રમાબાઇ ગનડેએ મરાઠી સાહિત્યમાં એક ઉજ્જવળ ચરિત્ર ગ્રંથનો ઉમેરો કર્યો છે. એ ધોરણે લેડી વિદ્યાબ્હેન એમના ગૃહસંસારનો ચિત્તાર રજુ કરે તો એ લખાણ જરૂર જેમ રસિક તેમ આકર્ષક થઇ પડે.

સર રમણભાઇની ત્રીજી સંવત્સરી પ્રસંગે વ્યાખ્યાન આપતાં દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ જણાવ્યુ હતુ કે લેડી વિદ્યાબ્હેનને એમના કોલેજના અભ્યાસમાં ગણિતનુ શિક્ષણ આપવા સારૂ સર રમણભાઇ, અગાઉથી કેવી તૈયારી કરી રાખતા હતા અને સૌ શારદા બ્હેને એમના "આત્મ વૃત્તાંત" માં એક પ્રસંગે કહ્યુ છે કે સર રમણભાઇ એમને બંનેને સંસ્કૃતનું શિક્ષણ આપતા હતા

આ બધી હકીકતનુ મૂલ્ય છે અને તેનો સંપૂર્ણ અને પ્રમાણભૂત વૃત્તાંત અનેકને અનુકરણીય અને પ્રોત્સાહક નિવડે, એમ ધારવું ખોટુ નથી.

લોર્ડ પાસફિલ્ડ (પૂર્વના મીસ્તર સિડની વેબ) ઇંગ્લાંડના કામદાર પક્ષના એક આગેવાન અને મુખ્ય કાર્યકર્તા છે એમના પત્ની મીસીસ સિડની વેબે ( તેઓ પોતાને લેડી લખવાની ના પાડે છે ) My apprenticeship—મારી તૈયારી—એ નામનું એક આત્મચરિત્રનુ પુસ્તક રચ્યુ છે, તેમાં પોતે ક્યાં ક્યાં અને કેવા સંજોગમાં મી વેબ સાથે રહીને કાર્ય કર્યું, જુદા જુદા વિષયોનો અભ્યાસ કર્યો, અને વિધવિધ પ્રકારનો અનુભવ પ્રાપ્ત કર્યો; તેનું વિસ્તૃત વિવેચન કર્યું છે.

આપણે અહિં લેડી વિદ્યાબ્હેને રમણભાઇની સાથે ઘણા ક્ષેત્રોમાં સાથે કામ કર્યું છે, એટલું જ નહિ પણ એમનાં અવસાન બાદ સ્વર્ગસ્થના સઘળાં કાર્યો દક્ષતાપૂર્વક સંભાળી લીધાં છે એમનો આ બધો અનુભવ અને જ્ઞાન એક પુસ્તક રૂપે સંકલિત થાય તો તેનુ વાચન ઘણુ ઉપયોગી અને મનનીય નિવડે

ઇંગ્લાંડમાં આ જાતનુ ચરિત્ર સાહિત્ય હમણાં હમણાં પુષ્કળ બહાર પડે છે લેડી ઓકસફર્ડ એન્ડ એકસવીથનાં સ્મરણો તેનો તાજો દાખલો છે માર્ગરેટ ટેનેંટ ( પાછળથી લેડી ઓકસફર્ડ ) કેવા સંજોગમાં એકસવીથ સાથે પ્રેમમાં પડી અને પછીથી લગ્નથી જોડાયાં, એ કિસ્સો પણ જાણવાજેવો છે.

આપણે અહિં વ્યક્તિગત વા સામુદાયિક વા સાંસારિક વા સાંસ્કૃતિક માહિતી અથવા લખાણ ક્વચિત પ્રાપ્ત થાય છે. ચરિત્ર ગ્રંથો લખાય તો જ એ ખામી દૂર થાય; અને ચરિત્ર પુસ્તકોની આવશ્યકતા વિષે હુ નથી માનતો કે મતભેદ હોય.

આ સંજોગમાં લેડી વિદ્યાબ્હેન એમનો અનુભવ—એમના સ્મરણો કાગળ પર મૂકે તો ભાવિ પ્રજાને તે એક કિંમતી વારસારૂપ થાય, એ નિઃસંદેહ છે

ખાસ કરીને એટલા માટે કે અર્વાચીન સ્ત્રી યુગના તેઓ આદ્ય સ્થાપક છે અને સ્ત્રી નેતા તરીકે એમનું નામ અગ્રસ્થાને છે. અને જતે દિવસે નવીન સ્ત્રી વર્ગ આ સ્ત્રી યુગને લેડી વિદ્યાબ્હેન યુગ એવુ નામ આપે તો હું નવાઇ પામું નહિ.

દીધી નથી, બલ્કે કેટલેક સ્થળે વધુ સમયના કારણે વધુ જામતિ આણેલી છે

જીવન ચરિત્ર કે આત્મવૃત્તાંત લખવાનો શિરસ્તો આપણે ત્યાં નથી એ, ખેદની વાત છે; નહિ તો રમણભાઇ અને વિદ્યાબ્હેન ઉભયના ચરિત્રમાંથી આપણને અમૂક ઘણુ જાણવાનુ અને નવુ પ્રાપ્ત કરવાનુ મળી આવે એમ મારૂ માનવું છે

" અમારાં જીવનની યાદગીરીઓ " એ પુસ્તક રચીને મીસીસ રમાબાઇ રાનડેએ મરાઠી સાહિત્યમાં એક ઉજ્જવળ ચરિત્ર ગ્રંથનો ઉમેરો કર્યો છે. એ ધોરણે લેડી વિદ્યાબ્હેન એમના ગૃહસ્થ સારનો ચિત્તાર રજુ કરે તો એ લખાણ જરૂર જેમ રસિક તેમ આકર્ષક થઇ પડે.

સર રમણભાઇની ત્રીજી સંવત્સરી પ્રસંગે વ્યાખ્યાન આપતાં દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ જણાવ્યુ હતુ કે લેડી વિદ્યાબ્હેનને એમના કોલેજના અભ્યાસમાં ગણિતનું શિક્ષણ આપવા સારૂ સર રમણભાઇ, અગાઉથી કેવી તૈયારી કરી રાખતા હતા અને સૌ શારદા બ્હેને એમના " આત્મ વૃત્તાત " માં એક પ્રસંગે કહ્યુ છે કે સર રમણભાઇ એમને બંનેને સંસ્કૃતનું શિક્ષણ આપતા હતા.

આ બધી હકીકતનુ મૂલ્ય છે અને તેનો સંપૂર્ણ અને પ્રમાણભૂત વૃત્તાંત અનેકને અનુકરણીય અને પ્રોત્સાહક નિવડે, એમ ધારવું ખોટુ નથી.

લોર્ડ પાસફિલ્ડ ( પૂર્વના મીસ્તર સિડની વેબ ) ઇંગ્લાંડના કામદાર પક્ષના એક આગેવાન અને મુખ્ય કાર્યકર્તા છે એમના પત્ની મીસીસ સિડની વેબે ( તેઓ પોતાને લેડી લખવાની ના પાડે છે ) My apprentice-ship–મારી તૈયારી–એ નામનું એક આત્મ-ચરિત્રનું પુસ્તક રચ્યું છે, તેમાં પોતે ક્યાં ક્યાં અને કેવા સંજોગમાં મી વેબ સાથે રહીને કાર્ય કર્યું, જુદા જુદા વિષયોનો અભ્યાસ કર્યો, અને વિધવિધ પ્રકારનો અનુભવ પ્રાપ્ત કર્યો, તેનું વિસ્તૃત વિવેચન કર્યું છે

આપણે અહિં લેડી વિદ્યાબ્હેને રમણભાઇની સાથે ઘણા ક્ષેત્રોમાં સાથે કામ કર્યું છે, એટલું જ નહિ પણ એમનાં અવસાન બાદ સ્વર્ગસ્થનાં સઘળાં કાર્યો દક્ષતાપૂર્વક સંભાળી લીધાં છે એમનો આ બધો અનુભવ અને જ્ઞાન એક પુસ્તક રૂપે સંકલિત થાય તો તેનુ વાચન ઘણું ઉપયોગી અને મનનીય નિવડે

ઇંગ્લાંડમાં આ જાતનું ચરિત્ર સાહિત્ય હમણાં હમણાં પુષ્કળ બહાર પડે છે લેડી ઓક્સફર્ડ એન્ડ એક્સવીચનાં સ્મરણો તેનો તાજો દાખલો છે માર્ગરેટ ટેનેટ ( પાછળથી લેડી ઓક્સફર્ડ ) કેવા સંજોગમાં એક્સવીથ સાથે પ્રેમમાં પડી અને પછીથી લગ્નથી જોડાયાં, એ કિસ્સો પણ જાણવાજેવો છે.

આપણે અહિં વ્યક્તિગત વા સામુદાયિક વા સાંસારિક વા સાસ્કૃતિક માહિતી અથવા લખાણ ક્વચિત પ્રાપ્ત થાય છે. ચરિત્ર ગ્રંથો લખાય તો જ એ ખામી દૂર થાય; અને ચરિત્ર પુસ્તકોની આવશ્યકતા વિષે હુ નથી માનતો કે મતભેદ હોય.

આ સંજોગમાં લેડી વિદ્યાબ્હેન એમનો અનુભવ–એમના સ્મરણો કાગળ પર મૂકે તો ભાવિ પ્રજાને તે એક કિમતી વારસારૂપ થાય, એ નિ:સંદેહ છે.

ખાસ કરીને એટલા માટે કે અર્વાચીન સ્ત્રી યુગના તેઓ આદ્ય સ્થાપક છે અને સ્ત્રી નેતા તરીકે એમનુ નામ અગ્રસ્થાને છે અને જતે દિવસે નવીન સ્ત્રી વર્ગ આ સ્ત્રી યુગને લેડી વિદ્યાબ્હેન યુગ એવું નામ આપે તો હું નવાઇ પામું નહિ.

અખિલ ભારત મહિલા પરિષદ, લખનૌ.



પરિષદમાં ભાગ લેનાર પ્રતિનિધિઓ, પ્રેક્ષકો અને કારોબારી સમિતિના સભ્યો.



શ્રી. માર્ગરેટ કઝીન્સ
અખિલ ભારત મહિલા પરિષદના
જનેતા



શ્રી. કપિલા ખાંડવાળા, એમ. એ.
મીશીગન ( અમેરિકા ) યુનીવર્સીટીની
એમ. એ. ની પદવી મેળવનાર બ્હેન.

આવાં આવાં અગણિત સ્મરણોમાંથી માત્ર થોડાંજ અત્રે આપ્યાં છે

થોડા વખત પર "મોડર્નરીવ્યૂ"વાળા બાબુ રામાનંદ ચેટરજી એમને ત્યાં ઉતર્યા હતા અને ટૂંક વખત રોકાયા હતા તેમણે એમને માટે અભિપ્રાય આપ્યો કે She is one of the best and noblest woman I have come across એ અભિપ્રાય શબ્દશઃ સાચો છે એમ એમની જોડે રહેજ પણ સંસર્ગમાં આવેલી દરેક વ્યક્તિને લાગશે

એવાં સેવાભાવી અને આદર્શ વિદ્યાગવરી લાંબુ આયુષ્ય ભોગવો ને સમાજની વધારે સેવા કરતાં રહો !

---

મેઘાને હડધુત : સોલોમનને " આવો શાબ "

'તમારૂં નામ શું ?'

'સોલોમન'

'આવો, બેસો શાબ. ક્યાં જવું છે ?'

સોલોમન શાબ કઇ નાતના, કઇ જાતના એ કોને પૂછવું છે ?

સોલોમન શાબ છે એટલામાં આવી ગયું

× × ×

'તમારૂં નામ શું ?'

'મેઘો'

'કેવો છે ?'

'મેઘવાળ'

'આઘો ખસ, આઘો'

'બાપરે ! ભાળી માર્યાં આ ઢેડાંએ તો વટલાવી માર્યાં'

× × ×

સોલોમન મેઘા મેઘવાળનો સાથીનો દિકરો છે હિંદુ મટી ખ્રીસ્તી બની ગયો છે

મેઘાને હડધુત.

સોલોમનને " આવો શાબ "

---

બ્રાહ્મણ થઇને દારૂ પીએ તોયે તેને અડકાય
વૈષ્ણવ હોય ને માંસ ખાય તોયે તેને અડકાય,
જૂઠું બોલી વેપારમાં લુંટે તોયે તેને અડકાય,
ન્યાયાધીશ થઇને લાંચ ખાય તોયે તેને અડકાય,
ઘડી ઘડીમાં ક્રોધ કરે તોયે તેને અડકાય,
ધર્મને નામે ઢોંગ ચલાવે તોયે તેને અડકાય,
સાધુ છતાં ભ્રષ્ટ હોય તોયે તેને અડકાય,
માછલાં ખાઇ પેટ ભરે તોયે તેને અડકાય,
ગરીબનાં ગળાં કાપી પૈસા ખાય તોયે તેને અડકાય,
પરધર્મીને, પાખંડીને અડકાય,
અન્ત્યજને અડે તેને પણ અડકાય.
આ બધાને અડકાય ને ન ન્હવાય,
માત્ર એક અંત્યજને ના અડકાય !

---

## કોઇ જાણો છો !

ગામ આખું સાફ કરનારાઓ શું ખાય છે તે કોઇ જાણો છો ?

તેને રહેવાને કેટલી થોડી જગા છે તે કોઇ જાણો છો ?

તેને ભણવા ગણવાને નિશાળ નથી તે કોઇ જાણો છો ?

તેને પીવાને ચોખ્ખાં પાણી નથી તે કોઇ જાણો છો ?

તેની પાસે આવતી કાલનું ખાવાનું નથી તે કોઇ જાણો છો ?

તેઓ આપણાથી ડરે છે ને દૂર ભાગે છે તે કોઇ જાણો છો ?

તેને જાહેરસમાજનું એક પણ સુખનું સાધન નથી તે કોઇ જાણો છો ?

તેને બધા ગાળો દે છે ને નિંદે છે તે કોઇ જાણો છો ?

તેને પીઠાવાળા દારૂ પાય છે વેપારીઓ બમણે ભાવે માલ વેચે છે,

વ્યાજ ખાનારા વ્યાજમાંથી છૂટવા દેતા નથી તે કોઇ જાણો છો ?

તેને આપણે પગથી પણ નીચે રાખીએ છીએ તે કોઇ જાણો છો ?

# શારદાપૂજન

( ગરબો )

સોહે દિવ્ય મન્દિર આ શારદાનું,
સખિ વધામણે સિધાવીએ—
કુંકુમ પુષ્પે વધાવીએ હો શારદા ! સોહે—

હેતે હેત માત શારદા પ્રણમીએ,
પ્રેમથી પ્રણમીએ, ને આશીષો પામીએ
વિદ્યામન્દિરે ચિર દુઃખ વામીએ સખિ !
કુંકુમ પુષ્પે વધાવીએ હો શારદા ! સોહે—

( સાખી )

ફૂલવાડીથી ફોરતા, મધુમધુરા રસફૂલ,
મ્હોરે વિદ્યાવાડીએ, ફૂલડાં શા જનકુળ,
સૌમ્યમૂર્તિ એ શારદાની, હૃદયદીપે દીપાવીએ,
કુંકુમ પુષ્પે વધાવીએ હો શારદા ! સોહે—

મન્દિર પુણ્યશીલ આ પ્રિય શારદાનુ;
એથીય પુણ્યવતી 'મૂરત' માની માનુ !
ભક્તિભીના ભાવે ઇષ્ટ મૂર્તિ આરાધીએ સખિ !
કુંકુમ પુષ્પે વધાવીએ હો શારદા ! સોહે—

( સાખી )

જ્ઞાનદીપકની જ્યોત જે, એ જ કુમારી શારદા,
એના વરદાને, જનો બને માનવતા સદા,
સખિ ! આતમની કુંજમા એ મૂર્તિ પધરાવીએ,
કુંકુમ પુષ્પે વધાવીએ હો શારદા ! સોહે—

'પીયૂષ'



# હૃદયની ભૂખ

## ( પ્રેમ અને દર્દની એક કથા )

લેખક. શ્રી 'અતૃપ્ત'

ગામની વચ્ચે સરોવરની પાળ પર એક પત્થર ઉપર અઢાર ઓગણીસ વર્ષનો એક જુવાન હમેશાં આવીને બેસે છે. કોઇના આવવાની રાહ જોતો હોય એમ એ મીટ માંડે છે. થોડીકવાર પછી એની સ્થિર આંખો પલકારા મારે છે, અને મુખ ઉપર સ્મિત દ્રષ્ટિગોચર થાય છે. બસ પછી થોડીક ક્ષણ પછી તો એ માત્ર જમીન તરફજ જુએ છે, આંખો પાછી સ્થિર થાય છે, મોં પર સ્મિત દેખાતુ નથી જાણે એના પ્રભુ અંતર્ધ્યાન થયા ! નિસાસો નાખી એ ઉઠે છે ને નીચી નજરે ચાલવા માંડે છે જે દ્રશ્યથી તેના મુખ ઉપર સ્મિત જણાયું હતું તે દ્રશ્ય તેની દ્રષ્ટી સમક્ષ લાવવા તે કલ્પના કરે છે, પણ એ કેમે કર્યું તેને પ્રત્યક્ષ થતું નથી અને તેથી તે હમેશાં ઉદાસ દેખાય છે.

આ ગામમાં તેનું કોઇ સગું ન હતું. એક ઠેકાણે તે ચાર પાંચ કલાક માટે નોકરી કરતો હતો અને એક નાનકડી ઓરડીમાં પડી રહેતો ઓફીસનો ઉમરો ચડતાં સુધી એની આંખો એવીને એવી જ સ્થિર અને ચહેરો એવોને એવોજ ગંભીર રહે છે. ઓફીસનો કામ કરતી વખતે તે તેના મિત્રો સાથે આનંદથી વાતો કરે છે અને તેને કરવાનું કામ પણ ધ્યાનથી કરે છે. પણ ઓફીસની બહાર નીકળે છે કે તરતજ પેલું દ્રશ્ય તેની દ્રષ્ટી સમક્ષ લાવવા તે મથે છે અને નિરાશામાં તેનો ચહેરો ગંભીર અને આંખો સ્થિર બને છે. રસ્તામાં તે ભાગ્યેજ કોઇની સાથે વાતો કરતો દેખાય છે રોજ જેમ તે સરોવરની પાળ ઉપર પેલા પત્થર ઉપર આવીને બેસે છે તેમ ઓફીસમાંથી નીકળી તે આજ રસ્તે થઇ તેના ઘર તરફ જાય છે. કોઇ દિવસ પેલુ પરિમિત સ્મિત તેના મુખ ઉપર ફરકે છે તો કોઇ દિવસ એનું એજ ગંભીર મુખ અને એવીજ સ્થિર આંખો રાખી તે ત્યાંથી પસાર થતો દેખાય છે.

'હંમેશાં ગંભીર દેખાતા આ જુવાન ઉપર પેલું સ્મિત શાથી ફરકે છે એ એક કોયડો હતો એના મિત્રો એને પૂછતા હતા પણ એ કોઇને કંઇ જવાબ આપતો નહિ જવાબમાં માત્ર હરિ હરિ એમ એ બબડતો પણ આ બે શબ્દો જે વેદના સાથે એ બોલતો હતો તે તેમને અસર કર્યા વિના રહેતા નહિ, અને તેમનાથી જો બની શકે એમ હોય તો તેની શાંતિ અર્થે બધું જ કરવા તૈયાર હતા.

એક દિવસ એક ઝાડ નીચે નાખી નજર

રાખી તે ઉભો હતો આવી રીતે જ્યારે વિચારમગ્ન દશામાં તે ઉભો રહેતો ત્યારે તેને સમયનું ભાન રહેતું નહિ. અજાણ્યા માણસો કુતુહલથી તેના તરફ જોતા જોતા ઉભા રહેતા અને ચાલ્યા જતા. દિનેશ તેનો એક મિત્ર હતો તેની પાછળ આવીને તે ઉભો અને તેનો ખભા ઉપર હાથ મૂક્યો; તેણે પાછુ વાળીને જોયુ તો દિનેશને ઉભો ઉભો હસતાં જોયો.

" કિશોર ! તુ આવો દિગ્મૂઢ જેવો કેમ ફર્યા કરે છે ! તારી આંખો આવી ગમગીન કેમ દેખાય છે ? આખો દિવસ શા વિચાર કર્યા કરે છે ? શુદ્ધ તો નથી ચવુંને ? કોઈને કહે તો ખરો કે તારે શું દુ:ખ છે ?'

- " મારા દુ:ખનુ ઔષધ તમારી પાસેથી મળે એમ નથી હું તમને શું કહું ! મારા કાળજામાં તો અંગાર સળગે છે એના તાપથી હું બળું છુ એ જ્વાલાતન સહન નથી થતુ પણ કોણ જાણે કેમ એ ગમે છે પણ ખરૂ. પણ તમારે સાંભળવુ જ હોય તો સાંભળો જેમ આંખો મિંચીને હું તારો વિચાર કરૂ છુ ને તારી છબી મારી નજર સામે તરવરે છે તેમ તેની છબી મારી સામે નાચતી દેખાય તો બસ ! મને સંતોષ છે .મને બીજુ કશું જોઈતુ નથી. "

" હે શું કહ્યું ! કોની છબી ! "

" એ કોણ છે ! તેની મને ખબર નથી સરસ્વતી મંદિરમાં જતી આવતી પેલા સરોવરની પાળ ઉપરથી રોજ હું એને જોઉં છુ. અથવા ફરતાં ફરતાં ક્યારેક રસ્તામાં પણ દેખા દે છે. એવું સુંદર ઉન્માદકરૂપ, જ્યાં સુધી એ રૂપ જોઉં છુ ત્યાં સુધીજ નશો ટકે છે, એના રૂપથી 'મગજ ભરાઈ જાય છે, અને જ્યાં દ્રષ્ટિની બહાર જાય છે કે ખલાસ ! નશો ઉતરી જાય છે.' મગજ ખાલી થાય છે, આનંદને બદલે ગ્લાની થાય છે અને દ્રષ્ટિ એના ચિંતનમાં સ્થિર બને છે. પણ પછી એ છબી નજરમાં આવતીજ નથી જો થોડીક પળો એને જોઉં છું, એ થોડીક પળોમાં હું સ્વર્ગીય સુખ અનુભવુ છુ ઓહ ! " ( ફરી તે નિસાસો નાખે છે ને તેની દ્રષ્ટિ પાછી સ્થિર થાય છે )

" તે તારે એ છોકરી સાથે પરણવુ છે ?"

- " ના ! ભાઇ ! ના ! જે થોડીક ક્ષણ, એ રૂપ જોઈને મને સમાધિ ચડે છે, એ રૂપ ઉપરે હું દિવાનો છુ એ રૂપ જ્યારે ઇચ્છા કરૂ ત્યારે મારી દ્રષ્ટિ સમક્ષ રહે, એજ મારી કામના છે ઓહ ! નથી રહેવાતુ ! નથી સહન થતુ ! શું સુંદર ! કેવુ સુંદર ! તે મારાથી કહી શકાતુ નથી 'પણ અદ્ભૂત છે, અવર્ણનીય છે, પ્રત્યક્ષ રૂપદેવતા !! "

" હું એને જોઇ શકું ? "

" કદાચ તું પણ મારી માફક દિવાનો બને તો ! "

" ના ! ના ! એવુ નહિ બને ! "

" તો કાલે સાડાદસ વાગે આવજે. તળાવની પાળ ઉપર કન્યા સરસ્વતી મંદિર તરફ જવાના રસ્તા પાસે હું મળીશ "

[ બીજે દિવસે સવારે લગભગ ૧૦॥ વાગે કિશોર સરોવરની પાળ ઉપર પેલા પથરા પર બેઠો છે ઘડીક પછી દિનેશ આવીને તેની સાથે બેસે છે સામે કન્યા સરસ્વતી મંદિરમાંથી કુમારિકાઓ એક પછી એક નીકળે છે કિશોર ફાટી આંખે એ તરફ જુએ છે અચાનક તેના મુખ ઉપર સ્મિતની રેખાઓ પ્રગટે છે, અને ગોઠેલો ઉભો થાય છે. ]

" ( ધીમેથી ) દિનેશ ! ચાલ આપણે ચાલવા માંડીએ, જો પેલી ત્રણ કુમારીકાઓ આ તરફ ચાલી આવે છે, એમાં વચ્ચે છે તે જો "

[ બન્ને મિત્રો સાથે ચાલવા માંડે છે

કિશોર નીચું મુખ રાખીને ચાલે છે ને દિનેશ પેલી કુમારીકા સામે જોતો ચાલે છે ને ત્રણે કુમારિકાઓ તેમની પાસે થઈને પસાર થઇ. દિનેશને લાગ્યુ કે પેલી કુમારીકાએ તેની સહીયરો સાથે કંઈ વાત કરી પણ તેને કઇ સમજાયુ નહિ થોડેક દૂર ગયા પછી ]

"કિશોર ! એણે શુ કહ્યું ? તે સાંભળ્યું ?"

"હા સાંભળ્યું તને સમજાયુ નહિ ?"

"ના, કહે જોઉ !"

"એણે કહ્યુ 'પેલો છોકરો રોજ આ વખતે અહીં થઇને પસાર થાય છે રોજ આજ રસ્તે અને આજ વખતે કેમ આવતો હશે ?'"

"ને તેની સહીયરે શુ જવાબ આપ્યો ?"

"તેણે બેદરકારીથી કહ્યુ. 'આપણે શું ?' ગમે તેમ પણ આજે મને આનંદ થાય થાય છે. મને એમ થતુ હતું કે હું એને રોજ જોઉં છું ને એ પણ મને રોજ જુએ છે. મારા વિષે કદાચ વિચારો એને નહિ આવતા હોય ? ભલે એક ક્ષણ માટે મે એના હૈયામાં પ્રવેશ કર્યો હતો, એ વિચારે મને આનદ થાય છે"

"કિશોર ! તુ નીચું જોઇને કેમ ચાલતો હતો ?"

"હા ! મને એ બહુ ગમે છે દૂરથી જોઇનેજ સતોષ માનુ છું. પાસે આવે છે ત્યારે તો નીચે જોઇનેજ ચાલું છું. ટીકી ટીકીને તેની સામે જોઉ તો મારા વિષે એ શું ધારે ? અથવા એનું અતર દુભાય તો ?"

"એ ક્યાં રહે છે ?"

"વાચનાલય તરફ જવાના રસ્તા ઉપર એક ત્રણ માળના મોટા ઘરમાં તે રહે છે."

"તે એ કોની છોકરી છે ? ઞાતે કેવી છે ? શું ભણે છે ? એનું નામ શું છે ?"

"એ કશાની મને ખબર નથી હું માત્ર આટલું જ જાણુ છુ કે એ પરમ રૂપવતી છે."

"કિશોર તુ સાવ બાળક જેવી વાત કરે છે. જો તારે એના અંતરમાં પ્રવેશ કરવો હશે તો એની સાથે મૈત્રી કરવી પડશે અને એ કંઇ આપોઆપ ઓછી જ થવાની છે ?"

"શુ કરૂ ? કોને પુછું ? દિનેશ ! તુ ધારે છે તેમ, એની સાથે લગ્ન કરવાનો વિચાર તો સ્વપ્નેય મને નથી આવતો. અરે રે ! જો ! જો ! લગન કરીને એ રૂપને કોઇ અપવિત્ર કરતુ એ રૂપ જ્યોતિનો રખે કોઈ સ્પર્શ કરતા. એ રૂપ આજે છે એવુ જ અખડ રહેશે. આ જન્મ કુમારિકાઓને જ આવું રૂપ વરે છે."

"પણ આમ ક્યાં સુધી તું હેરાન થઇશ ? આમને આમ તો તારી વેદનાનો અંત ક્યારે આવશે ?"

"એના નિરતર ચિત્વનમાં જે એકતાનતા અને વેદના હું અનુભવુ છુ તેમાં આનંદ નથી ? એ વેદનામાં અને અશાંતિમાં હુ સુખ અનુભવુ છું. એ મારી પરમ સાધના છે. એ સાધનાના સાફલ્ય માટે અનતકાલ સુધી રાહ જોવાની હુ ધીરજ રાખીશ"

"એ કુમારીકાનુ રૂપ અદ્દભૂત છે અને તારામાં પણ પુરૂષોમાં વિરલ એવી અદ્દભૂતતાજ ભરી છે. આ બે અદ્દભૂતતાનો જો સંજોગ થશે તો તે પણ ભવ્ય જ થશે. પણ અત્યારે તો એ આશાની ઇમારત કલ્પનાની મહેલ સમાન લાગે છે કિશોર ! તું દિવાનો થયો છે"

"હા ! હા ! હું દિવાનો છુ ! હ્રદયને વલોવી નાખે બાળીને ખાક કરી નાખે એવી વેદનાની મોજ માત્ર દિવાનાઓ જ માણી શકે છે. એના વિયોગની વેદનામા એક

એની છાયા મૂર્તિના દર્શનમાં જ હું જીવતો રહી શકું."

( ચાલતાં ચાલતાં બન્ને મિત્રો ઓરીમ સુધી આવી પહોંચે છે અને વાર્તાલાપ અટકે છે. )

ઉષા એક કુમારિકા હતી. યૌવન મંદિરમાં તેણે હજી પ્રવેશ નહોતો કર્યો. ઉષાની પેઠે તે પણ રૂપવિરહી હતી ને જોનારને આંજી દેતી. તેની નિર્દોષતા તેના રૂપમાં પવિત્રતા આણતી હતી તેનું રૂપયુક્ત સૌમાર્ય પૂજાયોગ્ય હતું. તેને જોઈને જોનારનાં નેણ નીચાં ઢળી જતાં કિશોર તેના રૂપને પવિત્ર ભાવે પીતો તેનો પૂજારી બન્યો હતો. સરસ્વતી મંદિરમાં જતાં આવતાં રોજ તે કિશોરને જોતી આ અજાણ્યા છોકરાએ ઉષાના હૃદયમાં પ્રવેશ કર્યો હતો ઉષાને ખબર ન હતી કે તે કોણ હતો ? શું કરતો હતો ? ને માત્ર એટલું જ જાણતી કે જેમ કોઈ મહાણી ભક્ત પોતાના આરાધ્ય દેવતાને નિયમિત અર્ધ્ય અર્પે તેમ આ અજાણ્યો છોકરો તેના દર્શને આવતો અને નિર્મળ ભાવે તેને જોતો તે રોજ તેને જોવા માટેજ આવતો હતો તેથી તેને ગુસ્સો આવતો નહિ. તેને જોઈને ઉભયનું હાથ કોમળ થયું તેના હૃદયમાં દયા ઉભરાતી અને એનું હૃદયમંથન માપવા પ્રયત્ન કરતી. તે દિવસે જ્યારે તેણે કહ્યું કે આ છોકરો રોજ આજ વખતે ને રસ્તે કેમ આવતો હશે ! ત્યારે તેણે તેનું મુંઝાતું અંતર રહેજ ખોલ્યું હતું

ઉષા કિશોરના રૂપ ઉપર મુગ્ધ નહોતી થઈ, અને તેના વિચાર પણ એવા ન હતા કે કોઈ તેના તરફ આકર્ષાય પણ તેના હૃદયમાં જે અથા હતી. જે દર્દ હતું. એ દર્દ તેની આંખોમાં, તેની ચાલમાં દેખાઈ આવતું હતું. તેના અંતરમાં જાગેલી વેદનાની આગે ઉષાના હૃદયમાં તેના વિષે અનુકંપા જગાવી હતી વખત જતાં કિશોરને વિષે તેને સદ્‌ભાવ થયો અને પછી તો જેમ જેમ કિશોરની વેદના વધતી ચાલી તેમ તેમ ઉષાના મગજમાં કિશોર વિષેજ વિચારો ઘેરાવા લાગ્યા " એનું મુખ કેવું શ્યામળુ લાગે છે ! અને આંખો કેવી તરસી દેખાય છે ! અને શરમાળ પણ મારા જેવોજ છે. મારી સામે એક ટસે જોઈ શકતો પણ નથી ! એ ક્યાં રહેતો હશે ! શું કરતો હશે ! કોનો છોકરો હશે ! હું એને ઘેર જઈને ઉભી રહું તો મને શું કહે ! મને કેવી રીતે બોલાવે ! " વિગેરે અનેક જાતના વિચારો તેને આવતા. કિશોરના વિચારોમાં તેનું ચિત્ત હવે અસ્થિર બન્યું હતું સરસ્વતી મંદિરમાં જતાં તે આવ્યો છે કે નહિ તે જાણવા માટે ખાસ કાળજી રાખતી અને પાઠો કરતાં પણ કિશોરજ તેની નજર સામે આવતો. ઘરમાં પણ ક્યારેક ક્યારેક આ રસ્તે થઈને જતો તો નથીને ! એમ ધારી બહાર છજામાં ડોકિયું કરી જતી. કદીક તે દૂર તેના છજા ઉપર મીટ માંડી ઉભેલા કિશોરને જોતી, કદીક તેના ઘર પાસેથી નીચી નજરે ચાલતો જોતી તો કદીક તેને જોવા માટે અર્ધું નજર ફેરવતી હતી. બે અબોલ દેવાં એક બીજાથી કેટલાં પરિચિત ! અને છતાં કેટલાં દૂર"

ઉષા એક સરકારી અમલદારની ઉછરેલી કુમારીકા હતી. તેની વિધવા માતાની તે એકની એક લાડકી પુત્રી હતી. આજીવિકાની કશી ચિંતા વિના જીવન નિર્ગમન કરી શકે, એટલી સંપત્તિ તેની માતા પાસે હતી. તેનું મોસાળ કુટુંબ પણ પૈસે ટકે સુખી હતું અને જ્યારે જ્યારે ઉષા તેના મામાને ત્યાં જતી, ત્યારે ત્યારે સૌનો સ્નેહ અને આદર તે પામતી. તેની મા અને મામા બન્ને, તેને માટે કોઈ સુશિક્ષિત યુવકને શોધતાં હતાં ઉષા પણ તે જાણતી હતી અને જગતને

તેને માટે કેવાક હૃદયદેવ નિર્મ્યા છે તે જોવા તેને ઉત્કંઠા થતી. કિશોરને માટે તેના હૃદયમાં મમતા હતી, પ્રેમ પણ હતો. તેને કિશોરને જોવો હતો, તેની સામે બેસાડીને વાતો કરવી હતી અને તેના અંતરમાં શું છે ? તે જાણવુ હતું. એ સિવાય કિશોરના વિષે તેના હૃદયમાં બીજો કોઇ પણ પ્રકારનો ભાવ નહતો પણ એ કેમ બને ? એ કોને કહે ? તેણે એક બે વખત તેની સહીયરોને કિશોર વિષે પૂછપરછ કરી હતી પણ તેમણે તો તેની ઠેકડી કરી. " કહે ! અલી સુરેખ ! આ ઉષાને તો પેલા છોકરા સાથે પરણવું તે એનીજ વાતો કર્યા કરે છે " ત્યારપછી તેણે કદી કિશોર વિષે કોઇને કશુ પૂછ્યું નથી પણ એ છોકરો કોણ હશે ? ક્યા રહેતો હશે ? એ મારી તરફ આમ દીન બનીને શા માટે જોતો હશે ? એને કેમ મળાય ? એવા પ્રશ્નો તે પોતાની મેળે કર્યા કરતી.

× × ×

રાત્રીના ઘોર અંધકારની પીડા સહન કર્યા પછી ક્ષણિક ઉષા-દર્શન પૃથ્વીને કેવું મધુર લાગતું હશે ? પણ સૂર્ય તો રોજ સવારે પ્રગટ થાય છે ને પૃથ્વીના હૃદયમાં આનંદધારાઓ રેલાય છે. કિશોરના તકદીરમાં તો રાત્રીના અંધકારની પીડાજ હતી. હા. ક્ષણિક ઉષા-દર્શન તેના હૃદયમાં ક્ષણિક આનંદની વીચિ જગાવતુ અને પાછો એજ ઘોર અંધકાર, એજ વિષાદની છાયા અને ઔદાસિન્ય તેના દીન મુખ ઉપર તરવરતુ.

ધીમે ધીમે તેની વેદના વધતી ચાલી હવે ભાગ્યેજ તે તેના ચિંતન અને ધ્યાન-માંથી જાગૃત થતો ઑફીસનો સમય પણ ચૂકી જતો અને ઉષાને જોવા માટે જવાના તેના નિયમનું પણ ઠેકાણું નહોતુ રહ્યુ. જ્યારે તે જાગતો ત્યારે ઉતાવળો ઉતાવળો પેલા પરિચિત પત્થર પાસે જઇને ઉભો રહેતો પણ તેની હૃદયરાણી તો તેને જોવાના ફાંફાં મારતી ત્યાંથી ચાલી ગઇ હતી. નિરાશ થઇ તેનું જ ધ્યાન અને ચિન્તન કરતો તે ગમે ત્યાં રખડતો કે તેને ઘેર જતો ઑફી સમાં જવું હવે તેને ગમતું નહિ. તેના પગ ઑફીસ તરફ જવા ઉપડતા જ નહિ ઉગ્ર-વિરહની વેદના સહન કરીને બીજા કામનો બોજો ઉઠાવવા તે અશક્ત બન્યો હતો. ઓહ ! હવે તો સહન નથી થતુ એમ તે ઘડીએ ઘડીએ બબડતો અને

એક જ્યોત જલે તુજ નેનનમાં
રસજ્યોત નિહાળી નમું હું નમું

એમ એ ગાતો.

સરસ્વતી મંદિરમા જતાં અને આવતાં બન્ને વખતે કિશોરને જોવા ઉષા પ્રયત્ન કરતી હતી પણ છેલ્લા ચાર દિવસથી તેણે તેને જોયો નથી એટલે હવે ઉષાના હૃદયમાં એ અજાણ્યા છોકરા વિષે અનેક વિચારો આવવા લાગ્યા. એ કેમ નહિ આવતો હોય ? ક્યાંક ગયો તો નહિ હોય ? શુ થયું હશે ? એની તબીયત તો સારીજ હશેને ? વિગેરે વિચારો તેના કોમલ હૃદયને વિક્ષુબ્ધ કરી મૂકતા. ઉષા બહારથી શાંત અને સ્વસ્થ દેખાતી હતી પણ તેને ચેન પડતું નહિ. તેનો અંતરાત્મા જાગતો હતો તે બીજા કામમાં તેનુ ચિત્ત પરોવવા મથતી હતી, પણ પેલા અજાણ્યા છોકરાનું કરુણ મુખ તેની દૃષ્ટિ સમક્ષ ખડું થતું. કિશોરનુ દુઃખ તેને સાલતું હતું. કિશોરને દુઃખે તે દુઃખી થઇ હતી કિશોરને અને તેને કંઇ સંબંધ ન હતો છતાં કિશોરને માટે તેના દિલમાં શા માટે આવી લાગણીઓ થતી હતી તેનું કારણ તે સમજી શકતી નહિ બીજા કોઇને વિષે તેને કદી આવી લાગણીઓ થતી નથી ઘણાય છોકરાઓ તેની સામે મીટ માંડીને જોતા હતા અને તે પણ સૌને જોતી હતી પણ કિશોર સિવાય તે કોઇને

## સેવાભાવી દંપતી



શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ, એમ એ.
અને
સૌ. સુદિક્ષાબ્હેન હિમ્મતલાલ અંજારીઆ.

વિષે કદી વિચાર કરતી નહિ. હોયને માટે તેનું ચિત્ત આટલું ઉદ્વિગ્ન રહેતુ નહિ જેમ જેમ કિશોર વિષેના વિચારો દૂર કરવા તે મથતી હતી તેમ તેમ કિશોરની કરૂણા મૂર્તિ તેના હૃદયમાં વધારે વખત દૃઢ થતી હતી તેની વિહ્વલતા છૂપાવી શકાય એમ ન હતું. તેને થતું કે બાને વાત કરૂં ? પણ આ વાત કહેતાં તેની હિંમત ચાલતી નહિ તેને વિષે એ શું ધારે એ વિચારે તે ધ્રૂજતી હતી અને આ આંતરવેદના કેમ શમે તેની સમજ નહિ પડવાથી ઉષા સ્વાભાવિક રીતેજ મૂક બની હતી પહેલાની તોફાની અને વાચાળ ઉષા હવે મૂક અને ચિંતાતુર દેખાતી હતી.

ઉષાની માતાનુ નામ સરોજ હતુ. વૈધવ્યે તેના હૃદયને કોમલ બનાવ્યુ હતુ તેનાથી પોતાનુ કે પરાયુ દુ:ખ સહન થતુ નહિ. ઉષાને એણે બહુ લાડથી ઉછેરી હતી તેની તબીયત જરાક બગડતી ને સરોજની ચિંતાનો પાર રહેતો નહિ. તેની ઉષા સાજી રહે તે માટે તે રોજ ઇશ્વરને પ્રાર્થના કરતી પિતાવિહોણી ઉષાને કશાની ઉણપ ન રહે તે માટે તે ખાસ ચિંતા રાખતી થોડા દિવસથી ઉષા બોલતી ચાલતી બંધ થઇ હતી અને તે કશાનો વિચાર કરતી હતી એમ તેને લાગ્યું તો હતુજ પણ છેલ્લા ચાર દિવસમાં ઉષામાં તેણે ઘણો ફેરફાર જોયો. તેનુ હાસ્ય કરમાઈ ગયું હતુ, તેનું તોફાન ઓછુ થઇ ગયું હતુ અને આખો દિવસ તે ગમગીન રહેતી હતી. હમણાંની શાળામાં જવા માટે તે ઉતાવળ કરતી હતી અને પાછી પણ વહેલી મોડી ફરતી હતી. આ બધાનુ કારણ તેને સમજાયુ નહિ. સાંજ પડી હતી ઉષા વાંચવાની ચોપડી લઈ બેઠી હતી પણ તેની આંખો તો આકાશના રંગ બેરંગી રંગો જોતી હતી. સરોજે ધીમેથી તેની પાસે જઇ માથા ઉપર હાથ ફેરવ્યો ને પૂછયુ " બેટા ઉષા, તને શું થાય છે ? "



" ના, મને કશુ થતુ નથી "

" જો ઉષા ! મને નહિ કહે ?, બોલ જોઉ ! તું આખો દિવસ શાના વિચાર કર્યા કરે છે ? તું કેમ ઉદાસ દેખાય છે ? તારા મનમાં જે હોય તે સાચેસાચુ કહી દે, જરીકે છુપાવીશ ના, જરીએ શરમાઇશ ના; તું કેમ આવી થઇ ગઇ છે ? "

" પણ બા ! મારા મનમાં કશું નથી. "

" ના; એમ નહિ ચાલ, કહે જોઉં ! કશું નથી તો તારી જીભ કેમ બોલતી બંધ થઈ ગઇ છે ? તારૂ તોફાન ક્યાં ગયું ? આટલી ગમગીન કેમ થઇ ગઇ છે ? તું બોલતી નથી પણ તારી આંખો, તારૂં મુખ તારી ચાલ બધુ કહી દે છે કે તારા અંતરમાં કંઇ બળતરા છે તુ કશાના વિચારો કર્યાં કરે છે અને મારાથી છુપાવે છે "

" પણ બા ! હું શું કરૂં ? હું ઘણીએ મહેનત કરૂં છુ પણ એ વિચારો મારા મગજમાંથી ખસતાજ નથી. "

" તે મને કહેતી કેમ નથી ત્યારે ? "

" તું મારા ઉપર ગુસ્સે થાય તો ? "

" ના, નહિ થાઉ ! તું કહે "

" જો ! ત્યારે સાંભળ ! એક છોકરો છે એનુ નામ મને ખબર નથી. એને મા બાપ છે કે નહિ તે પણ હુ જાણતી નથી. તે મને જોવા માટે એ રોજ સરસ્વતી મંદિરમાં જતી વખતે અને છૂટતી વખતે આવે છે રોજ મારી પાસે થઇને ચાલ્યો જાય. પણ બા ! એવો છોકરો છે ! મીટ માંડીને તો કદી જોતો જ નથી. એનુ મોઢુ જોઇએ તો જાણે હમણાંજ રડી પડશે. એક દિવસ પણ એ આવ્યા વિના રહેતો નથી. દૂરથી મારી સામે જોયા કરે, હું ન જાણું એમ.

તે બા એ રોજ મને જોવા કેમ આવતો હશે ? અને એનું મુખ આવું કરણ કેમ દેખાતું હશે ? એના અંતરમાં શું હશે ? મને એના વિષેજ વિચારો આવ્યા કરે છે. હમણાં ત્રણ ચાર દિવસથી એ બીલકુલ જણાતો નથી. તે એને શું થયું હશે? કેમ નહિ આવતો હોય ? મંદિર તો નહિ પડયો હોય ? એનું કોઇ સગું તો હશેજ ને ? કે એકલો જ હશે ? એની સારવાર કોણ કરતું હશે ? બા મારાથી એને આપણે ઘેર આવવાનું ન કહેવાય ? ”

“ તે હવે તું એને જુએ ત્યારે આપણે ઘેર તેડતી જ આવજે. અને હવે જોજે એને વિષે વિચાર કરતી ! ”

“ અરેરે ! મેં તને પહેલેથી જ કહ્યું હોત તો કેવું સારૂં થાત ! ”

“ બહુ સારૂં થાત ! ” એમ કહી ઉષાને એકલી મુકી સરોજ ત્યાંથી ચાલી ગઇ. ઉષા ત્યાં જ બેસી રહી. સૂર્ય અસ્ત થતો હતો. સંધ્યાની લાલીમા ઝાંખી થતી હતી. ઉષાના હૃદયનું તોફાન પણ શમતું હતુ. સંધ્યા આવી ને ચાલી ગઇ ને તેની દૃષ્ટિ આકાશ ઉપરથી ઉતરી શ્યામ પૃથિવી પર ફરવા લાગી. ઝાંખા થતા પ્રકાશમા દુરથી તેણે કિશોરને આવતો જોયો. તેના હૃદયમાં કશો તનમનાટ થયો નહિ તેનું હૈયું તોફાનથી નાચતું નહતું. અનિમિષ નયને તે માત્ર કિશોર તરફ જોતી હતી કિશોર પણ તેની સામે જ જોતો હતો. બન્ને એક બીજાની ઝાંખી કરતાં હતાં. કિશોર વધારે નજદીક આવ્યો, ઉષા ત્યાંજ બેસી રહી હમણાં જાઉં છું, હમણાં જાઉં છુ, એમ તે વિચાર કરતી હતી ને કિશોર ત્યાંથી પસાર થયો. હવે તે પાછું વળીને જોતો નથી. ઉષા દોડતી દોડતી નીચે ઉતરી કિશોર જતો હતો તેની પાછળ દોડી, તેની સામે આવીને ઉભી રહી. ને પૂછ્યુ. “ તમે મારે ત્યાં આવશો ? ” કિશોરે કંઇ જવાબ આપ્યો નહિ. તે માત્ર ઉષાને જોતો હતો. તેની આંખો ભીની થઇ હતી. રોજની પેઠે આજે ઉષાને તેની સામે જતાં તેનાં પોપચાં ઢળ્યાં નહિ અદ્‌ભૂત રૂપદર્શનને અંતે જે અવાચકતા જન્મે છે તેવી અવાચકતાથી કિશોર મૂંગો બન્યો હતો. સૌંદર્ય–સરોવરમાં તે ડુબ્યો હતો. તેનાથી બહાર નીકળાય તેમ નહતું. અવાક્ કિશોરનો હાથ પકડી ઉષા તેને પોતાને ઘેર લઇ ગઇ. કિશોર આંધળા માણસની માફક દોરાતો હતો. ઉષા તેને મેડીએ લઇ ગઇ અને એક ખુરસી ઉપર બેસાડયો. ને પીવાનું પાણી લાવીને આપ્યું. કિશોરે પાણી પીધું. તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું કે પેલી કુમારીકા તેને આવી રીતે મળશે. સત્ય કે સ્વપ્નના ભ્રમમાં તે હતો; તે દરમિયાન ઉષા તેને લઇ આવી. હવે કિશોર સ્વસ્થ થયો તેને ભાન થયું કે તે એક ગૃહસ્થને ઘેર આવી બેઠો છે ખુરસીમાં જેમ તેમ પડેલો તે જરી ટટાર થયો ને માથાના વાળ ઠીક કર્યા અને તેને અહીં કેમ બોલાવ્યો હશે તે સબંધી વિચાર કરતો હતો એટલામાં ઉષાએ તેને પૂછ્યું “ તમારૂં નામ શું ? ”

“ કિશોર. ”

“ તમે શું કરો છો. ”

“ ભકિત. ”

“ કોની ભક્તિ કરો છો ? ”

“ તમારી. ”

“ હવે તમે શું કરશો ? ”

“ હું તમને ચાહું છુ અને ચાહીશ ”

“ તમે મને કેમ ચાહો છો ? તમે મને કેવી રીતે ચહાયો ? ”

" મને ખબર નથી કે હું તમને કેમ ચાહું છું. હું જાણતો નથી કે હું તમને કેવી રીતે ચાહું છું. મને ખબર નથી કે મજનૂન લયલાને કેવી રીતે ચહાતો હતો. હું જાણતો નથી કે ફરહાદ શીરીંને કેવી રીતે ચાહતો હતો. હું માત્ર એટલું જ જાણું છું કે હું તમને ચાહું છું. મારી સમસ્ત પ્રાણ શક્તિથી જેમની પાસે હું બાળકની જેમ નાચી શકું એવા પિતા મારે નથી જેના શીતળ ખોળામાં મારું માથુ મૂકી વિશ્વને વિસારી શકું એવી માડી પણ મારે નથી પોતાનો બધો પ્રાણ રેડી " ભાઇ " કહીને બોલાવે એવી બેનડી મારે નથી. અને મને જ માત્ર જુવે એવી પ્રિયતમા પણ નથી. હું માત્ર ચાહું છું તમને. તમને જોઉં છું ત્યારે મારું વેદના તપ્ત હૃદય શાંત થાય છે. મારા વિષાદમય ચહેરા ઉપર સ્મિત ફરી વળે છે. અને મને ભૂલી જઉં એવા આનંદમાં તલ્લીન થાઉં છું " કિશોરે પોતાનું હૃદય ઉષા પાસે ખાલી કર્યું. તેનો શબ્દે શબ્દ ઉષા એકાગ્રતાથી સાંભળતી હતી. તેના હૃદયના તાર ઝણઝણી ઉઠ્યા તેનું હૈયું દ્રવિત થયું તેણે કિશોરને માટે કશું કર્યું ન હતું છતાં તે તેને ચાહતો હતો, તેણે એક આભાર દૃષ્ટિ કિશોર તરફ ફેંકીને પૂછ્યું.

" હું તમારે માટે શું કરી શકું ?

" મને એમ થતું હતું કે મારું આ દુનિયામાં કોઈ નથી. તમને " મારું કોઇ " થજો. મારો ધરતી પરનો વિસામો તમે થજો. કદીક ભટકતો ભટકતો તમારે દ્વારે આવી ચઢું તો મને બોલાવજો હું આપો મિચીશ અને મારા કપોલ ઉપર એક ચુંબન સેજો. તમારા હૃદયના એક નાનકડા ખૂણામાં મારું સ્થાન રાખજો અને હું હોઉં કે ન હોઉં ફુરસદની કોઇ ક્ષણે મને યાદ કરજો તમારું હૃદય ખોલીને મને જોજો બસ હું હવે જાઉં છું. " કિશોર ઉઠ્યો, દાદરો ઉતર્યો અને ચાલ્યો ગયો ઉષાથી એક શબ્દ પણ બોલાયો નહિ. તે માત્ર તેની પાછળ જોતીજ રહી ઉંબરે જ્યારે તે દેખાતો બંધ થયો ત્યારે તે જાગી. પાણીનો લોટો અને પ્યાલું પડ્યું હતું તે લીધું અને નીચે રસોડામાં મૂક્યું. સરોજે પૂછ્યું.

" એ કોણ હતું ?

" આ ! પેલો છોકરો હતો "

" એણે શું કહ્યું ? "

" કેમ જાણે સ્વપ્ન જોયું હોય એમ લાગે છે શું કહ્યું તેનો આછો આછો ખ્યાલ છે પણ બધું યાદ નથી. "

" એ ક્યાં રહે છે ? "

" કશું પૂછાયું નહિ. એ બોલતો હતો અને હું મંત્રમુગ્ધ બનીને સાંભળતી હતી. પણ એણે કહ્યું હતું કે એને કોઇ સગું વહાલું નથી. "

" ફરી પાછો આવશે ! "

" કોણ જાણે. "

તે દિવસની રાત પછી કિશોર ક્યાં ચાલી ગયો તે કોઇ જાણતું નથી. ઉષાએ તેને ખોળવાના બહુ પ્રયત્નો કર્યા પણ પછી તે કદી દેખાયો નહિ. ખરું હતું કે તે આ ગામમાં ન હતો પણ ઉષાના હૃદયમાં તેણે સ્થાન મેળવ્યું હતું અને જો કે હવે ઉષા કિશોરને ભૂલવા પ્રયત્ન કરતી હતી, છતાં કિશોરની છબીની કલ્પના કરતી કરતી તેની દૃષ્ટિ ત્યાં જ સ્થિર થતી.

---

# દાદાજીની ડેલી

[ શિવ ભોળા, મહેશ્વર ભોળા .....એ ઢાળ ]

મને વહાલી દાદાજીની ડેલી;
રહી રંગની રેલ જ્યાં રેલીઃ
દાદાજીની ડેલી.......

એ તો દેવોની દિવ્ય ફૂલવાડી;
શીળી પમરે છે ફોરમ દાડીઃ
દાદાજીની ડેલી.......

બાગે પંખીડાં કરતાં કલ્લોલો;
ઉડે આનંદની રસછોળો
દાદાજીની ડેલી.......

એ તો દેવળ છે જ દેવતાઈ;
રોજ જ્યાં છે વહાલની વધાઈઃ
દાદાજીની ડેલી.......

સદા હસતાં છે બારણાં ખુલ્લાં;
રૂડાં સ્વાગત જ્યાં છે દુલ્લાંઃ
દાદાજીની ડેલી.......

ગુણ ગૌરવ કેરી એ ગાદી;
વસે માહેશ્વરી શાં દાદીઃ
દાદાજીની ડેલી.......

ધર્મધામ છે એ તો અમોલું;
એનાં બિરદો હું શા શા બોલું ?
દાદાજીની ડેલી.......

સ્મરણ માત્રે દિલ મારૂં ડોલે;
કોણ આવે દાદાજીની તોલે ?
દાદાજીની ડેલી.......

એનાં મૂલ કુબેર ક્યાંથી મૂલે ?
એની પાસે ત્રિભુવન ઝૂલેઃ
દાદાજીની ડેલી.......

ચંદ્રકાન્ત મગનજી ઓઝા




આલેખનાર : શ્રીમતી લેડી વિદ્યાબહેન નીલકંઠ, બી એ

All India Womens' Conference ( અખિલ ભારત સ્ત્રીપરિષદ )ની સાતમી બેઠક લકનૌમાં નાતાલની રજા દરમીયાન ભરાઈ હતી. અને તે પરિષદનાં સંસ્મરણો દ્વારા એની કાંઇક માહિતી અન્ય બહેનોને મળે એ હેતુથી થોડું લખવા ઇચ્છા રાખું છું.

પરિષદનાં મંત્રી રાણીસાહેબ લક્ષ્મીબાઇ રાજવડે છે. મુંબઇનિવાસીઓ તેમના પૂર્વાશ્રમનાં ડૉ મીસ નાગુબાઇ જોશીના નામથી પરિચિત છે. ડૉકટરના ધંધામાં તેમણે ખ્યાતિ મેળવેલી તેજ ખ્યાતિ તેમણે જાળવી રાખી છે. એક બાહોશ કાર્યકર્તા તરીકે તેમણે સહુનાં મન સંપાદન કર્યાં છે તેથી નવા વર્ષમાં પણ તેમને મંત્રીપદે નીમ્યાં છે. પ્રતિનિધિઓની છાવણીમાં રહી તેમણે સર્વનાં મન હરણ કરી લીધાં હતાં.

પરિષદમાં સમસ્ત દેશની સુશિક્ષિત બહેનોની હાજરી હતી. તેમનો ઉત્સાહ અત્યંત હતો અને પ્રત્યેક બહેન પોતાના વિભાગમાં કાંઇને કાંઇ કામ કરનારી છે એમ પ્રત્યક્ષ જણાઇ આવતું હતું ગુજરાતી બહેનોની સંખ્યા પણ આટલા દૂર ભાગમાં હોવા છતાં સારી હતી. બંગાલી, મદ્રાસી, આગ્રવાસી, પંજાબી, મધ્યપ્રાન્તો, ઉત્કલ, મુંબઇ વગેરે સર્વ સ્થળેથી સ્ત્રીઓ પ્રતિનિધિ તરીકે હાજર થઇ હતી અને પરિષદના ઠરાવોને લગતાં ભાષણો આપવા એક બીજા સાથે હરીફાઇ કરતી

કેળવણી અને સમાજ સુધારાના પ્રશ્નોને લગતા ઠરાવો હતા અને એ વિષયો પર અભ્યાસ કરી બોલવા માટે બહેનોએ પૂરી તૈયારી કરેલી માલમ પડતી હતી આ વરસની પરિષદમાં નવા બંધારણમાં આવનાર સ્ત્રીઓની જુદી બેઠકો સામે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો અને સર્વસામાન્ય બેઠકો માટે ઉમેદવારી કરવાની તેમની ખાયશ જણાવી હતી. બીજી બાબત લગ્નવિચ્છેદની હતી. લગ્નવિચ્છેદની તરફેણમાં સારી સંખ્યામાં મત નોંધાવાથી એ ઠરાવ પસાર થયો હતો વડોદરાના લગ્નવિચ્છેદના કાયદાના ધોરણ પર બ્રિટિશ રૈયત માટે તેવો કાયદો રચાવવા આગ્રહ કર્યો હતો લગ્નવિચ્છેદના સંબંધમાં આપણામાં ઘણી ગેરસમજ જોવામાં આવે છે એ કાયદો પસાર થાય તો જાણે કે દરેક લગ્ન તે વિચ્છેદ કરવા માટેજ કરવાનું હોય એમ ભ્રાન્તિ ઘણાને છે. અતિ દુઃખદ સંજોગોમાં, જ્યાં વિવાહિત રહેવાથી બન્ને પક્ષ એક બીજાથી મુક્ત થાય તેમાંજ બન્નેનું હિત છે એમ તેમને જણાય તો-અને તે પણ તેમની ઇચ્છા હોય તોજ- એ કાયદાનો લાભ લઇ શકાય એવી છૂટનો કાયદો કોઇપણ સુધરેલી પ્રજામાં હોવો આવશ્યક છે હિંદુસ્તાનમાં તેની હાલ તરત વિશેષ અગત્ય છે કેમકે વિવાહિત સ્ત્રી પુરુષોના

લગ્નસંબંધ તેમની જરા પણ સંમતિ વગર અનેક અંગત કારણોથી માબાપો બાંધે છે તેમાં અસંખ્ય જોડાં એવાં હોય છે કે તેમને જીવનભર દુઃખ વેઠવું પડે છે એવા પ્રસંગોએ ઘણીવાર પુરૂષ તો એ બંધનથી મુક્ત થઇ એક સ્ત્રીને છોડી દઇ બીજી સાથે લગ્ન કરી શકે છે આવી છૂટ સ્ત્રીને નથી એ ઘોર અન્યાય છે લગ્નને ધાર્મિક બંધન માનવા સારૂ, માત્ર સ્ત્રીઓ પાસેજ એ આદર્શ પળાવવા માટે જે એકતરફી કાયદો છે તે કેવળ ન્યાયરહિત છે વિવાહિત સ્ત્રી પુરૂષોનાં જીવન કાયમને માટે દુઃખી કરવાથી કોઇ આદર્શ જળવાતો નથી અતિ વિકટ પ્રસગે એવાં લગ્નોનાં બધન છૂટી શકે એવી કાયદામાં છૂટ હોવી જોઇએ એ માન્યતાના ધોરણે આ ઠરાવ બહુમતીથી પસાર થયો હતો

તે ઉપરાંત સતતિ નિયમનનો ઠરાવ પણ આ વર્ષે બહુ મોટી બહુમતીથી પસાર થયો હતો. હિંદુસ્તાન જેવા ગરીબ, બેકાર દેશમાં વસતી અનિયંત્રિત વધે તેથી ભવિષ્યની પ્રજાને ભારે હાનિ છે એ આર્થિક દૃષ્ટિએ સંતતિ નિયમન આવશ્યક છે. તેમજ અનેક પ્રસૂતિથી સ્ત્રીઓની શારીરિક દશા છેક બગડે છે તેમજ તેની સંતતિ નિર્બળ થાય છે એ આરોગ્યની દૃષ્ટિએ સંતતિ પરિમિત સંખ્યામાં હોય એ ઇષ્ટ છે એમ ચર્ચા થઇ હતી. આ નિયમન સંયમ વડે થાય તો શ્રેષ્ઠ પણ વ્યવહારમાં આવો સંયમ ભાગ્યેજ જોવામાં આવે છે. કૃત્રિમ ઇલાજોથી સંતતિ નિયમન કરતાં અનીતિ વધવાનો ભય છે એ વાત પણ વીસારી દેવામાં આવી ન હોતી, પરંતુ દરેક સારી વસ્તુનો દુરુપયોગ થાય માટે તે ગ્રહણ ન કરવી એવું કોઇ કહી શકે નહીં. વિજ્ઞાનદ્વારા અનેક વસ્તુઓ એવી છે કે જેના સારાને માટે ઉપયોગ થાય છે. જે ઓછું અનિષ્ટ હોય તે લેવું એ કર્તવ્ય છે. આવા કૃત્રિમ પ્રયોગો સિવાય પણ મનુષ્યો ક્યાં ઓછા અનીતિને માર્ગે જાય છે? નીતિના માર્ગે જવા માટે તો સારા સંસ્કારની આવશ્યકતા છે મદ્રાસની પરિષદમાં આ ઠરાવ પસાર ન હોતો થઇ શક્યો. સંતતિનું રક્ષણ, પાલન, શિક્ષણ, સ્વાર્થનો ભોગ એ સર્વ સ્ત્રીઓને જ માથે છે એટલે એ સંબંધમાં તેમનો અભિપ્રાય વજન આપવા યોગ્ય ગણવો જોઇએ.

આ પરિષદની સાત બેઠકો ચાર દિવસમાં થઇ હતી. પ્રથમ દિવસે સ્ત્રી પુરુષોનો જોગો મેળાવડો હતો લગભગ હજારેક માણસ હાજર હતાં. પછીના દિવસોએ માત્ર સ્ત્રીઓની હાજરી હતી. સાતસો આઠસો સ્ત્રીઓ હશે એમ અનુમાન થાય છે. લગભગ બસો બહેનો પ્રતિનિધિ તરીકે આવેલાં હતાં. આવા મેળાવડામાં આપણા ભારત દેશના જુદા ભાગમાંથી સુશિક્ષિત, ઉત્સાહી આગેવાન બહેનોને મળવાનો પ્રસંગ જે પ્રાપ્ત થાય છે તેનુ મૂલ્ય થાય તેમ નથી. તે ઉપરાત તે સર્વના વિચાર અને અનુભવની આપલે કરવાથી પણ પ્રત્યેકને લાભ છે એ નિઃસશય છે. આ સર્વ બહેનો પોત પોતાના ગામમાં જઈ પરિષદનું કાર્ય આગળ વધારવા માટે આખા વર્ષ દરમીયાન પ્રયાસ કરે છે, જેથી માત્ર પરિષદ તે મેળો બની સમાપ્ત નથી થતી. આ પરિષદે એવું એક સ્થાન પ્રાપ્ત કર્યું છે કે તેનો મત સન્માન પામે છે અને ધારાસભામાં તેનું સારૂં વજન પડે છે. સમસ્ત દેશની પ્રતિનિધિ સ્ત્રીઓ મળી જે વિચાર કરે તે આદરનો પાત્ર હોવો જોઇએ એ વાત સર્વથા સ્વીકારાઈ છે.

લકનૌ ખરેખર એક રળિયામણું શહેર છે બાદશાહી વખતની જાહોજલાલીનાં ચિહ્નો

ઉપરાંત નવા જમાનાની ચડતી કળાનું દર્શન પણ ત્યાં થાય છે. સુંદર મકાનો, આકર્ષક બગીચાઓ અને વિશાળ રસ્તાઓ એ સર્વ વડે લખનૌ બહારથી આવનારનાં મન આકર્ષે છે.

પરિષદને અંગે ખાનપાનના મેળાવડા ત્રણ ચાર થયા હતા. તે ઉપરાંત લખનૌની બહેનો તેમજ બહારના પ્રતિનિધિઓએ મળી એક નાટય અને સંગીતનો અતિ મનોરમ જલસો કર્યો હતો. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું 'માલિની' નામનું નાટક, ગરબા, વીણાવાદન, સંગીત, કૃષ્ણગોપીનું દશ્ય એ સહુ સહેજે ભૂલાય તેમ નથી. દરેકે પોતપોતાનું કાર્ય કુશળતાથી કર્યું હતું. અને એ જલસો સફળ થયો હતો.

લખનૌમાં રાજાઓ, તાલુકદારો, નવાબો વગેરે સર્વ ખાનદાની સ્ત્રીઓમાં ગજબ પડદો અત્યંત પ્રચલિત હતો. આ પરિષદમાં તે વર્ગની હિંદુ તેમજ મુસલમાન બહેનોએ પડદો બાજુએ મૂકી ભાગ લીધો હતો. આ કરતાં વધારે આશ્ચર્યજનક અને સંતોષકારક બીના એ હતી કે આ હિંદુ મુસલમીન બહેનોમાં અત્યંત સંપ જોવામાં આવતો હતો જે બીજા પ્રાંતોએ ગ્રહણ કરવા જેવો છે.

પરિષદને અંગે નાનકડું સ્વદેશી પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.



## તમેજ બધા ઢેડાઓ છો

બધા બાળકો—'એ, એ, તું ભંગીઆને અડયો. તું અમને ના અડતો.'

એક બાળક—'પણ એ ભંગી ક્યાં છે? એ તો રજપુત લાગે છે, રજપુત.'

બધા—'અરે, એ તો ભંગી છે. આજે એણે નવાં લુગડાં પહેર્યાં છે ને નહાયો ધોયો છે.'

એક—'તો પછી એને કેમ ન અડાય?'

બધાં—'પણ એ ભંગી છે ના? મેલું કાઢે છે ના?'

એક—'પણ અત્યારે એ ક્યાં મેલું કાઢે છે? અત્યારે એ ભંગી નથી પણ રજપુત છે.'

બધા—'ના, ના, ભુરખા, આઘો રહે. અડતો નહીં.'

એક—'આ આઘો. હું તો ડાહ્યલાઓ, તમને જ હું નહીં અડવાનો; તમેજ બધા ઢેડાઓ છો.'

## બા, ખોટું શીખવ મા

બાળકે બાને પૂછયું, 'ભંગીને કેમ ના અડાય?'

બા કહે, 'એ મેલું કાઢે છે.'

બાળક કહે, 'તો મેલું તો તું પણ કાઢે છે.'

બા કહે, 'પણ એ ભંગી છે.'

બાળક કહે, 'ભંગી એટલે શું?'

બા કહે, 'મેલું કાઢે તે ભંગી.'

બાળક કહે, 'ત્યારે, બા, તું પણ ભંગી. તું મને ના અડતી.'

બા કહે, 'એમ તે હોય? હું તો મેલું કાઢી સ્વચ્છ રહું છું.'

બાળક કહે, 'ત્યારે ભંગી પણ એમજ કરે તો?'

બા કહે, 'તો પણ એને ના અડાય.'

બાળક કહે, 'ના, ના, એવું ખોટું શીખવ મા. એવું જૂઠું હું નહિ શીખું.'

## અખિલ ભારતીય મહિલા પરિષદની જનેતા

# શ્રીમતી માર્ગરેટ કઝીન્સનો

પરિચય કરાવનાર : શ્રી ચન્દ્રેશ હ. શુકલ

શ્રીમતી કઝીન્સને મે પહેલવહેલાં ૧૯૨૯ ના જાન્યુઆરી માસમાં જોયા અખિલ ભારતીય મહિલા પરિષદનું ચોથું અધિવેશન મુંબઇમાં ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુનાં પ્રમુખપદે મળ્યું હતું. અને એ પરિષદમા, પરિષદનાં પ્રાણસમાં શ્રીમતી માર્ગરેટ કઝીન્સને જોવાનો અવસર મળ્યો શ્રીમતી કઝીન્સનો દેખાવ જ એવો છે, કે એમને જોતાં મનુષ્ય સ્વભાવનો સહેજ પણ અભ્યાસ હોય એવા કોઇને પણ, તેઓ એક ખંતીલા કાર્યકર છે એમ જણાઇ આવ્યા વિના નહિ રહે. શ્રીમતી કઝીન્સે ભારતની મહિલાઓ માટે કરેલાં કાર્યોથી હું સુપરિચિત હતો; એટલે તેમને જોવાની–મળવાની તક સાધવાનો અવસર હું ખોળ્યા જ કરતો હતો ૧૯૨૯ ના જાન્યુઆરીમાં એ અવસર પ્રાપ્ત થયો. અને ભારત કાજે, તેમજ ભારતીય મહિલાઓ કાજે નિસ્વાર્થ ભાવે સેવા કરનારાં એ અપૂર્વ આયરીશ મહિલાનાં દર્શન કરી હું ભાગ્યશાળી થયો. પરિષદ દરમ્યાન એમની સાથે વાર્તાલાપ થતાં, તેમનો ઉત્કટ ભારતપ્રેમ, અને ભારતીય મહિલાઓને ઉન્નતિના પથે દોરવાની અભિલાષાએ મને મુગ્ધ કર્યો અને એ ભારતપ્રેમી મહિલાને મારાથી સહસા જ વદન થઇ ગયુ.

અખિલ ભારતીય મહિલા પરિષદનાં જનેતા શ્રીમતી માર્ગરેટ કઝીન્સ છે ૧૯૨૬ ના શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીના પદવીદાન સમારંભ પ્રસંગે, શ્રીમતી માર્ગરેટ કઝીન્સને એવી પ્રેરણા થઇ કે અખિલ હિન્દની મહિલાઓની પરિષદ ભરવી અને એ પ્રેરણાને આચારમાં મૂકવાનું કાર્ય તેમણે તરતજ શરૂ કરી દીધું. વર્તમાનપત્રોમાં એ સંબંધી લેખો પ્રકટ કરવા માંડ્યાં અને મિત્રોમાં પણ એ વિચારનો પ્રચાર કર્યો. આમ સતત પ્રચારકાર્યને પરિણામે અખિલ ભારતીય મહિલા કેળવણી પરિષદનું પ્રથમ અધિવેશન ૧૯૨૭ મા પુના ખાતે વડોદરાનાં ના. મહારાણી સાહેબાનાં પ્રમુખપદે ભરાયુ. તે પછી ઉત્તરોત્તર એનાં અધિવેશનો ભરાયાં કર્યાં છે અને હાલમાજ ડીસેમ્બર માસની આખરે, લખનૌ ખાતે એનું સાતમુ અધિવેશન ગુજરાતનાં આદર્શ સન્નારી શ્રીમતી લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠનાં પ્રમુખપદે ભરાઇ ગયું છે.

શ્રીમતી માર્ગરેટ કઝીન્સ લગભગ ૧૯૧૫ ના અરસામાં, હિંદ આવ્યાં અને મદ્રાસમાં ડૉ એની બીસાન્ટ સાથે થીઓસોફીકલ 'સોસાયટીનાં એક આગેવાન' કાર્યકર્ત્રી બની ગયાં. હિન્દ આવતાની સાથેજ તેમણે 'ભારતીય મહિલાઓ અને બાલકોનાં હિતનું આદોલન શરૂ કરી દીધુ. Women's Indian Association ( ભારતીય મહિલા સમાજ ) નાં તેઓ એક મુખ્ય સંચાલિકા છે. કેટલાયે વર્ષો સુધી એ સમાજના મુખ્ય મંત્રી તરીકે તેમણે કાર્ય કર્યું છે અને તેમના પ્રયત્નને પરિણામે જ એ સમાજનું માર્વદેશીય સગઠન થઇ શક્યું છે અને શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી હંસાબ્હેન મહેતા, જેવાં લોકપ્રસિદ્ધ અને સમાજસેવક મહિલાઓ એમાં આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે.

હિન્દ આવ્યાને બેએક વર્ષ પણ પૂરાં થયાં નહિ ત્યાં તો તેમણે ભારતીય મહિલાઓની ઉન્નતિ માટે મથન કરનારાં એક



શ્રી સુભદ્રાકુમારી ચૌહાણ

જેમને "બિખરે મોતી' નામે નવલિકા-સંગ્રહ માટે હિન્દી સાહિત્ય સંમેલને રૂ. ૫૦૦નું પારિતોષિક આપ્યું છે અને ગયે વર્ષે એ બ્હેનને "મુકુલ" નામે કાવ્યસંગ્રહ માટે રૂ. ૫૦૦નું પારિતોષિક મળ્યું હતું.



ચિત્રકાર: ] સીતા–વનવાસ [ કુ. અંબિકા ધુરંધર

મુંબાઇના કલા–પ્રદર્શનમાં મૂકાયલું મનોરમ ચિત્ર.

આગેવાન મહિલા તરીકે નામના મેળવી લીધી. ૧૯૨૭ માં હિન્દની સ્ત્રીઓને મતાધિકાર મેળવી આપવા માટે તેઓ હિન્દી વઝીર સમક્ષ એક અખિલ ભારતીય મહિલા પ્રતિનિધિમંડળ લઇ ગયાં હતાં. મતાધિકાર માટેની મહિલાઓની ચળવળ હિન્દમાં આ લગભગ પહેલવહેલી જ હતી. હિન્દમાં શિશુ કલ્યાણની પ્રવૃત્તિ તરફ તેમને ઘણો પ્રેમ છે. કેટલેક સ્થળે તેમણે શિશુકલ્યાણનાં કેન્દ્રો સ્થાપ્યાં છે. સંસ્થાઓ તેમજ પરિષદોની સયોજનમાં તેમની કુશળતા અપૂર્વ છે અખિલ ભારતીય મહિલા પરિષદની સયોજના તેમણે જ કરી. અને ૧૯૩૧ ના જાન્યુઆરીમાં લાહોરખાતે અખિલ એશીયા મહિલા પરિષદની સયોજના પણ શ્રીમતી માર્ગરેટ કઝીન્સના પ્રયત્નનું જ યશસ્વી પરિણામ હતું.

શ્રીમતી માર્ગરેટ કઝીન્સ એક પ્રખર વિદુષી પણ છે. આયર્લેન્ડની રૉયલ યુનિવર્સીટીનાં ગાનવિદ્યાનાં તેઓ સ્નાતિકા ( Bachelor of Music ) છે પૌરસ્ત્ય કલા અને સંગીત પ્રત્યે તેમને ખાસ પ્રેમ છે અને તેને પરિણામે તેમણે અત્યંત પ્રયત્ન કરીને કેટલાંક ભારતીય વિશ્વવિદ્યાલયોમાં સંગીતની પદવી માટે જુદું સ્થાન રખાવ્યું છે. પિયાનો વગાડવામાં તેઓ અત્યંત કુશળ છે અને પ્રાચીન તેમજ અર્વાચીન અનેક ગતો તેઓ તેના ઉપર બજાવી શકે છે તેમાંયે ગતોના અનેક ધ્વનિઓને, સંકેત ચિહ્નની મદદ વિના તેઓ બજાવી શકે છે આને લીધે તેમને મદ્રાસના ના. ગવર્નર અને મૈસુરના ના. મહારાજાની ઓરકેસ્ટ્રા સાથે ગાના-બજાવવાનું માન મળ્યું હતું.

ભારતીય મહિલા સમાજનાં મુખપત્ર 'સ્ત્રીધર્મ' નાં તંત્રી તરીકે તેમણે વર્ષો સુધી સેવા આપી હતી અને મહિલાઓના પ્રશ્નો સંબંધમાં તેમના અભિપ્રાયો વજન પાત્ર ગણાયા છે, આંતરરાષ્ટ્રમાં એનો સ્વીકાર થયો છે ૧૯૨૩માં સરકારે તેમને ઓનરરી મૅજીસ્ટ્રેટ બનાવ્યાં હતાં. હિન્દમાં એ પદે નીમાનારાં તેઓ પહેલાંજ મહિલા હતાં તેઓ એક કુશળ લેખિકા છે. અને ગાનવિદ્યા, સાહિત્ય, અને ભારતીય સામાજીક વિષયો ઉપર તેમણે લગભગ આઠેક પુસ્તકો લખ્યાં છે. તેમાં "Characteristics of Indian Womanhood" 'Marriage in India', 'Harmony of Life or Awakening of Asian Womanhood' ખાસ વાંચવા યોગ્ય ગ્રંથો છે આ ઉપરાંત તેમણે માસિકોમાં અનેક લેખો લખ્યા છે

વ્યાવહારિક રૂપમાં શ્રીમતી કઝીન્સ ગાંધીજીનાં ભક્ત નથી પરંતુ તેઓ ખાદી પહેરે છે સત્યાગ્રહ આન્દોલનની શરૂઆતમાં તેમણે પોતાની મદ્રાસી સહયોગિનીઓ સાથે તામીલ પ્રાન્તના કેટલાક ભાગોમાં સ્વદેશી અને ખાદી પ્રચારના કામમાં સારો ભાગ લીધો હતો. તેઓ એક પ્રભાવશાળી વક્તા હોઇ, ઇંગ્લાંડ અને આયર્લેન્ડનાં વિદ્યાલયોમાં તેમજ સાર્વજનિક સભાઓમાં તેમણે વ્યાખ્યાનો કર્યાં હતાં. એટલે અહીં તેમણે સભાઓમાં કરેલાં ભાષણોથી જનતા ઉપર ઘણો પ્રભાવ પાડ્યો છે. થીઓસોફિકલ સોસાયટી તરફથી પણ તેમણે સ્વદેશી અને ખાદીનો સંદેશ સંભળાવ્યો હતો.

સત્યાગ્રહના શરૂઆતના દીવસમાં તેમણે વ્યાવહારિક રીતે તેમાં કાંઇ પણ ભાગ લીધો નહિ. પરંતુ જ્યારે નોકરશાહીના અત્યાચારો દિવસે દિવસે વધતા ગયા, ત્યારે તેની સામે તેઓ આંખ આડા કાન કરી શક્યાં નહિ. તેઓ સત્યાગ્રહ સંગ્રામમાં ઝુકાવવા તત્પર થયાં અને તરતજ તામીલનાડુ મહાસભા સમિતિનાં તેઓ સભ્ય બની ગયાં તે સાથે મહાસભાને પોતાની સેવાઓ સમર્પણ કરવા પણ તેમણે જણાવ્યું. તે વખતે લખેલા પત્રમાં તેમણે જણાવ્યું હતું

" દરેક આયરીશ મહિલા, જેણે પોતાના દેશની સ્વતંત્રતાને માટે પોતાનાં કર્તવ્યનું પાલન કર્યું છે તે સ્વભાવત ભારતીય પ્રજાનાં આ સ્વતંત્ર યુદ્ધમા ખભે ખભો મિલાવીને સગર્વ ઉભી રહેશે· વળી આવી દશામાં તો એથીય વધારે; કારણ કે ભારતીય સ્ત્રી પુરુષ પોતાના ચિરવાંછિત ઉદ્દેશની પ્રાપ્તિને માટે દમનનાં કઠોર કારાગારમાં પીસાઈ રહ્યાં છે અને ઈંગ્લાંડની મજુર સરકાર તેમને કચડી રહી છે."

આ પત્ર લખ્યા પછી કેટલાક દિવસે, ૧૯૩૦ના નવેમ્બર માસમાં શ્રીમતી માર્ગરેટે તામિલનાડુ પ્રાન્તિક મહાસભા સમિતિના પ્રમુખ શ્રી. સત્યમૂર્તિને એક બીજો પત્ર લખી પોતાને પ્રાંતિક સમિતિની કાર્યવાહક સમિતિનાં સભ્ય બનાવવા વિનતિ કરી હતી અને એ રીતે મહાસભાને વ્યાવહારિક સહયોગ આપ્યો હતો એ પત્રમાં તેમણે જણાવ્યું હતુઃ " તામીલનાડુ મહાસભા સમિતિની સેવા કરવાનો અવસર પ્રાપ્ત થાય છે તે મારું સૌભાગ્ય છે એમ હું સમજું છું, જે સમયે મને ૧૯૨૭ની મદ્રાસ મહાસભામાં એકઠા થએલા ૩૦૦૦૦ પ્રતિનિધિઓ અને મહાસભાનાં ભવ્ય પ્રદર્શનની યાદ આવે છે અને જ્યારે મને એ યાદ આવે છે કે મહિલા દિનની સભામા ત્રણ હજાર સ્ત્રીઓ એકઠી થઈ હતી, ત્યારે આવા પ્રકારના લોકપ્રિય મતને કચડી નાખવાનો પ્રયત્ન કરીને સરકાર પ્રજાસત્તાકની અવહેલના કરી શકે છે એવો વિશ્વાસ પણ નથી આવતો

દેશની આગેવાન રાજનૈતિક સંસ્થાને ગેરકાયદેસર જાહેર કરવામાં આવે એ અસહ્ય છે. અહિંસક કાર્યો અને પ્રચારને માટે સંસ્થા સ્વાતંત્ર્યનો અધિકાર વિચારદર્શન માટે મુખ્ય આવશ્યક છે. મહાસભાના કાર્યક્રમની દરેક વાત સાથે હુ સમ્મત નથી, તેમ મે મારી વિવેકશક્તિ ગાંધીજી કે બીજા કોઈને સુપરત કરી નથી; પરંતુ ભારતની સ્વરાજ્યપ્રાપ્તિની મહત્વાકાંક્ષા પ્રત્યે હું સાચાં હૃદયથી તેમની સાથે છું અને વ્યક્તિગતરૂપે હું દરેક સંભવિત ઉપાયદ્વારા તમને મદદ કરીશ. "

પત્ર લખીને બેસી ન રહેતાં તેમણે સંગ્રામમાં સક્રીયરૂપે ઝૂકાવ્યું. વિદેશી કાપડની દુકાનો પર અન્ય સ્ત્રીઓની સામે તેમણે ચોકી કરવાની શરૂઆત કરી દીધી. મદ્રાસની પોલીસ વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરનાર ઉપર ખૂબ ખૂબ અત્યાચાર કરતી હતી તે જણાવવાની અહીં જરૂર નથી. શરૂઆતમાં સ્વયંસેવકો દુકાનો ઉપર ચોકી કરતા હતા; તેમના ઉપર પોલીસ રોજ લાઠી ચલાવતી હતી પરંતુ જ્યારે સ્વયંસેવિકાઓએ ચોકી શરૂ કરી ત્યારે લાઠી બંધ થઇ અને ગિરફતારી થવા માંડી. શ્રીમતી કઝીન્સ પણ એ ચોકીમાં સામેલ હતાં. શ્રીમતી કઝીન્સની સહૃદયતાનુ આ સબળ પ્રમાણ છે. વળી હાલમાંજ તેમને મદ્રાસમાં ભાષણ કરવાની મનાઇ કરવામાં આવી હતી અને સારી ચાલ ચલગત માટે તેમની પાસે રૂ. ૧૦૦૦૦ નું બોંડ અને એટલીજ રકમની બે જામીનગિરિઓ માગવામાં આવી હતી. તે ન આપવા માટે તેમને ગયા ડીસેમ્બર માસમાં એક વર્ષ સાદી કેદની સજા કરવામાં આવી છે

શ્રીમતી કઝીન્સ દુનીયાનો પ્રવાસ કરી ચૂક્યાં છે અને તેને પરિણામે આંતરરાષ્ટ્રીય સમાજનીતિનું તેમને ઘણું સારું જ્ઞાન છે. તેમનાં સામાજીક જીવનની શરૂઆત ૧૯૦૯ ની ઇંગ્લાંડની મહિલાઓની મતાધિકારની ચળવળથી થાય છે ઇંગ્લાંડ અને આયર્લેન્ડમાં એ પ્રવૃત્તિના એક નેત્રી તરીકે તેમની ગણના થાય છે તે વખતે એ આન્દોલનને અંગે તેમને બે વાર જેલ જવું પડ્યું હતું. અને કદાચ એ કારણેજ ભારતની મહિલાઓની એ પ્રવૃત્તિમાં તેઓ આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે.

આવી ભારતપ્રેમી આયરીશ મહિલાને વંદન કરી આ ટુંકો "અને ઝાંખો પરિચય સમાપ્ત કરીશ.

—o—

કરતા ઘણી વધારે છે આ નિવારવાનો એક માત્ર માર્ગ સરકાર પાસે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરાવવાનો છે. આથી ઘણો મોટો ખર્ચ થશે, એ ખરૂં છે, પરંતુ આવાં પગલાથી જે પરિણામ આવશે તેની ગણત્રી થઇ શકે એમ નથી ઘણા દેશોમાં લોકસમૂહનાં શિક્ષણે અનેક અનિષ્ટોનાં અવરોધક હોવાનું પૂરવાર કર્યું છે. એટલે એની પાછળ ખર્ચવામાં આવેલો પૈસો અનેક માર્ગોએ પાછો ભરપાઇ થઇ જશે પરંતુ હાલમા સરકાર આ સર્વોપરિ ફરજ, જે પ્રથમ તેની પોતાની જ છે તે, અદા કરે એવો જરા સરખો પણ સંભવ નથી પરંતુ પ્રજાએ નિરક્ષર રહેવા માટેનું આ કાંઇ કારણ નથી. બધા જાહેર સ્ત્રી પુરૂષોએ આ કામ માટે એક સામટી ચળવળ શરૂ કરવી જોઇએ તે સાથે દરેક શિક્ષિત માણસે ફુરસદના સમયમા પોતાનાથી બની શકે તેટલા માણસોને અક્ષરજ્ઞાન આપવાની પોતાની ફરજ સમજવી જોઇએ જો આપણામાથી દરેક જણ રોજ એક કલાક માટે પ્રજાની એક ટુકડીને લખતા અને વાંચતા શિખવવા પ્રયત્ન કરે તો એક વર્ષના સમયમા તો કેટલાયે લોકો અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી શકે અહીં હાજર છે તેના કરતા ઘણી વધારે બહેનો એવી છે કે જે આ પ્રેમનું કાર્ય સહેલાઇથી હાથ ધરી શકે અને એ રીતે હજારો ઘરોમાં પ્રકાશ ફેલાવે. જો પાંચ વર્ષ સુધી આ કામ ચાલુ રાખવામાં આવે તો કેટલા વધુ માણસો લખવા વાંચવા શક્તિમાન થશે તે કહેવું મુશ્કેલ છે. અલબત્ત, આ યોજના દેખાય છે એટલી સહેલી નથી. આપણામાના ઘણાએ આને માટે કામ કરવાનો નિર્ણય કરવો જોઇએ બીજી અને વધુ મોટી મુશ્કેલી તો એ નિરક્ષર લોકોને બેસાડીને શિખવવાની છે. નિરક્ષર લોકોના મોટા ભાગને તો ફૂરસદનો સમય પણ ભાગ્યેજ હોય છે બીજા કેટલાકોને એમાં કાંઇ લાભ દેખાતો નથી એટલે ભણવા માટે તેઓ રાજી નહિ થાય જેઓને સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી સખ્ત કામ કરવાનું હોય છે અને છતા નિર્વાહ પૂરતુ મળતું નથી, તેઓને શિખવવાની આશા ભાગ્યેજ રાખી શકાય પરંતુ તેમના બાળકોને તો ભણાવવાજ જોઇએ અને એ પેઢીના સમયમાં તો આ નિરક્ષરતાને ભૂતકાળની વાત બનાવી શકાય ફુરસદનો જરાપણ સમય મળતો હોય એવા સર્વને દિવસના થોડોક સમય ભણવા પાછળ ગાળવા સમજાવી શકાય પુખ્તવયનાની કેળવણીને પોતાના કાર્યક્રમમા મૂકી એક બાજુથી નિરક્ષરતાના પ્રશ્નનો ઉકેલ કરવાનો પ્રયત્ન કરવા માટે મહિલા પરિષદને અભિનંદન ઘટે છે. આપણે બધા સારી રીતે જાણીએ છીએ કે અજ્ઞાન અને ગરીબાઇ માનવ પ્રાણીઓને મુંઝવી રહેલા છે; એટલે, અજ્ઞાનના નિવારણનું કાર્ય કરવાનો પ્રયત્ન કરવો એ દરેક સ્ત્રી માટે, ખાસ કરીને બીજાનું ભલુ જેના હૈયે વસ્યું છે એવી દરેક સ્ત્રી માટે, ખચીત ઘણું ઉમદા કાર્ય છે.

**આપણી આર્થિક ઉન્નતિ**

ગરીબાઇના પ્રશ્ન ઉપર આવતાં ઘણી પ્રાંતીય પરિષદોએ સ્વદેશી પ્રદર્શન અને બીજો કાર્યક્રમ યોજેલો જોતા આનંદ થાય છે. આપણે આપણું ધ્યાન આ સ્વદેશી ચળવળ તરફ ફેરવ્યું છે એ સમયની નિશાની છે; કારણ કે આપણી આર્થિક ઉન્નતિ તેમાંજ સમાયલી છે. આપણે એ દિશામા પ્રયત્ન કરવાનો છે કે જેથી જૂનાં કલા કૌશલ અને ઉદ્યોગોનો પુનરૂદ્ધાર થાય અને પ્રજાની આર્થિક સ્થિતિ સુધરે સ્વદેશીના લાભો, એટલે કે બની શકે ત્યાં સુધી સ્વાશ્રયી થવાનો વિચાર આપણામાંના ઘણાને અસર કરતો નથી એ દયાજનક છે તેઓએ ભૂતકાળમાં એ ઉદ્યોગોને અનુસરનારાઓની આર્થિક હાલત તરફજ જોવાનું છે દુનીયાના કોઇ પણ દેશને પોતાના કલાહુન્નર તરફ બેદરકારી રાખવાનું પાલવે નહિ

**કેળવણીના સુધારા**

આપણી પરિષદનો મુખ્ય ઉદ્દેશ કેળવણી અને સામાજીક સુધારાનો છે પરંતુ દેશમાં સર્વત્ર પ્રથમ કેળવણી હોવી જોઇએ અને પછી તેમા સુધારા હોવા જોઇએ હાલની પ્રથામા સુધારા ઘણી દિશામા થવાની જરૂર છે અને આ પરિષદના કાર્યકરોએ પોતાનાજ સ્થાનમ સૌથી વધુ જરૂરના હોય એવા સુધારાઓ હાથ ધરવાનો નિર્ણય કરવો જોઇએ સૌથી પહેલી બાબત, પ્રાથમિક કેળવણીને ફરજીયાત ધોરણે વિસ્તારવાની ચળવળ ચલાવવાની છે તેની મ

શિક્ષણ આપનારા શિક્ષકો બધાય તાલીમ પામેલા હોવા જોઈએ. અને દરેક શાળા રમત ગમત માટેના ખુલ્લા મેદાનવાળા મકાનમાં હોવી જોઈએ બાળકોની શારીરિક ખીલવણી તરફ અત્યંત ભાર મૂકવો જોઈએ બીજો સુધારો ઔદ્યોગિક શાળાઓ શરૂ કરવાની જરૂરનો છે બાળકો, ખાસ કરીને છોકરાઓ થોડીક કેળવણી મેળવ્યા બાદ શું કરવું તે જાણતા નથી તેઓમાંના ઘણાખરા ઉચ્ચતર કેળવણી માટે જઈ શકતા નથી અને તેમને આપવામાં આવેલું થોડુંક શિક્ષણ તેમના કુટુંબનો ધંધો સ્વીકારવા માટે તેમને નાલાયક બનાવે છે એટલે તેઓ ક્યાંયના રહેતા નથી જો તેઓ માટે થોડીક ઔદ્યોગિક શાળાઓ ખુલ્લી હોય તો તેઓ વધારે સારી રીતે પોતાનો ધંધો કરવા શક્તિમાન થાય.

**શિક્ષણપ્રથામાં મોટી ખામી**

માધ્યમિક અને ઉચ્ચતર કેળવણીમાં વિદ્યાર્થીઓને સૌથી મોટી હરકત શિક્ષણના વાહન તરીકે વિદેશી ભાષાની છે આ રીતે શિખવાતા દરેક વિષયો બાળકોના મગજની શક્તિ બીનજરૂરી રીતે ખર્ચી નાખે છે આ પદ્ધતિ ઘણો સમય લઈ લે છે અને આને અંગે વિદ્યાર્થીઓને ઘણાં વર્ષો ગુમાવવા પડે છે જેઓને કંઈ શંકા હોય તેમને એક સાદો દાખલો ખાત્રી કરાવી આપશે ગુજરાતી કે બીજી પ્રાંતીય ભાષામાં જ ચોપડી શીખેલી ૧૬ કે ૧૭ વર્ષની છોકરી એવા સંજોગોમાં આવી જાય કે તેને પોતાના જીવન નિર્વાહની વ્યવસ્થા કરવી પડે તે બીજા વર્ગની ડોક્ટર બનવા માગે છે આને માટે તેને અંગ્રેજી કેળવણી લેવા માટે ૭ વર્ષો ગાળવા પડે અને પછી ચાર વર્ષનો પ્રાથમિક અભ્યાસક્રમ તેને કરવો પડે. આમ, આને માટે તેને પોતાની જીંદગીના કિંમતી ૧૧ વર્ષો ગુમાવવાં પડે છે જો દાક્તરી અભ્યાસક્રમ તે પોતાની જ માતૃભાષામાં શીખી શકતી હોય તો તે એકદમ શરૂઆત કરી દે અને ૪ કે ૫ વર્ષમાં તે પૂરો કરી નાખે ગણિત જેવા નવા વિષયો પોતાની ન હોય એવી ભાષામાં શીખવા પડે એનો અર્થ બીનજરૂરી બોજો અને ભયંકર મુશ્કેલી એવો થાય છે એટલે આ પ્રથા જેમ વહેલી કાઢી નાંખવામાં આવે તેમ વધારે સારું આપણી કેટલીક યુનિવર્સીટીઓએ આ દિશામાં કેટલાક પગલાં લીધાં છે એ જોઈ આનંદ થાય છે આપણામાંથી જેઓની લાગવગ યુનિવર્સીટીઓમાં કાંઈક પણ પહોંચતી હોય તેઓએ આ હેતુસર તેનો ઉપયોગ કરી આ બેવકૂફીભરેલી પ્રથાનો નાશ કરવો જોઈએ. આનો અર્થ અંગ્રેજી ભાષાના અભ્યાસને ઉતારી પાડવાનો નથી; મુખ્ય વાંધો તો તેને શિક્ષણના વાહન તરીકે વાપરવા સામે છે

**ખાસ વિષયોની અગત્ય**

આપણા જેવા વિશાળ દેશમાં જુદા જુદા લોકોની જરૂરીઆતોને અનુકૂળ આવે એવી જુદી જુદી શિક્ષણસંસ્થાઓ હોવી જોઈએ આપણી યુનિવર્સીટીઓમાં ખાસ વિષયોમાં નિષ્ણાત થવાનું ક્ષેત્ર ઘણું મર્યાદિત છે જો તમે વિદેશોના અભ્યાસક્રમો જોશો તો તમને માલમ પડશે કે આ દુનિયા ઉપરનો દરેક દરેક વિષય ખાસ શિખવા યોગ્ય છે, અલબત્ત આ બધાનો અર્થ પૈસા છે; પણ આપણા દેશમાં તો કેળવણીની પાછળ એક રાજ્ય સૌથી વધારે ખર્ચ કરી શકે તેનો પણ અભાવ છે છોકરાઓએ તો તેમની પસંદગીની કોઈ ખાસ દિશામાં નિષ્ણાત થવા માટે હિન્દની બહાર જવું પડે છે જો આપણી બધી યુનિવર્સીટીઓને આ પાલવતું નહિ હોય તો આવા પ્રકારનું શિક્ષણ મેળવી શકાતું હોય યા બધી યુનિવર્સીટીઓ એકત્ર થઈ પોતપોતાની વચ્ચે કામની વહેંચણી કરી શકે એવું એકાદ મધ્યસ્થ સ્થળ આપણે ત્યાં શા માટે ન હોય ? સંગીત, ચિત્રકળા જેવી લલિતકળાઓને હું જાણું છું ત્યાં સુધી હિન્દુ યુનિવર્સીટી કે અખિલહિન્દી મહિલા યુનિવર્સીટી સિવાય, બીજી કોઈ પણ યુનિવર્સીટીના અભ્યાસક્રમમાં સ્થાન નથી હિન્દને અનુકૂળ થાય એવું ગૃહવિજ્ઞાન શિખવા માટે એક છોકરીને ઇંગ્લાંડ કે અમેરિકા જવું જોશે આપણે આશા રાખીશું કે પરિષદે શરૂ કરેલી નવી શાળા આ ક્ષતિઓ દૂર કરશે અને ઉંચા દૃષ્ટિબિન્દુથી આ વિષયનું શિક્ષણ આપશે

**આપણો આદર્શ ઉચ્ચ જોઈએ**

છોકરીઓ માટેની શિક્ષણ પ્રથામાં સુધારા સૂચવતાં એક વસ્તુ તરફ જરા પણ બેદરકારી રાખવાની નથી અને તે બની શકે ત્યાંસુધી

આપણો આદર્શ ઉચ્ચ રાખવાની. અલબત્ત, બધાને તક આપો, જેઓ સૌથી ઉચ્ચો આદર્શ પ્રાપ્ત ન કરી શકે એમ હોય તેઓને સરળતા કરી આપો પણ આદર્શ નીચો તો કોઇપણ રીતે ન પાડો. સ્ત્રીઓની કેળવણીનાં ઉતરતાં ધોરણથી સંતોષ ન પામો. આમ ઇચ્છનારાઓ માટે કેટલીક વખતે એ મુશ્કેલ બની શકે છે પરંતુ કોઇ પણ લોભે નીચલું ધોરણ તો નહિ જ; કારણ કે એનો અર્થ ઉતરતું માનસિક બળ, અને તે સામે તો આપણે હમેશાં વિરોધ ઉઠાવવો જોઇએ

**સામાજીક સુધારાઓ**

બીજો ઉદ્દેશ સમાજ સુધારાનો છે દુનીયાના બધા દેશોને પોતાના સામાજીક પ્રશ્નો હોય છે અને તેમ હિન્દને પણ છે અપૂર્વ સભ્યતા અને સંસ્કૃતિની એ ભૂમિ હોઈ, તેણે, પોતાના જ રીત રિવાજો જાળવવા પ્રયત્ન કર્યો છે અને ભૂતકાળના રીતરિવાજોથી હઠવા તે નાખુશ છે આમ, આ દેશ ઉપર જુના વિચારની ભાવના એટલા મોટા પ્રમાણમાં વ્યાપી ગએલી છે કે તે સમયમાં સારા ગણાતા રિવાજો આજે કાંઇ પણ હેતુ સિદ્ધ કરતા ન હોવા છતાં, તે તજી દેવામાં આવતા નથી ખરૂ કહીએ તો કેટલાક રિવાજો કદિયે સારા ન હોઇ શકે એવા છે છતાં, તે જૂના છે અને કોઇ પણ રીતે આપણા સમાજમાં ઘુસી ગએલા છે એટલે તેને ચૂસ્ત રીતે વળગી રહેવામાં આવે છે આથી, સામાજીક કાર્યકરોને મહાન હરકત રૂપ આ જુના વિચાર છે, દેશના બધાય ભાગોમાં જણાતી જ્ઞાતિ પ્રથાએ આ જુના વિચારોને બાંધી રાખ્યા છે સારા કે નરસા બધાય રીવાજો જાળવવા માટે જ્ઞાતિ ખરી રીતે સંરક્ષણરૂપ છે.

**લગ્નના કુધારાઓ**

મુખ્ય સામાજીક દૂષણો લગ્નના રિવાજને લગતા છે બાળલગ્નો, મોટા દાયજાઓ, પુનર્લગ્નનો પ્રતિબંધ, અનેક પત્નીનો રીવાજ, છુટાછેડાનો અભાવ એ બધાંમાં તત્કાળ સુધારા થવાની જરૂર છે જ્ઞાતિપ્રથા આ બધા રિવાજોની સંરક્ષક છે. એટલે અંદરથી પ્રયત્નો કરીને આ નાબુદ કરવાનું કામ મુશ્કેલ છે આને માટે કાયદાની મદદની જરૂરની છે દેશના શુભેચ્છકો, ચાલુ રિવાજોમાં ધારાસભાઓ સુધારા કરે એવો પ્રયત્ન કરી રહ્યા છે. પોતાને માટે શું સારૂં છે તે નહિ સમજનારા લોકસમૂહનો વિરોધ તેમને સહન કરવો પડે છે જુના રિવાજોને પવિત્ર માનવામાં આવે છે અને સુધારકનું કામ પણ ખરેખર ઘણું મોટું છે નિરક્ષરતા દૂર થતાં પ્રજા પોતાનું ભલું શામાં છે તે જોઇ શકે એવો સંભવ છે. આમ, આ હેતુ માટે પણ લોકશિક્ષણની જરૂર છે.

**પરિસ્થિત જીવનની જંજીરો**

લગ્નને અંગેના લગભગ બધાય દૂષણો સ્ત્રીઓ ઉપર વધારે અને લાંબા કાળ સુધી અસર કરે છે, એ વાત તરફ મારે ભાર મૂકવો જ જોઇએ. બાળલગ્ન કે અનેકપત્નીનો રિવાજ પુરૂષો કરતા તેમને વધારે અસર કરે છે વિધવા પુનર્વિવાહના પ્રતિબંધને અંગે જે મુશ્કેલીઓ આવે છે તે સ્ત્રીનેજ સહન કરવી પડે છે, તેમજ, હિન્દુ લગ્નના છુટાછેડા ન થઇ શકે તેને અંગે પણ એકજ પક્ષને એટલે કે સ્ત્રીઓને સહન કરવું પડે છે; કારણ કે પરિસ્થિત જીવનની જંજીરો સ્ત્રી જ તોડી નથી શકતી; પુરૂષો તોડી શકે છે એટલે આ અનિષ્ટો દૂર કરવા તરફ અને ધ્યેય સિદ્ધ કરવામાં જરાપણ કચાશ ન રાખવા તરફ સ્ત્રીઓએ ધ્યાન આપવાનું છે.

**શારદા કાયદામાં ખામી**

શારદા કાયદાની કલમો સંબંધમાં એક ટીકા કરી લઉં. વ્યવહારમાં આ કાયદો ખામીવાળો માલુમ પડયો છે બાળલગ્ન અટકાવવા માટે એમાં કોઇ યોજના નથી કાયદાનો ભંગ થયા પછી, એનો અમલ થાય છે આમ જે હેતુસર એ ઘડવામાં આવ્યો તે પૂર્ણ થતો નથી ખરી રીતે લગ્ન ચાલુ રહે છે અને દંડની સજા થાય છે તે પણ કાંઇ બહુ સખ્ત હોતી નથી. એટલે પરિણામે આ ખામી તરફ ધારાસભાના સભ્યોનું ધ્યાન ખેંચવું જોઇએ.

**છૂટાછેડાની જરૂર**

આ દેશમાં જ્યાં લગ્ન નક્કી કરવામાં વડિલો આગેવાન ભાગ ભજવે છે અને નિયમ તરીકે લગ્નમાં જોડાનારા પક્ષોની સલાહ પણ લેવામાં આવતી નથી, ત્યાં

ફરેલા સંજોગોમાં લગ્નના છૂટાછેડા કરવાની જરૂર પણ ઊભી થઈ છે. વળી, એક પુરુષ નજીવા કારણસર પત્નીનો ત્યાગ કરી શકે છે ત્યારે એક સ્ત્રી માટે એવો કોઈ માર્ગ ખુલ્લો નથી, આ રીતે સ્ત્રીઓને ઘણોજ અન્યાય કરવામાં આવેલો છે આ અસમાનતા દૂર કરવા માટે ચળવળ ઉપાડવાનું પરિષદે હાથ લેવું જોઈએ.

**અનીતિનો માર્ગ**

આ અસમાનતા સાથે ફરજીઆત વૈધવ્ય ભેગું મળે છે; તેને પરિણામે સ્ત્રીઓની મોટી સંખ્યા ખોટે માર્ગે દોરવાઈ જાય છે. આને માટે આશ્રયસ્થાનો સ્થાપવાનું પોતાના કાર્યક્રમમાં રાખીને પરિષદે સારું કર્યું છે સ્ત્રીઓને અનીતિને માર્ગે વળવાની ફરજ પાડે એવાં બીજાં સંજોગો હોવાનો સંભવ છે; પરંતુ ઉપર જણાવેલાં બે કારણો વધુ બળવાન છે આ બાબતમાં આપણાં ગયાં વર્ષનાં પ્રમુખ શ્રીમતી મુથુલક્ષ્મી રેડ્ડીએ કરેલું કાર્ય ખાસ ઉલ્લેખવા યોગ્ય છે વેશ્યાવૃત્તિના એક ખાસ પ્રકાર જેવી દેવદાસીની પ્રથા અટકાવનારો કાયદો પસાર કરાવવામાં તેઓ સફળ થયાં છે આ દિશામાં કેટલીક વિજીલન્સ સોસાયટીઓ ઉપયોગી કાર્ય કરી રહી છે અને તેઓ અભિનંદનને પાત્ર છે.

**સ્ત્રીઓ અને વારસા હક**

આપણી વિચારણાનો એક બીજો પ્રશ્ન હાલના હિન્દુ કાયદામાં વારસા હક સંબંધમાં સુધારા કરવાનો છે સંયુક્ત કુટુંબની પ્રથા નાશ પામતી જાય છે અને જીવનનાં નવાં દૃષ્ટિબિન્દુ સાથે તેમજ જુદા જુદા નવા સંજોગોને અંગે કાયદામાં ફેરફાર થવાની જરૂર છે આધુનિક સામાજિક પરિસ્થિતિને અંગે ફેરફારો થવાની જરૂર છે એવો મત જાણીતા ધારાશાસ્ત્રીઓએ અને ન્યાયમૂર્તિઓએ દર્શાવ્યો છે આપણામાંના ઘણા એ જાણતા હોઈશું કે મુંબઈની વડી અદાલતના એક નિવૃત્ત ન્યાયમૂર્તિ સર મડગાંવકરે હાલમાંજ અખિલહિન્દ હિન્દુ કાયદા સુધાર એસોસીએશનની સ્થાપના કરી છે તેને ખરા હૃદયનો ટેકો અને સહકાર પરિષદે આપવો જોઈએ એમ મને લાગે છે વડોદરા અને મૈસુર રાજ્યોએ પુખ્ત વિચારણા કરીને તેમજ સામાન્ય જનસમાજમાં તપાસ કરીને સ્ત્રીઓને લગતા વારસાના કાયદામાં સુધારો કર્યો છે અને એ બન્નેએ પ્રગતિનું મોટું પગલું ભર્યું છે અત્યારના હિન્દુ કાયદા પ્રમાણે, પુત્રી માટે કાંઈ વ્યવસ્થા નથી પતિ અને તેઓ ધનિક હોય છતાં, વિધવાના જીવન નિર્વાહ ઉપરાંત તે બીજી કાંઈની વ્યવસ્થા કરતો નથી આ બધી વિષમતાઓ હવે ધારાપોથી પર રહેવી ન જોઈએ. પ્રાચીનકાળની સ્મૃતિઓને અનુકૂળ જુના કાયદાઓ કંઈ સદાકાળને માટે ઘડાયા ન હતા અને આપણે સમયની જરૂરીઆત પ્રમાણેના કાયદા મેળવવા પ્રયત્ન કરવો જોઈએ આપણા કાયદાઓ ન્યાયી પાયાપર મૂકવાનો ગંભીર પ્રયત્ન આપણા જેવી જાગૃત સંસ્થાની સ્ત્રીઓ કરી અને એ રીતે હાલના કાયદા પ્રમાણે સ્ત્રીઓની હરકતો દૂર કરે એવી મને ખાત્રી છે આ હરકતોને આપણાં સામાજિક જીવન સાથે, સામાન્ય રીતે, ખાસ કરીને સ્ત્રીઓના દરજ્જા સાથે, સીધો સંબંધ છે અને તેથીજ તે આપણા લક્ષને યોગ્ય છે

**સ્થિરતા ન પાલવે**

ઉપરના નિવેદન ઉપરથી કદાચ એમ લાગશે કે આપણને એકલાનેજ કેળવણી વિષયક તેમજ સામાજિક પ્રશ્નો છે દરેક દેશને, દરેક પ્રજાને, પોતાના પ્રશ્નો ઉકેલવાના હોય છે કોઈપણ પ્રજાને સ્થિર રહેવું પાલવે એમ નથી પ્રજાએ હમેશા આગળ વધવું જોઈએ અને તેમ નવી પરિસ્થિતિ, બદલાતા સંજોગો, નવાં દૃષ્ટિબિન્દુ સાથે આગળ વધવું જોઈએ અને પછી ફેરફારની જરૂર સૌ તેની પાછળ જ દોડી આવશે. પાછલી પેઢીએ તેમના પોતાના માટે ઘડેલા રિવાજો, અને કાયદાઓથી આપણે સંતોષ પામીને બેઠી રહીએ તે યોગ્ય નથી દુનીયામાં સૌથી આગળ વધેલા દેશ પણ એમ તો ન કહી શકે કે તે પ્રગતિના છેલ્લાં પગથારે પહોંચી ગયો છે અને હવે વધારે ફેરફારની જરૂર નથી. આપણને મુશ્કેલીઓ હોય છે તેમ તેમને પણ મુશ્કેલીઓ હોય છે

**ગંભીર અને અગત્યનું કાર્ય**

આપણું સમગ્ર કાર્ય ગંભીર પ્રકારનું અને અત્યંત અગત્યનું છે એ જાણીને વર્ષમાં એકવાર ભેગા મળીને, આપણે સર્વની દીશા નક્કી

કરીએ છીએ પછી આખા વર્ષ દરમ્યાન દરેક વિભાગે પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખવી એ અત્યંત જરૂરનું છે અહીં ભેગા મળીને પ્રશ્નો ઉપર ચર્ચા કરી, પાછળથી તેના ઉપર નિદ્રા સેવવાનો કાંઇ અર્થ જ નથી શિક્ષણ આપવા માટે, પ્રજા-મત કેળવવા માટે, ધારાસભાઓમા સુધારા કરવા માટે અને છેક છેલ્લે કામ રાખવા માટે પૈસા એકઠા કરવા સખ્ત પ્રયત્ન કરવાની જરૂર છે આપણે, તેઓ નિશાળ લોકસંખ્યા કરતા વધુ સારી સ્થિતિવાળા છીએ તેમણે આ કાર્યને પ્રાથમિક ફરજ લેખવી જોઇએ. એમ લાગે છે કે, જો એક વાર મક્કમ નિર્ણય કરે તો આ બધુય કાર્ય હાથ ધરી શકે એટલા સમય વાળી અને પૂરતી યોગ્યતાવાળી સ્ત્રીઓની ઘણી મોટી સખ્યા છે, છેલ્લાં થોડાક વર્ષોમા સ્ત્રીઓમા ઘણી જાગૃતિ આવેલી જણાઇ આવે છે યોગ્ય દિશા સૂચનથી તેમજ વ્યવસ્થાથી, સ્ત્રી કાર્યકરોની ચોક્કસ સખ્યાનું એવું બળ જમાવી શકાય કે જેની અગત્ય સર્વત્ર સમજાય, એવો દરેક સભવ છે આ કરવા માટે આપણામા શરૂઆત કરવાની વૃત્તિ, બુદ્ધિ હોવા જોઇએ પ્રજાનુ કલ્યાણ જેમના હૈયે છે, અને માનવજાતિની સેવા કરવ ા જેમને અનુકૂળતા છે તેવી બધી સ્ત્રીઓને આ ઉમદા કાર્ય માટે દિવસના કાંઇ નહિ તો થોડાક કલાક પણ ફાજલ પાડવા હુ વિનતિ કરૂં છુ ઘરકામની જજાળમાથી મુક્ત એવી, અને જેમને જીવનનિર્વાહના પૂરતા સાધનો છે અને જેમનામા કામ કરવાની યોગ્યતા છે એવી હજારો બહેનો છે એની મને ખાત્રી છે આ બધાનો ઉપયોગ આ માનવસેવાના કાર્યથી વધુ સારી રીતે કોઈ પણ રીતે થઇ શકે એમ નથી મે જોયું છે કે ઘણાખરા કાર્યકરો આ વર્ગમાં આવતા નથી તેઓ કયા તો દાક્તરી ધધામા છે કે શિક્ષિકાઓ છે. એટલે તેઓ પાસે ફુરસદનો મર્યાદિત સમય છે. છતા તેઓને જે સમય મળે તેનો ઉપયોગ આને માટે તેઓ કરે છે અને તે માટે તેમને અભિનંદન ઘટે છે।

પરિષદ ઘણા થોડા સમયમાં ઘણું ખરેખર કાર્ય કરી શકી છે

પરિષદની સફળતા ગૃહવિજ્ઞાનની શાળા એ તેના પ્રયત્નનુ પરિણામ છે શારદા કાયદા તરફ પ્રજામત કેળવવામાં પણ પરિષદના સભ્યોએ ઘણું કામ કરેલું છે. વળી, મતાધિકાર સમિતિનાં કામમાં પણ આ સસ્થા સાથે જોડાયેલી બહેનોએ સારી અસર પહોંચાડી છે સ્વદેશી ચળવળને પણ આપણો ટેકો છે. સમાજ ઉપરના સૌથી મોટાં કલક અસ્પૃશ્યતા નિવારણ વિષે આપણા ઘણા વિભાગો પ્રવૃત્તિ કરી રહ્યા છે. આમ, જો ટુકા સમયમા આપણે કરેલા કાર્યનું અવલોકન કરીએ તો તેથી આપણે હતાશ થવાની જરા પણ જરૂર નથી સમય જતે તેમ આપણામાં મોટી સખ્યા જરૂર જોડાશે અને એ રીતે તેને ઉપયોગી બનાવશે આપણે શુ કામ કરીએ છીએ તેના ઉપર એનો આધાર છે. હુ સ્વભાવે આશા-વાદી છું અને તેથી થોડીક પ્રેરણા પામેલી સ્ત્રીઓએ શરૂ કરેલુ આ ઉમદા કાર્ય જરૂર ખીલશે અને આપણા આ વ્હાલા દેશની સપત્તિ અને પ્રગતિનુ એક સબળ હથિયાર જરૂર બનશે એવી મને દરેક આશા છે

---

## એમનો જ વાંક !

તેમને આપણી નિશાળમા આવવા ન દઇએ, તેઓ અભણ અને અજ્ઞાન રહે તેને લીધે હલકા દેખાય તેમાં પણ એમનો જ વાક

તેમને આપણી વચ્ચે રાખીએ નહિ, ગામ બહાર કૂતરા માફક હાંકી કાઢીએ, તેમની કશી દેખરેખ રાખીએ નહિ તેમને કશી શિખામણ આપીએ નહિ, પછી તેઓ હલકા થઇ જાય તેમાં પણ એમનો જ વાક

આપણે દારૂનો વેપાર કરી એમને દારૂડીયા બનાવીએ

વ્યાજ વટાવ કરીને એમને દેવાદાર કરી મૂકીએ

અંદર અદર લડાવીને કજીયાળા કરી મૂકીએ.

ભૂત, પ્રેત, જત્ર, તત્ર, મત્રની વાતો કરી તેમાંથી પૈસા મેળવીને તેમને વ્હેમી કરી મૂકીએ એ બધામા પણ એમનો જ વાંક ખરૂં ને ?

# જીવનનો રાહ

[ અખિલ ભારતીય મહિલા પરિષદનાં સ્વાગત પ્રમુખનું વ્યાખ્યાન ]

વ્યાખ્યાતા : બેગમ મહંમદ કાસીમ

મિત્રો,

દૂર દૂરનાં સ્થળેથી આ પરિષદમાં હાજરી આપવા અહીં આવેલા સર્વને હું આવકાર આપું છું અને સર્વનો આભાર માનું છું. લખનૌ તેનાં ભવ્ય આતિથ્ય માટે એકવાર પ્રખ્યાત હતું. પરંપરાથી ચાલી આવેલાં જે ધોરણથી અમે કેટલા નીચા પડી ગયાં છે તે માટે મારા કરતાં બીજું કોઈને ભાગ્યે જ વધુ ભાન હશે. એટલે અમારામાં ઉત્સાહનો અભાવ છે એવું તમે આ ઉપરથી માનવાની ભૂલ કરશો નહિ. આખાં હિંદમાં દૃષ્ટિગોચર થતું આર્થિક દુઃખ આ શહેરમાં વધુ તીવ્ર છે અને શહેરના જૂના ભાગોમાં આવેલા નિર્જન ઘરો અને મહાલયો શોકજનક લાગે છે.

**લખનૌની મહત્તા**

મિત્રો, આ નિર્જન શહેર એક વખત કલા અને વિજ્ઞાનનું પારણું હતું અને તેની સ્ત્રીઓ તેમની સાહિત્ય અને કલાની સિદ્ધિઓ માટે જાણીતી હતી. રજબઅલી સુરૂર, મીર અનીસ, મીરઝા દબીર, અને પંડિત રતનનાથ સરશાર, જેવા કવિઓ અને વિખ્યાત સાહિત્યકારો પેદા કરવા માટે આ શહેર ગૌરવ લે છે એટલું જ નહિ પણ નજીકમાં શાહના રાણી 'આલમ', 'ધરાર'ને નામે ઓળખાતાં બીજા એક બેગમ, માહતબ'અત 'કમર' નામનાં એક ત્રીજા બેગમ, જેવી મહિલાઓએ પોતાની કવિતાઓ અને નર્મશક્તિથી આ શહેરનું નામ જાણીતું કર્યું છે. જગતમાં સૌથી પ્રથમ સાહિત્યસ્થાન પામેલી સમાન રાષ્ટ્રભાષા, જે પાછળથી હિંદીમાં વધુ ખીલી, તે લખનૌમાં સંપૂર્ણ સ્વરૂપ પામી અને એ ભાષા ઘડવામાં તેમજ તેને સંપૂર્ણ બનાવવામાં લખનૌની સ્ત્રીઓએ કેટલાં મોટાં પ્રમાણમાં ફાળો આપ્યો છે તે દરેક સાહિત્યકાર જાણે છે. સાહિત્યકીય ચર્ચા માટે આ સ્થળ કે સમય યોગ્ય નથી. લખનૌની સ્ત્રીઓ સંસ્કૃતિની દૃષ્ટિએ સેવા કરવામાં કદિ પછાત ન હતી; અને આજે પણ તેઓ તૈયાર છે એમ બતાવવા પૂરતો જ ભારથી સત્ય બાબતનો ઉલ્લેખ કર્યો છે. તમને બધાને અહીં અમારી વચ્ચે જોતાં અમને જે અવર્ણનીય આનંદ થાય છે તે દર્શાવવા અમે અશક્ત છીએ પરંતુ મને આશા છે કે હાલની મદદને અંગે અમારી ક્ષતિઓ તરફ તમે ઉદારતાથી જોશો.

પરિષદના ઉદ્દેશ અને હેતુઓનું પુનરાવર્તન હું કરવા ઇચ્છતી નથી.

**સ્ત્રી શિક્ષણનો વધતો પ્રચાર**

આપણા પ્રયત્નોને અત્યાર સુધીમાં મળેલી સફળતા ઘણા મોટા પ્રમાણમાં આશાવાદને ન્યાયી ઠરાવે છે છોકરીઓ અને તેમનાં માબાપોમાં કેળવણી માટેની ઇચ્છા છે, તે હવાનવે ઉત્પન્ન થતી તેમજ પ્રચાર પામતી જાય છે, તે ઉપરથી મને એમ ખાત્રી થાય છે કે હાલ શિક્ષણ-સંસ્થાઓ પૂરતી નહિ થાય. કેટલેક સ્થળે તો આ અપૂરતું પ્રમાણ જણાવા પણ માંડ્યું છે અને મારે દિલગિરિ સાથે કબૂલ કરવું જોઈએ કે ઘણીખરી છોકરીઓને માત્ર શિક્ષણની તમન્ના જ નથી પરંતુ તેને માટે જોઈતી બુદ્ધિ પણ છે અને માત્ર શાળાઓ થોડી હોવાને તેમજ ખર્ચાળ હોવાને કારણેજ આ મહાન વરદાનનો લાભ લેતાં વંચિત રહી ગઈ છે. સ્ત્રીકેળવણી માટે ચોક્કસ રકમ બાજુએ કાઢવાનો પ્રાંતિક સરકારોને આગ્રહ કરવાનો સમય હવે આવી ગયો છે એમ મને લાગે છે. અત્યારે શિક્ષણના કામ માટે કાઢવામાં આવતી રકમમાંથી આપણે ભાગે આવતો હિસ્સો માગીએ તેથી આપણો હેતુ સરે એમ નથી. સરકારની મદદ, હાલની જરૂરીઆતોને પહોંચી વળી શકે અને સ્ત્રીકેળવણી મોટા પ્રમાણમાં વ્યવસ્થિત કરી શકાય એટલી મોટી હોવી જોઈએ.

**હાલની શિક્ષણપ્રથા**

પરંતુ મિત્રો, આ બાબતમાં જો એક ચેતવણી આપવાની મને ફરજ લાગે તો તે માટે મને માફ કરશો. હાલની શિક્ષણ પ્રથાના એ નાશકારક પરિણામો, જેનો ભોગ થતા પુરુષો બચી શક્યા નથી, તેથી છોકરીઓને બચાવવા માટે આપણે આપણી શક્તિમાં હોય તેટલું બધુંય કરવું જોઈએ. હાલની શિક્ષણપ્રથાથી ઉપસ્થિત થતી ગુલામી મનોદશા આપણાં રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક જીવનના પાયા હચમચાવી રહી છે અને એ રોગ કેટલો ફેલાવે એવો છે તે ભાવિ જનતાને જણાશે. શિક્ષણની આવી લાયકાત મેળવવામાં આપણા વિદ્યાર્થી ભાઈઓની અભિલાષા કોઈ સરકારી જગા મેળવવા માટે તેનું વેચાણ કરવાની અથવા તો હદ ઉપરાંત ગીચ થઈ ગએલા ધંધામાંના કોઈ એકમાં પ્રવેશ કરી શકવા પૂરતી જ છે. માનભર્યા અને રોજી આપે એવા ધંધા કરતાં અથવા તો ધંધાને લગતાં સાહસો કરતાં એક કારકુનની દુઃખજનક આવક વધુ પસંદ કરવામાં આવે છે. આવી નાજુક અને સાહસ ન કરવાની વૃત્તિવાળા દૃષ્ટિબિંદુ માટે આપણા વિદેશી રાજકર્તાઓને માથે આપણે દોષ નાખવાનો છે; પરંતુ આપણે સ્ત્રીઓએ પુરુષો જે વિચિત્ર અને નાશકારક તર્ક ઉપર જીવે છે તેને માટે ઠપકાનો થોડોક ભાગ સ્વીકારવો. આપણે પ્રમાણિક રહેવું જોઈએ. જો આપણાં ઘરનાં વાતાવરણ ગુલામી આદર્શો અને બાયલાં દૃષ્ટિબિંદુથી અપવિત્ર ન થયા હોત તો પુરુષો ગુલામીના રોગના સહેલાઈથી ભોગ બન્યા નહોત.

**જીવનનો રાહ**

કેળવણી કરતાં વધુ અગત્યનો અને આપણી વિચારણાને વધુ યોગ્ય પ્રશ્ન આપણાં જીવનના રાહનો છે. બધાય દેશોમાં અને બધાય યુગોમાં આ અગત્યનો પ્રશ્ન રહ્યો છે અને રાજકારણ કે અર્થશાસ્ત્ર, કલા કે વિજ્ઞાન કરતાં કોમના સામાન્ય કલ્યાણ માટે એ વધુ અગત્યનો છે. કુટુંબ તેમજ શહેરી જીવનનું બધુંય રહસ્ય આમાં સમાયું છે અને તેના ઉપર આપણાં સુખનો આધાર છે. હું એટલું તો ગૌરવથી કહી શકું કે, બીજા દેશોમાં સ્ત્રીઓએ ભલે તેવો ભાગ લીધો હોવા છતાં, સામાજિક જીવનમાં તેની પ્રગતિ અને ફેરફારોમાં સ્ત્રીઓએ હમેશાં પૂરતો ફાળો આપ્યો છે. ઇતિહાસ અને બાહ્ય બાબતો એના પૂરતા પૂરાવા રૂપ છે. આજે, આપણા જીવનના રાહમાં સુધારાનો પ્રશ્ન આપણું ધ્યાન તત્કાળ ખેંચે છે અને શિક્ષણથી મળતા લાભોનો પૂરતો આનંદ આપણે માણી શકીએ તે માટે આપણાં કૌટુમ્બીક જીવનનાં ધોરણમાં આપણે કઈ રીતે અને કેટલા અંશે સુધારા કરવા જોઈએ તેનો આપણે નિર્ણય કરવો જોઈએ. આ પ્રશ્નથી અણજાણ્યું એવું કોઈક અહીં ભાગ્યેજ હશે એ હું જાણું છું. પરંતુ હાલના સંજોગોના ભાર હેઠળ સાચા રાહમાંથી આડા ફાટી જઈ આપણા કૌટુમ્બીક જીવનને, પાછળથી કડવાશ ભરેલું અને અસહ્ય નીવડે એવી રીતે ક્રાન્તિકારી બનાવવામાં ભય રહેલો છે એમ મને લાગે છે. એકમેકને મદદ કરીને પ્રજા પ્રગતિને પંથે જાય છે; અને વધુ સંસ્કારી, પ્રજાને જરૂર દોરવે છે પરંતુ આપણે હિન્દમાં યુરોપીયન જીવન રીતિનું એવી રીતે અનુકરણ કરવા પ્રયત્ન કરી રહ્યા છીએ કે તેથી આપણી સામાજિક પ્રથાના ગૌરવરૂપ કૌટુમ્બિક સંબંધોની એકરૂપતા જરૂર ભયમાં આવી પડશે. મારા કહેવાનો અર્થ એમ નથી કે પશ્ચિમની કોઈપણ વસ્તુ આપણે સ્વીકારવી નહિ, અથવા તો યુરોપીયન સંસ્કૃતિમાં કાંઈ શીખવા જેવું છેજ નહિ. હું જે ભારપૂર્વક કહેવા માગું છું તે એ કે આપણાં જીવનમાં આપણે એવું કોઈ વિદેશી તત્ત્વ દાખલ કરવું ન જોઈએ કે જેની કિંમત આપણે પહેલાંથી પૂરતી રીતે આંકી ન હોય, નહિતર આપણે અંધ અનુકરણના ગુન્હેગાર બનશું અને જેઓ આંખો બંધ રાખીને ચાલે છે તેઓના જેવાં જ ભાવિનો આપણને ભોગ થવું પડશે. પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યેના આપણા વલણમાં આપણે આપણા પુરુષવર્ગના અનુભવ ઉપરથી કાંઈક લાભ લઈ શકીએ એમ છીએ. વર્ષો સુધી તેમણે તેમના શેઠોનું અને રાજકર્તાઓનું અત્યંત સંભાળથી અનુકરણ કર્યું; પરંતુ અત્યારે તેમની લાગણીમાં પૂરેપૂરો ફેરફાર થઈ ગયો છે અને હવે જૂની અને પોતાની સંસ્કૃતિ તરફ પાછા હટવાની સાર્વદેશીય ભાવના તેઓમાં જણાય છે, આપણે પણ સાવચેત રહેતાં શીખવું જોઈએ

અને આપણા સામાજીક જીવનમાં જે અનુકૂળ ન હોય તે તજી દેવું જોઈએ.

મિત્રો, વ્યક્તિગત સ્વતંત્રતાનું મોજું આજે દુનીયા ઉપર ફરી વળ્યું

વ્યક્તિગત સ્વાતંત્ર્ય રહ્યું છે મર્યાદામાં અને ફરજના ભાન સાથેની

વ્યક્તિગત સ્વતંત્રતા અમૂલ્ય ખજાનો છે પરંતુ જ્યારે સામાન્ય સમજ અને ફરજથી એ જુદી પડે છે ત્યારે સ્વતંત્રતા એક પ્રકારના ગાંડપણનું સ્વરૂપ ધારે છે અને એની બધી સામાજીક અને નૈતિક હિંમત ગુમાવે છે આપણે એ સમજવું જોઈએ કે આજના આપણા જીવનનો રાહ આપણી પુત્રીઓને, આવતી કાલની સ્ત્રીઓને દોરશે દરેક પગલું અત્યંત સાવચેતીથી અને આપણી જવાબદારીના પૂરતા ભાન સાથે મૂકાવું જોઈએ.

આપણા પુરૂષવર્ગે ઘણી ખોટી રીતે આપણા

ઘણા સામાજીક અને કાયદેસરના હક્કો છીનવી

આપણા હક્કો

લીધા છે તે હું જાણું છું

આપણે તે પાછા મેળવવા જોઈએ પરંતુ આપણે એ યાદ રાખવું જોઈએ કે આપણે માત્ર બીજાઓના ભોગ બન્યા નથી આપણા હક્કોની આ ખોટ તરફ આપણે આંખ આડા કાન કર્યા છે હિન્દની બધી કોમોમાં સ્ત્રીઓ તરફ જે માન અને ભાવના બતાવવામાં આવી છે તે સાથેજ તેઓના બધાય કાયદેસરના તેમજ સામાજીક હક્કો લૂંટી લેવાય એ ભાગ્યેજ ગૌરવ આપી શકે છે વળી આપણે એ પણ ભૂલવું ન જોઈએ કે આપણે વિદેશી રાજ્યતંત્ર હેઠળ છીએ અને આપણા પુરૂષો ઉપર તેમનું પોતાનુંજ પ્રતિનિધિત્વ નથી જો આપણે આ ધ્યાનમાં રાખીશું તો આપણી સમસ્યના ઝઘડામાં જે કડવાશ અને હૃદયની બળતરા છે તે નાશ પામશે આ પ્રશ્નની લાંબી ચર્ચા કરવાની મને તક મળે એમ હું ઇચ્છું છું. પરંતુ અત્યારે તો સમય થોડો છે અને વિષય ઘણો વિશાળ છે તેથી મને સૌથી અગત્યની લાગી એવી પ્રાથમિક બાબતો તરફ તમારું ધ્યાન ખેંચીનેજ મે સંતોષ માન્યો છે

આપણી સંસ્થા રાજકીય નથી, અને તેથી

સ્ત્રીઓના મતાધિકાર કે

રાજકીય પ્રશ્નો બીજા ગમે તેવા બનાવો પર,

બંધારણને લગતા પ્રશ્નો

ઉપર, ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી પરંતુ જીવનના એકજ ક્ષેત્રમાં આપણે રોકાયલા રહી શકીએ એમ નથી, એટલે આપણાં જીવનના આ દૃષ્ટિબિન્દુ તરફ હું ઉપરછલ્લો ઉલ્લેખ કરીશ રાજકારણમાં જો આપણે પુરૂષોને પગલે જ ચાલવાની ઇચ્છા રાખશું તો મને લાગે છે કે આપણે ખોટે માર્ગે દોરવાઈશું છેલ્લાં ૫૦ વર્ષોમાં ઘણી ચળવળો થઈ છે અને ધાર્મિક તેમજ રાજકીય મતભેદોએ અનેક સ્વરૂપો પકડયાં છે, પરંતુ એકતા અને સહકારનું સંતોષકારક ધોરણ યોજવામાં આપણે સફળ થયા નથી કદાચ, લખનૌ અને અલાહાબાદમાં મળેલી છેલ્લી પરિષદોનું કાંઈક ફળ આવે અને એક સમાન ધ્યેય તરફ બધી કોમો કુચ કરવા શક્તિમાન થાય પરંતુ એકતાનો દિન જ્યારે ઉગવાનો હોય ત્યારે ભલે ઉગે, પણ આપણને વિભક્ત કરી નાખનારા મતભેદોનો તો અંત આવી શકેશે છે આજે હિન્દની મહિલાઓની પ્રાથમિક ફરજ એ છે કે ઝઘડા ઉભા કરે એવા માર્ગથી દૂર રહેવું અને ધાર્મિક તેમજ કોમી કજીયાઓમાં ભાગ લેવાથી દૂર રહેવું

મારી ફરજો બજાવવામાં દરેક રીતે મદદ કરવા માટે સ્વાગત સમિતિ અને વ્યવસ્થાપક સમિતિનાં બધા સભ્યોનો હું ખરાં અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

લેડી નીલકંઠને આપણા પ્રમુખ તરીકે મેળવવામાં આપણે અત્યંત ભાગ્યશાળી છીએ અને મને પૂરેપૂરી ખાત્રી છે કે તેમની દોરવણી હેઠળ આ પરિષદની બેઠક જ્વલંત સફળતા મેળવશે.

---o---




# સંતતિનિયમન

લેખિકા:

શ્રીમતી

તારાબહેન માણેકલાલ પ્રેમચંદ

લખનૌમાં અખિલ હિન્દ સ્ત્રી પરિષદનું સાતમું અધિવેશન ગયા ડીસેમ્બર મહિનામાં ભરાયું હતું ત્યારે ચર્ચાયેલા સામાજીક વિષયોના ઠરાવોમાંનો એક ઠરાવ સંતતિ નિયમનનો હતો. ૧૯૩૧ ની સાલમાં મદ્રાસમાં ભરાયેલી સ્ત્રી પરિષદમાં જ્યારે આ ઠરાવ અમે મુકયો હતો ત્યારે લગભગ બસેં પ્રતિનિધિઓમાંથી માત્ર આઠેક પ્રતિનિધિઓએ ટેકો આપ્યો હતો અને ઠરાવ ઉડી ગયો હતો.

એક વર્ષમાં વિચારો બદલાયા તેમ તો કહી ન શકાય. પણ ઉંડુ કારણ શોધીએ તો એમ લાગે છે કે જાહેરમાં આવા પ્રશ્નો ચર્ચવા કે નહિ તે પહેલો પ્રશ્ન ઉઠયો હતો. ઠરાવ જો કે પસાર ન થયો પરંતુ તે ઠરાવ રાજકુમારી અમૃતકુંવરે ઘણાં વર્ષોના અનુભવ અને પોતાના દેશબંધુઓના દુ:ખો જોઇને વિચારપૂર્વક લાવ્યા હતા તેની ખાત્રી ડેલીગેઇટસને વાતોથી મમજાવી. ત્યારે પ્રતિનિધિઓ પોતાના પ્રાંતમાં પાછા ગયા ત્યારે તેમની સાથે કામ કરવારા બીજા બ્હેનોની સહાનુભૂતિ અને સમંતિ મેળવી અને પરિણામ એ આવ્યું કે આ વર્ષે લગભગ દસથી બાર પ્રતિમાં આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. અને બહુમતીથી અખિલ હિન્દ સ્ત્રી પરિષદે પણ પસાર કર્યો.

કુટુંબ ન્હાનું જોઇએ, આપણે નિભાવી શકીએ તેવડું જ જોઇએ તે તો સૌ કોઇ કબુલ કરે છે. માત્ર સંયમી જીવનથી આ પરિણામ આવે તે સારૂં કે બહારના દુનીઆઇ ઉપાયોની મદદ લેવી, તેમાંજ મતભેદ હતો. સંયમ એ ઉત્તમ આદર્શ છે તે તો સૌ કોઇ સ્વીકારે જ. પરંતુ જ્યારે જીવનમાં ઉતારવાનો પ્રશ્ન ઉભો થાય ત્યારે કેટલા પ્રમાણમાં શકય છે તે મોટો સવાલ છે. આવા પ્રશ્નો જાહેરમાં ચર્ચાવાને, જો આપણે દેશની પ્રજાને સશકત અને તેજસ્વી બનાવવી હોય તો, તૈયાર થવુ જ જોઇએ. આપણો દેશ ગરીબ છે, પ્રજા નિર્બળ છે તે બધા કબુલ કરે છે. છેલ્લા વિશ વર્ષમાં હિન્દુસ્થાનના વસ્તીપત્રક પ્રમાણે લગભગ બારથી તેર કરોડ માણસોની વસ્તી વધી છે, ત્યારે કામ અને ઉદ્યોગ વધ્યાં છે કે નહિ તે આપણે ખાત્રીપૂર્વક કહી નથી શકતા.

મદ્રાસમાં બ્હેનોએ વિરોધના કારણોમાંના

મુખ્ય કારણો એ દર્શાવ્યા હતા કે બીન અનુભવી નિર્દોષ બાળાઓ અજ્ઞાનતાનો ભોગ બને, સ્વચ્છંદી સ્ત્રીઓ પોતાની જવાબદારી ઉઠાવે નહિ અને સંયમી જીવન ગુજારવાની આવશ્યકતા ઓછી થાય એટલે અનેક ગંદતનો સડાઓ પ્રવેશે.

કુટુંબની આર્થિક અને શારિરીક શક્તિઓ મદદ કરી શકે તેના કરતા વધારે મોટા કુટુંબની જવાબદારી જ્યારે માથે આવી પડે છે ત્યારે માતાપિતાને ચિન્તા અને દુઃખ સહન કરવાં પડે છે તેનો ખ્યાલ તો માત્ર જે કુટુંબો મદદ કરે છે તેજ કરી શકે. કુટુંબની આવક તો રૂ ૭૦ કે ૮૦ હોય અને માતા માંદી હોય, ચાર બાળકો પાંચ વર્ષથી તે ૭ મહિના સુધીનાં હોય ત્યારે તે કુટુંબનો પિતા ઘરની ચિંતા કરે કે પોતાના કામમાં મન પરોવીને સારૂ કામ કરે ! ઘરમાં બે બાળક હોય કે ૭ બાળક હોય પણ પગાર તો હોય તેટલો જ રહે તો તે રહેવાને બે ઓરડીથી ત્રીજી ઓરડીનુ ભાડું કેમ ભરી શકે ? અને ઘરમાં દુધ, ઘી કે ફળો વધારે ક્યાંથી લાવી શકે ? જ્યારે રહેવાને મકાન અને અનાજની મુશ્કેલી હોય ત્યારે પહેરવાના કપડાંની અને કેળવણીની વાતો તો કેટલી દુર રહે.

પરિષદનો મુખ્ય હેતુ આ ઠરાવ લાવીને સમાજનું આ વિષયપર ધ્યાન ખેંચવાનો છે અને જ્યારે જ્યારે પરિણિત સ્ત્રી પુરૂષને તેમનુ કુટુંબ ન્હાનુ રાખવાની જરૂરીઆત લાગે ત્યારે જો તેમની ઇચ્છા હોય તો એવા મુકરર કરેલા સ્થળોએ જઇને ડીગ્રીવાળા ડાક્ટરની સલાહ લઇ શકે તેઓ તેમની માતા પિતા તરીકેની ફરજો વધારે સારી રીતે અદા કરી તેમજ નવી પ્રજા વસ્તીમાં કદાચ થોડી હોય પણ વધારે સંસ્કારી અને બળવાન થઇ શકે તેવુ વાતાવરણ ઉભુ કરી શકાય તેમાં મદદરૂપ થશે. પરિષદનો આદર્શ તો ભવિષ્યની પ્રજા વાસ્તે વધારે તંદુરસ્ત અને સુખી જીવન પ્રાપ્ત કરવાનો છે



**હું તો અડવાનો.—**

બાળક—'હે મા, ઢેડને અડવાથી કેવી રીતે અભડાવાય ?'

મા—'અભડાવાય. એને અડવાથી અભડાવાય.'

બાળક—'પણ હું તો કાલે અડયો હતો ને નહોતો અભડાયો.'

મા—'નહોતો અભડાયો ? ઢેડને અડવાથી તો જરૂર અભડાવાય.'

બાળક—'પણ ત્યારે બતાવો હું ક્યાં અભડાયો છું ? મને તો ખબર પડતી નથી કે હું અભડાયો હોઉં.'

મા—'ખબર તો ના પડે પણ એને અડવાથી અભડાઇએ.'

બાળક—'હું તો નથી અભડાતો ને નથી અભડાતો એટલે અડવાનો. અભડાઇશ તો નહિ અડું.'

મા—'આ તો સમજતોજ નથી કેવો છે.'

બાળક—'મને એવો તો શુ અને સમજુ છું મારે તો કહુ કે માણસને અડવાથી માણસ ના અભડાય.'



# સાહિત્યમાં સ્ત્રીઓનું સ્થાન*

લેખિકા : સૌ. જયમનગૌરી પાઠકજી

"ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીઓનું સ્થાન" એના બે અર્થ થાય છે આપણા સાહિત્યકારોએ આપણા સાહિત્યમાં સ્ત્રીજાતિને કેવું અને કેટલું સ્થાન આપ્યું છે એ એક અર્થ છે. બીજો અર્થ એમ પણ થઈ શકે કે આપણા સાહિત્યમાં સ્ત્રીલેખકોનું સ્થાન કેવું છે

નરસિંહ મહેતાથી દયારામ સુધીનું આપણું સાહિત્ય મુખ્યત્વે કરી મહાભારત અને ભાગવત અને તેથી કંઈક ઓછે અંશે રામાયણના આધાર પર રચાયલું છે. સંસ્કૃત ભાષાના એ ત્રણ મહાન ગ્રંથોએ સંસ્કૃત સાહિત્ય પર જે રીતની અસર કરી છે તે રીતની અસર આપણા એ કાળના સાહિત્ય પર કરી નથી દાખલા તરીકે મહાભારતના શાકુન્તલા પાછળની વાત લઈ તે પરથી મહાકવિ કાળીદાસે શાકુન્તલ રચ્યું. અથવા રામાયણની વાર્તામાં વિધવાના દુઃખ વિગેરેની સામાન્ય ચર્ચા કરી છે પણ સ્ત્રી જાતિની માનવતા તરફ દયાભાવ રાખીને લખાયેલા તેમના વિચારોમાં સામાન્ય વાચકને ખેંચે એવું વાર્તાનું તત્ત્વ અથવા રસિકોને આકર્ષે એવાં સ્ત્રીના વ્યક્તિ ચિત્રો ન હોવાથી તે તે લખાણો લોકપ્રિય થાય એવાં ન હોતાં.

આ દીશામાં સૌથી પહેલો સમજુ અને સરળ પ્રયત્ન શ્રીયુત ગોવર્ધનરામે કર્યો છે. સરસ્વતીચંદ્રમાં કુમુદસુન્દરી, કુસુમસુન્દરી, ગુણસુન્દરી, અલકકીશોરી આદી વિવિધ પ્રકારનાં સ્ત્રીપાત્રોની એવી મનોરમ ચિત્રોની પરંપરા આલેખી છે કે એ ગ્રન્થ હજુએ આપણા સંસારની સ્ત્રીઓના હૃદયનો અભ્યાસ કરવા માટે આપણા સાહિત્યમાં મુખ્ય સ્થાને જ બીરાજે છે.

ત્યાર પછી ગુજરાતી પ્રેસની ઐતિહાસીક નવલકથાઓ લખાઈ તેમાં રજપુત સમયની વીરાંગનાઓના સતીત્વના આદર્શનાં ઠીક ઠીક વર્ણનો આપવામાં આવ્યા છે બીજી પાસથી ભોગીન્દ્રરાવ જેવા નવલકથારોએ આ જમાનાના યુવક યુવતીની આશા નીરાશાનો પડઘો પાડે એવી નવલકથાઓ લખા; આપણી સ્ત્રીઓનું સંસાર જીવન નવી દીશા તરફ જવા લાગ્યું હતું, તેનું આલેખન કર્યું.

એટલામાં એક પાસથી ગાંધીજી જેવા પ્રતિભાશાળી પુરૂષે અને રા. મુનશી જેવા પ્રભાવશાળી લેખકે આપણા સાહિત્યમાં પ્રવેશ કર્યો ગાંધીજીને લીધે સ્ત્રી અને પુરૂષ બેઉના જાહેર જીવન ફરી ગયાં. રા. મુનશીએ અનેરાં વ્યક્તિત્વવાળાં સ્ત્રીપાત્રોની પરંપરા ખડી કરી દીધી. કવિરત્ન ન્હાનાલાલે જયા અને ઉષા જેવાં સ્ત્રી પાત્રોદ્વારા તથા રમણલાલે

* વલસાડ સાહિત્ય મંડળના આશ્રયે તા. ૨૮-૧૨-૩૨ ને રોજ પ્રમુખસ્થાનેથી આપેલાં વ્યાખ્યાનનો મહત્વનો ભાગ.

પોતાની નવલકથાના સ્ત્રીપાત્રોદ્વારા સ્નેહ-સૃષ્ટી રચી છે. પણ બધા લેખકોનો અહીં વીગતવાર ઉલ્લેખ કરવો એ મારૂં કામ નથી. સારી નવલિકાઓ તેમજ નાટકો પણ અત્યારે કંઇ કંઇ લેખકો લખ્યા જાય છે. તે સર્વ પોતપોતાની શકિત પ્રમાણે સ્ત્રીના વિશિષ્ટ વ્યકિતત્વનો ચીતાર આપવાને મથતાજ રહે છે. ટુંકાણમાં પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં જે સ્થાને પરમેશ્વર હતો તે સ્થાન હાલ સ્ત્રીએ લીધું છે, એમ કહેવામાં કંઈ કટાક્ષ નથી એ એક સાદી હકીકત છે ને તે તરફ આપનું ધ્યાન ખેચું છું. એવીજ ધ્યાન ખેંચવા લાયક બાબત બીજી પણ એક છે ને તે એકે સ્ત્રીને સાહિત્યમાં સ્થાન મળ્યું છે ખરૂં પણ વિશેષ ન્યાય જુવાન સ્ત્રીને મળ્યો છે. આમાં નવાઇ નથી રૂપવતી યુવતી તરફ અસલથી પુરૂષ જગત ઝાંકે છે પહેલાં તો એક સુન્દર રમણી ખાતર મોટાં મોટાં યુધ્ધો થતાં, હવે તેમ નથી થઇ શકતું ત્યારે તેવી સ્ત્રીઓ પાછળ લાખો રૂપીઆનું પાણી કરવામાં આવે છે જીવનમાં આમ બને એટલે સાહિત્યમાં પણ આમ કરવાની લેખકોને માથે ફરજ પડે, કારણ કે સાહિત્યમાં જીવનતુંજ પ્રતિબિંબ પડવું જોઇએ રામાયણ અને મહાભારતમાં પણ શું છે ? કુન્તી ને ગાંધારી બેઉ દુઃખી હતાં પણ કેન્દ્રસ્થાને જુવાન દ્રૌપદી છે. રામાયણમાં પણ એમજ છે કૌશલ્યા બીચારી વિધવા થઇ, કૈકેયી જેવી શોકનું સાલ સામે ઉભું રહ્યું રામચંદ્ર જેવા પરાક્રમી પુત્રને રાજગાદીએ બેસતી વેળા વનમાં જવું પડ્યું તે એને જોવું પડતું છતાં કૌશલ્યા નહીં પણ સીતા કેન્દ્રમાં છે. રામાયણ અને મહાભારતની જેટલી લોકપ્રિયતા છે તેટલી આપણા અઢારે પુરાણોમાંથી એકને પણ મળી નથી તેનું એક કારણ મને તો એમ લાગે છે તેમાં કોઇ એક આકર્ષક સ્ત્રી કેન્દ્ર સ્થાને નથી સ્ત્રી વિના સંસાર સુનો છે, તેમ સ્ત્રી પાત્ર વિના સાહિત્ય સુનું છે. હાલના લેખકો આ બરાબર સમજે છે એક વિદ્વાને તો મને એમ કહ્યું હતું કે કોઈ પણ નવલ-કથાના પહેલા પંદરસો શબ્દોમાં જો એક પણ સ્ત્રી પાત્ર ન આવી પહોંચે તો તે નવ-લકથા લોકપ્રિય થાયજ નહિ આપણા વાર્તા-કારો આ સૂચના પ્રમાણેજ પોતાનું કામ કરે છે. પશ્ચિમના સાહિત્યનો પહેલાં કરતાં હવે વધારે અભ્યાસ થાય છે ને પશ્ચિમની પ્રજાના સંબંધમાં પણ આપણે વધારે આવવા માંડયું છે એટલે મને એમ આશા છે કે આપણા સાહિત્યમાં સ્ત્રીને વધારે ને વધારે સ્થાન મળતુંજ જશે

હવે હું આજના વિષયના બીજા અર્થ પર આવું છું સ્ત્રીઓનું આપણા સાહિત્યમાં કેવું સ્થાન છે, એનો હવે એમ અર્થ લઇએ કે સ્ત્રીઓએ આપણા સાહિત્યમાં કેવો-ફાળો આપ્યો છે, તો તે પર પણ કંઇક કહી શકાય એમ છે ખરૂં.

વિષયના આ વિભાગમાં પણ પ્રાચીન ને અર્વાચીન એમ ભેદ પાડયા સિવાય છુટકો નથી પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં એક અસાધારણ સ્ત્રી વ્યકિત નજરે પડે છે, તે બીજી કોઈ નહીં પણ મહાન ભકત કવિ મીરાંબાઇ કાવ્ય વિષયમાં સ્ત્રીશકિતની પરા-કાષ્ટાએ મીરાંબાઈ પહોંચ્યાં છે સર્વ આ કવિઓમાં એ મોખરે છે, એટલુંજ નહીં પણ મોટા મોટા પુરૂષ લેખકો ઉભા હોય, તેમાં પણ મોખરે ઉભી રહે, એવી કોટીનાં એના લખાણ છે મીરાંબાઇ પ્રભુ પાછળ ગાંડાં હતાં, હું મીરાંબાઈ પાછળ ગાંડી છું, એમ કહેતાં મને લગીરે સંકોચ થતો નથી બીજા સાહિત્યોની સ્ત્રીકવિઓની કૃતિઓ વાંચીને તુલના કરવા જેટલી વિદ્વતા મારામાં નથી, છતાં મને એમ થાય છે કે મીરાંબાઇ જેવી

આ કવિ ભાગ્યેજ બીજા કોઇ સાહિત્યમાં થઇ હશે. સ્ત્રીનું હૃદય બળે છે એ બધી સ્ત્રીઓ જાણે છે, પણ એ કેમ બળે છે, ને કેવી રીતે બળે છે, તે બતાવનાર બસ એક મીરાંજ છે. એ બતાવતાં મીરાં પોતાના અદ્‌ભુત પ્રેમની ઝળહળતી જ્યોતિના દર્શન પણ આપણને કરાવે છે.

મીરાંબાઇ વિષે એક વધુ બાબત અત્રે કહેવાની છે હમણાં એક હિંદી ત્રિમાસિકમાં આવ્યું હતું કે મીરાબાઇ એ હિંદી કવિ હતાં, ગુજરાતી કવિ નહોતાં. હિંદીમાં પણ એની પ્રતિષ્ઠા ગુજરાતીમાં છે તેટલી જ છે એમ લાગે છે બે ભાષામાં આવી કીર્તિ મેળવનાર તો પુરૂષ લેખક પણ શોધવો મુશ્કેલ પડે છે, ને બીજો કોઇ એવો ન હોય તો તો મીરાં અદ્વિતીય હતી એમજ કહેવું પડે પણ આ વિષયમાં પુછપરછ કરતાં એક ભાષાશાસ્ત્રીએ મને સમજાવ્યું કે મીરાંબાઇએ તો પોતાની માતૃભાષામાં લખેલું, પણ એણે ભજનો રચ્યાં તે સમયે ગુજરાત ને રજપુતાનામાં લગભગ એક જેવીજ ભાષા બોલાતી. પછી ગુજરાતી ને હિંદીએ અર્વાચીન નોખાં નોખાં સ્વરૂપો લીધાં. તે વેળા મીરાંનાં આણી ગમ પ્રચલિત થયલાં ભજનો ' ગુજરાતી ' થઇ ગયાં, ને રજપુતાના તરફ પ્રચલિત ભજનો હિંદી થઇ ગયાં આજે એના જુદી જુદી લીપીમાં છપાયલાં ભજનો જોઇ, એવો ભાસ થાય છે કે એણે જાણે બે ભાષામાં ભજનો લખ્યાં હશે પણ એમ નહોતું. બોલાતી હોય છે તેવી રીતે ભાષા લખાતી નથી. લહીયાઓ પણ પોટાળા કરે છે વળી તે સમયે છાપખાનાં નહોતાં. તેથી પછીના અજાણ્યા ' ભગત ' કવિઓ પોતાનાં રચેલાં ભજનોને મોટાને નામે ગોઠવી દેવાને કંઇ કંઇ યુક્તીઓ કરતા. તેથી મીરાંને સોસવું પણ પડ્યું છે. છતાં માસરાનાં મહેણાંની સામે જેમ મીરાં ટકી રહી તેમ આ મહેણાં સામે પણ મીરાંની કૃતિઓ ટકી રહી છે. મીરાંની કૃતિઓ છે, ત્યાંસુધી ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીનું સ્થાન નિર્વિવાદ છે— પછી બીજી સ્ત્રી કવિઓ થાઓ કે ન થાઓ.

રાધાબાઈ, પુરીબાઇ વગેરે થોડીક સ્ત્રીઓ ભક્તો થઇ ગઇ છે, તેમના પદો પણ મળ્યાં છે, પરંતુ મીરાંબાઇની સાથે મૂકી શકાય એવી કોઇ સ્ત્રીકવિ થઇ નથી. એ પ્રાચીન સ્ત્રીકવિઓ પર એક નાનો પણ મુદ્દાસર નિબંધ લેડી વિદ્યાગૌરીએ લખ્યો છે. તે આ વિષયમાં વાંચવા જેવો છે.

હવે આપણે અર્વાચિન યુગ પર આવશું. ૧૯૦૦ પહેલાં તો ધનદાગૌરી ને સવિતાગૌરી, એ બે સુરતની નાગરણોની કવિતાથી જ. હું પરિચિત છું. શ્રી વિદ્યાબહેન ને શ્રી. શારદાબહેન ગ્રેજ્યુએટ થયાં, ત્યારથી સ્ત્રીલેખકોમાં નવી દિશાનાં પ્રયાણ શરૂ થયાં, એમ કહેવામાં હરકત નથી. એમણે સરળ ને શુદ્ધ ગદ્ય લખવા માંડ્યું. પછી વનિતા વિશ્રામનાં તંત્રી તરીકે, શ્રી૦ બાજીબહેન ને શ્રી નાની બહેને ગદ્ય લખવા માંડ્યું; તેમજ એ અરસામાં શ્રી જમનાબાઇ સક્કાઇ ભાષણકાર તરીકે પંકાવા લાગ્યાં. પારસી સ્ત્રી લેખકો પણ પારસી ગુજરાતી ગદ્ય લખવા લાગ્યા. 'સુન્દરીસુબોધ' પણ શરૂ થયું, તેમાં જુદી જુદી બહેનોએ વાર્તાઓ ને કાવ્યો લખવા માંડ્યાં. આમ ટુંકા ટુંકા પ્રયત્નો સ્ત્રીઓ કરવા લાગી. નિબંધોની હરિફાઇમાં ઇનામો મેળવવાની ધમચમાં પણ કેટલીક સુશિક્ષિત બહેનોએ સારા નિબન્ધો લખ્યા.

૧૮૫૭ થી ૧૮૮૭ એ ત્રીશ વરસ, જેમ પુરૂષ લેખકો અર્વાચીન થયા તેનો સંક્રાન્તિ કાળ છે, તેમ ૧૯૦૧ થી ૧૯૨૧ સુધીનો સમય, તે આપણા સ્ત્રી લેખકોનો સંક્રાન્તિ કાળ છે. ૧૯૨૧ માં અસહકારની મહાન ચળવળે, એટલુ વ્યાપક સ્વરૂપ લીધું, કે સ્ત્રીઓમાં પણ નવું ચેતન વ્યાપી રહ્યું. ગૃહ-

જીવનમાં પડી રહેલી સ્ત્રીઓએ, જાહેર જીવનમાં ભાગ લેવા માંડયો. નવી ગ્રેજ્યુએટ સ્ત્રીઓ બહાર પડી. તેમાં વિદ્યાબ્હેન ને શારદા બ્હેનની સુપુત્રીઓજ મોખરે હતી. તે સર્વેએ અનેક સાંસારિક વિષયોની, સ્ત્રીના વિશિષ્ટ દ્રષ્ટિબિંદુથી નિબંધો લખી ચર્ચા શરૂ કરી દીધી એ બધી વિગતોમાં વધુ ન ઉતરતાં, હાલની સ્ત્રી લેખકોમાં આગળ પડતાં થોડાંક નામો ગણાવીને, જેનો ઉલ્લેખ કરવો જોઇએ છતાં રહી ગયાં હોય, તેમની ક્ષમા ચાહીને સન્તોષ માનીશ.

સ્ત્રી કવિઓમાં સ્વ. સુમતી તે સર લલ્લુભાઈનાં સુપુત્રી, સ્વ. વિજયલક્ષ્મી ત્રિવેદી, શ્રી. દીપકળા દેસાઇ તથા શ્રી જ્યોત્સ્ના શુકલ આ ચાર સ્ત્રી કવિઓનાં નામો ખાસ ગણાવવા જેવાં છે.*

ટુંકી વાર્તાઓ લખનાર બ્હેનો ઘણી છે પણ તે સહુમાં શ્રી. લીલાવતી મુન્શી પ્રથમ સ્થાને વિરાજે છે જાહેર જીવનમાં જેમ રા. મુનશીની સાથે ઉભાં રહે છે, તેમ એમની વાર્તાઓ પણ રા. મુનશીની વાર્તાઓની સાથે ઉભી રહી શકે તેમ છે.

નિબન્ધ લેખકોમાં લેડી વિદ્યાબહેન ને એમની ચાર સુપુત્રીઓ, શ્રી. શારદા બહેન ને એમની બેઉ સુપુત્રીઓ તથા સર મનુભાઇના કુટુંબની સર્વે ગ્રેજ્યુએટ સ્ત્રીઓએ કંઇ ને કંઇ ફાળો આપ્યો છે.

તંત્રી તરીકે પણ સ્ત્રીઓએ સારાં કાર્ય કર્યાં છે. 'મહિલા મિત્ર'ના તંત્રી તરીકે વિદ્યાબહેન, શારદાબહેન ને એમના પુત્રીઓ, 'ગુણસુન્દરી'ના તંત્રી તરીકે શ્રી. જ્યોત્સ્ના મહેતા ને ઉર્મિલા મહેતા, 'સુદર્શન'ના તંત્રી તરીકે શ્રી. જ્યોત્સ્ના શુકલ, 'સમાજ જીવન'ના તંત્રી તરીકે શ્રી. લક્ષ્મીબહેન ડોસાણીને 'સ્ત્રી શક્તિ'ના તંત્રી તરીકે બહેન સૂર્યલક્ષ્મી વગેરે બ્હેનોએ યથાશક્તિ કાર્ય કરી સ્ત્રીશક્તિનું પ્રદર્શન કર્યું છે.

૧૯૩૦ ની મહાન રાજકીય ચળવળમાં તો ગુર્જર વીરાંગનાઓએ એવી અસાધારણ કાર્ય શક્તિ તેમજ સહનશક્તિ બતાવી છે કે એની અસર આપણું ભવિષ્યના સાહિત્યમાં પડયા વિના નહિ રહે, સ્ત્રી લેખકો પણ પોતાનો ફાળો તેમાં જરૂર આપશે. સ્ત્રીઓમાં શિક્ષણ જેમ જેમ વધુ ફેલાતું જશે, પિયેર, મોસાળ ને સાસરાનાં ત્રિકોણની બહારની દુનિયાનો જેમ જેમ સ્ત્રીઓ વધારે અનુભવ લેતી જશે તેમ તેમ સ્ત્રીલેખકોની સંખ્યા પણ વધશે ને તેમની કૃતિઓ પણ વધારે ચઢીયાતી થશે, એવો મને ભરોસો છે.

જગતના કોઇ પણ સાહિત્યમાં કોઇ સ્ત્રી લેખકે સમર્થ હાસ્યકાર કે મહાન નાટકકાર તરીકે કીર્તી મેળવી નથી. એ ક્ષેત્રમાં સ્ત્રીની બુદ્ધી કેમ પહોંચી વળતી નથી, એ પ્રશ્નની ચર્ચા અત્રે કરવાનો સમય નથી. એટલું જ અત્રે કહીશ, કે જીવનનાં અનેક ઉંડા અંધારા કુવાઓનો અનુભવ, પુરૂષની જેમ, ઉચ્ચ વર્ગની રૂઢીબદ્ધ સ્ત્રીઓ લઇ શકતી નથી, અને અનુભવની એ વિશાળભૂમિકા વગર પુરૂષ લેખકોની હરિફાઇમાં ઉભી રહે એવી કૃતિઓ પણ તે સર્જી શકિત નથી ટુંકી વાર્તા ને ટુંકા કાવ્યો એ બે ક્ષેત્રમાં એ સહેલાઇથી દીપી શકે છે જેમાં ગુજરાતણોએ અત્યાર સુધીમાં જે કાર્ય કર્યું છે તે પરથી એમ આશા પડે છે કે હજી ઘણું વધારે તેઓ કરી બતાવશે ને ગુજરાતી સાહિત્યમાં ઓનું સ્થાન દીપાવશે. પ્રભુને મારી એટલી જ પ્રાર્થના છે કે તારી શક્તિ ફેલાવવાને તેં મીરાંબાઇને ભારતમાં મોકલી તો આ નવાયુગમાં ભારતની ભક્તિ ફેલાવવાને એક બીજી મીરાંબાઇ મોકલી આપ.

---

* શ્રી કવિઓમાં એક નામ ઉમેરવાનું અમને મન થાય છે અને એ નામ તે શ્રી જ્યમન બહેનનું છે એ સૂચવવા માટે અમે તેમની માફી ચાહીએ છીએ ઉપતંત્રી



# શ્રી બાલજ્ઞાનપ્રચાર યોજના

### પ્રસ્તાવ

બાલયુગની ઉષા પ્રગટી છે. ગુજરાતના બાળકોના સદ્ભાગ્યે અત્યારે બાલસાહિત્ય સારા પ્રમાણમા પ્રસિદ્ધ થતુ જાય છે બાલમાનસના સર્વાંગીણ વિકાસ માટે તેનો પ્રચાર અને વાચન અતિ જરૂરના છે પરતુ દુર્ભાગ્યે થોડા સાધનસપન્ન અને સસ્કારી માબાપોના સતાનો કે થોડાંએક પુસ્તકાલયો સિવાય ભાગ્યે જ અન્યત્ર તે જાય છે

ખરું હિંદ ગામડાઓમાં વસે છે અને આવા ગામડાઓમા વસતા બાળકો પૈકી નેવુ ટકાએ આવા પુસ્તકોનાં દર્શન પણ ભાગ્યે જ કર્યાં હશે આ વસ્તુસ્થિતિ નીવારવા શ્રી કાઠિયાવાડ સેવકસમિતિએ નીચે મુજબ યોજના હાથ ધરી છે

> **બાલક અને પુસ્તકાલય**
>
> "બાળકોની સમીપ પુસ્તકાલય વિલાસ, મજા, આરામ ને આનંદ રૂપ છે તેના કરતાં ચેતન–પ્રેરણા રૂપ છે, જીવનના ઘડતરરૂપ છે, જીવનના કિલ્લોલ રૂપ છે જેમ બાળક જીવનસામગ્રી અન્યત્રથી ભરે છે તેમ જ તે પુસ્તકાલયોમાંથી ભરશે, અને તે કેવળ જીવનવૃદ્ધિને માટે"
>
> ગિજુભાઇ

### ઉદ્દેશ

બાળકો રાષ્ટ્રનુ સાચુ ધન છે તેમની પ્રગતિ અને વિકાસ માટે સારૂ સાહિત્ય તેમને મળી શકે તે જરૂરી છે આ દિશામા રસ જાગૃત કરવાનો આ યોજનાનો ઉદ્દેશ છે

### કાર્યપ્રદેશ

આ યોજનાનો કાર્યપ્રદેશ હાલ તુરત તો કાઠિયાવાડ અને કચ્છમા રહેશે પરતુ સજોગો અનુકૂળ થતા ગુજરાતમાં આ જાતનુ કાર્ય તુરતમાં ઉપાડવામા આવશે

### નિયમો

( ૧ ) કોઇ પણ ગામનુ સેવકમડળ, વિદ્યાર્થિમડળ, પ્રાથમિક શાળા કે પાંચસોથી ઓછા પુસ્તકો ધરાવતુ પુસ્તકાલય[1] રૂા ૧૦) ઉભા કરશે તેને રૂા ૧૦)ની મદદ શ્રી કાઠિયાવાડ સેવકસમિતિ તરફથી આપવામાં આવશે; અને આ વીશ રૂપિયાની[2] રકમમાંથી શિષ્ટ બાલસાહિત્યનાં પુસ્તકોની પેટી આપવામાં આવશે

( ૨ ) જે કોઇ ગામ રૂા ૧૫) ઉભા કરશે તેમાં રૂા ૧૫) શ્રી કાઠિયાવાડ સેવકસમિતિ મેળવશે અને એ રૂપિયા ત્રીશની રકમમાંથી રૂા [illegible]) ની ઉપર મુજબના પુસ્તકોની પેટી અને રૂા ૧૦) [illegible]નાં બાલમાસિકો એક વર્ષ સુધી પૂરા પાડવામાં આવશે

---

૧ જે સ્થળે પુસ્તકાલયને [illegible]રાજ્ય તરફથી મદદ મળતી હશે તેને આ પ્રકારનો [illegible] લાભ આપી શકાશે નહિ ઉપરાંત જ્યા રાજ્ય તર[illegible]ફથી પુસ્તકાલયપ્રવૃતિ ચાલુ હશે તે ગામોને આ યો[illegible]જનાની મદદ આપી શકાશે નહિ

૨ રૂપિયા ૫ દરના પસદ કરેલાં [illegible] પુસ્તકો રૂપિયા ત્રણની કબાટના આકારની લાકડા[illegible]ની પેટી, રૂપિયા એકનાં ઇસ્યુ ફોર્મ, પેટીઓ, રજીસ્ટ[illegible]ર, [illegible]ઇંડીજ઼ંટ અને એવુ સાહિત્ય તથા રૂપિયો એક [illegible] માટે–જે તે ગામે ટપાલ ઇત્યાદિમા વાપરવ[illegible] આ રીતે રૂપિયા વીશનો વિનિયોગ થશે.

(૩) સોળ વરસની અંદરની ઉમરના કોઈ પણ બાળકને કે પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતા કોઈ પણ વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને આ પુસ્તકોનો મફત લાભ આપવાનો છે.

(૪) પેટી મળ્યા પછી દર ત્રણ માસની છેલ્લી તારીખે વાચકો અને વાચનની સંખ્યાનું નિવેદન એક વર્ષ સુધી, પેટી સાથે મોકલેલાં ફૉર્મમાં ભરી મોકલવું જોઈશે જેથી કેટલો લાભ લેવાયો તેનાથી સમિતિ પરિચિત રહી શકે (તે પછી પુસ્તકોનો ઉપયોગ ચાલુ રાખવો પડશે. પરંતુ ત્રૈમાસિક નિવેદન મોકલવું ફરજિયાત રહેશે નહિ)

(૫) આ પુસ્તક પેટી અને માસિકો વગેરે ઉપર તે ગામની મદદ એકત્ર કરનારી સંસ્થાની માલીકી રહેશે; પરંતુ તે સંસ્થા બંધ થાય તો શ્રી કાઠિયાવાડ સેવાસમિતિની સંમતિથી તે સાધનો અન્ય પુસ્તકાલયમાં અને તેને અભાવે તે ગામની શાળામાં આપી દેવાનાં રહેશે.

(૬) નિર્દિષ્ટ કર્યા પ્રમાણે બાળકોને વાંચવા માટે પુસ્તકો આપવામાં નહિ આવે, યા તો તેનો પ્રમાણમાં ઘણો જ ઓછો લાભ લેવાતો હશે, તો તે પુસ્તકો ઈત્યાદિ સાધનો ઉપયોગ કરી શકે તેવા બીજા ગામને આપવામાં આવશે.

(૭) યોજનાનો હેતુ લક્ષમાં લઈ, તે સ્થળની અનુકૂળતા પ્રમાણે આવશ્યક ઇતર નિયમો સમિતિના સામાન્ય નિયમોને અનુસરીને તે તે સંસ્થાએ કરી લેવાના છે.

### લાભ કઈ રીતે લેવાય ?

કોઈ પણ ગામને આ યોજનાનો લાભ લેવો હોય તો તે ગામના સાર્વજનિક મંડળ, મિત્ર મંડળ, શાળા કે પુસ્તકાલયે રૂપિયા દસ ભેગા કરી સમિતિને જણાવવાથી પરંતુ વધુ દસ કે વધુ વિદ્યાર્થિ મંડળ રચી શકે છે. તેમણે આવું મંડળ રચ્યા બાબતનો શાળાના મુખ્ય શિક્ષકનો અથવા ગામના ત્રણ પ્રતિષ્ઠિત ગૃહસ્થોનો દાખલો મોકલવો અને બહાર અરજી કે ગામમાંથી એક વધુ ગૃહસ્થ પાસેથી મદદના રૂ. ૧૦) એકત્ર કરવા. આવી રકમને "લોકમદદ" તરીકે ઓળખવામાં આવશે.

ઉપર દર્શાવેલી કોઈ સંસ્થા રૂ. ૨૦) કે રૂ. ૩૦)ની પૂરતી લોકમદદ મેળવી શકશે તો તે વધુ આવકારદાયક છે, અને તે રકમમાંથી પુસ્તક પેટી ઈત્યાદિની વ્યવસ્થા કરી આપવામાં આવશે. કોઈ સજ્જન કે સન્નારી પોતાના ગામને કે અન્ય ગામોને લોકમદદ આપી ગામડાંઓમાં જ્ઞાન-પ્રચાર કરવાના આ પ્રવૃત્તિ પ્રવાહમાં મદદ આપી શકે છે.

### કાયમી સ્વરૂપ

આ યોજનાનો ઉદ્દેશ ગ્રામ્ય પ્રદેશનાં બાળકોમાં જ્ઞાન તરફ રુચિ ઉત્પન્ન કરવાનો કે રસ જાગૃત કરવાનો છે. એટલે એકવાર આ જાતની મદદ આપ્યા પછી વારંવાર એ જાતની મદદ આપી શકાશે નહિ. જો આ કાર્યમાં તે ગામનાં બાળકોને ખરો રસ લાગે તો જે તે સ્થળના આ કાર્યકર્તાઓએ ગામમાંથી ઘરેઘરે અને સારે અવસરે વા અન્યથા, લોકમદદ એકત્ર કરવા પ્રયાસો ચાલુ રાખવાના છે. વાચન સારી રીતે વધ્યા પછી જે જિલ્લાની સ્કૂલ સીમામાં તે ગામ આવ્યું હોય ત્યાંના રાજ્યાધિકારીઓને વાચનના આંકડાઓ મોકલી મદદ આપવા માટે તેમને વિનંતિ કરવાની છે. વાચનનો એ પૂરો રસ જામ્યો હશે તો બાળકો સ્વયં ઉમરે ઉમેરી આવી પવિત્ર જ્ઞાનપ્રચાર માટે 'ભિક્ષાં દેહિ' કરી શકશે *

> **આગામી કલ્યાણના દષ્ટા**
>
> "આજનો કાળ સંન્યાસીઓનો મટી સુધારકોનો છે, મંદિરોનો મટી પુસ્તકાલયોનો છે, અને વૃદ્ધોનો મટી ખુદ્દખુદ બાળકોનો છે. આજે આબાલવૃદ્ધ મનુષ્યે જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા પુસ્તકાલય રૂપી એક જ અમૃત-જળાશય પાસે આવ્યે જ છૂટકો છે. નદી નવાણો બંધાવવાની પુરાણી રીતિ પ્રમાણે આજે પુસ્તકાલય સ્થાપવાની પ્રથા આજની જરૂરિયાતને અનુરૂપ છે. તેમાંયે બાલપુસ્તકાલય સ્થાપવાની પ્રવૃત્તિ અનુરૂપ થવા ઉપરાંત ભાવિના ગર્ભમાં અવગાહન કરનારી અને મનુષ્યના આગામી કલ્યાણના દષ્ટા રૂપ છે."
>
> ગિજુભાઈ

---

* ચરોતરના ઘણાં ગામોમાં, ગુજરાતમાં અને

જઇને, જાલપાને મનાવી લાવશે અને આનંદથી જીવન સુખ ભોગવશે. હા એ નવા પ્રકારનું જીવન હશે, તેની મર્યાદા કાંઇ બીજી જ હશે, સિદ્ધાંત પણ બીજા જ હશે, તેમાં કઠોર સંયમ હશે, કઠોર નિયન્ત્રણ હશે. હવે તેનાં જીવનનો કાંઇ ઉદ્દેશ હશે, કાંઇ આદર્શ હશે. માત્ર ખાવું, સૂવું અને રૂપીઆ રૂપીઆની ખાતર હાય હાય કરવી એજ જીવનનો વ્યાપાર નહિ હોય. આ મુકદમાની સાથે આ માર્ગહીન જીવનનો અંત આવી જશે. દુર્બળ ઇચ્છાએ તેને આ દિવસ દેખાડ્યો હતો અને હવે તે એક નવા અને સંસ્કૃત જીવનનું સ્વપ્ન દેખાડી રહી છે. દારૂડીયાની માફક આવા માણસો રોજ સંકલ્પ કરે છે; પરંતુ એ સંકલ્પોનો અંત શો આવશે? નવાં નવાં પ્રલોભનો સામે આવી રહે છે અને એ સંકલ્પની મુદત પણ ચાલી જાય છે. નવાં પ્રભાતનો ઉદય જ કદિ થતો નથી.

એક મહિનાની સહેલગાહ બાદ રમાનાથ પોલીસના સહયોગિઓ સામે પોતાના બંગલા પર જઇ રહ્યો હતો. રસ્તો, દેવીદીનના ઘરની સામેનો જ હતો. કેટલેક દૂરથી જ તેને પોતાનો ઓરડો દેખાયો. અનાયાસે તેની નજર ઉપર ઠરી ગઇ. બારીની સામે કોઇ ઉભું હતું. આ વખતે દેવીદીન ત્યાં શું કરી રહ્યા છે? તેણે જરા ધ્યાનથી જોયું. આ તો કોઇ સ્ત્રી છે! પરંતુ સ્ત્રી ક્યાંથી આવી? શું દેવીદીને આ ઓરડો ભાડે તો નથી આપી દીધો? એમ તો તેણે કદિ નથી કહ્યું.

મોટર જરા પાસે આવી તો પેલી સ્ત્રીનો ચહેરો નજરે પડ્યો. રમાનાથ ચોંકી પડ્યો. આ તો જાલપા છે! જરૂર જાલપા છે! પણ નહિ, જાલપા અહીં ક્યાંથી આવે? મારૂં ઠેકાણું તેને ક્યાંથી ખબર! કદાચ બુઢ્ઢાએ તો તેને કાગળ લખી ન દીધો હોય? છે તો જાલપા જ. નાયબ દારોગો મોટર ચલાવી રહ્યો હતો. રમાનાથે ઘણી નમ્રતાથી કહ્યું: "સરદાર સાહેબ એક મીનીટને માટે રોકાઇ જાવ. હું જરા દેવીદીન સાથે એક વાત કરી લઉં." નાયબે મોટર જરા ધીમી કરી દીધી; પરંતુ પછી કાંઇક વિચાર કરી આગળ દોડાવી દીધી.

રમાનાથે કોપિત થઇને કહ્યું. 'તમે તો મને કેદી બનાવી રહ્યા છો!' નાયબે જરા ખસિયાણા પડીને કહ્યું "તમે તો જાણો છો ને ડેપ્યુટી સાહેબ કેટલા જલદી મિજાજ ગુમાવી દે છે!"

બંગલા ઉપર પહોંચતાંજ રમાનાથ વિચારવા લાગ્યો, જાલપાને કેવી રીતે મળવું? એ જાલપા જ હતી તેમાં રમાનાથને કાંઇ શક રહી ન હતી. આંખોને કેવી રીતે છેતરે? હૃદયમાં એક જવાળા જેવી ફરી વળી હતી. શું કરૂં? કેવી રીતે જાઉં? તેને કપડાં ઉતારવાની પણ શુદ્ધિ રહી નહિ. પંદર મીનીટ સુધી તે ઓરડાનાં દ્વાર ઉપર ઉભો રહ્યો. કાંઇ યુક્તિ સૂઝી નહિ એટલે લાચાર થઇને પલંગ ઉપર સુઇ રહ્યો.

થોડીવાર પછી તે પાછો ઉઠ્યો અને બારી સામે બહાર આવ્યો. તે જ વખતે સડક ઉપર વિજળીની બત્તી થઇ. ફાટક ઉપર ચોકીદાર ઉભો હતો. તે વખતે રમાનાથને એટલો બધો ક્રોધ આવ્યો કે જાણે ગોળી મારી દઉં. અગર જો મને કોઇ સારી જગા મળી ગઇ તો એકેએકને જોઇ લઇશ. તને તો ડીસમીસ કરાવીનેજ છોડીશ. સેતાનની માફક કેવો માથા પર સવાર થઇ રહ્યો છે! જરા મુખ તો જુઓ! લાગે છે તો બકરી, જેવો. વાહરે તારી પાઘડી! કોઇ પાડી ઉચકવાવાળો કુલી છે કુલી. બચારે દૂતરો ભસે તો પોતેજ બ્હીને ભાગી જાય. પરંતુ અહીં કેવો રૂઆબમાં ઉભો છે. કેમ જાણે કોઇ કિલ્લાનાં દ્વારની રક્ષા કરી રહ્યા ન હોય!

એક ચોકીદારે આવીને કહ્યું "પ્રસિડેન્ટ સાહેબે બોલાવ્યા છે કેટલીક નવી તાકીદી મંગાવી છે."

રમાનાથે ચિડાઈને કહ્યું 'મને અત્યારે ફુરસદ નથી.'

તે ફરી વિચારવા લાગ્યો. જાલપા અહીં ક્યાંથી આવી? એકલીજ આવી છે કે કોઈ સાથે છે? જાલીમે જુદા સાથે એક મીનીટ પણ વાત કરવા ન દીધી. જાલપા પૂછતી તો જરૂર કે કેમ ભાગી ગયા હતા? મારું સારું જાણવાની ઈચ્છા કે તે સમયે બીજું થઈ પણ શું શકે એમ હતું? પરંતુ આ થોડા દિવસમાં કષ્ટે જીવનનો પ્રશ્ન ઉકેલી નાખ્યો. હવે ખાનન્દથી જીંદગી ગુજારી પ્રયત્ન કરીને તે તરફજ મારી બદલી કરાવી લઈશ એમ વિચારતાં વિચારતાં રમાનાથને વિચાર આવ્યો કે જાલપા પણ અહીં મારી સાથે રહે તે શો વાંધો છે? બહારનાઓને મળવામાં વાંધો છે પરંતુ જાલપાને માટે કોઈ થોડોજ વાંધો લઈ શકાય એમ છે? પરંતુ અત્યારે આ પ્રશ્ન છેડવો ઉચિત નથી. કાલથી નિશ્ચય કરીશ. દેવીદીન પણ કોઈ વિચિત્ર માણસ છે. પહેલાં તો કેટલીયે વાર આવ્યો, પરંતુ આજે તો તેણે પણ શાન્તિ ધારી લીધી છે. કાંઈ નહિ તો એટલું તો અવશ્ય થઈ શકે કે અહીં આવીને પહેરાવાળા કોન્સ્ટેબલ દ્વારા જાલપા આવ્યાની ખબર મને આપે. પછી જાલપાને કોણ આવવા નહિ દે તે હું જોઈ લેત. પહેલા આવી રીતની કેદની જરૂર હતી. પરંતુ હવે તો મારી પરીક્ષા પૂરી થઈ ગઈ છે. કદાચ બધાય લોકો ખુશીથી રાજી થઈ જશે.

રસોઇયો થાળી લઈ આવ્યો. આમ એકજ પ્રકારનું હતું. રમાનાથ થાળી જોતાંજ ચીડાઈ ગયો. તે દિવસોમાં રુચિકર ભોજન જોઈનેજ તેને ભૂખ લાગતી હતી. જ્યાંસુધી ચાર પાંચ પ્રકારનું માંસ ન હોય, ચટણી અથાણું નહિ હોય ત્યાંસુધી તેને તૃપ્તિ થતી ન હતી.

તે ચીડાઈને બોલ્યો "શું ખાઉં તારું માથું? થાળી ઉઠાવી લઈ જા."

રસોઇયાએ બ્હીતાં બ્હીતાં કહ્યું "હજૂર, આટલી જલદી બીજી ચીજો કેવી રીતે બનાવું? હજી આવ્યાને માત્ર બે કલાક થયા છે."

"બે કલાક તારે માટે થોડા છે?"

"હવે હજુરને શું કહું!"

'બકબકાટ ન કર!"

'હજૂર."

'બક નહિ! કેમ!"

રસોઇઓ પછી ન બોલ્યો. બાટલી લઈ આવ્યો. બરફ ભાંગીને ગ્લાસમાં નાખ્યો અને પાછળ હઠીને ઉભો રહી ગયો.

રમાનાથને એટલો બધો ક્રોધ આવી ગયો હતો કે જાણે રસોઇઆને નીચોવી ખાય, તેનો મિજાજ આ દિવસોમાં ઘણો તેજ થઈ ગયો હતો.

શરાબનો દોર શરૂ થતાં રમાનાથનો ગુસ્સો તેથીય વધુ તેજ થયો. લાલ લાલ આંખોથી જોઈને તે બોલ્યો "આ હું તો અત્યારેને અત્યારે તારા કાન પકડીને કાઢી મૂકું અત્યારેજ, આજ પળે! તું સમજે છે શું?"

તેનો ક્રોધ વધતો જોઈને રસોઇઓ ચુપકીદીથી સરકી ગયો. રમાનાથે ગ્લાસ લીધું અને બે ચાર ટોળીઆ ખાઈને બહાર આવી આંટા મારવા લાગ્યો. અહીંથી કેવી રીતે નીકળી જાઉં, તેનોજ વિચાર ચાલતો હતો.

એકાએક તેને એમ લાગ્યું કે તારની બહાર વૃક્ષોની આડમાં કોઈ છે હા, 'કોઈ ઉભું' રહીને તેના તરફ તાકી રહ્યું છે જાણે ઇસારાથી તેને પોતાની તરફ બોલાવી રહ્યું છે રમાનાથનું દિલ ધડકવા લાગ્યું. કોઈ કોપ-તરાંખોરોએ તેનો પ્રાણ લેવાની તો યુક્તિ

નહિ કરી હોય ! આ શંકા તો હમેશાં તેના ઉપર સવાર રહેતી હતી. એ વિચારથી તો રાત્રે તે બંગલાની બહાર બહુ ઓછું નીકળતો હતો આત્મરક્ષાના ભાવે તેને અંદર આવી જવાની પ્રેરણા કરી. એજ વખતે એક મોટર સડક ઉપરથી પસાર થઇ તેના પ્રકાશમાં રમાનાથને જોયું કે એ અંધારી છાયા સ્ત્રી છે. તેની સાડી ચોકખી દેખાઇ રહી છે. ફરી તેને એમ લાગ્યું કે તે સ્ત્રી તેના તરફ આવી રહી છે. ફરી તેને શંકા થઇ; કોઇ મરદ આવી રીતે વેષ બદલીને મારી સામે કપટ તો નથી કરતો ને ! તે જેમ જેમ પાછળ હટતો ગયો તેમ તેમ તે છાયા તેની તરફ આગળ આવતી ગઇ; તે એટલે સુધી કે વાડની પાસે આવીને તેણે કોઇ ચીજ રમાનાથ તરફ ફેંકી રમાનાથ ચીસ પાડીને પાછળ હટી ગયો, પરન્તુ તે તો માત્ર એક પત્ર હતો. ત્યારે તેને કંઇક શાન્તિ વળી તેણે ફરી સામે જોયુ તો પેલી છાયા અંધકારમાં વિલીન થઇ ગઈ હતી. રમાનાથે લપાઇને પેલી ચીઠ્ઠી ઉઠાવી લીધી. ભય પણ હતો; તેમ કુતુહલ પણ હતું. ભય ઓછો હતો, કુતુહલ વધારે હતું પત્ર ખિસ્સામાં સંતાડીને તે ઓરડામાં આવ્યો અને બન્ને બાજુનાં બારણાં બંધ કરી દીધાં. પછી કાગળ હાથમાં લઇને જોવા લાગ્યો. સીરનામું જોતાં જ તેના હૃદયમાં ગલગલીયા થવાં લાગ્યાં. લખાવટ જાલપાની હતી તેણે પત્ર ખોલ્યો. જાલપાનું જ લખાણ હતુ. એક શ્વાસે તેણે પત્ર વાંચી નાખ્યો અને પછી એક લાંબો નિસાસો નાખ્યો. એ શ્વાસની સાથે જ ચિન્તાનો એ ભીષણ ભાર જેણે આજ છ માસથી તેના આત્માને દબાવી રાખ્યો હતો, એ બધીય મનોવ્યથા જે તેના જીવનનું રક્ત ચૂસી રહી હતી, એ બધીય દુર્બળતા, લજ્જા, ગ્લાનિ જાણે કે ઉડી ગઇ; છુમન્તર થઇ ગઇ. આટલી સ્ફુર્તિ, આટલો ગર્વ, આટલો આત્મવિશ્વાસ તેને કદિ પણ આવ્યો ન હતો પહેલી જ ધૂન એ સવાર થઇ કે અત્યારે જ જઇને દારોગાને કહી દઉં કે મને આ મુકદમા સાથે કાંઇ લેવા દેવા નથી, પરંતુ તરતજ વિચાર આવ્યો કે જુબાની તો લેવાઇ ગઇ છે. જેટલો અપયશ મળવાનો હતો તે તો મળી ચૂક્યો, હવે એનાં ફળ ઉપરથી શામાટે હાથ ધોઇ નાંખવો ? પરંતુ આ સર્વે લોકોએ મને કેવો ચક્રમ બનાવી દીધો છે ! અને હજુ અંધારામાં રાખ્યો છે ! સર્વે મારી સાથે દોસ્તીનો નાતો રાખે છે પરંતુ હજી સુધી મૂળ વાત મારાથી છુપાવી રાખી છે. હજી પણ તેમને મારા પર વિશ્વાસ નથી. હવે જો મૂળ વાત ઉપર મારી જુબાની બદલી નાખુ તો બરાબર ખબર પડે, મને કોઈ જગ્યા નહિ મળે એટલું જ થશેને ? મારી બલાને ! આ લોકોના મનસૂબા તો ખાકમાં મળી જશે આ દગાબાજીની સજા તો મળી જશે અને, એ કાંઇ નહિ તો આટલી મોટી બદનામીમાંથી તો બચી જઇશ. એ બધા દુષ્ટતા જરૂર કરશે પરંતુ જુઠો આરોપ મૂકવા સિવાય બીજું શું કરી શકે એમ છે ? જો મારૂં અહીં રહેવાનું જ સાબીત નહિ થાય તો મારા ઉપર દોષ કયો લાગી શકશે ? બધાના મુખ ઉપર કાલિમા લાગી જશે; મોઢું પણ દેખાડી નહિ શકશે તો મુકદમો ક્યાંથી ચલાવશે ?

પણ નહિ, આ લોકો મારી સામે રમત રમ્યા છે, તો હું પણ તેમની સામે એમજ રમત રમીશ. કહી દઇશ, કે જો મને આજે કોઇ સારી જગા મળી જાય તો હું જુબાની આપીશ; નહિ તો સાફ કહી દઇશ કે આ મામલા સાથે મારે કાંઇ સંબંધ નથી નહિ તો પાછળથી કોઇ નાનાં મોટાં થાણામાં નાયબ દારોગો બનાવી મોકલી દે તો ત્યાંજ સડયા કરૂં. ઇન્સપેકટરીજ લઇશ;

અને કાલે દશ વાગતા મારી પાસે નિમણુકનો પરવાનો આવી જવો જોઈએ; આજ વખતે દારોગાને કહી દઉં, એમ કહેતા તે ઉપડયો; પરંતુ પાછો શોકાઈ ગયો એકવાર જાલપાને મળવા માટે તેનો જીવ તલપી રહ્યો હતો, તેના પ્રત્યે આટલો પ્રેમ, આટલી શ્રદ્ધા કદી પણ થઈ ન હતી, કેમ જાણે દેવતાઓએ તેની રક્ષા માટે મોકલેલી એ કોઈ દૈવી શક્તિ ન હોય!

દસ વાગી ગયા હતા. રમાનાથે વિજળીની બત્તી બંધ કરી દીધી અને દિવાનખાનામાં આવીને જોરથી બારણાં બંધ કરી દીધાં કે જેથી પહેરાવાળા સિપાઈને એમ લાગે કે અંદરથી બારણું બંધ કરીને તે સુઈ જાય છે અંધારા દિવાનખાનામાં તે એક મીનીટ ઉભો રહ્યો. પછી ધીમેધીમે બારીવાટે ઉતરીને કાંટાળા તારની વાડ આગળ આવીને વિચારવા લાગ્યો: એ કેવી રીતે ઓળંગી જાઉ? કદાચ હજી જાલપા બગીચામાં પણ હોય. દેવીદીન જરૂર તેની સાથે હશે. માત્ર એ તારની વાડજ તેનો માર્ગ રોકી રહી છે એ કૂદી જવાનું અસ-ભવિત હતું. એટલે તારની વચ્ચેથી નીકળી જવાનો તેણે નિશ્ચય કર્યો તેણે બધાં કપડાં સમેટી લીધાં અને કાંટામાં ફસાઈ ન જાય એવી રીતે માથું અને ખાંધ વાડની વચ્ચે નાખ્યાં, પણ કોણ જાણે કેવી રીતે કપડાં ફસાઈ ગયાં. હાથથી કપડાં કાઢવાનો પ્રયત્ન કર્યો તો બાંય કાંટામાં ફસાઈ ગઈ. ધોતીયું પણ ભેરવાઈ ગયું. બિચારો મોટાં સંકટમાં પડી ગયો. ન આ પાર જઈ શકતો હતો, ન પેલી પાર જરા પણ અસાવધાની રખાય તો કાંટા તેના દેહમાં પેસી જાય.

પરંતુ આ વખતે તેણે કપડાંની પરવા ન કરી. તેણે ગર્દન વધુ આગળ લંબાવી અને કપડાંમાં સાંબો ચીરો પાડતો તે પેલી પાર નીકળી ગયો. બધાં કપડાં ચીરા ચીરા થઈ ગયા. પીઠ-માં કાંઈક ઉઝરડો પણ પડયો. પરંતુ આ વખતે તો કોઈ બંદુક કે નિશાન તાણીને તેની સામે ખડો થઈ જાય તો પણ તે પાછો હઠત નહિ. ફાટેલું કુરતું તેણે ત્યાંજ ફેંકી દીધું. ગળે વિંટાળેલી ચાદર ફાટી ગઈ છતાં કામ આપી શકતી હતી. તે તેણે ઓઢી લીધી. ધોતીયું બરાબર પહેરી લીધુ અને બગીચામાં ફરવા માંડયુ સર્વત્ર શાન્તિ હતી કદાચ રખેવાળ ખટિક જમવા ગયો હશે! બે ત્રણ વાર ધીમે ધીમે જાલપાનુ નામ લઈને બૂમ પણ મારી, પરંતુ કાંઈ ઉત્તર ન મળ્યો. નિરાશ થવા છતાં પણ મોહે તેનુ ગળુ છોડયું નહિ. તેણે સહેજ નીચે જઈને જોયુ. જાલપા ચાલી ગઈ એમ તેણે માની લીધું તે એવીજ રીતે દેવી-દીનના ઘર તરફ ચાલ્યો. તેને જરા પણ શોક ન હતો, બંગલામાથી હું નીકળી આવ્યો છું તે કોઈને ખબર પડી જાય તો મારી બલાને! પોલીસ મને શું કરી શકવાની હતી? હું કાંઈ કેદી નથી, મેં કાંઈ ગુલામી નથી લખી આપી!

અર્ધી રાત વીતી ગઈ હતી દેવીદીન અર્ધા કલાક પહેલાંજ આવ્યો હતો અને જમવા માટે જઈ રહ્યો હતો, એટલામાં એક નાગા જેવા માણસને જોઈને તે ચોંકી પડયો રમાનાથે ચાદર માથા ઉપર બાંધી લીધી હતી તે દેવીદીનને બ્હીવડાવવા ચાહતો હતો.

દેવીદીને સચક થઈને કહ્યું: "કોણ છે?"

તરતજ તે ઓળખી ગયો. ઝડપથી તેનો હાથ પકડતા બોલ્યો. "તેં તો ભાઈ ખૂબ કમાલ કરી! કપડાં ક્યાં ગયાં?"

રમાનાથ· "વાડમાંથી નીકળતો હતો. એટલે બધાં તેના કાંટામાં ભરાઈને ફાટી ગયાં."

દેવીદીન. "રામ રામ! શરીરમાં તો કાંટા વાગ્યા નથી ને?"

રમાનાથ. "કાંઈ નહિ; એક બે ઉઝરડા પડયા છે હું બહુ સંભાળીને નીકળ્યો."

દેવીદીનઃ “ વહુની ચિઠ્ઠી મળી ગઇને ? ”

રમાનાથ “ હા, તેજ વખતે મલી ગઇ હતી; શું તે પણ તમારી સાથે હતી ? ”

દેવીદીનઃ “ તે મારી સાથે નહતી; હું તેની સાથે હતો. જ્યારથી તને મોટરમાં આવતો જોયો ત્યારથી આવવા તૈયાર થઇ ગઇ હતી. ”

રમાનાથઃ “ તમે કાઇ પત્ર લખ્યો હતો ? ”

દેવીદીન “ મે કોઇ કાગળ પત્ર લખ્યો ન હતો ભાઇ ! જ્યારે તે આવી ત્યારે તો મને પોતાને પણ અચંબો થયો હતો કે જાણવા મૂક્યા વિના કેવી રીતે આવી ? પાછળથી તેણે જણાવ્યું. પેલો શેતરંજ વાળો કોયડો તેણેજ પ્રયાગથી મોકલ્યો હતો અને ઇનામ પણ ત્યાંથી જ આવ્યું હતું. ”

રમાનાથની આંખો પહોળી થઇ ગઇ ! જાલપાની ચતુરાઇએ તેને વિસ્મયમાં નાખી દીધો. તે સાથેજ પરાજયના ભાવે તેને કાંઇક ખિન્ન કરી દીધો. અહીં પણ તેની હાર થઇ અને તે કેવી ખરાબ રીતે !

બુઢ્ઢી ઉપર ગઇ હતી. એટલે દેવીદીને દાદર આગળ જઇને કહ્યું: “ અરે શું કરે છે ? વહુને કહે કે એક માણસ તેને મળવા આવ્યો છે. ”

એટલું કહીને દેવીદીને ફરી રમાનાથનો હાથ પકડી લીધો અને બોલ્યો. “ ચાલ; હવે સરકારમાં તારો પગપેસારો થશે બહુ ભાગતો હતો. વોરંટ વિનાજ પકડાઇ ગયો. આટલી સહેલાઇથી તો પોલીસ પણ પકડી શકત નહિ.”

રમાનાથનો મનોલ્લાસ દ્રવિત થઇ ગયો. શરમનો માર્યો તે મરી જતો હતો. જાલપાના પ્રશ્નનો તેની પાસે શો ઉત્તર હતો ? જે ભયથી તે ભાગ્યો હતો તેણે તો છેવટે તેનો પીછો પકડીને તેને પરાસ્ત કરી દીધો. તે જાલપાની સામે સીધી નજર પણ કરી શકશે નહિ. તેણે હાથ છોડવી લીધો. દાદર પાસે આવીને થંભી ગયો. દેવીદીને પૂછ્યું: “ કેમ અટકી ગયો ? ”

રમાનાથે માથું ખંજવાળતાં કહ્યું: “ ચાલો, હું આવું છું. ”

બુઢ્ઢીએ ઉપરથીજ પૂછ્યું: “ પૂછો, કોણ માણસ છે ? ક્યાંથી આવ્યો છે ? ”

દેવીદીને વિનોદ કરતાં કહ્યું: “ કહે છે કે હું જે કાંઇ કહીશ તે વહુનેજ કહીશ. ”

“ કાંઇ ચિઠ્ઠી લાવ્યો છે ? ”

“ નહિ. ”

શાન્તિ છવાઇ ગઇ. દેવીદીને એક ક્ષણ બાદ પૂછ્યું: “ કહી દઉં કે પાછો જાય ? ”

જાલપા દાદર આગળ આવી બોલી: “ કોણ માણસ છે, તે તો પૂછો ! ”

“ કહે છે કે ઘણે દૂરથી આવ્યો છું. ”

“ ક્યાં છે ? ”

“ આ શું ઉભો છે. ”

“ ઠીક, બોલાવો ! ”

રમાનાથ ચાદર ઓઢીને કાંઇક ચમકતો, કાંઇક અચકાતો, કાંઇક બ્હીતો દાદર પર આવ્યો. જાલપાએ જોતાંની સાથેજ તેને ઓળખી લીધો. તે તરત બે પગલાં પાછળ હટી ગઇ. દેવીદીન ત્યાં ન હોત તો બે પગલાં આગળ વધી હોત.

તેની આંખોમાં કદિ આટલો નશો ન હતો, અંગોમાં આટલી ચપળતા ન હતી, કપોળ ઉપર કદિ આટલો ચમકાર ન હતો, હૃદયમાં આટલું કમ્પન ન હતું. આજે તેની તપશ્ચર્યા સફળ થઇ !

## ૧૩

વિયોગીઓનાં મિલનની રાત, મુસાફરોના પડાવની રાત તો વાતોમાંજ વીતી જાય છે. રમાનાથ અને જાલપા બન્નેને પોતાની છ માસની કથા કહેવાની હતી. રમાનાથે પોતાનું ગૌરવ વધારવા માટે પોતાનાં કષ્ટોનું બયાન

ખૂબ વધારી વધારીને કર્યું. જાલપાએ પોતાની કથામાં કષ્ટોની ચર્ચા સુદ્ધાં ન આવવા દીધી. એમને દુઃખ લાગશે એમ તે ડરતી હતી. પરંતુ રમાનાથને તો તેને રડાવવામાં વિશેષ આનંદ પડતો હતો. તે કેમ ભાગ્યો, શાને માટે ભાગ્યો, કેવી રીતે ભાગ્યો એ બધીય કથા તેણે કરુણ શબ્દોમાં કહી અને જાલપાએ તે રડતાં રડતાં સાંભળી. પોતાની વાતોથી તે જાલપાને પ્રભાવિત કરવા ચાહતો હતો. અત્યારસુધી બધી વાતમાં એને પરાસ્ત થવું પડયું હતું. જે વાત તેને અસંભવ માલમ પડતી હતી, તે વાત જાલપાએ થોડીવારમાં પૂરી કરી દેખાડી. શેતરંજવાળી વાતનું બયાન તે ખૂબ મીઠું મરચું ભભરાવી કરી શકત, પરંતુ અહીંયે જાલપાએ નીચું જોવડાવ્યું પછી તેની કીર્તિલાલસા માટે પોતાના કષ્ટોને રાઈને પર્વત કરીને દેખાડવા સિવાય બીજો કયો ઉપાય હતો !

જાલપાએ એક સીસકારો મારી કહ્યું " તમે આ બધી આફતો સહન કરી છતાં એક પત્ર સરખો મને ન લખ્યો. શા માટે લખો ! મારી સાથે તમારે સંબંધ શો ! મોઢે જોવાનો પ્રેમ હતો. "

રમાનાથે સમજાવતાં કહ્યું " એમ વાત નથી, જાલપા ! દિલ ઉપર જે કાંઈ ગુજરતું હતું તે દિલજ જાણે છે, પરંતુ લખવા જેવું મોઢું તો જોઈએને ' જ્યારે હું મુખ છુપાવીને ઘરેથી ભાગી આવ્યો, ત્યારે મારે વિપત્તિનું બયાન શા માટે લખવા બેસવું ! મે તો નક્કી વિચાર કરી રાખ્યો હતો કે જ્યાંસુધી ખૂબ રૂપીયા કમાઉ નહિ ત્યાંસુધી એક શબ્દ પણ લખીશ નહિ. "

જાલપાએ આંસુ ભરેલી આંખોએ ભમના ભાવથી કહ્યું " ઠીકજ હતું: માણસ કરતા રૂપીયા વધુ પ્યારા હોય છે અમે તો રૂપીયાના યાર છીએ. પછી તમે જોઈએ તો ચોરી કરો, ધાડ પાડો, ખોટી નોટ બનાવો, જૂઠી સાક્ષી આપો કે ભીખ માંગો; કોઈ પણ ઉપાયે રૂપીયા લાવો. તમે મારો સ્વભાવ કેવો સારો સમજ્યા છો, વાહ ! ગોસાંઈજી પણ કહીજ ગયા છે કે ' સ્વારથ સાથે કરહિ ' સબપ્રીતી."

રમાનાથે ચમકીને કહ્યું " નહિ, નહિ વ્હાલી, એમ વાત ન હતી મને એજ વિચાર આવતો હતો કે આવા હારેલા હાલે કેવી રીતે જાઉં ! સાચું કહું છું, મને સૌથી વધારે ડર તો તારોજ લાગતો હતો તું મને કેટલો કપટી, જુઠો, કાયર સમજી રહી હશે. એમ મને વિચાર આવતો હતો. મારા મનમાં એવો ભાવ હતો કે રૂપીયાની થેલી જોઈને તારું હૃદય તો કાંઈક નમ થશે "

જાલપાએ વ્યથિત કંઠે કહ્યું. " હું કદાચ એ થેલીને હાથ પણ ન અડકાડત તમે મને કેટલી નીચ, કેટલી સ્વાર્થિની, કેટલી લોભી સમજો છો તે આજે માલમ પડી ગયું. એમાં તમારો કાંઈ દોષ નથી. મારોજ દોષ છે જો હું સમજી હોત તો આજે એ દિવસજ કયાંથી આવત ? જે પુરુષ માસિક ત્રીસ ચાલીસ રૂપિયાના નોકર હોય, તેની પત્ની જો રોજ બેચાર રૂપીયાનો ખર્ચ કરે, હજાર બેહજારના ઘરેણાં પહેરવાની દાનત રાખે, તો તે તેની તેમજ પોતાની બરબાદી કરવાનીજ તૈયારી કરી રહી છે એટલે તમે મને એટલી ધનલોલુપ સમજો તેમાં કાંઈ અન્યાય નથી કર્યો. પરંતુ એક વાર જે ભ્રમમાં હું ભૂલી ચૂકી છું તેમાં હું ફરી કદિ નહિ પડું આ મહિનાઓમાં મે એ પાપનું કાંઈક પ્રાયશ્ચિત કર્યું છે અને હવે બાકીના જીવનના અન્તસમય સુધી કરીશ. હું એમ નથી કહેતી કે ભોગવિલાસથી મારો જીવ ભરાઈ ગયો, શા કપડાં ઘરેણાં પહેરવાની મને ઉમ્ મારી ગઈ છે યા ઈર્ષા સજાવટ પ્રત્યે મને ઘૃણા થઈ ગઈ છે એમ નથી

અભિલાષાઓ જેમની તેમ છે. જો તમે તમારા પુરૂષાર્થથી, તમારા પરિશ્રમથી, તમારા સદુદ્યોગથી એ સર્વ પૂરાં કરી શકતા હો તો શું કહેવું ! પરંતુ દાનત ખોટી કરીને, આત્માને કલુષિત કરીને, એક લાખ રૂપીયા પણ લાવો તો હુ તેને ઠોકર મારી દઇશ. જે વખતે મને માલમ પડયું કે તમે પોલીસના સાક્ષી બની ગયા છો, તે વખતે મને એટલું બધુ દુઃખ થયું, કે હું તેજ વખતે દાદાને લઇને તમારા બંગલા સુધી ગઇ; પરંતુ તેજ દિવસે તમે બહાર ચાલી ગયા હતા, અને આજે પાછા ફર્યા છો. એટલા માણસોનું ખૂન મારે માથે લેવા હું નથી ચાહતી ! તમે અદાલતમાં ચોકખું કહી દો કે મેં પોલીસના સકંજામાં સપડાઇને આ જુબાની આપી હતી, મારે આ મામલા સાથે કાંઇ સંબંધ નથી. ”

રમાનાથે ચિંતાતુર થઇને કહ્યું: “જ્યારથી તારો પત્ર મળ્યો ત્યારથી હું એ પ્રશ્ન ઉપર વિચાર કરી રહી છું; પણ સમજમાં નથી આવતું કે શું કરૂં ? એક વાત કહીને તેનાથી ફરી જવાનું સાહસ મારામાં નથી. ”

“ જુબાની તો બદલવી જ પડશે ”

“ પણ કેવી રીતે ? ”

“ મુશ્કેલી શી . છે ? મ્યુનિસિપાલીટી તમારા ઉપર કોઇ મુકદ્દમો ચલાવી શકે એમ નથી, એવી જ્યારે તમને ખબર પડી ગઇ છે, પછી ડર કઇ વાતનો ? ”

“ ડર નહિ હોય, પણ જબાન પણ કોઇ ચીજ છે ને ? જે મુખથી એક વાત કહી તે મુખથી ફરી જાઉં એ તો મારાથી નહિ બને. વળી, મને કોઇ સારી જગા મળી જશે. આરામથી જીંદગી પસાર થશે. મારામાં ઘડી ઘડી ઠોકર ખાવાની શક્તિ નથી. ”

જાલપાએ કાંઇ જવાબ ન આપ્યો માણસમાં સ્વાર્થની માત્રા કેટલી વધારે છે તેનો જ તે વિચાર કરી રહી હતી

રમાનાથે ફરી ધૃષ્ટતાથી કહ્યું: “ વળી, કાંઈ મારી જુબાની ઉપર તો બધો ફેંસલો ચવાનો નથી. હું ફરી જઇશ, તો પોલીસ કોઇ બીજા માણસને ઉભો કરી દેશે. ગુન્હેગારોના જાન કોઇ પણ રીતે બચી શકવાના નથી. હા, મફતમાં હું માર્યો જઇશ. ”

જાલપાએ આંખો ચઢાવીને કહ્યું: “ કેવી બેશર્મીની વાતો કરો છો ? તમારૂં પેટ પૂરવા માટે બીજાઓના ગળાં કાપવા સુધી તમે નીચા પડી ગયા છો ? મારાથી એ સહન નહિ થાય. મને મજુરી કરવાનું, ભૂખે મરવાનુ કબૂલ છેઃ સંસારમાં જે મોટાંમાં મોટી વિપત્તિ હોય તે હું માથે લઇ શકું એમ છું; પરંતુ કોઇનું બુરૂં કરીને સ્વર્ગનું રાજ પણ લઉં નહિ. ”

રમાનાથ એ આદર્શવાદ પ્રત્યે ચિડાઇને બોલ્યોઃ “ તો શુ તુ એમ ઇચ્છે છે કે હું અહીં મજુરી કરૂં ? ”

જાલપાઃ “ નહિ, હુ એમ નથી ઇચ્છતી, પરંતુ જો મજુરી પણ કરવી પડે તો તે ખૂનથી તર રોટલી ખાવા કરતાં વધારે સારૂં છે. ”

રમાનાથે શાન્ત ભાવથી કહ્યું: “ જાલપા, તું મને જેટલો નીચ માને છે, તેટલો નીચ હું નથી. ખરાબ વાત બધાને ખરાબ લાગે છે. એનું દુઃખ મને પણ છે કે મારા હાથથી આટલાં માણસોનાં ખૂન થઇ રહ્યાં છે; પરંતુ પરિસ્થિતિએ મને લાચાર કરી નાખ્યો છે. મારામાં હવે ઠોકરો ખાવાની શક્તિ નથી, તેમજ પોલીસ સાથે પણ હું ટંટો વહોરી લઇ શકું એમ નથી. દુનીયામાં કાંઈ બધા થોડાજ આદર્શ ઉપર ચાલે છે ? મારામા જે ઉંચાઇએ પહોંચવાની શક્તિ નથી, તે ઉંચાઇએ પહોંચાડવા શા માટે ઇચ્છે છે ? ”

જાલપાએ તીક્ષ્ણ સ્વરે કહ્યું " જે માણસમાં હત્યા કરવાની શક્તિ હોય, તેનામાં હત્યા ન કરવાની શક્તિ ન હોય એ આશ્ચર્યની વાત છે જેનામાં દોડવાની શક્તિ હોય, તેનામાં ઊભા રહેવાની શક્તિ ન હોય એ કોણ માનશે ? આપણે જ્યારે કોઇ કામ કરવાની ઇચ્છા કરીએ છીએ ત્યારે આપણામાં એ શક્તિ આપોઆપ આવી જાય છે તમે નિશ્ચય કરી લો કે મારે જુબાની બદલવી છે, બસ, પછી બધી વાત આપોઆપ થઇ જશે "

રમાનાથ માથું નીચું રાખી સાંભળી રહ્યો.

જાલપાએ આવેશમાં આવીને કહ્યું ' જો તમે આ પાપની ખેતી કરવા માગતા હો, તો મને આજેજ અહિંથી વિદાય કરી દો. હું મોઢાં પર કાળક લગાડી અહીંથી ચાલી જઇશ અને પછી તમને હેરાન કરવા નહિ આવું. તમે આનન્દથી રહેજો. હું મહેનત મજુરી કરીને મારૂં પેટ ભરીશ હજી પ્રાયશ્ચિત પૂરૂં નથી થયું એટલેજ આ દુર્બળતા તારી પાછળ પડી છે મારો સર્વ નાશ કરીનેજ એ છોડશે, તે હું જોઇ રહી છું "

રમાનાથના દિલ ઉપર કાંઇક ચોટ લાગી, તે માથું ખંજવાળીને બોલ્યો : ' આ ગુથી જાતમાંથી કોઇ રીતે જાન બચે એમ તો હું પણ ઇચ્છું છું. "

" તો બચાવતા કેમ નથી ? જો તમને કહેતા શરમ આવતી હોય તો હું આવું એ ઠીક થશે. હું પણ તમારી સાથે આવીશ અને તમારા સુપરિન્ટેન્ડન્ટ સાહેબને બધો વૃત્તાન્ત સાફ સાફ કહી દઇશ "

રમાનાથના હોશકોશ ઉડી ગયા. જાલપા પોતાની વતી વકીલાત કરે એટલી બધી દુર્ગતિ કરાવવા તે ઇચ્છતો ન હતો. તે બોલ્યો "તારે આવવાની જરૂર નથી, જાલપા ! હું એ લોકોને સમજાવી દઇશ "

જાલપાએ ભારપૂર્વક કહ્યું " ચોક્કસ કહો, તમારૂં બયાન બદલશો કે નહિ ? "

જાણે ખુણામાં દબાઇને રમાનાથે કહ્યું "કહું તો છું કે બદલી દઇશ."

' મારા કહેવાથી કે તમારા દિલથી ! '

" તારા કહેવાથી નહિ, મારા દિલથી મને પોતાને પણ આવી વાતો પર ઘૃણા છે પરંતુ થોડીક હિચ હતી તે તેં દૂર કરી "

પછી બીજી વાત થવા લાગી રમાનાથે રૂપિયા ઉડાવ્યા તેની ખબર કેમ પડી ? રૂપિયા પૂરા કેવી રીતે થયા ? બીજા લોકોને ઘરેણાંની ખબર પડી કે ઘરમાં જ દબાઇને રહી ગઇ ? રતનનું શું થયું ? ગોપી કેમ આગ્યો વઢતો ભાગી ગયો ? બન્ને કાંઇ ભણે છે કે એમજ ફરીને રખડ્યા કરે છે ? છેવટે બા અને દાદાની વાતો આવી. પછી જીવનના મનસુબા બંધાવા લાગ્યા જાલપાએ કહ્યું ' ઘરે જઇને રતન પાસે થોડીક જમીન લઇ લઇશું અને આનંદથી ખેતીવાડી કરીશું " આના ઉપર બન્ને વચ્ચે ચર્ચા ચાલી. આખરે રમાનાથને હાર માનવી પડી. બહાર રહીને તે ઘર તરફ નજર રાખી ન શકો, ન ભાઇઓને હિંમત આપી ન શકો અને માતાપિતાની સેવા સત્કાર પણ ન કરી શકો આખરે ઘરવાળાઓ પ્રત્યે પણ તેનું કાંઇ કર્તવ્ય છે કે ! રમાનાથ નિરુત્તર થઇ ગયો

( ચાલુ )

---o---

# અખિલ ભારત સ્ત્રી પરિષદના કેટલાએક ઠરાવો

લેખિકા શ્રીમતી હંસા મહેતા. બી. એ.

અખિલ ભારત સ્ત્રીપરિષદનું સાતમું અધિવેશન લકનૌમાં ગયા ડીસેમ્બર માસની ૨૮ મી તારીખે ભરાયું. આ વખતે પરિષદમાં ધ્યાન ખેંચવા લાયક બે ત્રણ ઠરાવો થયા; એક તો સ્ત્રીઓના મતાધિકાર સંબંધે, બીજો 'કોમ્યુનલ એવૉર્ડ' સબંધે અને ત્રીજો સંતતિનિયમન સંબંધે

પ્હેલા બે ઠરાવ રાજકીય ગણાય માટે પરિષદ એનો વિચાર સરખો પણ ન કરી શકે. પરિષદમાં રાજકીય તત્વ દાખલ જ ન કરી શકાય એ પર ખૂબ ચર્ચા થઇ પરિષદના બંધારણમાં સ્પષ્ટ લખ્યું છે કે જેને 'પાર્ટી પૉલીટીક્સ' કહીએ એજ પરિષદને વર્જ્ય છે. બીજો કોઇ પણ સવાલ સ્ત્રી અથવા બાળકોને લગતો હોય તેની ચર્ચા પરિષદ છૂટથી કરી શકે. રાજકીય શું અને શું નહિ તેનો નિર્ણય કરવો, આજકાલ તો બહુ અઘરો છે. સરકારીમા પણ કોઇ પીળી પાઘડી હાય હાય કરે તો તે રાજકીય વ્યાખ્યામાં આવી જાય. સ્વાગત સમિતિના પ્રમુખ બેગમ વઝીરે એમના ભાષણમાં 'કોમી એકતા' સંબંધી બોલતા કહ્યું કે જો કે પરિષદ રાજકીય બાબતમા પડતી નથી તો પણ " We cannot confine ourselves exclusively to one sphere of life " એના કહેવાનો ભાવાર્થ એટલોજ કે આજે જીવનના જૂદા જૂદા સવાલો એક બીજા સાથે એવા સંકળાયલા છે કે અમુક સવાલોને અળગા રાખી એકજ સવાલ પકડીને આપણાથી બેસી શકાય નહિ. પરિષદની સ્ટેન્ડીન્ગ સમિતિના પ્રમુખ રાજકુમારી અમૃતકુંવરે પણ 'કોમ્યુનલ એવૉર્ડ' સામે વિરોધ દર્શાવતા ઠરાવમા એજ પ્રમાણે કહેલું કે જીવનના જૂદા જૂદા વિભાગ પાડી એક બે ભાગને બીજા સાથે કંઇ સબંધ નથી એમ કહેવું બરોબર ન કહેવાય. સ્ત્રીઓના મતાધિકારનો સવાલ અતિ મહત્વનો છે. સ્ત્રીઓને સારા પ્રમાણમાં મત મળશે તોજ ધારાસભાઓમાં પોતાના મતાનુસાર ચુંટણી કરાવી જે અનેક અન્યાયી કાયદાઓ વડે સ્ત્રીઓને આપણા સમાજમાં જે હલકું સ્થાન પ્રાપ્ત થયું છે તે દૂર કરાવી શકાય. સમાજનું નવેસર બંધારણ ઘડવું હોય તો તેને માટે કાયદાની સહાય લીધા વીના છૂટકોજ નથી અને એ કાયદાઓ ધારાસભામાં મુકાય અને પસાર થાય તેને માટે સ્ત્રીઓએ પોતાનો મતનો અધિકાર યોગ્ય રીતે વાપરવો પડશે; એટલે મતની જરૂર છેજ. સ્ત્રીના મતાધિકારનો પ્રેશ્ન, સ્ત્રીનું સમાજમાં સ્થાન સુધરે એ સામાજીક દૃષ્ટિએ પણ અતિ મહત્વનો છે.

આજે મતનો અધિકાર જેની પાસે અમુક મીલ્કત હોય તેને મળે છે એ અધિકાર સ્ત્રી પુરૂષ બન્નેને છે. પરંતુ આજના સામાજિક સંજોગો જોતા હિંદુ સ્ત્રીઓને મીલ્કતનો અધિકાર હોતો નથી એટલે પ્રમાણમાં જુજ જેવી સ્ત્રીઓ મતનો અધિકાર ભોગવે છે. એ કારણથી સ્ત્રીઓના મતની કીંમત જોઇએ તેટલી જણાંતી નથી. હિંદના નવા બંધારણમાંથી આ અસમાનતા દૂર કરવાની અગત્ય ગોળમેજી પરિષદને પણ જણાઈ છે. પરંતુ એમણે જે ધોરણ નક્કી કર્યું તેમાં અનેક અવગુણ હોઇ હિંદની સ્ત્રીઓને માન્ય નથી એ ધોરણથી સ્ત્રી મતાધિકાર વિસ્તૃત થાય છે.

પરંતુ સ્ત્રી પુરૂષ સમાન છે, એ ભાવનાને હાનિ પહોંચે છે એટલે કોઇપણ સ્વમાની સ્ત્રી એ કબુલ રાખી શકે નહિ એ ધોરણથી પુરૂષની માફક મીલકતની માલીકી અને અક્ષરજ્ઞાન એ બન્ને ગુણો સ્ત્રીઓને પણ લાગુ પાડયા છે પરંતુ તે ઉપરાંત સ્ત્રીઓને માટે ખાસ ધોરણ એ નક્કી કર્યું છે કે જે પુરૂષ મતનો અધિકારી હોય તેની સ્ત્રી અને એના મરણ પછી એની વિધવાને મતનો અધિકાર મળે. આ ખાસ ધોરણ સામેજ સ્ત્રીઓએ વિરોધ જાહેર કર્યો છે. સ્ત્રીને સ્ત્રી તરીકે પોતાના હક મળવા જોઇએ, જ્યારે આ ધોરણથી પુરૂષ મતાધિકારીની ધણીયાણી અથવા એની વિધવા તરીકેજ હક મળે છે. એટલે સ્ત્રીના પુરૂષ સાથેના સંબંધ ઉપર એનો મતાધિકાર અવલબીને રહ્યો છે. સ્ત્રી પરિષદે ગોળમેજી પરિષદ આગળ એનો વિરોધ જાહેર કર્યો હતો તેમજ લોધીયન સમિતિ આગળ પણ સાક્ષી આપી વિરોધ બતાવ્યો હતો. સ્ત્રી પરિષદના મત પ્રમાણે તો adult suffrage—એટલે દરેક એકવીસ વર્ષ અને તેની ઉપરના સ્ત્રી પુરૂષોને મતનો અધિકાર મળવો જોઇએ. પરિષદની દલીલ એ છે કે સ્ત્રી પુરૂષને સમાન ગણવા હોય તો મતને માટે કોઇ ખાસ ગુણ ન રાખવો કે જેને લીધે આ સમાનતા માત્ર નામની રહે આજે પાંત્રીસ કરોડની હિંદની વસ્તીમાં અરાઢ કરોડ પુરૂષો અને સત્તર કરોડ સ્ત્રીઓ છે. એટલે અત્યારના ધોરણ પ્રમાણે જો વીસ પુરૂષોએ એક સ્ત્રીને મત મળે તો તે વસ્તીના પ્રમાણમા અસમાન ગણાય. અક્ષરજ્ઞાનમાં સ્ત્રીઓ પછાત છે તેમજ હિંદુ કાયદાઓ પ્રમાણે સ્ત્રીઓને મીલકતનો અધિકાર નથી એટલે આ બે ગુણોથી સમાનતાનો નિયમ સચવાતો નથી. અને પુરૂષ સંબંધથી સ્ત્રીને અધિકાર મળે એ તો એથીએ વધારે ખરાબ. આ બધો વિચાર કરતાં સ્ત્રીપુરૂષ બન્નેને સમાન લાગુ પડે એવુ એકજ ધોરણ છે અને તે adult suffrage-પુખ્ત ઉમરે મતાધિકાર

'કોમ્યુનલ એવૉર્ડ' સામે પરિષદે એટલા માટે વિરોધ કર્યો કે અત્યારે કોમી ઝઘડાઓ પુરૂષોમાં પુષ્કળ થાય છે. સ્ત્રીઓ અત્યાર લગણ એ ઝઘડાઓથી દૂર રહી છે. પરંતુ આ એવૉર્ડથી ધારાસભાઓમા સ્ત્રીઓ માટે બેઠકો રાખી છે તે કોમવાર રાખી છે એટલે સ્ત્રીઓમાં પણ ભાગલા પડવાનો સંભવ છે. અત્યારે જે કોમીવાદ ચાલી રહ્યો છે તેને પુષ્ટી ન આપતાં એ જેમ જેમ ભુસાઇ જાય તે પ્રમાણે દરેક રાષ્ટ્રવાદીએ પ્રયત્ન કરવાનો છે. એટલે કોમીવાદને અંગે Separate Electorate-અલગ ચુંટણી મંડળો ઉભાં થશે એ ઇષ્ટ નથી અને Joint Electorate એટલે એકજ ચુંટણી મંડળ હોવું જોઇએ. આ બાબત પણ સ્ત્રીઓએ એક ચુંટણી મંડળની તરફેણમાં પોતાનો મત જાહેર કર્યો. પરિષદે આ રીતે પોતાના સ્વાર્થના ભોગે સ્ત્રી પુરૂષના હક સમાન છે એમ જાહેર કરી કોમીવાદ સામે વિરોધ દર્શાવી એક રાષ્ટ્રીય ભાવનાજ સ્ત્રીઓને માન્ય છે એ સિદ્ધ કરી બતાવ્યું તેને માટે ધન્યવાદ ઘટે છે.

સંતતિનિયમનનો ઠરાવ ગઇ મદ્રાસ પરિષદમાં ઉડી ગયો હતો પરંતુ આ વખતે તો બહુમતિએ પસાર થયો. ઠરાવ નીચે પ્રમાણે છે –
This conference feels that on account of the low physique of women, high infant mortality and increasing poverty of the country men and women should be instructed in methods of birth control in recognised clinics. It calls upon all municipalities and local bodies to open centres and invite the special help of

the medical authorities towards the solution of this importent problem. "

માતા થવુ કે ન થવું એ સ્ત્રીના હકની વાત છે. એ સુધરેલા દેશોમાં તો આજે માન્ય થઈ ગયુ છે. આપણાં દેશમાં તો સ્ત્રીને મરજી કમરજીએ પણ માતા થવું પડે છે અને તે એક બાળકની નહિ પણ અનેક આપણાં દેશની ગરીબાઇ જોતાં મોટાં કુટુમ્બને પોષણ કરવાની શકિત ન હોય તો કુટુમ્બ ન વધારવું તેમજ માતાનુ શરીર નબળું હોય તો પણ સંતતિનુ નિયમન કરવું એ વાત તો પરિષદની લગભગ બધી બ્હેનોએ સ્વીકારી હતી પરંતુ મતફેર તો સંતતિનિયમન શી રીતે કરવું તેના પર થયો કેટલીએક બ્હેનોને લાગ્યુ કે ખરેખરો રસ્તો તો બાહ્યોપાય નહિ પરંતુ બ્રહ્મચર્ય પાળવાનો જ છે બ્રહ્મચર્ય પાળવું એ રસ્તો સીધો અને સારો હોત તો તો વિધવાઓને બાળહત્યાઓ કરવી ના પડત અને પંઢરપુરના આશ્રમો ના ભરવા પડત. વૈદક દષ્ટિએ પણ ફરજિયાત બ્રહ્મચર્ય પાળવાથી લાભ કરતાં હાનિ વધારે છે ડો. મૅરી સ્ટોપ્સ વગેરે લેખકોના આ વિષય પર જેમણે પુસ્તકો વાંચ્યા હશે તેમને ખબર પડશે કે બ્રહ્મચર્ય બાબત આવા અનુભવી લેખકોના શા અભિપ્રાય છે. સોમાં નવાણું ટકાને આ રસ્તો અસાધ્ય છે ખાસ કરીને અજ્ઞાન લોકો જેમને આ બાબતમા કેળવવાની જરૂર છે તેમને સોએ સો ટકા અસાધ્ય છે એમ કહીએ તો ખોટું નહિ. એટલે બાહ્યોપાય શિવાય બીજો રસ્તો જ નથી એમ કહીએ તો ચાલે એ મત જો માન્ય કરીએ તો પછી સ્ત્રીપુરૂષોને બાહ્યોપાય વિષે યોગ્ય માહિતી આપવી એ સમાજનું કર્તવ્ય છે. સોવીએટ રશીયામાં તો સ્ત્રીને ગર્ભપાત કરવાનો પણ અધિકાર છે અને તેને માટે સરકારી કલખમાજ વ્યવસ્થા થાય છે. વીએના અને બર્લીનમાં બાહ્યોપાય વિષે માહિતી આપવા ત્યાંની મ્યુનીસીપાલીટી તરફથી લગભગ દરેક વૉર્ડમા ગોઠવણ કરવામાં આવી છે. ઇંગ્લંડે આ બાબતમાં જોઇએ તેટલી પ્રગતિ સાધી નથી ત્યાંના લોકો હજી યુરોપના બીજા દેશોના પ્રમાણમા જુના વિચારના ખરા. તોપણ લંડનમાં હવે Women's welfare centres તરફથી આ જાતની માહિતી અપાય છે. ગમે તે સ્ત્રી આ માહિતી ન લઇ જાય, તેને માટે ખાસ કાળજી રખાય છે. ત્યાં જતી સ્ત્રીને એક પત્રક ભરી આપવું પડે છે. એ પત્રકમાં દરેક જાતની હકીકત દાખલા તરીકે ધણીની કમાણી, કેટલાં બાળકો થયાં છે, શા માટે સંતાન જોઇતા નથી, ધણી પણ આમાં સંમત છે કે નહિ વગેરે વગેરે બધી વિગત લખી આપવી પડે છે. પત્રક ભરી આપ્યા પછી એમ લાગે કે સ્ત્રીને માહિતી આપવાની જરૂર છે તો એ માહિતી અપાય છે. રશીયા તેમજ અન્ય સુધરેલા દેશોમાં માતા થવું કે ન થવું એ નિર્ણય હક તરીકે સ્ત્રીઓ કરે છે. એટલે જે ગરીબાઇ અથવા તબીયતનું બ્હાનું ન કહાડી શકે તે પણ એ માહિતી મેળવી રહી છે અને વિચાર કરીએ તો એજ વાસ્તવિક છે. પરણવું ન પરણવુ એ જેમ હવે મરજીની વાત છે તેમ માતા થવુ યા ન થવું એ પણ મરજીની વાત જ હોવી જોઇએ. પરિષદ માત્ર આ ઠરાવ પસાર કરી બેસી ન રહે પણ આવાં કલીનીકો સ્થાપવા સ્થપાવવાનું કામ ઉપાડી લે તોજ હિંદનું એક મહત્વનું કાર્ય કર્યું ગણાશે.

# અખિલ ભારતીય મહિલા પરિષદ

[ સાતમી બેઠકનો અહેવાલ ]

અખિલ ભારતીય મહિલા પરિષદનું સપ્તમ અધિવેશન લખનૌમાં બારદારી-કેસરબાગમાં ૧૯૩૨ના ડીસેમ્બર તા. ૨૮ થી ડીસેમ્બરની તા. ૩૧ મી સુધી શ્રીમતી શેઠ વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠના પ્રમુખપદે ભરાયું હતું. પરિષદમાં ૨૦૦ જેટલા પ્રતિનિધિઓ હાજર રહ્યાં હતાં. સાતેય અધિવેશનોમાં આ અધિવેશનમાં પ્રતિનિધિઓની સંખ્યા સૌથી વધારે હતી. જાણીતા બહેનોમાં શેઠ વઝીર હસન, મીસીસ નાણાવટી, ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડી, શ્રીમતી કૈલાસ શ્રીવાસ્તવ, બેગમ હમીદઅલી, રાજકુમારી અમૃતકુંવર, શ્રીમતી હંસા મહેતા, શ્રીમતી તારાબહેન માણેકલાલ પ્રેમચંદ, શ્રીમતી નલિનીબાઈ દલવી, શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી વિનોદિની નીલકંઠ વગેરે હતાં.

પરિષદના સ્વાગત પ્રમુખ બેગમ મહંમદ વાસીમ અને પ્રમુખ શ્રીમતી શેઠ વિદ્યાગવરી નીલકંઠે કરેલાં ભાષણો અન્યત્ર આપવામાં આવ્યાં છે.

ડૉ. પરાંજપેનું ઉદ્બોધન

પરિષદની સ્વાગત સમિતિના આમંત્રણથી પહેલે દિવસે લખનૌ યુનિવર્સીટીના વાઈસ-ચાન્સેલર ડૉ. આર. પી. પરાંજપે ખાસ હાજર રહ્યા હતા. તેમણે ભાષણ કરતાં સ્ત્રીઓની ઉન્નતિ માટે પરિષદ જે પ્રયત્નો કરી રહી છે તે તરફ સહાનુભૂતિ દર્શાવી હતી. તેમણે જણાવ્યું હતું કે "લોકસત્તા અને આંદોલનના આ જમાનામાં હવે સ્ત્રીઓ, અત્યાર પહેલાં તેઓ જે રીતની પ્રવૃત્તિમાં રોકાયેલાં રહેવાનું મનાતું હતું તેમાંજ રોકાઈ રહી શકે એમ નથી. બીજાઓને પણ સંપૂર્ણ સ્વતંત્રતા આપી શકાય એવા પોતાને પૂરેપૂરા પ્રમાણમાં સ્વતંત્રતા આપીને જ દરેક માનવ પ્રાણી પાસેથી આપણે સર્વોત્તમ વસ્તુ મેળવી શકીએ છીએ એમ અમને લાગે છે તે કારણે જ અમે, પુરુષો, તમારી પ્રવૃત્તિઓને આવકાર આપી તમને સૌથી વધુ સફળતા મળે એમ ઈચ્છીએ છીએ. મને આશા છે કે, સર્વ માટે સ્વતંત્રતાના મુખ્ય સિદ્ધાંત ઉપરજ તમારી પરિષદના નિર્ણયો થશે અને તમારા નિર્ણય કરવામાં વચ્ચે બીજી કોઈ વિચારણાને અસર કરવા નહિ દો. સ્ત્રીઓએ લગભગ સર્વાનુમતે, જુદા વિભાગો કરવા સામે વિરોધ દર્શાવ્યો છે, અને એ રીતે દેશને જુદા જુદા વિભાગોમાં વહેંચાઈ જતો અટકાવવામાં મદદ કરી છે એ હિન્દના ભાવિ માટે આશાજનક ચિહ્ન છે. કેળવણીમાં તેમજ બીજી બાબતોમાં પણ સ્ત્રીઓને પુરુષોના જેટલીજ છૂટ આપવામાં આવે, કોઈપણ પ્રકારનાં કૃત્રિમ બંધનો રાખવામાં ન આવે એવા સમયની હું રાહ જોઈ રહ્યો છું."

લખનૌ મ્યુનિસિપાલીટીના પ્રમુખ શ્રી બિશંભરનાથ શ્રીવાસ્તવે જણાવ્યું હતું કે પુરુષોમાં પ્રગતિ થાય તે સાથેજ જો સ્ત્રીઓમાં કેળવણી વિષયક તેમજ સામાજીક પ્રગતિ નહિ થાય તો દેશમાં સાચી પ્રગતિ શક્ય જ નથી. દેશની ઉન્નતિમાં અખિલ ભારતીય મહિલા પરિષદ ખરેખરી સેવા કરી રહી છે અને રાષ્ટ્ર ઘડતરના કાર્યમાં તે જે ફાળો આપી રહી છે તે ઘણો જ પ્રશંસનીય છે.

મંત્રીનો વાર્ષિક અહેવાલ

પરિષદનાં નિયામક મંત્રી રાણી લક્ષ્મીબાઈ રાજવાડેએ વાર્ષિક અહેવાલમાં જણાવ્યું હતું કે અખિલ ભારતીય મહિલા પરિષદે છઠ્ઠું વર્ષ પૂરું કર્યું છે. હિન્દની સ્ત્રીઓએ, દેશનાં ભાવિ બંધારણમાં તેઓના મતાધિકાર અને પ્રતિનિધિત્વ નક્કી કરવાનો અગત્યના પ્રશ્નોનો ઉકેલ કરવાનો હોઈ, પરિષદ ઘણી દૃષ્ટિએ અપૂર્વ થઈ છે. પરિષદ તર-

ફથી રાજકુમારી અમૃતકુંવરે હિન્દી મતાધિકાર સમિતિ સમક્ષ આપેલી જુબાનીનો ઉલ્લેખ કરતા તેમણે જણાવ્યું હતું કે દેશની સ્ત્રીઓનો દાવો એમા ઘણી સાચી અને હિંમત ભરી રીતે પૂરવાર કરવામાં આવ્યો હતો પરન્તુ પરિષદની માગણીઓનો સમિતિએ સ્વીકાર કર્યો નથી તે બદલ અસંતોષ દર્શાવ્યો હતો. કોમી ચુકાદાનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું હતુ કે એણે સ્ત્રીઓના દાવા સબંધમાં છેક આઘાત જ કરી છે અને તેથી પરિષદના હેતુઓ સિદ્ધ કરવા માટે સતત અને સખ્ત પ્રયત્ન કરવાની જરૂર તેમણે દર્શાવી હતી પરિષદે છેલ્લા વર્ષમાં કરેલાં કામો, જેવાં કે દિલ્હીમા લેડી ઇરવીન સ્ત્રીઓની કોલેજની સ્થાપના, કાશ્મીર અને વાયવ્ય સરહદ પ્રાંતમા બે નવા વિભાગોની સ્થાપના, તેમજ જુદા જુદા વિભાગોએ કરેલા સામાજીક તેમજ કેળવણીવિષયક સુધારાના કામનો ઉલ્લેખ પણ તેમણે કર્યો હતો.

હિન્દુસમાજમાં છુટાછેડાની વ્યવસ્થા કરવાના પ્રશ્ન તરફ ઘણા વિભાગોનું ધ્યાન ખેંચાયુ છે જ્યારે અસ્પૃશ્યતા નિવારણ અને ફરજીયાત પ્રાથમિક કેળવણીની માગણી પણ બધા તરફથી એક સરખી થઇ છે. સ્વદેશી પ્રદર્શનો ભરીને સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાનું અગત્યનુ કાર્ય એ વર્ષ દરમ્યાન થયું છે અને શારદા કાયદાના અમલમા ઘણોજ રસ લેવાઇ રહ્યો છે.

પરિષદને બેગમ શાહનવાઝ, લેડી અબ્દુલ કાદીર પાન-પાસીફીક વીમેન્સ ઇન્ડીયન એસોસીએશન, ઇસ્ટમહાલોનેં નેશનલ કોન્સિલ ઓફ વિમેન ઇન ઇન્ડિયા વગેરે તરફથી સહાનુભૂતિ અને સફળતા ઇચ્છતા સદેશા મળ્યા હતા

## પ્રાંતિક અહેવાલોઃ

તા ૨૯ મીની સવારે પરિષદની બેઠક મળતાં તેમાં પ્રાંતિક સભાઓના અહેવાલો વચાયા હતા બધા પ્રાંતોમા અસ્પૃશ્યતાનિવારણ શિક્ષણ વિષયક તેમજ સામાજીક કાર્ય થયાનું તે ઉપરથી માલમ પડતુ હતુ. અનીતિ માટે સ્ત્રીઓનો થતો વેપાર અટકાવવા માટે તેમજ નિરાધાર સ્ત્રીઓ માટે આશ્રયસ્થાનો સ્થાપવાના પણ પ્રયત્ન થયા હતા. આવી રીતે બચાવવામાં આવેલી છોકરીઓને શિક્ષણ આપવા માટે મદ્રાસમા શિષ્યવૃત્તિની સ્થાપના થઈ હતી. મધ્યપ્રાંતમા ગ્રામ્ય ઉદ્ધારનુ કામ સારી રીતે થયું હતુ. ઇંદોરમા સુવાવડખાતાં અને બાળકો માટે દવાખાના સ્થપાયા છે; જ્યારે મુબઇ અને લખનૌમાં ગૃહવિજ્ઞાન શાળાઓ સ્થાઇ છે.

## પરિષદે પસાર કરેલા ઠરાવોઃ

બાકીના દિવસોમા પરિષદે અગત્યના સામાજીક અને કેળવણી વિષયક ઠરાવો પસાર કર્યાં હતા સામાજીક વિષયો ઉપરના ઠરાવો ઉપર રસ ભર ચર્ચા થઇ હતી.

## ૧ સ્ત્રીઓના મતાધિકાર

સામાજીક ઠરાવોમાં સૌથી પહેલો ઠરાવ મતાધિકારને લગતો નીચેનો ડૉ. શ્રીમતી મુથુલક્ષ્મી રેડીએ મૂકયો હતો.

"હિન્દનાં ભાવિ બંધારણમા સ્ત્રીઓના *હકોને લગતી અધીરય બાબતમાં મતાધિકારના* પ્રશ્ન વિષે લીધેલા વલણને પરિષદ સપૂર્ણ રીતે વળગી રહે છે પૂરેપૂરી જાતીય સમાનતામાં ચોક્કસ માન્યતા હોવાનું પરિષદ જાહેર કરે છે અને પુરૂષોના જેવા જ સમાન શહેરીપણાના હકો સ્ત્રીઓને હોવા જોઇએ એવી માંગણી કરે છે. સ્ત્રીઓને જાતિને કારણે કાયદેસર કે સામાજીક, વા જાહેર નોકરી હોદો, સત્તા કે માન વા વેપારને લગતા સોદા કરવામાં કોઇ પણ પ્રકારની હરકત હોવી ન જોઇએ." આ ઠરાવ, શ્રીમતી તારાબહેન માણેકલાલ અને મીસીસ બ્રીજલાલ નહેરૂએ અનુમોદન આપ્યા બાદ પસાર થયો હતો.

## ૨ કોમી મતદારીનો વિરોધ

રાજકુમારી અમૃતકુંવરે ઠરાવ મૂકયો કે: "(૧) હિન્દીની સ્ત્રીઓને લગતા કોમી ચુકાદા સાથેના સખ્ત વિરોધમા (૨) અને સયુક્ત મતદાર મડળની પ્રજાની માંગણીમાં, આ પરિષદ એકમત છે"

ઠરાવને ટેકો આપતા મીસીસ અસફઅલીએ કોમી પ્રતિનિધિત્વનો વિરોધ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે "પુરૂષોને જુદા પાડી નાખવાં

તત્ત્વો સ્ત્રીઓમાં અસ્તિત્વ ધરાવતા નથી પ્રજાને જુદા જુદા ભાગો કે પક્ષોમાં વહેંચી નાખે એવી બાબતોને અમે ધીક્કારીએ છીએ. કોઈ પણ અયોગ્ય સ્ત્રી, પછી તેનો દરજ્જો જીવનમાં ગમે તે હોય, અમારું પ્રતિનિધિત્વ ધરાવે એમ અમે ઇચ્છતા નથી દેશપ્રેમ અને વ્યક્તિગત ગુણ જ જાહેર જીવનની લાયકાત માટે યોગ્ય વસ્તુ છે દરેક મતદારને જાતિ કે જ્ઞાતિની ગણત્રી વિના બધા ઉમેદવારો માટે મત આપવાનો હક્ક હોવો જોઈએ "

બેગમ હબીબુલ્લાહ, મીસ ખદીજા, બેગમ શીરીનદીન, બેગમ સકીના મુહમદ અઝાર, અને હાજ્યા તાજ બેગમે ઠરાવનો વિરોધ કર્યો હતો

શ્રીમતી બીજલાલ નેહરૂએ ઠરાવને અનુમોદન આપતા જણાવ્યું હતું કે હિન્દુઓ મુસ્લીમોના કલ્યાણમાં રસ લે છે, અને તે રીતે મુસ્લીમોને હિન્દુઓના કલ્યાણમાં રસ છે સ્ત્રીઓ તરીકે આપણે બધા એકજ મુશ્કેલીમાં કામ કરીએ છીએ તેથી તેમણે કોમી ઝગડાઓ નિવારવામાં એકત્ર થવા અને આ ઠરાવ માટે મત આપીને પુરૂષો કરતાં આપણે આગળ છીએ એમ જણાવવા હાકલ કરી હતી

હૈદ્રાબાદ ( દક્ષિણ )ના એક પ્રતિનિધિ બહેને કહ્યું કે " અમારાં રાજ્યમાં કોમી ભાવનાજ નથી; અમે બધાં એમાં કામ કરીએ છીએ "

શ્રીમતી હંસા મહેતાએ કહ્યું " આપણી પરિષદ હમેશાં એકત્ર રહી છે. કોમી ચુકાદો, આપણને, હિન્દની સ્ત્રીઓના ભાગલા પાડી નાખશે એ ભ્રમ આદર્શોથી આપણે જરાય ચ્યુત થવા માંગતા નથી કોઈ જુદી મતદારી કે કોઈ કોમી ચુકાદો આપણને છુટાં પાડી શકનાર નથી "

ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ જણાવ્યું કે " પરિષદ હમેશાં હિન્દુ, મુસ્લીમ, પારસી, યુરોપીયન સર્વની એકતાની તરફેણમાં રહી છે આપણો આદર્શ એકત્ર રહેવાનો છે કમનસીબે માર્ગની સફળતાનો હજી અભાવ છે. પરંતુ સ્ત્રીનું હૃદય વિશાળ છે એટલે તે જરૂરના સમયે બધા લોકો તરફ સહાનુભૂતિ દર્શાવે છે સ્ત્રીઓના પ્રશ્નોનો તો આપણેજ સૌથી વધુ સારો ન્યાય કરી શકીએ "

ઠરાવ ચાર જણના વિરૂદ્ધ મતે પસાર થયો હતો

૩ કોમી એકતાઃ ( પ્રમુખસ્થાનેથી )

" દરેક ક્ષેત્રમાં હિન્દની પ્રગતિ માટે એકતા અને શાન્તિનું વાતાવરણ આવશ્યક હોવાનું અમે માનતા હોવાથી, આ હેતુની સિદ્ધિ માટે થતા બધા પ્રમાણિક પ્રયત્નોને આ પરિષદ આવકાર આપે છે અને એ પ્રયત્નો સફળ થાય એવી પ્રાર્થના કરે છે "

૪. અસ્પૃશ્યતા નિવારણ

( ક ) અસ્પૃશ્યતાની પ્રથાનો આ પરિષદ સખ્ત વિરોધ કરે છે, અને એ અનિષ્ટ નાબુદ કરવામાં ખરા હૃદયથી કામ કરવા પરિષદ પ્રજાને, ખાસ કરીને જણાવે છે અને કહેવાતા અસ્પૃશ્યો માટે મંદિરો ખુલ્લાં મુકાવવા, કુવા, રસ્તા વગેરે તેમજ શાળાઓ અને બીજી જાહેર સંસ્થાઓનો સરખી રીતે ઉપયોગ થાય તેવી માગણીને ભારપૂર્વક ટેકો આપે છે

( ખ ) કહેવાતા અત્યજોને માટે પોતાનાં મંદિરો ખુલ્લા મૂકનારા બધાં રાજ્યોને આ પરિષદ અભિનંદન આપે છે અને ત્રાવણકોરને આ સારૂં દ્રષ્ટાંત અમલમાં મુકી દક્ષિણહિન્દને આગેવાની આપવા ખાસ વિનતિ કરે છે.

( ગ ) વડી ધારાસભા અને મદ્રાસ ધારાસભામાં અનુક્રમે મી સી એસ રંગા આયર અને ડૉ. સુબ્બારાયન તરફથી રજુ કરવામાં આવેલા અસ્પૃશ્યતા નિવારણના ખરડાઓને આ પરિષદ ખરાં અંતઃકરણપૂર્વક ટેકો આપે છે અને નામ વાઇસરોય અને હિન્દી સરકારને તરત સંમતિ આપવા વિનતી કરે છે. "

૫ વારસા હક્ક

" સ્ત્રીઓના વારસા હક્કમાં જે કાયદેસર ક્ષતિઓ છે તે વહેલી નાબુદ કરવા પરિષદ આગ્રહપૂર્વક વિનતિ કરે છે આ દિશામાં શારદાએ કરેલા પ્રયત્નોની પ્રશંસાપૂર્વક નોંધ લે છે. "

આ ઠરાવ મુકતાં રાણી લક્ષ્મીબાઈ રાજવાડેએ કહ્યું કે: " હિન્દુધર્મમાં વારસાનો કાયદો ઘણો

મર્યાદિત છે. આ કાયદા બે પ્રકારના છેઃ એક દયા ભાગ; જે બંગાળમા ચાલુ છે અને સ્ત્રીઓને તેમના જીવનકાળ દરમ્યાન જ વારસો લેવા દે છે; અને બીજો ' મીતાક્ષર ' જે મુંબઈ અને હિન્દના બીજા ભાગમાં છે અને સ્ત્રીના વારસને મિલ્કત આપવા દે છે વળી ' સ્ત્રીધન ' પણ હોય છે. એ લગ્ન વખતે સ્ત્રીને અપાય છે અને તે ખરેખર સ્ત્રીનીજ માલિકી છે. ખરી રીતે આ હિન્દુ કાયદો છે. પરંતુ રિતરિવાજે એને વધતો ઓછો બાજુએ હડસેલી દીધો છે છતાય સ્ત્રીને આ હક્ક છે અને આ મિલ્કત મેળવવા તે કાયદેસર દાવો માડી શકે છે વડી ધારાસભામાં ચારદા વારસા હક્કનો ખરડો હડી ગયો એનુ કારણ પ્રજાએ વધુ રસ ન બતાવ્યો તે છે કુરાનના કાનૂનો પ્રમાણે, વારસામા સ્ત્રીને મોટો ભાગ મળે છે પરંતુ આ કાયદા વ્યવહારમા મૂકાતા નથી. અમારા ઠરાવ પ્રત્યે પુરૂષો એક વધો એવો ઉઠાવે છે કે નવો કાયદો લાવીને સ્ત્રીઓ બળવાખોર બની જશે અને પુરૂષોની સત્તાનો વિરોધ કરશે. પુરૂષોએ આ બાબતમાં બ્હીવાની જરૂર નથી. કારણ કે સ્ત્રીઓમા આત્મ સમર્પણની ભાવના એટલી બધી છે કે તે પોતાના માણસોને કદિય દુઃખી કરી શકશે નહિ તેના હક્કો સચવાય છે એટલા જ્ઞાનથી તેની સ્થિતિ ઉન્નત થશે અને તેજ સૌથી વધુ અગત્યનુ છે "

શ્રીમતી ફૂલવતી શુકલે જણાવ્યુ કે બહ્રી સ્ત્રીઓને હિન્દની સ્ત્રીઓ કરતાં વધુ સારા વારસા હક્કો છે અપરિણિત છોકરીને બાપના મરણ પછી કાંઇ પણ હક્ક રહેતો નથી સયુક્ત કુટુબની પ્રથામા છોકરીઓને કાઇ હક્કજ નથી પતિ જીવતો હોય ત્યાં સુધી સ્ત્રી તરફ સારો વર્તાવ થાય છે, પરતુ પાછળથી તેની સ્થિતિ ઘણી દયાજનક થાય છે

શ્રીમતી કમલામ્મા દાસાપ્પા ( મ્હેસૂર ) એ કહ્યું કે સ્ત્રીઓને મિલ્કતના સંપૂર્ણ હક્કો આપતો કાયદો હાલમાજ મ્હેસુર રાજ્યની બન્ને સભાઓમાં વિના વિરોધે પસાર થઇ ગયો છે. આને માટેનો માર્ગ મેંગલોરમા સ્ત્રીઓની એક મોટી સભા ભરીને તૈયાર કરી આપવામાં આવ્યો હતો તે બાદ તેમણે કાયદાની વિગતો સમજાવી હતી.

મીસીસ અન્ના થડી ( ત્રાવણકોર ) એ જણાવ્યું હતું કે તેમની-ખ્રિસ્તિ-કોમમા સ્ત્રીઓને હિન્દુઓથી જુદા વારસા હક્ક નથી. તેઓ પણ સમાન હક્કો માટે લડે છે.

૬ છટાછેડા·

" (અ) હિન્દુ લગ્નનો પ્રશ્ન હાથ ધરવા માટે આ પરિષદ સર હરિસિંહ ગૌરની આભારી છે અને તે ભલામણ કરે છે કે તેમના લગ્ન વિચ્છેદના ખરડામા વડોદરાના હિન્દુ છુટાછેડાના કાયદાના ધોરણે ફેરફાર કરવો

(બ) આ પરિષદનો મત એવો છે કે મુસ્લીમોમા છુટાછેડાનો ચાલુ રિવાજ જેટલા અંશે પતિને તેની પત્નીના સ્વચ્છંદથી છુટાછેડા કરવાની આપખુદ સત્તા આપે છે તેટલા અશે ઇસ્લામી ધર્મના સાચા અર્થને અનુરૂપ નથીઃ પરિષદ પોતાના વિચાર પૂર્ણ અભિપ્રાયની નોધ લે છે કે ઇસ્લામી કાનૂન પ્રમાણે મુસ્લીમ સ્ત્રીઓને છુટાછેડાનો હક્ક છે તે બ્રિટિશ અદાલતોએ સ્વીકારવો "

ડા મીસીસ માલિનીબાઇ સુખથનકરે આ ઠરાવ મૂકતાં કહ્યું કે " હાલના હિન્દુ કાયદા પ્રમાણે, એક પુરૂષ પોતાની પત્નીને કોઈ પણ કારણ વિના ત્યજી શકે છે અને પોતાની ઇચ્છામાં આવે તેટલા વાર પરણી શકે છે; સ્ત્રી કાંઇ કરી શકતી નથી સ્ત્રી, અયોકિત કે રકતપીત્તનાં કારણોસર છુટાછેડા કરી શકે છે પરંતુ તે એ પૂરવાર કેમ કરી શકે ? અગત્યના કારણોસર સ્ત્રીને છુટાછેડાનો અધિકાર હોવો જોઇએ. "

શ્રીમતી સરોજની મહેતાએ ઠરાવને ટેકો આપ્યો હતો

શ્રીમતી કમલાસ્તામ્માએ કહ્યુ. " ચોકકસ પરિસ્થિતિમાં છુટાછેડા આપવા જોઇએ બન્ને જાતિઓ માટે નીતિનું એક જ ધોરણ હોવું જોઇએ. ઠરાવનો હેતુ કાંઇ સુખી લગ્નોનો નાશ કરવાનો નથી દુખી સ્ત્રીઓ તરફ કુરતા થાય તેમાથી તેઓને રાહત આપવા માટે જ એ ઠરાવ છે."

બેગમ સકીના (કલકત્તા) ઠરાવના (ઘ) ભાગની તરફેણમાં બોલ્યાં હતાં. શ્રીમતી હમતીબાઇ ફાતીમાએ કહ્યું "બહુપત્નીકના કાયદાનો પુરુષો દુરુપયોગ કરે છે અને સ્ત્રીઓ નિરાધાર છે પોતાનો દાવો જવા દઇને પણ પત્નીએ પોતાના હક્ક માટે મજબૂત થવું જોઇએ ઠરાવના બીજા ભાગની જેમ જો બધા હક્કો યોગ્ય રીતે થાય તો ઇસ્લામી કાનૂન બરાબર છે"

માસીઝ ફરીદુનજી એ કહ્યું 'આપણે અનેક પત્નીની પ્રથાનો વિરોધ કરીએ છીએ એક પતિ બીજી પત્નીઓ કરે છે તે બાદ પહેલી પત્નીને જે દુઃખ પડે છે તેનું વર્ણન થઇ શકે એમ નથી આવું શાન્ત દુઃખસહન ક્યાંસુધી ચાલુ રહેશે ?"

પ્રમુખ, શ્રીમતી વિદ્યાબહેને કહ્યું "હાજર રહેલાઓમાં જેઓ બહુપત્નીની વિરુદ્ધ છે તેમનો એક નિર્ણય છે જે સ્ત્રીઓને આવા દુઃખમાંથી રાહતની ખાસ જરૂર છે તેઓને માટે કોઇ ઉપાય પૂરો પાડવાનો જ ઠરાવનો હેતુ છે જો કોઇ સ્ત્રી પોતાના પતિને જ વળગી રહેવા માગતી હોય તો તે તેમ કરવા સ્વતંત્ર છે અત્યંત જરૂરના બનાવોમાં જ એચ્છિક માર્ગ પૂરો પાડવાનો જ ઠરાવનો હેતુ છે."

૭ શારદા કાયદો: (પ્રમુખસ્થાનેથી)

"શારદા કાયદાનો અમલ બરાબર થતો નથી હોઇ આ પરિષદ સખત અફસોસ કરે છે કે એ ખરેખર અસરકારક થાય એવા સુધારા કરવા"

૮ બાળકોના ગુન્હા (પ્રમુખ સ્થાનેથી)

"આ પરિષદનો મત એવો છે કે મુંબઇ અને કલકત્તાના કાયદાઓની પેઠે ૧૮ વર્ષની વયના બધાં બાળકોને રક્ષણ આપવા અખિલ હિન્દ બાળકોના કાયદાની જરૂર છે પરિષદ વધુમાં બધી સ્ત્રીઓને બાળકોના ગુન્હાઓનો કેસો બાબતમાં અભ્યાસ કરવા તેમજ આવા ગુન્હેગાર અને નિરાધાર બાળકોની સુધારણા માટે કચેરીઓ, અને આશ્રયસ્થાનો સ્થાપવામાં સહકાર આપવા વિનતિ કરે છે"

૯ ભીખારીઓનો પ્રશ્ન:

(અ) આ પરિષદના અભિપ્રાય પ્રમાણે આ દેશમાં ભીખારીઓનો પ્રશ્ન ગંભીર બનતો જાય છે; પરિષદ પ્રાંતિક સરકારો અને મ્યુનિસિપાલીટીઓને જાહેર રસ્તાઓ, બજારો, બગીચાઓ વગેરેમાં ભીખ માગતી અટકાવવા તત્કાળ કાયદો કરવા વિનતિ કરે છે

(બ) વૃદ્ધ, લુલાં અને અપંગોની સંભાળ માટે ભીખારી ગૃહો નિભાવવા અને તેની વ્યવસ્થા કરવા પાછળ તેમજ સશક્ત ધંધાદારી ભીખારીઓને નોકરી અપાવવા પાછળ પોતાની સખાવતનો ઉપયોગ કરવા પરિષદ પ્રજાને આગ્રહ કરે છે"

૧૦ સ્વદેશી ઉદ્યોગો

"આ પરિષદ, સ્વદેશી ઉદ્યોગોને વધતા બચાવ આપવા ઠરાવો ફરી મંજુર કરીને એવો ચોક્કસ અભિપ્રાય દર્શાવે છે કે એવા ઉદ્યોગોને ઉત્તેજન આપવાની દેશની આર્થિક ઔદ્યોગિક ખીલવણી માટે જરૂર છે અને પ્રજાને સ્વદેશી ખરીદવા વિનતિ કરે છે"

૧૧ અનીતિ માટે સ્ત્રીઓ અને બાળકોનો વેપાર (પ્રમુખસ્થાનેથી)

"(અ) સ્ત્રીઓ અને બાળકોના અનીતિ માટે થતા વેપારને દાબી દેનારા ખરડાઓ પ્રત્યે સંયુક્તપ્રાંત, મ્હૈસુર અને સરહદની ધારાસભાના વલણ પ્રત્યે આ પરિષદ અત્યંત દિલગિરિ દર્શાવે છે અને એ ધારાસભાઓના સભ્યોને આવો ક્રુર વેપાર કરનારાઓને સજા કરે અને અનીતિનાં ધામોમાંથી સગીર છોકરીઓને બચાવે એવા કાયદાની અત્યંત જરૂર તરફ ધ્યાન આપવા વિનતિ કરે છે.

(બ) અનીતિનાં ધામો બંધ કરવા માટે કાયદો પસાર કરી તે અમલમાં મૂકવા માટે પરિષદ મદ્રાસ અને મુંબઇની ધારાસભાઓને અને એ કાયદાને વધુ અસરકારક બનાવવા એ ખરડામાં વધુ સુધારાઓ ઉપર વિચાર કરવા અને સમિતિ નીમવા માટે કલકત્તા ધારાસભાને અભિનંદન આપે છે."

૧૨ ખોરાકમાં ભેળસેળ (પ્રમુખસ્થાનેથી)

"આ પરિષદ મ્યુનિસિપાલીટીઓને ખોરાકમાં ભેળસેળ થતી અટકાવનારા કાયદાના ચુસ્ત અમલની જરૂર માટે આગ્રહ કરે છે"

૧૩ ગ્રામ્યપુનર્ઘટના ( પ્રમુખસ્થાનેથી )

" આ પરિષદ બધી સ્ત્રીસંસ્થાઓને તથા વ્યક્તિગત કાર્યકરોને ગામડાઓમા રચનાત્મક કામ કરવાનું હાથ ધરવા જણાવે છે "

૧૪ સામાજીક કેન્દ્રો ( પ્રમુખસ્થાનેથી )

" સ્ત્રી કાર્યકરોને તાલીમ આપવા માટે સામાજીક કેન્દ્રોની જરૂરીઆતને લગતા આગલા ઠરાવને પરિષદ ફરી મંજુર કરે છે "

૧૫ મદ્યનિષેધઃ ( પ્રમુખસ્થાનેથી )

" મદ્યનિષેધને લગતા આગલા ઠરાવો પરિષદ ફરી સ્વીકારે છે. "

૧૬ સંતતિ નિયમનઃ

સ્ત્રીઓના નબળા બાંધા, ઉંચું બાલમરણ-પ્રમાણ અને દેશની વધતી જતી ગરીબાઇને અંગે આ પરિષદને એમ લાગે છે કે સ્વીકૃત દવાખાનાંઓમા સ્ત્રીઓ તેમજ પુરૂષોને સંતતિનિયમનની રીતિઓથી માહિતગાર કરવા બધી મ્યુનિસિપાલીટીઓને તેમજ સ્થાનિક મંડળોને પરિષદ આવાં મથકો ઉઘાડવા જણાવે છે અને આ અગત્યના પ્રશ્નના હેતુ માટે દાક્તરી સત્તાવાળાઓની ખાસ મદદ માગે છે. "

ગોશોષ દેશપાંડેએ મૂકેલા ઠરાવ મૂકતા તેના ઉપર ઘણી ગરમાગરમ ચર્ચા થઇ હતી. ઠરાવની તરફેણમાં મુખ્ય દલીલ ઉંચા બાલમરણ પ્રમાણ અને હિન્દની વસ્તીના ઘણા ભાગની અત્યંત ગરીબાઇને લગતી થઇ હતી. જો "મીસીસ સુબ્બરાયો રેડીએ ઠરાવના સમર્થનમાં જણાવ્યું હતું કે " હિન્દમાં લગ્નનો મેળાપ મોટા પ્રમાણમાં છે. સામાન્ય વિચાર એવોજ છે કે સ્ત્રીઓનો માત્ર લગ્ન માટેજ જન્મ છે આ બાળક માતાની તેમજ બાળકની બન્નેની તંદુરસ્તી માટે યોગ્ય નથી "

ઠરાવનો વિરોધ કરતા મીસ ફિરોઝદિને જણાવ્યું કે આવાં શિક્ષણનો અર્થ તો દેશના નાશમાં આવશે. જો આ દેશની વસ્તી તંદુરસ્ત વાતાવરણ જાળવવા માટે ઘણી મોટી હોય તો તે મર્યાદિત કરવા માટે સંયમનો ઉપયોગ કરવો જોઇએ. સંયમ અને આત્મનિયમન વ્યક્તિની ખીલવણી માટે દરેક સંજોગોમા વધુ જરૂરના છે " ઠરાવ માત્ર ૭ જણના વિરોધ સાથે પસાર થયો હતો

૧૭ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ( પ્રમુખસ્થાનેથી )

" સ્ત્રીઓ અને બાળકોના લાભમાં પરિષદ હિન્દી સરકારને પ્રજાસંઘ અને બીજી આંતરરાષ્ટ્રીય સભાઓમા તેના પ્રતિનિધિ મંડળોમાં સ્ત્રીઓનો સમાવેશ કરવા વિનંતિ કરે છે."

૧૮ મજુરોને લગતા ઠરાવોઃ

" ( ૧ ) બીન ઔદ્યોગિક ધંધાઓમા હિન્દી બાલકો માટે ઓછામા ઓછી વય નક્કી કરાવતાં આંતરરાષ્ટ્રીય કરારને મંજુર કરવામાં વડી ધારાસભા નિષ્ફળ નીવડી તે માટે આ પરિષદ દિલગીરી દર્શાવે છે અને હિન્દીસરકાર તેમજ વડી ધારાસભાને અનિયમિત બીન ઔદ્યોગિક ધંધાઓમાં ૧૨ વર્ષથી ઓછી વયનાં બાલકોને નોકરીએ રાખવા સામે કાયદો ઘડવાની જરૂર દર્શાવે છે

( ૨ ) અનિયમિત ઉદ્યોગોમા બાલકોને મજુરીએ રાખવાનો પ્રતિબંધ કરતા ખરડાને પરિષદ પૂરેપૂરો ટેકો આપે છે અને બાલકોને એવી મજુરીમાં રાખતા વાલીઓ, માબાપો કે બીજા માણસોને સજા કરવી જોઇએ એવી વિનંતિ કરે છે "

શિક્ષણ વિષયક ઠરાવો

ફરજીયાત પ્રાથમિક કેળવણી (પ્રમુખસ્થાનેથી)

૧. ૧૨ વર્ષની વયના છોકરાછોકરીઓની મફત અને ફરજીયાત પ્રાથમિક કેળવણી તત્કાળ દાખલ કરવા માટેની માગણીને આ પરિષદ ફરી મંજુર કરે છે અને બધી સ્થાનિક સરકારો અને સ્થાનિક મંડળો પર્વ અને ગ્રામ્ય જીલ્લાઓમા તે એવી રીતે દાખલ કરવાનાં પગલાં લેવા વિનંતિ કરે છે કે બધાં જીલ્લાના મથકોમા અને કસ્બાઓમા પાંચ વર્ષમા એ પૂરેપૂરી અમલમાં મૂકાય અને ૧૦ વર્ષમાં એ સાર્વદેશિક બની શકે.

૨. આ પરિષદ બધાં માબાપોને, ખાસ કરીને મુસ્લીમ માબાપોને પોતાની પુત્રીઓને ફરજીયાત શિક્ષણ માટે દરેક સગવડ કરી આપવા આગ્રહ પૂર્વક વિનંતિ કરે છે

### સ્ત્રીઓની યુનિવર્સીટી

૩ આ પરિષદ એવા મતની છે કે બીજી યુનિવર્સીટીઓની મેટ્રીકની પરીક્ષાઓની જેમ, પુનાની હિન્દની સ્ત્રીઓની યુનિવર્સીટીની પ્રાવેશિક વા મેટ્રીકની પરીક્ષાને સરકારે તેમજ જાહેર મંડળોએ સ્વીકારવી જોઇએ.

### ગૃહવિજ્ઞાન કોલેજ:

૪ બધીય શાળાઓમાં ગૃહવિજ્ઞાનનું શિક્ષણ આપવા માટે દિલ્હીમા સેન્ટ્રલ કોલેજ ( સ્ત્રીઓ માટેની લેડી ઇરવીન કોલેજ ) સ્થાપવા માટે આ પરિષદ અખિલ હિન્દ સ્ત્રીઓના ફંડની એસોસીએશનને અભિનંદન આપે છે લેડી ઇરવીન કોલેજમાં ગૃહવિજ્ઞાનનો અભ્યાસક્રમ પૂરો કર્યા બાદ થોડાક વર્ષો સુધી એ વિષયનું તે શિક્ષણ આપે એટલા સારૂ ઓછામાં ઓછી બે સ્થાનિક શિષ્યવૃત્તિઓ સ્થાપવા પૂરતું ફંડ એકઠું કરવા આ પરિષદ પોતાના બધા વિભાગોને જણાવે છે આ સૌથી વધુ ઉપયોગી અને અપૂર્વ સંસ્થાને આર્થિક મદદ આપવા પરિષદ જાહેર પ્રજાને વિનંતિ કરે છે અને વધુમાં વિનવે છે કે હાઇસ્કુલોમા ફરજીઆત વિષય તરીકે અને સ્ત્રીઓની કોલેજમાં મરજીઆત વિષય તરીકે ગૃહવિજ્ઞાનને દાખલ કરવુ

### બીનકોમી શાળાઓ

૫ આ પરિષદ એકતાના આદર્શને માનતી હોઇ, તે સ્થાપવા માટે વ્યવહારુ પગલાં લેવાય એમ ઇચ્છે છે તેથી તે ઠરાવે છે કે ( અ ) કોઈપણ શિક્ષણ સંસ્થા કોમી ધોરણે સ્થપાવી ન જોઇએ. (બ) જુદી જુદી કોમો વચ્ચે વ્યવહાર બાંધવા સમાન ભાષાની જરૂર હોઇ, હિન્દના મોટા ભાગમા બોલાતી એક ભાષા સ્વીકારવા દરેકે પ્રયત્ન કરવો

### શારીરિક વ્યાયામ

( ૬ ) શહેરોમા બાળકો માટે જાહેર બગીચાઓ અને રમતગમતના મેદાનોની અત્યંત જરૂરીઆત આ પરિષદ ફરી સ્વીકારે છે અને શાળાઓ તેમજ કોલેજોમા શારીરિક તાલીમનો વિસ્તાર કરવાની બધી યોજનાને ખરા હૃદય પૂર્વક ટેકો આપે છે નવા વિમાની સંઘની સ્થાપનાના બંગાળના દાખલાનું બીજા વિભાગો અનુકરણ કરે એવી પરિષદ આશા દર્શાવે છે "

( ૭ ) શિક્ષણ સંસ્થાઓને ખાસ કરીને પ્રાથમિક શાળાઓને અપાતી મદદમાં હાલમાં મુકાયેલા કાપ સામે આ પરિષદ સખ્ત વિરોધ દર્શાવે છે અને આવી બધી મદદો તત્કાળ પાછી શરૂ કરાવવાના પગલાં શિક્ષણ સંસ્થાઓ લે એવી વિનંતિ કરે છે

### પુખ્ત વયના સર્વને શિક્ષણ

(૮) (અ) પ્રજાના વિશાળ સમૂહને શિક્ષણ આપવાની અગત્યની જરૂર જોતાં આ પરિષદ પુખ્ત વયનાને શિક્ષણ આપવાનો પ્રચાર કરવાનાં ઉતાવળીયા પગલાં લેવા વિનંતિ કરે છે અને આ હેતુ સિદ્ધ કરવા માટે રેડીયો અને બ્રોડકાસ્ટીંગનો એક સાધન તરીકે ઉપયોગ કરવા સૂચના કરે છે (બ) અક્ષરજ્ઞાન એ મતાધિકાર માટે એક લાયકાત હોઈ પરિષદને લાગે છે કે લોકસમૂહમાંથી નિરક્ષરતા દૂર કરવા તત્કાળ પગલાં લેવાં જોઇએ ”

### નવાં વર્ષનાં હોદેદારો

૧૯૩૩ ના વર્ષ માટે નીચે પ્રમાણે હોદેદારોની ચુંટણી થઇ છે

પ્રમુખ- ડૉ. શ્રીમતી મુથુલક્ષ્મી રેડ્ડી.

ખજાનચી- શ્રીમતી તારાબહેન માણેકલાલ પ્રેમચંદ

ઉપપ્રમુખો: રાજકુમારી અમૃતકુંવર, બેગમ મીરઝાં ઇસ્માઈલ, મીસીસ બ્રીજલાલ નેહરૂ, મીસીસ રુસ્તમજી ફરીદુનજી, શ્રીમતી હંસા મહેતા અને બેગમ વારસીમ

નિયામક મંત્રી શ્રી લક્ષ્મીબાઇ રજવાડે

સામાજીક વિભાગના મંત્રી ડૉ. માલિની સુખથનકર

શિક્ષણ વિભાગના મંત્રી મીસીસ મેનન.

આવતા વર્ષ માટે પરિષદને કલકત્તાનું અને તે પછીના વર્ષ માટે હૈદ્રાબાદ ( દક્ષણ ) નાં આમંત્રણો મળ્યાં છે.

# ઈનામી ઉખાણું

સંપાદક : શ્રી. યશસ્વિની

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | | ૨ | | | ૩ | ૪ | ૫ | ૬ |
| ૭ | | | | | | ૮ | | |
| | | | ૯ | | ૧૦ | | | |
| | ૧૧ | | | | | | ૧૨ | |
| ૧૩ | | | | | | | ૧૪ | |
| | | | ૧૫ | | ૧૬ | | | |
| ૧૭ | | | | | | | | ૧૮ |
| ૧૯ | ૨૦ | ૨૧ | | | | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | | | | | ૨૬ | | | |

**આડા**• ૧ ઘણું કોમળ, ૩ આગેવાન સ્ત્રીનેતા, ૭ ચિંતન, ૮ કાપી ના નાખવું, ૧૩ કાવ્ય રચનાર, ૧૪ અમૃત, ૧૯ સ્ત્રી, ૨૨ જીંદગી, ૨૩ જંગલ, ૨૫ કવિતા રચનાર સ્ત્રી, ૨૬ સારી આંખ

**ઉભા** ૧ ફૂલ, ૨ પ્રતિષ્ઠા, ૪ અટકાવ, ૫ વિજય, ૬ એક જાતનો હિરો, ૭ ચિત્ત, ૯ માણસ, ૧૦ ચિત્ત, ૧૧ કાવ્ય, ૧૨ પૃથ્વી, ૧૪ અમૃત, ૧૫ શરીર, ૧૬ શત્રુ, ૧૭ મહારાષ્ટ્રીય આગેવાન, ૧૮ જંગલ, ૨૦ ઓછું, ૨૧ હજામ, ૨૨ કપાસ પીલવાનું કારખાનું, ૨૩ ઉમર.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે **પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઈના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઈના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

## નવેમ્બર માસનું પરિણામ

નવેમ્બર માસના પ્રશ્નના માત્ર આઠ જવાબો મળ્યા હતા. તેમાંથી શ્રીમતી હીરાબહેન કે મોદીનો ઉત્તર બધાં બહેનો કરતાં ચઢીઆતો લાગ્યાથી તેમને ઇનામનું પુસ્તક ' સોળ સુંદર વાર્તાઓ, ભા. ૨ ' આપવામાં આવે છે જે તેમણે અઢી આનાની ટપાલની ટીકીટો મોકલી ( રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણ આનાની ટીકીટો વધુ મોકલવી ) મંગાવી લેવું

એ બહેનનો જવાબ નીચે પ્રમાણે છે.

" સૌથી ઉત્તમ શ્રી. કાન્તાબહેન ખાંડવાળા બી. એ નો ' જીવન સુધારણા ' હેડીંગવાળો લેખ છે તેનું કારણ ( ૧ ) આ કોયડો ઉકેલવા માટે એક પછી એક બધા લેખોનાં હેડીંગ જોતાં, ' જીવન સુધારણા ' એ લેખનું હેડીંગ પ્રથમજ ગમી ગયું અને તે સ્વાભાવિક છે ( ૨ ) જીવન સુધારણા એ લેખમાં શ્રી. કાન્તાબહેને અસ્પૃશ્યો તરફ આપણા ઉચ્ચ ગણાતા સ્પૃશ્યોનો કેવો જુલમ છે તેનો તાદૃશ ચિતાર રજુ કર્યો છે, આ ચિતાર હિન્દુ જનતાને શરમાવે એવો છે. ( ૩ ) આ લેખ વાંચનાર દરેક ભાઇ બહેનને સ્પૃશ્યો તરફનું પોતાનું જુલમી વર્તન દૂર કરવાનું મન થાય છે એટલુંજ નહિ પણ કુદરતી ફરજ પડે છે ( ૪ ) આ લેખ ટુંકામાં એટલી ઉત્તમ રીતે રજુ કર્યો છે કે અત્યારના વાતાવરણથી અજાણ્યુ રહેનાર કોઇ પણ વ્યક્તિને આ લેખ વાંચવાથી હજારો વરસથી ચાલતો આવેલો કુધારો સમજાય છે. ( ૫ ) લેખમાં સૌથી ઉત્તમ અને સચોટ બાબત એકજ સાદીમાં સાદી કહેવત ' અંગ્રેજના રાજમાં કોણ મારે ધક્કે ' એ છે આ કહેવતનું મૂળ વિચારતાં કોઇને એમ લાગ્યા વિના ન રહે કે પોતે હાથે કરીનેજ પોતાના પગ ઉપર કુહાડો દીધો છે. "

બાકીના જવાબ આપનાર શ્રીમતી બહેનો ( ૨ ) કનકમણી મહેતા, ( ૩ ) લલિતાગૌરી, ( ૪ ) નાનુભાઇ આસર, ( ૫ ) આનંદલક્ષ્મી ઇન્જીનીયર, ( ૬ ) કપીલાગૌરી ભટ્ટ, ( ૭ ) કાન્તાબહેન વોરા, ( ૮ ) હેમકુંવર બેન.

આ પ્રશ્નો તપાસી પરિણામ જણાવવા માટે અમે શ્રી સુંદરજી ગો બેટાઇના આભારી છીએ

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઇ બ્હેનો ઉખાણા-ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "



# સમાલોચના

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો (૧) અપ્રસિદ્ધ અક્ષયવાણી,** સંગ્રહકાર શ્રી. ભગવાનજી મહારાજ કિંમત એક રૂપીયો (૨) **ધર્મ અને સમાજ,** પુ ૧; કર્તા: સ્વ સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, કિંમત એક રૂપીયો; (૩) **ઉપનિષદ્ વિચારણા,** લેખક: દે બા નર્મદાશંકર દેવશંકર મહેતા, કિંમત એક રૂપીયો, (૪) **જાલંધર આખ્યાન** સંપાદક: ડા. રામલાલ ચુનીલાલ મોદી, કિંમત બાર આના, (૫) **પ્રાચીન જગત**, અનુવાદક, શ્રી મૂળશંકર સોમનાથ ભટ્ટ; કિંમત બાર આના, (૬) **ભૂસ્તર-વિજ્ઞાન,** ( ઉત્તરાર્ધ ) કર્તા શ્રી ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી, કિંમત એક રૂપિયો, (૭) **હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ,** ( પુર્વાર્ધ ) ભાષાન્તર કર્તા શ્રી છોટાલાલ બળકૃષ્ણ પુરાણી, કિંમત એક રૂપિયો, (૮) **ઓરી, અછબડા અને બળીયા,** લેખક: ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક. કિંમત ત્રણ આના, (૯) **ગ્રંથ અને ગ્રંથકાર,** પુસ્તક ૩, તૈયાર કરનાર: શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, કિંમત એક રૂપીયો, (૧૦) **ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ,** વિભાગ પહેલો. સંયોજક શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, કિંમત એક રૂપિયો; (૧૧) **પારિભાષિક શબ્દકોશ: પૂરવણી** કર્તા વિશ્વનાથ મગનલાલ ભટ્ટ કિંમત પાંચ આના

ઉપરના બધાંય પુસ્તકોનો અમદાવાદની શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકાશન પામેલા છે સોસાયટી લાંબા સમયથી સાહિત્ય સેવા કરી રહેલી છે અને દિન પ્રતિદિન તેની સાહિત્ય સેવામાં વધારોજ થતો જાય છે પ્રાચીન સાહિત્ય અને ભાષાન્તર રીતે ગ્રંથોની સંખ્યા સોસાયટીના પ્રકાશનોમાં મોટા પ્રમાણમાં દેખા દે છે

પહેલા પુસ્તકમાં આપણા જૂના તત્વજ્ઞ કવિ અખાના કાવ્યોનો સંગ્રહ કરવામાં આવેલો છે અને શ્રી સાગરે એનું સંશોધન કરી ટીકા કરેલી છે અખાજીના કક્કા અખાજીના બારમાસ, અખાજીના ભજનો ગુજરાતી તેમજ હિન્દી, અખાજીનાં ચુલણા વગેરે કૃતિઓ આમાં સારી રીતે સંગ્રહાયલી જોવામાં આવે છે. 'ધર્મ અને સમાજ'માં સ્વ સર રમણભાઇનાં ધાર્મિક પ્રવચનો અને સામાજિક સુધારાના લેખો અને વ્યાખ્યાનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે ઘણું ઉચિત થયું છે સર રમણભાઇ સ્મારકમાળાનું એ ત્રીજું પુસ્તક છે અને ધાર્મિક તેમજ સામાજીક સુધારાની શરૂઆતની ગુજરાતની સ્થિતિ જાણવામાં એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે એમ અમને લાગે છે 'ઉપનિષદ્ વિચારણા' ગુજરાતના એક સમર્થ વિચારકની કૃતિ છે અને એ વિષયમાં અમને પ્રવેશ ન હોઇ તેના ઉપર કાંઇ પણ લખવું અમને અયોગ્ય લાગે છે. 'જાલંધર આખ્યાન'માં વિષ્ણુદાસ, ભાલણ અને શિવદાસકૃત ત્રણ આખ્યાનો ઉપરાંત સંપાદકે તેના ઉપર વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી છે 'પ્રાચીન જગત્' બ્રેસ્ટેડના 'The Ancient World' ઉપરથી લખાયલું છે અને એમાં બેબિલોન, મિસર, આસીરિયન, ખાલ્ડિયન અને પરશિયન સામ્રાજ્યો, ગ્રીસ, રોમ ને લગતી માહિતીઓ, યોગ્ય નકશા, અને આકૃતિઓ સાથે આપવામાં આવેલી છે લડાઇઓના લાંબા લચક અહેવાલો લેખકે લગભગ છોડી દીધા છે તે યોગ્યજ કર્યું છે 'ભૂસ્તર વિજ્ઞાન'નો બીજો ભાગ આ વિષયની સમાપ્તિ કરી છે. આ વિષય ઉપર એમાં સારો પ્રકાશ પડેલો જોઇ શકાય છે 'હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ' વિન્સેન્ટ સ્મીથના ઇતિહાસનું ભાષાંતર છે ઓરી, અછબડા અને બળીયા, એ નાનું છતાં ઘણું ઉપ-

યોગી પુસ્તક છે અને તેમાં એ વિષય ઉપર ઘણી સારી માહિતી આપી છે ઉપરાંત એનાથી પીડાતા બાળકોની સારવાર કેવી રીતે કરવી, એનો અટકાવ કેવી રીતે થઇ શકે તેની માહિતી આપી છે તે ઘણું જ ઉપયોગી છે માતાઓએ તો આ પુસ્તક ખાસ વાંચવું જોઇએ. આપણે ત્યાં આના સંબંધમાં ધાર્મિક માન્યતા રૂઢ થઇ ગએલી હોય, બાળક રોગીઓ તરફ ઘણીવાર બેદરકારી બતાવાય છે અને પરિણામે એ રોગથી ઘણા મરણ થવાના બનાવો બને છે આ પુસ્તિકાનો પ્રચાર મોટા પ્રમાણમાં થવાની જરૂર છે 'ગ્રંથ અને ગ્રંથકાર'નું ત્રીજું પુસ્તક કેટલાક વધુ લેખકોના જીવનપરિચય ઉપરાંત ૧૯૩૧ની સાહિત્યપ્રવૃત્તિ, ઉપયોગી લેખોને લગતી સૂચિઓ વગેરે આપે છે પાછળ પ્રકીર્ણ લેખસંગ્રહમાં શાસ્ત્રીય વિષયોના વ્યાખ્યાન–લેખો સંગ્રહાયા છે શ્રી બચુભાઈ રાવતનો 'પુસ્તકની છપાઈ–બાંધણી' લેખ લેખકોને તેમજ પ્રકાશકોને ઘણો ઉપયોગી થાય એવો છે 'રેફરન્સ બુક' તરીકે આ ગ્રંથનો ઘણો સારો ઉપયોગ થઇ શકશે સોસાયટીનો ઇતિહાસ પણ ઉપયોગી પુસ્તક છે તેમાં ઇ. સ ૧૮૪૯ થી ૧૯૨૮ સુધીનો સોસાયટીનો ઇતિહાસ આપવામાં આવેલો છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એક જૂનામાં જૂની સંસ્થા હોઇ એનો ઇતિહાસ બીજી સંસ્થાઓના ઘડતરમાં મદદરૂપ થઇ પડે એમ છે પારિભાષિક શબ્દકોશની પુરવણીમાં કેટલાક અંગ્રેજી શબ્દોના પારિભાષિકો આપ્યા છે સોસાયટી હવે મૌલિક ગ્રંથો લખાવવા તરફ વધારે લક્ષ રાખે તો તે વિશેષ ઉપયોગી થઇ પડશે

**ચિત્રશતક**· પ્રકાશક કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ, કિંમત સવા રૂપિયો

કુમાર કાર્યાલયનું આ પ્રકાશન સામાન્ય સ્થિતિના કલાપ્રેમીઓને એક રુચિર કલાસંગ્રહ પોષાઇ શકે એવી કિંમતે આપે છે 'કુમાર'માં અત્યાર પહેલાં પ્રકટ થઇ ગએલાં પ્રાચીન તથા અર્વાચીન, શિલ્પ તથા સ્થાપત્ય, રંગચિત્રો, રેખાચિત્રો, છાયાચિત્રો અને ફોટોગ્રાફોમાંથી ૧૦૦ જેટલી કલાકૃતિઓ પસંદ કરીને આમાં સંગ્રહ્યાં છે કેટલાક ચિત્રો માટે પૂરતી માહિતીઓ પણ આપવામાં આવી છે સામાન્ય સ્થિતિના લોકોમાં કલાપ્રેમ વધારવા વા તેમના કલાપ્રેમને ઉત્તેજવામાં આ સંગ્રહ સારો ફાળો આપશે એવી આશા રાખવી જરાય અસ્થાને નથી

**આઇન્સ્ટાઇન અને એનો સાપેક્ષવાદ:** લેખક: ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ૦–૬–૦

'કુમાર'ના શતકમાં પ્રકટ થએલા ઉત્તમોત્તમ લેખોમાંનો આ એક આમ જુદી પુસ્તિકા રૂપે પ્રકટ થએલો જોઈ અમને ખાસ આનંદ થયો છે. કારણ કે એ દ્વારા દુનીયાના એક સમર્થ વિજ્ઞાનશાસ્ત્રીનો પરિચય થાય છે અને તેના સાપેક્ષવાદની એમાં સામાન્યજન સમજી શકે એવી ભાષામાં સમજુતી આપવામાં આવી છે શ્રી કાન્તિલાલભાઇ દ્વારા આવી રીતે વિજ્ઞાનની સેવા ગુજરાતમાં સારા પ્રમાણમાં થવા કરે એવી આશા સહિત આ પુસ્તિકાને અમે વધાવી લઇએ છીએ

**રંગતરંગ** લેખક શ્રી જ્યોતીન્દ્ર હ દવે. પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર મૂલ્ય રૂ ૧–૦–૦

જુદાં જુદાં માસિકોમાં શ્રી દવેએ લખેલા આ લેખોનો સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં એક સુંદર–હાસ્યરસના સાહિત્યની દૃષ્ટિએ કીમતી–પુસ્તકનો ઉમેરો કરે છે પોતાના એ લેખો સાચવી રાખવા કરતાં પૈસા બચાવવાનું યોગ્ય ધારી એમણે અત્યાર સુધી એ લેખો પુસ્તકાકારે પ્રકટ ન કર્યાં તે માટે વાચક પ્રશ્ન જરૂર એમની પાસે હિસાબ માગી શકે આ સંગ્રહ વાચકોમાં એટલો પ્રિય થઇ પડે એમ છે કે શ્રી દવેની શંકા તદ્દન અસ્થાને હતી એમ ગણીએ તો ખોટું નથી. એમણે કંઇક વધુ આત્મવિશ્વાસ અને ખાસ કરીને ગુજરાતી વાચકોની કદરદાની પર વધુ વિશ્વાસ રાખવો જોઇતો હતો અમને તો એ લેખોએ જ્યારે પ્રથમ છૂટા છવાયા વાંચ્યા ત્યારે અનહદ આનંદ આપ્યો હતો અને પુસ્તકાકારે વાચનારને તે વધુ આનંદ આપશે એમાં નવાઇ નથી અમને ખાત્રી છે કે વાચક વર્ગ તેમની શંકા ખોટી પાડશે અને પુસ્તક પ્રકાશનના ખર્ચ અને જહેમતનો બદલો ત્વરાથી વાળી આપશે.

**બલિદાન** પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય પાંચ આના "ગાંડીવ"ના મુખપૃષ્ઠ પર આવેલી દેશ પરદેશના સાહિત્યમાંથી લીધેલી આ કરુણા-

નીની કથાઓ વાચકને ભાવનાની ઉચ્ચ કોટિ પર લઇ જશે અને એવી કુરબાની કરવાની પ્રેરણા પાશે એમાંની એક કથા-સુરતમા જલપ્રલય સમયે પારસી યુવક શ્રી. દાદાભાઇએ બતાવેલી વીરતાની-અમને ખાસ ગમી છે. અન્ય દેશમા એવું વીરત્વ બતાવનારનો પ્રજાએ કેટલો સત્કાર કર્યો હોત તે જાણીતી વાત છે સુરતની શોખીન પ્રજાએ પોતાના એ વીરની અવગણના કરી એક-દર વૃત્તિ બતાવી છે

**અર્ધાંગના અને બીજી વાતો** પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ ત્રણ આના " શ્રી શક્તિ " મા પ્રકટ થયલી ચાર અને એક અપ્રકટ એમ પાચ ટુંકી વાર્તાએ આ નાનકડા સંગ્રહમા છે વાર્તાઓનું વસ્તુ ગૃહજીવનને લગતું હોઇ સ્રીવર્ગને એ વાર્તાઓ વધુ ઉપયોગી થશે એમાથી ગુજરાતની ગૃહિણીઓ કેટલાક અગત્યના પાઠ પણ શીખી શકશે 'અર્ધાંગના' અને 'વડપૂજન' એ દૃષ્ટિએ ખાસ વાંચવી જોઇએ

**રેશમ તથા જરીનું ભરત ગુંથણ અને વેતરવાની કળાઃ** લેખકઃ શ્રીમતી સુશીલા દલાલ મૂલ્ય રૂ ૧-૧૨-૦.

લલિત કળાઓને લગતા પુસ્તકો ગુજરાતી ભાષામાં હજી આગળીને વેઢે ગણાય એટલાં જ છે એ પરિસ્થિતિમાં બ્હેન સુશીલા દલાલના એ ખોટ પૂરવાના પ્રયત્નો અત્યંત ધન્યવાદને પાત્ર છે શીવણ ભરત ગુથણ વગેરે વિષયોને લગતું એમનું પહેલુ પુસ્તક પ્રકટ થયાને લાબો સમય થયો નથી તેટલામા આ બીજું પુસ્તક વાચકોના હાથમાં મૂકાય છે બ્હેન સુશીલા એ વિષયોના ખાસ અભ્યાસી હોઇ તેમણે એ વિષયોને અત્યંત સરળતાથી સાદી ભાષામા ચર્ચ્યાં છે અને કોઇ પણ સાધારણ ભણેલ બ્હેન આ પુસ્તકોની મદદથી એ વિષયો પોતાની મેળે સ્હેલાઇથી શીખી શકશે. આ પુસ્તકમા ચિત્રો અને આકૃતિઓ સાથે વેતરકામ સબધી જે માહિતી આપવામાં આવી છે તે ગુજરાતી બ્હેનોને ઘણી જ ઉપયોગી થઇ પડશે અને તેઓ એ શીખી લઇ દરજીના ખર્ચમાં મોટો બચાવ કરી શકશે. દરેક સસ્કારી કુટુંબ આ પુસ્તકો વસાવી જરૂર એ લાભ મેળવે

**( ૧ ) વસંત આવીઃ** લેખક શ્રી જિજુભાઇ **( ૨ ) તિળધ્યા, ગુંળધ્યાઃ** લેખક શ્રી તારાબેન પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મદિર ભાવનગર મૂલ્ય : દરેકનું દોઢ આનો.

બાલસાહિત્ય ગુચ્છના ૧૨ મા અને ૧૩ મા પુષ્પ તરીકે પ્રકટ થયલી બાલ માનસના આ બે ઉંડા અભ્યાસીઓની લખેલી આ પુસ્તિકાઓ આગલી પુસ્તિકાઓની જેમ બાળકોને જ્ઞાન સાથે આનદ આપશે પ્હેલી પુસ્તિકામાં શ્રી જિજુભાઇએ બધીય ઋતુઓ સબધી એમની આકર્ષક શૈલિમા બાળકોને સહેજ પચે એવી માહીતિ આપી છે બીજી પુસ્તિકામા શ્રી તારાબેન, દક્ષિણી લોકો વિધવિધ તહેવારો કેવી રીતે ઉજવે છે તે સબંધી ટુંકી ટુંકી વાર્તાઓ કહી આનદ આપે છે બન્ને પુસ્તિકાઓ બાળકો હોસથી સત્કારશે

**ઝુરતું હૃદયઃ** અનુવાદક શ્રી માણેકલાલ ગોવિંદલાલ ચોકસી પ્રકાશક શ્રી ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ મુલ્યઃ પાચ આના

" ઝુરતુ હૃદય " અને " મનની મુરાદ " નામે બે રશિયન વાર્તાઓનો આ અનુવાદ છે આ વાર્તાઓનો મુળ લેખક શેમાનોફ ફક્ત રશિયામાંજ નહિ પણ યુરપમાંય જાણીતો છે ગુજરાતના વાચકો સમક્ષ રશિયન સાહિત્યમાંથી ઉતર્યા હમણા ઘણી વાર્તાઓ મુકાઇ છે, પરતુ એ વાર્તાઓ ક્રાંતિ પ્હેલાના સમયનો ચિતાર આપતી હોઈ, આધુનિક રશિયાનુ પ્રતિબિબ નથી પાડતી. આ વાર્તાઓ એટલે અંશે નવો ચીલો પાડે છે અને ક્રાંતિ પછીના જીવનના પ્રશ્નો ચર્ચ્યા છે. અનુવાદ સરળ ભાષામા થયો છે

**જગતની રાજનીતિ અને હિન્દ** લેખક શ્રી વિઠ્ઠલદાસ કાનજી મહેતા મુલ્ય આઠ આના શ્રી. સયાજી સાહિત્યમાલા અંક ૧૬૮

સુપ્રસિદ્ધ બગાલી લેખક અને રાજનીતિ શાસ્ત્રના ઉંડા અભ્યાસી ડૉ તારકનાથ દાસના " જગતના રાજદ્વારી ક્ષેત્રમા હિન્દનુ સ્થાન " નામે ઉપયોગી પુસ્તક ઉપરથી આ નાનું પુસ્તક શ્રી મહેતા પાસે શ્રી સયાજી સાહિત્યમાળાના સચાલકોએ તૈયાર કરાવ્યુ છે હિંદ દુનિયાના વિવિધ દેશોની પરસ્પરની-આંતરરાષ્ટ્રીય રાજનીતિમા કેટલુ અગત્યનુ સ્થાન ધરાવે છે, તે આ પુસ્તક પરથી જાણી શકાશે ગુજરાતી સાહિત્યમા રાજકીય વિષયને લગતાં પુસ્તકો હજી બહુ ઓછાં છે આ

પુસ્તક, તે ખોટ પુરવાના પ્રયત્ન તરીકે, અમે વધાવી લઈએ છીએ

**યુરોપના શિક્ષણ સુધારકો:** લેખક: શ્રી વિદ્યારામ વસનજી ત્રિવેદી મૂલ્ય રૂ. ૧-૧૨-૦ શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૧૯૯

પ્રાચીન સમયમા વેદાધ્યયન કરાવનારા આપણા ઋષિ મુનિઓ છાપેલા યા હસ્તલિખિત પુસ્તકોને અભાવે પોતાના વિદ્યાર્થીઓને સર્વ પાઠ મોઢેજ કરાવતા ગોખણપટ્ટીની એ પદ્ધતિ હજી હમણા સુધી ચાલતી હતી આપણી ઘણી નિશાળોમાં આ ગોખાવવાની પદ્ધતિ હજી નજરે આવતી હશે. એ નિશાળો છેલ્લા દશકામાં લુપ્ત થતી ગઇ છે અને તેને સ્થાને મોન્ટીસોરી બાલમંદિરો આવ્યા છે મોટાં બાળકોના શિક્ષણમાં પણ direct method નો ઉપયોગ થવા લાગ્યો છે આપણે એ નવિન શિક્ષણ પદ્ધતિઓ યુરપના શિક્ષણશાસ્ત્રીઓ પાસે લીધા છે યુરપના એવા સાત સમર્થ શિક્ષણ સુધારકોના જીવનકાર્ય અને શિક્ષણ પદ્ધતિનો આ પુસ્તકમા પરિચય કરાવવામા આવ્યો છે મુળ અંગ્રેજીમાથી હિંદીમા રચાયલા પુસ્તક ઉપરથી આ પુસ્તક તૈયાર થયુ છે વધારામાં શ્રી ત્રિવેદીએ કેટલોક ઉમેરો કરી પુસ્તકને વધારે ઉપયોગી બનાવ્યુ છે શિક્ષણ શાસ્ત્રીઓને આ પુસ્તક જરૂર ઉપયોગી થઇ પડશે

**કલા વિષે પ્રવચનો.** લેખક શ્રી રજુલાલ જદુનાથ ત્રિવેદી, મુલ્ય રૂ. ૧-૭-૦ શ્રી સયાજી સાહિત્યમાળા, અંક ૨૦૧

અઢારમી સદીની છેલ્લી પચાશી સુધી બ્રિટનમાં ચિત્રકલાની સ્થિતિ અત્યંત ખેદજનક સ્થિતિમાં હતી. રાજાઓ અને અમીરો પરદેશી ચિત્રોને જ પોતાના મહાલયોમાં સ્થાન આપતા. આ સ્થિતિમાં પલટો આણી બ્રિટિશ ચિત્રકલાને ઉન્નત સ્થાને મુકનાર સર જોશુઆ રેનોલ્ડ્ઝે બ્રિટિશ એકેડેમીમાં કલા વિષે કરેલાં પંદર પ્રવચનો મૂળ અંગ્રેજીમા છે તે ઉપરથી આ પુસ્તક તૈયાર થયું છે એ પ્રવચનોમાં સર જોશુઆના કલા વિષેના સિદ્ધાંતો સ્પષ્ટ જોઇ શકાય છે અને એ સિદ્ધાંતો વડે બ્રિટિશ ચિત્રકલાનો ઉદ્ધાર તેણે કેવી રીતે કર્યો તે સમજી શકાય છે ચિત્રકારો અને કલાના શોખીનો માટે આ પુસ્તક ઘણુ માર્ગદર્શક થશે

**વિષતંત્ર'** લેખક: શ્રીયુત ગજાનન રામરાવ ગોખલે, મૂલ્ય રૂ ૧-૬-૦ શ્રી સયાજી સાહિત્યમાલા, પુષ્પ ૨૦૩

અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં જેને ટૉક્ષીકોલોજી કહે છે તે વિષય ઉપર આ પુસ્તક ડૉ. મોદીના અંગ્રેજી પુસ્તક "જ્યુરીસપ્રુડન્સ અને ટૉક્ષીકોલોજી" ઉપરથી તૈયાર કરવામાં આવ્યુ છે ઉપરાંત એમા આયુર્વેદના પુસ્તકોનો આધાર પણ લેવામા આવ્યો છે ઔષધિઓ તરીકે વપરાતા વિધવિધ જાતના વિષ વિષે વૈદક દ્રષ્ટિએ ઉપયોગી માહીતિ આપવામા આવી છે ડૉક્ટરો, વૈદો અને વૈદકના અભ્યાસીઓ માટે આ પુસ્તક ઘણુ આવકારદાયક ગણાશે

**કેટલાક રોગો ભાગ. ૩ જો** લેખક ડૉ. ચંદુલાલ મોહનલાલ દ્વિવેદી મૂલ્ય રૂ ૧-૦-૦ શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૦૪.

વિધવિધ રોગ વિષે માહીતિ આપતુ ડૉ. દ્વિવેદીનુ આ ત્રીજુ પુસ્તક છે એમા મુખ્યત્વે કલેજાના રોગ, એપેન્ડીસાઇટીસ, કોઢ, રીકેટસ, રતવા વગેરે રોગના ચિન્હ અને ઉપાય દર્શાવવામાં આવ્યા છે આ પુસ્તકના આગલા ભાગ વિષે અભિપ્રાય દર્શાવતા અમે જણાવ્યુ હતુ અને આજે ફરીથી એજ અભિપ્રાય ઉચ્ચારીએ છીએ કે જો સામાન્ય જનસમાજ આવા પુસ્તકોનો લાભ લઇ વિધવિધ રોગ શાથી થાય છે તે જાણી લ્યે અને વેળાસર તે અટકાવવાના પ્રયત્નો કરે તો અનેક દુઃખમાંથી માનવસમાજ ઉગરી જાય એ દ્રષ્ટિએ આવા પુસ્તકોની અમે અત્યંત ઉપયોગિતા જોઇએ છીએ અને લેખક પ્રકાશક બન્નેને એ માટે ધન્યવાદ આપીયે છીએ

**અર્થશાસ્ત્ર** લેખક પ્રો કેશવલાલ હિંમતરામ કામદાર મૂલ્ય રૂ ૨-૧૧-૦ શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૦૬

પ્રાચીન સમયમા સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યના અમાત્ય કૌટિલ્યે "અર્થશાસ્ત્ર" નામે ગ્રંથ લખ્યો છે એ સમયે અર્થશાસ્ત્રમા અનેક વિષયોનો સમાવેશ થતો. અર્વાચીન સમયમા એ શબ્દનો અર્થ સંકુચિત થઇ ગયો છે યુરપની લગભગ દરેક ભાષામા અર્થશાસ્ત્રને લગતા બોધક પુસ્તકો મળી આવે છે; પરંતુ ગુજરાતી ભાષામા તો એ વિષયના પુસ્તકોનો સર્વથા અભાવ છે બે ત્રણ પુસ્તકો જ લખાયાં છે અને તે પણ અંગ્રેજીના

અનુવાદ તરીકે. આ પુસ્તકના લેખક અર્થશાસ્ત્રના અભ્યાસી છે અને એ વિષય કોલેજના વિદ્યાર્થીઓને શીખવે છે એમણે. ગુજરાતી વાચક વર્ગ સમજી શકે એવી ભાષામાં આ પુસ્તક રચ્યું છે. અલબત્ત, એમાંના સિદ્ધાંતો પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના મૂડીવાદ પર રચાયલા સિદ્ધાંતોજ છે. આ સિદ્ધાંતો હવે વ્યવહારમાં કેટલો સમય કામ આપશે એ સિદ્ધાંતો ઉપર દુનિયાનું આર્થિક તંત્ર કેટલો સમય આધાર રાખશે, તે શંકાસ્પદ વાત બની છે. દુનિયાની વસ્તીનો ૯૫ ટકા ભાગ શ્રમજીવી બની રહે અને પાંચ ટકા ભાગ મૂડીનો સમૂહ પોતાની પાસે રાખીએ ૯૫ ટકા ઉપર આર્થિક સામ્રાજ્ય ભોગવે, એ સ્થિતિ હવે લાંબો સમય ટકે, એવો સંભવ નથી રશિયાએ નવિન સિદ્ધાંતો પર પોતાના દેશની આર્થિક રચના કરી, એ જુના સિદ્ધાંતોની કીમત કોડીની કરી નાખી છે અમે ઇચ્છીએ છીએ કે એ નવિન સિદ્ધાંતોનું વિવરણ અને પ્રચાર કરતાં પુસ્તકો આપણા પ્રોફેસરો લખે અને પ્રકાશકો છપાવે. એથી હિંદની પ્રજાને તેઓ ભવિષ્ય માટે વધારે સારી રીતે તૈયાર કરી શકશે.

**મહાભારત કથાઃ લેખકઃ શ્રી નાનાભાઇ, પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર મૂલ્યઃ રૂ. ૧-૪-૦**

શ્રી નાનાભાઇએ આ છેલ્લું પુસ્તક આપણને આપી "મહાભારતનાં પાત્રો" વિષેની સાહિત્ય-માળા ગુજરાતને આપવાનું પોતાનું વચન પાળ્યું છે તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. ૧૯૩૦ ના સત્યાગ્રહ સંગ્રામ વખતે જેલમાં જઇ એ માળાના કેટલાક પુસ્તકો તેમણે લખ્યાં હતાં અમને ભય રહેતો હતો કે બહાર આવ્યા પછી શ્રી નાનાભાઇ દક્ષિણામૂર્તિ ભવનના સંચાલક તરીકેના વ્યવસાયમાં પાછા પડશે તો આ માળા અધૂરી રહી જશે, અને તેથી જ તેઓ ફરી જેલમાં જાય એમ અમે ઇચ્છયું હતુ પરંતુ જેલમાં પાછા ગયા વિના એમણે આ માળા પૂરી કરી છે આ પુસ્તકમાં જે ઉણપ રહે છે, તે એક જુદા પુસ્તકથી પૂરી કરવાનું તેઓ વચન આપે છે, એટલે એ સબંધી અમારે વિશેષ કહેવાનું રહેતું નથી. મહાભારતની સળંગ કથા ટુંકમાં જાણવા ઇચ્છનાર માટે આ પુસ્તક અત્યંત ઉપયોગી જણાશે, એમાં શંકા નથી સાદી ભાષા અને સરળ શૈલિ શ્રી નાનાભાઇની બાનીના ખાસ લક્ષણો છે. અને સાધારણ શિક્ષિત પણ આ પુસ્તકોની સહાયથી એ પ્રાચીન ખજાનો પોતાનો કરી શકશે એક ખાસ વિનતિ અહીં શ્રી નાનાભાઇને અમે કરવા ઇચ્છીએ છીએ જેવી રીતે મહાભારત તમે સમજાવ્યું છે તેવી રીતે રામાયણ અને તેનાં પાત્રો ન સમજાવો ? ગુજરાત એ પ્રયત્ન પણ જરૂર વધાવી લેશે

**ખડખડાટ હસાવતા મિત્ર (વાર્તા અંક) તંત્રી. શ્રી. કેશવ હ શેઠ પુ ૧૯; અંક ૨-૩** ગુજરાતના જાણીતા રાસકવિ અને નવલિકાના લેખક શ્રી. કેશવભાઇના તંત્રી પદે આ ફોમી માસિક કઇક નવું જ સ્વરૂપ બતાવે છે સાહિત્યની દૃષ્ટિએ કામનો વાડો એમને અંતરાય રૂપ નથી થતો જાતે નિષ્ણાત વાર્તા લેખક હોવાથી આ અંકની વાર્તાઓની પસંદગી તેમણે કુશળતાથી કરી છે અને ગુજરાતના અનેક શિષ્ટ વાર્તા લેખકોની સુંદર કૃતિઓ આમાં આપી છે. વાર્તાશોખીનોની દૃષ્ટિએ આ અંક ઘણોજ ઉપયોગી જણાશે. સામાજીક, હાસ્યરસિક, રશિયન બંગાળી, હિંદી, દરેક પ્રકારની વાર્તાની વાનગી એમાંથી મળી રહે છે.

**સ્વીકાર** (૧) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો સન ૧૯૩૨ ની સાલનો રીપોર્ટ, (૨) કલામંદિર, તંત્રી. શા ભાનુપ્રસાદ વ્યાસ, મુંબઇ, અંક, ૧૧, ૧૨, ૧૪, (૩) ખેતીવાડી વિજ્ઞાન, તંત્રીઃ મગનલાલ દેસાઇ, લીંબડી, ડીસેમ્બર, (૪) શ્રી પુષ્ટિ પીયૂષ, માસિકઃ તંત્રી શ્રી હરિશ્ચંદ્ર ઓંકારજી શાસ્ત્રી, નડિયાદ (૫) નાગરજગતઃ જાન્યુઆરી તંત્રી શ્રી છોટાલાલ નાથાલાલ દવે, અમદાવાદ, (૬) ઔદિચ્ય જ્યોતિ, માગશર તંત્રી શ્રી હરગોવિંદ રેવાશંકર મહેતા, વડોદરા, (૭) કડિયા સુધારક જાન્યુઆરીઃ તંત્રીઃ મગનલાલ જી. પરમાર, (૮) સત્યપ્રકાશ અને સ્વદેશઃ અંક ૧૯મો; તંત્રી કુંવરજી કેશવજી (૯) વૈદિક વિજ્ઞાન ડીસેમ્બર તંત્રીઃ પ્રો. વિશ્વનાથ વિદ્યાલંકાર

—o—




સ્વરૈશ

મુંબાઈ ઇલાકા સ્ત્રીસભાની વાર્ષિક સભા ગયા માસમાં મીસીસ જી એમ સીફવેના પ્રમુખસ્થાને મળી હતી તેમાં મીસીસ કુમઠીકરે વાર્ષિક હેવાલ રજુ કરતાં જણાવ્યું હતું કે સભાના સભ્યોની સંખ્યા ૫૦૦ ની છે વર્ષ દરમ્યાન વ્યવસ્થાપક સમિતિ ૧૧ વાર મળી અને બે ખાસ બેઠકો મળી હતી તેમા એકમાં હિન્દી મતાધિકાર સમિતિએ મોકલેલા પ્રશ્નો ઉપર ચર્ચા થઈ હતી સ્ત્રીઓ અને બાળકોના અનીતિ માટે થતા વેપાર સંબધમાં પ્રતસપના હેવાલ ઉપર, ફિલ્મ સેન્સર સંબધમાં પણ કામ થયું હતું. આવતાં બે વર્ષ માટે મીસીસ ફૈયઝ તૈયબજી પ્રમુખ ચુંટાયા હતાં. વ્યવસ્થાપક સમિતિમા લેડી પિરામજી જીજીભાઈ, મીસીસ ચંદાવરકર, મીસીસ કલન, મીસીસ ઠાકર, મીસ ઇન્જીનીયર, મીસીસ, દાજી, મીસ ગીરાદ મીસીસ જયમીબહેન રાવજી, મીસ નકીલ વગેરે ચુંટાયા છે મીસીસ સીફવે ટૂંકું પ્રવચન કરતા જણાવ્યું કે સભા એકતાની ભાવના કેળવવા માટે ક્ષેત્ર તૈયાર કરવામાં સારો ફાળો આપે છે

નવા ડાક્ટર બહેનોઃ મુંબાઈ યુનિવર્સીટીની ત્રીજી એમ બી બી એસ ની પરીક્ષામાં નીચેનાં બહેનો પાસ થયા છે (૧) આલાં બોલીમોરીયા, (૨) બેટીલ ડીમોન્ટી, (૩) મંજુલા બધેક, (૪) હેની કાપડીયા, (૫) બબનકુંવર (બીજા વર્ગમા), (૬) શાન્તા દેસાઈ, (૭) મીલ્વીયા ડીસા, (૮) સાવિત્રીબાઈ મહાજન (૯) શીરીન મહેતા, આમા મીસ હેની કાપડીયાને મેડીકલ વીમેન ફોર ઇન્ડિયા ફંડની શિષ્યવૃત્તિ, લેડી રે રૌપ્યચંદ્રક, અને બાઈ હીરાબાઈ પી એસ. કામા ચંદ્રક મળ્યા છે

પ્રાયમસ સ્ટવના ભોગ. મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનની ગયા માસમાં મળેલી એક બેઠકમાં શ્રી જમનાદાસ માધવજી મહેતાનો નીચેનો ઠરાવ પસાર થયો હતો.

"પ્રાયમસ સ્ટવથી થતા પ્રાણઘાતક અકસ્માતોની વધતી જતી સંખ્યાની આ કોરપોરેશન ખેદપૂર્વક નોંધ લે છે અને મરનારના કુટુંબો પ્રત્યે પોતાની દીલસોજી દેખાડવા સાથે કમીશનરને વિનંતિ કરે છે કે તેમણે આ આફતો વખતોવખત બનવા ન પામે તે માટે વ્યવહાર સૂચનાઓ કરવી" આ ઠરાવના સમર્થનમાં બોલતા શ્રી જમનાદાસ મહેતાએ જણાવ્યું હતું કે "આ અકસ્માતથી મરણ પામેલી સ્ત્રીની લાશ ઉપર જેઓ જુરી બેસે છે તેઓ પોતાની ફરજથી વેગળા જઈ ગુજરાતી કોમમાં તેવા અકસ્માત થતાં તે કોમ પર ગમે ટીકા કરવા તૂટી પડે છે તેમા ઘણી વખતે તે અનેક કરે છે મરનાર શોકમા હોય ત્યા તેને તે સ્ત્રીઆચાર પરણવા માંગતો હતો કે કેમ એવા ન છાજતા પ્રશ્નો પૂછી નાહકની લાગણી વિશેષ દુખાવવાનું કરે છે ગુજરાતીઓમા સ્ત્રીઓ માટે જે માન છે તેનો કોરોનરને ખ્યાલ નથી એટલે તે આખીએ કોમ માટે ગમે તે ટીકા કરવાની છૂટ લે છે"

સ્ટવ-સગડીના ભોગ. (૧) દાદરનાં બધાનક અનાથાશ્રમની બાલિકા ચંદ્રાબાઈ સગડી ઉપર સાડીનો છેડો પડતા દાઝી મરણ પામી. (૨) મુંબઈમા લહુબાઈ નામની ૮ વર્ષની છોકરી ક્યાસ્લેટના દીવાથી દાઝી મરણ પામી.

આંતર જ્ઞાતીય લગ્ન અમદાવાદના ગુજરાત સમાજસુધારા મંડળના આશ્રયે સુરતના શ્રી વસંત રણછોડજી નાયક (અનાવિલ બ્રાહ્મણ ઉંમર વર્ષ ૨૬) અને શ્રીમતી ચંદ્રકાન્તા ચંદુલાલ ઠાકર, (લોહાણા વય વર્ષ ૧૯)નું આંતર જ્ઞાતીય લગ્ન થયું.

## ૧૯૩૨ ની સ્ત્રીઓની અપૂર્વ સિદ્ધિઓ

૧૯૩૨ નું વર્ષ સ્ત્રીઓ માટે અનેક વિજયી નોંધો દર્શાવે છે:

(૧) મીસીસ એમી મોલીસને (હવે એમી જોનસન) લંડનથી કેપ અને કેપથી લંડન ઉડવાનો રેકોર્ડ તોડયો. એ બનાવ ૧૯૩૨ ની સ્ત્રીઓની પ્રવૃત્તિમા સૌથી આગળ પડતો બનાવ છે

(૨) વર્ષની શરૂઆતમાં જાણીતી અમેરિકન સ્ત્રી પાયલોટ મીસ એમીલીયા ઇઅરહાર્ટ (મીસીસ જી પી. પુતનામ) ન્યુફાઉન્ડલેંડથી આયર્લેન્ડ ઉડી અને એ રીતે એકલાં આટલાંટિક ઓળંગનાર પહેલી સ્ત્રીનુ માન મેળવ્યુ આવી રીતે એકલા ઉડવાનો પ્રયત્ન કરનાર તેઓ ત્રીજા હતાં તેમા તેમનો સમય સૌથી વધુ ઝડપી ૧૩॥ કલાક હતો. આટલાંટિક ઉડવા માટે આ રેકોર્ડ છે.

(૩) મીસીસ ફિલીપ્પા પેરી માર્ટીને માસ્ટર ઓફ સર્જરીની ઉંચામા ઉંચી દાકતરી પદવી મેળવી ઇંગ્લાંડમા માત્ર છ સ્ત્રીઓ આ પદવી ધરાવે છે મીસીસ માર્ટીને એફ આર. સી. એસ અને માસ્ટર ઓફ સર્જરીની પદવીઓ પહેલાજ પ્રયત્ને પસાર કરી છે અને એમ બીજી કોઇ સ્ત્રી અત્યાર કરી શકી નથી ઉપરાંત મીસીસ માર્ટીન ત્રણ બાળકોની માતા છે વળી એકી સાથે તેઓ ઘર ચલાવે છે અને આવી કારકીર્દિ ધરાવે છે.

(૪) બીજી પરિણિત સ્ત્રી અને બે બાળકોની માતા મીસીસ એ જી હેરીસને (ગેરાર્ડસ ક્રોસ, બકસ) દાકતરી પરીક્ષાઓમાં પહેલાં ૧૦ ઇનામો જીતી ચેરીંગક્રોસ હોસ્પીટલની મેડીકલ સ્કુલમા રેકોર્ડ કર્યો

(૫) લંડન યુનિવર્સીટીની ડોકટર ઓફ મ્યુઝીકની પદવી પહેલીજ વાર સ્ત્રીને અપાઇ તે મેળવનાર મીસ એડીથ બાયર્સ્ટે ડરહામને યુનિવર્સીટીના બેચલર ઓફ મ્યુઝીકની પદવી મેળવ્યા બાદ માલમ પડયું કે ઉચ્ચતર પદવી મેળવવા માટે લગભગ પાંચ વર્ષનો સમય જોઇએ. એટલે મીસ બાયર્સ્ટે લંડનની ત્રિનીટી કોલેજનાં સંગીતના અધ્યાપક ડૉ. ઓલ્ડરોયડના હાથ હેઠળ બે વર્ષના રેકોર્ડ સમયમાં પરીક્ષા પસાર કરી આ પદવી મેળવી

(૬) પહેલી બ્રિટિશ મોટર રેસ જીતવાનું માન પણ બે સ્ત્રીઓને મળે છે આ બે સ્ત્રીઓ મીસીસ ઈ વીલ્ડમ અને મીસ જોન રીચમંડ છે બ્રુકલેન્ડ ખાતે કેટલાય પુરૂષ હરિફો સાથે સખ્ત હરિફાઇ કરી તેઓ ૧૦૦૦ માઇલની હરિફાઇ ૮૪.૪૧ માઇલના પ્રમાણે જીત્યાં છે. રેસમાં ૨૩ મોટરો જોડાઇ હતી પણ માત્ર ૭ જ સમય મર્યાદામાં માર્ગ પુરો કરી શકી હતી

(૭) વિદ્વત્તાના ક્ષેત્રમા મીસ બાર્બરા ફલાવર નામની ૨૦ વર્ષની ઓક્ષફર્ડની ઉપસ્નાતિકાએ અપૂર્વ સિદ્ધિ સાધી છે લેટીન અને ગ્રીક માટે અપાતી ક્રેવન શિષ્યવૃત્તિ મેળવનાર તેઓ પહેલાજ સ્ત્રી છે આ શિષ્યવૃત્તિ માટે સ્ત્રીઓને પુરતી તાલીમ અપાતી નથી એવી ફરિયાદ રહે છે એ જીતવા માટે માત્ર એક બીજી સ્ત્રીએ પ્રયત્ન કર્યો હતો.

(૮) ધારાશાસ્ત્રીઓની પરીક્ષાઓમા પણ સ્ત્રીઓએ અપૂર્વ વિજય મેળવ્યો છે મીસ કેથેલીન ફ્રાવર્થ માત્ર ૨૧ વર્ષની હોવા છતાં તે બ્રીસ્ટલની નાનામા નાની સોલીસીટર છે આખા બ્રિટનમાં તે નાનામાં નાની સોલીસીટર છે

શ્રીમતી સુભદ્રા કુમારી ચૌહાણ: હિન્દી સાહિત્ય સંમેલને 'બિખરે મોતી' નામની નવલિકાઓના સંગ્રહ માટે આ બ્હેનને રૂ ૫૦૦ નું સેકસરીયા પારિતોષિક આપ્યુ છે. ગયે વર્ષે 'મુકુલ' નામના કાવ્ય સંગ્રહ માટે આ બહેનને એજ પારિતોષિક મળ્યું હતું. શ્રીમતી સુભદ્રા કુમારી મધ્યપ્રાંતમાં પહેલાં જ મ્યુનિસિપલ કમીશનર છે એમનો સંક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે છે: હિંદી ભાષા બોલતી સમસ્ત જનતાની કવિત્રીઓમાં શ્રીમતી સુભદ્રાકુમારીને સ્થાન મળી ચૂકેલું છે તેમનો જન્મ પ્રયાગમાં થયો હતો. તેમના પિતા ઠાકુર રામનાથસિંહ સંગીત અને કવિતાના ઘણા પ્રેમી હતા. એટલે પિતાનો કાવ્યપ્રેમ પુત્રીમાં ઉતર્યો. ૧૬ વર્ષની વયે તેમનું લગ્ન ઠાકુર લક્ષ્મણસિંહજી સાથે થયું તેઓ પણ એક સારા કવિ અને આગેવાન છે. દેશની રાષ્ટ્રીય ચળવળમાં આ દંપતી સારો ફાળો આપી રહ્યાં છે અને પરિણામે તેમને જેલ મહેલનો લાભ મળ્યો છે શ્રીમતી સુભદ્રાદેવીને અત્યારે ચાર પુત્રી અને બે પુ-

ગેઈ છે શ્રીમતી સુભદ્રાકુમારી સરળ હૃદયનાં છે. તેમના મધુર વ્યક્તિત્વની છાપ તેમની કવિતાઓમાં પણ પડી છે. બાળકથી માંડીને વૃદ્ધ સુધી સર્વને તેમના સ્નેહ દર્શાવનો પરિચય થએલો છે. નાગપુર ઝંડા સત્યાગ્રહમાં પણ તેઓ સ્વયંસેવિકા હતાં સાહાય પણ તેમના જીવનનું અંગ છે શ્રીમતી સુભદ્રાદેવીની કવિતા પ્રેમ, પ્રકૃતિ સૌન્દર્ય અને દેશભક્તિના રંગે રંગાયલી છે

કુમારી સુનીતિ ગુપ્તા: કલકત્તા યુનિવર્સીટીની આર્ટસ અને શિક્ષણનાં બી. એ. થઈને તેમણે બંગાળ અને આસામમાં કેટલાંક શિક્ષણનાં કામો કરીને કુમારી સુનીતિ ગુપ્તા ઇગ્લાંડ ગયાં હતાં. ૧૯૩૧ના જુનમાં તેઓ લીડ્સ યુનિવર્સીટીની શિક્ષણની ડીપ્લોમાની પરીક્ષામાં પાસ થયા, અને તેમાં બાદ માનસશાસ્ત્રમાં તેમણે પહેલો વર્ગ મેળવ્યો: તે પછી તેમણે પ્રખ્યાત બાળમાનસશાસ્ત્રીઓ બીનેટ અને પાયગેટનાં ધોરણે બાળકોનાં બૌદ્ધિક વિકાસને લગતું સંશોધન કાર્ય આરંભ્યું, અને ૧૯૩૨ના જુનમાં તેમણે થેસીસ રજુ કર્યો

## આંતરરાષ્ટ્રીય સ્ત્રીપ્રગતિ

### ૧૯૩૨ ના અગત્યના બનાવોની નજર નોંધ

હિન્દ. (૧) દિલ્હીમાં સીનીયર પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પોલીસ ફોજમાં સ્ત્રીઓને દાખલ કરવાની જાહેરાત કરી અને લખનૌમા એગ્લો હિન્દી વિધવાએ કોન્સ્ટેબલ તરીકે સેવા બજાવી (૨) સ્વાતંત્ર સંગ્રામમાં અને અસ્પૃશ્યતા નિવારણની ચળવળમાં સ્ત્રીઓનો અવર્ણનીય ભાગ. (૩) ત્રીજી ગોળમેજી પરિષદમા બેગમ શાહ નવાઝની નીમણુંક.

બર્મા: ધારાસભામાં સ્ત્રીની ચુંટણી

સીલોન: ધારાસભામાં બીજી સ્ત્રીની ચુંટણી

જાપાન સ્ત્રીઓને વકીલાત કરવાની છુટ અપાઇ.

બ્રાઝીલ સ્ત્રીઓને પુરૂષોના જેવાજ હક્કો મતાધિકાર અને યોગ્યતા અપાઇ

એબીસીનીયા. છોકરીઓ માટે પહેલીજ શાળાની સ્થાપના

ઓસ્ટ્રીયા ઉપલી ધારાસભાના પ્રમુખ તરીકે ડૉ. ફ્રેલ ગ્રેમનેકની બીજીવાર ચુંટણી

ડેનમાર્ક: નીચલી સભામા ચાર સ્ત્રીઓની ચુંટણી.

જર્મની: છેલ્લી ચુંટણીમા રીશ્ટાગમા ૩૬ સ્ત્રીઓની ચુંટણી.

આયર્લેન્ડ: ડાયલમા બે સ્ત્રીઓ ચુંટાઇ

પેરૂ: મ્યુનિસિપલ મતાધિકાર અને પરિણિત સ્ત્રીઓના રાષ્ટ્રવાદના હક્કોનો સ્વીકાર.

પોલાન્ડ: બાળકોની અદાલતમા બીજી સ્ત્રીની ન્યાયમૂર્તિ તરીકે નીમણુંક

રૂમાનીયા સ્ત્રીઓને શહેરીપણાના સંપૂર્ણ હક્કો

સીઆમ: નવા બંધારણમાં સ્ત્રીઓના મતાધિકારનો સમાવેશ થયો છે.

સ્વીડન: નીચલી સભામાં પાંચ સ્ત્રીઓની ચુંટણી.

સ્વીટ્ઝરલેન્ડ. બર્નના કેન્ટને ગાર્ડીયનશીપ કોન્સિલમાં બેસવાનો સ્ત્રીઓને અધિકાર આપ્યો

યુનાઇટેડસ્ટેટ્સ ઓફ અમેરિકા: મીસીસ હેટી કેરેવ, સેનેટમાં સીધા ચુંટાનાર પહેલા જ મહિલા; વળી સેનેટની બેઠકમાં પ્રમુખસ્થાને બેસનાર પણ પહેલાંજ મહિલા સ્ટોકહોમ ખાતેની યુનાઇટેડ સ્ટેટ્સના એલચી ખાતામા સ્ત્રીમુત્સદ્દી ને હોદ્દો

પ્રજાસંઘ (૧) શસ્ત્રવિસર્જન પરિષદમાં પ્રતિનિધિ તરીકે પાંચ સ્ત્રીઓની નીમણુંક; મીસીસ કોરબેટ એશબી, ડૉ પોલીના લુઇસી, મીસ વીનીફ્રેડ ક્યાદ, મેડમ શ્રાવાગોન્સ્કા, અને ડૉ. એમ. ડબલ્યુ વુલે. (૨) ફેબ્રુઆરીમા સ્ત્રીઓની સસ્થાઓએ એકત્ર કરેલી ૮૦ લાખ અરજીઓ શસ્ત્રવિસર્જન પરિષદને રજુ કરી (૩) ગુલામી માટેની કામચલાઉ સમિતિમા સ્ત્રીની નીમણુંક પ્રજાસંઘનાં સરકારી કામકાજમા સ્ત્રીઓને વધુ ફાળો આપવાનુ સ્વીકારાયુ

તે માટે તેમને લીડ્સ યુનિવર્સીટીની એમ ઇ ડી ની પદવી આપવામાં આવી, તેમના થેસીસની ઉપયોગિતા અને મહત્તાને અંગે તેમને હિન્દમાથીજ પી એચડી ની પદવી માટે થેસીસ રજુ કરવાની લીડ્સ યુનિવર્સીટીએ પરવાનગી આપી છે તેમણે વિદેશમાં બધા પ્રકારની શાળાઓ, બહેરા મુગા આંધળાઓની શાળાઓ, કારખાનામા કામ કરતી છોકરીઓની રાત્રિ કલબો વગેરેની મુલાકાત લીધી છે. મજુર સ્ત્રીઓની પરિસ્થિતિ નીહાળવા તેમણે બધા પ્રકારની મજુર સ્ત્રીઓનો સંસર્ગ સાધ્યો હતો અનેક સ્થળે તેમણે સ્ત્રીઓની સમાજોમા હિન્દી પ્રશ્ન ઉપર ભાષણ કર્યાં હતાં લીડ્સમાં પણ ઘણી સ્ત્રી સભાઓ સમક્ષ બોલવાનુ તેમને આમંત્રણ અપાયુ હતુ.

કુમારી વીણા શક્રવર્તી કલકત્તા યુનિવર્સીટીની એમ એ ની પરીક્ષામાં તત્ત્વજ્ઞાનના વિષયમા પહેલા વર્ગ સાથે પાસ થયાં છે અને તેઓ કુલ બીજા નંબરે આવ્યા છે તેમણે બી એ ની પદવી સ્ત્રી ઉમેદવારોમા પહેલા આવીને અને બધા વિદ્યાર્થીઓમા ૪ થા આવીને ઓનર્સ સાથે પસાર કરી હતી.

લગ્નમાં સુધારો: લગ્ન સુધારા સંઘનું પહેલું અધિવેશન પટનામા મી કે નટરાજન તબીયતને કારણે હાજર ન રહી શકવાથી મી સચ્ચિદાનંદ સિંહાના પ્રમુખપદે મળ્યું હતું મી. નટરાજનનું ભાષણ પરિષદમા વંચાયુ હતું. તેમણે જણાવ્યુ હતું કે ખરેખરો પ્રયત્ન બાળલગ્ન નિષેધ અને કન્યા કેળવણીની બાબતમાં કરવાની જરૂર છે. કારણ કે એ બે સુધારાની દેશને અત્યંત જરૂર છે. જો બાળલગ્ન થતાં ન હોત તો પુનર્લગ્નનો, સવાલ માત્ર વ્યક્તિગત સ્વતંત્રતાનો રહે અને અત્યારે બાળ વિધવાઓને કમનસીબીમાથી બચાવવાનો જે પ્રશ્ન છે તે ઉપડી જાય.

પરકીર્ણ:

(૧) હારડામાં પતિ મરણ પામતાં વિયોગનું દુઃખ સહન ન થવાથી પત્નીએ સાડી ઉપર ઘાસતેલ છાંટી આપઘાત કર્યો.

(૨) મુંબઇમા રો. મીસ પ્રેમાબાઇ બોરકરની બખતો બખત છેડતી કરવા માટે નારાયણ લક્ષ્મણ કાલાસકર નામના ડ્રાઇવરને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે.

### શ્રી હાલાઇ લોહાણા સહાયકારી મંડળ, સ્ત્રી-વિભાગ

## નિબંધની ઇનામી હરીફાઇ.

વિષય. "રોવા-કુટવાનો રીવાજ-તેના ગુણદોષ"

ઉપરોક્ત મંડળના સ્ત્રી-વિભાગ તરફથી લોહાણા જ્ઞાતિની મુંબઇમાં તેમજ બહારગામ વસતી સર્વ બ્હેનો માટે નિબંધની ઇનામી હરીફાઇ યોજવામાં આવી છે નિબંધ માટેનો વિષય "રોવા-કુટવાનો રીવાજ-તેના ગુણ દોષ" નક્કી કરવામાં આવ્યો છે એ વિષય ઉપર નીચેની સુચનાઓને અનુસરી નિબંધ લખી મોકલનાર બ્હેનોમાંથી પ્રથમ ચાર નંબરે આવનાર બ્હેનોને સ્વ. દયાકુંવર કૃષ્ણલાલ સાયતા સ્મારક-ફંડમાંથી અનુક્રમે રૂ ૧૦, ૭, ૫ અને ૩ નાં ઈનામો અપાશે.

**સુચનાઓ**

(૧) નિબંધ ગુજરાતી ભાષામા ફુલસકેપ કાગલની એક બાજુ સારા અક્ષરે લખેલો હોવો જોઇએ.

(૨) નિબંધ કમમાં કમ ફુલસ્કેપ સાઇઝના ત્રણ પાના જેટલો હોવો જોઇએ.

(૩) નિબંધ "મંત્રીબ્હેન, શ્રી હાલાઇ લોહાણા સહાયકારી મંડળ, સ્ત્રી-વિભાગ, ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબઇ, ૪" એ સરનામે તા ૨૮મી ફેબ્રુઆરી ૧૯૩૩ સુધીમા મળી જાય એવી રીતે મોકલી આપવા જોઇએ

(૪) નિબંધ મોકલનાર બ્હેને પોતાનું પૂરું નામ અને સરનામું જણાવવુ જોઇએ

નિબંધો મળ્યા પછી મંડળ તરફથી પરીક્ષકો નીમવામા આવશે જેમનો નિર્ણય છેવટનો ગણાશે.

૧૧૪. ગીરગામ બેક રોડ,
મુંબઇ,
તા ૨૦-૧-૧૯૩૩

લી.
સૌ કુંજલીલા શર્મા,
મંત્રી, સ્ત્રીવિભાગ.

**વિદેશ**

સફળ શિલ્પકાર: ચિરનમા કોઓરોરા ઓલીશન સ્મારક ફંડમાંથી સ્ત્રીશિલ્પકારની સર્વો-

તેમ કૃતિ માટે અપાતું પી. ૧૦૦ નું ઇનામ મીસ હેલન વી મોરને મળ્યું છે. ઇશુખ્રિસ્ત અને કુમારી મેરીની આકૃતિઓવાળી એ શિલ્પકૃતિ છે ગયે વર્ષે પણ મીસ હેલનને આ ઇનામ મળ્યું હતું.

વિમાની મીસીસ મોલીસન લંડનની સ્ત્રીઓની એરોમોબાઇલ એસોસીએશને સફળ વિમાની મીસીસ એમી મોલીસન ( મીસ એમી જોનસન ) ના માનમાં ખાણાનો મેળાવડો કર્યો હતો.

મીસ બારબરા ફુલાવર ઓક્સફર્ડની ટ્રેવલ શિષ્યવૃત્તિ મેળવનાર પહેલાજ સ્ત્રી છે

મીસીસ શીલી સ્કેફીંગ્ટન, આયર્લેન્ડમાં ન્યુરી ખાતે મનાઇ છતાં રાજદ્વારી કેદીઓના સરઘસમાં ભાષણ કરવા ઇચ્છનાર મીસીસ સ્કેફિંગ્ટનને ગિરફતાર કરી છે તેના પતિને ૧૯૧૬ના બળવામાં ગોળીથી ઠાર મારવામાં આવ્યો હતો

સેલ્મા લેગરલોફ જાણીતી સ્વીડિશ લેખિકા અને નોબેલ ઇનામ મેળવનાર સેલ્મા લેગરલોફને કીલની યુનિવર્સીટીએ પોતાના ઓનરરી ડોક્ટર બનાવ્યાં છે -

પહેલાં સ્ત્રી મેમ્બર સ્પેનમાં ઝરાગોઝા ખાતેના આઠ શહેરમાં મેરીયા ક્રોનીન્ગ્યુએઝને મેમ્બર નીમવામાં આવ્યા છે સ્પેનમાં આ પદે આવનાર પહેલાંજ સ્ત્રી છે. એક પત્રકાર તરીકે આ બહેન જાણીતાં છે

હંગેરીની પાર્લામેન્ટમાં મદામ લીલા મેલ-ઝાર ચૂંટાયાં છે

વકીલાત કરવાનો હક બલ્ગેરીયાની પાર્લામેન્ટમાં સ્ત્રીઓને વકીલાત કરવાનો હક આપતો ખરડો ત્રીજી વાર દાખલ થયો છે. સ્ત્રીઓ ડાક્ટર બની શકે, શિક્ષિકા બની શકે, પણ કોણ જાણે કોઈ કારણે તેઓ વકીલાત કરી શકતી નથી

યુનાઇટેડ સ્ટેટ્સની કોન્ગ્રેસમાં ગયા નવેમ્બરમાં નવી કામેસની ચુંટણી થઇ તેમાં ૬ બહેનો પણ ચુંટાયાં છે. મીસીસ હેટી કેરેવે સેનેટમાં પૂરા સમય માટે ચુંટાનારા પહેલાજ છે બહેન છે બીજાં ચુંટાયલાં બહેનો મીસીસ મેરી નોર્ટન, મીસીસ ફ્લોરેન્સ કાહન, અને મીસીસ એડીથ નોર્સ રોજર્સ છે. આમાં પહેલા બે બહેન ૭ વર્ષથી સેવા કરે છે જ્યારે મીસીસ રોજર્સની સેવા પાંચ વર્ષની છે મીસ કેથેરીન ઓલાફલીન, અને મીસીસ વર્જીનીયા જેનકસ એ બે નવા બહેનો છે

કામ કરવાની જરૂર અમેરિકામાં ૪૦ લાખ પરિણિત સ્ત્રીઓને ખાસ જરૂરને અંગે કામ કરવા જવાની ફરજ પડે છે

હાકેમી અમલદારના પદે તુર્કીના એક સ્ત્રી ડાક્ટર સુરીદે હીમામ્બીય આમાસીયા કસ્બાના હાકેમી અમલદાર નીમાયાં છે તુર્કીમાં આવો હોદ્દો ધરાવનાર તેઓ પહેલાજ બાનુ છે

ચીનમાં સમાન હક ચીનમાં નવા કાયદા પ્રમાણે એક જ સ્ત્રી સાથે લગ્ન થયા છતાં બીજી પત્ની કરનાર પતિની પત્નીઓ છુટાછેડા માટે દાવો માંડી શકશે વારસા અને ઘરેણીપણાના સમાન હકો પણ સ્ત્રીઓને મળ્યા છે

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

મ ગાંધીજીના પ્રાયોપવેશનથી શરૂ થએલી હરિજન ઉદ્ધારની પ્રવૃતિ હજીય સર્વત્ર કેન્દ્રસ્થાને ભાગ લઈ રહી છે. મુંબઈ, ગુજરાત, મદ્રાસ સર્વ સ્થળે હરિજન ઉદ્ધારનાં કાર્યમા સ્ત્રીઓ આગળ પડતો ભાગ લઇ રહી છે. મદ્રાસની ધારાસભામા, ડૉ સુબ્બારાયને રજુ કરેલો મંદિર પ્રવેશનો ખરડો અને વડી ધારાસભામાં રજુ થએલા અસ્પૃશ્યતા નિવારણના ખરડાઓને મંજુરી આપવાની ના. વાઇસરોયને વિનતિ કરતા નિવેદનો અને તારો આખા હિન્દની મહિલાઓ તરફથી થયા હતા. પરંતુ છેવટે ના. વાઇસરોયે ડૉ. સુબ્બારાયનના ખરડાને મંજુરી આપી નથી. શ્રી રંગા આયરનો ખરડો વડીધારાસભામાં દાખલ કરવા મંજુરી આપી છે ડૉ. સુબ્બારાયનના ખરડાને મંજુરી ન આપવાનાં મુખ્ય કારણમાં એ પ્રશ્ન અખિલ હિંદની અગત્યનો પ્રશ્ન હોવાનું જણાવાયુ છે. આથી શ્રી. રંગા આયરે ડૉ. સુબ્બારાયનના ખરડાને વડીધારાસભામાં દાખલ કરવાની મંજુરી માગી છે.

મુંબઇમાં હરિજન સેવા મંડળના આશ્રયે હરિજન વર્ગની બહેનો અને ઉચ્ચ વર્ણની બહેનોનો હળદી કુંકુમનો ભેગો સમારંભ થયો હતો. તેમાં શ્રીમતી હંસાબહેન મહેતા, શ્રીમતી ઇન્દિરાબાઇ મહઅણુધે, શ્રીમતી સરસ્વતીબાઇ દાંડે વગેરેએ ભાષણો કર્યા હતા. મુંબઇનાં પરાંઓ માટે હરિજન સેવાસમિતિની સ્થાપના થઇ છે. તેમાં નીચેનાં બહેનોનો પણ સમાવેશ છે. મીસ કે નટરાજન, શ્રીમતી રતન બહેન મહેતા ( વાંદરા ), શ્રીમતી મુદ્રિકા બહેન અંજારિયા ( ખાર ); શ્રીમતી તારા બહેન માસ્તર, ( સાંતાક્રુઝ )

અમદાવાદમાં પણ નવી કાર્યવાહક સમિતિ સ્થપાઇ તેમાં શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ ( પ્રમુખ ) શ્રીમતી સરલાદેવી, અંબાલાલ, (મંત્રી), શ્રીમતી લીલાવતી દેસાઇ (મંત્રી), શ્રીમતી શારદાબહેન મહેતા, શ્રીમતી નીર્મળાબહેન બકુભાઇ, શ્રીમતી મનોરમા બહેન, શ્રી. વસંતબહેન ચુંટાયા છે. હરિજનોમાં કામ કરવાનો ખાસ કાર્યક્રમ પણ સમિતિએ નક્કી કર્યો છે

હિન્દી સરકાર તરફથી તા. ૩૧મી ડીસેમ્બરે પ્રકટ થએલા નિવેદનમાં જણાવ્યું છે કે નવેમ્બર માસની આખરે સવિનય કાનૂનભંગને અંતે ૧૭૧૪૫ કેદીઓ જેલમાં હતા. તેમાં ૬૩૪ સ્ત્રીઓ હતી પ્રાંતવાર સ્ત્રીઓની સંખ્યા નીચે પ્રમાણે છે. મદ્રાસ ૧૭૭, મુંબઇ ૨૨૦, બંગાળ ૧૩૪, સંયુક્તપ્રાંત ૧૧૭, પંજાબ ૧૯, બીહાર ને ઓરીસા ૪૨, મધ્યપ્રાંત ૧, આસામ ૭, સરહદપ્રાંત ૧, દિલ્હી ૧૮, મેરવાંરા ૩; આ ઉપરથી જોઇ શકાય છે કે આખાં હિન્દની મહિલાઓ સવિનય કાનૂનભંગમાં ભાગ લઇ રહી છે.

## મુંબઇ

મહાસભાનું કામકાજ છુપી રીતે ચલાવવા માટે કુમારી લીલા મરદેસાઇ નામનાં બહેનને વટહુકમ પ્રમાણે ગિરફતાર કર્યાં છે.

સવિનય કાનૂનભંગની લડતમાં એક વર્ષ દરમ્યાન મુંબઇની ૧૫૦ બહેનોએ જેલનિવાસ કર્યો

કાલબાદેવી રોડ ઉપરની કાપડની દુકાનો પર ચોકી કરવા માટે મુંબઇની પહેલી સંગ્રામ સમિતિના પ્રમુખ શ્રીમતી મનોરમા-

બાઇ શીર્દે, મંત્રી કુમારી ગુણુજબાઇ અને શ્રીમતી તનુબાઇ ને ગીરફતાર કર્યાં હતાં તેમને ગેરકાયદેસર મંડળનાં સભ્ય થવા માટે ૬ માસ સખ્ત કેદ રૂ. ૩૦ નો દંડ કરવામાં આવ્યો હતો. ભમનજી માસ્તર લેનમાં પરદેશી કાપડની દુકાનો પર ચોકી કરવા માટે શ્રીમતી નર્મદાબાઇ નાયક નામનાં દેશસેવિકાને પકડયાં છે. ઝવેરી બજારમાંના ૬ દુકાનોની એસોસીએશન ઉપર ચોકી કરવા માટે શ્રીમતી શાન્તાબાઇ બાપુરાવને ગિરફતાર કર્યાં હતાં. પાછળથી આજ સ્થળેથી એક દેશસેવિકા બહેન ગિરફતાર થયાં હતાં.

### સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૨૬૦૧ | કુમારી વીણા સરૈયાબાઇ | મુંબઇ | ચરકુામ |
| ૨૬૦૨ | શ્રીમતી મનોરમાબાઇ શિર્દે | ,, | ૬ માસ, રૂા ૩૦ દંડ |
| ૨૬૦૩ | ,, ગુણુજબાઇ | ,, | ,, |
| ૨૬૦૪ | ,, તનુબાઇ | ,, | ,, |
| ૨૬૦૫ | ,, નર્મદાબાઇ નાયક | ,, | — |
| ૨૬૦૬ | ,, શાન્તાબાઇ | ,, | — |
| ૨૬૦૭ | ,, એક દેશસેવિકા | ,, | — |
| ૨૬૦૮-૧૦ | ,, ત્રણ બહેનો | અમદાવાદ | — |
| ૨૬૧૧ | ,, મણિબહેન પટેલ | વીરમગામ | ૨ા માસ સજા કેદ |
| ૨૬૧૨ | ,, માલતીબહેન યાજ્ઞિક | ,, | ,, |
| ૨૬૧૩ | ,, હરિબહેન પટેલ | ધામણા | — |
| ૨૬૧૪ | ,, સુરજબહેન | સુરત | એક વર્ષ સખ્ત |
| ૨૬૧૫ | ,, દેવીબહેન પટેલ | ,, | ,, |
| ૨૬૧૬ | ,, વાલીબહેન | ,, | ,, |
| ૨૬૧૭ | ,, મેનીબહેન | ,, | ,, |
| ૨૬૧૮ | ,, કાનાબહેન | સુરત | એક વર્ષ સખ્ત |
| ૨૬૧૯ | ,, હરીબહેન | ,, | ,, |
| ૨૬૨૦ | ,, કમળાબાઇ દત્ત | કલકત્તા | ૬ માસ સખ્ત |
| ૨૬૨૧ | ,, સરોજિનીદેવી | ,, | ,, |
| ૨૬૨૨ | ,, સુકુમારી સેન | જલપૈગુરી | — |
| ૨૬૨૩ | ,, મૃણાલિનીદેવી | ચટગામ | — |
| ૨૬૨૪ | ,, ઇન્દુસુધા ઘોષ | કલકત્તા | — |
| ૨૬૨૫ | ,, નિર્મળબહેન | જબલપુર | — |
| ૨૬૨૬ | ,, નરીદેવી | લખનૌ | — |
| ૨૬૨૭ | ,, પ્રદીદેવી | ,, | — |
| ૨૬૨૮ | ,, શ્યામકુમારીદેવી | બનારસ | — |
| ૨૬૨૯-૩૩ | ,, પાંચ બહેનો | દિલ્હી | ત્રણ માસ સજા કેદ |
| ૨૬૩૪ | ,, માલતીદેવી | કટક | પાંચ માસ સજા કેદ |
| ૨૬૩૫ | ,, જગદનારદેવી | પટનાં | ત્રણ માસ સખ્ત |
| ૨૬૩૬ | ,, શીતલ્યાદેવી | પટના | ,, |
| ૨૬૩૭-૩૮ | ,, બે બહેનો | મદ્રાસ | એક વર્ષ સખ્ત કેદ, રૂા ૨૦૦૦ દંડ |
| ૨૬૩૯ | ,, એક બહેન | ,, | રૂા ૨૦૦૦ દંડ |

ગુજરાત

અમદાવાદમાં ગાંધીદિન ઉજવવા માટે, સરઘસો કાઢવામાં આવતાં ત્રણ બહેનો ગિરફતાર થયાં હતાં. કુમારી મૃદુલાબહેન અંબાલાલ સારાભાઇને ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટે એવા પ્રકારનો હુકમ કર્યો છે કે અમદાવાદ શહેરની તેમજ અરકતી કાપડ માર્કીટની હદમાં તેમણે પ્રવેશવું નહિ અને સવિનય કાનૂનભંગની ચળવળમાં ભાગ લેવો નહિ.

વીરમગામ તાલુકાનાં દેરોજ ગામે પત્રિકા વેચતા શ્રીમતી મણીબહેન પટેલ અને શ્રીમતી માલતીબહેન ચક્રશંકર યાજ્ઞિકને ગિરફતાર કર્યાં હતા તેમને ૨ા માસ સખ્ત કેદની સજા થઇ છે. બીજે દિવસે પકડાયેલા બે બહેનો શ્રીમતી સ્વામીબહેન મહેતા અને શ્રીમતી ચંદ્રકળાબહેનને પોલીસે ચોકી મૂકાં હતાં. ધામણા ગામમાં ધ્વજવંદન કરાવનાં સરમુખત્યાર શ્રીમતી હરિબહેન પટેલને પકડયાં હતાં.

ગાંધી કારાવાસ દિને સુરતમાં ચોકીકરતાં પકડાયેલા ૬૮માં સરસમુખત્યાર શ્રીમતી સુરજ બહેન ચુનીલાલ મહેતા, શ્રીમતી દેવાબહેન પટેલ, શ્રીમતી લાલીબહેન હાસજીભાઇ, શ્રીમતી ગેનીબહેન, શ્રીમતી હાનાબહેન કુમારી દલરીબહેન ને એક એક વર્ષ સખ્ત કેદની સજા થઇ છે.

**બંગાળઃ**

કલકત્તામાં ગાંધીદિનને અંગે શ્રીમતી દક્ષબાલા દત્ત અને શ્રીમતી સરોજિની દેવીને ગિરફતાર કરી ૬ માસ સખ્ત કેદની સજા કરી છે

જલપૈગુરી ખાતે કુમારી સુકુમારી નામની એક વિદ્યાર્થીનીને બંગાળના વટહુકમ પ્રમાણે ગિરફતાર કર્યા છે.

મનાઇ હુકમનો ભંગ કરી અસ્પૃશ્યતા નિવારણની સભામાં હાજરી આપવા માટે જીઆગંજ ખાતે શ્રીમતી મૃણાલીની દેવીને ગિરફતાર કર્યાં છે.

સર આલ્ફ્રેડ વાટસન ઉપર હલ્લો કરવા માટે ગિરફતાર થએલાં કુમારી ઇન્દુસુધા ઘોષને મેજીસ્ટ્રેટે નિર્દોષ ઠરાવી છોડી મૂકતા, બંગાળના વટહુકમ પ્રમાણે તેમને પાછાં પકડયા છે.

**મધ્યપ્રાંત-સંયુક્તપ્રાંતઃ**

મધ્યપ્રાંત હિન્દુસ્તાની અને મહાસભાના ૧૪ જીલ્લાઓના સરમુખત્યારોની પરિષદ ભરાતા જબલપુરમાં એક બહેન ગિરફતાર થયા છે.

લખનૌખાતે મળેલી સરમુખત્યારોની પરિષદમાંથી શ્રીમતી નદીદેવી અને શ્રીમતી મૂલાદેવી એ બહેનો પકડાયાં હતાં.

ઉનાવમાં શ્રીમતી શ્યામકુમારી દેવીને અદાલતમાં મહાસભાના પોકાર કરવા માટે ગિરફતાર કર્યાં હતાં ।

**દિલ્હીઃ**

ગાંધીદિનને અંગે સરઘસ કાઢવામાં આવતાં ૪ બહેનોને ગિરફતાર કરી સરઘસ વિખેરી નાંખ્યું હતું. સાંજે કોંગ્રેસ પત્રિકા વહેંચવા માટે એક બહેનને ગિરફતાર કર્યાં હતાં. તેમને ત્રણ માસ સખ્ત કેદ રૂ. ૫૦ના દંડની સજા થઇ છે

**બીહાર-ઓરીસા**

કટકના આગેવાન કાર્યકર શ્રીમતી માલતીદેવીને પાંચ માસ સખ્ત કેદની સજા થઇ હતી ગાંધીદિનને અંગે પટણા ખાતે બે બહેનો શ્રીમતી જગદંબાદેવી અને શ્રીમતી કૌશલ્યાદેવી ગિરફતાર થયાં હતાં. તેમને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ હતી.

**મદ્રાસઃ**

ગંતુરમાં આંધ્રના સરમુખત્યારોની પરિષદમાંથી પકડાયલાં ત્રણ બહેનોમાંથી બે બહેનોને એક વર્ષ સાદી કેદ રૂ ૨૦૦૦ દંડની અને એક બહેનને રૂ ૨૦૦૦ના દંડની સજા કરી છે. [ ૨૬-૧-૩૩

**શ્રી વિદ્યાબહેનનું ભાષણ**

શ્રી વિદ્યાબહેને પ્રમુખ સ્થાનેથી કરેલું ભાષણ ભારતીય મહિલાઓના ફૂટ પ્રશ્નોની તાત્વિક ચર્ચા કરે છે એ ભાષણમાં ભારતીય મહિલાઓના જીવનને સ્પર્શતા એકેએક પ્રશ્નની ચર્ચા ઘણી બુદ્ધિગમ્ય રીતે થઈ છે અને જ્યાં ત્યાં એ પ્રશ્નોના ઉકેલ માટે વ્યવહાર માર્ગ પણ સૂચવ્યા છે. સ્ત્રીઓમા પ્રવર્તી રહેલી ભયંકર નિરક્ષરતા દૂર કરવા સંબંધમા તેમણે સૂચવેલા વિચારો ઘણી રીતે મનનીય છે એટલુ જ નહિ પણ દરેક શિક્ષિત સ્ત્રી પુરૂષે એ અમલમા મૂકવા જેવા છે શ્રી વિદ્યાબહેન યોગ્યજ રીતે સૂચવે છે કે "દરેક શિક્ષિત માણસે ફૂરસદના સમયમા પોતાનાથી બની શકે તેટલા માણસોને અક્ષરજ્ઞાન આપવાની પોતાની ફરજ સમજવી જોઈએ " શિક્ષિત બહેનોને માટે એ વિશિષ્ટ ફરજ છે શિક્ષિત બહેનો જો માત્ર રોજના એક કલાક જેટલો સમય ફાજલ પાડી નિરક્ષર બહેનોની ચોક્કસ સંખ્યાને અક્ષરજ્ઞાન આપવાનુ કાર્ય ઉપાડે તો પાચ વર્ષમાં તો સારી સરખી સંખ્યા અક્ષરજ્ઞાન મેળવવા ભાગ્યશાળી થઈ જાય ડીસેમ્બરના અંકમા જ અમે આ વિષય ઉપર લખી ગયા છીએ એટલે એ વિષય ઉપર વધુ પુનરાવર્તન ન કરતા અમે તે તરફ અમારા વાચકોનું ધ્યાન ખેચીએ છીએ આપણી શિક્ષણ પ્રથામાં જે ક્ષતિઓ છે, ખાસ કરીને સ્ત્રીઓને માટે, તે તરફ શ્રી. વિદ્યાબહેને ઘણી યોગ્ય રીતે ધ્યાન ખેચ્યુ છે અને તેમણે શિક્ષણનાં વાહન તરીકે પ્રાંતીય ભાષાને સ્થાને અંગ્રેજી ભાષાનો ઉપયોગ થવા સામે જે વાંધો દર્શાવ્યો છે તે તદન વ્યાજબી છે અમે પણ એમ માનીએ છીએ કે, બહેનોને ઉચ્ચતર કેળવણી લેવામા જો કોઈ ખાસ બાધ નડતો હોય તો તે અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાય તેવી પ્રથાનો છે સંગીત, ચિત્રકળા અને ગૃહવિજ્ઞાન જેવા વિષયોને યુનિવર્સીટીના અભ્યાસક્રમમા સ્થાન મળવું જોઈએ એવી તેમણે કરેલી માગણી કોઈને પણ વાજબી લાગ્યા વિના નહિ રહે વળી, અત્યારે અપાતા શિક્ષણને અંગે શિક્ષિત વર્ગ નોકરીની ગુલામી કરવાથી કાંઈ આગળ વધી શકતો નથી તે તરફ પણ શ્રી વિદ્યાબહેનનુ ધ્યાન ખેંચાયુ છે અને તેથી સ્વતંત્ર રીતે જીવનનિર્વાહ ચલાવી શકાય તે માટે ઔદ્યોગિક શાળાઓની તેમણે અગત્ય દર્શાવી છે. શિક્ષણ-પ્રથામા રહેલી આ ખામીઓ નિવારવા માટે યુનિવર્સીટીમાં સખ્ત પ્રવૃત્તિ ચલાવવાની જરૂર છે. સામાજીક સુધારાઓમા, બાલલગ્ન પ્રતિબંધક કાયદામાં રહેલી ખામીનો ઉલ્લેખ તેમણે કર્યો છે તે ખરેખર વિચારવા જેવો છે, અને બની શકે તેટલી ઉતાવળે એ ખામી દૂર કરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે આજે બાલલગ્ન થયા પછી, માત્ર તે કરાવનારને દંડની સજા થાય છે પણ એ દંડ ભરીને પણ એવાં લગ્ન કરવાની વૃત્તિ દેખાય છે. આમ, બાલલગ્ન પ્રતિબંધક કાયદા પાછળ જે હેતુ રહ્યો છે તે સરતો નથી. સ્ત્રીઓનાં વારસાહક્ક અને છૂટાછેડ ની જરૂરીઆત જણાવતી સૂચનાઓ ઘટતી વિચારણા માગી લે છે. આમ સમસ્ત હિન્દનાં સ્ત્રી જીવનને સ્પર્શતા બધાય વિષયોને શ્રી વિદ્યાબહેને તેમનાં ભાષણમાં ઘણી અસરકારક રીતે ગણી લીધા છે. અને તેમણે કરેલી દલીલો કોઈ પણ સમજુ માણસના મનમા ઠસી જાય એટલી છે આખુય ભાષણ મહત્વનુ છે તેમજ મનનીય છે અને ભારતીય મહિલાઓના પ્રશ્નોના ઉકેલમા એ ભાષણમાથી વિચાર સરણી ઘણી ઉપયોગી થઈ પડશે એમ અમને લાગે છે ભારતીય મહિલાઓના એ ફૂટ પ્રશ્નો છે એટલે ગુજરાતની મહિલાઓની ઉન્નતિમાં રસ લેનાર દરેકે એ વિચારો ઉપર મનન કરી, એ દિશામાં કામ કરવાની અત્યંત જરૂર હોવાનુ અમને લાગે છે.

**પરિષદના ઠરાવો**

પરિષદે પસાર કરેલા ઠરાવોમાં અત્યંત મહત્વના ઠરાવો, સ્ત્રીઓના મતાધિકાર, કોમી ચુકાદો, સ્ત્રીઓના વારસા હક, છૂટાછેડા, અને સંતતિ નિયમનને લગતા, છે. એ ઠરાવ ઉપર પરિષદમા વિવેચનો પણ થયા હતા એટલે વગર સમજ્યે એ પસાર થયાનુ કોઈ માનવાની ભૂલ રખે કરે ! આમા સ્ત્રીઓના મતાધિકારને લગતો ઠરાવ સર્વાનુમતે પસાર થયો છે. પરિષદ, કોમી ચુકાદામાં ના વડાપ્રધાને સ્ત્રીઓને જુદા મતદાર મંડળ આપવાનો અને ખાસ પ્રતિનિધિત્વ આપવાની યોજના કરી છે તેનો સખ્ત રીતે તેમજ ઉચિત રીતે વિરોધ કર્યો છે સ્ત્રીઓનુ આ વલણ મૂળથીજ છે, છતાં, એ વલણને યોગ્ય રીતે વજન આપવામા આવ્યું નથી, એ શોચની

વાત છે પરિષદે શરૂઆતથી આવી રીતનું વલણ રાખ્યું હતું છતાં ના. વડાપ્રધાને આખાં હિન્દની મહિલાઓમાં પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાના વિચારને અવગણ્યો છે, એ કોઇ પણ રીતે ઉચિત થયું નથી.. સ્ત્રીઓ, હમેશાં અલગ મતદાર મંડળનો વિરોધ કરશે. આ ઠરાવ સર્વાનુમતે ન થઇ શક્યો એ શોકની વાત છે ચાર મુસ્લિમ બહેનોએ એ ઠરાવનો વિરોધ કર્યો એ યોગ્ય નથી થયું, છતાં એ બહેનોએ સ્વતંત્ર રીતે પોતાના વિચારો દર્શાવ્યા તે અભિનંદનને યોગ્ય છે સ્ત્રીઓના વારસા હક્કને લગતા સુધારા કાયદામાં થવાની આવશ્યકતા તરફ અત્યારે અગાઉ ક્યાર મૂકાઇ ગયો છે બીજો મહત્વનો પ્રશ્ન છૂટાછેડાના કાયદાને લગતો છે છૂટાછેડાના હક્કની માગણી થતાં ઘણા હિન્દુ સમાજનું સત્યાનાશ વળી જવાની કલ્પના અને આગાહી કરવા બેસી જાય છે તેઓ સાચી પરિસ્થિતિ સમજતા હોય એમ અમને લાગતું નથી છૂટા છેડાનો કાયદો થયો એટલે પરણનાર દંપતી જરા જરામાં છૂટાછેડા લેવા દોડી જશે, એવી માન્યતા કેટલાક ધરાવે છે તે ભ્રમભરેલી છે આ ઠરાવનું સ્પષ્ટીકરણ કરતાં શ્રીમતી વિદ્યાબહેને તેમના સંસ્મરણોમાં યોગ્યજ કહ્યું છે કે: " એ કાયદો પસાર થાય તો જાણે કે દરેક લગ્ન તે વિચ્છેદ કરવા માટેજ કરવાનું હોય એમ ભ્રાન્તિ ઘણાને છે અતિ દુઃખદ સંજોગોમાં જ્યાં વિવાહિત રહેવાથી બંને પક્ષ એક બીજાથી મુક્ત થાય તેમાંજ બન્નેનું હિત છે એમ તેમને જણાતો અને તે પણ તેમની ઇચ્છા હોય ત્યારેજ એ કાયદાનો લાભ લઇ શકાય એવી છુટનો કાયદો કોઈ પણ સુધરેલી પ્રજામાં હોવો આવશ્યક છે " અમને લાગે છે કે શ્રીમતી વિદ્યાબહેને કરેલી ચોખવટ દરેક સમજુ માણસને ગ્રાહ્ય થાય એવી છે અને આથી વધુ સ્પષ્ટીકરણની કાંઇ જરૂર હોય એમ અમને લાગતું નથી પતિને જરાજરા સરખા કારણે પણ પત્નીને કાઢી મુકવાની છૂટ હોય છે જ્યારે ગમે તેવા દુઃખદ સંજોગોમાં પણ પત્નીએ તો પતિને જ વળગી રહેવું જોઇએ; આવી પરિસ્થિતિ ઘણી અન્યાય કર્તા છે હિન્દુ સમાજમાં દિનપ્રતિદિન બનતા જતા બનાવો આવા કાયદાની અગત્ય ભારપૂર્વક જણાવે છે પુનર્લગ્નની વિધવાને છુટ આપવાથી દરેક વિધવા પુનર્લગ્ન કરવા દોડી જતી નથી, તેમ છૂટાછેડાની છૂટ મળવાથી કાંઇ જરા સરખા વાંધા કારણે પત્ની છુટછેડા લેવા દોડી જવાની નથી એની અમને તો ખાત્રીજ છે અલબત્ત પુરુષો અત્યારે જે રીતે સ્ત્રીઓને અન્યાય કરે છે તે સામે સ્ત્રીઓને આવાં કાયદાનું રક્ષણ મળવાની જરૂર છે. અમને તો ખાત્રી છે કે પુરુષો અત્યારે પોતાને મળતી છૂટનો ઉપયોગ કરે છે તેના કરતાં ઘણા ઓછાં પ્રમાણમાં સ્ત્રીઓ એ છૂટનો ઉપયોગ કરશે. બીજો મહત્વનો ઠરાવ સંતતિ નિયમનનો છે અને તેના ઉપર આજ અંકમાં શ્રી વિદ્યાબહેન, શ્રીમતી તારાબહેન, તેમજ શ્રીમતી હંસાબહેને યોગ્ય રીતે ચર્ચા કરી છે અને એ ઠરાવની ઉપયોગીતા સમજાવી છે એટલે અમે એની વધુ પિષ્ટ પેષણમાં ઉતરતા નથી એટલી વાત ચોક્કસ છે કે સંતતિ નિયમન માટે સંયમનો ઉપદેશ આપનારાઓમાંથી ઘણા ઓછા એનો સફળતાથી આચારમાં મૂકી શકતા હશે! આ ઉપરાંત પરિષદે બીજા પણ ઘણા ઠરાવો કર્યા છે અને એ સર્વ ઠરાવોનો અમલ સારી રીતે થાય એવો પ્રયત્ન પરિષદ તરફથી સતત થાય એવી અમે આશા દર્શાવીએ છીએ. પરિષદ એ ઠરાવો ઉપર સક્રિય કાર્ય કરે એમ અમે આગ્રહપૂર્વક ભલામણ કરીશું

મુંબાઇની મ્યુનિસિપાલ શાળાઓના સુપરિન્ટેન્ડન્ટના પદ ઉપરથી

શ્રી શિક્ષણના પ્રેમી જાણીતા શિક્ષણશાસ્ત્રી શ્રી. અંજારીઆ. શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા નિવૃત્ત થયા છે શ્રી અંજારિયાએ શિક્ષણને પોતાનો ખાસ વિષય બનાવેલો છે અને તેથી શિક્ષણના ક્ષેત્રમાં તેમની સેવાઓ નોંધવા જેવી છે સ્ત્રીશિક્ષણ તરફ તેમને ખાસ પ્રેમ છે એ તેમની જુદી જુદી પ્રવૃત્તિઓ જણાઈ આવ્યા વિના રહેતું નથી મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્ત્રીશિક્ષણ પ્રવૃત્તિમાં શ્રી. અંજારિયાનો ફાળો ઘણો મોટો છે ઉપરાંત વનિતાવિશ્રામનું સ્ત્રીશિક્ષણ કાર્ય પણ તેમની સેવાઓ મેળવી શક્યું છે અને હવે શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી મહિલા વિદ્યાપીઠની મુંબઇની કોલેજના આચાર્ય પદેથી તેમણે કરેલી સેવાઓ પણ ખાસ ઉલ્લેખવા જેવી છે અને એમની સેવાનું વિશિષ્ટ લક્ષણ તેઓ નિઃસ્વાર્થભાવે, માનાર્થે એ સેવા કરી રહ્યા છે એ છે અમે શ્રી અંજારિયાને એમની આવી સદ્પ્રવૃત્તિ માટે અભિનંદન આપીએ છીએ, અને શ્રી શિક્ષણના ક્ષેત્રમાં તેઓ વધુ વરસો સેવા ફાળો આપી શકે તે માટે ઇશ્વર તેમને દીર્ઘાયુષ્ય બક્ષે એમ અમે ઇચ્છીએ છીએ.

## ગ્રાહકોને સૂચના.

૧. ' ગુણસુન્દરી ' દર અંગ્રેજી મહિનાની ૧લી તારીખે પ્રકટ થાય છે અને ગ્રાહકોને આગલે દિવસે યા તેજ દિવસે પોષ્ટ કરવામાં આવે છે. આ કારણે દરેક ગ્રાહકને પોતાની નકલ દર મહિનાની ૫મી તારીખ સુધીમાં જરૂર રાળી જવી જોઇએ. એ પ્રમાણે મળવામાં વિલંબ થાય તો પોષ્ટ ખાતામાં તપાસ કરવા વિનતિ છે. જો એ તપાસને અંતે અંકની નકલ ન મળે તો કાર્યાલયને એ સંબંધી ફરિયાદ **તા. ૧૦મી સુધીમાં** લખી જણાવવી. તે પછી મળતી ફરિયાદ દૂર કરવાની જવાબદારી વ્યવસ્થાપકને શિર રહેતી નથી. ફરિયાદ કાર્યાલયનેજ કરવી. ફરિયાદ દૂર કરવાનો એજન્ટોને હક્ક નથી.

૨. ગ્રાહકોએ કાર્યાલય સાથે પત્રવ્યવહાર ' વ્યવસ્થાપક "ગુણસુન્દરી" ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ નં ૪ " ને સરનામે કરવો.

૩ એ પત્ર વ્યવહારમાં ગ્રાહકોએ પોતાનાં પુરાં નામઠામ ઉપરાત, **પોતાનો ગ્રાહક નંબર જરૂર જણાવવો જોઇએ.** દરેક ગ્રાહકનો નંબર રેપર પર નામની પાસે ડાબી બાજુ છાપેલો યા લખેલો હોય છે. એ નંબર નહિ જણાયો તો કાર્યાલયને વેળાસર અને સંતોષકારક ઉત્તર મળવામાં યા પત્રમાં કરેલી ફરિયાદ દૂર કરવામાં ઢીલ થવાનો સંભવ છે.

૪. સરનામું બદલવામાં ઇચ્છનાર ગ્રાહકે આગલા મહિનાની તા. ૨૫ સુધીમાં ખબર આપવી જોઇએ, એથી મોડી મળતી સુચનાનો અમલ તેજ મહિને નહિ, પણ બીજે મહિને થશે.

૫. નમૂનાની નકલ વિના મૂલ્ય નથી મોકલાતી. જે અંક નમુના તરીકે જોઇતો હોય તેની કીમતના પોષ્ટલ સ્ટેમ્પસ મોકલી આપવા.

૬. કોઇ પણ પ્રકારના પત્રવ્યવહારનો જવાબ જોઇતો હોય તો રીપ્લાય કાર્ડ લખવો યા પોસ્ટેજ મોકલવુ.

વ્યવસ્થાપક "ગુણસુન્દરી" કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, નં. ૪.

---

Registered No B. 1775

પૂર્ણ સંખ્યા : ૧૧૪ ]  મહિલા–પરિષદ અંક  [ ફેબ્રુઆરી : ૧૯૩૩

# ગુણસુંદરી

## અને સ્ત્રીહિતોપદેશ



પુ. ૧૯

કાર્યાલય
૧૧૪, ગીરગામ બેકરોડ
મુંબઇ ૪.

અંક ૬

તંત્રી: [illegible]

ઉપતંત્રી: [illegible]

લવાજમ હિંદમાં : રૂ ૪-૫-૦ ]   છુટક નકલ : બાર આના   [ પરદેશ ૧૦ શીલિંગ



" આ કુંવરીને શું થયું હશે ? " ( પૃ ૨૦ )
( બનાવટી રાજકુંવરી )




## :: સમપદી ::

[ ભીમપલાસ ]

૧

આ મંગળમય કુંકુમચરણે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા-મંત્ર ભણે—
"" જીવન-સાથી, થાવા મ્હાતી,
"સુખ દુઃખના સંસાર રણે: "—આ૦

૨

આ મંગળમય કુંકુમચરણે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા બીજી ભણે—
" કુળની કુંજે, સેવા ગુંજે,
" સદૈવ 'સેવિકા'-સ્મરણે "—આ૦

૩

આ મંગળમય કુંકુમચરણે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા ત્રીજી ભણે:—
" મધુર સિતારી શી સુખકારી,
" રત રહું પતિભક્તિ રમણે "—આ૦

૪

આ મંગલમય કુંકુમચરણે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા ચોથી ભણેઃ—
" શિયળ ઉજાળુ, આજ્ઞા પાળુ,
" પ્રીતમના પ્રેમલ વરણેઃ "—આ૦

૫

આ મંગલમય કુંકુમપગલે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા પંચમ લેઃ—
" ઋતુપાવન થઇ, કેલિક્રીડા ચહી,
" ખેલીશ કંથશુ રસઝરણે "—આ૦

૬

આ મંગલમય કુંકુમચરણે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા છઠ્ઠી ભણેઃ—
" દંપતીયજ્ઞે-પ્રભુ આ લગ્ને,
" સાક્ષી સદા હો આપણનેઃ "—આ૦

૭

આ મંગલમય કુંકુમપગલે,
ગૃહદેવિ પ્રતિજ્ઞા સપ્તમ લેઃ—
" વ્રત પુણ્ય ધર્મ, નીતિમય કર્મ,
" સ્હાયક હું ડગલે ડગલેઃ "—આ૦

• • •

ગૃહદેવિ પ્રતિજ્ઞા - મંત્ર ભણે,
તવ પતિકરનો તંબુર ઝણણેઃ—
" લગ્નવ્રતિની ! જીવનસખિરી !
સત્કારૂં કૃતિ--મન--વચને "—આ૦

કેશવ હ. શેઠ

રાય બહાદુર મુનશી રમાનાથ ડેપ્યુટી સુપરિ-ન્ટેન્ડન્ટ થઇ જશો. તમારે અમારો આભાર માનવો જોઇએ; તમે તો ઉલટા ખફા થઇ રહ્યા છો. "

આ પ્રલોભનની રમાનાથ ઉપર કાંઇ અસર થઇ નહિ. તે બોલ્યો " મને કારકૂન બનવાનું કબૂલ છે, આવા પ્રકારની લહેર મારે નથી જોઇતી એ આપનેજ મુબારક હો."

એટલામાં ડેપ્યુટી સાહેબ અને ઇન્સ્પેકટર પણ આવી પહોંચ્યાં. રમાનાથને જોઇને ઇન્સ્પેકટર સાહેબે કહ્યું. "અમારા બાબૂ સાહેબ તો પહેલાથીજ તૈયાર થઇને બેઠા છે બસ, એમની કામગીરી પર તો બધો આધાર છે."

પોતે પણ પોતાનો નફો તોટો સમજે છે એવા ભાવથી રમાનાથે કહ્યું: " જી હા, આજે બધું બરાબર કરી દઇશ. આટલા દિવસો સુધી તમારા લોકોના ઇસારા ઉપર હું ચાલ્યો. હવે મારી આંખોથી જોઇને ચાલીશ. "

ઇન્સ્પેકટરે દારોગાના મોઢાં તરફ જોયું અને ડેપ્યુટીએ ઇન્સ્પેકટરના મોઢાં તરફ જોયું. એ કહે છે શું ? ઇન્સ્પેકટર સાહેબ આશ્ચર્ય પામીને બોલ્યા: " વાત શી છે ? માત્રેસાથ કહું છું, આપ કાંઇ નારાજ થયા લાગો છો ? "

રમાનાથ· " મેં નિશ્ચય કરી લીધો છે; આજે મારી જુબાની બદલી દઇશ બીન-ગુન્હેગારોના ખૂન મારાથી નહિ થઇ શકે. "

ઇન્સ્પેકટરે તેના તરફ દયાભાવથી જોઇને કહ્યું: " તમે બીનગુન્હેગારોના ખૂન નથી કરી રહ્યા; તમે તો તમારાં નશીબની ઇમારત ખડી કરી રહ્યા છો. હું સાચેસાચ કહું છુ. આવો પ્રસંગ ઘણા થોડા માણસોને મળે છે. આજે વાત શી બની છે કે આપ આટલા બધા ખફા થઇ રહ્યા છો ? તમને કાંઇ ખબર છે, દારોગા સાહેબ ? માણસોમાંથી તો કોઇએ ધૃષ્ટતા નથી કરી ને ? જો કોઇએ તમારો મિજાસ જાય એવું કોઇ કામ કર્યું હોય તો તેને ગોળી લગાવી દો. સાચેસાચ કહું છું. "

દારોગો: " હું અત્યારેજ જઇને તપાસ કરૂં છું. "

રમાનાથ: " આપ તકલીફ ન લો. મારે કોઇની સામે ફરિયાદ નથી કરવાની થોડા ફાયદા માટે હું મારાં ઇમાનનું ખૂન નથી કરી શકતો. "

એક મીનીટ શાન્તિ છવાઇ રહી કોઇને કોઇ વાત નહિ સૂઝી. દારોગો કોઇ બીજી યુક્તિ શોધી રહ્યો હતો, ઇન્સ્પેકટર કોઇ બીજું પ્રલો-ભન શોધી રહ્યા હતા. ડેપ્યુટી એક બીજી જ ફિકરમાં હતા જરા ચીડાઇને તે બોલ્યા " રમાનાથ બાબુ, આ ઠીક વાત નહિ થાય."

રમાનાથે પણ ગરમ થઇને કહ્યું: "તમારે માટે નહિ હોય. મારે માટે તો સૌથી વધુ સારી એ વાત છે. "

ડેપ્યુટી· " નહિ,, આપને વાસ્તે આનાથી ખરાબ બીજી કોઇ વાત નથી. અમે તમને છોડનાર નથી. અમારો મુકદ્દમો ભલે બગડી જાય, પરંતુ અમે તમને એવો પાઠ શિખ વશું કે તમે જીંદગી સુધી નહિ ભૂલો. તમે જે જુબાની આપી છે તેજ તમારે આપવી પડશે. જો તમે કાંઇ ગેરબંદ કરશો, કાંઇપણ ઘોટાળા કરશો તો અમે તમારી સાથે જુદોજ વર્તાવ કરીશું. એક રીપોર્ટ કરતા તમે આમ ( ઉપર નીચે કાંટા રાખીને ) ચાલી જશો."

એટલું કહીને તેમણે આંખો કાઢીને રમાનાથ તરફ જોયું; જાણે તેને કાચો ને કાચો ખાઇ જશે. રમાનાથ કંપી ઉઠયો. આવા ભયભરેલા શબ્દોએ તેને વિચલિત કરી દીધો. આ લોકો તદ્દન જુઠો મુકદમો ચલાવીને તેને ફસાવી દે તો તેની કોણ રક્ષા કરશે ? વિનય અને શીલનાં પુતળાં બની

રહેતા ડેપ્યુટી સાહેબ એક સાથે આવું રુદ્ર રૂપ ધારણ કરી: તેને એવી કોઈ આશા ન હતી પરંતુ તે કાંઈ એટલી સહેલાઈથી દબાઈ જાય એવો ન હતો. તે ગરમ થઈને બોલ્યો: "તમે જબરદસ્તીથી મારી પાસે જુબાની અપાવશો ?"

ડેપ્યુટીએ પણ ઠોકીને કહ્યું: "હા, જબરદસ્તીથી અપાવશું."

રમાનાથ "એ સારી મશ્કરી છે."

ડેપ્યુટી "તમે પોલીસને દગો દેવાને મશ્કરી સમજો છો! અત્યારે બે સાક્ષી આપીને સાબીત કરી શકું એમ છું કે તમે રાજદ્રોહની વાત કરી રહ્યા હતા. બસ, સાત વર્ષ માટે ચાલી જશો. ચક્કી પીસતાં પીસતાં હાથમાં છાલાં પડી જશે. આ લાલ લાલ ગાલ નહિ રહે."

રમાનાથ જેનાથી ડરતો હતો, જેલજીવનની કલ્પનાથી જ તેનાં રૂંવાં ઊભાં થઈ જતાં હતાં, જેના જ ભયથી તો તેણે આ જુબાની આપવાનો સ્વીકાર કર્યો હતો એ જ આ વખતે પણ તેને કમકમાવવા લાગ્યો. ડેપ્યુટી ભાવવિજ્ઞાનના જાણકાર હતા. રમાનાથનો ભાવ તે પામી ગયા. તે બોલ્યા: "ત્યાં કાંઈ હલવા પુરી નહિ મળે. ધુળમાં મળેલા લોટની રોટલી; ગોબીનાં સડેલાં પાતરાંનો રસો, અને અડદની દાળનું પાણી ખાવા મળશે. કાળી કોટડીમાં ચાર મહિના જવું પડશે તો બસ, તમે બચી નહિ શકો. ત્યાંજ મરી જશો. જરા જરામાં ચોકેર ગાળ દેશે, જુતાથી પીટશે. તમે સમજો છો શું ?"

રમાનાથનો ચહેરો ફીક્કો પડી ગયો. પ્રતિક્ષણે તેનું મોઢું સુકાઈ જતું હોય એમ માલમ પડતું હતું. પોતાની દુર્બળતા ઉપર તેને એટલી બધી ગ્લાનિ થઈ કે તે રડી પડ્યો. કંપતા અવાજે તે બોલ્યો "આપ લોકોની એવી ઇચ્છા હોય તો ભલે એમ થાય! મોકલી દો જેલમાં; મરી જાઉંને! પણ તો તમારા લોકોના હાથમાંથી મારું ગળું છુટી જશે. જો તમે એટલી હદ સુધી મને હેરાન કરવા માગો છો તો હું પણ

## સ્નેહનાં વધામણાં

[ "આવ્યો અષાડ માસ આભલાં છવાયાં"—એ ઢાળ ]

ફાલ્યો વસન્ત ખીલ્યાં ફુલડાં રસાળાં
દેવાનાં દેવને ઉછાળતા
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

કોકિલા સુણાવે ગાન ગાતા સુયોગનાં
જાદુના સુરથી ભરેલાં
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

રાગના પરાગ આ વિશ્વને ઝુલાવતા,
નયનોના નેહથી નચાવતા
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

વન વન વેણુઓ વાગે વિરહની
સુતેલા સ્નેહને જગાવતી,
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

સુન્દરીના ઉરનાં સ્વપ્ન ના સમાતાં
રોમાંચે ચિતરાં અનેરાં
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

એવા પ્રીતમ એક ફાગે ખીલતા,
આશાને આંખે પધાર્યા
વસન્તરાજ,
વ્હાલા પ્રીતમ! આજ સ્નેહનાં વધામણાં.

અમરેલી. ૮-૧-૩૨ પુષ્પા ર વકીલ

મરવા તૈયાર છું. જે કાંઇ થવાનું હોય તે થાય. ”

તેનું મન દુર્બળતાની એ દશાએ પહોંચી ગયું હતું કે જરા સરખી સહાનુભૂતિ, જરા સરખી સહૃદયતા હજારો ધમકીઓથી વધુ કારગત નીવડે ઇન્સ્પેક્ટર સાહેબે તક સાધી લીધી. રમાનાથ તેનો પક્ષ લઇને તેમણે ડેપ્યુટીને કહ્યું: “ સાચુ કહું છું, તમે લોકો માણસને ઓળખતા જ નથી, અને રોબ જમાવવા મંડી પડો છો આવી રીતે જુબાની આપવાનું કોઇ પણ સમજદાર માણસને ખરાબ લાગશે, એ કુદરતીજ વાત છે. જેને આબરૂનો જરા પણ ખ્યાલ હોય, તે પોલીસના હાથમાં રમકડું બનવાનું પસન્દ નહિ કરે. બાબુ સાહેબની જગાએ હું હોત તો હું પણ એમજ કરત પરંતુ એનો અર્થ એ નથી કે તેઓ આપણી વિરૂદ્ધ જુબાની આપશે. તમે લોકો તમારું કામ કરો; બાબુ સાહેબ તરફથી તમે બેફિકર રહો; હું સાચું જ કહું છું. ”

તેણે રમાનાથનો હાથ પકડી લીધો અને કહ્યું: “ તમે મારી સાથે ચાલો, બાબુજી ! તમને સારી સારી રેકોર્ડ સંભળાવું. ”

ચીડાયલા બાળકની જેમ હાથ છોડાવીને રમાનાથે કહ્યું: “મને હેરાન નહિ કરો, ઇન્સ્પેક્ટર સાહેબ ! હવે તો મારે જેલમાં જ મરવાનું છે. ”

ઇન્સ્પેક્ટરે તેના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું: “ તમે આવી વાત કેમ મોઢામાંથી કાઢો છો, સાહેબ ! જેલખાનામા મરે આપના દુશ્મન ! ”

ડેપ્યુટીએ ધમકી આપવાનું બાકી ન રાખ્યું. જાણે રમાનાથનો કાંઇ પરિચય ન હોય તેમ ઘણા કઠોર સ્વરે તેમણે કહ્યુ- “સાહેબ, અમે બાબુસાહેબ સાથે દરેક રીતની સભ્યતા કરવા તૈયાર છીએ; પરંતુ જ્યારે તેઓ જ અમારી વિરૂદ્ધ જુબાની દેશે, અમારી જડ ખોદશે, ત્યારે અમે અમારું કામ કરીશુ, જરૂર કરીશુ; કદિ નહિ છોડી શકીએ. ”

એ વખતે સરકારી એડવોકેટ અને બેરીસ્ટર મોટરમાંથી ઉતર્યા.

## ૧૫

રતન પત્રોમાં તો જાલપાને આશ્વાસન આપતી હતી પરંતુ પોતાના સંબંધમાં કાંઇ લખતી ન હતી જે પોતે જ વ્યથિત થઇ રહી હોય તેને પોતાની વ્યથાઓની કથા શું સંભળાવે ? એ રતન જેને રૂપીયાની કદિ આપદા પડી ન હતી તેને આ એક મહિનામા તો રોટલીના પણ વાખા પડવા માંડ્યા. તેનું વૈવાહિક જીવન બહુ સુખી ન હોય; પરંતુ તેને કોઇ વાતનો અભાવ ન હતો. જો સડક સારી હોય, નોકર ચાકર, રૂપીઆ પૈસા અને ભોજન વગેરેની સામગ્રી સાથે હોય તો મુડદાલ ઘોડા ઉપર સવાર થઇને પણ યાત્રા પૂરી કરી શકાય છે. ઘોડો પાણીદાર હોય તો તો પૂછવું જ શું ! રતનની દશા એવા સવારના જેવી હતી. એવા સવારની માફક તે મંદગતીથી પોતાની જીવનયાત્રા કરી રહી હતી. કદિ કદિ એ ઘોડા ઉપર તે ચીડાતી હતી; બીજા સ્વારોને ઉડી જતા જોઇને, તેને પણ એવી ઇચ્છા થતી હશે કે હું પણ એ રીતે ઉડું, પરંતુ તે દુઃખી ન હતી. પોતાના નસીબને રડતી ન હતી એક પાતળી સરખી, ઘમે બાંધેલી, પોતાની નાંદમાં સૂકું ઘાસ ખાવામાં મગ્ન રહેતી, ગાયના જેવી તેની દશા હતી સામે લીલાં લીલા મેદાન છે, તેમાં સુગંધમય ઘાસ લહરાઇ રહ્યુ છે. પરંતુ પગનું બંધન તોડી ને તે કદિ ત્યાં નથી જતી તેને માટે ઘમે બનિનુ દોરડું અને લોખંડની જંજીરમાં

કોઈ અન્તર નથી યૌવનને આત્મપ્રદર્શનની જેટલી ક્ષુધા હોય છે તેટલી પ્રેમની નથી હોતી. પ્રેમની ક્ષુધા પાછળથી આવે છે રતનને આત્મપ્રદર્શનના બધા માર્ગો મળ્યા હતા. તેનો યુવતી આત્મા પોતાના શૃંગાર પ્રદર્શનમાં મગ્ન હતો. સામાન્ય રીતે બધા માણસોનું હોય છે તેમ હાસ્યવિનોદ, સહેલ સપાટા, ખાવું પીવું એજ તેનું જીવન હતું; એથી ઊંડા પાણીમાં જવાની તેને ઇચ્છા ન હતી, તેમ કારણ પણ ન હતું સમ્પન્નતા ઘણાં માનસિક દુઃખોને શાન્ત કરે છે. પોતાનું દુઃખ ભૂલવા માટે તેની પાસે કેટલા કેટલા ઢંગ છે સીનેમા છે, થીએટર છે, દેશભ્રમણ છે, પાનાં છે, પાળેલાં જનાવરો છે, સંગીત છે, પરન્તુ વિપન્નતાને ભૂલાવવા માટે મનુષ્ય પાસે કોઈ સાધન નથી. સિવાય કે તે રડે, પોતાના ભાગ્યને દોષ દે, કે સંસારથી વિરક્ત થઈને આત્મહત્યા કરી દે. રતનના ભાગ્યે પલટો ખાધો હતો. સુખનું સ્વપ્ન ભાંગી ગયું હતું અને વિપન્નતાનું હાડપિંજર હવે તેની સામે ઉભું રહ્યું હતું.

અને એ સર્વ થયું પોતાનાજ હાથેથી! પંડિતજી એવા પ્રાણીઓમાં હતા, જેમને મોતની ચિંતા ન હતી. કોઈ પણ રીતે તેમને એવો ભ્રમ થઈ ગયો હતો કે, દુર્બળ સ્વાસ્થ્યવાળો મનુષ્ય જો પથ્ય અને વિચારથી રહે તો ઘણા દિવસો સુધી જીવી શકે છે તેઓ પથ્ય અને વિચારથી કદી બ્હાર ન જતા. પણ મોત આવે તેમને કંઈ ઉતાવળ હતી કે તેમની પાછળ ખાઈ પીને મઝા રહે! જ્યારે તેઓ મરણ સમીપે આવ્યા ત્યારે વસીયતનામું લખી નાખવાનો વિચાર તેમને આવ્યો પરંતુ રતન વસીયતનામાંનું નામ - સાંભળીને એટલી શોકાતુર, એટલી ભયભીત થઈ કે પંડિતજીએ એ બાબતની વાત પડતી મૂકવાનું જ ઉચિત સમજ્યું તે પછી તેમને એટલું ભાન ન આવ્યું કે વસીયત લખાવી લઉં.

પંડિતજીના દેહાવસાન પછી રતનનું મન એટલું બધું વિરક્ત થઈ ગયું કે તેને કોઈ વાતનું ભાન રહ્યું નહિ એ એવો પ્રસંગ હતો કે જ્યારે તેણે વિશેષરૂપે સાવધાન રહેવું જોઈતું હતું. દુશ્મનોએ તેને ઘેરી રાખી ન હોય, એવી રીતે તેણે સતર્ક રહેવું જોઈતું હતું. પરંતુ તેણે બધું મણિભૂષણ ઉપર છોડી દીધું અને એજ મણિભૂષણે ધીમે ધીમે તેની બધી સમ્પત્તિનું અપહરણ કરી લીધું તેણે એવા એવા કાવતરાં રચ્યાં કે સરલ હૃદયની રતનને તેના કપટ વ્યવહારનો આભાસ સુદ્ધાં ન થયો. જ્યારે જાળ બરાબર પ્રસરી ગઈ ત્યારે તેણે એક દિવસે આવીને કહ્યું. "આજે બંગલો ખાલી કરવો પડશે. મેં એ વેચી દીધો છે"

રતન જરા તપી જઈને બોલી "મેં તો તમને કહ્યું હતું કે હું બંગલો વેચીશ નહિ"

મણિભૂષણે વિનયનું આવરણ ઉતારી ફેંકી દીધું અને આંખો ચઢાવીને કહ્યું "વાતો ભૂલી જવાની તમારામાં ખરાબ આદત છે આ જ ઓરડામાં મેં આપની સાથે ચર્ચા કરી હતી અને આપે હા પાડી હતી. જ્યારે મેં વેચી દીધો ત્યારે હવે તમે સ્વાંગ ખોટો કરો છો. બંગલો આજે ખાલી કરવો પડશે અને આપે મારી સાથે આવવું પડશે."

"હું હાલમાં અહીંજ રહેવા માગું છું."

"હું આપને અહીં ન રહેવા દઉં."

"હું તમારી લોંડી નથી"

"તમારી રક્ષાનો ભાર મારે માથે છે. મારા કુળની મર્યાદા માટે હું તમને મારી સાથે લઈ જઈશ"

રતને હોઠ પીસીને કહ્યું "મરી જઈ-

દાની રક્ષા હું મારી મેળે કરી શકું એમ છું. તમારી મદદની કાંઈ જરૂર નથી. મારી મરજી વિના તમે અહીંથી એક ચીજ પણ વેચી નહિ શકો "

મણિભૂષણે જાણે વજ્ર જેવો પ્રહાર કર્યો " આ ઘર પર કે કાકાની સંપત્તિ પર આપનો કોઈ અધિકાર નથી. એ મારી સંપત્તિ છે. તમે મારી પાસેથી માત્ર ભરણપોષણ માંગી શકો એમ છો. "

રતને વિસ્મિત થઈને કહ્યું: " તમે કાંઈ ભાંગબાંગ તો નથી ખાધીને ? "

મણિભૂષણે કઠોર સ્વરે કહ્યુ. " મેં કાંઈ એટલી ભાંગ નથી ખાધી કે માથા કે પગ વિનાની વાત કરવા માંડું. તમે તો ભણેલાં ગણેલાં છો; એક મોટા વકીલનાં પત્ની છો: કાયદાની ઘણી ખરી વાતો જાણતાં હશો. એકત્ર કુટુંબમાં વિધવાને પોતાના પતિની સંપત્તિ પર કોઈ અધિકાર નથી હોતો. કાકાજી અને મારા પિતાજી કદિ છૂટા પડયા નથી. કાકાજી અહીં હતા, અમે લોક ઇન્દોર હતાં પરંતુ એથી એટલું સિદ્ધ નથી થતું કે, અમે જુદા હતા. જો કાકા પોતાની સંપત્તિ તમને આપવા ચાહતા હોત તો કોઈ વસિયત જરૂર લખી જાત અને જો કે કાયદા પ્રમાણે એ વસિયતની કાંઈ કિંમત નહોત. છતાં, મેં એને માન આપ્યું હોત. તેમણે કોઈ વસિયત કર્યું નથી તે ઉપરથી સિદ્ધ થાય છે કે, કાનૂનના સાધારણ વ્યવહારમાં તેઓ કાંઈ વધારો નાખવા માગતા ન હતા. આજે આપને બંગલો ખાલી કરવો પડશે; મોટર અને બીજી વસ્તુઓનું પણ લીલામ કરી દેવામાં આવશે. આપની ઇચ્છા હોય તો મારી સાથે ચાલો, વા જોઈએ તો અહીં રહો. અહીં રહેવા માટે આપને માટે દશ અગીઆર રૂપીઆનું મકાન પૂરતું થશે. ભરણપોષણ માટે માસિક પચાસ રૂપીઆની ગોઠવણ મેં કરી દીધી છે. લેણું-દેણું ચૂકવી લીધા પછી, એથી વધારે આપવાની ગુંજાશ નથી "

રતને કંઈ જવાબ ન આપ્યો. થોડીવાર સુધી હતબુદ્ધિની જેમ તે બેસી રહી; પછી મોટર મગાવી અને આખો દિવસ વકીલોની પાસે દોડતી ફરી. પંડિતજીના કેટલાય વકીલ મિત્રો હતા. સર્વેએ તેનો વૃત્તાંત સાંભળીને ખેદ પ્રકટ કર્યો અને વકીલ સાહેબ વસિયત લખી ન ગયા તેની ફરિયાદ કર્યા કરી. હવે તેને માટે એકજ ઉપાય હતો. વકીલ સાહેબ અને તેમના ભાઈ જુદા પડી ગયા હતા એમ તે સિદ્ધ કરી દેવાનો પ્રયત્ન કરે. જો એ સિદ્ધ થઈ જાય, અને એ સિદ્ધ કરવાનું ઘણું સહેલું હતું, તો રતન એ સંપત્તિની સ્વામિની થઈ જાય. જો તે એમ સિદ્ધ ન કરી શકે તો તેને માટે કોઈ ઉપાય નહતો.

અભાગિની રતન પાછી આવી તેણે નિશ્ચય કર્યો કે જે કાંઈ મારું નથી, તે લેવા માટે જૂઠાણાનો આશ્રય નહિ લઉં કોઈ રીતે નહિ; પરતુ એવો કાનૂન ઘડયો કોણે ? શું આ એટલી નીચ, એટલી તુચ્છ, એટલી નગણ્ય છે ? શા માટે ?

દિવસભાર રતન ચિંતામાં ડૂબેલી, મુંગી બેસી રહી. આટલા દિવસો સુધી તે પોતાને આ ઘરની સ્વામિની સમજતી હતી, એ કેટલી મોટી ભૂલ હતી ? પતિના જીવનમાં જે લોકો તેનું મુખ તાકતા હતા, તે આજે તેના ભાગ્યના વિધાતા થઈ ગયા ! રતન જેવી સ્વમાની સ્ત્રી માટે આ ઘોર અપમાન અસહ્ય હતું. માનો કે કમાઈ પંડિતજીની હતી, પરંતુ આ ગામ તો તેણે ખરીદું હતું. એમાંના કેટલાક મકાન તો તેની નજર આગળ બંધાયા હતાં એક ક્ષણ માટે પણ તેને એવો વિચાર આવ્યો ન હતો કે, એક દિવસ આ જાયદાદ મારી જીવિકાનો આધાર



કુ. કમલિની કુ. સરોજ

ફેલોશીપ સ્કૂલના ઉત્સવમાં શ્રી રાધા-કૃષ્ણ [ વેન્ગાર્ડ સ્ટુડીઓઝ ફોટો ]

શ્રી ભરૂચ સ્ત્રી-મંડલ



વાર્ષિક ઉત્સવમાં ભાગ લેનાર બ્હેનો અને બાલિકાઓ

થશે. આટલી ભવિષ્ય ચિન્તા તે કરી જ શકતી ન હતી. એ મિલ્કત ખરીદવામાં, તેને સમારવા કે સજાવવામાં, રતનને માતાને પોતાના સન્તાનને ખેલતુ કૂદતુ જોઇને થાય તેવા પ્રકારનો આનંદ થતો હતો. એમાં સ્વાર્થનો ભાવ નહતો. માત્ર પોતાનાપણાનો ગર્વ હતો, તે મમતા હતી, પરંતુ પતિની આંખો બંધ થવાની સાથે જ તેનું પાળેલું અને ગોદમાં રમાડેલું બાળક પણ તેની ગોદમાંથી ખેંચી લેવામાં આવે છે તેનો તેના ઉપર કોઇ અધિકાર નહિ ! જો તેને ખબર હોત કે એક દિવસ તેની સમક્ષ આ કઠિન સમસ્યા આવશે તો તે ચાહે તો રૂપીયા લૂંટાવી દેત, યા દાન કરી દેત, પરંતુ સંપત્તિનો બોજો છાતી ઉપર ન નાખત. પંડિતજીની એવી કંઇ મોટી આમદાની હતી ? ગરમીમાં શું તે સીમલા ન જઇ શકત ? શું બે ચાર બીજા નોકરો ન રાખી શકાત ? જો તે ઘરેણાં બનાવરાવત તો એક એક મકાનની કિંમતનું એક એક ઘરેણું બનાવરાવી શકે એમ હતુ. પરંતુ એ વાતોને તેણે કદિ પણ ઉચિત સીમાથી આગળ જવા દીધી નહતી. માત્ર આ સ્વપ્ન જોવાને માટે ? આ સ્વપ્ન ! એના સિવાય બીજું હતુ જ શુ ? જે ગઇ કાલે તેનું હતુ તેના તરફ તે આજે ઉઠીને જોઇ પણ નહિ શકે ! કેટલુ મીઠુ હતુ એ સ્વપ્ન ! હા હવે તે અનાથિની હતી. ગઇ કાલ સુધી તે બીજાઓને ભીખ આપતી હતી, આજે ખુદ તેને ભીખ માંગવી પડશે બીજો કોઇ ઉપાય નથી પહેલાં પણ તે અનાથિની હતી, માત્ર ભ્રમ વશ થઇને તે પોતાને સ્વામિની માની રહી હતી હવે તો એ ભ્રમનો સહારો પણ નથી રહ્યો

સહસા એના વિચારોએ પલટો ખાધો હું મને શા માટે અનાથિની સમજી રહી છુ ? બીજાના દ્વાર ઉપર હુ શા માટે ભીખ માંગુ ? દુનિયામાં લાખો સ્ત્રીઓ મહેનત મજુરી કરીને પોતાના જીવનનો નિર્વાહ કરે છે શુ હું કોઇ કામ નહિ કરી શકુ ? શું હું કપડાં સીવી નહિ શકુ ? કોઇ ચીજની નાની મોટી દુકાન ન રાખી શકું ? છોકરાં પણ ભણાવી શકું એમ છું. લોકો હસશે એટલુ જને ? પરંતુ એ હાંસીની મને શી પરવા ! એ મારી હાંસી નથી, આપણા સમાજની હાંસી છે.

સાંજના બારણે કેટલાક ગાડીવાળા આવી પહોંચ્યા મણિભૂષણે આવીને કહ્યુ- "કાકી, તમે જે જે ચિજો કહો તે મોકલાવી દઉં મે એક મકાન રાખી લીધુ છે."

રતને કહ્યુઃ "મને કોઇ ચીજની જરૂર નથી. તેમ તમારે મારે માટે મકાન પણ રાખવાનું નથી જે ચીજપર મારો કોઇ અધિકાર નથી તેને હુ હાથ પણ અડકાડી શકું નહિ. મારે પીયરથી હુ કંઇ લઇને આવી નૂ હતી. એવી જ રીતે હુ ચાલી જઇશ."

મણિભૂષણે લજ્જિત થઇને કહ્યુ- "બધુ તમારૂંજ છે; તમારો કંઇ અધિકાર નથી, એમ તમે કેમ કહો છો ? તમે મકાન જોઇ લો. પંદર રૂપીઆ ભાડું છે. મને તો લાગે છે કે તમને કંઇ કષ્ટ નહિ પડે. જે જે ચીજો આપ કહેશો તે તે ત્યાં પહોંચાડી દઇશ"

રતને મમતાભરી આંખોથી જોઇને કહ્યુ "તમે પંદર રૂપીયાનું મકાન મારે માટે નકામુ લીધું એટલું મોટું મકાન લઇને હુ શું કરીશ ? મારે માટે તો એક ઓરડી પૂરતી થશે, અને બે રૂપીઆના ભાડામાં તે મળી જશે સુવા માટે તો જમીન છેજ; દયાનો ભાર માથા ઉપર જેટલો થોડો હોય તેટલું સારૂ."

મણિભૂષણે ઘણા વિનય ભાવથી કહ્યુ-

"આખરે આપ ઇચ્છો છો શું ? તે તો કહો !"

રતને ઉત્તેજિત થઇને કહ્યું: "મારે કાંઇ નથી જોઇતું. હું આ ઘરનું એક તણખલું પણ મારી સાથે લઇ જઇશ નહિ. જે ચીજ ઉપર મારો અધિકાર નથી, તે મારે માટે તે કોઇ પારકાની ચીજ હોય તેવી જ છે. હું દયાની ભિખારીણી નહિ બનું. તમે એ ચીજોના અધિકારી છો તે લઇ જાવ. મને જરાપણ ખોટું લાગતું નથી. દયાની ચીજ નથી જબરદસ્તીથી લઇ શકાતી કે નથી જબરદસ્તીથી આપી શકાતી. દુનિયામાં એવી હજારો વિધવાઓ છે, જે મહેનત મજુરી કરીને પોતાનો જીવનનિર્વાહ કરી શકે છે. હું પણ એવીજ છું. હું પણ એવીજ રીતે મજુરી કરીશ અને નહિ કરી શકું તો કોઇ ખાડામાં ડૂબી મરીશ. જે પોતાનું પેટ ન ભરી શકે, તેને જીવતા રહેવાનો, બીજાઓ પર ભારરૂપ બનવાનો, કાંઇ અધિકાર નથી."

એમ કહેતાં કહેતાં રતન ઘરમાંથી નીકળી દ્વારતરફ ચાલવા લાગી. મણિભૂષણે તેનો રસ્તો રોકી કહ્યું: "જો તમારી ઇચ્છા ન હોય તો હું બંગલો હમણાં નહિ વેચું."

રતને બળતી આંખોએ તેની તરફ જોયું. તેનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો. આંસુઓના વહેતા જતા વેગને રોકીને તે બોલી: "મેં કહી દીધું કે આ ઘરની કોઇ ચીજ સાથે મારે સંબંધ નથી હું તો ભાડાની લોંડી હતી લોંડીનો ઘર સાથે શો સંબંધ? કોણ જાણે કયા પાપીએ આ કાનૂન બનાવ્યો હતો. જો ઇશ્વર હોય, અને તેને ત્યાં કાંઇ ન્યાય હોય તો તેની સમક્ષ એક દિવસ એ પાપીને પૂછીશ કે શું તારા ઘરમાં મા બહેન ન હતી? તને એવું અપમાન કરતાં શરમ ન આવી? જો મારી જબાનમાં એટલી તાકાત હોત તો આખા દેશમાં એનો અવાજ પહોંચાડત. તો હું બધી સ્ત્રીઓને કહેત "બહેનો, કોઇપણ સંયુક્ત કુટુંબમાં લગ્ન ન કરશો અને કરો તો જ્યાં સુધી તમારું ઘર જુદું ન પડી જાય ત્યાં સુધી સુખે નિદ્રા ન લેશો. એમ ન સમજશો કે તમારા પતિની પાછળ એ ઘરમાં તમારું માનસહિત પાલન થશે. જો તમારા પતિ કાંઇ મૂકી ન ગયા હોય તો તમે એકલાં રહો, યા કુટુંબમાં રહો એ એક જ વાત છે. પણ તમે અપમાન અને મજુરીમાંથી બચી શકશો નહિ. જો તમારા પતિ કાંઇ મૂકી ગયા હોય તો એકલા રહીને તમે તેનો ભોગ કરી શકો છો; કુટુંબમાં રહીને તો તમારે એનાથી હાથ ધોઇ નાખવો પડશે. કુટુંબ તમારે માટે ફૂલોની પથારી નથી; કાંટાની શય્યા છે; તમને પાર ઉતારનારી નૌકા નહિ, તમને ખાઇ જનાર જન્તુ છે."

સાંજ પડી ગઇ હતી. ધૂળથી ભરેલો ફાગણનો વાયુ ચાલવાવાળાઓની આંખોમાં ધૂળ નાખી રહ્યો હતો રતન ચાદર સંભાળતી સડક ઉપર ચાલી જતી હતી. રસ્તામાં કેટલીક પરિચિત સ્ત્રીઓએ તેને રોકી; કેટલીક સ્ત્રીઓએ પોતાની મોટર અટકાવી તેને બેસવા માટે કહ્યું, પરંતુ રતનને તેમની સહૃદયતા અત્યારે બાણના જેમ લાગી રહી હતી. તે ઉતાવળે પગલાં માંડતી જાલપાને ઘેર જઇ રહી હતી. આજે તેના વાસ્તવિક જીવનનો આરંભ થયો હતો.

( અપૂર્ણ ).

શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી

# હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટી

લેખક : શ્રી. 'એમ'

[ગુજરાત સમાજ સુધારા મંડળ તરફથી અમને નીચેનો લેખ છાપવાની વિનતિ થઈ છે]

કેટલાંક સામયિકો અને વર્તમાનપત્રોમાં અખિલ હિન્દ સ્ત્રીઓની યુનિવર્સીટીના સ્થાપક પ્રો. ડી. કે. કર્વેએ થોડાક સમય ઉપર ફંડ માટે કરેલી લાંબી વિનતિ આપણને બધાયને બરાબર યાદ છે. તે વખતે સ્ત્રીઓની યુનિવર્સીટીના શુભેચ્છકો જ નહિ પણ જાહેર પ્રજા સુધ્ધાં સ્વ. સર વિઠ્ઠલદાસે યુનિવર્સીટીને કરેલી રૂ. ૧૫,૦૦,૦૦૦ ની બાદશાહી સખાવતના વ્યાજ જેટલી રૂ. ૫૨૫૦૦ ની વાર્ષિક મદદ આપવાની સ્વ. સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીના હાલના ટ્રસ્ટીઓએ કેમ ના પાડી તે વિષે આશ્ચર્ય પામી ગઈ હતી. આવી વૃદ્ધ વયે જ્યારે તેમને આરામ લેવાનો સમય છે ત્યારે પ્રો. કર્વેને આવી ગંભીર પ્રકારની અગવડમાં મૂકાવું પડે તે પ્રત્યે આખી જાહેર પ્રજાએ સહાનુભૂતિ દર્શાવી હતી.

**પ્રો. કર્વેનું પ્રધાન કાર્ય**

આ અપીલ માત્ર વર્તમાનપત્રોમાં કે સામયિકોમાંજ ફેલાવવામાં આવી ન હતી; પરંતુ સ્ત્રીઓની યુનિવર્સીટીના વ્યક્તિગત મતદારો, તેમજ મુંબઈ યુનિવર્સીટીના રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટોને પણ મોકલવામાં આવી હતી. આ ઉપરથી કોઈને પણ લાગે કે ટ્રસ્ટીઓ જરૂર કે યુનિવર્સીટી સામે કાંઈ ગંભીર વાંધો લીધો છે. પરંતુ અપીલના શબ્દો જોતાં તેમજ એનાં પ્રકાશન માટે યોજાયેલી રીતી જોતાં એ તદ્દન પ્રચારકાર્ય હતું એમ લાગી આવતું હતું. કારણ યુનિવર્સીટીના કાર્યકરો જ્યારે આખી સંસ્થાને સબળ પાયા ઉપર મૂકવા ધારતા હતા, ત્યારે ટ્રસ્ટીઓએ કોઈ પણ પ્રકારના ગંભીર કારણ વિના, વાર્ષિક મદદ આપવાનું બંધ કર્યું છે એવો મત ઉત્પન્ન થાય, એવી એની શબ્દરચના હતી. ટ્રસ્ટીઓ તરફથી આ બાબતમાં કાંઈ પ્રકાશ મળે એવી જાહેરપ્રજા આતુરતાથી રાહ જોતી હતી; પરંતુ આ પ્રશ્ન ઉપર તેમણે સંપૂર્ણ શાન્તિ સેવવાનું વધુ ઉચિત ધાર્યું હોય એમ લાગે છે. કદાચ ટ્રસ્ટીઓને તેમની ઉપર કરવામાં આવેલા આક્ષેપનો બચાવ કરવાનું પોતાના દરજ્જાથી ઉતરતું લાગ્યું હોય. જે પણ એ આક્ષેપ કર્યો તે પણ જ કદાચ એનું સત્ય પૂરવાર કરી શકે. સ્ત્રીકેળવણી માટે પ્રો. કર્વેનો પ્રેમ સાચો છે અને તેમનાં ચારિત્ર્ય સામે કોઈ વાંધો લઈ શકાય એમ નથી. પરંતુ તેમની અપીલમાં (અથવા પત્રમાં) કહેવાતાં ટ્રસ્ટડીડના ઉપરના ખરડામાં રજુ થએલી કે થનારી શરતોનો ઉલ્લેખ વધારે શોધવા કોઈ પ્રયત્ન કરે તો તેમાં જરૂર તેને નિષ્ફળતા મળે.

**સર વિઠ્ઠલદાસની શરતો**

૧૯૧૫ માં મુંબઈમાં મળેલી અખિલ હિન્દ સમાજ સુધારા પરિષદમાં પ્રો. કર્વે પ્રમુખ હતા. ત્યાં તેમણે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન રજુ કર્યો અને અખિલ હિન્દ સ્ત્રીઓની યુનિવર્સીટી શરૂ કરવા ઠરાવ કર્યું. તેજ વખતે થોડીક રકમ એકઠી થઈ અને પ્રો. કર્વે પાસે હિન્દુ અનાથ બાલિકાશ્રમમાં કામ કરતા શિક્ષકો હતા. આ શિક્ષકોથી (અલબત કેટલાક સમય મફત કામ કરનારાઓ વગેરે) અને લગભગ બે વિદ્યાર્થીનીઓથી અખિલ હિન્દ સ્ત્રીઓની યુનિવર્સીટીનાં નામથી એક, સંસ્થાની સ્થાપના કરી. થોડા વખત પછી, પ્રો. કર્વે સ્વ. સર વિઠ્ઠલદાસ, જેઓ જાપાનથી તાજા પાછા ફર્યા હતા, ને મળ્યા અને તેમને વાત કરી, અને સર વિઠ્ઠલદાસ પ્રો. કર્વેની આદર્શ યોજનાથી એટલા તો બધા મુગ્ધ થઈ ગયા કે, તેમણે

જો " આખા હિન્દ માટે અથવા મુંબઇ ઇલાકા માટે આર્થિક રીતે સબળ હોય એવી યુનિવર્સીટી, —જે એવાજ ધોરણે શાળાઓ અને કોલેજો સ્થાપવાનું માથે લે-સ્થાપવાનો પ્રયત્ન કરવામા આવે " તો રૂ. ૧૫ લાખની રકમ આપવાની ઇચ્છા દર્શાવી ( એવાંજ ધોરણે એટલે, જાપાની સ્ત્રીઓની યુનિવર્સીટીનાં જેવાંજ ધોરણે, ) સર વિઠ્ઠલદાસે જે શરતો પળાવાનો આગ્રહ રાખ્યો હતો તે પ્રો ડી. કે કર્વે ઉપરના તેમના પત્રોમાં જણાવી છે. તેમાંથી થોડોક ભાગ નીચે આપ્યો છેઃ

" યુનિવર્સીટીનું મથક પાછળથી બની શકે તો મુંબઇમા રાખવુ "

" મુંબઇમાં સંપૂર્ણ કોલેજની ખીલવણી થવાંની સાથેજ યુનિવર્સીટીનાં મુખ્ય મથકો મુંબઈ બદલવા અને યુનિવર્સીટી માટે જરૂરના મકાનો બાંધવાં. "

" ખરી રીતે, જો પુના સ્કુલ અને કોલેજ સ્થાપવા તૈયાર ન હોત તો મારી માતાનાં નામે મુંબઈમાં હાઈસ્કુલ અને કોલેજ પ્રથમ સ્થાપવા મેં આગ્રહ રાખ્યો હોત; અને ફંડનો વહીવટ કરતાં, સેનેટ આ બાબત તરફ આંખ આડા કાન કરવા નાહ. કૃપા કરી વીગતોમા આ પ્રમાણે સુધારો કરશો. "

" આવી યુનિવર્સીટી તરત સ્થપાય તે માટે હું યોગ્ય રીતે સ્થપાયલી સંસ્થાને રૂ. ૧૫,૦૦,૦૦૦ ની કીંમતની સરકારી પ્રોમીસરી નોટો કે રૂ ૫૨,૫૦૦ ની વાર્ષીક આવક વાળી બીજી જામીનગીરીઓ આપવા તૈયાર છું પરંતુ તે પહેલા, સ્થપાયલી યુનીવર્સીટીને સરકાર તરફથી જરૂરી ચાર્ટર મળવો જોઈએ; અથવા તેને બદલે સરકાર તરફથી બીજા કોઈ પ્રકારની સ્વીકૃતી મળવી જોઇએ કે જેથી, યુનિવર્સીટીના કાયમીપણાની ખાત્રી મળે અને બીજી બાજુએ પ્રજાને પણ એવી ખાત્રી થાય કે, યુનિવર્સીટી સાચા સિદ્ધાંતો પર સ્થપાયો અને બીજી કોઇ યુનિવર્સીટીના જેવી રીતે તેના ગ્રેજ્યુએટોનો પણ દરજ્જો સ્વીકારાશે.

" ઉપર દર્શાવ્યા પ્રમાણે સરકારી ચાર્ટર કે સ્વીકૃતિ મેળવવાની જો કાંઈ મુશ્કેલી હોય તો યોગ્ય સમય માટે મારી સખાવતની આસરે બરાબરી કરે એટલી આવક થતાં અને પછી જો યુનિવર્સીટી ઘણી લોકપ્રિય અને પ્રજાને ઉપયોગી પૂરવાર થાય તો સરકારી ચાર્ટર, અને સ્વીકૃતિની શરત મારે અને મારા પછી મારા ટ્રસ્ટીઓએ, ઉપલા મુદ્દાઓ પર જો સંતોષ થાય તો, જવા દેવી. "

**મુંબઇ મથક બનવું જોઇએ**

સ્વ. સર વિઠ્ઠલદાસે સ્પષ્ટ જોયું કે હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીનું મથક મુંબઇ બની શકે, પુના નહીં; અને તેથી, જાણી બુઝીને એક એવી શરત મુકી કે, મુંબઇમાં પુરેપુરા વર્ગોવાળી કોલેજ સ્થપાય કે તરતજ યુનિવર્સીટીનુ મથક પુનાથી મુંબઇ ખસેડવું. કેટલાય વર્ષો પસાર થઇ ગયાં છે છતાં હજી પુનાના સત્તાવાળાઓને મધ્યસ્થ કચેરી મુંબઇ બદલવાની સગવડ મળી નથી અને તેઓ તરફથી રજુ થતાં બહાનાઓની પાર જઇ ખરું કારણુ એમ કરવાની તેમની ના મરજી છે એ જણાઇ આવ્યા વિના રહેતું નથી

**વિધવાશ્રમનો લાભ પહેલો**

શરૂઆતથીજ યુનિવર્સીટી માટે એ કમભાગ્ય હતુ કે હિન્દુ વિધવાશ્રમના શિક્ષકોને યુનિવર્સીટીના અધ્યાપકો તરીકે કામ કરવા દેવામાં આવ્યુ. એક સામાન્ય વિધવાશ્રમ એ સ્ત્રીઓની યુનિવર્સીટી કરતાં જુદાજ પ્રકારની સંસ્થા છે અને વિધવાશ્રમમાં વિધવાઓ માટે યોગ્ય ગૂઢ અને શાંતતનું વાતાવરણ ઉપજાવવામાં આવે એ કુદરતી છે. વિધવાશ્રમ માટે એ આશીર્વાદ રૂપ છે પરંતુ સ્ત્રીઓની યુનિવર્સીટી જેવી સંસ્થા માટે તો એ એક ગંભીર મુશ્કેલી રૂપ છે અને આ ૬૬ વર્ષના બનાવોએ આ પુરવાર કર્યું છે શિક્ષકોના હૃદયમાં વિધવાશ્રમ પ્રત્યે વફાદારીની તીવ્ર ભાવના હોય, તેઓને યુનિવર્સીટીમાંથી પગાર મળતો હોવા છતાં, યુનિવર્સીટીના કામને 'અયંકર રીતે સહન કરવું પડયુ' છે. વળી, સત્તાવાળાઓ સંસ્થાનું કેન્દ્ર મુંબઇ બદલવામા નીષ્ફળ ગયા છે તેનું કારણ એજ છે કે યુનિવર્સીટીનું કેન્દ્ર મુંબઇ બદલવાનો વિચાર કરતી વેળા તેમને હૈયે વિધવાશ્રમના હિતોનો વધુ વિચાર આવતો હતો, એમ સહેલાઇથી કહી શકાય એમ છે કોલેજના કેટલાક અધ્યાપકોને આશ્રમવાસીઓના અદાર બહારના કામ માટે યુનિવર્સીટી તરફથી

પૂરતો પગાર મળે છે, અને બાકી રહેલા સમય અને શક્તિ તેઓ વિધવાશ્રમના કામમાં ગાળે છે. વળી લાંબા સમયથી ચાલતી આવેલી પ્રથા પ્રમાણે સત્તાવાળા પણ એક ભયંકર યુનિવર્સીટીને તેમજ વિધવાશ્રમને બન્નેને ઉપયોગી થાય એમ ઇચ્છતા હોવાથી, હિંદી સ્ત્રીઓની યુનીવર્સીટી આખા હિંદમાં સન્માન પામેલા વિદ્વાનો અને શિક્ષણ-શાસ્ત્રીઓને આકર્ષવામાં નીષ્ફળ જાય એ કુદરતીજ છે, અને અત્યાર સુધીમાં બીજું કોઇ નહિ પણ વિધવાશ્રમનો સઘળોજ યુનીવર્સીટીની સંસ્થામાં પ્રવેશ થયો છે. સેનેટમાં વિધવાશ્રમના જે સભ્યો છે, તેઓએ જો આ વિચારણાને બાજુએ રાખી હોત તો યુનીવર્સીટી લાંબા સમયની મુંબઇમાં બદલી શકાઇ હોત અને ત્યાં એ એક સ્વતંત્ર સંસ્થા તરીકે વિકાસ પામી હોત

### અનિશ્ચિતનું મૂળ

જે સંસ્થાઓ વચ્ચે પોતાની વફાદારી વહેંચાયેલી રહે એવી આવી પરિસ્થિતિ બીજા બધાંય અનિષ્ટો માટે જવાબદાર છે મુંબઇમાં કોલેજ શરૂ કરવાની પરિસ્થિતિનો સત્તાવાળાઓએ કદીપણ ગંભીરતાથી વિચાર કર્યો નથી. જ્યારે સીન્ડીકેટ સમક્ષ એવી કોઇ દરખાસ્ત મુકવામાં આવે છે ત્યારે આર્થિક મુશ્કેલીનું મોટામાં મોટું બહાનું કાઢવામાં આવે છે અને એ બાબત એમ બાજુએ કાઢી મુકવામાં આવે છે. પરંતુ બીજા કોઇના કરતા પણ સત્તાવાળાઓએ દાતાની ઇચ્છા અને શરતોનું વધારે ભાન રાખવું જોઇતું હતું અને આર્થિક તંગીમાંથી કોઇ માર્ગ કાઢવો જોઇતો હતો. અને તે તેઓનાજ લાભમાં હતું. કારણ કે દાતાની શરતોમાંની એક એવી હતી કે જો સરકારી ચાર્ટર મેળવવામાં સત્તાવાળાઓને મુશ્કેલી પડે તો 'યોગ્ય સમય દરમ્યાન કરવામાં આવેલી સખાવતના જેટલી આવક' તેઓએ બતાવવી જોઇએ. આ રીતે તેઓ તદ્દન નિષ્ફળ ગયા છે સત્તાવાળાઓ તરફથી પ્રકટ થએલા હેવાલ અને હીસાબ તરફ જોતાં સહેલાઇથી જણાઇ આવે છે કે ૧૬ વર્ષ જેટલા લાંબા કાળમાં દાતાએ ઇચ્છા દર્શાવ્યા પ્રમાણે યુનિવર્સીટી ચાર્ટર ફંડ મેળવી શકી નથી, અને નજીકના ભવિષ્યમાં આ શરત પુરી પડે એવો સંભવ પણ જણાતો નથી વેપારી મંદી કે દુનીયામાં પ્રવર્તી રહેલી મંદીનું બહાનું કાઢીને આ વાત પતી ગઇ ગણાય એમ નથી કારણ કે યુદ્ધ પુરું થયા બાદ પરિસ્થિતિ ઘણી સારી હતી અને પ્રજાએ શિક્ષણની સંસ્થાઓને સુંદર ફાળો આપ્યો છે સત્ય વાત એ છે કે, આપણી યુનીવર્સીટીના શિક્ષણની મૂળ યોજનાનો કોઇ પણ ભાગ પુરો કરવામાં સ્ત્રીઓની યુનીવર્સીટી નિષ્ફળ ગઇ છે ૧૬ વર્ષ જેટલા લાંબા ગાળા પછી યુનીવર્સીટીએ માત્ર ૭૬ સ્નાતિકાઓ ઉપજાવી એજ (દાતાના શબ્દોમાં કહીએ તો) 'પ્રજાને ઘણી ઉપયોગી અને લોકપ્રીય' બનવામાં યુનીવર્સીટી નીષ્ફળ ગઇ છે એવી ચોક્કસ ખાત્રી કરાવી આપે છે અને તેના કાર્ય પર સ્પષ્ટ ટીકારૂપ છે સાર્વદેશીય રાષ્ટ્રીય જાગૃતી જેમાં સ્ત્રીઓ પણ પોતાનો ફાળો આપી રહી છે. તેનો વિચાર કરતાં આ દરિદ્રતા વધારે ખાત્રી આપશે જો યુનીવર્સીટી 'ઘણી લોકપ્રીય' હોત; જો તે દેશને 'ઘણી ઉપયોગી' પુરવાર થઇ હોત તો હજારો સ્ત્રીઓ એ સંસ્થામાં જોડાઇ ગઇ હોત. અપૂર્વ જાગૃતિના સમય દરમ્યાન સત્તાવાળાઓ આખા દેશને પોતાની સંસ્થાઓને ઉભરાવી શક્યા હોત પરંતુ એ ઘણી ખેદની વાત છે કે સત્તાવાળાઓ ગુજરાતમાં પણ નવી સંસ્થા સ્થાપી શક્યા નથી. અમદાવાદની મહિલા પાઠશાળા ગુજરાત સ્ત્રી કેળવણી મંડળના પ્રયત્નોને આભારી છે અને તેનું સંચાલન અમદાવાદના પાંચ છ નિઃસ્વાર્થી કાર્યકરો અને આગેવાન શહેરીઓની દેખરેખ હેઠળ થાય છે વડોદરાની સંસ્થા પણ હજીજ અને એનું અસ્તિત્વ શ્રીમંત વડોદરાનાં નામ. મહારાણીની સહાનુભૂતિને આભારી છે વળી વડોદરા રાજ્યની મદદથીજ એ ચાલે છે. સુરતની સંસ્થા પણ સ્ત્રી કેળવણીના પ્રશ્નને ઉત્સાહભેર ઉપાડી લેનારા કેટલાક સ્થાનિક સામાજીક કાર્યકરોના બળનેજ આભારી છે આ બધાં છતાં યુનિવર્સીટી ૭૦ થી ૭૫ હજાર રૂપીયા દર વર્ષે ખર્ચે છે અને વર્ષમાં માત્ર ૪-૫ માત્ર સ્નાતિકાઓ ઉભી કરવા માટે! મુંબઇ યુનિવર્સીટીની હિન્દુ સ્નાતિકાઓની સંખ્યા સાથે પોતાની સંખ્યા સરખાવવાની કુશળ પદ્ધતિ માટે સત્તાવાળાઓએ તેઓને પોતાને અભીનંદન આપવાનું છે. હિન્દુ વિધવાઓના પરિણામ સાથે આવી સરખામણી કરવામાં આવી હોત તો તેથી

કોઈને આશ્ચર્ય થાત નહિ. પરંતુ સ્ત્રીઓની યુનિવર્સીટી માટે આ સરખામણી, હાનિકારક નહિ તો ઘણી જ ખોટે માર્ગે દોરવનારી તો જરૂર છે; કારણ કે સ્ત્રીઓની યુનિવર્સીટીની શરૂઆત અખિલ હિન્દની સંસ્થાના ધોરણે થઈ હતી; નહીં કે કોમી સંસ્થા તરીકે એટલે એની સરખામણી હિન્દની બધી યુનિવર્સીટીઓએ ઉપજાવેલી સ્નાતિકાઓની સંખ્યા સાથે થવી ઘટે આવી સરખામણી તરફ અમે ખાસ ભાર મુકીએ છીએ કારણ કે બંગાળ, સંયુક્તપ્રાંત, હૈદરાબાદ, ( બન્ને ); વરાડ, રજપુતાના અને પંજાબના આંકડાઓ કુલ સંખ્યામાં બતાવાયા છે.

**યુનિવર્સીટીનું નિર્જીવ કાર્ય**

સ્વ. સર વિઠ્ઠલદાસે સરકાર તરફથી ચાર્ટર મેળવવાની શરત એ કારણે રાખી હતી કે યુનિવર્સીટીના કુશળ કામકાજનું ધોરણ ઉંચુ રહે કે જેથી સરકાર તેમજ પ્રજા બન્ને તરફથી તેની સ્નાતિકાઓનો યોગ્ય રીતે સ્વીકાર થવાની ખાત્રી મળે પરંતુ યુનિવર્સીટીનું કાર્ય નિર્જીવ રહ્યું છે અને યુનિવર્સીટી તરફથી અપાતી પદવીઓનો સ્વીકાર કરવા જેવું પણ કાંઈ હિન્દી સરકારને લાગ્યું નથી. જ્યારે એના પછી સ્થપાયલી બીજી કેટલીય યુનિવર્સીટીઓ સરકાર તરફથી યોગ્ય રીતે સ્વીકારાઈ ગઈ છે.

**સ્વીકૃતિ; વિષે ખોટો શોર**

આ યુનિવર્સીટીની કેટલીક સ્નાતિકાઓને કેટલીક વિદેશી સંસ્થાઓમા પ્રવેશ મળ્યો છે તેને સત્તાવાળાઓ સ્વીકૃતિ તરીકે લેખે છે આવી સંસ્થાઓમાં પ્રવેશ મેળવવો એ કાંઈ ખાસ યોગ્યતા નથી કારણકે બીજા નજીવા ટાપુઓમાના અભ્યાસક્રમો પસાર કરનારને પણ એવા પ્રવેશ મળી શકયા છે હિન્દથી વધતા ઓછા અજ્ઞાન એવા વિદેશોની સંસ્થાઓ તરફથી આ કહેવાતી સ્વીકૃતિ અર્થ વિનાની અને મહત્વ વિનાની છે આમાંની કેટલીક વિદેશી સંસ્થાઓમા પ્રવેશ મેળવવા માટે યુનિવર્સીટીની કોઈ પણ પ્રકારની માન્યતાની જરૂર હોતી નથી એટલે સ્વીકૃતિનો પ્રશ્ન ચર્ચતાં યુનિવર્સીટી સત્તાવાળાઓ આ મુદ્દા તરફ શા માટે ભાર મુકે છે એજ આશ્ચર્ય છે

**શરતોના પાલનમાં નિષ્ફળતા**

સ્વ સર વિઠ્ઠલદાસ પૂરતા ઉદાર હતા અને તેઓ જોઈ શકયા હતા કે રાષ્ટ્રીય જાગૃતિના દીવસોમા સરકાર તરફથી જોઈતા ચાર્ટર મેળવવામા મુશ્કેલી પડશે અને તેથી તેમણે સ્વીકૃતિનુ નવુ ધોરણ પ્રજા તરફનુ પણ મુક્યુ પ્રજાની સ્વીકૃતિ તેના તરફથી મળતી મોટી સખાવતોના રૂપમાં કુદરતી રીતેજ જણાઈ આવે પરંતુ દાતાએ તેમના પત્રોમાં રજુ કરેલી શરતોમાંની કોઈ પણ પાળવામા યુનિવર્સીટી નિષ્ફળ ગઈ છે.

**સેનેટમાં પ્રતિનિધિત્વ**

સ્વ સર વિઠ્ઠલદાસે એક ચોક્કસ શરત મૂકી હતી કે—

" સેનેટના ઘડતરમા પ્રજાના બધા વર્ગોનું ખાસ કરીને ગુજરાતીઓ અને દક્ષણીઓનું યોગ્ય પ્રતિનિધિત્વ હોવું જોઈએ અને તેના દાતાના પ્રતિનિધિઓની ચોક્કસ સંખ્યા રહેવી જોઈએ "

સખાવતના દસ્તાવેજની બધીય શરતો તપાસતી વેળા આનો પણ વિચાર કરવો જોઈએ અને ગંદા પ્રતિકવાદ માટે કોઈ લોકો જેઓ પોતેજ એનાથી ભરેલા હોય-છે તેઓ તરફથી આક્ષેપ થવાના ભયને લીધે એની ચર્ચા કરવાની જવાબદારીમાંથી જરાપણ હટવું જોઈએ નહિ મુંબઈ અને ગુજરાતમાંથી જણાવવામાં આવે છે કે સેનેટમા દાતાની ઇચ્છા પ્રમાણે ગુજરાતીઓનુ પ્રતિનિધિત્વ નથી તે ચોક્કસ વાત છે ઘણી વાર મતદાર મંડળો દ્વારા ગુજરાતી-સભ્યોની પુરતી સંખ્યા ચુંટવામા નહિ આવે એવું વારંવાર બન્યુ છે. એવી પરિસ્થિતિમાં યુનિવર્સીટીએ સ્વીકારેલી દાતાની શરતોના પરિપાલન માટે ગુજરાતીઓની પૂરતી સંખ્યા નીમવાની સેનેટને સત્તાવાળાઓ સલાહ આપે તો તે તેઓ માટે વધુ ન્યાયકર્તા લેખાત પરંતુ, આવી પરિસ્થિતિ જોતાં એમ માલમ પડે છે કે ગુજરાતીઓ અને દક્ષણીઓના સરખા પ્રતિનિધિત્વની શરત યોગ્ય પરિપાલન માટે સેનેટ સમક્ષ લાવવામાં નથી આવી

**સત્તાવાળાઓની ગંભીર બેદરકારી**

આ ઉપરાંત, ૧૯૩૩ની યુનિવર્સીટીના સત્તાવાર રૂપે પ્રકટ થએલાં કેલેન્ડર-માંની બીનસત્તાવાર નોંધમાં કેટલાક પેરાઓ ઉપરથી સત્તાવાળાઓ તરફથી દર્શાવાતી ગંભીર બેદરકારી જણાઇ આવે છે. રજીસ્ટ્રાર અને આને માટે જવાબદાર હોય તેઓ સત્તાવાર કેલેન્ડરમાં પ્રકટ થએલાં પાનાઓ સંભાળપૂર્વક જોવાની પોતાની ફરજમાં નીષ્ફળ નીવડયા છે દા. ત. પ્રકરણ ૪ થામાં કેટલીક એવી બાબતો છે કે જેને માટે સંબંધ ધરાવતા પક્ષો તરફથી યોગ્ય મંજુરી કદી પણ મળી નથી. આમ એ કેલેન્ડર સંસ્થાનો ઇતિહાસ પ્રજાને ખોટી રીતે જણાવે છે. અમારી જાણમાં છે તે પ્રમાણે, સ્વ સર વિઠ્ઠલદાસ ઠાકરસીની સખાવતની જે શરતો કેલેન્ડરમાં પ્રકટ થઇ છે તે ભેળવાળી છે અને આ શરતોની ભાષા અને શબ્દ રચના મૂળ પત્રોમાં છે તેના જેવી નથી

**પ્રકાશકોને ત્યાંય ન મળે એવાં પાઠ્ય-પુસ્તકો**

આ બધાંય ૧૬ વર્ષોનાં યુનિવર્સીટીનાં કાર્યમાં નબળીસ્તાનો અભાવ છે પ્રજાએ એને એક નવી સંસ્થા—જે નવી દીશામાં માત્ર એક પ્રયોગજ છે—ની ખીલવણીમાં એક માત્ર ૫ સાર થતાં મોલરૂપેજ લેખી છે પરંતુ યુનિવર્સીટીનાં સંચાલનમાં રહેલી જવાબદારીઓ સત્તાવાળાઓ સમજ્યાજ નથી અત્યાર સુધીમાં તો યુનિવર્સીટી માત્ર નામનીજ નહિ પણ સાચી રીતે અખિલ હિન્દની બની જવી જોઇતી હતી સત્તાવાળાઓએ પોતે જ અત્યાર સુધીમાં પ્રાંતીય ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાનું સ્વીકારેલું હતું પરંતુ અત્યાર સુધીમાં યુનિવર્સીટી તેને માટે પાઠ્ય પુસ્તકો પણ તૈયાર કરાવી શકી નથી અને તેની ગેરહાજરીમાં અભ્યાસ મંડળ (જે ભાગ્યેજ યોગ્ય રીતે નક્કી થાય છે) એવા વિચિત્ર પાઠ્યપુસ્તકો નક્કી કરે છે કે જે કેટલીક વાર તો હિન્દમાં મળતાજ નથી એટલુ જ નહિ પણ તે પ્રકાશન કરનારાઓને ત્યાં પણ નકલ શીલકમાં હોતી નથી ઉપરાંત, ઘણીવાર પરીક્ષોનુ મંડળ પણ જુદી જુદી પ્રાંતીય ભાષાઓના વિદ્યાર્થીઓને ન્યાય કરે એવી રીતનું ઘડાયું નથી હોતું એકજ પ્રશ્નપત્ર ઘણી વાર જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તરાય છે અને તે માત્ર શબ્દાર્થમાંજ નહિ પણ અર્થમાં પણ ખોટી રીતે ભાષાન્તરાયાં હોય છે ભાષાનું જ્ઞાન ધરાવતા પરીક્ષકો અને ભાષાન્તરકારોની યોગ્ય વ્યવસ્થા થઇ નથી અને સીંધીમાં લખાયલા ઉત્તર પત્રો સીંધી અક્ષર પણ પાડી ન શકનારને હાથે તપાસાય છે અલબત્ત, તે સીંધી જાણતા મિત્ર કે મિત્રોની મદદ લે છે એમ ધારી લેવામાં આવે છે એ બધાં છતાં આવી ક્ષતિઓવાળી સંસ્થા ભાગ્યે જ આખા હિન્દની સંસ્થાનાં નામને યોગ્ય કહી શકાય

ટ્રસ્ટની શરતો અને યુનિવર્સીટીના વહીવટ સંબંધમાં અમે જે કંઇ લખીએ છીએ તે ઉપરથી અમે આ લખ્યુ છે એનો ઉદ્દેશ હિન્દી

**આ લેખનો ઉદ્દેશ શો?**

સ્ત્રીઓની યુનિવર્સીટીમાં પ્રજા વધુ રસ લઇ શકે અને એને ઉંચી ઉત્સાહી સંસ્થા બનાવવા માટે સત્તાવાળાઓને ફરજ પાડી શકે તે માટે પ્રજાનું ધ્યાન ખેંચવાનો છે અને જો સત્તાવાળાઓ વધુ સારા માટે યોગ્ય ફેરફારો કરવાની ના પાડે તો પ્રજા નવેસરથી શરૂઆત કરે અને એક સાચી જીવંત સંસ્થા સ્થાપે કે જે આખાં હિન્દની સંસ્થા બની રહે યા મુંબઇ ઇલાકાનીજ એકલી બની રહે પણ માત્ર નામની નહિ, સાચેસાચી સંસ્થા બની રહે આવા પ્રકારના સાહસ માટે આ સંસ્થા પ્રત્યે ભક્તિમાન રહેલા યોગ્ય અને સાચા નિઃસ્વાર્થ કાર્યકરોની ઉત્સાહી સેવાઓ આપણને જોઇએ અને અમને ખાત્રી છે કે આવી સંસ્થાને વાર્ષિક મદદ આપવામાં અને આ રીતે સ્વ સર વિઠ્ઠલદાસ ઠાકરસીની ઇચ્છાઓ પરેપૂરા અંશે પૂરી પાડવામાં ટ્રસ્ટીઓ પણ વિલંબ નહિ કરે

———o———

# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશશ્વિની

સુશીલાએ સરોજને પૂછ્યું: " કેટલા વાગ્યા, મરુ ? "

સરોજે સીધો જવાબ આપવાને બદલે, કહ્યું: " મારા ઘડીઆળનો કલાકનો કાંટો ૧૨ વાગ્યા પછી બરાબર ૧૮$\frac{6}{13}$ મીનીટ આગળ છે. હવે તુ જ કહે કે કેટલા વાગ્યા ? "

તમે કહેશો, કેટલા વાગ્યા ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમા માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે **પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

| ૪ | ૭ | ૩ | ૧ | ૯ | ૨ | ૬ |
|---|---|---|---|---|---|---|
| ૬ | ૧ | ૭ | ૫ | ૨ | ૮ | ૩ |
| ૨ | ૪ | ૮ | ૯ | ૧ | ૩ | ૫ |
| ૩ | ૬ | ૧ | ૨ | ૫ | ૭ | ૮ |
| ૧ | ૯ | ૫ | ૮ | ૩ | ૬ | + |
| ૯ | ૩ | ૨ | ૪ | ૮ | ૫ | ૧ |
| ૭ | ૨ | ૬ | ૩ | ૪ | ૧ | ૯ |

### ડીસેમ્બરના પ્રશ્નનું પરિણામ

સાચો જવાબ બાજુમાં આપ્યા પ્રમાણે છે.

આ પ્રશ્નના ત્રણ જવાબ આવ્યા હતા તેમાંથી **શ્રીમતી ચપાલક્ષ્મી છોટાલાલ શાહ** એ એકજ બહેનનો જવાબ સાચો છે. તેમને ઇનામનું પુસ્તક "સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨." આપવામાં આવે છે જે તેમણે અઢી આનાની ટીકીટો મોકલી મંગાવી લેવું. રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણ આનાની ટીકીટ વધુ મોકલવી.

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય. તેવા કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમા ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "

શ્રી કૃષ્ણ-લીલા



મુંબાઇની ફેલોશીપ સ્કુલની ત્રણ વર્ષથી બાર વર્ષ સુધીની વયની બાલિકાઓનું અભિનય-નૃત્ય



| ૨ | ૪ | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩ | ૬ | ૧ | ૨ | | | |
| ૧ | ૯ | ૫ | ૮ | ૩ | ૬ | + |
| ૯ | ૪ | ૨ | ૪ | ૮ | ૫ | ૬ |
| ૭ | ૨ | ૬ | ૩ | ૪ | ૧ | ૯ |

આપવાનાં
આનાની ટીકીટો મોકલી મંગાવી લેવું. રજીસ્ટરથી જોઈતું હોય તો ત્રણ આનાની ટીકીટ વધુ મોકલવી.

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઈ બ્હેનો ઉખાણા-ની હરિફાઈમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "

# 'ધારાવી કુંભારવાડા અગ્નિ પ્રલય સંકટ નિવારણ ફંડ'

મુંબઈની સોશિયલ સર્વિસ લીગ, તરફથી ઉપરોક્ત ફંડ માટે સ્થપાયલી સમિતિના પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ઉપપ્રમુખો, મંત્રીઓ શ્રી. ભવાનીદાસ મોતીવાળા અને શ્રી છ. એન. સહસ્રબુધ્ધે તેમજ ખજાનચીઓની સહી સાથે મુંબઈની પ્રજાજોગ નીચેની અપીલ પ્રગટ થઈ છે:

માહિમ પાસે ધારાવી ખાતે રહેતા કુંભારોના લગભગ સો ઝુંપડાઓ આગથી બળી ગયા છે અને તેથી ગરીબ કુંભારોને મોટું નુકસાન થયું છે આ આગથી લગભગ સો ઝુંપડાઓ બળી જવાથી તેમાં રહેતા સ્ત્રીપુરુષો તથા બાળકોને અત્યંત ખમવું પડયું છે રૂપિઆ દશ હજાર લગીની માલ મિલકત આગથી તદ્દન નાશ પામી છે, અને રૂપિઆ પાંચ હજારનું નુકસાન ઝાવળીના ઝુંપડાઓ બળી જવાથી તેઓને પુગ્યું છે બળી ગયેલી માલમિલકતમાં કુંભારોની રોજના હથિયારો પણ સદંતર નાશ પામ્યા છે. આ ભયંકર હોનારતનો અહેવાલ વાંચતાંજ મરહુમ સર દોરાબજી ટાટાની ઇસ્ટેટના ટ્રસ્ટીઓએ સોશિયલ સર્વિસ લીગના આગેવાનોને ખોરાકી રૂપીયા પાંચ હજારની, પહેલે ટપાલે અને બરવી રીતે મદદ આપવા, લીગને શેર આપી. મુંબાઇના સખી નરનારીઓએ પણ આ દુખી લોકોને પૂરતું અનાજ તથા પૂરતાં કપડાં આપી સહાયતા આપી છે, અત્યાર સુધી, એટલે આગ લાગ્યા પછી લગભગ એક મહિનો સુધી, આ દુખી લોકોને બૈરાં છોકરાઓ સાથે દરરોજ ઉઘાડામાં સુવું પડયું છે, અને આનું પરિણામ એ આવ્યું છે કે આ લોકોમાંથી ઘણાજણ માંદા થઇ ગયા છે કાચા ઝાવળીના ઝુંપડાઓ જે વખતે દરેક કુટુંબને રહેવાને મોટા વિસ્તારવાળી જગ્યા મળતી હતી; પણ હવે મુંબઈની મ્યુનીસીપાલીટીના તંદુરસ્તી વિભાગવાળા અમલદારો ફરીથી ઝાવળીના કાચા ઝુંપડાઓ બાંધવા પરવાનગી આપતા નથી, એટલે આ લોકો ફરી [illegible] કેમ લાગી જાય તે સંબંધી કેમ કામ [illegible] તે માટે લીગ તરફથી નિમાયલી સંકટ નિવારણ કમિટીને ભારે મુંઝવણ ઉભી થઇ છે. કારણ કે કાચા ઝાવળીના ઝુંપડાઓ ફરી બાંધી આપવાથી રૂપિઆ ૫૦૦૦) માં જે કામ પતી જવાની આશા હતી તે મ્યુનીસીપાલીટીની વલણ જોતાં નષ્ટ થઇ છે આ સંજોગોમાં પતરાના પાકા ઝુંપડાઓ બાંધી આપી આ દુખી લોકોને રાહત આપવાનો વિચાર અમોએ કર્યો છે દરેક ઝુંપડા માટે જે જગ્યા આગળ દરેક કુટુંબ વાપરતું હતું તેટલીજ વિસ્તારવાળી જગ્યા લાયકના પાકા સો ઝુંપડાઓ બાંધવાંજ રૂપિઆ ૪૦૦૦૦) નો ખર્ચ થવા જાય છે આ જોતાં થોડી જગ્યા કમતી કરી ૨૨+૧૫ ના વિસ્તારવાળા પતરાના પાકા ૧૦૦ ઝુંપડાઓ રૂપિયા ૩૦૦૦૦) ને ખર્ચે બાંધવા અમોએ નિર્ણય કર્યો છે આનો અમલ થયેથી અમે માત્ર જે કુટુંબોના ઝુંપડાઓ બળી ગયા છે તેઓનેજ રાહત આપી શકીશું. ખરી રીતે જોતાં જે ૬૦ ઝુંપડાઓ બળી ગયા નથી તેમાં રહેતાં કુટુંબોને પણ રાહત આપવાની જરૂર છે; અને અમને ખાત્રી છે કે મ્યુનીસીપાલીટી આ ઝુંપડાઓ પણ પાડી નંખાવી નવા બાંધવાની ફરજ પાડશે. જો આ કુટુંબોને વાસ્તે પણ પાકા પતરાના ઝુંપડાઓ બાંધવાનો વિચાર અમલમાં મુકીયે તો રૂપિઆ ૩૦૦૦) નો બીજો ખર્ચ થાય એમ છે. વળી મ્યુનીસીપાલીટી ગટરકામો, સંડાસો, વિગેરે સુખાકારી બાબતના મ્યુનિસીપલ કાયદા મુજબ અમારી સાથે કામ છે, ને છુટછાટ ન મુકે, તો રૂપિયા ૪૦૦૦) નો વધુ ખર્ચ અમને કરવો પડશે એમ અમને અત્યારે લાગે છે એટલે જો મુંબઈની પ્રજા આ ગરીબ કુંભાર વર્ગના દુ:ખી લોકોને ઝુંપડાઓ નવા તથા પાકા બંધાવી આપવાનુંજ જો માથે લે તો ઓછામાં ઓછા રૂપિયા ૪૦૦૦૦) ખર્ચના પડશે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે

કુંભારોના નાશ પામેલા હથીયારો નવા

બનાવવા મુંબઇના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે રૂપિયા ૫૦૦)ની ભેટ આપી છે તેથી આ માટે વધુ રકમની જરૂર નથી. કપડાં અને અનાજ સબંધી પણ ખાસ મદદની જરૂર નથી.

અત્યાર સુધી અમારી પાસે રોકડ ભેટની રકમ રૂ ૮૪૭૩-૬-૦ ની છે; અને રૂ. ૫૬૨૬ ની મદદ આપવાના વચનો મળ્યા છે. કુલ્લે રૂ. ૧૪૧૦૦ ની રકમ જોતા રૂ ૩૦૦૦૦ ખરચવાનું સાહસ કરીએ એ વધારે પડતું લેખાય; પણ મુંબઇની ઉદારદાન પ્રજા દરદમંદ ખરી વસ્તુસ્થિતિથી વાકેફ થતાં, પૂરતી મદદ આપવા કદી પણ પછાત પડી નથી એ બિના લક્ષમાં લેતાં, તથા જે સખ્તાઇથી ગરીબ કુંભારોએ તથા તેમના બાળબચ્ચાં તથા બૈરાંઓએ મોટું દુઃખ ખમ્યું છે તે વિચારતાં હવે જરા પણ વધુ વિલંબ કરવો એ ગુન્હો છે એમ અમે માનીએ છીએ. અમે આ નવા પતરાના પાકા ઝુંપડાઓ બંધાવવાનું કામ શરૂ કરી દીધું છે ભેટની રકમો નીચે જણાવેલ સ્થળે મોકલવીઃ

( ૧ ) સોશિઅલ સર્વિસ લીગ, સર્વન્ટસ ઑફ ઇન્ડીયા સોસાયટીઝ હોલ, સેન્ડહર્સ્ટ રોડ

( ૨ ) ધી વર્કીંગમેન્સ ઇન્સ્ટીટ્યુટ, દામોદર ઠાકરસી હૉલ, પરેલ.

( ૩ ) ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, ભીરગામ બેકરોડ, પોસ્ટ ઓફીસ ઉપર.

( ૪ ) ધી બોમ્બે પ્રોવીન્શીયલ કો-ઓપરેટીવ બેન્ક, એપોલો સ્ટ્રીટ-કોટ.

( ૫ ) શેઠ વેલજી લખમસી નપ્પુ, દાણા બંદર.

ફંડની સાચવણી સારૂ બે ખજાનચીઓની નિમણૂંક કરવામાં આવી છે. રોકડ રકમ મળેથી પાકી રસીદો ભેટ આપનાર ભાઇ બ્હેનોને આપવામાં આવે છે મળેલી બધી રકમોની સાથે સાથે છાપાઓમાં યાદી પ્રગટ કરવા માટે મોકલવામાં આવે છે.

—o—

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઇ.

૧. સ્વ જયાવતી દુલેરાય લેખી નિબન્ધની હરિફાઇનું પરિણામઃ સ્વ. જયાવતી દુલેરાય સ્મારક લેખી નિબન્ધની હરિફાઇ માટે "દેશને વધુ લાભ કોણ કરી શકે-ધનવાન કે વિદ્વાન ?" એ વિષય જાહેર કરવામાં આવ્યો હતો. હરિફાઇમાં ઉતરેલાં બહેનોના પ્રયત્ન ખરેખર વખાણપાત્ર હતા. નીચેના ત્રણ બ્હેનોના નિબન્ધો અનુક્રમે ઇનામપાત્ર ગણવામા આવ્યા છે.—

૧. શ્રી શાન્તા નંદલાલભાઇ વ્યાસ
પહેલું ઇનામ રૂા ૩૦-૦-૦

૨. કુ. સુસ્મિતા નંદસુખરાય ઝ્હેતા
બીજું ઇનામ રૂા ૨૦-૦-૦

૩ શ્રી લીલાવતી નેણશી ઓના
ત્રીજું ઇનામ રૂા ૧૦-૦-૦

૨. ગુજરાતી ફર્સ્ટ એડનો વર્ગ: ધી સેંટજોન એમ્બ્યુલન્સ ખાતાના સહકારથી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશ્રયમાં ગુજરાતી બ્હેનો માટે ફર્સ્ટ એડનો વર્ગ તા. ૧૮મી ફેબ્રુઆરીથી ખોલવામાં આવ્યો છે દર શનિવારે બપોરે ૨ થી ૩ (સ્ટૅ. ટા.) એ વર્ગ ચલાવવામાં આવશે કુ હિલ્લોલિન્દેન ઝવેરી (સાર્જન્ટ ઝવેરી) એ વર્ગ ચલાવશે. આ વર્ગમાં દાખલ થવા ઇચ્છતા બ્હેનોને મંડળના મંત્રીઓને મળી વિશેષ માહિતી મેળવવા વિનતિ કરવામાં આવે છે.

૩ ઇનામી નિબન્ધની લેખી પરીક્ષાઃ મજકુર મંડળ તરફથી મંડળના સભાસદોને તેમજ અન્ય ગુજરાતી હિંદુ સ્ત્રીઓને સવિનય જણાવવામાં આવે છે કે "સુખી સ્ત્રી પુરૂષો સમાજની શી શી સેવા કરી શકે ?" એ વિષય ઉપર નિબન્ધ લખવાની હરીફાઇમા જેમણે ઉતરવું હોય તેમણે પોતાના નામ ઠેકાણા સાથે મંડળના મંત્રીઓને તા ૧૦મી એપ્રિલ ૧૯૩૩ સુધીમાં મોકલી આપવાં.

મજકુર નિબન્ધ લખવાની હરિફાઇ તા. ૨૦-૪-૩૩ ગુરૂવારે બપોરે બે વાગ્યે (સ્ટૅ. ટા.) મંડળના હૉલમાં શરૂ થશે. નિબન્ધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ લગભગ પાંચ છ પાના લગભગ તેટલું હોવું જોઇશે નિબન્ધ લખવા માટે કાગળો મંડળમાંથી અપાશે.

આ હરિફાઇમાં પહેલા ત્રણ નંબરે આવનાર બ્હેનોને અનુક્રમે રૂા ૨૫-૦-૦ પચીસ, રૂા. ૧૫-૦-૦ પંદર અને રૂા. ૧૦-૦-૦ દશના ત્રણ ઇનામો સ્વ. પાર્વતીબાઇ દારાશાસ ત્રિલોકદાસ સ્મારક ફંડમાંથી અપાશે

—o—




## સ્વદેશ

**લખનૌ પરિષદનાં સંસ્મરણો.** અખિલ ભારતીય મહિલા પરિષદની લખનૌ ખાતે મળી ગએલી સાતમી બેઠકનાં કામકાજથી મુંબઈની મહિલાઓને માહિતગાર કરવા માટે પરિષદની મુંબઈની સમિતિ તરફથી શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના હૉલમાં એક સભા ગયા માસમાં ભરાઈ હતી. લેડી કાવસજી જહાંગીર પ્રમુખસ્થાને હતાં. મીસ બહાદુરજીએ પરિષદનાં સંસ્મરણો કહ્યાં હતાં. શ્રીમતી નલિનીબાઈ દલવીએ મરાઠીમાં ભાષણ કર્યું હતું. શ્રીમતી તારાબહેને પરિષદનો અહેવાલ વાંચ્યો હતો. પ્રમુખ લેડી કાવસજી જહાંગીરે જણાવ્યું હતું કે સામાજિક જીવનના ઘણા ગેરફાયદાથી હિન્દી સ્ત્રીઓ માહિતગાર છે એ પરિષદે બતાવી આપ્યું છે. તેમના તરફ જે અપમાન દર્શાવાય છે તેનો પણ તેઓને ખ્યાલ છે. મુંબઈની સ્ત્રીઓએ વિશાળ કાર્યક્રમ હાથ ધરવા કરતાં અમુક કાર્ય હાથ ધરવું જોઈએ. કેળવણીથીજ સામાજિક બદીઓ સમુળગી દૂર થઈ શકશે.

**ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ** મુંબઈ, ના સ્વદેશી ભંડારને અંગેનું વાર્ષિક પ્રદર્શન ગઈ તા. ૧૧–૧૨ મીના દિવસોએ ભારતી વિદ્યાલય હૉલમાં બપોરના ત્રણ વાગ્યાથી સાંજના ૭ વાગ્યા સુધી ભરવામાં આવ્યું હતું. તેમાં જુદી જુદી જાતની ખાદી, ખાદી ઉપર સુંદર ભાતમાં છાપેલી સાડીઓ, રેશમી ખાદી, સુંદર ભીલકાપડ, તેમજ બીજી ઘરગથ્થુ ઉપયોગની પરચુરણ વસ્તુઓ મુકવામાં આવી હતી.

**પહેલા એડવોકેટ બહેનઃ** મુંબઈની વડી અદાલત તરફથી જાન્યુઆરી માસમાં લેવાએલી એડવોકેટની પરીક્ષામાં મીસીસ ફેની નોશીરવાન ગાબવાળા નામના પારસી બહેન ફત્તેહમંદ નીવડયા છે. આ પરીક્ષા પસાર કરનાર તેઓ પહેલાંજ બહેન છે.

**ભગિની સમાજ** મુંબઈ, તરફથી શ્રીમતી હંસાબહેન મહેતાનાં પ્રમુખપદે ગોખલે જયંતિ ઉજવાઈ હતી. તે વખતે, શ્રી જયસુખલાલ મહેતાએ સ્વ. ગોખલેનાં જીવન અને તેમાંથી મળતા બોધ વિષે વિવેચન કર્યું હતું.

**સ્ટવ-સગડીના ભોગ.** (૧) મુંબઈમાં ભાત બજાર ખાતે શ્રી મણિબાઈ હીરાલાલ નામનાં ૩૦ વર્ષનાં બહેન સ્ટવ સળગાવવા જતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામ્યાં. (૨) મંગળદાસ રોડ ઉપર દેવકરણ મેન્શનમાં રહેતી શ્રીમતી મણિબહેન ભાણુભાઈ નામનાં ૨૦ વર્ષનાં બહેન દાઝી મરણ પામ્યાં. (૩) મલ્હારવાડીમાં રહેતાં શાન્તાબાઈ વલ્લભદાસ નામનાં ૨૪ વર્ષનાં બહેન સ્ટવ સળગાવવા જતાં દાઝી મરણ પામ્યાં. (૪) ભુલેશ્વરમાં કેથેડ્રલ સ્ટ્રીટ ખાતે રહેતી શ્રી નર્મદાબાઈ જમનાદાસ વેલજી નામની બહેન સ્ટવ સળગાવવા જતા દાઝી મરણ પામી. (૫) મદનપુરામાં રહેતી મુમતાજ મહમદ નામની ૨૦ વર્ષની મુસ્લીમ સ્ત્રી સગડી પર ખાણું પકાવતાં દાઝી જવાથી મરણ પામી.

**અસહાય હિન્દુ પત્ની** એક પત્ની જીવતી હોવા છતાં બીજીવાર પરણવા તૈયાર થએલા પતિને અટકાવવા માટે શ્રીમતી કલાવતી નામની વણિક પત્નીએ મનાઈ હુકમ માગતો દાવો માંડયો હતો. પરંતુ અમદાવાદના જીલ્લા જજે કામ ચલાઉ મનાઈ હુકમ આપવાની ના પાડતાં જણાવ્યું હતું કે "વાદી પોતાના પતિને, હિન્દુ કાયદા પ્રમાણે તે જે કરવા હકદાર છે તે કરતો અટકાવવા માગે છે. વાદી એના ઉપર પ્રતિવાદી બીજી પત્ની કરવા માગે છે તેના તરફ હું સહાનુભૂતિ દર્શાવું છું.

પરંતુ કાયદા પ્રમાણે તે એમ કરી શકતો હોવાથી. વાદી અદાલત તરફથી કાંઈ મદદ મેળવી શકે એમ નથી ”

**મનગમતો પતિ જોઈએ:** અમદાવાદમાં રતનપોળમાં લીંબુપોળમાં રહેતા અગ્રવાલ વણિક કહોઈ પેથાભાઈની ૧૭ વર્ષની વયની પુત્રી શારદાનું લગ્ન તેજ જ્ઞાતિના યુવક સાથે ગઈ, તા. ૧૯ મી એ થવાનું હતુ. કહે છે કે શારદા આ યુવક સાથે લગ્ન કરવા ઇચ્છતી ન હતી, પરંતુ પોતાનીજ જ્ઞાતિના, પણ જ્ઞાતિબહાર ગણાતા એક બીજા યુવક સાથે પરણવાની તેની ઇચ્છા હતી. લગ્નની બધી તૈયારી થઈ ગઈ હતી. દરમ્યાન તા. ૧૮મીએ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની કોર્ટમા તેને રજુ કરવાની અરજ થતા શારદાએ કોર્ટમા જણાવ્યું હતું કે તે માતા પિતાના કબજામા રહેવા માગતી નથી અને માતાપિતાએ નક્કી કરેલા યુવક સાથે પરણવા માગતી નથી, આથી લગ્ન અટકર્યાં હતાં.

**લગ્ન સામે મનાઈ હુકમો:** (૧) અમદાવાદના સંસાર સુધારા સમાજ તરફથી તેના મંત્રી શ્રી. ગટુભાઈએ બરવાળાની સમીરબાળા સુરજના અયોગ્ય લગ્ન થતું અટકાવવા જીલ્લા જજ પાસેથી મનાઈ હુકમ મેળવ્યો છે. આજ બાળાના લગ્ન માટે વઢવાણ યુવક સંઘે પણ કાઠીયાવાડના સીવીલ સબજજની કોર્ટમા મનાઈ હુકમ મેળવ્યો છે. (૨) ઉપરોક્ત મંડળના મંત્રી શ્રી ગટુલાલની વિનતિ પરથી, નડિયાદના જીલ્લા જજે સાત વર્ષની બ્રાહ્મણ બાળાનું ૫૪ વર્ષની ઉમરના વૃદ્ધ સાથે થતું લગ્ન અટકાવ્યુ હતુ. (૩) ઉપરોક્ત મંડળ તરફથી દશાશ્રીમાળી જ્ઞાતિના વાડી-લાલ નામના ૧૪ વર્ષના મૂર્ખ અને ભીખ માંગીને જીવન નિભાવતા છોકરાનું ૧૪ વર્ષની છોકરી સાથે લગ્ન થતું અટકાવવા જીલ્લા જજ પાસે મનાઈ હુકમ મેળવ્યો હતો. (૪) ધોળકા નજીક આમોદા ખાતે ૧૦ અને ૭ વર્ષની બે સગીર પાટીદાર બાળાઓના લગ્ન સામે અમદાવાદના જીલ્લા મેજીસ્ટ્રેટ ઇન્જંક્શન આપ્યું હતુ (૫) પ્રાંતિજમાં રહેતી ૭ વર્ષની બ્રાહ્મણબાળા યદાના દુવિજાપુરમા રહેતા ગોર મગનલાલના ૧૩ વર્ષના પૌત્ર સાથે થતાં લગ્ન સામે મનાઈ હુકમ મેળવાયો હતો

**કરાંચી મ્યુનિસિપાલીટીમાં સ્ત્રીસભ્યો:** કરાંચીની મ્યુનિસિપાલીટીએ ત્રણ સ્ત્રી સભ્યોને ઉમેરવાની કરાંચી કોરપોરેશનને સત્તા આપવા સરકારને વિનતિ કરતો ઠરાવ કર્યો છે

**કેદી સ્ત્રી પર બળાત્કાર:** નડિયાદ-નો પોલીસ થાણામાં રંભા નામની તપાસ હેઠળની કેદી સ્ત્રી ઉપર બળાત્કાર કરવા માટે પોલીસ હેડ કોન્સ્ટેબલ શેખ હુસેન શેખ યાસીનને નાશિકના સેશન્સ જજે ૪ વર્ષ સખ્ત કેદની સજા કરી છે

**શારદા કાયદા પરિષદ:** બાળ લગ્ન પ્રતિબંધક શારદા કાયદાનો ભંગ કરીને ઘણાં લગ્નો થાય છે તેથી એવાં લગ્નો અટકાવવાનો કાયદામાં સુધારો કરવાની સરકારને વિનતિ કરતો ઠરાવ, રા. બ. હરવિલાસ સરદાના પ્રમુખપદે જાન્યુઆરીની આખરે મળેલી શારદા કાયદા પરિષદમા થયો હતો. ઠરાવમા વધુમાં હેય એ કાયદાનો પૂરતો લાભ લઈ શકે તે માટે, કાયદાની કલમોનો ભંગ કરતુ હોય એવુ લગ્ન થતુ અટકાવવા માટે ઇન્જંકશન કાઢવાની જીલ્લા મેજીસ્ટ્રેટને સત્તા આપતો સુધારો કરવાની માંગણી થઈ હતી શ્રી. સરદાએ જણાવ્યુ કે બાળ લગ્ન પ્રતિબંધક કાયદો એ કંઈ સમાજ સુધારો નથી, પરંતુ બાળલગ્નો જેને પરિણામે

## આવતા અંકે

### ‘ વૈદકની દૃષ્ટિએ ગૃહશિક્ષણ ’

એ શીર્ષક હેઠળ, અત્યંત ઉપયોગી લેખમાળા ‘ ગુણસુન્દરી ’ના પરમ શુભેચ્છક ડૉ. અમૃતલાલ હ પટેલ, હેલ્થ ઓફિસર, સુરત, રજુ કરનાર છે. ‘ ગુણસુન્દરી ’ની બીજી ભેટ ‘ બાળઉછેર ’ના કર્તા તરીકે તેમજ બીજા ઉપયોગી લેખોના લખનાર તરીકે ડૉ. પટેલને વાચકો સારી રીતે પીછાને છે. તેમની આ લેખમાળામાં ‘ શરીર વિજ્ઞાન તથા અંગત સ્વાસ્થ્યનું જ્ઞાન ’, ‘ માંદાની માવજત અને સંકટ સમયે તાત્કાલીક મદદ ’, ‘ તંદુરસ્તી અને વૈદકની દૃષ્ટિએ રાંધણકળાનુ જ્ઞાન ’ એ વિષયોની, અત્યંત સાદી અને સરળ ભાષામાં બહેનોને ઉપયોગી થઈ પડે એવી રીતે છણાવટ થઈ છે.

યુવાન છોકરીઓ વિધવા બને છે એવા અનિષ્ટ પર અંકુશ મૂકવાનો એનો ઇરાદો છે. આવાં બાળ લગ્નો પર કાયદો અંકુશ મૂકતો નથી તેમાં સુધારો થવાની જરૂર છે. લોકોને બાળ લગ્નોમાં ભાગ ન લેવાની તેમણે વિનંતિ કરી હતી. મૌલવી મહમ્મદ હક્કે ઠરાવને ટેકો આપતા જણાવ્યું હતું કે પુખ્ત વય પહેલાનું લગ્ન ગેરકાયદેસર છે. મીસીસ ગડોદીયાએ કાયદાનો અમલ કરીને થતાં લગ્નો રોકવા માટે છૂપી પોલીસ જેવી સંસ્થા સરકારે નીમવી જોઇએ એમ જણાવ્યું હતું..

હિન્દુ લગ્નના છૂટા છેડા કરવાને લગતો ખરડો સીલેક્ટ સમિતિને સોંપવાની દરખાસ્ત વડી ધારાસભામાં સર એચ. એસ. ગૌરે મૂકી હતી. તેમણે જણાવ્યું હતું કે ઘણી જરૂરનો સામાજીક સુધારો આ ખરડો પૂરો પાડે છે. વિરોધીઓ દલીલ કરે છે કે લગ્ન એ પવિત્ર કરાર છે; પરંતુ તે બન્ને બાજુએ હોવો જોઇએ. આજે તો હિન્દુ સમાજમાં સ્ત્રીનો ભોગ અપાય છે. પુરૂષ તેના વિરોધ છતાં ગમે તેટલી વાર પરણી શકે છે. શ્રી સીતારામ રાજુએ ખરડો સીલેક્ટ સમિતિને સોંપવાની દરખાસ્તનો વિરોધ કર્યો હતો. પરંતુ ખરડો ફરીથી પ્રજા મત મેળવવાની તરફેણ કરી હતી. સરકાર અને મુસ્લીમો તટસ્થ રહ્યા હતા. ભાઇ પરમાનંદે ખરડાનો વિરોધ કર્યો હતો. છેવટે સર હરિહર ગૌરની દરખાસ્ત ૧૨ વિ. ૧૧ મતે પસાર થઇ હતી.

**છ માસનું સરવાયું**

'ગુણસુન્દરી'એ

**ગયા છ માસમાં શું આપ્યું?**

૧૪ ફોટો-ચિત્રો
૧૩ વાર્તા—રેખા—૧ નાટક
૪૦ સ્ત્રી ઉપયોગી લેખો
૩૦ રાસ કાવ્યો

—ઉપરાંત—

શ્રી પ્રેમચંદજીની ચાલુ વાર્તા 'ગરીબની ગૃહલક્ષ્મી'નો ઉત્તરાર્ધ, મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓની ચાલુ લેખમાળા, જગતભરની સ્ત્રી—પ્રવૃત્તિના સમાચાર, મનનીય લખાણ, ઉપરાંત 'બાલવિભાગ' નું આયોજન: આપી જયન્તિ અંક, દીપોત્સવી અંક અને મહિલા પરિષદ અંક એ ત્રણ વિશિષ્ટ અંકો

સ્ત્રીઓ મૅજીસ્ટ્રેટ તરીકે કલકત્તાની બાળકોની અપરાધ અદાલતમાં પધારનાર ઓનરરી મેજીસ્ટ્રેટો સાથે બેસવાની સત્તાવાળા ઓનરરી મેજીસ્ટ્રેટો તરીકે બંગાળ સરકારે ૧૭ સ્ત્રીઓની નીમણૂક કરી છે. આવી જાતની નીમણૂક પ્રાંતમાં પહેલીજ વાર થઇ છે. ૧૭ સ્ત્રીઓમાં ૧૦ બંગાળી બહેનો છે, બે મુસ્લીમ, ૪ યુરોપીયન અને એક પારસી બહેન છે.

## વિદેશ

**બ્રિટિશ બંધારણમાં હિન્દી સ્ત્રીઓ**

લંડનના 'ટાઇમ્સ' માં એક પત્ર લખીને બેગમ શાહ નવાઝે જણાવ્યું છે કે હિન્દી સ્ત્રીઓ,, મતાધિકાર સમિતિએ ભલામણ કરેલી સંખ્યા કરતા સ્ત્રીમતદારોની સંખ્યા ઓછી નહિ હોય એ જોવા આતુર છે. સ્ત્રીઓ માટે સીધાં પ્રતિનિધિત્વની હિમાયત કરી તેમણે જણાવ્યું છે કે ઉપલી ધારાસભામાં પણ તેમનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ. સ્ત્રી અને પુરૂષ વચ્ચે સમાનતાનો મૂળભૂત હક બીનશરતે સ્વીકારાવો જોઇએ અને આમની સભાની સભ્ય સ્ત્રીઓને સંયુક્ત પાર્લામેન્ટની સમિતિમાં સ્થાન મળવું જોઇએ. મતાધિકાર સમિતિએ ભલામણ કર્યાં પ્રમાણેની સંખ્યામાં સ્ત્રીઓને મતાધિકાર આપવા માટે કાંઇ નહિ તો સ્ત્રીઓ માટે જુદી જુદી લાયકાતો ઠરાવાય, તે અગત્યનું છે.

બ્રિટિશ સ્ત્રીઓની નવ આગેવાન સંસ્થાઓએ 'ટાઇમ્સ' માં પત્ર લખતા સંયુક્ત સમિતિમાં એક કે વધુ સ્ત્રી પ્રતિનિધિઓને નીમવાની વિનતી કરી છે. તેમણે એવી દલીલ કરી છે કે હિન્દમાં સ્ત્રીઓનાં પ્રતિનિધિત્વના પ્રશ્નની જ્યારે ચર્ચા થાય ત્યારે ઇંગ્લાંડની સ્ત્રીઓની પ્રવૃત્તિના અનુભવ વાળી અને હિન્દી પ્રશ્નની માહિતગાર સ્ત્રીઓ રજુ કરવામાં આવતી પુરાવાઓ અને ટીકાઓનો જવાબ આપવા માટે રહે એ પણ જરૂરનું છે.

નવાં બેરીસ્ટર બહેનો: છેલ્લી બેરીસ્ટરની લંડન ખાતે લેવાયલી પરીક્ષામાં ૧ સ્ત્રીઓ પસાર થઇ છે તેમાં એક સર અતુલ ચેટરજીના પત્ની

લેડી ચેટરજી છે. અને બીજા મીસીસ ફ્લારેન્સ ડેક્ષન નામના ૭૦ વર્ષનાં વૃદ્ધ સ્ત્રી છે. મીસ પીરોજા બહાદુરજી નામના એક પારસી બહેન પણ બેરીસ્ટર બન્યા છે

**જાણીતી સ્ત્રી વિમાની:** મીસ વીનીફ્રેડ સ્પુનર ૩૨ વર્ષની વયે અવસાન પામી છે વેપારી પાયલોટ તરીકેની યોગ્યતા ધરાવનારી ઘણી થોડી સ્ત્રીઓમા એક મીસ સ્પુનર છે આંતર રાષ્ટ્રીય હરિફાઈમા તે જાણીતા હતા

**બેલ્જીયમની ધારાસભામાં:** બેલ્જીયમની પ્રાતિક સભા કે પાર્લામેન્ટમા સ્ત્રીઓ મત આપી શકતી નથી છતાં સ્ત્રીઓ ચૂંટણી માટે યોગ્ય છે. છેલ્લી ચુંટણીમા મેમ્બરમા મેડમ દબ્લારહીન ફરી ચુંટાયા છે સેનેટમાં મેડમ સ્વીક ફરી ચુંટાયા છે. પ્રાતિક ધારાસભામા એકલા બાનુ સભ્ય મેડમ બ્લેન્ચાર્ટ છે

**અનીતિ માટે સ્ત્રીઓ અને બાળકોનો વેપાર.** પૂર્વમાં થતા સ્ત્રીઓ અને બાળકોના અનીતિ માટેના વેપારની તપાસ કરવા માટે પ્રજા સંઘે તપાસ કમીશન નીમ્યુ હતુ તેણે ૧૮ માસ સુધી તપાસ કરી પોતાનો હેવાલ તૈયાર કરી પ્રજા સંઘની સભામા રજુ કર્યો છે. દરેક દેશમા સત્તાવાર અંકુશ મુકી શકાય એવી ગોઠવણ કરી આ અનિષ્ટનો સામનો કરવા આંતર રાષ્ટ્રીય સહકાર માટે હેવાલમા ભલામણ થઇ છે. કમીશનના અભિપ્રાય પ્રમાણે, અનીતિનો વેપાર કરનારાઓ માટે, પરવાના વાળા વેશ્યા ગૃહો મુખ્ય બજાર રૂપ છે સ્ત્રીઓ અને બાળકોનો અનીતિ માટેનો વેપાર જડમૂળથી નાબુદ કરવાનુ અનીતિના ધામો નાબુદ કરવાથી સંભવિત બનશે દૂર દૂર પૂર્વમા દેશપાર થએલી રશીયન સ્ત્રીઓ નિરાધારીને અંગે શરમ જનક જીવન ગુજારી રહી છે અને ચિનાઈ સ્ત્રીઓ પણ આનો ભોગ બનેલી છે એનો હેવાલમાં ઉલ્લેખ થએલો છે. દક્ષિણ ચિન, મધ્યપૂર્વ ઠેઠ હિન્દ સુધી આ અનિષ્ટ પ્રસરેલ છે ચિનમા જાપાની સ્ત્રીઓના અનીતિ માટે થતા વેપારની હેવાલમાં વિગતવાર ચર્ચા થઇ હતી. મલયમા સીઆમી ચળવળનો પણ ઉલ્લેખ કર્યો છે. મલયમા સ્ત્રીઓનો અનીતિ માટેનો વેપાર નહિવત્ છે અને ઘણી થોડી હિન્દુ, ઇરાની, આરબ અને યહુદી સ્ત્રીઓ આ વેપારનો ભોગ બને છે.

**બાળકો અને હાલરડાં:** હોસ્પીટલોમાં સંગીત ગાવાની મનાઇ અને આજની માતાઓની હાલરડાં ગાવાની અશક્તિ એને કારણે સંગીતનો અભાવ, એ બાળકોના ઘણા ખરા રોગો માટે કારણભૂત છે એમ વીએનાની યુનિવર્સીટીનાં બાળકો માટેનાં કલીનીકના વડા પ્રો. ફ્રાન્ઝ હેમ્બર્ગર જણાવે છે બાળકોની તંદુરસ્તી સંબંધની વીએનીઝ સોસાયટીની સભામાં માંદગીના ઘણા કેસો ઉપર ચર્ચા થઇ હતી. તેમાં એક એવો પણ કેસ હતો કે જેમાં ખવરાવ્યા બાદ જડબાઓએ પાટા બાંધ્યા વિના બાળક ખોરાક ખાઇજ ન શકતુ. પ્રો. હેમ્બર્ગરે કહ્યુ કે જો બાળકને સંગીત સાંભળવાની તક આપવામા આવે તો, આ ઘાતકી વર્તાવમાથી તેને બચાવી શકાય પ્રો. મોલે બાળકના કાન સંગીત તરફ કુદરતી રીતે વળેલા છે, એમ નક્કી કરી પ્રો હેમ્બર્ગરને ટેકો આપ્યો. હોસ્પીટલોમાં બધી સગવડ હોવા છતા, બાળકોની સૌથી વધુ કુદરતી માંગરૂપ માતાનાં સંગીતનો અભાવ એ બાળકોની તંદુરસ્તીના અભાવનુ મુખ્ય કારણ હોવાનુ પ્રો. મોલ માને છે.

**અમેરિકામાં સ્ત્રી પ્રધાન:** યુનાઇટેડ સ્ટેટ્સના નવા પ્રધાન મંડળની નીમણુંકમાં મજુરખાતાનાં પ્રધાન તરીકે મીસ ફ્રાન્સીસ પરકીન્સ ની નીમણુંક થવાની વકી છે મીસ પરકીન્સ ન્યુ યોર્કના ઓદ્યોગિક કમીશ્નર છે અને ઓદ્યોગિક પ્રશ્નો માટે અમેરિકામા ઘણુ સતાવાર માહિતિ ધરાવનાર મનાય છે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રધાન મંડળમા તેઓ સૌથી પહેલાં સ્ત્રી સભ્ય બનશે

**ઉરુગ્વેમાં સ્ત્રીઓનો વિજય:** સ્ત્રીઓને સંપૂર્ણ મતાધિકાર આપતો કાયદો ઉરુગ્વેમા તા. ૧૪ મી ડીસેમ્બરે પસાર થયો હતો ઉરુગ્વે સફ્રેજ સમાજના પ્રમુખ ડૉ પોલીના લુઇસી તરફથી હવે જણાવાય છે કે એ કાયદાનો છેવટનો સ્વીકાર થઇ ગયો છે ૧૯૩૩ ના નવેમ્બરમા થનારી ચુટણીમા સ્ત્રીઓ ભાગ લેશે આ ફતેહમા ડૉ. પોલીના લુઇસી અને તેમની સંસ્થાની સેવાઓ ઉલ્લેખવા યોગ્ય છે.

---

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

**મુંબઈ:**

શ્રીમતી લીલાવતી મુનશી બેલગામની સેન્ટ્રલ જેલમાં પોતાની સજાની મુદત પૂરી કરી પાછા છૂટી આવ્યાં છે તેમના મુખ ઉપર જેલ નિવાસનાં ચિહ્નો સ્પષ્ટ જણાતાં હતાં

કે બજાર ઉપર ચોકી કરવા માટે જાન્યુઆરી માસની આખરે પકડાયેલાં દેશસેવિકા કુમારી તારાબહેનને ૬ માસ સખ્ત કેદ રૂ ૫૦ દંડની સજા થઈ છે એજ કારણસર બીજાં બે દેશસેવિકા શ્રીમતી અન્નપૂર્ણાબાઈ શર્મા અને શ્રીમતી શામતીબા નાયકને ૪ માસ સખ્ત કેદની સજા થઈ છે એજ કારણસર શ્રીમતી એનાબાઈ શામરાવ પુરધર અને શ્રીમતી શાન્તાબાઈ બાબુરાવ પાટકરને ૬ માસ સખ્ત કેદ રૂ ૪૦ દંડની સજા થઈ છે

ગાંધી સેવાસેના તરફથી શ્રીમતી મંજુબહેન છબીલદાસના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેર સભા સમક્ષ ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી નરહરિ પરીખે 'હિન્દુ ધર્મનું સત્ય સ્વરૂપ' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું.

### મંદિર પ્રવેશ બીલને ભગિનિસમાજનો ટેકો

ભગિની સમાજના પ્રમુખ શ્રીમતી જયશ્રી રાયજીએ શ્રી. રંગા આયર ઉપર એક પત્ર લખીને જણાવ્યું છે કે, મુંબઈની ભગિની સમાજે પસાર કરેલો ઠરાવ આ સાથે મોકલું છું. સામાન્ય રીતે હિંદુ કોમનો મત બદલાયો છે તે બીના અને વળી આ રીવાજ કે જેને આચારનો ભાગ ગણેલો ત્યારથી નીભાવી રાખ્યો છે તેનું નામોશી ભરેલું સ્વરૂપ ધ્યાનમાં લઈને આ સમાજ ભરોસો રાખે છે અને પ્રાર્થના કરે છે કે, તમને તમારું બીલ ધારાસભામાં જલદી પસાર કરાવવાના કામમાં દરેક જાતની મદદ અને સગવડ મળશે કે જેથી એ બીલ બનતી ત્વરાએ કાયદાનું રૂપ પામે. મેં આ પત્ર અને ઠરાવની નકલ ધારાસભાના તમારા તથા કાઉન્સીલ ઓફ સ્ટેટના હમદર્દીઓને સમાજ તરફની [illegible] અંતઃકરણની પ્રાર્થના સાથે મોકલી આપ્યાં છે

**ઠરાવ**

ઉક્ત ઠરાવ નીચે મુજબ છે —

મુંબઈની ભગિની સમાજ શ્રી રંગા આયર તરફથી વડી ધારાસભામાં રજુ થનારા મંદિર પ્રવેશ બીલના સિદ્ધાંત અને હેતુને હીંદુઓની પૂરો ટેકો આપવાનો ઠરાવ કરે છે અને અંતઃકરણપૂર્વક ઉમેદ રાખે છે કે આ પ્રાચીન કલંક દૂર કરવાનો હિંદુ કોમનો ઠરાવ ધ્યાનમાં લઈને તેમને દરેક સગવડ કરી આપવામાં આવશે અને એ બીલ ચાલુ બેઠક દરમ્યાન પસાર કરવાને ત્વરાથી કામ લેવાશે કે જેથી એ બીલ જલદી કાયદાનું રૂપ પામી શકે

**ગુજરાત**

અમદાવાદમાં તા. ૨૬ મી જાન્યુઆરીએ સ્વાતંત્ર્ય દિન ઉજવતાં રાષ્ટ્રધ્વજ વંદન થયું હતું તે પ્રસંગે પાંચ બહેનો ગિરફતાર થયાં હતાં.

અમદાવાદનાં જાણીતા કાર્યકર કુમારી મૃદુલા અંબાલાલ સારાભાઈને મુંબઈ સરકારના ખાસ સત્તા આપતા કાયદા પ્રમાણે ગિરફતાર કરી તા. ૩૦ માર્ચ સુધી સાબરમતી જેલમાં રાખવા હુકમ થયો છે.

વીરમગામમાં સ્વાતંત્ર્ય દિને રાષ્ટ્રધ્વજ વંદન કરાવતાં શ્રીમતી સદગુણાબહેન પરેખ, શ્રીમતી રમાબહેન પરેખ, અને શ્રીમતી ગૌરીબહેન પરેખ ગિરફતાર થયા હતાં.

બોરસદ તાલુકામાં ગઈ લડતની યાદ તાજી રાખવાના હેતુથી 'શ્રી સીતમદીન' ઉજવવા શ્રી સીતમ પરિષદ જાન્યુઆરી માસમા ભરવાનુ નક્કી થયું હતુ. તેને અંગે બહાર ગામથી અનેક બહેનો પરિષદમાં આવ્યાં હતાં તા. ૨૧ મી જાન્યુઆરીએ આ દિન ઉજવાતાં પરોઢમા ૫૭ બહેનોનું સરઘસ નીકળ્યું. બહેનોને પોલીસે અટકાવતાં બહેનો એ ત્યાંજ બેસી ઠરાવો વગેરે પસાર કરવાનું કામ કરી લીધુ બધી બહેનોને પકડાયલી જાહેર કરી, પરંતુ તેમાથી માત્ર નીચેનાં ૧૩ બહેનોને ૬ માસ કેદ રૂ. ૧૦૦ દંડની સજા થઈ છે. એ બહેનો નીચે પ્રમાણે છેઃ શ્રીમતી બહેનો માણેકબહેન, સાકરબહેન, ગંગાબહેન વેરીભાઈ, કાશીબહેન શીવાભાઈ, રામબાઈ, દીવાળીબહેન, ઝવેરબેન, કંકુબહેન, વિદ્યાબહેન, રઈબા, લાડુબહેન, ગંગાબહેન નાગજીભાઈ, કાશીબેન જીવાભાઈ.

## સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૨૬૪૦ | શ્રીમતી તારાબાઈ | મુંબઈ | ૬ માસ સખ્ત, રૂ. ૫૦ દંડ |
| ૨૬૪૧ | „ અમપુરેબાઈ શર્મા | „ | ૪ માસ સખ્ત |
| ૨૬૪૨ | „ શ્યામલીયર નાયક | „ | „ |
| ૨૬૪૩ | „ બેબીબાઈ પુરંધર | „ | ૬ માસ સખ્ત, રૂ. ૪૦ દંડ |
| ૨૬૪૪ | „ શાન્તાબાઈ પારકર | „ | „ |
| ૨૬૪૫-૪૯ | „ પાંચ બહેનો | અમદાવાદ | — |
| ૨૬૫૦ | „ મૃદુલા | „ | — |
| ૨૬૫૧ | „ ચંદ્રકલાબહેન પટેલ | વિરમગામ | — |
| ૨૬૫૨ | „ ગોરીબહેન પટેલ | „ | — |
| ૨૬૫૩ | „ મનોરમાબહેન પટેલ | „ | — |
| ૨૬૫૪ | „ માણેકબહેન | બોરસદ | ૬ માસ કેદ, રૂ. ૧૦૦ દંડ |
| ૨૬૫૫ | „ સાકરબહેન | „ | „ |
| ૨૬૫૬ | „ ગંગાબહેન વેરીભાઈ | „ | „ |
| ૨૬૫૭ | „ કાશીબહેન શીવાભાઈ | „ | „ |
| ૨૬૫૮ | „ રામબાઈ મંગળભાઈ | „ | „ |
| ૨૬૫૯ | „ દીવાળીબહેન | „ | „ |
| ૨૬૬૦ | „ ઝવેરબહેન | „ | „ |
| ૨૬૬૧ | „ કંકુબહેન | „ | „ |
| ૨૬૬૨ | „ વિદ્યાબહેન | „ | „ |
| ૨૬૬૩ | „ રઈબા | „ | „ |
| ૨૬૬૪ | „ લાડુબહેન | „ | „ |
| ૨૬૬૫ | „ ગંગાબહેન નાગજીભાઈ | „ | „ |
| ૨૬૬૬ | „ કાશીબહેન જીવાભાઈ | „ | „ |
| ૨૬૬૭ | „ નર્મદાબહેન પટેલ | „ | એક વર્ષ; રૂ ૨૦૦ દંડ |
| ૨૬૬૮ | „ કાશીબહેન પટેલ | „ | „ |
| ૨૬૬૯ | „ શશીકાન્તા પટેલ | „ | „ |
| ૨૬૭૦ | „ શારદાબહેન ઠાકોર | „ | — |
| ૨૬૭૧ | પૂ. કસ્તુરબા | „ | ૬ માસ કેદ, રૂ ૫૦૦ દંડ |

આ ઉપરાંત પરિષદના પ્રમુખ શ્રીમતી નર્મદા બહેન પટેલ, સ્વાગત પ્રમુખ શ્રીમતી કાશીબહેન પટેલ અને મંત્રી શ્રીમતી શશીકાંતા પટેલને એક વર્ષ સખ્ત કેદ રૂ. ૨૦૦ દંડની સજા થઈ છે.

બોરસદ તાલુકામાં તા. ૨૬ મી જાન્યુઆરીએ સ્વાતંત્ર્ય દિન ઉજવાતાં શ્રીમતી શારદાબહેન ઠાકોર પાળજ માં ગિરફતાર થયાં હતાં.

ગઈ તા. ૪ થીએ બોરસદ તાલુકાના રાસ ગામમાં પૂ. કસ્તુરબા અને બીજી ૬ બહેનોએ સરમુખત્યારીની પરિષદ ભરવાનો પ્રયત્ન કરતાં, પૂ. કસ્તુરબા અને શ્રીમતી કાઠીબહેન આશાભાઈ પટેલ, શ્રીમતી કાઠી-

બહેન રાવજીભાઈ પટેલ, શ્રીમતી શાંતાબહેન શંકર પટેલ, શ્રી. મણિબહેન આશાભાઈ પટેલ, શ્રી. લલિતાબહેન નાથાભાઈ પટેલ અને શ્રી. કાશીબહેન કાનાભાઈ પટેલ એ ૭ બહેનો ગિરફતાર થયાં હતાં પૂ. કસ્તુરબાને ૬ માસ કેદ, રૂ. ૫૦૦ ના દંડની સજા કરી હતી બાકીનાં ૭ બહેનોને ૧૮ માસ કેદ, રૂ. ૨૦૦ દંડની સજા કરી હતી

સ્વાતંત્ર્ય દિનને અંગે આણંદમાં શ્રી. હરિબહેન શાનાભાઈને એક વર્ષ કેદ વા ૧૦૦૦ ના જામીન આપવાની સજા થઇ છે. ગયા તા. ૪ થીએ કેદી દિન ઉજવતાં શ્રીમતી દીવાળીબહેન પટેલ ધ્વજવંદન કરાવતાં પકડાયાં હતાં.

મહેમદાવાદ તાલુકાના ૨૦ માં સરમુખત્યાર શ્રીમતી આનંદગૌરી યાજ્ઞિક અને શ્રીમતી શાન્તાબહેન ભાઈલાલને અનુક્રમે ૬ માસ સખ્ત કેદ અને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ છે બહિષ્કાર દિનની પત્રિકાઓ વહેંચવા માટે સરસવણી ની છાવણી માંથી મહેમદાવાદ તાલુકાના ૩૦ મા સરમુખત્યાર શ્રીમતી ચંચળ બહેન પટેલ અને શ્રીમતી દીવાળીબહેન પટેલને ગિરફતાર કર્યાં છે.

દાહોદના સરમુખત્યાર શ્રીમતી ધનલક્ષ્મી બહેનને ૬ માસ કેદ રૂ. ૨૦ દંડની સજા થઇ છે.

ભરૂચમાં શ્રીમતી ઝવેર બહેન, શ્રીમતી કાશી બહેન અને શ્રીમતી ઇચ્છા બહેનને અગાઉ સજા થઇ ગએલી હોવાથી ૬ માસ સજા કેદ રૂ ૧૦૦ દંડની સજા થઈ છે

સ્વાતંત્ર્ય દિનને અંગે બારડોલી તાલુકાના શીકર ગામે પવિત્ર કરવામાં આવતાં શ્રીમતી

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧૭૨ | શ્રીમતી | ડાહીબહેન આશાભાઈ પટેલ | બોરસદ | ૧૮ માસ કેદ, રૂ. ૨૦૦ દંડ |
| ૨૧૭૩ | " | ડાહીબહેન રાવજીભાઈ પટેલ | " | " |
| ૨૧૭૪ | " | શાન્તાબહેન પટેલ | " | " |
| ૨૧૭૫ | " | મણિબહેન પટેલ | " | " |
| ૨૧૭૬ | " | લલિતાબહેન પટેલ | " | " |
| ૨૧૭૭ | " | કાશીબહેન પટેલ | " | " |
| ૨૧૭૮ | " | હરિબહેન | આણંદ | એક વર્ષ વા રૂા ૧૦૦૦ નો જામીન |
| ૨૧૭૯ | " | દીવાળીબહેન પટેલ | " | — |
| ૨૧૮૦ | " | આનંદગૌરી યાજ્ઞિક | મહેમદાવાદ | ૬ માસ સખ્ત |
| ૨૧૮૧ | " | શાન્તાબહેન | " | ૪ માસ સખ્ત |
| ૨૧૮૨ | " | ચંચળબહેન | " | — |
| ૨૧૮૩ | " | દીવાળીબહેન | " | — |
| ૨૧૮૪ | " | ધનલક્ષ્મીબહેન | દાહોદ | ૬ માસ કેદ, રૂા. ૨૦ દંડ |
| ૨૧૮૫ | " | ઝવેરબહેન | ભરૂચ | ૪ માસ સખ્તકેદ |
| ૨૧૮૬ | " | કાશીબહેન | " | " |
| ૨૧૮૭ | " | ઇચ્છાબહેન | " | " |
| ૨૧૮૮ | " | નર્મદાબહેન | " | ૬ માસ; રૂા. ૧૦૦ દંડ |
| ૨૧૮૯ | " | મણિબહેન ભક્ત | બારડોલી | — |
| ૨૧૯૦ | " | સવિતા દેસાઈ | " | — |
| ૨૧૯૧ | " | કુસુમબહેન વસી | " | — |
| ૨૧૯૨ | " | મંજરાબહેન | " | — |
| ૨૧૯૩ | " | કસ્તુરબહેન | " | — |
| ૨૧૯૪ | " | ખુશાલબહેન | " | — |
| ૨૧૯૫ | " | એક બહેન | કરાચી | — |
| ૨૧૯૬ | " | નલિની પ્રમારેવી | કલકત્તા | ૬ અઠવાડિયાં |
| ૨૧૯૭ | " | રોહબાલારેવી | " | " |
| ૨૧૯૮ | " | નવનીતકમળા સિંહા | " | ત્રણ માસ કેદ |
| ૨૧૯૯ | " | કૈલાસીદેવી | " | " |
| ૨૭૦૦ | " | બુલપ્રેમા દત્ત | " | — |
| ૨૭૦૧-૦૨ | " | બે બહેનો | " | — |
| ૨૭૦૩ | " | હેલન બોઝ | " | — |

મણિબહેન ભકત, શ્રીમતી સવિતા દેસાઇ, શ્રીમતી કુસુમબહેન વસી, શ્રીમતી ગજરાબહેન, શ્રીમતી કસ્તુરબેન પટેલ, અને શ્રીમતી જુલીબહેન એ ૭ બહેનો ગિરફતાર થયાં હતાં.

**મુંબઇ ઇલાકો:**

સ્વાતંત્ર્ય દિનને અંગે કરાંચીમાં રાષ્ટ્રધ્વજ વંદન કરાવતાં એક બહેન પકડાયાં.

**બંગાળ:**

કલકત્તામાં સ્વાતંત્ર્ય દિન ઉજવવા માટે ૫૦ બહેનો સાથે મોટું સરઘસ નીકળ્યું હતું. એ બધા બહેનોને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં પરંતુ તેમને પાછળથી છોડી મૂકવામાં આવ્યાં હતાં.

| | | | |
|---|---|---|---|
| ૨૭૦૪ શ્રીમતી | સરોજિની દે | મુનશીગંજ | ૭ માસ કેદ |
| ૨૭૦૫-૦૮,, | પાંચ બહેનો | ,, | ,, |
| ૨૭૦૯ ,, | એક બહેન | ,, | ત્રણ માસ કેદ |
| ૨૭૧૦-૧૩,, | ચાર બહેનો | ,, | કોર્ટ ઉઠતાં સુધી |
| ૨૭૧૪ ,, | મૃદુભાષિણી | ભાગલપુર | — |
| ૨૭૧૫ ,, | પ્રગતિદેવી | ,, | — |
| ૨૭૧૬-૨૦,, | પાંચ બહેનો | ,, | — |
| ૨૭૨૧ ,, | મૃણાલિનીદેવી | નાતોર | કોર્ટ ઉઠતાં સુધી |
| ૨૭૨૨-૨૩,, | બે બહેનો | ,, | ,, |
| ૨૭૨૪ ,, | શાન્તિદેવી | મોધીર | ૧॥ માસ કેદ; રૂ. ૧૫ દંડ |
| ૨૭૨૫ ,, | જશોદાદેવી | ,, | ,, |
| ૨૭૨૬-૨૭,, | બે બહેનો | ,, | ,, |
| ૨૧૨૮-૪૧,, | ૧૪ બહેનો | અલ્હાબાદ | — |
| ૨૭૪૨-૫૪,, | ૧૩ બહેનો | ,, | ૬ માસ સજા |
| ૨૭૫૫-૬૨,, | ૮ બહેનો | બનારસ | — |
| ૨૭૬૩ ,, | પરમેશ્વરીદેવી | મીરત | — |
| ૨૭૬૪ ,, | વિદ્યાદેવી | મથુરા | — |
| ૨૭૬૫-૬૬,, | બે બહેનો | દિલ્હી | ત્રણ માસ, રૂ. ૧૦૦ દંડ |
| ૨૭૬૭ ,, | લક્ષ્મીબાઇ ચાંદીવાળા | ,, | ત્રણ માસ; રૂ. ૫૦ દંડ |
| ૨૭૬૮ ,, | ચન્દ્રાવતીદેવી | પટના | ૧૫ માસ સખ્ત |
| ૨૭૬૯ ,, | સત્યભામાદેવી | ,, | ૪ માસ કેદ |
| ૨૭૭૦ ,, | ભાગુનાદેવી | ,, | ,, |
| ૨૭૭૧-૭૪,, | ૪ બહેનો | ગયા | ત્રણ માસ સખ્ત |
| ૨૭૭૫-૭૮,, | ૪ બહેનો | મદ્રાસ | — |

મુનસીગંજની કોર્ટના ઉત્તરના પાર્કમાં રાષ્ટ્રધ્વજ ફરકાવવા માટે શ્રીમતી નલિની પ્રભાદેવી અને શ્રીમતી શૈલબાળાદેવીને ૬ અઠવાડિયાંની સજા થઇ છે. સ્વતંત્રતા દિનને અંગે ગિરફતાર થએલાં અભય આશ્રમનાં કન્યા-શિક્ષાલયના માજી પ્રિન્સિપાલ કુમારી નવનીત-કમળા સિંહા બી. એ અને શ્રીમતી કૈલાસી દેવીને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ છે.

ગઇ તા. ૧૭ મીએ કલકત્તામાં જુદાં જુદાં સ્થળોએ દરોડા પાડીને પોલીસે શ્રીમતી બકુલ પ્રભાદત્ત અને બીજાં બે બહેનોને ગિરફતાર કર્યાં છે. તા. ૧૮ મીએ બારાનગર નજીક શ્રીમતી હેલનબાલ નામની શિક્ષિકાને ગિરફતાર કરી છે.

સ્વતંત્રતા દિનને અંગે સરઘસ કાઢવા માટે મુનશીગંજના શ્રીમતી સરોજિની દેવી અને બીજાં ૧૧ બહેનોને ગિરફતાર કર્યાં હતાં, તેમાંથી ૭ બહેનોને ૭ માસ સખ્ત કેદ, એકને ત્રણ માસ કેદ અને પાંચને કોર્ટ ઉઠતા સુધીની કેદની સજા થઇ હતી.

વિદેશી કાપડની દુકાન પર ચોકી કરવા માટે ભાગલપુરમાં શ્રીમતી મૃદુભાષિણી અને શ્રીમતી પ્રગતિ દેવી સહિત સાત બહેનોને ગિરફતાર કરી છે.

સ્વાતંત્ર્ય દિનને અંગે નાતોરમાં શ્રીમતી

મૃણાલિની દેવી અને બે બહેનોને; કોર્ટ ઉઠતા સુધીની સજા થઈ હતી

મેદિનીપુરમાં સ્વાતંત્ર્ય દિનને અંગે ગિરફ્તાર થએલ શ્રીમતી શાન્તાદેવી અને શ્રીમતી જશોદાદેવી અને બીજાં બે બહેનને દોઢ માસ કેદ રૂ. ૨૫ દંડની સજા થઇ છે

## સંયુક્તપ્રાંત–દિલ્હી

અલાહાબાદમાં સરમુખત્યારોની એક છુપી સભામાંથી ૧૪ બહેનોને ગિરફતાર કરવામાં આવ્યાં હતી. સ્વતંત્રતા દિનને અંગે ગિરફ્તાર થએલાં ૧૩ બહેનોને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે.

બનારસમાં સ્વાતંત્ર્ય દિનને અંગે ૮ બહેનો ગિરફતાર થયાં હતાં બનારસની સ્ત્રીઓની જેલમાં રાજકીય કેદી બહેન શ્રીમતી રાધારાણી સેને કપાળે ચાંદલો ન કરવા દેવા સામે વિરોધ દર્શાવી ૨૫ દિવસ ઉપવાસ કર્યા હતા. સરકારે એવી પરવાનગી આપી હતી.

મીરતમાં વાંધા ભર્યાં ચુંટણીનો વહેચવા માટે શ્રીમતી પરમેશ્વરી દેવી ગિરફતાર થયાં છે

મથુરામાં શ્રીમતી વિદ્યાદેવી નામનાં સ્વયંસેવિકાને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે

દિલ્હીમાં સ્વાતંત્ર્ય દિનને અંગે ગિરફ્તાર થએલાં બે બહેનોને ત્રણ માસ કેદ રૂ ૧૦૦ દંડની સજા થઇ છે શ્રીમતી લક્ષ્મીબાઇ ચાંદીવાલાને ત્રણ માસ કેદ રૂ ૫૦ દંડની સજા થઇ છે.

## બિહાર

પટનામાં સ્વાતંત્ર્ય દિનને અંગે બાબુ રાજેન્દ્ર પ્રસાદનાં પત્ની તથા બહેન સહિત પાંચ બહેનને ગિરફતાર થયાં હતાં. પાછળથી બાબુ રાજેન્દ્ર પ્રસાદનાં પત્ની અને બહેનને છોડી મુકયાં હતાં જ્યારે પટના જીલ્લાના સરમુખત્યાર શ્રીમતી ચન્દ્રાવતી દેવીને ૧૫ માસ કેદની અને બીજાં બે બહેનો શ્રીમતી સત્યવામા દેવી અને શ્રીમતી ભાગુના દેવીને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે.

ગયામાં મહાસભા ચળવળ ચલાવવા માટે ચાર બહેનોને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ,

## મદ્રાસ–પંજાબ.

મદ્રાસમાં સ્વાતંત્ર્ય દિનને અંગે ૪ બહેનો ગિરફતાર થયાં

પેશાવરનાં આગેવાન મહાસભાવાદી શ્રીમતી નિરાદેવી લાહોર આવતાં તેમને ૨૪ કલાકમાં પંજાબની સરહદ છોડી જવા હુકમ થયો હતો. [ ૨૬–૨–૩૩




પુસ્તક ૨૦ મું ] એપ્રિલ ૧૯૩૩ [ અંક ૨ જો

## આનન્દજળ

( કેવી કરીને ઘોને કથાળી, જગત ભેગમાયા રે—એ ઢાળ )

અમે ગ્યાં'તાં સરોવર તીરે, આનન્દજળ ભરવા રે,
પદ્મપુષ્પોના પુંજ ખીલે લહેરે, આનન્દજળ ભરવા રે;
ફૂલફોરમ શી રસની વછુટી, આનન્દજળ ભરવા રે,
આમ અંતરેથી મોહગાંઠ તૂટી, આનન્દજળ ભરવા રે.

અમે ગ્યાં'તાં સાગરની પાળે, આનન્દજળ ભરવા રે,
નીર મોતીડાં ઘણેરાં ઉછાળે, આનન્દજળ ભરવા રે;
અમે નાંખી નજર પેલી પારે, આનન્દજળ ભરવા રે,
આમ વરસે ત્યાં અમૃતફુવારે, આનન્દજળ ભરવા રે

અમે ગ્યાં'તાં સરિતાના ઘાટે, આનન્દજળ ભરવા રે,
મળ્યો જોગીડો એક વનવાટે, આનન્દજળ ભરવા રે;
ધ્યાન સાધીને મન્ત્ર એણે ફુંક્યો, આનન્દજળ ભરવા રે,
વિશ્વપ્રેમ આમ અંતરે ઝણુક્યો, આનન્દજળ ભરવા રે.

અમે ગ્યાં'તાં બ્રહ્માણ્ડના આરે, આનન્દજળ ભરવા રે,
મહાજ્યોતિના તેજના કિનારે, આનન્દજળ ભરવા રે;
અમે પ્યાલાં ભરીને રસ પીધા, આનન્દજળ ભરવા રે,
પુનિત પ્રેમનો અખંડ લહાવ લીધો, આનન્દજળ ભરવા રે.

રતિલાલ શુક્લ

# બ્હેનબાને

હાંરે કોળ્યાં કોળ્યા કુસુમની ફુળ ક્યારા
સંજીવની સલિલે સિંચો એને બ્હેન !
હાંરે મ્હોર્યાં મ્હોર્યાં મંજુલ હરિયાળા
એ હાસ હવે આંતે ખિલાવોને બ્હેન !

નિર્ભયતાની ગળથૂથી નેક ન્યાયનાં પાન
હાલરડે બજરંગનાં બ્રહ્મચર્યના ગાન

હાંરે ગાવા ગાવા એ ગાન રઢીયાળા
ગેબી એ પંથ ન્યારા દેખાડવાને બ્હેન !
હાંરે પાવા પાવા ઘુંટી પ્રકાશ પ્યાલા
એ તેજના, વસંતે ફાલો જોવા બ્હેન !

ઉજ્વળ આતમ વૃક્ષશાં રોપો હેડે કોડ
ખોળે ખેલણહારના જોવા ખેલ અજોડ

હાંરે ગાળે ગાળે એ આભ–ગાભ હાકે
ધીંગાણે ધરા ધાકે ધ્રુજાવે એ બ્હેન !
હાંરે જાગે જાગે દેવી ત્યાં જ્યોત, ભાગે
અંધાર એની આગે ઉભો રહે ન બ્હેન !

વદને દેવ રમી રહ્યા નયને સૂર્યપ્રકાશ
મન મીઠા મસ્તાન એ માનવ કુળની આશ

હાંરે આવો આવો ચારિત્ર્યને ખિલાવો
લેવા અમૂલ લ્હાવો બાલુડાનાં બ્હેન !
હાંરે જાગો જાગો જગકુંજને જગાવો
સંસારમાં સૂજાવો સોહાગિ સ્વર્ગ બ્હેન !

પ્રાણશંકર જગજીવનદાસ બધેકા

તેમને બાળકો ઉછેરવા માટે આયા રાખવાની જરૂરત પડે છે. પોતાના બાળકને ધવરાવવામાં પણ તેઓ હિણપત સમજે છે અને તેમની એકંદર વર્તણૂક જાણે પોતે પતિ ઉપર અને તેના કુટુંબ પર ઉપકાર કરવાજ જન્મેલી હોય તેવી હોય છે.

ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓને ઉતારી પાડવાનો લેખકનો ઇરાદો નથી. સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી પણ યોગ્ય રીતે આપવી જોઇએ તેમ લેખકની દ્રઢ માન્યતા છે અને કેટલીક ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓએ આ દેશની અનુપમ સેવા પણ બજાવી છે પરંતુ ઉપર જણાવેલી વસ્તુસ્થિતિ આપણે અત્યારે આ દેશમાં મધ્યમ તેમજ તવંગર વર્ગમાં સાધારણ રીતે જોઇએ છીયે તે આપણે દીલગીરી સાથે કબૂલ કરવું પડશે. આ વસ્તુસ્થિતિનું ખરૂં કારણ આપણી કન્યાઓને અત્યારે અપાતી ખામી ભરેલી કેળવણી જ છે. આપણી બાળાઓને ઉચ્ચ કેળવણીની સાથે " મહેનત કરવાની મહત્તા " ( Dignity of Labour ) અને " ગૃહ ચલાવવાની કળા " ( Art of House-Keeping ) શીખવવામાં આવતાં નથી. કન્યા કેળવણીની હાલની પદ્ધતિ આપણી આર્થિક અને સામાજીક સ્થિતિ તેમજ આપણા ધર્મને અનુકુળ નથી એમ કહીયે તો તે વધારે પડતું નથી. થોડું ભણેલી સ્ત્રી પોતાને મળેલા થોડા જ્ઞાનમાં પરણ્યા પછી વધારો કરી શકતી નથી અને પોતાને મળેલા થોડા ઘણાં જ્ઞાનનો સદુઉપયોગ પણ તે કરવા શક્તિમાન નથી. વધારે ભણેલી સ્ત્રીઓનો આદર્શ સાધારણ રીતે પુરૂષોની બરાબરી કરવા પુરતો જ હોય છે અને તેઓ પોતાને યોગ્ય અને અનુકુલ ક્ષેત્રમાં કાર્ય ન કરતાં—જ્યાં તેમના જેટલી અથવા તેમનાથી વધારે માનસિક શક્તિવાળા સેંકડો પુરૂષો પડયા હોય—તેવા ક્ષેત્રમાં તે કાર્ય કરવા મથે છે અને તેમાં તેમને સાધારણ રીતે નિષ્ફળતા મળે છે. અને તેથી તેમને મળેલી ઉચ્ચ કેળવણીનો સદઉપયોગ થતો નથી

સ્ત્રીઓનો શારીરિક બાંધો પુરૂષો કરતાં નાજુક હોય છે. સ્ત્રીઓના કમનસીબે આ દેશમાં છોકરાની, બચપણમાં જેટલી સંભાળ લેવાય છે તેટલી સંભાળ છોકરીઓની લેવામાં આવતી નથી છેલ્લાં પચીસ વર્ષમાં હિંદુ સમાજની આ મનોદશામાં થોડો ઘણો સુધારો થયો છે પરંતુ આ દેશની લગભગ ૯૫ ટકા જેટલી બાળાઓને યોગ્ય ન્યાય નથી મળતો અને તેમના કુદરતી હક સ્વીકારવામાં નથી આવતા તે વાત આપણે મને કમને પણ કબૂલ કરવી પડશે. આ બધાં કારણોને લીધે આપણી સ્ત્રીઓનો શારીરિક તેમજ માનસિક વિકાસ જોઇએ તેટલો થતો નથી. વધારામાં તેમને ૧૩ થી ૧૮ વર્ષની કુમળી વયમાં માતા બનવાની ફરજ પાડવામાં આવે છે. સોળ વરસની બાળાને " સુંદરી " માનવાની બેહુદી માન્યતા આ દેશમાં કેમ જડ ઘાલી બેઠી હશે તેની લેખકને સમજ પડતી નથી.

વૈદક અને તંદુરસ્તીની દષ્ટિએ સ્ત્રી કેળવણીનો ક્રમ ગોઠવવામાં આવે અને તેને અનુસરીને આ દેશમાં બાળાઓને કેળવવામાં આવે અને ઓછામાં ઓછી ૨૦ વર્ષની ઉમર પછી જ જો છોકરીઓનાં લગ્ન કરવામાં આવે તો આપણા હિંદી સંસારનું ચિત્ર નજીકના ભવિષ્યમાં વધારે ઉજ્જળું બનશે.

વૈદક દ્રષ્ટિએ ગૃહશિક્ષણ આપવાનો વિષય ઉપલક દ્રષ્ટિએ આપણને કદાચ શુષ્ક લાગશે પરંતુ જો આપણે આ બાબત બારીકાઇથી વિચાર કરીશું તો આપણને આપણી પ્રજાની શારીરિક અધોગતિને સુધા-

# સાહિત્યકલ્પિત સ્ત્રી*

## [ મીરાંથી દયારામ સુધી ]

લેખકઃ
શ્રી સુરેશ દીક્ષિત,
એમ. એ., એમ એસસી

ગુજરાતી ભાષા ગમે તેટલી જુની હોય પણ તેનું સાહિત્ય એટલુ જુનું નથી કે એના પ્રાચિન અને અર્વાચિન એવા વિભાગ પાડવા યોગ્ય ગણાય. ગુજરાતનું પ્રાચિન સાહિત્ય એટલે સસ્કૃત સાહિત્ય કહેવુ યોગ્ય છે. ઇ. સ. ૧૪૦૦ની સાલથી લગભગ લિખિત મોટ્ક ગુજરાતી સાહિત્યની શરૂઆત થાય છે. પરંતુ તે પહેલાં પણ જ્યારે સસ્કૃત એ રાજ્ય, ધર્મ અને સાહિત્યની ભાષા હતી ત્યારે પણ સામાન્ય વર્ગમાં સસ્કૃત કરતાં પ્રાકૃતજ બોલાતુ. જુના શિલાલેખો અને સંસ્કૃત નાટકો ભેગું પ્રાકૃત ભળી ગયું છે. સંસ્કૃત ભાષા સર્વ લોકની ભાષા હતી એ કહેવું વાસ્તવિક નથી છતાંય રાજ્ય, ધર્મ અને સાહિત્યની ભાષા સંસ્કૃત હોવાથી આજે ગુજરાતી સાહિત્યની નસેનસમાં તેના પ્રબળ પ્રવાહ વહી રહ્યા છે ભાષા કરતાંય શરૂઆતનાં ગુજરાતી સાહિત્યના વિચાર વાતાવરણ સસ્કૃત સાહિત્યને વધારે સામ્ય છે. ગુજરાતી સાહિત્ય સંસ્કૃતની ઝાંખી નકલ હતી. આજનું ગુજરાતી સાહિત્ય તેવુ નથી. એથીજ આપણને અર્વાચિન અને પ્રાચિન જેવુ સાહિત્યમા નથી છતાંય ભેદ પાડવા તરફ સૂચન થાય છે. થોડી સદી પછી આજનું સાહિત્ય પણ પ્રાચિન થશે.

આજે આપણે ધર્મ અને સાહિત્યને અનોખાં અને અસબંધ ગણીએ છીએ. આજની પાંચસો વર્ષ પહેલાં ધર્મ અને સાહિત્યને ભેદ કપાસ અને સુતર જેવો ગણાતો. ધર્મપુસ્તક સાહિત્યમાં ન ગણાતાં પણ સાહિત્ય ધાર્મિક ગણાતું. ધર્મનો અર્થ વિસ્તૃત કરવાને સાહિત્યનો ઉપયોગ થતો. આથીજ આપણા ઘણાખરા સાહિત્યકારો ભક્ત, ભાટ, કે કથાકાર છે. કેટલાક તો ઇશ્વરના અંશ રૂપે પૂજાય છે.

સાહિત્યમાં કલ્પાયલા પાત્રો મુખ્યાંશે પૂરાણ, રામાયણ કે મહાભારતમાંથી લેવાયતાં છે. આ ધાર્મિક પાત્રો ઉપર વ્યક્તિગત લખાયલુ સાહિત્ય એકઠું કરીએ તો બીજુ મહાભારત, બીજુ રામાયણ અને બીજા પૂરાણ જેટલું વધી જાય. આનો સ્પષ્ટ અર્થ એટલોજ થાય કે લેખક નવનવા થાય, તેની કલ્પના કવચિત નવી ઉદ્ભવે પરતુ તેમનાં માણસો, દેશ અને કાળ એનાં એજ રહે. એ હિસાબે આજ આપણે કુમુદ કે મંજરી ઉપર બીજી નવલકથા જોડી શકીએ.

પ્રજાની સંસ્કૃતિનો તોલ સ્ત્રીને અપાતા સન્માન–ઉપરથી કરી શકાય. કાયદા કે ધર્મના પુસ્તકમાં લખાયેલો દરજ્જો એક વાત છે અને હરરોજ જીંદગીમાં તેના વર્તનની વાત જુદી છે ધર્મ અને કાયદામાં સ્ત્રીને દેવી ગણવાનુ લખ્યું હોય–તે શક્તિરૂપે પૂજાતી હોય–પણ નિત્ય આચારમાં તેના તરફ નિર્દયતા બતાવાતી હોય એ ઉપરાંત વ્યક્તિના અનુભવ પ્રમાણે કોઇ સ્ત્રીને માન આપે તો કોઇ ધિક્કારે સ્ત્રી પ્રત્યેના અનુભવોની પરંપરાને લઇને સ્ત્રી સાહિત્યનું સદાય ખીલતા

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ સમક્ષ તા. ૬–૩–૩૪ ને રોજ વાંચેલો નિબંધ.

પુષ્પ જેવું પાત્ર બની રહી છે. આ દેશમાં દીવસે દીવસે સ્ત્રીઓની સામાજીક સ્થિતિ બદલાતી ગઇ તેમ પ્રાચિન સ્વતંત્ર અને ઉચું વાતાવરણ ટકવાને પણ સાહિત્યને અનિવાર્ય હતું. સાહિત્યમાં સ્ત્રી લોહચુંબક જેવી છે. મુખ્યાશે સ્ત્રી પાત્ર ઉપરજ નહાની વાતથી માંડી મોટાં પુરાણ ગુથાયલાં છે મોટી લડાઈ પણ તેઓને ખાતર ઉભી થતી કોઇપણ પ્રકારે સ્ત્રીનો આવાસ સુખ કે દુઃખનું કેન્દ્ર બની જાય છે સાહિત્યમાં પડતું સ્ત્રીનું પ્રતિબિંબ સમાજનું સ્થિતિદર્શક હોય.

ગુજરાતી સાહિત્યનો મુગ્ધપ્રવેશ મીરાંબાઇએ લખ્યો છે મીરાંએ એક પણ નવું પાત્ર સરજ્યું નથી. તેની કવિતા સ્ત્રીહૃદયના કોમળ હસ્તાક્ષર જેવી છે તેણે સંસારમાં મુંઝાતા હૃદયના ઉભરા કૃષ્ણ નિમિત્તે કહાડ્યા છે. કંઇક ઉંડી ઝંખના પાછળ ભ્રમ થવાનું જેમ સ્ત્રીઓમાં છે એ મીરાંએ સ્પષ્ટ કર્યું છે—પછી તે ઝંખના પ્રેમની હોય, ઇશ્વરની હોય કે બાળકની હોય

" સસરો અમારો અગ્નિનો ભડકો
સાસુ સદાની સળી રે,
એની પ્રત્યે મારૂં કાંઇ ના ચાલે રે,
એને આંગળીએ નાંખુ પૂળી રે "

સંસારના દુઃખમાં દઝાતી સ્ત્રીનો આ બળાપો છે. સાસું સસરાને અભિનંદન નથી ! મીરાંની કવિતા આત્મચરિત્ર જેવી છે તે કરતાંય આત્મદર્દ જેવી વધારે છે. પ્રેમ પાછળ રહેલો ત્યાગ ભભૂકી ઉઠે છે

નરસિંહ મહેતાનું સાહિત્ય એટલું શૃંગારીક નથી એનો શૃંગાર "ભક્તિ"માં સમાવી દીધો હોવાથી તેનું સ્વરૂપ સ્થૂળ કાયાને લગાડવું ઠીક નથી નરસિંહ મહેતાએ સ્ત્રીરૂપે કૃષ્ણગાન ગાયાં છે. તે રસ અને રંગમાં તરબોળ છે "ચાતુરી ષોડશી"માં સ્ત્રીના સોળ શણગાર વર્ણવતો લખે છે

"હરખ મનમાં ધરી ઘણો, મંજન કર્યું રે તેણીવાર;
ચુવા ચંદન અંગે કેસર, સુગંધ લઇ અપાર
ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં તે પહેર્યાં અંગ;
કુમકુમમાં મધુરું હસતી, નારી નેણ કુરંગ
શીશ ફુલી રાખડી, નેણે તે કાજળ રેખ,
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તે વળગ્યો શેષ
નિરમળ મોતી નાકમાં, શ્રવણે પહેરી ઝાલ,
અધર અરૂણ ઓપતા, ગાલ્હણુ શોભે ગાલ.
મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર,
ચોળી પહેરી કસકસી, કર કંકણનો ઝણકાર
ચુડિલો હાથે સોહામણો, બીડી મુખમાં જાણ;
કંકણ સર્વે સોહામણાં, શોભાં કર વિખાણ
ચરણે નેપુર ઘુઘરી, વીછીઆ તે અણવટ સોહે,
નખ શિખ થતાં સુંદર, મુનિ જનનાં મન મોહે
હંસાગમની ગજગતિ, કરી કેસરનો ચંદ;
ઉર અંબુજ બે ઓપતા, મુખડું તે જાણે મયંક
મુખરે તે મધુર બોલતી, હવે શું મોરે અંગ,
( ૫૬ ૫ )

તેની સ્ત્રીઓ હીમતને ડોલાવે છે, પ્રેમરસ એમની પાયકજવાલા છે. શરીરશણગાર એમનો ભંડારો છે. આજે આપણને જેવું ઓઢવા પહેરવાનું ગમે તેવું તે કાળના લોકને પણ થતું

ગરબા અને રાસ ગુજરાતમાં રહ્યા છે. રાસનો ઇતિહાસ કૃષ્ણના રાસ તરફ સ્વાભાવિક લેઇ જાય નરસિંહ મહેતાએ રાસનું વર્ણન કરતાં સ્ત્રીના ચિત્ર દોર્યાં છે.

"કામની સર્વ ટોળે મળી, માંડિયો વૃંદાવન રાસ;
ભાવના બંધન છાંડયાં, રમે માધવ પાસ
રાસક્રીડા રમે માનની, ગુણ ગાએ ગોવિંદ;
કોકીલા કંઠે સ્વર કરે, સ્થિર થઇ રહ્યો ચંદ
મચ વાગ્યા સર્વ કામની, સોહે સકળ શણગાર;
હાર હૈયાના હલકતાં, ઝાંઝરના ઝમકાર
પચરંગી પટોળડી, ગોરી શામળી નારી,
કુંડળાકાર કરી રહી, મધ્યે આવ્યા મોરારી
ત્રિભુવન મોહ્યું ચાલતાં, થાય ધમધમકાર,
પગતણા પ્રહાર વાજી રહ્યા, કોય ન લહે પાર
શબ્દ કોય કેના સુણે નહિં, ઓસી જુગ્વી વાણી

આથી આગળ વંધીને " શૃંગારમાળા "

એથીયે આગળ વધીને તે શરીરના માત્રનું પણ વર્ણન કરવા ચૂકયો નથી

'દ્રુગમોચની મૃગલોચની,
છે લલિત લક્ષણવતિ એ,
નિજ મન હુલાસી, વેણુ વાસી,
અલક લટ નિલસતિ એ.
શુભ ચંદ્ર ઝળકિત, રત્ન ચળકિત,
ભૂપનાં મન મોહિયાં
મુખ સુધાસિંધુ, અધરબિંદુ,
ભ્રકુટિ ભ્રમર બે ગુંજ છે,
બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ,
ફૂલ ફૂલ્યા કુંજ છે.
આંજેલ અંજન, ચપલ ખંજન,
મીન મૃગ બે હરિયા"

"ઘડિ દમયંતી ને ગુજ ખખેપો, તેના તો તારા હવા," એવી અલૌકિક કંઇ તેની સ્ત્રીસૌન્દર્યની કલ્પના છે સ્ત્રીની કલ્પના સાથે રસ. સુગંધ, રાગ અને શોભા ચિતરી તેને ચિત્તાકર્ષક બનાવવામાં આવ્યું છે.

ઉપરની સર્વ કલ્પનાને બાજુએ રાખી કંઇક નવાં ચિત્ર ઉમેરતો શામળભટ છે. એની કલ્પેલી સ્ત્રી ચાલાક, વિદ્વાન અને કાબેલ છે તેઓ સ્વર્ગીય સ્વપ્ન કરતાં પૃથ્વીનાં સુખદુઃખ જોઇ શકે છે અત્યાર સુધી પરણવું એ સ્ત્રીનો ધર્મ ગણાતો પરંતુ શામળનું સ્ત્રી પાત્ર કુંવારા રહેવામાં લ્હાવો માને છે. પોતાની પરીક્ષામાં પાસ થાય એવા વરને પરણવા એની ચાલાક સ્ત્રીઓ જક લઇ બેઠી છે આ છોકરીઓ પુરુષ સાથે સરસાઇમાં ઉતરે છે. કુસુમને ઘડતાં ગોવર્ધનરામને શામળની એકાદ સ્ત્રીનું સ્વપ્ન આવ્યું હશે ! તેની સ્ત્રીઓ પ્રણાલિકા ભંગ કરે છે. ખરેખર એમનો તફાવત તેમના માનસ અને વર્તનમાં છે. સ્ત્રીસૌન્દર્યના વખાણ કરતાં શામળની કલ્પના કવિત્વપૂર્ણ બને છે

"ચંદ્રવદની ભૃકુટી શુભ વાંક, સિંહાકારે કટિનો લાંક
હંસાગમની ગજગામિની, શારદ ચંદ્ર શોભે ભામિની;
એવી પુષ્પ વનની વેલ, એવી વાડીમાની કેળ,
એવી ચંપાકેરી કળી, એવી બીજળી ઝબકે બળી;
એવી રત્નાકર કુંવરી, એવી શોભે સુરસુંદરી
એવી કાય દીપે નાગણી, નહિ શામા એની સાપણી,
એવી રત્ન કમળ દીવડી, એવી કારમારી પુતળી "

શામળ સ્ત્રીના ગુણદોષ ત્રાજવે તોળ્યા છે સ્ત્રીને તે અક્કલના ભંડાર કરતાં શોભાનું પુતળું વધારે માને છે શામળથી સ્ત્રી ઉપર આક્ષેપોની શરૂઆત થાય છે

"સ્ત્રીને તો પગે લાગીએ, મૂંગા માને દૂરથી ત્યાગિયે;
સ્ત્રી તે આદ્યશક્તિ કહેવાય, અજિત એ જિતિ નવ જાય.
× × ×
સ્ત્રીવશ સઘળી સૃષ્ટિ, છેક મોટા ને-છોટા;
વશ વરતે નર સઉ તે તણે, જુવાની જ્યારે ઘણી
× × ×
સ્ત્રીના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ રેશે હજાર, તોય મુખમાં મણવી.
× × ×
મૂરખ ફરા જે અધિપતી, સ્ત્રી શું વાત કરે બનિયે;
શામળ કહે સ્ત્રી હોય આપણી, પૂર્ણબુદ્ધિ પણ પાનિયે.
× × ×
સ્ત્રીના પેટમાં વાત, રહે ન રતી કે ગુંડી;
સ્ત્રીયે જાણી જો વાત, રેશમાં વાગે ડુંકી.
× × ×
નારીને વશ નાથ, બુદ્ધિ તેની તો ભાળો;
નારીને વશ નાથ, કર્મમાં અક્ષર કાળો "

સ્ત્રીનાં વખાણ—

જે ઘરમાં ઘરનાર, હામ હજારે હૈયે,
જે ઘરમાં ઘરનાર, પિંડ પોત્રી પણ થયો
× × ×
નાર વિના નર રંક, સગ શાખ નહિ કોય,
નાર વિના નર ચોર, જેર જગ હસે બ્રોય
× × ×
નારી નરનું અંગ, સુખ દેવણ કરસેવા,
સજે પુન્યમાં ભાગ, લાગ જડ લાભો લેવા"

અત્યાર સુધી આપણે જોયું કે એકેક સાહિત્યકાર સ્ત્રીને યુવાન અને રસિક કલ્પે છે ઘણી ખરી વાર્તા કે નવલકથાનો આપણા જમાનામાં અંત લગ્ન પછી આવે છે. પહેલાની કવિતામાં આખ્યાનના સ્ત્રીને પુત્ર જન્મ પછી આખ્યાનનો કે વાર્તાનો અંત આવતો. ડોશીના ચિત્ર સાહિત્યમાં ઝાઝાં નથી. શામળે આવું એક ચિત્ર દોર્યું છે.

" રમઝમ કરતી રંભ, રહે પાળી ને પોષી;
થયાં શિથિલ ગુણગાત્ર, દેશજન કહેશે ડોશી.
હતું જોબનનું જોર, જાર ગુણ તેના ગાતા;
પડી ગયા પછી દંત, મોટપદ કહે સહુ માતા;
વાંકા અંબોડા વાળતી, શુભ શણગાર ધરે સહુ;
ધોળે કેશે કર લાકડી, બુઢ્ઢી થઇ દીઠી બહુ
ધોળા થાશે કેશ, કાકિ કહેવાશે ડોશી
વિપરિત થાશે વેષ, તનૂ પાળીને પોષી;
થરથર ધ્રુજશે મૂળ, નમી જાશે બે નેણાં;
પડે દેહમાં ભેદ, વદાશે વિપરિત વેણાં "

નક્ષત્ર જેવી શામળની નારી મૂકી આપણે જરા આગળ વધીએ સ્ત્રીએ સતી હોય તો આદર્શ ગણવાનું હિંદુ સંસ્કૃતિએ સ્વિકાર્યું છે સતી એટલે પતિવ્રતમાં દેહ હોમનાર એવી કલ્પના છે. લાંબે કાળે આનો અર્થ મૃત પતિના દેહ સાથે ચિતાપ્રવેશ કરનાર થયો છતાંય સતી એટલે આપણા મનમાં સદ્વર્તન એમજ રમી રહે છે મુક્તાનંદ નામના એક સંન્યાસીએ " સતી ગીતા " ( કા. દો. ભા. ૨ )માં સતી શું ન કરે એ લખ્યું છે

'ન બોલે પરપુરૂષ સંગે, પતિવ્રતા જગજેહ,
જતિ-વર્ણીક-વૃદ્ધ-વૈદ્ય સાથે, બોલે અવશ્ય હોય તેહ
નાભી કોઇને નવ દેખાડે, પહેરે તે ઘુંટી પર્યંત;
સ્તન ઉઘાડાં નવ કરે, ન હસે દેખાડી દંત.
પતિને પતિના સબંધીનો, ન કરે દ્વેષ લગાર;
દૂતિ-ધૂતારી-વેશ્યા સંગે,' લેશ ન રાખે પ્યાર
નબરા માશ્રી નારી, જેમણ વિનતા જે હોય,
શીતળ રહી તજે કપટ મૂર્તિ, સંગતિ જોગ ન સોય
× × ×
જનસમાજ કે ઉચ્છવ જોવા, સતિ ન જાય બુદ્ધિવંત,
તિરથ જાય ન એકલી, ઘર રહી ભજે ભગવંત "

આશ્ચર્ય થવા જેવું તો એ છે કે પતિ પાછળ ચિતા ઉપર ચઢી મરવું એને મુક્તાનંદ આત્મઘાત ગણે છે

" પુરૂષની પેઠે માનનીને, આત્મઘાતનો દોષ;
અલ્પમતિ અબળાઓની, તેને બળે થાય સંતોષ.
સ્વર્ગ સુખ અતિ ઇચ્છ જે, તે ધારે મનમાં આશ;
આત્મઘાતનું પાપ ન ગણે, પડવામાં કરે વાસ. "

એજ મુક્તાનંદે વિધવાનું વર્ણન બતાવતાં રાગ, રંગ અને શણગાર ત્યાજ્ય ગણ્યાં છે

" લેશ ન તન શણગાર રાખે, જો રાખે શિર કેશ;
જટા જેવા વણીને રાખે, શોભાવે ન નિજ વેશ.
તેલ ન ઘાલે કેશમાં, નવ ઓળાવે સતિ એહ;
શુભ તીરથ શુભ પર્વણીમાં, મુંડી નંખાવે તેહ.
આપત્તિ કાળ ન હોય તો, વિધવા જમે એક વાર;
રોગાદિક ઉપદ્રવ થયે, નવ રાખે એ નિરધાર.
ધર્મહીન જે કામની,-તેનો સતિ ન રાખે સંગ;
પલંગપર વિધવા ન પોઢે, જો ન હોય રોગી અંગ.
નગ્ન થઇ નવ નહાય સાધવી, ક્રોધને કરે દુર;
રોગાદિક વિના તેલ તનમાં, સતિ ન ચોળે જરૂર
વિધવા નાર ન ભોગવે, સુગંધી વસ્તુ લગાર,
સુગંધી સુંઘ્યા થકી, થાય ઉરમાં અનંત વિકાર.
× × ×
કાળુવસ્ત્ર કસુંબીયું, નવ પહેરે વિધવા નાર;
ચંદન પુષ્પનો હાર, ચુડી, સતિ ન ધરે લગાર
ન સારે કાજળ નયનમાં સેંથે ન ભરે સિંદુર
ધાતુ સોતુ વસ્ત્ર ન પહેરે, ન પહેરે ઘરેણાં જરૂર
ઝીણાં વસ્ત્ર ન પેહેરે વિધવા, જેમાં નીવમ ભાત;
એવા વસ્ત્ર ન પહેરવાં, જેણે કહી જણાયે જાત.
વિધવા નાર ન પહેરે ડગલી, ન રંગે કર-નખ-દાંત;
પગ ન રંગે ફુલ ન ગુંથે, સતિ રહે ઘણી શાંત.
સતિ ન ચોઢડે મ્હાંદલો, નવ સ્વાસણ સરખી થાય;"

આવીજ ઢબનું પુરૂષોત્તમ નામના કવિએ ૧૦૦૦ છાપાનો " નારીબોધ " લખ્યો છે. તેણે પણ સ્ત્રીચારિત્રનું વર્ણન શોભાસ્પદ તો નથીજ કર્યું. "ગુજરાતી સાહિત્યના આ વચમાળામાં સ્ત્રી પાત્રોના સર્જન કરતાં સ્ત્રીઓને સુધારવી, તેમને બોધ દેવો, તેમની ખોડખાપણ જણવવી વિગેરે કવિતાનાં અંગ થયાં હતાં. આ જાતનો રિવાજ કે આવશ્યકતા દલપતરામ અને નર્મદાશંકર સુધી પણ ચાલ્યાં આવેલાં આથી આટલું તો માનવાને કારણ છે કે ગુજરાતમાં સામાજીક લોકજીવન વધતુ હશે અથવા તો આખ્યાન. વાર્તા કે ભજન છોડી સાહિત્યના અંગ બોધ-ઉપદેશ થયાં હશે. એથીય આગળ વધી કવચિત દુનિઆથી પર થયેલા સાધુ સન્યાસી સાહિત્યદ્વારા સમાજનો મેલ ધોતા હોય ! છતાંય ચોક્કસ તો છે કે સ્ત્રી તરફ શંકાદ્રષ્ટિ હતી



# ચોરાયેલું નોટપેપર

લેખક:
શ્રી. નર્મદાશંકર વ. દ્વિવેદી

વસંત ઋતુના આછાં ચિન્હો કુદરતમાં દેખાતાં હતાં અને ચોપાટી ઉપરના પવનમાં શરીરને થથરાવી નાખે એવી ઠંડીનું જોર ઓછું થતું હતું. બપોરના સમયમાં તો જરા તાપ લાગવા માંડયો હતો અને સાંજના સમુદ્ર ઉપર થઇને આવતી પવનની ઠંડી લહેરો મીઠી લાગવા માંડી હતી

અમે બન્ને બપોરની ચા પી પાન ચાવતા બેઠા હતા; એટલામાં ઓફીસનો સિપાઇ એક વીઝીટીંગ કાર્ડ લઇને અંદર દાખલ થયો અને તે રણમલના હાથમાં મૂક્યું.

રણમલે વીઝીટીંગ કાર્ડ તરફ નજર કરી મારી સામે જોયું અને બોલ્યો, "સર જીવણજી મળવા માંગે છે." વીઝીટીંગ કાર્ડ મેજ ઉપર મૂકી તેણે સિપાઇને કહ્યું, "જા, તેમને જલ્દી અંદર લાવ."

સર જીવણજીનું નામ સાંભળી હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો. મુંબઇમાંના આખા ઇલાકામાં સર જીવણજીનું નામ લખોપતિ તરીકે અને મીલમાલેક તરીકે મશહૂર હતું. કોઇતો એને કરોડપતિ પણ ધારતા હતા. મુંબઇમાં બે મીલો તેમની માલેકીની હતી. અમદાવાદ અને શોલાપુરની મીલોમાં તેમનો ભાગ હતો. એક બે બીજી કંપનીના ડાયરેકટર હતા. કોરપોરેશનના પ્રમુખ હતા અને અસહકારના સમયમાં ધારાસભામાં પણ જઇ આવ્યા હતા. શૈર બજારમાં તેમની ખ્યાતિ સારી હતી. તેમની મીલોના શેરના ભાવો ભાગ્યેજ ઘટતા.

સર જીવણજી ગરીબીમાંથી ઉંચે આવ્યા હતા. સ્વભાવે લોભી અને પૈસાના લાલચુ હતા. એટલે આટલી બધી સંપત્તિના પ્રમાણમાં પોતાનો અંગત ખર્ચ બહુજ ઓછો રાખતા અને સખાવતને નામે તો મીંડુંજ હતું. સરકારી અમલદારોની ખુશામતથી તેમને લાયકાત ન હોવા છતાં સરનો ઇલ્કાબ મળ્યો હતો.

સર જીવણજી શા કામ માટે આવ્યા હશે. તેની કલ્પના કરતો હું બેઠો. એટલામાં તે અંદર દાખલ થયા અને રણમલની સામેની ખુરશી પર ગોઠવાયા.

આવતાંની સાથેજ તેમણે મારા તરફ શંકા ભરેલી દૃષ્ટિ ફરી રણમલ તરફ જોયું, એટલે રણમલે ખુલાસો કર્યો: "એ કોઇ બીજુ માણસ નથી. મારા ભાગીદાર છે. એમનું નામ દાસભાઇ."

સર જીવણજીની શંકા દૂર થઇ. તે સ્વસ્થ થયા અને આંખ ઉપરનાં ચશ્માં ઠીકઠાક કરતાં રણમલને ઉદ્દેશીને કહેવા લાગ્યા: "હું ધારૂં છું કે આપણા વચ્ચે જે વાતચીત થશે તે તદ્દન ખાનગીજ રહેશે."

"જરૂર!" રણમલે જવાબ આપ્યો. "જો અમે અમારા ગ્રાહકોની ખાનગી

વાત બહાર પાડીએ તો અમારો ધંધો બીજે જ દહાડે બંધ કરવો પડે." મે પણ ટાપસી પૂરી.

"વારુ. એક ખાસ કામ માટે તમારી પાસે મારૂ આવવું થયું છે. અમે તો કોલાબા ઉપરના મારા રહેવાના મકાનમાંથી અમરતો ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી મારી ઓફીસમાંથી એક ચોરી થઇ છે એક અત્યંત ખાનગી અને છુપી રાખવા જેવી માહિતી બહાર આવી છે અને એ માહિતી જે પ્રથમ મેળવી ગયું છે તેને સારો તડાકો પડયો છે આ બાબત ઉપર તમારી સલાહ લેવા આવ્યો છું."

"ખુશીથી, ફરમાવો" રણમલે કહ્યું

"મારી અહીની બે મીલોનો વહીવટ પાંચ ડીરેક્ટરો તરફથી થાય છે. એક હું અને ચાર બીજા. થોડા વખત પહેલાં અમે અહીની એક મીલ ખરીદી લેવાનો નિર્ણય કર્યો હતો કારણકે એ મીલની હરિફાઇ અમને આડી આવતી હતી. અઠવાડિયા પહેલાં અમે મુખ્ય ત્રણ ડીરેક્ટરોની ખાનગી સભા ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી અમારી ઓફીસમાં મળી હતી અને ત્યારે સ્ટાર મીલ્સ ખરીદી લેવાનો નિર્ણય થયો હતો. એ નિર્ણયને લગતી હકીકત મે એક નોટ પેપર ઉપર નોંધી હતી આ નિર્ણયને રીતસરની મંજુરી મેળવવા અમે ડીરેક્ટરોની રીતસરની બેઠક બોલાવવાના હતા, એટલામાં મે ખાનગી બેઠકમાં જે નોંધ કરી હતી તેની કોઇએ નકલ કરી લીધી હતી અને તે મારી પાસેથી ગૂમ થઇ હતી."

"માત્ર માહિતીજ નહિ, પણ એ નોંધ વાળુ નોટપેપર સુદ્ધાં ?" રણમલે પ્રશ્ન કર્યો.

"હા, એ અસલ નોટપેપર ચોરાઇ ગયું છે અને તેની નકલ તેની જગાએ મૂકવામાં આવી છે." સર જીવણજીએ જવાબ આપ્યો

"પણ ચોર અસલ નકલ શા માટે લઇ જાય ? નકલ લઇ જાય તો પણ ચાલે" રણમલે સવાલ કર્યો

"તમારો પ્રશ્ન વાજબી છે." સર જીવણજીએ કહ્યું. "મને પણ એજ શંકા થાય છે પણ એમ પણ બને કે કદાચ નકલ અને અસલ વચ્ચે તફાવત ન લાગતાં તે ઉતાવળમાં અગર સરતચૂકથી નકલ લેવાને બદલે અસલ નોટપેપર ઉપાડી ગયો હોય. પણ નકલ અને અસલ વચ્ચેનો ભેદ મારાથી તો છાનો કેમજ રહે ?"

"અને એ મીલના શેરોના ભાવમાં જે વધારો થયો છે તે આ માહિતીને આભારી છે એમ તમે ધારો છો ખરા ?" રણમલે પ્રશ્ન પૂછયો.

"એમાં તો જરા પણ શક નથી. જાપાનની હરિફાઇને લીધે અહીંની મીલોનો માલ બહુ મોટા પ્રમાણમાં ઉપડતો નથી. એટલે સામાન્ય રીતે મીલશેરોના ભાવોમાં મંદી રહે છે, ખાસ કરીને મુંબઇની મીલોના શેરના ભાવો મંદજ રહ્યા કરે છે, કારણ કે અહીંની મીલો અમદાવાદના પ્રમાણમાં સારો નફો નથી કરતી માત્ર એ એક જ મીલના શેર વધ્યા છે બીજી કોઇ પણ મીલના નથી વધ્યા, તે બતાવી આપે છે કે એ અમારો નિર્ણય બહાર પડી ગયો તેનું જ પરિણામ છે."

"શેરના ભાવો વધે એમાં તમને શું નુકસાન ?". સર જીવણજી જરા નારાજ દેખાયા

"અમારે બજાર ભાવે એ મીલના શેરોની ખરીદી કરવાની હતી, અને બજાર ભાવ વધારે હોય તેટલું અમોને નુકસાન થાય અને અમુક શેરો તો અમે અમારા નામ ઉપર જ લેવા ધારતા હતા"

"હવે હું એકજ વધુ સવાલ પૂછવા માગુ છુ. તમે જે મીલ ખરીદવા માગતા

હતા તે મીલ તમારી શરતો કબૂલ રાખશે તેની તમને અગાઉથી ખાત્રી મળી હતી ?" રણમલે છેલ્લો પ્રશ્ન પૂછી લીધો.

"હા સ્તો એમાં તો કાંઇ શંકાજ ન હોતી." સર જીવણજીએ ત્વરાથી ઉત્તર આપ્યો "એ મીલના વહીવટમાં અમારા પાંચેય ડીરેકટરોનો મળીને વધુ મત છે, એટલે એ સંબંધી તો કશી જ મુશ્કેલી નથી"

રણમલ ક્ષણભર વિચારમાં પડી ગયો.

"પણ ધારો કે" રણમલે વળી પ્રશ્ન કર્યો "આ ચોરી સામાન્ય પ્રકારની હોય અને તમારી ઓફીસમાંથી જ કોઇએ એ નોટપેપર ચોર્યું હોય, તો પણ હવે તેની શોધ કરવાથી શો લાભ છે ? કારણ કે એ ખાનગી હકીકત બહાર પડવાને અંગે શેરોના ભાવ તો વધી જ ગયા છે, એટલે તમને નુકશાન તો થઇ ચૂક્યું છે ?"

"તમારી શંકા અને પ્રશ્ન તદ્દન વ્યાજબી છે. પણ તમે કહો છો તે સિવાય બીજો પણ વિચાર કરવાનો છે. ચોર કોણ છે તે જાણવામાં આવે તો હું સીધી કે આડકતરી રીતે તેને પાયમાલ કરી શકું. વધારામાં તેણે હજી અસલ નોટપેપર કોઇને બતાવ્યું નથી નહિતર શેરના ભાવમાં આથી પણ વધારો થયો હોત જો ડીરેકટરોની સભા મળે તે પહેલાં એ નોટપેપર મારા હાથમાં આવે તો અમોને ઓછું નુકસાન થાય; સમજ્યા, મી રણમલ !" સર જીવણજીએ ઉત્તર આપ્યો

"વારુ હવે તમે મને આ ચોરીને લગતી વિગતો જણાવો." રણમલે પૂછ્યું. "જ્યારે તમે નોટપેપર ઉપર પેન્સીલથી નોંધ લખી ત્યારે કેટલા ડીરેકટરો હાજર હતા ?"

"અમે ત્રણ જ. અમારા ત્રણનો નિર્ણય બાકીના હમેશાં કબૂલ રાખે છે. અમે ત્રણ જણા ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી અમારી ઓફીસમાં ગુરુવારે સાંજના મળ્યા હતા. કંપનીના સેક્રેટરી મી. દલાલ અને હિસાબ તપાસનાર મી. દારૂવાલા પણ હાજર હતા. જે કંપની અમે ખરીદવા ગયા હતા, તેની અમે થોડા વખત સુધી વાતચીત કરી હતી તે પછી મે તેને લગતી શરતોની નોંધ નોટ-પેપર ઉપર કરી હતી અને એ નોટપેપર બીજા બે ડીરેકટરોને જોવા આપ્યું હતુ. મી. દારૂવાલાએ પણ તે તપાસ્યુ હતુ. મી. દલાલ તે વખતે કામસર બહાર ગયા હતા; એટલે એ નોટપેપર તેમને બતાવવામાં આવ્યું નહોતુ. એ વિશે કશી ચર્ચા થઇ જ ન હોતી; પણ બધા સમ્મત હતા અને સભા પૂરી થઇ હતી. તે પછી એ નોટપેપર મેં મારી પોકેટબુકમાં મૂક્યું હતું. ઘેર ગયો ત્યારે તે મારી સાથેજ લઇ ગયો હતો અને મારા ટેબલના ખાનામાં મૂકી તેને ચાવી દીધી હતી સવારમાં ઓફીસે જતી વખતે મેં તે બહાર કાઢ્યુ હતું અને ઓફીસમાં જઇ મારા ટેબલના ખાનામાં સાચવીને મૂક્યુ હતું તે પછી બરાબર ચોવીશ કલાકે શેરોના ભાવ વધવા લાગ્યા. મેં ખાનું ઉપાડી જોયું તો નોટપેપર એમનું એમ પડ્યુ હતુ, પણ તે એજ હતુ કે કેમ એ વિશે મને શંકા થઇ આવી બારીકાઇથી તપાસ કરતાં મારી એ શંકા સાચી ઠરી. નોટપેપર અસલ હતું તે ગૂમ થઇ ગયું હતુ. અને તેની હુબહુ નકલ તેને ઠેકાણે મૂકવામાં આવી હતી."

"હવે તમને વધારે પ્રશ્નો પૂછી કંટાળો આપવાનો મારો વિચાર નથી તો પણ એક વાત જાણી લઉં. તમારા ઘરના ટેબલના ખાનામાંથી અગર ઓફીસના ટેબલના ખાનામાંથી એ નોટપેપર કોઇ ઉપાડી જાય એવી તમને શંકા છે ? એ પ્રકારની ચાવી બીજા કોઇની પાસે છે અગર તમારી ચાવીનો બીજો કોઇ ઉપયોગ કરે એમ તમને લાગે છે ?"

" મારા ટેબલના ખાનાની ચાવી હમેશાં મારી પાસે જ રહે છે, બીજા કોઇના હાથમાં તે જતી જ નથી અને એ પ્રકારની ચાવી બીજા કોઈની પાસે નથી "

" આ બાબીયે ઘટના અસામાન્ય લાગે છે. કેમ ખરૂં કે નહિ ? આ ચોરીનો પત્તો મેળવવામાં સામાન્ય ઉપાય કામ નહિ લાગે અસાધારણ, કોઇક નવીજ પદ્ધતિ અખત્યાર કરવી પડશે."

રણમલે સર જીવણજીની સામે જોઇને કહ્યું " ભલે તમને ઠીક લાગે તે પદ્ધતિથી કામ લ્યો પણ આમાં વખતની કિંમત છે તે યાદ રાખજો. આ કામ માટે તમને તમારી ચાલુ ફી ઉપરાંત મારા તરફથી રૂ ૧૦૦૦ જુદા મળશે, અને ચોરી કરનારનો પત્તો મેળવશો તો મારી કંપની તરફથી રૂ ૧૦૦૦ મળશે તે તો જુદા."

" તમારી ફી પણ આ કિસ્સા જેટલી જ અસાધારણ છે તમે ચોક્કસ માનજો કે અમે આ ચોરી કરનારનો પત્તો મેળવવામાં એક પણ પ્રયત્ન કરવો બાકી રાખશું નહિ " રણમલે જવાબ આપ્યો અને સર જીવણજી રણમલ સાથે હાથ મિલાવી ત્યાંથી ચાલતા થયા.

ધનંજય એ પૂછ્યું " કેમ, રણમલ શું ધારો છે ? "

" કાંઇ નહિ " રણમલે સીગારેટ સળગાવતાં કહ્યું " અત્યારથી કશો પણ વિચાર હું બાંધવા માગતો નથી. હમણાં તો આજુબાજુના સંયોગોની તેમજ સર જીવણજીની આસપાસની હકીકત મેળવવાનો પ્રયાસ કરૂં છું "

. અને રણમલ મોડી રાત સુધી ઊંડા વિચારમાં પડી ગયો.

એકાદ કલાક પછી જ્યારે હું બહાર જવા તૈયાર થયો ત્યારે રણમલે મને એકાએક પ્રશ્ન કર્યો

" હસભાઇ, કોઇ શેર દલાલને ઓળખો છો કે ? "

" ઘણાને ઓળખું છું કેટલાક તો મારા મિત્રો પણ છે કેમ, તેમનું શું કામ પડ્યું ? "

" એ તો ઘણું જ સરસ તમારી આ ઓળખાણ આપણને ઠીક કામ લાગશે. આ રૂ. ૧૦૦૦ નો ચેક તમારા નામનો છે." આમ કહી રણમલે ચેક બુકમાંથી રૂ. ૧૦૦૦ નો એક ફાડી મારા હાથમાં મૂક્યો અને કહ્યું " પૈસાની કદાચ તમને જરૂર પડશે. જો કે દલાલો તમારે માટે વગર પૈસે ખરીદી કરશે, છતાં પૈસા સાથે રાખવા સારા. તમારે બની શકે તેટલા હીરાદલાલોને મળવું અને સ્ટાર મીરમના થોડા થોડા હીરા બધા પાસેથી માગવા અને મળે તો ખરીદવા."

" એમાં શી મોટી વાત છે ? એ તો સાવ સહેલું છે " મેં ટકોર કરી " પણ ખર્ચ કરવું પડશે, કારણ કે એ હીરાના ભાવમાં હાલમાં જરા ઉછાળો આવેલો છે "

" થોડું ખર્ચ તો થશેજ, એમાં તો શક નથી " રણમલે સમ્મતિ આપી " પણ પાછળથી એ હીરા આપણને વેચી નાખતાં કશો વાંધો નથી આવવાનો ? ભાવ વધ્યો તો આપણને નફો થશે, અને વળગે તો બહુ ખોટ નહિ જાય. અને કદાચ જો પત્તો લાગી જાય તો રૂ. ૨૦૦૦ આપવા માટે તૈયાર છે આવી કોઇ ખબર બની શકે તો અત્યારે શેર બજારમાં જઇ પૂછપરછ કરી જુઓ અને પછી કાલે બપોરના બે વાગ્યે પાછા મને ઓફીસમાંજ મળજો "

" ચોરીનો પત્તો આમ શી રીતે મળશે ?" મેં શંકા બતાવી.

"તમે આટલું કરો તો ખરા, પછી તમને જણાવીશ. આ બાબતમાં આવી જ યુક્તિ કામે લગાડવાની જરૂર છે, છતાં પત્તો લાગશેજ એમ કાંઇ ચોકસ નથી." રણમલે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

અને રૂ. ૧૦૦૦ નો ચેક ગજવામાં મુકી હું ત્યાંથી શેરબજાર તરફ જવા ઉપડયો.

વળતે દિવસે બપોરના ૩ વાગ્યે હું ઓફીસમાં ગયો. ત્યારે રણમલ આતુરતાથી મારી રાહ જોઇ રહ્યો હતો. તેણે મને તુર્તજ પ્રશ્ન પુછયોઃ

"કેમ, દાસભાઇ, શુ કરી આવ્યા ?"

"તમારી સૂચના પ્રમાણે મેં કામ લીધું છે અને લગભગ રૂ ૧૦૦૦ થી વધુ રકમના શેર ખરીદ્યા છે. મારી ખરીદી પછી ભાવમાં જરા વધારો થયો છે, એટલે થોડો નફો તો જરૂર થશે." મેં પ્રસન્નતાથી ઉત્તર આપ્યો.

"પણ એ કાંઇ મહત્ત્વની બાબત નથી. આપણે નફો ખાવાની દ્દષ્ટિથી આ કામ કર્યું નથી."

"શેર વેચનાર મૂળ માણસ કોણ છે તેની મે બરાબર પૂછપરછ કરી હતી કેટલાક દલાલો ને તો એ વાતની ચોકસ ખબરજ નહોતી તેઓ કોઇ મોટા દલાલની વતી જ દલાલી કરતા હતા. કેટલાકોએ તે વાત જણાવવાની ના પાડી પણ બારીક તપાસ કરતાં મૂળ વેચનાર અગર તો મુખ્ય વેચનાર કોણ છે તે જણાઇ આવ્યું."

રણમલની આંખો ક્ષણ ભર પ્રકાશી રહી.

"તેનું નામ શું છે ?" તેણે પૂછયુ.

"વી. પી. મહેતા એન્ડ કંપની વાળા મી. વિનાયક. તેમની ઓફીસ શેર બજારના નવા મકાનમાં પહેલે માળે આવી છે તે"

રણમલને આ માહિતીમા કાંઇક વધુ રસ પડયો હોય એમ તે થોડીવાર વિચારમગ્ન રહ્યા પછી બોલ્યોઃ

"દાસભાઇ, આવો કેસ—આવો ન સમજી શકાય એવો કેસ કદિ આપણા હાથમાં આવ્યો નથી. ત્રણ ડીરેકટરો સિવાય સભામાં કોઇ હાજર નહોતું અને એ નોટપેપર સર જીવણલાલની પાસેજ રહ્યું હતુ. તેના ખાતા-માંથી એ નોટપેપર કાઢી તેની નકલ કરી ને પાછું મૂકી શકે એટલો સમય મળી શકે એમ નહોતું. આવા સ્પષ્ટ સંયોગોમાં નોટપેપર ગૂમ થાય એ નવાઇની વાત છે. આ ભેદનો કશોજ ઉકેલ મળી શકતો નથી."

"છે તો એમજ. અને એ વાત બહાર પડી છે એ તો ચોક્કસજ છે. પછી નોટપેપર ગમે તેણે ચોરીને નકલ કરી હોય. એ ચોર કોણ હોઇ શકે ? હું પણ એનોજ વિચાર કરી રહ્યો છું, પણ કાંઇ ઉકેલ નીકળતો નથી." મેં જવાબ આપ્યો.

"દાસભાઇ, તમે એક કામ કરો મી. વિનાયક મહેતાને તેની ઓફીસમાં જઇ મળો પણ તમે ડિટેકટીવ છો અગરતો કાંઇ બાતમી મેળવવાના ઇરાદાથી ત્યાં ગયા છો, એવું તેને લાગે એમ ના કરતા. તમારે કોઇ શેરદલાલની પેઢીના માણસ તરીકે ઓળખાણ પાડવી અને તેની પાસે સ્ટાર મીલના શેરોની માગણી કરવી. તે વધુમાં વધુ કેટલા શેરો આપી શકશે તે પૂછવુ અને લગભગ સોદો નક્કી કરવો. સમજ્યા."

"વારુ," કહી હું તુર્તજ ટેક્ષીમાં બેસી શેર બજારમાં ગયો

શેર બજારના નવા મકાનમા પહેલેજ માળે ડાબી બાજુએ મી વી. પી મહેતા એન્ડ કુંપનીનુ પાટીયું મારેલું મેં જોયું. હુ તુર્તજ અંદર ગયો અને મી વિનાયકની સામે જઇ બેઠો. ઓફીસમાં એક કારકુન અને એક સિપાઇ સિવાય બીજું કોઇ નહોતુ. હું દાખલ થયો ત્યારે કારકુન પણ કાંઇ કામ નિમિત્તે બહાર નીકળ્યો. એટલે

ઓફીસમાં અમે બન્ને જણા એકલા રહ્યા. વાત કરવાની આમ અનાયાસે અનુકૂળતા મળતાં હું મનમાં ખુશી થયો.

નવા આવનારને કંઈક શંકાની દૃષ્ટિએ જોઈ વિનાયક બોલ્યો "કેમ શું કામ છે!"

"હું એક શેર દલાલની પેઢીનો માણસ છું. મારી પેઢીવાળાઓએ સાંભળ્યું છે કે સર જીવણજીની કંપની સ્ટાર મીલ્સનો વહીવટ પોતાના હસ્તક લેવા માગે છે અને તમારી પાસે સ્ટાર મીલના શેરો મોટા પ્રમાણમાં છે—"

"પણ તમે ક્યાંથી જાણ્યું કે સર જીવણજીની કંપની સ્ટાર મીલ્સનો વહીવટ હાથ લેવાની છે?" વિનાયકે અધિરાઈથી પૂછ્યું.

"એ તો જગજાહેર વાત છે. એમાં છાનું શું છે? અને તેમ પણ તમારી પાસે સ્ટાર મીલ્સના શેરો સારા પ્રમાણમાં છે. બોલો, તમે વેચવા માગો છો?"

"તમારી પેઢીનું નામ જાણવાની જરૂર છે." વિનાયકે સીધો જવાબ આપ્યો.

"નામ અત્યારે નહીં આપી શકું. સાટું થયા પછી તમે નામ જાણી શકશો. જો તમે તમારી પાસેના બધા શેરો અમને આપી દેશો તો તેમાં તમને લાભ છે. આવતી કાલે અગીઆર વાગે તમારે શેરોની ડીલીવરી આપવી અને અમે તમને તુર્ત જ તે બદલ ચેક આપીશું. પછી એ રકમ હજાર રૂ.ની હોય કે લાખ રૂપીયાની."

મી. વિનાયકે ટેબલનાં ખાનામાંથી એક ડાયરી બુક ઉપાડી; તેમાં જોઈ કહ્યું, "મારી પાસે રૂ. અઢી લાખની કિંમતના શેર છે."

"ગજબની વાત શું કહો છો? એક માણસને માટે આ બહુ મોટી રકમ કહેવાય, ખરું કે નહિ?" મેં જરા વિસ્મય પામીને કહ્યું.

"એ મીલનું સર જીવણજીની કંપનીમાં જોડાણ થશે એમ ધારીને મેં તેના શેરો એકઠા કર્યા છે." વિનાયકે ખુલાસો કર્યો. "તમારે સાથે જ શેરો જોઈએ છે; કેમ ખરું ને?"

"હાસ્તો." મેં ખાત્રી આપી.

વિનાયક થોડીવારમાં વિચારમાં પડી ગયો. તેણે ફરીથી ડાયરી બુક ઉપાડી અને તેમાં નજર ફેરવી; પછી મારી સામે જોઈ બોલ્યો. "મારો વિચાર તો આ શેરો થોડા વધુ વખત રાખવાનો હતો પણ તમે બધા જ ખરીદવા માગો છો એટલે આપી દઉં. પણ ખાત્રી રાખજો કે આવતી કાલે સવારે બજાર ખુલશે ત્યારે સાટું થઈ ગયો હશે."

"સાહેબજી, આવતી કાલે અગીઆર વાગ્યે હું આવીશ." કહી હું ત્યાંથી ચાલી નીકળ્યો.

આટલી નાની સરખી ઓફીસમાં બેસી આ માણસ લાખોના શેરોનો ધંધો કરતો હતો તેથી મને નવાઈ લાગી. છતાંપણ રણ-મલની યુક્તિ હું સમજી શક્યો નહિ.

સીધો ઓફીસમાં ગયો, પણ રણમલ ત્યાં નહોતો. મારા જવા પછી તે પણ ત્યાંથી નીકળી ગયો હતો.

બીજે દહાડે સવારમાં ઓફીસમાં અમે બન્ને મળ્યા ત્યારે રણમલે પ્રથમ મી. વિનાયક વિષેજ સવાલ પૂછ્યો.

"મી. વિનાયકને મળ્યા કે? શું એ ખરીદે છે કે વેચે છે?"

"વેચે છે" મેં જવાબ આપ્યો અને ઉમેર્યું: "તેની પાસે અઢી લાખના શેર છે"

"એમ!" રણમલ વિચારમાં પડીને બોલ્યો "ત્યારે તો આ જોગ આપણને રૂ ૨૦૦૦ મળી જશે."

" કેવી રીતે ? " મેં પૂછયું.

" હમણાંજ તમારા જાણવામાં આવશે. સર જીવણજી પા કલાકમા આવવા જોઇએ. એટલી ધીરજ રાખો. "

દશ મિનીટમાં તો સર જીવણજી ચિંતાતુર ચહેરે ઓફીસમાં દાખલ થયા અને રણમલની સામે ખુરશી પર બેસતાં બોલ્યા: " કેમ કાંઈ પત્તો લાગ્યો કે નહિ, મારે રાહ ક્યાં સુધી જોવી પડશે. "

" હું નથી ધારતો કે તમારે બહુ રાહ જોવી પડે આપણી મુશ્કેલીનો તોડ આવે એટલે દરજ્જે અમે પહોંચ્યા છીએ. " રણમલે તુર્તજ જવાબ આપ્યો.

સર જીવણજી એકાએક ઉત્સાહમાં આવી ગયા. તેમની આંખમાં અજબ પ્રકારનો ચમકારો દેખાયો

" ત્યારે શું એ નોટપેપર મારી પાસેથી અગર મારા ટેબલનાં ખાનાંમાંથી કેવી રીતે ચોરાયું અને તેમાંની માહિતી બહાર કેવી રીતે પડી તે તમે મને જણાવી શકો એમ છો ? "

" હું એમ માનું છું. "

" તો પછી જલ્દી તેનો ખુલાસો કરો. "

" વાત તો જરા લાંબી છે, પણ તમારી ઇચ્છા છે તો હું તેનો ટુંકામાંજ ઉલ્લેખ કરીશ. મે સામાન્ય રીતને બદલે જૂદી જ રીતે કામ લીધું છે. સ્ટાર મીલના શેરોનું મૂળ વેચાણ અગર તો ખરીદી ક્યાંથી થાય છે તેની મેં તપાસ કરાવી અને મને જણાયું કે સ્ટારમીલ તમે ખરીદી લેવાના છો એ વાતની જાણ થતાં જાહેર પ્રજા થોડા પ્રમાણમાં શેરો ખરીદતી હતી, પણ માત્ર એકજ પેઢી તે વેચતી હતી અને તે પેઢી તે મી. વી. પી. મહેતા એન્ડ કો "

" એ વળી કઇ પેઢી ? "

સર જીવણજી બોલી ઉઠયા.

" મી. વિનાયક મહેતા ચારેક વર્ષથી આ ધંધામાં પડયા છે. એક વખત તે તમારી નોકરીમાં હતા. એ કદાચ તમને યાદ હશે. "

" હા. મને હવે યાદ આવે છે. પણ એ જ માણસ મોટી સંખ્યામાં શેર વેચે છે એમ તમે શા ઉપરથી કહો છો ? પણ એ કરતાં વધુ મહત્વનો મુદ્દો એ છે કે મારા ગજવામાંથી અગર ખાનાંમાંથી નોટ પેપર કોણે તફડાવી લીધું ? "

" એ વાતનો પણ ખુલાસો આવે છે. સ્ટાર મીલની ખરીદીનો વિચાર તમારા મનમાં ઘણા સમયથી હોવો જોઇએ. " મી વિનાયક મહેતાને પણ આ વાતની ગંધ આવી ગઇ હોય એમ લાગે છે. છેલ્લા અઢાર મહીનાથી તે સ્ટાર મીલના શેરો ખરીદયા કરે છે. થોડા સમય અગાઉ તેની પાસે મોટી રકમના શેરો હતા. સ્ટાર મીલ તમે ખરીદો અને શેરના ભાવ તમારી ગણતરી પ્રમાણે રહે તો તેને લગભગ ૨૦ થી ૨૫ હજારનો નફો થાય એમ હતું.

સર જીવણનો ચહેરો કડક બનતો જતો હતો.

" એકાદ મહીના પહેલાં તમને ગુપ્ત બાતમી મળવાથી તમે સ્ટાર મીલની આર્થિક સ્થિતિની બરાબર તપાસ કરી અને તમને જણાયું કે તેની પાસે જે માલનો જથ્થો હતો તે લગભગ રદ્દી અને કચરાપટી જેવો જ હતો, સાંચા કામ પણ ઘણુંજ ખરાબ સ્થિતિમાં હતુ. એટલે તમે એ મીલ ખરીદી લેવાનું માંડી વાળ્યું. પણ મીલ ખરીદી લેવાની આશામાં મી. વિનાયકની પાસે આસરે ચારથી ૫ લાખની કિમ્મતના એ મીલના શેર

આવી પડયા હતા અને મી. વિનાયક અને સર જીવણજીના આર્થિક લાભો લગભગ સમાન જ હતા."

સર જીવણજી એક પણ શબ્દ ઉચ્ચારવા અશક્ત હતા, તે શૂન્ય દૃષ્ટિથી બધું સાંભળી રહ્યા હતા. તેના મુખ ઉપરની કડકાઈ ઓછી થતી હતી.

"એટલે તમારી પાસે એકઠા થયેલા એ શેરો વેચાઈ જાય ત્યાંસુધી તમે બીજા ડીરેક્ટરોને સ્ટાર મીલની ખરી સ્થિતિ ન જણાવવાનું નક્કી કર્યું અને દરમ્યાન તમે બેસી નોંધની નકલ કરી તમારી પાસે રાખી અને અસલ મી. વિનાયકને આપી અને તેનો યોગ્ય ઉપયોગ કરવાનું કહ્યું પછી તો સમજી શકાય એમ છે તમારી કંપની સ્ટાર મીલ ખરીદે છે એવી વાત મી. વિનાયકે બહાર પાડી અને સ્ટાર મીલના શેરોના ભાવ વધી ગયા એટલે મી. વિનાયકે તે વેચવા માંડયા. હવે આવતે અઠવાડિયે ડીરેક્ટરોની સભામાં તમે સ્ટાર મીલની ખરીદીનો વિરોધ કરશો અને બીજા ડીરેક્ટરો તેમાં સમ્મતિ આપશે અને એ વાત જ્યારે બહાર આવશે ત્યારે આખા શેર બજારમાં અને શેર લેનારાઓમાં ખળભળાટ મચી રહેશે."

"કેમ ખરું?" સર જીવણજી ના અવાજમાં કંપવાટની લાગણી સાથે રોષ હતો.

"હા."

"પણ, મી. વિનાયકનો પત્તો તમને ક્યાંથી લાગ્યો?"

"જુઓ, મી. વિનાયકની કંપનીજ એ મીલના શેરો વેચતી હતી. એટલે જરૂર તેને ખબર હોવી જોઈએ. મેં મી. વિનાયકની બાબતની પાછલી હકીકત મેળવી તો તે ઉપરથી જણાયું કે તેને તમે નોકરીમાંથી દશ દની નોટીસ આપી રજા આપી હતી તેના ખરાબ વર્તનનો તમારી પાસે પુરાવો હતો. એટલે વખતે જ કદાચ તેણે મોટી રકમ સાથે પોતાના નામથી આ ધંધો શરૂ કર્યો અને તે તમારા વતી જ શરૂ કર્યો હતો એમ માનવામાં કશીજ બાધા નથી. તમારા એક નોકરને હજી પણ યાદ છે કે જે દહાડે તમે તેને રજા આપી તેજ દહાડે મધરાતે તે તમારી પાસે આવ્યો હતો અને લાંબા વખત સુધી વાતચીત કરી ગયો હતો.

"ઠીક ઠીક" સર જીવણજી એ પાકીટમાંથી એક ચેક બુક કાઢી એક ફાડી આપતાં કહ્યું: "મેં ધાર્યું હતું કે હું તમારા જેવા ડિટેક્ટીવોને જાણતો જરૂર, પણ આખરે ગણ્યો તો હું જ પાર, પણ હું માની લઉં છું કે તમે આ બાબત તદ્દન છાની રાખશો."

ચેક ઉપર નજર કરતા રંગુમલ બોલ્યો: "કોઈ પણ માણસની અને ખાસ કરીને અમારા ગ્રાહકની છાની વાત ઉઘાડી ન પાડવાનો અમારો સખ્ત નિયમ છે."



# કેટલીક વાનીઓ

સંપાદિકા: સૌ. કપિલા મટુભાઈ કાંટાવાળા

## શીંગોડાના પુડા (૫૧)

૧ શેર શીંગોડા
૦ાા શેર દહીં
નવટાંક લીલાં મરચાં
જરા આદુ
મીઠું ખપ મુજબ
તેલ ખપ મુજબ

એકશેર શીંગોડા આખા લઇ તેને સારા કપડાથી લુંછી નાખવાં. ખાયણીમાં શીંગોડાં ખાંડવાં. ખાંડયા પછી દળવાં. તેના લોટમાં અડધો શેર દહીં નાખીને લોટ બાંધવો. દહીં મોળું હોય તો વધારે જોઇએ; ખાટું હોય તો થોડું. પાણી નાખીને લોટ બાંધવો. લોટમાં આદુ, લીલાં મરચાં, પીસીને નાંખવા. લોટ ખીરા જેવો ઢીલો રાખવો. સગડી અથવા ચુલો હોય તેના ઉપર લોઢી મુકીને તૈયાર કરેલુ ખીરૂં લોઢીમાં વાડકીથી થોડુ થોડું રેડવું, ને હાથ વતી પુડા સરખા કરવા. આસપાસ તેલ નાખવું, ને ઉખેડી ફેરવવા. પુડા જો જાડા વધુ થતા હોય તો ખીરામાં પાણી તથા દહીં નાખવુ. આ પુડા ફરાળમાં ચાલે છે ને સ્વાદવાળા થાય છે.

## અંગ્રેજી બરફી (૫૨)

૧ શેર દુધ
૦ાા શેર સાકર
દોઢ નવટાંક માખણ
અચ્છેર બદામ
પાવલીભાર કેસર
કેવડાનો અર્ક પાંચ ટીપાં

બદામને પલાળી છોડા કાઢી નીસાળ ઉપર સારી ઝીણી પીસવી દુધમાં ખાંડ મેળવી કલાઇવાળા તપેલામાં ચુલા ઉપર મુકવું. દુધને હલાવતા રહેવું. થોડીવાર પછી અંદર પીસેલી બદામ નાખવી હલાવતાં, હલાવતાં ખુબ જાડું થાય ત્યારે કેવડાનો અર્ક મહીં નાખવો. પછી રંગને માટે કેસર કાલવીને નાંખવું. રંગને માટે 'વિલાયતમાં જૂદા જૂદા રંગનું 'કોચનીલ' નાખે છે, પણ તે રંગ જીવડાનો બને છે, એટલે આપણે માટે કેસર સારૂં. પછી દુધમાં માખણ નાખી દેવું. હલાવ્યા બાદ જામે તેવુ લાગે ત્યારે એક થાળીમાં માખણ ચોપડી એમાં દુધ રેડી દેવું. પછી ઠરી જાય ત્યારે બરફીની માફક નાનાં ચકતાં પાડવાં માખણ દહીં-માંથી બનાવેલું નહીં પણ સંચાનું વાપરવુ.

આને અંગ્રેજીમાં 'ટોફી' કહે છે. બદામની માફક પીસ્તાં, ભોંયસીંગ, અખરોડ, કોપરૂં લીલું વગેરેની બરફી આ રીતે બનાવી શકાશે.

## મોરીયાના વડાં (૫૩)

૧ શેર મોરીયો
૦ા શેર શીંગોડાનો લોટ
મીઠું જરાક. (મીઠું ના ખાવું હોય તો સીંધવ નાખવો).
મરચું જરા.
તેલ અથવા ઘી ખપ મુજબ
લીલાં મરચાં જરા. (સુકાને બદલે)
આદુ જરાક.

ભાતની માફક આધણ મૂકીને મોરીયો કરવો. મોરાયો ચડે ત્યારે ઓસાવી નાખવો. ને શીજે ત્યારે એક થાળીમાં કાઢી નાખવો ઠંડો પડે ત્યારે હાથવતી ખુબ મસળવો પછી અંદર મીઠું, મરચું, શીંગોડાનો લોટ નાખી દેવો. સુકા મરચાને બદલે લીલા નાખવા હોય તો પણ નખાશે. સુકા કરતાં લીલા વધારે સારાં પડશે. લોટ બાંધ્યા પછી ભાતના વડાં કરો છો તેવી રીતે આ વડાં કરવાં. ભાતનાં વડાં કરતાં આ વડાં ઘણા પોચાને મમરા જેવા થાય છે હલકાં પણ બહુ છે. લોટ બાંધ્યા પછી એક આડણી ઉપર એક કપડાનો કકડો લઇ નાનાં વડાં કરી કઢાઇમા એક એક મુકવું. કેમકે બે ત્રણ વડા સાથે થશે નહિ. ફરાળ માટે આ વાની ચાલશે.




લેખક : શ્રી શિવકુમાર ત્રિવેદી

યમરાજ અને મૃત્યુદૂતોને આપણા પુરાણોમાં શબ્દચીત્રે વર્ણવ્યા છે, વળી કોઇ ચીત્રકારોએ હેમની પ્રતિમાઓ ઘડી કહાડી છે; અને આવી રીતે માનવો ચર્મ-ચક્ષુથી આ દૈવી વિભુતીઓને નિહાળી ના શકયા ત્યારે હેમને શબ્દચીત્રાલેખનદ્વારા કે પ્રતિમા દ્વારા નિહાળી દૂર રહ્યા રહ્યા તેમની ભવિતવ્યતાને નમસ્કાર કરી બીતા રહે છે પણ મૃત્યુદૂતો તો ચર્મચક્ષુથી નિહાળી શકાય તેવી સાક્ષાત્ જીવતીજાગતી જીવંત વ્યક્તિયો છે, તેઓ માનવોની સાથમાં રહે એવા સરળ છે અને વારે ઘડીયે તેમને હાંકી કહાડયા છતાં માનવોની સાથેજ રહેવા આવે એવા નફ્ફટ અને હઠીલા છે. આ મૃત્યુદૂતો તે આપણા ઘરની માખો, શુળ જેવી ચાંચોવાળા મચ્છરો, લોહીથી લાલમલાલ થયેલા માંકણો અને મ્હોટી મૂછોવાળા વંદા, મંકોડા અને કીડી વિગેરે છે

નિર્દોષ દેખાતી માખો, એક ચપટીમાં મચડી કહાડાય તેવા મચ્છરો, નાનકડા માંક-ણો વિગેરેને મૃત્યુદૂતો લેખવા અને હેમના પર આવું ભયંકર આળ મુકવું એ અતિશ-યોક્તિ પૂર્ણ લાગે તેમ છે, પણ તેમણે જે સત્યાનાશ વાળ્યુ છે તેનો ખ્યાલ કરતાં હેમની મહાનતા સ્પષ્ટ તરી આવે છે અમેરિકામાં પનામાની કેનાલના બાંધકામ વખતે ફકત ૨૦ હજાર માનવદેહોનો ભક્ષ કરનાર ચપટીમાં મચડી કહાડાય તેવા મચ્છરો જ હતા ! અને આવા નાનકડા મચ્છરોના નાશાર્થે અમેરિકનોએ ફકત ૬ ક્રોડ રૂપીયા જ ખર્ચ્યા હતા ! ગઇ મહાન જર્મન લડાઇ દરમ્યાન સાઇબીરીયાના પ્રદેશમાં એક લાખ માણસો એક પ્રકારની માખીના ઉપદ્રવથી મરણ પામ્યા હતા, અને ૧૦૫ ડોકટરો જેઓ મૃત્યુદૂતોના સામે લડવા ગયેલા તેમનો પણ ભક્ષ લીધો હતો.

ક્રમશઃ આ મૃત્યુદૂતોની ભવિતવ્યતા, ગહનતા અને તેમની જીંદગી નિહાળીયે

## સાધારણ માખી

બધા મૃત્યુદૂતોમાં માખી બહુજ સરળ અને મળતાવડી લાગે છે તેવી જ રીતે તેટલી ભયંકર અને ગહન છે. આપણી સાથે સુતાં બેસતાં ઉઠતાં કે જમતાં ને દરેક કાર્યમાં તે આપણો સાથ શોધતી. માખીનું ઉત્પત્તિ અને ઉછેર સ્થાન ગંદવાડો છે માખો લોહી ચૂસક કે ડંખ દેનાર જંતુ નથી તેથી આપણે તેને નિર્દોષ લેખાયે છીયે, પણ તેમના જેવુ ચેપી અને ભયંકર દર્દો ફેલા-વનાર અને લાવનાર એકે જંતુ નથી જેમ કોઇ એક સુગંધીદાર ફૂલ પોતાની હાજરીથી સર્વત્ર ફોરમ પ્રસરાવે છે તેમ જ્યાં જ્યાં માખી જાય છે ત્યાં ત્યાં ગંદવાડો અને દરદો ફેલાવે છે. મળમુત્ર, ઉકરડા કે ગટરમાં ભમી ચાલી તરત જ આપણા ખાવાના પદાર્થો પર બેસવા આવનાર તે અવિવેકી કે

લુચ્ચી માખ ક્ષય અલસાર, સંગ્રહણી, ઝાડા, અને ટાઇફોઇડ તાવ વિગેરેના જન્તુઓ આપણા શરીરમાં લાવનાર યમદૂત સમાન છે. આ મૃત્યુદૂતો સીધો છાપો મારનાર નથી પણ આડકતરી રીતે હુમલો કરનાર અને વિશ્વાસ ઘાત કરી ચોકાર અને સાવધ માનવ દેહધારીઓને પોતાની નિર્દોષતા દર્શાવી છેતરનાર શત્રુઓ છે. ક્ષયના દર્દીના ગળફા પરથી ઊડી આવનાર કે સંગ્રહણી અતિસાર કે ભયંકર દર્દથી પીડાતા દર્દીના મળમૂત્ર પરથી ઉડી આવનાર, ગટર, ઉકરડા કે ગંદી જગ્યાએથી ભમતી ભમતી આવનાર માખોને જો આપણે દૂરથી જ મ્હોંના આપીયે તો કેટલાંક ભયંકર દર્દોના પ્રમાણુ ઘટી જતાં વાર ના લાગે. માખી નિર્દોષ નથી પણ ભયંકરમાં ભયંકર દર્દો ફેલાવનાર નાનકડી વ્યક્તિઓ છે, તથા તેઓ નિર્દોષ નથી પણ ' મરીબહરામ ' છે; જો આ દષ્ટિથી બહેનો માખોને ભયંકર પ્રાણી તરીકે જુએ અને પછી રસોડામાં કે ખાવાના કોઇ પદાર્થ પર માખોને બેસવા ના દે અગર તો તેવી જગ્યાએ આવવા ના દે તો કંઇક અંશે માખોનુ ભયંકર પ્રચારકાર્ય નરમ પડી જશે ચોમાસાની ૠતુમાં યમદેવ રૂદ્રરૂપ ધારણ કરે છે, તે વખતે ત્હેમના તત્વો પૃથ્વી પર ભયંકર અને ચેપી દરદોના જંતુ રૂપે પથરાય છે. આ વખતે માખો ( મૃત્યુ દૂતો ) પોતાના દેવને ખુશ કરવા કેસરીયાં કરી માનવ દેહના સઘળા કારભારમાં મરણીયા થઇ ઘૂસે છે. અલબત્ત નિર્દોષ માખો આ ૠતુમાં ઉદાર માનવોના ક્રોધ અને તિરસ્કારને પામતી થઇજ પડે છે. ખાસ કરીને ચોમાસાની ૠતુમા દરેક રીતે માખોથી દૂર રહેવાય અને સદાને વાસ્તે પાકાચાર્યો રસોડામાં માખોને ખાદ્ય પદાર્થોપર આવવા ના દે, તો જરૂરથી આપણે તે મૃત્યુ દૂત પર કંઇક અંશે વિજય મેળવ્યો ગણાશે.

મચ્છર

મચ્છર કરડતા રહ્યા એટલે આપણા તિરસ્કાર અને ક્રોધને પાત્ર થઇ પડયા છે. છતાંયે આપણે તેમના સંપૂર્ણ નાશ માટે દિલપૂર્વક ક્યાં પ્રયત્ન કરીયે છીએ ? રસોડાનો કચરો પાણી મોરીવાટે ખાળકુંડીમાં કે રસ્તામાં પથરાઇ સુંદર સાથીયા પુરી રહે છે, આવી જગ્યાએ, તથા શરીરના મળમુત્રને ગંદીવસ્તુઓના સંગ્રહમાં મચ્છરોનું ઉતપત્તિ સ્થાન, ઉછેરસ્થાન અને નિવાસસ્થાન છે. સફેદ અને કાળા રંગનું તે ન્હાનું પ્રાણી રાતના કાન આગળ આવી ગણગણાટ કરી મુકનાર મચ્છર લોહી ચૂસવામાં બહુ હોંશીયાર અને તીવ્ર છે. લોહી ચૂસનાર મચ્છરોજ દરદો ફેલાવનાર હોય છે. મચ્છરો આપણુ લોહી ચૂસતીવખતે જંતુ ઉત્પાદક પ્રવાહી આપણા લોહીમાં રેડે છે, આથી આપણને ડંખતી જગ્યાએ ચુંટ આવે છે તથા ત્યાં ઢીમણું ઉઠી આવે છે. મચ્છરો મેલેરીયા તાવના જન્તુઓ આણનાર કહેવાય છે મચ્છરો દૂર કરવા દરકોઇ પ્રયત્ન તો કરે છેજ. કારણ કે તેમનું પ્રચારકાર્ય મસ્તિખોર છે; પણ માનવોને તેમનો નાશ કરવાનો વિચાર મચ્છરોના પૂર્ણ પ્રચારકાર્ય પછીજ થાય છે. આ તો કોઇ શત્રુરાજાના હુમલા અને વિજય પછી કોઇ વૈભવી પરાજીત રાજાને પોતાની કફોડી સ્થિતિનું ભાન થાય તેવી વાત છે દિવસના મચ્છરો ઘરના ખૂણેખોચરે, નીકના ગંદવાડમાં કહેવાતી જગ્યામાં, પાણીના ખાબોચીયામાં વિગેરે સ્થળોએ ભરાઈ રહે છે. આવી જગ્યાએ ફીનાઇલ, કેરોશીનતેલ, કે પછી જંતુ વિનાશક દ્રવ્ય રેડવાથી મચ્છરો અને ત્હેમનાં ઈંડાં મરી જશે ઘરમા ખુણેખોચરેથી સાફસુફ કરવામાં આવે તો ઘરમાંયે પણ તેમને માટે સ્થાન ના રહે. સુવાનો ઓરડો કપડાં તથા સામાનથી ખીચ ના હોય તથા ચોકી

તેમની દયાતી તરત માલમ પડી આવતાં વાર લાગે છે. આવી રીતે કેટલાક જાતના દરદોના જંતુઓ ખોરાક સાથે પેટમાં આવતાં વાર ના લાગે. આના ઉપાય તરીકે પાકાયાર્યો અને ગૃહપતિઓ ખાવા ઢાંકવા વાસ્તે ઝીણી જાળવાળું પીંજરૂં બનાવી લેવડાવે એ ઇચ્છવા લાયક છે.

મૃત્યુદૂતો જેવી દૈવી સંપત્તિવાળી વ્યક્તિઓનો રાજમાર્ગ કેવળ ગંદવાડ અને કોહાણથી ભરપુર વસ્તુઓથી પથરાયેલો છે.

ઘણી બહેનો વાસણ ઉટકવામાં માટીને બદલે ધૂળ ઉપયોગમાં લે છે. રસ્તા પરની ધૂળનો ઇતિહાસ જોઇએ. રસ્તાની ધૂળ ક્ષય, દમ કે કંઠમાળના દરદીના બળફા થુંકયા સાદોવાયેલી હોય છે, મળમૂત્ર કે ગંદવાડથી પવિત્ર બનેલી હોય છે, વટેરૂઓના પગ તળે કચરાયેલી હોય છે, અને કહોવાતી વસ્તુઓથી તે લદબદ થયેલી હોય છે અને આવી ધૂળ વાસણ સાફ કરવામાં વપરાય ! આવો હાથે કરી દરદો વધારવાની વાત થાય છે. ધૂળ ખરાબ વસ્તુ છે તે વાત જો બહેનોના મનમાં ઠસી જાય તો ઘણા ઘરોના વાસણો ધૂળથી સાફ ના થાય અને કેટલાક અંશે ઘણાં દર્દોનું મોટું પ્રમાણ ઘટી જાય.

મૃત્યુદૂતોના મુખ તરફ કેટલીયે વ્યક્તિઓ ધસડાતી જાય છે તેનો ખ્યાલ કંદોઇ કે ચવાણું વેચનારની દુકાને ઉભા રહેનાર ને થાય, ચવાણા ઉપર હજારો માખો ઉડાઉડ કરી રહી હોય છે, મંકોડા પ્રદિક્ષણા ફરી રહ્યા હોય છે, રસ્તાની ધૂળ પવનથી કે અવર નવરથી તેમાં આવી મળે છે, આવી ગંદી અને દરદોના ઘરવાળી ચીજોનો ઘણીયે વ્યક્તિઓ ઉપભોગ કરે છે. આ રીત હાથે કરી કાળના મ્હોં ભણી ધસડાવવા જેવી નથી લાગતી !

નાનાં બુલકાંને ખુશ કરવા કે રડતાં બચાવવા ઘણા માતાપિતાઓ ચવાણું ખવડાવવાની ટેવ પાડે છે. આમાં ઘણા બાળકો નાનપણમાંજ કાળનો ભોગ થઇ પડે છે, અને જે બાળકો મ્હોટા થાય છે તેઓ મ્હોટી વયે નાનપણની જંતુવાળી અને ગંદી વસ્તુઓ ખાવાની સ્મૃતિ અને દઢ થયેલી ટેવને વધુને વધુ દઢ કરતા જાય છે, -કાળના મ્હોં ભણી જરા પણ ખમચાયા વિના દોડયા જાય છે

આના ઉપાય તરીકે માતાઓ નાના બુલકાંઓને બજારૂ ખાદ્ય પદાર્થો ખાવાની ટેવ ના પાડે તે ઇચ્છવા જોગ છે.

---

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

૧. ભેટ : સૌ. કાન્તાબ્હેન વરજીવનદાસ સરૈયા તરફથી તેમના સ્વ. પુત્રી બ્હેન રમાવતીના સ્મરણાર્થે મંડળના હુન્નર-ઉદ્યોગ ખાતામાં એક સીવવાનો સંચો અને એક સ્ટેન્ડ કુલ રૂ ૧૫૬)ના ભેટ મળ્યા છે. આ મદદ માટે મંડળ તેમનો ઘણો આભાર માને છે.

૨. લાઇફ મેમ્બર : સૌ. કાન્તાબ્હેન સુંદરલાલ ખીમચંદ રૂ. ૧૫૦) ભરી મંડળના લાઇફ મેમ્બર થયાં છે.



# કોણ જીત્યું ?

લેખક : શ્રી શારદાપ્રસાદ વર્મા

દરિયા પારના દેશની વાત છે, કંઈક વર્ષો પહેલાની, એ તલવારના જમાનાની. ત્યારે વીરતા માનવો જીતવા ને મારવામાં મનાતી. પાડોશના રાજ્યને જીતી, ત્હેનાં ગામો લૂંટી, ત્હેની પ્રજાને જે વધુ રંજાડે તે પ્રબલ ને પરાક્રમી ગણાતો. એક બીજાને પરતંત્ર કરવાની હરીફાઈઓ જાણે રમાતી. એ માટે યુદ્ધખેલન વખતોવખત થતાં કેટલાક જવાંમર્દોને એ વિના ચેન જ ન પડતું એ યુગની આ વાત છે વર્ષો પ્હેલાંની કંઈ નહીં તો પાંચસો વર્ષનાં વ્હાણાં વાયાં

એ ડ્યુક પ્રબળને પરાક્રમી ગણાતો. જેવો પરાક્રમી તેવો પ્રતાપી મનાતો જેવો પ્રતાપી તેવો ક્રોધી હતો જેવો ક્રોધી તેવો ક્રૂર ને દયાહીન.

દેશદેશ જીતવાનો જાણે એનો સંકલ્પ. એક દેશ જીતે ને લૂંટે અને બીજા પર આક્રમણ કરે લોક તો એનું નામ સાંભળે અને ધ્રૂજે, બાળકો તો રડતાં યે રહી જાય. એવો તો એના નામનો જ ત્રાસ

ઇ. સ. ૧૪૭૬માં એણે નાન્સી નગરને ઘેરો ઘાલ્યો. નાન્સીનો નૃપતિ સો સો સમરાંગણમાં ઘૂમેલો, વીરતાની મૂર્તિ સમો હતો એની જુવાનીમાં એ સાવજશો ત્રાડતો. પણ આજે એ વૃદ્ધ થયો હતો. જીવનને આરે આવી રહ્યો હતો રાજકુટુંબમાં યે કોઈ હતું જ નહીં, સિવાય એની એક માત્ર પુત્રી પણ એ પુરુષોને શરમાવે એવી વીરાંગના હતી એનું રાજ ન્હાનું હતું પણ સ્વાધીન હતું. રાજ્યમાં વસ્તી થોડી હતી પણ લોકો સ્વતંત્ર હતા ને સ્વતંત્રતા માટે મરી ફીટવા તૈયાર હતા



એ ડ્યુકે ઘેરો ઘાલ્યો. નાન્સીનું મહાજન અને રાજપુરુષો રાજમહાલયે મંત્રણાએ મળ્યા ને નિશ્ચય કરી લીધો નાન્સીના સમસ્ત જનસમૂહે ડ્યૂકનો સામનો કર્યો એ વૃદ્ધ નૃપતિના હાથમાં તલવાર આવતાં જુવાનનું જોર ફરકવા મંડ્યું એણે સરદારી લીધી ને કોટને કાંગરે કાંગરે ઘૂમવા લાગ્યો.

એની વીરાંગના પુત્રીએ સ્ત્રીઓનું સંગઠન કર્યું. સશક્ત સ્ત્રીઓને કોટની મરામતમાં, હથિયાર પહોંચાડવામાં, શસ્ત્રો સજ્જ કરવામાં કામે લગાડી દીધી. વૃદ્ધાઓને પણ આજે પોતાનું નગર સ્વતંત્ર રાખવું હતું. એ પણ કામે લાગી ઘાય–ઘવાયેલાઓની સારવારમાં.

આમ સૌ કોઈ આબાલવૃદ્ધ–પોતપોતાનું નિત્યનૈમિત્તિક કાર્ય છોડી, એ કામે લાગી ગયાં–સ્વદેશને સ્વતંત્ર રાખવાને. વેપારીઓએ વેપાર છોડ્યા, વિદ્યાર્થીઓએ અભ્યાસ છોડ્યો, સુંદરીઓએ વિલાસ તજ્યા. બસ, સૌને એક જ તમન્ના લાગી રહી હતી, સ્વદેશને પરતંત્ર થવા ન દેવાની

શત્રુ પક્ષે કશી આશા નહોતી રાખી. એણે તો મહીના છઠ્ઠા ભાગમાં નાન્સી સર કરવું ધાર્યું હતું. પણ આ તો લોઢાના ચણા ચાવવા પડ્યા. એની વ્યૂહરચનાઓ એક પછી એક નિષ્ફળ જવા લાગી. એના રણબાંકુરા યોદ્ધાઓ પડવા લાગ્યા. ને જ્યાં જાય ત્યાં જીત મેળવનાર ડ્યૂકને સખીને રહેવું પડ્યું.

આ જંગરસીનો ડ્યૂક, જે રાજ્ય જીતતાં, લૂંટમાં જ આનંદ માનતો. શત્રુના સૈનિક અસૈનિક સૌને ક્રૂર દંડ દેવામાંજ વિજયની સાર્થકતા આંકતો અને પોતાની

પછાડી ભય, ત્રાસ અને શત્રુના નામ નિશાનનોયે નાશ મેલી જતા તે ડ્યૂકે કહાવ્યું કે " સંધિ કરવામાં આવશે તો કોઇનો વાળ વાંકો નહીં થશે. સમગ્ર પ્રજાજનો સાથ નિર્વૈર વર્તન રાખવામાં આવશે. "

નાન્સીનાં નગરજનો આશ્ચર્ય પામ્યા. શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. નગરચોકમાં નૃપતિએ પોતપોતાના અભિપ્રાય જણાવવા મહાજનોની સભા મેળવી.

પણ નાન્સીનો નૃપતિ જેવો બહાદુર હતો તેવો ઠરેલ મુત્સદ્દી પણ હતો એણે જોયું કે શત્રુ અત્યારે નબળો થયેલો છે. એને પરાસ્ત પમાડ્યા વિના જવા દેવો એ એને ફરીથી ન્હોતરવા જેવું છે. અને જો ફરીથી એ હલ્લો લાવે તો નાન્સી ટકી નહીં શકે એમ એણે વિચાર્યું ને ભરસભામાં ઉચ્ચાર્યું " મ્હને સૈનિકો જીવતો દફનાવી દેશે તોયે આ સંધિ કબૂલ કરનાર નથી. અત્યારે સંધિ હોય શકેજ નહીં "

નગરજનોને આ વેણ બાણ જેવા લાગ્યા. બેવડા ઉત્સાહથી મોરચા માંડવાની તૈયારી કરવામાં ગૂથાયા. અત્યાર સુધી અજેય ગણાતા ડ્યૂક ઓફ બર્ગંડીનું સંધિકરણ પાછું વાળ્યું.

સંધિપ્રસ્તાવ પાછો ફર્યો ને ડ્યૂક લાલચોળ થઇ ગયો કદી કોઇ ડ્યૂકનો વેણ ઉઠાપી શક્યુંજ નહીં, શું શત્રુ કે મિત્રઃ સૌ કોઇ પડ્યો બોલ ઝીલતા ને આ ન્હાનું શું નગર ! ને આ એનો બુઢ્ઢો ખખ ઠાકોર ! શું એનું સન્ધિકહેણ પાછું ઠેલે ? એનો ક્રોધાગ્નિ પ્રજ્વળી ઉઠ્યો. એની આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા એણે નિશ્ચય કર્યો નગર તારાજ કરીનેજ પાછા વળવાનો એની વિપુલ સેનાએ હલ્લા પર હલ્લા કરવા માંડ્યા. ડ્યૂકે નવું સૈન્ય, નવાં શસ્ત્રો બર્ગંડીથી મંગાવ્યાં. આ નવી થતી જતી ભરતી રહામું ઘેરાયલા નાન્સી જનો ક્યાં સુધી ટકી શકે ? ખાદ્યા ખોરાકી ખૂટી, કોટ તૂટ્યો. દુર્જય યોદ્ધાએ એક પછી એક ખરવા લાગ્યા. નાન્સી પડ્યું.

ડ્યૂક અપમાનનો બદલો વ્યાજ સાથ લેવા નગરમાં પેઠો. ચારેકાર એ વૃદ્ધ ઠાકોરની શોધમાં ફર્યો. મહેલ, કીલ્લો અને કોટ ફુંદી વળ્યો. એ ધુંવા-ધુવા થતો નગરના ખૂણે ખૂણે ભમી વળ્યો પણ એનો પત્તો જ ન લાગ્યો. ડ્યૂકે હવે નગરનો ક્રૂરમાં ક્રૂર રીતે નાશ કરવાનું નક્કી કર્યું.

ડ્યૂકે નગરજનોની સભા બોલાવી જાહેર કર્યું કે જે નાન્સીના ઠાકોરને પકડી આપશે તેને મ્હોં માગ્યું ઇનામ આપવામાં આવશે, પણ જો એનો પત્તો કોઇ નહીં આપે તો આખું નગર ને નગર તારાજ કરવામાં આવશે, ન રહેશે એનું નામ કે નિશાન પણ એ પ્રજાજનમાંથી ન કોઇ હાલ્યું કે ચાલ્યું. ડ્યૂકની મુખમુદ્રા પર ક્રોધની રેખાઓ તરવરવા લાગી ત્યાં એક વૃદ્ધ આગળ આવ્યો ને બોલ્યો, " ડ્યૂક સાહેબ, આપ ખાત્રી આપશો કે નગરજનમાંથી કોઇને કશી આંચ નહીં આવે તો નાન્સીના મહારાજનો પત્તો મેળવી આપવા હું તૈયાર છું. "

આ વૃદ્ધ નાગરિક નાન્સીનો નૃપતિજ હતો. નગરનો નાશ અટકાવવાને એ પ્રજાજનો સાથ ભળી ગયો હતો ને પ્રજાજનો પણ જીવમાં જીવ હોય ત્યાં સુધી એનો વાંકો વાળ થવા દેવા તૈયાર ન્હોતા. ચતુર રાજા ચેતી ગયો. આ તક છે એમ એણે જોયું અને આત્મ સમર્પણથી નગર બચાવવા ખાત્રી મળે તો પોતે છતો થવા તૈયાર થઇ ઉભો.

ડ્યૂક એવું કંઇ કરવા તૈયાર નહતો. એને તો આખા નગરનો ક્રૂરમાં ક્રૂર રીતે નાશ કરી નાખવો બેસાડ્યો હતો. એને સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ સૌને એકઠાં કર્યાં ને હારદોર ઉભા રાખ્યા. એ હારમાંથી દરેક દશમા જનને દેહાંત કરવાનો હુકમ ફરમાવી એ શિબીરમાં ચાલ્યો ગયો

એક કતારમાં નગરના સૌ પરિજનો ઉભા. સ્ત્રીપુરૂષ, પિતા-માતા-પુત્ર, ભાઇબ્હેન, નવવધુઓ ને ન્હેના કોડીલા કંથઃ સૌ કોઇ

મોતને ભેટવા તૈયાર થઇ રહ્યાં. કોણ પ્હેલુ જાય છે એજ જોવાનું રહ્યુ.

સૌથી મોખરે પહેલેથી અગ્નના દફમો ડ્યૂક જ આવી રહેતો હતો. એની જોડે જ એની પુત્રી ઉભી હતી. એને એ ક્યાં ઉભો હતો એનું ભાન જ નહોતુ. એની આંખો આભને જોતી ઉંડી ઉંડી ઉતરતી હતી. એના ભર્યાં સંકોચાયલાં હતાં કોઇ પણ ઉપાયે પ્રજાને બચાવા સિવાય એની ચિંતાજ એને થતી હતી પણ એની પુત્રીએ આ જોયુ. એનું પિતા વત્સલ હૃદય પિતાને બચાવી લેવા તરફડ્યુ. એની બુદ્ધિને લાગ્યુ કે જ્યાં સુધી ઠાકોર જીવે છે ત્યાં સુધી કદાચ પ્રજાજનોનુ રક્ષણ થઇ શકે કુનતો માણસ તણખલુ ઝાલે તેમ અફસરની આંખ ચૂકાવી પિતાને ખસેડી, ત્હેને સ્થાને ઉભી. પિતાને જરા ભાન આવ્યુ અને પોતાનાં વચન સરખાનો પણ તુરત અમલ કરવાને ટેવાયેલા મહારાજાએ પુત્રીને તુરત પોતાની જગ્યાએ જવા ફરમાવ્યુ. પણ પુત્રી ન ખસી તુરત એણે પુત્રીને પકડી ખસેડવા પ્રયત્ન કર્યો, દંડ દેવાની તૈયારી કરતા અફસરે આ જોયુ. અને નિયમન Order જાળવવા પિતા પુત્રી પાસે આવ્યો. પુત્રીએ કહ્યુ. " હુ અહીં છુ, મ્હારીજ આ દશમી જગ્યા છે. " આ સાંભળી પિતાને સહસા ભાન થયુ, એ પરિસ્થિતિને સમજી ગયો. એણે કહ્યુ, " એ છોકરીએજ મ્હને ખસેડયો છે, હુ જ દશમો છુ. "

આ વાત એવી રીતે બની, આ રકઝક એવી ચાલી—અવિચલ પ્રગાઢ પિતૃભક્તિ અને સુદૃઢ અપત્ય સ્નેહ—એ બે મૂર્તિમંત ભાવો વચ્ચે જાણે હરિફાઇ ન હોય ! ડ્યૂકનો કર્મચારી પણ આ જોઈ મૂઝાણો. એનાથી નિર્ણય ન થઇ શક્યો કે આ બેમાંથી દશમુ કોણ ? આ બેમાંથી કોને પ્હેલાં દેહાંત દેવા ? આ નિર્ણય વિના એનાથી હુકમનો અમલ પણ કેવી રીતે થઇ શકે ? આથી એ બન્નેને એ ડ્યૂક પાસે લઇ ગયો, ને હકીકત રજુ કરી એ કર્મચારી પોતાની હકીકત રજુ કરતો હતો ત્યારે કે ત્યાર પછી ડ્યૂક પાસ કેફીયત રજુ કરતા બન્ને જણા એક સાથે કહેવા ગડી પડયા. કોઇ એક સાધારણ નગરજનની જેમ આ વાતનો ફૈંસલો પોતાની તરફેણમાં લાવવા ક્ષુલ્લક પ્રયત્ન કરવા લાગ્યા એ નૃપતિ કે રાજકુવરી આજ રાજપ્રતિષ્ઠા ભૂલી ગયા હતા—સર્વ સાધારણ વાત્સલ્ય ભાવમાં

અને એ ક્રૂર નિર્દયી ડ્યૂક પણ નિર્ણય ન કરી શક્યો. એનો અત્યાચારી આત્મા, આ આત્મત્યાગ માટેનો ઝગડો જોઇ પીગળવા માંડયો, એનુ મન મીણની જેમ પીગળીનુ ગયું, એની આંખમાં એ રસ ઉભરાઇને આવતો દેખાયો સહસા એ ઉઠી, શીવિરના અંદરના ભાગમાં ચાલ્યો ગયો. એને થયુ સદૈવ રાજખટપટ અને મુત્સદ્દીગીરી અને યુદ્ધ ખેલનમાં જીવનનુ સાર્થક કરતા રાજકુટુંબમાં યે આટલો સ્નેહ, આટલુ સ્વાપણું, હોય તો, સાધારણ પ્રજાજન કેવા હશે !

જે યુદ્ધથી ન થયુ, વીરોના શોણીત વહેવડાવ્યે, એક એકના મુંડા કાપ્યે ન થયુ, તે હાયપનટો આત્મસમર્પણ ને સ્નેહની સૌરભે થયો એણે સુલેહ ને સમાધાનીનો પડો વજડાવ્યો. પ્રજાજનોને સ્વસ્થાને જવા દેવા અને નગરમાં ફરી અત્યાચાર ન થાય એ માટે અમલદારો પર હુકમ છોડવા મિત્રતાના કોલકરાર થયા, ને યથોચિત સમયે ડ્યૂક નાન્સી નગર છોડી ચાલ્યો ગયો.

એ ડ્યૂક પાછો ફર્યો વિજય કરીને ? નાન્સી પરતંત્ર થયુ નહી છતાં સંધિ અને વિગ્રહમાં ડ્યૂકને સાથ આપવા, ડ્યૂકનુ કહેણુ આવતા સ્વીકારવા તો તૈયાર થયુ હતુ છતાં એનો વિજય થયો ?

એ તો આવ્યો હતો એની નાન્સી જીતવા, એનાં ધનધાન્યને સમૃદ્ધિ લૂંટી જવા —એ લૂંટી પણ જઈ શક્યો હોત, મનમાનતો અત્યાચાર પણ કરી શક્યો હોત, પણ એ પ્રબલ આત્મબલિદાન સમક્ષ એની નિર્દયતા અવનત મસ્તક થઇ પડી. પ્હેલીવાર એ આ રીતે પાછો ફર્યો.

ત્યારે કોણ જીત્યુ ?

---

## દેશને વધુ લાભ કોણ કરી શકે ?

# ધનવાન કે વિદ્વાન ?*

લેખિકા : શ્રીમતી શાન્તા ન્હાનાભાઇ વ્યાસ

દેશને ધનવાન્ અને વિદ્વાન્ ઉભયમાંથી વધુ લાભકારક કોણુ છે એ નિર્ણય ઉપર આવતા પહેલાં બંને શબ્દોના અર્થ જાણુવાની જરૂર છે. ધનવાન એટલે પૈસાવાળો અગર મુડીવાદી. અને વિદ્વાન્ એટલે જાણુકાર, નહિ કે વિશ્વવિદ્યાલયની લાંબી પદવીઓ ધારણુ કરનાર; દેશનો કટોકટીનો સમય સમજી સમયસૂચકતા વાપરી દેશને તારનાર, તે વિદ્વાન્

બેશક બેમાંથી એક સિવાય દેશને મહંતર ચાલી શકે એમ કહેવુ ભૂલ ભરેલું છે. છતાં વધુ આવશ્યકતા વિદ્વાનની છે એ વાત નિર્વિવાદ છે. ઇતિહાસનાં પાનાં ઉકેલશું તો ધનવૈભવને દેશની ખાતર ફના કરનાર વ્યક્તિઓ ઘણી થોડી જણુાશે તેમજ આજની દૃષ્ટિથી વિચાર કરતાં એ લોકો જોડે સરખાવી શકાય એવો દેશનો ઉદ્ધારક ધનિક કોઇ નથી. આજના ધનિકો પૈસાના મદમાં ગરીબો પર પ્રભુતા મેળવવાનો અને મોજમજાહ અને એશઆરામમાં જીવન ગાળવાનો પ્રભુના ઘરનો તેમનો એક હથ્થુ હક્ક ( Monopoly ) છે, એમ માને છે. દેશનાં દુઃખોની અને ટળવળતા ગરીબ દેશીઓની એમને કશી પડી નથી; જેમનું ગૌરવ દેશીઓનેજ રંસનાર પ્રજાની ખુશામત કરવામાં સમાયલું છે, એવા આધુનિક યુગના ધનિકો તો કેવળ દેશને નિરૂપયોગી છે.

ક્ષત્રિયકુળનું ગૌરવ હૃદયમાં ધારણુ કરી, મહાન, મોગલ સમ્રાટ્ અકબરને શરણે નહિ થનાર વીર પ્રતાપને અને ચિતોડની ભૂમિને યવનોના હાથમાંથી કાયમને માટે મુક્ત કરવાને પોતાની અઢળક લક્ષ્મી પ્રતાપને ચરણે ધરનાર ભામાશા જેવા ધનિકો દેશનો ઉદ્ધાર કરી શકે. દેશને આવા ધનિકોની પળે પળે જરૂર છે.

રશિયાની પ્રજાનો ભૂખમરો જોઇ મહાત્મા ટોલ્સ્ટોય પોતાની અમીરીને ઠોકર મારી સ્વેચ્છાથી ભીખારી બન્યો હતો આજના શ્રીમંતોના માનસમાં આવા પુરૂષોને સ્થાન નથી. પરોપકાર પણુ કેવળ મોટાઇને ખાતર કરનાર આજના ધનિકો ગરીબોને જીવનમાં દાન દેતા મહર્ષિ ટોલ્સ્ટોયના આત્મભોગમાં રહેલા આનંદને કલ્પી પણુ નહિ શકે, તો અનુભવી ક્યાંથીજ શકે ? ઉંડા ઉતરી વિચાર કરતાં માલમ પડે છે કે એણે આખા જગતનો આત્મા જાગૃત કર્યો દુનિયાની ઇષ્ટ અને અનિષ્ટ મોજ મજાહમાં અહોનિશ આળોટનાર શ્રીમંતોને હજારોના ભૂખમરાનું અને તેની પાછળ રહેલા અન્યાયોનું ભાન કરાવ્યુ. દેશને ખાતર ફકીરી ધારણુ કરનાર આવો કોઇ ધનિક દેશનો ઉદ્ધારક થઇ શકે. ભૂખે મરતાં અને ગરીબીનાં અસહ્ય દુઃખોથી લુટાયેલાઓને જોતા માત્રમાં પણુ જેઓ પાપ

---

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી સ્વ જયાવતી દુર્લભરાય સ્મારક લેખો નિબન્ધની હરિફાઇમાં રા ૩૦નું પહેલું ઇનામ મેળવનારો નિબંધ

માને છે, જેમને સમાજને બોજારૂપ ગણવામાં પોતે અમમલ્ય લાભ ભજવે છે, એવા ધનિકો દેશને ખાતર શુ કરી શકે ?

ઉપરોક્ત ઉભય પુરૂષો ભૂતકાળમાં થઇ ગયા છે જ્યારે આજના જમાનામાં એવા કોઇ પણ ધનિકનો વિચાર કરીશુ તો તે ભારતનુ જીવંત જવાહીર સ્વર્ગસ્થ મોતીલાલજીના એકના એક પુત્ર પંડિત જવાહીરલાલ નહેરૂ છે રાજકુવરોને પણ ઇર્ષ્યા આવે એવા વૈભવને ઠોકર મારી પોતાની સંપત્તિનુ દેશહિતની વેદી ઉપર બળિદાન દેનાર એ ભારતના શુભેચ્છક ધનિકને હજારો ધન્યવાદ છે પોતાના દરજ્જાને સદંતર ભૂલી જઈ સ્વેચ્છાથી કારાવાસના ત્રીજા વર્ગમાં વાસ કરી જગતને સમાનતાનો પાઠ પઢાવનાર એ અમીર ખરેખર દેશનો સાચો ઉદ્ધારક છે નેતા તરીકેનો પોતાનો દાવો છોડી એક સાધારણ કેદીની માફક પોતાને સમજનાર એ લક્ષ્મીની અનેરી લીલાને અપવાદરૂપ માત્ર એજ એક વીર આજે ધનિક ઉદ્ધારક તરીકે દેશને આંગળી પર ગણવાલાયક છે.

ઉપરોક્ત ધનિકો સિવાય આજના દેશી રાજ્યોથી કહેવાતા મુડીવાદીઓ સુધી દેશના દુ:ખે કોઇ દાઝતુ નથી અમલદારો જોડે ખાણાના મેળાવડા કરી, નાચ ગાનના જલસા કરી, અગર ગવર્નર કે વાઇસરાય સાહેબ અને તેમના ધર્મપત્ની જોડે હસ્તધૂનન કરી ખુશામત અને પૈસાને જોગે માન અકરામની નોંધમા પોતાનુ નામ લાવવુ એજ એમના જીવનનો મુદ્રાલેખ છે અને એમની ગણત્રીમા એ ગોરી લલનાને ખાતર રૂપીયા પીસ્તાળીસ લાખનુ પાણી કરનાર હરીસીંગ જેવા ધનિકો તરફથી દેશોદ્ધારની આશા રાખવી એ આકાશ કુસુમવત્ છે જે લક્ષ્મીનો વ્યય અસ્થાને થાય છે તે લક્ષ્મીજ નથી. અને એવો વ્યય કરનાર પોતે ભલે ગર્વ માને છતા તે કપાળનો કમાળ છે. પછી દેશોદ્ધારની તેના તરફથી આશા શી રીતે હોય ?

ધનનો સદુપયોગ કરાવનાર વિદ્વાનોજ છે. ગમે તેટલી મત્તા અને લક્ષ્મી છતાં ગમે તેવા મહીપતિને પણ વિદ્વાન સલાહકારની જરૂર પડે છે જગતમાં લક્ષ્મીને અંગે જે કંઇ અનર્થ થયા છે, તેનુ મુખ્ય કારણ એજ છે કે તે અજ્ઞાની માણસોના હાથમા છે જ્યારે દેશની લાગણી કોઇ અમુકજ દિશા તરફ વહી જતી હોય ત્યારે તેને લક્ષ્મીની લાલચ ને અસર નથી કરતી તે કોઇ વિદ્વાન ફકીરનું જીવન વૃત્તાંત ખડુ કરતાં સહેજમાં થઇ જાય છે

હવે દેશહિતમા વિદ્વાનોએ શું ભાગ ભજવ્યો અને ભજવે છે એનો ઐતિહાસિક દ્દષ્ટિથી વિચાર કરીએ પ્રથમ તો આપણે ભૂતકાળનો સમય જોતાં જ્યારે વર્તમાન પર નજર નાખીએ છીએ, ત્યારે સ્પષ્ટ દેખાય છે, કે અર્વાચીન જગત જે દેખાય છે તે સ્વરૂપમા એને લાવનાર, અને પ્રાચીન અને અર્વાચીનમાં જે ભેદ નજરે પડે છે, તે ઉપસ્થિત કરનાર કેવળ વિદ્વાનોજ છે. વિદ્વાનોની વિચારશક્તિ અને કલમથી જગતને જે લાભો થયા છે, તે આખા જગતની લક્ષ્મીથી પણ થવા દુર્લભ છે દેશના ઉપર હરેક પ્રકારની આફતો આવે છે જે ધાર્મિક આર્થિક પરતંત્રતા, વિગેરે આ બધામાથી દેશને વિદ્વાનોએજ તાર્યો છે, એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે

ધાર્મિક આફતનુ દ્દષ્ટાંત લેશુ તો માલમ પડશે કે જ્યારે યુરોપમાં પોતાની સમર્થ સત્તા હતી, લોકો પુરા કેળવાયલા પણ ન હતા, ત્યારે આડેમાર્ગે તેમને દોરી જઇ, મુક્તિપત્ર જેવા મનાવટી સાધનોથી ધર્મને નામે લોકોની લક્ષ્મીને ધોળે દિવસે લૂટનાર, એ પોતાની સામે થનાર યુરોપમાં એકજ નર હતો. તે

હતો માત્ર જર્મનીનો વિદ્વાન મારટીન લ્યૂથર, જેણે પોપની સામે ઝુંબેશ ઉઠાવી, યુરોપખંડમાં ક્રાન્તિ કરી અને અનેક ધાર્મિક સુધારા કરી, પોતાની સર્વોપરી સત્તાને જમીન દોસ્ત કરી, પ્રજાની ધર્મને નામે લૂંટાતી લક્ષ્મીને બચાવી. એ ક્રાન્તિ સાધારણ ન હતી. એ ધાર્મિક પરિવર્તનથી ( Reformation ) યુરોપના ઇતિહાસમાં ધાર્મિક સ્વાતંત્ર્યનો નવીન યુગ પ્રવર્ત્યો તે ઇતિહાસને પાને મોજુદ છે

મોગલ સમ્રાટ ઔરંગઝેબના ધર્માંધપણાના પરિણામે જ્યારે સત્તરમીસદીમાં પૃથ્વીના પટ પરથી હિંદુ ધર્મ નાબુદ થવાનો સમય આવ્યો હતો ત્યારે એ આફતમાંથી દેશની મુક્તિ ધનથી ન થઇ. બેશક એ આફતમાંથી દેશને ઉગારનાર હિંદુધર્મનો રક્ષક ફિરસ્તારૂપ શિવાજી હતો છતાં શિવાજીમાં એ સંસ્કાર પાડનાર અને મરાઠા જેવી પ્રજામાં ચૈતન્ય રેડી તેમને શિવાજીને પડખે ઉભા રાખનાર એ વિદ્વાન તુકારામ અને રામદાસ સ્વામી હતા. ઔરંગઝેબ પ્રત્યેનો તિરસ્કાર શિવાજી અને અન્ય મરાઠાઓમાં આટલે દરજ્જે જાગ્યો હતો કે કેમ તે પ્રશ્ન છે. અને સમય જતાં બસો વર્ષથી જડ ઘાલી જમેલી મુગલ સલ્તનત રૂપ ઇમારતના પાયા એણે કંપાવીને ઢીલા કરી નાખ્યા. વિદ્વાનો અમે તે સંજોગોમાં અન્યને ઇચ્છિત માર્ગે પોતાની વાણી અને લેખિનીદ્વારા દોરી જાય છે. અને તેથીજ સીધી અગર આડકતરી રીતે જગતમાં જે જે આવકાર લાયક ક્રાન્તિ થઇ છે, તે વિદ્વાનોને આભારી છે.

ઇંગ્લાંડના ઇતિહાસમાં દક્ષિણ મહાસાગરના પરપોટાથી ( The Southsea Bubble Company ) દેશ પર ભયંકર આર્થિક આફત આવી પડી. આ આફતમાં શ્રીમંતો પોતાના પૈસાની શી રીતે વ્યવસ્થા કરવી એજ વિચારમાં હતા. ખૂદ ઇંગ્લાંડની સરકાર પણ દેશની થતી પાયમાલી જોઇ ગભરાઇ, એ વખતે એક સાધારણ જમીનદાર છતાં મહાન્ અર્થશાસ્ત્રી રોબર્ટ વોલપોલ દેશની વારે ધાયો. વડો પ્રધાન બની પોતાના સઘળા પ્રયાસથી તેણે દેશને કેટલેક અંશે તત્કાળ મુક્ત કર્યો એટલુંજ નહિ પણ એકવીસ વરસના પોતાના હોદ્દા દરમ્યાન કાયમને માટે દેશને સારી આર્થિક સ્થિતિમાં મૂક્યો.

ઝારશાહી અને મુડીવાદના સંયુક્ત બોજા નીચે કચરાતો રશિયા, આજના રશિયા કરતાં જુદો જ હતો અને એને આજની પરિસ્થિતિમાં લાવનાર નહેર તેથી એ આગળ ધપાવનાર શું કોઇ ધનિક હતો ? નહિ એ હતો મહાત્મા લેનીન ( Lenin ) જેણે પોતાની વિદ્વત્તાથી દેશમાં ક્રાન્તિ કરી અને કચરાયલી પ્રજાના હૃદયમાં સ્વમાનના અંકુરો ફોડયા. લેનીન ગયો છતાં લેનીનવાદ હજી એના અસ્તિત્વના અને વિદ્વત્તાના કીર્તિસ્તંભ રૂપે આજે પણ રશિયામાં જીવંત છે; અને તેનાથી યુરોપની કોઇ પણ પ્રજા આજે પણ ડરે છે.

અને શીનફીનથી આયર્લેન્ડનો ઉદ્ધાર કરવાનું શરૂ કરી આજે પણ બ્રિટિશ સલ્તનત સામે સામી છાતીથી આયર્લેન્ડની પ્રજાના હક્કોનું રક્ષણ કરવા અને ઉદ્ધાર કરવા અહોનિશ તત્પર રહેનાર એ ડી'વેલેરા; રશિયામાં જે ચૈતન્ય લેનીને પ્રગટાવ્યું તેજ આયર્લેન્ડમાં ડીવેલેરાએ પ્રગટાવ્યું.

ઉપરાંત રાજ્યના અમલ જુલમોથી ત્રાહિ ત્રાહિ કરતી ફ્રાન્સની પ્રજાને ઉગારનાર ન હતો કોઇ ધનવાન. પરંતુ મહાન જાગતો જગાડી ફ્રાન્સની રાજ્યક્રાન્તિથી પ્રજાને જુલમથી મુક્ત કરનાર એ વિદ્વાન રૂસોની લેખિની હતી. જેના લખાણના પ્રતાપથી ફ્રાન્સની

પ્રજાને પ્રોત્સાહન મળ્યુ, અને રાજ્ય સામે બળવો કરી જુલ્મોથી મુક્તિ મેળવી. આ હૃદયપલટાઓ કદી લક્ષ્મીથી થતા નથી એને માટે વિદ્વાનોનીજ જરૂર છે

આજના હિંદ પર નજર કરીશુ, તો પરદેશી પ્રજાના અમલમાં પરતંત્રતાની બેડીથી ૧૫૦ વરસથી જકડાયલી હિંદી પ્રજાનો ઉદ્ધાર કરવાનુ કોઇ ધનવાને ન આદર્યું. માત્ર એ ચૈતન્ય આજે પ્રગટાવી, તેત્રીસ કરોડની પ્રજાનાં હૃદય પલટાવી પ્રજાને હાકલ કરનાર ભારતી માતાનો પનોતો પુત્ર એક એક મહાન યોગી, યરોડાના કારાવાસની દિવાલો વચ્ચે બિરાજેલો તેત્રિશ કરોડ હિન્દીઓના પ્રાણરૂપ એ કોણ ? મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી વિદ્વાન માણસ, રાજદ્વારી, સામાજીક અને આધ્યાત્મિક જીવનમા જે આદર્શ પથ લઇ શકે છે, તે એ મહાત્માએ દુનિયાની દ્રષ્ટિ સામે મૂકયો જે જ્યોત પ્રગટાવવાને સેંકડો વરસો લાગે તે ટુંક સમયમાં એણે પ્રગટાવી

જગતને અહિંસાનો પાઠ પઢાવી સત્ય બળથી ગમે તેને પળમાં વશ કરનાર નોકરશાહીના હાથ એણે હેઠા પાડયા.છે જગતના તમામ પુરૂષો આજે એનુ અપ્રતિમ વ્યક્તિત્વ એક મતે કબૂલ કરે છે સાધારણ કટિવસ્ત્ર અંગપર વીંટી યહેનશાહ જેવાની સામે એને બેસતાં જોઈ કયા હિંદીનું હૃદય ન ફુલાય ? અને विद्वान सर्वत्र पूज्यते એ કથનનો સાક્ષાત્કાર સંપૂર્ણપણે અહિં થાય છે

એ પણ ચોકખુ જોઇ શકાય છે, કે જ્યારે સલાહનો કોઇ પણ પ્રસંગ આવે ત્યારે કોઇ ધનિક કામ આવતો નથી. અને છેવટ એ ભારતના ઉદ્ધારક વિના નોકરશાહીના સઘળા પ્રયત્નો નિષ્ફળ જાય છે કારણ કે ધનવાનને દોરનાર વિદ્વાનજ હોય, અને ધનિક જો વિદ્વાનની ઇચ્છા મુજબ દોરાય તો કર્મ નવિન જ કરી શકે છતાં લક્ષ્મી અને સરસ્વતીનાં સ્થાન હમેશાં જુદાં હોય છે. એટલે ઉભયનો પરસ્પર સંમેલ મુશ્કેલ હોય છે, કેમકે ધનવાન લક્ષ્મીના મદમાં મસ્ત રહે છે, જ્યારે વિદ્વાન વિદ્યાની નમ્રતામા મગ્ન રહે છે

હવે, શાસ્ત્રોનો આશરો લઇશું આપણા ગ્રંથોમાં વિદ્વત્પ્રશંસાના અગણિત દાખલા આ છે, ધનવાન, પ્રશંસાના નથી. જેમકે विद्या राजसु पूजिता न तु धनम् ॥ ગમે તેવા શ્રીમંતોને પણ વિદ્વાનના ચરણમાં ઝુકી પડવુ પડે છે વિદ્યાની મોહની અજબ છે લક્ષ્મીથી પણ જે ધનવાનોને અસાધ્ય છે, તે વિદ્વાનોને પળવારમાં વાણીથી સાધ્ય થઇ પડે છે શ્રીમંતોના ટોળામાં એકજ વિદ્વાન હોય તો હંસ અને બગલાની જેમ તરતજ નજરે દેખાઇ આવે છે લક્ષ્મીને લઇ બાહ્યાડંબરથી પોતાની અધમતા છુપાવવાના શ્રીમંતોના પ્રયાસ તરતજ દેખાઈ આવે છે, જ્યારે वाग् भूषणम् भूषणम् જેને છે એ વિદ્વાન દરિદ્ર હોય છતાં એજ ધનિકોને લોહચુંબક લોહને આકર્ષે છે, તેમ આકર્ષી લે છે તેથીજ ભર્તૃહરીએ વિદ્વાનોની બાબતમાં કહ્યુ છે કે तान् प्रतिमान मुञ्चत नृपा कस्तै सह स्पर्धते । અને જ્યાં વિદ્વાનો દુઃખી હોય ત્યાંના શ્રીમંતો કેટલા વિદ્વાન હોય એ સ્પષ્ટ દેખાય છે કેમકે વિદ્વાનોની દરિદ્રતા એ શ્રીમંતોના અજ્ઞાનપણાની સ્પષ્ટ જાહેર ખબર છે

સામાજીક દ્રષ્ટિથી વિચાર કરીશુ તો સમાજ જીવન હમેશાં પરસ્પરને ઉપયોગી થઇ પરસ્પર આત્મભોગ આપવાના ધોરણ ઉપર રચાયલુ છે. અને એ રીતે ધનવાન અને વિદ્વાન ઉભયમાંથી જે સમાજને વધુ ઉપયોગી થઇ પડે તેજ દેશને વધુ ઉપયોગી છે.

પરસ્પરને ઉપયોગી થવામાંજ સમાજનું બંધારણ સમવાય છે જ્યારે એકજ દેશનો

ગરીબ કે મધ્યમ વર્ગ દુઃખમાં ડુબી ગયો હોય છે, ત્યારે શ્રીમંત વર્ગ લક્ષ્મીના મદમાં તેમના તરફ બેદરકાર રહે છે. (જે સ્થિતિ આજે નજરે દેખાય છે) તેઓ સમાજનું શું ભલું કરી શકે ? અને તેમના તરફથી દેશોદ્ધારની આશા પણ કયાંથી રખાય ? લક્ષ્મીને માથે એ વરદાન છે. સમાજને સાધારણ સ્થિતિમાં ઉપયોગી થઇ પડનાર માણસ ભાગ્યબળે લક્ષ્મી મેળવે તો તરતજ **अन्यः क्षणेन भवति, विचित्रमेतत्** તરતજ ઉપરોક્ત ધનિકોના વર્ગમાં જઇ બેસે છે. ધનવાનને ગરીબો જોડે મળી, તેમનાં દુખો ફેડતાં તો શું, પણ જાણતાં પણ શરમ આવે છે; અને આ વૃત્તિથી તેઓ દેશહિતનું કશું કાર્ય કરી શકતા નથી. કોઇ માણસને, તે દેશબંધુ હોય છતાં, એ સાત છક્કા ખવરાવી મુલાકાત આપવામાંજ પોતે મોટાઈ માને છે. સામા માણસની પરિસ્થિતિનો એને ખ્યાલ સરખો પણ હોતો નથી. સાચો સમાજસેવક જ સાચો દેશસેવક હોય એવા શ્રીમંતો પણ છે, કે લક્ષ્મીની ઘેલછામાં પોતાનો પુત્ર કયે માર્ગે જાય તેની જેને ફીકર નથી, તો દેશની વાતજ ક્યાં રહી ?

અને વિદ્વાનને **विद्या ददाति विनयं** ગમે તેટલો વિદ્વાન હોવા છતાં તે પોતાને પોતાના જ્ઞાનબંધુઓનો સેવક માને છે. તેનામાં એવી સચોટ માન્યતા હોય છે, કે મારા અમુક બંધુઓ કરતાં કુદરતે મને વધુ વિદ્વાન બનાવ્યો એ નહિ કે મિથ્યા બકવાદ, અગર ગર્વ કરવાને માટે, પણ મારાજ પતિત બંધુઓનો ઉદ્ધાર કરવાને માટે. એ વિનય તથા વિવેકબુદ્ધિની મૂર્તિઓને નથી હોતો ગર્વ કે નથી હોતી જગતની ખોટી શરમ. લક્ષ્મી । લાડકવાયાને અને લક્ષ્મીના શત્રુને એ એકજ નજરે જોશે ગરીબ ભિખારી જોડે વાત કરતાં એને શરમ ન આવે, તેતો તેમનાં દુઃખો જાણી ગમે તે પ્રકારે તે દૂર કરવા પ્રયાસ કરશે. તેના જીવનનું ધ્યેય પળે પળે એજ હોય છે, કે મારા જીવનને હું કેટલે દરજ્જે લોકોપયોગી બનાવી શકું. ગમે તેવા શાન્તિ અગર ક્રાન્તિના સમયમાં તે હમેશાં પરહિતના કાર્યને માટેજ કટિબદ્ધ હોય છે પણ આ બધુ સાચા એટલે વિષયની શરૂઆતમાં જણાવેલા વિદ્વાનજ કરી શકે છે. અને નહિ કે આજે સમાજમાં પદવીધર ગણાતા વિશ્વવિદ્યાલયના મહાશયો; જેમાંનો ઘણા સાધારણ ઢબના અને સાધારણ જ્ઞાનના પોતાના બંધુઓ જોડે વાત કરવામાં પણ શરમ સમજે છે !

ધનિકો કરતાં વિદ્વાનોનું સ્થાન ઘણા ઉચ્ચ પ્રકારનું છે. સર્વ રીતે વિચાર કરતાં સ્પષ્ટ દેખાય છે કે ધનિક દેશમાં કઇ પણ હિતના કામો કર્યા નથી. જો કંઇ કરી શક્યા હોય તો તે અપવાદરૂપ ગણવું જોઇએ વિદ્વાનો જીવન પર્યંત પોતાનું સર્વસ્વ દેશને હોમી ગયા છે. અને આજે પણ હોમી રહ્યા છે એજ વિદ્વાનો દેશને ઉદ્ધારી શકે છે. પ્રજાને સમાનતાના પાઠો શીખવી પરસ્પરને ઉપયોગી થતા શીખવે છે. અને તે પ્રજા કાયમને માટે સુખી થાય છે દેશને દોરનાર વિદ્વાન વિના ચાલી શકે તેમ નથી; ભલે ગમે તેટલી સંપત્તિ હોય પણ તે નકામી છે વિદ્વાનની વિદ્યાનું બળ, લક્ષ્મીના બળ કરતા હજારો બલ્કે લાખો દરજ્જે વધારે છે. લાખોની દોલતથી જે ન થાય તે વિદ્વાનોની કલમ કરી શકે છે, અને સમય આવે મહાન સલ્તનતને પણ હતી ન હતી કરી નાખવાની તે શકિત ધરાવે છે

જગતમાં વસ્તુ માત્રને બે બાજુ હોય છે. તે મુજબ ધનિક વર્ગનો બચાવ કરનારાઓ

એવી પણ દલીલો રજુ કરે છે, કે વિદ્વાનોને તમામ પ્રયાસને અંતે લક્ષ્મીની જરૂર પડે છે, આ સત્ય છે. હિંદુ સમાજ કે દેશ હિતનાં કાર્યને માટે અહોનિશ પ્રયાસ કરનાર એક વિદ્વાનને લક્ષ્મીનો સદુપયોગ તેમને કદી સુઝતો નથી, તે તેમને સુઝાડનાર વિદ્વાનોજ છે અને એવાં કોઇ કાર્યમાં વપરાવવાથી જગતમાં આજે લક્ષ્મીની કંઇ કિંમત હોય તો તે વિદ્વાનોને જ આભારી છે. છતાં ધનિકો શુદ્ધ દીલથી એવા કોઇ પણ પ્રયાસને ઉત્તેજન આપે છે એમ માનવું કેવળ ભૂલભરેલું છે આજે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી જે ક્રાન્તિ ફેલાઇ રહી છે, અને એને અંગે કાર્યકર્તાઓને લાખો રૂપીયાની જરૂર પડી, અને પડે છે, તેમાં પણ મધ્યમ વર્ગના માણસોનો જે ફાળો છે તે શ્રીમંતોનો નથી. ઉપરાંત ગરીબ અને મધ્યમ વર્ગના માણસો શુદ્ધ અંતઃકરણથી મદદ કરે છે જ્યારે ધનિકો મોટાઇને ખાતર મદદ કરે છે મહા-કષ્ટે બચાવેલાં પરિકંચિત્ ધનથી થયલું સુવર્ણનું આભુષણ અંગ પરથી ઉતારી આપનાર એક ગરીબ કે મધ્યમ વર્ગના માણ-સના હૃદયમાં જે રાષ્ટ્ર અને સમાજ હિતની ધગશ હોય છે; તે ધનિકોમાં નથી હોતી અને એવી મદદથી રાષ્ટ્રહિતનાં કાર્ય પાર પડતાં નથી માટે ઉપરોક્ત દલીલનું આપ-ખડન થાય છે

લક્ષ્મીથી ઘણાએ અનર્થો આદિકાળથી થતા આવ્યા છે. સત્તાના લોભીઓ એનો લાંચરૂશ્વતમાં ઉપયોગ કરી પોતાની સત્તા મજબુત બનાવી, પોતાના પ્રતિસ્પર્ધિઓને રંજાડવામાં અભિમાન લે છે. મોટાઇને ખાતર અથવા ધાર્મિક દંભ બતાવવાને ખાતર સ્થાન કે અસ્થાનનો વિચાર કર્યા સિવાય કર્ણ જેવા દાનેશ્વરી હોવાનો ઢોંગ કરનાર શ્રીમંતો એ દંભ અને મોટાઇમાં કોઇ એવા અમુક બદમાશ વર્ગને ઉત્તેજન આપે છે કે જેથી ધર્મમાં ભેદરૂ સડો પેસી જવા ઉપરાંત કેટલાક ચારિત્ર્યશીલ અને સ્વધર્મ-પ્રેમી નિર્દોષ સ્ત્રી પુરૂષોના નિષ્કલંક ચારિત્ર્યનાં એ દંભ અને બદમાશીની વેદીઓ ઉપર બલિ-દાન દેવાઇ જાય છે, અને ચારિત્ર્યનો પાયો ડગમગે છે. આમાં અતિશયોક્તિ જેવું કશું નથી અને જ્યારે આવા સડાઓ વધી જાય છે, ત્યારે એ ધર્મપ્રિય નરનારીઓનો ઉદ્ધાર કરવા ખાતર વિદ્વાનો જ, એ હરામનું ખાનાર બદમાશોના શત્રુ થઇ તેમની વારે ધાય છે ધનિકોનાં ધનથી ધર્મને નામે ધતીંગ માંડી ધર્મગુરૂઓનાં સ્વાંગ લઇ ચારિત્ર્યહિન ગુરૂઓ શું કરતા ? જેનો એક તાજો દાખલો હાલ મોજુદ છે ભારતનું આ અધઃપતન આ માર્ગમાં થતાં લક્ષ્મીના વ્યયને અને તેનાથી એશઆરામ કરતા આવા ગુરૂઓનેજ આભારી છે આવી રીતે લક્ષ્મીનો વ્યય થતો અટકે તો આવા લેભાગુ ગુરૂઓની રોજી જતાં તેઓ જીવનને સાચે પંથે વળે અને સમાજહિત સચવાય.

ઉપરોક્ત કોટિના જે વિદ્વાનો છે એમનાં હૃદય ભાવભીનાં હોય છે પારકાનું દુઃખ પોતાનું જ સમજી તેને મુક્ત કરવાને સઘળા પ્રયાસો તેઓ કરે છે જ્યારે ધનવાનો મોટે ભાગે હૃદયહીન હોય છે. વિદ્વાનો વિદ્યાના બળથી સમાજની ત્રુટીઓ દુર કરે છે અને સમાજનું ચારિત્ર્ય ઘડે છે, જ્યારે ધનિકો અનર્થની વૃદ્ધિ કરે છે વિદ્વાનો નિઃસ્પૃહ હોઇ ગમે તે સમયે ગમે તે કાર્યને માટે તત્પર જ હોય છે, જ્યારે ધનિકો લક્ષ્મીના મોહ પાશમાં બંધાયલા હોઇ અન્યના હિતનું કશું કાર્ય કરવાને કોઇ પણ જાતનો ભોગ આપી શકતા નથી એટલે દેશને ઉપયોગી શી રીતે હોઇ શકે ?

છેવટે સઘળી બાબતો બાજુ પર મૂકી

ફક્ત ૧૫ વરસનો ભારતનો ઇતિહાસ આ લખતાં અત્યારે જે પરિવર્તન નજરે પડે છે, તેનો 'નિષ્પક્ષપાતપણાથી વિચાર કરીશું' તો ઉભયમાંથી દેશને વધુ કોણ ઉપયોગી છે, તે સ્પષ્ટ દેખાઇ આવશે.

યુગોને અંતે જે પરિવર્તન થાય, એ આવા ટુંક સમયમાં આપણે જોઇએ છીએ. અને ભારતનાં બાળ, યુવાન કે વૃદ્ધોનાં ગુલામીમાંજ આનંદ માનતા હૃદયોમાં એ નવજીવન રેડનાર કોણ ? કોઈ પણ ધનિક નહિ પરંતુ વિદ્વાનો.

વિદ્વાનો મરતાં પણ પોતાના જ્ઞાનનો અને અનુભવનો વારસો પોતાનાં દેશી બધુ-ઓને આપી જાય છે. સૈકાઓ સુધી એમના આદર્શમય જીવન કંઇના જીવનના અંધકારમાં તેજ પ્રગટાવે છે જેમની જીવનની નૌકા ખરાબે ચઢી ગઇ હોય એવા કંઇ માનવોના એ સુકાની થઇ પડે છે અને જે કાર્ય ક્ષેત્રમાં પોતાના જીવન અર્પણ કરી ગયા હોય, તે પ્રસંગ ઉદ્‌ભવતાં દેશીઓનાં ગમે તેવા જડ હૃદયમાં પણ અન્ય લોકમાંથી ચૈતન્ય પ્રગટાવી તેઓ કાયમને માટે અમરજ રહે છે. અને એ નિર્વિવાદ છે કે એ ઉચ્ચોટિના વિદ્વાનો દેશને ધનવાન્ કરતાં હજાર દરજ્જે વધુ ઉપયોગી છે.

---

## સ્વીકાર અને પહોંચ

(૧) પૂર્ણિમા, અંક ૧ થી ૫, તંત્રી શ્રી. ચન્દુલાલ વ્યાસ ( મયૂખ ) ઠણપીર, સુરત (૨) કલામન્દિર અંક ૨૦, ૨૧; તંત્રી શ્રી ભાનુપ્રસાદ વ્યાસ, મુંબઇ (૩) સમાજસેવક અંક ૧; તંત્રી શ્રી રણછોડલાલ ધ જાની, બુરહાનપુર. (૪) યુવકઃ માર્ચઃ તંત્રીઃ શ્રી ચુનીલાલ પુ. શાહ કરજણ. (૫) વિચારક અંક ૨, તંત્રીઃ માણેકલાલ જ જોશી, વડોદરા, (૬) કમરઃ માર્ચ. તંત્રીઃ મહમ્મદ ઉસમાન સુરતવાળા, સુરત; (૭) શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશઃ અંક. ૭, તંત્રી પદમસી દામજી, ખોજા, મુંબઇ. (૮) ઔદિચ્ય જ્યોતિ અંક ૫, તંત્રી શ્રી હરગોવિંદ રેવાશંકર મહેતા, વડોદરા. (૯) કચ્છ સમાચાર અંક ૮-૯, તંત્રી લીલાધર દા શાહ, મુંબઇ. (૧૦) हिन्दीसन्देश અંક ૨-૩. સંપાદક ભીમસેન વિદ્યામંદિર. લાહોર.

ભારતવિખ્યાત ઉપન્યાસસમ્રાટ શ્રી પ્રેમચંદજીના ગબનનો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ૨૬

બરાબર દશ વાગ્યે જાલપા અને દેવીદીન કચેરીએ પહોંચી ગયાં. પ્રેક્ષકોની ભીડ ઘણી હતી. ઉપરની ગેલેરી પણ પ્રેક્ષકોથી સરઘર થઈ ગઈ હતી. કેટલાક લોકો પરસાળમાં અને સામેના મેદાનમાં ઉભા હતા. જાલપા ઉપર ગેલેરીમાં જઈને બેઠી. દેવીદીન પરસાળમાં ઉભો રહ્યો.

ન્યાયાલયમાં જજ સાહેબની એક તરફ સિરસ્તેદાર હતો, અને બીજી બાજુ પોલીસના અમલદારો ખડા હતા. સામે કઠેરાની બહાર, બન્ને પક્ષના વકીલો ઉભા રહીને મુકદમો રજુ થવાની રાહ જોઈ રહ્યા હતા. આરોપીઓની સંખ્યા પંદરથી ઓછી ન હતી. બધા કઠેરાની બાજુએ જમીન ઉપર બેઠા હતા. સર્વના હાથમાં હાથકડીઓ હતી, પગમાં બેડીઓ હતી. કોઈ સૂતા હતા, કોઈ બેઠા હતા; કોઈ પરસ્પર વાત કરી રહ્યા હતા. બે જણ પંજા લડાવી રહ્યા હતા. બેમાં કોઈ વિષય ઉપર ચર્ચા થઈ રહી હતી. સર્વ પ્રસન્નચિત્ત હતા. ગભરાટ, નિરાશા કે ચિંતાનું તેમના ચહેરા ઉપર ચિહ્ન સરખું પણ ન હતું.

અગિયાર વાગતાં મુકદમો શરૂ થયો. પહેલાં કાનૂની વાત થઈ; પછી એક બે પોલીસની જુબાનીઓ લેવાઈ. છેવટે લગભગ બાર વાગ્યે રમાનાથને સાક્ષીઓના પીંજરામાં લાવવામાં આવ્યો. પ્રેક્ષકોમાં જાણે સનસનાટી ફેલાઈ ગઈ. કોઈ તંબોળીની દુકાનેથી પાન ખાતો ખાતો આવ્યો. કોઈએ વર્તમાનપત્ર વાળીને ખિસ્સામાં રાખ્યું અને સર્વ ન્યાયાલયના ઉંબરામાં ભેગા થઈ ગયા.

જાલપા પણ સંભાળીને ઉભી થઈ ગઈ. એક વાર રમાનાથની આંખ ઉંચી થાય અને તે રમાનાથને જુએ એમ જાલપા ઇચ્છતી હતી. પરંતુ રમાનાથ માથું નીચું રાખી રહ્યો હતો કેમ જાણે આપનેય એનો ડરી રહ્યો ન હોય! તેના ચહેરાનો રંગ ઉડી ગયો હતો. કંઈક શરમાયલો, કંઈક ગભરાયલો તે એવી રીતે ઉભો હતો કે જાણે કોઈએ તેને બાંધી રાખ્યો હોય. અને તે ભાગી જવાની રાહ જોઈ રહ્યો હોય! જાલપાનું કલેજું ધક ધક થઈ રહ્યું હતું, કેમ જાણે તેના ભાગ્યનો નિર્ણય થઈ રહ્યો ન હોય!

રમાનાથની જુબાની શરૂ થઈ. પહેલો શબ્દ સાંભળતાંજ જાલપા કંપી ઉઠી. બીજા વાક્યે તેની આંખો ભારે કરી દીધી. ત્રીજા વાક્યે તેના ચહેરાનો રંગ ફિક્કો કરી દીધો અને ચોથું વાક્ય સાંભળતાંજ તેણે એક વાર [illegible] આંખને પાંપણ ઢાળેલી

ખુરશી ઉપર પડી ગઇ. પરંતુ ફરી તેનું દિલ ન માન્યુ. કઠેરા ઉપર નમીને તેણે ફરી તે તરફ કાન ધર્યા. પોલીસે શિખવેલી એજ જુબાની હતી, જેનો આશય તે દેવીદીનને મોઢેથી સાંભળી ચૂકી હતી. અદાલતમાં શાન્તિ છવાઇ ગઇ હતી જાલપાએ કેટલીક વાર ખુખારો કર્યો; કદાચ રમાનાથની આંખો ઉપર ઉંચી જાય; પરંતુ રમાનાથનું માથું તો વધુ નીચું નમી ગયું. તેણે જાલપાના ખુંખારાનો અવાજ ઓળખ્યો કે આત્મ ગ્લાનિનો ભાવ ઉદય પામ્યો તેની ખબર નથી. તેનો સ્વર પણ કાંઇક ધીમો થઇ ગયો.

જાલપાની પાસે બેઠેલી એક સ્ત્રીએ નાક મચકોડી કહ્યું: "મનમાં થાય છે કે આ દુષ્ટને કોઇ ગોળી લગાવી દે આવા આવા સ્વાર્થી પણ આ અભાગી દેશમાં પડયા છે કે જે નોકરી વા થોડાં સરખાં ધનના લોભમાં નિરપરાધીઓના ગળાપર છૂરી ફેરવતાં પણ અચકાતા નથી."

જાલપાએ કાંઇ જવાબ ન આપ્યો.

એક બીજી સ્ત્રી, જેણે આંખે ચશ્મા પહેર્યા હતા, તેણે નિરાશાના ભાવથી કહ્યું; "આ અભાગિયા દેશનો માલેક એક ઇશ્વર જ છે. ગવર્નર પદ તો લાલાને મળવાનું નથીને ! બહુ બહુ તો ક્યાંક કારકુન બની જશે. તેને ખાતર પોતાના આત્માની હત્યા કરી રહ્યા છે કોઇ ખાઉધર, નીચ માણસ હોય એમ લાગે છે. પહેલા નંબરનો છીછરો અને નીચ લાગે છે."

ત્રીજી સ્ત્રીએ ચશ્માવાળીને હસીને પૂછ્યું: "માણસ ફેશનેબલ છે, અને ભણ્યો ગણ્યો લાગે છે. ભલી, તમને એ સોંપવામાં આવે તો શું કરો ?

ચશ્માવાળી સ્ત્રીએ ઉદ્દંડતાથી કહ્યું: "નાક કાપી લઉં, બસ નકટો કરીને છોડી દઉં."

"અને જાણો છો, હું શું કરૂં ?"

"નહિ ! કદાચ ગોળી મારી દો !"

"ના ! ગોળી નહિ મારૂં. ભર બજારમાં ખડો કરીને પાંચસો જૂતા મરાઉં."

"ચદિ પણ લજવાઇ જાય"

"એના ઉપર તને જરા પણ દયા ન આવે ?"

"આ કાંઇ ઓછી દયા છે ? એની પૂરી સજા તો એ છે કે કોઇ ઉંચી પહાડી ઉપરથી તેને નીચે ધકેલી દેવામાં આવે; અને એ મહાશય જો અમેરિકામાં હોત તો એને જીવતો સળગાવી મૂકયો હોત."

એક વૃદ્ધાએ આ યુવતીઓનો તિરસ્કાર કરીને કહ્યું: "નકામી મોઢું શું કામ બગાડી રહી છો ? એ ધૃણાને યોગ્ય નથી, દયાને યોગ્ય છે જોતી નથી ? એનો ચહેરો કેટલો પીળો પડી ગયો છે ? કેમ જાણે કોઇએ એનું ગળુ દબાવી દીધું ન હોય ! પોતાની મા કે બહેનને જુએ તો જરૂર રડી પડે. માણસ દિલનો બુરો નથી પોલીસે ધમકાવીને સિધો કર્યો છે એક એક શબ્દ તેનું હૃદય ચીરી ચીરીને નિકળી રહ્યો છે, તેની ખબર પડે છે ?"

ચશ્માવાળી સ્ત્રીએ વ્યંગ કર્યો: "જ્યારે પગમાં કાંટા વાગે છે ત્યારે આહ નીકળે છે..."

જાલપા હવે ત્યાં રોકાઇ ન શકી. એક એક વાત ચીનગારીની માફક તેના દીલ ઉપર ફફોડા પાડી રહી હતી. તેના મનમાં એમ થતું હતું કે આજ વખતે ઉઠીને કહી દે કે આ મહાશય તદ્દન જુઠું બોલી રહ્યા છે તદ્દન જુઠું; અને એજ વખતે એની સાબીતી પણ આપી દે. એ આવેશને તે પૂરેપૂરાં બળથી દબાવી રહી હતી. તેનુ મન પોતાની કાયરતા ઉપર તેને ધીક્કારી રહ્યું હતું, આ વખતે બધોય વૃત્તાન્ત તે કેમ કહી ન સંભળાવે ? પોલીસ તેની દુશ્મન થઇ

કતાનો આરોપ મૂકવામાં નહિ આવે ! આમ વાત છે જજ સાહેબ પોલીસ કમીશ્નરને જરૂર કહી સંભળાવશે. પછી કાંઇ મુકદમો એની લેવામાં આવે એમ તો નહિ થઇ શકે. એટલુ બનશે કે ભેદ ન ખુલવા પામે કોણ જાણે તને ગિરફતાર કરી લે. જ્યારે કોઇ જુબાની બદલાવા માંડે છે, આ ભેદ ખોલવા તૈયાર થઇ જાય છે ત્યારે પોલીસ-વાળા તેના ઘરવાળાને દબાવે છે. એની માયા અપરમ્પાર છે. ”

જાલપા કંપી ઉઠી. પોતાની ગિરફતારીનો તેને કાંઇ ભય ન હતો. પરંતુ પોલીસવાળા રમાનાથ ઉપર કાંઇ અત્યાચાર તો ન કરે ! એ ભયે તેને કાયર બનાવી દીધી. તેજ સમયે તેને એટલો બધો થાક લાગ્યો કે જાણે કેમ સેંકડો ગાઉની મુસાફરી કરીને આવી ન હોય ! તેનુ બધુંય સત્સાહસ, બરફની જેમ પીગળી ગયુ.

થોડે વધુ દૂર ચાલ્યા બાદ, તેણે દેવીદીનને પૂછ્યું: “ હવે એમની મુલાકાત નહિ થઇ શકે ? ”

દેવીદીને પૂછ્યુ: “ ભાઇની ? ”

“ હા ! ”

“ કોઇ રીતે નહિ પહેરો વધુ સખ્ત કરી દીધો હશે. કદાચ એ બંગલો પણ છોડી દીધો હશે. અને હવે તેમની મુલાકાત થઇ જાય તો પણ શો ફાયદો ? હવે તે કોઇ રીતે પોતાનુ બયાન નહિ બદલી શકે પોલીસની ચુડમાં ફસાઇ જશે ”

થોડે વધુ દૂર જઇને જાલપાએ કહ્યું. “ ઘરે ચાલી જાઉ, એમ વિચાર કરુ છુ. હવે અહીં રહીને પણ શુ કરીશ ? ”

દેવીદીને કરૂણાભરેલી આંખોએ જોઇને કહ્યું· “ નહિ, વહૂ ! હવે હું નહિ જવા દઉ તારા વિના હવે અમારો જીવ અહીં એક પળભર પણ નહિ લાગે બુઢ્ઢી તો રડી રડીને પ્રાણજ આપી દેશે. હાલમાં અહીં રહે. જો તો ખરી, શો ફેંસલો આવે છે ! ભાઇને હું આટલાં બધાં કાચાં દિલનો માણસ સમજતો ન હતો. તમારા લોકોમાં બધા નોકરીને ખાતર જાન આપવા તૈયાર થઇ જાય છે. મને કોઇ સો રૂપીયા આપે તો પણ હુ નોકરી નહિ કરૂ. પોતાના રોજગારની તો વાતજ જુદી છે. એમાં માણસ કદિ થાકતો નથી નોકરીમાં જ્યા પાંચથી છ વાગ્યા કે દેહ તૂટવા લાગે છે, બગાસાં આવવા લાગે છે ”

રસ્તામાં બીજી કાંઇ વાતચીત ન થઈ જાલપાનું મન પોતાની હાર માનવા માટે કોઇપણ રીતે રાજી થતુ ન હતું. તે પરાસ્ત થઇને પણ પ્રેક્ષકની જેમ એ અભિનય જોઇને સંતુષ્ટ થઇ શકતી ન હતી. તે એ અભિનયમાં સમ્મિલિત થવા અને પોતાનો ભાગ ભજવવા માટે વિકળ થઇ રહી હતી. શુ એકવાર ફરી રમાનાથની મુલાકાત નહિ થાય ? તેના હૃદયમાં એ સળગતા શબ્દોનો એક સાગર ઉભરાઇ રહ્યો હતો; જે તે રમા-નાથ ને કહેવા ઇચ્છતી હતી. તેને રમાનાથ ઉપર જરા પણ દયા આવતી ન હતી. તેના તરફ એક રતિભાર પણ સહાનુભૂતિ થતી ન હતી તે રમાનાથને કહેવા ઇચ્છતી હતી કે “ તમારૂ ધન અને વૈભવ તમને મુબારક હો ! જાલપા એને પગથી ઠોકર મારે છે. તમારા ખૂનથી રંગાયલા હાથોના સ્પર્શથી મારા દેહમાં છાલાં પડી જશે. જેણે ધન અને પદને ખાતર પોતાનો આત્મા વેચી દીધો, તેને હું મનુષ્ય નથી સમજતી. તમે મનુષ્ય નથી, તમે પશુ પણ નથી, તમે કાયર છો, કાયર ! ”

જાલપાનું મુખ મંડળ તેજમય થઇ ગયું. ગર્વથી તેની ગર્દન ફૂલી ગઇ. તે કદાચ એમ સમજતી હશે કે, જાલપા જે

વાળાના અવાજ તરફ કાન લગાવી બેઠી હતી. કેમ જાણે આજે તેનું ભાગ્ય નિર્માણ થવાનો દિવસ ન હોય ! એટલામા દેવીદીને પત્ર લાવીને સામે મૂકી દીધુ. જાલપા પત્ર ઉપર તુટી પડી; અને ચુકાદો વાંચવા લાગી ફેંસલો શો હતો ! એક કલ્પિત કહાણી હતી:, જેનો મુખ્ય નાયક રમાનાથ હતો. જજે વારંવાર તેની પ્રશંસા કરી હતી, સારોય અભિયોગ તેનાજ ધ્યાન ઉપર અવલંબિત હતો

દેવીદીને પૂછ્યુ 'ફેંસલો છપાયો છે ?"

જાલપાએ પત્ર વાંચતા કહ્યુ: " હા, છપાયો તો છે ! "

" કોને સજા થઇ ? "

" કોઇ નહિ છુટયુ ! એકને તો ફાસીની સજા થઇ. પાચને દશ દશ વર્ષ, અને આઠને પાંચ પાંચ વર્ષ. પેલા દિનેશને ફાંસીની સજા થઇ "

એટલું કહીને તેણે સમાચારપત્ર મૂકી દીધુ અને એક લાંબો નિઃશ્વાસો નાખીને તે બોલી: " એ બિચારાઓના આત્મશ્રદ્ધાના કોણ જાણે શા હાલ થશે ! "

દેવીદીને તત્પરતાથી કહ્યુ: " તેં જે દિવસે મને કહ્યુ હતુ તેજ દિવસથી હું એ સર્વનો પત્તો મેળવી રહ્યો છું. આઠ જણના તો હજી સુધી લગ્ન જ થયાં નથી; અને તેમના ઘરવાળા બધા મઝામાં છે તેમને કોઈ વાતની તકલીફ નથી પાંચ જણના લગ્ન થઇ ગયાં છે; પરંતુ ઘરના ઠીક છે. કોઇને ઘેર ધગનો ધધો છે, કોઇ જમીનદાર છે કે બાપ કાકા નોકર છે. મે કેટલાય માણસોને પૂછ્યુ. અહીં કાંઇક ફંડ પણ એકઠું કરવામાં આવ્યું છે. જો તેઓના ઘરવાળા લેવા ઇચ્છશે તો આપવામાં આવશે માત્ર દિનેશ દુ:ખી છે. તેને બે નાના નાના બચ્ચાં છે, બુઢ્ઢી મા છે, અને પત્ની છે. અહીં કોઇક શાળામાં શિક્ષક હતો. એક મકાન ભાડે લઇને રહેતો હતો. તેની ખરાબી છે. "

જાલપાએ પૂછ્યું: " તેના ઘરનો કાંઇ પત્તો લગાવી શકો એમ છો ? "

" હા, એનો પત્તો લગાવવામાં શી મુશ્કેલી છે ! "

જાલપાએ યાચનાભાવથી કહ્યું: " તો ક્યારે જશો ? હું પણ તમારી સાથે આવીશ. હજી તો વખત છે. ચાલો, જરા જોઇએ. "

દેવીદીને કહ્યુ: " પહેલાં હું તો જોઉં ! આ રીતે મારી સાથે આમ તેમ ક્યાં દોડતી ફરશે ? "

જાલપાએ મનને દબાવી લાચારીથી માથું નીચુ નમાવી લીધું. તે કાંઇપણ ન બોલી.

દેવીદીન ચાલ્યો ગયો. જાલપા ફરી વર્તમાનપત્ર જોવા લાગી. પરંતુ તેનું ધ્યાન દિનેશ તરફ લાગી રહ્યું હતું. બિચારાને ફાંસી મળશે ! જે વખતે તેણે ફાંસીનો હુકમ સાંભળ્યો હશે, તે વખતે બિચારાની શી દશા થઇ હશે ? તેની બુઢ્ઢી મા અને સ્ત્રી એ ખબર સાંભળીને છાતી પીટવા લાગી હશે; બિચારો હતો પણ શિક્ષક, મુશ્કેલીથી ગુજરાન ચાલતું હશે. બીજો શો સહારો હશે ? તેની વિપત્તિની કલ્પના કરતાં તેને રમાનાથ પ્રત્યે એવી ઉત્તેજના–પૂર્ણ ઘૃણા થઇ કે તે ઉદાસીન ન રહી શકી તેના મનમાં એવો ઉદ્વેગ થયો કે જો આ વખતે રમાનાથ આવી જાય તો તેને એવો ધિક્કાર કે તે પણ યાદ કરે. તમે મનુષ્ય છો ? કદિ નહિ તમે મનુષ્યના રૂપમાં રાક્ષસ છો, રાક્ષસ ! તમે એટલા નીચ છો કે તે પ્રકટ કરવાને માટે કોઇ શબ્દ નથી તમે એટલા નીચા છો કે આજે હલકામાં હલકો માણસ પણ તમારા ઉપર થૂકી રહ્યો છે. તમને કોઇએ પહેલાંથીજ કેમ મારી ન નાખ્યા ! આ માણસોના

જાન તો જતે જ; પણ તમારા મુખ ઉપર તો કલંક ન લાગત ! તમારું આટલું પતન થયું કેવી રીતે ! જેનો પિતા આટલો સાચ્ચો આટલો ઇમાનદાર હોય, તે આટલો લોભી, આટલો કાયર !

સાંજ પડી ગઇ પણ દેવીદીન આવ્યો નહિ. જાલપા વારંવાર બારી આગળ ઉભી રહી આમ તેમ જોતી હતી, પરંતુ દેવીદીનનો કંઇ પત્તો લાગતો ન હતો ધીરે ધીરે આઠ વાગી ગયા પણ દેવીદીન પાછો ન ફર્યો. એટલામાં એક મોટર બારણા પર આવીને થોભી અને રમાનાથે ઉતરી જગ્ગોને પૂછ્યું " બધા ખુશી આનંદમાં છો ને દાદી ! દાદા, ક્યા ગયા છે ! "

જગ્ગોએ એકવાર તેના તરફ જોયું અને મોઢું ફેરવી લીધું. તે માત્ર એટલુંજ બોલી " ક્યાંક ગયા હશે, હું નથી જાણતી. "

રમાનાથે સોનાની ચાર ચુડીઓ ખિસ્સામાંથી કાઢીને જગ્ગોના પગ આગળ મૂકી દીધી અને તે બોલ્યો: " આ તમારે માટે લાવ્યો છું, દાદી ! પહેરો, મારી તો નથી ને ! જગ્ગોએ ચુડીઓ ઉઠાવીને જમીન પર પટકી દીધી અને આંખો કાઢીને બોલી " જ્યાં આટલું પાપ સમાઇ શકે છે, ત્યાં ચાર ચુડીની જગા નથી ! ભગવાનની દયાથી ઘણી ચુડીયો પહેરી ચૂકી અને અત્યારે પણ શેર બશેર સોનું પડ્યું હશે પરંતુ જે ખાધું, પહેર્યું, તે પોતાની મહેનતની કમાઇથી કોઇનું ગળું નથી દબાવ્યું. પાપની પોટલી માથા ઉપર નથી લાદી, ધાનત નથી બગાડી તારા જેવા કપૂતને જન્મ આપનારી કૂખમાં આગ લાગે ! આ પાપની કમાઇ લઇને તું વહુને આપવા આવ્યો હશે ! તું સમજતો હશે કે તારા રૂપીઆની થેલી જોઇને તે લટ્ટુ બની જશે. આટલા દિવસ તેની સાથે રહીને પણ તારી લોભી આંખ તેને ન ઓળખી શકી. તારા જેવો રાક્ષસ એ દેવીને લાયક ન હતો જો તારી કુશળતા ઇચ્છતો હોય તો જ્યાંથી આવ્યો ત્યાં પાછો ચાલ્યો જા તેની સામે જઇને શા માટે તારું પાણી ઉતરાવે ! તું આજે પોલીસને હાથે જખમી થઇને, માર ખાઇને આવ્યો હોત, તને સજા થઈ ગઇ હોત, તને જેલમાં નાખવામાં આવ્યો હોત, તો વહુ તારી પૂજા કરત, તારા ચરણ ધોઇ ધોઇને પીત તે એવી સ્ત્રીઓમાંની છે, જે ચાહે મજુરી કરે, ઉપવાસ કરે, ફાટેલાં ચીંથરાં પહેરે, પરંતુ કોઇની બુરાઇ થાય તે નહિ જોઇ શકે જો તું મારો પુત્ર હોત તો હું તને ઝેર દઇ દેત. શા માટે ઉભો રહીને મને બાળી રહ્યો છે ! ચાલ્યો કેમ નથી જતો ! મે તારી પાસે કાંઈ લઇ તો નથી લીધું ને ! "

રમાનાથ માથું નીચું રાખીને ચુપચાપ સાંભળી રહ્યો પછી, આહત સ્વરે તે બોલ્યો " દાદી, મે બુરાઇ કરી છે અને તેને માટે મરતાં સુધી લજ્જિત રહીશ પરંતુ તમે મને જેટલો નીચ સમજી રહ્યાં છો તેટલો નીચ હું નથી જો તમને ખબર હોત કે પોલીસે મારી સાથે કેવી કેવી સખ્તાઇ કરી છે, મને કેવી કેવી ધમકીઓ આપી છે, તો તમે મને રાક્ષસ નહિ કહી શકત "

જાલપાના કાનોમાં આ અવાજનો પડઘો પડ્યો. તેણે બારી ઉપરથી નમીને જોયુ. રમાનાથ ઉભો હતો માથા ઉપર બનારસી રેશમી સાફો હતો; રેશમી કોટ પહેર્યો હતો, આંખો ઉપર સોનેરી ફ્રેમવાળા ચશ્મા હતા. આ એકજ મહિનામાં તેનું શરીર ઉજળું થઇ ગયું હતું, રંગ પણ જરા વધુ ગોરો થયો હતો. આવી કાન્તિ તેના ચહેરા ઉપર કદિ દેખાઈ ન હતી તેના અંતિમ શબ્દો જાલપાને કાને પડી ગયા; એટલે બાજની માફક તૂટી પડીને ધમધમ કરતી તે નીચે

આવી અને કાતિલ નેત્રબાણોનો તેના ઉપર પ્રહાર કરતી બોલી· "જો તમે સખ્તાઇ અને ધમકીઓથી આટલા દબાઇ શકતા હો તો તમે કાયર છો. તમને પોતાને મનુષ્ય કહેવાનો કાંઇ અધિકાર નથી શી મુશ્કેલીઓ કરી હતી ? જરા સાંભળું તો ખરી ! લોકોએ તો હસતાં હસતાં માથાં કપાવ્યાં છે; પોતાના બેટાઓને મરતા જોયા છે, કોલુમાં પિલાઇ જવાનું મંજુર કર્યું છે પરંતુ સચ્ચાઇથી એક પળભાર પણ તેઓ હટયા નથી. તમે પણ માણસ છો; તમે કેમ ધમકીઓમાં સપડાઇ ગયા ? છાતી ખોલીને કેમ ખડા નહિ થઇ ગયા કે આને ગોળીનું નિશાન બનાવી લો, પરંતુ હું જુઠું નહિ બોલુ. માથું કેમ ઝુકાવી ન દીધું ? દેહની અંદર આત્મા એટલા ખાતર રાખ્યો છે કે દેહ તેની રક્ષા કરે. એટલા ખાતર નહિ કે તેનો સર્વનાશ કરી દે એ પાપનો શો પુરસ્કાર ગળ્યો ? જરા કહો તો ખરા ?"

રમાનાથે દબાયલા અવાજે કહ્યું· "હજી તો કંઇ નથી મળ્યું"

જાલપાએ સર્પિણીની માફક ફુંફાડો મારીને કહ્યું: "એ સાંભળીને મને ઘણી ખુશી થઇ. ઇશ્વર કરે ને, તમને મોઢે કલંક વહોર્યા છતાં પણ કાંઇ ન મળે મારી આ સાચ્ચાં દિલની પ્રાર્થના છે; પરંતુ નહિ, તમારા જેવા મીણનાં પૂતળાને પોલીસ કદિ નારાજ નથી કરવાની. તમને કોઇ જગા મળશે, અને કદાચ સારી જગા મળશે, પરતુ જે જાળમાં તમે ફસાયા છો, તેમાંથી તમે નહિ નીકળી શકો તમારા ભાગ્યમાં જૂઠી જુબાની આપવાનું, જુઠો મુકદમો બનાવવાનું અને પાપનો વ્યાપાર કરવાનુ જ લખ્યુ છે જાઓ. શોખથી જીંદગીનુ સુખ લૂંટો મે તમને પહેલાં કહી દીધુ હતુ અને આજે ફરી કહું છું કે મારે તમારી સાથે કાંઇ સંબંધ નથી. મેં સમજી લીધુ છે કે તમે મરી ગયા; તમે પણ સમજી લો કે હું મરી ગઇ. બસ જાઓ; હું સ્ત્રી છું; છતાં જો કોઇ ધમકાવીને મારી પાસે પાપ કરાવવા ચાહે તો, કદાચ, તેને મારી ન શકું, પણ મારી પોતાની ગર્દન પર છરી ચલાવી દઉં. શું તમારામાં સ્ત્રીના જેટલી પણ હિંમત નથી ?"

રમાનાથે, ભિક્ષુકની માફક ગળગળા થઇ જઇને કહ્યુ: "તું મારૂ કાંઇ કહેવું નહિ સાંભળે ?"

જાલપાએ અભિમાનથી કહ્યું: "નહિ !"

"તો હું મોઢું કાળું કરી ક્યાંક ચાલી જાઉં ?"

"તમારી ખુશી !"

"તું મને ક્ષમા નહિ આપે !"

"કદિ નહિ; કોઇ રીતે નહિ."

રમાનાથ એક ક્ષણ માથું ઝુકાવી ઉભો રહ્યો પછી ધીમે ધીમે નીચે જઇને જગ્ગોને કહ્યું. "દાદી, દાદા આવે તો કહી દેજો કે મને થોડી વાર રહીને મળે. જ્યાં કહેશો ત્યાં આવી જાઉં ?"

જગ્ગોએ કંઇક પિગળીને કહ્યું: "કાલે અહીં આવજે."

રમાનાથે મોટરમાં બેસતાં બેસતાં કહ્યું "અહીં હવે નહિ આવુ, દાદી."

મોટર ચાલી ગઇ, એટલે જાલપાએ કુત્સિત ભાવથી કહ્યું: "મોટર દેખાડવાને આવ્યા હતા ! કેમ જાણે ખરીદી લાવ્યા ન હોય !"

જગ્ગોએ ભર્ત્સના કરી· "તારે આટલા બેલગામ થવું જોઇતું ન હતું, વહૂ ! દિલ ઉપર ચોટ લાગે છે ત્યારે માણસને કંઇ સુઝતુ નથી."

જાલપાએ નિષ્ઠુરતાથી કહ્યુ: "એવા

હૈયાવાળા નથી દાદી ! એજ સુખને લીધે તો આત્મા વેચ્યો. તેનાથી એ સુખ કેમ છોડયું જશે ! પૂછયું નહિ, દાદાને મળીને શું કરશે ? તે હોત તો એવો ફટકાર મળાવતે કે છઠ્ઠીનું દૂધ પણ યાદ આવી જાત."

જગ્ગોએ તિરસ્કારથી કહ્યું. "તારી જગાએ હું હોત, વહુ, તો મારા મુખમાંથી એવી વાતો ન નિકળત. તારું હૈયું ઘણું કઠોર છે. બીજો મર્દ હોત તો આવી રીતે ચૂપચાપ સાંભળત ? હું તો થરથર કંપી રહી હતી કે ક્યાંક તારા ઉપર હાથ ન ચલાવી દે. પણ છે તો ઘણો નમાલો !"

જાલપાએ એટલીજ નિષ્ઠુરતાથી કહ્યું "એને નમાલાઈ નહિ કહેવાય દાદી, એ તો હૃદયહીનતા છે."

દેવીદીને આવીને કહ્યું: "શું અહીં બાઈ આવ્યો હતો ? મેં મોટરમાં રસ્તામાં જોયો."

જગ્ગોએ કહ્યું: "હા, આવ્યો તો હતો. કહી ગયો છે કે દાદા મને જરા મળી લે."

દેવીદીને ઉદાસીન થઈને કહ્યું "મળી લઈશ. અહીં કાંઈ વાતચીત થઈ ?"

જગ્ગોએ પસ્તાતા કહ્યું, "વાતચીત શું થઈ ? પહેલા મેં ખૂબ કરી, હું ચૂપ થઈ એટલે વહુએ સારી રીતે ફૂલમાળા ચઢાવી !"

જાલપાએ મોં નીચું કરીને રહ્યું: "માણસ જેવું કરશે એવું ભોગવશે."

જગ્ગો "પોતાની સમજીને તો મળવા આવ્યો હતો."

જાલપા "કોઈ બોલાવવા તો ન હતું ગયું ! દિનેશનો કાંઈ પત્તો લાગ્યો, દાદા ?"

દેવીદીન "હા, બધું પૂછી આવ્યો. હાવરામાં ઘર છે; પત્તો-ઠેકાણું બધી ખબર પડી ગઈ."

જાલપાએ ડરતાં ડરતાં કહ્યું "આ વખતે જઈશું કે કાલ કોઈ વખતે ?"

દેવીદીન "જેવી તારી મરજી ઇચ્છા હોય તો અત્યારે ચાલ; હું તૈયાર છું."

જાલપા: "થાકી ગયા હશો !"

દેવીદીન. "આવાં કામોમાં થાક નથી લાગતો, બેટી !"

આઠ વાગી ગયા હતા, સડકપર મોટરો ની હાર ખડકાઈ ગઈ હતી. સડકની બન્ને બાજુએ હજારો સ્ત્રી પુરૂષ બની ઠની ને હસતા બોલતા ચાલ્યા જતાં હતાં. જાલપાને લાગ્યું કે દુનીયા કેવી પોતાના રાગરંગમાં મસ્ત છે ! તેને માટે જેને મરવું હોય તે મરે. તે પોતાની ટેવ નહિ છોડે. દરેક જણ પોતાનાં નાનાં મરવાં માટીના ઘર બનાવીને બેઠો છે દેશ વહી જાય, તેની તેમને પરવા નથી. તેનું ઘર બચેલું રહે ! તેમના સ્વાર્થમાં હરકત ન પડે તેનું જોણું બાણુ હર્દવ, અંદર બંધ હોત તો, બધા માણસો શોકથી માથું નમાવી આંખોથી ઉન્મત્ત જેવા નજરે પડત તો, બધાના ચહેરા અંતરમાં સળગી રહેલી જ્વાળાથી લાલ હોત તો, તે જોઈ ખુશી થાત. તે જાણતી ન હતી કે આ જનસાગરમાં આવી નાની નાની કાંકરીઓ ખરી પડવાથી એક હલકારો મરખો થતો નથી, અવાજ સરખો પણ આવતો નથી. (અપૂર્ણ)





# વડોદરામાં શ્રી ચીમનાબાઇ

સૌ. લેડી ધનવંતા મ્હેતા

સમાજને પોતાની માલકીનું મકાન ન હોવાથી જાહેર પ્રવૃત્તિમાં હરહંમેશ નડતી મુશીબત ધ્યાનમાં લઇ પોતાનું એક મકાન વસાવવાના ઇરાદાથી મકાન ફંડ શરૂ કરી તેના લાભાર્થે ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે જાહેર પ્રજા માટે તથા ૩ જી માર્ચે શ્રીમંત રાજ્યકુટુંબ અને આમંત્રિત ખાસ મંડળી માટે કોન્સર્ટનો કાર્યક્રમ ધી લક્ષ્મી પ્રતાપ થીએટરમાં શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ તરફથી રાખવામાં આવ્યો હતો. તા. ૨૬મીની આવકમાંથી બન્ને વખતનું ખર્ચ જતાં રૂ. ૧૯૦૦) નો વધારો રહી શક્યો છે. આ સમાજના સ્થાપકો અને શુભેચ્છકો શ્રી. સૌ ધનવંતાબહેન મનુભાઇ મહેતાએ ખાસ બીકાનેરથી અને શ્રી. સૌ. શારદાબહેન સુમંત મહેતાએ ખાસ અમદાવાદથી આવીને સહાનુભૂતિ બતાવી, સમાજને પ્રોત્સાહન આપ્યું હતું.

કોન્સર્ટમાં સુશીક્ષિત ગુજરાતી અને પારસી બહેનો તેમજ કુ. હમીદા તૈયબજી અને મીસીસ ઘોરાટે ખૂબ સુંદર કામ કર્યું હતું.

મુડીવાદીઓના હાથે હડધુત થતા મજુરો અને ભીખારણોનાં ૭ દશ્યો પ્રેક્ષકને બે ઘડી ગમગીન બનાવી આંખમાંથી આંસુ પડાવે તેવાં હતાં આ દશ્યની ફત્તેહ તેના લેખક કોલેજના વિદ્યાર્થી શ્રી હર્ષદરાય મહેતા અને કુ વિદ્યુલત્તા મહેતાનાં અદ્દભુત અને આબાદ અભિનયને આભારી હતી. કુ વત્સલા બુચની ચટણી અને ચોટલીએ હાસ્યરસથી થીએટરમાં આનંદ અને કીલકીલાટ રેલાવી મૂક્યો હતો. આ ઉપરાંત શશીવદન કામદહન અને હોરી ખેલનનાં મૂક દશ્યો એ આખા કોન્સર્ટનો આકર્ષક કાર્યક્રમ હતો મીસીસ વખારીઆના ફત્તેહમંદ જળતરંગથી આકર્ષાઇને શ્રી૦ મહારાજા સાહેબે તાલીમ ક્યાં લીધી હતી તેની જીજ્ઞાસાપૂર્વક પૂછપરછ કરી હતી. સંગીતમાં કુ. હેમલતા, કુ. વિદ્યુલતા અને કુ પરવીઝ કોન્ટ્રાક્ટરનાં છૂટાં સંગીત અને બે ગરબા અતિ સુદર હતા. એકંદરે આ કાર્યક્રમ ઘણી ફત્તેહમંદીથી પાર પડ્યો હતો

સમાજના પ્રમુખ સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇએ સમાજની સ્થાપના, મકાનની જરૂર, રૌપ્ય મહોત્સવ પ્રસંગે મકાન માટે ફંડ શરૂ થાય તો મદદ કરવાની શ્રીમંત મહારાજા સાહેબે આપેલા વચનની યાદ વગેરે હકીકત કહી સૌનું સ્વાગત કર્યું હતું અને સેક્રેટરી સૌ. શકુંતિકાબહેન રવીશંકર આચાર્યે રમત ગમતો, શિક્ષણવર્ગો,

# સ્ત્રીસમાજ તરફથી કોન્સર્ટ



શ્રી સૌ માતુશ્રી મહારાણી ચીમનાબાઇ

સ્ત્રી ઉપયોગી વિષયોમાં કરેલી અને કરવા ધારેલી પ્રવૃત્તિઓ વગેરેનો ખ્યાલ આપનારૂં નિવેદન રજુ કર્યું હતું.

શ્રીમંત સૌ. મહારાણી સાહેબાએ શ્રીમંત મહારાજા સાહેબે ૧૯૦૪ માં સ્ત્રીઓને બહાર પડવાની હાકલ કરેલી તેની યાદ આપી હવે સ્ત્રીઓ બહાર પડી, જાહેર કાર્યો કરે છે ક્લબો સ્થાપી સામાજિક પ્રવૃત્તિઓ ઉપાડે છે વગેરે માટે સંતોષ બતાવી સમાજને મદદ કરવા શ્રીમંત મહારાજા સાહેબને વિનતી કરતાં વિશેષમાં જણાવ્યું કે વડોદરામાં પુરૂષો માટે ભવ્ય સયાજી વિહાર ક્લબ છે તેને માટે સુંદર મકાન અને સગવડ સાધનો છે, તો સ્ત્રીઓને કેમ નહીં?

આ પ્રમાણે સ્ત્રી વર્ગનો આબાદ કેસ શ્રીમંત સૌ મહારાણી સાહેબા તરફથી રજુ થવા પછી શ્રીમંત મહારાજા સાહેબે કોન્સર્ટના કાર્યક્રમમાં અભિનય, વસ્તુ રજુ કરવાની કળા અને સ્ટેજ ઉપર વગર સંકોચે બહાર પડવાની હીંમત માટે સંતોષ બતાવી આનંદ પ્રદર્શિત કર્યો હતો અને આ કોન્સર્ટમાં દક્ષિણી બહેનોએ પૂરતો લાભ લીધેલો ન હોવાથી તે માટે ઇશારો કરી બેદરકાર ન રાખવા સર્વને જણાવીને છેવટ મકાન માટે સારી મદદ કરવાનું આશ્વાસન આપ્યું હતું.

સૌ. જયવતી બહેન નરહરીલાલ દેસાઇએ સર્વનો આભાર માની ૧૮ વર્ષની પુખ્ત ઉમરે પહોંચેલી સમાજ હવે ઘરવાળી થશે એવી આશા પ્રદર્શિત કરી હતી.

છેવટ સૌ શારદાબહેન મહેતાએ શ્રીમંત મહારાજા સાહેબ અને શ્રીમંત સૌ મહારાણી સાહેબનો આભાર માની, સ્ત્રીઓની પ્રવૃત્તિને ઉત્તેજન આપીને ઉત્સાહ દેવા શ્રીમંતને વિનતી કરી હતી

---

## ઇનામી નિબંધ

(૧) "વિધુર સાથે કન્યા પરણવા ઇચ્છે ?, (૨) ગાકપ ઉપર કન્યા પરણવા ઇચ્છે ?" એ બેમાંથી ગમે તે વિષય ઉપર લખનાર કોઇ પણ ધર્મની ને કોઇ પણ નાતની બેનને દરેક વિષય માટે યોગ્યતાને અનુક્રમે રૂ. ૫, રૂ ૩ અને રૂ. ૨નું ઇનામ આપવામાં આવશે. નિબંધ આ માસ આખર સુધીમાં આવવા જોઇએ;

'પાટીદાર' મંદિર
આણંદ

વિમળાબહેન
મંત્રી, પાટીદાર ભગિની સમાજ.




સંપાદક : કુ. યશસ્વિની

નીચેના ત્રણ પ્રશ્નોના જવાબ આપશો ?

( ૧ ) નોબેલ ઇનામ મેળવનારી સ્વીડીશ લેખિકા કોણ ?

( ૨ ) એમી મોલીસન વિષે શું જાણો છો ?

( ૩ ) નવલિકાઓ લખવા માટે રૂ. ૫૦૦ નું ઇનામ મેળવનાર હિન્દી લેખિકા કોણ ?

આ પ્રશ્નોના ઉત્તરો શોધવા માટે ફેબ્રુઆરીનું 'સ્ત્રી જગત' જોશો. તેમાંથી જ એ ઉત્તરો શોધી ટુંકામાં મુદ્દાસર જવાબ આપવો.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમા માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઇ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઇ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

### જાન્યુઆરી માસનું પરિણામ

| | નંગ | રૂા. |
|---|---|---|
| ટેબલ | નંગ ૨ | રૂા ૩૨ |
| ખુરશી | ૧૨ | ૨૭ |
| આરામ ખુરસી | ૬ | ૧૮ |
| ટીપોય | ૬ | ૨૪ |
| કોટા મોટા | ૧૨ | ૩૦ |
| કોટા નાના | ૧૨ | ૧૫ |
| મોટરલોરીનું ભાડું | | ૪ |
| | નંગ ૫૦ | ૧૫૦ |

આ ઉપરાંત બીજી બે રીતે પણ આનો જવાબ સાચો આવે છે અને તે ખરા આવ્યા છે.

આ પ્રશ્નના કુલ ૨૭ જવાબો આવ્યા હતા. તેમાંથી ૨૨ ના ખરા, અને ૪ ના ખોટા છે. એકનો જવાબ પહેલી શરતનો ભંગ કરતો હોવાથી તપાસ્યો નથી. સાચા જવાબો આપનાર બહેનોમાંથી **શ્રીમતી લલિતાગૌરી વાંદીઆને** ઇનામનું પુસ્તક ' સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨ ' આપવામાં આવે છે જે તેમણે અઢી આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણ આનાની ટીકીટ વધુ મોકલવી.

### ખરા જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનો ( ૧ ) લલિતાગૌરી વાંદીઆ, ( ૨ ) હીરાગૌરી નરોત્તમ, ( ૩ ) વેનદેવી મુનસફ, ( ૪ ) ફુલી, ( ૫ ) કાશીબાઇ ગોરધનદાસ, ( ૬ ) કાન્તાલક્ષ્મી રામાણી, ( ૭ ) રમા રણછોડલાલ, ( ૮ ) શાન્તાલક્ષ્મી મારૂ, ( ૯ ) નાનુબાઇ આસર, ( ૧૦ ) જશવતી, ( ૧૧ ) લલિતાગૌરી, ( ૧૨ ) લલિતાબહેન ગજ્જર, ( ૧૩ ) આનન્દલક્ષ્મી એન્જીનીયર, ( ૧૪ ) કમળાબહેન, ( ૧૫ ) વિજયાલક્ષ્મી પરીખ, ( ૧૬ ) પ્રેમકુંવર સપેટ, ( ૧૭ ) ઇન્દુમતિ, ( ૧૮ ) કાન્તાલક્ષ્મી, ( ૧૯ ) ચૈતન્યબાળા, ( ૨૦ ) સરલા, ( ૨૧ ) રૂખમણી શાહ, અને ( ૨૨ ) વિલાસવતી પટની

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના 'ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણા-ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટ મોકલવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "



# સમાલોચના

**કોકિલા** લેખક શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇ, એમ એ પ્રકાશકઃ શ્રી મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા, વડોદરા. કિંમતઃ રૂા ૨-૮-૦.

શ્રી રમણલાલ દેસાઇની નવલકથાઓમા અમને આ નવલકથા સર્વોત્તમ લાગી છે અને એમ લાગવાનાં અનેક કારણો છે નવલકથાનાં મુખ્ય પાત્ર કોકિલા અને જગદીશની આસપાસ નવલકથાનું વસ્તુ સારી રીતે ગુંથવામા આવ્યુ છે અને એકમેકના પૂરક દંપતી તરીકે જગદીશ–કોકિલાનાં દાંપત્યજીવનનુ એમા સુરેખ આલેખન થયું છે તે સાથે, લાલજી શેઠ અને વિજયાના અણમોલ લગ્નનો ચિતાર પણ આબેહુબ આપ્યો છે જે આજના સામાન્ય જીવનમા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે રાધા અને વચ્છરાજમા આગ્ય દંપતીનાં જીવનનુ આલેખન થયુ છે જુગલકિશોરનાં ત્રણ સ્વરૂપો વાચકોને ગુંચવાડામા નાખી દે એવાં છે સર વિહારીલાલ, કુસુમ વગેરે પણ નવલકથાના વિકાસમાં યોગ્ય હિસ્સો આપે છે. આ બીજી આવૃત્તિ રૂપરંગમા સારી નીકળી છે તે માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે શ્રી દેસાઇની નવલકથાઓ ગુજરાતમાં સારી રીતે સત્કારાશે એમા અમને જરાય શંકા નથી.

**વેરની વસુલાત:** લેખકઃ શ્રી કનૈયાલાલ મા મુનશી બીજી આવૃત્તિ મૂલ્યં રૂ. ૩-૦-૦.

શ્રી. મુનશીની આ " પ્રથમ લાંબી વાર્તા "–નવલકથા વર્ષો પ્હેલા અમે ભૂલતા ન હોઇએ તો ૧૯૧૬-૧૭ માં–" ગુજરાતી "મા ચાલુ વાર્તા સ્વરૂપે પ્રથમ પ્રકટ થઇ હતી તે પછી તેની પહેલી આવૃત્તિ પુસ્તકાકારે ૧૯૧૯ માં પ્રકટ થઇ હતી ત્યાર પછી લગભગ ૧૨ વર્ષને ગાળે–૧૯૩૧ મા આ બીજી આવૃત્તિ પ્રકટ થઇ છે–તે કે અમને તો તે હમણાંજ મળી છે. આટલે લાંબે સમયે બીજી આવૃત્તિ આવા પુસ્તકની પ્રકટ થાય એ માટે ગુજરાતી વાચક રસવૃત્તિને દોષ દેવો કે શ્રી મુનશીના આળસને તે અમને સમજાતું નથી. બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં તેમણે જણાવ્યું છે કે " ઘણા વખતથી એ બજારમાં નહોતી મળતી એટલે એના તરફ લોકોનો સદ્ભાવ કેવો છે તે જાણવાની મને ઘણી તક મળી હતી " આ ઉપરથી ખાત્રી થાય છે કે બીજી આવૃત્તિ મોડી પ્રકટ થઇ તેમા દોષ શ્રી મુનશીનો વધારે છે. અમને પોતાને તો લાગે છે કે આવા પુસ્તકની કમમાં કમ બાર આવૃત્તિ અત્યાર સુધીમાં થવી જોઇતી હતી. પ્રથમ નવલકથા હોવા છતાં શ્રી. મુનશીના નામને જેબ આપે એવી આ વાર્તા છે આજે શ્રી મુનશી ગુજરાતના શ્રેષ્ઠ નવલકથાકાર છે તેમને એ પદ આપનાર કલાતત્વોની ઝાંખી આ પુસ્તકમાં વાચકને જરૂર થાય છે. એજ વસ્તુની સુંદર અને રસભરી જમાવટ, એજ સમર્થ પાત્રાલેખન " પાટણની પ્રભુતા " કે " ગુજરાતનો નાથ "ની જેમ આમા પણ દેખાય છે. અને એ બધુ છતાં એમની સાદી સરળ ભાષા અને આકર્ષક શૈલિ આપણને મુગ્ધ કરે છે. શ્રી. મુનશીની નવલકથા એટલે લાંબાં વર્ણનોથી કંટાળ્યા વિના વાર્તાના વ્હેણમાં આગળ ધપ્યેજ જાઓ અને પૂરી થાય ત્યારેજ છોડો. એમની મુત્સદ્દીગીરી અને મેધાના ચમકારા તેમજ શાંત હાસ્યરસ તમને પાને પાને મળ્યાજ કરે

**(૧) પૌરાણિક નાટકો; (૨) સામાજીક નાટકો.** લેખક ઉપર પ્રમાણે પ્રકાશકઃ શ્રી એમ. સી. કોઠારી વડોદરા મૂલ્ય. દરેકનુ રૂ. ૧-૧૨-૦

જેમ નવલકથામા તેમ નાટકોમાં શ્રી મુનશીએ નવી જ ભાત પાડી છે ખાસ કરીને એમના પૌરાણિક નાટકોએ. પ્રથમ પુસ્તકમા એવાં ચાર (૧) પુરંદર પરાજય; (૨) અવિભક્ત આત્મા; (૩) પુત્ર સમોવડી; અને (૪) તર્પણ–નાટકો છે " પુરંદર પરાજયે " કહેવાતા નીતિના ઇજારદારોમાં મચાવેલો ખળભળાટ સૌની જાણમાં છે તે પછી બીજા વેદના વારાના નાટકો લખાયા અને

અને કમને એ સૌએ તે સત્કાર્યાં સામાન્ય વાચક વર્ગ તો એ ખળભળાટ છતાં પ્રથમથી જ એ નાટકોને વધાવ્યા હતા. એમાંથી તેમને નવી દૃષ્ટિ લાધી. આપણી એ પ્રાચીન વ્યક્તિઓને તેમના સાચા સ્વરૂપમાં ઓળખવાની બીજા પુસ્તકમાં શ્રી. મુનશીનાં ત્રણ—(૧) વાવાશેઠનું સ્વાતંત્ર્ય; (૨) બે ખાખરની ખિસકોલી અને (૩) આજ્ઞાંકિત. એ નાટકો છે એ ત્રણે નાટકો ઉપર પણ "નીતિમાનો"એ સારી પસ્તાળ પાડી હતી છતાં આમ વર્ગે તો તેમનો ઉમળકાથી સત્કાર કર્યો એ નાટકોમાં નવલકથાની જેમ વસ્તુની સુંદર જમાવટ અને સમર્થ પાત્રાલેખન સાથે હાસ્યરસની મોજ સરળ અને આકર્ષક ભાષા-શૈલિમાં શ્રી. મુનશીએ ચખાડી છે પુસ્તકાકારે એ સર્વને અમે આનંદથી આવકાર દઈએ છીએ.

સહકાર મીમાંસા લેખકઃ શ્રી કેશવલાલ અં. ઠક્કર, બી એ, એલએલ. બી શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૦૭ મૂલ્ય. ૦-૧૩-૦

આ પુસ્તકના લેખક શ્રી કેશવલાલ ઠક્કર વડોદરા રાજ્યના સહકારી ખાતામાં આજ વર્ષો થયાં કામ કરી રહ્યા છે એમના એ લાંબા અનુભવનું દોહન આ ઉપયોગી પુસ્તકમાંથી મળી રહે છે ગ્રામજીવનમાં—ખાસ કરીને 'જગતના તાત' ખેડુતના જીવનમાં સહકારી પદ્ધતિ અજબ પલટો લાવી શકે છે એ હવે તો અનુભવસિદ્ધ વાત છે. એ પદ્ધતિને પરિણામે શાહુકારનો દેવાદાર અને દુઃખી ખેડુત સુખી અને સંતોષી બની શકે છે ગ્રામજીવનમાં સુધારણા કરવા ઇચ્છનાર સમાજ-સેવકો અને સંસ્થાઓ માટે આ પુસ્તક એક સારા ભોમીઆની ગરજ સારશે

અમેરિકાના સંયુક્ત રાજ્યોઃ લેખક, શ્રી. ચીમનલાલ મગનલાલ ઠાકર, એમ. એ, એલએલ બી ઉપરોક્તમાળાનું પુષ્પ ૨૦૮ મૂલ્યઃ ૧-૮-૦

અમેરિકાના સંયુક્ત પ્રજાસત્તાક રાજ્યો, જેમને આપણે 'યુનાઇટેડ સ્ટેટ્સ'ના નામે ઓળખીએ છીએ, તેમના સંબંધી ઉપયોગી ઐતિહાસિક માહીતિ અને વિગતો—ખાસ કરીને હિંદીઓની દૃષ્ટિએ ઉપયોગી થાય એવી—આ પુસ્તકમાં મળે છે શ્રી ઠાકર પોતે ઇતિહાસના સારા અભ્યાસી છે અને તેમણે પ્રખ્યાત ઇતિહાસજ્ઞ ચાર્લ્સ બીઅર્ડના સુપ્રસિદ્ધ પુસ્તક "યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા"ને આધારે આ પુસ્તક રચ્યું છે. ઉપરાંત જાણીતા પ્રોફેસર ડૉ. સુધીન્દ્ર બોઝના બે પુસ્તકોનો પણ એ માટે ઉપયોગ કર્યો છે ગુજરાતી જ જાણનાર વાચકો માટે આ પુસ્તક ઘણું ઉપયોગી થશે

કુદરતનું અવલોકનઃ લેખક શ્રી માર્તંડ શિવભદ્ર પંડ્યા, બી એજી ઉપરોક્તમાળાનું પુષ્પ ૨૦૫, મૂલ્ય. ૧-૦-૦

ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાનના પુસ્તકોની જે ખોટ છે, તે પૂરવામાં આ પુસ્તક સારો ફાળો આપે છે વનસ્પતિ અને પ્રકૃતિ—એ બે બાબતો ઉપર કુદરતનું અવલોકન કરીને તેમજ બીજાં ઘણાં પુસ્તકોનો આધાર લઈને લેખકે આ પુસ્તક તૈયાર કર્યું છે સામાન્ય વાચકો તો નવલકથા કે નવલિકાના રસિયા હોઈ કદાચ આ પુસ્તક નહિ સત્કારે પરંતુ અભ્યાસીઓને તે સારી રીતે માર્ગદર્શક થશે

મનુષ્ય ભ્રમણઃ લેખક શ્રી મણિકુમાર હિ. દેસાઇ, એમ. એ, એસ ટી. સી ટી ઉપરોક્ત માળાનું પુષ્પ ૨૧૦ મૂલ્ય ૦-૧૨-૦

અંગ્રેજી ભાષાના શ્રી એ સી. હેડન કૃત "Wanderings of the Peoples" નામે પુસ્તક ઉપરથી આ પુસ્તક તૈયાર થયું છે પૃથ્વીના જુદા જુદા ખંડની વિધવિધ પ્રજાઓ—પ્રજાકીય શાખાઓ ક્યાંથી અને કેવી રીતે ભ્રમણ કરતી આવી છે અને અત્યારના પોતાના સ્થાને સ્થાયી થઈ છે, તેનું આ પુસ્તકમાં ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપણ થયું છે આ પુસ્તક પણ અભ્યાસીઓને જ ખાસ આકર્ષશે.

૧ વીર અભિમન્યુ, ૨ મિથ્યાભિમાનઃ શ્રી ચન્દ્રશંકર મ. ભટ્ટ. પ્રકાશક શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લીમીટેડ, વડોદરા મૂલ્ય ... ૦ ૬-૦

"ગુણસુન્દરી"ના "બાલવિભાગ"ના તંત્રી અને બાલસાહિત્યના અનેક પુસ્તકોના લેખક શ્રી ભાઇ ચન્દ્રશંકરની કલમે આ પુસ્તકો લખાયાં છે. પ્રથમ પુસ્તકની ભાષા બાળકોને સ્હેજે બેસી જાય અને સમજાય એવી સરલ છે પરંતુ એમાંની હકીકતો વિષે કાંઇક પૂછવાનું મન થાય છે. બળરામની પુત્રી સુરેખા કેટલાક વરસથી પણ કહે છે તેમ [illegible] અભિમન્યુ સાથે થયો હતો પરંતુ પાંડવો [illegible] જતા બળરામે એ વિવાહ તોડી દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે કર્યો [illegible] [illegible]ઘટોત્કચની મદદથી એ કન્યાનું [illegible]

[illegible] લોકોમાં પ્રચલિત [illegible] [illegible] ૨૩, (૨) [illegible] રૂપાંતર[illegible]સારવામાં કર્યો [illegible] [illegible]ઉપમાકાર[illegible] [illegible] ૨૬ થી ૩૨

7

પ્રસંગે એમની આંખો દુખવા આવ્યા વિષે છે. લગ્ન પછી ઉત્તરા ઇન્દ્રપ્રસ્થ જાય છે કે વિરાટનગરમાં જ રહે છે તે વિષે આ પુસ્તકમા ઉલ્લેખ નથી. અભિમન્યુ ચક્રવ્યૂહ ભેદવા માટે તૈયાર થતા ઉત્તરાને રાતોરાત બોલાવી મંગાવાય છે આ રીતે પરિક્ષીતના જન્મની બાબત ભ્રમમા પડે છે આવી બાબતોનો સ્પષ્ટ અને સાચો ઉલ્લેખ થવો જોઇએ કે ભ્રમમા રહેવી જોઇએ તે બાલમાનસના અભ્યાસીઓજ કહી શકે. બીજું પુસ્તક કવિ દલપતરામના જાણીતા નાટક "મિથ્યાભિમાન અથવા જીવરામ ભટ્ટની ફજેતી" ઉપરથી બાળકો માટે વાર્તા રૂપે સરલ ભાષામાં લખાયું છે આ પુસ્તક પણ બાળકોને સ્હેજે ગમી જશે.

**મોન્ટીસોરી પ્રવેશિકાઃ** લેખક શ્રી તારાબેન મોડક પ્રકાશક. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, મૂલ્યઃ બાર આના

બાલ સાહિત્યમા રસ લેનારા શ્રી તારાબેનને ન ઓળખે એ અસંભવિત છે અમે તેમને જન્મે દક્ષિણી હોવા છતાં ગુજરાતના "ડૉ. મોન્ટીસોરી" જ ગણીએ છીએ ડૉ. મોન્ટીસોરીની શિક્ષણપદ્ધતિનો એમનો અભ્યાસ ઘણો ઉંડો છે અને એ અભ્યાસના અનેક ફળ આપણને અત્યાર પ્હેલાં મળ્યા છે. આ પુસ્તક તેમણે ડૉ. મોન્ટીસોરીની "Own Handbook," ઉપરથી ગુજરાતીમાં ઉતાર્યું છે અને નામ પ્રમાણે સાચે જ એ શિક્ષણ પદ્ધતિની 'પ્રવેશિકા'ની ગરજ સારે છે. એ શિક્ષણ પદ્ધતિ કેવા પ્રકારના સિદ્ધાંતો ઉપર રચાઈ [illegible] ને રાખી જીજ્ઞાસુઓ આ પુસ્તક- [illegible] પ્રકાશક [illegible] કરો એ પધ્ધતિ સરળતાથી સમજાય નવલકથાએ [illegible] બંધ ચિત્રો પણ આપ્યા છે. એમાં અ [illegible]

વે [illegible] ના પરાક્રમો. લેખકઃ શ્રી રમેશભાઇ [illegible] શ્રી સોમાલાલ શાહ, પ્રકાશક ઉપર મા [illegible] મૂલ્યઃ ત્રણ આના

[illegible] બ્રહ્મદેશની 'કરેન' નામની જાતિમા પ્રચલિત લોકકથા–દંતકથા આ નાનકડા પુસ્તકમાં શ્રી રમેશ [illegible] રેખાને આલેખી છે ગુજરાતી સાહિત્યમા [illegible] મકડા "નુ પાત્ર જાણીતું છે. [illegible] વેળા ૮૪ પાત્ર [illegible] મા "સાકે "નું છે શ્રી [illegible] પ્રકમાને આ ત્યારે [illegible] બાળકોને ગમી જાય એવી રસસરી અને આ બોલીમા લખી છે [illegible]

તો તે હમણા [illegible] અને બીજી વાતો [illegible] સમ. બીજી આવૃત્તિ [illegible] ચિત્રકાર અને પ્રકટ થાય [illegible] માટે ગુજરાતી [illegible] ઓનઅર્વર્ત્તિને [illegible] દેવો કે.

શ્રી કપિલાબેન "ગુણસુન્દરી"ના બાલ વાચકોને સારી રીતે પરિચિત છે એમની વાર્તાઓ બાળકો હોંસે હોંસે વાંચે છે. આ પુસ્તકમાના બે વિભાગ–"દાદાજીની ડેલીએ અથવા પરિનગરમા" જુદા જુદા માસિકોમાં અત્યાર અગાઉ પ્રકટ થઇ ગયા છે પ્હેલો વિભાગ "સ્વરાજ ભિક્ષુક" મ. ગાંધીજીની વિલાયત–યાત્રાના લગતા પ્રસંગોની વાતોથી ભરેલો છે અને આ પુસ્તકમાજ પ્હેલીવાર પ્રકટ થાય છે. અમને ખાત્રી છે કે આ પુસ્તક બાલકોને ઘણુ જ ગમી જશે

**બાલ સાહિત્ય ગુચ્છઃ નંબર ૧૪ થી ૧૮ઃ** ચિત્રકાર અને પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય દરેકનું દોઢ આનો નં. ૧૪. હેમુભાઇના પાઠો લેખકઃ શ્રી. હેમુભાઇ. આમાં ચાર વાતો છેઃ (૧) ભાઇ બેન, (૨) સુખી કુટુંબ, (૩) મારું ગુલગુલ અને (૪) કાબરબેન નં ૧૫. જીવ જંતુ લેખકઃ શ્રી. ગિજુભાઇ આમા જુદા જુદા દસ જીવજંતુની ખાસિયતો બાળકોને સમજાય એવી રીતે આલેખી છે નં. ૧૬ ઠેકંઠેકાઃ લેખકઃ શ્રી તારાબેન બાળકોની રમત ગમતોનો વાતોરૂપે વિચાર આમાં આપ્યો છે નં ૧૭ ટેક. લેખકઃ શ્રી ગિજુભાઇ આમા ત્રણ વાતો છેઃ (૧) ટેક, (૨) ભલો અને ભુંડો, અને (૩) તેજમલ ઠાકોર નં. ૧૮. મેડિયો લેખકઃ શ્રી. ગિજુભાઈ આમા ચાર વાતો છે (૧) મેંડાયો (ભંગી), (૨) છબા મહારાજ અને મણિનહ, (૩) ખીમો ચોકીદાર, અને (૪) નાનકો સુરદાસ ગુચ્છના આગલા પુસ્તકોની જેમ આ બધાની ભાષા–શૈલિ સાદી અને સરલ હોઇ બાળકો હોંસથી સત્કારે એવી છે

**રસમય વાનીઓઃ** લેખિકા સૌ. તારામતી જ. એરચા, આનંદવિહાર, મુગટાબાગ, મહાડ, કિંમત એક રૂપિયો.

ગુજરાતી સાહિત્યનાં એક અનન્ય સેવક સ્વ. રા બ હરગોવિંદદાસ કાંટાવાળાના વિદુષી પુત્રી સૌ તારાબ્હેનની 'આ કૃતિમાં કાઠિયાવાડી, મદ્રાસી, દક્ષિણિ, અંગ્રેજી, મારવાડી અને વિવિધ પ્રકારની વાનીઓ કેમ બનાવી શકાય તેને લગતી પ્રમાણસહિત ઉપયોગી માહિતીઓ આપવામા આવેલી છે. ગુજરાતણો પાકશાસ્ત્રમા પ્રવીણ ગણાય છે; તેમને આવી નવી નવી વાનીઓ શિખવામા, બનાવવામાં રસ પડશે એવી આશા છે. શ્રી કેશવ હ. શેઠે એનો પરિચય રસિક રીતે કરાવ્યો છે; અને આ

વાર્તાઓ બનાવવાની રીત વાંચતા વાચકોના મોઢામાં પાણી છૂટયા વિના નહિ રહે. એની અમને ખાત્રી છે ગુજરાતના આમાંની વાર્તાઓ શીખી, તેનો સારો ઉપયોગ કરી શકશે

**स्वैरसंचार** ( મરાઠી ) લેખક શ્રી ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર; પ્રકાશક ઓરમે બુક ડેપો, મુંબઈ, ૪ કિંમત રૂપિયા બે

શ્રી વરેરકર મરાઠી રંગભૂમિના સફળ જ નહિ પણ પ્રથમ પંક્તિના નાટ્યકાર છે, અને માત્ર નાટકો લખવા પૂરતું જ તેમનું સાહિત્યક્ષેત્ર નથી તેઓ સફળ નવલકથા લેખક તેમજ નવલિકા લેખક પણ છે પ્રસ્તુત સંગ્રહમાં ૧૯૨૦થી ૧૯૩૨ સુધીના બાર વર્ષોમાં તેમણે લખેલી ૨૩ નવલિકાઓ પ્રગટ કરવામાં આવી છે અને એક એક નવલિકામાં હિન્દુસમાજનો કોઈને કોઈ બળતો પ્રશ્ન ચર્ચવાનો સફળ પ્રયત્ન થયો છે સ્ત્રીસ્વાતંત્ર્ય પતિતોદ્ધાર, સમાજવાદ એ બધા શ્રી વરેરકરના ખાસ વિષયો હોય, એમ આમાંની નવલિકાઓ ઉપરથી માપી શકાય છે. એમાંની એક નવલિકા **चिडलेली गाय** 'વિફરેલી ગાય 'ને નામે 'ગુણસુન્દરી 'ના વાચકો સમક્ષ રજુ થઇ ગઇ છે

( १ ) **समर यात्रा** और अन्य कहानियां ( २ ) **प्रेरणा** और अन्य कहानियां (હિન્દી) લેખક શ્રી પ્રેમચન્દ, પ્રકાશક સરસ્વતી પ્રેસ, બનારસ સીટી, મૂલ્ય ( ૧ ) રૂા ૧; ( ૨ ) રૂા ૧।.

'ગરીબની સુવર્ણલક્ષ્મી 'નાં મૂળ લેખક શ્રી. પ્રેમચન્દજી સફળ નવલિકા લેખક છે અને તેમની ઘણી નવલિકાઓ ગુજરાતીમાં છૂટી છવાઇ તેમજ સંગ્રહ રૂપે પ્રકટ થઇ ગઇ છે પ્રસ્તુત બે સંગ્રહો શ્રી પ્રેમચન્દજીની નવી નવલિકાઓના છે અને પહેલામાં સ્વાતંત્ર્ય સંગ્રામમાંથી પ્રેરણા લઈને લખાયલી નવલિકાઓ છે એમાંની સમરયાત્રા, જુલુસ, આહુતિ, જેલ, પત્નીસેપતિ, એ ઘણીજ હૃદયંગમ નવલિકાઓ છે નવલિકાઓની લખાવટ ઘણીજ સારી છે બીજા સંગ્રહમાંની નવલિકાઓ સામાજીક હોઇ, તેમાં સામાજીક પ્રશ્નો ચર્ચવામાં આવેલા છે પ્રેરણા, ક્રપારક્ષણ, અભિલાષા, મૃતકભોજ, ડોકમ, તગાદા, વગેરે ઉત્તમ નવલિકાઓ છે હિન્દી ન સમજતા ગુજરાતીએ આ નવલિકાઓ વાંચવાજેવ છે

*गरम तलवार*- મૂળ લેખક શ્રી ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, અનુવાદક દ્વય શ્રી પ્રવાસીલાલ વર્મા, માલવીય; કુમારી શ્રી શાન્તા વર્મા, માલવીય; સરસ્વતી પ્રેસ કાશી, મૂલ્ય ૧।

'નવચેતન' ના તંત્રી અને 'જીગરને અંગારે ' ના લેખક શ્રી ચાંપશી ઉદેશી ગુજરાતી સાહિત્ય રસિકોથી અજ્ઞાત નથી તેમની તાતી તલવાર નવલકથાનો આ હિન્દી અનુવાદ વાંચતા કોઇપણ ગુજરાતીને આનંદ થશે ગુજરાતી સાહિત્યકૃતિઓ આવી રીતે હિન્દીમાં ઉતારવા માટે એ ગુજરાતી સાહિત્યમાટે શુભ ચિહ્ન છે અને શ્રી પ્રવાસીલાલ માલવીયાને અમે એ પદ્ધતિ ચાલુ રાખી, ગુજરાતની ઉત્તમ કૃતિઓ હિન્દીમાં ઉતારવા આગ્રહસરી વિનતિ કરીએ છીએ

**नारी-हृदय** ( હિન્દી ) લેખિકા શ્રીમતી શિવરાની દેવી પ્રકાશક સરસ્વતી પ્રેસ, બનારસ સીટી, મૂલ્ય એક રૂપિયો

શ્રી પ્રેમચન્દજીના પત્ની શ્રીમતી શિવરાણી દેવી પણ એક સારા લેખિકા છે અને તેમની એક વાર્તા '( ૬ ) વર્ષની કીકી ' ને નામે 'ગુણસુન્દરી ' ના વાચકો સમક્ષ અમે રજુ કરી ગયા છીએ. શ્રીમતી શિવરાણી દેવી પોતે સ્ત્રી હોઇ, સ્ત્રીજીવનના અનુભવો વધુ સારી રીતે સમજી તેમજ આલેખી શકે એ સ્વાભાવિક છે એમની નવલિકાઓમાં સ્ત્રીજીવનના વિવિધ પ્રસંગોને ઘણી સારી રીતે આલેખેલા છે આંસુ, કુરબાની સૌત, માતા, શિરફતાશે એ આ સંગ્રહની સુંદર કહાણીઓ છે.

**पथभ्रांत** ( હિન્દી ) લેખક શ્રી જગદીશ ચન્દ્રદેવ પ્રકાશક સરસ્વતી પ્રેસ, બનારસ સીટી; મૂલ્ય આઠ આના

સંસારના પ્રશ્નો ચર્ચતી પાંચ નવલિકાઓના આ સંગ્રહને 'પથભ્રાંત ' નું નામ આપવામાં આવ્યું છે આમાં 'ઉદ્ધાર ' અને 'બના નેક ગરમ ' અમને ખૂબ ગમી છે. 'ઉદ્ધાર 'માં ઢોંગી ધર્મગુરૂઓની લીલાનો ચિતાર સારી રીતે આપ્યો છે અને છેવટે એ ધર્મગુરૂની જાળમાં સપડાયલી નિર્દોષ બાલાનો તેના પિતા પાસે સ્વીકાર કરાવી, તેના ઉદ્ધારક સાથે તેનું લગ્ન કરવાનો અંત લાવવામાં લેખકે ઉચિત કર્યું કર્યું છે 'આગ લગે બરિ જાવા દે ' પણ ઠીક છે બાકીની બે સામાન્ય છે

સ્વીકાર (૧) કલામંદિર અંક ૨૭; (૨) સુ. પ્રમકાશ અને રેનરેશ અંક ૨૬ થી ૩૧

———o———




### સ્વદેશ

**સ્ત્રી પાયલોટ:** મુંબઈના મીસીસ એન. એમ. મહેતાને કરાંચી એરોક્લબનું પાયલોટનું 'એ' લાઇસન્સ મળ્યું છે. કરાંચી એરોક્લબ તરફથી આ લાયસન્સ મેળવનાર આ પહેલાંજ બહેન છે

**સ્ટવ-સગડીના ભોગ:** (૧) મુંબઈમાં દાણાબંદર ઉપર શ્રીમતી મોંઘીબાઈ નામની ૨૧ વર્ષની સ્ત્રી પ્રાયમસ પર ચા કરતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામી. (૨) હમીદાબાઈ નામની ૨૦ વર્ષની મુસ્લીમબહેન સગડીથી દાઝી મરણ પામી.

**સાદાઈથી લગ્ન:** વલસાડ તાલુકામાં અબ્રામા ગામે ભુલાભાઈ રણછોડજી નામના દલિતભાઈએ પોતાની પુત્રી જમનાબહેનનું લગ્ન શ્રી નાથુભાઈ છના સાથે ફેબ્રુઆરીમાં સાદી રીતે કર્યું હતું લગ્નમાં રૂઢીને અંગેના ખોટા ખર્ચો કરવામા આવ્યા ન હતા અને માંસ, દારૂ, તાડી વિનાનું સાત્વિક ભોજન અપાયું હતું. ભુલાભાઈએ પોતાની પુત્રીને નિશાળે બેસાડી શિક્ષણ આપ્યું છે અને ગરબા આદિમાં તેણે ઇનામ પણ મેળવ્યાં છે. લગ્નને અંતે વરવધુને 'સ્ત્રીશક્તિ'ના તંત્રી શ્રીમતી સુર્યલક્ષ્મી ડૉક્ટર વગેરેએ આશીર્વાદ આપ્યા હતા.

**બાળલગ્ન સામે પ્રતિબંધ** (૧) બારેજાના રઘુભાઈ નામના ૧૨ વર્ષના છોકરાનું એટલીજ વયની છોકરી સાથેનું લગ્ન અમદાવાદના સેશન્સ જજે અટકાવ્યું હતું. (૨) મોરબીના હાઇ ન્યાયાધીશે, ૧૧ વર્ષની એક બાળાનાં ૫૫ વર્ષનાં બુઢ્ઢા સાથે થતાં લગ્ન સામે ઇન્જંક્શન આપ્યું હતું.

મીસ મેનોબ્યા બાટ્‌લીવાળા, પેરીસની યુનિવર્સીટીની ઓનર્સ સહિત ડૉક્ટરેટ મેળવનાર પહેલાંજ પારસી મહિલા છે. મીસ બાટ્‌લીવાળા અંગ્રેજી અને ફ્રેન્ચને એચ્છિક વિષયો તરીકે લઈને મુંબઈ યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ થયાં હતાં તે બાદ, તેઓ એલેક્ઝાન્ડ્રા હાઇસ્કુલમા અંગ્રેજી અને ફ્રેન્ચના શિક્ષિકા નીમાયા હતા. ફ્રેન્ચ ભાષા ઉપર તેમનો કાબુ ઘણો સારો હોઇ, સર રતન તાતા ચેરીટીઝ, વાડીયા ચેરીટીઝ, અને કેરાવાળા ટ્રસ્ટ જેવાં સખાવતી ખાતાંઓની મદદથી ૧૯૩૧ મા પેરીસ યુનિવર્સીટીની આ પદવી મેળવવા તેઓ ગયાં હતા ત્યાં તેમણે 'લેવાયેબુ ફાસે ઓઇન્ડ' ઉપર ફ્રેન્ચ ભાષામાં 'મેસીસ' લખ્યો. જે યુનિવર્સીટીના અધ્યાપકોને ઘણોજ પસંદ પડયો. ત્રણ કલાક સુધી તેમની મૌખિક પરીક્ષા લઇ તેમને ઓનર્સ સહિત ડૉક્ટોરેટની પદવી એનાયત કરવામાં આવી છે મીસ બાટ્‌લીવાળા હાલ ઇંગ્લાંડમાં છે અને લંડનની જુદી જુદી આગેવાન શાળાઓ અને શિક્ષણ સંસ્થાઓની મુલાકાત લઇ તેનું અવલોકન કરે છે. મે માસની આખરે તેઓ મુંબઈ આવનાર છે.

**આંતર-જ્ઞાતીય લગ્નો** (૧) ખડવા ખાતે દશાલાડ વણીક જ્ઞાતિનાં શ્રીમતી કુમારી સુશીલાદેવી ગુપ્તાનું લગ્ન, દશા પોરવાડ વણીક કોમના શ્રી છગનલાલ પરીખ સાથે થયાં. (૨) મ. ગાંધીજીનાં દત્તક હરિજન પુત્રી લક્ષ્મીબાઇના લગ્ન મદ્રાસી બ્રાહ્મણ શ્રી મારૂતીદાસ સાથે મ. ગાંધીજીની સંમતિથી થયાં (૩) બાલીયમાં ડૉ. જોશી (બ્રાહ્મણ)ના લગ્ન મીસ શકુન્તલા શીપ (પ્રભુ) સાથે થયા.

**સ્ત્રી ઉમેદવારને અન્યાય:** પંજાબ ધારાસભામાં કુમાર આમરાજસિંહ આહલુના પ્રશ્નના જવાબમાં સર સિકંદર હયાતખાને જણાવ્યું હતું કે, ધરાન સ્થાનાં શહેરો માટેની પેટાચુંટણીમાં શ્રીમતી લેખાવતીની ઉમેદવારીનું પત્ર શ્રી ઉમે-

ઉમેદવારને ઉમેદવારી કરવાનો હક્ક નથી એમ જણાવીને રદ કરવામાં આવ્યું હતું. પંજાબ સરકારે ઉમેદવારોના , જાતિઓને અંગેની અયોગ્યતા દૂર કરેલી છે ઉમેદવારનાં અજ્ઞાનને લીધે શ્રીમતી શેખાવતીને થએલો અન્યાય દૂર કરવા માટે સરકાર શું કરવા ધારે છે, એવા બીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવાયું હતું કે તપાસ કરીને યોગ્ય પગલાં લેવામાં આવશે.

ડૉ. મીસ ઉજ્જાતવંતી રામકૃષ્ણ ગયે વર્ષે આ પંજાબી હિન્દુ મહિલાએ પેરીસ યુનિવર્સીટીની ડોક્ટર ઑફ આર્ટ્સની ડીગ્રી મેળવી હતી અત્યારે તેઓ પંજાબી સાહિત્યના ઇતિહાસ સંબંધમાં લંડનમાં સંશોધન કાર્ય કરે છે પંજાબી લેખકો અને પંજાબી ભાષામાં તેઓના ગ્રંથો સંબંધમાં માહિતી મેળવવા તેઓ હિન્દુસ્તાનમાં પંજાબની મુલાકાત લેશે ' શિખો ' વિષેનો તેમનો અંગ્રેજી થીસીસ થોડા વખતમાં પ્રકટ થનાર છે તેમાં ગુરુ નાનકથી માંડીને વીસમી સદી સુધીના શિખોના ઇતિહાસ અને ધર્મનું તેમણે અવલોકન કર્યું છે.

અખિલ ભારત મુસ્લીમ મહિલા પરિષદ ફેબ્રુઆરીના છેલ્લાં અઠવાડિયામાં આગ્રામાં મળી હતી તેને અંગે કળા પ્રદર્શન પણ ભરાયું હતું લગભગ ૫૦૦ જેટલા પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. કેટલીક હિન્દુબહેનોએ પણ હાજરી આપી હતી બેગમ રહમાન પ્રમુખ ચુંટાયા હતા. મંત્રી શ્રીમતી બીરજીસ કુદ્દને વાર્ષિક હેવાલ વાંચતાં આગ્રાની શાખાનું કામ વર્ણવ્યું હતું બેગમ રહમાને પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં જણાવ્યું હતું કે, હિન્દની સ્ત્રીઓએ આ દેશનું ભાવિ ઘડવામાં મોટો ભાગ લેવાનો છે; માત્ર માગણીઓ કરવાનો કોઈ અર્થ નથી સ્ત્રી કેળવણી માટે બોલતા તેમણે જણાવ્યું હતું કે આ દિશામાં ઘણું થયું છે છતાં બીજા દેશોની સ્ત્રીઓની સરખામણીમાં આવવા માટે હિન્દી સ્ત્રીઓએ હજી ઘણું કરવાનું છે.

શિક્ષણનાં ક્ષેત્રમાં મીસ ગુલ્નાર આદર જેનાબીબા હુસેન, બી એ બી ટી, એલ ટી, રાંચીની શાળાઓમાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટ્રેસ નીમાયા છે. લંડન યુનિવર્સીટીની શિક્ષણની ડીગ્રી મેળવનારા તેઓ બિહારનાં પહેલાંજ મુસ્લીમ બહેન છે

સ્ત્રીઓ અને મતાધિકાર બંગાળ ધારાસભાએ હિન્દી વઝીર ઉપર નીચેનો સંદેશો મોકલ્યો છે ' પુખ્ત વયના સર્વેને મતાધિકાર ના જૂથદ્વારા અમને મતાધિકાર પૂરતા પ્રમાણમાં મળે નહિ ત્યાંસુધી, લોધીયન કમીટીએ ભલામણ કર્યા મુજબના ૬૦૦૦૦૦ મતદારોથી જરાય ઓછું પ્રમાણ, હિન્દની સ્ત્રીઓ સ્વીકારશે નહિ ''

શ્રીમતી નરગીસ કેપ્ટન કુંભકોનમમાં તા ૨૫ મી ફેબ્રુઆરીને રોજ કુંભકોનમ ખાતે અખિલભારત સ્વદેશી પ્રદર્શન, સ્વ. મહર્ષિ દાદાભાઈ નવરોજીના પૌત્રી શ્રીમતી નરગીસ બહેન કેપ્ટને ખુલ્લું મૂકતા હરિજનોનો મંદિરપ્રવેશ અને જાહેર પ્રશ્નોમાં સ્ત્રીઓ મોટા પ્રમાણમાં ભાગ લે એવી વિનતી કરી હતી મદુરામાં પણ તેમણે ભાષણ કર્યાં હતાં

શ્રીમતી નરગીસ બહેનના માનમાં કુંભકોનમમાં વસતા ગુજરાતીઓએ મેસર્સ એન ગોપાળદાસની કંપનીમાં ચ્હાપાણીનો મેળાવડો કરી તેમનો સત્કાર કર્યો હતો

કુંભકોનમમાં કુંભમેળો બારવર્ષે ભરાય છે આ વર્ષે તા ૧લીથી તા ૧૦મી માર્ચ સુધી એ મેળો ભરાયો તેમાં લગભગ આઠ લાખ માણસોએ ભાગ લીધો હતો તેથી માનવમેદનીની વ્યવસ્થા જાળવવા અને બીમારની સારવાર તેમજ ખોવાયલાં બાળકોની સંભાળ લેવા બાબતમાં શ્રી ભારત સ્વસ્તિક મંડળે સારી સેવા કરી હતી મંડળનો એક કેમ્પ એક ગુજરાતી બહેન શ્રીમતી ઇન્દુમતી નેમીકુમાર શેઠે ખુલ્લો મુકતાં સ્વયંસેવકોને ઉદ્દેશી હિન્દીમાં યોગ્ય શબ્દોમાં વિવેચન કર્યું હતું.

આપઘાત ( ૧ ) મદ્રાસની ક્વીન મેરી કોલેજ હોસ્ટેલમાં ઓગણીસ વર્ષની વિદ્યાર્થીની સીતામ્મા ( વર્ષ ૨૦ ) એ ઝેરથી આપઘાત કર્યો ( ૨ ) પતિને ક્ષયનો રોગ હોવાથી, સંસાર સુખ ભોગવી ન શકવાને કારણે ત્રણજ માસ ઉપર પરણેલી અપેરાબાઈ નામની ૧૧ વર્ષની મુસ્લીમ છોકરીએ મુંબઈમાં આપઘાત કર્યો ( ૩ )

[illegible] ( ૧ ) બંગાળ ધારાસભામાં અનિતિ માટે થતો વેપાર રોકી દેવાના મી. જે એમ. બસુના ખરડા ઉપર સીલેક્ટ સમિતિનો હેવાલ થયો છે તેમાં એ વેપારને ઉત્તેજન આપનારા પુરુષોને ફટકાની સજા કરવાની ભલામણ થઈ છે ( ૨ ) લાહોરમાં ઓલ્ડ મોડેની લેડી વિલિંગ્ડન હોસ્પીટલ લેડી વિલિંગ્ડનને , હાથે ખુલ્લી મૂકાઈ,

(૩) હાતિયા સ્ટેટમા છોકરીઓ માટે હાઇસ્કુલનો પાયો ના. લેડી વિલીંગ્ડનને હાથે નંખાયો (૪) દિલ્હીમા સ્ત્રીઓ માટે ના. વાઇસરોયને હાથે લેડી ઇરવીન કોલેજ ખુલ્લી મૂકાઇ

**વિદેશ પ્રગતિમાન સ્ત્રીઓ:** ઇંગ્લાંડમા લગભગ ૩૦૦ જેટલી સ્ત્રીઓ કંપનીની ડાયરેક્ટરો છે; ૭૦ ઉપર સ્ત્રીઓ સેક્રેટરીઓની આર્ટ ઇન્સ્ટીટ્યુટની સભ્યા છે; ૧૦ ઉપર સ્ત્રીઓ નિષ્ણાત હિસાબનીસો છે; ઘણી સ્ત્રીઓ આંકડાઓની ગણત્રીમા નિષ્ણાત છે ૨૦૦ થી ૨૫૦ સ્ત્રીઓ ઇલેક્ટ્રીકલ, સીવીલ અને મશીનના ઇજનેરો તરીકેની લાયકાત ધરાવે છે

**પેરીસમાં સ્ત્રી પોલીસ:** પેરીસની મ્યુનિસિપલ કોન્સિલના એક કમીસન સમક્ષ સ્ત્રી પોલીસદળ યોજવાની દરખાસ્ત સુપરત થઈ છે પોલીસની જગા માટે હજાર ઉપર અરજીઓ આવી છે આ પદ માટે લાયક ગણાનાર સ્ત્રી પુખ્તવયની હશે, અને તેણે સામાન્ય શિક્ષણ લીધેલુ હોવુ જોઇશે, અને 'સુલેહના સંરક્ષણ' માટે હોવી જોઇતી યુક્તિ તેનામાં હોવી જોઇએ. સ્ત્રી પોલીસ માટે સંતોષકારક પોશાકની યોજના માટે નિષ્ણાત દરજીઓને આમંત્રણ અપાયાં છે.

**બર્લિનમાં સ્ત્રીઓનું પ્રદર્શન:** ટૂંક સમયમા ભરાનાર છે તે સંસ્કૃતિની દૃષ્ટિએ ઘણું મહત્વનુ છે જર્મનીની જુદી જુદી મહિલા સંસ્થાઓ—જેના સભ્યોની કુલ સંખ્યા ૩૦ લાખ જેટલી થવા જાય છે, તેઓ જુદા જુદા ખાતાઓ સભાળશે ગૃહ ધંધો, જાહેર જીવન, વગેરેમાં સ્ત્રીઓના મર્યનું પ્રદર્શન કરવામાં આવશે. અને એ બધા ખાતાઓ સ્ત્રીઓને જ હસ્તક રહેશે પુરુષોએ માત્ર પ્રદર્શનની મુલાકાત લઇ સ્ત્રીઓને અભિનંદન આપવાનું છે

આલ્બેનીયાની રાજનીતિજ્ઞ શ્રી ત્રેનડા લોરાએ લંડનમા થોડાક સમય ઉપર ભાષણ કર્યું છે ઉમરાવ તુર્કી કુટુંબની આ સુંદર યુવતી ૧૬ વર્ષની વયે, (૧૯૧૦ માં સ્મર્નામાં [illegible]

## ગુજરાતી સ્ત્રીઓ અને સ્ટવ

સ્ટવના અકસ્માતો દિનપ્રતિદિન વધતા જતા હોવાથી અને આ અકસ્માતોમાં જુવાન ગુજરાતી સ્ત્રીઓ ભોગ બનતી હોવાથી ગુજરાતીઓને સંબોધીને મુંબઇના કોરોનર તરફથી નીચેની બીજી અપીલ બહાર પાડવામાં આવી છે:

મીત્રો,

થોડા વખત ઉપર મેં બહાર પાડેલી અપીલ ઉપર ધ્યાન અપાયેલુ નહિ હોવાથી મારે બીજી અપીલ બહાર પાડવાની ફરજ પડે છે.

તમારી કોમમાં સ્ટવથી દાઝી જઇ જુવાન પરણેતરોના જે ઉપરાચાપરી બનાવો બનતા રહ્યા છે તેણે લાંબા વખત પહેલા તમને તમારી ફરજનુ ભાન કરાવ્યુ હોવુ જોઇતુ હતું. આ દીલ પીગળાવનારા દાઝી જવાના બનાવો તમારી કોમની ચોક્કસ રીતભાતને લઇને બનતા હોવાથી સ્ટવનો ઉપયોગ બંધ કરાવવાને મે મારાથી બનતુ આજ સુધીમા કર્યું છે તમારી કોમના રીવાજ અને રીતભાતને લઇને તમારી કોમની સ્ત્રીઓ પાતળી અને ફરફતી સાડીઓ પહેરે છે કે જે સાડી સહેલાઇથી સળગી ઉઠે છે વળી તમારી રીતભાત મુજબ તમો પ્લેટફોર્મ ઉપર સ્ટવ મુકી શકતાં નથી તમોએ મને એમ ધારવાનું કારણ આપ્યું છે કે તમો અભરાઇ કે જેની ઉપર ચા, ખાંડ, મરીમસાલો વીગેરે રાખો છો તેની નીચે જ સ્ટવ રાખો છો તમારી આ રૂઢી એક દીવાનાના જેવી છે કેમકે સ્ટવ સળગાવી અભરાઇ ઉપરની ચીજ લેવાં બાઇ ઉભી થતા સાડી સીધી બળતાના સમાગમમાં આવે છે

વળી તમારા ઘરમાં મરહો હોય ત્યારે લાજ કાઢવાનો રીવાજ હોય છે આ લાજ જો જરા લાંબી ખેંચવામાં આવી હોય તો લગભગ આંધળાં જેવા બની જાય છે અને તેથી સ્ટવ આગળ બેસવા જતા સહેલાઇથી કપડાં સળગી જાય છે.

સ્ટવ સળગાવવામાં ખાસ જરૂરી સ્પીરીટનો ઉપયોગ કરવાની તમારા ધર્મમાં મનાઇ નથી એમ હું ધારું છું. તમારી કોમના ઘણા મરદોએ સ્ટવ સળગાવવાની રીત વિષે એવુ જણાવ્યુ છે કે સ્ટવને પંપ કરી નીપલમાંથી આલ્કોહોલ ઝરતાં કાંડી સળગાવી મુકવી. આ રીત ઘણીજ મૂર્ખાઇ ભરેલી છે.

ગોરા સાથે પરણી હતી. ૧૯૧૧ માં આલ્બેનીયાની સ્વતંત્રતાની ચળવળ શરૂ થઇ; તેમા ગોરા કુટુમ્બે આગળ પડતો ભાગ લીધો હતો. દરમ્યાન ડ્રોમેધ-ધનુ મરણ થયુ તેની વિધવા હેનેકાએ આલ્બે-નીયાનાં રાજકારણમાં ભાગ લેવા માંડયો. રાજકુટુંબમાં પણ તેણે વિશ્વાસ મેળવ્યા પણ તે લાંબો વખત ટક્યો નહિ. દરમ્યાન લડાઇ શરૂ થઇ ડ્રેનેકાએ ઇટાલી પાશાનો પક્ષ લઇ જાસુસી કરવા માંડી. સુલેહ બાદ તે પાછી આલ્બેનીઆ આવી. પાછળથી તે અહમદ ઝોગુ સાથે સંસર્ગમાં આવી તેની સાથે તે પરણવાની આશા રાખતી હતી પરંતુ તેમાં અસફળ મળતાં તે આલ્બેનીયામાંથી પેરીસ ગઇ અને ન્યુમારીમાં તે લંડન ગઇ હતી.

રશિયાની 'શિક્ષણપ્રચારક સ્ત્રીઓ' રાષ્ટ્રાતર શ્રી દિનના ૨૦ મા વાર્ષિકોત્સવ પ્રસંગે સોવીએટ સરકારે શ્રી ખેડુતો વચ્ચે સામ્યવાદી શિક્ષણના ક્ષેત્રમા અત્યંત આત્મભોગ આપી કામ કરનાર ૧૨ સ્ત્રીઓને 'ઓર્ડર ઓફ લેનીન 'નો ખિતાબ આપ્યો હતો ખેતીવાડીને લગતા કારખાનાંઓમાં ઉત્તમ કામ કરનારી સ્ત્રીઓને 'ઓર્ડર ઓફ લેબર રેડ બેનર 'નો ખિતાબ આપ્યો છે. 'પ્રાવદા' પત્ર જણાવે છે કે, કેળવણી અને સામાજીક સંસ્થાઓ આખા દેશમાં ખોલવાથી, સ્ત્રીઓ ઘરના કંટાળા ભરેલ કામે છોડી, સોવીએટના મજુરી અને બીજાં ક્ષેત્રોમા સક્રીય કામ કરતી બની છે.

અમેરિકાના પ્રધાનપદે, યુનાઇટેડ સ્ટેટસનાં નવા પ્રધાન મંડળમાં મીસીસ ફ્રાન્સીસ પરકીન્સ મજુરખાતાંના પ્રધાન નીમાયા છે સ્ત્રીઓને લગતી બાબતોમાં મીસીસ પરકીન્સ સત્તાવાર ગણાય છે યુનાઇટેડ સ્ટેટસનાં પ્રધાનમંડળમા સભ્ય બનનાર તેઓ પહેલા જ સ્ત્રી છે

વર્ષ ઉપરથી ઉંઘતી સ્ત્રી ઇલીનોઇ (અમેરિકા) ખાતે ઓકપાર્કમા પેટ્રીસીઆ મેકગુઇર નામની ૨૭ વર્ષની એક કુંવારિકા સ્ત્રી એક વર્ષ અને બે અઠવાડિયાંથી ઉંઘી રહી છે. તેને જગાડ-

લાંબા વખતથી ઘર ઘાલી બેઠેલી આ રૂઢીઓ તમો નાબુદ કરી શકો નહિ પરંતુ દહેજના ખાસ ઉપયોગથી તમારી કોમની કેટલીક જુવાન પરણેતરોના કીમતી જાન આ રીતભાતથી થયા છે તેનો ખ્યાલ કરવો પડે છે માટે કાંતો આ રૂઢીને નાબુદ કરો અગર દહેજનો ઉપયોગ અટકાવો આ પ્રાણઘાતક અકસ્માતોમાંના ૧૦ ટકા જેટલા આ તમારી રૂઢીને આભારી છે આમાના કેટલાક બનાવો ખુદ આપઘાતના બનાવો છે વળી મને એમ પણ કહેવામાં આવ્યું છે કે કેટલાક બનાવો તો અમુક યોજવામાં આવેલા વરાડના બનાવો છે મને જે કહેવામા આવ્યુ છે તે નહિ માનવાને હું તૈયાર નથી

હવે હુ તમને ગંભીરપણે પૂછું છું કે તમારી કોમની જુવાન સ્ત્રીઓની જીંદગીની શુ તમને કીમત નથી ? આવા બનાવો તમારી કોમમાંજ શા માટે બને છે ? શા માટે ૧૫ થી ૨૦ વર્ષની ઉમરની છોકરીઓજ ભોગ થઇ પડે છે ? દહેજથી દાઝી જઇ મરણ પામતી ગુજરાતી સ્ત્રીઓ માટે હુ શા માટે આટલો બધો પોકાર કરૂ છું એમ મને કેટલાક તરફથી પુછાય છે જો મારૂ હૃદય પથ્થરનુ હોત તો હું આવો પોકાર નહિ કરી મુકતે

આથી ગુજરાતી કોમના આગેવાનોને મારી એવી અરજ છે કે તેઓએ એવી એક પાર્ટી સ્થાપવી કે જેઓ ઘેર ઘેર ફરીને જ્યાં જ્યાં દહેજ જોવામા આવે તે જપ્ત કરી મારી કોર્ટમા મોકલી આપવા જ્યા સુધી ગુજરાતી સ્ત્રીઓ દહેજનો ઉપયોગ કરતા શીખે ત્યાં સુધી તે મારી કોરટમા રાખવામા આવશે. જેઓ દહેજ આપવા ના પાડે તેઓને ન્યાત બહાર મુકવાની મહાજનને ધમકી આપી મેજીસ્ટ્રેટ ખરીદનારાને કહેવુ. જો આ અપીલ નીષ્ફળ નીવડશે તો સખત પગલાં ભરનારો કાયદો ઘડવા માટે મારે ભલામણ કરવુ પડશે

જો કે ઘણી ખરી સ્ત્રીઓ આગથી દાઝી મરવાનુ દારૂણ દુ:ખ રાજીખુશીથી સહન કરતી હતી છતા બ્રીટીશ સરકારે સતી થવાની રૂઢી નાબુદ કરી છે પણ દહેજથી દાઝી મરવાના બનાવોમાં સ્ત્રીઓ રાજીખુશીથી દાઝી મરવાનુ દુ:ખ સહન કરતી નથી

વાના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા કે ૧૯૩૨ ના ફેબ્રુઆરીમાં તેની માતાએ દાક્તરને ટેલીફોનથી જણાવ્યું હતું કે, અમુક દિવસથી તેની પુત્રી ઉંઘ ઘેરાયલી રહી; તે હવે એટલી ગાઢ નિદ્રામાં પડી ગઇ છે કે જેમાંથી તેને જગાડી શકાતી નથી દાક્તરે ત્યાં જઇ તપાસી નિદ્રાને લગતી માંદગી હોવાનું જણાવ્યું હતું તે બાદ એ છોકરીને સારી કરવા હજારો સૂચના કરવામાં આવી. વિજ્ઞાનને લગતા ઘણા પ્રયોગો થયા, પરંતુ હજી તે જાગી નથી

**વિદેશમાં પ્રકીર્ણ:** (૧) બ્રિટનની જનરલ મેડીકલ કોન્સિલમાં સ્ત્રીઓને દાખલ કરવાની બે સ્ત્રી દાક્તરોએ સૂચના કરી છે (૨) ઉત્તર આયર્લેન્ડમાં પ્રવેશવાના પ્રતિબંધનો ભંગ કરવા માટે મીસીસ શીહી સ્કેફીંગ્ટનને એક માસની સજા થઇ છે તેમના પતિને ૧૯૧૬ ના બળવા વખતે ગોળીબારથી મારી નાખવામાં આવ્યા હતા (૩) માનસિક રોગોને અંગે ગુન્હેગારોના કુટુંબને લગતું તેમજ એને લગતા બીજા સંશોધન કાર્ય માટે મીસીસ આર જે બર્ડન નામની વિધવાએ પો. ૧૦૦૦૦ બક્ષીસ કર્યા છે.

**તુર્કી સ્ત્રીઓની પ્રગતિ અને સ્થિતિ:** દિલ્હી સ્ત્રી સભાના આશ્રયે દિલ્હીના સરસ્વતી ભવનમાં, મીસીસ રૂસ્તમજી ફરીદુનજીના પ્રમુખપદે, 'તુર્કી સ્ત્રીઓની પ્રગતિ અને સ્થિતિ' એ વિષય ઉપર તુર્કીના માજી વડાપ્રધાન રઉફ બેએ ભાષણ કર્યું હતું. તુર્કસ્તાનની સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળની પ્રગતિની રૂપરેખા દોરતા તેમણે જણાવ્યું કે, સુલતાન સલીમના રાજ્યકાળમાં સ્ત્રીઓ માટે સૌથી પ્રથમ સુધારાઓ દાખલ થયા. પરંતુ તેમણે ફ્રેન્ચ ધોરણે પોતાની ચળવળનું સ્વરૂપ લીધાથી એ આદર્શો સિદ્ધ થઇ શક્યા નહિ. ૧૮ મી સદીના પહેલા ભાગમાં સુલતાન મહમુદે સાહિત્યદ્વારા પ્રજામત કેળવવા માંડયો તે વખતના સાહિત્ય ધુરંધરોએ તેમને સહાય કરી તેમણે પ્રજાના મન ઉપર એવી છાપ પાડી કે, જ્યાં સુધી રાષ્ટ્રીયજીવનમાં સ્ત્રીઓને તેઓનું કાયદેસર સ્થાન આપવામાં નહિ આવે ત્યાંસુધી સામાજીક પ્રગતિ અને રાષ્ટ્રીય સલામતી અશક્ય છે ૧૯ મી સદીના 'અધવચના ભાગમાં, ઉચ્ચ વર્ગની સ્ત્રીઓએ વિદેશી ભાષાઓ શીખવા માંડી અને પશ્ચિમના વિચારો ગ્રહણ કરવા માંડયા.' આથી ચળવળને નવું ચેતન મળ્યું. દેશમાં બંધારણને લગતી રાજ્યસભા શરૂ થયા બાદ પહેલી સ્ત્રીઓની કલબ ખુલ્લી મૂકાઇ પણ તેનો સખ્ત વિરોધ થયો તુર્કી સ્ત્રીઓમાંથી રૂઢી દૂર કરવાની બાકી હતી બાલ્કન અને મહાયુદ્ધોએ તે માટે ની તક પૂરી પાડી. તે દરમ્યાન દેશની સ્ત્રીઓ ઘણી ઉપયોગી થઇ પડી કેટલીક બાબતોમાં તેઓ પુરૂષો કરતાં ચઢતી છે એમ તેમણે પૂરવાર કરી આપ્યું. ૧૯૨૬માં સ્ત્રીઓએ યુનિવર્સીટીઓ અને સહશિક્ષણ આપતી શાળાઓ કોલેજોમાં પ્રવેશ કરવા માંડયો ૧૯૩૦ માં મ્યુનિસિપલ ચુંટણીઓમાં મત આપવાનો તેઓનો અધિકાર સ્વીકારાયો હતો એટલે રાજકીય હક્કો માટે તેઓને લડવું ન પડયું એક બે વર્ષોમાં તેઓને પાર્લામેન્ટની ચુંટણીમાં મતાધિકાર મળી જશે સ્ત્રી પુરૂષોને સમાન તક મળવી જોઇએ એવી તેમણે હિમાયત કરી હતી સ્ત્રીઓને પોતાનો ધર્મ પસંદ કરવા દેવામાં શા માટે ન આવે તે તેમણે જણાવ્યું હતું. તુર્કીમાં અનેક પત્ની કે ઉપપત્ની રાખવાની કાયદેસર બંધી છે

---

## સ્ત્રીની ઉન્નતિ

સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નથી. માતા અજ્ઞાન હશે તો તેનાં સંતાનો શી ઉન્નતિ સાધશે ? તમે સ્ત્રીઓને તક આપો, અને જુઓ, તે પુરૂષની પાછળ નહિ રહે, મોખરે રહેશે.

વિજયાલક્ષ્મી પંડિત

( 'માનવધર્મ' વિષેના ભાષણમાં )



# ગુજરાતી સ્ત્રીઓ માટે શારદાપીઠ



મુંબઈમા શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના આશ્રયે, તા ૨૫-૩-૩૩ને રોજ સાંજે સાડાચાર વાગ્યે, ગિરગામ બેક રોડ ઉપરના મંડળના હૉલમા 'ગુજરાતી સ્ત્રી યુનિવર્સિટીની આવશ્યકતા' એ વિષય ઉપર શ્રી મનહરરામ મહેતા, શ્રી મનહરનાથ મા ધારેખાન, શ્રી રામપ્રસાદ પ્રે બક્ષી શ્રી બ્રીજેશચન્દ્ર પાઠકજી, શ્રીમતી કપિલા ખાંડવાલા અને શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાએ વ્યાખ્યાનો કર્યાં હતાં. દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પ્રમુખસ્થાને હતા. બહેનો તથા ભાઈઓની ઠીક ઠીક સંખ્યા હાજર હતી.

શરૂઆતમા પ્રમુખસ્થાને દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની નીમણૂક થતા તેમણે સર લલ્લુભાઈનો પત્ર વાંચ્યો હતો અને તે બાદ બે ત્રણ બાબતો તરફ વક્તાઓનુ ધ્યાન ખેંચ્યુ હતુ તેમણે જણાવ્યુ હતુ કે ગુજરાતી સ્ત્રી યુનિવર્સિટીની આવશ્યકતા છે તેની કોઈથી ના નહિ કહી શકાય કારણ કે એ શુભ પગલુ છે પરંતુ પુરુષોને લગતી જુદી યુનિવર્સિટી ગુજરાતમા નથી તો સ્ત્રીઓને લગતી યુનિવર્સિટીની આવશ્યકતા ક્યાંથી એમ કોઈને પ્રશ્ન થશે. પહેલાં પુરુષોને લગતી યુનિવર્સિટીની આવશ્યકતા છે પછી સ્ત્રીને લગતી

યુનિવર્સિટી એટલે ઉચ્ચ કેળવણી પહોંચવી કેળવણી ગુજરાતનાં ગામડાઓમાં નીરક્ષરતા ઘણી છે એટલે કોઈ કહેશે કે પહેલાં પાયો મજબુત કરવો જોઈએ અને તેનુ મુખ્ય પગલુ સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવાના પગલાં લેવા તે છે ત્રીજી વાત નાણાંને લગતી છે આ કામ માટે લાખોનો સવાલ છે એટલી મોટી રકમ મળે નહિં તો આપણે સફળતાથી કામ પાર પાડી શકીએ નહિ નાણાં સાથે એટલીજ બલ્કે તેથી પણ વધુ જરૂર કાર્યકર્તાઓની છે અને એ બધા સાધનોનો પણ વિચાર કરવાની જરૂર છે આ સામગ્રી સાધનો કેવી રીતે તૈયાર કરવાં તે હવે પછીના વક્તા કહેશે બાદ તેમણે શ્રી મનહરરામને પોતાનુ ભાષણ કરવા જણાવ્યુ હતુ

શ્રી મનહરરામે ઘણાં વર્ષો ઉપર આવેલાં સ્વપ્નની અત્યંત ખૂબીથી યાદ આપી ને, ગુજરાતમાં ઘેર ઘેર પાર્વતિ અને કાર્તિકેય ઉત્પન્ન કરવાની પ્રેરણા કેમ થઈ તેનુ લાંબુ વર્ણન કર્યું હતુ ગુજરાતી મહિલાઓ સારૂ શારદાપીઠ સ્થાપનાનુ સ્વપ્ન સીધ્ધ કરવાની યોજના પહેલા તેમણે કેટલાક પ્રશ્નોનું સમાધાન કર્યું હતુ

"હવે યુનિવર્સીટી ગુજરાતીઓ તરફ અક્ષરશ ખેદકારી બનાવી છે વગેરે બાબતને લગતી ચર્ચા કરી તેમણે જણાવ્યુ હતુ કે પ્રથમ તો એ All India Women University છતા એના સભાસદોમા પ્રત્યેક પ્રાંતના પ્રતિનિધિ એક પણ અખિલ ભારત માન્ય વ્યક્તિ લેવામાં નથી આવતા અને લીધે એનુ ગૌરવ અને પ્રતિષ્ઠા અલ્પ છે એનુ સ્થાનક પુનામાં રાખવાથી એ એક પ્રાંતિક સંસ્થા થઈ પડી છે એટલુજ નહીં પણ હિંદુ અને તેમા પણ વળી દક્ષિણી બાળાઓ સિવાય બીજી બાળાઓને માટે એ સંસ્થાનો લાભ લેવાનુ લગભગ અશક્ય થઈ પડયુ છે મરાઠી સિવાય બીજી ભાષાઓમાં શિક્ષણ આપવાની વ્યવસ્થા નથી વળી પાઠ્ય પુસ્તકોનો અભાવ છે અને તેને લઈને અંગ્રેજી પુસ્તકોદ્વારાજ શિક્ષણ અપાય છે ઉપરાંત અધિકારીઓ પરીક્ષાઓ અને ઉપાધિઓના નામની બાબતમા પરદેશી યુનિવર્સિટીઓનુ અંધ અનુકરણજ કરવામાં આવ્યુ છે અને સર્વોપરી અભ્યાસક્રમમાં કોઈપણ પ્રકારની વિશિષ્ટતા જોવામા આવતી નથી પરિણામે એક મહાન આદર્શથી પ્રેરાઈને અખિલ ભારતની વાત તો જવા દઈએ પણ અખિલ મહારાષ્ટ્રની સ્ત્રી કેળવણી પર હકુમત ધરાવી તેને દોરવનારી એક મહાન વિદ્યાપીઠ થવાને બદલે એ સંસ્થા પચિ પચાસ નોકરી શોધતી [illegible] ગ્રેજ્યુએટ સ્ત્રીઓ ઉત્પન્ન કરતી એક નાની સરખી કૉલેજ થઈ પડી

છે. આમ હોવાથી આપણા આદર્શની સિદ્ધિને અર્થે આ સંસ્થામાંથી કોઇ પણ પ્રકારનો કસ કાઢવો એ રેતીમાંથી તેલ કાઢવા જેવું છે.

બીજો પ્રશ્ન મને એ પૂછવામાં આવે છે કે મુંબાઇ યુનિવર્સિટી છોડી તમારે ત્યાં ભણવા કોણ આવશે ? તેના ઉત્તરમાં હું કહું છું કે સર્વ કોઇ આવશે. હાલમાં જે છોકરીઓ ભણે છે તેમાંની ઘણી ખરી તો કોઇ વિશેષ આદર્શ વગર જ ભણે છે. માત્ર ભણવું એટલે ભણે છે હવે સ્ત્રીઓને જો ધંધા કરવા હોય તો તેઓને માટે બે ધંધા છે એક ડાક્તરનો અને બીજો શિક્ષિકાનો આ બન્ને ધંધાને સારૂ શિક્ષણ આપવાની યોજના આપણી પીઠમાં કરવાની યોજના છે, એ આગાડી ઉપર જણાવવામાં આવશે છતા પણ જેઓને પુરૂષોની સાથે હરીફાઇમાં ઉતરવું હોય અને મુંબઇ યુનિવર્સિટી સેવવી હોય કે ઇંગલંડ કે અમેરિકા જવું હોય તે ભલે તેમ કરે હું તેમને અભિનંદન આપીશ. આપણો ધ્યેય તો જુદોજ છે. આપણે સર્વ ગુજરાતી કન્યાઓની કેળવણી હસ્તગત કરી સમસ્ત પ્રજાને તૈયાર કરવાની છે. ગુજરાતની પચ્ચીસ લાખ કન્યાઓમાંથી પાંચ પચાસ ઇતર પ્રકારની કેળવણી લે તેથી આપણને હાણી આંચ આવે એમ નથી ઉલટું આપણો દૃષ્ટિ પ્રદેશ એથી કંઇક વિશાળ થવાનો સંભવ છે.

સ્થળ તો મુંબઇ જ રહેશે. અહીંનો વસ્તાર, અહીંનું પ્રેરકબળ, અહીંનું વાતાવરણ અહીંની વિદ્વત્તા અહીંનો પૈસો અને સર્વથી વધારે હિંદુ, જૈન, પારસી, મુસલમાન, ખોજા, વોરા ખ્રીસ્તી વગેરે સર્વ ગુજરાતી બોલતી કોમોનો અપ્રમાણ સમુદાય ગુજરાતના કોઇ પણ સ્થળમાં દુષ્પ્રાપ્ય છે

આ યોજના પાંચ પચાસ છોકરીઓને ગ્રેજ્યુએટ બનાવવા કે નોકરી શોધતી કરવા નહીં પણ સમસ્ત ગુજરાતની કેળવણી હસ્તગત કરી, શહેરે શહેર અને ગામડે ગામડે અભ્યાસ કરવી પ્રત્યેક બાળાને આપણો સંદેશો પહોંચાડવા કે જેથી કરીને મે ઉપર જણાવ્યું તે પ્રમાણે ગુજરાતી પ્રજા ભવિષ્યમાં દુનિઆની મહાન પ્રજાઓમાં અનન્ય સ્થાન ભોગવે.

આ પ્રસંગે ઉપલી યોજનાને અંગે ઉપજતા બે પ્રશ્નોનો હું એકેક વાક્યમાં નીકાલ કરી દઉં. પુરૂષો અને સ્ત્રીઓને માટે એક સંયુક્ત યુનિવર્સિટી કરવાને બદલે ખાસ સ્ત્રીઓને માટે એક અલગ યુનિવર્સિટી કરવાનું કારણ શું ? એના ઉત્તરમાં કહેવાનું કે એ પ્રકારની સંયુક્ત યુનિવર્સિટી કાઢવાને માટે હાલનો કાળ પ્રત્યેક રીતે પ્રતિકૂળ છે અને સ્ત્રીઓ કેળવાતાં પુરૂષોને લગતો પ્રશ્ન તો આપોઆપ ઉકેલાઈ જશે

સમસ્ત ભારતખંડનું ઐક્ય સાધવા જ્યારે પ્રયાસો ચાલી રહ્યા છે ત્યારે ગુજરાતને નોખું પાડવાની આવશ્યકતા શી ? એના ઉત્તરમાં કહેવાનું કે જેમ એક ગુણી પુત્ર આખા કુટુંબને તારે છે તેમ તૈયાર થએલું ગુજરાત આખા ભારતખંડને તારશે.

સમસ્ત ગુજરાતની કન્યાકેળવણી હસ્તગત થાય અને આપણું અંતિમ ધ્યેય સિદ્ધ થાય એટલા સારૂ એનો અભ્યાસક્રમ જોઇએ તેટલો વ્યાપક અને એનું બંધારણ જોઇએ તેટલું પ્રતિષ્ઠા પાત્ર કરવાનું યોજવામાં આવ્યું છે કે જેથી કરીને બન્ને સર્વમાન્ય થાય.

આપણી સંસ્થામાં ધાર્મિક અને વ્યાયામની બાબતપર ખાસ લક્ષ આપવાની, માતૃભાષાદ્વારાજ શિક્ષણ આપવાની અને પરીક્ષાઓ ઉપાધિઓ અને અધિકારીઓની સંજ્ઞા વગેરેની બાબતમાં શુદ્ધ સ્વદેશી નિયમનું પાલન કરવાની યોજના કરવામાં આવી છે

ગુજરાત દરસાલ છોકરીઓ પછવાડી કેટલો ખર્ચ કરે છે ? ગુજરાતની વસ્તી અત્યારે એક કરોડ પચ્ચીસ લાખની છે. તેમાં ઓછામાં ઓછી પચ્ચીસ લાખ છોકરીઓ તો હોવીજ જોઇએ દરેક છોકરી પછાડીનો વાર્ષિક ખર્ચ ઓછામાં ઓછા રૂ. ૨૦નો ગણીએ ( આ રકમ સાંભળીને આપને હસવું આવે તો પણ મે જાણી જોઇને નજીવી રકમ લીધી છે ) તો ગુજરાત પોતાની છોકરીઓ પછાડી દર વર્ષે ઓછામાં ઓછા રૂ ૫ કરોડ ખરચી રહ્યું છે. ગુજરાતે પરપ્રાંતોના ખોબલા ભરી ભરી પૈસા ઠાલ્યા છે તો શું આપણને એક વર્ષને માટે રૂ. ૫૦ લાખ નહિ આપે ? અને તો પણ કોને માટે ? પોતાની છોકરીઓ માટે ? ”

અને તેને લગતી સમજુતી તેમણે આપી હતી. શિક્ષણક્રમમાં ગુજરાતી, ભાષા, બીજી ભાષા તરીકે અંગ્રેજી, ગણિત, ઇતિહાસ, ભુગોળ, શરીર શાસ્ત્ર, ગૃહ વીજ્ઞાન, ગૃહ વ્યવસ્થા, શોર્ટ હેન્ડ, ટાઇપ રાઇટીંગ, વગેરે ફરજીયાત તેમજ એચ્છિક તરીકે રખાયા છે.

શ્રી વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજીએ વ્યવહાર દ્રષ્ટિથી વિચાર કરી, નાણાંની આવશ્યકતા વીષે વિવેચન કર્યું હતુ

તે બાદ, અમેરીકામાં લગભગ અઢી વર્ષ અભ્યાસ કરી આવેલાં **કુમારી કપિલા ખાંડવાલા** સહશિક્ષણમાં માનનારા હોવાથી, તેઓ એકલી સ્ત્રીઓ માટેની યુનીવર્સીટીને કેમ ટેકો આપી શકે એવી શંકા કરી, તેનુ સમાધાન કરતાં જણાવ્યુ હતું કે આપણે ત્યા સ્ત્રીઓના શિક્ષણનો અભાવ છે, સારી સ્ત્રીશિક્ષણ સસ્થાઓનો અભાવ છે એટલે કોઈપણ શિક્ષણની સસ્થાને આપણે વધાવી લેવી જોઇએ. શિક્ષણ વગર આપણે આગળ વધી શકીએ એમ નથી એ કારણે આ યોજનાને હું વધાવી લઉ છે સહશિક્ષણની જરૂરીઆત વિષે તેમણે ભાર મુકી, પશ્ચિમના દેશોમાં અપાતાં સહ શિક્ષણથીજ ઉદ્ધાર થશે એમ જણાવ્યું હતું તે બાદ તેમણે અમેરિકામાં બાલકોને શિક્ષણ કેવી રીતે અપાય છે તેની સમજણ આપી હતી છ અઢી વર્ષના બાળકોથી માંડીને શિક્ષણની શરૂઆત થાય છે કીન્ડરગાર્ટન, મોન્ટીસોરી, નર્સીંગ હોમ વગેરે દ્વારા અપાતી શિક્ષણ પદ્ધતિ, ડાલ્ટન યોજના, ડાયરેક્ટ મેથડ વગેરે ઉપર તેમણે વિવેચન કરી, આપણે ત્યા અપાતી કેળવણીની પદ્ધતિ સાથે તેની સરખામણી કરતાં જણાવ્યુ હતું કે, અમેરીકાની પદ્ધતી બાલકોની શક્તિને વિકસાવનારી છે તેમજ આપણે ત્યાની વિદ્યાર્થીઓને કચરી નાખનારી છે ત્યાંની પરીક્ષાની પ્રથાનો પણ તેમણે ચીતાર આપી આપણે ત્યાની પરીક્ષાની પ્રથા ઉપર ટીકા કરી હતી.

જાણીતા શીક્ષણશાસ્ત્રી **શ્રી હિંમતલાલ** ગણેશજી અંજારીયાએ શારદાપીઠની યોજનાને વધાવી લેતાં, મુંબઈનુ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી વિદ્યાલય કાઢીને આ કાર્ય કરી રહ્યુ હોવાનું જણાવ્યુ હતુ. તેમણે કહ્યુ હતું કે ત્રણ વર્ષ આ વિદ્યાલયે પુરાં કર્યાં છે અને ચોથુ વર્ષ શરૂ થયું છે યોજનામાં જણાવ્યા પ્રમાણેનો એમા શિક્ષણક્રમ છે અને પદવીઓ પણ છે. હવે મંડળની પ્રવૃત્તિને વિશાળ રૂપ આપીને તેને જમ્બલકેર કરવાનો સમય આવ્યો છે તે બાદ તેમણે સ્ત્રીઓની યુનીવર્સીટીની આવશ્યક્તા, શહેરોની છોકરીઓના સંસ્કાર ખીલવવા માટે હોવાનું, જણાવ્યું હતુ અને એમાથી શિક્ષિત થએલી બહેનો ધારશે તો ગ્રામડાંઓની બહેનોની નીરક્ષરતા દૂર કરશે એમ જણાવ્યુ હતું.

છેવટે ડી.. બા. કૃષ્ણલાલ ઝવેરીએ આ યોજનાને ગતી આપવા માટે વ્યવહારૂ યોજના તૈયાર કરી, માર્ગમાં નડતી મુશ્કેલીઓના નીવારણ માટે કાર્યકર્તાઓ પગલા લે એવી આશા દર્શાવી હતી

આભારદર્શન બાદ સભા વીસર્જન થઇ હતી.

## અસ્પૃશ્યતા ક્યાં છે ?

આખીય પૃથ્વીમા આ દેશ સિવાય બીજે ક્યાંઇ અસ્પૃશ્યતા નથી વેદ–સ્મૃતિમાં ક્યાંઇ અસ્પૃશ્યતા નથી. ઇશ્વરની દ્દષ્ટિમાં બધાં માનવી સરખાં છે પણ આપણે તો જેની સેવાથી આરામ ભોગવીએ છીએ, તેનેજ અસ્પૃશ્ય બનાવી દીધાં છે અને આશ્ચર્યની વાત છે કે જે સમાજને ભય સમાન છે એવાનુ તો કોઇ નામેય નથી લેતું.

[ 'માનવધર્મ' વિષે ભાષણમાં ]

વિજ્યાલક્ષ્મી પંડિત

### મુંબાઇ :

મુંબાઇના વિગ્રહસભાના ૬૨મા પ્રમુખ શ્રીમતી ચિત્રાદેવી શર્માને ગેરકાયદેસર સંસ્થાના સભ્ય હોવા માટે ૧૮ માસ સખ્ત કેદ, રૂા. ૨૦૦ દંડની સજા થઇ છે.

### ગુજરાત–કાઠિયાવાડ:

માર્ચની તા. ૨૦ મી ને રોજ અમદાવાદમાં કુમારી મૃદુલા અંબાલાલ સારાભાઇને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં, તેમને બેલગામ જેલમાં પાછળથી લઇ જઇ તા. ૨૩ મીએ છોડ્યા છે અને બેલગામની મ્યુનિસિપલ હદ ન છોડવા હુકમ થયો છે.

અમદાવાદમાં શ્રીમતીપુરમાં આવેલી એક ચાલીમાં પોલીસે જડતી લેતાં બે રીવોલ્વરો મળી આવી હતી અને તેને અંગે એક બહેનની ધરપકડ કરી હતી

અમદાવાદ શહેર અસ્પૃશ્યતા નિવારણ સંઘની સભાએ અંત્યજ ખાતાઓના લાભાર્થે રૂા. ૧૫૦૦ મંજુર કર્યા છે.

મહેમદાવાદ તાલુકામાં બહિષ્કાર દિનને અંગે પકડાયલી શ્રીમતી ચંચળબહેન તથા શ્રીમતી દીવાળીબહેનને ૬ માસની સજા કરવામાં આવી છે દાહોદના ૫૯ મા જીલ્લા સરમુખત્યાર શ્રીમતી ધનલક્ષ્મી બહેનને ૭ માસની કેદની સજા થઇ છે. ગોધરામાં દારૂ તાડીની દુકાનોની હરરાજીને અંગે જીલ્લાના ૬૨ મા સરમુખત્યાર શ્રીમતી જયમતીબહેન દેસાઇ, કુમારી હમીદા બહેન અને કુમારી રોહિણીબહેનને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં.

સ્વ. પંડિત મોતીલાલ નેહરૂની પુત્રી વિજયાલક્ષ્મી પંડિત અસ્પૃશ્યતા નિવારણને અંગે કાઠિયાવાડમાં પ્રચારકાર્ય અર્થે નીકળ્યાં હતાં. તેમણે અમરેલીમાં કાઠિયાવાડ સેવક સમાજના નેહરૂ આશ્રમનો પાયો નાખ્યો હતો. લીંબડી, રાજકોટ, ભાવનગર વગેરે સ્થળોની તેમણે મુલાકાત લીધી હતી

### મુંબાઇ ઇલાકો :

શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયને બીમારીને અંગે સજા પૂરી થતાં પહેલાં છોડી મુકવામાં આવ્યાં છે. તેઓ હાલ મદ્રાસમાં છે.

### બંગાળ :

ટીપેરા જીલ્લામાં અત્યાચારી કાર્યમાં કાવતરૂં કરવાના આરોપસર ઉત્તર કલકત્તામાં કુમારી સંધ્યારાણી સેનને ગિરફતાર કર્યા છે. બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિના કહેવાતા સરમુખત્યાર શ્રીયુક્તા સુનીતિદાસ ગુપ્તા ને ૨૪ પરગણાના સોદપુર ખાતે પકડી ત્રણ માસ સખ્ત કેદની સજા કરી છે

કલકત્તામાં બોમ્બને લગતાં સાધને મળી આવવા સંબંધમાં શ્રીમતી સુશીલાદેવી અને તેમની પુત્રી શ્રીમતી મનીમાલા ઉર્ફે માયાદેવીને ગિરફતાર કર્યા છે. એક ક્રાન્તિકારી શ્રી. સંતોષકુમાર ઘોષને આશ્રય આપવા માટે શ્રીમતી હેમાંગિની ઘોષ અને શ્રીમતી સુચારૂ મિત્રને ગિરફતાર કર્યા છે. બંગાળના જેલોના ઇન્સ્પેક્ટર જનરલ મી. સ્ટીમ્સનનું ખૂન કરવા સંબંધમાં ગિરફતાર થએલ વિમલા શ્રીમતી હેનનપાલને છોડી મૂકયાં છે

### સંયુક્ત પ્રાન્ત :

શ્રીમતી કમળા નેહરૂની તબીયત હવે સંપૂર્ણ સુધરી ગઇ છે

ફેબ્રુઆરીની આખરે આગ્રામાં પાંચ બહેનો ગિરફતાર થયાં હતાં.

નાદુરસ્તીને કારણે બનારસની સેન્ટ્રલ જેલમાંથી શ્રીમતી શાન્તિદેવીને છોડી મૂકયા છે.

મીરઠમાં સ્વાતંત્ર્ય દિનને અંગે ગિરફતાર થયેલા શ્રીમતી પરમેશ્વરી દેવીને ૬ માસ સખ્ત કેદ રૂા. ૫૦ દંડની સજા થઇ છે.

પ્રકીર્ણ :

મુલીયામાં સરઘસ કાઢવા માટે ૪ બ્હેનો ગિરફતાર થયાં.

જ મસ કાયદાનો ભંગ કરવા માટે વર્ષોના સરમુખ્યાર શ્રીમતી ગગતાઇને રૂા. ૧૦૧ દંડની સજા થઇ છે.

અજમેરમાં અદિષ્કાર દિનને અંગે બે કાર્યકર્તા બ્હેનોને ત્રણમાસની સજા થઇ છે.

દિલ્હીની કન્યા શાળાના શિક્ષિકા શ્રીમતી સરસ્વતીદેવીને ૨૪ કલાકમાં દિલ્હી છોડી જવાની નોટીસ અપાઇ છે

ફતેગઢની જેલમાં ૧૨ માસની સજા ભોગવી શ્રીમતી જયન્તી સુરમ્મા હાલમાંજ છૂટયાં તેમણે જણાવ્યું કે, સજા થતાં તેમના બે બંગડી અને બીજાં ઘરેણાં જેલ સત્તાવાળાઓને રાખવા આપ્યાં હતા. તે છૂટકારા બાદ તેમને પાછાં આપવામાં આવ્યાં નથી સવારે ૭ વાગ્યે તેમને છોડયા બાદ, બપોરના બે વાગ્યા સુધી તેમને જેલને દરવાજે રોકી રાખ્યાં હતાં. તે દરમ્યાન જેલ સત્તા વાળાઓએ તેમના ઘરેણાં શોધતાં છતાં પણ તે મળ્યાં નહિ. વળી આ ઘરેણાં ચોપડામાં નોંધવામાં આવ્યાં છે. છતાં તે મળ્યાં નથી એટલે તેમને ઘરેણાં લીધા વિના જેલ માંથી પાછાં આવવું પડયું છે

( તા. ૨૮—૩—૩૩



## સાચી સેવા

માત્ર સરકારના હુકમોથી અસ્પૃશ્યતા દૂર નથી થતી. દરેક સ્ત્રી પુરૂષ પોતાના દિલથી અસ્પૃશ્યતા દૂર કરે ત્યારેજ તે દૂર થાય. સાચો મનુષ્યધર્મ શું છે ? હું કહું છું કે સેવા જેણે સેવાને ધર્મ નહિ માન્યો હોય, તેની જીંદગી વૃથા છે. સેવા તો અનેક રીતે થઇ શકે છે, પણ જેની જરૂરત સૌથી વધારે તે સેવા પ્રથમ થવી જોઇએ. એમ થાય તોજ સામાજીક ઉન્નતિ થાય.

[ ' માનવધર્મ ' વિષે ભાષણમાં ] વિજયાલક્ષ્મી પંડિત




**ગુજરાતી શારદાપીઠ**

૧૯૩૨ ના જુનમાસમાં શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટિ ઉર્ફે કર્વે વિદ્યાપીઠના એકપક્ષી વહીવટ સંબંધમાં અમે ચર્ચા શરૂ કરી હતી, તે પ્રસંગે ગુજરાતી સ્ત્રીઓ માટે ગુજરાત યુનિવર્સીટીનું સ્વપ્ન ખરું પાડવાના પ્રયત્નો આરંભવાની અમે વિનતિ કરી હતી એ પ્રયત્નોના આરંભનું ચિહ્ન થઇ તા. ૨૫ મીએ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના આશ્રયે 'ગુજરાતી સ્ત્રીયુનિવર્સીટીની આવશ્યકતા' એ વિષય ઉપર થએલાં વ્યાખ્યાનો પ્રસંગે, અમને જણાયુ છે. આ વ્યાખ્યાનોને લગતો વિસ્તૃત હેવાલ અન્યત્ર આપવામા આવ્યો છે, તે તરફ અમારા વાચકોનું તેમજ ગુજરાતી સ્ત્રીઓના સંસ્કાર અને શિક્ષણમાં રસ લેતા સર્વનું અમે ધ્યાન ખેંચીએ છીએ ગુજરાતી સ્ત્રીઓ માટે શારદાપીઠની આવશ્યકતા છે, એની ના કોઇથી પાડી શકાય એમ નથી એટલે શ્રી મનહરરામ મહેતાએ રજુ કરેલી 'ગુજરાતી શારદાપીઠ'ની યોજનાને, બની શકે તેટલી વ્યવહારૂ બનાવી, તે અમલમાં મુકી શકાય તે માટે સતત અને અવિરત પ્રયાસ થવાની જરૂર છે.

શ્રી. મનહરરામે રજુ કરેલી યોજના, એમનાં ભાષણ ઉપરથી લાગે છે તે પ્રમાણે, અત્યંત આદર્શરૂપ છે; અને એવી રીતની શારદાપીઠ સ્થાપવા માટે હજી આપણને વર્ષો જોઇશે હા, એથી કાંઈ એ વિષે પ્રચારકાર્ય, સંગીનરૂપમાં, કરવાની જરૂરીઆત ઓછી થઇ શકતી નથી સૌથી પ્રથમ તો 'ગુજરાતી શારદાપીઠ'ની યોજના, ગુજરાતીઓ સમજી શકે, તે ઉપર વિચાર કરી શકે, તેને વ્યવહારૂ બનાવવાના પ્રયાસો થઇ શકે, એવાં સ્વરૂપમાં પ્રકટ થવી જોઇએ યોજનાની વિગતોમાં અત્યારે બહુ ઉંડા ઉતરવાની જરૂર નથી. ગુજરાતી સ્ત્રીઓ માટે, ગુજરાતીબાળાઓ માટે, ભાવિ સંસ્કાર સ્વામિનીઓ તરીકે, કેવાં અને કેટલાં પ્રકારનાં શિક્ષણની આવશ્યકતા છે, તેનો વિચાર કરી, તેની રૂપરેખા આપતી એક યોજના, સત્વર તૈયાર કરી. તે વિષે ગુજરાતના, અને ગુજરાત બહારના જાણીતા કેળવણીકારોના, ખાસ કરીને સ્ત્રીશિક્ષણના વ્યવહારૂ ઉકેલમાં રસ લેતા વિદ્વાનોના અભિપ્રાયો લેવાવા જોઇએ, અને તે પછી, તેઓના તરફથી થતી સૂચનાઓ વગેરેનો તેમા શક્ય તેટલે અંશે સમાવેશ કરી, એ યોજનાને અમલમાં મૂકવાના પ્રયત્નો આરંભવા જોઇશે આ કામ ભાષણ આપવા જેવું કે આ નોંધ લખવા જેટલું સહેલું નથી; એ કામ અત્યંત મુશ્કેલ છે. સૌથી પહેલી મુશ્કેલી નાણાંની અને તેથીય વધુ મોટી મુશ્કેલી સારા કાર્યકર્તાઓની છે. અમે તો એટલે સુધી માનીએ છીએ કે જો આવા શુભ કાર્ય માટે, પ્રજાકલ્યાણના માર્ગ માટે, આજીવન કાર્ય કરનારા થોડાક કાર્યકરો મળી આવે તો ગુજરાતમાંથી એવાં કાર્યને માટે નાણાં મળી રહેશે.

સારા કાર્યકરોને પરિણામે આજે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, જેવી સંસ્થાઓ ઉભી થઇ શકી છે અને તેને નાણાંની પણ સારી સહાય મળી છે, એટલે ગુજરાતી શારદાપીઠ માટે સૌથી પહેલી આવશ્યકતા, સંગીન કાર્ય કરનારા ભાઇબહેનોની છે, છેલ્લા દશકાથી ગુજરાતી પ્રજામા જે વિકાસ થઈ રહ્યો છે તે ઉપરથી આવા કાર્યકરો મળતા પણ બહુ સમય નહિ લાગે એવી અમારી ધારણા છે

વ્યાખ્યાનોમા રજુ થએલી યોજના, તેનું બંધારણ, અભ્યાસક્રમ, વગેરે હજી પ્રારંભિક સ્વ-

સ્થિતિ નિવારવા માટે વ્યવહારૂ પગલાં લેવાવાની જરૂર છે.

શ્રી કોરોનરની આગેવાની હેઠળ, સેફટીફર્સ્ટ એસોસીએશનની મુંબઈની શાખા તરફથી ગઇ તા ૨૪ મીએ એક પ્રતિનિધિમંડળ મુંબઇના મેયર અને મ્યુનિસિપલ કમીશનરને મળ્યું હતું. અને તેણે, સ્ટવના દુરૂપયોગથી ચેતુમી રહેવા ખાસ તરફ ખાસ ધ્યાન ખેંચી ગુજરાતી સ્ત્રીઓમા થતાં આવા કરૂણ મૃત્યુઓ અટકાવવા વિનતિ કરી હતી મેયર અને મ્યુ કમીશનરે મુંબઈના જુદા જુદા સામાજીક સુધારકોને સેફટીફર્સ્ટ એસોસીએશન સાથે મેળવી આપવાનુ વચન આપ્યુ છે અને તે પ્રસંગે, સ્ટવનો ઉપયોગ કેવી રીતે કરવો, તે લોકોને શિખવવા માટે તેમજ અકસ્માતો અટકાવવા માટે શાં પગલાં લેવાં તેની ચર્ચા કરવાનું જણાવ્યું હતું

આ પ્રયત્ન કરવા જેવો છે એની ના કહી શકાય એમ નથી. પણ મુખ્યત્વે ગુજરાતી બહેનોમાંજ આવા અકસ્માતો થતા હોવાથી, ગુજરાતી બહેનોને સ્ટવના વપરાશ સંબંધમાં વિશેષ જ્ઞાન આપવાની જરૂર છે ગુજરાતીભાષામા શ્રીમતી દીવાળીબહેન શ્રોફે સ્ટવના વપરાશને લગતી પુસ્તિકા લખેલી છે અને તે સચિત્ર રૂપે પ્રકટ થઈ છે એનો પ્રચાર જેમ બને તેમ મોટા પ્રમાણમાં થાય એવુ કરવાની જરૂર છે બીજી જરૂર ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ જેવી સંસ્થાઓએ સ્ટવના વપરાશ સંબધમાં પ્રયોગસહિત વ્યાખ્યાનો ગોઠવવાની, જરૂર છે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં મંત્રીઓને અમારે વિનતિ છે કે તેઓ કાંઇ નહિ તો મહિનામાં એકાદ દિવસ, માટે પણ આવા સપ્રયોગ વ્યાખ્યાનની યોજના કરે સ્ટવના છૂટા છૂટાં સાધનો, કયા પ્રકારનો સ્ટવ, વાપરવામા સારો, સ્ટવ રાખવાની યોજના કેવી હોવી જોઇએ, વગેરે બાબતો, વારવાર આપણી ગુજરાતી બહેનોના મન પર ઠસાવવાની જરૂર છે અને માત્ર મંડળના હોલમાંજ આ વ્યાખ્યાનોની યોજના કરી બેસી ન રહેવાં, ગુજરાતી બહેનોની વસ્તી વાળા વિસ્તારોમા કે વાડીઓમા, આને લગત શિક્ષણ આપવાની યોજના મંડળે કરવાની જરૂર છે મંડળે આ પ્રવૃત્તિ સત્વર ઉપાડી લેવી જોઇએ એવી અમારી માન્યતા છે.

## તિરસ્કારો નહિ

હું હિન્દુધર્મની અભ્યાસી નથી. પણ હું જાણું છુ ત્યાં સુધી હિન્દુધર્મે સૌ કોઇને અપનાવ્યા છે–તેમા સર્વ વિચારનાને સ્થાન છે. પણ આજે તો હિન્દુધર્મ એવો સાંકડો બની ગયો છે કે એના અનુયાયીને જ પરધર્મનો આશરો શોધવો પડે છે. આ સ્થિતિ ચાલુ રહે તો ભાવિ તો એવુ દેખાય છે કે હિન્દુધર્મનો કોઇ અનુયાયી નહિ રહે રહેશે માત્ર આપણી મૂર્ખતાની કથા. હું તમને પૂછું છું કે તમે પશુને, કુતરાને પાળો છો, તેને પ્રેમ કરો છો, તો પછી માત્ર ભંગી આપણને અડે કે તે આપણે ત્યાં આવે તેમાં અભડાઇ જાઓ છો ? હું નથી કહેતી કે તમે તેની સાથે ખાઓ. માત્ર તમે તેને 'તિરસ્કારો નહિ' તમારી સેવા કરનારા એ બાંધવ બ્હેનોને પશુથી નીચાં ન માનો

[ 'માનવધર્મ' વિષેના ભાષણમાં ] વિજયાલક્ષ્મી પંડિત




# ગુણસુંદરી

અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૦ મુ ] મે ૧૯૩૩ [ અંક ૩ જો


## ચિતોડની વીરાંગના

બેઠી અગાસીએ આજે અપ્સરાગણ જોડિની
વીરતાની પ્રતિમા એ મહારાણી ચિતોડની

વ્હાલા જતાં રણમહીં સુકુમારવામા
ગર્વેથી ગુંથી ગુથતી મૃદુ પુષ્પમાળા;
ત્યાં સાંભળ્યું પ્રિય પતિ પકડાઇ જાયે
મેવાડી સૈન્ય સરદાર હિણું હણાયે.

હાયકારા, અરેરાટી અને આસુ પડ્યા નહીં
દ્રઢ ચિત્તે લીધું ધારી ઝુકાવા જંગની મહીં

"મરવુ કે મારવું ટેક એ મર્દની
હાય ! હે ઉદયસિંહ ! તેં ગુમાવી
પત્ની કાયર તણી સમરમા ખેલીને
સપ્ત પાતાળ હઉ ખળભળાવી."

અબળા બોલતી એવું, ક્રોધમાં કેશ છોડીને
રૂદ્રચંડા થઇ રાતી, તાતી ધારી ભવાનીને.

તેજ તોખાર એનો હણહણી ઉછળે પેખતા ચંડિકાને
કલ્લોલતી કાળીદેવી શિર ચઢી શુકનો અર્પતી કાલિકાને
સૃષ્ટિની શક્તિદેવી સુરગણ નિરખે પુષ્પની વૃષ્ટિ થાય
આર્યાની વીરતાએ અમર તપી રહો આર્ય સોમે સદાય.

પડઘીઓ વાગતા ધરતીએ ધમધમે
રગરગે જોમ મારે ઉછાળા
પુરપાટે પ્રલયકાળ દેવી ધસે
પેખી શરમાય મર્દો મુછાળા.

નયનમાં શરમના શેરડા ફુટતા
છુટતા શૌર્યના ત્યા ફુવારા
રોમરોમેથી અંગાર તણખા છુટે
ગર્જી વર્ષાવતી વજ્રધારા.

" બાયલા સૈનિકો યુદ્ધથી શું ફરો ?
શું ડરો ? માતની કુખ લાજે,
ફરી યાહોમ ખસ ઝુક પડો જંગમાં
પ્રાણ કુરબાન છે માત કાજે. "

ન્હાસતા સૈન્યમાં વીરતાનું નવું જોમ વીરાંગનાએ પ્રકટાવ્યું
ખેલ ખાંડાના ખેલાય તમંચા ને તોપથી ઘોર ધીંગાણુ જમાવ્યું.
પાણારા દે શાહી સૈન્ય પેખી મહિષાસુર મર્દિનિનો મદ આજે
વિજય ઘોષણાના એ દુદુંભિ દશે દિશ આજ "વીરા"ના એ ગાજે.

માતૃભૂમિ માટે મરણને સુહીમા રાખી
લુંટાતી લાજ માની વીરરમણિએ જુઓ રાખી
નથી " વીરા " હવે ત્હોયે હજુએ જીવતી ભાસે
સુવર્ણાંકિત તેનું નામ શોભે આજ ઇતિહાસે

—પ્રાણશંકર જગજીવન બધેકા




કહેનારઃ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક

આપણે ઘણાને બોલતા સાંભળીએ છીએ કે ચાલુ જમાનો સ્ત્રીઓનો છે, હાલ સ્ત્રીઓનો યુગ ચાલે છે, વગેરે. આવાં વાક્યો માત્ર સ્ત્રીઓ સંબંધીજ બોલાતાં નથી. ચાલુ જમાનાને આજ રીતે પ્રસંગોપાત્ત ઘણા જુવાનોનો યુગ અને કેટલાક બાળકોનો યુગ પણ કહે છે. આવાં અતિ પ્રચલિત વાક્યો, સામાન્ય લોકવાયકા કે કહેવતોની પેઠે, ભાગ્યેજ વિચાર્યા વિના ગ્રહણ કરવા યોગ્ય હોય છે, પણ તે સાથે કહેવતો કે લોકવાયકાની પેઠે તેમાં સત્ય પણ ઘણે ભાગે હોય જ છે.

ખરી રીતે સમય ઉપર કોઈની માલીકી કે સત્તા હોતી નથી. કાલ કોઈનો નથી. આ વાક્યો બોલાય છે તે જુદા અર્થમાં. આપણામાં સામાન્ય કહેવત પ્રચલિત છે કે ' પાળે એનો ધરમ ને મારે એની તલવાર ' તેમ આપણે કહી શકીએ કે કામ કરે એનો સમય છે. એનો અર્થ એવો નથી કે આજ સુધી સ્ત્રીઓએ કામ કર્યું જ નથી, અને અર્વાચીન સમયમાં જ તેમને કામ કરવાનું મળ્યું છે સ્ત્રીઓએ હંમેશાં કામ કર્યું છે સમાજજીવનમાં પણ અગત્યનું કામ કર્યું છે. માત્ર હવે તેમને કામ કરવાને નવાં ક્ષેત્રો મળ્યાં છે, નવી દિશાઓ મળી છે અને એ તકોનો સ્ત્રીઓ લાભ લે છે અથવા લેશે એ દૃષ્ટિથી આ જમાનો સ્ત્રીઓનો છે એમ કહી શકાય. આ વસ્તુ આપણે જરા વિગતથી વિચારીએ

પ્રાચીન કાળમાં સ્ત્રીઓ ઘણે ભાગે ઘરનું કામકાજ કરતી અને બાળકોને ઉછેરતી જાહેર જીવનનો કોઈ કોઈ અપવાદો બાદ કરતાં તેને કશો ભાગ ન મળતો. જાહેરજીવનમાં માત્ર પુરુષોજ રહેતા. તેમાં સ્ત્રીની સલામતી નહોતી અને એ વખતે સ્ત્રીપુરુષોનો સંબંધ એટલો સંસ્કારી નહોતો. આ સ્થિતિ સ્ત્રીઓને ભાગ્યે આવી હતી એમ કહેવાનો અર્થ નથી. જ્યાં જ્યાં અત્યારે એ સ્થિતિના અવશેષો નજરે દેખાય છે, ત્યાં સ્ત્રીઓને અન્યાય થાય છે તેમાં શંકા નથી. ન્યાય, અન્યાય માણસના સામાન્ય વિકાસના પ્રમાણેજ માપી શકાય. એ સમયમાં લડાઈમાં પકડાએલી સ્ત્રીઓના વિજેતાઓ સ્વામી ગણાતા, તો પકડાએલા પુરુષો ઘણે ભાગે કતલ થતા અને બચતા તેને ગુલામો કરી વેચતા, એટલે એ સમયનાં નીતિના ધોરણો જ એવાં હતાં.

પણ એ સમયમાં પણ સ્ત્રીઓ સમાજમાં પણ અગત્યનું કામ કરતી, ઘરનાં કારભારનું કામકાજ રાચરચીલાની દેખરેખ, દાણોપાણી, રાંધણું-ચીંધણું અને સૌથી મહત્વનું તો બાળઉછેર એ કામો સ્ત્રીઓ કરતી. તેમનું જીવન સર્વદા ભર્યું અને ઉલ્લાસમય હતું. કેટલીક વખત કોમોમાં તો ઘેર લડાઈ જેવા પ્રસંગે આંગણું ભેગી રહેતો અને સ્ત્રી જ વધારે કામકાજ કરતાં

* શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સભામાં બહેનોને કહેલાને આધારે. લેખ

જમાનો બદલાતાં આ બધાં કામકાજ ધીમે ધીમે વધતાં ગયાં, મોટાં શહેરો થતાં ગયાં, મોટાં શહેરો થતાં દોરડાંખરનું કામ જતું રહ્યું સંચા થતાં કાતવાનું કામ ગયું. દળવાનું, છડવાનું પણ બંધ થયું. અને આ બધાને બદલે તેને કશું જ બીજું કામ મળ્યું નહિ.

પણ એથી એ વધારે મહત્વનો ફેરફાર તો બીજી રીતે થયો અને થાય છે બહુ પ્રજત્વ સમાજવિરોધી ગણાયું, એટલે પ્રજનન અને પ્રજાસંવર્ધન જે સ્ત્રીનો ઘણો વખત લેતું હતું તે પણ ધીમે ધીમે ઓછું થવા લાગ્યું, ઇંગ્લંડ અને ફ્રાન્સ વગેરે દેશોમાં આ સ્થિતિ પહેલી આવી આપણે હિંદમા આ સ્થિતિ હજી નથી આવી. પણ આ વિષેના વિચારો અત્યારે એટલા પ્રચલિત થયા છે, કે એ સ્થિતિ આપણે ત્યાં આવશે એમાં પ્રશ્ન નથી. કેવી રીતે આવશે એટલો પ્રશ્ન છે. બીજી તરફથી સ્ત્રીઓ જીવન પર્યંત કુમારિકા રહી શકે એ સ્વીકારાવા લાગ્યુ. એ રીતે સમાજમાં સ્ત્રીઓના કામમાં, તેની સ્થિતિમાં, અને તેના તરફની દૃષ્ટિમાં ઘણા, મોટા ફેરફારો થયા, અને તે સાથે સ્ત્રીઓના હક્કોનો પ્રશ્ન આગળ આવ્યો.

આ ઉપરથી જણાશે કે સ્ત્રીઓએ જાહેર જીવનમાં પ્રવેશ કરવાનો પ્રશ્ન તેનાં પહેલાંનાં કામો ઘટી જવા સાથે સબંધ ધરાવે છે. આપણામાં આ સુધારાનો ઘણીવાર એવો અર્થ થતો કે પુરુષો જે જે કામો કરે તે. તે કરવાનો તેને હક્ક હોવો જોઇએ, અને તેમાં પણ હક્કનો અર્થ, સ્પષ્ટ રીતે નહિ તો અસ્પષ્ટ રીતે, ભોગવિલાસો ભોગવવાને હક્ક એવો થતો. પુરષો બહાર ફરે છે, ટેનિસ રમે છે. નાટક જોવા જાય છે, મિત્રોમાં મળે છે, તો સ્ત્રીઓને એ હક્ક શા માટે નહિ? હક્કની દૃષ્ટિથી વિચાર કરતો હોય તો હક્કની ના પડાય તેમ નથી. એ હક્કની હા પાડવામાં કચવાવું પણ ન જોઇએ. પણ વક્તવ્ય એ છે કે ભોગવિલાસનો હક્ક એ જીવનમાં ખરું રહસ્ય નથી પણ કામ કરવાનો અવકાશ અને કામ કરવાની અનુકૂળતા એ મુખ્ય વસ્તુ છે. જીવનમાં વધારે સમય ટકી રહે ને ઓસરે નહિ એવો રસ કામ જ પૂરી શકે છે, ભોગવિલાસ નહિ, જો કે ભોગવિલાસ માણસ જાતને હમેશાં મોહક અને આકર્ષક રહ્યા છે.

કામ કરવાની ઇચ્છા વ્યક્તિ ઉપર આધાર રાખે છે પણ કામ કરવાનો અવકાશ મળવો અને તેની અનુકૂળતા અને અવકાશ મેળવતાં સમાજની બાહ્ય સ્થૂળ રચના અને તેની આંતર વિચારસૃષ્ટિ બન્નેને જુદી રીતે ગોઠવવાં પડે છે. માણસ જાતમાં વ્યક્તિને અને તે કરતાં વિશેષ સમાજને, નવી ગોઠવણુનો ઘણો જ કંટાળો છે, એટલી તેના સ્વભાવમાં ક્યાંક જડતા રહેલી છે, અને તે જડ વસ્તુની પેઠે જ નવાં બળો સામે વિરોધ કરે છે. આ જડતા સામે માત્ર તપોબલ અને તિતિક્ષા જ કામ કરી શકે છે. તપથી અને તિતિક્ષાથી જડ સમાજ જાગૃત થઇ નવી વ્યવસ્થાને અભિમુખ થાય છે અને ધીમે ધીમે પછી નવી વ્યવસ્થા કરે છે.

ઇંગ્લંડનો સ્ત્રીવાત અનો ઇતિહાસ જોઇશું તો આ બાબત સ્પષ્ટ થશે આ ઇતિહાસ વીસમીસદીનો જ છે + ઇંગ્લંડમા ૧૯૦૩ માં સ્ત્રીઓનો સામાજિક અને રાજ્ય-પ્રકરણી સમાજ (Women's Social and Political Union) સ્થપાયો અને પછીનાં થોડાં વરસોમાં જ મિસીઝ પૅંકહર્સ્ટની

+ આ ઇતિહાસનો ભાગ એનસાઇક્લોપીડિયા બ્રિટાનિકા વૉલ્યુમ ૧૩ પૃ. ૭૧૦-૭૧૧ ઉપરથી આપેલો છે.

આગેવાની નીચે લડાઇની વ્યૂહરચનાનો વિકાસ થયો.

તેનો ખરો વિકાસ ૧૯૦૬ માં લિબરલ પક્ષ સત્તામાં આવ્યો ત્યારે થયો. આ સમાજે જોયું કે સરકાર પોતે પગભર છે તે ઉપર જ તેમની હીલચાલનો આધાર છે. એક સભામાં ક્રિશ્ચાબેલ પૅંકહર્સ્ટ અને ઍની કેનેએ નવી સરકારને પૂછ્યું કે અમારા ધ્યેય બાબત તમારો શો અભિપ્રાય છે. એમના તદન વાજબી પ્રશ્નનો જવાબ આપવાને બદલે તે બન્ને છોકરીઓને પકડાવીને બહાર રસ્તા ઉપર કઢાવી દેવરાવી, અને જ્યારે તેમણે તિરસ્કાર દર્શાવવા સભા ભરી ત્યારે રસ્તામાં હરકત કરવાને માટે તેમને ગિરફતાર કરી અને દંડ અથવા કેદની સજા કરી. બન્નેએ કેદ ભોગવવી પસંદ કરી. આ ઉપરથી લોકોમાં ઉહાપોહ ચાલ્યો તેથી સ્ત્રીઓના પ્રશ્નને સારી જાહેરાત મળી. તે પછી 'લડાયક સ્ત્રીઓએ' પ્રધાનોને હેરાન કરવાની અરજી કરવા પાર્લામેન્ટ ઉપર કૂચ કરવાની અને મંડળો દ્વારા રજૂઆતો કરવાની પદ્ધતિ અખત્યાર કરી અને તેથી સમાજમાં સંઘર્ષો અને ગિરફતારીઓ થઇ. આવા પ્રસંગે પ્રસંગે તેમના સમાજનું જોર વધતું ગયું.

૧૯૦૬ પછી આ હીલચાલ વધારે બળ મેળવતી ચાલી. વરસોવરસ ૩૦૦૦ સ્ત્રીઓએ 'કાવકૂચ' કરી. આ પક્ષના નેતાઓએ બધી કુનેહથી પોતાની જાહેરાત કરવાનું ચાલુ રાખ્યું. તેમણે જમીન ઉપર આકાશ સર્જ્યું એ બાબુ એ પારિવારી જાહેરાતો લઇ સરઘસો કાઢ્યાં. શેરીઓમાં પોતાનાં વર્તમાનપત્રો વેચ્યાં, દિવાલે આમંત્રણ ચોંટાડ્યું અને શેરીઓમાં જાહેરાતોનો વરસાદ વરસાવ્યો.

આ બધી હીલચાલ સરકારને વસમી પડી. વડા પ્રધાન ઍસ્કિવથ તેમની વિરુદ્ધ હતો, તેણે નમતુ ન આપવાનો નિશ્ચય કર્યો. 'લડાયક સ્ત્રીઓએ' જેલ માર્ગ લીધો, અને જેલમાં જઇને પણ પોતાનો વિરોધ બતાવવો જારી રાખ્યો. તેમણે આહાર તજ્યો, અને બળાત્કારે ખોરાક આપવાના દુઃખદાયક પ્રયત્નો પછી સત્તાધારીઓને તેમને છોડી મૂકવાની ફરજ પડી, છતાં સ્થિતિ સુધરી નહિ. સ્ત્રીઓને મતનો હક આપવાના ખાનગી બિલો પેશ થયાં પણ અનેક પ્રયત્નો છતાં લિબરલ સરકારે પકડેલી હઠ છોડી નહિ. પછી 'લડાયક સ્ત્રીઓએ' બળજબરીનાં અને મિલકત નાશ કરવાનાં તોફાનો શરૂ કર્યાં લિબરલ સરકારે તેને દાબી દેવાને દમનના સખ્ત ઉપાયો યોજ્યા. તેણે કેદીઓ સંબંધી નવો કાયદો કર્યો જે મશ્કરીની ભાષામાં 'ઉંદર બિલાડી'નો કાયદો કહેવાતો. આ કાયદાથી અનાહારને લીધે જે કેદીને છોડી મૂકવો પડ્યો હોય તે બહાર નીકળીને સાજો થતાં તેને પાછો પકડીને જેલમાં મૂકી શકાતો. આ કાયદા પ્રમાણે મિસિસ પૅંકહર્સ્ટ જેને ૧૯૧૩ માં ત્રણ માસની સજા થઇ હતી, તેને આઠ વાર કેદમાં પૂરી હતી, જો કે તેમ છતાં તે પહેલું વરસ માત્ર ૩૦ દિવસ કેદમાં રહી હતી.

આ તોફાનો કરવાની પદ્ધતિ આપણે વખાણી શકતા નથી. અસંખ્ય સ્ત્રીઓએ સહન ઘણું કર્યું અને તેથી તેમનો પોતાનો પક્ષ મજબુત થયો પણ આ તોફાનોથી, જાહેરાતના સક્રિય લાભથી કંઇ વિશેષ મળ્યુ ન હોતું. તેમને મતનો હક મળ્યો તે બીજી જ રીતે અને તેમાં જ વિજયનું ખરું રહસ્ય રહેલું છે.

૧૯૧૪ માં યુરોપનો મહાન વિગ્રહ શરૂ થયો. આથી સ્ત્રીઓની લડાઇ અમુક

વખત બંધ રહી. પણ એ બંધ રહી એ દરમિયાન જ તેમના પક્ષનો ખરો વિજય થયો સ્ત્રી-હક્કના પક્ષકારોએ લડાઇ છોડીને દેશને તેના અટોકટીના સમયમાં મદદ કરવાનું હાથમાં લીધું. મિસિઝ ફૌસેટે પોતાનાં અનુયાયીઓને સંદેશો મોકલ્યો: "આપણા હક્કનો સ્વીકાર થાય કે ન થાય, પણ આપણે નાગરિકતાના હક્કને લાયક છીએ એમ એકવાર સાબીત કરી આપવા દો." સ્ત્રીહક્કનાં પક્ષકાર કેદીઓને મારી મળી અને સ્ત્રીઓનો સામાજિક અને રાજ્યપ્રકરણી મંધ બંધ પડયો. તેમના પ્રજાકીય સંઘે અનેક પ્રકારનાં સેવાનાં કામો એક વ્યવસ્થિત મંડળ તરીકે હાથમાં લીધાં.

થોડો સમય એમ લાગ્યું કે જાણે સ્ત્રીઓનો પ્રશ્ન વીસરાઇ ગયો છે. પણ સ્ત્રીઓએ લડાઇના કામમાં જે મદદ કરી તેમાં સ્ત્રીઓની અણધારેલી એટલી બધી શક્તિ બહાર આવી કે જાહેર પ્રજામત તેમના લાભનો થઇ ગયો. ૧૯૧૬માં પ્રસંગ આવતાં સ્ત્રીઓએ પોતાના મત આપવાના હક્કની માગણી કરી અને લોર્ડ ઍસ્કિવથે તેમને માટે કાયદો પસાર કરવામાં અનુકૂળતા કરી આપી. ૧૯૧૮માં સ્ત્રીઓને મત આપવાના હક્કનો કાયદો બન્ને હાઉસમાંથી પસાર થઇ ગયો.

હિન્દુસ્તાનમાં સ્ત્રીઓએ આવા કોઇ મહાન વિગ્રહની રાહ જોવી પડે એમ નથી હિન્દુસ્તાનમાં કામ કરવાનાં એટલાં બધાં છે કે જરા પ્રયત્ન કરતા તે હાથમા આવી જશે

ભૂતકાળમાં ગમે તે હશે પણ અત્યારના સમયને અંગે જરૂર કહી શકીએ કે અત્યારે સ્ત્રીઓને કામ મેળવવામા બહુ મુશ્કેલી પડે એવું નથી. અત્યારે જાહેર કામ માથે લેવામાં સમાજના વિરોધની મુશ્કેલી કરતા પોતે તૈયારી કરવી એ મોટી મુશ્કેલી છે. અલબત અંત્યજ ઉદ્ધાર જેવા કામમાં સમાજનો પણ પુષ્કળ વિરોધ છે. પણ તે કામ તરફનો વિરોધ છે, અને સ્ત્રી અને પુરુષ બન્ને તરફ સરખો છે.

એક બીજી બાબત તરફ પણ ટૂંકમાં ધ્યાન ખેચું છું. સ્ત્રીઓના હક્કો સબંધી ચર્ચામાંથી એવું કોઇ કોઇ વાર દેખાય છે કે જાણે આખો પ્રશ્ન 'સ્ત્રીઓ વિરૂદ્ધ પુરુષો' નો હોય પણ એમ છે નહિ. સ્ત્રીઓની સ્થિતિનો પ્રશ્ન એ આખા સમાજનો પ્રશ્ન છે. સ્ત્રીઓને સ્વતંત્રતા મળવામાં જેટલો પુરુષોનો વિરોધ છે તેટલો જ સ્ત્રીઓનો પણ મેં જોયો છે. વિધવાવિવાહ સામે કે પરનાતમાં લગ્નની સામે જેટલા પુરુષો વિરોધ કરે છે તેટલો જ સ્ત્રીઓ પણ કરે છે. ઉપર જણાવી ગયો તેમ પહેલાં પણ એ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેનો અંતભેદ નહોતો. આખા સમાજનો પ્રશ્ન હતો,, અને અત્યારે પણ તેમજ છે. દરેક પ્રશ્નની ચર્ચા સમાજના દૃષ્ટિબિન્દુથી થવી જોઇએ. નહિ કે માત્ર પુરુષના કે માત્ર સ્ત્રીના અને ઉપરં મેં જણાવ્યું તેમ સમગ્ર સમાજની પ્રગતિમાં જેટલે અંશે સ્ત્રી પોતાનો ફાળો આપશે એટલે અંશે તેની સમાજમાં સ્થિતિ નક્કી થશે.




લખનાર: શ્રી ' કા'ન કાળેટ '

વ્યાધિનું જોર વધ્યે જતું હતું. કમળાના શરીરે જરાયે ચેન ન હતું. અંગમાં શક્તિનો અંશ ન હતો. યુવાવસ્થાનો મદ નીતરતાં ત્રેવીસમા વર્ષમાં કમળાના દેહ પર પ્રફુલ્લતા અને તેજોમયતાને સ્થળે ફિક્કતા અને ચેતનહીનતાનાં શ્યામ વાદળ ફરી વળ્યાં હતાં. અનેક નિપુણ ડાક્ટરોનાં ઔષધોનાં સેવન છતાં યે વ્યાધિનું પ્રાબલ્ય તો પ્રતિદિન બળવત્તર થતું હતું. અને બિચારો પ્રમોદરાય સારા ભાવિની અમર આશાએ તણાતો તણાતો પોતાની પ્રિયતમાની યથાશક્તિ સેવા બરદાસ ઉઠાવી રહ્યો હતો.

" બા, બા. જો. પેલો ગભુ મને મારે છે..."

ન્હાના ઇંદુનો રૂપાની ઘંટડી જેવો સ્વર રુગ્ણ કમળા અને ત્હેની શય્યાની બાજુએ ચિંતાતુર મુખે બેઠેલા પ્રમોદરાયના કર્ણ પર અથડાયો અને નિમિષ માત્રમાં તો ઇંદુ કમળાની શય્યા પર ચઢી ત્હેના મુખ પર પોતાનું ન્હાનકડું બાળવદન ધરી પોતાની ફરિયાદ કહેવા લાગ્યો.

" ઇંદુ ત્હારી બાને આમ ના પજવીશ," એમ કહી પ્રમોદરાયે ઇંદુને પોતાના અંકમાં બેસાડી લીધો અને વાત્સલ્યપૂર્ણ એક મીઠું ચુંબન ત્હેના મુખેન્દુ પર લીધું.

પણ કમળાની ઉંડી પેસી ગયેલી આંખોમાંથી અવિરત અશ્રુધાર વહી જતી હતી. હૃદયના ભારે વેગવાળા ધબકારાથી ત્હેની છાતી હાંફ હાંફ ઉછળતી હતી. અલ્પ ક્ષણ વીત્યે ત્હેણે પોતાનો ક્ષીણ કર ઇંદુ તરફ લંબાવ્યો. પ્રમોદરાયે ઇંદુને પુનઃ કમળાની સોડમાં મૂક્યો અને કમળાએ ત્હેને શિથિલ ભુજાઓ વડે છાતી સરસો ચાંપ્યો. જાણે જગત્ માતાએ સચરાચરને કે માતાજીએ અનાથાશ્રમે પ્રાપ્ત થયેલા કો દિવ્યાંગને છેલ્લું વંદન કરતો હોયની !

અને બન્યું પણ એમ જ. કમળા અલ્પ કાળમાં હતી ન હતી થઈ ગઈ ત્હેનો પ્રાણવાયુ ક્ષણભંગુર દેહને ત્યજી પરલોક પ્રવાસે ઉડી ચાલ્યો પરંતુ પ્રમોદરાય અને ઇંદુ પર કમળાની અતિશય મમતા અને ભાવ હતો. અને તેનો ઉડી જતો આત્મા પ્રમોદરાયમાં ગુંચાઈ, બરાબ ગયો હોય તેમ " વ્હાલા, મ્હારા વેણુને અશરણ બાળને ઇંદુને અળખામણો ન કરશો " એ શબ્દો પ્રમોદરાયના કર્ણમાં ગુંજી રહ્યા.

( ૨ )

કાળ રાત્રિના પાછલા પહોરના બે વાગી ગયા હતા એક ન્હાની શી ઓરડીમાં મંદ મંદ બળતો દીપક ઓરડીને અજવાળી રહ્યો હતો. એક ન્હાના ટેબલ પર માથું નાખી

પ્રમોદરાય અર્ધનિદ્રિત અવસ્થામાં એક ખુરશી પર બેસી રહ્યો હતો ત્હેનું ચિત્ત ચકડોળે ચ્હડયું હતું. એક અગત્યના વિષયમાં ત્હેની સર્વ વિચારશક્તિ કેન્દ્રિત થઈ હતી અને તે વિષય પરત્વે ત્હેનો અંતિમ નિર્ણય જણાવવા માત્ર થોડા કલાક બાકી રહ્યા હતા કેટલીક ક્ષણ બાદ તે સફાળો ખુરશી પરથી ઉઠી ઉભો થઇ ગયો, અને ઓરડીના એક ખૂણેથી બીજે ખૂણે એમ જોશભેર આંટા મારવા લાગ્યો. ત્હેની આંખોમાં નવલું તેજ ચમક્યું. ત્હેના અંગે અંગે પ્રસરેલી શોકોદ્ભૂત શિથિલતા ક્યાંયે અદૃશ્ય થઇ ગઇ. અને કોઇ અનેરો સુખાશાના બળે ત્હેના રોમે રોમે આનંદ અને ઉલ્લાસના ફુવારા ફુટવા લાગ્યા.

ઓરડીની એક બાજુએ ન્હાના ઇંદુનો પલંગ હતો. પ્રમોદરાયની દૃષ્ટિ અચાનક ત્હેના નિદ્રાવશ થયેલા અંગ પર પડી.

આહ ! આ શો ચમત્કાર ! પ્રમોદરાયના ચળકતાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહી ચાલ્યો. તે પોટલુ બની જમીન પર ઢળી પડયો !

પાંચ દશ મિનીટે ત્હેનું ચિત્ત સ્વસ્થ થયું. અને કોઇ ભીષણ દર્શન રાક્ષસ સ્હામે બળાત્કારે જતો હોય તેમ ધીમે, ડરતે પગલે ને નમ્ર વદને તે ઇંદુ સમીપ ગયો. ત્યાં જતાં વેંતજ ત્હેના મસ્તિષ્કના વિચારોની દોડાદોડ થવા લાગી અને અંતે હતાશ બની તે પલંગ પર બેસી પડયો; અને ગણગણવા લાગ્યો,

" ત્યારે શું મારે ફરીથી નજ પરણવું ? અને તે આ બાળકના સુખને અર્થે ?..."

જાણે નિર્લજ્જ મદનરાજે એજ ક્ષણે લક્ષ્ય સાધી પ્રમોદરાયના હૃદયને બાણ વડે છેદી નાંખ્યું હોય, અને જાણે કામજ્વરની પીડા અસહ્ય લાગતી હોય તેમ પ્રમોદરાય પલંગ પરથી ઉઠી સ્હામેની ખુરશી પર જઇ બેઠો અને પુનઃ નિશ્ચયાત્મક સ્વરે સ્વગત કહેવા લાગ્યો.

" ના, ના. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે હું મ્હોં સાફ કરવા કેમ જઉં ? ઘેર બેઠાં વગર માગી કન્યા મળે તો હું શાને ન પરણું ? આ સંસાર માત્ર સ્ત્રીપુરૂષની બેલડી માટે છે, અને હજી તો મ્હારા આયુષ્યની અડધી અવધ બાકી છે...'

પ્રમોદરાય પુનઃ વિચારમાં પડયો પરંતુ એ વિચારોમાં શાંતિ હતી. પ્રમોદરાયનું દિલ પ્રફુલ્લ થતું હતું. અને એ વિચારોના હિંડોળાએ ઝુલતો પ્રમોદરાય રવિદેવના નિમન્ત્રણની રાહ જોતાં નિદ્રાદેવીના શરણે જઇ પડયો.

( ૩ )

સુરબાળાના ગૃહતંત્રમાં નવું કશું ન હતું. આજકાલ ચાર વર્ષથી પ્રમોદરાય ત્હેના પ્રેમપાશમાં જકડાઇ ગયો હતો. સુરબાળામાં તે અદ્ભુત દિવ્ય શક્તિ નિહાળી રહ્યો હતો. અને સુરબાળા એનું જીવન, એનો પ્રાણ, એનો ઇષ્ટદેવ બની રહી હતી. પરિણામે પ્રમોદરાય સુરબાળાની ટચલી આંગળીએ નાચતો. અને ત્હેની સેવામાં હજુરીઆ જેમ નિરંતર ખડો રહેતો

ઇંદુનો બાળ સ્વભાવ સુરબાળા સિવાય સહુ કોઇને રૂચતો પ્રમોદરાયની તો એ આનંદ મૂર્તિ હતી. પાડોશીઓયે ત્હેના પર અતિશય વ્હાલ દર્શાવતાં. પરંતુ સુરબાળાને એ શલ્યરૂપ હતો. સુખભોગ વિલાસની તેની તીવ્ર લાલસાને તે બાધરૂપ હતો. અપર માતાઓનાં વાત્સલ્ય શું સ્વાભાવિક રીતે જ એવાં હોય છે ?

આ જ વર્ષમાં સુરબાળાને ગર્ભ રહ્યો, અને પુત્ર પ્રસવની આશામાં તે હર્ષ ઘેલી થઇ જતી નવ માસ પૂરા થયા, અને ત્હેની આશા ફળીભૂત થઇ. પ્રમોદરાયને આનંદ

થયો. પાડોશીઓ અને સગાંસંબંધીઓમાં ત્હેણે સાકર વહેંચી પરંતુ ઇંદુ પ્રત્યેના સ્નેહમાં ત્હેણે જરાયે ન્યૂનતા ન આણી. ત્હેને મન તો ઉભય બાળકો સમાન સ્નેહના ભાગીદાર હતાં.

પુત્ર દિન પ્રતિદિન મ્હોટો થતો ગયો, તેમ તેમ સુરબાળા ઇંદુ પ્રત્યે અધિકાધિક ઇર્ષાળુ બની. ઇંદુને જોતાં ત્હેના નેત્રમાંથી અગ્નિના, કણ ઝરતા. રમણ અને ઇંદુ વચ્ચે ઘણીવાર નજીવા ઝઘડા થતા અને ત્હેમનો નિર્ણય સુરબાળાના જ હસ્તે થતો. પરિણામમાં, સુરબાળા પળવાર માં રજનું ગજ કરી દેતી, ઇંદુનો વાંક આગળ તરી આવતો, અને ઘણીવાર તો પ્રમોદરાયની હાજરીમાંયે ઇંદુને અપરમાતાના મુષ્ટિ પ્રહાર અને ગાળિ પ્રદાન મૂગા મોંએ સહેવા પડતાં.

સ્વભાવતઃ સંતાનપ્રાપ્તિ થયે પત્નીનું પતિ પ્રત્યેનું ધ્યાન દિશા બદલાય જાય

છે પ્રમોદરાયને એવોજ અનુભવ થયો. સુરબાળાની ઉદાસીન વૃત્તિ ત્હેનાથી છૂપી ન રહી. અને ત્હેણે ત્હેની પરવાયે ન કરી. ઇંદુ પ્રત્યે સુરબાળાનું દયાહીન, નિષ્ઠુર વર્તન પ્રમોદરાયને પળે પળે વ્યથા આપતું. સુરબાળા જ્યારે પિશાચિણીનું રૂપ ધરી ઇંદુને મારતી, ત્હેના સુંવાળા કેશ પકડી જમીન અથવા દિવાલ સાથે ત્હેનું શિર પછાડતી, ત્યારે પ્રમોદરાયનું હૃદય કકળી ઉઠતું, ત્હેમાં કટકસમી કારી, અસહ્ય વેદના ઉદ્ભવતી, નેત્રમાંથી ચોધાર આંસુ પડી રહેતાં પરંતુ પ્રમોદરાય સુરબાળા સ્હામે એક અક્ષર ઉચ્ચરી શકતો નહિ. એટલી હદ પર્યંત તે ત્હેનો વશીભૂત હતો.

## રજની

( હાવો હરિ ! મારો હાથો, પહેરી મંદિર લઇ )

દિનભર ઓ અભી મોઠડી ! કહે ક્યાં સંતાણી ?  
નજરે પડી પળવાર ના, ઓ રાતની રાણી !  
સંધ્યા ખીલે, રવિ આથમે, આવે પાવન પગલે;  
લાવે વળી સંગાથમાં, શશિ ટોળર ઠમકે  
તારલાના ઝુમખા ઘણા, આલે સંગમાં લાવે;  
તું રસીલી જગ આંગણે, રાસ રમવાને આવે  
કોઇ સમે જગચોકમાં, રહે ચાંદની વેરી;  
કોઈ સમે અંધારથી, રહે અવનિને ઘેરી  
સાગરફીણ શી શ્વેત તું, વળી કાજળ કાળી;  
કાળી ભલે પણ ઉરથી, નિત છો ઉજમાળી  
અમૃત ત્હારી આંખમાં, વરસું મોહક મીઠું;  
ત્હારા હૈયાના હેતને, બીજે ક્યાંયએ ન દીઠું  
ઓઢાડે ફુલડાં વરમરે, રીઝી ફોરમ ફોરે;  
આવતાં તું આનંદની, ફૂલમંજરી ઝ્હોરે  
રાજી રહે બાળ બાળુડાં, જન નાનાં ને મોટાં;  
એક અનોખું જગતમાં, જડે ત્હારા ન જોટા  
કાળજે કુળપ કેળવી, આવે સહુને ભીંજવતી;  
આરામને સંસારીનાં, તન મનને રીઝવતી  
ઓપે ઓળાવતી ખંતથી, કરે નિંદાની લ્હાણી;  
સ્વાગત સહુનાં ઝીલતી રજની રસરાણી !

ચંદ્રકાન્ત મગળજી ઓઝા

( ૪ )

દિવાળીનું પર્વ હતું. વસ્તીમાં સર્વત્ર આનંદના ઓઘ ઉછળી રહ્યા હતા. કેટલેક

સ્થળે ગાયનવાદનના રણકાર સંભળાતા હતા.

ઇંદુને રમવા કાજે પ્રમોદરાયે ચૌટામાંથી રમકડાં આણી આપ્યાં. ન્હાના રમણ માટે પણ તે કેટલાંક લાવ્યો.

રમણ સ્વભાવે હઠીલો હતો. સુરભાળા ત્હેના પ્રત્યેક કોડ પૂરા કરતી. અને પાણીને સટે દૂધ ધારી ત્હેનું દિલ રીઝવી પોતે પ્રસન્ન થતી રમણને ઇંદુનાં રમકડાં વિશેષ સારાં લાગ્યાં, અને ત્હેણે ઇંદુ પાસે ત્હેમની માગણી કરી ઇંદુ પોતાનાં રમકડાં લઈ મેડી પર દોડી ગયો ન્હાનો રમણ રડવા લાગ્યો એ જોઈ સુરભાળાના ક્રોધની સીમા ન રહી અને મેડી પર જઈ ઇંદુને ગરદનથી પકડી દાદર પરથી નીચે ફેંકયો. રમણ એ જોઈ ચૂપ થઈ ગયો

એવામાં પ્રમોદરાય ઘરમાં આવ્યો. ઇંદુને સખ્ત ઇજા થઈ હતી. ત્હેનો એક હાથ ઉતરી ગયો હતો, અને માથામાંથી લોહીની નદી વહેતી હતી. પ્રમોદરાયે એ જોઇ સુરભાળાને નમ્ર સ્વરે પૂછ્યું.

" ઇંદુ શાથી પડી ગયો ? "

એ સાંભળી સુરભાળાનાં ચક્ષુ ઘૂર્ણાયમાન થવા લાગ્યાં. ક્રોધના આવેશમાં ઉછળી તે મરદની જેમ ટટાર ઉભી રહી. અને પ્રમોદરાયના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં તુચ્છ ભાવે ગાજવા લાગી

" શું મ્હારા રમણને ત્હમે અળખામણો ગણ્યો ? ઇંદુને માટે સારાં રમકડાં અને રમણ માટે કાંસકુસ ? આગલો બધો ભિન્ન ભાવ ત્હમે ક્યારથી રાખતા શીખ્યા ? ત્હમે ચ્હાય તેટલો પક્ષપાત કરો, તેથી શું ક્યાં ડરી જાઉં તેમ છું ? જ્યાં સુધી હું હયાત છું, ત્યાં સુધી મ્હારા રમણને જરાયે આંચ અથવા ઉણપ નહિ આવવા દઉં !..."

" પણ હું એવો ભિન્ન ભાવ જરાયે નથી રાખતો. " પ્રમોદરાય વચમાંજ બોલી ઉઠ્યો " અને જો મ્હને ઇંદુ રમણ કરતાં વિશેષ વ્હાલો હોત તો હું આજ પર્યંત ત્હારો મદ, ક્રોધ, અને ઇંદુ પ્રત્યે ત્હારૂં અમાનુષી વર્તન જરાયે સહન ન કરત ! " પ્રમોદરાયે ઘણાં વર્ષે સુરભાળા સ્હામે જીભ ઉપાડી પોતાના સ્વતંત્ર સ્વભાવનું આછું દિગ્દર્શન કરાવ્યું.

" અમાનુષી વર્તન ! ત્હમારા દીકરાને મ્હેં શા ડામ દીધા, કે શું આખું ખવરાવ્યું, કે ત્હમે આવાં મેંણાં મારો છો ? ત્હમારા બોલ સાંખવા હું નથી આવી, સ્હમજ્યા કે ? મ્હારો મદ ! ત્હમને અસહ્ય લાગતો હતો ત્યારે શું કામ પરણ્યા હતા ? હવે તો આ ઘરનો કાર્યભાર જ્યાસુધી મ્હારે શિર છે, ત્યાંસુધી ત્હમારે એકે અક્ષર બોલવાનો નથી. મ્હારૂં ધાર્યું હું અવશ્ય કરીશ. ત્હેમાં આડે આવવાનો ત્હમને જરાયે હકક નથી. " નખથી શિખ સુધી વ્યાપી રહેલા ક્રોધાગ્નિની જ્વાળામાં બળતી સુરભાળા પ્રચંડ સ્વરે પ્રમોદરાયને ધમકાવવા લાગી.

અને પ્રમોદરાય ખરે જ ડરી ગયો. સુરભાળાએ ત્હેનાં ચક્ષુપર અભેદ મોહબંધ બાંધ્યા હતા.

સુરભાળાનાં વચન નીચું વદન રાખી અક્ષરશઃ સાંભળી લઇ પ્રમોદરાય ઇંદુની સારવાર કરવા લાગ્યો. ત્હેનું હૃદય કોમળભાવોથી છલકાતું હતુ. અને આજના બનાવથી ઇંદુ પ્રત્યે ત્હેનો સ્નેહ શતધા વધી ગયો.

સુરભાળાને એટલેથી સંતોષ ન વળ્યો ત્હેના હૃદયના અંતર્ખંડમાં વૈરની જ્વાળા પ્રદિપ્ત બની અને એ વૈર—હુતાશન શાંત કરવા યોગ્ય અવસરના શોધમાં તે નિશદિન રહેવા લાગી.

( ૫ )

દિવસના અગિયાર વાગ્યાનો સમય હતો. પ્રદ્યુને નિશાળે જવાનું હોવાથી તે અપરમાતાની પરવાનગીથી જમવા બેઠો.

આજે ત્હેનું વય ચૌદ વર્ષનું હતું. અને રમણુ છ વર્ષનો હતો

પ્રમોદરાય કે વ્યાપાર કારણવશાત કેટલા ચાર દિવસથી બ્હાર ગામ ગયો હતો. એકાદ કલાકમાં તે પાછો ઘેર આવવાનો હતો.

સુરબાળાના કારમા વદન પર આજે ગૂઢ આનંદની રેખા ફરી વળી હતી. ત્હેના ઓષ્ઠદ્વય પર આછું પણ છૂપું સ્મિત રમી રહ્યું હતું. ત્હેના વિશાળ નયનમાં અજબ મસ્તી હતી ત્હેના સર્વાંગમાં અજબ સ્ફૂર્તિ હતી

પ્રદ્યુને તે આજે ભાવ અને કોમળ સ્નેહથી પીરસતી હતી. પ્રદ્યુનેય આજે સુરબાળા પ્રત્યે સ્નેહની અપૂર્વ લાગણી થઇ આવી. જમીને તે પુસ્તકો લેવા ઉપર ચ્હડયો.

પાંચ મિનીટ્ થઇ, પા કલાક થયો, પરંતુ પ્રદ્યુ નીચે ન જ આવ્યો. સુરબાળા હસતે મુખડે ઉપર ગઇ. અને પ્રદ્યુને પલંગમાં સુતેલો જોયો. ત્હેનાં ચક્ષુ હળ્ણ મચી ગયાં હતાં. મુખ પર ફીણુ બાઝયું હતું. સુરબાળાએ તે સાફ કરી નાખ્યું. અને ટેકે ફલેને એક કામળી ત્હેના શરીર પર ઓઢાડી મસ્તકે મુખડે નીચે ચાલી ગઇ

અર્ધો પોણો કલાકે પ્રમોદરાય ઘેર આવ્યો. અને સ્નાન કરી જમવા બેઠો. સુરબાળાએ થાળી પીરસી. અન્નનું ભ્હાલ દર્શાવી પ્રમોદરાય સમજી ગયો. અને પીરસેલા અન્નને ન્યાય આપવા અધુરો નેત્ર મેંદન કરી પ્રમોદરાયના આત્માને આજે જ સાચી શાંતી મળી. તે ગોઢુંક જમ્યો હશે, તેવામાં સુરબાળા મુખપર વિષાદની કૃત્રિમ છાયા ઉપજાવી ઉતરેલે ચહેરે કહેવા લાગી

"તમારા ગયા બાદ બીજા દિવસથી પ્રદ્યુને તાવ આવે છે હજીયે તે ઉતરતો નથી. આજે તો તે જમવાનેય નીચે આવ્યો નથી. હું એક બે વાર ઉપર જઇ આવી, ત્યારેયે ત્હેના શરીરમાં વિષમ જ્વર હતો હું એને આપણી તાવની દવા નિયમસર પીવડાવતી, પણુ જરાયે ફેર પડયો હોય તેમ મ્હને જણાતું નથી. જમીને ઉપર જઇ તપાસ કરજો. અને સારું લાગે તો જમવા તેડી લાવજો " એટલું કહી સુરબાળા કાવરું મુખ રાખી શોક ભર્યો ભાવ પ્રદર્શિત કરવા લાગી

"એને વળી તાવે ક્યાં ઝડપ્યો ! કોઇ દિવસ એને દર્દ નહિ, અને તાવે ક્યાં ઘર ભાળ્યુ ! હશે જમીને હમણાં જઇશ, અને ખબર કાઢીશ "

પ્રમોદરાયે જમી લીધુ. અને મુખવાસ કરી બેઠીએ ગયો.

પ્રદ્યુના અંગ પરથી ત્હેણે કામળી ઉપાડી, અને ત્હેની છાતી પર હાથ મૂકયો. ધબકારા શમી ગયા હતા. નાડીઓ બંધ પડી ગયેલી જણાઇ પ્રમોદરાય મગજહૃદયે પાછો પડ્યો, અને

" હાય ! મારા પ્રદ્યુ ! "

એટલા શબ્દોના ચીત્કાર ધ્વનિ સાથે પોતામાં મુખ સમાવી તે નીચે બેસી ગયો.

સુરબાળા ઉપર દોડી આવી. અને પ્રદ્યુના અંગ પર હાથ ફેરવી. ત્હેને મૃત્યુશરણ થયેલો જાણી કલ્પાંત કરતી હોય તેમ અંચળામાં મ્હોડું છુપાવી રડવા લાગી

દેખાદાર રૂદન સાંભળી પાડોશીઓ ઘરમાં દોડી આવ્યાં. અને પ્રદ્યુને આમ મૃત્યુ પામેલો જોઇ સહુ દિગ્મૂઢ બન્યાં.

પાડોશીઓના આશ્વાસનથી સુરબાળાએ શાંત થવાનો ઢોંગ કર્યો. અને સહુને ઇન્દુના અવસાનનું કારણ સમજાવવા લાગી.

પણ જગતમાં સર્વ કોઇ મૂર્ખ હોતું નથી ! એક માણસે ઇન્દુના મૃતદેહની બારિક ચિકિત્સા કરી. અને કાંઇ ભેદ પામ્યો હોય તેમ તે પ્રમોદરાય સમીપ જઇ બેઠો. પ્રમોદરાયને શાંત પાડી તે માણસ ત્હેને ઓરડી બ્હાર દોરી ગયો. અને ઇન્દુના શબની પરીક્ષા અર્થે ડાક્ટરને બોલાવવાની સલાહ આપી. તેમજ ત્હેણે પોતાની શંકા પ્રદર્શિત કરી.

તદનુસાર ડાક્ટર આવ્યો, અને કેટલીક મિનીટ સુધી ત્હેણે ઇન્દુની જીભ, દાંત, છાતી, નાડી ઇત્યાદિની બારિક પરીક્ષા કરી. ત્યાર બાદ પ્રમોદરાયને ત્હેણે નીચે જઇને જણાવ્યું.

" શેઠ, ખોટું ન લગાડશો. આપના પુત્રને કોઇએ વિષમિશ્રિત અન્ન ખવરાવ્યું છે "

" હે !." એટલું બોલતામાં પ્રમોદરાય ધરણી તળે ઢળી પડયો. ઝંઝાવાતના આઘાતથી કો મહાવૃક્ષ ધરાશાયી બને તેમ ! ડાક્ટરે પ્રમોદરાયની સારવાર કરી, અને સ્વસ્થ થયે ત્હેને સાંત્વન આપ્યું.

( ૬ )

ઉજડ સ્મશાન ભૂમિમાં ઇન્દુનો મૃત દેહ બળી ખાખ થઇ રહ્યો છે. પ્રમોદરાયનો આત્મા એજ ક્ષણે એજ સ્મશાનભૂમિમાં દુઃખ-શોકના દાવાનળમાં ભસ્મીભૂત થાય છે. ત્હેના શરીરે સ્વાસ્થ્ય નથી આજે ત્હેના કર્ણપટને ભેદે છે-

" વ્હાલા, મ્હારાં વેણને અક્ષરશઃ પાળજો ઇન્દુને અળખામણો ન કરશો. "

સ્મશાન ભૂમિ પર, પથરાયલી ખાખને ધોતી નદીના તટે બેસી પ્રમોદરાયનો આત્મા આજે કૈંક આર્તનાદ કરી રહ્યો છે.

" અરે રે ! મ્હેં કમળાના વચન ઉથાપ્યાં ! મ્હારો ક્ષુદ્ર સંસાર નિભાવવા ખાતર. મ્હેં ફરીથી લગ્ન કર્યું અને અંતે આ પરિણામ ! મ્હારી દેવી સમોવડ મૃત પત્નીની મીઠી યાદ આપતું આ એક પ્રણુબાળ—મ્હારો ઇન્દુ—નું ઉન્મૂલન ! અપરમાતાના હસ્તે બાળહત્યા ! પ્રભો ! પ્રભો...! "

"કમળા! વ્હાલી ! મ્હેં ઇન્દુને અળખામણો કર્યો ! હા, સ્ત્રીના મોહપાશને વશ થઇ ત્હેને સુરબાળાની નિર્દયતા પર છોડી મૂકયો હતો ! ત્હેણે ઘણું ઘણું સહ્યું. મ્હેં એની વેદનામાં જરાયે, ભાગ ન લીધો. વ્હાલી ! તું કોપાન્વિત થઇશ ?... પરંતુ, ના. હજીયે રોષે ભરાવાનું ત્હારે પ્રયોજન નથી. એક ઉપાય અવશિષ્ટ છે. અને હું ત્હેનું અવલંબન કરી ઇન્દુને પુનઃ પ્રાણસરસો રાખીશ ત્હારી કૃપાદૃષ્ટિ પામીશ ? "

એટલું કહી તે નદીના જળ પ્રવાહમાં ઉછળી પડયો. જળદેવતાઓએ ત્હેના ઉકળતા આત્માને શરણ આપી શાંત પાડયો.

ઇન્દુના દેહની દહનક્રિયા અર્થે આવેલા ઘણા માણસો નદીતટે પ્રમોદરાયની શોધમાં દોડયા. પરંતુ તે અગાઉ પ્રમોદરાયનો આત્મા કમળા અને ઇન્દુના આત્મા સાથે આકાશમાં રમણખેલન કરતો થઇ ગયો !

———o———





લેખક ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.,
મેડીકલ ઓફીસર ઑફ હેલ્થ, સુરત મ્યુનીસીપાલીટી


( લેખાંક : ૨ )

## શરીર વિજ્ઞાન તથા અંગત સ્વાસ્થ્યનું જ્ઞાન

કન્યાઓના શિક્ષણક્રમમાં શરીરવિજ્ઞાનનો વિષય અત્યંત ઉપયોગી છે. આપણી શાળાઓમાં રસાયણ, ભૂગોળ, ખગોળ ઇત્યાદિ અનેક વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે પરંતુ મનુષ્યના શરીર સંબંધી જોઇએ તેટલું જ્ઞાન આપવામાં આવતું નથી. હમણાં થોડા વર્ષોથી શરીર વિજ્ઞાનનું પ્રાથમિક જ્ઞાન ડૉક્ટરો દ્વારા નહિ આપતાં ગમે તેવા શિક્ષક દ્વારા આપવામાં આવે છે કેટલીક શાળાઓમાં તો કોઇ શિક્ષક કે જેણે એક બે વર્ષ ડૉક્ટરી કોલેજમાં કર્યા હોય તેવા શિક્ષકને આ વિષયમાં નિષ્ણાત માની તેને શરીર વિજ્ઞાન શીખવવાનું સોંપવામાં આવે છે આ શિક્ષણ આપવા માટે મુખ્ય આધાર આ વિષયના પ્રાથમિક પુસ્તકોમાં આપેલા અપૂર્ણ અને મેજીક ચિત્રો ઉપર રાખવામાં આવે છે શરીરના જુદા જુદા અવયવોના કૃત્રીમ નમૂના સીવાય અથવા મરી ગયેલા મનુષ્યના શરીરના સાચવી રાખેલા અવયવો સીવાય આવું જ્ઞાન આપવું તદ્દન અશક્ય છે. છતાં આ દિશામાં આપણી શાળાઓ પ્રગતિ કરી જણાતી નથી. મોટી ઉમરની કન્યાઓને સ્ત્રીઓની જનનેન્દ્રિયો સંબંધી યોગ્ય જ્ઞાન આપવાની ખાસ જરૂરત છે. આજની કન્યા તે ભવિષ્યની માતા બનવાની છે. સદાચાર, ખોટી શરમ અથવા અનીતિ ફેલાવવાના ખોટા ભયથી આપણા દેશની સ્ત્રીઓને તેમના શરીરના ઉપયોગી અવયવોની કુદરતી ક્રિયા અને આ અવયવોને રોગ રહીત રાખવા માટેનું જરૂરી જ્ઞાન યોગ્ય સમયે નહિ મળવાથી આ દેશની સ્ત્રીઓને અનેક શારીરિક અપાયો સહન કરવી પડે છે રૂઢીના બંધનોને તોડી નાખી અને લૌકિક વિચારોને બાજુએ મૂકી સ્ત્રી જાતિને જનનેન્દ્રિયો સંબંધી સંપૂર્ણ જ્ઞાન યોગ્ય શિક્ષકો દ્વારા મેળવવું તે સ્ત્રીજાતિનો કુદરતી હક છે અને તેની આડે પુરુષોએ આવવું નહિ જોઇએ

અંગત સ્વાસ્થ્ય કે જેને અંગ્રેજીમાં Personal Hygiene કહે છે તે સંબંધી જ્ઞાન પણ આપણી કન્યાઓને અપાતું નથી. પોતાની તન્દુરસ્તી કેવી રીતે સાચવવી, તથા સ્ત્રીઓને સાધારણ રીતે લાગુ પડતા રોગોથી કેવી રીતે બચવું તે કન્યાઓને શાળામાંજ શીખવવું જરૂરી છે. શરીરની સુઘડતા કેમ જાળવી રાખવી તે વિષય પણ અંગત સ્વાસ્થ્ય વિજ્ઞાનનું એક અગત્યનું અંગ છે

અને આજના પ્રગતિના જમાનામાં આ વિષયનું જરૂરી જ્ઞાન સ્ત્રીઓને આપવું જોઈએ. હલકી જાતના સાબુથી નહાવાથી શરીરના અને ખાસ કરીને મોઢાની ચામડી બરસટ અને ખડબચડી થઈ જાય છે અને તેના પર બારીક કરચલીઓ પડે છે તે વાતની ખબર આપણી કન્યાઓને હોતી નથી અને તેને લીધે તેઓ ગમે તે જાતના સાબુનો ઉપયોગ વધારે પડતો કરી પોતાના સુંદર ચહેરાની કોમળ ચામડીને બગાડે છે. માથાના વાળમાં બજારમાં મળતા મહેંકતા વાસતેલમાંથી બનાવેલા હેર ઓઈલ નાખવાથી વાળ બરસટ અને સફેદ બની જાય છે તેનું જ્ઞાન આપણી કન્યાઓને આપવામાં આવતું નથી. ચાલુ કબજીયાત રહેવાથી અને અતિશય તેલ, મરચું, અથાણું ખાવાથી તંદુરસ્તી બગડે છે અને તેથી આકરા પરિણામ રૂપે અનેક જાતના ચામડીના રોગો ઉત્પન્ન થાય છે તે વાતની અગત્ય આપણી બાળાઓને સમજાવવામાં આવતી નથી. દાંતની સ્વચ્છતા ઉપર શરીરની તંદુરસ્તીનો આધાર છે તે વાતની આપણી કન્યાઓને ભાગ્યેજ ખબર હશે. દાતણ કઈ જાતનું કેવી રીતે અને કેટલો વખત કરવું તથા પીંછી કઈ જાતની વાપરવી અને દંતમંજન કયા પ્રકારનું અને કેટલા પ્રમાણમાં વાપરવું તે વાતો આપણને ઉપર ઉપરથી બહુ નજીવી લાગશે પરંતુ અમેરિકા દેશમાં તો આવી નાની વાતો માટે ખાસ પુસ્તિકાઓ લખાય છે અને તે વિષયના આબેહૂબ ફાનસ અને સીનેમાના ચિત્રો શાળાઓમાં બતાવવામાં આવે છે.

અંગત સ્વાસ્થ્યના જ્ઞાન ઉપર તો અંગ્રેજી ભાષામાં મોટાં મોટાં પુસ્તકો લખાયાં છે આ વિષય ઉપર લખવા બેસાય તો પાનાના પાના ભરાય, આ લેખમાં તો આ વિષયની અગત્યની બાબતોની આછી રૂપરેખાઓજ ચિતરવામાં આવી છે.

સ્ત્રીઓએ કઈ જાતનાં કપડાં પહેરવાં, કઈ જાતનો પહેરવેશ શરીરને વધારે આરામ આપે છે અને કઈ જાતના પહેરવેશથી તંદુરસ્તી સુધરે છે તેનું જ્ઞાન આપણી કન્યાઓને આપવામાં આવતું નથી શરીરને કસકસતા બેસી રહે તેવાં કપડાં શ્વાસોચ્છ્વાસને રૂંધે છે અને પેટની અંદરના આંતરડાની ક્રીયાને મંદ કરે છે તે વાતની અગત્ય આપણી કન્યાઓને સમજાવવાની જરૂરત છે. સદ્‌ભાગ્યે આપણા સ્ત્રીવર્ગે હવે એડીના બુટ અને મોજાનો ત્યાગ છેલ્લા એક દસકાથી કર્યો છે તે બહુ ખુશી થવા જેવી વાત છે. આ દેશના હવાપાણીને અનુકુળ સ્ત્રીઓનો પહેરવેશ કેવો હોવો જોઈએ અને વૈદક તથા દેશની આર્થિક દ્રષ્ટિએ તે પહેરવેશ કેવી રીતે બનાવી શકાય તે દરેક કન્યાને શીખવવાની જરૂર છે.

કપડાં રંગવા માટે વપરાતા રંગ હમેશા નિર્દોષ નથી હોતા, ઘણી વખત હલકી જાતના રંગો ઝેરી હોય છે. કેટલાક રંગો ચામડીના રોગ પેદા કરે છે અથવા ચામડીના સાધારણ રોગોને બહુ ગંભીર બનાવે છે તે કન્યાઓને સમજાવવું જરૂરી છે.

પુરૂષો કરતાં સ્ત્રીઓને શરીરવિજ્ઞાન અને અંગત સ્વાસ્થ્યનું જ્ઞાન વધારે જરૂરી અને ઉપયોગી છે કારણ કે પુરૂષો કરતાં સ્ત્રીઓના શરીરની રચના નાજુક અને અટપટી છે. વખતોવખત સ્ત્રીઓને પ્રસૂતિ વખતે શરીરની અંદર ઘણી જાતના અગત્યના ફેરફારો થાય છે ગર્ભાવસ્થામાં સ્ત્રીઓની તંદુરસ્તી વધારે નાજુક બને છે અને તેની સંભાળ, વધારે કાળજીથી અને ચોકસાઈથી રાખવી પડે છે વળી ગર્ભાવસ્થા દરમ્યાન જો થોડી ઘણી પણ બેદરકારી, તંદુરસ્તી સાચવવામાં રાખવામાં આવે તો તેના ગંભીર પરિણામ આવે છે અને સ્ત્રીઓને તેનાથી બહુ સહન કરવું પડે છે. આ બધા કારણોને લઈને આ બન્ને વિષયો સંબંધી યોગ્યજ્ઞાન આપવા માટે કન્યાઓના અભ્યાસક્રમમાં ખાસ ગોઠવણ થવી જોઈશે.



# માતાઓની ગાળો

લેખિકા: શ્રીમતી રમાબહેન વીરસુત મહેતા

આપણે ત્યાં માબાપોને બાળ કેળવણીનું જ્ઞાન નહિ હોવાથી તેઓ બાળકોને અનેક રીતે નુકશાન કરે છે, મારે છે, ગાળો દે છે, વઢે છે, અને એવી બીજી અનેક રીતે એના કોમળ મન તથા શરીરને વિકસતાં અટકાવે છે. અહીં આપણે માતાઓ બાળકોને ગાળો શા માટે દે છે, કેવી ગાળો આપે છે અને તે કેમ બંધ થાય તેનો ટુંકમાં વિચાર કરવાનો છે. આપણી માતાઓ બાળકોને ગાળો આપે છે, એવા પ્રસંગો જોઈશું તો જણાશે કે તેની પાછળ બાળકની સાચી વાતો બીજીજ કાંઈ હોય છે. તેવા પ્રસંગો જોઈએ.

મનુને એવી ટેવ કે શાહીનો ખડીઓ દેખ્યો કે ઉપાડ્યોજ છે. પણ તેની સાથે રમતાં એ ઢોળાઈ જાય એ સ્વાભાવિક છે. એક દિવસ બાપાએ પોતાના ટેબલ ઉપર ચોપડીઓની પાછળ ખડીઓ સંતાડીને મુક્યો હતો તો પણ મનુએ એ શોધી કાઢ્યો અને ઢોળ્યો. પછી શાહીવાળા હાથ કરી બાને બતાવવા લાગ્યો. મનુની બા સામાન્ય રીતે બહુ ક્રોધી ન હતાં. તોપણ આજે તેનાથી ન રહેવાયું અને બરાડી ઉઠ્યાં કે "મારા રોયા' બાળીએ તારું શું બાળ્યું છે' તે ખડીઆની પાછળ પડ્યો છે!" આમ કહી બાવડું ઝાલી મનુને ચોકડી પાસે તેની બા હાથ ધોવા બબડી ગઈ.

હવે ખરી રીતે જોતાં આમાં મનુનો જરા પણ દોષ ન હતો. કારણકે જેટલી મનુને ખડીઆ સાથે રમવાની ટેવ હતી તેથી વધારે તેના બાબાપને રોજ એવી જગ્યાએ ખડીઓ રાખવાની ટેવ હતી. આ ઉપરાંત મનુનું ખડીઓ ઢોળવાનું કારણ તો તેને કંઈ પણ ક્રિયા જોઈતી હતી. તેને શાહીવાળા હાથ કરવા ગમતા હતા તથા રંગનો આનંદ લેવો ગમતો હતો. જો માબાપે તેને જાત જાતના રંગો વાળા પાણીથી ભરેલી શીશીઓ આપી હોત તો મનુ પોતાનો રંગનો શોખ અને ક્રિયાનો આનંદ બન્ને તેમાંથી લઈ શકત પરંતુ આ બાપ તો એમજ માનતાં કે મનુને કંઈ કરવાની ટેવ નથી.

૨

મુકુન્દને એવી ટેવ કે તેની બા કંઈક કરે અને મુકુંદ તરતજ પૂછે "બા બા શું છે? બા શું કામ કરે છે? આનું શું કરવું છે?" આમ ઘડીએ ઘડીએ પુછ પુછ કર્યાજ કરે ત્યારે તો મુકુંદની બા એકદમ ગુસ્સે થઈ અને ગાળો દેવા મંડે "મારા પીટ્યાને ખબર પડે નહિ અને પુછપુછ કરે! ઘરને રોવા આવ્યો આવી શું લટકું છે નારા બાપનું" એમ કહી એક તમાચો પણ ચોડી દીએ અને સાથે બધા ધબાકો પણ ખરો. તેમાં એ નહોતી જાણતી કે મુકુંદ વારે ઘડીએ શા માટે પૂછે છે? એ કંઈ જાણવા સિવાય તેની બા અજ્ઞાનને લીધે મુકુંદના

કોમળ શરીર અને મન ઉપર કેટલું એ નુકશાન કરતી. તે નહોતી જાણતી કે બાળક એટલે શું. તેતો એમજ સમજતી કે બાળક એટલે આપણને રમવા માટેનું રમકડું.

મુકુંદને તેની બા આમ માર મારી આઘે પછાડી આવી તેથી એ તો રડીને બેસી રહ્યો તે બીજું શું કરે ? વારંવાર પુછવામાં મુકુંદને કંઇક તેમાંથી જાણવું હતું પણ તેને તેની માતાના અજ્ઞાનને લીધે માત્ર માર ખાઇને બેસી રહેવું પડયું પુછવાનું કારણ શુ હતું તેમાં મુકુંદ શુ શોધી રહ્યો હતો તેનું તેની માતાને કશું ભાનજ ન હતુ. તેથી તે મુકુંદને આઘે મુકી આવી અને મુકુંદની જાણવાની ઇચ્છા પાર પાડવા દીધી નહિ.

૩

ચંપા દોડા દોડ કુદા કુદ અને દાદરો ચઢ ઉતર કરતી હતી અને તેની બા કંઇક કામ કરી રહી હતી થોડી વાર પછી કંઇક ધડાકો થયો. જોયું તો ચંપા ત્રીજે ચોથે પગથીએથી પડી હતી. તેની બા ઉભી થઇ ચંપાને લઇ લીધી પણ તેની તબિયત ઠેકાણે રહી નહિ અને આપણામાં કહેવત છે કે દાઝયા ઉપર ડામ એવી ચંપાની હાલત થઇ એક તો બીચારી પડી ગઇ અને બીજી તરફથી તેની બા ગાળો આપવા મંડી રાંડ, વાઘરણ ! અક્કલ વગરની ? લંગડીની ! ચાલતા તો પુરૂ આવડે નહિ અને વળી પાછી દોડવા જાય અને દાદરા ચડવા ઉતરવા ! એમ છાનમાની " એમ કહીને તેની બાએ તો સુવરાવી દીધી અને ચંપા પણ રડતી રડતી સૂઇ ગઇ. તેની બાને છે કંઇ ખબર કે આ શા માટે ચઢે છે ને ઉતરે છે ! તેનો તો એને સહેજ ખ્યાલ પણ નહોતો.

વસ્તુતઃ ચંપાને તો પ્રવૃત્તિ જોઇતી હતી કસરત જોઇતી હતી. તેની બાએ સમજવું જોઇતું હતું કે હવે આને પ્રવૃત્તિ કસરત થાય એવુ કંઇક બતાવવું જોઇએ એ તો સમજવું ઘેર ગયું અને ઉલટો માર આપવો એ તે કયા ઘરનો ન્યાય ?

૪

કોઇ એક બાળક કોઇની જાનમાં ગયું. જાનમા તો માસી હોય ફોઇ હોય, બીજા ઘણાએ હોય ત્યાં કોઇ માણસ અમુક રીતે ચાલતું હોય અથવા મારી બાનું અમુક રીતે મોઢુ વાંકુ હોય તો બાળક તેનું અનુકરવા માંડે. આ જોઇ બધા સમુહનાં માણસો તેને વાર વાર કહ્યા કરે " અલ્યા લાલુ ! ફલાણુ કેમ બોલે ? અથવા તારી માસી બાનુ મોઢું કેમ થાય ? અથવા કહેશે કે તારી ફોઇ કેવુ બોલે. બધા કહે તેથી તે વખતે તો લાલુ બધાનું અનુકરણ કરી બતાવે અને પેલા બધા હસે, ગમ્મત કરે, પણ તે ઘેર જાય પણ બા અથવા બાપાની પાસે કરે ત્યારે બા તો તેને ગાળજ આપે કે બેસ, બેસ, હવે ! બહુ ચાવળો થાય છે તે ! એમ તે કોકના ચાળા પડાતા હશે ! ના પાડવાથી બાળક વધારે ચાળા પાડે એટલે બીજી ગાળ અથવા માર પડે " હવે...રે...રે સમશો નથી માયલો " નખોદીયા ! " એમ કરીને જે બાળકનામાં અનુકરણ કરવાની શક્તિ છે તે માબાપ ખીલવા દેતા નથી તે ઉપરાંત બાળકને તો ખબર ન હોય કે ચાળા એટલે શુ પણ માબાપ એને શીખવે છે કે આનું નામ ચાળા હોય !

લાલુને તો અનુકરણશક્તિ કેળવવી હતી તે તેની બા તથા બાપા નિરખતા નથી દેતા અને ઉલટા તેને મંદ પાડી દે છે. આવી રીતે કેટલાં માબાપ અજ્ઞાનમાં બાળકનો વિકાસ અટકાવતાં હશે !

૫

બાળકને કંઇક રોગ થયો હોય જેમકે

પેટમાં દુખે તાવ આવે અથવા તો આંખમાં ખડકો થાય અને એવા બીજા દરદો થવાથી બાળક રડે ત્યારે માતાઓ તેને એમ કહે છે કે "એને આ રાંડ કજીયાળા!" અથવા બીજી એવી ઘણી ગાળો દીએ છે અને આડોશી પાડોશીને કહે છે કે 'આજ તો મારી બાનુ રડવાજ કરે છે કોણ જાણે શું એ થયું હશે" અથવા તો એમ કહે કે "કજીએ ચડી છે" પણ ખરું હોય તે તો તે સમજી શકતી નથી અને ઉલટી ગાળો આપે છે તેને બહાર મોકલી આપે છે અથવા સુવડાવી દીએ છે પણ બાળકને ઉમતો કર્યાં જ અને?

કારણ કે તેને તો કંઈક દરદ થાય છે માટે તે રડે છે. તેની આ દરદની શોધ ન કરતાં તેને રડવા દીએ છે. પછી કોઈ કહે કે તેને પેટમાં દુખતું હશે અથવા કંઈક થતું હશે ત્યારે તે કહે છે કે "નારે ના, પેટમાં શું દુખતું હશે! એ તો કજીઆની એને ટેવ પડી છે" પણ ખરું કારણ તો તેનું શારીરિક દુઃખ છે બાળકના સમજમાં કે કંઈ શરીરે તપાસ કર્યાં વગર તેનું કામ ચલાવેજ જાય છે એવી પણ માતાઓ ઘણી પડી છે. બાળકની કંઈ કાળજી ન રાખે અને માત્ર વડપાજ કરે તથા ગાળો દીધા કરે એટલું

## સૌંદર્ય

પિતા !

વિશ્વવિહાર પ્રિય કુદરત ખીલતી હતી રસિકજનની રસવૃત્તિ ઉત્તેજતી કોકિલા મંજુલ કુજન કરતી હતી કલાપ્રિયને કલા પ્રેરતો કલાપિ કેકા કરતો હતો.

દૈવીજીવન દર્શાવી કંઈ જીવનને પ્રેરક રસ પાતું ચકવાક યુગલ ગેલ કરતું હતું પ્રેમબીનુ સારસ સારસી યુગ્મપ્રેમનો સત્ય વિપાક બતાવતું હતું. સ્નેહઘેલી સરિતા અબ્ધિ તરફ દોડી અપૂર્વ સ્નેહ દર્શાવતી હતી

વિભુ !

આવાં રસવર્ધિત દશ્યોએ કંઈક મહાન તથા અલ્પ જીવોને ઉન્માદી બનાવ્યાં અને કંઈ આત્મપ્રબળ આત્માને અમૃત પાયાં

દેવસ્થાન ! 

અનેક વિલાસી લાવણ્ય વૈભવ તજી સાધુ બનેલા ચક્રવર્તિ પાંડુના તપસ્વી દેહને પણ આજ વિલાસી દશ્યે હતપ્રાણ બનાવ્યો હાય ! જીવનને અમોલા આત્મપ્રેમે રંગી શાંત બનેલા રાજવીને પણ દુ:ખી પળીએ દુ:ખકર દશ્યે ભૂલાવ્યો.

પરાશર જેવા પ્રખર ઋષિ પણ આવા મોહક દશ્યમાં એક ભયંકર સમયે ગબડી પડ્યા

પ્રકાશસ્વરૂપ સદાશિવ પણ આ સૌંદર્ય સલિલમાં તણાયા ખરેખર સૌંદર્ય આત્મવિનાશક છે કે શું ? શું ? સૌંદર્ય આત્મવિનાશક ? હા ! આત્મવિનાશક છે અને આત્મપ્રકાશક છે

* * *

સૌંદર્ય પાછળ અનેક મનુષ્યજીવન નષ્ટ થાય છે. તથા કંઈ જીવન ઉચ્ચ કોટી પામે છે.

મનોરમા મગનજી શાસ્ત્રી

બધું અજ્ઞાન હજી આપણી માતાઓમા છે.

૬

ઘણાં બાળકોને એવી ટેવ હોય છે કે બજારે જાય તો કંઇકને કંઇક ખાવાનું માગ્યાજ કરે પણ માબાપ તેને અપાવતા નથી. બાળક માગે છે તેમાં બે કારણો હોઇ શકે. એક તો એ કે બાળકને ભૂખ ન હોય તો પણ અમસ્તુ રમત ખાતર માગ્યા કરે અને બીજું બાળક પેટ ધરાતું ન હોય તો પણ માગે આથી આ બે કારણોમાંથી મા બાપે જાણવુ જોઇએ કે બાળક ભૂખ્યું છે કે અમસ્તુજ માગ્યા કરે છે ! ભૂખ્યું હોય અને ઘરમાં ખાવા ન અપાતું હોય તો એની સગવડ કરવી જોઇએ અને પેટ ભરાઇ જવાથી બા તેને ખાવાની ના પાડે છે તે સ્વાભાવિક છે, પણ ચીડાઇ જવું અને મોઢામાં ગાળો ભરી હોય તે ફટ લઇ કંઇ કારણ વગર આપવી તેમાં માતાનો જ દોષ અને ક્રોધ છે, જો કે સહન કરવું પડે છે બાળકને.

" માગ રોયા ! તારી કાણુ કરૂં ! વાંદરીના ! ભૂખાળવીના !" એવી એવી ગાળો માતા બાળકને જમતી વખતે આપી બાળકને ઉડાડી મૂકે છે અને તેથી બાળકને અસંતોષ જ રહે છે. એટલે આવા બાળક શાથી ખાવાનુ માગે છે તે તપાસી તેનો ઉપાય કરવો જોઇએ

૭

ઘણાં બાળકને એવી ટેવ હોય છે કે અમુક ચીજ જ માગ્યા કરે તેમાં એક બાળકનો મને અનુભવ છે. તે ફાનસ, ઘડીઆળ અથવા અમુક કાચની વસ્તુઓ માગ્યા કરતું. તેમાં ખાસ કરીને ફાનસ તો બહુ જ માગતું. તેને માટે તેના પિતાએ નાનું ફાનસ લીધેલુ. તેનાથી તે રમતું પણ ખરૂં. રમતા રમતા દાઝતું. ચાર પાંચ વખત તો દાઝયુ હશે તો પણ તે ફાનસને ગોઝે તે દાઝે એટલે તરતજ તેની બા તેને વઢે. તે વખતે મને ખબર પડતી નહિ. પણ અહીં આવ્યા પછી મને એમ લાગે છે કે એને ફાનસનો શોખ હતો તે પુરો પાડવો જોઇતો હતો. જો કે એને શા કારણથી ફાનસ ગમતુ હતુ અને એમાં એનો શો ઉદ્દેશ હતો તે હજી મને સમજાતું નથી. પણ અત્યારે વિચાર કરતા એમ લાગે છે કે તેને કદાચ અંધારૂં નહિ ગમતુ હોય. અથવા તો ફાનસ જ બહુ ગમતું હશે. આવુ કંઇ બાળકોની માતાઓ નથી સમજતી. અને બાળકોને પ્રવૃત્તિ અને વિકસવાનાં સાધનો આપવા જોઇએ એ અજ્ઞાની માતાઓ નથી આપતી તેથી બાળકને ઘણું વેઠવું પડે છે. માતાઓએ ખાસ એ જાણવાની જરૂર છે કે બાળક કેમ સારૂ થાય, કેમ વધારે વિકસે, અને બધી રીતે તેને સ્વતંત્ર કેળવણી કેમ મળે. આ બધું માતાએ સમજવું જોઇએ અને બાળકોને વિકસવાની સાધનોનો અભ્યાસ કરવો જોઇએ. તેને બદલે આજે તો હિંદુસ્તાનમાં બાળકોની માતાઓ બાળકોને ગાળો દે છે, મારે છે, અને કંઇક મહેજ સમજતી હોય તો પણ વઢયા વિના તો રહેતીજ નથી. સ્વરાજ્યમાં આપણે એવો કાયદો કરવો જોઇએ કે જેને માતા થવુ હોય તે કદિ બાળકોને ગાળો ન આપે, બાળકોને મારે નહિ તેમજ બાળકોને વઢે નહિ. બાળકોને આગળ વધારવાં હોય તો માતા થતાં પહેલાં એ કેમ થાય એ શીખવવાની જરૂર છે. શહેરની માતાઓ તો ઘણી ખરી અમંસ્કારી હોય છે પણ ગામડામાં તો અસંસ્કારી માતાઓ ઘણી હોય છે અને બાળકોને ગાળો ભાંડી ભાંડીને જ તેનો આગળ વધવાનો માર્ગ બંધ કરે છે. માતાઓ સમજે છે કે બાળકોને વિકસવા માટે આપણે શું કરવું જોઇએ. બાળકોમાં સંસ્કારના બી વાવવા હોય તો માતાએ સારા સંસ્કાર મેળવવા જોઇએ અને જન્મ આપ્યા પછી તેની કેળવણી માટે દર હમેશ જાગૃત રહેવું જોઇએ.

બાપ પુત્રીને સાસરે વળાવતાં કહેતા કે, ' તારા પિતાના મા બાપ પર સત્તા ધરાવજે, તારા પતિનાં ભાઈ બ્હેનોની રાસ્તા રાખજે !' આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે વેદના સમયની યુવાન પત્નીનું, સાંપ્રત સમયનાં કેટલાંક કુટુમ્બોમાં સ્થાન ધરાવે છે તેવા પ્રકારનું સાસુ અને અન્ય સાસરવાસીઓના ત્રાસથી ચગદાયલું જીવન ન્હોતું જ. પતિ હંમેશાં પત્નીનો મહદથી સ્નેહી હતો. ' સુખાર્થે હું તને મારા દક્ષિણ હાથથી ગ્રહણ કરૂં છું, તૂં મારી સાથે દીર્ઘાયુ થા; અર્યમને આપણે સાથે જ કુટુમ્બમાં ઉચ્ચાધિકારી બનીએ એટલા માટે જ આપણને લગ્નગ્રન્થીથી જોડ્યા છે. ' વગેરે શબ્દોથી પતિ પત્નીની વારંવાર અપેક્ષા કરતો.

બાળકોનો પૂજ્યભાવ પિતા કરતાં માતા પ્રત્યે વિશેષ ઢળતો વર્તમાન સમયની સંકલિત કુટુંબની પ્રથા તે સમયે હયાત હતી. અને હાલનાં મોટાં કુટુમ્બોમાં જોઈએ છિયે તેમ કુટુંબોમાં વારવાર મતભેદો ઉપસ્થિત થતા. પરન્તુ તેમા પણ કન્યાને આશીર્વાદ સમાન થઈ પડે એવુ કંઈક હતું. આના સમર્થનમાં એક અવતરણ ટાંકીશું.

' પત્ની શાંત સ્વભાવની અને નમ્ર થાય, તે તેના પ્રભુને મધુમીઠા શબ્દોથી સંબોધે, ભાઈ ભાઈ વચ્ચે ધિક્કારની લાગણી ન જન્મે, બ્હેન ભાણાળુ બને, ઐક્યની ભાવના પ્રદીપ્ત થાય, અને મિત્રભાવથી સર્વ પ્રત્યે ઉચ્ચારણ કરો. '

જો કે પત્નીનું સ્થાન પતિ કરતાં ગુદ મનાતું પરન્તુ કેટલાક સામાજિક અને ધાર્મિક રીતિરિવાજોમાં પતિ પત્નીની સ્પર્ધા કરી શકતો નહિ. યાગ અને તેના કર્મકાંડમાં પત્ની પતિની પ્રબલ હરીફ ગણાતી. પતિના અવસાન કેડે પતિની મિલ્કતમાં તેના પુત્રોની સાથે સમાન ભાગીદાર, તે સમયના ધારાનુસાર ગણાતી. આ મુદ્દાના સમર્થનમાં મહાન્ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે, ' પિતાના પછી પુત્રોએ પિતાની મિલ્કતમાં માતાને સમાન હિસ્સો આપવો. '

પત્નીના ગૃહધર્મને અનુસરવું એ જ્ઞાનપ્રદ છે. વેદના સમયની પત્નીનું મુખ્ય આચરણ ગૃહધર્મ હતું અને ગૃહની સુવ્યવસ્થા તરફ તે આસક્ત રહેતી ધનવાન કુટુંબો રસોઈઆઓ અને દાસીઓ રાખતાં જ્યારે પતિ પોતાના કામેથી ઘેરે આવતો ત્યારે પત્ની તેની આગતા–સ્વાગતા કરતાં કહેતી ' તમને શું આપુ—દહીં કે દૂધની કાંજી કે યવાગ્ન !' તે હમેશાં પોતાનો પતિ ભોજન કરે પછીજ ભોજન કરતી.

તે પોતાનુ દૈનિક કર્મ, સ્હવારે વાળીઝાડીને તથા ગોમયથી આખું ઘર સારવીને, ભાતભાતના સુન્દર સાથીઆ પૂરીને શરુ કરતી. પછી યજ્ઞની સામગ્રી તૈયાર કરી યજ્ઞકાર્યમાં પોતાના સ્વામીસાથે ભાગ લેતી.

આર્થિક ભાર

તે કુટુમ્બમાં વેતનાધ્યક્ષ ગણાતી. અને પતિની આર્થિક, પૂંજીપર તેની સત્તા રહેતી. ખરેખર તે બહુ આશ્ચર્યજનક પ્રણેતા, વૃદ્ધિશીલ, બુદ્ધિમતી અને શક્તિવતી હતી. ઘરમાંની દરેક વસ્તુપર તે સારૂં ધ્યાન રાખતી અને કોઈ પણ વસ્તુ ન બગડે એટલા માટે યોગ્ય કાળજી રાખતી કેટલીક વખતે ફાટેલાં કપડાની દીવાની વાટ બનાવતી અથવા તો ભીખારીને આપી દેતી. આથી એટલું તો ચોક્કસ જ છે કે વૈદિક સ્ત્રી એક નિપુણ ગૃહિણી હતી.

ગૃહકર્મ એ વૈદિક સ્ત્રીનું પણ નિત્યકર્મ હતું. પણ આથી તે કંઈ ગૃહપીંજરમાં પૂરાયલી પક્ષિણી ન્હોતી. પોતાના પતિની સાદસપૂર્ણ પ્રવૃત્તિઓમાં તે સ્વેચ્છાએ

ભાગ લેતી અને તેને મદદગાર થઇ પડતી મુગ્દલાની નામની સ્ત્રીએ તેના પતિ સાથે લૂંટારાઓની પૂંઠ પકડી હતી અને વિશ્પાલા નામની સ્ત્રીએ લડાઇમાં પોતાનો એક પગ ગુમાવ્યો હતો, તેથી અશ્વિને વિશ્પાલાને લોખંડનો પગ બેસાડી આપ્યો હતો. ઉપર્યુક્ત બે દૃષ્ટાન્તો વૈદિક સ્ત્રીઓની વીરતાના જીવંત પુરાવા છે

**વિધવા વિવાહ**

વૈદિક સમયમાં વિધવા વિવાહને પાતક ગણવામાં આવતું નહિ. 'સતી'નો રિવાજ જો કે પુરાણો હતો છતાં વૈદિક આર્યોમાં ઘણું કરીને પાળવામાં આવતો નહિ દહન સમયે ધર્મગુરુ વિધવા સ્ત્રીને કહેતો —

'હે સ્ત્રી' જીવનના જગતમાં બેઠી થા, તું જેને ચાહતી તેનો શ્વાસ મહાનો બન્ધ પડ્યો છે. તેણે એક વખત તારો હાથ પકડ્યો, અને તને પત્ની તરીકે સ્વીકારી, પરન્તુ સમ્બન્ધી આજ તૂટી ગઇ.' અથવા 'હે સ્ત્રી! બેઠી થા, તું નિશ્ચેત પતિની સાથે સૂતી છે તને પરણવાને ઇચ્છનાર જો તારો હાથ ધરે તો એતાદૃક તેની પત્ની થા'

## વીરને

જા! જા! તુ વીર મારા જુદ્ધે ચડી જા  
જુદ્ધે ચડી જા, જુવાન!... વીર૦

કેસરિયા વાઘા વીર! અંગે ધરી જા  
માથે ધરી લે તું પાઘ.. વીર૦

દાદાજીની વીર! આશિષ લેતો જા  
ખંભે બાંધી લે તું ઢાલ.. વીર૦

માતાજીની વીર! રક્ષા લેતો જા  
છાતી બાંધી લે કટાર વીર૦

પ્યારાવતીનું વીર! હૈયું લેતો જા  
કમ્મર બાંધી લે તલવાર. વીર૦

નાની બ્હેનીની વીર! ખમ્મા લેતો જા  
સો સો જીતી લે મેદાન.. વીર૦

રમણલાલ સોની

ઉપર્યુક્ત શબ્દોથી આપણે જાણી શકીયે કે, વિધવાઓનો આત્મનાશ કદિ રિવાજ ન હોઇ શકે, અને છેલ્લા અવતરણ પરથી સાબીત થાય છે કે વિધવાવિવાહની પ્રથા સામાન્ય હોવી જોઇએ

બીજી આનન્દદાયક અને રમુજી વાત એ હતી કે તે સમયે વિધવાઓને વિરૂપ બનાવવામાં આવતી ન્હોતી અને આભૂષણ પરિધાનથી વિમુખ રાખવામાં આવતી ન્હોતી એક અવતરણ લઇશું, 'ભલે, આ વિધવા સ્ત્રીઓ વૈધવ્યના કારમા સંકટોથી દુખી થતી અટકો, આ દુખી સ્ત્રીઓની અશ્રુધારા વહેતી બન્ધ પડો, તેમના શોકનું ખંડન થાઓ અને મૂલ્યવાન આભૂષણોથી વિભૂષિત બની ગૃહસંસારમાં વિરાજો!'

**પહેરવેશ**

વૈદિક સ્ત્રીઓનો પહેરવેશ કેવો હતો તેનું જ્ઞાન બહુ રમુજી થઇ પડશે હિન્દમાં પહેલવહેલી આવનાર આર્યસ્ત્રીઓ બહુ જ સુન્દર હતી એમ લાગે છે કારણ કે તેમને વિશે આપણે સાંભળીયે છીયે કે, 'તે

આર્યાઓના હાથ અને કાંડા મનોહર હતાં અને તેઓ માથાને વિશાળ સુન્દર વેણીથી અલંકૃત કરતી.' એક ઉદાહરણમાં એવું કહેવામાં આવ્યું છે કે એક આર્યા ચાર કરતાં ઓછી વેણી રાખતી નહીં. તે પોતાના વાળની સુન્દર લટોની બહુજ સંભાળ રાખતી અને તેની કાંસકી લગભગ એકમો હાથાની હતી. કોઈક વેળા જ્યારે તેના વાળ અમુક કારણે-થી ઓછા થતા ત્યારે તેની વૃદ્ધિ માટે જાદુ મંત્રનો આસરો લેતી. તે પુષ્પોની માળા, સોનાની સાંકળી, બંગડીઓ, રત્નમાળા, પગમાં સાંકળા અને કાનમાં એરીંગ પહેરતી.

માથું ઢાંકવું એ પણ કદાચ પુરાણી પ્રથા હોય કારણકે વધુપ્રાર્થનામાં એકજ જગ્યાએ કહ્યું છે કે, 'આના માથા પર ઓઢવાના વસ્ત્રને સુન્દર કિનાર ભરી વધારે સુશોભિત કરો.' તેના વસ્ત્રો સુતર કે ઊનના બનાવવામાં આવતાં કારણકે તે સમયે રેશમ ગૂઢ વસ્તુ હતી. તેના વસ્ત્રોપર કિંમતી ભરત અને ગૂથણકામ નજરે પડતું. સુગન્ધી પદાર્થો-અત્તર વગેરેનો તેને શોખ હતો અને ચક્ષુલેપનો ઉપયોગ કરતા. તે કાળમાં અરીસાની શોધ થઈ ન્હોતી તેથી આર્યા શી વસ્તુની મદદથી પોતાના શણગાર સજતી એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

ધનવાન કુટુંબોમાં સ્ત્રીઓને માટે ખાસ લતામંડપ રચવામાં આવતો. એ લતામંડપમાં બેસી તેઓ ભરતગૂથણ કામ કરતી. વૈદિક સ્ત્રીઓ સુન્દર ગાન ગાતી, નૃત્ય કરતી અને વીણા વગાડવામાં નિષ્ણાત હતી. પરંતુ બહુ જ વહેમી હતી અને જાદુમંત્ર વિષેની તેની માન્યતાઓ અતિ પ્રબલ હતી. સમયો થતાં ચાલી આવતી પુરાણ-કથા તે સમયે બહુ વિખ્યાત હતી અને લોકોની વહેમની માન્યતાઓમાં તે અત્યન્ત વૃદ્ધિ કરતી

આ ટૂંકી નિરીક્ષા પરથી આપણે જાણી શકીયે કે તેઓ પરાંગમુખ, તેઓ ગમતા યશી જાતિ ન હોતી સુપ્ર જોકાલીઓટે કહ્યું છે કે, " India of the Vedas entertained a respect for women amounting to warship, a fact which we seem little to suspect in Europe when we accuse the extreme East of having denied the dignity of woman" and of having only made of her an instrument of pleasure and of passive obedience. Here is a civilization, which you cannot deny to be older than your own which places the woman on the level with man and gives her an equal place in the family and the Society. "

સમયના વહન સાથે એમ છતાં, મૂળ ધાર્મિક તત્ત્વોના અન્યથાર્થને લીધે, તેમજ ધાર્મિક અને જ્ઞાતિબન્ધનોની જુલ્મગારીને લીધે અને અગણ્ય રાજ્કીય ફેરફારોને લીધે ભારતની સ્ત્રીઓનું સ્થાન ધીમેધીમે અધોગતિને પ્રાપ્ત થયું, અને આપણા મેઘ સમાન વહેમનું ઘર બની ગયેલી બદીઓ આપણી સુન્દર ભારત ભૂમિપર એટલા બધા પ્રમાણમાં વધી ગઈ છે કે તેને સદંતર દાબી દેવાનું ભગીરથ કામ આજના સુધારકોને શિરે આવી પડયું છે.

પરંતુ સમય બદલાયા કરે છે અને કૃત્રિમ રીતિરિવાજોને સ્થાને સામાન્ય બુદ્ધિને સ્થાન આપવામાં આવે છે, અને થોડાજ વર્ષમાં આપણા ભારતવર્ષની આર્યાઓ માત્ર વૈદિક સમયની સ્ત્રીઓ પ્રમાણે સ્વાતંત્ર્ય ભોગવશે એટલું જ નહિ પણ કદાચ તેથીય વધુ મહત્તાને પ્રાપ્ત કરશે, કારણકે પ્રજ્ઞા અને સત્યની શોધ કરવામાં તેઓ નેત્રીઓ બનશે કે જે પ્રશ્ને સમસ્ત જગતને ખળભળાવી મૂકયું છે +

+ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' ઉપરથી



# સ્વદેશોન્નતિમાં સ્ત્રીઓનું સ્થાન

મૂળ લેખકઃ શ્રી રામનારાયણ મિશ્ર, બી. એ
અનુવાદકઃ શ્રી મૂળશંકર ન. દ્વિવેદી

અમેરિકાના ડાક્ટર સન્ડરલેન્ડને ભારત પર બહુ પ્રેમ છે તેમણે ભારત વિષે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એ સૌમાં 'India in Bondage' એ જાણીતું પુસ્તક છે. આપણી હિંદી મહાસભાના જે વિચારો કે તેવાજ વિચારો તેમના છે તેઓ જ્યારે ભારતયાત્રાએ આવ્યા હતા, ત્યારે કાશીમાં પધાર્યા હતા કારમાઇકલ વાચનાલયમાં વ્યાખ્યાન આપતાં તેમણે કહ્યું કે "હું બજારોમાં ફર્યો, સ્ટેશનો પર ફર્યો, પણ મે ક્યાંય સ્ત્રીઓને જોઇ નહિ. મોટાં મોટાં ઐતિહાસિક સ્થળો જોયાં, બાગ બગીચામાં સહેલ કરી, ઘણાં સ્થળોમાં વ્યાખ્યાનો આપ્યાં, પણ દરેક જગ્યાએ મારે એજ પૂછવું પડ્યું:

"ભારતની સ્ત્રીઓ ક્યાં છે ?'

ભારતવર્ષમાં ફેરફાર થઇ રહ્યા છે જે વખતે ડાક્ટર સાહેબ અહીં આવ્યા હતા, તે સમય કરતાં અત્યારે હિંદમાં સ્ત્રી-શિક્ષણ અધિક થયું છે જાહેરસભા કે સમાજમાં સ્ત્રીઓ ભાગ લેવા લાગી છે કેટલેક ઠેકાણે સ્ત્રીઓ વકીલાત કરી રહી છે ડાક્ટર સન્ડરલેન્ડનો પ્રશ્ન હજુ પણ પૂછી શકાય છે :

"ભારતની સ્ત્રીઓ ક્યાં છે ?"

અત્યારે પણ સ્ત્રી ઉપયોગી સંસ્થાઓમાં પુરૂષો કામ કરી રહ્યા છે પ્રો. કર્વે ન હોય તો મહિલા વિશ્વ વિદ્યાલય ન ચાલે, લાલા દેવરાજ ન હોય તો કન્યા મહાવિદ્યાલય તૂટી જાય આંગળાને વેઢે ગણી શકાય એટલી થોડી સ્ત્રીઓ-નાના મોટા સાર્વજનિક કાર્યમાં ભાગ લઇ રહી છે એમાંથી કેટલીક મહિલા રત્નોએ અદ્ભુત ઉત્સાહ અને આત્મ સમર્પણનો પરિચય કરાવ્યો છે. કોંગ્રેસના-મહાસભાના પ્રમુખ પદે- એ ઉચ્ચાસને એક ભારતીય મહિલા બેસી શકી છે ભારત જેવા દેશમા દેશ સેવા કરનારાઓની સંખ્યા ઓછી છે ને તેમાંય સ્ત્રીઓ તો માંડ દસહજારે એકાદ હશે. ઉન્નત દેશોની સ્થિતિ આથી જુદી છે. ત્યાં હજારો સ્ત્રીઓ શિક્ષણ, ચિકિત્સા, ધર્મ વગેરે ક્ષેત્રોમાં કામ કરતી માલમ પડે છે. તે એક એક સ્ત્રીએ એવું કાર્ય કર્યું જે કે હજારો પુરૂષોનું તેઓ પોતા તરફ લક્ષ ખેંચી શકી છે આજે ડાક્ટર મોન્ટીસોરીનું જે સ્થાન છે તે કોઇ પુરૂષ લઇ શકે તેમ નથી.

પણ એ દેશો અને ભારત વચ્ચે એક મહત્વનું અંતર છે અહીંની સ્ત્રીઓમાં એક છુપાઇ રહેલી શક્તિ છે. ઘર એ તેમનો કિલ્લો છે, કુટુમ્બ તેનું સામ્રાજ્ય છે. તે ગૃહ લક્ષ્મી છે તે ભારતના સામાજિક અને

આધ્યાત્મિક ગુણોનું ઉદ્ગમ છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, ગુરૂદાસ બન્દોપાધ્યાય એવી માતાઓને લીધે આદર્શ પુરૂષો થયા છે. જે લોકો એમ માને છે કે ભારતની સ્ત્રીયો આળસુ અને મૂર્ખ છે, તેમને ભારતનુ યથાર્થ જ્ઞાન નથી. તેઓ સદાચારી, કાર્યદક્ષ અને બુદ્ધિમાન છે એમાં સંદેહ નથી તેઓમા માત્ર સાર્વજનિક જીવન સાથેની સહાનુભૂતિ અને સાક્ષરતા ઓછી છે

નિરક્ષરતાને લીધે તેઓમાં મિથ્યા વિશ્વાસનો પ્રચાર થયો અને સાર્વજનિકતાના ફળરૂપ કૂપ-મન્ડુકત્વ અને પડદા આદિ રહ્યાં છે અંધારામાં ડર લાગવો, સાધુ ફકીરના કથનમાં શ્રદ્ધા રાખવી એ બહુ સાધારણ વાત છે. ભલે ધરની સ્ત્રી પોતાની જરૂરીઆતો બજારમાં ન ખરીદી શકે કે સ્ટેશન પરથી જાતે ટીકીટ લઇને મુસાફરી ન કરી શકે; પણ એજ ઓઓનુ ધરનુ જીવન ઉજ્જવળ છે સીવવુ, પરોવવુ, ભોજન તૈયાર કરવુ વગેરે ગૃહસ્થી કામો તે કરી શકે છે પોતાનાં બાળકોનુ કાળજીપૂર્વક પોષણ કરી હૃષ્ટ-પુષ્ટ બનાવી શકે છે એને સો-પચાસ ધર-ગથુ દવાઓની જાણ છે અને તેનો વ્યવહારમાં ઉપયોગી કરી લે છે ને નાની નાની વાતોમાં ડાક્ટર-વૈદની પાસે દોડી જતી નથી.

ભારતના નવા સ્ત્રી સન્તાનો ઇન્દ્રલોકની પરીની નકલ કરે છે. ને પ્રકૃતિ દેવીથી દૂર નાસતી ફરે છે. એને બહાર જવા માટે જોડા જોઇએ છે. વરસાદ સામે રક્ષણ માટે છત્રીની જરૂર પડે છે. યુરોપની-ખાસ કરીને જર્મનીની-સ્ત્રીઓ પગેથી મુસાફરી કરે છે, ખુલ્લામાં સ્નાન કરે છે, વર્ષામા સ્નાન કરે છે અને કઠોર કસરતોનો અભ્યાસ કરે છે. જર્મનીમાં એક સંઘ છે. જેને "વાંડર વોગલ" રખડુ પક્ષીઓ કહેવામાં આવે છે. આમાં શાળાનાં બાલ-બાલિકાઓ દાખલ થાય છે. માઇલો સુધી પગેથી પર્યટન કરે છે ઝાડની છાયા તળે ભોજન બનાવે છે. વર્ષે છ સપ્તાહ તેમને આ પ્રમાણે ગાળવાનાં હોય છે. એને જોઇને તેને 'અબલા' કહેવાની હિંમત નહિ થાય. તેમને સંપૂર્ણ શિક્ષણ આપવામાં આવે છે. તે ગૃહસ્થાશ્રમમાં પોતાનું ભોજન બનાવી લે છે ને જાતેજ વાસણો માંજી શકે છે બજાર ખરીદી જાતેજ કરી શકે છે. પોતાનાં કપડાં પણ જાતેજ ધોઇ શકે છે. તેમને પ્રારમ્ભિક ચિકિત્સાનું જ્ઞાન હોય છે, સાધારણ ધા કે ચોટ લાગી હોય તો તુરત જ ડાક્ટર પાસે દોડ દોડા કરવી પડતી નથી. આટલુ છતાંય તે એક શિક્ષિતા હોય છે. સંસારના ભૂગોળ અને ઇતિહાસ સાથે તેને પરિચય હોય છે. ધર્મગ્રન્થોનું પણ તેણે અધ્યયન કરેલું હોય છે. યુરોપના લોકો સ્ત્રીઓને Better Half કહે છે. આપણે તેમને 'અર્ધાંગિની' કહીએ છીએ અને તેજ વધારે ખરૂં છે સંસાર યુદ્ધમા કોઈ મોટું નાનું નથી. સ્ત્રી અને પુરૂષ બન્ને મળીને એક સમાન કાર્યમાં પરિણત થાય તોજ જીત થવાની સમ્ભાવના રહી શકે છે.

બન્ને સમાન શિક્ષિત હોય; પણ શિક્ષા તો ગુણ, કર્મ અને સ્વભાવ અનુસાર હોય છે. પ્રાથમિક-શિક્ષણ સંસ્થાઓમાં ભાઇ અને બ્હેનની જેમ એક સાથેજ ભણવુ જોઇએ. જેમ પરિવારમાં એક સાથેજ રહે છે, જેમ મન્દિરોમાં એક સાથે જ દર્શન માટે જાય છે. એજ પ્રમાણે વિદ્યાની ઉપાસના માટે ગુરૂચરણોમાં એક સાથેજ બેસવું જોઇએ. આપણા દેશના લોકોએ આ બાબત પર (સહ-શિક્ષણ) બહુ થોડો વિચાર કર્યો છે. આથીજ દેશનું મહાકલ્યાણ થશે. પાંચથી છ વર્ષની અવસ્થાથી માંડીને અગિયાર, બાર વર્ષની અવસ્થા સુધી સાથે ભણવાથી ખર્ચ ઓછુ લાગે છે, શિક્ષણ સારૂં મળે છે. તે

જીવનના આરંભથી સ્ત્રી-પુરૂષ સમ્બન્ધી વિશુદ્ધ વિચાર ઉત્પન્ન થશે.

એ ખરૂં છે કે આપણા નેતાઓ ગામડાંઓમાં જાગૃતિ લાવવા તરફ ઓછું ધ્યાન આપે છે ભારતનાં શહેરો જોઇને એમજ લાગે છે કે ભારતની દશા ખૂબ ઉન્નત છે, પણ ભારતનાં નવ લાખ ગામડાંઓની સામાજિક દુર્દશા જોઇ ખૂબ દુઃખ થાય છે. તેની સુધારણા માટે એટલું જરૂરનુ છે કે લોકલ બોર્ડની શાળાઓમાં સહશિક્ષણની વ્યવસ્થા થાય; પ્રાથમિક કક્ષાઓમાં એક સમાન ભાષા, ગણિત ભૂગોળ આદિની શિક્ષા આપવાની પ્રથા પડે

ઘણી શાળાઓમાં-સ્કાઉટીંગ-બાલચમૂનું શિક્ષણ આપવામાં આવે છે. જેનો બાલકોના ચારિત્ર્ય પર બહુ પ્રભાવ પડે છે. આજ રીતે કન્યાઓને ( Girl-Guide ) પણ શિક્ષણ આપવાની જરૂર છે. આપણે ત્યાં સ્ત્રીઓ દિવસભર કામ કરે છે; પણ તેમને કોઇ જાતનો વ્યાયામ બતાવવામાં આવતો નથી યુરોપમાં નાચના નામ હેઠળ ખૂબજ વ્યાયામ કરાવવામાં આવે છે, જેથી તેમનુ સ્વાસ્થ્ય ખૂબ સરસ થાય છે.

આપણા દેશમાં-બંગાળ સિવાય-કન્યાઓને તરતાં શીખવવું એ બુરૂં સમજવામાં આવે છે. આ માટે જ્યારે જ્યારે કન્યા પાઠશાળાઓ તરફથી નદીઓ પર પ્રબંધ કરવામાં આવ્યો ત્યારે ત્યારે બદમાશોએ ટંટો કરવાની કોશિશ કરી યુરોપમાં તરતાં શિખવા પર ખૂબ જોર આપવામાં આવે છે. દસ વરસની એક છોકરી એવી નથી હોતી કે જેને તરતાં ન આવડતું હોય.

ભાવી સ્ત્રી સન્તાનને માટે આ આવશ્યક છે તે પોતાનાં સ્વાસ્થ્ય પર વધારે નજર રાખે તેથી ગૃહકાર્યમાં હાથેજ ચૂલો, ઘંટી, વગેરે કરી શકે. પડદા-લાજનો ત્યાગ કરી ઉચિત લજ્જા, શીયલ અને સ્નેહનું પાલન કરી શિષ્ટ સ્વાતન્ત્ર્યને અપનાવે આ સમયે ખાસ કરીને પંજાબમાં આ સમ્બન્ધમાં સારી અસર પડી નથી. એ શિક્ષણ શા કામનુ કે જે જીવનને નકલી બનાવી દે ? શિક્ષણ દ્વારા સ્વાભાવિક ગુણોનો પ્રાદુર્ભાવ થવો જોઇએ સ્વદેશોન્નતિ માટે એ અગત્યનું છે કે આપણા જાતીય ગુણોનો લોપ ન થાય અને પ્રાચીન સંસ્કૃતિ ન બની રહે; પણ સાથેજ આધુનિક સ્ફુર્તિ ઉત્સાહનો દ્રષ્ટિકોણ પેદા થાય. *

* 'હંસ' ના 'સ્વદેશાંક' માંથી.



## વનિતા વિશ્રામ ટ્રેનિંગ કૉલેજ, મુંબઇ

આ કૉલેજ ઉનાળાની રજા પછી સોમવાર તા ૧૨મી જુને ઉઘડશે. નવા દાખલ થવા ઇચ્છતાં બાઇઓએ રજા દરમ્યાન અરજી કૉલેજના પ્રિન્સીપાલ પર લખી મોકલવી જેમણે સરકારી વ ક્ષા. ની પરીક્ષા અથવા અંગ્રેજી ધો ૫ માની પરીક્ષા પાસ કરી હશે અને ઉમર વર્ષ ૧૬ પુરાં કરી તેમને દાખલ કરી શકાશે.

ચાલુ વાર્તા

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ૧૮

૪ રમાનાથ મોટરમાં ગયો પણ તેને કાંઇ સૂઝતું ન હતું. તે ક્યાં જઇ રહ્યો છે તે તેની સમજમાં આવતું ન હતું જાણીતા રસ્તા પણ તેને માટે અજાણ્યા બની ગયા હતા તેને જાલપા ઉપર ક્રોધ ન હતો, જરા પણ નહિ; જગ્ગો ઉપર પણ તેને ક્રોધ ન હતો ક્રોધ હતો પોતાની દુર્બળતા ઉપર; પોતાની સ્વાર્થ લોલુપતાપર, પોતાની કાયરતા પર. પોલીસના વાતાવરણમાં તેનું ઔચિત્ય-જ્ઞાન ભ્રષ્ટ થઇ ગયું હતું તે કેટલો મોટો અન્યાય કરવા જઇ રહ્યો છે તેનો ખ્યાલ તેને જાલપાએ જે દિવસે સમજાવ્યું તેજ દિવસે આવ્યો હતો ફરી એ શંકા તેના મનમાં ઉઠી નહિ અમલદારોએ મોટી મોટી આશાઓ બંધાવીને તેને બહલાવી રાખ્યો. તેઓ કહેતા, અરે બીબીની કાંઇ ચિંતા ન કરો. જે વખતે તમે રત્નજડીત હાર લઇને પહોંચશો અને રૂપિયાની એક થેલી નજર કરી દેશો તે વખતે બેગમ સાહેબાનો બધોય ગુસ્સો ભાગી જશે. તમને ક્યાંય કોઇ સારી સરખી જગ્યાએ પહોંચી જશો તો આરામથી જીંદગી જીવાશે ગુસ્સો કેવો! આવી આવી તો કેટલીયે આશાઓ આપવામાં આવી. રમાનાથ બંગલામાં આવી ગયો. ફરી તેને જાલપાને મળવાનો અવસર ન મળ્યો પોલીસનો રંગ જામતો ગયો આજે તે રત્ન જડીત હાર ખિસ્સામાં રાખીને જાલપાને પોતાના વિજયની ખુશખબર આપવા ગયો હતો તે જાણતો હતો કે જાલપા પહેલાં તો નાક મોઢું મચકોડશે પરંતુ તે સાથે એ પણ જાણતો હતો કે આ હાર જોઇને તે જરૂર ખુશ થઇ જશે. કાલે જ સંયુક્ત પ્રાંતના હોમ-સેક્રેટરી ઉપર પોલીસ કમીશ્નરનો પત્ર તેને મળી જશે બે ચાર દિવસ અહીં ખૂબ સહેલ કરીને સીધો ઘરનો રાહ લઇશ. દેવીદીન અને જગ્ગોને પણ તે સાથે જ લઇ જવા ચાહતો હતો તેમનો એહસાન તે કેવી રીતે ભૂલી શકે! જાણે કોઇ ભક્ત ફૂલ અને નૈવેદ્ય લઇને દેવતાની ઉપાસના કરવા જાય, એવો જ મનસૂબો બાંધીને તે જાલપાની પાસે ગયો હતો; પરંતુ દેવતાએ વરદાન આપવાને બદલે તેના થાળને ઠોકર મારી દીધી, તેના નૈવેદ્યને પગ નીચે કચડી નાખ્યો! તેને કાંઇ કહેવાનો અવસર પણ ન મળ્યો પોલીસના વિષારી વાતાવરણમાંથી નીકળીને તેણે આજે જ સ્વચ્છ વાયુ મેળવ્યો હતો. અને તેની સુબુદ્ધિ સચેત થઇ ગઇ હતી. હવે તેને પોતાની પશુતા તેના યથાર્થ સ્વરૂપમાં નજરે પડી કેટલી વિકરાળ, કેટલી દાનવી મૂર્તિ હતી! તે પોતે તેની સામે

તાકવાનું સાહસ કરી શકતો ન હતો તેને વિચાર આવ્યો, કે આજ વખતે જજની પાસે જાઉં અને બધી કથા કહી સંભળાવું. ભલે પોલીસ મારી દુશ્મન થઇ જાય અને જેલમાં સડાવી મારે, મને કાંઇ પરવા નથી. બધોય ભેદ ખોલી દઇશ શું જજ પોતાનો ચુકાદો નહિ બદલી શકે ? હજી તો બધાય આરોપીઓ પોલીસના હવાલામાં જ છે. પોલીસવાળા ખૂબ દાંત પીસશે, ખૂબ નાચશે કૂદશે, કદાચ મને કાચેને કાચો ખાઇ જશે ! ભલે ખાઇ જાય ! એ દુર્બળતા એજ તો મારા મુખ ઉપર આ કલંક લગાડયું છે

જાલપાની એ કોમળ મૂર્તિ તેની આંખો સામેથી પસાર થઇ ગઇ ઓહ ! કેટલી ગુસ્સામાં હતી ! અને ખબર હોત કે તે આટલી બધી ચીડાશે તો ચાહે, દુનીઆ અહીંથી તેમની કેમ ન થઇ જાય, ગારૂ પ્લાન બદલી નાખત આ પોલીસવાળાઓને ધક્કો ભમાવી દીધો, અગર જજે કંઈ નહિ સાંભળ્યું અને આરોપીઓને માફી નહિ આપી તો જાલપા મારૂં મુખ પણ નહિ જોશે હું તેની પાસે શું મોઢું લઇને જઇશ ? ફરી જીવતો રહીને પણ શું કરીશ ! કોને માટે ?

તેણે મોટર થોભાવી અને તે આમ તેમ જોવા લાગ્યો. કયાં આવી પહોંચ્યો તે પણ કાંઇ સમજાતું નથી. એટલામાં એક ચોકી-

### 'ગરીબની ગૃહલક્ષ્મી' માટે 'હંસ' શું કહે છે ?

"પ્રસ્તુત પુસ્તક શ્રીમાન પ્રેમચન્દજી કે 'ગબન' કા ગુજરાતી અનુવાદ હૈ । પ્રસન્નતા કી બાત હૈ કિ 'ગબન' કો ઇતની જલ્દી યહ સૌભાગ્ય પ્રાપ્ત હુઆ । પુસ્તક કે વિષય મેં ઓર ક્યા કહા જાય । હાં, અનુવાદક ને મૂલ પુસ્તક કે ભાવો કી રક્ષા કરતે હુએ ઇતના સરલ અનુવાદ કિયા હૈ કિ તબીયત ખુશ હો જાતી હૈ । અનુવાદ કી ભાષા પર ભી જૈસે શ્રી પ્રેમચન્દજી કી ભાષા કી છાપ લગ ગઇ હૈ । અનુવાદક મહાશય કો હમ ઇસ સફલતા કે લિએ બધાઇ દેતે હૈં ।"

[શ્રી પ્રેમચન્દજી સંપાદિત 'હંસ' માર્ચ ૧૯૩૩]

દાર નજરે પડયો તેને તેણે જજ સાહેબના બંગલાનો પત્તો પૂછયો. ચોકીદાર હસીને બોલ્યો, હજુર તો ઘણા દૂર નીકળી આવ્યા અહીંથી તો ૭ સાત માઇલથી ઓછુ નહિ હોય તેઓ તો પહેલું ચૌરંઘી તરફ રહે છે.

રમાનાથ ચૌરંઘીનો રસ્તો પૂછીને પાછો ચાલ્યો નવ વાગી ગયા હતા જજ સાહેબ સાથે મુલાકાત નહિ થાય તો સારો ખેલ બગડી જશે એમ તેને લાગ્યું. મળ્યા વિના રહીશ જ નહિ. જો તેમણે સાંભળી લીધું તો ઠીક છે નહિ તો કાલે હાઇ-કોર્ટના જજોને કહીશ કોઇક તો સાંભળશે. બધો વૃત્તાન્ત સમાચાર પત્રોમાં છપાવી દઇશ, ત્યારે તો બધાની આંખો ખુલશે

મોટર ત્રીસ માઇલની ઝડપથી ચાલી રહી હતી દસ મીનીટમાં ચૌરંઘી આવી પહોંચી. અહીં હજી એવીજ અવરજવર હતી પરંતુ રમાનાથ ને ભીડમાંથી પણ મોટર લઇ જતો હતો એટલામાં એક પોલીસે હાથ બત્તી દેખાડી તે થોભી ગયો અને માથું બહાર કાઢીને જોયું તો એ હતા દારોગાજી !

દારોગાએ પૂછયું- "શું હજી સુધી બંગલા ઉપર નથી ગયા ? આટલી ઝડપે મોટર ચલાવ્યા ન કરશો. કયાંક અકસ્માત થઇ જશે. કહો, બેગમસાહેબા સાથે મુલાકાત થઇ ?

હું તો સમજ્યો હતો કે તેઓ પણ આપની સાથેજ હશે, ખુશ તો ખુબ થઇ હશે ? "

રમાનાથને એવો ક્રોધ આવ્યો કે જાણે એની મુછ ઉખાડી લઉં પરંતુ વાત બનાવીને બોલ્યોઃ " જી હાં, બહુજ ખુશ થઇ, બેહદ ! "

" મેં કહ્યું હતું ને કે ઔરતોની નારાજીની એજ દવા છે. આપ બ્હીધા કરતા હતા ! "

" મારી ભૂલ હતી. "

" ચાલો; હું પણ તમારી સાથે આવું છું. એક બાજી પાનાં ખેલીએ એટલે જરા લહેર પડે ડેપ્યુટી સાહેબ અને ઇન્સ્પેક્ટર સાહેબ આવશે. જોહરને બોલાવી લેશે. બે ઘડી બહાર રહેશે. હવે આપ મીસીસ રમાનાથને બંગલા ઉપર જ કેમ બોલાવી નથી લેતા ? ત્યાં પેલા ખટિકને ઘરે પડી રહી છે. "

રમાનાથે કહ્યું: " હજી તો મારે એક જરૂરનાં કામ માટે બીજી તરફ જવુ છે. આપ મોટર લઈ જાવ, હુ પગે ચાલતો ચાલતો આવીશ. "

દારોગાએ મોટરની અંદર જતાં જતાં કહ્યું: " નહિ, સાહેબ મને કંઇ ઉતાવળ નથી, આપને જ્યાં જવુ હોય ત્યાં ચાલો હુ જરા પણ હેરાન નહિ થાઉં. "

રમાનાથ ચીડાઇને બોલ્યો " પરંતુ હું હાલમાં બંગલા ઉપર નથી જતો. "

દારોગાએ હસીને કહ્યું, " હુ સમજી ગયો છું. પરંતુ હું જરાપણ હેરાન નહિ થાઉં. એજ બેગમ સાહેબા..."

રમાનાથે વાત કાપીને કહ્યું. " જી નહિ; મારે ત્યાં જવું નથી. "

દારોગાઃ " તો શું બીજો શિકાર છે ? બંગલા ઉપર પણ આજે કંઇ ઓછી બહાર નહિ હોય. ત્યાં પણ આપનું દિલ બદલાવવા માટે કાંઇક સામાન તૈયાર થઇ જશે. "

રમાનાથે એકસામટી આંખો લાલ કરીને કહ્યું, " શું તમે મને લપટ સમજો છો ? હું એટલો તુચ્છ નથી. "

દારોગાએ કાંઇક લજ્જિત થઇને કહ્યુઃ " ઠીક સાહેબ, ગુન્હો કર્યો: માફ કરજો. હવે કદિ એવી મશ્કરી નહિ કરૂં. પરંતુ હજી આપ આપને શકાની બહાર ન સમજશો. હું તમને એવી કોઇ જગાએ નહિ જવા દઉં કે જ્યાનો મને પુરેપુરો વિશ્વાસ ન હોય. આપને ખબર નથી કે આપના કેટલા દુશ્મન છે. હું આપનાજ લાભના વિચારથી કહું છું. "

રમાનાથે હોઠ દબાવીને કહ્યુઃ " બહેતર છે કે આપ મારા ફાયદાનો આટલો બધો વિચાર ન કરો. આપ લોકોએ મને જીવતો તો મારી નાખ્યો છે, છતા હજી માર ગળું નથી છોડતા. હવે મને મારી રીતે મરવા દો. હું આ ગુલામીથી હવે તોબા પોકારી ગયો છું. હું હવે માની પાછળ પાછળ ચાલવાવાળો છોકરો બનવા નથી માંગતો. આપ આપની મોટર ઇચ્છતા હો તો ખુશીથી લઇ જાવ. મોટરની સવારી અને બંગલામા રહેવાને માટે પંદર માણસોને કુરબાન કરવા પડયા છે. કોઈ જગાએ આવી જાઉ તો પદરસો માણસોને કુરબાને કરવા પડે મારો છાતી એટલી મજબૂત નથી. આપ આપની મોટર લઇ જાવ.

એટલું કહીને તે મોટરમાંથી ઉતરી પડયો અને ઉતાવળે આગળ ચાલી ગયો. દારોગાએ કેટલીયવાર બૂમ મારી, જરા સાંભળો, વાત તો સાંભળો; પરંતુ તેણે પાછળ ફરીને જોયું સુદ્ધાં નહિ. થોડે વધુ આગળ જઈને તે એક

ગલીમાં પેસી ગયો. એજ સડક ઉપર જજનો બંગલો હતો. સડક ઉપર કોઇ માણસ ન મળ્યો. રમાનાથ કદિ આ બાજુ પર તો કદિ પેલી બાજુ પર જઇ જઇને બંગલાના નમ્બર વાંચતો વાંચતો ચાલી જતો હતો એટલામાં એક નમ્બર વાંચીને તે થોભી ગયો. એક મીનીટ સુધી ઉભો ઉભો જોઇ રહ્યો કે કોઇ માણસ બહાર નીકળે તો પૂછું કે સાહેબ છે કે નહિ અંદર જવાને તેની હિંમત ચાલતી ન હતી તેને વિચાર આવ્યો કે જજ એમ પુછશે કે તમે જુઠી જુબાની કેમ આપી તો શું જવાબ આપીશ? પોલીસે મારી પાસે જબરદસ્તીથી જુબાની અપાવરાવી, પ્રલોભન આપ્યું, મારવાની ધમકી આપી એમ કહેવું એ તો લજ્જાસ્પદ વાત છે. કદાચ તેઓ પુછે કે, "તમે માત્ર બે ત્રણ સાલની સજાથી બચવાને માટે આટલું મોટું કલંક માથે લીધું, આટલા બધા માણસોના જાન લેવા માટે તૈયાર થઇ ગયો તે વખતે તમારી બુદ્ધિ ક્યાં ગઇ હતી? તો તેનો મારી પાસે શો જવાબ છે? ખરેખર લજ્જિત થવું પડશે, બેવકુફ બની જઇશ તે પાછો ફર્યો. એ લજ્જાનો સામનો કરવાનું તેનામાં સામર્થ્ય ન હતું લજ્જાએ સદૈવ વીરોને પરાસ્ત કર્યા છે. જેઓ કાળથી પણ નથી ડરતા, તેઓ લજ્જાની સામે ઉભા રહેવાની પણ હિંમત નથી કરી શકતા. એનાં કરતાં આગમાં કૂદી પડવું તલવારની સામે ખડા થઈ જવું સહજ છે લાજની રક્ષાને માટે જ તો મોટાં મોટાં રાજ્યો મટી ગયાં છે રક્તની નદીઓ વહી ગઈ છે, પ્રાણોની હોળી ખેલી નાખી છે એજ લાજે આજ રમાનાથના પગ પણ પાછળ હઠાવી દીધા, કદાચ જેલની સજાથી પણ તે એટલો ભયભીત ન થાત.

૧૯

અર્ધીરાત વીત્યા બાદ રમાનાથ સૂઈ ગયો તે સવારે ૯ વાગ્યા સુધી તેની આંખ ન ખુલી તે સ્વપ્ન જોઈ રહ્યો હતો. દિનેશને

## રસિયો રીસામણે

( મેંદી તે વાવી માળવે... ...એ રાગ )

— રાસ

ચન્દા ! તું આર ઘડી થોભજે ને,
અલિ ! સુણજે વીતકની વાત રે:
રસિયો રીસામણે રે.

દિવસ વીતે છે રોવામાં ને,
બ્હેન ! જાતી ન વેરણ રાત રે:
રસિયો રીસામણે રે

નવલા દહાડા નવ રાતના રે,
રાસ રચિયો ગોરી ને લોક રે
રસિયો રીસામણે રે

સરખી સાહેલી સૂર ઝીલતી રે,
દેવ નિરખે ભજનને ગોખ રે:
રસિયો રીસામણે રે

તાળીથી ગણુ લોક ગાજતાં રે,
મારાં સૂનાં હૈયાનાં હાટ રે
રસિયો રીસામણે રે

ધુયે અવનિને ઉજાળતી રે,
સખિ ! સૂની દીસે સુખવાટ રે
રસિયો રીસામણે રે

ફુયે આભલીયે ઉડતી રે,
આજ તૂટી એ કોમલ પાંખ રે·
રસિયો રીસામણે રે.

નિત્યે નિઝરતી નેહને રે,
આંસુ સારે અભાગી આંખ રે.
રસિયો રીસામણે રે.

નાનાલાલ દલપતરામ પટેલ

ફાંસી દેવાઈ રહી છે એટલામાં એક સ્ત્રી તલવાર લઈને ફાંસીની બાજુએ દોડી આવી અને ફાંસીની દોરી કાપી નાખી ચારે બાજુએ હીલચાલ મચી ગઈ. એ સ્ત્રી જાલપા હતી. જાલપાને લોકો ઘેરી લઈને પકડવા ઇચ્છતા હતા; પરતુ તે પકડાતી ન હતી. કોઈ તેની સામે જવાનું સાહસ કરી શકતુ ન હતુ. પછી તેણે એક છલાંગ મારીને રમાનાથ ઉપર તલવાર ચલાવી. રમાનાથ ગભરાઈને ઉઠી બેઠો. જોયું તો દારોગા અને ઇન્સ્પેક્ટર ઓરડામાં ઉભા હતા અને ડેપ્યુટી સાહેબ આરામ ખુરસી પર સૂતાં સૂતા સીગાર પી રહ્યા હતા.

દારોગાએ કહ્યું "આજે તો આપ ખૂબ ઉઘ્યા બાબુ સહેબ ! કાલ કયારે પાછા ફર્યા હતા ?"

રમાનાથે એક ખુરસી પર બેસીને કહ્યું: "જરા વારમાં પાછો આવ્યો હતો આ મુકદમાની અપીલ તો હાઈ કોર્ટમાં થશે ને ?"

ઇન્સ્પેક્ટર: "અપીલ શું થશે, જાપતાની ગોઠવણ થશે. આપે મુકદમાને એટલો મજબૂત કરી દીધો છે કે હવે કોઈનો હવાલો હાલી શકનાર નથી સોગદ પૂર્વક કહું છુ, આપે કમાલ કરી દીધી. હવે આપ અહીંથી બેફિકર થઈ જજો હા, હજી જ્યાસુધી ફેંસલો થઈ ન જાય ત્યાસુધી આપની સલામતીનો ખ્યાલ રાખવામાં આવે એજ મુનાસિબ થશે. તેથી તો ફરીથી પહેરાની ગોઠવણ કરી દેવામાં આવી છે. અહીં હાઈકોર્ટમાં ચુકાદો આપો અને તહીં આપને જગા મળશે."

ડેપ્યુટીએ સિગારનો ધુમાડો કાઢતા કહ્યું: "આ ડી. ઓ. કમીશનર સાહેબે આપને આપ્યુ છે, કે જેથી આપને કોઈ પ્રકારની શંકા ન રહી જાય. જુઓ યુ. પી ના હોમ સેક્રેટરીના નામ ઉપર છે આપ જ્યાં આ બતાવશો ત્યાં આપને કોઈ ઘણીજ સારી જગા મળી જશે."

ઇન્સ્પેક્ટર "કમીશનર સાહેબ આપનાથી ખૂબ ખુશ થયા છે; સોગદપૂર્વક કહુ છુ."

—ડેપ્યુટી 'ઘણાજ ખુશ છે. તેઓ યુ પી. ને જુદો સીધો પત્ર પણ લખશે. તમારું ભાગ્ય પણ ખુલી જશે"

એટલું કહીને તેમણે ડી ઓ રમાનાથ તરફ આપી દીધો રમાનાથે લિફાફો ખોલીને જોયું અને એકાએક તેને ફાડીને કટકે કટકા કરી નાખ્યા. ત્રણે માણસો આશ્ચર્યથી તેનુ મોઢુ તાકવા લાગ્યા.

દારોગાએ કહ્યું 'શુ રાત્રે બહુ પી ગયા હતા ? આપને માટે એ સારૂ નહિ કહેવાય."

ઇન્સ્પેક્ટર: "સોગંદપૂર્વક કહુ છુ, કમીશનર સાહેબને ખબર પડી જશે તો ઘણાજ નારાજ થશે."

ડેપ્યુટી 'બાની કાંઇ મતલબ અમારી સમજણમાં નથી આવી એની શી મતલબ છે ?"

"એની મતલબ એ છે કે, મને એ ડી. ઓ ની જરૂરત નથી અને મારે નોકરી પણ જોઈતી નથી હુ આજેજ અહીંથી ચાલ્યો જઈશ."

ડેપ્યુટી "જ્યાસુધી હાઈકોર્ટમાં ચુકાદો ન આવી જાય ત્યાસુધી આપ કયાંય પણ નહિ જઈ શકો"

રમાનાથ "કેમ ?"

ડેપ્યુટી "કમીશ્નર સાહેબનો એવો હુકમ છે."

રમાનાથ. " હું કોઇનો ગુલામ નથી "

ઇન્સ્પેક્ટર· " બાબુ રમાનાથ, આપ શા માટે અધો બનાવેલો ખેલ બગાડી રહ્યા છો ? જે કાંઇ થવાનું હતુ તે થઇ ગયુ દસ પાંચ દિવસમાં હાઇકોર્ટમાંથી ફેંસલાને મંજુરી મળી જશે હવે જે મળી રહ્યું છે તે ખુશીથી લઇ લો અને આરામથી જીંદગીના દિવસો વીતાવો એમાંજ આપની શોભા છે ખુદાની ઇચ્છા હશે તો એક દિવસ આપ પણ કોઇ ઉંચા હોદ્દા ઉપર પહોંચી જશો. અફસરોને નારાજ કરો અને કેદની મુશીબતો વેઠો એમાં શો ફાયદો ? સોગંદપૂર્વક કહું છુ કે અમલદારોની જરા સરખી નજર બદલાઇ જશે તો આપનો કયાય પત્તો નહિ લાગે. સોગંદપૂર્વક કહુ છુ કે ઇસારા માત્રમાં આપને દસ વર્ષની સજા થઇ જાય આપ છો કયા વિચારમાં ! અમે તમારી સાથે દુષ્ટતા કરવા નથી માંગતા હા, જો આપ અમને સખતાઇ કરવાની ફરજ પાડશો તો અમારે સખતાઇ કરવી પડશે. જેલને સહેલી ન સમજશો ખુદા, દોજખમાં લઇ જાય, પણ જેલની સજા ન આપે મારફાડ, માલ-મલીદ, એ તો ત્યાંની મામુલી સજા છે. ચક્કીમાં જોડી દીધા તો મોતજ આવ્યુ સમજજો. સોગંદપૂર્વક કહુ છુ જેલ કરતાં દોજખ બહેતર છે.

દારોગો " એ બીચારા પોતાની બેગમ સાહેબ આગળ લાચાર છે તે કદાચ એના જાનની આફત થઇ રહી છે તેથી એની દોર દબાવે છે "

ઇન્સ્પેક્ટર " શું થયુ ! કાલે તો પેલો હાર આપ્યો હતો ને ? છતાં પણ રાજી નહિ થઇ ? "

રમાનાથે કોટના ખિસ્સામાંથી હાર કાઢીને મેજ ઉપર મૂકી દીધો અને બોલ્યો. " એ હાર અહીં મૂકયો છે. "

ઇન્સ્પેક્ટર· " ઠીક, એ તેણે નહિ સ્વીકાર્યો "

ડેપ્યુટી " કોઇ મગરૂર સ્ત્રી છે "

ઇન્સ્પેક્ટર " કદાચ તેનો મિજાજ પણ ઠેકાણે કરવાની જરૂરત પડશે ! "

દારોગો " એ તો બાબુ સાહેબના રંગ ઢંગ અને મિજાજ ઉપર મુનાસબ છે જો આપ અમને જરાતરા પણ હેરાન નહિ કરો તો અમે આપની પાછળ નહિ પડીએ. "

ડેપ્યુટી· " પેલા ખટિક પાસે પણ જામીન લેવા જોઇએ "

રમાનાથની સામે બીજી જ સમસ્યા આવી ખડી થઇ; પહેલાં કરતાં કાંઇક જટિલ, કાંઇક ભીષણ, સંભવ હતો કે પોતે કર્ત-વ્યની વેદી ઉપર પોતાનુ બલિદાન આપી દે, એ ચાર વર્ષની સજાને માટે પોતાને તૈયાર કરી લે કદાચ, આ સમય તો તેણે પોતાનાં આત્મ સમર્પણનો નિશ્ચય કરી લીધો હતો પરંતુ પોતાની સાથે જાલપાને પણ સંકટમાં નાંખવાનુ સાહસ તે કોઇ પણ રીતે કરી શકતો ન હતો તે પોલીસના પંજામાં કાંઇક એવી રીતે દબાઇ ગયો હતો કે હવે એમાંથી સલામત નીકળી જવાનો તેને કોઇ માર્ગ સુઝતો ન હતો. તેણે જોયું કે આ લડાઇમાં તે વિજય નહિ મેળવી શકે પોલીસ સર્વ શક્તિમાન છે, તે મને જે રીતે ચાહે તે રીતે દબાવી શકે છે તેના મિજાજની તેજી કોઇ થઇ ગઇ તે વિવશ થઇને બોલ્યો " આખરે આપ લોકો મારી પાસેથી શુ ઇચ્છો છો ? "

ઇન્સ્પેક્ટરે દારોગાની તરફ જોઇને આંખ

મારી; કેમ જાણે કશી રહ્યા ન હોય કે, "આવી ગયો પંજામાં" અને બોલ્યો: "બસ એટલુંજ કે આપ અમારા મહેમાન બની રહો, અને મુકદ્દમો હાઇકોર્ટમાં નીકળી ગયા બાદ અહીંથી રજા લઈ જાવ. કારણ કે તે બાદ અમે આપની સલામતીના જિમ્મેદાર નહિ રહીએ. અગર આપને કાંઈ સર્ટીફીકેટ જોઈતું હશે તો તે આપને આપવામાં આવશેજ, પરંતુ તે લેવું ન લેવું તેનો પૂરો અખત્યાર આપને છે. જો આપ હોશીયાર હશો તો તે લઈને ફાયદો મેળવશો; નહિ તો આમ તેમ ધક્કા ખાશો. આના સિવાય અમે આપની પાસે બીજું કાંઈ ઇચ્છતા નથી. સોગંદપૂર્વક કહું છું, હરેક ચીજ જેની આપને જરૂર હોય તે અહીં હાજર કરી દેવામાં આવશે, પરંતુ જ્યાંસુધી મુકદ્દમો પુરો ન થઈ જાય, ત્યાંસુધી આપ સ્વતંત્ર નહિ થઈ શકો."

રમાનાથે દીનતાના ભાવે પૂછ્યું "સહેલ કરવા તો જઈ શકીશ કે તે પણ નહિ?"

ઇન્સ્પેક્ટરે સૂત્રની માફક ઉચ્ચાર્યું. "જી નહિ!"

દારોગાએ એ સૂત્ર ઉપર વ્યાખ્યા કરી: "આપને એ આઝાદી આપવામાં આવી હતી પરંતુ આપે એનો દુરૂપયોગ કરી દીધો હવે જ્યાંસુધી ખાત્રી ન થઈ જાય કે આપ એનો યોગ્ય ઉપયોગ કરી શકો એમ છો ત્યાંસુધી આપ એ હકથી વંચિત રહેશો."

દારોગાએ ઇન્સ્પેક્ટરની તરફ જોઈને જાણે એ વ્યાખ્યામાં સમ્મતિ માંગી, જે તેમને સહર્ષ મળી ગઈ.

ત્રણે અમલદારો રજા લઈ ગયા અને રમાનાથ એક સિગાર સળગાવીને આ વિકટ પરિસ્થિતિ પર વિચાર કરવા લાગ્યો.

(અપૂર્ણ)

---

## સ્વીકાર

(૧) યુવક: એપ્રિલ: તંત્રી: ચુનીલાલ પુ. શાહ, હરજણ; (૨) વિચારક માર્ચ: તંત્રી: માણેકલાલ જગજીવનદાસ ચોકસી, વડોદરા, (૩) શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશ અંક ૮-૯; તંત્રી: પદમસી ઠામજી ખોતા, મુંબઈ ૩; (૪) તરૂણ અંક ૯ તંત્રી: ડૉ. પ્રાણલાલ જે. મહેતા, કરાચી; (૫) સત્યપ્રકાશ અને સ્વદેશ: અંક ૩૨ થી ૩૫ તંત્રી: કુવરજી કેશવજી શાહ, મુંબઈ; (૬) શ્રી કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળનો ૭ મો અહેવાલ અને હિસાબ, (૭) તિલકાઈટ: અંક ૨: તંત્રી: બાપુલાલ હિરાલાલ શુક્લ, મુંબઈ; (૮) આભડછેટનું હિન્દ, સમસ્ત ગુજરાત અસ્પૃશ્યતા નિવારણ સંઘ, અમદાવાદ તરફથી આ પુસ્તિકા પ્રકટ થઈ છે તેમાં અસ્પૃશ્યતા નિવારણને અંગે શ્રી મિત્રભાઈએ લખેલાં પ્રચારપત્રો એકત્ર રીતે છપાવ્યાં છે આ બધાંય પત્રો 'ગુણસુન્દરી'માં જુદે જુદે સ્થળે છપાઈ ગયા છે એની લખાવટ અસરકારક છે. એક પૈસાની કિંમતે એ મળે છે.

સીવી જાય, અથવા તો બહારથી સીવણ-કામનો ઑર્ડર મેળવીને તે કામ ઉદ્યોગાલયમાં કરી જઇ પોતે સીલાઇના દામ મેળવે છે.

૨. ઉદ્યોગાલયમાં ઑર્ડર મળેલા હોય તે સીવણકામ કરીને સીલાઇના પૈસા મેળવે, અથવા તો ઑર્ડરના અભાવે ઉદ્યોગાલયના કાપડનાં કપડાં સીવે અને તે વેચાય ત્યારે ઠર્યા મુજબનો મજુરીનો ભાગ તેને મળે

**ઉદ્યોગાલયમાં હાજરી આપતી સ્ત્રીઓની નાત-જાત.**

આ ઉદ્યોગાલયોમા મોટા ભાગે હિંદુ સ્ત્રીઓ આવે છે. આમા વધુ ભાગે મધ્યમ વર્ગની અને ગરીબ વર્ગની સ્ત્રીઓ જેમને કઇ પણ કમાણીની અથવા બચતની આશા હોય તેવી સ્ત્રીઓ હોય છે વાણીઆ, બ્રાહ્મણ, તેમજ કાછીઆ, ભાટીઆ, ખત્રી, સોની, ભાવસાર વિગેરે કોમની સ્ત્રીઓ અને દક્ષિણી સ્ત્રીઓ તેમજ નવસારી જેવામા પારસી, હિંદુ તેમજ મુસલમાન બધી કોમો ઉદ્યોગાલયનો લાભ લે છે. નવસારી સિવાય બીજા કોઇ સ્થળે મુસલમાન સ્ત્રીઓ લાભ લેતી હોય તેમ જણાતું નથી

**નિભાવનાં સાધનો**

કોઇ ઉદ્યોગાલયને કાયમી ફંડ હોય છે કોઇ ખાનગી ગૃહસ્થની મદદથી ચાલે છે. કોઇને સરકાર મદદ મળે છે કોઇને શ્રીમંત મહારાણી સાહેબ સહાય આપે છે, તો કોઇને સુધરાઇ તરફથી વાર્ષિક અમુક રકમ મળે છે.

આ ઉદ્યોગાલયો વિષે ઉપર જણાવ્યા ઉપરાંત બીજી ખાસ જણવા જેવી માહિતી નથી, છતા આ રાજ્યના ઉદ્યોગાલયો વિષે એક દરી પત્રક જોડાયું છે તે ઉપરથી વિશેષ સ્પષ્ટીકરણ થશે

ઉદ્યોગાલયોમા હાલમા શાં શાં કામો થાય છે તે હકીકત ઉપર આપેલી છે હવે એકંદરે સ્ત્રીઓ કરી શકે તેવા કામોની યાદી અને તે પૈકી શ્રીમંત વર્ગની સ્ત્રીઓને અને મધ્યમ તથા ગરીબ વર્ગની સ્ત્રીઓને ક્યાં ક્યા કામો અનુકૂળ આવે તે જોઇએ.

## શ્રીમંત સ્ત્રીઓ ફુરસદના વખતમાં કરી શકે તેવાં કામોની યાદી તથા તેને લગતી હકીકત.

હિંદુસ્તાનમા ગરીબ વર્ગની સ્ત્રીઓ મોટે ભાગે મજુરી કરે છે એટલે ફક્ત મંદી મોસમ સિવાય તેઓ કામમાંજ રોકાયેલી હોય છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓમાં પણ મોટા ભાગ સઘળું ઘરકામ હાથે કરતી હોવાથી તેમને ફુરસદનો વખત ઓછો મળે છે. તો પણ તેમાંની કેટલીક સ્ત્રીઓ ધારે તો બીજું થોડુ ઘણું કામ કરી શકે. પરંતુ શ્રીમંતની સ્ત્રીઓ જેમને ઘરકામ હાથે કરવાનું હોતું નથી અને જેમને નવરાશનો પુષ્કળ વખત મળે છે તેમને કેટલીકવાર વખત કેવી રીતે ગાળવો એ પણ મોટો પ્રશ્ન થઇ પડે છે. આવી સ્ત્રીઓને તેઓ અતિશય તકલીફ વિના સરળતા પૂર્વક અને હોંશથી કામ કરે એવાં કામો બતાવવામાં કે શીખવવામાં આવે તો તેમની ફુરસદના વખતનો સદુપયોગ થઇને તેઓ ઉપયોગી કામો તૈયાર કરી શકે.

### કામોની યાદી

૧. ભરત ગુંથણ, રેશમ, કીડીઆ કસબ વિગેરેનું હાથનું; તેમજ આરીકામનું કસબનું તથા રેશમી ભરતકામ આવા પ્રકારના ભરતકામથી બારીબારણાના પડદા, ટેબલ કલોથ, ઝબલા, ચોળી, પોલકાં, સાડી, સાલ્લા, સાડીની કિનારો, હાથ રૂમાલ, છબી ઉપર ચઢાવવાનું શોભાનું ઢાંકણ (માઉન્ટ) વિગેરે વસ્તુઓ તૈયાર કરી શકાય

૨ સીવણ કામ.

૩ નાની હલકી શાળો ઉપર પડદા, ટેબલ કલોથ, ગાલીચા, શેતરંજીઓ વિગેરે ભાતીલુ કામ.

૪. ચિત્ર કળા.

૫ ચિત્રોને ચાકળા, ટીકી, ટીલી વિગેરે ચોઢીને શણગારવાનુ કામ.

૬. ચિત્રો ઉપર કાપડ પહેરાવીને વસ્ત્રોથી શણગારવાનુ કામ.

૭. કાગળના અગર કપડાંના ફુલ, હાર ને તોરણ બનાવવાનું કામ.

૮ રેશમી પવિત્રાં, માળા, તેમજ કસબ

આરોગ્ય પાડોશી અને નજીકમા રહેનારા કુટુંબો આવી વસ્તુ ખુશીથી ખરીદશે. અલબત્ત બનાવટ સારી અને ભાવ પરવડે તેવો હોવો જોઇએ.

## મહેનતુ અને ગરીબ વર્ગની સ્ત્રીઓ કરી શકે તેવાં કામો

જેમની પાસે પૈસાનુ સાધન ન હોય અને ફક્ત મજુરી લઇને કામ કરી શકે તેવી સ્થિતિવાળી હોય તેવી સ્ત્રીઓ માટે નીચેના કામો ઉપયોગી થાય —

૧ સુતર કાંતીને તેમાથી દોરી, દોરડા પાટી તથા કાપડ બનાવવાનુ કામ
૨ નાડી, નાડા, કસ ગુંથવાનું.
૩ ગાલીચા, આસનીયાં, રોતરંજી, ખુરશીનું કાપડ વિગેરે વણવાનુ.
૪ મોજા ગુંથવાનુ અને તેવીજ બીજી ગુંથણી વસ્તુઓ બનાવવાનુ
૫ વાસ તથા સાંઠીઓના ટોપલા, ટોપલી, કંડીયા બનાવવાનુ કામ
૬ પગલુછણા ( ડસ્ટર ) બનાવવાનું.
૭ વાસણને કલાઇ કરવાનું
૮ રેંજુ દેવાનુ
૯ ખાખરાના પાતર ( પત્રાળા ) પડીયા બનાવવાનુ
૧૦ છડીયા દાળ બનાવવાનુ.
૧૧ ઘર ઉપયોગી પરચુરણ સુથારી ચીજો બનાવવાનુ
૧૨ પુઠાના બાકસ બનાવવાનુ
૧૩ દીવાસળીના ખોખા બનાવવા તથા લેબલો ચોડવા
૧૪ કાગળ તથા જુના કપડાની કોથળીઓ બનાવવી
૧૫ નેતર ભરવાનુ તેમજ મુંજના ખાટલા ભરવા, શીકા ગુંથવા વિગેરે

નાના ગામડામાં રહેનાર સ્ત્રીઓ કાલા ફોલવાનુ, આમલી ફોલવાનું, તમાકુ લસોટી છીંકણી બનાવવાનું, ગડાકુ બનાવવાનુ વગેરે કામો ઘર માટે તેમજ મજુરીથી કરે છે. પરંતુ આ કામ ફક્ત જે તે મોસમ પુરતુંજ હોય છે. મોસમ સિવાયના વખત માટે ઉપર જણાવેલા કામોમાથી કોઇ અનુકૂળ કામ તેમને મળે તો તેમને મદદ રૂપ થઇ પડે

**કામનું શિક્ષણ**

શ્રી ઉદ્યોગાલયો આવા કામો શીખવવા માટે સારી સસ્થા થઇ પડે. આવી સસ્થા તૈયાર થયા પછી શ્રીમંત સ્ત્રીઓને રસ લેતી કરવાના ઘણા માર્ગો છે નિશાળોમાં જો આ પદ્ધતિ દાખલ કરવામાં આવે તો બીજી પેઢીએ ઘણો સુધારો થાય.

ગરીબ સ્ત્રીઓ માટે તો ઉદ્યોગાલયથી પણ જુદી ઢબની એટલે કે તેમને ઘેર પહોંચતુ કામ આપે અને પાછું કામ લઇ આવે અને એ બાઇઓને મજુરી આપે એવી જુદી સસ્થાની જરૂર છે કાચો માલ પુરો પાડવાનુ અને પાકો માલ વેચવાનુ કામ એ સસ્થાઓએ જ કરવુ જોઇએ

**શ્રી ઉદ્યોગાલયો સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગ શીખવવા વિષે.**

રાજ્યમા વડોદરા, પાટણ, નવસારી, અમરેલી વિગેરે છ સાત સ્થળોએજ શીખવનારી નાની મોટી સસ્થાઓ છે. વડોદરામા તો શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયની બીજી શાખા પણ છે આવી સસ્થાઓ લગભગ દરેક સારા ગામમા હોય તોજ સ્ત્રીઓ હુન્નરકળામા રસ લઇને પોતાના જીવનને ઉદ્યમી બનાવી શકે શ્રીમંત સરકાર તરફથી જેમ પુસ્તકાલયો, શાળાઓ અને એવી બીજી જાહેર સસ્થાઓ માટે પ્રજા ફાળે સરખાજ બીજા નાણાની મદદ કરવામાં આવે છે તેવી રીતે સ્ત્રી ઉદ્યોગાલયોની યોજના માટે પણ જો એવી મદદ સરકાર તરફથી આપવાનુ જાહેર થાય તો એવા ઉદ્યોગાલયો સારી સંખ્યામા નીકળી શકે.

—o—

# કવિતા અને સ્ત્રીહૃદય

**પ્રયાગમાં મળેલ અખિલ ભારતવર્ષીય મહિલા કવિ સમ્મેલનના પ્રમુખસ્થાનેથી**

ભાષણકર્તા : શ્રીમતી સુભદ્રાકુમારી ચૌહાણ

સાહિત્યમાં કવિનું સ્થાન ઘણું ઉચું છે તે દાર્શનિક, ઇતિહાસકાર, સમાજશાસ્ત્રી તથા ધર્માચાર્યના સિદ્ધાંતોને સુન્દર સચામાં ઢાળીને સાધારણ મનુષ્યના હૃદયમન્દિરમાં સ્થાપિત કરે છે, તેમના પ્રત્યે આપણી ભક્તિ ઉત્પન્ન કરે છે અને તે એટલે સુધી કે આપણે તેમને પૂજવા લાગીએ છીએ.

ઇતિહાસકારોમાં રામ અને કૃષ્ણનું વાસ્તવિક જીવન ચાહે તેવું રહ્યું હોય, આદર્શ કે અત્યંત સાધારણ; તેમના જીવન વિષે, તેમના અસ્તિત્વ સંબંધમાં પણ ઇતિહાસકાર સંદેહ કરી શકે છે; પરંતુ વાલ્મીકિ અને તુલસીદાસના રામ, વ્યાસ, સુરદાસ તથા મીરાંના કૃષ્ણ વાસ્તવિક છે; જેમના અસ્તિત્વનું સ્પન્દન યુગોથી ભારતવર્ષમાં સ્ત્રીપુરુષો અને બાળકો સુધીના સર્વને પ્રેરણા આપી રહ્યું છે.

એવી રીતે જગતની ઉત્પત્તિ, અને વિનાશની જટિલ સમસ્યા, કારણ, કાર્ય અને પરિણામની ખટપટ, પુનર્જન્મ કે નિતાન્ત વિનાશનો દુર્ગમ પ્રશ્ન, તેવી જ રીતે પ્રકૃતિ અને માયાની વિરહ લગન એ સર્વ કવિની જાદુ ભરી લેખિનીદ્વારા એટલાં સરળ અને સાફ થઇ જાય છે કે આપણે તેને સ્વયંસિદ્ધ સમજવા લાગીએ છીએ. કવિ સંસારને શિક્ષણ આપે છે. ઇતિહાસકારનું ક્રૂર સત્ય યા ધર્માચાર્યનું ઉગ્ર દંડવિધાન દેખાડીને નહિ, પરંતુ તેનું મન બહલાવીને, હસાવીને અને મધુરતાપૂર્વક રડાવીને. ભાગ્યનો ભરોસો કરીને તે એમ નથી કહેતો કે આ કરો ને તે ન કરો. તે એક નાની સરખી કહાણી કહી દે છે અને આપણે સમજી જઇએ છીએ કે, આપણે શું કરવાનું છે. આજ કારણે તો સંસારના લગભગ બધા ધર્મપ્રવર્તકોએ પોતાના નવીન સિદ્ધાંતોને, જનસાધારણના હૃદયમાં પ્રવિષ્ટ કરાવવાને માટે કવિની કલ્પનાનો આશ્રય લીધો છે અને નાની નાની કહાણીઓની સૃષ્ટિ કરી છે ગૌતમ બુદ્ધે, એમ કર્યું, ઇશુખ્રીસ્તે એમજ કર્યું, મહમ્મદે એમજ કર્યું અને આધુનિક સમયના દયાનન્દ અને રામકૃષ્ણે પણ એમજ કર્યું છે. માત્ર ધર્માચાર્યોએ જ નહિ પરંતુ ભારતવર્ષમાં તો સ્મૃતિકાર, ભિષગ્વર, ઇતિહાસકાર, જ્યોતિષી, યોગી, દાર્શનિક સર્વએ પોતપોતાના સિદ્ધાંતો અને વિચારનો પ્રચાર કરવાને માટે કવિતાનો આશ્રય લીધો છે અને તે એટલે સુધી કે, ગણિતશાસ્ત્રી, જે ભારત તેઓ યા રત્નની વાત કરે છે તેણે પણ Mensuration ને લીલાવતીનો શૃંગાર સજાવીને પાર્થિવ પદાર્થોનું માપતોલ કરે છે આજના ગણિતશાસ્ત્રીઓ પણ એ વાતનો સ્વીકાર કરે છે કે, લીલાવતીની શૈલી આજકાલની જ્યોમેટ્રી ( ભૂમિતિ ) અને ગણિતની પદ્ધતિથી અધિક વધારે મનોહર છે એમાં કલ્પના છે અને લીલાવતીમાં સરસતા છે.

આવી રીતે કવિ જુદી જુદી વિદ્યાઓનો શૃંગારવિધાયક છે: એના હાથમાં પડીને સર્વનું રૂપ નિખરી ઉઠે છે. તે કેવળ શૃંગાર વિધાયક જ નથી. તે સર્વમાં નવી સ્ફૂર્તિ અને નવજીવનનો સંચાર પણ કરે છે, તે

સત્યને સુંદર અને પ્રિય બનાવી દે છે તેનું કહેવું એ છે કે सत्य ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रिय। ('સત્ય બોલવું, પ્રિય બોલવુ પણ અપ્રિય સત્ય ન બોલવું ) અને તે પોતાના આ સિદ્ધાંતનો માનવીય મસ્તકની પ્રત્યેક ક્રિયામાં અક્ષરશઃ પાલન કરે છે.

સાહિત્યમાં જે રીતે કવિનુ સ્થાન ઉંચું છે તેવીજ રીતે કવિઓમાં પણ, મને વિશ્વાસ છે કે, સ્ત્રી કવિઓનું સ્થાન પુરૂષ કવિઓની સરખામણીમાં ઉંચુ રહેશે. કવિતા ઘણુ ખરૂં ભાવપ્રધાન રહે છે અને સ્ત્રીઓના જેવી ભાવુકતા પુરૂષોમાં મળી શકતી નથી.

નારી હૃદયની તુલના આપણે વાયુમાપક યંત્ર ( બેરોમીટર ) સાથે કરી શકીએ છીએ. જેમા નાનામાં નાનુ પરિવર્તન પણ દષ્ટિગોચર થઇ શકે છે. સ્ત્રીહૃદયની કોમળ વૃત્તિઓ અત્યધિક સજગ અને સજીવ રહે છે. તેમની હૃદયવીણાનો પ્રત્યેક તાર એટલો એ ચેલો અને કસકસેલો રહે છે કે તે વાતાવરણના સૂક્ષ્માતિસૂક્ષ્મ આઘાતથી ગુંજી ઉઠે છે. શરીરવિજ્ઞાન અને મનોવિજ્ઞાનના પંડિતોનુ કહેવું છે કે સ્ત્રીઓની શરીરરચના અને મન પુરૂષોનાં કરતાં કાંઇક વધારે પરિષ્કૃત છે

પ્રેમ અને બલિદાન મનુષ્યને પશુની કોટીમાંથી ઉઠાવીને દેવત્વના પદ ઉપર પહોચાડે છે. પારસ તેજ છે કે જે લોઢાને પણ સોનું બનાવી દે. અને તે આપણને સ્ત્રીઓમાં મોટા પ્રમાણમાં મળી આવશે સ્ત્રીઓના જેવો પ્રેમ અને બલિદાન કોણે આપ્યાં છે ? ઇતિહાસ એનો સાક્ષી છે; ઇતિહાસ જ શુ પ્રત્યેક ઘરમાં તેમના પ્રેમ અને બલિદાનની કહાણી લખાયલી છે તેમનુ બલિદાન 'આવેશજન્ય અથવા ', ક્ષણભરમાં સર્વસ્વ સ્વાહા કરી દેનારૂં ' નથી હોતું, પરંતુ તે દિવસ અને રાત પ્રત્યેક ઘડી, પળે પળ જીવનભર બલિદાન આપે છે; અને બલિદાન પણ હસતાં હસતાં આપે છે. દુનીયાના મોટા મોટા કર્મયોગી, યોદ્ધા વિદ્વાન અને કવિએ સ્ત્રીઓની સ્ફૂર્તિદાયિની શક્તિનો મુક્તકંઠે સ્વીકાર કર્યો છે વિશ્વવિજયી નેપોલિયન સદા પોતાની માતાનું ગુણગાન કરતો રહ્યો અમર કવિ દાન્તે પોતાની પત્ની બીએટ્રીસ નો આભારી છેઃ તુલસીદાસની રામભક્તિની પ્રેરણા કરનાર તેની પત્ની હતી લંકાનો વિજય કરવાની કામના સીતાને લીધે રામચંદ્રજીના મનમાં થઇ હતી. અને શ્રી કૃષ્ણને ગીતાનું તત્વ શિખવાડનાર એ રાધિકાનો નિષ્કામ પ્રેમ જ છે, સમસ્ત માનવ જાતિ સ્ત્રીઓની ગોદમાં પળાય છે અને તેની આંગળીને આશ્રમે જ ઉભી થતાં તેમજ ચાલતાં શીખી છે પુરૂષોએ જ એની ઘોષણા કર્યા કરી છે કે સ્ત્રીઓ ખરી રીતે દેવી છે, જેમણે આ મૃત્યુલોકને સ્વર્ગ બનાવી રાખ્યું છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આટલુ છતાં, હજી સુધી પુરૂષોના જેટલી અધિક સંખ્યામાં અને ઉંચી શ્રેણીની સ્ત્રી કવયિત્રીઓ કેમ નથી થઇ ? કારણ સ્પષ્ટ છે સ્ત્રીઓનું હજી સુધીનું કાર્યક્ષેત્ર બીજુ જ રહ્યુ છે અને તેઓએ કવિતાનાં ક્ષેત્રમાં પગ પેસારો કર્યો ન હતો પરંતુ હવે ધીમે ધીમે તેઓ એ ક્ષેત્રમાં આવી રહી છે , અને આ ક્ષેત્રમાં પુરૂષો તેમની સફળતા અને મહત્તાનો સ્વીકાર કરવા લાગ્યા છે તે માટે અમે તેઓના આભારી છીએ.

સાહિત્યના ક્ષેત્રમાં સ્ત્રીઓ આવે એ ઘણું આવશ્યક છે. સ્ત્રીઓના સહયોગ વિના માનવસાહિત્ય સંપૂર્ણ નહિ થઇ શકે. એક પુરૂષ કોઇ અન્ય પુરૂષની હૃદયાનુભૂતિને સફળતાથી પ્રકટ કરી શકે છે, પરંતુ જ્યારે તે સ્ત્રીઓની અનુ-

ભૂતિને પ્રકટ કરવા જાય છે ત્યારે તેને વિવશ થઇ જઇને કલ્પનાથીજ કામ લેવું પડે છે. દાખલા તરીકે, સતીની મનોભાવના વધૂનો ઉલ્લાસ અને માતાના વાત્સલ્યના પૂરનો દ્વારા થએલાં વર્ણનો બીજી કક્ષાનાં જ રહેશે કારણ કે પુરૂષ એ ઉદાત્ત અવસ્થાનો અનુભવ નથી કરી શકતા

પ્રેમના ક્ષેત્રમાં સ્ત્રીઓનું સર્વસ્વ એથી પણ સિદ્ધ થાય છે કે પ્રેમના પૂજારી પુરૂષ કવિઓએ અને ઘણાખરા ભક્તોએ પ્રેમના આનન્દાતિરેકમાં ડૂબી જઇને પોતાને ઈષ્ટ દેવની પ્રેયસીના રૂપમાં જોયા છે. વલ્લભ સંપ્રદાયના કવિ, ભક્ત કવિ રૂપકળા, તથા બની ઇત્યાદિ એના ઉદાહરણ છે

કાવ્યને શાસ્ત્રકારોએ રસાત્મક વચન કહ્યું છે; કોઇ કોઇએ તેને શબ્દ-સંગીત પણ કહ્યું છે કાવ્યનો ધ્વની સંગીત સાથે પણ ઘનિષ્ટ સંબંધ છે એ દૃષ્ટિએ જોઇએ તો કવિતાના ક્ષેત્રમાં સ્ત્રીઓને એક સ્વાભાવિક સત્તા મળી જાય છે જે પુરૂષોને નથી મળતી સ્ત્રીઓના સ્વભાવની કોમળતા તેમનાં શબ્દ અને વાણીમાં વ્યાપ્ત છે. કર્ણકટુ શબ્દોને મધુર તથા સરળ બનાવવાનું કાર્ય અવશ્ય સ્ત્રીઓએ કર્યું હશે. સંસ્કૃત સાહિત્યમાં એનું મોટું પ્રમાણ છે શકુન્તલાને તેની સખી સઉન્દલા કહે છે, કર્કશ શ, ક, અને તેને સ્થાને સ, ઉ અને દ મૂકીને સઉન્દલાની મધુરિમા ઉત્પન્ન કરી દીધી. એજ રીતે કૃષ્ણ ને કન્હૈયો કહેવાવાળી પણ કોઇ વ્રજબાળાજ હશે. આજની અત્યારની બોલચાલની ભાષામાં પણ પુરૂષોના કરતાં સ્ત્રીઓની ભાષામાં અધિક સરળતા અને કોમળતા રહે છે પુરૂષોની ભાષામાં વધારે પડતું પાંડિત્ય જણાય છે અને સ્ત્રીઓની ભાષામાં સ્વાભાવિક સરળતા દેખાય છે એ આપણો પ્રતિદિનનો અનુભવ છે અને પુરૂષ તથા સ્ત્રીઓની કવિતાઓની તુલના કરવાથી આજ વાત સ્પષ્ટ થાય છે.

તેથી હું તો કહીશ કે કાંઈ નહિ તો ભાષાના વિષયમાં સ્ત્રી કવિઓએ પુરૂષોનું અનુકરણ કરવું નહિ જોઇએ કવિતાનું જીવન જેટલું ભાવમાં તેટલુંજ ભાષામાં પણ રહે છે તેથી, સાહિત્ય મર્મજ્ઞોએ કવિતામાં પ્રસાદ ગુણ હોવો અત્યંત આવશ્યક માન્યો છે થોડા સરખા શબ્દોમાં કોઇ ભાવ યા વસ્તુનું ચિત્ર ઉપજાવવું એ પ્રસાદગુણ છે આ બાબતમાં ઉર્દુના કવિ પ્રશંસાપાત્ર છે થોડી સાદી ભાષામાં તે ઘણી ઉંડી વાત કહી જાય છે

કવિતા હૃદયની ભાષા છે તેને માટે પાંડિત્યની આવશ્યકતા નથી એ કહ્યું કહેવામાં મારું તાત્પર્ય એ નથી કે ભાષા કે સૌંદર્ય તરફ ધ્યાનજ આપવું નહિ. માત્ર કહેવાની મતલબ એ છે કે ભાષાને અસ્વાભાવિક બનાવી દેવી ન જોઇએ નહિ તો જન સાધારણની ભાષા અને સાહિત્યની ભાષામાં એટલું વધારે અંતર થઇ જશે કે સાધારણ જનસમાજ આપણું સાહિત્ય સમજી નહિ શકે જેમ, સંસ્કૃત અને વ્રજભાષાના સાહિત્ય સમજમાં બન્યું છે.

ભાષાને મનોહારિણી બનાવવા માટે અને પોતાની તુક મેળવવા માટે શબ્દોની હત્યા કરવી એ ઉચિત નથી.

સાધારણ પ્રયોગો પર શબ્દોને તોડી ફોડીને ફેરફાર કોઇ કરી દેવો જેમ કે રાત્રિનું રાત. રાતડી, રેણ, રાતા, રાત ઇત્યાદિ એ પણ ઉચિત નથી. આ બાબતમાં હું મારી પ્રેમિકા બહેનોને સાવચેત રહેવા જણાવું છું.

હું જાણું છું કે સ્ત્રીઓના પ્રાચીન સાહિત્યમાં પણ ઉપરોક્ત વાત ન હતી એવું

આધુનિક કાલના શ્રી મહાદેવી વર્મા, શ્રી તારનદેવી લીલી અને શ્રી રામેશ્વરી દેવી ચોકોરી ના ઉદયે એક નવો યુગ ચમકાવી દીધો છે અને તે મનોજ ઉજ્જવળ અને આશાપૂર્ણ છે આ નામો મેં માત્ર ઉદાહરણ અર્થેંજ આપ્યાં છે. તેમનાથી બીજી સાહિત્યસેવિકા ઓ છે જેનું કામ ઓછું ઉલ્લેખવા યોગ્ય નથી.

મને આશા છે કે આ કવિ સંમેલન લેખિકાઓમાં નવુ પ્રોત્સાહન આપશે અને હિન્દીના આ નિર્માણ યુગમાં સ્ત્રીઓની સુતેલી પ્રતિભાને જાગૃત કરવામાં સહાયભૂત થશે.

---

## મેટ્રિકની પરીક્ષામાં પાસ થતી કન્યાઓને ઇનામ

ચરોતર પ્રદેશની જે કન્યાઓ મુંબાઇ યુનિવર્સિટીની વા પૂનાની શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિંદ મહિલા વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા ચાલુ વરસે પસાર કરશે તેમને ચરોતર એજ્યુકેશન સોસાયટીને મળેલાં સ્ત્રીકેળવણી વિષયક ટ્રસ્ટફંડોમાંથી રૂા. ૧૫)નું ઇનામ આપવામાં આવશે. માટે એવી કન્યાઓએ પોતાનું ગામ ને તાલુકો, પોતાની હાઇસ્કૂલ, મેટ્રિકની પરીક્ષાનો નબર, પરીક્ષામાં મેળવેલા ગુણ, પોતાને જોઇએ તેવાં પુસ્તકોની યાદી અને પોતે આગળ અભ્યાસ કરવા ઇચ્છે છે કે કેમ તે વગેરે જણાવી જુન માસની ૩૦મી તારીખ સુધીમાં પોતાના પૂરેપૂરા સરનામા સાથે અમને અરજી કરવી.

## સ્ત્રીકેળવણીનાં ટ્રસ્ટફંડ માટે સોસાયટીની મદદ

ચરોતરમાં સ્ત્રીકેળવણીને ઉત્તેજન મળે તે હેતુથી સોસાયટીને ચાર પાંચ ટ્રસ્ટફંડ મળ્યાં છે. પણ સોસાયટીને થયેલા રૂ. ૫૦,૦૦૦ ( પચાસ હજાર )ના દેવાનો જ્યાં સુધી નિકાલ થાય નહિ ત્યાં સુધી આ આર્થિક મંદીના યુગમાં જો સ્ત્રીકેળવણી માટે ખાસ જોઇએ તેટલી મદદ ન મળે તો નવીન પ્રવૃત્તિ હાથ ધરી શકાય એમ નથી. એટલે સ્ત્રીકેળવણી માટે મળેલાં ટ્રસ્ટફંડોના વ્યાજનો ઉપયોગ મેટ્રિક થતી ચરોતરની કન્યાઓને રૂ. ૧૫)નું ઇનામ આપવા ઉપરાંત નીચે પ્રમાણે કરવાનો તા. ૧૯-૩-૩૩ને રોજ મળેલી સોસાયટીની નિયામક સભાએ ઠરાવ કર્યો છે:

> " ચરોતર પ્રદેશમાં સ્ત્રીકેળવણીની વૃદ્ધિ થાય તે માટે દરેક નાનાં મોટાં ગામમાં સ્ત્રીકેળવણીનાં ખાસ ફંડો સ્થપાય તે ઇચ્છવા યોગ્ય છે. માટે જો કોઇ ગામ પોતાના ગામની સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા ઓછામાં ઓછા રૂ. ૧૫૧) સોસાયટીને ટ્રસ્ટફંડ તરીકે સોંપવાનુ સ્વીકારશે તો તેમાં સોસાયટી સ્ત્રીકેળવણીને માટે મળેલાં ટ્રસ્ટફંડોના વ્યાજમાંથી બીજા રૂ. ૧૦૦) ઉમેરશે અને તે કુલ રકમનું જે તે ગામનું સ્ત્રીકેળવણી ટ્રસ્ટફંડ ઇલાયદું રાખશે અને તે ટ્રસ્ટફંડનું વ્યાજ જે તે ગામે ખર્ચવાની સોસાયટી વ્યવસ્થા કરશે "

ઉપરના ઠરાવ પ્રમાણે જે ગામ, વ્યક્તિ મા મંડળ પોતાના ગામની સ્ત્રીકેળવણી માટે ઓછામાં ઓછા રૂ. ૧૫૧) આપવા ઇચ્છા રાખતું હોય તેમણે તરત જ તે સંબંધી જણાવવુ. આ પ્રમાણે મળેલા ટ્રસ્ટફંડને કોઇ પણ વ્યક્તિનું નામ આપવામાં આવશે નહિ

ચરોતર એજ્યુકેશન સોસાયટી,<br>આણંદ, તા. ૧૨-૪-૩૩

આશાભાઇ ન. પટેલ,<br>મંત્રી, ચ. એ. સોસાયટી.



# શ્રી ભગિની સમાજ, મુંબઇ

## સત્તરમો વાર્ષિક વૃત્તાંત

ભગિની સમાજની સ્થાપના સ્વ. ગોખલેના સ્મારક તરીકે તા. ૧૧ મી ફેબ્રુઆરિ ૧૯૧૬ ના દિને તેમની પ્રથમ પુણ્ય તિથિએ થઇ.

સમાજનું ધ્યેય સ્ત્રી ઉન્નતિદ્વારા, રાષ્ટ્રોન્નતિ સાધવાનુ છે. અને તે માટે હિંદમા વસનાર તમામ હિંદીઓ તરફ ભ્રાતૃભાવ રાખનારૂં આ મંડળ છે. સમાજના સભ્યોએ સૌને તન, મન અને ધનથી મદદ કરવા પ્રયત્ન કર્યો છે. આરોગ્ય, ગૃહઉદ્યોગ અને જ્ઞાન પ્રચાર માટે વર્ગોદ્વારા લેખો અને ભાષણોદ્વારા મુલાકાતો અને સમેલનોદ્વારા અનેક વિધ પ્રયત્નો ઠેક ઠેકાણે કરેલા છે

સંકટ સમયે સહાયના નિયમને ભગિની સમાજ ધર્મ માને છે. અને એ ધર્મ અનુસાર દેશના જુદા જુદા ભાગમા જુદી જુદી વખતે સમાજે પોતાનો યત્કિંચિત ફાળો આપ્યો છે.

ગયા વર્ષની ૧૯ મી ફેબ્રુઆરિને દિને સ્વ ગોખલેજીની સંવત્સરી નિમિત્તે ડૉ. જીવરાજ મહેતાના પ્રમુખપણા નીચે રા. વૈકુંઠરાય મહેતાએ ગોખલેજીના જીવન વિષે બે બોલ કહ્યા હતા.

તા ૨૦ મી ઓગષ્ટ ૧૯૩૨ દિને વાર્ષિક સભા બોલાવી હતી જેમા નીચે પ્રમાણે કામકાજ થયું હતુ,

( ૧ ) બે વર્ષનો ટુંકો હેવાલ રજુ થયો હતો. ( ૨ ) હિસાબ મંજુરી માટે મૂકાયો હતો. ( ૩ ) નવુ કારોબારી મંડળ નિમાયું હતુ.

રા. કરસનદાસની દરખાસ્તથી અને શ્રી. રસીક બ્હેનના ટેકાથી ૧૯૩૨ની ,સાલ માટે નીચેના બ્હેનોનુ કારોબારી મંડળ નિમાયું હતું.

પ્રમુખ સૌ જયશ્રી બ્હેન રાયજી; મંત્રી-શ્રી. લીલાવતી બ્હેન બેન્કર; સહમંત્રી-સૌ. ચંચળ બ્હેન ધીઆ, ખજાનચી-સૌ. શારદા બ્હેન દેસાઇ, સભ્યો-સૌ. હંસા બ્હેન, સૌ. ઉર્મિલા બ્હેન મહેતા, સૌ મેધાવી બ્હેન, સૌ. મુદ્રીકા બ્હેન શ્રી સાકરબ્હેન અને શ્રી. બચુબ્હેન લોટવાળા

ઉપલી દરખાસ્ત રજુ કરતાં રા. કરસનદાસ બોલ્યા હતા કે સ્ત્રીઓ સ્ત્રીઓનું કામ ઉપાડી લે અને પુરૂષોની જરૂર ન પડે એવું હું કેટલાએ વર્ષોથી ઇચ્છતો હતો. આટલા વર્ષો ભગિની સમાજના કારોબારી મંડળ ઉપર ભાઇઓ હતા. પણ આ વર્ષે બ્હેનોની જ કમિટી નિમાઇ તે જાણી મને બહુ હર્ષ થાય છે નવા કારોબારી મંડળને એમના કામમાં હું ફતેહ ઇચ્છું છું

સમાજ પાસે ચાલુ ખર્ચ માટે પૂરતી રકમ નહિ હોવાને લીધે ખર્ચમાં કાપકુપ કરવા માટે સોસાયટીના મકાનમાથી સમાજની ઓફીસ કાઢી નાખવી પડી. સેવામંદીર ભગિની સમાજથી છુટું પાડવામાં આવ્યુ અને એ ફંડની રકમ રા. કરસનદાસને સોંપવામા આવી

ગાંધીજીની જયંતિ તા ૨૭ મી અકટોબરે ઉજવાઇ હતી તે વખતે પ્રમુખ શેઠ કૃષ્ણાજીરી સેતલવાડ હતા વક્તા સર લલ્લુભાઇ શામળદાસ હતા આ પ્રસંગે હરીજનના બાળકોએ સંવાદ તથા ગાયનોથી સભાસદોના મન રંજન કર્યા હતા. શેઠ લક્ષ્મીબાઇ તરફથી રૂ ૫૦૦૦) ની રકમ મળેલી છે. જેના વ્યાજમાંથી ગરીબ બ્હેનો પોતાનો અભ્યાસ ચાલુ રાખી શકે તે માટે તેમને સ્કોલ-

મુંબઈની બધી સંસ્થાઓના આશરા હેઠળ ભરાએલી બે સભાઓમા સમાજે સક્રિય ભાગ લીધો હતો, તેમજ ડૉ સુબારાયનના મદીર પ્રવેશના ખરડાને અનુમોદન આપનારો એક ઠરાવ તાર દ્વારા વાઇસરોય પર મોકલી આપવામાં આવ્યો હતો.

સમાજની આકાક્ષાઓ ઘણી મોટી છે. સમાજને ખુલ્લી જગા મળે તો બાળકોને રમત ગમત તથા તેની સાથે જ્ઞાન મળે તેવી યોજના થઈ શકે. સમાજના બ્હેનો ઉદ્યોગ શીખી તેમાથી કમાણી કરી શકે તે માટે તા. ૧લી જુનથી રા પ્રાણશકર જોષીને માસ્તર તરીકે રાખવાનું નક્કી કરવામા આવ્યુ છે આ ભાઈ રેશમ તથા જરીનુ ભરતકામ, ચોપડીઓ બાધવાનું કામ, ફેંટવર્ક વગેરે ઘણી જાતનું કામ જાણે છે

મુંબઈ જવા માટે મોટા શહેરમા બ્હેનો બહારગામથી કમાવા માટે આવી હોય તેવી બ્હેનો માટે રહેવા તથા ખાવાપીવાની સગવડવાળુ એક ઘર હોવુ જોઇએ એમ સમાજને લાગે છે જો કોઇ ભાઇ અથવા બ્હેન આને માટે પૈસાની સંગીન મદદ કરી શકે તો સમાજ કામ ઉપાડી લેવા બહુ આતુર છે.

આભાર

સમાજને હિંદ સેવક સમાજના મકાનનો હોલ વાપરવાને માટે તથા લુજ ભાડાથી સમાજની ઓફીસ રાખવા માટે સભ્યોનો આભાર માનવામાં આવે છે. શ્રી. બચુબ્હેન લોટવાળાનો સમાજને ઓરડાઓ વાપરવા આપ્યા તે માટે જુદા જુદા વક્તાઓ પ્રો. જોશી રા વેકુંઠરાય મહેતા, પ્રો. શાહ રા. જયસુખલાલ મહેતા તથા બીજા જે જે ભાઇઓ તથા બ્હેનોએ ભાષણો આપ્યા તે માટે.

ઓડીટર—એસ બી. બીલીમોરીઆએ કંઇ પણ મહેનતાણું લીધા વિના સમાજનો હિસાબ તપાસી આપ્યો તે માટે.

ભેટ આપનારનો આભાર

સૌ વિમળાબ્હેન સેતલવાડ તરફથી કબાટ માટે રૂ ૫૦) મળ્યા તે માટે.

સૌ. જયાબ્હેન કાનુગા તરફથી કબાટ માટે રૂ ૫૫) મળ્યા તે માટે;

શેઠ પ્રાગજી હરીઆણી તરફથી રૂ. ૧૦૦૦) મળ્યા તે માટે

સૌ હંસાબ્હેન મહેતા, શ્રી સાકરબ્હેન, સૌ. શારદાબ્હેન દેસાઇ, સૌ. વિમળાબ્હેન સેતલવાડ. સૌ ચચળબ્હેન ધીઆ. સૌ ગંગુબ્હેન રામદાસ વગેરેનો પુસ્તકો માટે રકમ મળી તે માટે.

સમાજ તરફથી તૈયાર કરવામા આવેલો માલ વેચવાને માટે સમાજની ઓફીસમાં તેમજ ગુજરાતી શ્રી સહકારી મડળ તરફથી ચાલતા સ્ટોર પર રાખવામા આવે છે.

સૌ જયશ્રીબ્હેન રાયજી ( પ્રમુખ )
શ્રી. લીલાવતીબ્હેન બેનકર ( મત્રી )
સૌ ચંચળબ્હેન ધીઆ. ( સહમત્રી )



# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશસ્વિની

( ૧ ) મીસીસ ફ્રાન્સીસ પરકીન્સ વિષે શું જાણો છો ?

( ૨ ) પંજાબી સાહિત્યના ઇતિહાસ સંબંધમાં સંશોધન કરતાં બહેન સંબંધમાં યોગ્ય માહિતી આપો.

આ બન્ને પ્રશ્નોના જવાબ એપ્રિલના અંકમાંથી મળશે.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમા માસિકના દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઇ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો.

## ફેબ્રુઆરી માસનું પરિણામ

| સુ | કે | મા | ર | | સ | રે | જી | ની |
|---|---|---|---|---|---|---|---|---|
| મ | ને | ને | | | | ક | ત | સ |
| ન | | | જ | | મ | | | મ |
| | ક | | ન | | ન | | વ | |
| ક | નિ | | | | | | સ | ધા |
| | તા | | ત | | રી | | ધા | |
| નિ | | | ન | | પુ | | | કા |
| લ | સ | ના | | | | જી | વ | ન |
| ક | વ | પિ | ત્રી | | સુ | ન | ય | ન |

આ પ્રશ્નના કુલ ૧૨ જવાબો આવ્યા હતા. તેમાં ત્રણ પાયમી શરતનો ભંગ કરતા હોવાથી તપાસ્યા નથી. પાંચ જવાબો ખોટા છે. ચાર જવાબો સાચા છે. તેમાંથી (૧) શ્રી રેણુ બહેન આ-ણંદજી ચાવડાને ઇનામનું પુસ્તક "સોના સુંદર વાર્તાઓ, ભાગ ૨" આપવામાં આવે છે જે તેમણે બે આનાની ટીકીટો મોકલી મંગાવી લેવું. બાકીના ત્રણ બહેનોનાં નામ નીચે મુજબ છે. શ્રીમતી બહેનો (૨) લીલાબ્હેન કે. મોદી, (૩) સરલા હીમતરામ (૪) પ્રભા-વતી ન. પરેખ.

જેઓ ગ્રાહક ન હોય—મહિલા મંડળ ન હોય તેવાં કોઈ બ્હેન હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોસ્ટના ખર્ચ માટે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.
તંત્રી, "ગુણસુંદરી"




## સ્વદેશ

**પતિદેવ !** યદુ સાદુ નામના મહારને, પોતાની પત્ની અનીતિને માર્ગે ચઢી જતાં હરકેરાઇને તેનું ખુન કરવા માટે મુંબઇની વડી અદાલતે જન્મટીપની સજા કરી છે

**સ્ટવ–સઘડીના ભોગ** ( ૧ ) મુંબઇમાં બાર વર્ષની એક છોકરી બાલાબાઇ મોતીરામ સગડીથી દાઝી મરણ પામી ( ૨ ) ક્ષમાબાઈ નામની મુંબઇમાં કામાટી પુરામાં રહેતી ૪૫ વર્ષની બાઇ દાઝી મરણ પામી. ( ૩ ) બાળીબાઇ મોતીરામ નામની એક સ્ત્રી સગડી પર રાંધતાં દાઝી મરણ પામી ( ૪ ) વાલીબાઇ નાથાલાલ નામની ૧૫ વર્ષની છોકરી બત્તીથી સાડી સળગી જતાં દાઝી મરણ પામી. ( ૫ ) રમાબાઇ લાલાભાઇ નામની એક સુથારણ સાડીનો છેડો દીવાને લાગતાં તે સળગી જવાથી મરણ પામી ( ૬ ) મુંબઈમાં ઘાઘારી મહોલ્લામાં રહેતી બીબીબાઇ ઇસ્માઈલ ચુલાપર રાંધતાં દાઝી મરણ પામી

**એકપર બીજી:** હરિપ્રસાદ નામનો ૧૬વર્ષનો છોકરો ત્રણ વર્ષની વયે પરણ્યો હતો તેની પત્ની અત્યારે આસરે ૧૫વર્ષની વયની જીવતી છે છતાં હરીપ્રસાદનો બાપ રૂખી નામની ૧૪ વર્ષની છોકરી સાથે તેને ફરી પરણાવવા માગતો હતો. આથી છોકરી અને છોકરા બન્નેના બાપો સામે અમદાવાદમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠ જીલ્લા જજ્જ પાસે ઇન્જકશન લઇ લગ્ન અટકાવ્યુ હતું.

**બાલ લગ્ન સામે પ્રતિબંધ** ( ૧ ) રેવા-રાજ્યની સરકારે છોકરા છોકરી અનુક્રમે ૧૮ અને ૧૨વર્ષના થાય તે પહેલાં તેમનાં લગ્ન કરે તો શિક્ષા કરવાનો કાયદો કર્યો છે ( ૨ ) શારદા કાયદાની વિરૂદ્ધ લગ્ન કરવા માટે કરાંચીમાં ૪ જણને રૂા. ૫૦નો દંડ થયો

**આપઘાત** ( ૧ ) ગુજરાતના જાણીતા કવિ શ્રી ઝવેરચંદ મેઘાણીના પત્ની શ્રીમતી દમયતીબહેને જાતે શરીર,ઉપર ગ્યાસતેલ છાંટી દીવાસળી સળગાવીને આપઘાત કર્યો છે શ્રી. મેઘાણી ઉપર આવી પડેલી આ આપત્તીમાં અમે તેમના તરફ દીલસોજી દાખવીએ છીએ. ( ૨ ) મુંબઇમાં દર્શનાબાઇ મહાવીરપ્રસાદ નામની પરદેશી સ્ત્રીએ સાસુના ત્રાસથી કંટાળી જઇ સાડી પર ગ્યાસતેલ છાંટી, તે સળગાવી મૂકી આપઘાત કર્યો હતો ( ૩ ) એક બહેને મુંબઇમાંજ પતિએ ઠપકો આપતાં પોતાના ઓરડાની બારીમાંથી નીચે નખાવી મૂકી આપઘાત કર્યો હતો. ( ૪ ) નાદુરસ્ત તબીયતને અંગે કંટાળી જઇ મુંબઇમા દીવાળીબાઇ નામની ૨૫વર્ષની સ્ત્રીએ કપડાં ઉપર ગ્યાસતેલ છાંટી તે સળગાવી મૂકી આપઘાત કર્યો હતો

**પારસી બાનુ વકીલ** નાગપુર યુનિવર્સીટીની કાયદાની પરીક્ષામાં મીસ એ આર કામા ( સર ફીરોજશાહ મહેતાના પૌત્રી ) ફતેહમંદ નીવડ્યાં છે આ પ્રાંતમાં તેઓ પહેલાજ બાનુ ધારાશાસ્ત્રી છે.

**પુનાની સ્ત્રીઓનો વિરોધ** પુનાનાં હિંદી સ્ત્રી મંડળના આશ્રયે મીસીસ સરલાબાઇ નાયકનાં પ્રમુખ પદે મળેલી સભામાં નવાં બંધારણમાં સ્ત્રીઓનાં સ્થાન વિષે ચર્ચા થઇ હતી મુંબઇમાં મળેલી ત્રણ પ્રમુખ સ્ત્રીસંસ્થાઓની પરિષદે કરેલ ઠરાવમંસુ સર્વાનુમતે મંજુર કરવામા આવી હતી. સભામાં ભાર પૂર્વક જણાવવામા આવ્યું હતું કે કોમી એકતાના ભોગે સ્ત્રીઓને મળવા મતાધિકારના કરતા તેઓ મતાધિકાર નહિ લેવાનું પસંદ કરશે વ્હાઇટ પેપરમાં કોમી ચુંટણી અને લાગો ઉપર રચાયલાં પ્રતિનિધિત્વ અને મતાધિકારની પદ્ધતિ જણાવાઇ છે તે બધી રીતે હિન્દી પ્રજાની પ્રગતિને અને ખાસ કરીને સ્ત્રીઓની પ્રગતિને હાનિકારક છે સભાએ વધુમા એમ પણ જાહેર કર્યું હતું કે સંયુક્ત મતાધિકારની પદ્ધતિની તેમની માગણી માટે સ્ત્રીઓ એક સાથે સંપીને ઉભેલી છે અને તેમણે કોમી મતાધિકારનો વિરોધ કર્યો છે. કારણ કે તેથી હિન્દમા સ્ત્રીઓની

પદ્વીવરી વર્ગ માટેની પરીક્ષામાં ઘણી ઓછી બહેનો પ્રવેશી શકે છે, કારણ 'લગ્નબંધન' નડે છે.

**મીસીસ મોલીસન** (મીસ એમી જોનસન) ને વ્યવહારની શક્યતાઓ વિષે સૌથી વધી જાય એવો દેખાવ કરવા માટે મીસીસ મોલીસનને સીગ્રેવ મેમોરીયલ ટ્રોફી આપવામાં આવ્યું છે પહેલીજ વાર એક સ્ત્રીને આવું માન મળ્યું છે

**ઓક્ષફર્ડની વિદ્યાર્થીનીઓ** ઓક્ષફર્ડ યુનિવર્સીટીમાં ભણતી વિદ્યાર્થીનીઓ માટે સ્ત્રીઓની ડીબેટીંગ સોસાયટી સ્થાપવાની ગોઠવણ થઇ છે પાંચ કોલેજની ડીબેટીંગ સોસાયટીઓના પ્રમુખોની સમિતિ બંધારણ ઘડી રહી છે આવતી ટર્મથી સોસાયટીનું કામ કાજ શરૂ થશે. યુનિવર્સીટીની બધી સ્ત્રીઓના પ્રતિનિધિઓનું મંડળ હવે પુરૂષોની સમાજ સાથે તેમજ મુલાકાતે આવતી ટુકડીઓ સાથે ચર્ચા કરી શકશે.

**વિમાની સાહસોમાં સ્ત્રીઓ** (૧) મીસ જીન બેટન નામની ન્યુઝીલેન્ડની ૨૪ વર્ષની બાળા ઓસ્ટ્રેલીયા ઉડવા માટે લીમ્પનીથી ઉપડેલી છે તે પેરીસ, એથેન્સ અને બગદાદ જઇ કરાંચી આવતાં તેને માર્ગમાં વિમાનને નુકસાન થતાં પ્રવાસ પડતો મુકવો પડ્યો હતો તે કરાંચીથી ઇગ્લાંડ જવા ઉપડી ગઇ છે અને ઇંગ્લાંડ પહોંચ્યા બાદ રેકર્ડ કરવા ફરીથી ઉપડનાર છે (૨) મેડમ મેરી હિલ્ઝ નામની ફ્રેન્ચ સ્ત્રીવિમાની ટોકીઓ જવા માટે વિમાનમાં ઉપડી છે તે પેરીસ, કરાંચીની મુસાફરી ચાર દિવસમાં કરી કલકત્તા જવા ઉપડી ગઇ છે ત્યાં પહોંચી તે રંગુન જવા ઉપડેલ છે (૩) મીસીસ હેરીબાની નામની મહિલા ઇંગ્લાંડ-ઓસ્ટ્રેલીયા ઉડવાનો મીસીસ એમી મોલીસનનો રેકર્ડ તોડવા ઉપડેલ છે તેને પણ માર્ગમાં અકસ્માત નડતાં તે આગબોટમાં રંગુન આવી છે

**આયર્લેન્ડની ડાયલમાં** આયર્લેન્ડની પાર્લામેન્ટ ડાયલમાં નીચેનાં ત્રણ બહેનો ચુંટાયાં છે. મીસીસ કોનકેનોન, મીસ પીઅર્સ અને મીસીસ રેડમંડ; મીસીસ કોલીન્સ ઓ ડ્રીસ્કોલ નિષ્ફળ ગયાં છે

**બેરોનેસની સખાવત** લંડનની બેરોનેસ સીફર્ટે પો. ૭૫૦૦૦૦ ની સખાવત જાહેર કરી છે એમાં પો. ૨૧૭,૦૦૦ જર્મન રેડક્રોસને, પો. ૬૦૦૦૦, સીફર્ટ સેનીટોરીયમને અને પો. ૩૦૦૦૦ રો. બર્નાડોનાં હોમને, આપ્યા છે

**સરકારી નોકરીમાં પ્રવેશ કરવા માટે** સ્પેનમાં લેવાયલી પરીક્ષામાં ૨૭૦ ઉમેદવારો બેઠા હતા તેમાં ૨૭ પાસ થયાં છે તેમાં ૧૫મો નંબર માર્ગેરીના સેલ્સાવેરીમા નામની સ્ત્રી લઇ જાય છે

**મેયરપદે** સ્પેનમાં ૭ સ્ત્રીઓ મેયરપદે ચુટાઇ છે

**મેડમ ડીપ્રેઝ:** ફ્રેન્ચ પોસ્ટલ સર્વિસ યુનીયનના સભ્ય મેડમ ડીપ્રેઝ ફ્રાનસીસ ડેસ પુડકોમ્સ ઓફ લોરીએન્ડના પ્રમુખ સર્વાનુમતે ચુંટાયા છે. ફ્રાન્સમાં આગાઉ માત્ર એકજ બહેન આ હોદ્દો ધરાવી ગઇ છે.

**મીસ જેસી ડેલ** યુનાઇટેડ સ્ટેટસના નવા પ્રમુખ રૂઝવેલ્ટના કારોબારમાં સીવીલ સર્વિસ કમીશનના પ્રમુખ તરીકે મીસ જેસી ડેલની નીમણુક થઇ છે મીસ ડેલ ચુસ્ત સ્ત્રી સ્વાતંત્ર્યવાદી છે મી રૂઝવેલ્ટનાં પ્રધાન મંડળમાં પણ એક બહેનનો સમાવેશ થએલો છે.

**જાપાનની જોન ?** ચીન જાપાન વચ્ચે હાલમાં જંગ ચાલે છે મંચુ રાજાની દીકરી અને જાપાનીસ માતા પ્રીન્સેસ પોસીકો ટુવાશીયા ૨૦૦૦ મંચુકોની ટુકડી સાથે ચીનાઇ લશ્કરની પૂંઠે પડી હતી. લીન્કોવ અને હુપીકોવ આગળ નબળા પડેલા લશ્કરની સરદારી લઇ બહાદુરીભર્યા પરાક્રમો કર્યાં હતા ચીનની કિલ્લા ઉપર તેણે ધ્વજ રોપ્યો હતો

**ચીનમાં સ્ત્રી પોલીસ** ચીનના હરેક મોટા શહેરમાં સ્ત્રીઓની પોલીસ ટુકડી બનાવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે કેન્ટનના અધિકારીઓની માન્યતા એવી છે કે સ્ત્રી પોલીસ વધારે કાર્યદક્ષતાથી કામ આપશે. સ્ત્રી પોલીસ માટે નીચે મુજબની યોગ્યતા જાહેર કરવામાં આવી છે ( ૧ ) ૧૮ થી ઉપર અને ૨૦થી નીચેની વય હોવી જોઇએ ( ૨ ) અપરિણિત હોવી જોઇએ ( ૩ ) ઓછામાં ઓછી ૪ ફુટ ૬ ઇંચની ઉંચાઇ જોઇએ ( ૪ ) એક વર્ષની વધારે મુદત કેદની સજા ભોગવી ન હોવી જોઇએ સ્ત્રી પોલીસનો યુનિફોર્મ પુરૂષના જેવોજ આપવામાં આવશે કે જેથી આ સબંધમાં કાંઇ ફેર સમજૂત નહિ થાય:

**સ્ત્રી એમ એ 'બહુશ્રુત'** જણાવે છે કે યુનાઇટેડ સ્ટેટ્સની કોલમ્બીયા યુનિવર્સીટીમાં એમ એ ની પદવી મેળવનાર મીસીસ ઇ જે મોરાક પહેલાંજ બન્નુ ( દક્ષિણ આફ્રિકા ) સ્ત્રી છે તેઓ સ્વાઝીલેન્ડમાં શાળા કાઢવા ધારે છે

—o—

મદાર, મીસ લીલાવતી કપૂર, શ્રીમતી ગંગાદેવી, શ્રીમતી ઉર્મિલાદેવી, મીસીસ સજ્જન દેવી, મીસ કલ્યાણીદાસ, મીસ છાયા ચેટરજી, મીસીસ નીતિસાન, શ્રીમતી જમુના ઘોષ, કુ. જ્યોતીમયી ગંગુલી, વગેરે સર્વ મળી ૧૦૦ ઉપર બહેનો ગિરફતાર થયાં હતાં. તા ૫ મી એપ્રિલે એ સર્વ બહેનોને છોડી મુકવામાં આવ્યાં હતાં. પટનાથી શ્રીમતી ભગવતીદેવી અને બીજા પાંચ બહેનોને માર્ગમાં પકડયાં હતાં, પુરીથી શ્રીમતી સુનામણીદેવીને ગિરફતાર કર્યાં હતાં.

મુંબઇ.

મુંબઇથી ૬ દેશસેવિકા બહેનો મીસીસ ગોસીબહેન કેપ્ટન, શ્રીમતી રતનબહેન મહેતા, શ્રીમતી રમાબહેન ધીરજરામ ભટ્ટ, શ્રીમતી માણેકબહેન જાગીરદાર, શ્રીમતી કમળાબહેન દોશી, શ્રીમતી સમુખ બહેન રાંદેરીયાને બોરીબંદર સ્ટેશને ગિરફતાર કર્યાં હતાં. તેમને પાછળથી છોડી મૂક્યા હતા, મુળજી જેઠા કાપડ મારકેટમાં શ્રીમતી વિજયાબહેન પારેખને પણ ગિરફતાર કરવામાં આવ્યાં હતાં. તેમને આર્થરરોડ જેલમાં રાખેલાં છે.

ગાંધીદિનને અંગે સભા ભરવા માટે ૭૫ મી સગ્રામ સમિતિનાં પ્રમુખ શ્રીમતી વિજયાલક્ષ્મી માણેકલાલને બે આરોપોસર ૬ માસ અને નવ માસની ભેગી સજા કરી હતી.

ભારત કોકિલા શ્રીમતી સરોજિની નાયડુ ગઇ તા ૧૨મીએ તેમની સજા પૂરી થતાં પહેલાં ૧૦ દિવસ વહેલાં છુટયાં છે. તેઓ મુંબઇ આવી હૈદ્રાબાદ ગયા છે. તેઓ આનંદી છે. બીજા દેશોને શ્રીમતી નાયડુએ નીચેનો સંદેશ આપ્યો છે.

" રાજકીય દમનનીતિનાં ઘણા પ્રયાસો પણ સ્ત્રીઓનાં હૃદયમાં મળગી રહેલી દેશ પ્રેમની જ્વાળાને સમાવી શકશે નહિ જેલની ઉચી દિવાલોની પાછળ એક વર્ષ ભર એકાંત ગાળીને હું હિન્દની સ્વતંત્રતાની મારી જ્વલંત ભાવના એટલીજ જ્વલંત અને પ્રબળ રાખીને હું પાછી આવી છું. હું માનું છું કે, હિન્દ પોતાનાં જીવનની અપૂર્વ દષ્ટિ અને પોતાની સામાજીક, રાજકીય, અને આધ્યાત્મિક જરૂરીઆતો પ્રમાણે, સ્વતંત્રતાનું પોતાનું દષ્ટિબિન્દુ માત્ર હિન્દ એકલુંજ સાધી શકશે. "

ગુજરાતઃ

વીરમગામમાં રાષ્ટ્રીયસપ્તાહને અંગે શ્રીમતી ભાગીરથીબહેન અને બીજાં બે બહેનો ગિરફતાર થયાં છે.

માતરમાં બહિષ્કાર દિનને અંગે તાલુકાનાં ૨૮ માં સરમુખત્યાર શ્રીમતી રેવાબહેન રામભાઇ પટેલ, શ્રીમતી કાશીબહેન ભાઇલાલભાઇ પટેલને ગિરફતાર કર્યાં હતાં. લીંબાસીમાં શ્રીમતી ડાહીબહેન મોતીભાઇ, શ્રીમતી કાશીબહેન શનાભાઇ અને શ્રીમતી હરિબહેન પટેલને ગિરફતાર કર્યાં હતાં.

બોરસદના બજારમાં ચોકી કરતાં શ્રીમતી જયાબહેન દેસાઇ ગિરફતાર થયાં હતાં. તેમને રૂા. ૧૦૦૦) ના જામીન અગર એક વર્ષની કેદની સજા થઇ છે. ગાંધી દિનને અંગે શ્રીમતી દીવાળીબહેન ચુનીલાલ બારોટ ગિરફતાર થયાં હતાં.

મુંબઇ ઇલાકો

બેલગામમાં ખાદી સપ્તાહને અંગે કુ મૃદુલાબહેન અને બીજાં બે બહેનો ગિરફતાર થયાં હતાં. કુ. મૃદુલા બહેનને છ માસ સાદી કેદ રૂા. ૫૦૦ દંડની સજા થઇ છે.

જલગાંવમાં સરઘસ કાઢવા માટે શ્રીમતી સરસ્વતી ચૌધરી ગિરફતાર થયાં હતાં.

ધુલીયામાં ગાંધી દિનને અંગે શ્રીમતી પાર્વતીબાઇ ઠાકરને છ માસ કેદ અને બીજાં ત્રણ બહેનો શ્રીમતી સરસ્વતીબાઇ માનેકર, શ્રીમતી લક્ષ્મીબાઇ ઉપાધ્યાય, અને શ્રીમતી

શારદાબાઇ પટેલને ત્રણ માસ કેદની સજા થઇ છે.

પાલઘરમાં માર્ચની આખરે શ્રીમતી કેરબાઈ માર્તંડ અને શ્રીમતી લક્ષ્મીબાઇ પાટીલને કોંગ્રેસ પત્રિકા વહેંચવા માટે પકડયાં હતાં.

**બંગાળ:**

વડી ધારાસભામાં પૂછાયેલા એક સવાલના જવાબમાં જણાવાયું હતું કે બંગાળમાં ૧૭ સ્ત્રીઓ નજરકેદ છે.

શ્રીહીર જીલ્લામાં વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરતાં ૭ બહેનો પકડાયાં. તેમને જુદી જુદી મુદતની સજા થઇ છે.

જલ્પાઈગુડીમાં ગેરકાયદેસર ભીડ ભરવા માટે સ્ત્રીઓનું સરઘસ કાઢવામાં આવતાં તેના આગેવાન શ્રીમતી હરમણીદેવી અને બીજી ૨૦ બહેનોને ગિરફતાર કર્યાં હતાં. તેમાંથી માત્ર ચાર બહેનોને રાખી બાકીનાને છોડી મૂક્યાં છે.

ઉત્તર કલકત્તામાં એક બોર્ડિંગહાઉસમાંથી ડાયનેમાઇટની લાકડીઓ મળી આવવાથી મીસ માયાદેવી હલદરને ગિરફતાર કર્યાં છે.

**સંયુક્ત પ્રાંત:**

પોલીસ કોન્સ્ટેબલ ઉપર ખૂની હુમલો કરવાના આરોપી કાશીરામને આશ્રય આપવા માટે કાનપુરનાં શ્રીમતી સુનીતિદેવીને ૬ માસ કેદ રૂ. ૧૦૦ દંડની સજા થઇ છે.

મીરતનાં શ્રીમતી દુર્ગાનંદિનીને નાદુરસ્ત તબીયતને કારણે જેલમાંથી વહેલાં છોડી મૂક્યાં છે.

**પંજાબ**

પંજાબ પ્રાંતિક સમિતિના સર મુખત્યાર શ્રીમતી એમ. આર. ગુરશીને માંદગીને કારણે બાન શરતે છોડી મૂક્યાં છે

**બિહાર**

મહાસભાના પ્રતિનિધિ તરીકે કલકત્તા જવા માટે શ્રીમતી ભગવતીદેવીને ત્રણ માસની સખ્ત કેદની સજા થઇ છે. ગેરકાયદેસર સરઘસ કાઢવા માટે ૪ બહેનોને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે. શ્રીમતી વિંધ્યવાસિની દેવી અને બીજી ચાર બહેનોને કલકત્તા જવા માટે ના મનાઇ હુકમનો ભંગ કરવા માટે બે માસ કેદની સજા થઇ છે

[ તા. ૨૧-૪-૩૩

---

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### ઇનામી નિબંધ પરિણામ

મંડળ તરફથી તા. ૨૦ મી એપ્રિલ ૧૯૩૩ ને રોજ મંડળના હોલમાં નિબંધ લખવાની પરીક્ષા લેવામાં આવી હતી. આ નિબંધો તપાસી તેનું પરિણામ શ્રીમતી શારદાબાઇ પી. શાહે નીચે પ્રમાણે જણાવ્યું છે.

૧ લું ઇનામ રૂા. ૨૫, સૌ. કુંદનબ્હેન વેલજી મહેતા

૨ જું ઇનામ રૂા. ૧૫, કુ. કાંતા મગનભાઇ વ્યાસ

૩ જું ઇનામ રૂા. ૧૦, સૌ. રમણીકગૌરી મોહનલાલ

ઉપરનાં ઇનામો સ્વ. પાર્વતીબાઇ હરકિશનદાસ ત્રિભોવનદાસ સ્મારક ફંડમાંથી અપાયાં.

સૌ. લક્ષ્મીબ્હેન નીરમલ મેઘજી રૂા. ૧૫૦) ભરી મંડળમાં આજીવન મેમ્બર થયાં છે.




**ભાવિ બંધારણ**

હિન્દને સુધારાઓ આપવા માટે સાયમન કમીશન નીમવામાં આવ્યું; અને એ કમીશનનો આખા ભારત વર્ષે એવી અસરકારક રીતે બહિષ્કાર કર્યો કે જેથી બ્રિટિશ સરકારને, સુધારાઓ આપવા માટે સાયમન કમીશનની નિરર્થકતા સ્વીકારી લઈને ગોળમેજી પરિષદની શરૂઆત કરી; એ ગોળમેજી પરિષદની પ્રથમ બેઠકમાં હિન્દની આગેવાન રાષ્ટ્રીય સંસ્થા હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ સહકાર ન આપ્યો, બીજી પરિષદમાં ગાંધી-ઇરવીન કરારને અંગે, મહાસભાના પ્રતિનિધિ તરીકે મ. ગાંધીજી ગયા અને ત્રીજી પરિષદ સાથે ફરીથી મહાસભાએ અસહકાર આદર્યો. આ ત્રણ ગોળમેજી પરિષદનું પરિણામ હિન્દની રાષ્ટ્રીય ભાવનાને અલ્પ સ્વલ્પ અંશે પણ પોષે એવા સ્વરૂપમાં નથી આવ્યું એનાથી હવે સર્વ વિદિત થઇ ચૂક્યા છે એટલે તે વિષે ઝાઝી ચર્ચા અત્રે કરવાની જરૂર નથી.

**સ્ત્રીઓના મતાધિકાર**

ગોળમેજી પરિષદની પહેલી બેઠકની શરૂઆતથી જ હિન્દની આગેવાન મહિલા સંસ્થાઓ, અખિલ ભારતીય મહિલા પરિષદ, નેશનલ કૌન્સિલ ઓફ વીમેન ઇન ઇન્ડીયા વગેરેએ પુખ્તવયની સર્વ સ્ત્રીઓને મતાધિકાર આપવાની માગણી જાહેર કરી હતી, અને એવો મતાધિકાર સ્ત્રીઓને આપતું ન હોય તેવું બંધારણ સ્વીકારવાનો ઇન્કાર કર્યો હતો. અને સૌથી મહત્વની વાત તો એ હતી કે હિન્દની જુદી જુદી કોમો જેમ ભાવિ બંધારણમાં તેઓ લાડવો ખાધા વિના રહી જવાના હોય તેમ અનામત જગ્યાઓ માટે પડાપડી કરી રહી હતી ત્યારે, હિન્દની મહિલાઓએ, પોતાને એક પણ અનામત જગા જોઇતી નથી, એમ ભાર પૂર્વક જાહેર કર્યું હતું અને એવી રીતે અનામત જગા રાખવા સામે પોતાનો રોષ પણ દર્શાવી દીધો હતો. આ છતાં ગોળમેજી પરિષદે નીમેલી મતાધિકાર સમિતિએ સ્ત્રીઓ માટે અમુક મર્યાદામાંજ મતાધિકાર અને જગાઓ અનામત રાખવાની સૂચના કરી હતી. એ સૂચનાએનો પણ, સમસ્ત ભારતવર્ષની મહિલાઓએ સખ્ત શબ્દોમાં વિરોધ જાહેર કર્યો હતો અને પુખ્તવયની સર્વ સ્ત્રીઓને મતાધિકાર આપવાની માંગણી કરી હતી આ છતાં, પણ ગોળમેજી પરિષદોમાં થએલી ચર્ચાને અંતે સરકાર પોતે શું આપવા માંગે છે, તેને લગતું જે વ્હાઇટ પેપર પ્રકટ થયું છે તે હિન્દી પ્રજાની ઇચ્છા વિરૂધ્ધનું બંધારણ હિન્દી પ્રજાને માથે ઠોકી બેસાડવા માંગે છે તેમાં, સ્ત્રીઓ માટે, હિન્દી સ્ત્રીઓની નામરજી છતાં, અનામત જગાઓ રાખવામાં આવી છે એટલું જ નહિ પણ અત્યાર સુધી સ્ત્રીઓમાં જે કોમી 'ભેદભાવનું' અસ્તિત્વ ન હતું તે અસ્તિત્વ લાવવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે અને મતાધિકારની બાબતમાં તો, મતાધિકાર સમિતિએ કરેલી ભલામણથી પણ ઓછા અધિકાર આપવાની સૂચના થઇ છે આ વ્હાઇટ પેપર ઉપર હવે લંડનમાં મળનારી જોઇન્ટ સીલેક્ટ કમીટીની બેઠકમાં ચર્ચા થનાર છે. અને એ ચર્ચામાં ભાગ લેવા માટે બોલાવાએલાં હિન્દી પ્રતિનિધિ મંડળમાં બેગમ શાહ નવાઝ નામના એક બહેન છે જેઓ પોતાનાંજ પ્રતિનિધિરૂપ છે હિન્દી સ્ત્રીઓનું લગારેય પ્રતિનિધિત્વ તેઓ ધરાવતાં નથી, એટલે તેઓ તરફથી એ સમિતિમાં હિન્દી મહિલાઓની અભિલાષા પોષાય એવી

રીતની સૂચના સ્વીકારાવવા દબાણ થવાની કે તેની અસર થવાની જરાય સંભવના નથી

**એક અગત્યની પરિષદ**

હિન્દના ભાવિ બંધારણમાં સ્ત્રીઓના મતાધિકાર અને દરજ્જા સંબંધમાં ચર્ચા કરવા માટે હિન્દની ત્રણ, આગેવાન મહિલા સંસ્થાઓ ( ૧ ) અખિલ ભારતીય મહિલા પરિષદ, ( ૨ ) વીમેન્સ ઇન્ડિયન એસોસીએશન, ( ૩ ) ધ નેશનલ કોન્સિલ ઓફ વીમેન ઈન ઇન્ડિયા તરફથી, માર્ચ માસની તા ૨૫-૨૬ મીને રોજ મુંબઇમા અગત્યની અને મહત્વની પરિષદ મળી હતી તેમા ત્રણે સંસ્થાઓના નીચેના પ્રતિનિધિ બહેનો હાજર રહ્યા હતાં (૧) ડૉ મુથુલક્ષ્મી રેડ્ડી, રાણી લક્ષ્મીબાઇ રાજવાડે, બેગમ શાહ નવાઝ, મીસીસ એમ. બી સુખથનકર, મીસીસ હંસા મહેતા; (૨) મીસીસ જી એમ. રેવીડ, મીસીસ કૃષ્ણા મેનન, મીસીસ હેનન એંજેલો, મીસીસ હમીદઅલી, મીસીસ એચ આર. તાતા; (૩) મીસીસ તારાબહેન માણેકલાલ પ્રેમચંદ, મીસીસ ડી. એન સીરર, મીસીસ મેકેન્ઝી, મીસીસ નગરકર, મીસીસ ખાંડપે, મીસ તલવાર. મીસીસ એસ નાયક, મીસીસ અસફ એ. ફૈઝી, મીસીસ જે આર ડૉકટર અને મીસ ચીરાદ પરિષદના પ્રમુખસ્થાને ડૉ મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડી હતાં એ પરિષદે નીચેની મતલબનો ઠરાવ કર્યો હતો " અમારા મત પ્રમાણે વ્હાઇટ-પેપરમા સૂચવ્યા પ્રમાણે, કોમીમતદાર મંડળો અને લાયકાતના ધોરણે પ્રતિનિધિત્વ અને મતાધિકારની પ્રથા આપણી હિન્દી પ્રજાની અને ખાસ કરીને સ્ત્રીઓની પ્રગતિને ઘણીજ નડતર રૂપ થશે અમે હિન્દના બધા પુરૂષોને આગ્રહપૂર્વક વિનતિ કરીએ છીએ કે જલદી સમાધાન કરો અને કોમી ચુકાદો બદલો કારણ કે એથી અત્યારે જે સ્ત્રીઓ એકત્ર છે તેઓમાં કોમીવાદનું ઝેર દાખલ થશે " આ ઉપરાંત આ પરિષદે બીજા પણ કેટલાક ઠરાવો કર્યા હતા. પરિષદ સંબંધી એક લાંબી યાદી પ્રકટ થનાર છે. । જે ઓ લખાય છે તે દરમ્યાન પ્રકટ થઇ નથી

વ્હાઇટપેપરમા સ્ત્રીઓના મતાધિકારને લગતી જે દરખાસ્તો છે, તેથી માત્ર હિન્દમાં જ અસંતોષ ફેલાયો છે એવું નથી.

**બ્રિટનમાં પણ વિરોધ**

ઇંગ્લાંડમાં પણ એ સામે વિરોધની લાગણી ફેલાઇ છે ઇંગ્લાંડની ૧૧ આગેવાન મહિલા સંસ્થાઓની સહી હેઠળ લંડનનાં ' ટાઇમ્સ ' પત્રમાં આ વિરોધ દર્શાવતો વિસ્તૃત પત્ર છપાયો હતો અને તેમાં, હિન્દની જો પ્રગતિ ખરેખર ઇચ્છતા હોતો સ્ત્રીઓને મતાધિકાર છૂટથી આપવાની માગણી કરવામાં આવી હતી. પાર્લામેન્ટના એક સભ્ય અને જોઈન્ટ સીલેકટ કમીટીમાં પણ જેઓ સભ્ય નીમાયાં છે તે મીસ મેરી પીકફર્ડ પણ આ દરખાસ્તો સામે વિરોધ દર્શાવ્યો છે પાર્લામેન્ટનાં એક બીજા બાનુ સભ્ય મીસ ઇલીનોર રેથબોન પણ પોતાનો વિરોધ દર્શાવી ચૂક્યાં છે એ ઉપરાંત લોર્ડ લોધીયનને પણ એ દરખાસ્તોનો વિરોધ કરવા જણાવ્યું હતું કે, " હિન્દી મતદારોના પત્રકમાં સ્ત્રીઓનું પ્રમાણ પાંચ પુરૂષે એક સ્ત્રીનું આવે છે આજે સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ હિન્દ સિવાય બીજા કોઇપણ દેશમાં વધુ અગત્યનું નથી પાંચ પુરૂષે એક સ્ત્રી મતદારનું પ્રમાણ ઘણુંજ ઓછું છે અને તે પણ જો રદ કરવામાં આવશે તો મતની કાંઇ કિંમતજ ન રહેશે અને હિન્દમાં ઘણા જરૂરી સમાજ સુધારાઓ કરવાનું એક હથિયાર એ રીતે નાબુદ થશે " જોઇન્ટ સીલેક્ટ કમીટીમા વ્હાઇટ પેપરમા જે દરખાસ્તો કરવામાં આવી છે, તેમાં વધુ સુધારા થાય એવી અમને આશા લાગતી નથી એટલે સ્ત્રીઓના મતાધિકાર સંબંધમા પણ કંઇ વિશેષ વળે એવો સંભવ નથી. એટલે, આપણે આપણી શક્તિ પ્રમાણે એ નવા બંધારણનો વિરોધ કર્યે રાખવો જોઇશે, અને સ્ત્રીઓને સંપૂર્ણ મતાધિકાર ન મળે ત્યા સુધી ચુંબેશ ચલાવ્યે રાખવી પડશે

**ભગિનીસમાજ, મુંબઇ**

સ્વ ગોપાળકૃષ્ણ ગોખલેના સ્મરણાર્થ સ્થપાયલી મુંબાઇની શ્રી ભગિની સમાજનો ૧૭ મો વાર્ષિક હેવાલ અન્યત્ર છપાયો છે તે ઉપરથી એની સંતોષકારક પ્રવૃત્તિનો આપણને ખ્યાલ આવે છે

'ગુણસુન્દરી'ની વાચક બહેનો સમાજની પ્રવૃત્તિથી સારી રીતે માહિતગાર હોઈ તે વિષે અત્રે ઝાઝો ઉલ્લેખ કરવાની અમે જરૂર જોતા નથી. સત્તરમાં વર્ષના અહેવાલમાં નોંધવા જેવી એક જ ખાસ બાબત છે અને તે એ કે, એ વર્ષથી ભગિની-સમાજનો કારોબાર બહેનોએ પોતે જ પોતાના હાથમાં લઇ લીધો છે. અત્યાર પહેલાં સમાજનાં કારોબારી મંડળમાં ભાઇઓ ચુંટાતા હતા. હવે એ પદ્ધતિ કાઢી નાખવામાં આવી છે અને બહેનોનુંજ કારોબારી મંડળ સ્થપાયું છે. આ બીનાથી અમને ઘણોજ સંતોષ થયો છે. બહેનો પોતેજ પોતાનું કામ સંભાળી લે, એના જેવી બીજી રૂડી શી વાત હોઇ શકે ? અને સમાજનાં કાર્યવાહક મંડળમાં જે બહેનોના નામ જોઇએ છે તે બહેનો સમાજની તો શું પરંતુ, આખા મુંબઇની અને સમસ્ત હિન્દની મહિલા પ્રવૃત્તિ ચલાવી શકે એવા છે; અને સૌ. જયશ્રીબહેન, શ્રીમતી લીલાવતીબહેન મેકર, વગેરે નામોજ એવાં છે કે, એ બહેનોને કારોબારી મંડળમાં શા માટે ભાઇઓની મદદ આટલો સમય લેવી પડી તેજ અમે સમજી શકતા નથી. અમે સમાજને તેની પ્રવૃત્તિઓ હજીય વિશાળ પાયા ઉપર ખીલવવા ભલામણ કરીએ છીએ અને તેને યશસ્વી કારકીર્દિ ઇચ્છીએ છીએ.

**સ્ત્રીઓને ઉપયોગી ઉદ્યોગો**

આપણી હાલની સમાજ રચના એવા પ્રકારની છે કે, મધ્યમ વર્ગનાં બહેનોને પણ, પોતાનો ઘર સંસાર સુખદ રીતે ચલાવવા માટે કોઇને કોઇ ઘર ગૃહ ઉદ્યોગ સ્વીકારવાની ફરજ પડે છે. આવી બહેનોને માર્ગ દર્શન થાય એવી એક સૂચિ અમે અન્યત્ર આપી છે. વડોદરા રાજ્યના વ્યાપાર ઉદ્યોગ ખાતા તરફથી શ્રી તારાચંદ અડાલજાએ એ યાદી તૈયાર કરી છે અને એ યાદીમાં દર્શાવેલા ઉદ્યોગો બહેનોને તેમનાં જીવન નિર્વાહમાં ઘણી સારી રીતે મદદ રૂપ થઇ પડશે. એ યાદી ગુજરાતની આગેવાન સ્ત્રી સંસ્થાઓને, તેમજ સ્ત્રીઓને માટે ચાલતા ઉદ્યોગવર્ગો માટે પણ ઉપયોગી છે. એવી સંસ્થાઓનું ધ્યાન અમે એ યાદી તરફ ખેંચીએ છીએ.

---

## પુરુષ જાતિને સંબોધન

પ્રગતિ ઉત્પન્ન કરનાર તમે નથી, પણ અમે છીએ અને પ્રગતિના અનેક માર્ગમાં અમારા પ્રોત્સાહક સહકાર સિવાય, તમારી પરિષદો અને સભાઓ નિરર્થક છે: સ્ત્રીઓને કેળવો એટલે પ્રજા પોતાની સંભાળ પોતેજ કરી લેશે. ગઇ કાલ, આજ, એટલુંજ નહિ, પણ મનુષ્ય જીવનના અંત સુધી એ વાત સત્ય છે કે જે હાથ પારણું હિંચોળે છે તેજ હાથમા જગત ઉપર સામ્રાજ્ય ભોગવવાની સત્તા છે.

સરોજિની નાયડુ

## બાપુ



ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ.
ચાલ્યો જજે તુજ ભોમિયો ભગવાન છે બાપુ !
મેઘાણી

[ શ્રી. કનુ દેસાઇએ દોરેલા ચિત્ર ઉપરથી રેશમના દોરા વડે એક કલાભિજ્ઞ ગુજરાતી બ્હેને તૈયાર કરેલું સુંદર ચિત્ર. ]

સાખીઃ

મેઘતણા ઘનઘોરમાં, જેમ પડે વીજપાટ,
મોહન એમજ ચમકતો, ભારતમાં સાક્ષાત.

હિંદી જનતાને ખરે પાયાં તેં અમીપાન છે, ઓ વીર !
દીધું અજબ જ્ઞાન છે, ઓ વીર !
સ્વદેશભક્તિ કેરી એ પ્રત્યક્ષ એંધાણ છે, ઓ વીર !
સ્વરાજનાં દાન છે, ઓ વીર !

સાખી

પુણ્યભૂમિ આ ભારતે, ઋષિમુનિના વાસઃ
સુરલોકેથી આવિયો, ગાંધી યોગી ખાસ.

જનજન તુજ પૂજામાં થળથળ આજે એકતાન છે, ઓ વીર !
વળી એકધ્યાન છે, ઓ વીર !
ભગીરથ યત્નોથી તેં કર્યું અંત્યજ કલ્યાણ છે, ઓ વીર !
ચમત્કાર મહાન છે, ઓ વીર !

સાખીઃ

સેવાનો એ દાસ છે, સેવા એનું ધ્યેયઃ
સેવાધર્મેજ માનિયું, એણે નિજનું શ્રેય.

તું'થી ચઢતો આજે દેશ પ્રગતિ ઉચાણ છે, ઓ વીર !
વિજયનિશાન છે, ઓ વીર !
દીધું જનહિત માટે તનમનધન તેં કુરબાન છે, ઓ વીર !
ખરો ઉદયભાન છે, ઓ વીર !

સાખીઃ

સંત, સૂફી ને ઓલિયા, બહુ થયા વળી પીર
મોહન આગળ ઝાંખતા, લાખેં લાખ ફકીર.

તુજ વેણુએ આજ વીંધ્યાં ઉર ઉર ઉડાણ છે, ઓ વીર !
જાગ્યું સ્વમાન છે, ઓ વીર !
દીધાં જીવત જાણે તે તો પ્હાણે પ્હાણ છે, ઓ વીર !
એ તુજ નૂરસ્નાન છે, ઓ વીર !

જેહાંગીર માણેકજી દેસાઇ

# ચક્ષુનાં દાન*

લેખક:
શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયના
શિક્ષકગણ

## પ્રવેશ ૧ લો

( રાજમહેલમાં ગાદી ઉપર રાણી તિષ્યરક્ષિતા બેઠા છે સામે દાસી મીનાક્ષી ઊભી છે )

તિષ્ય૦—અરેરે ! મારા બધાય પાસા અવળા પડયા. મેં કુણાલને દૂર દૂરના જંગલી પ્રદેશોમાં ધકેલી મૂક્યો હતો. એવી આશાથી કે એ વહેલો ચિંતાથી અને ઉજાગરાથી મરી જાય. તે મર્યો નહિ. તે માંદો તો પડતો નથી. ઉલટો તે તો હૃષ્ટપુષ્ટ થયો છે. વળી લોકો કહે છે કે તક્ષશીલાના માનવીઓ એને દેવની જેમ પૂજે છે. મીનાક્ષી ! તેં તો મને અગાઉથી જ કહ્યું હતું કે કુણાલ પંજાબમાં સુખી થશે, પણ કાંઈ ચિંતા નહિ, બસ, એ મારી શોક્યના પુત્રને હું સુખેથી જંપવા નહિ દઉં. હું કોઈક રીતે એનો જીવ લઈશ.

મીનાક્ષી—રાણીજી, મેં તો તમને બ આગાઉથી જ કહ્યું હતું કે કુણાલ પંજાબમાં પૂજાશે.

તિષ્ય૦—મીનાક્ષી, હવે તું કાંઈ રસ્તો બતાવ કે આ કુણાલનું કાસળ સદાને માટે નીકળી જાય

મીનાક્ષી—રાણીજી, હું કહીશ, તે તમે નહિ કરી શકો. માટે મને પૂછવું રહેવા દો

તિષ્ય૦—મીનાક્ષી, આ વખતે તો તું જે ઉપાય બતાવીશ, તે હું કરીશ. એ મારી શોક્ય ચારૂવાકી આજે સવારે અહિંથી પાલખીમાં બેસીને નીકળી હતી, એ વખતે તે મારા સામું જોઈને ડોળા કાઢતી હતી. મને તો એવું થયું કે એની આંખો ફોડી નાખું, બોલ મીનાક્ષી ! તું જે ઉપાય બતાવીશ તે હું કરીશ.

## પ્રવેશ બીજો

કુણાલ—( ગીત ગાય છે )

ચંદ્રદીપે આકાશી સજની દર્શનથી મન ભાવે છે,
નિર્મળ આ શોભી રહી રજની ઉરમાં આનંદ લાવે છે

( સાખી )

ખીલ્યાં કુમુદ સરવરજળે, કરતાં મધુરું હાસ્ય,
ચન્દ્રકિરણ મૃદુ સ્પર્શથી હૃદયે છે ઉલ્લાસ.
અનિલ મન્દ શીતલ સુખકારી,
પુષ્પ સુવાસ વધાવે છે...ચન્દ્ર.

( સાખી )

આમ્રવૃક્ષની ડાળીએ, કોકિલનો ટહુકાર
કરતી આ ઋતુરાજનો, હર્ષે ચડી સત્કાર
પંચમ સ્વર એ ગાન સુણીને,
કોઈ કોઈ સ્મરણો આવે છે—ચન્દ્ર.

ચન્દ્રનું સૌંદર્ય નીરખતાં મ્હારાં નયનો કદીય ધરાતાં ન્હોતાં, આજે એ નયનોમાં ઝાંખપ કાં વળે ? મ્હારૂં જમણું નેત્ર કેમ ફરકતું હશે ! શું એ અમંગળ સૂચવતું હશે !

( વિચારમાં મશગુલ થઈ જાય છે )

એ શું અમારા કો અંધકાર ભર્યા ભાવિના એ પડઘા હશે ? મ્હારું હૈયું કાં ફફડે ! નિદ્રાદેવીનો વત્સલ ખોળો મ્હારા મનના અંતરને આરામ નહિ આપે !

( નિદ્રાધિન થાય છે સ્વપ્ન આવે છે ભાગી જાગી ઉઠે છે ચીસ પાડે છે )

કુણાલ ! કુણાલ !

કંચનમાલા—શું છે ? શું થયું દેવ ! આવી ભયંકર ચીસો કેમ પાડો છો ? મુંઝાવ છો કેમ ?

---

* શ્રી ભાવનગર મહિલા-વિદ્યાલયના વાર્ષિક મહોત્સવ વખતે ભજવાયેલી નાટિકા.

મૃણાલ! કુણાલ ત્હારી પાસે જ છે. જો તો ખરી ઘેલી તું કેવી બ્હાવરી બ્હાવરી લાગે છે.

મૃણાલ—કુમાર, કુમાર! મ્હને બચાવો

કુણાલ—ત્હારા ઉપર આજે કાળાં વાદળાં શેના ઘેરાયાં છે? એવી તે તું શી વેદના અનુભવે છે? અને આમ ગાંડી શું બને છે? મૃણાલ! ત્હારા આંસુનું એકએક ટીપું મ્હારું હૃદય ચીરે છે.

મૃણાલ—કોઇ અસહ્ય તાપની ઝાળ મ્હને જાણે વીંટી વળી છે કુમાર! ત્હારા સિવાય મ્હને કોણ ઉગારશે એ ઝાળમાંથી!

કુણાલ—દેવી? આમ ભાનભૂલી શું થાય છે? સ્વજનના સાન્નિધ્યમાં હૈયાના ભડકા હોલાતા નથી? કુંજની મીઠી છાંયમા એકાગ્રતાથી હમણાં જ તું ચંદ્રપૂજા કરતી હતી, તે ભૂલી ગઇ? ત્હારો કુણાલ ત્હારી પાસે ઉભો છે, એ પણ વીસરી ગઇ?

મૃણાલ—(ધારી પરે છે) કુણાલ આજનું ભયંકર સ્વપ્ન મને ક્યારનું સંતાપે છે. કેમ જાણે ચિત્તની શાંતિ હરાઈ જાય છે. મ્હેં સ્વપ્નમાં શું જોયું? જાણે કોઇ મ્હોટા સરવરને કાંઠે એકલી બેઠી બેઠી મોતી શા પાંચીકડા ધીમે ધીમે હું ફેંકતી હતી જલલહરીઓએ જાણે ઉલ્લાસમાં નાચતી હતી. ત્યાં શું થયું? નથી બોલાતું કુમાર! સંભારતાં એ કંપી ઉઠાય છે.

સરોવરની નીરવ શાંતિને ભેદી નાંખતી એક કારમી ચીસ મ્હારે કાને પડી અને મ્હેં શું જોયું? સરોવરના જળમાં નિર્દોષ ક્રીડા કરતાં સારસ સારસીના યુગલમાંથી સારસની નાજુક આંખમાં મ્હારી કાંકરી વાગી, અને એ અંધ બની બેભાન થઇ, સારસીના પગ પાસે ધરણી પર ઢળી પડયો સારસવિહોણી સારસીને મ્હેં વિલાપ કરતી દીઠી.

પછી—પછી—એચિંતી અગ્નિઝાળ મ્હને વીંટાઇ વળી. મ્હને જાણે ભરમસાત કરતી હતી. અગ્નિની ઝાળમાં સપડાયલી મ્હને ઉગારનાર ત્યાં કોઇ ન હતું અને એકદમ ચમકી. કુણાલ કુણાલની ચીસોથી મ્હેં સારુંય વાતાવરણ.........

કુણાલ—મૃણાલ! મૃણાલ! બધાંય સ્વપ્ના તે કદી સાચાં પડતાં હશે. અને સ્વપ્નાથી આટલી ભયભીત કેમ બને છે? સ્વપ્નામાં દીઠેલું અશુભ ઘણી વાર શુભ નથી બનતું! દેવી જેવી પવિત્ર ત્હને અશુભ અડકે ખરું! જો તો ખરી આકાશમાં ચંદ્ર કેવો ખીલ્યો છે!

મૃણાલ—ના, ના, પણ સ્વપ્નનો શો ગૂઢ અર્થ હશે? આવું સ્વપ્ન મ્હને કેમ! હજીએ મ્હારું હૃદય ધડકયા કરે છે? ચિત્તની શાંતિ જાણે ચાલી ગઇ છે. હજુય હું જાગતી છતાં જાણે સ્વપ્નમાંજ હોઉં એમ લાગે છે. હમણાંજ મ્હને એ સ્વપ્નની ઝાળ બાળી મુકશે. કુમાર બચાવો!

(મૃણાલ બેભાન થઇ જાય છે. ને પડદો પડે છે)

## પ્રવેશ ત્રીજો

(તક્ષશીલા નગરીમા સામંતો કચેરીમાં બેઠા છે, કુમાર બે દ્વારપાલ સાથે પ્રવેશ કરે છે, બધા ઉભા થાય છે)

દ્વારપાળ—ધર્મવીર યુવરાજશ્રી કુણાલ કુમારનો જય હો!

(બધા ઉભા થાય છે, પછી સહુ બેસી જાય છે.)

કુણાલ—મંત્રીજી, તમે પાટલીપુત્ર જઇ આવ્યા, ત્યાંના શા સમાચાર છે? મહારાજ કુશળ છે?

મંત્રીજી—પાટલીપુત્રમાં સર્વ કુશળ છે. મહારાજ તથા મહારાણી આનંદમાં છે. હું માતુશ્રી પાસે ગયો હતો. તેમને મેં તમારા સબંધી વિગતવાર સમાચાર આપ્યા હતા. બધા સમાચાર સાંભળીને તે બહુ ખુશ થયાં. આપ આ દિવાળીએ જરૂર માતુશ્રી પાસે જજો એમ એમણે કહેવરાવ્યુ છે.

કુણાલ—માતા તિષ્યરક્ષિતા શું કરે છે?

મંત્રીજી—દેવી તિષ્યરક્ષિતા આનંદમાં છે.

કુણાલ—તમે મહારાજને અહિંના વિગતવાર સમાચાર આપ્યા?

મંત્રીજી—હાજી, યુવરાજ. આ પ્રદેશમાં કેવી શાંતિ છે, લોકો કેવા સુખી અને સંતુષ્ટ છે, તે વિશે બધી વાત મહારાજને મેં કહી. મહારાજ આ બધું સાંભળીને બહુજ પ્રસન્ન થયા.

કુણાલ—તમારી વાત કરવાની રીત જ એવી છે કે, તમારી વાત સાંભળીને બધા પ્રસન્ન થાય.

મંત્રીજી—મહારાજ તમારી કામ કરવાની રીત એવી છે કે, બધા તે સાંભળીને પ્રસન્ન થાય છે. મેં મહારાજને આ પ્રદેશની સુખ, શાંતિ અને આબાદીની વાત કરી, ત્યારે મહારાજે અત્યંત આનંદ પ્રદર્શિત કર્યો મહારાજે કહ્યું કે " મને તો ખાત્રીજ હતી કે જ્યાં જ્યાં કુણાલ જશે, ત્યાં ત્યાં તે પૂજાશે મને ઘણા મનુષ્યોએ સલાહ આપી હતી, કે આપ કુણાલને પંજાબની જંગલી જાતિઓ વચ્ચે ન મોકલશો. પણ મને સંપૂર્ણ વિશ્વાસ હતો કે કુણાલને પગલે વિજય છે મને તો એની આંખમાંજ એવું જાદુ લાગે છે કે તેને જોનાર બે ઘડી થંભી જાય, તેની આંખના જાદુને વશ થઇ જાય, અને તે કહે તે કરવા તૈયાર થઇ જાય. "

કુણાલ—મહારાજનો મારા ઉપર પક્ષપાત છે.

મંત્રીજી—પછી તો મહારાજે તમારા બાળપણનો એક પ્રસંગ કહ્યો. મહારાજ કહે, " કુણાલની ઉમર છ, સાત માસની હશે, તે સમયની આ વાત છે મારા રાજ્યાભિષેકનો દિવસ હતો. બહાર શરણાઇઓ વાગતી હતી અને જવાનો સમય થઇ જવા આવ્યો હતો. હું સજ્જ થઇને બહાર જવા નીકળ્યો તે વખતે કુણાલ તેની બાના ખોળામાં હસતો હસતો પડ્યો હતો. મેં તેના સામું જોયું. અને જાણે મને કાંઇક થયું હોય તેમ હું તો ત્યાં ઉભોજ રહ્યો—ઉભોજ રહ્યો. મારે જવાનો સમય થતો હતો છતાંય હું ત્યાંથી ખસી શક્યો નહિ. બહાર શરણાઇઓ વાગતી હતી અર્ધો કલાક સુધી મારી દ્રષ્ટિ તેની આંખ ઉપરથી હું ખસેડી જ શક્યો નહિ એની આંખોમાં જ એવું જાદુ છે, કે મનુષ્યો તેને જોઇને તેને વશ બની જાય છે. પંજાબીઓ તેને પૂજતા હશે તેમાં મને કાંઇ નવાઇ લાગતી નથી.

કુણાલ—જાદુ તો મહારાજનું, કે સહુ તેમને દેવપ્રિય કહે છે. ( અમાત્ય પ્રત્યે જોઇને. ) અમાત્યજી, મુલતાનના શા સમાચાર છે?

અમાત્યજી—મુલતાનમાં તોફાની લોકોને આપણે જમીન ખેડવા આપી હતી હવે તેઓ સુખેથી તે જમીન ખેડી ખાય છે. રાતદિવસ ભજન કરે છે. અને ચોરી, લુંટફાટ આદિનું નામ પણ તે ભૂલી ગયા છે.

( એક દૂત પત્ર લઇને પ્રવેશ કરે છે )

દૂત—જય હો મહારાજનો!

( પ્રધાન તે પત્ર વાંચે છે. વાંચતા વાંચતા ગભરાઇ જાય છે પત્ર બીજાના હાથમાં આપે છે. બન્ને જણ દિગ્મૂઢ થઇ જાય છે. )

કુણાલ—પ્રધાનજી, કેમ આમ દેખાતાઇ ગયા? મહારાજે શી આજ્ઞા ફરમાવી છે?

( પ્રધાનજી બોલતા નથી. )

કુણાલ—( ફરીથી ) પ્રધાનજી, કેમ કાંઇ બોલતા નથી?

પ્રધાન—મહારાજ, એ પત્રમાં કાંઈ નથી.

કુણાલ—પ્રધાનજી, લાવો જોઇએ પત્રને. ( કુણાલ એ પત્ર લે છે અને મોટેથી વાંચે છે. )

" તક્ષશીલા નગરીના પ્રધાન રત્નાકરજી, આ પત્ર મળે કે વિના વિલબે કુણાલની બન્ને આંખો ફોડી નાખજો, અને તેને અને તેની સ્ત્રીને વનમાં મૂકી આવજો.

લી. અશોક
સમ્રાટ, આર્યાવર્ત "

**કુણાલ**—પ્રધાનજી, આમાં શું મુઝાઓ છો? મહારાજની આજ્ઞા સત્વર પળાવી જ જોઇએ. જો હું તે નહિ પાળું તો બીજા કોણ પાળશે? મહારાજનો હુકમ થયો એટલે તે તરત પળાવો જ જોઇએ તે વાસ્તે બોલાવો આપણા નોકરોને

**પ્રધાનજી**—મહારાજ આમાં કાંઇક દગો છે.

**કુણાલ**—દગો, દગો શેનો?

**પ્રધાનજી**—અશોક મહારાજ આવો હુકમ કદી કરે નહિ

**કુણાલ**—ખુદ અશોક મહારાજનો નીચે સીલ છે. પછી તેમાં શંકા કરવા જેવું જ શું છે?

**પ્રધાન**—મહારાજ, આ પત્ર સાચો છે કે નહિ, તેની આપણે ખાત્રી કરવી જોઇએ મહારાજ તરફ ખેપીઓ મોકલીએ

**કુણાલ**—સીક્કો એજ ખાત્રી. બસ મહારાજનો હુકમ થયો એટલે તેમાં પૂછવા પણું હોય જ નહિ ક્યાં છે નોકરો?

### પ્રવેશ ચોથો

( કુણાલ ઓરડામા સાદા વસ્રોમા બેઠો છે એક નોકર હાથમા સળીઓ લઇને પ્રવેશ કરે છે )

**નોકર**—મે આગલે ભવ શાં પાપ કર્યા હશે, કે મારે આવાં કામ કરવાં પડે છે? આ દેવ સરીખડા કુમારને અડતાં મારો જીવ ચાલતો નથી આ કમળ જેવી કોમળ આંખમાં મારાથી આ સળીઓ કેમ ભોંકાય!

( રોઇ પડે છે અને પાછા જતો રહે છે. )

**કુણાલ**—ઉતાવળ કર ભાઈ, તું તારો ધર્મ બજાવી લે

**નોકર**—મારાથી અન્નદાતા, આ નહિ બની શકે.

### પ્રવેશ પાંચમો.

( સરદારો કચેરીના એક મંડપમાં ઉભા છે )

**મંત્રીજી**—આ કાર્ય મહારાજનુ હોય જ નહિ.

**અમાત્યજી**—મહારાજ આવો હુકમ કદી ન કરે.

**સરદાર**—મને તો આ ઓરમાન રાણીનાં કામ લાગે છે.

**બીજો સરદાર**—મને પણ લાગે છે કે આ તો પેલી તિષ્યરક્ષિતાનું જ કાર્ય હોવુ જોઇએ.

**મંત્રીજી**—પણ આપણે કાંઇક કરવું જોઇએ. અને આ અટકાવવુ જોઇએ.

**અમાત્યજી**—કુમારની આગળ આપણી આજીજી ફોકટ છે, મને કાંઇ ઉપાય સુજતો નથી.

**મંત્રીજી**—જુઓ કુમાર અને તેની પાછળ પેલો સળીઆવાળો જાય છે

**અમાત્યજી**—મારાથી આ સહન નથી થતુ.

**કુણાલ**—ભાઇ, હવે વિલબ ન કર મહારાજની આજ્ઞા તું નહિ પાળે, તો બીજા કોની આજ્ઞા પાળશે?

( નોકર ફરી સળીઓ ઘોંચવા પ્રયત્ન કરે છે. પણ રોઇ પડે છે, અને નાસી જાય છે )

**કુણાલ**—લે આમાંજ તારી ખરી કસોટી છે

( નોકર ગભરાતા ગભરાતાં સળીઓ આંખમાં ઘાલી દે છે. )

### પ્રવેશ છઠ્ઠો.

( વનમા આંધળો કુણાલ અને દેવી મણિબિની ઉભાં છે )

**કુમાર**—દેવી, આપણે ક્યાં સુધી પહોંચ્યાં છીયે? ક્યાંઇ ગામ દેખાય છે?

મૃણાલ—કુમાર, પાટલીપુત્ર એકાદ ગાઉ દૂર હશે.

કુમાર—ત્યારે તો આપણે એકાદ બે કલાકમાં ત્યાં પહોંચી જઈશું. મને ભૂખ બહુ લાગી છે એટલે ચાલો આપણે હવે ઉતાવળે ઉતાવળે ચાલવા માંડીએ.

મૃણાલ—કુમાર, મને કાંટો વાગ્યો છે. એટલે મારાથી બરોબર ચલાતું પણ નથી. આપણે આગલે ભવ કેવાં કર્મ કર્યાં હશે કે આપણે આવીરીતે ગાઈ વગાડીને પેટ ભરવાનો વારો આવ્યો છે!

કુમાર—મૃણાલ, કર્યાં કર્મ કાંઈ મિથ્યા થાય છે? તું નથી જાણતી કે હરિશ્ચંદ્રને ચાંડાલ ઘરે નોકરી કરવી પડી હતી, અને તારામતીને વેચાવું પડ્યું હતું? વળી રામ સીતા જેવાને રાજ્યપાટ છોડી વનમાં આથડવું પડ્યું હતું, અને પાંડવોને માથે કાંઈ ઓછાં વિતક વીત્યાં છે?

મૃણાલ—હું પણ નળ દમયંતી, રામ સીતા વગેરેને સંભારીનેજ મારું મન વાળું છું. હવે સાંજ પડવા આવી છે, એટલે ચાલો આપણે હવે પાટલીપુત્ર તરફ ચાલવા માંડીએ

(બન્ને જાય છે)

પ્રવેશ ૭મો

(પાટલી પુત્રની કચેરી સામંતો બેસી ગયા છે. અશોક મહારાજ પ્રવેશ કરે છે)

છડીદારો:—પ્રિયદર્શી દેવાનુપ્રિય અશોક મહારાજનો જય હો!

(સહુ ઉભા થાય છે. અશોક મહારાજ સિંહાસન ઉપર બેસે છે સર્વ બેસી જાય છે.)

અશોક—ગુપ્તસિંહજી, જુનાગઢ પાસે તળાવ ખોદાવવાની જે યોજના આપણે કરી છે તે યોજના કેટલીક આગળ વધી?

ગુપ્તસિંહ:—મહારાજ, આજેજ સમાચાર આવ્યા છે કે તળાવ લગભગ પૂરું થઈ જવા આવ્યું છે. તળાવને એવી સરસ બાંધણી થઈ છે કે, તળાવનું પાણી વરસાદ ન હોય તો સાત વર્ષ સુધી પણ ખૂટે એવું નથી.

[ પડદા પાછળ ગીત સંભળાય છે ]

અશોક:—આ કોનો મધુર સ્વર સંભળાય છે?

ગુપ્તસિંહ—મહારાજ, એક આંધળો પુરૂષ અને એક સ્ત્રી ભજન ગાય છે.

મહારાજ—એ પુરૂષની શું સુંદર કાંતિ છે! પણ ભગવાને એને કેમ આંધળો કર્યો હશે? પ્રભુના ઘેર તેજ ખુટ્યાં હશે, કે એને આંખો ન આપી? મહારાજ, એ છે તો ભિખારીના વેશમાં છતાંય એ રાજકુમાર સરીખો સોહામણો લાગે છે. આપણે એને બોલાવીશું?

અશોક—હા, એમને બોલાવો.

ગુપ્તસિંહ—કોણ છે બહાર? એ અંધ ભિખારીને અહિં બોલાવો

પટાવાળો—જી. (પટાવાળો જાય છે)

બીજોપટાવાળો—મહારાજ સાધુ ઉપગુપ્ત આવે છે

અશોક—કોણ, ગુરૂદેવ પધારે છે!

(ગુરૂદેવને લેવા જાય છે, ઉપગુપ્તને જમણા હાથ બાજુ બેસારે છે કુણાલ અને તેની સ્ત્રી પ્રવેશ કરે છે.)

અશોક—અહો, આ પુરૂષને જોઈ મને કેમ કુણાલ યાદ આવે છે? એના કપાળની કરચલીઓ, એના વાળની લટો આબેહુબ કુણાલને મળતી આવે છે.

ગુપ્તસિંહ—તમે એક ભજન ગાઓ જોઈએ.

(કુણાલ અને તેની સ્ત્રી ભજન ગાય છે)

પેલા પેલા જુગમાં રાણી તું હતી પોપટી
ને અમેરે પોપટ રાજા રામના.
ઓતરાદે ખડમાં આંબલો પાક્યો ત્યારે
ચૂડલે મારી રે મને ચાંચ; રાણી પીંગળા.

ધરે પાપીડે મારા પ્રાણ જ હરીવાને,
તુ એ ન આવી મોરી પાસ–રાણી પીંગળા.
દનડા સભારો ખમ્મા પૂરવ જનમના
સેવાસના ॥ ૧ ॥

બીજા બીજા જુગમાં રાણી તું હતી મૃગલીને,
ને અમે રે મૃગેશરાય રાજા રામના.
વનરા તે વનમાં સાખ્યો પારધીડે ફાંસલેને,
પડતાં છુટ્યાં મારા પ્રાણ–રાણી પીંગળા.
ધરે પાપીડે મારા પ્રાણજ હરીવા ને,
તું એ ન આવી મોરી પાસ–રાણી પીંગળા.
દનડા સભારો ખમ્મા પૂરવ જનમનાં
સેવાસનાં. ॥ ૨ ॥

**અશોક**—ભાઇ, તમે કોણ છો ?

**કુણાલ**—મહારાજ, હું તો એક ભજનિક છું. પ્રભુભજન કરું છું, અને જીવનનિર્વાહ કરું છુ.

**અશોક**—તમને અધાપો ક્યાંથી આવ્યો? ભાઇ, તમે જન્મથીજ આંધળા છો ?

( કુણાલની સ્રીની આંખમાંથી આંસું પડે છે. )

**કુણાલ**—એ કયા હવે જુની થઇ છે, એ પૂછવામાં શો સાર છે,

**અશોક**—ભાઇ, તારે મન એ જૂની હશે, પણ અમારે મન તો એ નવીજ છે ને ?

**કુણાલ**—મહારાજ, તમારે મન પણ એ નવીન નથી.

**અશોક**—કેમ ? તારી વાતનો ભેદ કાંઇ સમજાતો નથી. ભાઇ, મને ક્યાંથી એ વાતની ખબર હોય ? ભાઇ, જે હોય તે વાત કહી દે.

**કુણાલ**—મહારાજ, તમારો આગ્રહ છે, એટલે તમને કહુ છું.

આજથી થોડાક માસ પહેલાં તક્ષશીલા નગરીમાં મહારાજના સહી સીક્કાવાળો એક પત્ર આવ્યો હતો તેમાં મહારાજે લખ્યું હતું કે, આ પત્ર મળે કે તરત કુણાલની આંખો ફોડી નાખજો, અને તેને અને તેની સ્રીને વનમાં મૂકી દેજો. મહારાજ, એજ હું તમારી આજ્ઞાનુસાર આંખો વિનાનો આથડતો કુણાલ.

**અશોક**—( દુઃખ અને આશ્ચર્ય સાથે ) શું, મેં મારા પ્રિય કુણાલની આંખો ફોડવાનો હુકમ કર્યો ?

( કુણાલને ભેટી પડે છે, અને એને પોતાની પાસે બેસાડે છે )

**ગુપ્તસિંહ**—કાંઇક દગો થયો હોય એમ લાગે છે એકવાર તમારો સીક્કો ચોરાયો હતો. અને અને...

**અશોક**—અને રાણી તિષ્યરક્ષિતા પાસેથી નીકળ્યો હતો બરાબર છે, હવે સમજાયું, રાણી તિષ્યરક્ષિતાએ મારા નામે ખોટો પત્ર લખ્યો હશે. બસ, એ દુષ્ટાનુંજ આ કાર્ય હશે. એણે જો આ કાર્ય કર્યું હોય તો, તેને યોગ્ય શિક્ષા મળવી જ જોઇએ.

**પટાવાળા**—બોલાવો રાણી તિષ્યરક્ષિતાને.

**કુણાલ**—મહારાજ ! મારી એક વિનતિ છે. સહુ સહુના કર્મ પ્રમાણે દુઃખ ભોગવે છે, એમાં રાણી તિષ્યરક્ષિતા તો નિમિત્ત માત્ર થયાં છે. મહારાજ ! મારી વિનંતિ છે કે, એમને માફ કરો.

**અશોક**—કુણાલ, તને તારી સ્રીને આમ કપટથી રઝળતાં કરી મૂક્યાં, એને કાંઇ શિક્ષા નહિ ?

**કુણાલ**—મહારાજ, એને પણ પસ્તાવો થતો હશે, એને માફ કરો.

**ઉપગુપ્ત**—મહારાજ ! આ કુણાલ બુદ્ધ ભગવાને સ્થાપેલો ધર્મ ફેલાવશે.

( ઉભા થઇને કુણાલ પાસે જાય છે )

બેટા, કુણાલ ! (આંખો ઉપર હાથ ફેરવે છે)

( કુણાલ આંખો ઉઘાડે છે અને સૌને વંદન કરે છે. )

**સર્વ**—શો ચમત્કાર ?

---

# ભાભી અને નણંદ

અરવિંદાઃ કેમ રમાબ્હેન, આજે વિદ્યાલયમાં શું શીખ્યાં ?

મનોરમાઃ આજે તો ભાભી, તારાબ્હેને બહુ સરસ સરસ શીખવ્યું ?

અરવિંદાઃ એમ ? શું શીખવ્યું ?

મનોરમાઃ જીંદગીના વીમા સંબંધી ખુબ ખુબ વાતો શીખવી. વીમો ઉતરાવવાથી લાભ શુ ? વીમો કેમ ઉતરાવવો ? વીમાના નાણા કેવી રીતે ભરવા ? વીમા કંપની પાસેથી વીમાની રકમ કેવી રીતે મેળવવી ? વગેરે બધુંય કહી બતાવ્યું.

અરવિંદાઃ એ બધું તો ઠીક, પણ વીમો કયી કંપનીમા ઉતરાવવો, એ સંબંધી કંઈ કહ્યુ ? હમણા હમણા એટલી બધી વીમા કંપની ઉભી થઈ છે કે કઇ સમજ જ નથી પડતી

મનોરમાઃ હા, એ પણ કહ્યું, એમણે કહ્યુ કે આપણા દેશમાં અનેક પરદેશી તેમજ દેશી કપનીઓ જીદગીનો વીમો ઉતારવા માટે ઉભી થઈ છે, પણ આપણે તો દેશને માટે લાગણી રાખી સ્વદેશી કંપનોમા જ ઉતરાવવો વળી એ સ્વદેશી કંપનીઓમા કેટલીક ભરોસાલાયક છે અને કેટલીક ભરોસો કરવા લાયક નથી. કેટલીકની શરતો લાભદાયક છે અને કેટલીકનો નથી. એમણે એવી પાચ-સાત કપનીઓની સરખામણી કરી બતાવી અને કહ્યુ કે મોડર્ન ઇન્સ્યુરન્સ કપની સૌથી સારી છે.

અરવિંદા. એ કંપની કાઈ ખાસ લાભ આપે છે ?

મનોરમાઃ એક તો એ કે એ કંપનીએ વીમો ઉતરાવનાર માટે જુદી જુદી જાતની સરસ સગવડો કરી છે. ખાસ કરીને છોકરાઓના શિક્ષણ અને લગ્નના ખરચ માટે વીમો ઉતરાવવાની સગવડ તો મને બહુજ ગમી. વળી નાણા આપતા એ કપની બીજી કંપનીઓની જેમ ખોટી ડખલગીરી પણ નથી કરતી.

મોડર્ન ઇન્સ્યુરન્સ કંપની લી. એપોલો સ્ટ્રીટ, કોટ, મુબાઇ.




લેખક ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.,
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનીસીપાલીટી

( લેખાંક : ૩ જો )

## વૈદકનું સામાન્ય જ્ઞાન આપવાની આવશ્યકતા

કન્યાઓના શિક્ષણક્રમમાં સામાન્ય વૈદકનું જ્ઞાન આપવાની ઘણી જરૂરત છે આવું જ્ઞાન આપવાની અગત્ય હજુ આપણને સમજાઇ નથી અને આપણી કન્યાઓની કેળવણીના પુસ્તકોમાં આ વિષય ઉપર કોઇ જાતનો ઉલ્લેખ કરવામાં આવતો નથી. વૈદકનું સાધારણ જ્ઞાન આપણી કન્યાઓને આપવાથી, તેઓ પોતાની જાતને કેટલાક ગંભીર રોગોથી બચાવી શકે છે એટલું જ નહિ પરંતુ જ્યારે તેઓ માતા બને, ત્યારે પોતાના બાળકોને પણ તેનો લાભ આપી શકે છે. કોલસાથી પાણી ગરમ થઇ તેની વરાળથી રેલગાડી ચાલે છે તે જાણવા કરતાં ઘર અને ઘરની આસપાસ ભરાઇ રહેલા અથવા ભરી રાખેલા સ્વચ્છ પાણીમાં ટાઢીઆ તાવનો ચેપ ફેલાવનારા એનોફીલીસ જાતના મચ્છરો પેદા થાય છે તે જાણવું વધારે જરૂરી છે તે સર્વ કબુલ કરશે. આપણા કેળવણીના પુસ્તકોમાં દેડકાની જીંદગીનું તેના જન્મથી તે મરણ પર્યંતનું વર્ણન આપવામાં આવે છે પરંતુ મનુષ્યને ક્ષયરોગ, ન્યુમોનીયા વગેરે ગંભીર રોગો કેવી રીતે લાગુ પડે છે અને તેનાથી બચવાને કેટલા સહેલા, બીનખર્ચાળ અને ઘરગથ્થુ ઉપાયો વૈદકશાસ્ત્રમાં છે તેનું વર્ણન આપવાની અગત્ય આપણા કેળવણીકારોને હજુ જણાઇ નથી

આપણી તંદુરસ્તીના ઇતિહાસમાં ઉંદર, મચ્છર, ચાંચડ અને માખીઓ શું ભાગ ભજવે છે તેની આપણને ખબર નથી. આપણી બાળાઓને બચપણથી જ જો શીખવવામાં આવે કે ખાવાની વસ્તુઓ પર માખીઓ બેસવાથી ઝાડા, મરડો, ટાઇફોઇડ વગેરે રોગો ફેલાય છે તો તેઓ મોટી ઉમરમાં પોતાના રસોડાની વધારે કાળજીથી સંભાળ લેય, નિશાળો પાસે ફેરીયાઓ મારફત વેચાતી મળતી મીઠાઇ, બરફ, આઇસક્રીમ કે ફળો, બાળવિદ્યાર્થીઓના અનેક રોગનું કારણ છે એ વાત જો આપણી માતાઓ જાણતી હોય તો તેઓ પોતાના બાળકોને નિશાળે ખાવાનું ખાવા માટે પાઇ કે પૈસો આપવાને બદલે ઘરે બનાવેલી સસ્તી અને નિર્દોષ વસ્તુઓ તેમને પડીકું બાંધીને નિશાળે લઇ જવા આપે

ગોબરું, શિતળા અને ખસ ઇત્યાદી રોગ વાળા બાળકો તદ્દન તંદુરસ્ત ન થાય તે અગાઉ જો નિશાળે જાય તો આ રોગોનો ફેલાવો તેઓ આખી નિશાળના ઘણું વિદ્યાર્થીઓમાં કરે છે તે વાતની અગત્ય જો આપણી માતાઓના મગજમાં ઠસાવવામાં આવે તો તેઓ પ્રજાની તંદુરસ્તીના ઇતિહાસમાં અગત્યનો અને ઉપયોગી ભાગ ભજવી શકે.

આપણા દેશમાં હજારોની સંખ્યામાં આંધળા, કાણા, કદરૂપા બાળકો માલુમ પડવાનું કારણ તેમની માતાઓનું વૈદકના સાધારણ જ્ઞાન વિષેનું અજ્ઞાન છે. બાળકને જનમ્યા પછી છઠ્ઠે મહિને અને પછી સાતમે વર્ષે જો કૃત્રીમ શિતળા કાઢવામાં આવે તો બાળકને શિતળાનો ભયંકર રોગ લાગુ પડતો નથી અને આવા બાળકો આંધળા, કાણા અને કદરૂપા બનતા બચે છે. આ વાત જો આપણી માતાઓના મગજમાં ઠસાવવામા આવે તો, તેઓ આ દેશની ભવિષ્યની પ્રજાની અમૂલ્ય સેવા બજાવી શકે.

ક્ષયરોગ જેવો ભયંકર વ્યાધિ આપણા દેશમાં આપણી અજ્ઞાનતાને લીધે દીનપ્રતિદિન વધારે ફેલાતો જાય છે. એ હિંદી કુટુંબોના નાના બાળકો, અન્ય ભાંડુઓના ક્ષયરોગના ચેપથી પોતે પણ આ ભયંકર રોગને પ્રાપ્ત કરે છે તેની આપણી કન્યાઓને ખબર નથી. ક્ષયરોગીના એઠાં વાસણ, તેનું ખાધેલું ખાવાનું અને તેનો શ્વાસ અને થુક, ક્ષયરોગના જંતુઓથી દુષિત થયલાં હોય છે અને તંદુરસ્ત બાળકને આ રોગ તેના રોગીષ્ટ ભાડુઓ દ્વારા જ, ઉપરની વસ્તુઓ દ્વારા જ, લાગુ પડે છે તે ભયંકર સત્ય જો આપણી માતાઓને ખબર હોય તો તેઓ જરૂર પોતાના બીજા બાળકોને રોગીષ્ટ બાળકથી દૂર રાખે.

બાળકને ,ગરમ કર્યા, વગરનું દુધ પાવાથી તેના શરીરમા ગાય તથા ભેંસને થતા ક્ષય રોગના જંતુઓ દાખલ થાય છે અને તેને લીધે બાળકને આંતરડાનો ક્ષય રોગ અને કંઠમાળનો રોગ થાય છે તે વાતની જો આપણી બાળાઓને ખબર હોય તો તેઓ જ્યારે ભવિષ્યમાં માતા બને ત્યારે પોતાના બાળકને કદાપિ ગરમ કર્યા વગરનું દુધ પાય નહિ.

મનુષ્યના પેટની અંદર પડતા વિવિધ જાતના કૃમી ( કીડાઓ ) ના બારીક ઈંડા, મળદ્વારા ધુળમાં મળી જાય છે અને આવી ધુળમાં જો બાળકો રમે તો તેમને પણ પેટકૃમી પડે છે અને આ કૃમીના પડવાથી બા બાળકને ઝાડા, અચકી, પાંડુરોગ ઇત્યાદી અનેક બીજા રોગ લાગુ પડે છે. આ વાતની જો આપણી બાળાને ખબર હોય તો તેઓ પોતાના નાના ભાઈબ્હેનોને ધુળમાં કદાપિ રમાડે નહિ અને ભવિષ્યમાં પોતાના બાળકોને પણ આ રોગથી બચાવવા પોતાના આ જ્ઞાનનો ઉપયોગ કરે.

જે માણસને વાળો નીકળ્યો હોય તે જો કુવો કે વાવમા ન્હાવા પડે તો વાળાના બારીક કીડાઓ પાણીમાં જાય અને તે પાણી જો કોઇ પીએ તો તેને પણ વાળાનો રોગ લાગુ પડે. ભવિષ્યની ગૃહિણીઓને આ બાબતનું જ્ઞાન કેટલું ઉપયોગી થઇ પડે તે સહજ સમજી શકાય તેવી વાત છે.

### માંદાની માવજત વિષે જ્ઞાન આપવાની જરૂરીયાત

આ વિષયનું જ્ઞાન દરેક કન્યાને આપવુ જરૂરી છે આજની કન્યા તે ભવિષ્યની માતા છે અને તેને પોતાના બાળકોની તથા કુટુંબના માણસોની માંદગી વખતે સારવાર કરવી પડે છે માંદાની માવજતનો વિષય તે વૈદકશાસ્ત્રનો એક અગત્યનો ભાગ છે અને ડોક્ટર, અને નર્સ ઉપરાંત બીજા દરેક મનુ-

અને બહુ ઉપયોગી છે ન્યુમોનીયાથી પીડાતા બાળકોને અજ્ઞાન માતા જાડું ગોદડું કે વજનદાર ધાબળો ઓઢાડી, ઘરના બારણા બંધ કરી સુવાડે છે આમ કરવાથી બાળકને સ્વચ્છ હવા મળતી નથી આથી ઉલટુ એમ પણ બને છે કે સ્વચ્છ હવા આપવાના ઇરાદાવાળી અજ્ઞાન માતા ઘરની બારીઓ એવી રીતે ઉઘાડી મુકે છે કે બાળકને શરદી લાગુ પડે છે અને રોગની ગંભીરતા વધે છે ન્યુમોનીયાના રોગમાં છાતી ઉપર પોલ્ટીસ મુકવાની ઘણા ડોક્ટરો ભલામણ કરે છે. જો બાળકની માતાને આવા પોલ્ટીસ કેવી રીતે મુકવા તેનુ જ્ઞાન ન હોય તો તે બાળકની છાતી, વગર કારણે વારવાર ઉઘાડી રાખી ફેફસાના સોજામાં વધારો કરે છે. ઘણી વખત છાતીનો જે ભાગ કે જેની નીચે હૃદય આવેલું હોય છે તેના પર પોલ્ટીસ મુકી બાળકની ગભરામણમાં વધારો કરે છે અને કોઇ કોઇ વખત અતિશય ગરમ પોલ્ટીસ મુકી બાળકની કોમળ ચામડીને લાહ્યોળ બનાવી દેય છે

## * * * ભૂલી પડી * * *

હું તો જાતી મહી વેચવાને કાજ રે,
એની બજારમાં ભૂલી પડી.

મારે પાયે તે ઝાંઝરિયાં ઝમકે,
મારે માથે મટુકીમાં મહી છલકે,
મારે હૈયે વહાલીડાનાં વહાલ
ચમકે,
એની બજારમાં ભૂલી પડી.

પેલી આકાશે આવી વાદળિયું,
પેલી ગાયોનું ધણ ગોકુળ પળિયું,
મેં તો હૈયે બાંધ્યુ હેમખેમ
માદળિયું,
એની બજારમાં ભૂલી પડી

પેલી આકાશે વાદળી ભૂલી પડી,
ગાયો મોરલીને રાગે તાને ચડી,
હું તો વહાલાને વહાલ ચગડોળ
ચાક ચડી.
એની બજારમાં ભૂલી પડી

પેલી ભૂલેલી વાદળી વરસી ગઇ,
બધી ગાયો ગોવાળની વાંસ થઇ,
હું તો નોધારી પ્રેમને બજાર
ભટકઇ,
એની બજારમાં ભૂલી પડી

* * * * સુન્દરમ્ * * * *

આ ઉપરાંત આંચકી આવે ત્યારે બાળકને કેટલા ગરમ પાણીમાં બેસાડવું અને માથા પર કેવી રીતે ઠંડુ પાણી નાંખવું, અતિશય તાવ હોય ત્યારે માથે અને શરીરની આસપાસ બરફ કેવી રીતે મુકવો વગેરે અનેક બાબતોનું જ્ઞાન માતાઓને આપવુ જરૂરી છે.

વળી માંદગી વખતે તાવ કેવી રીતે માપવો, એનીમા કેવી રીતે આપવો, પથારી બગાડયા વગર બાળકને બિછાનામાં જ ઝાડો કેવી રીતે કરાવવો અને સ્વચ્છતા કેમ રાખવી તે વિષેનું ઉપયોગી જ્ઞાન માતાઓને આપવાની પણ જરૂરત છે.

માંદાની માવજત કરવાનુ જ્ઞાન ધરાવનારી માતા, ડોકટરને ઘણી સહાયભુત થઇ પડે છે અને ગંભીર રોગમાં પણ ડોકટરની મહેનત અને ચિંતાને ઓછી કરી શકે છે ઉપરાંત દરદીને જલદી સારા થવામાં મદદગાર થઇ પડે છે

સંકટ સમયે તાત્કાલીક મદદ

આ વિષયનુ જ્ઞાન આપવા માટે મોટા

શહેરમાં ખાસ સંસ્થાઓ છે પરંતુ આવા અગત્યના વિષયનુ જ્ઞાન કન્યાઓના શિક્ષણ ક્રમમાં ફરજીયાત રાખવુ જરૂરી છે. માપવુ કરડવુ, દાઝવુ, વિજળીનો આંચકો લાગવો, અને વાગવાથી લોહીનુ વહેવું આ ચાર બનાવો આપણા ઘરોમાં ઘણી વખત બને છે આપણા દેશમાં દાઝ્યા ઉપર પાણી કે ધૂળ નાંખવાના દાખલા સેકડે ૯૦ ટકા દાઝવાના કેસોમાં બને છે દાઝવા ઉપર પાણી રેડવાથી ચામડી પાકી જાય છે અને ધુળ નાંખવાથી ધનુર્વાનો રોગ અને પરૂ ઉત્પન્ન થાય છે દાઝવાના અકસ્માત વખતે સમય સુચકતા અને ધીરજ રાખી બળતા માણસને જમીન પર પાડી કેવી રીતે લોટાવવો અથવા તેના પર જાડી શેતરંજી કે ધાબળો લપેટી દેવો તે વિધિપૂર્વક શીખવુ આપણી કન્યાઓ માટે બહુ ઉપયોગી છે.

વિજળીના આચકાથી બચાવવા માટે લાકડાની ચાખડી, રબરના જોડા અને પાટલો, ખુરશી વગેરે કેટલાં ઉપયોગી છે અને તે કેવી રીતે વાપરવાં અને વિજળીના આંચકામાંથી બીજાને બચાવવા જતાં પોતે કેવી સાવચેતી રાખવી તે જાણવું દરેક કન્યાને જરૂરી છે. ઘરની અંદર સાધારણ રીતે પુરૂષો આખો દીવસ રહેતા નથી અને સંકટ સમયે તાત્કાલીક મદદ કરવાની ફરજ સ્ત્રીઓ ઉપર જ આવી પડે છે છતાં તેમને આ વિષયનું જરૂરી જ્ઞાન આપવામાં આવતું નથી તે આપણે જાણીએ છીએ.

અકસ્માતથી બાળકને વાગે તો ડાકટર આવે તે અગાઉ વહેતું લોહી કેમ બંધ કરવુ, જખમને કેવી રીતે ધોઇ, તેના પર પાટો બાંધવો વગેરેના જ્ઞાનની દરેક માતાને ઘરમાં જરૂર પડે છે. આવા જ્ઞાનના અભાવે ઘણા બાળકોના જાન પણ ગયાં છે.

આ વિષયોનું સંપુર્ણ વર્ણન કરવાનો આ લેખમાં અવકાશ નથી. આ લેખમાળામાં આ વિષયના કેટલાક અંગોની અગત્યની આછી રેખાઓ જ દોરવામાં આવી છે, તેની વાચકવર્ગે નોંધ લેવી.

---

## જ્યારે પુરૂષો ગુલામ હોય ત્યારે ?

અમારા હક્કોની માંગણી કરતાં અમે અમારા પુરૂષોને વારવાર પ્રશ્ન કર્યો છે 'જ્યાં સ્ત્રીઓ ગુલામ હોય ત્યા પુરૂષો સ્વતંત્ર કેમ થઇ શકે ?' વ્હાઇટપેપર પર વિચાર કર્યા બાદ અમે એ પ્રશ્ન ઉલટાવવા લલચાયાં છીએ. 'જ્યાં પુરૂષો ગુલામો હોય, ત્યાં વર્ષોજુની રૂઢીઓની જંજીરોમાંથી સ્ત્રીઓ કેમ મુકત થઇ શકે ?' તુર્કી સ્ત્રીઓ તરફ જુઓ. તેઓએ કેટલી ઝડપે પ્રગતિ કરીને પોતાના હક્કો મેળવ્યા છે ? જ્યાં પડદો અને અનેકપત્નીત્વ પ્રચલિત હતાં ત્યાં સંપૂર્ણ સ્વતંત્રતા અને જાતીય સમાનતાએ સાધારણ રૂપ પકડયુ છે. એક વખતની અત્યંત પછાત ગણાતી ચીનાઇ સ્ત્રીઓએ પણ પોતાની સ્વતંત્રતા મેળવી લીધી છે, તેઓને વારસાનો હક્ક મેળવ્યો છે, લગ્ન વય પણ વધી છે અને અનેકપત્નીત્વનો કાયદાદ્વારા નિષેધ થયો છે. બે પત્ની રાખનાર પણ સજાપાત્ર ઠર્યો છે અને સ્ત્રીઓ માટે જનાનો તો ભૂતકાળની વસ્તુ બની ગયો છે. આજે તો પોલીસ તેમજ લશ્કરમાં ચીનાઇ સ્ત્રીઓની પણ ભરતી કરવામાં આવે છે. જાપાની સ્ત્રીઓને મતાધિકાર નથી; છતા તેઓ બીજા કોઇપણ સ્વતંત્ર યુરોપીઅન દેશની સ્ત્રીઓ જેટલીજ સ્વતંત્ર છે તેથી અમને તો ખાત્રી થઇ છે કે, એક વ્યકિત વા જાતિમાં જે સર્વોત્તમ હોય છે તે સ્વતંત્રતા અને જવાબદારીજ બહાર લાવે છે અને સંપૂર્ણ જવાબદાર અને પ્રતિનિધિત્વ ધરાવતી હિન્દી સરકાર દરમ્યાનજ હિન્દનાં સ્ત્રી-પુરૂષો પોતાનું સંપૂર્ણ પુરૂષત્વ અને સ્ત્રીત્વ પ્રાપ્ત કરી શકશે

('સ્ત્રીધર્મ'માંથી)



# કલાસુંદરી

હું તો ઉડું ઉષાને મ્હાલે, સૃષ્ટિના ચોક ઓપવા.
હું તો ઉડું સુરજને ઘોડે, પ્રકાશના પુર ઢાળવા.

હું તો ઉતરૂ સંધ્યાને ટાણે, સંધ્યાના રંગ ઓપવા.
હું તો નિતરૂ ચંદાને ચળકે, સુધાના પાન ઢાળવા.

હું તો વિલસું કુંજ નિકુંજે, ફુલોમાં રંગ ઓપવા.
હું તો ઝુલું સરોવર ઉરે, સમીર રસરેલ ઢાળવા.

હું તો ચમકું ચાતકને ચીતે, સ્નેહીના સ્નેહ ઓપવા.
હું તો ટહુકું કોયલને કંઠે, સુરીલાં ગીત ઢાળવા.

હું તો ઠમકું કલાપીને ઠમકે, કલામય નૃત્ય ઓપવા.
હું તો રાચું ઢેલડને નયણે, પ્રણયનાં ઉર ઢાળવા.

હું તો ગાજું મૃદંગના નાદે, મધુરા તાલ ઓપવા.
હું તો ગુંજું વીણાને તારે, સંગીતનાં સુર ઢાળવા.

હું તો શોભું રમણીના રાસે, અભિનય, અંગ ઓપવા.
હું તો રણકું નુપુરને રણકે, રસિક રસરાસ ઢાળવા.

હું તો વસું સકળ વિશ્વ માહે, કલાના પ્રાણ ઓપવા.
હું તો વ્યાપું ચેતનજડ પ્રાણે, ચૈતન્યના ઓઘ ઢાળવા.

હું તો નિત્યે કલ્લોલમાં રમતી, સૌન્દર્યે સૌ વિશ્વ ઓપતી.
હું તો એવી લલિત કલાસુંદરી, ચૈતન્યનાં પુર ઢાળતી.

જગુભાઇ મોહનલાલ રાવળ

# આજના બાળકની અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ પરિસ્થિતિ

લેખક. શ્રી. ચન્દુલાલ સંપત્, બી એ,
પ્રીન્સીપાલ, મોન્ટીસોરી અને રેસીડેન્શલ સ્કુલ બોરીવલી

ધોબીનો કુતરો એટલે ન ઘરનો કે ન ઘાટનો. આજનું બાળક ન ઘરનું કે ન શાળાનું. તેને માટે ત્રિશંકુ જેવી જીંદગી ન પૃથ્વી પર ન સ્વર્ગમાં સ્થાન. બાળક માટે બે જીંદગાની, દહી અને દુધમાં બન્નેમાં પગ.

આજની ગૃહકેળવણી અને શાળાની કેળવણીમાં કેટલુંક ભિન્નત્વ છે. બન્નેનું વાતાવરણ એકમેકનું વિરોધી ઘરમાં પેસે ત્યારથી શાળામાં જાય તે તેની એક જીન્દગી. શાળામાં જાય ને સાંજે છુટે તે તેની બીજી જીંદગી. ઘરમાં તે રાજા–શાળામાં તે બીચારૂં, રાંકડું પ્રાણી. ઘરમાં તે હસે, કૂદે, છૂટથી વાતચીત કરે. શાળામાં તેને બધું બંધ. તે હસે તો દંડાય, કૂદે તો માર ખાય અને વાતચિત કરે તો "માઇનસ," "ઇમ્પોઝીશન" અથવા "ટરકક્લાસ" ને પાત્ર ગણાય. ઘરમાં પોતાની સ્વયંસ્ફુર્તિને અનુકૂળ પ્રવૃત્તિ કરી શકે. શાળામાં તે બન્દીવાન, ઘરમાં તે પોતાની સૃષ્ટિ રચે, અનેક વસ્તુઓનો વિધાતા બને. લાગણી દુખાય તો અનેકની લાગણી, સારવાર અને આશ્વાસનને પાત્ર થાય શાળામાં તે દુભાય, અને પદ્ધતિસર છુંદાય, અહિં તે મણીમાનો એક; તેને અભ્યાસ માટે પોતાના "વારા" ની રાહ જોવાની, શિક્ષકના શિક્ષણનો તેને અમૂકજ લાભ મળે, ત્યાં સુધી તેને "મુંગા" મરવાનું. તેનાથી હલાયચલાય નહિ. વાતચીત તો કોની જ થાય? હોઠ ફફડાવાય નહિ, તો બીજાના કાનમાં તો વાત કોની જ થાય? તેને મળેલા હુકમ મુજબ ચોપડીમાં "મોઢું" ઘાલી બેસવું જ જોઇએ નહિ તો અધમમાં અધમ વિશેષણોનો પાત્ર બને, શિક્ષા સહે અથવા છેવટ "માઇનસ", "ઇમ્પોઝીશન" અને "ટાઢકક્લાસ" નો ભોગવેજ.

આવી પરિસ્થિતિમાં બિચારા બાળકના શા હાલ? બન્ને જુદી જીન્દગીના પોતે એક ઉડતા ટુકડા રૂપ અતો ભ્રષ્ટ–તતો ભ્રષ્ટ થયા વિના તે કેમ રહે?

અને બાળકને ગૃહકેળવણી કેવી મળે છે? તેને પહેલાં તો અનુકુલ વાતાવરણજ ન હોય, છતે દીવસે ઘરમાં અંધારું હોય તો તે આંખોજ ફુગેને? હવા ઉજાસ ન હોય એટલે હોય તબીયતમાં માંયકાંગલુ. કાંતો હોય નિર્બળ, ટુંઅજીર્ણ તથા અનેક રોગથી પીડાય નહિ તો વાતાવરણને અંગે નિર્માલ્ય તો હોયજ.

કેટલાક માબાપોને પોતાનું બાળક કયા ધોરણમાં ભણે છે તેની ખબર હોતી નથી. ત્યારે શાળાનાં પુસ્તકો, અભ્યાસક્રમ તથા દૈનિક પ્રગતિનો તો ખ્યાલ ક્યાંથી હોય? કેટલાક માબાપો બાળક ઊઠે તે પહેલાં ધંધાર્થે નીકળી જાય અને બાળક સુતા પછી ઘેર આવે. બપોરે જમવાની વેળા ગયું હોય શાળામાં. એટલે બાળકની સાથે વાતચિત કરવાનોયે અવસર ન મળે તેની પ્રગતિમાં ફાળો આપવાનું કે અભ્યાસની કાળજી કરવાનું તો ક્યાંથી

બને ? આવાં માબાપોને અઠવાડીયે બાળકના પ્રગતિપત્રકમાં સહી કરવાની હોય તે ફરજ પણ ન છૂટકે બજાવે છે. આવાં માબાપો માટે સમાજે તો દયા જ ખાવી ઘટે. આવાં માબાપો પોતાના બાળકને શાળામાં કાઢી મૂકી પોતાની ફરજ અદા થયેલી માને છે.

કેટલાક બાળકો કુસંગતિમાં ચડી જાય છે. વ્યવસાયી બાપ આ જોઇ શકતો નથી. માતા કેટલીકવાર બાળક ઉપર ચક્ષુ કરી શકતી નથી. અભણ માતા કેટલીકવાર અર્ધદગ્ધ બાળકનો ભક્ષ બની જાય છે. આજનું બનાવટી ભણતર પામેલું બાળક પોતાના અભણ માતપિતાને સહેલાઇથી ઊંઠાં ભણાવી શકે છે. બાળક ઘેરથી શાળામાં જવાનું કહી ગમે ત્યાં ફરી આવે. ઘેર આવી પોતાની ઉચ્છૃંખલતા સહેલાઇથી છુપાવી શકે છે.

આને બદલે ગમે તે ભોગે માબાપો—છેવટ માતાજ પોતાની ફરજ સમજી લે અને પોતાના ઉછરતા બાળક પુરતી તાલીમ મેળવી લે તે વસ્તુસ્થિતિ ઇચ્છવાજોગ છે. ઘરમાં ખાનગી શિક્ષક બાળકને માટે રાખવા કરતાં માતાઓ થોડી તાલીમ ખાનગી શિક્ષક દ્વારા મેળવી લે તો તે જરૂર ઉત્તમ કામ કરતી થઈ જાય. ભવિષ્યની બાળકીઓ માતા થાય ત્યારે આ ઉમેદ બર આવે તે બાબતનો પણ વિચાર આજની માતાઓએ કરવાનો છે.

બાળકને ન્હાનપણથી જ મોન્ટીસોરી અથવા કીન્ડરગાર્ટન શાળાનો લાભ મળવો જોઇએ. આજનાં માબાપો લગભગ ૭ વર્ષ સુધી પોતાનાં બાળકોને અળગાં કરતાં જ નથી તે ગંભીર ભૂલ છે. બાળક તો પોતાને માટે નવી સૃષ્ટિ શોધ્યા જ કરે છે અને વહેલામાં વહેલું તેને નવીન સૃષ્ટિ મળે તેવી વાત તો તે વધાવી જ લેશે. માત્ર માતપિતાએ આ સમજવું ઘટે.

એક વસ્તુ તરફ ધ્યાન ખેંચવું જ જોઇએ કે આજની શાળાઓ તે વિષમય અને ઘાતક વાતાવરણનીજ બનેલી છે. કેટલીકવાર બાળકને પહેલીજવાર અને ૭ સાત વર્ષનું થતાં તેને બારોબાર ઉપર કક્ષા પ્રમાણેની શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. આવે સમયે તે ફુલ કરમાય અને સુકાઇ જાય તો નવાઇ જેવું નથી.

આજની શાળાનો એક દાખલો લઇએ. બે તોફાની બાળકો હતાં. એકને મોન્ટીસોરી વર્ગમાં દાખલ કરવામાં આવ્યું. બીજાને આજની વિષમય શાળામાં. પહેલા બાળકે પોતાની પદ્ધતિસરની ઇન્દ્રિયવિકાસની કેળવણી ત્રણ વર્ષે શરૂ કરી બીજાએ ૭ વર્ષે. પહેલું બાળક જ્યારે ૭ વર્ષનું થયું ત્યારે તે ઇન્દ્રિયવિકાસમાં પરિપૂર્ણ, શોખીન, સંગીતમય, સ્ફુર્તિવાળું અને ખેડીને તૈયાર કરી-ખાતર પાણીથી ભરપુર-ખેતરની માફક દાણાને ઉગાડી ધરખમ પાક સમર્પવા તૈયાર બન્યું. બીજું બાળક ગોખણીઉં, પોપટીઉં, અને સંકુચિત મન વાળું થયું, ગુલામી વૃત્તિવાળું થયું. બન્નેની સરખામણીમાં આ સ્પષ્ટ ભેદ ઉપરથી સમજવું સહેલું છે કે બાલ કેળવણીનું પ્રથમ પગથીઉં ત્રણ વર્ષની આસપાસ મોન્ટીસોરી પદ્ધતિદ્વારા શરૂ થવું જોઇએ.

કેટલીકવાર એવું બને છે કે આટલી નાની ઉમરનું બાળક એકાએક માતાથી અળગું નથી થતું તો માતાઓની એક સ્પષ્ટ ફરજ છે કે પોતે તસ્દી લઇ થોડાક દિવસ બાળકને તેડી જઇ મોન્ટીસોરી શાળા સાથે તેનો પરિચય બાંધવો જોઇએ. ત્રણ ચાર દિવસમાં બાળક બીજાઓની સાથે હળતું મળતું થઇ જશે અને માતાને છુટી મૂકી દેશે.

---




લેખક : શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ,
બી. એ. એલએલ. બી

વાલ્કેશ્વરના એકાંત લત્તામાં એક સવારે ખૂબ જ કોલાહલ મચી ગયો હતો. લક્ષ્મણદાસ મારવાડીનો બંગલો વહેમવાળો ગણાતો એટલે બનતા સુધી એ ખાલીજ પડી રહેતો. એકાએક આજ સવારે એના પહેલા માળ પર કોઈ ભાડૂત આવ્યા હોય તેમ જણાયું. તમામ બારીબારણાં ખોલી નાખવામાં આવ્યાં હતાં. એક ઘાટી અને એક ઘાટણ સાફસૂફ કરવા મંડી પડયા હતાં. કેટલોક સામાન આવી ચૂકયો હતો અને બીજી લારીઓ આવતી જતી હતી. બંગલાના બારણામાં બધુંજ ખડકવામાં આવ્યું હતું. ભાડૂત શ્રીમંત હતા એમાં જરાય શંકા નહોતી.

પાડોશીઓ પણ નવીન વ્યક્તિઓને જોવાની આતુરતા ખાળી શક્યાં નહિ. કેટલીય વાર તેઓ બારીએ ઉભા ઉભા વાટ જોઈ રહ્યા પરંતુ દાસદાસીઓ સિવાય બીજુ કોઈ નજરે પડયું નહિ. છેવટે થાકીને તેઓ વિખરાવા માંડયા ત્યાં એક મોટરકાર બંગલાના દરવાજે આવી ઉભી. આજુબાજુ સામાન્ય વસ્તી હતી એટલે સામાન્ય ભાડૂતો ગાડીના મુલ્ય માટે માત્ર કલ્પનાજ કરતા પરંતુ ગાડી ને ડ્રાઈવરનો લપેકો જોઈ ઘણાં નયનો એ તરફ આકર્ષાયાં. થોડીક વારમાં ત્યાં એક નાનું સરખું ટોળું ભેગું થઈ ગયું.

સુંદર ને મુલ્યવાન વસ્ત્રોમાં શોભતી બે મહિલાઓ બંગલાની મુલાકાત લઈ મોટર તરફ પાછી વળતી જણાઈ. બન્નેનો દેખાવ મોહક હતો બન્નેના કેશકલાપ લાંબા અને છેલ્લી ઢબે હોળેલા હતા. રેશમી વસ્ત્રો ઉપર જવાહીર ચમકતાં. એમનું નૈસર્ગિક સૌંદર્ય કોઈ અગમ્ય રીતે દીપી ઉઠતું. એક સાવ કોમળાંગી હતી જ્યારે બીજી પ્રૌઢા જણાતી. છતાંય એનું સૌંદર્ય ઉડી ગયું નહોતું. કમળમુખ પેઠે એમનું સૌંદર્ય ઓપી રહ્યું હતું. બન્નેય કુળવાન ને શ્રીમંત જણાતાં.

એ બેઠાં કે ગાડી ઉપડી. પેલો ઘાટી એમને વળાવવા આવ્યો હતો. તેને બધાં પાડોશીઓ વીંટાઈ વળ્યાં. અને પ્રશ્નો પર પ્રશ્નો પૂછી એને મૂઝવી નાખ્યો. અનેક ભાષામાં પ્રશ્નોની ઝડી વ્યપતી એટલે ઘડી ભર તો એ અવાક બની ગયો. દરેક એ શ્રીમંત મહિલાઓનો પરિચય પામવા આતુર બન્યું હતું. એ ક્યાંથી આવ્યાં ને બંગલામાં કેટલું રોકાવાનાં હતાં એ જાણવા દરેકને જીજ્ઞાસા હતી. વળી આ ભૂતાવળ એમને કેમ પસંદ પડયું એ પણ એક કોયડો જ હતો કેટલાક એમના કુટુંબીઓનો પરિચય મેળવવા મથી રહ્યાં

બિચારો ઘાટી ! એણે પોતાનાથી . માહિતી આપવા પ્રયાસ કર્યો પણ . કોઈનું મન માન્યું નહિ. એ બાઈ શ્રીમંત વિધવા હતી. પેલી યુવાન એની પુત્રી હતી કોઈ મરદ કુટુંબીઓ વિ

એ બાબતની કોઈ ખાસ માહિતી નહોતી. દેશના એકાંત જીવનનો કંટાળો આવવાથી તેઓ શહેરમાં આવ્યા હતા. એ બંગલો જ એમને કેમ પસંદ પડયો તે માટે બાબતી કોઈ ખુલાસો કરી શકે તેમ નહોતું. કેટલાક યુવાનોએ પેલી પ્રમદા પરણેલી હતી કે કુંવારી તે પણ પૂછી લીધું. એ કુમારિકા હતી. એટલે પ્રૌઢા એને માટે યોગ્ય યુવાન પસંદ કરવા પણ આવી હોય એમ કલ્પના દોડતી.

ધીમે ધીમે બધાય વિખરાયા. દરેક જણને નવાગંતુકની વાતમાં રસ પડયો હતો પરંતુ દિવસ ચડતો હતો એટલે પોતાને કામે લાગવા સિવાય એમનો છૂટકો નહોતો એટલે બધાય પોતપોતાના કામમાં ગૂંથાયા.

ત્રીજો પહોર થયો ત્યારે બધાને જરા નવરાશ મળી. પાડોશમાં પણ નવી શ્રીમંતાઈની છાયા ફરી વળી હોય તેમ લાગ્યું. દરેક વનિતાએ પોતાના વાળ જરા વધારે સંભાળથી હોળેલા જણાયા બાલિકાની વેણીમાં ફુલ પણ ગૂંથાયેલા નજરે પડયાં. આજે વસ્ત્રો પણ નવાં જ કાઢવામાં આવ્યાં હતાં કેટલાકે ઘરેણાં લાદી એમની શ્રીમંતાઈ સાથે હરિફાઈ કરવા પ્રયાસ કર્યો હતો. બંગલાના

* * * નારીનું સ્થાન * * *

[ અંજનીગીત ]

સંસ્કૃતિના ગૃહજીવનમાં,
ઉચ્ચ સંસ્કૃતિના ખીલનમાં,
સ્વતંત્રતાની ઉચ્ચ લડતમાં,
છે નારીનું સ્થાન.

રાષ્ટ્રધ્વજના રક્ષણ ભેખને,
નિજ રુધીર અર્પણ કરવાને,
સ્વાર્પણના આ વિરલ પંથે,
છે નારીનું સ્થાન

પ્રેમ દયાનાં સરળ સૂત્રોમાં,
તન, મન ને ધનનાં અર્પણમાં,
સેવા કેરી સુભગ વેદીમાં,
છે નારીનું સ્થાન.

સમાજજીવનના ખીલનમાં,
વિપ્લવયુગનાં વીર તાંડવમાં
શૌર્ય અને હિંમતના પથમાં,
છે નારીનું સ્થાન

* ગિજુભાઈ મોહનલાલ ત્રિવેદી *

બાબુલો જેટલા એ શ્રીમંત ન હોય છતાંય આજે તેઓ લક્ષ્મીની માયામાં ગૂંચવાઈ ગયા હતા.

યુવાનોમાં પણ એ શ્રીમંતાઈનો પવન વાયો હતો કામકાજથી પરવારી દરેક જણ લહેરમાં જણાતું. પરંતુ બધાંજ એટલામાં ને એટલામાંજ ઉદાર કરી રહ્યા હતા. દરેકની નજર બંગલાની બારીઓ તરફ જ હતી પેલી લલનાને વર શોધી આપવા સહકાર કરવો પડે ને! દરેક જણ એજ વિચારમાળામાં ગૂંથાયલું લાગતું

સાંજના મોટરે પાછી વળી. વધારે વસ્ત્રો પરિધાન કરી બન્નેય મહિલાઓ દર્શન દેવા હાજર થઈ હતી. જરાતરા પરિચયથી હવે તેમનું દિલ પ્રફુલ્લિત બન્યું હતું તેઓ ચોમેર અવલોકન કરી રહ્યાં હતાં. પેલી યુવાન લલના તો મધુર સ્મીતહાસ્ય પણ ફરકાવતી. પેલી પ્રૌઢાએ રોએ વળેલા છોકરાંમાંથી કેટલાકને થાબડયાં પણ ખરાં એમની માતાઓ તો એ જોઈ હર્ષપુલકિત બની રહી. થોડી વાર આમ તેમ ફરી તેઓ પાછાં વળ્યાં.

"બહુ મીજાજી નથી હોં!" એક પાડોશણે ટહુકો કર્યો

" એમ લાગે છે ખરું " બીજીએ હાજીઓ ભણ્યો, " મોટી ને બાલકો ગમતાં જણાય છે. મારી તનુને કેવી રમાડી. આખરે બાઇ માણસ ને. છોકરાં તરફ આકર્ષાયા વિના રહે ? "

દરેક જણ નવાં પાડોશીઓના સદ્‌ગુણો પણ મોહી પડયા. બાલકોની માતાઓ તો એમના પરિચયમાં આવવા ઇંતેજાર બની. યુવાનો પિછાનની પળ ઝંખી રહ્યા. એક વાર ઓળખાણ થાય પછી તેમને શીખવાડવું પડે તેમ નહોતું. આ જમાનાના યુવાનો એવા પાઠો પઢી ચૂકેલા જ હોય છે. સંધ્યા ઘેરાતી ગઇ તેમ તેમ લત્તો સંગીતસ્વરથી ગાજી રહ્યો. કેટલાંક પ્રણયગીતો પણ ગવાઇ રહ્યાં. પરંતુ બંગલાનાં ભાડુતોને એથી ખાસ અસર થઇ નહિ. પ્રૌઢા વહેલી વહેલી શયનખંડમાં ભરાઇ ગઇ. બાલા પણ પોતાના ખંડમાં આવી પોતાની તરખટમાં પડી.

" કાલે તું એકલી નહિ જાય ? " માતાએ પુત્રી પાસે આવી પ્રશ્ન કર્યો.

" કેમ કાંઇ ? " બાલાએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો, " હજી આ સ્થળમાં ગોઠવા તો દે. અજાણ્યા સ્થાનમાં હું એકલવાયી કયાં ભમું ? ભૂલી પડું તો ! ! ! "

" ઠીક " માતાએ આગ્રહ ન કર્યો, " તારી મરજી આખી વખત સાથે ને સાથે જ ફરવું કેમ પાલવે ? એકલાં ભૂલી પડવાનો ડર લાગતો હોય તો દાસીને સાથે લઇ જજે. મને તો એકલી જવામાં બીલકુલ વાંધો નથી."

" ના. ના. " પુત્રી વચમાં જ બોલી ઉઠી. " દાસી તો બાઘા જેવી છે. એને હું કયાં સાથે લઇ જાઉં એને કશી સમજ પડે નહિ ને નાહક હું મુંઝાઇ મરું. "

" આ લોકો નવા ભાડુતોને જોઇ ગાંડા બન્યા જણાય છે " માતાએ વાત બદલી "એમના સંગીતથી મારા તો કાન બહેર મારી ગયા. બહુ થશે તો હું કોઇ સાથે લડી પડીશ " બાલાએ ટેકો આપ્યો.

" આપણે લડવાનું કેમ પાલવે ? " માતાએ પુત્રીને વારી, " નાહક દુશ્મનો વધાર્યે શો લાભ ? છોને બિચારા ગાતા ને મોજ કરતા. આપણું શું જાય છે ? તું તારા કામે લાગ ને ? પાડોશમાં તો ભાઇચારો રાખવો સારો. "

માતાએ સુવાની તૈયારી કરી. દાસી પગચંપી કરવા લાગી. પુત્રી એક માસિકનાં પાના ઉથલાવતી વિરામાસન પર પડી.

આજુબાજુની ચાલની વસ્તી સામાન્ય કોટિની હતી. કોઇ કોઇની પરવા કરે તેમ નહોતું. એટલે પહેલા થોડા દિવસ તો આ નવાં ભાડુતોએ ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું. પરંતુ દિવસોના વહેવા સાથે પાડોશીઓનો મોહ પણ ઓસરતો ગયો. માત્ર એક અપવાદ રહ્યો. એ યુવાનનો ઉત્સાહ તો દિનપ્રતિદિન વધતો જ ગયો. એનું નામ મોહન. કેટલીક વાર તો એ છેક બાવરો બની જતો. એ ગરીબ કારકુન હતો. પરંતુ એની તૃષ્ણાઓ અજબ હતી. ત્રીસેક વર્ષ થવા છતાં હજી તે પરણ્યો નહોતો. એને પોતાના દિલની પ્રતિમા જડતી નહોતી. આખરે એનું નસીબ ખીલતું જણાયું. લક્ષ્મણદાસની ભાડુત લલના પર એની આંખ ઠરી. એને માટે ચાહિત મનુષ્યો ચાહે તે કલ્પના કરે; એ શ્રીમંત હતી એમાં તો શંકા જ નહોતી આપણા રસિક યુવાનને લક્ષ્મીની પરવા નહોતી. એના સૌંદર્યની તલવારનો જ એ ગુલામ બન્યો હતો. એને પોતાની કરવાના એણે અભિલાષ બાંધ્યા. એમ કરતાં દેહ પડે તોય શું ?

પરંતુ અવનવા પ્રસંગો બન્યા વિના જ દિવસો પસાર થવા લાગ્યા એ શ્રીમંત ભાડુતો પાડોશીઓ સાથે ખાસ હળી શકયા નહિ. ક

બારીએ આવતાં કે છજામાં ઉભાં રહેતાં ત્યારે કેટલાક પાડોશીઓ પરિચય પાડવા મથતાં, પરંતુ ખાસ આવકાર ન મળવાથી એમનો ઉત્સાહ પણ ઓસરી જવા લાગ્યો. છતાંય એમના ટુંકા ઉત્તરો એટલા તો મધુર ને સભ્ય હતા કે કોઇ પણ પાડોશીને, માઠું લાગવાનો પ્રસંગ આવતો નહિ.

મોહને પોતાનાથી બનતા તમામ પ્રયત્નો કર્યા પરંતુ પેલી મુગ્ધા સાથે એને પરિચયમાં આવવાની તક મળી જ નહિ. કેટલીય વાર સવાર-સાંજે એ શેરીને નાકે ઉભો રહેતો. એ પ્રમદા સવારસાંજ બહાર જતી. એની સેવામાં આવે તો એનું ધ્યાન એ ચાય ને? પણ મોહનને એવો પ્રસંગ જ સાંપડ્યો નહિ કોઇ કપતાનના હાથમાં એ સુંદરી સપડાય, નહિ કે મોહન એની વહારે ધાઇ વીરત્વ દર્શાવી શકે લપસણા પગથારે એ લપસી પણ પડી નહિ કે ઝડપથી નજીક દોડી જઇ તે ટેકો આપે. કોઇ અકસ્માત પણ એની શક્તિ દર્શાવવા નડયો નહિ અવારનવાર તે મોહન તરફ નજર કરતી પરંતુ એમાં કાંઇ અર્થ સમાયલો હતો જ નહિ.

પરંતુ મોહન એમ હારી ખાય તેવો

## આંસુ ફૂલ કે બુંદ?

આંખડીઓની ક્યારી મહીં તે-
ઊઘડ્યાં આંસુ-ફૂલ,
આંખ્યામીચામણું કરતાં ખીલ્યાં-
ફૂલવાડીનાં ગુલ

ફોરમ ફૂટી ઉરથી ઉભરે-
પંખ વિનાનાં ફૂલ,
ઘડીક ઘડીકમાં ડૂબે શાને?
ઉછળી આવે તુર્ત.

પ્રફુલ્લ પાંદડી પોયણ જેવાં-
ઉઘડે તારાં નૂર,
નયને નયને મરકે જાણે-
તારક રૂપા-ફૂલ.

પાંપણપાંખો ઢમઢમ ચૂંટે-
ખીલ્યાં પુષ્પ અખૂટ,
ખોબો ધરીય ઝીલવાને ઊભો-
પકડે મારું ઉર.

ફૂલ નહિ પણ બુંદો વરસે!
ભૂલાય મોંઘા મૂલ,
ફોરમ તેની ફુરફુર પૂછે-
આંસુ ફૂલ કે બુંદ?

ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

નહોતો. એ પ્રમદાને કોઈ પ્રણયી મળી ચૂક્યો હશે એમ તેણે કલ્પના દોડાવવા માંડી. તે વિના એ બાળ અતડી અતડી ફરી શકે ખરી? યૌવન એકલવાયુ સંભવે જ નહિ એની વયે પ્રૌઢત્વ આવી જાય એ વાત જ મનાય નહિ. એટલે પેલા છૂપા પ્રણયીને શોધી કાઢવા મોહન કટિબદ્ધ બન્યો. હરીફનો સામનો કર્યો વિના એને છૂટકો જ નહોતો. એના અભિલાષમાં અંતરાય નડતો હોય ત્યાંસુધી એનાથી જીવાય જ કેમ? હરીફને દૂર ન કરે તો શરમથી તેણે આપઘાત જ કરવો જોઇએ.

પરંતુ મહિલાઓ પાસે કોઇ પણ મરદનો અવરજવર નહોતો એટલે મોહનને હરીફ શોધવાનું કાર્ય કપરું થઇ પડયું પેલી પ્રમદા સવાર સાંજ નિયમિત બહાર જતી એટલે એ પોતાના પ્રણયીનેજ મળવા જતી હશે એમ મોહને માની લીધું. હવે એને ભવિષ્યનો માર્ગ ખુલ્લો થતો જણાયો એ બહાર નીકળે કે એનો પીછો પકડવો. ખર્ચ થાય તો પણ એની કાંઇ ફીકર નહોતી. મોહનનું પોતાનું અસ્તિત્વ ઝોલે ચડયું હતું ત્યાં ખર્ચનો હિસાબ કર્યે કેમ પાલવે? એ પોતાના પ્રાણ પાથરવા પણ તૈયાર થઇ ગયો હતો

તહેવાર અફળ ગયો. ઘરબહાર જવાની હવે એનામાં તાકાત રહી નહોતી. વિચારમૂઢ બની તે ઘરમાં જ બેસી રહ્યો વેરની ભયંકર યોજનાઓ ઘડવામાં ભાન ભાન ભૂલી ગયો. એના મિત્રોએ એને બહાર લઇ જવા ઘણુંય કર્યું પરંતુ એ બોલ્યો જ નહિ. થાકીને તેઓ વિદાય થયા. તે દિવસથી એણે બંગલા તરફ ખાસ નજર રાખવા માંડી. કોઇની દેન નહોતી કે એની નજર ચૂકાવી શકે.

સંધ્યાકાળે પેલી પ્રૌઢા પોતાની મોટરમાં બહાર ગઇ. એ એકલી જ ગઇ હતી એટલે પેલી યુવાન લલના ઘરમાં જ રહી હશે. શું થયું હશે ! મોહને કલ્પનાના ઘોડા છૂટા મૂકયા. આટલા દિવસ તેઓ બન્ને સાથે જ જતાં. આજે એક બીજાથી દૂર જ રહેવા પ્રયત્ન કરી રહ્યાં હતા. લડી પડયાં હશે ! છોકરી હદબહાર જતી હશે એટલે માતાએ ઠપકો આપ્યો હશે.

પરંતુ પ્રૌઢા કયાં ગઇ હતી એ મોહને જાણ્યું હોત તો એના આશ્ચર્યની અવધિ જ આવી રહેત.

મુંબાઇમાં ડૉક્ટર પટેલની પ્રેક્ટીસ ધીકતી ગણાતી. અત્યારે એ દિવાનખાનામાં આરામથી બેઠા હતા. હાથમાંના પુસ્તકનાં પાનાં ઉથલાવતા. એમનો સુંદર કુતરો એમના પગને વીંટાઇ ગોઠે ચડયો હતો. ઘરમાં ડૉક્ટર એકલાજ હતા. બે પુત્રીઓ હતી પરંતુ વિદ્યાભ્યાસ માટે તેઓને વિદેશ મોકલી દેવામાં આવી હતી.

એકાએક દરવાને અંદર આવી એકની શાંતીનો ભંગ કર્યો "કોઇ કુલીન બાઇ આપને મળવા આવી છે. ખાસ ઉતાવળ છે." ડૉક્ટર આશ્ચર્યથી ઉભા થઇ ગયા. બાઇ ફેર કયાંથી ? કોઇ મુશ્કેલીમાં આવી પડી હશે તેને અંદર મોકલવા તેમણે દરવાનને હુકમ કર્યો. જાતે પણ મુલાકાત માટે તૈયાર થઇ ગયા

બાઇ અંદર આવી ગભરી ગભરી બોલવા જ મંડી પડી. ડૉક્ટરે એને વિરામાસન પર બેસવા કહ્યું. જરા શાન્ત થવા સૂચના કરી, પોતે પણ ખુરસી ખેંચી એની નજીક બેઠા. બાઇનું સૌંદર્ય ડોક્ટર સાહેબની લક્ષ બહાર રહ્યું નહિ એ બાઇ સોહામણી લાગતી એટલું જ નહિ પણ શ્રીમંત જણાતી. એણે અંગ પર ખૂબ જવાહીર લાદેલું હતું.

પરન્તુ બાઇ ઉતાવળમાં હોય તેમ જણાયું. શાંતિની એને પરવા નહોતી એકદમ તે મૂળ વાત પર આવી. ડોક્ટર સાહેબ એની ઝડપથી અંજાઇ ગયા. પણ એમને થોડી ઘણી તો સમજ પડી જ. એ બાઇનો પતિ બિમાર હતો. ડોક્ટર પટેલને તે શારીરિક તપાસ માટે બોલાવવા આવી હતી.

" પણ એમને થયું છે શું ?" ડોક્ટરે પૂછ્યું.

" આજ કેટલાં ય વર્ષોથી તેઓ હેરાન થાય છે " બાઇએ ઉત્તર દીધો " હમણાં હમણાં એમના મગજ પર અસર થયેલી જણાય છે. એથી તો પીડા ખૂબ જ વધી ગઇ છે. મારે એક પુત્રી જ છે. અમારે અન્ય મરદ સગું નથી. એટલે દર્દીને કાબુમાં રાખવો મુશ્કેલ છે."

" પરંતુ આજ સુધી તમે કોઇ બીજા ડોક્ટરની સલાહ પણ લીધી નથી. " ડોક્ટર પટેલે આશ્ચર્ય દર્શાવ્યું.

" જી. ડોક્ટરો તો ઘણાય આવી ગયા." બાઇએ તુરત જવાબ વાળ્યો " પરંતુ કેટલાક બિમાર મનુષ્યો બહુ જ જક્કી હોય છે. તેમ ચાલાક પણ હોય છે બહારના મનુષ્યને જોતા તે ડાહ્યા ડમરા બની જાય છે એટલે દરેકને એમજ લાગે છે કે એમને ગાંડા ઠરાવવા હું કાંઇ ખટપટ કરી રહી છું."

"હા, એવું બને છે ખરૂં." ડોક્ટરે હા ભણી "બોલો ! હવે મને શી આજ્ઞા છે ?"

"આવતી કાલે સાંજે આપ મારે ઘેર પધારો." તે બાઈએ વિનતિ કરી. "એમને બરાબર તપાસો, આપનો મોટો આભાર થશે. આપ અનુભવી છો. એ આપને ઉઠાવી શકશે નહિ. હવે એ મારા કાબુમાં રહી શકત નથી પરંતુ ડાક્તરી પ્રમાણપત્ર વિના હું તેમને ગાંડાની હોસ્પીટલમાં મોકલાવી શકતી નથી. આપ એક બે માણસોને પણ સાથે લેતા આવશો."

"કેમ ? કેમ ?" ડોક્ટરે પ્રશ્ન કર્યો. "એ તોફાન કરે છે કે ?"

"રોજ નહિ." તે બાઈએ ખુલાસો કર્યો, "પરંતુ કેટલીક વખત એ એટલા તો આકળા બની જાય છે કે ધમાધમ કરી મૂકે છે. 'મારા હીરા ક્યાં ગયા ? હું લુટાઈ ગયો પાયમાલ થઈ ગયો' એવી બુમો પાડવા કરે છે. આજ કેટલાક વર્ષ પહેલાં એમનું મોટું ઝવેરાત ચોરાઈ ગયેલું. એ વાત યાદ આવતાં એ ઘણી વખત મગજની શાંતિ ગુમાવી બેસે છે એ પરિસ્થિતિમાં એમને સાચવવા મુશ્કેલ બની જાય છે એ લોકોને મારવા મંડી જાય છે. શેરીમાં દોડી જાય છે. હું આપને જોઈએ તે ફી આપીશ તમારા માણસોનું પણ મહેનતાણું ચૂકવીશ પણ આપ જરૂર પધારજો મારા જેવી નિરાધાર પર એટલી જરૂર કૃપા કરજો."

"હું જરૂર આવીશ" ડોક્ટર પરેશે હા ભણી, "એમાં કૃપા શાની ? ફરજ છે"

બાઈ જવા ઉભી થઈ. "ઠીક" તેણે "કહ્યું આવતી કાલે સાંજે હું આપની વાટ જોઈશ." પોતાની મોટરમાં બેઠી પસાર થઈ ડોક્ટર પોતાને કામે વળગ્યા.

બીજે દિવસે સાંજે મોહન ઓફીસેથી પાછો ફર્યો હતો. કપડાં બદલી રહ્યો કે બંગલા આગળ મોટરનો અવાજ સંભળાયો. મોહન બારી તરફ દોડ્યો. નવાગંતુકને જોયા વિના શાને ! પરંતુ મોટરમાંથી પેલા ગુજરાતી ઝવેરીને ઉતરતો જોઈ મોહન કપાય ગયો. આનો અર્થ શો ! મંગળાની માતા પણ એના કારસ્તાનમાં સામેલ હશે ! એ પણ એવી નીચ હશે ! પૈસાની ખાતર એ શ્રીમંતને પુત્રી વેચવા તૈયાર થઈ હશે ! એમ હોય તો માનવતામાંથી સમૂળો વિશ્વાસ જ ઉઠી જાય. એને શું કરવું તે સમજ પડી નહિ. એનો આખો દેહ કોપથી સળગી ઉઠ્યો.

ઝવેરી ઉપર ચઢ્યો કે દાસી બહાર આવી એને સન્માન પૂર્વક દિવાનખાનામાં લઈ ગઈ. ત્યાં એ થોડી વાર એકલો જ બેઠો. તેણે આમ તેમ નજર ફેરવવા માંડી એક શ્રીમંત બાઈનું એ નિવાસસ્થાન હતું જ. પરંતુ એ શ્રીમતી ક્યાં ? એને મળવા તો એ જાતે આટલે સુધી ખાસ તસ્દી લઈ આવ્યો હતો. એકાદ માણસને મોકલત તોય કામ પતત. એજ ક્ષણે મંગળાએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો ઝવેરીને જરા નિરાંત વળી. મંગળાના વદન પર મોહક હાસ્ય રમી રહ્યું હતું. "આપને ચોરી ક્યાં હો ?" તેણે શરૂઆત કરી. "હીરા લાવ્યા છો ?"

ઝવેરીએ પોતાના ખીસામાંથી એક લાંબુ પાકીટ બહાર કાઢ્યું. પેલી સુંદર પ્રમદાને સુપ્રત કર્યું. "થોડાક લાવ્યો છું. એ પસંદ નહિ પડે તો બીજા કાલે લેતો આવીશ. આપને મનપસંદ ચીજ આપણી આપવી એ તો અમારૂં કામજ છે. આપ દુકાને પધાર્યાં હોત તો બહુજ ઠીક થાત. ત્યાં અનેક જાતનું ઝવેરાત ભર્યું છે. કંઈ બહુ લઈને બહાર ફરાય છે ?"

વાનું યોગ્ય ધાર્યું નહિ. ઝવેરીને લઇ તુરતજ એમની મોટર પસાર થઇ ગઈ

ડોક્ટર પટેલને બંગલામાં જતા જોઇ મોહન તો દિગ્મૂઢ બની ગયો હતો. એ મેડી ઘરમાં શું બની રહ્યું હશે ? ડોક્ટર પટેલ જેવાને બોલાવવાનું શુ પ્રયોજન હશે ? એટલું ગંભીર બિમાર કોણ હશે ? મંગળા માંદી પડી હશે ? અંદરની વિગત બહારથી જાણવાનું કશુંજ સાધન નહોતું. પેલો નોકર પણ અલોપ થઇ ગયો હતો.

એવામા મંગળા, તેની માતા અને દાસીને આવતાં જોઈ મોહન આભોજ બની ગયો. આ શું ? એમના વદન પર આટલી મુંઝવણ શાની ? બરાબર તપાસ કરવા મોહન નીચે દોડયો.

એ નીચે પહોંચ્યો કે મંગળાની મોટર આગળ ધસી આવી. બધા જ અંદર બેસી ગયાં. આંખના પલકારમાં મોટર અલોપ થઇ ગઈ.

એક ક્ષણ પણ ગુમાવવા જેવી નહોતી મોહને ચોતરફ નજર કરી. પાસે જ એક સાયકલ પડેલી હતી જરા પણ વિચાર કર્યા વિના એ સાયકલ ઉપાડી મોટરની પાછળ પડયો. મોટર તો ખુબ જ આગળ વધી ગઇ હતી

આખી રાત મોહનની માતાએ ઉચે જીવે ગાળી. મોહન પાછો ફર્યો જ નહિ. બીજી સવારે ડોશી દીકરાની શોધમાં ઘેરે ઘેર ફરી વળી. પરંતુ મોહનનો પત્તો ખાધો નહિ આખો દિવસ ડોશીએ રડયા જ કર્યું.

છેક સાંજે એ પોલીસને ખબર આપવા તૈયાર થઇ એવામાં મોહન પાછો ફર્યો આ એના ઢંગ ? એનાં કપડાં ચીંથરેહાલ બની ગયાં હતાં. ઠેકાણે ઠેકાણે લોહીના ડાઘ પડેલા હતા. એના માથા પર પાટો બાંધવામાં આવ્યો હતો.

એની માતા એની સામે દોડી. " આ શું ? બેટા ! આમ કેમ ? શું થયું ? " તેણે પ્રશ્નપરપરા ચાલુ કરી દીધી, " આખી રાત તુ કયાં ગયો હતો ? "

" મા ! તમને કહીને શો લાભ થશે ?" મોહને નિશ્વાસ નાંખ્યો, " બનવાનું બની ગયું. હવે એ વાત પર છેવટનો પડદો જ પડવા દે. મારા બાપ ! કેવી બલા ! ! !"

" કોણ ? કોણ ? બેટા ! ", વૃદ્ધાથી પૂછયા વિના ન રહેવાયું.

" પેલી બંગલાવાળી " તેના દીકરાએ ઉત્તર દીધો, " એ વાત જ ન કરીશ ' હું જીવતો બચ્યો એટલું જ બસ છે. પણ હવે લોકોની કલ્પનાને વેગ આપવાની જરૂર નથી !"

બે દિવસ પછી એક ચોંકાવનારી ખબર વર્તમાનપત્રોમાં પ્રગટ થઇ. મોટા મોટા અક્ષરે છાપ્યું હતું: " અજબ લૂંટ–બદમાસ નાઠા"

બિચારા ઝવેરીની એ વાત હતી. બે દિવસ એને ગાંડાની હોસ્પીટલમાં પૂરી રાખવામાં આવ્યો હતો. મહા મુશ્કેલીએ એણે છૂટકારો મેળવ્યો. પોતાની શુદ્ધ બુદ્ધિ પુરવાર કરવા એણે સાક્ષીઓ રજુ કર્યા. થયેલી લૂંટથી એને ભારે આઘાત થયો હતો લાખ રુપિયાના એના હીરા તફડાવી લેવાયા હતા.

તે દિવસથી મોહને પારકી પીડા છોડી દીધી *

* શ્રીમતી સીતાદેવીની એક વાર્તા ઉપરથી.

# સુખી સ્ત્રી પુરૂષો સમાજની શી શી સેવા કરી શકે ?*

લેખિકા શ્રીમતી કુંદનબ્હેન વેલજી મહેતા

સુખી સ્ત્રી પુરૂષો સમાજની શી શી સેવા કરી શકે એ વિષે વિચાર કરવા પહેલાં, ખરું સુખ શેમાં રહેલું છે, કેવું જીવન જીવતાં પુરૂષ કે સ્ત્રીને આપણે સુખી કહી શકીએ, એ પ્રશ્ન જાણવાની પહેલી જરૂર છે. આજે જગતમાં ચારે બાજુ અશાંતિ અને અસુખનો દાવાનળ સળગી રહ્યો છે. આધુનિક સભ્યતાના આટ આટલાં સાધનો તથા ઉપાયો હોવા છતાંય જગતની અશાંતિ કેમ મટતી નથી ? ધનકુબેર ગણાતા અમેરિકામાં યે સુખ નથી. હજારો અને લાખોની સંખ્યામાં ત્યાંનાં લોકો બેકારી ભોગવે છે. વિદ્વતા, કાર્યકુશળતા અને રાજ્યનીતિના આગાર ગણાતા ઈંગ્લાંડ અને જર્મનીની કેવી દશા છે ? જ્યારથી Democratic અથવા પ્રજા-શાસનના નામે એક કેબીનેટનું રાજ્ય ચાલી રહ્યું છે. જર્મનીમાં નાઝીઓના અત્યાચાર હજુ તાજા જ છે. ઈટલીના સરમુખત્યારની ધાક આજ ખૂણે ખૂણે ભય અને થરથરાટી ઉપજાવે છે. એશિયામાં ચીન અને જાપાન એક બીજાના શરીર ચીરી નાખવા આતુર છે. આપણો દેશ આજે અગ્નીની જ્વાળા-માંથી પસાર થઈ રહ્યો છે. પ્રશ્ન ઉઠે છે કે જગત કયાં જઈ રહ્યું છે ?

આવી અશાંત સ્થિતિના વાતાવરણમાં આપણે કોને સુખી ગણી શકીએ ? સામાન્ય રીતે જગતમાં સુખના સાધન રૂપ ગણાતી મુખ્ય બે વસ્તુઓ છે પૈસો અને સત્તા. લોકોમાં એવી માન્યતા પ્રચલિત છે કે પૈસાદાર કે હોદ્દેદાર સુખી હોય છે. પરંતુ એ માન્યતા પાછળ માત્ર ખોટી વ્યાખ્યા રહેલી છે. મોટરોમાં ફરવું હરવું, અનેક જાતના ફેનીચરો અને વિલાસના સાધનોમાં વીંટાઇ રહેવું, મોજમઝાહ ઉડાવી આનંદ કરવો, એ શું સાચું સુખ છે ? એ સુખ એ લોકોને કેવું મીઠું લાગે છે, તે તો એ લોકો કહે ત્યારે ખબર પડે. આવા સ્ત્રી પુરૂષોમાં સમાજ સેવાની વૃત્તિ ક્યાંથી હોય ? અને કદાચ એવી તેમની વૃત્તિ હોય તો પણ તેઓ એ દિશામાં કંઇ કરી શકે એવી તેમની સ્થિતિ નથી હોતી.

આવી ઉમદા વૃત્તિવાળા સ્ત્રી પુરૂષો કે, જેમનો પૈસો "મોજ"ને માટે નહિં પણ "દાન"ને માટે હોય છે. એવાય વિદ્વાનો હોય છે કે જેમની વિદ્યા "અહંતા"ને માટે નહિ પણ "જ્ઞાનપ્રચાર" ને માટે હોય છે. એવાય સત્તાવાન અને બળવાન હોય છે કે જેમની સત્તા કે બળ "પરપીડન"ને માટે નહિ પણ "રક્ષણ" ને માટે હોય છે. આવા સેવાભાવી સ્ત્રી પુરૂષો સમાજને હુંફે [illegible] શકે. સેવાવૃત્તિમાં સંયમ ને ત્યાગ રહેલો છે. એવા સ્ત્રી પુરૂષોની સમાજને ઘણીયે જરૂર છે.

માત્ર પૈસે સુખી અથવા ધનવાન સ્ત્રી પુરૂષો જ માત્ર સમાજની સેવા કરી શકે એવું કંઇ નથી. શારીરિક અને માનસિક સુખવાળા સ્ત્રી પુરૂષો પણ સમાજની ઘણી સેવા કરી શકે. નિરોગી કે [illegible] શરીરવાળા સ્ત્રી પુરૂષો જે કરી શકે તે ધનવાન ન કરી શકે. આવા સ્ત્રી પુરૂષો સમાજ માટે શું શું કરી શકે ?

*સ્ત્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી નિબંધ લખવાની [illegible] પરીક્ષામાં રૂા. ૨૫ નું પહેલું ઇનામ મેળવનારો નિબંધ.

**સેવાધર્મ: પરમગહનો યોગીનામ-પ્યગમ્યઃ** યોગીઓને પણ અગમ્ય એવો ગહન સેવાધર્મ. આજે આપણો સમાજ એવા ઘણાય પ્રશ્નો સમાજસેવક પાસે પોતાની મેળે રજુ કરે છે.

પહેલો પ્રશ્ન તો હરિજનનો ઉદ્ધાર. ઘણાય સૈકાઓથી સમાજ 'અછૂત' એ નામે હડધૂત કરી હરીજનોને ધિક્કારે છે. એ કાળું કલંક હિન્દુસમાજને કપાળે ચોટેલું છે. એ કાળું કલંક હિન્દુસમાજને કપાળેથી ભૂંસે એ જ સાચો સમાજસેવક. આજથી લગભગ અઢીહજાર વર્ષો પહેલાં ભગવાન બુધ્ધે એ વિષે જબરો પ્રયત્ન કર્યો, પરંતુ રૂઢીચુસ્ત હિન્દુસમાજ આંખ બંધ કરીનેજ ચાલ્યો. છેલ્લે ૧૯મી સદીમાં દયાનંદ–રામમોહનરાય, તેમણે ઠીક પ્રયત્ન કર્યા, પરંતુ એ પણ થોડી અસર કરીને શમી ગયા. પાછું એનેએજ હિન્દુસમાજને કપાળે રહ્યું. આજે આટલું બધું પરિવર્તન થઇ રહ્યું છે એ શાથી? એક મહાત્મા કે હંમેશા જેમની વૃત્તિમાં સેવાભાવ રહેલો છે, જે દરિદ્રનારાયણોની સેવા કરવામાંજ અથવા તેઓને માટે કંઇ પણ કરી શકે તેમાંજ પોતાની સફલતા માને છે, જેનામાં બુદ્ધથી પણ ચઢી જાય એવી કરૂણા અને મૈત્રી છે. એવા આત્મત્યાગી અને સેવાવૃત્તિવાળા પુરૂષથીજ પરિવર્તન થઇ શકશે. ધનવાન સ્ત્રી પુરૂષો હરિજન બાલકને પોતાને ત્યાં રાખી અથવા કોઇ શાળામાં પોતાને ખર્ચે મોકલી કેળવણી આપી શકે. હરિજનોને રહેવાના સ્થળ વગેરે પોતાના ખર્ચથી મ્યુનિસિપાલિટીની મદદ વડે સારૂં રખાવી શકે. પ્રજાનો ભણેલો વર્ગ જાતે હરિજન બાળકોને શિક્ષણ આપી શકે. નિરોગી સ્ત્રી પુરૂષ એટલે કે શારીરિક સુખવાળા સ્ત્રી પુરૂષો હરિજનોના રહેવાના સ્થળો વગેરે સાફસુફ કરવામાં સક્રિય મદદ આપી શકે સુખી સ્ત્રી હરિજન સ્ત્રીને વ્યવહાર કુશળતા અને સમાજની સેવા, એ વિષે તેમની સાથે પ્રેમ અને નમ્રતાથી વર્તે તો જરૂર સમાજસેવા થઇ શકે. કેમકે ગરીબ લોકોનું માનસ [ Psycho logy] એવું હોય છે કે જો કોઇ ઉચા વર્ગના અથવા મધ્યમ વર્ગના લોકો તેમની પાસે જાય તો:– "કેટલા ભલાં છે?" "આપણા માટે કેટકેટલું કરે છે" એ શબ્દો તેમને મોઢેથી આપણે સાંભળી શકીએ. આવી રીતે ધનથી, વિદ્વત્તાથી, કે શારીરિક, સુખથી સુખી એવા સ્ત્રી પુરૂષો બધી રીતે સમાજની સેવા કરી શકે. ઉપર કહ્યું જેમ સેવાધર્મ ગૂઢ છે અને ક્રાંતિના વ્હેણ પણ ગૂઢ છે.

બીજો મહત્વનો પ્રશ્ન કેળવણીનો છે. શહેરમાં વસનારાને ભાગ્યે જ ખબર હશે કે હિન્દુસ્થાનમાં કેળવણીનુ પ્રમાણ ૬ ટકા માંડ હશે. કેળવણી એ ઉન્નતિનો પાયો છે, આવી ખબર હોય તો એ દિશામાં આટલા બધાં બેદરકાર રહેવાય! શહેરોની વાત તો છોડી દઇએ પણ હિન્દુસ્થાનનો ઘણો ખરો ભાગ અજ્ઞાનાવસ્થામાં રહેલો છે. ગામડામાં આપણે જોઇશું તો ઘણે ભાગે નિરક્ષરતા જણાશે અને કોઇ એક અથવા એક બે ચોપડી જેટલું જ્ઞાન મેળવવા ભાગ્યશાળી માંડ થયું હશે. વિદ્યાર્થીઓનો ઘણો ખરો વખત તો માસ્તર સાહેબના ઘરનું કામકાજ કરવામાં જ જાય છે. આવા પંતુજીઓ હાલના નાગરિકોમાં કેવો પ્રભાવ પાડી શકે! કેવો રસ રેડી શકે! આમાં ધનવાન, સુખી સ્ત્રી પુરૂષો ઘણું કરી શકે. કેળવણીની સંસ્થાઓ ખોલી તેને ઉત્તેજન આપે, આદર્શ શિક્ષકો શોધી તેમને મદદ આપે.

ગામડાઓમાં આર્થિક સ્થિતિ પણ એવી જ છે જ્યાંસુધી ખેડુતો એ જ ઘરેડમાંથી બહાર નહિ નીકળે તેમને ખેતી અને પાક ઉત્પાદન માટે પૂરતી મદદ નહિં મળે ત્યાંસુધી ગામડાની પુનર્ઘટના ક્યાંથી થાય? ત્યાંના ખેડુતોની દરિદ્રતા કેમ ટળે? એમાં ખાદી માટે ધનવાન સ્ત્રી પુરૂષો

પણ કરી શકે કેમકે દેશના કેટલા બધા લોકોને આથી કામ મળે છે. એટલે ધનવાનો જો ખાદી ખરીદે તો આપણા ખેડુતોને ઉત્તેજન મળેને ? આજે મહાત્મા ગાંધીજીએ પણ ખાદી ઉપર વધારે ભાર મૂક્યો છે. અને તેમને સૌથી વધારે ખાદીની જ લગની લાગી છે લોકોને પહેરવું તેઓ રેંટીઓ ફેરવો ખાદી પ્હેરો વગેરે કહે છે. દેશના મણખરા ધનવાન સ્ત્રી પુરૂષો જો ખાદીને ઉત્તેજન ન આપે તો પછી ખેડુતોને રાહત ક્યાંથી મળે ? ગામડાઓમાં પરિવર્તન વિના ગામડાઓની પુનર્ઘટના કેમ થાય ? આમાં ધનવાન સુખી વર્ગ મદદ આપે તો ખેડુતોને રાહત મળે. આ સમાજસેવા સુખી સ્ત્રી પુરૂષો કરી શકે છે.

કેળવણીમાં પણ હજુ આપણે ઘણું કરવાનું બાકી છે. ગુજરાતમાં 'શારદાપીઠ'ની યોજનાઓ ઘડાય છે આમાં ધનવાન સ્ત્રી પુરૂષો તેને મદદ આપે. વિદ્વાનો અને કેળવણીકારો આ વિષે સાથે મળી વ્યવહારૂ યોજના ઘડી કાઢે અને એ યોજના માત્ર યોજનાજ ન રહે પણ એ 'શારદા પીઠ'થી ગુજરાત ગૌરવવંતુ બને. કોઇ પણ બાળક કે બાલિકા ઉચ્ચ શિક્ષણ પામી વિકસે; કોઇ પણ કન્યા અણકેળવાયલી ન રહેવી જોઇએ આવી રીતે કેળવાયલાથી હિન્દુસમાજને સુંદરતા મળશે. આમ જો સ્થળે સ્થળે કેળવણીની સંસ્થાઓ ખોલાય અને સુખી સ્ત્રીપુરૂષો પોતાનો મોટો ફાળો તેમાં આપે એ રીતે જો 'શારદા પીઠ' ગુજરાતને ગૌરવવંતુ કરે તો જ તેની કદર થાય.

ઉપર જેમ આપણે અગત્યના પ્રશ્નો વિષે વિચાર કર્યો તેવા ન્હાના ન્હાના એવા ઘણાંય પ્રશ્નો છે કે જેમાં સુખી સ્ત્રી પુરૂષો મોટો ફાળો આપી શકે

આપણા ઘરમાં જોઇએ તો અજ્ઞાનતા, ગરીબી કલેશ કંકાસ વગેરે દૂર કરવાં જોઇએ. એમાં જ્યાંસુધી સમાજમાં ઉંચ નીચના વર્ગ પડેલા છે, મુડીવાદી અને ભીખારીઓ વચ્ચે ભેદ છે ત્યાંસુધી એ બાબતોનો અંત ક્યાંથી આવે ? એ સામાજીક બંધનો ઉંડા છે એટલે હાલ એને આપણે રહેવા દઇએ કારણ કાર્લ માર્કસનો સિદ્ધાંત છે કે "From each according to his ability to each according to his needs" એ સિદ્ધાંત વ્યવહારમાં આવવાને હજુ સદીઓ નીકળી જશે. પણ હમણાં સુખી સ્ત્રી પુરૂષો પોતાથી ઓછાં સુખી અથવા નીચાં સ્ત્રી પુરૂષોને ઉંચે લાવવા પ્રયત્નો કરે આડોશી પાડોશીઓને મદદ આપે સ્ત્રી પડોશણની સાથે નમ્રતાથી વર્તી તેને મદદ આપે બધાથી સમાનતા રાખી જે નીચે હોય તેને ઉંચે લાવવા પ્રયત્ન કરે.

બાળલગ્ન, કજોડાં, કઢંગા રીતરિવાજોથી આપણો સમાજ જકડાએલો છે, તે દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ કજોડાં થતાં અટકાવવા અને બાળલગ્ન બંધ કરી કન્યા પુખ્ત વયે પોતાની મેળે લગ્ન કરે અથવા તો વડીલો પુખ્ત વયે કન્યાનાં લગ્ન કરે એવો પ્રયત્ન થવો જોઇએ જો બાળલગ્ન થતાં બંધ થઇ તો કજોડાં પોતાની મેળે અટકી જશે. બાળવિધવાઓને પુનર્લગ્નની છૂટ આપવી જોઇએ પુખ્ત વયની વિધવાઓને હુન્નર ઉદ્યોગમાં નાંખી તેમને સ્વતંત્રપણે પોતાનું ગુજરાન ચલાવતાં શીખવવું જોઇએ.

આવી રીતે ધનવાન સ્ત્રી પુરૂષો પૈસાથી મદદ આપીને સમાજની સેવા કરી શકે વિદ્વાન અને કેળવાયલા સ્ત્રી પુરૂષો વિદ્યા આપી સમાજની સેવા કરે. શારીરિક શક્તિ અને ખાનદ શરીરવાળા સ્ત્રી પુરૂષો પોતાના અનુભવ બીજાઓમાં રેડીને વ્યાયામની વ્યવસ્થા શીખવે. આવી રીતે જો બધાના મનમાં સેવા વૃત્તિ રહેલી હોય તો બધાં અનેક રીતે સમાજની સેવા કરીને હિન્દુ સમાજને નવપલ્લવિત કરી શકે. આમ જો બધાં સેવાભાવી સ્ત્રી પુરૂષો હોય, દરેકે દરેકના મનમાં સેવાની તમન્ના હોય તો હિંદુ સમાજનો કાયાપલટ થતાં શી વાર લાગે ?

---

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ૨૦

એક મહિનો વધુ વીતી ગયો. મુકદ્દમો કોર્ટમાં રજુ થવાની તારીખ નક્કી થઇ ગઇ. રમાનાથના સ્વભાવમાં, વળી પહેલાના જેવીજ ભીરૂતા અને ખુશામત આવી ગઇ છે. અમલદારોના ઇશારા પર તે નાચે છે પહેલાં કરતા શરાબનું પ્રમાણ વધી ગયું છે; જાણે કે વિલાસિતાએ તેને પંજામાં દબાવી રાખ્યો છે. કોઇ કોઇ વાર તેના ઓરડામાં એક વેશ્યા જોહરા પણ આવી જાય છે, જેનું સંગીત તે ઘણા શોખથી સાંભળે છે.

એક દિવસ તેણે ઘણાજ પ્રેમથી જોહરાને કહ્યું: "મને ભય લાગે છે, તારા પ્રત્યે મારો પ્રેમ વધી ન જાય ! એનો નતીજો તારા વિના શી રીતે જીંદગી ગાળું એના સિવાય બીજો શો આવી શકે ! તારી પાસે વફાદારીની ઉમેદ કેવી રીતે રાખી શકાય ! "

જોહરા દિલમાં ખુશ થઇને પોતાની મોટી મોટી મારકણી આંખોથી તેના તરફ તાકતાં તાકતાં બોલી: " હા, સાહેબ, અમે વફાદારી શું જાણીએ ! આખરે તો વેશ્યા જ ઠરીને ! બેવફા વેશ્યા પણ કદિ વફાદાર થઇ શકે છે !"

રમાનાથે દુઃખિત થઇને પૂછયું, "કેમ, એમાં કાંઇ શક છે ! "

જોહરા: " નહિ, જરાપણ નહિ. આપ લોકો અમારી પાસે મોહબ્બતથી છલોછલ ભરેલું દિલ લઇને આવો છો; પરંતુ અમે એની જરા સરખી પણ કદર કરતી નથી એજ વાત છે ને ? "

રમાનાથ: " બેશક. "

જોહરા: " માફ કરજો, આપ મરદોની તરફદારી કરી રહ્યા છો. ખરીવાત તો એ છે કે, અહીં આપલોકો દિલ બહેલાવવાને માટે આવો છો; સહેજ ગમ્મત કરવાને માટે, સહેજ આનન્દ ઉઠાવવા માટે આવો છો. જો આપને વફાદારીનું ભાન જ નથી હોતું તો તે તમને મળે ક્યાંથી ? પરંતુ એટલું હું જાણું છું કે, અમારામાં જેટલી બિચારીઓ મરદોની બેવફાઇથી નિરાશ થઇને પોતાના આરામ-સુખ ગુમાવી બેસે છે, તેની જો દુનીયાને ખબર પડી જાય તો આંખો ખુલી જાય. એ અમારી ભૂલ છે કે તમાશબીનો પાસે અમે વફાદારી માગીએ છીએ; ચીલ પંખીના પીંછાંમાં માંસ શોધીએ છીએ: પરંતુ તૃષાતુર માણસ આંધળો થઇને કુવા તરફ દોડે તો તેમાં મારા મત પ્રમાણે તેની કોઇ કસૂર નથી "

તે દિવસે રાત્રે જતી વેળા જોહરાએ દારોગાને ખુશખબર આપી કે આજે તો

હજરત ખૂબ આનંદમાં આવ્યા. ખુદાની ઇચ્છા હશે તો બે ચાર દિવસ પછી તેઓ બીબીનું નામ પણ નહિ લે

દારોગાએ ખુશ થઈને કહ્યું: ' એને માટે તો તને બોલાવી હતી. મજાહ તો ત્યારે આવે કે બીબી અહીંથી ચાલી જાય. પછી અમને કોઈ ગુંચવણ નહિ રહે. સરાજાવાળાઓએ એ બીને મેળવી લીધી છે એમ ખબર પડી છે. એ બધા એક જ શેતાન છે."

જોહરાની આમાતની વધતી ગઈ. તે એટલે સુધી કે, રમાનાથ ખુદ તેના પંજામાં આવી ગયો. જોહરાનો પ્રેમ જતો કરીને અફસરોની નજરમાં તે પોતાની સાખ જમાવવા ચાહતો હતો. પરંતુ રમતમાં જેમ આખો રહી પડે છે તેમ તેનો પ્રેમાભિનય પણ પ્રેમોન્માદ બની ગયો. હવે તેને જોહરા વફાદારી અને મહોબ્બતની દેવી જેવી લાગતી હતી. તે જાલપા જેવી સુન્દરી જ નહિ પણ વાતો કરવામાં તેના કરતાં વધારે ચતુર, હાવભાવમાં વધારે કુશળ, સંમોહન કળામાં વધારે હોશિયાર હતી. રમાનાથના હૃદયમાં નવા નવા મનસુબા ઉત્પન્ન થઈ રહ્યા હતા.

એક દિવસ તેણે જોહરાને કહ્યું. "જોહરા, વિયોગનો સમય આવી રહ્યો છે બે ચાર દિવસમાં મારે અહીંથી ચાલ્યા જવું પડશે. પછી તને મારી યાદ આવશે ખરી!"

જોહરા. " હું તમને નહિ જવા દઉં. અહીંજ કોઈ સારી સરખી નોકરી કરજો. પછી હું અને તમે આરામમાં રહીશું "

રમાનાથે અનુરક્ત થઈને કહ્યું: " દિલથી કહે છે, જોહરા! જો, તને મારા માથાના સોગન. દગો ન દેતી. "

જોહરા: " જો તમને એવી શંકા હોય તો નિકાહ પઢી લો, નિકાહના નામથી ચીઢ હોય તો લગ્ન કરી લો. પંડિતોને બોલાવો. હવે આના સિવાય મારી મહોબ્બતની બીજી શી સાબીતી આપું! "

નિષ્કપટ પ્રેમનો આ પરિચય પામીને રમાનાથ વિહ્વળ થઈ ગયો. જોહરાના મુખમાંથી નીકળતા આ શબ્દોની સંમોહન શક્તિ કેટલી વધી ગઈ હતી! આ કામિની, જેના ઉપર મોટા મોટા ગૃહસ્થો દિલ છે તે મારે ખાતર આટલો મોટો ત્યાગ કરવા તૈયાર છે! જે ખાણમાં બીજાઓને રેતીજ મળે તેમાં જેને સોનાના ગઠ્ઠા મળી જાય, શું તે પરમ ભાગ્યશાળી નથી! રમાનાથના મનમાં કેટલાય દિવસો સુધી સંગ્રામ થતો રહ્યો. જાલપાની સાથે તેનું જીવન કેટલું નિરસ, કેટલું કઠિન થઈ જશે! તે પતિ પત્નીમાં પોતાનો ધર્મ અને સત્ય લઈને ખડી થઈ જશે અને તેનું જીવન એક દીર્ઘ તપશ્ચર્યા, એક સ્થાયી સાધના જેવું બની જશે. સાત્વિક જીવન કદિ તેનો આદર્શ રહ્યો ન હતો. સાધારણ મનુષ્યોની માફક તે પણ ભોગવિલાસ કરવા ચાહતો હતો. તેનું વિલાસાસક્ત મન જાલપા તરફથી હટીને જોહરા તરફ ખેંચાયું. તેને ધનવાનોની વેશ્યાઓના દાખલા યાદ આવવા લાગ્યા. તેની જ સાથે ગ્રામવૃત્તિની ગૃહિણી એવા નમુના પણ યાદ આવવા લાગ્યા. તેણે નિશ્ચય કર્યો કે એ સર્વ પાખંડ છે. નથી કોઈ જન્મથી નિર્દોષ કે નથી કોઈ દોષિત, એ બધું પરિસ્થિતિ પર આધાર રાખે છે

જોહરા રોજ આવતી અને જવાનો એક આદ વધુ લગાતી ગઈ. આવી સ્થિતિમાં સંયમી પુરુષનું આસન પણ ડોલી જાય. રમાનાથ તો વિલાસી હતો. અત્યારસુધી તો તે આટલેથી અટકી ન શક્યો હતો. તેનું કારણ એ કે, જેવી તેને પાંખ આવી કે તરતજ તેને પોતાના પિંજરામાં પૂરી દેવામાં

આવ્યો કેટલાક દિવસ પિંજરાની બહાર રહીને પણ તેનાથી ઉડવાનું સાહસ ન થઈ શક્યું હવે તેની સામે નવીન દશ્ય હતું. તે કાંઇ નાનું સરખું ફુલ્લીઓવાળું પિંજરૂં ન હતું: પરંતુ ફૂલોથી લહરાતો બાગ હતો; જ્યાંની કેદમાં પણ સ્વાધીનતાનો આનંદ હતો. તે એ બાગમાં ક્રીડાનો આનન્દ શા માટે ન ઉડાવે !

## ૨૧

રમાનાથ જેમ જેમ જોહરાના પ્રેમપાશમાં ફસાતો જતો હતો તેમ તેમ પોલીસના અધિકારી વર્ગ તેના તરફથી નિઃશંક થતા જતા હતા. તેના ઉપર જે અંકુશો મુકવામાં આવ્યા હતા તે ધીમે ધીમે, ઢીલા થવા લાગ્યા. તે એટલે સુધી કે, એક દિવસ સાંજે ડેપ્યુટીસાહેબ સહેલ કરવા ગયા તો સાથે રમાનાથને પણ મોટરમાં બેસાડતા ગયા. જ્યારે મોટર દેવીદીનની દુકાન સામેથી પસાર થઇ ત્યારે રમાનાથે પોતાનું માથુ એવી રીતે અંદર ખેંચી લીધું કે, કોઇની નજર ન પડી જાય જાલપા છે કે ચાલી ગઇ છે, એ જાણવાની તેને ઘણીજ ઉત્સુકતા હતી; પરંતુ તે પોતાનું માથું બહાર ન કાઢી શક્યો મનમાં તો તે પણ હજી સમજતો હતો કે, મે જે રસ્તો પકડયો છે તે, કાંઇ બહુ સારો નથી. પરંતુ એ જાણવા છતાં તે એ રસ્તો છોડવા ચાહતો ન હતો. દેવીદીનને જોતાં તેનુ મસ્તક આપોઆપ ઝૂકી જતુ; તે કોઇ દલીલથી પોતાનો પક્ષ સિદ્ધ ન કરી શકતો. તેને એમ લાગ્યું કે, મારે માટે સૌથી ઉત્તમ માર્ગ એજ છે કે, તેને ગળવા કરવાનુંજ છોડી દઉ આ શહેરમાં ત્રણ પ્રાણીઓને છોડીને કોઇ ચોથા માણસ સાથે તેને પરિચય ન હતો, કે જેની આલોચના કે તિરસ્કારનો તેને ભય હોય.

મોટર આમતેમ ફરતી ફરતી હાબડા બીજ તરફ જઇ રહી હતી. એટલામાં રમાનાથની નજર માથા ઉપર મંગાજળનો ઘડો રાખીને ઘાટ ઉપરથી આવતી સ્ત્રી ઉપર પડી તેનાં કપડાં ઘણા મેલાં થઇ રહ્યાં હતાં અને તે એટલી કૃશાંગી હતી કે ઘડાના ભારથી તેની ગરદન દબાઇ જતી હતી. તેની ચાલ કાંઇક જાલપાની ચાલને મળતી આવતી લાગી. તેને લાગ્યું કે જાલપા અહીં શું કામ આવશે, પરંતુ એકજ પળમાં મોટર આગળ વધી ગઇ અને રમાનાથને એ સ્ત્રીનું મુખ દેખાયું. તેની છાતી જાણે બંધ થઇ ગઇ. તે જાલપા જ હતી તેણે પોતાનું માથુ છુપાવીને પાછુ ફરીને જોયું. બેશક તે જાલપા હતી. પરંતુ કેટલી દુર્બળ ! કેમ જાણે કોઇ વૃદ્ધા, અનાથા ન હોય ! ન હતી તે કાન્તિ, ન હતુ તે લાવણ્ય, ન હતી તે ચંચળતા, ન હતો તે ગર્વ. રમાનાથ હૃદયહીન ન હતો. તેની આંખો સજળ થઇ ગઇ. જાલપા આ દશામાં ! અને તેય મારા જીવતાં ! જરૂર દેવીદીને તેને કાઢી મૂકી હશે અને તે મજુરણ બનીને પોતાનો નિર્વાહ કરી રહી હશે. નહિ. દેવીદીન એટલો નિર્દય નથી જાલપાએ પોતેજ તેના આશ્રયમાં રહેવાનું કબૂલ ન કર્યું હશે. માનિની છે જ ને. કોને ખબર શી વાત છે !

મોટર દૂર નીકળી આવી હતી. રમાનાથની બધીય ચંચળતા, બધાય ભોગવિલાસ ગેબ થઇ ગયાં હતાં. મલિનવસના, દુઃખિની જાલપાની એ મૂર્તિ તેની આંખો સામે ખડી હતી. કોને કહે ? શું કહે ? અહીં કોણ પોતાનુ છે ! જાલપાનું નામ પણ જબાન ઉપર આવી જાય તો બધાય ચોંકી પડે અને ફરી ઘરમાંથી બહાર નિકળવાનું પણ બંધ કરી દે. ઓહ ! જાલપાના મુખ ઉપર શોકની કેવી ઘેરી છાયા હતી ! આંખોમાં કેટલી નિરાશા હતી ! આહ, એ સંકોચાઇ ગએલી આંખોમાં

જાણે ગભરાએલાં હૃદયમાંથી નીકળતી કેટલી આહ માથાથી ઉપર નીકળતી માલમ પડતી હતી ! કેમ જાણે તેના ઉપર કદિ હાસ્ય આવ્યું જ નહિ હોય; જાણે એ કળિ ખીલ્યા વિના જ ચીમળાઇ ગઇ !

થોડી વાર પછી જોહરા આવી; ઠમકતી, હસતી, લચકતી; પરંતુ આજે રમાનાથ તેનાથી પણ અતડો ને અતડો રહ્યો

જોહરાએ પૂછ્યું: "આજે કોઇની યાદ આવી રહી છે કે શું ?"

એટલું કહેતાં તેણે પોતાના કોમળ, માખણ જેવા નરમ હાથ તેની ગરદનમાં નાખીને પોતાની તરફ તેને ખેંચ્યો. રમાનાથે પોતાના તરફથી જરા પણ જોર ન કર્યું. તેનાં હાથ ઉપર પોતાનું મસ્તક મૂકી દીધું; કેમ જાણે કે એ જ તેનો આશ્રય ન હોય.

જોહરાએ કોમળતામાં ડૂબેલા સ્વરે પૂછ્યું: "સાચું કહો, આજે આટલા ઉદાસ કેમ છો ? શું મારાથી કોઇ વાતે નારાજ થયા છો ?"

આવેશથી કંપતા સ્વરે રમાનાથે કહ્યું: "નહિ જોહરા, તે મારા ઉપર, અભાગી ઉપર જે દયા કરી છે, તેને માટે હું હમેશાં તારો એહસાનમન્દ રહીશ. જે વખતે મારાં જીવનની તૂટેલી નૌકા ગોતાં ખાઇ રહી હતી તે વખતે તે મને સંભાળી લીધો. એ દિવસ મારી જીંદગીનો સૌથી વધુ મુબારક દિવસ છે, અને તેની સ્મૃતિને હું મારા દિલમાં બરાબર પૂજતો રહીશ. પરંતુ અભાગિયાઓને મુસીબત વારંવાર પોતાના તરફ ખેંચે છે. પ્રેમનું બંધન પણ તેને એ તરફ ખેંચાતું અટકાવી શકતું નથી. મેં આજે જાલપાને જે સૂરતમાં જોઇ છે, તે મારા દિલને ભાલાની માફક વીંધી રહી છે. તે આજે ફાટેલાં મેલાં કપડાં પહેરીને માથા ઉપર ગંગાજળનો ઘડો રાખીને ચાલી જતી હતી. તેને આ હાલતમાં જોઇને મારું દિલ ટુકડા ટુકડા થઇ ગયું. મને મારી જીંદગીમાં કદિ આટલું દુઃખ થયું ન હતું. જોહરા ! કહી નથી શકતો તેના ઉપર શી વાત વીતી રહી છે."

જોહરાએ પૂછ્યું: "એ તો પેલા બુઢ્ઢા માલદાર ખટીકને ઘરે હતી ને ?"

રમાનાથ: "હા; હતી તો ખરી; પરંતુ તે સાથી કેમ ચાલી ગઇ તે કહી નથી શકતો. ઇન્સ્પેક્ટર સાહેબ મારી સાથે હતા. તેમની સમક્ષ હું તેમને કંઇ પૂછી પણ ન શક્યો. હું જાણું છું કે તે મારા તરફ જોતાં મુખ ફેરવી લેત અને કદાચ મને તુચ્છ સમજત. પરંતુ મને ઓછામાં ઓછું એટલું તો માલુમ પડી જાત કે તે અત્યારે આવી દશામાં કેમ છે. જોહરા, તું મને ચાહે દિલમાં ગમે તે સમજી રહી હોય, પરંતુ હું તો એજ વિચારમાં મગ્ન છું કે તને મારા ઉપર પ્રેમ છે. અને પ્રેમ કરવાવાળા તરફથી આપણે ઓછામાં ઓછી હમદર્દીની તો આશા રાખીએ છીએ. અહીં એવો એક પણ માણસ નથી કે જેની સમક્ષ હું મારા દિલની કોઇક હાલત કહી શકું. તને પણ, મને રસ્તા ઉપર ભાગ્યાને ઓરેજ ઓફરવાથી આવી હતી. પરંતુ તને મારા ઉપર દયા આવી. કદાચ, પડી ગયેલા માણસને ઠોકર મારવાનું તને મુનાસિબ ન લાગ્યું હો. જો આજે તારી અને મારી વચ્ચે કોઇ કારણસર અણબનાવ થઇ જાય તો શું કાલે મને મુસીબતમાં જોઇને મારી સાથે તું જરા પણ હમદર્દી નહિ કરે ? શું મને ભૂખે મરતો જોઇને મારી સાથે, માણસ કૂતરા સાથે કરે છે એથી જરા પણ વધારે સરસ વર્તન તું ન કરે ? મને તો એવી આશા નથી. જ્યાં એક વાર પ્રેમે વાસ કર્યો હોય, ત્યાં હવે ઉદાસીનતા

આવ્યો કેટલાક દિવસ પિંજરાની બહાર રહીને પણ તેનાથી ઉડવાનું સાહસ ન થઈ શક્યું. હવે તેની સામે નવીન દૃશ્ય હતું. તે કોઇ નાનું સરખું ફુલ્લીઓવાળુ પિંજરું ન હતું: પરંતુ ફૂલોથી લહરાતો બાગ હતો, જ્યાંની કેદમાં પણ સ્વાધીનતાનો આનંદ હતો તે એ બાગમાં ક્રીડાનો આનન્દ શા માટે ન ઉડાવે !

## ૨૧

રમાનાથ જેમ જેમ જોહરાના પ્રેમપાશમાં ફસાતો જતો હતો તેમ તેમ પોલીસના અધિકારી વર્ગ તેના તરફથી નિઃશંક થતા જતા હતા તેના ઉપર જે અંકુશો મુકવામાં આવ્યા હતા તે ધીમે ધીમે, ઢીલા થવા લાગ્યા. તે એટલે સુધી કે, એક દિવસ સાંજે ડેપ્યુટીસાહેબ સહેલ કરવા ગયા તો સાથે રમાનાથને પણ મોટરમાં બેસાડતા ગયા. જ્યારે મોટર દેવીદીનની દુકાન માંમેથી પસાર થઇ ત્યારે રમાનાથે પોતાનું માથુ એવી રીતે અંદર ખેચી લીધું કે, કોઇની નજર ન પડી જાય જાલપા છે કે ચાલી ગઇ છે, એ જાણવાની તેને ઘણીજ ઉત્સુકતા હતી; પરંતુ તે પોતાનુ માથુ બહાર ન કાઢી શક્યો મનમા તો તે પણ હજી સમજતો હતો કે, મે જે રસ્તો પકડયો છે તે, કાંઇ બહુ સારો નથી પરંતુ એ જાણવા છતાં તે એ રસ્તો છોડવા ચાહતો ન હતો. દેવીદીનને જોતા તેનુ મસ્તક આપોઆપ ઝુકી જતુ; તે કોઇ દલીલથી પોતાનો પક્ષ સિદ્ધ ન કરી શકતો. તેને એમ લાગ્યુ કે, મારે માટે સૌથી ઉત્તમ માર્ગ એજ છે કે, તેને ગળવા કરવાનુજ છોડી દઉ આ શહેરમાં ત્રણ પ્રાણીઓને છોડીને કોઇ ચોથા માણસ સાથે તેને પરિચય ન હતો, કે જેની આલોચના કે તિરસ્કારનો તેને ભય હોય.

મોટર આમતેમ ફરતી ફરતી હાબડા બીજ તરફ જઇ રમાનાથની નજર ઘડો રાખીને ઘાટ .. પડી તેનાં કપડાં ઘણા મેલાં અને તે એટલી કૃશાંગી હતી ભારથી તેની ગરદન દબાઇ જતી હ ચાલ કાંઇક જાલપાની ચાલને મળતી આ લાગી. તેને લાગ્યું કે જાલપા અહીં શું કામ આવશે, પરંતુ એકજ પળમાં મોટર આગળ વધી ગઇ અને રમાનાથને એ સ્ત્રીનુ મુખ દેખાયું. તેની છાતી જાણે બંધ થઇ ગઇ. તે જાલપા જ હતી. તેણે પોતાનું માથુ છુપાવીને પાછુ ફરીને જોયું. બેશક તે જાલપા હતી. પરંતુ કેટલી દુર્બળ ! કેમ જાણે કોઇ વૃદ્ધા, અનાથા ન હોય ! ન હતી તે કાન્તિ, ન હતુ તે લાવણ્ય, ન હતી તે ચંચળતા, ન હતો તે ગર્વ, રમાનાથ હૃદયહીન ન હતો તેની આંખો સજળ થઇ ગઇ. જાલપા આ દશામાં ! અને તેય મારા જીવતાં ! જરૂર દેવીદીને તેને કાઢી મૂકી હશે અને તે મજુરણ બનીને પોતાનો નિર્વાહ કરી રહી હશે નહિ. દેવીદીન એટલો નિર્દય નથી જાલપાએ પોતેજ તેના આશ્રયમાં રહેવાનું કબૂલ ન કર્યું હશે માનિની છે જ ને કોને ખબર શી વાત છે !

મોટર દૂર નીકળી આવી હતી. રમાનાથની બધીય ચંચળતા, બધોય ભોગવિલાસ ગેબ થઇ ગયાં હતાં. મલિનવસના, દુઃખિની જાલપાની એ મૂર્તિ તેની આંખો સામે ખડી હતી. કોને કહે ? શું કહે ? અહીં કોણ પોતાનુ છે ? જાલપાનુ નામ પણ જબાન ઉપર આવી જાય તો બધાય ચોકી પડે અને ફરી ઘરમાંથી બહાર નિકળવાનું પણ બંધ કરી દે. ઓહ ! જાલપાના મુખ ઉપર શોકની કેવી ઘેરી છાયા હતી ! આંખોમાં કેટલી નિરાશા હતી ! આહ, એ સંકોચાઇ ગએલી આંખોમાં

જડી ગએલાં હૃદયમાંથી નીકળતી કેટલી આહ માથાથી ઉપર નીકળતી આલમ પડતી હતી ! કેમ જાણે તેના ઉપર કદિ હાસ્ય આવ્યુંજ નહિ હોય; જાણે એ કદિ ખીલ્યા વિના જ ચીમળાઇ ગઇ !

થોડી વાર પછી જોહરા આવી; ઠમકતી, હસતી, લચકતી; પરંતુ આજે રમાનાથ તેનાથી પણ અતડો ને અતડો રહ્યો.

જોહરાએ પૂછ્યું: " આજે કોઇની યાદ આવી રહી છે કે શું ? "

એટલું કહેતાં તેણે પોતાના ગોળ, માખણ જેવા નરમ હાથ તેની ગરદનમાં નાખીને પોતાની તરફ તેને ખેંચ્યો. રમાનાથે પોતાના તરફથી જરા પણ જોર ન કર્યું. તેનાં હૃદય ઉપર પોતાનું મસ્તક મૂકી દીધું; કેમ જાણે કે એ જ તેનો આશ્રય ન હોય

જોહરાએ કોમળતામાં ડૂબેલા સ્વરે હા; મે
" સાચું કહો ,આજે આટલા
છો ? શું મારાથી કોઇ વાતે પડો રદ ! "
છો ? " કહું છુ અહીંથી

આવેશથી કંપતા
" નહિ જોહરા, તેં . ! હવે તો બકરીને પણ ઉપર જે દયા કરી કેમ ન આવે ! ચાલ તારો એહસાનમનકતા દૂ. "
જીવનની તૂટેલી હોડીને તેમણે જોહરાને હાથ પક-
તે વખતે તેડી
મારી જી
છે, અ રમાનાથે તેના હાથને ઝટકો મારીને
" હું કહી ચૂક્યો કે, આપ અહીંથી
બરાબર જાવ. જોહરા આ વખતે જઇ શકે
મુશીબ નથી. જો તે ગઇ તો હું તેનું તેમજ
પ્રેમનું મારું બન્નેનું ખૂન પી જાઇશ. જોહરા મારી
આટ છે અને જ્યાંસુધી હું છુ ત્યાંસુધી કોઇ તેના
ને તરફ આંખ ઉઠાવી શકે નહિ. "
આ
એમ કહેતાં કહેતાં તેણે દારોગાસાહેબનો

ગંગાજળનો ઘડો રાખીને ચાલી જતી હતી તેને આ હાલતમાં જોઇને મારું દિલ ટુકડા ટુકડા થઇ ગયું. મને મારી જીંદગીમાં કદિ આટલું દુખ થયું ન હતુ. જોહરા ! કહી નથી શકતો તેના ઉપર શી વાત વીતી રહી છે. "

જોહરાએ પૂછ્યું: " એ તો પેલા જજ માસ્તર ખટીકને ઘરે હતીને ? " બચ્ચાને

રમાનાથ: " હા; હતી નાખુ. શેતાનનો તે સાથી કેમ ચાલી
ઇન્સ્પેક્ટર એ " બકવા દો, એની મેળે ચાલ્યો
સમક્ષ "
રમાનાથ: " ચાલ્યો ગયો ! "

જોહરાએ મગ્ન થઇને કહ્યું: " તમે ઘણુંજ સારું કર્યું કે સુવ્વરને બહાર કાઢી મુક્યો અને લઇ જઇને હેરાન કરતો હતો. શું તમે સાચેસાચ તેને મારત ? "

રમાનાથ: " હું તેને જાન લઇને જ છોડત. હું તે વખતે મારા પોતાના કાબુમાં ન હતો. કોણ જાણે તે વખતે મારામાં ક્યાંથી એટલી બધી તાકાત આવી ગઇ હતી. "

જોહરા. " અને જો તે કાલથી મને ન આવવા દે તો ? "

રમાનાથ " કોણ ? જો આ વખતે તે જરા પણ ફાયર મારશે તો ગોળી લગાવી દઇશ. જોઇ જો, કબાટ ઉપર પિસ્તોલ રાખી છે. તું હવે મારીજ છે, જોહરા ! મેં મારું સર્વ કાંઇ તારા કદમ ઉપર અર્પણ કરી દીધુ છે અને તારું સર્વ કાંઇ મેળવીને જ હું સંતુષ્ટ થઇ શકીશ. તું મારી છે, હું તારો છું. જ્યાંસુધી હું મરી ન જાઉં ત્યાં સુધી આપણી વચ્ચે આવવાની કોઇ ત્રીજા સ્ત્રી કે પુરૂષની મગદૂર નથી. "

જોહરાની આંખો ચમકી રહી હતી તેણે

રમાનાથની ગરદનમાં હાથ નાખીને કહ્યું: " એવી વાત મુખમાંથી ન કાઢો, વ્હાલા!"

## ૨૨

આખો દિવસ રમાનાથ ઉદ્વેગના જંગલમાં ભટકતો રહ્યો. કદિ નિરાશાની અન્ધકારમય ઘટાઓ સામે આવી જતી; કદિ આશાની લહરાતી હરિયાળી આવી જતી. જોહરા ગઇ પણ હશે ? અહીંથી તો ઘણી સાખી ચોડી વાતો કરીને ગઇ હતી. તેને શી ગરજ છે ? આવીને કહી દેશે કે મુલાકાત નહિ થઇ. કાંઇ દગો તો નહિ કરે ને ? કદાચ જઇને ડેપ્યુટી સાહેબને બધી કથા કહી સંભળાવે. બિચારી જાલપા ઉપર બેઠાં બેઠાં આફત આવી જાય. શું જોહરા એટલી નીચ પ્રકૃતિની થઇ શકે છે ? કદિ નહિ; જો જોહરા એટલી બેવફા, એટલી દગાબાજ હોય તો આ દુનિયા રહેવાને લાયક નથી. જેટલું જલદી માણસ મોં પર કાલિમા લગાડીને ડૂબી મરે તેટલું સારૂં. નહિ, જોહરા મારી સાથે દગો નહિ કરે. તેને એ દિવસ યાદ આવ્યો, જ્યારે તે કચેરીમાં આવતાની સાથેજ જાલપા લપકી જઇને તેના ખિસ્સાં ખોળતી હતી અને રૂપીયા કાઢી લેતી હતી, તે જાલપા આજે આટલી સત્યવાદિની થઇ ગઇ. ત્યારે તે પ્યાર કરવાની વસ્તુ હતી; અત્યારે તે ઉપાસનાની વસ્તુ છે. જાલપા ! હું તારે યોગ્ય નથી. જે ઉંચાઇ ઉપર તું મને લઇ જવા ચાહે છે, તે ઉંચાઇ સુધી પહોંચવાની મારામાં શકિત નથી. ત્યાં પહોંચીને કદાચ હું ચક્કર ખાઇને પડી જાઉં. હું હજી પણ તારા ચરણો પર માથું નમાવું છું. હું જાણું છું કે તેં મને તારા હૃદયમાંથી કાઢી નાખ્યો છે. તું મારાથી વિરકત થઇ ગઇ છે; તને હવે મારા ડૂબવાનું દુઃખ નથી, તેમ તરવાની ખુશાલી પણ નથી; પરંતુ કદાચ હજી પણ મારા મરવાના અથવા કોઇ ઘોર સંકટમાં ફસાઇ જવાની ખબર સાંભળીને તારી આંખોમાંથી આંસુ સરી પડશે. કદાચ તું મારી લાશ જોવા આવે. હા ! પ્રાણ કેમ નીકળી નથી જતો, કે તારી નિગાહમાં આટલો નીચ તો ન રહું.

જાલપાની વાત પોતે ન માનવાની ભૂલ કરી, તેથી હવે રમાનાથને ઘોર પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો. જો તેણે જાલપાના આદેશ અનુસાર જજની તપાસમાં પોતાનું બ્યાન બદલી દીધું હોત, ધમકીમાં ન ફસાઇ જતાં હિંમત મજબૂત રાખી હોત તો તેની આ દશા શાની થાત ! જાલપાની સાથે તે બધી કઠિનાઇઓનો પાર પામી જાત, એવો તેને વિશ્વાસ હતો. તેની શ્રદ્ધા અને પ્રેમનું કવચ પહેરીને તે અજેય થઇ જાત. જો તેને ફાંસી દેવાઇ જાત તો તે હસતાં હસતાં ફાંસીપર ચઢી જાત.

પરંતુ પહેલાં તેનાથી ચાહે તે ભૂલ થઇ હોય, આ વખતે તો તે ભૂલથી નહિ, પરંતુ જાલપાની ખાતર આ કષ્ટ ભોગવી રહ્યો હતો. જો કેદ ભોગવવાની જ હોય તો રડી રડીને ભોગવવા કરતાં, હસી હસીને ભોગવવામાં આવે તે જ એના કરતાં વધારે સારૂં છે. આખરે પોલીસ અધિકારીઓના દિલમાં પોતાનો વિશ્વાસ જમાવવાને માટે તે બીજું શું કરે ? એ દુષ્ટો જાલપાને સતાવત, તેનું અપમાન કરત, તેના ઉપર જુઠો મુકદ્દમો ચલાવીને તેને સજા કરાવત. એ દશા તો એનાથીયે અસહ્ય હોત. તે દુર્બળ હતો. સર્વ અપમાન સહન કરી શકતો હતો; જાલપા તો કદાચ પ્રાણ પણ આપી દેત.

તેને આજે માલમ પડ્યું કે તે જાલપાને છોડી શકે એમ નથી; અને જોહરાને તજી

હેવાનું પણ તેને માટે અસંભવિત જેવું લાગતું હતું. શું તે બન્ને સ્ત્રીઓને પ્રસન્ન રાખી શકે એમ છે ? શું આવી દશામાં જાલપા તેની સાથે રહેવાનો સ્વીકાર કરશે ? કદિ નહિ; કદાચ જાલપા તેને કદિ ક્ષમા નહિ કરે ! કદાચ તેને એ આઘાત પણ પડી જાય કે, તેને જ ખાતર પોતે યાતના વેઠી રહ્યો છે તો પણ જાલપા તેને ક્ષમા નહિ કરે તે કહેશે, મારે માટે તમે તમારો આત્મા શા માટે કલંકિત કર્યો ? હું મારી રક્ષા જાતે કરી શકતી હતી.

દિવસભર તે આજ ગડમથલમાં પડી રહ્યો આંખો સડક તરફ લાગી રહી હતી. નહાવાનો સમય વીતી ગયો, ભોજનનો સમય પણ વીતી ગયો કોઈ વાતની પરવા ન હતી. છાપાં વાંચી દિલ બહલાવવા પ્રયત્ન કર્યો, નવલકથા લઈને બેઠો; પરંતુ કોઈપણ કામમાં ચિત્ત ન ચોંટ્યું. આજે દારોગાજી પણ ન આવ્યા. તેઓ તો રાતની ઘટનાથી રિસાયા કે શરમાયા હશે. કદાચ ક્યાંક બહાર ચાલ્યા ગયા હશે. રમાનાથે આ બાબતમાં કોઈને કાંઈ પૂછ્યું પણ નહિ.

સર્વ દુર્બળ માણસોની જેમ રમાનાથ પણ પોતાના પતનથી લજ્જિત થયો હતો. તે જ્યારે એકાંતમાં બેસતો ત્યારે તેને પોતાની દશા ઉપર દુઃખ થતું. શું તેની વિલાસવૃત્તિ આટલી પ્રબળ છે ? તે એટલો બધો વિવેક-શૂન્ય ન હતો કે, અધોગતિમાં પણ પ્રસન્ન રહે પરંતુ જ્યાં પેગ સોડા આવી પહોંચતા કે શરાબની પ્યાલીઓ આવી જતી, જોહરા સામે આવીને બેસી જતી. તેનો બધો વિવેક અને ધર્મજ્ઞાન નષ્ટ થઈ જતાં.

રાતના દશ વાગી ગયા પણ જોહરાનો કાંઈ પત્તો ન હતો. ફાટક બંધ થઈ ગયો. રમાનાથને હવે તેના આવવાની આશા ન રહી, પરંતુ તે છતાં તેના કાન તે તરફ જ લાગી રહ્યા હતા. શી વાત બની ? જાલપા તેને મળી જ નહિ કે તે જાલપાને મળવા ગઈ જ નહિ ? તેણે નિશ્ચય કર્યો કે જો કાલે જોહરા ન આવી તો તેને ઘેરે કોઈને મોકલીશ. તેને બે એક ઝોકાં આવી ગયાં અને સવાર થઈ ગયું. ફરી એજ વિકળતા શરૂ થઈ કોઈને ઘેરે મોકલી, જોહરાને બોલાવવી જોઈએ કાંઈ નહિ તો એટલી તો ખબર મળી જાય કે તે ઘેરે છે કે નહિ.

દારોગાની પાસે જઈને તે બોલ્યો " રાતે તો આપ ભાનમાં ન હતા "

દારોગાએ છાતી ફુલાવતાં કહ્યું " એમ વાત ન હતી. હું સહેજ આપને ચીડવી રહ્યો હતો. "

રમાનાથ " જોહરા રાત્રે આવી નહિ. જરા કોઈને મોકલી ખબર તો કરાવો કે શી વાત છે. કાંઈ નારાજ તો નથી થઈ ગઈને ? "

દારોગાએ બેદિલીથી કહ્યું: " તેને ગરજ હશે તો જાતે આવશે. કોઈને મોકલવાની જરૂર નથી. "

રમાનાથે ફરી આગ્રહ કર્યો. સમજી ગયો કે એ મહાશય રાતના રિસાઈ ગયા છે. એટલે શાન્તિથી તે ચાલી આવ્યો. હવે કોને કહે ? સર્વને આ વાત કહેવી એ તો શરમજનક લાગતું હતું. લોક સમજશે કે આ મહાશય જ એક રસિયા નીકળ્યા. દારોગા સાથે તો થોડો ઘનિષ્ટ સંબંધ બંધાઈ ગયો હતો.

બે દિવસ સુધી જોહરાનું દર્શન ન થયું. હવે તેના આવવાની કોઈ આશા ન રહી. રમાનાથે ધાર્યું કે આખરે બેવફા નીકળી.

તેના તરફથી કાંઇ આશા રાખવામાંજ મારી ભૂલ હતી કદાચ એમ પણ હોય કે પોલીસ અધિકારીઓએ તેને આવવાનીજ મનાઇ કરી દીધી હોય. કાંઇ નહિ તો મને એક પત્ર તો લખી શકતી હતી. મને કેટલો સ દેહ થયો. મેં નકામી મારાં દિલની વાત તેને કહી. કદાચ તે આ લોકોને બધી વાત કહી દે તો, ઉલટી આફત ગળે વળગી જાય, પરંતુ જોહરા બેવફાઇ નહિ કરી શકે. રમાનાથનો અંતરાત્મા એની સાક્ષી આપી રહ્યો હતો. એ વાત કોઇપણ રીતે તેનાથી સ્વીકારાતી ન હતી શરૂઆતના દશ પંદર દિવસ તો જોહરાએ જરૂર તેને લુબ્ધ કરવાની ચેષ્ટા કરી હતી પછી, અનાયાસે જ તેના વ્યવહારમાં પરિવર્તન થવા લાગ્યું હતું. તે કેમ વારંવાર સજળ નેત્રો કરીને કહેતી હતી, ' જુઓ બાબુજી મને ભૂલી ન જશો. ' તેની એ પ્રેમભરી વાતો યાદ આવી આવીને, કપટની શંકાને દિલમાંથી કાઢી નાખતી હતી જરૂર કોઇને કોઇ નવી વાત બની ગઇ છે. તે એકલો એકાન્તમાં બેસીને જોહરાનું સ્મરણ કરી, બચ્ચાંની માફક રડતો. શરાબ પ્રત્યે તેને ઘૃણા થઇ ગઈ દારોગાજી આવતા, ઇન્સ્પેક્ટર સાહેબ આવતા, પરંતુ રમાનાથને તેઓ સાથે પાંચ દશ મીનીટ બેસવાનું પણ ન ગમતું. તે ચાહતો હતો કે મને કોઇ ન છેડે, મારી સાથે કોઇ ન બોલે રસોઇયો જમવાને માટે બોલાવવા આવતો તો તે ધુરકી ઉઠતો. ક્યાંક ફરવા કે સહેલ કરવા જવાની તેને ઇચ્છા પણ થતી ન હતી. અહીં કોઈ તેનું હમદર્દ ન હતું; કોઈ તેનો મિત્ર ન હતો; એકાંતમાં મન મારીને બેસી રહેવામાં જ તેને ચિત્તની શાન્તિ મળતી હતી તેની સ્મૃતિઓમાં પણ હવે કોઈ આનન્દ ન હતો. નહિ, એ સ્મૃતિઓ તો જાણે તેના હૃદયમાંથી મટી ગઈ હતી તેના દિલ ઉપર એક પ્રકારનો વિરાગ છવાઈ રહ્યો હતો.

સાતમો દિવસ હતો આઠ વાગી ગયા હતા. આજે એક ઘણીજ સારી ફિલ્મ આવી હતી. એક પ્રેમકથા હતી દારોગાજીએ આવીને રમાનાથને કહ્યું એટલે તે જવા માટે તૈયાર થઈ ગયો. તે કપડાં પહેરી રહ્યો હતો એટલામાં જોહરા આવી પહોંચી. રમાનાથે એક વાર તેના તરફ આંખ ચઢાવીને જોયુ; પછી આયનામાં પોતાના વાળ સમા કરવા લાગ્યો ન કાંઈ બોલ્યો, કે ન કાંઈ કર્યુ. હા, જોહરાનું એ સાદુ, આભરણ વિનાનું સ્વરૂપ જોઇને તેને કાંઇક આશ્ચર્ય જરૂર થયું તેણે માત્ર એક સફેદ સાડી પહેરી હતી. આભુષણનો એક તાર સરખો તેના દેહ ઉપર ન હતો. ઓઠ સુકાઈ ગએલા હતા; અને ચહેરા ઉપર ક્રીડામય ચંચલતાને સ્થાને તેજમય ગંભીરતા ઝળકી રહી હતી.

તે એક મીનીટ ઉભી રહી. પછી રમાનાથની પાસે જઇને બોલીઃ " કેમ, મારાથી નારાજ થયા છો ? વિના ભૂલે ? કાંઈ પૂછ્યા ગાછ્યા વિના ? "

રમાનાથે હજી પણ કાંઈ જવાબ ન આપ્યો તે જોડા પહેરવા લાગ્યો. જોહરાએ તેનો હાથ પકડીને કહ્યુંઃ " હું આટલા દિવસ કેમ આવી નહિ, તેને માટે ખફાઓ છો ? "

રમાનાથે રિસાઇને જવાબ આપ્યો " જો તું હજી પણ ન આવત તો મારો શો અખત્યાર હતો ? તું આવી એ તારી દયા છે. "

એટલું કહેતાંની સાથે જ તેને વિચાર આવ્યો કે હું એની સાથે અન્યાય કરી રહ્યો છું. તે લજ્જિત નેત્રોથી તેની તરફ તાકવા લાગ્યો.

જોહરાએ હસીને કહ્યું " એ ઠીક દિલ્લગી છે. આપે જ તો એક કામ સોંપ્યું અને જ્યારે એ કામ કરીને પાછી ફરી તો આપ ચીડાઇ રહ્યા છો. શું તમે એ કામ એટલું બધું સહેલું સમજ્યું, હતું કે ચપટી વગાડતાંની સાથે પૂરૂં થઇ જાય ! તમે મને એ દેવી પાસે વરદાન લેવા માટે મોકલી હતી જે ઉપરથી ફુલ જેવી છે; અંદરથી પત્થર જેવી જે આટલી નાજુક હોવા છતા, પણ આટલી મજબુત છે."

રમાનાથે બેદિલીથી પૂછ્યું " છે ક્યાં ? શું કરે છે ?"

જોહરા " બેધા દિનેશને ઘરે છે, જેને ફાંસીની સજા થઇ ગઇ છે. તેને બે બાળકો છે; સ્ત્રી છે અને મા છે. દિવસભર એ બચ્ચાંને રમાડે છે. બુઢીને માટે નદી પરથી પાણી લાવે છે; પરન્તુ બધું કામકાજ કરે છે અને તેમને માટે મોટા મોટા માણસો પાસે ફાળો માગી લાવે છે. દિનેશના ઘરમાન કાંઇ મિલકત હતી, ન રૂપિયા હતા. એ લોકો ઘણી તકલીફમાં હતા. કોઇ મદદગાર સરખું પણ ન હતું, કે જે જઇને તેમને આશ્વાસન પણ આપે. જેટલા સાથી સોબતીઓ હતા તે સર્વ મુખ છુપાવી બેઠા. બે ત્રણ તો ઉપવાસ પણ થઇ ગયા હતા. જાલપાએ જઇને તેમને જીવાડી દીધા."

રમાનાથની બધી બેદીલી દૂર થઇ ગઇ તેણે જોડા કાઢી નાખ્યા. ખુરસી પર જઇને તે બેઠો અને બોલ્યો: " શું ઉભી કેમ રહી છે ! શરૂઆતથી બધું કહે, તેં તો વચમાંથી કહેવાની શરૂઆત કરી. એક વાત પણ છો-ડીશ નહિ તું પહેલાં તેની પાસે કેવી રીતે પહોંચી ? પત્તો કેવા રીતે લાગ્યો ?"

જોહરા " કાંઇ નહિ: પહેલાં એ દેવીદીન ખટિકની પાસે ગઇ તેણે દિનેશના ઘરનો પત્તો બતાવી દીધો. એટલે ઝટપટ ત્યાં જઇ પહોંચી "

રમાનાથ " તેં જઇને તેને બોલાવી ? તને જોઇને કાંઇ ચોંકી નહિ ? કાંઇક ચમકી તો જરૂર હશે !"

જોહરા હસીને બોલી " હું આ રૂપમાં ન હતી. દેવીદીનને ઘરેથી હું મારે ઘરે ગઇ. અને બ્રહ્મસમાજી સ્ત્રીનો સ્વાંગ સજ્યો. કોણ જાણે મારામાં એવી કઇ વાત છે કે જેથી બીજાઓને તરત પત્તો લાગી જાય છે કે હું કોણ છું અને શું છું ? બીજી બધી સ્ત્રીઓને જોઉં છું તો કોઇ તેમની તરફ આંખ સુદ્ધાં નહિ ઉઠાવે. મારૂં પહેરવા ઓઢવાનું એવું જ છે. હું ભડકાવે એવાં કપડાં કે ઘરેણાં બીલકુલ નથી પહેરતી. છતાં પણ સર્વ મારી તરફ આંખો ફાડી ફાડીને જુએ છે મારી અસલિયત નથી છુપાતી મને પણ એજ બીક હતો કે જાલપા મને ઓળખી ન જાય; પરંતુ મેં દાંત ખૂબ સાફ કરી લીધા હતા પાનનું નિશાન સુદ્ધાં ન રહ્યું હતું કોઇ કોલેજની શિક્ષિકા જેવી માલમ પડતી હતી એવા જ શિકલમાં હું ત્યાં પહોંચી. એવી સૂરત બનાવી લીધી કે તે તો શું પણ કોઇ બીજું પણ ન ઓળખી શકે પડદો ઢાળી રાખ્યો હતો મે દિનેશની માને કહ્યું: " હું અહીં યુનીવર્સીટીમાં ભણું છું. મારૂં ઘર મુંગેર હોવાનું જણાવ્યું બચ્ચાંને માટે મીઠાઇ લઇ ગઇ હતી. હમદર્દીનો પાઠ ભજવવા ગઇ હતી અને મને લાગે છે કે મે તે ઘણી સારી રીતે ભજવ્યો. બન્ને સ્ત્રીઓ બિચારી રડવા લાગી. હું પણ શાન્ત ન રહી શકી. તેઓને કદિ કદિ મળતા રહેવાનો વાયદો કર્યો એટલામાં ગંગાજળ લઇને જાલપા આવી પહોંચી મેં દિનેશની માતાને બંગાળી ભાષામાં પૂછ્યું: ' શું આ કામ કરનારી

મજુરણ છે ?' તેમણે કહ્યું '–નહિ, એ પણ તમારી જેમ અમારા લોકોના દુ:ખમાં ભાગ લેવાને આવી પહોંચી છે અહીં એનો પતિ કોઇ કચેરીમાં નોકર છે. બીજી તો કંઇ ખબર નથી. રોજ સવારે આવી પહોંચે છે, અને બાળકોને રમાડવા લઇ જાય છે હું મારા હાથે જ ગંગાજલ લઇ આવ્યા કરતી હતી. મને રોકી લીધી અને પોતે લાવવા લાગી છે. અમને તો એણે જીવનદાન આપ્યું. કોઇ આગળ પાછળ ન હતુ. બચ્ચાં દાણા દાણા માટે તલસતાં હતાં. જ્યારથી એ આવી ગઇ છે ત્યારથી અમને કાંઈ કષ્ટ નથી. કોણ જાણે, ક્યાં શુભ કર્મનું અમને આ વરદાન મળ્યું.' એ ઘરની સામે જ એક નાનો સરખો પાર્ક છે. મહોલ્લાભરના છોકરાંઓ ત્યાં રમ્યા કરે છે. સાંજ થઇ ગઇ હતી. જાલપાદેવીએ બન્ને બાલકોને લીધાં અને પાર્ક તરફ ચાલવા માંડ્યું. હું જે મીઠાઇ લઇ ગઇ હતી તેમાંથી એક એક મુઠ્ઠીએ બાળકોને આપી હતી. બન્ને કૂદવા નાચવા લાગ્યાં. બચ્ચાંની આ ખુશીથી મને રડવુ આવી ગયું. બન્ને મીઠાઇ ખાતાં ખાતાં જાલપાની સાથે ગયાં. જ્યારે પાર્કમાં બન્ને બાલકો રમવા લાગ્યા ત્યારે જાલપા સાથે મારી વાતચીત થવા લાગી !"

રમાનાથે ખુરસી નજીક ખેંચી લીધી અને આગળ ડોકું કર્યું: " તેં કેવી રીતે વાતચીત શરૂ કરી ? "

જોહરા " કરી તો રહી છું. મેં પૂછયું– જાલપાદેવી તમે ક્યાં રહો છો ? ઘરની બન્ને સ્ત્રીઓદ્વારા તમારી મોટાઇની વાત સાંભળીને હું તમારા ઉપર આશક થઈ ગઇ છું. "

રમાનાથ. " આ શબ્દો કયા હતા તેં ? "

જોહરા " હા, જરા મજાક કરવાનું મન થયું. તે મારી તરફ તાજુબીથી જોઇને બોલી. ' તમે તો બંગાલણ નથી લાગતાં.' મે કહ્યું, ' હું મુંગેરની રહેવાસી છું. અને ત્યાં મુસલમાની સ્ત્રીઓની સાથે ઘણી મળતી રહું છુ. તમને કદિ કદિ મળવાનું મન થતુ હતુ. આપ ક્યાં રહો છો ? કદિ કદિ બે ઘડી માટે ચાલી આવીશ. આપની પાસે ઘડી બે ઘડી બેસતાં હું પણ કાંઇક આદમીયત શીખી જઇશ. '

જાલપાએ શરમાઇ જઇને કહ્યું: " તમે તો બનાવો છો. ક્યાં તમે કોલેજમાં ભણવાવાળાં, અને ક્યાં હું અભણ ગમાર સ્ત્રી ! તમને મળ્યા તો હું ખરી માણસ બની જઇશ.' જ્યારે ઇચ્છા થાય ત્યારે અહીં ચાલી આવજો. આજ મારું ઘર સમજજો.

મેં કહ્યું ' તમારા સ્વામીજીએ તમને આટલી સ્વતંત્રતા આપી રાખી છે ! ઘણા સારા વિચારના માણસ હશે. કઇ કચેરીમાં નોકર છે ?

જાલપા પોતાના નખ તરફ જોતાં બોલી: ' પોલીસમાં ઉમેદવાર છે ! '

મેં તાજુબ થઇને પૂછ્યું: ' પોલીસનો માણસ થઇને તે તમને અહીં આવવાની છુટ આપે છે ? '

જાલપા આ પ્રશ્નને માટે તૈયાર લાગતી ન હતી. કાંઇક ચોંકી જઇને બોલી. ' તેઓ મને કાંઇ નથી કહેતા...મે તેમને અહીં આવવાની વાત કરી નથી. તેઓ ઘરે ઘણી ઓછી વાર આવે છે. ત્યાં પોલીસ વાળાઓની સાથેજ રહે છે. '

તેણે એકી સાથે ત્રણ જવાબ આપ્યા. છતાં પણ તેને શંકા થઇ રહી હતી કે એમાં કોઇ જવાબ વિશ્વાસને લાયક નથી.

તે કોઈક ખસિયાણી પડી જઈને બીજી તરફ જોવા લાગી.

મેં પૂછ્યું. 'તમે તમારા સ્વામીને કહીને કોઈપણ રીતે, આ કેદીઓના કેસમાં ખોટી જુબાની આપનારા પેલા તાજના સાક્ષીની મુલાકાત કરાવી દેશો ?"

રમાનાથની આંખો પહોળી થઈ ગઈ અને છાતી ધક ધક થવા લાગી.

જોહરા બોલી: " એ સાંભળીને જાલપાએ મારા તરફ વેધક દૃષ્ટિ કરીને પૂછ્યું. 'તમે તેને મળીને શું કરશો ?'

મે કહ્યું 'તમે મુલાકાત કરાવી શકો છો કે નહિ ? હું તેને એ પૂછવા ચાહું છું કે તમે આટલા આદમીઓને ફસાવીને શું મેળવ્યું ? જોઈશ તે શો જવાબ આપે છે'

જાલપાનો ચહેરો સખ્ત થઈ ગયો. તે બોલી: 'તે એમ કહી શકે છે કે મે મારા સ્વાર્થને ખાતર કર્યું ! સર્વ માણસ પોતાનો સ્વાર્થ શોધે છે. મેં પણ શોધ્યો. જો પોલીસના સેંકડો માણસોને કોઈ આ પ્રશ્ન નથી કરતું તો તેને એ પ્રશ્ન શા માટે કરવામાં આવે ? એથી કાંઈ ફાયદો નથી.'

મેં કહ્યું. 'ઠીક ધારી લો કે તમારા પતિ એવી રીતે તાજ તરફથી સાક્ષી આપે તો તમે શું કરો ?'

જાલપાએ મારા તરફ ગભરાયલી નજરે જોઈને કહ્યું 'તમે મને એ પ્રશ્ન શા માટે કરો છો ? તમે ખુદ તમારા દિલમાં એનો જવાબ કેમ નથી શોધતા ?' મેં કહ્યું 'હું તો તેમની સાથે કદિ ન બોલું, તેમ કદિ તેમની સૂરત પણ ન જોઉં.'

જાલપાએ ગંભીર ચિન્તાના ભાવથી કહ્યું. 'કદાચ હું પણ એમજ સમજું કે ન સમજું; તે કાંઈ કહી શકતી નથી. આખરે, પોલીસ અમલદારોને ઘરે પણ સ્ત્રીઓ તો છેજ ને ! તેઓ કેમ પોતાના માણસોને કાંઈ નથી કહેતી ? જેવી રીતે તેઓનાં હૃદય પોતાના મરદોના જેવાં થઈ ગયાં છે તેવી રીતે મારું હૃદય પણ એવુંજ થઈ જાય એ સંભવિત છે' એટલામાં અંધારું થઈ ગયું. જાલપા દેવીએ કહ્યું 'મને મોડું થઈ રહ્યું છે બચ્ચાં સાથે છે. કાલે બની શકશે તો ફરી મળીશું. આપની વાતોમાં ઘણો આનન્દ આવે છે.'

હું ચાલવા લાગી એટલે ચાલતાં ચાલતાં તેણે મને ફરી કહ્યું 'જરૂર આવજો. અહીંજ હું મળીશ આપની રાહ જોતી રહીશ.'

પરન્તુ દશેક પગલાં ચાલીને ફરી થોભીને તે બોલી " મે આપનું નામ તો પૂછ્યું પણ નહિ. હજી તમારી સાથે વાત કરતાં જીવ નથી ભરાયો. મોડું ન થતું હોય તો આવો, થોડી વાર વાતચીત કરીએ.'

હું તો એમ ઇચ્છતીજ હતી. મેં મારું નામ જોહરા કહી દીધું.

રમાનાથે પૂછ્યું: " પછી ? "

( અપૂર્ણ )






**બાલસાહિત્ય ગુચ્છ પુસ્તકો ૧૯થી૨૨:** સંપાદકો શ્રી ગિજુભાઇ અને શ્રી તારાબેન પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર મૂલ્ય દરેકનો દોઢ આનો

નં. ૧૯ તારાબેનના પાહુણા શ્રી તારાબેન આ પુસ્તકમાં તેમના રોજના મીઠા મહેમાનો, કાબર સક્કરખોરો વગેરે પક્ષીઓની મીઠી વાતો કહે છે. ઉપરાંત મોતીની કાળી (કુતરી)ની વાત અને એક પ્રવાસવર્ણન આપ્યું છે. નં ૨૦ માછીએ કહેલી: શ્રી મોંઘી બહેન આ પુસ્તકમાં ૧૯ માછીની કહેલી ચાર નાનકડી બોધદાયક વાર્તાઓ ગુજરાતના બાળકોને કહે છે. નં. ૨૧ જોયું ને આંખ ઠરી: શ્રી ગિજુભાઇ આ પુસ્તકમાં કુદરતમાંથી ડુંગર, ફુલો, પંખીડાં વગેરે લઇ એ સર્વ જોવા આંખ કેવી ઠરે છે તે બાળકોને સમજાવે છે નં. ૨૨ સદરપદર વાતો: એમાં શ્રી. ગિજુભાઈ બાળકોને પ્રિય થઇ પડે એવી રસભરી બાનીમાં પાંચ સરસ વાતો કહે છે આ પુસ્તકોની ભલામણ બાળકો માટે કરવાની જરૂર હવે રહી નથી દરેક માબાપ પોતાના બાળકોને આ પુસ્તકો આપે છે અને તેઓ તે હોંસે હોંસે વાંચે છે

**બાળવિનોદ માળા: પુસ્તક ૧થી૬.** લેખક અને પ્રકાશક શ્રી નાગરદાસ ઈ પટેલ ચિત્રકાર શ્રી. જગમોહન મીસ્ત્રી મૂલ્ય દરેકનું ત્રણ આના.

આ સચિત્ર બાળપુસ્તકોમાંના નં. ૧, ૨ અને ૪, ૫, ૬ શ્રી નાગરદાસે લખેલાં છે, નં. ૩ શ્રી 'મસ્તફકીરે' લખ્યું છે. નં. ૧ રતનીયો: એક તોફાની અને રીબાઉ વાદરાની કથા છે. નં. ૨ મોતીયો: એ કુર કુરીઆના તોફાનોની કથા કહે છે. નં. ૩ મણિયો: શ્રી. મસ્તફકીરે 'વીસમી સદી'માં લખેલી 'બિલાડ કુમાર'ની વાર્તા અહિં બાળકોને રૂચે એવી રીતે કહી છે. એમના મિત્ર છબીલદાસને ત્યાં જમ્યા પછી શ્રી મસ્તફકીર તેમને મોઢેથી એ વાર્તા સાંભળે છે પરંતુ વાર્તાના રસમાં બધા જમ્યા છે એ ભૂલી જવાય છે અને એમની વિમળાબાળી ફરી થાળીઓ પીરસે છે. નં ૪ ચતુરો: એક ચતુર અને અઘા શિયાળીઆની કથા છે નં. ૫: ઉંદરડેરા ઉંદરોની ચતુરાઇ અને સામર્થ્ય દર્શાવે છે નં ૬ ભુરિયો: એક રીંછકુમારની કથા છે આ સર્વ પુસ્તકોની લખાવટ, છપાઇ તેમજ ચિત્રો બાળકોને ગમી જાય તેવા છે.

**કેટલીક વાતો અને સંસાર ચિત્રો.** લેખક શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઈ પ્રકાશક શ્રી સાકરલાલ બુલાખીદાસ ઠાકોર, અમદાવાદ મૂલ્ય: રૂ ૧-૮-૦.

જુદા જુદા સામયિકોમાં પ્રકટ થયેલ દસ વાર્તાઓ અને પાંચ સંસાર ચિત્રો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે. શ્રી દેસાઇએ છેલ્લાં પચીસ વર્ષમાં લખેલી એ કૃતિઓ આજે અનેક દ્રષ્ટિએ ઉપયોગી જણાશે. વાર્તાઓમાંની ઘણીખરી પરભાષાના સાહિત્યમાંથી સૂચિત કે અનુવાદિત હોવા છતાં તેમને ગુજરાતી વાઘા સજાવવામાં શ્રી. દેસાઇએ સારી કુશળતા બતાવી છે. એમની ભાષા સારી અને સ્હેલી છે તેમજ શૈલિ સરલ છે. ઘણી વાર્તાઓ તેમજ સંસાર ચિત્રો સામાજીક વિષયો અને પ્રશ્નો ચર્ચે છે, એટલે સામાજીક વિષયોમાં રસ લેતા વાચકોને અને ખાસ કરીને સ્ત્રીવર્ગને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

**યૌવનનાં ઉલ્લાસ:** લેખક શ્રી ઇચ્છારામ... અ મહલ મૂલ્ય બાર આના

' આ પુસ્તકમાં લેખકે એમના સામાજીક લેખો, પત્રો અને નવલિકાઓનો સંગ્રહ કર્યો છે. લેખો અને પત્રોમાં દર્શાવેલા સામાજીક વિચારો તદન અસંબદ્ધ અને દુષ્ટ દર્શાવેલા છે. નથી એમાં જુના વિચારનું જડીપણું કે સુધારકની નિડરતા. નવલિકાઓ પણ અપરિપક્વ દશામાં છે; ખરું કહીએ તો એ ' નવલિકા ' નામને લાયક જ નથી. એમના પાત્રો જે વીજળી ઝડપે નિર્ણયો કરી નાંખે છે અને ચલાવે છે તે જોઇ સંસારના અનુભવીને તો નવાઇ જ લાગે. ખરું કે પાત્રાલેખન જેવું એ નવલિકામાં કશું નથી

**બાલકુમાર:** લેખક: સ્વ. ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ. પ્રકાશક. શ્રી પ્રદ્યોતકુમાર ભો. દીવેટીઆ મૂલ્ય. ચાર આના.

સ્વ. ભોગીન્દ્રરાવનું નામ ગુજરાતી સાહિત્યમાં સારી રીતે જાણીતું છે. અનેક નવલકથાઓ અને નવલિકાઓના લેખક તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી હતી. તેમની લખેલી એક બાલક્ષત્રિયની આ કથા બાળકોને જરૂર ગમશે. સ્વ. ભોગીન્દ્રરાવની શૈલિ સરલ અને ભાષા હંમેશા સાદી રહેતી. આ પુસ્તક બાલકો માટે હોઇ તેમણે વિશેષ કાળજી એ બાબત રાખી છે

**ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા:** તૃતીય દસ્ય: કર્તા શ્રી નારાયણ વિસનજી ઠક્કુર પ્રકાશક મેસર્સ. ધી જનરલ બુક ડીપો અને મેસર્સ સસ્તુ પ્રકાશક કાર્યાલય, મુંબાઇ મૂલ્ય રૂ ૪-૦-૦

ગુજરાતી સાહિત્યના નવલકથાના પ્રદેશમાં શ્રી. ઠક્કુરનું સ્થાન મહત્ત્વનું છે અને અત્યાર પહેલાં તેમણે અત્યંત લોકપ્રિયતા મેળવી છે. આ પુસ્તકના પ્રથમ બે ભાગ " ગુજરાતી " પત્રમાં વર્ષો પહેલાં કટકે કટકે પ્રકટ થતા હતા અને ત્યાર બાદ પુસ્તકાકારે પ્રકટ થવાને પણ લાંબો સમય વીતી ગયો છે. આ ત્રીજો ભાગ પહેલા બે ભાગો જેટલોજ આકર્ષક નવલકથાના રસિક વાચકવર્ગને જણાશે. આ ભાગમાં શ્રી ઠક્કુરે મુખ્યત્વે મીસ કેથેરાઇન મેયોના " મધર ઇન્ડીઆ "નો જવાબ વાળ્યો છે તે ઉપરાંત અસ્પૃશ્યોદ્ધારનો બળતો પ્રશ્ન પણ ગુંથ્યો છે ખરું પૂછાય મેયો એ હિંદમાં પ્રસરેલી કહેવાતી અનીતિનો જવાબ શ્રી ઠક્કુરે યૂરપ-અમેરિકામાં કેટલો બધો સડો છે તે બતાવીને સચોટ રીતે આપ્યો છે. ખાસ કરીને યૂરપ-અમેરિકામાં ત્યાંના સખ્ત કાયદાઓ છતાં સ્ત્રીઓનો વેપાર કેટલો છૂટથી થાય છે, તે શ્રી ઠક્કુરે બતાવ્યું છે એ પુસ્તકના ઉત્સુક વાચકો આ ભાગ વાંચ્યા પછી આ પછીના એના ચોથા ભાગ માટે રાહ જોઇ રહે તો નવાઇ નથી.

**જીવન પલટો** શ્રી ' સવિતા ' પ્રકાશક: ચિત્રમય સાહિત્ય કાર્યાલય, મુંબાઇ મૂલ્ય: રૂ. ૨-૮-૦

મૂળ અંગ્રેજી ઉપરથી અનુવાદ કરીને એક મુસ્લીમ બ્હેને આ નવલકથા ગુજરાતીમાં ઉતારી છે. અંગ્રેજી વાતાવરણને અનુકૂળ થાય તેવું તુર્કસ્તાનનું વાતાવરણ હોઇ, એ અનુવાદના પાત્રો તુર્કી રાખ્યા છે. એક મુસ્લીમ બ્હેનની ગુજરાતી ભાષા તરીકે આ પુસ્તકનો તેમનો પ્રયાસ ખરેખર અભિનંદનને પાત્ર છે. સાચી કેળવણી કોને કહી શકાય અને તેમાં આસ્તિકતા કેટલે અંશે હોવી જોઇએ, એ પ્રશ્નો આ કથામાં સરસ રીતે ચર્ચાયા છે અને માતપિતાઓને યોગ્ય દિશા બતાવવામાં અત્યંત સહાયભૂત થશે

**રાજરાજેશ્વરી:** લેખક અને પ્રકાશક શ્રી છોટુભાઇ નારણજી જોશી, બી. એ. મૂલ્ય રૂ ૧-૦-૦

શ્રી જોશીએ મહાભારતમાંથી ઉત્તરા અને અભિમન્યુની કથાનો લાભ લઇ તેના ઉપર આ નાટકની રચના કરી છે. ઉત્તરાને તેમણે 'રાજરાજેશ્વરી' પદવી નવાજી છે, કારણકે તેમની દલીલ મુજબ અભિમન્યુ રાજ્યનો ભાવિ વારસ હતો. પરંતુ પાંડવો અશ્વમેધ કરી રાજરાજેશ્વરો બને તે પહેલા કુરુક્ષેત્રમાં અભિમન્યુ ચક્રયુદ્ધમાં ખપી ગયો હતો. આ દૃષ્ટિએ ઉત્તરાને રાજરાજેશ્વરી ન કહી શકાય પાછળથી એનો પુત્ર ગાદીએ આવેલો એટલે તે વખતે એ રાજમાતા બનેલી. આ પુસ્તકમાં શ્રી જોશીએ વાપરેલા કેટલાક ભાષાપ્રયોગો અમને અયોગ્ય લાગ્યા છે. દાખલા તરીકે ૧૦ મે પાને યુધિષ્ઠિરના મુખમાં શબ્દો મુક્યા છે " (અમે) આપનો ઉપકાર માનવા અહીંઆં પધાર્યા છીએ " એવા શબ્દપ્રયોગો અનેક સ્થળે થયા છે બીજી આવૃત્તિમાં તે સુધરે એમ ઇચ્છીએ.

ગીત પ્રભાકર: લેખક: આચાર્યશ્રી અજિતસાગરસૂરિ. સંપાદક: મુનિશ્રી હેમેન્દ્રસાગરજી. મુલ્ય: રૂ ૧-૪-૦.

એક જૈન આચાર્યશ્રીએ લખેલા હોવા છતાં આ પુસ્તકમાં સંગ્રહાયલા ૪૦૦ ઉપર ગીતો સામાન્ય વાચકવર્ગને ઉપયોગી થાય એવાં છે. આચાર્યશ્રીએ અનેક વિષય ઉપર પોતાની કલમ ચલાવી છે, પરંતુ ભક્તિરસ આ ગીતોનો પ્રધાન રસ છે. ભાષા પણ સાદી અને સ્હેલી હોઈ તેમજ ગરબી, ગઝલ વગેરેના લોકપ્રિય ઢાળમાં ગીતો લખાયલા હોઈ જરૂર લોકપ્રિય થશે. મણીકાન્ત કાવ્યમાળાના કાવ્યોની જેમ આ પુસ્તકમાના અનેક કાવ્યો લોકજીભે ચઢી જાય તો નવાઈ નહિ.

સુમતિ: લેખક શ્રી. ધનવંત ઓઝા, મુલ્ય: છ આના.

આ પુસ્તિકામાં લેખક પૂઠાં ઉપર જણાવે છે તેમ થોડા સોનેટોનો સંગ્રહ છે. છપાઈની દૃષ્ટિએ જોતાં પુસ્તિકા જરૂર આકર્ષક છે, પરંતુ લેખકના કાવ્યો એટલાં બધાં ગહન છે કે અમે તે બિલકુલ સમજી શક્યા નથી, પ્રયત્ન કરવા છતાંય, એમ અમારે કબુલ કરવું જોઈએ

આખરી ફેંસલો: ભાગ ત્રીજો. સંપાદક: શ્રી. નટવરલાલ. મા. દવે પ્રકાશક. ગુર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય: રૂ. ૩-૦-૦

મહાત્માજીએ દાંડી જવા માટે આશ્રમમાંથી કુચ કરી ત્યારથી માંડીને છેવટ સુધીમાં સ્વરાજ્ય માટે શું પ્રયત્નો થયા તેનો અહેવાલ આપવાનો ઉદ્દેશ રાખી પ્રકટ થતી પુસ્તકમાળાનો આ ત્રીજો ભાગ છે એમાં ઈ. સ ૧૯૩૦માં કોન્ગ્રેસ અને સરકાર વચ્ચે સમાધાની કરાવવાના જે પ્રયત્નો થયા તેનો અહેવાલ વિગતવાર અપાયો છે. 'ડેલી હેરલ્ડ'ના પ્રતિનિધિ મી. સ્લોકોમ્બસે અને શ્રી સપ્રુ-જયકરે કરેલી શરૂઆતથી માંડીને ગાંધીજી ગોળમેજીમાં ભાગ લેવા ઈંગ્લંડથી ઉપડયા ત્યાં સુધીની હકીકત આ ભાગમાં સમાવી છે. આ પુસ્તકો ભવિષ્યમા વિગતવાર ઇતિહાસ તરીકે અત્યંત ઉપયોગી થશે એમાં શક નથી

નવનીત ભાગ ૧ લો: પ્રકાશક: શ્રી. મગનલાલ સં. પટેલ મુલ્ય: રૂ ૩-૦-૦.

શ્રી મગનલાલ પટેલે રચેલાં "સાદી શીખામણ"ના પુસ્તકોથી ગુજરાતી વાચક વર્ગ પરિચિત છે એજ પદ્ધતિએ અનેક ગ્રન્થો અને અનુભવોનું મંથન કરીને આ "નવનીત" તેમણે ગુજરાતને આપ્યું છે. એમાં બત્રીસ જુદા જુદા 'પ્રસંગો'ના પ્રકરણોમા જ્ઞાન અને આનંદ મળે એવા અનેક વિષયોનો તેમણે સંગ્રહ કર્યો છે. અનેક પુસ્તકો વાચવાનો જેમને અવકાશ ન મળતો હોય તેવાઓ માટે આ સારરૂપ પુસ્તક આવકારદાયી છે. ૨૫૦ પાનાના પુસ્તક માટે રૂ. ૩ની કીમત કંઈક વધારે પડતી જણાય.

સતિ શ્રી યશોદાબ્હેનનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર તથા દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી: લેખક: શ્રી. વિઠ્ઠલદાસ જે. કુરકુટીઆ, એમ, એ. પ્રકાશક: શ્રી. ઠક્કર મથુરદાસ દેવારામ સામાણી, બુધવાર પેઠ, પૂના, નં. ૨ અમૂલ્ય.

શ્રી નથુભાઈ શીવજીના પુત્રી, પ્રકાશકનાં ભાભીજી અને સ્વ. ખીમજીભાઈના પત્ની સદ્‌ગુણી યશોદા બ્હેન યશોદાએ પતિ પાછળ બળી મરી પ્રાણાર્પણ કર્યાની કથા છાપાના વાચકોના સ્મરણમાં હશે. તે વખતે મહાત્માજીએ એ બ્હેનના કર્મ પ્રતિ સામાજીક દૃષ્ટિએ અણગમો દર્શાવેલો અને એવાં બ્હેનોએ શાંત ચિત્ત રાખી શુદ્ધ વૈધવ્ય જીવન ગાળી સમાજસેવા કરવી જોઈએ એવો અભિપ્રાય દર્શાવેલો. એ બ્હેનનું ટુંક જીવનચરિત્ર બીજી બે કાવ્ય પ્રશસ્તિઓ સાથે આ પુસ્તકમાં આપ્યું છે. સાથી શ્રી સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થયેલ બંગાલીમાંથી અનુવાદિત બે કથાઓ આપવામાં આવી છે. જીજ્ઞાસુઓને આ પુસ્તક પોતે તેના બે આનાના સ્ટેમ્પ પ્રકાશકને મોકલવાથી વિના મુલ્ય મળી શકશે

નવયુગ વાચનમાળા: (૧) બાળપોથી (ભાગ ૧ લો): કીમત: બે આના (૨) બાળપોથી (ભાગ ૨ જો) કીમત: અઢીઆના (૩) પુસ્તક પહેલું: કીમત. સાડા ત્રણ આના યોજક શ્રી મગનલાલ ત્રિ. વ્યાસ. અને શ્રી લાલભાઈ ૨ દેસાઈ.

આ વાચનમાળાના બન્ને યોજકો નવીન શિક્ષણ પદ્ધતિના સારા અભ્યાસી હોઈ બાળમાં

ગની દૃષ્ટિએ તેમણે આ માળાની યોજના કરી છે. વાચનમાળા દ્વારા ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયોનું જ્ઞાન આપવાનો લોભ રાખવાને બદલે જીવનમાં ઉપયોગી થાય એવા સામાન્ય વિષયોનુ જ્ઞાન સાહિત્ય દૃષ્ટિએ સહેલી અને શાસ્ત્રીય પદ્ધતિએ આપવું, એવો ઉદ્દેશ રાખી આ વાચનમાળાની તેમણે રચના કરી છે અને તે ઉદ્દેશ સફળ થયો છે. ઉપરોક્ત પુસ્તકોની સુંદર અને સુઘડ છપાઈ, આકર્ષક ચિત્રો, બાળમાનસના ઉત્તરોત્તર વિકાસની દૃષ્ટિએ યોજાયેલા પાઠ, વગેરે આ માળાના પ્રધાન લક્ષણો છે. શિક્ષકોને માર્ગદર્શક થઇ પડે એવો 'પરિચય' પણ તેમણે જોડ્યો છે. વર્ષો પ્હેલાં ચાલતી સરકારી વાચનમાળાને સ્થાને આ માળાનો ઉપયોગ થાય તો આપણા બાળકોને શિરે નકામો બોજો લદાતો ઓછો થાય અને તેઓ હોંસથી ભણી શકે.

**Thoughts on Freedom:** સંપાદક: શ્રી બર્નાર્ડ હુટન પ્રકાશક: ધી એડવોકેટ ઓફ ઇન્ડિઆ પ્રેસ, મુંબાઇ.

આ પુસ્તકમાં શ્રી. હુટને વિધવિધ પાશ્ચાત્ય લેખકોએ દર્શાવેલા "સ્વાતંત્ર્ય" વિષેના વિચારોનો સંગ્રહ છે. સાહિત્યમાં અવતરણો ટાંકવાના શોખીનોને ખાસ કરીને તેમજ સામાન્ય જનતાને આ સંગ્રહ ઉપયોગી થશે

**Futility of Khaddar cult:** લેખકો શ્રી અનિલવર્ણ રૉય અને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક. પ્રકાશક ધી હિન્દુસ્તાન ન્યુઝપેપર લીમીટેડ, મુંબાઇ

મ. ગાંધીજી ખાદી ઉત્પન્ન કરવા અને દેશનું નાણું દેશમાં રાખવા વિષે જે પ્રચાર કરી રહ્યા છે તેની વિરૂદ્ધ આ પુસ્તક લખાયું છે. લેખકો માને છે કે આ જમાનામાં હાથે કાંતેલ અને વણેલ ખાદી ચાલી શકે નહિ અને તેમાંથી કોઇને પોષણ મળી શકે નહિ. પરંતુ ગામડાઓની પરિસ્થિતિનો તેમણે અભ્યાસ કર્યો હોય એમ નથી લાગતું. આજે એ ગૃહઉદ્યોગ ગામડાઓમાં અનેકને પોષણ રહ્યો આપી છે અને ગાંધીજી કહે છે તેમ દેશનો પૈસો દેશમાં રાખવાનો સિદ્ધાંત પ્રત્યેક જણ પોતાના જીવનમાં ઉતારી સ્વદેશી–ખાદીને અપનાવી લ્યે તો દેશની બેકારી જરૂર દૂર થાય.

---

## ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ
### મળેલી ભેટ વગેરે

૧ સ્વ સૌ ચતુરલક્ષ્મીના સ્મરણાર્થે તેમના પતિ રા નટવરલાલ માણેકલાલ ચીનાઇ તરફથી મંડળના સીવણવર્ગ માટે સીવવાના સંચા નંગ ૨ ખરીદ કરવાને રૂપીઆ ૨૧૬) મળ્યા છે ૨ સ્વ. સૌ હીરાલક્ષ્મીના સ્મરણાર્થે મંડળના સીવણવર્ગ માટે સીવવાનો સંચો એક ખરીદવાને રૂ ૧૦૮) રા. રા. નટવરલાલ માણેકલાલ ચીનાઈ તરફથી મળ્યા છે ૩ સૌ. તારામતી ગોવિંદદાસ નારણદાસ બનાતવાળા તરફથી રૂ. ૧૫૦) લાઇફ મેમ્બર માટે મળ્યા ૪ ૪ રા રા રતીલાલ નારણદાસ ગાંધી તરફથી રૂ ૧૦૧) મંડળને ભેટ મળ્યા છે

ઉપલી ભેટો સેક્રેટરીઓ આભાર સાથે સ્વીકારે છે

---

સ્વીકાર (૧) ભીલ સેવામંડળ, દાહોદ ( પંચમહાલ ) દશમો વાર્ષિક હેવાલ; (૨) **Bhil Seva Mandal**, Dohad, Tenth Annual Report, (૩) જય ગુજરાત, પુ ૨ અંક ૧ તંત્રી શ્રી શંકરલાલ એમ પરીખ, વડોદરા, (૪) શ્રી વરસુમા સેવાસમાજનો અગીઆરમો વાર્ષિક રીપોર્ટ, (૫) યુવક, મે' તંત્રી શ્રી ચુનીલાલ પુ શાહ, કરજણ, (૬) વિચારક એપ્રિલ, તંત્રી શ્રી માણેકલાલ જ ચોકસી વડોદરા, (૭) સમાજસેવક મે તંત્રી શ્રી રણછોડલાલ ધ જ્ઞાની, બુરહાનપુર; (૮) [illegible] વિદ્યામંદિરનું નિવેદન (૯) શ્રી શિવાજી પુસ્તકાલય, વ્યારાનું વાર્ષિક નિવેદન, (૧૦) તરૂણ પુ ૧ અંક ૧૦ તંત્રી ડૉ પ્રાણલાલ જે મહેતા (૧૧) શ્રી. કચ્છી દશા ઓશવાળ પ્રકાશ અંક ૧૦ તંત્રી પદમશી ઠાકરશી થાના મુંબઇ, (૧૨) નાગર જગત, એપ્રિલ તંત્રી જેઠાલાલ દવે અમદાવાદ, (૧૩) પૂર્ણિમા અંક ૧૧ થી ૧૪; તંત્રી શ્રી પ્રસન્નવદન મ દીક્ષિત. સુરત. (૧૪) સત્યપ્રકાશ અને સ્વદેશ અંક ૩૬ થી ૪૦, મુંબઇ

# ઈનામી પ્રશ્ન

સંપાદક : કુ. યશસ્વિની

( ૧ ) મીસ સુષમા મુખરજી નામના બહેન સબંધમાં તમે શું જાણો છો ?

( ૨ ) આયર્લેન્ડની પાર્લામેન્ટમાં ચુટાનારી બહેનોના નામ જાણો છો ?

( ૩ ) બાલકોની તંદુરસ્તીના અભાવનું મુખ્ય કારણ માતાના સંગીતનો અભાવ છે એવો અભિપ્રાય ઉચ્ચારનારા અને તેને ટેકો આપનારા દાક્તરો કોણ છે ?

માર્ચ, એપ્રિલ અને મે ના સ્ત્રીજગત્‌માંથી ઉપલા પ્રશ્નોના જવાબ મળશે

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકના દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતા હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે **પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

## માર્ચ માસના પ્રશ્નનુ પરિણામ

ખરો જવાબ આ પ્રમાણે છે: ૩ કલાક ૪૨ મીનીટ

આ પ્રશ્નના ૧૪ જવાબો આવ્યા હતા તેમાં ૭ બહેનોના ખરા છે; ૬ બહેનોના ખોટા છે અને એક બહેનનો જવાબ કાર્ડના નિયમનો ભંગ કરતો હોવાથી તપાસ્યો નથી. ખરો જવાબ આપનારા બહેનોમાંથી **શ્રીમતી શોભના પન્નાલાલ મહેતાને** ઇનામનું પુસ્તક 'સોળ સુંદર વાર્તાઓ–ભાગ ૨ જો' આપવામાં આવે છે. જે તેમણે અઢીઆનાની ટપાલની ટીકીટો મોકલી મંગાવી લેવું. રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણઆનાની ટીકીટો વધુ મોકલવી.

## ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનો: (૨) પ્રેમકુંવર સંપટ, (૩) હીરાગૌરી નરવાણા, (૪) શારદાગવરી બદામી, (૫) મણીગૌરી ગણાત્રા, (૬) લલિતાગૌરી, અને (૭) ચન્દ્રકાન્તા.

### જેઓ ગ્રાહક ન હોય

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, "ગુણસુન્દરી"

જણાઇ આવે છે. મુખ્યત્વે મીસીસ હાર્કર નવલકથાકાર હોવા છતાં, 'મેરીગોલ્ડ' નાટકની લેખિકા તરીકે તે વિશેષ જાણીતી રહેશે. ૧૮માસ સુધી આ નાટક લંડનમા ચાલ્યા હતા

**સીવીલ સર્વિસમાં સ્ત્રીઓ:** જાતિભેદોની નીતિનો વિરોધ કરનારી ઇંગ્લાંડની સિવિલ સર્વિસની સ્ત્રીઓ કેળવણી મંડળમાં વિજય મેળવી શકી છે. હાલ ભરતી સાંપ્રદાયિક ધોરણે થશે અને તેમાં સ્ત્રી-પુરૂષ ઇન્સ્પેકટરો જાતિનાં ભેદભાવ વિના કામ કરશે. સ્ત્રી ઇન્સ્પેકટરો સીનીયર હોદ્દાઓ માટે લાયક ગણાશે આ યોજનાથી વડા સ્ત્રી ઇનસ્પેકટરની જગાને ખાસ સ્ત્રીઓ માટેજ રાખવામાં આવેલી છે તે કાઢી નાખવામાં આવશે.

**પ્રિન્સિપાલ તરીકે:** બ્રિટિશઆીનીમાં સ્થપાનારાં કેળવણી અને વોકેશનલ તાલીમ માટેના નવાં સ્ટેબમેન્ટના પ્રિન્સિપાલ તરીકે મીસ બીએટ્રીસ બ્રાયન્ટની નીમણુંક બ્રિટિશ સંસ્થાન કચેરીએ કરી છે આવા પ્રકારની નીમણુંક પહેલીજ વાર થઇ છે

**ડેમ લેસી વિક્ટન ફીલ્પ્સ** લંડન કાઉન્ટી કૌન્સિલ એજ્યુકેશન કમીટીના ચેરમેન તરીકે આ બહેને દુનિયામા રેકોર્ડ કર્યો છે, તેઓ ૮ વર્ષ સુધી એલ્ડરમેન, ત્રણ વર્ષ સુધી કૌન્સિલના ઉપપ્રમુખ અને છેવટે પહેલા સ્ત્રી પ્રમુખ બન્યા છે

**મીસ ઇન્જબોર્ગ હેનસન:** ડેનમાર્કના જ્યુરીડીકલ કાયદામાં સુધારો કરીને વકીલો પોતે પ્રખ્યાતતા હોય તેવા કેસોને સર્વોપરિ અદાલત સમક્ષ પણ લાવવાનો સ્ત્રીઓને આ અધિકાર મળ્યો છે હક માટે યોગ્યતા ધરાવતા ચોક્કસ વર્ષો સુધી વકીલાત કરેલી હોવાનું પ્રમાણપત્ર મેળવવું ઘટે છે આ હકનો સૌથી પ્રથમ ઉપયોગ મીસ ઇન્જબોર્ગ હેનસને કર્યો છે એ અદાલતમાં એ બહેન પહેલી-જવાર હાજર થયાં છે. --

**જર્મનીની ગૃહિણીઓ** બર્લિનમાં ભરાયલાં પ્રદર્શનને અંગે સ્ત્રીઓના કાર્યનાં [illegible] દૃષ્ટિબિન્દુઓ સંબંધમાં આંકડાઓ કરવામાં આવ્યા હતા. તે ઉપરથી જાણવામા આવ્યું છે કે, જર્મનીમાં ૧૫,૫૦૦,૦૦૦, ગૃહિણીઓમાથી ૪૫ લાખ સ્ત્રીઓને પોતાના કુટુંબના પોષણ માટે ઘરની બહાર કામ કરવુ પડે છે.

**ચિલીમાં મતાધિકાર:** ચીલીની ધારાસભામા સ્ત્રીઓને મતાધિકાર આપતો ઠરાવ પસાર કર્યો છે

**મીસીસ મેરિયન ફીલીપ્સ** આઇલ ઓફ મેનમાં હાઉસ ઓફ કેઝમાં ગીલ વિભાગ તરફથી વિના વિરોધે ચુંટાયાં છે મેન્ક્સ પાર્લામેન્ટમાં બેસનારાં તેઓ પહેલાંજ સ્ત્રી સભ્ય છે. તેઓ મજુર વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવે છે

**નિકારાગુવામાં** સ્ત્રીઓને મતાધિકાર નથી ત્યાં ૧૯૨૨ થી એલચીખાતાની નોકરીમાં સ્ત્રીઓએ પ્રવેશ મેળવેલો છે. ૧૯૨૨ મા કવયીત્રિ આરોલ રેસ્ટેન્ડ યુનાઇટેડ સ્ટેટસમાંનાં ઉરૂગ્વેના એલચી નીમાયા હતાં તે બાદ યુનાઇટેડ સ્ટેટસમાં એલચી અને ઉપ એલચી તરીકે ઘણી સ્ત્રીઓ નીમાઇ ગઇ છે.

**મતાધિકાર નહિ:** ક્યુબેક પ્રાંતમા પ્રાંતિક ચુંટણીઓમાં સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ખરડો ૫૩ વિ. ૨૦ મતે ઉડી ગયો છે સ્થાનિક ચુંટણીઓમાં ક્યુબેકની સ્ત્રીઓને મતાધિકાર છે.

**પાંચ પત્નીનો ખૂની:** રુમાનીઆમા એક ખુરશીદે પોતાની પાચ પત્નીઓનાં ખૂન કર્યાં ૮ બાળકોને બાણથી વિંધીને મારી નાખ્યાં અને પછી ફાંસો ખાઇ આપઘાત કર્યો. આ ખુરશીદે એક સ્ત્રીને મારી નાખી હતી અને પોતાની પાંચ પત્નીઓ પાસે તે સ્ત્રીનાં શરીરના ટુકડે ટુકડા કરાવી નાખ્યા હતા. પોલીસે તપાસ કરવા માંડતા ખુરશીદને લાગ્યું કે આ બાબતમાં પૂરેપૂરું મૌન રહે તેમા જ સલામતી છે એટલે તેણે પાંચ પત્નીઓ, અને બધા બાળકોને મારી નાખ્યાં અને પાછળથી પોતે પણ આપઘાત કર્યો

# ભાવિ બંધારણમાં સ્ત્રીઓનું સ્થાન

( ૧ )

## સમાન મતાધિકારની માંગણી

મદ્રાસની વીમેન્સ ઇન્ડિયન એસોસીએશન તરફથી હિન્દ માટે સૂચવાયલા નવા બંધારણમાં સ્ત્રીઓના દરજ્જાને લગતું નિવેદન પ્રકટ થયું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે:

" હિન્દના નવા સૂચવાયલા બંધારણમાં સ્ત્રીઓના મતાધિકાર અને દરજ્જા સંબંધમાં વ્હાઇટ પેપરમાં જે દરખાસ્તો કરવામાં આવી છે, તેનો સંભાળપૂર્વક વિચાર કર્યા બાદ, હિંદી સ્ત્રીઓની એસોસીએશનને લાગે છે કે, બીજી ગોળમેજી પરિષદને સુપરત કરવામાં આવેલા ૧૯૩૧ ના ઓગસ્ટના નિવેદનથી એ ઘણી જ ઓછી છે અમે હજી એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે, અમારા પહેલાં નિવેદનમાં કરવામાં આવેલી દરખાસ્ત સ્ત્રીઓને પુરુષોની સમાન રાજકીય દરજ્જો અને સમાન તકો આપશે પરંતુ હાલની પળે એ અવ્યવહારુ લાગતાને કારણે એનો સ્વીકાર થયો નથી એટલે અમે નીચે મુજબની નવી ભલામણો કરીએ છીએ.

બંને જાતિઓ વચ્ચે સમાનતાના સિદ્ધાંતનો સ્વીકાર ને બંધારણને લગતા કાયદામાં શહેરીપણાના મૂળભૂત હક્કોની જાહેરાતમાં ચોક્કસ સ્થાન મળવું જોઈએ. સમાનતાના ધોરણે પુરુષો અને સ્ત્રીઓને મતાધિકાર આપવાની ઉત્તમોત્તમ રીતી પુખ્ત વયના સર્વને મતાધિકાર આપવાની છે એમ અમે ચુસ્ત મત ધરાવતા હોવા છતાં, સર્વદેશીય પુખ્ત વયના મતાધિકાર દાખલ કરવાનો સમય આવે ત્યાંસુધી અમે કામચલાઉ નીચેની પ્રથા દાખલ થાય તો તે સ્વીકારીશું:

અમે ભલામણ કરીએ છીએ કે [૧] પ્રાંતિક ધારાસભાઓ તેમજ ફેડરલ ધારાસભામાં મતદારો માટે રાખવામાં આવેલી ઉચ્ચતમ શિક્ષણની લાયકાતોને સ્થાને અક્ષરતા ( કોઈ પણ ભાષામાં લખવાની શકવાની શક્તિ ) ને સ્થાન આપવું [૨] નવી પ્રાંતિક ધારાસભાના મતદારો માટે વ્હાઇટ પેપરમાં સૂચવાયલી મિલકતની લાયકાત ફેડરલ ધારાસભાના મતદારોને પણ લાગુ પાડવી. [૩] સ્ત્રીઓને મતાધિકાર આપવા માટે વ્હાઇટ પેપરમાં જે ખાસ શરતોહદમાં મત આપવાનો અધિકાર હોય એવી મિલકતની લાયકાત ધરાવતા પુરુષની વિધવા કે પત્ની હોવું તે—ને સ્થાને, અમે વધુમાં ભલામણ કરીએ છીએ કે [૧] અને [૨] ઉપરાંત ૨૧ વર્ષની અને તેથી ઉપરની વયની સ્ત્રીઓને બધા શહેરી વિસ્તારોમાં મતાધિકાર આપવો.

આવી માગણીના સમર્થનમાં નિવેદનમાં કારણો પણ દર્શાવવામાં આવ્યા છે. એસોસીએશન જણાવે છે કે, હાલમાં શહેરી સ્ત્રીઓના કેળવણીના પ્રચાર અને સમાજ સુધારા માટે તીવ્ર લાગણી છે અને ગામડાંની બહેનો માટે કામ કરવા માટે પણ શહેરી સ્ત્રીઓ જ વધારે લાયક છે

( ૨ )

## જોઇન્ટ સીલેક્ટ કમીટીને નિવેદન

હિન્દના ભાવિ બંધારણને લગતા સુધારાઓ સંબંધમાં અત્યારે મળેલી જોઇન્ટ સીલેક્ટ કમીટીને, *મદ્રાસ ઇલાકાનાં જુદાં જુદાં સ્થાનિક મંડળોની* સો ઉપર સભ્ય બહેનોએ વ્હાઇટ પેપરમાં સૂચવાયલી સ્ત્રીઓના મતાધિકારની દરખાસ્તો સંબંધમાં પોતાના વિચારો જણાવતું નિવેદન મોકલ્યું છે તેમાં જણાવ્યું છે કે,

જોઇન્ટ સીલેક્ટ કમીટીએ અમારા વિચારો પર ખાસ વિચાર કરવો જોઇએ કારણ કે એ નિવેદન મોકલનારી બહેનો વહીવટની સંસ્થાઓમાં સેવા કરવાનો અને ચુંટણીનો અનુભવ મેળવનારી બહેનોનો છે, તેઓ જણાવે છે કે મિલકતની લાયકાતના ધોરણે રખાયલો, અને સ્ત્રીઓ તેમજ પુરુષોને સમાન શરતે અપાયલો મતાધિકાર તે

સ્ત્રીમતદારો માટે વધારાની ખાસ લાયકાતો રાખવામાં નહિ આવે તો સ્ત્રીઉમેદવારોને અસર કરશે એવો તેમનો વ્યવહારુ અનુભવ છે.

સ્ત્રીઓના મતાધિકારનો આ પ્રશ્ન કોઈ ભવિષ્યની અચોક્કસ તારીખ ઉપર મુલતવી રાખી મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓ પર એનો નિર્ણય કરવાનું છોડી દેવાની સામાન્ય દલીલ થઈ રહેલી છે તેની ચર્ચા કરતાં તેઓએ એ સૂચનાનો ખાસ વિરોધ કર્યો છે કારણ કે રાજકીય દરજ્જા અને હકોને લગતા હિન્દી સ્ત્રીઓના દાવાઓનો નિકાલ, બાકીનાં હિન્દના દાવાનો વિચાર થાય તેજ વખતે અને હિન્દનાં નવા બંધારણ માટેનો ખરડો છેવટનો ઘડવામાં આવે અને પાર્લમેન્ટ સમક્ષ રજુ થાય એ પહેલાજ થવો જોઈએ એમ તેઓને લાગે છે

પ્રાંતિક ધારાસભાઓમાં સ્ત્રીઓના અધિકારને લગતી વ્હાઈટ પેપરની દરખાસ્તોની ચર્ચા કરતાં, એ નિવેદન પર સહી કરનારી બહેનો જણાવે છે કે, જો એ દરખાસ્તો સ્વીકારાશે તો પ્રાંતિક ધારાસભાઓમાં પુરુષ મતદારોના પ્રમાણમાં સ્ત્રી મતદારોનું પ્રમાણ, સરકારના ૧:૭ના પ્રમાણ કરતાં પણ ઓછું આવશે અને દેશમાં સ્ત્રીઓની સંખ્યા અને અગત્ય જોતાં એ પ્રમાણ સ્ત્રીઓને ન્યાયાર્તા નથી એમાં તેઓને શક નથી

વડી ધારાસભા માટે ભલામણ કર્યા મુજબની ઉચ્ચતર કેળવણીની લાયકાતથી પુરુષ મતદારો કરતાં સ્ત્રી મતદારોનું પ્રમાણ અત્યારે છે તેના કરતાં પણ ઓછું થઈ જશે. ફેડરલ વડી ધારાસભામાં સ્ત્રીઓના મતની ખાસ અગત્ય જોતાં તેઓ વિનંતિ કરે છે કે, પ્રાંતિક મતાધિકાર માટે હિન્દી મતાધિકાર સમિતિએ ભલામણ કર્યા મુજબની શિક્ષણની અને પતિની લાયકાતો જેવીજ લાયકાતો સ્ત્રીઓ માટે રહેવી જોઈએ

નિવેદનમાં તે એ આશા રાખે છે કે ઉપલી દલીલોનો સંભાળપૂર્વક વિચાર કરીને જોઈન્ટ સીલેક્ટ કમીટી સરકારની દરખાસ્તોમાં એવી રીતનો સુધારો કરશે કે જેથી, દેશમાં પોતાની અગત્ય છે અને પોતાની સંખ્યા છે તેના પ્રમાણ કરતાં વધારે પ્રમાણમાં ફેડરલ અને પ્રાંતિક મતદારમંડળોમાં સ્ત્રીઓને હિસ્સો મળે

ફેડરલ ધારાસભાની ઉપલી ધારાસભા (અપર ચેમ્બર) સંબંધમાં નિવેદન જણાવે છે કે, રાજ્યસભાની ચુંટણી માટેની અત્યારની લાયકાતો પ્રમાણે ઉમેદવારી કરી શકે એવી લાયકાત ધરાવતી સ્ત્રીઓની સંખ્યા ઘણીજ થોડી છે અને અમે વિનંતિ કરીશું કે જો નવી ફેડરલ ઉપલી ધારાસભા માટે એજ લાયકાતો રાખવાની હોય તો સ્ત્રી ઉમેદવારો માટે તેમાં કેટલાક સુધારા કરવા જોઈએ જો નવી લાયકાતો નક્કી કરવાની હોય તો, નવી લાયકાતો એવી હોવી જોઈએ કે જેથી ઉમેદવારો તરીકે સ્ત્રીઓની સારી સરખી સંખ્યા યોગ્ય થઈ શકે

છેવટે દરખાસ્તોનો નીચે મુજબ સમારોપ કરવામાં આવ્યો છે.

નવા હિન્દી રાજ્યબંધારણ હેઠળ સ્ત્રીઓના દરજ્જાનો પ્રશ્ન વિચારવાનું મુલતવી ન રાખવું યા ભાવિ ધારાસભાઓ કે સરકાર ઉપર એનો નિર્ણય કરવાનું છોડવું ન જોઈએ અને સ્ત્રીઓના દાવાઓની તપાસ, બીજા હિન્દના દાવાઓનો વિચાર થાય, અને બંધારણને લગતો ખરડો તૈયાર કરી પાર્લમેન્ટને સોંપવામાં આવે તે પહેલાજ કરવો જોઈએ

નવા બંધારણમાં એક એવી કલમ દાખલ કરવી કે જેથી સહેરીઓના હકોના ભોગવટાને અંગે સ્ત્રીઓ ઉપર નાખવામાં આવેલી હરકતોથી સ્ત્રીઓને સંરક્ષણ મળે

સ્ત્રીઓના મતાધિકાર સંબંધમાં અમે વિનંતિ કરીએ છીએ કે. પ્રાંતિક ધારાસભાઓમાં મિલકત અને શિક્ષણને લગતી લાયકાતો પુરુષોના જેટલીજ રહેવી જોઈએ, અને ખાસ શિક્ષણને લગતીજ લાયકાત અને ચોક્કસ મિલકતની લાયકાત ધરાવતા પુરુષની પત્ની તરીકેની ખાસ લાયકાત રહેવી જોઈએ. એક વખતે એક સ્ત્રીને આવી લાયકાત આપ્યા બાદ એ વિધવા બને તે પછી પણ તે રોલ ઉપર ચાલુ રહેવી જોઈએ.

ફેડરલ વડી ધારાસભા માટે પુરુષોના જેવીજ મિલકત અને શિક્ષણની લાયકાતો રહેવી જોઈએ અને પ્રાંતિક ધારાસભાઓ માટે સૂચવાય છે તેવીજ સ્ત્રીઓ માટે ખાસ લાયકાતો જોઈએ.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

મે માસની તા. ૮ મીથી તા. ૨૯ મી સુધીના ૨૧ દિવસો ભારતના પ્રતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. કારણ કે એ દિવસો આત્મશુદ્ધિ અને સહકારી કાર્યકરોની શુદ્ધિ માટે અંતઃકરણના અવાજને માન આપીને જગદ્ગુરુ મહાત્મા ગાંધીજીએ અનશનવ્રત લઇ તપશ્ચર્યા આદરી હતી. બરાબર તા ૮મી મેના બપોરના ૧૨ વાગ્યાથી યરવડાના મંદિરમાંથી એ તપશ્ચર્યાની શરૂઆત થઇ હતી તેજ રાત્રે પૂ. બાપુજીને યરવડા મંદિરમાંથી સરકારે બીન શરતે મુક્ત કર્યા અને તેમણે શ્રીમતી લેડી પ્રેમલીલા ઠાકરસીના બંગલા 'પર્ણકુટી'માં એ તપશ્ચર્યા કરી હતી. પૂ. ગાંધીજીના દીર્ઘાયુ માટે સર્વત્ર પ્રાર્થનાઓ થઇ હતી. તે માટે સભાઓ, સરઘસો વગેરેની યોજના થઈ હતી. તેમાં બહેનોએ પણ મોટી સખ્યામાં ભાગ લીધો હતો. મુંબઇમાં ગાંધીસેવા સેનાની બહેનોએ પણ સારો ફાળો આપ્યો છે ઉપવાસના ઐતિહાસિક દિવસો દરમ્યાન હરિજન સેવાનું કાર્ય પણ જોશભેર આગળ ધપાવવામાં આવ્યુ હતું અને હજીય એ કાર્ય ચાલુ છે.

ઉપવાસના શરૂઆતના દિવસેજ પૂ. ગાંધીજીને મુક્ત કરવામાં આવતાં, તેમણે સરકારને સમાધાનની તક આપવા માટે એક માસ કે છ સપ્તાહ માટે સવિનય કાનૂન ભંગની લડત મોકુફ કરવા મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી અણેને સલાહ આપી. અને એ સલાહ સ્વીકારીને શ્રી અણેએ છ સપ્તાહ માટે સવિનય કાયદાભંગની ચળવળ મોકુફ રાખી છે. પણ સરકારે મહાસભાએ આપેલી તક જતી કરી છે.

પૂ. ગાંધીજીના ઉપવાસને અંગે પૂ. કસ્તુરબાને છોડી મૂકવામાં આવ્યાં છે અને તેઓ પણ પર્ણકુટીમાં, શ્રીમતી સરોજિની નાયડુ સાથે પૂ. ગાંધીજીની સુશ્રુષામાં રોકાયાં છે.

શ્રીમતી માર્ગરેટ સ્પાઇગલ નામની જર્મન મહિલા સહાનુભૂતિમાં ઉપવાસ કરવાની હતી પરંતુ તેને શ્રીમતી 'સરોજિની નાયડુએ તેમજ પૂ. ગાંધીજીએ સમજાવતા તેમણે પોતાનો નિર્ણય પડતો મૂક્યો છે.

ગુજરાત:

દાહોદ શહેરમાં ડબગરોને પાણીનો ઘણો ત્રાસ પડે છે. તેઓ માટે અલાહેદો કુવો છે તે ઉનાળામાં સુકાઇ જાય છે. આથી કેટલીક ડબગર સ્ત્રીઓ જાહેર કુવે પાણી ભરવા જતાં મંદિરના એક પૂજારી બાવાએ એક સ્ત્રીના ગાલ ઉપર તમાચો મારી તેનું પાણી ભરેલું માટલુ ફોડી નાંખ્યું હતુ અને લાત ઉગામી હતી. આ સ્ત્રી સગર્ભા હતી. પરંતુ સદ્ભાગ્યે બચી ગઇ છે. દાહોદનો આ પ્રસંગ ખરેખર શરમ ભરેલો છે.

માતરમાં શ્રીમતી રેવાબહેન રામભાઇ પટેલ અને શ્રીમતી કાશીબહેન ભાઇલાલ પટેલને અનુક્રમે ત્રણ માસની અને બે માસની સજા થઇ છે. સીજાસીમાં પત્રિકા વહેંચવા માટે શ્રીમતી ઝવેરબહેન ચતુરભાઇ શ્રીમતી હીરાબહેન શીવાભાઇ અને શ્રીમતી ચંચળબહેનને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં. તેમાંથી શ્રીમતી કાશીબહેનને ૪ માસ અને બીજા બન્ને બહેનોને ત્રણ માસ સખ્ત કેદની સજા થઇ છે.



# નોંધ

**બાપુના ઉપવાસ**

આત્માની અને સહકાર્યકરોની શુદ્ધિ અર્થે અંતરના અવાજને માન આપી પૂ. મહાત્મા ગાંધીજીએ ગઇ તા. ૮ મી મેના બપોરના ૧૨ વાગ્યાથી ઉપવાસ શરૂ કર્તા જ દેશ સમસ્તમા તેમજ દુનીયાના અન્ય ભાગોમાં ચિંતાની ગંભીર લાગણી ફેલાઇ રહેલી છે પૂ. ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસનો નિર્ણય કર્યાની જાહેરાત થતાજ આખા દેશમા તેમજ અન્યત્ર આશ્ચર્યજનક ઉશ્કેરણી ફેલાઇ ગઇ હતી અને પૂ. ગાંધીજી તેમની નબળી તબીયતમાં ૨૧ દિવસના ઉપવાસમાં કેવી રતે ટકી શકશે એવી શંકાની લાગણી સર્વત્ર ફેલાઇ ગઇ હતી. પૂ ગાંધીજીને પોતાનો નિર્ણય ફેરવવા માટે અનેક જણે સમજાવ્યા, તારો કર્યા, પરન્તુ પૂ. ગાંધીજીએ પોતાનો નિર્ણય ન ફેરવ્યો અને તેમણે તા ૮ મી મેના બપોરથી એ ઉપવાસ શરૂ કરી દીધા છે અને આ લખાય છે ત્યા સુધીમાં તો પૂ ગાંધીજી એ ઉપવાસમાંથી સફળતાથી પાર ઉતરી રહ્યા છે તપશ્ચર્યામાંથી પ્રભુ ગાંધીજીને પાર ઉતારે એવી પ્રાર્થના સર્વસ્થળે સર્વ લોકો કરી રહ્યા છે એ પ્રાર્થનામા અમે અમારો સુર પૂરીયે છીએ કે, હે પ્રભુ, હિન્દના અત્યારના ખરેખરા કટોકટીના સમયમા તેના આ એક માત્ર સુકાનીને જીવતો રાખજે અને હિન્દની પ્રજાને સ્વરાજ ભોગવતી જોવા સુધી તેને દીર્ઘાયુષ્ય આપજે પૂ. ગાંધીજીમા શરીરબળ નથી પરિણામે, ઉપવાસને અંગે તેમનામા નબળાઇ વધતી જાય છે; પરન્તુ તેમનું આત્મબળ એટલું પ્રબળ છે કે આ તપશ્ચર્યામાથી તેઓ સફળ રીતે પાર ઉતરી આવશે એની અમને શ્રદ્ધા છે પ્રભુ અમારી શ્રદ્ધાને સાચી પાડો !

પૂ. ગાંધીજીને, ઉપવાસ શરૂ કર્યા તે રાત્રે જ યરવડાના કારાગારમાંથી બીનશરતે મુક્ત કરવામાં આવ્યા છે અને જેલમાંથી બહાર આવી તેઓ શેઠ પ્રેમલીલા ઠાકરસીના બંગલા 'પર્ણ-કુટી'માં આ ઉપવાસ કરી રહ્યા છે. 'પર્ણકુટી'મા તેમની સારવાર માટે પૂ કસ્તુરબા અને ભારત કોકિલા શ્રીમતી સરોજની નાયડુ તેમજ અન્ય રોકાયલા છે અને દેશભરના પ્રખ્યાત ડાક્તરો પૂ ગાંધીજીની તબીયત તપાસી જનતાને ચિંતા ન કરવા જણાવી રહ્યા છે

**સરકારની ભૂલ**

જેલમાંથી છુટયા પછી પૂ ગાંધીજીએ મહત્વનું કાર્ય એ કર્યું છે કે, હિન્દી સરકારને, મહાસભા સાથે સમાધાની કરવાની તક મળે તે માટે, એક માસ કે છ અઠવાડિયા સુધી સવિનય કાનૂનભંગની ચળવળ મોકુફ રાખવાની, મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી અણેને સલાહ આપી હતી. શ્રી અણેએ એ સલાહને અનુસરીને બીજેજ દિવસે છ અઠવાડિયાં માટે સવિનય કાનૂન ભંગની ચળવળ મોકુફ રાખવાની જાહેરાત કરી હતી આ જાહેરાત થતા જ બધાના હૈયામાં, રાષ્ટ્રીય લડતનાં સમાધાનની આશા ઉત્પન્ન થઇ હતી પરન્તુ, સમાધાન માટે પૂ ગાંધીજીએ અને મહાસભાએ લંબાવેલો હાથ હિંદી સરકારે તરછોડી કાઢયો છે અને સમાધાનની કોઇપણ વાતચીત શરૂ કરતા પહેલા, સવિનય કાનૂનભંગની ચળવળ સદા માટે બંધ કરી, મહાસભાનો સંપૂર્ણ પરાજય સ્વીકારાવવા આગ્રહ કર્યો છે આમ કરીને હિન્દી સરકારે અને તેના દ્વારા બ્રિટિશ સરકારે એક સુંદર તક જતી કરી છે એટલુ જ નહિ, પણ હજીય પૂ ગાંધીજી અને મહાસભાએ આપેલી તકનો જો સરકાર કંઇ લાભ નહિ ઉઠાવે તો તે એક ગંભીર ભૂલ કરેલી જ લેખાશે ૧૯૩૧ માં ફરીથી કાયદાભંગની લડત શરૂ થઇ તે વખતે, એટલે કે બીજી ગોળમેજી પરિષદમાંથી પૂ. ગાંધીજી પાછા ફર્યા તે વખતે, જે

પરિસ્થિતિ હતી. તે પરિસ્થિતિથી આગળ વધવા હિંદના સુધારકોને હવે પૂ. ગાંધીજીએ છૂટ મૂકી છે; પરંતુ, આ હુમલાના જોરથી મહાસભાની ચળવળને ફાળો દેવામાં ગૌરવ માનતી સરકાર મદ્રાસમાં જેવી હિન્દી પ્રજાની પ્રતિષ્ઠા ધરાવતી સંસ્થા પાસે સંપૂર્ણ આધીનતા સ્વીકારાવવા આગ્રહ સેવે છે એ તદ્દન અયોગ્ય છે, કારણ કે વટહુકમોના બળે બહારથી મહાસભા દબાઈ ગયેલી લાગશે. પરંતુ પ્રજાનો કે મહાસભાનો આત્મા, સરકાર ગમે તેવા વટહુકમો અને દમનનીતિથી પણ દાબી શકનાર નથી.

**ડૉ. શ્રીમતી માલિનીબાઈ સુખથનકર**

મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનની શાળા સમિતિના પ્રમુખસ્થાને આ વર્ષે ડૉ. શ્રીમતી માલિનીબાઈ સુખથનકરની ચૂંટણી થવા માટે અમે એ બહેનને ખરા અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ. શ્રીમતી માલિનીબાઈ મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનમાં ઘણા સમયથી ઉપયોગી સેવા બજાવી રહ્યાં છે એટલું જ નહિ પણ બીજી ઉપયોગી સ્ત્રી સંસ્થાઓમાં અને જાહેર જીવનમાં પણ તેઓ સારી સેવા બજાવી રહ્યાં છે. આવાં સમાજ સેવિકા બહેનને શાળા સમિતિના પ્રમુખસ્થાને મૂકીને સમિતિના સભ્યોએ સમિતિનું તેમજ આખા કોરપોરેશનનું ગૌરવ વધાર્યું છે. આ પદે આવનારા શ્રીમતી માલિનીબાઈ મુંબઈમાં પહેલાંજ બહેન છે એ વધારે ગૌરવ લેવા જેવી બાબત છે. અમે ફરીથી શ્રીમતી માલિનીબાઈને અભિનંદન આપીએ છીએ અને તેમને યશસ્વી કારકિર્દી ઇચ્છીએ છીએ.

**મુંબાઈમાં 'ભગિનીગૃહ'**

મુંબાઈના શ્રી ભગિની સમાજની અનેક ઉપયોગી પ્રવૃત્તિઓમાં એકનો ઉમેરો થાય છે અને એ 'ભગિનીગૃહ' ખોલવાને લગતી છે. એના સંબંધમાં શ્રી ભગિની સમાજના મંત્રી શ્રીમતી [illegible]બહેન [illegible] એક નિવેદનમાં જણાવે છે કે:

"મુંબાઈ જેવા શહેરમાં અનેક સ્ત્રીઓ શિક્ષિકા કે બીજા એવા ધંધાઓ મારફતે પોતાની આજીવિકા પ્રાપ્ત કરી રહી છે પણ આવી બહેનોને રહેવા કરવા માટે સારી સગવડ હોતી નથી. આવી ખોટ પૂરી પાડવા માટે મધ્યમ વર્ગની સ્ત્રીઓને પોતાની આજીવિકા મેળવવા તેમજ પોતાનો વિકાસ સાધવા રહેવા કરવાની જરૂરી સગવડ પૂરી પાડવા ભગિની સમાજે એક ગૃહ ખોલવાનો ઠરાવ કર્યો છે. આ ગૃહ ફક્ત રહેવા તથા જમવાની સગવડ પૂરી પાડશે એટલો જ તેનો હેતુ નથી, પણ જુદા જુદા ક્ષેત્રોમાં કામ કરતી બહેનોને એકત્ર કરી તેમને તેમની ઉન્નતિ કરવાની સગવડ તથા તક આપી ભવિષ્યમાં કાર્યકર્તાઓ તૈયાર કરવાનો પણ વિચાર રાખે છે. આપણા જનસમાજમાં આજે સ્ત્રી કેળવણી તથા સ્ત્રી ઉન્નતિ કાર્ય પાછળ જોઈએ તેટલું લક્ષ અપાતું નથી. થોડી ઘણી પ્રગતિ દર વર્ષે થતી જાય છે પણ કરોડોની વસ્તી આગળ તેની સરેરાશ ગણત્રી બહુ જૂજ છે. મુંબાઈ જેવા શહેરમાં આવા ગૃહની ઘણા વખતથી જરૂર હતી તે પૂરી પાડવા ભગિની સમાજે આ પ્રયત્ન કર્યો છે. મુંબાઈની તથા બહારની મુંબાઈમાં વસતી બહેનો તેનો લાભ ઉઠાવશે એવી આશા છે. વિલાયતમાં તથા પશ્ચિમના બીજા દેશોમાં સ્ત્રીઓના આવા વસતીગૃહો ખુબ સફળ થયા છે. તેમાં રહેનાર બહેનોનો પોતાનો ખુબ વિકાસ થયો છે એટલું જ નહિ પણ તે દ્વારા જનસમાજને પણ ઘણો લાભ મળ્યો છે. ઘર આગળ જે વાચન અને સહવાસ મળવો બહેનોને માટે દુર્લભ હોય છે તે અહીં સહેલાઈથી મળી શકે છે. ઉપરાંત કુટુંબના વિખવાદ કે કલેશને બદલે અહીં સારા સંસ્કાર ને શિક્ષણમાં જીવન વ્યતિત થાય છે."

ભગિની સમાજના મંત્રી બહેનની આ વિજ્ઞપ્તિને બહેનો યોગ્ય સત્કાર આપશે અને 'ભગિનીગૃહ'નો લાભ ઉઠાવશે એવી અમે આશા રાખીએ છીએ. આ સંબંધમાં માહિતી મેળવવા ઇચ્છતી બહેનોએ 'મંત્રી, ભગિની સમાજ, રણછોડભુવન, ગીરગામ, મુંબાઈ, ૪.' એ સ્થળે પત્રવ્યવહાર કરવો.

૬




પુસ્તક ૨૦ મું ] જુલાઇ ૧૯૩૩ [ અંક ૫ મો

## ચન્દ્રદર્શન

ઉગ્યો ચંપાની ડાળીએ ચન્દ્રમા રે,
જો ને વરસે અમીભર્યો ઉજાસ.
ઉગ્યો ચંપાની ડાળીએ ચન્દ્રમા રે!

આજ ઉગી ચૈતરકેરી પૂર્ણિમા રે,
અહીં દેવોનો પાંગરે પ્રકાશ
ઉગ્યો—

જાણે ચૈતરનો ચંપક એ મ્હોરીઓ રે,
તારલાઓની પાંદડી વેરાય :
ઉગ્યો—

પાંદડીઓની ગૂથી ફુલકટોરીઓ રે,
શીળી ચન્દનીનાં અમૃત ઢોળાય
ઉગ્યો—

આવો રસિયા તો અમૃત ઝીલીએ રે,
અહીં આત્માના ઓજસ્ પમાય :
ઉગ્યો—

અને ખીલે પ્રફુલ્લ પ્રાણપાંદડી રે,
આત્મલક્ષ્મીવન્તા ઉર થાય!
ઉગ્યો—

જનાર્દન પ્રભાસ્કર



# હિંદી નારીજીવન


લેખિકા: શ્રીમતી રાજકુમારી અમૃતકુંવર

અનુવાદક: શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ. એલએલ. બી.


હિંદ પલટાતું જાય છે. વર્ષોની નિદ્રા છાંડી એનાં સ્ત્રી પુરુષો કોઈ અજબ જાદુઈ દંડના સ્પર્શથી જાગૃત થઈ રહ્યાં છે. શરૂઆતમાં વ્યક્તિગત પ્રયાસો થતા સામાજિક સુધારણા ને સ્ત્રીકેળવણી તરફ ખાસ લક્ષ આપવામાં આવતું પરંતુ હમણાં હમણાં હિંદી નારીજીવનમાં એટલી તો અકલ્પ્ય પ્રગતિ થઈ રહી છે કે પૃથ્વીપટ પર કોઈપણ યુગમાં એની જોડી જડવી મુશ્કેલ છે.

પુરાતન નારીજીવનમાં ક્રાંતિ સાધવાના મૂળ પ્રયાસો શ્રી રાજા રામમોહનરાય કેશવચંદ્ર સેન, સ્વામી દયાનંદ, શ્રીમતી રાનડે, પંડિતા રમાબાઈ અને બીજા સમાજસેવકોએ કર્યા હતાઃ ખ્રીસ્તી સેવાસંઘોએ પણ એ કાર્યને સીધી કે આડકતરી રીતે પૂરતો વેગ આપ્યો હતો

યુરોપ અને અમેરિકામાં સ્ત્રીઓ શું કરી શકે તેની છેલ્લા મહાયુદ્ધમાં પ્રતીતિ થઈ. પશ્ચિમમાં શરૂ થયેલા ક્રાંતિના એ જુવાળની પૂર્વમાં પણ અસર થઈ ને હિંદી નારીજીવનના પ્રગતિકાર્યમાં ગજબ ઉછાળો આવ્યો

હિંદી મહિલાઓનું પહેલું મંડળ ધરવી સન ૧૯૧૭ માં મદ્રાસમાં સ્થપાયું. કેળવણી પ્રચારાર્થે જ એની સ્થાપના થયેલી હતી છતાંય સ્ત્રીમતાધિકાર મેળવવાની હિલચાલ તેણે ઉપાડી લીધી. સમસ્ત હિંદમાં અત્યારે તેની શાખાઓ ઉઘાડવામાં આવી છે. કુલ બોતેર શાખાઓમાંથી મોટો ભાગ દક્ષિણ હિંદમાં જ છે. સ્ત્રીઓના પ્રશ્નમાં રસ લેતા દરેકે એ મંડળ તરફથી પ્રગટ થતું 'સ્ત્રીધર્મ' નામનું માસિક જોઈ જવા જેવું છે.

મોટી મહિલાઓમાં જ્ઞાનપ્રચાર કરવા હિંદમાં સ્થળે સ્થળે સંસ્થાઓ સ્થપાઈ છેઃ ખાસ કરીને બંગાળા ને મદ્રાસમાં એવાં મંડળો સારી સંખ્યામાં છે. સ્ત્રી સ્નાતકોનાં મંડળોનું પણ એક મધ્યસ્થ મંડળ સ્થાપવામાં આવ્યું છે. એ દ્વારા સામુદાયિક પ્રગતિ સાધી જનતાને જાહેર જીવનમાં રસ લેતાં કરી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ સમજાવવાનો ઉદ્દેશ છે

પ્રાંતિક સ્ત્રીસંસ્થાઓ પણ ઓછી નથી એમાં દરેક કોમની સ્ત્રીઓને સ્થાન આપી નારીજીવનના ઉત્કર્ષ માટે બનતા પ્રયાસો કરવાનો આદર્શ છે· જુદી જુદી સ્ત્રી સંસ્થાઓનો સહકાર સાધવાનો તેનો મુખ્ય હેતુ છે. આ સંસ્થાઓદ્વારા સ્ત્રીકેળવણી ને સામાજિક સુધારણાનું કામકાજ હાથ ધરવામાં આવેલું છે.

હિંદી રાષ્ટ્રીય મહિલા મંડળ ઇસ્વી સન ૧૯૨૫ માં સ્થાપવામાં આવ્યું પ્રાંતિક સ્ત્રીસંસ્થાઓ એની છત્રછાયા નીચે કામ કરે એ તેનો મુખ્ય હેતુ હતો. આંતરરાષ્ટ્રીય સ્ત્રી હિલચાલોમાં હિંદી મહિલાઓ પણ ભાગ લેતી થાય એ ખાસ આદર્શ છે.

અત્યારે ખાસ અગત્યની પ્રવૃત્તિ જોવા જઇએ તો તે અખિલ હિંદ મહિલા પરિષદની છે આજ સુધીમાં તેની ૭ બેઠકો મળી ચૂકી છે એની છેલ્લી બેઠકનો હેવાલ તપાસીએ તો એ સંસ્થા કેટલું કામ કરી રહી છે તેનો ખ્યાલ આવશે. આવી પરિષદો મેળવવાનો મુખ્ય હેતુ સ્ત્રી કેળવણી પ્રચારનો હતો પરંતુ ઇસ્વી સન ૧૯૨૯ માં સામાજિક સુધારણાનું કાર્ય ઉપાડી લેવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ સંસ્થાની બ્રિટીશ હિંદમાં તેમજ દેશી રાજ્યોમાં ગામેગામ શાખાઓ ઉપાડવામાં આવી છે એટલે દરેક જ્ઞાતિ અને કોમની મહિલાઓ પરિષદની વાર્ષિક બેઠકોમાં હાજરી આપે છે પડદાનો રિવાજ હજી પણ ચાલુ છે તે કોમોની મહિલાઓ પણ એ કામકાજમાં આગળ પડતો ભાગ લે છે તે ખાસ નોંધવા જેવી બીના છે. એમાંની ઘણી મહિલાઓ તો દૂર દૂરથી લાંબા પ્રવાસો ખેડીને પરિષદની બેઠકમાં હાજરી આપે છે આ પરિષદે અખિલ હિંદ સ્ત્રી કેળવણી ફંડ ઊભું કર્યું છે ને તેના આશ્રય નીચે હમણાં જ દિલ્હીમાં એક મધ્યસ્થ સ્ત્રી વિદ્યામંદિર ઉઘાડવામાં આવ્યું છે. વળી બાળલગ્નપ્રતિબંધક કાયદો ઘડાયો તે પણ અખિલ ભારતમહિલા પરિષદના પ્રયાસોને જ આભારી છે.

આ ઉપરાંત હિંદમાં બીજી સ્ત્રી સંસ્થાઓ પણ ઓછી નથી. મુંબાઇ મદ્રાસ પૂના વગેરે મોટા શહેરોમાં સેવાસદનો સ્થપાયાં છે. પૂનાની હિંદી મહિલા વિદ્યાપીઠ પણ હવે ખ્યાતિ પામતી જાય છે મુંબાઇ, અમદાવાદ ને બીજા શહેરોના વનિતાવિશ્રામો પણ ઠીક કામકાજ કરી રહ્યા છે. અનાથાશ્રમો ને વિધવાશ્રમો પણ ઠીક ઠીક પ્રગતિ કરે છે. સરોજ નલિની દત્તના સ્મરણાર્થે સ્થપાયલી મહિલા સમિતિ પણ ભૂલી જવા જેવી નથી—આ તમામ પ્રયાસોના પરિણામે હિંદી સ્ત્રીઓ જરૂર નવજીવન પામશે જ

વળી સ્ત્રીઓ પણ હિંદી જાહેરજીવનમાં હવે આગળ પડતો ભાગ લઇ રહી છે. પ્રાંતિક ધારાસભાઓમાં પણ સભ્ય બની કામકાજ ઉપાડી લેવાની શક્તિ સ્ત્રીઓએ દાખવી છે કેટલીક મહિલાઓ ઓનરરી

## ઝાંઝરણું

ઝાંઝર અલકમલકથી આવ્યું રે
મને વ્હાલાએ પગમાં પહેરાવ્યું રે
મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું

એને ઘૂઘરે ઘમકે તારલિયા,
એને પંડએ ચમકે ચાંદલિયા,
એને મોઢે તે બોલે મોરલિયા,
મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું

એ રાજાએ માગ્યું ઝાંઝરણું
એ રાણીએ માગ્યું ઝાંઝરણું
તોય વ્હાલે દીધું મને ઝાંઝરણું
મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું

ઝાંઝર પ્હેરી પાણીડાં હું ચાલી,
મારી હરખે તે મરખી સાહેલી,
એને ઠમકારે લોકની આંખ ઝાલી,
મારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું

સુન્દરમ્

મેજીસ્ટ્રેટ, મ્યુનિસિપાલિટીનાં સભ્ય, કે જાહેર સંસ્થાઓમાં સારું કામકાજ કરી ચૂકી છે. શાળાઓમાં શિક્ષિકાઓ, વિદ્યાપીઠોમાં અધ્યાપકો ને ડૉક્ટરો તથા નર્સો તરીકે પણ મહિલાઓ હવે ઘણી સારી સેવા આપે છે. સાહિત્ય-જીવનમાં પણ શ્રીમતી તોરૂ દત્ત, ને શ્રીમતી સરોજિની નાયડુ જેવાંએ નામ કાઢ્યું છે. ભોપાલનાં મહૂમ બેગમ સાહિબા ને ત્રાવણકોરનાં મોટાં મહારાણી સાહિબાએ રાજકારભારમાં રાજનીતિજ્ઞ તરીકે નૈપુણ્ય દાખવ્યું છે. કોઈપણ ક્ષેત્રમાં હિંદી મહિલા કામકાજ કરી શકે તેમ છે એ વાત નિઃસંશય છે.

આ બધી વિગતો તપાસતાં જણાશે કે હિંદી નારીજીવન સજીવ પ્રેરકબળ તરીકે પૂરવાર થયું છે એ વાત હવે નિર્વિવાદ છે.

છતાંય સામાજીક, રાજકીય અને કેળવણી પ્રદેશમાં સ્ત્રીઓની જે ફરિયાદો હાલ ચાલુ છે તેની જરૂરીઆતો ને મુશ્કેલીઓ તપાસવાની જરૂર છે. એ દિશામાં સબળ પ્રયાસો કરવામાં આવે તો કેટલું રચનાત્મક કાર્ય સાધી શકાય તે વિચારવાની જરૂર છે. હિંદી વિકાસની આ ઘડીએ સ્ત્રીકેળવણીની અગત્ય બરાબર સમજવી જરૂરની છે. ઇ. સ. ૧૯૨૯–૩૦ માં કન્યાકેળવણીની સંસ્થાઓ ૩૨૫૧૦ હતી. કન્યાઓની સંખ્યા ૮૦૪૮૩ થી ૧૩૮૯૨૪૧ હતી, ને એક લાખ બાળાઓ છોકરાઓ સાથે શિક્ષણ લેતી હતી. એટલે કુલ સંખ્યા વીસ લાખની આંકી શકાય. આમાંનો મોટો ભાગ પ્રાથમિક શાળામાં હોય છે. દેશભરમાં થઈને આખી ૨૩૫ મહિલાઓ દાક્તરી વિદ્યાપીઠોમાં ને ૧૮૬ ટ્રેનીંગ કૉલેજોમાં અભ્યાસ કરે છે. કોઈ પણ પ્રાંતમાં પાંચે એક છોકરી શાળામાં જતી હોય એવી પરિસ્થિતિ હજી થઈ પામી નથી. કેટલાક પ્રાંતમાં તો વીસ કે પચીસમાં એકજ કન્યા ભણવા જતી હોય છે. આખા હિંદની તારવણી કાઢીએ તો સ્ત્રીકેળવણી માત્ર બેજ ટકા આંકી શકાય.

કેળવણી પ્રચારમાં મુખ્ય મુશ્કેલીઓ બેદરકારી, બાળલગ્ન ને આર્થિક ભંડોળ ગણી શકાય. સ્ત્રીસંસ્થાઓએ મહાન પ્રયાસો કરી પ્રજાની બેદરકારી તો હવે ખખેરી નાખવા માંડી છે. શ્રીયુત હરવિલાસ શારદાના બાળલગ્નપ્રતિબંધક કાયદાના પરિણામે બાળલગ્નની બદી પણ હવે નાબુદ થશે એમ આશા પડે છે છતાંય પૂરતાં ભંડોળો નથી, એ વાત હજીયે સ્ત્રીકેળવણીના પ્રખર હિમાયતીઓને પણ મુઝવી રહી છે.

ફરજીયાત ને મફત પ્રાથમિક કેળવણી, ઉચ્ચ શિક્ષણ માટે પૂરતી સગવડો ને હિંદી હાજતોને યોગ્ય અભ્યાસક્રમ એ હિંદી મહિલામંડળોની રોજની માગણીઓ છે અને રહેશે. દિલગીરીની વાત છે કે માત્ર મદ્રાસ શહેરમાં ને મુંબાઇના થોડા વિભાગમાંજ ફરજીયાત ને મફત પ્રાથમિક કેળવણીની શરૂઆત કરવામાં આવી છે. બીજાં શહેરોમાં તો હજી કાંઇજ પ્રયાસ કરવામાં આવ્યો નથી. માત્ર પુરૂષોમાં જ જ્ઞાનપ્રચાર વધે તેથી કાંઇ ગૃહજીવનમાં સંસ્કારિતા સાંપડે નહિ અને સ્ત્રીપુરૂષનાં માનસ વચ્ચેનું અંતર વધતું જ જાય. રાષ્ટ્રીય દૃષ્ટિએ કે સામાજીક દૃષ્ટિએ સ્ત્રીપુરૂષમાં જ્ઞાનપ્રચાર વધે તે માટે એકજ ધોરણ રાખવું ખૂબ જરૂરનું છે. હિંદી સ્ટેટ્યુટરી કમીશનના હેવાલમાં પણ આજ વાત ઉપર ભાર મૂકવામાં આવેલો છે. હિંદી કુમારિકાઓમાંની પંચાશી ટકા ગામડામાં રહે છે. એમાંનાં કેટલાંક ગામડાં તો સારા પગારનો શિક્ષક રાખી શકે તેમ પણ નથી. વળી એવાં ગામડાંમાં સ્ત્રીશિક્ષકોને અતિશય હાડમારીઓ નડે છે. તેમજ એવાં સ્થાનોમાં ઉત્સાહી સ્વયંસેવકો પણ જડી આવવા મુશ્કેલ છે. ઉપરાંત આપણા સામાજીક રિવાજો પણ ઓછા આડે

આવતા નથી. છતાં હમણાં હમણાં સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે ને નવી પ્રજા કેળવણી પામવા ઉત્સુક છે એ ચિન્હો આશાભર્યાં છે સરકારના પ્રયત્નોમાં હવે હિંદી પ્રજાએ પણ સાથ આપવા માંડયો છે પૂનાની મહિલા વિદ્યાપીઠ, નાગપુરનું મહિલા વિદ્યાલય, જલધરનું કન્યા મહાવિદ્યાલય, ફિરોઝપુરની શીખ શાળા, સેવાસદનો, શ્રીમતી બોઝની શાળાઓ અને બીજી સંસ્થાઓ નોંધવા જેવી પ્રગતિ કરી રહેલી છે

છતાંય માગણીના પ્રમાણમાં હજી પૂરતાં સાધનોની ઉણપ રહે છે. હર્ટોગ સમિતિના કહેવા મુજબ હિંદમાં હવે કન્યાકેળવણી તરફ વધારે ધ્યાન અપાવું જોઈએ એમ થશે તોજ હિંદી રાજકીય પ્રગતિ સધાશે એ માટે બગાડ ઓછું કરતાં તો ભારે મુશ્કેલી નહિ જ નડે.

સામાજીક સુધારાની બાબત સંસ્થાઓનાં કાર્યમાં ભારે મુશ્કેલીરૂપ નીવડે છે આપણા દેશના સામાજીક રીવાજો ધાર્મિક વિધિઓ અને માન્યતાઓ સાથે એટલા બધા ભેળસેળ થઈ ગયેલા છે કે એ આપણી પ્રગતિના વિરોધક હોવા છતાં એનો સામનો કરવો મુશ્કેલ થઈ પડે છે. છતાંય સંસ્થાઓ દ્વારા ને વ્યક્તિગત, પ્રયત્નો ઓછા નથી થતા ને સુધારણા માટેની ધગશ તો હવે દરેક ઘરમાં દૃષ્ટિગોચર થાય છે બાળલગ્ન બંધ કરવા માટે સ્ત્રીઓ ખાસ્સા ખૂબ પ્રયાસો કરી રહી છે સમતિવય સમિતિના હેવાલમાં નોંધવામાં આવ્યું છે કે —

" માતૃત્વ વહેલું આવે એ ઇચ્છવાયોગ્ય નથીજ એનાં પરિણામ ખૂબજ ગંભીર આવે છે. માતાઓ અને બાળકોનું મરણપ્રમાણ અતિશય વધી જાય છે ઘણા દાખલાઓમાં યુવતીઓના બાંધા તૂટી જાય છે ને પરિણામે આખી પ્રજાનું શારીરિક બંધારણ નબળું પડે છે સતીનો રિવાજ કાયદાથી દૂર કરવામાં આવ્યો તેવીજ રીતે માતૃત્વ માટે પણ કાયદો થવાની જરૂર નથી ! કોઈ કોઈ સ્ત્રીઓ સતી થતી વ્યક્તિગત દુઃખની અતિશયતાથી ને ધુવાન બાઈને જીવતી બળતી જોવાથી દિલને જે ભારે આઘાત પહોંચતો તેથી પ્રજામત જાગ્રત થયો હતો માતૃત્વ વહેલું આવવાના દાખલા તો ઠેકઠેકાણે નજરે ચઢે તેમ છે એથી ઘણી સ્ત્રીઓ સહન કરે છે હિંદુ ને મુસ્લીમ સ્ત્રીઓ બન્નેયે એ વાતથી સરખી જ પીડાય છે એથી આખું સામાજીક બંધારણ હચમચી જાય છે પરંતુ સમાજરચનામાં એ બધું એવું બધું ઓતપ્રોત થઈ ગયું છે ને એના ભયંકર અનિષ્ટથી લોકો એવા તો ટેવાઈ ગયા છે કે લોકોની એ દિશા તરફ આંખ ઉઘડતી નથી એટલે સતીના બનાવો માટે કાયદાની જરૂર પડી તો માતૃત્વનાં ભયંકર પરિણામો અટકાવવા તો કાયદો કરવાની વધારે અગત્ય ઉભી થાય છે.

બીજો સવાલ પડદાના રિવાજનો છે. અર્વાચિન કાળમાં કેળવાયેલા વર્ગોમાં તો એ રિવાજ લગભગ નાબુદ થઈ ગયો છે છતાંય હિંદભરની સ્ત્રીઓનો લગભગ ત્રીજો ભાગ એટલે આશરે ચાલીસ હજાર સ્ત્રીઓ હજી પણ પડદો પાળે છે એવા એકાંતવાસથી શરીર ને મન પર કેટલી ખરાબ અસર થાય છે એ વાત જગજાહેર છે દાક્તરી અભિપ્રાય તો એ વિરુદ્ધ સખ્ત પોકાર ઉઠાવી રહેલ છે અખિલ ભારત મહિલા પરિષદના પ્રમુખપદેથી વડોદરાનાં નામદાર મહારાણીશ્રીએ એકવાર કહ્યું હતું કે.—

" જો સમાજીક જીવન ઉન્નત બનાવવામાં સ્ત્રીઓએ સક્રીય ભાગ આપવો હોય, જો બાળશિક્ષણ માટે તેમની જવાબદારીઓ સમજવી જરૂરની હોય તો પડદાનો રિવાજ સદંતર દૂર કરવો જ જોઈએ જો

જીવન ઉલ્લાસમય બનાવવા માટે જરૂરી માનસિક સ્વાતંત્ર્ય ને રસવૈવિધ્ય સ્ત્રીઓને ન મળી શકે તેમ હોય તો પડદાના રિવાજને સદંતર નાબુદ કરવો જોઈએ. એ માટે આપણે જાહેર પ્રજામત એટલો બધો કેળવવો જોઈએ કે થોડા ઘણાય જે વિરોધમાં છે તે આપણી બહુમતિથી દબાઈ જાય"

બાળલગ્ન અને પડદાનો રિવાજ નાબુદ થવાથી સ્ત્રીઓની તંદુરસ્તી સુધરશે એટલું જ નહિ પરંતુ તેમની કેળવણીનાં બે મોટાં વિઘ્નો દૂર થશે. ને જ્ઞાનપ્રચાર વધશે.

વળી સ્ત્રીઓ કાયદાના બંધનોમાં પીડાય છે તે પણ દૂર કરવા ખાસ પ્રયાસોની જરૂર છે. ખાસ કરીને હિંદુ સ્ત્રીઓ માટે કાયદામાં બહુ બંધનો છે. એ દિશામાં દિવાન બહાદુર હરવિલાસ શારદાને ખાસ માન ઘટે છે કારણ કે સ્ત્રીઓના પ્રશ્નોમાં તે રસ લે છે. એટલુ જ નહિ પરંતુ એમની હીન દશામાંથી ઉદ્ધાર કરવા કાયદેસર પગલાં ભરી રહ્યા છે. હિન્દુ વિધવાઓનું સ્થાન, લગ્નના કાયદાઓ ને વારસાના હક્કોમાં ભારે ફેરફાર થવાની જરૂર છે સ્ત્રી સંસ્થાઓ દિવાન બહાદુર જેવાના ટેકાથી જાહેર પ્રજામત પોતાના લાભમાં કેળવી પોતાની ક્ષતિઓ દૂર કરવામાં સફળ થશે જ એમાં કાંઈ શક નથી. બ્રિટીશ હિંદ કરતાં વડોદરા ને ભાવનગર રાજ્યોમાં આ દિશામાં ઘણી જ સારી પ્રગતિ થવા પામી છે ને તે માટે ખાસ કાયદાઓ પણ ઘડવામાં આવ્યા છે.

સ્ત્રીઓને બાળાઓને અનીતિના ધંધામાંથી દૂર રાખવા સ્ત્રીઓનો રાષ્ટ્રસંઘ ને બંગાળી મહિલામંડળ પાશ્ચિમાત્ય સ્ત્રીસંઘોના સહકારથી સારૂં કામ કરી રહેલાં છે અને એ બદી દૂર કરવામાં બંગાળામાં ખાસ કાયદા પણ જારી થશે એવી આશા છે.

સ્ત્રીઓએ હાથ ધરવાના પ્રશ્નોમાં હાલ અસ્પૃશ્યતા નિવારણ, બહુપત્નીત્વ, દારૂનિષેધ, જુગાર ને ભિક્ષુકવૃત્તિ દૂર કરવાનું કામકાજ તથા ગૃહઉદ્યોગો તથા પ્રસૂતિ ને બાળસંભાળ જેવા પ્રશ્નો ખાસ અગત્ય ધરાવે છે. ગામે ગામ તેમ જ ઉદ્યોગી સ્થળોમાં એ પ્રશ્નો હાથ ધરી તેના નિવારણાર્થે ખાસ સગવડો કરવાની જરૂર છે. દાક્તરી સલાહ ને આરોગ્ય સુધારણા ઉપર વિશેષ લક્ષ આપવું ઘટે છે. ગરીબોને તંદુરસ્તીના સાદા નિયમો શીખવવા જોઈએ. મોટી ઉમરનાને કેળવણી આપવાની વ્યવસ્થા કરવી જોઈએ ખાસ કરી ઉદ્યોગગૃહો ખોલી સ્ત્રીઓએ આર્થિક સંકડામણ નિવારતી થઈ જાય એવી ગોઠવણ થવી જોઈએ બાગબગીચા ને રમતગમતો માટે છૂટાં મેદાનો બનાવી ગીચ વસ્તીને છૂટી પાડવાની જરૂર છે. આ દરેક માર્ગે થોડી ઘણી સફળતા મળેલી જ છે છતાંય એ કાર્ય મહાભારત છે એટલે પ્રગતિની ગતિ મંદ રહે એ સ્વાભાવિક જ છે.

દેશના રાજકીય જીવનમાં મુશ્કેલીઓ સહન કરવામાં પણ સ્ત્રીઓએ ઓછો ફાળો આપ્યો નથી. ખાદીનો પ્રચાર પુરૂષો કરતાં સ્ત્રીઓએ વધારે પ્રમાણમાં કર્યો છે. હિંદી સ્ત્રીઓમાં સાચી રાજકીય જાગૃતિ આવેલી છે તે પૂરવાર કરતા એક જ દાખલો બસ થઈ પડશે મતાધિકારના પ્રશ્નમાં તેમણે દેશના બીજા મહત્વના પ્રશ્નોની ખાતર પોતાના તમામ ખાસ હક્કો જતા કર્યા છે એ ઓછું અભિનંદનીય નથી. સ્ત્રીઓમાં દેશપ્રેમની લાગણી વધારે તીવ્ર છે અને દેશનું ભલું ઇચ્છતું હોય તો કોમ કરતાં દેશના પ્રશ્નોને વધુ વજુદ આપવું જોઈએ એમ તેઓ સારી રીતે સમજે છે. નવા બંધારણમાં તેમના સ્થાનનો પ્રશ્ન છણવામાં આવ્યો ત્યારે હિંદની સ્ત્રીસંસ્થાઓએ ખૂબ જ

ઉદારતા દાખવી છે ને તેને માટે તેમને ખાસ માન ઘટે છે.

સ્ત્રીઓનું સ્થાન નક્કી કરતાં અનેક વાતો વિચારવી ઘટે છે. આર્થિક પરિસ્થિતિ કાયદાના બંધન, ધાર્મિક સિદ્ધાંતો વગેરે દરેક પોતપોતાનું જોર અજમાવે છે છતાંય આખરે એ દરેકમાં સમયાનુસાર ઘટતા ફેરફારો થતા જ રહ્યા છે. એટલે હવે આપણે ઐતિહાસિક દૃષ્ટિએ સ્ત્રીઓનું સ્થાન નક્કી કરવાનું રહેતું નથી વર્તમાન કાળમાં જે પ્રચલિત નૈતિક આદર્શ હોય ને ધોરણે જ સ્ત્રીઓની પદવીનો નિર્ણય કરી શકાય સમાજ જે કક્ષાની રહેણી કરણી અપનાવતો હોય તે પ્રમાણે સ્ત્રીસન્માન જળવાય પ્રજાતંત્રની અંદર વ્યક્તિસ્વાતંત્ર્યને ખાસ મહત્ત્વ અપાય છે. એટલે સ્ત્રીસ્વાતંત્ર્યને પણ એટલું જ મહત્ત્વ અપાય. હિંદી સ્ત્રીઓ જીવનપલટો કરવા ઇચ્છે તો પુરાતન ચીલામાંથી તેમનો ઉદ્ધાર અવશ્ય થવો જ જોઈએ આપણે તે માટે પ્રયાસ ન કરીએ ને આપણી જાતને સ્ત્રીસન્માનની હિમાયતી મનાવીએ તો તેમાં આપણી ભૂલ છે.

નૈતિક કાયદો એક છે ને તમામ મનુષ્ય જીવો પ્રભુ આગળ સરખા છે એ જ સિદ્ધાંત જગતમાં ને ફેલાવી છે એને બરાબર સમજીએ એવો વખત પણ હવે નજીક જ છે. પાશવી શક્તિથી જગતને ઉદ્ધારી આત્મશક્તિથી જગત પર રાજ્ય ચલાવાય એ માટે જ બધી પ્રગતિની હિલચાલો મંડાય છે ને એમાં સ્ત્રીશક્તિ મહત્ત્વનો ફાળો આપશે એ વાત નિર્વિવાદ છે

હિંદની જાગૃતિના આ જબ્બર મોજામાં સ્ત્રીઓ પણ સ્વતંત્રતા, આત્મવિકાસ ને સેવા માગે છે સેવાવિહોણી સ્વતંત્રતા પેઠે સ્વતંત્રતાવિહોણી સેવા પણ ગુલામી છે આત્માની સંપૂર્ણ સ્વતંત્રતાને મનુષ્યત્વના સંપૂર્ણ વિકાસ તરફજ અત્યારની સ્ત્રીહિલચાલ દોરાયલી છે. ખરા દીલથી સેવા કરવી ને નિઃસ્વાર્થ ભાવે દાન કરવું એમાંજ સ્વતંત્ર મહિલાનો સાચો વિકાસ છે. તેમણે બેદરકારી વહેમ ને અજ્ઞાનની સામે થવાનું છે. તેઓમાં સુધારણાની સાચી ધગશ પેદા થઈ છે એ વેદીમાં પ્રભુને મનુષ્ય પ્રત્યેના સ્નેહની જ્યોત પ્રગટી છે. પુરુષોએ નક્કી કરેલા કાયદાનાં રાજકીય કે વ્યાવહારિક ધોરણો અપનાવી લેવા હવે સ્ત્રીઓ તૈયાર નથી એવા ધોરણથીજ અત્યારસુધી વનિતાવૃંદ દીનદશા ભોગવતાં આવ્યાં છે ને ગુલામી વેઠી રહ્યાં છે. સ્વતંત્ર મનુષ્ય તરીકે સ્ત્રીઓ પોતે જાતે જ સરજાવેલાં ધોરણોનો સ્વીકાર કરવા માગે છે જીવનની સત્ય ઘટનાઓનો સામનો કરવાનો તેમણે નિર્ણય કર્યો છે. જીવનસંગ્રામ જાતે જ લડી લઈ તેનાં પરિણામ વધાવી લેવા તેઓ તૈયાર થયાં છે. હવે સ્ત્રીઓને કોઈપણ પ્રકારની ખાસ સલામતીની જરૂર નથી. પોતાના સ્વાર્થનો ભોગ આપતાં તેઓ શીખ્યાં છે ને આદર્શ માટે પ્રાણાર્પણ કરવા પણ તૈયાર થયાં છે. ઉન્નતિનો માર્ગ સીધો નથી. અનેક મુશ્કેલીઓ ને આપત્તિઓ ઝઝૂમી રહી છે. પરંતુ આદર્શમાં શ્રદ્ધા છે; એ અનુપમ જ્યોતિના પ્રકાશમાં ઉચ્ચ ગતિ કરવાના અભિલાષ છે ધીરજ ને ખંતથી વિચારતાં ને પ્રયત્નો આદરતાં ભક્તિને સ્નેહથી સ્ત્રીઓ પોતાના આદર્શને જરૂર પહોંચી વળશે એમાં કંઈ જ શંકા નથી






સંપાદક શ્રી નાગરદાસ ઇ પટેલ

'એટલામા તમારી રસોઇ શી રીતે થઇ' હજી તો હમણાંજ આપણે ફરીને આવ્યાં. મે સઘડી પેટાવીને દાળ ઓરી છે ને તમે તો કહો છો કે તમારાં દાળ, ભાત, શાક થઇ ગયા ને રોટલી વણવા બેસો છો. એ શી રીતે થયું ?'

હયાકોર હિંદુ આરોગ્યભુવનઃ ફ્રમમમાં અમે હવાફેર માટે ગયાં હતાં શરૂઆતમાં અમને નીચે જગ્યા મળી હતી પણ પછી ઉપર પહેલે માળે સગવડ થયે જગ્યા મળી એટલે ત્યાં રહેવા ગયાં. અમારી બાજુના બ્લોકમાં એક સુરતી વણિક કુટુંબ હતુ. બન્ને પતિપત્ની ઘણાં જ માયાળુ અને મળતાવડાં હતાં. બાળકો પણ ઠીક હળી ગયાં હતાં. સવારના પહોરમાં અમે બધાં ચોપાટી ફરવા ગયા હતા ત્યાંથી આવ્યા પછી દસેક મીનીટે ધનગૌરીબ્હેન આવીને સુમતિ સાથે વાતે વળગ્યા.

'અમે કુકરથી રસોઇ કરીએ છીએ' સુમતિએ જવાબ આપ્યો. 'આપણે બહાર ગયા ત્યારે કુકરમાં દાળ ભાત ને શાક મુકયાં હતાં ફરીને આવ્યાં ત્યારે તે તૈયાર થઈ ગયાં હતાં. એટલે મસાલો નાખ્યો ને લોટબાંધી રોટલીની તૈયારી કરું છું'

'એતો ઘણુંજ સારૂ. જોઉં તમારો કુકર'

સુમતિએ એમને પોતાનો કુકર બતાવ્યો. એક પછી એક જુદાં જુદાં ખાનાં દેખાડીને સમજણ પાડી.

બજારમાં મળતો સામાન્ય કુકર એ ન હતો. એ ખાસ ઓર્ડર આપીને તૈયાર કરાવવામાં આવ્યો હતો અને વાપરનારને સંપૂર્ણ સંતોષ આપવા છતાં કોઈ પણ પ્રકારની કડાકૂટમાં ઉતારતો ન હતો.

'જુઓ આ નીચેનું ખાનું. એ સાદું છતાં કંઇક ઉંડુ છે. એમાં દાળ થાય છે. તે પછીનું આ વચ્ચેનું ખાનુ એમાં તળીએ કાણાં પાડેલાં છે એટલે નાના માપની તપેલી ઢાંકણા સાથે રહે છે છેક ઉપરના ખાનામાં જુગળુ છે એમાં રસાવાળુ શાક અથવા ભાત થઇ શકે છે.' સુમતિએ સમજાવવા માંડ્યુ

'બીજા ખાનામાં બીજુ કંઇક થાય ખરૂં ?'

'ઢોકળાં, પાતરાં કે મુઠીયાં પણ થઇ શકે છે. અને તપેલીમાં કોરૂ શાક કરવું હોય તો તે પણ થાય છે'

'ત્યારે તો એ ઢોકળાંના ડબ્બાની પણ ગરજ સારે છે એમજ ને ?'

'હાજી. બીજું ખાનું તળીએ કાણાંવાળુ હોવાથી ઢોકળાં પાતરાંના ઉપયોગમા આવી શકે છે તેને બદલે એ ખાનુ જુંગળીવાળુ કરાવ્યું હોય ત્યારે માત્ર ભાત અથવા રસાદાર શાકજ એમાં થઇ શકે છે.'

'એ તો ઘણું જ ગમ્યુ. એવો કુકર અમે પણ વસાવી લઇશું.'

'પણ એકે બજારમાં મળતો નથી. એ એમણે ખાસ તૈયાર કરાવેલો છે'

'ત્યારે એમને કહીશુ.'

# કુકર




૧ ડટ્ટી ૨ ઢાંકણું ૩ ઉપરનું ખાનું ૪ ભુંગળું ૫ વચમું ખાનું ૬ તપેલી ને છીબું ૭ નીચેનું ખાનું ૮ ઉપરના ખાનાના તળીયાનો દેખાવ ૯ વચ્ચેના ખાનાના તળીયાનો દેખાવ ૧૦ બે ખાનાં એક બીજા સાથે શી રીતે બંધ બેસતાં થાય છે તે.

[ જુઓ લેખ પાનું ૨૧૧

બપોરે અમે બધા જમીને બેઠા હતા અને કુમસનાં હવાપાણીની વાતો કરતા હતાં ત્યાં ધનકોરીબ્હેને કુકરની વાત કાઢીને મ્હારો અનુભવ પૂછ્યો.

'કુકરને અંગે તો અનેક પ્રકારના અનુભવ થયા છે.' મ્હેં કહ્યું

'કહો તો ખરા.' એમણે આગ્રહ કર્યો.

## બ્હેનોને

ઉઠો ઓ ગરવી ગુર્જરનાર
દેશનો કરવાને ઉદ્ધાર

બાલિભાવત ભાનુઓ ખેલંતા ખોળા માંહ્ય
ચારિત્ર્યો ખિલાવી અર્પો ધર્મભાવના ભાન
ઉઠો ઓ ગરવી ગુર્જરનાર
દેશનો કરવાને ઉદ્ધાર

નિર્ભયતાની અજાયબીના નેક ન્યાયના પાન
હાલરડે બજરંગ બલીના બ્રહ્મચર્યના ભાન
ગજાવો ગરવી ગુર્જરનાર
દેશનો કરવાને ઉદ્ધાર.

લાખો શિક્ષકનો સરવાળો માતા સમ નહીં થાય
પુર્ણ ભજાવો ફરજ રૂડી સુશિક્ષણ શિશુમાંહ્ય
ઉઠો ઓ ગરવી ગુર્જરનાર
દેશનો કરવાને ઉદ્ધાર

શકુન્તલા શાં માત બની વીર ભરત સમા સંતાન
જન્માવી જગમાં ગવરાવો ભારતના ગુણગાન
ઉઠો ઓ ગરવી ગુર્જરનાર
દેશનો કરવાને ઉદ્ધાર

પ્રાણશંકર જગજીવન બધેકા

'જુઓ સૌથી પહેલાં મ્હારા મિત્ર શેઠ ગોરધનદાસે પોતાના કુકરનું ખાનું તૂટી ગયું હોવાથી નવું કરાવવાનો વિચાર કર્યો અને તપાસ કરી પણ જોઈએ તેવું ખાનું તૈયાર ન થયું. પછી એમણે માત્ર બે ખાનાંના કુકરની યોજના કરી અને તે મુજબ મુંબાઈના પીતળના વાસણના આગેવાન વેપારી શ્રી બી એ તારકરને ત્યાં એ કુકર તૈયાર કરાવ્યો. એક રૂપીઆ શેરના હિસાબે એ કુકર તૈયાર થયો. અને એમને પણ સંતોષ થયો.

'એ જોઈને મ્હેં, મ્હારા સ્નેહી રતિલાલ દમાણી અને બીજા એક મિત્રે મળીને કુકર કરાવવા વિચાર કરી શેઠ ગોરધનદાસ સાથે જઈને શ્રી. તારકરને ત્યાં ઓર્ડર આપ્યા.'

શ્રી તારકરની મુંબાઈમાં પાંચ દુકાનો છે અને પોતાનું કારખાનું છે. નેશનલ બેંકની લગડીની માફક તારકરનો 'ક' માર્કાનો પીતળનો માલ મશહુર છે. એ માલ બનાવવાને એમનું કારખાનું પુરતું નથી છતાં અમારી રેકટેક અને વારંવારના ટેલીફોનથી એક મહિને એ નવા કુકરો તૈયાર થયા.

'અમે જ્યાં દરેક કુકરનું વજન દસબાર શેર ધારતા હતા ત્યાં તો અમારી ઓર્ડર આપવાની ખામીને લીધે અથવા આ પ્રકારનું કામ નવુંસવું હોવાથી કુકરનાં વજન વધી પડ્યાં. એક થયો ચોવીસશેર, બીજો બાવીસ શેર ને ત્રીજો સોળશેર. એ લઈને અમે શું કરીએ? અને ન લઈએ તે પણ કેમ ચાલે? છેવટે બે મોટા કુકર શેઠ ગોરધનદાસે રાખી લીધા ને નાનો મ્હારે ભાગ આવ્યો.

'એ ઉપરથી એટલું શીખ્યા કે વજ-

નનો પણ આશરો ઓર્ડર આપતી વખતે આપવો.'

'તે પછી ચાર કુકર નાનાં મોટાં જુદાં જુદાં કુટુંબોના માપના કરાવ્યા અને તેમાં વજનનો આશરો રીતસર આપ્યો. એકાદ મહિને તે તૈયાર થયા ને સંપૂર્ણ સંતોષકારક નીવડયા અને જોઇએ તે કરતાં પણ સારા અને ટકાઉ જણાયા.'

'પછી તો જેમ જેમ મિત્રોમાં ખબર પડતી ગઇ તેમ તેમ સૌ જોતા ગયા અને ઑર્ડર આપતા ગયા. અનુભવ મળતો ગયો તેમ તેમ મ્હેં પણ ઘટતા સુધારા વધારા કરવા માંડયા.'

'અત્યાર સુધીમાં ચાળીસેક કુકર મ્હેં તૈયાર કરાવ્યા છે. શ્રી તારકરને ત્યાં બીજો માલ તૈયાર કરવાની ધમાલને લીધે અને વખતને અભાવે કુકરો સ્ટોકમાં રાખતા નથી. માત્ર ઑર્ડરથી બનાવી આપે છે અને એવા ઑર્ડર શેઠ ગોરધનદાસના કે મ્હારા સિવાય બીજા કોઇનાં તેમણે લીધા જ નથી.'

'આ કુકરો કેવા થાય છે તે પહેલાં તો સમજાવું. એનું સૌથી નીચેનું ખાનું સાદું હોય છે. એની કિનારી ઉપરનું ખાનું બરાબર બંધ બેસે એવું હોય છે અને વરાળ બહાર નીકળી જતી નથી. એ સાથેના ચિત્રમાં નં. ૧૦ માં બરાબર બતાવ્યું છે. બે ખાનાં પરસ્પર બંધબેસતાં શી રીતે થાય તે એ ઉપરથી સમજાશે.'

'બીજું અથવા વચ્ચેનું ખાનું બે પ્રકારનું થાય છે.'

'પહેલું ચિત્રમાં બતાવ્યા મુજબ તળીયે કાણાંવાળું થાય છે અને એમાં છીણું ઢાંકીને તપેલી રખાય છે. થોડા પ્રમાણમાં ભાત કરવો હોય તો તે અથવા કોરૂં–પાણી રેડયા વિનાનું શાક એમાં થઇ શકે છે તપેલી પર છીણું તો ઢાંકવું જ જોઇએ જો ન ઢાંક્યું તો શાક એવું રસાદાર થઇ જાય કે ન પૂછો વાત!'

'એ ઉપરાંત આ ખાનામાં પાતરાં, ઢોકળાં અને મુઠીયાં બાફી શકાય અને એક પંથ ને દો કાજ થાય. કુકરનો કુકર અને ઢોકળાંનાં દાબડાનો દાબડો પણ ખરો!'

'બીજી રીતે એ ખાનું વચ્ચે ભુંગળાવાળું કરાવી શકાય અને એમાં માત્ર ભાત અથવા રસાવાળું શાક જ થઇ.'

'ત્રીજું ખાનું પણ ભુંગળાવાળું જ કરાવવાનું હોય છે અને તેનો આકાર અને ઉપયોગ બીજી રીતના બીજા ખાના જેવોજ હોય છે.'

'ટીફીનબૉક્સની માફક કુકરને બહારગામ લઇ જવાના ઉપયોગમાં લેવાનો હોય તો બાજુએ એના જેવાજ કાના તથા હેંડલ પણ કરાવી શકાય છે. રોજના ઉપયોગમાં લેવાના કુકરને બાજુમાં કાના કરાવવા સલાહકારક નથી. એથી માંજતી વખતે કચરો કે માટી ભરાઇ રહે છે. એ ઉપરાંત તે છેક ઉપરના ઢાંકણાને જોડીને એક ડબી તૈયાર થાય છે જે ઢાંકણું ઉંચકવાના ઉપયોગમાં આવી શકે છે.'

'આ રીતે બે ત્રણ અથવા ચાર ખાનાંના સગવડ મુજબના કુકર તૈયાર કરાવી શકાય છે. એ તૈયાર કરવામાં એટલી કાળજી રાખવાની હોય છે કે એના સાંધા અને ખાનાં એકબીજાને બરાબર બંધબેસતાં આવે અને વરાળ નીકળી જાય નહિ. વરાળ નીકળી જાય તો રસોઇ થઇ શકેજ નહિ. આખી રસોઇ વરાળથી તૈયાર થાય છે એટલે ખાનાં બરાબર બંધબેસતાં થવાં જોઇએ.'

'બે માણસના કુટુંબ માટે મ્હારૂં પ્રમાણ નીચે મુજબ છે. ખાનાની પહોળાઇ છ ઇંચ, ઉંચાઇ ડબી સુદ્ધાં તેર ઇંચ અને ત્રણ ખાનાં. વજન આશરે શેર આઠ. એટલે આઠેક રૂપીઆમાં રમકડાં જેવો મઝાનો કુકર તૈયાર થાય અને ત્રણ માણસનો ખોરાક સારી રીતે રાંધી આપે છે.'

'ચાર માણસ સુધીને માટે ખાનાંની પહોળાઇ સાતથી સાડાસાત ઈંચ, ઉંચાઇ ત્રણે ખાનાંની ડબી સુદ્ધાં તેરથી ચૌદ ઇંચ અને વજન આશરે દસ અગીઆર શેર. એકથી બે માણસ વધારાનાં એમાં ખુશીથી બની શકે '

'આઠ માણસને માટે ખાનાંની પહોળાઇ આઠ ઇંચ, ત્રણે ખાનાંની ઉંચાઇ ડબી સુદ્ધાં ચૌદ ઇંચ અને વજન આશરે ચૌદથી પંદર શેર. બે ત્રણ માણસ વધારાનાં પણ વખત આવ્યે જમી શકે '

'એ મુજબ ગણતરી કરીને મ્હેં કુકરો કરાવ્યા છે અને દરેક કુટુંબને તે પસંદ પડયા છે '

'એક ભાઇ તો એકલારામ હતા એ કુકરે કરાવવા કેટલી સીફારસ કરી ગયા. એમનો કુકર તૈયાર થઇ આવ્યો એમને સમજાવ્યું અને બે ત્રણ દહાડાના અનુભવે એ સારી રીતે શીખી ગયા આઠેક દિવસ પછી મળ્યા ત્યારે એટલા ખુશ ખુશ થઇ ગયા હતા કે ન પૂછો વાત. કહે કે ' ત્હારી જીંદગીમાં મ્હેં આવી રસોઇ ચાખી ન હતી ! ભાત કોઇ કોઇવાર કરતો હતો પણ તમારા કુકરે તો મ્હારું જીવન ફેરવી નાખ્યુ છે શીરસ્વાદિષ્ટ અને મઝેની રસોઇ થાય છે ! '

'કુકરના ઉપયોગ માટે કેટલીક વાતો ખાસ ધ્યાન રાખવાની હોય છે એ ખબર ન હોય તો ગોટાળો થઇ જવા સંભવ છે અમારા એક મિત્ર અમને જમવા તેડયાં. વગર માપે કુકરમાં ભાત મૂકેલો તે નીચે જરા ચડેલો પણ ઉપર કાચો રહેલો ' દાળમાં એક વાડકી દાળે ત્રણ વાડકી પાણી રેડવાનુ હોય છે અને ભાતમાં એક વાડકી ચોખા હોય તો બે વાડકી પાણી રેડવું જોઇએ કોઇ વખત ચોખા નવા જુના હોય તો પાણી ઓછુ વધતુ કરવું પડે છે જૂના ચોખા અઢી વાડકી સુધી પાણી પીએ છે અને નવાને ઓછુ જોઇએ નવા ચોખા હોય તો એકાદ ચમચો ઘી પહેલેથીજ નાખવાથી ભાત છુટો થાય છે. આખુ ખાનુ દાળ પાણી કે ચોખા પાણીથી ભરાય નહિ. ચોથા ભાગની અથવા ઓછામાં ઓછી એક ઇંચની જગ્યા ખાલી રાખવી જોઇએ. શાક બેઠું મુકવાનુ હોય છે. એમા તથા દાળમાં મસાલો પછીથી નાખવો જોઇએ પહેલેથી મસાલો નાખ્યો હોય તો દાળ ચડતી નથી એ ધ્યાન રાખવા જેવુ છે

'કુકર તૈયાર કરીને એના માપની સઘડી ઉપર એક સઘડી કોલસા ભરીને રાખવાનો છે. બીજી વખત કોલસા ઉમેરવા પડતા નથી. પચાસ મીનીટથી એક કલાક સુધીમાં રસોઇ થઇ જાય છે એટલા વખત પછી કુકર ઉતારવો જોઇએ. એ દરમિયાન દાળ ઓગળી ગઇ હોય છે. ભાત ચડી ગયો હોય છે અને શાક તૈયાર થઇ ગયુ હોય છે. દાળ શાકમાં મસાલો નાખી એને તૈયાર કરી લેવા જોઇએ. પછી એજ સઘડીમાં કોલસા નાખી બીજી રસોઇ કરી શકાય છે

'પાતરાં અને ઢોકળા માટે પહેલા ખાનામા પાણી રેડવુ અને બીજા ખાનામાં પાતરાંના વાટા કે ઢોકળાની થાળી મુકી ઢાંકણુ બંધ કરવુ. એટલે વરાળથી તે સારી રીતે તૈયાર થઈ જશે આવે વખતે કુકરને સ્ટવપર મુકયો હોય તો મુકી શકાય છે.

'કોબી, કૉલીફ્લાવર, વેંગણ, ભીંડા વિગેરેનાં શાક કુકરમાં બહુજ મઝાના થાય છે શાકમાં પાણી રેડવુ પડતુંજ નથી. બટાટા, સુરણને રતાળુ પણ ભીણુ જેવાં ચડી જાય છે અને પાણી રેડયા સિવાય તૈયાર થતાં હોઇ ઘણુંજ સ્વાદિષ્ટ થાય છે.

'થોડા વખતના ઉપયોગ અને અનુભવથી વગર મુશ્કેલીએ અને ઓછી તકલીફે કામ થાય છે તેમજ દરેક પ્રકારે આ સારો છતાં સુંદર અને મસ્તો છતાં ટકાઉ કુકર

વાપરનારને સંપૂર્ણ સંતોષ આપે છે અને વગર પગારે રસોયાની ગરજ સારે છે.

'હવે એ શાથી પસંદ પડયા તે જોઇએ.'

'મોટે ભાગે તૈયાર કુકરો આવે છે તેની કિંમત વધારે પડતી હોય છે છતાં માલ તકલાદી હોય છે જ્યારે આ કુકરો સારામાં સારા કારખાનામા તૈયાર કરાવ્યા છતા વજનના ભાવે તૈયાર થતા હોવાથી કિંમતમાં સસ્તા પડવા છતાં માલ ટકાઉ થાય છે. તારકરનું કારખાનું ઉંચી જાતના માલ માટે હિંદુસ્તાનમાં મશહૂર છે. એ ઉપરાત જોઇએ તેવું જાડું પતરૂ વાપરવું હોય તો વપરાવી શકાય છે.

'બીજું એનાથી વખતનો ઘણો બચાવ થાય છે. દાળ ફુણાઇ જતી નથી અથવા ઉભરાઈ જતી નથી કે ભાત દાઝી જતો નથી. સ્ત્રીઓને સવારના પહોરમાં અનેક કામ હોય છતાં દાળ હલાવવા, ભાત ઓસાવવા કે એના ઉપર ધ્યાન રાખવા બેસવુ પડે છે તે આનાથી મટી જાય છે. એકવાર કુકર ચુલે ચઢાવ્યા પછી એક કલાકની એમને કામ કરવાની છુટી મળે છે, અને એટલા વખતમાં અનેક કામ પરવારી લે છે.

'ત્રીજું, રસોઇ ઘણીજ સ્વાદિષ્ટ થાય છે. બધીયે ચીજો વરાળથી ચઢી હોવાથી રસકસ જળવાઇ રહે છે. ભાત ઓસાવવાનો હોતો નથી તેથી એનાં તત્વો સચવાઇ રહે છે અને શાક પણ મીઠી આંચે વરાળથી ચઢતું હોવાથી સ્વાદિષ્ટ થાય છે.'

'ચોથું, એનાથી કોલસાનો ઘણો બચાવ થાય છે. એમ સઘડી પર દાળભાત ને શાક તૈયાર થાય છે.

આ કારણોને લીધે મ્હારા મિત્રમંડળમાં આ જાતના કુકરો ખુબ પસંદ પડયા છે, અને મ્હને એના ઓર્ડરો મળતા જાય છે. કુકરો તૈયાર કરાવવા અને પુરા પાડવાનો મ્હારો કંઇ ધંધો નથી.'

'કોણે કહ્યું કે એ ધંધો લઇ બેઠા છો'—

'હું તો સાધારણ વાત કરૂં છું.'

'તે ભલે. ત્યારે અમારા કુકરનો ઑર્ડર પણ આપી દો.'

'હમણાં જ.' એમ કહીને તરતજ એમના કુકરનો ઓર્ડર મ્હેં શ્રી. તારકરને મોકલી આપ્યો.

કુમસથી અમે મુંબાઇ આવ્યા ત્યારે કુકર તૈયાર થયો હતો એટલે સુરત મોકલી આપ્યો. એ એમને પસંદ પડયો છે અને સંતોષથી વાપરે છે.

એજ રીતે મ્હારા મિત્રમંડળમાં વડોદરા, સુરત, અમદાવાદ, બાલાસિનોર વિગેરે ઘણે ઠેકાણે એ કુકરો ગયા છે અને દરેકને સંતોષ થયો છે.

ઠોકર ખાઇને જે અનુભવ મ્હને મળ્યો છે તેનો લાભ મ્હારા મિત્ર મંડળને મળે એ એ હેતુથી અત્યાર સુધી હું, આ કડાકુટમાં ઉતર્યો છુ. શ્રી. તારકરે પણ આ કામ ખાસ ધ્યાન દઇને કરી આપી મ્હને આભારી કર્યો છે

આ કુકરોનું પેટંટ નથી મ્હે લીધું કે નથી શ્રી. બી. એ તારકરે લીધુ તેમજ એ લેવાની વૃત્તિ પણ નથી. જાહેરજનતા આનો લાભ ઉઠાવી શકે અને કોઇને પણ એ ઉપયોગી થઇ પડે એ હેતુથી આ હકીકત પુરતી વિગત સાથે પ્રકટ કરી છે. અને એના સર્વ હક્ક જનતાને સ્વાધીન કરૂં છું.

આ સંબંધે કોઇને પણ વધુ હકીકત અથવા પુછવા જેવું લાગે તો તેણે ખુશીથી મ્હારી સાથે પત્ર વ્યવહાર કરવો, (મલાડ, મુંબાઇ) અથવા ગુણસુન્દરી કાર્યાલયમાં લખવુ એટલે ઘટતો ખુલાસો ખુશીથી કરવામાં આવશે. શ્રી. તારકરે આવી રીતના કુકરો હવે તૈયાર રાખવાનું કબૂલ કર્યું છે.

---o---

# ઘરની લક્ષ્મી

(૧)

થતો કલાકાર કલા વિહીન,
જ્યાં પ્રેરણાના જલ સૌ સુકાય,
ને પ્રેરણાશોધન એક દિન,
તજી સ્વપત્ની ઘર બ્હાર જાય

(૨)

રેવા તટેથી બહુવાર જોયો,
કટિ પરે વિંધ્ય રહ્યો વસેલ જે;
દૂરે થકી ધુમ્મસ શો ઉભેલ જે,
જોઇ જરી એ નહીં આજ મોહ્યો.

(૩)

કૈલાસ સંધ્યા જલ સંગમોના,
યાત્રા કરી તીરથ ધામ કેરી;
પ્રાચીન જોયા અવશેષ કોના,
ઊર્મિ ઊઠી ના કદિ એક કેરી.

(૪)

"કલા તણી દેવી ન તુઠી કોઇ દિ,
ન ઉરતન્ત્રી ઝણઝણાટથે થયો;
ન પ્રેરણામૂર્તિ મળી હેજી કદિ",
વદી નિરાશે ઘર તરફ એ ગયો

(૫)

છે ગૃહકાર્યો કરતા મલીન,
જોઈ સ્વપત્ની ઉરઘોષ છૂટયા;
ખેંચાતી પત્ની પદ પાસ લીન,
બેસી વદ્યો શબ્દ અનેક તૂટયા—

(૬)

" હતી સીતા જે ગૃહલક્ષ્મી રામને,
અરૂન્ધતી જેવી વસિષ્ઠને હતી;
હું પ્રેરણા મૂર્તિ ભુલી જઇ તને,
રહું ઝીલવાને જલ આથડયો, સતી ! "

નટવર મગનલાલ પટેલ




લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.,
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનીસીપાલીટી.

( લેખાંક : ૪ થા )

## રાંધણ કરવાને અંગે રસાયણ શાસ્ત્રી, પદાર્થવિજ્ઞાન, શરીરશાસ્ત્ર અને ઇન્દ્રિયશાસ્ત્રના જ્ઞાનની જરૂરીઆત

અંગ્રેજીમાં રસાયણશાસ્ત્રને Chemistry કહે છે ને પદાર્થવિજ્ઞાનને Physics કહે છે. કેટલાકને સવાલ પૂછવાનું મન થશે કે દાળ, ભાત, રોટલી શાક બનાવવાની કળા સાથે વિજ્ઞાનને શું સંબંધ છે અને આવા અઘરા અને નિરસ વિષયોને રાંધણકળાના વિષય સાથે શા માટે જોડી દેવામાં આવે છે. આના જવાબમાં જણાવવાનું કે રાંધણકળાનો આખો વિષય વિજ્ઞાન ઉપર જ રચાયલો છે સેકડો વર્ષોથી આપણા દેશની સ્ત્રીઓ અમુક રસોઈ અમુક પ્રકારે બનાવતી આવી છે, પરંતુ અમુક રસોઈ અમુક જ રીતે બનાવવાનું શું કારણ છે અને તેની શી અગત્ય છે તેની તેમને ખબર નથી. ખોરાકની અંદર રહેલા તત્વો ઉપર પલાળવાથી, બાફવાથી, શેકવાથી, તળવાથી અને વરાળ દ્વારા રાંધવાથી શું શું ફેરફારો થાય છે, ખોરાકની ઉપયોગિતામાં શું વધારો કે ઘટાડો થાય છે અને તેની અંદર રહેલાં પુષ્ટિકારક તત્વો જળવાઈ રહે એ કે કેમ- તે બાબતનું સંપૂર્ણ જ્ઞાન દરેક બાળાને આપવાની ઘણી જરૂરીયાત છે પાપડ અને શાકમાં ખારો નાખવાથી શું ફાયદા અને નુકશાન છે તેની આપણી બાળાઓને ખબર નથી. ઢોકળા માટે ભરડેલા અનાજમાં તથા જલેબી અને માલપુડાના લોટમાં છાશ અથવા અન્ય પ્રવાહીઓ મેળવવાથી આથો કેવી રીતે આવતો હશે તેની આપણી બાળાઓને ખબર હોતી નથી. તરતના બાફેલા વાલ કડવા લાગે અને તેજ વાલને જો બે દીવસ પાણીમાં પલાળી રાખ્યા હોય અને તેમને ફણગા ફુટવા દીધા હોય તો તે બાફ્યા પછી મીઠા લાગે છે તેનું શું કારણ હશે તેની આપણી અનુભવી ગૃહિણીઓને પણ ખબર નથી

આ વિષય એટલો મોટો અને અગત્યનો છે કે તેના એક એક વિભાગ ઉપર એક એક મોટું પ્રકરણ લખી શકાય પરંતુ આ ... આ વિષયની આછી રેખાજ આપવાના અને તેટલા માટે આ વિષયની કેટલીક ઉપયોગી બાબત સંબંધી જ વિવેચન કરવામાં ..

ખોરાકના વિષય ઉપર અંગ્રેજી ભાષામાં તો કેટલાયે પુસ્તકો લખાયાં છે આપણી ભાષામાં જુદી જુદી રસોઇ અને વાનીઓ કેવી રીતે બનાવવી તેના એક બે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે પરંતુ વૈદક અને આરોગ્યની દ્રષ્ટિએ કયો ખોરાક સારો અને કયો ખરાબ છે તે બાબતનું કોઈ પુસ્તક પ્રસિદ્ધ થયુ નથી. દરેક મનુષ્યની તંદુરસ્તીનો તથા તેની શારીરિક ઉન્નતિનો આધાર તેના ખોરાક પર હોય છે. બાળકના જન્મથી તે મોટી ઉમરનું થાય ત્યાંસુધી તેને કેવા અને કઇ જાતના ખોરાકની જરૂર છે તે દરેક માતાએ જાણવું જરૂરી છે. આપણી માતાઓના આ અજ્ઞાનને લીધે આ દેશમાં લાખો બાળકો રીકેટસ નામના રોગથી પીડાય છે અને આ રોગ બાળકોના બીજા અનેક ભયંકર અને જીવલેણ રોગોનું કારણ બને છે તે બાબતની ગંભીરતાની આપણી માતાઓને ભાગ્યેજ ખબર હોય છે

વળી દરેક કીમતી ખોરાક જ વધારે પુષ્ટિકારક અને ગુણકર્તા હોય છે તેવી માન્યતા સ્ત્રીઓની હોય છે તે ખરૂ નથી. મધ્યમ તથા ગરીબ વર્ગના કુટુંબોમાં દરેક જણને દૂધ, ઘી પૂરતા પ્રમાણમાં મળી શકતાં નથી. આવા સંયોગોમાં ઓછી કીમતનો પણ પુષ્ટિકારક ખોરાક કેવી રીતે પસંદ કરવો તે જાણવું દરેક ગૃહિણી માટે આવશ્યક છે. આપણા ખોરાકમાં વપરાતી ચીજોમાં નીચેના ચાર ગુણોની આવશ્યકતા છે –

૧ શરીરને ઉષ્ણતા આપનારા તત્વો જેમાં ઘી, કાંજી ( Starch ) અને સાકર મુખ્યત્વે છે.
૨ શરીરને વધારનારા તથા શરીરને કામને લીધે જે ઘસારો પહોંચે છે તેને નાબુદ કરનારા તત્વો જેમાં પ્રોટીન ( Protien )મુખ્યત્વે છે.
૩ શરીરના ખનીજ તત્વોને યોગ્ય પ્રમાણમાં ટકાવી રાખનારા તત્વો જેમાં દુધ શાક અને મસાલા છે
૪ શરીરમાં વીટામીન નામના તત્વોને જોઇએ તેટલા પ્રમાણમાં આપનારા પદાર્થો જેમાં તાજા શાક, ફળ વગેરે છે

માંસાહારી પ્રજાનો ખોરાક એવી રીતે યોજાયેલો છે કે તેમને તેમના ચાલુ સસ્તા ખોરાકમાં પણ ઉપરના બધા તત્વો આપોઆપ મળી રહે છે પરંતુ વનસ્પતિજન્ય ખોરાક ખાનારી પ્રજામાં જો ખોરાકની અંદર યોગ્ય પ્રમાણમાં ઉપરના બધા તત્વો આપનારી દરેક ચીજ ન હોય તો તંદુરસ્તી બગડે છે આટલા માટે ખોરાકની પસંદગી કરવામાં આ બાબતનું સ્ત્રીઓને ખાસ જ્ઞાન આપવાની જરૂરત છે

આપણા ગૃહોમાં સાધારણ રીતે દરરોજ અમુક જ પ્રકારનો ખોરાક તૈયાર થાય છે. જેમાં તુવરની દાળ, ભાત, રોટલી અને શાક છે કેટલીક સ્ત્રીઓ લગભગ દરરોજ આજ વસ્તુઓ રાંધે છે અને શોખની વસ્તુ તરીકે તેમાં કોઇ કોઇ વખત ભજીયા, પાતરા, કે બીજી વસ્તુનો વધારો કરે છે. આવી જાતનો ખોરાક આરોગ્યની દ્રષ્ટિએ આદર્શ નથી તે આપણે હવે પછી જોઇશું. નાનપણમાં બાળકોને મોટા પ્રમાણમાં ભાત અને ઘી આપવાથી બાળકનું પેટ વધી જાય છે અને તેના શરીરમાં પ્રોટીનને બદલે ચરબીનું તત્વ બહુ વધી જાય છે આવા બાળકો સેંકડોની સંખ્યામાં આપણા દેશમાં નજરે પડે છે. ખોરાકની અંદર વિવિધતા આવે તો ખોરાક માટે અરૂચી ઉત્પન્ન ન થાય એટલુંજ નહિ પરંતુ અમુક ખોરાકમાં અમુક જરૂરી તત્વ ન હોય તો તે ખોરાક બદલવાથી તે મળી રહે છે. આ સાબીત કરવા માટે એક બે દાખલા આપવાં બસ થઇ પડશે.

કઠોળની બધી જાતના કરતાં વટાણામાં પ્રોટીન તત્વ ઘણુંજ વધારે પ્રમાણમાં હોય છે. અડદની દાળમા પણ આ તત્વ વધારે પ્રમાણમાં હોય છે. આ બન્ને કઠોળ પ્રોટીનના તત્વમાં લગભગ માસના ખોરાકની બરાબરી કરી શકે છે. પરંતુ તેમાં માત્ર ખામી એટલી જ છે કે આ બન્ને કઠોળ પચવામાં ભારે છે અને જલદી રંધાઇ શકતા નથી જો આ બન્ને કઠોળને ખુબ સારી રીતે રાંધવામાં આવે અને તેમની એક રસ દાળ બનાવવામાં આવે તો બહુજ ફાયદાકારક છે. મધ્યમ અને ગરીબ વર્ગના કુટુંબમાં આ બે કઠોળની દાળ અઠવાડીયામાં એક બે વખત જરૂર બનવી જોઇએ અને તે ખાવાથી કુટુંબના માણસોનું આરોગ્ય વધે છે. આ કારણને લીધે પંજાબમાં અડદની દાળને માંસ–દાળ કહેવામાં આવે છે.

તેવીજ રીતે પાકા ટામેટાની અંદર વીટામીનના તત્વો ઘણા મોટા પ્રમાણમાં હોય છે અને તેટલા માટે ટામેટાની કચુમર કે ચટણી ખાવામાં ફાયદો છે વીટામીન નામના તત્વો લગભગ દરેક ફળ અને શાકમાં હોય છે. આમાંના અમુક પ્રકારના તત્વો શાકને તળવાથી નાશ પામે છે. બાફેલા શાકમાંથી પણ આ તત્વોનું પ્રમાણ થોડું ઓછું થઇ જાય છે. આટલા માટે કાચા મુળા, કાકડી પપૈયા વગેરેની કચુમર ખાવાથી વીટામીનનું તત્વ શરીરને પુરતા પ્રમાણમાં મળી શકે છે. વીટામીનના તત્વો સચારો અને ખારો નાખેલા શાકમાંથી સદંતર નાશ પામે છે જ્યારે ખટાશ નાખેલા શાકમાં તે જળવાઈ રહે છે આ ઉપરથી જોઇ શકાશે કે દરેક શાકમાં સંચારો કે ખારો નાંખવો તે જરા પણ ઇચ્છવા યોગ્ય નથી. જલદી ચડતા ન હોય તેવા શાકને જલદી ચડાવવા માટે સ્ત્રીઓ ખારાનો છુટથી ઉપયોગ કરે છે તે સર્વ કોઇ જાણે છે. આ પ્રથા કેટલી નુકશાનકારક છે તે આ ઉપરથી સમજાશે

રીકેટસના રોગ માટે ડોકટરો મુસબીનો રસ બાળકને વધારે પ્રમાણમાં પાવાનું કહે છે. ગરીબ અને મધ્યમ વર્ગના માણસોને આ ખર્ચ પોસાય નહિ તે દેખીતી વાત છે. આને બદલે પાકા ટામેટાનો રસ અને ચોખ્ખુ મધ તેટલું જ કામ આપે છે તેની આપણી બહેનોને ભાગ્યે જ ખબર હશે.

બાળકને અપાતુ દુધ જો ચુલા પર ઉકાળવામાં આવે ;તો તેમાથી વીટામીનનું તત્વ મોટા પ્રમાણમા નાશ પામે છે. એટલું જ નહિં પરંતુ દુધની અંદર રહેલા પ્રોટીન તત્વમાં પણ એટલો બધો ફેરફાર થાય છે કે તે જલદી પચી શકતું નથી. આટલા માટે બાળકને આપવાનું દુધ પાણીની અંદર વાસણ મૂકી ગરમ કરવું જોઇએ અને તેની અંદર મલાઇની પોપડી બાઝવા દેવી ન જોઇએ. વળી આવા દુધને ગરમ કરી એકદમ ઠંડુ કરી રાખવાથી તે દુધ લાંબો વખત બગડયા વગર રહી શકે છે. ઉનાળાના દીવસોમાં સખત ગરમીને લીધે દુધ જલદી બગડી જાય છે. અજ્ઞાન માતાઓ એમ સમજે છે કે જ્યાં સુધી દુધમાં ખાટી વાસ ન આવે ત્યાં સુધી સારૂં જ ગણાય આમાન્યતા ભૂલભરેલી છે.

ખોરાક કેવી રીતે રાંધવો તે જેમ એક કળા છે તેમ રાંધેલા ખોરાકને બગાડયા વગર સાચવી શી રીતે રાખવો. તે પણ એક કળા છે આ વિષય જાણવા માટે જંતુશાસ્ત્રના અમુક સિદ્ધાંતો કન્યાઓને શીખવવાની જરૂર હોય છે અહીંયા આ વિષય ઉપર વધારે લખવાનો અવકાશ નથી પરંતુ જંતુશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો ગૃહ શિક્ષણમાં કેટલા ઉપયોગી છે તે માટે બે શબ્દો દો લખવાની જરૂર છે.

જે ઘરમાં ઉકાળેલું પાણી પીવામાં આવે છે તે ઘરમાં કોલેરા, કે ઝાડાનો રોગ ભાગ્યે જ થાય છે. જે ઘરમાં ચેપી રોગથી પીડાતા માણસના વાસણો જુદા રાખવામાં આવે છે ત્યાં આવા રોગ બીજાને લાગુ પડતા નથી

બાળકને દૂધ પાવાની બાટલી તમે ગમે તેટલી સ્વચ્છ કરીને સુકવીને રાખશો તો પણ તેમાં બેચાર કલાક પછી ઉનાળાના દીવસોમાં તો જરૂર વાસ આવશે. આજ બાટલીને સ્વચ્છ કરીને ઠંડા પાણીમાં સ્વચ્છ વાસણમાં રાખી મુકશો તો તેમાં જરા પણ વાસ નહિ આવે.

દૂધને ગરમ કરીને તેની તેજ તપેલીમાં રહેવા દઈ તેને નળની એક બાલદીમાં ઠંડુ પાડીને રાખશો તો લાંબો વખત રહી શકશે આજ દૂધને બીજી ગમે તેટલી સાફ કરેલી તપેલીમાં રાખી મુકશો તો પણ તે જલદી બગડી જશે. આ વાત અખતરા કરવાથી સિદ્ધ થઈ છે. આ બધાનો આધાર જંતુ-શાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો પર રહેલો છે.

અનાજને સડતું બચાવવા માટે દિ-વેલ પારો અથવા રાખ શા માટે મે-ળવવામાં આવે છે તેની આપણી બા-ળાઓને ખબર નથી. તેઓ ફક્ત એટલુ જ જાણે છે કે આમ કરવાથી અનાજ બ-ગડે નહિ પરંતુ જો આમ થવાના ખરા કારણો તેમને બતા-વવામાં આવે તો તેઓ પોતાના આ જ્ઞાનનો ઉપયોગ વ-ધારે સારી રીતે અને વધારે પ્રમાણમાં કરી શકે.

છેવટે એટલું જણાવવું જરૂરી છે કે આપણા દેશમાં મળતો દરેક જાતનો ખોરાક વૈદક દ્રષ્ટિએ અને આરોગ્યની દ્રષ્ટિએ કેટલો ઉપયોગી છે તેનું જ્ઞાન જો આપણી કન્યા-ઓને આપવામાં આવે તો તેઓ પોતાના કુટુંબને અનેક રીતે તેનો લાભ આપી શકે

આપણા દેશમાં એક સમયે ઘરે ઘરે વપરાતુ અમૃત સમાન પીણુ છાશ અત્યારે ફક્ત ગરીબોનો જ ખોરાક થઈ પડી છે. તેને બદલે ચહા, કોફીનો, આપણા દેશમાં ઘણા જ મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે ચા, કોફી માં થોડા નજીવા ફાયદા છે પરંતુ આપણા દેશમાં તેનો જે રીતે ઉપયોગ થાય છે તેમાં બહુ જ નુકસાન છે આ બાબતનુ જ્ઞાન આ-પણી બાળાઓને આપવુ અત્યંત જરૂરી છે.

દૂધ કરતાં પણ દહિંનો ઉપયોગ આરો-ગ્યની દ્રષ્ટિએ બહુ લાભદાયક છે અને તેટલા માટે દહિંના વિવિધ ગુણ અને તેની જુદી જુદી વાપરવાની રીતો આપણી બાળાઓને શીખવવી જોઈએ.

રાંધણકળામાં પ-દાર્થ વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર કેટલો અગત્યનો ભાગ ભ-જવે છે તેનો આ-ટલા ઉપરથી થોડો ખ્યાલ જરૂર આવશે ખોરાક તૈયાર કરવાની જુદી જુદી રીતો છે તેમાંની કઈ કઈ રીતો વૈદક અને રસાયણ શાસ્ત્રની દ્રષ્ટિએ ફા-યદાકારક છે તેનું વિવેચન હવે પછીના લેખમાં આવશે.

## રાસ

કેવા તારા છે આ રાસ ?
ચાંદલીયા !
કેવા તારા છે આ રાસ ?

શુભ્ર પખવાડિયે નિત નિત ઉંચા,
ફિરે તારા આવાસ ! ચાંદલીયા !

વૃદ્ધિ જણાય છે દીન દીન તારી,
પુનમે પુરણ પ્રકાશ ! ચાંદલીયા !

પ્રતિદીન ઘટ આવે મુસાફરી રૂપમાં,
અંતે અમારો વિનાશ ! . ચાંદલીયા !

દીન બની અને ધનિકના પાસમાં,
જવામાં માને વિલાસ ?...ચાંદલીયા !

વિધવિધ સ્થાનમાં રોજ રોજ ભટકે,
થવા શું તારા પ્રવાસ ?– ચાંદલીયા !

માનવી રૂપ તારાં વિવિધ વિલોકી,
ધરતાં અંતરમાં આશ !...ચાંદલીયા !

અલીન્દ





# આબરૂના કાંકરા

લેખકઃ
શ્રી જમિયત કૃ પંડ્યા

વીઠ્ઠલદાસ નાણાવટી ગામના એક આગેવાન નાગરીક છે. મ્યુનીસીપાલીટીના મરકાર તરફથી ચુટાયેલા સભ્ય છે. ગામમાં એક બે મંદિરોના તેમજ કેટલાક સગીરોની મીલ્કતોના ટ્રસ્ટી છે. તેમજ વાર તહેવારે બડામાહેબોને ત્યાં તેમનું નજરાણું પહોંચે સ્વીકારવામાં આવે છે જો કોઈ પણ સસ્થા પોતાના વાર્ષિક મહોત્સવ પ્રમંગે કે નાણાંની મદદ માટે ભેગી કરેલી સભામાં શા. નાણાવટીને પ્રમુખસ્થાન આપવા જેટલું ડહાપણ વાપરે તો તે ઉપકાર શેઠ ઘણા દિવસો સુધી ચરચો રાખતા નથી. મતલબ કે પૈસા આપી છુટે છે.

આવી આવી ન્હેમની ધીખતી આબરૂમાં તેમણે પોતાના જીવનનું સાફલ્ય માન્યુ છે. કેટલોક વખત થયાં માત્ર તેઓ એક જ મહત્વાકાંક્ષા સેવી રહ્યા હતા. અને તે મુલ્કની ધારાસભાના સભ્ય થવાની પરંતુ માત્ર બે જ ચોપડીઓ સુધીના અંગ્રેજી જ્ઞાને તેઓ આ સાહસમાં પડવા જરી મંઝાતા હતા

પણ આ અસહકારના જુવાળમાં જ્યારે બધા ભણેલા સભ્યોએ ઉદ્ધતાઈ કરી, ધારાસભાનો બહિષ્કાર કર્યો ત્યારે પોતાની મામુલી મેવા સરકારને તેની નિરાધારી વખતે અર્પવાની પ્રબળ ઇચ્છા જન્મી છે.

જો કે આમ તો નવા જમાના ભણી તેઓ પૈસાને જોરે ધમકાયા જતા હતા. પરંતુ સ્ત્રી કેળવણી સંબંધી તેમના વિચારો ઘણાજ જુદા હતા. ન્હેમની ચોક્કસ માન્યતા હતી કે બૈરાંઓએ એક અક્ષર પણ ન જ ભણવો જોઈએ. અને કદાચ જો ભણ્યાં હોય તો અભણ પતિ મળ્યે ભણેલું બધું જ ભૂલી જવું જોઈએ. એજ આર્ય સન્નારીઓનો પવિત્ર ધર્મ છે. છતાં પણ તેમના ત્રીજીવારનાં શેઠાણી દૈવયોગે અંગ્રેજી સાત ચોપડી સુધી ભણેલાં હતાં.

ભણી ગણીનેય છેવટ શેઠના વ્યક્તિત્વમાં જ પોતાની બધીય મહેચ્છાને ભારી દઈને કેવળ છોકરાઓની માવજત કરવામાં જ જો શેઠાણીએ પોતાના જીવનમાં સાર્થકતા માની હોત તો તો ઠીક, પણ તેથીય આગળ વધીને આ અસહકાર પ્રવૃત્તિમાં જોડાવા થોડા દિવસથી બહુ તત્પરતા બતાવી રહ્યાં હતાં અને તેમની આ અયોગ્ય હઠ શેઠને ઘણી ભારે પડતી હતી.

પોતાનાં શુદ્ધ વિલાયતી કપડાં વિરુદ્ધ શેઠાણીની જાડી ખાદી તેઓ મોટા મનથી નિભાવી રહ્યા હતા અને પોતાની ઘણી નામરજી છતાં વિનુને પ્રભાત ફેરીમાં જતો નહોતા અટકાવતા. તે અપરાધને પણ તેઓ ક્ષમ્ય ગણતા હતા પરંતુ શેઠાણીએ બે દિવસથી કોંગ્રેસ હાઉસમાં કાર્યકર્તા તરીકે જોડાવાની જબ્બર હઠ લીધી હતી અને શા નાણાવટી ન્હેમને રજા આપીને પોતાની આબરૂના કાંકરા કરવા ન્હોતા માગતા.

( ૨ )

હમે ન્હોતું જાણ્યું કે હમારા હશો.
બની વાણીયા દીન્હને લૂંટી જશો...હમે.

પરોઢીઆની ઠંડીમાં ગોદડીની હૂંફ છોડવી

ન ગમે તેવે ટાણે વીઠ્ઠલદાસ શેઠની પોળમાં છ–સાત છોકરાઓ ઉપયું રાષ્ટ્રગીત ગાતા ગાતા પેઠા.

" એ...વિનુ ! સુરેશ ! અલ્યા ઉઠો બધા...વખત થઈ ગયો. "

પોળમાં પેઠા તેવાજ નિત્યનિયમ મુજબ બીજા ગોઠીયાઓને લ્હેમણે હાક મારી. એટલે લાગલાજ વિનુ, સુરેશ અને બધા બચ્ચાઓ ઓશીકેજ દબાવેલાં પોતાના કપડાં પહેરીને ફડાફડ બારણાં ખોલી પ્રભાતફેરીમાં સામેલ થયા.

રાષ્ટ્રીય ગાતી ગાતી પ્રભાતફેરી આ પોળ છોડી બીજી પોળમાં પેઠી

" રાં...ના આ છોકરાંય જરી નથી જંપતાં " વીઠ્ઠલદાસ શેઠે ગોદડામાંને ઓઢડા-માંજ આ પ્રભાતફેરીને સરસ્વતી સંભળાવી

" શું ? શું બોલ્યા ? આવા શબ્દો બોલતાં તમને શરમ નથી આવતી ?" કહેતાં શેઠાણી એકદમ...પથારીમાંથી બેઠાં થઈ ગયાં. " દેશને માટે કશુંય ન કરી શકો તો દીસતું રહ્યું પણ આટલી પ્રભાતફેરીય તમારાથી સહન નથી થઇ શકતી, ખરૂં ને ? "

" જો ! તું કહેનારી કહી રહી ! બધાંનાં છોકરાં ભલે જાય. પરંતુ આપણો વીનુ ત્હેમાં દાખલ થાય. અને ગમે તેમ સરકારને ગાળો ભાંડે તે મને જરીય નથી પોસાતું " શેઠે સુતાં સુતાંજ પોતે દીધેલી ગાળના સમર્થનમાં દલીલ કરી.

" શાથી ? "

" શું શાથી, શાથી, કરો છો ? તમારે બધાંયે ભેગાં, મળી, મારી આબરૂના કાંકરા કરવા છે ખરૂં ને ? " શેઠ પથારીમાંથી ઉછળ્યા. " તમારી આવી રીતભાત આજથી હું બીલકુલ ચાલી શકવાનો નથી "

" એટલે તમે અધિકારીઓની ખુશા-મત કરો. તે ખાતર અમને કરાવવા માગો છો, એમને ! અત્યારે સરકારને પક્ષે ઉભવામાં આબરૂ કે દેશને પક્ષે ? " શેઠાણી પણ ખીજાઈ ગયાં

"હવે સત્તા આગળ ડાહ્યપણ જરીય નથી ચાલવાનાં સમજીને ' બધા ઉછળી ઘોડા ભાગો છો તે ઘોડા દોડ઼ા માટે. પછી બધા સીધા થઇ જશો સીધા !! " શેઠે પોતાનો સત્તા પ્રત્યેનો સંપૂર્ણ પક્ષપાત વ્યક્ત કરતાં પાકટ અનુભવ ભરી શીખામણ આપી

" તે તમે જો આ લઢતમાં ન માનતા હો તો ભલે " પરંતુ મને તો સંપૂર્ણ શ્રદ્ધા છે. એટલે તમારી માન્યતા પ્રમાણે તમે ચાલો અને મારી માન્યતા પ્રમાણે હું ચાલીશ "

" હું તને તારી માન્યતા પ્રમાણે બીલકુલ ચાલવા દેવાનો નથી. સમજીને ! ગામમાં મારી કેટલી...બે આબરૂ થાય તેનું તને કાંઇ ભાન છે ? "

" દેશના પક્ષમાં ન ભળનારે કેટલાયની આબરૂનાં અત્યારે લીલામ થઇ રહ્યાં છે. અને તમે સરકારે પક્ષમાં ઉભા રહી તમારી આબરૂ સાચવવા માગો છો તે ક્યાં સુધી સચવાશે ? "

" આ બાબતમાં હું કાંઇ તારી સલાહ લેવા માગતો નથી, "

" તો તમે પણ મને આ ચળવળમાં ભાગ લેતાં અટકાવી શકતા નથી. " શેઠાણી બીજા ઓરડા તરફ જતાં જતાં બોલ્યાં. " હું આજથીજ કોંગ્રેસ હાઉસમાં મારૂં નામ આપનાર છું "

" શો રોફ છે ! જાણે બામ બોલ્યે હું ડરી જઇશ ? " શેઠ કર્યાં અને " એ તો ગમથી "ના શબ્દે મનને સાંત્વન આપતા ઉઠ્યા શેઠાણી આટલું બધું સાહસ ખેડશે એવી તેમને મુદ્દલ ખાત્રી ન્હોતી.

( ૭ )

પણ શેઠની માન્યતા ભૂલભરી હતી.

મહાત્માજીના મહાભિનિષ્ક્રમણ પછી તમને શેઠાણીને અહર્નિશ લાગ્યા કરતું હતું કે " ભારતના આ મુક્તિસંગ્રામમાં હું શો ફાળો આપુ ? " પરતુ તેમના સંજોગો ઘણા પ્રતિકુળ હતા. તે વખતે પોતાની પરિસ્થિતિનો ખ્યાલ કરી તેમણે સારી જેવી રકમ મહાત્માજીના ચરણે ધરી હતી.

અને તે પછી તો સરકારનાં રોમાંચ ખડા કરી દે તેવા ભાષણોએ વિફરેલા દેશસેવકોને વશ કરવા હેમના પર લાદવામાં આવતા ઓર્ડિનાન્સો પર ઓર્ડિનાન્સોએ, પીકેટીંગ કરવા જતાં સેવકો અને સેવિકાઓ પર પડતી લાઠીઓની અવિરામ ઝડીઓએ તારા શેઠાણીનો આત્મા કકળી ઉઠયો. જ્યાં આખા દેશની આબરૂ જવા બેઠી છે ત્યા પોતાના પતિની આબરૂને કયાં ભારવી ? જ્યાં હજારો વીરાંગનાઓ જેલ સેવી રહી છે ત્યા પોતે અપરઆરામ ભોગવી શા માટે નિષ્ઠુરતા દાખવવી ?

આ બનાવ બન્યા પછી તેમણે શેઠની આબરૂના કાંકરા થવાની ગાંડછાને ન ગણકારી. કોંગ્રેસ હાઉસમાં જ્યારે જરૂર પડે ત્યારે પોતાની સેવા સ્વીકારવા નામ આપી આવ્યાં.

× × ×

તેને બીજે જ દિવસે એટલે તા. છઠ્ઠી ફેબ્રુઆરીને દિવસે આખા ગામમાં હોહોકાર મચી રહ્યો હતો. પંડિત મોતીલાલજીના દુઃખદ અવસાને મનુષ્યોની આંખોમાંથી અશ્રુ પ્રવાહ વહી રહ્યો હતો. ગામમાં હડતાળ પડી હતી. અને આજનો શું કાર્યક્રમ છે તે જાણવા ખાતર માણસોના ટોળેટોળાં કોંગ્રેસ હાઉસ ભણી જઈ રહ્યાં હતાં.

કોંગ્રેસ હાઉસ પેર લટકાવેલ મોટા બોર્ડમાં લખ્યું હતું કેઃ—

" પંડિત મોતીલાલજીના અવસાન નિમિત્તે રહાંજના ચાર વાગે કોંગ્રેસ હાઉસમાંથી કમીટીના સેક્રેટરી વીપીન જોષીની સરદારી હેઠળ સરઘસ નીકળશે અને તે સરઘસ ફરતું ફરતું ગાંધીચોકમાં જશે ત્યાં સભા ભરાશે અને દિલસોજીનો ઠરાવ–પસાર કરવામાં આવશે. આ કાર્યક્રમમાં ભાગ લેવા સહુ સજ્જનોને વિનતિ છે. "

વાંચી વાંચીને સહુ પાછા જતાં હતાં. કેટલાક સ્વયંસેવકો...લોભી વહેપારીઓને હડતાળ પાડવા સમજાવી રહ્યા હતા...તથા કેટલાક સ્વયંસેવકો ચુડીઓ લઈને નિશાળમાં જતા વિદ્યાર્થિઓને નહીં જવા સમજાવી રહ્યા હતા. અને જવું જ હોય તો ચુડીઓ પહેરવાનો આગ્રહ કરતા હતા. આથી ઘણા ખરા શરમાઈને તો થોડા મનમાં ગાળો દેતા દેતા, ઘર તરફ પાછા જતા હતા. અને પંતુજી માસ્તરો નિરાશવદને તેમને જોઈ રહેતા હતા.

બપોરે બે કે અઢી વાગવાને સુમારે પોલીસ ઓફીસમાંથી સરઘસ નહીં કહાડવા તેમજ સભા નહીં ભરવા માટે કોંગ્રેસ કમિટીના પ્રમુખ; સેક્રેટરી તેમજ અન્ય કાર્યકર્તાઓ પર મનાઈ હુકમો બજાવવામાં આવ્યા હતા તેમજ ગામ લોકોને પણ આજના કોઈ પણ કાર્યમાં ભાગ નહિ લેવા સખત હુકમ કાઢવામાં આવ્યો હતો. પરંતુ કાર્યકર્તાઓ એવા મનાઈ હુકમોની ઓછી જ દરકાર રાખે છે. બરોબર નિયત સમયે કોંગ્રેસ હાઉસમાંથી " પંડિત મોતીલાલજી કી જય " ના પોકારો કરતું રાષ્ટ્રધ્વજ સાથે સરઘસ નીકળ્યું જેમાં ઓ પુરૂષોએ હાજરી આપી હતી.

રમા અંબીજી કી જય " ના ગગન ભેદી પોકારો કરતા વિખરાય.

પણ વિઠ્ઠલદાસ નાણાવટીના આત્માને આજે પૂછવુ જોઇતુ હતુ બડા સાહેબોની મોટી મોટી ઓળખાણો પર તેમની અધિકારી મંડળમાં તેમજ ગામમા પ્રતિષ્ઠિત સજ્જન તરીકેની કિર્તિ પર અને તેથીય વધારે કીમતી ધારાસભાના મેમ્બર થવાની તેમની ઉમેદ પર તારા શેઠાણીએ પાણી ફેરવ્યું હતું. એટની બધી ઉન્હાળાની સખત ગરમી ન્હોતી છતાંય તેમના કપાળ પર પુષ્કળ પરસેવો વળતો હતો અને તેને લુછતાં તેઓ આરામ ખુરસીમાં સુતાં સુતાં વિચારોની પરંપરામાં ગમગીન બની ગયા હતા તેઓ કોઇ એવો રસ્તો શોધવા મથતા હતા કે શેઠાણી સહી સલામત છુટીને ઘેર આવે. અને આબરૂને જરી પણ ખલલ ન પહોંચે. ઘણા ઘણા વિચારોને અંતે તેઓ પોતાની ગડમથલનો તોડ કાઢી શકયા નહીં.

એમને એમ ગમગીની ભર્યા તેઓ ઉઠયા. લુગડાં પહેર્યાં અને ગાડીમા બેસી પોલીસ કચેરી તરફ ઉપડયા

ફોજદાર સાહેબ એક ખુરસી પર બેઠા હતા રાતના રૌન ફરનારા પોલીસોની એરીયત સાંભળી રહ્યા હતા કેટલાક નામચરો કાલે કેવી લાઠી ચલાવી હતી તેનુ માંહોમાંહે બ્યાન કરતા હતા. ફદ્દુઓને કેવા ભગાડયા હતા તે વાત ફરીફરીને વર્ણવી તેઓ વિનોદ કરતા હતા.

ત્યાં વિઠ્ઠલદાસની ગાડી આવી પહોંચી. વિઠ્ઠલદાસ સાથે ફોજદાર નિત્યકાર્ય પૂર્ણ થયે ચેમ્બરમાં ગયા

"કેમ શેઠ! આપને કંઇ અત્યારમા તસ્દી લેવી પડી?" કારણ જાણ્યા છતાં પોતાની રોજની ટેવ મુજબ ઝીણી આંખો કરી ફોજદારે વાતની શરૂઆત કરી

"સાહેબ! આપને કયાં ખબર નથી કાલે પેલાં તોફાનીઓ ભેગાં મ્હારાં "ઘરમાંથી" પકડાયાં છે."

"શું કહો છો શેઠ?"

"હા, અને તેમને મારે મળવુ છે" શેઠ મુદ્દાની વાત પર આવ્યા.

"પણ તે મારી સત્તાની બહારની વાત છે. તે માટે આપને મોટા સાહેબને મળવું પડશે. પોતાનો ન્હાના સાહેબનો હક્ક સીદ્ધ કરતાં પોતાની પાસે કાચી જેલની કુચીયે હોવા છતા હુંઠે કેહ્યુ. ખરી વખતે પોલીસોની ભાઇબંધી ઘણી ઉપયોગી થઇ પડે છે, એમ માનનારાઓને રોજના ચ્હાનાં ઠોબરાં પીનારા અણી વખતે "ચલબે સા...લે" બીલકુલ શરમ રાખ્યા વગર કહી શકે છે. અને આ વફાદારીથી તેઓ અભિમાન લે છે

"એક પાંચ જ મિનિટ વાત કરવી છે સાહેબ! હું કંઇ આપનો ઉપકાર ભૂલી જાઉં તેમ નથી" શેઠે મખલાળ લગાડી. તેમાંથી કોણ બચ્યુ છે કે ફોજદાર સાહેબ બચે? કેટલીક ખાનગી વાતો થયા બાદ ફોજદાર સાહેબ શેઠને લઇને કાચી જેલમાં ગયા. એક રૂમમાં શેઠાણી ભગવદ્ગીતા વાંચી રહ્યા હતાં. શેઠને તે રૂમ બતાવી ફોજદાર બહાર ગયા.

"કેમ મઝામાં છો ને?" શેઠે અંદર પેસતાજ મંગળાચરણ કર્યું. શેઠાણીએ શેઠને જોયા તેઓ અહીં ન આવ્યા હોત તોજ ઠીક હતુ, તેવો ભાવ તેમના મોઢાપર સ્પષ્ટ તરી રહ્યો હતો.

"તમારે અહી ન્હોતું આવવું જોઇતું: અહીં આવવામાં તમારી પ્રતિષ્ઠા અને આબરૂને ધક્કો લાગશે" કડવાશભર્યાં શબ્દોમાં શેઠાણીએ તે ભાવ વ્યક્ત કર્યો.

"અને તમે અહીં આવીને મારી આબરૂ વધારી હશે ખરૂ ને?"

'તમારી તુચ્છ અને ક્ષણિક આકાંક્ષાઓ અને આબરૂ કરતાં મને દેશની આબરૂની

જેલમાં તેમને મળી આવ્યા પછી ઘેર આવી તેમણે ખુબ વિચાર કર્યો. શેઠાણીનો ત્યાગ કરવો તે હવે આ ઉમ્મરે બની શકે તેમ ન હોતુ અને વળી બીજી બાજુ સરકારી અમલદારીની કડવી આંખ પણ તેમનાથી જીરવી શકાય તેમ ન હોતુ. આમાંથી એવી કંઇ યુકિત કામે લગાડવી કે ગાય મરે નહિ અને રત્નની પ્રાપ્તિ થાય

તેઓ આ માટે સાંજરે મેજીસ્ટ્રેટ સાહેબને મળવા ગયા જેઓની પાસે શેઠાણીનો મુકદ્દમો ચાલનાર હતો તેમની પાસેથી તેમને સારો રસ્તો જડયો. અને તે એકે શેઠાણીને જેલની સજા ન કરતાં કોઇની ઉશ્કેરણીથી અણ સમજમાં તેમણે આ સાહસ ખેડયું છે માટે એકલો જ દંડ કરવો અને તે રકમ કોઇ ત્રાહીત મારફતે કોર્ટમાં ભરાવી દેવરાવવી.

આ રસ્તો તેમને ઠીક લાગ્યો. મેજીસ્ટ્રેટ સાહેબનો ઘણો ઘણો ઉપકાર માની તેઓ આનંદી હૃદયે પોતાને ઘેર ગયા.

બીજેજ દિવસે તારા શેઠાણીનો કેસ ચાલ્યો. તેમણે પોતાના સ્ટેટમેન્ટમાં ચોકખુ લખાવ્યું કે " મે મારી રાજી ખુશીથી કોઇની પણ શીખવણી વગર સરઘસનો સરદારી લીધી હતી " છતાં પણ ન્યાયી કોર્ટે તેમના આ જુઠાણા પર વિશ્વાસ ન મુકતાં તેમનાં પાચસો રૂપીઆ દંડ કર્યો જે દંડ સાંજનાજ ભરાઇ ગયો અને શેઠાણી છુટાં થયાં

( ૭ )

શેઠાણી જેલમાંથી છુટીને બારોબર સમિતિમાં ગયાં. ત્યાં હવે પછીના કાર્યક્રમ બાબે કાર્યકર્તાઓ સાથે વિચાર કરીને ઘેર આવ્યાં

" પધારો ! તમને કંઇ જેલમાં બરોબર ફાવટ આવી હોય, એમ લાગતુ નથી. " દાદરે ચઢતાંજ શેઠે હસતાં હસતાં આવકાર આપ્યો.

" કેમ ? "

" એમકે છ ' કે બાર મહિના માળવાને બદલે વેળાસર પાછાં આવતાં રહ્યાં તે નવાઇની વાત ગણાય. " પોતાના પ્રયત્ને જ તેઓ ઘર ભેગા થયા હતાં તે વાત કહેવા ખાતર જ શેઠે મંગળાચરણ કર્યું હતુ

" બધી વાત જવા દો. હું એટલોજ ખુલાસો જાણવા માગુ છું કે દંડના પૈસા તમારા તરફથી ભરાયા છે ?

" ત્યારે કોણ તમારા ગાંધી ભરવા આવનાર હતા. એતો જેના દીલમાં લાગે તેનાજ દિલમાં લાગે સમજ્યાંને ! " જાણે પોતાના આ કૃત્યથી શેઠાણી બધુ ભૂલી જઇને પોતાનો આભાર માનવા લાગશે એટલા બધા ઉમળકાથી શેઠ બોલ્યા.

પરંતુ આ શબ્દો સાંભળતાંજ જરી પણ વિશ્રાન્તિ લીધા સિવાય શેઠાણી એ ચપલો પ્હેરવા માંડયા અને દાદર ઉતરતા બોલ્યા " હું ન્હોતી જાણતી કે તમે આટલા બધા હૃદય વગરના હશો, સાંભળો ! હવે જ્યાં સુધી આ લડતનો અંત નહીં આવે ત્યાં સુધી આ ઘરમાં હુ કદાપી પગ મૂકનાર નથી મારે તો જેલજ રાહ જોઇ રહી છે હુ ફરીથી જેલમાં જઇશ અને જો મારી તમને જરા પણ દયા હોય તો મહેરબાની કરીને હવે મને છોડવવાનો પ્રયત્ન જ ન કરસો પ્રભુ તમને સન્મતિ આપો. " કહેતાં આંસુ ભર્યાં શેઠાણીએ શેઠને આશ્ચર્યના સાગરમાં ડુબાડીને તેમની આબરૂના કાંકરા કરવા સમિતિનો રસ્તો લીધો. સંપૂર્ણ.




લેખક ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક પીએચ ડી.

લંડનથી એક ક્લાસિક મિત્ર ( Mr. Clifford Leech ) એક અદ્‌ભૂત જર્મન ફિલ્મ ( The Blue Light ) વિષે એવું સુંદર વર્ણન કરે છે કે સ્વાભાવિક રીતે તેનો સાર ગુજરાત સમક્ષ મુકવાનું મન થાય છે વસ્તુ બહુ સાદી પણ અર્થગંભીર હોવાથી, કંઇ કંઈ પ્રશ્નો તત્કાલ ઉભા થાય છે. ઇટલિની ઉત્તરની પર્વતમાળાની ખીણોમાં એક કુદરત–ઘેલી કન્યા વસે છે એ ગિરિ-રાજકન્યા પર્વતની દરેક કેડી જાણે છે અને સ્વૈરવિહાર માટે ધવલગિરિ સુધી પહોંચી જાય છે કુદરતનાં અનેક અદ્‌ભૂત દશ્યોમાં સહુથી અદ્‌ભૂત તો પૂર્ણિમાની રાત્રે, સર્વોત્તમ શિખર ઉપર, અત્યંત મનહર અમુક નીલ પ્રકાશ દેખાય છે તે છે. એ બાલા ટોચ ઉપર પહોંચી શકે છે ને આ દૈવી પ્રકાશને બહુજ પ્રેમથી પૂજે છે; અને એનો આનંદ માતો નથી

જગત આ પ્રેમ સમજી શકતું નથી, ગામડાના બધા લોકો પણ એ પ્રકાશ તો જૂવે છે ને મોદ પામે છે, પરંતુ શિખર ઉપર જવાનો માર્ગ કોઈને જડતો નથી કેટલીક સાહસિક વ્યક્તિઓ નિશ્ચયાત્મક વૃત્તિથી ઉપર જવા અથાગ શ્રમ લે છે અને શરીર તેમાં જ પટકી નાખે છે. એ બાલા સિવાય કોઈ ગાળ થતું નથી. આથી કંઈક ઇર્ષા, કંઈક વહેમના પરિણામે એ કન્યાને સહુ ડાકિની તરીકે માને છે.

તેવામાં એક જર્મન યુવાન એ ગિરિપ્રદેશમાં આવી ચઢે છે. આવતાંની સાથે આ શૈલબાળા સાથે ગાઢ પ્રેમમાં પડે છે. નિત્ય તેની સાથેજ ફરે છે, અને લોકાપવાદની બીકને ગણતો નથી એક પુર્ણિમાની રાત્રે રમિયાં શિખરઉપર સાથે પહોંચે છે, ત્યારે આ યુવાનને એ નીલપ્રકાશનું રહસ્ય સરળતાથી સમજાય છે. અનેક બિલોરી કાચમાંથી આ પ્રકાશ ઉત્પન્ન થાય છે. અત્યંત શુભાશયથી એ યુવાન નિશ્ચય કરે છે કે ગામડિયાને આ સત્ય બરાબર સમજાવવું. એ એમ માને છે કે આનાથી અનેક લાભ થશે. ભવાટવિમાં ભૂલેલા જેવા, સાહસિક ગામડિયાઓ આ પ્રકાશની શોધમાં મરતા બચશે, ઉપરાંત, આ નિર્દોષ કુદરત–પ્રેમી બાલાને લોકો ડાકિની તરીકે ગણતા મટશે આવો પોતાનો નિર્ધાર તે જર્મન ભાષામાં પોતાની પ્રિયતમાને કહે છે, પ્રિયતમને ઇટેલિયન ભાષામાં ઉત્તર આપે છે, પરિણામે એક બીજાને તેઓ સમજી શકતાં નથી.

અતિ ઉત્માદથી વેગવાળાં પગલાં ભરી, યુવાન ગામડિયા મંડળને શિખર ઉપર પહોંચવાનો ગુપ્ત માર્ગ બતાવી દે છે આ રહસ્યનો સ્ફોટ થતાંમાં જ ગામડિયાઓ ગાંડાતૂર બની, આવેશથી, શિખર ઉપર પહોંચી જાય છે, અને પેલા સ્ફટિક જેટલા વીણાય તેટલા વીણતા નથી પણ ધનપ્રાપ્તિના લોભથી લૂંટાય તેટલા લૂટે જ છે. લોકો દરખયમક અનુભવે

છે ને એ અનિલ-દ્રવ્યથી પોતાને કૃતકૃત્ય થયા માને છે. લોકોના ઉછળતા આનંદનું બીજું કારણ એ છે, કે તેઓ એમ માને છે કે પેલા નીલ પ્રકાશની બલામાંથી હવે છૂટયા, એટલું જ નહિ, પણ પેલી ડાકિની હવે કદી જાદુ કરી શકશે નહિ. લોકો આથી થૈ થૈકાર નાટારંભ કરે છે.

ત્યારે બીજી બાજુનું ચિત્ર વિચારો. પેલી બિચારી રોમકન્યા શિખર ઉપર દ્રષ્ટિપાત કરે છે. પૂર્ણિમામાં એ મોહક પ્રકાશ હવે દેખાતો નથી. પોતાના ઉરમંદિરની રત્નજડિત સુવર્ણ મૂર્તિ કોઈ હરી ગયું ! જેમ રાધા ચિત્ત વિહ્વળ બની, 'કામે કુંજે કુંજે શ્યામવિરહ શોધતી હરિને,' તેવીજ રીતે, પોતાને પ્રેરણા ને ચેતન નિરંતર પ્રેરનાર એ પ્રકાશને બીચારી શિખરે શિખરે શોધે છે. કવિવરને જે વાત પરપમાં નિરાશાની લાગણી થાય છે તેવી એ હેમ બાળાને થાય છે. 'શોધ્યાં સરોવરો, શોધી કૂપવાટિકા, દીઠો ન કુંજિકાકેસરો, પરિમલ રાખવો હોય જો દીઠો ' એ પ્રકાશ કમળ માટે ઝુરતા, બાળાનું મગજ ખસી જાય છે ને એ સનાતન શોધમાં સર્વોત્તમ શિખર ઉપરથી પડી, પરમતત્ત્વને પામે છે.

## ખોલું હું નીજનું દ્વાર

ઘોર અંધારે બાથડા ભરતાં
  ધપી રહ્યો ધમકાર
ખાડાને ખડકે આથડી પડતાં
  ભૂલી ગયો આગાર
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

આડો ને અવળો મારગ લીધો
  હાંપ્યા રસ્તા ચાર
કે રસ્તે હાવાં મારે જ થવાનું
  મનમાં પડી તકરાર
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

જયમ જયમ હું આગળ વાધું
  ખૂટે ન ઓમ અમાપ
ઉંચે ઓછું આકાશ ઉંડું
  ભરું તારો ભિસ્તાર
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

વિકટ વાટે વહેતાં વહેતાં
  આવ્યો ધરતી ધાર
સાગર પૂર્વે ગર્જન કરતો
  સુણી થયો બેફામ
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

અટારી ઊભી તારક સુંદરી
  હસે અને મલકાય
ગુજ નિર્માવની હામી કરે છે
  કોઈ ફીન રેલાર
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

વિકલ સંજોગે ઘેરાઈ જાતાં
  માગું સુકાન પ્રકાશ
ઓમિયો તે આગળ થઈ ચાલે
  હાથે અપાર પતાર્ક
પ્રભો ! ખોલું હું નીજનું દ્વાર

ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

પેલા જર્મન મુસાફરને કંઈ સમજાતું નથી. પોતાની પ્રિયતમાને શું થઈ ગયું, પોતાના કયા પાપે થઈ ગયું, તે કશુંજ સમજી શકતો નથી. એણે પોતાની નરી આંખે જે જોયું તેના વિચારસાગરમાં પડી જાય છે. એણે પોતાની હૃદયરાણીનું સ્ફટિક-મંદિર ગામડિયાઓનાં હથિયાર-ઓજારથી ચૂરેચૂરા થતું જોયું ખરું; પણ તેનું રહસ્ય સમજી શક્યો નહિ. એ બધા કાચમણિની લૂંટ કરવાથી ગામડિયા સમૃદ્ધિવાન્ થાય તેમાં ખોટું પણ શું ? કુદરતે ખનિજ દ્રવ્યો શું માનવના ઉપભોગ માટે નથી સર્જ્યાં ? એ શુદ્ધ હૃદયવાળો છતાં, સ્થૂળ દ્રષ્ટિવાળો મુસાફર પોતાની પ્રિયતમાના મગજનું ભીતી આદર્શ નાજ ઝીલી શક્યો. અને પરિણામે એ અત્યંત દુઃખી થયો.

આ જર્મન હિમ-'નીલ પ્રકાશ'નો વસ્તુ વિકાસ આવી જાતનો છે. આ એકજ પ્રસંગનો વિચાર કરતાં, કંઈ કંઈ પ્રશ્નો માનવઉર પ્રેરણા નાંખે છે. રશિયાની કેટલીક ફિલ્મમાં જોવાં હશો શકનમાં જોવા છે કે જે રૂપાથી, બાપજીને ઝવેરીજ ફિલ્મનું જ્ઞાન થાય. ત્યારે એક ગામમાં એક મોટું

ખેડવાનું જંગી યંત્ર દાખલ થાય ને સેંકડો વિઘા જમીન તત્કાળ ખેડાઇ જાય ત્યારે ગામડિયાં કેવો ઉત્સવ ઉજવે છે? તેજ પ્રમાણે, જ્યારે સેંકડો મણ દુધમાંથી એક મોટો મચો મલાઇ જુદી પાડી આપે ત્યારે ગામલોકો કેવાક હર્ષ–હિંડોળે ઝૂલે છે!

બીજી બાજુનો વિચાર કરવાની ફરજ આ જર્મન ફિલ્મ પાડે છે. ' નીલ પ્રકાશ ' આપણને નવાજ તેજે આંજે છે: નિસરણીઓ, અનેક જાતનાં અર્વાચીન સાધનો, ઓજાર, હથિયારોથી, ગામડિયાઓ લૂટાય તેટલુ ખનિજ દ્રવ્ય લૂટે છે; અને જગત્ પ્રગતિને પંથે, ' ડેક્કન ક્વિન ' કે ' ફ્લાઇંગ સ્કોચ ' માફક, વધતુ આપણને લાગે છે છતાં, આ ફિલ્મ જોતાં, આપણું હૃદય આ પાર્થિવ લાભમાં ઠરતુ નથી. આપણે તો એ શૈલ કન્યાના આદર્શ પ્રકાશ સાથે જીવ જોડી રાખવા તત્પર થઇએ છિએ. કારણોના કામીને એ સત્ય સ્ફૂરે છે: (૧) આ ખનિજ–દ્રવ્ય લૂટાયાથી એ શૈલમાળાનાં કેવળ સુખનોજ નહિ, જીવનનો પણ જડમૂળથી છેદ થાય છે, ઉપરાંત, (૨) એ ગામડિયાઓના પોતાના જીવનમાં જે અપૂર્વ રસ, મસ્તી, કવિતા હતા તે હવે ફરીથી કોઇવાર આવવાનાં હતાં? એ સદ્દ હમેશ માટે ગયુ.

આ ફિલ્મ વિષે શાંતિથી મનન કરતાં, એ સનાતન સત્ય સ્ફૂરે છે કે સંસારની રચનાજ કંઇક એવી ગૂઢ છે કે પાર્થિવ અને અપાર્થિવ બન્ને જગત્ નીરાળાં છે, અને બન્નેનો ઉપભોગ એક સાથે શક્ય નથી. કાંતો આપણે એ મનહર નીલ પ્રકાશને નિરંતર પૂજી, આદર્શ તરફ દ્દષ્ટિ રાખી જીવનમાં કલા, કવિતા, ને દિવ્ય પ્રેરણા મેળવવી, અથવા એ કવિતાને કચરી નાંખી, વિજ્ઞાનના વડે મેળવાતી અઢળક લક્ષ્મી મેળવવી અને સંસારના ઉપભોગોમાં મદમસ્ત થવુ. આ બેમાંથી એકજ પસંદ થઇ શકે તેવી વિશ્વ-રચના છે. બન્નેનો લાભ એક સાથે કોઈ વ્યક્તિ કે સમૂહને થયો હોય તેવુ જાણવામાં નથી. જૂદી રીતે વિચારીએ તો એમ પણ કહી શકાય કે વ્યક્તિગત કલ્પનાત્મક સૌન્દર્યનો આનંદ કેળવી શકાય અથવા તો લોક-સમૂહની પાર્થિવ પ્રગતિ સાધી શકાય, પરંતુ એ લોકસમૂહ જેમ જેમ વધારે દુનિયાના મોજશોખ લૂટવા મંડે તેમ તેમ એ નીલ પ્રકાશ સવિશેષ ઝાંખો થઈ, છેવટે નષ્ટ થાય જ.

આવી પરિસ્થિતિમાં તો સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉભો થાય છે કે પ્રભુએ જે વ્યક્તિને બુદ્ધિશક્તિ તથા હૃદયબળ આપ્યાં છે તેણે શું પસંદ કરવુ? એકદમ ઉકેલ થાય તેવો આ પ્રશ્ન નથી અને વધતા જતા આ વિલાસના યુગમાં, વિસમી સદીના અદ્દભુત વિજ્ઞાનમાં, આ પ્રશ્નનો વિચાર કરવાનો પણ કોને સમય છે? અંગત કલ્પનાત્મક સૌન્દર્ય કે આદર્શના ચૂરેચૂરા થાય છે, ને લોકસમૂહ કુદરતના ખનિજ–દ્રવ્યો, ઈર્ષ્યા, દ્વેષ, બાહુબળથી અઢળક લૂટે છે; છતાં સાચી શાંતિ, સંતોષ કે આનંદ ક્યાં છે! આદર્શ પ્રેમીઓ મુંઝાય છે ને ઉંડી વરાળ કાઢે છે:—

"બ્રહ્માંડનાથે બ્રહ્માંડ એવું કાં કર્યું રે લોલ!"

# ::: મહિલાઓની મનોસૃષ્ટિ :::

[ ચાલુ અંકથી આ નવો વિભાગ શરૂ કર્યો છે, તેમાં મોટે ભાગે મહિલાઓના વિચારો દર્શાવતા લેખો ઉતારવામાં આવશે. ગુજરાતીમાં અન્ય પત્રોમાં આવેલા બહેનોના લેખોમાંથી અવતરણો, તેમજ અન્ય ભાષાઓમાં બહેનોને હાથે લખાયલા સારા લેખોના અનુવાદોને આ વિભાગમાં મુખ્યત્વે સ્થાન આપવામાં આવશે બહેનોને લગતા વિષયોને લગતી પત્રિકાઓ, માહિતીઓ તેમજ એવી સર્વ ઉપયોગી બાબતોનું આ વિભાગમાં સંકલન કરવામાં આવશે ઉપતંત્રી. ]

## ( ૧ )

## હિંદમાં સ્ત્રીકેળવણીનો આછોતરો પ્રચાર

### [ અખિલ ભારતીય મહિલા પરિષદના શિક્ષણવિભાગ તરફથી ]

( શ્રીમતી લક્ષ્મી એમ. મેનન, શિક્ષણમંત્રી. )

આપણામાંના ઘણા ખરામાં એવી માન્યતા વધતી જાય છે કે આપણી કેળવણીમાં, આપણે આનંદ પામી શકીએ એટલી ઉતાવળી પ્રગતિ થાય છે. શહેરોમાં શાળાઓની વધતી જતી સંખ્યા ( ગામડાંઓ તો ભૂલી જવાનાં ) અને શાળાઓમાં જતાં વિદ્યાર્થીઓના ઝળહળતા ચહેરા જોતાં અને સરકાર પોતાના વાર્ષિક અને પંચવાર્ષિક હેવાલમાં શાળામાં જતાં બાળકોના જે મોટા પ્રમાણ તેવા આંકડા પ્રકટ કરે છે તેણે આપણામાં એવી લાગણી ઉપજાવી છે કે આ દેશમાંથી નિરક્ષરતા ઘણી ઉતાવળી નાબૂદ થઇ રહી છે પરંતુ ૧૯૩૧ ના વસતી ગણતીના હેવાલમાંથી અત્રે ઉતારેલાં કોષ્ટકો, આપણે આપણી માન્યતામાં કેટલાં ભૂલ ભરેલાં છીએ તે જણાવી આપે છે.

આ કોષ્ટકો આ પ્રમની વિદ્યાગતાનો જ ખ્યાલ નથી આપતા; પણ, આપણે એ વિષયની સીમા માત્રને પણ સ્પર્શી શક્યા નથી તે જણાવી આપે છે

કોષ્ટક નં. ૧

પાંચ અને તેથી વધુ વર્ષની વયની, કુલ વસ્તીમાંથી, અક્ષરજ્ઞાન વાળી વસ્તીના ટકા બતાવતું કોષ્ટક

| પ્રાંત કે રાજ્ય | માણસો | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| ૧ કોચીન | ૩૩.૭ | ૪૬.૦ | ૨૨.૦ |
| ૨ ત્રાવણકોર | ૨૮.૮ | ૪૦.૮ | ૧૬.૮ |
| ૩ વડોદરા | ૨૦.૯ | ૩૩.૧ | ૭.૯ |
| ૪ કુર્ગ | ૧૯.૬ | ૨૪.૬ | ૮.૭ |
| ૫ દિલ્હી | ૧૬.૩ | ૨૨.૬ | ૭.૨ |
| ૬ અજમેર-મેરવારા | ૧૨.૫ | ૨૦.૩ | ૩.૫ |
| ૭ મદ્રાસ સ્ટેટ્સ | ૧૨.૧ | ૨૧.૦ | ૨.૧ |
| ૮ બંગાળ સ્ટેટ્સ | ૧૧.૦ | ૧૯.૫ | ૧.૧ |
| ૯ બંગાળ ( બ્રિટિશ પ્રદેશ) | ૧૧.૦ | ૧૮.૦ | ૩.૦ |
| ૧૦ મદ્રાસ | ૧૦.૮ | ૧૯.૮ | ૩.૦ |
| ૧૧ મુંબાઇ | ૧૦.૮ | ૧૭.૬ | ૩.૭ |
| ૧૨ મૈસુર | ૧૦.૧ | ૧૭.૪ | ૩.૩ |
| ૧૩ આસામ (બ્રિ.પ્ર.) | ૯.૧ | ૧૫.૨ | ૨.૩ |
| ૧૪ મુંબાઇ સ્ટેટ્સ | ૭.૧ | ૧૨.૩ | ૧.૫ |
| ૧૫ પંજાબ (બ્રિ.પ્ર.) | ૬.૩ | ૧૦.૦ | ૧.૭ |
| ૧૬ આસામ સ્ટેટ્સ | ૬.૧ | ૯.૮ | ૨.૫ |
| ૧૭ મધ્યપ્રાંત | ૬.૦ | ૧૧.૦ | ૧.૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૮ સંયુક્તપ્રાંતો | ૫.૫ | ૯.૪ | ૧.૧ |
| ૧૯ બિહાર અને ઓરીસા(બ્રિ પ્ર) | ૫.૩ | ૯.૮ | ૧.૦ |
| ૨૦ મધ્ય હિન્દ એજન્સી | ૫.૨ | ૯.૨ | ૦.૯ |
| ૨૧ વાવ્ય સરહદપ્રાંત | ૪.૯ | ૮.૦ | ૧.૨ |
| ૨૨ હૈદ્રાબાદ | ૪.૭ | ૮.૩ | ૧.૧ |
| ૨૩ ગ્વાલીયર | ૪.૭ | ૭.૮ | ૧.૧ |
| ૨૪ રજપૂતાના | ૪.૩ | ૭.૬ | ૧.૦ |
| ૨૫ પંજાબનાં રાજ્યો | ૪.૨ | ૭.૦ | ૦.૭ |
| ૨૬ બિહાર અને ઓરીસાનાં રાજ્યો | ૩.૯ | ૭.૩ | ૦.૫ |
| ૨૭ સીક્કીમ | ૩.૫ | ૬.૬ | ૦.૩ |

કોઠક ન. ૨

પાચ અને તેથી વધુ વર્ષની વયની કુલ વસ્તીમાંથી અંગ્રેજીનું જ્ઞાન ધરાવતી વસ્તીના ટકા બનાવતુ કોષ્ટક.

| પ્રાંત કે રાજ્ય | માણસો | પુરૂષ | સ્ત્રી |
|---|---|---|---|
| ૧ દિલ્હી | ૬.૦૫ | ૮.૯૫ | ૧.૮૩ |
| ૨ કોચીન | ૩.૬૭ | ૫.૮૨ | ૧.૬૩ |
| ૩ કુર્ગ | ૨.૭૭ | ૪.૦૫ | ૧.૧૨ |
| ૪ અજમેર-મેરવાડા | ૨.૭૧ | ૪.૪૬ | .૭૧ |
| ૫ બંગાળ (બ્રિ પ્ર) | ૨.૫ | ૪.૩૩ | .૪૯ |
| ૬. મુંબાઇ | ૨.૦ | ૩.૩૮ | .૬૬ |
| ૭ ત્રાવણકોર | ૧.૯ | ૩.૦૮ | .૭૨ |
| ૮ મ્હૈસોર | ૧.૬૩ | ૨.૭૧ | .૪૮ |
| ૯ વડોદરા | ૧.૫૪ | ૨.૮૧ | .૧૮ |
| ૧૦ મદ્રાસ (બ્રિ.પ્ર) | ૧.૪૫ | ૨.૫૭ | .૩૫ |
| ૧૧ આસામ ,, | ૧.૮૬ | ૨.૨૩ | .૧૪ |
| ૧૨ પંજાબ | ૧.૨૬ | ૨.૧૦ | .૨૨ |
| ૧૩ વાયવ્ય સરહદપ્રાંત | ૧.૨૬ | ૨.૦૧ | .૧૯ |
| ૧૪ આસામનાં રાજ્યો | ૧.૦૨ | ૧.૭૮ | .૨૭ |
| ૧૫ મદ્રાસનાં રાજ્યો | .૯૯ | ૧.૯૭ | .૦૮ |
| ૧૬ બંગાળનાં રાજ્યો | .૮૪ | ૧.૪૩ | .૧૫ |
| ૧૭ સંયુક્તપ્રાંતો | .૬૪ | ૧.૦૯ | .૧૩ |
| ૧૮ મુંબાઇનાં રાજ્યો | .૬૩ | ૧.૧૬ | .૦૭ |
| ૧૯ મધ્યપ્રાંતો | .૫૫ | ૧.૦૦ | .૧૦ |
| ૨૦ બીહાર અને ઓરીસા (બ્રિ પ્ર) | .૫૩ | .૯૮ | .૦૮ |
| ૨૧ મધ્યહિંદ એજન્સી | .૫૩ | .૯૨ | .૧૦ |
| ૨૨ પંજાબના રાજ્યો | .૪૭ | .૮૧ | .૦૫ |
| ૨૩ ગ્વાલીયર | .૪૫ | .૭૯ | .૦૬ |
| ૨૪ હૈદ્રાબાદ | .૪૬ | .૮૦ | .૧૨ |
| ૨૫ રજપૂતાના | .૩૧ | .૫૬ | .૦૪ |
| ૨૬ સીક્કીમ | .૩૦ | .૫૬ | .૦૧ |
| ૨૭ બિહાર અને ઓરીસાનાં રાજ્યો | .૨૩ | .૪૫ | .૦૧ |

તા. કઃ આ કોઠા ઉપરથી માલમ પડી આવે છે કે અંગ્રેજીમાં કરવામાં આવતા નિવેદનો, પ્રચાર કાર્ય, ભાષણો, લેખો, અને ઠરાવો વગેરે આપણી વસતીના લોક સમૂહમા કેટલી મર્યાદિત સંખ્યામાં પહોંચે છે.

આ દેશમાં કેળવણીની પ્રગતિને લાગતી માન્યતામાં ખોટાપણું છે તેનો ખ્યાલ કોષ્ટક ન. ૧ અને ૨ આપે છે. એ પણ વિચિત્ર છે કે હિન્દમાં અક્ષરતાનું સામાન્ય ધોરણ ઘણું જ કંગાળ છે. દુનીયાના સુધરેલા કોઇ પણ દેશમા આટલું નીચું ધોરણ હશે તે આપણે વિચારી પણ શકીએ એમ નથી. સામાન્ય અક્ષરતામાં ઘણા જ આગળ વધેલા કોચીન જેવા રાજ્યમાં પણ ૧૦૦ શિક્ષિતે માત્ર ૨૨ સ્ત્રીઓ છે. બાકીના હિન્દને લાગે વળગે છે ત્યાંસુધી આને આપણે ખુશી ઉપજાવે એવી બીના કહી શકીએ. પરંતુ, દુનીયાના બીજા સુધરેલા દેશોના અક્ષરજ્ઞાનના આંકડાઓની સરખામણીમાં આ બીના જરાપણ ગૌરવ લેવા જેવી નથી વળી આપણે એ પણ ભૂલવાનું નથી કે કોચીનમાં કે ત્રાવણકોરમાં વસતીના મોટા ભાગમાં બાળ લગ્ન પણ નથી, કે પડદાનો રિવાજ પણ નથી, બીજી બાજુએ શિક્ષણની યોગ્યતામાં

હમેશાં શ્રદ્ધા છે પરંતુ એ સહેલાઈથી સમજી શકાય એમ છે કે, જ્યાં આ માન્યતા ફરજિયાત અમલમાં નથી મૂકાતી ત્યાં પ્રગતિ જરૂર ધીમે જ થાય. આંતરપ્રાંતીય તફાવત તો કોષ્ટકોજ સ્પષ્ટ કરે છે અને એમાં ગભરાવા જેવું કાંઈ નથી.

આંતર પ્રાંતીય તફાવત કરતાં, બે જાતિઓ વચ્ચે અક્ષરતાની જે અસમાનતા છે તે વધારે ગંભીર અને કદાચ વધારે નુકસાનકારક છે ઘણા જ આગળ વધેલા વિસ્તારોમાં પણ, પુરૂષોમાં શિક્ષણનું પ્રમાણ, વધારે નહિ તો સ્ત્રીઓ કરતાં બેવડું તો છે જ. આ દેશમાં કન્યાઓની કેળવણી તરફ એટલી બધી બેદરકારી રાખવામાં આવે છે, અને એટલા મોટા પ્રમાણમાં કે બન્ને જાતિઓ વચ્ચેની શિક્ષણની વિષમતા એ સમાજમાં તેઓની નબળી હાલતનો બનાવટી લાભ લેવાના ચિહ્ન રૂપ જ છે આ વિષમતામાં સુધારો ન થાય ત્યાં સુધી આપણે રાજકીય સત્તા કે સામાજિક સમાનતાની આશા પણ ન રાખી શકીએ. અને છોકરીઓની કેળવણી માટે વધારે વિશાળ સરળતાઓ કરી આપવામાં ન આવે ત્યાંસુધી આમ કદિ બની નહિ શકે.

તા. ક. કોઠાઓમાં આપવામાં આવેલા આંકડાઓ આંકડાને લગતા પુરાવાઓ પૂરતા સાચા છે. વસતી ગણત્રીના સત્તાવાળાઓના જણાવ્યા પ્રમાણે શિક્ષણ એ લખી વાંચી શકવાની શક્તિ છે એ વાતનો વિચાર કરતાં, અને તેની ખરેખરી કસોટી વારંવાર શક્ય ન હોવાથી, અને માહિતી આપનાર વ્યક્તિ તરફથી મોઢેથી આપવામાં આવતી માહિતી ઉપર જ બધો આધાર રાખવાનો હોવાથી તેમાં ટકાની સારી સરખી ભૂલ હોવાનો સંભવ છે. પરંતુ, હિન્દમાં કેળવણીની પ્રગતિનાં વલણનો સમતોલ ખ્યાલ આપવા પૂરતા એ સારા છે.

(૨)

## સ્ત્રી અને પુરૂષ માટે સરખું નૈતિક ધોરણ

(શ્રીમતી માલતી પટવર્ધન)

થોડા વખત ઉપર મદ્રાસમાં કેળવણી ને સમાજ સુધારણા માટે પરિષદ મળી હતી. તેમાં સ્ત્રીપુરૂષ માટે સરખું નૈતિક ધોરણ હોવું જોઈએ ને તેમને છૂટા પડવાના ને છૂટાછેડાના સરખા હક હોવા જોઈએ તેની હિમાયત કરતો એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. આ ઠરાવનો પુષ્કળ વિરોધ કરવામાં આવ્યો હતો કેટલાકને તો નૈતિક ધોરણ ઉર્ધ્વગતિ કરવાને બદલે રસાતળ જતું જણાયું હતું.

ખરૂં જોતાં તો હિંદમાંના આ જુદાં જુદાં નૈતિક ધોરણે સ્ત્રીપુરૂષના સંબંધને અનૈતિક ને અનારોગ્ય બનાવી મૂક્યો છે. બાળલગ્ન ને ઇચ્છાવિરૂદ્ધના લગ્નોથી ઘરસંસાર વેડફાઈ જાય છે. વિચારશૂન્યતા પાપ ને ગુનાઓનું પ્રમાણ વધે છે ને મોટે ભાગે સ્ત્રીઓને જ ભોગવવું પડે છે. ઇંગ્લેંડની પેઠે અહીં છૂટાછેડાનો કાયદો નથી પરંતુ છૂટાછેડા પામેલી સ્ત્રીઓની સંખ્યા કરતાં ત્યજાયેલી મહિલાઓની સંખ્યા જરા પણ ઓછી માલમ પડશે નહિ.

જોસેફાઇન બટલર નામની એક મહાનારીએ વિલાયતમાં સરકારી કાયદાઓ સામે ચળવળ ઉપાડી લેઈ હોને લગ્નનો કાયદો

દૂર કરાવ્યો હતો ત્યારે પણ પ્રજાએ તેનો મજબુત વિરોધ કર્યો હતો. છતાંય એના સત્કાર્યને અત્યારે ઘણાએ અપનાવી લીધુ છે. તે મુજબ ઉપરોક્ત ઠરાવનો વિરોધ કરતાં 'જન્મભૂમિ' નો અવલોકનકાર લખે છે કે "આ નૈતિક ધોરણની સમાનતાનો ઠરાવ કેવળ વિષયલોલુપતા જ દાખવે છે." જોસેફાઈન બટલરના કાર્યનો વિરોધ જેમ આપોઆપ શમી ગયો હતો તેમ આ પણ આપોઆપ શમી જશે એ નક્કી છે.

કેટલાકને આવા વિચારથી અનીતિ વધી પડવાનો ભય લાગે છે કેટલાકને એમાં ધાર્મિક સિદ્ધાંતોનો હ્રાસ થતો જણાય છે, પરંતુ છૂટા છેડાનો કાયદો પસાર થાય તો શું દરેક સ્ત્રી પોતાના પતિને છોડી બીજો કરવા જશે ? પ્રાચીન આદર્શ મુજબ પતિપત્ની ' દંપતી ' લેખાય છેઃ ગૃહજીવનના બે સૂત્રધારો મનાય છે. એ દૃષ્ટિએ પણ સ્ત્રી પુરુષને સમાન હકકો હોવાજ જોઇએ. " હિંદ જેટલું સ્ત્રી સન્માન જગતમાં કયાંય નથી " એમ કેટલાક બડાશો હાંકે છે પરંતુ એ તો પુરાણોનાં પોથામાંજ રહ્યું છે ' રમે છે. દેવતાઓ જ્યાં સન્માન પામે સુંદરી,—એમ મનુ ભગવાન કહેતા અત્યારે તો એ બધાં પોથીમાંનાં રીંગણાં છે; અત્યારે સ્ત્રીઓને પશુ કે ગુલામની હીનદશાને વેઠવી પડે છે.

અત્યારે હિંદમાં સ્ત્રીઓ જે હીનદશા ભોગવી રહી છે તેનો નવી જનતાને સાચો ખ્યાલ આવવો જ જોઇએ કેટલી યે યુવાન પત્નીઓ વિરહદુઃખ સહન કરી શકતી નથી કેટલીયે પોતાની હાજરીમાં પોતાના પતિને પરાઈ પર વહાલ વરસાવતો જોઇ શકતી નથી· પરિણામે તેઓ આપઘાત કરવાનું પસંદ કરે છે. ઘણી યે સ્ત્રીઓનો સંસાર વેડફાઈ જાય છેઃ બીજી સ્ત્રી કે રખાતના આગમનથી પવિત્ર ઘરઆંગણું અનંત કલેશ ગેરસમજો ને દુઃખનું કારણ બની રહે છે. ઘણીનું સુખ હોય. માતાપિતાની અમીછાંયડી હોય તેવી સ્ત્રીઓને ચાલુ કાયદામાં કશો જ ફેરફાર જરૂરી ન લાગે પરંતુ જે સ્ત્રીઓ કેળવણી પામી છે, સુખી સંસાર ભોગવી રહી છે ને સન્માન કે સ્વાતંત્ર્યમાં વિહરે છે તેમણે એથી વિમુખ મહિલાઓ માટે લાગણી ધરાવવી ન જોઇએ ? અત્યારના અસમાન નૈતિક ધોરણે હિંદી મહિલાઓ હીનદશામાં મૂકી દેવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે તેની કોઇ ના કહી શકે તેમ નથી.

એક તાજો જ દાખલો લઇએ એક પ્રમદાને એના પિતાએ બાલ્યાવસ્થામાં જ પરણાવી દીધી હતી એના પતિ ને સાસરિયાં પાસેથી વચન લેવામાં આવ્યું હતું કે તે સોળ વર્ષની થશે ત્યાં સુધી એને ભણવાદે દેવામાં આવશે. પરંતુ લગ્ન થયું કે તુરત તેના પતિએ પત્નીને સ્વગૃહે બોલાવવા મોકલ્યું. કન્યાના બાપે શરત મુજબ સાફ ના પાડી. સાસરિયાંઓ શારિરિક બળ પણ અજમાવી છૂટયાં પરંતુ તેમનું કાંઇ વળ્યું નહિ. યુવાન પતિ પણ વિદ્યાર્થી જ હતો. છતાં એનાં વડીલોએ એને બીજી આસકન્યા સાથે ફરીથી પરણાવી દીધો પેલી છોકરી અભ્યાસ કરી અત્યારે બી. એ સુધી પહોંચી છેઃ એના જીવન આદર્શો પણ વિકાસ પામ્યા છે. સ્ત્રીઓએ પતિપરાયણ પત્ની બનવું તે ચોકરાં સંભાળવા એજ જૂના વિચારનાં ધર્મધુરધરો આદ્યકર્તવ્ય લેખે છે આ પ્રમદાના આદર્શો એથી આગળ વધે એ સ્વાભાવિક છે એને કુંવારી ગણશો, પરણેલી ગણશો કે વિધવા ગણશો ? એને પરણવું હશે તો કોઇ પરણવા દેશે ? આવી પ્રમદાઓને વડીલો પણ રક્ષણ કે સાંત્વન આપી શકતા નથી એવા અનેક દાખલાઓ શોધીશું

તો જડી આવશે. કેળવણીનાં ફળ ચાખ્યાં હોય તેવી કેળવાયેલી મહિલાઓએ આ પ્રશ્ન ઉપાડી લેવો જોઈએ. કેળવણી દ્વારા એમનાં મન વિકાસ પામ્યાં છે અસમાન નૈતિક ધોરણનાં માઠાં પરિણામો તેઓ સારી રીતે સમજી શકે તેમ છે તેમણે આ અન્યાયની સામે થવું જ જોઈએ

વળી બીજે પ્રકાર પણ વિચારવા જેવો છે સંયુક્ત કુટુંબની પ્રથા નાબુદ થતી જાય છે એટલે યુવાન પ્રમદાઓને પતિ ત્યજી દે છે ને પરિણામે કુટુંબીઓ તેમને દુઃખકારે એ એવા દાખલાઓ રોજના થઈ પડયા છે. એવી સ્ત્રીઓ સાત્વિક રીતે નિર્વાહ કરી ન શકવાથી પાપી ધંધાઓમાં ફસાય છે કેટલાક રૂઢીનાં બંધનના ભોગ બની નાતરાં કરે છે કે રખાત તરીકે જીવન ગુજારે છે. સમાજ એમને ધિક્કારે છે· પતિત પ્રજાની જનેતા તરીકે એમને હડધૂત કરે છે. સંસ્કૃતિ પામેલા સમાજમાં એકપત્નીત્વ ને એક પતિવ્રત હોવું જોઈએ બન્ને પક્ષે એ આદર્શ પાળવા મથવું જોઈએ. એકજ પક્ષ આદર્શને વળગી રહે એ કેમ બને ?

પુરુષે સ્ત્રીને મનુષ્ય લેખવી જોઈએ. પતિવ્રતા, શીયળ આત્માધીનતા વગેરે આદર્શો જેટલા સ્ત્રીઓએ પાળવા જરૂરનાં છે તેટલા પુરુષોએ પણ પાળવા જ જોઈએ પુરુષ પોતાની ઇચ્છામાં આવે ત્યારે પોતાની પત્નીને તરછોડે તેને કોઈ કાંઈ કહે નહિ ને સ્ત્રી તેમ કરી જ શકે નહિ એ ન્યાય ગણાય ? સ્ત્રીને ફસાવનાર પુરુષ ડાઘ વિના છટકી જાય એનું કુટુંબ ને સમાજ એને અપનાવી લે જ્યારે એના બાળકની કુંવારી માતા શરમ ને અપકીર્તિનો ભોગ બને એ પરિસ્થિતિ જરા ય નિભાવી લેવા જેવી નથી. સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે તો જીવનના મહાન પ્રશ્નોમાં તેઓ બુદ્ધિપૂર્વક ભાગ લઈ શકે તે માટે તેમને પૂરતી સ્વતંત્રતા મળવી જ જોઈએ. લગ્નની વય વધારવાની વાત છેડવામાં આવી ત્યારે વિચારશૂન્ય ધર્મધુરંધરોએ મજબૂત વિરોધ ઉઠાવ્યો તેવી જ રીતે સ્ત્રીઓના નૈતિક ધોરણ જેટલું જ નૈતિક ધોરણ પુરુષોએ પણ આચરવું જ જોઈએ એવું કહેવામાં આવે છે ત્યારે વિરોધ ઉઠાવાય છે સ્ત્રીના હાથમાં રમતું સ્વાતંત્ર્યપ્રિય પુરુષોની આંકાક્ષાથી છૂટી જાય છે કારણ કે સત્તા ને સ્વાધીનતા છોડી દેવાનું કોઈને ગમતું નથી.

હિંદમાં પણ ખ્રિસ્તીઓ, મુસ્લીમો ને બીજો સમાજમાં છૂટા છેડાના કાયદા છે. એથી તેઓને કશું જ નુકસાન થયું હોય એવું જાણ્યું નથી સિવિલ મેરેજ એક્ટ નીચે પરણનાર પણ છૂટા છેડા લઈ શકે છે એમાં પણ એવા ઝાઝા બનાવો સાંભળ્યા નથી. તો એવા કાયદાથી સમાજ પર મહાન આપત્તિ તૂટી પડશે એવું એકલા હિંદુઓએ જ શા માટે માની લેવું !

સામાજીક રૂઢીઓનાં ગુલામી બંધનો નીચે જે બહેનો રહેસાઈ રહી છે તેમને માટે દરેક કેળવાયેલી વ્યક્તિએ પૂરતો વિચાર કરવાની જરૂર છે. સ્ત્રીઓની દશાને સહાનુભૂતિથી પારખવાના પ્રયત્નોની જરૂર છે સમાન નૈતિક ધોરણની શા માટે હીમાયત કરવામાં આવે છે તે જરા ઊંડા ઉતરતાં આપો આપ સમજાઈ જશે *

---

* 'શ્રી ધર્મ'માંથી અનુવાદક શ્રી રમણીકલાલ જ દલાલ

ચાલુ વાર્તા

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

જોહરા: 'હા, વાંધો શો હતો ? પહેલાં તો જાલપા પણ જરા ચોંકી; પરંતુ પછી કાંઇ ન થયું સમજી ગઇ કે બંગાળી મુસલમાન હશે. અમે બન્ને ઘરે ગઇ એ જરા સરખા ઓરડામાં કોણ જાણે તે કેમ બેસે છે જરા સરખી પણ જગા ન મળે. ક્યાંક માટલાં છે, કયાક પાણી, ક્યાંક ખાટલો અને ક્યાંક બિછાના ભેજ અને ગંદકીને અંગે નાક ફાટી જતું હતુ ખાવાનુ તૈયાર થઇ ગયું હતુ. દિનેશની વહુ વાસણ માંજી રહી હતી. જાલપાએ તેને ઉઠાડી દીધી · 'જાવ, બાલકોને ખવાડી સુવાડી દો. હું વાસણ માંજી દઉં છુ ' અને ,તે વાસણ માજવા લાગી તેની આ ખિદમત જોઇને મારાં દિલ ઉપર એટલી અસર થઈ કે હું પણ ત્યાં બેસી ગઇ અને માંજેલા વાસણો ધોવા લાગી જાલપાએ મને ત્યાંથી હટી જવાને કહ્યું પરંતુ હુ ન હટી, પછી જાલપાએ પાણીનું માટલુ બાજુએ હટાવીને કહ્યુ. ' હું પાણી નહિ આપું, તમે ઉઠી જાવ એટલે મને ઘણી શરમ આવે છે તમને મારા સમ, હટી જાવ. અહીં આવ્યાં તો તમને સજા થઇ ગઇ. તમે આવુ કામ તમારી જીંદગીમાં પણ કર્યું હોય ? ' મેં કહ્યું: ' તમે પણ કદિ નહિ કર્યું હોય, જો તમે કરો છો, તો મારે માટે શો વાંધો છે ? '

જાલપાએ કહ્યું· 'મારી વાત જુદી છે.'

મે પૂછયુ: " કેમ ? જે વાત તમારે માટે છે તે જ મારે માટે પણ છે કોઇ ચાકરડી કેમ નથી રોકી લેતાં ? "

જાલપાએ કહ્યું: ' ચાકરડી, સાત આઠ રૂપિયા માગે છે. '

હું બોલીઃ ' હું મહિને આઠ રૂપિયા આપ્યા કરીશ. '

જાલપાએ એવી નજરે મારા તરફ જોયું કે જાણે તેમાં સાચા પ્રેમની સાથે સાચો ઉલ્લાસ, સાચો આશીર્વાદ ભર્યો હતો એ ચિતા ' ઓહ ! કેટલી પવિત્ર હતી, કેટલી પવિત્ર કરવાવાળી હતી ' તેની આ નિસ્વાર્થ ખિદમત આગળ મને મારી જીંદગી કેટલી તુચ્છ, કેટલી નકામી માલમ પડતી હતી ' એ વાસણો ધોવામાં મને જે આનન્દ મળ્યો તેનું હું વર્ણન કરી શકતી નથી

વાસણ ધોઇને ઉઠી એટલે તે બુઢ્ઢીના પગ દબાવવા બેસી ગઈ. હુ મુંગી મુંગી ઉભી હતી. મારા પ્રત્યે તે બોલીઃ ' તમને મોડુ થઇ રહ્યુ હોય તો જાવ; કાલે પાછા આવજો "

મે કહ્યું: ' નહિ, હું તમને તમારે ઘરે પહોંચાડીને ત્યાંથી જ ચાલી જઇશ. '

લગભગ નવ વાગ્યા બાદ, જાલપા ત્યાંથી

નીકળી. રસ્તામાં મે તેને કહ્યું. ' જાલપા, તમે સાચેસાચ દેવી છો ! '

જાલપાએ છૂટાં પડતાં કહ્યું ' જોહરા, એવું ન કહો. હુ ખિદમત નથી કરી રહી મારાં પાપોનું પ્રાયશ્ચિત કરી રહી છુ. હું ઘણી દુ:ખી છુ. મારાથી વધુ અભાગિયું દુનીયામાં કોઇ નહિ હોય '

હું અણજાણ બનીને બોલી: ' એનો અર્થ હું નહિ સમજી '

જાલપાએ મારી સામે જોઇ કહ્યું ' કોઇ દિવસ સમજી જશો મારાં પ્રાયશ્ચિત આ જન્મમાં નહિ પૂરું થાય એને માટે તો મારે કંઈ જન્મ લેવા પડશે. '

મેં કહ્યું ' તુ તો મને ગુચવાડામાં નાખી દે છે બ્હેન ! મારી સમજમાં કાંઇ આવતું નથી. જ્યાંસુધી તુ એ મને સમજાવશે નહિ ત્યાંસુધી હુ તારો કેડો છોડીશ નહિ. '

જાલપાએ લાંબો શ્વાસ લઇને કહ્યું ' જોહરા ! બીજાઓ ઉપર કોઇ વાતનો બોઝો રાખવા કરતાં, તે વાત છુપાવી રાખવી, એ વધારે સહેલું છે. '

મેં દુ:ખદ સ્વરે કહ્યું; ' હા, પહેલીજ મુલાકાતમાં જો તને મારા પર વિશ્વાસ ન આવતો હોય, તો હું તને તસ્દી નહિ આપુ. પરંતુ આજે નહિ તો કોઇવાર તારે મારા ઉપર વિશ્વાસ મુકવો પડશે. હુ તને છોડીશજ નહિ '

કેટલાક અંતર સુધી અમે બન્ને ચૂપાચૂપ ચાલતી રહી એકાએક જાલપાએ કંપતા અવાજે કહ્યું. ' જોહરા, જો તને કદાચ ખબર પડી જાય કે હુ કોણ છુ તો કદાચ તુ મારા તરફથી તિરસ્કારપૂર્વક મોઢુ ફેરવી લેશે અને મારા પડછાયાથી પણ દૂર ભાગશે '

આ શબ્દોમાં કોણ જાણે શો જાદુ હતો કે મારાં નેત્રો ભરાઈ આવ્યાં. એ પ્રેમ અને શરમથી ભરેલા દિલનો અવાજ હતો અને તેણે મારી માની જીદગીની સૂરત મારી સામે ખડી કરી દીધી મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં મનમાં એમ થયુ કે મારો બધો સ્વાંગ ખોલી દઉં. કોણ જાણે મારૂં દિલ તેની સામે કેમ એવુ થઇ ગયું હતું મે મોટા મોટા ધૂર્તો, લંપટો અને પોલીસ અમલદારોને પૂરા લટ્ટુ બનાવ્યા છે. પરંતુ જાલપાની સામે હુ તો જાણે બીલ્લી જેવી બની ગઇ હતી પરંતુ કોણ જાણે કેવી રીતે મે મને પોતાને સંભાળી લીધી

હું બોલી. મારું ગળું ભરાઇ આવ્યું હતુ ' એ તમારો ખ્યાલ ખોટો છે દેવી ! કદાચ, તો હુ તમારા પગે પડીશ પોતાની વા પોતાનાઓની બુરાઇઓ ઉપર શરમિન્દા થવું એ સાચા દિલવાળાનુંજ કામ છે '

જાલપાએ કહ્યુ: ' પરંતુ તુ મારો હાલ જાણીને કરશે શુ ! બસ, એટલુ સમજી લે કે હુ એક ગરીબ અભાગિણી સ્ત્રી છુ, અને પોતાના જેવાંજ અભાગી અને ગરીબ માણસોની સાથે મળવા કરવામાં આનન્દ લઉં છુ. '

આવી રીતે તે વારંવાર ટાળતી રહી, પરંતુ મે 'પીછો ન છોડયો છેવટે તેના મુખમાંથી વાત કઢાવી લીધી "

રમાનાથે કહ્યુ: " એમ નહિ. બધું કહેવુ પડશે. "

જોહરા. ' હવે, આખી રાત પ્રેમીની કથા કહ્યાં સુધી સંભળાવુ ? કલાકો થઇ જશે. જ્યારે હું જરુર પાછળ પડી ત્યારે તેણે ઉત્તરે કહ્યું: ' હું આ કેદીઓ ઉપર આફત નાખનારા એજ તાજના સાક્ષીની કમનસીબ સ્ત્રી છું. 'એટલું' કહેતા કહેતા તે રડી પડી. પછી જરા અવાજ સંભાળીને તે બોલી ' અમે લોકો અલ્લાહાબાદના રહેવાસી છીએ એક એવી વાત બની કે એમને ત્યાંથી ભાગવું

પડયું. કોઇને કાંઇ કહ્યા કર્યા વિના એ ભાગી આવ્યા. કેટલાય મહિનાઓ પછી માલમ પડયું કે તેઓ અહીં છે."

રમાનાથે કહ્યું: "એ પણ એક કિસ્સો છે. તને કહી કહીશ. જાલપા સિવાય બીજા કોઇને એ ન સૂઝત."

જોહરા બોલી "એ બધુ મે બીજે દિવસે જાણી લીધુ હવે હુ તમારી રગેરગથી વાકેફ થઇ ગઇ. જાલપા મારી સાહેલી છે. ભાગ્યેજ તમારી કોઇ વાત તેણે મારાથી છુપાવી હશે." તે કહેવા લાગી. 'જોહરા હું મોટી મુસીબતમાં ફસાઇ ગઇ છુ. એક તરફ એક માણસનો જાન અને કેટલાય ખાનદાનોની બરબાદી છે, બીજી તરફ પોતાની બરબાદી છે. હું ચાહું તો આજ એ સર્વના જાન બચાવી શકુ એમ છુ. હુ અદાલતને એવી સાબીતી આપી શકું એમ છુ કે, જે પછી તાજના સાક્ષીની જુબાનીની કોઇ હકીકત ટકી નહિ શકે પરંતુ તાજના સાક્ષીને સજામાંથી બચાવી નહિ શકુ. બહેન, આ પીડામાં પડીને હું નર્કની યાતના ભોગવી રહી છું. આ લોકોને મરવા દઉ એમ પણ નથી બની શકતું; વા રમાનાથને આગમાં ધકેલી દઉ એમ પણ નથી બની શકતુ.' એટલુ કહીને તે રડી પડી અને બોલી: 'બહેન, હું પોતે મરી જાઇશ, પરતુ મારાથી એમનું અનિષ્ટ નહિ થાય. ન્યાય સમક્ષ એમની ભેટ હું નહિ કરી શકું. હજી જોઉ છુ કે શો ચુકાદો આવે છે તે વખતે હું શું કરી બેસીશ, તે મારાથી કહી શકાય એમ નથી કદાચ બધોય કિસ્સો હાઇકોર્ટમાં કહી સંભળાવુ, કે કદાચ તેજ દિવસે ઝેર ખાઇને સૂઇ રહુ.'

એટલામાં દેવીદીનનું ઘર આવી પહોચ્યુ. અમે બન્ને વિદાય થયાં. જાલપાએ મને કાલે એ જ વખતે ફરી આવવા ઘણો આગ્રહ કર્યો. દિવસભર તો તેને વાત કરવાની પણ ફુરસદ નથી મળતી બસ, સાંજે જ તેને મોકો મળે છે કમમા કમ દિનેશનાં ઘરવાળાઓને કાંઇ તકલીફ ન પડે એટલા રૂપીયા તે એકઠા કરી દેવા ચાહતી હતી. બસો રૂપીયાથી વધારે તો તે એકઠા કરી ચૂકી હતી. મે પણ પાંચ રૂપિયા આપ્યા. મે એક બે વાર તેને કહ્યું કે આ ઝઘડામા તું ન પડો. તારે ઘરે ચાલી જા. પણ હું સાફ સાફ કહી દઉ છુ કે મેં કદિ આગ્રહ કરીને એ વાત કરી નથી. જ્યારે મેં એનો ઇશારો કર્યો ત્યારે, તે સાંભળવા પણ માગતી ન હોય એવુ મોઢું તેણે કર્યું મારા મુખમાંથી પૂરેપૂરી વાત જ કદિ નીકળવા ન પામી. એક વાત છે, કહો તો કરું."

રમાનાથે જાણે ઉપર ઉપરનું મર્ન દેખાડીને કહ્યું: "શી વાત છે?"

જોહરા "ડેપ્યુટી સાહેબને કહી દઉ. તેઓ જાલપાને અલાહાબાદ પહોચાડી દેશે. તેને કાંઇ તકલીફ નહિ પડે બસ, બે ઓઓ તેને સ્ટેશન સુધી વાત કરતી કરતી લઇ જશે. ત્યા ગાડી તૈયાર મળશે. તેમાં તેને બેસાડી દેવામાં આવશે. અથવા કોઇ નવી યોજના હોય તે કહો."

રમાનાથે જોહરાની આંખો સાથે આંખો મિલાવી કહ્યુ: "શુ એ યોગ્ય થશે?"

જોહરાએ શરમાઇ જઇને કહ્યુ "યોગ્ય તો નહિ થાય".

રમાનાથે ઝટપટ જોડા પહેરી લીધા અને જોહરાને પૂછ્યુ "દેવીદીનને ઘરે જ રહે છે ને?"

જોહરા ઉઠી, ઉભી થઇ અને તેની સામે આવીને બોલી "તો શુ આ વખતે જ જશો?"

રમાનાથ "હા, જોહરા, આજ વખતે જઇશ બસ, તેની સાથે બે વાતો કરીને ત્યા મારે અત્યાર કરતાં ઘણું વહેલા જવુ જોઇતુ હતુ. ત્યાં ચાલી જઇશ."

જોહરા "પરંતુ જરા વિચાર તો કરો, એનો નતીજો શો આવશે ?"

રમાનાથ "બસ, વિચાર કરી ચૂક્યો. વધારેમાં વધારે દારોગાની હકુમતમાં ત્રણ ચાર વર્ષની કેદ મળી જશે. બસ, હવે રૂખસત. ભૂલી ન જતી જોહરા; કદાચ, ફરી કોઈવાર મુલાકાત થશે."

રમાનાથ પરસાળમાંથી ઉતરીને બગીચામાં આવ્યો અને એક ક્ષણમાં તો દરવાજાની બહાર પહોંચી ગયો. દરવાને કહ્યું "હજુરે દારોગાજીને ખબર કરી છે ને ?"

રમાનાથ "એની કાંઈ જરૂર નથી."

ચોકીદાર: "હું જરા એમને પૂછી લઉં માગી રોજી શા માટે લઈ રહ્યા છો, હજુર ?"

રમાનાથે કાંઈ જવાબ ન આપ્યો. ઝડપથી તે સડક ઉપર જઈને ઉભો રહ્યો. જોહરા નિસ્પન્દ ઉભી રહીને પ્રેમભરી આંખોએ તેને જોઈ રહી હતી રમાનાથ પ્રત્યે આવો પ્યાર. આવો વિકાસ કરી નાખનારો પ્યાર તેને કદિ થયો ન હતો. કેમ જાણે, કોઈ વીરબાળા પોતાના પ્રિયતમને સમરભૂમિ તરફ જતી જોઈને ગર્વથી ફુલી સમાતી ન હોય.!

ચોકીદારે તરત જ દારોગાજીને ખબર કરી. તે બિચારા ખાણું ખઈને હમણાંજ સુતા હતા તે ગભરાઈને બહાર આવ્યા અને રમાનાથની પાછળ દોડીને બૂમ મારી "બાબુ સાહેબ ! જરા સાંભળો તો ખરા, આપ ક્યાં જઈ રહ્યા છો ?" આખરે બિચારા એકવાર ઠોકર ખાઈ ને પડી ગયા. રમાનાથે પાછા ફરીને તેમને ઉઠાડ્યા અને પૂછ્યું કેમ કાંઈ ચોટ તો લાગી નથીને ?"

દારોગા "નહિ, કાંઈજ નથી લાગ્યું. જરા ઠોકર ખાઈ ગયો. પણ આપ આ વખતે ક્યાં જઈ રહ્યા છો ? જરા વિચાર તો કરો. એનો નતીજો શો આવશે ?"

રમાનાથ "હું એક કલાકમાં પાછો આવી જઈશ. જાલપાને પોલીસોએ વહેમાવી છે કે તું હાઈકોર્ટને એક અરજી આપી દે. જરા તેને જઈને સમજાવું."

દારોગા "એની આપને કેવી રીતે ખબર પડી ?"

રમાનાથ "જોહરા ક્યાંકથી સાંભળી આવી છે."

દારોગા: "ઘણી બેવફા સ્ત્રી છે. એવી સ્ત્રીનું તો માથું કાપી લેવું જોઈએ."

રમાનાથ: "એટલેજ માટે તો જઈ રહ્યો છું. ક્યાં તો તેને અત્યારે સ્ટેશન પર મૂકી આવીશ, યા એવી સખ્ત ધમકી આપીશ કે તે પણ યાદ કરશે. વધારે વાતચીત કરવાનો સમય જ નથી. રાત્રિભરને માટે મને આ કેદમાંથી છુટ્ટી આપો."

દારોગા "હું પણ આવું છું. જરા ઠેરાઈ જાવ."

રમાનાથ "જી નહિ; તો મામલો તદ્દન બગડી જશે. હું હમણાં આવું છું."

દારોગાનું મોઢું બંધ થઈ ગયું. એક મીનીટ સુધી તે ઉભા ઉભા વિચાર કરી રહ્યા. પછી પાછા ગયા અને જોહરા સાથે વાત કરતા કરતા તે પોલીસ સ્ટેશન તરફ ચાલી ગયા. અહીં રમાનાથે એક ટાંગો કર્યો અને તે દેવીદીનને ઘરે જઈ પહોંચ્યો.

જાલપા દિનેશને ઘરેથી પાછી ફરી હતી અને બેસીને જમી અને દેવીદીન સાથે વાત કરી રહી હતી. દિવસમાં તે એકજ વાર ખાતી હતી. એટલામાં નીચેથી રમાનાથે બૂમ મારી દેવીદીન, તેનો અવાજ ઓળખી ગયો. એટલે બોલ્યો. "બાઈ લાગે છે."

જાલપા "કહી દો, અહીં શું કરવા આવ્યા છે ? ચાલ્યા જાવ."

દેવીદીન. "નહિ, બેટી, જરા પૂછી તો લઉં કે શું કહે છે ! આ વખતે તેને છુટ્ટી કેવી રીતે મળી ?"

જાલપા. " મને સમજાવવા આવ્યા હશે, બીજું શું ? પરંતુ મેં ઘોઇ નાખે ! "

દેવીદીને બારણું ખોલી દીધું. રમાનાથે અંદર આવીને કહ્યુ· " દાદા, તમે મને આ વખતે અહીં જોઇને આશ્ચર્ય પામી રહ્યા હશો. એક કલાકની છુટ્ટી લઇને આવ્યો છું. તમારી પાસે મારા ઘણા અપરાધોની માફી મેળવવાની હતી જાલપા ઉપર છે ? "

દેવીદીન બોલ્યોઃ " હા, છે તો ખરી ! હજી હમણાજ આવી છે. બેટા, કાઇ ખાવાનું લાવુ ? "

રમાનાથઃ "નહિ, હું જમીને આવ્યો છું. બસ, જાલપા સાથે બે વાત કરવા ચાહુ છુ "

દેવીદીન. " તે માનશે નહિ; નકામો શરમિન્દા બનશે એને એવી ટેવ નથી."

રમાનાથ· " મારી સાથે બેચાર વાતો કરશે કે મારી સુરત પણ જોવા નથી માગતી ? જરા જઇને એટલુ પૂછી લો "

દેવીદીન " એમા પૂછવાનું શુ છે ? બન્ને બેઠી તો છે. જા, તારૂ ઘર જેવું ત્યારે હતું તેવુંજ અત્યારે પણ છે. "

રમાનાથઃ " નહિ દાદા ! તેને પૂછી લો. હુ એમને એમ નહિ જાઉં. "

દેવીદીને ઉપર જઇને કહ્યું: " તને કાંઇ કહેવા માગે છે, વહુ ? "

જાલપાએ મોઢુ મચકોડીને કહ્યુ: " તો કહેતા કેમ નથી ? મેં કાંઈ જબાન બધ કરી દીધી છે ? "

જાલપાએ આ શબ્દો એટલા જોરથી ઉચ્ચાર્યા કે, નીચે ઉભેલા રમાનાથે પણ એ સાંભળી લીધા. કેટલી નિર્મમતા હતી ! તેની બધીયે મળવાની લાલસા જાણે ઉડી ગઇ ! નીચે ઉભા રહીનેજ તેણે કહ્યુ: " જો તે મારી સાથે બોલવા માંગતી ન હોય તો કાંઇ જબરદસ્તી નથી. મેં બધોય સાચો વૃત્તાંત જજ સાહેબને કહી સંભળાવવાનો નિશ્ચય કર્યો છે. એ ઇરાદાથી જ હું અત્યારે નીકળ્યો છુ. મારી નબળાઇથી તેઓને આટલુ દુખ થયુ તે માટે મને ઘણો ખેદ થાય છે. મારી અક્કલ ઉપર પડદો પડી ગયો હતો સ્વાર્થે મને આંધળો કરી દીધો હતો પ્રાણુના મોહે, કષ્ટોના ભયે મારી બુદ્ધિ હરી લીધી હતી કોઇ ગ્રહ માથે ચઢી બેઠો હતો તેનાં અનુષ્ઠાનથી એ ગ્રહને શાન્ત કરી દીધો છે કદાચ, બેચાર વર્ષ માટે સરકારની મહેમાની ખમવી પડશે તેનો હવે ભય નથી. જીવતો રહીશ તો ફરી મેળાપ થશે નહિ તો મારા દોષો માટે માફી આપજો. અને મને ભૂલી જજો તમે પણ, દાદા ! દાદી ! મારો અપરાધ ક્ષમા કરજો. તમે લોકોએ મારા ઉપર જે દયા કરી છે તે મરતાં સુધી પણ હુ નહિ ભૂલુ. જો જીવતો પાછો આવીશ તો કદાચ, તમારા લોકોની કાંઇક સેવા કરી શકીશ. મારી તો જીંદગી સત્યાનાશ થઇ ગઇ ન અહીંનો રહ્યો, ન દુનીઆનો રહ્યો એ પણ કહી દેજો કે તેના ઘરેણાં પણ મેં જ ચોરાવ્યાં હતાં. સરાફને આપવા માટે રૂપીયા ન હતા. એટલે ઘરેણાં પાછા આપવાની જરૂર હતી તેને લીધે એ કુકર્મ કરવું પડ્યુ. તેનું ફળ આજ સુધી ભોગવી રહ્યો છુ અને કદાચ જ્યાં સુધી પ્રાણુ નીકળી નહિ જાય, ત્યાં સુધી ભોગવતો રહીશ. જો તેજ વખતે સાફસાફ બધીય વાત કહી દીધી હોત તો તે વખતે તેને ખોટું લાગત પરંતુ આ વિપત્તિ માથા ઉપર ન આવત તમને પણ મેં દગો દીધો છે દાદા ! હુ બ્રાહ્મણ નથી, કાયસ્થ છું. તમારા જેવા દેવપુરૂષ સાથે મેં કપટ કર્યું. કોણ જાણે એનો શો દંડ મળશે ! સૌ કોઇ ક્ષમા કરજો. બસ, એટલું કહેવાને જ આવ્યો હતો !"

રમાનાથ નીચે ઉતરી પડ્યો અને ઉતાવળે કમલા લખનો ચાલ્યો ગયો. જાલપા માળ ઉપરથી ઉતરી પરંતુ તે નીચે આવી

ત્યાં રમાનાથનો પત્તો ન હતો. એટલા ઉપરથી નીચે ઉતરીને તે દેવીદીન પ્રત્યે બોલી: "ક્યાં ગયા, દાદા!" દેવીદીને કહ્યું: "મેં કોઈ નથી જોયું, વહુ! મારી આંખો આંસુથી ભરાઈ ગઈ હતી. હવે તે નહિ મળે. દોડતો દોડતો ગયો છે."

કેટલીક મીનીટ સુધી જાલપા સડક ઉપર નિસ્પન્દ જેવી ઉભી રહી. એમને કેવી રીતે રોકી લઉં! આ વખતે તેઓ કેટલા દુખી છે, કેટલા નિરાશ છે! મારા માથા ઉપર કોણ જાણે કયો શેતાન હતો કે તેમને બોલાવ્યા પણ નહિ. ભવિષ્યની વાત કોણ જાણે છે! કોણ જાણે ક્યારે મેળાપ થશે. પરિચિત જીવનના આ બે અઢી વર્ષોમાં કદિ તેમનું હૃદય અનુરાગથી આટલું પ્રકંપિત થયું ન હતું. વિલાસિની રૂપમાં તે માત્ર પ્રેમના આવરણનું દર્શન કરી શકી હતી. આજે ત્યાગિની બનીને જાલપાએ તેનું અસલ સ્વરૂપ જોયું, તે કેટલું મનોહર, કેટલું વિશુદ્ધ, કેટલું વિશાળ, કેટલું તેજોમય હતું! વિલાસિનીએ પ્રેમોદ્યાનની દીવાલો જોઈ હતી. તે તેમાં ખુશ હતી. ત્યાગિની બનીને તે એ ઉદ્યાનની અંદર પહોંચી ગઈ હતી. કેટલું રમ્ય દર્શન હતું! કેટલી સુગન્ધ, કેટલું વૈચિત્ર્ય, કેટલો વિકાસ! એની સુગન્ધમાં, એની રમ્યતામાં, દૈવત્વ ભર્યું હતું. પ્રેમ પોતાના ઉચ્ચતમ સ્થાન પર પહોંચીને દેવત્વમાં મળી જાય છે. જાલપાને હવે કોઈ શંકા ન રહી. આ પ્રેમ મેળવીને તે જન્મજન્માન્તરો સુધી સૌભાગ્યવતી બની રહેશે. એ પ્રેમે તેને વિયોગ, પરિસ્થિતિ અને મૃત્યુના ભયથી મુક્ત કરી દીધી. તેને અભય પ્રદાન કરી દીધું. એ પ્રેમની સામે હવે સારો સંસાર, અને તેનો અખંડ વૈભવ તુચ્છ છે.

એટલામાં જોહરા આવી પહોંચી. જાલપાને પગથીયાં ઉપર ઉભેલી જોઈને તે બોલી: 'અહીં કેમ ઉભી છે, બહેન! આજે હું વહેલી ન આવી શકી ચાલ, આજે મારે તારી સાથે ઘણી વાતો કરવી છે.

બન્ને ઉપર ચાલી ગઈ.

## ૨૩

દારોગાને ભલા ચેન ક્યાંથી પડે! રમાનાથના ગયા બાદ તેમણે એક કલાક સુધી તેની રાહ જોયા કરી પછી, ઘોડા ઉપર સવાર થઈને તે દેવીદીનના ઘરે જઈ પહોંચ્યા. ત્યાં માલમ પડયું કે રમાનાથને ત્યાંથી ગયે અર્ધો કલાક ઉપર થઈ ગયો હતો. એટલે થાણા ઉપર પાછા આવી પહોંચ્યા. ત્યાં પણ રમાનાથનો હજી સુધી પત્તો ન હતો. તે સમજ્યા કે દેવીદીને ઘોખો દીધો. ક્યાંક તેને છુપાવી રાખ્યો હશે. એટલે ઝટપટ સાઈકલ દોડાવતા તે પાછા દેવીદીનને ઘરે પહોંચ્યા અને તેને ધમકાવવાનું શરૂ કર્યું. દેવીદીને કહ્યું: "વિશ્વાસ ન હોય તો ઘરની જડતી લઈ જુઓ; પછી બીજું શું કરશો! કોઈ બહુ મોટું ઘર પણ નથી એક ઓરડો નીચે છે, એક ઉપર છે."

દારોગાએ ઘોડા ઉપરથી ઉતરીને કહ્યું: "એ ક્યાં ગયો તે તું કહેતો કેમ નથી!"

દેવીદીન "મને કાંઈ ખબર હોય તો કહુંને સાહેબ! અહીં આવ્યો, તેની ઘરવાળી સાથે તકરાર કરી અને ચાલ્યો ગયો."

દારોગા "તે અલાહાબાદ ક્યારે જનાર છે?"

દેવીદીન "અલાહબાદ જવાની તો બાબુજીએ કોઈ વાતચીત કરી નથી. જ્યાંસુધી હાઈકોર્ટમાં ચુકાદો ન આવી જાય ત્યાંસુધી તે અહીંથી જશે નહિ.'

દારોગા "મને તારી વાતમાં વિશ્વાસ નથી આવતો."

એટલું કહેતાં કહેતાં દારોગાજી નીચેના ઓરડામાં ઘુસી ગયા અને દરેક ચીજ બારીકાઈથી જોઈ. પછી ઉપર ચઢી ગયા. ત્યાં જણ

સ્ત્રીઓને જોઈને દારોગાજી ચોંક્યા. જોહરા ચેતી ગઈ એટલે તેણે લાંબો સરખો ઘુંઘટ તાણી લીધો અને પોતાના હાથ પણ સાડીમાં છુપાવી દીધા. દારોગાજીને શક ગયો: " કદાચ એ મહેરબાન આમ વેશ બદલીને તો નથી બેઠા ? "

તેણે દેવીદીનને પૂછ્યું: " આ ત્રીજી સ્ત્રી કોણ છે ? "

દેવીદીને કહ્યું. " હું નથી જાણતો, કોઈ કોઈ વાર વહુને મળવા આવે છે "

દારોગા· " મને પણ ઉડાવે છે, બચ્ચા! સાડી પહેરાવીને ગુન્હેગારને છુપાવવા ચાહે છે ? એમાં જાલપા દેવી કોણ છે ? તેને કહી દો કે નીચે ચાલી જાય; બીજી સ્ત્રીને અહીં રહેવા દો. "

- જાલપા હઠી ગઈ એટલે જોહરાની પાસે જઈને દારોગાજીએ કહ્યું: " કેમ, મહેરબાન ! મારી માથે આ રમત ! શું કહીને અહીં આવ્યા હતા; અને અહીં આવીને આ મઝામાં પડી ગયા ? બધો ક્રોધ હવામાં ઉડી ગયો ? હવે આ વેશ ઉતારો અને મારી સાથે ચાલો. મોડું થઈ રહ્યું છે. "

એટલું કહીને તેમણે જોહરાનો ઘુંઘટ ખેચી કાઢ્યો. જોહરા ખડખડાટ હસી પડી. દારોગાજી તો જાણે ફસાઈ જઈને વિસ્મય સાગરમાં પડી ગયા. તે બોલ્યા. " અરે, તું છે જોહરા ! તું અહીં ક્યાંથી ? "

જોહરા: "મારી ડયૂટી બજાવી રહી છું."

" અને રમાનાથ ક્યાં ગયો ? તને તો માલમ જ હશે ? "

" તે તો મારા અહીં આવવા પહેલાં જ ચાલી ગયા હતા. પછી હું અહીં બેસી ગઈ અને જાલપાદેવી સાથે વાત કરવા લાગી. "

" ઠીક, જરા મારી સાથે ચાલ. તેનો પત્તો મેળવવાનો છે. "

જોહરાએ બનાવટી કુતૂહલથી કહ્યું. "શું હજી સુધી બંગલા પર નથી ગયા ? "

" ના; કોણ જાણે ક્યાં ગયો છે. "

રસ્તામાં દારોગાએ પૂછ્યું. " જાલપા અહીંથી ક્યારે જશે ? "

જોહરા: " મેં ખૂબ શિખામણ આપી છે. તેના જવાની હવે જરૂર નથી કદાચ રસ્તા ઉપર પણ આવી જાય. રમાનાથે પણ ખૂબ ધમકાવી છે. તેની ધમકીઓથી ડરી ગઈ છે. "

દારોગા· " તને વિશ્વાસ છે કે હવે તે કોઈ વિઘ્ન ઉભું નહિ કરે ? "

જોહરા· " હા, મારો તો એવો ખ્યાલ છે "

દારોગા· " તો પછી એ ગયો ક્યાં ? "

જોહરા· " તે હું ન કહી શકું. "

દારોગા " મારે તેનો રીપોર્ટ કરવો પડશે. ઇન્સ્પેક્ટર સાહેબ અને ડેપ્યુટી સાહેબને તેની ખબર આપવાની જરૂર છે. વધારે પી બી તો ગયો ન હતો ને ? "

જોહરા " પીધેલ તો હતા. "

દારોગા· " તો ક્યાંક પડી રહ્યો હશે તેણે પણ ખૂબ હેરાન કર્યો. તો હું જરા તે બાજુ જાઉં છું. તને પહોંચાડી દઉં, તારા ઘર સુધી ? "

જોહરા: " ઘણો આભાર થશે "

દારોગાએ જોહરાને મોટર સાઇકલ પર બેસાડી લીધી અને તેને થોડીવારમાં તેના ઘરના બારણાં આગળ ઉતારી દીધી; પરંતુ એટલી વારમાં તેમનું મન ચંચલ થઈ ગયું. એટલે તે બોલ્યા " હવે તો જવાનું મન નથી થતું, જોહરા ! ચાલ, આજ કાંઇ ગપ્પા સપ્પા લગાવીએ. ઘણા દિવસ થયાં, તારી મીઠી નજર પડી નથી. "

જોહરાએ પગથીયાં ઉપર એક પગ મૂકી ને કહ્યું: " પહેલાં ઇન્સ્પેક્ટર સાહેબને ફોન કરો. આ ગપ્પાં નાખવાનો સમય નથી

દારોગાએ મોટર સાઇકલ પરથી ઉતરીને

કહ્યું: "નહિ, હમણાં નહિ જાઉં, જોહરા! સવારે જોઈ લઈશ. હું પણ આવું છું."

જોહરા: "તમે માનતા નથી. કદાચ ડેપ્યુટીસાહેબ આવતા હશે, આજે તેમણે કહેવડાવ્યું હતું."

દારોગા "મને હસાવી રહી છે, જોહરા! જો આટલી બધી બેતાબી ઠીક નથી."

જોહરાએ ઉપર ચઢીને બારણું બંધ કરી દીધું અને ઉપર જઈને બારીમાંથી માથું બહાર કાઢી કહ્યું: "સલામ, સાહેબ!"

૨૪

દારોગાજી ઘેર જઈને સૂઈ ગયા. તે વખતે અગિયાર વાગ્યા હતા. આંખ ઉઘડી તો સવારના આઠ વાગી ગયા હતા. ઉઠીને બેઠા થતાંની સાથેજ ટેલીફોન આવ્યો. જાગીને સાંભળવા લાગ્યા. ડેપ્યુટીસાહેબ, બોલી રહ્યા હતા "આ રમાનાથે ઘણો ગોટાળો કરી દીધો છે તેને કોઈ બીજી જગાએ રાખવામાં આવશે તેનો બધો સામાન કમીશનર સાહેબની પાસે મોકલવો પડશે. રાત્રે તે બંગલા પર હતો કે નહિ?"

દારોગાએ કહ્યું "જી, નહિ. રાત્રે મારી આગળ બહાનું કાઢીને પોતાની બીબી પાસે ચાલી ગયો હતો."

ડેપ્યુટી "તમે એને કેમ જવા દીધો? મને એવો ભય લાગે છે કે તેણે બધોય હેવાલ જજ ને કહી દીધો છે મુકદ્દમાની તપાસ ફરી થશે. તમારાથી ઘણી મોટી ભૂલ થઈ છે બધી મહેનત પાણીમાં ગઈ તેને જબરદસ્તીથી રોકી લેવો જોઈતો હતો."

દારોગા "તો શું તે જજ સાહેબ પાસે ગયો હતો?"

ડેપ્યુટી: "હા, સાહેબ! ત્યાંજ ગયો હતો; અને જજે પણ કાયદાનો ભંગ કર્યો તેઓ ફરીથી મુકદ્દમો રજુ કરશે. રમાનાથ પોતાનું બયાન બદલશે, હવે એમાં કાંઈ શંકા નથી રહી અને આ બધી આપની જ ભૂલનું પરિણામ છે. આપણે સર્વ એ પાણીમાં ઘસડાઈ જઈશું. જોહરાએ પણ દગો દીધો."

દારોગાજી તેજ વખતે રમાનાથનો બધો સામાન લઈને પોલીસ કમીશનરના બંગલા તરફ ગયા રમાનાથ ઉપર એવો ગુસ્સો આવી રહ્યો હતો કે જો મળી જાય તો બરાબર કરી નાખે! કમબખ્તને કેટલો સમજાવ્યો, કેટકેટલી ખાતર કરી, પરંતુ દગો કરી ગયો. એમાં જોહરા પણ ભળી ગઈ છે. બીબીને ધમકાવવાનું તો ખોટું બહાનું હતું જોહરા એમની તો આજેજ ખબર લઉં છું ક્યાં જશે! દેવીદીનને પણ જોઈ લઈશ."

એક અઠવાડિયા સુધી પોલીસ અમલદારોમાં જે દોડધામ થઈ રહી તેનું વર્ણન કરવાની કંઈ જરૂર નથી દિવસ અને રાત્રિભર એની જ ચિંતામાં સર્વ આંટા ખાઈ રહ્યા હતા હવે મુકદ્દમા કરતાં ક્યાંક વધારે પોતાની ચિંતા હતી સૌથી વધારે ગભરાટ દારોગાને થયો હતો બચવાની કોઈ યુક્તિ નજરે આવતી ન હતી ઇન્સ્પેક્ટર અને ડેપ્યુટી બન્નેએ બધી જવાબદારી તેના માથા ઉપર નાખી દીધી અને પોતે તદ્દન અલગ થઈ ગયા.

એ મુકદ્દમાની ફરી રજુઆત થશે, એની આખા શહેરમાં ચર્ચા થવા લાગી. અંગ્રેજી ન્યાયના ઇતિહાસમાં આ ઘટના તદ્દન અપૂર્વ હતી. કદિ એવું બન્યું ન હતું.

વકીલોમાં એના ઉપર કાયદાની ચર્ચા બની. જજ સાહેબ એમ કરી શકે ખરા? પરંતુ જજ મક્કમ હતા. પોલીસવાળાઓએ ઘણું જોર કર્યું; પોલીસ કમીશનરે ત્યાં સુધી કહ્યું, કે એથી બધી પોલીસ વિભાગ બદનામ થઈ જશે પરંતુ જજે કોઈનું સાંભળ્યું નહિ, જુઠ્ઠા પુરાવાઓ ઉપર પંદર

કુંવારા લાલ 'મા લગ્ન પાછળ પુરૂષોની વિલાસ ભાવના જ મોટે ભાગે હોય છે છતા, વારંવાર પરણવા માટે ખોટાં બહાનાઓ કાઢવામા આવે છે, તેનુ સચોટ આલેખન થએલુ છે 'ઘડપણની લાકડી 'મા પ્રમદાને વૃદ્ધપતિ સાથે પરણાવીને, તેના માબાપોએ તેને કેવી જીવતી ખાઇમાં નાખી દીધી હતી તે જણાઇ આવે છે. આ ઉપરાંત 'સત્તાકાંક્ષા', 'નિર્જનતા' 'સ્નેહનું બંધન' પણ સફળ કૃતિઓ છે.

'આત્મભોગની કિંમત' અને 'સત્યાગ્રહ' એ બે નાટિકાઓ સ્ત્રીઓમા ત્યાગની ભાવના કેવી દૃઢ હોય છે તે દર્શાવે છે

જુદે જુદે પ્રસંગે લખાયલી આ નવલિકાઓને પુસ્તક રૂપે એકત્ર કરવાથી, ગુજરાતી સાહિત્યમા, નવલિકાનાં સાહિત્યમાં સુંદર અને 'આવકાર દાયક ઉમેરો થયો છે માસિકોના અંકોમા છૂટક છૂટક વેરાયલી આ કૃતિઓનો સંગ્રહ ગુજરાતી સાહિત્ય રસિક જનતાનો સારો આવકાર પામશે એમા મને જરાય શંકા નથી

પ્રસ્તાવનામા સૌ લીલાબહેન લખે છે "૧૯૩૦ ના ઓક્ટોબર સુધીમા આર્થરરોડ જેલમાં છેલ્લુ લખ્યું તેટલુ લખ્યુ. તે પછી મારો લેખન વ્યવસાય રાજકીય વહેળામા ઘસડાવાને લીધે લગભગ બંધ પડયો છે અને તેથી તો દુર દેશ ગએલાં વહાલાં બાળકો ઘણે વખતે આવીને મળે એવુ આ છપાએલી વાર્તાઓ જોતા મને થાય છે "

રાજકીય ચળવળમાં આગળ પડતો ભાગ લેવાને અંગે, સૌ લીલાબહેનની સાહિત્ય પ્રવૃત્તિનો વેગ ઓછોતરો થઇ ગયો હોય એ સ્વાભાવિક છે પરંતુ રાજકીય જીવનના ભોગે તેઓ સાહિત્ય પ્રવૃત્તિને જતી કરે એ ઇચ્છવા યોગ્ય નથી. સંક્રાન્તિ કાળમા કેટલુંક પ્રેરણાત્મક સાહિત્ય સર્જાય છે, એવુ સાહિત્ય સર્જવામાં સૌ લીલા બહેન કીંમતી ફાળો આપી શકે એમ છે

વળી, હાલમા તો સ્ત્રી શક્તિ પણ જાગી છે. એ સ્ત્રી શક્તિને સતત પ્રેરણા આપે એવાં સાહિત્યની પણ એટલી જ જરૂર છે અને એવું સાહિત્ય સૌ લીલાબહેન જેવી સિદ્ધહસ્ત લેખિકા બહેનોથી જેટલુ શકય છે તેટલુ બીજાઓથી નથી.

અંતમા સૌ. લીલાબહેનની નવલિકાઓના સંગ્રહને ગુજરાતની સાહિત્યરસિક જનતા મોટા પ્રમાણમા આવકાર થશે એવી આશા વ્યક્ત કરી વિરમીશ

---

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ—સાન્તાક્રુઝ.

સૌ. ભીખુ બહેન ચંદુલાલ ગાંધી તા ૭–૧૨–૩૨ ને રોજ મજકુર મંડળના સ્નેહ-સંમેલનનો તમામ ખર્ચ કર્યા ઉપરાંત મંડળ તરફ વિશેષ સહાનુભુતિ દર્શાવી ગયા માસમાં રૂ ૨૫૦–૦–૦ ભરી મંડળના પેટ્રન થયા છે તેને માટે મંડળ એમનો ખાસ આભાર માને છે, અને એમને પગલે ચાલવા ભલામણ કરે છે.

સ્વ ભાઇ ચીનુભાઇ પોપટલાલના સ્મરણાર્થે સૌ. લક્ષ્મીબહેન શાન્તીલાલ પોપટલાલ તરફથી રૂા. ૨૫–૦–૦ ની ચોપડીઓ મજકુર મંડળની લાયબ્રેરી માટે મોકલી છે. તેને માટે મંડળ એમનો ખાસ આભાર માને છે. ને સ્ત્રીઓની ઉન્નતિ ઇચ્છનાર ભાઇબ્હેનોને આ રીતે મદદ કરવા વિનંતિ કરે છે.




અખિલ ભારતીય મહિલા પરિષદ અને હિંદી સ્ત્રીઓની એસોસીએશન તરફથી હિંદ માટે સૂચવાયેલા નવા બંધારણમાં હિંદી સ્ત્રીઓના દરજ્જા સંબંધમાં જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટી સમક્ષ નીચેનું નિવેદન રજુ કરવામાં આવ્યું છેઃ

હિંદના સૂચવાયેલા ભાવિ બંધારણમાં સ્ત્રીઓના દરજ્જા અને મતાધિકાર સંબંધમાં વ્હાઇટ પેપરમાં જે દરખાસ્તોનો સમાવેશ કરવામાં આવેલો છે તેનો કાળજીપૂર્વક વિચાર કર્યા પછી જાગે, અખિલ ભારતીય મહિલા પરિષદ અને હિંદી સ્ત્રીઓની એસોસીએશનના પ્રતિનિધિઓને લાગે છે કે, બીજી ગોળમેજી પરિષદને રજુ કરવામાં આવેલાં અમારાં ૧૯૩૧ના ઓગસ્ટ માસના નિવેદનમાં કરવામાં આવેલી માગણીઓથી એ દરખાસ્તો ઘણી ઓછી છે.

અમે હજુ એવો મત ધરાવીએ છીએ કે અમારાં પ્રથમ નિવેદનમાં કરવામાં આવેલી સૂચનાઓથીજ સ્ત્રીઓને સમાન રાજકીય દરજ્જો મળશે, પરંતુ હાલની પળે અવ્યવહારુ લાગવાથી તેનો અસ્વીકાર કરવામાં આવ્યાથી નીચે મુજબની નવી દરખાસ્તો કરવાની અમને ફરજ પડી છે.

(૧) બંધારણના મથાળામાં રાષ્ટ્રીયપણાના મુળભૂત હક્કોની જાહેરાતમાં અને જાતિઓ વચ્ચે સમાનતાના સિદ્ધાંતના સ્વીકારને ચોક્કસ સ્થાન મળે એવી વિનંતિ કરીએ છીએ.

(૨) વ્હાઇટ પેપરમાંની હિંદના બંધારણને લગતી સુધારાની દરખાસ્તોની પ્રસ્તાવનાના પૃષ્ઠ ૨૬ ના ૭૫ મા પેરામાં 'જાતી' શબ્દ બાતલ રાખવામાં આવેલો છે તે તરફ અમે ધ્યાન ખેંચી તે દાખલ કરવા વિનંતિ કરીએ છીએ.

## મતાધિકાર અને પ્રતિનિધિત્વ.

(૧) સમાનતાના ધોરણે સ્ત્રીઓ અને પુરુષોને મતાધિકાર આપવાની સર્વોત્તમ પદ્ધતિ પુખ્ત વયના સર્વને મતાધિકાર આપવાની છે એમ અમે ચુસ્તપણે માનીએ છીએ છતાં, કામચલાઉ પગલા તરીકે જ્યાંસુધી સર્વદેશીય પુખ્ત વયના સર્વને મતાધિકાર આપવાનું દાખલ કરવામાં ન આવે—અને અમને આશા છે કે એ દાખલ કરવામાં હવે વધુ સમય નહિ જાય—ત્યાંસુધીને માટે નીચેની પ્રથા સૂચવીએ છીએ

(અ) અમે ભલામણ કરીએ છીએ કે, પ્રાંતિક ધારાસભાઓની ચુંટણીમાં, અને ફેડરલ ધારાસભાની ચુંટણીમાં, મતદારો માટે વ્હાઇટ પેપરમાં સૂચવાયેલી ઇતર કેળવણીની લાયકાતોને સ્થાને સ્ત્રી અને પુરુષ બન્ને માટે અક્ષરજ્ઞાન (કોઈ પણ ભાષામાં લખી વાંચી શકવાની શક્તિ) ની લાયકાત રાખવી

(બ) પ્રાંતિક ધારાસભાઓની ચુંટણીઓમાં મત આપવાની યોગ્યતા માટે વ્હાઇટ પેપરમાં ભલામણ કર્યા મુજબની મિલ્કતની લાયકાતનો અમે સ્વીકાર કરીએ છીએ અને આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ કે, પ્રાંતિક મતાધિકાર માટેની મિલ્કતની લાયકાતોનો ફેડરલ મતાધિકાર માટે પણ સ્વીકાર કરવો

(ક) પ્રાંતિક ધારાસભાઓ માટે મત આપવાનો હક હાલ આપતી મિલ્કતની લાયકાત ધરાવતા પુરુષની પત્ની કે વિધવા હોવાને અંગે સ્ત્રીઓને મતાધિકાર મળે એવી સૂચનાથી ખાસ શરત પ્રત્યે અમે સખ્ત નાપસંદગી દર્શાવીએ છીએ અને અમે એવા મતના છીએ કે, [illegible]

તરીકેના અમારા હકકોનો આધાર લગ્ન જેવા બહીર્ગત તત્વો ઉપર રહેવો ન જોઇએ. તેથી અમે ભલામણ કરીએ છીએ કે (અ) અને (બ) ઉપરાત બધાય શહેરી વિસ્તારોમા ૨૧ વર્ષ અને તેથી ઉપરની વયના સ્ત્રી પુરૂષોની, મતાધિકાર મેળવનારાઓની સખ્યા સહિત લગભગ ૧૪૦ લાખ જેટલી આશરે થવા જશે આ લોકો પ્રાતિક અને ફીડરલ બન્ને ધારાસભાઓ માટે મત આપે

(૨) વ્હાઇટ પેપરમા સૂચવ્યા પ્રમાણે આડકતરી રીતીએ પ્રાતિક ધારાસભાઓમાથી ફેડરલ વડી ધારાસભામા સ્ત્રીઓની ચુટણી થાય તે સામે અમે સખત વિરોધ દર્શાવીએ છીએ

## સભ્યપદ માટે સરખી લાયકાત

(૩) (અ) ઉપલી ધારાસભામા સભ્યપદ માટે સ્ત્રી અને પુરૂષ બન્ને સરખી રીતે લાયક ગણાવા જોઇએ એવી અમે ભલામણ કરીએ છીએ હાલની પ્રથા ઉપલી ધારાસભા માટે સ્ત્રીઓને ઉમેદવારી કરવા દેતી નથી એટલે આનો સ્પષ્ટ ઉલ્લેખ થવો જોઇએ

(બ) ઉપલી ધારાસભામા સભ્ય થવા માટેની લાયકાતોમા મીલ્કતની લાયકાત ઉપરાત શિક્ષણની લાયકાત ઉમેરવાની અમે ભલામણ કરીએ છીએ

## અનામત જગાઓનો વિરોધ

(૪) પ્રાતિક અને ફેડરલ બન્ને ધારાસભાઓમા સ્ત્રીઓ માટે જગાઓ અનામત રાખવાની બાબતમા અમે અમારી મૂળ માગણીને વળગી રહીએ છીએ અને એવી કોઈ જાતની અનામતી સામે અમારો સખત વિરોધ છે

## કોમી મતદારી નહિ જોઇએ

(૫) અમારો મત એવો છે કે, વ્હાઇટ પેપરમા સૂચવ્યા પ્રમાણે કોમી મતદાર મડળો અને લાભોના ધોરણ ઉપર મતાધિકાર અને પ્રતિનિધિત્વની પ્રથા આખીય હિન્દી પ્રજાની અને ખાસ કરીને સ્ત્રીઓની પ્રગતિ માટે અત્યત અવરોધરૂપ થશે. સયુક્ત મતદારીની પ્રથાની અમારી માગણીમા અને કોમી ચુકાદા સામેના અમારા વિરોધમા અમે મક્કમ છીએ કારણ કે કોમી ચુકાદાથી હિદની સ્ત્રીઓનાં અત્યારના એકત્ર દળમા કોમવાદનુ ઝેર દાખલ થશે

## ડૉ. મુથુલક્ષ્મી રેડીનુ નિવેદન

ડૉ. મુથુલક્ષ્મી રેડી એક નિવેદનમા જણાવે છે કે,

તા ૨૫ મી તથા ૨૬ મી માર્ચ મળેલી બન્ને સ્ત્રી મડળોની સભાએ મને જોઇન્ટ કમીટી સમક્ષ સાક્ષી આપવા માટે ચુટી કહાડી હતી. ત્યાર બાદ આખા હિદમાંથી હિદી સ્ત્રીઓના દરજ્જા તથા મતાધીકાર વિષે જોઇન્ટ કમીટી સમક્ષ સાક્ષી આપવા બ્હેનોએ આગ્રહ કર્યો છે જો કે મારો અગત અભિપ્રાય એ છે કે સર્વ પક્ષના અને ખાસ કરીને બાધીજના પક્ષના સહકાર વગર બધારણીય પ્રશ્નનો ફેસલ થઇ શકે નહિ છતા મારી બ્હેનોની ઇચ્છાને માન આપી મે આમત્રણ સ્વીકાર્યું છે અમારૂ દ્રષ્ટિબિંદુ એ છે કે હિંદની વીચારશીલ સ્ત્રીઓ કોમીવદનો સદતર વિરોધ કરે છે, તેઓ સેફગાર્ડો કે રક્ષણની માગણી કરતી નથી, નવુ બધારણ સ્ત્રી પુરૂષની સમાનતને ધોરણે રચાવવુ જોઇએ અને સ્ત્રીઓ પુરાણા રીતરીવાજોમાથી છુટકારો મેળવે તે માટે તેમના પુરૂષોને છુટાપણુ અને જવાબદારી મળવી જોઇએ




અત્યારે હયાત રહેલાં હિન્દનાં અધિકારપદોમાં સ્ત્રીઓના દરજ્જા અને મતાધિકાર રાજ્યમાં મશહૂર મહિલાઓની માગણીઓ એક કાર્ડ ઉપર સમાપ્ત કરી એડ્રેસમાં જણાવો.

જેનો જવાબ ટુંકો અને સારો હશે તેને ઇનામ આપવામાં આવશે.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકના દરેક ગ્રાહક તેમજ જે બહેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ જવાબ કે પરિણામના વાજબી-ગેરવાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઈના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઈના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો.

## એપ્રિલ માસના પ્રશ્નનું પરિણામ

ખરા જવાબ નીચે પ્રમાણે છે:

( ૧ ) મેડમ સેઝરલો

( ૨ ) મીસીસ એમી મોલીસને ( મીસ એમી જોનસન ) લંડનથી કેપ અને કેપથી લંડન ઉડાનનો રેકોર્ડ તોડ્યો; એ બનાવ ૧૯૩૨ ની સ્ત્રીઓની પ્રગતિમાં સૌથી આગળ પડતો બનાવ છે; લંડનની સ્ત્રીઓની એરો મોબાઇલ એસોસિએશને તેના માનમાં ભોજનનો મેળાવડો કર્યો હતો

( ૩ ) શ્રીમતી સુભદ્રાકુમારી ચૌહાણ

આ પ્રશ્નોના ૮ જવાબો આવ્યા હતા, તેમાં એક કાર્ડ નિયમનો ભંગ કરતો હોવાથી તપાસ્યો નથી. બાકીના ૭ બહેનોમાંથી કોઈએ બીજા પ્રશ્નનો પૂરો જવાબ

આપ્યો નથી એ બહેનોમાંથી **શ્રીમતી અહલ્યાદેવી પુષ્કરરાય મહેતાને** ઇનામનું પુસ્તક 'સોળ સુંદર વાર્તાઓ–ભાગ ૨' આપવામાં આવે છે જે તેમણે અઢી આનાની ટપાલની ટીકીટો મોકલી મગાવી લેવું. રજીસ્ટર્ડથી જોઈતું હોય તો ત્રણ આનાની ટીકીટો વધુ મોકલવી.

બીજા જવાબ આપનારાં બહેનોના નામ નીચે પ્રમાણેઃ

શ્રીમતી બહેનો (૨) લલિતાબહેન મજમુદાર, (૩) હીરાબહેન મોદી, (૪) રૂકમણી પટ્ટણી, (૫) કપિલા ભટ્ટ, (૬) હીરાગૌરી નંદવાણા, (૭) નં. ૪૧૯૭.

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઈ બ્હેનો ઉખાણા-ની હરિફાઈમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, "ગુણસુન્દરી"

---

# ભગિની સમાજની નવી પ્રવૃત્તિ

## બાળ જ્ઞાનમંદિર

ભગિની સમાજ તરફથી ૩ થી ૫ વર્ષના બાળકો માટે એક બાળ મંદિરની શરૂઆત સોમવાર તા. ૩–૭–૧૯૩૩ ને દિવસે સમાજના હોલમાં ( ઇન્દીરા નિવાસ ભટવાડી ) માં થશે. શ્રીમતી શાન્તિલાબેન દેસાઇ તથા બેનાબેન વાડીયાએ એ બાળમંદિરનું કામ ઉપાડી લેવાનું સ્વીકાર્યું છે. અઠવાડીયામાં પાંચ દિવસ, બપોરના ૧૨ થી ૨ સુધી બાળકોને શીખવવામાં આવશે–બાળમંદિરની માસીક ફી રૂ. ૧ રાખવામાં આવી છે બ્હેનોએ પોતાના બાળકોના નામ ઓફીસમાં બપોરના બાર પછી નોંધાવવા માટે જવું. બાળકોને બપોરના વખતમાં રમતગમત સાથે આનંદ મળે એ જાતનું શિક્ષણ પૂરૂ પડે એ ઉદ્દેશથી ભગિની સમાજ તરફથી આ બાળમંદિર ખોલવામાં આવ્યું છે. બાળ પુસ્તકાલય પણ આ સ્થળે શરૂ કર્યું છે.

## સ્ત્રીઓ માટે ગરબામંડળની સ્થાપના

ભગિની સમાજ તરફથી ગરબા મંડળ સ્થાપ્યુ છે ને એક ગરબા સમેલન તા ૫–૭–૩૩ ગુરૂવારને રોજ ૪ થી ૬ રાખવામાં આવ્યું છે. શ્રીમતી મધુરીકા મ્હેતાએ આ કામ કામ ઉપાડી લેવાનુ સ્વીકાર્યું છે.

લી.

| ભગિની સમાજ | જયશ્રી રાયજી, | ( પ્રમુખ ) |
|---|---|---|
| ઇન્દીરા નિવાસ, ભટવાડી, | લીલા બેન્કર, | ( મંત્રી ) |
| ગીરગામ, મુંબઇ નં. ૪ | ચંચળબેન ધીયા, | ( સહમંત્રી ) |

સહકારીઓએ આવી ખોટથી ફંડમાં આવી પડતી મુશ્કેલીઓ પાર ઉતારી છે અને યુનિવર્સીટીનું કાર્ય ચાલુ પ્રગતિ સૂચવે છે તે જાણી મને સંતોષ થયો છે. આવાં રાષ્ટ્રીય અગત્યના કાર્યમાં હું તેઓને દરેક પ્રકારની સફળતા ઇચ્છું છું. મને ખાત્રી છે કે, આમ કહેવામાં હું અત્રે મળેળા સર્વની લાગણીઓ વ્યક્ત કરી રહી છું.

હિન્દની સ્ત્રીઓની યુનિવર્સીટીના પદવીદાન સમારંભ વખતે બોલતાં,

**ભારતીય મહિલાઓ**

હું હિન્દમાં સ્ત્રીઓની હાલત વિષે, છેલ્લા થોડાક વર્ષોમાં તેમણે કરેલી જાણવા જેમ પ્રગતિ વિષે અને તેઓના ભાવિ વિષેની મારી આશાઓ વિષે થોડાક શબ્દો ઉચ્ચારવા હું લલચાઉં છું. જીવનના ઘણા ક્ષેત્રોમાં પ્રાચીન હિન્દની સ્ત્રીઓ મહત્વનો ભાગ ભજવતી એમ ઇતિહાસ કહે છે, તે તમે જાણો છો. તેઓ વધારે સ્વતંત્રતા અને પુરૂષો જોડે સમાન દરજ્જો ભોગવતી પરંતુ ચાલુ રાજકીય ઉથલપાથલોને અંગે પ્રતિબંધક રિવાજો અને કાનૂનો ઘડાયા અને તેણે સ્ત્રીઓને એકદમ પાછળ હડસેલી દીધી અને સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ લે તે સામે સખ્ત વિરોધ ઉપજાવ્યો. આવી પરિસ્થિતિ લાંબો સમય સુધી ચાલુ રહી અને સ્ત્રીઓ ઘણા જ અન્યાયો અને વિષમતાઓ ભોગવતી રહી સ્ત્રીઓને ઘણી ઓછી, નહિ જેવીજ, કેળવણી મળતી, અને તેઓની આર્થિક હાલત તો વદન પરાધીન હતી આને અંગે કહેવાની બૌદ્ધિક અને જડવાદી ઉતરતા પણાંની ભાવનાનો જન્મ થયો એની સરખામણીમાં, અત્યારના સમયમાં ઘણા મોટા ફેરફારો થયા છે. ચાલુ દુનિયામાં આવી પરિસ્થિતિના ગેરલાભોનું આપણા કેટલાક મહાન સમાજ સુધારકોને ભાન થયું. અને મુખ્યત્વે એ પુરોગામીઓની લાગવગ અને કાર્યને પરિણામે જ અને સ્ત્રીઓની ઉન્નતિ માટેની વિશ્વભરની ચળવળને પરિણામે, સ્ત્રીઓનાં વધુ વિશાળ, વધુ સ્વતંત્ર અને વધુ તંદુરસ્ત જીવન માટે હિંદમાં મોટી ચળવળ ચાલી રહી છે. હિન્દમાં સમજ સુધારાના માર્ગમાં જે અસાધારણ મુશ્કેલીઓ ઉભી છે, તે છતાં, અને આ બધી પ્રગતિ માત્ર થોડાક જ વર્ષોમાં થઇ છે તે જોતાં, આ દિશામાં થએલી પ્રગતિ ઘણી જ લાક્ષણિક છે આવી પ્રગતિમાં મુખ્ય અંતરાય રૂપ આપણા જ લોકો છે, કે જેઓ એવો ભય ધરાવે છે કે, આપણા સામાજીક રિવાજોમાં કાંઇ પણ દખલગિરિ થવાથી, આપણું કૌટુંબિક જીવન વિચ્છિન્ન થઇ જશે, અને તેથી આપણાં પ્રાચીન ધર્મશાસ્ત્રોનો પોતાના વિચારોને અનુકૂળ આવે એવો અર્થ કરીને તેઓ જાહેર કરે છે કે સ્ત્રીએ પોતાના ઘરના કાયમી બંધનમાં બંધાઇ રહેવું જોઇએ એમ ધર્મ ફરમાન કરે છે, આ બંધન સ્ત્રીના આત્મવિકાસ અને આત્મનિવેદનનો ઇન્કાર કરે છે અને તેના દેશના જાહેર જીવનમાં તેનું કોઇ સ્થાન જ નથી, એમ જણાવે છે. તે પછીની મુશ્કેલી, વિદેશી સરકારના રાજ હેઠળનાં દેશોને હોય છે તેવી જ છે. હિન્દમાં બ્રિટિશરાજના ફાયદા કે ગેરફાયદા વિષે હું અહીં બોલવા ઇચ્છતી નથી; પરંતુ મને લાગે છે કે, વિદેશી રાજ માટે હું એક સામાન્ય મત ઉચ્ચારી શકું; કે જે ઇતિહાસમાં પ્રાચીન શહેનશાહતોના સમયથી સાચો થઇ પડયો છે વિદેશી સરકારની મુખ્ય ચિંતા, જેના ઉપર તે રાજ ભોગવતી હોય તેની સરકારના વહીવટનાં યંત્ર પ્રત્યેજ મુખ્યત્વે હોવી જોઇએ તેથી, મોટે ભાગે, તેઓ એ દેશના જુના રિવાજોમાં દખલ કરતા બ્હીએ છે; કારણ કે, આવી દરમ્યાનગિરિથી શી મુશ્કેલીઓ અને અંગવડો ઉભી થશે તે તેઓ જાણતા નથી હોતા કારણ કે, પ્રજા, તેની ટેવો અને તેમની જરૂરીઆતો તેમજ લાગણીઓ પૂરેપૂરી સમજવાનું તેઓ માટે સંભવિત નથી અલબત્ત, હું જાણું છું કે સરકારનું પગલુ નિયમ તરીકે પ્રજામતને અનુસરતું હોવું જોઇએ, પરંતુ સરકારનું સામાન્ય વલણ પણ, પ્રજામતને દોરવે અને દિશા સૂચન કરે એવું હોવું જોઇએ. છેલ્લા ૭૦ વર્ષથી હિન્દમાં સુધારાનો જે જુસ્સો જીવંત છે, અને જે વધતો જાય છે, તેને હિન્દી સરકારની મદદ અને ઉત્તેજન યોગ્ય પ્રમાણમાં મળ્યાં નથી અને તેથી, તેના ધારેલા પ્રમાણેનાં પરિણામો આવ્યાં નથી; છતાં જે કાંઇ પરિણામ આવ્યાં છે તે ઓછાં મૂલ્યવંતાં નથી.

**જાહેર સેવામાં સ્ત્રીઓ**

અર્વાચીન હિન્દ એકંદરે સ્ત્રીઓ તરફ ઉદાર છે અને દેશની ઉન્નતિ માટેની દરેક યોજનામાં સ્ત્રીઓના દાવાઓ લક્ષમાં

સે છે આપણી યુનિવર્સિટીઓમાં પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે તદ્દન સમાનતા છે તેઓના અભ્યાસક્રમોમાં તેઓ મેળવે તે ડીગ્રીઓમાં અથવા તેઓ માટે જે જગાઓ અને હોદ્દાઓ ખુલ્લા છે તેમાં કાંઈપણ ભેદભાવ નથી મદ્રાસ યુનિવર્સિટીમાં, સીંડીકેટ સહિત, તેની બધી સંસ્થાઓમાં સ્ત્રીઓ છે હું માનું છું કે, યુરોપની ઘણી યુનિવર્સિટીઓ પણ આટલી આગળ વધી નથી બની, મદ્રાસમાં મારા અનુભવ ઉપરથી, હું કહી શકું એમ છું કે, અમારી બીજી બધી જાહેર સંસ્થાઓ, પછી તે રાજકીય હોય કે વહીવટને લગતી હોય તેમાં જાતીય ભેદભાવ નથી સ્ત્રીઓને મ્યુનિસિપાલીટી અને સ્થાનિક મંડળોમાં મતાધિકાર છે. અને પુરુષોની જેમજ સ્ત્રીઓ એ સંસ્થાઓમાં સેવા કરી રહી છે લગભગ બધા પ્રાંતોમાં સ્ત્રીઓ ધારાસભાઓ અને મધ્યસ્થ વડી ધારાસભામાં મતાધિકાર ધરાવે છે આ ધારાસભાઓ પુરુષોની જેમજ સ્ત્રીઓ માટે પણ ખુલ્લી છે; જો કે હજી સુધી કોઈ સ્ત્રી તેમાં ચુંટાઈ નથી પરંતુ સુભાગ્યે, સ્ત્રીઓની ચળવળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતી હોય એવી પ્રાંતિક સરકારોએ જો એ ધારાસભાઓ માટે કોઈ સ્ત્રીની નીમણુંક કરી હોય તો તેને આવકાર અને ઉત્તેજન આપ્યાં છે રાજ્યતંત્રમંડળ (કાઉન્સિલ ઑફ સ્ટેટ) એજ એક એવું ધારામંડળ છે કે, જેના દ્વાર સ્ત્રીઓ માટે બંધ છે પરંતુ એમ લાંબો વખત ચાલુ રહેશે એવું મને લાગતું નથી. હું આશા રાખું છું અને માનું છું કે આપણા ભાવિ બંધારણમાં, સ્ત્રીઓમાટે, પોતાના શહેરીપણાંના હક્કો અને ફરજો અદા કરવામાં કોઈ પણ જાતની અયોગ્ય રાખવાથી સ્ત્રીઓને સંરક્ષણ આપતી કાયદેસર જાહેરાત થશે

હિંદમાં સ્ત્રીઓની ચળવળનું અમુક હજી કેટલું નાનું છે, અને તેની સામે કેટલી મોટી મુશ્કેલીઓ છે, તેનો વિચાર કરતાં તેની પ્રગતિ માત્ર સંગીન જ નથી,

**આશા ઉપજાવે એવી પ્રગતિ**

પરંતુ ભાવિ માટે આશા ઉપજાવે એવી છે આપણી મહિલાઓ તેઓના ઘરોમાં રહીનેજ દુનીઆ ઉપર નજર કરે એ પૂરતું નથી, પરંતુ જવાબદાર શહેરીઓ તરીકે, તેઓએ આપણા દેશના જીવનમાં તેઓનું યોગ્ય સ્થાન લેવું જ જોઈએ એમ સ્વીકારવાની તેઓ દેશને ફરજ પાડી છે તેથી, તેઓની કેળવણી અને જાહેરજીવનમાં તેઓના બુદ્ધિપૂર્વકના ભાગ તરફ લોકોનું વધુ ને વધુ ધ્યાન ખેંચાતું જાય છે છોકરીઓના શિક્ષણમાં તેની વધુ સારી અને વધુ વિશાળ જરૂરીઆતોની માગણીને પહોંચી વળવાને માટે, તેઓ માટેની શાળાઓનાં, સંખ્યા અને ગુણ બન્નેની દૃષ્ટિએ જોતાં ફેરફાર વધુ સારાં માટે થઈ રહ્યો છે અલબત્ત, હજી સુધારા માટે ઘણો અવકાશ છે અને તે આપણી આખી શિક્ષણની પ્રથામાં સ્ત્રીઓ પ્રત્યેની યુનિવર્સિટીની કેળવણીના ભાગમાં પણ એ લાગુ છે આગાઉ મેં જણાવ્યું તેમ આપણી યુનિવર્સિટીઓએ, પહેલેથીજ સ્ત્રીઓને પુરુષોની જેમ સમાન ગણીને દાખલ કરેલી છે પરંતુ ૧૫થી ૨૦ વર્ષ પહેલાં યુનિવર્સિટીઓમાં દાખલ થનારી સ્ત્રીઓની સંખ્યા માત્ર નામનીજ હતી

**સ્ત્રી શિક્ષણનો પ્રચાર**

૨૦ વર્ષ પહેલાંના મારા વિદ્યાર્થીજીવનના દિવસો પછીથી, આજ મદ્રાસ પ્રાંતમાં થયેલી આશ્ચર્યજનક પ્રગતિની માટે જ્યારે મને યાદ આવે છે તે વખતે સ્ત્રીઓ માટે જુદી પહેલાં વર્ષની કોલેજ ન હતી અને મારા જેવી છોકરા-



આમાંથી આવતી સ્ત્રીઓને મદ્રાસ સુધી જવું પડતું. સખ્યાબંધ વિદ્યાર્થીઓમાની હું એક હતી. હવે મદ્રાસમા, સદ્દશિક્ષણની સસ્થાઓ ઉપરાંત કેટલીય સ્ત્રીઓની કોલેજો છે-થોડીક જીલ્લાઓમા પણ છે-અને તેમાં વિદ્યાર્થીનીઓના સગવડ અને સુખ માટે અદ્યતન વ્યવસ્થા છે બીજા પ્રાંતોમાં પણ સ્ત્રીઓની યુનિવર્સીટી કેળવણીએ સારી પ્રગતિ કરી છે તમારા પોતાના પ્રાંતમાં, યુનિવર્સીટીના અભ્યાસક્રમ માટે અભ્યાસ કરતી સ્ત્રીઓની સખ્યા ધીમે ધીમે વધતી જાય છે એ સાચું છે કે, મુંબાઇ યુનિવર્સીટીને, સ્ત્રીઓ માટે જ એકેય કોલેજ નથી; પરંતુ આખાય હિંદમાની એક માત્ર સ્ત્રીઓની યુનિવર્સીટીનુ મુબાઇ તો ઘર છે

**સદ્દશિક્ષણ**

સ્ત્રીઓ માટે જુદી શિક્ષણ સસ્થાઓની ઉત્પત્તિ વિષે ઉલ્લેખ કરતા હુ એમ કહેવા નથી માગતી કે હુ સદ્દશિક્ષણની વિરુદ્ધ છુ વા સ્ત્રીઓની કેળવણી માટે જુદી સંસ્થાઓની જરૂર છે એમ હુ માનું છુ. હુ જાણું છું કે આ બાબતમાં હિન્દમાં તેમજ સ્ત્રીકેળવણી તરફ જાહેર પ્રજાનું ધ્યાન ખેચી રહેલા બીજા દેશોમાં પણ, વિચારોમાં મતભેદ છે, હિન્દમા કાઇક એવા પ્રકારની લાગણી અસ્તિત્વમાં છે કે, આપણા ચોક્કસ સામાજીક રિવાજોને અંગે, સ્ત્રીઓ માટે જુદી સસ્થાઓની જરૂર છે પરતુ આપણા દેશ જેવા વિશાળ અને ગરીબ દેશમા આ વિચારને વ્યવહાર રીતે અમલમાં મુકવો એ ઘણુ જ મુશ્કેલ કામ છે તેથી, મને લાગે છે કે, જો શિક્ષણના પ્રચારમાં આપણે ઉતાવળી પ્રગતિ કરવા માગતા હોઇએ તો, સદ્દશિક્ષણની સંસ્થાઓ જારી છે પરતુ તે સાથે, જ્યા જ્યાં સંભવિત અને શક્ય હોય ત્યાં ત્યાં સ્ત્રીઓ માટે જરૂરી સંસ્થાઓ પણ સ્થાપવી. વળી એવી પણ માન્યતા છે કે, સ્ત્રીઓ માટે તેમજ પુરૂષો માટે, એકસરખો અભ્યાસક્રમ રહેવો જોઇએ. છોકરાઓ માટેના અભ્યાસક્રમ કરતાં છોકરીઓ માટેનો અભ્યાસક્રમ જુદો રહેવો જોઇએ કે નહી. પત્નીઓ અને માતાઓ તરીકેની તેઓની ચાલુ ફરજો માટે તેઓ યોગ્ય થઇ શકે તેવા વિષયોની છોકરીઓને તાલીમ મળી શકે. અભ્યાસક્રમમા આવો ફેરફાર શાળાઓની પ્રાથમિક કેળવણીમા શક્ય છે. પરંતુ, યુનિવર્સીટીઓમા એમ કરવુ સહેલુ નથી મેં જાણ્યુંજ લીધું છે કે હિન્દમાં યુનિવર્સીટીઓ જાતીય ભેદભાવ રાખતી નથી સ્ત્રીઓ તેમજ પુરૂષો એક સરખુ કામ કરે છે અને સરખીજ ડીગ્રીઓ મેળવે છે; એટલે હવે ફેરફાર દાખલ કરી સ્ત્રીઓ માટેનો જુદો અભ્યાસક્રમ દાખલ કરવાનુ કામ સહેલું નથી અને એ પણ ખ્યાલમાં રાખવાનું છે કે ગૃહવિજ્ઞાન જેવા વિષયો અભ્યાસક્રમમા અત્યારે ય દાખલ કરેલા છે આવી બાબતોમાં તમારી જેવી યુનિવર્સીટી ઘણી મોટી મદદ રૂપ થઇ પડે. સ્ત્રીઓની ચોક્કસ જરૂરીઆતો તરફ એ ખાસ ધ્યાન આપી શકે અને ગૃહ અને સમાજમા પોતાની ફરજો બજાવવાને તેઓ યોગ્ય થાય એવી કેળવણી મેળવવા તેઓ ભાગ્યશાળી થઇ શકે વળી, સ્ત્રીઓ માટેનીજ યુનિવર્સીટી, સદ્દશિક્ષણની સસ્થાઓ પ્રત્યેના પોતાના કુટુંબના વિરોધને અંગે જ જેઓ ઉચ્ચતર શિક્ષણ ન મેળવી શકી હોય, એવી સ્ત્રીઓને તે મેળવવાની એ તક આપે છે. તમારી યુનિવર્સીટી, દરેક રીતે આપણી સ્ત્રીઓ માટે મહાન આશીર્વાદ રૂપ છે અને આપણો દેશ તે માટે આભારી રહેશે અને તેને પૂરેપૂરો ટેકો અને ઉત્તેજન આપશે.

**શિક્ષણ પદ્ધતિમાં ક્ષતિઓ**

આપણા દેશની સામાન્ય શિક્ષણપદ્ધતિમાં સુધારા માટેની પણ ભારે માગણી છે. હિન્દની શિક્ષણ પ્રથા, હિન્દીઓ દેશનો વહીવટ ચલાવવામા ઉપયોગી થઇ પડે વા તે ધંધાદારી કારકીર્દિ પ્રાપ્ત કરવા માટે શક્તિમાન થાય તે માટે પૂરતી કેળવણી પૂરી પાડવી એવી જુની માન્યતાના ધોરણે ઘડાયલી છે હવે દેશમાં એવી લાગણી વધતી જાય છે કે, આવી પ્રથા દેશની જરૂરીઆતોને પહોંચી વળે એમ નથી, તેમજ દેશની સારી પ્રગતિમા મદદ કરે એમ નથી. શિક્ષણ કે તાલીમ ફક્ત કોઇ પાઠ્ય પુસ્તકોમાં સમાઇ જતાં નથી, તેમ અભ્યાસક્રમ પ્રમાણેના અભ્યાસમાં પણ સમાતા નથી. અને જો કેળવણીને ખરેખર કિંમતી બનાવવી હોય તો, તેણે વિદ્યાર્થીઓનાં મસ્તકો ને હૃદયો ને જીવનના લક્ષ્ય અને તેઓને જ વિચારતા તેમજ

સમજતા શિખવતું જોઈએ પરીક્ષાઓ પસાર કરી, ડીગ્રીઓ મેળવી, કદાચ કોઈ એક ધંધામાં પ્રવેશ કરવાને યોગ્ય બનાવે એવી કેળવણી અલબત, અગત્યની છે પરંતુ માનસની સામાન્ય ખીલવણી અને ચારિત્ર્યનું બંધારણ અમૂલ્ય છે કેળવણીની પ્રથામાં વર્ષોથી જે ફેરફારો થઈ રહ્યા છે, તે હદમાં એક જ ગોદે દાખલ કરી શકાય એમ નથી અને આપણા દેશનો વિશાળ વિસ્તાર અને તેની આર્થિક હાલત આ પ્રશ્નને તેથી ય વધુ મુશ્કેલ બનાવે છે પરંતુ જો આપણા દેશે પ્રગતિ કરવી હોય તો આપણી શિક્ષણ પ્રણાલી બારીક તપાસ થવી ઘટે છે આપણે સમજવું જોઈએ કે, શિક્ષણ એ અત્યંત રાષ્ટ્રીય અગત્યનું છે અને આપણી પ્રજાની બુદ્ધિ, ચારિત્ર્ય અને રચનાત્મક શક્તિનું આખું ય ધોરણ ઉંચું લાવે એવા રાષ્ટ્રીય શિક્ષણના કાર્યક્રમની આપણને જરૂર છે આપણા દેશમાં સુધારાનો જે જુસ્સો અત્યારે પ્રવર્તી રહ્યો છે તે આ પ્રશ્નનો પણ ઉકેલ કરવા પ્રયત્ન કરે છે અને આપણી શિક્ષણ સંસ્થાઓમાં તે અંગેના ફેરફારો કરાવી શક્યો છે; પરંતુ હિન્દ પોતાની શિક્ષણપ્રથા અને તેના પરિણામોથી પૂરેપૂરી સંતુષ્ટ થાય તે પહેલાં હજી પણ સુધારા કરવાના રહે છે પ્રો. કર્વે જેવા સંનિષ્ઠ કાર્યકરોની દેખરેખ હેઠળ તમારી યુનિવર્સીટી શિક્ષણના ધ્યેય અને નિર્માણ ધોરણનાં વિકાસમાં આપણા દેશને આગેવાની બતાવી શકે

**સ્નાતિકાઓને ઉદ્બોધન**

હવે હું બે ડાક શબ્દો આ વર્ષની સ્નાતિકાઓને ઉદ્દેશીને કહીશ, મરણ કે, મારી અહીંની હાજરીનો આજ મુખ્ય ઉદ્દેશ છે સૌથી પ્રથમ હું તમને તમારી સફળતા માટે હૃદયપૂર્વક અભિનંદન આપું છું યુનિવર્સીટીમાં અભ્યાસ કરીને સ્નાતિકા થવાની તમારી મહત્વાકાંક્ષા સિદ્ધ કરવાના તમારા પ્રયત્નો સફળ થએલા જોઈને તમને ઘણી જ રાહત અને આનંદ મળ્યાં હોવાં જોઈએ મેં પણ એવો અનુભવ કરેલો છે એટલે, આજના તમારા વિચારો અને લાગણીઓ હું સારી રીતે સમજી શકું છું અને તમારા ભાવિ માટે મારી સર્વોત્તમ શુભેચ્છાઓ દર્શાવું છું તમારે માટે અત્યંત ઉલ્લાસિક એવા આજના દિવસે, તમારી સમક્ષ ભાષણ આપવાનું કબૂલ કરીને મેં મોટી જવાબદારી સ્વીકારેલી છે તે હું સમજું છું તમે તમારાં જીવનના અગત્યનાં પગથારે પહોંચ્યાં છો અને કુદરતી રીતે જ તમારા વિચારો તમારા ભાવિ તરફ વળે આ બાબતમાં કોઈ એક ચોક્કસ નિર્ણય ઉપર આવવું એ એક જમાનાના જીવનના મુશ્કેલમાં મુશ્કેલ પ્રશ્નોમાંનો એક છે શિક્ષિત સ્ત્રીઓની પ્રવૃત્તિઓમાં ક્ષેત્રની બાબતમાં આપણા દેશે હાલમાં ઘણી જ પ્રગતિ કરેલી છે અને જાહેર કાર્ય માટે હવે આપણી સમક્ષ ઘણાં ક્ષેત્રો છે સ્ત્રીઓમાં શિક્ષણનો જેમ જેમ વિસ્તાર થશે, તેમ તેમ આ ક્ષેત્ર વિસ્તારશે, અને વધશે રાજકીય, સામાજિક, શિક્ષણ વિષયક અને ધંધાદારી જીવનના ક્ષેત્રોમાં જુદા જુદા પ્રકારનું જાહેર સર્વ કામમાં દીવરૂપ એવી શિક્ષિત અને બુદ્ધિમાન સ્ત્રીઓનાં દૃષ્ટાંતો પણ તમારી સમક્ષ છે રાજકારણમાં તમે જાણીતાજ હશો, કે ઘણી સ્ત્રીઓ આપણું રાષ્ટ્રીય ધ્યેય સિદ્ધ કરવાની પ્રવૃત્તિમાં

આગળ પડતો ભાગ લઈ રહી છે. ધંધાઓમાં પણ તેઓ ઝડપી પ્રગતિ કરી રહી છે. ખાસ કરીને શિક્ષણ અને દાક્તરના ધંધામાં સ્ત્રીઓ વધારે પડી છે અને આ ક્ષેત્રોમાં તેઓના કામનો વિસ્તાર પણ ઘણો ખીલતો જાય છે. સ્ત્રીઓએ કાયદાના ધંધામાં પ્રવેશ કરવા માંડયો છે અને કેટલીકાએ પત્રકારત્વ હાથ ધર્યું છે પશ્ચિમમાં સ્ત્રી મંત્રીઓ સામાન્ય થઈ પડ્યાં છે પરંતુ હિન્દની સ્ત્રીઓએ હજી સુધી મંત્રીકાર્ય તરફ ગંભીર રીતે લક્ષ દોડાવ્યું નથી ઇંગ્લાંડમાં મને અનુભવ મળ્યો હતો; તે ઉપરની મને એવી અસર થઈ છે કે કેટલીકવાર, જાહેર જીવનમાં પડેલી બીજી સ્ત્રીઓને બાદ કરતાં, સ્ત્રી મંત્રી, બ્રિટિશ પ્રજાના વિચારો જાળવી રાખતી હોય એમ લાગે છે. ૧૯૩૦ ના નવેમ્બરમાં લંડનમાંના એક સ્નેહસંમેલનમાં એક સ્ત્રીને મારો પરિચય કરાવવામાં આવ્યો હતો. એમણે, હું ગોળમેજી પરિષદ સાથે સંબંધ ધરાવતી હતી, એમ સાંભળીને, એવો નિર્ણય બાંધ્યો હતો કે, હું પરિષદના મંત્રીમંડળમાં હતી મારે એ માનનો ઇન્કાર કરવો પડ્યો; પરંતુ તે ઉપરથી મારા મનમાં એવો વિચાર ઉપજ્યો કે, આપણી સ્ત્રીઓ પણ મંત્રીકાર્ય ઉપાડી શકે જાહેર ઐચ્છિક કાર્યમાં પણ આપણી સ્ત્રીઓ સારો ભાગ લે છે પ્રાંતિક ધારાસભાઓમાં નિયુક્ત સભ્યો તરીકે થોડીક સ્ત્રીઓની નીમણૂક થાય છે અને ત્યાં તેઓએ સારું કાર્ય કર્યું છે મારા મદ્રાસ પ્રાંતમાં સ્થાનિક મંડળો અને શહેરોની હાલત સુધારવાના એ મંડળોના કામમાં આગળ પડતો ભાગ લેતી, ચુંટાયલી સ્ત્રી સભ્યો મળવાનું ઘણું સહજ છે સ્ત્રીઓ ઓનરરી મૅજિસ્ટ્રેટો તરીકે, બૅન્ચ ઉપર પણ બેસે છે અનાથાશ્રમો, આશ્રમો, અને બીજી સખાવતી સંસ્થાઓ જેવા રૂપનાં સખાવતી કાર્યોમાં સ્ત્રીઓનો રસ વધતો જાય છે સમાજસુધારાના ક્ષેત્રમાં પણ સન્નિષ્ઠ સ્ત્રી કાર્ય કરે છે જેઓ સખ્ત પ્રચારકાર્યથી, આપણા જુના અને કચરીનાખનારા સામાજિક રિવાજો છોડી દેવા પ્રજામતને કેળવી રહ્યા છે એવા રિવાજોમાં, તમે જાણો છો તેમ ઘણા જ આગળ પડતા રિવાજો, અસ્પૃશ્યતા, પડદાની પ્રથા અને બાળલગ્ન છે.

સ્ત્રીઓના કાર્યના વિષય ઉપર હું બોલી રહી છું ત્યારે મારે આપણા દેશની એક ચોક્કસ જરૂરીઆત તરફ તમારૂં ધ્યાન ખેંચવું જોઇએ.

**ગામડાંઓની પુનર્ઘટના**

હિન્દના શિક્ષિત વર્ગમાં, કદાચ, સરકાર તરફથી યોગ્ય માર્ગદર્શન થવાના અભાવે, કમનસીબે, પોતાના રસ અને ધ્યાન શહેરો તરફજ કેન્દ્રિત કરવા તરફનું વલણ હોય છે. હિન્દ વિશાળ અને મુખ્યત્વે ખેતીવાડીપ્રધાન દેશ છે; અને તેની વસતીના ૯૦ ટકા, ગામડાઓમાં વસે છે. છતાં, ગામડાઓ તરફ બેદરકારી બતાવાય છે અને તેઓની સ્થિતિ આજે દિલગિરિ ભરી છે મને લાગે છે કે, આપણા શિક્ષિત સ્ત્રી પુરૂષોએ ગામડાઓની પુનર્ઘટના તરફ તત્કાળ ધ્યાન આપવું જોઇએ જ્યા સુધી ગામડાઓમાં ઘણાજ સુધારાઓ કરવામાં ન આવે, શિક્ષણનો વિકાસ ન થાય, પ્રજામાં શહેરીપણાનું ભાન ન ઉપજે અને જાહેર તંદુરસ્તીને ઉત્તેજન ન મળે, ત્યાંસુધી હિન્દ આગળ વધી શકવાનું નથી મને લાગે છે કે આવા સ્થાનિક અને કિંમતી કાર્યમાં આપણી શિક્ષિત સ્ત્રીઓ માટેની પ્રવૃત્તિનું વિશાળ ક્ષેત્ર રહેલું છે આ સંબંધમાં હું તમને યાદ આપીશ કે. આપણી સ્ત્રીઓના કેટલાક વર્ગોમાં બેશક, અસાધારણ પ્રગતિ થઈ છે, હજી ઘણી, ઘણા કરોડ સ્ત્રીઓ અશિક્ષિત છે અને તે જડતાની હાલતમાં છે આ સ્ત્રીવર્ગ માટે મહાત્મા ગાંધીજીએ પણ ગંભીર ચિંતા વારંવાર દર્શાવી છે આ સ્ત્રીઓના ગાઢા સંસર્ગમાં આવીને, તેઓની હાલત સુધારવાનો પ્રયત્ન કરવાથી શિક્ષિત સ્ત્રીઓની ફરજ છે.

જાહેર જીવનમાં સ્ત્રીઓનો પ્રવેશ તાત્કાલિક જ છે; માત્ર હિન્દમાં જ નહિ પણ આખી દુનિયામાં તેઓની સ્વતંત્રતામાં અંતરાય નાખતા સામાજિક રિવાજો છતાં હિન્દની સ્ત્રીઓ તેઓની પ્રગતિમાં ધીમી પડી નથી, એ વિચારવાજોગ છે. તેઓનાં શિક્ષણ માટેની સગવડોનો અને જાહેર કાર્ય માટેની તકોનો તેઓએ સારો ઉપયોગ કર્યો છે અને દેશની સેવામાં તેઓએ આપેલા ફાળાની ઘણી પ્રશંસા થઇ છે હિન્દમાં નવા યુગના પ્રભાત કાળે—જે આપણી પ્રજાને પોતાના પ્રશ્નો ઉપર પૂરેપૂરો અને ખરો અંકુશ આપશે એવી આપણે આશા રાખીએ છીએ—સ્ત્રીઓની જવાબદારીઓ

અને તેઓમાં વધુ ખીલવણીનો અમલ તરફ હું આજે ભાર મૂકવા માગું છું. આપણી સમક્ષ પડેલા, નવા એકત્ર અને નિર્મળ હિન્દના ભપારણનાં મહાન કાર્યમાં ભાગ લેવા માટે આપણી સ્ત્રીઓ તૈયાર છે આ કાર્ય પણ ભવ્ય છે અને તેમાં આપણી સ્ત્રીઓ તેમજ પુરૂષોએ આગળ પડતો ભાગ લેવાનો છે, અને મને આશા છે કે, આપણા દેશને સ્વદેશમાં જ શાન્ત અને સંતુષ્ટ અને વિદેશમાં પ્રતિષ્ઠા પામેલો કરવાનાં, સમાન કર્તવ્યમાં સ્ત્રીઓ અને પુરૂષોને ખભે ખભા મિલાવીને કામ કરતા આપણે જોઇશું. આપણા રાષ્ટ્રીય જીવનમાં સ્ત્રીઓ જે અગત્યનું સ્થાન ધરાવી રહી છે, તેઓએ કેવા સિદ્ધાંતો ચાલવાનું છે તે સંબંધમાં હું થોડાક શબ્દો કહીશ. સૌથી પહેલાં અને આગળ પડતી વાત સખ્ત પરિશ્રમ માટેનો શોખ છે અને સખ્ત પરિશ્રમ સાથે સખ્ત વિચાર પણ હોય છે. આજના દિવસોમાં સખ્ત પરિશ્રમ વિના તમે ક્યાંય પણ પહોંચી શકશો. જાહેર પ્રશ્ન સાથે સંબંધ ધરાવતી સ્ત્રીએ, ચાલુ સમયના રાજકીય, આર્થિક અને સામાજિક પ્રશ્નો વિષે જાણવા અને સમજવા દરેક પ્રયત્ન કરવો જોઇશે અને તેણે વિચાર કરતાં અને તાર્કિક રીતે દલીલો કરતા શીખવું જોઇશે. આ રીતે તે જ્ઞાન મેળવશે અને જે સાથેજ મળે છે અને વધુ કિંમતી છે તે તાલીમ પામેલું માનસ મેળવશે. તેણે એ પણ યાદ રાખવું જોઇશે કે, આપણી રાષ્ટ્રીય ભાવનાઓ માત્ર રાષ્ટ્રવાદ વિષે વાતો કરવાથી કે, ભૂતકાળનાં કીર્તિ અને સૌન્દર્ય



ઉપર આધાર રાખવાથી વા લાગણી દર્શાવવા કે સિદ્ધાંતોને અંગેની માન્યતાઓ તરફ ભાર મૂકવાથી સિદ્ધ થવાની નથી; અને તેથી, સજ્ઞાન કાર્ય કરવાના પ્રથમ નિર્ણય સાથેજ તેણે જાહેર પ્રશ્નો હાથ ધરવાના છે. આદર્શવાદ અને લાગણીવાદ વચ્ચે તેણે બરાબર પસંદગી બતાવવી જોઇશે. અલબત, આપણને બધાને આપણા આદર્શો હોવા જોઇએ કારણ કે તેની પ્રેરણા વગર કોઇ સિદ્ધિ થઇ શકવાની નથી પરંતુ આપણા આદર્શોને ચુસ્તપણે વળગી રહીને, આપણે તે સાથેજ આપણા પગ, આપણાં પાયા બરાબર જમીન ઉપરજ રહે એ રીતે નક્કર પાયા ઉપર રાખીને આપણે વ્યવહાર પણ થવું જોઇશે.

દેશના રાજકીય જીવનમાં સ્ત્રીઓને ભાગ લેવાની વધારે તકો મળે એ બીના તરફ આપણે નિહાળી રહ્યા છીએ; ત્યારે, તેના સંબંધમાં જે એક ખાસ ભય છે તે સામે હું તમને ચેતવણી આપીશ. દુનીયામાં કોઇ સ્થળે, રાજકારણ એ કાંઇ સહેલી બાબત નથી બધા સમયમાં એનામાં બેકાળ બાજુ રહી છે અને કદાચ, સ્વતંત્ર રાજકીય જીવનમાં ખીલવણીના ક્ષેત્ર વિનાના આપણા જેવા દેશમાં એ બાજુજ વધારે જાગી હશે. આપણું લોકોને રાષ્ટ્રીય જવાબદારીની ભાવના ખીલવવાની જરૂર તો હજી સુધી મળીજ નથી, અને તેને પરિણામે કોમી ભેદભાવોની કડવાશ, અંગત સ્વાર્થો, ક્ષુદ્ર કાવતરાંઓ, અને રૂસણામાં રાષ્ટ્રીય પ્રશ્ન તરફ બેદરકાર બેદરકાર

રહેવાય છે રાષ્ટ્રસેવાના આદર્શને પોતાના સતત ધ્યેય તરીકે રાખી, અને એ ઉચ્ચતર આદર્શ આગળ અંગત અને પક્ષીય બાબતોને દફનાવીને આ ભયો સામે આપણી સ્ત્રીઓએ હમેશા ચેતેલા રહેવાનું છે

**નિઃસ્વાર્થ કાર્યની જરૂર**

તમારે, મહિલા યુનિવર્સીટીની સ્નાતિકાઓએ, મિત્રાચારી, બિરાદરી અને સેવાની ભાવનાવાળા વાતાવરણમા તમે શિક્ષણ મેળવ્યુ છે તેને તમારા જીવનનુ સદ્‌ભાગ્ય માનવું જોઇએ તે ભાવના તમારી સાથે લઇ જઇને તમે જ્યાં જાવ અને જે ક્ષેત્રમાં તમે ફરો ત્યા તેમનો પ્રચાર કરજો આપણા દેશમા સુખી અને નિઃસ્વાર્થ કાર્યની જરૂર છે અને આ યુનિવર્સીટી જેવી અગત્યની સસ્થામાં શિક્ષણ પામેલી સ્ત્રીઓએ એ બાબતમાં દૃષ્ટાંત પૂરૂ પાડવું જોઇએ સસ્થાની કિંમત, તેના બાળકોના વર્તન ઉપરથી અને માનવતાની સેવામા તેઓ શો ફાળો આપે છે, તેના ઉપરથી અંકાય છે એટલે આ યુનિવર્સીટીનુ ઋણ યાદ રાખજો અને એમાંથી તમે જે સભાળ, ધ્યાન અને પ્રેમ મેળવ્યા છે, તેને યોગ્ય થઇને એ ઋણ અદા કરવા પ્રયત્ન કરજો જો આપણાં જાહેર જીવનમાથી તમે સ્વાર્થંધ અંગત તત્ત્વ દૂર કરી નાખો, જો તમે સહિષ્ણુતા અને સારા સદ્‌ચારનુ દૃષ્ટાંત પૂરૂ પાડો અને જો તમે બીજાઓની સફળતાઓમાથી આનંદ અને ઉત્તેજન મેળવવામા સફળ થાવ તો તમે હિન્દની મહાન સેવા કરેલી ગણાશે અને તેને નિર્મળ જાહેર જીવનના માર્ગમા મૂકવામા આગળ પડતો ભાગ લીધા બરોબર ગણાશે ત્યારે આ યુનિવર્સીટી પોતાનાં બાળકોની સિદ્ધિઓ માટે ખરેખર મગરૂર થશે અને દેશ તેને અને તમને આશીર્વાદ આપશે.

**ગૃહજીવન**

હું તમને લાંબા વાખ્યાનથી કંટાળો આપવા નથી માગતી; પરંતુ, હજી સુધી હિન્દની સ્ત્રીઓનાં જીવનની એક દૃષ્ટિનો જે બેશક ઘણી જ અગત્યની છે તેનો હજી મેં સ્પર્શ પણ નથી કર્યો સ્ત્રીઓની ઘરમા જે સ્થિતિ અને ફરજો છે તેના સબધમા હુ કહુ છું. હિન્દી સ્ત્રીઓએ ઘરમા હમેશાં માન, સ્વતંત્રતા અને સત્તા ભોગવ્યાં છે; જે દુનીયામાં કદાચ અપૂર્વ છે અને મને એમ પણ લાગે છે કે તેઓ એ સ્થિતિને યોગ્ય છે હિન્દી સ્ત્રી, હમેશાં ઘણી જ કુશળ ગૃહવ્યવસ્થાપિકા છે; અને ગૃહજીવનના કાર્યની દરેક શાખાથી તે પરિચિત છે. કૌટુમ્બિક જીવન," તમે અનુભવ ઉપરથી જાણો છો તેમ, આપણા દેશનુ ઘણુ સબળ લક્ષણ છે અને એ કૌટુમ્બિક જીવનનુ કેન્દ્ર માતા છે; અને તે એવી સત્તા ધરાવે છે કે જે પાશ્ચિમાત્ય દુનીયાને તો ચકિત કરી નાખે હું માનુ છુ કે, ઘરમા સ્ત્રીઓનો આ દરજ્જો, આપણા રાષ્ટ્રીય ચારિત્ર્યનુ ઘણું જ જાણવા જોગ લક્ષણ છે; અને હિન્દી સ્ત્રીઓને સ્ત્રીઓ માટે જે માન છે તે પૂરવાર કરે છે ઘરમા હિન્દી સ્ત્રીઓની આ અપૂર્વ સ્થિતિ પાશ્ચિમાત્ય દુનીયાને સહેજે સમજાય એવી નથી, કારણ કે હજી ઘણી સ્ત્રીઓ તેઓની સ્વતંત્રતા અને પ્રગતિમા અંતરાય નાખે, અને જાહેર પ્રવૃત્તિઓની બાબતમાં તેઓને પછાત હાલતમાં રાખે એવા કેટલાક જુના સામાજીક રિવાજોને હજી વળગી રહી છે એટલે તોફાની અને વિચક્ષણ મન સાથે પશ્ચિમ તરફથી મુલાકાતે આવનારાઓના દુઃખદ દૃષ્ટાંતો આપણને મળે છે કે, જેઓ, આ વિશાળ દેશના થોડાંક મુખ્ય શહેરોની ઉતાવળી મુલાકાત લઇ, આપણી પોલીસ કોર્ટો અને હોસ્પીટલોના રેકાર્ડોનો ટુંકો અભ્યાસ કરી અને કેટલાક હલકા કાર્યકરોની કરુણ કથાઓ સાંભળી, હિન્દી સંસ્કૃતિની સાચી કથાઓ તરીકે દુનીયા સમક્ષ તે પ્રકટ કરે છે એક પ્રજાની, જેની ટેવો, રીતરીવાજો, ધર્મ અને ભાષા તદ્દન જુદી જ હોય એવી બીજી પ્રજા, આવી ગેરસમજુતી કરે એવી ટીકા કરે એ આંતરરાષ્ટ્રીય નીતિની સામે ગુન્હા રૂપ છે અને તેનો કોઇ પણ રીતે અત્યત સખ્તાઇથી તિરસ્કાર પૂરતો ન થઇ શકે

**ચેતવણી રૂપ ભય**

બીજી બાજુએ, હિન્દમા આપણી પ્રજાનો એક વર્ગ, સ્ત્રીઓની ઉન્નતિ માટેની દુનીયાની ચળવળની લાગણીથી ભય પામે છે અને માને છે કે, સ્ત્રીઓ માટે સમાન હક્કો અને શહેરીપણાની ફરજો મેળવવાના અર્વાચીન વિચારોનું પરિણામ આપણા સમાજમાં

પશ્ચિમના દેશોના સામાજિક જીવનના આધારરૂપ તત્ત્વો દાખલ કરશે અને આપણા દેશમાં જે રાજકીય ઉથલ પાથલો થઈ જાય, તે છતાં આ બધા યુગોથી જળવાઈ રહેલાં આપણા કૌટુમ્બિક જીવનનાં રાષ્ટ્રીય લક્ષણોમાં અવરોધ થશે તેથી સ્ત્રીઓની ઉન્નતિની કોઈ પણ યોજનાનો તેઓ સખ્ત વિરોધ કરે છે આપણા દેશની સર્વોત્તમ પરંપરાને અને રાષ્ટ્રીય લક્ષણોને સખ્ત રીતે વળગી રહીને, તેઓની અને દેશની પ્રગતિ ખાતે જે સારું અને જરૂરી હોય તે સ્વીકારવાની સંભાળ રાખવામાં આ બધી ચેતવણીરૂપ છે ભૂતકાળના અને વર્તમાનકાળના સર્વોત્તમ તત્ત્વોનો સુખદ મેળ કરીનેજ આપણી સ્ત્રીઓ, હિન્દની પુનર્ઘટના માટે સફળતાથી કાર્ય કરી શકશે પ્રગતિ માટે સુધારાની જરૂર છે; પરંતુ એનો અર્થ એવો ન થવો જોઈએ કે, આપણી પ્રાચીન સંસ્કૃતિથી ભાવના અને સ્વરૂપ બન્નેમાં તદ્દન વિરોધી હોય એવી ટેવો અને રિવાજો આપણે દાખલ કરવા હું આશા રાખું છું કે, ભૂતકાળમાં હતું તેમ ભવિષ્યમાં, પણ, આપણી સ્ત્રીઓ આપણાં અમૂલ્ય રાષ્ટ્રીય લક્ષણો જાળવી રાખશે અને આખા દેશભરમાં જે સુખી કૌટુમ્બિક જીવન પ્રવર્તી રહ્યું છે તે આપણાં સામાજિક બંધારણનો પાયો બની રહેશે અને એમ પણ લાગે છે કે, એજ ગૃહજીવનને પરિણામે, અને ગૃહ અને કુટુમ્બ પ્રત્યેની તેની મમતાને પરિણામે, ભવિષ્યની હિન્દની સ્ત્રીઓએ બહાર તેમજ ખાનગી ફરજોનો સામનો કરવાનો છે. પોતાનાં કુટુંબ માટે, પોતાનું ઘર સંપૂર્ણ બની રહે એમ તે કરે છે તેમ, દુનીયા, પોતાના બાળકોના નિવાસ માટે વધુ સારું સ્થાન બની રહે એમ કરવાની તેની ફરજ અને જવાબદારી છે.

**ઉગતી પ્રજા** છેવટે, હું તમને એ યાદ રાખવા જણાવીશ કે, હિન્દના ભાવી ઉગતી પ્રજાજનોના હાથમાં છે અને એ ઉગતી પ્રજાનું પોષણ જે ઘરમાં થાય છે તે ઘરમાંજ તેના ચારિત્ર્ય અને બુદ્ધિ ઘડાશે, એટલે હિન્દની માતાઓનો અંતર્ગત રસ તેઓનાં ઘરોમાંજ જળવાઈ રહેશે ઉગતી પ્રજાને સારા શહેરીઓ અને સારાં સ્ત્રી પુરૂષો તરીકે ઉછેરીનેજ સ્ત્રીઓ આપણા દેશની સીમામાં મોટામાં મોટો ફાળો આપી શકશે. કારણ કે, બહારના તેમજ અંદરના બધાએ અનિષ્ટોમાંથી હિન્દનું ભાવિ ત્યારેજ સલામત રહેશે

**અભિલાષા** તેથી, આપણી સ્ત્રીઓની કેળવણી દેશ માટે અત્યંત અગત્યની છે અને સ્ત્રીઓને સારી માતાઓ અને શહેરીઓ બનાવે એવા પ્રકારનું સાચું શિક્ષણ આ યુનિવર્સિટીને દરેક પ્રકારની સગવડ મળે એવી ઇચ્છા દર્શાવી હું વિરમીશ



સ્વીકાર:—

(૧) યુવક: જુનાગઢ તંત્રી. ચુનીલાલ પુ. શાહ કરજણ (૨) સત્યપ્રકાશ અને સ્વદેશ અંક ૪૧ થી ૪૪; (૩) પુષ્ટિમાર્ગ અંક ૧૮–૧૯ (૪) નવસારીપ્રાંતના શિક્ષકોના તાલીમવર્ગ રૂપ્ય નગીન બાપુભાઈ ધીરુભાઈ દેસાઈએ આપેલ ભાષણ. (૫) વેપાર સમાચાર પુ ૧ અંક ૧ તંત્રી અને પ્રકાશક શ્રી ભગવાનદાસ મથુરભાઈ પટેલ, નાર (૬) શ્રી ગુ૦ સો. સમાજસુધારક પત્રિકા, સંખ્યા ૧




સ્વદેશ

**શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી** હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગઇ તા ૨૪મીએ મુબાઇમાં સર કાવસજી જહાંગીર હોલમાં થયો હતો. તે પ્રસંગે છ એ થનારાં બહેનોને પદવીઓ આપવામાં આવી હતી. શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયને માંગલિક પ્રવચન કર્યું હતુ, જે અન્યત્ર આપવામાં આવ્યું છે, મી જસ્ટીસ પાટકરે, યુનિવર્સીટીને મદદ કરવા અપીલ કરી હતી શ્રીમતી લેડી વિદ્યાબહેને છેવટે આભાર માનતા શ્રીમતી સુબ્બારાયનનો પરિચય કરાવ્યો હતો.

**યુનિવર્સીટીની પરીક્ષાઓનાં પરિણામ:** મુંબાઇ યુનિવર્સીટીની જુદી જુદી પરીક્ષાઓના પરિણામ નીચે મુજબ છેઃ

**એમ એ** (બીજો વર્ગ) (૧) લીલા કાશીનાથ મિત્ર (૨) તેહમીના કુવરજી કેરાવાળા; (પાસ) (૩) જોસેફાઇન ડીમેલો, (૪) પેરીન બેરામજી પેમાસ્તર, (૫) ધન અંકલેશ્વરીયા, (૬) ફ્રેની-લાલકાકા.

**પહેલી એલ.એલ બી :** ( બીજો વર્ગ ) ફ્રેની મહેરબાનજી સોનાવાળા· (પાસ), જરબાનુ સોરાબજી પી. રાજગાર

**બીજી એલ.એલ. બી·** ( બીજો વર્ગ ) ફ્રેની એરચ બીલીમોરીયા

**બી એ** ( પહેલો વર્ગ ) (૧) રોશનારા મુનશીફ, (૨) કમળ સાલતોરે, (૩) ભારતી અ બાલાલ સારાભાઇ, (૪) વનમાળા લોકુર, ( બીજો વર્ગ ) (૫) હેમલતા અમલાદી, (૬) જર બોઇસ, (૭) શીરીન બોઇસ, (૮) પીરોજા રાંદેલીયા; (૯) ફ્રેની વાચ્છા; (૧૦) સુશીલા ગડકર, (૧૧) શીરીન મિત્ર, (૧૨) સુમતિ નાયક, (૧૩) સુશીલા પડૂળકર, (૧૪) સીલો બોટે; (૧૫) પેરીન નાગરવાલા; (૧૬) ગુલ કાંગા; (૧૭) તેહમી પેસીના, (૧૮) તરલિકા કાજી, (૧૯) નિવેદિતા મહેતા, (૨૦) નલિની મસુરેકર, (૨૧) શીરીન વાડીયા; (૨૨) દયા પરાંજપે; (૨૩) સુમતી ધારપુરે; (પાસ) (૨૪) રતિ મીસ્ત્રી, (૨૫) મહેરા બોગા, (૨૬) વાયોલેટ હરી; (૨૭) હીના મહેતા, (૨૮) બાનુ ઓફ; (૨૯) નરગેસ ઓફ, (૩૦) પરીન વાચ્છા; (૩૧) રતિ પથીયા, (૩૧) પીરોજા ઘડીઆળી, (૩૨) રોશાં જોશી; (૩૨) ધન મીસ્ત્રી; (૩૩) પેરીન ઉદવાડીયા, (૩૪) નલિની પાટકર, (૩૫) યમુના સંખલ, (૩૬) ઇશ્વર પાડીલે, (૩૭) ફ્રેની જેઆનીયા, (૩૮) હીરા કોઠારી, (૩૯) ખોરશેદ મીસ્રી, (૪૦) લીલી પટવર્ધન, (૪૧) એમી વકીલ, (૪૨) શારદા આપનબળ, (૪૩) નલિની મગનલાલ દરૂ; (૪૪) ઇન્દિરા ગાયકવાડ, (૪૫) પ્રીમળ ધીરકર, (૪૬) પીરોજા કાપડીયા, (૪૭) બબલી મરચંટ, (૪૮) રતન રેગે, (૪૯) બેયુલ રાહુજાદી, (૫૦) એની ફરનાન્ડીઝ, (૫૧) સુમતી ફણસાલકર, (૫૨) ચંપાવતી ખાખારદી, (૫૩) સુગંધિની ઘાટે; (૫૪) યમુ દેશપાંડે, (૫૫) સીતા જોશી, (૫૬) પીરોજા મહેતા, (૫૭) કુસુમ દળવી, (૫૮) ઇન્દુ ગુપ્તે, (૫૯) દમયંતી પેંડસે, (૬૦) જેબુન્નીસા ખાન, (૬૧) પુષ્પા મગનલાલ મહેતા, (૬૨) શાતા મૂળશંકર ત્રિવેદી, (૬૩) માલતી પંડિત.

શ્રી. ભારતી અંબાલાલ સારાભાઇને એલીસસ્કોલરશીપ અને ગંગાદાસ રંગીલદાસ સ્કોલરશીપનો અર્ધો ભાગ મળે છે.

શ્રી ગુલ કાંગા અને તેહમી પેસીનાને ફીરોઝશાહ મેરવાનજી અવસ્તી અને પહેલવી શિષ્યવૃત્તિ મળે છે.

**ઇન્ટર આર્ટ્સઃ** ( પહેલો વર્ગ ). (૧) તેહમીના સંજાણા; (૨) રોશન સ્પેન્સર; નીચેના

દેવીદાસ ગાંધીએ, ચક્રવર્તી રાજગોપાલાચારીના પુત્રી કુ લક્ષ્મી સાથે લગ્ન કર્યું.

**સ્વ. શ્રી. તાપીબાઇ રણછોડદાસ ગાંધી** સ્ત્રી ઉન્નતિના કાર્ય માટે સારી સખાવત કરનાર મહુવાના શ્રીમતી તાપીબાઇ રણછોડદાસ ગાંધી થોડાજ સમય ઉપર અવસાન પામ્યા છે. તેમની પાછળ તેઓ લગભગ ૪૦ હજારની મિલ્કત મૂકતા ગયા છે અને તેનો ઉપયોગ સ્ત્રી ઉદ્ધારના કાર્યમાં કરવામાં આવનાર છે અમરેલીમાં, સ્વર્ગસ્થના નામે મહિલા પુસ્તકાલય સ્થાપવામાં આવેલ છે તેમના નામે રંગુનમાં શ્રી તાપીબાઇ નિરાશ્રીત ફંડ તથા ભાવનગરમાં શ્રી. તાપીબાઇ કેળવણી ફંડ ચાલે છે તેમને અંજલિ આપવા મહુવાની બહેનોની સભા તા ૧૧-૧-૩૩ ને રોજ થઇ હતી તેમજ તા ૭ મીએ મહાજનની આગેવાની હેઠળ પુરુષોની પણ મોટી સભા થઇ છે મર્હુમના આત્માને પ્રભુ શાન્તિ આપે એવી અમે પ્રાર્થના કરીએ છીએ.



સ્વ શ્રી તાપીબાઇ રણછોડદાસ ગાંધી

**મ્હૈસુરની ધારાસભામાં:** સ્ત્રીઓની ગેર બેઠકો રહેવી જોઇએ એવી મતલબનો ઠરાવ રજુ કરવામાં આવનાર છે કારોબારી સભ્યોમાં એક સ્ત્રીની નીમણુંક થવી જોઇએ એમ પણ આગ્રહ થય છે

**ભાવલપુરમાં દમન:** ભાવલપુરના નવાબી રાજ્યમાં હિન્દુ મહાસભા સામે પ્રતિબંધ મૂકાતા કાર્યકરોને ગિરફતાર કરવામાં આવ્યા. તે સામે વિરોધ દર્શાવવા સ્ત્રીઓએ કાઢેલા સરઘસ ઉપર પોલીસે લાઠી પ્રહાર કર્યા હતા અને ચોટલા ઝાલીને સ્ત્રીઓને જમીન પર પટકવામાં આવી હતી

**કલકત્તાની મહિલાઓની માંગણી** અખિલ ભારતીય મહિલા પરિષદના આશ્રયે કલકત્તામાં વાય એમ. સી એ હોલમાં ગય તા. ૨૪મીએ મીસીસ ઇ. એન રાયના પ્રમુખપદે મળેલી સભામાં જોઇન્ટ સીલેકટ કમીટી સમક્ષ રજુ કરવાના રો. મીસીસ મુથુલક્ષ્મી રેડી, અને શ્રીમતી રાજકુમારી અમૃત કૌરના નિવેદનને મંજુર કરવામાં આવ્યું હતું કેટલીક બહેનોએ ભાષણ કરીને હિન્દી સ્ત્રીઓને શિક્ષણના ધોરણે મતાધિકાર આપવાનો હક્ક હોવો જોઇએ એવી માગણી કરવામાં આવી હતી

**નામ્બુદ્રી સ્ત્રીઓમાં સુધારા** મદ્રાસની ધારાસભાએ નામ્બુદ્રી બીલ પસાર કર્યું તેને મંજુરી આપવા માટે કોચીનના નામ્બુદ્રીઓની મે ની આખરે મળેલી સભાએ ના. વાઇસરોયનો આભાર માન્યો હતો કોચીનની ધારાસભાને તેની સમક્ષનુ બીલ પસાર કરવા આગ્રહ કરવામાં આવ્યો હતો કોચીન ધારાસભા સમક્ષનો ખરડો અનેક પત્ની કરવાના રિવાજને સજાપાત્ર ઠરાવે છે નામ્બુદ્રી પુરુષોને માત્ર જ્ઞાતિમાં જ પરણવાની છુટ આપે છે અને કુટુંબના સ્ત્રી-કે પુરુષ સભ્યને માંગણી થતા જ કુટુંબની મિલ્કત માંથી તેને હિસ્સો આપવા જણાવે છે સભાના પ્રમુખે નામ્બુદ્રી સ્ત્રીઓને 'ગોશા'ની પ્રથા છોડી દઇને જાહેર જીવનમાં ભાગ લેવાનો આગ્રહ કર્યો હતો અને નામ્બુદ્રી સ્ત્રીઓ ઉપર મુશ્કેલીઓ મૂકતા હલકા રીતરીવાજો સુધારવા તેમજ નામ્બુદ્રી છોકરીઓને શિક્ષણ આપવાની વિનંતિ કરવામાં આવી હતી

## વિદેશ

**સ્ત્રી સ્વાતંત્ર્ય સંઘ,** ની ૨૬ મી વાર્ષિક પરિષદ લંડનમાં મીસીસ પેથીક લોરેન્સના પ્રમુખપદે મળી હતી ઇંગ્લાંડ, સ્કોટલેન્ડ અને વેલ્સની શાખાઓની પ્રતિનિધિઓ હાજર રહી હતી પ્રમુખનાં ભાષણમાં ઇંગ્લાંડમાંજ નહિ પણ આખા દેશમાં સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની માંગણી કરવામાં આવી હતી પરિણિત અધ્યાપિકાઓ ને વ્યાખ્યાતાઓ તરીકેની નોકરીમાંથી કાઢી મૂકવાના

લીવરપુલ યુનિવર્સિટીના નિર્ણય સામે પરિષદે સખ્ત વિરોધ દર્શાવ્યો હતો. સ્ત્રીઓ માટે પુરુષોના જેવાજ ધોરણે ઉમરાવસભા, સરકારી, એલચી ખાતાની અને વેપારી કંપનીઓની નોકરીઓ, શેરબજાર, રેલ્વેના પ્રધાનમંડળની નોકરીઓ ખુલ્લી મુકવાની માગણી કરતા ઠરાવો થયા હતા. સરખા પગારની અગાઉ થએલી માગણી ફરી મંજુર કરવામાં આવી હતી. દુનીયાની આર્થિક પરિષદના બ્રિટિશ પ્રતિનિધિ મંડળમાં સ્ત્રીને સામેલ કરવાની માગણી પણ કરવામાં આવી હતી. એ માગણી સ્વીકારવામાં ન આવ્યાથી ઘણો અસંતોષ ફેલાઈ રહ્યો છે.

**મીસીસ મેરી એલન સ્મીથ** હાલમાંજ વાંકુવર ખાતે અવસાન પામ્યા છે. પ્રધાનમંડળના દરજ્જા સુધી પહોંચનારા તેઓ પહેલાંજ બ્રિટિશ મહિલા હતા. કેનેડાના એક પ્રાંત બ્રિટિશ કોલંબીયાના પ્રધાન મંડળમાં તેઓ ખાતા વિનાના પ્રધાન હતા. સ્ત્રીઓ અને બાળકો માટે તેઓ સક્રીય કાર્ય કરતા હતા અને માબાપ બન્ને માટે બાળકોના સમાન વાલીપણાનો અધિકાર તેઓ મેળવાવી શક્યા હતાં. તેમનો જન્મ ઇંગ્લાંડમાં થયો હતો પરંતુ ૧૮૯૧ માં તેમના પતિ સાથે તેઓ આવી ગયા હતા. બન્ને પતિ પત્ની બ્રિટિશ કોલંબીયામાં કેટલાંય વર્ષો સુધી રાજકીય જીવન જીવતા હતા.

**યુરોપમાં અમેરિકન સ્ત્રીઓ**: ગયે વર્ષે યુરોપમાં અમેરિકન સ્ત્રીઓની કલબોનું એસોસીએશન સ્થપાયું હતું. તેની વાર્ષિક પરિષદ નીસનગરમાં તા. ૯ મીથી તા. ૧૨ મી મે સુધી મળી હતી. આ અમેરિકન સ્ત્રીઓની કલબો, યુરોપના જુદા જુદા ભાગમાં આવેલી અમેરિકન સ્ત્રીઓની કલબોના સંસર્ગમાં આવવા ઉપરાંત જરૂર પડે પોતાનાજ દેશવાસીઓ માટે તેમજ જે શહેરમાં કલબ સ્થપાઈ હોય તે દેશના લોકો માટે પણ, કલ્યાણકાર્યો કરે છે. આ એસોસીએશન આંતરરાષ્ટ્રીય સ્ત્રી પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવે છે. આ પરિષદમાં શાન્તિના કાર્ય અને પરિણિત સ્ત્રીઓની રાષ્ટ્રીયતા વિષે આંતરરાષ્ટ્રીય કાયદો કરવાના પ્રશ્નો ઉપર ચર્ચા થઈ હતી. એસોસીએશનના પ્રમુખ લંડનની કલબના પ્રમુખ મીસીસ ફ્રાંસીસ બ્રાઉન છે; અને ઉપપ્રમુખ મીસીસ એડવર્ડ એચ. હાર્નેટ છે. તેઓ પેરીસમાં રહે છે અને હમણાંજ તેમના સામાજીક કાર્યો માટે, ફ્રેન્ચ સરકારે તેમને 'લીજન ઓફ ઓનર'નો ખિતાબ આપ્યો છે.

**આયર્લેન્ડની ફ્રી સ્ટેટ** સરકાર સ્થાનિક સરકાર મંડળની ચુંટણીની બાબતમાં ધારો ઘડશે. એવો ખરડો દાખલ કરનાર છે. આ ખરડાથી, સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે જે થોડીક વિષમતાઓ છે તે પણ દૂર થઈ જશે.

**ફ્રેન્ચ કવયિત્રીનું અવસાન**: દુનીયાભરમાં સારી રીતે પંકાયેલી ફ્રેન્ચ કવયિત્રી કાઉન્ટેસ મેથ્યુ ડી નોઆઈલ્સનું અવસાન થયું છે. તેમનો જન્મ ફ્રાન્સના રાજકુટુંબમાં થયો હતો અને આખા રાષ્ટ્રમાં તેમનો સત્કાર થયો હતો. તેમનામાં ઘણી સારી શક્તિઓ હતી.

**જર્મનીમાં સ્ત્રી નોકરો**: જર્મનીમાં અત્યારે નાઝી નેતા હિટલરનો વહીવટ ચાલે છે. તે વહીવટમાં નાઝી પક્ષની ન હોય, એવી યહુદી, સમાજવાદી, સામ્યવાદી, પ્રજાસત્તાક પક્ષની સ્ત્રીઓને, પ્રધાનમંડળો, સરકારી ખાતાઓ, પ્રાંતિક ખાતાઓ, મ્યુનિસિપાલીટીઓ, બહેરી શાળાઓ વગેરેમાં નોકરી કરતી સ્ત્રીઓને રૂખસદ આપવામાં આવી છે. ફરજીયાત રજા મેળવનાર આવાં પહેલાં બહેન ડૉ. ગર્ટ્રુડ બોમર છે. તેઓ સ્વદેશખાતાના રીચ પ્રધાન મંડળનાં સભ્ય હતા. આ ઉપરાંત બીજી ઘણી બહેનોને આવી રૂખસદ મળી છે. તેમાં હેમ્બર્ગના સીનેટના શાળા ખાતાના મુખી ડૉ. એમી બેકમેન કોલન સીટીના ડીપાર્ટમેન્ટ ડીરેક્ટર ડૉ. હર્ટા ક્રુસ, પ્રશિયન પ્રધાનમંડળના શિક્ષણખાતાના સભ્ય ડૉ. હીનેમન વગેરે છે. વધુમાં એમ પણ કહેવાય છે કે, રાજ્યનાં નવાં મજુર સંઘોમાં પણ સ્ત્રી પ્રતિનિધિઓ નહિ હોય.

**બર્લિનમાં સ્ત્રીઓનું પ્રદર્શન**: હાલમાં જ થયું છે એ પ્રદર્શનને ભારે સફળતા મળી છે અને લગભગ ૩૦૦,૦૦૦ લોકોએ એની મુલાકાત લીધી હતી. રાષ્ટ્રીય જીવનમાં કુટુંબ, દેશ અને રાજ્ય દરેક ક્ષેત્રમાં સ્ત્રીઓનું સ્થાન શું છે

તે બતાવવાનો એ પ્રદર્શનમાં સફળ પ્રયત્ન થયો હતો અને લગભગ બધીય મહિલા સંસ્થાઓએ એ પ્રદર્શનને અનુમોદન આપ્યું હતું. આંકડાઓ ડાઈગ્રામના નમુનાઓ, અને પ્રક્રીયાઓ કરીને સોસાયટીના સ્ટોલમાં કાર્યમાં થએલી પ્રગતિ જણાવવામાં આવી હતી કલા, ચિત્રકામ અને શિલ્પ વગેરેનાં ક્ષેત્રોમાં સ્ત્રીઓએ કરેલા કાર્યનું પણ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

**પરિણિત સ્ત્રીઓ સામે જુંબેશ**: સ્વીડનમાં પરિણિત સ્ત્રીઓને નોકરીએ રાખવા સામે પગલાં લેવાઈ રહ્યાં છે તે સામે વિરોધ દર્શાવવા સ્ટોકહોમમાં તા ૧૨ મી મે એ મીસ ઇન્જબોર્ગ નેલીનનાં પ્રમુખપદે, છ મોટી મહિલા સંસ્થાઓના આશ્રયે સભા ભરાઈ હતી છ નિષ્ણાત સ્ત્રીઓએ સભામાં ભાષણ કરી પુરૂષોનાં સરખાંજ ધોરણે કામ કરવાનો સ્ત્રીઓને અધિકાર હોવાનું પુરવાર કર્યું હતું. એવી મતલબના ઠરાવો પણ થયા હતા

**નોર્વેમાં સ્ત્રી જજ.** ત્રેન્ડજેમ ખાતે મીસીસ રૂથબાઈને અદાલતમાં ન્યાયમૂર્તિ નીમવામાં આવતા નોર્વેમાં સ્ત્રી જજોની કુલ સંખ્યા ત્રણની થઈ છે

**હોલેન્ડની ધારાસભામાં**: હાલમાંજ થએલી બીજી ધારાસભાની ચુંટણીમાં નીચેનાં બહેનો ચુંટાયા છે: મીસીસ બેકર નોર્ટ; મીસ સી. રીડા કાટ્ઝ, એની મેયર, સુશ્રી ગ્રેએનવેગ અને મીસીસ ડીવાઈઝ બ્રુઈન્સ આ બધા બહેનો કોઈને કોઈ પક્ષનું કે સંસ્થાનું પ્રતિનિધિત્વ ધરાવે છે

**કોપનહેગનમાં સ્ત્રી ન્યાયમૂર્તિ**: કોપનહેગનમાં સ્ત્રી જજ તરીકે મીસીસ રૈગહીલ્ડ ફ્રેથીસીઅસ જેકોરપની નીમણુક થઇ છે. આમાં ડેનમાર્કમાં આ પદે નીમાનારા તેઓ પહેલા જ મહિલા છે

સ્પેનની મ્યુનિસિપાલીટીઓની હાલમાં જ થએલી ચુંટણીમાં ૩૦ સ્ત્રીઓ ચુંટાઈ છે

**પહેલાં સ્ત્રી ધારાશાસ્ત્રી**: બેસીલીના એક કેસમાં ઓસ્ટ્રીયામાં પહેલીજવાર એક સ્ત્રી ધારાશાસ્ત્રી હાજર થયા હતા ઉત્તર ઓસ્ટ્રીયામાં ધારાશાસ્ત્રી તરીકે, વકીલાત કરનાર ડૉ. એદ્રીએની શીનીગર પહેલાંજ બહેન છે તેઓ પહેલાજ મુકદ્દમામાં ઉભા રહ્યા ત્યારે તેમનાં આ નવા સાહસ માટે તેમને અભિનંદન આપવા બધા ધારાશાસ્ત્રીઓ કોર્ટમાં હાજર રહ્યા હતા.

**બ્રાઝીલની વડીધારાસભાની** હાલમાં જ થએલી ચુંટણીમાં સ્ત્રીઓએ પહેલીજવાર મતાધિકારનો ઉપયોગ કર્યો.

**તુર્કીમાં પ્રગતિ.** સ્ત્રી મતાધિકાર અને સમાન શહેરીપણા માટેના સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય એલાયન્સની તુર્કી શાખાની બેઠક તા ૨૬ મી એપ્રિલે મીસીસ સી બ્રેરેસફોર્ડના પ્રમુખપદે મળી હતી. તેમાં આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાઓના ચળવળ ધીને લગતાં કાર્ય વિષે મીસીસ ફ્રેકે ભાષણ કર્યું હતું અને પછી, આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા થઈ હતી. બાદ સંસ્થાના સભ્યોએ તુર્કીમાં થએલી પ્રગતિ વિષે નિવેદન રજુ કર્યાં હતાં.

**મીસીસ નેલી ટેયલર રોસ.** યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની ટંકશાળના ડીરેક્ટર તરીકે આ બહેનને પ્રેસીડન્ટ રૂઝવેલ્ટે નીમ્યા છે. મીસીસ રોસ અગાઉ વ્યોમીંગ ખાતેનાં ગવર્નર હતા

**દક્ષિણ આફ્રિકામાં**: યુરોપીયન સ્ત્રીઓને મતાધિકાર મળતા તેઓ હાલમાં જ થએલી સામાન્ય ચુંટણીમાં સારી સંખ્યામાં મત આપવા ગઈ હતી જો કે કેટલીકોને દૂર દૂરની મુસાફરી વેઠવા જેવું લાગ્યું હતું

---

**સ્વ શ્રી મનોરમા પરીખ**: અમદાવાદના ખડાયતા ભગિની સમાજનાં મંત્રી બહેન મનોરમા ચન્દુલાલ પરીખનાં અકાળ અવસાનની ખબર સાંભળી અમને ઘણીજ દિલગિરિ થઇ છે. એ બહેન સેવાભાવી તેમજ ઉત્સાહી હતાં અને નાની વયમાં પણ તેમણે સારી સેવા કરી હતી. એ બહેનનામાં લખવાની પણ શક્તિ હતી, અને એમનો એક લેખ 'ગુણસુન્દરી' માં પણ અગાઉ છપાયો હતો. એ બહેનનાં અવસાનથી 'ખડાયતા જ્ઞાતિ'એ એક ઉત્સાહી સેવિકા ગુમાવી છે. પ્રભુ શ્રી મનોરમા બહેનનાં આત્માને શાન્તિ આપો એવી પ્રાર્થના!




પુસ્તક ૨૦ મું ] ઓગસ્ટ ૧૯૩૭ [ અંક ૬ ઠ્ઠો

## રક્ષાબંધન

[ બહેનો સુણો ! ક્યારે આવશે કે–એ ચાલ ]

ઝહોયી ને ન્હાલયા ! મેહુલા રે,
ઝરમર નિતર્યાં નેન રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !
વીરાને અમિભર્યાં ન્હાલવા રે
આવી બહેનની બળેવ રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !

આજે શ્રાવણની પૂર્ણિમા રે,
ધારે મહેરામણ નીર રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !
આજે બહેનીને અંતરે રે,
કુળનો મહેરામણ વીર રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !

રંગે ભરી મારી રાખડી રે,
અદ્ભુત રચાયું એનું તંત્ર રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !
ગૂંથી એ નવલાને તાંતણે રે,
મોંઘા મહત્વના મહીં મંત્ર રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !

ઝળકે કો દેવની આંખડી રે,
એનું ઝળકે છે એનું ફૂલ રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !
બાંધ્યું છે દિલને દોરલે રે,
બહેનીનું હેત કંઇ અતૂલ રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !

વીરા કુળવાડીનો મોરલો રે,
હૈયું ઠર્યાનું એક ઠામ રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !
સાત સાત પેઢીનો થાંભલો રે,
બહેનીની આંખનો આરામ રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !

આવો વીરા, બાંધું હાથમાં રે,
બહેનીનો સ્નેહઝલકાર રે, વીરાજી મારા !
બાંધો બળેવની રાખડી રે !
તૂટ્યા ન તૂટે કોઇથી રે,
ભાઇ બહેનના એ તાર રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !

મોંઘી બળેવની રાખડી રે,
મોંઘા બહેનાંના ઉરભાવ રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !
મોંઘો તું વીર કુળદીવડો રે,
મોંઘા જીવનના એ લ્હાવ રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !

વહેજો અભય તારી વાટડી રે,
જળજો અખંડ તુજ જ્યોત રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !
ભવમાં અદલ પ્રભુ ! રક્ષજો રે,
બહેનીની એકલ ઓથ રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !

અરદેશર ફરામજી ખબરદાર




લેખકઃ શ્રી કેશવ હ. શેઠ

પ્રકૃતિસૌન્દર્ય પૂરબહારમાં ખીલ્યું હતું; કેમકે વનમાળામાં વસન્ત વિલસતી હતી

આસપાસ ડુંગરોની નૈસર્ગિક દિવાલ ખડકાયેલી હતી અને તેની મધ્યમાં હરિયાળો પ્રદેશ હતો

એ રમણીય પ્રદેશની મધ્ય ભાગે ફૂલવાડી હતી અને ફૂલવાડીની અન્દર સુન્દર 'વિશ્રાન્તિગૃહ' હતું; તેનું નામ મ્હોબતમહાલ

મ્હોબતમહાલમાં પ્રફુલ્લ પુષ્પોની ખુશ્બો વેરાતી; વસન્તનો સુગન્ધી વાયુ છટાતો; નજીક થઈને વહેતાં કાચનિર્મળ જળઝરણાં, ભમી અને શાન્તિનો સદૈવ અભિષેક કરતાં.

હસિનાનું, તે ખાસું વિશ્રામસ્થાન હતું. પ્રહરોના પ્રહરો, તે ત્યાં પસાર કરતી. નિરન્તર ગુંજન કરતા, કોઈ સ્નેહસ્નિગ્ધ સંગીતના અનનુભૂત વાતાવરણમાં, તે પ્રત્યેક પળે વિલીન થતી.

અગમ્ય એ સંગીતલહરીમાં બુલબુલોનો કમનીય કલરવ વહેતો. કલરવમાં અકથ્ય કંપ અનુભવાતો; કંપથી હસિનાને હૈયે હમેશાં અજંપો રહેતો.

અત્યારે ય તે સૂક્ષ્મ અસ્વસ્થતાથી, મ્હોબતમહાલનો ઝરૂખો અરેલીને ઉભી હતી. એની સ્થિર કીકી કુદરતના સીમાડાને વીંધી રહેલી લાગતી. ઝરૂખે દાસીના લચ્છા ઝૂકી રહ્યા હતા; પણ તેની તેને તમા ન્હોતી; કપોલની ભીંગાડ ગોરાં ગોરાં ગુલાબની મઘમઘ ઘટા ઝ્હોરી રહી હતી, છતાં એની સુગન્ધ લેવા સાવ ભણે બે દરકાર લાગતી મેના ને કોકિલા, ચકોર ને પોપટ–તરેહવાર મધુરધ્વનિનો કિલકિલાટ, દિશાઓમાં કલ્લોલ ભરતો હતો, છતાં હસિનાના હૈયાને એ સુમધુર સરોદ ભાગ્યે સ્પર્શતા જ ન્હોતા–સિવાય એક બુલબુલ !

હસિનાને ગમતો હતો માત્ર બુલબુલનો બુલન્દ ટહૂકો–અને તેય પણ, તેના એકના એક–હૃદયસ્થ–બુલબુલનો હસિનાનાં આતુર લોચન એ બુલબુલને તો નહિ શોધતાં હોય ?

એવામાં તેણે કૌતુક દીઠું. પોતાના ગુલેગુલાબી ગાલ સાથે નિષ્ફળ સ્પર્ધા કરતા હોય, એવા રાતા રંગના એક ગુલાબના કાંટાળા કાંટાઓમાં ખભી થઈને પણ એક બુલબુલ તેની કૂણાશ ફૂંક લેવા ટમટમી રહ્યું હતું, અને તે જ ક્ષણે ઉડતો એક સ્યામ ભ્રમર આવી ચડ્યો. તેણે પવિત્ર ગુલાબને ઓટલું–એઠું કર્યું. એટલું જ નહિ, પેલા બેદિલ બુલબુલને કમ દમ ઉરાડી મુક્યું સોગમતા ગુલાબની પાંખડીએ પાંખડી, આથી કંપી ઉઠી. જોઈને હસિનાનું હૈયું પણ ધ્રુજી ઉઠ્યુંઃ "યા પરવરદિગાર !" વદતાં ઉષ્ણ શ્વાસ સાથે કંઈક

આવો ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળ્યો–તે અકળાઇ, ગભરાઇ, બેહામ બની જઇ અલ-કલટોને મસળવા મંડી પડી. તે વખતે તોફાની પવને તેની સાડીની માથાવટી ખસેડી નાખી અને, કટિપ્રદેશ સુધી વિખરાયલી વેણી જોઇને અજવાળિયાનો ચદ્ર આછું સ્મિત વેરવા લાગ્યો.

" હસિના ! " પોતાનું પ્રિય બુલબુલ જાણે દૂરદૂરનો પન્થ વીંધીને પોકારતું હોય, એવો પડછન્દ તેણે સાંભળ્યો. તે સ્વસ્થ થઇ ગઇ–અને ત્યારે જ સમજાયું કે એને બોલા-વનાર કોઇ બુલબુલ નહોતું પણ તેની સખી ઝૂલેખા હતી. ઝૂલેખાએ હસિનાની છેક સોડમાં લપ્પાઇને હળવેકથી પૂછ્યુ:—

" તારી હથેળી પર આવીને બેસનાર એ બુલબુલ હમણાંનુ કેમ દેખાતું નથી–હસિના ? "

હસિનાના પોપચાં નીચાં નમ્યાં. એના હૃદયમાંથી ઊંડો નિશ્વાસ નીકળ્યો. તે છાના ભાવને છૂપાવતી–શરમાતી–સંકોચાતી બોલી:–

" લાગે છે કે અહીંની હવાથી કંટાળીને તે ક્યાંય ઊડી ગયું છે...વસન્ત વરસી રહી છે, પણ એનાં દર્શન તો દુર્લભ જ રહ્યાં !"

" સાંભળ્યુ છે, હસિના ! કે હિન્દુ-~ ~સ્તાનને દૂરદૂર ઉડવાના છન્દ હોય કહેવી કે ઘેલી ? બુલબુલ હાથ પર હતું ત્યારે બોલતી યે ન્હોતી; હવે નથી, ત્યારે ડાહી ડાહી સલાહ દે છે ! " ઠાવકો ઠપકો દઇને હસિનાએ આકાશગમ નજર ઢાળી: જાણે અગોચર સન્દેશો ન વાંચતી હોય !

૨

વાચનાર, તને જાગ્રતસ્વપ્નનો અનુભવ થયો છે કોઇ વાર ? હસિના અત્યારે એવું જાગ્રતસ્વપ્ન અનુભવતી સૂતી હતી—જ્યારે નિરવ રાત્રિ સમસ્ત પ્રદેશને સુનકારથી, અન્ધ-કારથી, એકચતાથી છાઇ રહી હતી. હસિનાને કલ્પનાની પાંખો ફૂટી હતી અને પોતે કાલ્પ-નિક સૃષ્ટિમાં વિહરી રહી હતી. એની દૃષ્ટિ હિન્દુસ્તાનના કોઇ સમૃદ્ધિશીલ નગરની એક ગલીમાં ભમવા લાગી. ત્યાં એક યુવાનને જોયો, જે તેના માંસલ સ્કંધ પર વેચવાની વિધવિધ વસ્તુઓ લાદીને ઘેરઘેર ઘૂમી રહ્યો હતો. યુવાન શ્રમિત લાગતો; ક્ષુધાતુર લાગતો; તેના ભરાવદાર ને ઘાટિલા મુખારવિંદ પર, હસિના ચિન્તાની આછી રેખાઓ દેખતી હતી. થાકીને લોથ થએલો યુવાન અજાણ્યા મકાનને આંગણે બેસી જાય છે. આજ એને કાંઇ વકરો થયો ન હોય એમ હસિનાને લાગે છે. મકાનના માલિકને કંઇક ખરીદી કરવા કહે છે. માલિકણ અંતે જવાબ દે છે:— 'રીદું; અને

બાંધો બહેનાંની રાખડી રે !

વહેજો અભય તારી વાટડી રે,
જળજો અખંડ તુજ જ્યોત રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !
ભવમાં અટલ પ્રભુ ! રક્ષજો રે,
બહેનીની એકલ ઓથ રે, વીરાજી મારા !
બાંધો બહેનાંની રાખડી રે !

અરદેશર ફરામજી ખબરદાર

"હિન્દુસ્તાનના દરેક વતનીને પોતે અઢળક ધન આપી શકે તો કેવું સારું ! જેથી તે યુવાન સોદાગર પાસેથી ઉધાર સોદો કરવાનું રહે નહિ અને રોકડેથી તેને વકરો પણ સારો થાય !" પરન્તુ સરળહૃદયા હસિના તરંગનો અમલ કરવા જેટલી સમર્થ ન્હોતી. એનો પિતા ભયંકર પઠાણોનો નાયક સરદાર હતો. હતાશપણે તેણે તેનું મસ્તક નીચું ઢાળી દીધું. તે સુનમુન પડી રહી.

3

એ વાત પર કેટકેટલી રાતો વીતી ગઈ. હસિના હવે કુમારિકા ન્હોતી. તે એક ધનસંપન્ન સરદારની પરિણિત પત્ની બની હતી. ઇચ્છાવિરુદ્ધનાં એનાં લગ્ને, તેની તમામ આશાઓના, મિઠાં સ્મરણોના, નિર્દોષ ઉલ્લાસ અને કલ્લોલના ચૂરા કરી નાખ્યા હતા. એનું દર્દ જાણતી હતી તે એકલી જ.

તે પ્રભાતકાળ હતો, જે વખતે પંખેરુ પાંખો ફફડાવતાં ઉડતાં હતાં, મન્દશીતળ વાયુ વરસતો હતો, પ્હેરેગિરાની ગુલાબી ટાઢી ઠેઠે ચમ્પાની હતી, ત્યારે હસિના અને તેનો ખાવિંદ દિવાનખાનાના મધ્યખંડમાં બેસીને નાસ્તો લેતાં હતાં. ખાવિન્દની ખુશમિજાજી અજબ હતી, હસિનાના દેખાવ ઉપર ગમગીની દેખાઈ ગયેલી હોય એમ તેના મ્લાન મુખડે મ્લાનિની જ રેખા તરવરતી હતી.

અને તે જ વખતે પેલો યુવાન બિરાદર અન્દર દાખલ થયો, જેને જાગતસ્વપ્નમાં હસિનાએ કંગાલ હવાલમાં દીઠો હતો. તેણે ખભેથી પેટી ઉતારી અને મકાનના માલિકની મરજી મુજબ જ માપી લઈને અન્દરથી ખરનની વસ્તુઓ કઢાવવા માંડી. તેમાં એક અકીકની નકશીદાર ડબી હતી—ખીલતા હૃદયના કમળદળ જેવી. પોતાની હસિના માટે તે પસંદ થઈ. એનાં મૂલ્ય પૂછાયાં.

મૂલ્યના ઉત્તરમાં, પ્રેમના પ્રજ્વલિત જેવી જેવા યુવાન સોદાગરની અન્તરસિતારીના ધબકતા તાર ઝણઝણી ઉઠ્યા – "મૂલ મૂલવી શકાય એવી એ ડબી નથી."

"ત્યારે ?" હસિનાના સંસારસ્વામીએ પૂછ્યું.

"ભેટ તરીકે દઉં, તો મંજુર છે ને ?" યુવાને ધ્રુજતા ધ્રુજતા પૂછ્યું.

"હરગિજ નહિ"

અને નકારનો પ્રચંડ પડઘો બન્નેની છાતીએ અથડાયો—યુવાનની અને હસિનાની બન્નેનાં ધડકતા અન્તર એકમેક ભણી યંગી ગયાં ન હોય !

"ભલે" યુવાને અન્તિમ વાક્ય

## હંસલો

સોનેરી ચાંચના હંસલા,
રૂપેરી પાંખના હંસલા,
મોતીની આંખનાં હંસલા,
હંસલા ઉડે ક્યાં એકલો આભમાં ?

હંસલા, પહોળી પસારી તે પાંખ લોલ,
હંસલા, લાંબી લંબાવી તે ડોક,
હંસલા, ચાંચે કમળની નાળ લે, હંસલા.

હસંલા, ઊડયા હંસીના ભાળ લોલ,
હંસલા ઊડી માનસની પાળ,
હંસલા, પાંખે રે આવ્યાં પતાળ લે હંસલા.

હંસલા, ઊંડાં સમદરનાં નીર, લોલ,
હંસલા, આઘાં આકાશનાં તીર,
હંસલા આંખે આશાની મીટ લે હંસલા.

સુન્દરમ્

ઉચ્ચાર્યું: " ખુબ જ થાકી ગયો છું આમાંથી કોઇ પણ ચીજ આપને ભેટ તરીકે ન સ્વીકારવી હોય, તો હમણાં જ મારા સામાનને સમેટી લઇ વદાય થાઉં છું. પણ હું જરા હાથ મ્હોં પખાળી, જળપાન કરી આવું, ત્યાંસુધી મારી પેટી અહીં મૂકતો જાઉં છું."

યુવાન ગયો, આસુથી છલકાતી આંખોને છૂપાવતો ગયો નહિ, હસિના, જે એના પ્યારા બુલબુલને જોતાં જ સહજ હર્ષચમકથી મુગ્ધ બની ગઇ હતી. તેને અકથ્ય વેદનામાં વિહ્વળ કરીને ગયો

" કોને શોધી રહી છે, હસિના ? " પાછળથી ઝુલેખાએ આવીને પૂછ્યું તે વખતે હસિના તેના ગુલબાગની ઝાડીઓનાં ઝાંખરાં, બે હાથે ખસેડીને દૂરદૂર પહોંચી શકે તેટલે દૂરદૂર-તેની તરસી આંખોની મીટ માંડી રહેલી હતી. તેણે ઝૂલેખાને દર્દકથા કહી· ' અનાયાસે આવી મળેલું મારું પ્યારું બુલબુલ પકડતા પહેલાં તો પાછું ક્યાંય અલોપ થઇ ગયું. ઝૂલુ ! બતાવી શકે છે તું ? "

" હા; પણ તું તારી આંખો આંસુથી ભીંજાયલી ન રાખે તો જ બરાબર દેખાય ને ! " કહીને ઝૂલેખાએ હસિનાનાં આંસુ પોતાના પાલવથી લુછ્યાં અને અકીકની પેથી ડબી તેના હાથમા મુકી. તેણે ખુલાસો કર્યોઃ

" બહુ વાર થવા છતાં તે નહિ આવ્યો, ત્યારે બાંદી પાસે તેનો સામાન મકાન બહાર ફજેટી દેવરાવાયો. મેં તેમાંથી આ ડબી, જે તેણે જ ભેટ માટે પસન્દ કરીને આપવા કહાડી હતી, તે ઉઠાવી લીધી; હસિના, ખુદા માલમ, ઉપાડતો ખરી, એમાંજ કદાચ 'બુલબુલ' હોય તો ! "

અને અકીકની ડબી લઇને હસિનાએ તેના હૈયે ચાંપી, ગુલાબી ગાલે દબાવી: અધરોષ્ટે ચૂમી લીધી; અને દીર્ઘનિઃશ્વાસે પાછી લેવાઇ ગઇ.

" હસુ ! બ્હેન ! શું થાય છે તને ?" ઝૂલેખાએ દુઃખી સ્વરે પૂછ્યું.

" બીજું શું થાય, ઝલુ ! યુવાને તેની પેટીનો-તેનો-ભાર અહીં ઠાલવ્યો, તે હળવો થયો, તેણે ભેટ દીધી-પણ મારાથી તેનાં અણમોલ મૂલ્ય નહિ જ દેવાશે...યા પરવરદિગાર ! " અને બોલતાં બોલતાં તેણે અકીકની ડબી ખોલી: ખોલતાં જ તેણે દીઠું એક અમરસ્મરણ ઝૂલેખા ને હસિનાની આંખો પરસ્પર અવાક્ વાત કરતી હોય એમ સ્પષ્ટ લાગતુ હતું.

" ત્યારે મ્હારેય હવે સ્મરણમાત્રે જ જીવવાનુ રહ્યું, ઝૂલુ ! " હસિના બોલી.

" ભૂલે છે: જે પ્રતિમા ત્હારા હૈયાની ડબીમાં વિરાજમાન છે, એજ તસ્વીર અકીકની આ ડબીમાં છે. જગત ઝખ મારે છે. જન્મથી જ જેને જીવનભર પોતાનો કરીને સ્થાપ્યો હોય, તે કિસ્મતના કાળગીયે છિનવી શકશે વાર ? હસુ ! માનસ્પૂજાની તું તો અજબ પૂજારણ છે ને ? "






લેખક : શ્રી તારાચંદ પોપટલાલ અડાલજા
એલ ટી એમ.

"લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું એ બરાબર નથી. ચમનશેઠ, તમે તો ડાહ્યા માણસ છો એટલે વધારે શું કહેવું ?"

ચમનશેઠનું મોં સ્હેજ મરક્યું

"અમ્મા, તું પણ ઠીક લાગે છે ! ચાંલ્લો તો ઉલટો મારે આપવાનો છે મૂળાના પતિકા જેવા ઉજળા રૂપિયાની કોથળીઓનાં મોં તો મારે છોડવાં પડશે અને તું 'લક્ષ્મીના ચાંલ્લા'ની વાત કરે છે !"

"એ તો એમ જ કહેવાય. બાકી તમારા જેવડા આજે દસેક છોકરાનાં બાપ હો તેના—વનમાં પ્રવેશ કરતા—આદમીને કન્યા આપવા કોણ નવરું બેઠું છે ?" કન્યાની દલાલી કરીને રીઢા થઈ ગએલા દલાલે બરાબર નિશાન તાક્યું.

અને એ નિશાનની ધારી અસર થઈ. ક્ષણ પહેલા હસતું ચમનશેઠનું મોઢું ઓશિયાળું થઈ ગયું. દલાલે એ તકનો બરાબર લાભ લીધો.

"જુઓ, ચમનશેઠ, તમને એકાવન વર્ષ થયાં છે આવડી ઉમ્મરે કોઈ કંઈ કન્યા આપે એવો દેશાવરો આ જમાનામાં મળવાનો નથી થોડા ઘણા રૂપિયાને સાટે આવું બધું બાંધ્યું ઘર તમે વેડફી નાખો એ પણ મને રુચતું નથી આપણો સામા વખતનો જુનો સંબંધ છે એટલે મને તમારા તરફ ખાસ લાગણી હોય એ તો સ્વાભાવિક છે. એથી જ હું તમને આગ્રહ કરી રહ્યો છું. આવો લાગ ફરી ફરીને મળવાનો નથી. આજે દસહજાર નહિ આપો તો કાલે ઉઠીને પંદરહજાર આપતાં પણ કન્યા નહિ મળે. અને કન્યા તે કેઇ કન્યા ! નરી રૂપસુંદરી તમારી આખી નાતમાં કોઈના ઘરમાં એવી નમણી નાર નહિ હોય." દલાલ ક્ષણભર રસાવિ બની ગયો. એને તો કોઈપણ રીતે ચમનશેઠને શીશામાં ઉતારવો હતો

'રૂપસુંદરી !' ચમનશેઠ વિચારમાં પડ્યા એની નજરે પોતાની નાતની તમામ સ્ત્રીઓ તરી આવી. એ બધીને પણ રૂપમાં ટપી જાય એવી સ્ત્રી પોતાને મળે તો ..

એવી રૂપસુંદરીના સ્વામીનાથ બનીને પોતાની નાતમાં વિજયડંકો વગાડવાની તમન્ના તેના અંતરમાં જાગી. 'અને પાઈ પાઈનો હિસાબ ગણનાર ચમનશેઠ ધાર્યા કરતાં બે પાંચ હજાર રૂપિયા વધારે ખર્ચીને પણ નાતમાં પોતાની આબરૂ વધારનારી એ કન્યાને મેળવવા તત્પર બન્યા.

* આ વાર્તાનાં પાત્રો વિગેરે કલ્પિત છે

" જો, દામા, તારો બહુ આગ્રહ છે તો મારે દસ હજાર રૂપિયા પણ કબૂલ છે; પરંતુ મારે એ કન્યા નજરે જોવી પડશે. તું કહે છે તેવી તે ખરેખર રૂપાળી હોય તો આપણો સોદો કબૂલ. "

ચમનશેઠે લહેરમાં આવી જઈને દામા દલાલના હાથમાં તાળી આપી ભાવી આનન્દની ધૂનમાં દલાલીથી પેટ ભરનાર દામજી દલાલ અને હજારોની ઉથલપાથલ કરનાર શેઠની સંજ્ઞાથી સંબોધાતા ચમનલાલ વચ્ચે આજસુધી પળાતો ભેદભાવ ક્ષણભર તે ભૂલી ગયો. એ દલાલને તેણે પોતાનો સાચો શુભેચ્છક માની લીધો.

( ૨ )

રાજનગરની ધર્મશાળામાં આજેજ એક મુસાફર કુટુંબ આવ્યું હતું. ધર્મશાળાના રખેવાળને પોતે ઉચ્ચ કુટુંબના વાણિયા હોવાની અને અંબાભવાનીના જાત્રાએ જતાં રાજનગર જોવા માટે પોતે ઉતર્યા હોવાની ઓળખાણ આપી હતી.

પહેલેથી જ સારી બોણી મળતાં રખેવાળને ઉંડા પાણીમાં ઉતરવાનું કંઇ કારણ રહ્યું નહોતું. પૈસા રૂપી પરમેશ્વરે એની જીભને તાળું માર્યું. વધારે પડપૂછ કર્યા વગર તેણે સારામાં સારો ઓરડો કાઢી આપ્યો, વાસણ પાણી અને ગાદલાં–ગોદડાંની સગવડ કરી આપી, અને કંઇ પણ કામ હોય ત્યારે પોતાને ફરમાવવાની ' મહેરબાની ' કરવા વિનંતિ કરી.

" ઘડીએ ઘડીએ તે મારે, કેટલાં નામો યાદ રાખવાનાં ? ત્રણ વખત તો મારું નામ બદલ્યું. વળી આ ચોથી વખત...

" શું કરીએ ? વેશ ભજવવો ત્યારે તો પૂરેપૂરો ભજવી લેવો. નામમાં ફેરફાર ન કરીએ તો તો તરત જ પકડાઈ જઈએ અને કેદખાનાની અંધારી કોટડીમાં હાથમાં હથકડી અને પગમાં બેડી પહેરીને સડી સડીને મરવાનો વખત આવે. " પુખ્ત ઉમરની સ્ત્રીએ કન્યાનો વાંસો પસવારતાં તેને દિલાસો આપવા માંડી.

" પણ હવે તો આ સંતાકુકડીની રમતથી હું છેક કંટાળી ગઇ છું. હવે આવી રીતે ઠામઠામ ભટકવાનું અને પાલવતું નથી."

" શું કહ્યું ? " સામે બેઠેલા અલમસ્ત શરીરવાળા પુરૂષે કરડાકીમાં પ્રશ્ન કર્યો.

" એ કઠોર પુરૂષની ક્રોધથી ભરેલી લાલ ઘુમ આંખો જોતાંજ પેલી કન્યા કાયરતાથી કંપી ઉઠી. એક અક્ષર પણ બોલવાની એની હિમ્મત ન ચાલી.

" સા...કમજાત, અંતે તો હલકું વરણ ખરુંને ? અમે ન હોત તો ખેતરમાં સાંઠીઓ સુડી સુડીને કે સડકના કાંકરા ખોદી ખોદીને મજુરી કરતાં કરતાં કુચો નીકળી જાત. જુવારની રાબને બદલે રસ રોટલીનાં જમણ ખાવાં કંઇ રસ્તામાં પડયાં નથી. જો હું તને સારૂ કહી દઉં છું કે મેં સૂચના આપી છે તે બરાબર ધ્યાનમાં રાખજે. આજથી તારૂં નામ કુંદન, અને તું શ્યામપુરની વણિક કન્યા છે અને અમે તારાં માબાપ છીએ એવો બરાબર વેશ ભજવવાનો છે. "

નામપલટાથી આજથી બનેલી કુંદને એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના ડોકું નમાવીને પોતાની સમ્મતિ દર્શાવી.

× × ×

" આવા ઉદાર જીવડા રોજને રોજ ધર્મશાળામાં આવતા હોય તો કેવુ સારૂં ! " એવા વિચારના વમળે ચડેલા રખેવાળે કોઇ વરઘોડામાં જવાના હોય તેવી રીતે શણગાર સજીને સજ્જ બનેલા એક શેઠને બીજા છેલ બટુક જેવા જુવાન સાથે ધર્મશાળામાં આવતો જોયો અને તે ચમકી ઉઠયો. તેણે વાંકા વળીને માનપૂર્વક શેઠને સલામ કરી.

પેલો છેલબટાઉ ધર્મશાળાનો ખૂણે ખૂણો ખુંદી વળ્યો હોય તેમ રખેવાળને પૂછ્યા વગર જ ધર્મશાળામાં શેઠ સાથે દાખલ થયો અને જે ઓરડામાં પેલા જાત્રાળુઓ ઉતર્યા હતા ત્યાં ગયો.

તેણે જોયું કે અંદર કંઈ વાતચીત ચાલી રહી છે રખેને પોતાના સાથીના કાને એ વાતચીત પડી જાય એ ભયના માર્યા પેલા છેલ બટાઉએ ઓરડાના બારણા- ની સાંકળ જોરથી ખખડાવી

"કોણ છે?"

અંદરથી રૂપાની ઘંટડીના રણકાર જેવો મધુરો અ- વાજ આવ્યો. પેલા શેઠને તો એ અ- વાજ સાંભળી ગ- લગલિયાં થયાં. જેનો અવાજ આવો મધુરો તેની કાંતિ એવી જ મનોહર હોય તો! દેવમંદિરનાં દ્વારો ખુલવાની જેટલી આતુરતાથી દર્શન ભૂખ્યા ભક્તો રાહ જોઈ રહે તેટલી જ જીજ્ઞાસાપૂર્વક એ શેઠ ઓરડાનાં બારણાં ઉઘડવાની રાહ જોઈ રહ્યા.

એ બારણાં ઉઘડ્યાં. વાદળમાંથી જેમ ચંદ્ર ચમકે તેમ બારણાં ઉઘડતા જ સૌંદર્યથી નીતરતી એક કન્યાનું મુખડું ઝબકી ઉઠ્યું. પેલા શેઠની આંખો એના ઉપર ઠરી.

"જુઓ, અમથાલાલભાઈ, આ અમારા ચમનશેઠ રાજનગરમાં એમના જેવા પૈસા

## પ્રેમ પ્રભુ

આકાશે ડોલતી સુહાવી કોઈ વાદળીમાં
ચેતના કો કલ્પનાના મોતી,
હો સંતજી જીવનની વાટ મેં તો ગોતી

પ્રેમના પ્રભુના ગીત ગાતી ને ડોલતી
આતમના પંથ ખોલી ખોલી,
શ્રદ્ધા દીવેટ પૂરી આશાના દીપકે
ઝાંખું છું દિવ્ય પ્રેમ-જ્યોતી
હો સંતજી જીવનની વાટ મેં તો ગોતી

જીવનનો અર્ધ્ય તારા ચરણુંમાં ધરીને
બેઠી છું નિત્ય પ્રીત માંડી
શતદલ ઉઘડેલ મારા આતમની કેરમે
પૂજું છું ભાવના રસાળી
હો સંતજી જીવનની વાટ મેં તો ગોતી.

ઈન્દુમતી દેસાઈ

પાત્ર માણસો ગણ્યાગાંઠ્યા જ છે ઘરે સાહ્યબીનો કંઈ પાર નથી માત્ર એટલુંજ દુ:ખ છે, બિચારાને સ્ત્રી સદતી નથી આજ સુધીમાં ચાર સ્ત્રીઓ તો એક અથવા બીજા રોગમાં ગુમાવી બેઠા હવે પાંચમી વાર પરણવાનો......"

"ત્યારે તો એમની પાઘડીએ મંગળ કહો. એમ હોય તો મારી આ ફૂલકળી જેવી કન્યાની પણ એજ વલે થાય." ક- ન્યાની માતાએ ગંભીરતાપૂર્વક મુશ્કેલી રજુ કરી

શેઠ અકળાયા. રખેને હાથમાં આવેલી બાજી પ- લટી જાય એ ભયથી તેણે ફેરવી નાખ્યું, "ના, ના, એવું કંઈ નથી એ તો આયુષ્યની વાત છે. એથી કંઈ બધા- નું એવું થોડું જ થતું હશે?"

પેલા છેલબટા- ઉએ વાત ઉપાડી લીધી, "બહેન, એ બધા વહેમને જવા દો, અને તમારી કન્યા માટે આવું સારૂં ઘર અને આવો હોશિયાર વર મળે તેને વધાવી લ્યો."

થોડી રકઝક થઈ, નાની મોટી શરતો રજુ થઈ અને મંજુર પણ થઈ, અને એ કન્યાનો વિવાહ શેઠ સાથે નક્કી થઈ ચૂક્યો.

એ શેઠ તે આપણા ચમનલાલ શેઠ અને પેલો છેલબટાઉ તે દામજી દલાલ.

( ૩ )

ચમનશેઠને ત્યાં આજે ખૂબ ધામધૂમ થઈ રહી હતી. જે નાતીલાઓ ' આવા ઘરડા બબુચકના કપાળમાં કોણ ડામ દેશે ? ' કહીને તેની મશ્કરી કરતા હતા એ નાતીલાઓ પણ જાણે પોતાનો જ કોઈ કુટુંબી જણ પરણતો હોય તેમ દોડધામ કરી રહ્યા હતા. લગ્નની તૈયારી તડામાર ચાલી રહી હતી.

" હું નહોતો કહેતો કે પૈસા એ બીજો પરમેશ્વર છે. જર ચાહે સો કર નાણું હોય તો દુનિયામાં ઇન્દ્રપુરી પણ ખડી કરી શકાય." પૈસાના પૂજારી નાતીલાએ ચમનલાલની પ્રશંસા કરવા માંડી.

" પૂળો મૂકો એના પૈસામાં. ગરીબોનાં લોહી ચુસીને પેદા કરેલો એ પૈસો આમને આમ બાયડીઓ પરણવામાં જ વેડફાઈ જવાનો ! આવડી ઉમ્મરે વરઘોડે ચડતાં એને લાજ પણ નહિ આવતી હોય ? કોઈ ગભરૂ કન્યાનો ભવ બગાડવા બેઠેલા એ દંભી શેઠીઆનો તો નાતે બહિષ્કાર જ કરવો જોઈએ." નવા જમાનાના સંસ્કારી એક યુવકનો પિત્તો ઉછળ્યો. ચાલુ જમાનાનો આદર્શ રજુ કરતાં તેણે એ શેઠના બહિષ્કારની યોજના નાતીલાઓ સમક્ષ રજુ કરી.

જૂના વિચારના અને રીઢા થઈ ગએલા શેઠીઆઓના પેટમાં ફાળ પડી. રખેને આ યુવાન પોતાના વિચારનો પ્રચાર કરવામાં ફાવી જાય, રખેને ચમનશેઠનાં લગ્નમાં વિઘ્ન પાડવામાં આવે—રખેને મોટાભા બનીને વિવાદમાં માણવાનો અવસર અટકી પડે—રખેને બે ચાર દિવસ મિષ્ટાન્ન પાણી ઉડાવવાનો, ઓર્ડરો આપવામાં પોતાની લાગવગ વાપરવાનો કે કમિશન કમાવાનો, પીરસણું મેળવીને પાંચ પંદર દિવસનો નાસ્તો ભેગો કરી લેવાનો મોકો એમને એમ ટળી જાય, એવો ભાવી ભય તેમની નજરે તરવા લાગ્યો અને પાણી પહેલાં પાળ બાંધી લેવાની તેમણે સાવચેતી વાપરી.

" અલ્યા બટુક તું આજ કાલનો છોકરો એવી વાતમાં ન સમજે. તમે તમારે નિશાળમાં ભણ્યા કરો અને બહુ આવેશ ઉભરાઈ જતો હોય તો સભાઓ ભેગી કરી ભાષણો આપ્યા કરો, બાકી નાતની પંચાતમાં પડવાનો તમને અધિકાર નથી એ તો ઘરડા હોય એજ ગાડા વાળે. ચમનશેઠ બિચારા પરણે નહિ તો પછી તેનું ભર્યુંભાદર્યું ઘર કોણ સાચવે ? નાણાંથી ફાટી પડતી એની તિજોરી પછી શા ખપની ? "

બટુકે એ નાતીલાના છેવટના શબ્દો બરાબર પકડી લીધા. ઉશ્કેરણી ભર્યા અવાજે તે બોલ્યો " પૈસાનો સદુપયોગ કરવાના બીજા ઘણાય રસ્તા છે. નાતમાં કેટલાય ગરીબ છોકરાઓ પૈસાને અભાવે કેળવણી લેતા અટકી જાય છે તેમને ફી અને પુસ્તકોનો બંદોબસ્ત કરી આપો, તેમને શિષ્યવૃત્તિઓ આપો, વિદ્યાર્થીભુવનો સ્થાપો નાતમાં અનેક વિધવાઓ દળણાં દળીને પણ પેટનું પૂરૂં કરી શકતી નથી તેમને માટે ઉદ્યોગઆશ્રમો સ્થાપો......"

" તમને જુવાનીઆને તો વાતવાતમાં કેળવણી ને ભણતર, બોર્ડિંગ અને ઉદ્યોગ મંદિરો, બીજું કંઇ સૂઝતું જ નથી ! ચમન શેઠનો ધર્માદો ક્યાં ઓછો છે કે એમની આવી ટીકા કરવી પડે ? એના જેવા પરગજુ પુરૂષો આપણી નાતમાં બહુ જ થોડા હશે સવારમાં વહેલા ઉઠીને એ મંદિરે મંદિરે ફરી વળે છે. મહારાજનો ચરણસ્પર્શ કર્યા વગર તો એ જમતાય નથી. વગડામાં જઈને એ રોજ કીડીઆરૂં પૂરે છે, મહાજનમાં ખોડઢોર અને પાંજરાપોળનો હિસાબ એ સંભાળે છે......"

ત્યાં બેઠેલા બીજા યુવાનનું લોહી ઉકળી આવ્યું, " એ બધો નર્યો દંભ છે. એવા

ઘણાય બગલા ભગતો પોતના પાપો ઉપર ઢાંક પીછોડો કરવા માટે પરોપકારી હોવાનો ડોળ રાખે છે."

"અલ્યા, કાંતિ, એમ કાટયું કાટયું શીદ બોલે છે? આ અમે વડિલો બેઠા છીએ તેની પણ અદબ રાખતો નથી!"

"એવી ખોટી અદબ રાખવાનો જમાનો હવે વહી ગયો છે તમારા નજીવા સ્વાર્થને ખાતર ખુશામત કરી કરીને કેટલાયનું તમે સત્યાનાશ વાળી નાખ્યો છો! આશાભરી કોઈ કોડીલી કન્યાનો ભવ બગાડતાં તમને જરાય લાગણી થતી નથી! તમે બેઆ મળીને એ ચમનશેઠનું ભલું કરતા નથી પણ એનો આ ભવ અને પરભવ બગાડો છો! ભલે તમે એનાં લગ્નમાં માણવાનો લ્હાવો લઈ લ્યો, તમારી સ્વાદલૂખી જીભોને ભાતભાતનાં ભોજન ખાઈને સંતોષી લ્યો, તમારો નાનો મોટો સ્વાર્થ પણ ભલે સાધી લ્યો, પરંતુ અત્યારથી જ હું તમને ચેતવણી આપું છું કે જો જાહેર જ્ઞાતિભોજન કરશો તો અમે બધા જુવાનો પિકેટિંગ કરીશું અને એ જ્ઞાતિવરાને અટકાવીશું."

કોઈ યોદ્ધો સામા પક્ષને પડકારતો હોય તેમ આ ચેતવણી આપીને સભામાંથી ઉઠયો. તેની સાથેજ બટુક અને બીજા યુવાનો ઉભા થઈ ગયા અને કાંતિનો સહકાર કરવા પોતે તત્પર છે એમ દર્શાવવા તેની સાથે જ એ સભા છોડીને ચાલતા થયા.

શેઠિયાઓ ઘડીભર સ્તબ્ધ થઈ ગયા. આ જુવાનો ધારશે તો જરૂર એ પોતાનું ધાર્યું કરશે એવી તેમના મનમાં ભીતિ પેઠી.

પરંતુ લાંબા વખતની ટેવ, મોટાભા થવાની ઇચ્છા, સારાં સારાં કપડાં પહેરીને વરઘોડામાં મોખરે રહીને મોટપ મેળવવાની જીજ્ઞાસા અને ચમનશેઠ ઉપર હાથ રાખવા સાથે સાથે ચાર પાંચ દિવસ સુધી ઘરનો ચુલો બંધ રાખીને આખા કુટુંબને ભાવનાં ભોજન ખવરાવવાનો લોભ એ બધું છોડી શકાય તેમ નહોતું. જુવાનીઆની વાતને અમણે હસી કાઢી – "અને કરતા હોય સો કરીએ" એ સૂત્રને પકડી રાખીને ચમનશેઠનો વિવાહ ખૂબ ધામધુમથી ઉજવવાનો તેમણે નિરધાર કર્યો

( ૪ )

પૈસા હોય ત્યાં સૌ સગું થતું આવે છે. ચમનશેઠ કુટુંબમાં એકલા પંડે હતા છતાંય એના જેવા પૈસાદારને મળતા રહેવામાં માલ છે, એમ માનનારા કેટલાય કુટુંબો કાકા મામા કે કોઈ માસીના સગપણે હકનાં ત્યાં આવી પહોંચ્યાં. અને ચમનશેઠના લગ્ન ખૂબ ધામધુમથી થઈ ગયાં.

પેલા આદર્શવાદી યુવાનોએ પ્રથમ તો એ લગ્ન અટકાવવાનો પ્રયાસ કર્યો અને પોલિસને ચેતવણી આપી, પરંતુ જ્યાં કોઈ બીનાં મોં ખુલ્યાં ત્યાં પોલિસદાદા એવી વાત ઉપર ધ્યાન આપે ખરા કે!

"કન્યાને પોતાનો કોઈ જાતનો વાંધો નથી અને કન્યાનાં માબાપ આ લગ્ન કરવા ખુશી છે એટલે પોલિસખાતું કોઈ દર્મિયાનગીરી કરી શકે એમ નથી." એવો રોકડો જવાબ પોલિસખાતા તરફથી યુવાનોને મળી ગયો.

યુવાનો હવે ચડયા લગ્ન ભલે થઈ ગયાં છતાં એ નિમિત્તે બનારા જ્ઞાતિભોજનો અટકાવવા માટે પિકેટિંગ કરવા તેમણે નિરધાર કર્યો.

પૈસાના જોર ઉપર કુદનારા પટેલીઆઓએ માની લીધું હતું કે યુવાનો હવે જરૂર ઠંડા થઈ જશે, પરંતુ જ્યારે રેશમી પીતાંબરોમાં સજ્જ થઈને હાથમાં ઝગમગતા જરમનસિલ્વરના લોટાઓ લઈને નાતીલાઓ નાતની વાડી પાસે જમવા આવી લાગ્યા ત્યારેજ તેમની એ ભૂખ ભાંગી ગઈ તેમણે જોયું કે યુવાનોનું ટોળું વાડીના દરવાજે રોકીને ઉભું છે

પ્રથમ મમ્જાવટ ને પછી રકઝક થઈ; પરંતુ યુવાનો અડગ રહ્યા. નાતીલાઓ માર-ફાડ કરીને પણ વાડીમાં પ્રવેશવા આતુર બન્યા, પરંતુ ગમે તેવી પણ વણિક કોમ કાઠી ડમરી છતાંય બિકણ. પોલિસમાં સપડાવું એ તો જીંદગી હારી જવા જેવું. બીજો કોઈ ઉપાય શોધી કઢાય તો જ મિષ્ટાન્ન પાણી ઉડાવી શકાય એવી તેમની ખાતરી થઈ ગઈ.

એક ડાહીમાના દીકરાએ યુક્તિ શોધી કાઢી. પોતાના ઘરની પછવાડેની ખમચાળીમાં નાતની વાડીનું એક નાનું બારણું પડતું હતું, તે ત્યાં પહોંચી ગયા. વાડીમાં આવીને વાડીના મુખ્ય દરવાજાને અંદરથી તાળું વાસી દીધું અને નાતનાં સ્ત્રી પુરુષોને બાળકોને પોતાના ઘર મારફત એ ખમચાળી અને બારીના નાના બારણા મારફત વાડીમાં પહોંચાડી દીધાં. પંગત બેસી ગઈ અને 'ઘેબર તમારે' 'ગરમા ગરમ ભજીયાં,' એવા મોંઢામાં પાણી લાવનારા શબ્દો યુવાનોને કાને પડ્યા ત્યારે જ તેમને ખબર પડી કે પોતાને છેતરવામાં આવ્યા છે. હાથ તાળી આપનાર એ નાતીલાઓને મનમાં જ સરસ્વતી સંભળાવતા યુવકોને બારણા ઉપર બેઠેલા નાતીલાઓને હાથ પકડીને ઉઠાડવાનું મન થઈ આવ્યું, પરંતુ અફસોસ વાડીના બારણાને અંદરથી તાળું માર્યું 'હતું' પલક માત્રમાં તેઓ બધો મામલો સમજી ગયા. બીજો કોઈ રસ્તો હોત તો તેઓ વાડીમાં દાખલ થવાનો પ્રયત્ન પણ કરત પરંતુ કોઈના ઘરમાં થઈને જવું ! ઘરપ્રવેશનો ગુન્હો કરીને પોતાના પગ પર કુહાડી મારે તેવા મૂર્ખ તેઓ ન હોતા. પોતાનો આદર્શ કામ અધુરો રહેલો જોઈ કોચવાતા ને મનમાં બબડતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

'કેસરી કોપરાપાક,' 'પીરસતાની જરી,' 'હાજી તમારે'ની ધુમોથી વાડી ખૂબ ગાજી ઉઠી.

( ૫ )

" માબાપ તમારા હૈયામાં રામ વસતો હોય તો આટલી વ્યાજની રકમ તો દયા કરીને છોડી દો. આમ કાંધા ઉપર કાંધા ભરીને તો મારી કાંધ પણ ઘસાઈ ગઈ હવે તો ઘડપણ આવ્યું છે એટલે કામ પણ થતું નથી અને પેટનો ખાડો પૂરવાના પણ સાંસા પડે છે."

" તે અહીં શું કંઈ સદાવ્રત બાંધ્યું છે કે તમારા જેવાને નિભાવ્યા કરીએ ! પૈસાનાં કંઈ ઝાડ થતાં નથી, સમજ્યોને ! આ વખતમાં તો એક પાઈ કમાતાં પણ અંગે પરસેવો ઉતારવો પડે છે." ચોપડામાં માથું ઘાલીને કલમથી ચબરકી ઉપર આંકડાઓ મૂકતા અને આંગળાને વેઢે હિસાબ કરતા ચમનશેઠ તડુક્યા.

એનો ઘાંટો સાંભળીને અંદરથી નવા શેઠાણી કણીકવાળા હાથેજ 'શું છે ?' 'શું છે ?' કરતાં ત્યાં આવી લાગ્યાં.

" બા, જરા શેઠ સાહેબને સમજાવોને. આખી જીંદગી રહી રહીને આ ઘર ભર્યું છે છતાંય હવે આવી આખર અવસ્થા એ પણ મને કરના સકંજામાંથી છોડતા નથી."

પોતાની નવી રમેને પોતાને માટે ખરાબ અભિપ્રાય બાંધતી થઈ જાય એવી શંકા આવતાં ચમનશેઠ એ ડોસા તરફ રોફબંધ ચોપડો ફેંકતા બોલ્યા : સા...ડકની જાત એને કોઈનો વિશ્વાસ જ ન મળે. લે, ઘાતીઆ, તારે જોઈએ તેને આ ચોપડો બતાવ. ચોપડો કોઈની શરમ નહિ રાખે, સમજ્યોને ! "

ચમનશેઠની દુકાન આગળ કંઈક ધાંધલ થાય છે એમ જાણતાં બે ચાર વણકરો ત્યાં આવી લાગ્યા, અને શેઠને મીઠું લગાડવા બોલ્યા, " કેમ દાના કાકા, તમારી તો રોજની આ ને આ ભાંજગડ. ચમનશેઠની સાથે વહેવાર રાખવો અને રોજ ટપાટપ કરવી એ તે ભલા કેમ ચાલે ! "

"માના, જો તો ખરો, ભલા, આખી જીંદગી શેઠનું વણી વણીને થાકી ગયો તોય મહિ પાંચ પૈસાની પૂંજી ન થઇ. આવું ગજ્જું તમે જુવાન છો તો પણ વણી બતાવો તો હું તમારો ગુલામ બની જાઉં."

આવેશમાં ને આવેશમાં દાના ભગતે ખાદીનો તાકો શેઠની દુકાનના ઓટલા ઉપર ફેંક્યો.

સ્વાભાવિક પ્રેરણાથી કુંદન ઓટલા આગળ આવી. તેણે બન્ને હાથ મસળીને કચ્ચિક ખંખેરી નાખી અને એ તાકો તપાસતાં બોલી, "વાહ! કેવું પટ્ટ બોજ છે ના! આ ગજ્જું તો જાણે આઠ વીસીથી સંચમાં ભરેલું હોય એવું ફક્કડ છે."

દાનો ભગત ચમક્યો. ચમનશેઠનાં નવાં શેઠાણી આ કાપડનો વણાટ અને વીસીની મજબુતી ક્યાંથી સમજે! એ ધારી ધારીને તેના તરફ જોઇ રહ્યાં. બીજા વણકરોને પણ એના જેવી જ શંકા થઇ. તેઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા, "એલા, આપણા નાના ગામના દલીઆ ઢેડની દીકરીને કોઇ નસાડી ગયું હતું એ તો આ ન હોય? બરાબર એના જેવો જ શરીરનો બાંધો, એવું જ નમણું નાક, એવી જ મારકણી આંખો, અને એવો જ તીણો અવાજ!"

"મુઓ મર, મરખા, એવી વાત કરીશ ને તો પેલો તારો કાકો ચમનશેઠ ચોખ્ખું રંગી નાખશે અને તારી વણકરી પણ બંધ કરશે."

પેલા બોલનારે પોતાની જીભને ત્યાં તો સીવી લીધી, પરંતુ તેની આંખ વારે ઘડીએ કુંદન ઉપર ફરવા લાગી—જાણે પોતે જુએ છે તે સાચું છે કે ખોટું તેનો નિર્ણય કરવા માગતી ન હોય!

ચમનશેઠને પણ કંઇક શંકા પડી. તેણે રોફમાં જ આજ્ઞા કરી, "જાવ, ઘરમાં તમારું કામ કર્યા કરો. વેપારની વાતમાં તમે શું સમજો?"

અત્યારે શેઠ કંઇ પણ સાંભળે તેમ નથી એવી ખાતરી થતાં દાનો ભગત ત્યાંથી ઉઠ્યો. જતાં જતાં બન્ને હાથ જોડી તે કરગર્યો, "શેઠ, અમે તો અભણ માણસ નામાં ઠામામાં કાંઇ ન જાણીએ. બાકી દુનિયામાં અંતે તો 'દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં' રહેશે. હું તો આ ચાલ્યો. તમે જાણો ને તમારો પ્રભુ જાણે."

આવા ઉપદેશનાં વચનો તો રોજ કાને પડતાં અને ચમનલાલ એને ઘોળીને પી જતો. પૈસો એ જ એનો પ્રભુ હતો. એ પ્રસન્ન હોય એટલે એના મનથી બધું ય ક્ષેમકુશળ હતું. દયા કરવાનો વિચાર કરતો રહે તો એનાથી એકના બમણા શી રીતે થઈ શકે!

ચમનશેઠને દુકાન રાખવાની જરૂર નહોતી. પોતાના મકાનની નીચે જ એક નાની સરખી દુકાન કાઢીને તેમાં જ તેણે પોતાની પેઢી જમાવી હતી. અનેક ભીલ-મજુરો, કારીગરો, ખરા તાપમાં લોહીનું પાણી કરનારા ખાડા કે તળાવ ખોદી કાળી મહેનત કરનારા ગરીબ મજુરો એને ત્યાં આવતા. પાંચ દશ કે પચીસ પચાસ રૂપિયા વ્યાજે લઈ જતા અને વ્યાજ વટાવ સાથે સવાયા કે દોઢાને હિસાબે પાછા ભરી જતા.

એનો બીજો ધંધો વણકરોને સુતર આપી કાપડ વણાવી લેવાનો હતો. અજ્ઞાન વણકરોને એમાં ચમનશેઠને શું મળતર હતું એનો ભાગ્યે જ ખ્યાલ હતો. એ તો એની આપી મજુરી લેતા ને છડમી જાણે એની સાથે જ જડી હોય તેમ બાધા ભૂખ્યા રહીને પણ જળોની માફક એને વળગી રહેતા.

પરંતુ ચમનશેઠ એવા પરોપકારી પુરુષ ન હોતા કે વણકરોના હિતને માટે આ બધી ધમાલ કરે. વણકરોને સુતર આપે તેના ઉપર વેપારી નફો તો ચડાવેલો હોય જ. પરંતુ જ્યારથી તેને સુતર આપવામાં આવે ત્યારથી એ ઉધાર આપેલા સુતર ઉપર એનું

વ્યાજ ચડે. વણકર, તેની સ્ત્રી અને છૈયાં છોકરાં બે ત્રણ દિવસ મહેનત કરીને લગભગ ચોવીસ વારનો એક પાટ વણી લાવે ત્યારે એના હાથમાં માર ચૌદ આના વણકરીના આવે, અથવા પોતાના જોખમે કાપડ વેચીને પૈસા ભરવા જાય તો પણ એ પૈસાનો મોટો ભાગ તો શેઠના વ્યાજ વટાવમાં ચાલ્યો જાય

એમના દુઃખની કે દરિદ્રતાની ચમન શેઠને પંચાત ન હોતી. પોતાની તિજોરી તર થાય એ એક જ એનું લક્ષબિંદુ હતું. એના હાથમાં આવેલો વણકર કે મજુર ભાગ્યેજ એની જાળમાંથી છટકી શકતો. કોથળી છોડામણ, વ્યાજ, હપ્તા પડવાથી આકારવામાં આવેલું ચક્રવૃદ્ધિ વ્યાજ અને લાગ ફાવે તો વ્યાજખાઉ મારવાડીની હોળીનો હિસાબ નોંધવાની કુશળતા એ બધાને લીધે એને ચોપડે ચડેલો માણસ એમાંથી કદી મુક્ત થઈ શકતો નહોતો.

એના નાતીલા ઘણી વાર કહેતા કે "ચમનલાલ, મજુરોના લોહીના પૈસાથી તાગડધીન્ના કરે છે," છતાં એજ નાતીલાઓ એ લોહીને પૈસે મળતી મિજબાની અને નાતજમણો ઉડાવતાં કદી પણ અચકાતા નહોતા.

( ૬ )

સ્વાર્થ એ એવી અજબ વસ્તુ છે કે એમાં ધર્મ અને નીતિ બધું શિથિલ થઈ જાય છે. ચમનશેઠના ગ્રાહકોમાં માત્ર ઢેઢ વણકરોજ હતા એવું નહિ. પરંતુ ભંગીની સાથે પણ તેમને લેવડદેવડ કરવી પડતી. પૈસો મળતો હોય તો ચમનશેઠ બધું ય કરવાને તૈયાર હતા. અસ્પૃશ્યતા નિવારણ સંઘ એના ગામમાં સ્થપાયો ત્યારે 'એ બધા ધર્મ ડુબાડવા બેઠા છે'—'હળાહળ કળિયુગ આવ્યો છે,' 'લોકો કેવળ ધર્મભ્રષ્ટ બની ગયા છે' એવા એવા ઉદ્ગારો ઉછળી ઉછળીને આખી નાત સાંભળે તેમ તેણે ભર નાતમાં ઉચ્ચાર્યાં હતા, છતાંય એ જ અસ્પૃશ્યોના હાથમાંથી આવતા રૂપિયા, કે પૈસાને હાથ અડાડતાં—પોતાની ગાદી ઉપર મૂકતાં કે પેટીમાં પધરાવતાં તેને જરાય અભડાઈ જવા જેવું લાગતું નહોતું. હા, એક સાવચેતી તે અવશ્ય રાખતો—જ્યારે પોતાનું કોઈ નાતીલું દુકાન ઉપર હાજર હોય ત્યારે વણકરે વણેલા બોજાને કે મજુરે ભરેલા પૈસાને તે પાણીની છાંટ નાખ્યા પછી જ અડતો, પરંતુ જ્યારે ઘણાં ઘરાકોની ધમાલ હોય ને આસપાસ કોઈ જોનાર ન હોય ત્યારે એ ઝીણો ધર્મ એનાથી નહોતો સચવાતો—સાચવવાની એને જરૂર પણ નહોતી લાગતી

અને આમ છતાં તે સવારના પહોરમાં ઉઠીને પ્રભાતિયાં લલકારતો, નાહી ધોઈને પાંચદશ મંદિરે પહોંચી વળતો, અને જેમ કેટલીક મોટી કંપનીઓ પોતાના ટ્રેડમાર્કથી ઓળખાય છે તેમ પોતે ચુસ્ત વૈષ્ણવ છે એમ બતાવવાને માટે કપાળમાં મોટું ટીલું તાણતો. વાત આટલેથી જ અટકતી નહોતી. પોતાનું ધર્મિષ્ઠપણું જાહેર કરવાને માટે અને પવિત્ર પુરુષ તરીકે સગાંવહાલાંમાં પંકાવા માટે નાતના ગોરને પણ તે વખતોવખત સીધું આપતો, કોઈ વખતે કથા પણ કહેવરાવતો અને પોતે કરેલા પાપનો પુંજ બાળીને ભસ્મ કરી નાખવાનો ઇજારો રાખનાર એ બ્રાહ્મણને પોતાના પાપનો હવાલો સોંપી દીધાનો સંતોષ મેળવતો

ગરીબોના ગળા રેંસીને એ ખૂબ પૈસો ભેગો કરતો પરંતુ એ પૈસાને પાંખો આવતી અને એક અથવા બીજે રસ્તે એની તિજોરીનો ભાર હળવો થઈ જતો. આજ સુધીમાં એ ચાર પત્નીનો પતિ બન્યો હતો. મૂળ તો નાતમાં કન્યાની અછત અને ભાઈનું કુળ મનાય હલકુ, એટલે ગામડે ગોઠડેથી પાંચદશ હજાર રૂપિયા ખરચાવીને કન્યા મેળવવી પડતી

' જુવાન જોધ એ ભગીને આવા અપમાનસૂચક શબ્દોથી પગથી માથા સુધી લાગી ગઈ. પોતાની સ્થિતિનું એને ભાન ન રહ્યું. ગર્વભર્યા અવાજે ઉત્તર આપ્યો, " શેઠ, અમે તેમ તો પણ તમારા જેવા માણસ જ છીએ. તમારૂં મેલું ઉપાડીએ, ગંદકીને દુર કરીએ, અને બી'તા બી'તા ફરીએ તો પણ તમે તો અમને અપશુકનિયાળ જ માનોને !"

" એક વાર નહિ પણ સાડી સાત વાર મા...ને પેલા જુવાનોએ નાહક ચડાવી માર્યા છે. ચાલ, જલદી ટોપલો લઇ લે તારૂં મો કાળું કર. "

ઘણા દિવસનો દાબી રાખેલો ઉભરો એકાએક બહાર નીકળતો હોય તેમ પેલા જુવાનના મોંમાંથી તાતા તીર જેવા શબ્દો નીકળવા લાગ્યા "ચમન શેઠ, તમે શેઠ છો તો તમારા ઘરના. નાહક એલફેલ ન બોલશો. અમારૂં મોઢું જોતાં તમને ત્રાસ છૂટે છે, પરંતુ જરા પગ નીચે બળતું તો જુઓ. તમારા ઘરમાં જેનું મોઢું જોતાં તમે આખો દિવસ બેસી રહો છો તે જાતની કોણ છે ? તે તો તપાસો. "

" કોણ રતનો ? " પાછળથી ચીસ સંભળાઇ. ચમનશેઠે પાછળ નજર કરી અને એના હોશકોશ ઉડી ગયા. પોતાનો ઝઘડો પાછળ ઉભા ઉભા સાંભળતી કુંદન ' રતનો ' શબ્દ ઉચ્ચારતાં બેભાન થઇ પડી હતી !

રતનો મુળ શ્યામપુરનો વતની. એનાજ ગામની વણકરની આ છોકરી. વરસો સુધી રતનો અને એ છોકરી સાથે રમેલા !

રતનો એને કેમ ન ઓળખે ? પણ વાણિયાના ઘરમાં એ ક્યાંથી હોય એજ એને સમજાતું નહોતું. તેથીજ આજ સુધી એ મૂંગો રહ્યો હતો. આજે તો ક્રોધના આવેશમાં એનાથી બોલાઇ જવાયું.

રતનાએ જોયું કે ત્યાં ઉભા રહેવામાં માલ નથી. ટોપલો માથે મૂકીને તે બીજા ઘર તરફ ચાલ્યો ગયો.

ચમનશેઠ કુંદનને ઘરમાં ઘસડી ગયા. પવન ઢોળીને તેને શુદ્ધિમાં આણી અને નાના બાળકને ફોસલાવતા હોય તેમ તેની પાસેથી સાચી હકીકત કઢાવવા પ્રયાસ કર્યો.

કુંદન વિચારમાં પડી. એની ખાતરી થઇ ગઇ કે પાપનો ઘડો ભરાઇ ચૂક્યો છે. પોતે નહિ કહે તો પણ પેલો રતનો સાચી વાત કહી દેશે એવી તેની ખાતરી થઇ ગઇ. તેણે દઢ મન કરીને સઘળી હકીકત ચમન શેઠને જણાવી દીધી.

પોતે જેને વણિક કન્યા માનીને પરણ્યો હતો, એ તો શ્યામપુરની વણકરની છોકરી હતી. એ છોકરીને એક મુસલમાન ઉપાડી ગયો, પૈસાની લાલચે એ એનો બનાવટી બાપ બન્યો અને ધનલોભી એક વિધવાને શોધી કાઢી એની સૌભાગ્યવતી (!) મા બનાવી દીધી પ્રથમ એક રજપુતને ત્યાં, બીજીવાર એક ધાંચીને ત્યાં, ત્રીજી વખત એક પાટીદારને ત્યાં અને ચોથીવાર વાણીયા ચમનશેઠ સાથે તેને પરણાવી પેલો મુસલમાન દર વખતે પૈસા મેળવતો, તેનાથી ચમન ચમન ઉડાવતો અને જ્યારે પૈસા ખૂટે ત્યારે ફરીથી એ છોકરીને નસાડી જતો. ભલભલા કન્યાદલાલોને પણ એ છેતરી શકતો. દામોદરલાલ પણ દલાલાની આશાએ છેતરાયો અને કુન્દન નામધારી એ વણકર કન્યા ચમનશેઠને કપાળે ચોંટાડી.

આ બધી હકીકત જાણતાં ચીમનશેઠના હોશકોશ ઉડી ગયા ' અરરર ! હવે શું થશે ? નાતિલા જાણે તો મોત જ મળેને ! '

એ કુન્દનને ત્યાંને ત્યાંજ પીંખી નાખવાનું તેને મન થઇ આવ્યું; પરંતુ પોલીસનો ડર ! એ તો હોલામાંથી ચુલામાં પડવા જેવું થાય તેણે કુન્દનને ઘરમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી.

( ૭ )

બીજે દિવસે સવારે ચમનશેઠનું ઘર સૂનું થઇ પડયું. સગા વ્હાલાને તેણે એમજ જણાવ્યું કે કુન્દન પીયર ગઇ છે.

બપોરે ઉઘરાણીના નાણાં મુકવા માટે તેણે તીજોરી ઉઘાડી એજ વખતે એને ખ્યાલ આવ્યો કે બધું બરાબર છે કે નહિં તે તપાસી જોઉં ! ચોરખાનું ઉઘાડતાંજ તેના હાથમાંથી કુચીનો ઝુડો સરી પડયો, ટાંટીયા ધ્રુજવા લાગ્યા, તે ઢગલો થઇને જમીન ઉપર ઢળી પડયો. ચોરખાનામાં છૂપાવેલી સોનાની ગીનીઓ ગૂમ થઇ ગઇ હતી.

કુન્દન પાસે ચાવી રહેતી હતી એટલે એનુંજ આ કામ એવી તેની ખાત્રી થઇ, દઇ પરંતુ હવે શું થાય !

પોલીસને ખબર આપવાનો તેણે વિચાર કર્યો, પરંતુ એમાં કુન્દનનું નામ આવે, એની જાત ઉઘાડી પડે એથી તો પોતે ઉલટો વધુ બેઆબરૂ થાય ! ' ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ' એ ન્યાયે દેવને દોષ દઇ તેણે વાત દબાવી દીધી.

પરંતુ ગમે તેટલી સાવચેતી રાખવા છતાં આવી વાતો કદિ છૂપી રહી છે ? રતનાએ વણકરો સાથે મળી વધુ ખાત્રી કરી લીધી, અને શેઠે કરેલા અપમાનનું વેર વાળતો હોય તેમ ધીરે ધીરે એ વાત ફેલાવી પોલીસ ખાતાને પણ એ વાતની ગંધ પહોંચી. પરિણામે વાત છાપે ચડી અને જાહેર થઇ.

ચમનશેઠના નાતિલા એકઠા થયા, સ્પર્શ થતાં તરત જ નાહી નાખવું પડે તે નાતની કન્યાને ઘરમાં ઘાલનારને સદાને માટે નાતબહાર મુકવો જોઇએ એવી એક પક્ષની માગણી હતી તો બીજા પક્ષનો એવો બચાવ હતો કે ચમનલાલે જાણી જોઇને આ ગુન્હો કર્યો નથી માટે તેના ઉપર કોઇપણ જાતના પગલાં લેવા તે વ્યાજબી ન ગણાય.

ત્રીજા પક્ષે ત્રીજી જ વાત રજુ કરી, " જ્ઞાતિ એ તો ગંગાનો પ્રવાહ છે, એ ધારે તેને તારે. એટલે ચમનલાલ જ્ઞાતિ પાસે પાઘડી ઉતારી માફી માગે અને પ્રાયશ્ચિત રૂપે એક જ્ઞાતિભોજન કરે એટલે એને જ્ઞાતિમાં રાખવામાં વાંધો નથી "

જ્ઞાતિભોજનના રસિયાઓના મ્હોંમાં પાણી છૂટયું. તેમણે આ ત્રીજી સૂચનાને વધાવી લીધી

પરંતુ બીજા પક્ષે વચમાં કાતર મારી, " એમ નહિ ચાલે, પ્રાયશ્ચિત એણે એકલા એજ શા માટે લેવું જોઇએ ! બધા નાતિલાઓના લગન નિમિત્તે થયેલા જ્ઞાતિ ભોજનોમાં જમ્યા છે, એની નવી સ્ત્રી જેને ખાતર આ ધાંધલ થયું છે તેના હાથનું તૈયાર કરેલું કે પીરસેલું ભોજન અનેક જ્ઞાતિબંધુઓએ કે સગાંવ્હાલાંઓએ ખાધું છે એ જોતાં તો આખી જ્ઞાતિ પ્રાયશ્ચિતને પાત્ર છે. "

" અરે જ્ઞાતિ એ તો ગંગા સ્વરૂપ ! એને આવો બાધ ન નડે તમે પણ શું ભલા માણસ પાણીમાંથી પોરા કાઢવા જેવી વાત કરો છો ? " ત્રીજા પક્ષના માણસોએ હોહા કરવા માંડી, " એ તો એમ જ, હવે બીજી લપ છપ કંઇ જ નહિ. ચમનશેઠ જ્ઞાતિ ભોજન આપે એટલે જ્ઞાતિગંગાએ તેમને શુદ્ધ કર્યો એ એમજ ગણાય ! "

અને આ પક્ષની સંખ્યા વધારે હોવાથી એ સૂચનાનો સ્વીકાર થયો, જ્ઞાતિજનોને જમણ મળ્યું અને ચમનશેઠની આબરૂ ટકી.

જમતાં જમતાં પણ શેઠિયાઓ કાળાં ડમરા થઇને એકજ સૂત્ર ઉચ્ચારતા હતા, " બાઇ જ્ઞાતિની તે શી વાત કરીએ ! એ તો ગંગાનો પ્રવાહ ! "




# વ્હાલી બ્હેન

લેખક :

શ્રી યશવન્ત મ. દેશાઇ

બે મિત્રો હતા

રાજાનો કુવર અને પ્રધાનપુત્રની શેતરંજની રમતો, રાજકન્યા અને શેઠની દીકરીની મીઠી મશ્કરીથી છલકાતી આનંદ ગોષ્ટી અને વિલાસી ધનવાન સાથે સીનેમા, બીલીયર્ડ બાર રૂમ અથવા રંડીના મકાનમાં રખડતો સ્વાર્થી ખુશામતીઓ દોસ્ત ! એવા અનેક પ્રસંગોથી આપણો પુરાતન ઇતિહાસ અને નવલ સાહિત્ય ઉભરાતાં આવ્યાં છે.

પરન્તુ મિત્ર અને મૈત્રીની વ્યાખ્યા, તેની સંબંધ મર્યાદા યુગેયુગે પલટાતી આવી છે. તેમાં સમયના પ્રવાહ સાથે અજબ પરિવર્તન થતાં આવ્યાં છે.

પુષ્કરલાલ ચાર વર્ષ પર એલએલ. બી. થયા. અને કેવળ અદેખાઇથી જ વકીલોની જમાતનું મહત્વ ન સ્વીકારી, તેમની બદનક્ષી કરતા લોકો કહે છે તેમ ' અસીલોનાં ગળાં રહેંસવાનું કામ ' ધપાવે રાખ્યું હતું. પણ પોતાનું ગળુ એમ સહેલાઇથી કપાવા દે એવા કાચા આ જમાનાના અસીલો નથી એ વાત તો વકીલો અને અસીલો સિવાય બીજા ઘણાં લોકો જાણે એટલી જાહેર છે.

તેનો મિત્ર સુરેશ, બી. એ. માં ચાર વખત ફેઇલ થઇ, પોતાની બુદ્ધિની યોગ્ય કદર કરવામાં પછાત પડેલા પરીક્ષકો ઉપર શાપની સરસ્વતી વર્ષાવતો, દહાડાનાં ત્રણ ટયુશન કરી, આગામી પરીક્ષા માટે વાંચવાની તૈયારી કર્યાં કરતો હતો.

✠

" આવો, આવો, સુરભાઇ, આજે કંઇ ઘણે દા'ડે દેખાયા ! " એક સ્વદેશી બાળકને ટેમ્સ નદીનું વર્ણન ગોખાવતાં કંટાળેલા સુરેશને પુષ્પકરલાલના આંગણાંમાં જ તેમની પત્ની સુશીલા તરફથી મીઠો આવકાર મળ્યો. તે વખતે પુષ્કરલાલ પોતાની ઓફીસમાં મરીઓના લોહી ચૂમનાર લેણદારની ખાતાવહી અગર રોકડમેળ સાથે માથાકૂટ કરતા હશે. અથવા તો બેવડો ઢોંગી, રસ્તા ઉપર જ પોતાના સ્વરાજ્યનો હક્ક સાબીત કરતા કોઇ દાદાની ધરપકડનો રસીલો ઇતિહાસ સાંભળતાં હશે, એ વાત સુરેશથી અજાણી ન્હોતી. છતાં તેજ વખતે એ તેમને ઘેર જાય એ તો જુની આંખે નવી દુનીયા તરફ કટાક્ષથી જોનારને ઘણું વાંધાભર્યું લાગે જ. એવા-

એ જાણી લે કે મિત્રને ઘેરે રસોડામાંથી ' નથી, બહાર ગયા છે ' નો જવાબ સાંભળી પાછા જવાનો જમાનો ચાલ્યો ગયો છે. અને આ નવા જમાનામાં મિત્ર અને મિત્ર પત્ની વચ્ચે ઝાઝો ફેર દેખાતો નથી.

સુરેશે તો નિરાંત જીવે, કોટ કહાડી, મ્હોં ધોઇ સુશીલાને ચાહનો ઓર્ડર આપી દીધો.

" સુશી બ્હેન, આજે તો તમારે ત્યાં ચાહ પીવાજ આવ્યો છું રોજને રોજ જમશેદની હોટલની ચાહ ભાવે પણ કેમ ! "

" ત્યારે તો એકાદ સારી દેરાણીને શોધી લાવોને કે બધી આપદા ટળી જાય " સુશીલા મજાકથી બોલી અને રસોડામાં ચાલી ગઇ.

સુરેશ તેને જતી જોઇ રહ્યો, ત્યારે તેનાં મગજમાં કઇ કંઈ તરંગો થયા.

✠

સુશીલાએ સુરેશને કહ્યું—" સુરભાઇ, હું તો કાલે તીથલ જવાની છુ. "

ચાહ પીતાં પીતાં, જમશેદની, મિત્ર પત્નીની અને તેમનાં ભવિષ્યનાં થનાર દેરાણીની ચાહની રસતુલના કરતો સુરેશ આ વચન સાંભળી અટક્યો. તેને પ્રશ્ન કર્યો. " કેમ હમણાં ! એકલાં જ જવાનાં કે પુષ્કર સાથે આવવાનો છે ! "

શું આ પ્રશ્ન અર્થસૂચક હતો ?

" એકલી જ, " તેને જવાબ મળ્યો, "હમણાં એમને ક્યાં કોર્ટમાં રજા છે ! ઘણાં દીવસથી મુંબાઇ બહાર મે પગ નથી મૂક્યો, એટલે મારો જીવ અકળાઇ ગયો છે "

" I see " સુરેશ પોતાની હમેશની ટેવ મુજબ બોલ્યો.

" તમે આવજોને, રજા મળતી હોય તો. " સુશીલાએ પતિના મિત્રને સ્વાભાવિક આમંત્રણ આપ્યું પણ તે સાંભળી સુરેશના મનમાં કંઇક અસ્વાભાવિક લાગણીનો ઉદ્ભવ થયો છતાં તે પોતાની રાબેતાની સ્ટાઇલથી બોલ્યો, " જોઇશ, એકાદ રવિવારે " એ શબ્દમાં એનાં હૃદયમાં કોઇ નવા ઉભરાયલા આનન્દનો કંપ આછો આછો ભાસતો હતો

સુશીલા હસતાં હસતાં બોલી, " એમાં જોવાનું શું છે ! તમારા ફ્રેન્ડ પણ કહેતા કે તમારી કંપની ( સોબત ) ઠીક પડશે "

✠

સુશીલા બ્હેન તીથલ ગયાં.

તે ઘણું ભણ્યાં ન્હોતાં અંગ્રેજી એ બી, સી. ડી લખી શકતાં અને સરકારી પતિના સહવાસથી ક્વચિત વાતચીતમાં ' યસ–નો ' જેવા ટહુકા પુરી શકતાં આચાર વિચારમાં તે ઘણાં આગળ પડતાં ગણાતાં, કોઈ વખત પગમાં ચંપલને બદલે મોજડી ચડાવતાં, તો કોઇ વાર કેશાવલીની ફેશન છુટી રાખી તેને છેડે સુંદર ગુલાબનું ફુલ લટકાતી ઉઘાડે માથે બેધડક ફરવા નીકળતાં, તો કોઇ વાર શોખ થાય તો હાથ ઉપર બંગડી પહેરવાને બદલે રીસ્ટવોચ સોહાવી હાથમાં છત્રી રાખી છટાથી ફરતાં માલમ પડતાં. આ બધામાં એમનાં જુના વિચારનાં ઓળખીતાઓને ' વાત ' કરવા જેવું પણ લાગતું. અને પોતાને માટે કાળજી લેનાર આટલા બધા કાજીઓ છે એ જાણી તેમનું મન અપૂર્વ સંતોષ પામતું.

તીથલનાં એક ખૂણામાં સાગરની અનન્ત લહરીઓ સાથે જાણે મૈત્રી જમાવી બેઠેલો એ બંગલો તેને કહ્યા કરતો કે " આપણે એકમેકને સારી પેઠે ઓળખીએ છીએ. "

તેના ઓટલા પર બેઠા બેઠા સિન્ધુ સાથે એકાન્ત ભરી તાદાત્મ્યવૃત્તિ સાધનાર કોઇ કળાકારની સૌન્દર્યપીપાસા છીપે એવું શાન્ત, રસીલું વાતાવરણ હતું.

તેમાં કુદરતનો કળાકાર નહિ એવો સુરેશ, પુષ્કરનાં અત્યાગ્રહથી ( ભલે પછી તે જાણી જોઇને કરાવેલો હોય. ) આજે સવારે આવી ચઢયો હતો. અતુલનાં સુશીલાબ્હેનને સંગત આપવા માટે, ચાર પાંચ દિવસ માટે તેમનું આતિથ્ય સ્વીકારવાની નિઃસ્વાર્થ સેવા તેણે ઉપાડી લીધી હતી.

પણ...આ શું ? તમારી આંખમાં કંઇ દર્દ થયું ? એ ફાટી જતી હોય તેવી કેમ થઇ ગઇ ?

હા. હા સમજ્યો. આવા નિર્જન એકાન્તમાં સુશીલા અને સુરેશ એકલાં રહે એ તમારાં આર્યત્વને ન રુચ્યું હોય. તમને કદાચ સૃષ્ટિનો પ્રલયસમય નજીક આવતો જણાતો હોય

પણ તેમાં તમારો શો વાંક ? આપણું સામાજીક વાતાવરણજ એવું છે કે પરણેલી સ્ત્રી સાથે તમે વાત કરો તો કદાચ તમે એને નૈતિક અધઃપતન તરફ ઘસડી જાવ છો અને જો કોઇ અપરિણીત કીશોરી હોય તો તમે એને ભગાડી જશો એમ મનાય છે આપણાં નીતિ અનીતિનાં મૂલ્ય એવાં તો કડક અને ભયંકરતાભર્યાં અકુદરતી છે કે પરસ્ત્રી સાથે વાર્તાલાપ એટલે તેનું આવીજ બન્યું. પછી સાથે એકલાં રહેવાની વાત તો થાય જ નહિ.

અહા, આપણું આ Prudism ! આપણું આ અધકચરા નીતિ–આદર્શોનું જીવલેણ દર્દ ! કોઇ હકીમ સમજાવશે ?



સુરેશ બધી રીતે ફાંકડો પણ એની આત્મશ્રદ્ધા હદપારની હતી. સંસારનો એને અનુભવ ન્હોતો. હજી તો એ ગદ્ધા પચ્ચીસીનું બેફીકર જીવન માણી રહ્યો હતો. અને એકલો હતો એટલે કેટલેક અંશે રહેણી કહેણીમાં થોડો ઘણો સ્વચ્છંદ પણ બન્યો હતો અને એવી શ્રદ્ધા હતી કે સુન્દર સ્ત્રીઓનાં મન હરણ કરવાની એનામાં અજેય અને અખૂટ શક્તિ છે. એમ કરવાની એને આછી આછી ઇચ્છા અને વાસના પણ હતી. છતાં તે હજી સુધી પવિત્ર રહી શક્યો હતો. કારણ કે અધઃપતનને યોગ્ય વિલાસભર્યું વાતાવરણ તેને મળ્યું ન્હોતું. અને એના વિના કોણ પવિત્ર નથી હોતું ?

વળી સુશીલા તેને આકર્ષક લાગી. પોતાના પતિના મિત્ર સાથે છૂટથી વાત કરવામાં, તેને પોતાનો આપ્તજન લેખવામાં તેમનાં હૃદયની ઉદારતા સિવાય બીજું કશું ન્હોતું. બીજું એ પણ હોય કે આ સુધરેલા જમાનામાં પતિનાં મિત્રનાં જીવનમાં, પતિના જેટલોજ રસ લેવાનો સ્ત્રીનો ઇજારો છે એ સૂત્ર અનુસાર તે સુરેશ સાથે વધારે છૂટથી વર્તતાં હોય.

પરંતુ સુરેશે એ સ્વાભાવિક સ્વતંત્રતાનો ખોટો અર્થ કર્યો. સુરેશને તેનું આકર્ષણ અજબ થતું ચાલ્યું. તેનાં સહવાસમાં એને અજબ આનન્દ મળવા લાગ્યો. એનો સ્વભાવ જ એવો પડયો કે સ્હામી સ્ત્રીનાં વર્તનમાં જરા છૂટછાટ જુએ એટલે એને એમજ લાગતું કે તે એને ચાહે છે., અને પોતાની વાસના સંતોષવા તેને ભ્રષ્ટ કરવી એ બાળકની ક્રીડાસમું સહેલું છે.

અને શું પોતાની હૃદય–વાસનાની તૃપ્તિ અર્થેજ તે તીથલ આવ્યો હતો ? કે પછી સુશીલાબ્હેનને 'કંપની' આપવા ?



આખો દિવસ આનંદભરી વાતોમાં ક્યાં ગયો તેની ખબર સુરેશને ન રહી. સાંજે બન્ને જણાં દરીઆકીનારે ફરવા ગયાં. ત્યારે તેના હૃદયનો ગુપ્ત આનંદ માતો નહોતો. સુશીલા નિઃશ્વાસ મને તેની સાથે છૂટથી વાત કરતી હતી. પણ કોણ જાણે કેમ કુદરતનું સાન્નિધ્ય, માનવહૃદયને કલ્પનાની પાંખ ઉપર બેસાડી, અદ્ધર ઉડાડે છે એટલે સુરેશને તો પોતાની શક્તિ ઉપરની આત્મશ્રદ્ધા ઉભરાવા લાગી કે જરૂર સુશીલાનાં હૃદયમાં પોતાને માટે પ્રેમભર્યો ભાવ છે.

કદાચ કેટલીક મનગમતી સભારીઓ તરફ એ બીજી દ્રષ્ટિએ જોઈ શકતો જ નહિં.

અને છેવટે રાત પડી. શહેર કરતાં મામકાની રાત વહેલી પડે છે, એ સુરેશ માટે યોગ્યજ હતું. પણ આ તો એની વસ્લની મા કત્લની રાત હતી

## ન્હાની બાલિકા

ન્હાની બાલિકા રે લોલ :
ગૃહે દીપિકા રે લોલ :
ગૃહને ઉજાળે દિવ્ય જ્યોતથી રે લોલ.

સાખી.

જોતાં ન્હાની બાળકી, જોતાં પ્રભુની લ્હાણ;
મીઠું શૈશવ સાંભરે, નિર્મળતાની ખાણ.

આશા વેલડી રે લોલ :
આજે ઊગતી રે લોલ ·
સીંચિયે સલિલ સખિ ! સ્નેહનું રે લોલ.

સાખી :

સુરભિ સીંચી ઈશ્વરે, કેવું એનું મુખ;
જોતાં પળ એ બાળકી, ભૂલિયે સઘળાં દુઃખ

હીરો આંખની રે લોલ :
મીઠી બાલકી રે લોલ.
રીઝિયે રમાડી એને પ્રીતથી રે લોલ

સાખી :

પત્થર લેખે પુત્રીને, ગાંડા લોક હમેશ;
ઉજમ મ્હારે અંતરે, બાળા જોઈ વિશેષ

ન્હાની બાલિકા રે લોલ :
ગૃહે દીપિકા રે લોલ :
ગૃહને ઉજાળે દિવ્ય જ્યોતથી રે લોલ.

મૂળજીભાઇ પીતાંબરદાસ શાહ

એ અંધારી રાત હતી સમુદ્રનાં મોજાંઓનો ઘૂઘવતો નાદ જાણે સુરેશનાં હૃદયનાં તોફાન સૂચવતો. ચમક ચમક ચમકતા તારલાઓ તેની વિલાસભરી પેસવી ઉપર આકાશની અટારીએથી અટ્ટહાસ્ય કરતા. અને એ અશાન્તિભર્યા અબ્ધિને આરે, ન્હાનું શુ તીપલ સ્થીર-શાન્ત ઉભુ હતું, જાણે કુદરતનાં ભયંકર વાવાઝોડામાં પ્રશ્નરનાં આત્મા સાથે રસસમાધિ ચઢાવતા કોઈ વીરલા અવધૂત સમુ કે ઝીકાઓનાં કારમા પ્રતિઘાત સામે અટલતાથી ઉભેલા કો મુક્તહાસ્ય મહાત્મા સમુ !

પણ સુરેશનાં હૃદયનું તોફાન અજબ હતું તે વિચિત્ર મુંઝવણમાં પડ્યો હતો. સુશીલાને પોતાનો પ્રેમ કેવી રીતે વ્યક્ત કરવો તેની તેને સમજ ન પડી. છતાંય તેનાં અધીરા હૃદયની તો ખાત્રી હતી કે સુશીલા જ

પોતાનો પ્રેમ આ નિર્જન એકાન્તમાં વ્યકત કરી, તેનાં દેહની વાસનાઓને સંતોષથી. અને એ ખ્યાલ આવતાં તેનું મન અણધાર્યો અને અજાણ્યો ઉત્સાહ પામતું પણ એવા કૃત્રિમ ઉત્સાહ ક્યાં ચીરંજીવ થવા સર્જાય છે ?

એ વિચિત્ર પરિસ્થિતિમાંથી જરાક છૂટો થવા તેણે સાથે આણેલો—કદાચ પોતાની વિદ્વત્તા જણાવવા—ઇતિહાસનો ગ્રંથ વાંચવા માંડયો. અથવા ખરૂં જ કહીએ તો વાંચવાનો ઢોંગ આદરવા માંડયો અને તે સમયે એ વિચાર ન આવ્યો હોય કે જે કાર્યસિદ્ધિ માટે તે યત્ન કરતો હતો, તેને લીધે ઇતિહાસમાં ઘણાં લોહીઆળાં પ્રસંગો ચીતરાયા છે. મિત્રોનાં દુશ્મનો થયા, નિર્દોષોનાં ખૂન વિગ્રહોમાં રેલાયાં અને મગરૂબીથી સમસ્ત વિશ્વમાં પોતાની વિજયપતાકા ફરકાવનાર સલ્તનતોનાં સમૃદ્ધિભર્યાં શહેરો અને પ્રાસાદો પુરાતત્વનાં અભ્યાસીઓ માટે કેવળ ખાકનાં ઢગલાઓ થઇ પડયા !

પરન્તુ વાચનનો ઢોંગ લાંબો વખત ચાલ્યો નહિ. જમવાની વખત થઇ ગઇ હતી એટલે સુશીલાએ રસોડામાંથી બૂમ પાડી.

" ચાલોને સુરભાઇ, જમવું છે કે પછી તીથલની હવાથી જ ધરાઇ ગયા. " તેનાં નયનોમાં હાસ્ય ચમકયું. ભાભી કોઇ વખત દીયરની મશ્કરી કરે અને થાય એવું.

અને શું એ સાત્વીક આમંત્રણ નહોતું ? તેમાં મિત્રપત્નીની માયાનો કે બ્હેનનાં પ્રેમનો કેવળ નિર્દોષ ધ્વનિ ન્હોતો ? પરન્તુ માણસ જે જુએ અને સાંભળે તેને પોતાની ભાવનાને અનૂકુળ એવો અર્થ આપવાને જાણે અજાણે ક્યાં ઇંતેજાર નથી હોતો ? એટલે સુરેશને તો એમાં બ્હેન કરતાં વ્હાલીનું આમંત્રણ વધારે લાગ્યું. જાણે પ્રિયતમા બોલાવી રહી હોય, નિજ આત્માના સૂર સાથે સૂર મીલાવવા હૃદય સાથે હૃદય આલીંગવા—તેવા એ સૂરનાં ધ્વનિ સુરેશને કાને અથડાયા. અને તરતજ વાચનનો વેશ ત્યજી તે ઉઠયો, કુદ્યો, દોડયો, અને સીધો રસોડામાં પહોંચ્યો. યુગયુગનાં વિયોગ પછી વલ્લભની ગતે માશુકને મળવા આશક દોડે અથવા નાતાલની રજા પછી ચેક વટાવવા અધીરો વેપારી બેન્ક તરફ ધસે એવા અપૂર્વ વેગથી—

જમવાની ક્રીયા જમનાર કરતાં પીરસનાર ઉપર વધારે આધાર રાખે છે. સુરેશ રીતસર જમતો હતો કે જમવાની સાથે સુશીલાનાં સ્નેહાળ મુખનું છૂપી રીતે અવલોકન કરતો હતો તે તો એ પોતેજ બરાબર કહી શકે. એને પણ એમજ લાગતું કે સુશીલા પણ પોતાનેજ નીરખ્યા કરે છે. એટલે વિવેકની રીતે જો તે એકાદ રોટલી વધારે ખાવાનો આગ્રહ કરતી તો તેનો અર્થ જૂદોજ થતો. કોઇ ફીલસુફે પ્રેમી અને પીધેલને સરખા ગણ્યા છે તે ખોટું તો નથી જ લાગતું.

પીધેલાની જેમ અસ્થિર શરીરે તે જમ્યો. અગર જમ્યો કહેવાય જ નહિ. તેનું ચીત્ત જમવામાં ન્હોતું. તેને તો મિત્રપત્નીનો પ્રેમ એ જીવન–મૃત્યુના સમો કારમો પ્રશ્ન હતો— જમવાનું પુરૂં થયું ત્યારે સુશીલાએ વાત કહાડી.

" તમે ઓટલા પર સુશો ને ? " જીંદગીનો આ એક સાધારણ વ્યવહારૂ પ્રશ્ન હતો તેમાં કંઇ ભાવ ન્હોતો હૃદયનાં સ્પંદન ન્હોતાં.

" જરૂર–મને તો ત્યાંજ ફાવશે. " સુરેશથી બોલાઇ ગયું. પણ એને લાગ્યું કે એના હૃદયના ચીરા થઇ જાય છે જીવનની એક અણમૂલ તક કોઇ ખેંચી લે છે. રેરો-

રામાં બેઠા હોઇએ ને ગુલાબનો પ્યાલો ઓચ્છ આગળ આવ્યુતાની માથેજ પાસે બેઠેલો આપણો દોસ્ત આપણી પાસે તેની માગણી કરે અને કંઇ નહિ તો ફક્ત Courtsey–વિવેકને ખાતર આપણે આપી દેવો પડે ત્યારે દયાજનક ગ્લાનિ થાય તેવી ગ્લાનિ તેનાં હૃદયમાં વ્યાપી રહી

પરન્તુ રેસ્ટોરાંમાં બીજા ગુલાબના ગ્લાસનો ઓર્ડર આપી શકાય છે. તો આ પ્રેમની હોટલમાં બીજા ઓર્ડરો કેમ નહિ અપાતા હોય ?

સુશીલા બોલી–" મારે તો અંદર સુઓ તો કોઇ હરકત નથી પણ કદાચ તમને જ ન ફાવે "

આહ ! ગુલાબ લઇ લેનાર દોસ્તે જ જાણે ગુલાબનો ઓર્ડર આપ્યો.

છતાં વિવેકને ખાતર સુરેશ ચૂપ રહ્યો. અને પધારીતી વ્યવસ્થા સુશીલાની ધારણા મુજબ જ થઇ

પણ જુગારી ક્યાં હારે એમ છે ?

✠

રાત્રે પાછી બન્નેનાં વાર્તાલાપની મીજલસ ચાલી. અર્ધવગરનાં ઝપાં ચાલતાં હતાં એટલે સુરેશને હજુ આશા હતી કે કદાચ સુશીલા જ કંઇક સ્નેહનાં સૂચન કરશે

## —આમંત્રણ—

(ગઝલ)

અમારે આંગણે આવો મીઠી મહેમાની આપીશું;
જીગરના ઉમળકે બધુ ! સદા તમને વધાવીશું
નથી આસન અમોલાં રંકગૃહમાં બેસવા કાજે;
પરંતુ સ્વચ્છ અંતરનું કુણું આસન બીછાવીશું
નથી રસથાળ વિધવિધ વાનીઓથી શોભતો વ્હાલા !
પરંતુ રોટલો ને છાશ ઉરભાવે જીમાડીશું
ગરીબની ઝુંપડી કરવા પનોતી આવશો પ્રેમી !
હૃદયથી હૃદયને ઉલ્લાસથી હરદમ લગાવીશું

મદકાન્ત મગળજી ઓઝા

ખરેખર અમેરીકન આકૃતિ સરખી જ આશા ઠગારી છતાં જાદુભરી છે

એ વાતચીતનો અંત તો ન જ આવ્યો. પણ કટાણો તો આવવા માંડ્યો. સુશીલાને બગાસાં આવવા માંડ્યા. તેણે આળસ મરડ્યું. એને મ્હોંપર કુદરતી, નિર્દોષ હાસ્ય આણી બોલી " સુરભાઇ, હવે તો સુઇ જઇએ." અને તેણે ઓટલા ઉપરનાં બારણાં તરફ આંગળી દેખાડી. " તમારે પાણી જોઇશે કે ? " તેણે પૂછ્યું.

આ છેલ્લો પણ પ્રાણહારક આઘાત હતો સુરેશની આશાની ઇમારતનાં ચૂરેચૂરા થઇ ગયા.

તે ઉઠ્યો. પણ તેનાં પગની તાકાત ઓસરતી લાગી. ' આવી આનંદ ભરી વાતચીત પછી તેનાં મ્હોં પર જે શાન્ત નિર્મળ પ્રસન્નતા જોઇએ તે ન્હોતી.

અને જ્યારે તે ઓરડાની બ્હાર નીકળ્યો ત્યારે હમેશની મીઠી જબાને સુશીલાએ કહ્યું. " Good Night ! " અને તેણે પણ નીરસ પડઘો પાડ્યો–" Good Night ! "

✠

એ રાત્રિના અંધકારમાં સુરેશની ભાવનાઓ, કાળ–અંધકાર જ જાણી શકે.

પોતાનો પ્રેમ વ્યક્ત કરવાની તેની

હીમતજ ચાલી નહિ. તેનું કારણ ? સુશી- લાનો આત્મપ્રભાવ તો ન હોય ? હવે એને પોતાની મૂર્ખાઈભરી ઘેલછાનો કાંઈક ખ્યાલ આવ્યો. માનવ માત્રને એમજ થાય છે જ્યારે અશક્ય વસ્તુઓની પ્રાપ્તિ અર્થે ફાંફા મારી તે હારે છે, જ્યારે સંજોગના બળે નીતિઅનિતિનાં ઉપર વિજય મેળવે છે–ત્યારે એ પરાજયમાંથી મનુષ્ય ડહાપણ મેળવી–નવો પ્રકાશ મેળવવા મથે છે.

સુરેશને એક જ્ઞાન મળ્યું કે રાત્રિનાં અંધકારસમાં તેનાં કાળાં હૃદય જેવા બધાનાં હૃદય નથી હોતાં અને સ્ત્રી કોઈ આપ્તજન સાથે જરાક છૂટ લે તેનો અર્થ ' છેલ્લે પાટલે ' બેસવાનો નથી થતો એ આશક–માશકની દીલ્લગી જ નથી હોતી. પણ ઘણી વાર બ્હેનનાં જેવો નિર્મળ–નિર્દોષ સ્નેહ હોય છે.

એ નવું જ્ઞાન અને એ પશ્ચાત્તાપનાં મોહાગ ભર્યાં; આત્માને હલકો કરતાં આંસુ સાથે એ સુતો ત્યારે તો એ અંધકાર–કાલ-રાત્રિનો કારમો અંધકાર–ઉષાનાં તેજમાં વિલીન થવાની તૈયારી કરતો હતો.

સુશીલા સ્વારમાં જાગી, ચાહ તૈયાર કરી, એને ઉઠાડવા બ્હાર આવી. ત્યારે એણે જોયું કે ઘણો મોડો સતેલો સુરેશ તો નિરાંત જીવે સૂતો હતો. એને ખ્યાલ પણ ન્હોતો કે આ ગઈ કાલનો સુરેશ નહિ, પણ વાવાઝોડામાંથી ઉગરેલો, પશ્ચાત્તાપથી પુનિત થએલો કોઈ નવોજ સુરેશ હતો.

તેણે બૂમ પાડી.

પણ સુરેશ તો મોડો સૂતો હતો એટલે એમ રહેલાઈથી જાગે એમ ન્હોતું. એટલે એણે તો એનાં કપાળ પર હેતથી આશીર્વાદ આપતો હાથ ફેરવી તેને જગાડ્યો. અને બન્નેની આંખ મળી. ત્યારે સુશીલાની આં-ખમાં સુરેશને વ્હાલીનાં તોફાન ન દેખાયાં પણ બ્હેનનો પ્રસન્નતાભર્યો પ્રેમ દેખાયો.

તે બોલી, " ભાઈ ઉઠોને, ચાહ ક્યારની તૈયાર થઈ ગઈ. "

" આ ઉઠ્યો, બ્હેન ! " તે સંકોચ પામી ઝબકી ઉઠ્યો.

પ્રથમ ' બ્હેન ' અને પછી ' વ્હાલી ' એ ક્રમ આજના કૃત્રિમ જીવનમાં છેક અણુજાણ્યો તો નથીજ. પણ સુશીલા તો સુરેશની પ્રથમ ' વ્હાલી ' અને પછી ' બ્હેન ' થઈ.

એનું કારણ પણ એક પાપ ખરું ને !

જો માનવજીવનમાં પાપ ન હોત તો !

વિશ્વઇતિહાસનાં પાનાઓ અક્ષરવિહો-ણાંજ રહી જાત. બ્રહ્માંડનું નાટક તેનાં નાન્દીથીજ સમાપ્ત થાત. સૃષ્ટિનો ઉદ્ભવ, વિકાસ અને વિનાશ બધું એક ક્ષણમાં જ સમેટાઈ જાત– ! '

એ કલ્પના માત્ર કેટલી હૃદય કંપાવ-નારી છે !



# સાવકાર

લેખક. શ્રી. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર

મારો સંસાર તદ્દન ગરીબીનો. મને થોડું ઘણું યે કરજ નોતું ! મારું લગ્ન થોડા દિવસ પર જ થયું હતું.

જો કે હું ગરીબીમાં ઉછર્યો હતો તો પણ મારા વડિલે સારું નામ સંપાદન કરેલું હતું. વડિલે પોતાનું આયુષ્ય એટલું સાદું સરળ અને નિષ્કપટી રીતે ગુજાર્યું હતું કે તેમની પીછાન આપતાં દરેકને અભિમાન ઉપજે ! પિતાશ્રીએ એટલી શાંત રીતે પોતાનો દેહ મૂક્યો કે મને તો તેનું આશ્ચર્યજ લાગ્યું ! ખાટલીવાર પર હતા અને દમણા નથી ! પુણ્યવાન્ આત્મા વિના આવું ઝટપટ મરણ કોને પ્રાપ્ત થાય ! સિત્તેર ઉપર વર્ષો થઇ ગયાં હતાં તો પણ ચહેરો બાળક સરખો નિષ્પાપ ! વડિલના ચારિત્ર્યનો આ લાભ મને મળે એમ હતું. મોટા મોટાની છોકરીઓ માટે કહેણ આવતાં, પણ મારો હઠવાદ એવો હતો કે મારી, પત્ની એવા ગરીબ કુટુંબની હોવી જોઇએ કે મારા ઘરમાં આવતાં જ તેને સૌખ્યમંદિરમાં પદાર્પણ કર્યા સરખું લાગે ! માટે મેં 'તદ્દન ગામડિયણ છોકરી પસંદ કરી હતી !

તેની પાસે કંઇ નોતું—પણ અંતઃકરણ હતું !

રૂપ !—

હું પોતે એટલો સાદો ભોળો હતો કે સારું રૂપ અને ખરાબ રૂપ એ બે વચ્ચેનો ભેદજ હું સમજતો નહિ !

ફૂલ ગુલાબનું સારું કે ચમેલીનું સારું ! ઠીક, જાઇનું સારું કે જુઇનું સારું ? બધાંજ ફૂલો—પણ એકાદ ફૂલની જાતપર પોતાની પસંદગી ઉતારીને બાકીનાને બાદ મૂકવાનો અર્થ શો ?

સિવાય મારી કલ્પના એવી હતી કે પરમેશ્વરે અનેક તરેહના બાવલાં નિર્માણ કર્યાં છે અને તે દરેકમાં કંઇક વિશિષ્ટતા મૂકેલી છે. તેમાંની એક વિશિષ્ટતા મારે ભાગે આવે છે તો તેમાં હું મારી વિશેષ પસંદગી શું બતાવું ?

વળી એવાં બાહ્યરૂપ ઉપર દિવસ રાત્રીનું પરિણામ થાય છે. સુંદર સ્ત્રી અંધારામાં ઉભી રહે તો તેના સૌંદર્યનો શો ઉપયોગ ?

અને અંતઃકરણ ! આત્માનો પ્રકાશ અંતઃકરણ પર રાતદહાડો હોય છેજ. આત્માનો નંદાદીપ અંતઃકરણ પાસે ચોવીસ કલાક ઝગ્યાજ કરે છે ! અને વાત એવી છે કે મને મારી પસંદગીનુંજ માણસ મળ્યું હતું. મારા માણસને પોતાની પસંદગી જેવું કંઇ હતુંજ નહિ કેવળ ફૂલ સરખું તેનું આયુષ્ય

હતું ! દેવને ચઢાવો, ટેબલ પર મૂકો, વેણી-માં ગુંથો—ફૂલ તે ફૂલ—તેવું મારી પત્નીનું હતું ! બિલકુલ સૂર્યમુખી જેવું તેનું આયુષ્ય ! જેમ સૂર્ય ફરે તેમ સૂર્યમુખીનું ફૂલ ફરે, તેવું મારી પત્નીનુ હતુ !

કેટલેક ઠેકાણે મે એવુ જોયું છે કે, તરતની પરણેલી સ્ત્રીઓ માત્ર પતિના સાન્નિધ્યમા જ હસે છે—ખીલે છે ! બિલકુલ ચંદ્ર પ્રમાણે પતિના તેજે પ્રકાશિત ! આવું પરપ્રકાશિતપણું મારી પત્નીમાં નો'તું. હું ઘરમાં ન હોઉં તો મારી પત્ની મારી મા પાસે લાડકોડથી હસે અને વર્તે ! 'આ કરું કે તે કરું' એવો માદિકરી જેવો પ્રકાર ! મારી બ્હેન આવે તો જાણે સગી બ્હેનો ! ટુંકમાં કહેવાનુ એટલું કે તે એક સ્વચ્છ પાણીનો ફુવારો હતો—જેવો પ્રકાશ પડે તેવો તેમાં રંગ ભરાય !

મારે હું ગાંડિયેલો હંમેશ મશ્કરીમાં કહેતો કે, મારી બાયડી કંઇ ક્ષયથી નહિ મરે ! કારણ—

મારી કલ્પના એવી છે કે હાલ ક્ષયની વૃદ્ધિ જે ઝપાટાબંધ થાય છે તેનું કારણ પતિ—પત્નીનો વધારે પડતો પ્રેમ હોવો જોઇએ! પાસે હોય તો અતિરેક અને દૂર હોય તો તેનો ધ્યાસ ! એનું પરિણામ શરીર પર થાય છે અને—

આતો બીજી વાત પરજ ઉતરી જવાયુ; મૂળ મુદ્દાને અનુસરીને બોલવુ જોઇએ. મારા લગ્નને આસરે એક વર્ષ થયું હતુ. એક દિવસ એવી ગમ્મત થઇ કે રાત્રે ઓરડામા અમે બેજ જણાં હતાં. પત્ની સ્તબ્ધ ઉભી હતી અને આ તેના સ્તબ્ધ ઉભા રહેવા માટે મે એવુ અનુમાન કાઢયું હતું કે આજે મારી ફને એ કંઇક માગવાની છે !

મે મશ્કરીમાં પૂછયું 'કેમ આજે શું જોઇએ છે ?' તે શરમાઇ ગઇ ! 'શકુન્તલા જન્મ' એ રાજા રવિવર્માના ચિત્રમાં વિશ્વામિત્રને જોવા મો ઢાંકતો બતાવવામાં આવ્યો છે તે પ્રમાણે પોતાનુ મોં સંતાડતી અસ્પષ્ટ સ્વરે તે બોલી, 'મારે ચાર આના જોઇએ છે !'

જાણે-તેની ચાર આના માગવાની ઇચ્છા અને શકુન્તલાને જન્મ આપવો એ બન્ને વાતો સરખીજ કમી દરજાની હતી !

'મારે ચાર આના જોઇએ છે' એ શબ્દો તે એટલા અસ્પષ્ટ સ્વરે ઉચ્ચરી કે માત્ર હુંજ સમજી શકયો. પોતાના બોબડા છોકરાંના સ્વરો માત્ર આપણેજ સમજી શકીએ છીએ એ રીતે

હોય. કેવી બાલિશ ઉપમા આપી ! અંતઃકરણમાં જે ઘુમટ હોય તેજ મુખવાટે અને કલમવાટે બહાર પડે !

હાલ અમો બન્નેને 'પુત્રમુખ' જોવાની અનિવાર ઉત્કંઠા લાગી હતી ! તેથી આવી છોકરવાદ ઉપમા અપાઇ જાય તો નવાઇ નહિ.

મેં હસીને કહ્યું 'ચાર આના જોઇએ ! શાને ?'

'જોઇએ છે !' ઉત્તર પૂરો થયો.

'સમજ્યો; પણ શાને ?'

'પાડોશના વત્સલાભાભી માથામાં રોજ ફૂલની વેણીઓ પહેરે છે, કાલે હું લાવનાર છુ.'

'ગાંડી, તદ્દન ગાંડી ! આવા શ્રીમંતી ઢંગ આપણને ન જોઇએ,' મેં કહ્યું

વાતાવરણ બદલાયું. તેણે પોતાની ઇચ્છા દબાવી નાંખી 'છટ્ છટ્ ! મારે ન જોઇએ, મેં તો અમસ્તુંજ કહ્યું.'

મે ખીસામાંથી ચાર આના કાઢી તેની

આભાર ધર્યો, પણ તેણે લીધા નહિ. છેલ્લે મે બળાત્કારે ચાર આના તેના હાથમાં મૂક્યા.

તે ચાર આનાએ ' ચદ્રમા ' હથેળીમાં આવ્યા જેવું તેને લાગ્યું પણ મે કહ્યુ ' પણ સાંભળ આ પૈસા મને પૂછ્યા વિના તારે ખરચવાના નથી. '

' ઠીક. ' અર્ધો કલાક આમ વીતી ગયો આખર તેણે તે ચાર આના ' તેના ' તરીકે તેણે મારી પાસે મુકવા આપ્યા.

અમે બન્ને સૂઇ ગયાં.

બીજે દિવસે એક નાનીશી ટ્રક મે તેને આણી આપી ને તેમા પોતાના પૈસા રાખવા તેને કહ્યું. છતાં તે ટ્રક તો મારા કબાટમાં જ રહેતી ! આમ બે ચાર મહિના વીતી ગયા. મારી પાસે પૈસા માગવાની જાણે તેને ટેવ જ પડી ગઇ મારી કનેથી તે એક બે દિવસ આડ ચાર છ આના, કદી આઠ આના એમ માગતી અને પોતાની ટ્રંકમાં મૂકતી આવી કોરી કમાવી કરવામાં તેને શી મોજ લાગતી તે રામ જાણે ! તેનો આ ક્રમ એક સરખો ચાલુ હતો. આમ કરતાં કરતાં તેની ટ્રંકમાં અઢાર રૂપીઆ એકઠા થયા એક દિવસ તેણે બધા ગણ્યા અને મને કહ્યુ ' મારી પાસે આટલા પૈસા છે, અને તે હુ તમને આપવાની નથી ! ' તેણે અવર્ણનીય અભિનય કર્યો મે હસીને તેના ગાળા પાડતાં કહ્યું ' ઠીક, તમેજ તમારા પૈસા સભાળો ' પણ આટલા પૈસા તે સાચવી રાખ્યા, ખર્ચ્યા નહિ તેથી, નહિ તો કેટલાંડના ખલાસ થયા હોત '

' ખરે જ— ' એટલામાં બહાર કોઇક આવ્યુ. તે બહાર ગઇ તેની મા માંદી હતી તેથી તેના પીયરથી તેને તેડુ આવ્યુ હતુ !

આજે રાતની ગાડીએ તે પીયર જનાર હતી. સાંજે અમો બે જણા વિના ઘરમાં કોઇ બીજુ નો'તુ. તે બોલી ' પૈસા તમારી પાસે જ રાખી મૂકજો. '

' કેમ તારે જોઇએ તો સાથે લઇ જા '

' નહિ, આપની પાસેજ રાખો—પણ ખરચી નાખશો નહિ હ. '

હુ ખરુ બોલ્યો, 'મારાથી કૈ કહી શકાય નહિ. હાલ હું મુશ્કેલીમાં છુ તેથી કદાચ ખર્ચી નાખુ ! '

' ઠીક, પણ ખર્ચ કરો કે નહિ પણ વ્યાજ તો આપવુંજ પડશે '

' ઠીક, સાવકાર ! વ્યાજનો દર શો ? '

' રૂપીએ બે આના '

' સારુ, ચાર આના પ્રમાણે આપીશ '

ઉપરના વાર્તાલાપમાં થોડી ઘણી વિનોદની છટા દેખાશે તો પણ તે અમે નિર્વિકાર મને બોલ્યાં હતાં. બન્નેના મનમાં કશી ખેચતાણ ચાલતી હતી, છતા બન્નેના ચહેરા પર તેવો કંઈ પ્રકાર દેખાતો નો'તો ! કેમ દેખાય ? ઘડિયાળમાં શી નાદુરસ્તી છે તે ઘડિયાળની તકતી ઉપર કેમ જણાય ? વચમાળે ચાર દિવસ વીતી ગયા તેની મા આ નશ્વર દેહ છોડી ચાલી ગઇ ! પૂનામાજ તેનો કાકો રહેતો હતો દુઃખના ચાર દિવસ તરીકે તે કાકાને ત્યાંજ રહી. એક દિવસ પાછલે પહોરે અમારે ત્યાં આવી. ઘરમાં અમે મા દિકરો ચહા પીતાં હતાં એટલામાં તે આવી હુ ચહા પી રહ્યો હતો—માએ પોતાના કપમાંથી થોડી ચહા તેને આપી. જતાં જતા તેણે માને પૂછ્યુ ' હુ હવે કયારે આવુ ? '

' આવ બે ચાર દિવસે, ' માએ કહ્યુ.

હુ બારણામાં ઉભો હતો જતાં જતાં આજુબાજુએ કોઇ નથી એમ જોઇ નિર્વિકાર ચહેરાએ તેણે મને પૂછ્યુ, ' મારા પૈસા છે ને ? '

' હા. '

' વ્યાજ સાથે ? '

' હા. '

તે ચાલી ગઇ પછી વચ્ચે એકજ દિવસ ગયો.

બીજે દિવસે મ્હને સંદેશો આવ્યો કે તે માંદી છે અને તેને પ્લેગ થયો છે ! તેની મા પ્લેગથી મરી ગઇ હતી. પૂનામાં આ રોગનો પ્રાદુર્ભાવ નો'તો. મ્યુનિસિપાલિટીની સલાહથી તેને પ્લેગ હોસ્પિટાલમા પહોંચાડવામાં આવી.

હવે તે કોચ પર સતી હતી—

' ઘેરે ક્યારે આવવાની ? '

' મને ઠીક જ છે આવીશ, બે ચાર દિવસે. પાણી, મને તરસ લાગી છે ! '

' હું બાજ બેસું ? '

' આપ જમીને આવો. '

' ઠીક, માને મોકલી આપુ છું; હું ક્યારસોરો આવું ? '

' આવો ત્રણ સાડા ત્રણ વાગે '

હું ઘેરે ગયો. માને તેની પાસે હોસ્પિટાલમાં મોકલી. બપોરે ત્રણ વાગ્યા હતા મનને રંજવવા માટે પાડોશીને ઘેર હુ પાના રમતો હતો ત્રણ વાગીને પાચ મીનીટ થઇ. દાવ અધોંજ રમાયો હતો. મે વિષણ્ણ ચિત્તે હાથમાંના પાના નીચે ફેંક્યાં, ' બસ થયો દાવ ' સાડા ત્રણ વાગે મા પાછી ઘેર આવી. મેં પૂછ્યું ' કેમ છે ? ' તેણે કહ્યુ ' કંઇ ખાસ્તી જેવુ દેખાતું નથી ' હું કોટ ટોપી ચઢાવી સાયકલ પર બેસી હોસ્પિટાલમાં ગયો. જોઉ છું તો કોઇ જાતની ખાસ્તી રહીજ નો'તી ! તેનો કોટ ખાલી હતો !

હોસ્પિટાલના નોકરે કહ્યું ' પેશન્ટ ડેડ હુઆ, સા'બ—ડેડરૂમ મે હય ! ' ખેલ ખલાસ !

' મરી ગઇ, ક્યારે ? '

' ત્રણ વાગીને પાંચ મીનીટે ! '

' બરાબર ત્રણને પાંચ મીનીટે જ મેં પાનાની રમત પૂરી કરી હતી.

ત્યારે કંઈ ખાસ્તી નથી એમ આ માટે બોલી હતી ? કોણે પૂછ્યું. કેટલીક વેળા રોગનો પ્રમાર ન થાય તેટલા ખાતર ડોક્ટર લોક આવી જ રીતે કેસો ખલાસ કરે છે. ફોનોગ્રાફને ચાવી આપતા તે ગાવા લાગે છે. તેને અંતઃકરણ હોતું નથી. જાણે મને પણ અંતઃકરણ ન હોય એવી રીતે મેં સાયકલ પર ટાંગ મારી. પવન સામી દિશામાં વહેતો હતો, અને હું ગણગણતો હતો ' આ કોલાહલ વ્યાપીને જગતને આખુંય જોને વધ્યો ! '

મે તેની ઉત્તરક્રિયા પાર પાડી. તેણે મારી પાસે અઢાર રૂપીઆ રાખ્યા હતા. રૂપીએ ચાર આના વ્યાજ એટલે સાડાચાર રૂપીઆ ! અઢાર વત્તા સાડાચાર, કુલ્લે સાડી બાવીસ રૂપીઆ. બીજે દિવસે મેં તેની સ્મશાનયાત્રાનો ખર્ચ ગણ્યો તો બરાબર સાડી બાવીશ રૂપીઆ ! હું ભયાનક રીતે બૂમ પાડી ઉઠયો ' વ્યાજ સાથે કરજ તો ફીટયું', પણ સાવકાર ગુમાવ્યો ! '*

* મરાઠી ઉપરથી.

—o—

# અંતરાત્માની જાગૃતિ

લેખક :
શ્રી ધનશંકર હી. ત્રિપાઠી

પતિતનો અંતરાત્મા જાગૃત થતાં તે કેમ પાવન થાય છે અને તેનું જીવન કેવું પલટાઇ જાય છે તેનો ચિતાર આપતી એક હૃદયસ્પર્શી સામાજીક નવલિકા

નિરંજન એક ખાનદાન અને પૈસાપાત્ર માતાપિતાનો એકલવાયો પુત્ર હતો અને તે કારણે તેનું બાલ્યવય મોજશોખ અને એશઆરામમાં વ્યતિત થયું હતું મોટપણે પણ તેની ઇચ્છાવિરુદ્ધ કંઇપણ કામ તેના માતા-પિતા કરતાં ન હતાં. તેના પિતાએ તેનું લગ્ન તેની સંમતિથી પોતાની જ જ્ઞાતિમાં અને પોતાની બરાબરી કરી શકે તેવા કુટુંબમા કર્યું હતું નિરંજનનાં લગ્ન થયે લગભગ બે એક વર્ષ વ્યતિત થયાં હશે તે અરસામાં તો તેના પિતા દેવલોક પામ્યા. અને તે પછી થોડાક જ વખતમાં તેની માતા પણ પોતાના પતિને મળવા ચાલી નીકળી

卐

નિરંજન અને લીલાનો ગૃહસંસાર સુખરૂપ ચાલતો હતો. એ સુખમાં એક બાળકના જન્મથી અભિવૃદ્ધિ થઇ યુવાન માત-પિતા કુમળાં ફૂલને ઉછેરવામાં ભારે શ્રમ સેવી રહ્યાં.

પણ હતવિધિને આ સુખ ગમ્યું નહીં. એકાએક શહેરમાં બાળકોની વરાધનો રોગ વધી ગયો. બાળ-મરણનું પ્રમાણ વધવા માંડ્યું. દુર્ભાગ્યે વરાધના વાવડમાં નિરંજન-લીલાનું કુમળું ફૂલ સપડાયું, ઔષધોપચાર ઘણાયે કરવામાં આવ્યા પણ ત્રણજ દિવસની માંદગી પછી એ બાળક મરણ પામ્યું.

આ નવજુવાન દંપતીનું એ પ્રસંગનું કલ્પાંત દેવોથી પણ કદાચ જોયું ન જાય એવું હતું ! પણ કલ્પાંતથી ઓછાં, મરેલાં પુનર્જીવન મેળવે છે !'

નિરંજનને આ કારી ઘા લાગ્યો માતા-પિતાના સ્વર્ગવાસથી તેને જે અપાર દુઃખ થયું હતું, તે કાળે કરીને વિસારે પડ્યું હતું પણ પુત્ર-મરણથી તે દુઃખ પાછું સ્મૃતિપટપર તાજું થયું હવે તેને આશ્વાસન પણ કોણ આપે ? કે કોણ એકાદ ભાવભીનો મધુર શબ્દ પણ સંભળાવે ! તેના હૃદયમાં આ આઘાતે હદજ કરી મૂકી–તેનું હૃદય વલોવાઇ ગયું–તેના મસ્તકમાંથી વિચારમાળા તૂટી–તેનું હૃદય શૂન્ય બન્યું ! તેની પત્ની તેને આશ્વાસન આપવા બની શકતા યત્ન કરતી પણ નિરંજનનું ચિત્ત ક્ષુબ્ધજ રહ્યું

આ દશામાં માણસને જો કોઈ સંભાળનાર ન હોય તો તેની દશા વિપરીત થઇ પડે છે નિરંજન માટે પણ તેમજ થયું. મનુષ્ય ઉપર અથાગ દુઃખ પડવાને લીધે કોઇક વખત તે નીતિના માર્ગે વળે છે અને કોઇક વખત તે અનીતિના પથે દોરવાય છે. નિરંજન માટે પણ આ બે માર્ગ હતા. તે બીજા માર્ગ તરફ વળ્યો. શરૂઆતમાં તેણે પોતાની ગમગીની દૂર કરવાના આશયથીજ મદિરાનું સેવન કરવા માંડ્યું પરંતુ એક

દુર્વ્યસન બીજા કેટલા દુર્ગુણોને ઢસડી લાવે છે એ નિયમાનુસાર બીજા દુર્ગુણોનો ચેપ પણ તેને લાગ્યો.

✠

નિરંજન હવે પહેલાંનો નિરંજન ન હતો. તે મદિરાનું સેવન કરતો. ચોરી લૂંટ અને મારામારી તેનું મુખ્ય ધ્યેય હતું. તે કોઇ દિવસ ઘેર નિયમિત પણે આવતો નહોતો. કોઇક વાર ઓચિંતો આવે તો કોઇ વાર રાત કે દિવસ ગમે ત્યાં વ્યતિત કરે વળી વધુમાં એને એક બદમાશ-મંડળીની આગેવાની મળી હતી; જેથી દિવસો અને રાત્રિઓ તે બદમાશીને લગતા વિચાર-આચારમાં ગાળતો.

✠

એક ધોળે દિવસે "ચોર-ચોર! દોડો-પકડો!" એવી બૂમો સરીયામ રસ્તા ઉપર સંભળાઇ. ફળાદિ વેચનાર એક દુકાનદારની દુકાને એક માણસ થોડાંક ફળ લેતો હતો. પાકીટ ઉઘાડી તેણે પૈસા આપ્યા અને જેવો તે પાકીટને પાછું ખિસ્સામાં મુકવા જાય છે તે જ વખતે તે પાકીટ તેના હાથમાંથી ઝુંટવી લેવામાં આવ્યું. તે બિચારો એક મીલમાં કલાર્ક તરીકે કામ કરતો હતો તેનું નામ પ્રબોધ. તેને માસિક રૂપીયા પચીસનો પગાર મળતો અમદાવાદ જેવા શહેરમાં પચીસ રૂપીયા એટલે જાણે કંઇજ નહિ! તાણીતુસીને તે પોતાના કુટુંબનું ગુજરાન કરતો. તેના કુટુંબમાં ત્રણ જ માણસ હતાં. તે તેની પત્ની અને તેનો પુત્ર તેનાં એ કોમળ ફુલને ત્રણેક દિવસથી તાવ આવતો હતો ડાકટરે તેને નારંગી-મોસંબી અને દુધજ ફક્ત આપવા કહ્યું હતું. આજે મીલમાંથી પગાર આવ્યો એટલે ફળો વેચાતાં લીધાં હતાં પણ તેવામાં બદમાશે પાકીટ ઝડપી લીધું!

છિદ્રેષ્વ નર્થાબહુલી ભવન્તિ ॥

એ ન્યાયે હજુ તો પ્રબોધને ઘણીક ઉધાર ચીજોના પૈસા આપવાના બાકી હતા અને તેમાં બાળકના મંદવાડની આફત આવી પડી હતી તે ઉપરાંત આ નવી આફત ધસી પડી! એક જગ્યાએ માણસને ઘા વાગ્યો હોય ત્યાંજ ફરીથી તેને વાગવાજ કરે છે તેમ પૈસાની તંગીના વખતમાં તેના પૈસા ચોરાઇ ગયા!

ફળનો કરંડીઓ લઇ પ્રબોધ ઘેર જવા લાગ્યો.

✠

અત્યારે એક બાઇ તેના માંદગીના બીછાને પડેલા પુત્રની પથારી પાસે બેઠી હતી. તેના મુખ પર શોકની છાયા છવાયેલી હતી. તે છતાં તેની આંખોમાં ધૈર્યની તેજ-રેખાના ચમકારા આવિર્ભાવ થતા હતા. તે તેના પુત્રના માથા પર પોતાનો હેતાળ હાથ ફેરવી રડી રહી હતી. માથા પર હાથ ફરવાથી બાળકની ઉંઘ તૂટી. તેણે પૂછ્યું "બા, મારા બાપુ આવ્યા?"

"ના, ભાઇ, હજુ તો આવ્યા નથી-પણ આવવાની તૈયારીમાં છે."

આ વાતચીત ચાલતી હતી એટલામાં તો બારણું ધીમેથી ઉઘડયું. પ્રબોધ ધીમે પગલે અંદર દાખલ થયો. જો કે પ્રબોધ ઘરમાં દાખલ થયો હતો છતાં પણ તેના મગજમાં તો પૈસાનુંજ ધ્યાન હતું-તેના પગ ઉપડતા ન હતા. પતિની આ સ્થિતિ જોઇ તેની પત્ની એકદમ ઉભી થઇ અને ભ્રમીત થયેલા પતિના હાથમાંથી ફુટનો કરંડીઓ લઇ લીધો-અને પુત્રની પથારી આગળ જઇ બેઠી. પ્રબોધ પણ તેની પાસેજ બેઠો. તેણે બાળકના માથા પર હાથ ફેરવ્યો અને કરંડીઆમાંથી

એક મોસંબી કાઢી બાળકને ખવડાવવા લાગ્યો. મોસંબી ખાઇ થોડીકવારમા તો બાળક ઉંઘી ગયો પતિને આમ નિરાશ વદને બેઠેલો જોઇને સવિતાએ પુછ્યુ "નાથ ! આમ ઉદાસ શા માટે દેખાવ છો ? શું કંઇ વિપરીત બન્યું છે ?" તેના શબ્દોમા કરૂણા અને આર્દ્રતા હતી—

પ્રબોધ "સવિતા ! શું કહું ? હાય—! આપણાં ગરીબ નસીબ હમેશાં ગરીબજ હોય છે !..હા—પણ તેમાં દોષ કોને દેવો ! હાય દેવ !" તેનો કંઠ રૂંધાવા લાગ્યો નેત્રોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

"નાથ ! નાથ ! આમ નાહિંમત શા માટે બનો છો ! ધૈર્ય શામાટે ગુમાવો છો ! આ તો આપણી કસોટીકાળ છે. જરૂર પરમાત્મા સારાં વાનાં કરશે ! કહો તો ખરા કે એવું તે શું બન્યુ છે ?" સવિતાએ આશ્વાસન આપતાં પૂછ્યુ.

પ્રબોધ "તો સાંભળ. મીલમાંથી પગાર લઇ ઘેર આવતો હતો રસ્તામા ફ્રુટની દુકાન આવી બચુ માટે મે મોસંબી લીધી અને પાકીટમાંથી પૈસા આપી પાકીટ ખિસ્સામાં મૂકવા જાઉં છું ત્યાં તો કોઇ બદમાશ ઝુંટ મારી પસાર થઈ ગયો. હાય ! હવે દેનાવાળાને શી રીતે પૈસા આપીશું ! કારકુની પણ નીલ ચડયું છે ! હવે શું કરવું તેની મને કાંઇજ સમજ પડતી નથી"

પતિની આ કથની સાંભળી સવિતાના નેત્રોમાંથી પણ બે ઉનાં આંસુડાં સરી પડ્યાં પોતાની ગરીબાઇનાં એક પછી એક દૃશ્યો તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યાં. અને અને જણે આ પ્રમાણે રડીને જ પોતાના હૃદયનો ભાર હળવો કર્યો

✠

મધ્યરાત્રિનો સમય હતો રાત્રિનો ભીષણ અંધકાર ચારે તરફ પથરાઇ ચૂક્યો હતો. તેવે સમયે સરીયામ રસ્તા પર કોઇ એક વ્યક્તિ લપાતી છૂપાતી ચાલતી હતી તેના માથાના વાળ લાંબા હતા, તેની આંખો લાલ અને ખૂની હતી, તેનો ચહેરો ભયંકર હતો. તેને જોતાંજ ભય ઉપજે તેવો તેનો વેશ હતો.

છેવટે તે વ્યક્તિ એક મકાનની ભીંત આગળ આવી પહોંચી અને તે મકાનની રસ્તા પર પડતી બારી વાટે તેણે અંદર જોયુ. અંદર એક સ્ત્રી અને એક પુરૂષ પુત્રની પથારી આગળ નિરાશ વદને લમણે હાથ દેઇ બેઠાં હતાં. પુરૂષનો ચહેરો જોતાંજ ખાણીએથી જોતી પેલી વ્યક્તિથી બોલાઇ જવાયુ, "આ તો એજ શિકાર કે જેનું પાકીટ મે આજે ઝુંટવી લીધું હતું." બીજી પળે સ્ત્રીના ચહેરા પર નજર પડતાં તે બોલ્યો "તેની સ્ત્રી કેટલી રૂપાળી છે ! જરૂર આજે મારા પાસા પોબારજ પડયા" આમ ઉભો ઉભો વિચાર કરતો હતો એવામાં ઉંઘમાંથી બાળક જાગ્યુ. અને બોલ્યું: "બા ! મને દુધ આપો ને !"

બાળકની આ માંગણીએ પતિ—પત્નીને હતાશ કરી મૂકયાં. બાળકની એ ઇચ્છા શી રીતે શાન્ત કરવી તેની કાંઇ જ સમજ ન પડી એટલે સવિતાએ પુછ્યું: "નાથ ! હવે કેમ થાય ! અર્ધ રાત્રિએ દુધ કેમ કરીને લાવી શકાય ! અને તે લાવવાને આપણી પાસે પૈસા પણ ક્યાં છે ?" વળી કંઇક વિચાર આવતાં કાનમાંથી એક વાળી કાઢતાં બોલી "જુઓ, આ મારી પાસે હવે એક વાળી બાકી છે, તેને વેચીને પણ બાળકની ઇચ્છા પૂરી કરો."

પ્રબોધે તે વાળી સવિતાને પોતાની પાસે

રાખવા જણાવ્યું અને પ્રાતઃકાળે તે માટે વિચાર કરવા કહ્યું.

આ વાર્તાલાપ જાળીએ ઉભેલી વ્યક્તિએ સાંભળ્યો કે તરત જ તેને પોતાની અસલ સ્થિતિનું ભાન થયું. પોતાની પત્ની અને પુત્ર તેને યાદ આવ્યાં તેની ખૂની આંખોમાંથી આંસુ વહેવા માંડયાં. તે તરતજ ત્યાંથી દોડયો અને એક ઘાંચીની દુકાન આગળ તપેલામાં દુધ ઉકળતું હતું તેમાંથી તેજ ઘાંચીની દુકાનમાં પડેલો એક પ્યાલો ઉઠાવી તેમા દુધ ભરી લઇ દોટ મૂકી નાઠો.

ઘાંચી-ઘાંચણે બૂમો પાડી "પકડો પકડો !" પણ તે તો પકડાયો જ નહિ

દુધના પ્યાલા સાથે તે વ્યક્તિએ પ્રબોધના ઘરમાં પ્રવેશ કર્યો પ્રબોધ તથા તેની પત્ની બેઠા હતાં ત્યાં જ તેણે તે પ્યાલો મૂકી દીધો અને ખિસ્સામાંથી પેલુ પાકીટ કાઢી પ્રબોધના હાથમાં મૂકતાં તે બોલ્યો "મિસ્ટર ! મને માફ કરજો ! હુંજ તમારા પાકીટનો ચોર હતો હવે આ ચોર તે હું જાઉં છું. પણ તમને ફરીથી મળીશ એ વાત ચોક્કસ ! પણ એકલો નહિ !" તે આમ કહીને એકદમ ત્યાંથી જતો રહ્યો.

આ બનાવે પતિ-પત્નીને વિચારમાં વમળના ઝોલે ચઢાવી મૂકયાં.



થોડાક દિવસ બાદ નિરંજન અને લીલા પ્રબોધ અને સવિતાને ત્યાં આવ્યાં. તે વખતે નિરંજન એક ગૃહસ્થના જેવા પોશાકમાં હતો એ જોઇને પ્રબોધ અને સવિતા આશ્ચર્ય ચકિત થઇ ગયાં.

નિરંજને ખુલાસો કર્યો "મારૂં જીવન જો પલટાયું હોય તો ફકત તમારા આ બાળકની સાદગી પ્રસંગની તમારી હૃદય દ્રાવક સ્થિતિ નિહાળીને જ ! મારો હૃદયસ્થ અંતરાત્મા તેજ પળે જાગૃત થતાં મે તમને તમારૂં પાકીટ પાછું આપ્યું. ત્યારપછી હવે કાયમને માટે હું પલટાઈ ગયો છું. મારૂં જીવન હું સમાજ-સેવામાં ગાળવાનો છું. મારા અંતરાત્માની જાગૃતિથી જગતના દરેકના અંતરાત્માની જાગૃતિ કરાવવા હું હવે તનતોડ શ્રમ સેવીશ."

પ્રબોધ અને સવિતા આ સાંભળતાં એકી સાથે જ બોલી ઉઠયાં. 'ધન્ય !'

---

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબાઇ

### વકતૃત્વકળાની હરિફાઇ

તા ૮ મી ઓગસ્ટને મંગળવારે થશે વિષયઃ કેળવાયલી બહેનોની ફરજ.

વધુમાં વધુ ૧૨ મીનીટ મોઢેથી વિવેચન કરવાનું છે, સફળ થનારને અનુક્રમે ૧લુ ઇનામ સોનાનો મેડલ, રજું રૂ ૭, ત્રીજુ રૂા ૪, ચોથું રૂા ૩ સ્વ. શેઠ પરસનભાઇ ગોકળદાસ પારેખ સ્મારક ફંડમાંથી અપાશે.

તા. ૧૭ મી ઓગસ્ટને ગુરૂવારે શ્રી. સુન્દરજી ગો. બેટાઇ બી. એ એલએલ. બી પ્રાચીન અને અર્વાચીન ભજનોનો પરિચય કરાવશે

તા ૪થી સપ્ટેમ્બરને સોમવારે શ્રી કેળવણીના હિમાયતી, લોકપ્રિય, સ્વદેશપ્રેમી સ્વ. દાદાભાઇ નવરોજીની જયંતી ઉજવવા મેળાવડો થશે તેમા સ્વ દાદાભાઇના જીવન અને કાર્ય વિષે વિવેચન થશે, તેમજ મંડળનાં સંગીત વર્ગમાં અભ્યાસ કરતી બહેનોના ગરબા, સંગીત થશે.



# પુત્રી પધાર તું સાસરે !

લેખક. શ્રી છોટાલાલ કાળાભાઈ જાગીરદાર

જમાનાનું ચક્કર જેમ જેમ બદલાય છે તેમ તેમ માણસોનું માનસ પણ બદલાતું જાય છે—ન બદલાતું હોય તો બદલાવું જોઈએ. ભૂતકાળમાં પહોંચી એટલી નજર નાખતા સાફ સાફ દેખાઈ આવે છે કે તે જમાનામાં અને આજના જમાનામાં આકાશ પાતાળ જેટલો ફેર પડી ગયો છે; એટલે એ વાત તો દીવા જેવી ચોખ્ખી છે કે તે જમાનામાં પ્રચલિત કહેવતો, શીખામણો, અલંકારો—તનના અને વાણીના—એ સર્વમાં જબરદસ્ત પરિવર્તન કરવાનો વખત આવી લાગ્યો છે—આવી લાગ્યો છે શું ? પરિવર્તન થયેલું છે. જૂના જમાનાના આખડી વિચારો ધરાવનારા માણસોના ધ્યાનમાં મારા જેવા છેલ્લી રીતે પરોવાયેલા, સુધરેલા માણસના વિચારો ના આવે એમ બને. કારણ હમણાંજ પારસી કોમના જૂના વિચાર ધરાવનારા બંધુઓએ પોતાની સભામાં એમ સબબ નક્કી કરી નાખ્યું છે કે 'મજદીઆસમાં જૂના વિચારના લોકો એટલે ધરમિષ્ટ અને સુધારાવાળા એટલે અધરમી એમ માપનાનો ફેરફાર કરી નાખવો' એ ભાઈઓનો અનુભવ એમને મુબારક ! આપણે તેમાં ખાસ કરીને-મારે તો એ માટે સ્થાન કે સ્તંભ કશું નથી. વળી એ લોકો તો બસ બાળ ચડાવીને એમ જ કહેતા લાગે છે કે એવા અધર્મને રસ્તે ચાલનારા અને પાક જરથોસ્તી ધર્મની 'મોતેબરી' નહિ સમજનારા 'દેખો'નો 'બહિષ્કાર' કરવો આ શું ? હિંદુઓની જંગલી, નીચ, પાપી પ્રગતિનો અવરોધ કરનારી, દુષ્ટ, પિશાચ, દેવાનિયત ભરેલી બાદ ફૂંદી કરનારી, વ્યક્તિગત સ્વાતંત્ર્યને હરી લેનારી દુષ્ટ—એ વિશેષણ આગળ આવી ગયું—એટલે કે કાપો સર્વ દુષ્ટોપમા લાયક જ્ઞાતિઓનું, એ બંધુઓ શું અનુકરણ કરવા માગે છે ? કરવા દો અને ફુરસદે પસ્તાવા દો એમાં આપણે શું !

હવે મૂળ વાત આમ છે ! જૂના જમાનાના લોકો લગ્ન પછી પુત્રીને વિદાય કરતા હતાં ત્યારે 'પુત્રી પધાર તું સાસરે' વાળું ગીત સંસ્કૃતમાં 'ટ્રાન્સલેશન' (Translation) માને તરજુમો કરીને ગાતા હતા. તેમાં ભાતભાતની શીખામણો વડીલો માતા પુત્રીને આપતી હતી. કણ્વ ઋષિ જેવા આરણ્યવાસીએ પણ પોતાની પાલકપુત્રી શકુન્તલાને અનેક શીખામણ આપી હતી એ શીખામણનું કંઈ શુભ પરિણામ આવ્યું હોય એમ લાગતું નથી. કારણ દુષ્યંત શકુન્તલાને તરછોડે છે ત્યારે શકુન્તલાની આંખ પણ લાલ થાય છે અને પતિને રડતાં રડતાં ઉપાલંભ આપે છે. કદાચ એના મનમાં એમ ચોક્કસ આવી ગયું હોવું જોઈએ કે આ દુષ્ટ

બાધઓ શરૂઆતમાં મીઠી મીઠી વાતો કરી ભોળી ભામાને ફસાવે છે; એ લોકો ખરેખર ઘાસથી ઢંકાયલા પાતાલ કૂવા જેવા છે !

બસ ! ખાતરી થઇ હશે કે લગ્ન પછી સાસરે પુત્રીને વિદાય કરતી વખતે અપાતી શીખામણ વાળું ગીત પહેલાં નંબરનુ ' હમ્બગ ' છે માતા જે શીખામણ પુત્રીને આપતી હોય છે તે ખુદ પોતે જ પાળતી હોતી નથીઃ પુત્રી એ વાત સારી રીતે જાણે છે. પુત્રીનો બાપ પણ એ શીખામણ સાંભળી –' ક્લીનશીવ ' હોય તો–ગાલમાં હસતો હોય છે.

ત્યારે હુ પૂછું છુ કે એવુ જુઠ્ઠું ધતીંગ શા માટે ભજવાતુ હશે ? ખાનગીમાં હજારવાર માતાએ એની ' માંડીને ' શિષ્ટ ભાષામાં શીખામણ દીધી હશે ' રાંડ આમ બોચિયા જેવી, સાસરામાં રહેશે તો સાસુ ને નણંદના હાથના ટપલા ખાશે ટપલા ! આવી મોટી હેલ્લો થઇ તોય કાંઈ ભાન નાવ્યુ ! એ તો ' થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ ' ! વગેરે વગેરે. આ શુ બતાવે છે ? એ એ જ બતાવી આપે છે કે કોચરાના સાતનુ હાલની પ્રગતિમાન સ્ત્રીશકિતનુ બદનક્ષી કરનાર એ ગીત સદાબરં બધ થઇ જવું જોઇએ એને બદલે હાલના જમાનાને અનુકૂલ દમ્ભ અને અસત્યતાથી રહિત ગીત કોઇ મહા કવિ કે અલ્પ કવિએ જોડવુ જોઇએ અને એજ ગીત વેદોક્ત લગ્ન હોય તો તેમ નહિ તો ' સીવીલ મેરેજ ' વખતે ' રક્ષ રક્ષ તું, મહારાજા ' વાળા ભરતવાક્યની જેમ ગવાવુ જોઇએ મે પોતે એ ગીત જોડવાની હિમ્મત કીધી હોત પણ કોઇ રમતારામ જેવા કવિરાજને એ ' ચાન્સ ' આપવાની મારી ઇચ્છા હોવાથી હુ માત્ર એ ગીતની આછી પાતળી રૂપરેખાજ અપઘાતઘરમાં આપી વિરમીશ. એવું ગીત જોડાય તો તે ગાતી વખતે કોઈ ' સ્પેસ્યલ ' હાવભાવ કરવાની જરૂર નથી. માત્ર એ માતા ગાતાં આંખમાં આસુ લાવી લગ્નની સાડીથી નાક નસીંગ્યુ એટલે બસ પત્યું ! ગીતની રૂપરેખા આ રહી

અત્યાર સુધી માથે પડેલી હે પુત્રિ ! થા વિદાય, અને સાસરે જઇ ઉજાળ તારા બાપા છણ વાઘનું નામ ! કરીએ શું અને શુ કહીએ ? પાઇનીયે આશાવના અને કઇ લાખો નિરાશામાં તને મોટી કીધી ભણાવી ગણાવી ! કાળજું બળે છે તને વિદાય દેતાં કે તને ભણાવ્યા ગણાવ્યામાં ખરચેલા કાવડિયાનો લાભ લેશે શું તારા મકીઇ જુઠ્ઠા જેવા સાસરિયાઓ ! એમ જાણતાં છતાય કીધું તેનો દોષે કોને માથે, મારે, તારે કે તારા બાપાને ! ભણી ગણીને પાટલા ફાડવાની હોય તેમ તારી મહેતરાણીએ કહ્યું ' ડબલ લાઇન કાપી બુક અપાવો ' તો તે અપાવી; જોગ્રોફી, હીસ્ટ્રી માથમિટી અને દરાઇગ તેમજ ઓસ૭મરા અને ઉકવીડ ! શુ નહિ ને શું ! આ અને તે અને બધું ! ધરકોલની ફી અને કોલેજની ફી ! પુત્રી ! શું ગણાવીએ ને શું ન ગણાવીએ ! બધું અપાવ્યું અને આપ્યું તારા બાપાએ, ઉધી પાઘડીએ દમ્પણુ જવાની બીક છતાંય ! એ બધું શાને માટે ? આ તારા ભાડભુજા જેવા સાસરિયાઓ માટે ? કાળજું કપાય છે અને જીભ ઉપડતી નથી એ વાત હૈયે આવતાં ! થયુ તે થયું નશીબમાં નથી માનતા અમે એટલે કહીએ છીએ કે સુધારી લેજે તારું નથીય તારે હાથે આમ ! તારી વીંછણ જેવી સાસુ એમ કહે કે ' વહુ ઉઠો રાંધવા ' તો તુ પરખાની દેજે ચોખ્ખું – ' રાંધવું ' ! એ શી બલા ! કહો તો અકબરની જોરુની કે સરસની ચંદરની વાત કહી દઉ પણ રાંધવુ ? હુ તો કહી દઇશ ' ઓવણ 'ને હું

કે રાંધવા સીંધવા કે ઝાડુ કઢાવવા નથી પરણી તમારી માથે ! અને એ ગંદી ચીજ મને આવડે એમ ક્યાં ? સાસુ, અકળાય ત્યારે એ કામ મારે માથે ! એ અકળાયા એટલે કરીય ન અકળાય એ દુર્ભગ આ જંગલી હિંદુ સમાજ છોડશે ક્યારે ! અને ક્યારે એ આવશે યુરોપાદિ દેશોની સપાટી પર ! લોજેમાં આગ લાગી, બધીય બળી ગઇ નથી, હોટેલો મોજુદ છે મગાવો ત્યાંથી અને પૂરો પેટનો ખાડો ! મારે ક્યાં ઝાઝું ખાવું છે તેની વાત ? હોજરી કે આંતરડા, કમ્મર ને આંખો, માથું ને ટાંટિયા એ બધાય નબળાં થતાં ગયાં તે છતાં દમ બાંધીને વાંચી પાસ થઈ છું મેટ્રીક, પ્રીવીઅસ, ઇન્ટર અને બી એ. ' તે નથી રાંધવા માટે કે ઘરનાં પાણીડાં ભરવા માટે ! ' આમ કહેશે એટલે દીકરી ' તારા 'એવણ' પણ ગભરાશે તારાથી ! કદાચ દમ ભરાવે, 'એ' તો બ્હીની ના ' તારા સખી સુશીલા બે'ન તેને કહ્યું છે તેમ કરજે ! કડછી કે તવેથો જે હાથ ચઢે તે લઇ ચંડી સ્વરૂપ ધારણ કરજે અને ચાલી આવજે આપણે ઘેર ! સદાય દાર ખુલ્લાં છે તારે માટે ! પણ તારા બાપા ભણું વાપનું નામ નીચું પડવા નહિ દઇશ. અને હા ' વાત નીકળી છે તો કહું છું ! એક દિવસ તારા બાપાએ ભણકો કાઢ્યો હશે જમતાં જમતાં ! મે તો આપદી એના માથામાં કડછી કાળ-ભરી ' બસ તે પછી ઘરમાં જ્યાં જુઓ ત્યાં શાન્તિ શાન્તિ ! તારા જેવી ભણેલી ગણેલી સરકારી બાળાથી કદાચ ન થાય એમ ' કદાચ એમ કરવાનું મન કરે તોય ક્યાં છે તારૂ ગનાર ધામકરીશ ' તારે કોઇ કહે શાંતિ અને ધીરજ અને ક્ષમા ધરનારી દેવી કુટુંબમાં અને સાથમાં પૂજાય છે–એના કોઇ દષ્ટાંતો પણ આપશે ! સમજી ' પણ માનતી નહિ એવી વાતો પોથીમાંના રીંગણાં જેવી ! જમાનો સમાન હક્કનો છે થપ્પડનો જવાબ થપ્પડથી, ગાળોનો જવાબ ગાળોથી અને દાટીનો જવાબ દાટીથી ' વળી અને સાસરિયાને ઠેકાણામાં રાખવાનો એ છે અનુભવેલો રામબાણ નુસખો, અને પહેલાં તો શું જતાંની સાથમાં સંયુક્ત કુટુમ્બથી છૂટાં પડવાનીજ કરજે વાત ! સંયુક્ત કુટુમ્બના કઇ ઓછા છે ગેરફાયદા ' ભણેલી છે એટલે છાપામાં, ઘરમાં, સભામાં જ્યારે તક મળે ત્યારે બસ એજ ચર્ચા કરજે. નમ્રતા રાખી કોઇથી ગભરાઇ જઇએ તો લીધેલી કેળવણી એળે જાય, ઘરના ચાકર માણસોથી બસ દૂરજ વાત રાખજે. અભણ અને ગામડી બૈરાંઓ સાથે કદીય બેસાતી ના અમેજ નહિ ભણેલાં સૌને અભણજ સમજજે બહુ છોકરાં છૈયાંઓનાં લફરામાં પડતી ના. તારા જેવી ભણેલી ગણેલીને વધારે કહેવાનું શું હોય ! સાસરામાં અક્કડ રહી ઉજાળજે તારા માબાપનું નામ એટલે બસ

પુત્રીને સાસરે વિદાય દેતી વખતે માતાનું ગીત કોઇ ઉગતો કે ઉગેલો કવિ, ઉપર વેરેલા દાનાઇના દાણામાંથી પ્રેરણા મેળવી જોડશે એ આશા અસ્થાને નથી. શીખામણ આપવાની તો ઘણીય હોય છે અને તે સૌ કોઇ આપી શકે છે એટલે ઉપરની શીખામણોમાં પોતપોતાની બુદ્ધિ અનુસાર વધારો ઘટાડો પણ થઇ શકશે. બાકી મે તો આટલું જ લખ્યું છે તે મારા મનમાં છે તે મિત્રની ટીકાથી ડરી ડરીને ! કહેશે એમાં તો આધુનિક સ્ત્રીશક્તિની અને નવિન આર્યા સંસ્કૃતીની ભયંકર બદનક્ષી થઇ અને તે શું ન છાપવું એની સમજ વિનાના બીનજવાબદાર ગુજરાતી-હરી'ના તંત્રીઓએ છાપી પણ મારી ! રે હિંદુ સંસાર !

———o———

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીનાં 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ૨૫

એ જ બંગલામાં બરાબર દશ વાગ્યે મુકદ્દમો શરૂ થયો. શ્રાવણની ઝડી વર્ષી રહી હતી. કલકત્તામાં પાણી પાણી થઇ રહ્યું હતું; પરંતુ પ્રેક્ષકોનો મોટો સમૂહ સામે મેદાનમાં ઉભો હતો.

સ્ત્રીઓમાં દિનેશની પત્ની અને માતા પણ આવી હતી. મુકદ્દમો શરૂ થવાની દશ પંદર મીનીટ આગળ જાલપા અને જોહરા બંધ ગાડીઓમાં આવી પહોંચી સ્ત્રીઓને અદાલતના ઓરડામાં જવાની આજ્ઞા મળી ગઇ.

પોલીસની જુબાની શરૂ થઇ. ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ, ઇન્સ્પેક્ટર, દારોગા, નાયબ-દારોગા, સર્વની જુબાની થઇ. બન્ને તરફના વકીલોએ નિવેદનો કર્યાં; પરંતુ એ બધા કામમાં ઉલ્લેખવાયોગ્ય કોઇ વાત ન હતી. કાનૂનની પાબન્દી કરવામાં આવતી હતી. તે પછી, રમાનાથની જુબાની થઇ; પરંતુ તેમાં પણ કોઇ નવી વાત ન હતી તેણે પોતાના જીવનનો ગયા એક વર્ષનો પૂરેપૂરો વૃત્તાંત કહી સંભળાવ્યો. કોઇ વાત ન છૂપાવી. વકીલે પૂછતાં તેણે કહ્યું. "જાલપાનાં ત્યાગ, નિષ્ઠા, અને સત્યપ્રેમે મારી આંખ ખોલી; અને તેથીયે વધુ જોહરાનાં સૌજન્ય અને નિષ્કપટ વ્યવહારે વધુ ખોલી. હું એને મારું સૌભાગ્ય સમજું છું, કે જે તરફથી બીજાઓને અંધકાર મળે છે, તે તરફથી મને પ્રકાશ મળ્યો. વિષમાં મને અમૃત મળ્યું."

તે પછી, બચાવપક્ષ તરફથી દેવીદીન, જાલપા અને જોહરાની જુબાની થઇ. વકીલોએ તેમને પણ પ્રશ્નો પૂછ્યા; પરંતુ સાચા સાક્ષીઓ કેવી રીતે પડી ભાંગે! જોહરાનું બ્યાન ઘણું જ પ્રભાવોત્પાદક હતું. તેણે જોયું કે પ્રાણીને જંજીરથી જકડવા માટે તેને મોકલવામાં આવી છે, તે ખુદ દર્દથી તડપી રહ્યો છે; તેને સહાનુભૂતિની જરૂર છે, જંજીરોની નહિ. તેને સહાયનો હાથ જોઇએ છે, ધક્કાનો ઠોસો નહિ. "જાલપા દેવી પ્રત્યેની તેની શ્રદ્ધા, તેનો અટલ વિશ્વાસ જોઇને હું મને પોતાને ભૂલી ગઇ. મને મારી નીચતા, મારી સ્વાર્થાન્ધતા પર લજ્જા આવી, મારું જીવન કેટલું અધમ, કેટલું પતિત છે, તે મને તે વખતે સમજાયું અને જ્યારે હું જાલપાને મળી ત્યારે, તેની નિષ્કામ સેવા, તેનું ઉજ્જવળ તપ જોઇને મારા મનમાં બાકી રહેલા થોડા ઘણા સંસ્કાર પણ ભગી ગયા. વિલાસયુક્ત જીવન પર મને ઘૃણા આવી ગઇ મેં નિશ્ચય કર્યો કે આજ અંચલમાં હું પણ આશ્રય લઇશ "

પરંતુ એથી પણ વધારે મહત્ત્વની જુબાની જાસપાની હતી. તે સાંભળીને તો પ્રેક્ષકોની આંખમાં પણ આંસુ આવી ગયાં તેના અન્તિમ શબ્દો આ હતા " મારા પતિ નિર્દોષ છે ઈશ્વરની દૃષ્ટિમાંજ નહિ પણ નીતિની દૃષ્ટિએ પણ તે નિર્દોષ છે. તેમના ભાગ્યમાં મારી વિલાસાકાંક્ષાનું પ્રાયશ્ચિત કરવાનું લખ્યું હતું, તે તેમણે કર્યું તેઓ બજારમાંથી મેડું છુપાવીને લાવ્યા તેમણે મારા પર જો કોઈ અત્યાચાર કર્યો હોય તો તે એટલોજ કે, મારી ઇચ્છાઓ પૂર્ણ કરવામાં તેમણે સદૈવ કલ્પનાથી કામ લીધું મને પ્રસન્ન કરવાને માટે, મને સુખી રાખવાને માટે, તેમણે પોતાના ઉપર મોટામાં મોટો બોજો લેવામાં પણ કદિ સંકોચ નથી કર્યો. તેઓ એ ભૂલી ગયા કે વિલાસવૃત્તિ સંતોષવાનું નથી જાણતી જ્યાં મને રોકવાનું ઉચિત હતું ત્યાં તેમણે મને પ્રોત્સાહિત કરી અને તે વખતે પણ મને પૂરેપૂરો વિશ્વાસ હતો કે, મારા પર અત્યાચાર કરવાની ધમકી ને લીધે જ તેમની જબાન બંધ થઈ ગઈ હતી જો અપરાધિની હોઉં તો હું છું, એને લીધે તેમને આટલું કષ્ટ ભોગવવું પડ્યું હું માનું છું કે, મેં તેમને તેમની જુબાની બદલવાને પ્રેર્યા જો મને ખાત્રી હોત કે ધાડમાં તેઓ સામેલ હતા તો સૌથી પહેલો હું જ તેમનો તિરસ્કાર કરત નિરપરાધીઓની લાશ ઉપર તેઓ પોતાનો વૈભવ ખડો કરે, એ હું નથી સહન કરી શકતી જે દિવસે ત્યાં ધાડ પડી, તે તારીખે મારા સ્વામી પ્રયાગમાં હતા અદાલત, ચાહે તો ટેલીફોનદ્વારા એની તપાસ કરી શકે છે અને જરૂર હોય તો મ્યુનિસિપલ બોર્ડના અધિકારીઓની જુબાની પણ લઈ શકાય એમ છે એવી દશામાં તેમના પ્રત્યેનું મારું કર્તવ્ય જે મેં કર્યું તેના કરતાં બીજું કાંઈ હોય શકે નહિ."

અદાલતે, સરકારી વકીલને પૂછ્યું " પ્રયાગથી આ મામલા સંબંધમાં કોઈ રિપોર્ટ મંગાવવામાં આવ્યો હતો ? "

વકીલે કહ્યું " જી હા, પરંતુ એ બાબતમાં અમારે કોઈ વાંધો નથી. "

બચાવ પક્ષના વકીલે કહ્યું " એથી તો એમ સિદ્ધ થઈ જાય છે કે આરોપી, ધાડમાં સામેલ ન હતો હવે માત્ર એટલીજ વાત બાકી રહે છે કે તે તાજ તરફનો સાક્ષી કેમ બની ગયો ? "

વાદી વકીલ ' સ્વાર્થસિદ્ધિ વિના બીજું શું હોઈ શકે ? "

બચાવ પક્ષના વકીલ ' મારું કહેવાનું એ છે કે, તેને દગો દેવામાં આવ્યો હતો અને જ્યારે તેને ખબર પડી ગઈ કે જે ભયથી તેણે પોલીસના હાથનું રમકડું બનવાનું કબૂલ કર્યું હતું તે તેનો ભ્રમ હતો ત્યારે તેને ધમકીઓ આપવામાં આવી "

હવે બચાવ પક્ષ તરફથી કોઈ સાક્ષી ન હતો સરકારી વકીલે નિવેદન શરૂ કર્યું ' યોર ઓનર, આજ આપની સમક્ષ એક એવો મુકદ્દમો ઉપસ્થિત થયો છે કે જે, સદ્ભાગ્યે, બહુ ઓછા બને છે જનકપુરની ધાડનો બનાવ આપને માલૂમ છે જનકપુરની આસપાસના કેટલાક ગામોમાં એકસામટી ધાડો પડી અને પોલીસે ધાડપાડુઓની શોધ કરવા માંડી. મહિનાઓ સુધી, પોલીસ અમલદારો પોતાની હથેળીમાં જાન લઈને, ધાડપાડુઓને શોધી કાઢવાની કોશિશ કરતા રહ્યા આખરે, તેમની મહેનત સફળ થઈ અને ધાડપાડુઓની ખબર મળી એ લોકો એક ઘરની અંદર બેઠેલા મળી આવ્યા પોલીસે એકીસાથે સર્વને પકડી લીધા, પરંતુ આપ જાણો છો કે, એવા મામલામાં અદાલતોને માટે સાક્ષીઓ પૂરી પાડવાનું કેટલું મુશ્કેલ હોય છે જનતા એ લોકોથી કેટલી ડરે છે ' પ્રાણના ભયથી

સાક્ષી આપવા પણ કોઇ તૈયાર થતું નથી. તે એટલે સુધી કે જેઓના ઘરો ઉપર ધાડ પડી હતી તેઓ પણ સાક્ષી આપવાનો સમય આવ્યો એટલે માત્ર છટકી ગયા

મહાનુભાવો, પોલીસ આ ચિંતામાં પડી હતી, તે વખતે એક યુવક આવે છે અને એ ધાડપાડુઓનો સાગરીત હોવાનો દાવો કરે છે. તે એ ધાડનું એવું સજીવ, એવું પ્રમાણપૂર્ણ વર્ણન કરે છે કે, પોલીસ દગામાં ફસાઇ જાય છે આવે સમયે, આવો માણસ મળતાં પોલીસને ગેબી મદદ મળી હોય એમ લાગે છે. એ યુવક અલાહાબાદથી ભાગી આવ્યો હતો અને અહીં ભૂખે મરતો હતો પોતાના ભાગ્યનિર્માણનો આવો સુઅવસર મળેલો જોઇને તેણે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાનો નિર્ણય કરી લીધો. તાજના સાક્ષી બનતાં સજાનો તો કાંઇ ભય તેને હતો જ નહિ. પોલીસની ભલામણથી કોઇ સારી નોકરી મળી જશે એવો તેને વિશ્વાસ હતો. પોલીસે તેનો ખૂબ આદર-સત્કાર કર્યો અને તેને પોતાનો સાક્ષી બનાવી લીધો. કોઇ પુરાવો ન મળતાં, પોલીસ આ આરોપીઓને છોડી દેત અને તેના ઉપર કોઇ મુકદ્દમો ન ચલાવત, એવો ઘણો સંભવ હતો, પરંતુ આ યુવકની બાજીમાં ફસાઇ જઇને, પોલીસે મુકદ્દમો ચલાવવાનો નિશ્ચય કરી લીધો, તેનામાં ચાહે કોઇ ગુણ હોય કે ન હોય, પણ તેની રચનાશક્તિની પ્રખરતાનો ઇન્કાર કરી શકાશે નહિ. તેણે ધાડનું એવું યથાર્થ વર્ણન કર્યું કે જંજીરની એક કડી સરખી પણ ક્યાંયથી ગુમ થઇ ન હતી અંકુરમાંથી ફળ નીપજાવવા સુધીની બધી વાતોની તેણે કલ્પના કરી લીધી હતી પોલીસે મુકદ્દમો ચલાવી દીધો.

પરંતુ એમ માલમ પડે છે કે, આ દરમ્યાન, તેને સ્વભાગ્યનિર્માણનો એથી પણ વધુ સારો અવસર મળી ગયો સરકારની વિરોધી સંસ્થાઓએ તેને પ્રલોભન આપ્યું હોય અને એ પ્રલોભનોને લીધે તેને પોતાની સ્વાર્થ સિદ્ધિનો આ નવો રસ્તો સૂઝયો હોય કે જ્યાં ધનની સાથે યશ પણ હતો, વાહવાહ પણ હતી, દેશભક્તિનું ગૌરવ પણ હતું, એ બધું સંભવિત છે. તે પોતાના સ્વાર્થને લીધે સર્વ કાંઇ કરી શકે છે. તે સ્વાર્થને માટે, કોઇનાં ગળાં ઉપર છરી પણ ચલાવી શકે છે, અને સાધુ વેશ પણ ધારણ કરી શકે છે એજ તેના જીવનનું લક્ષ્ય છે તેની સદ્બુદ્ધિએ છેવટે તેના ઉપર વિજય મેળવ્યો, પછી ભલે એનો હેતુ ગમે તે કેમ ન હોય, તેથી અમે ખુશી છીએ પોલીસને માટે, અપરાધીઓને છોડી દેવાના જેટલું જ નિરપરાધીઓને સજા કરવાનું આપત્તિજનક છે. તે કાંઇ પોતાની કારકીર્દિ બતાવવાને માટેજ આવા મુકદ્દમા નથી ચલાવતી. તેમ, સરકાર પણ કાંઇ એટલી બધી ન્યાયશૂન્ય નથી કે તે પોલીસના સકંજામાં આવીને આવા અર્થહીન મુકદ્દમા ચલાવતી ફરે; પરંતુ, આ યુવકની ચાલબાજીથી પોલીસની જે બદનામી થઇ છે, અને સરકારના હજારો રૂપીઆ ખર્ચાઇ ગયા છે, તેનું જિમ્મેદાર કોણ છે? આવા માણસને બરાબર સજા થવી જોઇએ કે, ફરી કોઇ વાર એવી ચાલબાજી કરવાનું સાહસ ન થાય. આવા ફોગટના સંસાર રચવાવાળા માણસને છૂટો રહીને સમાજને ઠગવાનો માર્ગ બંધ કરી દેવો જોઇએ. તેને માટે, આ સમયે, સૌથી ઉપયુક્ત સ્થાન એજ છે કે જ્યાં તેને થોડા દિવસ આત્મચિંતન કરવાનો અવસર મળે. કદાચ, ત્યાંના એકાંતતાસમા તેને આંતરિક જાગૃતિ પ્રાપ્ત થઇ જાય આપે કેવળ એટલોજ વિચાર કરવાનો છે કે, તેણે પોલીસને દગો દીધો છે કે નહિ તેણે દગો દીધો છે,

એમાં તો હવે કાંઈ શંકા રહી જતી નથી. જો ધમકીઓ આપવામાં આવી હતી, તો પહેલી અદાલતની પછી, જજની અદાલતમાં તે પોતાની જુબાની પાછી ખેંચી લઈ શકતો હતો. પરંતુ આ વખતે પણ તેણે એવું કાંઈ કર્યું નહિ. તેથી, એ સ્પષ્ટ થાય છે કે, ધમકીઓનો આક્ષેપ નકામો છે. તેણે જે કાંઈ કર્યું છે તે સ્વેચ્છાથી કર્યું છે. એવા માણસને જો કદિ સજા ન કરવામાં આવે તો, તેને પોતાની કુટિલ નીતિથી કામ લેવાની ફરી આદત થશે અને તેની હિંસક મનોવૃત્તિઓ આથી પણ વધુ બળવાન થઈ જશે."

બચાવપક્ષના વકીલે ફરી જવાબ આપ્યો. "આ મુકદમો અમેરિકા ઇતિહાસમાં જ નહિ, કદાચ, સર્વદેશીય ન્યાયના ઇતિહાસમાં એક અદ્ભુત ઘટના છે. રમાનાથ એક સાધારણ યુવક છે. તેને શિક્ષણ પણ ઘણું મામૂલી મળ્યું છે. તે ઊંચા વિચારનો માણસ નથી. તે અલાહાબાદની મ્યુનિસિપલ ઓફિસમાં નોકર છે. જકાતના રૂપીયા વસૂલ કરવાનું તેનું કામ છે. પ્રથાઅનુસાર તે વેપારીઓ પાસેથી રુશ્વત લે છે અને પોતાની આવકનો વિચાર ન કરતા માપ વિનાનું ખર્ચ કરે છે. આખરે એક દિવસ હિસાબમાં ભૂલ થવાથી તેને શક જાય છે કે તેનાથી થોડાક રૂપિયા ઉડાવાઈ ગયા. તે એટલો બધો ગભરાઈ જાય છે કે, તે કોઈને કાંઈ કહેતો નથી, અને ઘરેથી ભાગી જાય છે. ત્યાં કચેરીમાં તેના ઉપર ગુમરાણ થાય છે અને તેના હિસાબની તપાસ થાય છે. ત્યારે માલમ પડે છે કે તેણે કાંઈ ગોટાળો કર્યો નથી, માત્ર હિસાબની જ ભૂલ થઈ હતી."

પછી રમાનાથ પોલીસના પંજામાં કેમ ફસાયો, તાજનો સાક્ષી કેમ બન્યો અને જુબાની કેમ આપી તેની બધી વિગત જણાવીને કહ્યું:

"હવે રમાનાથના જીવનમાં એક નવું પરિવર્તન થાય છે. એવું પરિવર્તન કે જે એક વિલાસપ્રિય, પદલોલુપ યુવકને ધર્મનિષ્ઠ અને કર્તવ્યશીલ બનાવી દે છે. તેની પત્ની જાલપા, જેને દેવી કહેવામાં આવે તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી, તેની તપાસમાં પ્રયાગથી અહીં આવે છે. અને અહીં જ્યારે તેને ખબર પડી જાય છે કે, રમાનાથ એક મુકદ્દમામાં પોલીસનો સાક્ષી બની ગયો છે, ત્યારે તે છુપાઈને તેને મળવા આવે છે. રમાનાથ, પોતાના બંગલામાં આરામથી પડ્યો રહ્યો હતો. દરવાજા ઉપર પહેરેગીર પહેરો ભરી રહ્યો હતો. પતિને મળવામાં જાલપાને સફળતા નથી મળતી. એટલે તે એક પત્ર લખીને તેની સામે ફેંકી દે છે અને દેવીદીનને ઘરે ચાલી જાય છે. રમાનાથ એ પત્ર વાંચે છે અને તેની આંખો સામેનો પડદો હટી જાય છે. તે છુપાઈને જાલપાની પાસે આવે છે. જાલપા તેને બધોએ વૃતાંત કહી સંભળાવે છે અને રમાનાથને તેની જુબાની ખેંચી લેવા આગ્રહ કરે છે. રમાનાથ પહેલાં શંકા કરે છે, પરંતુ પછીથી કબૂલ થાય છે અને તે પોતાને બંગલે પાછો ફરે છે. ત્યાં તે પોલીસ અમલદારોને સાફ સાફ કહી દે છે, કે 'હું મારી જુબાની બદલી દઈશ.' અધિકારી તેને જાતજાતનાં પ્રલોભન આપે છે, પરંતુ જ્યારે રમાનાથ પર તેની કાંઈ અસર નથી થતી અને તેને માલમ પડી ગયું છે કે, તેના ઉપર પૈસાનો કોઈ મુકદ્દમો નથી, ત્યારે તેઓ રમાનાથને જાલપાને ગિરફતાર કરવાની ધમકી આપે છે. રમાનાથની હિંમત તૂટી જાય છે. તે જાણે છે કે, પોલીસ જે ચાહે તે કરી શકે છે. એથી તે પોતાનો મનસૂબો પડતો મૂકે છે અને જજની તપાસમાં તે પોતાના પહેલાં નિવેદનનું જ સમર્થન કરે છે. અદાલતની તપાસમાં બચાવપક્ષે રમા-

નાયને કાંઇ સવાલો પૂછયા ન હતા પરંતુ અહીં તેને પ્રશ્નો પૂછવામાં આવ્યા આ મુકદમા સાથે તેને કાંઇ સંબંધ ન હોવા છતાં પણ તેણે, પ્રશ્નોના એવા જવાબ આપ્યા કે જજને કાંઇ શંકા ન ગઈ અને આરોપીઓને સજા થઇ ગઇ. રમાનાથની હવે વધુ ખાતર થવા લાગી તેને એક ભલામણ પત્ર આપવામાં આવ્યો અને કદાચ, સંયુક્ત પ્રાંતની સરકારને પણ તેને માટે ભલામણ કરવામાં આવી

પછી, જાલપાદેવીએ ફાંસીની સજા મેળવનારા આરોપી દિનેશનાં બાલબચ્ચાંનું પાલન પોષણ કરવાનો નિશ્ચય કર્યો આમતેમથી ફંડ માંગી માંગીને તે તેઓને માટે જીંદગીની જરૂરીઆતો પૂરી કરતી હતી તેનાં ઘરનું કામકાજ પોતાને હાથે કરતી હતી તેનાં બચ્ચાંને રમાડવા લઇ જતી હતી

એક દિવસ રમાનાથ મોટરમાં સહેલ કરતો જતો હતો. તે વખતે માથાં પર પાણીનું માટલું રાખીને જતી જાલપાને તે જોઇ લે છે. તેનુ આત્મસન્માન જાગી ઉઠે છે. પોલીસ અધિકારીઓએ રમાનાથના મનોરજનને માટે જોહરાની નિમણુંક કરેલી છે. જોહરા, યુવકની માનસિક વેદના જોઇને દ્રવિત થઇ જાય છે અને તે જાલપાના પૂરેપૂરા સમાચાર લાવવાના ઇરાદાથી ચાલી જાય છે. દિનેશને ઘરે જાલપા સાથે તેની મુલાકાત થાય છે જાલપાનો ત્યાગ, સેવા અને સાધના જોઇને આ વેશ્યાનું હૃદય એટલું પ્રભાવિત થઇ જાય છે કે તે પોતાનાં જીવન પર લજ્જિત થઈ જાય છે અને બન્નેમાં બ્હેનપણું થઇ જાય છે એક અઠવાડિયાં બાદ તે જઇને રમાનાથને બધો વૃત્તાંત કહી સમજાવે છે. રમાનાથ એજ વખતે ત્યાંથી ચાલી નીકળે છે અને જાલપા સાથે બેચાર વાત કરીને જજના બંગલાપર ચાલી જાય છે. તે પછી જે કાંઇ થયુ તે આપણી સમક્ષ રજુ થયું છે.

હું એમ નથી કહેતો કે તેણે જુઠી સાક્ષી નથી આપી, પરંતુ એ પરિસ્થિતિ અને પ્રલોભનો ઉપર ધ્યાન આપો તો એ અપરાધની ગહનતા ઘણે અંશે ઘટી જાય છે જુઠી જુબાનીનું પરિણામ કદાચ એ આવત કે કોઇ નિરપરાધીને સજા મળી જાત, તો બીજી વાત હતી આ સમયે તો પંદર યુવકોનો જાન બચી ગયો. શું હજી પણ તે જુઠી સાક્ષી આપવા માટે ગુન્હેગાર છે ? તેણે પોતેજ જુઠી જુબાનીનો એકરાર તો કર્યો છે ! શું તેનો તેને દંડ મળવો જોઇએ ? તેની સરળતા અને સજ્જનતાએ એક વેશ્યાને સુદ્ધાં મુગ્ધ કરી દીધી અને તે, તેને બહકાવવાને કે બહેલાવવાને બદલે, તેના માર્ગની દીપક બની ગઇ જાલપાદેવીની કર્તવ્યપરાયણતા શું સજાને યોગ્ય છે ? જાલપા જ આ નાટકની નાયિકા છે તેનો સદ્દગુણ, તેનો સરળ પ્રેમ, તેની ધર્મપરાયણતા, તેના પતિભક્તિ, તેનો સ્વાર્થત્યાગ, તેની સેવાનિષ્ઠા, કયા કયા ગુણની પ્રશંસા કરીએ ! આજે જો તે રંગભૂમિ ઉપર ન આવી હોત તો પંદર કુટુંબોના પ્રકાશ ગુલ થઇ જાત તેણે પંદર પરિવારોને અભયદાન આપ્યું તેને ખબર હતી કે, પોલીસને સાથ આપવાથી માસારિક ભવિષ્ય કેટલુ ઉજ્જવળ થઇ જશે, તે જીવનની કેટલીય ચિંતામાંથી મુક્ત થઈ જશે સંભવિત હતુ કે તેની પાસે પણ મોટર આવી જાત, નોકર ચાકર આવી જાત, સારૂં મારૂં ઘર મળી જાત, બહુ મૂલ્ય આભૂષણો મળી જાત શુ એક યુવતી રમણીના હૃદયમાં આ સુખોનું કાંઇ પણ મૂલ્ય નથી ? પરંતુ તે આ વાતના સહન કરવા માટે તૈયાર થઇ જાય છે. તો શું, તે પતિવંચિત થઇને જીવનપથ ઉપર ભટકતી ફરે,

એ તેના ધર્માનુસરણનો ઉપકાર મળશે ? એક સાધારણ સ્ત્રી તેણે ઉચ્ચપ્રકારનું શિક્ષણ નથી મેળવ્યું. તેનામાં શું આટલી નિષ્ઠા, આટલો ત્યાગ, આટલો વિમર્ષ કોઈ દૈવી પ્રેરણાનો પરિચાયક નથી ? એક પતિતા પણ આવાં કાર્યમાં સહાયક થઈ જાય એ શું કંઈ પણ મહત્વનું નથી ? હું તો સમજું છું કે મહત્વનું છે આવા મુકદ્દમા રોજ રોજ નથી રજુ થતા. કદાચ, આપ લોકોને આપના જીવનમાં પણ આવો મુકદ્દમો સાંભળવાનો ફરી અવસર નહિ મળે. અહીં આપ એક મુકદ્દમાનો ફેંસલો કરવા બેઠા છો, પરંતુ આ કોર્ટની બહાર એક બીજું પણ મોટું ન્યાયાલય છે, જ્યાં આપ લોકોના ન્યાય ઉપર વિચાર થશે. આપનો એજ ફેંસલો ન્યાયને અનુકૂળ થશે કે જેનો બહારનું વિશાળ ન્યાયાલય સ્વીકાર કરશે એ ન્યાયાલય કાનૂનની બારીકાઈઓમાં પડતું નથી. કે જેમાં ફસાવીને, જેના દાવપેચમાં ફસાવીને આપણે વારંવાર પથભ્રષ્ટ થઈ જઈએ છીએ, દૂધનું પાણી અને પાણીનું દૂધ કરી બેસીએ છીએ. પરંતુ આપ ભૂલો પર પશ્ચાત્તાપ કરીને, સાચી વાત કહી દેવા માટે, આત્મવિશ્વાસપૂર્ણ જીવનને ઠોકરે મારી કાદવમાં દાબેલું જીવન વ્યતિત કરવાને માટે, કોઈને અપરાધી ઠરાવો તો આપ, સંસાર સમક્ષ ન્યાયનો કોઈ ઉચ્ચ આદર્શ ઉપસ્થિત નથી કરી રહ્યા."

સરકારી વકીલે એનો પ્રત્યુત્તર આપતાં કહ્યું "ધર્મ અને આદર્શ પોતપોતાના સ્થાન ઉપર ઘણી આદરની વસ્તુ છે, પરંતુ જે માણસે જાણી બુઝીને જુઠી જુબાની આપી, તેણે ગુન્હો અવશ્ય કર્યો છે. અને તેનો દંડ તેને મળવોજ જોઈએ. એ સાચું છે કે, પ્રથમમાં તેણે કોઈ ખોટાભા નથી કર્યો અને તેનો તેને માત્ર ભ્રમ હતો, પરંતુ એવી દશામાં, એક સાચા માણસનું એ કર્તવ્ય છે કે, ગિરફતાર થયા બાદ તે પોતાનો બચાવ કરે. તેણે સજાના ભયથી જુઠી જુબાની આપીને પોલીસને કેમ દગો દીધો ? એ વિચાર કરવા જેવી વાત છે જો આપને એમ લાગતું હોય કે તેણે અનુચિત કામ કર્યું છે તો આપ તેને અવશ્ય સજા કરશો."

હવે અદાલત માટે ચુકાદો આપવાનો વારો આવ્યો. સર્વેને રમાનાથ પ્રત્યે સહાનુભૂતિ થઈ ગઈ હતી; પરંતુ તેની સાથે એમ પણ બધાને ચોક્કસ લાગતું હતું કે તેને સજા થશે. શું સજા થશે એજ જોવાનું હતું. લોકો ઘણીજ ઉત્કંઠાથી ફેંસલો સાંભળવા માટે વધુ આગળ આવ્યાં, ખુરશીઓ વધુ આગળ ખેંચી લેવાઈ અને ગણગણાટ પણ બંધ થઈ ગયો.

'ગરીબની ગૃહલક્ષ્મી'

માટે

મદ્રાસનું સુપ્રસિદ્ધ અંગ્રેજી ત્રૈમાસિક 'ત્રિવેણી' શું કહે છે ?

શ્રી પ્રેમચંદજીએ હમણાંજ લખેલી હિન્દી નવલકથા 'ગબન'નો અનુવાદ છે. હિન્દીની કોઈ પણ પ્રાંતીય ભાષાના સર્વોત્તમ પુસ્તકો બીજી ભાષાના વાચકો માટે સુલભ થાય એ ઘણું જ ઇચ્છવા યોગ્ય છે, અને મૂળની ભાવના અને અર્થ જળવી રાખે એવી રીતે બુદ્ધિપૂર્વક થયેલાં ભાષાંતરો દ્વારા એ સૌથી સારી રીતે થઈ શકે. આના સંબંધમાં એમ થયું છે.

[ત્રિવેણી 'માર્ચ-એપ્રિલ ૧૯૩૩]

"મામલો માત્ર એટલોજ છે કે, એક યુવકે, પોતાના પ્રાણની રક્ષાને માટે પોલીસનો આશ્રય લીધો અને જ્યારે તેને માલમ પડયું કે, જે ભયથી તે પોલીસનો આશ્રય લઈ રહ્યો છે તે સર્વથા નિર્મૂળ છે ત્યારે તેણે પોતાનુ નિવેદન પાછું ખેંચી લીધું. રમાનાથમાં જો સત્યનિષ્ઠા હોત તો તે પોલીસનો આશ્રય જ શા માટે લેત. પરંતુ એમાં કોઇ સદેહ નથી કે પોલીસે તેને રક્ષણ માટે આ ઉપાય સુઝાડયો અને આ રીતે તેને જુઠ્ઠી જુબાની આપવાનું પ્રલોભન આપ્યું. હું એ નથી માની શકતો કે, આ મામલામાં, જુબાની આપવાનો પ્રસ્તાવ સ્વતઃ તેના મનમા ઉત્પન્ન થયો હોય. તેને પ્રલોભન આપવામાં આવ્યું, જેનો તેણે, દંડના ભયથી સ્વીકાર કરી લીધો તેને એવી પણ ખાત્રી આપવામાં આવી હશે કે જે લોકોની વિરૂદ્ધ તેને જુબાની આપવા માટે તૈયાર કરવામાં આવે છે, તેઓ ખરી રીતે અપરાધીઓ છે. કારણ કે રમાનાથમાં જ્યાં દંડનો ભય છે ત્યાં ન્યાયની ભક્તિ પણ છે. સ્વાર્થને માટે નિરપરાધીઓને ફસાવતાં પણ જેઓ અચકાતા નથી, એવા બદમાશ સાક્ષીઓમાંનો તે નથી. જો એમ વાત ન હોત તો, તે પોતાની પત્નીના આગ્રહથી જુબાની બદલવા કદિ તૈયાર ન થાત. એ સાચું છે કે પહેલી અદાલત બાદ તેને માલમ પડી ગયુ હતું કે, તેના ઉપર ઘીંટાળાનો કોઇ મુકદમો નથી અને જજની અદાલતમાં તે પોતાની જુબાની પાછી ખેંચી લઇ શકતો હતો. તે વખતે તેણે એ ઇચ્છા પ્રકટ પણ અવશ્ય કરી, પરંતુ પોલીસની ધમકીઓએ ફરી તેના ઉપર વિજય મેળવ્યો. પોલીસ, બદનામીમાથી બચવાને માટે, આ વખતે તેને ધમકીઓ આપે એ સ્વાભાવિક જ છે; કારણ કે પોલીસને આરોપીઓ અપરાધી હોવા માટે કોઇ શકા ન હતી. રમાનાથ ધમકીઓમાં ફસાઇ ગયો એ તેની દુર્બળતા છે એ ચોક્કસઃ પરંતુ પરિસ્થિતિ જોતા તે ક્ષમ્ય છે. એથી હું રમાનાથને છોડી મૂકું છું."

## ૨૬

ચૈત્રની શીતળ, મનોહર, સ્ફુર્તિમય સધ્યા, ગંગાનો તટ, પલાશનાં ફૂલોથી લચી ગએલાં પલાશવૃક્ષોનું મેદાન, ઉંચાં ઉંચા વૃક્ષો, તેની નીચે બાંધેલી ગાયો, ભેંસો, અને બળદોની લહરાતી ઝુંપડીઓ, ન ક્યાય ધૂળ કે મંદકી, ન કોઇ અવાજ કે તોફાન, સુખ અને શાન્તિ માટે શું આનાથી પણ વધારે સારી જગા હોઇ શકે છે ? નીચે સુવર્ણમયી ગંગા, લાલ, કાળાં, નીલાં આવરણથી ચમકતી, ચમકતી, મદ મંદ સ્વરોમા ગાતી, ક્યાંક લપકતી, ક્યાંક ચમકતી, ક્યાંક ચપળ, ક્યાંક ગભીર, અનંત અધકાર તરફ વહી રહી છે; જાણે, બહુરજિત બાલસ્મૃતિ ક્રીડા અને વિનોદની ગોદમાં ખેલતી ખેલતી, ચિંતામય, સઘર્ષમય, અધકારમય ભવિષ્યની તરફ જઇ રહી છે દેવીદીન અને રમાનાથે, અહીં, પ્રયાગની નજીક આવીને આશ્રય લીધો હતો.

ત્રણે વર્ષ વીતી ગયાં છે. દેવીદીને જમીન લીધી, બાગ બનાવ્યો, ખેતી જમાવી, ગાય ભેંસો ખરીદી, અને કર્મયોગમાં, અવિરત ઉદ્યોગમાં, સુખ, સતોષ અને શાન્તિનો અનુભવ કરી રહ્યો છે. હવે તેના મુખ ઉપર તે કંટાળો, તે બેચેની નથી, પણ એક નવી સ્ફુર્તિ, એક નવી કાન્તિ ઝલકી રહી છે.

સાંજ થઇ ગઇ છે, ગાય ભેંસો ચરીને પાછી આવી. જગ્ગોએ તેમને ખુંટા સાથે બાંધી અને થોડું થોડું ઘાસ લાવીને તેમની સામે નાખી દીધું. એટલામાં દેવીદીન અને ગોપી પણ બજાર મંડીમાં દાણા લઇને આવી પહોંચ્યાં.

રમાનાથે જગા સાફ કરી રાખી હતી,

તેણે રતનની સેવા સુશ્રુષામાં, દિવસનો દિવસ અને રાતની રાત જોઇ ન હતી. રતને તેની સાથે સ્નેહ કર્યો હતો. આ અવિશ્વાસ અને બહિષ્કારનાં વાતાવરણમાં, જે ખુલ્લા, નિ:સંકોચ ભાવથી તેની સાથે બહેનપણું નિભાવ્યું હતું, તેનો એહસાન તે બીજી કઇ રીતે માને ? જે સહાનુભૂતિ તેને જાલપા તરફથી પણ ન મળી, તે રતને પ્રદાન કરી. દુઃખ અને પરિશ્રમે, બન્નેને મિલાવી દીધાં, બન્નેના આત્માઓ સંયુક્ત થઇ ગયા. આ ઘનિષ્ટ સ્નેહ તેને માટે એક નવો જ અનુભવ હતો, જેની તેણે કદિ કલ્પના પણ કરી ન હતી. એ મૈત્રીમાં તેમાં વંચિત હ્રદયે, પતિપ્રેમ અને પુત્રસ્નેહ બન્ને મેળવ્યાં હતાં.

દેવીદીને, રતનના ચહેરા તરફ સચિન્ત નેત્રોથી જોયુ, પછી તેની નાડી હાથમાં લઇને પૂછ્યું: "કેટલા વખતથી નથી બોલી ?"

જાલપાએ આંખો લુંછીને કહ્યુ: "અત્યારે તો બોલતી હતી: એકાએક આંખો ઉપર ચઢી ગઇ અને તે બેહોશ થઇ ગઇ. વૈદ્યજીને લઇને હજી સુધી આવ્યા નથી."

દેવીદીને કહ્યુ: "એની દવા વૈદ્યની પાસે નથી."

એટલું કહીને તેણે થોડી સરખી રાખ લીધી અને રતનના માથા ઉપર હાથ ફેરવ્યો, મોઢામાં કંઇ ગણગણાટ કર્યો અને એક ચપટી રાખ તેને માથે લગાવી દીધી પછી બોલ્યો: "બેટા, રતન, આંખ ખોલ."

રતને આંખ ખોલી દીધી અને આમ તેમ ગભરાયલી આંખોથી જોઇને બોલી. "મારી મોટર આવી હતી ને ? ક્યાં ગયો તે આદમી ? તેને કહી દો કે થોડીવાર પછી લાવે. જોહરા, આજે હું તને મારા બગીચાની સહેલ કરાવીશ. આપણે બન્ને ઝૂલા પર ઝૂલીશુ."

જોહરા ફરી રડવા લાગી જાલપા પણ આંસુઓનો વેગ ન રોકી શકી. રતન એક ક્ષણ સુધી છત તરફ જોઇ રહી પછી એકાએક તેની સ્મૃતિ જાગી ઉઠી હોય તેમ તે લજ્જિત થઇને એક ઉદાસ હાસ્ય હસીને બોલી: "હું સ્વપ્નું જોઇ રહી હતી, દાદા !"

લાલ આકાશ પર કાલિમાનો પડદો પડી ગયો હતો. તે વખતે રતને જીવન ઉપર મૃત્યુનો પડદો પાડી દીધો.

રમાનાથ વૈદ્યજીને લઇને પ્રહર રાત્રિ વિતતાં પાછો ફરે એટલે તો અહીં મોતની ગંભીર શાન્તિ છવાઇ ગઇ હતી. રતનનાં મૃત્યુનો શોક એ શોક ન હતો; જ્યાં માણસ હાય હાય કરે; પરંતુ એ શોક કે જેમાં આપણે મૂકરૂદન કરીએ છીએ, તેની યાદ કદિ નથી ભૂલાતી: જેનો બોજ દિલમાંથી કદિ નથી ઉતરતો

રતનના મૃત્યુ બાદ જોહરા એકલી પડી ગઇ. બન્ને સાથે સૂતી હતી. સાથે બેસતી હતી, સાથે કામ કરતી હતી; હવે જોહરાનું મન, એકલા કોઇ કામમાં લાગતું ન હતું. કદિ નદીના તટ ઉપર જઇને રતનને યાદ કરતી અને રડતી; કદિ એ આંબાનું ઝાડ કે જેને તેમણે બન્નેએ મળીને ઉછેર્યું હતું તેની આગળ જઇને કલાકો સુધી ઉભી રહેતી. જાણે તેનું સૌભાગ્ય લુંટાઇ ગયું હતું. જાલપાને બાળકનાં પાલન અને ભોજન બનાવવામાં એટલો અવકાશ મળતો નહતો કે, તેની સાથે બહુ ઉઠે, બેસે. અને બેસતી તો રતનની ચર્ચા થવા લાગતી અને બન્ને રડવા લાગતી.

ભાદરવો માસ હતો. પૃથ્વી અને જલ વચ્ચે જંગ જામ્યો હતો. જલની સેનાઓ વાયુયાન ઉપર ચઢીને આકાશમાંથી જલશરોની વર્ષા કરી રહી હતી. જલ સેનાઓએ પૃથ્વી ઉપર ઉત્પાત મચાવી દીધો

તો છે. ધ્યર કરેને પાછી આવે. મને મારી કાયરતા ઉપર લજ્જા આવે છે."

જાલપાએ બેપરવાઈથી કહ્યું: "એમાં લજ્જાની શી વાત છે? મરેલી લાશને માટે જાનને જોખમમાં નાંખવાથી શો ફાયદો? જીવતી હોત તો હું ખુદ તમને કહેત કે જઈને કાઢી લાવો."

રમાનાથે આત્મધિક્કારના ભાવથી કહ્યું: "અહીંથી કોણ જાણી શકે કે જાન છે કે નથી? ખરેખર, બાલબચ્ચાંવાળો માણસ નામર્દ થઈ જાય છે. હું ઉભો રહ્યો અને જોહરા ચાલી ગઈ."

એટલામાં એક જોરશોર લહરી આવી અને લાસને ફરી તે અંદર ઘસડી ગઈ. જોહરા લાશની પાસે પહોંચી ચૂકી હતી તેને પકડીને ખેંચવા ચાહતી હતી, એટલામાં આ લહરીએ તેને દૂર કરી દીધી. જોહરા, ખુદ તેના જોસમાં સપડાઈ ગઈ અને પ્રવાહની તરફ કેટલાક હાથ ઘસડાઈ ગઈ. તે ફરી ઠીક થઈ પણ એટલામાં એક બીજી લહરીએ ફરી પાછી ઉઠાવી લીધી

રમાનાથ વ્યગ્ર થઈને પાણીમાં કૂદી પડયો અને જોરથી બૂમ મારવા લાગ્યો "જોહરા, જોહરા, હું આવુ છુ.' '

પરંતુ જોહરામાં હવે લહરીઓ સાથે લડવાની શક્તિ નહતી તે વેગથી લાશની સાથે જ પ્રવાહમાં વહી જઈ રહી હતી તેના હાથ પગ હાલતા બંધ થઈ ગયા હતા.

એકાએક એક એવો મોજો આવ્યો કે બન્ને તેમા સમાઈ ગઈ એક મીનીટ બાદ જોહરાના કાળાં વાળ નજરે આવ્યા. કેવલ એક ક્ષણ સુધી! એ અંતિમ ઝળક હતી. ફરી તે નજરમાં ન આવી.

રમાનાથ લગભગ સો ગજ સુધી જોરથી હાથ પગ અફાળતો અફાળતો ગયો; પરંતુ એટલી વારમાં તો લહરીઓના વેગને લીધે તેનો દમ રૂંધાઈ ગયો હવે આગળ ક્યાં જાય? જોહરાનો તો ક્યાંય પત્તો ન હતો. તે આખરી ઝળક આંખોની સામે જ હતી.

કિનારા ઉપર ઉભી ઉભી જાલપા, હાય, હાય, કહી રહી હતી તે એટલે સુધી કે તે પણ પાણીમાં કૂદી પડી. રમાનાથ હવે આગળ ન વધી શકયો. એક શક્તિ આગળ ખેંચતી હતી, એક પાછળ ખેંચતી હતી. આગળની શક્તિમાં અનુરાગ હતો, નિરાશા હતી, બલિદાન; પાછળની શક્તિમાં કર્તવ્ય હતું, સ્નેહ હતો, બંધન હતું. બંધને તેને રોકી લીધો: તે પાછો આવ્યો

કેટલીય મીનીટ સુધી જાલપા અને રમાનાથ ઘુંટણપૂર પાણીમાં ઉભા રહી તે તરફ તાકી રહ્યા રમાનાથની જબાન આત્મધિક્કારે બંધ કરી રાખી હતી; જાલપાની શોક અને લજ્જાએ બંધ કરી રાખી હતી.

આખરે રમાનાથે કહ્યું: "પાણીમા કેમ ઉભી છે? શરદી થઈ જશે."

જાલપા પાણીમાંથી નીકળીને કિનારા ઉપર ઉભી રહી; પરંતુ મુખથી કંઈ ન બોલી. મૃત્યુના આ આઘાતે તેને પરાભૂત કરી દીધી હતી. જીવન કેટલું અસ્થિર છે એ ઘટના આજે બીજીવાર તેની આંખો સમક્ષ ચરિતાર્થ થઈ. રતનના મૃત્યુની તો પહેલાંથી જ આશંકા હતી. ખબર હતી કે તે હવે થોડા દિવસની જ મહેમાન છે, પરંતુ જોહરાનું મૃત્યુ તો વજ્રઘાત જેવું! હજી તો અર્ધી ઘડી પહેલાં ત્રણે જણ પ્રસન્નચિત્ત, જલક્રીડા જોવા ગયાં હતાં. કોને શંકા હતી કે મૃત્યુની આવી ભીષણ ક્રીડા તેમને જોવી પડશે!

આ ચાર વર્ષમાં જોહરાએ પોતાની સેવા, આત્મત્યાગ અને સરળ સ્વભાવે સર્વને મુગ્ધ કરી લીધા હતા. પોતાના અતીતને મિટાવવા માટે, પોતાના આગળના કલંકને ધોઈ નાખવા માટે, તેની પાસે એના સિવાય બીજું




આ ચાલુ વાર્તા અંકમાંની વાર્તાઓ પૈકી તમને કઇ વાર્તા સૌથી વધારે ગમી, અને શા માટે ? તે ટુંકામાં જણાવો. એક કાર્ડમાં સમાય એટલોજ જવાબ હોવો જોઇએ.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમા માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરિફાઇમાં ભાગ લઈ શકશે (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે **પછીના બીજા મહિનાની આખર તારીખ સુધીમાં** અમને મળે એવી રીતે મોકલી આપવો (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે કંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ( ૬ ) હરિફાઇના જવાબ સાથે માસિકને લગતો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરવો નહિ. કરવો હોય તો હરિફાઇના જવાબના કાર્ડ સિવાય બીજા કાગળમાં કરવો

## મે માસના પ્રશ્નનો જવાબ

મીસીસ ફ્રાન્સીસ પરકીન્સ અને ડૉ. મીસ લજ્જાવંતી સંબંધમાં સાચો જવાબ **શ્રીમતી રૂક્મિણી પટ્ટણીનો** મળ્યો છે. એ સિવાય બીજા કોઇ બહેનનો જવાબ મળ્યો નથી. એ બહેનને ઇનામનું પુસ્તક ' સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨ ' આપવામાં આવે છે. જે તેમણે અઢી આનાની ટપાલની ટીકીટો મોકલી મંગાવી લેવું. રજીસ્ટર્ડથી જોઇતું હોય તો ત્રણ આનાની ટીકીટો વધુ મોકલવી

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવા કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમા ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, " ગુણસુન્દરી "

છે. " વેણીમાધવ " તો ઠેર ઠેર હોય છે શ્રી. રામનારાયણ પાઠકે આ અનુવાદની પ્રસ્તાવના લખી તેની ઉપયોગિતા વધારી છે

**હિલારામ**· પ્રયોજક· શ્રી માણેકલાલ ગો. જોશી પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય· રૂ ૧-૮-૦

ફ્રેંચ નવલકથાકાર મોરીસ ડેકોબ્રાની "સીરીનેડ ટુ ધ હેન્ગમેન " નામે નવલકથા ઉપરથી આ નવલકથા ગુજરાતીમા ઉતારવામાં આવી છે, વાર્તાનું વસ્તુ એવી દક્ષતાથી ગુંથ્યુ છે કે યુરપ અને એશિયા–બન્ને ખંડમાં એમાંના બનાવો બને છે અને છેલ્લા કેટલાક વર્ષો ઉપરના ઐતિહાસિક બનાવોનું કંઇક અંશે દિગ્દર્શન કરાવે છે. વાર્તાનાયક હિલારામ હિંદી પિતા અને ફ્રેન્ચ માતાનું સંતાન હોઇ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બન્ને સંસ્કૃતિના સદ્ગુણ–દુર્ગુણ તેનામા કેન્દ્રિત થયા છે એકંદરે પાશ્ચાત્ય–ખાસ કરીને પેરીસની લપટતા તેનામાં વધારે દેખાય છે આવું પુસ્તક ગુજરાતીમા પ્રકટ કરવા માટે પ્રયોજકે અને પ્રકાશકે કેમ પસંદ કર્યું હશે, તે સમજવુ મુશ્કેલ છે

**નયનનાં નીર**: લેખક: શ્રી જેઠાલાલ નારાયણ ત્રિવેદી. પ્રકાશક· નવયુગ પુસ્તક ભંડાર, અમદાવાદ મૂલ્ય: બાર આના

અત્યાર પ્હેલાં " કાચાં ફળ " નામે એક નવલિકા–સંગ્રહ લેખકે પ્રકટ કર્યો છે આ પુસ્તકમાની વાર્તાઓ એ " કાચાં ફળ "ને મુકાબલે પક્વ અને રૂચીકર થાય એવી છે એમા શંકા નથી આપણા અનેક દૃષ્ટિએ સડેલા સામાજીક જીવનની કેટલીક બાજુઓનો ચિતાર આપવાનો સફળ પ્રયત્ન આ વાર્તાઓમા શ્રી. ત્રિવેદીએ રજુ કર્યો છે વાર્તાના શોખીન વાચક વર્ગને એ વાર્તાઓ જરૂર આહ્લાદક થઇ પડશે

**નારી હૃદય**: લેખક સ્વ. " કલાપી " અને શ્રી રમણીકલાલ જ દલાલ પ્રકાશક: શ્રી રમણીકી મ્હેતા, અમદાવાદ મૂલ્ય· રૂ ૧-૪-૦

સ્વ "કલાપી" ના અપ્રસિદ્ધ પુસ્તકો પ્રકટ કરવાનુ માથે લઇ શ્રી રમણીક મ્હેતાએ ગુજરાત ઉપર જરૂર ઉપકાર કર્યો છે. સ્વ "કલાપી" એ જેમ્સ સ્પીલીંગના " રીંગ એન્ડ ધી રીંગ " નો અનુવાદ " માલ અને મુદ્રિકા " નામે કર્યો છે અને તે પુસ્તક લાંબા સમય પર પ્રકટ થયુ હતુ. એજ લેખકના બીજા પુસ્તક "ચાર્લ્સ રોબીન્સન" નો અનુવાદ આ પુસ્તકમાં તેમણે કરવા માંડેલો પરંતુ તે અધુરો રહ્યો–એમના અચાનક અવસાને નથી શ્રી. દલાલે તે પૂરો કરી સાહિત્યની જે સેવા કરી છે તે માટે ધન્યવાદ આ પુસ્તક ખાસ કરીને શ્રી. દલાલે અનુવાદ કરેલો ભાગ કોઇ " વડીલ " સાક્ષરને બતાવવાની શ્રી મ્હેતાની ખાહેશનો જે જવાબ એ "વડીલો"એ આપ્યો છે. તે તરફ તેમણે જે ઉદાસીનતા બતાવી છે, તે ગુજરાતના સાક્ષરોને શોભારૂપ નથી આ અનુવાદમાંથી સ્વ. " કલાપી "ની મનોદશાની કેટલેક અંશે આપણને ઝાંખી થાય છે સ્વ. " કલાપી " ના મનમાં ધાર્મિક વિચારોની જે ઘડભાંજ ચાલતી અને અત્યારે અનેક નવશિક્ષિત ફીલસુફ સમાજ સુધારકના મનમાં ચાલે છે, તેનો પડઘો આ પુસ્તકમાં સંભળાશે આ નવલકથા–નવલકથા તરીકે વાચકવર્ગને ઓછી આકર્ષે એ સંભવિત છે, પરંતુ "કલાપી"ના અભ્યાસીઓને એમાંથી ઘણુ નવુ જાણવાનું મળશે શ્રી રમણલાલ દેસાઇએ આ નવલકથાનો પરિચય સારી રીતે કરાવ્યો છે.

**કલ્પના ચિત્રો**: લેખક. શ્રી. જયકૃષ્ણ છિમનલાલ સુરતી (મસ્ત મયૂર) પ્રકાશક: શ્રી બિહારીલાલ ઇ ભામલવડારના, લરૂચ મૂલ્ય· રૂ ૧-૦-૦

શ્રી સુરતીએ "મસ્ત મયૂર"ના તખલ્લુસથી લખેલી અને જુદા જુદા સામયિકોમાં પ્રથમ પ્રકટ થયેલી છ નવલિકાઓનો સંગ્રહ આ પુસ્તકમા થયો છે. એમની રસભરી વસ્તુસંકલના અને સુયોગ્ય પાત્રાલેખન વાર્તા–શોખીન વાચકવર્ગને જરૂર આકર્ષશે. આ વાર્તાઓમા વસ્તુ અને પાત્રાલેખન કરતાં ભાષાની ચમક વધારે આગળ તરી આવે છે હિંદુ સંસારના કેટલાક જાણીતા પ્રશ્નોની છણાવટ કરતી આ વાર્તાઓ સચોટ શબ્દચિત્રો રજુ કરે છે મુદ્રણની દૃષ્ટિએ પણ પ્રકાશકને ધન્યવાદ આપવો જોઇએ. પુસ્તકનુ મુદ્રણ આકર્ષક અને કળામય બનાવવામાં અત્યંત શ્રમ લીધો હોય એમ જણાઇ આવે છે.

**પ્રાથમિક શાળામાં ચિત્રો વાચના લેખક**: શ્રી ગિજુભાઇ પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર મૂલ્ય પાચ આના

બાલશિક્ષણશાસ્ત્રના એક ઊંડા અભ્યાસી તરીકે અને અનુભવી તરીકે શ્રી ગિજુભાઇએ અત્યાર પ્હેલા બાળકોને તેમજ તેમના માબાપ–પિતા કે શિક્ષકોને ઉપયોગી થાય એવા ઘણાં પુસ્તક–પુસ્તિકાઓ આપણને અત્યારસુધીમાં

માટે તેના જન્મથીજ વેર કેળવાય, લગ્ન વખતે વર-કન્યાની આંખમાં ધુળ નંખાય, સાંઢણીના માર્ગમાં ભાલો થઇને પડે એ બધું બાલમાનસને કેવું શિક્ષણ આપશે ? આ અને એવી બીજી અનેક નાની મોટી બાબતો વિષે બાળમાનસના અભ્યાસીઓ મત ઉચ્ચારે તો ઠીક થશે. અમને તો લાગે છે કે આવી બાબતો બાળકો સમક્ષ મૂકતાં પ્હેલાં જરૂર વિચાર થવો ઘટે છે.

**ટોલસ્ટોયની નીતિકથાઓ:** સંપાદક: ઉપર પ્રમાણે પ્રકાશક: શ્રી ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય ત્રણઆના

કાઉન્ટ લીઓ ટોલસ્ટોયે લખેલી અને શ્રી. પ્રેમચંદજીએ હિંદીમાં ઉતારેલી વાર્તાઓ ગુજરાતીમાં ઉતારવામાં આવી છે, એ વાર્તાઓને ગુજરાતી વાઘા પહેરાવવામાં પણ શ્રી રમણલાલ સફળ થયા છે. ભાષા પણ સાદી ને સરલ હોઈ; બાળકોને એ વાર્તાઓ પ્રિય થશે એમાં નવાઇ નથી. એમાંથી બાલકો નીતિના બોધ પાઠ શીખી શકશે.

**સારી સારી વાતો** સંપાદક: ઉપર પ્રમાણે. પ્રકાશક બાલજીવન કાર્યાલય, વડોદરા. મૂલ્ય ચાર આના

જુદા જુદા લેખકોએ લખેલી અને "બાલજીવન" માસિકમાં પ્રકટ થયેલી ૯ વાર્તાઓ આ પુસ્તકમાં છે. ભાષા સાદી ને સરલ-બાલબોધ છે આમાની કેટલીક વાર્તાઓમાં પણ ચમત્કારનું તત્ત્વ મુખ્ય ભાગ ભજવે છે

નથી આપણા અન્તર ભાગ પ્હેરો. શ્રી મગનલાલ કેટલીક બાબુઓનો ... પ્રીન્સીપાલ ન્યુ હાઇ સ્કુલ આ વાર્તાઓમાં શ્રી. ત્રિવેદી-
શોખીન વાચક વર્ગને એ વાર્તાઓ ... ... ...
... થઇ પડશે.

**નારી હૃદય:** લેખક સ્વ. " કલાપી " અને શ્રી રમણીકલાલ જ દલાલ, પ્રકાશક: શ્રી રમણીક શ્રી જ્હેતા, અમદાવાદ મૂલ્ય રૂ ૧-૪-૦

સ્વ. "કલાપી" ના અપ્રસિદ્ધ પુસ્તકો પ્રકટ કરવાનું માથે લઇ શ્રી. રમણીક જ્હેતાએ ગુજરાત ઉપર ભારે ઉપકાર કર્યો છે. સ્વ "કલાપી" એ જેમ્સ સ્પીલ્ટમના " રીય એન્ડ ધી રીગ " નો અનુવાદ " માલ અને મુદ્રિકા " નામે કર્યો છે અને તે પુસ્તક લાંબા સમય પર પ્રકટ થયું હતું. એજ લેખકના બીજા પુસ્તક "ચાર્લ્સ રોબીન્સન"

**શુદ્ધ પુષ્ટિ ભક્તિ** લેખક: શ્રી. ગો. શ્રી મગનાથ લાલજી પ્રકાશક: શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્, મુંબાઇ. મૂલ્ય સવા આનો.

પુષ્ટિ માર્ગના સિદ્ધાન્તોના પ્રચારાર્થે પ્રકાશક સંસ્થા તરફથી પ્રકટ થતી આ બીજી પુસ્તિકા છે. એ માર્ગના અનુયાયીઓને આચાર્યશ્રીના સાચા સિદ્ધાંતો જોયાથી જાણવાનો લાભ મળશે જાહેર સંસ્થાઓ, પુસ્તકાલય, પાઠશાળા વગેરેને આ પુસ્તિકા વિના મૂલ્ય મળે છે.

**હિન્દુ ધર્મશાસ્ત્રોનું જરથોસ્તી મૂળ:** લેખક: ડૉ. સોહરાબ બ. સંતોક, શ્રી સંતોકે પોતાના મતના પ્રતિપાદનાર્થે આ વિષય પર ચાર નાની પુસ્તિકાઓ લખી છે એમની માન્યતા એવી છે કે પ્રથમ પેગમ્બર જરથોસ્ત થયા. તેમણે પોતાનો ધર્મ ઇરાનમાં ફેલાવ્યો; ઇરાનમાંથી કેટલાક આર્યો હિંદમાં આવ્યા અને તેમના વેદો વગેરેનું મૂળ-જરથોસ્તી ધર્મમાં છે. તેમની આ માન્યતા એવા પાયા ઉપર રચાઇ છે કે જરથોસ્તી ધર્મ ૧૨૦૦૦ વર્ષ જુનો છે અને ઋગ્વેદ ઇ. સ. પૂર્વે ૩૦૦ ની આસપાસ રચાયો છે. અર્થાત બુદ્ધના સમય લગભગ. આ વાત કેટલાને ગળે ઉતરશે, તે સમજવું મુશ્કેલ છે. એમણે એમનો આ મત યૂરોપીઅન વિદ્વાનોને આધારે બાંધ્યો છે, એ વિષયના અભ્યાસીઓને આ પુસ્તિકાઓ કદાચ ઉપયોગી થશે.

**મહિલા:** સંપાદિકા શ્રી. માઇ વરેરકર: ખટાવવાડી, ગિરગાંવ, મુંબઇ. વા. લ. રૂા ૪

જુલાઇ માસથી ઉપરોક્ત મરાઠી માસિક પ્રકટ થવા માંડ્યું છે અને એનું સંપાદન, સુપ્રસિદ્ધ મરાઠી નાટ્યકાર અને નવલકથાકાર 'દાઇઆ'-પેથુ-શ્રી પુત્રી કરે છે. આ માસિક ખાસ પુસ્તકનું મુદ્રણ મહિલાઓના પ્રશ્નોની, હિન્દની અત્યંત શ્રમ લીધાયે ચર્ચા કરવાના મુખ્ય ઉદ્દેશથી

પ્રાથમિક શાળા પ્રથમ અંકમાં એ ઉદ્દેશ બરાબર શ્રી. ગિરજાબાઇ પ્રકાશ પ્રથમ અંકમાં, શ્રીમતી મંદિર, ભાવનગર મૂલ્યશ્રીમતી ગોશીબહેન કેપ્ટન,

બાલશિક્ષણકથાઆનાથ'દ તેમજ અન્ય મહિલા તરીકે અને અનુકરણીય નવાં મરાઠી માસીકને હમે અત્યાર પ્હેલા બાળીએ છીએ.
પિતા કે શિક્ષકોને ...
પુસ્તક-પુસ્તિકાઓ

જ્યું એટલે અંગ્રેજી સાહિત્ય વાંચવા માંડયું ને તે વાચ્યું એટલે એમના વિચારમાં ફેરફાર થવા લાગ્યા. પશ્ચિમની સંસ્કૃતિની નજરે એમણે આપણો સમાજ જોવા માંડયો એટલે ઠેર ઠેર એમને તેમાં દોષ દેખાવા લાગ્યા. ન્યાતના નિયમો જેવા કે વિધવા વિવાહનો વિરોધ, પરદેશગમનનો પ્રતિબંધ વગેરે એમને ખૂંચવા લાગ્યા એથીજ એમના કાવ્યોમાં સુધારક તરીકે પણ એ પ્રકટ થાય છે.

સાહસે જ્ઞાતિના બંધ કાપી ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ બીક નવ રાખો.

એ પ્રખ્યાત લીટીઓ એનીજ છે. જ્ઞાતિના બંધ ઝટ કાપી નંખાય એવા નથી એ સમજતા એને પચીસ વરસ લાગ્યાં એટલી તીવ્ર ને ઊંડી એમની સુધારાની વાંછના હતી. એમણે માત્ર સુધારા વિષયક કાવ્યજ નહોતાં લખ્યાં; સમાજસુધારો કરવા સભાઓ પણ સ્થાપી હતી, લેખો લખ્યા હતા, " ડાંડિયો " નામે પેપર કાઢયું હતું. ને ઠેર ઠેર ભાષણો પણ કર્યાં હતાં. એમના જેવા કવિ,લેખક કે વકતા તે વેળા ગુજરાતમાં નહતો એટલે કવિનાં વ્યાખ્યાનો બધા વાંચતા ને તેની ભારે અસર થતી.

સુધારક તરીકે એ એટલેથીજ બેસી રહ્યા નહોતા. એ જે ઉપદેશ લોકને આપતા તેનો અમલ એમણે પોતેજ કરી બતાવ્યો હતો. નર્મદા લાલશંકર દવે નામની પોતાની ન્યાતનીજ એક વિધવા સાથે એમણે જાતેજ પુનર્લગ્ન કર્યું હતું. આ પગલું આ જમાનામાં પણ ધ્યાન ખેંચે એવું છે તો તે સમયે મુંબાઇ તથા આખા ગુજરાતમાં એથી કેટલો ઉહાપોહ થયો હશે તે સહેજે કલ્પી શકાય એમ છે

સાચો સંસારસુધારો કરવો હોય તો લોકોને કેળવણી આપવી જોઇએ એ હેતુથી એણે પુસ્તકો લખ્યાં છે. ને તે બધું 'નર્મગદ્ય'ના સામાન્ય શીર્ષક હેઠળ છપાયું છે પણ તે ઉપરાંત શુદ્ધસાહિત્ય કહી શકાય એવું પણ એણે ઘણું લખ્યું છે. એને ગુજરાતીઓ પર હતો તેથીયે વધુ પ્રેમ ગુજરાતી ભાષા પર હતો; તેથી તેની સેવા કરવાનું તો એણે વ્રતજ લીધું હતું. 'કલમને ખોળે માથું' મૂકીને એણે આખી જીંદગી ગાળી હતી. એ કાર્ય એણે એકલે હાથે ને વગર પૈસે કર્યું છે તેવું હજી સુધી બીજો કોઈ ગુજરાતી કરી શક્યો નથી 'નર્મકોશ' મેં વાંચ્યો નથી પણ વિદ્વાનોનો મત એમ છે કે એ ગ્રંથને નર્મદની વિદ્વત્તાનો કીર્તિસ્તંભ ગણીએ તો વાંધો નથી. નર્મકોશનાથી ઘણો ઉતરતો ને તોયે બહુ ઉપયોગી ગ્રંથ પડે એવો ગ્રંથ તે 'નર્મકથાકોશ' છે. એમાં એણે રામાયણ મહાભારત ને પુરાણોનાં મુખ્ય પાત્રોની રૂપરેખા દોરી છે. જનસાધારણ મૂળ ગ્રંથો ન વાંચી શકે તેથી આ કાર્ય એણે કર્યું છે.

ગુજરાતી સાહિત્યમાં ગદ્યકાર કરતાં કવિ તરીકે નર્મદ વધારે પ્રસિદ્ધ છે કારણ પશ્ચિમની અસર તળે રહીને કવિતા લખવાની પહેલ એણે જ કરી હતી. ખંત અને ઉદ્યોગ એનામાં એટલા ભર્યા હતાં કે કવિતા લખતાં શીખવા માટે એ પીંગળ શીખ્યા, પીંગળના ગ્રંથો ગુજરાતીમાં હતા નહીં તેથી એણે પીંગળ લખ્યું ! અલંકારશાસ્ત્રનો પણ એવીજ રીતે એણે પરભાષામાંથી અભ્યાસ કર્યો ને અલંકાર પર એણે પુસ્તક લખ્યું ' અનેક યુવકો કવિતા લખતાં શીખવા એની પાસ આવવા લાગ્યા અને ખરેખરું સાહિત્યનું શિષ્યમંડળ એની આસપાસ ખડું થયું. એની કવિતા જૂના ને નવા જમાનાની વચ્ચેના પુલ જેવી છે. જોસ્સો ને હર્ષ એ બે તેના વિશિષ્ટ ગુણો છે. કુદરતનાં વર્ણનનાં કાવ્યો એનાં બહુ સરસ છે. સમનનાં ગીતો, સુધારો પ્રબોધનાં કાવ્યો,




## સ્વદેશ

**શ્રીમતી નાથીબાઈ દા. ઠા. સ્ત્રીઓની** કૉલેજ કર્વે વિદ્યાપીઠની મુંબાઈમાં આવતી કૉલેજનો ત્રીજો કૉલેજદિન ગઈ તા ૧૬ મી એ, કૉલેજના મકાનમાં ઉજવાયો હતો પ્રો પી. એ. વાડીયા પ્રમુખસ્થાને હતા. પ્રિન્સિપાલ હિંમતલાલ ગનેશજી અંજારિયાએ મહેમાનોને આવકાર આપી ૧૯૩૧ના જુલાઈ માસમાં કૉલેજની સ્થાપના થઈ ત્યારથી અત્યાર સુધીનો સંસ્થાનો ઇતિહાસ કહ્યો હતો. કૉલેજની શરૂઆત માત્ર ત્રણ વિદ્યાર્થીનીઓથી થઈ હતી આજે કૉલેજમાં ૩૨ વિદ્યાર્થીનીઓ છે આ વર્ષથી કૉલેજ પૂરેપૂરી કૉલેજ થઈ છે; કૉલેજની પ્રગતિનું માન ખાસ કરીને, તેના પ્રિન્સિપાલ શ્રી. હિંમતલાલ અંજારિયાને જ ઘટે છે. કૉલેજની બહેનો તરફથી સંગીત, સંવાદ, મૂક-અભિનય વગેરેના પ્રયોગો થયા હતા પ્રો પી. એ. વાડીયાએ આજની કેળવણીની ખામી ઉપર સુંદર કટાક્ષ કરતું ભાષણ કર્યું હતું. અને એને 'શિક્ષણની કરુણતા'ની ઉપમા આપી હતી આભાર મનાયાબાદ ઉપહાર લઈ મેળાવડો વિસર્જન થયો હતો

**સેવા સદનનો ૨૫ મો વાર્ષિકોત્સવ,** મુંબાઈમાં મલબારી મેમોરીયલ હોલમાં ઉજવાયો હતો તે વખતે પ્રમુખ સ્થાનેથી મુંબાઈ યુનિવર્સીટીના વાઇસ ચાન્સેલરે જણાવ્યું હતું કે, સામાજીક કાયદાની બાબતમાં મુંબાઈ દેશના બીજા ભાગ કરતાં પણ આગળ છે. શ્રીમતી યશોદાબાઈ ટકટકારે, સંસ્થા તરફથી લેવાતી પરીક્ષાઓ અને બીજી હરિફાઈઓમાં સફળ નીવડેલ વિદ્યાર્થીનીઓને ઇનામો વહેંચી આપ્યાં હતાં. સોસાયટીનાં પ્રમુખ ધારાસભ્ય મિસિસ. કે. કામાની ગેરહાજરીમાં મીસીસ ફેલ્ડ બી તૈયબજીએ તેમનું લખેલું ભાષણ વાંચ્યું હતું. ભાષણમાં સેવાસદનનાં ૨૫ વર્ષના કામની સમાલોચના કરી હતી મીસ મિસ કેતકરે મહુંમ શ્રી મલબારીની સેવાઓની યાદ આપી, શ્રી દયારામ ગિદુમલે કરેલી સદનની સેવાઓની યાદ આપી હતી મીસ બી. એ. કેન્ટીનીઅરે વાર્ષિક હેવાલ રજુ કર્યો હતો તેમાં સદનની કેળવણી વિષયક, સામાજીક તેમજ અન્ય કાર્યની વિગતો આપી હતી મરાઠી શિક્ષિકાઓને તાલીમ આપવા માટે સદન તરફથી મરાઠી તાલીમ વર્ગો પણ ચાલે છે સદન તરફથી ઔદ્યોગિક તાલીમ પણ અપાય છે.

**પહેલાં હિન્દી સ્ત્રી જી. ડી એ.** મુંબાઈની ડાવર્સ કોલેજ ઓફ કોમર્સનાં વિદ્યાર્થીની મીસ શુલબાઈ કુંવરજી કેરાવાળા બી. એ; જી ડી એની પરીક્ષામાં સફળ થયાં છે. ઓડીટરની પરીક્ષોમાં પાસ થનાર આ પહેલાજ હિન્દી બહેન છે. ૧૯૨૯ઈ. એકાઉન્ટસની પહેલી પરીક્ષા પસાર કરનારાં પણ તેઓ પહેલાંજ હિન્દી મહિલા હતાં.

**જુદ્દીન લગ્નો સામે વિરોધ:** પારસી સ્ત્રીઓ, બીનપારસીઓ સાથે પરણે તે સામે. પારસી પંચાયત તરફથી મુંબાઈમાં સર કાવસજી જહાંગીર હોલમાં મળેલી પારસીઓની મોટી સભાએ સખ્ત વિરોધ દર્શાવ્યો હતો

**સ્ટવ-સગડીના ભોગ:** (૧) મુંબાઈમાં પરેલ ખાતે રહેતી શ્રીમતી નલિનીબાઈ વસંતરાવ પાધ્યે નામની ૨૦ વર્ષની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી (૨) માટુંગામાં પાર્વતીબાઈ નારાયણ આયર નામની મદ્રાસી બહેન સ્ટવથી દાઝી મરણ પામી (૩) ગિરગામ બેક રોડ ઉપર રહેતી સાન્તીરથીબાઈ નામની સ્ત્રી દેરાના દરાટી પીડાતી હતી તેને ફીટ આવતાં તે પડી ગઈ અને દીવા સાથે અથડાયાથી, તેની સાડી સળગી ગઈ, તે

સંભાળ અને ધ્યાન રાખવાની જરૂર છે એ બાબત તરફ બેદરકાર રહેવાનો આપણને કાંઈ હક્ક નથી માત્ર પદવીઓ મેળવાય એ શિક્ષણનો ખરો હેતુ ન હોઇ શકે જો આપણે ભૂતકાળમાંથી મેળવેલો હિન્દી સ્ત્રીત્વનો આદર્શ જાળવી રાખવો હોય તો તેઓ જ્યારે તેમની વયમાંથી પસાર થતી હોય ત્યારે કેટલીક બાબતોમાં તેમની સલામતી જાળવવી જોઇએ " યુનિવર્સીટીએ મીસીસ રોયની સુચનાઓ બધીય સ્વીકારી છે અને તેને માટે જુદા જુદા નિયમો દાખલ કરવા ધારે છે આમાં એક શરત એવી છે કે, વિદ્યાર્થીનીઓને દાખલ કરતી દરેક કોલેજ માટે, યુનિવર્સીટીએ સ્વીકારેલું વિદ્યાર્થીનીગૃહ શરૂ કરવુંજ પડશે આ ગૃહનું યુનિવર્સીટીએ નીમેલ વ્યક્તિ નિરીક્ષણ કરશે. કલકત્તાની બહાર પોતાનાં ઘર હોય એવી વિદ્યાર્થીનીઓએ કોલેજનાં વિદ્યાર્થીનીગૃહોમાંજ રહેવું પડશે; તેમ નહિ થાય તો તેઓને યુનિવર્સીટીની પરીક્ષાઓમાં બેસવા દેવામાં નહિ આવે. સલાહકાર તરીકે એક અનુભવી અને પુખ્ત વયની સ્ત્રીની નીમણુંક થશે

**કન્યાકેળવણી ફરજીયાત:** દિલ્હી મ્યુનિસિપાલીટીમાં, એક સભ્ય છોકરાઓની માફક કન્યા કેળવણી ફરજીયાત કરવાનો ઠરાવ લાવનાર છે.

**કોટાના ના મહારાણી** અવસાન પામ્યાં છે. તેઓ. શ્રી. [illegible] ઘણાં વર્ષો સુધી [illegible] હતાં. તેમના શોકમાં રાજ્યમાં ત્રણ દિવસની હડતાલ પાડવામાં આવી હતી

**પતિને ઝેર આપ્યું.** લાહોરમાં મુસમ્મત બિસમીલન નામની મુસ્લીમ સ્ત્રીને, પતિને ઝેર આપી મારી નાખવા માટે ફાંસીની સજા થઇ છે

નેપાળમાં બળલગ્ન સામે પ્રતિબંધ મુકાય એવી રીતે લગ્નના કાયદામાં ફેરફાર થયો છે

**પતિદેવ !** (૧) પુનામાં બિરૂ હરી નામના મોચીને તેની પત્નીને મારી નાખવાનાગુન્હાસર ૪ વર્ષ સખ્ત કેદની સજા થઇ છે (૨) ખિન્સુરા (બંગાળ)માં પીલબા ખાતે નારાયણ નામના પતિદેવે પોતાની પત્નીનું ખૂન કર્યું. આથી નારાયણની વિધવા બહેન જાગી ઉઠી એટલે નારાયણે તેના પર પણ ઘા કર્યા અને પછી આપઘાત કર્યો. બહેનની તબીયત સુધારા પર છે.

**આપઘાત:** (૧) સેલમમા રાજલક્ષ્મી નામની એક સ્ત્રીએ કુવામાં પડી આપઘાત કર્યો. (૨) મુંબાઇની જી. ટી. હોસ્પીટલના ડૉ. ભાર્ગવની ૨૦ વર્ષની પત્ની વસંતગૌરીએ પતિએ બહાર ન જવાનું જણાવતાં, લાગણીવશ થઇ, ઘાસલેટ છાંટી સાડી સળગાવી આપઘાત કર્યો.

**પરચુરણ** (૧) મુંબાઇ મ્યુનિસિપલ સ્કુલ્સ કમીટીનાં પ્રમુખ મુ ટાવાબાઇ, આર્ય મહિલા સમાજ તરફથી ડૉ. મીસીસ માલિની સુખથનકરને અભિનંદન આપવાનો મેળાવડો, મીસીસ ડી. એમ. સીરૂરનાં પ્રમુખપદે થયો હતો (૨) ત્રાવણકોરની ધારાસભાની નીચલી સભામાં એક હિન્દુ અને એ ક્રિશ્ચિયન એમ બે સ્ત્રીઓની નીમણુંક થઇ છે. (૩) વલસાડમાં પારસી બહેનો માટે સિવણના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે, તેનો લાભ પુખ્ત વયની સ્ત્રીઓ તેમજ બાળાઓ સારા પ્રમાણમાં લે છે. (૪) વડોદરાની સાહિત્ય સભાના આશ્રયે, શ્રીમતી સેઠી વિદ્યાગૌરી નીલકંઠે, ગુજરાતમાં સ્વતંત્ર વિદ્યાપીઠની જરૂરીઆત વિષે ભાષણ કર્યું હતું. અને ગુજરાતી સાહિત્ય તેમજ અસ્મિતાના વિકાસ માટે એવી વિદ્યાપીઠની જરૂરીઆત પર ભાર મુકયો હતો. (૫) કરાચીમા સ્ત્રીઓ માટે ખાસ હોસ્પીટલ બાંધવા માટે એક વેપારી શેઠ હાજી અલીમહંમદ હાશમજીએ રૂા. ૨૫૦૦૦, મ્યુનિસિપાલીટીને આપ્યા છે

## વિદેશ

**લંડનમાં હિન્દી મહિલાઓનુ પ્રચાર** **કાર્ય:** બ્રિટિશ પ્રજા સમક્ષ હિન્દની મહિલાઓની માગણીઓ રજુ કરવા માટે, હિન્દી સ્ત્રીઓની એસોસીએશનની લંડનની કમીટી તરફથી સભા ભરવામાં આવી હતી તેનુ પ્રમુખસ્થાન મીસીસ કોરબેટ એશબીએ લીધું હતું. રાજકુમારી અમૃતકુંવરે તેમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે હિન્દની સ્ત્રીઓ, પુરૂષોના કરતાં વધારે રાષ્ટ્રવાદી છે. તેમણે પુખ્તવયના સર્વને, કાંઇ નહિ તો શહેરોમાં, મતાધિકાર આપવાની માંગણી કરી હતી. આથી ૧૦ લાખ વધુ મતદારો આવશે જે સ્ત્રીઓનો

મતાધિકારના હકોને લગતી માંગણી સબંધમાં શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે સર્વગ્રાહી નિવેદન કર્યું હતું. આફ્રિકાની દેશી જાતોનો અપૂર્વ અનુભવ ધરાવતાં મીસ જીન મેકમીલને "વિશ્વ-એકતા અને બ્રિટિશ પ્રજાસત્તાક" એ વિષય ઉપર બોલતાં આંતર જાતીય સબંધો ને લગતી ચર્ચા કરી હતી. મીસીસ કારબેટ એશબીએ 'નિયમનમાં નવી દૃષ્ટિ' એ વિષય ઉપર ચર્ચા કરી વ્યક્તિગત નિયમનનું મહત્વ જણાવ્યું હતું.

"આજની માતા" એ વિષય ઉપર બાળકોનાં વાલીપદ અને દેશી માતાના હક્ક સંબંધમાં રસિક ભાષણો થયા હતાં. પાર્લામેન્ટનાં સભ્ય મીસ રેથબોને કુટુંબના હકોને લગતી કેટલીક દરખાસ્તો કરી હતી. મીસીસ સબ્બારાવે બાળલગ્નો અટકાવવા માટે શારદા કાયદાનો અમલ કરાવવા સંબંધમાં હિન્દી સ્ત્રીઓ જે ચળવળ કરી રહી છે તેને ટેકો આપવા અપીલ કરી હતી. છેલ્લે દિવસે બ્રિટિશ શહેનશાહતમાંથી ગુલામી નાબુદ થયાને સદી થઇ તેની જયંતી વેડ સાથમનના પ્રમુખપદે ઉજવાઇ હતી.

**બધી સ્ત્રીઓવાળી હોસ્પીટલ:** દક્ષિણ લંડનમાં સ્ત્રીઓ માટે હોસ્પીટલ બાંધવામાં આવે છે. તેની યોજના પૂરી થતાં, તે લંડનમાં ઘણી ઉપયોગી હોસ્પીટલ નીવડશે. જેમાં બધો સ્ટાફ પણ સ્ત્રીઓનો જ રોકવામાં આવેલો છે મીસ એમ ઇ. રીડલ હોસ્પીટલનાં મંત્રી છે કેટલીક ડાક્ટરી સ્ત્રીઓએ પોતાની હોસ્પીટલ સ્થાપવાનો નિર્ણય કર્યો તેને પરિણામે આ યોજના થઇ છે, ૭ વર્ષ સુધીની ઉપરના છોકરાઓને હોસ્પીટલમાં દાખલ કરવામાં આવે છે. તે સિવાય બધા દરદીઓ સ્ત્રીઓજ હોય છે. ૧૯૧૨ માં આ હોસ્પીટલની શરૂઆત કરવામાં આવી હતી. અને સ્ત્રીડાક્તરોજ એ ચલાવી રહેલ છે. કોઇ પુરૂષ ડાક્તરની સલાહ લેવાની પણ તેમને જરૂર પડી નથી

**મજુર સ્ત્રીઓ માટે** કામ કરતી અંગ્રેજ સ્ત્રીઓની સહમરી મિસ્ટ લંડનમાં પોતાની ૫૦ મી જયંતી ઉજવી છે. ૭ સભ્યોથી એની શરૂઆત થઇ હતી. આજે તેની સભ્ય સંખ્યા ૭૨૦૦૦ ઉપરની છે.

**મીસ આવાંબાઇ મહેતા:** સીલોનમાં આવાંબાઇ મહેતા લંડનમાં બેરીસ્ટરની છેલ્લી પરીક્ષામાં પસાર થયાં છે. તેમની વય માત્ર ૧૯ વર્ષની હોવાથી બે વર્ષ સુધી તેઓ વકીલાત કરી શકશે નહિ. તેઓ સીલોનમાં પહેલાંજ સ્ત્રી બેરીસ્ટર છે

**પરિણિત શિક્ષિકાઓના હક્કો.** પર તરાપ કરકસરના કોઇ પણ પ્રશ્નમાં પહેલી પરિણિત સ્ત્રીને હાથ ઝડપવામાં આવે છે ઉત્તર આયર્લેન્ડમાં ગયે વર્ષે ચેરબ્રિટનને પગલે ચાલવાનો નિર્ણય કર્યો હતો અને હવે શિક્ષિકાઓને લગ્ન થતાં જ બરતરફ કરવામાં આવે છે. આયરીશ ફ્રિસ્ટેટે પણ તેનું અનુકરણ કર્યું છે ગાલવેની યુનિવર્સીટી કોલેજમાં મળેલી આયરીશ રાષ્ટ્રીય શિક્ષકોની સંસ્થાની વાર્ષિક મહાસભામાં, તેના પ્રમુખે પરિણિત શિક્ષિકાઓ સામેના આ પ્રતિબંધને તેઓનાહક્કો ઉપર તરાપ મારનાર લેખ્યો હતો અને આર્થિક શિક્ષણ વિષયક તેમજ ન્યાયની દલીલોએ તેનો બચાવ થઇ શકે એમ નથી, એમ જણાવ્યું હતુ. પરિણિત સ્ત્રી જો શિક્ષણને જીવનકાર્ય બનાવે તો તે વધુ સારી શિક્ષિકા નીવડવાનો સંભવ છે એ વસ્તુનો સ્વીકાર આ પ્રતિબંધથી થતો નથી.

**પરિણિત સ્ત્રીઓનું રાષ્ટ્રત્વ:** લંડનમાં ઉમરાવ સભામાં પરિણિત સ્ત્રીઓના રાષ્ટ્રત્વ સંબંધનો ખરડો દાખલ કરવામાં આવ્યો છે. આ ખરડા પ્રમાણે, વિદેશી સાથે પરણતી બ્રિટિશ સ્ત્રી, લગ્ન થયા બાદ, પોતાના પતિનું રાષ્ટ્રત્વ મેળવે નહિ ત્યાં સુધી તેનું બ્રિટિશ રાષ્ટ્રત્વ ગુમાવશે નહિ. આ ખરડો સ્ત્રી અને પુરૂષ વચ્ચેની આ સંબંધની સમાનતા તો નથીજ આપતો પણ અત્યારે છે એના કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ ઉત્પન્ન કરે છે સ્ત્રીઓની ન્યાયી માંગણી આ ખરડાથી સંતોષાવાની નથી

**આયર્લેન્ડની સ્ત્રીઓની રાષ્ટ્રીયમહાસભાના** હોદ્દેદારોના મંડળની સભા પ્રો. મેરી હેડનના પ્રમુખપદે મળી હતી નવેમ્બરમાં મીસ એલીસન નીલાન્સ આયર્લેન્ડની મુલાકાતે આવે એની સભા તરફથી ગોઠવણ થાય છે

**જર્મનીમાં પુનર્ઘટના** જર્મનોની કેળવણી



# નોંધ

**રાજકીય પરિસ્થિતિ**

પૂ. બાપુજીના ઉપવાસને અંગે, સવિનય કાયદાભંગની ચળવળ મોકુફ રાખવામાં આવી હતી. ઉપવાસને અંગે આવેલી અશક્તિમાંથી મહાત્માજી પૂરેપૂરી શક્તિ મેળવી લે, તેટલા સમય માટે એ મુદત લંબાવવામાં આવી હતી અને પછી, પૂ. બાપુજીની તબીયત સુધરતા, અઇ તા. ૧૨ મીના રોજ, પુના ખાતે, ચાલુ પરિસ્થિતિ ઉપર વિચાર કરવા માટે કોંગ્રેસના આગેવાનોની પરિષદ ભરવામાં આવી હતી. આ પરિષદ છુપી ભરાઇ હતી અને એનો સત્તાવાર અહેવાલ પ્રકટ થયો છે તે પણ ઘણોજ ટુંકો છે. એટલે તેની વિગતોમાં અમે ઉતરવા માગતા નથી. જણાવામાં આવ્યા પ્રમાણે, દેશ હવે કાયદાભંગની લડતથી થાકી ગયો છે માટે, કાયદાભંગની ચળવળ પડતી મૂકી, રચનાત્મક કાર્યક્રમ શરૂ કરવાની હિમાયત પરિષદમાં શ્રીમતી હંસાબહેન મહેતાએ કરી હતી. અને શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે, વધારે જલદ કાર્યક્રમની માંગણી કરી હતી પણ, પુનાની પરિષદની ચર્ચાને અંગે સમાધાન સંબંધમાં વાટાઘાટ કરવા માટે, મહાત્મા ગાંધીજીએ ના. વાઇસરોયની મુલાકાત લેવાનું ઠર્યું હતું. તે મુજબ, મ. ગાંધીજીએ ના. વાઇસરોયને મુલાકાત આપવા વિનતિ કરી હતી પરંતુ કાયદાભંગની ચળવળ પડતી ન મૂકાય ત્યાંસુધી કોઇ પણ પ્રકારની વાટાઘાટમાં ન ઉતરવાનું સરકારનું વલણ બદલવા જેવું ન લાગવાથી ના. વાઇસરોયે મુલાકાત માટે સ્પષ્ટ ના પાડી છે. અને આ રીતે કોંગ્રેસ સાથે સમાધાન કરવાની તક હિન્દી સરકારે જતી કરી છે. મુલાકાત ન આપવાનું ના. વાઇસરોયનું પગલું ગેરવ્યાજબી છે અને એ પગલાંથી, સમસ્ત દેશમાં તેમજ હિન્દ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતાં અન્ય સ્થળે રોષની લાગણી ફેલાઇ ગઇ છે. આમ, સમાધાન માટેના કોંગ્રેસ તરફથી લંબાવાયલા હાથની સરકાર તરફથી સ્પષ્ટ અવગણના થઇ છે.

**હવે શું ?**

પુના પરિષદની ચર્ચાને અંગે એક વાત સ્પષ્ટ થઇ ગઇ હતી કે લગભગ દરેક પ્રાંતના કાર્યકરોએ સવિનય કાયદાભંગની ચળવળ હવે વધુ અર્થ સારે એમ લાગતું ન હોવાનું સ્વીકાર્યું છે. આથી, હવે શું ? એ પ્રશ્ન તરતજ ઉપસ્થિત થાય છે. કોંગ્રેસની ભાવિ નીતિ સંબંધમાં હાલમાંજ કોંગ્રેસના કામચલાઉ પ્રમુખ શ્રી અણે તરફથી એક નિવેદન પ્રકટ કર્યું છે. તેમાં, સામુદાયિક સવિનય કાનૂનભંગ વધુ સમય સુધી મોકુફ રાખવાનો નિર્ણય થયો છે અને જેઓ દુઃખસહન કરી શકે તેઓને વ્યક્તિગત કાનૂનભંગની છૂટ આપવામાં આવી છે. ઉપરાંત, દરેક પ્રકારની છુપી ચળવળો, પણ બંધ કરવા, અને તેને માટે, સર્વ કોંગ્રેસ સંસ્થાઓને પણ વિસર્જન કરવાનું જાહેર થયું છે. આટલાથી, કોંગ્રેસનો ભાવિ કાર્યક્રમ પૂરેપૂરો સ્પષ્ટ થતો નથી. ગાંધીજીએ પોતે નિવેદન પ્રકટ કરી વ્યક્તિગત કાનૂનભંગ માટે સ્પષ્ટ ખુલાસો કર્યો છે અને સામુદાયિક કાયદાભંગની મોકુફી ચાલુ રહી છે. આ અંક પ્રકટ થતા સુધીમાં શી નવાજુની થાય છે તે જોવાનું છે.

**પૂ. બાપુજીની પ્રવૃત્તિ**

પુના પરિષદ ખતમ થયા બાદ, પૂ. બાપુજી સાબરમતી આશ્રમ વાસીઓને મળવા માટે અમદાવાદ ગયા છે. અને સાબરજેલમાં તેમણે મુંબઇ સર-

ટૂંકી સુંદર વાર્તાઓ, હિન્દીના સુપ્રસિદ્ધ ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીની અત્યંત રસભરી ચાલુ વાર્તા, રસભર્યા રાસકાવ્યો સ્ત્રીજગતના મનનીય સમાચાર વગેરે ચાલુ વર્ષમાં પણ આપવામા આવ્યા છે ઉપરાંત, ' મુક્તિ સંગ્રામમાં ભારતીય મહિલાઓ ' એ લેખમાળા, પણ આપી છે બાળકો માટેનો ' બાલવિભાગ ' પણ ચાલુ રાખ્યો છે એ વિભાગના સંચાલન માટે અમે અમારી સહૃદયી મિત્ર અને બાલજનતાના માનીતા શ્રી ચન્દ્રશંકર મ ભટ્ટના આભારી છીએ

**આભાર**

ચાલુ વર્ષના માસિકના સંચાલનમા અમને એક યા બીજી રીતે સહાય કરનાર અન્ય વ્યક્તિઓનો આભાર માનવાની અમારી ફરજ છે અમારા લેખક ભાઇઓ તથા બહેનોએ પોત પોતાની કૃતિઓ માસિકના ઉપયોગ માટે આપીને અમને અત્યંત આભારી કર્યા છે તેમની આવી સહાયતા વિના અમે કોઇપણ પ્રકારે ગુજરાતી બહેનોની સેવા કરી શક્યા ન હોત. માસિકમાં પ્રગટ થતી સુંદર-રાસ-કવિતાઓ માટે અમે કવિ શ્રી અરદેશર ફરામજી ખબરદાર, શ્રી. કેશવલાલ હ. શેઠ, શ્રી જનાર્દન પ્રભાસ્કર શ્રી સુન્દરમ, શ્રીમતી ઇન્દુમતી દેસાઇ, શ્રી ઇન્દુલાલ ગાંધી, શ્રી અતીન્દ્ર, શ્રી ચંદ્રકાંત મંગળજી ઓઝા, શ્રી ભગવત્ ભટ્ટ સૌ. દીપકબા દેસાઇ, શ્રી જયમનગૌરી પાઠકજી, શ્રી મોહિની ચન્દ્ર, શ્રી. પ્રાણશંકર બધેકા, શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી, શ્રી ચાપશી ઉદેશી વગેરેના આભારી છીએ માસિકમાં આવતી ટુંકી સુંદર વાર્તાઓ માટે, અમે શ્રી અક્રાલન, શ્રી નર્મદાશંકર દ્વિવેદી, શ્રી પનશંકર ત્રીપાઠી, શ્રી યશવન્ત મ દેસાઇ, શ્રી કાન કાળો, શ્રી રમણીકલાલ દલાલ, વગેરેના આભારી છીએ. હાસ્યરસના લેખો માટે, શ્રી છોટાલાલ કાલાભાઇ જમીનદાર, અને શ્રી જદુરાય ખંધડીઆના લેખો માટે આભારી છીએ આ ઉપરાંત, ગત વર્ષ દરમ્યાન, ' રાંધણ વિદ્યા અને કળા ' નામની લેખમાળા માટે, ડૉ ઇન્દુલાલ સેવકલાલ દવેના ' અને વૈદકની દૃષ્ટિએ ગૃહશિક્ષણ' નામની ચાલુ અત્યંત ઉપયોગી લેખમાળા માટે અમારા સહૃદયી મિત્ર, ડૉ. અમૃતલાલ હ પટેલના અમે અત્યંત આભારી છીએ આ ઉપરાંત શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી શારદા મહેતા, શ્રીમતી હંસાબહેન મહેતા, દિ બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રી હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ, શ્રીમતી કપિલા કાટાવાળા તેમજ શ્રીમતી મણિબહેન કાંટાવાળા તરફથી ઉપયોગી લેખો અમને મળ્યા છે તે માટે અમે તેમના આભારી છીએ. માસિકની ચાલુ વાર્તા ' ગરીબની ગૃહલક્ષ્મી ' માટે એના મૂળ લેખક શ્રી પ્રેમચંદજીનો અત્યંત આભાર માનીએ છીએ

**આવતે વર્ષે**

ચાલુ અંક સાથે, અમારી અત્યંત રસભરી ચાલુ વાર્તા 'ગરીબની ગૃહલક્ષ્મી' સંપૂર્ણ થઇ છે એ વાર્તા 'ગુણસુન્દરી'ના વાચક વર્ગને ઘણી ગમી છે એ જાણીને અમને આનંદ થયો છે આવતા વર્ષે કોઇ બહેનને હાથે લખેલી નવલકથા ચાલુ વાર્તા તરીકે આપવાનો અમારો વિચાર છે, અને તે સંબંધમા અમે ગોઠવણ કરી રહ્યા છીએ. તે દરમ્યાન, આવતા અંકથી, મરાઠી સાહિત્યમાં એક સફળ અને પ્રથમ કક્ષાના નાટ્યકાર તરીકે જાણીતા થઇ ગએલા શ્રી ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર ઉર્ફે મામાવરેરકરનુ સ્ત્રીઓનાજ પ્રશ્નની ચર્ચા કરતુ નાટક ' જાગતી જ્યોત ' આપનાર છીએ શ્રી. વરેરકરનું આ નાટક અત્રેની મરાઠી રંગભૂમિ ઉપર, શ્રીમતી હીરાબાઇ બરોડેકરની નાટ્ય સંસ્થા-દ્વારા સફળ રીતે ભજવાયુ છે ગુજરાતની બહેનોને એમાંથી કંઇ નવુંજ જાણવાનુ મળશે ચાલુ વર્ષે, (૧) ગાંધી જયન્તી અંક (૨) દીપોત્સવી અંક (૩) મહિલા પરિષદ અંક (૪) બાળક અંક અને (૫) વાર્તા અંક એમ પાંચ વિશિષ્ટ અંકો અમે આપ્યા છે આવતે વર્ષે એવીજ રીતે વિશિષ્ટ અંકો આપવાનો અમારો વિચાર છે તેમાં ઓક્ટોબર માસનો અંક દીપોત્સવી અંક તરીકે પ્રકટ થશે તે પછીનો એક અંક ' આત્મકથા અંક ' તરીકે પ્રકટ કરવાનો અમારો વિચાર છે એ અંકમા, ગુજરાતની તેમજ અન્ય પ્રાંતોની આગેવાન બહેનોનાં જીવનમાં મહામુલા અનુભવ એના પ્રસંગો આપવામાં આવશે. એ અંક માટેના આમંત્રણો અમે મોકલ્યા છે અને તેના ઉત્તર સંતોષકારક રીતે મળી રહ્યા છે. ગુજરાતી સાહિત્યમા આ નવાજ

શ્રી. કેશવલાલ ~

શ્રી સુન્દરમ, શ્રી. ઇન્દુલાલ ગાંધી, શ્રી મંજુલાલ ઓઝા, શ્રી. ભગવતી દેસાઇ, શ્રી જયમનગૌરી પાઠકજી, ચન્દ્ર, શ્રી પ્રાણશંકર બધેકા, શ્રી કૃષ્ણલાલ શાસ્ત્રી, શ્રી ચાંપશી ઉદ્દેશી વગેરેના આભારી છીએ માસિકમાં આવતી ટૂંકી સુંદર વાર્તાઓ માટે, અમે શ્રી અડાલજ, શ્રી. નર્મદાશંકર દ્વિવેદી, શ્રી. ધનશંકર ત્રીપાઠી, શ્રી યશવન્ત મ. દેસાઇ, શ્રી. કાન કાળો, શ્રી રમણીકલાલ દલાલ, વગેરેના આભારી છીએ હાસ્યરસના લેખો માટે, શ્રી છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર, અને શ્રી જદુરાય ખંધડીઆના લેખો માટે આભારી છીએ, આ ઉપરાંત, ગત વર્ષ દરમ્યાન, 'રાંધણ વિદ્યા અને કળા' નામની લેખમાળા માટે, ડૉ. ઇન્દુલાલ મોતીલાલ દવેના 'અને વૈદકની દ્રષ્ટિએ ગૃહશિક્ષણ' નામની આઠ અત્યંત ઉપયોગી લેખમાળા માટે અમારા સહૃદયી મિત્ર, ડૉ. અમૃતલાલ દ પટેલ

" ગુણસુંદરી "

# બાલવિભાગ

તં- શ્રી. ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૨૦ અંક ૯ | પુસ્તક ૨ | સપ્ટેમ્બર : ૧૯૩૨

## મેંદી

અમે નાના હતા ત્યારે ફૂલવાડીએ જતા. વળતાં મેંદીનાં પાંદડાં તોડી લાવતા. પાંદડાં જોઈને જ બા ઉકળી પડતા. ભાભુ ભડકી ઉઠતા. તેઓ બોલતા, " અરરર, આ મેંદીના પાંદડા તે કયાં લાવ્યા ? એ તો મુસલમાનને ત્યાં હોય. જાવ, બહાર નાખી દો."

અમે મેંદી નાખી દેતા.

જેમ તુળસી હિંદુની ને કબરો મુસલમાનની ગણાય તેમજ મેંદી પણ મુસલમાનની મનાતી

કદાચ એનું કારણ એ હશે કે મુસલમાની બીબીઓ હાથે પગે મેંદી મુકી હાથપગ રાતા કરે છે. જે મુસલમાન કરે તે હિંદુથી ન થાય, જે મુસલમાન વાપરે તે હિંદુથી ન વપરાય, આવું આગળ બહુ ચાલતું. હજી પણ મૂરખ અને અજ્ઞાન લોકોમાં એવું જ ચાલે છે.

મેંદી નથી હિંદુની કે નથી મુસલમાનની, મેંદી તો ભગવાનની છે.

ખરી રીતે મેંદીને હિંદુ લોકો પણ લગાડતા હશે. લોકગીતમાં એક આવી કડી પણ છે:

" મેંદી મેંદી તે મેંદડી
ને કાંઈ રાતો મેંદીનો રંગ.
હો રાધિકા રંગ ભીની "

રાધિકાજી પણ મેંદીના રંગે ભીના થયા હશે.

રાજાની રાણીઓને મેંદી મુકવાનો બહુ શોખ હોય છે. રાણીઓને નવરું છે બહુને ! પગે ચાલવાનું તો હોય નહિ.

ગરીબ કોળણો ને કણબણો મેંદીને કયાં મુકે ? દિવસ આખો પગને ધૂળમાં ને કચરામાં મૂકવા પડે. ત્યાં મેંદીનો રંગ કેટલી ઘડી રહે !

મેંદી એક જાતનું ઝાડ છે. તેનાં પાન ઝીણાં અને ડાળો સોટા જેવી હોય છે. મેંદી બાગબગીચામાં ખાસ નખાય છે. મેંદી વાડ તરીકે કામ આવે છે. થોરની વાડને કાંટા હોય છે, બોરડી ને કેરડાંની વાડ થોડા વખતમાં ખવાઇ જાય છે, પણ મેંદીની વાડ તો વધ્યા જ કરે છે, મેંદીની વાડમાં કાંટા નથી હોતા. મેંદી વધી વધીને મોટી દિવાલ બની જાય છે. બાગને ઠંડક આપે છે, ઢોરને રોકે છે ને બાગની શોભા વધારે છે.

મેંદીનાં ફૂલો અને ફળો રૂપાળાં થાય છે. નાનાં છોકરાં વગર સમજે ફળના બીઆં કરડ કરડ કરડે છે સૂકા બીઆં સળગે છે ને નાના નાના ભડકા કે દીવા થાય છે. મેંદીના ફૂલોમાથી વાસ આવે છે. કોઇને એ ગમે છે ને કોઇને જરા કડક લાગે છે. મેંદીના ફૂલો અને ફોડવાવાળી ડાળીઓથી ફૂલદાન શોભે છે.

મેંદીનાં ડાળા કાપી જમીનમાં રોપી પાણી પાવાથી તેને નવા પાંદડાં આવે છે. પીંપરની, અરગવાની અને બીજાં ઝાડોની ડાળો રોપવાથી તે મૂળ ઘાલે છે ને તેના નવા ઝાડ થાય છે.

મેંદીનાં પાંદડાં વાટતાં તે બહુ ચીકણું થાય છે હાથ અને પગ રંગવા હોય તો મેંદીને વાટી તેમાં જરાક ફટકડી નાખવી, નાનાં બાળકોની એ એક સુંદર રમત બને છે. બાળકો મુઠીમાં વાટેલી મેંદી દાબે છે. નખ રાતા થાય એટલા માટે મુઠી ઉપર મેંદી મૂકે છે. પછી બંધ મુઠીએ તેઓ ઘરમાં ને બહાર ફર્યા કરે છે; પણ બધાં માબાપ આવી રમત રમવા દેતાં નથી. એમાં માબાપને ગંદકી લાગે છે. પગે મેંદી મુકનાર બાળકોને તો બેસીજ રહેવું પડે છે. કહેવત પણ એવી છે કે 'શું પગે મેંદી મુકી છ?' જેઓ ચાલવાના આળસુ હોય તેને આ લાગુ પડે છે.

મેંદી અરધો કલાક કે કલાક મૂક્યા પછી હાથપગ ધોઇ નંખાય. પછી હાથને તેલ ચોપડાય જેથી તે સુંવાળા ને વધારે લાલ રંગે ચળકતા બને. નવરાશને વખતે બાળકોએ આ કરવા જેવું છે; કરવા દેવા જેવું પણ ગણાય.

મેંદી ઠંડી વનસ્પતિ લાગે છે. માથે નાખવાનું તેલ પાડવામાં બીજી ચીજોમાં મેંદી પણ આવે છે. આ મેંદી સુગંધી છે કે અસુગંધી તે તો તેલ પાડનાર જાણે. મેંદી બે જાતની છેઃ એક સુગંધી· બીજી નહિ.

અમે નાના હતા ત્યારે સુગંધી મેંદી બહુ તોડતા. તેનાં પાંદડા ચોળીને સુંઘતા. જામફળ જેવી એની વાસ આવે. પાંદડાં ધોએલાં કપડાંમા રાખતા ને અમારાં કપડાં સુગંધીત કરતા.

મેંદી ઢોર ઓછી ખાય છે, લગભગ નથી ખાતાં. બાવળના દાતણ ન મળી શકે તો મેંદીનાં દાતણ થઇ શકે. મેંદી મોટી વધારી તેનો માંડવો અને દરવાજો થઇ શકે છે. હોશિયાર માળીઓ મેંદીને કાપી કોરીને તેમાથી મોર, હરણ, એવું એવું મેદીની વાડ ઉપર દેખાડે છે.

ગિજુભાઇ

———૦———

# અમારો ટીપુ

મને નાનપણથી કુતરાંનો બહુ શોખ. ગલુડિયાં તો બહુજ વહાલાં. અજાણ્યા કુતરાને જોઉં ત્યાં મને થાય કે આ, આપણે ઘેર રહે તો કેવું સારૂં! નવાં નવાં કુતરાને શેરીમાંથી ને બજારમાંથી ‘ આવ, આવ, ’ કરીને બોલાવી લાવતો મારે ઘેર રહે એટલા માટે એને રોટલો ખવરાવતો, કુંડીમાં પાણી પાતો. એના માથા ઉપર ને વાંસા ઉપર હાથ ફેરવતો. કુતરો બેસે એટલે તો હું રાજી થઈ જતો.

કોઇ અજાણ્યો કુતરો તીખો ય હોય! પંપાળવા જાઉં ત્યાં કરડી જાય. બાઇ કહેશે, “ કાં ? જાને કુતરાં પાળવા ! ” પણ મને તો તો ય કુતરા ગમે

નવો આવેલ કુતરો અર્ધી ઘડી કલાક બેસે, ઘડિક આડા અવળા આંટા મારે ને પાછો ઉપડી જાય મને થાય–અરે, રે, કુતરો તો ચાલ્યો ગયો.

નવા નવા કુતરા જોઉં ને ભાઇબંધોને કહું “ આ કુતરો બહુ સારો છે હો. પાળવા જેવો છે. ” બાઇને કહું, “ બાઇ તેને આપણે આ કુતરાને પાળીએ. કુતરો કેવો સારો છે! મઝાનો બાવળો છે. જુઓ, બીજાં કુતરાં તો એની પસેપ નથી આવી શકતાં. આપણા ઘરની રૉઢી કરશે. ” બાઇને કુતરા બહુ ન ગમે. એ કહેશે– “ હા, તારે બહુ કુતરાં પાળવાં છે. જે હોય એ સારાં કુતરાં! જેને હોય એને પાળવા! ત્યારે આખા ગામના કુતરાં પાળ્ય ને! ”

મારા ભાઇબંધો બધા જાણતા કે મને કુતરા બહુ ગમે છે. સારા કુતરા જુએ તો મને બતાવે. સારા ગલુડિયાં હોય તો લેવા લઇ જાય. એક દિવસ એક ભાઇબંધ આવ્યો. અમે ગલુડિયાં લેવા ગયા ગલુડિયા બે જ હતાં એક એણે રાખ્યું, એક મેં રાખ્યું.

ગલુડિયાને તેડીને ઘેર લાવ્યો. ઘેર લાવીને રોટલો ચોળીને ખવરાવ્યો; છાશ પાઇ. કલાક થયો, બે કલાક થઈ. હું તો ગલુડિયાની સાથેજ રમતોતો. એની પાસેજ બેઠો હતો. બીજું કઇ કામ શેનું કરૂં જ! બાને આ ન ગમ્યું. બા વઢવા માંડયા, “ મુકી આવ્ય ગલુડિયાને, આપણે નથી રાખવું. બ્રાહ્મણને ઘેર વળી કુતરા કેવા! જ્યાં ત્યાં બોટી જાય, હગી જાય, બધું વટલાવી મારે કુતરાને અડીને તો ન્હાવું પડે. આપણે વળી કુતરા શા ? ”

“ મોડું થાય ત્યારે ચોકી કરે ચોરને ન આવવા દે! ”

“ એમ કયાં ચોર આવવા બેઠા છે ? છાનો માનો મૂકી આવ્ય, જા. ”

ગલુડિયું નાનું હતું. માથી કદિ છૂટું નહોતું પડયું. ઘડીક આડા અવળા આંટા મારીને રોવા માંડયું. રડે એ મને ન ગમ્યું. મારે મૂકી આવવું પડયું.

થોડા દિવસ ગયા એટલે એક મોટા કુતરાને હું બહારથી બોલાવી લાવ્યો. કુતરો રૂપાળો હતો. સફેદને તપખીરીઆ રંગનો, ઉંચો ને જબરો! કુતરાને ઘેર તો લાવ્યો પણ એને કંઇક ખવરાવીએ તો રહેને? બા, કંઇ આખો દિવસ રોટલા આપ્યા કરે! મેં બાને કહ્યું "બા, મને ખાવા દો." બાએ ખાવા આપ્યું. બાજરાનો રોટલો ને ઉપર થીનુ ઘી. થોડો રોટલો મેં ખાધો ને બાકીનો રસોડાની બારીએથી બહાર નાખ્યો.

બન્યું એવું કે બા બાજી પાસેથી નીકળ્યા ત્યાં એમણે ઘી ચોપડેલ રોટલો જોયો. ઘી ઘણું બધું હતું એટલે તરત નજર ગઇ. હું ઓસરીમાં ઉભો હતો. બા કહે—"આ ઘી વાળો રોટલો અહિં ક્યાંથી! કોણે નાખ્યો છે? તેં નાખ્યો છે?"

"હા."

"ઘી વાળો રોટલો કુતરાને નખાતો હશે! બહુ ડાહ્યો તું તો. માણસનેય ઘી તો નથી મળતું ને કુતરાને ઘીનું શું કામ? અને આખો દિવસ કુતરાને રોટલા નાખ્યા કરાતા હશે! બહુ કર્યું!"

બાએ નવા કુતરાને કાઢી મૂક્યો ને અમારી ગાયને રોટલો ખવરાવી દીધો; મને પણું પેટમાં બળ્યું કે બિચારા કુતરાને લાવ્યો ને કંઇ ખાવાનું મળ્યું નહિ. એને ફોગટ ફેરો થયો; એટલે હવે તો કોઇ દિવસ આવશે જ નહિ. બોલાવીશ તો પણ નહિ આવે.

મને કુતરાં કેવા વ્હાલાં હતા એની બાને શી ખબર! મને તો ભુખ્યા રહીનેય કુતરાને ખવરાવવાનું મન થતું. પણ કોઇને કહેવાય? કહીએ તો કોઇને ગમે પણ નહિ.

એકવાર અમે ગામથી ઘેર આવતા હતા. રસ્તામાં અમારા ગાડા સાથે એક ગલુડિયું થયું. ગાડા સાથે ચાલી ચાલીને ઘેર આવ્યું. ઘેર આવી અમે બધાંએ વાળુ કર્યું ને ગલુડિયાને ય ખવરાવ્યું. આખી રાત ઘેર રહ્યુ. બીજો દિવસ થયો તોય રહ્યું. મારા આનંદનો તો પાર નહોતો. પછી તો બાએ કહ્યું કે "ભલે રહ્યું બિચારૂં" -

સૌ એને સંભારીને રોટલો નાખતાં. એને માટે પાણીની સરસ કુંડી કરી. ડોકે બાધવાનું કાડુ કરાવ્યું. એક નાની સાંકળથી એને બાધી રાખતા. મારા ભાઇ તો ભરવાડને ઘેરથી રોજ દૂધ લાવતા ને ગલુડિયાને પાતા. હું મનમાં રાજી થતો કે હાશ, આ તો સૌને ગમે છે. હવે આને કોઇ નહિ કાઢે.

ગલુડિયું તો મોટું થવા માંડયું. ફળિયામા ફરતું થઇ ગયું. શેરીમાં ને બઝારમાં આટો મારી આવતું. ફળિયામા લાકડીને છાયડે બેસતું. નાને મોઢે કાલુ કાલું ભસતું. અજાણ્યા માણસને ભસતું, પારકા ઢોરને ભસતું, રાત્રે કંઇ અવાજ થાય તોએ ભસતું. અમારે ઘેર ભિખારી કે વાઘરી આવે તો એને તો કરડવાજ દોડતું. સૌને થયું કે ગલુડિયું નાનું છે પણ સારૂં છે. સૌ એને હોંશે હોંશે ખવરાવતાં.

પછી તો મારે મામાને ત્યાં ભણવા જવાનું થયું. મારા ભાઈ કુતરાને સાચવતા. એમને ય આ કુતરો તો ગમી ગયો હતો.

એક વર્ષ પછી રજામાં હું ઘેર આવ્યો. આવીને જોઉં ત્યાં તો મોટો કુતરો જોયો. એનું મોઢું કાળું હતું. નાક ઉપર ઝીણી સફેદ લીટી હતી. પુંછડી તો ગુંચળું વળેલ ને શિયાળ જેવી જાડી! કુતરો દેખાવડો લાગતો હતો. કુતરો તદ્દન ફરી ગયો. એક વર્ષમાં તો ગલુડિયું મટી હાથીઓ થયો. હું તો પહેલાં ઓળખીએ ન શક્યો!

ગલુડિયાનું નામ ટીપુ ઠરાવ્યું. ટીપુ જોરાવર થયો હતો. જુવાન થયો હતો આરબની જેમ રાતને દિવસ ચોકી કરતો. અમારી ગાયોને તથા ઘરના માણસોને ઓળખી ગયો હતો. અજાણ્યું ઢોર આવે તો પોતાની મેળે ભસતો ભસતો બહાર કાઢી મૂકતો ભિખારી, નટ, વાઘરી ને એવા તો અમારે ઘેર આવતાજ છાડી ગયા.

રાત્રે કૂતરો ગમાણમાં સૂતો. ક્યારેક ખાટલા નીચે બેસતો. એને માટે અમે એક ગોદડું રાખ્યું હતું. શિયાળામાં ગોદડા ઉપર બેસતો. જરા અવાજ થાય કે તરત ભસતો. ડેલી ખખડે કે ભસતો. શેરીમાં કે બજારમાં અવાજ થાય તો યે ભસતો. જ્યાંથી અવાજ આવે ત્યાં ભસતો ભસતો જાય ને જોઈ આવે. કંઈ ન હોય તો પાછો બેસી જાય

અમારા પાડોશમાં વેપારી રહેતા. વેપારી પૈસાદાર હતા. એકવાર વેપારીની દુકાને ચોર આવ્યા. ચોર તાળું તોડતા હતા એ ટીપુએ સાંભળ્યું. ટીપુ ઉભો થઈને ભીંત પાસે પહોંચ્યો બરાબર અવાજ સાંભળીને ભસવા માંડ્યો દોડીદોડીને અવાજ તરફ જાય ને ભસે. ભસ્યાજ કર્યો. કેમે ચૂપ રહે નહિ. અમે બધા જાગ્યા વેપારી જાગ્યો. વેપારી વંડી ઠેકીને અમારે ઘેર આવ્યો. ટીપુ તો બરાબર ખીજાણો તે ચોર ધારીને એને કરડવા દોડ્યો. અમે માંડમાંડ પકડી લીધો. અમે બધા ફાનસ લઈને ગયા ને દુકાનને બીજું તાળું દીધું ટીપુએ બધાને જગાડ્યા ને તે દિવસની ચોરી થતી બંધ રહી.

* * *

હું સાંજસવાર ફરવા જતો. સાથે ટીપુને પણ લઈ જતો. પછી તો ટીપુને ખબર પડી ગઈ એટલે હું જોડા પહેરું ત્યાં ટીપુ દોડીને આગળ થઈ જતો. ફરવાનાં ઘણાં ઠેકાણાં હતાં કોઈવાર વાડીએ જતા, કોઈવાર નદી તરફ તો કોઈવાર ડુંગરા ઉપર જાઈએ મારે મઝા આવતી. લીલા મોલ ઉભા હોય, મરચી ને રીંગણી હોય, કમોદ ને ઘઉં હોય હું કૂવે બેસું ને ટીપુ ઉભા મોલમાં આંટા આપીજ કરેને કંઈક ગોત્યા કરે! લીલા મોલના પેરામાં સતાઈ જાય તે ક્યાંયે દેખાયજ નહિ. સાદ કરીએ ત્યાં તો કૂદતો કૂદતો આવે! મોલમાં પથ્થરો ફેંકીને શુકડડક કરીએ ત્યાં તો ટીપુ કૂદતોકને દોડે પણ અંદર કંઈ ન હોય એટલે પાછો આવે.

ડુંગરામાં મારે મજા આવે. ટીપુ તો ગપાટાબંધ ઉપર ચડી જાય હું પછળ

જ્હું એટલે ફરીવાર માગી પાસે આવે ને પાછો આગળ થઈ જાય અમે ઉંચે ઉચે પથરાની ઉપર બેસતા. ત્યાંથી બધું દેખાય છે. ટીપુ ચારે તરફ ફરતો ફરતો બધુ જોતો. રસ્તામાં ચાલતા હોઇએ ત્યારે તો બોરડીનાં જાળાંઝાંખરા સુંઘ્યાજ કરે ને ઘડીક જમીન ખોતરી ધૂળ ઉડાડે! ક્યાંક ખાડો હોય, બખોલ હોય તો એમાં તો જાય જ; ને આમ ત્રાસી નજર કરીને જુએ. કંઈક અવાજ થતો હોય તો કાન માંડીને સાંભળે. કોઇક પક્ષીને બેઠેલ જુએ તો ચૂપચાપ ઉભો રહી, બરાબર નજર માંડી, છાનોમાનો દોટ મુકે પણ હું અવાજ કરૂં એટલે પક્ષી ઉડી જાય. ટીપુ તો મારીજ નાખે; પણ કાંઇ મારવા દેવાય!

અમે રસ્તામા ગમ્મત કરતા. હુ ને ટીપુ દોડવાની શરત કરતા. દોડવામા તો ટીપુ ભારે હોશિયાર! મને કંઇ દોડયે ન પહોંચવા દે. એવો દોડે એવો દોડ કે પુંછડીએ સીધી થઇ જાય! લાબી લાંબી ફાળો ભરે, વચ્ચે વચ્ચે વળી મારા સામુ જોતો જાય; પણ હું બહુ પાછળ રહી જાઉં એટલે ધીમો પડી જાય ને પાછો આવે. રસ્તામાં હું રૂમાલની ગમ્મત કરતો. રૂમાલ હાથમા ઉંચો રાખુ એટલે ટીપુ બે પગે ઉભો થાય. ઠેકડા મારે પણ રૂમાલ ન આવે એટલે ખીજાઇને મારા ઉપર પગ માંડી ઉભો થાય. હેઠો રૂમાલ કરીએ ત્યાં તો કૂદીને ઝડપ કરતો ઝડપી જાય. ઘણીવાર હું સંતાઈ જતો ને ટીપૂ મને ગોતવા માડતો. આડા અવળા ઘણા આંટા મારે ને ઘડિક બસે. ગોતી કાઢે એટલે તો બહુ રાજી થતો ને ગાંડાની જેમ દોડવા ને કૂદવા માંડતો.

ટીપુને બોલાવીએ ત્યા તો ટીપુ ખુશ ખુશ થઇ જાય, એવી તો પુંછડી હલાવે કે જાણે હમણા તૂટી જશે! ટીપુને બહુ હેત આવી જાય તો મારા ઉપર પગ ટેકવીને ઉભો થાય ક્યારેક તો વળી હાથ ચાટવા માડી જાય એને તો મોઢું ચાટવાનું મન થાય પણ એવુ કાઇ કરવા દેવાય!

ટીપુ કારણ વિના કોઈ દિવસ ન ખીજાય. ટીપુ તો જાતવાન કુતરો હતો. નાનાં છોકરાને કદી ન કરડતો. કોઇને છાનોમાનો બટકું ન ભરતો. એને કોઇ ખીજવે તો કરડે. એના મોઢા ઉપર કોઈ ફુંક મારે એ એને ન ગમે. એની પૂંછડી કોઇ ખેંચે તો તો બટકુંજ ભરે! સારો કુતરો કંઈ અપમાન સહન કરે! ટીપૂ ખાનદાને હતો. એ કદી છાનોમાનો ઘરમાં ન જતો. જેટલું આપીએ એટલું ખાય. સવારે ફળીઆમા બેસે ને તડકો થાય એટલે ઓસરીમાં બેસે. ક્યારેક હાડમડીને છાંયડેય બેસે.

છાંડી ગઈ. છાપરા ઉપર બિલાડી જતી હોય તો ટીપુ ફળીઆમા ઉભો ઉભો કૂદવા માંડે ને હુંકારા કરે. બિલાડીને પકડવા આમતેમ દોડે બિલાડી પુંછડું ફૂલાવતી નાશી જાય.

અમારા ઘર સામે મોટો લીમડો છે. એકવાર બે બિલાડીઓ વાઝતી વાઝતી લીમડા ઉપર ચડી ગઈ. અર્ધી કલાક સુધી વાઉઉઉ, ખીંખીંખીં, ઘુરંરંરંના અપાટા ચલાવ્યા. ટીપુ ક્યાંક બહાર ગયો હતો. દૂરથી બિલાડીના લડવાનો અવાજ સાંભળીને દોડતો આવ્યો બરાબર કાન માંડી અવાજ સાંભળ્યો ભસતો ભસતો પીજમા દોડ્યો ઓટલા પરથી ભીંતે પગ ટેકવી નાના છાપરા ઉપર ચડ્યો ત્યાંથી મોટા ઓરડા ઉપર ગયો ને હાઉ હાઉ કરતો કૂદ્યો. ત્યાં તો ફૂલેલા પુંછડા પાતળા કરી બિલાડીઓ ભાગી. એકને તો ક્યાંઇ સુધી તગડીને પાછો આવ્યો

એકવાર અમારે બહારગામ જવાનું થયુ. પારકે ઘેર ટીપુને ક્યાં લઇ જવો એમ ધારી પાડોશીને સોંપણી કરી. એને વખતસર ખાવાનું નાખવાની ભલામણ કરી. રોટલા માટે લોટ પણ આપ્યો પાણીની મોટી કુંડીએ ભરી મૂકી

ચાર દિવસ પછી અમે ઘેર આવીને તરત મે તો ટીપુની તપાસ કરી ટીપુ અમારે ઘેર ન હતો. પાડોશીને ઘેરે ન દીઠો. ઠોઠઠોઠ શેરીમાં ને બજારમા જોયુ પણ ત્યાંએ ટીપુ ન દેખાયો. અમે ટીપુ માટે આંઠીઆ ને લાડવા લાવ્યા હતા. ટીપુ માટે ઢેબરાંએ રાખ્યાં હતા. ક્યાંક ગયો હશે તે હમણા આવશે એમ માન્યું. હું તો ફરી વાર પૂછવા ગયો, પાડોશી ઘેર હતા. એમણે કહ્યું, " ભાઇ, તમારો ટીપુ મરી ગયો. "

" કેમ કરતાં ? "

" કોણ જાણે કાંઇ ખબર ન પડી. રાતે મેં ઘણો બધો રોટલો ખવરાવ્યો'તો. સાજો સારો મરી ગયો ! સવારે જોયું તો અમારા છાપરમા પડ્યો'તો ! કાંક જીવજંત કરડ્યું હશે. "

મેં આવીને બધાને વાત કરી હજી તો ઘરે ઉઘાડ્યું ન્હોતું. ઘણીવાર સુધી તો કોઇને ઉઠવું એ ન ગમ્યું. બાનો પ જીવ બળ્યો. નાના ભાઇઓની આંખમાં આંસુ આવ્યા. બાએ ટીપુને માટે ધમીરો કર્યો. કુતરાને રોટલા નાખ્યા.

ટીપુ જુવાનીમાજ મરી ગયો. એને કાંઇક કરડ્યું ને એ મરી ગયો આજેય ટીપુ સાંભરે છે. હજી મને કુતરાં તો એટલા જ વ્હાલાં છે.

હેમુભાઇ

—o—

# ઈંદ્રગોપ

અરે, ઓ લાલ જીવડા.

અહો ! શું તારૂં શરીર ! મખમલ તો એની આગળ કુચા, રેશમ જેવું કેમ કહેવાય ? એની કુમાસ તો કંઈ ઓર જ છે !

ભાઈ ! ઓ લાલ જીવડા, આ દુનિયામાં એકાએક તું કયાથી ?

મેં તો આખા વર્ષમાં કદીએ તારાં માબાપને કે તારા ભાઇ બ્હેનને કે સગાં વહાલાને કે તારા ન્યાતીલાને આ આંખે જોયા નથી.

ભાઇ, કહેતો ખરૂં કે તું કયાંથી આવ્યું ?

જીવડું બોલ્યુ, "ભાઇ ! આવ્યું આ ધરતીના પડમાથી એક વરસથી હું ઇંડુ હતું હવે હું મારા મૂળ સ્વરૂપમા આવ્યું.

પણ આ મારી આવરદાનો અંત છે. હવે મારે માત્ર દશ દિવસજ જીવવાનું છે

આટલાજ વખતમા અમે નાનેથી મોટા થઈએ ને મરી જઇએ.

છેવટે ઈંડા મૂકી, ધરતી માતાને ચરણે સોંપી પાછા અમે સ્વર્ગે સીધાવીએ છીએ.

અમારા ઇંડાની સંભાળ પ્રભુ રાખે, ધરતીમાં એને જાળવે એ તો ધૂળમાં રખડી રવડી મોટા થાય.

ફરી વર્ષા ઋતુ આવે, પૃથ્વી પાણી પીએ લીલી સાડી સજે એટલે અમે એના ખોળામાં બેઠા થઇએ. પછી તો તમે જુઓ છોને હું ફરવા નીકળ્યું છું એમ બધા ફરે હરે ને લ્હેર કરે.

આ મેવલો અમને બહુ ગમે. વરસાદ વરસી રહે. ધરતી ધોવાઇને ચોકખી બને. ધીરે ધીરે પવન નીકળે. એમાં અમને ફરવાનું બહુ ગમે

નાના નાના છોકરા ચતે ટાણે જ ફરવા નીકળે.

ચોકખી ચણક ધરતીમાં હું ચાલતું હોઉં ત્યા તો તેઓ મને પકડે આમ તેમ ઉછાળે.

કોઇ મૂઠીમા પૂરે મૂઠીમાં હું સળવળુ એ એમને બહુ ગમે.

કોઇ મારા ડીલે અડે. કેટલીએ વાર સુધી હાથ ફેરવ્યા જ કરે. કોઇ તો મારા રંગને એકી નજરે જોયા જ કરે મારો રંગ અજબ જેવો છે તેમાયે આ ઋતુમા તો હું શોભુંજ ને ચારેકોર લીલું લીલુ લીલુ છમ. એમા હું લાલ, લાલ, લાલ ધૂમ. એટલે છોકરાની નજરે ચટ દઇને ચડું. ને એ મને પટ દઇને ઉપાડે

કોઇ મંપાળે ને કોઇ મુંઆવે. કોઇ રમાડે ને કોઈ ફેરવે. કોઈ પૂરે ને કોઇ જુએ.

ભલે અમને એ જુએને રમાડે ને ફેરવે ને પુરે. પણ જરા સાચવે તો સારું. અમે મરી ન જોઇએ.

ભાઈ, જા હવે અમારે ઘણું ફરવાનું છે મારા જીવતરના બધા દિવસો ફરવામાજ પુરા થશે. "

" જા ભાઇ જા. "

ઉસો રહે ઉસો રહે.

મારૂં નામ સાભળી લે. નાના છોકરાં અમને ગોકળગાય કહે છે.

કોઇ વળી ઇંદ્રિ ગોપ કહે છે અમારે તો બેય નામ સરખાં.

ગોકળ ગાય કહો તોય ઠીક ને ઇંદ્ર ગોપ કહો તોય ઠીક.

ભાઈ, માફ કરજે મને વખત નથી. ના, ના, મેં બહુ તસ્દી આપી માફ કરજો."

કમળાબ્હેન

---

## તરતા શીખો

ચોમાસું આવ્યું. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી. છલોછલ. આમા તો તરતા આવડતુ હોય તો કેવી મજા ! તરતા આવડે એ તો પાણીમા ધુબાગ, ધુબાગ ધુબકા મારે. કોઈ તો કોસીયો મારે ને ચીપાને સીધા તળીયે જાય, કોઇ તો સોહો મારે તે નાનકડા ફુવામાથી પાણી બહાર ઉડાડે ને કાંઠે બેઠેલાને નવરાવે. તરતાં ન આવડે એ તો બેઠા બેઠા જુએ. પાણીમા પડીને મજા કરવાનું ઘણુંય મન થાય પણ તરતાં ન આવડે એટલે શું કરે !

પણ એમ બેસી રહેવું તે કોને ગમે ! તરવા શીખવામાં તે શી વાર ? એક દિવસમા હબહબતા આવડી જાય ને બે દિવસ કાંઠે કાંઠે તરીયે ત્યાં તો પાણી ઉપર રહેતા આવડી જાય. પછી ડુબવાની બીક નહિ અને પછી તો જુદી જુદી જાતની ' તર ' શીખાય. '

તરવું એમાં તે શું ! કુતરાં ને દેડકાં તરે ને આપણે ન તરીયે તો તો શરમાઇને ડુબીજ મરવું પડે ને ! ને તરતાં ન આવડે તો તો પછી ડુબવુંજ ને ! અરે બે વરસ પહેલાં એક ત્રણજ વરસની નાની એવી છોકરી અમારી સાથે

જ કૂવામાં ભુસકો મારવી ને તરવી તે એવું મઝાનું કે અમારેય શરમાવું પડે* હયો વળી તરવું એમાં તે શું ?

વરસાદમાં દૂર દૂર ફરવા તો ન જવાય તો પછી નવરાશના વખતમાં તરતા ન શીખાય ? એ....ય કાંઇ તરવારની ને ધુબાકા મારવાની મઝા તો તરતાં આવડે એજ માણી શકે ને વળી તરવાથી કસરત થાય એ તો મોટામા મોટો લાભ. તરવા જેવી તો એકેય કસરત નહિ શરીરનાં દરેકે દરેક અવયવને તરવાથી કસરત મળે છે તો પછી તરતા કેમ ન શીખવું ? હયો હવે આ ચોમાસામાં તો તરતાં શીખી જશો ને ? જો જો હો, ફરી સંભારવું ન પડે. તરવા વિષે વળી વધારે કોઈ દિવસ. આજે તો હવે આટલેથીજ બસ. જો જો હો ! હવે તરતાં શીખવાનું ન ભુલતા નહિ તો આપણે ને તમારે નહિ બને. હયો હવે બસ.

પ્રસાદભાઇ

* નોંધ—આ લખ્યા પછી તા ૧૯ જુલાઇએ અમે મારા ભાઈની ચિ. બ્હેન મૃદુલાને તરતાં શીખવવા કૂવા પર લઈ ગયેલા. મૃદુબ્હેને તો કૂવા પાસે જતાંજ પાણીમાં પડતુ મૂક્યું. અમારે કોઈનુ તો ધ્યાન નહિ પડયા પછી તો ધ્યાન જતાં પાછળ ડુબકી મારી બહાર કાઢયાં; પણ મૃદુબ્હેનને તો એમ કે કૂવો એ વરસાદના પાણીથી ભરાયેલો ખાંડો - હશે કૂવામાં તો ડુબી જવાય ને પાણી પી જવાય એ તો પછી શીખવવું પડયું. એ પછી તો ચાર જ દિવસમાં મૃદુબ્હેન લગભગ તરતાં શીખી ગયાં ! મૃદુબ્હેનની ઉપર શું એ જાણો છો ? મૃદુબ્હેન હજુ તો ચાર વરસનાંજ છે !

---

# બાવળ ને થોર

[ ઈસપની વાત ]

બાવળનું ઝાડ ને થોર બાજુબાજુમાં ઉગેલાં: એક દિવસ બાવળે થોરને કહ્યું કે " તુ તો તદ્દન નકામી વસ્તુ છે. હું તો ઘર બનાવવામાં, હળ બનાવવામાં, જુદાં જુદાં હથિયારના હાથા બનાવવામાં વગેરે કેટલાંય કામમાં આવું છુ. ત્યારે તું તો ખાલી જગ્યા રોકે છે ને લોકોને પગમાં વાગીને હેરાન કરે છે. "

આ સાંભળીને થોરે ધીરે રહીને કહ્યું કે " ભાઇ, તારા એજ કહેવાતા ગુણોને લઈને કુહાડીને કરવત હમણાંજ તારા પર ફરવા લાગશે એટલુયે તું સમજીશ તો તું બાવળ મટી થોર બનવાનું હજાર દરજ્જે સારૂં માનીશ. "

આ સાંભળીને બાવળ તો મુંગોજ થઈ ગયો.

ઉતારનારઃ પ્રસાદભાઇ



## આકાશમાં ઉડનારે પાંખોવાળો મનુષ્ય

એરોપ્લેનમાં માણસો ઉડીને જાય છે. પરંતુ અમેરિકાના એક ગામમાં એક માણસે પક્ષી માફક ઉડવા માટે મોટી પાંખો બનાવી છે. આ પાંખોની રચના ચામાચીડીયાંની પાંખોની જેમ વિશાળ બનાવી છે. તે ૨૨ ફીટ પહોળી થાય છે. તેની રચના એવી છે કે માણસ તેના હાથ હલાવવાથી પાંખો હલાવી શકે અને તેથી હવામાં ઉડી શકે. તેના પાછળના ભાગને મદદ કરશે, અને તે સમડીની માફક હવામાં તરતો હોય તેમ હાથ હલાવીને ઉડી શકશે. પાંખો વગેરે સાધનનું વજન ૪૦ રતલ છે. આ રીતે આ માણસ તેના હાથ વડે જેમ પાણીમાં તરી શકાય છે તેમ હવામાં ઉડવા ધારે છે. ઉડવા માટે તૈયાર થયેલ આ માણસનું ચિત્ર બાજુમાં આપ્યું છે.



" ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી . ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o ક્ષુદ્રાણુમિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૨ : અંક ૧૦ | પુસ્તક ૨ | ઓકટોબર : ૧૯૪૨

* * * * * *

## મારી વાત

* * * * * *

વાચકો ! સાંભળશો ને !
મારી દેહ બહુ સુંદર હતી.
સુંવાળા ચકચકતા વાળ હતા
સુંદર મોં અને ઘાટીલું શરીર હતું.
ને મારી આંખો,
જાણે ચકચકતા તારા.
ભરત ને બટુક મારા મિત્રો હતા.
તેઓ નિશાળેથી આવે ને મારી સાથે
રમવા બેસે.
અમે ખૂબખૂબ રમીએ ને નાચીએ.
બહુ મજા પડે.
તમારી જેમ મને દૂધ અને દહીં
ઘી ને માખણ ખૂબખૂબ ભાવે.
એક દિવસ મને ખાવાનું મન થયું.

" લાવને મસ્તી કરી લઉં "
એમ મને થયું.
બા અને બાપા બહાર હતાં.
ભરત અને બટુક નિશાળે હતા.
મેં શીકાં તોડયાં ને પેટી ખોલી,
બરણી ફોડી ને ઘી દૂધ ઉડાવ્યાં.
થોડીવારે બા ઘેર આવ્યાં.
ને મારૂં તોફાન સમજી ગયાં.
પછી તો મને ખૂબ મારી.
સાંજના ભરતે મને થાબડી ને પંપાળી
ને અમે રમવા નીકળી પડયાં.
પણ તે દિવસથી હું ' ચોર ' ઠરી.
કોઇ મારો વિશ્વાસ ન કરતું.
પાડોશીઓ મને દેખતાં ત્યાંથી મારતાં.
અરે ! પક્ષીઓ મને જોઇ ઉડી જતા.
ઉંદર " ચીં ચીં ચીં " કરતા નાસ ભાગ કરતા.
મને જીંદગી દુખીઆરી લાગવા માંડી.
ઓ પ્રભુ !
મને બીલ્લી શા સારૂં બનાવી ?
એક દિવસની રાત હતી.
ને ચંદ્રમા ચળકતા હતા.
શું મજાનું તેજ !
શું મીઠો પ્રકાશ !
દુનીયા બધી રૂપેરી રૂપેરી લાગતી હતી.
ચાંદનીમાં રમવા હું છાપરે ચઢી.
" મીઆંઉ ! મીઆઉ ! મીઆંઉ ! "
અરે ! બધા મારાં સગા એકઠાં થયાંઃ
મીનડા ને મીનડીઓ,

બધા અમે રમવા લાગ્યાં
રમતાં રમતાં મસ્તીએ ચઢ્યાં.
બધા કુદવા ને નાચવા લાગ્યાં.
ને કોઈક ગાવા લાગ્યું.
મસ્તીમા હું ફેરકુંડળી ફરવા લાગી.
ને મારો પગ લપસ્યો—
સરરરરરર — કરતીને હું નીચે પડી.
મારાં હાડકાં ભાગ્યાં
ને હાડાં રંગાયાં.
સવાર પડી ને બટુક શોધતો આવ્યો.
ભરત હસવા લાગ્યો.
બટુકે મને ઉપાડીને ઘરમા લઈ ગયો.
મને પાટા પીંડી કર્યાં ને દૂધ પીવડાવ્યુ.
હું ઘણા દિવસે સાજી થઈ.
પણ પગે લૂલી રહી
મારી શરીરની શોભા ઉડી ગઈ.
બટુક બહુ દયાળુ
ને ભરત મશ્કરો.
બટુક પહેલાના કરતા વધારે વ્હાલથી રમાડે,
ભરત કોકવાર મશ્કરીમા મોં મચકોડે.
ભરત હસે ત્યારે મને બહુ ઓછું આવે છે.
મારૂં પહેલાંનું સુખ યાદ આવે છે.
પહેલાંનું રૂપ સાભરી આવે છે.
ને રડવુ આવી જાય છે. *

શિવકુમાર ત્રિવેદી

---

* અંગ્રેજીના આધારે.

# મચુંગા

નાની સવિતા હાથમાં કાગળ લઇ દોડતી દોડતી ભાઇ પાસે ગઇ અને કાગળ વાંચીને કહે કે " આ મચુંગા શું હશે ? " ભાઇએ કાગળ વાચી જોયો. પણ મચુગા શું હશે તે ખબર ન પડી એટલે તે કહે કે " મને તો ખબર નથી. "

સવિતા બાપા પાસે ગઇ અને કહે છે કે " બાપુજી, આ મચુંગા શું હશે ? " બાપુજીને ય ખબર ન્હોતી. એટલે એ કહે કે " મનેય ખબર નથી. "

કાગળ જંગબારથી આવ્યો હતો. સવિતાની બ્હેને કાગળમા લખ્યું હતું કે ' મચુંગા મોકલવાની છું. ' મચુંગા એ તો આફ્રિકાની બોલીનો શબ્દ છે. આપણને ક્યાંથી આવડે ?

ઘરમા બધાય મુંઝાઇ ગયા હતા. સવિતા તો બધાને પૂછયાજ કરે " મચુગા શું હશે ? "

થોડા દિવસ પછી કરંડીઓ આવ્યો. એમા નકરા મચુંગા કરડીઓ ઉઘાડીને જોયું તો અંદર ઘણા બધા મોસંબી !

સવિતાની મુંઝવણ હવે મટી ગઈ હતી. બાની, બાપાની, ભાઇની, બધાયની મુંઝવણ મટી ગઇ એટલે બધાય હસી પડયા. સવિતા તો હાથમાં એક બે મોસંબી લઇ નાચવા લાગી. ને " મચુંગા, મચુંગા " બોલતી જાય.

મૂળશંકર નર્મદાશંકર દ્વિવેદી

---

# ભીમસેન

[ મે અંકના પાન ૯૨ થી ચાલુ ]

[ બીજા કામકાજને લીધે આ વાર્તાનાં પ્રકરણો વચ્ચેના કેટલાએક અંકોમાં મૂકી શકાયાં નથી, પણ હવે દર વખતે એનો થોડો થોડો ભાગ જરૂર પ્રકટ થશે. ચ. મ. ભટ્ટ, તન્ત્રી. ]

કુંતામા ને ચારેય ભાઇ તો ઝુંપડીમા ધ્રુજતાં હતાં, એમને મનમા એમ કે પાપી હેડંબાસુર આજ ભીમને નક્કી મારી નોંખશે.

પણ ત્યાં તો હસતો હસતો ભીમ ઝુંપડીમાં આવ્યો ને માતાજીને પગે પડયો.

સૌ રાજી થયાં પણ હવે માંખણીઆ પર્વત ઉપરથી નીચે ઉતરવું શી રીતે ? ભીમસેન સૌને હેડંબા ઉભી હતી ત્યાં લઈ ગયો. ચોટલો ઝાલી સૌ નીચે ઉતર્યાં. કુંતા મા કહે, "બેટા, આ કોણ છે ?"

ભીમ હસી પડયો.

સહદેવ જોશી કહે, "માજી, એજ પેલી વાઘણ !"

સૌ ખડખડ હસી પડયાં.

નાનું રૂપ ધરી હેડંબા કુંતાજીને પગે પડી.

સરોવર પાસે ફરીથી ઝુંપડી બાંધી છએ જણ ત્યાં રહેવા લાગ્યા.

હેડંબા રાણી રડતી કકળતી એને પિયેર ગઈ. પેલી તરફ એને સો કબીરાભાઇઓ હતા. ભાઈઓએ રડતી બ્હેન દીઠી ને એને બધી વાત પૂછી.

બધી વાત સાંભળીને સોયે ભાઇ કહે, "ઓહો ! એ છએ પાપીઓના ભાર શા છે ? અબ ઘડીએ વેર લઈએ."

સોએ કબીરા પેલા સરોવર પાસે આવ્યા. ભીમ ભાઈ ફળ લેવા ગએલા, એ લાગ જોઇને એમણે ઝુંપડી ઉંચકી લીધી. સાંજે ભીમ સરોવર પર આવ્યો ત્યારે એણે ઝુંપડી ન દીઠી.

તપાસ કરતા ભીમસેનને ખબર પડી કે સો કબીરાનું એ કામ છે

ભીમ કબીરાના ગામમા જવા તૈયાર થયો. વીર ઝટોરગછ પણ બાપની સાથે ચાલ્યો. બાપ દીકરે સન્યાસીના વેશ પહેરી લીધા. 'અહાલેક' કરતા કરતા બાપબેટા કબીરાપુરીમા આવ્યા. અને યુક્તિ કરીને નવ્વાણુ કબીરાને વાવમા નાખી દીધા. એક જેવત કબીરો નાઠો તે જઇને દુર્યોધનનાં દરબારમાં રહ્યો.

## બક રાક્ષસનો વધ

પછી ત્યાંથી પાંડવો આગળ ચાલ્યા.

આમ કેટલાક દિવસ પ્રવાસ કર્યા પછી તેમને અચાનક વેદ વ્યાસ મળ્યા. તેમણે તેમને દુઃખમાં ધીરજ ધરવાની સલાહ આપી ને આગળ આવતી એકચક્રા નગરીમાં ગુપ્તપણે રહેવા જણાવ્યું.

પાંચે પાંડવ એકચક્રા નગરીમાં આવીને એક બ્રાહ્મણને ઘેર રહેવા લાગ્યા.

બ્રાહ્મણને ઘેર રહી પાંચે પાંડવો દરરોજ ભિક્ષા માગી લાવે ને કુંતામા તેમને ભાગ પાડી આપે. પણ બધા ભાગ સરખા નહિ હો ! એટલા થોડા ભાગથી ભીમ ભાઈનું પેટ કેમ ભરાય ? આથી કુંતામા પ્રથમ તો બે સરખા ભાગ કરે ને તેમાંથી એક ભાગ ભીમભાઈને આપે ને બાકીનો સરખે ભાગે પાચ ભાગે વહેંચી લે.

એક દિવસ પાંચે પાંડવ ભિક્ષા લઈને પાછા આવ્યા ત્યારે તેમણે કુંતામાને રડતાં દીઠાં ! તેમણે પૂછ્યું, "માજી, માજી, કેમ રડો છો ?"

"ભાઈ, આ નગરીમા એક દુષ્ટ બકરાક્ષસ રહે છે. તેને દરરોજ એક માણસ મારવા જોઈએ છે. આજે આપણે જે બ્રાહ્મણને ઘેર ઉતર્યાં છીએ તેના છોકરાનો વારો હોવાથી તે રડતી હતી ને તેથી મેં તેને વચન આપ્યું છે, કે 'તારા છોકરાને બદલે હું મારા એક દીકરાને મોકલીશ' પણ હવે કોને મોકલું ? એ ચિંતાથી હું રડું છું."

પાંચેય પાંડવ બહાદુર હતા તેથી બકાસુરથી કાંઈ ડરે એવા નહોતા. સૌએ માને ધીરજ દેવા માંડી, પણ ભીમભાઈ તો એકદમ ઉછળી પડયા. એ કહે, "ઓહો ! એ રાક્ષસડાના ભાર શા છે ? આજે જ એની સાથે મલ્લકુસ્તી કરી એને હરાવી ઠાર મારૂં ને રૈયતનું દુઃખ ટાળું નહિ તો મારૂં નામ ભીમભાઈ નહિ."

ભીમભાઈની વાત સાંભળી કુંતામા છાના રહ્યાં.

પછી બધાએ નિરાતે જમી લીધું.

નગરીનો રાજા દરરોજ એક માણસ સાથે ઘણો બધો ખોરાક પણ મોકલતો હતો તે મુજબ તેણે ભીમભાઈની સાથે ખૂબ ખોરાક મોકલ્યો.

ભીમસેનભાઈ તો નિડરપણે બકરાક્ષસના રહેઠાણ આગળ જઈ પહોંચ્યા. રાક્ષસ તે વખતે બહાર ગયો હતો એટલે ભીમભાઈએ નિરાંતે પેલો બધો ખોરાક ઉડાવ્યો, ને પછી એ તો રાક્ષસની વાટ જોવા લાગ્યા.

રાક્ષસ આવ્યો, એને મન તો એમ કે 'હમણાં જાઉં છું ને હમણાં ખોરાક ને એક માણસ ઉડાવું છું.'

એ તો ધમધમ ધરતી ધ્રુજાવતો આવી પહોંચ્યો.

પણ દરરોજ તો એ જોતો કે તો આવનાર અભાગી માણસ બાપરો પીંપળાના પાંદડાની પેઠે ફડફડ ધ્રુજતો હતો, પણ આજનો આવનાર તો જરાય બીધા વિના નિરાંતે ઉભો છે! એને થયું કે 'કોઈ મૂરખો લાગે છે. એને મરણની ખબર નથી, પણ હમણા ખબર પડશે.'

પાસે આવી રાક્ષસે કહ્યું, "અલ્યા કોણ છે? જરા આમ આવ"

"શું છે? માણસ છુ માણસ! તારે ગરજ હોય તો મારી પાસ આવ"

રાક્ષસની ખાતરી થઇ કે જરૂર આ કોઈ મૂરખો જ લાગે છે. એ તો એની પાસે ગયો.

પણ ભીમભાઈ તો નિડરતાથી ઉભા ઉભા હસતા હતા!

રાક્ષસ હવે ચીડાયો એણે ભીમની પાસે જઇને તેને ધક્કો માર્યો. એ તો રાક્ષસનો ધક્કો! ભલ ભલા બહાદુર માણસો ય એના સહેજ ધક્કાથી ઉથલી પડે, પણ ભીમભાઇને શું? એ તો પહાડની પેઠે અડગ ઉભા રહ્યા! રાક્ષસનું બળ એમની આગળ કાંઈ ન ચાલ્યું!

રાક્ષસને નવાઇ લાગી "આ તો ખરો છે!" પછી ચીડાઇને એણે તો પાસેનું એક નાનું ઝાડ ઉખેડીને તે ભીમસેન પર ફેંક્યું.

ભીમભાઇએ કૂદીને એ ઝાડ અધવચ્ચેથી જ હાથમાં પકડી લીધું ને તેના બે કકડા કરી નાખ્યા.

હવે રાક્ષસ અકળાયો, ભીમસેન પણ ધુંવા પુવા થઇ ગયો.

બન્ને બળીઆ બથંબથા લડવા મંડયા

રાક્ષસે પોતાનું બધુ રાક્ષસી બળ વાપર્યું, બીજો કોઇ હોત તો તેના એ ભૂકકે ભૂક્કા ઉડાવી દેત, પણ ભીમભાઈ આગળ એનું બળ ચાલ્યું નહિ, ભીમભાઇને કાંઈ જ થયું નહિ!

ઉલટુ લાગ જોઇને ભીમભાઇએ રાક્ષસને ધુંટણ આગળથી પકડયો ને ઉંચકીને જોરથી જમીન પર પછાડયો.

અભિમાની રાક્ષસ તે જ પળે મરણ પામ્યો.

પછી ભીમભાઇ નિરાંતે ન્હાઇ ધોઇને ઘેર પહોંચી ગયા.

બ્રાહ્મણ ને તેની સ્ત્રી પ્રથમ તો ગભરાયા કે 'આ ગાડીઓ મ્હીને નાશી આવ્યો; પણ હવે રાક્ષસ ખોળશે તો અમારૂં આવી પહોંચશે.'

પણ કુંતામાએ ખાતરી આપી ને ભીમે બધી વાત કહી ત્યારે એમને ધીરજ આવી.

બીજે દિવસે આખી નગરીમા કુળ બકરાક્ષસના મોતના સમાચાર ફેલાઈ ગયા. સૌને લાગ્યું કે 'બારાવાળા બ્રાહ્મણના છોકરાએ આવું પરાક્રમ કર્યું છે'

(અપૂર્ણ) ચન્દ્રશંકર

## કોલસાને બદલે એન્જીનમાં બળાતી કૉફી

બ્રાઝીલ એ જગતમા વધુમા વધુ કૉફી ઉત્પન્ન કરનાર દેશ છે. આ વર્ષે ત્યાં કૉફી એટલી બધી પાકી છે કે તેની હલકી જાત રેલ્વે એન્જીનમા કોલસાને બદલે બાળવામા વાપરવામાં આવે છે. આ કારણથી એન્જીન સાથે કોલસા રાખવા માટે જે ડબો રાખવામા આવે છે તેમા ફેરફાર કરી કૉફી ભરવા મોટો ડબો કરવામાં આવ્યો છે. ત્યા કૉફી એટલી બધી પાકી છે કે રેલ્વેમાં બાળવા વપરાય છે એટલુંજ નહિ, પરંતુ એક શહેરમાં ગૅસ પૂરી પાડનાર કંપનીએ ગૅસ ઉત્પન્ન કરવા માટે કૉફી બાળવાનું શરૂ કર્યું છે. કૉફી બાળનાર એન્જીનનું ચિત્ર બાજુમાં આપ્યું છે.



---

" ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૨ . અંક ૧૧ પુસ્તક ૨ નવેમ્બર : ૧૯૩૨

## નાગદમન

એક દિવસ શ્રી કૃષ્ણચંદ્ર તે યમુના તીર ગયા રમવા,
ગોપ સખાને સાથ લઈને ગેડી દડે લાગ્યા રમવા. ૧

કૃષ્ણ કહે, " મિત્રો સંભાળો, દડો પાણીમાં જાય નહિ,
નીર નદીનાં ઉંડા તેથી પાછો બહાર કઢાય નહિ." ૨

ચિત્ર નામનો ગોપ કહે, " પણ જાય કોઈથી તો શું કરીએ ? "
કૃષ્ણ કહે, " જે થકી જાય તે કાઢે એમ નિયમ રચીએ." ૩

વાળી કછોટા, ગ્રહી ગેડિકા ગોપ સૌ તૈયાર થયા,
વિભાગ પાડી સરખે સરખા, રમત મહીં તલ્લીન થયા. ૪

ગેડી ધડાધડ પડે દડા પર, દડો ઉછળે નીચે પડે,
દૂર જાય ને પાસ આવતા, ગેડી પ્રહારે વળી પળે. ૫

ઉડે ધૂળ નેત્રો ઘેરાયે, જબરું ધમસાણ ત્યાં મચી રહ્યું,
રમતા રમતાં નીરની પાસે આવ્યા તેનું નવ ભાન રહ્યું. ૬

સ્કન્ધ ઉપરથી ગેડી ફેરવી પ્રહાર જોરથી કૃષ્ણ કરે,
દડો ઉછળી ત્વરિત વેગથી જળ મધ્યે ધરા માંહી પડે. ૭

-" હાં ! હાં ! થયું શું ? " " દડો ગયો ક્યાં ?" કોલાહલ ત્યા મચી રહ્યો.
હસતા વદને કૃષ્ણ કહે, " એ દડો યમુના તળ પહોંચ્યો." ૮

કોઇ કહે, " કાઢો અંદરથી, નિયમતણું પાલન કરીએ, "
કોઇ કહે, "લઘુ દડા માટ શીદ જીવને જોખમમાં ધરીએ?" ૯

કૃષ્ણ કહે, " કીધો નિયમ તે સૌએ સાચવવો જ પડે,
જળ મધ્યે જઇ દડો શોધીને કાઢી લાવવો મને ઘટે. " ૧૦

વદી વેણુ ને ધસ્યા તીર પર, ચઢયા કદંબ તણી ડાળે,
નામ પ્રભુનું લઇ કુદ્યા ને ક્ષણમાં પહોંચ્યા નીર તળે. ૧૧

કાલિન્દીનાં* એ પાણીમાં દારૂણ કાલિનાગ રહે,
વિષ–ફૂંફાટે ઉડતા પખી તમ્મરથી જલ મધ્ય પડે ૧૨

પશુપક્ષી કે માનવ જે કોઇ એહ ધરાનું પાણી પીએ,
રગરગ વ્યાપે વિષ હળાહળ, પળમાં તે મૃત્યુ પામે. ૧૩

જાગી પડયો એ કૃષ્ણ આવતાં મારી ફૂંફાટો સજ્જ થયો,
કૃષ્ણે મારી લાત જોરથી ક્રોધથી ગાડો તૂર થયો. ૧૪

દારૂણ યુદ્ધ થયું પાણીમાં, વિષની જ્વાળા ઉંચે ચઢી,
થાય ફૂંફાટા પડે હોંકારા, યમુના ઉછળે ઘેલી બની. ૧૫

કૃષ્ણ પડયા જળ, વાર અતિ થઇ, નંદ યશોદા તટ આવ્યાં,
કાનજી માટે ચિંતા કરતા ગોપ સૌ લાગ્યા રડવા. ૧૬

નન્દ કહે, " હું પડું પાણીમાં," માતાજી ધરણી ઢળીઆ,
" થોડી ક્ષણ થોભો સૌ કોઇ " બળભદ્ર સર્વને વારી રહ્યા. ૧૭

કૃષ્ણે કાલિ નાગ હરાવ્યો, થાકથી હૈં હૈં થઇ ગયો,
નાગ વિવરથી[1] રશ્મિ[2] શોધી, ફેણ મધ્ય તેને નાથ્યો. ૧૮

નાગ ફેણ પર પાદ ધરીને, યમુના જળ ઉપર આવ્યા,
માત–પિતા ને વન્દન કરતા થૈ થૈ કરીને ખૂબ નાચ્યા. ૧૯

નન્દ યશોદા હર્ષથી રડતાં, ગોપીજન ફૂલ વૃષ્ટિ કરે,
ગોપ સૌ જય–ઘોષ કરે ને, કાંન' બન્સીના નાદ કરે. ૨૦

અરવિન્દલાલ લલ્લુભાઇ મઝમુદાર

---

* યમુના ૧ નાકનો શારો. ૨ દોરી

# આરસામાંની છોકરી

અમારે ઘેર એક આરસો છે,
મોટો છે ને રૂપાળો છે,
સોનેરી નકશીદાર એનુ ચોકઠુ છે.
એ આરસામાં એક છોકરી છે,
બરાબર મારા જેવી જ છે.

વાળ કાળા કાળા છે,
આંખો સુન્દર સુન્દર છે,
ગાલ ગુલાબી છે,
દાંત મોતી જેવા છે,
બરાબર મારા જેવી જ એ છે.

તે નાકમાં ચુની પહેરે છે,
અંબોડામાં ફૂલ ખોસે છે,
હાથમાં સોનાની બંગડી પહેરે છે,
પગમાં ચાંદીનાં ઝાંઝર પહેરે છે.
સુન્દર મઝાની ઘાઘરી પહેરે છે,
રેશમી ગુલાબી પોલકું પહેરે છે,
બરાબર મારા જેવી જ એ છે

ને જ્યારે જુઓ ત્યારે આરસામાં બેઠી હોય છે !

ક્યાંય એ જતી નથી,
ક્યાંય એ આવતી નથી,
ટગર ટગર જોયા જ કરે છે.

કદીક હસે છે,
કદીક રડે છે.

એ હસે છે ત્યારે હું હસું છું,
એ ખીજાય છે ત્યારે હું ય ખીજાઉં છું,
એ હસે છે ત્યારે ખૂબ રૂપાળી લાગે છે,
પણ એ કંઈ જ બોલતી નથી !

એ આરસામાં લપાઈને કેમ બેઠી હશે ?
એની બા એને શોધતી નહિ હોય ?
એને ઘેર કોઈ કામ નહિ હોય ?
મને તો એ બહુ ગમે છે.
હું તો એના સામે જોયા જ કરું છું.

એનું નામ શું હશે ?
કોને ખબર !
બાને પૂછી જોઉં,
એને ખબર હશે

# વખાણવા યોગ્ય બાલક કોણ ?

" જે મીઠાઇ ને રમકડાં માટે હઠ પકડે છે તે ? "

" ના. "

" જે ખેલ તમાશા ને મેળા—ખેળામાં ભટકે છે તે ? "

" ના. "

" જે શાળામા જતાં રડે છે તે ? "

" ના. "

" જે પોતાની નાની બ્હેનની મિઠાઇ ઝુંટવીને ખાઇ જાય છે ને જે મોટી બ્હેનની પુતળીઓ ભાંગી નાખે છે તે? "

" ના. "

" જે જતા આવતાની મશ્કરી કરી ઘરમાં પેસી જાય છે તે ? "

" ના. "

" તો કેવું બાળક વખાણવા યોગ્ય છે ? "

" વખાણવા યોગ્ય બાળક તે છે કે જે કદિ જુઠું નથી બોલતુ. બાકીનાં બધાં તો ઠીક છે. "

પ્રેમચન્દજી

—•—

# બળીનું માપ

રાવણને દેવો ઉપર વેર, તેમાય વિષ્ણુ તો તેના કટ્ટા શત્રુ એક દિવસ તો રાવણ ખૂબ ગુસ્સે થયો, અને વિષ્ણુને મારી નાખવા માટે શોધવા નિકળ્યો. કોઇ જગ્યાએ તે મળ્યા નહિ. શોધતો શોધતો રાવણ પાતાળમા પહોચ્યો પાતાળમા બળિરાજાનું રાજ. રાવણે બળિરાજાને પૂછ્યુ "અરે મહારાજ! તમે વિષ્ણુને ક્યાઇ જોયો ?"

બળિરાજાએ કહ્યું "તમારે એવું તે તેનું શુ કામ પડયું છે કે આમ શોધવા ફરો છો ?"

રાવણે જવાબ વાળ્યો. "એ મારો મોટામા મોટો વેરી છે. મારે તેનો નાશ કરવો છે."

બળિરાજાએ કહ્યું "સારૂ થયુ તે તમે મળ્યા. હુ તમારા જેવાને મળવાનો વિચાર કરતો હતો વિષ્ણુ તો અમારા કુટુંબનો પણ દુશ્મન છે. મારા મોટા દાદા હિરણ્યકશ્યપને પણ તેણે મારી નાખ્યા છે મને પણ અહીં રાખેલ છે તમે કાઇક કરો તો અસુરોને સુખ થાય તમે તો બહુ બળવાન અને બુદ્ધિવાળા છો તમને એ જડે તો જરૂર એને મારી નાખજો મને ઠીક સાભર્યું. મારા દાદાના કવચ અને કુડળ પડયા છે. તમે એ લેતા જાવ. બહુ મજાના છે મને જરૂરના નથી. તમને કામ લાગશે"

રાવણ તો આવુ સાભળી બહુ જ આનદ પામ્યો.

બળિરાજાએ રાવણને કવચ અને કુડળ બતાવ્યા. અધારામાં ઉજાસ કરતાં તેજના ફૂવારા જેવા કવચ અને કુડળ પોતાને મળશે એ જાણી તે ખુશી થઇ ગયો. ઉતાવળો ઉતાવળો એને લેવા ગયો ત્યા તેનો હાથ કવચ નીચે આવી ગયો તે કેમે કરતા નિકળે જ નહિ.

માંડ માડ પાચ છજણાએ ભેગા થઇ તેનો હાથ કાઢયો!

બળિરાજાએ રાવણને કહ્યુ. "ભાઇ, મારી શિખામણ માનીને જો તારૂં બનું ચાલતો હો તો પરબાર્યો પેર જા આ કવચ અને કુડળ મારા દાદા પહેરતા. તેમને એ વિષ્ણુએ એક ઘડીમાં મારી નાખ્યા છે, તો તારૂં શું ગજુ ?"

રાવણ તો બીકનો માર્યો નીચું માથું રાખીને લકા ભેગો જ થઇ ગયો.

દામોદર લક્ષ્મીશકર ત્રિવેદી

---

## ૧૧ વર્ષના છોકરા માટેની મોટર

જોધપુરના મહારાજાએ પોતાના ૧૧ વર્ષના કુંવર માટે એક મોટર ઈંગ્લેન્ડમાં બનાવરાવી છે. તે ચાર સીલીન્ડરની છે, અને એક ગેલન ગેસોલીનથી ૭૦ માઇલ મુસાફરી કરી શકે છે. મોટરની બેઠક તેમજ સઘળા ભાગો નાના છોકરાને લાયક બનાવેલા હોવાથી કોઇ મોટો માણસ તેનો ઉપયોગ કરી શકે તેમ નથી. મોટર હાંકનાર નાનો છોકરો હોવાથી મહારાજાએ તેની ઝડપ વધુમાં વધુ કલાકના ૧૫ માઇલ રહે તેવી બનાવરાવી છે. કુંવર આ મોટર લઈ વિશાળ રસ્તાઓ ઉપર તેમજ મહેલના વિશાળ ચોગાનમાં ફરે છે, તે બાજુના ચિત્રમાંથી જણાશે.



"ગુણસુંદરી"

# બાલવિભાગ

તન્ત્રી ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૨. અંક ૧૨ | પુસ્તક ૨ | ડીસેમ્બર : ૧૯૩૨

## કીડી

ઓહો ! કીડી કીડી કીડી
ક્યાં એ જાતી જો ! દમ બીડી ?

લાંબી લાંબી હારકતાર—
આવે ક્યાંથી હારોહાર ?

કીડી ઉનાળે ઉભરાતી—
એના મોંમાં શું લઈ જાતી ?

એનુ ઘર છે દરમાં એક—
કીડી આવે જાય દરેક

બધીય સાથે કરતી કામ -
સંપે જંપે સુએ તમામ.

કવિ લલિત

—:—

* * * * * * * * *

# ઘડીભર ગમ્મત

* * * * * * * * *

૧ મારા માનવંતા માણેકલાલ મામાએ મારે માટે મુંબાઈથી મગનલાલ માધવલાલ મસાણીની મારફતે મુલજીભાઈની મારકીટમાંથી માધવપુરની મીલનો માદરપાટ મંગળવારે મંગાવ્યો.

૨ ગુરૂવારે ગડખોળ ગામના ગરીબ ગરાસીઆ ગંગાદાસ ગીરધરલાલ, ગરબડદાસની ગેરહાજરીમા ગુલાબી ગાલવાળા ગુલાબદાસને ગ્રહીને, ગજેન્દ્રપર ગોઠવાઈને ગામની ગૌશાળામાં ગાયો ગણવા ગયા.

૩ સજોદના સુકુમાર સરસ્વતીચંદ્ર સત્યવાદી સાકરલાલની સાથે સોમવારે સાડાસાતને સુમારે સુરત સિધાવ્યા.

નીચેનાં વાકયમાંથી ફળ ખોળીને લઇ લ્યોઃ—

૧ આ જાતના રંગીન તાકા તમે વેચો છો ?

૨ મારા દાદા ડમરૂં સારૂં વગાડે છે.

૩ દેવતાના ચણુગા જરકશીના કપડા પર પડવાથી તે બળી ગયાં.

૪ ભાણુ તારે ઘેર તાળુ મારેલું છે.

રતિલાલ વિ. દલાલ

---

## બાળક અંકનાં લખાણો મોકલવા બાબત

દર વરસ મુજબ આવતી તા. ૧-૩-૩૩ નો માર્ચ અંક બાળક અંક તરીકે પ્રકટ થશે. એ અંક માટે બાલોપયોગી લખાણો મોકલવા સૌને આગ્રહભરી વિનતિ કરીએ છીએ.

એ માટેનાં લખાણો નીચેને શિરનામે જેમ બને તેમ વેળાસર મોકલાવી આપવાં.

લખો—

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

તન્ત્રી 'સુન્દરી-બાલવિભાગ' અને 'બાલોદ્યાન'

રાવપુરા, વડોદરા

---

# મહાપુરૂષો સંબંધે વિચિત્ર વાતો

સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક ન્યુટન દેવતા પાસે ખુરશી ઉપર બેસી તાપતા હતા ખુરશી દેવતાની તદ્દન પાસેજ હતી. અને તાપ જલદ હતો દેવતાનો તાપ સહન ન થયાથી તેણે પોતાના નોકરને બોલાવ્યો અને કહ્યું. 'આમાથી અર્ધા કોલસા બુઝવી નાખ. તાપ બહુ જલદ છે.'

નોકરે જવાબ આપ્યો—' તમારી ખુરશી દૂર કરૂં એટલે તાપ ઓછો લાગશે.'

ન્યુટન—' અરે હા, ખરી વાત. મને તેનો ખ્યાલ પણ ન હતો.'

× × ×

સ્વ. શ્રીયુત વિશ્વનાથ કાશીનાથ રાજવાડે ઇતિહાસના મહાન્ પંડિત હતા. તેમણે મહારાષ્ટ્રના ઇતિહાસના બાર મોટા પુસ્તકો લખ્યા છે તેઓ પોતાના પહેરવેશ માટે બહુ બેદરકાર હતા તેઓ ખુલ્લા શરીરે, માથા પાઘડી ઘુંટણ સુધીની ધોતી પગમા બુટ પહેરી બજારમા પણ જતા વિદ્વાન પ્રોફેસર હોવા છતાં તેઓ પોતાના ઇતિહાસ વિગેરેનાં પુસ્તકોનું પોટલું ઉપાડી લઇ જતા.

× × ×

ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડે વર્તમાન યુગના રાજનીતિજ્ઞોના ગુરૂ મનાય છે. એક વખત મુંબઇના ગવર્નરે પોતાની પત્ની પાસે તેમની યોગ્યતાની પ્રશંસા કરી અને ન્યાયમૂર્તિને પોતાને ત્યા આમંત્ર્યા. તેઓ પોતાના સાદા મહારાષ્ટ્રીય પોષાકમા ગવર્નમેન્ટ ભવનમા ગયા અને પોતાની કોથળીમા ભરેલી મગફળીઓ ખાવા લાગ્યા. મગફળીઓનાં છોતાં જમીન પર પડેલા જોઇ ગવર્નરની પત્ની પોતાના પતિ ઉપર નારાજ થયા ને વિચારવા લાગ્યા ' કેવા રીત ભાત વગરના ગામડીઆને પોતાના પતિએ ઘેર બોલાવ્યો છે ! ' ગવર્નર પોતાના પત્નિના મનનો ભાવ જાણી ગયા. તેમણે તરતજ અર્થશાસ્ત્ર અને રાજનીતિની વાતો શરૂ કરી. બસ થોડીજ વાર પછી ગર્વનરના પત્ની તેમનુ અગાધ પાંડિત્ય જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગયા.

× × ×

ઇંગ્લાંડના પ્રખ્યાત મુખ્યમંત્રી ગ્લેન્ડસ્ટનમા એક બહુ જ ખરાબ ટેવ હતી. તે જ્યા મળવા જાય ત્યા ટેબલ ઉપર પડેલી વસ્તુઓ લઇ પોતાની બેગમા ભરી દેતા અને ઘેર આવતા ! પછી તેમના પત્ની તેઓ જ્યાં જ્યાં મળવા ગયા હોય તેની તપાસ કરી તેમની વસ્તુઓ પાછી મોકલી દેતાં અને માફી માગતા.

કેશવલાલ પરેલ



# કેવો જવાબ?

સ્પાર્ટા શહેરનું નામ તમે સાભળ્યુ છે ? અસલ એ ઓસમાનુ ઘણુ પ્રખ્યાત શહેર હતું. ત્યાના લોકો ઘણાજ મજબુત, જોરાવર અને બહાદુર હતા. તેઓનું શહેર નાનું, અને આસપાસ દુશ્મનો ઘણા, તેથી તેઓ ઘણાજ સાહસિક અને હિંમતવાળા થયા હતા.

તેઓનુ એક લક્ષણ ઘણું આશ્ચર્ય પમાડે તેવુ હતું. તેઓ ઘણાજ મિતભાષી ( ઓછું બોલનારા ) હતા. જરૂર જેટલુંજ બોલે કે લખે; વધારે જરાયે નહિ

એકવાર ઇરાનના પાદશાહે પોતાના બળવાન અને જબરજસ્ત સૈન્યને લીધે અભિમાન પામી સ્પાર્ટાના રાજાને એક લાબો ધમકીનો કાગળ લખ્યો. તેમા એણે લખ્યું હતુ કે, " મને સ્પાર્ટાના લોકો પર ભારે ચીઢ ચઢી છે. હું તમારા શહેર પર મારા અપાર સૈન્ય સાથે ચઢાઇ કરીશ; જો હું તમારા શહેરમા પ્રવેશ કરીશ તો તમે યાદ રાખજો કે હું તમારો છૂંદો કરી નાખીશ એક પણ સ્પાર્ટન ( સ્પાર્ટાના શહેરી ) ને હુ જીવતો જવા દઇશ નહિ" આ પ્રકારનો એક ઘણોજ મોટો અને લાબો કાગળ તેણે સ્પાર્ટાના રાજાને લખ્યો.

આ કાગળનો સ્પાર્ટાના બહાદુર રાજાએ શું જવાબ આપ્યો ? તેણે એક મોટો કાગળ લીધો, ને તેની વચ્ચે મોટા અક્ષરે તેણે માત્ર આટલુ જ લખ્યુ,

" જો .......તો .. ...." એનો અર્થ તમે સમજ્યા ? એટલે કે જો તમે અમારા શહેરમા આવશો તો તમે ધમકી આપી છે તે પ્રમાણે કરશો ત્યારે બધું થઇ રહેશે; તેનુ હમણા શું છે ?

કેવો નિડર, ચતુર અને ટૂંકો જવાબ ?

અરવિન્દલાલ લલ્લુભાઇ મજમુદાર

---

# ઉખાણા

( ૧૫ ) દેશ ગયો પરદેશ ગયો,
પાણી દેખીને ટપ મરી ગયો. ( કાગળ )

( ૧૬ ) એક જનાવર અઇડ, તેની ચાચ બોલે ચઇડ
તેનો સેરીયો સરદાર તેની મુઠી મડદાલ ( બરૂની કલમ )

( ૧૭ ) તપેલામા તપેલુ, માહી કલંકી ઘોડો
ખોલાય તો ખોલો નહિ તો બેઠા માથું ફોડો. ( તાળુ )

( મ. )

# ભીમસેન

[ ગયા અંકના પાન ૧૪૩ થી ચાલુ ]

## જરાસંધ વધ

ઘણાં વર્ષો સુધી પાંડવોએ ઇન્દ્રપ્રસ્થમાં રાજ્ય કર્યું. તે પછી તેમને રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર આવ્યો. ને તેમણે શ્રીકૃષ્ણની સલાહ લીધી.

શ્રીકૃષ્ણે કહ્યું, " હા, રાજસૂય યજ્ઞ ભલે કરો, પણ પ્રથમ જરાસંધ નામના બળવાન ને ગર્વિષ્ઠ રાજાની સાથે યુદ્ધ કરી તેને હરાવો. તો પછી તમારૂં કામ સરળ થશે. "

જરાસંધ મહાબળીઓ રાજા હતો. તેણે કેટલાય રાજાઓને હરાવી તેમને પોતાના કિલ્લામાં કેદ કર્યાં હતા.

એવા બળીઆ જરાસંધની સાથે યુદ્ધ કરી તેને હરાવવા માટે શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન બ્રહ્મચારીનો વેશ લઇને ચાલી નીકળ્યા.

ચાલતા ચાલતાં ત્રણે જણ જરાસંધની રાજધાનીમાં જઇ પહોંચ્યા, રાજધાનીમાં પેસતાંજ તેઓએ જરાસંધના માળી પાસેથી બળજબરાઇથી થોડાં ફૂલ લીધા. પહેલાના વખતમા એવો રિવાજ હતો કે જે રાજા સાથે લડાઇ કરવી હોય તેના માળી પાસેથી આવી રીતે બળજબરાઇથી ફૂલ લેવાં એટલે પોતાની ઇચ્છા આપોઆપ જ પ્રકટ થાય.

જરાસંધે આ વાત સાંભળી એટલે એને થયું, કે " શું કોઇ મારી સાથે યુદ્ધ આદરવા ઇચ્છે છે ? તો ભલે આવે હું તૈયાર જ છું "

જરાસંધે તપાસ કરાવી તો બીજો કોઇ રાજા નજરે ન પડયો. પણ પેલા ત્રણ બ્રહ્મચારીઓ જણાયા. એ ત્રણેને જરાસંધ પાસે હાજર કરવામા આવ્યા.

જરાસંધે તેમને પૂછયું, " તમે કયાંથી આવો છો ? શા માટે અહીં આવ્યા છો ? "

શ્રી કૃષ્ણે કહ્યું, " રાજા, મારી સાથેના આ બન્ને સંન્યાસીઓને મધરાત સુધી મૌનવ્રત છે તે પછી તેઓ આપની આગળ પોતાની ઇચ્છા જણાવશે. "

જરાસંધને જરા નવાઇ લાગી તેણે જોયુ તો પેલા બ્રહ્મચારીઓ કાંઇ સાધારણ બ્રહ્મચારીઓ જેવા ન હોતા જણાતા, તેમના હાથમા ધનુષથી પડેલાં આટણ જોઇ જરાસંધની ખાતરી થઇ કે આ કોઇ યોદ્ધાઓ લાગે છે.

પણ છતા જરાસંધે કહ્યું, " ભલે, તો મધરાત સુધી તમે ત્રણે જણ આરામ કરો. "

ને એમ કહી, એણે એ ત્રણેના મુકામનો બંદોબસ્ત કરાવ્યો.

## કેવો જવાબ!

સ્પાર્ટા શહેરનું નામ તમે સાંભળ્યું છે ? અસલ એ ગ્રીસમાંનું ઘણું પ્રખ્યાત શહેર હતું. ત્યાના લોકો ઘણાજ મજબુત, જોરાવર અને બહાદુર હતા. તેઓનું શહેર નાનું, અને આસપાસ દુશ્મનો ઘણા, તેથી તેઓ ઘણાજ સાહસિક અને હિંમતવાળા થયા હતા.

તેઓનુ એક લક્ષણ ઘણું આશ્ચર્ય પમાડે તેવું હતું. તેઓ ઘણાજ મિતભાષી ( ઓછું બોલનારા ) હતા. જરૂર જેટલુંજ બોલે કે લખે; વધારે જરાયે નહિ.

એકવાર ઇરાનના પાદશાહે પોતાના બળવાન અને જબરજસ્ત સૈન્યને લીધે અભિમાન પામી સ્પાર્ટાના રાજાને એક લાંબો ધમકીનો કાગળ લખ્યો. તેમાં એણે લખ્યું હતું કે, " મને સ્પાર્ટાના લોકો પર ભારે ચીઢ ચડી છે. હું તમારા શહેર પર મારા અપાર સૈન્ય સાથે ચઢાઇ કરીશ; જો હું તમારાં શહેરમાં પ્રવેશ કરીશ તો તમે યાદ રાખજો કે હું તમારો છૂંદો કરી નાખીશ. એક પણ સ્પાર્ટન ( સ્પાર્ટાના શહેરી ) ને હું જીવતો જવા દઇશ નહિ." આ પ્રકારનો એક ઘણોજ મોટો અને લાંબો કાગળ તેણે સ્પાર્ટાના રાજાને લખ્યો.

આ કાગળનો સ્પાર્ટાના બહાદુર રાજાએ શું જવાબ આપ્યો ? તેણે એક મોટો કાગળ લીધો, ને તેની વચ્ચે મોટા અક્ષરે તેણે માત્ર આટલું જ લખ્યું,

" જો........તો ......." એનો અર્થ તમે સમજ્યા ? એટલે કે જો તમે અમારા શહેરમા આવશો તો તમે ધમકી આપી છે તે પ્રમાણે કરશો ત્યારે બધું થઇ રહેશે; તેનુ હમણાં શું છે ?

કેવો નિડર, ચતુર અને ટૂંકો જવાબ ?

અરવિન્દલાલ લલ્લુભાઇ મજમુદાર

---

## ઉખાણા

( ૧૫ ) દેશ ગયો પરદેશ ગયો,
પાણી દેખીને ટપ મરી ગયો. ( કાગળ )

( ૧૬ ) એક જનાવર આઇડ, તેની ચાચ બોલે ચઇઠ
તેનો સેરીયો સરદાર તેની ગુડી મડદાલ ( બરૂની કલમ )

( ૧૭ ) તપેલામા તપેલું, માંહી કલંકી ઘોડો
ખોલાય તો ખોલો નહિ તો બેઠા માથું ફોડો. ( તાળુ )

( મં. )

# ભીમસેન

[ ગયા અંકના પાન ૧૪૩ થી ચાલુ ]

## જરાસંધ વધ

ઘણા વર્ષો સુધી પાંડવોએ ઇન્દ્રપ્રસ્થમાં રાજ્ય કર્યું. તે પછી તેમને રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર આવ્યો ને તેમણે શ્રીકૃષ્ણની સલાહ લીધી.

શ્રીકૃષ્ણે કહ્યું, "હા, રાજસૂય યજ્ઞ ભલે કરો, પણ પ્રથમ જરાસંધ નામના બળવાન ને મગધ રાજાની સાથે યુદ્ધ કરી તેને હરાવો. તો પછી તમારું કામ સરળ થશે."

જરાસંધ મહાબળીઓ રાજા હતો તેણે કેટલાય રાજાઓને હરાવી તેમને પોતાના કિલ્લામા કેદ કર્યા હતા.

એવા બળીઆ જરાસંધની સાથે યુદ્ધ કરી તેને હરાવવા માટે શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન બ્રહ્મચારીનો વેશ લઇને ચાલી નીકળ્યા

ચાલતા ચાલતાં ત્રણે જણ જરાસંધની રાજધાનીમાં જઇ પહોચ્યા, રાજધાનીમા પેસતાજ તેઓએ જરાસંધના માળી પાસેથી બળજબરાઇથી થોડાં ફૂલ લીધાં. પહેલાના વખતમા એવો રિવાજ હતો કે જે રાજા સાથે લડાઇ કરવી હોય તેના માળી પાસેથી આવી રીતે બળજબરાઇથી ફૂલ લેવાં એટલે પોતાની ઇચ્છા આપોઆપ જ પ્રકટ થાય.

જરાસંધે આ વાત સાંભળી એટલે એને થયું, કે "શું કોઇ મારી સાથે યુદ્ધ આદરવા ઇચ્છે છે? તો ભલે આવે. હુ તૈયાર જ છું."

જરાસંધે તપાસ કરાવી તો બીજો કોઇ રાજા નજરે ન પડયો. પણ પેલા ત્રણ બ્રહ્મચારીઓ જણાયા એ ત્રણેને જરાસંધ પાસે હાજર કરવામાં આવ્યા.

જરાસંધે તેમને પૂછ્યું, "તમે કયાથી આવો છો? શા માટે અહીં આવ્યા છો?"

શ્રી કૃષ્ણે કહ્યું, "રાજા, મારી સાથેના આ બન્ને સંન્યાસીઓને મધરાત સુધી મૌનવ્રત છે તે પછી તેઓ આપની આગળ પોતાની ઇચ્છા જણાવશે."

જરાસંધને જરા નવાઇ લાગી તેણે જોયુ તો પેલા બ્રહ્મચારીઓ કાંઇ સાધારણ બ્રહ્મચારીઓ જેવા ન હોતા જણાતા, તેમના હાથમાં ધનુષથી પડેલા આટણ જોઇ જરાસંધની ખાતરી થઇ કે આ કોઇ યોદ્ધાઓ લાગે છે.

પણ છતા જરાસંધે કહ્યું, "ભલે, તો મધરાત સુધી તમે ત્રણે જણ આરામ કરો."

ને એમ કહી, એણે એ ત્રણેના મુકામનો બંદોબસ્ત કરાવ્યો.

# ફૂલઝાડ

એક હતું ફૂલનું ઝાડ. એક હતી સોનબાઈ. બન્ને બહુ ભાઇબંધી.

ફૂલ ઝાડ ઉપર સવાર સાંજ રંગીન ફૂલની કળીઓ ખીલતી ને સોનબાઇને કહેતી, " સોનબાઇ, તારે માટે અમે ખીલીએ છીએ, તું માળા ગુંથે એટલા માટે ભોંય પર આળોટીએ છીએ."

સોનબાઇને ફૂલ ઝાડ બહુ જ વહાલું. કાંઈક કામને મસે મસે તે તેની નીચે ફર્યા કરતી. ફૂલની માળા ગુંથતી, ફૂલને ચૂમતી. તેના સ્પર્શથી ફૂલો હસી ઉઠતા.

ફૂલઝાડ ઉપર બે પોપટ રહેતા. મીઠું મીઠુ બોલતા ને મીઠું મધ ચૂસતા. તેને પણ સોનબાઇ ઉપર બહુ હેત. પોતાની લાલ લાલ ચાંચથી તે સોનબાઇનું માથું ગુંથી દેતા !

ઠંડી ઋતુ આવી. પાંદડા ખરી ગયા. ફૂલ ખીલ્યા નહિ. ફૂલોની સુવાસથી વન મહેકી ઉઠયું નહિ.

સોનબાઇને માળા ગુંથવા ફૂલ ન મળ્યા. તેની કાળી ભમ્મર જેવી આંખમાથી આસુ પડવા લાગ્યા. પોપટ પણ કોણ જાણે કયાં ચાલ્યા ગયા ? સોનબાઇને આથી બહુ રોવુ આવ્યુ. તેનું રમવાનું બંધ થયું.

માન વિનાના ઝાડ તરફ જોતી ને પાલવના છેડાથી આંસુ લુંછતી સોનબાઇ ફર્યા કરતી. ઝાડને ઠપકો દેતી ને કહેતી,

"ફૂલ ઝાડ, મારા મિત્ર, હું તને આટ આટલું બોલાવું છું; પણ તું મને જવાબ કાં નથી દેતું ? શું તું મારી સાથે રીસાયું છે ? શું તું હવે દક્ષિણની હવાના તાલ સાથે ફરી ડોલીશ નહિ ? તારી સૂકાયેલી ડાળ ઉપર ફૂલ ખીલીશ નહિ ? તારા શોકથી મારી આખના આંસુ સૂકાતાં નથી."

સોનબાઇના સાદથી ફૂલઝાડે ફૂલ આવ્યા.

ફાગણ માસ આવ્યો. સૂકાઇ ગયેલી ડાળીઓ લીલાં પાનથી ભરાઇ ગઈ. ફરીવાર કળીઓ ખીલી.

સોનબાઇ ખુશ ખુશ બની ગઈ. પણ ફૂલો, સોનબાઇને કહ્યા વિના ચાલ્યાં ગયા હતાં માટે, સોનબાઇ રીસાણી હોય તેમ દૂર ઉભી રહી.

ફૂલ કહે, "સોનબાઈ, તું જ અમને બહુ ગમે છે. અમે તો દૂર દેશે ગયાં હતાં પણ તું હવે રીસ છોડી અમારી સાથે હસી હસીને વાતો તો કર. તારા વિના અમે ખીલ્યાં જ નથી. માળા થઇને કોઇની ડોકમા રહ્યાં પણ નથી !"

સોનબાઇની રીસ ઉતરી ગઇ.

સોનબાઈ કહે, "નારે ભાઈ રીસ નથી ચઢાવતી; પણ તમે ગયા હતા ક્યાં ? તે તો કહો. મને કહ્યું ય નહિ. ત્યાં મારા જેવી સખી મળી હતી કે ?"

ફૂલો–" તારા જેવી ? નારે ના. તારા જેવું મધુર તો કોઈ હસતું જ નથીને ! કોઈને આવડતું ય નથી. તારા જેવી સખી ક્યાંથી મળે ? તારે માટે તો અમે પાછા આવ્યા."

ફૂલ ઝાડ ઉપર હજારો ફૂલ ખીલવા લાગ્યાં.

સોનબાઈ ફૂલ છાબડી લઈ વનમાં જાય, ફૂલની માળા ગુંથે, ફૂલને ચુમે ને રમે

ગાંધીબ્હેન

---

## વાંચતાં વી૪જો

૧. ૦ાનાલાલે ૦ારેવાને ૦ાણી ૦ાયું
૨. મનુષ્યે ૦ાકદામાન્ રાખવી જોઈએ
૩. ૦ાટણ એ ઐતીહાસિક ચહેર છે
૪. ૦ાગલ ૦ારધીએ ૦ાછા ફરીને જોયું.
૫. વિશ્વાસઘાત એ મોટું ૦ાપ છે.
૬. ૦ારકા પૈસા ૦ાયમાલી કરે છે.
૭. ૧લવ્ય દ્રોણાચાર્યનો શિષ્ય હતો.
૮ ૨દરકારી બનો નહિ
૯. તેણે તેને આમ૩ ન્આપ્યું.
૧૦. ૬ગનલાલે ૬ત્રી લીધી
૧૧. ૯લરામ એ ૯લકથાકાર હતા ?
૧૨. રાવણનું બીજું નામ ૧૦ મુખ હતું

રમણ ને નવીન

# નાની નાની વાતો

૧

એક કંજુસે એક દિવસ એના મિત્રને કહ્યું કે " મારી પાસે ઘણો પૈસો છે. આ એક હજાર રૂપીઆ શહેરની બહાર સંતાડવા જવું છે. આવી ખાનગી વાત હું તારા સિવાય કોઇને ય કહેતો નથી."

થોડી વારમા બંને શહેર બહાર નીકળી ગયા. દૂર દૂર એક ઝાડના થડ આગળ ખોદી એ રૂપીઆ સંતાડયા. અને પાછા આવ્યા.

બીજે દિવસે વહેલી સવારે કંજુસ ત્યા ગયો. જાણે રૂપીઆ છે કે નહિ ? પણ ત્યા જઇ જુવે છે તો ખાડામા એક પાઈ સરખી પણ ન મળે ! એણે વિચાર્યું કે માનો ન માનો પણ પેલા જ માણસનું આ કામ છે.

બીજે દિવસે એણે પેલા માણસને કહ્યું કે " આજે મને બીજા ઘણા પૈસા મળ્યા છે. કાલે તેને દાટવા આપણે જઈશું. તું તૈયાર થઇ રહેજે."

પેલા માણસે ઘેર જઇ વિચાર્યું કે આ ઠીક લાગ છે. લાવને પેલા પૈસા મૂકી આવું ને કાલે તો ઘણા ય મૂકાવાના છે. અને ધીમો રહીને કોઇ જાણે નહિ એમ તે પેલા પૈસા મૂકી આવ્યો .

બીજો દિવસ થયો. કંજુસ કંઇ ઓછો જ પેતાને દેખવા રહે છે ? સવારમાં ઉઠયો એવો જ એ પેલા ઝાડના થડ પાસે ગયો. અને જોયું તો રૂપીઆ મળ્યા. એણે રૂપીઆ લીધા ને એને બદલે કાંકરા નાખ્યા !

પછી ઘેર આવીને પેલા ભાઇબંધને વાત કરી કે " તું ન આવ્યો એટલે હું તો એકલો દાટી આવ્યો. પણ એજે કોઇને કહેતો હો ! " એમ કહી કંજુસ ગયો. એટલે પેલાએ પેલા ઝાડ તરફ જવા માંડયુ. જઈને જુવે છે તો પેલા રૂપીઆ ય નહિ. એને બદલે કાંકરા. ભાઈ હાથ ઘસતા પાછા ફર્યા.

તે દિવસથી કંજુસે ભાઇબંધોનો ય વિશ્વાસ છોડયો.

૨

એક શેઠ હતા. શેઠ પડયા માંદા. દાક્તરો આવ્યા. શેઠને જોયા અને દવા આપી. દવા હતી કાળી.

શેઠ દહાડામાં ત્રણ વખત દવા પીએ છે. ત્રણ વખત પડીકીઓ ખાય છે. અને સાજા થતા જાય છે.

આજે બહુ કામ હતુ નોકર કંટાળ્યો હતો. દવાનો વખત થઇ ગયો હતો. અને હજુ પરવાર્યો ન હતો. પણ મોડું થાય તો શેઠ વઢે, શેઠાણી ગુસ્સે થાય અને બધું ગજબ થાય.

ત્યા તો શેઠની બૂમ આવી. બુધાભાઇ

દોડયા ઉતાવળે ઉતાવળે દવા આપી. ભૂલમાં ને ભૂલમા કાળી દવાને બદલે કાળી શાહી પાઇ દીધી.

થોડીવારે ભૂલાભાઇને ભાન આવ્યું ! એ તો હાંફતો હાંફતો શેઠ પાસે દોડયો. એનુ શરીર કાંપતુ હતુ એના પગ ધ્રુજતા હતા. મનમાં બહુ ડરતો હતો ડરતો ડરતો શેઠને કહે, "શેઠજી, કામ બહુ હતું. હું કંટાળ્યો હતો દવાનો વખત થઇ ગયો હતો અને ઉતાવળે ઉતાવળે આપને દવા આપવા આવ્યો મારી ભૂલ થઇ છે અને ભૂલથી મારાથી આપને દવાને બદલે કાળી શાહી પાઇ દેવાઇ છે. હું........મને માફી આપો."

શેઠે કહ્યું " કંઇ નહિ. જે થયુ તે થયું. એમા કંઇ ગભરાવાનુ કારણ નથી. ઇન્સાનની ભૂલ થાય છે પણ જા, હવે એક સારામા સારૂં શાહીચૂસ લાવ. એ પેટની અંદરની શાહી ચૂસી લેશે !"

૩

એક હતો ભિખારી. રોજ તે ભીખ માગવા જાય. કોઇને કંઇ ઠગે, કોઇને કરગરે. કોઇને ફોસલાવે તો કોઇને ધમકાવે અને રોજ કંઇ થોડું ઘણુ એકઠુ કરી લાવે. એમાથી ખાવા જેટલું રાખે ને બાકીનુ વેચી દે.

એક દિવસ એણે વિચાર કર્યો. આના કરતા જો હું ઢોંગ કરૂં તો ઘણા પૈસા કમાઉં, એણે એક નમૂનો ખોળી કહાડયો. એ એક લાકડાનુ પાટીયુ લાવ્યો અને તેની ઉપર ' મુંગો ' એમ લખ્યું. અને પછી કોટે લટકાવ્યુ. અને બજારમા બેસે. લોકો એને જુવે માટે હાથથી તે પકડી રાખતો હતો.

એની સાથે એક બીજો ભિખારી પણ બેસતો હતો એ એનો શત્રુ હતો. એણે ધાર્યું કે આજે આ ઢોંગીને બતાવી આપુ થોડી વાર થઇને એક માણસ આવ્યો, તે વૃદ્ધ હતો અને ભલો જ હતો. પાટીયામા તેણે જોયું અને એક પૈસો નાખ્યો. ત્યાં તો પેલો ભિખારી બોલ્યો.

" બાપુ, આ તો લુચ્ચો માણસ છે એ મુંગો નથી પણ ઢોંગ કરે છે. પેલા ઢોંગીને ગુસ્સો ચડયો અને એકદમ બૂમ પાડી " જુઠા, હું હંમેશ મુંગો છુ અને આજે પણ મુંગો છું !"

બાપુએ પૈસો લઇ લીધો અને કોઇને ય ન આપ્યો, પણ ગાયને દાણ દીધુ.

ત્રિભુવન પટેલ

# કોયલની મૂર્ખાઈ

એક કોયલ આબાના ઝાડ ઉપર બેઠી હતી. ઉપર કેરીઓ પાકી રહી હતી. કોયલ એક અર્ધ પાકી કેરીને ચાંચ મારી ખાતી હતી. કેરી બહુ જ મીઠી લાગતી હતી. એ વખતે એણે જોયું કે એક શિકારી તીર લઇને આવે છે. શિકારીને જોઇને કોયલે વિચાર્યું થોડીક વધારે કેરી ખાઈ લઉં. પછી ઉડી જઇશ. હજુ તો તેને તીર ચઢાવતા વાર લાગશે. થોડી કેરી ખાઇને ફરી જોયું તો શિકારી નિશાન તાકી રહ્યા છે. તેણે વિચાર્યું— આ વખતે થોડી ચાખી લઉં. બસ, પછી ઝટ લઇને ઉડી જઈશ. એક ચાચ તેણે કેરીમા મારી ન મારી ત્યાં તો તીર તેના શરીરમાં પેસી ગયું. અને બેભાન થઇને તે ઝાડ ઉપરથી નીચે પડી.

શિકારી કોયલને ઉઠાવી ચાલવા લાગ્યો શિકારીના હાથમાં તરફડતી કોયલ વિચારવા લાગી—હું કેવી મૂર્ખ કે થોડા સ્વાદના લોભમા હું જીવ ખોઉં છું !

[ હિન્દી પરથી ] કેશવલાલ પટેલ

---

# ઉખાણા

( ૧૯ ) સુરતનું ઉધીયું ને મુંબઈની વાત; કતારગામની કટારી, -વખણાય ભલી ભાત ( પાપડી )

( ૨૦ ) આટલા સરખા ગોરધનદાસ લુગડાં પહેરે પાંચ પચાસ ( કાંદો )

( ૨૧ ) ધોળો ગોળ ગરીયો, તે મૂછ પૂછવાળો, ગરમીનો છે દરિયો, વળી શરદી હઠાવનારો ( મૂળો )

( ૨૨ ) મથરના કોથળામા, હાથ હાથના બીઆં ! ( મરચાં )

( ૨૩ ) ભીંતમાં ભીંત. પછીતમાં પાણી તે પીએ રાજાની રાણી ( નાળીએર ).

( ૨૪ ) બાવો પાતાળમા અને દાઢી મારા હાથમાં ( ઘડો અને દોરડું )

( ૨૫ ) પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શીશ બાળક તેના પેટમાં, આ વસ્તુ તે તું કહીશ ? ( ઘોડીઉ )

( ૨૬ ) ઉચી ઉંચી ઘુઘવે, નીચે પડે લાળ, એ વરત ન વરતે, તેનો બાપ ખેતર પાળ. ( પતંગ )

( ૨૭ ) ભર્યાં તળાવમાં પાંચશેરી તરે. ( માખણ )

( મંજુ. )

# ભીમસેન

[ ગયા અંકથી ચાલુ ]

## પ્રતિજ્ઞા

રાજસૂય યજ્ઞ નિર્વિઘ્ને પૂરો થયો ને આખા ભરતખંડમાં પાંડવોનો જયજયકાર વ્યાપી ગયો. સૌ કોઈ તેમના ગુણગાન ગાવા લાગ્યા.

પણ અદેખા કૌરવોથી આ કેમ સહેવાય? એમણે મનમા વિચાર કર્યો, "અરે! પાંડવોની પડતી કરવાના આપણાં બધા ફાંફા એળે ગયાં! ને ઉલટું તેમની ખ્યાતિ વધતી જ જાય છે! હવે શું કરવું?"

વિચાર કરતા કરતા તેમણે એક યુક્તિ શોધી કાઢી. યુક્તિ એવી હતી કે પાંડવોને જેમ તેમ કરી સમજાવીને જુગટુ રમવા બોલાવવા ને તેણે હરાવી તેમનું રાજપાટ લઈ લેવું!

આવો પાપી વિચાર કરીને કૌરવોએ પાંડવોને આડું અવળું સમજાવીને તેમને જુગટુ રમવા બેસાર્યા.

પાંડવો ભોળા ભાવે તૈયાર થયા.

રમત શરૂ થઈ.

પણ પાપી કૌરવો આગળ ભોળા પાંડવોનું શું ચાલે? મામા શકુનિની મદદ વડે કૌરવો જીત્યા ને પાંડવો હાર્યા.

પાંડવોએ શરત કરી હતી કે "અમે હોડમાં દ્રૌપદીને મૂકીએ છીએ."

હવે તે હાર્યા એટલે કૌરવો રાજી રાજી થઈ ગયા ને મનમા મલકાવા લાગ્યા કે "હવે અભિમાની દ્રૌપદી આપણા કબજામા આવશે, આપણી દાસી થશે."

દુર્યોધન તડુક્યો, "હં, એને ખેંચી લાવો અહીં ભર સભામા. એણે જ એક દિવસ 'આંધળાના પુત્ર આંધળા જ હોય' એમ કહી મારું અપમાન કર્યું હતું. આજ એનું સાટુ વાળીશ."

પ્રતિકામીને આજ્ઞા થઈ ને એ જઈને સતી દ્રૌપદીને ખેંચી લાવ્યો!

પાંડવો જોઈ રહ્યા!

સૌ જોઈ રહ્યા!

પણ કોની તાકાત કે છત્રપતિને કાંઈ કહી શકે? ભીષ્મ ને વિદુર, પણ અવાચક બનીને બેસી રહ્યા.

દુર્યોધને હુકમ કર્યો કે "આ અભિમાની દ્રૌપદીના વસ્ત્ર ઉતારો."

સતીના વસ્ત્ર ખેંચવાની હિમ્મત કોની ચાલે? કોઈ આગળ ન આવ્યું, ત્યારે છેવટ પાપી દુઃશાસન આગળ આવ્યો ને એણે દ્રૌપદીના વસ્ત્રો ખેંચવા માંડ્યા.

દ્રૌપદી પોકાર કરવા લાગી, આખી સભા આભી બનીને જોઈ રહી, ઘુવડો ઘણું

કકળવા લાગ્યા, પણ તો ય પાપી દુર્યોધનને દયા ન આવી તે ન જ આવી.

દુઃશાસને દ્રૌપદીના વસ્ત્રો ખેંચવા માડયા ને બિચારી દ્રૌપદીએ પ્રભુને મદદ કરવા અરજ કરવા માંડી

પ્રભુએ અરજ સાભળી ને તેમણે નવસે નવાણું ચીર પૂર્યા ને દ્રૌપદીની લાજ રાખી.

એ પ્રસંગે બીજા પાડવો તો મોમા આગળીઓ ઘાલી, માત્ર દુર્યોધનની દુષ્ટતા વખોડતા, બેઠા હતા; પણ ભીમસેનના કોપનો પાર નહોતો એકવાર તો એ આ જુગટુ રમવા બેસવા બદલ ને એમાં દ્રૌપદીને હોડમાં મૂકવા બદલ યુધિષ્ઠિર પર ક્રોધે ભરાયો, પણ અર્જુનજીએ એને જેમતેમ કરી સમજાવ્યો.

પણ જ્યાં પાપી દુઃશાસને દ્રૌપદીનાં વસ્ત્રો ખેચવા માડયાં ત્યા ભીમસેનની આખ ફાટી. એણે સૌના સાભળતા પ્રતિજ્ઞા લીધી કે "આ પાપી દુઃશાસનને એના પાપનો બદલો આપવાની હું આજે પ્રતિજ્ઞા લઉં છું. એક દિવસ એના રૂધિરનું પાન ન કરૂં તો મારૂં નામ ભીમસેન નહિ!"

(અપૂર્ણ) ચન્દ્રશંકર

“ ગુણસુંદરી ”
# બાલવિભાગ
તન્ત્રી ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩. અંક ૨ પુસ્તક ૪ ફેબ્રુઆરી : ૧૯૩૩

## દાનેશ્વરી શિબિરાજા

શિબિરાજા દરબાર ભરીને બેઠા હતા. રૈયતનાં સુખદુઃખનો વિચાર કરતા હતા.

એટલામાં ફડફડ પાંખ ફફડાવતો એક હોલો બારીમા થઇને અન્દર આવ્યો.

બાપડા હોલાનું આખું અંગ ધ્રુજતુ હતું.

રાજાએ તરત જ હોલાને પોતાના ખોળામાં લઇ લીધો ને તેને પંપાળવા માંડયો.

થોડી વાર થઈ ત્યા જ મોટો એક બાજ આવી પહોંચ્યો.

રાજા તરફ જોઇને બાજ બોલ્યો,

“ રાજાજી, રાજાજી, હોલો મારો શિકાર છે, મને એ આપી દો ”

ભયથી ફડફડતા હોલા તરફ ફરી એકવાર નજર કરીને રાજાએ બાજને કહ્યું, “ હોલો મારે શરણે આવ્યો છે. એ હવે કેમ અપાય ? કહે તો એની બારોબાર માગે તે આપું. ”

“ માગું તે આપશો ? ”

“ હા, હોલા વિના જે માગીશ તે આપીશ. ”

“ તો હોલાની બારોબાર તમારું માસ કાઢી આપો. ” બાજે માગણી કરી, “નહિ તો હોલો આપી દો. ”

રાજાજીએ રાજી થઇને કહ્યું, “ખુશીથી આપીશ. ”

“ તો વમારા રાણી અને કુંવરના દેખતાં હોલા જેટલું માસ કાઢી આપો. ”

રાણીને અને કુંવરને બોલાવ્યાં, વજન કરવા માટે ત્રાજવું મંગાવ્યું ને રાજાજી તૈયાર થયા.

એક પલ્લામાં હોલાને બેસાર્યો ને



# બે દેડકા

એક તળાવમાં બે દેડકા રહેતા હતા. એક વાર વરસાદ વરસ્યો નહિ તેથી એ તળાવમાંનું બધું પાણી સૂકાઇ ગયું. પેલા બિચારા દેડકા ભૂખે મરવા લાગ્યા. છેવટ એ તો બીજે કોઇ પાણીવાળે સ્થળે જવાનો વિચાર કરીને નીકળી પડયા.

ચાલતાં ચાલતા બન્ને દેડકાએ એક ઉંડો કૂવો દીઠો.

દેડકાએ કૂવાને કાંઠે જઇને જોયુ તો તેમાં ઉંડે ઉંડે થોડું પાણી ચળકતું દેખાયું. આ જોઇને એક દેડકો તો રાજી રાજી થઇ ગયો ને બોલ્યો, "વાહ! ભાઇ, વાહ! આ કૂવો તો મઝાનો છે. આપણે તો એમાંજ પડીએ."

બીજો ય પાણી જોઇ રાજી થઇ ગયો હતો; પણ તેણે જરા ડહાપણથી વિચાર કર્યો ને પછી કહ્યું, "ભાઇ, વાત ખરી છે. આમાં પાણી તો મઝાનું છે; પણ ધારો કે કોઇવાર એનું પાણી સૂકાઈ ગયું તો?

તો પછી જેમ સૂકાઇ ગયેલા પેલા તળાવમાંથી સહેલાઇથી જેમ આપણે નીકળ્યા હતા તેમ આમાંથી શી રીતે નીકળીશું? તેનો વિચાર કરજે."

બીજા દેડકાને પણ આ વાત સાચી લાગી ને તેથી તેણે કૂવામાં પડવાનો વિચાર છોડી દીધો.

ને બન્ને દેડકા કોઈ સારી જગ્યાની શોધ કરવા આગળ ચાલ્યા.

કુમારી રમા

—o—

# કવિ કાળિદાસની ચતુરાઇ

એક બ્રાહ્મણ હતો તે બહુજ ગરીબ ઘરમાં એક દિવસનું પણ અનાજ ન મળે એક દિવસ તેની સ્ત્રીએ તેને કહ્યુ, કે "તમે કાળિદાસ પંડિત પાસે ધારાનગરી શહેરમા જાઓ તે જરૂર આપણું દુઃખ કાપશે."

કાળિદાસ પંડિત ભોજરાજાની સભાના સૂર્ય ગણાય. બહુ જ ડાહ્યા અને વિદ્વાન એના જેવો એકે ય પંડિત ભોજ-રાજાની સભામાં નહોતો ભોજરાજાને કાળિદાસ પંડિત પર ઘણોજ પ્રેમ.

પેલો બ્રાહ્મણ તો ચાલતો ચાલતો બે દિવસે કાળિદાસ પંડિત પાસે આવ્યો. તેણે પોતાની ગરીબાઇની હકીકત કાળિ-દાસને કહી. કાળિદાસે કહ્યું-"તમે કોઇ કવિતા કરી જાણો છો ?"

બ્રાહ્મણ બોલ્યો:—"ના ભાઇસાહેબ, હું તો જરા પણ નથી ભણ્યો. મને કવિતા ક્યાથી આવડે ?"

કાળિદાસે કહ્યું.—"ત્યારે તમે કોઇ પુસ્તક સાંભળ્યું છે ?"

બ્રાહ્મણ બોલ્યો —"હા. .પાચ વરસ પહેલા રામાયણ સાંભળી છે પણ એમાથી કાંઈ યાદ નથી રહ્યું."

કાળિદાસે કહ્યું —"સારૂં, ત્યારે જે વખતે હું તમને કહું તે વખતે જે યાદ આવે તે બોલ જો"

બ્રાહ્મણ કહે —"સારૂં."

બીજે દિવસ થયો એટલે પેલા બ્રાહ્મ-ણને તેડીને કાળિદાસ પંડિત ભોજરાજાની સભામા ગયા રાજાએ સારૂ માન આપ્યું. કાળિદાસ આસન ઉપર બેઠા. થોડીવારે ભોજરાજા બોલ્યા.—

"કેમ કાળિદાસ પંડિત! આજે કંઇ નવા સમાચાર છે ?"

કાળિદાસ કહે.—"બીજુ તો કોઇ નહિ, પણ આ એક નવા પંડિત આવ્યા છે એ બહુજ વિદ્વાન છે."

આમ કહી કાળિદાસે પેલા બ્રાહ્મણને કાંઇક બોલવાનું કહ્યુ. બ્રાહ્મણ તો ઉભો થયો; પણ શું બોલવું, તેની તેને સમજણ ન પડી! જીંદગીમાં ફક્ત રામાયણજ સાંભળેલી. તેમાય કાંઇ યાદ નહિ રામ કોણ હતા, તેનીયે ખબર ન મળે! સંભારતા સંભારતા છેવટે રાવણનું નામ યાદ આવ્યું, પણ બિચારાને રાવણ બોલતાજ કેમ કરીને આવડે? છતાય યાદ આવતાની સાથે બોલી ઉઠયા — "રાભણ!" આટલું કહીને એ બેસી ગયા. બધાને ખૂબ નવાઈ લાગી કે 'રાભણ' એટલે શુ? કોઈ કોઇ તો હસીને મશ્કરી કરવા માંડયા, પણ તરતજ કાળિદાસ પંડિત ઉભા થયા અને બોલ્યાઃ—

"કોઇએ નવાઇ પામવાનું નથી. એ પંડિતજી બહુજ વિદ્વાન છે. તેમણે કહ્યું છે તે બરાબર છે. રાવણ નામ પાડવામા રાવણની ફોઇએ ભૂલ કરી છે. રાવણ નહિ પણ રાભણ નામ જોઇએ, કારણ કે રાવણના બીજા બે ભાઈનાં નામનો બીજો અક્ષર 'ભ' આવે છે જુઓ, એક તો વિભીષણ. બીજો કુંભકર્ણ તેમ ત્રીજો રાભણ જોઇએ."

આ સાંભળીને બધા ચૂપ થઈ ગયા. કાળિદાસ પંડિતે તે બ્રાહ્મણને સારૂં ઇનામ અપાવી ઘેર વિદાય કર્યો.

# ખેડૂતની ખરાબી

## (ટૉલસ્ટૉયની એક વાર્તા)

એક હતો ખેડૂત. આનન્દી ને કામગરો. એક દિવસ સવારમા એ પોતાનું ખેતર ખેડવા ગયો. સાથે રોટલા બાંધતો ગયો. શેઢા ઉપર એક ઝાડને છાંયે રોટલા મૂકી, ઉપર પોતાનું અંગરખુ ઢાંકી, ખેડૂત તો હળ ખેડવા લાગ્યો.

બપોર થવા આવ્યા ત્યારે ખેડૂતે કામ બન્ધ રાખ્યું. બળદને ચરવા છોડયા ને પોતે રોટલા ખાવા ગયો. એણે જઇને અંગરખું ઉંચક્યું; પણ–પણ–રોટલા ગુમ થઇ ગયેલા! બિચારા ખેડૂતે આમતેમ ઘણી તપાસ કરી, પણ રોટલાનો પત્તો ન લાગ્યો તેને ઘણી નવાઇ ઉપજી, "અરે! આ તો નવી નવાઇ! અહીં કોઇ આવ્યું નથી, કોઇ ગયું નથી ને રોટલા કોણ લઇ ગયું?"

હવે, એવું બન્યું હતું કે એક નાના શેતાને એ રોટલા ચોરી લીધા હતા. પેલા ઝાડ પાછળ બેસી એ બધું જોતો ને સાંભળતો હતો. એને મન કે "ખેડૂત ખીજાશે ને ગાળો બોલશે."

પણ આમતેમ તપાસ કરી, ગાળો બોલવાને બદલે, ખેડૂત બોલ્યો, "ચાલો, એક દિવસ રોટલા ખાધા વિના હું કાંઇ મરી નથી જવાનો. હશે, જેણે રોટલા લીધા હશે તેનું પેટ તો ઠરશે! ભલે."

આમ કહીને ખેડૂતે કૂવા પાસે જઇને થોડું પાણી પીધું. પછી ઘડીક વિસામો લઇ ખેડવાનું કામ શરૂ કર્યું.

પેલી તરફ પેલા નાના શેતાનનું ધાર્યું ન થયું. એને મન એમ હતું કે ખેડૂત ગાળો બોલી પાપ કરશે, પણ તેમ તો બન્યું નહિ, એટલે નિરાશ થઇને એ મોટા શેતાન પાસે ચાલ્યો ગયો. ત્યાં જઇને એણે બધી વાત કરી.

મોટો શેતાન ખૂબ ગુસ્સે થયો.

"આ તો તારા કરતાં ખેડૂત વધારે મોટો થયો! તું જ મૂરખ છે. ખેડૂતને, ને એની સ્ત્રીને કંઇક વ્યસનની લત લગાડી હોત તો? જા, પાછો જા, ને એ લોકોને કંઇક બુરી લત લગાડી આવ, નહિ તો તને અહીંથી કાઢી મૂકીશ."

નાનો શેતાન ગભરાયો ને પૃથ્વી ઉપર પેલા ખેડૂતને ખરાબ કરવા આવ્યો. એણે ઘણો વિચાર કર્યો, ઘણો વિચાર કર્યો, ત્યારે છેવટ એને એક ઉપાય જડી ગયો.

એક ખેડૂતનો વેશ લઇ નાનો શેતાન પેલા ખેડૂતને ત્યાં ગયો ને તેના ભાગીઆ તરીકે રહ્યો. તે વરસ વરસાદ ઓછો આવે તેમ હતું તેથી તેણે ખેડૂતને સલાહ આપી કે "ભેજવાળી નીચાણ પડતી જમીનમાં આ વરસ ખેતી કરો." ખેડૂતે તેમ કર્યું.

બીજા ખેડૂતોના છોડ સૂકાઇ ગયા, પણ પેલા એ તને તો સારો પાક થયો!

બીજે વરસે પેલા ભાગીઆએ સલાહ આપી "આણુ તો ઉંચી જમીન ઉપર ખેતી કરો." ખેડૂતે તેમ કર્યું.

તે વરસ પુષ્કળ વરસાદ વરસ્યો. બીજા ખેડૂતોના કહોવાઈ ગયા; પણ પેલા ખેડૂતનો પાક સારો થયો!

હવે તો ખેડૂત પાસે પુષ્કળ અનાજ વધી પડયુ. એનું શુ કરવું એની એને ચિંતા થવા લાગી!

હવે પેલા ભાગીઆએ એને બચત રહેતા અનાજને પલાળી રાખી તેમાથી દારૂ બનાવતા શીખવ્યું. ખેડૂતને દારૂ બનાવતા આવડી ગયુ પછી તો એ ને એના માણસો નિરાલે દારૂની મઝા ઉડાવવા માડયા!

નાના શેતાને જાણ્યું કે 'હવે મારૂં કામ પાર ઉતર્યું છે, હવે દારૂના ઘેનમાં આ ખેડૂત ને એનાં માણસો અનેક પાપ કરશે "

"હવે હું જાઉં" એમ વિચાર કરી એ મોટા શેતાન પાસે ગયો. જે એને બધી વાત કરી.

મોટો શેતાન ખેડૂતની દશા જોવા આવ્યો મોટા શેતાને જોયુ કે ખેડૂતે પોતાને ત્યાં કેટલાક મ્હેમાનને નોતર્યા છે ને તેમને દારૂની લ્હેજત ચખાડે છે ખેડૂતની સ્ત્રી દરેકને દારૂ આપતી હતી. પણ અચાનક ભૂલથી એના હાથમાથી પ્યાલી પડી ગઈ ને ફૂટી ગઈ.

ખેડૂતનો મિજાજ હાથથી ગયો. "અંહ, તું તે છે કોણ? જરાય નજર નથી રાખતી!"

નાના શેતાને મોટાને કહ્યું, "કાં! હવે જો આમનું અનાજ ખલાસ થાય તો શું થાય?"

હવે, એ જ ઘડીએ એક બીજો ગરીબ ખેડૂત ત્યા આવી ચડયો. આખો દિવસ કામ કરીને એ થાકી ગયો હતો. પેલાઓને દારૂ પીતા જોઇ એને ય દારૂ પીવાનું મન થયું. પણ ખેડૂતે કહ્યું, "આખા ગામને દારૂ પાવાનુ આપણને નહિ પરવડે!"

મોટો શેતાન હવે રાજી થયો. નાનાએ કહ્યું, "અરે! હજી જરા થોભો. આગળ બહુ મઝા આવશે."

મ્હેમાનોએ ને ખેડૂતે ખૂબ દારૂ પીધો પછી દારૂના ઘેનમા તેમણે એક બીજાને ખુબ ગાળો દીધી."

મોટો શેતાન રાજી થયો, "વાહ! વાહ! આ દારૂથી આ લોકો ઠીક આપણા હાથમા આવે છે!"

"અરે! આ તો હજી શરૂઆત છે. હજી તો ઘણું આવશે!"

મોટો શેતાન રાજી થયો "વાહ! વાહ!" પેલા મૂરખ ખેડૂતોએ વળી થોડા વધારે દારૂ પીધો ને બેભાન બની ફાવે તેમ બોલવા મંડયા. પછી તેઓ આખી શેરીમાં ગાડાની પેઠે ફરવા લાગ્યા. પેલા ખેડૂત પોતાના મ્હેમાનને જોવા બહાર નીકળ્યો, પણ એ પડયો એક

ગંદા ખાબોચિઆમાં ! એને આખે શરીરે કાદવ કાદવ થઈ રહ્યો !

"વાહ, તેં ખરૂં પીણું બનાવ્યું છે ! જેનાથી એ લોકો શિયાળ જેવા લુચ્ચા, વરૂ જેવા ક્રૂર ને ડુક્કર જેવા ગંદા બની રહ્યા છે !"

"જી, મેં તો માત્ર એક કામ કર્યું છે. પેલા ખેડુતને જોઇએ તે કરતા વધારે અનાજ અપાવ્યું. માણસ મહેનત કરીને માંડમાંડ પોતાનો રોટલો મેળવે છે ત્યારે એનામાં પાપ નથી પેસતું; પણ જ્યારે એની પાસે જોઇએ તે કરતા વધારે અનાજ થઇ જાય છે ત્યારે એ આળસુ ને મોજીલા બની જાય છે. મેં આ ખેડૂતને મોજ કરવાની રીત શીખવી–દારૂ પીવાની. ને તેને પરિણામે સાદાઇ ને ભલાઇને ઠેકાણે એનામાં લુચ્ચાઇ, ક્રૂરતા ને આળસ ભરાયા ! હવે જેમ જેમ એ વધારે દારૂ ઢીંચશે તેમ તેમ વધારે ને વધારે હલકો થતો જશે."

મોટો શેતાન રાજી થયો. એણે નાના શેતાનને ખૂબ શાબાશી આપી.

પછી બન્ને જણ ત્યાંથી જતા રહ્યા.

---

## ? કરશો કે ?

[ ૧ ] નીચેની લીટીઓમાં ખાલી જગાએ જરૂરી અક્ષરો મૂકી એક જાણીતી કહેવત બનાવો.

આ× મેહ વ×સે ન×
×સ્યા કુ× × × નહિ.

[ ૨ ] ૫૦ રૂ. ના ૫૦ વાસણ

ભાવ—૧ રૂ. ના ૨ વાટકા
૧ ,, ૧ થાળી
૨ ,, ૧ તપેલી

[ ૩ ] ૧૨ દિવાસળી ૪ ચોરસના આકારમાં ગોઠવો. ૪ દિવાસળીની જગા બદલો જેથી ત્રણ ચોરસ બની રહે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o સુહાસુમિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૩ પુસ્તક ૩ માર્ચ : ૧૯૩૩

## * * * *
## કુમાર
## * * * *

માતાજીનું માન રાખવા,
સત્ય-કસોટી કસે કસાવા,
જઈને વનમાં ભેટ્યો ઇશ.
એવો ધ્રુવ કુમાર. ૧

સકિતકાળે દુઃખ-સહીને,
સ્તંભમહીં પરમેશ લહીને,
પોતે તરી પિતાને તાર્યાં,
એ પ્રહ્લાદ કુમાર. ૨

લાખાગૃહ ને વનદુ:ખ વેઠ્યાં,
કૌરવોએ ખૂબ ખૂબ ત્રાસ્યા,
સત્યધર્મથી રાજ એ પામ્યા,
એવા પાંડુ કુમાર. ૩

અપરમાતનો કંટક હરવા,
વચન પિતાનું પાલન કરવા,
લક્ષ્મણ, સીતા સાથે પળીઆ,
વનમાં રામ કુમાર ૪

આંગળીએ ગોવર્ધન તોળ્યો,
ક્ષત્રિય તે ગોવાળ કહાવ્યો,
મુખડામાં વિરાટ બતાવ્યું,
એવા કૃષ્ણ કુમાર. ૫

'અલીન્દ્ર'

—o—

# કેસરીઓ અસ્વાર

( લોકગીત )

ટાઢી શીળી સરવરીઆની પાળ,
ત્યાં રે હજારી મોતી નિપજે.

મોતી લાગ્યાં નાનાભાઇને હાથ,
ઘેરે આવીને ઝઘડો રોપીઓ.

બાપુ મારા, એ મોતીડાં અપાવ,
એ મોતીડે મારાં દિલ વસ્યાં.

ઘેલા કુંવર, ઘેલેરંના બોલ,
તુજ સાંમીલા કુંવર સોગઠે રમે.

લીલુડી ઘોડી, કેસરિયો અસવાર,
ચૌદ રતનનો વીરને ચાબખો.

ઘોડીલા ખેલ્યા માઝમરાતની રાત,
જઇને ઉતરીઆ રાયની વાડીએ.

ઘોડીલા બાંધ્યા વડ પીપરની છાંય,
ચાબખડો વળગાડયો વડની વડવાઇએ,

ટાઢી શીળી સરવરીઆની પાળ,
ત્યાં રે હજારી મોતી નિપજે.

સંપાદિકા: સૌ. શાન્તિબેન જોષી

# બનાવટી રાજકુંવરી

* * *

[ એક બાલનાટક ]



### પ્રવેશ ૧ લો

પાત્રો–નગરજનો.
સ્થળ–નગરની એક શેરી.
સમય–સવારનો.

[ એક રાજસેવક થાળી વગાડી મોટેથી બોલતો બોલતો પ્રવેશ કરે છે ]

"આજથી નગરમાં કોઈએ હસવું નહિ....જે કોઈ હસશે તેને રાજાજી સખ્ત સજા કરશે....એ."

એક નગરજન—"(પોતાના સાથીને) અરે ! આવો તે કાંઈ કાયદો હોય ? હસવાની તે સજા હોય ?"

બીજો નગરજન—"હોય' ભાઈ, હોય, રાજાને સૂઝે તે કાયદો ! ને કાયદો કહે તે ખરૂં; એમાં આપણું ડહાપણ કાંઈ ચાલે છે ?"

એક—"પણ રાજાને આવો કાયદો કરવાનું કેમ સૂઝયું હશે ?"

બીજો—"હશે ભાઈ,હશે,કાંઈક કારણ તો હશે જ ને ? કારણ વિના કાંઈ કાયદા રચાય છે ?"

એક—"પણ કોઈ વાર ભૂલમાં હસી પડાય તો શું થાય ? તો ય સજા ભોગવવી પડે ?"

બીજો—"હા, ભાઈ, હા, તો ય સજા ભોગવવી પડે ત્યારે પછી કાયદો કોનું નામ ?"

[ એક ડોશી પ્રવેશ કરે છે, ]

ડોશી—"આ રાજાને તે શું સૂઝયું છે ? હસવાનો વળી કાયદો શો ? આ અમારા તો હસી હસીને પેટ દુખતાં'તાં, ત્યારે હજી ય ટટ્ટાર રહ્યા છીએ ! રોતલ હોત તો ક્યારના ય મરી ગયા હોત ! આ રાજાને તે શું સૂઝયું છે ?"

( જાય છે. )

[ એક છોકરી પ્રવેશ કરે છે ]

છોકરી—"સારૂં થયું તે મારે હવે મામાને ત્યાં જવાનું થયું છે, નહિ તો અહીં તો આપણને ભારે પડત ! ભાઈ,

હસ્યા વિના તે કેમ રહેવાય ? હસ્યા વિના તે કેમ જીવાય ? ”

( જાય છે. )

[ એક ખેડૂત પ્રવેશ કરે ]

ખેડૂત—“ મેં તો જાણ્યું કે શહેર તે કેવું ક હશે ! હું તો ખાસ જોવા આવ્યો’તો, પણ અહીં તો ખરો તાલ છે ! અહીં તો હસવાની મનાઇ થાય છે ! વળી કહે છે; ‘ હસશે તેને સજા થશે ! ’ ત્યારે મૂકોને પૂળો તમારા શહેરમાં ! મારે તો મારૂં શું પડું સારૂં ! આ....ને મઝાથી ગીતડાં લલકારીએ ને હસી હસીને પેટ દુઃખાડીએ. આપણે તો હવે અહીંથી મુઠીઓ વાળીને નાશીએ.”

( નાશી જાય છે. )

[ કુંવરીની દાસી પ્રવેશ કરે છે. ]

દાસી—“ કુંવરીબાએ તો મને ‘ હસવાનું શાસ્ત્ર ’ ને ‘ હસવા રમવાના ફાયદા ’ની ચોપડીઓ લેવા મોકલી છે, પણ ત્યાં તો આ કાયદો થયો ! હવે શું કરૂં ? ચાલ, કુંવરીબાને જ પૂછી આવું.”

( જાય છે. )

દૂર દૂર થાળી વાગે છે ને બોલાય છેઃ

“ આજથી નગરમાં કોઇએ હસવું નહિ....ઇ. જે કોઇ હસશે તેને રાજાજી સખ્ત સજા કરશે....એ. ”

[ પડદો પડે છે ]

---

## પ્રવેશ ૨ જો

પાત્રો—રાજા, રાણી, કુંવરી ને પરી.
સ્થળ—રાજમહેલ.
સમય—રાતનો.

[ રાજા રાણી ચિન્તાતુર ચહેરે અન્દર વાતો કરે છે. પાસે કુંવરી બેઠી છે, બિચારીનું મોં ઉતરી ગયેલું છે. ]

રાણી—“આ કુંવરીને શું થયું હશે ? આજ કેટલાય દિવસથી એ નથી સારી રીતે બોલતી ચાલતી કે નથી સારી રીતે હરતી ફરતી. દહાડે દિવસે એ સુકાતી કેમ જતી હશે ? ”

રાજા—( ગંભીર બનીને ) “ કોણ જાણે. મને ય નવાઇ લાગે છે ! એને ક્યાંક હસવાનો રોગ લાગુ પડયો હશે કે શું !”

રાણી—“ કોણ જાણે ? ”

( કુંવરી ટગર ટગર જોયા કરે છે. એટલામાં ત્યાં એક પરી પ્રવેશ કરે છે. )

પરી—“ જય જય, રાજાજી ! જય જય રાણીજી !

રાજા-રાણી—“ જય જય, આવો, પરીબ્હેન. ”

( પરી આવીને એક આસન ઉપર બેસે છે. )

રાજા—“ પરીબ્હેન, જુઓને આ કુંવરીને શું થઇ ગયું છે ? નથી હરતી ફરતી કે નથી હાલતી ચાલતી ! એને તો શું હસવાનો રોગ લાગુ પડયો હશે ? ”

પરી ( મનમાં ) “ ગાંડારાજા ! હસવાનો તે રોગ હોતો હશે ? પણ હં, હસવાનું ન મળવાથી જ કુંવરી આમ ઉદાસ રહે છે ને તેથી જ એ સુકાતી જાય છે ! ( મોટેથી ) રાજાજી, કુંવરીને સાજી કરવી હોય તો એક કામ કરો. ”

રાજા—“ શું ? કહોને પરીબ્હેન. ”

પરી—“ જુઓ, થોડા દિવસ કુંવરી

મને સોંપો. સાજી કરીને હું પાછી મૂકી જઇશ."

( રાજા રાણી વિચારમાં પડી જાય છે )

રાજા—(ડોકું ધુણાવી) "'ના, પરી બ્હેન, કુંવરી તમને નહિ સોંપીએ. એ ક્યાંક હસતાં શીખી જાય તો ?"

પરી—"તો જેવી તમારી મરજી."

[ એટલું કહી પરી ઉડી જાય છે, પણ થોડે જઇને એક લાકડાની પુતળી, બરાબર પેલી કુંવરી જેવી જ, બનાવી પાછી રાજ-મહેલમા આવે છે ને સાચી રાજકુંવરીને બદલે તેને મૂકી સાચી કુંવરીને ઉંચકીને દૂર દૂર ઉડી જાય છે. ]

---

## પ્રવેશ ૩ જો

પાત્રો-કુંવરી, ને ખેડૂતના છોકરાં.
સ્થળ-ખેડૂતનું ઘર.
સમય-રાતનો.

[ ખેડૂતના ઘરની ઓસરીમાં એક તાપણીની આસપાસ બેસી ખેડૂતનાં બાળકો અજાણી કુંવરી તરફ આશ્ચર્યથી જોતાં જોતાં વાતો કરે છે. અચાનક એક છોકરો ખડ ખડ હસી પડે છે, કુંવરી. અમકીને તેના તરફ જુએ છે ]

કુંવરી—"અરે !"

એક બાળક—"કેમ શું થયું ?"

કુંવરી—( ગભરાઈને ) "શું થયું કેમ ? હવે રાજાજી તમને સજા કરશે !"

એક બાળક—"શાની સજા વળી?"

કુંવરી—"તમે હસ્યા તે બદલ ?"

બધાં બાળકો-(ખડ ખડ હસી પડીને) "હસવાની તે વળી સજા થતી હશે ?"

કુંવરી—"હા, અમારા દેશમાં રાજાએ એવો કાયદો કરેલો છે."

એક બાળક—"તે તમારા દેશમાં એવો કાયદો હશે અહીં તો હસવું હોય તેને હસવાની ને જેટલું હસવું હોય તેટલું હસવાની રજા છે"

કુંવરી—"( નવાઇ પામીને ) વાહ ! આવા દેશમાં રહેવાનું હોય તો કેવું સારું !"

બીજો બાળક—"તો રહોને જ અહીંઆં. અમારી સાથી ખાજો પીજો ને રમજો."

ત્રીજો બાળક—"ને હસવું હોય તેટલું હસજો !"

એક બાળક—"ચાલો, હવે, વાર્તાનો વખત થયો"

બધા—"હા, હા, ચાલો વાર્તા માંડો, ધૂળાભાઇ."

[ ધૂળાભાઇ 'મૂરખા' ની વાર્તા માંડે છે ને બધાં બાળકો આનન્દપૂર્વક ને હસતાં હસતાં તે સાંભળવામાં તલ્લીન થઇ જાય છે. ]

---

## પ્રવેશ ૪ થો

પાત્રો—રાજા, રાણી પરી ને કુંવરી.
સ્થળ—રાજમહેલ
સમય—સવારનો.

[ રાજા-રાણી પેલી બનાવટી પુતળી તરફ ધ્યાનપૂર્વક જોઇ રહ્યાં છે ]

રાજા—"હં, કુંવરી હવે સુધરી ખરી ! હવે કદી હસતી નથી !"

રાણી—" પરી સાથે મોકલી હોત તો કદાચ બગડત ! "

રાજા—" હા, એટલા જ માટે તો મેં ના પાડી હતીને ? "

[ રાજા દોરી ખેંચે છે એટલે બનાવટી કુંવરી પાસે આવે છે ને કાચની આંખો વડે રાજા રાણી તરફ ટગર ટગર જોયા કરે છે ]

રાણી—" કોણ આવે છે ? "

[ રાજા તપાસ કરવા જાય છે ત્યાં તો પરી, પેલી ખરી કુંવરી સાથે, પ્રવેશ કરે છે. ]

પરી—"( રાજા તરફ જોઈને ) રાજાજી, લ્યો આ તમારી કુંવરી. માંદી હતી તેને સાજી કરીને આણી છે. હવે તમે એને સાચવજો. "

રાણી—( આશ્ચર્ય પામીને ) 'હેં !"

[ રાજા પેલી કુંવરી તરફ તાકી રહે છે ને પાછી ડોકું ધુણાવે છે ]

રાજા—" ના, ના, પરીબ્હેન, આ અમારી કુંવરી ન હોય. એ તો હસે છે ! અમારી કુંવરી તો આ રહી ! કેવી શાણી છે ! બોલાવીએ ત્યારે પાસે આવે ને મુંગી મુંગી જોયા કરે. ન હસે તે ન જ હસે. આ કુંવરી તો હસે છે ! "

રાણી—" હં ? લાગે છે તો કુંવરી જેવી જ !

રાજા—" હા, પણ–પણ–એ તો હસી પડે ! આપણે આ જ કુંવરી સારી છે ! પરીબ્હેન, તમે એને પાછી લઈ જાવ. "

પરી—" તો તમે જાણો. "

[ રાણી કંઇક બોલવા જાય છે, પણ ત્યાં તો પરી કુંવરીને લઇને ઉડી જાય છે. ]

---

## પ્રવેશ ૫ મો

પાત્રો—કુંવરી, પરી, ખેડૂતનાં છોકરાં.

સ્થળ—ખેડૂતનાં ઘરનું આંગણું.

સમય—બપોરનો.

[ ખેડૂતનાં છોકરાં આંગણામાં આંબલી–પીપળી રમતાં રમતાં કિલ્લોલ કરે છે ]

પરી—"કુંવરી, તને અહીં ગમશે ?"

કુંવરી—( રાજી થઈને ) " હા, હા, જરૂર ગમશે "

પરી—" પણ રાજમહેલના સુખ અહીં નહિ મળે હોં ? અહીં તો મહેનત મજુરી કરવી પડશે. "

કુંવરી–(ઉમંગથી) " ભલેને મહેનત કરવી પડે. રાજમહેલમાં મુંગા મુંગાં ફર્યા કરવું પડે, તે કરતાં અહીં ગમ્મતમાં મહેનત કરવી પડે એ મને તો હજાર દરજ્જે ગમે છે. "

પરી—હં.

કુંવરી—" જ્યાં હસવાનું ન મળે એ રાજમહેલ શા ખપનો ? મને તો અહીં જ ગમશે. "

પરી—"તો ભલે. હવે હું જાઉં છું."

કુંવરી—" ભલે. "

[ પરી ઉડી જાય છે. ]

એક છોકરો—" અલ્યા, આ કુંવર બ્હેન કોના તરફ ? "

બીજાં છોકરાં—"ધૂળાભાઈની તરફ."

[ કુંવરી દોડતી દોડતી ધૂળાભાઈની ટોળીમાં ભળી જાય છે. ]



# રાજકુંવરી અને સોની

એક હતો રાજકુંવર, અને એક હતો પ્રધાનપુત્ર. બન્ને જીવજાન દોસ્ત. એક જ દિવસે જન્મેલા, એક ઠેકાણે ઉછરેલા, એક નિશાળે ભણેલા અને લાયક ઉમ્મર થતાં એક જ દિવસે પરણેલા. એક વખત તેમને ઘેર રહેતા કંટાળો ઉપજ્યો અને બહાર જઇ દુનિયા જોવાનું મન થયું. બન્નેએ પોતપોતાની સ્ત્રીને સાથે લેવાનો નિશ્ચય કર્યો, પણ એક શરત કરી કે જો બન્નેની સ્ત્રીને એક જ દિવસે પુત્ર અવતરે તો ઘેર પાછા આવવું; પણ જો એકનીજ સ્ત્રીને પુત્ર પ્રસવ થાય તો તેને રસ્તામા મૂકી દઈ આગળ ચાલવું.

બંને મુસાફરીએ નીકળ્યા. રસ્તામા એક જંગલ આવ્યું, ત્યા રાજપુત્રની પત્નીને પુત્ર અવતર્યો. રાજપુત્રે પોતાના મુકુટમાથી રત્ન કાઢી તેને કપડાના કકડે બાંધી બાળકનાં ગળામા નાખ્યું, અને શરત પ્રમાણે બાળકને વનમા, તેના નસીબ પર છોડી દઇ, આગળ પ્રયાણ આદર્યું.

બાળકના રડવાનો અવાજ સાંભળી રસ્તે જતો એક વૃદ્ધ સોની ત્યા આવી પહોંચ્યો. આવા સ્વરૂપવાન બાળકને વનમા જોઈ તેને પોતાની આંખ પર પણ અવિશ્વાસ આવ્યો. સોનીને કઈ પ્રજા નહોતી એટલે હસતે મોઢે અને આનંદભર્યા હૃદયે તેણે બાળકને ઉપાડી લીધું અને તેને ઘેર લઈ જઇ પોતાની સ્ત્રીને આપ્યુ. સોનીની સ્ત્રીનો તો હરખ માય નહિ, વારવાર તેને આંખે અડકાડે અને ચૂમે. સોનીએ રાજકુંવરના ગળામાંના રત્નપર રાજપુત્રનું નામ વાચ્યું તેથી તેણે તે રત્નને 'ભવિષ્યમાં કામ આવશે' એમ કહી પોતાની સ્ત્રીને કાળજીથી સાચવી રાખવા સોપ્યું.

દિવસ જતાં કુંવર મોટો થયો અને સોનીના ધંધામા પાકો પાવરધો થઇ ગયો. એક વખત તે બીજા સોનીઓ સાથે રાજમહેલમાં કામે ગયો. ત્યાં તેણે સૌ કરતા સારૂં કામ કર્યું છતાં તેને બદલો તો બીજાના જેટલોજ મળ્યો. તેને લાગ્યું, "અહીં તો ટકે શેર ભાજી અને ટકે શેર ખાજાં છે." આથી ધંધાની શોધમાં એ પરગામ જવા નીકળી પડયો. રસ્તામા રાત પડવાથી અને આરામની જરૂર જણાવાથી તે ઝાડ નીચે સૂતો. તેના માથા ઉપર પીપળ અને વડના ઝાડની વિશાળ ઘટા પથરાઈ રહી હતી. ઉંચે નજર નાખતા તેણે એક માણસને બે ઝાડ વચ્ચે ઉભા રહી, વારાફરતી બંને ઝાડપરથી




ચાંદામામાની પુત્રીનું નામ ચાંદની. એ હોશિયાર અને ડાહી પણ હતી. ઘરનું કામકાજ, એની મા મરી ગયા પછી, એ જ કરતી. એક દિવસ દૂધગંગા (આકાશગંગા) માંથી પિતાને વાસ્તે દૂધ લેવા ગઈ. દૂધગંગામાંથી દૂધ ભરી લઈ ઘેર પાછી આવી; પણ ત્યાં અજાયબ બન્યું. કોણ જાણે શા કારણથી પિતાના માથા ઉપર દૂધની તામડી ઢોળાઈ, અને એ પિતાના મહેલમાંથી સરી પડી. એ તો ઉંચા આકાશમાંથી સરવા લાગી. પિતાએ બૂમ પાડી; આથી તારા ભાઈઓએ એને ઉંચકી લેવા કોશિષ કરી, બચાવવા મહેનત લીધી; પણ એ બધું વ્યર્થ. એ તો સર્વેજ જાયાં આકાશમાં કોઇ પરી ઉડતી હોય એવો ભાસ થઇ રહ્યો.

એ અંધારી રાતે પ્રભાવતી, સુમતી, પુષ્પા ને નવનીત નામના બાળકો આકાશ તરફ જોઇ રહ્યા હતા.

તેઓની નવાઇનો પાર ન રહ્યો! પાસે બેઠેલા એના મોટાભાઇએ કહ્યું કે "એ ધૂમકેતુ-પૂછડીઓ તારો છે." પણ ના! એમ ન હતું. ચકોર પ્રભાવતીની આંખોએ પારખ્યું કે એ કોઇ રાજકુંવરી કે ઉંચ કુટુંબની છોકરી જેવી જણાય છે. એ આકાશમાં તરતી લાગે છે. પ્રભાવતીએ કહ્યું, "આ આકાશમાંની છોકરી વિષે કાળજી ધરવી જોઇએ."

થોડા દિવસ પછી બધાં બાળકો એક બીજની સાંજે ચોગાનમાં વાર્તા કરવા બેઠા. મઝાની રાક્ષસોની વાર્તા ચાલી રહી હતી. આનંદ આનંદ વર્તી રહ્યો હતો. પશ્ચિમ દિશા તરફથી ચાંદામામા ઉગ્યા. એ દુઃખી જેવા હતા. નિસ્તેજ હતા. છોકરાએ એમના તરફ જોયું. પછી તો ચાંદામામા રડતા હોય, એવા જણાયા! ત્યાર પછી ચાંદામામા દુઃખી સ્વરે બોલ્યા; "મારી એકની એક છોકરી નામે ચાંદની ખોવાઇ છે. તેના વિના હું દુઃખી છું. હવે મને કોણ ખવડાવશે! મારી ચાકરી કોણ કરશે!"

"હા, હાં. નવનીત કેમ યાદ છે? તે દિવસે આકાશમાં પરી જેવું કૈં ઉડતું હતું. એ જ કદાચ મામાની છોકરી ચાંદની તો ન હોય!" પ્રભાવતી વચમાં બોલી ઉઠી.

"મારા વ્હાલાં બાળકો, ગગનમા ગયા ત્રણ મહિનામા કોઇ પરીએ વાસ કર્યો નથી. એ જ મારી પુત્રી ચાંદની. ખબર એટલી તો મળી છે કે એ તમારી પૃથ્વીમા જ છે તમે જો દયા કરો તો એ મારી બાળકીને શોધી આપવુ એ તમારા હાથમા છે. જુઓ ! સાભળો ! તમારા ઘરથી ઘણે દૂર એક ભવ્ય મકાન આવેલું છે. સીધી સડક વાટે ઠેઠ ચાલ્યા કરજો. આજથી તેરમે દિવસે ત્યા પહોચી જવું ચાંદનીના ગળામા એક જવાહિર ઝળહળતું છે એ એંધાણીએ તમે એને ઓળખી શકશો ! 'ચાંદની' કહેતા એ જાગી ઉઠશે ! જાઓ, બાળકો, પહોચો. આ પુણ્યનું કામ કરો." ચાંદામામાએ કહ્યું.

પૃથ્વી પરનાં આ નાના બાળકોને દયા આવી. પ્રભા, પુષ્પી, સુમતી ને નવનીત તરતજ ચાલવાં લાગ્યા. એક દિવસ, બે દિવસ, એમ ગણતા ગણતા બરાબર તેરમે દિવસે બાળકો મુકરર જગ્યા પર આવી પહોચ્યા વાત સાચી નિવડી. તેઓએ એક મકાન જોયુ મકાનનો દરવાજો ઉઘાડો હતો એટલે તેઓ ચૂપચાપ અદર ઘુસ્યા ખરે ! તેઓ એક સુંદર ઓરડામા દાખલ થયા. મોટા પલગ પર રેશમી ગાલીચામા કોઇ બાઇ પડી હતી એ સુદર છોકરી હતી એના ગળામાં જવાહિર ઝબક ઝબક થઇ રહ્યું હતુ 'ચાંદની' એમ બૂમ પાડતા તે એકદમ સફાળી ઉઠી સર્વ બાળકો જમીન પર ઢળી પડયા તેઓને નિંદ આવી ગઈ. તેઓ ભરઉંઘમા પડયા. કેટલીકવાર પછી જાગીને બધા બાળકોએ સ્વપ્નાની નિસરણી બનાવી. એ ઉપરથી ચાંદનીને તેને ઘેર મૂકી આવ્યા. મધરાતે એક વાગે બધા ઉઠી પડયાં બારીમાથી બહાર જોયું તો ચાંદામામા હસી રહ્યા હતા. બાળકો પર આશીર્વાદ ઢોળીરહ્યા હતા !

વિદ્યુભાઇ બલવતરાય દેસાઇ

---

## ઘડીભર ગમ્મત

ગોધરાના ગરીબ ગાંધી ગોવિંદલાલ ગણપતલાલ ગોળના ગાડાં ગણતા ગણતા ગટરમા ગબડી ગુજરી ગયા.

પાલિતાણાના પાતળિયા પારેખ પુરૂષોતમ પ્રાણજીવને પ્રાણગઢના પ્રેમચંદના પુત્ર પાસે પોતાનો પોપટ પળાવ્યો

માળવણના માદા મોચી માધા માવજી મારા મામા માટે મંગળવારે મુંબઇથી મુળજી મારકીટમાથી મોજડી મંગાવી મોકલશે

હળવદના હોશીલા હવાલદાર હરખચંદ હરજીવનને હસવાની હોસ હોવાથી હળવે હળવે હમણા હસતા હતા.

જયાનંદ લક્ષ્મીશંકર દવે



# 'ભાઈચારો'

સવારનો પહોર હતો.
ઝાડની એક ડાળી પર કૂકડો બેઠો હતો
બેઠો બેઠો 'કૂકરે કૂક' કરતો હતો
ગામ આખાને એ જગાડતો હતો.
થોડી વારે ત્યાં એક શિયાળ આવી.
આવીને એણે ઊંચે જોયું.
કૂકડાને જોઈ બોલી ઊઠી:

" રામ રામ કૂકડાભાઈ,
સારા સમાચાર દેવા આવી છું.
પશુ ને પંખીની લડાઈ બંધ પડી.
અંદર અંદર સલાહ થઈ ગઈ.
હવે આપણે માનાં જણ્યાં ભાઈબ્હેન જેવા,
આવો નીચે, ઘણે લહાડે એક બીજાને ભેટીએ. "

કૂકડો ધીમે રહી બોલ્યો:
" ખુશી થવા જેવી વાત,
આજથી અમારે તો શિયાળોનો ત્રાસ મટ્યો.
અને જુઓ તો ખરાં,
પેલા બે કૂતરા પણ એ જ સમાચાર લાવે છે ! "
શિયાળે પાછળ જોયું તો બે કૂતરા દીઠા,
દોડતા દોડતા એ ઝાડ નીચે આવતા હતા.

શિયાળ તરત બોલ્યું:
" રામ રામ ભાઈ,
મારે ઘણે ઠેકાણે સમાચાર દેવાના છે.
માફ કરજો; હું હવે જઈશ. "

કૂકડો કહેઃ " ના, જરા થોભોને,
આપણે ભેટીને છૂટાં પડીએ. "
પણ કૂકડો તો બોલતો રહ્યો,
ને શિયાળ જીવ લઈને દોડી ગયું !

સોમાભાઈ એ. પટેલ

---





## કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

મોઢડે ઢાળી કાળી મેશ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?
કહોને કિયો તમારો દેશ,
કાગભાઇ, ક્યાંથી આવ્યા રે ?

તમને તેડાવનારું કોણ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?
વારૂ, પ્યારૂં તમારૂં કોણ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

ગીત તમ સુણ્યાં ના જાય,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે !
રૂપ તમ જોયાં ના જાય,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

કાણી કોણે કરી આ આંખ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?
જોઇ જોઈ થાકયા તમારી પાંખ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

કેમ શું પડયાં અમારાં કામ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?
કામ કહી ઉડો તમારે ગામ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

મોઢડે ઢાળી કાળી મેશ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?
કહોને કિયો તમારો દેશ,
કાગભાઈ, ક્યાંથી આવ્યા રે ?

પ્રાણશંકર ઉપાધ્યાય

---



જ્યાં બ્લીચીંગ પાઉડરવડે માવાને સફેદ બનાવવામાં આવે છે.

## કાગળ

કાગળની સર્વેને જરૂર પડે છે. તે જૂનાં ચીંથરાં, ઘાસ, લાકડાં, વાંસ અને જૂના દોરડાંમાંથી બનાવાય છે. મેલાં ફાટાં તૂટાં કપડાં વગેરેમાંથી સ્વચ્છ, સુંદર અને ચીકણા કાગળ બને છે તે વાત શું આશ્ચર્યજનક નથી? કારખાનામાં આ જૂનાં અને મેલાં કપડાને યંત્રોથી ધોઇ સ્વચ્છ બનાવે છે. પછી તેને ચુનો અને સોડા મેળવી ખૂબ ગરમ પાણીમાં ઉકાળવામાં આવે છે. એટલે તે વધુ સ્વચ્છ થાય છે. પછી તેને પાણીમા નાખવામાં આવે છે અને તીણા દાંતાવાળા પૈડા વડે તેના ખૂબ નાના ટુકડા બનાવવામાં આવે છે. એટલે તે પાતળી લાહી જેવા બની જાય છે. આને લુગદી કહેવાય છે. આ લુગદીના કાગળ બને છે.

લાકડાં, ઘાસ વગેરેની પણ આ રીતે લુગદી બનાવવામાં આવે છે.

કાણાવાળા અને છીછરા વાસણમાં આ લુગદી યંત્રદ્વારા ફેલાવી દેવાય છે. પાણી નીચે ઝમી જવાથી કાગળનો પાતળો થર જામે છે.

આ થર લઇને બેની વચ્ચે રાખી વેલણથી દબાવવામાં આવે છે. એટલે કાગળ વધારે સુકાઈ થઈ જાય છે.

આ રીતે તૈયાર થએલા કાગળમાં ચીકાશ હોતી નથી. તે બ્લૉટીંગ પેપર (શાહીચુસ) જેવો બને છે. હવે એ



જ્યાં તૈયાર થયેલા લાંબા કાગળોમાંથી જરૂર પ્રમાણેના ટુકડા કપાય છે.

લખવાના કામમાં આવતો નથી તેને ચીકણો બનાવવા વિશેષ પ્રકારની લાહીમાં બીજવવામાં આવે છે એટલે તે ચીકણો બને છે.

આજકાલ સંસારમા કાગળ અત્યંત ઉપયોગી છે. પ્રાચીન સમયમાં જ્યારે લોકો કાગળની બનાવટથી અજાણ હતા ત્યારે તેઓ ચામડા, કપડા, ભોજપત્ર તાડનાં પાન, ધાતુના પતરા, પત્થર વગેરે ઉપર લખતા, પહેલા આવી રીતે લખાયેલા ગ્રન્થો હાલ પ્રસિદ્ધ સંગ્રહસ્થાન અથવા લાયબ્રેરીમા રાખવામા આવે છે. તેવા ગ્રન્થો તૈયાર કરવા માટે, પુષ્કળ ધન, સમય અને મહેનત ખર્ચવી પડે છે.

આજે કાગળ સિવાય દુનીયાનું કઇ પણ કામ ચાલી શકતું નથી. ચિઠ્ઠીપત્રી પુસ્તક અથવા સમાચાર કાગળ ઉપર છપાય છે. વિદ્યાના પ્રચારમાં કાગળ મોટો ભાગ ભજવે છે

કાગળની હુંડી અને નોટો પણ બનાવાય છે. જે સોનાચાંદીના સિક્કાને બદલે વાપરી શકાય છે.

કાગળની શીશીઓ અને પંપ પણ બનાવાય છે જે ઘણાજ મજબુત હોય છે.

જાપાની લોકો તો કાગળનાં મકાનો પણ બનાવે છે! દિવાલની જગ્યાએ કાગળના મોટા પડદા મૂકે છે. આનુ કારણ એમ છે કે જાપાનમા ધરતીકંપ ખૂબ થાય છે. જો ઈંટ ચુનાનાં ઘર હોય તો ધરતીકંપથી પડી જાય અને ઘણા માણસોના જાનની ખુવારી થાય. પણ કાગળનાં મકાનોથી ધરતીકંપ વખતે કંઈ નુકશાન પહોંચતું નથી. હા, આમ ઝડપથી તેને લાગી શકે; પણ બીજે જ દિવસે એ જગ્યા પર નવુ મકાન તૈયાર થઇ શકે અને તે પણ ઘણા જ થોડા ખર્ચે!

—૦—



# જુવાનસિંહ !

ત્રાડે ડુંગર તોડે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

માન મરદનાં મોડે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

સામો છાપો મારે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

વનગજને વિદારે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

પડછંદા ગિરિ પાડે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

રણવગડે રંજાડે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

ડુંગરડા ડોલાવે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

કાળજડાં કંપાવે કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

રાજા રણવગડાનો કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

ભક્ત પરમ માતાનો કોણ ? જુવાનસિંહ ! જુવાનસિંહ !

પ્રાણશંકર ઉપાધ્યાય

—૦—




[ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના કાવ્યોમાંથી તારવેલા એક સો દોહરાનુ "દલપત નીતિશતક" વાંચકોની સમક્ષ આ નીચે રજૂ કરીએ છીએ તંત્રી ]

( દોહરા )

**સ્વદેશ-પ્રીતિ—**

સ્વદેશની પૃથ્વી તથા, સ્વદેશની જે વાણ;
માતા તુલ્યે માનીને, પાળે પુત્ર સુજાણ ૧

કંઈક ભણી નોકર થયા, કમાય છે કંઈ વ્યાજ,
દશા સુધારે દેશની, એ તો વિરલા આજ. ૨

કંઈ જનને જાગીર છે, કંઈક કરે છે રાજ,
દશા સુધારે દેશની, એ તો વિરલા આજ. ૩

એકલપેટા અતિ ઘણા, કરે સ્વારથે કાજ;
દાઝ ધરે ઉર દેશની, એ તો વિરલા આજ. ૪

સાકર લાગે સર્વદા, મનુષ્ય માત્રને મિષ્ટ,
કડવી તેને જે કહે, તેનું તન રોગિષ્ટ. ૫

જે જેને અભ્યાસ નહિ, તે તેને ન ચહાય;
અંધા આગળ આરસી, બહેરા આગળ નાદ ૬

જેને જેનો સ્વાદ નહિ, તે તેને ન ચહાય,
દૂષણ આપી દ્રાખને, કાગ લિંબોળી ખાય. ૭

જેનો પ્યારો જે કર્યો, તેને ભાવે તે જ,
હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ કરે જ ૮

**તું તારું સંભાળ—**

જળ લઈ જોઈએ તેટલું, ગરણું લઈને ગાળ;
નદી તળાવ ગળાય નહિ, તું તારું સંભાળ. ૯

તુજ ઘર પર પાણી પડે, પરઠવ ત્યાં પર નાળ;
નભ સઘળું ઢંકાય નહિ, તું તારૂં સંભાળ. ૧૦

પગે પગરખાં પ્હેરીને, તાપ તપે તો ચાલ;
મેદની અખી મઢાય નહિ, તું તારૂં સંભાળ. ૧૧

પેખી જો તુજ પગ વિષે, ઝાઝી લાગી ઝાળ;
શું બીજાને શિરા જુએ? તું તારૂં સંભાળ. ૧૨

कर तु तारं काम—

અન્તરમા ઇશ્વર ધરી, પ્રેમે કરી પ્રણામ;
શુભ ભાસે તે સર્વદા, કર તું તારૂં કામ. ૧૩

કોઇ વખાણે વિશ્વમા, કોઇ કરે બદનામ;
તેની તો ચિન્તા તજી, કર તું તારૂ કામ. ૧૪

પ્રથમ વિચારી તપાસી જો, પોતે તું પરિણામ;
શુભ ફળદાયક સંભવિત, કર તું તારૂં કામ. ૧૫

જે માટીના માનવી, તે શું દેશે દામ?
ઇશ્વરની આશા ધરી, કર તું તારૂં કામ. ૧૬

ए पण एक गमार—

આખાની આશા થકી, અરધો તજે આહાર;
પછી પૂરો પસ્તાય છે, એ પણ એક ગમાર. ૧૭

જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર
કરે સદા સંભારીને, એ પણ એક ગમાર. ૧૮

જેની સોબતથી થયું, અતિ દુઃખ અપાર;
વળી તેની સાથે વસે, એ પણ એક ગમાર. ૧૯

સહસા કામ સમેટીને, વળતી કરે વિચાર;
પાણી પીને ઘર પૂછે, એ પણ એક ગમાર. ૨૦

સારૂં નરસું શોધીને, જુએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખા ગણે, એ પણ એક ગમાર. ૨૧

ઘરધણિયાણીથી લડી, બાળી દે ઘરબાર,
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર. ૨૨

× × ×
× × × ૨૩

વૃદ્ધપણે પરણે વળી, નાની સરખી નાર;
વળતી ફેરે ફેરણા, એ પણ એક ગમાર. ૨૪

ઉદ્યમને અળગો કરી, જેને રમે જુગાર;
ઇચ્છે ધન એમાં થકી, એ પણ એક ગમાર. ૨૫,

× × ×

× × × ૨૬

जाति स्वभाव—

કઠોર કે કોમળ દિસે, સ્વભાવ કુળ સરખોજ,
પથ્થર–સુત લોઢું જુઓ, જળ–સુત જુઓ સરોજ. ૨૭

જાતિ સ્વભાવ જોઇને, રૂદે ન ધરિયે રોષ,
સૃષ્ટાએ ભસવા સર્જ્યું, શ્વાનતણો શો દોષ? ૨૮

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સજનતા, દુર્જન તજે ન વેર. ૨૯

મરતા સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત,
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત. ૩૦

પારસ પરસે લોહને, તો તે કનક થનાર;
પણ તેનો બદલાય નહિ, અસલ તણો આકાર. ૩૧

पुरुषार्थ विवेक—

આળસ તજી ઉદ્યમ કરો, ચિત્તમા કરી વિચાર,
સુખ પામે જન સર્વદા, વળી સુધરે સસાર ૩૨

કૂવા ઉપરના કઠણ જે, પાકા કાળા પા'ણ,
દોરડીએ છેદાય છે, એ લેવુ એંધાણ. ૩૩

ઝટ ફેરવી શકાય નહિ, સદા ચાલતો રાહ,
ઢાળે ફેરવતાં ફરે, પાણી તણો પ્રવાહ ૩૪

કેક કામ વખતે બને, ઉતાવળ નવ થાય,
રત વિણ ફળ લાગે નહિ, કરતાં કોટિ ઉપાય. ૩૫

કામ અજાણ્યું કારસુ, કરવા ન ધરો ચંત,
આવ્યો કોઠે સાતમે, અભિમન્યુનો અંત. ૩૬

તેને કામ ન સોંપિયે, જે દિલગીર જણાય,
આખે પાટો બાંધિયે, જો તે દુખણી થાય ૩૭

એવું કામ ન કીજીએ, મળે ન જેમાં માલ;
ઉલટું પેસે અંગમાં, ફાંસ કાઢતા સાલ. ૩૮

જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ. ૩૯

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
શૂકે કાગળ સાધિયે, જોતા ઉખડી જાય. ૪૦

તળાવ નદિયો તૂંબડે, આરપાર ઉતરાય;
સાગર સંપૂરણ ભર્યો, તે તો નહિ તરાય. ૪૧

घरसूत्र केम चाले—

સંપ કર્યે કીંમત વધે, ઘટે કર્યે મન રીસ;
થાય અંક મુખ ફેરવે, ત્રેસઠના છત્રીસ. ૪૨

આટી કાઢે અકલથી, ઘુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘરસૂત્ર ચલાય. ૪૩

ઘર સૂતરને ફાળકે, ઘણી ઘુંચવણ વીર;
તાણી તોડે આકળો, ધીમે ઉકેલે ધીર. ૪૪

તન્ત અત્યન્ત ન તાણિયે, તાણે તૂટી જાય;
જો તૂટ્યાં મન સાધિયે, વચ્ચે ગાંઠ પડી જાય. ૪૫

× × ×
× × × ૪૬

मर्यादा विवेक—

બાળ પ્રજા અવગુણ કરે, રૂઠે ન સમજુ રાય,
થાય સપૂત કપૂત પણ, માત કુમાત ન થાય. ૪૭

પિતા જેમ નિજ પુત્રની, સદા કરે સંભાળ;
કરુણા કરી તેમજ કરે, પ્રજા તણી ભૂપાળ. ૪૮

દાસી સાકર ખાઉતા, કર્યો ન ઝીણો જેર;
રાયે સાકર ગાગડા, ચવરાવ્યા પાથેર. ૪૯

મર્યાદે મોટા રહે, નહાનાનો ન ઠરાવ;
સમુદ્ર હદ તોડે નહિ, તોડે નદી તળાવ. ૫૦

મોટાના આશ્રય વડે, કરી શકે સઉ કામ;
પથરા પણ પાણી પરે, તર્યા રામને નામ ૫૧

ગરીબ પાસે ઘર ભલું, સમર્થથી ઘર દૂર;
ચન્દ્ર સમીપ છે તે ભલો, ભલો દૂર છે સૂર ૫૨

**धैर्य विवेक—**

હિંમત નરમાં હોય તો, આવે દુ:ખનો અન્ત;
થાય પ્રસિદ્ધ પૃથ્વીમાં, વળી થાય ધનવન્ત. ૫૩

ઉંચ ટેક નહિ છોડિયે, આવે કષ્ટ અનેક;
વાળી ગાંઠ વિવેકથી, એ આચરિયે એક. ૫૪

ઘરની, કુળની, દેશની, જ્યારે પડતી હોય;
ડરે પરસ્પર દેખીને, કરે પતીજ નહિ કોય. ૫૫

દુ:ખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ,
મહા દયાથી રોગીને, દે છે વૈદો ડામ. ૫૬

સિંહ મૂછ, મણિધર મણી, સતીતન, કંજુસ આથ;
ચડે ચાર એ એટલા, પ્રાણ ગયે પર હાથ. ૫૭

બાળક એથે વાળ પણ, કદી ચરે નહિ કાળ,
આળ કરે અજ્ઞાની જન, દિલમાં ઘણું દયાળ. ૫૮

**क्षमा विवेक—**

ભલો કહી સુણીએ ભલો, આળ કહેથી આળ;
કીર્તિ કહેથી કીરતિ, ગાળ દીધેથી ગાળ. ૫૯

અહંકારથી એક પણ, કદી ન સુધરે કામ;
નમ્રપણામાં સુખ નકી, રહે છે દલપતરામ. ૬૦

**उद्योग अने विद्या—**

આળસ ભૂંડી ભૂતડી, અંતરનો વળગાડ,
પેસે જેના પંડમાં, બહુધા કરે બગાડ ૬૧

ભ્રષ્ટ કરે ભણનારને, ઉપજે આળસ અંગ;
ભક્તિ કરતાં ભક્તને, કરે ભજનમાં ભંગ. ૬૨

આળસમાં દુ:ખ અતિ ઘણાં, ભર્યાં રહે ભરપૂર,
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૬૩

વિદ્યા બીજ વિગત વડે, વાડી વિનય વવાય.
આવી કરે ઉદ્યોગ જન, તો ધનના તરુ થાય. ૬૪

એવું કામ ન કીજીએ, મળે ન જેમાં માલ;
ઉલટું પેસે અંગમાં, ફાંસ કાઢતા સાલ. ૩૮

જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ ૩૯

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
થૂંકે કાગળ સાંધિયે, જોતાં ઉખડી જાય. ૪૦

તળાવ નદિયો તૂંબડે, આરપાર ઉતરાય;
સાગર સંપૂરણ ભર્યો, તે તો નહિ તરાય. ૪૧

घरसूत्र केम चाले—

સંપ કર્યે કીંમત વધે, ઘટે કર્યે મન રીસ;
થાય અંક મુખ ફેરવે, ત્રેસઠના છત્રીસ. ૪૨

આંટી કાઢે અકલથી, ઘુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘરસૂત્ર ચલાય. ૪૩

ઘર સૂતરને ફાળકે, ઘણી ઘુંચવણ વીર;
તાણી તોડે આકળો, ધીમે ઉકેલે ધીર. ૪૪

તન્ત અત્યન્ત ન તાણિયે, તાણે તુટી જાય;
જો તુટયાં મન સાંધિયે, વચ્ચે ગાંઠ પડી જાય. ૪૫

× × ×
× × × ૪૬

मर्यादा विवेक—

બાળ પ્રજા અવગુણ કરે, રૂઠે ન સમજુ રાય,
થાય સપૂત કપૂત પણ, માત કુમાત ન થાય. ૪૭

પિતા જેમ નિજ પુત્રની, સદા કરે સંભાળ;
કરૂણા કરી તેમજ કરે, પ્રજા તણી ભૂપાળ. ૪૮

દાસી સાકર ખાંડતાં, કર્યો ન ઝીણો જેર;
રાયે સાકર ગાગડા, ચવરાવ્યા પાશેર. ૪૯

મર્યાદે મોટા રહે, નહાનાનો ન ઠરાવ;
સમુદ્ર હદ તોડે નહિ, તોડે નદી તળાવ. ૫૦

મોટાના આશ્રય વડે, કરી શકે સઉ કામ;
પથરા પણ પાણી પરે, તર્યા રામને નામ. ૫૧

ગરીબ પાસે ઘર ભલું, સમર્થથી ઘર દૂર;
ચન્દ્ર સમીપ છે તે ભલો, ભલો દૂર છે સૂર. ૫૨

धैर्य विवेक—

હિંમત નરમાં હોય તો, આવે દુ:ખનો અન્ત;
થાય પ્રસિદ્ધ પૃથ્વીમાં, વળી થાય ધનવન્ત. ૫૩

ઊંક ટેક નહિ છાંડિયે, આવે કષ્ટ અનેક;
વાળી આઠ વિવેકથી, એ ચારવિયે એક. ૫૪

ઘરની, કુળની, દેશની, જ્યારે પડતી હોય.
કરે પરસ્પર દેખીને, કરે પતીજ નહિ કોય. ૫૫

દુ:ખ દેવું પણ દેવનું, કર્યાં ભરેલું કામ;
મહા દયાથી રાખીને, દે છે વેંઢો ઠામ. ૫૬

સિંહ મૂછ, મણિધર મણી, સતીતન, કંજુસ આથ;
ચડે ચાર એ એટલા, પ્રાણ ગયે પર હાથ. ૫૭

બાળક જેથી બાળ પણ, કદી ચડે નહિ કાળ,
આળ કરે અજ્ઞાની જન, દિલમાં ઘણું દયાળ. ૫૮

वचन विवेक—

ભલો કહી સુણીએ ભલો, આળ કહેથી આળ;
કીર્તિ કર્યેથી કીરતિ, ગાળ દીધેથી ગાળ. ૫૯

અહંકારથી એક પણ, કદી ન સુધરે કામ;
નમ્રપણામાં સુખ નકી, રહે છે દલપતરામ. ૬૦

उद्योग अने विद्या—

આળસ ભૂંડી ભૂતડી, અંતરનો વગાડ;
પેસે જેના પંડમાં, અકુધા કરે બગાડ. ૬૧

ભ્રષ્ટ કરે ભણનારને, ઉપજે આળસ અંગ,
ભક્તિ કરતા ભક્તને, કરે ભજનમાં ભંગ. ૬૨

આળસમાં દુ:ખ અતિ ઘણાં, ભર્યાં રહે ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૬૩

વિદ્યા બીજ વિગત વડે, વાડી વિનય વવાય,
આવી કરે ઉદ્યોગ જન, તો ધનના નરૂં થાય. ૬૪

કૃતઘ્નીને જે ગુણ કર્યો, વસ્તુનો વણસાડ;
ગર્દભે ખાધું ખેત્ર તે, નહિ પુણ્ય નહિ પાપ: ૯૦

દુર્જનના કૃત્ય દેખીને, કરે મહા જન માફ;
પણ ઈશ્વર સાંખે નહિ, કરે અદલ ઇન્સાફ. ૯૧

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ. ૯૨

વિપ્ર ખરો તે જાણિયે, જે વિદ્યા ભરપૂર;
તેમ હોય ક્ષત્રિય ખરો, દાનશૂર રણશૂર. ૯૩

કદી પ્રવાસ કરે નહિ, હોય આળસુ રાય;
જંગલમાનું ઝાડવું, ઉગે ત્યા જ સુકાય ૯૪

દિવસ ફરે તો દિલ વિષે, અવળા સૂઝે ઉપાય;
કાપી વાદીનો કંડિયો, મુશક સર્પ મુખ જાય ! ૯૫

નાથ નકામો જેહનો, તે નારી દુઃખી થાય;
જહાં ભણેલ ન ભૂપતિ, તેની પ્રજા પીડાય. ૯૬

સૌ વાતે પડદો ભલો, ખુલ્લે દિસે બગાડ;
ત્વચા મઢયું શોભે શરીર, વસે માંહિ ગંદવાડ. ૯૭

બળ નિષ્ફળ હિંમત વિના, વંશ સંપ વિણ વ્યર્થ;
વિત્ત વ્યર્થ વિદ્યા વિના, અગુણે ઇલમ અનર્થ. ૯૮

શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ. ૯૯

છોટું કે મોટું કશું, કરીએ સારું કામ;
શ્રી જગદીશ સહાયતા, આપે દલપતરામ. ૧૦૦



# માધુ

"આટ આટલો જાપ્તો છે, છતાં ય ઝાડ ઉપરથી ફળ કેમ ચોરાઈ જતાં હશે? રાજાજી જાણશે તો મારો ગરીબનો રોટલો જશે" એક ઘરડો માળી ઝાડ નીચે બેઠો બેઠો વિચાર કરે છે. "આજે તો કરસનને ચોકી કરવા બેસાડું, પછી મગદૂર છે કે બાગમાં ફરકી પણ શકે?"

રાજાજીનો બાગ હતો. જાત જાતના ફળ ઝાડ બારે માસ ફળે. તેમા ય એક સુવર્ણફળનું ઝાડ રાજાને બહુ વહાલું. રોજ દહાડો ઊગે ને રાજા બાગમા આવે. એકાદ બે આંટા ફરે અને સુવર્ણફળનું ઝાડ જોઈ પાછા વળે.

રાજાએ બાગ સાચવવા એક માળી રાખ્યો હતો. એને ત્રણ છોકરા: કરસન, કેશુ, ને માધુ.

સાંજ પડી એટલે માળીએ કરસનને બોલાવ્યો: "બેટા, કોઈ ચોર પજવે છે તે હમણાંનો રોજ આવી સુવર્ણફળ તોડી જાય છે. બહુએ તપાસ કરું છું, પણ બિલકુલ પત્તો લાગતો નથી તું આજની રાત જાગતો બેસ ને ચોરને પકડ"

માળીની વાત સાંભળી કરસન તૈયાર થયો મોટી એક ડાંગ લીધી ને બાગની ચારે બાજુ બે ત્રણ વખત ફર્યો. ચાર જોઈ પણ એકેય દીઠું ના દીઠું. ત્યારે તો એક ઝાડ નીચે આવ્યો ને નિરાંતે સૂતો. સવારમાં જાગીને જુએ તો એક ફળ ઓછું થયું હતું.



માળીએ તો વળી તે દિવસે એના બીજા છોકરા કેશુને ચોકી કરવાનું કહ્યું.

બાર વાગ્યા સુધી તો કેશુ જાગ્યો; પણ આખરે એ ય ઊંઘી ગયો. સવારમાં માળીએ આવી ફળ ગણ્યાં તો વળી બીજું ફળ ચોરાયું હતું.

માળી એકલો એકલો વિચાર કરતો હતો ને નિસાસા નાખતો હતો, એટલામાં એનો નાનો છોકરો માધુ આવ્યો. બાપને ચિન્તામાં જોઈ એ બોલ્યો, "બાપુ, શું થયું? મને કહો ને! હું તમારું બધુંય કામ કરીશ." માળીએ ચોરની વાત કરી ત્યા તો એ બોલી ઊઠ્યો, "ઓહો! આજે ચોરને પકડી પાડું છું. એના તે શા ભાર?"

માધુને ચોકી કરવાનું કહેતાં માળીનો જીવ ચાલતો નહોતો પણ એણે ખૂબ આગ્રહ કર્યો, અને તે રાતે માધુએ ચોકી કરવી એવું નક્કી થયું.

માધુએ તો એક ડાંગ અને એક ગોફણ લીધી. આખા બાગમાં ફરી ય વિસામો લીધા સિવાય એણે ફરવા

માંડયું. રાતના બાર વાગ્યા. એક ને એના ટકોરા થયા, ત્યાં તો એક પંખી આવ્યું. ઝાડ ઊપર બેસી ને એક ફળ તોડી ઊડવા જાય છે ત્યા માધુએ ગોફણથી એક ગોળો માર્યો ગોળાથી પંખી તો ના પડયું. પણ એની પાંખમાંથી એક પીંછું ખરી પડયું; માધુએ એ પીંછું ઉપાડી લીધું. ઝુંપડીમાં જઈ માળીને જગાડયો ને બધી વાત કરી પેલું પીંછું આપ્યું.

સવારમાં દરબાર ભરાયો હતો ત્યાં માળી ગયો. રાજાને પંખીની વાત કરી. ભર સભામાં પીંછું હાજર કર્યું. એ જોઇ સભા આખી છક થઇ ગઈ. એક જણ બોલ્યો, "આ તો સોનેરી પંખીનું પીંછું" બીજો બોલ્યો, "આખું રાજ્ય દેતા ય આવું રૂડું પીંછું ના મળે હોં!"

રાજા કહે, "એકલા પીંછાને હું શું કરૂં? મારે તો જોઇએ એ પંખી." માળીને હુકમ કર્યો, "ગમે તેમ કરીને પણ એ પંખી લાવ."

માળી તો ગભરાઇ ગયો, "એ પંખી કયાથી મળે?" એમ વિચારતો ઘેર ગયો., કરસનને બોલાવી રાજાજીનો હુકમ કહ્યો અને પંખી શોધવા મોકલ્યો.

કરસન તૈયાર થયો. જોઇતા હથિયાર ને થોડા દહાડા ચાલે એટલું ખાવાનું લીધું. બાપની રજા લઇ એણે ચાલવા માડયું, આખો દિવસ ચાલ્યો અને સાંજ પડી એટલે એક ગામમા રાત રહ્યો. સવારમાં વળી ચાલવાનુ શરૂ કર્યું.

થોડેક ચાલતા એક જગલ આવ્યું. બધે અધારૂં ઘોર હતું. આગળ જતાં રસ્તામાં એક હરણ બેઠું હતું. કરસને ગોફણ કાઢી, અને હરણને મારવા જાય છે ત્યાં તો એ બોલી, ઊઠયું, "ભાઇ, મારશો નહિ. તમારા મનની વાત હું જાણું છું. હું તમેને મદદ કરીશ."

હરણને બોલતું સાભળી એને ખૂબ નવાઇ લાગી. એ તો હરણની પાસે ગયો એટલે એ બોલ્યું, "આ રસ્તે દૂર એક કિલ્લો છે. એમાં એ પંખી રહે છે. પણ રસ્તામાં બે ધર્મશાળા છે. એક નવી ને એક જૂની. તમારે જો પંખીને મેળવવું જ હોય તો રાતવાસો જૂની ધર્મશાળામાં રહેજો."

કરસને તો એટલું સાંભળીને ચાલવા માંડયું. છેક સાંજ પડી ત્યારે એ ગામ આવ્યું. હરણના કહેવા પ્રમાણે ત્યાં બે ધર્મશાળા હતી. એક નવી ને એક જૂની. એને વિચાર આવ્યો, "બિચારા હરણને તે શી ખબર? લાવને આ નવી ધર્મશાળામાજ રાત રહું."

એ તો અન્દર ગયો. જઇને જોયું તો સરસ રૂપાળા ઓરડા, દીવાબત્તીનો પાર નહિ, જાત જાતની વસ્તુઓ ને ભાત ભાતનું ખાવાનું. કરસનને થયું, "સોનાનું તે વળી પંખી હોતું હશે? અમે હોય તો ય મળે કે ના પણ મળે. આવું સુખ છોડી હું તો કયાય નથી જતો." અને એ ત્યા જ રહ્યો.

ઘણા દિવસ થયા, પણ કરસન પાછો ન વળ્યો. માળીને ચિન્તા થઇ, "શું થયું હશે? ભૂલો પડયો હશે? જીવતો રહ્યો હશેને?" એણે તો કેશુને બોલાવી બધી વાત કહીને કહ્યું, "બેટા, ભાઇ તો

પાછો ના આવ્યો. તું જઈ કરસનનો પત્તો મેળવ ને પંખી શોધી લાવ ”

કેશુ પણ ઉપડયો. ચાલતા ચાલતાં એ જ જંગલ આવ્યું ને એ જ હરણ મળ્યું. હરણે કેશુને પણ શિખામણ દીધી ને જૂની ધર્મશાળામા ઉતરવાનું કહ્યું ત્યાંથી એ આગળ ચાલ્યો. જતાં જતાં ગામ આવ્યુ. ને એ ધર્મશાળા જોઈ. એ પણ કરસનની જેમ નવી ધર્મશાળામાં ગયો ને પોતાના ભાઈને મળ્યો. કરસને કેશુને સમજાવ્યો, “પંખી મળશે એની શી ખાતરી ? આવું સુખ શા માટે જતું કરવું ? ” અને એ પણ ત્યા રોકાઈ ગયો

અહીં માળી તો દિવસ ગણતો હતો. પણ કેશુ ય પાછો ન વળ્યો. ઘરડા બાપને ચિન્તા થઈ ખાવા પીવાનું ભાવતું નહોતું. એકલો એકલો બળ્યા કરતો હતો.

એક દિવસ માધુએ આવી કહ્યું, “ બાપુ, આવી ચિન્તા શા માટે કર્યા કરો છો ? જુઓ, પંખી તો મે જોયું હતુ. તે બિચાર ભાઈઓને ક્યાથી ખબર પડે ? મને રજા આપો ને હું એ લાવી દઈશ. ભાઈઓને પણ શોધી કાઢીશ. ”

પણ માળીનું મન માન્યું નહિ એના બે છોકરા તો પાછા આવ્યા નહોતા અને ત્રીજાને કેમ જવા દે ? પણ માધુએ ખૂબ આગ્રહ કર્યો. આખરે માળીએ રજા આપી.

માધુએ તો હથિયાર ને ખાવાનું લઈ ચાલવા માંડયું. ચાલતા ચાલતા બીજે દિવસે જંગલ આવ્યું. અન્દર જતાં હરણ જોયું માધુએ ગોફણ કાઢી અને હરણને મારવા જાય છે ત્યા તો એ બોલી ઊઠયું, “ ભાઈ, ગોફણ મૂકી દે. હું તારી વાત જાણું છું અને તને મદદ પણ કરીશ ”

હરણે માધુને બધી વાત કહી. સોનેરી પંખી કયા રહે છે તે બતાવ્યું પાસેના ગામમાં જાય ત્યારે જૂની ધર્મશાળામાં રહેવાનું કહ્યું. એ તો ત્યાથી ચાલ્યો. આગળ જતા ગામ આવ્યું જૂની ધર્મશાળામાં રાતવાસો રહ્યો

સવારમા ત્યા હરણ આવ્યુ. એણે માધુને કહ્યું, “ ચાલ, હું પણ તારી સાથે આવું છું ” માધુને તો હરણનો સાથ મળ્યો અને બંને આગળ ગયા.

ચાલતા ચાલતા દૂર એક કિલ્લો દેખાયો. એટલે હરણે માધુને શિખામણ દીધી, “ માધુ અવાજ કર્યા સિવાય અન્દર જજે ત્યા એક ઓરડામા બે પાંજરા લટકાવેલા છે. એક સોનાનું ને બીજું લાકડાનુ. લાકડાના પાંજરામા પંખી ઊંઘતું હશે. તું ધીમે રહી એ પાંજરૂ ઉપાડી ચાલ્યો આવજે. સોનાના પાંજરાનો લોભ કરીશ નહિ. ” એટલું કહી એ બહાર ઊભું રહ્યુ ને માધુ કિલ્લામા ગયો.

કિલ્લામા એક મોટો મહેલ હતો દરવાજે દરવાજે ચોકીદારો હતા, પણ એ બધા ઊંઘતા હતા. માધુ તો એક પછી એક ઓરડા જોતો જોતો એક સોનેરી રંગથી રંગેલા ઓરડામા ગયો. ત્યા બે પાંજરા લટકાવેલા હતા. એક લાકડાનું અને બીજુ સોનાનું પંખી લાકડાના પાંજરામા ઊંઘતુ હતુ, એ જોઈ માધુને વિચાર આવ્યો, “ આવું રૂપાળુ પંખી અને લાકડાનું પાંજરૂં ! લાવને હળવે રહીને આ સોનાના પાંજરામાં એને પૂરી

તરત જ કુંવરીને ઊંચકી લીધી. માધુએ ઘોડો દોડાવી મૂકયો ને હરણ પાસે ગયો.

આગળ ચાલતાં વળી હરણ કહે, " આ રાજાને ત્યાંથી પણ ઘોડો આપ્યા સિવાય પંખી લેવું છે. તું પહેલા કહેજે, ' ઘોડો પછી આપું; પણ પહેલા પંખી જોવા દો ' "

થોડીવારે પેલા રાજાનું ગામ આવ્યું. હરણ અને કુંવરીને દૂર બેસાડી માધુ એકલો ઘોડા પર બેસી રાજાને ત્યાં ગયો. એણે રાજાને ઘોડો બતાવી કહ્યું, "આ તમારો ઘોડો. હવે મને પંખી આપો " રાજા તો ઘોડો જોઇ રાજી થયો.

એણે એક નોકરને હુકમ કરી પંખી મંગાવ્યુ. માધુ કહે, " પહેલાં પંખીને જોવા દો પછી ઘોડો આપું." રાજાએ એને પંખી આપ્યું. માધુએ પંખીને હાથમા લઇ ઘોડો દોડાવી મૂકયો અને હરણ અને કુંવરી બેઠા હતાં ત્યાં એ ગયો.

ત્યાંથી થોડેક ગયા એટલે હરણ કહે, "હવે હું જાઉં છુ; પણ તને શિખામણ આપું છું કે કદી નદીને કાંઠે બેસતો નહિ" પછી એ ચાલ્યું ગયું.

માધુએ આગળ ચાલવા માંડ્યું. છેક સાંજે એ એક ગામમાં આવ્યો. બધે જોયું તો જણાયું કે આ તો પેલું બે ધર્મશાળા વાળું ગામ. માધુને પોતાના ભાઈઓની તપાસ કરવાનું મન થયું ઘોડાને એક ઝાડ સાથે બાંધી કુંવરીને ત્યા બેસાડી. પેલું પંખી પણ એને આપ્યું.

ત્યાંથી એ ધર્મશાળા પાસે ગયો. ત્યાં માણસોનું મોટું ટોળું બૂમા બૂમ પાડતું હતું. એણે તો અન્દર જઇ તપાસ કરી તો પોતાના બે ભાઈઓને જોયા. બન્ને ભાઈઓને તે દિવસે ફાંસી દેવાની હતી. માધુએ એક માણસને પૂછી ખબર મેળવી કે એ બે જણાએ ચોરી કરી છે. અને રાજાએ એમને ફાંસી દેવાનો હુકમ કર્યો છે.

માધુ રાજા પાસે ગયો અને બધી વાત કરી. રાજા કહે, " હીરા માણેકના હાર આપે તો એ બન્ને ને છૂટા કરૂં " માધુએ તરત પોતાની પાસે હાર હતા તે આપી દીધા. રાજાએ પેલા બે ભાઇઓને છૂટા કર્યો.

ત્રણે ભાઇઓ એક બીજાને મળ્યા અને ખૂબ રાજી થયા. પછી માધુએ પોતાનાં પરાક્રમની વાત કરી. પેલા બે ભાઇઓ કહે, "માધુ, ચાલ આપણે નદી કાંઠે બેસીએ. અહીં તો ખૂબ ગરમી પડે છે. " પછી એ ત્યાં ગયા

નદીકાંઠે પવનની ઠંડી લહેરોમાં માધુ તો થોડી વારમાં ઉંઘી ગયો. એટલે પેલા બે ભાઇઓએ વિચાર કર્યો, " માધુને આ નદીમાં ફેંકી દઇએ તો આપણને આખી જીંદગીનું સુખ મળે. આપણા રાજાને આ પંખીની સાથે ઘોડો ને કુંવરી મળશે તો ખૂબ રાજી થશે " પછી એ બે જણાએ માધુને નદીમાં ફેંકી દીધો, ને પોતે ઘોડો કુંવરી ને પંખી લઇ પોતાને ગામ ગયા

બીજે દિવસે રાજાને ખબર આપી. રાજાએ એ બન્નેને બોલાવી બધી વાત પૂછી કરસને અને કેશુએ પોતાનાં બધાં પરાક્રમ કહ્યાં ને પંખી, ઘોડો ને કુંવરી દીધાં રાજાને તો બહુ આનન્દ થયો.

પણ આ શું ?

પંખી બીલકુલ ગાતું નથી, ઘોડો ઘાસનું એક તણખલું ય ઉપાડતો નથી અને કુંવરી રડયા કરે છે!

ત્યાં પેલી નદીમા માધુ પડયો હતો. થોડીવારે હરણ આવ્યું ને માધુને બહાર કાઢયો. માધુ થોડા દિવસ ત્યા રહ્યો અને સાજો થયો એટલે ભિખારીને વેશે પોતાના ગામમાં ગયો.

એને જોઇ પંખીએ ગાવા માંડયુ, ઘોડાએ ખાવાનું શરૂ કર્યું ને કુંવરીએ હસવા માંડયું.

રાજાએ એ વાત જાણી. ખબર કાઢતા ખબર પડી કે માધુ આવ્યો એટલે પંખીને, ઘોડાને અને કુંવરીને આનન્દ આનન્દ થયો રાજાએ માધુને બોલાવ્યો. એણે પોતાની બધી વાત કરી. ત્યાથી ઊઠી એ પોતાના બાપ પાસે આવ્યો. બિચારો માળી તો એની રાહ જોઇને બેઠો હતો. માધુને જોઇ એ ખૂબ રાજી થયો.

બીજે દિવસે રાજાએ પેલા બે ભાઇ-ઓને કાઢી મૂકયા અને માધુને કુંવરી સાથે પરણાવ્યો.

રાજાને એકેય કુંવર નહોતો એટલે એણે માધુને પોતાનું રાજ્ય આપ્યું.

બધાંને ખૂબ આનન્દ થયો.

સોમભાઇ એ. પટેલ

---

## વિનોદ કથા

એક સમય પર બળેવનો મેળો હતો. તેમા બે ભાઇબંધો એક હિન્દુ ને મુસલમાન ગયા હતા મેળામાં એક એવો કવો હતો કે જેને ઉંચી પાળ કરવામા આવી નહોતી. બરાબર જમીનની સપાટી પર હતો. મેળાની અન્દર ખુબ ભીડ હતી. એક બીજાના ધક્કા ખૂબ વાગતા હતા પેલા હિન્દુ મુસલમાનને ધક્કા વાગવાથી તેઓ બને કૂવામા ગબડી પડયા. મેળાની આવજા તથા હોહામા કોઇને ખબર પડી નહિ કે કૂવામાં કોઇ પડયું છે, પેલા બે કૂવામા પડવાથી પ્રભુનું નામ લેવા લાગ્યા. હિન્દુ કહે, "હે રામ, હે રામ, કોઇ પણ રીતે મને કૂવાની બહાર કાઢ." મુસલમાન કહે, "હે ખુદા, હે ખુદા, બહાર નીકાલ" હિન્દુ ખુદાનો અર્થ સમજતો નહોતો, તેથી એ મુસલમાનને બોલતો સાભળી ક્રોધમાં એની છાતી પર ચઢી એને બે ચાર થપ્પડો મારી બોલ્યો, "બદમાશ, અબ ભી ચુપ નહિ રહતા ? ખુદાતે ખુદાતે ઇતને નીચે તો લે આયા, અબ ભી ખુદા ખુદા લગા હુવા હે, ઔર ખુદા ખુદા કર કયા પાતાલ મેં લે જાયેગા ? જીવતા નહિ છોડે ? મુસલમાન માર ખાઇને ચુપ થઇ ગયો, બીકનો માર્યો ફરીથી ખુદા કે'વાનું ભુલી ગયો. એટલામા એક માણસે અવાજ સાભળી તે બન્નેને કૂવાની બહાર કઢાવયા. પણ પછી બન્ને જણ એક બીજાની ભાષા સમજ્યા ને ખરેખરા ભાઇબંધ બની ગયા

લેખિકા. કુમારી શાલિની દિલિપરાય રાયજી

# માળા તૂટયા

શિયાળાની સવાર હતી. ઠંડી કકડતી પડતી હતી. પાસેના પિંપળાના ઝાડ પર પક્ષીઓ ભરાઇ બેઠા હતા. વખત વધતો ગયો. સૂરજ ઉગ્યો. સૂરજના તેજમા પણ આજે ઠંડી લાગતી. તોપણ તડકો વ્હાલો તો લાગતો જ.

હું કુંઠવાતા બધાં ઉઠયાં. અમે પણ બારી બારણાં ઉઘાડી અગાસીમાં તડકે તાપવા બેઠા. સામેના છાપરા પર પક્ષીનાં ટોળેટોળાં બેઠાં હતાં. પહેલાં તો અમે પણ ન સમજ્યાં. પછી પાસેના ઝાડપર કુહાડી લઇ એક માણસને ચઢતો જોયો.

ઉપર બરાબર પહોંચી પેલા માણસે કુહાડીથી ઝાડના થડ પર ધીરે ધીરે ઘા કરવા માંડયા.

ઝાડની ડાળીઓ બહુ પ્રસરી ગઇ હતી. વચ્ચે ટેલીફોનના તારને નડતર કરતી. એટલે કાપી નાખવાની ફરજ પડી. પક્ષીયો કાઇ આ સમજે ?

એ તેઓને તો ખૂબ ગભરાટ છૂટયો. બિચારાં ટગર ટગર જુવે–એકમેકની સામે જુવે–આઘુંપાછું જુવે ને ચીચીયારી પાડે.

આજ ઝાડ પર વર્ષો સુધી એ લોકો માળા બાંધતા, ઈંડા મૂકતાં, ઘર કરી રહેતાં, પાતરે પાતરે મ્હાલતા ને ગીતો ગાતાં.

આજે એ જ ડાળીઓ પર ઘા પર ઘા પડતા ને પક્ષીઓ ટગર ટગર જોતાં. ત્યા તો પાંતરાંવાળી ડાળીઓ એક એક કાપવા માંડી. નીચેથી ઉપર ને ઉપરથી નીચે પક્ષીઓ જોયા જ કરે !

છેવટે થડમાંથી નીકળતી બીજા થડ જેટલી જાડી ડાળી કાપવા માંડી. ઘણા ઘા પછી ધમ દઇને ઝાડ પડયું નીચે. ગોળ મોટો ઝાડનો માંસલ ચકાબો દેખાયો. પક્ષીઓએ ટગર ટગર જોયા જ કર્યું.

માણસ નીચે ઉતર્યો તો પણ કુહાડી વાળા માણસ સામુ પક્ષીઓ જોઇ રહ્યાં. ઝાડ સામુ વળી પાછુ ટગર ટગર જોઈ છબ છબ કરતું પક્ષીનું ટોળુ ઉડી ગયું.

પાસેનો પિંપળો હવે અમને પણ સુનો લાગવા મંડયો.

પક્ષીઓ ઉડી ગયા. હવે ઝાડને કોણ ગીત સંભળાવે ? ગીતો બંધ થયાં. ઝાડનો ગોળ પડતો પડછાયો પણ બન્ધ થયો.

માણસ ઉંચુ જુવે તો સૂરજ દેખાય. ઝાડની છાયા પણ ન મળે. પક્ષી ઉડીને થાકયું પાકયું તણખલાં મૂકવા આવે પણ પાતરા ન મળે–માળા બાધવા આવે ને ડાળી ન મળે.

બિચારાં પક્ષીઓ ટગર ટગર જોઇને ઉડી જાય.

કપિલા નગિનદાસ માસ્તર



# સોનરી હંસ

એક ડોસો હતો. તેને ત્રણ છોકરા હતા. સૌથી નાના છોકરાનું નામ ભાથી હતું. ભાથી સાહસિક તથા દયાવાન હતો.

એક દિવસ તેનો મોટો છોકરો જંગલમા લાકડા કાપવા ગયો. તેને ખાવા માટે તેની માએ એક રોટલો તથા થોડું દૂધ આપ્યું હતું. તે લઈ તે જંગલમા ગયો. જંગલમા જતા તેને એક નાનો બુઢ્ઢો મળ્યો. તેણે કહ્યુ કે "મને ભૂખ તથા તરસ લાગી છે. જો તારી પાસે કઈ હોય તો થોડુ મને આપ." છોકરાએ આપ્યું નહિ અને છાનોમાનો લાકડા કાપવા લાગ્યો. પણ લાકડાં કાપતાં કુહાડાનો ઘા તેના પગ પર વાગવાથી તે ઘાયલ થયો ને તેથી તેને વગર લાકડે ઘેર આવવાની ફરજ પડી. આ વિઘ્ન પેલા નાના બુઢ્ઢાનું હતું.

બીજે દિવસે તેનાથી નાનો છોકરો પેલા જંગલમા જવા તૈયાર થયો. તેને પણ એક રોટલો તથા થોડું દૂધ તેની માએ આપ્યું તે લઈ તે જંગલમાં આવ્યો. જંગલમા પેલો નાનો બુઢ્ઢો મળ્યો. તેણે તેને કહ્યુ કે "મને તરસ અને ભૂખ લાગી છે. તારી પાસે કઈ હોય તો મને આપ." છોકરાએ ના પાડી અને લાકડા કાપવા લાગ્યો; તેને પણ પોતાના મોટાભાઈની માફક ઘા વાગવાથી વગર લાકડે ઘેર જવાની ફરજ પડી.

ત્રીજે દિવસે સૌથી નાનો છોકરો ભાથી જવા તૈયાર થયો. ડોસા અને ડોશીએ તેને ના પાડી છતા ભાથી હઠે ભરાયો અને જવા તૈયાર થયો. આ વખતે તો તેની માએ ખારૂ દૂધ અને રખ્યામા સેકેલો રોટલો આપ્યો. તે લઈ ભાથી પેલા જંગલમા ગયો. ત્યા તેને પણ પેલો બુઢ્ઢો મળ્યો.

બુઢ્ઢાએ કહ્યુ કે "ભાઈ, મને ભૂખ અને તરસ ક્યારની લાગ્યા છે. તારી પાસે કંઈ હોય તો મને થોડું આપ. પ્રભુ તારૂં કલ્યાણ કરશે." ભાથીએ કહ્યું, "આવો કાકા, બેસો મારી પાસે થોડુ ખારૂં દૂધ અને રખ્યામા સેકેલો રોટલો છે તે અરધુ અરધું આપશે બન્ને જણા ખાઈએ." રે જો અને ભાથી ખાવા બેઠા. ખારા દૂધનું સાકરવાળું દૂધ અને રોટલાની તાજી તળેલી પુરીઓ બની ગઈ! તે દૂધ અને પુરીઓ અચ્છી તરેહથી બન્ને જણાએ ખાધુ પછી પેલા નાનો બુઢ્ઢો ભાથીને કહે

કે "જા ભાઈ તારૂં ભવિષ્ય ઉજળું છે, કારણ કે તારા હૃદયમા દયા છે. હું તને દરેક કામમાં મદદ કરીશ. જો પેલું સૂકુ ઝાડ દેખાય છે તે કાપજે, તેના થડમા એક સોનેરી હંસ બેઠો હશે તેને તું લઇ લેજે તેનાથી તારૂ ભવિષ્ય ઉજળું થશે "

ભાથીએ બુઢ્ઢાના કહ્યા મુજબ ઝાડ કાપી નાખી તેનું થડ પણ કાઢી દીધું એટલે થડના પોલા ભાગમાં એક સોનેરી હંસ બેઠેલો હતો તેને લઈ ભાથીએ બગલમા ઘાલ્યો ને પછી બુઢ્ઢાને પ્રણામ કરી આગળ ચાલ્યો રસ્તામાં તેને એક ખેડૂત અને તેની ત્રણ છોકરીઓ સામે મળી. છોકરીઓમાંની નાની છોકરી સોના જેવો હંસ જોઇ એકાદ પીંછુ તોડવા તેની પાઓ ખેંચવા લાગી,. પણ હાથ ત્યાંજ ચોટયો રહ્યો. તેને ચોટેલી જોઇ તેની બે બ્હેનો પણ તેને છોડાવતાં ચોટી રહી ને ત્રણે પોતાના બાપને બુમો પાડવા લાગ્યાં. બુમો સાંભળી બાપ પણ છોડીઓને બચાવતા ભેગો ચોંટાઇ ગયો. ભાથી આ સરઘસ લઇ આગળ ચાલ્યો. આગળ ચાલતાં તે ખેડુતનો મિત્ર મળ્યો. પોતાના મિત્રને પોતાની છોકરીઓ સાથે ચોટેલો જોઇ પોતે તેમને છોડાવવા ખેચવા લાગ્યા તો એ ભાઇએ સાથે ચોંટયા રહ્યા. ભાથી સરઘસ વધતું જતું જોઇ ખુશી થતો આગળ ચાલ્યો. ચાલતો ચાલતો તે એક રાજ્યમા આવ્યો

તે રાજ્યમા રાજાની કુંવરી પન્દર મહિનાથી બોલ્યાચાલ્યા કે હસ્યા સિવાય બેસી રહેતી હતી તેથી રાજાએ એવો હૂકમ કાઢયો હતો કે "જે કોઇ મારી કુંવરીને બોલાવીને હસાવશે તેને તેની સાથે પરણાવીશ." ઘણા લોકો આવ્યા હતા પણ નિરાશ થઇ પાછા ગયા હતા. ભાથી તૈયાર થયો. રાજાને ખબર આપી ને પછી સરઘસ લઇ કુંવરીના મહેલ આગળ ગયો. એક રૂપાળા સોનેરી પક્ષીની પછવાડે ચાર માણસોને લટકતા જોઈ કુંવરી એકદમ હસવા લાગી અને "ઓ સોનેરી પક્ષીવાળા" કહી બોલાવવા લાગી. ભાથી તેની પાસે ગયો. પછી તો રાજાને ખબર પડી કે કુંવરી બોલે છે ને પહેલાં જેવી હતી તેવી થઇ છે. રાજા ત્યા આવ્યો ભાથીએ રાજા પાસે કુંવરીની માગણી કરી પણ રાજાનું દિલ કચવાયું તેથી તેણે બીજી શરત કરી કે "જે કોઇ સવામણ દૂધનું પીપ એકી વખતે પી જાય તેને હું મારી કુંવરી આપીશ !"

ભાથી દૂધનું પીપ પી જવા તૈયાર થયો. તે પેલા જંગલમાં બુઢ્ઢાની મદદ લેવા ગયો. જંગલમાં જતા જ તેણે એક માણસને સોનેરી હંસ મળ્યો હતો તે ખાડા આગળ જોયો. તે માણસ બુમો પાડતો હતો ને કહેતો કે "મારે દૂધ પીવું છે દૂધ." ભાથીએ તેને પોતાની સાથે લીધો. રાજ્યમા આવી ભાથીએ તૈયાર રાખેલું દૂધ પેલા માણસને પાઇ દીધું અને ખાલી પીપ રાજાને બતાવ્યું પછી કુંવરીની માગણી કરી. રાજાને ભાથી જેવા ગરીબ માણસને પોતાની કુંવરી આપતાં જીવ ચાલ્યો નહિ તેથી ત્રીજી શરત કરી ને કહ્યું કે "એક પહાડ

જેટલા ઉંચા રોટલાની થપ્પી જે કોઈ ખાઇ જાય તેને જ હું મારી કુંવરી આપીશ.

ભાથી પહાડ જેટલા ઉંચા રોટલાની થપ્પી ખાવા તૈયાર થયો. તે બુઢ્ઢાની મદદ લેવા જંગલમા ગયો. જંગલમા તેણે એક માણસને ઉના ધગધગતા લોઢાના પટા પોતાના શરીર પર બાંધતો જોયો. તે માણસ પટા બાંધતો અને ઉકેલતો ને કહેતો જતો કે "હું ભૂખ્યો છું. આ સામેના પહાડ જેટલા ઉંચા રોટલોનો ઢગ હું ખાઇ જાઉં તો પણ મારી ભૂખ હોલાય નહિ." ભાથી તેની ભૂખ હોલવવા તેને પોતાની સાથે લીધો બન્ને જણ રાજ્યમા આવ્યા.

રાજાએ રોટલોનો ઢગ તૈયાર રખાવ્યો હતો તે પેલો માણસ ઝપાટાબન્ધ ખાઇ ગયો ને પાછો જગલમા ચાલ્યો ગયો. ભાથીએ રાજા પાસે જઇ કુંવરીની માગણી કરી, પણ રાજાએ ભાથી જેવા બેડોળ અને કાળા માણસને પોતાની કુંવરી આપતા જીવ ચાલ્યો નહિ અને ચોથી શરત કરી કે "જે કોઇ મોટું વહાણ બાંધી અમારા ગામ બહાર આવેલી નદીમા ચલાવશે તેને મારી કુંવરી આપીશ" ભાથીએ બીડુ ઝડપ્યું ને બુઢ્ઢાની મદદ લેવા જંગલમાં ગયો. આ વખતે તેને સોનેરી હંસ આપનાર પેલો નાનો બુઢ્ઢો જ મળ્યો. તેણે ભાથીને વહાણ બનાવી આપ્યું અને ચલાવતાં પણ શીખવ્યું.

બીજે દિવસે ભાથીએ નદીમાં વહાણ સહિસલામત રીતે હંકાર્યું ને નદીપાર જઇ આવ્યો પછી કુંવરીની માગણી કરી. રાજાને આ વખતે કુંવરી આપવી જ પડી મોટી ધામધુમથી રાજાએ બન્નેને પરણાવ્યા ને કન્યાદાનમા પોતાનું રાજ્ય કુંવરીને આપી ભાથીને રાજા બનાવ્યો. રાજા અને રાણી ઘરડાં હોવાથી પ્રભુભક્તિ કરવા જગલમા ચાલ્યા ગયા.

રાજા થયા પછી ભાથીએ પોતાના ગામમાંથી તેના ઘરડા માબાપ અને ભાઈઓને બોલાવી લીધા. પેલા સોનેરી હંસને ચોંટી ગએલા લોકોને સોનામ્હોરો આપી પોત પોતાને ગામ વિદાય કર્યા.

રાજકુવરીએ સોનેરી હંસ માટે એક સોનાનું પાંજરૂ બનાવરાવ્યુ. પેલા બુઢ્ઢાને લેવા ભાથી જગલમા ગયો; પણ બુઢ્ઢો ન મળ્યો! ભાથી અને કુંવરી જીવ્યા ત્યાં સુધી ખાધુ પીધું ને રાજ્ય કીધું.

આ બધો પ્રતાપ સોનેરી હંસનો હતો.

'કુંજકુમાર'





# સફેદ ગુલાબ

એક વેપારી હતો. એને ત્રણ સ્વરૂપવાન પુત્રીઓ હતી મોટી બે પુત્રીઓ જો કે સુન્દર અને રૂપાળી હતી પરન્તુ સૌથી ન્હાની પુત્રી સૌથી સુન્દર હતી; અને તેથી એને બધા 'પરી' કહેતા હતા; કારણ કે તે સ્નેહાળ અને મમતાળુ હતી. એની મોટી બ્હેનો સ્વાર્થી અને અસન્તોષી હતી તથા સારા કપડાં અને ઘરેણાથી જ ખુશી રહેતી હતી આથી તે વેપારી બધી કરતા નાની પુત્રીને બહુ જ ચાહતો હતો.

હવે એવું બન્યું કે તે વેપારીને વેપાર માટે પરદેશ જવાનું થયું અને તેથી એણે પોતાની ત્રણે પુત્રીઓને એકેક ભેટ માગી લેવા કહ્યું

સૌથી મ્હોટી પુત્રીએ કહ્યુ, "બાપા, મારે માટે નીલમનો એક સુન્દર હાર લાવજો હો!"

બીજીએ કહ્યુ, "પિતાજી, મારે માટે મોતીની એક સારી માળા લેતા આવજો. જરૂર હો!"

પણ સૌથી ન્હાની 'પરી' કાંઇ બોલી નહિ તેથી એના બાપે પૂછ્યું, "પરી, તારે માટે હું લાવું?"

પરીએ જવાબ આપ્યો, "બાપુ, તમે જેમ બને તેમ વહેલા આવજો અને જો બને તો એક સુન્દર સફેદ ગુલાબ લેતા આવજો. મને એ બહુજ ગમે છે."

વેપારી ઘોડા ઉપર બેસીને ચાલ્યો અને પરી એ આવી નજીવી ભેટ માગી તેથી એની મોટી બ્હેનો એની મશ્કરી કરવા લાગી કે "પરી, ગુલાબ તો આપણા બાગમાં ઘણાં ય છે; એમા તેં શુ માગ્યું?"

પરીએ કહ્યું, "એ બધાં લાલ ગુલાબ છે મારે તો એક સફેદ ગુલાબ જોઇએ છે."

વેપારી પેલી ભેટો લેવી ભુલ્યો નહિ. જ્યારે તે પાછો આવ્યો ત્યારે પોતાની દીકરીઓ માટે નીલમનો હાર અને મોતીની માળા લેતો આવ્યો; પરન્તુ પરી

માટે સફેદ ગુલાબ ક્યાયે મળ્યું નહિ કારણ કે ઋતુ પુરી થવા આવી હતી. રસ્તામા ચાલતા ચાલતા વેપારી ભુલો પડયો અને એક અજાણ્યા રસ્તા ઉપર આવી ઉભો. ચાલતા ચાલતા એણે એક કિલ્લો જોયો અને ઘનઘોર અંધારામાં દિવાનો પ્રકાશ જોયો. વેપારીને વિચાર આવ્યો કે આજની રાત જો વિસામો મળી જાય તો ઠીક પડે આથી તે બાગમાં થઇને કિલ્લાના મકાન તરફ ચાલ્યો. ત્યા આવીને જુએ છે તો મકાનનું મુખ્યદ્વાર તદ્દન ઉઘાડું હતું અને કોઇ નોકર, ચાકર દીઠામા આવ્યો નહિ વેપારીને બહુ જ નવાઈ લાગી અને તબેલામા જઇને તે પોતાનો ઘોડો બાધી આવ્યો રસોડામા ગયો ત્યા જમવાનું તૈયાર પડયું હતુ. એક થાળીમા મિષ્ટાન્ન પડયું. જાણે કે કોઈ રાજકુમારને માટે તૈયાર ન કરવામા આવ્યું હોય! પરન્તુ ત્યા ચકલું ય ફરકતુ ન હોતું. વેપારીને પેટમાં બીલાડા હતા તેથી એ તો પાટલા ઉપર બેસી ગયો અને સારી રાતે પેટ ભરીને ઉઠયો. જમ્યા પછી એને ઉંઘ આવવા લાગી અને તે સામેના ઓરડામાં ગયો. ત્યા તૈયાર બિછાવેલો પલગ પડયો હતો અને એને એટલી બધી ઉઘ આવતી હતી કે એના ઉપર પડયા ભેગોજ વેપારી નિદ્રાવશ થઇ ગયો.

સવારમાં જ્યાં વેપારી ઉઠયો કે તરતજ એક ટેબલ ઉપર એણે સવારનો નાસ્તો તૈયાર પડેલો જોયો અને હાથ મો ધોવા પાણીનો લોટો પણ નજીકજ પડયો હતો હાથ મો ધોઇને એણે નાસ્તો પુરો કર્યો અને જો કોઇ મળે તો જોવા માટે બાગમા ગયો. પોતાના અદૃશ્ય યજમાન માટે વેપારીને બહુજ માન થયું અને જો મળી આવે તો તેનો ઉપકાર માનવાનો વિચાર કર્યો.

બાગમા ફરતા ફરતા અચાનક એની નજર એક સુન્દર સફેદ ગુલાબના છોડ ઉપર પડી અને 'પરી' એ માગેલી ભેટ તેને યાદ આવી આથી ખુશી થઈને જેવો એ સુન્દર છોડ ઉપર ખીલેલા એકજ સફેદ ગુલાબને તોડવા ગયો કે તરતજ એક ભયંકર બૂમ તેણે સાભળી અને એક જબરા રાક્ષસને તેણે પોતાની તરફ આવતો જોયો.

રાક્ષસે બૂમ પાડી, "મારૂં સફેદ ગુલાબ કોણ તોડે છે? મેં તમને મારા કિલ્લામા આટલુ સ્વાગત કર્યું તેનો આ બદલો તો નથી ને?"

વેપારી બીન્યો અને બહુ જ નમ્રતાથી બોલ્યો," મારે ચોરવાની ઇચ્છા નથી. મારી નાની પુત્રીએ એક સફેદ ગુલાબ મગાવ્યું છે અને આ જોવાથી હું તે તોડતો હતો."

રાક્ષસ બોલ્યો "આ ફૂલ મને પ્રિય છે. એને તોડનાર જીવતો રહી શકે નહીં. છતાં હુ તમને જવા દઉં છુ-એટલી શરતે કે એક માસમા, તમે તમારે ઘેર જાવ અને તમને પહેલ વહેલું મળે તેને લઇને તમારે પાછા અહીં હાજર થવું."

વેપારી બહુજ ખુશ થયો કારણ કે પહેલું તો કા તો એની બિલાડી મળત અથવા તો એનો કુતરો મળત. એણે હા પાડી અને ચાલતો થયો.

દુર્ભાગ્યે જેવો તે પોતાના ઘર પાસે આવ્યો કે તરતજ તેણે રાહ જોતી પોતાની પુત્રી 'પરી'ને કુતરા કે બિલાડીને બદલે જોઈ. વેપારીના હોશકોશ ઉડી ગયા અને તે બહુજ ગભરાઇ ગયો એનો ઉતરી ગયેલો ચહેરો જોઇને પરી બહુજ બ્હી ગઈ અને એના બાપને ગભરાટનું કારણ પૂછ્યું. વેપારીએ બાગમાં બનેલી બીના પરીને કહી એણે કહ્યુ કે, " કોઇ પણ પ્રકારે તને હું રાક્ષસ પાસે નહીં મોકલું પરી. "

પરીએ કહ્યુ, " બાપુ, મારે માટે તમારે વચનભંગ ન થવું જોઇએ. હું તમારી સાથે રાક્ષસના કિલ્લા સુધી આવીશ અને કદાચ એ રાક્ષસ બહુ ક્રૂર નહીં હોય કારણ કે તે સફેદ ગુલાબને ચાહે છે. "

આ વાતને એક માસ પુરો થયો અને રાક્ષસ પાસે જવાનો દિવસ પાસે આવ્યો. વેપારીની સાથે એક નાના સફેદ ટટ્ટુ ઉપર પરી સ્વાર થઇને ચાલી. રસ્તામા શોકને લીધે બાપ દીકરી વાતો ન કરી શકયા.

તેઓ બંને કિલ્લા પાસે આવ્યા. દરવાજો ઉઘાડો જ હતો. એકને બદલે બે જણ માટે રસોઇના પાટલા તૈયાર હતા. કેમ જાણે કોઇ રાજકુમાર અને રાજકન્યા જમવાના ન હોય! પિતા અને પુત્રી જમવાં બેઠાં; પણ ખાવું ભાવ્યું નહિ એટલામાં નવના ટકોરા સામેની ઘડીયાળમાં થયા અને એક ગર્જનાની સાથે સામેનુ બારણું ખુલ્યું અને રાક્ષસ ત્યાં આવ્યો.

તે બોલ્યો, " આજ તમારી પરી કે જેને માટે તમે મારૂં સફેદ ગુલાબ તોડયું હતું ? "

વેપારી બોલ્યો, " હા, આજ મારી દીકરી. જો એણે હઠાગ્રહ ન કર્યું હોત તો મેં મારૂં વચન ભાગ્યે જ પાળ્યુ હોત. "

રાક્ષસે કહ્યું " બહુ સારૂ. આજની રાત રહીને સવારે તમે ચાલ્યા જજો. પરીને અહીંજ મૂકી જવી પડશે. "

બીજી સવારે વેપારીને ચાલ્યા જવું પડયું. અને પરી આખા કિલ્લામાં એકલી રહી શરૂઆતમાં તો કિલ્લો એને બહુ જ ગમ્યો કારણ કે જે ચીજ એને જોઇતી હતી તે બધી ત્યાં હાજર હતી. પણ પરીને આખો દિવસ એકલી રહેવાનું હતું કારણ કે રાક્ષસ તો ફક્ત રાત્રે નવ વાગે જ જમવા માટે આવતો આખો દિવસ બીજુ કોઇ જ કિલ્લામાં ન હોતુ. રાત્રે પરી અને રાક્ષસ જતાં પરી પોતાનું ગાયન ગાતી અને વાજું વગાડતી. રાક્ષસ મંત્ર મુગ્ધ, બનીને પરીના ગીતો સાંભળતો.

એક રાત્રે રાક્ષસે પરીને પૂછ્યું, " પરી, શું હું ખરેખર કદરૂપો છું ? "

પરીએ પહેલાં જવાબ ન આપ્યો. પછી તે બોલી, " તમારો ચહેરો બહુ જ નમ્ર છે. જો કે કદરૂપો તો છે જ. "

રાક્ષસ દીલગીર થઇને બોલ્યો, "પરી, હું ધારૂં છુ કે તું મને ધિક્કારે છે."

પરીએ જવાબ આપ્યો, "બીલકુલ નહિ. તમે મને બહુ ગમો છો."

"ત્યારે, પરી, તું મારી સાથે પરણીશ ?" રાક્ષસે કહ્યું.

પરી પોતાની ભુરી આંખોમા આંસુ લાવી બોલી, "હું રાક્ષસ સાથે કેવી રીતે પરણી શકું ?"

તે રાત્રે જ્યારે પરી સુવા ગઇ ત્યારે રાક્ષસને નારાજ કરવા માટે તેને બહુ લાગી આવ્યું. તેણે એક જાદુઇ આરસીમા પોતાના પિતાને યાદ કરીને જોયું તો બિચારો વેપારી માદગીને બિછાને પડયો હતો.

રાત પડી કે તરત જ પરીએ રાક્ષસને એક અઠવાડીઉ પોતાના બાપની પાસે જવા કહ્યુ. રાક્ષસે પહેલા તો ના પાડી પણ છેવટે થોડી રજા આપી અને કહ્યું કે, "આ વીંટી લે. જ્યારે તારી આવવાની મરજી થાય ત્યારે આ પહેરીને સૂઈ જજે એટલે તું અહીંઆ આવી પહોચીશ." પરીએ થોડાજ વખતમા આવવાનું કહ્યું. પરીએ જાદુઇ અરીસામા જોયું કે તરતજ તે પોતાના બાપને ત્યા પહોંચી ગઇ વેપારી પરીને જોઇને રાજી થયો અને થોડા વખતમાં અઠવાડીયું પુરૂં થયું અને પરીને પાછા રાક્ષસ પાસે જવાનો વખત આવ્યો. જવાની આગલી રાત્રે પરીને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં પરીએ જોયુ કે પોતે સફેદ ગુલાબના છોડ પાસે આવી ઉભી રહી હતી બિચારો રાક્ષસ સૂકાઇને લાકડી જેવો થઈ ગયો હતો અને જાણે પરી વિના એ મરવા પડયો હતો. પરી એકદમ ઝબકી ઉઠી અને પેલી જાદુઇ વીંટી પહેરી કે તરત તે રાક્ષસના કિલ્લામા આવી પહોચી.

રાત્રે વળી પાછો નવ વાગે રાક્ષસ આવશે એમ ધારી પરી બેઠી. નવ વાગ્યા પણ રાક્ષસ આવ્યો નહીં પરીને પેલુ સ્વપ્નુ યાદ આવ્યું. તે એકદમ ઉઠી અને દીવો લઇ સફેદ ગુલાબના છોડ પાસે બાગમા આવી ત્યા છોડ નીચે રાક્ષસ મરેલાની માફક પડયો હતો. સફેદ ગુલાબો એના મો ઉપર ઢળી પડયા હતા. પરીએ તેને ઢંઢોળ્યો પણ તે કાંઇ બોલ્યો નહીં. પરી રડી પડી અને બોલી, "રાક્ષસ બોલોને. હું પાછી આવી છું. તમે મરી ન જતા. હું તમને ચાહું છું હું તમારી સાથે પરણીશ."

પરીએ આંખો બંધ કરી. ઉઘાડીને જ્યા જુએ છે ત્યા સફેદ ધુમ્મસ જણાયુ અને રાક્ષસને બદલે એક સુન્દર રાજકુમાર જણાયો ! પરી બોલી, "તમે કોણ છો ? મારો રાક્ષસ કયા ગયો ? હું એને નહિ જોઉ તો હું જરૂર મરી જઇશ."

રાજકુમાર બોલ્યો, "પરી તુ મને ઓળખતી નથી ? હું જ રાક્ષસ છું. તારા સ્નેહને લીધે હું રાક્ષસમાંથી રાજકુમાર થયો છું. મને શાપ લાગ્યો હતો અને તેથી હું રાક્ષસ થયો હતો. એવું વરદાન હતું કે જો કોઇ સફેદ ગુલાબ

ચાહનારી છોકરી મને ચાહે અને પરણવાનુ વચન આપે તો પાછો રાજકુમાર થાઉં."

પરી ખુશી થતા બોલી, "જો તમે જરૂર રાક્ષસ હશો તો હું તમારી સાથે પરણીશ."

પછી બંને જણા ચાંદનીમાં આખી રાત બાગમાં ફર્યાં અને રાજકુમારે સફેદ ગુલાબની એક માળા બનાવી પરીને પહેરાવી. બન્ને જણાં ખૂબ રમ્યાં અને છેવટે પરણીને સુખી થયા.

ગિરિજાપ્રસાદ ભવાનીશંકર ઓઝા
બી. એ

---

x x x x x x x x

# ન્યાયનો કાંટો

x x x x x x x x

ઝાડ ઉપર ચકલીનો માળો હતો.
માળામાં નાનું એક બચ્ચું હતું.
ચકલી ચણ લેવા ગઇ હતી.
બચ્ચું એની નાની નાની પાખો ફફડાવતું
 હતું.
માળામા ને માળામાં કૂદતું હતું.
કૂદતા કૂદતાં માળાની છેક ધારે જઇ બેઠું.
ડાળી હાલી ને એ નીચે પડયું.
પાસે એક બિલાડી હતી;
ચીં ચીં કરતા બચ્ચાને એણે ઉપાડી લીધુ.
એટલામાં ચકલી આવી.
બિલાડીના મોમા પોતાનું બચ્ચું દીઠું.
બચ્ચાની આશા એણે મૂકી દીધી.
ચકલીએ વિચાર કર્યો: ' બહુ ખરાબ,
અમારાં બચ્ચાંને ખાઇ જતી બિલાડી
 બહુ ખરાબ.
લાવને ગરૂડરાજને આજીજી કરૂં,
કે બિલાડીને દેખે ત્યાથી ઉપાડી જાય."

ચકલી ઊડતી ઊડતી ગરૂડ પાસે ગઇ.
" આજીજી, મહારાજ ! આજીજી."
ચકલીએ ગરૂડને બિલાડીની વાત કરી.
અમે તે રીતે એના ત્રાસમાંથી છોડાવવાનું
 કહ્યું.
ગરૂડ કહે, કબૂલ,
પણ આજે સવારે મારી પાસે કીડો આવ્યો;
એણે કહ્યું, " બહુ ખરાબ,
અમને આખાને આખા ગળી જતી ચકલી
 બહુ ખરાબ."
ચકલી બોલી ઊઠી. "ક્યા છે એ કીડો!"
ગરૂડે કીડાને બોલાવ્યો.
કીડો આવ્યો કે તરત ચકલીએ એને
 ઉપાડયો.
આખો ને આખો એ ગળી ગઇ.
અને છતા ય એની આજીજી ચાલુ રહી.
" બહુ ખરાબ,
અમારા બચ્ચાને ખાઇ જતી બિલાડી
 બહુ ખરાબ."

સોમભાઇ એ. પટેલ



# ગામડાની સહેલ

રમણ "ભાઈ, રમેશ, તમારા શહેરની મોજશોખ જોઇ મને ઘણો આનન્દ થયો. મોટરમાં બેસીને ફરવાની તો ખૂબ જ મઝા પડી. સિનેમા અને નાટકો પણ જોયાં. અરે! બધાથી વધારે મઝા તો બગીચામા પડી! કેવા રૂપાળા જાતજાતના ફૂલ હતાં અમારા ગામડે તો આવા બગીચા ન મળે. અમારે ત્યા તો ખેતરો જ. બસ, ખુલ્લી હવા અને ખેતરોમાં ફરવાનું. પણ ઠીક, હવે ઉંધીયાની મોસમ આવી છે હું તને અને બ્હેન સુશીલા બન્નેને મારે ત્યા આવવા નોતરૂં આપું છું. કેમ, આવશોને? તમે તો શહેરના રહેવાસી, તમને ગામડા ન ગમે, પણ જો આવો તો હું તમને ગામડું દેખાડું. ખેતરોમા ફરીશુ અને તમારે ત્યાંના સેવ-ગાંઠીયા અને મિઠાઈના બદલામા હુ તો તમને ઉંધીયું આપીશ."

રમેશઃ "અરે રમણ, એ ઉંધીયું શું? અને તે કેવું હોય? અને શાના લોટનું બને? તે ઘીનું બને કે તેલનુ?"

રમણ "શુ તું નથી જાણતો? જો ઉંધીયું તો બટાટાનુ, વેંગણનું, તુવેરનું, પાપડીનું અને શક્કરીઆનું પણ થાય જેમ આપણે ઘરમા શાક કરીએ તેમ. એ તો તું આવે ને નજરે જુએ ત્યારે તને બધી સમજણ પડે અને બીજાઓની માફક તને ફાવે અને ભાવે તો તું દર સાલ મારે ત્યા આવે"

રમેશ "ઓહો! વળી શાકમા તે શું-ખાવાનું? એમજ કહેને કે અમને બાફેલું શાક ખાવા નોતરે છે!"

રમણ "એ બાફેલું શાક-ઉંધીયાને એકવાર ચાખ્યા પછી તું તારે અહીં પણ તેવુ બનાવરાવીશ. મને એની ખાતરી છે. તું આવીશ એમ મને વચન આપ. એટલે ખરી તકે હું તને કાગળ લખું. એટલે આવજે. બનતા સુધી વસન્ત પંચમીની આપણી નિશાળોમા રજા હોય છે અને આ વખતે સાથે રવિવાર પણ છે તો ઠીક મઝા પડશે"

રમેશ "રજાઓનો મોખ ઠીક છે. આવવાની સગવડ છે. જા હું આવીશ. મને કાગળ લખજે."

રમણ "રમેશ, તું પણ સ્વાર્થી અને એકલપેટો જણાય છે! તુ એકલો આવીશ અને સુશીલા બ્હેનને સાથે નહિ લાવે?"

સુશીલા "રમણભાઇ, મોટાભાઇ તો એવાજ છે. જ્યા જાય ત્યા એકલા. મને પણ કાગળ લખજો અને હું પણ આવીશ."

રમણ "બ્હેન, તમને અને રમેશ બન્નેને આમંત્રણ છે. અને જો રમણ

એકલો આવશે તો હું એને ઉંધીયાનું સૂઠીયું ખવરાવીશ !"

રમેશઃ " અરે, એ શું ? સૂંઢીયું કેવું ?"

રમણઃ " એ તો અમે ગામઠાંના જાણીએ. એ તને ન સમજાય. કેમ, સુશીલા બ્હેન ?"

સુશીલાઃ "રમણભાઇ, મને તો ઉંધીયું ખવરાવજો, રમેશને સૂંઢીયું ગમશે."

રમણઃ " પણ બન્ને સાથે આવો તો બન્નેને ઉંધીયું."

રમેશઃ "સુશીલાઃ (સાથે) અમે બન્ને સાથેજ આવીશું."

રમણઃ "ઠીક. ત્યારે બન્નેનો ઉપકાર. હું આવતી કાલે જઇશ. કારણ ચૌદમીથી અમારી નિશાળો ખુલે છે."

[ રમણ જતાં ફરીવાર પોતાને ત્યાં આવવાને આમંત્રણ કરે છે. જાય છે. ]

( વસન્ત પચમી ઉપર રમણને ત્યાં )

રમણઃ " આવો. રમેશ અને સુશીલા બહેન. કેમ, આવી પહોંચ્યા ? રસ્તે તકલીફ બહુજ પડી હશે ? અમારે ત્યાં સો ગાઠા–ચીલા. ન મળે સડક અને ન મળે મોટર. ગાડાની મુસાફરીમા (બે માઇલ આવવાનું તમો શહેરીઓને અગવડ ભર્યું લાગ્યું હશે ?"

રમેશ. " તમારૂં ગાડું સ્ટેશન ઉપર ઉભેલું હતું અમે ગાડીમાથી ઉતરી થોડીવાર આરામ લઇ ગાડામાં બેઠા. પછી ગાડું ધીમે ધીમે ચાલ્યું અમે અન્દર થોડું ઉછળી ઉછળી પાછાં પડતાં. ઘણોજ આનન્દ થતો. ડખળ ડખળ અમો આવ્યાં; પણ રસ્તે ખૂબ મઝા પડી. ખેતરો ખૂબ જોયાં. તેની વાડો જોઇ. વાડે વાડે ફૂલ. વગડાના ફૂલની શોભા સારી."

સુશીલાઃ " રમણભાઇ, જુઓને હું આ ફૂલ ચૂંટી લાવી છું. તેનાં નામ શા ?"

રમણઃ "ઓહો ! તમે નથી જાણતાં ? આ ધોળાં ફૂલ આખવાના. આ પીળાં સુન્દરશેણના. અને આ ધોળાં છીપોલી જેવાં તેને બિલાડીનાં ફૂલ કહે છે. કારણ કે તેનો આકાર બિલાડીના ટોપ જેવો છે. કાળી પણ બિલાડી હોય છે. અરે, જુઓને આ રહ્યું. એને શિવલિંગી પણ કહે છે. આ ફૂલ મહાદેવને બહુ પ્રિય હોય છે. ( બીજાં ફૂલની ઓળખાણ કરાવે છે. ) ચાલો હવે બહું થયું. ધરાઇ ધરાઇને ગામ, અને ખેતરો જોજો અને જે પૂછવું હોય તે પૂછજો."

સુશીલાઃ "તમે બધુંજ ઓળખો છો ?"

રમણઃ " ખેતરોમાં ફરીએ એટલે ખેતરોમાં ઉગતા ઝાડવાઓ તો ઓળખીયે ને ? તમે જેમ શહેરી વસ્તુઓના નામ જાણો તેમ. ચાલો, હવે જમીએ. સાંજે ફરવા જઇશું."

[ જમ્યા પછી સાંજે ફરવા નીકળે છે. ]

રમણઃ " આજે તો આપણે સીધે રસ્તેજ ફરી. એક ગોળ ચક્કર મારી કલાકમા ઘેર પાછા આવીશું. તમો શહેરનાંને થાક વધારે લાગે. ધૂળમાં ચાલવાથી ઘાંટા પણ બેસી જાય."

સુશીલાઃ ( આગળ જતાં કોશનો અવાજ સાભળતા. ) " રમણ ભાઇ, આ શાનો અવાજ સંભળાય છે ?"

રમણ " જુઓ આ નયુકાકાની વાડી છે. આપણે સવારમા ચહા પીવા ગયા હતા તે. તેમા શિયાળુ પાક થાય છે શિયાળામા વરસાદ ન હોય તે વખતે કુવામાંથી પાણી કાઢે છે એ પાણી કાઢવાના સાધનને કોશ કહે છે. "

રમેશ " કોશ ? એ કેવા હોય ? "

સુશીલા " પાણી એટલું બધું કેવી રીતે નીકળે કે જેથી આખા ખેતરમાં ફરી વળે ? "

રમણ "ચાલો, કૂવા ઉપર જઈ તમને બધું દેખાડું. (કૂવા પાસે.) જુવો આ કૂવો તેના ઉપર લાકડા ગોઠવી જેના ઉપર આ ચક્કર (ચાકડો) રાખ્યો છે તેને મંડાણ કહે છે. અને આ મોટા દોરડાને વરી કહે છે. અને આ પાણી ભરી જે કોથળી આવી તેને કોશ કહે છે "

સુશીલા " કોશ તો ચામડાનો છે પણ આવું મોટું ચામડું ક્યાથી લાવે ? આ તો સાધેલું નથી, આખું છે, આ વરી શાની બનાવેલી હશે ? "

રમણ " એ ચામડું બળદનું અગર ભેંસનું હોય છે. એને તે મરી ગયા પછી માસ વિગેરે કાઢી નાખી જેમ જોડા માટે ચામડું સાફીને સાફ થાય છે, તેમ કરવામાં આવે છે. અને વરત પણ એજ જાનવરોના ચામડાની બનાવેલી હોય છે જો સુતરની રાખે તો વહેલી ઘસાઈ જાય અને ખર્ચ વધારે થાય. કોશ ચલાવનારને કોશીઆ કહે છે. "

રમેશ " કેમ, સુશીલા આવું કદી જોયું હતુ ? આપણે ત્યા તો નળમા પાણી ન આવે તો ? આ લોકો વરસાદની પણ દરકાર કરતા નથી. "

રમણ " એમ તે હોય. વરસાદ ન વરસે તો કૂવામાં પાણી ક્યાંથી આવે ? હવે કાંઈ પૂછવું છે ? ચાલો આગળ જઈએ."

રમેશ: "ના, ઠીક મઝા પડે છે. ચાલો આગળ. "

સુશીલા " ( આગળ જતાં ) અરે રમણભાઈ, આ ઝાડ તો અમે ઓળખીએ છીએ આ વડ છે. પેલો પિંપળો છે અને પેલી આમલી જણાય છે. પણ પેલું કયું ઝાડ છે ? જુઓ તો ખરા, ઉપર પીળા ઝીણા ફૂલ છે. અને આમલીના આકારના ધોળા ગાભરા જણાય છે ! "

રમણ " વાહ રે શહેરી લોક. તમે સવારમા ઉઠી દાતણ કરો છો કે નહિ ? એ તો બાવળ છે. જુઓ ચપ્પુ વડે એક દાતણ બનાવું " (દાતણ બનાવે છે )

સુશીલા "અરે-હો આ તો બાવળના દાતણ કહે છે તે મેં નહોતું ધાર્યું કે બાવળના દાતણના ઝાડ આટલા મોટા થતા હશે ! "

રમેશ "હું પણ એમજ વિચારતો."

રમણ: " ઠીક. જુઓ, આ વાડે શું જણાય છે ? "

રમેશ " ઊભા રહો હું લાવું ( તેમા લેતા ) અરે આને તો કાંટા છે. મને વાગ્યા, આ બેજ હાથમાં આવ્યા, આ ખવાય કે ? "

રમણ "હા એક તું ખા અને બીજું સુશીલા બ્હેનને આપ "

રમેશઃ "આ તો ખટ મધુરાં લાગે છે. સ્વાદ સારો છે. ઠળીયો ખવાય ?"

સુશીલાઃ "જો જે ખાતો; નહિ તો પેટમાં આવું કાંટાવાળુ ઝાડ ઉગશે અને મગનકાકાના પોપટની માફક તને ચૂંક આવશે. પોપટ એક વખતે બોરનો ઠળીયો ખાઇ ગયેલો તેથી તેના પેટમા બોરડી ઉગીને તેને કાયમની ચૂંક પેઠી !"

રમણઃ "ઠીક બહેન તમે પણ ઠીક કરી. આના ઠળીયા તો ખવાય; પણ કઠણ હોય છે તેથી ન ચવાય તો કાઢી નાખજો. હું એવા બીજાં થોડા લાવું છું."

સુશીલાઃ "રમણભાઈ, નથી ખાવાં એ. એનું નામ શું ? લેવા જતાં તમારા હાથમાં કાટા વાગશે. જવા દોને."

રમેશઃ "ના, ના, થોડા સાચવીને લાવ. ખાવાની મઝા પડે છે."

રમણઃ "એનું નામ કંથાર છે. અને આ કંથારા કહેવાય અમને ટેવ પડી એટલે સાચવીને લેતા કાટા ન વાગે. (થોડાં વીણી બેઉને આપે છે.) ચાલો, હવે બહુ ફર્યાં. એમ તો હજી બહુ જ જોવાનું તમને મળશે. કાલે ઉંધીયું કરવાનું છે" (ઘેર જાય છે)

[ બીજે દિવસે ખેતરમા ]

રમણઃ "જુઓ, આ અમારૂં ખેતર છે. એમા ચાર ભાગ પાડેલા છે એકમા બટાટા છે."

સુશીલાઃ "બટાટા કયા ઝાડ ઉપર છે?"

રમણ "જુઓને ધીમે ધીમે હું સમજાવું છું. ઉતાવળ ના કરો. જામફળ અને દ્રાક્ષ માફક બટાટા ઝાડ કે વેલા ઉપર લટકતા નથી. જુઓ, આ રોપો. રોપો એટલે છોડવો જમીનની અન્દર બટાટા થાય. ઉપર ફક્ત છોડવો જ, તેને વાકળી કહે છે. (ખોદીને બટાટો કાઢી દેખાડે છે.)"

રમેશઃ "ઓહો ! આ તો ખરૂં ! અમે તો ધારતા કે બટાટા ઝાડ ઉપર થતા હશે. જમીનમા બીજું શું શું થાય, રમણ ?"

રમણ. "બટાટાની જેમ સુરણ, ડુંગળી, રતાળું અને શકકરીયા પણ જમીનમાં જ થાય છે આ સાથેના ખેતરમાં ચણા છે. હજી નાના જ છે. તેયાર થવાને હજી વાર છે. ચણાનો ઓળો થાય છે."

સુશીલા "હા અમારી નિશાળ આગળ શિંગોડા વેચનારી માછણ લીલી ટોપીવાળા બાફ્યા જેવા સેકેલા ચણા વેચે છે. તે ઘણાજ સ્વાદવાળા હોય છે."

રમેશઃ "પણ આ ચણાનાં ઝાડ કેટલા મોટા થવાના ?"

રમણઃ "તું કૂદીને બીજી બાજુએ જાય એટલાં !"

રમેશઃ "બારમાસીનાં ફૂલના છોડ જેવડા."

રમણઃ "ના, ના. આ બટાટાની વાકળી જેવડાં."

સુશીલાઃ "હું તો એવાં ચારસાથે કૂદું."

રમેશઃ "તું તો કુતરાની બખોલો કૂદે તો આનો તો શો હિસાબ ?"

સુશીલાઃ "તને કોણે બોલાવ્યો હતો ! હું તો રમણભાઇને કહેતી'તી."

રમણઃ "ઠીક. જુઓ હવે મોડુ થાય છે. આ સાથેના ખેતરમા બધું પરચુરણ છે."

રમેશ. "શું શું છે ?"

રમણઃ "તેમા કપાસ, તલ અને મઠ છે. કપાસનું રૂ થાય છે. તે તો તમે જોયુંજ હશે. જુઓ, આ ગોળ ગોળ લીલાં

કપાસના જીંડવાં છે જેમ તાપ પડશે તેમ તેમ તે ફૂટશે. અને અન્દરથી રૂ નિકળશે. તેને કાલા કહે છે એ કાલા ભેગા કરી અન્દરથી રૂ રૂ જુદું કઢાય છે તેનો ઢગ થાય. કપાસમાથી કપાસીઆ નીકળે. તે કપાસના બી. સુકાઇ ગયેલા રૂ વગરના જીંડવાને કાલા કહે છે. કાલા અને કપાસીયા બન્ને ઢોરો ને ખવરાવવામા આવે છે. ”

સુશીલા· "એક દિવસ મે બાપુને વાત કરતા સાંભળ્યા હતા કે કપાસીઆનુ તેલ પણ નીકળે છે કેમ રમણભાઇ ? ”

રમણઃ "હા. વળી કપાસ હિન્દુસ્તાનનુ ઢાકણ છે. ”

રમેશ· " કપાસમાથી સુતર અને સુતર ને તાતણે સ્વરાજ્ય."

સુશીલાઃ " ઠીક પણ તલ કયા છે ? એ તો જણાતાએ નથી ? ”

રમણઃ "આ પાતળા પીળા ફુલવાળા સાઠા જુઓ તેની વચમા વચમા આ લંબચોરસ જીંડવા છે. તે સુકાય અને તેને ઝુડે ત્યારે અન્દરથી તલ નિકળે. ઘાચી લોક તલને ઘાણીમા પીલી તેલ કાઢે છે ”

[ ઉંધીયુ તૈયાર થયાથી નોકર બોલાવે છે ]

રમણ " ચાલો, હવે આપણે ઉંધીયું ખાવા જઇએ. એ તો બાફેલું શાક ! જેમ તેમ કરી ખાજો ”

રમેશઃ " ચાલો નહિતર ઠંડું નહિ ભાવે ઉન્હું ઉન્હું ઠીક પડશે. ”

સુશીલાઃ ચાલો એની પણ મઝા જોઇએ. રમણભાઇ, આ બધુ મને અજાયબ લાગ્યું આ બધી વાતો હું મારી બ્હેનપણીઓને કહીશ અને ફરી આવી શું ત્યારે લીલીને પણ લાવીશ

રમણ " ચાલો પાટલા નથી આ શેત્રંજી ઉપર બેસવાનું છે. બેસો ”

( બધુ પીરસાય છે, બન્ને જણ બેસે છે. સાથે રમણ પણ બેસે છે )

રમણઃ " હવે શરૂ કરો. જે ભાવે તે ખાઓ. ના ભાવે તે નહિ. જે જોઇએ તે માગજો. ”

( ખાવાનુ શરૂ કરે છે )

સુશીલા "આ બટાટામા શું શું ભર્યું છે ? ઘણાજ સ્વાદવાળા છે આ વાટકીઓમા શું છે ? ”

રમેશ " એ તો ખરી. બટાટામા મસાલો ભર્યો છે. કેવા મઝાના લાગે છે. આ શાક ના કહેવાય ! વળી વેંગણ પણ ઝીણા ઝીણા કેવા મઝાના છે. ખાખા કરૂ એમ થાય છે ! ”

રમણઃ " એ તો અમો ગામડીઆનું ગામડીયુ ખાણું. મીઠું બીઠું જોઇતુ કરતું માગજો બ્હેન, એક વાટકીમા તેલ છે અને બીજીમા ખાટીયુ છે. ”

સુશીલા· "આ શકકરીયા એમને એમ પણ ગળ્યા લાગે છે તેનુ શું કારણ ?"

રમણ· " એ તો એને બાફ્યા તેથી. કચરાના દેવતાને ભરહાડ કહે છે ભરહાડમા બાફવાથી સ્વાદ જતો નથી. શકકરીયાં આ ખાટીયામા બોળીને ખાજો ”

રમેશઃ " આ ખાટીયુ શાનુ છે ?"

રમણ " એ તો ફુદીના મીઠા, મરચા અને જીરાવાળું આમલીનું પાણી છે ”

સુશીલા· " અરે આમાં પણ ઘણેજ

સ્વાદ છે હું ખાઈ ખાઈને ધરાઈ ગઈ હવે શું ખાવું સમજાતું નથી ! હવે ઉઠું છું ”

રમણ “ બેશો બ્હેન આ એક બાકીની વાનગી આવી ”

રમેશઃ “ વળી વાણુ એ શું ? હવે ભૂખ નથી. પેટમા જગા નથી. ”

રમણઃ “ એ તો પાપડી છે. એનો સ્વાદ તો જુઓ ( પીરસે છે. )

સુશીલાઃ “ ( ચાખીને ) વળી આની વાત ઓરજ છે. ( થોડી ખાધા પછી ) હવે હું ઉઠીશ. ”

રમેશઃ “હુ પણ ઉઠીશ આટલું બધું મે ઘેર પણ કોઈ દિવસ ખાધું નથી. ”

રમણ “ આવ્યા તો કેવી મઝા પડી ગામ જોવાયું, ખેતર જોવામા, આમ દર સાલ આવજો. ”

[ ખેતરમાંથી પરવારી ઘેર આવી વાતે વળગે છે. બીજે દિવસે સવારે રમણ તેમને ગાડીએ વળાવવા આવે છે આનન્દમાં જુદાં પડે છે અને સામ સામાં આમંત્રણ આપે છે ]

શાન્તિલાલ બાળાશંકર વ્યાસ

—o—

## બેનડીનાં હાસ

બેનડીનાં હાસ મારી બેનડીનાં હાસ,
ઘરને આંગણિયે ખીલ્યાં બેનડીનાં હાસ.

તારકની જ્યોત જેવાં,
રેશમની પોત જેવાં,
ઉરને ઉજાળતાં એવાં બેનડીનાં હાસ,
ઘરને આંગણિયે ખીલ્યાં બેનડીનાં હાસ.

ચાંદાની છાય જેવાં,
સજ્જનની સ્હાય જેવાં,
સૂકા સંસારે ખીલ્યાં બેનડીનાં હાસ,
કોના હૈયે ના માણી એહની મીઠાશ ?
બેનડીનાં હાસ મારી બેનડીનાં હાસ,
ઘરને આંગણિયે ખીલ્યા બેનડીનાં હાસ.

ચંપકલાલ દાહ્યાભાઈ વ્યાસ



# મધમાખીઓનું શહેર

બાળકો, કોઈ પરી તમને ત્રણ વરદાન આપે તો તમે શું માગો ? હું ધારૂં છું કે તમે આરોગ્ય, ધન અને ડહાપણ માગશો. જો આપણે શરીરે તંદુરસ્ત ન હોઈએ તો જીવન બરાબર ન ભોગવી શકીએ આ કારણથી તમે સૌથી પ્રથમ તંદુરસ્તી ની માગણી કરશો. પણ આપણે ગમે એટલા તંદુરસ્ત હોઈએ અને આપણી પાસે દોલત ન હોય તો આપણે જીવનની જરૂરીઆતો જે ધન ખર્ચવાથી મળી શકે છે તે ન મેળવી શકીએ અને તેથી જીવન બરાબર ન જીવી શકીએ માટે તમે બીજું વચન દોલત અગર ધન માટે માગશો. વળી આપણે ગમે એટલા ધનવાન અને નીરોગી હોઈએ પણ જો આપણે ડાહ્યા ન હોઈએ તો એ ધન અને તંદુરસ્તી અયોગ્ય રીતે વેડફી નાખીએ. માટે ત્રીજી માગણી આપણે ડહાપણની કરીશું. આમ હું ધારૂં છું કે પરી પાસે તમને તંદુરસ્તી, ધન અને ડહાપણની માગણી કરશો

હવે વિચારો કે મધમાખી કેવી ધનવાન, ડાહી અને નીરોગી છે. ખરેખર મધમાખી તંદુરસ્ત છે કારણકે આખો દિવસ તે સૂર્યના પ્રકાશમા અને ચોક્ખી હવામાં ફરે છે. સૂર્યના પ્રકાશમાં અને સ્વચ્છ હવામા ફરનાર કોણ તંદુરસ્ત ન હોય ? સાથે સાથે મધમાખી દોલતવાન છે. કારણ કે શિયાળાની ઋતુ માટે એ ખૂબ સંગ્રહ કરી શકે છે કારણકે એ વખતે મધ ચૂસવા માટે એને ફૂલો મળતા નથી એ ડાહી છે કારણકે પ્રથમથીજ શિયાળાની ઋતુ માટે ખોરાકનો પુરતો સંગ્રહ કરી રાખે છે. કવિયો અને શિક્ષકો ઘણીવાર આપણને મધમાખીના ડહાપણ તરફ જોવા અને એમના જેવા ડાહ્યા થવા માટે કહે છે, પરન્તુ જ્યારે તમે મધમાખી વિષે વધુ વાંચશો ત્યારે તમે જાણશો કે મધમાખીઓ કવિયો કહે છે એટલી બધી ડાહી નથી. કવિયો કોઈવાર પોતાના કથનમા સાચા નથી હોતા. આપણે મધમાખીનું જીવન તપાસીએ અને તેઓ ડાહી, ધનવાન અને તંદુરસ્ત છે કે નહિ તે જોઈએ.

તમે જાણો છો કે મધમાખીઓ મધપુડામા રહે છે. મધપુડો એકાદ શહેર જેવો હોય છે. એક મધપુડામા વીસથી ત્રીસ હજાર માખીઓ હોય છે. એકાદ શહેરમાં વીસથી ત્રીસ હજાર માણસો હોય છે. આથી મધપુડો એક નાના શહેર જેવો હોય છે. પરન્તુ નવાઇ જેવું એ છે કે શહેરમા મા, બાપ, બાળકો વગેરે ઘણાં કુટુંબો હોય છે. જ્યારે મધપુડામાં

એકજ **માતા** હોય છે, તેથી મધપુડામાં રહેતા નર અને માદાઓ ભાઇઓ અને બ્હેનો જેવાં હોય છે. એ માતાને **મધપુડાની મહારાણી** કહેવામાં આવે છે બીજી માદાઓની માફક મહારાણી કદી કામ કરતી નથી. તે પોતાની જાતે ખાતી પણ નથી. મધપુડામાં ઘણી માદાઓ હોય છે કે જેની ફરજ રાણીને ખવડાવવાની હોય છે તેઓ રાણીના મોમાં ખોરાક મૂકે છે. રાણીની ફકત એકજ ફરજ છે અને તે ઇંડા મૂકવાનીજ. એના પેટમાં લગભગ ૧૨૦૦ ઈંડા હોય છે રાણી પોતાનું આખું જીવન ઈંડા મૂકવાની એકજ ફરજમા ગાળી નાખે છે.

મધમાખીઓના શહેરમાં લગભગ ૮૦૦ નર માખીઓ હોય છે. નર માખી માદા કરતાં મોટી હોય છે અને એમના માથા ઉપર મોટી પાસે પાસે જડેલી આંખો હોય છે. આ આઠસો નર માખીઓ બહુજ આળસુ હોય છે. એમનું મુખ્ય કામ ખાવા પીવાનું અને સૂઇ રહેવાનું હોય છે. એ બહુજ આળસુ હોય છે અને એમના જીવનનો અંત બહુજ ખરાબ રીતે આવે છે તે વિષે હું તમને આગળ કહીશ

એક મધપુડામા લગભગ વીસ હજાર કરતા વધારે માદાઓ હોય છે. કેવુ વિચિત્ર શહેર ! વીસ હજાર માદા અને ફક્ત આઠસો નર માખીઓ એટલે દર પચીસ માદાએ એકજ નર ! આ બધી કામ કરનારી માખીઓને ‘ કામદાર ’ કહેવામાં આવે છે. આ કામદાર માખીઓ કદી ઈંડાં મૂકતી નથી ફક્ત મહારાણીજ ઈંડા મૂકે છે. તેઓ બહુ મહેનતનું હોય છે કારણ કે એમને બહુજ કામ કરવું પડે છે. **નાની કામદાર માખીઓ** બહારથી મધપુડામાં ખોરાક લાવે છે. તેઓ ફૂલોમાથી ખાંડ લાવે છે અને પોતાના શરીરમાં એને રાખે છે તેઓ મધપુડામાં સ્વચ્છ પિળાશ પડતો પ્રવાહી સઘરે છે. મધમાખીઓનો ખોરાક શું તે તમે જાણતા હશો. નહિ વારૂ ? તમે કદી એ જાતે ચાખ્યો છે ? એને આપણે મધ કહીએ છીએ.

કામદાર માખીઓને બીજું કામ પણ કરવાનું, હોય છે. તેઓને મીણ બનાવવાનું હોય છે અને એ મીણમાથી મધપુડાનાં ખાનાં બનાવવામા આવે છે. મધમાખીના શરીરમાં આઠ ભાગ હોય છે અને એ ભાગોમાં મીણ બને છે. આ બધા સાથે કામ કરતા નથી પણ એક મધમાખી બહુ જ થોડું મીણ બનાવે છે. અને તેથી ખાનાંઓની દિવાલો પાતળામા પાતળા કાગળ જેવી હોય છે. દરેક ખાનાને છ દિવાલ હોય છે અને એ છ દિવાલની આજુબાજુ છ ખાનાંઓ વળ ગાડેલા હોય છે. મોટી કામદાર માખીઓનું મુખ્ય કામ મધપુડામાં રહીને જ કરવાનું હોય છે. તેઓ રાણીને ઇંડા મૂકવાની જગ્યા સાફસૂફ રાખે છે અને જ્યારે ઇંડામાથી બાળ મધમાખીઓ જન્મે છે તેમને ખોરાક ખવડાવે છે. તેઓ રાણીને પણ ખોરાક ખવડાવે છે. આમ તેઓ પણ બહુ જ કામગરી હોય છે.

અલબત્ત, ઉનાળાની ઋતુમા માખીઓને ઘણું સખત કામ કરવું પડે છે. કારણ કે શિયાળામાં તેમનાથી કામ થઇ શકતુ નથી. જ્યારે વસન્ત ઋતુ બેસે છે ત્યારે ઇંડાઓમાંથી બચ્ચાં જન્મે છે. આ બચ્ચાંઓમા કેટલીક રાણીઓ જન્મેલી હોય છે. જ્યારે મહારાણીને આ ખબર પડે છે ત્યારે તે બહુ જ ગુસ્સે થાય છે અને બાળરાણીઓને મારી નાખવાનો પ્રયત્ન કરે છે આખરે ક્રોધમાંને ક્રોધમા મહારાણી એ શહેરનો ત્યાગ કરે છે :એની સાથે બીજી કામદાર માખીઓ પણ જવાનો વિચાર કરે છે. છેવટે મહારાણી અને કામદાર માખીઓ મધપુડામાંથી ઉડી જાય છે અને બીજુ નવું શહેર વસાવે છે. કેટલીક કામદાર માખીઓ જુના મધપુડામાજ રહે છે જુના મધપુડામાં રહેલી બાળરાણીઓ એક બીજા સાથે લડે છે અને છેવટે સહુથી બળવાન એકલી રહે છે અને એ મધપુડાની નવી મહારાણી બને છે. પણ છેવટે નર માખીઓનું શું થાય છે એ તમે જાણો છો ? એ સાંભળશો ત્યારે તમને નવાઇ લાગશે કોઇક દિવસ તમે ધ્યાનથી જોશો તો મધપુડામા ગંભીર ગણગણાટ સાભળશો. એકદમ બધી માદાઓ નર માખીઓ ઉપર તુટી પડે છે અને આડચોએ નરોને મારી નાખે છે; અને છેવટે એમના મડદાઓને મધપુડાની બહાર ફેંકી દેવામાં આવે છે. વીંછીઓની બાબતમા પણ આમજ હોય છે એ તમે જાણતા હશો. બધી નર માખીઓનો નાશ એકજ દિવસે થાય છે પણ માદાઓ તો દરરોજ મરતી હોય છે. એક મધમાખી બહુ તો કોઢથી બે માસ જીવે છે. બહુ સખત કામથી માદાઓ થાકી જાય છે અને એ થાકથી તેઓ મરણ પામે છે.

મધમાખીઓ ધનવાન છે કારણ કે તેઓ ખોરાકનો સંગ્રહ કરે છે પરન્તુ તેઓ નીરોગી નથી કારણ કે નર માખીઓ આળસુ જીવન ગાળે છે. તેઓ કામ કર્યા વગર આનંદ ભોગવે છે અને કામ વગરનો આનંદ ખરો આનંદ નથી. છેવટે તેઓ કમોતે મરે છે. માદાઓ એકલું મહેનતનું જીવન જીવે છે અને આનંદ શું તે તેઓ જાણતી નથી. છેવટે તેઓ ઘસાઇને મરણ પામે છે. મધમાખીઓનું શહેર મોટું અને સમૃદ્ધ છે. પરન્તુ તે બહુ દુખી હોય છે. તમે મધમાખીના શહેર વિષે વાચ્યું. હવે વળી કોઇક વાર આપણે કીડીઓના શહેર વિષે વાત કરીશુ.

ગિરિજાપ્રસાદ ભવાનીશંકર ઓઝા
બી. એ.

---o---



# ખજુરીનું ઝાડ

સહરા નામનુ મોટું રણ છે. ત્યાં છુટાછવાયા આરબ લોકો પંદર વીશની ટોળીમાં રહે છે. ટોળીનો એક ઉપરી હોય છે. એક ટોળીના ઉપરીનું નામ અલીઅહમદ હતું. તે બહુ ભલો હતો. તેને ઝુલેકા નામની છોકરી હતી. ઝુલેકા રૂપાળી હતી. બદામના આકારની તેની આંખો સુંદર હતી. તે આનદી અને દયાળુ હતી. ત્યાં રહેતા બધા આરબ લોકો તેના ઉપર માયા રાખતા. બધા તેને પોતાના બાળકની પેઠે બોલાવતા.

એક સાંજના સૂરજ આથમતો હતો, આકાશ લાલ લાલ થઇ ગયું હતું. અલી અહમદ વાળુ કરતો હતો. ઝુલેકા બહાર રમતી હતી. દૂર રેતીના ઢગ ઉઠતા દેખાયા. દોડતું ઉંટ આવતું હોય એવું દેખાયુ.

"બાપા, બાપા, પણે જુઓ. કોક સ્વાર આવતો જણાય છે," ઝુલેકા ઝુંપડીમાં જઇ અહમદને કહેવા લાગી.

અહમદ ખાવાનું પડતું મૂકી ઉઠયો. આરબ લોકો પરોણાગત કરવામાં બહુ વિવેકી હોય છે અતિથિના જમ્યા વગર તેઓ ખાતા નથી. તે ઝુંપડાની બહાર આવ્યો. આંખ ઉપર હાથ મૂકી તેણે નજર નાંખી, "હા. હા. દોડતું ઉંટ આવે છે ખરૂં."

ઝુલેકા અને અહમદ વાતો કરતાં ઉભાં. એટલામાં ઉંટ આવી પહોંચ્યું. સ્વારે ઉંટને ઝુંપડા પાસે ઝુકાયું. તે નીચે ઉતર્યો. અહમદને જોઇ તેણે કુરનીશ બજાવી. અહમદે પણ તેને સલામ કરી.

"અહમદ સાહેબ, કાલે શેખસાહેબ આ રસ્તેથી જનાર છે. આ સમાચાર કહેવા મને આગળથી મોકલ્યો છે." સ્વાર બોલ્યો. આરબ લોકોના ધર્મગુરૂ શેખ સાહેબ કહેવાય છે. આરબ લોકો ધર્મગુરૂને પયગમ્બર સમાન ગણે છે. તેમને બહુજ માન આપે છે.

"ભલે આવે. શેખ સાહેબ ભલે આવે મારી ઝુંપડી પવિત્ર થશે." અહમદ ખુશ થતો બોલ્યો.

પછી સ્વારને લઇ અહમદ ઝુંપડીમાં ગયો. ત્યાં સ્વારને ખાવા પીરસ્યું. ઘેટાનું માંસ અને ઉંટડીનુ દૂધ આરબ લોકો

રણમા રહે છે. રણમાં અનાજ પાકતું નથી. રણના રહેનારાઓ આવોજ ખોરાક ખાય છે

શેખ સાહેબની પધરામણીના સમાચાર ઝુલેકા બીજા આરબોને કહી આવી ત્યાં એક ઘરડી સ્ત્રી રહેતી હતી તેનું કોઈ સગું વહાલું ન હતું તદન ગરીબ હતી ઝુલેકા આ ડોશીને ખાવાનુ આપી આવતી હતી

શેખ સાહેબને પગે લાગી આરબ લોકો તેમને કઈક ભેટ આપે છે. આ ડોશી પાસે એક નાનું ઉંટ હતું તે થોડાકજ દિવસ ઉપર મરી ગયુ હતું ડોશી પાસે કશું પણ શેખ સાહેબને ભેટ આપવા લાયક ન હતુ આથી ડોશી મુંઝાવા લાગી. નિસાસા નાખવા લાગી તે ઘડીમા રડે તો ઘડીમા અલ્લાની બંદગી કરે. ખાલી હાથે ધર્મગુરૂને પ્રણામ કરવા જવાતું ન હતું.

રાત પડી ગઇ હતી. બધાં ઉંઘી ગયા હતા. ઉંટ પણ જંપી ગયા હતા પણ ડોશીને ઉઘ નહોતી આવતી

તે ઝુંપડીની બહાર નીકળી. સુસવાટા કરતો પવન વાતો હતો. આકાશમા ચંદ્રમા ઉગ્યા હતા, તેમના તેજથી બધે ધોળું દૂધ જેવું થઇ ગયું હતુ. પશ્ચિમ દિશામાં એક તારો ચમક ચમક થયા કરતો હતો. આરબ લોકો આ તારાને દેવદુત માને છે. ડોસી તારા ભણી જોવા લાગી. તેની બંદગી કરવા લાગી ને રડવા લાગી તે તો આવી રીતે બે ત્રણ કલાક રેતીમા બેસી રહી. એટલામાં ઝબઝબ કરતો પ્રકાશ આવ્યો બધે તેજ તેજ થઇ રહ્યુ. ડોશીની તો આંખો અંજાઇ ગઇ. થોડીવાર પછી તેણે આંખો ઉઘાડી. તેની સામે દેવદુત ઉભો હતો. તે હસતો હતો.

“ માજી કેમ રડો છો ? ” દેવદુતે દયાળુ અવાજે પૂછયું.

“ કાલે શેખ સાહેબ આવવાના છે મારી પાસે કશું પણ તેમને ભેટ આપવા લાયક નથી. મારાથી તેમને પગે શી રીતે લગાશે ? મારૂ ઊંટ પણ મરી ગયું ” ડોશી ગળગળી થઈ ગઇ.

“ અહોહો એજ કેની ! કાલે સવારે આજ જગ્યાએ એક ઝાડ ઉગશે. આ ઝાડ તેમને ભેટ ધરજે ને પગે લાગજે. ”

આમ કહી દેવદુત અદ્દશ્ય થઇ ગયો. આનદ પામતી ડોશી ઝુપડીમા જઈ સૂઇ ગઇ

સવાર થઇ. સૂરજ બાપા ઉદયા.

આજે ડોશીનો હરખ માતો ન હતો. ધર્મગુરૂને પગે લગાશે, સુંદર ઝાડ ભેટ અપાશે. આ વિચારો તેને ખુશ કરતા હતા. તે ઝાડ જોવા ગઇ દેવદુત ઉભો હતો તેજ જગ્યાએ અત્યારે સુંદર ઝાડ ઉભું હતુ. તેને લાબા લાબા પાન હતા. ને સુંદર લલચાવે તેવા લાલ ફળ હતાં. આવુ ઝાડ રણમાં કદી પહેલા હતુંજ નહી કોઇ આરબે જોયુજ નહતુ

ડોશી તો ગાંડા જેવી થઇ ગઇ. અહમદ પાસે તે દોડી ગઇ. "ઝાડ! ઝાડ! સુંદર ઝાડ! કેવાં સરસ ફળ છે. ચાલો બતાવું."

પહેલાં તો અહમદે સાચું ના માન્યું. તેણે ધાર્યું કે ડોશી ગાંડી થઇ ગઇ છે. છેવટે તે ડોશીની પાસે ઝાડ આગળ ગયો. તેના ફળ ખાધાં. ફળ કેવા મીઠાં! કેવાં મધુર! બહુજ સરસ! અહમદ ઝાડ અને ફળ જોઇ ખુશ ખુશ થઇ ગયો.

એટલામા બપોર થયા. શેખ સાહેબ આવી પહોચ્યા. તેમને અહમદે ઉતારો આપ્યો. બધા આરબો અને સ્ત્રીઓ તેમના દર્શને આવ્યાં. કોઇએ ઉંટ આપ્યું. તો કોકે સાલ આપી. કોકે પાઘડી પણ ભેટમાં આપી. બધાયે અવનવી ભેટ આપી, અને પગે લાગ્યા. છેલ્લો ગરીબ ડોશીનો વારો આવ્યો. તે પગે લાગી. અને બોલી.

"બાપજી, ગરીબ છું. મારી ગરીબ ભેટ સ્વીકારશો. પણે રણમા ઝાડ ઉગ્યું છે તે મારી ભેટ છે."

શેખસાહેબ ઝાડ શબ્દ સાંભળી નવાઇ પામ્યા. તેમણે ડોશીને પૂછ્યું. "આ રણમાં વળી ઝાડ કયાંથી?"

ડોશીએ પોતાની બધી વાત કહી.

શેખસાહેબ ખુશ થયા. બીજા આરબો ડોશીને પગે લાગવા મંડી પડયા.

શેખસાહેબ ને આરબો ઝાડ પાસે ગયા. તેના છાંયડામાં બેઠા.

શેખસાહેબ બોલ્યા "ડોશીની સાચી ભક્તિનું આ ફળ છે. આ ઝાડ રણમાં ઠેર ઠેર થશે. એનું નામ ખજુરી પાડુ છું. તેના ફળને ખજુર કહેજો."

તે દિવસથી રણમાં ખજુરીનાં ઝાડ ઉગ્યા. પહેલાં ખજુરીનાં ઝાડ રણમાં હતાં જ નહી.

ઉજ્જડ રણમાં ખજુરીનું ઝાડ એકલા મુસાફરને અમૃત સમાન છે. રણમા રહેનારને ખજુરીનું ઝાડ ત્રણ વસ્તુઓ પુરી પાડે છે.

એક તો ખોરાક.

બીજો છાયડો

અને ત્રીજું:

તેના પાદડાના રેસામાથી કપડાં.

શિવપ્રસાદ ત્રિવેદી



# બાપથી સવાયો બેટો

શેરીમાં છોકરાંઓ રમી રહ્યા હતા, ત્યા એક ગરીબડો છોકરો પણ તે છોકરાં રમતા હતા હતા તેની સાથે રમવા ગયો પણ છોકરાંએ તેને હડસેલી કાઢયો અને કહ્યુ " તને નહિ રમાડીએ જા. તું બાપ વિનાનો છે " તે બિચારો એક બાજુ જઇને એક ઓટલા ઉપર બેઠો પણ ત્યા પણ છોકરા બધાં નાચતા નાચતા આવ્યા અને તેને ખીજવવા માડયા કે " આ છોકરો બાપ વિનાનો " આ છોકરો બાપ વીનાનો હમેશા તે બધા છોકરા આ બિચારા ગરીબ છોકરાને તેવી રીતે ખીજવે અને તે છોકરો રોઇને બેસી રહેતો અને મનમા વિચાર કરતો કે ત્યારે શું બધા છોકરાને બાપ છે ને મારે નથી ? એક દિવસ તો તેને બધા છોકરાએ ભેળા થઇ ખૂબ ખીજવ્યો. રોજરોજ તેને ખીજવે તે હવે તેનાથી પણ ખમાયું નહિ. તે તો ખૂબ ગુસ્સે થયો અને રોવા પણ લાગ્યો ને રોતો રોતો તેની માતા પાસે ગયો. તેની માતાએ તેના પુત્રની આખમા આસુ જોઇ તેને છાતી સરસો ચાપ્યો અને ઘણુજ વહાલથી પૂછ્યું, " બેટા, શુ થયુ ? કોઇએ તને માર્યો કે ગાળ દીધી ? " પણ જેમ જેમ તેની મા તેને વધારે પુછવા લાગી તેમ તેમ તે વધારે રોવા લાગ્યો અને બોલ્યો, " મા, હુ જયારે રોજ શેરીમા રમવા જાઉ છું ત્યારે મને બધા છોકરા ભેળા થઇ " આ છોકરો બાપ વિનાનો છે " તેમ રોજ દિ ખીજવે છે, બોલ જલદી બોલ, બધાં છોકરાને બાપ છે ને મારે કેમ નથી ? જો મારે પણ બાપ છે તો તે કયા છે ? હવે જ્યા સુધી હું બાપવાળો નહિ થાઉં ત્યાં સુધી મારે અન્નપાણી પણ હરામ છે "

તેના પુત્રના આવા વચનો સાંભળી તેની માતા પણ ઘણી જ ગળગળી થઇ ગઇ. તેના આખમા પણ અશ્રુ આવ્યા. તે જોઇ તે છોકરો વધારે વ્યાકુળ થયો અને બોલ્યો, " માતા, શા માટે રડે છે ! કહે મને જલદી કહે મારા બાપ કયા છે ! " તેની માતાએ તે છોકરાને કહ્યું, " ભાઇ સ્થિર થા. ઉતાવળો ન થા. તારે બાપ જરૂર છે તારા બાપ જેવો બાપ તો બીજા કોઇ છોકરાને નથી. તે તો ઘણાજ પરાક્રમી છે પણ હમણા તેને જેલમા પુર્યો છે " પોતાના બાપને જેલમા પૂર્યા છે તેવું સાભળી તે બોલ્યો " એવો કોણ દુષ્ટ છે કે જેણે મારા બાપને જેલમા પૂર્યા છે ? શા માટે પૂર્યા છે ! શો અપરાધ તેમનાથી થયો છે ? મને જલદી કહે હુ તેને જરૂર છોડાવી લાવીશ. "

પોતાના નાના છોકરાના શૂરવીરતાવાળા વચન સાભળી તેની મા ઘણીજ રાજી થઇ પણ સાથે દિલગીર પણ થઈ અને તે કહેવા લાગી " બેટા સાભળ. તે વાત ઘણી લાબી છે તું શાન્તિથી સાભળઃ—

અહીંથી ઘણે દૂર એક જનકપુરી કરીને મોટું શહેર છે. તેમા જનક નામનો રાજા રાજ્ય કરે છે. તેને એક દિવસે રાત્રે કંઇક સ્વપ્ન આવ્યું અને તેથી તેણે બીજે દિવસે સવારે આજુબાજુના તમામ પડિતો અને ઋષિમુનિઓને પોતાની રાજસભામાં તેડી મંગાયા અને એવો પ્રશ્ન કર્યો કે " આ સાચું કે તે સાચું ?" હવે આવા પ્રશ્નમાં કોણ સમજી શકે, તેના પ્રશ્નનો જવાબ કોઈજ પડિત કે ઋષિમુનિ ન દઈ શકયા અને તેથી તેને ઘણોજ ક્રોધ ચઢયો અને તેણે તુરતજ રાજસભામાં બેઠેલા તમામ પંડિતોને અને બ્રાહ્મણોને તેણે જેલમાં પુરી દીધા. તેમાં તારા પિતા પણ ગયેલા તે હજી સુધી પાછા ફર્યા નથી. ત્યારે તું તો ઘણોજ નાનો હતો અને આજ ઘણા વર્ષો થયાં તારા બાપ તો જેલમાં જ છે." તેની મા પાસેથી ઉપરની હકીકત જાણી તે નાનો છોકરો ઘણો જ ખીજાયો અને રાતો-પીળો થઇ ગયો. તે એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો, "બસ, હું આજજ જનકપુરી જઇશ અને તે દુષ્ટ રાજાની પાસેથી માહારા બાપને જરૂર છોડાવી લાવીશ."

તેની મા ઘણીજ ગળગળી થઇ ગઇ તેણે તેને એક ચુંબન લીધું અને બોલી " બેટા, તારા પિતાનો આજ ઘણાં વર્ષોથી ગયા છે પણ એક તું હતો એટલે હું મન વાળી બેસી રહેતી હવે તું પણ જવા તૈયાર થયો છે તો પછી હું કેમ જીવી શકીશ ? તું હજુ ગભરૂ નાનો બાળક છે. જે સવાલનો જવાબ તારા બાપ અને તેના જેવા બીજા હજારો પંડિતો અને ઋષિઓ ન દઈ શકયા તેનો જવાબ તું એક નાનો બાળક કયાથી દઇ શકશે મારૂં કહેવું તું માની જા અને નકામી હઠ રહેવાદે." તેની માએ તે છોકરાને ઘણો ઘણો સમજાવ્યો; પણ તેણે તો બસ હઠ જ લીધી કે મારે મારા બાપ જોઇયે. બધા છોકરાંને બાપ છે ને મારે કેમ નથી ?"

તે દિવસે કાઇ રેલગાડી કે ટ્રામ, ઘોડાગાડી મોટર કાઇજ ન હતું. તે તો બિચારો એકલો ચાલ્યો. જનકપુરી હીંડતાં હીંડતાં બિચારો થાકી પણ જતો ત્યારે તે રસ્તામા બેસી જતો. રાત્રી પડી જાય તો પણ રસ્તામાંજ સુઇ રહેતો. ભૂખ લાગે ત્યારે પણ રસ્તામા તેને વગડામાં ફળના ઝાડ આવતાં તેમાંથી તે ખાઇ લેતો અને નદીમાંથી પાણી પી લેતો રસ્તામાં ઘણાં દુઃખો સહન કરીને તે બીચારો માંડમાંડ જનકપુરી પહોચ્યો

તે તો ઘણોજ થાકી ગયો હતો. વળી તે નાના ગામડામાં રહેતો અને કદીપણ આવું મોટું શહેર જોયેલુ નહિ એટલે તે તો જનકપુરી ગામના દરવાજામાંજ બેસી ગયો. તે દિવસે તે ગામમા કાંઇક મોટો તહેવાર હતો એટલે રાજા હાથી ઉપર સોનાની અંબાડીમાં બેસી સવારીમા

ધામધુમથી નીકળ્યો હતો. સવારીને જોવા માટે આજુબાજુ હજારો માણસોની ભીડ જામી હતી. સવારીને જવાનો રસ્તો સાફ કરવા માટે સિપાઇઓ બન્ને બાજુ હટો હટો કરી માણસોને આઘા ખસેડતા હતા. સવારી દરવાજા લગભગ આવી ગઇ ત્યાં સિપાઇઓએ દરવાજાના રસ્તાની વચ્ચેજ એક નાના છોકરાને બેઠેલો જોયો. "એલા એ છોકરા, હટી જા રસ્તામાંથી. જોતો નથી રાજાજીની સવારી આવે છે તે ? હટ દૂર જા નહિ તો છુંદાઇ જશે." સિપાઇઓએ તે છોકરાને કહ્યું પણ પેલો છોકરો તો ત્યાંથી હઠેજ શાનો ? ત્યાં તો રકઝક થવા માંડી અને સવારી આગળના સિપાઇઓ ઉભા રહી જતા પાછળની બધી સવારી પણ ઉભી રહી ગઇ. " શું થયું ? શું થયુ ? સવારી કેમ ઉભી રહી ગઇ તેમ બધા વિચાર કરવા લાગ્યા. ત્યાંતો એક સીપાઇ રાજાજીના હાથી આગળ આવ્યો અને સલામ કરી બોલ્યો "મહારાજ, એક નાનો છોકરો કોઇ રસ્તાના વચમાં જ અડ્ડો લગાવી બેઠો છે અને ઉઠવાનું કહીએ છીએ તો કહે છે કે નહિ ઉઠું મારે રાજાજીને મળવુ છે." રાજાજીએ હુકમ કર્યો કે તેને મારી પાસે તેડી લાવો સિપાઇઓ તો ફરી તે છોકરા પાસે ગયા અને બોલ્યા "ચાલ, તને રાજાજીને મળવું છે તો રાજાજી તને બોલાવે છે." છોકરે જવાબ દીધો "રાજાજીને ગરજ હોય તો અહીં આવે. હું તો ઘણો જ થાકી ગયો છું. માટે મારાથી હવે જરાયે ત્હીંઠાય તેમ નથી. હુ તો અહીંથી હવે ઉઠવાનો જ નથી." સિપાઇએ ફરી રાજાજીને જઇને તે વાત કરી એટલે રાજાજી પોતે હાથી ઉપરથી નીચે ઉતરી તે છોકરો બેઠો હતો ત્યાં ગયા અને તેને જોઇ તેને પ્રણામ કર્યા અને બોલ્યા "મહારાજ, કયાંથી પધારો છો, શા માટે પધાર્યા છો."

તે છોકરાએ જવાબ દીધો "અરે દુષ્ટ રાજા, શું જાણતો નથી કે તે મારા બાપને આજ ઘણા વર્ષોથી જેલમાં પૂર્યા છે. હું તેને આજ છોડાવા આવ્યો છું. કહે તારો એવો તે કેવો પ્રશ્ન છે કે જેનો જવાબ મારા પિતા અને તેના જેવા બીજા હજારો પંડિતો ઋષિઓ પણ ન દઇ શકયા. બોલ સત્વર બોલ." રાજાએ હાથ જોડયા અને બોલ્યો, "મહારાજ ઉતાવળા ન થાવ. ખુશીથી આપ પધાર્યા પરંતુ મારી પ્રતિજ્ઞા છે કે જે માણસ મારા સવાલનો જવાબ આપે તેને મારૂં આખું રાજ્ય દઇ દઉં; પરંતુ જો તે મારા સવાલનો જવાબ ન દઇ શકે તો તેને જેલમાં પુરી દઉ, તમે હજુ બાળક છો. હજુ માતાનું ધાવણ પણ હજુ ધાવ્યા નથી, માટે તેવી નકામી જીદ રહેવા દયો અને આપ સુખેથી પાછા પધારો." પરંતુ તે છોકરે તો રાજાની શરત કબુલ રાખી. રાજાએ તુરતજ હુકમ કર્યો અને તે છોકરાને એક પાલખીમાં બેસાડી રાજ મહેલમાં ઘણીજ ધામધુમ અને માન સહિત લઇ ગયા.

આખા ગામમાં હાહાકાર થઇ ગયો કે "રાજાજીના સવાલનો જવાબ જે મોટા મોટા પંડિતો ને ઋષિમુનિઓ ન દઇ શકયા

હતી રાતે બધાંને આજે અગાશીમાં બેસીને જમવાનું હતું. આજે વળી શીરો પણ ખાવાનો હતો. કુસુમને શીરો બહુ ભાવતો. તેતો સાંઝથી જ તેની બાને પુછવા માંડી કે, " બા શીરો ક્યારે ખાવાનો ?" અને તેની મા કહેતી " બેટા હમણા રાત થશે. આજ તો આપણે અગાશીની ચાંદનીમા જમવાનુ છે."

રાત્રી થઈ. સૌ અગાશીમાં જમવા બેઠાં. થાળી પીરસાઇ કુસુમની માએ કુસુમને વધારે શીરો પીરસ્યો. કારણ તે તેને બહુ ભાવતો હતો. કુસુમ તો શીરો દેખીને અધીરી થઇ ગઇ અને ઝટ ખાઉં ઝટ ખાઉં કરવા માડી, પણ તેની માએ કહ્યું, બેટા કુસુમ, "ભાઇને પુછ. આજ ભાઇની બ્હેને ભાઇની રજા લઇને જમવું જોઇએ. " એટલે કુસુમ બોલીઃ—

પોષી પોષી પૂનેમડી,
અગાશીએ રાંધી ખીચડી,
ભાઇની બ્હેન જમે કે ન જમે ?

કનક તો કુસુમની સાથે ગઈ કાલનો જ રીસાયો હતો ! તેણે તો બીજમા જ કહ્યું કે "ન જમે." કુસુમ તો બિચારી ખસીયાણી પડી ગઇ. તેતો રીસાઇને ઝટ પીરસેલી થાળી ઉપરથી ઉઠી ગઇ અને જઇને ખાટલામા જમ્યા વગર જ સુઇ ગઇ. તેની માએ ઘણી ઘણી સમજાવી પણ તે તો એકની બે ન જ થઇ.

બીજે દિવસે સવારમાંથી કુસુમને તવ આવ્યો. દિવસે દિવસે તાવ વધવા લાગ્યો. કુસુમને તાવ આવતાં કનક પણ સાવ એકલો થઇ ગયો. તેનું મન પણ રમતમાં નહોતું લાગતું તે પણ કુસુમના ખાટલા આગળ આખો દિવસ બેસીજ રહેતો અને પૂછતો, "કુસુમબ્હેન, શીરો ખાવો છે?" આપુ ? પણ કુસુમ તો બિચારી તાવમા બેભાન હતી. તેતો કનકનું કહેવું સાંભળી પણ નહોતી શકતી. આખર કુસુમનો મંદવાડ વધ્યો અને તે ઉગતું ફૂલ સદાને માટે કરમાઇ ગયું.

બાર માસ વીતી ગયા. આજ પાછી તેજ પોષ માસની પૂર્ણિમા છે. ચન્દ્ર આકાશમાં પૂર્ણ કળાથી પ્રકાશી પોળી દૂધ જેવી ચાંદની જગત ઉપર પાથરી રહ્યો છે; પણ આજ નથી તે કુસુમ કે તેના દાદા. કનક બિચારો એકલો અટુલો અગાશીમાં ઉભો ઉભો ચાંદા તરફ તાકી રહ્યો છે અને જાણે કેમ તે ચાંદામાં કુસુમનાં પ્રતિમા ન જોતો હોય! ચાંદા તરફ જોઇ બકે છે કે તેમ તે"કુસુમ બ્હેન આવો, પાછા આવો મને તમારા વિના જરાએ ચેન નથી પડતું. હવે હું તમને કોઇદિ ના નહિ પાડુ. 'આજ તો આવો' ચાલો, તમને ખુબ શીરો ખાવા આપું, પણ સામે ચાંદામાં કુસુમ તેને જોઇ જાણે ખડખડાટ હસે છે અને કહે છે "કનકભાઇ, મને તો અહીં બહુજ મજા છે. હું તો રોજ રોજ શીરો ખાઉં છું. તમે મને તે દિવસે જમવાની ના પાડી અને મારી કટ્ટા કરી માટે હું તો તમારાથી સદાને માટે રીસાઇ છું."કનક બિચારો તે સાભળી અવાક બની ચાંદા તરફ અનિમેષ નેત્રે જોઇ રહે છે અને તેની બાને પૂછે છે કે "બા, કુસુમ ક્યાં ગઇ ?"

તનુમતી પદ્મલાલ વૈદ

—o—




'જાપાન' શબ્દ ચીની ભાષાના શબ્દ 'નિપોન' અથવા 'નિહોન' ઉપરથી બનેલો છે, ને તેનો અર્થ 'ઉગતા સૂરજનો દેશ' એવો થાય છે. ચીન કરતાં જાપાનમાં સૂર્ય વહેલો ઉગે છે, તેથી ચીના લોકોએ તેને ' ઉગતા સૂરજનો દેશ ' એવું નામ આપ્યું છે. જાપાનના વાવટા પર પણ સૂરજનું લાલ બિમ્બ ચિત્રેલું જોવામાં આવે છે

ત્યાંના વતનીઓને ' જાપાનીસ ' કહેવામાં આવે છે તેઓ કદે ઠીંગણા હોય છે, ને રંગે સાધારણ પીળાશ પડતા હોય છે

જાપાનમાં ધરતીકંપ બહુ થાય છે. ને તેથી ત્યાંના લોકો આપણાં ઘરો જેવાં ઘરો બાંધતા નથી, પણ વાંસ, હલકાં પાટિયાં અને કાગળનાં જાડાં પૂઠાંનાં ઘરો બાંધે છે.

જાપાનીસ લોકોના ઘરમાં બે દેવની મૂર્તિઓ તો જરૂર હોય જ એક ' મત્સ્ય દેવ ' ની, ને બીજી ' ઓદન દેવ 'ની મત્સ્યદેવના એક હાથમાં માછલાં પકડવાની જાળ હોય છે, ને બીજા હાથમાં માછલું હોય છે ઓદન એટલે ભાત ને ભાત ચોખાનો બને છે. ઓદનદેવ ચોખાના ઢગ પર બેઠેલા જોવામાં આવે છે ચોખા અને માછલાં એ જાપાનના વતનીઓનો મુખ્ય ખોરાક છે. માછલાં સિવાય બીજું માંસ જાપાનીસ ખાતા નથી. નવા વર્ષને દિવસે જાપાની લોકો એકમેકને મોટાં માછલાંઓ ભેટ મોકલાવે છે

જાપાનમાં દરેક ઘેર ચૂલો નથી હોતો તે જાણી ઘણાને આશ્ચર્ય થશે. જાપાનીસ લોકો બહુ કરકસરવાળા છે દરેક ઘેરથી બધો સમાન લઇ જઇ સાર્વજનિક ચૂલા પર અન્ન રાંધી લાવે છે આથી ખરચ બહુ ઓછો થાય છે

જાપાનીસ લોકોનો કેટલોક ભાગ માછલાં મારવાનો ધંધો કરે છે અને દર વર્ષે કરોડોની કિંમતના માછલાં પરદેશ ચડાવાય છે તેઓ બહુ ઉદ્યમી છે આખા એશિયા ખંડમાં આજે જાપાન જેવો આગળ પડતો દેશ બીજો નથી. ત્યાં અભણ લોક લોક પણ ઓછા જ જોવામાં આવે છે પુરૂષોની માફક સ્ત્રીઓ પણ ઉદ્યમી છે. ઘેર ફુરસદના વખતમાં ભરવા તથા ગૂંથવાના કામો કરે છે નાના રમકડાં અને શોભાચિત્રો બનાવવામાં જાપાનીસ સ્ત્રીઓ જગતમાં અજોડ ગણાય છે. ઘરના બધાં કપડાં સ્ત્રીઓ શીવે છે વેચાતાં શીવડાવવામાં આવતાં નથી.

જાપાનીસ લોકો બાગના અને ફૂલના બહુ શોખીન છે. જાપાનને કેટલાક પરદેશી મુસાફરો ' ફૂલનો દેશ ' કહી ગયા છે તે કાંઇ ખોટું નથી દરેક ઘરની બહાર એક નાનો બાગ તો હોય જ. શહેરથી દૂર કોઇ રમણીય સ્થળે જાપાની લોકોએ એવા સરસ ફૂલબાગ બનાવેલા છે કે જે જોવા દૂર દૂરથી લોકો ત્યાં જાય છે. આવા બાગોમાં બનાવટી ટેકરીઓ ઉભી કરે છે, ને તે ટેકરીમાંથી નદી



# નાનો જાદુગર

હું જ્યારે બાળક હતો ત્યારની આ વાત છે, જ્યારે બાળકમાં નકલ કરવાની વૃત્તિ ઓછે અથવા વધારે અંશે જોવામા આવે છે.

આગલે દિવસે અમે જાદુના ખેલ જોવા ગયા હતા. પ્રોફેસર વિનાકપાણિએ એક પ્રેક્ષક પાસેથી ઘડીઆળ માગી લીધું. તે ઘડીઆળ બધાને બતાવ્યા પછી પ્રોફેસરે તેને ખાંડણીમા નાખી, બધાના દેખતાજ ખાંડી નાખ્યું. ત્યાર પછી કેટલાક બીજા ખેલ કરી પેલુંજ ઘડીઆળ એક પેટીમાંથી સાજું બહાર કાઢી બતાવ્યું !

બીજો ખેલ પ્રોફેસરે ઈંડાના ફૂલ બનાવવાનો કર્યો. એક છોકરાના માથા પરથી ટોપી લઇ તેમાં એક ઈંડું નાખ્યું. પછી પોતાના હાથમાંની લાકડી ટોપી પર ફેરવી, અને તેમાંથી સુગંધિત ફૂલો કાઢી બતાવ્યાં. આ બધા ખેલ મને એટલા બધા સહેલા લાગ્યા કે મેં મારા મિત્રો સમક્ષ એ ખેલ કરી બતાવવાનો નિશ્ચય કર્યો

ખેલ જોઇ ઘેર આવ્યા પછી હું સૂતો. સવાર કયારે થાય, ને હું મારા મિત્રોને ઘડીઆળ ને ઈંડાંના ખેલો કરી બતાવું, એમ મને થવા લાગ્યું. કેમે કરી ઉંઘજ ન આવે. સવારના ચારેક વાગે આંખ મિચાઇ ગઇ.

અને એ યાદગાર દિવસનો સૂરજ ઉગ્યો. આજે હું **નાનો જાદુગર** બનવાનો હતો.

પેલા જાદુગર પાસે તો એક હાથ લાંબી, ને કાળી લાકડી હતી. એવી કાળી લાકડી કયાંથી મેળવવી એ વિચાર મને સુઝવી રહ્યો. આખરે ખૂબ વિચાર કરતાં મને યાદ આવ્યું કે ત્રાજવાને એવીજ દાંડી હોય છે. પણ દાંડી જો રમવા માગું તો તે બા વઢે. તેથી મેં ત્રાજવું એક બાજુએ લઈ જઇ, તેની દોરીઓ છરી વડે કાપી, ને તેની દાંડી કાઢી લીધી. ટોપી તો મારી પાસે હતી જ.

હવે ફક્ત ઘડીઆળ ને ઈંડુંજ મેળવવાં બાકી રહ્યાં. ઘડીઆળ તો બાપા પાસે હતું, અને તે દિવાનખાનામા ખીંટી પર લટકાવેલ હતું. ખેલ પૂરો થયા પછી ઘડીઆળ પાછું તેની જગ્યાએ મૂકી દેવાનો મેં ઠરાવ કર્યો. પણ ઇંડું કયાંથી લાવવું ?

અમારા ઘરથી થોડે દૂર એક મરાઠાને ત્યા મરઘીઓ હતી. મેં એને ત્યા જઇ એક ઇંડું માગ્યું. એણે ઈંડું તો મને આપ્યું; પણ આખી પોળમા તેણે

તો બાકી માર્યું કે 'દીનેશરાય દેસાઇનો છોકરો આજથી ઇંડા ખાતા શિખ્યો છે.' આ વાત મને પાછળથી ખબર પડેલી. જો મને પહેલેથીજ ખબર હોત કે એ મરઘીવાળો મરાઠો આવો ખરાબ છે, તો હું એની પાસે ઈંડું માગતજ નહિ પણ મેં માગ્યું ત્યારે તો એણે હસતા હસતાં આણી આપ્યું.

બધી વસ્તુઓ તો જાણે મળી ! મારા ઘરથી થોડેક દૂર એક નાનકડું મેદાન હતું. ત્યા મેં કેટલાંક છોકરાને ભેગાં કર્યાં. રામુ જોડે હું નહોતો બોલતો, કારણ કે મેં મારા બાપાના ગજવામાંથી દસની નોટ કાઢી લઇ, તેની હોડી બનાવી, સુરસાગરમા તરવા મૂકી દીધેલી, એ વાત એણે મારા બાપાને કહીને મારાં હાડકાં ખોખરાં કરાવેલાં છતા ય આજે મેં એને મૅનેજર બનાવ્યો. દિવાનખાનાના ટેબલ પર મૂકેલા કૅલેન્ડરમાંથી તારીખના પત્તા લાવી તેની ટિકિટો બનાવી હતી. અને રામુએ એક ટિકિટની એક પેન લઇ વીસ-બાવીસ પેનો એકઠી કરી હતી.

હવે મને લાગે છેકે મેં જાદુગર થવાની ખાતર એવો ન કર્યા હોત તો સારૂં. મે જેવુ ધારેલું એવું એ કામ સહેલુ નહોતુ. મારી ટોપીમાં ઈંડું મૂકી, તેના પરમેં કેટલીક વાર ત્રાજવાની દાંડી ફેરવી, પણ ઈંડાંના ફૂલ કેમે કર્યા થાય જ નહિ. મને લાગ્યું કે કદાચ અંદર ફૂલ થઇ ગયાં હશે. ખાતરી કરવા માટે દાંડી જોરથી ઇંડા પર પછાડીને કહ્યું,

"ચલાવ ! ફૂલ હો જાય !"

પણ તોય ફૂલ થયા જ નહિ ! વધારામાં ઈંડાની અંદરના ચિકણા પ્રવાહીથી મારી ટોપી માત્ર ખરાબ થઇ ! કંટાળીને મેં ઇંડાનો ખેલ પડતો મૂક્યો.

હવે ઘડીઆળનો ખેલ શરૂ કર્યો. મને લાગ્યું કે ઘડીઆળને ખાંડી, તેના ચૂરેચૂરા કરી નાખી, પાછું ઘડીઆળ આખું બનાવી શકાશે ઘડીઆળ પાછું આખું બની જતા બધા છોકરાઓ મને તાળીઓથી વધાવી લેશે; અને ઇંડાના ફૂલ બનાવવાનો જાદુ સફળ ન થયો તે માટે એક અક્ષરેય ન બોલતા મને શાબાશી આપશે.

મેં દમામથી કહ્યું,

"જુઓ, આ ઘડીઆળ છે. આ ઘડીઆળ હુ તમારા બધાની નજર આગળ ખાંડણીમા ખાંડી નાખી આખું બનાવી દઉ છું. જો હું ઘેરથી ખાંડણી લાવ્યો હોતતો તમને કદાચ શંકા આવત. તેથી હુ ઘેરથી ખાંડણી લાવ્યો નથી. તમારામાંથી કોઇ ખાંડણી લઇને ઝટ પાછા આવો."

ચાર પાચ છોકરા ખાંડણી લેવા ઘેર દોડયા, બે જણા ખાંડણી લઇ આવ્યા. બીજાઓને તેમની બાએ ધમકાવ્યાથી વીલે મોઢે પાછા આવ્યા

"તમારી નજર આગળ બે ખાંડણી છે. તમે બધા કહો તેમા ઘડીઆળ ખાંડુ." મેં જરા અભિમાનથી કહ્યું.

મોટી ખાંડણી તરફ બધાએ આંગળી બતાવી મે ઘડીઆળ મોટી ખાંડણીમા મૂક્યું, ને રામુએ પોતાનામાં જેટલું હતું તેટલું બધુ જોર અજમાવીને તેની ભૂકો બનાવી દીધો. ઘડીઆળના ભૂકા થઈ ગયેલા થઈ પોચા મનના ચાર પાંચ છોકરાઓ તો થરથરી ઉઠયા.

મને લાગ્યું કે ઘડીઆળ હવે મારા ગજવામાં આવીને પડશે. બે ત્રણ વખત મેં ગજવામાં હાથ નાખી તપસી જોયું. પણ ઘડીઆળ ગજવામાં આવ્યું જ નહિ !

હવે હું ગભરાઇ ગયો. મોઢું ફીક્કું પડી ગયું. 'બાપા હવે મારશે' એ વિચારે તો ખૂબ જ બીક લાગી. પણ મને પાછું એમ થયું કે બાપા તો શી રીતે જાણશે ? બાપા ઘડીઆળનો ભૂકકો નહિ જ જાણે એમ મે માની લીધું.

બધા વિખરાઈ ગયા.

પણ ઓફિસમાંથી આવતાની સાથે જ બાપાએ ઘડીઆળ ખીંટી પર ન જોતાં પૂછપરછ કરી. પણ જવાબ કોણ આપે ? કોઇ ઘરના જાણે તો જવાબ આપને ?

કોઇ ઘડીઓળ ચોરી ગયું હશે એમ ધારી બાપાએ તો તપાસ કરવા માંડી. તપાસ કરતાં ખેલની હકિકત બાપાએ જાણી. ને પછી તો પૂછવું જ શું ? બાપાએ તો મને ખૂબ જ માર્યો.

પાછળથી મને ખબર પડી કે મારા બાપાને, ઘડીઆળ ખાડણીમા નાખી હતી તે વાત, રાણુએ જ જણાવી હતી.

ને ત્રાજવાની દાંડી તો ઉંદરડા દોરીઓ કાપી ખેંચી ગયા હશે એમ બાએ ધારી લીધું. એ માર ઉગર્યો, માટે પ્રભુનો આભાર !

ચન્દ્રશંકર ગણપતરામ પંડ્યા

---

## લોકમાન્યની સચ્ચાઇ

લોકમાન્ય તિલક મરાઠી પાઠશાળામાં ભણતા હતા ત્યારે એક દિવસ એમના વર્ગના કેટલાક વિદ્યાર્થીઓએ રજાના વખતમાં મગફળી ખાઇ તેનાં છોતરા ઓરડામાં જ ફેંક્યાં હતાં. મહેતાજીએ બધા વિદ્યાર્થીઓને છોતરાં ઉઠાવી લઇ ઓરડો સાફ કરવાની આજ્ઞા કરી. બધા વિદ્યાર્થીઓ છોતરાં ઉપાડવા લાગ્યા, પરન્તુ લોકમાન્ય તિલક પોતાની જગ્યાએ બેસી રહ્યા. તેમણે કહ્યું, " મેં મગફળી ખાધી નથી. તો હું છોડાં શા માટે ઉઠાવું ? જેણે ખાધી હોય, તે સાફ કરે " મહેતાજીએ ઘણી વાર કહ્યું છતાં તિલકે છોડાં ન ઉઠાવ્યાં આથી મહેતાજીએ લો. મા. તિલકને મારવા માટે નેતરની સોટી ઉગામી. લો. મા તિલકે જોયું, હવે તો માર ખાવો પડશે. આથી પોતાનુ દફતર લઇ પોતાને ઘેર ચાલ્યા ગયા. મહેતાજીએ એમના પિતા ગંગાધર શાસ્ત્રીને આ બાબતને માટે ફરિયાદ કરી ગંગાધર શાસ્ત્રીએ મહેતાજીને લખી મોકલ્યુઃ " મારો છોકરો બહારની કોઇ વસ્તુ ખાતો નથી. વળી એ વાત પર મને વિશ્વાસ છે કે તે જુઠું પણ બોલતો નથી. "

આ ઉપરથી શિખામણ મળે છે કે બાળકોનું જીવન સચ્ચાઇવાળું હોવુ જોઇએ. જે સત્યવાદી હોય છે, તેને કોઇનો ભય હોતો નથી. બાળકોએ પોતાના રોજના વ્યવહાર અને આચરણથી માતાપિતા તથા મહેતાજી પર એવી અસર બેસાડી દેવી જોઇએ કે તે પોતાના પર પૂર્ણ વિશ્વાસ રાખે કેટલાક બાળકો એવાં હોય છે કે પોતે નિર્દોષ હોવા છતાં પણ નિર્ભયતાપૂર્વક પોતાને નિર્દોષ બતાવતાં નથી, તે દંડના ભાગીદાર થાય છે લો મા. તિલકનો આ પ્રસંગ આપને માટે શિક્ષા પ્રદ છે,

ક. મ દેસાઇ




[ગયા માસમાં બાળકેળવણી સંબંધી અપાએલા બે ઉપયોગી વ્યાખ્યાનો અહીં પ્રકટ કરીએ છીએ. તંત્રી]

## પાલણપુરને આંગણે બાળકેળવણીનો ઉત્સવ

તા. ૨-૧-૩૨ ના રોજ સવારના નવ વાગે 'પ્રસ્થાન' માસિકના તંત્રી શ્રીયુત રામનારાયણ વિ. પાઠકે પાલણપુરના કેળવણી રસિક માબાપો સમક્ષ બાલમંદિર અને બાળકેળવણીની ઉપયોગીતા વિષે શ્રી ચંદુલાલભાઈ કોઠારી સ્મારક બાલમંદિરના કાર્યવાહકોના આગ્રહથી જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તેમના ભાષણનો અતિ ટૂંક સાર આ નીચે આપવામાં આવે છે.

(શરૂઆતમાં હાઈસ્કુલ હેડમાસ્તર સાહેબે આપેલ પાઠક સાહેબનો પરિચય વિષે પોતે કહ્યું હતું અને અહીં પોતે ભાષણ કરવા નહિ પણ આરામ ખાતર આવેલા છે તેમજ અત્યારે તેમના મનમાં 'અસ્પૃસ્યતા નિવારણ" અને 'સ્વદેશી' એ બે વિષયોજ રમી રહેલા હોવાથી એ બે વિષયો ઉપર બોલવાનું મળ્યું હોત તો સારું. વિગેરે કહ્યા પછી સાચી કેળવણીનું સ્વરૂપ સમજાવતાં તેમણે કહ્યું કે) "માબાપોને એવો મોહ હોય છે કે પોતાનું બાળક પોતાની ઇચ્છા પ્રમાણેજ ઘડાય. પોતે જે ઘરેડમાં ઉછર્યાં હોય અથવા જે ઘરેડ તેમને પસંદ હોય તેવીજ ઘરેડમાં તેઓ બાળકને પણ પાડવા માગે છે આ નર્યો જુલ્મ જ કહેવાય. મોટા માણસને તેના સ્વભાવ અને ઇચ્છાવિરૂદ્ધ વર્તન કરવાની ફરજ પાડીએ તો તેને તે અસહ્ય અને જુલ્મ લાગશે તેમજ બાળકોની ઇચ્છા અને સ્વભાવ સમજ્યા વિના તેમને અમુક બીબામાં ઢાળવાનો પ્રયત્ન પણ નર્યો જુલ્મ જ છે બાળકો જડ માટી કે ધાતુ નથી કે સિક્કાની જેમ તમે તૈયાર કરેલાં બીબામાં તેમને ઢાળી શકો. સાચી કેળવણીનું એ કામ નથી. સાચી કેળવણી તો બાળકને પોતાના સ્વભાવ અનુસાર સ્વતંત્ર રીતે વિકાસ સાધવાનાં સાધનો પૂરાં પાડવામાં રહેલી છે. જ્યાં સુધી આપણાં બાળકોને આપણી ઇચ્છા અનુસાર ઘડવાનો જુલ્મી ખ્યાલ અને વર્તનનો ત્યાગ નહિ કરીએ અને જ્યાં સુધી બાળકોને સંપૂર્ણ સ્વતંત્રતા સાથે પોતાના સ્વભાવ અનુસાર વિકાસ સાધી લેવાનાં સાધનો પૂરાં પાડતાં નહિ શીખીએ ત્યાંસુધી સાચી સ્વતંત્રતા શું તેનો આપણને પણ કદી ખ્યાલ આવવાનો નથી. અને આપણાં બાળકો સાચી કેળવણી કદી પ્રાપ્ત કરવાના નથી. બાળકો ઉપર ચલાવવામાં આવતો જુલ્મ આપણને પણ ગુલામ રાખશે અને બાળકોમાં પણ ગુલામી વૃત્તિ કેળવશે. મોન્ટીસોરી પદ્ધતિ ઉપર ચાલતા બાલમંદિરોનો પાયો બાળકની સ્વતંત્રતા અને સ્વાભાવિક વિકાસ ઉપર રચાએલો હોય છે તેમાં બાળક સંપૂર્ણ સ્વતંત્રતાથી રમત ગમત અને આનંદ કરતું તેની બધી ઇંદ્રિયો અને શક્તિઓને કેળવણી આપે છે. બાલમંદિરનું સંસ્કાર ભર્યું વાતાવરણ તેને જીવનભરનું નવચેતન બક્ષે છે. સ્વતંત્રતાના આ યુગને આવી જ કેળવણી શોભે છે. પાલણપુરમાં

# વીલેપારલે કુમારિકા મંડળનો આનંદોત્સવ

## : અભિનય, સંગિત અને નાટ્યકલાની સર્વોપરિતા :

## તે ઉપર એક દ્રષ્ટિ

આધુનિક રંગભૂમિ અને નાટ્યકલાના ઉધ્ધારાર્થે હમણાં હમણા શિક્ષિત અને સંસ્કારી સમાજ તરફથી ઘણા સારા પ્રયત્નો થઇ રહ્યા છે. આ પ્રયત્નોએ પ્રજાજીવનની વધિતકલાની સાચી ભૂખ ભાંગી છે અને વર્તમાન રંગભૂમિના પુનરૂધ્ધારની આગાહી આપી છે મુંબઇ, અમદાવાદ અને દૂર દૂરનાં કલકત્તા જેવાં શહેરોમાં પણ ગુજરાતની ગરવી નાટ્યકલા જીવતી રાખવાના પ્રયાસો વખતો વખત થાય છે અને અનેક ખાનદાન, સંસ્કારી અને શિક્ષિત યુવકયુવતીઓ રંગભૂમિ ઉપર ઉતરવાનો સફળ યત્ન કરી ચુકયા છેઃ વર્તમાન રાષ્ટ્રજાગૃતિના સમગ્ર ઘડતર અને પૂનરાવર્તનમા પણ રંગભૂમિઓ ધારે તો બહુ સુંદર સાથ આપી શકે સાચી નાટ્યકલા તો એજ છે કે જે રાષ્ટ્રવિધાનમાં પણ મદદગાર થાય. આવી સફળ અને સંપૂર્ણ નાટ્યકલાના પ્રયોગો જ્યાં જ્યાં થાય છે ત્યા ત્યા તેટલે તેટલે દરજ્જે પ્રજાજીવનનું નવસંસ્કરણ અને પુનરૂધ્ધાર થતાં રહે છે; એટલે આવા પ્રયોગો વખતો વખત અને ઠેરઠેર થાય એ ખૂબ જરૂરનું છે.

બરાબર આવીજ સફળતા, સંપૂર્ણતા અને વિવિધતાવાળા સુંદર નાટ્યપ્રયોગો તા ૨૨ જાન્યુઆરીની રાત્રે 'વીલેપારલે કુમારીકા મંડળ'ના આશ્રય હેઠળ થયા હતાં. આ દરનું એકેય કુમારીપાત્ર ધંધાદારી ન હતું. તેમજ કેવળ વીસ દિવસથી વધુ સમયનો શ્રમ એ બધા પાછળ લેવાયો ન હતો. તે છતાં પણ જે કામ ત્યા થયું એ એટલું તો સંપૂર્ણ, સન્તોષજનક, વૈવિધ્યતાવાળુ અને કલામય હતુ કે નાટ્યકલાનાં અભિનય, સંગીત, પાત્રાયોજન, અને કંઠમાધુર્યની સર્વોપરિતા ત્યા રજુ થઇ હતી

ન્હાની બાળાઓના સંગીત પ્રયોગોમા ન્હાની વયની બટુક-કુમારિકાઓએ પોપટિયા પોષાકમા અને પોપટના અભિનયમા નયનનૃત્ય સાથે ગાએલ 'પોપટનું પિંજર' અને 'શામળિઆ' નો ગરબો અભિનય અને ગાવાની નવીનતાને લીધે ખૂબ આકર્ષક બન્યો હતો કુ. કોકિલા મુન્શી, કુ. સરોજ નાણાવટી, અને કુ. અરૂણા નાણાવટીએ તેમા ઘણુ ચિત્તાકર્ષક કામ કર્યું હતુ. ઉપરાન્ત પિશાભીડ અને લાઠીના પ્રયોગોમાં બધાનું અને ભલબાળાના સંવાદમાં કુ રૂપી ભણશાળી અને કુ જ્યોત્સ્ના મ્હેતાનું કામ પણ ખૂબ સન્તોષજનક હતુ.

મોટી કુમારિકાઓના સંગીતમાં ખંજરી, દાંડીઆ અને મટુકીના નિરનિરાળા મિશ્રણથી ગવાએલાં 'સજની', 'દેશાસુનાં', 'માત ભારતી', 'મંદિરે પદ ખોલ', અને 'વંદે માતરમ' ના ગીતો અનોખાં તાલ-સુર, પદલાલિત્ય, અભિનયની અને ફરવાની વિવિધતા, અને કલામય ફોકસીંગ સાથે ગવાયાં હતાં. કુ. ન્યોમી ધનિકપત, કુ નાની બહેન જોશી, કુ પ્રભુતા મુન્શી, કુ નયન ભણશાળી. કુ. મર્તાબહેન ઝવેરી, કુ. સુમિત્રા ઝવેરી અને કુ વસુમતિ બક્ષીએ તેમાં ઘણું વારીફ લાયક કામ કર્યું હતું. મોટી બાળાઓના સંવાદમાના 'રામ', 'ચકૂક', અને શ્રી મસ્તફકીર રચિત 'શકુંતલાની સાનિધ્યમાં' વાળા નાટ્ય પ્રયોગો બહુ સફળતાથી ભજવાયા હતાં. સર્વ પ્રયોગોમા 'શકુંતલાની સાનિધ્યમાં' વાળા પ્રયોગે અસાધારણ સફળતા અને સર્વોપરિતા મેળવી હતી. અને એનો સમગ્ર યશ કારૂણ્યમૂર્તિ શકુંતલાની હૃદયદ્ર ભૂમિકા ભજવનાર કુ. કાન્તા બ્હેન મગનલાલ ઝવેરીને ફાળે જાય છે ઉપરાન્ત એજ સંવાદમાં વિરીન તરિકે કુ વસ્લાસ મહેતા, લતા તરિકે કુ. વસુમતિ બક્ષી અને અન્ય પાત્રોમાં કુ ઇંદિરા બક્ષી કુ. નયન ભણશાળી કુ. પેનાં કાપડીઆ અને કુ લીલાવતિ ભારિવાએ પણ સુંદર કામ કર્યું હતું:

ગુજરાતની ઉગતી પ્રજાને હાથે આવા સફળ અને સર્વાંગ સુંદર નાટ્યપ્રયોગો રજુ થાય છે એ ખુબ આનંદની વાત છે અને આ સર્વ પ્રયોગો આટલી સફળતાપૂર્વક ભજવી બતાવવા માટે તન,મન, ધનની દરેક સહાય આપનાર વિલેપાર્લેના સખાદિલ શ્રી દશરથભાઇ જોશી અને એમનાં પત્ની શ્રી લલિતાબ્હેન જોશીનો સૌથી પ્રથમ આભાર માનીશુઃ અને એ ઉપરાન્ત એ સમારંભને આટલો સફળ બનાવવામાં બનતી સર્વ મદદ અને સહાય પ્રોત્સાહન આપનારાઓમા ના શ્રી ચંદુલાલ નાણાવટી ડાયરેક્ટ કરનાર ભાઇ ઇંદુ મુન્શી, મંડળનાં પ્રમુખ કુ મધુરી કાપડિઆ, સંગીત શિક્ષક ગંગારામભાઇ શ્રી. ધનપ્રસાદ મુન્શી અને એમનું સમગ્ર કુટુંબ, અને એ સમારંભનાં અધ્યક્ષ શ્રી ગંગાબ્હેન કલ્યાણજી તેરસીનો અંતઃકરણપૂર્વક આભાર માની વિરમીશું. ગજાનન વિશ્વનાથ જોશી

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ . અંક ૪ પુસ્તક ૩ એપ્રિલ : ૧૯૩૩

* * * *

## સુશ્વેત

* * * *

હિમાલયની તળેટીમા હાથીનુ એક ટોળુ રહેતું હતું. એ ટોળામા સુશ્વેત નામનો એક ધોળો હાથી હતો. તેનુ આખુ શીલ ધોળુ બરફ જેવું હતુ તે હાથી સ્વભાવે બહુ ભલો હતો. કોઇ હાથી તેને ચીડવે તો તે ચીડાતો નહિ. બધાને સુશ્વેત બહુ વહાલો લાગતો.

સુશ્વેતની મા આ ટોળામાં રહેતી હતી. તે ઘરડી અને આંધળી હતી તેનાથી ફરી શકાતુ નહતું, એટલે સુશ્વેત જંગલમાંથી ફળફૂલ ભેગા કરી લાવતો અને મા પાસે મૂકતો. સુશ્વેત બીજાં ફળફૂલ લેવા જતો તે વખતે ટોળાના હાથીઓ સુશ્વેતની મા પાસેથી ફળફૂલ લઈ ખાઇ જતા. સુશ્વેતે આ વાત સાંભળી ત્યારે તે ખૂબ દિલગીર થયો તેણે પોતાના ભાઇઓને સમજાવ્યા કે "મારી અંધ મા ફળફૂલ લાવી શકે તેમ નથી અને તમે જો ફળફૂલ લઇ લો તો તેને ભૂખે મરવું પડે"

સુશ્વેતની આ વાત બીજા હાથીઓએ ન માની. સુશ્વેતની માને આથી દુઃખ થયું

એક દિવસ સુશ્વેત પોતાની માને કહે "હવે આપણે અહીં રહેવુ નથી. મે બહુ દૂર એક ગુફા શોધી છે ત્યા જઇ આપણે નીરાતે રહીએ."

બેઉ મા દિકરો તે ગુફા પાસે આવ્યા અને ત્યા સુખથી રહેવા લાગ્યા.

એકવાર મા દિકરો ગુફામાં બેઠા હતા એવામા કોઇ માણસ રોતું હોય એવો

અવાજ આવ્યો. સુશ્વેત કહે " મા, કોઇ માણસ રસ્તો ભૂલ્યું હોય એમ લાગે છે. હું તેને મદદ કરવા જાઉં છું. "

માએ ના પાડી " બેટા, માણસ જાત વિશ્વાસઘાતક છે. એને મદદ કરવાની જરૂર નથી. "

સુશ્વેત માની આજ્ઞા વિના જંગલમા ઉપડયો. તળાવકાઠે માણુસોનું ટોળું બેઠું હતું તે સુશ્વેતને જોઇ નાસવા લાગ્યું. સુશ્વેતે કહ્યું " ભાઇઓ! મારાથી ડરશો નહિ. હું તમને મદદ કરવા આવ્યો છું "

લોકોએ કહ્યું, " અમે અમારા ઘરનો રસ્તો ભૂલી ગયા છીએ. અમારે કાશી જવું છે. "

સુશ્વેત બોલ્યો " તમે મારી પીઠપર બેસો હું તમને માણુસની વસ્તી હોય ત્યાં લઇ ચાલું છું. "

બધા રાજી થતા તેની પીઠ પર બેસી ગયા. સુશ્વેત ચાલવા લાગ્યો, જ્યારે ગામ આવ્યુ ત્યારે બધા માણુસો ખુશી થયા અને સુશ્વેતને ધન્યવાદ આપવા લાગ્યા.

સુશ્વેત કશુંજ બોલ્યા વગર ઘરે આવ્યો.

બધા માણુસો કાશી પહોચ્યા. કાશીના રાજાના ધોળો હાથી હમણા મરી ગયો હતો એટલે તેઓએ રાજાને કહ્યું " મહારાજ! મરી ગયો તેવોજ બીજો! એક હાથી જંગલના અમુક ભાગમા રહે છે. "

રાજાએ શિકારી તથા આ માણુસોને હાથી પકડવા મોકલ્યાં. બધાં માણુસો સુશ્વેત ફળ તોડતો હતો ત્યાં આવી પહોંચ્યા. સુશ્વેતને માણુસોનો અવાજ સંભળાયો. તેને થયું કે "મા કહેતી હતી તે ખરૂં છે. " તેણે નાસવા દોડાદોડ કરી, પણ માણુસો ને શિકારી તેની આસપાસ ફરી વળ્યા સુશ્વેતને પકડીને કાશીમાં હાજર કર્યો. રાજા હાથીને જોઇ ખુશ થયો ને બોલ્યોઃ " આ હાથી સિવાય કોઇ હાથી પર સવારી ન કરવી. "

સુશ્વેતને હાથીશાળામાં બાંધ્યો. પાસે ભાતભાતના ખાવાનાં મૂકયાં પણ સુશ્વેત કાંઇ ખાય નહિ. બે ત્રણ દિવસ આમ ગયા. સુશ્વેતે એક તણખલુંય ખાધું ન હતું. તેને મનમાં થતું હતું કે " મારી મા ત્યાં ભૂખી તરસી બેઠી હોય ને હું અહીં મોજ ઉડાવું ? "

સુશ્વેતની ફરીઆદ રાજા પાસે ગઇ. રાજા સુશ્વેત પાસે આવ્યો. ને પૂછ્યુંઃ " તું કેમ ખાતો નથી ? "

સુશ્વેતે પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી, આથી રાજાને દયા આવી અને તેણે હાથીને છોડી દેવા આજ્ઞા કરી.

સુશ્વેત પોતાની મા પાસે આવ્યો ત્યારે તેની મા જીવતી હતી, તેથી તે રાજી થયો. તેની મા તેને ઘણે દિવસે પાછો આવેલો જોઇ ખૂબ રાજી થઇ. તે

બોલી. "બેટા, માણસ જાતનો કદી પણ વિશ્વાસ ન કરવો. જોયું ને ઉપકારનું પરિણામ!"

સુશ્વેત બોલ્યો. "ના, મા, બધા માણસો સરખા નથી. કાશીના રાજા જેવા પરોપકારી માણસો પણ દુનિયામાં છે."

આમ કહી તે પોતાની મા સારૂ ફળ ફૂલ લેવા ચાલ્યો ગયો.

મૂળશંકર ન. દ્વિવેદી

---

# ઉદાર હૃદય

શાણો રણમલસિંહ બહુ ઉદાર અને ભલો રાજા હતો. પોતાની પ્રજાને તે બહુજ ચહાતો. તેને સજ્જનોની સોબત હતી વળી તે વિદ્યાપ્રેમી હતો તેની સભા હંમેશા વિદ્વાનોથી ભરાયેલી હતી. કવિઓને તે ઘણો ચહાતો. ભાટ ચારણો કેક કેંક લલકારી તેની પાસેથી ઇનામ મેળવતા

પણ રણમલનો ભાઇ કાળસિંહ બહુ દુષ્ટ હતો, ઝેરીલો હતો. તેને દુર્જનોની સોબત હતી. તેને રાજા થવાનું બહુ મન હતું, તેથી તે તેના મોટાભાઇની અદેખાઇ કરતો.

તેણે પોતાના દુરાચારી મિત્રોની મદદથી રણમલસિંહને ફસાવવાનો વિચાર કર્યો

એક દિવસ કાળસિંહ તથા તેના દુષ્ટ મિત્રો ભેગા થયા. તેમણે વિચાર કર્યો કે આજ રાત્રે રણમલના મહેલ પર હલ્લો કરવો, અને તેને જાનથી મારી નાખવો.

રાત પડી અમાસની રાત્રિ એટલે ઘોર અન્ધારૂ

કાળસિંહ તથા તેના મિત્રોએ રણમલના મહેલ પર ઓચિંતો હલ્લો કર્યો.

રણમલ નિદ્રાધીન હતો. તે ઝબકીને જાગ્યો, ને જોયું તો પોતાનાજ નાના ભાઇને પોતાની સામે તરવાર ધરીને ઉભેલો જોયો. તે નાનાભાઇની બદમાસી સમજી ગયો.

રણમલે જોયું કે પોતે ફસાયો છે એટલે યુક્તિ કર્યા વિના બચાશે નહિ. તે બધાની નજર ચૂકવી સામેની બારી કૂદી નાશી ગયો.

કાળસિંહ સ્વભાવે મૂર્ખ હતો વળી દુર્જનો તેના મિત્રો હતા, અને તેમા વળી રાજગાદીની પ્રાપ્તિ થઇ પછી પૂછવુંજ શું? તેના અભિમાનનો તો આરોજ ન રહ્યો. તેનો મિજાજ સાતમા આકાશમા રમવા લાગ્યો. તેણે તો જ્યાં

જુએ ત્યાં અત્યાચાર અને જુલ્મ ગુજારવા માંડયો. પ્રજાજનો તેનાથી ત્રાસી ગયા

બિચારી ગરીબ પ્રજા શું કરી શકે? પ્રજા પાસે કૈં હથિયાર હતા કે રાજાની સામે થાય? રાજાએ તો પ્રજા પાસેથી હથિયારો પહેલેથીજ છીનવી લીધા હતાં, મુંગે મોઢે પ્રજા જુલ્મ સહન કરવા લાગી.

કાળસિંહ રાજા થયો છતા પણ રણમલને મારી નાખવાની તેની ઇચ્છા હતી. તેણે જાહેર કર્યું કે જે કોઇ રણમલનું માથું કાપી લાવશે તેને એક હજાર સોના મહોર ઇનામમાં મળશે

પણ પ્રજાજનો આવું નીચ કામ કરવા તૈયાર ન હતા. તેઓ તો રણમલને બહુ ચહાતા હતા રણમલે પ્રજાનો પ્રેમ એટલો બધો મેળવ્યો હતો કે કોઇને પણ ઈનામની લાલચ લોભાવી શકી નહિ.

( ૨ )

એક વખત રાણા રણમલસિંહની પાસેથી ઇનામ મેળવવાની આશાએ દૂર દેશાવરમાથી એક કવિ આવ્યો. તેણે નગરમાં થયેલો ફેરફાર. જોયો, તેથી નિરાશ થયો. રણમલને મળવાનો પ્રયાસ નિષ્ફળ જવાથી તે અતિશય ખિન્ન થયો.

કવિ તો બીજા નગર તરફ જવા ઉપડયો. રસ્તામા એક નદી આવી. નદીના કિનારે એક માણસ માથે હાથ દઇ બેઠો હતો તે માણસ ઉંડા વિચારમા ગરકાવ થયેલો હતો તેના મોઢા પર ચિન્તાની છાયા છવાયેલી હતી..

કવિએ તેની સ્થિતિ સમજી લીધી, ને એક નાનું સરખું કાવ્ય બનાવ્યું. તેમા તેણે કહ્યું: "જેવી રીતે ગરમીના દિવસોમા પણ નદી જલ વિનાની થવા છતાયે લોકોની તરસ છીપાવે છે, તેવી રીતે સજ્જન માણસ મુશીબત પડ્યા છતાયે સર્વને મદદ કરે છે."

રણમલ કવિનું આવું ભાવભર્યું કાવ્ય સાભળી ખુશ ખુશ થઇ ગયો તેણે કવિને કાઇ આપવાની ઇચ્છા થઇ; પણ શુ કરે? પોતાની પાસે હોય તો આપેને?

તેને એકાએક યાદ આવ્યુ કે તેનું માથું કાપી લાવવા માટે ભારે ઇનામ જાહેર થયું, છે. તેથી તેણે કહ્યું: "કવિરાજ! મારી પાસે તો કૈંજ નથી પણ મારૂં માથુ કાપીને તમે કાળસિંહ પાસે લઇ જાઓ. તમને ઇનામ મળશે."

પણ કવિને એ વાત પસદ ન પડી. તેણે એક શિલ્પીની સહાયથી રણમલના માથાના જેવીજ એક પ્રતિમા બનાવી અને તેના પર રંગ ચઢાવી કાળસિંહ પાસે તે લઇ જવા ઉપડયો.

( ૩ )

કવિ કાળસિંહ પાસે આવ્યો અને પેલી પ્રતિમા બતાવી. એ પ્રતિમાને જોતાંજ કાળસિંહનું મોઢું ફિક્કુ પેડી ગયું, આંખમાંથી આસુ સરી પડયા. તેના હૃદયમા નિર્મળ પ્રેમભાવના પ્રગટી. પોતાનું નીચ કૃત્ય તેને તીરની માફક ભોંકાવા લાગ્યું.

રડતા રડતા તે બોલ્યો " હે કવિ ! મારા ભાઈનુ ધડ કયા છે. મને બતાવો. હું તમને વધુ ઇનામ આપીશ. મારે તેના શબ સાથે બળી મરવુ છે. મારા જેવા નીચને જીવવાનો શો હક્ક ? હુ કેટલો વિશ્વાસઘાતી ! ! "

કવિને લાગ્યુ કે પોતાનો ઉપાય સફલ થયો છે. તે અતિ પ્રસન્ન થયો, અને કહ્યું: " હે રાજા ! શોક કરીશ નહિ. તારા ભાઈનું લોહીથી નિતરતુ માથું જોઈને તારા હૃદયમા તેને માટે બંધુભાવ પ્રગટે એટલા માટે મેં યુક્તિ કરી આ તો કેવળ ખોટુ માથુ છે તારો ભાઈ રણમલ તો હજુ જીવે છે તને સદ્બુદ્ધિ પ્રભુ આપે એટલા માટે આ ઉપાય મેં રચ્યો છે."

" વાહ ! વાહ ! કવિરાજ ! ચાલો, મારો ભાઈ જ્યા હોય ત્યા મને લઈ જાઓ " આમ બોલી કાળસિંહ કવિને ભેટી પડયો.

કવિ કાળસિંહને રણમલ પાસે લઈ ગયો બન્ને ભાઈ હર્ષથી ભેટયા.

પછી કાળસિંહ રણમલને માનથી રાજધાનીમા લાવ્યો, અને સઘળા પ્રજાજનો વચ્ચે પોતાની ભૂલ માટે માફી માગી. ઉદાર હૃદયે રણમલે નાનાભાઇને માફી આપી પ્રજા પણ સંતુષ્ટ થઈ

સર્વે નગરજનો કવિની ચતુરાઇનાં વખાણ કરવા લાગ્યા

આખાય નગરમા આનંદ આનંદ છવાયો. કાળસિંહે પોતાની દુષ્ટ મિત્રોની સોબત છોડી દીધી, અને મોટાભાઇની પાસે શાન્તિથી દિવસ ગુજારવા લાગ્યા.

અરવિન્દ કોઠારી

## જાણવા જેવું

**બોલતી ઘડીઆળ**—પૅરિસમાં એક વેધશાળા છે ત્યાંના લોકો હમેશા બરાબર વખત જાણવા ગાર તે વેધશાળામા ટેલીફોન મારફત પૂછયા કરે છે ને તરતજ ત્યાંથી ટેલીફોન દ્વારા ખરો વખત કહેવામાં આવે છે હમણાં હમણાં આવા વખત પુછનારાની સખ્યા બહુજ વધી ગઇ છે. ને તેથી તેઓએ એ માટે એક જુદોજ વિભાગ ખોલ્યો છે આ જુદો વિભાગ ખોલવાથી તેમને ખરચ ઘણો લાગ્યો છે આ બધો ખરચ કમી કરવાને માટે તે લોકોએ તે વેધશાળામાં એક વિજળીની બોલતી ઘડીઆળ લગાવી દીધી છે હવે જે કોઇ વખત પુછે છે તેને તે ઘડીઆળનો ઇલેક્ટ્રીકનો તાર તેના ટેલીફોન જોડે જોડ્યો વખત થયો છે તે કહી દે છે બોલતી ફીલ્મોની અંદર જે યુક્તિ હોય છે તેવીજ યુક્તિ આમાં પણ વાપરવામાં આવી છે ઘડીઆળની સાથે એક ફીલ્મ જોડેલી હોય છે જેમાં પાંચ પાંચ સેકન્ડને અંતરે અવાજ થાય તેવું હોય છે આ ઉપરાંત દર સેકન્ડ તેમા 'પીપ' કરીને એક શબ્દ બોલાયા કરે છે ધારો કે તમે ટેલીફોન મારફત તે વેધશાળામાં ટાઇમ પુછો ને ત્યાં પોણાદસ ને અઢાર સેકન્ડ જેટલો ટાઇમ ઘડીઆળમાં થયો છે. તમે તે ઘડીઆળને ટાઇમ પુછો કે તરતજ તે ઘડીઆળ કહેશે કે 'નવ પીસ્તાલીસ પદર પીપ-પીપ-પીપ.'

રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

# ગણિત ચમત્કાર

તમારી પાસે અમુક અમુક આંકડા છે, તો તે આંકડામાંથી કેટલા નબરો બની શકે, અથવા તો તે આંકડા કેટલી રીતે ગોઠવી શકાય તે જાણવાની સ્હેલી રીત શી છે ?

ધારો કે તમારી પાસે ત્રણ ફળ (अ, ब, क,) છે તેને તમે નીચે પ્રમાણે ગોઠવશો.

| | | |
|---|---|---|
| ૧. अ ब क | ૩. ब अ क | ૫ क अ ब |
| ૨. अ क ब | ૪. ब क अ | ૬ क ब अ |

પણ આટલી બધી મહેનત કર્યા સિવાય તેને જાણ થતી રીત તમે જાણો છો ?

તો જુઓ.

જેટલા આંકડા હોય તે તે નીચે પ્રમાણે લખો

૧ ૨ ૩

પછી એક નીચે એક મુકો, તેને જોડેના આંકડા (૨) જોડે ગુણી જે ગુણાકાર આવે તેને તે આંકડા (૨) નીચે મુકો જે આવે તે (૨) રકમને સામેના આંકડા (૩) જોડે ગુણો. જે પરીણામ આવે (૬) તેને તે આંકડા (૩) નીચે મૂકો. આમ કરવાથી નીચે પ્રમાણે થશે.



આ રીતે તમે ગમે તેટલી રકમો જુદી જુદી રીતે કેટલી રીતે ગોઠવી શકાય તે જાણી શકશો.

દા. ત. એક છોકરા પાસે ૧ હાથી, ૧ ઘોડો, ૨ ઉટ ને ૨ ઉંદરનાં રમકડાં છે તો તે રમકડાંને તે કેટલી રીતે ગોઠવી શકશે.

રીતઃ રમકડાંની સંખ્યા =૬



જવાબ ૭૨૦ રીતે.

આ પરથી તમે જુદા જુદા અક્ષરો, જુદી જુદી ચીજો, રમકડા વિગેરે જુદી જુદી રીતે ગોઠવી શકશો.

પ્રિયવદન બક્ષી

—o—

# બાવટાનો ભાવ

મકન દેસાઈએ એકવાર ગામમા પેઠેલા ચોરોને ખુબ હેરાન કરી મુકયા હતા. તેથી દેસાઈ સમજી ગયા હતા કે, કોઇ એક વાર તેઓ જરૂર ગામમા ધાડ પાડશે.

તેથી તેણે અગમ ચેતી વાપરી પહેલેથી દેસાણને સમજાવી રાખી હતી કે હું જે કહું તેની નારે હા કહેવી. એમ કરતા એકવાર રાત્રે ચોરો મકન દેસાઈના ઘર ઉપરજ આવી પહોચ્યા.

તેમનો ઘણુસારો સાભળી મકન દેસાઇએ દેસાણને કહ્યું સાભળે છે કે !

મ્હે ચોરોને ઘણાજ સતાવ્યા છે તેથી કોઇ પણ દિ પર તેઓ જરૂર ધાડ પાડશે.

પણ ધાડ પાડશે તો આપણું શું લઇ લેશે ? ઘરેણાની અને રૂપીઆની મને દરકાર નથી.

ચોરો આ વાત કાન માડી સાભળતા હતા એટલામા દેસાઈએ દેસાણને કહ્યું પણ મને એક વાતની ચીંતા રહે છે.

આજે મુબાઇ તરફથી એક વહેપારી આવ્યો છે તે તું જાણે છે કે ? આજકાલ બાવટાનો ભાવ એક રૂપીએ તોલો !

તેં આપણા બાવટાની કોઠીનુ મ્હો બરાબર રીતે બધ કર્યું છે ને ? જો આપણો બાવટો બચી જાય તો ઘરેણાની અને રૂપીઆની મને કંઇ પણ દરકાર નથી. આપણે તો બાવટો કસ્તુરીના ભાવનો છે દેસાણને તો શીખવાડયું હતુ તે બોલ્યાં, તમે નીશ્ચીંત રહો બ્હીવાની કાંઇ પણ જરૂર નથી.

કોઠીનું મ્હો બરાબર રીતે ચીકણી માટીથી બધ કર્યું છે, પણ તે બહાર ઓસરીમા રહી ગઇ છે ! દેસાઇ કંઉ પેટે બોલ્યા બેફીકર રહે તે વહેપારી આજેજ આવ્યો છે અને રાજદરબારીઓ શીવાય કોઇને પણ ખબર નથી

કાન માડી રહેલા ચોરોને ખરેખર નવાઇ લાગી, તેમને થયું આ વાત ઠીક જાણી ઘરેણા અને લુઘડા ચોરીએ તો આપણે પકડાઇ જઇએ.

દેસાઇ અને દેસાણ વાત કરતાં કરતા સુપાનો ઢોગ કરી સુઇ રહ્યા.

ચોર લોકો આ વાત સાભળતા હતા તેઓ ઓસરીમા ઉતર્યા અને તરતજ કોઠી લેઇ. કોઠીનું મ્હો ફોડયુ અને તેમાનો બધો બાવટો કાડી લઇ પોટલા બાધી ચુપચુપ બહાર નીકળ ગયા

દેસાઇનુ હસવું માતું નહોતુ પરન્તુ મ્હોમા કપડાનો ડુચો મારી પથારીમા સુઇ ગયા.

બીજે દિવસે વહેલા સવારમા બાવટાના પોટલા લઇ ચોરો બજારમાં આવ્યા.

બજારમા આવ્યા પછી જમીનને સાફસુફ કરી લુઘડા પાથરી દુકાન માંડી બેઠા. બાવટાના ઢગલાની દુકાન અને આળ રીતે જમીનપરની ગોઠવણી જોઈને લોકો હસતા હતા.

એટલામા મકન દેસાઈ ત્યા આવી પહોચ્યા. બાવટાની દુકાન જોઇને મનમા ખૂબ હસ્યા.

પહેલા તો અહીં તહી ચૈટામા ફર્યા અને પછી ચોરોની દુકાન પાસે આવ્યા

મોઢુ ઠાવકુ રાખીને બોલ્યા, " કેમ ભાઇ બાવટાનો શું ભાવ છે ? "

ચોરોએ તરતજ જવાબ આપ્યો કે એક રૂપીએ તોલો ! હવે દેસાઇ પોતાનું મોઢું ઠાવકુ રાખી શકયા નહિ.

પછી દેસાઇ બોલ્યા. " રાતનો ભાવ છોડી દો " આ તો દિવસ છે. દિવસનો બજારી ભાવ કહો.

" રાતનો ભાવ " આવા શબ્દો સાભળી ચોરો તો આભાજ બની ગયા. તેમના પેટમા ફાળ પડી, ચોરી પકડાવવાના ભયથી પોત પોતાના ઢગલા ત્યાજ રહેવા દઈને બહાનું કહાડીને નાસી ગયા.

મકન દેસાઇએ પોતાના માલનો કબજો લીધો અને પોટલા બંધાવી, ઘેર લઈ ગયા.

અશોક મજમુદાર

---

કોણ મૂર્ખો ?

દ્વારકાદાસ બપોરના વખતે સતરામને ત્યાં જતા હતા સતરામે તેને પોતાના ઘર તરફ આવતો જોઇ પોતાના નોકરને કહ્યું કે " પેલો માણસ આવીને તને પૂછે કે હું કયા ગયો છુ, ત્યારે કહેજે કે એ કોઇની સાથે બહાર ગયા છે. " પછી પોતે સંતાઇ ગયો

દ્વારકાદાસે આવીને નોકરે પૂછયું કે " સતરામદાસ કયાં ગયા છે ? મારે એમની ખાસ જરુર છે. " નોકરે કહ્યુ કે " એ તો કોઇની સાથે હમણાંજ બહાર ગયા. પાચેક વાગે આવશે. કામ હોય તો ચિઠ્ઠી આપતા જાઓ, નહિ તો બેશો "

દ્વારકાદાસ તો ચિડાયા અને બોલ્યા. " અત્યારે ખરા બપોરે, આવા તાપમા એ બહાર નીકળ્યો છે ! એના જેવો તે કોઈ મૂર્ખો હશે ? "

ત્યા તો સતરામે ઝટ બહાર ડોકીયું કર્યું અને કહ્યું " ભાઇસાહેબ, રામ રામ, તમે તો સાજના બહાર નીકળ્યા હશો ? મૂર્ખા તમે કે હું ? હું તો અત્યારે ખરા બપોરે મારા ઘરમા બેઠા છું. "

દ્વારકાદાસ ભોઠા પડયા અને શીખ્યા કે હવે બોલવું તો વિચારીને બોલવું. ડગ ભરતા પહેલા વિચારવું જોઇએ

ત્રિભુવન પટેલ

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી . ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

વર્ષ ૩ અંક ૫ પુસ્તક ૩ મે ૧૯૩૩

## કબુતરને

આવ કબુતર આવ
તારા મિત્રો બોલાવ
મીઠા ગીતો સંભળાવ
 આવ કબુતર આવ

આગણુ મારે ઘુ ઘુ કરજે
ચણુ હું વેરૂ તે તુ ચણજે
મુજને ભાવે એવું ભણજે
 આવ કબુતર આવ.

તારા ગીત પ્રભુને ભાવે
રમવા તારી આગળ આવે
રીઝી એ તુજને રીઝાવે
 આવ કબુતર આવ.

આ મારૂ આગણિયું નાનુ
તું માટે ખુલ્લુ રહેવાનું
ત્યા તારે ગીતો ગાવાનું
 આવ કબુતર આવ.

આવ કબુતર આવ
મને ઉડતા શિખાવ.

સવજી મનજી

# હું તારો થયો

ઉનાળાનો દિવસ હતો. કહાડો આથમવા આવ્યો હતો. હું અને કનુ રમતા હતા રમતાં રમતાં હું ઉંઘી ગયો. કનુ તો પછી ઘેર ગયો.

ઉંઘમાં મને સ્વપ્નુ આવ્યું: જાણે કે હું સરોવરકિનારે ગયો. અને રાતના અંધારાને હાંકી કહાડતા ચંદ્રમાને જોવાનું મને થયું. લાવને ચંદ્રમાને હું મદદ કરૂં. અંધારૂં જલદી હાંકી કાઢું.

ચંદ્રમાને મેં કહ્યું " ચંદ્રમા, ચંદ્રમા, મને તમારી સાથે રમવા આવવા દેશો ? મને તમારી જોડે રમવાનું બહુ ગમશે. હું તમને અંધારાને હાંકી કહાડવામાં મદદ કરીશ. મને તમારી ચાદનીઆ મઝા કરવા દો "

ચંદ્રમાએ મને ના પાડી. ચંદ્રમા મને કહે, " મારી સાથે તો માણુસો ના રમી શકે. હું તને શી રીતે રમાડી શકું ? "

હું તો ગળગળો થઇ ગયો અને બોલ્યો, "ત્યારે તમારી સાથે કોણુ રમી શકે ? મને કહોને. મારે તમારી સાથે રમવું છે. નાના છોકરા તમારી સાથે ન રમી શકે ? "

ચદ્રમા તો ખુશ ખુશ થઇ ગયા. અને કહે કે " બાળક, તારી આતુરતા અને ઉત્સાહ જોઇને હું તો ખુશ ખુશ થઇ ગયો છું. તારા જેવા છોકરાંને હું મારી સાથે રમાડીશ; પણ મને તારા બહુ ગમે."

"ત્યારે મને તમે તારો ન બનાવો ?" મેં કહ્યું.

ચંદ્રમા તો મારી ઉત્સુકતા જોઇને ખુશ ખુશ થઇ ગયા.

ચંદ્રમા કહે, " ભાઇ, તું મારી સાથે રમવાને લાયક છે. હું તને ચાહુ છું. લે આ હીરો ને જા. પેલા સરોવરમા એક કમળ ઉગ્યું છે. એ કમળ લઇશ એટલે તું બીજા સરોવરમાં જઇશ. ત્યાં પાણીને હીરો અડાડજે એટલે અંદર ઉતરવાનાં પગથિયા જણાશે. એ પગથિયે પગથિયે તું સરોવરમાં ઉતરજે. ત્યાં જઇને એમાં એક બગિચો અને એ બગિચાની વચ્ચે એક સુંદર રાજમહેલ જોઇશ. ત્યાં ભગવાન અને પાર્વતી દેવી ફરતા હશે. તેમને આ કમળ તું આપજે અને સામે હાથ જોડીને નમન કરીને ઉભો રહેજે. પાર્વતી દેવીપ્રસન્ન થશે. વરદાનમા તારો થવાનુ માગજે અને કહેજે કે " મારે ચંદ્રમા સાથે રમવું છે. એટલે તું તારો થઇશ. આ વાત તું કોઇને ય કહીશ નહિ અને જા તારો થઇને જલદી આવ. પછી આપણે બેય સાથે રમીશું. "

હું તો રાજી રાજી થઇ ગયો. ચંદ્રમાને નમી પડયો ઝડપ દઇને ચાલ્યો ગયો.

ચાલ્યો ચાલ્યો તે સરોવરમાંથી

કમળ લીધું. કમળ લઈને બીજા સરોવરમા ગયો; પણ ત્યા નીચે ઉતરવા પગથિયા નહિ. પાણીને હીરો અડાડયો અને એકદમ પગથિયા દેખાયાં. પગથિયે પગથિયે નીચે ઉતર્યો. ઉંડે ઉતરીને બગિચામાં ગયો! બગિચામાથી રાજમહેલમા ગયો. ત્યાં ભગવાન તથા પાર્વતીજીને નમી પડયો. કમળ તેમને ધરી દીધું અને વરદાન લઈને તારો થયો.

પવન પાવડી પણ મળી. કહુને હું સાથે લેવા ગયો. અને ગયો તે ગયો! ત્યાં તો આંખ ઉઘડી ગઈ. જોઉં તો હુ તો મારા ઘરમા મારી પથારીમા પડયો પડયો આળોટયા કરૂં! ના મળે ચંદ્ર કે ના મળે પવન પાવડી કે ના દેખાય તારા!

ત્રિભુવન પટેલ

---

## હજામનો વિદ્યાર્થી!

ભાગવતમા એક વાત છે ગુરૂઓના પણ ગુરૂ જેવા દત્તાત્રયે ચોવીશ ગુરૂ કર્યા હતા, અને આ ગુરૂઓ પણ કેવા? હોલો, *અજગર*, મધમાખી, પારધી, માછલી, કરોળીઓ, ભમરો વગેરે!

આવી જ એક વાત થોડા વર્ષો પર બની. આપણા દેશના અનેક મહાપુરૂષના અને પ્રવૃત્તિના પ્રેરક, મહાદેવ ગોવિંદ રાનડેએ એક વખત હજામભાઈને ગુરૂ બનાવ્યા હતા!

વાત એમ બની હતી કે એક મોટા સરકારી કામે એમને કલકત્તે જવાનું થયું. કલકત્તા, બંગાળનું મુખ્ય શહેર ત્યાની ભાષા બંગાળી, એમની દક્ષિણી! ત્યા મરાઠી કોઈને આવડે નહિ, એમને બંગાળીનો અભ્યાસ નહિ

કલકત્તામા એમને માટે એક મોટો બંગલો રાખ્યો છે, આગળ પાછળ કંમ્પાઉન્ડ છે, પણ ઝાડપાન છે નહિ. તો પછી બગીચા જેવું તો શેનુંજ હોય? અને એવો બંગલો ઉજ્જડ લાગેને?

એક બે દિવસથી એ દક્ષિણી સાહેબ ત્યા જઈને રહ્યા છે. બાઈ સાહેબ, એ *વરંડામા બગીચો બનાવવાની ખટપટ* કરી રહ્યા છે. રાનડે સાહેબ ફરવા જવાની તૈયારી કરે છે, એટલામા એક વર્તમાનપત્ર વેચનારો છોકરો આવ્યો, "બાઈ સાહેબ, આ લેશો?" તેણે કહ્યું અને વર્તમાનપત્ર ધર્યું. બાઈએ ના કહી. અમને તારી ભાષા આવડે નહિ ને અમે લઈને શું કરીએ?"

છાપા વેચનાર બિચારો આ બધું બરાબર ન સમજ્યો. એને થયું, બાઈ સાહેબને પૈસો ખરચવો નથી એટલે આમ કહે છે, તેથી એણે સાહેબ તરફ ફરીને ફરીથી વિનતિ કરી. સાહેબે કહ્યુ, "ઠીક ભાઈ, આજે આપી જા."

છોકરાને તક મળી, એણે તરત જ પૂછયું, "કાલથી રોજ નિયમિત આપી જાઉ ને ?"

"ના," સાહેબે કહ્યુ, "કાલે તો નહિ પણ અઠવાડિયા પછી, સોમવારથી આપી જજે હો !"

છોકરો ઘરાક બંધાયું જાણી રાજી થયો. એ સમજ્યો કે સાહેબ અઠવાડિયા માટે ક્યાંક જવાના હશે એટલે ના કહી.

પણ ત્યા તો એમણે ફરીને રમાબાઈને કહ્યુ, "જુઓ; આપણે અહીં બેચાર મહીના રહેવું પડશે. જે દેશમા એટલું રહેવું હોય તેની ભાષા તો આવડવી જોઇએ ને ?"

રમાબાઇને થયું કે આ તો નવી પીડા આવી એ જાણતા હતા કે રાનડેને બંગાળી બરાબર આવડતું નથી; એટલે બહાનું કાઢયું કે "તમારી ઇચ્છા છે તો શીખીશ તો ખરી; પણ તમેજ શીખવો તો." એમને થયુ કે, હાશ, બંગાળી માસ્તર કપાળે ચોટવાનો નહિ ને શીખવું પણ નહિ પડે. એટલી જ એક ચિંતા થઇ કે એમને એથી ખોટું તો નહિ લાગ્યું હોય ને ?

પણ બીજે દિવસે સ્ડવાર પડી, સાહેબ બહાર ગયા ને પાછા આવ્યા ત્યારે એમની સાથેનો સિપાઇ ૧૦-૧૫ ચોપડીઓ લેતો આવ્યો ને સાહેબના ટેબલપર મૂકી ગયો એક પાટી ને પેન પણ સાથે ખરા !

સાહેબે અક્ષર તૈયાર કર્યા અને એ ઓફિસેથી પાછા ફરે ત્યાં સુધીમા તૈયાર કરવા કહી ગયા. રમાબાઇ એમ તો હોંશીલા હતા, અને પતિ રાજી થાય એમજ કરતા. એટલે એમને તો સ્હાજના એ તૈયાર કરી નાંખ્યા ને નવું શીખવા મળશે એ વિચારથી રાજી પણ થયાં.

બીજે દિવસે રમાબાઇ ઘરમાં રસોઇ તૈયાર કરતાં હતાં. સાહેબ બંગાળી વાચવા પ્રયત્ન કરતા હતા, એવામાં હજામ આવ્યો ને તે હજામત કરાવવા બેઠા. હજામત કરાવતા જાય ને પોતાને અઘરા લાગતા બંગાળી શબ્દોના ઉચ્ચાર અને અર્થ બંગાળી હજામને પૂછતા જાય. આ એવી રીતે એટલી વાર સુધી ચાલ્યું કે રમાબાઇ બહાર કોઇ બંગાળી ગૃહસ્થ આવ્યા છે કે શું જાણી જોવા ઉત્કંઠાથેર દોડી આવ્યા. પણ જોઇને એમનું હસવું તો માયુ જ નહિ. માય પણ શાનું ? હિંદુસ્તાનના એક પ્રખર વિદ્વાન અને મોટા ન્યાયધીશ હજામ પાસેથી શીખતા જાય ને હજામત કરાવતા જાય, એ જોઇ કોને હસવું ના આવે ?

એમણે તાળી પાડી કહ્યું, "વાહ ! વાહ ! કોઇ તમારા ગુરૂ વિષે પૂછશે તો તો હું કહીશ કે તે હજામ છે. પહેલાના ગુરૂ દક્ષિણા લેતા, પણ અમારા ગુરૂ તો સામી હજામત કરી આપે છો" અને તેઓ ખડખડ હસી પડયા.

પણ બે મહીના રહી જ્યારે આ દંપતિ પાછા ફર્યાં ત્યારે સારી સારી બંગાળી ચોપડીઓ સાથે લેતાં ગયા. ×

શારદાપ્રસાદ વર્મા

× 'સુવાસ' નામની અપ્રકટ ચોપડીમાંથી.

# મસ્તાન કુંદનલાલ

( એક વિનોદ ચિત્ર )

કુંદનલાલને બાળકો ખૂબ ગમે બાળકો માટે આખા જીવનનું ધ્યેય બાલમંદિરને આપેલું. કુંદનલાલ ભારે રમુજી.

ગિજુભાઈના બાલમંદિરમા અમે સાથે ભણતા, સાથે રહેતા. દક્ષિણા મૂર્તિની ખીચડી અને શકરીઆનું શાક ખાતા, ગૌરીશંકર રસોઇયાના ખૂબ વખાણ કુંદનલાલ કરતા. વારંવાર ગરમાગરમ અને ઢોકળા ગૌરીશંકર આગ્રહ કરીને પીરસતા "લો, લો, કુંદનલાલ, ભૂખ્યા ન રહેશો નહિતો તારાબેન અમને ઠપકો મોકલશે" કુંદનલાલ કહે, "એ શુ બોલ્યા તમે? તમને ઠપકો આવે એવો માણસ હું આ બાબતમાં નથી. માગ સાસરાને ત્યા થાળીમાથી રોટલા ખૂટયા તે વખતે સાસુનું નામ લઈને માગી લીધા હતા! પણ કહો, કહો, ગૌરીશંકરભાઇ, હવે શુલીનું જમણ કયા તહેવારના દિવસે છે?" ગૌરીશંકર કહે, "માધવજીભાઈ, હુકમ આપે તે દિવસે."

એક દિવસ ત્રિવેણીબ્હેને કુંદનલાલને શેતરંજી ખંખેરવા આપી ત્રિવેણીબ્હેન કહે, "ભાઇ, જરીક ખંખેરી આપોને. તાઢ ખૂબ પડે છે, જરીક હું માઢી છું" કુંદનલાલે શેતરંજી એવી ખંખેરી કે શેતરંજીના વચમાથી બે ચીરા થયા! શેતરંજી ફાટી તેથી ત્રિવેણીબ્હેનની આખ ભીની થઈ. કુંદનલાલ કહે, "એ તો શેતરંજીમાથી કસ્તર ઉડયું હશે. આખ ચોળો, રજ નીકળી જશે."

એક દિવસ બાલમંદિરના મોટાં બાળકો સાથે અમે ઘોઘાની મુસાફરીએ નીકળ્યા તલાવડીના પાણી જુદી કુંદનલાલે પોયણા "બાળકોને લાવી આપ્યા કુંદનલાલ બાળકોના માનીતા, પણ અધ્યાપકોના ફરમાનનો ખોટો ઉપયોગ કરી કરીને રીઢા થઈ ગએલા. કુંદનલાલ કહે, "હીરો ઘોઘે જઈ આવ્યો અને --ભાઇ ડેલે હાથ દઈ આવ્યા"

છેવટે ઘોઘા પહોચ્યા ઘોઘા દરિયા કિનારે છે. ઘોઘા હવે ખંડીએર જેવું છે. ત્યા ગંધકના ભેગવાળો ઉના પાણીનો એક કૂવો છે એક જબરજસ્ત, તમારી કલ્પના ય ન પહોંચે તેવા જાડા થડ વાળો રૂખડો છે. સામે પીરમનો બેટ છે. ઘોઘામા મીઠું ઝાઝુ નથી મળતું, તેથી પાણીની હેલો બાળકો માટે ભરી આવવાનુ અમને ફરમાન મળ્યું.

સવારના નવનો સુમાર. આખા ગામની નાની મોટી બ્હેનો પાણી ભરવા આવેલી અમે બે હેલો ભરી અને ઉપાડી. આગળ પાણીઆરીઓનું ટોળુ પણી ભરીને ચાલે, વચમાં હું અને કુંદનલાલ અને પાછળ તેવુંજ પાણીઆરીઓનું ટોળું કુંદનલાલ કહે, "દોસ્ત, જોયી, કેક્શું?" મે કહ્યું. "હા, કુંદનલાલ,

જોય બહુ સાગ આવે છે." કુંદનલાલે શરૂ કર્યું, બાલમંદિરના સાચા લલકારથી:—

"છલકાતું આવે બેડલું,
મલકાતી આવે નાર રે
મારી કુંદનબ્હેનનું બેડલું
મારી નવરંગીનું બેડલું.

મારા ગામના સોનીડા રે
વીરા તમને વીનવું.
મારાં માંડલે ઝુમણા લાવે રે
મારી સાહેલીનું બેડલું.
મારી કુંદનબ્હેનનું બેડલુ
છલકાતું આવે બેડલું
મારી સાહેલીનું બેડલુ."

આખા ગામની પાણીઆરીઓ હસવા લાગી. એટલો બધો હસવાનો પ્રવાહ વધ્યો કે વાણીઆ ચોપડા લખતા છોડી, મોચી જોડા શીવતો આર મૂકી દઇ, નિશાળનો માસ્તર છોકરાને ડરાવતો અટકી, અમને બે જણને જોવા લાગ્યા! અરે તાકી તાકીને જોવા લાગ્યા! ખારવાઓના તોફાની છોકરાઓએ તો કુંદનલાલની ભરેલી હેલ ઉપર કાંકરીઓ મારવી શરૂ કરી અમે જોસ કદમ દરીઆકિનારે ઉતારા ઉપર આવી પહોંચ્યા. ગિજુભાઇ કહે, "કેમ કુંદનલાલ ગભરાઇ ગયા ?"

"અરે ગિજુભાઇ, ખારવાઓનાં છોકરા ખૂબ અવિવેકી. તમારે આ ખારવાઓના છોકરાઓનું બાલમંદિર સંભાળવું જોઇએ. ગ

પણ કુંદનલાલ તમે કંઇ કાચા નથી. કંઇ તોફાન કર્યું હશે."

કુંદનલાલ હસવા લાગ્યા.

કુંદનલાલ સાઇકલ શીખવા ગૃહમાતા તારાબ્હેનની રજા લેવા ગયા. કુંદનલાલ કહે, "તારાબ્હેન, મને રજા આપો. મારે સાઇકલ શીખવી છે."

"અરે, કુંદન, તમને આ યુગમાં સાઇકલ નથી આવડતી ? જાઓ, જાઓ, ચાલ્યા જાઓ. સાઇકલ શીખીને પછી તમારૂં મોઢું બતાવજો." કુંદનલાલ ભાગ્યા, આવ્યા મારી પાસે અને કહેવા લાગ્યા કે "તારાબ્હેને મને આમ કહ્યું" મેં કહ્યું, "તમને શરમ છે કુંદનભાઇ, કે આવી બાબતમા રજા લેવા ગયા." કુંદનભાઈ સાઇકલ ભાડે લાવ્યા. જૂનો ખટારો. મને કહે, "જોષી આ સાઇકલનું મારે નામ આપવુ છે." મે કહ્યું, "જાઓ બચુભાઇ પાસે. એ અંગ્રેજી સાહિત્ય વાંચે છે. તમને સરસ નામ શોધી આપશે. કુંદનલાલે બચુભાઇની સલાહ લઇ પોતાની પસંદગીનું નામ ડોન કવીક્ઝોટની ઘોડી રોઝીનેન્ટી ઉપરથી એનુ નામ 'રોઝીનેન્ટી' પાડયું. સાઇકલ શીખવી શરૂ કરી. કુંદનલાલને રોઝીનેન્ટીએ ખૂબ પછાડયા, ખૂબ રગદોળ્યા અને એક વખત ભયંકર પવનના સુસવાટ સાથે ગધેડીઆ ખેતરની હાથીઆ થોરની વાડમા નાખ્યા! કુંદનલાલના પગ લોહી તરબોળ, ધોતીયું ચીંથરેહાલ, આખા શરીરે કાંટેકાંટા! એક પખવાડીઆને અંતે કુંદનલાલને રોઝીનેનટી કબજે થઇ.પછી તો અધેવાડા

અને બોર તલાવ, સેંનમઠ અને વોરા-બજારમા કુંદનલાલ નીકર થઇ, છાતી કાઢીને ફરવા લાગ્યા. આવી રીતે કુંદનલાલે રોઝીનેનટી નામની સાઇકલ શીખી તારાબ્હેનને નવાબી સલામ કરી તારાબ્હેને ખૂશ થઇ મુબારકબાદી આપી અને બાબી એને થોડોક મુરબ્બો કુંદનલાલને આપ્યો.

હવે તો કુંદનલાલ અમદાવાદના ગાંધી રોડ ઉપર લોકોને ધક્કા મારી સાઇકલને આગળ વધારે છે તમારે એમને મળવુ હોય તો એમનું સરનામું નીચે મુજબ છે. દરીઆ મહેલ સાબરમતીના વહેતા પાણીમા, એલીસબ્રીજ પુલનો ચોથો થાભલો એમનુ સુરીલુ સંગીત સાભળવુ હોય તો ખમાસાગેટ પાસેની સડક ઉપર આગતેમ આટા મારી કાનને સતેજ કરશો તો જરૂર સાભળી શકશો

"ઢલકી ભગવાનની ભાણેજ,
ઢલકી રાતે રમવા નીસરી રે,
ઢલકીને પગ પરમાણે કડલા.
ઢલકીને કોટે નવસર હાર
ઢલકી રાતે રમવા નીસરી રે"

હવે તો કુંદનલાલને તમે મળો તો એ મરણ પાછળ માણસનુ શું થાય છે? તેવી ગહન વાતો તમને કરશે. એ તો થીઓસફીસ્ટ થયા છે મારા એ બિરાદર છે.

ઉમિયાશંકર જોષી

---

# જાણવા જોગ

**અજબ કારભાર**

અમેરિકામાં હમણાં એક ઓફિસ એવી વિજળીક સાધનોથી સજ્જ કરી દેવામાં આવી છે કે માત્ર એક માણસ એક સ્થળે રહીને બોલ્યા કરે તેમ બધો કારભાર ચાલ્યા કરે. મુખ્ય ઓફિસમાં એ એક માણસ સિવાય કોઇજ તમારી નજરે પડે નહિ તમે તેને મળો, એટલે જે ખાતા સાથે તમારે વાત કરવી હોય તેના મેનેજર જોડે તમને સંબંધ બાંધી આપે. શેઠના ટેબલ આગળ પણ વિજળીક બટનોની હાર હોય છે. તે વડે તે દરેકે દરેક ખાતાના પટાવાળા, કારકુન, હિસાબનીશ, ટાઇપિસ્ટ કે મેનેજર ગમે તેની સાથે ત્યાં બેઠાબેઠાજ વ્યવહાર કરી શકે છે. એકાદ કાગળ લખાવવો હોય તો અમુક બટન દાબતાં ભીંત પર લાઉડસ્પીકરમાંથી ' જી સાહેબ ' કરતો ટાઇપિસ્ટનો જવાબ મળે છે અને શેઠ જે કંઇ બોલે તે ટાઇપ કરી તરતજ વાંચી સંભળાવે છે. પછી શેઠ મંજુરી આપે એટલે મકાનના કોઇપણ ખંડમાંથી એ કાગળ સ્ટાંપમિઠ્ઠો થઇ પોષ્ટમા વિદાય થાય છે, અને આટલી બધી ક્રિયા થવા છતાં શેઠ કે કારકુન નજરે મળતા પણ નથી. બધાં ખાતાનું કામ કરનારા તાલીમ વાળા કારકુનો બધા એકજ ખંડમાં બેસી તુરતાતુરત પરસપરને પૂછી શેઠના હુકમનો અમલ કરતા હોય છે એમ જણાય છે !

**વિમાની સાહસ**

વિમાનમાં આટલાંટિક પાર કરવાના પ્રયાસમાં પહેલવહેલો કર્નલ લિંડબર્ગ સફળ થયો હતો. પણ તે અમેરિકાથી પૅરિસ ગએલો. પૃથ્વીની ગતિ પણ એજ રીતે-પશ્ચિમથી પૂર્વ તરફની હોવાથી તે સહેલું હતુ; પણ પછી યુરોપથી અમેરિકા જવું એ પૃથ્વીની સામી ગતિને લીધે કપરૂ હતું એટલે તે પાછો જતી વખતે તો સ્ટીમરમાંજ અમેરિકા ગયેલો. પરંતુ હમણાં ઈંગ્લાંડના કેપ્ટન મોલિસને બીજીવાર ઇગ્લંડથી અમેરિકાની એકલી સફર કરી એ માનમનો તાજ મેળવ્યો છે. ૧૨૦ હોર્સપાવરના નાનકડા મોથ પ્લેન ( પતંગ-વિમાન )માં તે ઉડ્યો હતો. આજસુધીમાં આટલા નાના સાધન વડે લાંબી સફરમા ટકી રહેનાર તે પહેલવહેલો પુરૂષ છે આ પહેલાં તે ઈંગ્લાંડથી ઓસ્ટ્રેલિયા અને લંડનથી તે કેપટાઉન તથા હિંદુસ્તાનથી લંડનની અટક્યા વિનાની સફરો માટે જગકીર્તિ વરી ચૂક્યો છે.

**ચીનમાં બોલતાં વર્તમાનપત્રો !**

ચીનમા પ્રજાનો મોટો ભાગ લખી વાંચી જાણનારો ન હોવા છતાં પણ તે પ્રજા સત્તાક સંસ્થા તરીકે ખૂબ પ્રગતિ કરી રહ્યું છે. ત્યાંના ગરીબ ખેડુવર્ગને પેટની એટલી બધી પડી છે કે તેઓ ભાગ્યેજ ભણવા જઇ શકે છે. તેમ છતાં તેઓ આસપાસની બીનાઓથી બીનમાહિતગાર કે અજડ જેવા નથી. ચીનના વાગ્ધાગણ્યા વિદ્યાર્થીઓ એમ માને છે કે તેઓનું ભણતર બીજાને સંભળાવે તોજ તેમનું કર્તવ્ય બજાવ્યું ગણાય. આથી હમણાં એવા વિદ્યાર્થીઓનો એક આખો વર્ગ એવો નીકળ્યો છે કે જે સ્થળે સ્થળે થોડા સાંભળનારા મળે એટલે બધા સમાચારો તેમને બોલી સંભળાવે છે જપાન સાથેના આ વિગ્રહમાં તેઓ દરેકેદરેક ખબર પ્રજાને આમજ પહોંચાડે છે. ચીનની પ્રજા આખી વાંચતી લખતી થઇ જાય ત્યાં સુધી આ જીવતાં સમાચારપત્રો ચાલુ જ રહેશે.

( 'પ્રતાપ' )

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩. અંક ૧ | પુસ્તક ૫ | જુન : ૧૯૩૩

* * *

## કકકો

* * *

કક્કા કૃષ્ણ કાળા કહેવાય
કામળી ઓઢી ચારી ગાય.

કક્કા કંકર વીણે સહુ
કંકરની હું કહાણી કહું.

કક્કા કેરી ઉનાળે થાય,
કેરી પાકી સૌ કો ખાય.

કક્કા કુંજે કોયલ કુંજે
કુકે કુકે વન ગૂંજે.

કક્કા કેળ પાનમાં જમો
કેળાં ઘુંડો હોસે જમો.

ખખ્ખા ખીસકોલી ખીલકરે
ખીલ ખીલ કરતી ફરતી ફરે.

ખખ્ખા ખારેક લગનમાં મળે
ખારેક ખાધે ગરમ પડે.

ગગ્ગા ગડમડ ગાજે મેઘ
વિજળીના ચમકારા દેખ.

ગગ્ગા ગાય મને વા'લી
ગરીબને વળી ગુણવાળી.

ગગ્ગા ગુલ બગીચે હોય
ગુલ બિછાનું સૌને ર્હોય.

ઘઘ્ઘા ઘરમા ઘર ઘર રમીએ
ઘર ઘર રમીએ સાથે જમીએ

ઘઘ્ઘા ઘમ ઘમ વાગે ઘુઘરી
ઘુઘરી વાગે ફરૂં ફુદડી.

ચચ્ચા ચોર ચપળ બહુ હોય
ચંપા વાસ મધુર બહુ હોય.

ચચ્ચા ચાંદની કેવી ધોળી
ચંદ્રે દુનિયા કરી, ઉજળી.

છટ્ઠા • છત્રી • ઝાલો આમ
છત્રીનું ચોમાસે કામ.
છટ્ઠા છમ છમ વડા તળાય
છૂટે પાણી મોમા ત્યાંય.

જજ્જા જલેબીનુ ગુંચળું
ને જાંબુ મીઠું રસ ભર્યું
જજ્જા તો જંગલમાં ચાલો
જંગલમાં મજા બહુ મા'લો.

ઝઝ્ઝા ઝરમર મેહ વરસે
ઝરમર ઝરમર ઝરણાં ઝરે

ટટ્ટા ટાઢ શિયાળે વાય
ટાઢે ઠાઠી ઠગ ઠગ થાય
ટટ્ટા ટટ્ટુ ઠગ ઠગ ચાલે
ટમેટાં તો બજારે માલે.

ઠઠ્ઠા ઠમ્ ઠમ્ ઠમ્ કૂદે
ઠમક ઠમક તો વાછડું કૂદે.
ઠઠ્ઠા ઠાઠ માઠથી ચલો
ઠાઠે ભૂલે ભોળો ભલો.

ઠઠ્ઠા ઠગ મગ ઘડો મૂક્યો
ડોકી ઠગ મગી ઘડો ફૂટ્યો.
ડડ્ડા ઢોર હાંકો ડચ
ઢોર હાંકો ડચ ડચ ડચ.

ઢઢ્ઢા ઢેલ રહે વગડે
મોર સાથે વન રખડે.
ઢઢ્ઢા ઢોલ વાગે ઢમ્ ઢમ્
ઢોલકી વાગે ડમ્ ડમ્ ડમ્.
ણણ્ણા ણણ્ણો કોઇનો નહિ
ઘણો રીસાયો વાંકો થઇ.

૬૦

# ઉન્હાળાની લુ

પશુઓમાં લુ કયું ? સસલું.
પહેરવાનું લુ કયું ? ઝભલું.
વાસણમાં લુ કયું ? તપેલું.
જળચરોમાં લુ કયું ? માછલું.
શાકભાજીમાં લુ કયું ? કારેલું.
પાથરવાનું લુ કયું ? ગાદલું.
શહેરમાં લુ કયું ? ચકલું.
પગથી પડે તે લુ કયું ? પગલું.
સુકા મેવામાં લુ કયું ? જરદાલું.
લોટ ભરવાનું લુ કયું ? ટોપલું.

કૃષ્ણ હીરાભાઇ દેસાઇ

# જૂનું કુંડું

રમુ ને કમુ બગીચામા ફરતા હતા ફરતા ફરતાં ફૂલ છોડ જોતા હતાં.

મોટું એક કુંડું હતુ, રૂપાળો એમા છોડ હતો. રમુ કમુ તો એ કુંડાની પાસે ઘડીક આરામ લેવા બેઠા.

કુંડું જરા જૂનુ હતું, તેમા કયાક કયાક તડ પડી હતી, ને એ તડમાંથી પાણી ટપકતું હતું.

રમુ કમુ કુંડા તરફ તાકી રહ્યાં હતા ત્યાં અવાજ આવ્યો `

" મિત્રો, સારૂં થયું કે આજે તમે અહીં આવીને બેઠા હમણા જ માળી મારી જગાએ નવુ કુંડુ મૂકશે ને હું કોણ જાણે કયાય જઇ પડીશ જતાં જતાં તમને મારા મનની થોડી વાત કહેવું જાઉં ? "

રમુ કમુને તો ખૂબ નવાઇ લાગી. કમુ કહે, " અરે ! આ તો કુંડું બોલે છે ! " રમુ—" કુંડાભાઇ, જરૂર, અમારે તમારી બધી વાત સાંભળવી છે. કહો જોઇએ. "

" જુઓ, કેટલાય વર્ષ ઉપર તો હું જમીનમા માટી રૂપે નિરાતે પડયુ હતું.

એક દિવસ એક કુંભાર આવ્યો ને અમને ખોદી, ટોપલામા ભરી, ગધેડા પર બેસાડી, પોતાને ઘેર લઇ ગયો.

પછી ત્યાં અમે પલળ્યાં, ખુંદાયાં ને લીસાં લીસાં બન્યા.

પછી કુંભારે તો અમને ચાકડે ચડાવ્યા ફરતા ચાકડા ઉપર અમે તો ખૂબ ફેર ફૂદડી ફર્યાં. આમ કરીને કુંભારે અમારા ઉપર હાથ ફાળ્યો ને આમ આમ કરી અમારો નવો ઘાટ ઘડયો.

ત્યારથી હું કુંડું કહેવાયું.

કુંભારે તો મને નીચે ઉતાર્યું ને મારી નીચે એક કાણું પાડી મને એક બાજુ મૂકી દીધુ ત્યા મારા જેવા જ કેટલાંક કુંડા હતાં

અમે તો ત્યા સાથે સૂરજના તડકામાં ખૂબ ખૂબ તપ્યાં. અમારી સાથે ત્યા કોઠિયા, કુલડીઓ વગેરે બીજા પણ કેટલાક ભાઇબધ હતા.

અત્યાર સુધી તો બધુ ઠીક હતું, પણ પછી અમારે માથે ખરેખરૂં સકટ આવ્યુ. પછી તો અમારે દેવતામા તપવું પડયું. ત્યા અમે એટલા તપ્યાં, એટલા તપ્યા કે રાતાચોળ બની ગયા.

એક દિવસ આ બગીચાવાળા શેઠ જાતે આવ્યા અને કેટલાક કુંડા પસદ કરવા લાગ્યા. તેમને હું ખાસ પસંદ પડયું. તે દિવસથી હું આ જગાએ આવીને બેઠું હતું.

ઘણાં વરસ વીતી ગયાં.

વરસાદની ઝાડીઓમાં ને ઉનાળાની સખ્ત ગરમીમાં ને કેટલાય શિયાળાની ઠંડીમાં હું અહીં જ ઉભું રહ્યું હતું. કેટલાય છોડને મેં સંભાળથી ઉછેર્યાં હતા.

પણ હવે હું જૂનું થઈ ગયું, એટલે....

કુંડું આગળ બોલતું હતું ત્યાં માળી આવ્યો. તેણે એ જૂનું કુંડું ખસેડીને તેની જગાએ એક નાનુ નવું કુંડું મૂકી દીધું, ને એ પેલા જૂના કુંડાને ઉપાડી ચાલ્યો ગયો.

---



# પીંપર



એક હતી પીંપર. એને હતું થડ ને થડને હતી ડાળીઓ. ડાળીએ ડાળીએ પાંદડાં હતાં ને પાંદડે પાંદડે પેપડીઓ આવતી.

પીંપર અમારી નિશાળની પાસે જ હતી. પહેલા તો નાની હતી. એના ઉપર અમે ચડતા ને એની ડાળે લટકી હીંચકતા.

પછી પીંપર મોટી થઈ. થડ જાડું થયું ને ડાળો જાડી થઈ. અમે પણ બે વરસે મોટા થયા.

ડાળો ઉંચી થઈ એટલે અમે ઘોડી થતા ને ઘોડીએ ચડી ડાળે ચડતા.

થડ જાડું થયું ને બાથમાં આવતું બંધ થયું. થડ ઉપરના ખાડા ખડીઆમાં આંગળા ભરાવી ગાડ માંડ ઉપર ચડતા.

અમારૂં ભણતર પુરૂં થયું ને અમે બીજી નિશાળે ગયા. બીજી નિશાળમા બેઠા બેઠા પીંપર ઘણીએ સાંભરે, પણ તે તો દૂર રહી.

નિશાળે જતાં આવતા પીંપર પાસેથી નીકળીએ ને એની સામે જોતા જઈએ.

અમે અંગ્રેજી ભણતા હતા ને અમને થતું હતું કે હવે અમારાથી પીંપરે ન ચડાય, અમારાથી પીંપરે ન લટકાય. પણ પીંપરના મનમાં એવું કાંઈ નહોતું, હજી એ એ તો અમને પાંદડાં હલાવી પાસે બોલાવતી હતી અને નમેલી ડાળો જાણે કે અમને કહેતી હતીઃ 'આ બીજાઓ ઉપર ચડે છે ત્યારે તમે ય ચડોને.'

નાનાં છોકરાં પીંપર નીચે રમતાં હતા ને એ જોઈને અમને અમારી રમતો યાદ આવતી.

પીંપરને છાંયે અમે બહુ રમેલા. પીંપરના પંપુડાં અમે બહુ કરેલાં. પીંપરનાં કુમળાં પાંદડાં ખૂબ ચાવેલાં ને એની પેપડીઓ તો ગજવાં ભરી ભરીને ખાધેલી.

પછી તો અમે ગામ છોડી પરગામ ગયા ને હું તો મુંબઈ ગયો ને બી. એ. થયો. રામજી આફ્રિકા ગયો ને વેપારી થયો. ચિન્તુ અડધું ભણી ઉઠી ગયો ને કોકને ત્યાં કારકુન રહ્યો. પછી તેણે અમારા જ ગામમા દુકાન કાઢી.

એકવાર અમે બધા એક જ મહિના-માં અમારા ગામમાં ભેળા થયા હતા. બધાને અમારી પીંપર સાંભરી. સૌ એવડા મોટા થએલા ને પીંપરે જઈને શી રીતે રમાય ?

અમે અજવાળી રાતે પીંપરે ગયા ને તેની ઉપર ચડયા. રાતના ચાર વાગ્યા સુધી એના ઉપર બેસીને એક બીજાની વાતો સાંભળ્યા કરી.

સારૂં હતું કે નિશાળ ને પીંપર ગામબહાર હતા. રાતે ત્યાંથી કોઈ નીક-ળ્યું હોત તો નીકળનાર નવાઈ પામત.

કોણ જાણે કેમ પણ માસ્તર કરતા ય પીંપર અમને બહુ સાભરતી. માસ્તર મારતા એટલે ન ભૂલાતા, પણ પીંપર સાથે રમતા એટલે વધારે સાભરતી.

સાચે જ કહું છું કે હું તો ક્યાંક પીંપરને ભાળું એટલે મારી પીંપર સાભરે. પાનખર ઋતુ આવતી ને પાંદડે પાંદડું ખરી જતું. વસંત આવતી ને નવી નવી કુંપળો આવતી, એ તો ઋતુએ ઋતુએ સાભરે જ છે. ક્યાંક પક્ષીના માળા જોઉં ત્યા મારી પીંપર પરના માળા સાભરતા. ઉપર ચડી પક્ષીઓના ઈંડા જોતા એ પણ સાંભરતું

એકવાર હું મુંબઈથી મારે ગામ આવ્યો બીજે જ દિ ફરવાને બ્હાને હું મારી પીંપર જોવા નીકળ્યો પોતાની મા કે માશી કે મામીને મોટી ઉમ્મરનો માણસ મળવા જાય એમ જ નીકળ્યો.

હમેશ તો પીંપર આઘેથી કળાતી. આજે તે ન દેખાઈ. મને થયું, 'રસ્તો તો નથી ભુલ્યો ને ?' પણ નિશાળ તો તેની તે જ હતી. અને નિશાળ હતી, પણ પીંપર ન હતી પીંપરની જગાએ પાથરેલી રેતી હતી. જાણે કોઈ માણસ મરી ગયું હોય એટલુ બધું મને લાગ્યુ !

માસ્તરને પૂછયું, "અહીં એક પીંપર હતી ને ?"

નવો માસ્તર કહે, "ભાઈ, એ તો મોટા સાહેબે કપાવી નાખી. સાહેબ કહે છોકરા એના ઉપર બહુ ચડે છે ને ભણવામા ધ્યાન આપતા નથી એટલે કપાવી નાખો."

મને થયુ, 'અરેરે છોકરાઓનો વિસામો ગયો, રમવાનું ઠેકાણું ગયું, બેસીને હીલાળા કરવાનું બેસણું ગયું, હીંચકવાનો હીંચકો ગયો, અપરપાર ૫ પુડા ગયા !

ગિજુભાઈ

———•———

# હલકામાં હલકી ધાતુ કઇ ?

ઉપરના સવાલનો જવાબ તમે તરત આપશો કે ' એલ્યુમિનિયમ ' પરંતુ ના, એલ્યુમનિયમ કરતાં પણ બીજાં સાત ધાતુનાં દ્રવ્યો છે કે જે વજનમા હલકાં છે તેમાંનુ એક દ્રવ્ય છે તેને વૈજ્ઞાનિકો ' લીથીયમ ' એવુ નામ આપે છે. તેનુ વજન પાણી કરતાં અડધું હોય છે અને તે બુચના લાકડાની પેઠે પાણી પર તરે છે.

આપણો યુગ ' લોખંડ યુગ ' કહેવાય છે, કારણ કે અનેક અનેક વસ્તુઓ લોખંડની બનેલી આપણે જોઇએ છીએ. લોખંડ વિના આજે આપણો સુધારો અટકી પડે, પણ વિજ્ઞાન આગળ વધે છે અને આપણને કહે છે કે હવે પછીનો જમાનો વજનમાં હલકી એવી મિશ્ર ધાતુઓનો આવશે. આજે રેલ્વે, એરોપ્લેન વિગેરે સર્વ સ્થળે વજનદાર વસ્તુઓ વપરાય છે તેને બદલે જેમ બને તેમ હલકા વજનની પણ ટકાઉ વસ્તુઓ કેવી રીતે બને તેની શોધ ખોળ કરવાને માટે વિજ્ઞાનશાસ્ત્રીઓ પ્રયોગ કર્યા કરે છે આથી ખર્ચનો ઘણો બચાવ થશે.

એલ્યુમિનિયમ ધાતુ વજનમાં હલકી ખરી; પરંતુ તેનું મિશ્રણ વળી એથી પણ હલકું અને લોખંડ જેવું ટકાઉ થાય છે એવા પ્રયોગો થયા છે

ઉપર સાત હલકાં મિશ્રણ દ્રવ્યો કહ્યાં તેમનાં નામ સ્ટ્રોન્ટીયમ, બેરીલીયમ, મેગ્નેશીયમ, કેલ્શીયમ, સોડીયમ, પોટેશીયમ, અને લીથીયમ. એમાંના છેલ્લાં ત્રણ પાણી કરતાં હલકાં હોય છે.

ઉપરના સઘળા જાતે નકામા જેવાં હોય છે એટલે કે વ્યવહારના પદાર્થો તરીકે નકામા હોય છે કારણ કે તે ભાગી જાય તેવા, કટાઇ જાય તેવાં, ઓગળી જાય તેવાં કે અતિશય નરમ હોય છે.

તેમ છતાં પણ ધાતુઓમાં તેમનું મિશ્રણ જ્યારે થાય છે ત્યારે તો તે ખરેખરા ઉપયોગી થઇ પડે છે. મેગ્નેશીયમનું મિશ્રણ તો વ્યવહારમાં ઘણું વપરાય છે. ખારવાળા કૂવામાથી તેનું પાણી પંપથી ઉલેચી તેમાંથી મેગ્નેશીયમ મેળવે છે. સો એક વર્ષથી તે શોધાયલું છે પણ મિશ્રણ તરીકે વાપરવાની શોધ હાલમાંજ થઇ છે.

લાકડા કરતા મેગ્નેશીયમ જરા ભારે હોય છે; પણ તે નરમ પોલાદ જેવું સખત છે. નીકલ નામની ધાતુ કરતાં ૭૦ ઘણા વધારે જથામાં, તાંબા કરતા ૨૦૦ ગણું જડે છે અને લોખંડ અને એલ્યુમિનિયમની બરોબરી કરે છે.

મેગ્નેશીયમમાં થોડુ એલ્યુમિનિયમ, મેંગેનીઝ, તાણુ, જસત, કલાઇ વગેરે ઓગળવામાં આવે છે ત્યારે તે ઘણુંજ સખત થાય છે અને વળી વજનમાં તદ્દન હલકું હોય છે.

હવે આ નવા દ્રવ્યનો વ્યવહારમાં કેવો ઉપયોગ થાય છે તે જોઇએ.

જુની બાબતો હવે નવીન દ્રષ્ટિએ

વિચારમાં લેવાય છે. છેલ્લા વીસ વર્ષોમાં વિજ્ઞાન ઘણું જ આગળ વધ્યું છે

મોટરોમાં, વિમાનોમાં અને બીજાં વાહનોમાં વજન ઘણી જ અડચણ કરે છે. એક સ્થળેથી બીજે સ્થળે માલ લઈ જવામાં જેમ ઓછા વજનવાળી પણ ટકાઉ વસ્તુઓ બની શકે તેમ ફાયદાકારક છે.

આપણે ત્યાં મહેમાન, પરોણાને માટે ભારે ખુરશી ઉચકીને લાવવા કરતા જો એક આંગળીથી ઉંચકી શકાય તેવા હલકાવજન વાળી પણ ટકાઉ ખુરશી મળી આવે તો વ્યવહારમા ઘણી જ ઉપયોગી થઈ પડે. તેવું જ એરોપ્લેન વિગેરેમાં સમજવું. ખર્ચનો ઘણો બચાવ થાય. વળી હલકું વજન હોય તો ઝડપ ઘણીજ વધે.

અત્યાર સુધી આપણે માનતા હતા કે ભારે વસ્તુ વધારે ટકાઉ; પરંતુ તે હવે ખોટું ઠરે છે. હવે તો હલકી વસ્તુઓ વિજ્ઞાનથી વધારે ટકાઉ બને છે.

મેગ્નેશિયમ પછી 'બેરીલીયમ' આવે છે. પરંતુ તેને શોધતા ઘણું ખર્ચ આવે છે એક ગ્રહ પરથી બીજા ગ્રહ પર જવાના રોકેટ–હવાઈઓ બનાવવા માટે તે ઉપયોગી છે.

વિજ્ઞાનના આ જમાનામા આ પ્રમાણે શોધખોળ ચાલી રહી છે. વળી નવી પચીશીમા કેટલીએ શોધખોળ થશે તેની કલ્પના પણ અત્યારે આવી શકે તેમ નથી. જેમ વધારે શોધખોળો થશે તેમ મનુષ્યજાતને કામ કરવાનું ઓછું આવશે અને તેને બદલે યંત્રો જ બધું કામ કર્યા કરશે. મનુષ્યને તો માત્ર દેખરેખજ રાખવાનું કામ

આપણી અત્યારની શોધખોળો હવે પછીના જમાનામા ઘણીજ હલકી ગણાશે. વરાળયંત્રની આગગાડી વખણાતી હતી, પરંતુ તેની જગ્યા હવે ડીઝલકારે કે વિજળીની આગગાડીએ લીધી તેમજ બીજી ઘણી શોધખોળનું સમજવું.

સાડા પાંચ ફીટનુ મનુષ્ય શું શું નહિ કરે!!!

ગણપતરામ મ. ભટ્ટ
બી. એ,

# ત્રીજી ભાખરી !

મગન પોતાને બહુ હોશિયાર કહેવડાવતો. એક દિવસ એના નાના ભાઈ વનુ પાસે બે ભાખરી હતી. મગન કહે, "વનુ, આ તો ત્રણ ભાખરી છે." વનુ કહે, "ના બે છે" મગન કહે, "ના એ ત્રણ છે આ એક અને આ બે બે અને એક બરાબર ત્રણ" આથી વનુ ખિજાયો.

ઘેર જઈ બાપુને કહી દીધું "બાપુ, બાપુ, મને મગન ખીજવે છે. મારી પાસે બે ભાખરી છે અને એ કહે છે ત્રણ છે આમ જેનેતેને એ ખોટી રીતે ખીજવે છે."

બાપુ એ કહ્યું, "ઠીક, તું બેસ હું એને પૂછું છું. મગન અહિં આવને જો આ કેટલી ભાખરી છે? બે કે ત્રણ? મગન કહે, ત્રણ બાપુ, "બાપુ કહે" ઠીક ત્યારે ઉભો રહે વનુ! લે આ એક તું ખા અને બીજી કમળાને "આપ" મગન હવે અહિં જે ત્રીજી રહી તે તું ખા" મગન શું લે! હોય ત્યારે ના? એ એવો તો ભોંઠો પડયો કે ફરીથી બીજાને એવી રીતે ચીડવવાનું જ ભૂલી ગયો

ત્રિભુવન પટેલ



## આટલું તો જાણજો.

૧ જાપાનીસ બાળકોને બન્ને હાથે લખતા શીખવાડવામાં આવે છે.

૨ આફ્રિકાના હાથીનું વજન લગભગ ૫ ટન જેટલું હોય છે.

૩ દુનિયામા આઠસો જાતનો જુદા જુદા લાકડાં છે.

૪ ચીકાગોના મ્યુઝીયમમાં ૭ હજાર વરસનું ઈંડું છે !

૫ કરોળીઆ ખોરાક વગર ૧ વરસ સુધી ચલાવી શકે છે.

૬ મારાં ઉંટો દસ દિવસ સુધી રોજ સો માઈલ ચાલી શકે છે.

૭ શહેનશાહને પત્રવ્યવહાર માટે પોસ્ટેજના પૈસા નથી આપવા પડતા !

૮ હાથી દિવસમાં ચાર કે પાંચ કલાક ભાગ્યે જ ઉંઘે છે.

૯ નીલ નદીની ખીણમાં ૪૦ ફીટ લાંબા સાપ છે

૧૦ નારંગીના એક ઝાડેથી લગભગ ૨૦,૦૦૦ નારંગી ઉતરે છે

૧૧ શેત્રંજની રમતના શોધકો ચીના છે

૧૨ પ્લેટીનમ ધાતુ સોનાથી દસ ઘણી ને રેડિયમ સોનાથી એક લાખ સીત્તેર હજાર હજાર ઘણી કીમતી છે.

૧૩ કાંગારૂ ૬૦ થી ૭૦ ફીટના કુદકા સહેલથી મારી શકે છે.

( 'સાંજ વર્તમાન' )

## એ શું ?

(૧) એક પાંચ અક્ષરનું નામ છે.

જેમાનો ૧ અને ૨ નો અર્થ, એક ઘરમાં વપરાતું વાસણ થાય છે.

૩ „ ૫ „ „ માણસ થાય છે
૫ „ ૧ „ „ છુટ્ટી થાય છે.
૫ „ ૨ „ „ રમ થાય છે.
૧ „ ૫ „ „ એક જાતનું અનાજ
૨ „ ૪ „ „ એક જાતનું અનાજ

—

(૨) એક ચાર અક્ષરનું નામ છે.

જેમાનો ૪ અને ૨ નો, અર્થ ઓઢવાનું થાય છે.

૧ „ ૨ „ „ એક ઝેરી પ્રાણી.
૧ „ ૪ „ „ સ્ત્રી.
૩ „ ૧ „ „ એક શહેરનું નામ.
૧, ૨, ૪ „ એક નાતનું નામ.

[ જવાબ આવતા અંકમાં ]

રાજેન્દ્રલાલ હિ. ઠાકોર

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ . અંક ૭ | પુસ્તક ૬ | જુલાઇ . ૧૯૩૪

## ચાંદો ને સૂરજ

( હાલ-કટાવ )

એક દિવસે ચાંદો ને સૂરજ
રમતા રમતા વઢી પડ્યા,
બળિયા બેઉ આવ્યા બથોબથ
વાળ્યા એકે નહિ વળ્યા.

એ ટાણે નિજ નિજની નારી
આ સંતાઇ ઉભી રહી,
લાજને ઘુંઘટે નહિ લડવા
સ્વામીને આર્જવ કરી રહી,

જોર ઉપર આવેલા જોદ્ધા
એકે અળગા થયા નહિ,
માનભંગ થવાની બ્હીકે
પાછાં પગલાં ભર્યાં નહિ.

સૂરજદાદાએ ચાંદાની
તોડી માળા નવસરની
માળાના મણકા વેરાયા
વિણ્યા જે વિણાય નહિ!

× × ×

ક્રોધાયુક્ત વદને પછી ભાનુ
આવીને આસન બેઠા,
શ્રમિત થઇ શશી શયને પોઢ્યા
પંદર દહાડે બેઠા થયા.

પ્રાણશંકર ઉપાધ્યાય

—o—



# બદમાશ કોણ ?

એક મોટા જંગલમાં ધમાલ થઇ રહી હતી. પશુ અને પક્ષીઓ દોડધામ કરી રહ્યા હતાં. હું તો એરોપ્લેનમાં ઉંચે ઉડતો હતો. નીચે દ્રષ્ટિ કરતા જનાવરોની ધમાલ નજરે પડી. જંગલમા ઉત્સવ થઇ રહ્યો જાણી મને આશ્ચર્ય થયું. મેં એરોપ્લેન નીચે ઉતાર્યું.

થોડેક દૂર વડની ઘટા નીચે એક ટોળું જામ્યું હતું. હું તે દિશામાં ગયો. સૌથી મોખરે બે હાથીઓ ઉભા હતાં. તેમની લાંબી સૂઢ આમતેમ હાલતી હતી. તેમના અણીદાર ધોળા દાંત સુંદર લગતા હતા. મને જોઇ હાથીઓએ માથું નીચું નમાવ્યું ને સૂંઢ ઉંચી કરી. આવી રીતે તેણે મને માન આપ્યું.

મેં પૂછ્યું, "ગજરાજ, આ બધી શી ધમાલ છે ?"

હાથીએ ઉત્તર આપ્યો "પશુ અને પક્ષીઓની ગોળમેજી પરિષદ ભરાય છે. અત્યાર સુધી તેમની વચ્ચે ખુનખાર લડાઇ થતી હતી; પણ અત્યારનો વનનો રાજા વનમેધ સિંહ બહુજ દયાળુ છે. તે સલાહ કરવા માગે છે."

"હું સભામાં જઇ શકું કે ?" મેં પૂછ્યું.

"હા હા. અમારે એક માણસની જરૂર તો છેજ."

હાથી મને ટોળા ભણી લઇ ગયો. ત્યા જઇ સિંહ સાથે તેણે કંઇ વાટાઘાટ કરી.

સિંહે મને કહ્યું. "તમને અમારી સભાના પ્રમુખ નિમવામાં આવે છે."

મેં ખુશીથી હા પાડી.

એક ઉંચા પત્થર ઉપર હું બેઠો. એક બાજુ બધી જાતનાં પક્ષીઓ બેઠા. બીજી બાજુ જંગલનાં સર્વ જનાવર આવી ખડા થયા.

સભાનું કામકાજ શરૂ થયું. પક્ષીઓનો રાજા કોને નિમવો તેની તકરાર ઉભી થઇ. ચામાચીડીયું રાજા થવા ઉમેદવારી કરવા લાગ્યું આથી ગીધભાઇ ઉશ્કેરાયા ને આગળ આવી બોલ્યા.

"પ્રમુખ સાહેબ, ચામાચીડીયું પક્ષી નથી; કારણ પક્ષીઓ ઇંડાં મુકે છે પણ તે નથી મૂકતું. પક્ષીઓ માળો બાંધે છે, પણ તે કદિ નથી બાધતું. બોલો ત્યારે તે પક્ષી શી રીતે ? તેને પક્ષીઓના રાજા થવાનો હક્ક શો ? રાજા તો હું થઇશ."

મને શંકા થઇ. ત્યારે ચામાચીડીયું કયા વર્ગનું ? તે શાની કહેવાય કે પક્ષી

કહેવાય ?" મેં પ્રાણીના રાજા સિંહને પૂછ્યું.

"ઘનમેઘ, ઘનમેઘ, આ ચામાચીડિયું તમારા વર્ગનું છે ?" વનરાજે મોટી વાળવાળી ડોક હલાવતા ઉત્તર આપ્યો, "ના રે ના, એ તો ઉડે છે. એને પાખો છે. તે પશુ નથી, તે અમારા વર્ગમા નથી."

ચામાચીડિયું આવું હડહડતુ અપમાન થતું જોઈ સળગી ઉઠયું. તે ધુવાપુવા થઈ ગયુ ને મોટી પાખો ફફડાવતું ઉડી ગયુ. રીસમા અને રીસમા બાઈસાહેબ સભા છોડી નાસી ગયા.

પછી સભાનુ કામકાજ શરૂ થયુ બધાની સંમતિથી પ્રાણીના રાજા તરીકે ઘનમેઘસિંહ નિમાયો. ને પક્ષીઓના રાજા તરીકે ધવલ નામનો ગરૂડ ચૂંટાયો. ને એક શરત અમલમા આણી. ધવલ ગરૂડ રોજ સિંહને ફળફૂલ ને મેવો ભેટ મોકલાવે. આવી રીતે પશુ અને પક્ષીઓ સપીને રહે કોઈ કોઈને રંજાડે નહિ.

સભા બરખાસ્ત થઈ. હું તો એરોપ્લેન તરફ વળ્યો ત્યા સિંહ ફાળ ભરતો આવી પહોચ્યો અને મને કહેવા લાગ્યો

"તમારૂ સરનામુ કહો, અમારી બીજી સભાઓ ભરાય ત્યારે તમને બોલાવીશું. તમે અમારી સભાઓના કાયમના પ્રમુખ છો."

મેં મારૂં સરનામું આપ્યુ, પછી સિંહ અને હું છૂટા પડયા

હવે પેલું ચામાચીડિયું મનમા ને મનમા બળી રહ્યું. તેણે પોતાના સગા બીજા ચામાચીડિયાને એકઠા કર્યા બધાએ એકઠા મળી નક્કી કર્યું કે પશુ અને પક્ષીઓ વચ્ચે વિરોધ પેદા કરવો અપમાનનો બદલો તો લેવો જ. કુશાગ્ર નામના ચામચીડિયાને યુક્તિઓ શોધી કઢાડવાનું કામ સોપ્યું.

એક દિવસની વાત. સૂર્ય ઉગ્યો હતો ને જંગલમાં ફર ફર આવતા પવનથી ઝાડ હાલી રહ્યા હતાં એક મોટું બગલું પીઠ ઉપર ફળફૂલ ને મેવા લઈ ઉડતું હતું. તે સિંહને ભેટ આપવા જતુ હતું આખી રાત ભમી ભમીને સિંહ થાક્યો હતો તે ગુફામા ઘોરતો હતો કુશાગ્રે જોયું કે વક સારી છે તે ગુફામા સતાઈ પેઠું.

બગલું ભેટ લઈ ગુફાના દ્વાર પાસે આવી પહોચ્યું.

"વનરાજાધિરાજ બહાર આવો ધવલગરૂડ તરફથી હુ ભેટ લઈ આવું છુ " સિંહ તો ઉઘતો હતો. તે કયાથી સાભળે કે જવાબ આપે ? પણ કુશાગ્રે ઘેરા અવાજે જવાબ આપ્યો

"ચલ્ર જાવ હરામખોર તમારાં ફળ કહોવાયલા હોય છે, કડવા હોય છે, કાચા હોય છે મારે તે હવેથી ના જોઈએ. મારૂ અપમાન થયું છે "

બગલું તો વીલે મોએ પાછું ફર્યું.

ધવલગરૂડ વિચારમા પડી ગયુ કે સિંહે ભેટ પાછી કેમ મોકલી?

એક દિવસ સિંહનો નોકર હાથી ચાલ્યો જતો હતો. તેની પીઠ ઉપર ગરૂડને મોકલવાની ભેટના પદાર્થ હતા. ગરૂડ તે વખતે બહાર ગયુ હતું. કુશાગ્ર તો આવી તક શોધતું જ હતું. તે તેના માળામા ભરાઈ બેઠું

હાથી ધીમે ધીમે ગરૂડના માળા આગળ આવી પહોચ્યો. "ગરૂડરાજ, ગરૂડરાજ, તમારા મિત્ર સિંહની ભેટ સ્વીકારો "

"પાછો જા, પાછો જા, તેનું ખરાબ માંસ ખાઈ હું તો મરવા પડયો. મારે હવેથી એ ના જોઈએ."

હાથીભાઇ તો પાછા ફર્યા.

કુશાગ્રે યુક્તિ અજમાવી. આથી ગરૂડ અને સિંહ વિચારમાં પડી ગયા. ઘનમેઘસિંહ તો ખરેખર ચીઢાયો. ગરૂડ બહુજ દિલગીર થયુ. લડાઇ થશે એવી તેને બીક લાગી.

પછી ધવલ ગરૂડ સિંહ પાસે જવા તૈયાર થયુ. રસ્તામાં સામેજ ઘનમેઘસિંહ મળ્યો.

"સિંહરાજ, મારા ગરીબનો વાક માફ કરો. મારી ભેટ પાછી કેમ મોકલાવો છો ?" ગરૂડ પગે લાગી બોલ્યો.

"હટ્ લુચ્ચા, તુંજ મારી ભેટ પાછી ઠેલે છે. તેં વળી કે દિ' મને ભેટ મોકલાવી ?" સિંહ તો લાલચોળ થઈ ગયો

ગરૂડ ગળગળું થઇ ગયું.

"મેં કદિ તમારી ભેટ પાછી નથી મોકલાવી હું તો દરરોજ તમને ભેટ મોકલાવુ છું."

"તો મેં કદિ પણ તારી ભેટ પાછી નથી મોકલાવી" સિંહ બોલ્યો.

"ત્યારે આનો અર્થ શો ?" ગરૂડ વિચારમાં પડી ગયું. "આ કોઇ બદમાશનું કામ છે."

પછી બન્ને મિત્રોએ વાતચીત કરી. "કાલે સભા બોલાવીએ. ને બદમાશને શોધી કહાડીએ.' સિંહે કહ્યું.

બીજે દિવસે ગંજાવર સભા એકઠી થઇ. કબૂતર મને સંદેશો આપી ગયું હતું. એટલે હું પણ સભામાં હાજર થયો હતો. પક્ષીઓ આવ્યાં. પશુ પણ આવ્યાં. સિંહે મને બધી હકીકત જણાવી. પછી મે મોટા સાદે જાહેર કર્યું.

"પક્ષીઓ અને પ્રાણીઓ, જંગલમાં એક બદમાશ પેદા થયો છે તે તમારી વચ્ચેની મિત્રતા તોડાવવા માગે છે. જે કોઇ આ બદમાશને શોધી કહાડશે તેને જંગલનો દિવાન નિમવામા આવશે.

સિંહે બધા સામુ જોયું. પણ કોઇ ડિટેકટીવ તરીકે આગળ ના આવ્યુ. છેવટે સિંહ ગર્જના કરતો બોલ્યો.

"આપણી મિત્રતા કાયમ રહેશે. ભલેને બદમાશ લડાઇ કરાવવા માગે; પણ હું તેમ નહિ કરૂં"

પશુ અને પક્ષીઓ આનન્દ પામી વિખરાઇ ગયા.

હું પણ ઘેર પાછો ફર્યો.

હવે તો કુશાગ્ર વધુ ને વધુ બળવા લાગ્યું. તેનો વિચાર તો પશુ અને પક્ષીઓ વચ્ચે વિરોધ જગાવવાનો હતો. તે માટે તે બધી નીચ યુકિતઓ કરતું હતું. તેના ફાંફાં વ્યર્થ જતા હતા, હવે તેણે એક બીજી યુક્તિ અજમાવવાનો વિચાર કર્યો.

એક વાર સિંહ અને ગરૂડ જંગલમા ફરવા નીકળ્યા છે. ત્યા કુશાગ્ર જઇ પહોચ્યું.

"ઘનમેઘ ને ધવલ, મેં બદમાશને શોધી કહાડયો છે."

"બહુજ સારી વાત." ધવલે ખુશ થઇ જવાબ વાળ્યો

" મને તેનું નામ કહે હું તેને સીધો કરૂં, ઠાર કરૂં, કચરી નાખુ." સિંહ ઉતાવળો થતો બોલ્યો.

" હું કહું ખરૂં, પણ ખાનગી રીતે. વારાફરતી બન્નેને કહીશ " કુશાગ્ર બોલ્યું.

ગરૂડ અને કુશાગ્ર જરાક આઘા ગયા કુશાગ્રે ગરૂડના કાનમા જઈ કહ્યું. "છુ.... છુ....છુ....છુ "

તરતજ કુશાગ્ર ચામાચીડીયું સિંહ પાસે જઇ ઉભું ને તેને કહેવા લાગ્યુ.

" ખાનગી વાત છે. કોઇને કહેશો નહિ "

" હા, હા, બોલ જલ્દી કર. " સિંહે કહ્યું.

" બસ, એ તો મેં ગરૂડને વાત કરી છે. તે તમને કહેશે " આમ બોલી કુશાગ્ર ઉડી ગયુ ચામાચીડીએ કોઇને કશી વાત કહી નહોતી !

પછી સિંહે ગરૂડને પુછ્યું.

" બોલ, તને કુશાગ્રે શી વાત કરી ?"

" મને કશુ કહ્યુ નથી તમારે મને બદમાશનું નામ કહેવાનુ છે." ગરૂડે કહ્યું આથી સિંહ ચીડાઇ ગયો ક્રોધથી તે ગર્જના કરવા લાગ્યો. બધુ જંગલ ગાજી રહ્યું ગરૂડ તો થરથરી ઉઠયુ.

"બદમાશ, તું જ ચોર છે સાત દિવસની મહેતલ આપું છું. સાચી વાત કહી જજે. નહિતર તારૂં મોત સમજી લેજે " એમ કહી સિંહ પૂંછડુ વિંઝતો ચાલ્યો ગયો.

ગરૂડ વિમાસણમા પડી ગયુ. તે પોતાને માળે આવ્યું. અફસોસમા તે નિસાસા નાખવા લાગ્યુ. તેને આશ્વાસન આપવા બીજાં પક્ષીઓ એકત્ર થયાં. બધા ટોળે મળી એક સરોવરને કિનારે બેઠા એટલામા કુશાગ્ર ત્યા ઉડતું આવી પહોચ્યું.

" અરે મિત્રો ! ઉઠો ! નાસો ! ભાગો ! ઘનમેઘસિંહ મોટી ફોજ લઇ ધવલ ગરૂડને મારવા આવે છે " કુશાગ્ર હાફતા હાફતા બોલ્યું.

" શુ આ સાચી વાત છે ? ગરૂડે ગભરાઇને પૂછયુ

" હા હા હા. " એમ બોલી ચામાચીડીયુ ઉડી ગયું

ગરૂડને લડાઇના વાવડ સાચા ના લાગ્યા. તેણે સમડીને બોલાવીને કહ્યું.

" સમડીબાઇ, સમડીબાઇ, તમે બહુજ ઉચા ઉડો છો તમારી નજર બહુજ તીક્ષ્ણ છે તમારી ઝડપ બહુ ભારે છે. જાવ, ઝડપથી ઉડો ને સિંહની ગુફા આગળ જઈ લડાઇની બાતમી લઈ આવો. "

સમડીબાઇ તો ઉડયા.

ને થોડીકવારમા ગુફા આગળ આવી પહોચ્યા. ત્યા સિંહ બેઠો છે તેની આગળ કુશાગ્ર બેઠુ છે ને બોલે છે.

" ઘનમેઘ રાજા શું ઉંઘો છો ? બધા પક્ષીઓ સરોવર કિનારે એકત્ર થયા છે. તમને ઠાર મારવાની પેરવી કરી રહ્યાં છે "

આમ ચામાચીડીયુ બોલ્યુ. સમડીએ તે કાનોકાન સાભળ્યુ. તે સમજી ગઈ કે કુશાગ્ર સિંહના કાન ભંભેરે છે, તેને લડાઇ કરવા ઉશ્કેરે છે

સમડી પાછી ઉડી, ઘડીકવારમા ગરૂડ કને આવી ઉભી, ગરૂડને અથથી ઇતિ સુધીની બધી વાત કહી

ગરૂડને વહેમ પડયો કે આમાં કંઈ ભેદ છે. ચામાચીડીયું જ લુચ્ચું છે. તેના જ બધાં કારસ્થાન છે, તે જ બદમાશ છે.

ધવલ ગરૂડ સાવધ થયું ને સિંહની ગુફા ભણી ઉડયું.

સિંહ તો ગુફામાં પડયો હતો. ત્યાં ગરૂડ આવી પહોંચ્યું. તરતજ તેને પગે લાગી કહેવા લાગ્યું, "મિત્ર વનરાજ, બદમાશને મેં શોધી કહાડયો છે. કાલે હું તમને ભેટ મોકલીશ. તે વખતે તમે ગુફામાં હાજર રહેજો. પણ ઉંઘી ગયાનો ડોળ કરી પડી રહેજો, પછી શું બને છે તે ધ્યાન રાખજો. તમને તરત માલમ પડશે કે બદમાશ કોણ છે."

સિંહે હા પાડી.

બીજે દિવસે ગરૂડે બગલાની પીઠ ઉપર ફળફૂલ મોકલાવ્યાં. કુશાગ્રે આ જોયું. તે તરતજ જઈને સિંહની ગુફામાં સંતાઈ બેઠું.

બગલું ભેટ લઈ આવી પહોંચ્યું.

"વનરાજ, દ્વાર ખોલો, ગરૂડ તરફથી ભેટ લાવું છું." ત્યાં કુશાગ્રે ઘેરા અવાજે કહ્યું. "હવે અમે મિત્ર નહિ. ભેટ ના જોઈએ. ગરૂડને કહે કે લડાઈની તૈયારી કરો."

બગલું તો પાછું ફર્યું.

સિંહે ચામાચીડીયાને બોલતું સાંભળ્યું. તે જાણી ગયો કે આ ચામાચીડીયાનાં જ બધાં કારસ્થાન છે. તેણે ચામાચીડીયા ઉપર તરાપ મારી કુશાગ્ર નીચે પડયું.

પછી ઘનમેઘે ગર્જના કરી હાથીને બોલાવ્યો. હાથી આવી પહોંચ્યો.

"સભા ભરો. સર્વ પશુઓને બોલાવો. પ્રાણીઓને એકઠાં કરો. આપણા પ્રમુખને બોલાવવા કબૂતરને ઉડાડો. ગરૂડને બોલાવો" સિંહે હુકમ આપ્યો.

સાંજના પહોરના ગંજાવર સભા ભરાઈ. હું પણ પ્રમુખ તરીકે હાજર થયો હતો. ગરૂડે મને બધી હકીકત ટુંકામાં કહી અને ચામાચીડીયાને શિક્ષા ફરમાવવા કહ્યું.

મેં કહ્યું, "આજથી બધા ચામાચીડીઆનો પશુ અને પક્ષી સત્યાગ્રહ કરો. કોઈ તેની સાથે બોલશો નહિ, ચાલશો નહિ, કોઈ કશો વ્યવહાર કરશો નહિ. તેણે બદમાશી કરી છે. તેની શિક્ષામાં તેનો સર્વ કોઈએ અનાદર કરવો."

પછી સિંહ બોલ્યો.

"આપણા વચ્ચે લડાઈ ઉત્પન્ન કરાવનાર બદમાશ હવે દૂર થયો છે. કોઈએ કશી ચિંતા કરવી નહિ. આપણી મિત્રતા તોડવા કોઈ સમર્થ નથી."

સભા પુરી થઈ ને હું હાથીની પીઠ ઉપર બેસી ઘર ભણી પાછો વળ્યો.

તે દિવસથી પક્ષીઓ અને પશુઓ ચામાચીડીયાંને ધીક્કારવા લાગ્યાં. કોઈ તેમની સામે બોલે નહિ; કશો વ્યવહાર કરે નહિ. બધાંએ પૂર્ણ સત્યાગ્રહ ચામાચીડીયાં પ્રત્યે કર્યો.

ચામાચીડીયાં તો હેબતાઈજ ગયાં. હવે તો કુશાગ્ર પણ બહુ પસ્તાવો કરે છે.

આ કારણથી રાતે રોજ ચામાચીડીયાં રડે છે. તે અવાજ બહુજ કર્કશ અને ભયંકર લાગે છે.

શિવપ્રસાદ ત્રિવેદી

—o—

# જગત કેમ સુખી નથી ?

[ દુનિયાની શરૂઆતના વખતમા જગત તદ્દન સુખી હતુ કોઇ દિલગીર થતુ નહિ, તેમજ કોઇ માંદુ પડતુ નહિ, પણ આ બધુ શાથી થયુ તે નીચેની વાતોથી જણાશે ]



જ્યારે દુનિયાને પેદા થયાને બહુ વર્ષો નહોતા થયાં ત્યારે દુનિયામા સર્વે માણસો બાળક જ હતા તેમા એક નરેન્દ્ર નામનો બાળક હતો. તેની સાથે પરમેશ્વરે એક છોડી પણ મોકલી હતી. તેનું નામ નિર્મળા હતું. જ્યારે નિર્મળા નરેન્દ્ર પાસે પહેલીજ વાર આવી ત્યારે તેણે તેની ઝુંપડીમા એક મોટી પેટી પડેલી જોઈ. તેથી તેણે આશ્ચર્યથી પૂછ્યું.

" નરેન્દ્ર ! આ પેટીમા શુ છે ? "

" નિર્મળા ! તે એક ખાનગી બાબત છે અને મને તેને સહિસલામત રાખવા માટે આપવામા આવી છે. માટે તારે એક પણ શબ્દ તેને માટે બોલવો નહિ. હુ પણ જાણતો નથી. " નરેન્દ્રે જવાબ આપ્યો

" પણ એ તમને કોણે આપી ? અને ક્યાંથી આવી ? " નિર્મળાએ આશ્ચર્યથી પૂછ્યું

" તે પણ ખાનગી છે " નરેન્દ્રે કહ્યુ

આ ઉપરથી નિર્મળા ઉદાસ થઇ ગઇ.

" નિર્મળા ! તેના ઉપર દિલગીર ન થા, ચાલ, આપણે બીજા છોકરાઓ સાથે રમીયે " નરેન્દ્રે તેને મનાવા માડયું.

થોડાક દિવસ પછી પાછો ફરીથી નિર્મળાએ પ્રશ્ન કર્યો

" આ પેટી ક્યાથી આવી હશે ? અને એમા એવું તે શુ હશે ? "

" આખો દિવસ પેટીની શુ વાત કર્યા કરે છે ? ચાલ, આપણે બહાર જઇને દ્રાક્ષ અને અંજીરો ભેગા કરી રમીએ " નરેન્દ્રે કહ્યું.

" મને એ કઇ ગમતું નથી " નિર્મળાએ કહ્યુ

" તો હુ બહાર જઉ છું " એમ કહી તે બહાર ગયો

નિર્મળા એકલી બેઠી બેઠી વિચાર કરતી હતી. તેણે પેટી ઉપરનાં ચીતરેલા ચિત્રો ઉપર દ્રષ્ટિ કરી. તેઓ તેને જાણે ઉઘાડવાનુ સુચવતા હોય એમ લાગતું હતું. પછી પેટીના નકુચામા દોરડાની ગાઠ હતી તે ઉકેલવાનો તેણે પ્રયત્ન કર્યો. જો કે તે ઉકલે તેમ હતુ, પણ તેને પાછી જેવી-ને તેવી કરવાનું કામ મુશ્કેલ હતું. તેણે ઘણીવાર તેના તરફ જોયા કર્યું અને જાણે તે ગાઠને કેવી રીતે બાધવી તે તેને આખર સમજાયું. હવે તેણે ગાઠ છોડી નાખી!

અરે ! આપણા સુખમા હાનિ પહોચા-ડનાર નિર્મળા જ હતી !

આ વખતે નરેન્દ્ર બહારથી આવતો

હતો. નિર્મળાનું ધ્યાન આ વખતે પેટી ઉપર હતું તેથી નરેન્દ્ર કયારે એની પાછળ આવી ઉભો હતો તેનું તેને ભાન નહોતું. નરેન્દ્રે જોયું કે નિર્મળા પેટી ઉઘાડે છે; પણ વિચાર્યું કે ઠીક છે બધો ગુન્હો તેને માથે છે. હવે જોવાશે કે પેટીમાં શું છે ?

ચારે કોર અંધારૂં છવાઇ ગયું હતું. સૂર્ય પણ વાદળામા સંતાઇ ગયો હતો.

નિર્મળાએ ઢાંકણું ઉઘાડયુ અને— તેમાંથી કેટલાક, અડધાં મનુષ્યના શરીરવાળાં અને અડધા પક્ષીના શરીરવાળાં જાનવરો અને પક્ષીઓ નીકળ્યાં. તેઓ નીકળ્યાં કે તરતજ તેઓએ નિર્મળા અને નરેન્દ્રને ડંખવા માંડયું. બન્ને બુમો પાડવા લાગ્યા.

પણ પછી હળવે હળવે તેઓ દુનિયાને તેઓની અસર કરવા માટે ચાલ્યા ગયા.

તેઓમાં નીચેના હતાઃ—

૧ દરેક જાતની સુદ્દેખી. ૨ હલકા વિચાર. ૩ દિલગીરી. ૪ મંદવાડ ૫ મોત. ૬ તોફાનીપણું.

આ સિવાય બીજાં કેટલાય પક્ષીઓ તેમાથી નીકળ્યા હતાં; પણ પાછળથી પેટીમાંથી એક બીજું દૈવી પક્ષી નીકળ્યું. તે આવતાની સાથેજ ઝુંપડીમાં પ્રકાશ થયો. તે કોણ હતું ? તે "આશા" હતી.

તેણે કહ્યું કે " મારા બાળકો તમારે માટે જ હું આવી છું."

આ બધા પક્ષીઓએ ઉડીને દુનિયામાં ચારે કોર પોતાની અસર ફેલાવી.

કોઇએ કોઇને દિલગીર કર્યાં તો કોઇએ કોઇની સાથે વેર કરાવ્યું ને એવી રીતે આખી દુનિયામાંથી સુખનો નાશ કર્યો.

જો એ કમનસિબ પેટી નિર્મળાએ ન ઉઘાડી હોત તો આ બધું દુઃખ નહોત.

પણ એને એવી બુદ્ધિ કયાંથી હોય ?

જયાનંદ લક્ષ્મીશંકર દવે
ઉમર વર્ષ ૧૬

( અંગ્રેજી ઉપરથી કાંઈક ફેરફાર સાથે )

---

## જાણો છો ?

**વિજળીના દીવા**

વિજળીના દીવાની હવે હિન્દુસ્થાનમા નવાઇ રહી નથી કારણ કે ઘણાં ખરાં શહેરોમાં તેનો ઉપયોગ થતો આપણે નજરે જોઇએ છીએ

ફકત એકજ બટન દાબવાથી દીવો પ્રગટે છે અને તેજ બટનથી દીવો હોલવાઇ પણ જાય છે આથી વિજળીના દીવાને સળગાવવાને માટે દીવાસળીની જરૂર પડતી નથી, તેમ તેને હોલવવાને માટે ફુંક મારવાની પણ તસ્દી પડતી નથી

પણ હાલ ન્યુયોર્કમાં એ બાબતના એક નિષ્ણાતે એવી શોધ કરી છે કે દીવાસળી સળગાવી વિજળીના દીવા પર ધરવાથી તે દીવો પ્રગટ થાય છે અને ફુંક મારવાથી તે હોલવાઇ પણ જાય છે!

નવનીત દવે

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૮ | પુસ્તક ૩ | ઓગસ્ટ ૧૯૩૩

## કોણે ગોવાળ તને કીધો ?

કોણે ગોવાળ તને કીધો, કનૈયા ? કોણે ગોવાળ તને કીધો ?
કોણે તને કામળો દીધો, કનૈયા ? કોણે તને કામળો દીધો ?

બહુ યે ગોવાળ અમે જોયા જગતમા,
તારા જેવો ન કોઇ દીઠો—કનૈયા૦

ગાયો ચરાવવા જાતા સૌ સીમમા,
દોહી પીતા તને જ દીઠો—કનૈયા૦

બંસી તો બહુ યે બજાવે જગતમાં,
તું તો નવાઇનો દીઠો—કનૈયા૦

ગાંડા થતા બહુ દીઠા જગતમા,
ડાહ્યો થતો તને જ દીઠો—કનૈયા૦

કાળા તો બહુ યે દીઠા જગતમાં,
કામણગારો તને જ દીઠો—કનૈયા૦

ગાયો ચરાવે બહુ દીઠા જગતમા,
અમને ચરાવતો તું દીઠો—કનૈયા૦

રમણલાલ પી. સોની

—*—

# ખાદીની



વાડી માંહ્યલો વણનો રોપ,
ફૂલ્યો ફાલ્યો ઘટા ટોપ;
પાને પાને ફૂલ ઉઘડયાં,
ફૂલે ફૂલે ઝીંડવાં પડયાં.
ઝીંડવાંના તો ઝુમખા ઢળ્યા,
(ને) કપાસના તો ઢગલા વળ્યા;



ત્યાર પછીની કાગણી કહું,
કપાસમાંથી કાઢયું રૂ;
ધોળું ધોળું વાદળ જેવું,
ફીણના ફીસોટા જેવું;
પોચું પોચું ગાભા જેવું,
ચરખામાંથી નીકળ્યું તેવું.
કપાસીઆ તો જુદા થયા,
રૂ મૂકીને અળગા રહ્યા;

# કથા



પછી આવી પીંજણ,
બોલે ટૂં ટૂં ટૂંડપ.
રૂના ચુંથે ચુંથા થાય,
આંટી ચીટી ઊડી જાય;
તારે તાર જુદા થાય,
પછી એની પુણી થાય.
તકલી લઇને કંતાય,
હું યે કાંતું ને ભાઈ યે કાંતે,



ડોશી માનો રેંટીયો,
જાણે મોટો શેઠીઓ.
રૂડો ને રૂપાળો,
ફરર ફરર ફરતો જાય;
ઘેરૂં ઘેરૂં ગાતો જાય,



પુણીમાંથી તાર થાય.
લાંબા લાંબા વધ્યા જાય,
એક ધારા ચડતા જાય;
ત્રાક માથે લપેટાય,
એની થાય કોકડી.
કિંમત આપે રોકડી,



પછી આવ્યા વણકર ભાઈ;
તાણો કરી પાણી પાય,
શાળ માથે લીધે જાય.
"કટ ખા, કટ ખા,
કટ ખા, કટ ખા;"
તાણામાંથી વાણો જાય,
વાણો તાણો વણતે જાય.
ધાટો થાય, આછો થાય,
જાડો થાય, ઝીણો થાય;
બે થઈને એક થાય,



બાપુજીની પરસાદી.
દેશની છે આઝાદી,
ધંધાની છે આબાદી;
સ્વરાજ્યની છે ગાદી,
સંસ્તી અને સાદી.
એનું નામ ખાદી!

ઇશ્વરલાલ કે. જોશી

[ બ્લોક્સ: શ્રી રામજીભાઈ હંસરાજના સૌજન્યથી ]

# ઇન્દ્રગોપ

હું નજીક ગયો અને તેમની સામે જોઈ રહ્યો. ગળું નીચું નમાવી ચટ ચટ તેઓ ઈંદ્રગોપ નામના જીવડાંને ચણતા હતાં. કબુતર જેમ રાતી જુવાર ચણે તેમ તેઓ ચણતા હતા. ઢોળાએલાં લાલ મોતીને છોકરા જેમ વીણી વીણીને ખીસ્સામાં મૂકે તેમ તેઓ લાલ ચટકદાર મખમલીઆને પેટમા મૂકતા હતા.

તેઓ ગાય બગલા હતા. તેમનું મોટું ટોળું અમારા ઘર પછવાડેની ટેકરી ઉપર ઉતર્યું હતું. ક્યારના તેઓ ઈંદ્રગોપને ચણતાં હતા ગઈ કાલે ખૂબ વરસાદ પડયો હતો. આજે જમીનમાથી મખમલીઆં નીકળ્યા હતા. કેમ જાણે વરસાદની સાથે જમીન ઉપર વરસ્યા ન હોય! જેમ રાતી ચણોઠીઓ વેરાઇ હોય એમ રાતા ઈંદ્રગોપ વેરાયલા પડયા હતા. એટલા ધીમે ચાલતા હતા કે દૂરથી આવનારને ન જણાય કે તેઓ પડેલા છે કે ચાલે છે?

હું જોતો હતો ત્યા તો બાલમંદિરના બાળકો આવ્યા ને ઇંદ્રગોપને વીણી વીણીને ખીસ્સામા નાખવા લાગ્યા. બિચારા ઈંદ્રગોપને લાગ્યું હશે કે આ વળી કોણ આવ્યા? ગાયબગલાના ભાઈબેનો કે લેથબગલા? પણ એ તો બાલમંદિરના બાળકો હતાં!

તેઓ ઇંદ્ર ગોપને નાસ્તા માટે નહોતાં વીણતા. તેઓ માત્ર તેને વારે વારે જોવા અને પાળવા માટે ખીસ્સામા નાખતા હતાં. ખીસ્સામા જતી વખતે ઈંદ્રગોપને તો એમજ થતું હશે કે એ ચાલ્યાં ગાય બગલાના પેટમાં. બોલો 'શ્રી હરિ રામ.'

પણ ત્યા તો બાળકોનાં ખીસ્સાની ઉપર ઈંદ્રગોપ દેખાણા! જીવતા હતા એટલે ચાલીને બહાર આવ્યા ને ધોળા પહેરણો ઉપર કંકુના ચાંદલા જેમ દેખાણા.

પછી કોઈએ કહ્યું કે "છોકરા, એને આપણે જોવા લઈએ પણ તુરતજ પાછા મૂકી દઈએ એને ખીસ્સામા કાંઇ ગોઠું જ ગમે? જાઓ ભાઈઓ, એને જમીન પર મૂકી દો."

સૌ છોકરાએ પોતપોતાના ખીસ્સામાથી મખમલીઆ કાઢયા ને રકાબીમા ભરીને બાલમંદિરની પાછલી બાજુએ મૂકી આવ્યા.

પછી શું થયુ તે તો કોણ જાણે ગાયબગલા આવીને ખાઇ ગયા હોય તો તે કોણ જાણે અને એની મેળે મરી ગયા હોય કે છૂપાઇ ગયા હોય એ કોણ જાણે.

ગિજુભાઇ

# અરણી

નાનપણમાં જોએલું ભૂલાતું નથી. અમારા ગામની પોસ્ટ ઓફિસના ચોગાનમાં અરણીનું ઝાડ હતું.

એક વાર એક માણસને મુંગો મુંગો તેનાં સૂકાં ડાંખળાને તોડતો મેં જોયો. મેં તેને બોલાવ્યો;પણ તે બોલ્યો નહિ. પાછળથી મને માલમ પડયું કે એ પોતાના છોકરાના ગળામા ડાંખળાની માળા કરીને પહેરાવવા માટે તે લેતો હતો. વાચનારને આ વાત વિચિત્ર લાગશે; મુંગા મુંગા અરણી લેવાનું સમજાશે નહિ, પણ તમે જાણજો કે હજી પણ લોકોમાં વહેમો ઘણા ચાલે છે અને મુંગા મુંગા દવાના ડાંખળા લેવાં એ પણ એક વહેમ જ હોય.

જો કે આપણા જૂના વૈદકશાસ્ત્રમાં તો અમુક ઔષધિ મુંગાં મુંગા લેવી એવુ પણ લખેલું છે. કોઇ સારા જૂના વૈદને પૂછજો. વખતે કાંઇ વાજબી કારણ નીકળે !

અરણીના ઘણાં ઉપયોગ છે, પણ તેમાં બહુ કામનો ઉપયોગ એ છે કે વાઘ કરડે ત્યારે અરણીનો પાલો મીઠું નાખી વાટીને બાંધવો. દવા તો સારી છે અને સાચી પણ હશે, પણ મુશ્કેલી એ છે કે વાઘ અને અરણી એ બે નજીક નજીક રહેતાં હોય તો જ દવા થઇ શકે.

સીમમાં ફરતા હોઇએ ત્યારે અરણીના ફૂલોથી મઘમઘેલી સીમ નાકને આનંદ આપશે. બારડોલીની લડત વખતે ગુજરાતનાં ફળદ્રુપ ખેતરોની વાડે ઉગેલી અરણીનાં ફૂલોની સુવાસ અમને બહુ મળી હતી.

એકવાર તો અમે ગાડામા બેસી એક જગાએથી બીજી જગાએ જતા હતા; ધીમે ધીમે ઉગતો ચાંદો પૃથ્વી ઉપર અજવાળું અને વાડે ઉગેલી અરણી ધીમે ધીમે સુવાસ ફેલાવતાં હતાં.

અરણીનાં ફૂલ પાંચ પાંખડીનાં, બહારથી ઢાંકણથી ઢંકાએલ હોય છે. તેમા પુંકેસર અને સ્ત્રીકેસર હોય છે.

અરણી વિષે આટલી વિગત માંડ માંડ હું જાણું છું તો પછી વિશેષ તમને કયાંથી કહું ? એ તો અમે ગામડામાં રહેતા એટલે ઝાડની કંઇક ખબર. બાકી તમે જેઓ શહેરમાં રહેતાં હશો તેમણે અરણીનું નામ પણ નહિ સાંભળ્યું હોય.

પણ તમારા ઘરમાં કોઇ સંસ્કૃત ભણ્યા હોય તો એમને પૂછશો તો ખબર પડશે કે અરણીને સંસ્કૃત ભાષામાં અગ્નિમંત કહે છે.

અસલના વખતમાં દીવાસળી નહોતી અને ચકમક પણ કોણ જાણે લોકોને હાથ આવ્યો હોય તો ! એ જૂના વખતના લોકો અરણીનાં બે લાકડાને ઘસીને તેમાંથી અગ્નિ પેદા કરતા ! હજી પણ અરણીમાંથી ઉત્પન્ન કરેલો અગ્નિ પવિત્ર મનાય છે. યજ્ઞના કામમાં આરંભ વખતે યજમાન પાસે અરણીનાં લાકડાં ઘસાવી અગ્નિ ઉત્પન્ન કરાવે છે. ખેરના લાકડામાંથી પણ અગ્નિ પેદા કરી શકાય છે. એનો અગ્નિ પણ પવિત્ર લેખાય છે. અરણી, ખેર, ખીજડો, પીંપળો, આકડો, અને ખાખરો એનાં લાકડાને યજ્ઞકામમા સમિધરૂપે અગ્નિહોત્રી બ્રાહ્મણો વાપરે છે.

ગિજુભાઇ

